## ૫—સુંદરકાંડ

હનુમાનનું લંકા પહોંચવું



સીતાજીનાં સંકટ

## ૬—યુદ્ધકાંડ

## ૭–ઉત્તરકાંડ

# ચિત્રોની અનુક્રમણિકા



आदिकवि महामुनि वाल्मीकि विरचित

# श्रीवाल्मीकि रामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ४–किष्किन्धाकाण्ड

ભૂમિ નીલી, પીળી, હરિયાળી તથા વૃક્ષોના ખરી પડેલા પુષ્પોથી છવાયેલ હોવાને લીધે જાણે હાથીની પીઠ પર નાખવાની ઝૂલોથી જ છવાયેલી હોય, એવી દેખાય છે! હે લક્ષ્મણ! આ સરોવરની આજુબાજુના સઘળા વૃક્ષો પુષ્પયુક્ત લતાઓ વડે ચોમેર ઢંકાઈ ગયેલા જણાય છે અને તેની મોટી મોટી શાખાઓ પુષ્પો તથા ફળોના ભારથી લચી રહી છે!૮-૯ હે સૌમિત્રિ! જો જો! આ સ્થળે વાયુ કેવો સુખરૂપ અને મંદ મંદ વાય છે! હું ધારું છું કે, હવે કામને ઉત્તેજિત કરનારી વસંતઋતુ બેઠી છે, વૃક્ષો પુષ્પો અને ફળોના ભારથી લચી રહેલા હોવાને લીધે તું નિશ્ચય જાણ કે હવે ચૈત્ર માસ બેઠો છે.૧૦ હે સૌમિત્રિ! આ વનમાં પુષ્પોના ભારથી લચી રહેલા સુંદર વૃક્ષોને તો તું જો! અહો! મેઘ જેમ જળ વરસાવે છે, તેમ આ વૃક્ષો સુગંધયુક્ત પુષ્પો વરસાવી રહ્યા છે! અહો! હે લક્ષ્મણ! જો તો ખરો, વાયુના ઝપાટા વડે કંપાયમાન થતા આ વનના વૃક્ષો પૃથ્વી પર તથા શિલાઓ પર કેવી રીતે પુષ્પો વેરી રહ્યા છે!૧૧,૧૨ હે સૌમિત્રિ! જોને આ વનનો વાયુ વૃક્ષો પરથી પડેલા, પડતા અને વૃક્ષો પર રહેલા પુષ્પોની સાથે કેવી ક્રીડા કરી રહ્યો છે!૧૩ એ વાયુ જ્યારે જ્યારે પુષ્પોથી ભરેલી વૃક્ષોની શાખાઓને કંપાવે છે, ત્યારે ત્યારે પુષ્પો પરથી ઊડેલા ભ્રમરો વાયુના સુસવાટા સાથે ગુંજારવ કરી મૂકે છે હે લક્ષ્મણ! પર્વતોની કંદરામાંથી સુસવાટાભેર નીકળતો વાયુ મદોન્મત્ત કોકિલાના ટહુકાર જાણે વૃક્ષોને નચાવતા હોય અને પોતે ગાયન કરતો હોય, એવો જણાય છે!૧૪,૧૫ વાયુના ઝપાટાથી અત્યંત હાલતા વૃક્ષોની શાખાઓ પરસ્પર અથડાઈને ગૂંથાઈ જવાને લીધે જાણે તે વૃક્ષો એક બીજાની સાથે ગૂંથાયેલા હોય, એવા જણાય છે!૧૬ અહો! ચંદન સરખો શીતળ હોવાથી સુખકારક સ્પર્શવાળો આ વાયુ વનમાંથી પવિત્ર સુગંધની સાથે આવ્યો આવે છે અને સર્વ શ્રમ દૂર કરે છે!૧૭ મધુર સુગંધથી ભરેલા આ વન વિષે વાયુએ કંપાયમાન કરેલા વૃક્ષો જાણે ગુંજારવ કરતા ભ્રમરોની સાથે શબ્દ કરતા હોય એવા દેખાય છે!૧૮ હે સૌમિત્રિ! પર્વતોના શિખરો પર પુષ્પયુક્ત મનોહર મોટા મોટા વૃક્ષો ઊગેલા હોવાને લીધે, જાણે તે પર્વતોએ પોતાના મસ્તક પર મુકુટ ધારણ કર્યો હોય, એમ જણાય છે!૧૯ અહો! જેના શિખરો પર પુષ્પો છવાઈ ગયેલા છે, એવા આ વનમાંના વૃક્ષો વાયુના સપાટાથી કંપાયમાન થવાને લીધે તથા ભ્રમરોના ગુંજારવને લીધે જાણે એક સાથે નૃત્ય કરવા લાગ્યા હોય એમ જણાય છે!૨૦

'હે ભાઈ! ચોતરફ ઊગેલા પીળા પુષ્પવાળા આ કરેણના વૃક્ષો તો તું જો! અહો! તે સુવર્ણના અલંકારો ધારણ કરેલ પીતાંબરધારી પુરુષોના જેવા જ શોભે છે હે સૌમિત્રિ! નાના પ્રકારના કોકિલા આદિ પક્ષીઓના મધુરા નાદવાળો આ વસંતઋતુનો સમય સીતાથી વિયોગ પામેલા, જે હું, તેના શોકમાં ખરેખર વૃદ્ધિ જ કરે છે.૨૧,૨૨ અહો! શોકવ્યાપ્ત થયેલા મને કામદેવ અતિશય સંતાપે છે અને મારી આવી દીન દશા જોઈ આનંદમાં ગરક થયેલો આ કોકિલપક્ષી જાણે મારી સ્પર્ધા કરતો હોય તેમ ઊંચે વધારે ટૌકા કરી રહ્યો છે.૨૩ હે લક્ષ્મણ! આ રમ્ય જળપ્રવાહ વિષે ફરનારો જળકૂકડો મને કામપીડિત જોઈ અતિશય હર્ષ પામે છે અને વારંવાર શબ્દ કરીને ઊલટો મને વધારે શોક ઉપજાવે છે પૂર્વે આપણા આશ્રમ વિષે રહેલી સીતા જ્યારે જળકૂકડાનો શબ્દ સાંભળતી ત્યારે ઘણા જ હર્ષથી તેને જોવા સારુ મને બોલાવી અત્યંત આનંદ પામતી હતી.૨૪,૨૫ હે તાત! નાના પ્રકારના શબ્દ કરનારા બીજા પણ અનેક પક્ષીઓ ચોતરફથી ઊડી આવી વૃક્ષો, ગુલ્મો તથા લતાઓ ઉપર બેસે છે અને ઇચ્છામાં આવે ત્યારે પાછા ઊડી જાય છે તે તું જો.૨૬ હે સૌમિત્રિ! તું જો, પોતપોતાના જૂથમાં રહેવાને લીધે આનંદિત બનેલા તથા ભ્રમરોના ગુંજારવ સાંભળી હર્ષિત

થયેલાં મધુર સ્વરવાળાં પક્ષીઓનાં નર-માદા આ પંપાતટ પર કેવી ક્રીડા કરી રહ્યાં છે! અહો! આ સરોવરના તટ ઉપર જાતજાતનાં પક્ષીઓનાં ટોળેટોળે એકઠાં થયેલાં છે! અહા! આ વૃક્ષો પર રહેલાં કોકિલા વગેરે પક્ષીઓ પોતાના મધુર સ્વર વડે મારી કામ-પીડાને વધારે ઉત્તેજિત કરે છે. ખરેખર, આ અશોકવૃક્ષના ગુચ્છારૂપી અંગારવાળો, ભ્રમરોના ગુંજારવરૂપી ભડભડાટ શબ્દવાળો તથા નવાંકુર-રૂપી જ્વાળાઓવાળો વસંતઋતુરૂપી અગ્નિ મને બાળી નાખશે! હે સૌમિત્રિ! ઝીણી ઝીણી પાંપણોથી શોભીતાં નેત્રવાળી, મધુર ભાષણ કરનારી અને સુંદર કેશવાળી મારી પ્રિયા જાનકીને જોયા વિના હવે મારે જીવીને શું કરવું છે? હે નિર્દોષ લક્ષ્મણ! વનને શોભાવનારા આ વસંતઋતુના દિવસો કે જેને વિષે કોકિલાઓ પોતાના મધુર શબ્દો વડે આખા વનને ગજાવી મૂકે છે, તે મારી પ્રિયાને અત્યંત પ્રિય છે! અરેરે, આ વખતે હું મારી પ્રાણપ્રિયાને જોઈ શકતો નથી, તેથી કામપીડાને લીધે ઊપજેલા અને વસંતઋતુની રમણીયતા આદિ ગુણોને જોવાથી વૃદ્ધિ પામેલો શોકરૂપી અગ્નિ થોડા સમયમાં જ મને બાળી ભસ્મ કરશે! અરેરે, હાય! હું મારી પ્રાણપ્રિયા વૈદેહીને જોઈ શકતો નથી; પરંતુ માત્ર રમણીય વૃક્ષોને જ જોઉં છું. તેથી મારા મનમાં પ્રકટેલો કામ તથા શોક પ્રતિપળે વધતો જ જાય છે! અરે, વારંવાર પરસેવો આણી શરીરને મલિન કરનારી આ વસંતઋતુ, હરિણના બચ્ચાનાં નેત્ર સરખાં નેત્રવાળી સીતા અને ક્રૂર એવા ચૈત્ર માસનો વનનો વાયુ-એ ત્રણે ચિંતા તથા શોકમાં રહેલા મને અત્યંત સંતાપે છે! અહો! આ મદમત્ત મયૂરો કે જે પોતાનાં પીંછડાં પવન વડે ઊડતાં હોવાને લીધે જાણે સ્ફટિકના ઝરૂખામાં જ રહ્યાં હોય એવા જણાય છે, તે પોતાની મયૂરીઓની સાથે અહીંતહીં નૃત્ય કરતા કેવા શોભી રહ્યા છે! પણ રે, તેઓ કામપીડિત એવા મને તો વિશેષ પીડા કરનારા જ છે! હે લક્ષ્મણ! પેલા પર્વતના શિખર પર નૃત્ય કરતા મયૂરની પાસે તેની ઢેલ કામાતુર થવાને લીધે કેવી નૃત્ય કરી રહી છે! અરે, જ્યારે એ ઢેલ નૃત્ય કરતી કરતી દૂર ખસી જાય છે, ત્યારે તેને વિષે જ આસક્ત મનવાળો તેનો ભર્તા મયૂર પોતાની પચરંગી પાંખો ફફડાવીને તથા મધુર બોલકા કરીને જાણે મારો ઉપહાસ જ કરતો હોય એમ તે ઢેલની પાછળ દોડી જાય છે! અહો! એથી હું ધારું છું કે, ખરેખર, આ વનતમાં એ મયૂર ભાગ્યશાળી છે; કેમ કે તેની પ્રિયાનું કોઈ રાક્ષસે હરણ કર્યું નથી અને તે પોતાની સ્ત્રીની સાથે આ રમ્ય વનમાં આનંદપૂર્વક નૃત્ય કરી રહ્યો છે! ખરેખર, આ વસંતઋતુના ચૈત્ર માસને વિષે સીતાનો વિયોગ મને ઘણો જ દુઃસહ થઈ પડ્યા છે.[૨૭-૪૧] હે લક્ષ્મણ! જોને, તિર્યંક(પશુ-પક્ષી)યોનિ વિષે પણ સ્ત્રી-પુરુષો-ની પરસ્પર કેવી પ્રીતિ હોય છે! અહા! પેલી ઢેલ અતિશય પ્રીતિને લીધે નિરંતર પોતાના ભર્તા મયૂરની પાસે જ રહે છે;[૪૨] તે જ પ્રમાણે જો વિશાળ નેત્રવાળી મારી પ્રિયા સીતાનું હરણ ન થયું હોત તો તે પણ અતિશય પ્રીતિને લીધે મારી પાસે જ રહેત![૪૩]

હે લક્ષ્મણ! જો આ વસંતઋતુને વિષે પુષ્પના ભારને લીધે લચી રહેલાં વૃક્ષો પરથી પૃથ્વી પર ઉપરાઉપરી ખરી પડતાં પુષ્પો પણ સીતાનો વિયોગ થયેલો હોવાથી મારે તો નકામાં જ છે.[૪૪] અરે, આ વૃક્ષોનાં રંગબેરંગી સુંદર પુષ્પો ભ્રમરો સહિત પૃથ્વી પર પડીને નકામાં જાય છે.[૪૫] અહો! વસંતઋતુને લીધે હર્ષિત થયેલાં આ પક્ષીઓ ટોળે મળીને જાણે એકબીજાને બોલાવતાં જ હોય એમ શબ્દ કરી રહ્યાં છે! અરે, તે પણ મારા મનમાં તો કામની વૃદ્ધિ જ કરે છે![૪૬] અરેરે, હાલમાં મારી પ્રિયા જાનકી ક્યાં હશે? તે જ્યાં વસતી હશે, ત્યાં પણ જો વસંતઋતુ હશે તો ખરેખર તે પણ પરવશ થઈ મારી પેઠે જ શોક કરતી હશે![૪૭]

પણ ના ના, એ મારી નીલકમળતુલ્ય નેત્રવાળી સીતા જ્યાં વસતી હશે ત્યાં આ સમયે વસંત-ઋતુ નહિ જ હોય; કેમ કે જો વસંત હોય તો તે મારા વિના એકલી કેવી રીતે રહી શકે![૪૮] કદાચ સીતા રહે છે ત્યાં વસંતઋતુ હોય, તોપણ શત્રુઓને વશ રહેલી એ સુશ્રોણી સીતા શું કરી શકે એમ હતી?[૪૯] અરેરે, હાય! હાય! એ કમળપત્ર સરખાં નેત્રવાળી અને મધુરભાષિણી મારી પ્રિયા શ્યામા સીતા વસંત-ઋતુના દિવસોમાં મારા વિરહને લીધે અવશ્ય પોતાના જીવિતને ત્યજી દેશે![૫૦] હાય, મારા મનમાં દૃઢ નિશ્ચય છે કે, મારો વિયોગ પામેલી સાધ્વી સીતા એકલી રહી કદી પણ જીવી શકે એમ નથી,[૫૧] કેમ કે જેવો મારો દૃઢ ભાવ તેને વિષે છે તેવો જ તેનો મારા પર છે.[૫૨] હે તાત! આ પુષ્પોની સુગંધને વહન કરનારો અને સુખકારક સ્પર્શવાળો હિમ જેવો શીતળ વાયુ નિરંતર પ્રિયાનું જ ચિંતન કરતા એવા મને અગ્નિ સરખો ઉષ્ણ દુઃખ આપનારો થઈ પડ્યો છે![૫૩] અહો! પૂર્વે જ્યારે સીતા સહિત હતો ત્યારે જેને હું સુખરૂપ માનતો તે જ વાયુ આજે સીતાથી વિયોગ પામેલા એવા મને શોક ઉપજાવે છે.[૫૪] અરે! જ્યારે હું સીતા સહિત હતો, ત્યારે આ કાકપક્ષી જાણે અમારો ભાવિ પતિ-પત્નીનો વિયોગ જ સૂચવતો હોય એમ આકાશમાં ચોતરફ ઊડી ભયંકર શબ્દ કરતો હતો અને હવે પાછો તે જ પક્ષી વૃક્ષ પર બેસી હર્ષપૂર્વક શબ્દ ઉચ્ચારે છે; તેથી અમારો પતિ-પત્નીનો સંયોગ થવાનો હોય એમ જણાય છે![૫૫] અરે, હું તો માનું છું કે, મારી પ્રાણપ્રિયાનું હરણ કરાવનાર આ કાકપક્ષી જ છે અને હવે વૈદેહીના સમાગમને અર્થે મને અહીંથી પ્રયાણ કરવાનું સૂચવનાર પણ તે જ છે. હે લક્ષ્મણ! આ પુષ્પના ભારથી લચી રહેલાં વૃક્ષો પર બેસી શબ્દ કરતા નાના પ્રકારનાં પક્ષીઓના મદની વૃદ્ધિ કરનારા કલ્લોલને તું સાંભળ. હે ભાઈ! જો તો ખરો, જેમ મદમત્ત બનેલી પોતાની પ્રિયા પ્રત્યે કામી પુરુષ દોડી જાય છે, તેમ વાયુએ કંપાવેલી તિલકવૃક્ષની મંજરી પ્રત્યે આ ભ્રમર સપાટાબંધ ચાલ્યો આવે છે![૫૬-૫૮] અરે, આ અશોકવૃક્ષ તો ઊલટું કામી પુરુષોને વધારે શોક ઉપજાવનારું છે! જોને, પવનથી કંપેલા પોતાના ગુચ્છો વડે તે જાણે મારો તિરસ્કાર કરતું હોય એમ દેખાય છે![૫૯] હે લક્ષ્મણ! ચોમેર મ્હોર આવવાને લીધે સુશોભિત થયેલા આ આંબાનાં વૃક્ષો અંગરાગને ધારણ કરનારા તથા જેઓનાં ચિત્ત રતિક્રીડામાં આસક્ત છે એવા કામી પુરુષોના જેવાં દેખાય છે![૬૦] હે લક્ષ્મણ! આ પંપાસરોવરની રળિયામણી વનપંક્તિઓને વિષે પોતાની સ્ત્રીઓ-કિન્નરીઓ સહિત કિન્નરો આમ-તેમ વિચરી રહ્યા છે, તેઓને તું જો.[૬૧] હે નરશ્રેષ્ઠ! જો તો ખરો, આ પંપાના જળને વિષે ચોમેર બાળસૂર્યની પેઠે ખીલી રહેલાં ઉત્તમ સુગંધવાળાં રક્ત કમળો કેવાં શોભી રહ્યાં છે![૬૨] અહો! શ્વેત, રક્ત આદિ રંગબેરંગી કમળોવાળું, નિર્મળ જળથી ભરેલું અને હંસ તથા કારંડવ પક્ષીઓએ સેવેલું આ પંપાસરોવર કેવું શોભી રહ્યું છે![૬૩] અહો! ભ્રમરોએ જેના પરાગને ઉરાડ્યો છે એવાં બાળસૂર્ય સમાન પ્રકાશી રહેલાં કમળો વડે ચોમેર વ્યાપ્ત થયેલું આ પંપાસરોવર કેવું રળિયામણું દીસે છે![૬૪] આ સરોવર મધુર સ્વરવાળી કોકિલાઓથી, ચિત્ર-વિચિત્ર વનોથી તેમ જ જળપાન કરવા આવતાં હાથી તથા મૃગનાં ટોળાંથી અત્યંત શોભી રહ્યું છે![૬૫] હે લક્ષ્મણ! આ સરોવરના નિર્મળ જળ ઉપર જ્યારે પવનના સપાટા આવે છે, ત્યારે તેમાં ઉત્પન્ન થતી મોટી મોટી લહરીઓના અથડાવાથી કંપાયમાન થયેલાં કમળો કોઈ ઓર રીતની જ શોભા આપે છે![૬૬]

અહો! કમળની પાંખડી સરખાં વિશાળ નેત્રોવાળી મારી પ્રિયા સીતા કે જેને નિરંતર કમળો ઘણાં જ પ્રિય છે, તેને જોયા વિના મને જીવવું રુચતું નથી.[૬૭] અહો! કામદેવ ઘણો જ કુટિલસ્વભાવનો છે કે જે અત્યંત પ્રિય બોલનારી

અને રાક્ષસથી હરાઈ જવાને લીધે પુનઃ પ્રાપ્ત થવી દુર્લભ એવી મારી પ્રિયાનું મને વારંવાર સ્મરણ કરાવે છે![૬૮] અરે, વનમાંનાં વૃક્ષોને પુષ્પોની સમૃદ્ધિથી સુશોભિત કરનારી આ વસંતઋતુ જો મને અધિક દુઃખ આપતી ન હોત, તો એકાએક આવી પડેલા એકલા કામ-વેગને તો હું સહન કરી શકત![૬૯] અહો! સીતાની સાથે વસતાં મને પૂર્વે જે જે વસ્તુઓ રમણીય લાગતી હતી, તે સઘળી આજે સીતાના વિયોગથી અરમણીય (ન ગમે એવી) થઈ પડી છે![૭૦] હે લક્ષ્મણ! આ કમળની પાંખડીઓ કામને ઉત્તેજિત કરનારી છે, તોપણ સીતાના નેત્ર સરખી હોવાને લીધે તેને જોવા માટે મારી દૃષ્ટિ વારંવાર લોભાય છે![૭૧] અહો, કમળો-ના પરાગ વડે મિશ્રિત થવાથી શીતળ તથા સુગંધયુક્ત થયેલો અને વૃક્ષોમા અથડાઈ નીકળવાને લીધે મંદમંદ વાતો આ મનોહર વાયુ ખરેખર મારી પ્રાણપ્રિયા સીતાના નિઃશ્વાસ સરખો જ લાગે છે![૭૨] હે સૌમિત્રિ! આ પંપા-સરોવરના સામા કિનારા પર આવેલા પર્વતના શિખર ઉપર પુષ્પોના ભારથી લચી રહેલી પેલી કરેણુ વૃક્ષોની શાખાઓ કેવી શોભી રહી છે![૭૩] અહો! નાના પ્રકારની ગેરુ આદિ ધાતુઓથી શોભતો આ મોટો પર્વત વાયુના સપાટા વડે હણાયેલો પંચરંગી રજને ઉત્પન્ન કરે છે![૭૪] હે સૌમિત્રિ! આ સામે દેખાતા પર્વતનાં શિખરો પોતાના ઉપર ઊગેલાં પાંદડાં વગરનાં અને ચોતરફ પુષ્પોથી ઢંકાયેલાં ખાખરાનાં વૃક્ષોને લીધે જાણે અગ્નિ વડે ચોમેરથી સળગી ઊઠ્યાં હોય નહિ, એવાં જણાય છે![૭૫] વળી હે લક્ષ્મણ! જોને, આ પંપાસરોવરનું જ જળ પીને મોટાં થયેલાં તેના તીર પરનાં મીઠાં સુગંધવાળાં માલતી (જૂઈ), મલ્લિકા, પદ્મ, કરવીર, કેતકી, નગોડ, પીળાં પુષ્પવાળી લતા, માતુલિંગ (બિજોરું), લિંબુડી, બટમોગરો, ચિરબિલ્વ, મહુડી, તગર, બકુલ, ચંપો, તિલક, નાગકેસર, પદ્મપર્ણી અને નીલ અશોક વગેરે વૃક્ષો પુષ્પિત થવાને લીધે કેવાં શોભી રહ્યાં છે! તથા પર્વતોની તળેટીને વિષે ઊગેલાં, સિંહની કેશવાળી સરખાં પીળા વર્ણનાં લોધ્ર, અંકોલ, કુરંટ, લીમડા, આંબા, પાટલ તથા કોવિદાર આદિ વૃક્ષો ફળીફૂલીને કેવાં રળિયામણાં લાગે છે! તેમ જ પર્વતનાં શિખરો પર ઊગેલાં નારંગી, અર્જુન, પીળા વર્ણનાં પુષ્પ-વાળી કેતકી, શ્લેષ્માતક, કાંટેસળી, સીસમ, ધાવડો, શીમળો, ખાખરો, રક્ત કુરબક, તિનિશ, જ્યોતિષ્મતી, ચંદન, સ્યંદન, હિંતાલ, બીજી જાતનાં તિલકવૃક્ષ તથા નાગવૃક્ષ વગેરે જાત-જાતનાં વૃક્ષો પુષ્પના ગુચ્છોથી કેવાં શોભી રહ્યાં છે! અહો, હે લક્ષ્મણ! આ પંપાસરોવર પર-નાં સઘળાં પુષ્પિત વૃક્ષોને પુષ્પભારથી લચેલી લતાઓ વીંટાઈ વળી છે, તેને તો તું જો! અહો! જેમ કોઈ મદમત્ત થયેલી સુંદરી પોતાના પતિના શરીરને લપટાઈ જાય, તેમ આ લતા-ઓ વાયુથી કંપતી શાખાઓવાળા પાસેનાં વૃક્ષોને લપટાઈ જાય છે! અહો, અનેક જાતના રસોના સ્વાદથી જાણે હર્ષિત થયેલો હોય એવો આ વાયુ એક વૃક્ષથી બીજા વૃક્ષ પ્રત્યે, એક પર્વતમાંથી બીજા પર્વતમાં અને એક વનમાંથી બીજા વનમાં એમ સર્વત્ર વાય છે. હે લક્ષ્મણ! આ વનને વિષે મધુર ગંધવાળાં કેટલાંક વૃક્ષો પુષ્પભારથી લચી રહેલાં છે.[૭૬-૮૬] અને કેટલાક માત્ર સુશોભિત કળીઓથી વ્યાપ્ત હોવાને લીધે શ્યામવર્ણાં દેખાય છે. 'આ મધુર છે, આ સ્વાદુ છે તથા આ પ્રફુલ્લિત છે;' એ પ્રમાણે રાગા-સક્ત થયેલો ભ્રમર મધુના સુગંધમાં લુબ્ધ થવાથી આ સરોવરનાં વૃક્ષોના પુષ્પગુચ્છો પર બેસે છે અને વળી ગુંજારવ કરતો ઊડીને બીજા પુષ્પ-ગુચ્છો પ્રત્યે જાય છે.[૮૭,૮૮] પોતાની મેળે ખરી પડેલાં પુષ્પોથી છવાયેલી આ ભૂમિ કામી પુરુષોને શયન કરવાને બિછાવેલી શય્યાના જેવી દેખાય છે! હે સૌમિત્રી! આ પર્વતની તળેટીને વિષે તો પીળાં, રાતાં તથા શ્યામ આદિ અનેક વર્ણનાં રંગબેરંગી પુષ્પોના ઢગલા પડેલા હોવાને લીધે જાણે નાના પ્રકારની શય્યાઓ જ ન બની

રહી હોય, એમ જણાય છે।૮૯,૯૦ હે સૌમિત્રી! આ વસંતઋતુ વિષે વૃક્ષો પર ખીલી રહેલા પુષ્પોની સમૃદ્ધિને તો તું જો! અહો! આ ચૈત્ર માસમાં તો પુષ્પગુચ્છોથી ખીચોખીચ ભરેલી શાખાઓવાળા વૃક્ષો જાણે પરસ્પર સ્પર્ધા જ ન કરતા હોય, એમ ખીલી રહ્યા છે વળી હે લક્ષ્મણ! તે વૃક્ષો પોતાના પર ભમતા ભમરોના ગુંજારવને લીધે જાણે એકબીજાને બોલાવતા જ ન હોય, એવા જણાય છે! અરે, આ કારંડવ પક્ષી તે મારા કામને ઉત્તેજિત કરવાને અર્થે જ નિર્મળ જળમાં પ્રવેશ કરીને પોતાની સ્ત્રીની સાથે રમણ કરે છે।૯૧-૯૩ હે લક્ષ્મણ! આ પંપા* મંદાકિની નદીના જેવા જ ઉત્તમ તથા જગવિખ્યાત ગુણોવાળી છે અને તેનું મનોહર સ્વરૂપ યોગ્ય છે ૯૪ હે રઘુશ્રેષ્ઠ લક્ષ્મણ! જો મને મારી પ્રિય પત્ની સીતાના આ સ્થળે દર્શન થાય અને જો હું તે સાધ્વી સહિત અહીં જ નિવાસ કરું, તો પછી ઇંદ્રની અમરાવતીને કિંવા આપણી અયોધ્યાનગરીને પણ ઇચ્છું નહિ।૯૫ અહો! આની રમ્ય હરિયાળી પૃથ્વીને વિષે જો હું સીતાની સાથે રમણ કરું તો મને કંઈ પણ ચિંતા અથવા અન્ય સુખની ઇચ્છા થાય નહિ! અહો! આ વનમાંના વિવિધ પ્રકારના પત્રો તથા પુષ્પોવાળા વૃક્ષો કાન્તા વિનાના મને ચિંતા કરાવે છે ૯૬, ૭ હે સૌમિત્રિ! જો તો ખરો, શીતળ જળવાળું આ પંપાસરોવર નાના પ્રકારના કમળોથી અને ચક્રવાક, કારંડવ, મદ્ગુ, ક્રૌંચ વગેરે પક્ષીઓ તથા મૃગાદિ પશુઓથી અધિક શોભી રહ્યું છે! ૯૮ અહો! આ હર્ષિત થયેલા જાતજાતના પક્ષીઓ કમળ સરખા નેત્રવાળી અને ચંદ્ર સમાન મુખવાળી મારી પ્રિયા સીતાનું સ્મરણ કરાવીને મારા મનમાં કામનું ઉદ્દીપન કરે છે! જો, જો, પેલા વિચિત્ર પર્વતશિખરોને વિષે પોતાની સ્ત્રી-હરિણીઓ સાથે ક્રીડા કરતા હરિણો મારી મૃગ સમાન નેત્રવાળી પ્રિયા જાનકીથી વિયોગ પામેલા મારા ચિત્તને વધારે ખેદ પમાડે છે।૧૦૦,૧૦૧ અરે, મદમત્ત પક્ષીઓથી વ્યાપ્ત અને અત્યંત રમણીય એવા આ પર્વતશિખર વિષે જો હું મારી પ્રિયાને જોવા પામું તો જ ભાગ્યવાન કહેવાઉં ૧૦૨ હે સૌમિત્રિ! સુમધ્યમા સીતા જો મારી સાથે રહી, આ પંપાના શીતળ પવનને સેવે, તો જ મારું જીવિત સફળ ગણાય! હે લક્ષ્મણ! જે પુરુષ પોતાની સુંદરી સહિત કમળના સુગંધને વહન કરનારા અને શોકને શમાવનારા આ પંપાના પવિત્ર પવનનું સેવન કરે છે, તેને જ ધન્ય છે।૧૦૩,૧૦૪

અરેરે!! શત્રુને વશ પડેલી અને કમળ સમાન નેત્રવાળી મારી પ્રિયા શ્યામા-સીતા મારો વિયોગ પામીને પોતાના જીવિતને કેમ કરીને ધારણ કરતી હશે?૧૦૫ અરે, વનમાંથી ઘેર ગયા પછી, ધર્મજ્ઞ તથા સત્યવાદી જનક રાજા મને સીતાનું કુશળ પૂછશે ત્યારે મનુષ્યોની સભા વચ્ચે હું તેમને શો પ્રત્યુત્તર આપીશ?૧૦૬ અહો! ધર્મ પ્રમાણે વર્તનારી સીતા, કે જે પિતાએ વનમાં કાઢેલા મારા સરખા મંદભાગ્યવાળા પતિની સાથે વનમાં આવી હતી, તે મારી પ્રિયા સીતા હાલમાં ક્યાં હશે?૧૦૭ હે લક્ષ્મણ! રાજ્ય ભ્રષ્ટ થવાને લીધે વિકળ થઈ ગયેલા મારી સાથે જે વનમાં આવી હતી તે સીતા વિનાનો થયેલો હું હવે દીનની પેઠે કેમ કરી જીવી શકું?૧૦૮ હાય! તેનું સુંદર, કમળ સમાન નેત્રવાળું, ઉત્તમ સુગંધવાળું અને વ્રણ રહિત નિર્મળ મુખ જોયા વિના હવે મારી મતિ મુંઝાય છે૧ અરેરે, ઓ લક્ષ્મણ! મંદમંદ હાસ્યયુક્ત ગુણવાળા, મધુર અને હિતરૂપ એવા સીતાના વાક્યો હવે હું ક્યારે સાંભળીશ? અહા! મારી પ્રિયા સાધ્વી સીતા વન વિષે મહાન દુઃખ પામવા છતાં પણ કામપીડિત એવા મારી સન્મુખ જોઈને તો જાણે દુઃખ વગરની તથા હર્ષિત જ હોય એવી રીતે મધુરા વચનો બોલતી હતી!૧૧૦,૧૧૧ હે લક્ષ્મણ! આપણે જ્યારે અયોધ્યા જઈશું, ત્યારે શુદ્ધ

* એ નામની પંપાસરોવરમાંથી નીકળતી નદી

મનવાળા મારા માતુશ્રી કૌશલ્યા સીતાને નહિ જોઈને પૂછશે 'હે રામ! મારી વહુવારુ સીતા ક્યાં?' ત્યારે હે ભાઈ! હું તેમને શો પ્રત્યુત્તર આપીશ?૧૧૨ માટે હે લક્ષ્મણ! હવે તો તું એકલો જ અયોધ્યા પ્રત્યે પાછો જા અને ભાઈઓ પર પ્રીતિવાળા ભરતને મળ. જનકાત્મજા સીતા વિના હું તો કોઈ પણ પ્રકારે જીવી શકું એમ નથી.'૧૧૩

એ પ્રમાણે અનાથની પેઠે વિલાપ કરતા મહાત્મા રામચંદ્ર અતિશય શોકાવેગને લીધે મૂર્છિત સરખા થઈ ગયા. રામચંદ્રની એવી દશા જોઈને તેમના નાના ભાઈ લક્ષ્મણે તેમનું સાન્ત્વન કરવા અર્થે યોગ્ય અને યથાર્થ વચનો કહેવા માંડયા.૧૧૪

લક્ષ્મણે કહ્યું 'હે પુરુષોત્તમ રામ! તમારું કલ્યાણ થાઓ. તમે શોકનો ત્યાગ કરી ધૈર્ય ધારણ કરો, કેમ કે તમારા સરખા શુદ્ધ અંતઃકરણવાળા પુરુષોની મતિ આવી રીતે શોકને લીધે કદી પણ મંદ થવી ઘટતી નથી.૧૧૫

स्मृत्वा वियोगजं दुःखं त्यज स्नेहं प्रिये जने ।
अतिस्नेहपरिष्वङ्गाद्वर्तिरार्द्रापि दह्यते ॥

હે ભાઈ! તમે વિયોગથી થતા દુઃખનું સ્મરણ કરી પ્રિય જનો પરના સ્નેહનો ત્યાગ કરો. ઘણા સમય સુધી સ્નેહ (તેલ-ઘી વગેરે રસ)નું અવલંબન કરવાથી તો જળમાં ભિંજાયેલી રૂની દિવેટ પણ બળે છે.૧૧૬ હે રાઘવ! સીતાનું હરણ કરનાર રાવણ કદાચ પાતાળમાં જશે કિંવા એથી પણ અધિક ગુપ્ત સ્થળે જશે, તોપણ તે હવે કોઈ પણ પ્રકારે જીવતો રહેશે નહિ,૧૧૭ પણ હે આર્ય! પ્રથમ તો આપણે તે (રાવણ)નો પૂરેપૂરો પત્તો મેળવવો જોઈએ. દુરાત્મા રાક્ષસ રાવણનું નિવાસસ્થાન અમ પણ જાણવામાં આવ્યું એટલે તો તેને મૂએલો જ જાણો! કાં તો એ દુષ્ટ આપણા ભયથી સીતાને છોડી દેશે કિંવા આપણા હાથથી સંગ્રામમાં મરણને શરણ થશે! હે આર્ય ભ્રાતા! કદાચ તે રાવણ સીતાને આપણે સ્વાધીન ન કરતા તેને લઈને દિતિ (પૃથ્વી)ના ગર્ભમાં ભરાઈ જશે, તો ત્યાં જઈને પણ હું તેનો વધ કરીશ. હે કલ્યાણરૂપ વડીલ બંધુ! તમે આવી દીન સરખી મતિનો ત્યાગ કરી સ્વસ્થ થાઓ. તમે જાણો જ છો કે, જેઓનો અર્થ નષ્ટ થયો છે એવા પુરુષો ઉદ્યોગ કર્યા વિના પુનઃ તે અર્થને મેળવી શકતા નથી.૧૧૮-૧૨૦ હે આર્ય!

उत्साहो बलवानार्य नास्त्युत्साहात्परं बलम् ।
सोत्साहस्य हि लोकेषु न किञ्चिदपि दुर्लभम् ॥

સર્વ પ્રકારના કાર્યો ઉત્સાહથી જ સિદ્ધ થઈ શકે છે, સર્વ કાર્ય સિદ્ધ કરવામાં એકલો ઉત્સાહ જ બળવાન છે, આ જગતમાં ઉત્સાહના કરતા બીજું અધિક બળ કંઈ જ નથી. ઉત્સાહી પુરુષને ત્રૈલોક્ય વિષે કંઈ પણ દુર્લભ નથી.૧૨૧ હે જ્યેષ્ઠ બંધુ! ઉત્સાહવાળા પુરુષો ગમે તેવા દુર્ઘટ કાર્યોમાં પણ મૂંઝાતા નથી, માટે આપણે પણ ઉત્સાહનો આશ્રય કરી ઉદ્યોગ કરીશું, તો સીતાને નિશ્ચય મેળવીશું.૧૨૨ હે આર્ય! તમે તમારી કામવૃત્તિનો ત્યાગ કરો અને શોકને પછવાડે મૂકો. શું તમે મહાત્મા અને કૃતાત્મા એવા તમારા આત્માને નથી જાણતા?'૧૨૩

મહાત્મા લક્ષ્મણના વચન સાંભળી શોકને લીધે અચેતન સરખા થએલ શ્રીમાન રામચંદ્રે તરત જ શોક તથા મોહનો ત્યાગ કરી ધૈર્યનું અવલંબન કર્યું.૧૨૪ પછી અચિંત્ય પરાક્રમી રામચંદ્ર લક્ષ્મણ સહિત અવ્યગ્રચિત્તે વાયુથી કંપતા વૃક્ષોવાળા રમણીય પંપાસરોવરનું અતિક્રમણ કરી ઋષ્યમૂક પર્વત તરફ ચાલવા માંડયું.૧૨૫ લક્ષ્મણના યથાર્થ વચનોને વિચારી શાંત થયેલા, પરંતુ અતિશય દુઃખાવેગને લીધે ઉદ્વેગ પામેલા મહાત્મા રામચંદ્ર પોતાના કનિષ્ઠ બંધુ લક્ષ્મણની સાથે અનેક ઝરણા તથા કંદરાઓવાળા અદ્ભુત વનનું અવલોકન કરતા, ઋષ્યમૂક પ્રત્યે ચાલ્યા. આ સમયે મદોન્મત્ત હસ્તીના સરખી ગતિવાળા મહાત્મા લક્ષ્મણ કે જે નિરંતર અવ્યગ્રચિત્તે પોતાના વડીલ બંધુ રામચંદ્રને અનુકૂળ પડે તેવી જ ચેષ્ટા કરતા હતા, તે ધર્મ તથા બળ વડે રામચંદ્રનું રક્ષણ

કરવા માટે તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા ૧૨૬,૧૨૭

ચાલતા ચાલતા એ બને વીરો કેટલીક વારે ઋષ્યમૂક પર્વતની સમીપ આવી પહોંચ્યા, ત્યારે તેઓ વાનરોના અધિપતિ સુગ્રીવની દષ્ટિએ પડયા તેઓનુ અદ્ભુત સ્વરૂપ જોતા જ મહા બળવાન સુગ્રીવ 'અરે, મારો વિનાશ કરવા સારુ વાલીએ જ એમને મોકલ્યા હશે એમ ધારી અત્યત ત્રાસ પામ્યો અને ભયને લીધે તેણે ખાનપાન વગેરે સર્વ ચેષ્ટાઓ મૂકી દીધી ૧૨૮ ઋષ્યમૂક પર્વતની નજીકમા વિચરતા બને ભાઈઓને જોઈને, ચિતાતુર થયેલો સુગ્રીવ અત્યત ખેદગ્રસ્ત થયો અને ભયને લીધે તેનો સઘળો ઉત્સાહ ભાગી ગયો ૧૨૯ વળી ત્યા વસતા બીજા વાનરો પણ મહાતેજસ્વી રામ-લક્ષ્મણને જોઈને 'એઓને વાલીએ જ મોકલ્યા હશે' એવા ભયથી ત્રાસ પામ્યા અને નાસ ભાગ કરી વાનરોના આશ્રયસ્થાન-મતગ ઋષિના પવિત્ર આશ્રમમા સતાવા લાગ્યા ૧૩૦

ઇતિ શ્રીવાલ્મીકિ મહ મુનિપ્રણીત આર્ષ ર મ યણ વીરસ મનના કિષ્કિન્ધાકાંડમા ૧લો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨ જો

### રામ-લક્ષ્મણને જોઈને સુગ્રીવની શકા-હનુમાનને પ્રબોધન

तौ तु दृष्ट्वा महात्मानौ भ्रातरौ रामलक्ष्मणौ ।
वरायुधधरौ वीरौ सुग्रीवः शङ्कितोऽभवत् ॥ १ ॥

ધનુષ્ય-બાણ વગેરે ઉત્તમ આયુધો ધારણ કરનારા મહાત્મા રામ-લક્ષ્મણ બને ભાઈઓને ઋષ્યમૂક પર્વત ભણી આવતા જોઈને તેમને 'વાલીએ મોકલ્યા હશે' એવી શકાથી વ્યાકુળ થયેલો સુગ્રીવ પોતાના મનમા બહુ ઉદ્વેગ પામ્યો અને ભયને લીધે 'હવે હુ કરવુ?' એમ વિચારતો ચોમેર દષ્ટિ કરવા લાગ્યો, પરતુ તેને કાઈ સૂઝ પડી નહિ ૧,૨ ઋષ્યમૂક પર્વત પરથી સુગ્રીવ પોતાની તરફ આવતા બને રાજપુત્રો તરફ વારવાર જોવા લાગ્યો અને જેમ જેમ તેઓ પર્વતની નજીકમા આવતા ગયા, તેમ તેમ અતિશય ભયને લીધે તેનુ ચિત્ત ઘણુ જ વ્યગ્ર થવા લાગ્યુ તથા કોઈ પણ પ્રકારે તેને ત્યા રહેવુ ઠીક લાગ્યુ નહિ ૩ રામ-લક્ષ્મણને જોઈને અતિ ઉદ્વેગ પામેલા ધર્માત્મા સુગ્રીવે પોતાનુ રહેઠાણુ બદલવુ કે નહિ,* એ બાબતનો પોતાના સચિવો સાથે વિચાર કર્યા પછી તેઓને તથા બીજા સર્વ વાનરોને કહ્યુ ૪,૫ 'હે કપિવરો! તપસ્વી સરખા વેશવાળા પેલા કોઈ બે વીરપુરુષો આપણા તરફ આવ્યા આવે છે, તેને તમે જુઓ હુ ધારુ છુ કે આપણો વિનાશ કરવા સારુ આપણા શત્રુરૂપ વાલીએ જ તેઓને આવા દુર્ગમ અરણ્યમા મોકલ્યા છે એમા કાઈ પણ શક નથી વળી તેઓ આપણને વિશ્વાસ ઉપજાવવા માટે વલ્કલ વસ્ત્ર વગેરે સજીને ઋષિ સરખા વેશથી વનમા વિચરતા આ તરફ આવે છે ૬

સુગ્રીવનુ વચન સાભળીને તથા શ્રેષ્ઠ ધનુષ્ય ધારી રામ-લક્ષ્મણને જોઈને અતિશય ભયભીત થયેલા સુગ્રીવના સચિવો તથા સઘળા યૂથપતિઓ તુરત જ સુગ્રીવની સાથે એ શિખર પરથી ઊઠીને બીજા નિર્ભય શિખર પર ગયા અને ત્યા વાનરશ્રેષ્ઠ સુગ્રીવને ચોમેરથી વીટાઈને બેઠા ૭,૮ સર્વ સચિવો તથા યૂથપતિઓ સહિત સુગ્રીવ બીજા શિખર પ્રત્યે ગયો, ત્યારે એ ઋષ્યમૂક પર્વતના શિખર પર વસતા બીજા સર્વ વાનરો પણ એક શિખર પરથી બીજા શિખર પર કૂદતા, પોતાના વેગથી પર્વત શિખરોને કપાવતા, માર્ગમા આડે આવતા મોટા મોટા પુષ્પિત વૃક્ષોને ભાગતા તથા વનમા મૃગ, માર્જાર અને સિહાદિ પ્રાણીઓને ત્રાસ ઉપજાવતા પૂર્વોક્ત નિર્ભય શિખર પ્રત્યે જવા લાગ્યા સઘળા વાનરો જ્યારે નિર્ભય શિખર ઉપર એકત્ર થયા, ત્યારે સુગ્રીવના સર્વ સચિવો

* રામ-લક્ષ્મણના ભયને લીધે પોતાના નિવાસસ્થાનમાથી નીકળી, બીજા કોઈ ગુપ્ત સ્થાનમાં જઈ છુપાવુ કે નહિ?

સ્થિરચિત્તે હાથ જોડીને પોતાના અધિપતિની પાસે બેઠા.૯-૧૨

પછી વાલીના ક્રૂર કર્મથી શંકાશીલ અને ભયભીત થયેલા સુગ્રીવને શાંત કરવા અર્થે વાકચતુર હનુમાન કહેવા લાગ્યો:૧૩ 'હે કપિશ્રેષ્ઠ! સર્વ કપિઓ સહિત તું વાલીના નિમિત્તે થયેલા ભયનો ત્યાગ કર; કેમ કે સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ એવા આ ઋષ્યમૂક પર્વતમા વસવાથી આપણને વાલીનો જરા પણ ભય નથી.*૧૪ વળી હે હરિપુંગવ! તું જેના ભયથી આટલો બધો ઉદ્વેગ પામી અહીં નાસી આવ્યો છે, તે ક્રૂર સ્વભાવવાળો અને પાપી દૃષ્ટિવાળો વાલી તો અહીં ક્યાંય પણ મારા જોવામા આવતો નથી.૧૫ હે સૌમ્ય! અતિ પાપી અને દુરાત્મા તારો મોટો ભાઈ વાલી કે જેનાથી તને ભય ઊપજ્યો છે તે અહીં નથી, તો પછી તારે આમ ભય પામવાનું કંઈ કારણ નથી.૧૬ અહો! હે કપિવર્ય! આ ઉપરથી તો તારો મર્કટ સ્વભાવ સ્પષ્ટ જણાઈ રહે છે; કેમ કે તું પોતાના ચિત્તની ચપળતાને લીધે પોતાની બુદ્ધિને સ્થિર રાખી શકતો નથી.૧૭ હે સુગ્રીવ! તું બુદ્ધિ અને વિજ્ઞાનથી સંપન્ન છે, માટે પોતાની બુદ્ધિ વડે સામાની ચેષ્ટાઓનો યથાર્થ વિચાર કરીને, જેમ યોગ્ય લાગે તેમ કર બુદ્ધિભ્રષ્ટ થયેલો રાજા પોતાની પ્રજાનું પાલન કરી શકતો નથી.'૧૮

હનુમાનનાં યોગ્ય વચનો સાંભળી તેના પ્રત્યુત્તરમાં તેવાં જ યોગ્ય વચનો કપિરાજ સુગ્રીવ કહેવા લાગ્યો:૧૯ 'હે હનુમાન! લાંબી ભુજાઓવાળા, ધનુષ્ય, બાણ તથા ખડ્ગને ધારણ કરનારા, વિશાળ નેત્રવાળા અને સાક્ષાત્ દેવપુત્ર સરખી કાંતિવાળા આ બંને પુરુષોને જોઈને કોને ભય ન થાય?૨૦ આપણી તરફ આવતા એ બંને વીર પુરુષોને વાલીએ જ મોકલ્યા હશે એવી હું શંકા ધરાવું છું; કારણ કે રાજાઓને આવા સહાયક મિત્રો ઘણા હોય છે; માટે આપણે એમનો વિશ્વાસ કરવો યોગ્ય નથી.૨૧ મનુષ્યોએ ગુપ્ત વેશે ફરનારા શત્રુઓને હમેશાં ઓળખવા જોઈએ; કારણ કે તેઓ પોતે કોઈના ઉપર વિશ્વાસ ન રાખતાં પોતા પર વિશ્વાસુ બનેલા શત્રુને લાગ ફાવ્યે પ્રહાર કરે છે.૨૨ હે કપિવર! વાલી પણ કપટયુક્ત રાજનીતિનાં કાર્યોમા ઘણો જ બુદ્ધિમાન છે. વળી સાધારણ રીતે એવું તો છે જ, કે રાજાઓ પોતાના શત્રુને છળવાના અનેક જાતના ઉપાયો જાણતા હોય છે અને તેઓ પ્રાયઃ તેવા ઉપાયો વડે જ શત્રુઓને હણે છે; માટે રાજાના શત્રુએ પ્રાકૃત-વેશધારી સેવકો દ્વારા તેનો આંતરભાવ જાણવો જોઈએ.૨૩ હે હનુમાન! પ્રથમ તું પ્રાકૃત-ઉદાસીન નરનો વેશ ધારણ કરીને વનમાં ફરતો ફરતો તે બન્ને વીરોની પાસે જા અને તેઓની ઓળખાણ કર; તેમ જ નીતિશાસ્ત્રમાં કહેલી હસ્ત, ચરણ તથા નેત્ર આદિની ચેષ્ટાઓથી, શાંત વા ભયંકર રૂપથી અને પ્રસંગોપાત્ત ભાષણ કરવાથી તેઓના અંતરના ભાવને જાણી લે. જો તેઓ હર્ષિત થઈને તને ઉત્તર આપે તો તું યોગ્ય ચેષ્ટાથી તથા વારંવાર પ્રશંસાના વાક્યોથી તેઓને વિશ્વાસ ઉપજાવજે. હે હરિવર! 'તે ધનુષ્યધારી પુરુષો શુદ્ધ અંતઃકરણવાળા છે' એવું જો તારા જાણવામા આવે તો મારા સામી દૃષ્ટિ રાખી આ વનમા આવવાનું પ્રયોજન પૂછજે. હે હનુમાન! હવે તું સત્વર એ નરવીરોની પાસે જા અને તેઓની સાથે પ્રસંગોપાત્ત ભાષણ કરવાથી તેઓના શાંત વા ભયંકર રૂપ ઉપરથી તથા તેઓની અનેક પ્રકારની ચેષ્ટાઓથી આપણા વિષે તેઓને દુષ્ટ બુદ્ધિ છે કિંવા સદ્‌બુદ્ધિ છે તે વાત સારી રીતે જાણી આવ.'૨૪-૨૭

કપિરાજ સુગ્રીવની આજ્ઞા થવાથી પવનસુત હનુમાને રામ-લક્ષ્મણની પાસે જવાનો નિશ્ચય કર્યો.૨૮ અતિશય ભયભીત થયેલા મહાબળવાન સુગ્રીવનાં વચનોને માન્ય કરી મહાપ્રતાપી હનુમાન અસહ્ય બળવાળા રામ-લક્ષ્મણની પાસે

* અર્થાત્ ઋષ્યમૂક પર્વત પર વાલી આવે તો તેનું મૃત્યુ થાય, એવો ઋષિનો શાપ થયેલો હોવાથી વાલી અહીં આવી શકે એમ નથી.

જવા તત્પર થયા.[૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૨ જો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩ જો

### રામ-લક્ષ્મણ અને હનુમાનનો સમાગમ

वचो विज्ञाय हनुमान्सुग्रीवस्य महात्मनः ।
पर्वतादृष्यमूकात्तु पुप्लुवे यत्र राघवौ ॥ १ ॥

મહાત્મા સુગ્રીવનાં વચનોનું તાત્પર્ય સમજીને મારુતસુત હનુમાન રામ-લક્ષ્મણની પાસે જવા **માટે ઋષ્યમૂક** પર્વત પરથી કૂદીને નીચે ઊતર્યો અને તેઓ પરના અવિશ્વાસને લીધે તેણે પોતાના વાનર રૂપનો પરિત્યાગ કરી એક સાધારણ ભિક્ષુક( તાપસ )નું રૂપ ધારણ કર્યું.[૧,૨] પછી અતિ નમ્રપણે રામ-લક્ષ્મણની સમીપ જઈ તેઓને પ્રણામ કરી વાનરશ્રેષ્ઠ હનુમાને તેઓનું યથાવિધિ પૂજન કર્યું અને મનોહર તથા મધુરી વાણીથી તેમની પ્રશંસા કરી. સુગ્રીવનું હિત કરવા અર્થે એ સત્યપરાક્રમી નરવીરો પ્રત્યે કોમળ વાક્યો કહેવા માંડ્યાં : ' હે પવિત્ર વ્રતવાળા તપસ્વી પુરુષો ! રાજર્ષિ અને દેવર્ષિ સરખા અપ્રતિમ સ્વરૂપવાળા તમે બન્ને વનમાં વસનારાં મૃગાદિ પ્રાણીઓ તથા બીજા અનેક વનવાસી રાક્ષસો વગેરેને ત્રાસ ઉપજાવતા આ પ્રદેશમાં શા માટે આવ્યા છો ? તમે બન્ને કે જે અત્યંત બળવાન દીસો છો અને પંપાસરોવરના કિનારા પરના વૃક્ષોનું અવલોકન કરતા ચાલ્યા આવો છો, તેથી એ પવિત્ર જળવાળું સરોવર ઘણું જ શોભે છે.[૩-૭] હે સત્પુરુષો ! તમે સુવર્ણ સરખી કાંતિવાળા, અડગ ધૈર્યવાળા અને મોટી ભુજાઓવાળા છો; છતાં આવાં વલ્કલ વસ્ત્ર કેમ પહેર્યાં છે ? તમે પોતાના તેજે કરી વનમાંનાં સઘળાં ક્રૂર પ્રાણીઓને ત્રાસ ઉપજાવો એવા છો, છતાં વારંવાર નિસાસા કેમ મૂકો છો ?[૮] હે વીર પુરુષો ! તમે સિંહ સરખી તીક્ષ્ણ દૃષ્ટિવાળા છો, મહાન બળ તથા પરાક્રમ ધારણ કરો છો અને હાથમાં ઇંદ્રધનુષ્ય સરખાં ધનુષ્યો ગ્રહણ કરેલાં હોવાથી શત્રુઓનો વિનાશ કરનારા સમર્થ યોદ્ધાઓ જેવા લાગો છો.[૯] તમે બન્ને પુરુષર્ષભો અતિશય કાંતિવાળા, હાથીની સૂંઢ સરખી ભુજાઓવાળા, શ્રેષ્ઠ વૃષભ સમાન પરાક્રમવાળા, રૂપસંપન્ન અને શ્રીમાન છો. તમારી કાંતિથી આ સામેનો ઋષ્યમૂક પર્વત ઝળહળી ઊઠ્યો છે ! અહો ! કમળ સરખાં નેત્રવાળા અને રાજ્યાસનને યોગ્ય દેવ સરખા તમે બન્ને ચીરવસ્ત્ર તથા જટા ધારણ કરીને શા કારણથી આ નિર્જન પ્રદેશમાં આવ્યા છો ? હે વીરો ! તમે બન્ને પરસ્પર તુલ્ય રૂપવાળા હોવાને લીધે સ્વર્ગમાંથી ઊતરી આવેલા સાક્ષાત્ દેવ સરખા લાગો છો અથવા તો યદૃચ્છાએ અંતરિક્ષમાંથી ભૂતલ પર આવેલા ચંદ્ર-સૂર્ય જેવા જણાઓ છો ! હે વિશાળ વક્ષઃસ્થળવાળા વીર પુરુષો ! તમારા સ્વરૂપ ઉપરથી તો તમે કોઈ દેવાંશી મનુષ્યો છો એમ ભાસે છે.[૧૦-૧૩] હે મોટા ઉત્સાહવાળા યુવાનો ! તમે સિંહ સરખા સ્કંધવાળા હોવાને લીધે મદોન્મત્ત વૃષભ સમાન જણાઓ છો ! તમારા પરિઘ સરખા લાંબા અને ગોળ બાહુ કે જે સર્વ પ્રકારનાં આભૂષણોને ધારણ કરવા યોગ્ય છે, તેને તમે શા માટે શણગાર્યા નથી ? હે વીરજનો ! હું ધારું છું કે, તમે બંને વિંધ્યાચળ અને મેરુ પર્વતથી શોભીતી તથા મોટા મોટા સમુદ્રો અને વનોથી વીંટાયેલી આખી પૃથ્વીનું રક્ષણ કરવા યોગ્ય છો; કેમ કે તમારા હાથમાં સુવર્ણથી શણગારેલાં, વિચિત્ર રજ્જુના બંધનવાળાં તથા *ઇંદ્રના વજ્ર* સરખાં દૃઢ એવાં બે સુંદર ધનુષ્યો પ્રકાશી રહ્યાં છે; તેમ જ તમારા રમ્ય ભાથાઓ પણ હળાહળ ઝેરવાળા સર્પ સરખા અને શત્રુઓના જીવિતનો અંત આણનારાં તીક્ષ્ણ બાણોથી ભરેલા જણાય છે ! તમારા કટિપ્રદેશ પર બાંધેલાં અતિ મોટાં પહોળાં અને સુવર્ણની મૂઠવાળાં આ બે ખડ્ગો કાંચળી વિનાના સર્પ સરખાં શોભી રહ્યાં છે.' હનુમાને આટલું કહ્યું છતાં રામ-લક્ષ્મણ કાંઈ પણ બોલ્યા નહિ. ત્યારે હનુમાને પુનઃ કહ્યું : 'અરે, હું આવી રીતે નિષ્કપટપણે

પૂછું છું; છતાં તમે મારી સાથે કેમ બોલતા નથી ?'

ઘણી ઘણી રીતે પૂછવા છતાં રામ-લક્ષ્મણે કાંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ; પરંતુ તેઓ એકબીજાની સામું જોવા લાગ્યા, ત્યારે હનુમાને વિચાર્યું: 'આ વીર પુરુષો નિર્જન અરણ્યમાં આવેલા હોવાથી મને એકાએક પોતાનું વૃત્તાંત નહિ જણાવે; માટે લાવ, પ્રથમ હું જ તેઓને મારું વૃત્તાંત કહી સંભળાવું કે જેથી વિશ્વાસ પામી તેઓ પોતાનું વૃત્તાંત જણાવશે.'× એમ વિચારી મહાબળવાન હનુમાન રામ-લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા : 'હે વીર પુરુષો ! ધર્માત્મા, શૂરવીર અને સર્વ વાનર જાતિમાં શ્રેષ્ઠ એવો 'સુગ્રીવ' નામનો વાનર કે જે પોતાના મોટાભાઈ વાલીએ નગરમાંથી કાઢી મૂકવાને લીધે અતિ દુઃખિત થઈને જગતમાં ભ્રમણ કરે છે,[૧૪-૨૦] તે મહાત્મા સુગ્રીવની પ્રેરણાથી હું તમારી પાસે આવ્યો છું અને મારું 'હનુમાન' એવું નામ છે. મહાસમર્થ એ સુગ્રીવ સર્વ વાનરોના રાજા છે અને તે તમારી સાથે સખ્ય-મિત્રતા કરવા ઇચ્છે છે, માટે જ તમને દૂરથી જોઈને સુગ્રીવનું પ્રિય કરવા સારુ હું ભિક્ષુરૂપ ધારણ કરી ગુપ્ત વેશે ઋષ્યમૂક પર્વત પરથી અહીં આવ્યો છું. સ્વેચ્છાચારી અને ઇચ્છિત ગતિ કરનારો એવો હું વાયુનો પુત્ર છું.'

વાક્યોનું રહસ્ય જાણનાર અને વાક્ય બોલવામાં ચતુર એવો હનુમાન શૂરવીર રામ-લક્ષ્મણ પ્રત્યે ઉપર્યુક્ત વચનો કહી વિરામ પામ્યો; ત્યારે અત્યંત હર્ષિત થયેલા શ્રીમાન રામચંદ્ર પાસે ઊભેલા લક્ષ્મણ સામું જોઈ કહ્યું : 'હે લક્ષ્મણ ! વાનરોના રાજા મહાત્મા સુગ્રીવનો આ 'હનુમાન' નામનો સચિવ મારી પાસે આવ્યો છે, હું એ સુગ્રીવને મળવા ઇચ્છું છું; માટે હે સૌમિત્રિ ! તું આ સુગ્રીવના સચિવ ! હનુમાનની સાથે સ્નેહયુક્ત મધુર ભાષણ કર; કારણ કે આ હનુમાન વાક્યોનું રહસ્ય જાણવામાં ચતુર અને મહાબળવાન હોવાથી શત્રુઓનું દમન કરવા સમર્થ છે.[૨૧-૨૭]

'આ હનુમાનના ઉત્તમ સંભાષણ ઉપરથી જણાય છે કે, એણે વેદોનો સંપૂર્ણ અભ્યાસ કર્યો છે; કેમ કે ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદને નહિ જાણનારો કોઈ પણ પુરુષ આવું ઉત્તમ અને સ્પષ્ટ સંભાષણ કરી શકે નહિ.[૨૮] વળી એણે ઘણું કરીને વ્યાકરણશાસ્ત્રનો પણ સંપૂર્ણ અભ્યાસ કરેલો જણાય છે; કારણ કે તેના આટલા બધા સંભાષણમાં કોઈ પણ સ્થળે એકાદ પણ અપશબ્દ–અશુદ્ધ શબ્દ આપણા સાંભળવામાં આવ્યો નથી; તેમ જ ભાષણ કરતી વેળાએ તેનાં મુખ, નેત્ર, લલાટ, ભ્રકુટી તથા બીજાં પણ અંગો વિષે કાંઈ પણ દોષ–વિકાર* આપણા જોવામાં આવ્યો નથી. વળી એનાં મધ્યમારૂપે હૃદયદેશમાં રહેલાં તથા વૈખરીરૂપે કંઠપ્રદેશમાંથી બહાર આવતાં મધ્યમસ્વરવાળાં વાક્યો વિસ્તારવગરનાં, નિર્વિલંબે ઉચ્ચારાતાં, સંદેહ વિનાનાં અને સાંભળનારના કર્ણને વ્યથા ન કરે એવાં છે. આ હનુમાન સ્પષ્ટ પદો તથા સ્પષ્ટ અક્ષરોવાળી અને સાંભળનારના મનને હર્ષ ઉપજાવે એવી કલ્યાણરૂપ વાણીને બહુ ઉતાવળે નહિ તેમ જ બહુ ધીમે પણ નહિ એ રીતે ઉચ્ચારે છે.[૨૯-૩૨] અહો ! હૃદય, કંઠ તથા મુખ એ ત્રણે સ્થળોમાં સ્પષ્ટપણે રહેલી આ હનુમાનની વાણીથી કયા પુરુષનું ચિત્ત પ્રસન્ન ન થાય ? ખરેખર, તરવાર ઉગામી ઊભા રહેલા શત્રુનું ચિત્ત પણ આવી વાણી સાંભળીને તો પ્રસન્ન જ થાય ![૩૩] હે નિષ્પાપ લક્ષ્મણ ! જે રાજાને હનુમાન જેવો દૂત ન હોય, તે રાજાનાં કાર્યો કેમ કરી સિદ્ધ થાય ? હે ભાઈ ! જે રાજાને હનુમાનના જેવા ગુણવાળા કાર્યવાહક દૂતો હોય તે રાજાના સર્વ

× મહાચતુર હનુમાન રામ-લક્ષ્મણના શરીર પરનાં કેટલાંક ચિહ્નો પરથી 'તેઓ સુગ્રીવના શત્રુ નથી કે વાલીએ પ્રેરેલા પણ નથી' એવું જાણી ગયો; તેથી જ તેણે પ્રથમ પોતાનું વૃત્તાંત કહેવા માંડ્યું.

* કાંઈ પણ બોલતી વેળા કિંવા ભણતી વેળા મસ્તક ધુણાવવું, હાથ પગ હલાવવા વગેરે અંગચેષ્ટા

અર્થો સિદ્ધ થાય છે ³⁴,³⁵

રામચંદ્રના વચન સાભળી વાક્યચતુર લક્ષ્મણ વાક્યનુ રહસ્ય જાણનારા પવનસુત હનુમાન પ્રત્યે કહેવા લાગ્યા ³⁶ 'હે બુદ્ધિશાળી વાનર ! અમો એ વાનરાધિપતિ મહાત્મા સુગ્રીવના ઉત્તમ ગુણો જાણ્યા છે અને અમે તેની જ શોધમા ફરીએ છીએ, અમારી તેની સાથે સખ્યભાવથી મળવાની ઇચ્છા છે ³⁷ માટે હે હનુમાન ! કહેવાથી તુ અમારા પ્રત્યે જે પ્રમાણે કહે છે, તે જ પ્રમાણે અમે તારા કહ્યાથી કરીશુ, અર્થાત્ અમે સુગ્રીવની સાથે મિત્રતા બાધીશુ '

મહાત્મા લક્ષ્મણના ઉપર્યુક્ત નિર્દોષ વચન સાભળી પવનસુત હનુમાન અત્યત હર્ષિત થયો અને સુગ્રીવના જયમા તેનુ મન નિ સદેહ થયુ, અર્થાત 'હવે સુગ્રીવને કાઈ પણ ભય નથી, અવશ્ય તેનો જય થશે જ' એવો હનુમાનને નિશ્ચય થયો પછી મહાત્મા હનુમાને રામ-લક્ષ્મણ બન્ન ભાઈઓની સાથે સુગ્રીવની મૈત્રી કરાવવા ઇચ્છા કરી ³⁸,³⁹

ઇતિ શ્રી મી મદ્ ા મ્પ્રીત આર્ષ ાવ્ય શ્રી ા અકુના કિષ્કિ ધાકાડમા ત્રીજો સર્ગ સમાપ્ત

## સર્ગ ચોથો

મૈત્રીનો પ્રસ્તાવ-રામ-લક્ષ્મણ-હનુમાનની પરસ્પર વાતચીત

ततः प्रहृष्टो हनुमान्कृत्यवानिति तद्वचः ।
श्रुत्वा मधुरभावं च सुग्रीवं मनसा गतः ॥१॥

મહાત્મા લક્ષ્મણના વચન સાભળી 'સુગ્રીવ પર રામચદ્રનો સૌમ્યભાવ છે તથા તેઓ પણ કાઈ કાર્યને અર્થે સુગ્રીવને મળવા ચાહે છે' એવુ જાણી પવનનદન હનુમાનને અત્યત હર્ષ થયો, તે પોતાના મનમા વિચાર કરવા લાગ્યા ¹ 'આ રામચદ્ર કોઈ કાર્ય સિદ્ધ કરવા માટે જ સુગ્રીવની સહાય લેવા ઇચ્છે છે અને મહાત્મા સુગ્રીવને પણ કોઈ બળવાન પુરુષની સહાયની અપેક્ષા છે.* આમ બન્ને કાર્યોથી પુરુષો એક થવાથી અવશ્ય બેઉના કાર્ય સિદ્ધ થશે, મહાત્મા સુગ્રીવને અવશ્ય રાજ્ય પ્રાપ્ત થશે અને આ મહાપુરુષનુ કાર્ય પણ સિદ્ધ થશે '' એમ વિચારી અતિ હર્ષિત થયેલા વાનરશ્રેષ્ઠ હનુમાને વાક્યાર્થ જાણનારા શ્રીમાન રામચદ્ર પ્રત્યે કહ્યુ ³ 'હે વીર ! નાના ભાઈ લક્ષ્મણ સહિત તમે નાના પ્રકારના મૃગો તથા સર્પોથી વ્યાપ્ત અને પપા સરોવર પરના રમ્ય વનોથી સુશોભિત જણાતા આ ગહન વનમા શા માટે આવ્યા છો ?'⁴

હનુમાનના વચન સાભળી રામચદ્રની પ્રેરણાથી મહાત્મા લક્ષ્મણ તેમની ઓળખાણ કરાવતા કહેવા લાગ્યા ⁵ 'હે કપિશ્રેષ્ઠ ! અયોધ્યાનગરી વિષે મહાકાતિમાન અને ધર્મમા પ્રીતિવાળા 'દશરથ' નામના રાજા હતા તે નિરતર પોતાના ધર્મે કરી ચારે વર્ણની પ્રજાનુ પાલન કરતા હતા તેમના પર દ્વેષભાવ રાખનાર તેમનો કોઈ પણ શત્રુ હતો નહિ, તેમ જ તે પોતે કોઈના ઉપર દ્વેષભાવ ધરાવતા નહિ સર્વ ભૂત પ્રાણીઓ પ્રત્યે તે સાક્ષાત્ બીજા બ્રહ્મદેવ સરખા હતા હે હનુમાન ! તે મહારાજા દશરથના આ જ્યેષ્ઠ પુત્ર રામચદ્ર છે કે જે સર્વ લોકોમા વિખ્યાતિ પામેલા છે ⁶⁻⁸ હે કપિવર હનુમાન ! આ રામચદ્ર સર્વ ભૂત પ્રાણીઓના શરણરૂપ છે, મહારાજા દશરથના સર્વ પુત્રોમા જન્મના ક્રમથી તથા ઉત્તમ ગુણોથી જ્યેષ્ઠ છે અને સઘળા રાજ્યચિહ્નોથી યુક્ત છે અનેક ઉત્તમ ગુણોથી યુક્ત હોવાને લીધે તેમને રાજ્યસપત્તિ પ્રાપ્ત થવાની હતી, એ વેળા કોઈ એક નિમિત્તને લીધે રાજ્યથી ભ્રષ્ટ થઈ તેમણે પોતાના પિતાની આજ્ઞા પાળવાનો દૃઢ નિશ્ચય કર્યો છે અને તે નિશ્ચયને પૂર્ણ કરવા અર્થે જેમ સૂર્ય આથમતી વેળા પોતાની કાતિ સહિત અસ્તાચળ પ્રત્યે જાય છે, તેમ પોતાની પત્ની સીતા તથા મારા સહિત તે વનમા આવ્યા છે ⁹⁻¹¹ કરેલા ઉપકારને જાણનારા અને સર્વજ્ઞ એવા આ રામચદ્રના ઉત્તમ ગુણોથી આકર્ષાઈને હુ તેમનુ દાસ્ય કરુ છુ હુ તેમનો કનિષ્ઠ બધુ છુ'.¹² હે વીર હનુ

* વાલીને રાજ્ય કરવા માટે સુગ્રીવ કોઈ બળવાન ની સહાય શોધે છે

માન ! આ મારા આર્ય ભ્રાતા રઘુવીર કે જે નિરંતર સુખ ભોગવવા યોગ્ય, અમૂલ્ય વસ્ત્રાભૂષણો ધારણ કરવા યોગ્ય તથા સર્વ ભૂત–પ્રાણીઓનું હિત કરવામાં દૃઢ ચિત્તવાળા છે, તે આજે રાજ્યઐશ્વર્યથી ભ્રષ્ટ થઈ મહાદુઃખરૂપ વનવાસ ભોગવે છે.[૧૩] તેમાં વળી અમારા વિના સૂના પડેલા આશ્રમમાંથી તેમના પત્ની સીતાનું કોઈ ઇચ્છિત રૂપ ધરનારા રાક્ષસે હરણ કર્યું છે. તે રાક્ષસની અમોએ ઘણી શોધ કરી, પણ હજી તે સીતાને હરનાર રાક્ષસનો પત્તો લાગતો નથી.[૧૪] તેની શોધમાં ને શોધમાં ફરતાં માર્ગમાં અમને એક 'દનુ' નામના દિતિપુત્રનો સમાગમ થયો હતો, જે શાપને લીધે કબંધ રાક્ષસપણાને પામ્યો હતો. તેણે અમને કહ્યું: 'ઋષ્યમૂક પર્વત પર વસતો વાનરાધિપતિ સુગ્રીવ મહાસમર્થ અને મહાપરાક્રમી છે. તે અવશ્ય તમારી સ્ત્રીનું હરણ કરી જનાર રાક્ષસની ભાળ મેળવી શકશે તમે તે સુગ્રીવની પાસે જાઓ અને તેની સાથે મૈત્રી કરો.' એટલું કહીને એ કબંધ દિવ્ય દેહવાળો થઈ સ્વર્ગ પ્રત્યે સિધાવી ગયો. પછી અમે સુગ્રીવને મળવાની ઇચ્છાથી આ તરફ આવ્યા.[૧૫,૧૬] હે હનુમાન! તેં મને જે કાંઈ પૂછ્યું તે સઘળું મેં યથાર્થ રીતે કહી સંભળાવ્યું. અમે બન્ને ભાઈ સુગ્રીવને શરણે આવ્યા છીએ.'[૧૭]

અહા! કાળનું બળ કેવું છે! પૂર્વે જેણે બ્રાહ્મણાદિને અનેક પ્રકારના ધનદાન આપીને ઉત્તમોત્તમ યશ પ્રાપ્ત કર્યો છે અને જે સૌ કોઈના નાથ છે, તે રામચંદ્ર આજે સુગ્રીવને શરણે જઈ તેને પોતાનો નાથ બનાવવા ઇચ્છે છે![૧૮] અહો! સર્વ લોકોના આશ્રયરૂપ મહારાજા દશરથ કે જેની પતિવ્રતાશિરોમણિ જનકનંદિની સીતા તો સ્નુષા (વહુઆરુ) છે, તે પ્રતાપી મહારાજના મહાસમર્થ પુત્ર શ્રીમાન રામચંદ્ર આજે સુગ્રીવને શરણ જાય છે![૧૯] અહો! સર્વ લોકના તથા મારા શરણરૂપ તેમ જ ગુરુરૂપ શ્રીમાન રામચંદ્ર આજે સુગ્રીવને શરણ જાય છે![૨૦] અહો! જેની કૃપારૂપ પ્રસાદી મેળવી સર્વ પ્રજા આનંદ પામે એમ છે, તે રામચંદ્ર આજે એક વનચર જાતિના રાજા સુગ્રીવની કૃપારૂપ પ્રસાદી ઇચ્છે છે![૨૧] અહો! પૂર્વે જેણે પૃથ્વી પરના સર્વગુણસંપન્ન સઘળા રાજાઓનું સન્માન કર્યું હતું, તે મહારાજા દશરથના ત્રૈલોક્યવિખ્યાત જ્યેષ્ઠ પુત્ર રામચંદ્ર આજે વાનરાધિપતિ સુગ્રીવનું શરણ ઇચ્છે છે![૨૨–૨૪] અરે, એવી રીતે શોકથી પીડિત થઈ શરણે આવેલા રામચંદ્ર પર સુગ્રીવે પણ પોતાના સઘળા વાનરયૂથપતિઓ સહિત અવશ્ય કૃપા કરવી ઘટે છે.'

એ પ્રમાણે કરુણ સ્વરે કહ્યા પછી શોકને લીધે મહાત્મા લક્ષ્મણનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં, ત્યારે વાક્યચતુર હનુમાને કહ્યું:[૨૫] 'હે લક્ષ્મણ! તમે ખેદ ન કરો. અહો! તમારા જેવા બુદ્ધિમાન તથા ક્રોધ અને ઇંદ્રિયોને જીતલા પુરુષોનું તો વાનરાધિપતિ સુગ્રીવે અવશ્ય દર્શન કરવું જ જોઈએ. તો પછી ધન્યભાગ્ય છે સુગ્રીવનું કે તમે પોતે જ તેને દર્શન દેવાને અહીં પધાર્યા છો![૨૬] સૂર્યનો પુત્ર એ સુગ્રીવ પણ રાજ્યથી ભ્રષ્ટ થયેલો છે. તેના મોટા ભાઈ વાલીએ તેની સ્ત્રીનું હરણ કરી તેને નગરમાંથી વનમાં કાઢી મૂક્યો છે; તેથી તે વાલીની સાથે સદાનું વેર બાંધીને તેનાથી ત્રાસ પામે છે; માટે તેને પણ તમારી પેઠે કોઈ બળવાન પુરુષની સહાયની જરૂર છે. અમો સર્વ વાનરો સહિત એ સુગ્રીવ સીતાની શોધ કરવારૂપ તમારા કાર્યમાં અવશ્ય સહાય કરશે; માટે હે રાઘવ! ચાલો, આપણે સત્વર સુગ્રીવની પાસે જઈએ.'

એ પ્રમાણે સ્પષ્ટ અને મધુરી વાણીથી કહી હનુમાન જ્યારે વિરામ પામ્યો, ત્યારે તેનાં વાક્યો યથાયોગ્ય રીતે માન્ય કરી ધર્માત્મા લક્ષ્મણે પોતાના વડીલ બંધુ રામચંદ્ર પ્રત્યે કહ્યું:[૨૭–૩૦] 'હે આર્ય! આ પવનપુત્ર હનુમાન અત્યંત હર્ષભેર જે કંઈ કહે છે, તે

પ્રમાણે જોતા તો સુગ્રીવ પણ આપણા જેવો જ કાર્યાર્થી છે અને જો એમ હોય તો આપણે કૃતકૃત્ય જ થયા છીએ, અર્થાત્ જેવી આપણને ગરજ છે તેવી સુગ્રીવને પણ છે, એટલે બન્નેના કાર્ય સુધરશે વળી આ વાયુનંદન હનુમાન પ્રસન્ન મુખમુદ્રાથી હર્ષભેર સ્પષ્ટપણે બોલે છે, તે પરથી જણાય છે કે, તેનુ બોલવુ અસત્ય નથી.'

મહાત્મા લક્ષ્મણનાં વચન સાભળી, અત્યંત વિશ્વાસ પામેલા, મહાબુદ્ધિશાળી મારુતસુત હનુમાને એ બન્ને ભાઈઓને સુગ્રીવની પાસે તેડી જવાનો નિશ્ચય કર્યો ૩૧-૩૩ પછી રામ–લક્ષ્મણની આજ્ઞા લઈને કપિશ્રેષ્ઠ હનુમાને તુરત જ પ્રાકૃત–ભિક્ષુરૂપનો ત્યાગ કરી, પોતાનુ મૂળ વાનરસ્વરૂપ ધારણ કર્યું અને મહાશૂરવીર એવા બન્ને ભાઈઓને પોતાની પીઠ પર બેસાડી ઋષ્યમૂક પર્વત પર આવવા માડ્યુ.૩૪ રામ–લક્ષ્મણના દર્શન થવાથી જાણે કૃતકૃત્ય થયો હોય, એમ અત્યત હરખાતો, મોટા પરાક્રમવાળો, નિર્મળ બુદ્ધિવાળો અને મહાયશસ્વી એવો પવનસુત હનુમાન રામ–લક્ષ્મણ બન્ને બાધવો સહિત ઋષ્યમૂક પર્વત પર ચઢવા લાગ્યો ૩૫

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાડમા ૪ થો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫ મો

**રામ–સુગ્રીવનો મૈત્રી–પરસ્પર સમાગમ**

ऋष्यमूकात्तु हनुमान्गत्वा तं मलय गिरिम्।
आचचक्षे तदा वीरौ कपिराजाय राघवौ॥१॥

મહા સમર્થ હનુમાન બન્ને રાઘવોને ઋષ્યમૂક પર્વત ઉપરથી સુગ્રીવને વસવાના મલયશિખરમા લઈ ગયો અને ત્યા તેમને એક સુંદર સ્થળે બેસાડી સુગ્રીવની પાસે જઈ તેણે રામ–લક્ષ્મણના સમાચાર જણાવતા કહ્યું.[૧] 'હે પરાક્રમી સુગ્રીવ! તેં દૂરથી જે બે વીર પુરુષોને જોયા હતા તેઓ વાલીએ પ્રેરેલા આપણા શત્રુ નહિ, પરંતુ 'રામ' તથા 'લક્ષ્મણ' નામના સત્યપરાક્રમી બે બાધવો છે અને તેઓ આપણી પાસે આવેલા છે.[૨] તેઓ બન્ને ઇક્ષ્વાકુકુળમા જન્મેલા મહારાજા દશરથના પુત્ર છે. તેમના પિતાએ પોતાના વાક્યરૂપ ધર્મનુ પ્રતિપાલન કરવા અર્થે તેમને વનમા મોકલ્યા છે અને તેઓ પણ પોતાના પિતાની આજ્ઞાનુ નિરંતર પાલન કર્યા કરવુ, એને જ પોતાનુ ખરુ કર્તવ્ય માને છે[૩] હે વાનરાધિપતિ! અયોધ્યા નગરીનો રાજા દશરથ કે જેણે રાજસૂય તથા અશ્વમેધાદિ અનેક યજ્ઞો કરીને અગ્નિને તૃપ્ત કર્યો છે, જેણે બ્રાહ્મણોને નાના પ્રકારની દક્ષિણા તથા સેંકડો ગાયો આપી છે અને જેણે સ્વધર્મથી તથા સત્યથી પૃથ્વીનુ પાલન કર્યું છે, તે દશરથની સ્ત્રી કૈકેયીને પ્રસન્ન કરવા તેના પુત્ર શ્રીમાન રામચદ્ર વનમા આવેલા છે[૪,૫] હે સુગ્રીવ! વનમા આવ્યા પછી એ મહાત્મા રામચદ્રની સ્ત્રીનુ રાવણે હરણ કર્યું છે એ કાર્યમા તારી સહાય માગવા માટે તેઓ તારે શરણે આવ્યા છે,[૬] અને તારી સાથે મૈત્રી કરવા ઇચ્છે છે. હે વાનરેન્દ્ર! અત્યત પૂજ્ય એવા એ બન્ને ભાઈઓને તુ પોતાના નિવાસસ્થાનમા તેડી લાવીને તેઓનો રૂડી રીતે સત્કાર કર.'[૭]

હનુમાનના વાક્ય સાભળીને વાનરાધિપતિ સુગ્રીવ અતિ હર્ષિત થયો પછી તેણે અત્યત દર્શનીય સ્વરૂપ ધારણ કરી મહાત્મા હનુમાન તથા સર્વ વાનરોની સાથે રામ–લક્ષ્મણની પાસે આવી પ્રણામ કરી કહ્યું[૮] 'હે મહાસમર્થ રામચદ્ર! તમે ધર્મ વિષે કુશળ, ઉત્તમ આચરણવાળા અને સર્વ ભૂત–પ્રાણીઓ પર પ્રીતિ રાખનારા છો મે તમારા ઉત્તમ ગુણો વાયુપુત્ર હનુમાનના મુખથી સાભળ્યા છે[૯] હે પ્રભુ! હું કે જે વાનરજાતિ છું. તેની સાથે તમે સ્નેહ કરવા ઇચ્છો છો, તેને જ હુ મોટો લાભ તથા સત્કાર માનુ છું.'[૧૦] એટલું કહી સુગ્રીવે પોતાનો જમણો હાથ લંબાવી પુનઃ કહ્યુ: 'હે રામચદ્ર! જે કાર્યને અર્થે તમને મારી

સાથે મૈત્રી કરવી રુચતી હોય, તો તમે આ મારો હાથ ગ્રહણ કરી પરસ્પર કાર્ય કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરો !' સુગ્રીવનું સુંદર વચન સાંભળી અત્યંત હર્ષિત થયેલા શ્રીમાન રામચંદ્ર તુરત જ સુગ્રીવનો હાથ પોતાના હાથમાં લીધો અને સુહૃદ્ભાવ સ્થિર કરવા માટે તેને પોતાના હૃદય સાથે ચાંપ્યો. આ વેળા શત્રુઓનું દમન કરનાર મહાત્મા હનુમાન કે જેણે રામચંદ્રની પાસેથી સુગ્રીવની આગળ જતાં પુનઃ પ્રાકૃત-ભિક્ષુનું રૂપ ધારણ કર્યું હતું, તેણે તે રૂપનો ત્યાગ કરી રામચંદ્રની આજ્ઞાથી વનમાંથી અરણીનાં સૂકાં કાષ્ઠો લાવી મંથનવિધિ વડે અગ્નિ ઉત્પન્ન કરી તેને સારી રીતે પ્રદીપ્ત કર્યો અને પુષ્પાદિ ઉપચારો વડે તે અગ્નિનું રૂડી રીતે પૂજન કર્યું પછી વિધિપૂર્વક તૈયાર કરેલો એ અગ્નિ સ્થિરચિત્ત હનુમાને રામચંદ્ર અને સુગ્રીવની વચ્ચે લાવી મૂકયો. ત્યારે પરસ્પર મિત્રતાને પામેલા વાનરાધિપતિ સુગ્રીવ અને નરાધિપતિ રામચંદ્ર એ દેદીપ્યમાન અગ્નિની પ્રદક્ષિણા કરી, અતિ પ્રસન્નચિત્તે પરસ્પરને જોતા તૃપ્ત થયા નહિ.

વાનરાધિપતિ સુગ્રીવે ઘાટા પાદડાંવાળી અને કોમળ પુષ્પોવાળી એક શાલ વૃક્ષની ડાળી ભાગીને પૃથ્વી પર બિછાવી, તે પર શ્રીમાન રામચંદ્રને બેસાડયા અને પોતે પણ બેઠો. પછી અતિ હર્ષપૂર્વક કહેવા લાગ્યો : 'હે મહાપરાક્રમી વીર! આપણે બન્ને સરખાં સુખ-દુઃખવાળા છીએ, તેમાં તમે મારા પરમ પ્રિય મિત્ર થયા છો, એ ઘણું રૂડું થયુ છે,' એમ કહી, બન્ને મિત્રો પરસ્પર આનંદ પામ્યા. આ વેળા અતિ હર્ષિત થયેલા મારુતસુત હનુમાને એક સુગંધયુક્ત પુષ્પોવાળી ચંદન વૃક્ષની ડાળ પૃથ્વી પર બિછાવીને તે પર લક્ષ્મણને બેસાડયા. પછી કપીશ્વર સુગ્રીવ કે જેનાં નેત્ર હર્ષને લીધે વ્યાકુળ થઈ રહ્યાં હતાં, તેણે આનંદપૂર્વક મધુરવાણીથી કહ્યું : 'હે રામ! મારા ભાઇ વાલીએ મને કિષ્કિંધા નગરીમાંમાંથી કાઢી મૂકયો છે. તેણે મારી સ્ત્રીનું હરણ કર્યું છે અને તેના ભયને લીધે પીડાતો હું નિરંતર આ પર્વતરૂપી દુર્ગનો આશ્રય કરીને રહું છું. હે રાઘવ! મને વાલીએ કાઢી મૂકેલો હોવાથી તથા તેની સાથે મારે મોટું વેર બંધાયેલું હોવાથી હું તેના ત્રાસને લીધે ભયભીત થઈ ઉદ્વિગ્ન ચિત્તે આ વનમાં ઘણા સમયથી વસું છું. માટે હે મહાભાગ! હું કે જે વાલીના ભયથી પીડાયા કરું છું, તેને હવે તમે નિર્ભય કરો.[૧૧-૨૩] હે કાકુત્સ્થ! હું તમને વીનવીને કહું છું કે, મને વાલીથી પુનઃ કદી પણ ભય થવાનું કારણ રહે નહિ તેમ કરો.'

સુગ્રીવનાં વચન સાંભળી ધર્મ વિષે પ્રીતિવાળા અને અત્યંત તેજવાળા ધર્માત્મા રામચંદ્રે હસતા મુખે કહ્યું : 'હે કપિવર! હું જાણું છું કે મિત્રોથી ઉપકારરૂપી ફળ પ્રાપ્ત થાય છે; માટે હું અવશ્ય તારો ઉપકાર કરીશ. તારી સ્ત્રીનુ હરણ કરનારા વાલીનો હું વધ કરીશ. હે સુગ્રીવ! હવે થોડા સમયમાં જ સૂર્ય સરખાં તેજસ્વી, તીક્ષ્ણ અગ્રવાળાં, સીધા પર્વવાળાં, કંકપત્ર વડે આચ્છાદિત કરેલાં, ક્રોધ પામેલા ઝેરી સર્પ સરખાં અને ઇન્દ્રના વજ્ર જેવાં મારા અમોઘ બાણો ઉપરાઉપરી એ દુરાચરણી વાલીના ઉપર પડશે અને તેથી તે તરત જ છિન્નભિન્ન થયેલા મોટા પર્વતની પેઠે નાશ પામી પૃથ્વી પર શયન કરશે.'

પોતાનુ હિત કરનારા રામચંદ્રનાં વચન સાંભળી અતિ પ્રસન્ન થયેલા સુગ્રીવે વળી પણ કહ્યુ : 'હે મનુષ્યોમા સિંહ સરખા શૂરવીર! હે રામચંદ્ર! તમારી કૃપાથી હું અવશ્ય રાજ્ય તથા સ્ત્રી પામીશ, પરંતુ હે નરદેવ! જેમ કરવાથી મારો મોટો ભાઈ તથા મારા શત્રુરૂપ એ વાલી મને પુન હણી શકે નહિ, તે પ્રમાણે કરો.'

રામચંદ્ર તથા સુગ્રીવનુ પ્રેમબંધન (મૈત્રી) થયુ, તે સમયે લંકાની અશોકવાટિકામાં રહેલાં સીતા, કિષ્કિન્ધામાં રહેલો વાલી તથા લંકાધિપતિ રાવણ, એ ત્રણેનાં અનુક્રમે કમળ, સુવર્ણ અને અગ્નિ સરખાં ડાબા નેત્રો એકીવખતે ફરકવા લાગ્યાં.×[૨૪-૨૮]

× કમળ સરખું નેત્ર સીતાનું, સુવર્ણ સરખું પીળું

# સર્ગ ૬ઠ્ઠો

## સુગ્રીવની પ્રતિજ્ઞા-સીતાના વસ્ત્રાભરણો જોઈ રામચંદ્રને થયેલો શોક

पुनरेवाब्रवीत्प्रीतो राघवं रघुनन्दनम्।
अयमाख्याति ते राम सेवको मंत्रिसत्तमः॥ १ ॥

અતિ પ્રસન્ન થયેલા વાનરાધિપતિ સુગ્રીવ પુનઃ રઘુકુલવર્ધન રામચંદ્ર પ્રત્યે કહેવા લાગ્યો: 'હે રામચંદ્ર! તમે તમારા કનિષ્ઠ બંધુ લક્ષ્મણ સહિત જે નિમિત્ત આ નિર્જન વનમાં આવ્યા છે; અને વનમાં વસતાં તમારાં પ્રિય પત્ની જનકનંદિની સીતાને તમારાથી ને બુદ્ધિમાન લક્ષ્મણથી વિખૂટી પાડી-છળીને દુષ્ટ રાક્ષસે તેનું હરણ કર્યું છે; તથા હે રામ! રાક્ષસે ગૃધ્રરાજ જટાયુને હણીને તમને સ્ત્રીવિયોગરૂપી દુઃખ-સાગરમાં ડુબાડ્યા છે, એ સઘળું વૃત્તાંત આ તમારા સેવક અને મારા મંત્રીવર હનુમાને મને કહ્યું છે.[૧-૪] હે રાઘવ! હવે તમે થોડા સમય-માં જ પત્નીવિયોગના દુઃખમાંથી મુક્ત થશો; કારણ કે પૂર્વે હરણ થયેલી વેદશ્રુતિઓને જેમ હયગ્રીવ ભગવાને પાછી આણી હતી, તેમ હું તમારી પત્ની સીતાને અવશ્ય ગમે ત્યાંથી પણ તમને પાછાં આણી આપીશ.[૫] હે શત્રુદમન! ભલે, તમારાં પ્રિય પત્ની સીતા રસાતળમાં કિંવા નભસ્તળમાં હશે તોપણ હું તેમને શોધી લાવી તમારે સ્વાધીન કરીશ.[૬] હે રાઘવ! તમે મારાં વચનોને યથાર્થ-સત્ય જાણો. હે મહાબાહુ! જેમ વિષયુક્ત અન્નને કોઈ પણ પ્રાણી જીરવી શકતું નથી, તેમ તમારાં પત્ની સીતાને ઇંદ્રાદિ દેવતાઓ તથા અસુરો પણ જીરવવા શક્તિમાન નથી. હે મહાબાહુ! હવે તમે શોકનો ત્યાગ કરો. હું નિશ્ચય તમારી પત્ની સીતાને લાવી આપીશ.[૭,૮] હે રાઘવ! તમારી પત્નીને કોઈ રાક્ષસ હરી ગયો છે એમ તમે કહો છો, તે ઉપરથી મને સાંભરી આવે છે કે, થોડાક દિવસ ઉપર એક રૌદ્ર કર્મવાળો 'રાવણ' નામનો રાક્ષસ કોઈ એક સુંદરીને ઊંચકીને આકાશમાર્ગે અહીં થઈને ચાલ્યો જતો હતો, તેને અમો સૌએ આ પર્વતશિખર પર બેઠાં બેઠાં જોયો હતો. એ રાવણ રાક્ષસની કેડમાં રહેલી એક સુંદર સ્ત્રી અતિ કરુણ સ્વરે 'હા રામ! હા રામ! હા લક્ષ્મણ! એવો આર્તનાદ કરતી હતી, તે ઉપરથી હું ધારું છું કે, નિશ્ચય એ સુંદરી તમારી પ્રિયા જાનકી જ હશે. એ દુષ્ટ રાક્ષસ તે સ્ત્રીને બળાત્કારે હરણ કરી લઈ જતો હોય એમ જ લાગતું હતું; કેમ કે તે સુંદરી તે દુષ્ટના ખોળામાં પાશ વડે બંધાયેલી નાગણની પેઠે તરફડિયા મારતી હતી.[૯,૧૦] વળી એ બાબતમાં પૂરેપૂરો નિશ્ચય કરવાનું સાધન પણ મને સાંભરી આવ્યુ છે અને તે એ કે, આકાશમાર્ગે રાક્ષસથી હરાતી એ સુંદરીએ અમો પાંચ વાનરોને એક શિલા પર બેઠેલા જોઈને, પોતાનાં ઉત્તમ આભૂષણો તથા એક ઉત્તરીય વસ્ત્ર અમારા પર ફેંક્યાં હતાં કે જે અમોએ હજી સુધી સાચવી રાખ્યાં છે. હે રાઘવ! હું તે સઘળાં વસ્ત્રાભૂષણો લઈ આવીને તમને દેખાડું છું કે જેને તમે સારી રીતે ઓળખી શકશો.[૧૧,૧૨]

સુગ્રીવનાં ઉપર્યુક્ત પ્રિય વચનો સાંભળીને અતિ અધીરાઈથી રામચંદ્ર તેને કહ્યું: 'હે મિત્ર! એમ છે તો પછી તું વિલંબ શા માટે કરે છે? તે વસ્ત્રાભરણો સત્વર મારી આગળ લઈ આવ.' રામચંદ્રનું વચન સાંભળી વાનરેંદ્ર સુગ્રીવ તેમનું પ્રિય કરવા અર્થે તરત જ ત્યાંથી ઊઠ્યો અને ઋષ્યમૂક પર્વત વિષેની પોતાની ગહન ગુફામાં ગયો. ત્યાંથી તેણે સુંદર ઉત્તરીય વસ્ત્ર તથા આભૂષણો લઈ રામચંદ્રની પાસે આવી કહ્યું: 'હે પ્રિય! જુઓ! આ તે સુંદરીએ ફેંકેલાં

---

વાલીનું અને અગ્નિ સમાન લાલવર્ણું રાવણનું એમ સમજવું. સીતાના વામનેત્રે ફરકીને તેમને 'થોડા સમયમાં રામચંદ્રનો સમાગમ થશે' એમ સૂચવ્યુ અને વાલી તથા રાવણનાં વામ નેત્રોએ થોડા સમયમાં આવી પહોંચેલો તેઓનો કાળ સૂચવ્યો હતો; કેમ કે પુરુષનું જમણું અંગ ફરકે તો શુભ અને સ્ત્રીનું ડાબું અંગ ફરકે તો શુભ; તેથી ઊલટું અશુભ છે એવું શકુનશાસ્ત્રમાં કહેલું છે.

# શ્રીરામ લક્ષ્મણને આભૂષણો ઓળખવા કહે છે



ર ા થી હરી જવ તા સીત જીના અ ગ પરથી પૃથ્વી પર પડેના આ ભૂષણે જે સુગ્રીવને હાથ આવ્યા હતા તે શ્રીર મને લ વી આ પતા તેઓ લક્ષ્મ જીને એ આ ભૂષણે આળખવા જણાવે છે ત્યારે લક્ષ્મણ કહે છે દેવ કે કુ ળને હુ નથી ઓળખતો પરંતુ નિત્ય પ ચવદન કરવાના કારણે એક નૂપુરને જ ઓળખુ છુ કે જે સુંદર મહાચ રી ભ વ છે [ પૃષ્ઠ ૫૭૨

સુગ્રીવનું વચન સાંભળી ધર્મમાં પ્રીતિવાળા, ધર્મને જાણનારા અને અત્યંત તેજવાળા કાકુત્સ્થ રામચંદ્રે હસતાં હસતાં કહ્યું :[૨૦] 'હે સુગ્રીવ ! ઉપકાર કરવો એ સન્મિત્રનું લક્ષણ છે અને અપકાર કરવો એ શત્રુનું લક્ષણ છે. હું તારી ભાર્યાનું હરણ કરનારા દુષ્ટ વાલીનો આજે જ વધ કરીશ.[૨૧] હે મહાભાગ ! આ મારાં ઇંદ્રનાં વજ્ર સરખાં તેજદાર બાણો કે જે સરખટથી બનેલાં છે, કંકપત્ર વડે ઢંકાયેલાં છે, સુવર્ણથી સુશોભિત કરેલાં છે અને ક્રોધ પામેલા ઝેરી સર્પના સરખાં તીક્ષ્ણ છે, તેના પ્રહારથી આજે 'વાલી' નામનો તારો અપરાધી શત્રુ હણાશે અને છિન્નભિન્ન થયેલા પર્વતની પેઠે પ્રાણરહિત થઈ પૃથ્વી પર પડશે, તેને તું જોઈશ.'

રઘુકુળદીપક રામચંદ્રનાં વચન સાંભળી વાનરોનો રાજા સુગ્રીવ અત્યંત હર્ષ પામ્યો અને 'બહુ સારું, બહુ સારું' એમ કહેવા લાગ્યો. પછી થોડી વારે મહાત્મા સુગ્રીવે કહ્યું : 'હે રામ ! હું શોકથી ઘેરાયેલો છું અને તમે શોકગ્રસ્ત પુરુષોના પરમ આશ્રયરૂપ છો, તેમ જ મારા પરમ સખા છો; માટે હું તમારી આગળ મારું સઘળું દુઃખ નિવેદન કરું છું. હે પ્રિય રામ ! હું સત્યના સોગંદ લઈને કહું છું કે, મેં અગ્નિની સાક્ષીએ મારો હાથ તમારા હાથમાં આપી તમને મારા પ્રાણથી પણ અધિક પ્રિય મિત્ર બનાવ્યા છે.[૨૨-૨૭] 'તમે મારા વિશ્વાસપાત્ર મિત્ર છો' એમ માની હું તમને કહું છું કે, હે રામ ! મારા અંતરનાં દુઃખો નિત્ય પ્રતિ મારા મનને ક્ષીણ કરે છે.'[૨૮] એટલું કહેતાં કહેતાં સુગ્રીવનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં અને તેનો કંઠ રૂંધાઈ ગયો, તેથી તે સ્પષ્ટપણે બોલી શક્યો નહિ.[૨૯] થોડી વારે મહાત્મા સુગ્રીવે એકાએક નદીના પૂરની પેઠે આવેલા અશ્રુપ્રવાહને ધૈર્ય વડે રોકીને તથા નયનના છેડા વતી નેત્રો લૂછી નાખીને નિઃશ્વાસ નાખતા શ્રીમાન રામચંદ્ર પ્રત્યે કહેવા માંડ્યું.[૩૦,૩૧]

'હે રામ ! મહાબળવાન વાલીએ પોતાના રાજ્યમાંથી મારો અધિકાર છીનવી લઈને તથા કઠોર વચનો કહીને મને કાઢી મૂક્યો છે; એટલું જ નહિ, પરંતુ તેણે મારી પ્રાણાધિક પ્રિય પત્ની રુમાનું પણ હરણ કર્યું છે અને મારા સઘળા સ્નેહી-મિત્રોને કારાગૃહમાં નાખ્યા છે. હે રાઘવ ! એ વાલીના ભયના ત્રાસથી હું આ ઋષ્યમૂક પર્વત પર આવી રહ્યો છું, તોપણ એ દુષ્ટાત્મા વારંવાર મારો વિનાશ કરવાને અર્થે યત્ન કર્યા જ કરે છે ! તેણે મારો વધ કરવા માટે કેટલીક વાર બળવાન વાનરોને અહીં મોકલ્યા, પણ હજી સુધી તો મેં તેઓ સર્વનો વિનાશ જ કર્યો છે.[૩૨-૩૪] હે રાઘવ ! વાલીના ભયને લીધે જ પ્રથમ તમને આ તરફ આવતા જોઈને મારા મનમાં શંકા ઊપજી હતી : 'રખે ને મારો વધ કરવા અર્થે આ કોઈ બે બળવાન પુરુષોને વાલીએ મોકલ્યા હોય !' એ શંકાને લીધે જ હું તમારી પાસે પ્રથમ આવી શક્યો નહિ; કારણ કે ભયના પ્રસંગમાં તો સૌ કોઈ ભય પામે છે જ.[૩૫] હે દશરથનંદન ! એવી રીતે મહાન પ્રાણસંકટ આવી પડવા છતા પણ કેવળ આ હનુમાનાદિ મારા સહાયકો હોવાને લીધે જ હું મારા પ્રાણોને ધારણ કરી રહ્યો છું.[૩૬] આ મારા સ્નેહી હનુમાનાદિ વાનરો નિરંતર ચોમેરથી મારી રક્ષા કરે છે. તેઓ હું ચાલું છું ત્યારે ચાલે છે અને ઊભો રહું ત્યારે ઊભા રહે છે.[૩૭] હે રામ ! હું મારા અનેક દુઃખોનું વિસ્તારથી કેટલુંક વર્ણન કરું ! માત્ર સંક્ષેપમાં જ કહું છું કે, વિખ્યાત પરાક્રમવાળો મારો જ્યેષ્ઠ બંધુ વાલી કે જે મારો શત્રુ થઈ ચૂક્યો છે, તેનો વિનાશ થાય ત્યારે જ મારાં સઘળાં દુઃખ શાંત થાય એમ છે. મારાં જીવિત તથા સુખ એ બન્ને એ વાલીના વિનાશને અવલંબીને જ રહ્યાં છે, અર્થાત વાલીનો વધ થાય તો જ હું જીવતો રહી સુખ ભોગવી શકું એમ છું.[૩૮,૩૯] હે રામ ! દુઃખી કિંવા સુખી અવસ્થામાં પુરુષને પરમ સહાયક

તેનો સખા જ હોય છે; માટે શોકથી પીડાયેલા મેં તમને આ મારા શોકનો અંત આણવાનો ઉપાય કહી સંભળાવ્યો.'

સુગ્રીવનાં વચન સાંભળી શ્રીમાન રામચંદ્રે તેને પૂછયું : 'હે સુગ્રીવ ! તારે વાલી સાથે શા નિમિત્તે વેર થયું, એ હું યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું. હે વાનરરાજ ! તમારા બન્નેના વેરનું કારણ તથા તમારા બન્નેનાં બળાબળ જાણ્યા પછી હું તને સુખ થાય એમ કરીશ.[૪૦-૪૨] હે મિત્ર ! વાલીએ વિના અપરાધે તારું અપમાન કર્યું એ સાંભળીને તો હૃદયને કંપાવનારો મારો બળવાન ક્રોધ વર્ષાઋતુમાંના જળપ્રવાહની પેઠે વૃદ્ધિ પામે છે.[૪૩] હવે હું મારા ધનુષ્યને સજ્જ કરું એટલા સમયમાં તું મારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપ. તારે નિશ્ચય માનવું કે મારાં બાણોથી તારા શત્રુ વાલીનો વધ થયો છે.'

મહાત્મા રઘુવીરનાં વચન સાંભળીને હનુમાનાદિ ચારે વાનરો સહિત કપીશ્વર સુગ્રીવ અત્યંત હર્ષ પામ્યો અને વાલીની સાથે પોતાને વેર થવાનું કારણ લક્ષ્મણના મોટા ભાઈ રઘુવીરને પ્રસન્નવદને કહેવા લાગ્યો.[૪૪,૪૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૮ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯ મો

### વાલી-સુગ્રીવનો પૂર્વવૃત્તાંત-વેરનું કારણ

वाली नाम मम भ्राता ज्येष्ठः शत्रुनिषूदनः।
पितुर्बहुमतो नित्यं मम चापि तथा पुरा ॥ १ ॥

સુગ્રીવે કહ્યું : 'હે રામચંદ્ર ! શત્રુઓનો નાશ કરવામાં સમર્થ એવો મારો જ્યેષ્ઠ બંધુ વાલી પૂર્વે અમારા પિતાને તથા મને અત્યંત પ્રિય હતો.[૧] જ્યારે અમારા પિતા નશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગ સિધાવ્યા, ત્યારે સઘળા મંત્રીઓએ 'વાલી જ્યેષ્ઠ પુત્ર હોવાથી રાજ્યનો અધિકારી છે' એમ વિચારી, તેને રાજ્યાસન પર બેસાડી સર્વ વાનરોનો રાજા કર્યો અને પિતૃ-પિતામહની પરંપરાથી ચાલતા આવેલા મહાન રાજ્યનું પાલન કરી રહેલા એ વાલીની પાસે હું સર્વ કાળ સેવકજનની પેઠે અતિશય નમ્રપણે રહેવા લાગ્યો.[૨,૩]

એ સમયે મયાસુરનો જ્યેષ્ઠ પુત્ર અને દુંદુભિનો મોટો ભાઈ 'માયાવી' નામનો એક રાક્ષસ હતો. તેની સાથે વાલીને સ્ત્રીના નિમિત્ત મોટું વેર બંધાયેલું હતું.[૪] એક દિવસે અર્ધરાત્રિના સમયે જ્યારે સઘળા લોકો નિદ્રાવશ થઈ સૂતેલા હતા, ત્યારે અત્યંત ક્રોધે ભરાયેલા એ માયાવી અસુરે કિષ્કિંધા નગરીના દરવાજા આગળ આવીને મોટી ગર્જના કરી અને વાલીને યુદ્ધ કરવા માટે બોલાવ્યો.[૫] તેની ભયંકર ગર્જના સાંભળતાં જ મારો ભાઈ વાલી નિદ્રામાંથી એકદમ જાગી ઊઠ્યો અને તેની એ ગર્જનાને સહન નહિ કરતાં વેગથી એ રાક્ષસની સામે જવા લાગ્યો.[૬] ક્રોધવશ થવાને લીધે કાંઈ પણ વિચાર નહિ કરતાં રાત્રિના સમયે વાલી જ્યારે રાક્ષસને હણવા માટે ચાલ્યો, ત્યારે અંતઃપુરમાંની સઘળી સ્ત્રીઓએ તેમ જ અત્યંત નમ્ર સ્વભાવવાળા મેં તેને બહુ બહુ પ્રકારે વાર્યો, છતાં કાંઈ પણ નહિ ગણકારતાં તે તો ઘરમાંથી બહાર નીકળ્યો.[૭] પાછા વળવા માટે વીનવતી અને પાછળ આવતી સ્ત્રીઓને તરછોડીને એ મહા બળવાન વાલી કિષ્કિંધા નગરીમાંથી બહાર નીકળ્યો, ત્યારે ભ્રાતૃસ્નેહથી ખેંચાઈ ને હું તેની સાથે ચાલ્યો. નગરીની બહાર નીકળીને અમે બન્ને ભાઈઓ યુદ્ધ કરવા માટે સજ્જ થઈ ઊભા, ત્યારે અમને દૂરથી જ જોઈ ને અત્યંત ત્રાસ પામેલો એ માયાવી અસુર એકાએક ત્યાંથી નાસવા લાગ્યો. જ્યારે અમારાથી ભય પામીને એ અસુર નાઠો, ત્યારે અમે બંને ભાઈઓ પણ તેની પાછળ દોડ્યા. એ વેળા માર્ગને પ્રકાશિત કરતો ચંદ્ર આકાશમાં ઉદય પામવા લાગ્યો હતો, તેથી અમે વગર અડચણે સત્વર એ રાક્ષસની નજીક પહોંચી ગયા; છતાં એ માયાવી રાક્ષસ એકાએક માર્ગમાં આવેલા, ઘણા ઘાસથી ઢંકાયેલા એક મોટા

વસ્ત્રાભરણો.' એમ કહી સુગ્રીવે એ વસ્ત્રાભરણો રામચંદ્રની આગળ મૂકયાં.[૧૩,૧૪] એ ઉત્તરીય વસ્ત્ર તથા આભરણો સીતાનાં જ હતાં. તેને જોતાં જ શ્રીમાન રામચંદ્ર ગદ્‌ગદકંઠ થઈ ગયા અને જેમ ઝાકળથી ચંદ્ર નિસ્તેજ થાય, તેમ સીતાનો સ્નેહ સાંભરી આવતાં પ્રવૃત્ત થયેલા અશ્રુજળથી તેમનું મુખ નિસ્તેજ થઈ ગયું. તે વસ્ત્રાભૂષણોને પોતાના હાથમાં ગ્રહણ કરી એકાએક 'હા પ્રિયા! હા મૈથિલિ!' એ પ્રમાણે ધાડા સ્વરથી રુદન કરતા શ્રીમાન રામચંદ્ર ધૈર્યરહિત થઈ પૃથ્વી પર ઢળી પડ્યા અને વારંવાર વસ્ત્રાભૂષણોને પોતાના હૃદય સાથે ચાંપીને કોઈએ કોપાવેલા રાફડામાં રહેલા સર્પની પેઠે અત્યંત ફૂંફાડા મારવા લાગ્યા, તેમ જ તેમનાં નેત્રોમાંથી અખંડિત અશ્રુધારા વહેવા લાગી. એ વેળા અતિદીન બની ગયેલા રામચંદ્ર પોતાની પાસે બેઠેલા લક્ષ્મણની સામે જોઈને ખેદ ધરતાં કહેવા લાગ્યા:[૧૫–૧૯] 'હે લક્ષ્મણ! રાવણ અંતરિક્ષમાર્ગે હરણ કરી જતો હશે, એ વેળાએ તારી ભાભી સીતાએ પોતાના શરીર પરથી ઉતારી ફેંકી દીધેલાં આ વસ્ત્રાભરણો તું જો! અહો! આ વસ્ત્રાભરણો બગડી કિંવા ભાંગી જાય નહિ એટલા માટે તેણે એ લીલાં તૃણવાળી ભૂમિ પર નાખ્યાં હોય એમ લાગે છે; કેમ કે આ વસ્ત્રાભરણો પ્રથમના જેવાં જ અખંડિત અને નિર્મળ રહેલાં છે.'[૨૦,૨૧]

રામચંદ્રનાં વચન સાંભળી મહાત્મા લક્ષ્મણે કહ્યું: 'હે જ્યેષ્ઠ બંધુ! હું મારી ભાભી સીતાનાં કેયૂર તથા કુંડળ આદિ આભૂષણોને તો ઓળખી શકતો નથી. પરંતુ હું નિત્યપ્રતિ તેમનાં ચરણનું વંદન કરતો, તેથી માત્ર તેમનાં નૂપુરને× જ ઓળખી શકું છું.'+

એટલું બોલી મહાત્મા લક્ષ્મણ જ્યારે ગદ્‌ગદકંઠ થવાને લીધે આગળ બોલી શકયા નહિ; ત્યારે શ્રીમાન રામચંદ્ર સુગ્રીવને પૂછ્યું:[૨૨] 'હે સુગ્રીવ! તે ભયંકર રૂપવાળો રાક્ષસ મારી પ્રાણપ્રિયા સીતાને કઈ તરફ લઈ જતો તારા જોવામાં આવ્યો હતો? વળી મને મોટું દુઃખ આપનારો એ રાક્ષસ કયે સ્થળે વસે છે? ખરેખર, એકના દોષને લીધે હવે હું સઘળા રાક્ષસોનો સંહાર કરીશ. હે વાનરેંદ્ર! જેણે સીતાનું હરણ કરીને મને ક્રોધ પમાડ્યો છે, તેના મૃત્યુનું દ્વાર ખરેખર આપોઆપ જ ઊઘડી ગયું છે! હે વાનરાધિપતિ સુગ્રીવ! જે દુષ્ટ રાક્ષસે બળાત્કારથી મારી અત્યંત પ્રિય પત્ની સીતાનું હરણ કર્યું છે, તે મારા શત્રુની ભાળ તું મને શીઘ્ર જણાવ; એટલે હું તેને તરત જ યમલોકમાં પહોંચતો કરું.'[૨૩–૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૬ ઠ્ઠો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭ મો

### સુગ્રીવે કરેલું રામચંદ્રનું આશ્વાસન

एवमुक्तस्तु सुग्रीवो रामेणार्तेन वानरः।
अब्रवीत्प्राञ्जलिर्वाक्यं सबाष्पं बाष्पगद्गदः॥ १॥

અત્યંત શોકપીડિત થયેલા રામચંદ્રનાં દીનતાયુક્ત વચન સાંભળી સુગ્રીવની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં, તેથી ગદ્‌ગદકંઠ થયેલા તેણે હાથ જોડી નમ્રતાથી કહ્યું: 'હે રામચંદ્ર! હું એ દુષ્ટ કુળમાં ઉત્પન્ન થયેલા પાપકર્મી રાવણ રાક્ષસના નિવાસસ્થાનને બિલકુલ જાણતો નથી તેમ જ તેના સામર્થ્યને, તેના પરાક્રમને તથા તેના કુળને પણ જાણતો નથી;[૧૨] તોપણ હે શત્રુદમન! હું સત્ય પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, જેવી રીતે તમે સીતાને પામશો, તેવી રીતનો હું પ્રયાસ કરીશ. તમે શોકનો ત્યાગ કરો.[૩] હે પ્રભુ! હું મારા પૌરુષબળનો આશ્રય કરી થોડા સમયમાં જ પરિવાર સહિત રાવણનો નાશ કરી તમને સીતા લાવી આપીશ, જેથી તમે પ્રસન્ન થશો.[૪] હે રામ! તમે પોતાના સ્વાભાવિક ધૈર્યનું અવલંબન કરી આવી અયોગ્ય વિકલતાનો ત્યાગ કરો. તમારા સરખા મહાન પુરુષને આટલું

× પગમાં પહેરવાનું ઘરેણું -ઝાંઝર.

+ આ શ્લોક આપણા દેશના પ્રાચીન ગૌરવનું ભાન કરાવે છે પૂર્વકાળમાં આપણામાં દિયેર--ભોજાઈ વચ્ચે કેવો અ. સંભાવ હતો, તે આ ઉપરથી જણાઈ આવે છે.

બુદ્ધિલાઘવ (બુદ્ધિનું ટૂંકાપણું) યોગ્ય નથી.[5] હે રામ! તમારી પેઠે જ મને પણ પત્નીવિયોગનું મોટું દુઃખ પ્રાપ્ત થયું છે, છતાં હું કાંઈ તમારી પેઠે ધૈર્યનો ત્યાગ કરીને શોક કરતો નથી.[6] હે મહાત્મન્! હું પ્રાકૃત બુદ્ધિવાળો એવો વાનર છું, તો પણ મારા મોટા ભાઈ વાલીએ હરણ કરેલી મારી ભાર્યાનો શોચ કરતો નથી, તો પછી તમે તો પવિત્ર અંતઃકરણવાળા, નમ્ર સ્વભાવવાળા અને ઉત્તમ ધૈર્યવાળા મહાપુરુષ છો, છતાં આમ શોક કરો એ શું યોગ્ય કહેવાય?[7] હે રઘુવીર! તમે ધૈર્ય ધારણ કરી તમારાં નેત્રમાંથી ખરતાં આંસુને રોકો અને ઉત્તમ સત્ત્વશીલ પુરુષોની મર્યાદાનો ત્યાગ ન કરો; કેમ કે ઉત્તમ બુદ્ધિ વડે વિચાર કરનારો ધૈર્યવાન પુરુષ પ્રિયજનોના વિયોગસમયે, દ્રવ્યાદિના વિનાશથી થતાં કષ્ટના સમયે, ચોર વગેરેના ભયમાં તેમ જ જીવિતનો અંત આણે એવા બીજા હરકોઈ સંકટના સમયે પણ પીડાતો નથી.[8,9] જે મૂર્ખ પુરુષ નિરંતર શોક અને ચિંતા કર્યા કરે છે, તે અતિશય ભારથી ભરેલા નાવની પેઠે શોકરૂપી સમુદ્રમાં ડૂબે છે.[10] માટે હે પરમ સખા! હું હાથ જોડીને અત્યંત પ્રેમપૂર્વક તમને વીનવું છું કે, તમે પૌરુષબળનો આશ્રય કરો અને તમારા અંતઃકરણમાં શોકને અવકાશ ન આપો![11] જેઓ નિરંતર શોકમાં રહે છે, તેઓને કદી પણ સુખ હોતું જ નથી અને તેઓનું તેજ પણ ક્ષીણ થાય છે; માટે હે રાઘવ! તમે શોક કરવાને યોગ્ય નથી.[12] હે રઘુનંદન! નિરંતર શોકગ્રસ્ત રહેનારા પુરુષના જીવિતમાં પણ સંશય રહે છે; માટે હે રાજેંદ્ર! તમે શોકનો ત્યાગ કરી કેવળ ધૈર્યનો જ આશ્રય કરો.[13] હે કૌશલ્યાનંદવર્ધન! હું તમને કાંઈ ઉપદેશ કરતો નથી; પરંતુ મિત્રભાવથી હિતવચનો જ કહું છું; માટે મારા મિત્રપણાનું માન જાળવવા સારુ પણ હવે તમારે શોક કરવો યોગ્ય નથી.'[14]

મહાત્મા સુગ્રીવે અનેક પ્રકારનાં મધુર વચનોથી રામચંદ્રનું સાંત્વન કર્યું, ત્યારે લક્ષ્મણના મોટા ભાઈ રઘુવીર તરત જ વસ્ત્રના છેડા વતી પોતાનાં નેત્રમાંનાં આંસુ લૂછી નાખી સ્વચ્છ થયા. પછી વાનરેંદ્ર સુગ્રીવને ભેટીને કહેવા લાગ્યા:[15,16] 'હે સુગ્રીવ! સ્નેહી તથા હિતેચ્છુ મિત્રે પોતાના મિત્રની દુઃખી અવસ્થામાં જે કંઈ કરવું ઘટે, તે પ્રમાણે તેં મારો શોક સમાવવા અર્થે યોગ્ય પ્રયત્ન કર્યો છે. હે મિત્ર! તારાં વચનો સાંભળીને મારો સઘળો શોક શાંત થયો છે અને હવે હું સ્વસ્થ થયો છું. હે મિત્ર! વિશેષે કરી આવી વેળાએ તારા સરખો મિત્ર મળવો ઘણો જ દુર્લભ હોય છે. હે સુગ્રીવ! હવે સીતાની શોધ કરવા માટે તથા દુરાત્મા અને ક્રૂર એવા રાવણ રાક્ષસનો સંહાર કરવા માટે તારે પ્રયત્નશીલ થવાની જરૂર છે; તેમ જ તારું જે કંઈ કાર્ય મારે કરવાનું હોય તે તું વિશ્વાસપાત્ર એવા મને નિર્ભયપણે જણાવ. હે કપિરાજ! જેમ વર્ષાઋતુમાં સારા ક્ષેત્ર વિષે વાવેલું બીજ સફળ થાય છે, તેમ મને સોંપેલું તારું સર્વ કાર્ય સફળ થશે.[17-20]

હે હરિશાર્દૂલ!* 'હું વાલીનો વધ કરીશ.' એમ જે મેં અભિમાનપૂર્વક કહ્યું છે તે તારે સત્ય જ સમજવું.[21] હું પૂર્વે કદી પણ અસત્ય બોલ્યો નથી અને ભવિષ્યમાં કદાપિ બોલીશ પણ નહિ. આ હું સત્યના સોગંદ લઈને પ્રતિજ્ઞાપૂર્વક જ કહું છું.'[22]

એવી રીતે શ્રીમાન રામચંદ્રનાં દૃઢ પ્રતિજ્ઞાપૂર્વકનાં વચન સાંભળી હનુમાનાદિ સર્વ વાનરસમાજ સહિત સુગ્રીવ અત્યંત હર્ષિત થયો. પછી એકાંતમાં× મિત્રભાવને પામેલા રામચંદ્ર અને સુગ્રીવ બંને મિત્રો પોતાના સમાન સુખદુઃખની વાતો કરવા લાગ્યા.[23,24] બુદ્ધિસંપન્ન કપિશ્રેષ્ઠ સુગ્રીવે મોટા મોટા રાજાઓના પણ અધિપતિ મહાનુભાવ રામચંદ્રનાં પૂર્વોક્ત પ્રતિજ્ઞા-

* કપિઓમાં શ્રેષ્ઠ.

× ગુપ્ત સ્થળે-અન્ય રાજ્યના દૂતો કિંવા રાવણના દૂતો ન જાણી શકે એવા ગુપ્ત સ્થળે.

વચન સાંભળીને પોતાના હૃદય વિષે પોતાનું કાર્ય સિદ્ધ થયેલું જ માન્યું.[૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮મો

### બન્ને મિત્રોની પરસ્પર વાતચીત

परितुष्टस्तु सुग्रीवस्तेन वाक्येन हर्षितः ।
लक्ष्मणस्याग्रजं शूरमिदं वचनमब्रवीत् ॥ १ ॥

લક્ષ્મણના મોટા ભાઈ શૂરવીર રઘુવીરનાં વચન સાંભળી સંતુષ્ટ થયેલા કપિવર સુગ્રીવે તેમને કહ્યું :[૧] 'હે રઘુવીર ! તમારા સરખો ગુણવાન મિત્ર પ્રાપ્ત થવાથી આજે હું સર્વથા દેવતાઓને પણ અનુગ્રહ કરવા યોગ્ય થયો છું. હે નિષ્પાપ રામચંદ્ર! તમારી સહાયથી હું દેવતાઓના રાજ્યને પણ મેળવી શકું એમ છું; તો પછી મારું પોતાનું રાજ્ય મેળવી શકું એમાં તો શું જ આશ્ચર્ય ! વળી રઘુવંશમાં જન્મ પામેલા તમારી સાથે આજે મારી અગ્નિદેવની સમક્ષ સુદૃઢ મૈત્રી બંધાઈ. તેથી હું મારા બંધુવર્ગમાં તથા સુહૃદવર્ગમાં પણ માનીતો થયો છું. હે રાઘવ ! હું તમારી આગળ મારા મુખથી જ મારા ગુણો કહું એ યોગ્ય નથી. છતાં હું તમને યોગ્ય મિત્ર પ્રાપ્ત થયો છું, એમ તમે ધીમે ધીમે-પરિચયથી જાણશો.[૨-૫] હે સંયમી પુરુષોમાં શ્રેષ્ઠ ! તમારા સરખા જિતેંદ્રિય અને મહાત્મા પુરુષોની પ્રીતિ તથા ધીરજ નિશ્ચળ જ હોય છે. હે રઘુવીર ! જેઓ સન્મિત્ર હોય છે, તેઓ પોતાના કે મિત્રના સુવર્ણ, રૂપું તથા આભરણાદિ પદાર્થોમાં કંઈ પણ જુદાઈ જાણતા નથી. પોતાનો મિત્ર ધનવાન હોય વા દરિદ્રી હોય, દુઃખી હોય કિંવા સુખી હોય તેમજ નિર્દોષ હોય અથવા સદોષ હોય, તોપણ સન્મિત્ર તો તેને જ પોતાની પરમ ગતિરૂપ માને છે.[૬-૮] હે અનઘ ! મિત્રનો ઉત્તમોત્તમ સ્નેહ જોઈ તેના અર્થે પુરુષો પોતાનાં ધન, સુખ તથા દેશનો પણ ત્યાગ કરે છે.[૯]

પરમ મિત્ર સુગ્રીવનાં વચન સાંભળી, ઇંદ્ર સરખી શોભાવાળા બુદ્ધિમાન લક્ષ્મણના સાંભળતાં શ્રીમાન રામચંદ્ર સુગ્રીવ પ્રત્યે કહ્યું હે કપિરાજ ! તેં કહ્યું તે યોગ્ય જ છે; ખરેખર, મૈત્રી તેવી જ હોવી જોઈએ.[૧૦]

બીજે દિવસે પ્રાતઃકાળમાં પોતાનાં નિત્યકર્મથી પરવારી શ્રીમાન રામચંદ્ર તથા લક્ષ્મણ બંને ભાઈ કાંઈ પણ બિછાવ્યા વિનાની પૃથ્વી પર બેઠા હતા. તેમને જોઈને કપિવર સુગ્રીવ વનમાં પોતાની ચપળ દૃષ્ટિ ફેરવવા લાગ્યો; એવામાં થોડેક દૂર એક સાલવૃક્ષ તેની નજરે પડ્યું. એ વૃક્ષ થોડાં પાંદડાંવાળું, પરંતુ ઘણાં પુષ્પોવાળું હતું અને તેના પર અનેક ભ્રમરો ગુંજારવ કરી રહ્યા હતા. એ સાલવૃક્ષની ઘણાં પાંદડાંવાળી એક રમણીય શાખા ભાંગી લાવીને, પૃથ્વી પર બિછાવી તેના ઉપર મહાત્મા રામચંદ્ર સહિત સુગ્રીવ બેઠો. એ જોઈ નમ્ર સ્વભાવવાળા મહાત્મા હનુમાને એક સાલવૃક્ષની શાખા ભાંગી લાવી પૃથ્વી પર બિછાવી તે પર લક્ષ્મણને બેસાડ્યા.[૧૧-૧૪] સાલવૃક્ષના પુષ્પોથી આચ્છાદિત થયેલા એ પર્વતશ્રેષ્ઠ ઋષ્યમૂક ગિરિના રમ્ય શિખર પર શ્રીમાન રામચંદ્ર શાંત થયેલા સમુદ્રની પેઠે સુખપૂર્વક વિરાજ્યા, ત્યારે અતિશય હર્ષિત થયેલા સુગ્રીવે પ્રેમ તથા હર્ષને લીધે ગદ્‌ગદ કંઠે પવિત્ર અને મધુર વાણીથી તેમને કહ્યું : 'હે રાઘવ ! વાલીએ મને કાઢી મૂકવાથી તથા મારી સ્ત્રીનું હરણ કરવાથી અત્યંત દુઃખી થયેલો હું તે વાલીથી ભય પામી આ પર્વતશ્રેષ્ઠ ઋષ્યમૂકમાં નિવાસ કરું છું. હે રાઘવ ! વાલીએ મને રાજ્યમાંથી કાઢી મૂકેલો હોવાથી મારે તેની સામે દૃઢ વેર બંધાયું છે. તેનાથી હું ઘણો જ ત્રાસ પામું છું અને આ પર્વતમાં રહેવા છતાં મારા ચિત્તમાંથી તેના તરફનો ભય ટળતો નથી. માટે હે સર્વ લોકોને અભય આપનાર રામ ! હું કે જે નિરંતર વાલીના ભયથી પીડાયા કરું છે અને અનાથ સરખો થઈ ગયો છું, તેના ઉપર તમે કૃપા કરવા યોગ્ય છો.[૧૫-૧૯]

સુગ્રીવનું વચન સાંભળી ધર્મમાં પ્રીતિવાળા, ધર્મને જાણનારા અને અત્યંત તેજવાળા કાકુત્સ્થ રામચંદ્રે હસતાં હસતાં કહ્યું :[૨૦] 'હે સુગ્રીવ ! ઉપકાર કરવો એ સન્મિત્રનું લક્ષણ છે અને અપકાર કરવો એ શત્રુનું લક્ષણ છે. હું તારી ભાર્યાનું હરણ કરનારા દુષ્ટ વાલીનો આજે જ વધ કરીશ.[૨૧] હે મહાભાગ ! આ મારાં ઇંદ્રનાં વજ્ર સરખાં તેજદાર બાણો કે જે સરખટથી બનેલાં છે, કંકપત્ર વડે ઢંકાયેલાં છે, સુવર્ણથી સુશોભિત કરેલાં છે અને ક્રોધ પામેલા ઝેરી સર્પના સરખાં તીક્ષ્ણ છે, તેના પ્રહારથી આજે 'વાલી' નામનો તારો અપરાધી શત્રુ હણાશે અને છિન્નભિન્ન થયેલા પર્વતની પેઠે પ્રાણરહિત થઈ પૃથ્વી પર પડશે, તેને તું જોઈશ.'

રઘુકુળદીપક રામચંદ્રનાં વચન સાંભળી વાનરોનો રાજા સુગ્રીવ અત્યંત હર્ષ પામ્યો અને 'બહુ સારું, બહુ સારું' એમ કહેવા લાગ્યો. પછી થોડી વારે મહાત્મા સુગ્રીવે કહ્યું : 'હે રામ ! હું શોકથી ઘેરાયેલો છું અને તમે શોકગ્રસ્ત પુરુષોના પરમ આશ્રયરૂપ છો, તેમ જ મારા પરમ સખા છો; માટે હું તમારી આગળ મારું સઘળું દુઃખ નિવેદન કરું છું. હે પ્રિય રામ ! હું સત્યના સોગંદ લઈને કહું છું કે, મેં અગ્નિની સાક્ષીએ મારો હાથ તમારા હાથમાં આપી તમને મારા પ્રાણથી પણ અધિક પ્રિય મિત્ર બનાવ્યા છે.[૨૨-૨૭] 'તમે મારા વિશ્વાસપાત્ર મિત્ર છો' એમ માની હું તમને કહું છું કે, હે રામ ! મારા અંતરનાં દુઃખો નિત્ય પ્રતિ મારા મનને ક્ષીણ કરે છે.'[૨૮] એટલું કહેતાં કહેતાં સુગ્રીવનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં અને તેનો કંઠ રૂંધાઈ ગયો, જેથી તે સ્પષ્ટપણે બોલી શક્યો નહિ.[૨૯] થોડી વારે મહાત્મા સુગ્રીવે એકાએક નદીના પૂરની પેઠે આવેલા અશ્રુપ્રવાહને ધૈર્ય વડે રોકીને તથા વસ્ત્રના છેડા વતી નેત્રો લૂછી નાખીને નિઃશ્વાસ મૂકતા શ્રીમાન રામચંદ્ર પ્રત્યે કહેવા માંડ્યું.[૩૦,૩૧] 'હે રામ ! મહાબળવાન વાલીએ પોતાના રાજ્યમાંથી મારો અધિકાર છીનવી લઈને તથા કઠોર વચનો કહીને મને કાઢી મૂક્યો છે; એટલું જ નહિ, પરંતુ તેણે મારી પ્રાણાધિક પ્રિય પત્ની રુમાનું પણ હરણ કર્યું છે અને મારા સઘળા સ્નેહી-મિત્રોને કારાગૃહમાં નાખ્યા છે. હે રાઘવ ! એ વાલીના ભયના ત્રાસથી હું આ ઋષ્યમૂક પર્વત પર આવી રહ્યો છું, તોપણ એ દુષ્ટાત્મા વારંવાર મારો વિનાશ કરવાને અર્થે યત્ન કર્યા જ કરે છે ! તેણે મારો વધ કરવા માટે કેટલીક વાર બળવાન વાનરોને અહીં મોકલ્યા, પણ હજી સુધી તો મેં તેઓ સર્વનો વિનાશ જ કર્યો છે.[૩૨-૩૪] હે રાઘવ ! વાલીના ભયને લીધે જ પ્રથમ તમને આ તરફ આવતા જોઈને મારા મનમાં શંકા ઊપજી હતી : 'રખે ને મારો વધ કરવા અર્થે આ કોઈ બે બળવાન પુરુષોને વાલીએ મોકલ્યા હોય !' એ શંકાને લીધે જ હું તમારી પાસે પ્રથમ આવી શક્યો નહિ; કારણ કે ભયના પ્રસંગમાં તો સૌ કોઈ ભય પામે છે જ.[૩૫] હે દશરથનંદન ! એવી રીતે મહાન પ્રાણસંકટ આવી પડવા છતાં પણ કેવળ આ હનુમાનાદિ મારા સહાયકો હોવાને લીધે જ હું મારા પ્રાણોને ધારણ કરી રહ્યો છું.[૩૬] આ મારા સ્નેહી હનુમાનાદિ વાનરો નિરંતર ચોમેરથી મારી રક્ષા કરે છે. તેઓ હું ચાલું છું ત્યારે ચાલે છે અને ઊભો રહું ત્યારે ઊભા રહે છે.[૩૭] હે રામ ! હું મારાં અનેક દુઃખોનું વિસ્તારથી કેટલુંક વર્ણન કરું ! માત્ર સંક્ષેપમાં જ કહું છું કે, વિખ્યાત પરાક્રમવાળો મારો જ્યેષ્ઠ બંધુ વાલી કે જે મારો શત્રુ થઈ ચૂક્યો છે, તેનો વિનાશ થાય ત્યારે જ મારાં સઘળાં દુઃખ શાંત થાય એમ છે. મારાં જીવિત તથા સુખ એ બન્ને એ વાલીના વિનાશને અવલંબીને જ રહ્યાં છે, અર્થાત્ વાલીનો વધ થાય તો જ હું જીવતો રહી સુખ ભોગવી શકું એમ છું.[૩૮,૩૯] હે રામ ! દુઃખી કિંવા સુખી અવસ્થામાં પુરુષને પરમ સહાયક

તેનો સખા જ હોય છે, માટે શોકથી પીડા પેલા મે તમને આ મારા શોકનો અત આણવા નો ઉપાય કહી સભળાવ્યો '

સુગ્રીવના વચન સાભળી શ્રીમાન રામચદ્રે તેને પૂછ્યુ · ' હે સુગ્રીવ ! તારે વાલી સાથે શા નિમિત્તે વેર થયુ, એ હુ યથાર્થ રીતે સાભળવા ઇચ્છુ છુ હે વાનરરાજ ! તમારા બન્નેના વેરનુ કારણ તથા તમારા બન્નેના બળાબળ જાણ્યા પછી હુ તને સુખ થાય એમ કરીશ [૪૦–૪૨] હે મિત્ર ! વાલીએ વિના અપરાધે તારુ અપમાન કર્યુ એ સાભળીને તો હૃદયને કપાવનારો મારો બળવાન ક્રોધ વર્ષાઋતુમાના જળપ્રવાહની પેઠે વૃદ્ધિ પામે છે [૪૩] હવે હુ મારા ધનુષ્યને સજ્જ કરુ એટલા સમયમા તુ મારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપ તારે નિશ્ચય માનવુ કે મારા બાણો થી તારા શત્રુ વાલીનો વધ થયો છે '

મહાત્મા રઘુવીરના વચન સાભળીને હનુમાનાદિ ચારે વાનરો સહિત કપીશ્વર સુગ્રીવ અત્યત હર્ષ પામ્યો અને વાલીની સાથે પોતાને વેર થવાનુ કારણ લક્ષ્મણના મોટા ભાઈ રઘુવીર ને પ્રસન્નવદને કહેવ લાગ્યો [૪૪,૪૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાડમા ૮ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯ મો

### વાલી-સુગ્રીવનો પૂર્વવૃત્તાત-વેરનુ કારણ

वाली नाम मम भ्राता ज्येष्ठ शत्रुनिषूदन ।
पितुर्बहुमतो नित्य मम चापि तथा पुरा ॥ १ ॥

સુગ્રીવે કહ્યુ ' હે રામચદ્ર ! શત્રુઓનો નાશ કરવામા સમર્થ એવો મારો જ્યેષ્ઠ બધુ વાલી પૂર્વે અમારા પિતાને તથા મને અત્યત પ્રિય હતો [૧] જ્યારે અમારા પિતા નશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગ સિધાવ્યા, ત્યારે સઘળા મત્રીઓએ 'વાલી જ્યેષ્ઠ પુત્ર હોવાથી રાજ્યનો અધિકારી છે ' એમ વિચારી, તેને રાજ્યાસન પર બેસાડી સર્વ વાનરોનો રાજા કર્યો અને પિતૃ-પિતામહની પરપરાથી ચાલતા આવેલા મહાન રાજ્યનુ પાલન કરી રહેલા એ વાલીની પાસે હુ સર્વ કાળ સેવકજનની પેઠે અતિશય નમ્રપણે રહેવા લાગ્યો [૨,૩]

એ સમયે મયાસુરનો જ્યેષ્ઠ પુત્ર અને દુદુભિનો મોટો ભાઈ 'માયાવી' નામનો એક રાક્ષસ હતો તેની સાથે વાલીને સ્ત્રીના નિમિત્ત મોટુ વેર બધાયેલુ હતુ [૪] એક દિવસે અર્ધ રાત્રિના સમયે જ્યારે સઘળા લોકો નિદ્રાવશ થઈ સૂતેલા હતા, ત્યારે અત્યત ક્રોધે ભરાયેલા એ માયાવી અસુરે કિષ્કિધા નગરીના દરવાજા આગળ આવીને મોટી ગર્જના કરી અને વાલી ને યુદ્ધ કરવા માટે બોલાવ્યો [૫] તેની ભયકર ગર્જના સાભળતા જ મારો ભાઈ વાલી નિદ્રામાથી એકદમ જાગી ઊઠ્યો અને તેની એ ગર્જનાને સહન નહિ કરતા વેગથી એ રાક્ષસની સામે જવા લાગ્યો [૬] ક્રોધવશ થવાને લીધે કાઈ પણ વિચાર નહિ કરતા રાત્રિના સમયે વાલી જ્યારે રાક્ષસને હણવા માટે ચાલ્યો, ત્યારે અત પુરમાની સઘળી સ્ત્રીઓએ તેમ જ અત્યત નમ્ર સ્વભાવવાળા મે તેને બહુ બહુ પ્રકારે વાર્યો, છતા કાઈ પણ નહિ ગણકારતા તે તો ઘરમાથી બહાર નીકળ્યો [૭] પાછા વળવા માટે વીનવતી અને પાછળ આવતી સ્ત્રીઓ ને તરછોડીને એ મહા બળવાન વાલી કિષ્કિધા નગરીમાથી બહાર નીકળ્યો, ત્યારે ભ્રાતૃ સ્નેહથી એ ચાઈ ને હુ તેની સાથે ચા યો નગરી ની બહાર નીકળીને અમે બન્ને ભાઈઓ યુદ્ધ કરવા માટે સજ્જ થઈ ઊભા, ત્યારે અમને દૂરથી જ જોઈને અત્યત ત્રાસ પામેલો એ માયાવી અસુર એકાએક ત્યાથી નાસવા લાગ્યો જ્યારે અમારાથી ભય પામીને એ અસુર નાઠો, ત્યારે અમે બન્ને ભાઈઓ પણ તેની પાછળ દોડ્યા એ વેળા માર્ગને પ્રકાશિત કરતો ચદ્ર આકાશ મા ઉદય પામવા લાગ્યો હતો, તેથી અમે વગર અડચણે સત્વર એ રાક્ષસની નજીક પહોચી ગયા, છતા એ માયાવી રાક્ષસ એકાએક માર્ગમા આવેલા, ઘણા ઘાસથી ઢકાયેલા એક મોટા

ભૂવિવરમા* પેસી ગયો. આ પ્રકાર જોઈ અમે પણ સત્વર એ ભૂવિવર આગળ જઈને ઊભા રહ્યા પોતાના શત્રુને ભૂવિવરમાં પ્રવેશેલો જોઈને વાલી મહાન ક્રોધને વશ થયો અને તેની સઘળી ઇંદ્રિયો ક્ષોભ પામી, પછી તેણે મને કહ્યુ [૮-૧૨] 'હે ભાઈ સુગ્રીવ ! હુ આ ભૂવિવરમા પ્રવેશ કરી જ્યા સુધી અ દર ગયેલા અસુરનો વધ કરી પાછો આવુ, ત્યા સુધી તુ સાવધાન થઈ આ ભૂવિવરના દ્વાર આગળ ઊભો રહેજે.'[૧૩]

હે રઘુન દન ! એવુ સાભળી મે તેની સાથે અ દર પ્રવેશ કરવા સારુ તેને ઘણી ઘણી વિનતિ કરી, છતા તે ન માનતા બહાર ઊભા રહેવા માટે મને પોતાના ચરણના સોગ દ આપીને તેણે એ ભૂવિવરમા પ્રવેશ કર્યો[૧૪] વાલીની વાટ જોતા ભૂવિવર આગળ ઊભા રહેલા મને આજકાલ એમ કરતા એક વર્ષથી પણ અધિક સમય વહી ગયો, પણ વાલી બહાર આવ્યો નહિ.[૧૫] ત્યારે ભ્રાતૃસ્નેહને લીધે મારા મનમા મોટો સ ભ્રમ ઊપજ્યો અને દીર્ઘકાળ પર્ય ત મારા ભાઈને નહિ દેખવાથી 'વાલી નિશ્ચય મરણ પામ્યો હશે' એવી અનિષ્ટ શ કા મને થવા લાગી[૧૬] છતા કેટલાક સમય સુધી વાલીની રાહ જોતો હુ ત્યા ઊભો રહ્યો એવામા એક સમયે એ ભૂવિવરમાથી એકાએક ફીણ સહિત રુધિર નીકળતું મારા જોવામા આવ્યુ, એટલે મારી પ્રથમની શંકા દૃઢ થવાથી હુ અ ત્યંત વિકળ થયો.[૧૭] એ વેળા એ વિવરમાથી અસુરોની મોટી મોટી ગર્જનાઓ મારા કર્ણપથમા આવવા લાગી, પર તુ સ ગ્રામમા જોડાયેલા મારા વડીલ બ ધુ વાલીનો એક પણ શબ્દ મારા સાભળવામા આવ્યો નહિ એ સઘળા ચિહ્નો પરથી 'અવશ્ય મારો ભાઈ મરણ પામ્યો હશે' એવો મને નિશ્ચય થયો. 'હવે અ દર ગયેલો રાક્ષસ પુન બહાર આવી કિષ્કિંધાના લોકોને દુઃખી કરે નહિ' એમ વિચારી મે એક પર્વત જેવડી મોટી શિલા વડે એ ભૂવિવરના દ્વારને ઢાકી દીધુ. હે પરમ મિત્ર રામ ! ત્યાર પછી શોકપીડિત થયેલો હુ કોઈ એક તીર્થ-જળાશય પર જઈ, વાલીની ઉદકક્રિયા કરી કિષ્કિ ધામા આવ્યો અને વાલીના મરણનુ વૃત્તાંત ગુપ્ત રાખવા માટે ઘણા ઘણા યત્ન કરવા લાગ્યો, તોપણ વાલીના વિચક્ષણ મ ત્રીઓ એ વૃત્તાત જાણી ગયા.[૧૮-૨૦] એટલે 'રાજ્ય સૂનુ રહે નહિ' એવો વિચાર કરી તે સર્વ મ ત્રીઓએ મળી મને અભિષેક કરી રાજ્યાસન પર બેસાડ્યો હે રાઘવ ! મે વાલીની ઉત્તરક્રિયા મારા હાથે જ કરી, પરંતુ મે કાઈ તેને મરણ પામેલો નજરે જોયો ન હતો, તેથી મને શ કા રહેતી કે, કદાચ વાલી જીવતો પણ હોય, માટે 'આ રાજ્ય વાલીનુ જ છે' એમ માની હુ નિર્મ ળ બુદ્ધિથી ન્યાયયુક્ત રાજ્ય કરવા લાગ્યો.

હે રઘુવીર ! મને રાજ્યાસન પર બેઠ ને થોડોક સમય થયો, એટલામા તો મારો ભાઈ વાલી માયાવી રાક્ષસને હણીને નગરમા આવ્યો અને મને રાજ્યાસન પર બેઠેલો જોતા જ તેનામા રોમેરોમ ક્રોધાગ્નિ સળગી ઊઠ્યો તથા તેના નેત્રો લાલચોળ થઈ ગયા.[૨૧,૨૨] તુરત જ તેણે મારા મ ત્રીઓને બાધી કેદ કરી અને કઠોર વચનો કહી તિરસ્કાર કર્યો હે રાઘવ ! એ વેળા તે પાપી વાલીનો નિગ્રહ કરવા હુ સમર્થ હતો તોપણ ભ્રાતૃસ્નેહથી બ ધાયેલો હોવાને લીધે તેને હણવાના કાર્યમા પ્રવૃત્ત થઈ શક્યો નહિ ઊલટુ શત્રુને હણી નગરમા પાછા આવેલા એ મારા વડીલ બ ધુ-વાલીને જોઈ ને હુ તેનુ સન્માન કરવા અર્થે ઊભો થયો, અને મેં તે મહાત્માના ચરણમા પ્રણામ કર્યા, છતા તેણે પ્રસન્ન અંત કરણે મને શુભ આશીર્વચનો પણ કહ્યા નહિ.[૨૩-૨૫] હે પ્રભુ ! મે તેને પ્રસન્ન કરવા તેના ચરણને મારા મુકુટ વડે સ્પર્શ કર્યો તથાપિ અત્યંત ક્રોધવશ થયેલા વાલીએ મારા પર કૃપા કરી નહિ[૨૬]

* ભૂમિમાં આવેલી મોટી ગુફા-બાંયરુ

* રાજાનુ મરણ પ્રસિદ્ધ થવાથી દેશમાં દ ગો તોફાન થવાનો તેમ જ બીજા રાજ્યોની ચડાઈ થવાનો ભય રહે છે એ કારણથી જ સુગ્રીવે વાલીનુ મરણવૃત્તાત છુપાવવા યત્ન કર્યો

# સર્ગ ૧૦ મો

## વાલી અને સુગ્રીવનું વેર

तत: क्रोधसमाविष्टं संरब्धं तमुपागतम्।
अहं प्रसादयाञ्चक्रे भ्रातरं हितकाम्यया ॥१॥

સુગ્રીવે કહ્યું - 'હે રામચંદ્ર! અતિ ક્રોધાયમાન થયેલા અને ક્ષુભિત અંત કરણવાળા મારા ભાઈ વાલીને હુ મારા હિતની ઇચ્છાથી પ્રસન્ન કરવા માટે કહેવા લાગ્યો.[૧] 'હે જ્યેષ્ઠ બધુ! તું શત્રુને હણીને કુશળક્ષેમ પાછો આવ્યો એ બહુ સારુ થયુ. હે અનાથના શરણરૂપ બધુ! હુ કે જે અનાથ છુ તેનો નાથ એક તુ જ છે.[૨] હે ભાઈ! મેં ધારણ કરેલા, ઘણી સળીઓવાળા અને ઉદય પામેલા પૂર્ણિમાના ચદ્ર સમાન ઝળકતા આ શ્રેષ્ઠ છત્રને તથા ચામરને તુ પાછો અંગીકાર કર.[૩] હે નૃપ! તુ વિવરમા ગયે તે પછી અત્યંત પીડા પામેલો હુ એક વર્ષ પર્યંત એ વિવરના દ્વાર ઉપર ઊભો રહ્યો, પરતુ છેવટે તેમાથી નીકળેલા રુધિરના પ્રવાહને જોઈ મારુ હૃદય ઘણુ જ શોકગ્રસ્ત થઈ ગયુ અને મારી સઘળી ઇદ્રિયો વ્યાકુળ થઈ ગઈ. પછી 'રાક્ષસ બહાર નીકળી શકે નહિ'-એટલા માટે એક મોટી શિલા વડે એ વિવરના દ્વારને બધ કરી, હુ ત્યાથી કિષ્કિન્ધામા આવ્યો અને મને રાજ્યાસન પર બેસવાની ઇચ્છા નહિ હોવાથી તારા મરણ સબંધી મારી શકાને ગુપ્ત રાખવા લાગ્યો છતા મને એકલો આવેલો જોઈને તથા મારી મુખમુદ્રા પર ખેદના ચિહ્નો જોઈને તારા મંત્રીઓએ મારી ઇચ્છા ન હોવા છતા બળાત્કારથી મને રાજ્યાસન પર બેસાડ્યો હુ કે જે તારા રાજ્યને થાપણરૂપે સ્વીકારી તેનુ પાલન કરતો આજ દિન પર્યંત સિહાસન પર બેઠો છું, તેના અપરાધને તુ ક્ષમા કરવા યોગ્ય છે. હે નૃપ! માન્ય કરવા યોગ્ય રાજા તો તુ જ છે. હુ તો પ્રથમ હતો તેવો જ તારો સેવક છું.[૪-૭] હે શત્રુઓને વિનાશ કરવામા સમર્થ વાલી! તારો વિયોગ થવાને લીધે તારા પ્રતિનિધિરૂપે જ મંત્રીઓએ મને રાજ્યાસન પર બેસાડ્યો છે અને અમાત્યો તથા પ્રજાજનો સહિત આ તારું આખુ શત્રુ વગરનુ રાજ્ય મારી પાસે થાપણરૂપે જ રહ્યું છે, તે હવે તને પાછુ આપુ છું હે સૌમ્ય! હવે તુ રાજ્યનો અંગીકાર કરી, મારા પરના ક્રોધનો ત્યાગ કર.[૮-૯] હે રાજન્! હુ બે હાથ જોડી મસ્તક વડે પ્રણામ કરી તારી યાચના કરું છુ કે, રાજા વિનાના શૂન્ય દેશને જોઈ બીજા રાજાઓ તેને જીતી લેવાને ચડી આવે નહિ એટલા માટે સઘળા મંત્રીઓએ તથા નગરવાસીઓએ મળી મને બળાત્કારથી રાજ્યાસન પર બેસાડ્યો છે, માટે ક્રોધ ત્યજી તુ મારા પર પ્રસન્ન થા.'

એવી રીતે મેં તેને ઘણા સ્નેહયુક્ત વચનો કહ્યા, તોપણ વાનરોનો રાજા વાલી તો ન ઘટે એવા કેટલાયે તિરસ્કારભર્યાં વચનો કહીને મને ધિક્કારવા લાગ્યો, એટલુ જ નહિ, પણ પ્રજામાના કેટલાએક સભ્ય ગૃહસ્થોને તથા પોતાના વહાલા મંત્રીઓને બોલાવીને તેઓની મધ્યે મને અત્યત નિંદિત વાક્યો કહેવા લાગ્યો. 'હે મારા પ્રિયજનો! થોડા સમય પૂર્વે ક્રોધ પામેલો એક 'માયાવી' નામનો મોટો રાક્ષસ મારી સાથે યુદ્ધ કરવા સારુ અર્ધરાત્રિના વખતે આપણી કિષ્કિધાનગરીના દરવાજા આગળ આવ્યો હતો અને તેણે મોટી ગર્જના કરી મને યુદ્ધ માટે બોલાવ્યો હતો. એ બાબત તમારા સૌના જાણવામા હશે જ હે મ ત્રીઓ! એ અસુરનો શબ્દ સાભળી તેની સાથે યુદ્ધ કરવા સારુ રાજમહેલમાથી નીકળ્યો, તે વેળા ગુપ્તપણે દારુણ સ્વભાવવાળો આ મારો ભાઈ સુગ્રીવ મારી સાથે આવ્યો જો કે એ રાક્ષસ મહાબળવાન હતો, તોપણ રાત્રિના સમયે અમે બનેને ક્રોધભર્યા આવેલા જોઈને તે ભયભીત થઈ નાસવા લાગ્યો ત્યારે અમે બન્ને પણ તેની પાછળ દોડ્યા, પણ એટલામા તો વેગથી આગળ દોડતો એ માયાવી રાક્ષસ માર્ગમાના તૃણથી ઢકાયેલા એક ભૂવિવરમા ઊતરી પડ્યો. એ જોઈ મે મારા ક્રૂર

સ્વભાવવાળા ભાઈ સુગ્રીવને કહ્યું :[૧૦-૧૭] 'હે સુગ્રીવ ! ભવિવરમાં ઊતરી ગયેલા રાક્ષસને હું હણીને પાછો આવું ત્યાં સુધી તું મારી વાટ જોતો અહીંયાં ઊભો રહે. તેને હણ્યા સિવાય નગરમાં પાછું જવું એ મને યોગ્ય લાગતું નથી.' એવું કહી 'સુગ્રીવભાઈ ઊભા જ છે' એમ માનીને હું એ ભયંકર વિવરમાં પેઠો. વિશાળ અને ભયંકર વિવરમાં સંતાઈ ગયેલા માયાવી અસુરને શોધતાં **મને** એક વર્ષ વીતી ગયુ; પણ તે ક્યાંય જોવામાં આવ્યો નહિ.[૧૮,૧૯] એક વર્ષ સુધી પ્રયત્ન કર્યા છતાં એ અસુર જડ્યો નહિ, તોપણ જરાયે કંટાળ્યા વિના હું તેની શોધ કરવા લાગ્યો. છેવટે, તે વિવરના એક અતિગુપ્ત ભાગમાં બીજા કેટલાએક રાક્ષસો સહિત એ માયાવી અસુર મારા જોવામાં આવ્યો. મને જોતાં જ તેઓએ મારી સાથે યુદ્ધ આરંભ્યુ. તેઓમાંના એક પછી એક એમ સર્વ રાક્ષસોને હણતાં મને કેટલોક સમય લાગ્યો. છેવટે, મેં ઉપરાઉપરી મુષ્ટિપ્રહારોથી તે માયાવી અસુરનો પણ નાશ કર્યો. એ વેળા તેના મુખમાંથી નીકળતા રુધિર વડે આખું વિવર ભરાઈ ગયુ અને તે રુધિરપ્રવાહ બહાર નીકળ્યો; તે આ ભાઈ (સુગ્રીવ)ના જોવામાં આવ્યો હશે. હે ગભ્યજનો ! ભૂવિવરમાં અત્યંત ગર્જના કરતા મહાજોરાવર માયાવી અસુરને હણીને હું સુખપૂર્વક તેમાંથી બહાર નીકળવા લાગ્યો; પણ શિલા વડે તેનું દ્વાર બંધ કરેલું હોવાને લીધે મને બહાર આવવાનો માર્ગ જડ્યો નહિ.[૨૦-૨૨] ત્યારે મેં 'હે સુગ્રીવ ! હે સુગ્રીવ !' એમ વારંવાર મોટેથી સાદ કર્યો; પરંતુ તેનો કાંઈ પણ પ્રત્યુત્તર મારા સાંભળવામાં આવ્યો નહિ, તેથી હું અત્યંત વ્યાકુળ થયો.[૨૩] પછી આમતેમ ફાંફાં મારતા જણાયુ કે, વિવરનું દ્વાર શિલાથી બંધ થયેલુ છે; ત્યારે અતિશય ક્રોધથી મેં ચરણપ્રહાર (લાતો)થી શિલાને ખસેડી નાખી દ્વાર ખુલ્લું કર્યું અને પછી તેમાંથી નીકળી હું ધીરે રસ્તે અહીંયાં આવ્યો છું.[૨૪] અરે ! ખરેખર, પોતાને રાજ્ય પ્રાપ્ત થાય એવું ઇચ્છતા આ ક્રૂર સુગ્રીવે ભ્રાતૃસ્નેહને ભૂલી જઈ મને એ વિવરમાં રૂંધી મૂક્યો હતો (માટે હવે હું તેનો ત્યાગ કરું છું).'[૨૫]

હે કાકુત્સ્થ ! એ પ્રમાણે કહી સત્યાસત્યના વિચારરહિત એ વાલીએ મને તે જ સમયે એક વસ્ત્રભેર કિષ્કિન્ધાનગરીમાંથી કાઢી મૂક્યો. વળી હે રાઘવ ! તેણે મારી પત્નીનું બળાત્કારે હરણ કર્યું, અર્થાત્ તેને મારી સાથે આવવા દીધી નહિ. એવી રીતે વાલીથી તિરસ્કાર પામેલો હું તેના ભયને લીધે અનેક વનો તથા સમુદ્રોવાળી સઘળી પૃથ્વી પર ફરી વળ્યો; પરંતુ વાલીના ભય વિનાનું કોઈ પણ સ્થળ મારા જોવામાં આવ્યુ નહિ.[૨૬,૨૭] છેવટે, આ પર્વતશ્રેષ્ઠ ઋષ્યમૂક ગિરિ કે જેમાં કોઈ કારણને લીધે વાલીથી પ્રવેશ થઈ શકે એમ નથી, તેમાં આવી મેં નિવાસ કર્યો છે. હે પરમ મિત્ર ! મારે વાલીની સાથે વેર થવાનું સઘળું કારણ મેં તમને કહ્યું. તે ઉપરથી, હે રાઘવ, તમે જાણ્યુ જ હશે કે વિના અપરાધે મારા પર મોટું દુઃખ આવી પડ્યું છે.[૨૮,૨૯] હે સર્વ લોકના ભયને નિવૃત્ત કરનાર ! હે શૂરવીર રામ ! તમે એ ક્રૂર વાલીનો નિગ્રહ કરી મને તેના ભયમાંથી મુક્ત કરવાની કૃપા કરો.'[૩૦]

સુગ્રીવનાં ઉપર્યુક્ત વચનો સાંભળીને અત્યંત તેજસ્વી અને ધર્મને જાણનારા શ્રીમાન રામચંદ્રે હસતા મુખે તેના પ્રત્યે ધર્મયુક્ત વાક્યો કહેવા માડ્યાં :[૩૧] 'હે સુગ્રીવ ! તું કાંઈ પણ ચિંતા કરીશ નહિ. મારાં સૂર્ય સમાન તેજસ્વી અને ક્રોધથી ભરેલા અમોઘ બાણો દુરાચરણી વાલી ઉપર પડશે અને તેનો અવશ્ય ઘાત કરશે.[૩૨] હે મિત્ર ! લોક તથા શાસ્ત્રની મર્યાદાને દૂષિત કરનાર પાપાત્મા વાલી કે જેણે તારી સ્ત્રીનું હરણ કર્યું છે, તે જ્યાં સુધી મારી દૃષ્ટિએ પડ્યો નથી, ત્યાં સુધી જીવતો છે એમ તારે નિશ્ચય જાણવું. હે પરમ પ્રિય મિત્ર ! હું મારા પોતાના અનુભવથી જ જાણું છું કે, તું હાલમાં

મહાન શોકરૂપી સમુદ્રમાં ડૂબેલો છે, પરંતુ તેમાંથી હું તને અવશ્ય તારીશ અને તું થોડા સમયમાં તારી પત્નીને તથા આખા કિષ્કિન્ધા રાજ્યને પ્રાપ્ત થઈશ ૩૩,૩૪

હર્ષ તથા પૌરુષબળની વૃદ્ધિ કરે એવા રામચંદ્રના વચન સાંભળી અત્યંત પ્રસન્ન થયેલ સુગ્રીવ વારંવાર તેમની પ્રશંસા કરવા લાગ્યો ૩૫

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૧૦મો સર્ગ સમાપ્ત

## વાલીનો વધ

# સર્ગ ૧૧ મો

### વાલીના પરાક્રમનું વર્ણન અને રામચંદ્રના બળની પરીક્ષા

रामस्य वचनं श्रुत्वा हर्षपौरुषवर्धनम्।
सुग्रीवः पूजयाञ्चक्रे राघवं प्रशशंस च ॥१॥

હર્ષ તથા પુરુષાર્થની વૃદ્ધિ કરનારા રામચંદ્રના વચનો સાંભળી મહાત્મા સુગ્રીવ તેમને વારંવાર પ્રણામ કરવા લાગ્યો.૧ 'હે રામચંદ્ર! પ્રલયકાળના સૂર્ય સમાન તમે જ્યારે ક્રોધ પામો, ત્યારે તમારા પ્રજ્વલિત અગ્નિ સરખા તીક્ષ્ણ અને મર્મભેદી બાણો વડે સર્વ લોકને બાળી ભસ્મ કરો, એમાં કાંઈ સંદેહ નથી ૨ છતાં વાલીનું બળ કેટલું છે શત્રુઓનો સંહાર કરવાની તેની કેવી અદ્ભુત શક્તિ છે તથા રણસંગ્રામ વિષે તેનું કેવું અડગ ધૈર્ય છે, એ સઘળું પ્રથમ તમે એકચિત્ત મારા મુખથી સાંભળો અને પછી યોગ્ય લાગે તેમ કરો ૩ હે રઘુવીર! મહાબળવાન વાલી આખી રાત્રિ સુખે નિદ્રા લઈ, બ્રાહ્મમુહૂર્તમાં ઊઠે છે અને સૂર્યોદય થયા પૂર્વે પશ્ચિમસમુદ્રથી પૂર્વસમુદ્ર સુધી તેમ જ દક્ષિણસમુદ્રથી ઉત્તરસમુદ્ર સુધી ચોખુણ પૃથ્વીમાં ફરી વળે છે, છતાં તેને જરા પણ થાક લાગતો નથી ૪ વળી તે પર્વતો પર ચડી, તેના મોટા મોટા શિખરોને દડાની પેઠે ઊંચે ઉછાળી પુનઃ હાથમાં ઝીલી લે છે ૫ તેણે વધી ગયેલા બળના ગર્વને લીધે પોતાના પરાક્રમને પ્રસિદ્ધ કરવા ચારુ વનમાંના લીલા લીલા અનેક મોટા વૃક્ષોને ભાંગી નાખ્યા છે ૬ હે દાશરથી! વાલીનું કેટલું બળ છે, એ જાણવા માટે તેના સંબંધી બનેલો એક ઇતિહાસ હું તમને કહું છું, તે સાંભળો ૭

કલાસ પર્વતના શિખર સરખા દેહવાળો એક મહાપરાક્રમી 'દુંદુભિ' નામનો રાક્ષસ હતો તે નિરંતર મહિષનું રૂપ ધરીને ફરતો હતો અને પોતાના શરીરમાં એક હજાર હાથી જેટલું બળ ધરાવતો હતો ૮ એ દુષ્ટાત્મા રાક્ષસ કોઈ દેવના વરદાનને લીધે મોહિત થયેલો હતો અને વધી ગયેલા પોતાના બળના ગર્વને લીધે કોઈને પણ ગણકારતો ન હતો એક સમયે તે મહિષરૂપધારી દુંદુભિ રાક્ષસ રત્નોના ભંડારરૂપ અને મોટી લહરીઓવાળા નદીઓના પતિ સમુદ્ર પ્રત્યે ગયો અને તેને અપમાન આપતો કહેવા લાગ્યો. 'અરે, ઓ મૂર્ખ સમુદ્ર! તું મને યુદ્ધ આપ અર્થાત્ મારી સાથે તું યુદ્ધ કર ૯ હે રામ! એવું સાંભળી ધર્માત્મા સમુદ્રે પ્રત્યક્ષ રૂપ ધરી, જેનો કાળ સમીપ આવી પહોંચ્યો હતો તેવા એ દુંદુભિને કહ્યું 'હે યુદ્ધ કરવાની રીતિ જાણનાર દુંદુભિ! હું તારી સાથે યુદ્ધ કરવા સમર્થ નથી, પણ તારી સાથે યુદ્ધ કરવાને જે સમર્થ છે, તેનું નામ-ઠામ હું તને કહું છું ૧૦,૧૧ ઉત્તર દિશામાં મહારણ્યને વિષે રહેલો શૈલરાજ હિમાલય પર્વત કે જે શંકરનો શ્વસુર છે, જેની અંદર તપસ્વીજનો નિવાસ કરે છે અને જે મોટા મોટા જળપ્રવાહો, ગુફાઓ તથા નાના-નાના ઝરણાઓથી રમણીય લાગે છે તે હિમાલય તારું યુદ્ધ વડે આતિથ્ય કરી પ્રસન્ન કરશે, માટે તું તેની પાસે જા ૧૨,૧૩ એવું સાંભળી 'સમુદ્ર મારાથી ભય પામ્યો છે' એમ સમજી તે મહિષરૂપધારી દુંદુભિ રાક્ષસ તરત જ ધનુષ્યમાંથી છૂટેલા તીરની પેઠે હિમાલય પર્વત પ્રત્યે ગયો ત્યાં જઈ દુંદુભિ રાક્ષસે હિમાલયની ઐરાવત હાથી જેવી અનેક શ્વેત શિલાઓને ઉખેડી ઉખેડી પૃથ્વી પર ફેંકવા માંડી અને મોટી ગર્જનાએ કરવા માંડી, એથી અતિ ખિન્ન

થયેલા હિમાલય પર્વતે સામાને પ્રીતિ ઉપજાવે એવુ શ્વેત મેઘ સરખુ સુદર સ્વરૂપ ધારણ કર્યું અને પોતાના શિખર પર રહીનેજ તે રાક્ષસને કહ્યુ ૧૪–૧૬ 'હે ધર્મમા પ્રીતિવાળા દુદુભિ ! તારે મને દુખી કરવો યોગ્ય નથી, કેમ કે તપસ્વીઓના નિવાસસ્થાનરૂપ હુ યુદ્ધ કાર્યમા કુશળ નથી '૧૭ બુદ્ધિમાન્ ગિરિરાજ હિમાલયનુ વચન સાભળી ક્રોધને લીધે જેના નેત્ર લાલચોળ થઈ ગયા હતા એવા મહિષદેહ ધારી દુદુભિએ કહ્યુ ૧૮ 'હે પર્વત ! જો તુ યુદ્ધ કરવાને અસમર્થ હોય અથવા મારાથી ભય પામતે હોય તો હુ કે જે યુદ્ધનો ઉત્સાહ ધરાવુ છુ, તેની સાથે યુદ્ધ કરી શકે એવો કોઈ સમર્થ પુરુષ મને બતાવ ' એવુ સાભળી બોલવામા ચતુર ધર્માત્મા હિમાલય પર્વતે તેને પૂર્વે કોઈએ પણ નહિ દર્શાવેલા યોદ્ધાનુ નામ બતાવતા ક્રોધથી કહ્યુ ૧૯,૨૦ 'હે મહા બુદ્ધિમાન રાક્ષસ ! જો તુ યુદ્ધ કરવા જ ઇચ્છતો હોય, તો શીઘ્ર અત્યત કાતિવાળી કિષ્કિન્ધા નગરી પ્રત્યે જા ત્યા મહાપ્રતાપી યુદ્ધકુશળ અને શૂરવીર એવો ઇદ્રપુત્ર 'વાલી' નામનો વાનર વસે છે તે વાલી રણકુશળ હોવાથી, જેમ નમુચિ રાક્ષસને યુદ્ધ આપવાને ઇદ્ર સમર્થ છે, તેમ તને દ્વદ્વયુદ્ધ આપવાને સમર્થ છે '

હિમાલયના વચન સાભળી અતિશય ક્રોધ વિષ્ટ થયેલો અને તીક્ષ્ણ શિંગડાવાળુ મહિષનુ રૂપ ધરવાને લીધે ભયકર દેખાતે એ દુદુભિ રાક્ષસ જેમ વર્ષાઋતુમા જળથી ભરેલો મેઘ આકાશ ઉપર ચડે, તેમ વાલીની કિષ્કિન્ધાનગરી ઉપર ચડી આવ્યો એ વેળા રાત્રિનો સમય હોવાથી નગરીના દ્વાર બધ હતા તેથી એ મહા બળવાન દુદુભિ રાક્ષસ બહાર ઊભો રહી દુદુભિ સરખા અવાજથી ગર્જના કરી ખરીઓના પ્રહાર થી પૃથ્વીને ખોદવા તથા કપાયમાન કરવા લાગ્યો મદોન્મત્ત હાથીની પેઠે આસપાસના સઘળા વૃક્ષોને ભાગી નાખી તે રાક્ષસ પોતાના શિંગડા વડે નગરના દરવાજા ઉપર પણ પ્રહાર કરવા લાગ્યો તથા મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યો ૨૧–૨૭ તેની એ ગર્જનાઓને અતઃપુરમા રહેલો મહાક્રોધી વાલી સહન કરી શક્યો નહિ તે તરત જ તારાઓથી વીટાયેલા ચદ્રની પેઠે, પોતાની સર્વ સ્ત્રીઓ સહિત અતઃપુરમાથી નીકળી નગરીની બહાર આવ્યો અને તેણે યોગ્ય તથા સ્પષ્ટ વાણીથી દુદુભિ પ્રત્યે કહ્યુ 'હે રાક્ષસ ! હુ આ વનમા ફરનારા સર્વ વાનરો નો 'વાલી' નામનો રાજા છુ હુ તને સારી રીતે ઓળખુ છુ હે મહાબળવાન ! તુ આ મહિષનુ રૂપ ધરી મારા નગરના દ્વારને રોકી શા માટે બરાડે છે ? અરે જો તારે જીવવાની ઇચ્છા હોય, તો અહીથી સીધે સીધે પલાયન કરી જા '૨૮–૩૦ બુદ્ધિમાન વાનરરાજ વાલીનુ વચન સાભળી અત્યત ક્રોધથી રક્તનેત્ર થયેલા મહિષરૂપધારી દુદુભિ રાક્ષસે કહ્યુ 'હે વાલી ! તુ તારી સ્ત્રીઓના સાભળતા તારા મુખથી જ આવા અભિમાનના વચન બોલવા યોગ્ય નથી તુ મારી સાથે યુદ્ધ કર એટલે તારુ બળ કેટલુ છે, એ મારા જાણવામા આવશે, અથવા તો હે વાનર ! તુ આ સ્ત્રીઓની સાથે આવેલો છે, માટે તારી તથા સ્ત્રીઓની દયા લાવીને હુ આજની રાત્રિ મારા ક્રોધને વશ રાખીશ કે જેથી સૂર્યોદય થતા સુધી તુ તારી સ્ત્રીઓની સાથે યથેચ્છ વિહાર કરીને તારી કામવાસના તૃપ્ત કરી શકે ૩૧–૩૩ વળી તુ સર્વ વાનરોનો રાજા છે, માટે એટલા સમયમા તારા સુહૃદ્વર્ગને તથા સઘળા વાનરોને મળી, તેમની સાથે ઓતિવાર્તા કરી લે,૩૪ તેમ જ રાજ્યની રક્ષા થવા સારુ તુ તારા પુત્રાદિ કોઈ ઉત્તરાધિકારીને રાજ્યાભિષેક પણ કરી લે હે વાલી ! હુ સવારે અવશ્ય તારો જીવ ઉતારીશ, અર્થાત્ હુ તને મારી નાખીશ, માટે સૂર્યોદય થતા સુધીમા તુ તારી કિષ્કિન્ધા નગરીને સારી રીતે જોઈ લે અને સ્ત્રીઓની સાથે ક્રીડા પણ કરી લે હે વાનર ! સૂર્યોદય થતા સુધી હુ તારે અર્થે મારા ક્રોધને દબાવી રાખીશ, કેમ કે તારા સરખા મત્ત,* ઉન્મત્ત,× નાસી

* મદિરા વગેરેથી મત્ત થયેલો
× ભૂતાદિના આવેશથી ઉન્મત્ત–ગાડો

જનાર, શસ્ત્રાદિરહિત, દુબળ અથવા કામથી મોહ પામેલા પુરુષને હણનાર આ લોકને વિષે ભ્રૂણહત્યારો– કહેવાય છે ૩૫,૩૬

સુગ્રીવે કહ્યું હે રામચંદ્ર! મહિષરૂપધારી દુંદુભિ રાક્ષસના ગર્વભર્યા વચન સાંભળી ખડખડાટ હસી પડેલા મહાત્મા વાલીએ તરત જ પોતાની તારા વગેરે સર્વ સ્ત્રીઓને ગૃહ પ્રત્યે જવા આજ્ઞા આપી અને પછી અતિશય ક્રોધ પૂર્વક એ મંદબુદ્ધિવાળા રાક્ષસને કહ્યું 'હે દુર્બુદ્ધિવાળા રાક્ષસ! જો તું મારાથી બીતો ન હોય, તો મારી સાથે યુદ્ધ કરવા ઊભો રહે શું તું મને મદ્યપાનથી મત્ત થયેલો જાણે છે? ૫૫ ૨ સ્ત્રીઓના સમાગમથી થયેલા મારા કામનંદન તું આ રણસંગ્રામ વિષે વીરપાન રૂપ+ સમજી લે ' હે રાઘવ! એટલું કહીને ક્રોધ પામેલો મહાસમર્થ વાલી તરત જ પોતાના પિતા ઇંદ્રે આપેલી સુવર્ણની જયમાળા* ગળામાં નાખી યુદ્ધ કરવા માટે સ્થિર થઈ ઊભો રહ્યો ૨૭–૨૮ પછી મોટી ગર્જના કરતા કપિશ્રેષ્ઠ વાલીએ પર્વત સમાન દેહવાળા મહિષરૂપધારી એ દુંદુભિ રાક્ષસના બન્ને શિંગડા પકડીને તેને ચોતરફ ભમાવી પૃથ્વી પર પાડ્યો અને તેના શરીર પર લાતો મારવા માંડી આથી એ રાક્ષસના કર્ણમાંથી ઘણું જ રુધિર વહેવા માંડ્યું પછી અત્યંત ક્રોધ પામી તે રાક્ષસ વેગથી ઊભો થયો અને વાલીની સાથે યુદ્ધ કરવા લાગ્યો એ વેળા અતિશય ક્રોધે ભરાયેલા અને એકબીજાને જીતવાની ઇચ્છાવાળા દુંદુભિ રાક્ષસ અને વાલી વાનરનું તુમુલ યુદ્ધ થવા માંડ્યું ૪૦–૪૨ ઇંદ્રના સરખો પરાક્રમી વાલી મુષ્ટિઓ, ઢીંચણો, લાતો, શિલાઓ તથા વૃક્ષો વડે દુંદુભિ રાક્ષસને પ્રહાર કરવા લાગ્યો અને દુંદુભિ પણ પોતાના શિંગડા તથા ખરીઓના પ્રહાર વડે વાલીને પીડિત કરવા લાગ્યો ૪૩ પરસ્પર પ્રહાર કરતા એ બન્ને રાક્ષસ અને વાનરનું ઘણી વાર સુધી ઘોર યુદ્ધ થયું, અને ઇંદ્રપુત્ર વાલીના પરાક્રમથી દુંદુભિ રાક્ષસનું બળ નરમ પડ્યું પછી અતિ ઉત્સાહ પામેલા વાલીએ તે દુંદુભિને ઉપાડીને વારંવાર મોટી શિલાઓ તથા વૃક્ષો ઉપર પછાડી પછાડીને તેના શરીરને ઘણું જ ભીંસી નાખ્યું ૪૪,૪૫ એ વેળા દુંદુભિ રાક્ષસના નાક, કાન, નેત્ર તથા મુખ વગેરે દ્વારોમાંથી ખળખળ રુધિર વહેવા માંડ્યું અને મોટી કાયાવાળો એ દુંદુભિ રાક્ષસ અતિ વ્યાકુળ થઈ એકદમ પૃથ્વી પર પડ્યો અર્થાત્ મરણ પામ્યો ૪૬

હે રામચંદ્ર! પછી મહાબળવાન વાલીએ એ મરણ પામેલા રાક્ષસના પર્વત સરખા દેહને પોતાના બન્ને હાથથી ઉપાડી મસ્તક પર ફેરવી પૂરજોસથી લગભગ એક યોજન જેટલે દૂર ફેંક્યો ૪૭ પૂરજોશથી ફેંકેલા એ અસુરના દેહમાંથી ગળતા રુધિરના બિંદુઓ વાયુથી ઊડીને છેક માતંગ ઋષિના આશ્રમમાં પડ્યા ૪૮ હે મહાભાગ રઘુવીર! મહામુનિ મતંગ ઋષિ પોતાના પવિત્ર આશ્રમમાં એકાએક રુધિરબિંદુઓ પડેલા જોતા અત્યંત ક્રોધ પામ્યા અને વિચારવા લાગ્યા કે 'અરે આમ મારા આશ્રમમાં રુધિર વરસાવનાર કોણ છે? ૪૯ અરે, એવો કયો દુરાત્મા, દુર્બુદ્ધિ, અપવિત્ર અંતઃકરણવાળો અને મૂર્ખ છે કે જેણે મારા અંગ પર અપવિત્ર રુધિરનો આજે સ્પર્શ કરાવ્યો? ૫૦ એમ વિચાર કરી મુનિશ્રેષ્ઠ મતંગઋષિ પોતાના આસન પરથી ઊઠીને પર્ણશાળાની બહાર આવ્યા, ત્યારે તો પર્વત સરખા દેહવાળા મહિષરૂપધારી રાક્ષસને તેમણે પૃથ્વી પર પડેલો જોયો ૫૧ મહર્ષિ મતંગે પોતાના તપોબળથી જાણી લીધું કે આ દુષ્કર્મ વાલીએ જ કર્યું છે આથી અત્યંત કોપાયમાન થઈ તેમણે એ રાક્ષસના

– બાળ હત્યા કરનારો અથવા ગર્ભ હત્યા કરનારો

+ યુદ્ધમાં શૂર ચડવાને અથવા ચડેલા શૂરને ટકાવી રાખવાને વીર પુરુષો જે માદક પદાર્થનું પાન કરે છે તે 'વીરપાન' કહેવાય છે

* જેને ધારણ કરવાથી સંગ્રામમાં અવશ્ય પોતાનો જય થાય એવી માળા

સખને ફેંકનાર વાલીને ઉદ્દેશીને શાપ આપ્યો ‘અરે, દુષ્ટ વાલીએ રુધિરના છાંટા ઉડાડીને મારા આશ્રમને અપવિત્ર કર્યો, માટે તેણે હવે થી કદી પણ મારા આશ્રમમા પ્રવેશ કરવો નહિ જો તે પ્રવેશ કરશે, તો તેનુ મરણ થશે ૫૨,૫૩ વળી દુર્બુદ્ધિવાળા વાલીએ રાક્ષસનો પ્રચંડ દેહ ફેંકીને તે વડે મારા આશ્રમમાના કેટલા યે વૃક્ષોને ભાગી નાખ્યા છે, માટે ચારે તરફ એકેક યોજનની હદમા આવેલા મારા આશ્રમ વિષે વાલી જો પ્રવેશ કરશે તે તે અવશ્ય જીવતો રહેશે નહિ, તેમ જ દુષ્ટ વાલીના સલાહકાર સચિવો અથવા મિત્રો જે કોઈ મારા વનમા રહેતા હોય, તે સૌએ પણ મારા આ વચન સાભળીને મારા આશ્રમમાથી નીકળી પોતાની ઇચ્છાનુસાર બીજે સ્થળે ચાલ્યા જવુ જો કદાચ તેઓ અહી રહેશે તો હુ તેઓને પણ અવશ્ય શાપ આપીશ કેમ કે તેઓ પુત્રવત્ રક્ષણ કરેલા આ મારા વનમા રહીને વનમાના નવાકુર પત્ર, ફળ, પુષ્પ તથા મૂળ વગેરેનો નાશ કરે છે તેઓ પર દયા લાવીને હુ આજનો દિવસ મારા શાપની મર્યાદા ઠરાવુ છુ, અર્થાત્ આજનો દિવસ શાપ નહિ આપું, પણ જો કાલે વાલીનો સ્નેહી કોઈ પણ વાનર આ વનના મારા જોવામા આવશે તો તે મારા શાપથી હજારો વર્ષ સુધી પર્વત (જડ) થઈને રહેશે ૫૪–૫૮

‘હે રામચદ્ર! મતગ ઋષિનો શાપ સાભળી આ વનમા રહેલા વાલીના પક્ષના સર્વ વાનરો તરત જ અહીંયાથી ચાલી નીકળ્યા અને વાલીની પાસે ગયા તેઓને વાલીએ પૂછ્યુ ૫૯ ‘અરે, તને સૌ મતગ વનમા રહેનારા છો, છતા એકી વખતે મારી પાસે કેમ આવ્યા? તમો સર્વ વનવાસીઓ કુશળ તો છો ને?’૬૦ એવુ સાભળી સર્વ વાનરોએ મતગ ઋષિના શાપ સબધી સઘળી હકીકત સુવર્ણની માળા પહેરનારા વાલીને કહી સભળાવી ૬૧ વાનરોના મુખથી પોતાને તથા પોતાના મિત્ર–સચિવોને અતિ ભયકર શાપ મળેલો જાણી વાનરાધિપતિ વાલી અત્યત ઉદ્વેગ પામ્યો અને તેણે મતગ ઋષિની પાસે જઈ હાથ જોડી, શાપ નિવૃત્ત કરવા માટે ઘણી ઘણી પ્રાર્થના કરી, પરતુ મહર્ષિ માતગ મુનિ તેનો અનાદર કરી પોતાની પર્ણશાળામા ચાલ્યા ગયા એ પ્રમાણે શાપ કાયમ રહેવાથી વાલી વ્યાકુળ થયો હે નિરાધિપતિ રામ! મતગ ઋષિનો શાપ થયા પછી ભયભીત થયેલો વાલી આ મહાગિરિ ઋષ્યમૂક પર્વતમા આવી પણ શકતો નથી, તેમ તે તરફ દૃષ્ટિ પણ કરી શકતો નથી ૬૨–૬૪ હે રામ! વાલી અહી આવી શકે એમ નથી એમ જાણીને જ હુ મારા હનુમાન દિ સચિવોની સાથે ખેદરહિત થઈ આ વનમા વિચરુ છુ હે રઘુવીર! બળના ગર્વથી છકી ગયેલ વાલીએ ફેંકેલુ પર્વતશિખર સરખુ મોટુ દુદુભિ રાક્ષસના શરીરનુ હાડપિંજર હજી સુધી આ વનમા પડેલુ છે ૬૫,૬૬

હે રામ! વાલીના અદ્ભુત પરાક્રમોનુ હુ તમારી આગળ કેટલુક વર્ણન કરુ! જુઓ આ સામે જણાતા હારેહાર ઊગેલા સાત સાલવૃક્ષો કે જેના મૂળ ઘણા જ ઊંડા ઊતરેલા તથા થડ ઘણા મજબૂત છે અને જેની મોટી મોટી શાખાઓ અત્યત વિસ્તાર પામેલી છે, તેમાના પ્રત્યેકને મહાસમર્થ વાલી પૂર્વે* પોતાની બાથમા ઘાલી કપાવતો અને ક્ષણમાત્રમા પત્રરહિત કરી દેતો હતો ૬૭ હે રામ! એવી રીતે મે તમને વાલીનુ અપ્રતિમ પરાક્રમ કહી સભળાવ્યુ હવે તમે વિચારી જુઓ કે, એવા મહાબળવાન વાલીનો યુદ્ધમા કેવી રીતે નાશ કરી શકશો?’

સુગ્રીવના વચન સાભળી મહાત્મા લક્ષ્મણે હસીને કહ્યુ ‘હે વાનરરાજ સુગ્રીવ! તું મારા આર્ય બધુ રામચદ્રના પરાક્રમને જાણતો નથી, તેથી જ વાલીના પરાક્રમની પ્રશસા કરે છે પણ રે, રામચદ્રના અતુલ પરાક્રમની આગળ વાલીનુ પરાક્રમ તો સૂર્યના તેજની આગળ આગિયાના તેજ સરખુ ક્ષુદ્ર છે એ તને પાછળથી સમજાશે પણ હે સુગ્રીવ! ‘મારા આર્ય બધુ રઘુવીર વાલી

* મતગ ઋષિનો શાપ થયા પહેલાં

નો વધ કરશે જ' એવો દૃઢ વિશ્વાસ, તને તેમના કયા પરાક્રમથી ઊપજે તે તું મને કહે. ૬૮,૬૯

એવું સાંભળી સુગ્રીવે તરત જ કહ્યું : 'હે લક્ષ્મણ ! આ સામે જણાતા સાલવૃક્ષોમાના પ્રત્યેકને પૂર્વે વાલીએ બાથમા ઘાલી અનેક વાર કંપાવેલા છે. જો રામચદ્ર તેઓમાના એકને પણ એક બાણ વડે છેદે તથા હે લક્ષ્મણ ! મરણ પામેલા દુંદુભિ રાક્ષસના હાડપિંજરને પોતાના ચરણ પર ચડાવી બસો ધનુષ્ય જેટલુ દૂર ફેકે, તો તેમના (રામચદ્રના) પરાક્રમથી વાલી હણાયો જ છે એમ હુ માનુ. ૭૦-૭૨ એટલુ લક્ષ્મણને કહી, એક મુહૂર્ત પર્યંત વિચાર કરી પછી વાનરેશ્વર સુગ્રીવ કમળનેત્ર એવા રામચંદ્ર તરફ ફરીને કહેવા લાગ્યો. ૭૩ હે રઘુવીર ! વાલી પોતાને શૂરવીર માને છે અને તે ખરેખરો શૂરવીર પણ છે. તેના બળ-વીર્ય પ્રખ્યાત છે. સગ્રામ વિષે તેનો કદી પણ પરાજય થયો નથી અને દેવતાઓથી પણ ન થઈ શકે એવા તેના પરાક્રમ છે, તે વિચારીને જ ભયભીત થયેલો હુ આ ઋષ્યમૂક પર્વતમા આવી વસ્યો છુ. ૭૪,૭૫ હે રાઘવ ! અજય્ય, અધૃષ્ય અને મહા ક્રોધવાળા એ વાલીને સભારીને ભયભીત થતો હુ આ ઋષ્યમૂક પર્વત છોડી બીજે ક્યાય પણ જતો નથી. ૭૬ નિરંતર વાલીના ભયથી ઉદ્વિગ્ન તથા શકિત રહેતો હુ મારા પર પ્રીતિવાળા આ હનુમાનાદિ ઉત્તમ સચિવો સહિત આ મતગ વનમા જ ફર્યા કરુ છુ, ૭૭ અને એટલા માટે જ હે મિત્રવત્સલ ! તમે કે જે પ્રશસા કરવા યોગ્ય સન્મિત્ર છો, અણચિતવ્યા પ્રાપ્ત થયા છો અને હિમાલયની પેઠે શરણે આવેલાને આશ્રય આપનાર છો, તેનો મે આશ્રય કર્યો છે. છતા હે રાઘવ ! હજી સુધી મેં તમારા સમરવીર્યને પ્રત્યક્ષ જોયેલુ નથી અને એ મારા દુષ્ટ ભ્રાતા વાલીનુ પરાક્રમ તો પ્રત્યક્ષ જોયેલુ છે, તેથી મને તેનો ભય રહે છે. ૭૮,૭૯ હે રામ ! આમ કહીને કાંઈ હું તમે વાલીના સરખા બળવાન છો કે નહિ, એવી તમારી તુલના કિંવા તમારુ અપમાન કરવા ધારતો નથી, તેમ જ વાલીથી તમને ડરાવવા પણ ઇચ્છતો નથી; પરંતુ વાલીના ભયંકર પરાક્રમોને મેં પ્રત્યક્ષ જોયેલા હોવાને લીધે મારા મનમા કાતરપણું* ઊપજેલુ છે, જેથી બળાત્કારે પણ તેના પરાક્રમનુ વર્ણન મારાથી થઈ જાય છે. ૮૦

હે રાઘવ ! વાલીના વધ કરવા સંબંધી તો તમારી વાણી જ ઉત્તમ પ્રમાણરૂપ છે અને તમારા ધૈર્ય તથા આકૃતિ એ બને ભસ્મ વડે ઢકાયેલા અગ્નિની પેઠે તમારા પરમ તેજને સૂચવે છે. ૮૧

મહાત્મા સુગ્રીવના વચન સાભળી શ્રીમાન રઘુવીરે હાસ્યપૂર્વક તેને કહ્યુ : 'હે વાનરેદ્ર ! જોકે મારા પરાક્રમ સબધી તને વિશ્વાસ આવતો નથી, તોપણ સંગ્રામ વિષે હુ તને પ્રશસનીય વિશ્વાસ બેસાડીશ' એટલુ કહી સુગ્રીવના મનનુ સમાધાન કરી, લક્ષ્મણના મોટા ભાઈ રઘુવીરે તરત જ સર્વ સમાજની સાથે ઊભા થઈ સુગ્રીવની આગળ પેલુ દુદુભિ રાક્ષસનુ હાડપિંજર જોવાની ઇચ્છા જણાવી, ત્યારે મહાત્મા સુગ્રીવ તુરત જ તેમને એ હાડપિંજર પડ્યુ હતું ત્યા તેડી ગયો. દુદુભિના સૂકા હાડપિંજરને જોઈને મહાબાહુ શ્રીમાન રામચદ્ર સૌના દેખતા લીલાપૂર્વક તેને પોતાના ચરણના અગૂઠા પર ચડાવ્યુ અને ધીમેથી હલાવી તેને એવી રીતે ફેક્યુ કે તે હાડપિજર લગભગ દશ યોજન જેટલે દૂર જઈ પડ્યુ ! સૂર્ય સમાન પ્રકાશતા મહાવીર્યવાન રામચદ્રે ચરણના અગૂઠાથી જ અસુરના સૂકા શરીરને ઘણુ દૂર ફેકેલુ જોઈ સર્વ વાનરો આશ્ચર્યચકિત થઈ ગયા, તોપણ સપૂર્ણ વિશ્વાસ નહિ પામેલા સુગ્રીવે પુનઃ પણ લક્ષ્મણના સાભળતા રામચંદ્ર પ્રત્યે કહ્યુ ૮૨-૮૯ 'હે મિત્રવર્ય ! મારા ભાઈ વાલીએ જ્યારે આ દુદુભિના શરીરને ફેંક્યુ હતું, ત્યારે તો એ તરતનુ જ હોવાથી લીલુ અને રુધિર તથા માસથી ભરેલુ હોવાને લીધે અતિશય ભારે હતું. વળી

* બીકણપણું

તે સમયે કામાસક્ત થયેલો વાલી મદ્યપાન કરી મત્ત થયેલો તથા દુંદુભિની સાથે યુદ્ધ કરી થાકી ગયેલો હતો, છતાં પણ તેણે તેને આટલે દૂર ફેંક્યુ હતું.[૮૭] હે રાઘવ! તે દુંદુભિનું શરીર કે જે ઘણો કાળ વહી જવાને લીધે માંસ તથા રુધિર વિનાનું સૂકું થઈ જવાથી તૃણ સમાન હલકું થયેલું છે, તેને તમે હર્ષથી આટલે દૂર ફેંક્યુ, તેમાં શું આશ્ચર્ય![૮૮] એથી કંઈ તમારું બળ અધિક છે કે વાલીનું બળ અધિક છે, એનો નિર્ણય થઈ શકે નહિ. હે રાઘવ! લીલામાં અને સૂકામાં તો ઘણો જ મોટો ફરક પડે છે. હે તાત! વાલીનું બળ અધિક હશે કે તમારું એવો પૂર્વોક્ત સંદેહ હજી પણ ટળતો નથી; માટે જો આ સાત સાલવૃક્ષોમાંના એકને પણ એક બાણ વડે તમે છેદો, તો તમારા તથા વાલીના બળાબળનુ નિરાકરણ થાય.[૮૯,૯૦] હે રામચંદ્ર! તમે તમારા હાથીની સૂંઢ સરખા ધનુષ્યને સજ્જ કરી તેને કર્ણ પર્યંત ખેંચી એક અમોઘ શર મૂકો કે જેથી સાલવૃક્ષનું વિદારણ થાય અને અમો સર્વને તમારા બળ સંબંધી વિશ્વાસ આવે.

હે રઘુવીર! તમે છોડેલું બાણ આ સામે રહેલા સાલવૃક્ષનુ અવશ્ય વિદારણ કરશે, એમાં પણ સંશય નથી. હવે તમારે કાંઈ પણ વિચાર કરવાની આવશ્યકતા નથી. હે રાજપુત્ર! હું તમને મારા પોતાના સોગંદ આપીને કહું છું કે, તમે મારો સંશય દૂર કરી મારું પ્રિય કરો.[૯૧,૯૨] હે દશરથનંદન! જેમ તેજસ્વીઓમાં સૂર્ય શ્રેષ્ઠ છે, પર્વતોમાં હિમાલય શ્રેષ્ઠ છે અને ચાર પગવાળાં પ્રાણીઓમાં કેસરી સિંહ શ્રેષ્ઠ છે, તેમ પુરુષમાત્રમાં તમે પરાક્રમવાળા છો.'[૯૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિંધાકાંડમાં ૧૧ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૨ મો

**રામચંદ્રનું અદ્ભુત બળ-સપ્તસાલછેદન અને વાલી-સુગ્રીવના યુદ્ધનો પ્રારંભ**

**एतच्च वचनं श्रुत्वा सुग्रीवस्य सुभाषितम्।**
**प्रत्ययार्थं महातेजा रामो जग्राह कार्मुकम्॥१॥**

સુગ્રીવનાં સુંદર વચનો સાંભળી, તેને વિશ્વાસ બેસાડવા સારુ મહાતેજસ્વી રામચંદ્ર તરત જ પોતાનું ધનુષ ગ્રહણ કર્યું અને તેમાં એક મહાભયંકર બાણ ચડાવ્યુ. પછી ધનુષ્યની પ્રત્યંચાને કર્ણ પર્યંત ખેંચીને તથા પોતાની સામે હારોહાર આવેલાં સાત સાલવૃક્ષોમાંના પોતાની તરફના છેલ્લા સાલવૃક્ષનું લક્ષ્ય બાંધીને મહાબળવાન અને સર્વને માન આપનારા રામચંદ્રે ધનુષ્યના ટંકારવ વડે સર્વ દિશાઓને ગજાવી મૂકતાં અમોઘ બાણ છોડ્યું. રામચંદ્રના ધનુષ્યમાંથી છૂટેલું સુવર્ણભૂષિત બાણ મહાવેગથી સુસવાટ કરતું ચાલ્યું. તે બાણ દૂર-દૂર, પરંતુ હારબંધ આવેલાં સાતે સાલવૃક્ષોને છેદીછેદીને પૃથ્વી પર પાડતું, સામે આવેલા પર્વતનું વિદારણ કરીને તથા ભૂમિને છેદીને છેક રસાતળમાં પેઠું.[૧-૩] એ રીતે સાત સાલવૃક્ષ, પર્વત, ભૂમિ તથા સાત પાતાળ-એ સઘળાંને ભેદવાનું કાર્ય માત્ર એક મુહૂર્ત જેટલા સમયમાં કરીને, એ અમોઘ રામબાણ પૃથ્વીમાંથી પાછું નીકળી પુનઃ રામચંદ્રના ભાથામાં આવી પેઠું.[૪] રામચંદ્રના બાણના વેગ વડે થોડી વારમાં જ સાતે સાલવૃક્ષોને પૃથ્વી પર પડેલાં જોઈ વાનરશ્રેષ્ઠ સુગ્રીવ અત્યંત વિસ્મિત થયો;[૫] અને તેણે પૃથ્વી પર દંડવત્ પડીને રામચંદ્રના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. એ વેળા તેના કંઠમાંનાં આભૂષણો પણ લંબાયમાન થઈને પૃથ્વી પર રગદોળાવા લાગ્યાં.[૬] પછી પૃથ્વી પર ઊભા થઈ મહાત્મા સુગ્રીવ પ્રસન્ન વદને ધર્મજ્ઞ રામચંદ્રની આગળ ઊભો રહ્યો અને અતિ નમ્રપણે કહેવા લાગ્યો: 'હે સર્વ પ્રકારની અસ્ત્રવિદ્યાને જાણનારાઓમાં શ્રેષ્ઠ! હે શૂરવીર! હે પુરુષર્ષભ! તમે પોતાનાં અમોઘ બાણો વડે ઇંદ્રાદિ દેવતા-

ઓનો પણ નાશ કરવા સમર્થ છો, તો પછી વાલીની તે શી ગણના ? હે કાકુત્સ્થ ! માત્ર એક જ બાણે કરી દૃઢ મૂળવાળાં સાત સાલવૃક્ષોને, પર્વતને તથા ભૂમિને વિદારણ કરનારા મહાસમર્થ એવા તમારી સામે સંગ્રામ વિષે ઊભો રહેવાને પણ કોણ સમર્થ હોય ?[૭-૯] અહો ! મહેંદ્ર અને વરુણની ઉપમાને યોગ્ય તમારા સરખા મિત્રને પ્રાપ્ત થવાથી આજે હું કૃતકૃત્ય થયો છું અને મારો સઘળો શોક દૂર થઈ, મારું અંતઃકરણ હર્ષથી પરિપૂર્ણ બન્યુ છે.[૧૦] હે કાકુત્સ્થ ! હું હાથ જોડી પ્રાર્થના કરું છું કે, તમે મારું પ્રિય કરવા અર્થે હવે મારા બંધુરૂપ શત્રુ વાલીનો સત્વર સંહાર કરો.'

સુગ્રીવનાં વચન સાંભળી મહાબુદ્ધિશાળી રામચંદ્ર લક્ષ્મણના સરખા જ સ્નેહથી તેને કહ્યું :[૧૧,૧૨] 'હે સુગ્રીવ ! તું અમારા સર્વથી પહેલો કિષ્કિંધાનગરી પ્રત્યે જા અને ભાઈનું મિથ્યા નામ ધારણ કરનાર દુષ્ટ વાલીને યુદ્ધ કરવા માટે બોલાવ. અમે સર્વ પણ તારી પછવાડે જ ત્યાં આવીએ છીએ.'[૧૩] રામચંદ્રનાં વચન સાંભળી સુગ્રીવની આજ્ઞાથી હનુમાનાદિ સર્વ વાનરો તરત જ કિષ્કિંધાનગરી પ્રત્યે ગયા અને નગરીની બહાર આસપાસનાં વૃક્ષોની ઓથમાં સંતાયા. રામ-લક્ષ્મણે પણ તેમ જ કર્યું.[૧૪] સુગ્રીવ પણ વસ્ત્ર વડે કમ્મર કસીને પોતે એકલો કિષ્કિંધાનગરીના મુખ્ય દરવાજા આગળ ગયો અને વાલીને બોલાવવા સારુ આકાશને ભેદી નાખે એવી ભયંકર ગર્જના કરવા લાગ્યો,[૧૫] શબ્દ ઉપરથી જ 'આ ગર્જના મારા ભાઈ સુગ્રીવની છે' એમ ધારી અત્યંત ક્રોધ પામેલો મહાબળવાન વાલી સૂર્ય જેમ અસ્તાચળ( ઉદયાચળ )માંથી* નીકળે તેમ કિષ્કિંધામાંથી નીકળી સુગ્રીવની સામે આવી ઊભો રહ્યો.[૧૬] પછી જેમ આકાશ વિષે બુધ અને મંગળ એ બન્ને ગ્રહોનું ઘોર યુદ્ધ થાય, તેમ વાલી અને સુગ્રીવ બન્ને ભાઈઓનું તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[૧૭] એ વેળા બંને ભાઈઓ પરસ્પર ઇંદ્રના વજ્ર સરખી લાતો તથા મુષ્ટિઓના પ્રહાર કરવા લાગ્યા, જેનો અશનિ+ સમાન ઘોર ધ્વનિ થવા લાગ્યો.[૧૮] આ વેળા સુગ્રીવને સહાય કરવા અર્થે ગુપ્ત સ્થળે ઊભેલા શ્રીમાન રામચંદ્રે વાલીને મારવા સારુ પોતાનું ધનુષ્ય સજ્જ કર્યું; પરંતુ પરસ્પર સમાન આકૃતિવાળા હોવાને લીધે અશ્વિનીકુમાર સરખા જણાતા એ બંને શૂરવીર ભાઈઓમાં 'સુગ્રીવ કયો ? અથવા વાલી કયો ?' એમ તેઓ ઓળખી શકયા નહિ, તેથી દશરથનંદન રઘુવીરે એ સમયે વાલીનો અંત આણનારું બાણ મૂકવાનો વિચાર બંધ રાખ્યો.[૧૯,૨૦] એટલામાં વાલીના તીવ્ર મુષ્ટિપ્રહારોથી જર્જરિત- થયેલો સુગ્રીવ વાલીથી હારી જઈ તેના હાથમાંથી છટકી ગયો અને પોતાનું રક્ષણ કરનારા રામચંદ્રને એટલામાં કયાંય પણ દીઠા નહિ તેથી ગભરાઈને ઋષ્યમૂક પર્વત પ્રત્યે નાઠો. રુધિર વડે ખરડાયેલા સુગ્રીવને યુદ્ધથી કંટાળી નાસતો જોઈ બળવાન વાલી પણ તેને પકડવાને તેની પાંછળ દોડયો; પરંતુ નાસતાં નાસતાં સુગ્રીવે મતંગ વનમાં પ્રવેશ કર્યો, એટલે મતંગ ઋષિએ આપેલા શાપના ભયને લીધે તેની પાછળ ન જતાં

* શંકા: અહીં 'અસ્તાચળમાંથી જેમ સૂર્ય નીકળે' એવું કહ્યુ. પણ તે યોગ્ય નથી; કેમ કે સૂર્યનું અસ્તાચળમાંથી નીકળવું કદી પણ સંભવતું નથી; ત્યાં તો અસ્ત જ સંભવે.

સમાધાન: અસ્તાચળમાં જઈ સૂર્ય જેમ ગુપ્ત રીતે પુનઃ નીકળી આવે છે, તેમ કિષ્કિન્ધામાંથી ગુપ્ત રીતે વાલી નીકળી આવ્યો અથવા ઉદયાચળને બદલે અસ્તાચળ કહીને મહર્ષિ વાલ્મીકિએ 'હવે વાલીનુ મરણ સમીપ આવ્યું છે' એવું સૂચન કર્યું જણાય છે. (તિ. ટી.) અથવા આપણા દેશનો ઉદયાચળ પણ બીજા દેશોની અપેક્ષાએ અસ્તાચળ જ છે; એમ સમજીને આદિકવિએ 'અસ્તાચળમાંથી જેમ સૂર્ય નીકળે' એવી ઉપમા અહીં લખી હશે.

+ મેઘ ચડે છે ત્યારે કોઈ વખતે મોટો કડાકો થાય છે તેના સમાન.

- ભાંગી ગયેલા દેહવાળો

મહાબળવાન વાલીએ 'જા જા, આજે હું તને જતો કરું છુ.' એમ કહી પુન પોતાની કિષ્કિંધા નગરીમા પ્રવેશ કર્યો ૨૧-૨૩

આ પ્રકાર જોઈને હનુમાનાદિ સર્વ વાનરો તથા લક્ષ્મણ સહિત રઘુવીર પણ પાછા ઋષ્યમૂક પર્વત પર સુગ્રીવની પાસે ગયા, લક્ષ્મણ સહિત રામચદ્રને આવેલા જોઈ અતિ લજ્જાને લીધે સુગ્રીવ નીચુ જોઈ ગયો અને દીન વાણીથી કહેવા લાગ્યો ૨૪,૨૫ 'હે રામ! તમે મારી આગળ પોતાનુ પરાક્રમ બતાવ્યુ અને વળી 'તુ વાલીને યુદ્ધ માટે બોલાવ' એમ કહી મને યુદ્ધ કરવા પ્રેર્યો, છતા મને મારા શત્રુના હાથે જ માર ખવડાવી, અતે આ શુ કર્યુ ? ૨૬ હે રાઘવ! જો તમારે આવુ જ કરવુ હતું, તો 'હુ વાલીને મારીશ નહિ' એમ પહેલેથી સ્પષ્ટ જ કહેવુ હતું કે જેથી હુ તેની સાથે યુદ્ધ કરવા માટે અહીથી જાત જ નહિ!' ૨૭

મહાત્મા સુગ્રીવના કરુણાજનક દીન વચન સાભળી શ્રીમાન રામચદ્ર કહ્યુ ૨૮ 'હે તાત સુગ્રીવ! તું ક્રોધનો ત્યાગ કર અને મે એ વેળા જે કારણથી બાણ મૂક્યુ નહિ તે પ્રથમ સાભળ ૨૯ હે સખા! તુ અને વાલી બને રૂપ, અલકાર, પ્રમાણ× ગમન, સ્વર, તેજ, દષ્ટિ, પરાક્રમ તથા વચન–એ સર્વથી પરસ્પર એક સરખા જ દેખાઓ છો, તેથી યુદ્ધ સમયે હુ તને કે વાલીને સ્પષ્ટપણે ઓળખી શક્યો નહિ ૩૦,૩૧ હે વાનરશ્રેષ્ઠ! રૂપસાદશ્યથી* ભ્રમણામા પડવાથી મે મારુ મહાન અમોઘ બાણ છોડયુ નહિ, કેમ કે તમે બને સરખા રૂપવાળા હોવાને લીધે શકિત મને મે છોડેલુ શત્રુનો વિનાશ કરનારુ જીવલેણ બાણ જો કદાચ તને વાગે, તો સઘળુ જ ઊલટુ થઈ જાય અને આપણા બન્નેનુ કાર્ય નાશ પામે ૩૨,૩૩ હે વીર! આમ ભુલાવામા પડવા છતા પણ જો મે ઉછા છળાપણાને વશ થઈ બાણ માર્યુ હોત અને તેથી જો કદાચ તારો જ નાશ થયો હોત, તો હે કપીશ્વર! આ જગત વિષે અવશ્ય હુ મૂર્ખ અને બાળક ગણાત અને વળી એ ઉપરાત અભય આપી શરણે રાખેલાનો વધ કરવાનું મને મોટુ પાતક લાગત માટે હે સખા! જે કાઈ થયુ તે ઠીક જ થયુ છે, એથી તું અન્યથા* સમજતો નહિ હે વાનરેશ્વર! હુ તથા સુદરી સીતા અને મહાત્મા લક્ષ્મણ, એ ત્રણે જણા તારે આધીન જ છીએ અને આ વનમા તો અમારે તારો જ આશ્રય છે માટે હે સુગ્રીવ! તું મારા પર કઈ પણ શકા ન લાવતા હવે વાલી સાથે પુન યુદ્ધ કર ૩૪-૩૬ હુ યુદ્ધને વિષે એક જ બાણ વડે વાલીને હણીશ અને તું એક મુહૂર્તમા જ તેને પૃથ્વી પર તરફડિયા મારતો જોઈશ ૩૭ પરતુ હે વાનરાધિપતિ! આ વખતે તું પોતાની ઓળખાણ માટે કઈક ચિહ્ન ધારણ કર કે જેથી વાલી સાથેના દ્વદ્વયુદ્ધ વખતે હુ તને ઓળખી શકુ!' એટલુ સુગ્રીવ પ્રત્યે કહીને રામચદ્ર લક્ષ્મણને કહ્યુ 'હે ભાઈ લક્ષ્મણ! તું આ સામે જણાતી ખીલેલા પુષ્પોવાળી અને સર્વ શોકને નિવૃત્ત કરનારી 'ગજપુષ્પી'× નામની લતાને ઉખેડી લાવી, મહાત્મા સુગ્રીવના કઠમા માળા રૂપે પહેરાવ!' ૩૮,૩૯

રામચદ્રનુ વાકય સાભળી મહાત્મા લક્ષ્મણે તરત જ સામેના પર્વતની તળેટીમાથી પુષ્પોથી ભરેલી ગજપુષ્પી લતા ઉખેડી લાવી સુગ્રીવના કઠમા બાધી ૪૦ એ વેળા કઠમા રહેલી એ લતાના શ્વેત પુષ્પોથી શ્રીમાન સુગ્રીવ બગલા ઓની પક્તિયુક્ત સધ્યા સમયના મેઘની પેઠે શોભવા લાગ્યો ૪૧ પછી સુશોભિત દેહવાળો સુગ્રીવ રામચદ્રના વચનોથી પોતાના ચિત્તને સ્થિર કરી, એ બને રાજપુત્રોને સાથે લઈ પુન વાલીની કિષ્કિધાનગરી પ્રત્યે જવાને તયાર થયો ૪૨

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિધાકાંડમા ૧૨ મો સર્ગ સમાપ્ત

× શરીરની પુષ્ટતા તથા ઉચ્ચતા વગેરે સ્વરૂપની સરખાઈથી

* 'આ રામ શત્રુ(વાલી)ના પક્ષમા હશે' એવુ

× ગજપુષ્પી અથવા નાગપુષ્પી, શ્વેત પુષ્પાવાળી

# સર્ગ ૧૩ મો

### યુદ્ધ માટે પ્રસ્થાન–'સમજન' મૂર્તિઓનું વર્ણન

ऋष्यमूकात्स धर्मात्मा किष्किन्धां लक्ष्मणाग्रज ।
जगाम सह सुग्रीवो वालिविक्रमपालिताम् ॥ १ ॥

ત્યાર પછી લક્ષ્મણના વડીલ બંધુ રઘુવીર સુવર્ણથી શણગારેલું મોટું ધનુષ્ય તથા સંગ્રામમાં સિદ્ધિ આપનારા સૂર્ય સમાન તેજસ્વી બાણોને ગ્રહણ કરી સુગ્રીવ આદિ સર્વ સમાજ સહિત વાલીએ પાવન કરેલી કિષ્કિંધાનગરી પ્રત્યે ચાલતા થયા.[૧-૩] એ વેળા મહાત્મા રામચંદ્ર તથા લક્ષ્મણની આગળ દૃઢ ગ્રીવાવાળો મહાબળવાન સુગ્રીવ ચાલતો હતો, અને પાછળ શૂરવીર હનુમાન, પરાક્રમી નલ તથા નીલ અને વાનરોના યૂથપતિઓનો પણ અધ્યક્ષ એવો મહાતેજસ્વી તાર એ ચાર વાનરો ચાલતા હતા. તેઓ સર્વ રમણીય વનશોભાનું અવલોકન કરતા ચાલ્યા જતા હતા. વસંતઋતુ હોવાને લીધે ચોતરફના વૃક્ષો પુષ્પભારથી લચી રહ્યા હતા, સમુદ્રને મળનારી નદીઓ નિર્મળ જળ વહન કરી રહી હતી તથા પર્વતોની કરોડો, ઋષિમુનિઓએ વસવા યોગ્ય સુંદર ગુફાઓ, સિંહાદિકોના વસવાટવાળી ભયંકર ખીણો અને મોટા પર્વતોના મુખ્ય મુખ્ય શિખરોમાંથી વહેતા નિર્મળ ઝરણાંઓ વનની શોભાને વધારી રહ્યા હતા. માર્ગમાં ઠામઠામ વૈદૂર્યમણિ સરખા નિર્મળ જળથી ભરેલા સરોવરો શોભી રહ્યા હતા અને તેના પર ખીલેલા તથા વગર ખીલેલા અસંખ્ય કમળો છવાઈ રહ્યા હતા, તેમ જ પ્રત્યેક સરોવરના કિનારા પર હંસ, કારંડવ, સારસ, વંજુલ, જળકૂકડા, ચક્રવાક તથા બીજા પણ અનેક જાતના પક્ષીઓ કલરવ કરી રહ્યા હતા. કોમળ તૃણાંકુરોનો આહાર કરનારા વનના હરિણો નિર્ભયપણે ચોતરફ ફરતા હતા, તેમ જ મોટા શ્વેત દંતૂશળો વડે સરોવરના તટોને ઉખેડી નાખવાને લીધે સરોવરના શત્રુરૂપ ભયંકર હાથીઓ જ્યાં ત્યાં એકલા જ વિચરતા હતા. જાણે હાલતા–ચાલતા પર્વતો જ હોય એવા જણાતા મદોન્મત્ત વાનરો કે, જેના શરીર પૃથ્વી પરની રજથી વ્યાપ્ત થયા હતા, તેઓ પર્વતની તળેટીમાંના મોટા મોટા વૃક્ષો પર કૂદીને હૂકાહૂક કરતા હતા, તેમ જ વનમાંના બીજા પણ અનેક પશુઓ તથા પક્ષીઓ સ્થળે સ્થળે નાના પ્રકારની ક્રીડા કરી રહ્યા હતા.

વનશોભાને નીરખતા સર્વ વાનરસમાજ સહિત રામ–લક્ષ્મણ ઉતાવળે કિષ્કિંધા પ્રત્યે ચાલ્યા જતા હતા, તેવામાં માર્ગની બાજુ પર ઘાટા વૃક્ષવાળું એક વન આવ્યું, તે જોઈ શ્રીમાન રામચંદ્ર સુગ્રીવને પૂછ્યું [૪-૧૩] 'હે સુગ્રીવ! આકાશમાં ચઢેલા મેઘસમૂહ સરખું ઘાટા વૃક્ષોવાળું આ વન કે જે અત્યંત વિસ્તારવાળું અને ચારે તરફ કદલીવૃક્ષોથી વીંટાયેલું છે, તે શું છે? શું તેની અંદર કોઈ ઋષિનો આશ્રમ છે? હે સખા! એ જાણવાનું મને મોટું કુતૂહલ છે, માટે તું મને કહે.'[૧૪,૧૫]

મહાત્મા રઘુવીરનું વચન સાંભળી, માર્ગમાં ચાલતા ચાલતા જ સુગ્રીવે એ મોટા વન સંબંધી સઘળું વૃત્તાંત કહેવા માંડ્યું 'હે રાઘવ! આ અતિ વિસ્તાર પામેલું રમ્ય વન કે જે એક સુંદર બગીચા જેવું હોવાથી શ્રમને નિવૃત્ત કરનારું તથા સુગંધયુક્ત પુષ્પો, સ્વાદિષ્ટ ફળો, કંદમૂળ અને મિષ્ટ જળથી પરિપૂર્ણ છે, તેમાં પૂર્વે 'સમજન' એવા નામથી પ્રસિદ્ધિ પામેલા નિર્મળ વ્રતવાળા સાત ઋષિઓ વસતા હતા. તે સાતે ઋષિઓ પૃથ્વી પર ઊંધે મસ્તકે ઊભા રહી ઉગ્ર તપશ્ચરણ કરતા હતા. રાત્રિના સમયે તથા શીતકાળમાં તેઓ જળને વિષે શયન કરતા હતા.[૧૬-૧૮] અને છ દિવસ સુધી નિરાહાર રહી સાતમે દિવસ કેવળ વાયુનો જ આહાર કરતા હતા. એવી રીતે સાતસો વર્ષ પર્યંત તીવ્ર તપશ્ચર્યા કરીને તેઓ સદેહે સ્વર્ગે ગયા છે. તેઓનો આ શૂન્ય પડેલો આશ્રમ છે.[૧૯] એ મહર્ષિઓના દિવ્ય પ્રભાવને લીધે

વૃક્ષોરૂપી કિલ્લાથી વીંટાયેલા આ આશ્રમસ્થાનનું, ઇંદ્રાદિ દેવતાઓ તથા અસુરોથી પણ આક્રમણ થવું અશક્ય છે.[20] પક્ષી આદિ બીજાં વનચર પ્રાણીઓ પણ આ આશ્રમસ્થાનનો દૂરથી જ ત્યાગ કરે છે, કેમ કે જો કોઈ પણ પ્રાણી અજાણતાં પણ તેમાં પ્રવેશ કરે છે, તો તે પાછું બહાર આવી શકતું નથી.[21] હે રાઘવ! આ આશ્રમની અંદરથી વારંવાર અપ્સરાઓનું મધુરું ગાન તથા તેઓનાં આભૂષણોનો ઝણકાર સાંભળવામાં આવે છે. વાજિંત્રોના સુસ્વર સંભળાય છે, તેમ જ તેઓના શરીર પરની દિવ્ય ગંધ આ વનમાં ફેલાઈ રહે છે.[22] આ આશ્રમસ્થાનને વિષે સપ્તજન મહર્ષિઓને નિત્ય હોમ કરવાનો ત્રેતાગ્નિ-અગ્નિહોત્રનો અગ્નિ પણ હજી સુધી પ્રકાશી રહ્યો છે, જેનો કપોતના વર્ણ સરખો ધૂસરો ઘાટો ધુમાડો આશ્રમનાં વૃક્ષોની ટોચોમાં છવાઈ રહ્યો છે[23] અને તેને લીધે એ વૃક્ષો જાણે મેઘસમૂહથી છવાયેલા વદૂર્યમણિના પર્વતો જ ન હોય, એવાં શોભી રહ્યાં છે.[24] હે ધર્માત્મન્! તમે તમારા નાના ભાઈ લક્ષ્મણ સહિત હાથ જોડીને અતિ નમ્રભાવે એ સપ્તજન મહર્ષિઓને ઉદ્દેશી આ આશ્રમને પ્રણામ કરો.[25] જે પુરુષો શુદ્ધ અંતઃકરણવાળા એ મહર્ષિઓને ઉદ્દેશી અહીં પ્રણામ કરે છે, તેઓના દેહમાં કશું અશુભ-પાપ રહેતું નથી.'

સુગ્રીવનું વચન સાંભળી લક્ષ્મણ સહિત રઘુવીરે બન્ને હાથ જોડી સપ્ત ઋષિઓને ઉદ્દેશી પ્રણામ કર્યા. ત્યાર પછી લક્ષ્મણ સહિત ધર્માત્મા રામચંદ્ર અતિહર્ષિત ચિત્તવાળા થયેલ સુગ્રીવાદિ સર્વ વાનરસમાજની સાથે ઉતાવળે કિષ્કિન્ધા પ્રત્યે ચાલવા માંડ્યા.[26-28] સપ્તજન ઋષિઓના આશ્રમથી તેઓ કેટલે દૂર ગયા, ત્યારે કોઈથી પણ એકાએક પ્રવેશ ન થઈ શકે એવી વાલીએ પાવન કરેલી કિષ્કિન્ધાનગરી તેઓના જોવામાં આવી.[29] ઉદય પામેલા ઉગ્ર તેજવાળા મહાત્મા રામચંદ્ર, લક્ષ્મણ તથા સર્વ વાનરો પોતપોતાનાં શસ્ત્રો ગ્રહણ કરીને, શત્રુરૂપ વાલીનો વધ કરવાને અર્થે પુનઃ પણ વાલીના પરાક્રમ વડે રક્ષાયેલી કિષ્કિન્ધાનગરી પાસે આવી પહોંચ્યા.[30]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૧૩મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૪મો

## વાલી-સુગ્રીવનું યુદ્ધ-વાલીને આહ્વાન

सर्वे ते त्वरितं गत्वा किष्किन्धां वालिनः पुरीम्।
वृक्षैरात्मानमावृत्य व्यतिष्ठन्गहने वने॥१॥

સુગ્રીવાદિ સર્વ વાનરસમાજની સાથે રામ-લક્ષ્મણ ઉતાવળે કિષ્કિન્ધાનગરી આગળ જઈ પહોંચ્યા અને માત્ર એક સુગ્રીવ સિવાય બીજા સૌ કોઈ પોતપોતાનાં શરીરોને ઘાટાં વૃક્ષોની ઓથમાં સંતાડીને છુપાવી બેઠા.[1] પછી મોટી ગ્રીવાવાળા સુગ્રીવે વનની અંદર ચોમેર દૃષ્ટિ કરી તીવ્ર ક્રોધ ધારણ કર્યો,[2] અને રઘુવીરના પરાક્રમથી ઉત્સાહ પામેલો એ સુગ્રીવ વાયુના પ્રચંડ વેગને લીધે અત્યંત ગર્જતા મેઘની પેઠે આકાશને ભેદી નાખે એવી ગર્જના કરવા લાગ્યો તથા વાલીને યુદ્ધ માટે બોલાવવા લાગ્યો. એ સમયે ઊગતા સૂર્ય સરખી કાંતિવાળો અને ગર્વ ભરેલા સિંહ સરખી ગતિવાળો સુગ્રીવ ઉદ્યોગમાં સાવધ રહેલા રામચંદ્રને કહેવા લાગ્યો: 'હે દશરથનંદન! વાનરેરૂપી જાળથી વ્યાપ્ત, સુવર્ણના કાંગરાવાળી અને મોટા મોટા ધ્વજ તથા યંત્રોથી શોભી રહેલી વાલીની કિષ્કિન્ધાનગરી પ્રત્યે આપણે આવી પહોંચ્યા છીએ. હે વીર! પ્રથમ મારી આગળ તમોએ વાલીનો વધ કરવાની જે પ્રતિજ્ઞા કરી છે તેને કાળ જેમ લતાઓને સફળ કરે છે તેમ શીઘ્ર સફળ કરો.'

સુગ્રીવનું વચન સાંભળી ધર્માત્મા રામચંદ્ર કહ્યું: 'હે પરમ પ્રિય મિત્ર! આજે તો મહાત્મા લક્ષ્મણે તને ઓળખવા માટે તારા કંઠમાં ગજપુષ્પી લતાનું ચિહ્ન બાંધેલું હોવાને લીધે તું જાણે આકાશને લીધે નક્ષત્રમાળાથી વીંટાયેલો

સૂર્ય જ હોય* એવો શોભે છે ! હે વાનરેશ્વર સુગ્રીવ હવે તું ફિકર કર નહિ; આજે હું સંગ્રામમાં એક જ બાણ મૂકીને તારા વાલી સંબંધી ભયનો તથા વેરનો અંત આણીશ. પ્રથમ તું તારા શત્રુરૂપ ભાઈ વાલીનું મને દર્શન કરાવ એટલે તે વાલી મારા બાણથી હણાઈને તરત જ પૃથ્વી પર પડી ધૂળમાં તરફડિયાં મારશે. હે સુગ્રીવ ! મારી દૃષ્ટિએ પડી ઓળખવામાં આવ્યા પછી જો વાલી જીવતો ઘેર જાય, તો તું મને દોષયુક્ત ગણી મારી નિંદા કરજે. મેં તારી નજરે એક જ બાણ વડે સાત સાત સાલવૃક્ષોનું વિદારણ કર્યું છે; એ બળ ઉપરથી જ તારે વાલીને હણાયેલો સમજવો જોઈએ. માત્ર ધર્મની જ કામનાવાળા મેં પૂર્વે ગમે તેવા કષ્ટમાં પણ અસત્ય ભાષણ કર્યું નથી અને હવે પછી કદાપિ તેમ કરીશ નહિ. હે મિત્ર ! તું સંભ્રમનો ત્યાગ કર. ઇંદ્ર જેમ વરસાદ વરસાવીને ઉત્તમ શાળનાં ક્ષેત્રોને સફળ કરે છે, તેમ હું આજે મારી પ્રતિજ્ઞાને સફળ કરીશ. હે સુગ્રીવ ! હવે તું સુવર્ણમાળાને ધારણ કરનારા વાલીને અહીં બોલાવવા માટે મોટી ગર્જના કર; જેથી પૂર્વે કોઈથી પણ પરાભવ નહિ પામેલો નિર્ભય વાલી પોતાનો જય થવાની ઇચ્છાથી નગરમાંથી શીઘ્ર બહાર નીકળે. હે સુગ્રીવ ! તારી ગર્જના સાંભળીને સંગ્રામને વિષે પ્રીતિવાળો વાલી અવશ્ય પોતાની સ્ત્રીઓને ત્યજીને બહાર આવશે; કેમ કે તેજસ્વી પુરુષો સંગ્રામમાં શત્રુઓએ કરેલા અપમાનને સહન કરી શકતા નથી.[3-18] તેમાંયે વળી પોતાના પરાક્રમના ગર્વવાળા વીર પુરુષો તો ઘણું કરીને એવા અપમાનને અને તે વળી સ્ત્રીઓની સમક્ષ કરેલા અપમાનને સહન કરી શકતા નથી જ.[19]

રામચંદ્રનાં વચન સાંભળી સુવર્ણ સમાન વર્ણવાળો સુગ્રીવ વાલીને આહ્વાન કરવા માટે આકાશને ભેદી નાખે એવી મોટી ગર્જના કરવા લાગ્યો. સુગ્રીવની ભયંકર ગર્જનાથી ભયને લીધે બેબાકળી થયેલી ગાયો રાજાના સંરક્ષણની ખામીને લીધે પરપુરુષોથી પીડાતી કુલીન સ્ત્રીઓની પેઠે, આકુળવ્યાકુળ થઈ નાસભાગ કરવા લાગી અને વનમાંનાં હરિણ વગેરે પશુઓ પણ સંગ્રામમાં ત્રાસ પામેલા અશ્વોની પેઠે આમતેમ નાસી છુપાવા લાગ્યાં; તેમ જ પુણ્ય ક્ષીણ થવાને લીધે આકાશમાંથી પડતાં નક્ષત્રોની પેઠે પક્ષીઓ અંતરિક્ષમાંથી ધબોધબ પૃથ્વી પર પડવા લાગ્યાં. ગર્જના કરવામાં પૂરેપૂરો બળવાન સૂર્યપુત્ર સુગ્રીવ કે જેનું તેજ રામચંદ્રના પરાક્રમની સહાયને લીધે વૃદ્ધિ પામ્યું હતું અને જેનો નાદ મેઘસરખો ઘાટો હતો અને તેણે વાયુના વેગથી પરસ્પર લહરીઓ ઊઠવાને લીધે ગર્જના કરતા નદીઓના પતિ સમુદ્ર પેઠે વાલીના આહ્વાન માટેની ગર્જનાઓ ચાલુ જ રાખી.[20-22]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૧૪ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૫ મો

*વાલી–સુગ્રીવનું યુદ્ધ–તારાનો હિતોપદેશ*

**अथ तस्य ननादं तं सुग्रीवस्य महात्मनः ।**
**शुश्रावान्तःपुरगतो वाली भ्रातुरमर्षणः ॥ १ ॥**

મહાત્મા સુગ્રીવની ભયંકર ગર્જનાઓથી આખું કિષ્કિન્ધાનગર ખળખળી ઊઠયું એ વેળા અંતઃપુરમાં રહેલો મહાક્રોધી વાલી પણ સર્વ ભૂતપ્રાણીઓને કંપાવે એવી ગર્જનાઓ સાંભળીને આશ્ચર્ય પામ્યો અને એકાએક મદ* ઊતરી જવાથી ક્રોધને વશ થયો.[1-2] વાલીનાં રોમેરોમ ક્રોધાગ્નિથી વ્યાપ્ત થવાને લીધે તે પોતે સુવર્ણ સરખી કાંતિવાળો છતાં રાહુએ

* આ ઉપમા અભૂતોપમા છે; કેમ કે સૂર્યના તેજથી અસ્ત થયેલાં નક્ષત્રો દિવસે જણાતાં જ નથી. પરંતુ અહીં જો કદાચ સૂર્ય નક્ષત્રમાળાથી વીંટાયેલો દેખાય, તો તે તરુણ સૂર્ય સમાન કાંતિવાળા અને શ્વેત પુષ્પવાળી ગજપુષ્પી લતાને ધારણ કરનારા સુગ્રીવની ઉપમારૂપ થઈ પડે, એવી કવિએ કલ્પેલી અતિશયોક્તિ સમજવી. –તિ. ટી.

* અંતઃપુર વિષે સ્ત્રીઓની સાથે રહી પીધેલા માદક દ્રવ્યનો નશો.

અસેલા સૂર્ય સમાન કાંતિરહિત થઈ ગયો.[3] અતિશય ક્રોધાવેશને લીધે તેનાં નેત્રો લાલચોળ થઈ ગયાં અને દાંત પીસવાને લીધે તેની વિકરાળ દાઢો બહાર જણાવા લાગી. તેથી તે (વાલી) પદ્મનાલ સહિત ખીલેલાં રક્ત કમળવાળા સરોવર જેવો દેખાવા લાગ્યો.[4] પછી લેશ પણ ભય નહિ પામતાં મહાસમર્થ વાલી સુગ્રીવની ગર્જના સાંભળી તરત જ ઊભો થયો અને પૃથ્વીને પણ ફાડી નાખે એવાં ધબકારાબંધ પગલાં ભરતો ઉતાવળે પોતાના અંતઃપુરમાંથી બહાર નીકળ્યો.[5] એ વેળા તેની પ્રિય પત્ની તારા કે જે સુગ્રીવની ભયંકર ગર્જનાથી અતિ ક્ષોભ પામી શંકાશીલ થઈ ગઈ હતી, તેણે અતિ સ્નેહથી પોતાના પતિ વાલીને બંને ભુજાઓ વડે હૃદય સરસો દબાવીને પોતાનો આંતરિક સદ્ભાવ દર્શાવતાં પરિણામે હિતરૂપ વચનો કહેવા માંડ્યાં :[6] 'હે વીરવર! આમ એકાએક શત્રુની ગર્જના સાંભળી ક્રોધ કરવો યોગ્ય નથી. હે સ્વામિન્! મારી આ નમ્ર યાચના લક્ષમા લઈને જેમ પ્રાતઃકાળે નિદ્રામાંથી જાગેલો પુરુષ રાતે સેવેલી વાસી પુષ્પમાળાનો ત્યાગ કરે છે, તેમ આ એકાએક નદીના વેગની પેઠે ચડી આવેલા ક્રોધનો તમે ત્યાગ કરો.[7] હે પ્રિય! જોકે તમારો શત્રુ સુગ્રીવ તમારાથી અધિક બળવાન કિંવા તમે તેનાથી ઓછા બળવાન નથી, તોપણ આ વેળાએ (રાત્રિના સમયે) રણક્ષેત્રમાં ન જતાં કાલે સવારે તમે તેની સાથે યુદ્ધ કરવા જજો.[8] કાંઈ પણ વિચાર કર્યા વિના એકાએક તમે યુદ્ધ જાઓ એ મને જરાયે રુચતું નથી. વળી જે નિમિત્ત હું તમને યુદ્ધ ચડતા વારું છું, તે તમને કહું છું, સાંભળો.[9] હે વાનરેશ્વર! એ સુગ્રીવે હમણાં થોડા જ વખત પહેલાં અહીંયાં આવી તમને યુદ્ધ માટે બોલાવવા સારુ આવી જ રીતે ગર્જના કરી હતી અને તમોએ પણ નગરમાંથી બહાર નીકળી તેને અત્યંત માર મારી નસાડી મૂક્યો હતો. એમ છતાં પણ હે સ્વામીનાથ! તે તરત જ પાછો આવી તમને પુનઃ યુદ્ધાર્થે બોલાવે છે, એથી મને મોટી શંકા ઊપજે છે.[10,11] વળી આ વખતે તેનો ગર્વ, યુદ્ધનો ઉદ્યોગ અને ગર્જનાઓનો વેગ કોઈ જુદા જ પ્રકારનો છે; માટે એમાં તમારે નાનુંસૂનું કારણ સમજવું નહિ. હે શૂરવીર! હું નથી માનતી કે, એ સુગ્રીવ આ વખતે સહાય વિના આવ્યો હોય! અવશ્ય તે કોઈની મોટી સહાય લઈને આવેલો જણાય છે અને તેના આશ્રયથી જ તે આવી મોટી ગર્જનાઓ કરે છે! ખરેખર, સુગ્રીવે કોઈ સમર્થ પુરુષની સાથે મૈત્રી બાંધી હશે. અને તે વળી પરીક્ષા કરીને જ બાંધી હશે. તે સુગ્રીવ કદી પણ પરીક્ષા કર્યા સિવાય મૈત્રી કરે એવો નથી; કેમ કે તે વાનર સ્વભાવે ઘણો જ ચતુર અને બુદ્ધિમાન છે![12–14] હે શૂરવીર! થોડા સમય ઉપર આપણો કુમાર અંગદ વનમાં ફરવા ગયો હતો, ત્યાંથી ગુપ્ત દૂતો દ્વારા જાણેલું સુગ્રીવ સંબંધી વૃત્તાંત તેણે મને જણાવ્યુ છે, જે તમારા હિતરૂપ છે, તે તમને હું કહી સંભળાવું છું.[15,16] અયોધ્યાનગરીના અધિપતિ મહારાજા દશરથના મહાશૂરવીર પુત્ર રામચંદ્ર અને લક્ષ્મણ કે જેઓ ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા છે અને રણ વિષે દુર્જય છે, તેઓ પિતાનુ વચન પાળવા માટે વનમાં નીકળેલા છે.[17] સંગ્રામ વિષે દુરાસદ* એવા એ બન્ને ભાઈઓ વનમાં ફરતા ફરતા ઋષ્યમૂક પર્વત પર આવી, તમારા ભાઈ સુગ્રીવને મળ્યા છે અને સુગ્રીવનું પ્રિય કરવા અર્થે તેઓએ તેની સાથે મૈત્રી બાંધી છે. હે સ્વામીનાથ! એ બન્ને ભાઈઓમાં પણ પોતાના ઉત્તમ ગુણોએ કરી વિખ્યાત એવા રામચંદ્ર કે જે સંગ્રામ વિષે તમારા ભાઈ સુગ્રીવને સહાય કરનારા છે, તે તો ગુણોના ભંડાર જ છે.[18] હે વાનરેશ્વર! એ રામચંદ્ર શત્રુઓની સેનાનું મર્દન કરવામાં સમર્થ છે, સંગ્રામસમયે પ્રલયકાળના અગ્નિ પેઠે ક્રોધ કર-

* દુઃખે કરીને પણ જેની પાસે ન જઈ શકાય એવા

નાર છે, સજ્જનોને આશ્રય આપનાર છે, શરણે આવેલાની પરમ ગતિરૂપ છે;[૧૯] શત્રુઓથી પીડાયેલા પુરુષોને પોતાના શત્રુઓનો વિનાશ કરવા અર્થે આશ્રય કરવા યોગ્ય છે, પવિત્ર યશને પાત્ર છે, જ્ઞાન અને વિજ્ઞાનથી યુક્ત છે તથા પોતાના પિતાની આજ્ઞા પાળવામાં તત્પર રહેનારા છે.[૨૦] વધારે શું કહું ? જેમ હિમાલય પર્વત સર્વ ધાતુઓનો ભંડાર છે, તેમ એ રામચંદ્ર સર્વ ગુણોના ભંડાર છે. હે વાનરરાજ ! તમારે એ મહાત્મા રામચંદ્રની સાથે વિરોધ *કરવો યોગ્ય નથી; કેમ કે તે અતુલિત બળવાન્* હોવાથી રણકર્મને વિષે દુર્જય છે. હે સ્વામીનાથ ! આ વેળા હું તમને જે કંઈ કહું છું તે તમારા દોષોને બતાવવા માટે નહિ, પણ તમારા હિત માટે જ કહું છું, તે તમે ધ્યાનમા લો અને તે પ્રમાણે કરો. હે શૂરવીર ! હે રાજન્ ! તમે તમારા કનિષ્ઠ બંધુ સુગ્રીવની સાથેના વેરનો ત્યાગ કરી યુદ્ધનો વિચાર માંડી વાળો અને તેની સાથે પ્રીતિ કરી તેનો સત્વર યુવરાજપદે અભિષેક કરો. એમ કરવાથી રામચંદ્રની સાથે પણ તમારો સ્નેહ બંધાશે, એ પણ ઘણું યોગ્ય થશે.[૨૧–૨૪] હે સ્વામીનાથ ! અત્યંત પ્રીતિને લીધે હું તમને બીજી વાર પણ કહું છું કે તમે સુગ્રીવ સાથેના વેરનો ત્યાગ કરી તેની સાથે પ્રીતિ કરો. એ સુગ્રીવ ગમે તેવો હોય, તોપણ તમારો કનિષ્ઠ બંધુ હોવાથી તમારે તો તેના પર સ્નેહ ધરવો જ યોગ્ય છે.[૨૫] ગમે તો તે તમારી પાસે રહેતો હોય, વા દૂર રહેતો હોય, તોપણ છેવટે તો તમારો ભાઈ જ છે. આખા જગતને વિષે એના જેવડો તમારે બીજો કોઈ ભાઈ સંબંધી હોય એમ હું જોતી નથી.[૨૬] માટે મારું કહેલું માન્ય રાખી તમે તેના પરના વેરને દૂર કરી તેનો દાન–માનાદિથી સત્કાર કરો અને તેને પોતાના સ્વાધીનમાં લઈ પડખે રાખો. મોટી ગ્રીવાવાળો સુગ્રીવ તમારો સગો ભાઈ છે, એટલે આખરે પણ તેની સાથે ભ્રાતૃસ્નેહ બાંધ્યા સિવાય તમારો છૂટકો નથી.[૨૭,૨૮] હે સ્વામીનાથ ! જો તમારે મારું પ્રિય કરવું હોય અને જો તમે મને તમારું હિત ઇચ્છનારી માનતા હો, તો આટલી મારી સ્નેહયુક્ત યાચનાને માન્ય કરો.[૨૯] છેવટે હાથ જોડી કહું છું કે, હે પ્રિય ! તમે પ્રસન્ન થાઓ અને આમ એકાએક ક્રોધને વશ ન થતાં મારાં હિતવચનો માન્ય રાખો. ઇંદ્ર સરખા તેજસ્વી અને કોશલદેશના અધિપતિ મહારાજા દશરથ રાજાના પુત્ર રામચંદ્રની સાથે વેર કરવું એ તમને જરા પણ યોગ્ય નથી.[૩૦]

એ પ્રમાણે સતી તારાએ પોતાના પતિ *વાલીને પરમ હિતરૂપ અને પથ્યરૂપ વચનો કહ્યાં;* પરંતુ જેનો વિનાશકાળ પાસે આવેલો હતો એવા વાલીને તે વચનો રુચ્યાં નહિ. ખરું જ છે કે વિનાશકાળ પ્રાપ્ત થતાં મનુષ્યની બુદ્ધિ વિપરીત થઈ જાય છે.[૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમ ૧૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૬ મો

### વાલી–સુગ્રીવનું યુદ્ધ–ભયંકર રણસંગ્રામ

*तामेवं ब्रुवतीं तारां ताराधिपनिभाननाम्।*
*वाली निर्भर्त्सयामास वचनं चेदमब्रवीत्॥१॥*

ચંદ્રમુખી તારાએ હિતરૂપ વચનો કહ્યાં; પરંતુ તેને ન ગણકારતા મદમત્ત વાલીએ ઊલટું તેનો તિરસ્કાર કરી કહ્યું :[૧] 'હે સુમુખી ! સુગ્રીવ જોકે મારો ભાઈ છે છતાં તે હાલમાં શત્રુરૂપે ક્રોધ કરી મને ઉદ્દેશી ગર્જના કરે છે, તેને હું કોઈ પણ પ્રકારે સાંખી શકું એમ નથી.[૨] હે ભીરુ ! તું જાણે જ છે કે સંગ્રામને વિષે પરાભવ પામીને કદી પણ પાછા નહિ વળનારા શૂરવીર પુરુષોને શત્રુએ કરેલું ધર્ષણ× સહન કરવું એ મરણ કરતાં પણ અધિક છે.[૩] હે પ્રિયા ! ટૂંકી ગરદનવાળા એ સુગ્રીવે યુદ્ધની ઇચ્છાથી કરવા માંડેલી મોટી ગર્જનાને હું હવે સહન કરવા સમર્થ નથી.[૪] હે ચંદ્રમુખી ! મને રામચંદ્રથી ભય થશે એમ ધારી તું મારે માટે જરા પણ ખેદ કરીશ નહિ; કેમ કે ધર્મજ્ઞ અને કૃતજ્ઞ એવા

× પરાભવ.

રામચંદ્ર મને નિરપરાધે હણવાનુ પાપ કેમ કરશે ?[5] હવે તું મારી પાછળ શા માટે આવે છે ? તુ તારી સાથેના આ સર્વે સ્ત્રીસમાજની સાથે હવે પાછી વળ. તારી મારા પરની ભક્તિ તથા સ્નેહ જોઈને હું અત્યંત પ્રસન્ન થયો છું.[6] હે દેવી ! તું સંભ્રમનો ત્યાગ કર. હું સુગ્રીવની આગળ જઈ તેની સાથે યુદ્ધ કરી માત્ર તેનો ગર્વ ઉતારીશ, પરંતુ તેને પ્રાણરહિત કરીશ નહિ.[7] હે તારા ! હું સંગ્રામ કરવાના ઉત્સાહમાં એ સુગ્રીવનો માત્ર ગર્વ જ ઉતારીશ અને તારું પ્રિય કરીશ, અર્થાત્ તારા કહેવા પ્રમાણે હું તેને હણીશ નહિ, કેમ કે મારી મુષ્ટિ તથા વૃક્ષોના પ્રહારોથી પીડિત થયેલો તે સુગ્રીવ યુદ્ધમાંથી પલાયન કરી જશે એટલે મરશે તો નહિ જ.[8] ઘણું કરીને તો એ દુરાત્મા સુગ્રીવ મારા તીવ્ર ક્રોધને નહિ સહન કરવાને લીધે મને જોતા જ રણક્ષેત્રમાંથી નાસી જશે એટલે આખરે તારી ઇચ્છા સફળ થશે. એ સંબંધી તારે કશી ચિંતા ધરવી નહિ. હે તારા ! તેં તારી બુદ્ધિ પ્રમાણે મને હિતવચન કહીને મારા પરનો સ્નેહ પ્રકટ કર્યો છે અને મને સહાય કરી છે.[9] હવે હું તને મારા પ્રાણના સોગંદ આપીને કહું છું કે તુ સર્વ સ્ત્રીસમાજ સહિત પાછી વળ. હું યુદ્ધમા સુગ્રીવનો પરાજય કરીને પાછો આવીશ.[10]

મહાસમર્થ વાલીએ પોતાનો આગ્રહ દર્શાવ્યો, ત્યારે પ્રિયવાદિની અને ચતુર એવી તારાએ મંદ સ્વરે રુદન કરતા, પોતાના પતિની પ્રદક્ષિણા કરી પ્રણામ કર્યા.[11] ત્યાર પછી વેદમંત્રાને જાણનારી એ તારાએ પોતાના પતિનો વિજય થવા અર્થે વિધિપૂર્વક સ્વસ્તિવાચન કરી સર્વ સ્ત્રીસમાજ સહિત શોકાતુર હૃદયે અંતઃપુરમા પ્રવેશ કર્યો.[12]

સર્વ સ્ત્રીએ સહિત તારા અંતઃપુરમાં ગઈ. ત્યાર પછી અત્યંત ક્રોધ પામવાને લીધે મોટા સર્પની પેઠે ફૂંફાડા મારતો વાલી ઉતાવળે નગરમાંથી બહાર નીકળ્યો અને સુગ્રીવને જેવા સારુ ચોતરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યો.[13,14] એટલામાં યુદ્ધ કરવાની ઇચ્છાથી કમર કસી મેદાનમાં ઊભો રહેલો સુગ્રીવ તેના જેવામાં આવ્યો. આ સમયે સુવર્ણ સમાન પીળા વર્ણવાળા શ્રીમાન સુગ્રીવની કાંતિ પ્રજ્વલિત અગ્નિ સમાન લાગતી હતી.[15] સુગ્રીવને જોતા જ અત્યંત કોપાયમાન થયેલા મહાબાહુ વાલીએ મજબૂત રીતે કમ્મર કસી લીધી અને જોરથી એક મુષ્ટિ ઉગામીને તરત જ સુગ્રીવની સામે દોડચો.[16,17] દૃઢ મુષ્ટિ ઉગામીને ક્રોધપૂર્વક પોતાની સામે ધસી આવતા હેમમાલી* વાલીને જોઈને, ક્રોધને લીધે જેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં હતાં એવા રણનિપુણ સુગ્રીવે પણ તેવી જ રીતે દૃઢ મુષ્ટિ બાંધીને તેની સામે વેગપૂર્વક દોટ મૂકી.

સુગ્રીવને પોતાની સામે દોડતો આવતા જોઈ વાલીએ કહ્યું :[18,19] ‘ અરે, સુગ્રીવ ! સાવધાન થા, યોગ્ય રીતે ગોઠવેલી આંગળીઓવાળી આ મારી દૃઢ મુષ્ટિનો પ્રહાર તારા પર વેગથી પડતા આજે તારા પ્રાણનો અવશ્ય વિનાશ થશે.’[20]

વાલીનુ વચન સાંભળી ક્રોધ પામેલા સુગ્રીવે તેવો જ પ્રત્યુત્તર આપતાં કહ્યું . ‘અરે, તારા પ્રાણોને હરણ કરનારી આ મારી દૃઢ મુષ્ટિ તારા મસ્તક પર પડે છે !’ સુગ્રીવ એમ કહેતો હતો એટલામા તો અતિ ક્રોધ પામેલા વાલીએ તુરત જ સુગ્રીવ ઉપર જોરથી મુષ્ટિપ્રહાર કર્યો, જેથી ઝરણાવાળા પર્વતની પેઠે તેના શરીરમાંથી રુધિર વહેવા માંડયુ.[21,22] પરંતુ એથી જરાયે ન ગભરાતા મહાસમર્થ સુગ્રીવે તરત જ પૃથ્વી પરથી એક મોટું સાલવૃક્ષ ઉખેડી કાઢી, ઇંદ્ર જેમ વજ્ર વડે પર્વત પર પ્રહાર કરે, તેમ એ વૃક્ષ વડે વાલીના શરીર પર પ્રહાર કરી તેના સર્વ અંગો શિથિલ કરી નાખ્યાં, જેથી મહાસમર્થ વાલી સમુદ્રની વચ્ચે ખૂબ ભારથી ભરેલા જીર્ણ + નાવમા બેઠેલા

* સુવર્ણની માળાવાળા

+ જીર્ણ જૂના નાવમા હદ ઉપરાંત ભાર ભરવાથી સમુદ્ર વચ્ચે ડૂબવાનો ભય રહે છે અને તેથી તેમાં બેઠી મુસાફરી કરનારાં મનુષ્યો વિકળ થાય છે

ચાત્રાળુઓની પેઠે વિકળ બની ગયો.[૨૩,૨૪] એક-બીજાનાં છિદ્રોને શોધનારા દીર્ઘ દેહવાળા એ બન્ન વીર વાનરો કે જેઓ ગરુડ સરખા વેગવાળા, ભયંકર બળ-પરાક્રમવાળા અને શત્રુઓનુ મર્દન કરવામાં સમર્થ હતા, તેઓ જાણે આકાશ વિષે ચંદ્ર તથા સૂર્ય યુદ્ધ કરતા હોય નહિ તેમ અતિ દારુણ યુદ્ધ કરવા લાગ્યા. કેટલોક વાર સુધી તો તેઓએ એકબીજાનો પરાભવ કરવા માટે એક-સરખી રીતે યુદ્ધ કર્યું; પરંતુ અંતે અતિશય બળ-પરાક્રમવાળા વાલીના પ્રહારોથી મહા-બળવાન સૂર્યપુત્ર સુગ્રીવ નરમ પડવા લાગ્યો અને વાલીનુ પરાક્રમ જોઈ તેનો ગર્વ ઊતરી જવાને લીધે તેનું યુદ્ધકૌશલ્ય મંદ પડવા લાગ્યુ. એ સમયે સુગ્રીવ ગુપ્તપણે રામચંદ્ર ઊભા હતા તે તરફ વારંવાર દૃષ્ટિ કરી તેમને પોતાની અશક્તિ દર્શાવવા લાગ્યો. રામચંદ્ર પણ થોડીક વાર સુધી તો તે બન્ને ભાઈઓની તુલના કરતા જોઈ જ રહ્યા, એટલામાં તો મોટી શાખાવાળા વૃક્ષો, પર્વતશિખરો, વજ્ર સરખા નખો. મુષ્ટિઓ, ઘૂંટણો, લાતો તથા કોણીઓના પ્રહારોથી વાલી-સુગ્રીવનું મહાતુમુલ યુદ્ધ ઇંદ્ર અને વૃત્રાસુરના દારુણ યુદ્ધ સરખું મચી રહ્યું. ઘણી વાર સુધી યુદ્ધ કરતા, એ બન્ને ભાઈઓના શરીર રુધિર વડે રંગાઈ ગયાં, તોપણ મહામેઘની પેઠે ભયંકર ગર્જનાઓથી પરસ્પર ત્રાસ ઉપજાવતા તેઓ યુદ્ધ કરતા વિરામ પામ્યા નહિ.

વાલીના વજ્ર સરખા પ્રહારોથી તથા યુદ્ધના પરિશ્રમથી વાનરેશ્વર સુગ્રીવ નિસ્તેજ થવા લાગ્યો અને સહાય માટે વારંવાર દિશાઓ તરફ જોવા લાગ્યો, ત્યારે 'હવે મારો મિત્ર સુગ્રીવ થાક્યો છે' એમ ધારી મહાતેજસ્વી રામચંદ્રે વાલીનો વધ કરવા અર્થે પોતાના ભાથા તથા ધનુષ્યને સંભાળ્યાં અને વૃક્ષની ઓથે રહીને જ તેમણે પોતાનુ કાળચક્ર સરખું ધનુષ્ય સજ્જ કરી તે પર એક ઝેરી સર્પ જેવું તીવ્ર બાણ ચડાવ્યુ.[૨૫-૩૩] એ વેળા રામચંદ્રના ધનુષ્યની પ્રત્યંચાના ટંકારવથી ત્રાસ પામેલાં વનવાસી પશુ-પક્ષીઓ પ્રલયકાળ આવ્યો સમજીને ચોપાસ નાસવા લાગ્યાં.[૩૪] પછી શ્રીમાન રામચંદ્રે દેદીપ્યમાન અશનિ સરખું તેજસ્વી અમોઘ બાણ વાલી પર લક્ષ્ય બાંધીને છોડયું કે તુરત જ વજ્રની પેઠે સુસવાટા કરતું તે બાણ વેગથી જઈને વાલીના વક્ષઃસ્થળ પર પડયું. રામચંદ્રના અમોઘ બાણનો મર્મસ્થળમાં પ્રહાર થતા જ અતિ પરાક્રમી અને મહાતેજસ્વી વાલી, જેમ ઊંચે ફરકતો ઇંદ્રધ્વજ આશ્વિન માસની પૂર્ણિમાના દિવસે પૃથ્વી પર તૂટી પડે છે, તેમ બળ તથા પરાક્રમરહિત થઈ પૃથ્વી પર તૂટી પડયો અને અતિ દુઃખને લીધે ગદ્દગદકંઠ થઈ જવાને લીધે તે 'હાય! આ શું થયુ?' એમ ધીમેથી આર્ત-નાદ કરવા લાગ્યો.[૩૫-૩૭]

કાળ સમાન ક્રોધ પામેલા પુરુષોત્તમ રામચંદ્રે શંકર જેમ પોતાના ત્રીજા નેત્રમાંથી સર્વને નાશ કરે એવા અગ્નિને છૂટો મૂકે, તેમ પોતાનું કાળ સરખું, શત્રુઓને મર્દન કરનારું અને સુવર્ણથી શણગારેલુ અમોઘ બાણ વાલી ઉપર છૂટું મૂકયુ;[૩૮] જેનો પ્રહાર થવાથી રુધિર વડે રંગાયેલો હોવાને લીધે, પુષ્પોથી ખીલેલા પર્વત પરના અશોકવૃક્ષ જેવો જણાતો ઇંદ્રપુત્ર વાલી ઉત્સવને અંતે કોઈએ ભાગી પાડેલા ઇંદ્રધ્વજની પેઠે નિશ્ચેષ્ટ થઈ પૃથ્વી પર પડયો.[૩૯]

ઇતિ શ્રીવાલ્મીકિમુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૧૬મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૭ મો

### શરપીડિત વાલીનો રામચંદ્રને ઠપકો

ततः शरेणाभिहतो रामेण रणकर्कशः।
पपात सहसा वाली निकृत्त इव पादपः॥ १॥

રામચંદ્રના બાણ વડે હણાયેલો, ઉત્તમ સુવર્ણના આભૂષણવાળો અને વાનરો તથા રીંછોનો રાજા રણકર્કશ* વાલી કપાયેલા વૃક્ષની પેઠે એકાએક પૃથ્વી પર પડયો અને તેનાં સર્વ આભૂષણો ધૂળમાં રગદોળાવા લાગ્યાં. વાલી

* સંગ્રામમાં કઠોર સ્વભાવવાળો

પરાક્રમહીન થઈ હેઠો પડવાને લીધે પૃથ્વી ચંદ્ર વિનાના આકાશની પેઠે શોભારહિત થઈ ગઈ.[૧–૩] વાલી નિશ્ચેષ્ટ થઈ પૃથ્વી પર પડ્યો હતો, તોપણ તેનું સ્વાભાવિક સૌંદર્ય, પ્રાણ, તેજ અને પરાક્રમ–એમણે તેના દેહનો ત્યાગ કર્યો ન હતો[૪] તેનું કારણ માત્ર તેને ઇંદ્ર આપેલી રત્નજડિત સુવર્ણમાળા જ હતી. એ સુવર્ણમાળા કે જેનું 'વિજયમાળા' એવું શ્રેષ્ઠ નામ હતું તેને કંઠમાં ધારણ કરીને વાલી જ્યારે જ્યારે યુદ્ધ ચઢતો, ત્યારે ત્યારે તેનો વિજય જ થયો હતો આ વેળાએ પણ તેના કંઠમાં રહેલી એ વિજયમાળાએ જ તેના પ્રાણ, તેજ તથા પરાક્રમને ટકાવી રાખ્યા હતા.[૫]

પૃથ્વી પર પડેલો વાનરેશ્વર વાલી પોતાના કંઠમાં સુવર્ણમાળા વીંટાયેલી હોવાને લીધે સંધ્યાસમયની રતાશથી વીંટાયેલા મેઘના સરખો શોભતો હતો[૬] જોકે વાલી પૃથ્વી પર પડ્યા હતો, તે પણ તે વિજયમાળા, તેનો સુંદર દેહ અને રઘુવીરનું મર્મઘાતી દેદીપ્યમાન બાણ, એ ત્રણેની શોભાથી અધિક શોભતો હતો.[૭] રામચંદ્રના ધનુષ્યમાંથી છૂટેલું બાણ કે જે સ્વર્ગમાર્ગ પ્રત્યે લઈ જવાને સમર્થ હતું, તે બાણ શૂરવીર વાલીને પણ ઉત્તમ ગતિએ પહોંચાડનારું થઈ પડ્યું. સનગ્રભૂમિ વિષે શિખા વિનાના અગ્નિની પેઠે નિશ્ચેષ્ટ થઈ પડેલો સુવર્ણની વિજયમાળાને ધારણ કરનારો, વિશાળ વક્ષઃસ્થળવાળો, પ્રકાશિત મુખવાળો અને પીળા નેત્રવાળો, વાનરોનો રાજા ઇંદ્રપુત્ર વાલી કે જે મહેંદ્રના સરખો દુર્ધર્ષ* તથા ઉપેન્દ્રના+ સરખો દુ:સહ× હતો તે જાણે પુણ્ય ક્ષીણ થવાથી પૃથ્વી પર પડેલો યયાતિ જ હોય, કિંવા યુગાંતસમયે કાળે કરીને ભૂમિ પર પડેલો સૂર્ય જ હોય. એવો દેખાતો હતો.

જ્વાળા વિનાના અગ્નિની પેઠે, શાંત થઈ પૃથ્વી પર પડેલા ઇંદ્રપુત્ર વાલીને જોઈ તેની પ્રશંસા કરતા મહાપરાક્રમી શ્રીમાન રામચંદ્ર પોતાના કનિષ્ઠ બંધુ લક્ષ્મણ સહિત ધીમે ધીમે તેની પાસે જવા લાગ્યા અને થોડીક વારમાં એ બંને ભાઈઓ વાલીની પાસે જઈને ઊભા રહ્યા. મહાબળવાન અને સંગ્રામમાં ગર્વવાળા રામ–લક્ષ્મણને પોતાની પાસે આવી ઊભેલા જોઈને છેલ્લી અવસ્થામાં આવી પડેલો વાલી પૃથ્વીપર પડ્યો પડ્યો તેઓ પ્રત્યે નમ્રતા તથા ધર્મયુક્ત છતાં કઠોર વચનો અર્થયુક્ત વાણીથી કહેવા લાગ્યો.

વાલીએ કહ્યું 'હે રામ! મને નિરપરાધીને હણનાર તું જ છે કે? અહો! હું કે જે તારી સામે યુદ્ધ કરવા નહિ આવેલો હોવાથી પરાઙ્મુખ હતો, તેનો વધ કરવાથી તને શું ફળ પ્રાપ્ત થયું? અને હું બીજાની સાથે યુદ્ધ કરતો હતે તેમાં વચ્ચે આવી તે મારો વધ શા માટે કર્યો? હે દાશરથિ! આ પૃથ્વી વિષે સર્વ ભૂત–પ્રાણીઓના મુખથી મેં તારો એવો પવિત્ર યશ સાભળેલો છે કે દશરથ રાજાનો પુત્ર રામ કુલીન, ઉત્તમ સત્ત્વયુક્ત, વૈદિક ધર્મનું આચરણ કરનાર, બીજાના કરુણપણાને જાણનાર, પ્રજાઓના હિતમાં પ્રીતિમાન, દયાવાળો, મોટા ઉત્સાહવાળો, સમયને જાણનાર તથા દૃઢપ્રતિજ્ઞાવાળો છે, છતાં હું આજે તારે જ હાથે વિના યુદ્ધ અન્યાયથી હણાયો, તેથી હું તારા પૂર્વોક્ત યશને કલંકિત માનું છું.[૮–૧૮] હે રામ! શમ, દમ, ક્ષમા, ધૈર્ય, સત્ત્વ, પરાક્રમ અને દંડ, એ સઘળા ગુણો પૃથ્વીનું પાલન કરનાર રાજાઓ વિષે વસે છે,[૧૯] અને તું પણ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો હોવાથી તારે વિષે પણ એ સર્વ ગુણો હશે, એમ ધારીને જ હું મારી સ્ત્રી તારાએ વારવા છતાં સુગ્રીવની સાથે યુદ્ધ કરવા આવ્યો, પણ રે, આખરે મારી તે ધારણા ખોટી જ પડી! હે રામ! મેં તને જોયો ન હતો ત્યાં સુધી તો 'સુગ્રીવની સાથે યુદ્ધ કરતાં મને તું આમ એકાએક બાણ વડે વીંધશે' એવો મારા મનમાં વિચાર પણ ઉદ્ભવ્યો ન હતો અરે, આમ

---
* જેનો પરાભવ ન થઈ શકે એવો.
+ બલિરાજાને છળનાર વામનરૂપધારી વિષ્ણુ
× જેનું તેજ કોઈથી સહન ન થઈ શકે એવા

મને-નિરપરાધીને હણવારૂપ નિંદ્ય કર્મ કરવાથી તો તું ખરેખર નીચાત્મા, અધર્મી, પાપયુક્ત આચરણવાળો અને તૃણથી ઢંકાયેલા કૂવાની પેઠે ઉપરથી જ ધર્મધ્વજપણું દાખવનારો છે, એમ મને સ્પષ્ટ જણાઈ આવ્યું.૨૦-૨૨ અરે, ભસ્મ વડે ઢંકાયેલા અગ્નિની પેઠે, અંતરમાંના પાપને છુપાવવા અર્થે માત્ર ઉપરથી જ સજ્જનો જેવા વેષને ધારણ કરનારો તું આમ કેવળ ધર્મનો ડોળઘાલુ હોઈશ, એવું હું પહેલેથી જાણતો ન હતો!૨૩ હે રામ! મેં તારા દેશમાં કિંવા નગરમાં કાંઈ પણ અપરાધ કર્યો નથી, તેમ જ કદી પણ તારું અપમાન કર્યું નથી; તો પછી મને-નિરપરાધીને તેં શા માટે હણ્યો?૨૪ હું નિરંતર ફળમૂળાદિ વન્ય* પદાર્થોનો આહાર કરી સર્વકાળ વનમાં જ વાસ કરનાર વાનર છું તેમ જ આ સ્થળે હું કાંઈ તારી સાથે યુદ્ધ કરવા આવ્યો ન હતો! માત્ર સુગ્રીવની સાથે યુદ્ધ કરતો હતો, એવા અપરાધ વગરના મને હણવાનું તારે શું પ્રયોજન હતું? અહો! તું રાજાનો પુત્ર હોવાથી તથા ઉત્તમ સ્વરૂપવાન હોવાથી વિશ્વાસપાત્ર દેખાય છે, પરંતુ માત્ર ધર્મનો ડોળ બતાવનારું આ તારું જટા-વલ્કલ આદિ ચિહ્ન તો ખરેખર મને હણવામાં સાધનરૂપ થઈ પડ્યું હોય એમ જણાય છે!૨૫,૨૬ અરે, સર્વ શાસ્ત્રનું શ્રવણ કરવાથી જેના સઘળા સંશયો ટળી ગયા હોય, એવો ક્ષત્રિયવંશી કયો પુરુષ આવા જટા-વલ્કલ આદિ ધર્મના ચિહ્ન ધારણ કરીને પછી આવું ક્રૂર કર્મ કરે છે?૨૭ હે રામ! તું રઘુકુળના જન્મેલો હોવાથી અત્યંત ધર્મિષ્ઠ છે, એમ સર્વત્ર વિખ્યાત થયેલું છે, પરંતુ અંદરખાનેથી તો તું અધર્મી જ જણાય છે! અરે, એમ છતાં પણ તું આવો ધર્મિષ્ઠ પુરુષના સરખો વેષ ધારણ કરીને શા માટે ફરે છે?૨૮ રાજાઓને વિષે તો શમ, દમ, દાન, ક્ષમા ધર્મ, સત્ય, ધૈર્ય, પરાક્રમ અને અપરાધીઓને જ દંડ દેવો, એ સર્વ ઉત્તમ ગુણો રહેલા છે, પણ તેં મને નિરપરાધીને હણ્યો, એથી હું તારે વિષે રાજાનો ગુણ જોતો નથી.૨૯ હે રામ! અમે કે જે માત્ર ફળ-મૂળનું જ ભક્ષણ કરનારા વનવાસી વાનર છીએ, તેઓની બુદ્ધિ પશુ તુલ્ય હોય એમાં આશ્ચર્ય નથી, પરંતુ તમો મનુષ્યોના પણ રાજા છતાં આવો અધર્મ કરો એ શું યોગ્ય ગણાય?૩૦ પૃથ્વી, સુવર્ણ અને સ્વરૂપવતી સ્ત્રી, એ ત્રણ વસ્તુઓ કજિયાના કારણરૂપ છે, પરંતુ હે રામ! વનફળનો આહાર કરનારા અમારી પાસેથી તેમાની કઈ વસ્તુ તારે છીનવી લેવી હતી કે જેને માટે તેં મારો વધ કર્યો! અરે, તને મારાં વનફળોમાં તો લોભ નથી ને?૩૧ હે રાજપુત્ર! નીતિ નમ્રતા નિગ્રહ અને અનુગ્રહ, એ ચાર રાજધર્મો પણ સમયાનુસાર-યોગ્યાયોગ્યતાનો વિચાર કરીને જ પ્રવૃત્ત થાય છે, કેમ કે રાજાઓ યથેચ્છ આચરણ કરનારા હોતા નથી, અર્થાત્ રાજાઓ શાસ્ત્રાનુસાર યોગ્યાયોગ્યતાનો વિચાર કરીને જ નીતિ વગેરે રાજધર્મોનું આચરણ કરે છે.૩૨ પણ તું તો કેવળ સ્વેચ્છાચારી, અતિક્રોધી, ચંચળ ચિત્તવાળો, રાજધર્મથી સર્વ પ્રકારે ઊલટો તથા પોતાની ઇચ્છામાં આવે ત્યાં અમોઘ બાણોને ફેંકનારો છે વળી હે મનુજેશ્વર,— તારી ધર્મને વિષે નિષ્ઠા નથી તેમ જ શાસ્ત્રોક્ત અર્થ વિષે તારી બુદ્ધિ સ્થિર નથી, પણ માત્ર યથેચ્છાચરણ કરનારો તું પોતાની દુષ્ટ ઇંદ્રિયોના વેગમાં ખેંચાયા કરે છે.૩૩,૩૪ હે કાકુત્સ્થ! હું કે જે કેવળ નિરપરાધી છું તેને હણવારૂપ આવું નિંદ્ય કર્મ કરીને હવે તું સત્પુરુષોની વચ્ચે શું બોલી શકીશ?૩૫ અરે, રાજાની હત્યા કરનારો, બ્રહ્મહત્યારો, ગોહત્યારો, ચોરી કરનારો, નિરપરાધી પ્રાણીઓનો વધ કરનારો, નાસ્તિક અને પરિવેત્તા, એ સઘળા પાપીઓ નરકમાં પડે

* વનમાં ઊપજતા

— મનુષ્યોનો રાજા

* પોતાનો મોટો ભાઈ કુંવારો હોય છતાં તેની પહેલાં પરણનાર નાનો ભાઈ તથા મોટા ભાઈને મૂકી પોતે જ રાજ્યાસને બેસનાર નાનો ભાઈ

છે, તેમ જ પિશુન (ચાડિયો), કદર્ય× મિત્રને હણનારો તથા ગુરુપત્નીની સાથે ગમન કરનારો, એ સર્વ પણ મરણ પામ્યા પછી અવશ્ય પાપી જીવોના લોક પ્રત્યે જાય છે ૩૬ ૩૭

હે રામ! કદાચ તું કહીશ કે, 'મે તને મૃગયાનિમિત્તે હણ્યો છે,' તો તારુ તે કથન પણ અયોગ્ય જ થશે, કેમ કે અમારા ચર્મ–ચામડીને સત્પુરુષો કદી પણ ધારણ કરતા નથી, તેમ જ અમારા રૂંવાડાં તથા હાડકાને સ્પર્શ પણ કરતા નથી, તેથી અમારુ માંસ તમારા જેવા ધાર્મિક પુરુષોને અભક્ષ્ય છે ૩૮ વળી હે રાઘવ! બ્રાહ્મણ તથા ક્ષત્રિયને તો માત્ર ગેંડો, શાહુડી, ઘો, સસલુ અને કાચબો એ નખવાળા પાંચ જ પ્રાણીઓ ભક્ષ્ય છે હે રામ! અમે વાનરો જોકે પાંચ નખવાળા છીએ તોપણ અમારુ માંસ તો સર્વથા અભક્ષ્ય જ છે, કેમ કે બુદ્ધિમાન પુરુષો અમારા ચર્મ તથા અસ્થિ–હાડકાને સ્પર્શ પણ કરતા નથી, માટે હે રાઘવ! તે મને વ્યર્થ જ હણ્યો છે ૩૯,૪૦ અરે, સર્વજ્ઞ એવી મારી સ્ત્રી તારાએ પ્રથમથી જ સત્ય અને હિતરૂપ વચનો કહીને મને વાર્યો હતો છતાં મોહને લીધે તેના વચનોનુ ઉલ્લંઘન કરીને હુ કાળને વશ થઈ અહીં આવ્યો કે જેથી મરણને શરણ થયો છુ ૪૧ હે કાકુત્સ્થ! જેમ અધર્મી પતિને પાને પડેલી શિયળવંતી સ્ત્રી નિરંતર અનાથ સરખી જ રહે છે, તેમ તારા સરખા પતિ(રાજા)થી પાલન કરાતી પૃથ્વી પણ હમેશા અનાથ સરખી જણાય છે, અર્થાત્ હે રામ! તું રાજ્ય કરવાને યોગ્ય નથી ૪૨ અરે, અયોધ્યા નગરીના અધિપતિ મહારાજા દશરથ તો અત્યંત પવિત્ર અંતઃકરણવાળા મહાપુરુષ હતા, તેનાથી તારા સરખો, શુભ રીતે બીજાનુ ભૂડુ કરનાર, ક્ષુદ્ર બુદ્ધિવાળો, અપવિત્ર અંતઃકરણવાળો અને મિથ્યા ધર્મનો ડોળ દેખાડનારો શઠ પુત્ર કેમ જન્મ પામ્યો? ૪૩ અરે, હાય! સત્પુરુષોની ઉત્તમ ચારિત્ર્યરૂપી મર્યાદાને તોડનારા, સદ્ધર્મમાર્ગનુ ઉલ્લંઘન કરનારા અને ધર્મરૂપી અંકુશ વગરના રામરૂપી મદોન્મત્ત હાથી વડે આજે હુ હણાયો! હે રામ! મને હણવારૂપી મહા અશુભ, અયોગ્ય અને સજ્જનોએ નિંદેલુ કર્મ કરીને, તુ હવે સત્પુરુષોના સમાજમા શુ બોલી શકીશ? ૪૪,૪૫ હે રામ! હુ કે જેણે તારો કઈ પણ ઉપકાર કિવા અપકાર કર્યો નથી, તેના પર જે આવડુ મોટું પરાક્રમ ચલાવ્યુ તેવુ પરાક્રમ તું તારા શત્રુ પર ચલાવી શકે એમ હુ માનતો નથી હે રાજપુત્ર! સંગ્રામ વિષે તે મારી સામે ઊભા રહી મારી સાથે યુદ્ધ કર્યું હોત, તો હુ આજે તને અવશ્ય યમલોકમા પહોંચાડી સૂર્યપુત્ર યમરાજાનુ દર્શન કરાવત ૪૬,૪૭ હે રાઘવ! સંગ્રામમા જેની સામે ઊભા રહેવાને કોઈ પણ સમર્થ નથી એવા મને, સૂતેલા પુરુષને ડસી ખાનારા સર્પની પેઠે, તે આજે અદૃશ્ય રહીને હણ્યો છે, માટે તું મોટા પાપથી બંધાઈ ચૂક્યો છે ૪૮ હે રામ! રાવણને હણી સીતાને લાવવા માટે તે મારો વધ કરી આજે સુગ્રીવનુ પ્રિય કર્યું છે, પરંતુ જો પ્રથમથી જ મારી મેળાપ કરીને મને સીતા લાવવાની આજ્ઞા કરી હોત, તો માત્ર એક જ દિવસમા હુ સીતાને લાવી તારે સ્વાધીન કરત ૪૯ તેમ જ તારી સ્ત્રીનુ હરણ કરનારા એ દુરાત્મા રાવણ રાક્ષસનો સંગ્રામમા પરાભવ કરીને તથા તેને પશુની પેઠે દોરડા વડે કંઠમા બાંધીને જીવતો જ ખેંચી લાવી તને અર્પણ કરત અરે, એ પાપી રાવણે તારી સ્ત્રી સીતાને સમુદ્રમા આવેલા કોઈ પણ શુભ દ્વીપમા કિંવા પાતાળ સરખા અગમ્ય સ્થળમા રાખી હોત તોપણ ત્યાથી હું પૂર્વે હયગ્રીવે આણેલી શ્વેતાશ્વતરી

---

× કદર્યનુ લક્ષણ

आत्मानं धर्मकृत्यं च पुत्रदारांश्च पीडयेत् ।
देवतातिथिभृत्यांश्च स कदर्य इति स्मृत ॥

જે પુરુષ પોતાની પાસે વૈભવ હોવા છતાં દેવ તથા અતિથિ વગેરેનો સત્કાર ઇત્યાદિ ધર્મકૃત્ય કરે નહિ તેમ જ પોતાના સ્ત્રી, પુત્ર અને નોકર–ચાકરાને પણ સુખી રાખે નહિ તથા પોતે–જાતે પણ સુખ ભોગવે નહિ, તે પુરુષ 'કદર્ય–કંજૂસ' કહેવાય છે

શ્રુતિની પેઠે, તેને અહીં લાવત ૫૦-૫૧ હે દાશરથિ! મારા સ્વર્ગે જવા પછી મારો કનિષ્ઠ બંધુ સુગ્રીવ કિષ્કિન્ધાનગરીનુ રાજ્ય પામશે એ તે જાણે યોગ્ય જ છે, પરંતુ તે સંગ્રામ વિષે અધર્મથી મારો વધ કર્યો એ ઘણુ જ અયુક્ત કર્યું છે ૫૨ હે રાજન! કાળને વશ થવુ, અર્થાત્ મરણ પામવુ એ તે પ્રાણીમાત્રનો સ્વાભાવિક ધર્મ છે, એટલે તે સંબંધી મને જરાયે ખેદ થતો નથી, પરંતુ કોઈ પણ લાભ સિવાય તે મને અધર્મથી વ્યર્થ હણ્યો, તેનુ શું કારણ છે એ હુ તારા મુખથી સાંભળવા ઇચ્છુ છુ, માટે તુ સારી રીતે વિચાર કરી લે અને પછી મને યોગ્ય ઉત્તર આપ ૫૩

રામચંદ્રના તીક્ષ્ણ બાણના ઘાથી પીડાતો વાનરાધિપતિ મહાત્મા વાલી એટલુ બોલતા બોલતા કંઠ સુકાવાને લીધે વિરામ પામ્યો અને સૂર્ય સરખા તેજસ્વી શ્રીમાન રામચંદ્ર તરફ એકીટશે જોતો શાંત થઈને પડી ગયો ૫૪

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૧૭મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૮મો

## રામચંદ્રના ન્યાયવચનો વાલીનાં વાક્યોનુ નિરસન

इत्युक्तः प्रश्रितं वाक्यं धर्मार्थसहितं हितम्।
परुषं वालिना रामो निहतेन विचेतसा ॥१॥

રામચંદ્રના બાણથી હણાવાને લીધે આકુળ થયેલો વાનરશ્રેષ્ઠ વાલી કે જે કાંતિ વિનાના સૂર્ય સરખો નિસ્તેજ, વરસી ગયેલા મેઘ સરખો નિર્જળ તથા શાંત થયેલા અગ્નિ સમાન પ્રકાશરહિત જણાતો હતો, તેણે પૂર્વોક્ત રીતે વિનય, ધર્મ, અર્થ અને હિતના આભાસવાળા કઠોર વચનો રામચંદ્ર પ્રતિ કહ્યા તે સાંભળી જરા પણ ખેદ નહિ પામેલા શ્રીમાન્ રામચંદ્ર પ્રત્યુત્તર રૂપે ધર્મ અને અર્થયુક્ત વચનો કહેવા લાગ્યા ૧-૩

રામચંદ્રે કહ્યુ 'હે સૌમ્ય! તું ધર્મ, અર્થ, કામ તથા લૌકિક આચારને જાણ્યા સિવાય બાળકબુદ્ધિને વશ થઈ મારી નિંદા કેમ કરે છે? હે વાનર! ઉત્તમ શિષ્ટાચારનુ શિક્ષણ આપનારા અને બુદ્ધિસંપન્ન એવા કોઈ વૃદ્ધ પુરુષોને પૂછ્યા વિના તું પોતાને જ પંડિત માનીને વાનરપણાની ચપળતાને વશ થઈ મને આવા અયોગ્ય કઠોર વાક્યો કેમ કહે છે? ૪-૫ હે વાલી! ઇક્ષ્વાકુ વંશના મૂળ પુરુષ મનુ રાજાએ પર્વતો, વનો તથા ઉદ્યાનોવાળી આ સઘળી પૃથ્વી પોતાના વંશજોને આપેલી છે અને તે સાથે મૃગ, પક્ષી તથા મનુષ્યાદિ પ્રાણીઓને દંડ આપવાનો, તેમ જ તેઓ પર અનુગ્રહ કરવાનો અધિકાર પણ આપેલો છે તે પ્રમાણે વંશપરંપરાથી પોતાને પ્રાપ્ત થયેલી આ પૃથ્વીનુ હાલમા ધર્માત્મા ભરત પાલન કરે છે એ મહાત્મા ભરત, સત્યવાદી, સરળ સ્વભાવવાળો, ધર્મ અર્થ તથા કામના તત્ત્વોને જાણનારો અને નિગ્રહ તથા અનુગ્રહ કરવામા તત્પર છે, તેમ જ નીતિ, નમ્રતા અને સત્ય એ ગુણોએ તો તેનામા સદૈવ નિવાસ કર્યો છે અને વળી તે દેશકાળને જાણનાર તથા પ્રત્યક્ષ પરાક્રમી છે હે વાલી! હાલમા તે ભરત આ પૃથ્વીનો રાજા છે ૬-૮ હે વાનર! ધર્મની રક્ષા કરવા અર્થે ભરતે કરેલી આજ્ઞાને વશ થયેલા અમે તેમ જ બીજા રાજાઓ ધર્મની વૃદ્ધિ કરવાની ઇચ્છાથી આ સઘળા ભૂમંડલ વિષે વિચરીએ છીએ ૯ રાજાઓમા શ્રેષ્ઠ એ ભરત કે જે ધર્મમા પ્રીતિવાળો છે, તેના રાજ્યમા અધર્મ માર્ગે ચાલવાને કોણ સમર્થ છે ૧૦ ઉત્તમ ધર્મમાર્ગે ચાલનારા અમે સર્વ રાજાએ ભરતની આજ્ઞાને અનુસરી, ધર્મ માર્ગથી ભ્રષ્ટ થયેલા પ્રાણીઓને યથાયોગ્ય વિચાર પૂર્વક દંડ આપીએ છીએ ૧૧ હે વાલી! તુ પોતાના નિંદિત ચારિત્ર્યને લીધે ધર્મને પીડા

* પૂર્વે મધુ-કૈટભ દૈત્યોએ હરેલી શ્રુતિ-વેદને લાવવા માટે ભગવાને હયગ્રીવ અવતાર ધારણ કર્યો હતો અને પાતાળમા જઈ તે બંને દૈત્યોને હણી તેઓ શ્રુતિને લાવ્યા હતા

કરનારો અને કામને જ પ્રધાન માનનારો હોવાને લીધે તથા રાજધર્મથી ઊલટો ચાલવાને લીધે પાપી છે. શાસ્ત્રમાં કહ્યું છે :[१२]

ज्येष्ठो भ्राता पिता वाऽपि यश्च विद्यां प्रयच्छति।
त्रयस्ते पितरो ज्ञेया धर्मे च पथि वर्तिनः ॥

ધર્મને અનુસરનારા પુરુષે પોતાના જ્યેષ્ઠ બંધુને, પોતાના પિતાને તથા વિદ્યા ભણાવનારા ગુરુને પિતારૂપ જાણવા,[१३] તેમ જ–

यवीयानात्मनः पुत्रः शिष्यश्चापि गुणोदितः।
पुत्रवत्ते त्रयश्चिन्त्या धर्मश्चैवात्र कारणम् ॥

જ્યેષ્ઠ બંધુએ પોતાના કનિષ્ઠ બંધુને, પિતાએ પોતાના પુત્રને અને ગુરુએ પોતાના સદ્ગુણસંપન્ન શિષ્યને પુત્રરૂપે માનવો જોઈએ. આ બાબતમાં ધર્મ જ મુખ્ય કારણ છે.[१४] હે વાનર ! સત્પુરુષોના એ અતિ સૂક્ષ્મ ધર્મને તીક્ષ્ણ બુદ્ધિશાળી વિદ્વાન પુરુષો જ જાણી શકે છે અને શુભ શું છે તથા અશુભ શું છે, તેને તો સર્વ પ્રાણીઓના હૃદયમાં વસનારો એક આત્મા–ઈશ્વર જ જાણે છે. અત્યંત ચપળ સ્વભાવવાળો તું તારા જેવા જ ચપળ સ્વભાવવાળા અને કૃતાત્મા વાનરોની સાથે વસે છે, તેથી જેમ જન્માંધની સાથે વસનારો કોઈ બીજો જન્માંધ પુરુષ કશી વસ્તુને ઓળખી શકતો નથી, તેમ તું ગમે તેટલા વિચાર કરવા છતા પણ ધર્મના સ્વરૂપને ઓળખી શકે તેમ નથી.[१५,१६] હે વાલી ! આ મારા વચનોનો અર્થ હું તને સ્પષ્ટ રીતે કહું છું, તે તું લક્ષ્યમા રાખ; માત્ર ક્રોધને વશ થઈને તું મને નિંદવા યોગ્ય નથી.[१७] મેં તને જે અર્થે હણ્યો છે, તેનું કારણ તું પ્રથમ સાંભળ. હે પાપકર્મ કરનાર વાનર ! તું સનાતન ધર્મનો ત્યાગ કરી તારો કનિષ્ઠ બંધુ મહાત્મા સુગ્રીવ કે જે જીવતો છે તેની સ્ત્રી રૂમાને રાખી બેઠો છે અને એ રૂમા કે જે ધર્મની રીતિ પ્રમાણે તારી સ્નુષા* છે, તેની સાથે તું કામભાવથી રમણ કરે છે, તેથી ધર્મભ્રષ્ટ થયેલા તને કેવળ કામાંધ બની ગયેલા તને, પોતાના જીવતા કનિષ્ઠ બંધુની સ્ત્રીની સાથે દુષ્ટ વ્યવહાર કરવાના અપરાધ માટે મેં આ દંડ આપ્યો છે ! હે વાનરોના યૂથનું પાલન કરનાર વાલી ! લોકોના આચારથી ભ્રષ્ટ થયેલા અને લોક વિરુદ્ધ બનેલા તારા સરખા પુરુષને આના કરતાં બીજો દંડ આપવો યોગ્ય નથી, એમ હું માનું છું; અર્થાત્ તારા સરખા પાપીને તો આવો પ્રાણાંત દંડ જ યોગ્ય છે. હે વાનર ! હું ઉત્તમ ક્ષત્રિયકુળમાં જન્મેલો હોવાથી તારા એવા અધર્મને સહન કરી શકું તેમ નથી. શાસ્ત્રોમાં કહ્યું છે :[१८-२१]

औरसीं भगिनीं वापि भार्यां वाप्यनुजस्य यः।
प्रचरेत नरः कामात्तस्य दण्डो वधः स्मृतः ॥

જે પુરુષ પોતાની પુત્રી, ભગિની અથવા કનિષ્ઠ બંધુની સ્ત્રીની સાથે કામવશ થઈ વ્યભિચાર કરે, તેનો વધ કરવો જ યોગ્ય છે. હાલમાં મહાત્મા ભરત આ પૃથ્વીનું પાલન કરે છે અને અમે સર્વ રાજાઓ તેની આજ્ઞા પ્રમાણે વર્તનારા છીએ; માટે અમે ધર્મમાર્ગનું ઉલ્લંઘન કરનાર એવા તારી ઉપેક્ષા કેમ કરી શકીએ ? પરમશ્રેષ્ઠ સનાતન ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરનારાં દુષ્ટ પ્રાણીઓનો વધ કરનારો શ્રીમાન ભરત હાલમાં ધર્મપૂર્વક પૃથ્વીનું પાલન કરે છે અને તારા સરખા કામાસક્ત થઈ અધર્મ કરનારાઓને દંડ આપે છે. હે વાનર ! અમે પણ તેની આજ્ઞાને માન્ય કરી તારા સરખા મર્યાદારહિત પુરુષોને દંડ આપવાના કાર્યમાં તત્પર રહીએ છીએ.[२२-२५] વળી હે વાલી ! સુગ્રીવની સાથે મારે મૈત્રી બંધાયેલી હોવાથી તે મને મારા કનિષ્ઠ બંધુ લક્ષ્મણ સરખો પ્રિય છે અને તેણે પોતાને સ્ત્રી તથા રાજ્ય પ્રાપ્ત થવાને અર્થે મારું કાર્ય કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી છે.[२६] તેમ જ સઘળા વાનરોની સમક્ષ મેં પણ સુગ્રીવનું પ્રિય કરવા માટે જે પ્રતિજ્ઞા લીધી છે, તેની મારા સરખો ધર્મિષ્ઠ પુરુષ કેમ ઉપેક્ષા કરી શકે ? હે વાનર !

• પુત્રવધૂ ( [illegible] ).

એ સઘળાં ધર્મયુક્ત કારણોને લીધે જ મેં તને કરેલું વધરૂપ શાસન યોગ્ય છે; માટે તું તેને માન્ય કર.[૨૭,૨૮] હે વાનર ! મેં તને જે વધરૂપ દંડ આપ્યો છે તે સર્વથા ધર્મરૂપ જ છે. ધર્મના યથાર્થ સ્વરૂપને જાણનારા પુરુષે પોતાના મિત્રનો ઉપકાર કરવો જ જોઈએ; કેમ કે એ તેનો આવશ્યક ધર્મ છે.[૨૯] હે વાલી ! મેં મારી મેળે જ તારું પાપ જાણીને તને દંડ આપ્યો, તે તો સારું જ થયું છે; નહિ તો તારા પોતાના પાપને અર્થે તારે પોતાને પણ ધર્મશાસ્ત્રને અનુસરી પ્રાયશ્ચિત્ત કરવું પડત. આ સંબંધમાં ધર્મશાસ્ત્રોના આચાર્ય મહારાજા મનુએ પોતાની સ્મૃતિમાં બે ઉત્તમ શ્લોકો કહેલા છે કે જે શ્લોકો ધર્મજ્ઞ પુરુષોએ માન્ય કરેલા હોવાથી અદ્યાપિ પર્યંત લોકમાં પ્રસિદ્ધ છે, તે સાંભળ. મેં પણ તે પ્રમાણે જ કર્યું છે.[૩૦] મનુસ્મૃતિમાં કહ્યું છે :

राजभिर्धृतदण्डाश्च कृत्वा पापानि मानवाः।
निर्मलाः स्वर्गमायान्ति सन्तः सुकृतिनो यथा ॥

પાપકર્મ કર્યા પછી, રાજાઓથી શિક્ષા પામેલા પાપી મનુષ્યો નિર્મળ–પાપરહિત થઈને પુણ્યવાનની પેઠે વિમાનમા બેસીને સ્વર્ગ પ્રત્યે જાય છે.[૩૧]

शासनाद्वापि मोक्षाद्वा स्तेनः पापात्प्रमुच्यते।
राजा त्वशासन्पापस्य तदवाप्नोति किल्बिषम् ॥

પાપકર્મ કરનાર મનુષ્ય જો કદાચ રાજાની આગળ જઈને પોતાનું પાપ પ્રકટ કરે, અર્થાત્ રાજાની સમક્ષ પોતાનું પાપ કહી સંભળાવે, તો પછી ચાહે તો રાજા તેને દંડ આપે કિંવા છોડી દે, તોપણ તે પાપી મનુષ્ય પોતાના પાપથી મુક્ત થાય છે; પરંતુ રાજા કદાચ કાંઈ દ્રવ્યાદિના લોભથી પાપીને તેના પાપની યોગ્ય શિક્ષા ન આપે. તો તે અવશ્ય એ પાપીના પાપથી વ્યાપ્ત થાય છે, અર્થાત્ રાજા જો ગુનેગારને યોગ્ય શિક્ષા ન કરે તો તે ગુનેગારનુ પાપ તે રાજાને વળગે છે.

હે વાલી ! એ પ્રમાણેનો શિષ્ટાચાર પ્રાચીનકાળથી ચાલતો આવેલો છે. પૂર્વે કોઈ એક શ્રમણે* તારા જેવું જ પાપકર્મ કર્યું હતું તેને અમારા પૂર્વજ માંધાતા રાજાએ પોતાની ઇચ્છાનુસાર ઘોર શિક્ષા આપી હતી;[૩૨,૩૩] તેમ જ બીજા પણ જે જે દુષ્ટોએ પાપકર્મ કર્યાં છે, તે તે સર્વને પૃથ્વીનું પાલન કરનારા ધર્મજ્ઞ રાજાઓએ યથાયોગ્ય દંડ આપ્યો છે કે જેથી તે તે પાપીઓ પાપમુક્ત થયા છે.[૩૪] હે વાનરશાર્દૂલ ! હવે તું પોતાના વધ માટે મિથ્યા શોક કરીશ નહિ; કેમ કે અમે ક્ષત્રિયો પોતાને અધીન નહિ પણ ધર્મને જ અધીન છીએ, એટલે ધર્મને અનુસરી મેં કરેલો તારો વધ પણ ધર્મયુક્ત જ છે.[૩૫] હે વાનરપુંગવ ! તારો વધ કરવામાં એક બીજું મોટું કારણ પણ છે, તે સાંભળ કે જેથી તું મારા પર મિથ્યા ક્રોધ કરીશ નહિ.[૩૬] હે કપિશ્રેષ્ઠ ! મેં કાંઈ ક્રોધને વશ થઈને તારો વધ કર્યો નથી તેમ જ મેં ગુપ્તપણે રહીને સુગ્રીવની સાથે યુદ્ધમાં લાગેલા તારો વધ કર્યો તેથી મારા મનમાં પશ્ચાત્તાપ થતો નથી; કારણ કે માંસાહારી પુરુષો ગુપ્ત રહીને કિંવા પ્રત્યક્ષ રહીને જાળ, પાશ તથા કૂટ+ વગેરેની કપટયુક્ત ક્રિયા વડે વનમાંનાં અનેક મૃગોને હણે છે. પછી તે મૃગો ભલે ત્રાસ પામી નાસતાં. વિશ્વાસથી બેઠેલાં, ઊભેલાં. સાવધ કિંવા અસાવધ હોય, તોપણ તેઓને હણવાથી મૃગયા કરનારાઓને દોષ લાગતો નથી. ધર્મપ્રવીણ મોટા રાજર્ષિઓ પણ મૃગયા કરવા જાય છે અને ગમે તેવી સ્થિતિમાં રહેલાં મૃગોને હણે છે, છતાં તેઓને તે સંબંધી કશો દોષ લાગતો નથી. હે વાનર ! મેં પણ યુદ્ધમા મૃગયારૂપે બાણ વડે તને વીંધ્યો છે; કેમ કે તું શાખામૃગ છે. પછી ભલે, તું મારી સામે યુદ્ધ કરવા આવ્યો નહોતો અને બીજાની સાથે યુદ્ધ કરતો હતો તેથી શું?[૩૭–૪૦] હે વાનરશ્રેષ્ઠ ! આ લોક વિષે રાજાઓને અતિ દુર્લભ

* જૈન મતનો સાધુ

+ હાથી વગેરેને પકડવા માટે પૃથ્વીમાં મોટો ખાડો બનાવી તેને તૃણ વગેરેથી આચ્છાદિત કરવામાં આવે છે તે.

એવો ધર્મ જીવિત તથા સર્વ પ્રકારનાં સુખ આપનાર છે; માટે કોઈએ પણ તેઓની હિંસા, નિંદા કિંવા તિરસ્કાર કરવાં નહિ; તેમ જ તેઓનુ કશું પણ અપ્રિય કરવુ નહિ. મનુષ્યદેહધારી રાજાઓ તો સાક્ષાત્ દેવતાઓરૂપે જ આ ભૂતળ વિષે વિચરે છે.[૪૧,૪૨] હે વાનર! સનાતન ધર્મની રીતિને જાણ્યા સિવાય તું માત્ર ક્રોધને વશ થઈને પિતા તથા પિતામહોના વંશપરંપરાથી ચાલતા આવેલા ક્ષત્રિયધર્મમાં રહેલા મને નિંદિત વચનો કહીને વ્યર્થ દૂષિત કરે છે.'[૪૩]

રામચંદ્રનાં વચનો સાંભળીને જેનો નિશ્ચય ધર્મને વિષે અત્યંત દૃઢ થયો હતો તેવો અને બાણના પ્રહારથી ઘણો જ પીડાતો વાનરેશ્વર વાલી પોતાના મન સાથે વિચાર કરતા રામચંદ્ર વિષે કશો પણ દોષ જોઈ શકયો નહિ પછી પોતે અજ્ઞાનથી કહેલાં પરુષ-કઠોર વચનો માટે ક્ષમા યાચતો તે (વાલી) હાથ જોડી કહેવા લાગ્યો: 'હે નરશ્રેષ્ઠ! તમે કહો છો તે સઘળું યથાર્થ અને સત્ય જ છે, એમાં કાંઈ પણ સંશય નથી. હે રાઘવ! ઉત્તમ જ્ઞાન અને ઐશ્વર્યથી શ્રેષ્ઠ ગણાતા તમારા સરખા મહાન પુરુષની સામે મારા સરખો એક અધમ પુરુષ પ્રત્યુત્તર આપવા યોગ્ય જ નથી. પ્રમાદને લીધે મેં પ્રથમ તમને જે કઠોર અને અયોગ્ય વચનો કહ્યાં, તે માટે તમે મને ક્ષમા કરશો અને મારા પર દોષદૃષ્ટિ ન કરશો; કારણ કે હુ અત્યંત અજ્ઞાની છું અને તમે પ્રત્યક્ષ અનુભવથી ધર્માદિ ચારે પુરુષાર્થો જાણનારા તથા પ્રજાનુ હિત કરવામા આસક્ત છો. પાપી જનોનાં પાપકર્મનો તથા તેઓને આપવા યોગ્ય દંડનો નિશ્ચય કરવામા તમારી બુદ્ધિ ઘણી જ તીક્ષ્ણ અને નિર્મળ છે.[૪૪-૪૭] હે ધર્મજ્ઞ! હું કે જે સઘળા ધર્મભ્રષ્ટોમાં અગ્રેસર ગણાઈ ચૂકયો છું, તેનું તમે ધર્મયુક્ત વાણી વડે પાલન કરો; અર્થાત્ તમે મારા સર્વ દોષો. માટે મને ક્ષમા આપો.'[૪૮]

એટલું બોલતા બોલતાં વાલીનો કંઠ અશ્રુને લીધે રુંધાવા લાગ્યો; તોપણ કાદવમાં ખૂંચી ગયેલા હાથીની પેઠે પીડા પામતો તે વાલી રામચંદ્ર સામે જોઈ ગદ્ગદ કંઠે ધીમેથી કહેવા લાગ્યો: 'હે રઘુવીર! આ સમયે મને મારા આત્મા(શરીર)નો, મારી સ્ત્રી તારાનો કિંવા બાંધવોનો જરા પણ શોક થતો નથી, પરંતુ સુવર્ણના બાજુબંધને ધારણ કરનારો મારો ગુણવાન પુત્ર અંગદ મને સાંભરી આવે છે, તેથી હું મોટા શોકસાગરમાં ડૂબી જાઉં છું.[૪૯,૫૦] અરે, મેં તેનુ બાળપણથી જ લાલન-પાલન કરેલુ હોવાથી તે મારા વિયોગને લીધે દીન બની જશે અને ગ્રીષ્મ ઋતુમાં સૂર્યના પ્રખર કિરણો વડે સુકાઈ ગયેલા જળવાળા સરોવરની પેઠે સુકાઈ જશે![૫૧] હે રામ! એ અંગદ મારો એકનો એક જ પુત્ર હોવાથી મને અત્યંત પ્રિય છે અને વળી તે બાળક હોવાથી હજી કાચી બુદ્ધિનો છે; માટે હે રામ! તમારે એની સારી રીતે રક્ષા કરવી. હે રઘુવીર! તમે શાસ્ત્રોક્ત માર્ગે ચાલનારનુ રક્ષણ કરનારા તથા વિરુદ્ધ માર્ગે વર્તનારાને શિક્ષા આપનારા છો, માટે તમારે સુગ્રીવ અને અંગદ ઉપર એકસરખી પ્રીતિ રાખવી.[૫૨,૫૩] હે રાજકુમાર! તમે તમારા ભાઈ ભરત તથા લક્ષ્મણ ઉપર જેવી વૃત્તિ રાખો છો. તેવી જ વૃત્તિ આ સુગ્રીવ અને અંગદ ઉપર રાખવા યોગ્ય છો. વળી અતિ વિચારશીલ મારી સ્રી તારા કે જે મારે લીધે સુગ્રીવનો અપરાધ કરનારી ગણાય છે, તેનુ કદી પણ સુગ્રીવ અપમાન કર નહિ એમ કરવાને તમે યોગ્ય છો. હે રામ તમારે અધીન રહી તમારી ઇચ્છા પ્રમાણે વર્તનારો સુગ્રીવ હવે તમારા અનુગ્રહને લીધે આ રાજ્યનુ પાલન કરવા સમર્થ છે.[૫૪-૫૬] એટલું જ નહિ, પણ તમારી કૃપાને લીધે આખા ભૂમંડળનું તેમ જ સ્વર્ગનું રાજ્ય કરવાને પણ તે સમર્થ થયો છે. હે રઘુવીર! મારી સ્ત્રી તારાએ મને યુદ્ધ આવતાં વાર્યો, તોપણ હું સુગ્રીવની સાથે દ્વંદ્વયુદ્ધ કરવા આવ્યો તો તમારાં દર્શન કરીને તથા તમારાં વચન સાંભળીને હું નિષ્પાપ અને અજ્ઞાનરહિત થયો છું અને હવે તમારી કૃપાથી હું ઉત્તમ લોક પ્રત્યે

જવા ઇચ્છું છું.' એટલું બોલી વાનરોનો રાજા વાલી વિરામ પામ્યો.[૫૭,૫૮]

વાલીના અંતઃકરણમાં જ્ઞાનબોધ પ્રકટેલો જોઈ શ્રીમાન રામચંદ્ર સજ્જનોને સંમત એવી અને ધર્મના તત્ત્વવાળી વાણી વડે તેનું આશ્વાસન કરતા કહેવા લાગ્યા :[૫૯] 'હે વાનરસત્તમ ! હવે તું તારા મનમાંની સઘળી વ્યથા મૂકી દે. મેં તને ગુપ્ત રહીને હણ્યો તે સંબંધી તથા તેં તારી કનિષ્ઠ બંધુની સ્ત્રીનું હરણ કર્યું તે સંબંધી પાપનો તું તારા મનમાં લેશ પણ વિચાર કરીશ નહિ; તું એ પાપથી મુક્ત થયો છે. વળી આવી ધર્મની બાબતમાં અમે તારા કરતાં વધારે પાકો નિશ્ચય કરેલો છે, એટલે તે સંબંધી પણ તારે ચિંતાનું કારણ નથી.[૬૦] દંડ દેવા યોગ્યને દંડનાર રાજા અને દંડ ભોગવનાર અપરાધી એ બંને જણ કૃતકૃત્ય થાય છે, તેથી તેઓને જરા પણ કલેશ થતો નથી.[૬૧] એ જ પ્રમાણે હે વાલી ! તું પણ મેં આપેલી વધરૂપ શિક્ષાથી નિષ્પાપ થઈ દંડનીતિશાસ્ત્રમાં કહેલી રીતિ પ્રમાણે હવે ધર્મયુક્ત શુદ્ધ સ્વભાવને પ્રાપ્ત થયો છે.[૬૨] હવે હે કપિવર ! તું તારા હૃદયમાંના શોક, મોહ તથા ભયનો ત્યાગ કર; કેમ કે પૂર્વના કર્મોનું ઉલ્લંઘન કરવા તું કોઈ પણ પ્રકારે સમર્થ નથી.[૬૩] હે વાલી ! તું તારા પ્રિય અંગદની જરાયે ચિંતા કરીશ નહિ. તે અંગદ જેવી રીતે તારી સાથે વર્તે છે, તેવી જ રીતે સુગ્રીવની તથા મારી સાથે વર્તશે, એમાં સંશય નથી.'[૬૪]

સંગ્રામ વિષે શત્રુઓનું મર્દન કરનારા મહાત્મા રામચંદ્રનાં મધુર, શાંત અને ધર્મમાર્ગને અનુસરતાં વચનો સાંભળી વાનરોનો રાજા વાલી પુનઃ પણ યોગ્ય વાક્યોથી તેમની ક્ષમા યાચવા લાગ્યો :[૬૫] 'હે ઇન્દ્ર સરખા ભયંકર પરાક્રમવાળા ! હે અમો વાનરોના પણ સ્વામીનાથ ! બાણની પીડાથી હતચિત્ત* થવાને લીધે મેં અજાણથી તમારા પ્રત્યે જે કઠોર વચનો કહ્યાં તે માટે ક્ષમા આપી તમે મારા પર પ્રસન્ન થાઓ !'[૬૬]

* હણાયેલા ચિત્તવાળો–બેભાન થયેલો.

# સર્ગ ૧૯ મો

## સતી તારાનું રણભૂમિમાં આગમન

स वानरमहाराजः शयानः शरपीडितः।
प्रत्युक्तो हेतुमद्वाक्यैर्नोत्तरं प्रतिपद्यत ॥ १ ॥

બાણની પીડાથી આકુળવ્યાકુળ થઈ પૃથ્વી પર સૂતેલો વાનરોનો મહારાજા વાલી રામચંદ્રનાં પૂર્વોક્ત યુક્તિયુક્ત વચનોનો કાંઈ પણ પ્રત્યુત્તર આપી શક્યો નહિ. સુગ્રીવ સાથેના યુદ્ધમાં શિલાઓ તથા વૃક્ષોના પ્રહારથી તેનું આખું શરીર કચ્ચરઘાણ થવાને લીધે તથા રામચંદ્રના તીવ્ર શરપ્રહારની વેદનાને લીધે તે સંજ્ઞારહિત થવા લાગ્યો હતો.[૧,૨] આટલા સમયમાં આખી કિષ્કિંધાનગરી વિષે વાલીવધના સમાચાર ફેલાતાં અંતઃપુરમાં રહેલી સતીશિરોમણિ તારાને પણ જાણ થઈ કે સુગ્રીવની સાથે યુદ્ધ કરતો વાનરોનો રાજા વાલી રામના બાણથી હણાયો છે ![૩] પોતાના પતિના વધરૂપ અત્યંત દારુણ અને અપ્રિય સમાચાર સાંભળી સતી તારા અત્યંત ઉદ્વેગ પામી અને પોતાના પુત્ર અંગદને સાથે લઈને વાલીની પાસે જવા સારુ કિષ્કિન્ધાનગરીમાંથી બહાર નીકળી.[૪] રણભૂમિ આગળ આવતા જ રાજપુત્ર અંગદ સાથે જે મહાબળવાન વાનરો અંગરક્ષક તરીકે ચાલતા હતા, તેઓ ધનુષ્ય ગ્રહણ કરી ઊભેલા રામચંદ્રને જોતા જ, જેમ પોતાના યૂથપતિરહિત થયેલા મૃગો સિંહને જોઈ ત્રાસ પામી નાસાનાસ કરે, તેમ રામચંદ્રના ભયથી નાસાનાસ કરવા લાગ્યા.[૫,૬] જાણે બાણથી વીંધાયા જ હોય નહિ એ રામચંદ્રના ત્રાસને લીધે નાસભાગ કરતા વાનરોને જોઈ, અતિ દુઃખી થયેલી સતી તારા તેમને કહેવા લાગી : 'હે વાનરો ! જોકે મારા સ્વામીને તેના ક્રૂર બંધુ સુગ્રીવે રાજ્યના લોભથી રામના હાથે ગુપ્તપણે કપટપૂર્વક–દૂર જનારા બાણ વડે હણાવ્યો છે, તોપણ હે મહાબળવાન વાનરો ! તમે કે જેઓ સિંહ સરખા પરાક્રમી મારા સ્વામીના અગ્રેસર+ સેવકો છો. તેઓ આ

+ આગળ ચાલનારા.

વેળાએ આમ ભય પામી પોતાના રાજાનો ત્યાગ કરી કેમ નાસો છો ?૭–૯

તારાના વચન સાભળી, ઇચ્છિત રૂપ ધરનારા એ સર્વ વાનરો એકમત થઈ સમયોચિત× વચન કહેવા લાગ્યા ૧૦ ‘હે પુત્રવતી તારા ! હવે તમે રામની આગળ શા માટે જાઓ છો ? ત્યા જવાની કશી આવશ્યકતા નથી હવે તો તમે અહી થી જ પાછા વળી નગરમા જાઓ અને રાજપુત્ર અગદની રક્ષા કરો અરેરે, રામરૂપ કાળ આપણા રાજા વાલીને હણીને લઈ જાય છે ! અરે, જુઓ ને સગ્રામ વખતે મહારાજા વાલીએ ફેકેલા મોટા મોટા વૃક્ષો તથા મોટી મોટી શિલાઓને પણ છેદી નાખીને ઇંદ્ર જેમ વજ્ર વડે પર્વતને પાડે છે, તેમ જ રામચદ્ર પોતાના વજ્ર સરખા બાણુ વડે આપણા રાજા વાલીને પાડયા છે ! વળી ઇંદ્ર સરખા પરાક્રમી એ કપિસિહ વાલીને હણાયેલા જોઈ ને આ સઘળુ વાનરસૈન્ય જાણે પરાભવ પામ્યુ હોય નહિ એમ નાસી જાય છે ૧૧–૧૩ હે સતી ! હવે તમે બીજુ સઘળુ કાર્ય રહેવા દઈને શૂરવીર વાનરો દ્વારા કિષ્કિન્ધાનગરીનુ સારી રીતે રક્ષણ કરાવો અને રાજપુત્ર અગદને રાજ્યાસન પર અભિષિક્ત કરો અગદને પોતાનો રાજા થયેલો જોઈને સર્વ વાનરો નિર્ભયપણે તેની આજ્ઞામા વર્તશે ૧૪ હે સુમુખી ! અમારો આ વિચાર જો તમને ગમતો ન હોય અને તમને અહી યા જ રહેવું રુચતુ હોય, તો આ સર્વ વાનરો કે જેઓમા કેટલાક સ્ત્રીરહિત અને કેટલાક સ્ત્રી સહિત છે, તેઓ આજે જ પર્વતોની ખીણોમા ઉતાવળે નાસી જશે–સતાઈ જશે, કારણ કે જેઓનો અમે પૂર્વે છળ કરેલો છે, એવા રાજ્યલોભી સુગ્રીવાદિ વાનરોનો અમને મોટો ભય રહે છે, અર્થાત્ જો અમે અહી યા જ રહીએ તો પૂર્વનુ વેર સભારીને સુગ્રીવ રામની સહાયથી અમારો અવશ્ય નાશ કરે એવો અમને મોટો ભય લાગે છે ૧૫,૧૬

નાસતા નાસતા થોડેક દૂર ચાલી નીકળેલા એ વાનરોના એવા વચન સાભળીને નિર્મળ હાસ્યવાળી તારા તેઓના પ્રત્યે પોતાના સતીત્વને શોભાવે એવા ઉત્તમ વાકયો કહેવા લાગી ‘અરે ! વાનરમાત્રમા સિહ સરખા મહા ભાગ્યવાળા મારા પતિનો નાશ થયા પછી મારે મારા પુત્રનુ, રાજ્યનુ કે આ દેહનુ પણ શુ પ્રયોજન છે ?૧૭,૧૮ અરેરે, મહાસમર્થ મારા પતિ તો રામચદ્રના બાણથી હણાઈને પૃથ્વી પર પડયા છે ! હુ અવશ્ય તેમના ચરણ કમળ પાસે જ જઈશ ’૧૯

એટલુ કહીને અત્યત શોક પામવાને લીધે રુદન કરતી તથા બને હાથ વડે મસ્તક અને છાતી કૂટતી સતીશિરોમણિ તારા પોતાના પતિ તરફ દોડી ૨૦

શ્વાસભેર દોડતી તારા છેક રણભૂમિમા જઈ પહોચી, ત્યારે ત્યા સગ્રામમાથી કદી પણ પાછા ન વળે એવા મહાબળવાન દૈત્યોને હણનારા પોતાના પતિ વાલીને તેણે પૃથ્વી પર પડેલો દીઠો ભયકર દેહવાળો વાલી ઇંદ્ર જેમ વજ્રને ફેકે તેમ યુદ્ધવેળાએ મોટા મોટા પર્વતોને ફેકનારો, મહાવાયુથી ભરેલા મેઘની ગર્જના કરનારો તથા ઇંદ્રના જેવો પરાક્રમી હતો, તે આજે શૂરવીર રામચદ્રે હણવાથી વરસી રહેલા મેઘની પેઠે શાત થઈને પડયો હતો જેવી રીતે કેસરી સિહ માસને અર્થે હૃષ્ટપુષ્ટ મૃગને હણે છે અને જેવી રીતે સવ લોકોએ પૂજેલા તથા પતાકા અને વેદીથી સુશોભિત એવા વૃક્ષને તેની અદર રહેલા સર્પને પકડવા માટે ગરુડ તોડી પાડે છે, તેવી રીતે રામચદ્ર બાણ વડે હણીને વાનરને પૃથ્વી પર પાડયો હતો ! સતી તારાએ ત્યા આગળ અતિશ્રેષ્ઠ ધનુષ્યને ગ્રહણ કરી ઊભેલા રામચદ્રને, લક્ષ્મણને તથા પોતાના પતિના કનિષ્ઠ બધુ સુગ્રીવને પણ જોયા, પરતુ તેઓ પ્રત્યે દૃષ્ટિ કર્યા વગર સતી તારા પૃથ્વી પર હણાઈ પડેલા પોતાના પતિ પાસે દોડી ગઈ અને પોતાના પતિને અસ્તવ્યસ્ત થઈ પડેલો જોઈ અત્યત

× સમયને અનુસરતાં

દુઃખને લીધે પૃથ્વી પર ઢળી પડી ૨૬-૨ થોડીક વારે ઊઠીને એ સતી તારા કાળપાશથી બંધાયેલ પોતાના પતિ ભણી દૃષ્ટિ કરી 'હા, આર્યપુત્ર! હા સ્વામિન્!' એમ બોલી રુદન કરવા લાગી ૨૭

એ સમયે કુરરી પક્ષિણીની પેઠે તારાને આક્રોશ કરતી જોઈને તથા તેના પડખામાં રુદન કરતા ઊભેલ રાજપુત્ર અંગદને જોઈને સુગ્રીવના મનમાં પણ મહાન ખેદ ઉત્પન્ન થયો ૨૮

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૧૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૦ મો

### સતી તારાનો વિલાપ

रामचापविसृष्टेन शरेणान्तकरेण तम्।
दृष्ट्वा विनिहतं भूमौ तारा ताराधिपानना ॥ १ ॥

રામચંદ્રના ધનુષ્યમાંથી છૂટેલા અંત આણે એવા બાણ વડે હણાઈ, પૃથ્વી પર પડેલા પોતાના પતિ વાલીને જોઈ ચંદ્રમુખી તારા એકાએક તેની પાસે દોડી ગઈ અને તેને વારંવાર આલિંગન કરવા લાગી મોટા હાથી કિંવા મોટા પર્વત સરખા દેહવાળા વાનરોના રાજા વાલીને ઊખડી પડેલા વૃક્ષની પેઠે રામચંદ્રના બાણથી હણાઈ પડેલા જોઈને અત્યંત દુઃખ તથા શોકથી દુઃખિત થયેલી તારા વિલાપ કરવા લાગી ૧-૭

હે સંગ્રામ વિષે દારુણ પરાક્રમ દર્શાવનારા! હે શૂરવીર! હે વાનરોત્તમ! શું આજે મેં તમારો કંઈ અપરાધ કર્યો છે કે જેથી હું તમારી આગળ ઊભી છું, છતાં તમે મારી સાથે બોલતા નથી! ૪ હે વાનરસત્તમ! ઊઠો, ઊઠો, બેઠા થાઓ અને ઉત્તમ શય્યા પર શયન કરો તમારા સરખા શ્રેષ્ઠ રાજાઓ આવી રીતે પૃથ્વી પર કદી પણ સૂઈ રહેતા નથી! ૫ હે પૃથ્વીનાથ! હું ધારું છું કે મારા કરતા પણ આ તમારી પૃથ્વીરૂપ સ્ત્રી તમને વધારે પ્રિય છે, કારણ કે આવો દેહત્યાગ કરવાના કઠિન સમયમાં પણ તમોએ મારો ત્યાગ કરીને તેનું જ આલિંગન કર્યું છે ૬ હે વીર! ધર્મથી યુદ્ધ કરનાર તમોએ આજે અવશ્ય તમારે વસવા માટે સ્વર્ગમાર્ગ વિષે કિષ્કિંધાનગરી જેવી જ બીજી નગરી નિર્માણ કરી છે કે જેથી તમે આજે કિષ્કિંધાનો ત્યાગ કરી જવાને તૈયાર થયા છો ૭ હે સ્વામીનાથ! સુંદર સુગંધી વનો વિષે મેં તમારી સાથે જે જે વિહારો કર્યા છે તે સર્વની આજે તમોએ સમાપ્તિ કરી છે ૮ હે પ્રાણપ્રિય! હે મોટા વાનરયૂથોના અધિપતિઓનું શાસન કરનારા સ્વામીનાથ! આજે તમને અંતિમ દશામાં પૃથ્વી પર પડેલા જોઈને આનંદરહિત તથા નિરાશ થયેલી હું અપાર શોકસમુદ્રમાં ડૂબી ગઈ છું ૯ અરેરે! હાય! મારું હૃદય કઠોર છે કે આજે તમને આમ પૃથ્વી પર પડેલ જોઈને પણ શોકરૂપી તાપને લીધે તે વિદીર્ણ થઈ જતું નથી ૧૦ હે વાનરરાજ! તમોએ સુગ્રીવની સ્ત્રીનું હરણ કરીને તેને કાઢી મૂકવારૂપ જે અયોગ્ય કર્મ કર્યું, તેના પરિપાકરૂપે જ આ પ્રાણાંત કષ્ટ તમને પ્રાપ્ત થયું અને તમારું જ હિત ઇચ્છનારી એવી મેં તમને ઘણાં ઘણાં હિતવચનો કહ્યાં હતાં, પરંતુ તમો એ મોહને લીધે તે સ્વીકાર્યા જ નહિ ૧૨ અહો! હે માન આપનારા સ્વામીનાથ! તમો હવે સ્વર્ગે સિધાવ્યા છો, તેથી તમારું સુંદર સ્વરૂપ જોઈને ત્યાંની રૂપ અને યૌવનના ગર્વવાળી ચતુર અપ્સરાઓના ચિત્ત મોહને લીધે અવશ્ય પીડિત થશે ૧૩ હે વાનરરાજ! સર્વને સ્વતંત્રપણે વિચરનારો કાળ જ તમારા જીવિતનો અંત આણનાર છે કે જેથી મહાસમર્થ એવા તમે બળાત્કારે સુગ્રીવને વશ થઈ પડ્યા છો ૧૪ અરે આ કાકુત્સ્થકુળમાં ઉત્પન્ન થયેલ રામચંદ્ર સુગ્રીવની સાથે યુદ્ધમાં લાગેલા તમને હણવારૂપ નિંદિત કર્મ કરીને પણ સંતાપ પામતા નથી, એ કેટલું બધું અયોગ્ય છે! ૧૫ અરેરે, અત્યારે શોક તથા સંતાપ વડે પ્રાપ્ત થયેલી અને અત્યંત દીન બની ગયેલી હું કે જે પૂર્વે શોક ભોગવીને જ ઊછરેલી છું,

તે હવે વિધવાપણું પામીને અનાથની પેઠે કેવી રીતે રહી શકીશ?[૧૬] નિરંતર લાડ લડાવેલો, શૂરવીર અને સુકુમાર એવો મારો પુત્ર અંગદ કે જે સદાય સુખ ભોગવવાને યોગ્ય છે, તે હવે તેના અત્યંત ક્રોધી સ્વભાવવાળા કાકા સુગ્રીવની પાસે કેવી રીતે રહી શકશે?[૧૭] હે વત્સ અંગદ!× તું તારા ધર્મનિષ્ઠ પિતાનાં સારી રીતે દર્શન કરી લે, કેમ કે હવે પછી તેમનું દર્શન તને દુર્લભ થશે *[૧૮] હે નાથ! તમોએ લાંબા પ્રવાસે પ્રયાણ કર્યું છે, માટે તમે આ તમારા પુત્ર અંગદનું મસ્તક સૂંઘીને આશ્વાસન કરો અને તેના માટે મને કાંઈ ભલામણ કરો[૧૯] હે સ્વામીનાથ! તમને હણીને રામચંદ્ર તો મોટું કાર્ય કર્યું છે, કેમ કે એમ કરવાથી તે સુગ્રીવ માટે કરેલી પોતાની પ્રતિજ્ઞાનાથી મુક્ત થયા છે[૨૦] હે+ સુગ્રીવ! રામચંદ્ર તને તારા શત્રુરૂપ જ્યેષ્ઠ બંધુ વાલીને હણ્યો છે, તેથી હવે કૃતાર્થ થએલો તું ઉદ્વેગરહિત થઈને રાજ્ય ભોગવ અને તારી સ્ત્રી રૂમાને પ્રાપ્ત થા'[૨૧] (એવું કહીને તારા વળી વિલાપ કરે છે) 'હે વાનરેશ્વર! હું આટલો આટલો વિલાપ કરું છું, છતાં તમે મારી સાથે કેમ બોલતા નથી? આ તમારી બીજી સઘળી શ્રેષ્ઠ સ્ત્રીઓ પણ શોક કરતી તમારી આગળ ઊભી છે, તેમને તમે જુઓ!'[૨૨]

તારાને વિલાપ કરતી જોઈને અતિદીન તથા દુઃખી થયેલી બીજી સર્વ વાનરીઓ પણ અંગદને ગ્રહણ કરી તથા તેની ચોમેર વીંટાઈને કરુણ સ્વરે આક્રોશ કરવા લાગી[૨૩]

સતીશિરોમણિ તારા પુનઃ પણ વિલાપ કરતી બોલી 'હે વીર પુરુષોને હણે એવા બાહુબળવાળા! હે બાજુબંધને ધારણ કરનારા વાલિ! તમે સુંદર વેશવાળા પ્રિય પુત્ર અંગદને તજીને આજે ઘણા કાળના લાંબા પ્રવાસે કેમ નીકળી પડ્યા છો? અરે, પોતાના સરખા જ ગુણવાળા આવા સરળ સ્વભાવના પુત્રને ત્યજીને આમ એકાએક ચાલ્યા જવું એ તમને જરાયે યોગ્ય નથી હે લાંબી ભુજાઓવાળા! હે વીર! હે વાનરનાથ! મેં વગર વિચાર્યે તમારું કાંઈ અપ્રિય કર્યું હોય, તો તે તમે ક્ષમા કરો હે સ્વામીનાથ! છેવટે, હું મારા મસ્તક વડે તમારા ચરણનો સ્પર્શ કરું છું' એવી રીતે સર્વ વાનરીઓ સહિત કરુણ સ્વરે વિલાપ કરતી આનંદિત સ્વરૂપવાળી તારાએ અન્નજળનો ત્યાગ કરી પોતાના પતિ વાલીની પાસે મરણ પર્યંત બેસવાનો નિશ્ચય કર્યો[૨૪-૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિ કાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૨૦મો સર્ગ સમાપ્ત.

## સર્ગ ૨૧ મો

### હનુમાને કરેલું તારાનું આશ્વાસન

ततो निपतितां तारां च्युतां तारामिवाम्बरात्।
शनैराश्वासयामास हनुमान् हरियूथपः ॥ १ ॥

અનેકવિધ વિલાપ કરીને છેવટે મહાસતી તારા પોતાના પતિ વાલીની પાસે પૃથ્વી પર ઢગી પડી એ વેળા તે આકાશમાંથી ખરી પડેલા તારા સરખી જણાતી હતી, વાલીની સ્ત્રી તારાને અત્યંત દુઃખ પામતી જોઈને વાનરોના યૂથનું પાલન કરનારા હનુમાન તેની આગળ આવી ધીમે ધીમે તેનું આશ્વાસન કરવા લાગ્યો[૧]

હનુમાને કહ્યું 'હે તારા! આ લોકને વિષે ગુણ-દોષથી બનેલાં સ્વર્ગ અને નરકાદિ ફળને પ્રાપ્ત કરાવનારા પુરુષના જે શુભ કિંવા અશુભ કાર્યો હોય છે, તે સઘળાં મરણ પામ્યા પછી પરલોક વિષે આપોઆપ મળી આવે છે[૨] હે સતી! આ જગત વિષે સર્વ પ્રાણીઓ પોતપોતાના કર્મોને અધીન હોવાને લીધે કોણ કોનો શોક કરવા યોગ્ય છે? હે તારા! તું

× તારા પોતાના પ્રિય પુત્ર અંગદ પ્રત્યે જોઈને કહે છે

* હવે તારા વાલી પ્રત્યે કહે છે

+ તારા પોતાના દિયર સુગ્રીવને સંબોધી કહે છે

કે જે પોતાના કર્મોને વશ હોવાથી શોક કરવા યોગ્ય છે, તે તારા સરખા જ શોચનીય બીજા-પતિ વગેરેનો શોક શા માટે કરે છે? વળી તુ કે જે પોતાના કર્મફળો ભોગવતી* હોવાથી દીન બનેલી છે, તે તારા સરખા જ દીન બનેલા બીજા-પુત્ર વગેરે ઉપર દયા કેવી રીતે કરી શકીશ? અરે, આ પાણીના પર પોટા જેવા નાશવ ત દેહનો વિનાશ થયા પછી કોણ કોનો શોક કરવા યોગ્ય છે? અર્થાત્ સઘળુ નાશવ ત જાણીને બુદ્ધિમાન પુરુષો કદી પણ શોક કરતા નથી[૩] હે પુત્રવતી તારા! હવે તુ શોકનો ત્યાગ કરી, રાજપુત્ર અ ગદ ઉપર દૃષ્ટિ રાખ અને પોતાના પતિ વાલીના મરણ પછી જે કાઈ ઉત્તમ કાર્યો કરવાના હોય તેનો વિચાર કર[૪] હે શ્રેષ્ઠ બુદ્ધિવાળી સતી! આ લોક વિષે ભૂત-પ્રાણીમાત્રના ગમનાગમન (જન્મ-મરણ) કેવા અવ્યવસ્થિત છે, તેને તુ સારી રીતે જાણે છે, માટે રુદન વગેરે લૌકિક કર્મોનો ત્યાગ કરીને હવે તુ તારા પતિ વાલીને મરણ પછી પરલોકમા શુભ ગતિ પ્રાપ્ત થાય તેવુ કર્મ કરવા તત્પર થા[૫] અહો! જેના આશ્રય નીચે રહીને અસ ખ્યાત વાનરો પોતાના જીવિતને ધારણ કરે છે, તે વાનરોનો રાજા વાલી આજે મરણધર્મને પ્રાપ્ત થયો છે![૬] હે તારા! આ તારે પતિ ન્યાયદૃષ્ટિથી જોનારો તથા સામ, દાન અને ક્ષમા વિષે પરાયણ હતો, તેથી ધર્મિષ્ઠ પુરુષો મરણ પામ્યા પછી જે સ્થાન પ્રત્યે જાય છે, તે સ્થાનને જ તે પ્રાપ્ત થશે, માટે તેનો શોક કરવો યોગ્ય નથી[૭] હે કલ્યાણી! આ તારો પુત્ર અ ગદ, સર્વ વાનરો અને આખુ વાનરરાજ્ય, એ સઘળુ તારાથી જ સનાથ છે[૮] માટે હે ભામિની! તુ શોકનો ત્યાગ કરી શોકતપ્ત થયેલા સુગ્રીવ તથા અ ગદને વાલીની ઉત્તરક્રિયા કરવાને આજ્ઞા આપ અને તારા હાથે રાજપુત્ર અ ગદને રાજ્યાસને સ્થાપિત કર શાસ્ત્રો વિષે જેને અર્થે સ તતિ હોવાની આવશ્યકતા જણાવી છે અને મરણ સમયે તથા મરણ પછી જે જે કૃત્યો કરવાના છે, તે તે સર્વનો સમય આવી પહોચ્યો છે માટે હે સતી! હવે શોકનો ત્યાગ કરી તુ સત્વર વાલીની ઉત્તરક્રિયા કરાવ તથા અ ગદનો પટ્ટાભિષેક કરાવ રાજપુત્ર અ ગદને રાજ્યાસને વિરાજેલો જોઈને તારા દુ ખની શાતિ થશે'

પોતાની સન્મુખ ઊભેલા વાયુસુત હનુમાનના વચન સાભળી પતિના દુ ખથી પીડાતી સતી તારાએ તેને પ્રત્યુત્તર આપતા કહ્યુ[૮-૧૨] 'હે હનુમાન! અ ગદ સરખા સો પુત્રોનુ સુખ પ્રાપ્ત થાય તે કરતા પણ આ હણાઈ પડેલા મારા પતિના દેહને આલિગન કરવાનુ સુખ મને અધિક લાગે છે! વળી હુ સ્ત્રી હોવાને લીધે વાનરરાજ્યનુ પાલન કરવાને કિવા અ ગદનો પટ્ટાભિષેક કરવાને સમર્થ નથી તેનો કાકો સુગ્રીવ એ સર્વ કાર્યોને વિષે સમર્થ છે[૧૩,૧૪] હે હનુમાન! 'હુ અ ગદને રાજ્યાભિષેક કરીશ' એવુ તો તારે કદી પણ સમજવુ નહિ, કેમ કે પુત્રને તેના પિતા જ સુખ આપનાર છે, માતા નહિ, માટે અ ગદ પોતાના પિતાના સ્થાને રહેલા કાકા સુગ્રીવની આજ્ઞા પ્રમાણે વર્તશે[૧૫] હે મારુતાત્મજ! મારે તો હવે આ લોક તથા પરલોક વિષે વાનરોના રાજા અને મારા પતિ આ વાલીનો આશ્રય કરવા સિવાય બીજુ કઈ પણ બિલકુલ યોગ્ય નથી, માટે શત્રુના સન્મુખ હણાયેલા તે શૂરવીરે સેવેલા આ રણાગણનુ– સેવન કરવાથી જ મારુ કલ્યાણ થાય એમ છે'[૧૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાડમા ૨૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૨ મો

### વાલીનો પ્રાણત્યાગ-વાનરોનો ખેદ

वीक्षमाणस्तु मन्दासु सर्वतो मन्दमुच्छ्वसन् ।
आदावेव तु सुग्रीवं ददर्शानुजमग्रतः ॥ १ ॥

રામચ દ્રના બાણથી હણાઈ પૃથ્વી પર પડેલા

* શમ-દમ-શાંતિ-દયા વગેરે ગુણો અને રાગ-દ્વેષ-કામ-ક્રોધાદિ દોષો

– સગ્રામરૂપી આંગણાનુ

વાલીના પ્રાણ હવે છેક મંદ થવા લાગ્યા હતા અને તેનો શ્વાસોચ્છ્વાસ પણ ઘણો જ ધીમો પડી ગયો હતો; તોપણ તેણે ધૈર્ય રાખી પોતાની આંખ ઉઘાડી તો પોતાની આગળ ઊભેલો સુગ્રીવ તેની દૃષ્ટિએ પડ્યો.[1] પછી જયશાળી થયેલા પોતાના કનિષ્ઠ બંધુ સુગ્રીવને અતિ મધુર વાણી વડે પાસે બોલાવીને વાનરરાજ વાલીએ અતિ સ્નેહપૂર્વક કહ્યું:[2] 'હે સુગ્રીવ! પૂર્વજન્મના પાપને લીધે ઉત્પન્ન થયેલા બુદ્ધિમોહ વડે બળાત્કારે પાપકર્મ તરફ આકર્ષાયેલા મારા ઉપર તારે દોષદૃષ્ટિ કરવી યોગ્ય નથી, અર્થાત્ મેં તારી સાથે જે શત્રુતા કરી હતી, તે પૂર્વના પાપથી મલિન થયેલી બુદ્ધિને લીધે જ હતી.[3] વળી હે તાત! એકીવખતે પરસ્પર મળીને આ ઉત્તમ રાજ્યસુખ ભોગવવાનુ આપણા ભાગ્યમાં વિધાતાએ નહિ જ લખ્યુ હોય કે જેથી બાંધવોને ઉચિત એવો સ્નેહ ઊલટો જ થઈ ગયો! અસ્તુ! થયુ તે ખરું, હવે એ સંબંધી શોક કરવો યોગ્ય નથી. હવે તું આ વાનરોના રાજ્યને શીઘ્ર પોતાના હસ્તગત કર. હું હવે આજે જ યમલોક પ્રત્યે જાઉં છું.[4,5] હે સુગ્રીવ! હવે હું મારા જીવિત, રાજ્ય, વિપુલ લક્ષ્મી તથા પવિત્ર યશ વગેરેનો શીઘ્ર ત્યાગ કરું છું.[6] હે વીર! આવી અવસ્થાને વિષે રહેલો હું તને જે કંઈ કહું તે પ્રમાણે તારે કરવુ જોકે કઠિન હશે, તોપણ તારે કરવું જ જોઈશે;[7] અને તે એ કે સુખ ભોગવવાને યોગ્ય તથા સુખમાં જ ઊછરેલો આ મારો પુત્ર અંગદ કે જે બાળક હોવા છતા અત્યંત બુદ્ધિમાન છે અને જે ચોધાર આંસુએ રડતો પૃથ્વી પર પડ્યો છે, તેને તું જો.[8] મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય એવો એ મારો પુત્ર અંગદ હવે મારા વિનાનો થશે; માટે હે સુગ્રીવ! તું તેને પોતાના ઔરસ પુત્ર તુલ્ય માનીને તેને જરા પણ ઓછું ન આવે એવી રીતે સર્વ પ્રકારે તેનું પાલન કરજે.[9] હે પ્લવગેશ્વર! મારી પેઠે તું પણ તેનો સર્વ પ્રકારે દાતા, રક્ષક તથા ભય વિષે અભય આપનાર પિતા જ છે.[10] હે ભાઈ! તારા સરખો જ પરાક્રમી આ તારાનો પુત્ર અંગદ ભવિષ્યમાં તેં ઇચ્છેલા રાવણાદિ રાક્ષસોના વધ સમયે તને સહાય કરનાર થશે;[11] તેમ જ અત્યંત તેજ અને બળવાળો એ અંગદ યુવાન હોવાને લીધે સંગ્રામ વિષે મારા જેવાં જ પરાક્રમ કરશે.[12]

હે સુગ્રીવ! સુષેણ વાનરની પુત્રી તારા અર્થશાસ્ત્ર સંબંધી સૂક્ષ્મ વિચાર કરવામાં તથા નાના પ્રકારના ઉત્પાતો થાય એ વેળા જે જે કાર્યો કરવાં જોઈએ તેનો નિશ્ચય કરવામાં ઘણી જ પ્રવીણ છે.[13] માટે આ સતી તારા જે કાર્ય કરવું યોગ્ય જણાવે તેને તું નિઃસંશયપણે કરજે; કેમ કે તેનું વચન કદી પણ અન્યથા થતું નથી. વળી હે ભાઈ! તેં પ્રતીક્ષા કરેલું આ રઘુવીરનું કાર્ય પણ તારે નિઃશંક થઈને કરવું. જો તું તેમનુ કાર્ય નહિ કરે, તો તને મોટો અધર્મ પ્રાપ્ત થશે; એટલું જ નહિ, પણ પોતાનું અપમાન થવાથી રામચંદ્ર તારો વિનાશ કરશે. હે સુગ્રીવ! તું મારા કંઠમાં રહેલી સુવર્ણની દિવ્ય જયમાળા મારા જીવતાં જ ધારણ કર; કેમ કે મારું મૃત્યુ થયા પછી મારા શબનો સ્પર્શ થવાથી એમાં રહેલી મોટી જયશ્રી + એનો ત્યાગ કરશે.[14-16]

ભ્રાતૃસ્નેહથી ભરેલાં વાલીનાં વચનો સાંભળી હર્ષરહિત થયેલો સુગ્રીવ અતિદીન બની ગયો અને રાહુએ ગ્રસેલા ચંદ્રની પેઠે નિસ્તેજ થઈ ગયો.[17] પછી વાલીનાં સ્નેહાળ વચનોથી શાંત થયેલા સુગ્રીવે આળસરહિત થઈ ભાઈના સ્નેહને યોગ્ય આચરણ કરી, તેની આજ્ઞાથી સુવર્ણની જયમાળા ગ્રહણ કરી.[18] સુગ્રીવને જયમાળા આપી પરલોક પ્રત્યે જવાને તત્પર થયેલા મહાત્મા વાલીએ પોતાના પ્રિય પુત્ર અંગદ ભણી દૃષ્ટિ કરી અતિ સ્નેહપૂર્વક કહ્યું:[19] 'હે તાત અંગદ! હવે તારે સુખ-દુઃખ સહન કરવાનો સમય આવ્યો છે; માટે પ્રિય કિંવા અપ્રિય પ્રાપ્ત

+ સંગ્રામમાં શત્રુનો પરાજય કરાવી પોતાના પક્ષનો જય કરાવનારી શ્રી.

થાય એ વેળાએ તું સહનશીલ થઈ દેશકાળને અનુસરજે અને તારા કાકા સુગ્રીવની આજ્ઞામાં રહેજે.[૨૦] હે મોટી ભુજાવાળા પુત્ર! મેં તને નિરંતર જેવાં લાડ લડાવ્યાં છે, તેવી રીતે તું સુગ્રીવ પ્રત્યે વર્તીશ, તો તે તને બહુમાન્ય કરશે નહિ, અર્થાત્ કોઈ કોઈ સમયે તું લાડને લીધે જેવું મારી આગળ અયોગ્ય આચરણ કરતો હતો, તેવું જો સુગ્રીવની આગળ કરીશ તો તે તારા પર રાજી રહેશે નહિ; માટે તું સદૈવ તેની આજ્ઞા પ્રમાણે જ વર્તજે. વળી હે શત્રુદમન! તું તારા કાકા સુગ્રીવના અમિત્રો* તથા શત્રુઓ સાથે મિત્રાચારી ન કરતાં નિરંતર તેનો જ અર્થ સિદ્ધ કરવામાં તત્પર રહેજે અને જિતેંદ્રિય રહી તેની જ સેવા કરજે. હે અંગદ! તું તારા કાકા સુગ્રીવની સાથે અતિશય સ્નેહ અથવા તો દ્વેષ કરીશ નહિ; કેમ કે એ બન્ને મહાન દોષરૂપ છે.+ માટે એ બન્નેના મધ્યભાગમાં રહેલી સાધારણ દષ્ટિથી તું તેની સાથે વર્તજે.[૨૧-૨૩]

એટલું કહેતાં કહેતાં તો બાણના પ્રહારથી અતિશય પીડાયેલા વાલીનો મરણસમય આવી પહોંચ્યો. તરત જ તેના નેત્ર ખુલ્લાં થઈ ગયાં, તેના ભયંકર દાંત હોઠની બહાર દેખાઈ રહ્યા અને જોતજોતામાં તેનો અંતરાત્મા સ્થૂળ દેહમાંથી ચાલી નીકળ્યો.

વાલીને મરણ પામેલો જોઈ રાજા વિનાના થયેલા સવ વાનરો અતિશય ખેદગ્રસ્ત થઈ આક્રોશ કરવા લાગ્યા.[૨૪,૨૫] ‘અરે, હાય! વાનરોનો રાજા વાલી સ્વર્ગ પ્રત્યે ગયો તેથી આખી કિષ્કિન્ધા નગરી શૂન્ય થઈ પડી છે; તેમ જ સઘળાં ઉદ્યાનો, પર્વતો અને અરણ્યો પણ શૂન્ય થઈ પડયાં છે![૨૬] અરેરે, હાય! વાનરોમાં સિંહ સરખા વાલીનું મરણ થવાથી અમે સર્વ નિસ્તેજ થયા છીએ! અહો! એના અમિત બળનું વર્ણન કરવા કોણ સમર્થ છે? પૂર્વે એક સમયે મહાત્મા વાલીએ મહાસમર્થ ‘ગોલભ’ નામના ગંધર્વને યુદ્ધ આપ્યુ હતું ત્યારે એ બન્ને યોદ્ધાઓનું મોટું યુદ્ધ પંદર વર્ષ પર્યંત–રાત્રિ કે દિવસ વિરામ લીધા સિવાય ચાલ્યું હતું.[૨૭,૨૮] છેવટે આ વિકરાળ દાઢાવાળા આપણા રાજા વાલીએ સોળમા વર્ષમાં એ દુરાચરણી ગોલભને હણ્યો હતો અને આપણને સર્વને નિર્ભય કર્યા હતા. હાય! એવો મહાબળવાન આપણો રાજા વાલી આજે કેમ કરીને હણાઈ પડયા?[૨૯]

વાલીનુ મરણ જોઈને વિલાપ કરતા સર્વ વનચરો જેમ સિંહવાળા મોટા વનમાં પોતાનું રક્ષણ કરનાર ગોવાળનો નાશ થવાથી ગાયો દુઃખી થાય તેમ દુઃખી થવા લાગ્યા. આ સમયે મરણ પામેલા પોતાના પતિનું મુખ જોઈને દુઃખસમુદ્રમાં ડૂબેલી મહાસતી તારા પણ વાલીને આલિંગન કરી કપાયેલા વૃક્ષને વીંટાયેલી લતાની માફક પૃથ્વી પર ઢળી પડી.[૩૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૨૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૩ મો

### સતી તારાએ કરેલો વિલાપ

ततः समुपजिघ्रन्ती कपिराजस्य तन्मुखम्।
पतिं लोकश्रुता तारा मृतं वचनमब्रवीत् ॥ १ ॥

મૃત્યુ પામેલા પોતાના પતિ વાલીના મુખનું ચુંબન કરતી જગત્પ્રસિદ્ધ મહાસતી તારા પોતાના પતિને સંબોધી વિલાપ કરવા લાગી :[૧] ‘હે વીર! તમે મારાં વચનને અમાન્ય કરીને શિલાઓથી વ્યાપ્ત હોવાને લીધે અત્યંત વિષમ અને દુઃખયુક્ત એવા આ સ્થળ ઉપર પૃથ્વીને આલિંગન કરીને સૂતા છો અને મારી સાથે બોલતા પણ નથી; એથી હે વાનરેશ્વર! મને

* ઉપકાર કિંવા અપકાર નહિ કરનાર ઉદાસીન પુરુષો.

+ શાસ્ત્રમાં કહ્યુ છે:

‘अत्यासत्तिर्विनाशाय दूरतिदूरं तु निष्फलम्।
सेव्या मध्यमभावेन राजवह्निगुरुस्त्रियाम्॥

–રાજા, અગ્નિ, ગુરુ અને સ્ત્રી–એમનું મધ્યમ ભાવ સાધારણ સ્નેહથી સેવન કરવુ જ શ્રેયસ્કર છે; કેમ કે તેમની સાથે અતિ સ્નેહભાવથી વર્તવું વિનાશકારક છે, અને તેમનાથી અતિ દૂર રહેવું નિષ્ફળ છે.’

લાગે છે કે પૃથ્વીરૂપ સ્ત્રી તમને મારા કરતા પણ અધિક પ્રિય થઈ પડી છે![૨૩] હે સાહસિક પ્રિય! આ રામરૂપી દૈવ સુગ્રીવને જ વશ થયો એ મોટા આશ્ચર્યની વાત છે!* હે વીર! હવે તમારો નાનો ભાઈ સુગ્રીવ જ આ રાજ્ય વિષે મહાપરાક્રમી ગણાશે[૪] હે સ્વામીનાથ! ઋક્ષ(રીછ)-જાતિના તથા વાનરજાતિના જે વીર પુરુષો તમારી સેવા કરતા હતા, તેઓ આ વેળા વિલાપ કરી રહ્યા છે, તેઓના તથા શોક કરતા આ અંગદના કષ્ટરૂપ વિલાપોને તેમ જ મારી આ દીન વાણી સાભળી તમે કેમ જાગ્રત થતા નથી? હે શુદ્ધ પરાક્રમી વંશમા ઉત્પન્ન થયેલા! હે યુદ્ધમા પ્રીતિવાળા પ્રિય સ્વામિન્! પૂર્વે તમે જે રણભૂમિ વિષે તમારા શત્રુઓને સુવાડ્યા હતા, તે રણભૂમિ વિષે આજે તમે પોતે જ મરણને વશ થઈ શયન કર્યું છે! હાય! આ કેટલુ શોચનીય છે[૫-૭] હે માનદ! તમે મને એકલીને અનાથ બનાવીને ચાલ્યા ગયા છો, તેથી મને વિચાર થાય છે કે, બુદ્ધિમાન પુરુષે શૂરવીરને કદી પણ પોતાની કન્યા આપવી નહિ[૮] જુઓ ને, હુ કે જે તમો-શૂરવીરની સ્ત્રી છુ તે હાલમા વિધવા થવાને લીધે હણાઈ ગઈ છુ! અરેરે! હાય! મારુ સઘળુ માન ખંડિત થયુ છે, મારુ સદાનુ સુખ નષ્ટ થયુ છે અને હુ અગાધ શોકસાગરમા ડૂબી છુ હાય! મારુ હૃદય અવશ્ય પાષાણ સરખુ કઠિન છે, જે મારા સ્વામીને હણાયેલા જોવા છતા પણ વિદીર્ણ થઈ જતું નથી! અરે મારુ હિત ઇચ્છનાર અને સ્વભાવથી જ પ્રિય એવા મારા શૂરવીર પતિ સંગ્રામ વિષે શત્રુથી પરાભવ પામી નાશ પામ્યા, તોપણ હુ જીવુ છુ એ કેવુ આશ્ચર્ય! અરેરે! હવે મારુ જીવન નિરર્થક છે

पतिहीना तु या नारी काम भवतु पुत्रिणी।
धनधान्यसमृद्धापि विधवेत्युच्यते बुधैः॥

પતિ વિનાની સ્ત્રી ભલેને પુત્રવતી હોય અથવા ધન-ધાન્યાદિ સમૃદ્ધિવાળી હોય, તોપણ બુદ્ધિમાન પુરુષો તેને 'વિધવા' જ કહે છે

હે વીર! હાલમા તમે પોતાના શરીરમાથી નીકળેલા રુધિર વડે રંગાયેલો પૃથ્વી પર સૂતેલા હોવાને લીધે જાણે રાતા રંગના ઓછાડવાળા પોતાના બિછાનામા સૂતા હો નહિ એમ જણાય છે! અરેરે, ચોમેર ધૂળ તથા રુધિર વડે ખરડાયેલા તમારા શરીરને હુ મારી બન્ને ભુજાઓ વડે આલિંગન કરવા પણ સમર્થ નથી! હે વાનરેન્દ્ર! ખરેખર, આ મોટા વેરને વિષે તમારો નાનો ભાઈ સુગ્રીવ કૃતકૃત્ય થયો છે, કેમ કે મહાસમર્થ રામે એક જ બાણ વડે તમને હણીને એના ભયને નિવૃત્ત કર્યો છે! હે સ્વામીનાથ! જોકે તમે મરણ પામી પડ્યા છો, તો પણ તમારા હૃદય વિષે ચોટેલુ તીક્ષ્ણ બાણ મને તમારા અંગનો સ્પર્શ કરતા વારે છે, અર્થાત્ તમારા હૃદયમા બાણ ચોટેલુ હોવાથી હુ તમારા દેહને ભેટી શકતી નથી'

મહાસતી તારાનો વિલાપ સાભળી સુગ્રીવના સચિવ નીલ વાનરે જેમ કોઈ પર્વતની ગુફાને વિષે સંતાઈ ગયેલા સર્પને ખેંચી કાઢે તેમ વાલીના શરીરને વિષે ખૂંચી ગયેલુ રામચંદ્રનુ તીક્ષ્ણ બાણ ખેંચી કાઢ્યુ એ વેળા એ બાણની કાંતિ અસ્તાચળ પર પડતા સૂર્યના કિરણોની જેમ દેખાવા લાગી બાણ ખેંચી કાઢ્યા પછી વાલીના દેહમા થયેલા વ્રણમાથી રુધિરની ધારાઓ નીકળવા લાગી તે ધારા જાણે કોઈ પર્વતમાથી તામ્રાદિ ધાતુઓ તથા ગેરુ વગેરેથી મિશ્રિત જળપ્રવાહો નીકળતા ન હોય એવી દેખાતી હતી! પછી સંગ્રામભૂમિની રજથી વ્યાપ્ત અને અસ્ત્રથી હણાઈ પડેલા પોતાના પતિ વાલીના દેહને લુછતી મહાસતી તારા પોતાના નેત્રમાથી નીકળતા અશ્રુપ્રવાહ વડે તેનુ સિંચન કરવા લાગી પોતાના પતિની એવી અવસ્થા જોઈને અતિ દુઃખી થયેલી તારા પ્રિય પુત્ર અંગદ પ્રત્યે કહેવા લાગી 'હે પુત્ર! તુ તારા પિતાની આ અતિદારુણ અંતિમ અવસ્થાને જો! -૨૨ હાય! પૂર્વના પાપકર્મને લીધે બંધાયેલા વેરનો અંત

* તારાના આ વાક્યનો ભાવ એવો છે કે, સુગ્રીવનો આશ્રય ન કરતા રામે જો વાલીનો આશ્રય કર્યો હોત, તો તે ક્યારનાયે પોતાની સ્ત્રી સીતાને પામ્યા હોત —ટિ તિ

અંત આવ્યો છે! હે તાત! ઉદય પામતા સૂર્ય સરખી કાંતિવાળા અને સર્વને માન આપનારા તારા પિતા વાલી કે જે પરલોક પ્રત્યે ચાલ્યા ગયા છે, તેમના દેહનું તું અભિવંદન કર.'

પોતાના માતુશ્રી તારાના વચન સાંભળી રાજપુત્ર અંગદ તરત જ ઊભો થયો અને પોતાની સ્થૂળ+ તથા વર્તુલાકાર* બન્ને ભુજાઓ વડે પિતાના ચરણને ગ્રહણ કરી બોલ્યો: 'હે પિતા! હું 'અંગદ' નામનો તમારો પુત્ર છું અને તમારા ચરણોનું અભિવંદન કરું છું.'

રાજપુત્ર અંગદના નમ્રતાયુક્ત તથા હૃદય-ભેદક વચન સાંભળીને તારાનું હૃદય ઊલટું વધારે ભરાઈ આવ્યું અને તે વિલાપ કરતી પુનઃ કહેવા લાગી: 'હે સ્વામીનાથ! આ તમારો પુત્ર અંગદ તમારું અભિવંદન કરે છે. તેને તમે પ્રથમની પેઠે 'હે પુત્ર! તું દીર્ઘાયુ થા' એવો આશીર્વાદ કેમ આપતા નથી? અરે, જેમ વનને વિષે સિંહે મારી નાખેલા વૃષભની સમીપ, પોતાના વાછરડા સહિત ગાય ઊભી રહે છે, તેમ આ રણભૂમિને વિષે નાશ પામેલા તમારી સમીપ હું રાજપુત્ર અંગદ સહિત ઊભી રહી છું, છતાં તમે મારા પર દયા કેમ કરતા નથી?૨૩-૨૬ હે પ્રિય! હું કે જે તમારી ધર્મપત્ની છું, તેના વિના જ સંગ્રામ-રૂપી યજ્ઞ કરીને રામના બાણરૂપી જળમાં તમે અવભૃથસ્થાન− કેમ કર્યું?×૨૭ હે સ્વામીનાથ! યુદ્ધ વિષે પ્રસન્ન થયેલા દેવરાજ ઇંદ્રે આપેલી તમારી પ્રિય સુવર્ણમાળા આજે તમારા કંઠમાં કેમ દેખાતી નથી?૨૮ હે માનદ! જેવી રીતે મેરુ પર્વતની ચારેકોર પરિભ્રમણ કરતા સૂર્યની કાંતિ મેરુ પર્વતનો ત્યાગ કરતી નથી, તેવી જ રીતે આ રાજ્યશ્રી પ્રાણરહિત થઈ પડેલા તમારો ત્યાગ કરતી નથી.૨૯ અરેરે, તમોએ મારા હિતવચનોને માન્યાં નહિ; તેમ જ હું પણ તમને વારી શકી નહિ, તેથી આ સંગ્રામ વિષે તમારો નાશ થયો અને તેની સાથે રાજપુત્ર અંગદ સહિત મારો પણ નાશ થયો છે, તેમ જ આ રાજ્યશ્રી હવે મારો પણ ત્યાગ કરે છે.૩૦

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૨૩ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૨૪ મો

## શોકાતુર સુગ્રીવ-તારાનું આશ્વાસન

*તામાશુ વેગેન દુરાસદેન ત્વભિપ્લુતાં શોકમહાર્ણવેન।*
*પશ્યંસ્તદા વાલ્યનુજસ્તરસ્વી ભ્રાતુર્વધેનાપ્રતિમેન તેપે॥*

સતી તારાને એકાએક આવી પડેલા દુઃસહ શોકરૂપી મહાસાગરમાં ડૂબેલી જોઈને વાલીનો નાનો ભાઈ સુગ્રીવ પોતાના જ્યેષ્ઠ ભ્રાતાનો અયોગ્ય રીતે વધ થયેલો હોવાને લીધે અત્યંત પરિતાપ પામ્યો.૧ મહાસતી તારાને ચોધાર આંસુએ રુદન કરતી જોઈને પોતાના મનમાં અત્યંત ખેદ પામેલો તથા પશ્ચાત્તાપ કરતો મહાસમર્થ સુગ્રીવ પોતાના અનુચરો સહિત ધીમે ધીમે રામચંદ્ર પાસે જવા લાગ્યો.૨ ઝેરી સર્પ સરખાં બાણોથી ભરેલા ભાથા તથા ધનુષ્યને ધારણ કરનારા, ધીર અને ઉદાર સ્વભાવવાળા તથા સામુદ્રિક લક્ષણોથી યુક્ત− મહાયશસ્વી રામચંદ્ર પાસે જવા માટે મહાત્મા સુગ્રીવ તેમના પ્રત્યે જવા લાગ્યો.૩

'હે રાજપુત્ર! તમે જેવી પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રમાણે જ મારું કાર્ય કર્યું અને તેનું ફળ પણ મારા જોવામાં આવ્યું; પરંતુ લોકોને વિષે મારું જીવિત નિંદ્ય થવાને લીધે હવે ભોગો પરથી મારું ચિત્ત ઊઠી ગયું છે.૪ હે રાજકુમાર! વાલીનો નાશ થવાને લીધે તેની રાણી તારા ઘણું જ રુદન કરે છે અને તેની આગળ ઊભેલાં સર્વ નગરવાસી સ્ત્રી-પુરુષો પણ રુદન કરી રહ્યા છે. હાલમાં પિતાના વિયોગદુઃખથી પીડાતો અંગદ પણ જીવશે કે કેમ એવો સંશય રહે છે, તો હે

+ જાડી

* ગોળાકાર.

− યજ્ઞને અંતે વિધિયુક્ત કરાતું સ્નાન

× સ્ત્રી સહિત પુરુષને જ ધર્મક્રિયા કરવાનો અધિકાર છે, માટે સંગ્રામને યજ્ઞનું રૂપક આપી તારાએ મૃત પતિને ઠપકો આપ્યો.

− સામુદ્રિક શાસ્ત્ર–શરીરના શુભાશુભ લક્ષણોના વર્ણનથી ભરેલા ગ્રંથમાં કહેલા શુભ લક્ષણોવાળા

રામ! આવા મહાન શોકના સમયમાં મારું મન રાજ્યની અભિલાષા કેમ કરે?[૫] હે ઈક્ષ્વાકુવર!* પ્રથમ વાલીએ મારો મોટો પરાભવ કર્યો હતો તેથી ઊપજેલા ક્રોધને નહિ સહન કરવાને લીધે હું તેને વધ કરવા યોગ્ય ધારતો હતો; પરંતુ હવે આ વનરાજનો વધ થવાથી હું અતિશય પરિતાપ પામું છું.[૬] માટે હે રામ! હવે હું મારી આજીવિકા અર્થે બીજી ગમે તે કોઈ વૃત્તિનો આશ્રય કરી ઘણા કાળ પર્યંત ઋષ્યમૂક પર્વત વિષે જ વાસ કરવો એ શ્રેયસ્કર માનું છું. જ્યેષ્ઠ બંધુનો વધ કરીને મેળવેલા સ્વર્ગના રાજ્યને પણ હું હવે શ્રેયસ્કર માનતો નથી.[૭] વળી મહાબુદ્ધિમાન અને મહાત્મા એવા મારા વડીલ બંધુ વાલીએ મને પ્રથમ જ કહ્યું હતું : 'હે સુગ્રીવ! હું તારો વધ કરવા ઇચ્છતો નથી; માટે ભલે, તું તારી ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યો જા.' હે રામ! એવું તેનું વચન અને તે પ્રમાણેનું મારા પ્રત્યેનું તેનું વર્તન તેને યોગ્ય જ હતું; પરંતુ હાય! પોતાના જ બંધુનો વધ કરાવવારૂપ આ અઘટિત કર્મ અને તેનું એ સત્ય વચન મને–દુષ્ટને તો અયોગ્ય જ થઈ પડયું! હે રામ! ભ્રાતા જોકે સ્વાર્થપરાયણ હોય, તોપણ રાજ્યસુખ અને ભ્રાતૃવધનું દુઃખ એ બંનેના તારતમ્યનો વિચાર કરી તે પોતાના ગુણવાન ભ્રાતાના વધને કેમ પ્રિય ગણે?[૮,૯] હે રઘુવર! 'હું મારા બંધુ સુગ્રીવનો વધ કરીશ, તો જગતમાં મારી અપકીર્તિ થશે' એવા વિચારથી વાલીએ મારો વધ કર્યો નહિ; પરંતુ મેં મારી દુર્બુદ્ધિના યોગે આજે મારા ભાઈનો વધ કરવારૂપ મોટો અન્યાય કર્યો છે.[૧૦] હે દાશરથિ! હું જ્યારે વાલીએ કરેલા વૃક્ષશાખાના પ્રહારથી પરાજય પામી એક મુહૂર્ત સુધી તમારી સહાય ઇચ્છતો ઊભો રહ્યો હતો ત્યારે તેણે મારા પર એક પણ પ્રહાર ન કરતાં મને સાંત્વનાયુક્ત એટલું જ વચન કહ્યું હતું : 'જા, હવે હું તને હણીશ નહિ, તું પુનઃ મારી સાથે આવું દુષ્ટતા કરીશ નહિ.'[૧૧] અહો! મહાત્મા વાલીએ પોતાના ભ્રાતૃભાવ, આર્યભાવ તથા ધર્મની રક્ષા કરી; પરંતુ મેં તેના પર આવું દુષ્ટ કર્મ કરી મારાં ક્રોધ, કામ તથા વાનરપણાને જ પ્રકટ કરી દેખાડયાં![૧૨] હે મિત્ર! પૂર્વે જેમ વિશ્વરૂપનો વધ કરવાથી દેવોનો રાજા ઈંદ્ર મહાન પાપકર્મને પ્રાપ્ત થયો હતો, તેમ મારા આર્યબંધુને હણવાથી હું પણ સર્વેએ ત્યાગ કરવા યોગ્ય અને ચિંતન કરવાને, ઇચ્છવાને તથા જોવાને પણ અયોગ્ય એવા મોટા પાપકર્મને પ્રાપ્ત થયો છું.[૩] અરે! પણ ઈંદ્રના પાપકર્મને તો પૃથ્વી, જળ, વૃક્ષો તથા સ્ત્રીઓ, એ ચાર જણાએ સ્વેચ્છાથી સ્વીકાર્યું હતું; પરંતુ હું કે જે વનચર છું, તેનાં પાપકર્મને સ્વીકારવાની કોણ ઇચ્છા કરે? અથવા સહન પણ કોણ કરે?[૧૪] હે રાઘવ! કુળનો નાશ કરનારું આવું અધર્મયુક્ત કર્મ કરીને હું પ્રજાના સન્માનને તેમ જ યુવરાજપદને પણ અયોગ્ય થયો, તો પછી રાજ્ય કરવાને યોગ્ય તો કયાંથી જ થાઉં?[૧૫] હે રઘુનંદન! હું આ લોક વિષે નિંદિત, ક્ષુદ્ર તથા પરલોકના સુખનો વિનાશ કરનારું પાપકર્મ કરનારો થયો છું. તેથી જેમ વરસાદનું પાણી નીચાણમાં વહન કરે છે, તેમ મારા મનમાંનો મોટો શોક ઊંડો ઊતરતો જાય છે, અર્થાત્ મારો શોક પ્રતિક્ષણે દૃઢ થતો જાય છે.[૧૬] જેમ મદોન્મત્ત હસ્તી નદીના તટને હણે છે, તેમ મારા ભાઈ વાલીના ઘાતરૂપી પુચ્છવાળો અને અનેકવિધ સંતાપરૂપી સૂંઢ, નેત્ર, મસ્તક તથા દંતૂશળવાળો વૃદ્ધિ પામેલો પાપરૂપી હાથી મને હણે છે; અર્થાત્ વાલીના વધનું પાપ મારા હૃદયમાં ઘણું જ સાલે છે.[૧૭] હે નરોત્તમ! હે રાઘવ! જેમ મલિન સુવર્ણને અગ્નિમાં તપાવવાને લીધે તેનો મેલ દૂર થાય છે, તેમ ભ્રાતૃવધરૂપ અસહ્ય પાપને લીધે મારા અંતઃકરણમાંની પૂર્વજન્માર્જિત* અનેક પુણ્યવાસનાઓ દૂર થાય છે; અર્થાત્ ભ્રાતૃવધના પાપને લીધે પૂર્વનાં સઘળાં

* ઇક્ષ્વાકુ વંશમાં શ્રેષ્ઠ.

* પૂર્વજન્મ વિષે સંપાદન કરેલી.

પુણ્ય નષ્ટ થયાં છે.[૧૮] અરેરે, હે રાઘવ ! હું ધારું છું કે, મારા દુષ્કર્મને લીધે તથા રાજપુત્ર અંગદના શોક-સંતાપને લીધે જ આ મહાબળવાન વાનરોનું કુળ અર્ધમૂઆ સરખું થઈ ગયું છે ![૧૯] અરેરે, પુત્ર મળવો સુલભ છે અને સજ્જનને વશ કરવાનું કાર્ય પણ સુલભ છે; પરંતુ અંગદના સરખો ગુણિયલ પુત્ર મળવો તો ઘણો જ દુર્લભ છે. હે વીર! હવે મારે માટે એવો કોઈ પણ દેશ નથી કે જ્યાં જવાથી મને મારા સહોદર ભ્રાતાનો સમાગમ થાય ![૨૦] અરેરે, શૂરવીર પુરુષોમાં શ્રેષ્ઠ અંગદ હવે જીવે એમ નથી. કદાચ તે જીવે તો તેની માતા તારા તેનું પાલન કરવાની આશાથી જીવે ખરી; પરંતુ તેના વિના તો તે અત્યંત પરિતાપને લીધે દીનતાયુક્તથઈને નિશ્ચય પોતાના જીવિતનો ત્યાગ કરશે. માટે હે રઘુનંદન ! હવે હું મારા જીવિતને ધારણ કરવા ઇચ્છતો નથી. મારા મરણ પામેલા બાંધવ તથા પુત્રના સખ્યને ઇચ્છતો હું હવે અતિ પ્રદીપ્ત એવા અગ્નિમાં પ્રવેશ કરીશ અને તમારી આજ્ઞામાં રહેલા આ હનુમાન વગેરે શ્રેષ્ઠ વાનરો સીતાની શોધ કરવારૂપ તમારું કાર્ય કરશે.[૨૧,૨૨] હે રાજપુત્ર! મારું મૃત્યુ થવા છતાં પણ તમારું સઘળું કાર્ય સિદ્ધ થશે; માટે હે રાઘવ ! હું કે જે પોતાના જ કુળનો ઘાત કરનાર હોવાથી મહાન પાપી ગણાયો છું અને હવે આ લોકમાં જીવવા યોગ્ય નથી. તેને તમે અગ્નિમાં પ્રવેશ કરવા માટે આજ્ઞા આપો.'

વાલીના મરણથી પીડાતા સુગ્રીવનાં અત્યંત ખેદયુક્ત વચનો સાંભળી રામચંદ્રનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યાં અને મનમાં અત્યંત ખેદ થવાને લીધે તેઓ એક મુહૂર્ત પર્યંત કંઈ પણ બોલી શક્યા નહિ.[૨૩,૨૪] એ વેળા પૃથ્વીના સરખા ક્ષમાગુણવાળા અને પૃથ્વીનું પાલન કરનારા શ્રીમાન રામચંદ્ર ચોતરફ દૃષ્ટિ કરી, તો મહાન દુઃખમાં ડૂબેલી અને રુદન કરતી એવી તારાને જોઈ ત્યારે તેનો શોક નિવૃત્ત કરવાની તેમણે ઇચ્છા કરી.[૨૫] આ વેળા વાલીના મુખ્ય મંત્રીઓ સુંદર નેત્રવાળી વાનરરાજ વાલીની સ્ત્રી તારા કે જે પોતાના પતિના દેહને આલિંગન કરીને ભૂમિ પર આળોટતી હતી, તેને ઉઠાડીને રામચંદ્ર આગળ લઈ જવા લાગ્યા. મંત્રીઓની સહાયથી ચાલતી અને થરથર ધ્રુજતી તારાએ ધનુષ્ય તથા બાણને ધારણ કરનારા અને પોતાના તેજ વડે સૂર્ય સમાન પ્રકાશતા શ્રીમાન રામચંદ્રને જોયા.[૨૬,૨૭] આજ સુધી કદી પણ નહિ જોયેલા અને સંપૂર્ણ રાજચિહ્નોથી યુક્ત પુરુષશ્રેષ્ઠ રામચંદ્રને જોઈને હરિણનાં બચ્ચાંના નેત્ર જેવાં નેત્રવાળી મહાસતી તારાએ જાણ્યુ: 'મારા પતિને હણનાર કકુત્સ્થવંશી રામ તે આ જ છે.' ઇંદ્ર સમાન પરાક્રમી અને મહાનુભાવ રામચંદ્રને ઓળખ્યા, ત્યારે તો અત્યંત કષ્ટને લીધે પીડાતી સતી તારા ધ્રુજતી ધ્રુજતી ઉતાવળે મહાસમર્થ રામચંદ્રની પાસે જવા લાગી. અતિશય શોકને લીધે જેને પોતાના દેહનું ભાન રહ્યું ન હતું, એવી મહાસતી તારાએ શુદ્ધ અંતઃકરણવાળા સંગ્રામચતુર રામચંદ્રની સમીપ જઈને કહ્યું:

+'હે દશરથનંદન! તમે અમિત પ્રભાવવાળા, જિતેંદ્રિય, શ્રેષ્ઠ ધર્મનું આચરણ કરનારા, અખંડિત કીર્તિવાળા, વિચક્ષણ, પૃથ્વી સરખા ક્ષમાગુણવાળા, પોતાના હાથમાં ધનુષ્ય-બાણને ધારણ કરનારા, દૃઢ અંગવાળા, દુરાસદ, કમળ સમાન રક્ત નેત્રવાળા અને મહાબળવાન છો. હે રઘુવીર! તમે મનુષ્યદેહના ઉત્તમોત્તમ સુખનો ત્યાગ કરી મંગળમય દિવ્ય દેહનો અંગીકાર કર્યો છે.[૨૮-૩૨] હે વીર! તમે જે બાણ વડે મારા પ્રિય પતિ વાલીનો વધ કર્યો છે તે જ બાણ વડે મારો પણ વધ કરો, એટલે

+ તારા રામના પ્રભાવને પ્રથમથી જ જાણતી હતી અને વળી પ્રત્યક્ષ દર્શન કરવાથી તેને વિશેષ ખાતરી થઈ, તેથી પોતાના પતિને હણનારા રામ ઉપર જરા પણ દુર્ભાવ લાવ્યા સિવાય તારા હવે તેમની સ્તુતિ કરે છે.

હું સત્વર તેની સમીપ જાઉં; કેમ કે મારો પતિ વાલી મારા વિના સ્વર્ગમાં પણ હર્ષિત થશે નહિ.[૩૩] હે કમળપત્ર સમાન નેત્રવાળા રામ! મારો સ્વામી વાલી સ્વર્ગમાં જઈને પણ મને ન જોવાથી, વિચિત્ર વેશવાળી તથા ચિત્રવિચિત્ર પુષ્પોનાં મસ્તકાભરણવાળી અપ્સરાઓનું સેવન કરશે નહિ. હે વીર! તમે જેમ વિદેહપુત્રી સીતાના વિયોગને લીધે પર્વતની રમણીય તળેટીને વિષે પણ શોક તથા વિવર્ણતાને પામો છો, તેમ મારો સ્વામી વાલી મારા વિયોગને લીધે સ્વર્ગને વિષે પણ શોક તથા વિવર્ણતાને પામશે.[૩૪,૩૫] હે દાશરથિ! યુવાન પુરુષને સ્ત્રીના વિયોગથી જે દુઃખ થાય છે, તેને તમે સારી પેઠે જાણો જ છો; માટે તેનો યથાર્થ વિચાર કરીને તમે સત્વર મારો વધ કરો કે જેથી મારા સ્વામી વાલીને મારા વિયોગનું દુઃખ સહન કરવું પડે નહિ.[૩૬] હે મહાત્મન્! મને હણવાથી તમને સ્ત્રીહત્યાનો દોષ લાગશે એવું જો તમે માનતા હો, તો તે પણ ઠીક નથી; કેમ કે 'તારા પણ પણ વાલીનુ જ અંગ છે' એમ ધારીને તમે મારો વધ કરશો. તો હે રાજપુત્ર! તમને કશો દોષ લાગનાર નથી.[૩૭] 'अर्धं भाया मनुषस्य। સ્ત્રી પુરુષનુ અર્ધું અંગ છે' ઇત્યાદિ સ્મૃતિવચનોથી તથા 'अर्धो वा एष आत्मनो यत्पत्नी। સ્ત્રી એ પુરુષનો અર્ધો વિભાગ છે' ઇત્યાદિ શ્રુતિવાક્યોથી સિદ્ધ થાય છે કે સ્ત્રી પુરુષથી જુદા સ્વરૂપવાળી દેખાવા છતાં તે પુરુષનું જ અંગ છે, અર્થાત્ સ્ત્રી પુરુષથી કદી પણ જુદી ગણાતી નથી. વિચારવાન પુરુષોએ કહ્યું છે: 'આ લોકને વિષે સ્ત્રીદાન કરતા અધિક શ્રેષ્ઠ બીજું કોઈ પણ દાન નથી, અર્થાત્ વિવાહને યોગ્ય થયેલી કન્યાનુ યોગ્ય વરને દાન કરવું કિંવા વિયોગી થયેલા પુરુષને તેની સ્ત્રીની પ્રાપ્તિ કરાવી આપવી એ ઉપરાંત બીજું શ્રેષ્ઠ દાન નથી![૩૮] માટે હે વીર! તમે પણ એ ધર્મનો વિચાર કરી, મને હણી, સ્વર્ગને વિષે મારા પતિનો સમાગમ કરાવવારૂપે મારું દાન આપશો તો મારો વધ કરવા સંબંધી કોઈ પણ પ્રકારનો દોષ તમને લાગશે નહિ.[૩૯] હે રઘુવીર! અત્યંત પીડાતી તથા અનાથ બનેલી હું કે જેને ક્ષણે ક્ષણે પતિથી છેટું પડતું જાય છે, તેને હણવા માટે તમારે વિલંબ કરવો યોગ્ય નથી. હે નરેંદ્રપુત્ર! હસ્તીના સરખી ગતિવાળા અમૂલ્ય અને ઉત્તમ સુવર્ણમાળાને ધારણ કરનારા તથા વાનરોમાં શ્રેષ્ઠ અને બુદ્ધિમાન એવા વાલી વિના હું હવે ઘણો સમય જીવી શકું એમ નથી.'

મહાસતી તારાનાં ઉપર્યુક્ત કરુણામય વચનો સાંભળી મહાસમર્થ મહાત્મા રામચંદ્ર તેનું આશ્વાસન કરી, હિતવચન કહેવા લાગ્યા :[૪૦,૪૧] 'હે વીર પુરુષની સ્ત્રી! તું એવી કુબુદ્ધિ+ કરીશ નહિ. આ સર્વ લોકોને વિધાતાએ નિર્માણ કર્યા છે અને તેની જ આજ્ઞાથી પ્રાણીઓને સુખદુઃખ પ્રાપ્ત થાય છે એવું વેદોમાં કહ્યું છે.[૪૨] ભૂઃ આદિ× ત્રણે લોકને વિષે વસનારાં પ્રાણીઓ વિધાતાએ નિર્માણ કરેલાં સુખદુઃખાદિના વિધાનનું અતિક્રમણ કરી શકતાં નથી; કેમ કે એ સર્વ તેને જ અધીન છે. હે સતી! તું કાંઈ પણ ચિંતા કરીશ નહિ. તારો પતિ વાલી ઉત્તમ સ્થાનને પ્રાપ્ત થશે તથા તારો પુત્ર અંગદ યુવરાજપદ પામશે અને તું પ્રથમ જેવી જ ઉત્કૃષ્ટ પ્રીતિ પામીશ.[૪૩] હે તારા! 'વિધાતાએ જે નિરમ્યુ હોય તે પ્રમાણે જ થાય છે' એમ જાણી શૂરવીર પુરુષોની સ્ત્રીઓ કદી પણ શોચ કરતી નથી, માટે તું પણ શોકનો ત્યાગ કર.'[૪૪]

એવી રીતે શત્રુઓને સંતાપ આપનારા અને મહાપ્રભાવશાળી મહાત્મા રામચંદ્ર સુંદર વેશ તથા રૂપવાળી વીરપત્ની તારાનુ આશ્વાસન કર્યું, ત્યારે તે મહાસતી વિલાપ કરતી અટકી.[૪૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમા ૨૪મો સર્ગ સમાપ્ત

---

+ દુઃખથી ડરીને મરણ પામવાનો વિચાર.

× ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્ગલોક

# સર્ગ ૨૫ મો.

## સુગ્રીવાદિનું સાંત્વન અને વાલીનો અગ્નિસંસ્કાર

स सुग्रीवं च तारां च साङ्गदां सहलक्ष्मणः।
समानशोकः काकुत्स्थः सान्त्वयन्निदमब्रवीत् ॥ १ ॥

પછી લક્ષ્મણ સહિત રામચંદ્ર સુગ્રીવની સાથે મિત્ર હોવાથી સમાન શોકવાળા થઈ સુગ્રીવ, અંગદ તથા તારાનું સાંત્વન કરતા કહેવા લાગ્યા:[૧] અરે, મરણ પામેલાની પાછળ શોક અને પરિતાપ કરવાથી કાંઈ તેનું શ્રેય થતું નથી. હવે તો મરનારનું જેથી શ્રેય થાય એવું શાસ્ત્રોક્ત કાર્ય કરવાની જ આવશ્યકતા છે. વળી લોકાચાર પ્રમાણે કરવા યોગ્ય અશ્રુપાતાદિ પણ તમે કરી ચૂકયાં છો, માટે હવે તો મૃત્યુ પામેલા વાલીનુ શ્રેય થાય એવું કાર્ય કરો. જે સમયે જે કાર્ય કરવું ઉચિત હોય તે સમયે તે જ કાર્ય કરવું જોઈએ; અન્ય કાર્ય કરવાથી કે સમય વ્યર્થ જવા દેવાથી કાંઈ શ્રેય થતું નથી.[૨,૩] કેમ કે:

नियतिः कारणं लोके नियतिः कर्मसाधनम्।
नियतिः सर्वभूतानां नियोगेष्विह कारणम् ॥

આ લોક વિષે સર્વનું નિયમન કરનાર કાળ એ જ ઈશ્વર છે. જગતની ઉત્પત્તિ વગેરેનું મૂળ કારણ કાળ જ છે, તેમ વ્યાવહારિક અને પારમાર્થિક કર્મોનું સાધન તથા સર્વ ભૂત-પ્રાણીમાત્રને પોતપોતાનાં કર્મ વિષે પ્રેરનાર પણ કાળ જ છે.[૪] આ જગત વિષે કૃષિ+ આદિ કોઈ પણ કર્મનો કોઈ પણ પ્રાણી સ્વતંત્રપણે કર્તા નથી, તેમ જ કોઈને પ્રેરણા કરવાને કોઈ પણ સમર્થ નથી; કેમ કે ભૂત-પ્રાણીમાત્રના સઘળા વ્યવહાર પૂર્વજન્માર્જિત કર્મને અનુસરીને જ પ્રવર્તે છે અને તે કર્મનો સહાયક કાળ છે.*[૫] કાળરૂપ ઈશ્વર જીવોની જન્મ-મરણાદિ વ્યવસ્થાનું ઉલ્લંઘન કરતો નથી, તેમ જ પોતે કોઈ પણ પ્રકારે હીન થતો નથી; અર્થાત્ કાળની હાનિ કરનાર કોઈ નથી. પ્રત્યેક પ્રાણી પોતાના દૈવરૂપી સ્વભાવને પ્રાપ્ત થઈ તે પ્રમાણે જ અનુસરે છે.[૬] કાળને કોઈની સાથે બંધુત્વ નથી, એને ટાળવામાં મંત્ર-તંત્રાદિ કશી ક્રિયા ખપ લાગતી નથી; એની આગળ પરાક્રમીઓનું પરાક્રમ ચાલતું નથી; તેમ જ મિત્ર, જ્ઞાતિ તથા સંબંધી વગેરે કોઈ પણ એને નિવૃત્ત કરવાને સમર્થ નથી. એ કાળ સર્વ વાતે સ્વતંત્ર છે.[૭] પ્રાણીઓને સુખદુઃખાદિ પ્રાપ્ત થવાં એ સઘળું કાળનું જ પરિણામ છે; તેમ જ ધર્મ, અર્થ અને કામ પણ કાળક્રમે કરીને જ પ્રાપ્ત થાય છે, એમ વિચારવાન પુરુષે સમજવું અને ફરી કોઈનો પણ શોક કરવો નહિ.[૮] આ લોક વિષે સામ, દાન અને અર્થના સંયોગ વડે પવિત્ર થયેલા પ્રારબ્ધના ભોગોને ભોગવી વાનરેશ્વર વાલી પોતાની મૂળ પ્રકૃતિને પ્રાપ્ત થયો છે. મહાત્મા વાલી સંગ્રામ વિષે દેહત્યાગ કરી સ્વધર્મ વડે સંપાદન કરેલા સ્વર્ગલોકને પ્રાપ્ત થયો છે.[૯,૧૦] સંગ્રામ વિષે હણાવાથી વાનરરાજ વાલીને શ્રેષ્ઠ ગતિ પ્રાપ્ત થઈ છે; માટે હવે શોક તથા પરિતાપનો ત્યાગ કરી જે કર્તવ્ય હોય તે જ કરો.'[૧૧]

એટલું કહી મહાત્મા રામચંદ્ર વિરામ પામ્યા. ત્યારે શત્રુઓને હણનાર મહાસમર્થ લક્ષ્મણ શોકને લીધે બેભાન થઈ ગયેલા સુગ્રીવ પ્રત્યે નમ્ર વચન કહેવા લાગ્યા:[૧૨] 'હે સુગ્રીવ! હવે પરિતાપનો ત્યાગ કરી, રાજપુત્ર અંગદ

+ ખેતી

* આ વિષયને સૂતસંહિતામાં શિવના વાકયથી સ્પષ્ટ વર્ણવ્યો છે શિવજી ઋષિઓને કહે છે: 'હે દ્વિજોત્તમો! આ સમગ્ર જગત એકલા સ્વભાવથી જ ઉત્પન્ન થયું છે એવો જે કેટલાકનો મત છે, તે સત્ય નથી; કેમ કે જગત ઉત્પન્ન થવામાં સ્વભાવની સાથે દેશ કાળાદિની અપેક્ષા પણ રહે છે. માટે હે વિપ્રેંદ્રો! કાળરૂપી મારી સહાયથી પોતપોતાનાં કર્માનુસાર જીવોનાં જન્મમરણાદિ થાય છે એનું નામ જ સ્વભાવ છે, આમ વેદોમાં નિર્ણય કરેલો છે. હે ઋષિઓ! એકલા મારા( કાળ )થી કે એકલા કર્મથી કાંઈ જગતમાં ઉત્પત્તિ વગેરે થતાં નથી; પરંતુ હે મુનિસત્તમો! જ્યારે જીવોનાં કર્મોનો પરિપાક થાય છે, ત્યારે જ મારી ( કાળની ) સહાયથી આ જગતમાં ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે.'

તથા તારા સહિત તું વાલીને અગ્નિસંસ્કાર કરવા સંબંધી જે કાંઈ પ્રેતકાર્ય કરવાનું છે તે કર.[13] વાલીને અગ્નિસંસ્કાર કરવા માટે ઉત્તમ ચંદનવૃક્ષનાં સૂકાં કાષ્ઠો તથા બીજાં પણ ઘણાંયે સુગંધી કાષ્ઠો એકઠાં કરવાની વાનરોને તું આજ્ઞા આપ. વાલીના વિયોગથી અતિ દીન થઈ ગયેલા રાજપુત્ર અંગદનું તું આશ્વાસન કર. હવે તું બાળકબુદ્ધિ રાખીશ નહિ; કેમ કે હવે આ આખી કિષ્કિન્ધાનગરી તારે જ આશ્રયે છે. હે સુગ્રીવ! તું અંગદને પણ આજ્ઞા કર કે જેથી તે પુષ્પો, નાના પ્રકારનાં વસ્ત્રો, ઘૃત, તેલ તથા સુગંધી પદાર્થો વગેરે જે કાંઈ જોઈએ તે સર્વ લઈ આવે.'[14-16]

એ પ્રમાણે સુગ્રીવને કહી મહાત્મા લક્ષ્મણે સુગ્રીવના 'તાર' નામના સચિવને આજ્ઞા કરી: 'હે તાર! તું ઉતાવળે કિષ્કિન્ધામાં જઈ, વાલી માટે એક શિબિકા× લઈ સત્વર પાછો આવ; કેમ કે આવે સમયે ઝડપ રાખવી એ શ્રયસ્કર છે.[17] એ શિબિકાને ઊંચકવામાં સમર્થ હોય એવા બળવાન વાનરોને પણ તું તયાર કર કે જેઓ વાલીના શબને સ્મશાનભૂમિ પ્રત્યે લઈ જાય.'[18] એટલું કહીને શત્રુઓને હણનારા સુમિત્રાનંદન લક્ષ્મણ પોતાના જ્યેષ્ઠ બંધુ રામની સમીપ ઊભા રહ્યા.[19] લક્ષ્મણનું વચન સાંભળીને ઉદ્વેગયુક્ત ચિત્તવાળો તાર વાનર શિબિકા આણવા માટે સત્વર કિષ્કિન્ધામા ગયો અને ત્યાંથી એક ઉત્તમ શિબિકાને શૂરવીર વાનરો પાસે ઊંચકાવી થોડીક વારમાં જ પાછો આવ્યો.[20,21] દિવ્ય રથ સરખી એ શિબિકા અત્યંત શોભાયમાન હતી, તેના મધ્ય ભાગમાં રાજાને બેસવા યોગ્ય ઉત્તમ ભદ્રાસન રચેલું હતું. તેની ચારે બાજુ અનેક પ્રકારનાં પક્ષીઓ, વૃક્ષો તથા પદાતિઓનાં ચિત્રો ચીતરેલાં હતાં, તેની અંદર પ્રવેશ કરવાનાં દ્વાર ઘણાં જ સુખરૂપ જણાતાં હતાં અને વાયુ આવવા માટે તેમાં સુંદર જાળિયાં કરેલાં હોવાથી એ શિબિકા દેવતાઓના વિમાન સરખી દેખાતી હતી. ઉત્તમ શિલ્પીઓએ બનાવેલો એ સુંદર શિબિકા વિશાળ અને દૃઢ હતી. તેમાં ક્રીડા કરવા અર્થે કાષ્ઠના પર્વતો રચેલા હતા તેમ જ તેને વિષે બીજી પણ નાના પ્રકારની કારીગરી કરેલી હતી.[22-24] એ શિબિકા ઉત્તમ સુવર્ણહારો, ચિત્રવિચિત્ર પુષ્પો તથા રક્તચંદન વડે અલંકૃત કરેલી હતી અને તેના ઉપલા ભાગ પર મોટી ગુફા જેવો ગહન ઘુમ્મટ આવી રહ્યો હતો. એ શિબિકામાં ઉત્તમ અનેક તરેહનાં સુગંધી પુષ્પો વેરાયેલાં હતાં તથા ઉદય પામતા સૂર્ય સરખી કાંતિવાળી કમળની માળાઓ વડે તે સુશોભિત હતી.[25,26] એવી રમ્ય શિબિકાને જોઈ રામચંદ્રે લક્ષ્મણને કહ્યું: 'હે લક્ષ્મણ! હવે વાલીના શબને સત્વર સ્મશાનભૂમિ પ્રત્યે મોકલાવી તેનું સઘળું પ્રેતકાર્ય કરાવ.'[27]

ત્યાર પછી અત્યંત આક્રોશ કરતા સુગ્રીવ તથા રાજપુત્ર અંગદે મરણ પામેલા વાલીના દેહને વિવિધ પ્રકારના પુષ્પો, વસ્ત્રો, તથા અલંકારો વડે વિભૂષિત કરી, પોતાના હાથ વડે ઉપાડી શિબિકામાં મૂકયો.[28,29] પછી એ શિબિકાને સમર્થ વાનરો પાસે ઊંચકાવીને સુગ્રીવાદિ સર્વ કપિઓ સ્મશાનભૂમિ પ્રત્યે જવા લાગ્યા. આ વેળા વાનરોના રાજા સુગ્રીવે સર્વ વાનરોને આજ્ઞા આપતા કહ્યું: 'હે વાનરોત્તમો! તમે સર્વ મળીને મારા આર્યબંધુ વાલીની શાસ્ત્રોક્ત સઘળી ક્રિયા કરો.[30] નાના પ્રકારનાં પુષ્કળ રત્નોની વૃષ્ટિ કરતા મુખ્ય મુખ્ય વાનરો શિબિકાની આગળ ચાલો.[31] અને આ લોકને વિષે જેમ કરવાથી રાજાઓની શોભા-સમૃદ્ધિ વિશેષ દેખાય, તેવી રીતે તમે તમારા સ્વામી અને મારા વડીલ બંધુ વાલીની ઉત્તરક્રિયા કરો.'[32]

સુગ્રીવની આજ્ઞા સાંભળી તાર વગેરે સચિવો રાજપુત્ર અંગદને સાથે રાખી શિબિકાની આગળ

× વાલીના શબને ઉપાડી સ્મશાનભૂમિ પ્રત્યે લઈ જવાને યોગ્ય શિબિકા-પાલખી.

ચાલવા લાગ્યા; તેમ જ જેઓનો રાજા હણાઈ ગયો છે એવા બીજા સર્વ વાનરો મહાન આક્રોશ કરતા શિબિકાની પાછળ જવા લાગ્યા. આ વેળા એકત્રિત થયેલી વાલીની તારા વગેરે સર્વ સ્ત્રીઓ પતિમરણના દુઃખને લીધે છાતી અને મસ્તક કૂટતી રુદન કરવા લાગી અને 'હા નાથ! હા શૂરવીર!' એમ મોટેથી બોલી કરુણા ઊપજે એવી રીતે વારંવાર આક્રોશ કરતી શિબિકાની પાછળ પાછળ ચાલવા લાગી. એ સર્વ વાનરસ્ત્રીઓના એકીવખતના આક્રોશ-રુદનના કોલાહલથી આખું વન ભરાઈ ગયું અને પર્વતોમાં પ્રતિધ્વનિ થવા લાગ્યા. પછી સુગ્રીવાદિ સર્વ વાનરોએ એ વનમાંના એકાંત સ્થળે જઈ પર્વતમાંથી નીકળતી એક નદીના તટ ઉપર સૂકાં કાષ્ઠોની ચિતા ખડકી. આ સમયે શોકગ્રસ્ત થયેલા વાલીને ઊંચકનારા વાનરો પોતાની કાંધ ઉપરથી શિબિકા ઉતારી પૃથ્વી પર મૂકી એકાંત સ્થળે બેઠા. આ વખતે પોતાના પતિને શિબિકામાં સૂતેલા જોઈને અતિદુઃખ પામેલી સતી તારા એકાએક શિબિકામાં પેસી ગઈ અને તેનું મસ્તક પોતાના ખોળામાં લઈને વિલાપ કરવા લાગી: 'હા વાનરરાજ! હા મહારાજ! હા નાથ! હા પ્રિય!૩૩–૪૦ હા ઉત્તમ ભોગ ભોગવનાર! હા મહાબાહુ! હા સ્વામિન્! જરા મારી સામું તો જુઓ! અરે, શોકથી પીડાતા આ તમારા સંબંધીઓને પણ તમે કેમ જોતા નથી?૪૧ હે માનદ! તમે જીવતા હતા ત્યારે તમારું અસ્ત પામતા સૂર્ય સરખું મુખ જેવું દેખાતું હતું, તેવું જ અત્યારે તમે પ્રાણરહિત થઈ પડ્યા છો, તોપણ હસતું હોય તેવું દેખાય છે. હાય! એકાએક આવી ચડેલો રામરૂપી કાળ તમને ખેંચી જાય છે કે જેણે સંગ્રામ વિષે તમને એક જ બાણ મારીને, અમો સર્વ રાજપત્નીઓને વિધવા કરી મૂકી છે!૪૨,૪૩ હે રાજેંદ્ર! કદી પણ ઉતાવળી ચાલથી નહિ ચાલનારી આ તમારી સઘળી રાણીઓ તમારે માટે પગે ચાલીને ઘણેક દૂર અરણ્યમાં આવી છે, તેના પર તમે દયા કેમ કરતા નથી?૪૪ હે વાનરેશ્વર! આ સર્વ ચંદ્રમુખી સ્ત્રીઓ તમને અતિશય પ્રિય હોવા છતાં હાલમાં તમે તેમની તથા સુગ્રીવની સામું પણ કેમ જોતા નથી? હે રાજન્! આ તમારા તાર આદિ પ્રધાનો તથા નગરવાસી પ્રજાજનો તમને ઘેરીને બેઠા છે અને ઘણો જ ખેદ કરી રહ્યા છે. તેઓ સર્વને પોતપોતાને ઘેર જવાની આજ્ઞા આપો! એટલે હે શત્રુદમન! અમો સર્વ સ્ત્રીઓ કે જેઓ કામપીડિત છીએ, તેઓ તમારી સાથે આ રમ્ય વન વિષે પૂર્વની પેઠે વિહાર કરીએ.૪૫–૪૭

પતિમરણના શોક વડે વ્યાપ્ત થયેલી તારા અનેક જાતના વિલાપ કરતી પૃથ્વી પર પડી, ત્યારે સમાન શોકવાળી તેની સહચરીઓ તેને ઉઠાડીને અનેક પ્રકારે આશ્વાસન કરવા લાગી.૪૮ પછી પોતાના કાકા સુગ્રીવ સહિત રાજપુત્ર અંગદે શોકને લીધે ચોધાર આંસુએ રુદન કરતાં પોતાના પિતા–વાલીના દેહને ચિતા પર મૂક્યો.૪૯ દીર્ઘ માર્ગ પ્રત્યે ચાલી નીકળેલા પોતાના પિતાનો વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરી શોકથી વ્યાકુળ ઇંદ્રિયોવાળા અંગદે તેની અપસવ્ય પ્રદક્ષિણા કરી. એ પ્રમાણે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક વાલીને અગ્નિસંસ્કાર કરીને તેને જળપ્રદાન કરવા સારુ અંગદ તથા સુગ્રીવાદિ સર્વ વાનરો પવિત્ર જળવાળી નદીના તટ પર આવ્યા અને ત્યાં સુગ્રીવ તથા તારા સહિત સર્વ વાનરોએ રાજપુત્ર અંગદને મુખ્ય રાખીને વાલીને જળદાન કર્યું.૫૦–૫૨

વાલીના મરણથી દીન થયેલા સુગ્રીવને જોઈ મિત્રભાવથી પોતે પણ દીન બનેલા અને શોકથી વ્યાપ્ત થયેલા મહાબળવાન રામચંદ્ર અંગદ તથા સુગ્રીવ વગેરે વાનરો પાસે વાલીનાં સઘળાં પ્રેતકાર્ય કરાવ્યાં.૫૩

રામચંદ્રના એક જ બાણ વડે હણાયેલા અને શ્રેષ્ઠ પરાક્રમવાળા જગત્પ્રસિદ્ધ વાલીનો અગ્નિ-

દાહ કર્યા પછી સુગ્રીવાદિ સર્વ વાનરો પ્રજ્વલિત અગ્નિ સમાન કાંતિવાળા લક્ષ્મણ સહિત રામચંદ્રની આગળ આવ્યા.[૫૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૨૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૬ મો

### સુગ્રીવનો રાજ્યાભિષેક

ततः शोकाभिसंतप्तं सुग्रीवं क्लिन्नवाससम्।
शाखामृगमहामात्राः परिवार्योपतस्थिरे ॥ १ ॥

ત્યાર પછી વાનરસમાજમાંના સઘળા મુખ્ય મુખ્ય વાનરો ભિંજાયેલા વસ્ત્રવાળા તથા શોક વડે સંતપ્ત થયેલા સુગ્રીવને વીંટાઈ વળ્યા અને જેમ ઋષિઓ બ્રહ્મદેવની આગળ જઈ હાથ જોડી ઊભા રહે, તેમ પવિત્ર કર્મવાળા મહાબાહુ રામચંદ્રની આગળ જઈ હાથ જોડી ઊભા રહ્યા.[૧] એ સમયે તરુણ સૂર્ય સમાન મુખવાળા અને સુવર્ણના પર્વત સરખા પ્રકાશિત દેહવાળા વાયુસુત હનુમાને હાથ જોડી રામચંદ્ર પ્રત્યે કહ્યું :[૨] 'હે કાકુત્સ્થ! અત્યંત બળવાળા અને તીક્ષ્ણ કોપવાળા વાનરોનું પોતાના બાપ–દાદાથીચાલતું આવેલું આ મોટું દુષ્પ્રાપ્ય રાજ્ય આપની કૃપાએ કરી આ સુગ્રીવના હાથમાં આવ્યું છે. હવે આપ તેને આજ્ઞા આપો એટલે તે પોતાના સુહૃદ–સંબંધીવર્ગ સહિત પવિત્ર એવી કિષ્કિન્ધાનગરીમાં પ્રવેશ કરી સઘળા રાજકાર્ય કરે. હે પ્રભુ! આ સુગ્રીવે નાના પ્રકારના સુગંધી પદાર્થો તથા ઔષધિઓ વડે યથાવિધિ સ્નાન કર્યું છે, અને તે હવે અનેક પ્રકારના પુષ્પો તથા રત્નાદિ ઉપચારો વડે તમારું પૂજન કરવા ઇચ્છે છે. માટે આપ હવે રમણીય એવી કિષ્કિન્ધાનગરીમાં પ્રવેશ કરો અને સુગ્રીવનો રાજ્યાભિષેક કરી સર્વ વાનરોની સાથે તેનો સ્વામિત્વ સંબંધ સ્થિર કરી સર્વને હર્ષ પમાડો.'

વાયુપુત્ર હનુમાનનાં વચન સાંભળી શત્રુની સેનામાંના વીર પુરુષોને હણનારા વાક્યચતુર તથા બુદ્ધિમાન એવા રઘુનંદને કહ્યું : 'હે હનુમાન! મારા પિતાની આજ્ઞાનું યથાર્થ રીતે પરિપાલન કરનાર હું ચૌદ વર્ષ પૂરાં થાય ત્યાં સુધી નગર અથવા ગામમાં કદી પણ પ્રવેશ કરનાર નથી; માટે હે સૌમ્ય! મારી આજ્ઞાથી વાનરશ્રેષ્ઠ સુગ્રીવ સમૃદ્ધિથી ભરેલી દિવ્ય કિષ્કિન્ધાનગરીમાં સુખથી પ્રવેશ કરો અને તમે સર્વ મળી તેનો વિધિપૂર્વક રાજ્યાભિષેક કરો.' હનુમાન પ્રત્યે એટલું કહીને પછી મહાત્મા રામચંદ્ર સુગ્રીવને કહ્યું :[૩–૧૧] 'હે સુગ્રીવ! શાસ્ત્રના અને લોકના વ્યવહારોને જાણનારો તું કિષ્કિન્ધાનગરીમાં જઈને સદાચરણયુક્ત અને અધિક બળ તથા પરાક્રમવાળા આ તારા ભત્રીજા અંગદને યુવરાજપદ પર સ્થાપિત કર. ઉદાર ચિત્તવાળો આ અંગદ તારા જ્યેષ્ઠ બંધુનો પુત્ર હોવાથી તથા બળ–પરાક્રમમાં પણ પોતાના પિતા સમાન હોવાથી યુવરાજપદને યોગ્ય છે.[૧૨,૧૩] હે સૌમ્ય! હાલમાં વર્ષાઋતુનો આરંભ થયો છે અને તેમાં વળી જળ વરસાવનારા શ્રાવણ માસના દિવસો ચાલે છે;[૧૪] એથી હાલમાં સીતાની શોધને અર્થે ઉદ્યોગ કરવાનો સમય નથી; માટે હે સુગ્રીવ! તું સુખથી કિષ્કિન્ધામાં પ્રવેશ કર. હે સૌમ્ય! લક્ષ્મણ સહિત હું આ ઋષ્યમૂક પર્વત પર નિવાસ કરીશ.[૧૫] આ પર્વતની ગુફા રમણીય, વિશાળ, શીતળ પવનવાળી અને નિર્મળ જળ તથા કમળોથી સુશોભિત છે; માટે હે સૌમ્ય! એમાં નિવાસ કરવાથી અમને આનંદ રહેશે[૧૬] હે વાનરસત્તમ! ચાતુર્માસ પૂરા થયા પછી કાર્તિક માસ આવે, ત્યારે તું રાવણના વધ માટે પ્રયત્ન કરજે. મારા અને તારા વચ્ચે સમયનુ એટલુ બંધન છે. હમણાં તું સુખથી પોતાના ગૃહમાં પ્રવેશ કર.[૧૭] અને પોતાના આત્માને રાજ્યાભિષિક્ત કરી સુહૃદવર્ગને હર્ષિત કર.'

શ્રીમાન રામચંદ્રની આજ્ઞા થઈ એટલે વાનરશ્રેષ્ઠ સુગ્રીવે તેમને પ્રણામ કરી વાલીની કિષ્કિન્ધાનગરીમાં પ્રવેશ કર્યો. એ વેળા સુગ્રીવની સાથે હજારો વાનરોએ પણ નગરમાં પ્રવેશ કર્યો. વાનરસમૂહોના અધિપતિ સુગ્રીવે નગરપ્રવેશ કર્યો, ત્યારે આનંદયુક્ત થયેલા સર્વ

પ્રકૃતિવર્ગે[×] પૃથ્વી પર પડી મસ્તક વડે તેને પ્રણામ કર્યો. એ સમયે પ્રત્યેક અધિકારીનાં નામ લઈ તેમને પૃથ્વી પરથી ઉઠાડી મહાપરાક્રમી સુગ્રીવે પોતાના ભાઈ વાલીના રમ્ય અંતઃપુરમાં પ્રવેશ કર્યો. પછી જેમ દેવતાઓ ઇદ્રને અભિષેક કરે, તેમ તેના સર્વ સુહૃજ્જનો તેને રાજ્યાભિષેક કરવાની તયારી કરવા લાગ્યા.

સુગ્રીવને રાજ્યાભિષેક કરવાનાં સાહિત્યોમાં પ્રથમ સુવર્ણાલંકૃત શ્વેત છત્ર, સુવર્ણદંડવાળાં ઉત્તમ બે ચામર, સર્વ પ્રકારનાં રત્ન, સર્વ પ્રકારનાં બીજ તથા ઔષધિ, દૂધવાળા વૃક્ષોની વડવાઈઓ, સુગંધી પુષ્પો, શ્વેત વસ્ત્રો, શ્વેત ચંદન, સુગંધયુક્ત કમળો, દિવ્ય ચંદન, નાના પ્રકારના સુગંધી પદાર્થો, અક્ષત, ઘઉં, મધ, ઘૃત, દહીં, વ્યાઘ્રચર્મ અને બે અમૂલ્ય ઉપાનહ[+] એટલી વસ્તુઓ વાનરોએ ઉતાવળે લાવી તયાર કરી.[૧૮-૨૭] વળી રાજાના શરીરે લેપન કરવા યોગ્ય ઉત્તમ ગોરોચન તથા મનઃશિલ વગેરે સુગંધી દ્રવ્યો લઈને હર્ષયુક્ત થયેલી સ્વરૂપવતી સોળ કુમારિકાઓ ત્યાં આવી.[૨૮] વાનરશ્રેષ્ઠ સુગ્રીવને યથાવિધિ અભિષેક કરવા સારુ ઉત્તમ બ્રાહ્મણોને ભોજન કરાવી તેઓને રત્ન તથા વસ્ત્રાદિનાં દાન વડે સંતુષ્ટ કર્યા. પછી મંત્રોને જાણનારા ઋત્વિજોએ દર્ભ વડે પરિસ્તીર્ણ કરેલા કુંડ વિષે અગ્નિનુ સ્થાપન કરી તથા તેને સારી રીતે પ્રજ્વલિત કરી મંત્રો વડે પવિત્ર થયેલા હુતદ્રવ્યનો હોમ કર્યો. ત્યાર પછી ચિત્રવિચિત્ર પુષ્પાદિના તોરણોથી અલંકૃત કરેલુ રમણીય સભાસ્થાન કે જે એક ઊંચા પ્રાસાદના શિખર પર આવેલુ હતું, ત્યાં ઉત્તમ આસ્તરણયુક્ત ગાદી-તકિયાવાળા સુવર્ણના સિંહાસન પર વાનરોના રાજા સુગ્રીવને બેસાડ્યો પછી અનેક નદી, નદ, ચારે બાજુનાં તીર્થ તથા ચારે સમુદ્રોમાંથી નિર્મળ જળ સુવર્ણ કળશોમાં ભરાવી મંગાવ્યુ અને ગહર્ષિઓએ કહેલા શાસ્ત્રવિધિ પ્રમાણે સુગ્રીવને અભિષેક કરવા અનેક સુવર્ણનાં પાત્રો તથા વૃષભનાં શંગો તૈયાર કર્યાં.[૨૯-૩૪] પછી દેવતાઓ જેમ સુગંધી જળ વડે ઇદ્ર ઉપર અભિષેક કરે, તેમ બ્રાહ્મણોની આજ્ઞાથી ગજ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધમાદન, મૈંદ, દ્વિવિદ, હનુમાન અને જાંબવાન, એ મુખ્ય કપિઓ નિર્મળ તથા સુગંધયુક્ત જળ વડે સુગ્રીવ પર અભિષેક કરવા લાગ્યા અને સુગ્રીવનો રાજ્યાભિષેક જોઈને હર્ષિત થયેલા હજારો વાનરો અનેક પ્રકારના મંગલ શબ્દો ઉચ્ચારવા લાગ્યા.[૩૫-૩૭] પછી રામચંદ્રની આજ્ઞા પ્રમાણે વર્તનારા મહાત્મા સુગ્રીવે અંગદને પોતાના હૃદય સાથે ચાંપીને એ જ વેળાએ તેને યુવરાજપદે અભિષેક કર્યો.[૩૮] એ જોઈ અંગદ પર પ્રીતિવાળા વાનરો અત્યંત હર્ષિત થયા અને સુગ્રીવને વારંવાર ધન્યવાદ આપી તેની પ્રશંસા કરવા લાગ્યા.[૩૯] આખી કિષ્કિન્ધાનગરીમા અભિષેકના મહોત્સવનો આનંદ વર્તાઈ રહેલો જોઈને પ્રસન્ન થયેલા સર્વ કપિવરો રામ અને લક્ષ્મણની વારંવાર પ્રશંસા કરવા લાગ્યા.[૪૦] એ વેળા પર્વતની ગુફામાં આવેલી કિષ્કિન્ધાનગરી હૃષ્ટપુષ્ટ જનોથી વ્યાપ્ત તથા પતાકા અને ધ્વજાઓ વડે અલંકૃત થયેલી હોવાને લીધે અત્યંત રળિયામણી લાગતી હતી.[૪૧]

પોતાને થયેલા રાજ્યાભિષેકનુ સઘળું વૃત્તાંત મહાત્મા રામચંદ્રને નિવેદન કરીને વાનરસૈન્યનો અધિપતિ મહાબળવાન સુગ્રીવ પોતાની પ્રિયા રૂમાને તથા રાજ્યને પ્રાપ્ત થઈ ઇદ્રની પેઠે હર્ષ પામવા લાગ્યો.[૪૨]

ઇતિ શ્રીવાલ્મીક મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમા ૨૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૭મો

રામ-લક્ષ્મણનો પ્રસ્રવણગિરિ પર નિવાસ

अभिषिक्ते तु सुग्रीवे प्रविष्टे वानरे गुहाम्।
आजगाम सह भ्राता रामः प्रस्रवणं गिरिम् ॥१॥

સર્વ વાનરસમાજે કિષ્કિન્ધાનગરીમાં પ્રવેશ કર્યો અને ત્યાં સુગ્રીવને રાજ્યાભિષેક થયો એ સમાચાર જાણ્યા પછી લક્ષ્મણ સહિત શ્રીમાન

× અધિકારી વર્ગે.

+ પગરખાં.

રઘુવીર પ્રસવણ પર્વત પર આવ્યા.[૧] એ પર્વત ભયંકર શબ્દવાળા સિંહો, શાર્દૂલો તથા મૃગાદિ પ્રાણીઓની ગર્જનાઓથી વ્યાપ્ત અને ગુલ્મો તથા લતાઓથી ઢંકાયેલો; નાના પ્રકારનાં વૃક્ષોથી ઘાટો; રીંછ, વાનર, ગોપુચ્છ અને માર્જાર વગેરેથી સેવાયેલો; મેઘ સરખા વર્ણવાળો તથા ત્યાં વસનારને પવિત્ર કરનાર અને સુખરૂપ હતો. એ પર્વતના રમ્ય શિખરને વિષે એક મોટી અને વિસ્તીર્ણ ગુફા આવેલી હતી. તે ગુફા સર્વ પ્રકારે સુખરૂપ હોવાને લીધે લક્ષ્મણ સહિત રામચંદ્ર તેમાં વસવાનો નિશ્ચય કર્યો.[૨-૪] નિષ્પાપ રઘુવીરે સુગ્રીવની સાથે સીતાની શોધ કરવા માટે કાર્તિક માસનો સમય ઠરાવ્યો હતોઃ તેથી હવે તે પોતાના શુભ ગુણસંપન્ન અને નમ્ર સ્વભાવવાળા નાના ભાઈ લક્ષ્મણને કહેવા લાગ્યા :[૫]

'હે શત્રુદમન ! આ પર્વતની ગુફા અતિવિશાળ, પવનની છૂટવાળી અને રમણીય છે; માટે વર્ષાકાળ પૂર્ણ થશે ત્યાં સુધી આપણે આમાં જ નિવાસ કરીશુ. વળી હે સૌમિત્રિ ! આ પર્વતનુ શિખર પણ શ્વેત, કૃષ્ણ તથા રક્ત વર્ણની શિલાઓથી શોભિત, નાના પ્રકારની ધાતુઓથી વ્યાપ્ત, નદીના દેડકાંના શબ્દવાળું, અનેક વૃક્ષખંડ તથા ચિત્રવિચિત્ર લતાઓથી ઘાટું, નાના પ્રકારનાં પક્ષીઓના ગુંજારવવાળું, મયૂરોના કેકારવથી ગાજતું અને પુષ્પયુક્ત માલતી, ડોલરના ગુચ્છો, કાંટાસળી, નગોડ, કદંબ, અર્જુન તથા રાળનાં વૃક્ષોથી વ્યાપ્ત હોવાને લીધે ઘણું જ રમ્ય લાગે છે.[૬-૧૦] હે નૃપાત્મજ ! આ થોડેક દૂર આવેલી ખીલેલાં કમળોવાળી રમણીય તળાવડી જ્યારે વરસાદનાં જળથી ખૂબ ભરાશે, ત્યારે આપણી નજીકમાં જ આવી રહેશે.[૧૧] હે સૌમ્ય ! આ ગુફા ઈશાનકોણ તરફ નીચાણમાં આવેલી હોવાથી તથા પશ્ચિમ દિશા ભણી ઊંચી હોવાથી તેમાં પવનના સપાટા આવી શકશે નહિ અને તેને લીધે આપણને વસવામાં તે સુખરૂપ થઈ પડશે.[૧૨] હે સૌમિત્રિ ! આ ગુફાના દ્વાર આગળ ભેદાઈ ગયેલા કાજળના પર્વત સરખી શ્યામ વર્ણની વિશાળ અને સપાટ શિલા પડેલી છે, તેને તું જો.[૧૩] વળી હે તાત ! આ ગુફાની ઉત્તર દિશા તરફ જાણે શ્યામ મેઘ ચડ્યો હોય એવું ભેદાઈ ગયેલ કાજળના પર્વત સરખું શ્યામ ગિરિશિખર કેવું શોભી રહ્યું છે ![૧૪] વળી એની દક્ષિણ દિશામાં જાણે વરસી રહ્યા પછી શ્વેતપણાને પામેલો મેઘ હોય એવું કૈલાસ પર્વતના શિખર સરખું શ્વેત તથા નાના પ્રકારની ધાતુઓથી વિચિત્ર જણાતું શિખર કેવી શોભા આપી રહ્યું છે ![૧૫] હે લક્ષ્મણ ! આ ગુફાની પૂર્વ તરફ ચિત્રકૂટને વિષે વહેતી મંદાકિની નદી સરખી કાદવ વિનાની એક પ્રાચીવાહિની÷ નદી વહન કરે છે, તેને પણ તું જો. અહો ! જો તો, એ નદીના બન્ને તટો, ચંદન, તિલક. સાલ, તમાલ, અતિમુક્ત. પદ્મક, દેવદારુ અને અશોકાદિ વૃક્ષોથી કેવા શોભાયમાન થઈ રહ્યા છે,[૧૬,૧૭] એ નદી પોતાના કિનારા પર ઊગેલાં વાનીર, ધાવડો, બકુલ, કેતકી, હિંતાળ, તગર, કદંબ, વેતસ તથા ગરમાળો, એ વગેરે વિવિધ જાતિનાં વૃક્ષો વડે સુશોભિત હોવાને લીધે, જાણે વસ્ત્રો તથા અલંકારો વડે શણગારેલી કોઈ ઉત્તમ સ્ત્રી જ હોય એવી જણાય છે ![૧૮,૧૯] વળી હે તાત ! સેંકડો પક્ષીસમૂહના જુદા જુદા નાદવાળી, પરસ્પર પ્રીતિવાળાં ચકવાકોથી અલંકૃત, નાના પ્રકારનાં રત્નોવાળી, હંસો તથા સારસોએ સેવેલી અને અત્યંત રમણીય રેતીવાળી એ નદી કોઈ સ્થળે નીલ કમળોથી, કોઈ સ્થળે રક્ત કમળોથી કોઈક સ્થળે દિવ્ય શ્વેત કમળોથી. તો કોઈક સ્થળે વગર ખીલેલી કળીઓથી આચ્છાદિત હોવાને લીધે જાણે હાસ્ય કરતી હોય એવી જણાય છે ! વળી તેની અંદરના ભાગમાં ફરતાં અનેક જળપક્ષીઓ તથા કિનારા પર વિચરતાં મયૂરો અને ક્રૌંચપક્ષીઓના મધુર કલરવથી એ નદી અત્યંત રમણીય અને સુખરૂપ લાગે છે, તેમ જ અનેક ઋષિગણો નિરંતર તેનું સેવન કરે છે.[૨૦-૨૩]

÷ પૂર્વ તરફ વહન કરનારી.

હે લક્ષ્મણ ! તું જો તો ખરો, પેલી જાણે મનના સંકલ્પમાત્રથી એકીવખતે જ ઊગી નીકળી હોય એવી ચંદનવૃક્ષ તથા અર્જુનવૃક્ષની પંક્તિ કેવી શોભી રહી છે ! હે શત્રુમર્દન ! આ પ્રદેશ સર્વ પ્રકારે અત્યંત રમણીય જણાય છે; માટે હે સૌમિત્રિ ! આપણે અહીંયાં નિવાસ કરવાથી અત્યંત આનંદ પામીશું.[૨૪,૨૫] વળી હે રાજપુત્ર ! વિચિત્ર ઉપવનોવાળી સુગ્રીવની કિષ્કિન્ધા પણ અહીંથી બહુ દૂર નથી.[૨૬] જો ને, કિષ્કિન્ધા નગરીને વિષે મૃદંગાદિ વાજિંત્રોના નાદ સહિત ગાન કરતા વાનરોના સુંદર શબ્દો અહીં સંભળાય છે ![૨૭] હે લક્ષ્મણ ! વાનરશ્રેષ્ઠ સુગ્રીવ હાલમાં પોતાના સુહૃદવર્ગ સહિત પોતાની સ્ત્રી રૂમા તથા રાજ્ય પામીને નિશ્ચય આનંદ ભોગવતો હશે. તે સુગ્રીવ આપણા કાર્ય માટે તયાર થાય ત્યાં સુધી આપણે આ પર્વત પર નિવાસ કરીશું.'[૨૮]

એટલુ કહી લક્ષ્મણ સહિત રામચંદ્રે અનેક દશ્યોથી ભરેલો ગુફાઓ તથા કુંજોવાળા એ પ્રસ્રવણ પર્વતમાં નિવાસ કર્યો.[૨૯] જોકે એ પર્વત અનેક પ્રકારની સમૃદ્ધિવાળો હોવાને લીધે વસનારને સુખ આપનાર હતો. તોપણ રાક્ષસોથી હરાયેલો પોતાની પ્રાણપ્રિયા સીતાનુ સ્મરણ થવાથી મહાત્મા રામચંદ્રને તો તે જરા પણ સુખ આપનાર થયો નહિ.[૩૦] રાત્રિને વિષે પણ રઘુવીરને શય્યામાં સૂવા છતાં નિદ્રા આવતી નહિ; કેમ કે પૂર્વ દિશામાં ઉદય પામતા શીતળ ચંદ્રને જોઈને ઊલટો તેમના હૃદયમાં દાહ થતો અને સીતાનું મુખકમળ સાંભરી આવવાથી શોકને લીધે તેમનું હૃદય વારંવાર ભરાઈ આવતું હતું. પોતાના જ્યેષ્ઠ બંધુ રામચંદ્રને નિરંતર શોકમગ્ન થઈ પીડાતા જોઈને, તેમના સરખા જ દુખિયા મહાત્મા લક્ષ્મણ અત્યંત નમ્રતાથી કહેવા લાગ્યા :[૩૧-૩૩] 'હે વીર ! આમ અતિશય દુઃખ પામી શોક કર્યા કરવો એ તમને યોગ્ય નથી. તમે જાણો જ છો કે, નિરંતર શોક કર્યા કરનાર મનુષ્યના સર્વ અર્થો નાશ થાય છે, અર્થાત્ ઉદ્યમ નહિ કરનાર મનુષ્યનાં કાર્યો સિદ્ધ થતાં નથી.[૩૪] હે રાઘવ ! આ લોકના વિષે તમે પોતાનાં સંધ્યાદિ નિત્યકર્મોમાં તથા દેવપૂજનમાં તત્પર રહેનારા છો; તેમ જ આસ્તિક, ધર્મનિષ્ઠ અને ઉદ્યમી છો, છતાં જો શોકને લીધે ઉદ્યમહીન થશો, તો પરાક્રમના સ્થાનરૂપ સંગ્રામ વિષે ક્રૂર કર્મવાળા તમારા શત્રુઓને તમે હણવાને સમર્થ થઈ શકશો નહિ.[૩૫,૩૬] તમે પોતાના મનમાંના શોકનો ત્યાગ કરી શત્રુને હણવાના ઉદ્યોગમાં પ્રવૃત્ત થાઓ, જેથી પરિવાર સહિત એ રાક્ષસરૂપ શત્રુને તમે હણી શકો.[૩૭] હે કાકુત્સ્થ ! સમુદ્રો, વનો તથા પર્વતોવાળી આખી પૃથ્વીને પણ ઊંધી વાળવાને તમે શક્તિમાન છો, તો એક રાવણ રાક્ષસને હણવાને શક્તિમાન હો, તેમાં તો શું આશ્ચર્ય ![૩૮] પરંતુ હાલમાં વર્ષાઋતુ ચાલે છે, માટે તે ઊતર્યા પછી શરદઋતુ આવે ત્યાં સુધી તમે ધૈર્ય ધારણ કરો. જ્યારે તમે ક્રોધ પામશો ત્યારે રાજ્ય તથા બંધુવર્ગ સહિત રાવણનો વિનાશ કરશો, એમાં કશો સંદેહ નથી.[૩૯] હે આર્યબંધુ ! જેમ હોમ કરવા સમયે ભસ્મથી ઢંકાયેલા અગ્નિને આહુતિઓ વડે જાગ્રત કરવામાં આવે છે, તેમ હું શોકથી ઢંકાઈ ગયેલા તમારા પરાક્રમને આવાં ઉત્તેજક વાક્યો કહી જાગ્રત કરું છું. અર્થાત્ હું તમારા પરાક્રમનું તમને માત્ર સ્મરણ આપું છું, કાંઈ ઉપદેશ કરતો નથી.

અત્યંત સ્નેહભાવવાળા મહાત્મા લક્ષ્મણનાં પવિત્ર અને હિતવચનોને માન્ય કરીને શ્રીમાન રઘુવીરે કહ્યું : 'હે લક્ષ્મણ ! અત્યંત પ્રીતિ તથા સ્નેહવાળા સત્યપરાક્રમ હિતેચ્છુ પુરુષો આવા સંકટસમયે પોતાના બંધુને જે રીતે કહેવું ઘટે તે પ્રમાણે જ કહીને, તેં પોતાનો બંધુભાવ દર્શાવ્યો છે.[૪૦-૪૨] હે ભાઈ ! હવે હું સર્વ કાર્યોનો વિનાશ કરનારા શોકનો ત્યાગ કરું છું અને સંગ્રામને વિષે અખંડિત રહેનારા મારા તીવ્ર તેજનું સ્મરણ કરું છું.[૪૩] હે લક્ષ્મણ ! તારા કહેવા પ્રમાણે હું સુગ્રીવની પ્રસન્નતા અને નદીઓનાં જળને નિર્મળ કરનારી શરદઋતુની વાટ જોઈશ.[૪૪] કૃતઘ્ન એવો

વીર પુરુષ બીજાએ કરેલા ઉપકારનો પ્રત્યુપકાર કરવાનું કદી પણ ચૂકતો નથી બીજાએ કરેલા ઉપકારને ભૂલી જઈ પ્રત્યુપકાર નહિ કરનારો પુરુષ શાસ્ત્રોની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાના પાપથી બંધાય છે'

પવિત્ર દર્શનવાળા રામચંદ્રના ઉપર્યુક્ત વચનોને અતિ યોગ્ય સમજી તેને માન્ય કરીને મહાત્મા લક્ષ્મણે પોતાનું ઉત્તમ જ્ઞાન દર્શાવતા હાથ જોડી કહ્યું 'હે રાજપુત્ર! તમોએ મહાત્મા સુગ્રીવની આગળ પોતાની જે ઇચ્છા પ્રકટ કરી છે, તે પ્રમાણે જ તે વાનરશ્રેષ્ઠ થોડા સમયમા કરશે નમે શરદઋતુ આવતા સુધી ધૈર્ય ધારણ કરો, કેમ કે તમે શત્રુનો નિગ્રહ કરવામા સુગ્રીવની આગળ વર્ષાઋતુ પછીના સમયનો સંકેત રાખ્યો છે[૪૫-૪૭] તમે ક્રોધનું નિયમન કરી, શરદઋતુની વાટ જુઓ અને વર્ષાઋતુના ચાર માસ પર્યંત જે કાઈ કષ્ટ થાય, તે સહન કરો હે આર્ય બંધુ! સમય આવ્યે તમે શત્રુનો વધ કરવાને સમર્થ થશો, માટે હાલમા ધૈર્ય ધારણ કરી મારી સાથે આ મૃગરાજે સેવેલા પર્વતને વિષે નિવાસ કરો'[૪૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિ પ્રણીત આર્ષ રામાયણ<br>કિષ્કિન્ધાકાંડમા ૨૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૮મો

### વર્ષાઋતુનું વર્ણન

स तदा वालिनं हत्वा सुग्रीवमभिषिच्य च।
वसन्माल्यवत पृष्ठे रामो लक्ष्मणमब्रवीत्॥१॥

વાલીને હણીને તથા સુગ્રીવનો રાજ્યાભિષેક કરાવીને શ્રીમાન રામચંદ્ર વર્ષાઋતુ ગાળવા માટે માલ્યવાન પર્વતને વિષે નિવાસ કર્યો ત્યા એક દિવસ સુંદર શિલાતલ પર વિરાજેલા રઘુવીરે લક્ષ્મણ પ્રત્યે કહ્યું[૧] હે લક્ષ્મણ! વિયોગી જનોને ખેદ ઉપજાવનારો આ વર્ષાકાળ આવી પહોચ્યો છે, તેથી પર્વત સરખા મેઘોએ આખા આકાશને ઘેરી લીધું છે[૨] હે સૌમ્ય! આ આકાશરૂપી સ્ત્રી સૂર્યના કિરણો વડે સમુદ્રોના જળનું પાન કરી નવ માસ સુધી તેના ગર્ભને ધારણ કરે છે અને આ સમયે જળરૂપ ગર્ભને પ્રસવે છે![૩] આ ઋતુમા ઉપરાઉપરી છવાયેલા વાદળોની પંક્તિઓરૂપી પગથિયા વડે આકાશમા ચડીને, પુષ્પમાળાઓથી સૂર્ય ભગવાનને અલંકૃત કરવાનું કાર્ય ઘણું જ સુલભ લાગે છે[૪] સંધ્યાસમયના રંગથી લાલ બનેલા અને છેવટના ભાગમા શ્વેત જણાતા જળયુક્ત વાદળારૂપી વસ્ત્રખંડોથી, આકાશે જાણે પોતાને થયેલા વ્રણ ઉપર પાટો બંધાવ્યો હોય એવું જણાય છે![૫] અહો! આ આકાશ ધીમે ધીમે ચાલતા પવનરૂપી મંદ નિ:શ્વાસવાળું, સંધ્યાકાળના રંગરૂપી ચંદન વડે લેપાયેલું તથા છેવટના ભાગમા પીળા વર્ણના વાદળવાળું હોવાને લીધે જાણે કામાતુર હોય એવું જણાય છે[૬] જેમ મારા વિયોગને લીધે શોકતપ્ત થયેલી મારી પ્રિયા સીતા પોતાના નેત્રમાથી અશ્રુજળ મૂકે, તેમ સૂર્યના તાપથી તપી રહેલી આ પૃથ્વી નવીન વર્ષાજળનો સંયોગ થવાથી પોતામાથી ઉષ્ણતા-બાફ મૂકે છે[૭] અહો! વાદળમાથી છૂટેલો અને કર્પૂરદળ સરખો શીતળ આ ઉત્તમ વાયુ કે જે કેતકીપુષ્પના સુગંધનું વહન કરતો ચાલ્યો આવે છે, તે ખરેખર જળની પેઠે અંજલિમા ભરીને પી શકાય તેવો જણાય છે[૮] હે વીર! જેના પર કેતકીવૃક્ષના પુષ્પોની સુવાસ મહેકી રહી છે તથા જેના પર અનેક અર્જુનવૃક્ષો ખીલી રહ્યા છે, એવો આ પર્વત વર્ષાજળની ધારાઓ વડે સિંચાવાને લીધે સુગ્રીવની પેઠે શત્રુરહિત થઈ સુખી થયો છે, અર્થાત્ વાલીરૂપ શત્રુનો નાશ થવાથી જેમ સુગ્રીવ સુખી થયો છે તેમ વર્ષાજળથી પોતાનો તાપ શાંત થવાથી આ પર્વત પણ સુખી (ગરમી વિનાનો) થયો છે[૯] આ ઋતુને વિષે સઘળા પર્વતો જાણે વેદાધ્યયન કરનારા બ્રહ્મચારીઓ જ હોય એવા દેખાય છે, કેમ કે તેઓએ મેઘરૂપ કૃષ્ણાજિન ધારણ કર્યાં છે, વર્ષાજળની ધારારૂપી યજ્ઞોપવીત પહેર્યાં છે અને જ્યાંત્યા ગુફાઓમા જતા-આવતા વાયુના શબ્દોરૂપી વેદઘોષ તેઓ કરી રહ્યા છે![૧૦] વળી સુવર્ણ

સરખી વીજળીઓરૂપી ચાબુકોના પ્રહારોથી તાડિત થયેલું અને પોતાની અંદર થતા ભારે ગડગડાટરૂપી દોષવાળું આકાશ જાણે વેદના થવાને લીધે ખરાડા પાડતું હોય એવું જણાય છે![11] આ શ્યામ મેઘને વિષે ચમકતી વીજળી રાવણના અંકને વિષે તરફડતી તપસ્વિની સીતા સરખી દેખાય છે! ચોમેર વાદળ છવાઈ જવાને લીધે જેમાંના ચંદ્રાદિ ગ્રહો જોવામા આવતા નથી તથા 'આ પૂર્વ કે આ પશ્ચિમ' એવી રીતે જે બિલકુલ ઓળખવામા આવતી નથી, એવી દિશાઓ હાલમા કામીજનોને સુખ આપનારી થઈ પડી છે. હે લક્ષ્મણ! કોઈ કોઈ સ્થળે બાષ્પથી+ વ્યાપ્ત અને વર્ષાઋતુ આવવાથી પ્રફુલ્લિત થયેલા પુષ્પવાળા કુટજ વૃક્ષો કે જે હાલમા શોકાવિષ્ટ થયેલા અને કામપીડા ઉપજાવી રહ્યા છે તેને તુ જો હે સૌમ્ય! આ ઋતુમાં ઊડતી રજ શાંત થઈ ગઈ છે, વાયુ શીતળ થયો છે, ગ્રીષ્મઋતુના તાપ વગેરે સર્વ દોષો શાંત થઈ ગયા છે, રાજાઓની યાત્રાઓ બંધ પડી છે અને પ્રવાસે નીકળેલા વિરહી પુરુષો વિરહદુઃખ સહન ન થઈ શકવાથી પોતાના ગૃહ પ્રત્યે પાછા વળે છે.[૧૨-૧૫]

'હે તાત! માનસરોવરના તટ પર વાસ કરવાની ઇચ્છાવાળા આ ચક્રવાક પક્ષીઓ પોતપોતાની સ્ત્રીઓ સહિત ત્યા જવા લાગ્યા છે અને ઉપરાઉપરી વરસતા વર્ષાજળ વડે વનના માર્ગો નષ્ટ થવાને લીધે રથ વગેરે વાહનો ચાલી શકતા નથી[૧૬] આ ઋતુ વિષે કોઈ સમયે છૂટા છવાયા વાદળને ધારણ કરનારુ આકાશ ક્યાક પ્રકાશયુક્ત તો ક્યાક પ્રકાશરહિત દેખાવાને લીધે, કોઈ કોઈ સ્થળે પર્વતોથી રૂંધાયેલા તરંગ વગરના સમુદ્ર જેવુ શોભી રહે છે![૧૭] સર્જ અને કદંબ વગેરે વૃક્ષોના પુષ્પોથી મિશ્રિત થયેલુ, પર્વતની ગેરુ આદિ ધાતુઓના સંસર્ગથી લાલ બનેલુ તથા મયૂરોના ગેહકા વડે શબ્દાયમાન થઈ રહેલુ આ પહાડી નદીઓનું નવીન જળ ઉતાવળે વહી રહ્યું છે! હે ભાઈ! ભ્રમર સરખાં શ્યામ વર્ણનાં અને રસથી ભરેલા આ જાંબુનાં ફળો તથા પાકી ગયેલા અનેક તરેહનાં આમ્રફળો વાયુના સપાટાને લીધે પૃથ્વી પર તૂટી પડે છે અને મનુષ્યાદિ પ્રાણીઓ સુખથી તેનુ ભક્ષણ કરે છે. હે સૌમ્ય! આકાશ વિષે ચડેલા વીજળીઓરૂપી પતાકાવાળા, બગલાની પંક્તિઓરૂપી નાળાવાળા, પર્વતના શિખર સરખી પ્રૌઢ આકૃતિવાળા અને મોટા ગડગડાટ કરનારા આ મેઘો સંગ્રામભૂમિને વિષે રહેલા મદોન્મત્ત હાથીઓની પેઠે ગરજી રહ્યા છે.[૧૮-૨૦] હે તાત! વરસાદનુ જળ પડવાને લીધે વૃદ્ધિ પામેલી હરિયાળીવાળાં, નૃત્ય કરતા મયૂરોની શોભાવાળા અને સંપૂર્ણ રીતે વરસી રહેલા વાદળવાળાં આ વનો અપરાહ્ણસમયે અધિક શોભી રહ્યા છે તેને તું જો.[૨૧] હે સૌમ્ય! જો ને જળના મોટા ભારને ધારણ કરનારા આ મેઘો વારંવાર ગર્જના કરી રહ્યા છે અને પર્વતોના મોટા શિખરો પર વિશ્રાંતિ કરી કરીને ચાલ્યા જાય છે![૨૨]

'હે લક્ષ્મણ! ગર્ભ ધારણ કરવાની કામનાથી મેઘ પ્રત્યે જતી અને હર્ષ પામેલી આ બગલાઓની પંક્તિ, જાણે વાયુએ કંપાવવાને લીધે લંબાયમાન થયેલી આકાશના કમળોની સુંદર માળા જ હોય એવી શોભે છે[૨૩] અહો! 'ઇંદ્રગોપ' નામના લાલ જંતુઓની વચ્ચે વચ્ચે આચ્છાદિત થયેલી આ પૃથ્વી જાણે લાલ રંગના બુટ્ટાઓવાળી પોપટિયા રંગની સાડી ધારણ કરનારી કોઈ સ્ત્રી જ હોય ને એવી શોભી રહી છે હે લક્ષ્મણ! આ ઋતુને વિષે નિદ્રાદેવી વિષ્ણુ ભગવાન પ્રત્યે જાય છે, અર્થાત્ ચાતુર્માસમા વિષ્ણુભગવાન શેષશય્યા પર શયન કરે છે, નદીઓ સમુદ્ર પ્રત્યે જાય છે, હર્ષિત થયેલી બકપંક્તિ મેઘ પ્રત્યે જાય છે અને હર્ષ પામેલી સ્ત્રી ગર્ભ ધારણ કરવાની કામનાથી પોતાના પતિ પ્રત્યે જાય છે. હે સૌમ્ય! આ વર્ષાઋતુને વિષે સઘળા વનો મયૂરોના નૃત્યથી શોભી રહ્યા છે, કદંબવૃક્ષો

+ તાપથી તપેલી પૃથ્વી પર પહેલવહેલો વરસાદ પડે અને તેમાથી જે બાફ નીકળે છે

પોતાની પુષ્પયુક્ત શાખાઓ વડે અલંકૃત થયા છે, વૃષભો ગાયોને વિષે આસક્ત થયા છે અને પૃથ્વી અનાજના છોડ તથા હરિયાળી વડે મનને આનંદ આપનારી થઈ છે હે લક્ષ્મણ! આ ઋતુને વિષે નદીઓ ઉતાવળે વહન કરે છે, મેઘ જળ વરસાવે છે, મદમત્ત હાથીઓ નાદ કરે છે, વનપ્રદેશો શોભી રહ્યા છે, સ્ત્રીવિયોગી પુરુષો સ્ત્રીનું ધ્યાન ધરે છે, મયૂરો નૃત્ય કરે છે અને સુગ્રીવને રાજ્ય મળવાથી વાનરો આનંદ પામે છે

વળી આ વન વિષેના જળના ઝરાઓમાં ક્રીડા કરવાથી તથા કેતકી પુષ્પોની સુગંધ લેવાથી હર્ષિત થયેલા અને ઊંચેથી પડતા જળના ધોધની ગર્જનાઓથી આકુળ થયેલા મદમત્ત હાથીઓ વનમાંના મયૂરોની સાથે નાદ કરે છે [२४-२८] હે લક્ષ્મણ! કદંબવૃક્ષની શાખાઓમાં આસક્ત થયેલા આ ભ્રમરો વૃષ્ટિની ધારાઓથી હણાવાને લીધે, પોતે આનંદથી મેળવેલા પુષ્પરસોના મદનો ધીમે ધીમે ત્યાગ કરે છે, તે તું જો [२९] આ જાંબુના વૃક્ષની શાખાઓ અંગાર (કોલસા) ચૂર્ણના ઢગલા સરખા અને રસથી ભરેલા મોટા મોટા ફળોથી* વ્યાપ્ત હોવાથી જાણે ભ્રમરસમૂહે એ સેવેલી હોય એવી ભાસે છે![३०] હે સૌમ્ય! વીજળીઓરૂપી પતાકા વડે અલંકૃત થયેલા અને મહાન ગંભીર નાદ કરનારા આ મેઘમંડળો સંગ્રામમાં તૈયાર થયેલા હસ્તીઓ સરખા દેખાય છે![३१] હે ભાઈ! આ તરફ તો જો પેલો વનમાં અને પર્વતમાં વિચરનારો મદમત્ત હાથી કે જે યુદ્ધ કરવાની ઇચ્છાથી પોતાના સરખા જ કોઈ બળવાન હાથીને શોધતો માર્ગમાં ચાલ્યો જાય છે, પરંતુ પાછળથી મેઘગર્જના સાંભળી તેને કોઈ બળવાન હાથીની ગર્જના ધારી તે પાછો વળી યુદ્ધ કરવા સારુ દોડી રહ્યો છે![३२] અહો! આ વનપ્રદેશો કોઈ સ્થળે ભ્રમરોના ગુંજારવ વડે ગાજી રહેલા હોવાથી, કોઈક સ્થળે નૃત્ય કરતા મયૂરોના ટોળાથી ભરેલા હોવાથી તથા કોઈક સ્થળે મદમત્ત ગજેન્દ્રો વડે વ્યાપ્ત હોવાથી અનેક પ્રકારની શોભાને ધારણ કરી રહ્યા છે! કદંબ, સર્જ, અર્જુન અને પૃથ્વી પરના કાદવમાં ઊગેલા કમળોથી વ્યાપ્ત થયેલી આ વનપ્રદેશની ભૂમિ સ્થળે સ્થળે મદ્ય સરખા વર્ણવાળા જળથી ભરેલી હોવાને લીધે તથા મદમત્ત મયૂરોના અનેક જાતના નૃત્ય અને શબ્દો થવાને લીધે આપાનભૂમિ— સરખી જણાય છે [३३,३४] 'હે સૌમિત્રિ! વર્ષાજળથી ભિંજાવાને લીધે વિવર્ણ થયેલી પાંખોવાળા તરસ્યા ચાતક પક્ષીઓ દેવોના રાજા ઇંદ્ર વરસાવેલા અને વૃક્ષોના પાંદડામાં ભરાઈ રહેલા મોતી સરખા નિર્મળ જળનું હર્ષભેર પાન કરે છે [३५] હે લક્ષ્મણ! સાંભળ તો ખરો, આ વનને વિષે ભ્રમરોના ગુંજારવરૂપી વીણાનું મધુર ગાન ચાલી રહ્યું છે અને તેની વચ્ચે વચ્ચે બોલતા દેડકાએ સૂત્રધારની પેઠે તાલ આપી રહ્યા છે તથા મેઘની ગર્જનારૂપી મૃદંગનો ધ્વનિ થઈ રહ્યો છે! આ સઘળા ઉપરથી જાણે વનને વિષે ઉત્તમ સંગીત જ પ્રવૃત્ત થયું હોય એવું જણાય છે [३६] આ વનને વિષે કોઈક સ્થળે નૃત્ય કરતા, કોઈક સ્થળે મધુર નાદ કરતા તથા કોઈક સ્થળે વૃક્ષોની ટોચો પર બેઠેલા અને સુંદર ચંદ્રિકાવાળા લાંબા પિચ્છોથી અલંકૃત થયેલા મયૂરોએ તો ખરેખર આગવું જ સંગીત નચાવી મૂક્યું હોય તેમ જણાય છે! હે લક્ષ્મણ! અનેક પ્રકારની આકૃતિ, સ્વરૂપ તથા વર્ણવાળા અને નાના પ્રકારના નાદ કરનારા આ દેડકા કે જેઓ લાંબા સમયથી સુકાયેલી ભૂમિમાં નિદ્રા કરતા હતા, તે આ ઋતુને વિષે મેઘની ગર્જના સાંભળી જાગ્રત થયા છે અને નવીન વર્ષાજળની ધારાઓ વડે હણાવાને લીધે અનેક પ્રકારના નાદ કરી રહ્યા છે! હે ભાઈ! નવીન વર્ષાજળનું પૂર આવવા

* જાંબુના ફળોથી

— મદ્યપાન કરવાની જગ્યા

ને લીધે ગર્વિત થયેલી અને પોતાના તટ પરનાં ચકવાક પક્ષીઓને ખસેડતી નદીઓ જીર્ણ થયેલા તટોને ભેદીને નવીન ભોગ માટે સ્વીકારેલા પોતાના પતિ સમુદ્ર પ્રત્યે વહન કરે છે. હે તાત! જો તો ખરો, આ આકાશને વિષે શ્યામવર્ણા મેઘની સાથે નવાં જળથી પરિપૂર્ણ થયેલા મેઘો ભેળાઈ જવાને લીધે જાણે દાવાગ્નિથી બળી ગયેલા પર્વતોની સાથે બીજા તેવા જ પર્વતો ભેળાઈ ગયા હોય, એવો દેખાવ થઈ રહ્યો છે! અહો! મદમત્ત મયૂરોના ટૌકાવાળા, ઇંદ્રગોપ નામનાં જંતુઓથી વ્યાપ્ત હરિયાળીવાળા અને કદંબ તથા અર્જુનવૃક્ષોની સુગંધથી સુવાસિત થયેલા આ રમણીય વનપ્રદેશોને વિષે હાથીઓ પોતાની ઇચ્છા પ્રમાણે વિચરી રહ્યા છે.[૩૭-૪૧] હર્ષિત થયેલા આ ભ્રમરો નવીન વર્ષાજળની ધારાઓથી ધોવાયેલાં પરાગવાળાં કમળોનો ત્યાગ કરી નવા પરાગયુક્ત કદંબ વૃક્ષનાં પુષ્પો પર બેસી તેની સુગંધનુ પાન કરે છે.[૪૨] આ ઋતુને વિષે હસ્તીઓ અતિશય મદમત્ત, વૃષભો હર્ષિત, સિંહો અત્યંત પરાક્રમ યુક્ત, પર્વતો રમણીય દેખાવવાળા અને રાજાઓ ઉદ્યોગરહિત* થયા છે તથા દેવોનો રાજા ઇંદ્ર મેઘોની સાથે ક્રીડા કરે છે.[૪૩]

'હે સૌમ્ય! સમુદ્રની ગર્જનાઓને પણ લજાવે એવી ગર્જના કરનારા આકાશમાં ચડેલા આ મેઘો મોટા જળસમૂહ વડે નદીઓ, સરોવરો, નાની તળાવડીઓ, વાવો તથા આખી પૃથ્વીને પ્રવાહવાળી કરી દે છે.[૪૪] આ ઋતુને વિષે વર્ષાજળની ધારાઓ વેગથી પડે છે, વાયુ અત્યંત જોરશોરથી વાય છે અને તૂટી પડેલા તટોવાળી નદીઓ મનુષ્યોને ચાલવાના માર્ગોને રોકતી આડે માર્ગે શીઘ્ર ગતિથી વહન કરે છે.[૪૫] હે લક્ષ્મણ! જેવી રીતે રાજાઓ પોતાના પુરોહિત તથા અમાત્યોની સહાયથી અભિષિક્ત થઈ પોતાનાં રૂપ તથા શોભાને દર્શાવે છે, તેવી રીતે આ ઋતુને વિષે પર્વતો ઇંદ્રે મોકલેલા તથા વાયુએ આણેલા વાદળરૂપી જળકુંભોથી સિંચાઈને પોતાનાં રૂપ તથા શોભાને પ્રકટ કરે છે.[૪૬] આકાશ વાદળ વડે છવાઈ જવાને લીધે રાતે તારાઓ તથા દિવસે સૂર્ય જોવામાં આવતા નથી. હે ભાઈ! પૃથ્વી નવીન જળથી તૃપ્ત થઈ છે તથા દિશાઓ અંધકારથી વ્યાપ્ત થવાને લીધે પ્રકાશતી નથી. વર્ષાજળની ધારાઓથી ધોવાયેલા પર્વતોનાં મોટાં શિખરો લાંબી મુક્તામાળા સરખાં પોતા પર વહેતાં મોટાં ઝરણાંઓથી અધિક શોભી રહ્યાં છે. હે સૌમ્ય! માર્ગમાં પડેલી શિલાઓમાં અથડાવાને લીધે જેનો વેગ સ્ખલિત થયો છે, એવા પર્વતોના મોટા અને નિર્મળ ઝરાઓ મયૂરોના નાદવાળી ગુફાઓને વિષે તૂટી પડેલા મોતીના હાર સરખા દેખાય છે. વળી જેઓએ મોટાં મોટાં પર્વતશિખરોને ધોઈને સ્વચ્છ કર્યાં છે એવા અને મોતીની સેરો સરખા દેખાતા શીઘ્રવેગી વિપુલ ઝરાઓ પર્વત પરથી નીચે પડતાં મોટી ગુફાઓને વિષે રોકાઈ રહે છે.[૪૭-૫૦] હે ભાઈ! આ ઋતુને વિષે આકાશમાંથી ચોમેર પડતી જળધારાઓ રતિક્રીડાસમયે થતા પરસ્પરના મર્દનથી તૂટેલી સ્વર્ગની રમણીઓની મુક્તામાળા સરખી દેખાય છે.[૫૧] હે લક્ષ્મણ! આ ઋતુને વિષે આકાશ મેઘની ઘનઘોર ઘટાથી છવાયેલું હોવાને લીધે સૂર્યાસ્ત થયો હશે કે નહિ એ બરાબર જાણી શકાતું નથી; પરંતુ પક્ષીઓ પોતપોતાનાં નિવાસસ્થાનોમાં જવા લાગે છે, કમળો બિડાવા લાગે છે અને માલતીનાં પુષ્પો ખીલવા માંડે છે; એ ઉપરથી સૂર્યાસ્ત થયાનુ અનુમાન થઈ શકે છે.[૫૨] વર્ષાઋતુને લીધે રાજાઓની યાત્રા પાછી ફરે છે તથા સેનાઓ માર્ગમાં જ અટકી પડે છે. એ પ્રમાણે વર્ષાજળે રાજાઓનાં પરસ્પરનાં વેર તથા જવા-આવવાના માર્ગોને રોકી દીધા છે.[૫૩]

'હે સૌમિત્રિ! વેદપાઠ કરવા ઇચ્છતા સામવેદી બ્રાહ્મણોને ભાદ્રપદ માસને વિષે ઉપાકર્મ

* વર્ષાઋતુમાં કેટલીક અગવડો પડવાને લીધે રાજાઓ પરમુલક જીતવાને પ્રયાણ કરી શકતા નથી, તેથી અહીં રાજાઓને ઉદ્યોગરહિત કહ્યા છે.

કરવાનો સમય પ્રાપ્ત થયો છે[૫૪] વળી સઘળા ગૃહકૃત્યોથી પરવારીને તથા વર્ષાઋતુમા ઉપયોગી સર્વ સાહિત્યનો સ ચય કરીને કોશલદેશાધિપતિ મહાત્મા ભરતે અષાઢી પૂર્ણિમાથી આરભી અવશ્ય કાઈક વિશેષ વ્રતોનો આરભ કર્યો હશે[૫૫] મને ઘેર ગયેલો જોઈને જેમ અયોધ્યાવાસીજનોનો હર્ષ વૃદ્ધિ પામે, તેમ આ વર્ષાઋતુના દિવસોમા જળથી પૂર્ણ થયેલો સરયૂ નદીનો વેગ નિશ્ચય વૃદ્ધિ પામ્યો હશે[૫૬] હે લક્ષ્મણ! અત્યત રળિયામણી વર્ષાઋતુના સમયમા ઉત્તમ રાજ્યાસન પર વિરાજેલો સુગ્રીવ કે જેણે પોતાના શત્રુ વાલીને જીત્યો છે તથા પત્ની રૂમાને પ્રાપ્ત કરી છે, તે શ્રેષ્ઠ સુખ ભોગવે છે, પરતુ હુ તો મહાન રાજ્યથી ભ્રષ્ટ થયેલો તથા સ્ત્રીવિયોગને પ્રાપ્ત થયેલો હોવાથી ભીના થયેલા નદીના કિનારાની પેઠે+ ખેદ પામુ છુ[૫૭,૫૮] અરે, આ વર્ષાઋતુના દિવસો અત્યત દુર્ગમ હોવાથી દિવસે દિવસે મારો શોક વધતો જાય છે તથા મોટો શત્રુ રાવણ જીતી ન શકાય એવો મને ભાસે છે[૫૯] આ વર્ષાઋતુને વિષે યાત્રા કરવી અયોગ્ય સમજીને તથા માર્ગોને અતિ દુર્ગમ થયેલા જોઈને અતિ નમ્રતાવાળા સુગ્રીવને સીતાની શોધ કરવા સારુ મે કઈ પણ કહ્યુ નથી અને વળી મારુ કાર્ય અલ્પ સમયે તથા અલ્પ યત્ને થઈ શકે એવુ નથી એટલે હુ હમણા તે સબધી સુગ્રીવને કશું પણ કહેવા ઇચ્છતો નથી, કેમ કે ઘણા કાળ સુધી સ્ત્રીવિયોગનુ કષ્ટ ભોગવીને તે હમણા જ સ્ત્રીસમાગમના સુખને પ્રાપ્ત થયો છે મહાત્મા સુગ્રીવ સારી રીતે વિશ્રાતિ લઈને મારુ કાર્ય કરવાનો સમય આવી પહોચતા અવશ્ય મારા ઉપકારનુ સ્મરણ કરશે જ હે ઉત્તમ લક્ષણવાળા સૌમિત્રિ! એ સુગ્રીવની તથા નદીઓની પ્રસન્નતાને ઇચ્છતો હુ તેણે કહેના સમયની વાટ જોઈશ[૬૦-૬૩] જે શૂરવીર હોય છે, તે કોઈએ કરેલા ઉપકારનો પ્રત્યુપકાર કર્યા વિના રહેતો નથી જે અકૃતજ્ઞ હોય છે, તે ઉપકારનો પ્રત્યુપકાર ન કરવાથી પરાક્રમી પુરુષોના મનને હણે છે, અર્થાત પ્રત્યુપકાર નહિ કરવાથી ઉપકાર કરનારની પ્રીતિ તેના પરથી ઓછી થાય છે[૬૪]

પવિત્ર દર્શનવાળા રામચદ્રના ઉપર્યુક્ત વચનોને અતિ યોગ્ય સમજી તથા તેને માન્ય કરી મહાત્મા લક્ષ્મણે પોતાના ઉત્તમ જ્ઞાનને દર્શાવતા હાથ જોડીને કહ્યુ[૬૫] 'હે નરેદ્રપુત્ર! તમોએ મહાત્મા સુગ્રીવની આગળ પોતાની જે ઇચ્છા પ્રકટ કરી છે, તે પ્રમાણે જ તે વાનરશ્રેષ્ઠ અલ્પ કાળમા કરશે તમે શરદઋતુ આવતા સુધી ધૈર્ય ધારણ કરો, કારણ કે તમોએ શત્રુનો નિગ્રહ કરવામા સુગ્રીવની આગળ વર્ષાઋતુ વીત્યા પછીના સમયનો સકેત કર્યો છે'[૬૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાડમા ૨૮મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૯મો

### રામચંદ્રના કાર્ય માટે સુગ્રીવનુ વિસ્મરણ અને હનુમાને આપેલી ચેતવણી

समीक्ष्य विमलं व्योम गतविद्युद्बलाहकम्।
सारसाकुलसंघुष्टं रम्यज्योत्स्नानुलेपनम् ॥ १ ॥

દિવસો વીતતા વર્ષાઋતુ સમાપ્ત થઈ અને શરદઋતુ પ્રાપ્ત થઈ, વાદળાઓ અને વીજળીઓના ચાલ્યા જવાથી આકાશ નિર્મળ થયુ જ્યા ત્યા સારસપક્ષીઓ શબ્દ કરવા લાગ્યા અને રાત્રિમા રમણીય ચાદનીરૂપી ચદન વડે આકાશ લેપાઈ ગયુ[૧] વર્ષાઋતુ વીતી ગઈ અને શરદઋતુના દિવસો શરૂ થયા, તોપણ કિષ્કિન્ધાની રાજ્યસમૃદ્ધિને પ્રાપ્ત થયેલો સુગ્રીવ તો ધર્મ તથા અર્થ એ બન્ને પુરુષાર્થો પ્રાપ્ત કરવામા મદ થઈને માત્ર અસત્પુરુષોએ સેવેલા કામનુ જ સેવન કરી રહ્યો હતો તેનુ ચિત્ત કામભોગને યોગ્ય એકાત સ્થળમા જ આસક્ત થયુ હતુ[૨] પોતાના શત્રુ વાલીનો વધ થવારૂપ પોતાનુ કાર્ય સિદ્ધ થવાથી અને પોતાને કિષ્કિન્ધાનુ આખુ રાજ્ય પ્રાપ્ત થવાથી તે સુગ્રીવ નિરતર સ્ત્રીઓને વિષે આસક્ત રહેતો હતો પોતાની પ્રિય સ્ત્રી

+ નદીના તટની ભેખડો ભીની થઈને પડે છે તેથી આમ ઉત્પ્રેક્ષા કરી છે

રૂમાને તથા અત્યંત ઇષ્ટ એવી તારાને પ્રાપ્ત થવાથી તે પોતાના સર્વ ઇચ્છિત મનોરથોને સિદ્ધ થયેલા માનતો હતો અને નિશ્ચિંત થઈ, ઇદ્ર જેમ ગંધર્વીઓ અને અપ્સરાઓની સાથે ક્રીડા કરે, તેમ રાત્રિ–દિવસ તેઓની સાથે વિહાર કરતો હતો. તેણે સંપૂર્ણ રાજ્યકાર્યભાર મંત્રીઓને સોંપી દીધો હતો અને તેઓ શું કરે છે તે વિષે તે કદી પણ દૃષ્ટિ કરતો ન હતો.[૩–૫] મંત્રીઓ શ્રેષ્ઠ હોવાથી રાજ્યપાલન કરવા સંબંધી સુગ્રીવનો સંદેહ ગળી ગયો હતો. વાનરાધિપતિ સુગ્રીવને યથેચ્છાચરણી તથા કામાસક્ત બની રહેલો જોઈને અર્થશાસ્ત્રના તત્ત્વને જાણનારો તથા વિશેષ કરી કાળધર્મને અને વાક્યોના મર્મને સમજનારો મારુતસુત હનુમાન કે જેણે કર્તવ્યનો નિશ્ચય સારી રીતે જાણ્યો હતો, તેણે સુગ્રીવની પાસે આવી મનને આનંદ આપે એવા તથા સત્ય હેતુવાળાં અનેક પ્રકારનાં વાક્યો વડે તેને પ્રસન્ન કરી સત્ય, સામ, ધર્મ, અર્થ તથા નીતિયુક્ત, હિતરૂપ. રુચિકર, પ્રીતિપૂર્ણ, વિશ્વાસ કરવા યોગ્ય અને દૃઢ નિશ્ચયયુક્ત વચનો કહેવા માંડ્યાં :

'હે વાનરેંદ્ર! તને ઇચ્છિત રાજ્ય તથા યશ પ્રાપ્ત થયાં છે અને તારા કુળની સમૃદ્ધિ પણ વૃદ્ધિ પામી છે. હવે માત્ર મિત્રોનાં કાર્યો કરી તારે મિત્રસંગ્રહ કરવો જ બાકી રહેલો છે, અર્થાત્ ઉપકાર કરનાર મિત્રને પ્રત્યુપકાર કરી તારે તેની સાથેની મૈત્રીને સાચવવી એટલુ જ કાર્ય કરવું બાકી છે. માટે તું હવે મિત્રોના બાકી રહેલાં કાર્ય કરવાને તત્પર થા. પ્રત્યુપકાર કરવાના સમયને જાણનારો પુરુષ જો નિરંતર પોતાના મિત્રોનુ હિત કરવામાં લાગ્યો રહે છે, તો તેનાં રાજ્ય, કીર્તિ તેમ જ પ્રતાપની પ્રતિદિન વૃદ્ધિ થયા કરે છે. હે રાજન્! કોશ,× દંડ,* મિત્ર અને આત્મા,+ એ ચારે વસ્તુઓ જે રાજાને સ્વાધીન હોય છે, તે રાજા મહાન રાજ્યવૈભવ ભોગવે છે.[૬–૧૧] સદાચરણસંપન્ન તથા સન્માર્ગે ચાલનારા તારે પોતાના મિત્રને માટે કરેલી પ્રતિજ્ઞાને યથાર્થ રીતે પાળવી જોઈએ. જે પુરુષ પોતાનાં કાર્યોને મૂકીને અત્યંત ઉત્સાહભેર ઉતાવળે મિત્રના કાર્યમા પ્રવૃત્ત થતો નથી, તેને મોટો અનર્થ પ્રાપ્ત થાય છે.[૧૨,૧૩] તેમ જ જે પુરુષ સમય વીતી જવા પછી મિત્રનું કાર્ય કરવામાં પ્રવૃત્ત થાય છે તે, જોકે પાછળથી મોટો અર્થ સિદ્ધ કરે તોપણ, મિત્રત્વના ધર્મને યોગ્ય રહેતો નથી.[૧૪] હે શત્રુદમન! હવે આપણા મિત્ર રામચંદ્રની સ્ત્રી સીતાની શોધ કરવાનો સમય આવી પહોંચ્યો છે, તે વહી જાય નહિ તે પહેલાં આપણે તે કાર્ય કરવામાં પ્રવૃત્ત થવું જોઈએ.[૧૫] હે રાજન્! મહાબુદ્ધિમાન રામચંદ્ર જોકે પોતાના કાર્ય માટે ઉતાવળા છે, તોપણ પોતે સમયને જાણનાર હોવાથી સીતાની શોધ કરવાનો સમય વહી જશે તે છતાં પણ કશું કહેશે નહિ; કેમ કે હાલમા તેઓ તારે આધીન હોવાથી તારા અભિપ્રાયને અનુસરી શાંત રહ્યા છે. અમિત પ્રભાવવાળા તથા અપ્રતિમ ગુણવાળા એ રામચંદ્ર તારા કુળની વૃદ્ધિ કરનાર છે અને લાંબા સમયના બંધુભાવને પ્રાપ્ત થયા છે. તેમનો કનિષ્ઠ બંધુ લક્ષ્મણ પણ તેવો જ ગુણવાન છે.[૧૬,૧૭] હે હરીશ્વર! એ રામચંદ્ર પ્રથમ તારું કાર્ય કર્યું છે માટે હવે તેમનું કાર્ય કરવામાં તું વિલંબ કરીશ નહિ. હે રાજન્! ઉતાવળે તારે આધીન રહેલા બળવાન વાનરોને સીતાની શોધ કરવા માટે આજ્ઞા આપ.[૧૮] હે સુગ્રીવ! રામચંદ્ર પોતાનુ કાર્ય કરવા માટે તને કહે તે પહેલાં જો તું તેમના કાર્યમાં પ્રવૃત્ત થઈશ, તો પછી તેમા કદાચ વધુ કાળ વ્યતીત થશે, છતાં પણ તને કશો દોષ રહેશે નહિ; પરંતુ તેમના કહ્યા પછી કાર્ય કરવાથી તો તું અવશ્ય કાલાતિક્રમના દોષને પાત્ર થઈશ.[૧૯] હે વાનરેંદ્ર! જેણે તારું કાર્ય ન કર્યું હોય એવા મનુષ્યનું કાર્ય કરવાને પણ તું પ્રવર્તે છે, તો પછી તારો ઉપકાર કરનારા રઘુવીરનો પ્રત્યુપકાર કરવામાં તું પોતાના રાજ્ય તથા પ્રાણને ગુમાવીને પણ પ્રવર્તે એમાં શું

× ભંડાર. * સેના. + મન અથવા દેહ.

કરવાનો સમય પ્રાપ્ત થયો છે ૫૪ વળી સઘળા ગૃહકૃત્યોથી પરવારીને તથા વર્ષાઋતુમા ઉપયોગી સર્વ સાહિત્યનો સંચય કરીને કોશલદેશાધિપતિ મહાત્મા ભરતે અષાઢી પૂર્ણિમાથી આરંભીઅવશ્ય કાંઈક વિશેષ વ્રતોનો આરંભ કર્યો હશે ૫૫ મને ઘેર ગયેલો જોઈને જેમ અયોધ્યાવાસીજનોનો હર્ષ વૃદ્ધિ પામે, તેમ આ વર્ષાઋતુના દિવસોમા જળથી પૂર્ણ થયેલો સરયૂ નદીનો વેગ નિશ્ચય વૃદ્ધિ પામ્યો હશે ૫૬ હે લક્ષ્મણ! અત્યંત રળિયામણી વર્ષાઋતુના સમયમા ઉત્તમ રાજ્યાસન પર વિરાજેલો સુગ્રીવ કે જેણે પોતાના શત્રુ વાલીને જીત્યો છે તથા પત્ની રૂમાને પ્રાપ્ત કરી છે, તે શ્રેષ્ઠ સુખ ભોગવે છે, પરંતુ હુ તો મહાન રાજ્યથી ભ્રષ્ટ થયેલો તથા સ્ત્રીવિયોગને પ્રાપ્ત થયેલો હોવાથી ભીના થયેલા નદીના કિનારાની પેઠે+ ખેદ પામુ છુ ૫૭,૫૮ અરે, આ વર્ષાઋતુના દિવસો અત્યંત દુર્ગમ હોવાથી દિવસે દિવસે મારો શોક વધતો જાય છે તથા મોટો શત્રુ રાવણ જીતી ન શકાય એવો મને ભાસે છે ૫૯ આ વર્ષાઋતુને વિષે યાત્રા કરવી અયોગ્ય સમજીને તથા માર્ગોને અતિ દુર્ગમ થયેલા જોઈને અતિ નમ્રતાવાળા સુગ્રીવને સીતાની શોધ કરવા સારુ મે કંઈ પણ કહ્યુ નથી અને વળી મારુ કાર્ય અલ્પ સમયે તથા અલ્પ યત્ને થઈ શકે એવુ નથી એટલે હુ હમણા તે સબંધી સુગ્રીવને કશું પણ કહેવા ઇચ્છતો નથી, કેમ કે ઘણા કાળ સુધી સ્ત્રીવિયોગનુ કષ્ટ ભોગવીને તે હમણા જ સ્ત્રીસમાગમના સુખને પ્રાપ્ત થયો છે મહાત્મા સુગ્રીવ સારી રીતે વિશ્રાંતિ લઈને મારુ કાર્ય કરવાનો સમય આવી પહોચતા અવશ્ય મારા ઉપકારનુ સ્મરણ કરશે જ હે ઉત્તમ લક્ષણવાળા સૌમિત્રિ! એ સુગ્રીવની તથા નદીઓની પ્રસન્નતાને ઇચ્છતો હુ તેણે કહેલા સમયની વાટ જોઈશ ૬૦-૬૩ જે શૂરવીર હોય છે, તે કોઈએ કરેલા ઉપકારને પ્રત્યુપકાર કર્યા વિના રહેતો નથી જે અકૃતજ્ઞ હોય છે, તે ઉપકારનો પ્રત્યુપકાર ન કરવાથી પરાક્રમી પુરુષોના મનને હણે છે, અર્થાત પ્રત્યુપકાર નહિ કરવાથી ઉપકાર કરનારની પ્રીતિ તેના પરથી ઓછી થાય છે ૬૪

પવિત્ર દર્શનવાળા રામચંદ્રના ઉપર્યુક્ત વચનોને અતિ યોગ્ય સમજી તથા તેને માન્ય કરી મહાત્મા લક્ષ્મણે પોતાના ઉત્તમ જ્ઞાનને દર્શાવતા હાથ જોડીને કહ્યુ ૬૫ 'હે નરેંદ્રપુત્ર! તમોએ મહાત્મા સુગ્રીવની આગળ પોતાની જે ઇચ્છા પ્રકટ કરી છે, તે પ્રમાણે જ તે વાનરશ્રેષ્ઠ અલ્પ કાળમા કરશે તમે શરદઋતુ આવતા સુધી ધૈર્ય ધારણ કરો, કારણ કે તમોએ શત્રુનો નિગ્રહ કરવામા સુગ્રીવની આગળ વર્ષાઋતુ વીત્યા પછીના સમયનો સંકેત કર્યો છે ૬૬

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમા ૨૮મે સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૯ મો

### રામચંદ્રના કાર્ય માટે સુગ્રીવનુ વિસ્મરણ અને હનુમાને આપેલી ચેતવણી

समीक्ष्य विमलं व्योम गतविद्युद्वलाहकम्।
सारसाकुलसंघुष्टं रम्यज्योत्स्नानुलेपनम्॥१॥

દિવસો વીતતા વર્ષાઋતુ સમાપ્ત થઈ અને શરદઋતુ પ્રાપ્ત થઈ, વાદળાઓ અને વીજળીઓના ચાલ્યા જવાથી આકાશ નિર્મળ થયુ જ્યા ત્યા સારસપક્ષીઓ શબ્દ કરવા લાગ્યા અને રાત્રિમા રમણીય ચાંદનીરૂપી ચંદન વડે આકાશ લેપાઈ ગયુ ૧ વર્ષાઋતુ વીતી ગઈ અને શરદઋતુના દિવસો શરૂ થયા, તોપણ કિષ્કિંધાની રાજ્યસમૃદ્ધિને પ્રાપ્ત થયેલો સુગ્રીવ તો ધર્મ તથા અર્થ એ બન્ને પુરુષાર્થો પ્રાપ્ત કરવામા મંદ થઈને માત્ર અસત્પુરુષોએ સેવેલા કામનુ જ સેવન કરી રહ્યો હતો તેનુ ચિત્ત કામભોગને યોગ્ય એકાંત સ્થળમા જ આસક્ત થયુ હતું ૨ પોતાના શત્રુ વાલીનો વધ થવારૂપ પોતાનુ કાર્ય સિદ્ધ થવાથી અને પોતાને કિષ્કિન્ધાનુ આખુ રાજ્ય પ્રાપ્ત થવાથી તે સુગ્રીવ નિરંતર સ્ત્રીઓને વિષે જ આસક્ત રહેતો હતો પોતાની પ્રિય સ્ત્રી

+ નદીના તટની ભેખડો ભીની થઈને પડે છે, તેથી આમ ઉત્પ્રેક્ષા કરી છે

શકીશ ?' 'એ પ્રમાણે પોતાના મનમા વાર વાર ચિતા કરવા લાગ્યા એક દિવસે દશરથનંદન રઘુવીર માલ્યવાન પર્વતની સુવર્ણ સરખી ધાતુ વડે સુશોભિત જણાતી એક રમ્ય શિલા પર બેઠા હતા, તેવામા મેઘરહિત નિર્મળ આકાશમા ઊડતા સારસપક્ષીઓના શબ્દો સાભળી તથા બીજા પણ કેટલાએક શરદઋતુના ચિહ્નો જોઈને તેમને પોતાની પ્રાણપ્રિયા જનકનંદિની સાભરી આવ્યા, એથી અતિ પીડિત થઈને દીન વાણી વડે તેઓ વિલાપ કરવા લાગ્યા

'અરેરે, સારસપક્ષીના શબ્દ સરખા સ્વર વાળી જે વૈદેહી પૂર્વે આશ્રમને વિષે સારસપક્ષીઓએ એકબીજાને બોલાવવા માટે કરેલા શબ્દો સાભળીને જેવી હર્ષિત થતી હતી, તેવી શુ તે આજે પણ હર્ષિત થતી હશે ![૪-૭] અરેરે એ બાળા જનકનંદિની સુવર્ણ સરખા વર્ણવાળા અને પ્રફુલ્લિત પુષ્પોવાળા આસનવૃક્ષોનુ સૌદર્ય જોઈને મારો વિયોગ કેમ સહન કરી શકશે ?[૮] અરે એ સર્વાગસુદર સીતા પૂર્વે કલહંસોના મધુરા નાદ સાભળીને જાગૃત થતી હતી તે આજે મારા વિના શુ કરતી હશે ?[૯] અરેરે આ મનોહર સ્વરનાર ચક્રવાક પક્ષીઓના મધુર શબ્દ સાભળવાથી એ કમળ સમાન વિશાળ નેત્રોવાળી મારી પ્રિયાની કેવી દશા થતી હશે ? અરેરે હરિણના બાળકના નેત્ર સરખા નેત્રવાળી એ જાનકી વિનાનો હુ હાલમા અનેક સરોવરો નદીઓ વાવે વનો તથા ઉપવનોમા વિચરુ છુ, પરતુ ક્યાય સુખ પામતો નથી[૧૦,૧૧] મારો વિયોગ થવાને લીધે તથા પોતાની અતિસુકુમારતાને લીધે મારી પ્રિયા સીતાને પણ શરદઋતુના ગુણોથી પ્રવૃત્ત થયેલો કામ અત્યત પીડા કરી રહ્યો હશે ![૧૨]

જેમ ચાતક પક્ષી વરસાદના જળ માટે વિલાપ કરે તેમ દશરથનંદન રઘુવીર એ પ્રમાણે સીતાને અર્થે વિલાપ કરી રહ્યા હતા[૧૩] એવામા વનફળ લાવવા માટે રમ્ય પર્વત શિખરો ઉપર વિચરી વનફળ લઈ પાછા વળેલા લક્ષ્મીવાન લક્ષ્મણે પોતાના મોટા ભાઈ રઘુવીરને ચિતાગ્રસ્ત દીઠા એકાત સ્થળને વિષે દુ:ખ સહે, ચિતાવશ થયેલા તથા સજ્ઞા વિનાના થયેલા પોતાના જ્યેષ્ઠ બધુને જોતા જ અતિશય ખેદ થવાને લીધે દીન બની ગયેલા મહાત્મા લક્ષ્મણ એકાએક તેમની પાસે દોડી આવ્યા અને દીન વાણીથી કહેવા લાગ્યા 'હે આર્ય ! આવી રીતે તમે તમારા પોતાના પૌરુષબળનો પરાભવ કરનારા કામને વશ થઈને કયુ પ્રયોજન સિદ્ધ કરી શકશો ? અરે, આમ શોકને વશ થવાથી તો ઊલટી તમારા ચિત્તની સ્થિરતા નષ્ટ થાય છે ! હે આર્યબધુ ! શુ કર્મયોગના આશ્રયથી તમારા સર્વ દુ:ખ તથા શોક નિવૃત્ત થાય તેમ નથી ?[૧૪,૧૫] હે ભાઈ ! હવે તમે શૌચ સ્નાનાદિ ક્રિયા કરી તમારા પોતાના મનને પ્રસન્ન રાખો અને નિરતર સમાધિયોગમા આસક્ત રહો, તેમ જ આલસ્યરહિત થઈને પોતાના સહાયસામર્થ્યાદિ પૌરુષબળની વૃદ્ધિ થાય એવા કાર્યોમા પ્રવૃત્ત થાઓ[૧૬,૧૭] હે માનવવશનાથ ! એ તો તમે નિશ્ચય માનજો, તમારા સરખા પતિની સ્ત્રી વૈદેહી બીજાથી કદી પણ જીરવી શકાય એમ નથી હે શૂરવીર રાઘવ ! આ જગતમા એવો કયો પુરુષ છે કે પ્રજ્વલિત અગ્નિશિખાને ગ્રહણ કરીને દગ્ધ ન થાય ?'

દઢનિશ્ચયવાળા અને સત્ય અર્થવાળા શુભ લક્ષણસપન્ન લક્ષ્મણનુ વચન સાભળી શ્રીમાન રામચદ્ર તેને પરમ ધર્મ અર્થ તથા નીતિયુક્ત તેમ જ રુચિકર અને હિતરૂપ વચનો કહેવા લાગ્યા[૧૮,૧] 'હે તાત ! તારુ કહેવુ યથાર્થ છે બુદ્ધિમાન પુરુષે તારા કહેવા પ્રમાણે જ્ઞાનયોગ તથા કર્મયોગનુ અનુષ્ઠાન કરવુ જોઈએ, પણ તેની ઉપેક્ષા કરીને માત્ર પોતાના અત્યત વૃદ્ધિ પામેલા પૌરુષબળના ફળનુ જ ચિતન કરવુ યોગ્ય નથી'

એટલુ કહી થોડીક વાર શાત રહી કમળપત્ર સમાન નેત્રવાળા જાનકીનુ પુન: સ્મરણ થઈ આવતા મહાત્મા રામચદ્ર સુકાતા મુખે લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા[૨૦,૨૧] 'હે લક્ષ્મણ ! પૃથ્વી

આશ્ચર્ય ![20] હે વાનર અને રીંછોના અધિપતિ! અત્યંત પરાક્રમી એવો તું રામચંદ્રનુ કાર્ય પાર પાડવાને શક્તિમાન છે, છતા એમની આજ્ઞાની વાટ જોઈ એમનુ કાર્ય શા માટે અટકાવે છે? હે સુગ્રીવ! જોકે એ દશરથનંદન રામચંદ્ર પોતાના બાણો વડે સમગ્ર દેવતાઓ, અસુરો અને નાગલોક વગેરેને વશ કરવા સમર્થ છે, તોપણ તે કરેલી પ્રતિજ્ઞા સત્ય છે કે અસત્ય છે તેની પરીક્ષા કરવા માટે જ તે તારી સહાયની વાટ જોઈ રહ્યા છે.[21,22] હે કપિવર! નિર પરાધી વાલીને હણવાનુ કાર્ય ઘણુ જ અયોગ્ય હતું, તોપણ મહાત્મા રાઘવે તેની તથા પોતાના પ્રાણની કશી પણ શંકા રાખ્યા વિના તારું મોટું પ્રિય કર્યું છે, માટે આપણે તેમની પ્રિયા વદેહીની શોધ આખી પૃથ્વી તથા આકાશને વિષે પણ કરવી જોઈએ.[23] હે સુગ્રીવ! યુદ્ધને વિષે મરુદ્‌ગણો સહિત દેવતાઓ, દાનવો, ગંધર્વો, યક્ષો તથા અસુરો પણ એ મહાસમર્થ રઘુવીરને ભય પમાડવા સમર્થ નથી તો પછી રાક્ષસો તેમને શું કરી શકે એમ છે?[24] હે પિંગેશ! એવા શક્તિમાન તથા તારા પર પ્રથમથી જ ઉપકાર કરનારા રઘુવીરનુ તારે સર્વ પ્રકારે પ્રિય કરવુ યોગ્ય છે.[25] હે કપીશ્વર! તારી આજ્ઞા થવાથી પાતાળ, પૃથ્વી, જળ તથા આકાશ વગેરે અગમ્ય સ્થળમા જવાને પણ અમારામાના કોઈ પણ વાનરની ગતિ અટકે એમ નથી હે નિષ્પાપ! તારા આધીનમા કોઈથી પણ પરાભવ ન પામે એવા કરોડો વાનરો છે, તેઓમાનો કોણુ કયુ કાર્ય કરે એ માટે તુ સત્વર આજ્ઞા આપ.[26,27]

સમયને અનુસરી બોલાયેલાં મહાત્મા હનુમાનના વચન સાંભળી, અત્યંત પરાક્રમી અને બુદ્ધિમાન સુગ્રીવે એ પ્રમાણે કરવાને તેજ સમયે દૃઢ નિશ્ચય કર્યો અને નિરંતર પ્રયત્નશીલ રહેનારા પોતાના સચિવ નીલ વાનરને પોતાની પાસે બોલાવી, સર્વ દિશાઓમાના વાનરસૈન્યને એકત્ર કરવાની આજ્ઞા આપતા કહ્યુ [28,29]

'હે નીલ! મારી સર્વ સેના પોતપોતાના યુથપાલો તથા સેનાધીશો સહિત નિર્વિલંબે અહીંયા એકત્રિત થાય તેમ તું કર.[30] વળી જે વાનરો દૂર દિશાઓ પ્રત્યે અતિ ઉતાવળી ગતિથી જઈ પહોંચે એવા તથા અતિ ઉદ્યોગશીલ હોય તેવાઓને તું મારી આજ્ઞાથી સત્વર તેડાવ. સઘળી સેના એકઠી થયા પછી તારે તેની ગણતરી વગેરે જે કાઈ કાર્ય કરવાનુ હોય તે કરજે. હે નીલ! આજથી આરંભી પંદર રાત્રિની અંદર જે વાનર અહીં આવી નહિ પહોંચે, તેને નિઃસંદેહ પ્રાણાંતદંડ દેવામા આવશે[31,32] આ મારી નિશ્ચયયુક્ત દૃઢ આજ્ઞાને માન્ય કરી તું અંગદને માથે લઈને જા અને જાંબુવાન જેવા વૃદ્ધોને પણ અતિ સન્માનપૂર્વક તેડી લાવ' એ પ્રમાણે વ્યવસ્થા કરીને, ઉગ્ર પરાક્રમી વાનરોના રાજા સુગ્રીવે પોતાના અંતઃપુરમા પ્રવેશ કર્યો[33]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમા ૨૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૦ મો

માલ્યવાન પર્વત પર રામચંદ્ર અને લક્ષ્મણ—સીતાવિરહ—શરદ્‌ઋતુનુ વર્ણન

गृहं प्रविष्टे सुग्रीवे विमुक्ते गगने घन ।
वर्षरात्रे स्थितो रामः कामशोकाभिपीडितः ॥१॥

મહાસમર્થ હનુમાનના ઉપદેશ વડે સાવધ થઈ કપીશ્વર સુગ્રીવે વાનરોની સેના એકઠી કરા વવા માંડી એ વેળા શરદ્‌ઋતુ પ્રવૃત્ત થવાને લીધે આકાશ મેઘરહિત અને સ્વચ્છ થયુ અને નિર્મળ ચંદ્રમંડળની રમણીય જ્યોત્સ્નારૂપી ચંદન વડે લિપ્ત બન્યુ. આ સમયે માલ્યવાન પર્વત પર રહેલા કામ તથા શોકથી પીડાતા શ્રીમાન રામચંદ્ર સમય વીતી જવા છતા પણ સુગ્રીવને કામાસક્ત થયેલો જોઈને તથા નાશ પામ્યા સરખી વૈદેહીનો વિચાર કરીને અત્યંત કષ્ટને લીધે મૂર્છિત સરખા થઈ ગયા.[1-3] પુનઃ એક મુહૂર્તમા જ સચેત થઈ મહાબુદ્ધિમાન રામચંદ્ર 'અરેરે, સીતા જીવતી હશે કે નહિ? અને, તે જીવતી હશે તોપણ હું તેને કેવી રીતે પ્રાપ્ત કરી

દેવીને જળ વડે તૃપ્ત કરીને તથા નાના પ્રકારના તૃણધાન્યાદિ ઉત્પન્ન કરીને ઇંદ્ર હવે પોતાનું કામ પરવારી રહ્યો છે.[૨૨] હે રાજપુત્ર! મોટા અને ગંભીર શબ્દવાળા તથા પર્વતો અને વૃક્ષોની પાસે ગાન કરનારા મેઘો જળ વરસાવીને હવે શાંત થયા છે. શ્યામ કમળદળ સમાન કાંતિવાળા એ મેઘો દશે દિશાઓને શ્યામવર્ણી કરી મદરહિત થયેલા હસ્તિઓની પેઠે શાંત થયા છે. હે સૌમ્ય! જો તો ખરો, જળબિંદુયુક્ત અને કુટજ તથા અર્જુનવૃક્ષના પુષ્પોની સુગંધવાળા વૃષ્ટિ સંબંધી મહાવેગવાન વાયુઓ ચોતરફ ફરી વળીને હવે શાંત થઈ ગયા છે.[૨૩-૨૫] હે નિષ્પાપ લક્ષ્મણ! મેઘોની ગર્જના, હાથીઓના ચિત્કાર, મયૂરોના ગહેકા તથા ઝરણાઓનો ખળખળાટ એ સઘળું હવે એકાએક શાંત થઈ ગયું છે.[૨૬] મેઘ વરસવાને લીધે નિર્મળ થયેલા અને વિચિત્ર શિખરોવાળા પર્વતો જાણે ચંદ્રના કિરણોથી લેપાયા હોય એવા શોભી રહ્યા છે.[૨૭] હે સૌમિત્રિ! સપ્તપર્ણ વૃક્ષોની શાખાઓ, નક્ષત્રો સહિત સૂર્યચંદ્રની પ્રભા અને મદમત્ત હાથીઓની લીલા, એ ત્રણેને વિષે પોતાની શોભા વહેંચી નાખીને શરદઋતુ પ્રવૃત્ત થઈ છે![૨૮] હે લક્ષ્મણ! જો ને, હાલમાં અનેક પદાર્થોમાં રહેવી વિચિત્ર શોભાવાળી આ શરદઋતુની લક્ષ્મી સૂર્યોદયથી વિકસેલા કમળોના સમૂહમાં અધિક શોભે છે![૨૯] વળી પવનને અનુસરનારો આ શરદકાળ કે જે સપ્તપર્ણ વૃક્ષોના પુષ્પોના સુગંધથી તથા ભમરસમૂહોના ગુંજારવથી ભરપૂર છે, તે મદમત્ત હસ્તીઓના ગર્વને દૂર કરતો સર્વત્ર ફેલાઈ રહ્યો છે. હે ભાઈ! તું જો તો ખરો, સુંદર અને વિશાળ પાંખોવાળા, કમળપરાગથી વ્યાપ્ત દેહવાળા, નિરંતર કામાસક્ત રહેનારા અને માનસરોવરથી નીકળી મહાનદીઓના રમણીય તટ પર આવી ચડેલા આ ચક્રવાક પક્ષીઓની સાથે હંસો કેવી ક્રીડા કરી રહ્યા છે![૩૦,૩૧]* હે સૌમિત્રિ! મદથી પ્રૌઢ બનેલા હસ્તીઓ, ગર્વિષ્ઠ વૃષભોના ટોળાઓ અને નિર્મળ જળવાળી નદીઓ, એ વગેરેમાં તો શરદઋતુની શોભા અનેક પ્રકારે વહેંચાયેલી જણાય છે.[૩૨] આકાશને મેઘમંડળથી શુન્ય થયેલું જોઈને આનંદરહિત થવાને લીધે પોતાની પ્રિયામાં આસક્તિરહિત થયેલા તથા જેઓએ પોતાના ચંદ્રિકાયુક્ત પિચ્છરૂપી આભૂષણોનો ત્યાગ કર્યો છે એવા શોભા વિનાના મોરલાઓ વનોને વિષે હવે ધ્યાનમગ્ન થવા લાગ્યા છે.[૩૩] આ ઋતુને વિષે મન તથા નેત્રને આનંદ ઉપજાવે એવા અને સુવર્ણ સરખા ગૌરવર્ણા અસંખ્યાત પ્રિયકવૃક્ષો કે જેની મોટી મોટી શાખાઓ પુષ્પોના ભારથી લચી રહી છે તેને લીધે સઘળા વનો દેદીપ્યમાન થઈ રહ્યા છે.[૩૪] કમળયુક્ત સરોવરો તથા વનોને વિષે પ્રીતિવાળા અને પોતાની હસ્તિનીઓની સાથે કામભોગ સંબંધી ઉત્કટ ઇચ્છાવાળા મદોન્મત્ત શ્રેષ્ઠ હસ્તીઓની ગતિ પણ આજે મંદ પડેલી જણાય છે. હે સૌમ્ય! આ શરદઋતુને વિષે આકાશ ચળકતી તરવાર જેવું નિર્મળ બની ગયું છે, નદીઓના જળનો પ્રવાહ કૃશ થઈ ગયો છે, કલ્હાર પુષ્પોથી સુગંધયુક્ત શીતળ વાયુ વાય છે અને અંધકારથી મુક્ત થયેલી દિશાઓ પ્રકાશયુક્ત થઈ છે.[૩૫,૩૬] હે લક્ષ્મણ! સૂર્યના તાપને લીધે પૃથ્વી પરનો સઘળો કાદવ સુકાઈ ગયો છે. જ્યાંત્યાં ઘાટી રજ ઊડવા લાગી છે અને પરસ્પર વેરવાળા રાજાઓને ઉદ્યોગ કરવાનો સમય આવી પહોંચ્યો છે. શરદઋતુને લીધે જેના રૂપ અને શોભામાં વધારો થયો છે એવા રજોરંગાયેલા શરીરવાળા અને પરસ્પર યુદ્ધ કરવાના લોભવાળા મદમત્ત વૃષભો ગાયોના સમૂહોની વચ્ચે બરાડી રહ્યા છે. આ શરદઋતુને વિષે કામી થયેલી અને પોતાના પતિ પર તીવ્ર પ્રીતિવાળી કુલીન હસ્તિની વનમાં વિચરતા પોતાના મદોન્મત્ત સ્વામીની પૂંઠે પૂંઠે મંદ ગતિથી ફર્યા કરે છે. હે લક્ષ્મણ! પોતાના દેહને શોભાવનાર ચંદ્રિકાયુક્ત પિચ્છોનો ત્યાગ

---

* જોકે હંસ અને ચક્રવાક પરસ્પર વેરી છે, તોપણ શરદઋતુના પ્રભાવને લીધે પોતાનું વેર ભૂલીને સાથે મળી ક્રીડા કરે છે. —રામાનુજીય

કરી મયૂરો નદીના કિનારા પર જાય છે; પરંતુ ત્યાં આગળ પણ મેઘગર્જના સાંભળવામાં નહિ આવવાથી ઉદ્વિગ્નચિત્ત થઈ તેઓ જાણે સારસપક્ષીઓથી તિરસ્કાર પામ્યા હોય એમ દીનપણે પાછા વળે છે![૩૭-૪૦] મદ ઝરવાથી ઉન્મત્ત બનેલા મોટા હસ્તીઓ પોતાના ભયંકર શબ્દો વડે વનમાંના કારંડવ તથા ચક્રવાકાદિ પ્રાણીઓને ત્રાસ ઉપજાવે છે અને પ્રફુલ્લિત કમળોની શોભાવાળાં સરોવરોમાંનાં જળને વારંવાર ડહોળી નાખીને તેનુ પાન કરે છે.[૪૧] હે સૌમિત્રિ! જેના રેતાળ કિનારા પર ગાયોના ધણો ઊભાં રહ્યા છે તથા સારસપક્ષીઓ નાદ કરી રહ્યાં છે, એવી કાદવ વિનાની નદીઓનાં નિર્મળ જળને વિષે હર્ષિત થયેલા હંસો જળક્રીડા કરવા માટે આવીને પડે છે.[૪૨] હે સૌમ્ય! વર્ષાઋતુ વ્યતીત થઈ જવાને લીધે હાલમાં નદીઓના, ઝરણાઓના, મેઘોના, વૃદ્ધિ પામેલા મહાવાયુના, મયૂરોના અને દેડકાઓના શબ્દો બંધ પડી ગયા છે.[૪૩] વર્ષાઋતુમા પહેલવહેલા મેઘમંડળનો ઉદય થતા જ છુપાઈ ગયેલા, પોતાના દેહનો નિર્વાહ નહિ કરી શકવાથી મરણ તુલ્ય થયેલા અને ઘણા સમય સુધી રાફડાઓમાં જ રહેવાથી ક્ષુધા વડે પીડાતા રંગબેરંગી મહાઝેરી સર્પો હવે પોતપોતાના રાફડાઓમાંથી બહાર નીકળે છે.[૪૪] અહો! જેમ પ્રીતિવાળી કોઈ કામી સ્ત્રી પોતાના ઇચ્છિત પતિના હસ્તસ્પર્શના સુખથી પોતાનાં નેત્રોને અર્ધાં ઉઘાડી અનુરાગને લીધે પોતે જ વસ્ત્રનો ત્યાગ કરે છે, તેમ આ રક્તવર્ણી સંધ્યા શોભાયમાન ચંદ્રકિરણોના સ્પર્શથી હર્ષિત થઈ, તારાઓને પ્રકાશિત કરી સ્વયમેવ આકાશનો ત્યાગ કરે છે!* હે લક્ષ્મણ! ઉદય પામેલા ચંદ્રરૂપી સુંદર મુખવાળી, તારાઓરૂપી પ્રફુલ્લિત નેત્રવાળી અને ચાંદનીરૂપી સાડીને ઓઢનારી આ શરદઋતુની રાત્રિ શ્વેત વસ્ત્રને ધારણ કરનારી સ્ત્રી જેવી દેખાય છે.[૪૫,૪૬]

* કામુકી સ્ત્રીના વૃત્તાંતનું સંધ્યામાં આરોપણ કરવાથી અહીં સમાસોક્તિ અલંકાર થાય છે.

અહા! પાકેલી શાળનાં કણસલાંનું ભક્ષણ કરીને અત્યંત હર્ષિત થયેલી તથા વાયુએ કંપાવેલી માળા સરખી દેખાતી સારસ પક્ષીઓની લાંબી હાર શીઘ્ર વેગથી આકાશમાં ઊડી રહી છે![૪૭] હે ભાઈ! આ સામે જણાતા મોટા ધરામાંનું નિર્મળ જળ કે જેમાં એક હંસ નિશ્ચિંતપણે તરતો સૂતો છે તથા જેના ઉપર કુમુદપુષ્પો છવાઈ રહ્યાં છે, તે જળ રાત્રિને વિષે તારાગણોથી છવાયેલા અને પૂર્ણચંદ્રથી પ્રકાશી રહેલા વાદળ વિનાના નિર્મળ આકાશ સરખું શોભે છે![૪૮] આ ઋતુને વિષે પોતાના કિનારા પર છૂટક છૂટક બેઠેલા હંસોરૂપી મેખલાવાળી અને પ્રફુલ્લિત રંગબેરંગી કમળોની માળાને ધરનારી મોટી વાપિકાઓ સોળે શણગાર સજેલી શ્રેષ્ઠ સ્ત્રીઓ સમાન શોભી રહી છે.[૪૯] હે લક્ષ્મણ! પ્રાતઃકાળના સમયમાં વાયુના વેગને લીધે પોલા વાંસડાઓનાં છિદ્રોમાંથી નીકળતા શબ્દોરૂપી શરણાઈઓના સૂરથી મિશ્રિત થયેલા પર્વતોની ગુફાઓનો તથા વનના વૃષભોનો નાદ પરસ્પર મળીને જાણે એકબીજાને વૃદ્ધિ પમાડતો ન હોય એમ લાગે છે![૫૦] આ શરદઋતુને વિષે નવેનવાં ઊગેલાં, મંદ મંદ વાતા વાયુએ કંપાવેલાં, પ્રફુલ્લિત શ્વેત પુષ્પોવાળાં અને ધોવાઈ જવાને લીધે નિર્મળ થયેલાં રેશમી વસ્ત્ર સરખાં જણાતાં કાસડાનાં વૃક્ષોથી નદીના તટો અત્યંત શોભી રહ્યા છે.[૫૧] અહો! વનને વિષે વિચરનારા અને પુષ્પરસનું પાન કરવામાં ચતુર એવા આ મદમત્ત ભ્રમરો કે જેઓ કમળ તથા પ્રિયકવૃક્ષનાં પુષ્પોના પરાગથી ગૌરવર્ણ બનેલા છે, તેઓ પોતાની સ્ત્રીઓ સહિત અત્યંત હર્ષિત થઈ સુગંધના લોભથી પવનની પાછળ પાછળ દોડ્યા કરે છે.[૫૨] હે સૌમ્ય! પ્રફુલ્લિત પુષ્પોવાળું સરોવરોમાંનું નિર્મળ જળ, ક્રૌંચપક્ષીઓના શબ્દોથી ભરેલાં અને પાકી ગયેલાં શાળક્ષેત્ર,* મંદ મંદ વાયુ તથા નિર્મળ ચંદ્ર, એ સર્વ વર્ષાકાળ વહી ગયો એવું બતાવે છે.[૫૩] હે સૌમિત્રિ! જેમ

* ડાંગરનાં ખેતર.

રાત્રિને વિષે પતિ સાથે સંભોગ કરવાથી શિથિલ થયેલા અંગવાળી સ્ત્રીઓની ગતિ પ્રાતઃકાળે મંદ પડી જાય છે, તેમ મત્સ્યરૂપી મેખલાવાળી નદીઓરૂપી વહુઓની ગતિ પણ આ ઋતુ વિષે મંદ પડી ગઈ છે[૫૪] હે ભાઈ! ચક્રવાક પક્ષીઓરૂપી પનરેખાવાળા, શેવાળરૂપી ગોરોચનાવાળા અને ખીલેલા કાસડારૂપી શ્વેત વસ્ત્રોથી આચ્છાદિત થયેલા નદીઓના મુખ વહુવારુઓના મુખ સરખા જણાય છે[૫૫] હે સૌમ્ય! પ્રફુલ્લિત 'બાણ' અને 'પ્રિયક' નામના વૃક્ષોથી વિચિત્ર જણાતા તથા મદમત્ત ભ્રમરોએ ગજાવી મૂકેલા વનોને વિષે આજકાલ પ્રચંડધનુષ્યવાળો કામદેવ પોતાનું ધનુષ્ય સજ્જ કરી, વિરહી જનોને દંડ-પીડા આપવામાં ક્રૂર થઈ રહ્યો છે[૫૬] હે સૌમિત્રિ! જળને ધારણ કરનારા મેઘ ઉત્તમ વૃષ્ટિ વડે લોકોને સંતુષ્ટ કરીને, જળાશયોને જળથી પરિપૂર્ણ બનાવીને તથા પૃથ્વીને ધનધાન્યાદિથી સંપન્ન કરીને આકાશમાં ચાલ્યા ગયા છે[૫૭] જેમ પતિના નવીન સમાગમ વખતે કુલીન સ્ત્રી લજ્જાને લીધે ધીમે ધીમે પોતાના જઘનસ્થળને દેખાડે છે તેમ આ શરદઋતુની નદીઓ પણ ધીમે ધીમે પોતાના તટોને ખુલ્લા કરી દર્શાવે છે[૫૮] હે સૌમ્ય! 'કુરર' નામના પક્ષીઓના નાદથી ભરેલા તથા ચક્રવાક પક્ષીઓના ટોળાથી વ્યાપ્ત નિર્મળ જળવાળા સરોવરો આ ઋતુને વિષે અત્યંત શોભે છે[૫૯] હે દશરથનંદન! પરસ્પર વેર ધરાવનારા અને એકબીજાને જીતવાની ઇચ્છાવાળા પૃથ્વીપતિ રાજાઓને હવે યુદ્ધ સંબંધી ઉદ્યોગ કરવાનો કાળ આવી પહોંચ્યો છે[૬૦] હે સૌમ્ય! આ શરદઋતુ રાજાઓને શત્રુ પર ચઢાઈ કરવાનો મુખ્ય કાળ છે, પરંતુ હજી સુધી સુગ્રીવ મારી પાસે આવ્યો નથી તેમજ તેણે તે સંબંધી કાંઈ પણ ઉદ્યોગ આરંભ્યો હોય એમ મને લાગતું નથી[૬૧] હે ભાઈ! જો ને, આ પર્વતની તળેટીમાં પ્રિયક, સપ્તપર્ણ, કાંચનાર, અપોરિમા અને શ્યામ વગેરે વૃક્ષો પ્રફુલ્લિત પુષ્પયુક્ત થયા છે તથા નદીઓના તટો હંસ, સારસ, ચક્રવાક અને કુરર વગેરે પક્ષીઓથી વ્યાપ્ત થયા છે, અર્થાત્ સર્વ પ્રકારે શરદઋતુનું સામ્રાજ્ય જામી રહ્યું છે તોપણ હે લક્ષ્મણ! મારા શોકનો અંત જણાતો નથી અરેરે! સીતાના વિયોગ સંબંધી તાપથી બળી રહેલા મારા આ વર્ષાઋતુના ચાર માસ તો સો વર્ષ સરખા ગયા છે! જેમ ચક્રવાકી પોતાના પતિ ચક્રવાકની પાછળ જાય, તેમ જે મારી પ્રિયા વૈદેહી વિષમ દંડકારણ્યને પણ ઉદ્યાન સરખું માનીને મારી સાથે ચાલી આવી હતી, તેના વિયોગનો શોક મને કેમ પીડે નહિ[૬૨-૬૫] હે લક્ષ્મણ! હું કે જે સ્ત્રીરહિત થવાને લીધે દુઃખપીડિત થયેલો તથા રાજ્યભ્રષ્ટ થઈને વનવાસમાં આવેલો છું તેના પર વાનરોનો રાજા સુગ્રીવ હજી પણ કૃપા કરતો નથી! હે ભાઈ! મને લાગે છે કે, એ દુરાત્મા સુગ્રીવ મને અનાથ, રાજ્યભ્રષ્ટ, રાવણે પરાભવ પમાડેલો, દીન, સ્ત્રીવિયોગી, કામાસક્ત તથા પોતાના શરણે આવેલો માનતો હશે અને એ કારણથી જ તે મારી અવગણના કરતો હશે! અરે, એ દુર્મતિ સુગ્રીવ સીતાની શોધ કરવા અર્થે પ્રથમ મારી આગળ સમયનો નિશ્ચય કરીને હવે પોતે કૃતાર્થ થવાથી પ્રાપ્ત થયેલા સમયને જાણતો નથી[૬૬-૬૯] માટે હે લક્ષ્મણ! તું મારી આજ્ઞાથી કિષ્કિંધાનગરીમાં જા અને વિષયસુખમાં આસક્ત બનેલા એ વાનરાધિપતિ મૂર્ખ સુગ્રીવને કહે[૭૦] હે સુગ્રીવ! બળ અને વીર્યાદિથી સંપન્ન અર્થી પુરુષ કે જેણે પોતાનો પ્રથમ ઉપકાર કર્યો હોય, તેની આગળ તેનું ઇચ્છિત કાર્ય કરી આપવાની પ્રતિજ્ઞા લીધા પછી સમય આવ્યે જે પુરુષ તે પ્રમાણે વર્તતો નથી, તે આ લોકને વિષે મહા અધમ ગણાય છે પોતાના મુખથી બોલાયેલા સારા કિંવા નરસા વચનનું જે પુરુષ યથાર્થ રીતે પાલન કરે છે, તે પુરુષ શૂરવીર તથા ઉત્તમ ગણાય છે[૭૧,૭૨] વળી જે પુરુષ મિત્ર પાસેથી પોતાનું કાર્ય સાધી લઈને પછી સમય આવ્યે મિત્રનું કાર્ય કરવામાં

તત્પર રહેતો નથી. તેને વિદ્વાન પુરુષો 'કૃતઘ્ન' કહે છે અને એવા કૃતઘ્ન પુરુષનું મરણ થયા પછી તેના માંસને કૂતરાં વગેરે માંસાહારી પ્રાણીઓ પણ ખાતાં નથી.[૭૩] હે લક્ષ્મણ! વળી તું તેને કહેજે કે, 'હે સુગ્રીવ! શું તું રામચંદ્રે ખેંચેલા સુવર્ણભૂષિત ધનુષ્યના વીજળીઓ સરખા ભયંકર રૂપને સંગ્રામને વિષે જોવા ઇચ્છે છે?[૭૪] અથવા તો સંગ્રામને વિષે ક્રોધયુક્ત થઈને તેણે કરેલા ધનુષ્યની પ્રત્યંચાના વજ્ર સરખા નાદને સાંભળવા ઇચ્છે છે?' (હવે લક્ષ્મણને ઉદ્દેશીને કહે છે :) 'હે વીર લક્ષ્મણ! આટલો સમય વહી જવા છતાં અને તારી સહાયયુક્ત મારા મોટા પરાક્રમને જાણ્યા છતાં પણ એ સુગ્રીવને મારા કાર્ય માટે કાંઈ પણ કાળજી થતી નથી એ કેવું આશ્ચર્ય છે![૭૫,૭૬] હે પરપુરંજય*! આપણે સીતાની શોધ કરવા માટે વાનરાધિપતિ સુગ્રીવની સાથે મૈત્રી કરી છે; પરંતુ તે પોતે કૃતાર્થ થયો છે, એટલે આપણું કાર્ય કરવાનો સમય આવ્યા છતાં પણ એ તરફ લક્ષ્ય આપતો નથી. અરે, વર્ષાઋતુ વીત્યા પછી સીતાની શોધ કરવા માટે મારી આગળ પ્રતિજ્ઞા કરીને, હવે વર્ષાઋતુના ચાર માસ વીતી ગયા તોપણ વિહારસુખમાં લુબ્ધ થયેલો સુગ્રીવ પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરતો નથી![૭૭,૭૮] અરે, અમાત્યો તથા સભાસદો સહિત એ સુગ્રીવ નિરંતર મદ્યપાન કર્યા કરે છે, એ કારણથી જ શોકને લીધે દીન થઈ ગયેલા આપણા ઉપર તે દયા લાવતો નથી.[૭૯] માટે હે વીર! તું સત્વર કિષ્કિંધામાં જા અને સુગ્રીવને મારા ક્રોધનું યથાર્થ સ્વરૂપ જણાવી, આ પ્રમાણે કહે :[૮૦] 'હે સુગ્રીવ! તારો મોટો ભાઈ વાલી મરણ પામીને જે માર્ગે ગયો છે, તે માર્ગ હવે કંઈ સાંકડો થઈ ગયો નથી! હે સુગ્રીવ! તું તારી પ્રતિજ્ઞાનું પાલન કર અને નકામો તારા જ્યેષ્ઠ બંધુના માર્ગે જા નહિ. હે સુગ્રીવ! યુદ્ધને વિષે વાલીની ઉપર એક બાણ મૂકીને તો મેં તેને એકલાને જ હણ્યો છે; પરંતુ જો તું પોતાના સત્યથી ચલાયમાન થઈશ, અર્થાત્ પોતાની પ્રતિજ્ઞાને પાળીશ નહિ, તો હું સઘળા બંધુવર્ગ સહિત તારો નાશ કરીશ.' હે પુરુષર્ષભ! હવે તું વધુ વિલંબ નહિ કરતાં, સત્વર સુગ્રીવની પાસે જા અને હે નરશ્રેષ્ઠ! આપણા કાર્યમાં જે રીતે લાભ થાય તથા તેનું હિત થાય તેવી રીતે તેને સમજાવ.

હે સૌમિત્રિ! તું સુગ્રીવને પુનઃ પણ આટલું કહેજે કે, હે વાનરેશ્વર! તેં સીતાની શોધ કરવા માટે રામની આગળ જે પ્રતિજ્ઞા લીધેલી છે, તેને શાશ્વત ધર્મ જાણીને તું સત્ય કર, અર્થાત્ સીતાની શોધ કરાવી પોતાની પ્રતિજ્ઞાનું પાલન કર. તું મારા બાણ વડે હણાઈને યમલોક વિષે વાલીનાં દર્શન કરવા જવાનું સાહસ કર નહિ.[૮૧-૮૪] એ પ્રમાણે પોતાના જ્યેષ્ઠ બંધુ રામચંદ્રને વૃદ્ધિ પામેલા તીવ્ર કોપને લીધે દીન બની વિલાપ કરતા જોઈને માનવવંશવર્ધન અને ઉગ્ર તેજસ્વી લક્ષ્મણે વાનરોના રાજા સુગ્રીવ પર ક્રોધ ધારણ કર્યો.[૮૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૩૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૧ મો

### સુગ્રીવ પર લક્ષ્મણનો ક્રોધ-તેમનું કિષ્કિન્ધા પ્રત્યે જવું

स कामिनं दीनमदीनसत्त्वं शोकाभिपन्नं समुदीर्णकामम्।
नरेन्द्रसूनुर्नरदेवपुत्रं रामानुजः पूर्वजमित्युवाच ॥१॥

અયોધ્યાપતિ મહારાજા દશરથના પુત્ર રામાનુજ લક્ષ્મણે શોક તથા કામ વડે વ્યાપ્ત થવાને લીધે દીન સરખા બની ગયેલા પોતાના મોટા ભાઈ રઘુવીરને કહ્યું.[૧] 'હે આર્ય બંધુ! હું ધારું છું કે, એ વાનર સુગ્રીવ આપણી સાથેના સ્નેહ સંબંધને સ્થિર રાખી શકશે નહિ. હે પ્રભુ! કર્મયોગથી પ્રાપ્ત થયેલા રાજ્યવૈભવોને ભોગવતો સુગ્રીવ આપની મૈત્રીને ભૂલી ગયો છે, તેથી હવે તે લાંબા વખત સુધી રાજ્યસુખ ભોગવી શકશે નહિ. તેની બુદ્ધિ સન્માર્ગથી વિરુદ્ધ થઈ છે. હે દાશરથિ! જોકે એ સુગ્રીવને તમારી કૃપાથી

* શત્રુઓના નગરોને જીતનારા.

રાજ્ય પ્રાપ્ત થયું છે, તોપણ બુદ્ધિ ભ્રષ્ટ થવાથી તથા ગ્રામ્ય સુખ વિષે આસક્ત થવાથી તે તમારો પ્રત્યુપકાર કરવા ઇચ્છા કરતો નથી; માટે તે હણાઈને પોતાના વડીલબંધુ વાલીની ગતિને ભલે પામે. અરે, એવા દુર્જનને રાજ્ય આપવું ચોગ્ય નથી![૨,૩] હે જ્યેષ્ઠ ભ્રાતા ! હું હવે મારા ક્રોધના પ્રચંડ વેગને રોકી શકતો નથી; માટે એ અસત્યવાદી સુગ્રીવને હું આજે જ હણીશ. પછી કેટલાએક શ્રેષ્ઠ વાનરો સહિત વાલીનો પુત્ર અંગદ સીતાની શોધ કરશે.'[૪]

પોતાનો વિચાર જણાવીને સંગ્રામ વિષે પ્રચંડ, કોપ કરનારા મહાત્મા લક્ષ્મણ ધનુષ્યબાણ ગ્રહણ કરી એકાએક પોતાના આસન પરથી ઊભા થયા; ત્યારે શત્રુપક્ષના વીર યોદ્ધાઓને હણનાર શ્રીમાન રામચંદ્રે તેમને શાંત કરવા માટે સમયોચિત વાક્યો કહ્યાં :[૫] 'હે ભાઈ ! તારા સરખો ધર્મજ્ઞ પુરુષ કદી પણ આવું મિત્રવધરૂપ પાપ કરવા તત્પર થાય નહિ. આ લોક વિષે જે પુરુષ છકેલા ક્રોધને વિવેકબળ વડે દાબી દે છે, તે પુરુષ જ શૂરવીર અને ઉત્તમ ગણાય છે.[૬] હે લક્ષ્મણ ! સદાચરણસંપન્ન એવા તારે મિત્રને હણવાનો વિચાર પણ કરવો ચોગ્ય નથી; પરંતુ પ્રથમના વૃત્તાંત તથા તેની સાથેની મૈત્રીનું સ્મરણ કરી તેની સાથેની પ્રીતિ કાયમ રાખવી એજ યોગ્ય છે.[૭] હે સૌમિત્રિ ! તું તેની પાસે જા અને કઠોર વાણીનો ત્યાગ કરી શાંતિભરેલી વાણીથી તેને પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવ.'[૮]

એ પ્રમાણે વડીલ બંધુ રામચંદ્રે શિખામણ આપી, ત્યાર પછી શત્રુપક્ષના વીરોને હણવામાં સમર્થ, પવિત્ર બુદ્ધિવાળા પોતાના મોટા ભાઈનું હિત કરવામાં પ્રીતિવાળા અને સુગ્રીવ પર ક્રોધે ભરાયેલા બુદ્ધિમાન લક્ષ્મણે કિષ્કિંધા પ્રત્યે જવાની તૈયારી કરી. પછી રામચંદ્રની આજ્ઞામાં રહેતા અને બૃહસ્પતિ સમાન બુદ્ધિવાળા મહાત્મા લક્ષ્મણે સુગ્રીવ પ્રત્યે બોલવાના ઉત્તર-પ્રત્યુત્તરરૂપ સઘળાં વાક્યોનો વિચાર કરી લીધો અને પછી ઇંદ્રધનુષ્ય સરખું સુશોભિત તથા કાળ અને અંતકની પેઠે મહાભય ઉપજાવનારું પર્વતશિખર સમાન મોટું ધનુષ્ય ગ્રહણ કરીને કિષ્કિંધાનગરી પ્રત્યે ચાલવા માંડ્યું. એ વેળા જાણે પ્રયાણ કરતો મોટા શિખરવાળો મંદરાચળ ન હોય, એવા જણાતા મહાત્મા લક્ષ્મણ પોતાના જ્યેષ્ઠ બંધુનો મનોરથ સુગ્રીવે પૂર્ણ કર્યો નહિ, એવા વિચારથી અત્યંત ક્રોધપૂર્ણ થઈ વાયુવેગે સુગ્રીવના ભવન પ્રત્યે જવા લાગ્યા. અત્યંત ઉતાવળે ચાલતા લક્ષ્મણના હસ્તી સરખા વેગને લીધે માર્ગમાંનાં સાલ, તાલ તથા અશ્વકર્ણ વગેરે અનેક વૃક્ષો પડી જવા લાગ્યાં. પર્વતશિખરો ધસી પડવા લાગ્યાં અને ચરણપ્રહારોથી શિલાઓ ચૂર્ણ થવા લાગી. કાર્યની ઉતાવળને લીધે લાંબે પગલે ચાલતા મહાત્મા લક્ષ્મણ થોડીક વારમાં કિષ્કિંધાનગરી પાસે જઈ પહોંચ્યા.[૯-૧૫] વાનરસૈન્યોએ રક્ષણ કરેલી સુગ્રીવની રાજધાની કિષ્કિંધાનગરી કે જે પર્વતોની ખીણમાં આવેલી હોવાને લીધે અતિ દુર્ગમ હતી તેને તથા તેની બહાર વિચરતા ભયંકર વાનરોને જોઈને મહાત્મા લક્ષ્મણના હોઠ સુગ્રીવ પ્રત્યેના ક્રોધથી અત્યંત ફરકવા લાગ્યા. પુરુષશ્રેષ્ઠ લક્ષ્મણને ક્રોધયુક્ત આવતા જોઈને હસ્તી સરખા દેહવાળા સર્વ વાનરો પ્રચંડ શિલાઓ તથા મોટાં મોટાં વૃક્ષોને ગ્રહણ કરી પર્વતશિખરો પર ચઢી ગયા.[÷] શિલાઓ તથા વૃક્ષો ઉગામી તૈયાર થઈ બેઠેલા વાનરોને જોઈને તો ઘણાં કાષ્ઠવાળા અગ્નિની પેઠે મહાત્મા લક્ષ્મણ દ્વિગુણિત કોપાયમાન થયા. એ વેળા તેમનું સ્વરૂપ કાળ અથવા મૃત્યુના, સરખું ભયંકર બની ગયું. એ જોતાંજ અત્યંત ભયભીત થયેલા સેંકડો વાનરો દશે દિશાએ નાસી જવા લાગ્યા.[૧૬-૨૦] કેટલાએક શ્રેષ્ઠ વાનરોએ સુગ્રીવના અંતઃપુરમાં જઈ તેની આગળ

÷ જો લક્ષ્મણ આપણને હણશે, તો આપણે તેના પર પ્રહાર કરીશું, એવા વિચારથી વાનરો પર્વત પર જઈ બેઠા.

લક્ષ્મણનું આગમન અને તેનો અતિશય ક્રોધ, એ સઘળી હકીકત નિવેદન કરી;[૨૧] પરંતુ તારાની સાથે ક્રીડામાં અત્યંત આસક્ત થયેલા કામાસક્ત સુગ્રીવે તેઓના બોલવા પર કંઈ ધ્યાન આપ્યું નહિ.[૨૨] એ વેળા હનુમાનાદિ સુગ્રીવના સચિવોએ સઘળા વાનરોને આજ્ઞા કરી:

'જ્યાં સુધી અમે આપણા રાજા સુગ્રીવને લક્ષ્મણના આગમન વિષે સાવધ કરીએ નહિ, ત્યાં સુધી તમે કોઈ પણ ઉપાયે લક્ષ્મણને નગરીમાં આવતા રોકો.' એવું સાંભળી પર્વત, હસ્તી તથા મેઘ સમાન પ્રૌઢ દેહવાળા, નખ તથા દાઢોરૂપી આયુધવાળા અને ભયંકર સ્વરૂપવાળા શૂરવીર વાનરો એક પછી એક એમ કિષ્કિંધામાંથી બહાર નીકળવા લાગ્યા.[૨૩,૨૪] તેઓમાં કેટલાક દશ હાથી સમાન બળવાળા, કેટલાક સો હાથી સમાન બળવાળા અને કેટલાક હજાર હાથી સરખા બળવાળા હતા.[૨૫] થોડીક વારમાં જ ઉગ્ર પરાક્રમી સર્વ વાનરો કિલ્લાની બહાર નીકળી, ખાઈને પણ ઉલ્લંઘી પ્રકટપણે ઊભા રહ્યા.[૨૬] વૃક્ષાદિ આયુધોને ગ્રહણ કરનારા મહાબળવાન વાનરોએ કિષ્કિંધાનગરીને ઘેરેલી જોઈને ક્રોધ પામેલા મહાત્મા લક્ષ્મણના મનમાં પોતાના વડીલ બંધુનું કાર્ય સાંભરી આવ્યું અને સુગ્રીવ માટે વિશેષ શક ભરાયો; એથી તે પુનઃ પણ અત્યંત ક્રોધવશ થયા.[૨૭,૨૮] એ સમયે નરશ્રેષ્ઠ લક્ષ્મણનાં બન્ને નેત્રો ક્રોધથી લાલચોળ થઈ ગયાં. તે દીર્ઘ, ઉષ્ણ અને લાંબા નિઃશ્વાસ મૂકવા લાગ્યા તથા તેમની કાંતિ ધુમાડાવાળા અગ્નિ જેવી થઈ ગઈ.[૨૯] એ વેળા મહાત્મા લક્ષ્મણ ચળકતાં બાણોરૂપી ચળકતી જિહ્વાવાળા, ધનુષ્યરૂપી દેહવાળા અને પોતાના તેજરૂપી વિષથી ભરેલા હોવાથી સાક્ષાત્ પાંચ ફણાવાળા નાગ સમાન દેખાવા લાગ્યા.[૩૦]

મહાત્મા લક્ષ્મણને નાગેંદ્રની પેઠે એકાએક ક્રોધ પામેલા તથા પ્રલયકાળના અગ્નિ જેવા ઉદ્વિગ્ન થયેલા જોઈને યુવરાજ અંગદ અત્યંત ત્રાસ પામ્યો અને 'મારા કાકા સુગ્રીવે હજી સુધી રામચંદ્રનું કંઈ પણ કાર્ય કર્યું નથી' એવા વિચારથી ખેદગ્રસ્ત થયો. પછી વાલીપુત્ર અંગદ એકાએક લક્ષ્મણની પાસે દોડી આવ્યો અને અનેક પ્રકારનાં નમ્ર વચનો તેને શાંત કરવા લાગ્યો.[૩૧] ત્યારે મહાયશસ્વી લક્ષ્મણે ક્રોધભરી દૃષ્ટિથી અંગદની સામું જોઈ આજ્ઞા આપતાં કહ્યું: 'હે વત્સ! તું તારા કાકા સુગ્રીવને ઉતાવળે જઈને ખબર આપ કે પોતાના વડીલ બંધુ રામચંદ્રના દુઃખથી સંતાપ પામેલો લક્ષ્મણ તને મળવા માટે કિષ્કિન્ધાનગરીના દ્વાર આગળ આવીને ઊભો છે.[૩૨,૩૩] જો તું તેના ઉપર પ્રીતિ ધરાવતો હોય તો તેના કહેવા પ્રમાણે વર્તી પોતાની પ્રતિજ્ઞાને સત્ય કર. હે અંગદ! સુગ્રીવને એટલું કહીને તું સત્વર પાછો આવ.'[૩૪]

સુમિત્રાપુત્ર લક્ષ્મણનાં તીવ્ર ક્રોધયુક્ત વચન સાંભળી ભયભીત, દીનતાયુક્ત તથા શોકાવિષ્ટ થયેલા અંગદે સત્વર ત્યાંથી નીકળીને કિષ્કિંધામાં આવી, પોતાના કાકા સુગ્રીવના અંતઃપુરમાં પ્રવેશ કર્યો અને પ્રથમ પોતાના પિતા તુલ્ય કાકા સુગ્રીવના તથા તેની સ્ત્રી રૂમાના અને છેવટે પોતાની માતા તારાના ચરણોનું વંદન કરી લક્ષ્મણના આગમન સંબંધી સઘળું વૃત્તાંત નિવેદન કર્યું. એ સમયે પણ મદરૂપી નિદ્રાથી ઘેરાયેલા અને કામવશ થઈ પડેલા સુગ્રીવે અંગદના વચનો પર લક્ષ્ય આપ્યું નહિ.[૩૫–૩૮] નગરની બહાર લક્ષ્મણને રોકવા સારુ ઊભેલા અને લક્ષ્મણનો ક્રોધ જોઈ ભયભીત થયેલા સર્વ વાનરો તેમને પ્રસન્ન કરવા અર્થે કિલકારીઓ કરવા લાગ્યા અને સુગ્રીવને જાણ કરવા સારુ મહામેઘ, વજ્રપાત કિંવા સિંહનાદ સરખી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા. એમની એકસામટી ગર્જનાઓનો મોટો શબ્દ સાંભળી, પુષ્પમાળાને ધારણ કરનારો સુગ્રીવ એકાએક જાગી ઊઠ્યો; અર્થાત્ સાવધ થયો. આ સમયે પણ મદને લીધે તેનાં નેત્ર લાલચોળ જણાતાં હતા અને તે આકુળવ્યાકુળ બની રહ્યો હતો.[૩૯–૪૧]

આ વેળા વાનરાધિપતિ સુગ્રીવના 'પ્લક્ષ'

અને 'પ્રભાવ' નામના બે મંત્રીઓ કે જેઓ અંગદની સાથે જ આવ્યા હતા, ઉત્તમ સ્વરૂપવાળા હતા, ધર્મ અને અર્થનાં કાર્યોમાં સુગ્રીવને નાનીમોટી સર્વ પ્રકારની સલાહ આપનારા હતા, તેઓએ અંગદનું વચન સાંભળી દેવાધિપતિ ઇંદ્રની પેઠે બેઠેલા સુગ્રીવને ઉત્તમ અર્થવાળાં વાક્યોથી પ્રસન્ન કર્યો અને પછી તેની પાસે બેસીને લક્ષ્મણનું આગમન નિવેદન કરતાં કહ્યું: 'હે મહારાજ સુગ્રીવ! મહા સત્યવક્તા, રાજ્ય ભોગવવા યોગ્ય તથા મહાભાગ્યવંત એવા રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓ કે જેઓએ તારી સાથે મૈત્રી બાંધીને તને રાજ્ય અપાવ્યું છે, તેઓમાંના એક મહાત્મા લક્ષ્મણ ઉગ્ર ધનુષ્ય ગ્રહણ કરી આપણી કિષ્કિંધાનગરીના દ્વાર આગળ આવી ઊભા રહ્યા છે; જેના ભયથી કંપી ઊઠેલા વાનરો આ મોટો નાદ કરી રહેલા છે. હે વાનરેંદ્ર! મહાસમર્થ રામચંદ્રના વચનરૂપી સારથિએ ચલાવેલા પોતાના કર્તવ્ય અર્થના નિશ્ચયરૂપી રથમાં બેસીને, એ લક્ષ્મણ કે જે રામચંદ્રના કનિષ્ઠ ભ્રાતા છે તે તેમની જ આજ્ઞાથી અહીં આવેલા છે. હે નિષ્પાપ રાજન્! તારાના પ્રિય પુત્ર અંગદને એ લક્ષ્મણે જ તારી પાસે મોકલ્યો છે.[૪૨-૪૮] હે વાનરાધિપતિ! મહાપરાક્રમી અને ક્રોધને લીધે રક્ત નેત્રવાળા એ લક્ષ્મણ હાલમાં જાણે પોતાની દૃષ્ટિથી વાનરોને બાળી મૂકતા હોય એમ આપણા નગરના દરવાજા આગળ ઊભા છે![૪૯] હે મહારાજ! તું તારા પુત્ર અને બાંધવગણ સહિત ઉતાવળે તેની પાસે જા અને તેના ચરણમાં મસ્તક મૂકીને પ્રણામ કર કે જેથી તેનો ક્રોધ આજે જ શાંત થઈ જાય.[૫૦] હે રાજન્! તું કરેલા સંકેત પ્રમાણે સાવધ થઈ પોતાની પ્રતિજ્ઞાને સત્ય કર. જેમ કરવાથી ધર્માત્મા રામચંદ્ર શાંત થાય તે પ્રમાણે તું કર અને કરેલા સંકેત પ્રમાણે વર્તી, સત્ય પ્રતિજ્ઞાવાળો થા.'[૫૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૩૧ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩૨ મો

## હનુમાનનો સુગ્રીવને સદ્બોધ

अङ्गदस्य वचः श्रुत्वा सुग्रीवः सचिवैः सह।
लक्ष्मणं कुपितं श्रुत्वा मुमोचासनमात्मवान्॥१॥

યુવરાજ અંગદ તથા મંત્રીઓનાં વચનો સાંભળીને તેમ જ રામચંદ્રના નાના ભાઈ લક્ષ્મણને ક્રોધ પામેલા જાણીને, દૃઢ ચિત્તવાળો અને વિચાર કરવામાં કુશળ એવો સુગ્રીવ એકાએક પોતાના આસન પરથી ઊભો થયો અને પોતાના મંત્રીઓની સાથે કાર્યના ગુરુલાઘવનો વિચાર કરી કહેવા લાગ્યો: 'હે સચિવો! મેં રામચંદ્ર પ્રત્યે કંઈ પણ દુર્વચનો કહ્યાં નથી, તેમ તેમનું કશું અપ્રિય પણ કર્યું નથી; છતાં તેમના કનિષ્ઠ ભ્રાતા લક્ષ્મણ મારા પર શા માટે ક્રોધ પામ્યા હશે એ સંબંધી મને ચિંતા થાય છે.[૧-૩] અરે, હું ધારું છું કે, નિરંતર મારું અહિત ઇચ્છનારા અને મારાં છિદ્ર શોધનારા મારા શત્રુઓએ જ મહાત્મા લક્ષ્મણને મારા મિથ્યા દોષો કહી સંભળાવીને એકાએક ક્રોધાયમાન કર્યા હશે![૪] અસ્તુ. ગમે તેમ હો, પરંતુ તમે સર્વેએ પ્રથમ ધીમે ધીમે યુક્તિથી તેના ક્રોધનું ખરું કારણ જાણવું જોઈએ.[૫] હે મંત્રીઓ! રામચંદ્ર તથા લક્ષ્મણ એ બન્ને મારા મિત્ર હોવાથી મને જોકે તેમનો ભય નથી, તોપણ વિનાકારણે મિત્ર કોપાયમાન થાય એ વાત હરકોઈ મનુષ્યને ભય ઉપજાવનારી થઈ પડે છે.[૬] મૈત્રી બાંધવી એ સહેલી છે, પરંતુ તેનું પ્રતિપાલન કરવું ઘણું જ દુષ્કર છે; કારણ કે ચિત્તવૃત્તિઓ સ્થિર નહિ હોવાને લીધે અલ્પ કારણથી પણ મૈત્રીભેદ પામે છે-તૂટી જાય છે. હે મંત્રીઓ! હું હાલમાં એટલા માટે જ ભયભીત થયો છું કે રખે ને, કોઈ પણ કારણથી રામચંદ્ર સાથેની મૈત્રી ભેદ પામે! અહો! મહાસમર્થ રામચંદ્રે મારો જે ઉપકાર કર્યો છે, તેનો પ્રત્યુપકાર કરવાને-બદલો વાળવાને હું કદી પણ સમર્થ થાઉં એમ નથી.[૭,૮]

વાનરમંત્રીઓના સાંભળતાં, મહાત્મા સુગ્રીવે ઉપર પ્રમાણે કહ્યું, ત્યારે વાનરશ્રેષ્ઠ હનુમાને

પોતાના તર્કથી કહ્યુ કે 'હે વાનરસમૂહોના રાજા! શૂરવીર રામચદ્રે નિર્વિશકપણે કરેલા ઉપકારને તું ન ભૂલે એમા કશુ આશ્ચર્ય નથી, કેમ કે રામચદ્ર ઇદ્ર સરખા પરાક્રમી વાલીનો જરા પણ ભય ન ધરતા, માત્ર તારુ પ્રિય કરવા અર્થે જ તેને હણ્યો છે ૧૦,૧૧ હે સુગ્રીવ! હાલમા શ્રીમાન રામચદ્ર તારી મિત્રતા માટે શક આવવાથી જ ક્રોધે ભરાયા છે અને તે કારણથી જ તેમણે લક્ષ્મીવર્ધન પોતાના બધુ લક્ષ્મણને અહી મોકલ્યા છે હે કાલવિદાવર! તે સીતાની શોધ કરવા માટે રામચદ્રની આગળ જે સમય ની પ્રતિજ્ઞા કરી હતી, તે શરદઋતુનો પવિત્ર સમય આવી પહોચ્યો છે, છતા રાજમદથી મત્ત થયેલો તુ તેને ગણકારતો નથી હે રાજન! આ શરદ્ઋતુ પ્રફુલ્લિત સપ્તપર્ણના વૃક્ષોથી સુશોભિત બની રહી છે, વાદળા રહિત થયેલા નિર્મળ આકાશમા તારા અને નક્ષત્રો સ્પષ્ટ જણાય છે, દિશાઓ પ્રકાશમાન થઈ રહી છે અને સરોવરો તથા નદીઓના જળ સ્વચ્છ બની ગયા છે ૧૨-૧૪ હે વાનરશ્રેષ્ઠ! આ પ્રમાણે સીતાની શોધ કરવાનો સમય આવી પહોચ્યા છતા તુ તેને જાણતો નથી, માટે ખરેખર, તુ રાજ્યમદથી મત્ત બની ગયો છે જાણીને જ મહાત્મા લક્ષ્મણ અહી આવના છે ૧૫ હે સુગ્રીવ! આવુ ક્રોધ થવાથી પીડિત થયેલા મહાત્મા રામચદ્રના નાનાભાઈ કદાચ તને કઠોર વચનો કહે, તોપણ તારે તેને સહન કરવા અને બન્ને હાથ જોડીને મહાત્મા લક્ષ્મણને પ્રસન્ન કરવા, કારણ કે તુ રામ-લક્ષ્મણનો અપરાધી થયેલો હોવાથી લક્ષ્મણને પ્રસન્ન કર્યા વિના તારુ હિત થાય એવો બીજો કોઈ પણ ઉપાય મારા જોવામા આવતો નથી ૧૬ ૧૭ હે રાજન્! રાજાને પોતાનુ હિત થાય એવો માર્ગ દર્શાવવાને યોજેલા મત્રીઓએ તો રાજાનુ હિત થાય એવા જ વચનો અવશ્ય કહેવા જોઈએ નીતિ શાસ્ત્રમા એમ કહેલુ છે, માટે જ હુ ભયરહિત થઈ ને તને આવા દૃઢ નિશ્ચયયુક્ત વાક્યો કહુ છુ ૧૮ હે વાનરરાજ! એ દશરથનદન રઘુવીર જો ક્રોધ પામે તો પોતાના ધનુષ્ય-બાણો વડે દેવ, અસુર અને ગધર્વાદિ સહિત આખા જગત ને પણ વશ રાખવા સમર્થ છે.૧૯ હે રાજન્! જેને કોપાવીને પાછળથી પ્રસન્ન કરવો પડે તેવા પુરુષને કોપાવવો જ નહિ એ બુદ્ધિમાનનુ કર્તવ્ય છે તેમા વળી તુ કે જે કૃતજ્ઞ છે, તેણે તો રામચદ્રના પ્રથમ કરેલા ઉપકારને સભારી તેમને જરા પણ કોપાવવા જોઈએ નહિ ૨૦ હે રાજન્! જેમ સ્ત્રી પોતાના પતિને વશ થઈને વર્તે, તેમ તુ તારા મિત્ર-પુત્રાદિ સર્વ કુટુબ સહિત તેમના (રામચદ્રના) ચરણમા મસ્તક વડે પ્રણામ કરીને તેમને વશ થઈ રહે અને પોતાની પ્રતિજ્ઞાને સત્ય કર ૨૧ હે વાનરોના રાજા! તુ રામચદ્ર તથા લક્ષ્મણની આજ્ઞાનુ મનથી પણ ઉલ્લઘન કરવાને યોગ્ય નથી, કેમ કે ઇદ્ર સરખા તેજસ્વી એ બને ભાઈઓના ઉત્તમોત્તમ માનુષી બળને તારુ મન જાણે છે ૨૨

ઇતિ શ્રીમદ્ વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાડમા ૩૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૩ મો

### લક્ષ્મણનો કિષ્કિન્ધામા પ્રવેશ અને તારાએ કરેલુ સ્વાગત

*अथ प्रतिसमादिष्टो लक्ष्मणः परवीरहा ॥*
*प्रविवेश गुहां रम्यां किष्किन्धां रामशासनात् ॥१॥*

વાયુસુત હનુમાનના વચનો સાભળી વાનર રાજ સુગ્રીવે લક્ષ્મણને નગરમા પ્રવેશ કરાવવાની આજ્ઞા આપી, એટલે તરત જ યુવરાજ અગદે નગરની બહાર લક્ષ્મણની પાસે આવી તેમને નગરમા પ્રવેશ કરવા વિનતિ કરી શત્રુમર્દન લક્ષ્મણે પોતાના વડીલ બધુ રામચદ્રની આજ્ઞાને માન્ય કરી રમ્ય કિષ્કિધાનગરીમા પ્રવેશ કર્યો આ સમયે નગરના દરવાજા આગળ ઊભેલા, મોટી કાયાવાળા અને મહાબળવાળા વાનરો કે જેઓ અત્યત ક્રોધને લીધે વારવાર સર્પની પેઠે ફૂફાડા મારી રહેલ લક્ષ્મણને જોઈ ત્રાસ પામ્યા હતા તેઓ માત્ર હાથ જોડીને દૂર જ ઊભા રહ્યા અને લક્ષ્મણની સાથે રાજમદિર પ્રત્યે જઈ

લક્ષ્મણના ક્રોધને શાંત કરવા સારુ અતિપ્રિય વચનો કહેવા લાગી.[40] 'હે રાજપુત્ર! તમોએ આટલો બધો ક્રોધ શા માટે ધારણ કર્યો છે? હે સૌમિત્રિ! તમારી આજ્ઞા પ્રમાણે કોણ વર્તતું નથી? અરે, સૂકા વૃક્ષોથી ભરેલા વનને બાળી રહેલા દાવાગ્નિમાં પ્રવેશ કરવાને કોણ તત્પર થયું છે કે જેણે તમને ક્રોધાયમાન કર્યા છે?'[41]

તારાના સાંત્વનાયુક્ત વચનો સાંભળીને શંકારહિત થયેલા મહાત્મા લક્ષ્મણે તેના પ્રત્યે ઉત્તમ અર્થયુક્ત અને સ્નેહભરી વાણીથી કહ્યું 'પતિહિતમાં તત્પર રહેનારી હે તારા! તારો પતિ સુગ્રીવ હાલમાં અત્યંત કામાસક્ત થયેલો છે અને તેના ધર્મ તથા અર્થ એ બંને પુરુષાર્થો લુપ્ત-નષ્ટ સરખા થઈ રહ્યા છે, એ શું તારા જાણવામાં નથી? માત્ર રાજ્યપાલનનું કાર્ય નિભાવવા માટે એક સામાન્ય સભા નીમીને તારો પતિ સુગ્રીવ રાત્રિ દિવસ કામનું જ સેવન કરે છે અને શોકગ્રસ્ત થઈ ગયેલા અમારી પણ સંભાળ લેતો નથી.[42-44] તે વાનરેશ્વરે સીતાની શોધ કરવા સારુ ચાતુર્માસનો અવધિ કર્યો હતો તે ક્યારનોયે વ્યતીત થઈ ગયો તોપણ મદ્યપાન કરી નિરંતર સ્ત્રીઓની સાથે વિહાર કરતો એ મદોન્મત્ત સાવધ થતો નથી, અર્થાત્ અમારા કાર્યને સંભારતો નથી[45] હે વાનરરાજપત્ની! ધર્મ અને અર્થની સિદ્ધિ ઇચ્છનાર પુરુષે કદી પણ મદ્યપાન કરવું યોગ્ય નથી, કારણ કે તેથી ધર્મ, અર્થ અને કામ, એ ત્રણે પુરુષાર્થનો નાશ થાય છે[46] વળી પોતાના મિત્રે કરેલા ઉપકારનો પ્રત્યુપકાર કરવામાં ન આવે તો મહાન ધર્મલોપ થાય અને ગુણવાન મિત્રોનો નાશ થવાથી અર્થાત્ ગુણવાળા પુરુષ સાથેની મૈત્રી તૂટવાથી મહાન અર્થલોપ થાય છે[47] આ લોકને વિષે જે પુરુષ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવારૂપ સત્ય ધર્મમાં પરાયણ હોય તેમ જ સમય આવ્યે મિત્રનું કાર્ય બજાવવારૂપ શ્રેષ્ઠ ગુણને ધરાવતો હોય, તે પુરુષ 'મિત્ર' કહેવાય છે, પરંતુ તારા પતિએ તે એ બંનેનો ત્યાગ કર્યો છે અરે, તે મિત્રધર્મમાં પણ રહ્યો નથી![48] માટે હે કાર્યોના તત્ત્વોને જાણનારી તારા! આ પ્રસ્તુત કાર્ય માટે અમારે હવે પછી શું કરવું યોગ્ય છે, તે તું જ કહે'[49]

લક્ષ્મણનાં ધર્માર્થના નિશ્ચયયુક્ત મધુર વચન સાંભળી તારા રામચંદ્રના નહિ સિદ્ધ થયેલા કાર્ય માટે વિશ્વાસ ઉપજાવે એવા વાક્યો કહેવા લાગી 'હે રાજપુત્ર! કોપ કરવાનો આ સમય નથી અને વળી પોતાના સ્વજન પર કોપ કરવો એ પણ યોગ્ય નથી હે વીર! મારો ભર્તા સુગ્રીવ પોતાના અંતઃકરણપૂર્વક તમારું કાર્ય કરવા ઇચ્છે છે. તે તમારો સ્વજન-મિત્ર છે, માટે પ્રમાદને લીધે તમારું કાર્ય નહિ કરવામાં થોડોક સમય વ્યતીત થવારૂપ તમારો જે અપરાધ તેનાથી થઈ ગયો છે, તે તમારે ક્ષંતવ્ય છે હે રાજકુમાર! ઉત્કૃષ્ટ ગુણવાન પુરુષ નિર્બળ પુરુષ ઉપર ક્રોધ કેમ જ કરે? હે વીર! તમારા સરખો સત્ત્વગુણી અને કર્તવ્યાકર્તવ્યના વિચારવાળો કયો પુરુષ આમ એકાએક ક્રોધને વશ થાય?[50-52] હે સૌમિત્રિ! વાનરોના રાજા સુગ્રીવના સખા રામચંદ્રને ક્રોધ થવાનું કારણ હું જાણું છું, તેમ જ તેમના કાર્યમાં વિલંબ થવાનું કારણ પણ હું જાણું છું વળી તેઓએ મારા પતિ ઉપર જે ઉપકાર કર્યો છે તે પણ મારા જાણવામાં છે અને હવે પછી તમારે જે કાંઈ કરવાનું છે તે પણ મારા જાણવામાં છે[53] હે નરશ્રેષ્ઠ! શરીરમાં જ ઉત્પન્ન થતા કામનું જે અસહ્ય બળ છે તે તથા તેને લીધે હમણાં સ્ત્રીજનોને વિષે જ આસક્ત થયેલો સુગ્રીવ બીજું કાંઈ પણ કાર્ય કરવાના ધ્યાન આપતો નથી તે પણ મારા જાણવામાં છે[54] હે લક્ષ્મણ! તમે ઘણા કાળથી સ્ત્રીસંગરહિત હોવાને લીધે કામી પુરુષોના સ્વભાવને જાણી શકતા નથી, એ કારણથી જ આમ એકાએક કોપાયમાન થતા હો. હે સૌમિત્રિ! કામાસક્ત થયેલો મનુષ્ય દેશ-કાળને તથા તેને અનુસરી પ્રાપ્ત કરાતા ધર્મ કે અર્થ એકેને જાણી શકતો નથી[55] માટે હે શત્રુપક્ષના વીર યોદ્ધાઓને હણવામાં સમર્થ લક્ષ્મણ! વિષયાસક્તિને લીધે

લજ્જારહિત અને ઉચ્છંખલ સ્વભાવવાળો તથા તમારો બંધુરૂપ સુગ્રીવ કે જે વાનરવંશનો રાજા છે તે હાલમાં તમારે ક્ષમા કરવા યોગ્ય છે.[૫૬] હે દાશરથિ! ધર્મરૂપ તપશ્ચર્યામાં જ આનંદ માનનારા મહર્ષિઓ પણ કામભોગની અભિલાષાને વશ થઈ સ્ત્રીઓની સાથે મોહપાશથી બંધાય છે, ત્યારે અમારો પતિ સુગ્રીવ જે સ્વભાવે જ ચપળ અને વનચર છે તથા વિશેષ કરી રાજા છે, તે વિષયસુખમાં આસક્ત કેમ ન થાય?[૫૭]

અમાપ બળવાળા મહાત્મા લક્ષ્મણ પ્રત્યે મોટા અર્થથી ભરેલાં વાક્યો કહીને ગદને લીધે વિહ્વળ નેત્રવાળી તારા પોતાના ભર્તાના હિતાર્થે પુનઃ પણ ખેદયુક્ત વાણીથી કહેવા લાગી: 'હે નરોત્તમ! મારો ભર્તા સુગ્રીવ જોકે કામવશ છે, તોપણ તેણે તમારું કાર્ય કરવા માટે તમારા આવતા પહેલાં ક્યારનોયે ઉદ્યોગ આરંભ્યો છે અને સીતાની શોધ કરવા સારુ અનેકાનેક વાનરોને આજ્ઞા કરી છે કે જે આજ્ઞા સાંભળીને અનેક પ્રકારના પર્વતોમા રહેનારા, ઇચ્છિત રૂપ ધારણ કરનારા તથા મહાબળવાળા સેંકડો અને હજારો–કરોડો વાનરો અહીં આવી પહોંચ્યા છે.[૫૮–૬૦] હવે તમે શાંત થઈ અંતઃપુરમા આવો અને અમારા સ્વામી સુગ્રીવને મળો. હે લક્ષ્મણ! એકાએક સ્ત્રીઓવાળા અંતઃપુરમાં નહિ પ્રવેશ કરવાથી તમોએ શિષ્ટ પુરુષોના ચારિત્ર્યનું પરિપાલન કર્યું છે; પરંતુ હવે અંદર આવવામાં હરકત નથી; કેમ કે સત્પુરુષોને વિકારરહિત મિત્રભાવથી પરસ્ત્રીનું અવલોકન કરવામા કાંઈ પણ દોષ લાગતો નથી.'[૬૧]

વાનરરાજપત્ની તારાનાં વચન સાંભળીને મહાબાહુ લક્ષ્મણ કે જેને રામચંદ્રે ઉતાવળ કરવાનું કહ્યું હતું, તેમણે સત્વર સુગ્રીવના અંતઃપુરમાં પ્રવેશ કર્યો.[૬૨] ત્યાં અમૂલ્ય આસ્તરણથી બિછાવેલા ઉત્તમોત્તમ સુવર્ણના આસન પર બેઠેલો સુગ્રીવ તેમના જોવામાં આવ્યો. આ વેળા સૂર્ય સમાન કાંતિવાળા યશસ્વી સુગ્રીવે દિવ્ય આભૂષણો, દિવ્ય વસ્ત્ર તથા દિવ્ય પુષ્પોની માળાઓ ધારણ કરી હતી અને તે સાક્ષાત્ ઇંદ્ર સરખો દુર્જય અને દિવ્ય સ્વરૂપવાળો દેખાતો હતો.[૬૩,૬૪] વળી તેણે પોતાની સ્ત્રી રૂમાને દૃઢ આલિંગન કર્યું હતું અને બીજી પણ કેટલીક સ્ત્રીઓ તેને વીંટાઈ વળી હતી. આમ સુગ્રીવને નિર્લજ્જપણે બેઠેલો જોઈ ક્રોધ ચઢવાને લીધે જેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં હતાં એવા મહાત્મા લક્ષ્મણે કાળ સમાન ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું અને ઉતાવળે તેની સામે જવા લાગ્યા. સુવર્ણ સરખા વર્ણવાળો અને વિશાળ નેત્રવાળો સુગ્રીવ વિશાલાક્ષ લક્ષ્મણને ક્રોધભર્યા પોતાની સામે આવતા જોઈને એકાએક ચમકી ઊઠ્યો.[૬૫,૬૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમા ૩૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૪મો

### વચન પાળવાની સુગ્રીવને યાદ-લક્ષ્મણનો ક્રોધ

तमप्रतिहतं क्रुद्धं प्रविष्टं पुरुषर्षभम्।
सुग्रीवो लक्ष्मणं दृष्ट्वा बभूव व्यथितेंद्रियः॥ १॥

અંતર્ગૃહમાં પ્રવેશ કરતાં જેમને કોઈએ પણ અટકાવ્યા ન હતા એવા પુરુષશ્રેષ્ઠ લક્ષ્મણને ક્રોધ પામી પોતાની સામે આવતા જોઈને વાનરરાજ સુગ્રીવ ગભરાવા લાગ્યો.[૧] પછી પોતાના તેજ વડે દેદીપ્યમાન કાંતિવાળા ક્રોધને લીધે વારંવાર નિઃશ્વાસ મૂકતા તથા વડીલ બંધુના દુઃખથી સંતપ્ત થયેલા દશરથનંદન લક્ષ્મણને માન આપવા અર્થે તે સુગ્રીવ શણગારેલા મહાન ઇંદ્રધ્વજની પેઠે પોતાના સુવર્ણમય આસનનો ત્યાગ કરી ઊભો થયો.[૨,૩] સુગ્રીવને ઊભો થયેલો જોઈ જેમ આકાશમાં ચંદ્રની પાછળ નક્ષત્રગણો ઉદય પામે, તેમ તેની રૂમા વગેરે સર્વ સ્ત્રીઓ પણ ઊભી થઈ. પછી રાતાં નેત્રવાળો શ્રીમાન સુગ્રીવ હાથ જોડીને મહાત્મા લક્ષ્મણની આગળ ગયો અને મોટા કલ્પવૃક્ષની પેઠે તેની પાસે ઊભો રહ્યો.[૪,૫] આ વેળા રૂમા આદિ સ્ત્રીઓની મધ્યે ઊભેલો સુગ્રીવ કે જે તારાગણોની મધ્યે

ઉદય પામેલા ચંદ્ર સરખો શોભતો હતો, તેને મહાત્મા લક્ષ્મણે ક્રોધપૂર્વક કહ્યું [૬] 'હે સુગ્રીવ!

सत्त्वाभिजनसम्पन्नः सानुक्रोशो जितेन्द्रियः ।
कृतज्ञः सत्यवादी च राजा लोके महीयते ॥

જે રાજા ઉત્તમ બળવાળો તથા કુળવાન હોય, દયાયુક્ત હોય, જિતેન્દ્રિય હોય, કૃતજ્ઞ હોય તથા સત્યવક્તા હોય, તે રાજાજ આ લોક વિષે પ્રજામા માન પામી પૂજાય છે [૭]

અધર્મમાર્ગે ચાલનારો જે રાજા પોતાના ઉપકારી મિત્રોની આગળ મિથ્યા પ્રતિજ્ઞા કરે છે અર્થાત્ કાર્ય કરવાની પ્રતિજ્ઞા લઈને પછી તે પ્રમાણે કરતો નથી, તેના કરતા મહાક્રૂર-મહાપાપી બીજો કોણ હોય? હે પ્લવગેશ્વર!* અસત્ય ભાષણથી ઉપજતા દોષોનું વર્ણન શાસ્ત્રોમા આ પ્રમાણે કર્યું છે

शतमश्वानृते हन्ति सहस्रं तु गवानृते ।
आत्मानं स्वजनं हन्ति पुरुषः पुरुषानृते ॥

જે પુરુષ એક અશ્વ માટે× પ્રતિજ્ઞા કરીને પછી તે મિથ્યા કરે છે, તે પુરુષ સો અશ્વને હણવાના પાપથી બંધાય છે તથા જે પુરુષ એક ગાય માટે+ પ્રતિજ્ઞા કરીને પછી તે મિથ્યા કરે છે, તે પુરુષ હજાર ગાયોના વધના દોષને પ્રાપ્ત થાય છે, પરંતુ જે પુરુષ પુરુષ સંબંધી– પ્રતિજ્ઞા કરીને તે પાળતો નથી, તે તો આત્મહત્યાના તેમજ સ્વજનોની હત્યાના દોષનો ભાગી થાય છે

पूर्वं कृतार्थो मित्राणां न तत्प्रतिकरोति यः ।
कृतघ्नः सर्वभूतानां स वध्यः प्लवगेश्वर ॥

હે પ્લવગેશ્વર! પ્રથમ મિત્રોની પાસેથી પોતાનું કાર્ય સાધી લઈ પછી જે પુરુષ તેનો બદલો વાળતો નથી, તે પુરુષ આ લોક વિષે કૃતઘ્ન હોઈ સર્વ પ્રાણીઓથી બહિષ્કાર પામવા યોગ્ય થાય છે.[૮-૧૦]

વળી હે પ્લવંગમ! કોઈએ કરેલા ઉપકારની સામે પ્રત્યુપકાર નહિ કરનારા કૃતઘ્ન પુરુષને જોઈને અત્યંત ક્રોધ પામેલા મહાત્મા મનુભગવાને સર્વ લોકોને માન્ય એવો નીચેનો શ્લોક કહેલો છે, તે તું સાભળ.[૧૧]

गोघ्ने चैव सुरापे च चौरे भग्नव्रते तथा ।
निष्कृतिर्विहिता सद्भिः कृतघ्ने नास्ति निष्कृतिः ॥

ગોવધ, મદ્યપાન, ચોરી તથા વ્રતભંગ આદિ પાપોનું પ્રાયશ્ચિત્ત સત્પુરુષોએ કહેલું છે, પરંતુ કૃતઘ્ન પુરુષના પાપનું પ્રાયશ્ચિત્ત ક્યાય પણ કહેલું નથી [૧૨]

હે વાનર! તું અનાર્ય, મિથ્યાવાદી અને કૃતઘ્ન થઈ ચૂક્યો છે, કારણ કે મારા વડીલ બંધુ રામચંદ્ર તારો પ્રથમ ઉપકાર કર્યો છે, છતા તું હવે તેનો પ્રત્યુપકાર કરવા તત્પર થતો નથી [૧૩] અલ્યા વનચર! કૃતાર્થ થયેલા તારે રામચંદ્રનો પ્રત્યુપકાર કરવાની ઇચ્છાથી સીતાની શોધ કરવાના કાર્યમા અવશ્ય પ્રયત્ન કરવો જોઈએ [૧૪] તું ગ્રામ્ય વિષયભોગમા આસક્ત થઈ કહેલો સમય નહિ સાચવવાથી મિથ્યાપ્રતિજ્ઞ થયો છે, તેથી ખરેખર તું દેડકાની પેઠે શબ્દ કરતા સર્પના સરખો વંચક+ નીવડ્યો છે! અહો! મારા આર્ય ભ્રાતા રામચંદ્રે તારી આવી વંચકતાને જાણી નહિ [૧૫] હે દુરાત્મન્! કરુણામય સ્વભાવવાળા અને મહાભાગ્યવાન મહાત્મા રામચંદ્ર તને પાપીને વાનરરાજ્ય અપાવ્યું, તોપણ તું એ મહાત્મા રઘુવીરના ઉપકારને કેમ જાણતો નથી? મને તો લાગે છે કે, હવે તું થોડા સમયમા જ રામચંદ્રના તીક્ષ્ણ બાણો વડે હણાઈને તારા ભાઈ વાલીના દર્શન કરીશ [૧૬,૧૭] તારો ભાઈ

* વાનરોનો ઈશ્વર-રાજા

× અશ્વનું કોઈને દાન કરવું એ વગેરે અશ્વ સંબંધી કાર્યો માટે

\+ ગાયનું દાન કરવું અથવા તેને ઘાસચારો આપવો એ વગેરે ગાય સંબંધી કાર્યો માટે

– 'હું તારું આટલું કાર્ય કરીશ' એવી પ્રતિજ્ઞાથી કોઈ પુરુષને વિશ્વાસ આપવો, એ વગેરે પુરુષ સંબંધી કાર્યો માટે

\+ દેડકાને પકડવા માટે સાપ કોઈ કોઈ વખત દેડકાના જેવા શબ્દ કરે છે જેથી દેડકાઓ 'અહીં કોઈ આપણા સ્વજાતીય છે' એવો વિશ્વાસ પામી તેની પાસે આવે છે એટલે સર્પ તેને તરત જ પકડી લે છે, એ વંચકતા કહેવાય છે

-વાલી મરણ પામી જે માર્ગે ગયો છે. તે માર્ગ હવે કાંઈ સાંકડો થઈ ગયો નથી અથવા તો બંધ થઈ ગયો નથી; માટે હે સુગ્રીવ! તું આમ મિથ્યા-પ્રતિજ્ઞ ન થતાં પોતાના મુખથી કહેલા સમયનું પાલન કર અને વ્યર્થ હણાઈને વાલીના માર્ગે જવાનું સાહસ કર નહિ.૧૮

અરે સુગ્રીવ! મને તો લાગે છે કે, ઇક્ષ્વાકુ-વંશમાં શ્રેષ્ઠ એવા શ્રીમાન રામચંદ્રના ધનુષ્ય-માંથી નીકળતાં વજ્ર સરખાં તીક્ષ્ણ બાણોને તેં કદી જોયાં જ નથી અને તેથી જ તું સુખીની પેઠે, ગ્રામ્ય વિષયો વિષે આસક્ત થઈ પડ્યો છે અને રામચંદ્રનાં કાર્યનો વિચાર પણ કરતો નથી!'૧૯

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૩૪મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૫ મો

### લક્ષ્મણનું સાંત્વન-તારાનાં વચનો

*तथा ब्रुवाणं सौमित्रिं प्रदीप्तमिव तेजसा ।*
*अब्रवील्लक्ष्मणं तारा ताराधिपनिभानना ॥ १ ॥*

સ્વતેજે કરી પ્રકાશી રહેલ સુમિત્રાપુત્ર લક્ષ્મણનાં વચનો સાંભળીને ચંદ્રમુખી તારા તેમને કહેવા લાગી:૧ 'હે લક્ષ્મણ! તમારે અમારા સ્વામી પ્રત્યે આવાં કઠોર વાક્યો કહેવાં ઘટતાં નથી તેમ જ આ વાનરાધિપતિ સુગ્રીવ પણ તમારા સરખા સ્નેહીઓના મુખથી આવાં કઠોર વાક્યો સાંભળવાને યોગ્ય નથી.૨ હે વીર! અમારો ભર્તા સુગ્રીવ અકૃતજ્ઞ, શઠ કિંવા દારુણ પ્રકૃતિવાળો નથી; તેમ જ તે અસત્યવાદી અથવા ક્રૂર સ્વભાવવાળો પણ નથી.૩ હે વીર લક્ષ્મણ! તમારા મોટા ભાઈ શ્રીમાન રામચંદ્રે બીજા કોઈથી ન થઈ શકે એવો સંગ્રામને વિષે જે મહાન ઉપકાર કર્યો છે, તેને કાંઈ આ વીર સુગ્રીવ ભૂલી ગયો નથી.૪ હે પરંતપ! રામચંદ્રની કૃપાથી જ સુગ્રીવને પવિત્ર કીર્તિ, નિષ્કંટક વાનર-રાજ્ય તથા રૂમા અને હું વગેરે સ્ત્રીઓની પ્રાપ્તિ થઈ છે.૫ હે સૌમિત્રિ! અમારો ભર્તા સુગ્રીવ પૂર્વે અત્યંત દુઃખમાં રહીને હમણાં જ ઉત્તમો-ત્તમ સુખ પામ્યો હોવાથી મહામુનિ વિશ્વામિત્રની પેઠે પ્રાપ્ત થયેલા સમયને જાણતો નથી.૬ હે લક્ષ્મણ! પૂર્વે 'ઘૃતાચી' નામની અપ્સરાને વિષે આસક્ત થયેલા ધર્માત્મા મહામુનિ વિશ્વામિત્રે એની સાથે ક્રીડા કરતાં વહી ગયેલા દશ વર્ષના કાળને એક દિવસ જેટલો જ માન્યો હતો.૭ અહો! કાળજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ એવા મહાતેજસ્વી વિશ્વામિત્ર પણ સ્ત્રીમાં આસક્ત થવાને લીધે પ્રાપ્ત થયેલા સમયને જાણી શક્યા નહિ, તો પછી અન્ય-સાધારણ પ્રાણીની તો વાત જ શી?૮ હે લક્ષ્મણ! આહાર, નિદ્રા તથા મૈથુન આદિ દેહના ધર્મોનું સેવન કરનારા અને દુઃખ ભોગવી અત્યંત થાકી ગયેલા તથા કામભોગથી તૃપ્તિ નહિ પામેલા આ અમારા ભર્તા સુગ્રીવ ઉપર રઘુવીરે ક્ષમા કરવી ઘટે છે.૯ હે તાત લક્ષ્મણ! તમારે નિશ્ચિત કરેલા અર્થના તત્ત્વને જાણ્યા સિવાય એકાએક ક્રોધવશ થવું યોગ્ય નથી.૧૦ હે પુરુષ-ર્ષભ! તમારા સરખા બળવાન પુરુષો વિચાર કર્યા વિના એકદમ ક્રોધવશ થતા નથી.૧૧ હે ધર્મને જાણનારા લક્ષ્મણ! હું મારા પતિ સુગ્રીવ-ને અર્થે અત્યંત નમ્ર થઈને, તમને પ્રસન્ન કરી વીનવું છું કે, તમે મહાન રોષથી ઊપજેલા તમારા મનના મોટા ક્ષોભનો ત્યાગ કરી શાંત થાઓ. હે સૌમિત્રિ! અમારો ભર્તા સુગ્રીવ શ્રીમાન રામચંદ્ર માટે પોતાની સ્ત્રી રૂમાને, મને, પ્રિય પુત્ર અંગદને, રાજ્યને તેમ જ ધન, ધાન્ય અને અશ્વાદિ સમૃદ્ધિને પણ તજી દે એવો છે, એમ હું માનું છું.૧૨,૧૩ અમારો પતિ સુગ્રીવ રાક્ષસા-ધમ એવા રાવણને હણીને, ચંદ્ર અને રોહિણી સરખા રામચંદ્ર તથા સીતાનો મેળાપ કરા-વશે.૧૪ હે સૌમ્ય! હાલમાં લંકા વિષે ઇચ્છિત રૂપ ધરનારા અને પરાભવ કરવાને અશક્ય એવા દશ ખર્વ, ચાર લાખ અને સાઠ હજાર રાક્ષસો છે, તેઓને હણ્યા સિવાય સીતાનું હરણ કરનારા રાવણનો વધ કરવો અશક્ય છે.૧૫,૧૬ હે લક્ષ્મણ! અસંખ્યાત વાનરો તથા રઘુવીરની સહાય વિના એકલા સુગ્રીવથી તે સઘળા રાક્ષસોનો વધ થવો

અશક્ય છે, તેમ જ તેઓનો રાજા ક્રૂરકર્મી રાવણ પણ એકલા સુગ્રીવના હાથે મરે તેમ નથી ૧૭ હે સૌમિત્રિ! 'રાવણને એટલા બધા બળની પ્રાપ્તિ કેવી રીતે થઈ' એ સંબંધી હું કાંઈ પણ જાણતી નથી, પરંતુ સર્વ દેશોના વૃત્તાંતને જાણનારા મારા સ્વામી વાલીએ મને પ્રસંગોપાત્ત રાવણનું જે બળ કહી સંભળાવ્યું હતું તે જ મેં તમને કહ્યું છે ૧૮ હે સૌમિત્રિ! અમારા ભર્તા સુગ્રીવે યુદ્ધ વિષે તમને સહાય કરવા અર્થે બળવાન વાનરોને તેડી લાવવા સારુ પોતાની આજ્ઞા ઉઠાવનારા ઉત્તમ સેવકોને મોકલ્યા છે ૧૯ અને એ મહાપરાક્રમી તથા બળવાન વાનરોના આગમનની વાટ જુએ છે એ પ્રમાણે રામચંદ્રનું કાર્ય સિદ્ધ કરવા જ સુગ્રીવ બહાર નીકળતો નથી ૨૦ હે સૌમિત્રિ! વાનરાધિપતિ સુગ્રીવે સર્વ વાનરોને અહીં આવી પહોંચવાનો જે દિવસ નક્કી કર્યો છે તે આજનો જ છે, માટે મહાબળવાન સર્વ વાનરો આજે જ અહીંયાં આવશે હવે તમે શાંત થાઓ ૨૧ હે અરિંદમ! તમે ક્રોધનો ત્યાગ કરો આજે તમારા દેખતાં જ હજારો અને કરોડો રીંછો, અસંખ્યાત ગોલાંગૂલો તથા અનેક કરોડ તેજસ્વી વાનરો અહીં આવશે ૨૨ હે લક્ષ્મણ! ક્રોધને લીધે રુધિર સમાન લાલ થયેલાં તમારાં બંને નેત્રોને તથા સિંહ સરખા વિકરાળ બનેલા મુખને જોતી અમે સઘળી વાનરરાજ સુગ્રીવની સ્ત્રીઓ પ્રથમનો ભય સાંભરી આવવાથી+ શાંતિ પામતી નથી" ૨૩

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આર્ષ રામાયણના કિષ્કિંધાકાંડમાં પાંત્રીસમો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૬ મો

**સુગ્રીવ અને લક્ષ્મણ–પરસ્પર વાતચીત**

इत्युक्तस्तारया वाक्यं प्रश्रितं धर्मसंहितम् ।
मृदुस्वभावः सौमित्रिः प्रतिजग्राह तद्वचः ॥ १ ॥

રાજપત્ની તારાનાં નમ્ર અને ધર્મયુક્ત વચનોને માન્ય કરી, કોમળ સ્વભાવવાળા સુમિત્રાનંદન લક્ષ્મણ શાંત થયા એ જોઈ વાનરોના રાજા સુગ્રીવે લક્ષ્મણથી પોતાને થયેલા મહાન ત્રાસનો ભીના વસ્ત્રની પેઠે ત્યાગ કર્યો ૧-૨ પછી પોતાના કંઠમાં રહેલી અને કામવાસનાને જાગ્રત કરનારી અનેક પ્રકારની પુષ્પમાળાઓને તોડી નાખીને વાનરાધિપતિ સુગ્રીવ મદરહિત થયો ૩ ત્યાર પછી સર્વ વાનરોમાં શ્રેષ્ઠ એવો કપિરાજ સુગ્રીવ ભયંકર બળવાળા લક્ષ્મણને હર્ષ ઉપજાવતાં નમ્ર વાક્યો કહેવા લાગ્યો ૪ 'હે સૌમિત્રિ! રામચંદ્રની કૃપાથી જ મારી નાશ પામેલી લક્ષ્મી તથા કીર્તિ અને નિષ્કંટક વાનરરાજ્ય પ્રાપ્ત કરી શક્યો છું ૫ હે રાજકુમાર! પોતાના પરાક્રમોથી પ્રસિદ્ધ થયેલા અને નિરંતર પ્રકાશમાન કાંતિવાળા શ્રીમાન રઘુનંદને કરેલા ઉપકારનો એક અંશમાત્ર બદલો વાળવા આ જગતને વિષે કોણ સમર્થ છે? ૬ હે લક્ષ્મણ! રઘુવીરને મારી સહાયતા માત્ર નામની જ છે, કેમ કે એ ધર્માત્મા પોતે જ પોતાના પ્રભાવ વડે રાવણનો વધ કરી સીતાને પ્રાપ્ત કરશે અહો! જે રઘુનાથે માત્ર એક બાણ વડે સાત સાલવૃક્ષોને, પર્વતને તથા પૃથ્વીને એ વખતે જ ભેદી નાખ્યાં, તેને મારા સરખા વનચરોની સહાયનું શું પ્રયોજન છે? ૭-૮ હે લક્ષ્મણ! જે રઘુનંદનના ધનુષ્યના ટંકારવથી પર્વતો સહિત આખી પૃથ્વી કંપાયમાન થાય છે, તેને અન્યની સહાયનું શું પ્રયોજન છે? તોપણ હે પુરુષશ્રેષ્ઠ! પોતાના શત્રુરૂપ રાવણનો તેના અગ્રેસરો સહિત વધ કરવા જતા દશરથનંદન રામચંદ્રની સાથે હું સૈન્ય સહિત જઈશ અને બનતી સર્વ મદદ કરીશ ૧૦ હે સૌમિત્રિ! 'દશરથના પુત્ર મારા પરમ મિત્ર છે' એવા વિશ્વાસને લીધે કિંવા અતિશય સ્નેહને લીધે મારાથી જો તમારો કંઈ અપરાધ થયો હોય, તો મને પોતાનો સેવક જાણી ક્ષમા આપશો, કેમ કે આ જગત વિષે એવો કોઈ પણ સેવક નથી કે જે પોતાના સ્વામીના અપરાધમાં કદી પણ આવ્યો ન હોય"

મહાત્મા સુગ્રીવના ઉપર્યુક્ત વચન સાંભળી,

+ વાલીના વધનો ભય સાંભરી આવવાથી 'શું સુગ્રીવનો પણ લક્ષ્મણ વધ કરશે?' એવી શંકાથી

પ્રસન્ન થયેલ શ્રીમાન લક્ષ્મણે તેને પ્રીતિપૂર્વક કહ્યુ ૧૧-૧૨ 'હે વાનરોના રાજા સુગ્રીવ! તારા સરખા વિનયસંપન્ન મિત્રને લીધે મારા વડીલ બંધુ રઘુવીર ખરેખર સનાથ જ છે ૧૩ હે સુગ્રીવ! તું આવો પ્રભાવસંપન્ન અને ઉત્તમ પવિત્રતાવાળો હોવાથી ખરેખર સમગ્ર વાનર રાજ્યની સમૃદ્ધિ ભોગવવા યોગ્ય જ છે ૧૪ હે વાનરેશ્વર! તારી સહાય વડે મહાપ્રતાપી રામચંદ્ર હવે અલ્પ સમયમાં જ સંગ્રામ વિષે પોતાના શત્રુઓનો નાશ કરશે એમાં જરાયે સંદેહ નથી ૧૫ હે સુગ્રીવ! તું કે જે ધર્મ જાણનારો, કૃતજ્ઞ તથા સંગ્રામમાંથી પાછો નહિ હઠનારો છે, તેણે આમ યુક્તિયુક્ત બોલવું જ યોગ્ય છે ૧૬ હે વાનરશ્રેષ્ઠ! આ લોકને વિષે મારા વડીલ બંધુ રઘુવીર અને તારા વિના બીજો ક્યો વિદ્વાન પુરુષ પોતામાં સામર્થ્ય હોવા છતાં પણ આમ નમ્ર વચનો બોલી શકે? ૧૭ હે હરિપુંગવ! બળ તથા પરાક્રમે કરીને તું રામચંદ્ર સરખો જ છે અહો! દેવતાઓએ જ ઘણા કાળ માટેને તારા સરખો સહાયક મિત્ર અમને મેળવી આપ્યો છે. ૧૮ હે વીર! હવે તું મારી સાથે જ અહીંથી નીકળી ઉતાવળે તારા મિત્ર રઘુવીરને મળ અને તેમના મનમાંના સ્ત્રીવિયોગના શોકને શાંત કર ૧૯ હે પરમ મિત્ર! શોકના વેગને લીધે દુઃખી થયેલા રામચંદ્રનું કરુણાજનક ભાષણ–વિલાપ સાંભળી તારા પર ક્રોધ ચડવાને લીધે મેં અહીં આવીને જે કઠોર વાક્યો તને કહ્યાં છે તેની હું તારી પાસે ક્ષમા યાચું છું' ૨૦

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિ કાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૩૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૭ મો

### સૈન્ય એકત્રિત કરવાની આજ્ઞા

एवमुक्तस्तु सुग्रीवो लक्ष्मणेन महात्मना।
हनुमन्तं स्थितं पार्श्वे वचनं चेदमब्रवीत् ॥ १ ॥

મહાત્મા લક્ષ્મણના વચન સાંભળી વાનરાધિપતિ સુગ્રીવે પોતાની પાસે ઊભેલ હનુમાનને આજ્ઞા આપતાં કહ્યું 'હે હનુમન! પૃથ્વી પરના સર્વ વાનરોને ઉતાવળે અહીં આવી પહોંચે એવો દૂતો દ્વારા તું પ્રબંધ કર શ્વેત શિખરવાળા મહેંદ્ર, હિમાલય, વિંધ્ય, કૈલાસ અને મંદર, એ પાંચ પર્વતોમાં જે જે વાનરો વસે છે તથા સમુદ્ર મધ્યે પશ્ચિમ દિશામાં આવેલા અને મધ્યાહ્નના સૂર્ય સરખા પ્રકાશિત શિખરોવાળા પર્વતોને વિષે જે જે કપિઓ રહે છે, તે સર્વને તું શીઘ્ર અહીં બોલાવ સંધ્યાકાળના વાદળ સરખા વર્ણવાળા ઉદયાચળ તથા અસ્તાચળને વિષે તેમ જ પદ્માચળના વનના વિષે ભયંકર દેહવાળા જે જે વાનરો વસે છે, તે સર્વને તું સત્વર તેડાવ! હે વાયુસુત! કાજળ તથા મેઘ સમાન વર્ણવાળા અને મોટા હાથી સરખા બળવાન જે વાનરો અંજન પર્વતમાં રહે છે. તેમ જ સુવર્ણ સરખી કાંતિવાળા જે વાનરો મેરુપર્વતની મોટી મોટી ગુફાઓમાં તથા ધૂમ્રાચળ પર વસે છે, તે સર્વને તું ઉતાવળે તેડાવ વળી મૈરેય' નામના મદ્યનું પાન કરનારા ભયંકર વેગવાળા અને બાળસૂર્ય સરખી કાંતિવાળા જે વાનરો 'મહારુણ' નામક પર્વત વિષે રહે છે, તેમ જ જે વાનરો સુગંધવાળા તથા તપસ્વીઓના આશ્રમને લીધે અત્યંત રમ્ય જણાતા મોટા વનોને વિષે નિવાસ કરે છે, તે સઘળા વાનરોને બોલાવી લાવવા સારુ અહીંથી આપણા મહાબળવાન વાનરોને મોકલી સામ દાનાદિ દરેક ઉપાયથી સંતુષ્ટ કરી એને શીઘ્ર તેડાવ ૨–૯ હે હનુમાન! જોકે એ સર્વ વાનરોને બોલાવવાને મેં પ્રથમથી જ મહાવેગવાન વાનરોને આજ્ઞા કરી છે, તોપણ તેઓને વધુ ઉતાવળ કરાવવા માટે તું પુનઃ પણ બીજા વાનર દૂતોને મોકલ ૧૦ વળી હે પવનસુત! જે જે કપિશ્રેષ્ઠો કામાસક્ત બનેલા તથા વિલંબ કરનારા હોય, તેઓ સર્વને મારી આજ્ઞાથી તું સત્વર અહીંયાં બોલાવી મંગાવ ૧૧ રાજાની આજ્ઞાને દૂષિત કરનાર જે દુષ્ટ વાનરો મારી આજ્ઞા પ્રમાણે દશ દિવસની અંદર અહીં ન આવે, તેઓને તારે અવશ્ય નાશ કરવો ૧૨ હે

હનુમાન! મેઘ અને પર્વત સરખા શરીરવાળા, ભયંકર રૂપવાળા અને સર્વ પ્રકારના માર્ગોના ભોમિયા એવા જે કોટ્યવધિ વાનરો મારા આધીનમા રહેનારા છે, તેએ મારી આજ્ઞાથી જાણે આખા નભોમંડળને આચ્છાદિત કરતા હોય એવી ગતિથી સઘળી પૃથ્વી પર ફરી વળો અને સર્વ વાનરોને બોલાવી લાવો [૧૩-૧૫]

વાનરોના રાજા સુગ્રીવના વચન સાભળી વાયુસુત હનુમાને તુરત જ સર્વ વાનરોને બોલાવી તથા મહાપરાક્રમી વાનરદૂતોને આજ્ઞા આપી દશે દિશાઓમા મોકલ્યા [૧૬] પક્ષીઓ અને નક્ષત્રોના માર્ગે ગતિ કરનારા એ વાનર દૂતો ક્ષણમાત્રમા આકાશમાર્ગે ચાલતા થયા [૧૭] રામચંદ્રનુ કાર્ય સિદ્ધ કરવા અર્થે તેઓએ સમુદ્રના બેટોમા વસનારા, પર્વતો પર વસનારા, વનોમા વસનારા તથા નદીઓ અને સરોવરોના તટ પર વસનારા સર્વ વાનરોને સુગ્રીવની આજ્ઞા કહી સભળાવી [૧૮] સાક્ષાત્ મૃત્યુ અને કાળ જેવા ઉગ્ર દડવાળા વાનરોના રાજાધિરાજ સુગ્રીવની તીક્ષ્ણ આજ્ઞા સાભળી તેના ભયથી શકિત થયેલા સર્વ વાનરો પોત પોતાના સૈન્ય સહિત તુરત જ કિષ્કિન્ધા પ્રત્યે આવવાને નીકળી પડ્યા [૧] એ વેળા અજન પર્વત પર વસનાર અને અજન (કાજળ) સરખા વર્ણવાળા મહાબળવાન ત્રણ કરોડ વાનરો રામચદ્રના કાર્યાર્થે કિષ્કિન્ધા પ્રત્યે આવવા નીકળ્યા વળી તપાવેલા સુવર્ણ સમાન કાતિવાળા અને અસ્તાચળ પર રહેનારા દશ કરોડ વાનરો કિષ્કિન્ધા પ્રત્યે આવવાને ચાલી નીકળ્યા [૨૦-૨૧] સિંહની કેશવાળી સમાન વર્ણવાળા દશ અબજ વાનરો કૈલાસ પર્વતના શિખરોમાથી નીકળી કિષ્કિન્ધા પ્રત્યે આવવા લાગ્યા [૨૨] હિમાલયમા રહેનારા અને ફળ-મૂળના આહારથી જીવનારા એક ખર્વ વાનરો કિષ્કિન્ધા પ્રત્યે ચાલી નીકળ્યા [૨૩] વિંધ્યાચળમા ભયકર રૂપવાળા, ભયકર કર્મ કરનારા અને અગારા સરખા પ્રકાશિત શરીરવાળા દશ અબજ વાનરો અતિ ઉતાવળે કિષ્કિન્ધા પ્રત્યે આવવા લાગ્યા, [૨૪] તેમ જ ક્ષીરસાગરના તટ પર રહેનારા તથા તમાલવનમા વળી માત્ર નાળિયેરનુ જ ભક્ષણ કરનારા અસખ્યાત વાનરો કિષ્કિન્ધા પ્રત્યે આવવા લાગ્યા [૨૫] એ પ્રમાણે અનેક વનો, ગુફાઓ તથા નદીઓના તટોમાથી ચાલી નીકળી મહાબળવાન વાનરોની મોટી સેના જાણે સૂર્યનુ પાન કરતી હોય એમ અતિ શીઘ્રગતિથી આકાશ માર્ગે થઈ કિષ્કિન્ધા પ્રત્યે આવવા લાગી [૨૬]

મહાબળવાન હનુમાનની આજ્ઞાથી જે શૂર વીર વાનરદૂતો સર્વ વાનરોને ઉતાવળે તેડી લાવવાને ગયા હતા, તેઓએ સર્વ વાનરોને કિષ્કિન્ધા પ્રત્યે વિદાય કરી પાછા વળતા હિમાલય પર્વત પર શ્રીશકરના આશ્રમ તરીકે પ્રસિદ્ધ એવુ એક મોટુ વૃક્ષ જોયુ પૂર્વે એ પવિત્ર હિમાલયને વિષે શ્રીશકરનો અત્યત મનોહર યજ્ઞ થયો હતો અને તેમા સર્વ દેવોના મન સતુષ્ટ થયા હતા [૨૭,૨૮] યજ્ઞ થતી વેળા કુડને વિષે હોમાતા હુતદ્રવ્યમાથી જે જે ફળો તથા અન્ન વગેરે વેરાઈ પડ્યા હતા, તે સર્વમાથી ત્યા આગળ અનેક પ્રકારના કદમૂળ તથા વૃક્ષો ઉત્પન્ન થયા હતા, તેના અમૃત સમાન સ્વાદિષ્ટ ફળો આ વાનરોના જોવામા આવ્યા [૨] એ કદ મૂળ તથા ફળોનો એવો તો દિવ્ય પ્રભાવ હતો કે તેનુ એક વાર ભક્ષણ કરનારા મનુષ્યને એક માસપર્યત તૃપ્તિ રહેતી એ કારણથી ફળ-ફૂલે ન ભક્ષણ કરનારા તે વાનરદૂતોએ એ દિવ્ય ફળો કદમૂળો તથા ત્યા ઉત્પન્ન થતી દિવ્ય ઔષધિઓ તેમ જ તે યજ્ઞસ્થાનમાના સુગંધયુક્ત પુષ્પો વગેરે સુગ્રીવને પ્રસન્ન કરવા માટે ગ્રહણ કર્યા [૩૦-૩૨] પછી ઉતાવળે ગતિ કરનારા એ સર્વ વાનરદૂતો સુગ્રીવની આજ્ઞા પ્રમાણે પૃથ્વીમાના સર્વ વાનરોને કિષ્કિન્ધા પ્રત્યે રવાના કરીને પાછા વળ્યા અને પોતાની શીઘ્ર ગતિના પ્રભાવથી તેઓ સર્વની પહેલા સુગ્રીવ પાસે આવી પહોચ્યા [૩૩,૩૪] પોતે આણેલા ફળપુષ્પાદિ સર્વ પદાર્થો પોતાના રાજા સુગ્રીવને ભેટ તરીકે અર્પણ કરી, એ વાનરદૂતો

કહેવા લાગ્યા ૩૫ 'હે રાજન્! અમોએ તમારી આજ્ઞા પ્રમાણે પર્વતો, નદીઓ અને વનો વગેરે સર્વ સ્થળે ફરીને સર્વ વાનરોને તમારી આજ્ઞા જણાવી છે, જેથી સર્વ વાનરો હવે થોડા સમયમા જ અહીંયા આવી પહોંચશે ૩૬

પોતાના દૂતોનુ વચન સાભળી વાનરાધિપતિ સુગ્રીવ અત્યત પ્રસન્ન થયો અને તેઓએ અર્પણ કરેલી ભેટનો પ્રીતિપૂર્વક સ્વીકાર કર્યો ૩૭

ઇતિ શ્રીવ લ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધ કાડમા ૩૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૮ મો

### સુગ્રીવનુ રામચદ્ર પાસે જવુ-વાનર સેના આદિનું નિવેદન

प्रतिगृह्य च तत्सर्वमुपायनमुपाहृतम्।
वानरान्सान्त्वयित्वा च सर्वानेव व्यसर्जयत्॥१॥

દૂતે એ આણેલી ભેટ લઈ લઈને તથા તેઓનુ યથાયોગ્ય સાત્વન કરીને વાનરાધિપતિ સુગ્રીવે કાર્ય કરી ચૂકેલા સર્વ વાનરોને વિદાય કર્યાં અને પછી તે પોતાના મનમા પોતાને તથા રામ ચદ્રને કૃતાર્થ માનવા લાગ્યા ૧-૨ આ વેળા અત્યત બળવાળા મહાત્મા લક્ષ્મણ કે જે હજુ સુધી કિષ્કિન્ધામા સુગ્રીવની પાસે જ રહ્યા હતા, તેમણે વાનરાધિપતિ સુગ્રીવને હર્ષ ઉપજાવતા નમ્ર વાક્ય કહ્યુ 'હે સૌમ્ય! હવે જો તારી ઇચ્છા હોય તો તુ કિષ્કિન્ધામાથી નીકળી રઘુવીરને જઈ મળ ૩૪

લક્ષ્મણનુ સુભાષિત સાભળી અત્યત પ્રસન્ન થયેલ સુગ્રીવે કહ્યુ 'ભલે ચાલો, આપણે સાથે જ જઈએ મારે તમારી આજ્ઞા પ્રમાણે વર્તવુ જ જોઈએ ૩૫

એ પ્રમાણે શુભ લક્ષણસપન્ન લક્ષ્મણને કહીને સુગ્રીવે પોતાની પાસે બેઠેલી રૂમા તથા તારા વગેરે સ્ત્રીઓને વિદાય કરી અને ઊંચા સ્વરથી કહ્યુ 'કોણ છે રે આટલામા, આમ આવો ' એ શબ્દ સાભળતા જ અત પુરની બહાર ઊભેલા દૂતો કે જેઓ ઠેઠ અત પુરમા સ્ત્રીઓની પાસે જઈ શકતા હતા તેઓ હાથ જોડી ઉતાવળે સુગ્રીવની આગળ હાજર થયા, ત્યારે સૂર્ય સમાન તેજસ્વી વાનરરાજ સુગ્રીવે તેઓને કહ્યુ ૬-૮ હે વાનરો! તમે મારી શિબિકા સત્વર અહીંયા લાવો ' સુગ્રીવની આજ્ઞા સાભળતા જ દૂતોએ અતિ ઉતાવળે સુંદર દેખાવવાળી શિબિકા લાવી હાજર કરી ત્યારે સૂર્ય સમાન કાતિવાળી પોતાની સ્વર્ણશિબિકાને જોઈને વાનરાધિપતિ સુગ્રીવે હવે સત્વર આ શિબિકા પર આરોહણ કરો ' એમ લક્ષ્મણને કહી તેમની સાથે પોતે એ સ્વર્ણશિબિકામા બેઠો પછી તુરત જ મહાબળવાન વાનરસેવકો એ શિબિકાને ઉપાડી ચાલતા થયા એ વેળા સુગ્રીવના મસ્તક પર શ્વેત છત્ર ધરવામા આવ્યુ હતુ, તેની બને બાજુ શ્વેત ચામરો ઢળી રહ્યા હતા, તેની આગળ શખ તથા ભેરી આદિના નાદ થતા હતા અને બદીજનો સ્તુતિ વડે તેને પ્રસન્ન કરતા હતા એ રીતે ઉત્તમોત્તમ રાજ્યશ્રીને પામેલો વાનરાધિપતિ સુગ્રીવ તીક્ષ્ણ શસ્ત્રો ધારણ કરનારા સેકડો વાનરોથી વીટાઈ, જ્યા રઘુવીરે નિવાસ કર્યો હતો એવા પ્રસ્રવણ પર્વત પ્રત્યે જવા લાગ્યો કેટલીક વારે રામચદ્રના નિવાસસ્થાનરૂપ પ્રસ્રવણગિરિ આવી પહોચ્યો, અર્થાત્ સુગ્રીવાદિ વાનરો પ્રસ્રવણ પર્વત આગળ જઈ પહોચ્યા ત્યા જઈ મહાત્મા લક્ષ્મણ સહિત સુગ્રીવ શિબિકામાથી ઊતરી પડ્યો અને પછી આગળ શ્રીમાન રઘુવીરની પાસે જઈ તેને પોતાના બને હાથ જોડી તેમના ચરણમા સાષ્ટાગ દડવત્ પ્રણામ કર્યા એ જોઈ તેની સાથે આવેલા બીજા સર્વ વાનરો પણ રઘુવીરના ચરણમા પ્રણામ કરી હાથ જોડી ઊભા રહ્યા

ખિલેલા કમળવાળા સરોવરની પેઠે એ વાનરસૈન્યને પોતાની આગળ નિશ્ચળપણે ઊભેલુ જોઈને શ્રીમાન રામચદ્ર સુગ્રીવ ઉપર અત્યત પ્રસન્ન થયા અને પોતાના ચરણ આગળ પડેલા વાનરેશ્વર સુગ્રીવને અતિ માનપૂર્વક ઉઠાડીને પ્રીતિથી પોતાના હૃદય સાથે ચાપ્યો ત્યાર

પછી તેને પોતાની પાસે પડેલા આસન પર બેસાડીને ધર્માત્મા રામચંદ્રે કહ્યું 'હે વાનરશ્રેષ્ઠ! ધર્મ, અર્થ અને કામ, એ ત્રણે પુરુષાર્થોનું સેવન કરવાના સમયના જુદા જુદા ભાગ પાડીને જે રાજા તે તે સમયે જ તે તે પુરુષાર્થનું સેવન કરે છે, તેને જ ખરો રાજા સમજવો. જે રાજા ધર્મ અને અર્થનો ત્યાગ કરી કેવળ કામનું જ સેવન કરે છે, તે વૃક્ષની ટોચે સૂતેલા પુરુષની પેઠે પડે છે અને ત્યારે જ તેને પોતાનું કર્તવ્ય શું છે, એ સમજાય છે. હે વીર! જે રાજા શત્રુઓનો વધ કરવામાં તત્પર રહે છે, સન્મિત્રોની સાથે મૈત્રી જોડવામાં કુશળ હોય છે અને ધર્મ, અર્થ તથા કામ, એ ત્રણે પુરુષાર્થોનું યથાકાળે સેવન કરી તેઓના ફળને ભોગવે છે, તે રાજાને જ શાશ્વત ધર્મની પ્રાપ્તિ થાય છે. હે શત્રુઓનું મર્દન કરનાર સુગ્રીવ! હાલમાં સીતાની શોધ કરવાનો સમય પ્રાપ્ત થયો છે, તેથી તું તારા મંત્રીઓની સાથે મળીને તે વાતનો સારી રીતે વિચાર કર.'

રઘુવીરના વચન સાંભળી, વાનરાધિપતિ સુગ્રીવે તેમના પ્રત્યે હાથ જોડી કહ્યું:

'હે મહાબાહુ! નાશ પામેલી સમૃદ્ધિ, કીર્તિ તથા વાનરોના નિષ્કંટક રાજ્યને હું તમારી તેમ જ તમારા ભાઈ લક્ષ્મણની કૃપાથી જ પુનઃ પામ્યો છું. હે જીતનારાઓમાં શ્રેષ્ઠ! જે પુરુષ કોઈએ કરેલા ઉપકારનો સારી રીતે પ્રત્યુપકાર વાળતો નથી, તે ધર્મનો નાશ કરનાર કહેવાય છે.[૮–૨૭] હે શત્રુદમન! અતિ બળવાન આ સેંકડો વાનરો પૃથ્વીમાંના સર્વ કપિવરોને અહીંયાં આવવાની તાકીદ આપીને હમણાં જ પાછા આવ્યા છે અને ભયંકર સ્વરૂપવાળા તથા દુર્ગમ વનમાર્ગોના ભોમિયા એવા અસંખ્યાત રીંછો, વાનરો તેમ જ શૂરવીર ગોલાંગૂલો આદિ કપિવરો પોતપોતાના સૈન્યો સહિત આ તરફ આવવાને પોતપોતાના રહેઠાણમાંથી નીકળી ચૂક્યા છે. તે હવે માર્ગમાં જ છે. તેઓ સર્વ વાનરાદિકો, દેવો અને ગંધર્વાદિના પુત્રો છે તથા ઇચ્છિત રૂપ ધરી સર્વત્ર વિચરવાની શક્તિ ધરાવે છે.[૨૮,૨૯] વળી હે પરંતપ! એ વાનરોમાંના કેટલાએક મોટા મોટા વાનરોની સાથે તો સેંકડો, હજારો, લાખો, કરોડો, અર્બુદો, ખર્વો, શંકુઓ, સમુદ્રો, અંત્યો, મધ્યો અને પરાર્ધોની સંખ્યામાં વાનરોની સેનાઓ છે.—[૩૦,૩૧] હે રાજપુત્ર! મેરુ અને વિંધ્યાદ્રિ વગેરે પર્વતોમાં નિવાસ કરનારા મેઘ તથા પર્વત સમાન પ્રૌઢ શરીરવાળા અને ઇંદ્ર સરખા પરાક્રમવાળા એ સર્વ વાનરો હવે અલ્પ સમયમાં જ અહીંયાં આવી પહોંચશે,[૩૨] અને રાક્ષસોની સાથે યુદ્ધ કરવા માટે તમારી સાથે આવશે. તેઓ યુદ્ધને વિષે અવશ્ય રાવણને હણીને જનકનંદિની સીતાને લાવશે.'[૩૩]

વાનરાધિપતિ સુગ્રીવના વચન સાંભળીને તથા 'તેણે મારી આજ્ઞા પ્રમાણે સીતાની શોધ કરવા માટે ઉદ્યોગ આરંભ્યો છે' એવું જાણીને દશરથપુત્ર શ્રીમાન રામચંદ્રનું સ્વરૂપ હર્ષને લીધે પ્રફુલ્લિત નીલકમળ સરખું દેખાવા લાગ્યું, અર્થાત્ સુગ્રીવની પોતાના કાર્ય માટે તત્પરતા જોઈને રામચંદ્ર આનંદિત થયા.[૩૪]

ઇતિ શ્રીમદ્વાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૩૮મો સર્ગ સમાપ્ત

---

— આ શ્લોકમાં આવેલ સંખ્યાવાચક નામનાં લક્ષણ જ્યોતિષશાસ્ત્રમાં નીચે પ્રમાણે કહેવામાં આવ્યાં છે:

'एक दशशतमस्मात् सहस्रमयुतं ततः परं लक्षं
प्रयुतं कोटिमथार्बुदवृन्दे खर्वं निखर्वं च ।
तस्मान्महासरोजं शंकुं सरिता पतिं ततस्त्वन्त्यम् ।
मध्यं परार्द्धमाहुर्यथोत्तरं दशगुणं तज्ज्ञेयम् ॥'

એક, દશ, સો, હજાર, અયુત (દશ હજાર), લાખ, પ્રયુત (દશ લાખ), કરોડ, અર્બુદ (દશ કરોડ), વૃંદ, ખર્વ (દશ વૃંદ), નિખર્વ, મહાપદ્મ (દશ નિખર્વ), શંકુ, સમુદ્ર (દશ શંકુ), અંત્ય, મધ્ય (દશ અંત્ય) અને પરાર્ધ, આ અઢાર સંખ્યાવાચક શબ્દોમાંના પ્રત્યેક અંકને પ્રથમથી ઉત્તરોત્તર (એક પછી એક એમ) દશગુણિત સમજવા. ગો. ટી.

# સર્ગ ૩૯ મો

## વાનરસેનાનું એકત્ર થવું

**इति ब्रुवाणं सुग्रीवं रामो धर्मभृतां वरः ।**
**बाहुभ्यां सम्परिष्वज्य प्रत्युवाच कृताञ्जलिम ॥ १ ॥**

ત્યાર પછી ધર્મધારીઓમાં શ્રેષ્ઠ રામચંદ્રે પ્રિય વાક્ય બોલનારા અને વિનયયુક્ત સુગ્રીવને અત્યંત પ્રીતિથી બંને ભુજાઓ વડે ભેટીને કહ્યું :[૧] 'હે સૌમ્ય! દેવરાજ ઇંદ્ર વરસાદ વરસાવે, હજારો કિરણોવાળો સૂર્ય આકાશના અંધકારનો નાશ કરે તથા ચંદ્ર પોતાની કાંતિ વડે રાત્રિને ઉજ્જવળ બનાવે, તે જ પ્રમાણે હે પરંતપ! તારા સરખો પુરુષ પોતાના મિત્રોનું પ્રિય કરે એમાં શું આશ્ચર્ય![૨,૩] હે સૌમ્ય! તેં સીતાની શોધ કરવાનો જે ઉદ્યોગ આરંભ્યો છે, તે તારા જેવા ઉત્તમ મિત્રો સંબંધી આશ્ચર્ય ઉપજાવનાર નથી. હે સુગ્રીવ! તેં જે આરંભ્યુ છે તે ઘણું જ રૂડું છે. હે મિત્ર! તું કે જે પ્રિય વચન બોલવાના સ્વભાવવાળો છે તેને હું જાણું છું.[૪] હે પરમ સખા. યુદ્ધ વિષે તારી સહાયથી જ હું સર્વ શત્રુઓને જીતીશ. હે સુગ્રીવ! તું મારો ખરો સુહૃદ અને મિત્ર છે, માટે તારે મને સહાય કરવી યોગ્ય જ છે.[૫] હે વાનરેશ્વર! પૂર્વે જેમ પુલોમાને છેતરીને તેની પુત્રી શચીનું અનુહ્લાદે હરણ કર્યું હતું,* તેમ રાક્ષસાધમ રાવણે મને છેતરીને પોતાના જ વિનાશ માટે સીતાનું હરણ કર્યું છે; તેથી જ જેમ શચીના અહંકારી પિતા પુલોમાનો તેમ જ શચીનું હરણ કરનાર અનુહ્લાદનો ઇંદ્ર વધ કર્યો હતો, તેમ હું હવે થોડા સમયમાં જ તીક્ષ્ણ બાણો વડે ગર્વિષ્ઠ રાવણનો વધ કરીશ.'[૬,૭]

રામચંદ્ર સુગ્રીવને એ પ્રમાણે કહેતા હતા એટલામાં દૂરથી ચારે તરફ ધૂળના ગોટેગોટા ઊડતા જણાવા લાગ્યા અને થોડી વારમાં તો આકાશને વિષે વિચરતા સૂર્યની ઉષ્ણ પ્રભા ઢંકાઇ જઈ સઘળી દિશાઓમાં અંધકાર છવાઈ રહ્યો અને પર્વતો, વનો તથા ઉપવનો સહિત આખી પૃથ્વી કંપાયમાન થતી હોય એમ જણાવા લાગ્યું. ત્યાર પછી થોડીક વારમાં જ રાજાઓ સરખા દેખાવવાળા, તીક્ષ્ણ દાઢોવાળા અને મહાન બળવાળા અસંખ્યાત વાનરોનાં ટોળાંથી આખી વનભૂમિ આચ્છાદિત થઈ ગઈ.[૮-૧૦] જોતજોતામાં જ અનેક નદીઓ, પર્વતો તથા સમુદ્રોના તટોમાં જન્મેલા, મેઘ સરખી ગર્જના કરનારા, હિમાલય વગેરે પર્વતો તથા વનોમાં નિવાસ કરનારા અને સેંકડો તથા કરોડો વાનરોથી વીંટાયેલા અસંખ્ય વાનરયુથ પાલકો* કે જેઓ માંના કેટલાએક ઉદય થતાં સૂર્ય સરખા લાલ વર્ણવાળા, કેટલાએક ચંદ્ર સમાન શ્વેત વર્ણના, કેટલાએક કમળના પરાગ જેવા રંગના હતા, તેઓથી આખું વન ભરાઈ ગયું.[૧૧-૧૩]

તેઓમા શૂરવીર અને શ્રીમાન એવો 'શતબલિ' નામનો વાનર દશ ખર્વ વાનરસૈન્યથી વીંટાયેલો જણાતો હતો.[૧૪] સુવર્ણના પર્વત સરખી કાંતિવાળો મહાબળવાન તારાનો પિતા 'સુષેણ' નામનો વાનર અસંખ્યાત વાનરો સહિત જોવામા આવ્યો.[૧૫] સુગ્રીવનો સસરો અને રૂમાનો પિતા 'તાર' નામનો વાનર એક ખર્વ વાનરોને સાથે લઈને આવ્યો હતો. કમળના પરાગ સરખી કાંતિવાળો, ઉદય થતા સૂર્ય સરખા મુખવાળો, શ્રેષ્ઠ બુદ્ધિવાળો અને સર્વ વાનરોમાં શ્રેષ્ઠ એવો 'કેસરી' નામનો વાનર કે જે હનુમાનનો પિતા થતો હતો તે અનેક હજારો વાનરસૈન્ય સહિત આવી પહોંચ્યો.[૧૬-૧૮] ભયંકર પરાક્રમવાળો ગોલાંગૂલ વાનરોનો રાજા 'ગવાક્ષ' નામનો વાનર એક ખર્વ વાનરસેના સહિત આવેલો જણાતો હતો.[૧૯] શત્રુઓનો નાશ કરનારો ધૂમ્ર ભયંકર વેગવાળાં બે ખર્વ

* અનુહ્લાદે શચીના પિતા પુલોમાને પોતાની વાગ્જાળથી ઠગીને શચીનું હરણ કર્યું. ત્યારે એ વાતથી અજાણ્યા ઇંદ્ર અનુહ્લાદ અને શચીના પિતા પુલોમા એમ બન્નેનો વધ કરી શચીને પોતાની અમરાવતીમાં આણી, એવી પુરાણોમ કથા છે. રા ટી.

* મોટા મોટા વાનરોના યૂથોના અધિપતિઓ.

રીંછો સહિત ત્યાં આવ્યો.[२०] મોટા દેહવાળો યૂથપતિ 'પનસ' નામનો વાનર મોટા પર્વત સરખા પ્રૌઢ શરીરવાળા ત્રણ કરોડ વાનરોને સાથે લઈને આવી પહોંચ્યો.[२१] મોટી કાયાવાળો યૂથપતિ 'નીલ' નામનો વાનર કે જે કાજળના પર્વત સરખો શ્યામવર્ણ દેખાતો હતો, તે દશ કરોડ વાનરોથી વીંટાઈને આવ્યો હતો.[२२] મહાપરાક્રમી અને સુવર્ણના પર્વત સરખા દેહવાળો યૂથપતિ 'ગવય' નામે વાનર પાંચ કરોડ વાનરો સહિત આવી પહોંચ્યો.[२३] મહાબળવાન યૂથપતિ 'દરીમુખ' નામનો વાનર એક ખર્વ વાનરસૈન્ય સહિત સુગ્રીવ આગળ આવી પહોંચ્યો.[२४] અશ્વિનીકુમારના પુત્રો મહાબળવાન મંદ અને દ્વિવિદ એ બન્ને જણા એક-એક ખર્વ વાનરસેના સહિત ત્યાં જોવામાં આવ્યા.[२५] મહાતેજસ્વી 'ગજ' નામે વાનર ત્રણ કરોડ વાનરોને લઈને સુગ્રીવની પાસે આવી પહોંચ્યો.[२६] નિરંતર સુગ્રીવને વશ વર્તનાર રીંછોનો રાજા મહાતેજસ્વી જાંબવાન દશ કરોડ રીંછોને સાથે લઈ આવ્યો. બળવાન વાનરોથી વીંટાયેલો તેજસ્વી 'રૂમણ' નામે વાનર એક વૃંદ સેના લઈને ઉતાવળે આવી પહોંચ્યો. તેની પાછળ ને પાછળ જ એક શંકુ અને એકસો વાનરો સહિત 'ગંધમાદન' નામનો વાનર આવી પહોંચ્યો. વાલીના સરખો પરાક્રમી યુવરાજ અંગદ એ અંત્ય સંખ્યા જેટલા વાનરો સહિત ત્યાં આવ્યો. નક્ષત્ર સમાન તેજસ્વી 'તાર'* નામનો વાનર ભયંકર પરાક્રમવાળા પાંચ કરોડ વાનરો સહિત દૂરથી આવતો જોવામાં આવ્યો. શૂરવીર યૂથપતિ 'ઇંદ્રજાનુ' નામનો વાનર અગિયાર કરોડ વાનરસૈન્ય સહિત જણાતો હતો. મધ્યાહનના સૂર્ય સરખી કાંતિવાળો 'રંભ' નામનો કપિ અગિયાર હજાર અને એકસો વાનરોથી વીંટાઈ ને આવ્યો હતો. શૂરવીર અને બળવાન યૂથપતિ 'દુર્મુખ' નામે વાનર બે કરોડ વાનરોને સાથે લઈને આવી પહોંચ્યો. કૈલાસ પર્વતના શિખર સમાન પ્રૌઢ દેહવાળા અને ભયંકર પરાક્રમવાળા એક ખર્વ વાનરોથી વીંટાયેલો વાયુસુત હનુમાન અને વૃક્ષોમાં નિવાસ કરનારા એક વૃંદ, એક હજાર અને એકસો વાનરોથી વીંટાયેલો 'નળ' વાનર એ બન્ને ત્યાં હાજર થયા અને દશ કરોડ વાનરોથી વીંટાયેલો શ્રીમાન 'દરીમુખ' નામનો બીજો વાનર મોટી ગર્જના કરતો મહાત્મા સુગ્રીવ સમીપ આવી પહોંચ્યો. વળી ઇચ્છિત રૂપ ધરનારા શરભ, કુમુદ, વહ્નિ અને રંહ વગેરે બીજા પણ અસંખ્યાત યૂથપતિ વાનરો પૃથ્વી, પર્વતો તથા વનોને આચ્છાદિત કરતા સુગ્રીવ પાસે આવી પહોંચ્યા અને તેની આગળ પૃથ્વી પર બેઠા. તેમાંના કેટલાએક વાનરો તો કૂદતા, દોડતા અને ગર્જના કરતા, જેમ વાદળાં સૂર્ય પ્રત્યે આવે તેમ સુગ્રીવ તરફ આવતા હતા.[२७-४०]

અનેક પ્રકારના શબ્દ કરનારા, મહાપરાક્રમી અને બાહુબળવાળા એ સર્વ વાનરો એક પછી એક એમ સુગ્રીવ આગળ આવી તેને પ્રણામ કરી પોતાનું આગમન જણાવવા લાગ્યા. કેટલાએક યૂથપતિ વાનરો સુગ્રીવ પાસે આવી-મળીને જવા લાગ્યા, તેમ જ હનુમાનાદિ મુખ્ય વાનરો સુગ્રીવ પાસે આવી હાથ જોડી ઊભા રહ્યા.[४१,४२] પછી રાજધર્મને જાણનારા સુગ્રીવે હાથ જોડી શ્રીમાન રઘુવીરને આવી પહોંચેલી સઘળી વાનરસેના નિવેદન કરી, અર્થાત્ 'આ સર્વ સૈન્ય તમારું જ છે' એમ કહ્યું. પછી નિવાસસ્થળ માટે ઉતાવળા થતા સર્વ યૂથપાલોને સુગ્રીવે કહ્યું:[४३] 'હે વાનરેંદ્રો! તમે પોતપોતાનાં સૈન્યોને સુખ થાય તેવી રીતે નાના પ્રકારનાં વનો તથા પર્વતોનાં ઝરણાંમાં યુક્તિપૂર્વક ગોઠવણીથી ઉતારા આપો કે જેથી સેનાને જાણનારો સેનાધ્યક્ષ કોણ આવ્યું છે અને કોણ નથી આવ્યું, એ બાબતને સારી રીતે જાણી શકે.[४४]

ઇતિ શ્રીવાલ્મીકિ મહાપુરાણાન્તર્ગત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિંધાકાંડમાં ૩૯ મો સર્ગ સમાપ્ત

* રૂમાનો પિતા નહિ, બીજો.

## સુગ્રીવની યોજના

## સર્ગ ૪૦ મો

### પૂર્વ દિશામાં સીતાની શોધ કરવા માટે વિનત વગેરે વાનરોને આજ્ઞા–પૂર્વ દિશાનું વર્ણન

अथ राजा समृद्धार्थः सुग्रीवः प्लवगेश्वरः ।
उवाच नरशार्दूलं रामं परबलार्दनम् ॥ १ ॥

આખી પૃથ્વીમાંના સર્વ વાનરો એકત્ર થયા અને તેઓએ જુદે જુદે સ્થળે પોતપોતાનો ઉતારો લીધો. ત્યાર પછી વૃદ્ધિ પામેલી સમૃદ્ધિવાળો વાનરાધિપતિ સુગ્રીવ શત્રુઓની સેનાનું મર્દન કરનારા નરવીર રામચંદ્ર પ્રત્યે હાથ જોડી કહેવા લાગ્યો :[૧]

'હે રઘુવીર ! મારા રાજ્યમાં વસનારા, ઇચ્છિત ગતિ કરનારા, ઇંદ્ર સરખી શોભાવાળા અને અત્યંત બળવાળા સર્વ વાનરો અહીં આવી ચૂક્યા છે અને તેઓએ પોતપોતાની સેનાઓને ઉતારા પણ આપ્યા છે.[૨] દૈત્યો અને દાનવો સરખા પરાક્રમી અને ભયંકર સ્વરૂપવાળા એ યૂથપતિ વાનરો અત્યંત બળવાળાં તથા ઘણાં સ્થળે પરાક્રમ દર્શાવી ચૂકેલાં અસંખ્યાત વાનર સૈન્યોને સાથે લઈ આવેલા છે.[૩] હે રામ ! તે સર્વ વાનરો યુદ્ધ વિષે પ્રસિદ્ધ શૌર્યવાળા, બળવાન, આળસ વગરના, પરાક્રમથી વિખ્યાત થયેલા અને ઉદ્યોગ કરવામાં ઉત્સાહી છે.[૪] હે રઘુવીર ! પર્વત વગેરે સ્થળોમાં વસનારા તેઓ આખી પૃથ્વીમાં તથા જળમાં પણ ગતિ કરવાની શક્તિ ધરાવે છે. તેઓ કોટ્યવધિ સંખ્યામાં તમારી આગળ કિંકરરૂપે હાજર થયેલા છે.[૫] હે શત્રુદમન ! તે સર્વ વાનરો પોતાના સ્વામીની આજ્ઞા પ્રમાણે વર્તનારા તથા તેના હિતમાં તત્પર રહેનારા છે. તેઓ તમારી ઇચ્છા પ્રમાણે સઘળું કાર્ય કરી શકશે.[૬] (દૈત્યો અને દાનવો સરખા આ સર્વ યૂથપાલક વાનરો અત્યંત પરાક્રમવાળા હજારો અને કરોડોની સંખ્યામાં વાનરસૈન્યોને લઈ અહીંયાં આવેલા છે.)*[૭] માટે હે નરવ્યાઘ્ર ! હવે તમારી ઇચ્છા પ્રમાણે તેઓને સમયોચિત આજ્ઞા આપો. એકત્ર થયેલું સર્વ સૈન્ય તમારું જ છે અને તમારે જ વશ વર્તનારું છે; માટે તમારે જ તેને આજ્ઞા આપવી યોગ્ય છે.[૮] હે રઘુવીર ! જોકે સીતાની શોધના તમારા કાર્યને હું સારી રીતે જાણું છું, તોપણ તમો સર્વના પ્રભુ હોવાથી તમે જ સર્વને આજ્ઞા કરવા યોગ્ય છો.'[૯]

સુગ્રીવનાં વચન સાંભળી દશરથનંદન રઘુવીરે પોતાની બંને ભુજાઓ પસારી તેને હૃદયસરસો ચાંપીને કહ્યું :[૧૦] 'હે સૌમ્ય ! હે મહાબુદ્ધિમાન વાનરેશ્વર ! પ્રથમ તો જનકનંદિની સીતા જીવતી છે કે નહિ તેની તથા રાવણ કયા સ્થળે વસે છે તેની તું ભાળ મેળવ. સીતા સંબંધી સમાચાર તથા રાવણના નિવાસસ્થળની માહિતી મળ્યા પછી હું તારી સહાયથી સમયને અનુસરીને જે કાર્ય કરવું યોગ્ય લાગશે તે કરીશ. હે વાનરેંદ્ર ! આ કાર્ય કરવામાં હેતુ (કારણ)-રૂપ તથા પ્રભુ (સમર્થ) તું જ છે; હું અથવા લક્ષ્મણ તેમાં કોઈ પણ વાતે સમર્થ નથી.[૧૧–૧૩] હે વાનરેશ્વર ! મારા કાર્યનો નિશ્ચય કરીને તું વાનરસેનાને કાર્ય કરવાની આજ્ઞા આપ. હે વીર ! મારા કાર્ય સંબંધી તારાથી કાંઈ પણ અજાણ્યું નથી.[૧૪] હે સુગ્રીવ ! અત્યંત પરાક્રમી, બુદ્ધિશાળી, દેશકાળને જાણનારો તથા મારા હિતમાં તત્પર રહેનારો, સ્નેહવાળો, હિતોપદેશ કરનારો અને સત્યાસત્યનો નિર્ણય કરનારાઓમાં શ્રેષ્ઠ એવો તું આ વનને વિષે મને ખરેખર લક્ષ્મણ સરખો જ બીજો બંધુ મળી આવ્યો છે.'[૧૫]

શ્રીમાન રામચંદ્રનાં સ્નેહભર્યાં વચન સાંભળીને હર્ષિત થયેલા વાનરાધિપતિ સુગ્રીવે રઘુવીર તથા લક્ષ્મણની સમીપમાં જ સીતાની શોધ કરવા માટે જુદી જુદી દિશાઓમાં જવા સારુ જુદા જુદા વાનરયૂથોની યોજના કરવા

* આ સર્ગના ત્રીજા શ્લોકના જેવો જ ભાવાર્થ આ શ્લોકમાં પણ છે, જેથી પુનરુક્તિ સમાન જણાવાથી અહીં તે કૌંસમાં લીધો છે

માઠી પ્રથમ. તેણે પર્વત સમાન દેહવાળા અને મેઘ સરખી ગર્જના કરનારા વાનરોના અધિપતિ 'વિનત' નામના યૂથપતિને બોલાવી કહ્યું. 'હે વાનરોત્તમ તું કાર્યનો નિશ્ચય કરવામા ઘણો ચતુર છે, માટે સૂર્ય–ચન્દ્ર સરખા તેજસ્વી અને દેશ, કાળ તથા નીતિને જાણનારા એક લક્ષ વાનરોને સાથે લઈને અનેક પર્વતો, વનો તથા ઉપવનોવાળી પૂર્વ દિશા તરફ જા અને ત્યા આવેલા પર્વતોના દુર્ગમ સ્થળો, વનો તથા નદીઓને વિષે વિદેહપુત્રી સીતાની તેમ જ રાવણના નિવાસસ્થાનની શોધ કર હે વિનત! પૂર્વ દિશામા આવેલી રમણીય ભાગીરથી, સરયૂ, કૌશિકી, કલિંદ પર્વતમાથી નીકળનારી કાલિંદી અથવા યમુના, મણિ સમાન નિર્મળ જળવાળો સિંધુ તથા શોણનદ, સરસ્વતી અને પર્વતો તથા વનોથી શોભી રહેલી મહી અને કાળમહી વગેરે નદીઓના પ્રદેશોને વિષે તેમ જ બ્રહ્મમાલ, વિદેહ, માલવ, કાશીકોશલ, મોટા ગામોવાળો મગધ, પુંડ્ર, અંગ, કોશકારોની ભૂમિ* તથા સોનારૂપાની ખાણોવાળા દેશમા જઈને તમે સર્વેએ અતિ પ્રયત્નથી રામચંદ્રની પ્રિય પત્ની સીતાની સારી રીતે શોધ કરવી વળી સમુદ્ર મધ્યે આવેલા પર્વતો અને દ્વીપોને વિષે તથા તેઓ પર વસેલા શહેરોને વિષે તેમ જ મંદરાચળની તળેટીમા આવેલા ગામોમા પણ તમારે સીતાની ઘણે પ્રકારે શોધ કરવી.[૧૬–૨૫] કિરાત દેશોમા વસતા કિરાતો કે જેઓમાના કેટલાએક વસ્ત્ર સરખા લાંબા–લબડતા કાનવાળા, કેટલાએક હોઠ સુધીના લાંબા કર્ણવાળા, કેટલાએક લોઢાના સરખા કાળા અને ભયંકર મુખવાળા તથા કેટલાએક એક ચરણવાળા હોઈ અત્યંત વેગથી ચાલનારા હોય છે તેઓનાં નિવાસસ્થાનોને વિષે તથા અક્ષય સંતતિવાળા અને પુરુષોનું ભક્ષણ કરનારા મહાબળવાન રાક્ષસો સરખા કિરાતોના દેશો વિષે તેમ જ સુવર્ણ સરખી કાંતિવાળા, સુંદર દેખાવવાળા, સોયના સરખા તીક્ષ્ણ કેશવાળા અને કાચા મત્સ્યોનું ભક્ષણ કરનારા દ્વીપવાસી કિરાતો કે જેઓ પ્રાય જળ વિષે જ ફરનારા હોય છે તથા 'નરવ્યાઘ્ર' એવા નામથી ઓળખાય છે, તેઓના દેશોને વિષે પણ અતિ પ્રયત્નથી સીતાની શોધ કરવી વળી વનવાસી જનોના નિવાસસ્થળો પણ શોધવા તેમ જ પર્વતોનું ઉલ્લંઘન કરીને, ઊડીને કિંવા કૂદીને પણ જે જે દેશો પ્રત્યે જઈ શકાય એમ હોય તે તે દેશો પ્રત્યે જઈને પણ સીતાની શોધ કરવી હે વાનરોત્તમો! તમે સાત રાજ્યોથી શોભતા યવદ્વીપ– પ્રત્યે જજો કે જ્યા સોના તથા રૂપાની ખાણો આવેલી છે અને જ્યા સુવર્ણની શોધ કરનારા મોટા મોટા કારીગરો વસે છે, ત્યા પણ તમે રામપત્ની સીતાની ખોળ કરજો[૨૬–૩૦] યવદ્વીપનું ઉલ્લંઘન કરી આગળ જશો એટલે દેવો અને દાનવોએ સેવેલો એક 'શિશિર' નામનો મોટો પર્વત આવશે કે જેના શિખરો આકાશને અડકતા હોય એમ જણાય છે[૩૧] હે કપિવરો! એ દ્વીપોને વિષે આવેલા પર્વતોની મોટી મોટી ગુફાઓ, જળના ઝરાઓ અને વનો વિષે તમે સૌ મળીને રામચંદ્રના

– શંકા સુગ્રીવ આખા ભૂમંડળને જાણતો હતો, ત્યારે સીતાની તથા રાવણના નિવાસસ્થાનની શોધ માટે જુદા જુદા કપિઓને ચારે દિશામા શા માટે મોકલ્યા? માત્ર સીતાની ભાળ જાણવા માટે દક્ષિણ દિશામા આવેલી લંકા તરફ જ મોકલવાની જરૂર હતી

સમાધાન 'चतुर्दिक्षु रावणवासस्थानमनेन सूचितम्।' રાવણના નિવાસસ્થળો ભરતખંડની ચારે બાજુએ હતા એવું આ ઉપરથી જણાય છે ' પરંતુ મુખ્ય રાજધાનીનું શહેર તો લંકા જ હોવું જોઈએ રાવણે ચારે દિશાઓમાના નિવાસસ્થળો પકી કયા નિવાસસ્થળે સીતાને રાખ્યા હશે એ જાણવા માટે સુગ્રીવે ચારે દિશામા જુદા જુદા વાનરોને મોકલ્યા હોય એમ જણાય છે અનંગનશાત્ તે તે દિશામા આવેલા સ્થળોનું વિશેષ પુનઃ કવિએ કર્યું હોય એમ જણાય છે (તિલક ટીકાના આધારે)

* રેશમના કીડાની ભૂમિ અર્થાત્ ચીનદેશ

– હાલમા જેને 'જાવા બેટ' અથવા 'જાવાનો ટાપુ' કહે છે તે

પ્રિય પત્ની સીતાની ખોળ કરો.[૩૨] ત્યાર પછી સમુદ્ર આવશે તેને ઉલ્લંઘી તમે તેની સામે પાર જઈ થોડેક ચાલશો; એટલે સિદ્ધ તથા ચારણાદિકોએ સેવેલ: અને ઉતાવળે વહેનારા રાતા જળવાળા શોણનદ પર પહોંચશો.[૩૩] તેનાં રમ્ય તીર્થોમાં તથા વિચિત્ર વનોમાં ચારે બાજુએ સીતા સહિત રાવણની શોધ કરજો.[૩૪] એ પ્રદેશમાં આવેલા પર્વતોમાંથી વહેતી નદીઓ કે જેના બન્ને તટો પર અનેક ઘોર જંગલો આવેલાં છે તેને વિષે, તેમ જ મોટી મોટી ગુફાઓવાળા પર્વતો અને વનોને વિષે પણ તમારે સીતા સહિત રાવણની ખોળ કરવી.[૩૫] હે વાનરયૂથપાલક! ત્યાંથી આગળ ચાલતાં અત્યંત ભયંકર સમુદ્રોના મોટા દ્વીપો તમારા જોવામાં આવશે તથા ઘણી લહરીઓવાળો અને વાયુના સપાટાથી ભારે ગર્જના કરનારો ઇક્ષુસમુદ્ર* પણ તમારી દૃષ્ટિએ પડશે.[૩૬] એ સમુદ્રને વિષે મોટી કાયાવાળા ને ઘણા કાળના ભૂખ્યા એવા અસુરો બ્રહ્મદેવની આજ્ઞાથી નિરંતર પ્રાણીઓની છાયાને ગ્રહણ કરે છે; અર્થાત્ પ્રાણીઓની છાયાને જોતાં જ તે પ્રાણીઓને પકડી લે છે અને ભક્ષણ કરી જાય છે.[૩૭] એ સમુદ્રનું જળ શ્યામ હોવાને લીધે પ્રલય કાળના મેઘ સરખું લાગે છે અને તેમાં મોટા મોટા સર્પો નિવાસ કરે છે. તેમાં ઊતરવાન માર્ગથી અથવા બીજા હરકોઈ ઉપાયથી+ તમે તેની પાર જશો, ત્યારે રાતા જળવાળો લોહિત નામનો મહાસાગર તમારા જોવામાં આવશે તેને પાર કરી આગળ વધશો એટલે એ મોટા શાલ્મલીવૃક્ષને જોશો.[૩૮,૩૯] ત્યાં આગ દેવોના શિલ્પી વિશ્વકર્માએ બનાવેલું ગરુડનું દિવ્ય ગૃહ કે જે નાના પ્રકારનાં રત્નોથી શણગારેલું તથા કૈલાસ પર્વત સરખું સુશોભિત છે, તે પણ તમારા જોવામાં આવશે.[૪૦] એ દ્વીપને વિષે અનેક પ્રકારનાં ભયંકર રૂપવાળા અને પર્વતપ્રાય દેહવાળા 'મંદેહ' નામના રાક્ષસો પર્વતોનાં શિખરો પર ઊંધે મસ્તકે લટકયા કરે છે.[૪૧] અને નિત્યપ્રતિ સૂર્યોદયના સમયે સૂર્ય સામે યુદ્ધ કરવા જાય છે, ત્યારે સૂર્યનાં પ્રખર કિરણોથી તપીને તથા બ્રાહ્મણોના ગાયત્રીમંત્રના જપના પ્રભાવથી હણાઈને તે તે મંદેહ રાક્ષસો જળમાં પડે છે અને પુનઃ પુનઃ શિખરો પર જઈને લટકાય છે.= હે મહાસમર્થ વાનરો! ત્યાંથી આગળ જતાં શ્વેત મેઘ સરખો તથા ઉપરાઉપરી ઊડતી લહરીઓને લીધે મોતીના હાર સમાન જણાતો ક્ષીરસમુદ્ર+ તમારી દૃષ્ટિએ પડશે. એ સમુદ્રની વચ્ચે દિવ્ય સુગંધવાળાં પુષ્પોથી ખીલેલાં વૃક્ષ વડે ઢંકાયેલો શ્વેત વર્ણનો 'ઋષભ' નામનો મોટો પર્વત આવેલો છે તેમ જ સુવર્ણ સરખી રજવાળાં પ્રકાશમાન શ્વેત કમળોથી તથા રાજહંસોથી શોભતું 'સુદર્શન' નામનુ રમ્ય સરોવર આવેલુ છે. જેને વિષે દેવો, ચારણો, યક્ષો, કિન્નરો તથા અપ્સરાઓના સમૂહો ક્રીડા કરવા માટે અતિહર્ષપૂર્વક જાય છે. હે વાનરો! આ ક્ષીરસાગરનું ઉલ્લંઘન કર્યા પછી સર્વ ભૂત–પ્રાણીઓના ભયને નિવૃત્ત કરનારો શુદ્ધોદક* સાગર તમારા જોવામા આવશે. હે કપિશ્રેષ્ઠો! એ સમુદ્રને વિષે 'ઔર્વ' નામના બ્રહ્મર્ષિના ક્રોધથી ઉત્પન્ન થયેલા વડવાગ્નિ

* શેરડીના રસ જેવા જળથી ભરેલો મહાસાગર.

+ સમુદ્રમા વસતા છાયાગ્રાહી અસુરો તથા સર્પોથી હરકત થાય નહિ તેવા ઉપાયથી.

= દ્વિજોના આહ્નિકસંગ્રહ ગ્રંથમાં લખ્યું છે કે

गायत्र्या शिरसा हीनां महाव्याहृतिपूर्वकाम् ।
प्रणवाद्यां जपंस्तिष्ठन् क्षिपेद्वा अञ्जलित्रयम् ॥
तेन वज्रोदकेनाशु मन्देहा नाम राक्षसाः ।
सूर्यारयः प्रलीयन्ते शैला वज्रहता इव ॥

'आपो ज्योतिरसो०' ઇત્યાદિ શિરોભાગરહિત ત્રણ મહાવ્યાહૃતિ અને ૐકારયુક્ત ગાયત્રીમંત્રનો ઊભા થઈ જપ કરતાં દ્વિજે ત્રણ વાર સૂર્યને અર્ધ્યપ્રદાન કરવું આમ કરવાથી એ વજ્રરૂપ જળ વડે સૂર્યના શત્રુ 'મંદેહ' નામક રાક્ષસોનો વજ્રથી હણાતા પર્વતોની પેઠે નાશ થાય છે.

+ દૂધના જેવા જળથી ભરેલો સમુદ્ર.

* મીઠા જળનો સમુદ્ર.

નુ× મહાન હયમુખ– પ્રકાશી રહ્યુ છે ૪૨–૪૮ મહાવેગવાળુ આ સંપૂર્ણ ચરાચર જગત પ્રલય કાળ વખતે એ વડવાગ્નિના ભક્ષ્યરૂપ થાય છે એ અગ્નિનુ ભયંકર હયમુખ જોઈને સમુદ્રમા તેમ જ સમુદ્રના કિનારા પર વસનારા સમર્થ અને અસમર્થ એવા સર્વ પ્રાણીઓ નિરંતર મોટા આક્રોશ કર્યા કરે છે તે તમારા સાભળવામા આવશે ૪૯ એ શુદ્ધોદક સમુદ્રથી ઉત્તર દિશા તરફ તેર યોજન ઉપર સુવર્ણ સમાન કાંતિવાળો, 'જાતરૂપશિલ' નામનો એક મોટો પર્વત આવેલો છે ૫૦ હે વાનરો! તમે ત્યા જશો, ત્યારે આખી પૃથ્વીને ધારણ કરનારા અને ચંદ્ર સરખી કાંતિવાળા અનંત(નાગ) દેવને જોશો સર્વ દેવો જેને નમન કરે છે એવા અનેક પર્વતના અગ્રભાગ વિષે બેઠેલા એ અનંતદેવ કમળપત્ર સમાન વિશાળ નેત્રવાળા હજાર મસ્તકવાળા તથા નીલ વસ્ત્રને ધારણ કરનારા છે એ પર્વતના શિખર વિષે ઉત્તમ વેદી બનાવીને તેના ઉપર સર્વ દેવોએ મહાત્મા અનંતદેવની ધ્વજારૂપ ત્રણ શાખાવાળા સુવર્ણમય તાડવૃક્ષનુ સ્થાપન કર્યું છે કે, જે ઉપરથી પૂર્વ દિશાની વ્યવસ્થાનુ નિર્માણ થાય છે ત્યાથી આગળ જતા સુવર્ણમય શ્રીમાન ઉદયાચળ આવે છે ૫૧–૫૪ જેનો સો યોજનના વિસ્તારવાળો અને વેદીયુક્ત સુવર્ણમય દિવ્ય અગ્રભાગ આકાશનો સ્પર્શ કરી શોભી રહ્યો છે ૫૫ એ ઉદયાચળ પ્રફુલ્લિત પુષ્પોવાળા અને સૂર્ય સરખા પ્રકાશમાન સાલ, તાલ, તમાલ તથા કર્ણિકાર વગેરેના સુવર્ણમય દિવ્ય વૃક્ષોથી શોભી રહ્યો છે ૫૬ એ ઉદયાચળના અગ્રભાગ ઉપર એક યોજન વિસ્તારવાળુ અને દશ યોજન ઊંચુ 'સૌમનસ' નામનુ એક ** શિખર છે ૫૭ એ શિખર ઉપર પૂર્વે ત્રણ ડગલા ભરતી વખતે પુરુષોત્તમ શ્રીવામનસ્વરૂપે પ્રથમ પગલુ મૂકી બીજુ પગલુ મેરુપર્વતના શિખર પર મૂકયુ હતુ ૫૮ અસ્ત પામ્યા પછી ઉત્તર દિશાના માર્ગથી જબૂદ્વીપની પરિક્રમા કરીને સૂર્યનારાયણ પુનઃ એ શિખર ઉપર આવી જબૂદ્વીપવાસીઓને દર્શન આપે છે અર્થાત્ ઉદય પામે છે એ શિખર વિષે સૂર્ય સરખા વર્ણવાળા તપસ્વી અને વૈખાનસવૃત્તિને ધારણ કરનારા વાલખિલ્ય મહર્ષિઓ પ્રકટપણે દર્શન દે છે એ સૌમનસ શિખર કે જેની સમીપમા જ સુદર્શનદ્વીપ પ્રકાશી રહ્યો છે, તેના પર સૂર્યોદય થતા સર્વ પ્રાણીઓના ચક્ષુ તથા તેજ પ્રકાશિત થાય છે ૫૯–૬૧ હે વાનરો! એ ઉદયાચળના પાછલા ભાગમા, તેની ગુફાએમા તેમ જ તેની આસપાસના વનોમા એમ સર્વત્ર તમે સીતા સહિત રાવણની શોધ કરજો એ સુવર્ણમય ઉદયાચળ પર્વત તથા મહાત્મા સૂર્યના કિરણોના તેજ વડે વ્યાપ્ત થવાને લીધે પૂર્વ દિશા સંધ્યાસમયે રક્તવર્ણી પ્રકાશે છે સ્વયંભૂ બ્રહ્મદેવે સમસ્ત ભુવનોને પ્રકાશિત કરવા સારુ સૂર્યની આવશ્યકતા જાણીને પ્રથમથી જ આ ઉદયાચળને આખી પૃથ્વીના દ્વારરૂપ નિર્માણ કર્યો છે તેથી તે દિશાને પૂર્વ દિશા કહે છે ૬૨–૬૪ હે વાનરશ્રેષ્ઠો! હુ તમને પુનઃ પણ કહુ છુ કે એ ઉદયાચળના પાછલા ભાગમા, તેની ગુફાઓમા તથા તેના ઝરાઓમા તમારે સીતા સહિત રાવણની ચોતરફ શોધ કરવી ૬૫ હે વાનરો! એ ઉદયાચળથી આગળની પૂર્વ દિશા સૂર્ય અને ચંદ્રાદિના પ્રકાશથી રહિત હોવાને લીધે અંધકારમય છે અને અદૃશ્ય છે, તેમ જ ત્યા માત્ર દેવતાઓની જ ગતિ હોવાને લીધે તમારાથી જઈ શકાશે નહિ ૬૬ મે વર્ણવેલા સર્વ પર્વતો ગુફાઓ, નદીઓ તથા દેશોમા તેમ જ જેનુ વર્ણન મે ન કર્યું હોય એવા વચમા આવતા સ્થળોમા પણ તમારે જવુ અને સર્વ સીતાની શોધ કરવી ૬૭ હે વાનરોત્તમ! આપણે વાનરો એ ઉદયાચળ

× સમુદ્રના જળનુ શોષણ કરનારા અગ્નિનુ વડવાગ્નિ નામ પ્રસિદ્ધ છે

– અશ્વ સરખુ મુખ

** સુવર્ણની શિલાઓવાળો પર્વત

પર્યંત જઈ શકીએ એમ છીએ તે પછીનો ભાગ સૂર્યના પ્રકાશ વિનાનો તથા મર્યાદારહિત હોવાને લીધે આપણે તેને જાણી શકીએ તેમ નથી [૬૮] માટે તમે ઉદયાચળ પર્યંત ખોળ કરી સીતાની તેમ જ રાવણના નિવાસસ્થાનની ભાળ મેળવી એક માસની અંદર પાછા આવજો [૬૯] કોઈએ પણ એક માસની ઉપરાંત રોકાવુ નહિ જે વાનર આ અવધિનુ ઉલ્લંઘન કરશે તે દેહાંત શિક્ષાને પ્રાપ્ત થશે હે વાનરો! તમે સુખેથી જાઓ અને સીતાશોધનનુ કાર્ય કરી સત્વર પાછા આવો [૭૦] હે વાનરો! અનેક પ્રકારના વનોથી શોભતી ઇંદ્રની સ્રીરૂપ* પૂર્વ દિશા વિષે ચતુરાઈથી ફરી વળીને તથા રઘુવંશી શ્રીરામચંદ્રની પ્રિય પત્નીં સીતાને પ્રાપ્ત કરીને તમે સત્વર પાછા વળશો અને સુખી થશો [૭૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીમદ્રામાયણના કિષ્કિંધાકાંડનો ૪૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૧ મો

### દક્ષિણ દિશાનું વર્ણન અને તે તરફ જવાની હનુમાન વગેરેને આજ્ઞા

ततः प्रस्थाप्य सुग्रीवस्तन्महद्वानरं बलम् ।
दक्षिणां प्रेषयामास वानरानभिलक्षितान् ॥१॥

મોટા કપિસૈન્ય સહિત વિનત વાનરને પૂર્વ દિશા તરફ પ્રસ્થાન કરવાનુ કહીને કપિરાજ સુગ્રીવ સીતાશોધનના કાર્યમા સમર્થ ધારી રાખેલા બીજા વાનરોને દક્ષિણ દિશામા મોકલવા લાગ્યો [૧] તેમા અગ્નિનો પુત્ર નીલ વાયુપુત્ર હનુમાન, પિતામહનો પુત્ર મહાબળવાન જાંબવાન,[૨] સુહોત્ર, શરારિ, શરગુલ્મ, ગજ, ગવાક્ષ, ગવય, સુષેણ, ઋષભ,[૩] મૈંદ, દ્વિવિદ, વિજય, ગંધમાદન અને હુતાશનના પુત્રો ઉલ્કામુખ તથા અનંગ વગેરે અત્યંત વેગવાળા અને પરાક્રમવાળા શૂરવીર વાનરોને નિયુક્ત કર્યા અને તે સર્વેના અગ્રેસર તરીક યુવરાજ અંગદને નિયુક્ત કર્યો શૂરવીર અંગદને કપિસેનાનો નાયક બનાવીને દેશ–કાળને જાણનાર કપીશ્વર સુગ્રીવે તેને દક્ષિણ દિશા પ્રત્યે જવાની આજ્ઞા આપતા તે દિશામા જે જે દુર્ગમ પ્રદેશો હતા તેનુ વર્ણન કરવા માડ્યુ [૪–૭]

સુગ્રીવે કહ્યુ હે કપિવરો! દક્ષિણ દિશામા પ્રથમ તમે હજારો શિખરોવાળા અને નાના પ્રકારના વૃક્ષો તથા લતાઓથી શોભી રહેલા વિંધ્યાચળ ઉપર જજો અને ત્યા સતી સીતાની સારી રીતે શોધ કરજો ત્યાથી મોટા સર્પોએ સેવેલી રમ્ય નર્મદા નદી, તે પછી મહાનદી ગોદાવરી અને કૃષ્ણવેણી પ્રત્યે જઈ સીતાની શોધ કરજો તે પછી મેખલ, ઉત્કલ અને દશાર્ણ વગેરે નગરો તથા આબ્રવંતી, અવંતી આદિ નગરીઓ વિષે જઈ શોધ કરજો ત્યાથી વિદર્ભ, ઋષિક, રમણીય માહિષ્મત, મત્સ્ય, કલિંગ અને કૌશિકાદિ દેશો વિષે ચોતરફ ફરીને તમે સીતાની શોધ કરજો અનેક પર્વતો, નદીઓ તથા ગુફાઓવાળા સઘળા દંડકારણ્યમા તેમ જ ગોદાવરી નદીના મૂળ આગળ, એમ સર્વત્ર શોધી વળી આંધ્ર પુંડ્ર, ચોલ, પાડ્ય અને કેરળ વગેરે દેશો પ્રત્યે જજો [૮–૧૨] ત્યાથી તમારે અયોમુખ પર્વત પ્રત્યે જવુ, એ મહાન પર્વત વિચિત્ર શિખરોવાળો, અનેક પ્રકારની ધાતુઓથી શોભતો, ચિત્રવિચિત્ર પુષ્પોવાળા વૃક્ષોથી છવાયેલો તથા સુગંધીદાર ચંદનવૃક્ષોના વનોથી સુશોભિત છે તેને વિષે તમારે સીતાની સારી રીતે ખોળ કરવી ત્યાથી આગળ ચાલતા નિર્મળ જળવાળી દિવ્ય કાવેરી નદી તમારા જોવામા આવશે એ નદીને કિનારા પર અપ્સરાના સમૂહો નિરંતર ક્રીડા કરે છે ત્યાથી આગળ જતા મલય પર્વત આવશે એ મહાગિરિ વિષે અંતે વા રમણીય આશ્રમમા બેઠેલ ઋષિશ્રેષ્ઠ અગસ્ત્યના તમને દર્શન થશે + એ મહર્ષિને પ્રસન્ન કરી તેમની આજ્ઞા મેળવી તમે આગળ જજો,[૧૩–૧૬] એટલે મગરોથી ભરેલી તામ્રપર્ણી નદી આવશે એ

* પૂર્વ દિશાનો સ્વામી ઇંદ્ર હોવાથી તેને ઇંદ્રની સ્રી કહી છે

+ આ અગસ્ત્ય બીજા સમજવા અથવા પ્રથમ જણાવેલા અગસ્ત્યને જ અહી બીજો આશ્રમ છે

મહાનદીના નિર્મળ જળ તથા વચમા વચમાં આવેલા બેટો સુગંધિત ચંદનવૃક્ષોથી ઢંકાયેલા છે અને જેમ કોઇ યુવાન સ્ત્રી પોતાના પતિ પ્રત્યે જાય, તેમ તે નદી સમુદ્ર પ્રત્યે ગમન કરે છે. હે વનચરો ! તામ્રપર્ણી નદી ઊતરીને તમે આગળ જશો, એટલે પાડ્યરાજાઓનો મણિ અને મુક્તાથી ભરેલો તથા કિલ્લાથી શોભી રહેલો સુવર્ણમય દિવ્ય દેશ તમારા જોવામા આવશે. તે પછી તમે દક્ષિણ સમુદ્રના કિનારા પર જજો. ત્યા જઈ તમારે તેને સામે પાર જવાનો નિશ્ચય કરવો.[૧૭–૧૯] એ સમુદ્રના કાઠા આગળ પૂર્વે મોટી ખાઈ હતી. તેથી વહાણ વગેરે સાધનોથી સમુદ્રમા જતા પ્રાણીઓને ઘણી જ અગવડ પડતી હતી, એટલા માટે મહામુનિ અગસ્ત્યે ત્યાં વિચિત્ર શિખરવાળા મહેંદ્ર પર્વતનુ સ્થાપન કરી તે ખાઈને પૂરી નાખી છે. એ પર્વત શ્રેષ્ઠનો ઘણો ભાગ હજી પણ સમુદ્રમા જ છે. વળી એ મહેંદ્ર પર્વત તદ્દન સોનાનો છે તથા નાના પ્રકારના પ્રફુલ્લિત વૃક્ષોથી અને લતાઓથી શોભી રહ્યો છે.[૨૦,૨૧] એ પર્વતના મનોરમ સ્થળો વિષે દેવો, ઋષિઓ, યક્ષો, અપ્સરાઓ, સિદ્ધો તથા ચારણો વગેરે નિરંતર વિહાર કરે છે અને મહાત્મા ઇંદ્ર ત્યા પ્રત્યેક પર્વણીને દિવસે આવે છે હે વાનરોત્તમ ! દક્ષિણ સમુદ્રની સામે પાર સો યોજનના વિસ્તારવાળો એક પ્રકાશમાન દ્વીપ આવે છે જોકે ત્યા મનુષ્યો જઈ શકતા નથી, તોપણ તમારે તેને ગમે તે ઉપાયે શોધી કાઢવો અને ત્યા જઈ વિશેષે કરી સીતાની શોધ કરવી,[૨૨–૨૪] કેમ કે તે દેશ ઇંદ્ર સરખી કાંતિવાળા, દુષ્ટ અંતઃકરણવાળા અને વધ કરવા યોગ્ય રાક્ષસોના રાજા રાવણનુ નિવાસ સ્થાન છે.[૨૫] હે વાનરો ! એ દક્ષિણ સમુદ્રમા ઘણુ જ સાવધ રહેવા જેવુ છે રાવણની આજ્ઞા ઉઠાવનારી એક 'અંગારકા' નામની રાક્ષસી એ સમુદ્રમા નિવાસ કરે છે તે રાક્ષસી આકાશ મા ઊડતા પ્રાણીઓની છાયાને ગ્રહણ કરી તેઓને નીચે પાડે છે અને પછી તેઓનુ ભક્ષણ કરે છે એ સિવાય બીજાં પણ અનેક વિઘ્નો એ સમુદ્રમાં રહેલાં છે.[૨૬] હે વાનરો ! મેં વર્ણવેલાં સ્થળો તથા દેશોમાં, તેમ જ બીજાં પણ શક પડતાં સ્થળોમા જઈ અત્યંત તેજસ્વી રામચંદ્રની સ્ત્રી સતી સીતાની તમે શોધ કરજો અને જ્યા જ્યાં સીતાનો પત્તો લાગે નહિ, ત્યા ત્યાથી આગળ વધજો.[૨૭] હે હનુમાનાદિ શૂરવીર વાનરો ! સમુદ્રની મધ્યે આવેલા એ લંકાદ્વીપને ઓળગીને પણ તમે જ્યારે આગળ જશો, ત્યારે સિદ્ધો અને ચારણોએ સેવેલો શ્રીમાન 'પુષ્પિતક' નામનો પર્વત આવશે[૨૮] સમુદ્રજળનો આશ્રય કરી રહેલો એ મહાન પર્વત ચંદ્ર–સૂર્ય સરખા પ્રકાશવાળો તથા ઊંચા શિખરોને લીધે જાણે આકાશને અડકતો હોય એવો દેખાય છે ! એ પર્વતના સુવર્ણમય શિખરનુ સૂર્યનારાયણ નિત્ય સેવન કરે છે. કૃતઘ્ન, ક્રૂર તથા નાસ્તિક પુરુષો તેને દૃષ્ટિથી જોઈ શકતા નથી.[૨૯,૩૦] હે વાનરો ! એ પર્વત પ્રત્યે જઈ તેને મસ્તક વડે પ્રણામ કરી ત્યા સીતાને સારી રીતે શોધજો. ત્યાર પછી તેનુ અતિક્રમણ કરી દુર્ગમ માર્ગે પ્રયાણ કરતાં ચૌદ યોજન જશો એટલે 'સૂર્યવાન' નામનો પર્વત આવશે ત્યા શોધ કરી આગળ જશો એટલે સર્વ ઋતુમા ઇચ્છિત ફળ આપનારા મનોહર વૃક્ષોથી શોભી રહેલો 'વૈદ્યુત' નામનો રમણીય પર્વત આવશે એ પર્વત પર બેસી, તેના ઉત્તમ સ્વાદવાળા ફળ–મૂળોનો આહાર કરી તથા પીવા યોગ્ય થઇ મધુ(પુષ્પરસ)નુ પાન કરી તમે આગળ જશો એટલે નેત્ર તથા મનને આનંદ આપનારો 'કુંજર' નામનો પર્વત તમારી દૃષ્ટિએ પડશે[૩૧–૩૪] એ પર્વત ઉપર દેવોના શિલ્પી વિશ્વકર્માએ અગસ્ત્ય ઋષિને રહેવા લાયક ઉત્તમ સુવર્ણમંદિર બનાવ્યુ છે. એ મંદિર નાના પ્રકારના રત્નોથી શણગારેલુ, એક યોજન વિસ્તારવાળું અને દશ યોજન ઊંચું છે. એ કુંજર પર્વતને વિષે સર્પોને વસવાની 'ભોગવતી' નામની નગરી છે. એ નગરીના રાજમાર્ગ ઘણા જ વિશાળ છે અને તીક્ષ્ણ દાઢ–

વાળા મહાઝેરી સર્પો તેનું ચોમેરથી રક્ષણ કરતા હોવાને લીધે તેમાં પ્રવેશ કરવો અત્યંત કઠિન છે.[૩૫–૩૭] સર્પોનો રાજા વાસુકિ તેમાં નિવાસ કરે છે. હે વાનરો! તમે ગમે તે ઉપાયે તે નગરીમાં પ્રવેશ કરી અતિ સાવધપણે તેમાં જે જે ગુપ્ત સ્થળો હોય ત્યાં ત્યાં પણ સીતાની શોધ કરજો. હે કપિવરો! ત્યાંથી આગળ જશો એટલે વૃષભ સરખી આકૃતિવાળો 'ઋષભ' નામનો મહાન પર્વત આવશે. અનેક પ્રકારનાં રત્નોથી ભરેલા એ ઋષભ પર્વત વિષે અગ્નિ સરખાં ચકચકિત ગોશીર્ષક, પદ્મક અને હરિશ્યામા નામનાં દિવ્ય ચંદનવૃક્ષો ઉત્પન્ન થાય છે. હે વાનરો! તમે તે વૃક્ષોનો કદાપિ સ્પર્શ કરશો નહિ;[૩૮–૪૧] કેમ કે રોહિત જાતિના ગંધર્વો એ વનનું રક્ષણ કરે છે. ત્યાં સૂર્ય સરખી કાંતિવાળા શલૂષ, ગ્રામણી, શિક્ષ, શુક તથા બભ્રુ એ નામના પાંચ ગંધર્વપતિઓ નિવાસ કરે છે. હે વાનરો! ત્યાંથી આગળ જતાં સૂર્ય, ચંદ્ર તથા અગ્નિ સરખા પ્રકાશિત દેહવાળા પુણ્યજનોને વસવાનો પ્રદેશ આવે છે. ત્યાં આગળ દક્ષિણ દિશાની ભૂમિનો અંત આવી રહે છે. તે પ્રદેશમાં જઈ શકાય એમ નથી અને તમારે ત્યાં જવાની જરૂર પણ નથી; કેમ કે ત્યાં તો જેઓએ પુણ્યકર્મોથી સ્વર્ગ જીત્યુ હોય છે એવા સત્પુરુષો જ વસે છે. તે પછી અત્યંત દારુણ અને અંધકારથી વ્યાપ્ત એવો પિતૃલોક આવે છે; ત્યાં પણ તમારે જવું નહિ, કેમ કે તે યમરાજાની રાજધાની છે.

હે વાનરોત્તમ! મેં કહેલા પ્રદેશો સુધી જ તમારાથી જઈ શકાય, કિંવા શોધી શકાય તેમ છે. તેનાથી આગળ મોટા ગતિમાનોની ગતિ પણ ચાલતી નથી.[૪૨–૪૫] હે વાનરો! મેં વર્ણન કરી બતાવ્યાં તે તથા અન્ય પણ જે જે સ્થળો તમારા જોવામાં આવે ત્યાં ત્યાં સર્વત્ર જઈ સીતાનો શોધ કરજો અને કાર્ય બજાવીને પાછા વળજો.[૪૬] હે કપિવરો! એક માસની અંદર જે વાનર પહેલો આવીને મને સીતાની ભાળ બતાવશે, તે મારા સમાન વૈભવવાળો થઈ અનેક પ્રકારના ભોગો ભોગવતો સુખપૂર્વક વિહાર કરશે અને તે વાનર મને મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય થઈ પડશે. કદાચ તેણે પૂર્વે મારા અપરાધ કર્યા હશે, તોપણ હું તેને ક્ષમા કરી મારા બંધુ તુલ્ય ગણીશ. માટે હે કપિવરો! તમે સર્વ કે જે અમાપ બળ તથા પરાક્રમસંપન્ન છો અને અધિક ગુણવાન કુળ વિષે જન્મેલા છો તેઓ જનકતનયા સીતાની સત્વર પ્રાપ્તિ થાય તેવા ઉત્તમ પુરુષાર્થનો તુરત આરંભ કરો.[૪૭–૪૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૪૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૨ મો

### પશ્ચિમ દિશાનું વર્ણન અને તે તરફ જવાની સુષેણ વગેરેને આજ્ઞા

अथ प्रस्थाप्य स हरीन्सुग्रीवो दक्षिणां दिशम् ।
अब्रवीन्मेघसङ्काशं सुषेणं नाम वानरम् ॥ १ ॥

અંગદાદિક વાનરોને દક્ષિણ દિશામાં મોકલ્યા પછી વાનરાધિપતિ સુગ્રીવે પશ્ચિમ દિશામાં તારાના પિતા સુષેણ વાનરને મોકલવાની ઇચ્છા કરી. ભયંકર પરાક્રમવાળો અને મેઘ સરખા પ્રૌઢ શરીરવાળો એ સુષેણ વાનર પોતાનો સસરો થતો હોવાથી કપીશ્વર સુગ્રીવે સસરાને ઘટતા માનથી તેની સામે જઈને તથા હાથ જોડીને નમ્રતાપૂર્વક તેને એ વાત કહી. વળી સાથે સાથે મહર્ષિ મરીચિનો પુત્ર 'અર્ચિષ્માન' નામનો વાનર કે જે ઇંદ્ર તથા ગરુડ સરખી કાંતિવાળો, શૂરવીર કપિઓથી વીંટાયેલો અને બુદ્ધિ તથા પરાક્રમસંપન્ન હતો તેને તથા એ જ મહર્ષિના 'અર્ચિર્માલ્ય' નામના મહાબળવાન બીજા પુત્રોને પણ પશ્ચિમ દિશામાં જવાની આજ્ઞા આપતાં મહાત્મા સુગ્રીવે કહ્યું :

'હે અર્ચિષ્માન વગેરે વાનરો! આ સુષેણ વાનરને નેતા કરી તમે બે લક્ષ વાનરોને સાથે લઈ પશ્ચિમ દિશા તરફ સીતાની શોધ કરવા માટે જાઓ. એ દિશામાં જતાં પ્રથમ બાહ્લિક દેશ સહિત સૌરાષ્ટ્ર; ચંદ્રચિત્ર, સોપારી, બોલસરી

અને ઉદ્દાલક વગેરે વૃક્ષોથી ગાઢા કુક્ષિદેશ અને બીજા પણ સમૃદ્ધિવાળા દેશો તથા મોટા મોટા શહેરો આવશે, ત્યા ત્યા જઈ તમે સારી રીતે સીતાની શોધ કરજો [1-7] પછી હે વાનરપુગવો ! માર્ગમા આવતા કેતકીના વનો વિષે સીતાની ખોળ કરજો, તેમ જ પશ્ચિમતરફ વહન કરનારી અને શીતળ જળવાળી કલ્યાણરૂપ નદીએ, તપસ્વીઓના આશ્રમો તથા વનના દુર્ગમ પર્વતો વિષે પણ સીતાને શોધજો વળી ઘણે ભાગે જળ વિનાની ત્યાની ભૂમિ વિષે તેમ જ અત્યત ઊચી અને શીતળ શિલાઓ વિષે પણ તમે સીતાની શોધ કરજો [8-9] એ પ્રમાણે અનેક પર્વતો તથા વનોથી વ્યાપ્ત હોવાને લીધે દુર્ગમ એવી પશ્ચિમ દિશામા ખોળ કરતા કરતા તમે આગળ જશો એટલે મોટા મોટા મત્સ્યો તથા મગરોથી ભરેલો પશ્ચિમ દિશાનો સમુદ્ર તમારા જોવામા આવશે તે પછી કેતકી, તમાલ તથા નાળિયેરના વનો આવશે એ વનો વિષે ક્રીડા કરતા તમે સર્વ કપિવરો સીતાની તથા રાવણના નિવાસસ્થાનની ખોળ કરજો [10-12] સમુદ્રના કિનારા પર આવેલા પર્વતો, વનો, મુરચીપટ્ટણ તથા જટાપુર વગેરે નગરો, અવતી અને અગલેપા આદિ નગરીઓ, 'આલેક્ષિત' નામનુ વન તેમ જ બીજા પણ વિશાળ દેશો અને મોટા મોટા શહેરોની અદર જઈ તમે ચોમેર સીતાની શોધ કરજો [13,14] હે વાનરો ! ત્યાથી થોડેક દૂર જ્યા સિંધુ નદી અને સમુદ્રનો સગમ થાય છે, ત્યા આગળ સો શિખરવાળો મોટો સોમગિરિ પર્વત આવેલો છે, તે પર્વતની તળેટી વિષે અત્યત મોટા મોટા અસખ્ય વૃક્ષો ઊગેલા છે [15] એ પર્વતના રમ્ય શિખરો વિષે 'સિંહ' નામના મોટા પક્ષીઓ નિવાસ કરે છે કે જેઓ મોટા મોટા તિમિંગલ* તથા હસ્તીઓને પણ પોતાના માળામા ઘસડી જાય છે,[16] છતા એ અતિશય મદોન્મત્ત અને ત્યાના તૃપ્ત થઈ રહેલા તિમિગલો તથા હસ્તીઓ એ સિહ પક્ષીઓના નિવાસ સ્થળો આગળ ફર્યા કરે છે અને મેઘ સમાન ભયકર ગર્જનાઓ કરે છે હે ઇચ્છિત રૂપ ધરનાર કપિવરો ! એ સોમગિરિનુ એક સુવર્ણમય શિખર કે જે વિચિત્ર વૃક્ષોથી શોભતુ તથા આકાશ પર્યંત પહોચેલુ છે, ત્યા જઈને તમે સીતાની સારી રીતે શોધ કરજો એ પછી સમુદ્રના મધ્ય ભાગમા 'પારિયાત્ર' નામનો એક પર્વત છે, ત્યા જઈને હે વાનરો ! તમે એ પર્વતના સો યોજન વિસ્તારવાળા સુવર્ણમય અગ્રભાગને જોશો એને વિષે ચોમેરથી એક થયેલા અગ્નિ સમાન તેજસ્વી અને તપસ્વી હોવા છતા પાપ કર્મ કરનારા ચોવીસ કરોડ ભયકર ગધર્વો વસે છે [17-21] હે ઘોર પરાક્રમવાળા વાનરો ! તમારે તેઓની પાસે જવુ નહિ તેમ એ પ્રદેશમાના ફળ-મૂળાદિને અડકવુ પણ નહિ,[22] કેમ કે એ મહાબળવાળા તથા શૌર્યવાળા ગધર્વો કે જેઓ ભયકર પરાક્રમવાળા અને કોઈથી પણ પરાભવ ન પામે એવા છે [23] ત્યા માત્ર જનકતનયા સીતાની શોધ કરીને જ તમારે ચાલી નીકળવુ ત્યા વનચરપણે વર્તવાથી તમને તેઓના તરફનો કશો પણ ભય રહેશે નહિ [24] હે વનચરો ! એ પારિયાત્ર પર્વત વટાવીને તમે થોડેક આગળ જશો એટલે એ સમુદ્ર વિષે જ નાના પ્રકારના વૃક્ષો તથા લતાઓથી વ્યાપ્ત, વજ્ર સરખો કઠિન અને વૈડૂર્યમણિ સરખી કાતિવાળો એક 'વજ્ર' નામનો મહાન પર્વત તમારા જોવામા આવશે [25] અત્યત સુશોભિત એવા એ પર્વતનો વિસ્તાર તથા ઊચાઈ સો યોજન છે હે વાનરો ! એ પર્વતની મોટી મોટી ગુફાઓ વિષે તમારે અતિ પ્રયત્ન પૂર્વક સીતાની શોધ કરવી [26] હે વાનરો ! ત્યાથી આગળ જતા સમુદ્ર જ્યારે ચોથા ભાગનો બાકી રહેશે, ત્યારે 'ચક્રવાન' નામનો પર્વત આવશે એ પર્વત ઉપર દેવોના શિલ્પી વિશ્વકર્માએ હજાર ધારોવાળુ ચક્ર બનાવી રાખ્યુ હતુ પૂર્વે પુરુષોત્તમ ભગવાન શ્રીવિષ્ણુએ એ પર્વત પર વસનારા 'હયગ્રીવ' તથા 'પચજન' નામના

* સમુદ્રમા વસતા મત્સ્યોની એક જાતિ

અસુરોને હણીને પૂર્વોક્ત ચક્ર અને 'પંચજન્ય' નામનો શંખ ગ્રહણ કર્યો હતો. એ પર્વતના રમ્ય શિખરોમાં તથા વિશાળ ગુફાઓમાં તમારે સીતા સહિત રાવણની ચોમેર શોધ કરવી.[૨૭-૨૯] ત્યાંથી ચોસઠ યોજન ઉપર અગાધ સમુદ્રજળ વિષે સુવર્ણના શિખરોવાળો 'વરાહ' નામનો પર્વત છે.[૩૦] એ પર્વત પર વસેલા 'પ્રાગ્જ્યોતિષ' નામના સુવર્ણમય નગર વિષે દુષ્ટાત્મા નરકાસુર વસે છે.[૩૧] એ વરાહ પર્વતના રમ્ય શિખરોમાં તથા વિશાળ ગુફાઓમાં તમે સીતા સહિત રાવણની ચોમેર ખોળ કરજો. એ વરાહ પર્વતથી પણ તમે આગળ જશો, ત્યારે સુવર્ણની ગુફાઓવાળો એક સુવર્ણ પર્વત આવશે. એ પર્વતમાં ઝરણાઓનાં જળ ખળખળાટ વહ્યા કરે છે.[૩૨,૩૩] હે વાનરોત્તમો! એ પર્વત વિષે વસતા હાથીઓ, વરાહો, સિંહો અને વ્યાઘ્રો પોતાના શબ્દોના પ્રતિધ્વનિ સાંભળી અતિ મત્ત થઈ, નિરંતર અધિક ગર્જના કરે છે.[૩૪] એ પર્વતનું નામ 'મેઘપર્વત' છે. એના ઉપર પૂર્વે સર્વ દેવોએ મળી પાક દૈત્યને હણનારા શ્રીમાન ઇંદ્રનો અભિષેક કર્યો હતો.[૩૫] હે વાનરો! ઇંદ્રે પાલન કરેલા એ મેઘગિરિને વટાવીને આગળ ચાલતાં તમે સુવર્ણના સાઠહજાર પર્વતો આગળ જઈ પહોંચશો.[૩૬] ચોમેરથી સુંદર શોભાવાળા એ પર્વતો મધ્યાહનના સૂર્ય સરખી કાંતિવાળા અને પ્રફુલ્લિત સુવર્ણમય વૃક્ષોથી સુશોભિત છે.[૩૭] એ સર્વની મધ્યમાં પર્વતોનો રાજા ઉત્તમ મેરુ પર્વત આવેલો છે. પૂર્વે પ્રસન્ન થયેલા ઇંદ્રે એ મેરુ પર્વતને વરદાન આપેલું છે કે, 'હે શૈલેન્દ્ર! તારો આશ્રય કરી રહેલા સઘળા પર્વતો મારી કૃપાથી રાત્રિ-દિવસ સુવર્ણના જ રહેશે. વળી દેવતાઓ, ગંધર્વો અને દાનવાદિકો તારા વિષે ભક્તિપૂર્વક નિવાસ કરશે. તેઓ મારી કૃપાથી સુવર્ણ સરખી કાંતિવાળા થશે.'[૩૮-૪૦] એ પ્રમાણે ઇંદ્રથી વરદાન પામેલા એ પર્વત પર સાયંકાળના સમયે વિશ્વેદેવો, વસુઓ, વાયુદેવો અને બીજા પણ દેવતાઓ આવે છે અને સાયં-સંધ્યોપાસન કરી સૂર્યનું પૂજન કરે છે. તેઓની પૂજાનો અંગીકાર કરી ભગવાન સૂર્યનારાયણ સર્વ ભૂત-પ્રાણીઓને અદૃશ્ય થઈ અસ્તાચળ પ્રત્યે જાય છે.[૪૧,૪૨] ભગવાન સૂર્યનારાયણ મેરુ પર્વતથી દસ હજાર યોજન પર આવેલા અસ્તાચળ પ્રત્યે એક ઘડીમાં પહોંચી જાય છે.[૪૩] અસ્તાચળના શિખર ઉપર દેવોના શિલ્પી વિશ્વકર્માએ પાશને ધારણ કરનારા મહાત્મા વરુણદેવને વસવા સારુ એક દિવ્ય ભવન બનાવ્યું છે. સૂર્ય સરખું પ્રકાશમાન એ ભવન અત્યંત વિશાળ, અનેક પ્રકારના વૃક્ષોથી સુશોભિત અને નાના પ્રકારના પક્ષીઓથી વ્યાપ્ત છે.[૪૪,૪૫] હે કપિવરો! એ અસ્તાચળ અને પ્રથમ કહેલો મેરુ પર્વત એ બન્નેની વચ્ચેના માર્ગ વિષે એક અત્યંત મોટું સુવર્ણનું તાલ વૃક્ષ શોભી રહ્યું છે. એ વૃક્ષ ઘણું જ સુશોભિત, સુંદર વેદિકાવાળું અને મોટા દસ ડાળાવાળું છે.[૪૬]

હે કપિવરો! મેં કહેલાં દુર્ગમ સ્થળો વિષે, સરોવરો તથા નદીઓ વિષે તમારે સીતા સહિત રાવણની ચારે તરફ શોધ કરવી.[૪૭] વળી હે વાનરો! મેરુપર્વત વિષે પોતાના તપોબળથી શુદ્ધ અંતઃકરણવાળા, ધર્મ જાણનારા અને સાક્ષાત્ બ્રહ્મદેવ સરખા 'મેરુસાવર્ણિ' નામના મહર્ષિ રહે છે.[૪૮] હે કપિઓ! તમે સૂર્ય સરખી કાંતિવાળા એ મહર્ષિની પાસે જઈ, તેમના ચરણમાં પ્રણામ કરી સીતા સંબંધી સમાચાર પૂછજો.[૪૯] હે કપિશ્રેષ્ઠો! જ્યારે રાત્રિ પૂરી થાય છે, ત્યારે ભગવાન સૂર્યનારાયણ ઉદયાચળથી માંડીને મેરુપર્વત સુધીના સર્વ જીવલોકના સ્થાનોને અંધકારરહિત કરે છે અને વળી પાછા અસ્તાચળ પ્રત્યે જઈ અદૃશ્ય થાય છે.[૫૦] હે વાનરપુંગવો! આપણે વાનરલોકો અસ્તાચળ સુધી જ જઈ શકીએ એમ છીએ. તે પછીનો પ્રદેશ સૂર્યના પ્રકાશ વિનાનો અને મર્યાદારહિત હોવાને લીધે ત્યાં શું છે તે જાણવાને આપણે સમર્થ નથી. માટે હે વાનરો! તમે સૌ અસ્તા

ચળ સુધી જઈ, જનકતનયા સીતાની તથા રાવણના નિવાસસ્થાનની ભાળ મેળવી, એક માસ પૂર્ણ થતામાં પાછા વળો.[५१,५२] એક માસ ઉપરાંત કોઈએ પણ રોકાવું નહિ. જે કોઈ રોકાશે તે દેહાંતદંડને પ્રાપ્ત થશે. હે શૂરવીર કપિવરો! આ મારા સસરા સુષેણ વાનર તમારી સાથે આવે છે.[५३] આજ્ઞા પ્રમાણે વર્તનારા તમારે સર્વેએ તેમનાં વચનોને માન્ય કરવાં; કેમ કે મહાબળવાન આ સુષેણ મારા સસરા હોવાથી ગુરુરૂપ છે.[५४] હે વાનરો! જોકે તમે સર્વ અત્યંત પરાક્રમી અને કર્તવ્યાકર્તવ્યનો નિશ્ચય કરી શકો એવા છો, તોપણ આ વૃદ્ધ સુષેણ વાનરને મુખ્ય કરી તમારે પશ્ચિમ દિશામાં ખોળ કરવા જવું એ યોગ્ય છે.[५५] હે કપિવરો! આ રામચંદ્રે આપણા ઉપર જે મોટો ઉપકાર કર્યો છે, તેનો પ્રત્યુપકાર કરીશું ત્યારે જ આપણે કૃતકૃત્ય થઈશું; માટે હે વાનરો સીતાની શોધના કાર્યમાં મેં કહ્યું એથી બીજું પણ જે કાંઈ હિતાવહ જણાય, તે સર્વ દેશ–કાળને અનુસરી તમારે નિશ્ચયપૂર્વક કરવું.'[५६]

વાનરાધિપતિ સુગ્રીવ એટલું કહી વિરામ પામ્યો, ત્યારે તેનાં ઉત્તમ વચનોને માન્ય કરીને તથા તેની આજ્ઞા લઈને સુષેણ વગેરે વાનરો આનંદપૂર્વક પશ્ચિમ દિશા તરફ જવાને તૈયાર થયા.[५७]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિધાકાંડમા ૪૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૩ મો

### ઉત્તર દિશાનું વર્ણન અને તે તરફ જવાને શતબલ વગેરે વાનરોને આજ્ઞા

ततः संदिश्य सुग्रीवः श्वशुरं पश्चिमां दिशम्।
वीरं शतबलं नाम वानरं वानरेश्वरः ॥ १ ॥

પોતાના સસરા સુષેણ વાનરને બળવાન કપિઓ સહિત પશ્ચિમ દિશા પ્રત્યે જવાનું કહ્યા પછી સર્વ દેશોને જાણનારા વાનરાધિપતિ સુગ્રીવે ઉત્તર દિશામાં મોકલવા માટે શૂરવીર 'શતબલ' નામના વાનરયૂથપાલને પોતાની પાસે બોલાવ્યો અને તેને પોતાના તથા રામચંદ્રના હિતની આજ્ઞા કરતાં કહ્યું:[१,२] 'હે મહાવીર શતબલ! તારા સરખા એક લાખ વાનરો અને તારા પોતાના મંત્રીઓ કે જેઓ યમરાજાના અંશથી જન્મેલા છે, તેઓ સર્વને સાથે લઈ તું હિમાલય પર્વતથી શોભી રહેલી ઉત્તર દિશા પ્રત્યે જા અને ત્યાં ચોતરફ પવિત્ર યશવાળાં, રામચંદ્રનાં પત્ની વૈદેહીની શોધ કર.[३,४] હે અર્થજ્ઞોમાં શ્રેષ્ઠ! આપણે સીતાની શોધ કરવારૂપ કાર્ય બજાવીને જ્યારે રામચંદ્રનું પ્રિય કરીશું, ત્યારે જ તેમના ઋણમાંથી મુક્ત થઈ કૃતાર્થ થઈશું. મહાત્મા રઘુવીરે પ્રથમથી જ આપણું પ્રિય કર્યું છે, માટે હવે જો આપણે તેને બદલો વાળીએ. તો જ આપણું જીવિત સફળ થાય. સામા ધણીએ કાંઈ પણ ઉપકાર ન કર્યો હોય, છતાં પણ જે પુરુષ તેનુ ઇચ્છિત કાર્ય કરી ઉપકાર કરે છે, તે પુરુષ જ પોતાના જીવિતને સફળ કરે છે; ત્યારે આપણે તો પ્રથમ ઉપકાર કરનારા રઘુવીરનો પ્રત્યુપકાર કરીએ તેમાં શી નવાઈ છે![५–७] હે શતબલ વગેરે વાનરો! મારું પ્રિય તથા હિત ઇચ્છનારા તમારે ઉપર કહેલો વિચાર ધ્યાનમાં રાખીને, જેવી રીતે સીતાની ભાળ સત્વર મળે તેવી રીતે પ્રયત્ન કરવો ઘટે છે.[८] હે કપિવરો! શત્રુઓનાં નગરોને જીતનારા રઘુવીર કે જે સર્વ ભૂત–પ્રાણીઓ વિષે માન પામેલા તથા મારા મિત્ર છે અને આપણા સર્વની ઉપર અત્યંત સ્નેહ ધરાવે છે, તેમનું કાર્ય એ મારું જ કાર્ય છે એમ સમજીને તમે સતી સીતાની શોધ કરો.[९] હે વાનરો! ઉત્તર દિશા વિષે નદીઓ તથા પર્વતો વગેરે જે જે અનેક દુર્ગમ સ્થળો છે, તે સર્વ વિષે હું તમને કહી સંભળાવું છું. ત્યાં ત્યાં જઈને તમે પોતાનાં બુદ્ધિબળ તથા પરાક્રમબળ વડે સતી સીતાની શોધ કરો.[१०] એ દિશા વિષે મ્લેચ્છ, પુલિન્દ, શૂરસેન, પ્રસ્થલ, ભરત, કુરુ, મદ્રક, કાંબોજ, વરદ અને યવનાદિ દેશોમાં તથા શક લોકોનાં નગરોમાં સીતાની

શોધ કરી તમે હિમાલય પર્વત પ્રત્યે જજો. એ પર્વત પર આવેલાં લોધ્ર, પદ્મક તથા દેવદારનાં મોટાં વનો વિષે સર્વત્ર સીતા સહિત રાવણની ખોળ કરજો. ત્યાંથી દેવો અને ગંધર્વોએ સેવેલા સોમાશ્રમ પ્રત્યે જજો અને ત્યાંથી મોટાં શિખરવાળા ‘કાળ’ નામના પર્વત પ્રત્યે જજો.[૧૧-૧૪] એ પર્વતનાં મોટાં શિખરો વિષે તથા ગુફાઓ વિષે મહાભાગ્યવાળાં અને પ્રશંસનીય આચરણવાળાં રામપત્ની સીતાની તમે ખોળ કરજો.[૧૫] ‘કાળ’ પર્વતનું ઉલ્લંઘન કરી તમે થોડેક આગળ જશો એટલે સોનાની ખાણોવાળો ‘સુદર્શન’ નામનો મહાગિરિ તમારા જોવામાં આવશે.[૧૬] તે પછી જાતજાતના પક્ષીઓથી ભરેલો અને વિવિધ પ્રકારનાં વૃક્ષોથી શોભી રહેલો ‘દેવસખા’ નામનો પર્વત તમારી દૃષ્ટિએ પડશે.[૧૭] એ પર્વત પરનાં વનો વિષે, ઝરણાઓ વિષે તથા ગુફાઓ વિષે ફરીને તમે સીતા સહિત રાવણની સારી રીતે ખોળ કરજો. ‘દેવસખા’ પર્વતને મૂકીને આગળ ચાલતા ચારે બાજુએ સો યોજનના વિસ્તારવાળો અને પર્વત, નદી, વૃક્ષ તથા સર્વ જાતિના પ્રાણીઓ વગરનો શૂન્ય પ્રદેશ આવશે.[૧૮] રૂંવાડા ખડાં કરે એવા એ દુઃખરૂપ પ્રદેશને તમે સત્વર ઓળંગી જશો એટલે શ્વેત વર્ણવાળો કૈલાસ પર્વત તમારી દૃષ્ટિએ પડશે. તે ગિરિને જોઈ તમે હર્ષિત થશો. એ કૈલાસ પર્વત ઉપર દેવોના શિલ્પી વિશ્વકર્માએ બનાવેલુ કુબેરનુ રમ્ય ભવન છે. એ ભવન શ્વેત મેઘ સરખું ઉજ્જવળ અને સુવર્ણથી સુશોભિત કરેલુ છે.[૧૯-૨૧] ત્યાં આગળ અનેક કમળોથી છવાયેલી, હંસો તથા કારંડવોથી વ્યાપ્ત અને અપ્સરાઓના સમૂહોએ સેવેલી એક વિશાળ નલિની* છે. ત્યાં આગળ સર્વ લોકોને વિષે પૂજ્ય એવો યક્ષોનો રાજા અને ધનના ભંડારવાળો શ્રીમાન કુબેર પોતાના યક્ષો સહિત ક્રીડા કરે છે.[૨૨] એ કૈલાસ પર્વતના અંતર્ગત પેટા પર્વતો વિષે તથા તેની ગુફાઓ વિષે ચોમેર તમારે સીતા સહિત રાવણની શોધ કરવી.[૨૩,૨૪] એ પર્વતનું ઉલ્લંઘન કરી આગળ જતાં તમે ‘ક્રૌંચ’ પર્વત પર પહોંચશો. એ પર્વતમાં એક મોટી ગુફા છે કે જેને વિષે પ્રવેશ કરવો ઘણો જ કઠિન છે અને તે કારણથી જ એનું ‘દુષ્પ્રવેશા’ એવું નામ પડેલું છે. હે વાનરો! તમે અત્યંત સાવધાનીથી તે ગુફાની અંદર પ્રવેશ કરજો.[૨૫] હે વાનરો! એ ગુફાની અંદર દેવતાઓના જેવા જ રૂપવાળા અને સૂર્ય સરખી કાંતિવાળા મહાત્મા મહર્ષિઓ વસે છે. ત્યાં જઈ તેઓને પ્રણામ કરજો અને સીતાની ખોળ કરજો. વળી ક્રૌંચ પર્વતની બીજી ગુફાઓમાં તથા તેનાં નાનાં–મોટાં શિખરો, ખીણો અને મધ્ય ભાગ વગેરે સ્થળોમાં તમારે સારી રીતે સતી સીતાની ખોળ કરવી.[૨૬,૨૭] ત્યાર પછી તેના પડખામાં જ આવેલો વૃક્ષરહિત ‘કામશલ’ તથા પક્ષીઓની આવજાવ વિનાનો ‘માનસ’ પર્વત તમારા જોવામાં આવશે. એ બન્ને પર્વતો અત્યંત શૂન્ય હોવાને લીધે તેના ઉપર સર્વ ભૂત–પ્રાણીઓ, દેવતાઓ તેમ જ રાક્ષસો વગેરે કોઈ પણ જતું નથી; પરંતુ તમારે તો ત્યાં જઈને સતી સીતાની શોધ કરવી. એ ક્રૌંચ પર્વતનાં નાનાં–મોટા શિખરો, ગુફાઓ અને ઉપપર્વતો વગેરે સર્વ સ્થળો શોધી જોવા. ત્યાંથી આગળ જતાં ‘મનાક’ નામનો પર્વત આવશે.[૨૮,૨૯] એ પર્વત વિષે મયદાનવે પોતે જ પોતાને માટે નિર્માણ કરેલુ એક રમ્ય ભવન છે અને ત્યાં ઠેકઠેકાણે અશ્વ સરખા મુખવાળી સ્ત્રીઓનાં નિવાસસ્થળો દૃષ્ટિ ગોચર થાય છે. હે વાનરો! એ મૈનાક પર્વતનાં નાનાં–મોટાં સર્વ શિખરો અને ગુફાઓ વગેરે સઘળાં સ્થળોએ તમારે રાવણ સહિત સીતાની ખોળ કરવી. ત્યાંથી આગળ ચાલ્યા પછી, સિદ્ધ પુરુષોએ સેવેલો એક પવિત્ર આશ્રમ આવશે,જેને વિષે તપશ્ચર્યાના પ્રભાવથી નિષ્પાપ થયેલા સિદ્ધો, વૈખાનસો અને વાલખિલ્ય આદિ તપસ્વીઓ નિવાસ કરે છે. હે કપિવરો! એ સિદ્ધ તપસ્વીઓની આગળ જઈ, તેઓના

* કમળોવાળી તળાવડી.

ચરણનું વંદન કરીને તમારે તેમને અત્યંત નમ્રતાપૂર્વક સીતાની ભાળ પૂછવી. એ આશ્રમની પાસે જ સુવર્ણવર્ણાં કમળોથી ઢંકાયેલું અને સૂર્ય સરખા કાંતિમાન હંસોના વસવાટવાળું 'વૈખાનસ' નામનું એક સરોવર છે કે જેના કિનારાઓ ઉપર શ્રીમાન કુબેરને બેસવાનો 'સાર્વભૌમ' નામનો હાથી પોતાની હાથણીઓની સાથે ક્રીડા કરે છે. એ આશ્રમ તથા સરોવરને વટાવીને તમે આગળ જશો એટલે સૂર્ય, ચંદ્ર તથા નક્ષત્રાદિના પ્રકાશ વિનાનો અને મેઘ વગેરેની ગર્જનાથી રહિત એવો એક પ્રદેશ આવશે.[૩૦-૩૫] તે પ્રદેશ સુખપૂર્વક બેઠેલા, તપશ્ચર્યાથી સિદ્ધ થયેલા અને દેવ સરખી કાંતિવાળા સ્વયંપ્રકાશ સિદ્ધ પુરુષોનાં સૂર્યકિરણો સરખાં તેજ વડે પ્રકાશમાન થઈ રહ્યો છે.[૩૬] એ પ્રદેશ ઓળંગી તમે આગળ જશો એટલે 'શૈલોદા' નામની નદી આવશે. તેના બન્ને કિનારા ઉપર 'કીચક' નામના વાંસ ઊગેલા છે.[૩૭] તે સિદ્ધ પુરુષોને આ પારથી સામે પાર અને સામે પારથી આ પાર ઉતારે છે. એ નદીને સામે કિનારે ઉત્તરકુરુદેશ આવેલો છે. તેમા સુવર્ણવર્ણાં કમળોવાળી નલિનીઓના જળથી સ્નાનાદિ ક્રિયા કરનાર પુણ્યાત્મા લોકો નિવાસ કરે છે.[૩૮] ત્યાં સુવર્ણમય રક્ત કમળોનાં વનોથી શોભતી અને નીલવર્ણના વૈડૂર્યમણિ સરખાં પત્રોથી છવાયેલી હજારો નદીઓ વહન કરે છે.[૩૯] અને મધ્યાહનના સૂર્ય સરખાં ઝળહળતાં મોટાં મોટાં જળાશયો શોભી રહ્યાં છે. અમૂલ્ય મણિ, રત્ન, મુક્તાફળ, કીમતી હીરા અને સુવર્ણ સરખા પરાગવાળાં નીલવર્ણાં કમળવનો, એ સર્વથી એ ઉત્તરકુરુદેશ અત્યંત શોભી રહ્યો છે.[૪૦,૪૧] એ દેશમાં વહેતી નદીઓ સુવર્ણની રેતીવાળા તેમ જ રત્નોથી તથા સુવર્ણથી ભરેલા અને અગ્નિ સરખા પ્રકાશિત ઉત્તમ પર્વતોથી વ્યાપ્ત છે. ત્યાંનાં હજારો વૃક્ષો અનેક પક્ષીઓથી વ્યાપ્ત, સર્વકાળ પુષ્પ અને ફળયુક્ત રહેનારાં, જેઓના ગંધ, રસ તથા સ્પર્શ દિવ્ય છે એવાં અને સર્વ કામનાઓ પરિપૂર્ણ કરનારાં છે; તેમાંનાં કેટલાંએક તો નાના પ્રકારનાં વસ્ત્રો ફળે છે, અર્થાત્ તેમના રેસા વગેરેથી વસ્ત્રો ઉત્પન્ન થાય છે.[૪૨-૪૪] કેટલાંએક મોતી અને વૈડૂર્યમણિથી જડેલાં સ્ત્રીપુરુષોને પહેરવા યોગ્ય ઉત્તમ આભૂષણો ફળે છે.[૪૫] કેટલાંએક સર્વ ઋતુઓમાં ઉપયોગી થઈ શકે એવાં ફળો આપે છે; કેટલાંએક અમૂલ્ય મણિઓ તથા ચિત્રવિચિત્ર રત્નો આપે છે; કેટલાંએક ઉત્તમ બિછાનાવાળાં શયનો આપે છે; કેટલાંએક મનને હર્ષ ઉપજાવે એવા પુષ્પહાર આપે છે અને કેટલાંએક પાન કરવાના અમૂલ્ય પદાર્થો તથા વિવિધ પ્રકારના ભક્ષ્ય પદાર્થો ઉત્પન્ન કરે છે. એ દેશ વિષે સર્વ સ્ત્રીઓ રૂપ તથા યૌવનથી શોભતી અને શ્રેષ્ઠ ગુણોવાળી હોય છે.[૪૬-૪૮] દેદીપ્યમાન કાંતિવાળા ગંધર્વો, કિન્નરો, સિદ્ધો, પન્નગો અને વિદ્યાધરો પોતપોતાની સ્ત્રીઓ સહિત ત્યાં આવી નિરંતર રમણ કરે છે. એ ઉત્તર કુરુદેશ વિષે પુરુષો પણ પવિત્ર કર્મોવાળા તથા કામ અને અર્થનું સેવન કરનારા છે તથા પોતપોતાની સ્ત્રીઓની સાથે ક્રીડા કરતા આનંદે વસે છે.[૪૯,૫૦] એ દેશ વિષે સર્વ ભૂતપ્રાણીઓના મનને હર્ષિત કરે એવો અને ઉત્તમ હાસ્યયુક્ત સ્વરોથી મિશ્રિત થયેલો, ગીત તથા વાજિંત્રોનો મધુર ઘોષ નિરંતર સાંભળવામા આવે છે.[૫૧] ત્યા આગળ કોઈ પણ પ્રાણી હર્ષરહિત તેમ જ અસત્ પદાર્થમાં પ્રીતિવાળું જોવામાં આવતું નથી. ત્યાં મનને આનંદ આપનારા ઉત્તમ ગુણો દિનપ્રતિદિન વૃદ્ધિ પામે છે.[૫૨] હે વાનરો! એ ઉત્તર કુરુદેશ વટાવી આગળ જતાં ઉત્તર દિશાનો સમુદ્ર આવે છે. તે મહાસમુદ્રની મધ્યે 'સોમગિરિ' નામનો સુવર્ણનો મોટો પર્વત આવેલો છે.[૫૩] એ પર્વતનો પ્રદેશ સૂર્ય વિનાનો છે, અર્થાત્ ત્યાં સૂર્યોદય થતો નથી. છતાં એ પર્વત પોતાના તેજથી જ સૂર્યની પેઠે પોતાના પ્રદેશને પ્રકાશિત કરે છે.[૫૪] એ સોમગિરિ વિષે ભગવાન વિષ્ણુ, બ્રહ્મર્ષિઓ સહિત બ્રહ્મદેવ

તથા એકાદશ રુદ્રરૂપ શ્રીશંકર વાસ કરી રહ્યા છે. હે વાનરો ! ઉત્તર કુરુદેશથી ઉત્તર દિશામાં આવેલા એ પ્રદેશમાં તમારે જવું નહિ; કેમ કે કોઈ પણ ભૂતપ્રાણીઓથી ત્યાં જઈ શકાતું નથી.[૫૫,૫૬] એ સોમગિરિ પર દેવતાઓ પણ જઈ શકતા નથી. માટે હે કપિવરો ! ઉત્તર કુરુદેશમાં શોધ કરીને જ તમે સત્વર પાછા વળજો.[૫૭] હે વાનરપુંગવો ! મેં જણાવ્યું ત્યાં સુધી જ તમો વાનરોથી જઈ શકાય તેમ છે. તે પછીનો પ્રદેશ સૂર્યના પ્રકાશ વિનાનો અને મર્યાદારહિત હોવાથી આપણે તેને જાણી શકવા સમર્થ નથી. હે શતબલાદિ કપિવરો ! મેં તમને જે જે સ્થળોનું વર્ણન કહી સંભળાવ્યુ, તે તે સર્વ સ્થળોમાં તેમ જ મેં જેનું વર્ણન ન કર્યું હોય એવાં સ્થળોમાં પણ તમારે સીતા સહિત રાવણની શોધ કરવી.[૫૮,૫૯] હે વાયુ સરખા વેગવાળા ! હે અગ્નિ સમાન તેજસ્વી વાનરો ! તમે મારી આજ્ઞા પ્રમાણે સવત્ર શોધ કરી જનકનંદિની સીતાની ભાળ મેળવશો, એટલે તમે દશરથનંદન રઘુવીરનું તથા મારું મોટું પ્રિય કર્યું ગણાશે.[૬૦] પછી હે વાનરો ! મનને આનંદ પમાડે એવા ઉત્તમ પદાર્થો વડે મારાથી સત્કાર પામેલા તમે મારા તરફથી આજીવિકાને પ્રાપ્ત કરી, કૃતાર્થ થઈ પોતાના બાંધવો તથા સ્રીઓ સહિત નિષ્કંટક પૃથ્વી પર વિચરશો.[૬૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૪૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૪ મો

### રામચંદ્રે હનુમાનને મુદ્રિકા આપી

विशेषेण तु सुग्रीवो हनुमत्यर्थमुक्तवान् ।
स हि तस्मिन्हरिश्रेष्ठे निश्चितार्थोऽर्थसाधने ॥ १ ॥

સીતાની શોધ માટે 'જુદા જુદા વીરોને ચારે દિશામાં જવાની આજ્ઞા કરીને પછી કપિરાજ સુગ્રીવ દક્ષિણ દિશા પ્રત્યે જનારા વાનરો પૈકી મહાબળવાન હનુમાનને વિશેષ ભલામણ કરવા લાગ્યો;÷ કેમ કે સર્વ કપિઓમાં શ્રેષ્ઠ શ્રીમાન હનુમાન અત્યંત બળવાન છે અને સર્વત્ર ગતિ કરી શકે એવા છે; માટે સીતાની શોધ કરવાનું કાર્ય તે અવશ્ય પાર પાડશે એવો સુગ્રીવના મનમાં નિશ્ચય હતો.[૧] સર્વ વાનરોના અધિપતિ સુગ્રીવે અત્યંત પ્રસન્ન થઈને મહાપરાક્રમી વાયુપુત્ર હનુમાનને કહ્યું :[૨] 'હે કપિશ્રેષ્ઠ હનુમાન ! સમગ્ર પૃથ્વી, અંતરિક્ષ, દેવોના સ્વર્ગાદિ લોકો તથા જળ એ વગેરે કોઈ પણ સ્થળે તારી ગતિનો અટકાવ થાય એમ હું જોતો નથી.[૩] વળી અસુરો, ગંધર્વો, નાગલોકો, મનુષ્યો, દેવતાઓ, સમુદ્રો અને પર્વતો સહિત સર્વ લોકો તારા જાણવામાં છે.[૪] હે મહાકપિ ! હે વીર ! ગતિ, વેગ અને કાર્યલાઘવ× એ સઘળામાં ખરેખર, તું તારા મહાતેજસ્વી પિતા વાયુના સરખો જ છે.[૫] આખી પૃથ્વીમાં તારા સરખું તેજસ્વી કોઈ પણ પ્રાણી નથી; માટે સીતા પ્રાપ્ત થાય એવા ઉપાયનું તું સત્વર ચિંતન કર. હે નીતિશાસ્રમાં પ્રવીણ બુદ્ધિવાળા હનુમાન ! બળ, બુદ્ધિ, પરાક્રમ, દેશકાળને અનુસરવું તથા ન્યાય, એ સઘળા ગુણોએ તારામાં જ વાસ કર્યો છે.'[૬,૭]

એ પ્રમાણે વાનરાધિપતિ સુગ્રીવે હનુમાન પ્રત્યે ભલામણ કરી. એ જોઈ 'સીતાની શોધ કરવારૂપ કાર્યનો સંબંધ વિશેષે કરી હનુમાન સાથે રહેલો છે' એવું જાણીને તથા તેનું મોટું સામર્થ્ય જોઈને રઘુવીર વિચાર કરવા લાગ્યા :

÷ જોકે સીતાને રાવણ હરી ગયો છે અને રાવણનું નિવાસસ્થાન લંકાપુરી જ છે એવું સુગ્રીવ પ્રથમથી જ જાણતો હતો તોપણ સીતાની તથા રાવણના નિવાસસ્થાનની શોધ કરવા સારુ તેણે વાનરોને ચારે દિશામાં મોકલ્યા તેનું કારણ એટલું જ હતું કે, રાવણે સમસ્ત ભૂમંડળમાં પોતાના સ્થાનો રાખ્યાં હતાં, જેથી કદાચ રામના ભયને લીધે તેણે કોઈ ગુપ્ત સ્થળે સીતાને રાખ્યાં હોય, કિંવા પોતે પણ ત્યાં જઈને રહ્યો હોય; છતાં ઘણે ભાગે રાવણનું નિવાસસ્થાન લંકા હોવાથી તેમ જ જે વેળા તે સીતાને હરી જતો હતો તે વેળા સુગ્રીવે તેને દક્ષિણ દિશા તરફ જતો જોયેલો હોવાથી સીતા દક્ષિણ દિશામાં જ હોવા જોઈએ એવી ધારણા બાંધીને સુગ્રીવે દક્ષિણ દિશામાં જનારા વાનરોને અને તેમાં વળી વિશેષ કરી પવનસુત હનુમાનને ખાસ ભલામણ કરી.

× સત્વર કાર્ય કરવાપણું.

'અહો ! વાનરોનો રાજા સુગ્રીવ પવનસુત હનુમાનને જ મહાબળવાન અને સીતાની ભાળ મેળવવામાં સમર્થ માને છે; હું પણ 'સીતાની શોધના કાર્યમાં હનુમાન જ સમર્થ છે' એમ ધારું છું.૮,૯ વળી એ દક્ષિણ દિશામાં જનારો હોવાથી સીતાની શોધનું કાર્ય એની સાથે જ વિશેષ સંબંધ ધરાવે છે. તેના સ્વામી સુગ્રીવે પૂર્વે અનેક વાર તેનાં પરાક્રમોની પરીક્ષા કરી છે એથી અવશ્ય આ હનુમાનના ઉદ્યોગનું ફળ સત્વર ઉદય પામશે. જો કદાચ એને સીતાનાં દર્શન થાય, તો 'એ મારા સ્વામીનો દૂત છે' એવું સીતાના જાણવામાં આવે અને હનુમાન પણ સીતાને જલદી ઓળખી શકે, એટલા માટે મારે હનુમાનને કંઈક નિશાની આપવી જોઈએ.' એવો વિચાર કરી હનુમાનના સામું જોઈ, શ્રીમાન રામચંદ્ર જાણે કૃતકૃત્ય જ થયા હોય એમ અત્યંત હર્ષિત થયા. આ વેળા તેમની સર્વ ઇંદ્રિયો તથા અંતઃકરણ આનંદિત થઈ રહ્યાં.૧૦,૧૧ પછી શત્રુઓને તપાવનારા રઘુવીરે પોતાના હાથની આંગળી પર રહેલી એક સુવર્ણમુદ્રિકા કે જે પોતાના નામના ચિહનથી શોભી રહેલી હતી, તે ઉતારીને સીતાને અભિજ્ઞાન* આપવા માટે મહાબળવાન હનુમાનને આપતાં કહ્યું : 'હે હરિશ્રેષ્ઠ ! આ મારા નામના ચિહ્નવાળી મુદ્રિકા તું તારી પાસે રાખ. જ્યારે તને જનકતનયાનાં દર્શન થાય, ત્યારે તું એને આ મુદ્રિકા આપજે, એટલે તરત જ એ ઉદ્વેગરહિત થશે અને તને મારી પાસેથી આવેલો માનશે.૧૨,૧૩ હે વીર ! તારો ઉદ્યોગ અને શૌર્યયુક્ત પરાક્રમ તથા સુગ્રીવે તને આપેલો સંદેશો–એ ત્રણે વાનાં મારા કાર્યની સિદ્ધિ સૂચવતાં હોય એમ જણાય છે.'૧૪

રઘુવીરનાં વચન સાંભળીને તથા તેમની પાસેથી મુદ્રિકા લઈને વાયુસુત હનુમાને બન્ને હાથ જોડી તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા અને તેમની તથા સુગ્રીવની આજ્ઞા લઈ દક્ષિણ દિશા પ્રત્યે જવાની તૈયારી કરી.૧૫

* ઓળખાણ–નિશાની.

એ વેળા અસંખ્ય વાનરોના મોટા સૈન્યનું આકર્ષણ કરી તે વડે વીંટાયેલો પવનસુત હનુમાન, જેમ વાદળ વિનાના નિર્મળ આકાશ વિષે નક્ષત્રગણો વડે વીંટાયેલો નિર્મળ તેજવાળો ચંદ્ર શોભે તેમ શોભવા લાગ્યો.૧૬ એ જોઈ રામચંદ્રે તથા સુગ્રીવે પુનઃ પણ કહ્યું : 'હે અત્યંત બળવાન પવનસુત ! અમોએ તારા બળનો જ આશ્રય કર્યો છે, માટે હે શ્રેષ્ઠ સિંહ સમાન પરાક્રમવાળા હનુમાન ! તું તારામાં રહેલાં મોટામાં મોટાં પરાક્રમો પ્રકટ કરીને તે વડે જનકતનયા સીતા આપણને જેમ સત્વર પ્રાપ્ત થાય તેમ કર.'૧૭

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૪૪ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૫ મો

### સીતાની શોધ માટે વાનરયૂથોનું પ્રયાણ

सर्वांश्चाहूय सुग्रीवः प्लवगान्प्लवगर्षभः ।
समस्तांश्चाब्रवीद्राजा रामकार्यार्थसिद्धये ॥१॥

ત્યાર પછી વાનરશ્રેષ્ઠ સુગ્રીવે રામચંદ્રનું કાર્ય સિદ્ધ કરવા માટે ચારે દિશામાં જવા તત્પર થયેલા સર્વ વાનરગણોને છેવટની આજ્ઞા આપતાં કહ્યું :૧ 'હે શ્રેષ્ઠ વાનરો ! મેં કહ્યું તે પ્રમાણે તમે પોતપોતાની દિશામાં પ્રયાણ કરો અને મારી આજ્ઞાને અનુસરી સીતાની શોધ કરો.' પોતાના રાજા સુગ્રીવની ઉગ્ર આજ્ઞા સાંભળતાં જ સર્વ વાનરોએ તીડોનાં દળની પેઠે સર્વ પૃથ્વીને આચ્છાદિત કરતાં જુદી જુદી દિશા પ્રત્યે પ્રયાણ કર્યું. પછી એક માસમાં પાછા વળવા માટે વાનરો સાથે કરેલા સુગ્રીવના વાયદા પ્રમાણે સીતાની ભાળ મેળવવાની વાટ જોતા શ્રીમાન રામચંદ્રે મહાત્મા લક્ષ્મણની સાથે પ્રસ્રવણ પર્વત પર જ રહેવાનો નિશ્ચય કર્યો.

શૂરવીર શતબલે પોતાના વાનરો સહિત પર્વતરાજ હિમાલયથી વ્યાપેલી ઉત્તર દિશા પ્રત્યે પ્રયાણ કર્યું. વાનરયૂથપતિ વિનત પોતાના કપિઓ સહિત પૂર્વ દિશા તરફ ચાલતો થયો.૨–૫ તાર અને અંગદ આદિ વાનરો સહિત વાયુસુત

હનુમાન મહામુનિ અગસ્ત્યે સેવેલી દક્ષિણ દિશા તરફ ચાલતો થયો અને પોતાના વાનરગણો સહિત વાનરશ્રેષ્ઠ સુષેણે વરુણે પાલન કરેલી પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કર્યું.[૬] એવી રીતે ચારે દિશાઓમાં વાનરોને મોકલી અત્યંત સુખી થયેલો વાનરરાજ સુગ્રીવ આનંદ પામ્યો.[૭,૮] સુગ્રીવની આજ્ઞા પામેલા સર્વ વાનરયૂથપાલકો પણ પોતપોતાના વાનરગણો સહિત ચારે દિશાઓ પ્રત્યે ઉતાવળે જવા લાગ્યા.[૯] તેમાં કેટલાક વાનર મંદ મંદ શબ્દ કરતા, કેટલાક ઉચ્ચ સ્વરે નાદ કરતા, કેટલાક મોટી ગર્જનાઓ કરતા, કેટલાક સિંહનાદ કરતા, કેટલાક દોડતા તો કેટલાક વિવિધ પ્રકારના નાદ કરતા પોતપોતાની દિશાઓમાં જવા લાગ્યા.[૧૦] અને પ્રસ્રવણગિરિ પર રહેલા રામચંદ્ર તથા સુગ્રીવ સાંભળે તેમ ઉંચે સ્વરે પરસ્પર કહેવા લાગ્યા : 'અરે, આપણે રાવણને હણીશું અને ઉતાવળે સીતાને લાવીશું.' વળી કોઈ કોઈ વાનર કહેતા હતા : 'અરે, હું એકલો જ સંગ્રામમાં આવેલા રાવણનો નાશ કરીશ અને પછી બીજા રાક્ષસોને પણ હણીને જનકનંદિની સીતાને લાવીશ.'[૧૧,૧૨] એટલામાં વળી બીજા એક કપિએ કહ્યું : 'અરે, તમે સર્વ અહીં જ રહો; હું એકલો જ જઈશ અને દુષ્ટ રાવણના ભયથી કંપી રહેલાં વિદેહપુત્રી સીતાને પાતાળમાંથી પણ લઈ આવીશ. હું વૃક્ષો તોડી પાડીશ, પર્વતો તથા પૃથ્વીને ફાડી નાખીશ અને સમુદ્રોને ક્ષોભ પમાડીશ.'[૧૩,૧૪] એટલામાં વળી કોઈ વાનર બોલી ઊઠ્યો : 'અરે, હું એક યોજન પૃથ્વી કૂદી જાઉં એવો છું,' ત્યારે બીજાએ કહ્યું : 'અરે, હું તો સો યોજન કૂદું એવો છું.' એટલે વળી ત્રીજાએ કહ્યું : 'હું તો સો યોજન કરતાં પણ વધારે કૂદી શકું એવો છું.'[૧૫] વળી કોઈ વાનર બોલ્યો : 'સમગ્ર પૃથ્વી, સમુદ્ર, પર્વત તથા વન વગેરે વિષે કિંવા પાતાળ વિષે પણ મારી ગતિ અટકે તેમ નથી, અર્થાત્ હું સર્વત્ર જઈ શકું એવો છું.' એ પ્રમાણે પોતપોતાના બળથી ગર્વિષ્ઠ થયેલો એક એક વાનર સુગ્રીવ તથા રામચંદ્ર સાંભળે તેવી રીતે ઊંચે સ્વરે બોલતો હતો.[૧૬,૧૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૪૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૬ મો

### સુગ્રીવે પોતાને સમગ્ર ભૂમંડળનું જ્ઞાન થવાનું કારણ દર્શાવ્યું

गतेषु वानरेन्द्रेषु रामः सुग्रीवमब्रवीत् ।
कथं भवान् विजानीते सर्वं वै मण्डलं भुवः ॥१॥

વાનરગણો ચારે દિશાઓ પ્રત્યે રવાના થયા, ત્યાર પછી પ્રસ્રવણ પર્વત ઉપર બેઠેલા રામચંદ્ર અને સુગ્રીવ પરસ્પર અનેક પ્રકારનો વાર્તાલાપ કરવા લાગ્યા. એ વેળા શ્રીમાન રઘુવીરે સુગ્રીવને પૂછ્યું : 'હે સુગ્રીવ ! તેં સર્વ વાનરોની આગળ જે આખા ભૂમંડળનું વર્ણન કરી બતાવ્યું, તે જ્ઞાન તને કેવી રીતે મળ્યું ?'[૧]

ત્યારે વાનરાધિપતિ સુગ્રીવે અત્યંત નમ્રતાપૂર્વક હાથ જોડી કહ્યું : 'હે રઘુવીર ! તમે પૂછો છો માટે તે સર્વ વૃત્તાંત હું વિસ્તારથી કહું છું, તે તમે સાંભળો.[૨] મેં તમને પૂર્વે કહી સંભળાવ્યું છે તે પ્રમાણે જ્યારે મારા જ્યેષ્ઠ બંધુ વાલીએ મહિષરૂપ ધરીને આવેલા 'દુંદુભિ' નામના દાનવને મલયાચળ તરફ નસાડ્યા, ત્યારે એ દુંદુભિએ મલયાચળની મોટી ગુફામાં પ્રવેશ કર્યો. એ જોઈ તે દુંદુભિને હણવાની ઇચ્છાથી વાલીએ મને ગુફાના દ્વાર આગળ ઊભો રાખી એની અંદર પ્રવેશ કર્યો.[૩,૪] હું પણ ત્યાં આગળ વિનીતની પેઠે ગુફાદ્વારની ચોકસાઈ કરતો ઊભો રહ્યો. આજકાલ કરતાં એક વર્ષ પૂરું થયું, તોપણ દુંદુભિને મારીને વાલી બહાર આવ્યો નહિ;[૫] પરંતુ ઊભરાયેલું રુધિર ગુફાના દ્વારની બહાર નીકળ્યું. એ જોઈ મને ઘણું આશ્ચર્ય થયું અને 'મારો ભાઈ વાલી મરણ પામ્યો' એમ માનીને હું અત્યંત શોકગ્રસ્ત થઈ ગયો. પછી મને મારી બુદ્ધિમાં સૂઝી આવ્યું, તે પ્રમાણે મેં એક પર્વત જેવડી મોટી શિલાથી એ ગુફાનું દ્વાર બંધ કર્યું; તે

એવા વિચારથી કે અંદર રહેલો માયાવી દાનવ બહાર નીકળશે નહિ, પરંતુ અંદર ને અંદર મરણ પામશે. ત્યાર પછી વાલીના જીવનની આશા છોડીને હું કિષ્કિન્ધામાં આવ્યો અને તારા તથા રૂમા સહિત મોટા વાનરરાજ્યને પામી વાલીના મંત્રીઓની સલાહથી નિશ્ચિતપણે રાજ્ય કરવા લાગ્યો.[૬-૯] એવામાં દુષ્ટ દાનવનો નાશ કરી વાનરશ્રેષ્ઠ વાલી નગરમાં આવ્યો, ત્યારે તેના ભય તથા ગુરુત્વને લીધે મેં નમ્રતાપૂર્વક તેને સઘળું રાજ્ય અર્પણ કરવા માંડયું; પરંતુ ક્રોધને લીધે આકુળવ્યાકુળ થએલા દુષ્ટાત્મા વાલીએ મારું એકે વચન નહિ માનતાં મને હણવાનો જ નિશ્ચય કર્યો, ત્યારે હું મારા સચિવો સહિત ત્યાંથી નાસી છૂટ્યો. પછી વાલી મારી પૂંઠે પડ્યા.[૧૦,૧૧]

હે દાશરથિ ! હું આગળ અને વાલી પાછળ એ પ્રમાણે રાતદિવસ દોડતાં અનેક નદીઓ, પર્વતો, જાતજાતનાં વનો તથા નગરોને જોતો હું અરીસા સરખી અથવા અગ્નિથી બળતા ઊંબાડિયા સરખી આખી પૃથ્વીને ગાયનાં પગલાંની પેઠે જોઈ વળ્યો. પ્રથમ હું પૂર્વ દિશામા ગયો. ત્યાં નાના પ્રકારનાં વૃક્ષો, ગુફાઓવાળા રમણીય પર્વતો, વિવિધ પ્રકારનાં સરોવરો, અનેક ધાતુઓથી શોભતો ઉદયાચળ અને અપ્સરાઓને નિરંતર વસવાના સ્થાનરૂપ ક્ષીરસમુદ્રાદિ મારા જોવામા આવ્યાં.[૧૨-૧૫] પરંતુ ત્યાં પણ વાલીને મારી પાછળ આવતો જોઈ તેનાથી ત્રાસેલો હું ત્યાંથી પાછો વળી દક્ષિણ દિશામાં નાઠો. એ દિશામાં વિંધ્યાચળ વગેરે પર્વતો અને ચંદન વગેરેનાં વૃક્ષો શોભી રહ્યાં છે. ત્યાં પણ પર્વતો તથા વૃક્ષોના અંતરમાં વાલીને મારી પછવાડે જ દોડતો જોઈને હું ત્યાંથી પાછો પશ્ચિમ દિશા તરફ દોડચો. એ દિશામાં આવેલા અનેક પર્વતો તથા દેશોને જોતો હું છેક અસ્તાચળ સુધી ગયો; પરંતુ ત્યાં પણ વાલીએ મારી પૂંઠ છોડી નહિ. નાસતાં નાસતાં હિમાલય અને મેરુ વગેરે પર્વતો તથા ઉત્તર દિશાનો સમુદ્ર વગેરે સર્વ સ્થળોને હું જોઈ વળ્યો; પરંતુ કોઈએ મને શરણે રાખ્યો નહિ ત્યારે હું અત્યંત ગભરાઈ ગયો.[૧૬-૨૦] પછી મારા બુદ્ધિમાન સચિવ હનુમાને મને કહ્યું : 'હે રાજન્ ! મને હમણાં જ સાંભરી આવ્યું છે; તે એ કે પૂર્વે મતંગ ઋષિએ વાલીને શાપ આપેલો છે કે, જો વાલી તેમના આશ્રમમાં પ્રવેશ કરશે તો વાલીના મસ્તકના સો કટકા થઈ જશે.[૨૧,૨૨] હે હરીશ્વર ! એ મતંગ ઋષિના આશ્રમ વિષે આપણે ઉદ્વેગરહિત અને સુખપૂર્વક વસીશું. તેથી ચાલો, આપણે ત્યાં જ જઈએ.' હે રઘુવીર ! હનુમાનનુ વચન સાંભળતાં જ હું મતંગ ઋષિના આશ્રમમાં આવેલા ઋષ્યમૂક પર્વત પર આવીને રહ્યો અને ત્યારથી મતંગ ઋષિએ આપેલા શાપના ભયથી વાલી મારી પાસે આવ્યો નહિ. હે રાજપુત્ર ! એવી રીતે વાલીના ભયથી હું જ્યારે આખા ભૂમંડળમા ભમ્યો, ત્યારે ચારે દિશાની પૃથ્વીને મેં પ્રત્યક્ષ જોઈ હતી અને તે પછી હું ઋષ્યમૂક પર્વતની ગુફામાં આવીને વસ્યો હતો.[૨૩,૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૪૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૭ મો

### વાનરયૂથોનું પાછા વળવું-ત્રણ દિશાના સમાચાર

दर्शनार्थं तु वैदेह्याः सर्वतः कपिकुञ्जराः ।
व्यादिष्टाः कपिराजेन यथोक्तं जग्मुरञ्जसा ॥ १ ॥

કપિરાજ સુગ્રીવની આજ્ઞાથી સીતાની શોધ કરવા માટે પૂર્વાદિ ચારે દિશામાં ગયેલા સર્વ વાનરો આનંદપૂર્વક દેશોદેશ વિચરવા લાગ્યા.[૧] તેઓ પોતપોતાની દિશામાંનાં સરોવરો, નદીઓના સંગમો, વૃક્ષો અને પર્વતો વિનાના તથા નદીઓના પ્રવાહને લીધે જવાને અશક્ય એવા પ્રદેશો, નગરો અને પર્વતો, વન તથા ઉપવનથી શોભી રહેલા અનેક દેશોમાં જઈ ચોતરફ સીતાની શોધ કરવા લાગ્યા. સુગ્રીવની આજ્ઞાથી સીતાશોધના કાર્યમાં જોડાયેલા એ સર્વ વાનરો

દિવસે જળસ્થળાદિ જુદા જુદા માર્ગે ફરી વૈદેહીની શોધ કરતા હતા અને રાત્રિ થતાં પ્રથમથી નિશ્ચિત કરી રાખેલા સ્થળે એકઠા થતા હતા. સીતાશોધ માટે નીકળેલા એ વાનરો સર્વ ઋતુમાં ઇચ્છિત ફળ આપનારાં વૃક્ષો પાસે જઈ દિવસ સુધીમાં વૃક્ષોનાં ફળગ્રહણ કરતા અને રાત્રિએ નિશ્ચિત કરેલા સ્થળે જઈ ભોજન કરી સૂઈ રહેતા હતા. તેઓ જે દિવસે નીકળ્યા હતા તે દિવસથી આરંભી સીતાની શોધ કરતાં એક માસ પૂરો થવા આવ્યો, છતાં પણ જ્યારે સીતાની કાંઈ પણ ભાળ મળી નહિ, ત્યારે નિરાશ થઈને પાછા વળ્યા અને પ્રસ્રવણગિરિ પર આવી સુગ્રીવને મળ્યા.[૨–૬]

પોતાના સચિવો સહિત મહાબળવાન વિનત વાનર આખી પૂર્વ દિશામાં શોધ કરતાં પણ સીતાની ભાળ નહિ મળવાથી નિરાશ થઈ પાછો આવ્યો; સુગ્રીવથી ભય પામેલો કપિશ્રેષ્ઠ શતબલ સઘળી ઉત્તર દિશામાં શોધી વળી નિરાશ થઈ પોતાની સેના સહિત પાછો આવ્યો[૭,૮] અને માસ પૂર્ણ થતાં આખી પશ્ચિમ દિશા શોધી વળી સુષેણ પણ પોતાના સૈન્ય સહિત પાછો આવ્યો.

સર્વ વાનરોએ પ્રસ્રવણગિરિ પર રામચંદ્રની પાસે બેઠેલા સુગ્રીવ પાસે આવીને તેને પ્રણામ કરી નિવેદન કર્યું : 'હે વાનરાધિપતિ ! અમોએ સર્વ પર્વતો, વૃક્ષોથી ઘાડાં બનેલાં વનો, નદીઓ, સમુદ્રના દ્વીપો, તમોએ કહેલી સર્વ ગુફાઓ અને લતાઓથી ગૂંથાયેલાં મોટાં મોટાં ગુલ્મો વગેરે સ્થળે ઘણી જ શોધ કરી;[૯–૧૩] તેમ જ દુઃખ વડે જઈ શકાય એવા ગહન અને વિષમ દેશાંતરો વિષે જઈને મોટાં શરીરવાળાં પ્રાણીઓમાં પણ ખોળ કરી અને તેઓનો નાશ પણ કર્યો; છતાં જનકનંદિની સીતાની ભાળ મળી નહિ. વળી જે પ્રદેશો ઘણા જ ગહન હતા, તેમાં પણ વારંવાર સીતાની શોધ કરી છતાં ક્યાંયથી પણ તેમના સમાચાર મળ્યા નહિ.[૧૪] હે વાનરેંદ્ર ! અત્યંત પરાક્રમવાળો અને ઉત્તમ કુળમાં જન્મેલો વાયુપુત્ર હનુમાન અદશ્ય સીતાની ભાળ લાવશે; કેમ કે દુષ્ટ રાવણ સીતાને જે દિશા પ્રતિ હરી ગયો છે, તે જ દિશામાં તેણે પ્રયાણ કર્યું છે.'[૧૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૪૭મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૪૮મો

## દક્ષિણ દિશામાં સીતાની શોધ–તે બાજુ ગયેલા કપિઓએ કરેલો રાક્ષસનો નાશ

सह ताराङ्गदाभ्यां तु सहसा हनूमान्कपिः ।
सुग्रीवेण यथोद्दिष्टं गन्तुं देशं प्रचक्रमे ॥ १ ॥

વાનરાધિપતિ સુગ્રીવની આજ્ઞા પ્રમાણે તાર અને અંગદ આદિ વાનરો સહિત વાયુપુત્ર હનુમાને દક્ષિણ દિશા ભણી પ્રયાણ કર્યું.[૧] પોતાની સાથેના ઉત્તમ કપિઓ સહિત તેમણે કેટલેક દૂર ગયા પછી વિંધ્યાચળની ગુફામાં પ્રવેશ કર્યો. ત્યાં શોધખોળ કર્યા પછી એ પર્વતની આસપાસ આવેલા ઘાડાં જંગલો, પર્વતનાં શિખરો, નદીઓ, કિલ્લાઓ, સરોવરો, મોટાં વૃક્ષો, વૃક્ષખંડો* અને નાનામોટા પર્વતો વિષે ચોતરફ શોધ કરી, પરંતુ જનકતનયા સીતાનાં ક્યાંય પણ દર્શન થયાં નહિ.[૨–૪] પછી અનેક પ્રકારનાં ફળ–મૂળોનું ભક્ષણ કરનારા તે વાનરો ત્યાંથી નીકળી જળ તથા મનુષ્યો વગરના મહાભયંકર અને શૂન્ય એવા એક ગહન વન તરફ ગયા.[૫] ત્યાં શોધ કરી પરંતુ સીતાની ભાળ મળી નહિ. એવી રીતે બીજાં પણ કેટલાંય અરણ્યો વિષે શોધી વળ્યા. એ પ્રદેશ ગુફાઓને લીધે ગહન હોવાથી તથા દુઃખ વડે શોધી શકાય એવો હોવાથી અત્યંત શ્રમિત અને પીડિત થયેલા એ સર્વ કપિઓ ત્યાંથી નીકળી નિશ્ચયપણે બીજા પ્રદેશમાં ગયા. એ પ્રદેશમાંનાં વૃક્ષો ફળ, પુષ્પ તથા પાંદડાં વિનાનાં હતાં અને નદીઓ જળ વિનાની હતી. કંદમૂળાદિ ભક્ષ્ય પદાર્થ તો ત્યાં અત્યંત જ દુર્લભ હતાં.[૬–૮] ત્યાં મહિષ, મૃગ, હાથી અને શાર્દૂલ વગેરે વનનાં પશુઓ અથવા કોઈ જાતનાં પક્ષીઓ પણ રહેતાં ન હતાં. વળી એ પ્રદેશ વિષે વૃક્ષો, ઔષધિઓ, લતાઓ, વેલાઓ તથા લીલાં

* જ્યાં ઘણાં વૃક્ષો ઊગેલાં હોય એવો પ્રદેશ.

પાંદડાં અને પ્રફુલ્લિત કમળોવાળી તળાવડીઓ તો જોવામાં પણ આવતી ન હતી, તો પછી ભ્રમરોના મધુર ગુંજારવયુક્ત કમળોની સુવાસ તો ક્યાંથી જ હોય ? એ વનમાં મહાભાગ્યવાળા અને તપશ્ચર્યારૂપી ધનવાળા 'કંડુ' નામના એક મહર્ષિ રહેતા હતા. એ મહર્ષિ સત્યવાદી, કોઈએ કરેલા અપરાધને નહિ સહન કરનારા, નિયમોનું પાલન કરનારા અને કોઈથી પણ પરાભવ પામે નહિ એવા હતા. એ વન વિષે પૂર્વે એ મહર્ષિનો દસ વર્ષનો પુત્ર મૃત્યુ પામતાં અત્યંત ક્રોધ પામેલા તે ધર્માત્મા મહર્ષિ કંડુએ આખા વનને શાપ આપ્યો હતો. 'આ વન ઘટા તથા પક્ષી આદિ પ્રાણીઓ વિનાનું, દુઃખે કરી પ્રવેશી શકાય એવું અને કોઈને પણ રહેવાને અયોગ્ય થાઓ.' કંડુ ઋષિના એવા શાપને લીધે એ વન ઉજ્જડ-વેરાન બની ગયું હતું. એવા ભયંકર વનમાં પણ સ્થિર અંતઃકરણવાળા અને સુગ્રીવનું પ્રિય કરનારા મહાત્મા વાનરોએ પ્રવેશ કરી વનના ગહન ભાગો, પર્વતોની કંદરાઓ તથા નદીઓના ઉત્પત્તિસ્થળો વિષે વારંવાર શોધ કરી, છતાં તેઓને જનકનંદિની સીતાનો તથા તેનું હરણ કરનાર રાવણનો ક્યાંય પત્તો મળ્યો નહિ.

ત્યાર પછી તેઓએ લતાઓના ગુચ્છોથી વ્યાપ્ત એવા એક ભયંકર વનમાં પ્રવેશ કર્યો. ત્યાં ભયંકર કર્મ કરનારો એક રાક્ષસ તેઓના જોવામાં આવ્યો. એ રાક્ષસ દેવતાઓથી પણ ડરે તેવો ન હતો. પર્વત સરખા દેહવાળા એ અસુરને જોતાં જ હનુમાન આદિ સર્વ કપિઓ પોતપોતાનાં વસ્ત્ર સંભાળી કમર કસી યુદ્ધ માટે તૈયાર થયા. ત્યારે એ બળવાન રાક્ષસે પણ તેઓને ગર્વથી કહ્યું 'અરે વાનરો ! તમે તો હવે મરણને શરણ થયા જ છો !' ૧૮ એટલું કહી દૃઢ મુષ્ટિ ઉગામી એ અસુર ક્રોધભેર વાનરોની સામે દોડ્યો. રાક્ષસને પોતાની સામે આવતો જોઈ 'આ જ રાવણ હશે' એમ જાણી તારાના પુત્ર અંગદે એકાએક ઊછળી તેના મુખ પર જોસભેર એક લપડાક ખેંચી કાઢી. રાજપુત્ર અંગદની એક જ લપડાકથી હણાયેલો એ રાક્ષસ મોંમાંથી રુધિર ઓકતો, તરત જ ભેદાયેલા પર્વતની પેઠે ચક્કર ખાઈ પૃથ્વી પર પડ્યો અને થોડીક વારમાં તેના પ્રાણ નીકળી જવાથી તેનો શ્વાસોચ્છ્વાસ બંધ પડ્યો. એ જોઈ જય પામેલા વાનરોએ એ પ્રદેશનો બાકી રહેલો કેટલોક ભાગ શોધીને ત્યાંથી એક ગહન ગુફા વિષે શોધ કરવા માંડી. ત્યાંથી પણ કશો પત્તો નહિ લાગવાથી નિરાશ થઈ સર્વ વનચરો બીજી એક ઘોર ગુફામાં ગયા. અને ત્યાં પણ ઘણી વાર સુધી ખોળ કરી અંતે નિરાશ થઈ તેઓ ખેદ કરતા એ ગુફામાંથી પાછા નીકળ્યા અને દીન મનવાળા થઈ એકાંત સ્થળે વૃક્ષોની છાયા નીચે આવી એકઠા મળી બેઠા. ૧૯

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિંધાકાંડમાં ૪૮મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૯ મો

### અંગદે કરેલું કપિઓનું આશ્વાસન- સીતાની શોધ માટે પુનઃ ઉદ્યોગ

अथाङ्गदस्तदा सर्वान्वानरानिदमब्रवीत् ।
परिश्रान्तो महाप्राज्ञः समाश्वास्य शनैर्वचः ॥१॥

ઘણી ઘણી શોધ કર્યા છતાં પણ સીતાની ભાળ નહિ મળવાથી ખેદ પામેલા સર્વ વાનરોનું આશ્વાસન કરી, શ્રમિત થયેલો મહાબુદ્ધિશાળી રાજપુત્ર અંગદ તેઓને ધીમે ધીમે કહેવા લાગ્યો. ૧ 'હે વાનરોત્તમો ! આપણ સર્વેએ સઘળાં વનો, પર્વતો, નદીઓ, ગહન અને દુર્ગમ સ્થળો, મોટાં મોટાં કોતરો તથા ગુફાઓ વિષે પ્રવેશ કરી, તે સર્વને સારી રીતે શોધ્યાં, તોપણ જનકનંદિની જાનકી કિંવા તેને હરી જનારો દુષ્કર્મી રાવણ ક્યાંય પણ આપણા જોવામાં આવ્યો નહિ. ૨-૩ સીતાની શોધ કરતાં કરતાં આપણને સમય પણ ઘણો લાગી ગયો છે અને આપણા રાજા સુગ્રીવની આજ્ઞા વળી ઉગ્ર છે, માટે આપણે સર્વેએ પુનઃ સીતાની ખોળ કરવાના કાર્યમાં જોડાવું જોઈએ. ૪ હે વાનરો !

આ વેળાએ આમ નિરાશ તથા દીન થઈ બેસી રહેવું જોઈતું નથી. ઊઠો; આળસ, શોક તથા નિદ્રાનો ત્યાગ કરો અને સીતાનાં દર્શન થાય તેવી રીતે ખંતથી શોધ કરો.[૫] હે કપિશ્રેષ્ઠો ! અનિર્વેદ,* ઉત્સાહ અને આરંભેલા કાર્યમાંથી પાછું ન હઠવું તે, એ ત્રણે ગુણો કાર્યની સિદ્ધિ કરનારા છે, એવું વિદ્વાનો કહે છે; માટે જ હું તમને કહું છું કે, હે વનવાસી કપિઓ ! તમે ખેદનો ત્યાગ કરી હવે પછી આવનારાં સઘળાં ગહન વનોમાં શોધ કરો. હે વાનરો ! આપણે સર્વેએ શોધેલાં સ્થળોને પુનઃ પણ ઉત્સાહ ધરી શોધવા જોઈએ.[૬,૭] સતત ઉદ્યોગ કરનાર પુરુષને તે કાર્યનું ફળ અવશ્ય મળે છે; પરંતુ કંટાળી જઈ ઉત્સાહરહિત થનાર પુરુષ ફળ મેળવી શકતો નથી.[૮] હે વાનરો ! આપણો રાજા સુગ્રીવ ઘણો જ ક્રોધી અને ઉગ્ર દંડ દેનારો છે, માટે આપણે તેનાથી તથા મહાત્મા રામચંદ્રથી ડરવું જોઈએ.[૯] હે કપિવરો ! આ હું તમારા સર્વના હિત માટે કહુ છું; માટે જો તે રુચે તો તેમ કરો અથવા હે વાનરો ! આ સમયે આપણા સર્વને બીજું જે કંઈ કરવા યોગ્ય હોય તે જણાવો.'[૧૦]

રાજપુત્ર અંગદનુ ભાષણ સાભળીને ગંધમાદન વાનરે તરસ અને શ્રમથી થતી પીડાને લીધે લથડતી વાણીથી કહ્યું:[૧૧] 'હે વાનરોત્તમ! રાજપુત્ર અંગદે જે વચનો કહ્યા તે આપણને અનુકૂળ, યોગ્ય તથા હિતરૂપ છે; આપણે તે પ્રમાણે જ કરવું જોઈએ.[૧૨] હે કપિઓ ! તમે ખેદનો ત્યાગ કરી ઊભા થાઓ અને ચાલો. મહાત્મા સુગ્રીવના કહ્યા પ્રમાણે આપણે સઘળા પર્વતો. ગુફાઓ, શિલાઓ, ઉજ્જડ વનો તથા પર્વતોના ઝરાઓમા પુનઃ શોધ કરીએ. ઉતાવળ કરો; ચાલો, આપણે સર્વ મળી હમણાં જ આ પર્વતોમાં આવેલાં દુર્ગમ સ્થળો વિષે શોધી વળીશું.'[૧૩,૧૪]

* કાર્ય કરતાં નિષ્ફળ થવાય તોપણ ખેદ ધર્યા સિવાય તે જ કાર્યમાં મંડ્યા રહેવુ તે.

અંગદનાં વાક્યોને પુષ્ટિ આપનારાં ગંધમાદન વાનરનાં હિંમતભર્યાં વચન સાંભળીને મહાબળવાન સર્વ કપિઓ પુનઃ ઉત્સાહયુક્ત થઈ ઊભા થયા અને વિંધ્યાચળ તથા અનેક પ્રકારનાં વનોથી ઘેરાયેલી દક્ષિણ દિશામાં ફરવા ગયા. સર્વત્ર શોધ કરતા તેઓ શરદઋતુના વાદળ સરખા શ્વેત વર્ણવાળા અને ગુફાઓ તથા શિખરોવાળા રજતગિરિ પર ચઢ્યા. સીતાનાં દર્શનની આકાંક્ષાવાળા તે વાનરો એ પર્વત પર આવેલા લોધ્રવનો તથા રમ્ય સપ્તપર્ણનાં વનો વિષે સારી રીતે ખોળ કરતા છેક પર્વતની ટોચ ઉપર જઈ પહોંચ્યા અને ત્યાં જઈને ઘણી ખોળ કરી છતાં રામપત્ની સીતાનાં દર્શન થયાં નહિ.[૧૫-૧૮] એ પ્રમાણે મોટી ગુફાઓવાળા એ રજતગિરિ પર શોધ કરી નિરાશ થયેલા અને ચોતરફ દૃષ્ટિ કરતા એ વાનરો તે પર્વત પરથી નીચે ઊતર્યા અને એક વૃક્ષની છાયા નીચે આવી કોઈ ભ્રમિત પુરુષની પેઠે ઉદ્વિગ્ન ચિત્ત બે ઘડી બેઠા.[૧૯] બે ઘડી પછી કાંઈક સ્વસ્થ તથા શ્રમરહિત થઈ, તેઓ આખી દક્ષિણ દિશામાં શોધ કરવા પુનઃપણ ઉદ્યુક્ત થયા.[૨૦,૨૧] પછી એ સર્વ વાનરો કપિવર હનુમાનને મુખ્ય કરી વિંધ્યાચળથી આરંભી દક્ષિણ દિશા વિષે શોધ કરતા સર્વત્ર વિચરવા લાગ્યા.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમા ૪૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૦ મો

### ઋક્ષબિલ પ્રતિ ગમન-તપસ્વિનીદર્શન

सह ताराङ्गदाभ्यां तु सङ्गम्य हनुमान्कपिः ।
विचिनोति च विन्ध्यस्य गुहाश्च गहनानि च ॥ १ ॥

તાર અને અંગદ આદિ વાનરો સહિત વાયુસુત હનુમાને દક્ષિણ દિશામાં આવેલા વિંધ્ય પર્વતની ગુફાઓ અને ગહન વનો વિષે સીતાની શોધ કરવા માંડી.[૧] સિંહો અને વ્યાઘ્રાદિ વનચર પશુઓએ સેવેલી એ પર્વતની ગુફાઓ, વિષમ સ્થળો તથા મોટા મોટા ઝરાઓ વિષે ચોતરફ શોધ કરવા તે હનુમાનાદિ કપિઓ છેક વિંધ્યા

ચળના નૈઋત્ય શિખર પર જઈ પહોચ્યા, ત્યા જતા સુધીમા તેઓને સુગ્રીવે આપેલો એક માસનો અવધિ પૂરો થયો [૨-૩] એ પ્રદેશ અનેક ગુફાઓ તથા ગહન વનોથી ભરપૂર હોવાને લીધે મહાદુઃખે પણ શોધી શકાય એવો ન હતો, તોપણ કાર્યથી પાછા ન હઠતા વાયુસુત હનુમાન ચોતરફ શોધ કરવા લાગ્યો [૪] એ જોઈ બીજા સર્વ વાનરો પણ એકબીજાથી છૂટા પડી થોડે દૂર રહી ખતથી શોધ કરવા મડી પડયા સૈન્યમાના મુખ્ય મુખ્ય નાયકો જેવા કે ગજ, ગવાક્ષ, ગવય, શરભ, ગધમાદન, મદ, દ્વિવિદ, હનુમાન, જાબવાન, યુવરાજ અગદ અને તાર વગેરે વાનરો પર્વતસમૂહોથી વ્યાપ્ત દક્ષિણ દિશામા શોધ કરતા ચાલ્યા જતા હતા, એટલામા એક ઉઘાડા દ્વારવાળુ બિલ (કોતર) તેઓના જોવામા આવ્યુ, એ બિલમા પ્રવેશ કરવો ઘણો જ કઠિન હતો, કેમ કે તેનુ મયદાનવે રક્ષણ કરેલુ હતુ તેનુ 'ઋક્ષબિલ' એવુ નામ હતુ એ ઋક્ષબિલના દ્વારમાથી ક્રૌચો, હસો, સારસો તથા કમળની રજથી રક્તવર્ણ બનેલા અને જળથી પલળેલી પાખોવાળા ચક્રવાકાદિ પક્ષીઓ આવ-જા કરતા હતા વળી સુગધયુક્ત શીતળ પવન તેમાથી ધીમે ધીમે નીકળતો હતો આ ઉપરથી 'અહીં જળ હશે' એવુ અનુમાન બાધી એ સર્વ કપિઓ કે જેઓ ક્ષુધા-તૃષાથી પીડિત થવાને લીધે જળની શોધ કરતા હતા તથા અત્યત શ્રમિત થયા હતા, તેઓ સર્વ તે બિલમા પ્રવેશ કરવાની ઇચ્છાથી ત્યા આગળ ઊભા રહ્યા એટલામા બીજા સર્વ વાનરો કે જેઓ સીતાની શોધ માટે દૂર દૂર ફરતા હતા, તેએ પણ ત્યા આવી પહોચ્યા અને લતાઓ તથા વૃક્ષોથી વ્યાપ્ત, નાના પ્રકારના પ્રાણીઓથી ભરેલા, પાતાળ સરખા ગભીર અને દુઃખે કરી પ્રવેશી શકાય એવા ઋક્ષબિલને જોઈ વિસ્મિત થયા 'આમા જળ હશે' એમ ધારી, એ મહા બળવાન તેજસ્વી વાનરો તરત જ તે ભયકર બિલમા પ્રવેશવાને તૈયાર થયા ત્યારે પર્વત શિખર સમાન દૃઢ દેહવાળો પવનસુત હનુમાન કે જે દુર્ગમ વનમાર્ગોને શોધવામા સમર્થ હતો, તેણે સર્વ વાનરોને સબોધી કહ્યુ 'હે વાનરો ! આપણે સૌ દક્ષિણ દિશામાના પર્વતોથી ભરેલા સઘળા પ્રદેશો શોધી શોધીને થાકી ગયા, તોપણ સીતાની ભાળ મળી નહિ, માટે આ બિલમા પ્રવેશ કરી આપણે શોધ કરવી જોઈએ જોકે આ બિલ ઘણુ જ ભયકર અને દુષ્પ્રવેશ્ય જણાય છે, તોપણ તેમાથી હસો, ક્રૌચો, સારસો તથા જળથી ભિજાયેલી પાખોવાળા ચક્રવાક વગેરે પક્ષીઓ નીકળે છે અને એના દ્વાર આગળ ઊગેલા વૃક્ષો પણ લીલાછમ જણાય છે એ ઉપરથી અનુમાન થાય છે કે, એમા અવશ્ય કોઈ જળવાળો કૂવો કિવા ધરો હશે '

હનુમાનના વચનો સાભળી જળની આકાક્ષાવાળા સર્વ વાનરોએ તરત જ અધકારથી વ્યાપી રહેલા એ બિલમા પ્રવેશ કર્યો [૫-૧૭] ચદ્ર અને સૂર્યાદિના પ્રકાશરહિત હોવાને લીધે રુવાટા ઊભા કરે એવા એ બિલને વિષે પ્રવેશ કરતા જ તે વાનરોએ ત્યા રહેનારા સિંહ અને મૃગ આદિ પશુઓ તથા પક્ષીઓને નાસાનાસ કરતા જોયા તેનાથી ન ડરતા તે કપિઓ અધકારમા આગળ ને આગળ વધ્યા તેઓ જેમ જેમ આગળ ગયા, તેમ તેમ એવું તો ગાઢ અધારુ આવ્યુ કે જ્યા આગળ તેઓની દૃષ્ટિ બધ થઈ ગઈ, અર્થાત્ તેઓ અધકારને લીધે એકબીજાને જોઈ શકયા નહિ તેઓના પરાક્રમ અને પ્રભાવ પણ મદ થઈ ગયા અધકારને લીધે દૃષ્ટિ ઢવાઈ જવાથી તેઓ એકબીજાના હાથ ઝાલીને વાયુ સરખી ગતિથી ચાલવા લાગ્યા મોટા વેગથી માર્ગ કાપતા એ કપિવરો નાના પ્રકારના વૃક્ષોથી વ્યાપ્ત એવા એ ભયકર બિલમા ને બિલમા એક યોજન સુધી ચાલ્યા ગયા, તોપણ અધકારનો અત જણાયો નહિ હવે તેઓ મજ્ઞારહિત થઈ ગયા અને તૃષાને લીધે 'જળ, જળ' એમ ઝખવા

લાગ્યા. અત્ય થાકને લીધે દીન મુખવાળા તથા કૃશ બનેલા એ વાનરોએ અ ધકારમા ને અ ધકારમા ઘણી વાર સુધી ચાલ્યા કર્યું, ત્યારે છેવટે થોડેક દૂર પ્રકાશ જોવામા આવ્યો જ્યા એ પ્રકાશ દેખાતો હતો તે અ ધકાર વિનાનો રમણીય વનપ્રદેશ હતો તેને જોતા અત્ય ત હર્ષિત થઈ તે સર્વ કપિઓ ઉતાવળી ગતિથી તે પ્રદેશમા આવી પહોચ્યા ત્યા અ ધકારનુ તો નામનિશાન પણ ન હતુ ૧૮-૨૪ એ વનપ્રદેશ વિષે ઊગેલા શાલ, તાલ, તમાલ, સોપારી, તગર, ધાવડો, ચ પક, નાગકેસર અને કરેણ વગેરે વૃક્ષો જાણે સુવર્ણમય જ હોય, એવા દેખાતા હતા અને ઝળહળતા અગ્નિ સરખો તેમનો પ્રકાશ પડતો હતો એ વૃક્ષો પરના રાતા નવાકુરો તથા પુષ્પગુચ્છો વનની શોભામા વધારો કરી રહ્યા હતા ૨૫,૨૬ સૂર્ય સમાન પ્રકાશવાળા દેદીપ્યમાન રૂપેરી વર્ણના વૃક્ષો કે જે ટોચ સુધી છવાયેલો લતાઓરૂપી સુવર્ણ ભૂષણોથી ભૂષિત હતા અને જેના થડની આસ પાસ ચારે બાજુ વૈડૂર્યમણિની વેદિકા રચેની હતી, તેને જોઈ સર્વ કપિઓ હર્ષિત થયા વળી ત્યા આગળ જાતજાતના પક્ષીઓથી વ્યાપ્ત અને નીલવૈડૂર્યમણિ સરખા વર્ણવાળી કમલિની ઓ જોવામા આવતી હતી, ૨૭ ૨૮ તેમ જ ઊગતા સૂર્ય સરખા પ્રકાશમાન સુવર્ણવૃક્ષોથી વીટાયેલી તથા રૂપેરી અને સોનેરી રગના મત્સ્યો તથા કમળોથી વ્યાપ્ત એવી નિર્મળ જળવાળી તળાવડીઓ દૃષ્ટિએ પડતી હતી ત્યા આગળ સોનુ, ચાદી તથા વડૂર્યમણિ વગેરે કિંમતી વસ્તુઓથી નિર્માણ કરેલા સાત માળ વાળા સેકડો ગૃહો શોભી રહ્યા હતા પ્રત્યેક ગૃહમા સુવર્ણના ગોખ મૂકેલ હતા અને તેમા મોતીની સેરો લટકતી હતી એ ગૃહોની આસપાસ આવેલા બગીચાઓમા પ્રવાલ અને મણિ સરખા પુષ્પ તથા ફળના ભારથી લચી રહેલા વૃક્ષો શોભી રહ્યા હતા અને એ વૃક્ષો માથી નિરતર ઝરતા મધુરસનુ સેવન કરવા અર્થે આવેલા ભ્રમરો ત્યા ગુ જારવ કરી રહ્યા હતા આ સર્વ શોભા નીરખી એ સર્વ કપિઓએ ત્યાના એક મુખ્ય ગૃહમા પ્રવેશ કર્યો, ત્યારે ત્યા મણિજડિત સુવર્ણના વિવિધ પ્રકારના પલગો તથા વિશાળ આસનો ઠેરઠેર પડેલા જોવામા આવ્યા વળી એ ગૃહમા કોઈ સ્થળે સોના, રૂપા તથા કાસાના પાત્રોના મોટા ઢગ ગોઠવી રાખ્યા હતા, કોઈ સ્થળે અગરુ વગેરે દિવ્ય ચ દનનો સ ગ્રહ કરી રાખ્યો હતો, કોઈ સ્થળે આહાર કરવા યોગ્ય પવિત્ર કદમૂળ તથા ફળ વગેરે તેમ જ મધુરસનો સ ચય કરી રાખેલો હતો, કોઈ સ્થળે વિમાન, રથ, પાલખી વગેરે ઉત્તમ વાહનો પડેલા હતા, કોઈ સ્થળે દિવ્ય અને અમૂલ્ય વસ્ત્રોના ભ ડાર ભરેલા હતા, તો કોઈ સ્થળે ચિત્રવિચિત્ર ઊનના વસ્ત્રો તથા મૃગચર્મોના ઢગલા કરી મૂક્યા હતા

ઋક્ષબિલ વિષે ઉપર્યુક્ત સર્વ શોભાને નીરખતા અને સર્વત્ર સીતાને શોધતા હનુમાન વગેરે સર્વ કપિવરો ચોતરફ ફરતા હતા, એવામા પોતાના તેજે કરી અગ્નિ સમાન પ્રકાશતી કોઈ એક સ્ત્રી તેઓની દૃષ્ટિએ પડી એ સ્ત્રી નિયમિત આહાર કરનારી એક વૃદ્ધ તપસ્વિની હતી તેણે પોતાના શરીર પર કૃષ્ણ મૃગચર્મ તથા વલ્કલવસ્ત્ર ધારણ કર્યું હતુ આવા શુભ અને નિર્જન સ્થળમા એકલી એક વૃદ્ધ સ્ત્રીને જોઈ સર્વ કપિઓ વિસ્મિત થઈ ગયા અને જાણે ભય પામ્યા હોય તેની પેઠે કાઈ પણ બો લ્યાચાલ્યા વિના જ ઊભા રહ્યા પછી પર્વત સમાન દેહવાળો મહા સમર્થ હનુમાન તરત જ નિર્ભયપણે તેની આગળ ગયો અને તે વૃદ્ધ તપસ્વિની હોવાથી તેને પ્રણામ કરી હાથ જોડી પૂછ્યુ 'હે દેવી! તુ કોણ છે? અને આ બિલભવન તથા રત્નો વગેરે કોના છે?' ૨૮-૪૦

ઇતિ શ્રીન્મો મ નિ ો અ કિ ય નોરમ ય્‌ના કિ ધ ા મા ૫૦ મ સ ા ર નામ

# સર્ગ ૫૧મો

## હેમા અપ્સરાની સખી સ્વયંપ્રભાની ભેટ

इत्युक्त्वा हनुमांस्तत्र चीरकृष्णाजिनाम्बराम्।
अब्रवीत्तां महाभागां तापसीं धर्मचारिणीम्॥१॥

ઋક્ષબિલમાં રહેનારી એ વૃદ્ધ તાપસી કે જેણે વલ્કલવસ્ત્ર તથા કૃષ્ણ મૃગચર્મ ધારણ કર્યાં હતાં અને જે ધર્મનું આચરણ કરનારી હતી તેને વાયુસુત હનુમાને પૂછ્યું :[૧] 'હે મહાભાગા! ક્ષુધા–તૃષાથી શ્રમિત થયેલા અને અત્યંત ખેદ પામેલા અમોએ 'અહીં જળ મળશે' એમ ધારી, એકાએક અંધકારથી વ્યાપેલા આ બિલમાં પ્રવેશ કર્યો છે.[૨] હે તપસ્વિની! અમે સૌ તૃષાથી પીડિત હોવાને લીધે જળની આશાથી આ મોટા ભૂવિવરમાં આવ્યા છીએ. તેમાં વળી આ અનેક પ્રકારની અદ્‌ભુત ઉપમા અપાય એવા ઉત્તમોત્તમ પદાર્થો જોઈને તો ઊલટા અમે વધારે પીડિત અને ભ્રમિત થયા છીએ અને અમારું ચિત્ત વ્યાકુળ બની ગયું છે, માટે હે દેવી! અમારો ભય નિવૃત્ત કરવા અર્થે અમે તને પૂછીએ છીએ કે, તરુણ સૂર્ય સરખા પ્રકાશયુક્ત આ સુવર્ણનાં વૃક્ષો અને આહાર કરવા યોગ્ય આ પવિત્ર કંદમૂળ તથા ફળો કોનાં છે? વળી આ સાત ભૂમિકાવાળાં સુવર્ણમય તથા રૌપ્યમય દિવ્ય ગૃહો કે જેની ભીંતોમાં સુવર્ણના ગોખ મૂકેલા છે તથા જેનાં દ્વારો પર મણિમુક્તાનાં તોરણો બાંધેલાં છે તે કોનાં છે? આ પુષ્પ તથા ફળવાળાં અને સુંદર સુગંધવાળાં પવિત્ર વૃક્ષો તથા સરોવર વિષેનાં કમળો કોના પ્રભાવથી સુવર્ણમય બનેલાં છે?[૩–૭] વળી આ જળમાંના કાચબા તથા મત્સ્યો પણ સુવર્ણનાં કેમ દેખાય છે? આ સઘળી શોભા તારા પ્રભાવથી થઈ છે કે કોઈ બીજાની તપશ્ચર્યાના પ્રભાવથી થઈ છે? એ સર્વ અમો અજાણ્યાને યથાસ્થિત કહી સંભળાવ.'

મહાત્મા હનુમાનનાં વચન સાંભળી ધર્માનુષ્ઠાનમાં તત્પર રહેનારી તથા સર્વ–ભૂત–પ્રાણીઓનું હિત ઇચ્છનારી એ વૃદ્ધ તાપસીએ કહ્યું: 'હે વાનરર્ષભ! મહાતેજસ્વી અને માયાવી મયદાનવે પોતાની માયાના બળવડે આ સઘળું સુવર્ણમય વન નિર્માણ કર્યું છે. આ સુવર્ણમય ઉત્તમ ભવન પણ તેણે જ બનાવેલું છે. એ મયદાનવ પૂર્વે દાનવોનો વિશ્વકર્મા હતો. હે વાનરપુંગવ! એ મયદાનવે પૂર્વે કોઈ વન વિષે હજારો વર્ષ પર્યંત ઉગ્ર તપશ્ચર્યા કરી બ્રહ્મદેવને પ્રસન્ન કર્યા હતા અને તેમની પાસેથી વિચિત્ર સૃષ્ટિ રચવાનું સામર્થ્ય તથા શુક્રાચાર્ય-પ્રણીત શિલ્પશાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. ત્યાર પછી સર્વ કામભોગોનો ભોક્તા એ મહાબળવાન મયદાનવ આ ભૂવિવરમાં દિવ્ય વન તથા ભવન રચીને તેમાં સુખપૂર્વક રહેતો હતો. આ દિવ્ય ભવનમાં રહેતાં કેટલોક કાળ વીત્યા પછી એ દાનવશ્રેષ્ઠ મય ઇંદ્રની હેમા નામની અપ્સરા પર આસક્ત થયો. એ જાણી ક્રોધે ભરાયેલા ઇંદ્રે તેની સાથે યુદ્ધ આરંભ્યું. એ યુદ્ધમાં ઇદ્રના વજ્રના પ્રહારથી તેનો નાશ થયો. ત્યાર પછી બ્રહ્મદેવે આ ઉત્તમ વન, દુર્લભ કામભોગ તથા આ સુવર્ણ, ગૃહાદિ માયાસુરની મોટી સમૃદ્ધિ હેમા અપ્સરાને સોંપી દીધી છે. હે કપિવર! આ ભવન વગેરે સર્વ દિવ્ય સમૃદ્ધિ એ હેમાની છે. હે વાનરો! હું તો મહામુનિ મેરુસાવર્ણિની પુત્રી છું, મારું નામ 'સ્વયંપ્રભા' છે. હે વાનરોત્તમ! નૃત્ય તથા ગીતવિદ્યામાં કુશળ એવી તે હેમા અપ્સરા મારી પ્રિય સખી હોવાથી તથા તેણે પોતાના ભવનની રક્ષા કરવા સારુ પૂર્વે મારી પ્રાર્થના કરેલી હોવાથી હું મારી એ પ્રિય સખીના આ ભવનની રક્ષા કરું છું. હે વાનરો! તમે આ ભયંકર વનમાં શા કાર્ય નિમિત્તે આવ્યા છો?[૮–૧૮] અરે, આ અત્યંત દુર્ગમ વન વિષે તમે કેવી રીતે આવી શકયા, એ સઘળું તમે મને કહી સંભળાવો. હે વાનરો! તમે સર્વ ક્ષુધા–તૃષાથી પીડિત છો, માટે પ્રથમ ભક્ષણ કરવા યોગ્ય આ ફળો તથા કંદમૂળોનું ભોજન કરી નિર્મળ જળનું પાન કરો અને પછી તમારું

સર્વ વૃત્તાત મને કહો ’૧૯

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિંધાકાંડમા ૫૧ મો સર્ગ સમાપ્ત

# સર્ગ પર મો

## તાપસી સ્વયપ્રભા

અથ તાનબ્રવીત્સર્વાન્વિશ્રાન્તાન્હરિયૂથપાન્।
ઇદં વચનમેકાગ્રા તાપસી ધર્મચારિણી ॥ ૧ ॥

વૃદ્ધ તાપસી સ્વયપ્રભાની આજ્ઞાથી સર્વ વાનરોએ યથેચ્છ ભોજન–પાન કરી, થોડીક વાર વિશ્રાતિ લીધી ત્યાર પછી એકાગ્ર ચિત્ત વાળી અને ધર્મ પ્રમાણે વર્તનારી સ્વયપ્રભાએ તેઓને કહ્યુ ‘હે વાનરો ! ફળોનો આહાર તથા શીતળ જળપાન કરવાથી જો તમારો શ્રમ નિવૃત્ત થયો હોય તથા તમારુ વૃત્તાત મારે સાભળવા યોગ્ય હોય તો હવે તે સઘળુ મને કહો ’ સ્વયપ્રભાનુ વચન સાભળી પવનસુત હનુમાન અત્યત નમ્રતાપૂર્વક તેને સઘળુ વૃત્તાત કહેવા લાગ્યા

હનુમાને કહ્યુ ‘હે દેવી ! સર્વ લોકના રાજા અને ઇદ્ર તથા વરુણની ઉપમા અપાય એવા દશરથનદન રામચદ્ર પોતાના લઘુભ્રાતા લક્ષ્મણ તથા પોતાની પત્ની મહાદેવી સીતા સહિત દડકારણ્યમા પ્રવેશ કર્યો હતો અને ફરતા ફરતા જનસ્થાનમા આવીને વાસ કર્યો હતો, એ વેળા તેમની નજર ચૂકવીને તેમની પત્ની સીતાનુ રાવણ રાક્ષસે હરણ કર્યુ છે ૧–૫ એ સીતાની શોધ કરતા રામચદ્રે કિષ્કિન્ધા પ્રત્યે આવી અમારા રાજા સુગ્રીવની સાથે મૈત્રી બાધી છે અને સુગ્રીવે સીતાની શોધ કરવા માટે અમને અગદના અધ્યક્ષપણા નીચે, અગસ્ત્યે સેવેલી અને યમ રાજાએ રક્ષણ કરેલી આ દક્ષિણ દિશામા મોકલ્યા છે મહાત્મા સુગ્રીવે અમને આજ્ઞા કરી છે ‘હે વાનરો ! તમે સૌ ઇચ્છિત રૂપ ધર નારા રાવણના નિવાસસ્થળની તથા જનકતનયા સીતાની શોધ કરો ’૬–૮ સુગ્રીવની આજ્ઞાને અનુસરી અમે સર્વ કપિઓ અત્યાર સુધી સઘળી દક્ષિણ દિશા શોધીશોધીને કટાળી ગયા અને છેવટે દક્ષિણ સમુદ્ર વિષે શોધ કરવાની ઇચ્છાથી તે તરફ જતા હતા, પરતુ અત્યત શ્રમને લીધે તથા ક્ષુધા અને તૃષાને લીધે અમારા મુખ વિવર્ણ થઈ ગયા અમે સર્વ કપિઓ — વૃક્ષની છાયા નીચે બેસીને સુગ્રીવની આજ્ઞાનો વિચાર કરતા ચિતારૂપ મહાસાગરમા ડૂબી ગયા સુગ્રીવે આપેલો એક માસનો અવધિ પૂરો થવા આવ્યો, છતા હજુ સુધી અમે તેના કાર્યના પારને પામ્યા નથી ૯,૧૦ પછી જળની આશાથી અમે ચોમેર દૃષ્ટિ ફેરવતા હતા, એવામા આ મોટુ બિલ અમારા જોવામા આવ્યુ તુરત જ અમે સર્વ ઊઠી તેના દ્વાર આગળ આવ્યા અને જોયુ તો તે અધકારથી વ્યાપ્ત હતું, છતા તેમા લીલીછમ લતાઓ તથા વૃક્ષો જણાતા હતા અને તેના દ્વારમાથી પલળેલી પાખોવાળા હસો, ક્રૌંચો તથા સારસ આદિ પક્ષીઓ નીકળતા હતા એ જોઈ ‘અહીં જળ હશે ’ એવી મને ખાતરી થઈ, ત્યારે મે સર્વ કપિઓને અદર પ્રવેશ કરવાનુ કહ્યુ મારુ વચન સાભળી સર્વ કપિઓએ પણ ધાર્યુ કે, ‘આ બિલમા અવશ્ય કોઈ જળાશય હશે જ ’૧૧–૧૨ નિશ્ચય થતા જ સીતાની શોધના કાર્ય માટે ઉતા વળા એવા અમે એકાએક આ અધકારવાળા બિલમા પ્રવેશ કર્યો જેમ જેમ અદર આવતા ગયા, તેમ તેમ અધકાર વધતો ગયો દૃષ્ટિ અશક્ત થઈ જવાથી અમો સર્વ કપિઓ એકબીજાના હાથ ઝાલીને આગળ વધ્યા અને અતે આ પ્રદેશમા આવી પહોચ્યા હે દેવી ! આ અમારુ વૃત્તાત છે અને સીતાની શોધ કરવાનુ અમારુ મુખ્ય કાર્ય છે માર્ગમા ક્ષુધા તથા તૃષાથી પીડા પામવાને લીધે અમો સર્વ એકાએક આ બિલમા આવી ચડ્યા છીએ હે દેવી ! અમો સર્વ કે જેઓ ક્ષુધાને લીધે ક્ષીણ થયેલા હતા, તેઓને તે આતિથ્ય ધર્મને અનુસરી જે ફળ–મૂળાદિ આપ્યા તેનુ ભક્ષણ કરીને અમે ક્ષુધાના દુખમાથી મુક્ત થયા છીએ હે તપસ્વિની ! ક્ષુધાને લીધે ખરેખર અમે સર્વ મરણની દશામા આવી પડ્યા હતા, પરતુ તે મારુ રક્ષણ કર્યુ છે, માટે તે કરેલા ઉપ

કારનો બદલો વાળવા અમે તારુ શું પ્રિય કરીએ, તે તુ કહે '

વાયુસુત હનુમાન સહિત સર્વ કપિઓના વચન સાભળી સર્વજ્ઞ સ્વયપ્રભાએ તેઓને કહ્યુ : 'હે વાનરો ! તમે સર્વ બળવાન વાનરોના પ્રત્યુપકાર કરવાની ઇચ્છા જણાવનારા વચનો સાભળીને જ હુ સતુષ્ટ થઈ છુ. હે કપિવરો ! હુ કે જે નિરંતર ધર્માનુષ્ઠાનમા જ તત્પર રહેનારી છુ, તેને કોઈ પણ પ્રિય પદાર્થની આવશ્યકતા નથી '[૧૪–૧૯]

તપસ્વિની સ્વયપ્રભાનુ ધર્મયુક્ત વચન સાભળી વાયુસુત હનુમાન તેને કહેવા લાગ્યો : 'હે દેવી ! તમે કે જે ધર્મ પ્રમાણે વર્તનારા છો, તેના શરણે અમે સવ કપિઓ આજે આવી પડ્યા છીએ[૨૦,૨૧] મહાત્મા સુગ્રીવે અમને સીતાની શોધ કરી પાછા વળવાનો જે અવધિ આપ્યો હતો, તે તો અહી આજ પૂરો થયો છે. હવે અમારુ આયુષ્ય ખૂટી ચૂકયું છે, કેમ કે 'એક માસની અ દર પાછા વળવુ' એવી સુગ્રીવની આજ્ઞાનુ અમે ઉલ્લ ઘન કર્યું છે અને એક માસમા પાછા નહિ વળનારને દેહાતદંડ થવાનો છે, માટે હે ધર્મચારિણી ! અમે સર્વને તુ આ બિલમાથી બહાર કાઢ અને સુગ્રીવના ભયથી અમારુ રક્ષણ કર હે દેવી ! સીતાશોધરૂપ મોટુ કાર્ય હજી અમારે કરવાનુ છે અને તે કાર્ય અહી યા રહેવાથી થાય તેમ નથી '

હનુમાનના વચન સાભળી વૃદ્ધ તાપસી સ્વયપ્રભાએ કહ્યુ :[૨૨–૨૫] 'હે વીર હનુમાન ! આ બિલમા પ્રવેશ કર્યા પછી કોઈ પણ પ્રાણીએ જીવતા બહાર નીકળવુ ઘણુ જ દુષ્કર છે, તોપણ કઠિન નિયમોનુ પાલન કરીને મેળવેલા તપના પ્રભાવથી હુ તમો સર્વ વાનરોને આ ભયંકર બિલમાથી બહાર કાઢીશ.' એટલુ હનુમાન પ્રત્યે કહીને પછી તેણે સર્વ વાનરોને સંબોધી કહ્યુ 'હે વાનરપુગવો ! જો તમારે આ બિલ માથી બહાર નીકળવું હોય, તો તમે સૌ પોત પોતાના નેત્રો મીચો, તેમ કર્યા સિવાય અહીંથી બહાર નીકળી શકાશે નહિ.'

તપસ્વિની સ્વયંપ્રભાના વચન સાભળતાં જ બહાર નીકળવાની ઇચ્છાથી હર્ષિત થયેલા સર્વ કપિઓએ નેત્ર મીંચ્યા અને ઉપરથી કોમળ આગળીઓવાળા કરકમળો વડે પોતાના નેત્ર તથા મુખ પણ આચ્છાદિત કર્યાં, એટલે સ્વયપ્રભાએ એક નિમેષ જેટલા સમયમા જ તે સર્વ કપિઓને બિલમાંથી બહાર લાવી કહ્યું 'હે વાનરો ! હવે તમે તમારાં નેત્ર ઉઘાડો.' સ્વયંપ્રભાનુ વચન સાભળતા જ સર્વ વાનરોએ નેત્ર ઉઘાડ્યાં અને જોયુ તો પોતે પૂર્વે હતા ત્યા–બિલના દ્વાર આગળ આવી બેઠા હતા[૨૬–૩૦] તપના અદ્ભુત પ્રભાવથી પોતાને એકાએક બિલની બહાર નીકળેલા જોઈ ને વિસ્મિત થયેલા સર્વ કપિઓનુ આશ્વાસન કરી સ્વય પ્રભા કહેવા લાગી : 'હે કપિકુંજરો ! જુઓ, આ અનેક જાતની લતાઓ તથા વૃક્ષોવાળો વિંધ્યાચળ, પેલો દૂર જણાય તે પ્રસ્રવણ પર્વત* અને આ પાસે જ અગાધ જળવાળો દક્ષિણ સમુદ્ર છે. હે વાનરર્ષભો ! તમારું કલ્યાણ થાઓ હવે હું મારા ભવન પ્રત્યે જઈશ ' એટલુ કહીને તપસ્વિની સ્વયંપ્રભાએ પોતાની પ્રકાશમાન ગુફામા પ્રવેશ કર્યો.[૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમા પર મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૩ મો

### વાનરોનો ખેદ

ततस्ते ददृशुर्घोरं सागर वरुणालयम् ।
अपारमभिगर्जन्तं घोरैरूर्मिभिराकुलम् ॥ १ ॥

તપસ્વિની સ્વયંપ્રભાએ તપના પ્રભાવ વડે જ્યારે સર્વ વાનરો ઋક્ષબિલથી બહાર નીકળ્યા, ત્યારે તેઓએ જળના સ્થાનરૂપ અને ઉપરા ઉપરી ઊઠતા તરંગોથી અત્યંત ગર્જતા અપાર

* આ પ્રસ્રવણ પર્વત કિષ્કિન્ધા પાસે આવેલા પ્રસ્રવણથી જુદો એમ કેટલાક કહે છે, અને કેટલાક કહે છે કે, પ્રસ્રવણ પર્વત ઘણો ઊ ચો હોવાથી દૂરથી પણ જોઈ શકાતો હતો. ति टी.

મહાસાગરને જોયો.[1] મયદાનવની માયાથી નિર્માણ થયેલા ઋક્ષબિલ વિષે શોધ કરતા ભૂલા પડવાથી સુગ્રીવે આપેલો એક માસનો અવધિ ક્યારનોય વ્યતીત થઈ ગયો હતો, તેથી તે સર્વ મહાત્મા વાનરો પ્રફુલ્લિત વૃક્ષોવાળા વિંધ્યાચળના દક્ષિણ તરફના છેક છેલ્લા છેડા પર બેસીને ચિંતા કરવા લાગ્યા.[2-3] વસંતઋતુમાં ફળનાર આંબા વગેરે વૃક્ષોને પુષ્પોના ભારથી લચેલા તથા સેંકડો લતાઓથી વીંટાયેલા જોઈને એ સર્વ વાનરો સમય વ્યતીત થવાનું માની સુગ્રીવ તરફનો ભય ધરવા લાગ્યા.[4] 'અરે, એક માસ તો ક્યારનોય પૂરો થઈ ગયો, આ શરદઋતુ બેઠી અને વસંતઋતુના દિવસો પણ આવી પહોચ્યા ! અરે, સુગ્રીવે આપેલો અવધિ વ્યતીત થઈ જવા છતાં હજી સુધી આપણે સીતાશોધનું કાંઈ પણ કાર્ય કર્યું નથી ! હવે આપણો અંત પાસે આવ્યો.' એમ પરસ્પર કહેતા તે કપિઓ અત્યંત શ્રમ તથા દુઃખને લીધે પૃથ્વી પર પડ્યા.[5]

ત્યારે મહાબુદ્ધિમાન યુવરાજ અંગદ કે જેની કાંધ સિંહ કિંવા વૃષભ સરખી હતી તથા હાથ લાંબા અને સ્થૂળ હતા, તેણે શિષ્ટ તથા વૃદ્ધ કપિઓને મધુર વાણીથી સંબોધીને અને માન આપીને કહ્યું.[6-7] હે કપિવરો ! આપણે સૌ મહારાજ સુગ્રીવની આજ્ઞાથી એક માસનો અવધિ કરીને નીકળ્યા છીએ, પરંતુ તે અવધિનો એક માસ તો આપણને ઋક્ષબિલમાં જ પૂરો થઈ ગયો એ શું તમારા જાણવામાં નથી ? આપણે લગભગ આશ્વિન માસ પૂરો થવા આવ્યો ત્યારે નીકળ્યા હતા તેને આજદિન સુધીમાં તો એક માસ ઉપરાંત ઘણો સમય વીતી ગયો છે, માટે હવે આપણે શું કરવું ?[8-9] હે વાનરો ! તમે સર્વ કે જેઓ નીતિમાર્ગ વિષે કુશળ, સ્વામીના વિશ્વાસપાત્ર, સ્વામીના હિતમાં તત્પર, સર્વ કાર્યોમાં કુશળ, અપ્રતિમ કર્મ કરનારા અને સર્વ દિશાઓમાં પ્રસિદ્ધ પરાક્રમવાળા છો, તેઓ પીળા નેત્રવાળા મહારાજા સુગ્રીવની આજ્ઞાથી મને મુખ્ય કરીને નીકળ્યા છો, પરંતુ હજી સુધી આપણો અર્થ સિદ્ધ થયો નથી, માટે હવે આપણે સર્વેએ અવશ્ય મરણને શરણ થવું જોઈશે. મહારાજા સુગ્રીવની આજ્ઞા પ્રમાણે નહિ વર્તનારો કયો પુરુષ સુખી રહી શકે એમ છે ? સુગ્રીવે કહેલો એક માસનો સમય વ્યતીત થઈ ચૂક્યો છે. હવે આપણે સર્વ વાનરોએ પાછા નહિ જતાં અહીં જ મરણ પર્યંત એક આસને બેસવું યોગ્ય છે.[10-13] આપણા રાજા સુગ્રીવ સ્વભાવે તીક્ષ્ણ હોવાથી આપણે તેની પાસે જઈશું તો તે કદી પણ આપણા અપરાધને સહન કરશે નહિ.[14] એક માસનો અવધિ વીત્યા છતાં આપણે સીતાની ભાળ મેળવ્યા વિના જ તેની પાસે જઈશું તો તે અવશ્ય આપણા સંબંધી પાપાચરણ જ કરશે, અર્થાત્ આપણો વધ જ કરશે. માટે તેની પાસે પાછા ન જતાં પુત્ર, સ્ત્રી, ધન તથા ગૃહાદિનો ત્યાગ કરીને આપણે મરણ પર્યંત અહીંયાં જ બેસવું યોગ્ય છે. કાર્ય કર્યા સિવાય પાછા ગયેલા આપણને તે સુગ્રીવ નિશ્ચય મારી નાખશે. માટે હે કપિઓ ! રાજાના અપરાધી થઈને મરવું એ કરતાં તો મરણ પર્યંત અહીં જ બેસી રહેવું ઉત્તમ છે. વળી હે વાનરો ! મારી સાથે સુગ્રીવને પૂર્વનું વેર છે અને વળી તેણે પોતાની ગરજથી યુવરાજપદ પર મારો અભિષેક કર્યો નથી, પરંતુ અક્લિષ્ટકર્મા રામચંદ્ર બળાત્કારે મારો અભિષેક કરાવ્યો છે, એ કારણથી પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા મને જોઈને તે તો નિશ્ચયપૂર્વક વધરૂપ તીક્ષ્ણ દંડ આપશે. જોકે કિષ્કિન્ધામાં કેટલાએક મારા સુહૃજ્જનો છે, પરંતુ રાજા સુગ્રીવની આજ્ઞાથી થતા મારા અકસ્માત્ વિનાશને જોનારા તેઓનું શું ચાલવાનું છે ? માટે હું તો મરણ થતા સુધી આ પવિત્ર સમુદ્રતટ ઉપર જ બેસી રહીશ.'

યુવરાજ અંગદના વચનો સાંભળી, સર્વ કપિઓ કરુણસ્વરે બોલ્યા.[15-20] 'અરે, ખરે ખર સુગ્રીવ તીક્ષ્ણ પ્રકૃતિવાળો અને રામચંદ્ર સ્ત્રી વિષે આસક્ત છે, તેથી શોધ કરવાનો અવધિ

વીતી ગયા પછી પણ સીતાની ભાળ મેળવ્યા વિના જ પાછા ગયેલા આપણને જોઈને, રામચંદ્રને રાજી કરવા સારુ તે વાનરેશ્વર (સુગ્રીવ) અવશ્ય આપણો ઘાત કરશે [૨૧,૨૨] અપરાધ કરનારાઓએ પોતાના સ્વામી પાસે જવું એ ઠીક નથી અને તેમા પણ આપણે સુગ્રીવના મુખ્ય સેવક હોવાથી, તેણે આપણને વિશ્વાસપૂર્વક અહીં મોકલેલા છે,[૨૩] એટલે સીતાના દર્શન કર્યા સિવાય કિંવા સીતાની ભાળ મેળવ્યા સિવાય આપણે તેની પાસે જવુ યોગ્ય નથી માટે જ્યારે સીતાની ભાળ મેળવીશુ ત્યારે જ આપણે સુગ્રીવની પાસે જઈશું નહિ તો અહી યા બેસી રહીને જ મરણને શરણ થઈશું.[૨૪]

ભયભીત થયેલા સર્વ વાનરોના ઉપર્યુક્ત વાક્યો સાભળીને બુદ્ધિમાન તાર વાનરે કહ્યુ 'હે કપિવરો! હવે આમ ખેદ કરવાથી શું વળવાનુ છે? માટે બસ કરો જો કાર્ય કર્યા સિવાય તમને સુગ્રીવની પાસે જવુ ન રુચતુ હોય, તો ચાલો આપણે પાછા મયદાનવના ઋક્ષબિલમા જઈ ને વસીએ [૨૫] એ બિલમા પુષ્પ, જળ અને ફળ-મૂળાદિ પદાર્થો પુષ્કળ છે, એટલે નિર્વાહ માટે ચિંતા જેવુ નથી અને એ બિલ માયાસુરની માયાથી રચાયેલુ તથા અત્યંત દુર્ગમ હોવાને લીધે તેમા રહેવાથી આપણને દેવોના રાજા ઇંદ્ર કે મનુષ્યના રાજા રાઘવ કિંવા કપિઓના રાજા સુગ્રીવથી પણ ભય થાય એમ નથી [૨૬]

તાર વાનરના વાક્યો કે જે અંગદના વચનો ને અનુકૂળ હતા તે સાભળીને પ્રસન્ન થયેલા સર્વ કપિઓએ કહ્યુ 'અરે, જે ઉપાય કરવાથી આપણે નાશ પામીએ નહિ, તે ઉપાય હવે સત્વર આજે જ કરો.[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમા ૫૩ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૫૪મો

## હનુમાનના વચનો-વાનરોના ભેદનું નિવારણ

तथा ब्रुवति तारे तु ताराधिपतिवर्चसि ।
अथ मेने हृतं राज्यं हनुमानङ्गदेन तत् ॥ १ ॥

ચંદ્ર સરખા તેજસ્વી તાર વાનરે યુવરાજ અંગદના વચનોને મળતો જ અભિપ્રાય આપ્યો અને સર્વ વાનરસમાજે પણ તે પ્રમાણે કરવાની પોતાની સંમતિ જણાવી, ત્યારે મૌન ધરી બેસી રહેલા પવનસુત હનુમાને વિચાર્યું 'ખરેખર, હવે યુવરાજ અંગદ આખા વાનરરાજ્યને ગ્રહણ કરશે[૧] એ વાલિનો પુત્ર અંગદ આઠ અંગવાળી બુદ્ધિ,* ચાર પ્રકારનુ બળ× તથા ચૌદ પ્રકારના ગુણોથી+ યુક્ત છે[૨] અને વળી તેજ, બળ તથા પરાક્રમ વડે નિરંતર વૃદ્ધિ પામતો એ અંગદ શુક્લપક્ષના ચંદ્રની પેઠે દિનપ્રતિદિન લક્ષ્મી, કાંતિ અને શોભામા વધતો જ જાય છે.[૩] બુદ્ધિમા બૃહસ્પતિ સરખો અને પરાક્રમમા પોતાના પિતા સરખો આ અંગદ હાલમા દેવરાજ ઇંદ્ર જેમ પોતાના ગુરુ બૃહસ્પતિના વચન સાભળે, તેમ તાર વાનરના વચનોને સાભળી રહ્યો છે, માટે જો તે અંગદ પોતાના વિચારને દૃઢ કરી, સર્વ કપિઓ સહિત પાછો ઋક્ષબિલમા પ્રવેશ કરશે, તો સુગ્રીવનુ કાર્ય અટકી પડશે તેથી તેમ થાય એ ઠીક નહિ'[૪] એવો વિચાર કરી, સર્વ શાસ્ત્રોના તત્ત્વને જાણનારા વાયુપુત્ર હનુમાને સુગ્રીવના કાર્યથી વિમુખ થયેલા યુવરાજ અંગદને બીજા

* શુશ્રૂષા શ્રવણ, ગ્રહણ, ધારણ ઊહાપોહ અર્થ, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન, એ બુદ્ધિના આઠ અંગો છે

× સામ, દાન, ભેદ અને દંડ, એ ચાર ઉપાયો 'બળ' કહે છે

+ દેશ-કાળને જાણવાપણુ, દૃઢપણુ, સર્વ પ્રકારના ક્લેશોને સહન કરવાની શક્તિ, સર્વ પ્રકારના વિજ્ઞાનોની પ્રાપ્તિ, દક્ષતા, તેજસ્વીપણુ, મંત્રને ગુપ્ત રાખવાની યુક્તિ, પ્રતિજ્ઞાનુ પરિપાલન કરવાપણુ, શૌર્ય, ભક્તિના સ્વરૂપને જાણવાની શક્તિ કૃતજ્ઞપણુ, શરણે આવેલાનુ પ્રીતિથી સંરક્ષણ કરવુ, અમર્ષિત્વ અને અચંચળતા, એ ચૌદ ગુણો છે રા ટી

તાર વગેરે વાનરોથી ભેદ પમાડવાની ઇચ્છા કરી, અર્થાત્ યુવરાજ અંગદ સર્વ વાનરોની સાથે મસલત ચલાવી પોતાના વિચારને દૃઢ ન કરી શકે એટલા માટે સામ આદિ ચાર ઉપાયોમાંના ત્રીજા ભેદ ઉપાય વડે અંગદ અને વાનરોની વચ્ચે વૈમનસ્ય ઉપજાવવાની ઇચ્છા કરી. પછી સામ, દાન, ભેદ અને દંડ એ ચારે ઉપાયોમાંના ત્રીજા ભેદ ઉપાયનું વર્ણન કરતાં વાયુસુત હનુમાને પોતાના વાક્ચાતુર્ય વડે સર્વ વાનરોને ભેદ પમાડી વિવિધ પ્રકારનાં ભયાનક અને ક્રોધદર્શક વચનોથી અંગદને ભય પમાડતાં કહ્યું:[૫-૭] 'હે તારાના પુત્ર! તું યુદ્ધ વિષે તારા પિતાના કરતાં પણ અત્યંત સમર્થ છે અને વાનરરાજ્યનું પાલન કરવામાં પણ તું તારા પિતાના સરખો જ છે;[૮] તોપણ હે હરિપુંગવ! તારે આ કપિઓની સાથે અહીં વસવું યોગ્ય નથી; કારણ કે તેઓ નિરંતર ચંચળ સ્વભાવવાળા હોવાથી તથા પોતાનાં સ્ત્રી-પુત્રાદિથી વિખૂટા પડેલા હોવાથી તારી આજ્ઞા સાંખી શકશે નહિ તેમ જ તારને હર્ષિત પણ કરશે નહિ. હે અંગદ! આ હું તને સર્વના સાંભળતાં જ કહું છું કે, જેમ આ જાંબવાન, નીલ, સુહોત્ર અને હું વગેરે કપિઓને સામ-દાનાદિ કોઈ ઉપાય વડે પણ સુગ્રીવથી ભેદ પમાડી, તું તારા પોતાના પક્ષમાં ખેંચી લેવા સમર્થ નથી; તેમ જ આ બીજા સર્વ કપિઓને દંડથી પણ તું તારા પક્ષમાં ખેંચવાને સમર્થ નથી.[૯-૧૧] વળી દુર્બળની સાથે વેર બાંધવાથી બળવાન તો સુખપૂર્વક રહી શકે છે; પરંતુ પોતાના આત્માની રક્ષા કરવા ઇચ્છતા દુર્બળે બળવાનની સાથે કદી પણ વેર બાંધવું નહિ એમ વિદ્વાન પુરુષો કહે છે.[૧૨] હે યુવરાજ! તું આ ગુફા(ઋક્ષબિલ)ને રક્ષા કરનારી માને છે* અને 'આ ગુફા નિર્ભય છે' એવું તેં તારા વાનરના મુખથી સાંભળ્યું પણ છે; પરંતુ ખરેખરું એમ નથી. આ ગુફાને વિદારણ કરવાનું કાર્ય તો મહાત્મા લક્ષ્મણનાં બાણોને ઘણું જ સહેલું છે; અર્થાત્ મહાત્મા લક્ષ્મણ પોતાનાં બાણો વડે આ બિલને વગર પ્રયાસે તોડી શકે એમ છે.[૧૩] પૂર્વે આ બિલ ઉપર જ વજ્ર ફેંકીને, દેવરાજ ઇંદ્રે માત્ર મયદાનવનો જ નાશ કર્યો હતો: પરંતુ મહાત્મા લક્ષ્મણ તો પોતાનાં તીક્ષ્ણ બાણો વડે પત્રપુટની પેઠે× આખા બિલનો નાશ કરવા સમર્થ છે. લક્ષ્મણ પાસે એવાં ઘણાં બાણ છે કે જે વજ્ર અને વીજળી સરખો પ્રહાર કરે અને પર્વતોને પણ ભેદી નાખે.[૧૪,૧૫] એમ છતાં હે શત્રુઓને તપાવનાર અંગદ! જો કદાચ તું આ બિલમાં નિવાસ કરીશ, તોપણ આ સર્વ કપિઓ આખરે તો તારો ત્યાગ કરશે.[૧૬] હે યુવરાજ! જોકે અત્યારે તેઓએ તારી સાથે રહેવાનો નિશ્ચય કર્યો છે, તોપણ જ્યારે તેઓને પોતાનાં સ્ત્રી-પુત્રાદિક સાંભરી આવશે; અન્નપાનાદિ નહિ મળવાથી ક્ષુધા પીડિત કરશે; રામચંદ્ર, લક્ષ્મણ અને સુગ્રીવ તરફનો ભય નિરંતર થયા કરશે તથા તારી સાથે દુઃખી સ્થિતિમાં રહેવાથી દુઃખનો અનુભવ થશે, ત્યારે તેઓ તરત જ તારો ત્યાગ કરશે.[૧૭] એવી રીતે તું જ્યારે પોતાનુ હિત ઇચ્છનારા સુહૃજ્જનો તથા સ્નેહી-સંબંધીઓ વિનાનો થઈ પડીશ, ત્યારે વાયુથી કંપતા એક તણખલાથી પણ તું ભય પામીશ.[૧૮] હે અંગદ! એ અવસ્થામાં જો કદાચ તું તેની સાથે યુદ્ધ કરવાને ઉદ્યત થઈશ, તોપણ જરાયે ફાવનાર નથી, કેમ કે અત્યંત ઉગ્ર વેગવાળાં ઘોર, તીક્ષ્ણ અને દુરાસદ એવાં લક્ષ્મણનાં બાણો તારો વિનાશ કરશે.[૧૯] માટે હે તારાપુત્ર! તું અમારી સાથે નમ્ર-ભાવથી સુગ્રીવની આગળ ચાલ; તે તારા પર દયા કરશે અને જ્યેષ્ઠ પુત્રના અનુક્રમથી સમય આવ્યે તને રાજ્યાસન પર બેસાડશે. હે અંગદ! તારો કાકો સુગ્રીવ ધર્મથી રાજ્ય ચલાવનાર, પ્રીતિને ચાહનાર, દૃઢ વ્રતવાળો, પવિત્ર તથા સત્યવાદી છે, તે તારો કદી નાશ કરશે નહિ. વળી એ સુગ્રીવ નિરંતર તારી માતાનું પ્રિય થતું હોય

* અર્થાત્ ઋક્ષબિલમાં રહેવાથી આપણને સુગ્રીવાદિનો ભય નહિ થાય એમ તું માને છે.

× પાંદડાના પડિયાના સપુટને કોઈ ભાગે તેમ.

તેમાં રાજી રહે છે; એટલું જ નહિ, પણ તેનું આખું જીવિત તારી માતા તારાનું પ્રિય કરવા અર્થે જ છે. વળી હે યુવરાજ! તારા સિવાય તેને બીજા પુત્ર પણ નથી, એટલે સઘળો આધાર માત્ર તારા ઉપર જ છે; માટે હે અંગદ! ખેદનો ત્યાગ કરીને તું અમારી સાથે કિષ્કિન્ધા પ્રત્યે પાછો ચાલ.[૨૦–૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૫૪મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૫મો

### અંગદનો શોક–મરણાંત નિશ્ચય

श्रुत्वा हनुमता वाक्यं प्रश्रितं धर्मसंहितम्।
स्वामिसत्कारसंयुक्तमङ्गदो वाक्यमब्रवीत्॥१॥

વાયુસુત હનુમાને કહેલાં વાનરોના સ્વામી સુગ્રીવના લાભયુક્ત તેમજ ધર્મયુક્ત નમ્ર વાક્યો સાંભળી યુવરાજ અંગદે કહ્યું :[૧]

'હે વીર હનુમાન! તમે કહો છો તે બુદ્ધિની સ્થિરતા, આત્મા તથા મનની પવિત્રતા, અક્રૂરપણું, સરળતા, પરાક્રમ અને ધૈર્ય ઇત્યાદિ ગુણો સુગ્રીવમાં નથી.[૨] નિંદિત કર્મ કરનારો જે પુરુષ પોતાના જ્યેષ્ઠ બંધુની સ્ત્રી માતારૂપ જ ગણાય, તેને પોતાના જ્યેષ્ઠ બંધુના જીવતાં સ્વીકારે, તે ધર્મજ્ઞ કેમ જ કહેવાય? મહિષરૂપધારી દુંદુભિ રાક્ષસની સાથે યુદ્ધ કરવા માટે મારા પિતા બિલ(ગુફા)માં હતા, તે સમયે સુગ્રીવે પોતાની માતા સરખી તારાનો સ્વીકાર કરી નિંદિત કર્મ કર્યું છે. અરે! તે સુગ્રીવ ધર્મ પ્રમાણે વર્તનારો કેમ જ ગણાય?[૩] મારા પિતા વાલીએ દુંદુભિ રાક્ષસની સાથે યુદ્ધ કરવા માટે ગુફામાં પ્રવેશ કરતી વેળા ગુફાના દ્વારનું રક્ષણ કરવાની આજ્ઞા આપવા છતાં જે દુરાત્માએ તે ગુફાના દ્વારને જ મોટી શિલાથી ઢાંકી દીધું, તે સુગ્રીવ ધર્મના તત્ત્વને જાણનારો કેમ જ કહેવાય?[૪] વળી અગ્નિની સાક્ષીથી મિત્ર કરેલા અને પોતા પર મોટો ઉપકાર કરનારા મહાયશસ્વી રામચંદ્રને પણ જેણે વિસારી મૂકયા હતા, તે સુગ્રીવ કોનો ઉપકાર સંભારે એમ છે?[૫] હે પવનસુત! વાનરોના રાજા એ સુગ્રીવે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ થવારૂપી અધર્મના ભયથી ડરીને જ નહિ, પરંતુ લક્ષ્મણના ભયથી ડરીને આપણને સર્વને સીતાની શોધ કરવા માટે આજ્ઞા આપી છે. કહો, હવે તેનામાં ધર્મ કયાં રહ્યો? એ સુગ્રીવ કે જે પાપી, કૃતઘ્ન, ધર્મશાસ્ત્રના મતથી ઊલટો અને ચંચળ અંતઃકરણવાળો છે, તેનો કયો આર્યપુરુષ વિશ્વાસ કરે? ખરેખર, તેના કુળમાં જન્મેલો પુરુષ તો તેનો કદી પણ વિશ્વાસ કરે નહિ.[૬,૭] હે પવનાત્મજ! સુગ્રીવ સદ્‌ગુણી હો કિંવા દુર્ગુણી હો, તેનો વિચાર કરવાની મારે આવશ્યકતા નથી. હું કે જે તેના શત્રુ વાલીનો પુત્ર છું તેને કદાચ તે રાજ્ય પર સ્થાપિત કરશે, તોપણ અંતે તો જીવતો રહેવા નહિ જ દે. વળી આ ઋક્ષબિલમાં નિવાસ કરવાનો મેં કરેલો મંત્ર પણ હવે કોઈના મુખથી તેના જાણવામાં આવશે અને તેથી તે મને અપરાધી જ ગણશે. એવી રીતે ભેદાયેલા મંત્રવાળો અને અપરાધી બનેલો તથા સહાયરહિત હું હવે કિષ્કિન્ધામાં પાછો જઈને પણ અનાથની પેઠે દુર્બળ અવસ્થામાં કેવી રીતે જીવી શકીશ? હે હનુમાન! શઠ, ક્રૂર અને નિર્લજ્જ એવો સુગ્રીવ મને પોતાના ભાઈનો પુત્ર જાણીને કદાચ પ્રાણાંતદંડ નહિ કરે, તોપણ રાજ્યના સાધારણ કારણથી દંડરૂપે બંધનમાં તો રાખશે જ. અરે, એવું દુઃખ ભોગવવા કરતાં તો મારે મરણ પર્યંત અહીંયાં જ બેસવું એ શ્રેયસ્કર છે. હે વાનરો! મને તેમ કરવાની આજ્ઞા આપીને હવે તમે સર્વ સુખથી પોતપોતાનાં ગૃહ પ્રત્યે ચાલ્યા જાઓ.[૮–૧૧] હે કપિવરો! હું તમારી આગળ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, હવે હું કિષ્કિન્ધા પ્રત્યે ન જતાં અહીં જ રહીશ; કેમ કે હવે તો મારું મરણ થાય એ જ મને શ્રેયરૂપ છે. તમો સર્વેએ અહીંથી પાછા જઈ રાજા સુગ્રીવને તથા બળવાનોમાં શ્રેષ્ઠ રામ–લક્ષ્મણને અભિવંદનપૂર્વક મારું કુશળ કહેવું. વળી વાનરાધિપતિ સુગ્રીવ કે જે મારા પિતાનો લઘુ ભ્રાતા અને

મારો કાકો થાય છે તેને તથા મારી માતા રૂમાને મારા કુશળ સમાચાર અવશ્ય કહેવા ૧૨–૧૪ હે કપિવરો! તમે મારી જનની તારાનું સારી રીતે આશ્વાસન કરજો અરે! શોચ કરવા યોગ્ય સ્થિતિમા આવી પડેલી એ મારી માતા સ્વભાવે કરીને જ મારા ઉપર પ્રીતિવાળી અને અત્યત માયાળુ છે અરે, તે મારુ મરણ જાણશે કે તરત જ પોતાના પ્રાણનો ત્યાગ કરશે ' એટલુ કહીને તથા જાબુવાન આદિ વૃદ્ધ વનચરોને પ્રણામ કરીને, યુવરાજ અગદ દીનની પેઠે રુદન કરતો દર્ભ પાથરેલી ભૂમિ પર બેઠો

આવો પ્રકાર જોઈ અત્યત દુ ખી થયેલા સર્વ વાનરો પણ પોતાના નેત્રોમાથી ઉષ્ણ અશ્રુધારા ખેરવવા લાગ્યા અને સુગ્રીવની નિદા તથા વાલીની પ્રશસા કરવા લાગ્યા અગદનુ ઠેવ્ટનુ પ્રતિજ્ઞાયુક્ત વચન સાભળીને સર્વ કપિવરોએ પણ તેની આસપાસ વીટાઈ વળી મરણ પર્યંત ત્યા બેસવાનો નિશ્ચય કર્યો. પછી એ દક્ષિણ સમુદ્રના ઉત્તર કિનારાની ભૂમિ પર દક્ષિણ દિશા તરફ અગ્ર રહે તેવી રીતે દર્ભ પાથરીને તથા જળ વડે આચમન કરીને સર્વ વાનરો 'અગદની સાથે આપણે પણ મરણ પર્યંત અહી જ બેસવુ યોગ્ય છે' એમ માની પૂર્વાભિમુખે બેઠા મરણનો નિશ્ચય કરીને બેઠેલા તે સર્વ વાનરો અયોધ્યામાથી શ્રીરામચદ્રનુ વનમા નીકળવુ, દશરથ રાજાનુ મરણ, જનસ્થાનમા રામચદ્રે કરેલો ચૌદ હજાર રાક્ષસોનો વધ, રાવણે કરેલુ સીતાનુ હરણ, જટાયુને વધ વાલીનો વધ અને રામચદ્રનો સુગ્રીવ પર થયેલો કોપ ઇત્યાદિ વિષયોની પરસ્પર ચર્ચા કરવા લાગ્યા

એવામા તેઓ પર અકસ્માત્ એક મહાન ભય આવી પડ્યો, જેને લીધે તેઓ એકાએક કપી ઊઠ્યા એ સમયે મોટા પર્વતશિખર સરખા દેહવાળા અસખ્યાત વાનરો ભયને લીધે નાસાનાસ કરતા ઉપરાઉપરી ચીસો પાડવા લાગ્યા અને જેમ મેઘની ગર્જનાથી આકાશ ગાજી ઊઠે, તેમ અનેક વૃક્ષો તથા ઝરણાવાળો વિંધ્યાચળનો આખો પ્રદેશ ગાજી ઊઠ્યો ૧૫–૨૩

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાડમા ૫૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૬ મો

### ભયભીત વાનરો–સંપાતિનો મેળાપ

उपविष्टास्तु ते सर्वे यस्मिन्प्रायं गिरिस्थले।
हरयो गृध्रराजश्च तं देशमुपचक्रमे ॥१॥

અગદ વગેરે સર્વ વાનરો જે પર્વતની તળેટીમા પ્રાયોપવેશન+ કરી બેઠા હતા, તે જ પર્વતની કદરામાથી નીકળી મોટા દેહવાળો એક ગૃધ્રપક્ષી તેઓની પાસે આવવા લાગ્યો ૧ એ ચિરજીવી ગૃધ્રરાજનુ 'સપાતિ' એવુ નામ હતુ તેના બળ અને પરાક્રમ વિખ્યાત હતા અને એ જટાયુનો સહોદર હતો તેને આવતો જોઈ કેટલાએક કપિઓ મોટેથી ચીસો પાડવા લાગ્યા અને અગદને તેનુ આગમન નિવેદન કરવા લાગ્યા એટલામા તો વિંધ્યાચળની ભયકર કદરામાથી બહાર નીકળેલો એ ગૃધ્રરાજ સપાતિ કપિઓના સમૂહની પાસે આવી પહોચ્યો અને તેઓને બેઠેલા જોઈ અત્યત હર્ષ પામી કહેવા લાગ્યો 'અહો! આ લોકમા વિધિ મનુષ્યને ક્રિયાનુ ફળ પૂર્વજન્મમા સપાદન કરેલા કર્મ અનુસાર જ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે મારા પૂર્વકર્મને અનુસરીને નિર્માણ થયેલો આ માસરૂપ ભક્ષ્ય મને આજે ઘણે કાળે પ્રાપ્ત થયો છે ૨–૪ હારબધ બેઠેલા આ વાનરોમાથી જે જે મરણ પામતા જશે તેનો હુ ભક્ષ્ય કરતો જઈશ '

ભક્ષ્યના લોભી ગૃધ્રરાજ સપાતિના વચન સાભળીને સર્વ વાનરો ભયભીત થયા એ જોઈ અત્યત ખેદ પામેલો અગદ વાયુપુત્ર હનુમાન પ્રત્યે કહેવા લાગ્યો ૫,૬ 'હે કપિવર! જુઓને, આપણા સર્વ વાનરોને વિપત્તિ પમાડવા અર્થે સાક્ષાત્ આ યમરાજ જ ગૃધ્રપક્ષીનુ રૂપ ધરીને

+ મરણ પર્યંત એક આસને બેસવું તે

અહીયા આવી પહોચ્યા છે !૭ અરે, હજી આપણે રામચદ્રનુ કાર્ય તો કર્યું નથી, તેમ રાજા સુગ્રીવની આજ્ઞા પણ પાળી નથી, એટલા મા આ અણધારેલી આપત્તિ આપણુ સર્વ વાનરા પર એકાએક આવી પડી છે !૮ અહો ! જનસ્થાન વિષે વિદેહપુત્રી સીતાનુ પ્રિય કરવાની ઇચ્છાથી ગૃધ્રરાજ જટાયુએ જે મહત્કર્મ કર્યું હતુ, તે તો તમારા સાભળવામા આવ્યુ છે જ ૯ તે પ્રમાણે તિર્યક યોનિમા જન્મેલા બીજા સર્વ ભૂત-પ્રાણીઓ પણ આપણી પેઠે, પોતાના પ્રાણનો ત્યાગ કરીને પણ શ્રીમાન રામચદ્રનુ પ્રિય કરવા મા તત્પર રહે છે ૧૦ અરે, સ્નેહ અને કરુણાના બધનથી જોડાયેલા સર્વ ભૂત-પ્રાણીઓ પરસ્પર ઉપકાર કરે છે અરે, મહાત્મા રઘુવીરનો ઉપકાર કરવા માટે ધર્મજ્ઞ જટાયુએ પોતાના જીવિતનો ત્યાગ કરીને તેઓનુ અત્યત પ્રિય કર્યું છે ! આપણે પણ રાઘવના કાર્યની સિદ્ધિ માટે ગહન વનોમા શોધ કરી કરીને થાકી ગયા, તોપણ સીતાના દર્શન ન પામતા છેવટે મરણનો નિશ્ચય કરી અહી બેઠા છીએ, એથી મહાત્મા રઘુવીર આપણને પોતાનુ પ્રિય કરનારા માનશે પરતુ ગૃધ્રરાજ જટાયુ તો યુદ્ધ વિષે રાવણના હાથથી હણાઈને ખરેખર સુખી થઈ ગયો, કેમ કે જુઓ, આપણે અહીયા પ્રાયો પવેશન કરીને બેઠા છીએ, તોપણ સીતાની ભાળ ન મેળવી શકવાને લીધે સુગ્રીવના ભયથી કેટલા બધા ડરીએ છીએ ! પરતુ જટાયુ તો સુગ્રીવના ભયમાથી મુક્ત થઈ પરમ ગતિને પ્રાપ્ત થયો છે ૧૧-૧૩ અરે, ગૃધ્રરાજ જટાયુનો તથા મહારાજા દશરથનો વિનાશ થવાથી અને સતી સીતાનુ હરણ થવાથી જ આપણે સર્વ વાનરો જીવિતના સશયમા આવી પડ્યા છીએ, અર્થાત્ યુદ્ધ વિષે જટાયુ જો કાઈક વધુ વખત રાવણને રોકી શક્યો હોત, તો રાવણ સીતાને લઈ આગળ જઈ શકત નહિ, તેમજ મહારાજા દશરથ પણ જો પદરેક દિવસ વધારે જીવ્યા હોત, તો ગમે તે ઉપાયે કરી રામચદ્રને વનમાથી પાછા લઈ જાત અને જો એમ બન્યુ જ હોત તો આપણી સર્વ વાનરોની આવી પ્રાણાત દશા પણ આવત નહિ ૧૪ હે વાનરો ! સીતા સહિત રામ-લક્ષ્મણનો વનવાસ, રામચદ્રના ક્રોધથી અનેક રાક્ષસોનો વધ અને તેમના એક જ બાણથી વાલીનો વિનાશ તથા આપણને પ્રાપ્ત થયેલુ આ પ્રાણાત કષ્ટ-એ સઘળુ કૈકેયીના વરદાનથી જ થયુ છે, અર્થાત્ જો કકેયીએ દશરથ રાજાની પાસેથી વરદાન ન માગ્યુ હોત તો ઉપર્યુક્ત વિકારો થાત નહિ '

યુવરાજ અગદના દુખ ઉપજાવે એવા વચન સાભળીને તથા ભયને લીધે વાનરોને પૃથ્વી પર પડી ગયેલા જોઈને અત્યત આશ્ચર્ય ચકિત થયેલો, ઉદાર બુદ્ધિવાળો અને તીણી ચાચવાળો ગૃધ્રરાજ સપાતિ મોટા સ્વરે દીન વાણીથી બોલ્યો ૧૫-૧૮ 'અરેરે, આ સમયે મારા મનને કપાવતો કયો પુરુષ મારા પ્રાણથી પણ અધિક એવા મારા પ્રિય બધુ જટાયુના વધ સબધી વાણી ઉચ્ચારે છે ?૧૯ અરે ! જનસ્થાન વિષે રાવણ રાક્ષસ અને જટાયુનુ યુદ્ધ શા માટે થયુ તે મારે જાણવુ જોઈએ અહો ! મારા બાધવ જટાયુનુ નામ મે આજે ઘણે કાળે સાભળ્યુ ૨૦ હે વાનરો ! હવે હુ તમારુ ભક્ષણ કરવા ઇચ્છતો નથી તમોએ મારા ગુણજ્ઞ નાના ભાઈના નામનુ મારા સાભળતા ઘણે કાળે કીર્તન કર્યું છે, તેથી હુ તમારા પર પ્રસન્ન થયો છુ હે કપિઓ ! હવે તમે આ આ પર્વતના દુર્ગમ કાગરા ઉપરથી મને નીચે ઉતારો હે વાનરશ્રેષ્ઠો ! જનસ્થાનમા વસનારા મારા બધુ જટાયુનો વિનાશ કેમ થયો ? તથા ગુરુજનોને પ્રિય એવા શ્રીમાન રામચદ્ર જેના પ્રિય પુત્ર છે, એવા મહારાજા દશરથની સાથે એ મારા બધુનુ સખ્ય કેમ કરી થયુ એ હુ તમારા મુખથી સાભળવા ઇચ્છુ છુ, કૃપા કરી તમે મને નીચે ઉતારો, કારણ કે સૂર્યના કિરણોથી મારી પાખો બળી ગયેલી હોવાને લીધે હુ ઊડી શકતો નથી અને તેથી હે અરિંદમો ! હુ તમારી

સહાયતા વડે આ પર્વતના કાંગરા ઉપરથી નીચે ઊતરવા ઇચ્છું છું.[૨૧-૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમા ૫૬મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૭મો

### વાનરો અને સંપાતિ-વૃત્તાંતનિવેદન

शोकाद्भ्रष्टस्वरमपि श्रुत्वा वानरयूथपाः।
श्रद्दधुर्नैव तद्वाक्यं कर्मणा तस्य शङ्किताः॥१॥

ગૃધ્રરાજ સંપાતિએ શોકને લીધે ગદ્ગદ સ્વરથી દીન વચનો કહ્યા, તોપણ તેણે પ્રથમ કહેલા વચનોથી ભયભીત થયેલા વાનરોને વિશ્વાસ આવ્યો નહિ,[૧] છતાં મરણ પામવાનો નિશ્ચય કરી એક આસને બેઠેલા તે કપિઓએ વિચાર કર્યો: 'આ ગૃધ્ર અવશ્ય આપણું ભક્ષણ તો કરશે જ, પણ રે, તેથી આપણે ડરવું શા માટે જોઈએ? આપણે સર્વ મરવાને તો બેઠેલા જ છીએ જો આ ગૃધ્ર આપણા સર્વનું ભક્ષણ કરશે, તો આપણે ઇચ્છિત મરણને સત્વર પામીને કૃતકૃત્ય થઈશું, માટે ચાલો તેને નીચે ઉતારીએ.' પછી સર્વ યૂથપાલક વાનરોએ પર્વત-શિખર પર ચઢી ગૃધ્રરાજ સંપાતિને નીચે ઉતાર્યો નીચે આવ્યા પછી તેનામા કશો ક્રૂર ભાવ જોવામા આવ્યો નહિ, ત્યારે યુવરાજ અંગદ તેને પોતાનુ વૃત્તાત કહેવા લાગ્યો.[૨-૪]

અંગદે કહ્યુ 'હે પક્ષીરાજ! કિષ્કિન્ધાનગરી વિષે પૂર્વે મહાપ્રતાપી 'ઋક્ષરાજ' નામના એક વાનરોના રાજા થઈ ગયા છે, તે મારા પિતામહ થાય તે ઋક્ષરાજના અત્યંત બળવાળા અને ધાર્મિક એવા 'સુગ્રીવ' અને 'વાલી' નામના બે પુત્રો થયા. તેમાનો મહાસમર્થ વાલી, જેનાં પરાક્રમો લોકોમા વિખ્યાત છે, તે મારો પિતા થાય છે.[૫,૬]

ઇક્ષ્વાકુકુળ વિષે મહારથી અને સંપૂર્ણ પૃથ્વીના અધિપતિ એવા મહારાજા દશરથપુત્ર શ્રીમાન રામચંદ્ર કે જે ધર્મના માર્ગને જ અનુસરનારા છે, તેમણે પિતાની આજ્ઞા પાળવા સારૂ પોતાના નાના ભાઈ લક્ષ્મણ તથા ધર્મપત્ની સીતા સહિત દંડકારણ્યમાં પ્રવેશ કર્યો હતો.[૭,૮] દંડકારણ્યમાં આવેલા જનસ્થાન વિષે વસવા એ રામચંદ્રની સ્ત્રી સતી સીતાનું દુષ્ટાત્મા રાવણે બળાત્કારે હરણ કર્યું અને આકાશમાર્ગે થઈને જવા લાગ્યો. જનકનંદિની સીતાને આકાશ માર્ગે હરાતા જોઈને, રામચંદ્રના પિતાના મિત્ર ગૃધ્રરાજ જટાયુએ રાવણને રોકયો અને તેને રથ સહિત રોકી સતી સીતાને પૃથ્વી પર આણ્યાં; પરંતુ વૃદ્ધાવસ્થાને લીધે આખરે થાકી ગયેલા એ ગૃધ્રરાજ જટાયુને રાવણે મારી નાખ્યો અને સતી સીતાને લઈને તે આકાશ માર્ગે ચાલ્યો ગયો હે પક્ષીરાજ! એવી રીતે મહાબળવાન રાવણે તારા ભાઈ જટાયુને હણ્યો. ત્યાર પછી સીતાને શોધતા શ્રીમાન રામચંદ્ર કેટલોક વારે આવીને જટાયુને મળ્યા અને તેમણે પોતાના હાથથી તેનો સંસ્કાર કર્યો, જેથી તે ઉત્તમ ગતિને પ્રાપ્ત થયો.[૯-૧૧] ત્યાર પછી મહાત્મા રઘુવીરે મારા કાકા સુગ્રીવની સાથે મૈત્રી કરીને મારા પિતા વાલીનો વધ કર્યો મારા પિતાએ સુગ્રીવને તેના સચિવો સહિત રાજ્યમાંથી કાઢી મૂકયો હતો, તેથી રામચંદ્રે મારા પિતાનો નાશ કરી સુગ્રીવનો રાજ્યાભિષેક કર્યો.[૧૨,૧૩] રામચંદ્રની સહાયથી સમગ્ર વાનરોના રાજ્યને પ્રાપ્ત થયેલા મારા કાકા સુગ્રીવે રામ પત્ની સીતાની શોધ કરવા માટે અમો સર્વ વાનરોને આ દક્ષિણ દિશામાં મોકલ્યા છે.[૧૪] હે સંપાતિ! શ્રીમાન રામચંદ્ર તથા સુગ્રીવે સીતાની શોધ કરવા પ્રેરેલા અમે સર્વ વાનરો દક્ષિણ દિશામા ઘણા દિવસોથી શોધીએ છીએ, પરંતુ રાત્રિ વિષે જેમ સૂર્યની પ્રભા જોવામાં આવતી નથી, તેમ સતીશિરોમણિ સીતા ક્યાય પણ અમારા જોવામા આવતા નથી.[૧૫] હે ગૃધ્રરાજ! અમો સર્વ કપિઓએ સ્થિરચિત્ત થઈ દંડકારણ્ય વિષે ચોતરફ શોધ કરતાં કરતાં અજ્ઞાનપણાને લીધે મયદાનવે રચેલા ઋક્ષબિલમા પ્રવેશ કર્યો ત્યા આગળ શોધ કરતાં અમારા રાજા સુગ્રીવે આપેલી એક માસની મુદત પૂરી થઈ ગઈ, પરંતુ

અમોને સીતાની ભાળ મળી પણ મળી નહિ, તેથી સુગ્રીવની આજ્ઞા પ્રમાણે વર્તનારા અમો સર્વ કપિઓએ નિર્માણ કરેલી મુદત પૂરી થઈ જવાને લીધે સુગ્રીવના ભયથી ડરીને પ્રાયોપવેશન કર્યું છે,[૧૬-૧૮] કેમ કે રામ, લક્ષ્મણ અને સુગ્રીવની આજ્ઞાનો ભંગ કરી કદાચ અમે સર્વ ત્યાં પાછા જઈએ, તો ત્રણેના ક્રોધ આગળ અમારામાંનો કોઈ જીવી શકે એમ નથી"[૧]

ઇતિ શ્રીમદ્ વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિ ગ્ન શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૫૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૮ મો

### વાનરો અને સંપાતિ-સીતાની ભાળ

इत्युक्तः करुणं वाक्यं वानरैस्त्यक्तजीवने ।
सबाष्पो वानरान्गृध्रः प्रत्युवाच महास्वनः ॥१॥

જીવિતનો ત્યાગ કરવા માટે પ્રાયોપવેશન કરી બેઠેલા વાનરોનાં કરુણ વચનો સાંભળીને મોટા નાદવાળા ગૃધ્રરાજ સંપાતિની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં પછી ખેદયુક્ત વાણીથી સંપાતિ કહેવા લાગ્યો [૧] 'હે વાનરો! મહાબળવાન રાવણ રાક્ષસે યુદ્ધ વિષે જેનો વિનાશ કર્યાનું તમે જણાવો છો તે ગૃધ્રરાજ જટાયુ મારો નાનો ભાઈ થાય છે [૨] અરે, ભાઈના મરણરૂપ અપ્રિય સમાચાર આજે હું સાંભળું છું અને તે હું સહન કરી રહ્યો છું! અરે, હવે હું વૃદ્ધ થયો છું અને વળી પાંખો વિનાનો થઈ ગયો છું, તેથી મારા ભાઈનું વેર લેવાની મારામાં શક્તિ પણ રહી નથી! હે કપિવરો! પૂર્વે દેવોના રાજા ઇંદ્રે વૃત્રાસુરનો નાશ કર્યો એ અરસામાં હું અને મારો નાનો ભાઈ જટાયુ બંને જણા પરસ્પર જય મેળવવાની ઇચ્છાથી+ પ્રાતઃકાળમાં જ આકાશ તરફ ઊડ્યા અને અંતરિક્ષમાં વેગથી ઘૂમતા ઘૂમતા, છેક કિરણોથી પ્રકાશી રહેલા સૂર્યમંડળ પાસે જઈ પહોંચ્યા તે વેળા મધ્યાહ્નકાળ થવા આવેલો હોવાને લીધે સૂર્યમંડળ બરાબર આકાશના મધ્યમાં પ્રાપ્ત થયું હતું, તેથી મારો ભાઈ જટાયુ સૂર્યના તેજથી ખેદ પામવા લાગ્યો [૩-૫] મારા નાના ભાઈને સૂર્યનાં કિરણોથી પીડા પામેલો અને અત્યંત વિહ્વળ થયેલો જોઈને સ્નેહને લીધે મેં તેને મારી પાંખો વડે ઢાંકી દીધો, એથી જટાયુ તો બચી ગયો, પરંતુ સૂર્યના તેજથી મારી પાંખો બળી જવાને લીધે હું તરત જ આ વિંધ્ય પર્વત પર પડ્યો હે વાનરશ્રેષ્ઠો! એ દિવસથી પાંખો વિનાનો થયેલો હું કોઈ સ્થળે જઈ શકતો ન હોવાથી અહીં જ નિવાસ કરી રહ્યો છું અને મારા બંધુ જટાયુ વિષે કંઈ પણ હકીકત જાણવા પામ્યો નથી [૬-૭]

જટાયુના જ્યેષ્ઠ ભ્રાતા ગૃધ્રરાજ સંપાતિનાં વચનો સાંભળી મહાબુદ્ધિમાન યુવરાજ અંગદે કહ્યું 'હે પક્ષીરાજ! જો તું રામચંદ્રના ભક્ત જટાયુનો ભાઈ હોય અને મેં કહેલું રામચંદ્રનું સઘળું વૃત્તાંત તેં સાંભળ્યું હોય, તો સીતાને હરનાર રાવણ રાક્ષસનું નિવાસસ્થળ અમોને બતાવ [૮] હે ગૃધ્રરાજ! દીર્ઘ વિચાર નહિ કરનારા અને રાક્ષસાધમ એવા એ રાવણના સ્થાનને તું જાણતો હોય, તો તે સ્થાન ભલે દૂર હોય, તોપણ અમને સત્વર જણાવ'[૧૦]

અંગદનું વચન સાંભળી જટાયુના જ્યેષ્ઠ બંધુ સંપાતિએ એ સર્વ વાનરોને હર્ષ ઉપજાવતાં પોતાને શોભતું વચન કહ્યું [૧૧] 'હે વાનરો! મારી પાંખો બળી ગઈ છે અને વળી હું વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયો છું, તેથી હું માત્ર વાણી વડે જ રઘુવીરને સહાય કરીશ હે કપિઓ! હું વરુણના લોકને, ત્રિવિક્રમાવતાર ધરી વિષ્ણુ ભગવાને આક્રમણ કરેલા ભૂ વગેરે ત્રણે લોકોને, દેવો તથા અસુરોના થયેલા સંગ્રામોને અને અમૃતમંથનાદિ કાર્યોને સારી રીતે જાણું છું [૧૨-૧૩] હે કપિવરો! જોકે રઘુવીરનું આ કાર્ય મારે પોતે જ કરવું જોઈએ, પરંતુ શું કરું? પાંખો કપાવાને લીધે તથા વૃદ્ધાવસ્થાને લીધે મારું સઘળું બળ હરાઈ ગયું છે અને મારા પ્રાણ પણ શિથિલ થઈ ગયા છે, તેથી નિરુપાય છું [૧૪]

+ 'આપણા બન્નેમાંથી સૂર્યમંડળની પાસે વહેલો કોણ પહોંચી જાય છે અને જે વહેલો પહોંચે તે બળવાન ગણાશે,' એવી શરતથી.

અસ્તુ હે કપિઓ ! થોડા સમય ઉપર સર્વ આભૂષણોથી અલંકૃત અને રૂપસંપન્ન એવી એક તરુણી દુરાત્મા રાવણથી હરાતી મારા જોવામાં આવી હતી [૧૫] એ તરુણી-સ્ત્રી 'હા રામ ! હા લક્ષ્મણ ! હા રામ !' એવો મોટો આક્રોશ કરતી હતી અને પોતાના ગાત્રો કંપાવીને તથા તે પર રહેલા આભૂષણોને ઉતારી ઉતારીને ફેંકી દેતી હતી પર્વતશિખર પર પડેલી સૂર્યપ્રભા સરખું તેના શરીર પર રહેલું વસ્ત્ર શ્યામવર્ણા રાવણ રાક્ષસના દેહ વિષે લટકતું હોવાથી આકાશમાં ઝબૂકતી વીજળી જેવું શોભતું હતું હે કપિઓ ! એ સ્ત્રી વારંવાર 'રામ' નામનું જ કીર્તન કરતી હતી, તેથી એ 'સીતા જ હતી' એમ હું માનું છું હે કપિવરો ! હું તમને રાવણનું સ્થાન જણાવું છું, તે સાંભળો [૧૬] હે વાનરો ! વિશ્રવાનો પુત્ર અને કુબેરનો ભ્રાતા રાવણ રાક્ષસ લંકાનગરી વિષે રહે છે હે કપિઓ ! રમ્ય લંકા નગરી કે જેને દેવોના શિલ્પી વિશ્વકર્માએ નિર્માણ કરી છે, તે આ દક્ષિણ સમુદ્ર વિષે અહીં થી પૂરેપૂરી સો યોજન પર આવેલા દ્વીપમાં વસેલી છે [૧૭-૨૦] એ નગરીમાં આવેલા સર્વ મંદિરોના દ્વાર સુવર્ણમય છે અને એટલા પણ સુવર્ણના છે વળી સોનેરી વર્ણની, સરખી બાંધણી વાળી મોટી મોટી હવેલીઓ હોવાને લીધે એ લંકાનગરી એકસરખી જ શોભે છે એ નગરીની ચારે તરફ સૂર્ય સમાન ચકચકતો કિલ્લો આવેલો છે હે કપિવરો ! એ નગરી વિષે કૌશેય વસ્ત્રને ધારણ કરનારી અને દીનતાને પ્રાપ્ત થયેલી જનકનંદિની સીતા રાવણના અંતઃપુરમાં રાક્ષસીઓના રક્ષણ હેઠળ વસે છે, તેને તમે ત્યાં જવાથી જોઈ શકશો [૨૧-૨૩] હે વાનરો ! હું મારા દિવ્ય જ્ઞાન વડે જોઈ શકું છું કે, તમે અવશ્ય સીતાને જોઈ પાછા વળશો મને એવું દિવ્ય જ્ઞાન હોવાનું કારણ એ છે કે, હું પક્ષી જાતિમાં છતાં દિવ્ય યોનિમાં જન્મેલો છું જુદી જુદી જાતિના પક્ષીઓ જુદી જુદી ગતિથી વિચરી શકે છે, તેમાં ધાન્યનો આહાર કરી જીવનારા પારાવત (હોલા-કબૂતર) આદિ પક્ષીઓ પહેલા માર્ગે વિચરી શકે છે [૨૪] કાગડાઓ તથા ફૂલોનું ભક્ષણ કરનારા પોપટ વગેરે પક્ષીઓ બીજા માર્ગમાં ઊડી શકે છે, ક્રૌંચ, કુરર અને ચાસ પક્ષીઓ ત્રીજા માર્ગે ગતિ કરે છે, શ્યેન (બાજ) પક્ષી ચોથા માર્ગમાં અને ગૃધ્રપક્ષી પાંચમા માર્ગમાં વિચરી શકે છે વળી બળ અને પરાક્રમથી યુક્ત તથા રૂપ અને યુવાવસ્થાથી શોભતા હંસો છઠ્ઠા માર્ગે ગતિ કરી શકે છે.* અને વિનતાના પુત્ર ગરુડની ગતિ તો એ સર્વ પક્ષીઓ કરતાં પણ ઊંચી છે હે વાનરશ્રેષ્ઠો ! અમો સર્વ પક્ષીઓની ઉત્પત્તિ વિનતાના પુત્ર અરુણથી થયેલી છે, તેથી અમને દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયેલું છે [૨૫-૨૭] હે વાનરો ! પરસ્ત્રીનું હરણ કરવારૂપ નિંદ્ય કર્મ કરનારા માંસભક્ષી રાવણ રાક્ષસની સાથે મારે મારા ભાઈ જટાયુ સંબંધી જે વેર બંધાયું છે, તેનો બદલો તમને આમ લંકા પ્રત્યે મોકલવાથી વળી રહેશે હે કપિઓ ! હું અહીં યા બેઠે બેઠે જ લંકાનગરીમાં રહેલા દુરાત્મા રાવણને તથા જાનકીને જોઉં છું, કેમ કે અમારી દૃષ્ટિ ગરુડ સરખી દિવ્ય અને અત્યંત દૂર પહોંચે છે, એ કારણથી અને માંસયુક્ત પદાર્થોનો આહાર કરવાના બળથી તથા સ્વજાતિસિદ્ધ સ્વભાવથી અમે એક સ્થળે રહીને સો યોજન કરતાં પણ વધારે દૂર જોઈ શકીએ છીએ હે વાનરો ! વિધાતાએ દૂર પડેલા ભક્ષ્ય પદાર્થો જોવાનું બળ અમારામાં મૂકીને અમારી વૃત્તિ નિર્માણ કરી છે અને કૂકડા વગેરે પક્ષીઓની ટૂંકી દૃષ્ટિ કરીને તેઓનું જીવન વૃક્ષના મૂળમાં જ (તેઓ રહેતા હોય ત્યાં જ) નિર્માણ કર્યું છે હે વાનરો ! હવે તમે આ ક્ષીરસમુદ્રનું ઉલ્લંઘન કરવાનો કાંઈક યત્ન કરો તમે અવશ્ય સીતાને મળી કાર્ય સિદ્ધ કરીને પાછા વળશો [૨૮-૩૨]

હે કપિવરો ! તમે પ્રથમ મારું આટલું કાર્ય કરો હું સમુદ્રકિનારે જઈને મારા સ્વર્ગસ્થ

* અર્થાત્ તે તે ગતિઓ સુધી આકાશમાં ઊંચે ઊડી શકે છે

ભ્રાતા જટાયુને ઉદકદાન કરવા ઇચ્છું છું; માટે તમે મને સમુદ્રકિનારે લઈ જાઓ.' સંપાતિનું વાક્ય સાંભળતાં જ મહાબળવાન વાનરો બળી ગયેલી પાંખોવાળા એ સંપાતિને ઊંચકી સમુદ્રકિનારે લઈ ગયા. ત્યાં સંપાતિએ જટાયુને ઉદ્દેશી સ્નાન-તર્પણાદિ ક્રિયા કરી.[૩૩,૩૪] પછી મહાત્મા વાનરો તેને તેના મૂળ સ્થાન પ્રત્યે પાછો લઈ આવ્યા અને સીતાની ખરેખરી ભાળ મળવાને લીધે હર્ષિત થયા.[૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૫૮ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૯ મો*

### સીતાની ભાળ વિષે વધુ માહિતી—સંપાતિપુત્ર સુપાર્શ્વે જોયેલું સીતાહરણ

ततस्तदमृतास्वादं गृध्रराजेन भाषितम्।
निशम्य वदतो हृष्टास्ते वचः प्लवगर्षभाः॥ १ ॥

ગૃધ્રરાજ સંપાતિનાં અમૃત સરખાં મીઠાં વચનો સાંભળી સર્વ કપિવરો હર્ષિત થયા અને 'સીતાની ભાળ મળી એ બહુ સારું થયું' એમ પરસ્પર કહેવા લાગ્યા.[૧] પછી વાનરશ્રેષ્ઠ જાંબવાને સર્વ કપિઓની સંમતિથી ઊભા થઈને ગૃધ્રરાજ સંપાતિને પૂછ્યું : 'હે ગૃધ્રરાજ! હાલમાં જનકનંદિની સીતા ક્યાં છે? તે કોના જોવામાં આવ્યાં હતાં? અને તેનું કોણ હરણ કર્યું છે?[×] એ સઘળું જણાવી તું અમો સર્વ વનચરોનું રક્ષણ કર.[૨,૩] અરે, સીતાનું હરણ કરનાર એવો તે કયો પુરુષ છે કે જે વજ્ર સમાન પ્રહાર કરનારા રામ-લક્ષ્મણનાં ધનુષ્યમાંથી છૂટતાં બાણોના પરાક્રમને પણ ગણકારતો નથી?'

પાયોપવેશનનો નિયમ તજીને સીતાના સમાચાર જાણવાને ઉત્સુક થઈ રહેલા સર્વ વાનરોનું આશ્વાસન કરતો ગૃધ્રરાજ સંપાતિ અત્યંત પ્રસન્ન થઈ પુનઃ પણ કહેવા લાગ્યો:[૪,૫] 'હે કપિઓ! વિશાળ નેત્રવાળાં સતી સીતાનું હરણ મેં જેવી રીતે સાંભળ્યું છે અને જેણે મને કહી સંભળાવ્યું છે, એ સર્વ હું તમને કહું છું; તેમ જ જનકનંદિની હાલમાં ક્યાં છે,[+] એ પણ કહું છું તે સાંભળો.

હે કપિવરો! વૃદ્ધાવસ્થાથી જેનાં પ્રાણ અને પરાક્રમ ક્ષીણ થયેલાં છે એવા હું ઘણા યોજનના વિસ્તારવાળા આ દુર્ગમ વિંધ્યાચળ વિષે લાંબા સમયથી પડેલો છું;[૬,૭] અને હું પાંખો વિનાનો-અશક્ત હોવાથી પક્ષીઓમાં શ્રેષ્ઠ મારો પુત્ર સુપાર્શ્વ યથાસમયે આહાર લાવીને મારું પોષણ કરે છે.[૮] હે વાનરો! હું ક્ષુધા સહન કરી શકતો નથી; કેમ કે જેમ ગંધર્વોને કામનું બળ તીક્ષ્ણ હોય છે, સર્પોને ક્રોધ તીક્ષ્ણ હોય છે અને મૃગોને ભય તીક્ષ્ણ હોય છે, તેમ અમો પક્ષીજાતિને ક્ષુધા તીક્ષ્ણ હોય છે.[૯] એક દિવસ એવું બન્યું કે, સૂર્યોદય થતાં જ મને ક્ષુધા લાગેલી જોઈ મારો પુત્ર સુપાર્શ્વ મારે માટે આહાર લેવા સારુ ગયો; પરંતુ કોઈ સ્થળેથી માંસ નહિ મળવાથી તે સાંજ પડતાં ખાલી હાથે જ મારી પાસે આવ્યો.[૧૦] એ જોઈ આહાર નહિ મળવાથી ક્રોધે ભરાયેલા મેં ઘણાં કઠોર વચનોથી તેનો તિરસ્કાર કર્યો, છતાં તેણે મારી આગળ હાથ જોડીને ક્ષમા યાચી કહ્યું: 'હે તાત! હું તમારે અર્થે માંસ લેવા સારુ નિત્યના નિયમ પ્રમાણે અહીંથી આકાશમાં ઊડ્યો હતો; પરંતુ ઘણી શોધ કરતાં જ્યારે કશું મળી આવ્યું નહિ, ત્યારે હું છેક મહેંદ્ર પર્વતના દ્વાર[×] આગળ જઈ ઊભો રહ્યો. ત્યાં જઈ સમુદ્રમાં તેમ જ સમુદ્ર ઉપર વિચરનારાં અસંખ્ય પ્રાણીઓની ગતિ રોકવા

---

* આ સર્ગથી આરંભી પાંચ સર્ગ પ્રક્ષિપ્ત જણાય છે; કારણ કે સર્વ કોશમાં તે જોવામાં આવતા નથી. વળી તે પાંચ સર્ગ ન હોય તોપણ કથાપ્રસંગ તૂટતો નથી; તેમ જ આ પાંચે સર્ગોમાં પ્રથમ વર્ણવેલા વિષયોથી વિરુદ્ધ અર્થ જોવામાં આવે છે. ગા. ટી.

× પૂર્વે સંપાતિએ આ બાબત કહેલી હોવાથી અહીં આવો પ્રશ્ન ઘટતો નથી.

+ પૂર્વે સંપાતિએ કહ્યું છે: 'મેં સીતાને હરાતી જોઈ છે' અને હવે પોતે બીજાના મુખથી એ વાત સાંભળી છે, એમ કહે છે, એ પૂર્વવાક્યનો વિરોધ દર્શાવે છે.

× પર્વતનું દ્વાર એટલે પર્વતમાંથી નીકળી બહાર જવાનો માર્ગ, જેને 'ઘાટ' કહે છે.

અર્થે હું નીચું મુખ કરી ઊભો રહ્યો, અર્થાત મહેંદ્ર પર્વત ઉપર રહીને સમુદ્ર તરફ જોવા લાગ્યો.[૧૧-૧૩] એટલામાં ઊગતા સૂર્ય સરખી પ્રભાવાળી કોઈ સ્ત્રીને ઊંચકીને ત્યાંથી જતો કાજળના પર્વત સરખા પ્રૌઢ અને શ્યામવર્ણા શરીરવાળો એક પુરુષ મારા જોવામા આવ્યો.[૧૪] ત્યારે અત્યંત હર્ષ પામીને મેં વિચાર્યું કે, 'ઠીક થયુ. આજે આ બન્ને સ્ત્રીપુરુષને પકડી મારા પિતાના આહાર માટે લઈ જઈશ ' એવો વિચાર કરી હુ તેના તરફ દોટ મૂકવા જતો હતો, એટલામા જ તે શ્યામવર્ણા પુરુષે પોતાને જવા દેવા સારુ અત્યંત નમ્રતાપૂર્વક મને પ્રાર્થના કરી તેથી મેં તેને જવા દીધો.[૧૫] હે પિતાજી! આ જગત વિષે નીચ પુરુષ પણ નમ્રતાપૂર્વક પોતાની ક્ષમા યાચનારને હણતા નથી, તો મારા જેવો કેમ જ હણે? હે તાત! મે તેને જવા દીધો, ત્યારે તે પુરુષ સ્ત્રી સહિત અત્યંત વેગથી આકાશમાર્ગે ચાલી નીકળ્યો એ સમયે આકાશમા વિચરનારા સિદ્ધો તથા મહર્ષિઓએ મારી પાસે આવી તથા મને માન આપી કહ્યુ 'હે પક્ષી! તારું કલ્યાણ થાઓ! તારા સપાટામા આવેલી જનકનંદિની સીતા જીવતી રહી એ બહુ સારુ થયુ અને સીતા સહિત રાવણને તે જતો કર્યો, એ પણ સારું થયુ.'[૧૬-૧૮*] વળી હે પિતાજી! સિદ્ધો તથા મહર્ષિઓએ મને સાથે સાથે એ પણ જણાવી દીધુ, 'તેં જેઓને જતા કર્યાં તેમા જે સ્ત્રી છે તે જનકનંદિની રામભાર્યા સીતા છે અને પુરુષ છે તે લંકાધિપતિ રાક્ષસરાજ રાવણ છે.' એટલુ કહી એ સિદ્ધો તથા મહર્ષિઓ ચાલ્યા ગયા. ત્યાર પછી મેં આકાશમાર્ગે ચાલ્યા જતા રાવણ તરફ દૃષ્ટિ કરી, તો તેના અંક વિષે દશરથનંદન રામચંદ્રની પત્ની સીતા મારા જોવામા આવી. એ વેળા સીતાના મસ્તકના કેશ છૂટી ગયા હતા, તેના આભૂષણો તથા રેશમી વસ્ત્ર શિથિલ થઈ ગયા હતા અને અત્યંત શોકને લીધે તે 'હા રામ! હા રામ! હા લક્ષ્મણ!' એવા મોટા આક્રોશ કરતી હતી. હે તાત! હું એ બનાવ જોવા સારુ ઘણી વાર સુધી ત્યાં ઊભો રહ્યો, તેથી મને ઘેર આવતા વિલંબ થયો છે.'

હે કપિકુંજરો! વાક્યચતુર મારા પુત્ર સુપાર્શ્વે એ પ્રમાણે મને સઘળું વૃત્તાંત નિવેદન કર્યું, તે સાંભળીને પણ મારી બુદ્ધિ પરાક્રમ કરવાને ઉશ્કેરાઈ નહિ.[૧૯-૨૨] હાય, પાંખ વિનાનો પક્ષી કોઈ પણ કર્મનો આરંભ કેમ કરી શકે? અસ્તુ, પણ હજીયે હું મારી વાણી તથા બુદ્ધિના આશ્રય થી તમને બનતી સહાય કરીશ. હે વાનરો! આ કાર્ય તમારા પુરુષાર્થબળથી થઈ શકે એમ છે. હે કપિઓ! રામચંદ્રનુ કાર્ય એ મારુ જ કાર્ય છે, એમા કાંઈ સંશય જેવુ નથી, માટે હુ મારી વાણી તથા બુદ્ધિના બળ વડે તમારું પ્રિય કરીશ હે કપિવરો! તમે સૌ શ્રેષ્ઠ બુદ્ધિવાળા છો, બળવાન છો, નિર્મળ અંતઃકરણવાળા છો, દેવતાઓથી પણ પરાજય ન પામો એવા છો, અને મહાબળવાન સુગ્રીવના સેવકો છો; તેમ જ રામ-લક્ષ્મણનાં કંકપત્રવાળા તીક્ષ્ણ બાણો પણ ત્રણે લોકની રક્ષા તથા નિગ્રહ કરવામા સમર્થ છે; તો પછી કોનો ભય ધરવા જેવુ છે? જોકે રાક્ષસોનો રાજા રાવણ અત્યંત તેજસ્વી અને બળવાન છે, તોપણ સમર્થ એવા તમોને કાંઈ પણ દુષ્કર નથી.[૨૩-૨૭] હે વાનરો! હવે સમય ન ગુમાવતા તમે તમારી બુદ્ધિને કાર્ય કરવામા યોજો હે કપિઓ! તમારા સરખા બુદ્ધિમાનો કાર્ય વિષે કદી પણ ઢીલ કરતા નથી.[૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમા ૫૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૦ મો

### સંપાતિનો પૂર્વવૃત્તાંત-નિશાકર મુનિનાં દર્શન

ततः कृतोदकं स्नातं तं गृध्रं हरियूथपाः।
उपविष्टा गिरौ रम्ये परिवार्य समन्ततः ॥१॥

પોતાના બંધુ જટાયુને ઉદ્દેશીને ઉદકદાન તથા સ્નાનાદિ ક્રિયા કરી બેઠેલા ગૃધ્રરાજ સંપાતિ

* કેમ કે તેઓ જીવતાં હોય, તો જ રામચંદ્ર લંકામા જાય અને સર્વ રાક્ષસોનો વિનાશ કરે

પાંખો બળી ગયેલી છે, તેમ જ તારા શરીર પરની ચામડી પણ તેવી જ થઈ ગયેલી છે.[૧૮] પૂર્વે મેં બે ગૃધ્રપક્ષીઓને જોયા હતા. તેઓ વાયુ સરખા વેગવાળા તથા ઇચ્છિતરૂપ ધરનારા હતા અને તેઓ સહોદર થતા હતા.[૧૯] મને કાંઈક ઓળખાણ પડે છે કે, એ ગૃધ્રોમાંનો જ્યેષ્ઠ સંપાતિ! તે તું છે અને જટાયુ તારો નાનો ભાઈ થાય છે. હે સંપાતિ! પૂર્વે મનુષ્યરૂપ ધારણ કરીને તમે બન્નભાઈઓએ મારી સેવા કરી હતી; તેથી હું તમને પૃછું છું કે, હે ભાઈ! તને શો વ્યાધિ થયો છે? તારી પાંખો શા કારણથી નાશ પામી છે? અરે, તને આવો ઉગ્ર દંડ કોણે આપ્યો છે?'[૨૦,૨૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૬૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૧ મો

સંપાતિનો પૂર્વવૃત્તાંત-સ્વદુઃખવર્ણન

ततस्तद्दारुणं कर्म दुष्करं सहसा कृतम् ।
आचचक्षे मुनेः सर्वं सूर्यानुगमनं तथा ॥ १ ॥

ગૃધ્રરાજ સંપાતિ અંગદાદિ કપિઓને વળી પણ કહેવા લાગ્યો: 'હે કપિઓ! મને નિશાકર ઋષિએ એ પ્રમાણે પૂછ્યું ત્યારે મેં દારુણ અને બીજાથી ન થઈ શકે એવું સૂર્ય સામે જવાનું સાહસિક કાર્ય તેમને નિવેદન કરતાં કહ્યું:[૧] 'હે ભગવન! મેં મારા બળના ગર્વને લીધે એવું નિષ્ફળ કર્મ કર્યું છે, તેથી મારી પાંખો તથા શરીર પરની ચામડી બળી જવા સિવાય બીજું કશું પણ મને પ્રાપ્ત થયું નથી. વ્યાકુળ ઇંદ્રિયોવાળો તથા ખેદ પામેલો હું લજ્જાને લીધે મારું તે વૃત્તાંત કહેતા પણ શરમાઉં છું. હે ઋષિવર્ય! તમે પૂછો છો તેથી મારે કાંઈક કહેવું જોઈશે.[૨] હે ભગવન્! એક વખતે ગર્વ વડે મોહિત થયેલા હું અને જટાયુ એકબીજાનાં પરાક્રમને જાણવાની ઇચ્છાથી સ્પર્ધા કરતા આકાશમાં ઊડ્યા. તેમાં પ્રથમ કૈલાસ પર્વતના શિખર પર ઋષિઓની સમક્ષ અમે બન્નેએ પ્રતિજ્ઞા લીધી: 'ભગવાન સૂર્યનારાયણ જ્યાં સુધીમાં અસ્તાચળ પર જાય, તેટલા સુધીમાં અમારે તેને સ્પર્શ કરવો.'[૩,૪] આ પ્રમાણે નિશ્ચય કરી અમે બન્ને ભાઈઓ એકાએક આકાશ તરફ ઊડ્યા અને મહાવેગપૂર્વક સૂર્ય તરફ જવા લાગ્યા. ઘણેક ઊંચે ગયા પછી અમોએ નીચે દૃષ્ટિ કરી તો પૃથ્વી પરનાં જુદાં જુદાં નગરો અમને રથનાં ચક્ર સરખાં દેખાવા લાગ્યાં.[૫] એ સમયે આકાશ વિષે અમોને કોઈ કોઈ સ્થળે વાજિંત્રોના, તો કોઈ કોઈ સ્થળે આભૂષણોના ધ્વનિ સંભળાવા લાગ્યા; તેમ જ કોઈ કોઈ સ્થળે રક્ત વસ્ત્રને ધારણ કરી મધુર ગાન કરી રહેલી ઘણી અપ્સરાઓ અમારા જોવામાં આવી. આકાશ વિષે અત્યંત વેગથી ઊડતા અમે જ્યારે છેક સૂર્યના માર્ગની સમીપ પહોંચી ગયા, ત્યારે મોટાં મોટાં વૃક્ષોથી છવાયેલી આખી પૃથ્વી કોમળ હરિયાળીવાળા એકાદ વન સરખી દેખાવા લાગી.[૬,૭] પૃથ્વી પરના પર્વતો નાના પથ્થર સરખા જણાવા લાગ્યા; અનેક મોટી નદીઓથી વીંટાયેલી આ પૃથ્વી જાણે ઝીણા ઝીણા સૂતરના તાંતણાઓથી વીંટાયેલી હોય એવી દેખાવા લાગી; તેમ જ ભૂમિ પરના હિમાલય, વિંધ્ય તથા મેરુ વગેરે મોટા મોટા પર્વતો જાણે એકાદ મોટા જળાશયમાં હાથીઓ ઊભા હોય એવા દીસવા લાગ્યા![૮] હે ભગવન્! અમે એટલે ઊંચે ગયા ત્યાં તો સૂર્યના ખરેખરા તાપથી અમે બળવા લાગ્યા. એકાએક અમારા શરીરે ભારે પરસેવો છૂટ્યો અને ખેદ, ભય તથા મોહથી અમે આકુળ-વ્યાકુળ થઈ ગયા. પછી અમોને તરત જ દારુણ મૂર્છા આવવા લાગી.[૯,૧૦] અને બેભાન થવાથી દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર કે અગ્નિ દિશા કઈ, એની પણ અમને સૂઝ પડી નહિ. સૂર્યનાં પ્રખર કિરણોને લીધે અમારાં શરીર બળવા માંડયાં; તેથી અમોએ વિચાર્યું કે અરે, યુગના અંતસમયે બાળનારો અગ્નિ આજે જ સર્વલોકને બાળવા પ્રવૃત્ત થયો છે કે શું?[૧૧] અમે જેમ જેમ આગળ વધતા ગયા, તેમ તેમ અમારી દૃષ્ટિ

સૂર્યના તેજને લીધે નષ્ટ થતી ગઈ અને અમારું મનોબળ પણ શિથિલ પડતું ગયું, અર્થાત્ સૂર્યમંડળને સ્પર્શ કરવાનો અમારો આગ્રહ ઓછો થતો ગયો. એમછતાં પણ અતિ પ્રયત્નથી અમારાં નેત્ર તથા મનનું અનુસંધાન કર્યું અને સૂર્ય સામે જાયુ; એ વેળા અમને તે પૃથ્વી જેવડો દેખાયો[12,13] એ સમયે મારો નાનો ભાઈ જટાયુ તો ભયને લીધે આકુળ થઈ મને પ્રુછ્યા વિના જ પૃથ્વી તરફ ઊતરવા લાગ્યો. એ જોઈ મેં પણ મારા શરીરને તરત જ આકાશમાંથી ઊતરવા દીધું. એ વેળા જટાયુનું રક્ષણ કરવાની ઇચ્છાથી મેં તેના શરીરને મારી પાંખો વડે ઢાંક્યું એટલે જટાયુ બળ્યો નહિ; પરંતુ પ્રકાશને લીધે મારી પાંખો બળી ગઈ, જેથી અચેતન થયેલો અને વાયુમાર્ગે લથડાતો હું આ વિંધ્યાચળના છેક દક્ષિણ તરફના છેડા પર આવી પછડાયો. હે ઋષિશ્રેષ્ઠ! હું ધારું છું કે મારો ભાઈ જટાયુ જનસ્થાન વિષે પડ્યા હશે.[14-16] હે મુનિશ્રેષ્ઠ! એવી રીતે હું રાજ્યભ્રષ્ટ અને પાંખો તથા પરાક્રમ વિનાનો થયેલો હોવાથી હવે મરવાને જ ઇચ્છું છું. હવે હું આ સામે જણાતા પર્વતશિખર પર જઈને પડતું મૂકીશ.'[17]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૬૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૨ મો

**નિશાકર મુનિએ સંપાતિને આપેલું આશ્વાસન**

**एवमुक्त्वा मुनिश्रेष्ठमरुदं भृशदुःखितः।**
**अथ ध्यात्वा मुहूर्तं च भगवानिदमब्रवीत ॥ १॥**

મુનિશ્રેષ્ઠ નિશાકરને મારું વૃત્તાંત નિવેદન કરીને અતિશય દુઃખવાળો હું રુદન કરવા લાગ્યો, ત્યારે એક મુહૂર્ત પર્યંત ભગવાન નિશાકર મુનિએ વિચાર કરી મને કહ્યું : 'તને ફરીથી બીજી પાંખો અને પીંછાંઓ આવશે; તેમ જ આંખોનું તેજ, પ્રાણ, પરાક્રમ અને બળ પણ તને પ્રાપ્ત થશે.[1,2] મેં પુરાણોમાં સાંભળ્યું છે, તેમ જ તપોબળથી જાણ્યુ છે તેથી મને જણાયું છે કે, ભવિષ્યમાં એક અતિ મહાન ઘટના બનશે.[3] તે એ કે ઇક્ષ્વાકુકુળની વૃદ્ધિ કરનારા દશરથ નામે એક રાજા થશે. તેને રામ નામે મહાતેજસ્વી પુત્ર થશે.[4] એ સત્યપરાક્રમી રામચંદ્ર પોતાના પિતાની આજ્ઞા પાળવા માટે પોતાના નાના ભાઈ લક્ષ્મણ સાથે વનમાં આવશે.[5] ત્યારે ગોદાવરીને તીરે આવેલા જનસ્થાન પ્રદેશમાંથી દેવ અને દાનવથી અવધ્ય રાવણ નામનો રાક્ષસેન્દ્ર તેની પત્ની સીતાને લંકામાં હરી જશે.[6] તે સમયે રાવણ ભક્ષ્ય, ભોજ્ય ને એવી જ બીજી લલચાવે તેવી વસ્તુઓથી સીતાજીને લોભાવવા પ્રયત્ન કરશે; પરંતુ દુઃખમાં ડૂબેલી, યશસ્વિની અને મહાભાગ્યશાળી સતી સીતા તે સ્વીકારશે નહિ. એ સમયે દેવરાજ ઇંદ્ર સીતાની આ સ્થિતિ જાણીને દેવને પણ દુર્લભ, અમૃત જેવું પરમ અન્ન ( પાયસ ) તેમને મોકલાવશે.[7,8] અને ઇંદ્ર પાસેથી આ અન્ન આવ્યુ છે, એમ જાણીને સીતા તેનો સ્વીકાર કરશે. પછી તેનો ઉપલો ભાગ 'મારા સ્વામી રામચંદ્ર અને દિયર લક્ષ્મણ જીવતા હોય અથવા તો દેવત્વ પામ્યા હોય, તોપણ તેમને આ અન્ન પ્રાપ્ત થાઓ' એવા સંકલ્પપૂર્વક ભૂમિ ઉપર મૂકશે[9,10] ( અને શેષ રહેલું પ્રાશન કરશે ).

હે સંપાતિ! રામની આજ્ઞાથી સીતાજીની શોધ કરવા નીકળેલા વાનરો અહીં આવશે. તેમને મળીને તું રામપત્ની સીતાજીના સમાચાર આપજે. હાલ તારે અહીંથી બીજે ક્યાંય જવું નહિ. આવી સ્થિતિમાં તું ક્યાં જઈશ? માટે દેશ અને કાળની રાહ જોતો તું અહીં રહે. અંતે તને પાંખો આવશે જ.[11,12] જોકે હું તને અત્યારે પાંખો આપી શકું તેમ છું, પરંતુ અત્રે આ અવસ્થામાં રહેવાથી તું લોકનું વધારે ભલું કરી શકીશ;[13] અર્થાત્ આથી તું એ બંને રાજપુત્રોનું, બ્રાહ્મણોનું, ગુરુઓનું, મુનિઓનું અને ઇંદ્રનું હિત સાધી શકીશ. હું પણ રામ અને લક્ષ્મણ એ બંને ભાઈઓનું પુણ્યદર્શન ઇચ્છું છું; પરંતુ ઘણો કાળ વીતવાથી દેહ બહુ જ જીર્ણ થઈ ગયો છે તેથી હવે હું તેનો ત્યાગ જ

કરીશ.' હે અંગદ! તત્ત્વદર્શી નિશાકર મહર્ષિએ આ પ્રમાણે મને કહ્યું હતું.[૧૪,૧૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૬૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૩ મો

### સંપાતિના દુઃખની નિવૃત્તિ–સીતાની શોધ માટે વાનરોને તેણે આપેલો ઉત્સાહ

एतैरन्यैश्च बहुभिर्वाक्यैर्वाक्यविशारदः।
मां प्रशस्याभ्यनुज्ञाप्य प्रविष्टः स स्वमालयम्॥१॥

વાક્યવિશારદ નિશાકર મુનિએ એવાં બીજાં અનેક વાક્યોથી મારી પ્રશંસા તેમ જ મને ઉપર પ્રમાણે આજ્ઞા આપી. પછી તેઓ પોતાના આશ્રમમાં ગયા.[૧] પછી ધીમે ધીમે હું તે પર્વતની ખીણમાંથી સરકીને બહાર નીકળ્યો અને આ વિંધ્યપર્વત ઉપર આવીને તમારી રાહ જોવા લાગ્યો.[૨] એ સમયને સેંકડો વર્ષ વીતી ગયા છે, છતાં હું મુનિનાં વચનો હૃદયમાં રાખીને દેશ તથા કાળની રાહ જોતો હતો.[૩] મહાપ્રસ્થાન કરીને નિશાકર મુનિ સ્વર્ગમાં ગયા ત્યારથી અનેક તર્કવિતર્ક કરનારો હું સંતાપ વડે બળતો હતો.[૪] મારા પ્રાણનું રક્ષણ કરવા માટે તેમણે મને કહ્યું હતું, છતાં પણ ઘણી વાર હું કંટાળી જતો અને મરવા તયાર થતો; પરંતુ વળી એ મુનિના વચનોનું સ્મરણ કરી તેમ કરતાં હું અટકતો હતો. સળગતા અગ્નિની જ્યોતિ જેમ અંધારાને દૂર કરે છે, તેમ આ બુદ્ધિ મારાં દુઃખોને દૂર કરતી હતી. હું મારા પુત્રના બળથી દુરાત્મા રાવણનું બળ ઓછું જાણતો હતો; તેથી મેં તેનો અનેક વચનોથી ધિક્કાર કર્યો અને પૂછ્યું કે તેં સીતાજીનું રક્ષણ કેમ ન કર્યું? સીતાજીને વિલાપ કરતાં સાંભળ્યાં તેમ જ રામ અને લક્ષ્મણ એ બંને સીતાજીથી વિયોગ પામ્યા છે, એ જાણ્યા છતાં તેં સીતાજીનો ઉદ્ધાર શા માટે ન કર્યો? ત્યારે એણે મને ઉત્તર આપ્યો: 'મેં એમને જાનકી જાણ્યાં ન હતાં, પણ તે ગયા પછી સિદ્ધ લોકોના મુખથી સાંભળ્યું કે એ તો સીતાજી હતાં.[૫–૭] આમ બનવાથી હું મારા મિત્ર દશરથ રાજાના પુત્રનું પ્રિય કરી શક્યો નથી, તેમ મારો પુત્ર પણ આ હિતકાર્ય કરી શક્યો નથી.'[૮]

ત્યાં એકઠા થયેલા વાનરોને સંપાતિ આ પ્રમાણે કહી રહ્યો હતો, એટલામાં એ સર્વ વાનરોની સમક્ષ તેને બે નવી પાંખો ફૂટી નીકળી. પોતાના શરીર ઉપર આ પ્રમાણે અરુણ રંગનાં પીછાંઓ અને પાંખો આવેલી જોઈને સંપાતિને અતિશય હર્ષ થયો અને તે વાનરોને કહેવા લાગ્યો: 'અમાપ તેજસ્વી રાજર્ષિ નિશાકરના પ્રસાદથી સૂર્યનાં કિરણોથી બળી ગયેલી મારી પાંખો મને આજે ફરી પ્રાપ્ત થઈ. પૂર્વે યૌવનકાળે મારામાં જે પરાક્રમ, બળ અને પૌરુષ હતું તે અત્યારે મને ફરી પ્રાપ્ત થયું છે, માટે હવે સીતાજીને શોધવાનો પૂરો પ્રયત્ન કરો, તે તમને અવશ્ય મળશે.[૯–૧૨] મને પાંખો પ્રાપ્ત થઈ તે બનાવ તમોને સીતાની ભાળ માટે વિશ્વાસ ઉત્પન્ન કરનારો છે.' પક્ષીમાત્રમાં ઉત્તમ સંપાતિ સર્વ વાનરોને એમ કહીને આકાશમાં ગતિ કરવાની પોતાની શક્તિની પરીક્ષા કરવાની જિજ્ઞાસાથી એકાએક આકાશ ભણી ઊડ્યો, ત્યારે સંપાતિનાં વચનો સાંભળીને હર્ષિતચિત્ત થયેલા સર્વે વાનરસિંહો સીતાજીની શોધને અર્થે પોતપોતાનું પરાક્રમ દેખાડવા તયાર થઈ ગયા. પવન સમાન પરાક્રમ કરનારા અને અતિ બળવાન વાનરશ્રેષ્ઠો જનકસુતાની શોધ માટે અતિ ઉત્સાહભેર અભિજિત નક્ષત્રની સન્મુખ રહેલી દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા.[૧૩–૧૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૬૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૪ મો

### સાગર ઓળંગવાનું આહ્વાન–કપિઓને અંગદે આપેલો ઉત્સાહ

आख्याता गृध्रराजेन समुत्प्लुत्य प्लवङ्गमाः।
सङ्गताः प्रीतिसंयुक्ता विनेदुः सिंहविक्रमाः॥१॥

ગૃધ્રરાજ સંપાતિએ કહેલ સીતાવૃત્તાંત સાંભળીને આનંદ પામેલા અને સિંહ જેવાં

પરાક્રમ કરનારા વાનરો કૂદીને હૂકાહૂક કરવા લાગ્યા સંપાતિના વચનો સાંભળીને રાવણના નિવાસસ્થાનની ખબર પડવાથી આનંદ પામેલા અને સીતાજીના દર્શનને ઇચ્છનારા વાનરો સાગરને કિનારે આવી પહોંચ્યા ભયંકર પરાક્રમ કરનારા વાનરોએ સમુદ્રકિનારે આવીને જોયું તો સમગ્ર મહાન લોકનું પ્રતિબિંબ તેમાં પડેલું જણાયું[૧-૩] પછી દક્ષિણ સમુદ્રના ઉત્તર કિનારે આવીને તે મહાબળવાન હરિવરોએ પડાવ નાખ્યા. કોઈ સ્થળે આ સમુદ્ર તેમને નિદ્રાવસ્થામાં જણાતો હતો, ત્યારે બીજે સ્થળે બાળકની માફક સામાન્ય તરંગોથી ક્રીડા કરતો જણાતો હતો અને કોઈક સ્થળે તો પર્વત જેવડાં મોજાંથી ઊછળી ગર્જના કરતો હતો પાતાળમાં વસનારા દાનવેંદ્રોથી ઘેરાઈ ગયેલો અને રૂંવાડાં ઊભાં કરે એવો સાગર જોઈને કપિવરો વિષાદ કરવા લાગ્યા.[૪-૬] આકાશની માફક જેનો પાર ન પામી શકાય એવા સાગરને જોઈને એકઠા થયેલા સર્વ વાનરો વિષાદગ્રસ્ત થઈ ગયા અને કહેવા લાગ્યા 'હવે આપણે કેમ કરવું?'

સાગરનું નિરીક્ષણ કરવાથી ખેદ પામેલા અને ભયથી પીડાતા વાનરોને જોઈને કપિશ્રેષ્ઠ અંગદે કહ્યું[૭,૮] 'તમારે મનમાં ખેદ કરવો ન જોઈએ, કારણ કે વિષાદ કરવો એ મહાન દોષ છે જેમ છંછેડાયેલો સર્પ તેને રમાડનાર બાળકનો નાશ કરે છે, તેમ જ વિષાદ પણ પુરુષનો સંહાર કરે છે.[૯] પરાક્રમ કરવા તૈયાર થયેલો પુરુષ જો વિષાદ કરે, તો તે તેજહીન થઈ જાય અને તેથી તેના પુરુષાર્થની સિદ્ધિ થાય નહિ'[૧૦]

અંગદે વાનરોની સાથે તે રાત્રિ ત્યાં જ વીતાવી પછી વૃદ્ધ વાનરોની સાથે મળીને ફરીથી સમુદ્રનું ઉલ્લંઘન કરવા વિષે વિચાર કરવા માંડચો આ સમયે ઇંદ્રને વીંટાઈ બેઠેલી દેવસેનાની પેઠે અંગદને વીંટાયેલી વાનરસેના શોભતી હતી[૧૧,૧૨] અહો! વાલીપુત્ર અંગદ કે મારુતસુત હનુમાન સિવાય બીજું કોણ એ વાનરસેનાને સ્થિર કરવાને શક્તિમાન થાય એમ હતું[૧૩] પછી વૃદ્ધ વાનરો તેમ જ અન્ય કપિઓનો સત્કાર કરીને શત્રુઓનો નાશ કરનાર અંગદે અર્થયુક્ત વચનો કહેવા માંડચાં 'હવે કયો મહાતેજસ્વી વાનર આ સાગરને ઓળંગી જશે અને અરિંદમ સુગ્રીવને સત્યપ્રતિજ્ઞાવાળો કરશે[૧૪,૧૫] કયો મહાશૂરવીર વાનર સો યોજન પહોળા સમુદ્રને ઓળંગી જશે અને આ સર્વ યૂથપાલકોને મોટા ભયમાંથી મુક્ત કરશે[૧૬] કોના પ્રસાદથી આપણે કાર્યની સિદ્ધિ કરીને ઘેર જઈશું અને સુખવાળા થઈ આપણાં સ્ત્રીપુત્રાદિને મળીશું[૧૭] વળી કોના પ્રસાદથી હર્ષ પામેલા આપણે સર્વ મહાબળવાન, રામ–લક્ષ્મણ, સુગ્રીવ અને વનવાસી વાનરોની પાસે જઈ શકીશું[૧૮] તમારામાંથી જો કોઈ વાનર આ સમુદ્ર ઓળંગવા સમર્થ હોય. તો તે ઉતાવળથી સર્વ કપિઓને અભય કરવારૂપ પવિત્ર દક્ષિણા આપો'

અંગદના વાક્યો સાંભળીને કોઈ વાનર કાંઈ પણ બોલ્યો નહિ આખું વાનરદળ સ્તબ્ધ થઈ ગયું હોય તેમ મૌન રહ્યું, ત્યારે કપિશ્રેષ્ઠ અંગદે ફરીથી કહ્યું 'તમે સર્વ દૃઢ પરાક્રમ કરનારા છો, બળવાન કપિઓમાં શ્રેષ્ઠ છો અને કલંકરહિત વંશમાં ઉત્પન્ન થયેલા છો, તેથી સર્વદા લોકમાં પૂજાઓ છો સમુદ્રને ઓળંગવામાં તમને ક્યારેય કોઈનો પણ પ્રતિબંધ થઈ શકે તેમ નથી, માટે હે વાનરશ્રેષ્ઠો! કૂદવામાં જેની જેટલી શક્તિ હોય તે મને જણાવો'[૧૯-૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૬૪મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૫મો

**કપિઓએ કરેલું સ્વબળનું વર્ણન**

*અથાઙ્ગદવચઃ શ્રુત્વા તે સર્વે વાનરર્ષભાઃ ।*
*સ્વં સ્વં ગતૌ સમુત્સાહમૂચુસ્તત્ર યથાક્રમમ્ ॥ ૧ ॥*

ગજ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધમાદન, નંદ, દ્વિવિદ અને જાંબવાન આદિ સર્વ કપિશ્રેષ્ઠો અંગદના વચનો સાંભળીને ઉત્સાહ સહિત પોતપોતાની ગતિની શક્તિનું એક પછી એક વર્ણન

કરવા લાગ્યા.[૨] ગજે કહ્યું : 'હું એક ફલંગે દશ યોજન કૂદી શકું તેમ છું.' ગવાક્ષે કહ્યું : 'હું એક ફલંગે વીસ યોજન કૂદી શકું છું'.[૩] શરભે કહ્યું : 'હું એક ફલંગે ત્રીશ યોજન કૂદી શકું છું.' ઋષભે કહ્યું : 'હું એક ફલંગે ચાળીસ યોજન કૂદી શકીશ એમાં સંશય નથી.'[૪,૫] મહાતેજસ્વી ગંધમાદને કહ્યું : 'હું એક ફલંગે પચાસ યોજન કૂદી શકીશ એમાં સંશય નથી.' મંદે કહ્યું : 'હું એક ફલંગે સાઠ યોજન કૂદી જવા શક્તિમાન છું.'[૬,૭] મહાતેજસ્વી દ્વિવિદે કહ્યું : 'હું એક ફલંગે સિત્તર યોજન જઈ શકીશ, એમાં જરાય સંદેહ નથી.' મહાબળવાન અને તેજસ્વી કપિવર સુષેણે કહ્યું : 'મારામાં એક ફલંગે એંશી યોજન કૂદવાનું પરાક્રમ છે, એમ હું જાણું છું'.[૮,૯] અંતે એવું કહી ગયેલા સર્વ વાનરોનુ સન્માન કરીને વૃદ્ધ જાંબવાને કહ્યું : 'અમારામા પણ કાઇક ગતિ કરવાનું પરાક્રમ હતું. પણ હમણાં તો અમે છેક વૃદ્ધ થઈ ગયા છીએ.[૧૦,૧૧] છતાં પણ સીતાજીની શોધ કરવાના હેતુ માટે કપિરાજ સુગ્રીવે તેમ જ શ્રીરામચંદ્રજીએ નિશ્ચય કરેલો છે, તો એ કાર્યની ઉપેક્ષા કરવી યોગ્ય નથી.[૧૨] હવે હું વૃદ્ધ થયેલો છું છતાં પણ એક ફલંગે નેવું યોજન દૂર સુધી જઈ શકીશ, એમાં સંશય નથી.[૧૩] વળી હે કપિશ્રેષ્ઠો ! મારી ગતિનુ પરાક્રમ પૂર્વે આટલુ જ હતું એમ નથી. પૂર્વે મેં બલિના યજ્ઞ સમયે ત્રણ ડગલાં જમીન ભરવા માટે ત્રિવિક્રમરૂપે ઉત્પન્ન થયેલા સર્વવ્યાપી સનાતન વિષ્ણુ ભગવાનના વિરાટ સ્વરૂપની પ્રદક્ષિણા કરી હતી. હવે હું વૃદ્ધ થયેલો છું, તેથી કૂદવામાં મારું પરાક્રમ મંદ થયું છે; પણ યુવાવસ્થામાં મારું બળ અતિશય અપ્રતિમ હતું.[૧૪-૧૬] છતાં હવે હું નેવું યોજન કૂદી શકું તેમ છું; પરંતુ એટલાથી કાર્ય સિદ્ધ થાય તેમ નથી.'[૧૭]

પછી મહાપ્રાજ્ઞ અંગદ મહાકપિ જાંબવાનનું સન્માન કરીને ઉદાર અર્થવાળાં વચનો બોલ્યો : 'નિઃશંક હું એક જ ફલંગે સો યોજન કૂદી જઇશ; પરંતુ ત્યાંથી પાછા આવવાની શક્તિ મારામાં રહેશે કે નહિ એનો મને નિશ્ચય થતો નથી.' ત્યારે વાકયવિશારદ જાંબવાને કપિશ્રેષ્ઠ અંગદને કહ્યું : 'હે કપિવર ! તમારી ગતિની શક્તિ હું જાણું છું; એટલું જ અંતર નહિ, પણ સેંકડો યોજન દૂર જવાની અને પાછા આવવાની તમારામાં શક્તિ છે, પણ તમે આ સેનાના ઉપરી છો, તેથી એમ કરવું યોગ્ય નથી.[૧૮-૨૧] હે તાત ! હે કપિશ્રેષ્ઠ ! આજ્ઞાપાલકોથી પોતાના સ્વામીને કૂદી જવાની આજ્ઞા આપી શકાય નહિ. તમે તો અમો સર્વને આજ્ઞા આપવા યોગ્ય છો.[૨૨] સ્વામીભાવમાં રહેલા છતાંય તમે અમારી સ્ત્રીની માફક અમારા વડે રક્ષ્ય છો. તેમ જ સૈન્યના સ્વામી હોવાથી સ્ત્રીરૂપ અમને આજ્ઞા આપવા યોગ્ય છો. હે પરંતપ ! એ લૌકિક વિધિ છે.[૨૩] હે અરિંદમ ! તમે આ સીતાની શોધ કરવાના કાર્યના મૂળરૂપ છો, તેથી હે તાત ! અમારે તમારું સર્વદા સ્ત્રીની માફક રક્ષણ કરવું જોઈએ.[૨૪] 'કાર્યના મૂળનું રક્ષણ કરવું જોઈએ' એ કાર્યને જાણનારા પુરુષોની નીતિ છે; કારણ કે જો મૂળ આબાદ હોય તો ગુણો અને ફળોની સિદ્ધિ થાય છે. હે સત્યવિક્રમ ! હે પરંતપ ! બુદ્ધિ અને પરાક્રમ સંપન્ન તમે જ આ કાર્યની સિદ્ધિ થવામાં હેતુરૂપ છો. હે કપિશ્રેષ્ઠ ! તમે અમારા ગુરુ છો. ગુરુપુત્ર છો, તમારો આશ્રય કરવાથી જ કાર્યની સિદ્ધિ કરવામા અમે સમર્થ થઈશું.'[૨૫-૨૭]

મહાપ્રાજ્ઞ જાંબવાનના વચનો સાંભળીને વાલીપુત્ર અંગદે કહ્યું : 'જો હું ન જાઉં તેમ જ બીજો કોઇ વાનરપુંગવ પણ ન જાય તો પછી આપણે સર્વેએ પ્રાણનો ત્યાગ કરવો જોઈએ, કારણ કે બુદ્ધિમાન સુગ્રીવની આજ્ઞા પ્રમાણે નહિ થાય તો કિષ્કિન્ધામાં પાછા જવાથી પણ આપણા પ્રાણનુ રક્ષણ થવાનુ નથી. સુગ્રીવ કૃપા કરવામાં તેમ જ કોપ કરવામાં આપણા ઈશ્વર છે; તો એમની આજ્ઞાનુ પરિપાલન કર્યા સિવાય ત્યાં જવાથી આપણો વિનાશ જ થાય.

માટે આ સમુદ્રનું ઉલ્લંઘન કરવાનું કાર્ય સિદ્ધ થાય તેમ કરો, કારણ કે તમે જ સર્વ અર્થનો સારી રીતે વિચાર કરવાને યોગ્ય છો.[२८-३२]

અંગદના વચનો સાંભળી કપિશ્રેષ્ઠ જાંબવાને કહ્યું 'હે વીર! આ કાર્યની સિદ્ધિમાં કાંઈ પણ ખામી નહિ રહે જે કાર્ય સિદ્ધ કરશે તેને જ હું હમણાં પ્રેરણા કરું છું'[३३,३४] પછી વાનરોમાં શ્રેષ્ઠ જાંબવાને એકાંતનો આશ્રય કરીને સુખમાં બેઠેલા, પ્રખ્યાત કૂદનારાઓમાં સૌથી શ્રેષ્ઠ મહાવીર હનુમાનને પ્રેરણા કરી[३५]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમાં ૬૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૬ મો

### હનુમાનજન્મકથા-સાગર ઓળંગવા માટે જાંબવાને તેને કરેલું પ્રોત્સાહન

अनेकशतसाहस्रीं विषण्णां हरिवाहिनीम् ।
जाम्बवान्समुदीक्ष्यैव हनुमन्तमथाब्रवीत् ॥ १ ॥

અનેક શત-સહસ્ર વાનરસેનાને શોકાકુળ જોઈને જાંબવાને હનુમાનને કહ્યું 'હે સર્વ વાનરોમાં વીર! હે સર્વશાસ્ત્રવિદાંવર! હે હનુમન્! તું એકાંતનો આશ્રય કરીને કેમ મૂંગો રહેલો છે! આ વિષે તું કેમ બોલતો નથી[१,२] હે હનુમન્! તું બળમાં અને તેજમાં વાનરરાજ સુગ્રીવ, મહાત્મા રામ અને લક્ષ્મણ જેવો જ છે[३] કશ્યપવંશી અરિષ્ટનેમિના મહા બળવાન અને સર્વ પક્ષીઓમાં ઉત્તમ, વિનતાના પુત્ર ગરુડ જેવો જ તું પ્રખ્યાત છે[४] હે મહા બળ! મેં ઘણી વાર એ મહાબળ અને મહા બાહુ પક્ષીરાજ ગરુડને સમુદ્રમાંથી મોટા સર્પો પકડતો જોયો છે[५] તેની બન્ને પાંખોમાં જેટલું બળ છે તેટલું જ તારી બન્ને ભુજાઓમાં છે, તેમ જ તારું પરાક્રમ અને તેજ પણ કાંઈ તેનાથી ઓછું નથી હે કપિશ્રેષ્ઠ! બળ, બુદ્ધિ, તેજ અને સત્ત્વે કરી તું સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ છે, છતાં તું સમુદ્ર ઓળંગવા કેમ સજ્જ થતો નથી[६,७]

હે તાત! અપ્સરાઓમાં શ્રેષ્ઠ પુંજિકસ્થલી નામની એક વિખ્યાત અપ્સરા હતી કોઈ ઋષિના શાપને લીધે તેણે મહાત્મા કુંજરકપિને ત્યાં કામરૂપ ધારણ કરનારી વાનરીરૂપે જન્મ લીધો હતો તેનું અંજના એવું નામ હતું. તે અંજના પૃથ્વી ઉપર અને ત્રણે લોકમાં રૂપમાં અપ્રતિમ હતી અને કેસરી વાનર સાથે તેનું લગ્ન થયું હતું એક વખત રૂપ-યૌવનયુક્ત તે અંજનાએ મનુષ્યદેહ ધારણ કર્યો હતો[८-१०] એ સમયે તેણે વિચિત્ર માળા, આભરણ અને ક્ષૌમ વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને વર્ષાઋતુના વાદળાં સરખા પર્વતના શિખર ઉપર તે વિચરતી હતી[११] પર્વતની ટોચ ઉપર બેઠેલી વિશાળ નેત્રવાળી તે અંજનાએ લાલ કોરવાળું પીળું, સુંદર ક્ષૌમ વસ્ત્ર પહેર્યું હતું તેને મરુતે (પવન) ધીમેથી દૂર ઉડાડી મૂક્યું પવનદેવે તેના ગોળ અને પરસ્પર મળેલા બન્ને સાથળો તથા મૂળ આગળથી એકબીજાને અડકેલા બે સ્તનો અને તેનું સુશોભિત મનોહર મુખ જોયું[१२,१३] વિશાળ શ્રોણીવાળી, સર્વાંગ સુંદર અને યશસ્વિની તે અંજનાને જોઈને પવનદેવ કામથી મોહિત થઈ ગયો અંગેઅંગમાં કામ વ્યાપવાથી પોતાના આત્માને ભૂલી ગયેલો અને મોહિત થયેલો પવનદેવ પોતાની લાંબી ભુજાઓથી તે અનિંદિત અંજનાને ભેટી પડ્યો એકાએક પુરુષ-સ્પર્શ થવાથી ભડકેલી સુવ્રતા અંજનાએ કહ્યું 'મારા એકપતિવ્રતને નાશ કરવાનું કોણ ઇચ્છે છે?' અંજનાનો આ પ્રશ્ન સાંભળી મરુતે ઉત્તર આપ્યો 'હે સુશ્રોણિ! તું તારા મનમાં જરા પણ ભય પામ નહિ, હું તારા એકપતિવ્રતનો નાશ નહિ કરું હે યશસ્વિની! હું તને ભેટીને મનથી જ તારી ઉપર પ્રીતિવાળો થયો છું, એથી વ્રતભંગ નહિ થતાં તને એક વીર્યવાન અને બુદ્ધિસંપન્ન પુત્ર થશે તે મારા જેવો જ મહાસત્ત્વ, મહાતેજસ્વી મહા બળવાન અને પરાક્રમી થશે, તેમ જ ઊડવામાં અને કૂદવામાં પણ મારા જેવો જ થશે[१४-१९]

હે મહાકપિ! આ વરદાનો સાંભળીને તારી

જનની સંતોષ પામી અને હે મહાબાહુ ! હે વાનરોત્તમ ! પછી ગુફામા જઈ તને જન્મ આપ્યો એ સમયે તે મહાવનમા ઊગતા સૂર્યને ‘આ કંઈક તેજસ્વી ફળ છે’ એમ ધારીને પકડવાની ઇચ્છાથી તું બાળક હોવા છતા આકાશમા ઊડયો [20,21] હે મહાકપિ ! તું ત્રણસો યોજન ગયો ત્યારે સૂર્યના તેજથી અંજાયો ખરો, છતા જરા પણ ખેદ પામ્યો નહિ [22] હે મહાકપિ ! જ્યારે તુ એ પ્રમાણે શીઘ્ર ગતિથી અંતરિક્ષમા ચાલ્યો જતો હતો, ત્યારે તેજસ્વી ઇંદ્ર કોપ કરી તારા ઉપર વજ્ર ફેંકયુ,[23] તેથી તારુ ડાબુ હનુ (જડબુ) તૂટી ગયુ અને એક પર્વતના શિખર ઉપર પડયુ, તેને લીધે તું હનુમાન નામથી પ્રખ્યાત થયો [24] સુગંધ વહન કરનાર પવનદેવ તને ઘાયલ થયેલો જોઈને અતિશય ક્રોધે ભરાયો અને એણે ત્રણે લોકમા વાવાનુ બંધ કર્યું ત્યારે ત્રણે લોક ખળભળી ઊઠ્યા અને સર્વે દેવો ગભરાઈ ગયા તેથી ઇંદ્રાદિ ભુવનેશ્વરો ક્રોધ પામેલા પવનદેવની સ્તુતિ કરવા લાગ્યા [25,26] પછી હે તાત ! હે સત્યવિક્રમ ! પવનદેવને પ્રસન્ન કરવા માટે બ્રહ્માજીએ વરદાન આપ્યુ કે, ‘આ તારો પુત્ર યુદ્ધમા કોઈ પણ શસ્ત્રથી કે અસ્ત્રથી અવધ્ય થશે ’[27] પછી વજ્રનો ઘા મારવા છતા તેને કાંઈ પણ પીડા થયેલી નહિ જોવાથી પ્રસન્ન ચિત્તવાળા ઇંદ્ર તને ઉત્તમ વરદાન આપ્યુ ‘હે તાત ! તું જ્યારે ઇચ્છા કરીશ ત્યારે જ તારું મૃત્યુ થશે ’ એ પ્રમાણે ભયંકર પરાક્રમ કરનારો તુ કેસરી વાનરનો ક્ષેત્રજ પુત્ર છે [28,29] અને પવનદેવનો ઔરસ પુત્ર છે, તેથી તુ તેજમા એમના સમાન જ છે, એટલુ જ નહિ, પણ હે વત્સ ! વાયુપુત્ર હોવાથી કૂદવામા પણ તેમના જેવો જ છે [30] હે વત્સ ! અમે તો આજે મૂએલા સરખા છીએ અને અત્યારે ચતુરાઈ તથા પરાક્રમસંપન્ન એવો તું અમારા બધામા જાણે બીજા કપિરાજ સુગ્રીવ જેવો છે [31] હે તાત ! વામનજીએ ત્રણ પગલા ભરી આખુ બ્રહ્માંડ માપી લીધુ, ત્યારે મેં પર્વત, વન અને જંગલો સહિત આખી પૃથ્વીની એકવીસ વાર પ્રદક્ષિણા કરી હતી,[32] તેમ જ દેવોની આજ્ઞાથી ક્ષીરસાગરનુ મંથન કરીને અમૃત કાઢવા સારુ જે જે ઔષધિઓ જોઈએ તે તે સર્વ મે એકઠી કરી હતી, તે સમયે મારામા પુષ્કળ બળ હતુ [33] હવે હુ વૃદ્ધ થયેલો હોવાથી હીનપરાક્રમી થયેલો છુ, માટે અત્યારે તો એક તું જ અમારા બધામા સર્વગુણસંપન્ન છે.[34] તું જ કૂદનારાઓમા સૌથી ઉત્તમ છે, તેમ જ તું જ સૌથી વધારે પરાક્રમ કરી શકે તેમ છે, માટે ઊઠ, આ સર્વ વાનરસેના તારુ પરાક્રમ જોવાની ઇચ્છા કરે છે હે કપિશાર્દૂલ ! ઊઠ અને આ મહાસાગરને કૂદી જા હે હનુમાન ! તારી સૌથી શ્રેષ્ઠ ગતિ સર્વ પ્રાણીમાત્રનુ કલ્યાણ કરનારી થાઓ હે હનુમાન ! પોતાના મનોરથની અસિદ્ધિને લીધે શોકાકુલ થયેલા આ સર્વ વાનરોની તું કેમ ઉપેક્ષા કરે છે ? હે મહાવેગ ! જેમ વિષ્ણુએ ત્રણ પગલા ભરીને મહાન પરાક્રમ કર્યું હતું, તેમ તુ સમુદ્રનુ ઉલ્લંઘન કરીને મહાન પરાક્રમ કર [35–37]

આ રીતે વૃદ્ધ જાંબવાને પ્રેરેલા અને પોતાના વેગની પ્રતીતિ પામેલા મહાકપિ પવનકુમારે વાનરસેનાને હર્ષ પમાડવા પોતાનુ સ્વરૂપ વિશાળ કરવા માંડ્યુ [38]

*ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના કિષ્કિન્ધાકાંડમા ૬૬ મો સર્ગ સમાપ્ત*

## સર્ગ ૬૭ મો

હનુમાને ધારણ કરેલું બૃહદ્ રૂપ–સાગર ઓળંગવા માટે મહેંદ્રાચળ પર આરોહણ

तं दृष्ट्वा जृम्भमाणं ते क्रमितुं शतयोजनम् ।
वेगेनापूर्यमाणं च सहसा वानरोत्तमम् ॥ १ ॥

સો યોજન સમુદ્રનુ ઉલ્લંઘન કરવા માટે દેહને વૃદ્ધિ પમાડતા વાનરોત્તમ હનુમાનને સહસા વેગથી પરિપૂર્ણ જોઈને સર્વ વાનરો શોકનો ત્યાગ કરી હર્ષયુક્ત થઈ મોટા નાદો કરવા લાગ્યા અને મહાબળી હનુમાનની સ્તુતિ કરવા લાગ્યા [1,2] ત્રિવિક્રમસ્વરૂપ ધારણ કરનારા

નારાયણને જોઈને જેમ પ્રજા ઉત્સાહમા આવી જઈ ચોતરફ જોતી હતી, તેમ મહાબળવાન હનુમાનને જોઈને આનદમા આવી ગયેલા સર્વ વાનરો વિસ્મય પામી ચારે તરફ જોયા કરતા હતા [૩] જેમ જેમ એ વાનરો મહાબળી હનુમાનની સ્તુતિ કરતા ગયા, તેમ તેમ તે પોતાનુ સ્વરૂપ વધારતો ગયો અને હર્ષથી પૂછડાને પૃથ્વી ઉપર પછાડીને નવુ બળ મેળવવા લાગ્યો વૃદ્ધ વાનરશ્રેષ્ઠોથી સ્તુતિ કરાતા કપિવર હનુમાનનુ સ્વરૂપ તેજથી પરિપૂર્ણ અને સર્વોત્તમ થયુ, ત્યારે વિશાળ ગુફામા જેમ સિંહ નાદ કરે તેમ મારુતનો ઔરસપુત્ર હનુમાન નાદો કરવા લાગ્યો [૪-૬] તે બુદ્ધિમાનનુ નાદો કરતુ અને ધુમાડા વિનાના અગ્નિ તેમજ સૂર્ય સરખુ તેજસ્વી મુખ શોભવા લાગ્યુ [૭] પછી હર્ષથી રોમાંચિત થયેલો હનુમાન વૃદ્ધ વાનરોને નમસ્કાર કરી કહેવા લાગ્યો [૮]

'પર્વતોના શિખરોને તોડી પાડનાર, અપ્રમેય બળવાન, આકાશમા ગતિ કરનાર, અગ્નિમિત્ર વાયુદેવ છે,[૯] એ શીઘ્ર ગતિ કરનાર મહાત્મા મરુતનો હુ ઔરસ પુત્ર છુ, તેથી ગતિશક્તિમા હુ તેના જેવો જ છુ [૧૦] હુ જરા પણ વિસામો ખાધા સિવાય એકીસાથે વિસ્તીર્ણ આકાશમા ફેલાઈ રહેલા મેરુ પર્વતની હજારો પ્રદક્ષિણા કરવા સમર્થ છુ મારા બાહુબળ વડે ખળભળાવેલા સાગરમા પર્વત નદી અને પાણીના કુડો સહિત સર્વ લોકોને બોળી દેવા હુ સમર્થ છુ [૧૧,૧૨] સમુદ્રના ઉલ્લઘન સમયે મારી જાઘના વેગથી આ સમુદ્ર ઊછળશે અને તેથી તેમાના ગ્રાહો પાણી ઉપર આવી જશે [૧૩] સર્પનુ ભક્ષણ કરનાર આકાશમા ઊડનાર પક્ષીરાજ ગરુડ જેટલી ગતિથી ઊડી શકે છે તેના કરતા હજારગણી વધારે ગતિથી હુ ઊડી શકુ તેમ છુ ઉદયાચળ ઉપરથી સૂર્યની સાથે જ પ્રયાણ શરૂ કરી તેના પહેલા અસ્તાચળ ઉપર જઈ પાછો એ સૂર્ય અસ્ત પામ્યો ન હોય પણ પ્રજ્વલિત હોય ત્યારે તેને સામો મળવા હુ શક્તિમાન છુ, એટલુ જ નહિ, પણ હે વાનરો ! ત્યાથી પાછો પૃથ્વી પર આવી જરા પણ વિસામો લીધા સિવાય મહાન અને ભયકર વેગથી પાછો સૂર્ય પાસે જઈ શકવા હુ સમર્થ છુ આકાશમા આવેલા સર્વે ગ્રહો અને નક્ષત્રોને ઓળગી જવા હુ સમર્થ છુ અહીંથી ઊડેલો હુ સર્વ સાગરોને શોષીશ. પૃથ્વીને ચીરી નાખીશ તેમ જ મારા ઊરુના મહાવેગથી મહાસાગરને સૂકવી નાખીશ જ્યારે હુ આકાશ માર્ગે ઊડીશ, ત્યારે વૃક્ષોના વિવિધ પુષ્પો મારી પાછળ ઊડશે,[૧૪-૧૯] તેમ જ જ્યારે હુ ઘોર આકાશમા ઊડતો હોઈશ, ત્યારે મારો માર્ગ ઊડતા પુષ્પોને લીધે તારાથી પ્રકાશિત આકાશ જેવો થશે [૨૦] હે વાનરો ! તે સમયે મને સર્વ પ્રાણીઓ બરાબર જોશે અને તમે પણ મહામેરુ સરખી મહાકાય ધારણ કરનાર મને બરાબર જોજો [૨૧] ત્યારે હુ આખા આકાશને ઢાકી જાણે અબર આખાને ગળી જવા ઊડતો હોઉ એવુ જણાશે એક ચિત્તથી ઊડતો હુ તે સમયે વાદળાને પીંજીને ચૂરેચૂરા કરી નાખીશ, પર્વતોને ધ્રુજાવી મૂકીશ અને સાગરને સૂકવી નાખીશ ગરુડની મારી અને પવનની ગતિશક્તિ પ્રાણીમાનથી વિશેષ છે જ્યારે હુ આકાશમા ઊડુ ત્યારે સુપર્ણરાજ ગરુડ અથવા પવન સિવાય મારી સાથે ઊડવા બીજુ કોઈ પ્રાણી સમર્થ નથી [૨૨,૨૩] વાદળામા ચમકતી વીજળીની માફક હુ અહીંથી કૂદીશ કે તરત જ આધાર વિનાના આકાશમા એકાએક ગતિ કરીશ [૨૪] સમુદ્રોલ્લઘન કરતી વખતનુ મારુ સ્વરૂપ વામને ત્રણ ડગલાથી બ્રહ્માડ માપવા ધારણ કરેલા વિરાટ સ્વરૂપ જેવુ થશે [૨૫] મારા અતઃકરણની વૃત્તિ અને મનોવ્યાપારથી મને ખાતરી થાય છે કે, હુ વૈદેહીની ખબર લાવીશ માટે હે વાનરો ! તમે સૌ આનદ પામો હુ મારુતદેવ તેમ જ ગરુડના જેવી ગતિવાળો છુ, તેથી દસ હજાર યોજન સુધી કૂદી શકુ તેમ છુ [૨૬,૨૭] હુ પરાક્રમ કરીને વજ્ર ધારણ કરનાર ઇદ્ર કે સ્વયભૂ બ્રહ્માના હાથમાથી

એકાએક અમૃત અહીં લઈ આવવા સમર્થ છુ.[૨૮] અરે, એટલુ જ નહિ, પણ આખી લંકાને મૂળમાથી ઉખેડી લાવવા સમર્થ છુ '

અમિત તેજસ્વી, વાનરશ્રેષ્ઠ હનુમાન એમ કહીને ખૂબ ગર્જવા લાગ્યો સ્વજ્ઞાતિ-વાનર સેનાના શોકનો નાશ કરનારા તેના વચનો સાભળીને સર્વ વાનરો હર્ષ પામ્યા અને વિસ્મય પામીને તેમના સામુ જ જોઈ રહ્યા એ સમયે અતિશય હર્ષ પામીને મહાકપિ જાબવાને કહ્યુ 'હે વીર ! હે કેસરી વાનરના ક્ષેત્રજ પુત્ર ! હે વેગવાન મરુતપુત્ર ! હે તાત ! તે પોતાની જ્ઞાતિના મોટા શોકનો નાશ કર્યો છે, માટે અહીં એકઠા થયેલા સર્વ વાનરો તારુ કલ્યાણ ઇચ્છે છે વળી તેઓ સર્વ તારી અર્થસિદ્ધિ માટે સ્થિરચિત્ત થઈને મગળ કીર્તન કરશે વળી ઋષિઓની કૃપાથી વૃદ્ધ કપિઓના મતથી અને ગુરુજનની પ્રસન્નતાથી તું મહાસાગરની પાર જા તું પાછો આવે ત્યા સુધી અમે સર્વ એક પગે ઊભા રહીશું, કારણ કે અમો સર્વ વનવાસી વાનરોનુ જીવન તારે અધીન છે ' ત્યારે કપિશાર્દૂલ હનુમાને એ સર્વ વાનરોને પ્રત્યુત્તર આપ્યો 'હે વાનરો ! ઊડવાની શરૂઆતના સમયના મારા ધક્કાને આ લોકમા કોઈ પણ સહન કરી શકે તેમ નથી, છતા મને લાગે છે કે, આ મહેન્દ્ર પર્વતના શિલાસમૂહવાળા મહાન સ્થિર શિખરો એકસો યોજન કૂદવાનો ધક્કો સહન કરી શકશે, માટે હવે હુ એ મહેન્દ્ર પર્વતના નાના પ્રકારના ઝાડો અને ધાતુઓના રજકણોથી ચળકતા મહાન શિખરો ઉપર જઈશ ' એમ કહી મારુતપુત્ર હનુમાન પર્વતશ્રેષ્ઠ મહેન્દ્ર ઉપર ચડ્યો

આ પર્વત નાના પ્રકારના પુષ્પોથી ભરપૂર હતો તૃણપૂર્ણ ભૂમિ ઉપર મૃગો ચરી રહ્યા હતા વેલા અને પુષ્પોથી આખો પર્વત ઢંકાઈ ગયેલો હતો તેના ઉપર નિરંતર ખીલતા પુષ્પો અને ફળોવાળા વૃક્ષો હતા તેમા સિંહ, શાર્દૂલ અને મદોન્મત્ત હાથીઓ વિચરી રહ્યા હતા, વન સમૃદ્ધિથી મત્ત પક્ષીઓ એ પર્વતને ગજાવી મૂકતા હતા અને ઝરણો ખળખળ કરતા વહી રહ્યા હતા પછી કયુ શિખર ઉડ્ડયનનો ધક્કો ખમી શકે તેમ છે, તે જોવા સારુ મહેન્દ્ર સમાન પરાક્રમી મહાબળવાન કપિશ્રેષ્ઠ હનુમાન મહેન્દ્ર પર્વતના ઊંચા શિખરો ઉપર ફરવા લાગ્યો.[૨૯-૪૨]

એ સમયે સિંહના ત્રાસથી મદોન્મત્ત હાથી ત્રાડો પાડે તેમ એ મહાત્માના બંને બાહુના આઘાતથી તે મહાપર્વત પીડા પામવા લાગ્યો,[૪૩] અને ભય પામેલા મૃગો અને મત્ત ગોવાળો, વળી જેના મહાવૃક્ષો ધ્રૂજી ઊઠ્યા છે એવો એ પર્વત, પાષાણસમૂહે તૂટી પડવાથી પાણીના ઝરણો વહેવડાવવા લાગ્યો મદિરાપાનમા અત્યંત આસક્ત ગંધર્વના જોડાઓ, વિદ્યાધરો અને આકાશમા ઊડતા પક્ષીઓએ તેની કંદરાઓનો ત્યાગ કર્યો, તેમ જ ત્યાના સર્પોએ પણ એ મહાગિરિનો ત્યાગ કર્યો એ સમયે તેના શિખરોની શિલાએ પડવાનો ઉત્પાત થયો,[૪૪-૪૬] અને રાફડામાથી અર્ધા બહાર નીકળેલા ફૂફાડા મારતા સર્પો વડે તે ધરણીધર પતાકાયુક્ત હોય તેવો જણાવા લાગ્યો [૪૭] સાથીઓથી વિખૂટો પડેલો વટેમાર્ગુ જેવો ગભરાય તેવો જ આ પર્વત ત્રાસ પામેલા ઋષિઓના ત્યાગથી ગભરાવા લાગ્યો [૪૮] વેગમા જ દૃઢ મનવાળો, શત્રુઓના વીર પુરુષોને હરનારો, વેગવાન, મહાનુભાવ, મનસ્વી અને કપિઓમા મહાવીર હનુમાન સાવધાન ચિત્ત મનથી તો તે જ વેળાએ લંકામા પહોંચી ગયો [૪]

ઇતિ શ્રી વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના
કિષ્કિન્ધાકાંડમા ૬૭મો સર્ગ સમાપ્ત

# श्रीकिष्किन्धाकाण्ड समाप्त




આદિકવિ મહામુનિ વાલ્મીકિ વિરચિત

# श्रीवाल्मीकि रामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ५–सुन्दरकाण्ड

### હનુમાનનું લંકા પહોંચવું

### સર્ગ ૧ લો

#### હનુમાનનુ પરાક્રમ-સમુદ્રને ઓળંગવો

**ततो रावणनीतायाः सीतायाः शत्रुकर्शनः। इयेष पदमन्वेष्टुं चारणाचरिते पथि ॥ १ ॥**

હવે શત્રુઓનો વિનાશ કરનારો વીર હનુમાન. રાવણે હરેલાં સતીશિરોમણિ સીતાની શોધ માટે ચારણોના÷ આવ–જાવવાળા આકાશમાર્ગે પ્રયાણ કરવા તત્પર થયો. કોઈની પણ સહાય વિનાનું અને મહાદુષ્કર કાર્ય કરવાને તત્પર થયેલો કપિવર હનુમાન પોતાની ગ્રીવા અને મસ્તક ઊંચાં હોવાને લીધે એ સમયે મોટા વૃષભ સરખો દેખાતો હતો.[૧-૨] વેગમાં આવેલા કેસરી સિંહની પેઠે મૃગ, પક્ષી આદિ પ્રાણીઓને ત્રાસ ઉપજાવતો મહાબળવાન અને બુદ્ધિમાન વાયુસુત હનુમાન વૈડૂર્યમણિ જેવા નીલવર્ણાં હોવાને લીધે સમુદ્રના જળ સમાન દેખાતા શ્યામ હરિયાળીવાળા પ્રદેશોમાં સુખપૂર્વક વિચરવા લાગ્યો અને પોતાના વક્ષઃસ્થળના વેગ વડે વૃક્ષોને પાડી નાખવા લાગ્યો. અત્યંત રમણીય એવો મહેંદ્ર પર્વત કે જે શ્યામ, રક્ત, મજીઠિયા, ગુલાબી, શ્વેત, કૃષ્ણ તથા સ્વાભાવિક રીતે જ સ્વચ્છ દેખાતી અનેક પ્રકારની ધાતુઓથી સુશોભિત હતો અને જેમાં ઇચ્છિત રૂપ ધરનાર તથા દેવ સમાન સ્વરૂપવાળા યક્ષ, ગંધર્વ, કિન્નર અને નાગલોકો પોતપોતાના પરિવાર સહિત વારંવાર ક્રીડા કરવા સારુ આવતા હતા, તે પર્વતની શ્રેષ્ઠ હસ્તીઓથી શોભી રહેલી તળેટી વિષે ઊભેલો કપિવર હનુમાન પાણીના મોટા ધરામાં ઊભેલા એકાદ હસ્તીની પેઠે શોભતો હતો. પછી મહાવીર હનુમાને સૂર્ય, ઇંદ્ર, સ્વયંભુ પરમાત્મા તથા સર્વ ભૂતપ્રાણીઓને પ્રણામ કરીને તેમ જ પૂર્વાભિમુખ ઊભા રહી પોતાના પિતા વાયુદેવને પણ પ્રણામ કરીને દક્ષિણ દિશા તરફ ઊડવાની ઇચ્છાથી પોતાના શરીરને વધારવા માંડ્યું.[૩-૮] પર્વણીના દિવસે જેમ સમુદ્ર વૃદ્ધિ પામે, તેમ રામચંદ્રના કાર્યની

÷ દેવજાતિવિશેષ.

સિદ્ધિ માટે સર્વ કપિવર્ગની સમક્ષ ઊડવાનો નિશ્ચય કરીને મહાબળવાન હનુમાને ઊડવા માંડયું.[૭-૧૦] સમુદ્ર ઓળંગવાની ઇચ્છાથી અતિશય વધારેલા મોટા દેહવાળો વાયુસુત હનુમાન પોતાની બન્ને ભુજાઓ તથા ચરણો વડે મહેંદ્ર પર્વતને પીડિત કરવા લાગ્યો-કૂદવા લાગ્યો.[૧૧] એ સમયે તે પર્વત એક મુહૂર્તભર કંપાયમાન થઈ રહ્યો અને તેની ઉપર જે વૃક્ષો પુષ્પવાળા હતા તે પરથી સર્વ પુષ્પો ખરી પડયા. સુગંધિત પુષ્પોના સમૂહથી છવાયેલો એ મહેંદ્ર પર્વત જાણે કેવળ પુષ્પમય જ ન હોય એવો શોભવા લાગ્યો. વળી જેમ મદમત્ત હાથીના ગંડસ્થળમાંથી મદ ઝરે છે, તેમ કપિવર હનુમાનના ઉત્તમ બળ વડે પીડિત થયેલા એ પર્વતમાંથી જળ ઝરવા માંડયું.[૧૨-૧૪] મહાબળવાન હનુમાને પીડિત કરેલા એ પર્વતમાંથી સુવર્ણ સમાન પીતવર્ણાં, કાજળ સમાન શ્યામવર્ણાં તથા રૂપા જેવા શ્વેતવર્ણાં ઝરણા નીકળવા લાગ્યા.[૧૫] એ સમયે એ મહેંદ્ર પર્વત જેમ મધ્યમા નામની જ્વાળાવાળો અગ્નિ પોતાના ધુમાડાના ગોટેગોટ ચારે બાજુ ફેલાવે, તેમ મનશીલવાળી પોતાની મોટી મોટી શિલાઓને ચારે બાજુ ફેંકવા લાગ્યો, અર્થાત્ મનશીલવાળી શિલાઓ એ પર્વત પરથી વીખરાઈ પડવા લાગી.[૧૬] કપિવર હનુમાનના બળથી પીડિત થયેલા એ પર્વતની ગુફાઓમાં વસનારા સર્વ પ્રાણીઓ પણ પીડિત થઈને આર્તશબ્દ કરવા લાગ્યા.[૧૭] એ વેળા તે પર્વતમાં વસતા સર્વ પ્રાણીઓના એકસામટા આર્તનાદથી સઘળી દિશાઓ, વનો તથા ઉપવનો ગાજી ઊઠ્યા અને આખી પૃથ્વી ખળભળી ગઈ. વળી સ્વસ્તિક સરખી રેખાઓવાળી પોતાની વિશાળ ફેણાઓમાંથી ભયંકર અગ્નિનું વમન કરતા ઝેરી નાગો ક્રોધને લીધે શિલાઓ પર દંશ કરવા લાગ્યા. કુપિત થયેલા મોટા વિષધર સર્પોના દંશ થવાથી એ પર્વતની શિલાઓ ભડભડાટ સળગી ઊઠી અને તેના હજારો કટકા થઈ જવા લાગ્યા. એ મહેંદ્ર પર્વતમાં સર્પાદિ ઝેરી પ્રાણીઓના વિષનું શમન કરનારી અનેક ઔષધિઓ હતી, તોપણ એ વેળાએ તેઓ અસંખ્યાત સર્પોના અતિશય વિષને શમાવી શકી નહિ.[૧૮-૨૧]

આ પ્રમાણે આખો મહેંદ્ર પર્વત જ્યારે ખળભળી ઊઠ્યો, ત્યારે 'બ્રહ્મરાક્ષસાદિ ભૂતો આ પર્વતને ભાંગી-ચીરી નાખે છે' એવું માનીને ત્યાં વસતા તપસ્વીઓ નાસાનાસ કરી રહ્યા અને ક્રીડા કરવા સારુ આવેલા વિદ્યાધરોએ પોતાની સ્ત્રીઓ સહિત આકાશ પ્રત્યે ગમન કર્યું.[૨૨] વળી કંઠમાં રક્ત કમળોની માળા ધારણ કરનારા રક્ત ચંદન વડે ચર્ચેલા અને રક્ત કમળ સમાન નેત્રવાળા કેટલાક મદ્યપાન કરનારા વિદ્યાધરો પાનભૂમિમાં ગોઠવેલા સુવર્ણના આસનો, પાત્રો, કળશો, અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થો, ચાટણો, વિવિધ જાતનાં માંસો, ઋષભના ચર્મથી મઢેલી ઢાલો, સુવર્ણની મૂઠવાળી તરવારો ઇત્યાદિ ચીજોમાંથી કાંઈ પણ ન લેતા આકાશમાં ચડી ગયા એ જોઈ વિસ્મિત થયેલી અને ચંદ્રહાર, ઝાંઝર, બાજુબંધ તથા કંકણ વગેરે અલંકારો ધારણ કરનારી તેઓની સ્ત્રીઓ પણ તરત જ આકાશમાં ઊડી ગઈ અને પોતપોતાના સ્વામી પાસે જઈ ઊભી રહી. એ વેળા અંતરિક્ષમાં વિચરનાર તપસ્વીઓની વાણી તે વિદ્યાધરોના સાંભળવામાં આવી 'અહો! પર્વત સરખા પ્રૌઢ દેહવાળો અને મોટા વેગવાળો આ પવનસુત હનુમાન દશરથનંદન રામચંદ્રને અર્થે તથા વાનરોને અર્થે, દુઃખે કરીને પણ ન ઓળંગી શકાય એવા સમુદ્રને ઓળંગી સામે પાર જવારૂપ દુષ્કર કર્મ કરવા તત્પર થયો છે.'[૨૩-૨૮]

ગગનગામી તપસ્વીઓની આ વાણી સાંભળી વિદ્યાધરોએ સ્વસ્થ ચિત્તે નિહાળી જોયું, તે મહેંદ્ર પર્વતના શિખર પર ઊભેલો અમાપ બળવાળો કપિવર હનુમાન તેઓની દૃષ્ટિએ પડ્યો એ સમયે અગ્નિ સરખી કાંતિવાળો હનુમાન પોતાનાં રોમને કંપાવતો અને મેઘની

પેઠે ગર્જના કરતો હતો; તેમ જ ગરુડ જેમ સર્પને હલાવે તેમ ચડાવઉતારના ક્રમથી વર્તુળ આકારવાળા તથા રોમથી વ્યાપ્ત એવા પોતાના પૂંછડાને હલાવતો હતો.૨૯-૩૧ પછી તેણે પોતાનું પૂંછડું વાંકું વાળી મસ્તક પર ચડાવ્યું. એ સમયે તે પૂંછડું ગરુડે પકડેલા એકાદ મોટા સર્પ જેવું જણાતું હતું.૩૨ કૂદવાની તૈયારી કરતા એ કપિકુંજરે પરિઘ સરખા પોતાના બન્ને બાહુને પર્વતશિખર પર દૃઢ રીતે ગોઠવ્યા અને પછી કમ્મરમાંથી વાંકા વળી બન્ને ચરણોને સંકોચી લીધા.૩૩ પોતાની ગ્રીવાને તથા બાહુઓને ખભા આગળથી સંકોચીને મહાપરાક્રમી એ કપિવરે પોતાના મનમાં શૌર્ય, તેજ અને વીર્યનો જુસ્સો આણ્યો. ત્યાર પછી કપિશ્રેષ્ઠ હનુમાને કૂદવા માટે પોતાના ચરણોને પર્વત પર દૃઢ રીતે ઠેરવ્યા અને કર્ણને સંકુચિત કર્યા. પછી સઘળા પ્રાણબળને પોતાના હૃદયપ્રદેશમાં એકત્ર કરીને પોતાનો આગળનો માર્ગ તપાસી લીધો અને આકાશ સામી નજર બાંધી.૩૪-૩૬ એ પ્રમાણે કૂદવાને તૈયાર થઈ કપિવર હનુમાને અંગદાદિ સર્વ વાનરોને કહ્યું:

હે અંગદાદિ વાનરો! વાયુ સરખા વેગવાળા રઘુવીરના બાણની પેઠે હવે હું રાવણે પાલન કરેલી લંકાનગરી પ્રત્યે જઈશ. ત્યાં જો જનકતનયા સીતાનાં દર્શન નહિ થાય, તો ત્યાંથી આવા ને આવા જ વેગથી સ્વર્ગ પ્રત્યે જઈશ અને ત્યાં પ્રયત્નથી સીતાની શોધ કરીશ. એટલું કરવા છતાં પણ જો સીતા દૃષ્ટિગોચર થશે નહિ, તો હું પુનઃ લંકામાં જઈ રાક્ષસોના રાજા રાવણને બાંધીને અહીં લાવીશ; કિંવા રાવણ સહિત આખી લંકાનગરી ઉપાડીને અહીં લાવીશ. હે વાનરો! મારાથી બનશે ત્યાં સુધી તો હું કાર્ય સિદ્ધ કરીને જ સીતા સહિત પાછો આવીશ.

એ પ્રમાણે વાનરોને કહીને મહાવેગવાળો મારુતસુત હનુમાન બીજો કાંઈ પણ વિચાર ન કરતાં 'મારામાં ગરુડના સરખું આકાશમાં ગતિ કરવાનું સામર્થ્ય છે' એમ ધારીને મહેંદ્ર પર્વત પરથી સડસડાટ કરતો ઊઠ્યો. જે વેળા હનુમાને વેગથી ઉડ્ડયન કર્યું, તે વેળા મહેંદ્ર પર્વત પરનાં વૃક્ષો તેના સપાટાના વાયુને લીધે ઊખડીને તેની સાથે ઊડવા લાગ્યાં.૩૭-૪૩ મહાવીર હનુમાન પણ મદમત્ત કોકિલા વગેરે પક્ષીઓવાળાં અને ખીલેલાં પુષ્પોથી શોભી રહેલાં એ વૃક્ષોને પોતાના ઊરુવેગના વાયુથી ઉડાડતો ઉડાડતો આકાશમાર્ગે ગતિ કરવા લાગ્યો.૪૪ જેમ લાંબા પ્રવાસે જતા પોતાના સંબંધીને તેના સંબંધીજનો કેટલેક સુધી વળાવવા જાય છે, તેમ હનુમાનના સપાટાથી ઊડેલાં કેટલાંક ભારે વૃક્ષો મુહૂર્તભર તેની પાછળ ગયાં અને પછી જેમ ઈંદ્રના ભયથી પર્વતો સમુદ્રમાં પડે તેમ ટપોટપ સમુદ્રમાં પડવા લાગ્યાં. હનુમાનના ઊરુના વેગથી ઊખડી પડેલાં સાલ વગેરે કેટલાંયે હલકાં વૃક્ષો, સૈનિકો જેમ રાજાની પાછળ જાય, તેમ ઘણી વાર સુધી હનુમાનની પાછળ ઊડ્યાં. અનેક પુષ્પિત વૃક્ષોથી વીંટાયેલો કપિવર હનુમાન એ સમયે પર્વત સરખા અદ્ભુત આકારવાળો દેખાતો હતો. મેઘ સરખા વર્ણવાળો એ કપિવર હનુમાન એ વેળાએ નાના પ્રકારનાં પુષ્પો તથા નવાંકુરોથી છવાયેલો હોવાથી આગિયાઓથી છવાયેલા પર્વત જેવો શોભતો હતો.૪૫-૪૯ જેમ સ્નેહીને થોડે સુધી વળાવીને તેનાં સ્નેહીજનો આંસુ ખેરવતાં પાછાં વળે છે, તેમ હનુમાનના વેગથી ઊડેલાં વૃક્ષો થોડેક સુધી તેની પાછળ જઈને પછી પુષ્પોરૂપી અશ્રુ ખેરવતાં સમુદ્રજળમાં પડવા લાગ્યાં. અત્યંત હલકાં હોવાને લીધે હનુમાનના વેગથી ઊડેલાં કેટલાંક પુષ્પો ઘણે દૂર સુધી તેની પાછળ જઈને છેવટે સમુદ્રમાં પડ્યાં.૫૦,૫૧ એ વેળાએ વિવિધ રંગબેરંગી સુગંધયુક્ત પુષ્પોથી છવાયેલો હનુમાન આકાશમાં વીજળીથી શોભતા મેઘ સરખો દેખાતો હતો. હનુમાનના વેગથી ઊડી પડેલાં પુષ્પો વડે છવાયેલું સમુદ્રનું જળ ઉદય પામેલાં નક્ષત્રો વડે છવાયેલા આકાશ સરખું શોભતું

હતું. આકાશમાં ઊડતી વખતે પહોળા કરેલા હનુમાનના એ હાથ પર્વતશિખરમાંથી નીકળેલા પાંચ ફણાવાળા બે સર્પ જેવા દેખાતા હતા. જ્યારે હનુમાન ઊંચું મુખ કરી ઊડતો હતો, ત્યારે જાણે આકાશમંડળનો ગ્રાસ કરવા તત્પર થયો હોય એવો જણાતો હતો અને નીચું મુખ કરી ઊડતો હતો, ત્યારે જાણે મોટાં મોટાં મોજાંવાળા સમુદ્રના જળનું પાન કરવા ઇચ્છતો હોય, એવો ભાસતો હતો.[૫૨-૫૫]

વાયુમાર્ગમાં રહી ગતિ કરનારા હનુમાનનાં વીજળી જેવાં ચમકતાં બે નેત્રો જાણે કોઈ પર્વત વિષે ઉત્પન્ન થયેલાં બે અગ્નિમંડળ હોય એવી રીતે શોભતાં હતાં.[૫૬] વાનરશ્રેષ્ઠ એ વાયુસુતનાં પીળાં વર્ણવાળાં બે વિશાળ નેત્રો જાણે બીજા ચંદ્ર-સૂર્ય જ હોય એવાં પ્રકાશતાં હતાં. શૂરવીર હનુમાનનું લાલ નાસિકાવાળું લાલ મુખ સંધ્યાકાળના સૂર્યમંડળ સરખું શોભતું હતું.[૫૭,૫૮] ઊડતી વેળાએ ઊંચું રાખેલું વાયુસુત હનુમાનનું પૂછડું આકાશમાં ઉદય પામેલા ઇંદ્રધ્વજ જેવું શોભતું હતું.[૫૯] વળી વાંકું વળેલું એ પૂછડું શ્વેત દાઢાવાળા બુદ્ધિમાન હનુમાનની આસપાસ ગોળાકારે રહેલુ હોવાથી એ પવનસુત પરિવેષમાં× આવેલા સાક્ષાત્ સૂર્ય સરખો પ્રકાશતો હતો.[૬૦] મહાકપિ હનુમાન પોતાના કટિપશ્ચાદ્ભાગમાં અતિશય રક્ત વર્ણવાળો હોવાથી, જાણે કોઈ પર્વતમાં ગેરુની ખાણ ખોદેલી હોય એવો જણાતો હતો. સમુદ્રોલ્લંઘન કરતાં એ કપિસિંહની બગલે.માં પ્રવેશતો વાયુ મેઘના સરખી ગર્જના કરતો હતો.[૬૧,૬૨] ઉત્તરમાંથી દક્ષિણ તરફ ગતિ કરતો હનુમાન એ સમયે ઉત્તરમાંથી પ્રકટેલી મોટી ઉલ્કા જેવો જણાતો હતો. આકાશ વિષે ગતિ કરતાં સૂર્ય સમાન જણાતા દીર્ઘ દેહવાળો એ હનુમાન વસ્ત્ર વડે કમર કસેલી હોવાને લીધે, સાંકળ વડે બાંધેલા મદોન્મત્ત હસ્તી સરખો શોભતો હતો. ઊંચે ઊડતાં એ કપિવરના શરીરથી તથા નીચે સમુદ્રજળમાં પડતાં તેના પ્રતિબિંબથી જાણે સમુદ્ર વિષે વાયુના વેગમાં આવેલી નૌકા જ ચાલી જતી હોય, એવો તે જણાતો હતો.[૬૩-૬૫] એ કપિવર સમુદ્ર પર જે જે સ્થળે જતો હતો, તે તે સર્વ સ્થળો તેના મહાન વેગને લીધે જાણે ઉન્માદયુક્ત થયાં હોય, એવાં જણાતાં હતાં. કપિવર હનુમાન એ સમયે પોતાના પર્વત સરખા કઠિન વક્ષઃસ્થળ વડે સમુદ્રમાંના મોટા મોટા તરંગોને નિવારતો મહાવેગથી ઊડયે જતો હતો. હનુમાનના વેગથી ઉત્પન્ન થયેલો તથા મેઘમંડળમાંથી નીકળેલો વાયુ ભયંકર ગર્જના કરનારા સમુદ્રને અત્યંત ખળભળાવવા લાગ્યો. ક્ષારસમુદ્રના મોટા તરંગોનું આકર્ષણ કરતો કપિસિંહ હનુમાન જાણે આકાશ અને પૃથ્વીને ચીરી નાખતો હોય એવા પ્રબળ વેગથી ઊડતો હતો.[૬૬-૬૯] મેરુ તથા મંદરાચળ સરખા સમુદ્રમાંના મોટા મોટા તરંગોને ઉલ્લંઘી ગતિ કરતો એ કપિ જાણે તે સઘળા તરંગોની ગણના કરતો હોય એવો જણાતો હતો.[૭૦] હનુમાનના વેગને લીધે ઊડેલું સમુદ્રનુ જળ આકાશમાં મેઘમંડળ સાથે મળીને શરદઋતુનાં વાદળ સરખું શોભતું હતું. જેવી રીતે વસ્ત્ર ખેંચી લેવાથી મનુષ્યનાં અંગ ઉઘાડાં દેખાય છે, તેવી રીતે હનુમાનના વેગથી સમુદ્રના જળનું આકર્ષણ થવાને લીધે તેમાંનાં મગરો, મત્સ્યો અને મોટાં મોટાં તિમિંગલ વગેરે જળચરો ઉઘાડાં દેખાતાં હતાં. સમુદ્રમાં વિચરનારા સર્પો તો આકાશમાં ઊડતા હનુમાનને સાક્ષાત્ ગરુડ સમજીને ભય પામતા હતા. આકાશમાર્ગે ઊડતા હનુમાનની સમુદ્રજળ પર પડતી છાયા દશ યોજન પહોળી અને ત્રીસ યોજન લાંબી જણાતી હતી. ક્ષારસમુદ્રમાં પડેલી અને વાયુસુત હનુમાનની પાછળ ત્વરાથી ગતિ કરતી તેની છાયા શ્વેત મેઘપંક્તિ સરખી જણાતી હતી. કાંઈ પણ આધાર વિનાના વાયુપથમાં ગતિ કરતો, મોટી કાયાવાળો અને અત્યંત

× ગોળ મંડળ; સૂર્ય-ચંદ્રની આસપાસનું ગોળ કૂંડું.

તેજવાળો કપિવર હનુમાન એ સમયે પાંખોવાળા પર્વત જેવો શોભતો હતો. કપિવર હનુમાન જે જે માર્ગે ઊડતો હતો, તે તે માર્ગમાં વાદળો અથડાવાને લીધે તેમાંથી જળપ્રવાહ પડતો હતો અને તેથી સમુદ્ર જળદ્રોણી સરખો જણાતો હતો. પક્ષીઓના માર્ગમાં ગરુડની પેઠે ઊડતો હનુમાન પોતાના વેગથી વાયુની પેઠે વાદળોનું આકર્ષણ કરતો હતો. એ સમયે પીળાં, રાતાં, કાળાં તથા મજીઠિયા રંગનાં એ વાદળો પણ અત્યંત પ્રકાશતાં હતાં. આકાશમાં ગતિ કરતો શૂરવીર હનુમાન જ્યારે વાદળોની ઘટામાં પ્રવેશતો, ત્યારે નજરે પડતો ન હતો; પણ થોડી વારે તેમાંથી બહાર નીકળતો ત્યારે દેખાતો હતો, તેથી જાણે આકાશમાં ગતિ કરતો ચંદ્ર જ હોય એવું જણાતું હતું.[૭૧–૮૦]

એ પ્રમાણે અત્યંત વેગથી ગતિ કરતા કપિવર હનુમાન પર દેવ, દાનવ અને ગંધર્વાદિકો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.[૮૧] રામચંદ્રનું કાર્ય સિદ્ધ કરવા માટે આકાશમાં ઊડતા હનુમાનને એ વેળા સૂર્ય તપાવતો ન હતો. વળી તેનો શ્રમ નિવૃત્ત કરવા સારુ વાયુ પણ મંદ મંદ વાતો હતો.[૮૨] ઋષિલોકો તેની સ્તુતિ કરતા હતા અને દેવો તથા ગંધર્વો તેની પ્રશંસા કરી તેના ગુણ ગાતા હતા. નાગલોકો તથા અસુરો પણ અનાયાસે એકાએક ઊડી રહેલા કપિવર હનુમાનને જોઈ તેનું યશોગાન કરતા હતા.[૮૩,૮૪]

વાનરસિંહ હનુમાન ઇક્ષ્વાકુવંશી રામચંદ્રના કાર્ય માટે આકાશમાં ઊડતો હતો; એ સમયે પોતાની વૃદ્ધિ કરનારા ઇક્ષ્વાકુકુળનો સત્કાર કરવાની ઇચ્છાથી સમુદ્રે વિચાર્યું :*[૮૫] 'હું આકાશમાર્ગે ઊડતા હનુમાનને કાંઈ પણ સહાય નહિ કરું તો વાણીથી બોલી શકનારાં સર્વ પ્રાણીઓ મને ધિક્કારશે.[૮૬] મને ઇક્ષ્વાકુવંશના સગર રાજાએ વૃદ્ધિ પમાડેલો છે. આ હનુમાન પણ તે જ વંશમાં જન્મેલા રામચંદ્રનો દૂત છે; માટે મારે એને શ્રમિત થવા દેવો જોઈએ નહિ.[૮૭] આ સમયે હનુમાનને જેવી રીતે વિશ્રામ મળે તેવી રીતે મારે કરવું જોઈએ. હું થોડીક વાર એને વિશ્રાંતિ આપીશ, એટલે થાક ઊતર્યા પછી તે મારા બાકીના ભાગને સત્વર ઓળંગી જશે.'[૮૮] એવો ઉત્તમ વિચાર કરી મહાત્મા સમુદ્રે પોતાના જળ વિષે ઢંકાઈ રહેલા સુવર્ણમય મૈનાક પર્વતને કહ્યું : 'હે પર્વતશ્રેષ્ઠ! પાતાળમાં વસનારા અસુરો કે જેઓ પ્રસિદ્ધ પરાક્રમવાળા અને પુનઃ પણ બહાર નીકળી આવવાની ઇચ્છાવાળા છે, તેઓને અટકાવવા માટે દેવોના રાજા ઇંદ્રે તને અહીંયાં પરિધિની પેઠે સ્થાપિત કરેલો છે અને તેથી તું મારા જળ વિષે આવેલા પાતાળના મહાન દ્વારને રોકીને રહેલો છે. હે મૈનાક! તારામાં ચોતરફ વધવાની શક્તિ છે, એટલા માટે હે ગિરિવર! હું તને પ્રેરણા કરું છું. જો, આ દુષ્કર કર્મ કરનારો કપિવર હનુમાન રામચંદ્રનું કાર્ય કરવા અર્થે આકાશમાર્ગે ઊડીને લંકા તરફ જાય છે, તે લગભગ તારી ઉપર આવી પહોંચ્યો છે; માટે તેને વિશ્રામ આપવા અર્થે તું સત્વર ઊભો થા; અર્થાત્ તું ઊંચો વધ કે જેથી એ કપિવર થોડીક વાર તારા પર વિશ્રાંતિ કરે.[૮૯–૯૩]

ક્ષારસમુદ્રનું વચન સાંભળી મોટાં મોટાં વૃક્ષો તથા લતાઓથી વ્યાપ્ત એવો સુવર્ણમય મનાક પર્વત તરત જ ઊભો થયો અને જેમ દેદીપ્યમાન કિરણોવાળો સૂર્ય વાદળો ભેદીને બહાર નીકળે, તેમ સમુદ્રજળને ભેદી બહાર નીકળી અત્યંત ઊંચો વધ્યો.[૯૪,૯૫] સમુદ્રની આજ્ઞાથી મહાત્મા મૈનાક પર્વતે એક મુહૂર્તમાત્રમાં ઊંચા વધીને પોતાનાં શિખરોને પાણી ઉપર પ્રકટ કર્યાં.[૯૬] એ વેળા કિન્નરો તથા મોટા સર્પોએ સેવેલાં, સૂર્ય સમાન પ્રકાશિત અને જાણે આકાશને અડકી રહ્યાં હોય એવાં જણાતાં મૈનાકનાં સુવર્ણમય શિખરો વડે શસ્ત્ર સરખું શ્યામવર્ણું આકાશ સુવર્ણની પેઠે ઝળહળી ઊઠયું.[૯૭,૯૮] અત્યંત કાંતિવાળાં તથા અ-

* ઇક્ષ્વાકુવંશના સગર રાજાના સાઠ હજાર પુત્રોએ અશ્વને ખોળતી વેળા પૃથ્વી ખોદીને સમુદ્રને વધાર્યો હતો.

હળી રહેલાં પોતાનાં સુવર્ણમય શિખરો વડે એ મૈનાક પર્વત પણ સેંકડો સૂર્ય સરખો પ્રકાશવા લાગ્યો.૯૯

મૈનાક પર્વતને એકાએક ઊંચો વધી પોતાના માર્ગની આડે આવેલો જોઈને મહાવીર હનુમાને વિચાર્યું : 'નિશ્ચય, મને આ કોઈ વિઘ્ન પ્રાપ્ત થયુ છે.'૧૦૦ આવો વિચાર કરી મહાવેગવાળા કપિવર હનુમાને વાયુ જેમ વાદળને ઘસડી પાડે અર્થાત્ વાયુ જેમ વાદળને નીચે ઉતારી નાખે, તેમ પોતાના વક્ષઃસ્થળના આઘાત વડે ઊંચા વધેલા એ મૈનાક પર્વતના શિખરને તોડી પાડયું.૧૦૧ હનુમાને જ્યારે પોતાના દૃઢ શિખરને તોડી પાડયું, ત્યારે તેનો એવો મહાન્ વેગ જોઈને એ મનાક પર્વત અત્યંત હર્ષિત થયો અને ગર્જના કરવા લાગ્યો. પછી ઊંચો વધેલો અને હનુમાનનુ બળ જોઈને અત્યંત પ્રસન્ન થયેલો મનાક પર્વત મનુષ્યરૂપ ધરીને પોતાના શિખર પર ઊભો રહ્યો અને આકાશમાર્ગે ગમન કરતા વીર કપિવરને કહેવા લાગ્યો : 'હે વાનરોત્તમ ! તેં આ મોટું દુષ્કર કર્મ આદર્યું છે. હે વીર ! તું મારા શિખર પર ઊતર અને લગાર વિશ્રાંતિ લઈ પછી સુખથી આગળ વધ. હે હનુમાન ! તું જાણતો જ હોઈશ કે, આ સમુદ્રને રઘુવંશી સગરપુત્રોએ વૃદ્ધિ પમાડેલો છે, તેથી રઘુવંશી રામચંદ્રનાં કાર્યમાં પ્રવૃત્ત થયેલા તારો–કપિનો તે સત્કાર કરવા ઇચ્છે છે; કોઈએ ઉપકાર કર્યો હોય તેનો પ્રત્યુપકાર કરવો એ સનાતન ધર્મ છે.૧૦૨–૧૦૬ હે હનુમાન ! રઘુવંશના રાજાઓએ કરેલા ઉપકારનો પ્રત્યુપકાર કરવાની ઇચ્છા રાખતો આ સમુદ્ર આજે તારાથી સન્માન પામવા યોગ્ય છે. તને વિશ્રાંતિ આપવા માટે સમુદ્રે મને બહુમાનપૂર્વક પ્રેરણા કરી કહ્યું છે :૧૦૭ 'આ કપિવર હનુમાન સો યોજન સુધી આકાશમાં ઊડવાને પ્રવૃત્ત થયો છે; માટે હે મૈનાક ! તું ઊંચો વધી તારાં શિખરો પર તેને વિશ્રાંતિ લેવા દે; એટલે પછી તે બાકીનો ભાગ સુખથી ઓળંગી જશે.' એ પ્રમાણે સમુદ્રે કહેલુ હોવાથી હે કપિશાર્દૂલ ! તું મારા પર બેસી વિશ્રાંતિ લે અને પછી આગળ વધ. હે કપિશ્રેષ્ઠ ! મારા પર સુગંધવાળાં અને સ્વાદિષ્ટ એવાં ઘણાં કંદ, મૂળ તથા ફળો છે, તેનુ ભોજન કરી સુખથી તું આગળ જજે. હે કપિઓમાં અગ્રણી હનુમાન ! તારી સાથેનો અમારો સંબંધ ત્રણે લોક વિષે પ્રખ્યાત અને મહાગુણયુક્ત છે.૧૦૮–૧૧૦ હે વાયુસુત ! આકાશમાં વેગથી ગતિ કરનારાં સર્વ પ્રાણીઓ વિષે હું તને અત્યંત શ્રેષ્ઠ માનુ છું.૧૧૧ વળી ધર્મપ્રાપ્તિ ઇચ્છનારા વિદ્વાન–જ્ઞાની પુરુષોની એવી નીતિ છે કે, પોતાને ઘેર આવેલો સાધારણ અતિથિ પણ પૂજ્ય છે. તેનો પણ સત્કાર કરવામાં આવે છે, તો પછી તારા સરખો અતિથિ તો પૂજ્ય કેમ ન ગણાય ?૧૧૨ હે કપિકુંજર ! તું સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠ એવા મહાત્મા વાયુનો પુત્ર હોવાથી વેગમા તેના સરખો જ છે.૧૧૩ આજે હું તારો જે સત્કાર કરીશ, તે વાયુને જ પ્રાપ્ત થશે. હે વાનર ! હું નિશ્ચય તારો સત્કાર કરવા ઇચ્છું છું. વળી આપણા બન્નેનો સંબંધ કેવી રીતે થાય છે, તે પણ તું સાંભળ.૧૧૪ હે તાત ! પૂર્વે સત્યુગ વિષે પર્વતોને પાંખો હતી; તેથી તેઓ ગરુડની પેઠે અતિ વેગથી સર્વ દિશાઓમાં ઊડતા હતા.૧૧૫ એ વખતે મોટા પર્વતોને આકાશમાં ઊડતા જોઈ દેવતાઓ, મહર્ષિઓ અને સઘળાં ભૂત–પ્રાણીઓ તેઓના પડવાની શંકાને લીધે ભયભીત રહેતાં હતાં. એક દિવસ અત્યંત ક્રોધ પામેલા દેવોના રાજા ઇંદ્ર પોતાના વજ્ર વડે સેંકડો અને હજારો પર્વતોની પાંખો કાપી નાખી.૧૧૬,૧૧૭ ત્યાર પછી એક સમયે એ દેવરાજ ઇંદ્ર વજ્ર ઉગામી મારી પાસે આવ્યો અને ક્રોધપૂર્વક મારી પાંખોને પણ છેદવા લાગ્યો; પરંતુ મહાત્મા વાયુએ પોતાના વેગથી મને એકદમ ઉપાડીને આ ક્ષારસમુદ્રમાં નાખ્યો.૧૧૮ હે વાનરોત્તમ ! એવી રીતે તારા પિતા વાયુએ મને આ ક્ષારસમુદ્રમા નાખી સંપૂર્ણ રીતે બચાવ્યો છે અને મારી પાંખો પણ નદીઓના

મત રહી છે હે મારુતિ! એ કારણથી જ તું મારે માનનીય છે અને તેથી જ હું તારો સત્કાર કરવાને તત્પર થયો છું હે કપિવર! આપણા બન્નેના સંબંધ માટે મેં જે કહ્યું છે તે પ્રમાણે એ છે હે મહાબુદ્ધિમાન! રઘુવંશના રાજાઓએ કરેલા ઉપકારનો બદલો વાળવાનો આજે સમુદ્રને ઘણા કાળે અવસર મળ્યો છે તથા તારા પિતા વાયુએ કરેલા ઉપકારનો બદલો વાળવાનો મને પણ આજે ઘણા સમયે યોગ મળ્યો છે, માટે પ્રસન્ન થઈને તું અમારા બન્નેનો સત્કાર ગ્રહણ કર અને અમને પ્રસન્ન કર ૧૧૮-૧૨૧ હે કપિસત્તમ! હું તારા દર્શનથી પ્રસન્ન થયો છું, માટે તું મારા પર વિશ્રાંતિ લે અને મારો સત્કાર ગ્રહણ કર ૧૨૨

મનાક પર્વતના વચન સાંભળીને હનુમાને તેને કહ્યું 'હે પર્વતોત્તમ! હું તારાથી પ્રસન્ન થયો છું તારા સ્નેહાળ વચનોથી જ મારો સત્કાર થઈ ચૂક્યો છે, છતાં હે નરોત્તમ! હું આ સમયે તારા કહેવા પ્રમાણે કરી શકતો નથી, તેથી જો તને ક્રોધ ચડ્યો હોય તો તારે દૂર કરવો ઘટે છે હું જે કાર્ય માટે જાઉં છું તે કાર્ય ઘણું જ ઉતાવળે કરવાનું છે જોને, આ દિવસ પણ ચાલ્યો જાય છે વળી હું સો યોજનના સમુદ્રમાં ક્યાંય પણ વિશ્રામ લીધા વગર સામે પાર જઈશ' એવી મેં સર્વ વાનરો સમક્ષ પ્રતિજ્ઞા કરેલી છે, એથી આ સમયે હું તારા વચન પ્રમાણે વર્તી શકતો નથી ૧૨૩ ૧૨૪ આવું કહી પોતાના હાથ વડે મનાક પર્વતને સ્પર્શ કરી—સંમાનિત કરી મહાપરાક્રમી વાનરશ્રેષ્ઠ હનુમાન હસતો હસતો આકાશ માર્ગે ચાલતો થયો ૧૨૫ એ વેળા મૈનાક પર્વત અને સમુદ્ર બન્ને જણા હનુમાનની તરફ બહુમાનપૂર્વક જોવા લાગ્યા અને શુભાશીર્વાદ આપી તેને આનંદિત કરવા લાગ્યા

મૈનાક પર્વત તથા સમુદ્રનો ત્યાગ કરી વાયુસુત હનુમાન નિર્મળ આકાશમાં પોતાના પિતાના માર્ગનું અવલંબન કરી ઊડવા લાગ્યો આ વેળા વાયુસુત હનુમાન પ્રથમના કરતા પણ ઊંચે ચડીને કાંઈ પણ આધાર વિનાના આકાશ માર્ગે પાછળ મૂકેલા મનાક પર્વતનું અવલોકન કરતો ઊડતો હતો હનુમાને માર્ગમાં ક્ષણવાર પણ વિશ્રામ લીધો નહિ, એવું તેનું અદ્ભુત પરાક્રમ જોઈ સર્વ દેવો, સિદ્ધો તથા મહર્ષિઓ તેની પ્રશંસા કરવા લાગ્યા,૧૨૬-૧૨૯ તેમ જ મનાક પર્વત હનુમાનને વિશ્રામ આપવા માટે સમુદ્રમાંથી બહાર નીકળી આવ્યો એ જોઈને સર્વ દેવો પ્રસન્ન થયા મનાક પર્વતનું એવું ઉત્તમ કર્મ જોઈને શ્રેષ્ઠ બુદ્ધિવાળા શચીપતિ ઇંદ્ર સંતુષ્ટ થઈ તેને કહ્યું 'હે હિરણ્યનાભ! હે મનાક! હે પર્વતશ્રેષ્ઠ! આજે હું તારા પર ઘણો જ પ્રસન્ન થયો છું હે સૌમ્ય! તને અભય વર આપું છું કે, હવેથી તું સુખપૂર્વક નિવાસ કર ૧૩૦-૧૩૨ હે પર્વત! સો યોજન સુધી ઊડનારા અને કાંઈ પણ ભય વિનાના હનુમાનને 'રખે તે થાકી ગયા હશે' એમ ધારી તેં તેને સહાય કરી છે તેથી હું તારા પર પ્રસન્ન થયો છું ૧૩૩ હે મનાક! આ કપિવર હનુમાન શ્રીરામચંદ્રનું કાર્ય કરવા માટે જાય છે તેનો તેં યથાશક્તિ સત્કાર કર્યો છે, તેથી હું તારા પર અતિશય પ્રસન્ન થયો છું ૧૩૪ દેવરાજ ઇંદ્રના વચન સાંભળીને તથા તેને પોતાના પર સંતુષ્ટ થયેલો જોઈને મનાક પર્વત અત્યંત હર્ષ પામ્યો ઇંદ્રની પાસેથી વરદાન મેળવીને મનાક પર્વત પુનઃ સમુદ્રમાં અંતર્હિત થયો અને હનુમાન પણ એક મુહૂર્ત જેટલા સમયમાં જ તે સ્થળને ઓળંગી જઈ આગળ વધ્યો ૧૩૫ ૧૩૬

આ વેળાએ દેવતાઓ ગંધર્વો, સિદ્ધો અને મહર્ષિઓએ એકઠા મળીને સૂર્ય સરખા પ્રકાશવાળી નાગોની માતા સુરસાને કહ્યું કે, 'હે સુરસા! શ્રીમાન વાયુસુત હનુમાન સમુદ્ર પર આકાશમાર્ગે ઊડી રહ્યો છે, માટે તું અતિશય ભયંકર અને પર્વત સરખું પ્રૌઢ એવું રાક્ષસીનું સ્વરૂપ ધારણ કરીને તથા વિકરાળ દાઢોવાળા અને પીળા ડોળાવાળા પોતાના મુખને આકાશ

સુધી પહોંચે એવી રીતે પહોળું કરીને તેને ક્ષણવાર વિઘ્ન કર, જેથી તેનામાં કેટલું બળ તથા પરાક્રમ છે એ જણાઈ આવે. જો તે અત્યંત બળશાળી હશે, તો તો હરકોઈ ઉપાયે કરી તને જીતશે, નહિ તો ખેદ પામશે.'૧૩૭–૧૪૦

ઇંદ્રાદિ દેવતાઓએ એવી રીતે અત્યંત સત્કારપૂર્વક આજ્ઞા આપી, ત્યારે નાગમાતા સુરસાએ તુરત જ વિકરાળ, વિરૂપ અને સર્વ પ્રાણીઓને ભય ઉપજાવે એવું રાક્ષસીનુ સ્વરૂપ ધારણ કર્યું અને સમુદ્ર વચ્ચે આવી હનુમાનનો માર્ગ રોકીને ઊભી રહી. જ્યારે હનુમાન તેની આગળ આવ્યો ત્યારે તેણે કહ્યું :૧૪૧,૧૪૨ 'હે વાનરર્ષભ ! આજે દેવતાઓએ તને મારું ભક્ષ્ય બનાવ્યો છે, અર્થાત્ તારું ભક્ષણ કરવાની દેવોએ મને આજ્ઞા આપી છે; તેથી હું આજે તારું ભક્ષણ કરીશ. હે વાનર! હવે તું મારા મુખમાં પ્રવેશ કર.૧૪૩ હે કપિ! પૂર્વે વિધાતાએ પણ મને આમ કરવાનુ વરદાન આપેલું છે,' એવું કહીને નાગમાતા સુરસા પોતાનું વિશાળ મુખ પહોળું કરી હનુમાનની સામે ઊભી રહી.૧૪૪

ત્યારે પવનસુત હનુમાને હસતા મુખે કહ્યુ : 'હે દેવી! મહારાજ દશરથના પુત્ર રામચંદ્ર પોતાના ભાઈ લક્ષ્મણ તથા ધર્મપત્ની સીતા સહિત દંડકારણ્યમાં આવી વસ્યા હતા.૧૪૫ ત્યાં શૂર્પણખાને વિરૂપ કરવાથી તથા ચૌદ હજાર રાક્ષસોને હણવાથી તેમને રાવણની સાથે વેર બંધાયુ છે અને તેથી તેમની યશસ્વિની પત્ની સીતાનુ રાક્ષસરાજ રાવણે હરણ કર્યું છે.૧૪૬ શ્રીમાન રામચંદ્રના દૂત તરીકે તેમની આજ્ઞાથી જનકતનયા સીતાની શોધ કરવા માટે લંકા પ્રત્યે હું જાઉ છું. હે સુરસા! તું પણ તેમના પ્રદેશમાં રહેનારી હોવાથી તેમના કાર્યમાં સહાય કરવા યોગ્ય છે. જો કદાચ એમ કરવું તને રુચતું ન હોય, તો હું તને પ્રતિજ્ઞાપૂર્વક સત્ય વચન કહું છું કે, સીતાને તથા અક્લિષ્ટકર્મા શ્રીમાન રામચંદ્રને મળીને હું પાછો આવીશ અને તારા મુખમાં પ્રવેશ કરીશ.'

હનુમાનનાં એવાં વચન સાંભળી ઇચ્છિત રૂપ ધરનારી સુરસાએ કહ્યું : 'મારું ભક્ષ્ય થયા સિવાય અહીંથી આગળ કોઈ પણ પ્રાણી જઈ શકે જ નહિ, એવું મને વિધાતાએ વરદાન આપેલું છે; માટે હે વાનર! તારે મારો ભક્ષ્ય થવું જ પડશે.'૧૪૭–૧૪૯

નાગમાતા સુરસા આ પ્રમાણે બોલતી હતી, છતાં પણ કપિવર હનુમાન તો તેને કાંઈ પણ ન લેખવતાં સડસડાટ ઊડચે જતો હતો. એ જોઈ માત્ર હનુમાનના બળને જાણવાની ઇચ્છાવાળી સુરસાએ વળી તેની આગળ આવી કહ્યું : 'હે વાનરોત્તમ! પૂર્વે વિધાતાએ મને વરદાન આપેલું હોવાથી તારે મારા મુખમાં પ્રવેશ કરીને જવું યોગ્ય છે.' એવું કહી સુરસા તુરત જ પોતાનું વિશાળ મુખ પહોળું કરી હનુમાનની આગળ ઊભી રહી. એ જોઈ કપિવર હનુમાને ક્રોધિત થઈ કહ્યું : 'હે સુરસા! તું મને ભક્ષણ કરવાની ઇચ્છા ધરાવે છે, તો મારો દેહ સમાય એટલું તારા મુખને પહોળું કર!' હનુમાનનું વચન સાંભળી સુરસાએ તુરત જ પોતાનુ મુખ દશ યોજનના વિસ્તારવાળું કર્યું; એ જોઈ ક્રોધ પામેલા હનુમાને પોતાના દેહને તેટલા જ વિસ્તારવાળો કર્યો. ત્યારે સુરસાએ પોતાનુ મુખ વીસ યોજન પહોળું કર્યું. એટલે હનુમાને પોતાના દેહને ત્રીસ યોજનનો બનાવ્યો. એ જોઈ સુરસાએ ચાળીસ યોજન જેટલુ મુખ પહોળું કર્યું, ત્યારે હનુમાન પચાસ યોજન વધ્યો. પછી સુરસાએ પોતાનું મુખ સાઠ યોજનનું કર્યું, ત્યારે હનુમાન સિત્તેર યોજનનો થયો. ત્યાર બાદ સુરસાએ પોતાના મુખને એંશી યોજનનું બનાવ્યુ. ત્યારે પર્વત સમાન દેહવાળો હનુમાન નેવું યોજન જેવડો થયો. અંતે સુરસાએ પોતાના મુખને સો યોજન જેટલું પહોળું કર્યું;* એ પ્રમાણે દીર્ઘ જિહવાવાળું, અત્યંત ભયંકર અને નરક સરખું વિકરાળ એ

* આ શ્લોકો ક્ષેપક છે.

સુરસાનુ પહોળુ થયેલુ મુખ જોઈને મહાબુદ્ધિશાળી હનુમાને તુરત જ પોતાના દેહને સંકોચી અંગુષ્ઠમાત્ર× કરી નાખ્યો અને પછી એકદમ તેના મુખમા પ્રવેશ કરી બહાર નીકળી ગયો અને અંતરિક્ષમા રહી કહેવા લાગ્યો 'હે દાક્ષાયણિ !+ હુ તારા મુખમા પ્રવેશ કરી બહાર નીકળી ગયો છુ અને તને મળેલુ વરદાન સત્ય થયુ છે, હવે હુ તને નમન કરુ છુ અને સીતાની પાસે જાઉ છુ '૧૫૦-૧૫૮

રાહુના મુખમાથી મુક્ત થયેલા ચંદ્રની પેઠે પોતાના મુખમાથી નીકળી મુક્ત થયેલા હનુમાનને જોઈ સુરસાએ પોતાનુ મૂળ સ્વરૂપ ધારણ કર્યું અને બોલી 'હે વાનરશ્રેષ્ઠ ! તુ તારા વારેલા કાર્યની સિદ્ધિ અર્થે સુખથી જા હે સૌમ્ય ! વિદેહતનયા સીતાનો તથા મહાત્મા રઘુવીરનો સુખથી મેળાપ કરાવ '૧૫૯,૧૬૦

મહાબળવાન હનુમાનનુ આ ત્રીજુ દુષ્કર કર્મ જોઈને સઘળા ભૂત-પ્રાણીમાત્ર તેને વારવાર ધન્યવાદ આપી પ્રશસા કરવા લાગ્યા ૧૬૧

અગાધ જળવાળા સમુદ્રની પાસે આવી દુષ્કર કર્મ કરી, ગરુડ સરખા વેગવાળો કપિવર હનુમાન પુન આકાશમા ચડી ગયો અને વેગથી દક્ષિણ દિશા તરફ ઊડવા લાગ્યો બ્રહ્મદેવે નિર્માણ કરેલો નિર્મળ વાયુમાર્ગ કે જે અનેક વર્ષાજળની ધારાઓ તથા પક્ષીઓએ સેવેલો, સંગીતશાસ્ત્રમા કુશળ એવા તુંબુરુ આદિ ગંધર્વોના પદસંચારવાળો, ઇંદ્રધનુષ્ય વડે અલંકૃત, સિંહ, શાર્દૂલ હસ્તી, પક્ષી અને સર્પાદિથી જોડેલા વાહનો તથા નિર્મળ વિમાનોની આવ-જાવથી સુશોભિત, વજ્ર તથા વીજળી સરખા સ્પર્શવાળા, પંચાગ્નિની પેઠે પ્રકાશતા મહાન ભાગ્યવાળા અને ઘણા પુણ્યો કરવાથી સ્વર્ગને જીતી ચૂકેલા પુરુષોથી અધિષ્ઠિત, દેવતાઓના હવ્યને વહન કરનારા અગ્નિ, ગ્રહ, નક્ષત્ર, ચંદ્ર, સૂર્ય અને તારાઓથી સુશોભિત, મહર્ષિઓ, ગંધર્વો, નાગો અને યક્ષોથી ભરેલો, આવરણથી રહિત, નિર્મળ, વિશ્વના આધારરૂપ, વિશ્વાવસુ આદિથી સેવાયેલો, 'ઐરાવત' નામના ઇંદ્રના હસ્તીથી સુશોભિત, કલ્યાણરૂપ, સમગ્ર ભુવનના ચંદરવારૂપ અને વિદ્યાધર વગેરે દેવજાતિઓએ જેને વારવાર સેવેલો હતો, તેવા વાયુમાર્ગ-આકાશમાર્ગ વિષે કપિવર હનુમાન ગરુડની પેઠે ઊડતો હતો ત કપિવર રંગબેરંગી વાદળોના સમૂહોને વાયુની પેઠે વિખેરી નાખતો હતો હનુમાનના વેગથી વીખરાયેલા એ વાદળો અત્યત શોભવા લાગ્યા ઘડીકમા વાદળોની ઘટામા પ્રવેશ કરતો અને ઘડીકમા બહાર નીકળતો હનુમાન વર્ષાઋતુના ચંદ્રની પેઠે શોભતો હતો કાંઈ પણ આધાર વિનાના આકાશનો આશ્રય કરીને ઊડતો કપિવર હનુમાન એ વખતે સર્વ પ્રાણીઓની દૃષ્ટિએ પડતો હતો અને જાણે પાંખોવાળો કોઈ એક મોટો પર્વત હોય એવો દેખાતો હતો

કપિવર હનુમાનને આકાશમાર્ગે ઊડતો જોઈ ઇચ્છિત રૂપ ધરનારી 'સિંહિકા' નામની એક વૃદ્ધ રાક્ષસી પોતાના મનમા વિચારવા લાગી 'અહો ! આજે મને ઘણે કાળે પેટપૂર ભોજન મળશે આ કોઈ સમર્થ પ્રાણી ઘણા કાળે મારે હાથ લાગ્યુ છે ' એવો વિચાર કરી તેણે તુરત જ હનુમાનની છાયાને ગ્રહણ કરી ૧૬૨-૧૭૫ સિંહિકા રાક્ષસીએ છાયાને પકડી ત્યારે હનુમાનને લાગ્યુ 'અરે, જેમ પ્રતિકૂળ રીતે વાતો પવન સમુદ્રમાની નૌકાની ગતિને અટકાવે છે, તેમ આ વેળા કોઈએ મારુ પરાક્રમ અટકાવીને મને સ્તબ્ધ કરી દીધો છે ' આમ લાગવાથી મહાપરાક્રમી કપિવરે પોતાની આસપાસ તથા ઊંચેનીચે એમ સર્વત્ર દૃષ્ટિ કરી એ સમયે પોતાની નીચે ક્ષારસમુદ્રના જળમાથી નીકળતું કોઈ એક મોટું પ્રાણી તેના જોવામા આવ્યુ. તેને જોતા જ હનુમાનને સાભરી આવ્યુ કે, સુગ્રીવે મને કહ્યુ હતું કે સમુદ્ર વિષે છાયાને પકડનારુ અને અદ્ભુત

× અંગૂઠા જેવડો

+ દક્ષ પ્રજાપતિની પુત્રી.

સ્વરૂપવાળું એક મોટું પ્રાણી રહે છે; નિશ્ચય તે પ્રાણી આ જ હશે. આવી રીતે અર્થતત્ત્વના યથાર્થ નિશ્ચયથી સિંહિકા રાક્ષસીને ઓળખ્યા પછી મહાબુદ્ધિમાન કપિવર હનુમાન વર્ષાઋતુના મેઘની પેઠે એકાએક વૃદ્ધિ પામ્યો. હનુમાનના શરીરને વધતું જોઈ ને, રાક્ષસો સિંહિકાએ પણ પાતાળ અને આકાશના પોલાણ સરખા પોતાના મુખને પહોળું કર્યું. પછી મેઘમાળા પેઠે ગર્જના કરતી તે રાક્ષસી હનુમાન સામે ધસી આવી. પોતાનું આખું શરીર સમાઈ જાય એવું તે રાક્ષસીનુ મોટું મુખ તથા તેના આખા દેહમાંનાં મર્મસ્થળો જોઈ ને વિચક્ષણ બુદ્ધિવાળા વજ્રદેહી હનુમાને પોતાના શરીરને નાનકડું બનાવી દીધું. અને તે રાક્ષસીના મુખમાં પ્રવેશ કર્યો. એ સમયે પૂર્ણિમાને દિવસે પૂર્ણ કળાવાળો ચંદ્ર જેમ રાહુના મુખમાં પ્રવેશે, તેમ હનુમાનને સિંહિકા રાક્ષસીના મુખમાં પ્રવેશતો જોઈ, સર્વ સિદ્ધ અને ચારણાદિકો ચિંતાતુર થયા.

રાક્ષસીના શરીરમાં પ્રવેશ કરી મહાસમર્થ હનુમાને પોતાના તીક્ષ્ણ નખ વડે તેનાં સઘળાં મર્મસ્થળો ચીરી નાખ્યા અને પછી તુરત જ બહાર નીકળી તેણે મન સરખા વેગથી પુન ઊડવાનુ શરૂ કર્યું. એવી રીતે દૈવાનુકૂળથી, ધૈર્યથી અને ચતુરાઈથી સિંહિકા રાક્ષસીને હણીને કપિવર હનુમાને વેગથી આગળ વધવા માંડ્યું. હનુમાનના પરાક્રમથી ગતપ્રાણ થયેલી સિંહિકા રાક્ષસી સમુદ્રના જળમાં પડી. બ્રહ્મદેવે એ દુષ્ટ રાક્ષસીને હણવા માટે જ હનુમાનને સરજ્યો હતો. વાયુસુત હનુમાને સિંહિકા રાક્ષસીને એકાએક હણીને સમુદ્રમાં નાખેલી જોઈ, આકાશમા વિચરનારાં પ્રાણીઓ પ્રસન્નવદને કહેવા લાગ્યાં : 'હે કપિશ્રેષ્ઠ ! આજે તેં મહાન પ્રાણી (છાયા-હોય છે, તે પુરુષ કોઈ પણ કાર્યમાં પરાજય પામતો નથી.'

સર્વ ભૂત-પ્રાણીઓથી ઉત્તમ સન્માનને પ્રાપ્ત થયેલો તથા તેઓના આશીર્વાદ પામેલો કપિવર હનુમાન ગરુડની પેઠે આકાશમાર્ગે ઊડતો હતો. સમુદ્રનો ઘણોખરો ભાગ હવે તે ઓળંગી ચૂક્યો હતો. ત્યાર પછી ચોતરફ દૃષ્ટિ કરતાં સો યોજન પર વનની પંક્તિ તેની નજરે પડી. ત્યાંથી વેગથી ઊડતાં ઊડતાં થોડીક વારમાં જ સામા કિનારા પર આવેલા મલય પર્વતનાં ઉપવનો તથા નાના પ્રકારનાં વૃક્ષોથી શોભતો લંકાદ્વીપ પણ તેના જોવામાં આવ્યો. ત્યાથી આગળ વધતાં વળી લંકાદ્વીપ પાસેનો સમુદ્ર, તેની ખાડીઓ, તેના કિનારા પર ઊગેલાં વૃક્ષો અને તે દ્વીપમાંથી આવી સમુદ્રને મળનારી નદીઓનાં મુખો મહા બળવાન હનુમાનની દૃષ્ટિએ પડયાં.૧૭૬-૧૯૪

એ વેળા મહાબુદ્ધિમાન હનુમાને આખા આકાશને રૂંધી નાખે એવા મહામેઘ સરખા પોતાના પ્રૌઢ દેહને જોઈ વિચાર કર્યો:૧૯૫ 'મારું આવડું પર્વત સરખું મોટું શરીર જોઈ ને તથા આવો ભારે વેગ જોઈ ને, લંકાના રાક્ષસો અવશ્ય આશ્ચર્ય પામશે અને મને જોવાને ટોળે મળશે; માટે કાર્ય સિદ્ધ કરવા અર્થે હવે મારે નાનકડું રૂપ ધરવું જોઈએ.' એમ વિચાર કર્યા પછી જેનો મોહ ટળી ગયો છે એવો યોગી જેમ પોતાના મૂળ સ્વરૂપને પામે છે, તેમ કપિવર હનુમાન પોતાનુ પ્રૌઢ રૂપ બદલીને મૂળ રૂપને પ્રાપ્ત થયો.૧૯૬,૧૯૭ જેવી રીતે ત્રણ પગલા પૃથ્વી માગી બલિ રાજાના પરાક્રમનો નાશ કરવા માટે વિષ્ણુ ભગવાને વામન સ્વરૂપ ધારણ કર્યું હતું, તેવી રીતે કપિકુંજર હનુમાને રાક્ષસોને છળવા માટે પ્રૌઢ રૂપ બદલી

અવલોકન કર્યું અને કાર્ય સિદ્ધ કરવા અર્થે નાનકડું સ્વરૂપ ધારણ કર્યું.[૧૯૯] પછી મહાન મેઘમંડળ સરખા આકારવાળો મહાત્મા હનુમાન કેતકી, શ્લેષ્માતક અને નાળિયેરીનાં વનોથી શોભી રહેલા 'લંબ' નામના પર્વતનાં નાના પ્રકારનાં શિખરોમાંના એક મોટા શિખર પર ઊતર્યો.[૨૦૦] લંકાદ્વીપના કિનારા પર આવેલા પર્વતશિખર પર ઊતરી, ત્યાંનાં મૃગપક્ષીઓને ત્રાસ ઉપજાવતાં હનુમાને ત્રિકૂટ પર્વતના શિખર પર વસેલી લંકાનગરીને જોઈ, પોતાનો પ્રૌઢ દેહ બદલી મૂળ સ્વરૂપ ધારણ કર્યું. એવી રીતે અનેક દાનવો તથા પન્નગોથી ભરેલા અને મોટી તરંગમાળાઓવાળા મહાસાગરને પોતાના બળ વડે ઉલ્લંઘીને, તેના સામા કિનારા પર ઊતરેલો કપિવર હનુમાન અમરાવતી સરખી સુશોભિત લંકાનગરીને જોવા લાગ્યો.[૨૦૧,૨૦૨]

ઈતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૧લો સર્ગ સમાપ્ત

# સર્ગ ૨ જો

## લંકાનગરી

स सागरमनाधृष्यमतिक्रम्य महाबलः।
त्रिकूटस्य तटे लङ्कां स्थितः स्वस्थो ददर्श ह॥१॥

અગાધ જળવાળા સમુદ્રને ઓળંગ્યા પછી 'લંબ'+ નામના પર્વતના શિખર પર ઊભેલો મહાબળવાન હનુમાન ત્રિકૂટાચળના શિખર પર વસેલી લંકાનગરી જોવા લાગ્યો. એ વેળા ત્યાંનાં વૃક્ષો પરથી ખરી પડતાં પુષ્પો વડે છવાયેલો હનુમાન પુષ્પમય વાનર સરખો દેખાતો હતો.[૧,૨] સો યોજનના મોટા સમુદ્રનું ઉલ્લંઘન કરવા છતાં પણ મહાપરાક્રમી હનુમાનને જરાયે થાક લાગ્યો ન હતો તેમ જ તેને શ્વાસ પણ ચઢ્યો ન હતો.[૩] એ તો પોતાના મનમાં એમ જ ધારતો હતો કે, હું સેંકડો અને હજારો યોજનના સમુદ્રને ઉલ્લંઘવા સમર્થ છું, તો આ ગણ્યાગાંઠ્યા સો યોજનના વિસ્તારવાળા સમુદ્રનું મેં ઉલ્લંઘન કર્યું, એમાં તે શી મોટી વાત છે?[૪] ત્યાર પછી પરાક્રમી પુરુષોમાં શ્રેષ્ઠ અને ઊડનારાઓમાં પણ શ્રેષ્ઠ એવો કપિવર હનુમાન ત્યાંથી ઉતાવળો લંકા પ્રત્યે જવા લાગ્યો.[૫] માર્ગમાં આવતાં સુગંધયુક્ત પુષ્પોવાળાં વૃક્ષોથી ભરેલાં તથા શ્યામ હરિયાળીવાળાં વનોમાં થઈ વૃક્ષોથી ઢંકાયેલા પર્વતોને તથા પ્રફુલ્લિત વનરાજીઓને જોતો તેજસ્વી હનુમાન ઉતાવળે લંકા તરફ જવા લાગ્યો.[૬,૭] હનુમાન લંબ પર્વતના શિખર પર ઊભો હતો, ત્યારથી જ ત્રિકૂટ પર્વતના શિખર પર રહેલી લંકાનગરી તથા તેની આસપાસ આવેલાં વનો તથા ઉપવનો તેના જોવામાં આવ્યાં હતાં.[૮]

લંકાનગરીની આસપાસ આવેલાં વનોમાં સરલ, કર્ણિકાર, પ્રફુલ્લિત ખજૂર, પ્રિયાલ, નારંગી, કરંજ, કેવડો, સુગંધયુક્ત પ્રિયંગુ, કદંબ, સપ્તપર્ણ, આસન, કાંચનાર અને પ્રફુલ્લિત કરવીર વગેરે વૃક્ષો શોભી રહ્યાં હતાં. એ સર્વ વૃક્ષો અનેક પક્ષીઓથી વ્યાપ્ત હતાં અને તેની મોટી મોટી શાખાઓ પવનને લીધે હલમલી રહી હતી. તેમાંનાં કેટલાંક વૃક્ષો પુષ્પોના ભારથી લચી રહ્યાં હતાં અને કેટલાંકને તો માત્ર પુષ્પની કળીઓ જ ફૂટી હતી.[૯–૧૧] એ સર્વ વૃક્ષોને તથા વનોને જોતો કપિવર હનુમાન લંકાનગરીનાં ઉપવનોમાં આવી પહોંચ્યો. ત્યાં આગળ હંસ અને કારંડવ આદિ પક્ષીઓથી ભરેલી તથા વિવિધ પ્રકારનાં કમળોથી વ્યાપ્ત એવી અનેક વાવો, બીજાં પણ અનેક પ્રકારનાં રમ્ય જળાશયો તથા ચિત્રવિચિત્ર ક્રીડાપર્વતો× તેના જોવામાં આવ્યા.[૧૨] વળી સર્વ ઋતુમાં ફળપુષ્પ આપનારાં નાના પ્રકારનાં વૃક્ષોથી રમ્ય જણાતાં ઉદ્યાનો પણ તેની દૃષ્ટિએ પડચાં.[૧૩] ચાલતાં ચાલતાં કપિવર હનુમાન થોડીક વારમાં છેક

+ ત્રિકૂટ પર્વતનું જ 'લંબ પર્વત' એવું બીજું નામ હતું એમ તિલક ટીકાકાર લખે છે. વસ્તુતઃ એ ત્રિકૂટાચળ ઘણો જ મોટો હશે અને તેના કોઈ એક મોટા વિભાગનું 'લંબ પર્વત' એવું નામ હશે.

× ક્રીડા કરવા માટે બનાવેલા પર્વતો તથા કૃત્રિમ પહાડો.

રાવણની રાજધાની લંકાનગરીની સમીપ જઈ પહોંચ્યો. લંકાનગરીની ચારે બાજુ મોટી ખાઈ આવેલી હતી. તે ખાઈમાં ઊગેલાં રમ્ય કમળો વડે લંકાનગરી શોભી રહી હતી.[૧૪] સીતાનું હરણ કરીને આવ્યા પછી રાવણે લંકાનગરીના સારી રીતે રક્ષણ માટે પોતાના સેવકોને આજ્ઞા આપી હતી, તેથી તીક્ષ્ણ આયુધો ધારણ કરનારા બળવાન રાક્ષસો ચારે બાજુથી રક્ષણ કરતા હતા.[૧૫] એ લંકાનગરીને ફરતો સુવર્ણનો કિલ્લો આવી રહ્યો હતો અને તેની અંદર પર્વત સરખાં ઊંચાં તથા શરદઋતુનાં વાદળ સમાન ધોળાં મંદિરો શોભી રહ્યાં હતાં.[૧૬] અટારીઓવાળાં સેંકડો ગૃહોથી તથા ધ્વજ-પતાકાઓથી શોભતી એ લંકાનગરીની મોટી મોટી શેરીઓ, તેમાંનાં અત્યંત ઊંચાં ધવલ મંદિરોથી ઝળહળી રહી હતી.[૧૭] વળી પ્રત્યેક ગૃહનાં દ્વાર પર લતાઓનાં ચિત્રવાળાં સુવર્ણનાં દિવ્ય તોરણો લટકી રહ્યાં હતાં.

દેવ જેમ અમરાવતીને જુએ, તેમ કપિવર હનુમાન રમણીય લંકાનગરીને જોવા લાગ્યો.[૧૮] પર્વતશિખર પર વસેલી હોવાને લીધે જાણે આકાશમાં ઊડતી હોય એવી, અથવા આકાશમાં રચેલી કોઈ એક નગરી હોય એવી જણાતી એ લંકાપુરી દિવ્ય અને ધવલ ગૃહોથી શોભી રહી હતી. સાક્ષાત્ દેવોના શિલ્પી વિશ્વકર્માએ તેનું નિર્માણ કર્યું હતું અને રાક્ષસોનો રાજા રાવણ તેનું રક્ષણ કરતો હતો.[૧૯,૨૦] ચોતરફ આવેલા કિલ્લાની અંદરની વેદિકારૂપી જઘનસ્થળવાળી ખાઈમાં ભરેલાં જળ અને ઉપવનોરૂપી વસ્ત્રને ધારણ કરનારી, કિલ્લા પર ગોઠવેલાં શતઘ્ની તથા ત્રિશૂળ વગેરે આયુધોરૂપી કેશવાળી અને ઊંચી અટારીઓરૂપી કર્ણભૂષણવાળી એ લંકાનગરી જાણે કોઈ એક દિવ્ય સુંદરી જ હોય એવી શોભતી હતી ![૨૧] શ્રીમાન વિશ્વકર્માએ પોતાના મન વડે જ તેનુ નિર્માણ કરેલું હતું, એવી ઉત્તમ શોભાવાળી લંકાનગરીને નીરખતો કપિવર હનુમાન તેના ઉત્તર દિશા તરફના દરવાજા આગળ આવી પહોંચ્યો. એ દરવાજો કૈલાસસ્થાન સરખો રમણીય અને અતિશય ઊંચાં ભવનોવાળો હોવાને લીધે જાણે આકાશતળને ધારણ કરી રહ્યો હોય એવો દેખાતો હતો.[૨૨,૨૩]

ઉત્તર દિશાના દરવાજા આગળ આવીને વાયુસુત હનુમાન હળાહળ વિષવાળા સર્પોથી ભરેલી ગુફાની પેઠે, ક્રૂર રાક્ષસોથી ભરેલી લંકાનગરીને તથા તેના રક્ષણ માટે યોજેલા મહાન શૂરવીર સમૂહને અને ચોમેર આવેલા અગાધ મહાસાગરને તેમ જ રાવણ સરખા ભયંકર શત્રુને જોઈ વિચાર કરવા લાગ્યો :[૨૪] 'કપિઓ અહીં આવીને પણ શું કરી શકવાના છે ? દેવતાઓએ પણ યુદ્ધ કરીને આ લંકા જીતવી અશક્ય છે.[૨૫] અરે, કદાચ મહાસમર્થ રઘુવીર અત્યંત દુઃખે કરી પ્રવેશી શકાય એવી, રાવણે રક્ષણ કરેલી અને અત્યંત વિષમ સ્થળોવાળી આ લંકાનગરીમાં આવશે, તોપણ તેમનાથી શું થઈ શકે એમ છે ?[૨૬] આ ક્રૂર સ્વભાવવાળા રાક્ષસોની આગળ સામ, દાન, ભેદ અને દંડ, એ ચાર ઉપાયોમાંનો એક પણ ચાલી શકે એમ નથી.[૨૭] વળી અહીં સુધી આવવામાં પણ માત્ર વાલિપુત્ર અંગદ, નીલ, કપિરાજ સુગ્રીવ અને હું, એ ચાર જ વાનરોની ગતિ પહોંચી શકે એમ છે.[૨૮] હશે, ગમે તેમ હો; પરંતુ 'સીતા જીવતાં હશે કે નહિ' તેની તપાસ મારે અવશ્ય કરવી જોઈએ. સીતાને જોયા પછી જે કાંઈ વિચાર કરવો હશે તે કરીશ.'[૨૯]

આ પ્રમાણે વિચાર કરતો અને પર્વતશિખર પર ઊભેલો મારુતિ રામચંદ્રના કાર્ય માટે પુનઃ પોતાના મન સાથે કહેવા લાગ્યો :[૩૦] 'બળવાન અને ક્રૂર રાક્ષસોના ચોકી-પહેરાવાળી આ લંકાનગરીમાં હું આવા ને આવા સ્વરૂપે જ પ્રવેશ કરી શકું એ તો અસંભવિત છે; માટે સીતાની શોધ કરવા અર્થે મારે આ મહાબળવાન, મહાપરાક્રમી અને મહાતેજસ્વી પહેરેગીર રાક્ષસોને છેતરવા જોઈશે.[૩૧,૩૨] મારે મહાન કાર્ય કરવાનું છે; માટે રાક્ષસોના જોવામાં ન આવે અને કાર્ય

સિદ્ધ થઈ શકે એવું ગુપ્ત સ્વરૂપ ધારણ કરીને હું આજે રાત્રિના વખતે લંકાપુરીમાં પ્રવેશ કરીશ.[૩૩] એવો નિશ્ચય કરીને વળી દેવતાઓ અને અસુરોથી પણ જેમાં પ્રવેશ ન થઈ શકે એવી લંકા સામે જોઈને વાયુસુત હનુમાન વારંવાર નિસાસા મૂકવા લાગ્યો અને પુનઃ પણ વિચારવા લાગ્યો :[૩૪] 'અરે, દુરાત્મા રાવણની નજરે ચડ્યા સિવાય હું જનકનંદિની સીતાનાં દર્શન શી રીતે કરી શકીશ ? અરે, મારે અહીંયાં કેવી રીતે વર્તવું કે જેથી મહાસમર્થ રામચંદ્રજીનું કાર્ય નાશ ન પામે ? હું એકલો એકાંત વિષે સીતાને શી રીતે મળી શકીશ ?[૩૫,૩૬] આવા પ્રસંગો માટે નીતિશાસ્ત્રમા કહ્યું છે :

भूताश्चार्था विनश्यन्ति देशकालविरोधिताः।
विक्लवं दूतमासाद्य तमः सूर्योदये यथा॥

સૂર્યોદય થવાથી જેમ અંધકારનો નાશ થાય છે, તેમ કાર્યાકાર્યના વિચાર વિનાના દૂતને લીધે સિદ્ધ થવા આવેલો અર્થ પણ નાશ પામે છે. અવિચારી દૂત જ દેશ–કાળને જોયા વિના કાર્ય કરવામાં પ્રવૃત્ત થાય છે.[૩૭]

अर्थानर्थान्तरे बुद्धिर्निश्चितापि न शोभते।
घातयन्तीह कार्याणि दूताः पण्डितमानिनः॥

રાજાએ પોતાના સચિવો સાથે મળીને કાર્યાકાર્ય વિષે પ્રથમથી નિશ્ચિત કરેલી યુક્તિ પણ અવિચારી દૂતોને લીધે વ્યર્થ થાય છે; પોતાને જ પંડિત માનનારા અવિચારી દૂતો રાજાના કાર્યનો નાશ કરી નાખે છે;[૩૮] તો હવે મારે શી રીતે કરવું કે જેથી રામચંદ્રનું કાર્ય ભાંગી ન પડે અને હું લોકોમાં અવિચારી ન કહેવાઉં; તેમ જ મેં મહોદધિનું ઉલ્લંઘન કર્યું તે પણ વ્યર્થ ન જાય ![૩૯] જો રાક્ષસો મને જોશે, તો રાવણનો નાશ કરવાની ઇચ્છાવાળા શ્રીમાન રઘુવીરનું કાર્ય અટકી જ પડશે રાક્ષસોને છેતરવા અર્થે હું જો રાક્ષસનું રૂપ ધારણ કરું, તો તે પણ તેઓની અજાણમાં જાય એમ નથી. વળી બીજા કોઈ રૂપથી તો અત્રે ક્યાંય પણ શી રીતે જ રહી શકાય ?[૪૦,૪૧] અરે, રાક્ષસોના રાજા રાવણની આજ્ઞા સિવાય વાયુ પણ લંકામાં પ્રવેશ કરી શકતો નહિ હોય એમ મને લાગે છે. વળી ભયંકર કર્મવાળા આ રાક્ષસોથી અહીં કાંઈ પણ અજાણ્યું નહિ રહેતું હોય એમ હું ધારું છું.[૪૨] જો હું મારું આ ને આ રૂપ રાખીને અહીં જ ઊભો રહીશ, તો અવશ્ય મારો વિનાશ જ થશે અને રામચંદ્રનું કાર્ય રહી જશે;[૪૩] માટે રાત્રિ થશે ત્યારે જ રામચંદ્રનું કાર્ય સિદ્ધ કરવા અર્થે હું સૂક્ષ્મ રૂપ ધારણ કરીને લંકામાં પ્રવેશીશ. રાત્રિ સમયે દુરાસદ એવી લંકામાં પ્રવેશ કર્યા પછી હું તેમાંના પ્રત્યેક ભવનમાં પેસીપેસીને જનકતનયાની શોધ કરીશ.'[૪૪,૪૫]

એ પ્રમાણે નિશ્ચય કરીને જનકતનયાનાં દર્શનની આકાંક્ષાવાળો કપિવર હનુમાન સૂર્યાસ્ત થવાની વાટ જોવા લાગ્યો.[૪૬] જ્યારે સૂર્યાસ્ત થયો અને રાત પડી, ત્યારે અદ્‌ભુત સ્વરૂપવાળા મહાપરાક્રમી મારુતિએ પોતાના દેહને સંકોચી બિલાડાના જેવડો બનાવ્યો અને પ્રદોષસમય વીત્યો કે તુરત જ કિલ્લો કૂદીને મોટા મોટા રાજમાર્ગોવાળી રમ્ય લંકાનગરીમાં પ્રવેશ કર્યો. લંકાનગરી હારબંધ આવેલાં મોટાં મોટાં મહાલયોથી શોભી રહી હતી અને સુવર્ણ સરખા દેખાવવાળાં સ્તંભો તથા જાળિયાં વડે ગંધર્વનગર સમાન જણાતી હતી. તે નગરી વિષે રાક્ષસોની સાત અને આઠ માળની હવેલીઓ સ્ફટિક તથા સુવર્ણ વડે શણગારેલાં અનેક સ્થળોથી શોભી રહી હતી. એવી રમણીય શોભાવાળી લંકાનગરીને નીરખતો કપિવર હનુમાન રાજમાર્ગ પર જવા લાગ્યો.[૪૭–૫૦] પ્રત્યેક ગૃહનાં દ્વારો પર લટકતાં સુવર્ણનાં તોરણોથી એ નગરી અત્યંત પ્રકાશતી હતી.[૫૧] અચિંત્ય તથા અદ્‌ભુત આકારવાળી લંકાને જોઈ કપિવર હનુમાન સીતાનાં દર્શનની ઉત્કંઠાને લીધે હર્ષ અને શોકયુક્ત થવા લાગ્યો.[૫૨]

મહાબળવાન હનુમાને રાવણની ભુજાઓથી રક્ષણ કરાતી તથા ભયંકર બળવાળા રાક્ષસોના ચોકી–પહેરાવાળી રમણીય લંકાનગરીમાં પ્રવેશ

કર્યો. એ નગરી વિષે ચૂનાથી ધોળી સફેદ બનાવેલી અને સામસામી હારબંધ આવેલી સાતસાત મજલાવાળી હવેલીઓ શોભી રહી હતી; તથા પ્રત્યેક દ્વાર પર અમૂલ્ય સુવર્ણનાં તોરણો લટકી રહ્યાં હતાં.[૫૩] કપિવર હનુમાને લંકામાં પ્રવેશ કર્યો, એ વેળા હજારો શીતળ કિરણોવાળો ચંદ્ર પણ જાણે તેને સહાય કરતો હોય એમ પોતાની ચાંદની વડે સર્વ લોકોને પ્રકાશિત કરતો નક્ષત્રસમૂહની વચ્ચે ઉદય પામ્યો.[૫૪] કપિશ્રેષ્ઠ હનુમાન પણ સરોવરમાં ફરતા હંસની પેઠે આકાશમાં ઉદય પામતા, શીતળ કાંતિવાળા અને શંખ, દૂધ તથા કમળતંતુ સરખા શ્વેત વર્ણવાળા ચંદ્રને જોઈ આનંદ પામ્યો.[૫૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૨ જો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩ જો

### લંકાનગરી, તેમાં હનુમાનનો પ્રવેશ અને લંકાની દેવી

**स लम्बशिखरे लम्बे लम्बतोयदसन्निभे ।**
**सत्त्वमास्थाय मेधावी हनुमान्मारुतात्मजः ॥ १ ॥**

લંબાયમાન મેઘ સરખા 'લંબ' પર્વતના અત્યંત ઊંચા શિખર પર ઊભા રહી દૃષ્ટિગોચર કરેલી લંકાનગરીની સમીપ આવી, મહાબળવાન અને બુદ્ધિમાન હનુમાને પોતાના પરાક્રમનો આશ્રય કરી રાત્રિસમયે તેમાં પ્રવેશ કર્યો. રાવણે રક્ષણ કરેલી એ લંકાનગરીમાં સ્થળે સ્થળે બગીચાઓ તથા રમ્ય જળાશયો દૃષ્ટિગોચર થતાં હતાં.[૧,૨] શરદઋતુનાં વાદળ સરખી ધવલ હવેલીઓ શોભી રહી હતી. નગરજનોનો સમુદ્ર સરખો ગંભીર ઘોષ સંભળાતો હતો અને સમુદ્રનો શીતળ વાયુ ચોમેર વાતો હતો.[૩] અત્યંત બળવાન રાક્ષસોની સેનાથી રક્ષણ કરાતી હોવાને લીધે, યક્ષોથી રક્ષણ કરાતી અલકાપુરી(કુબેરની નગરી)સરખી જણાતી એ લંકાનગરીનાં પ્રત્યેક ગૃહનાં મુખ્ય દ્વાર આગળ મદમત્ત હસ્તીઓ ઝૂલી રહ્યા હતા અને ચૂના વડે ધોળાં સફેદ કરેલાં દ્વારો પર સુંદર તોરણો લટકી રહ્યાં હતાં. ઇંદ્રની અમરાવતી સરખી એ લંકાનગરી સર્પોથી વ્યાપ્ત હોવાને લીધે પાતાળમાં આવેલી ભોગવતી નગરી જેવી જણાતી હતી. વીજળી સહિત મેઘમંડળ, નક્ષત્રો અને ગ્રહો તેનું સેવન કરતા હતા. તે નગરીમાં પ્રચંડ પવનનો સુસવાટ થઈ રહ્યો હતો. સુવર્ણનો મહાન કિલ્લો તેની ચારે બાજુ આવી રહેલો હતો અને જ્યાં ત્યાં નાની નાની ઘંટડીઓના નાદવાળી પતાકાઓ ફરકી રહી હતી.

લંકાની આવી અપૂર્વ શોભા જોઈ હર્ષિત થયેલો તથા વિસ્મય પામેલો કપિવર હનુમાન તેના કિલ્લા પર ચડ્યો અને ત્યાં રહીને ચોમેર દૃષ્ટિ કરવા લાગ્યો. લંકાનાં સઘળાં દ્વારો સુવર્ણમય હતાં. તે(દ્વાર)નાં ચોકઠાં પણ સુવર્ણથી જ બનેલાં હતાં. પ્રત્યેક દ્વાર પાસેની ભીંતો મણિ, માણિક્ય, સ્ફટિક અને મુક્તાફળોથી શણગારેલી હતી. દ્વારો ઉપર સુવર્ણના કૃત્રિમ હાથીઓ ગોઠવેલા હતા અને રૂપેરી તથા સોનેરી નકશીકામથી પ્રત્યેક દ્વાર અત્યંત શોભી રહ્યું હતું.[૪-૯] ઊંચાં દ્વારોમાં જવા માટે વૈડૂર્યમણિનાં પગથિયાંવાળી નિસરણીઓ ગોઠવી રાખી હતી. ગૃહોની અંદરની ભીંતો પણ સ્ફટિકમણિની બનેલી હતી. અત્યંત ઊંચે બનાવેલાં સભાગૃહો જાણે આકાશમાં ઊડતાં જ હોય એવાં જણાતાં હતાં.[૧૦] પ્રત્યેક દ્વાર પર ક્રૌંચ, મયૂર અને રાજહંસોના મધુર શબ્દો થઈ રહ્યા હતા તથા જ્યાંત્યાં અનેક પ્રકારના નગારાં, નોબતો વગેરે વાજિંત્રોના અને આભૂષણોના ઘોષ સાંભળવામાં આવતા હતા. કુબેરની અલકાપુરી જેવી શોભાયમાન અને અનેક વાજિંત્રોના નાદથી તથા અનેક પ્રકારની સંપત્તિથી ભરેલી અને જાણે આકાશમાં ઊડતી જ હોય એવી રાવણની લંકાનગરી જોઈ કપિવર હનુમાન અત્યંત હર્ષિત થયો. તે વિચાર કરવા લાગ્યો :[૧૧-૧૩] 'ઉગામેલાં આયુધવાળા રાવણના સૈનિકોથી રક્ષણ કરાતી આ લંકાનગરી ઉપર ચઢાઈ કરવાને

એકે કોઈ પણ સમર્થ નથી.[૧૪] તોપણ કુમુદ, અંગદ, મહાકપિ સુષેણ, મૈંદ, દ્વિવિદ, સુગ્રીવ, દર્ભ સરખા રુવાટાવાળો વૃદ્ધ જાંબુવાન અને હું એટલાઓની ગતિ તો અહીંયા પહોચી શકે એમ છે જ.'[૧૫] એવો વિચાર કરીને તથા મહાબાહુ રામ-લક્ષ્મણના પરાક્રમો સંભારીને કપિકુંજર મારુતિ આનંદ પામ્યો.[૧૬,૧૭]

રત્નોના કિલ્લારૂપી વસ્ત્રથી વીંટાયેલી, ગૌશાળા, અશ્વશાળા તથા હસ્તીશાળાના શિખરોરૂપી કર્ણભૂષણવાળી અને મોટી મોટી તોપો આદિ યંત્રગૃહોના ઘુમટરૂપી સ્તનવાળી એ સુશોભિત લંકાનગરી આભૂષણોથી શણગારેલી પ્રમદા જેવી દેખાતી હતી.[૧૮] ચળકતી ભીંતોવાળા મોટા મોટા મહાલયો અને પ્રકાશયુક્ત દીપકોથી એ લંકાનગરીમા અંધકાર તો કયાય પણ દેખાતો ન હતો.[૧૯]

કપિવર હનુમાન જે વેળા લંકાનગરીમા પ્રવેશ કરતો હતો, તે વેળા લંકાની અધિષ્ઠાત્રી દેવીની તેના પર નજર પડી.[૨૦] તુરત જ બેડોળ મુખવાળી તથા ભયંકર સ્વરૂપવાળી એ લંકાની દેવી પોતાના સ્થાનમાથી ઊઠી અને ઘોર ગર્જના કરતી વાયુસુત હનુમાનની આગળ આવી ઊભી રહી. તેણે હનુમાનને કહ્યુ [૨૧,૨૨] 'અલ્યા વનચર ! તું કોણ છે અને અહી યા શા માટે આવેલો છે? જ્યા સુધી તારા દેહમા પ્રાણ છે, ત્યા સુધી એ સઘળું યથાર્થ રીતે તુ કહી દે [૨૩] હે મૂર્ખ વનચર! રાવણનુ સેન્ય જેનુ ચોતરફ રક્ષણ કરે છે એવી આ લંકાનગરીમા તું કોઈ પણ પ્રકારે પ્રવેશ કરી શકે એમ નથી.'

લંકાદેવીના ઉપર્યુક્ત વચન સાંભળીને કપિવર હનુમાને તેને કહ્યુ : 'હે ભયંકરસ્વરૂપવાળી! તુ મને જે કાંઈ પૂછે તે સઘળું હું તને યથાર્થ રીતે કહી સંભળાવીશ, પરંતુ પ્રથમ તો તુ જ મને કહે કે આવા બિહામણા નેત્રવાળી તુ કોણ છે અને આ નગરીના દ્વાર આગળ આવીને શા માટે ઊભી છે? હે દારુણ મૂર્તિવાળી! તું મારા પર આટલો બધો ક્રોધ કરીને મારો તિરસ્કાર શા માટે કરે છે?[૨૪-૨૬]

હનુમાનનું વચન સાંભળી ઇચ્છિત રૂપ ધારણ કરવાની શક્તિવાળી લંકાની દેવી અત્યંત ક્રોધાયમાન થઈને હનુમાન પ્રત્યે કઠોર વાકય કહેવા લાગી :[૨૭] 'હે વનચર! કોઈથી પણ પરાભવ નહિ પામનારી હુ કે જે રાક્ષસરાજ રાવણની આજ્ઞા પ્રમાણે વર્તનારી તથા આ લંકાનગરીનુ રક્ષણ કરનારી છું, તેની અવજ્ઞા કરીને તું કદી પણ આ નગરીમા પ્રવેશ કરી શકીશ નહિ અલ્યા, જંગલમા વસનારા વાનર! આજે તુ મારા હાથથી હણાઈને અહી યા જ શયન કરીશ હે વાનર! હુ પોતે જ આ લંકાની અધિષ્ઠાત્રી દેવી છુ અને ચોમેરથી તેનુ રક્ષણ કરું છું, એ કારણથી જ હુ તને પ્રથમથી ચેતવણી આપુ છુ.'[૨૮-૩૦]

લંકાદેવીના ઉપર્યુક્ત વચન સાભળીને વાયુસુત કપિવર હનુમાન પર્વતની પેઠે દૃઢ થઈ ઊભો રહ્યો અને તેનો પરાજય કેવી રીતે કરવો, એ સંબંધી વિચાર કરવા લાગ્યો.[૩૧] પછી એ લંકાદેવીને ભયંકર સ્ત્રીના વેશમા આવેલી જોઈ મહાબુદ્ધિમાન હનુમાને કહ્યુ 'હે દેવી! ઊંચી ઊંચી અટારીઓ, કિલ્લાઓ તથા તોરણવાળી લંકાનગરીને જોવાની ઇચ્છાથી હુ અહી આવ્યો છુ, આ નગરી નિહાળવાની મને ઘણી જ ઉત્કંઠા છે. હે લંકાદેવી! લંકામા વનો, ઉપવનો, ઉદ્યાનો અને શ્રેષ્ઠ ગૃહાદિ જોવા માટે જ હુ અહી આવ્યો છુ. મને અંદર જવા દે.'

હનુમાનનુ વચન સાભળીને અત્યંત ક્રોધે ભરાયેલી એ કામરૂપિણી+ લંકાદેવી હનુમાન પ્રત્યે પુન પણ કઠોર વચન કહેવા લાગી [૩૨-૩૫] 'અલ્યા દુર્બુદ્ધિવાળા નીચ વાનર! રાક્ષસોનો રાજા રાવણ જેનુ પાલન કરે છે એવી મને જીત્યા સિવાય તુ આજે આ નગરીમા પ્રવેશ કરવાને કે તેને જોવાને સમર્થ નથી.'[૩૬]

લંકાદેવીનુ વચન સાભળી કપિવર હનુમાને પુન પણ તેને નમ્રતાથી કહ્યુ. 'હે કલ્યાણી! હુ

+ ઇચ્છિત રૂપ ધરનારી

આ નગરી જોવા માટે જ આવેલો છું, તેથી માત્ર તેને જોઈ ને જ હું જેવી રીતે આવ્યો છું તેવી રીતે જ પાછો ચાલ્યો જઈશ, માટે મને પ્રવેશવા દે.[૩૭]

કપિવર હનુમાનનાં ઉપલાં વચનો સાંભળીને અતિશય ક્રોધ પામેલી લંકાદેવીએ ભયંકર મોટી ગર્જના કરી અને અત્યંત વેગમાં આવીને પોતાના હાથના તળિયા વડે હનુમાનના મુખ પર જોરથી એક લપડાક મારી.[૩૮] જ્યારે લંકાદેવીએ એ પ્રમાણે જોરથી પ્રહાર કર્યો, ત્યારે મહાબળવાન પવનસુત હનુમાને પણ તેના જેવી જ ગર્જના કરીને તથા દઢ મુષ્ટિ વાળીને ઘણા જ જોરથી લંકાદેવીને મુક્કીનો સખત પ્રહાર કર્યો. તેને સ્ત્રી જાણીને મહાપરાક્રમી હનુમાને અતિશય ક્રોધ કર્યો નહિ અને તેના પર બીજી વાર મુષ્ટિ ચલાવી નહિ, તોપણ તેના એક જ પ્રહારથી બેડોળ મુખવાળી તથા ભયંકર સ્વરૂપવાળી એ લંકાદેવી વિકળ અંગવાળી થઈ ને એકદમ પૃથ્વી પર પડી ગઈ.[૩૯-૪૧] તેને પૃથ્વી પર પડેલી જોઈ ને અત્યંત તેજસ્વી અને શૂરવીર હનુમાને સ્ત્રી જાણીને દયાની લાગણીથી જીવતી મૂકી; અર્થાત્ પુનઃ તેના પર પ્રહાર કર્યો નહિ.[૪૨] કપિવર હનુમાનનું એવું પરાક્રમ જોઈ ને ગર્વરહિત થયેલી અને અત્યંત ઉદ્વેગ પામેલી એ લંકાદેવી હનુમાન પ્રત્યે ગદ્દગદ વાણીથી કહેવા લાગી:[૪૩] 'હે મહાબાહુ! હે કપિસત્તમ! હે સૌમ્ય! મારા પર દયા કર, દયા કર; પ્રસન્ન થા, પ્રસન્ન થા. મહાબળવાન અને શૌર્યવાન વિવેકી પુરુષો 'સ્ત્રીને હણવી નહિ' એવી શાસ્ત્રાજ્ઞાનું કદી પણ ઉલ્લંઘન કરતા નથી.[૪૪] હે મહાબળવાન પ્લવંગમ! હું પોતે જ લંકાનગરી છું. હે વીર! આજે તેં તારા પરાક્રમ-બળ વડે મને જીતી છે.[૪૫] હે હરીશ્વર! હવે હું જે સત્ય વાત છે તે તને કહું છું. પૂર્વે બ્રહ્મદેવે મને વરદાન આપ્યું છે કે, 'જ્યારે કોઈ વાનર પોતાના પરાક્રમે કરી તને જીતીને વશ કરે, ત્યારે તારે જાણવું કે, હવે રાક્ષસોના માથે મોટો ભય આવી પહોંચ્યો છે.'[૪૬,૪૭] હે સૌમ્ય! હે વાનર! આજે તારું દર્શન થવાથી હવે તે સમય નજીકમાં આવી પહોંચ્યો છે, એમ હું માનું છું. બ્રહ્મદેવનું વરદાન કદી પણ મિથ્યા થાય નહિ. હું ધારું છું કે સીતાનું હરણ કર્યું એ કારણથી હવે દુરાત્મા રાવણનો તથા સર્વ રાક્ષસોનો વિનાશ-કાળ સમીપ આવી પહોંચ્યો છે.[૪૮,૪૯] હે વાનરશ્રેષ્ઠ તું રાવણે પાલન કરેલી લંકાનગરીમાં સુખથી પ્રવેશ કર અને જે જે કાર્યો કરવાની તારી ઇચ્છા હોય તે સર્વ સુખથી કર.[૫૦] હે વાનરર્ષભ! નંદિકેશ્વરનો શાપ થવાથી હણાઈ ચૂકેલી× અને રાક્ષસોના રાજા રાવણથી પાલન કરાતી આ લંકાનગરીમાં તું સુખેથી પ્રવેશ કર અને પોતાની ઇચ્છાનુસાર સર્વત્ર ફરીને જનકતનયા સીતાની શોધ કર.'[૫૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના
સુંદરકાંડમાં ૩ જો સર્ગ સમાપ્ત

# સર્ગ ૪થો

## લંકાનગરી-તેની રમણીયતા

स निर्जित्य पुरीं लङ्कां श्रेष्ठां तां कामरूपिणीम्।
विक्रमेण महातेजा हनूमान्कपिसत्तमः ॥ १ ॥

ઇચ્છિત રૂપ ધરનારી લંકાદેવીને પોતાના પરાક્રમ વડે જીતીને મહાતેજસ્વી કપિવર હનુમાન રાત્રિસમયે દરવાજામાં નહિ પ્રવેશતાં કિલ્લો ઓળંગી લંકામાં ગયો.÷ સુગ્રીવનું હિત કરનારા કપિકુંજર હનુમાને લંકામાં પ્રવેશતી વેળા પહેલ-વહેલાં જ પોતાનો ડાબો પગ પૃથ્વી પર મૂક્યો; કેમ કે એથી શત્રુઓના મસ્તક પર ચરણ મૂક્યો ગણાય.*[૧-૩] રાત્રિસમયે લંકામાં પ્રવેશ કર્યો

× પૂર્વે નંદિકેશ્વરે શાપ આપ્યો હતો કે, જ્યારે લંકાનગરીમાં હનુમાન પ્રવેશ કરશે, ત્યારે તેનો નાશ થશે.

÷ રાજાએ અથવા રાજદૂતે શત્રુના નગરમાં પ્રવેશ કરતી વેળાએ તેના દરવાજે થઈ નહિ પ્રવેશતાં, કોઈ પણ ઉપાયથી બીજા માર્ગે પ્રવેશ કરવો શ્રેયસ્કર છે. એ માટે કહ્યું છે કે, ग्रामं वा नगरं वापि पत्तनं वा परस्य हि। विशेषात् समये सौम्य न द्वारेण विशेन्नृपः। રાજાએ અથવા રાજપુરુષે શત્રુના ગામમાં, કસબામાં અથવા નગરમાં પ્રવેશ કરતી વખતે દરવાજામાં થઈ પ્રવેશ કરવો નહિ, (रामानुजीय संस्कृत टीका)

* બૃહસ્પતિ સ્મૃતિમાં કહ્યું છે: प्रयाणकाले स्वकस-

પછી પવનસુત હનુમાન ખરી પડેલા પુષ્પોથી શોભી રહેલા રાજમાર્ગ પર થઈને નગરીમા વિચરવા લાગ્યો મેઘમ ડળથી જેમ આકાશ શોભે છે, તેમ અરાવત હાથી સરખા શ્વેત જણાતા અને મણિજડિત જાળિયાવાળા તેમ જ અટ્ટહાસ્ય-ની સાથે તથા અનેક પ્રકારના વાજિંત્રોના નાદવાળા ઉત્તમ મહાલયોથી એ નગરી શોભી રહી હતી ૪–૬ શ્વેત વાદળ સરખા અને ચોતરફથી શણગારેલા રાક્ષસોના 'પદ્મ', 'સ્વસ્તિક', 'નંદ્યાવર્ત' અને 'વર્ધમાન' એવા નામના ચિત્રવિચિત્ર મ દિરોથી એ નગરી ઝળહળી રહી હતી અનેક જાતના પુષ્પવૃક્ષોથી શોભતી લ કા નગરીને જોઈ સુગ્રીવનુ હિત કરનારા તથા રઘુ વીરના કાર્ય માટે ફરનારો કપિવર હનુમાન અત્ય ત આન દ પામ્યો મહાવીર હનુમાન એક ભવનમાથી નીકળી બીજા અને બીજામાથી નીકળી ત્રીજા એમ પ્રત્યેક ભવનમા પ્રવેશ કરી અનેક પ્રકારના ભવ્ય મ દિરોને જોવા લાગ્યો અને અ તરિક્ષમા થતા અપ્સરાઓના ગાયન સરખુ, કામપીડિત રાક્ષસીઓનુ ત્રણે સ્થાનમાથી ઉત્પન્ન થતા સ્વરવાળુ ગાયન સાભળવા લાગ્યો એ વેળા રાક્ષસીઓની કટિમેખલાનો તથા નૂપુરોના અવાજ અને નિસરણીઓના પગથિયાનો ખડખડાટ તથા સ્થળે સ્થળે ક્રીડા કરી રહેલા રાક્ષસોના પરસ્પર તાળી આપવાના અવાજ અને તેઓના સિંહનાદ પણ તેને શ્રવણગોચર થવા લાગ્યા ૭–૧૨ કેટલાએક રાક્ષસ પોતાના ઘરમા બેઠા બેઠા મ ત્રજપ કરી રહ્યા હતા, કેટલાએક સ્વાધ્યાયમા નિમગ્ન હતા અને કેટલાએક મોટી ગર્જનાઓ કરી રાવણની સ્તુતિ ગાતા હતા એ સર્વને જોતોજોતો કપિવર હનુમાન જ્યારે લ કા નગરીની મધ્યમા પહોચ્યો, ત્યારે ત્યા આગળ રાવણે રક્ષણ કરવા માટે રાખેલા અનેક રાક્ષસો તેના જોવામા આવ્યા એ ચોકી કરનારા રાક્ષસો માના કેટલાક વ્રતધારી હતા, કેટલાક જટાધારી હતા, કેટલાક મુંડિતમુંડ હતા, કેટલાકોએ ગાયો નુ ચર્મ ઓઢેલુ હતુ,૧૩–૧૫ કેટલાકના હાથમા દર્ભરૂપી આયુધો હતા, કેટલાકની આગળ અગ્નિ કુ ડોરૂપી હથિયારો પડ્યા હતા અને કેટલાકના હાથમા મુસળ, દ ડ તથા મુદ્ગર વગેરે આયુધો હતા ૧૬ એ ચોકી કરનારા રાક્ષસોમાના કેટલાકને માત્ર એક જ આખ હતી, કેટલાકને એક જ કાન હતો અને કેટલાકની છાતી પર એક જ સ્તન લબડતુ હતુ તેમાના કેટલાક વિકરાળ રૂપવાળા, કેટલાક ભય કર મુખવાળા, કેટલાક બેડોળ અ ગવાળા અને કેટલાક ઠી ગણા શરીરવાળા હતા ૧૭ એ રક્ષકોમાના કેટલાકે ધનુષ્ય, કેટલાકે તલવાર, કેટલાકે શતઘ્ની, કેટલાકે મુસળ અને કેટલાકે પરિઘ વગેરે ઉત્તમ આયુધો ગ્રહણ કર્યા હતા અને પોતપોતાના અ ગ પર વિચિત્ર કવચો પહેર્યા હતા ૧૮ તેઓ બહુ જાડા નહિ તેમ જ બહુ સુકાયેલા પણ નહિ, બહુ ઊ ચા નહિ તેમ બહુ નીચા પણ નહિ, બહુ ગોરા નહિ તેમ જ બહુ કાળા પણ નહિ અને બહુ કૂબડા પણ નહિ તેમજ બહુ ઠી ગણા પણ નહિ એવા હતા ૧ તેમાના કેટલાક રૂપ વિનાના તો કેટલાક વળી રૂપાળા હતા કેટલાક સુદર રૂપવાળા અને કેટલાક તો દેદીપ્યમાન કાંતિવાળા હતા કેટલાકોએ ધજાઓ, કેટલાકોએ પતાકાઓ, કેટલાકોએ સાગ અને વૃક્ષ વગેરે આયુધો, કેટલાકોએ પટ્ટિશ અને અશનિ વગેરે હથિયારો તથા કેટલાકોએ ખ ડ્ગ અને પાશ વગેરે આયુધો ધારણ કર્યા હતા એ સર્વ રક્ષકો પુષ્પમાળાઓને ધારણ કરનારા, ચ દન વડે ચર્ચેલા, ઉત્તમ આભૂષણોથી ભૂષિત, નાના પ્રકારના વેષ ધારણ કરનારા અને પોતાની ઇચ્છા પ્રમાણે વિચરનારા હતા તેઓની પાસે ત્રિશૂળ અને વજ્ર વગેરે આયુધો જણાતા હતા એ પ્રમાણે રાવણની

---

प्रवेशे त्रिवाहकालेऽपि च दक्षिणाङ्घ्रम्। कृत्वाग्रत शत्रुपुर प्रवेशे वामे निदध्याचरणं नृपाल प्રયાણ કરતી વેળા, પોતાના ઘરમાં પ્રવેશતી વેળા તથા વિવાહાદિ માગલિક કાર્ય માટે જતી વેળા, મનુષ્યે પ્રથમ પોતાનો જમણો ચરણ ઉપાડી ગમન કરવુ અને રાજાએ શત્રુના નગરમા પ્રવેશતી વેળા પોતાનો ડાબો ચરણ ઉપાડી પ્રવેશ કરવો ગો ટી

આજ્ઞાથી લંકાનગરીની મધ્યમા આવેલી છાવણી પર રહેલા તથા સાવધાનપણે રક્ષણ કરનારા સેંકડો અને હજારો રાક્ષસો કપિવર હનુમાનના જોવામા આવ્યા આ સર્વ રાક્ષસો રાવણના મહેલની-તેના અંતઃપુરની રક્ષા કરતા હતા હવે કપિશ્રેષ્ઠ હનુમાન આ સ્થળે આવી પહોચ્યો અને રાક્ષસરાજ રાવણનો મહાલય તેની દૃષ્ટિએ પડ્યો એ મહેલ પર્વતના ઊંચા શિખર પર આવેલો હતો તેના પ્રત્યેક દ્વારો પર શુદ્ધ સુવર્ણના તોરણો લટકી રહ્યા હતા, તેની ચારે બાજુ શ્વેત કમળોથી શોભી રહેલી ઊંડી ખાઈ હતી અને ચોતરફ ઊંચો કિલ્લો વીંટાયેલો હતો સ્વર્ગના જેવી દિવ્ય શોભાવાળો અને વાજિંત્રોના નાદથી ગાજી રહેલો રાવણનો આ રાજમહેલ જોઈને કપિવર હનુમાન હર્ષિત થયો [૨૦-૨૬] એ રાજમહેલની પાસે આવેલી અશ્વશાળાઓમા અદ્ભુત આકારવાળા અશ્વો હણહણી રહ્યા હતા અને ગજશાળાઓમા શરદ ઋતુના વાદળ સરખા શ્વેત અને ચાર દંતૂશળવાળા હસ્તીઓ તથા બીજા પણ અનેક જાતના હસ્તીએ ચિત્કાર શબ્દ કરી રહ્યા હતા વળી તે રાજમહેલના મોટા દરવાજા ઉપર મદમત્ત મૃગો તથા પક્ષીઓ વિચરી રહ્યા હતા અને મહા પરાક્રમી રાક્ષસો તેની ચોકી કરતા બેઠા હતા એવી રીતે અત્યંત સુરક્ષિત થયેલા રાવણના રાજમહેલને જોઈ કપિકુંજર હનુમાને તેમા પ્રવેશવાની ઇચ્છા કરી [૨૭-૨૯] રાવણનો રાજમહેલ કે જેની ચારે બાજુ સુવર્ણનો કિલ્લો આવી રહ્યો હતો, જેના શિખરે અમૂલ્ય રત્નોથી શણગારેલા હતા અને જેમા કલાગુરુ વગેરે કિંમતી સુગંધી પદાર્થોનો ધૂપ થઈ રહ્યો હતો, તેમા પ્રવેશ કરવા માટે કપિશ્રેષ્ઠ હનુમાન તૈયાર થયો [૩૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમા ૪થા સર્ગ સમાપ્ત

# સર્ગ ૫ મો

## લંકાનગરી-તેની વિલાસપ્રચુરતા

ततः स मध्यगतमंशुमन्तं ज्योत्स्नावितानं मुहुरुद्वमन्तम् ।
ददर्श धीमान्भुवि भानुमन्तं गोष्ठे वृषं मत्तमिव भ्रमन्तम् ॥

લંકાનગરી વિષે સીતાની શોધ કરવા માટે ચોતરફ ફરતા કપિવર હનુમાને આકાશ તરફ દૃષ્ટિ કરી, તો ગાયોના ટોળામા ભ્રમણ કરતા મદોન્મત્ત વૃષભની પેઠે, તારાઓના સમૂહમા ઉદય પામેલો શીતળ કિરણોવાળો અને સૂર્યના યોગથી વારવાર પોતાની જ્યોત્સ્નાને વિસ્તારતો— ભગવાન ચંદ્ર તેના જોવામા આવ્યો [૧] એ ચંદ્ર શીતળ અને પ્રકાશયુક્ત કિરણોવાળો હોવાથી લોકોના પાપ-દુઃખને નિવારતો, સમુદ્રને વધારતો અને સર્વ ભૂતપ્રાણીઓને પ્રકાશિત કરતો આકાશમા ચઢવા લાગ્યો તેને કપિવર હનુમાને દીઠો [૨] જે લક્ષ્મી પૃથ્વી પર રહેલા મંદરાચળમા શોભે છે, જે લક્ષ્મી પ્રદોષસમયે સમુદ્રમા શોભે છે તથા જે લક્ષ્મી દિવસે જળમા ઊગેલા કમળો વિષે શોભે છે, તે લક્ષ્મી એ વેળા ચંદ્રમામા શોભવા લાગી જેવી રીતે રૂપેરી પિંજરામા હંસ શોભે, મંદરાચળની કંદરામા સિંહ શોભે તથા મદમત્ત હસ્તી પર બેઠેલો શૂરવીર શોભે, તેવી રીતે આકાશમા રહેલો ચંદ્ર શોભવા લાગ્યો [૩,૪] કલંકરૂપ હરિણના શિંગડાવાળો ભગવાન ચંદ્ર તીક્ષ્ણ શૃંગવાળા વૃષભ જેવો, ઊંચા શિખરોવાળા શ્વેત પર્વત જેવો તથા સુવર્ણથી મઢેલા દંતશૂળવાળા હાથી જેવો શોભવા લાગ્યો [૫] વર્ષાકાળ વ્યતીત થવાથી જેનો તુષારરૂપી* કાદવ નષ્ટ થયો છે, સૂર્યના કિરણો મળવાથી જેના તેજની વૃદ્ધિ થયેલી છે તથા અત્યંત પ્રકાશને લીધે જેનુ શ્યામવર્ણુ તિલક પણ ઉજ્જ્વળ બન્યુ ગયુ છે એવો ભગવાન ચંદ્ર

— સૂર્યના કિરણો પડવાથી ચંદ્ર પ્રકાશે છે, એવુ જ્યોતિ શાસ્ત્રમા સિદ્ધ છે

* સૌંદર્ય અથવા શોભા

× ઝાકળનુ પાણી

અધિક શોભવા લાગ્યો. જેમ મહાવનમાં શિલા પર બેઠેલો સિંહ શોભે છે, સંગ્રામભૂમિમાં ઊભો રહેલો હસ્તી શોભે છે અને રાજ્યગાદી પર બેઠેલો રાજા શોભે છે તેમ આકાશમાં ચડેલો ચંદ્ર શોભવા લાગ્યો.[૬-૭] અત્યંત પ્રકાશ-યુક્ત ચંદ્રનો ઉદય થવાથી જેનો અંધકારરૂપી દોષ નાશ પામ્યો છે, પરંતુ રાત્રિ પ્રવૃત્ત થવાથી જેમાં રાક્ષસોની માંસ ભક્ષણ કરવાની લાલસારૂપી દોષ વૃદ્ધિ પામ્યો છે અને જેણે સ્ત્રીઓના પ્રણયકલહને શમાવી નાખ્યો છે એવો ભગવાન પ્રદોષ–રાત્રિસમય એ વેળા કામીજનોને સુખરૂપ થઈ પડ્યા હતો.[૮]

એ સમયે મહાબુદ્ધિમાન કપિવર હનુમાન લંકાનગરીમાં સર્વત્ર વિચરી રાક્ષસોનાં ગૃહો તપાસતો હતો. એ સમયે કાનને સુખ આપે એવા વીણાઓના મધુર સ્વર સંભળાતા હતા. સ્ત્રીઓ પોતાના પતિની સાથે સુખપૂર્વક સૂતી હતી અને અત્યંત ક્રૂર કર્મ કરનારા રાક્ષસો આહાર શોધવા અર્થે જ્યાંત્યાં નીકળી પડ્યા હતા. કેટલાંક ગૃહો મોટા મોટા રથ, અશ્વ તથા ભદ્રાસન વગેરેથી ભરપૂર હતાં અને તેમાં શૂરવીર-પણાથી શોભતા, ઐશ્વર્યના મદથી છકી ગયેલા તથા મદ્યપાન કરવાથી ઉન્મત્ત બનેલા રાક્ષસો વસતા હતા. એ મદમત્ત રાક્ષસો પોતાની સ્થૂળ ભુજાઓ વડે એકબીજાની પીઠ થાબડતા ને ઉત્તર-પ્રત્યુત્તર કરતા પરસ્પર અસભ્ય શબ્દો બોલી એકબીજાનો તિરસ્કાર કરતા હતા. મદ્યપાન કરવાથી ઉન્મત્ત થયેલા કેટલાક રાક્ષસો વારંવાર પોતાની છાતી ઠોકતા હતા, પોતાના હાથ-પગ વગેરે અંગોને સ્ત્રીઓ પર નાખતા હતા, સ્ત્રીઓને પ્રસન્ન કરવા સારુ નાના પ્રકારના વેષ ધરતા હતા તથા ધનુષ્યની પ્રત્યંચાને ખેંચતા હતા.[૯-૧૨] વળી કેટલીક સ્ત્રીઓ પોતાના શરીર પર અંગ-રાગ* લગાડતી હતી, કેટલીક સુખથી નિદ્રાવશ થઈ હતી તથા સુંદર મુખવાળી અને સ્વરૂપવાળી કેટલીક સ્ત્રીઓ હાસ્ય કરતી હતી. વળી કુપિત થયેલી કેટલીક સ્ત્રીઓ નિઃશ્વાસ મૂકતી જણાતી હતી.[૧૩] જેમ ફૂંફાડા નાખતા સર્પોથી જળના ધરાઓ શોભે, તેમ ચિત્કાર કરતા હસ્તીઓથી, સત્કાર પામેલા વિભીષણાદિ સજ્જનોથી તથા નિઃશ્વાસ મૂકતા શૂરવીરોથી લંકાનગરી અત્યંત શોભતી હતી.[૧૪] એ નગરીમાં શ્રેષ્ઠ બુદ્ધિવાળા, સત્ય વચનવાળા, વેદ અને શાસ્ત્રો પર શ્રદ્ધાવાળા, જગતમાં મુખ્ય ગણાયેલા, અનેક પ્રકારના વેષ-વાળા તથા સુંદર નામવાળા કેટલાએક રાક્ષસો વસતા હતા; તે સર્વને હનુમાને જોયા.[૧૫] સુંદર રૂપવાળા તથા તેના રૂપને યોગ્ય ઉત્તમ ગુણોવાળા એ રાક્ષસોને જોઈ કપિવર આનંદ પામ્યો. કેટલાક રાક્ષસો અતિશય રૂપાળા હતા, તો કેટલાક કદરૂપા હતા.[૧૬] ત્યાર પછી હનુમાને જોયુ તો અમૂલ્ય આભૂષણો ધારણ કરનારી એ રાક્ષસોની સ્ત્રીઓ પણ શુદ્ધ અંતઃકરણવાળી, મહાન પ્રભાવવાળી, મદ્યપાન કરવામાં આસક્ત મનવાળી તથા તારાઓ સરખી પ્રકાશિત કાંતિ-વાળી જોવામાં આવી. અત્યંત હર્ષિત થયેલી પક્ષિણી જેમ પોતાના પક્ષી-પતિને ભેટી પડે છે, તેમ અત્યંત રૂપવાળી કેટલીક સ્ત્રીઓ અર્ધ-રાત્રિના સમયે પોતાના સ્વામીને ભેટીને લજ્જા-યુક્ત થઈ હતી, એ પણ હનુમાનના જોવામાં આવી.[૧૭,૧૮] કેટલીક સ્ત્રીઓ પોતાનાં વિલાસ-ભવનોમાં સ્વામીઓના ખોળામાં સુખપૂર્વક બેઠી હતી, કેટલીક સ્ત્રીઓ પોતાના સ્વામીઓને પ્રિય થઈ પડેલી હતી, કેટલીક સ્ત્રીઓ પોતાના પતિની સેવામાં તત્પર હતી અને કેટલીક સ્ત્રીઓ કામ-પીડાને લીધે વિહ્વળ બની ગઈ હતી; તે સર્વને બુદ્ધિમાન હનુમાને જોઈ.[૧૯] રાક્ષસોની સ્ત્રીઓમાં કોઈ સ્ત્રી ઉત્તરીય વસ્ત્ર વિનાની હોવાથી સુવર્ણરેખા જેવી અથવા તપાવેલા સુવર્ણ સરખા વર્ણવાળી જણાતી હતી; કોઈ સ્ત્રી ચંદ્ર સમાન કાંતિવાળી તો કોઈ સ્ત્રી સુંદર દેખાવવાળી અને સ્વામીથી રિસાયેલી જણાતી હતી.[૨૦] બહુ લાંબા સમયે પતિનો સમાગમ થવાથી અત્યંત આનંદિત થયેલી કેટ

* ચંદન વગેરે.

લીક સ્ત્રીઓ મનોહર સ્વરૂપવાળી જણાતી હતી; તથા પુષ્પોના ગુચ્છોથી સુંદર બનેલી અને હર્ષિત થયેલી કેટલીક સ્ત્રીઓ પોતાના પતિના મનને આનંદ પમાડતી હતી; તે સર્વ કપિવર હનુમાનના જોવામાં આવી.[૨૧] લંકાનગરીમાં સર્વત્ર ફરતા કપિશ્રેષ્ઠ હનુમાને જોયું, તો ચંદ્ર સમાન પ્રકાશવાળાં સ્ત્રીઓનાં મુખમંડળો, સુંદર પાંપણોવાળી અને વાંકી દૃષ્ટિએ જોનારી તેમનાં નેત્રોની પંક્તિઓ તથા વીજળીની પેઠે ચમકતાં તેમનાં આભૂષણો દૃષ્ટિએ પડતાં હતાં.[૨૨]

પવનસુત હનુમાને સર્વત્ર ફરીને એટલી બધી સ્ત્રીઓ જોઈ. પરંતુ ઉત્તમ કુળમાં જન્મેલા, ધર્મનું પ્રતિપાલન કરનારા રાજકુળમા ઉત્પન્ન થયેલાં, પ્રફુલ્લિત લતાની પેઠે સારી રીતે ઉછેરાયેલાં, કૃશ અંગવાળાં, શુદ્ધ અંતઃકરણવાળાં, પતિવ્રત ધર્મનું પાલન કરનારાં, પોતાના પતિ રામચંદ્રને જ ઝંખી રહેલાં અને રામચંદ્રના મનમાં વસી રહેલાં, સઘળી સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ, રામવિયોગને લીધે ઊપજેલા વિરહાગ્નિથી તપી રહેલાં, સુંદર પાંપણોવાળાં, વનમાં ફરનારી મયૂરીના સરખા મધુરા કંઠવાળાં, પરંતુ હાલના સમયમાં અસ્પષ્ટ દેખાતી ચંદ્રલેખા સરખા, શૂળમાં રગદોળાયેલી સુવર્ણલેખા સરખાં, ઔષધાદિના ઉપચારો વડે રૂઝાયેલી વ્રણરેખા સરખાં અને વાયુના વેગને લીધે આછી થયેલી મેઘલેખા સરખાં જનકનંદિની સીતા કે જેનો કંઠ પૂર્વે ઉત્તમ ચંદ્રહાર વગેરે આભૂષણોથી અલંકૃત રહેતો હતો, તે કંઠ હમણાં રાવણને વશ પડવાને લીધે નિરંતર અશ્રુજળથી ભિંજાયેલો રહે છે, તે સતી સીતા ક્યાંય પણ તેના જોવામાં આવ્યાં નહિ.[૨૩-૨૬]

ઘણી વાર સુધી શોધ કરવા છતાં કપિવર હનુમાને બોલનારાઓમાં શ્રેષ્ઠ એવા મનુજેશ્વર રામચંદ્રનાં પ્રિય પત્ની સીતાને દીઠાં નહિ, ત્યારે તે દુઃખને લીધે થોડીક વાર મંદોત્સાહ થઈ ગયો.[૨૭]

# સર્ગ ૬ઠ્ઠો

## લંકાનગરી-રાવણનો મહેલ

स निकामं विमानेषु विचरन्कामरूपधृक् ।
विचचार कपिर्लङ्कां लाघवेन समन्वितः ॥ १ ॥

લંકામાં આવેલી સાત સાત માળની હવેલીઓમાં પોતાની ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરી વિચરતો કપિવર હનુમાન અતિ ઉતાવળે લંકાનગરીમાં ફરવા લાગ્યો.[૧] ફરતો ફરતો અંતે તે સૂર્ય સરખા પ્રકાશવાળા કિલ્લાથી ઘેરાયેલા રાક્ષસાધિપતિ રાવણના રાજમહેલ આગળ આવી પહોંચ્યો.[૨] સિંહો જેમ મોટા વનનું રક્ષણ કરે, તેમ ભયંકર રાક્ષસો એ રાજમહેલનું રક્ષણ કરતા હતા. રાત્રિ હોવા છતાં પણ ચંદ્રનું અજવાળું પડવાને લીધે કપિવર હનુમાન તે રાજમહેલને સારી રીતે જોઈ શક્યો. વિચિત્ર દોઢીઓથી રમણીય જણાતા એ રાજમહેલનાં પ્રત્યેક દ્વારો રૂપેરી નકશીકામથી ચિત્રવિચિત્ર દેખાતાં હતાં અને તેમના પર સુવર્ણથી શણગારેલાં તોરણો લટકી રહ્યાં હતાં.[૩,૪] એ રાજમહેલ હસ્તીઓ પર બેઠેલા મહાવતોથી, શ્રમરહિત શૂરવીર યોદ્ધાઓથી અને જેનો વેગ કદી પણ સ્ખલિત થાય નહિ એવા રથમાં જોડવાના અશ્વોથી શોભી રહ્યો હતો.[૫] સ્થળે સ્થળે ગોઠવેલી દાંતની, સુવર્ણની તથા રૂપાની પ્રતિમાઓથી રમ્ય જણાતા એ રાજમહેલની આગળ નિરંતર સિંહો અને વ્યાઘ્રોના ચામડાંથી મઢેલા તથા ઝીણી ઝીણી ઘંટડીઓના નાદવાળા વિચિત્ર રથોની આવ-જા જામી રહેતી હતી.[૬] અમૂલ્ય આસનોથી અલંકૃત અને ઘણાં રત્નોથી ભરેલો એ રાજમહેલ મોટા મોટા રથોના સંગ્રહસ્થાનરૂપ તથા મહારથીઓના નિવાસરૂપ હતો.[૭] વળી તે રાજમહેલ જોવાલાયક અને અત્યંત સુંદર એવાં જાતજાતનાં હજારો મૃગ-પક્ષીઓથી ભરપૂર હતો.[૮] તેના બહારના વિભાગનું રક્ષણ કરનારા રાક્ષસો નમ્ર સ્વભાવવાળા હતા; તેમાં ઉત્તમ સ્વરૂપવાળી અનેક સ્ત્રીઓ વિરાજતી હતી.[૯]

મેઘ સમાન ચિત્કાર શબ્દ કરનારા અને જળ વરસાવતા મેઘની પેઠે કિંવા ઝરણાંવાળા પર્વતની પેઠે મદ સ્રવનારા ઘણાક હસ્તીઓ; તેમ જ 'જાંબૂનદ' નામના શુદ્ધ સુવર્ણ વડે શણગારેલી હજારો સેનાઓ પણ તેની નજરે પડી.[૨૦-૨૪] વળી રાક્ષસરાજ રાવણના રાજમહેલમાં ફરતાં કપિવર હનુમાને ઉદય પામતા સૂર્ય જેવા પ્રકાશવાળી અને સુવર્ણની જાળીઓથી શોભી રહેલી નાના પ્રકારની કેટલીક શિબિકાઓ–પાલખીઓ પણ દીઠી, તેમ જ ચિત્રવિચિત્ર લતાગૃહો, ચિત્રશાળાઓ, ક્રીડાગૃહો, વિહાર કરવા યોગ્ય કૃત્રિમ દારુપર્વતો,* રમ્ય વિલાસભવનો તથા દીવાનખાના વગેરે તેના જોવામા આવ્યાં.[૨૫-૨૭] રાક્ષસરાજ રાવણના મંદરાચળ સરખા ઊંચા રાજમહેલમાં ક્રીડા કરવા માટે અનેક કૃત્રિમ મયૂરો ગોઠવી રાખેલા હતા, એ પણ હનુમાનના જોવામા આવ્યા.[૨૮] આગળ ચાલતાં અનેક ધજાઓ તથા પતાકાઓથી શણગારેલો એક વિભાગ કપિવર હનુમાનની દૃષ્ટિએ પડ્યા કે જ્યાં અસંખ્ય રત્નોથી ભરેલો રાવણનો દ્રવ્યભંડાર રાખવામા આવ્યો હતો. જેમ સ્થિર ચિત્તવાળા યક્ષો કુબેરના ભવનનુ રક્ષણ કરે છે, તેમ સ્થિર ચિત્તવાળા અને ધીરજવાળા રાક્ષસો તે દ્રવ્યભંડારનુ રક્ષણ કરતા હતા જેમ સૂર્ય પોતાના તેજ વડે શોભે છે, તેમ એ રાજમહેલ રત્નોની પ્રભાથી તથા રાવણના તેજથી શોભાયમાન થઈ રહ્યો હતો. રાજમહેલમા વિચરતાં કપિકુંજર હનુમાને પ્રકાશમાન સુવર્ણની શય્યાઓ, આસનો તથા પાત્રો વગેરે જોયા.[૨૯-૩૧]

જ્યાં મધુ અને આસવનો છંટકાવ થઈ રહ્યો હતો, જેમા મણિમય પાત્રો ગોઠવેલા હતા, જે સંકડામણ વિનાનો હતો, જેમાં સેંકડો ઉત્તમ સ્ત્રીઓની હરફરને લીધે નૂપુર અને કટિમેખલાનો ગંભીર ઝણકાર થઈ રહ્યો હતો, જે મૃદંગ વગેરેના ઘોષથી ગાજી રહ્યો હતો, જેના પર જુદી જુદી અટારીઓ તથા અગાશીઓ આવેલી હતી, જેમાં મોટી મોટી દેહીઓ શોભી રહી હતી તથા અત્યંત મનોહર દેખાવ હોવાને લીધે જે સાક્ષાત્ કુબેરના ભવન સરખો દેખાતો હતો એવા રાવણના રાજમહેલમાં કપિશ્રેષ્ઠ હનુમાને પ્રવેશ કર્યો.[૩૨-૩૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમા ૬ ઠ્ઠો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭ મો

### રાવણનો મહેલ–તેની શોભા

सवेश्मजालं बलवान्ददर्श व्यासक्तवैडूर्यसुवर्णजालम्।
यथा महत्प्रावृषि मेघजालं विद्युत्पिनद्धं सविहङ्गजालम्॥

મહાબળવાન કપિવર હનુમાને વૈડૂર્યમણિથી જડેલી સુવર્ણની જાળીઓવાળા અને વર્ષાઋતુ વિષે વીજળી તથા પક્ષીઓ સહિત ચઢી આવેલા મેઘ સરખા દેખાતા રાવણના રાજમહેલને જોયા પછી તેના અંદરના ભાગમા પ્રવેશ કર્યો.[૧] ત્યા આગળ ઉત્તમ શંખ, આયુધો અને ધનુષ્ય વગેરેથી શોભી રહેલી અનેક પ્રકારની નાની નાની શાળાઓ તથા પર્વત સરખાં પ્રાસાદશિખરો પર આવેલી અને મનને આનંદ આપે એવી વિશાળ ચંદ્રશાળાઓ તેના જોવામાં આવી કાંઈ પણ ખામી વિનાનાં એ રાજગૃહો રાવણે પોતાના બાહુબળથી જ પ્રાપ્ત કરેલા, દેવો અને અસુરોએ પૂજેલ તથા નાના પ્રકારના દ્રવ્યોથી પરિપૂર્ણ હતા, તેને કપિશ્રેષ્ઠ હનુમાને જોયા. પૃથ્વીતળ ઉપર આવેલ સર્વ ગૃહો કરતાં ઉત્તમ રચનાવાળા લંકાધિપતિ રાવણના એ રાજમંદિરો જાણે મયદાનવે પોતાની સઘળી કારીગરી વાપરીને બનાવ્યાં હોય એવાં દેખાતાં હતા, તે હનુમાનના જોવામા આવ્યા.[૨-૪] આગળ ચાલતા ચઢી આવેલા મેઘ સરખા દેખાવવાળું, મનને આનંદ આપે એવુ અને સુવર્ણથી શણગારેલુ રાક્ષસાધિપતિ રાવણનુ અનુપમ ભવન હનુમાનની દૃષ્ટિએ પડ્યું. એ ભવન ખાસ રાવણ માટે જ હતું.[૫] અનેક રત્નોની કાંતિ વડે ઝળહળતું અને નાના પ્રકારનાં પુષ્પો વડે છવાયેલુ એ રાજભવન જાણે પૃથ્વી પર ઊતરી આવેલુ

* લાકડાના પર્વતો.

સ્વર્ગ જ હોય, કિંવા પુષ્પોના પરાગથી ઢંકાયેલું કોઈ પર્વતનું શિખર જ હોય એવું શોભતું હતું ![૬] સુંદર અંગવાળી સ્ત્રીઓથી શોભી રહેલું એ રાજભવન વીજળીઓથી શોભતા મેઘ સરખું પ્રકાશતું હતું, તથા અત્યંત ઊંચું હોવાને લીધે એ ભવન શ્રેષ્ઠ હંસોથી આકાશમાં વહન કરતા સુંદર વિમાન જેવું શોભતું હતું એવા અનુપમ રાજભવનને નિહાળતા કપિવર હનુમાને ત્યાં પડેલું પુષ્પક વિમાન દીઠું એ વિમાન અનેક પ્રકારના રત્નોથી જડેલું હોવાને લીધે નાના પ્રકારની ધાતુઓથી ચિત્રવિચિત્ર જણાતા પર્વતશિખર જેવું કિંવા અનેક ગ્રહો અને ચંદ્રમાથી ચિત્રિત જણાતા આકાશ જેવું અથવા જુદા જુદા રંગવાળા મેઘમંડળ જેવું જણાતું હતું એ વિમાનમાં શોભા માટે સ્થળે સ્થળે પર્વતો બનાવેલા હતા,* એ પર્વતોને વૃક્ષસમૂહથી શણગારેલા હતા, એ વૃક્ષસમૂહોને પુષ્પગુચ્છોથી અલંકૃત કર્યા હતા અને એ પુષ્પગુચ્છોને પરાગરજથી પૂર્ણ કરી દીધા હતા વળી એ પુષ્પક વિમાનમાં શ્વેત મંદિરો, પુષ્પોવાળી નાની નાની તળાવડીઓ, ચિત્રવિચિત્ર વનો તથા સરોવરો બનાવેલા હતા અને તે સરોવરોમાં પરાગયુક્ત કમળો પણ ગોઠવ્યા હતા એ પ્રમાણે અનેક રત્નોની કાંતિથી ઝળહળી રહેલું તથા સર્વ વિમાનો કરતા શ્રેષ્ઠ એવું એ 'પુષ્પક' નામનું વિમાન કપિવર હનુમાને જોયું ૭-૧૧

ઉત્તમોત્તમ પુષ્પક વિમાન ઉપરાંત રાવણના એ રાજભવનમાં બીજી પણ અનેક શોભાઓ હનુમાનની નજરે પડી ત્યાં ચાંદી, પ્રવાલ અને વૈડૂર્યમણિથી શણગારેલા અનેક પક્ષીઓ ગોઠવેલા હતા નાના પ્રકારની ધાતુઓથી ચિત્રવિચિત્ર સર્પોની આકૃતિઓ સ્થળે સ્થળે ગોઠવેલી હતી તથા સુંદર અંગવાળા અને સાક્ષાત્ અશ્વ સરખા દેખાવવાળા કેટલાક કૃત્રિમ અશ્વો પણ ત્યાં ગોઠવ્યા હતા ૧૨ એ રાજભવનમાં સુવર્ણની પાંખોવાળા તથા આડાઅવળા વળેલા પીંછાવાળા અને સુંદર મુખવાળા પક્ષીઓ કે જે સાક્ષાત્ કામદેવની પાંખો જેવા જ લાગતા હતા, તેને પણ કપિવર હનુમાને જોયા.[૧૩] કમળો વડે શોભી રહેલા સરોવરમાં કમળપુષ્પોને ગ્રહણ કરી બેઠેલા શ્રીલક્ષ્મીદેવી ઉપર અભિષેક કરવા માટે પોતાની સૂંઢમાં સુગંધયુક્ત કમળોને ગ્રહણ કરી ઊભેલા હસ્તીઓ પણ ત્યાં ગોઠવેલા હતા.[૧૪]

એવી રીતની અત્યુત્તમ શોભાવાળું રાવણનું રાજભવન જે સુંદર ગુફાઓવાળા પર્વત સરખું અને અત્યંત સુગંધયુક્ત હોવાને લીધે વસંત ઋતુમાં પુષ્પોથી પ્રફુલ્લિત થયેલા શ્રેષ્ઠ વૃક્ષ જેવું જણાતું હતું, તેને જોઈ કપિવર હનુમાન અત્યંત વિસ્મિત થયો [૧૫] પછી ત્યાંથી બહાર નીકળી વાયુસુત હનુમાન રાવણની ભુજાઓથી પાલન કરાતી આખી લંકાનગરીમાં ફરવા લાગ્યો, પરંતુ પોતાના પતિ શ્રીમાન રામચંદ્રના ગુણોનું કીર્તન કરવાથી જેણે દુઃખને વિસારે પાડયું હતું એવા મહાસતી સીતા કયાંય પણ તેના જોવામાં આવ્યા નહિ, તેથી કપિવર હનુમાન અત્યંત દુઃખી થયો [૧૬]

લંકામાં સર્વત્ર વિચરી સીતાની શોધ કરનારો, શુદ્ધ અંતઃકરણવાળો, જિતેંદ્રિય, નીતિમાર્ગે ચાલનારો અને શ્રુતિ-સ્મૃતિ આદિ શાસ્ત્રોના જ્ઞાનવાળો મહાત્મા હનુમાન જનકતનયાના દર્શન નહિ થવાથી અત્યંત ખેદ પામ્યો [૧૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૭ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૮ મો

## રાવણનો મહેલ-પુષ્પક વિમાન

**स तस्य मध्ये भवनस्य संस्थितो महद्विमानं मणिरत्नचित्रितम्। प्रतप्तजाम्बूनदजालकृत्रिमं ददर्श धीमान्पवनात्मजः कपिः ॥ १ ॥**

રાવણના રાજભવનની મધ્યમાં આવી ઊભેલા મહાબુદ્ધિમાન કપિવર હનુમાને મણિ અને રત્નથી જડેલા 'પુષ્પક' નામના મોટા વિમાનને દીઠું એ વિમાનમાં શુદ્ધ સુવર્ણની જાળીઓ બનાવેલી

* નાના નાના કૃત્રિમ પર્વતો અને તેના પર વૃક્ષાદિના ચિત્રો

હતી.[1] તેમા અનેક પ્રકારની સુંદર પ્રતિમાઓ ગોઠવેલી હતી. વિશ્વકર્માએ તેને પોતાના હાથથી જ બનાવેલુ હોવાથી પૃથ્વીમા એ સર્વોપરી ગણાતુ હતુ. અંતરિક્ષમા–વાયુપથમા ગતિ કરનારું હોવાથી એ વિમાન સૂર્યમાર્ગના ચિહ્નરૂપે શોભતું હતું.[2] એ વિમાનમા કંઈ પણ વસ્તુ ચતુરાઈ વિના કરવામા આવી હોય તેમ ન હતું; અર્થાત્ તેમાનુ સર્વ કાઈ પૂરેપૂરી કારીગરીથી બનાવવામા આવ્યુ હતુ. વળી એ વિમાન બનાવવામા જે પદાર્થો વપરાયા હતા તે અમૂલ્ય રત્નો સરખા કિંમતી જ હતા. તે વિમાનના જેવી કારીગરી દેવોના વિમાનોમા પણ ન હતી. તેમા સર્વ કાઈ શ્રેષ્ઠ ગુણવાળુ જ જણાતુ હતું.[3] મહાસમર્થ રાવણે પોતાના ચિત્તનો નિગ્રહ કરવારૂપી ઉત્તમ તપશ્ચરણથી એ વિમાન પ્રાપ્ત કર્યુ હતુ તે વિમાન બેસનારની ઇચ્છા પ્રમાણે ગતિ કરનારુ હતુ. તેમા અનેક પ્રકારની અદ્દભુત રચનાઓ રચવામા આવી હતી અને અનેક સ્થળેથી મેળવેલા ઉત્તમોત્તમ પદાર્થો વડે તે બનાવ્યુ હતું.[4] એ વિમાન પોતાના સ્વામી (તેમા બેસનાર)ની ઇચ્છામા આવે ત્યા જઈ શકતુ હતુ. વાયુ સરખા વેગવાળુ હતું. શત્રુઓ તેની ગતિ રોકવા અશક્ત હતા અને જાણે પરમ આનંદવાળા, ઉત્તમ સમૃદ્ધિવાળા, પવિત્ર આત્મવાળા તથા નિર્મળ યશવાળા મહાત્મા પુરુષોનુ નિવાસસ્થાન જ હોય, એવુ તે જણાતુ હતુ.[5] મનને આનંદ આપે એવુ અને શરદઋતુના ચંદ્ર સરખુ નિર્મળ એ પુષ્પક વિમાન ઘણી શાળાઓ તથા ઘૂમટો વડે શોભી રહેલુ હોવાને લીધે નાના નાના અનેક શિખરોથી શોભતા એકાદા મોટા પર્વતના શિખર જેવું દેખાતુ હતું, આશ્ચર્યકારક અનેક વસ્તુઓથી ભરેલુ હતું અને આકાશમાર્ગમા વિચિત્ર ગતિનુ અવલબન કરીને ચાલતું હતું. કુંડળ વડે શોભતા મુખવાળા, અત્યંત આહાર કરનારા, આકાશમા ગતિ કરનારા, મદને લીધે ઘૂમતાં અને ફાટેલાં વિશાળ નેત્રવાળા તથા ઉતાવળે ચાલનારા હજારો ભૂતગણો કે જેઓ રાત્રિ-સમયમાં પણ દિવસની પેઠે ગતિ કરતા હતા.[6]+ વસંતઋતુના પુષ્પસમૂહ સરખુ સુગંધયુક્ત તથા સુશોભિત જણાતુ એ પુષ્પક વિમાન કે જે સાક્ષાત્ વસંતઋતુ કરતાં પણ રળિયામણું દેખાતું હતું તેનુ કપિવર હનુમાને સારી રીતે અવલોકન કર્યું.[8]

*ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમા ૮મો સર્ગ સમાપ્ત*

## સર્ગ ૯ મો

### રાવણનો મહેલ–રાણીવાસ

तस्यालयवरिष्ठस्य मध्ये विमलमायतम् ।
ददर्श भवनश्रेष्ठं हनुमान्मारुतात्मजः ॥ १ ॥

રાક્ષસેંદ્ર રાવણના વિશાળ રાજમહેલમાં આવેલુ નિર્મળ, વિશાળ, અનેક શાળાઓવાળું, અર્ધો યોજન પહોળું અને એક યોજન લાબું એ ખાસ રાજભવન જોઈને કપિવર હનુમાન તેમા દાખલ થયો અને સીતાને શોધતો ચોમેર ફરવા લાગ્યો. રાક્ષસરાજ રાવણના રાજભવનનુ અવલોકન કરતો વાયુસુત હનુમાન છેવટે તેના અંતઃપુર આગળ ગયો. એ સ્થળ બે દંતૂશળવાળા, ત્રણ દંતૂશળવાળા તથા ચાર દંતૂશળવાળા હસ્તીઓથી વ્યાપ્ત હોવા છતા પણ સંકડામણ વિનાનુ હતુ અને હથિયાર ઉગામીને ઊભેલા

+ અહી ગોવિંદરાજ પોતાની ટીકામાં લખે છે. 'शिबिकावाहका इव भूतगणा अधोभागे वर्तन्ते । तत्कारेणैव कामगत्वमपि चेतनप्रेरणं विना अचेतनसंचारस्यात्यन्तमनुचितत्वात् । અર્થાત્ જેમ શિબિકા–પાલખીનુ વહન કરનારા પુરુષો તેનુ વહન કરી સ્વામીની ઇચ્છા પ્રમાણે ગતિ કરે છે, તેમ બળવાન રાક્ષસો પુષ્પક વિમાનને ઊંચકીને સ્વામીની મરજી પ્રમાણે ગમન કરતા હોવા જોઈએ અને એથી જ પુષ્પક વિમાનને કામગ–ઇચ્છા મુજબ ગતિ કરનારું' કહેલુ હશે, ચેતનની પ્રેરણા સિવાય જડનુ ગમનાગમન થવું એ અત્યંત અસંભવિત છે ' આ સ્થળે રામાનુજીય ટીકાકાર વદ પાતાના અર્થમાં શકિત રહીને તેનો નિર્ણય કરવાનું વિદ્વાનોને જ સોંપે છે અને મહેશ્વરતીર્થીય ટીકાકાર રાક્ષસોને પુષ્પક વિમાન ઉપર પ્રતિમારૂ માનીને બધે તેઓથી જ વિમાનનુ વહન થતું હોય એવી ઉત્પ્રેક્ષા કરે છે

બળવાન રાક્ષસો તેનું રક્ષણ કરતા હતા. અનેક રાક્ષસીઓ તથા બળે કરીને આણેલી રાજકન્યાઓથી ભરેલું રાવણનું એ અંતઃપુર નક્ર+ મગર, તિમિંગલ* મત્સ્ય તથા સર્પોથી વ્યાપ્ત અને વાયુના સપાટાને લીધે ઊછળી રહેલા સમુદ્ર સરખું દેખાતું હતું.[૧-૭] જે લક્ષ્મી કુબેર, ચંદ્ર અને ઇંદ્રનાં ભવનોમાં રહેલી છે, તે લક્ષ્મી રાવણના મહેલમાં નિરંતર અવિચ્છિન્નપણે વસતી હતી.[૮] જે સમૃદ્ધિ કુબેર, યમ ને વરુણનાં ગૃહોમાં રહેલી છે તેવી કિંવા તે કરતાં પણ અધિક સમૃદ્ધિ લંકાનગરીમાં રાક્ષસોનાં ગૃહોમા દેખાતી હતી.[૯]

અંતઃપુરની શોભા જોતો કપિકુંજર હનુમાન ત્યાં ફરતો હતો; એટલામાં એક સ્થળે અનેક પ્રકારનાં રત્નોથી શણગારેલું અને કૃત્રિમ હાથીઓની પ્રતિમાઓવાળું દિવ્ય પુષ્પક વિમાન પણ ત્યાં પડ્યું હતું તે તેના જોવામાં આવ્યું. એ વિમાનને પૂર્વે વિશ્વકર્માએ બ્રહ્મદેવ માટે નિર્માણ કર્યું હતું અને બ્રહ્મદેવ પાસેથી કુબેરે તપશ્ચર્યા કરીને પ્રાપ્ત કર્યું હતું; પરંતુ કુબેરનો પરાજય કરી રાક્ષસરાજ રાવણે તે હસ્તગત કર્યું હતું. એ વિમાનમાં અનેક ઇહામૃગોની× મૂર્તિઓ ચીતરેલી હતી અને રૂપાના તથા સુવર્ણના સુશોભિત સ્થંભોથી તે ઝળહળી રહ્યું હતું. મેરુ તથા મંદરાચળ સમાન ઊંચા હોવાને લીધે જાણે ગગનચુંબિત હોય એવા જણાતા અને સૂર્ય સરખા પ્રકાશવાળાં કેટલાક ગુપ્ત ગૃહો તથા બીજાં કેટલાંક વિહારગૃહોથી એ વિમાન અત્યંત શોભી રહ્યું હતું. તેમાં ઊંચેનીચે ચડવાઊતરવા માટે સુવર્ણનાં પગથિયા બનાવેલા હતાં, સ્થળે સ્થળે સુંદર વેદિકાઓ રચેલી હતી, સુવર્ણ તથા સ્ફટિકમણિની જાળીઓવાળા ગોખ શોભી રહ્યા હતા અને ઇંદ્રનીલમણિ તથા બીજા પણ અમૂલ્ય મણિઓથી જડેલી બેઠકો શોભી રહી હતી. એ વિમાનની ભૂમિ વિચિત્ર પ્રકારનાં પરવાળાં, કિંમતી હીરા અને વર્તુલાકાર મુક્તાફળોથી જડેલી હોવાને લીધે પ્રકાશમાન થઈ રહી હતી. મધ્યાહ્નના સૂર્ય સરખા પ્રકાશવાળું એ વિમાન પવિત્ર સુગંધવાળા અને સુવર્ણ સમાન પીળા તથા રાતા ચંદન વડે ચર્ચિત હતું.[૧૦-૧૮]

ઉપર્યુક્ત શોભાવાળા દિવ્ય પુષ્પક વિમાનને જોઈ ને, કપિવર હનુમાન તેની ઉપર ચડ્યો અને ત્યાં રહી નાના પ્રકારના પેય પદાર્થો તથા ભક્ષ્ય પદાર્થોમાંથી ઉત્પન્ન થયેલી તથા ચોમેર પ્રસરી રહેલી પવનની દિવ્ય સુવાસ લેવા લાગ્યો. એ વેળા બંધુ જેમ પોતાના પ્રિય બંધુને કહે, તેમ સુવાસનું વહન કરનારા પવને કપિવર હનુમાનને કહ્યું કે, જ્યાં રાક્ષસોનો રાજા રાવણ છે ત્યાં તુ મારી સાથે ચાલ.–

તુરત જ પુષ્પક વિમાન પરથી નીચે ઊતરીને વાયુસુત હનુમાન થોડુંક આગળ ચાલ્યો; એટલે રાવણનું વિશાળ શયનગૃહ તેના જોવામાં આવ્યુ. મણિમય પગથિયાંવાળું અને સુવર્ણનાં જાળિયાંવાળું એ શયનગૃહ મનોહર સ્વરૂપવાળી સુંદરીની પેઠે શોભતું હતું.[૧૯-૨૨] તેની ભૂમિ સ્ફટિકમણિથી જડેલી હતી અને તેમાં વચ્ચે વચ્ચે હાથીદાંત, મુક્તાફળ, વજ્ર, પરવાળાં, ચાંદી તથા સુવર્ણ વગેરેથી જુદાં જુદાં ચિત્રો પાડેલાં હતાં. એ શયનગૃહ સમાન, સીધા અને અત્યંત ઊંચા એવા અનેક મણિમય સ્તંભોથી શોભી રહ્યું હતું. એ સ્તંભો ઘણા જ ઊંચા હોવાને લીધે તે ગૃહ જાણે પાંખો વડે આકાશમાં ઊડવાને ઉદ્યુક્ત થયુ હોય એવું જણાતું હતું; તેમ જ પર્વતો, નદીઓ, વનો, સમુદ્રો, દ્વીપો, નગરો તથા ગ્રામો વગેરેથી ભરેલી આખી પૃથ્વીનુ દૃશ્ય જેના પર ચીતરવામાં આવ્યું હતું એવું મોટું પાથરણું તેમાં પાથરેલું હતું; તેથી તે અનેક દેશો અને ગ્રામોથી ભરેલી વિશાળ પૃથ્વી સરખું જણાતું હતું. રાવણનું એ શયનગૃહ મદમત્ત

+ મગરની એક જાતિ.
* મત્સ્યની એક જાત.
× વરુ અથવા નહાર.

– અર્થાત્ રાવણ જ્યાં સૂતો હતો, ત્યાંથી દિવ્ય સુવાસ આવવાને લીધે હનુમાનનું મન તે તરફ જવા પ્રેરાયું.

પક્ષીઓના કલરવથી ગાજી રહ્યું હતું. તેમાં દિવ્ય સુગંધી પદાર્થોની સુવાસ બહેકી રહી હતી; વેદિકાઓ પર વિવિધ રંગનાં અમૂલ્ય પાથરણાં પાથરેલાં હતાં; તે શયનગૃહ હંસ સરખું ધવલ છતાં અગરુ વગેરેના ધૂપને લીધે ધૂસરવર્ણું જણાતું હતું; લતાઓનાં પત્રો તથા પુષ્પો વડે અલંકૃત હતું; સુંદર કાંતિવાળું હોવાને લીધે વસિષ્ઠ મુનિની 'શબલા' નામની ગાયની પેઠે મનને અતિ હર્ષ ઉપજાવતું હતું; તેમાં પ્રવેશ કરનારના શરીરની કાંતિ ઉત્તેજિત થતી હતી; અને તે જાણે સાક્ષાત્ લક્ષ્મીનું ઉત્પત્તિસ્થાન જ હોય એવું દેખાતું હતું.[૨૩-૨૮]

ઉત્તમ શોભાવાળું અને સર્વ શોકને શમાવનારું રાક્ષસેન્દ્ર રાવણનું દિવ્ય શયનગૃહ જોઈ ને પુત્ર જેમ માતાને જોઈ આનંદ પામે, તેમ કપિવર હનુમાન આનંદ પામ્યો અને તેની પાંચે ઇંદ્રિયો પાંચે વિષયોથી તૃપ્ત થઈ; અર્થાત્ વાજિંત્રોનો શબ્દ, શીતળ વાયુનો સ્પર્શ, ઉત્તમ સ્ત્રીઓનાં રૂપ, અનેક જાતના ભક્ષ્ય પદાર્થોના રસ તથા પુષ્પાદિની સુગંધથી અનુક્રમે હનુમાનની કર્ણ, ત્વચા, નેત્ર, જિહ્વા અને નાસિકા એ પાંચે ઇંદ્રિયો સંતુષ્ટ થઈ. કપિવર હનુમાન 'અહો! આ તે સ્વર્ગ હશે કે દેવોનું વિહારસ્થાન હશે? અહો! આ તે ઇંદ્રની અમરાવતી હશે કે સિદ્ધ લોકોની ઉત્તમોત્તમ સિદ્ધિ હશે?' એમ વિચારવા લાગ્યો.[૨૯,૩૦] જેમ કોઈ મહાધૂર્તથી ઠગાયેલો નાનો ધૂર્ત ઉદાસીન બની જાય, તેમ એ શયનગૃહના સુવર્ણસ્તંભો પર મૂકેલા દીપકો એ વેળા રાવણના તેજથી નિસ્તેજ થઈ ગયા હતા; તેથી કપિવર હનુમાને તેને ઉદાસીન સરખા નિસ્તેજ દીઠા.[૩૧] એ સમયે વાયુસુત હનુમાન દીપકોના પ્રકાશથી, રાવણના તેજથી તથા આભૂષણોની કાંતિથી એ શયનગૃહને પ્રજ્વલિત થયેલું માનવા લાગ્યો.[૩૨] કપિકુંજર હનુમાને બીજી તરફ દૃષ્ટિ કરી જોયું, તો રંગબેરંગી ગાલીચાઓ ઉપર રાત્રિની ક્રીડા કરી રહ્યા બાદ સૂતેલી, નાના પ્રકારના રંગવાળાં વસ્ત્રો તથા પુષ્પમાળાઓને ધારણ કરનારી, અનેક પ્રકારના વેષવાળી તથા અર્ધરાત્રિસમયે મદ્યપાન કરવાને લીધે ગાઢ નિદ્રામાં પડેલી એક હજાર સ્ત્રીઓ જોવામાં આવી. રાવણનાં શયનગૃહોમાં એ વેળા સર્વ મનુષ્યો નિદ્રાધીન થયેલાં હોવાથી કોઈ પણ પ્રકારનો શબ્દ થતો ન હતો; તેથી એ ગૃહ શબ્દ નહિ ઉચ્ચારનારા હંસો તથા ભ્રમરોવાળા કમળવન સરખું શોભતું હતું. કપિશ્રેષ્ઠ હનુમાન નિદ્રાવશ થઈ સૂતેલી એ સ્ત્રીઓના બીડેલા હોઠવાળાં, મીંચેલી આંખોવાળાં અને કમળ સરખી સુગંધવાળાં મુખમંડળો જોઈ વિચાર કરવા લાગ્યો: 'અહો! આ સ્ત્રીઓનાં મુખ ખરેખર દિવસે ઊઘડતી પાંખડીઓવાળાં અને રાત્રે બિડાઈ જતી પાંખડીઓવાળાં કમળો સરખાં શોભે છે! અરે, એટલું જ નહિ પણ તેમાં કમળ સરખી સુગંધ હોવાને લીધે તે કમળ સરખાં (કમળ) જ છે અને મદમત્ત ભ્રમરો જેમ કમળોને ઇચ્છે છે, તેમ અવશ્ય આ સ્ત્રીઓનાં મુખમંડળો પણ તે વારંવાર ઇચ્છતા હશે જ!'

જેમ શરદઋતુનું નિર્મળ આકાશ વીખરાયેલા તારાઓથી શોભે છે, તેમ રાવણનું શયનગૃહ આમતેમ સૂતેલી સ્ત્રીઓથી શોભી રહ્યું હતું અને જેવી રીતે તારાઓથી વીંટાયેલો શ્રીમાન ચંદ્ર શોભે છે; તેમ સ્ત્રીઓથી વીંટાયેલો રાક્ષસેન્દ્ર રાવણ શોભી રહ્યો હતો. રાવણની આસપાસ પડેલી સ્ત્રીઓને જોઈ કપિવર હનુમાન પોતાના મનમાં એમ જ માનવા લાગ્યો: 'જેમનું પુણ્ય બાકી રહ્યું છે એવા જે જે તારાઓ (નક્ષત્રો) આકાશમાંથી ખરે છે, તે સર્વ આ સ્ત્રીઓરૂપે અહીંયાં પડયા હશે;[૩૩-૪૨] કેમ કે આ સર્વ સ્ત્રીઓની કાંતિ, વર્ણ અને નિર્મળપણું ઇત્યાદિ શોભા ચળકતા તારાઓના સરખી જ છે! મદ્યપાન કર્યા પછી પ્રવૃત્ત થયેલ ગાન, નૃત્ય અને રતિક્રીડાના પરિશ્રમથી શ્રમિત થવાને લીધે ગાઢ નિદ્રામાં પડેલી એ સ્ત્રીઓમાંની કેટલીકના કેશ છૂટી ગયા હતા, કેટલીકના ચંદ્રહાર તૂટી પડયા હતા, કેટલીકનાં ઉત્તમ આભૂષણો વીખ-

રાઈ ગયાં હતાં,[૪૩,૪૪] કેટલીકના લલાટમાંના ચાંદલા લુછાઈ ગયા હતા, કેટલીકના પગમાંનાં નૂપુરો નીકળી પડચા હતા અને કેટલીકના કંઠમાના સુવર્ણહાર નીકળીને તેમના પડખામાં જ પડચા હતા.[૪૫] જેમના મોતીના હાર તૂટી ગયા હતા તથા શરીર પરના વસ્ત્રો પણ ખસી ગયા હતા એવી કેટલીક સ્ત્રીઓ, પલાણ કર્યા પછી દમ ઉતારવા માટે છોડી નાખેલા સાજવાળી ઘોડીઓ સરખી જણાતી હતી.[૪૬] જેમના કુંડળ તૂટી ગયા હતા અને પુષ્પમાળાઓ છિન્નભિન્ન થઈ ચોળાઈ ગઈ હતી, એવી કેટલીક સ્ત્રીઓ અરણ્યમા હસ્તીએ મર્દન કરેલી પ્રફુલ્લિત લતાના જેવી દેખાતી હતી.[૪૭] કેટલીક સ્ત્રીઓના ચંદ્ર સમાન ધોળા મોતીના હાર કંઠમાથી નીકળીને તેમના બન્ન સ્તનોની વચ્ચે પડેલા હતા, જેથી તે હાર સૂતેલા હંસ સરખા શોભતા હતા.[૪૮] કેટલીક સ્ત્રીઓના કંઠમાથી નીકળી ગયેલા વૈડૂર્યમણિના હાર તેમના બન્ન સ્તનો વચ્ચે પડેલા હોવાથી કાદંબ પક્ષી સરખા જણાતા હતા. વળી કેટલીક સ્ત્રીઓના કંઠમાથી નીકળી ગયેલા સુવર્ણહાર તેમના બન્ન સ્તનો વચ્ચે પડેલા હોવાથી ચક્રવાક જેવા શોભતા હતા. મુક્તાહારરૂપી હંસોથી વૈડૂર્યહારરૂપી કારંડવોથી, સુવર્ણહારરૂપી ચક્રવાકોથી અને જઘનરૂપી તટોથી રમણીય જણાતી એ સ્ત્રીઓ હંસ, કારંડવ અને ચક્રવાક વગેરે પક્ષીઓથી તથા તટોથી રમ્ય જણાતી નદીઓ સરખી શોભતી હતી.[૪૯] બિડાયેલા નેત્રરૂપી તરંગોવાળી, સુવર્ણાભૂષણોરૂપી કમળોવાળી. કામવિલાસરૂપી મગરવાળી અને ચોમેર પ્રસરેલા પ્રકાશરૂપી તટવાળી એ સ્ત્રીઓ જાણે સ્તબ્ધ થયેલી નદીઓ જ હોય એવી શોભતી હતી! ક્રીડા કરતી વેળા મર્દન થવાને લીધે કેટલીક સ્ત્રીઓના સ્તનો તથા કોમળ અંગો ઉપર પડેલા આભૂષણોના આકાર–રેખાઓ ઉત્તમ આભૂષણો જેવી શોભા આપતા હતા.[૫૦–૫૨] કેટલીક સ્ત્રીઓના મુખ પર પડેલા વસ્ત્રના છેડાઓ–પાલવો તેમના જ મુખમાથી નીકળતા શ્વાસને લીધે વારંવાર ઊડીઊડીને પાછા તેમના મુખ ઉપર પડતા હતા, તેથી તેઓ જાણે નાના પ્રકારના વર્ણવાળા સુવર્ણ–તંતુઓથી બનાવેલી ઊડતી ધજાઓ હોય એવી રીતે શોભતા હતા.[૫૩,૫૪] સુંદર કાંતિવાળી કેટલીક સ્ત્રીઓના કુંડળો પાસે સૂતેલી બીજી સ્ત્રીઓના મુખમાંથી નીકળતા શ્વાસોચ્છ્વાસથી મંદ મંદ કંપાયમાન થતા હતા. એ સ્ત્રીઓના મુખમાંથી નીકળતો શર્કરા અને આસવના ગંધવાળો નિશ્વાસ કે જે સ્વભાવે કરીને જ સુગંધમય અને સુખકર હતો, તે એ સમયે રાક્ષસરાજ રાવણનું સેવન કરી રહ્યો હતો.[૫૫,૫૬] નિદ્રાવશ પડેલી કેટલીક સ્ત્રીઓ પોતાના પતિ રાવણના મુખની ભ્રાન્તિથી પોતાના પડખામા સૂતેલી સપત્નીઓ(શોક)ના મુખને પુનઃ પુનઃ સૂંઘતી હતી, ત્યારે રાવણ પ્રત્યે અત્યંત આસક્ત થયેલા મનવાળી એ ઉત્તમ સ્ત્રીએ પણ મદ્યપાન કરવાથી પરવશ–બેભાન થયેલી હોવાને લીધે પોતાનું મુખ સૂંઘનારી પોતાની શોક પર ઈર્ષ્યા ન ધરતા તેને રાવણ સમજીને જ તેમનું પ્રિય કરતી હતી.[૫૭,૫૮]

કેટલીક સ્ત્રીઓ સુંદર કંકણવાળા પોતાના હસ્તોના ઉશીકા કરીને સૂતી હતી, ત્યારે કેટલીક સ્ત્રીઓ પોતાના વસ્ત્રોનાં જ ઉશીકા બનાવીને સૂતી હતી.[૫૯] એ સ્ત્રીએ માની કોઈક સ્ત્રી અન્ય સ્ત્રીના વક્ષઃસ્થળ પર તો કોઈક સ્ત્રી બીજી સ્ત્રીની ભુજા પર, કોઈક અન્યના ખોળામા તો કોઈક કોઈકના કુચ પર, કોઈ બીજીના સાથળ પર તો કોઈક અન્યના પડખામા અને કોઈ કોઈની કમ્મર પર, તો કોઈ બીજી એકાદીની પીઠ પર મસ્તક મૂકી નિદ્રાવશ થયેલી હતી. એ પ્રમાણે મદ અને સ્નેહને લીધે પરાધીન બનેલી એ સ્ત્રીઓ એકબીજીના અંગનો સ્પર્શ કરીને તથા એકબીજીના શરીર પર હાથ નાખીને આનંદપૂર્વક સૂતી હતી પરસ્પરની ભુજાઓરૂપી સૂત્ર વડે ગૂંથાયેલી એ સ્ત્રીઓની માળા મદમત્ત ભ્રમરોના ગુંજારવવાળી અને સૂત્રમા પરોવેલા પુષ્પોની માળા સરખી શોભતી હતી.[×] વૈશાખ

× સ્ત્રીઓની માળામા તેમના કેશ અને નેત્રયુગલો મદમત્ત ભ્રમરોના સ્થાને હતા તિ. ટી.

માસમાં પવનના સપાટાથી હલમલી જવાને લીધે પરસ્પર ગૂંથાઈ ગયેલી, મોટાં વૃક્ષોનાં ડાળાંને વીંટાઈ રહેલી અને ભ્રમરો વડે છવાઈ ગયેલી પુષ્પોવાળી લતાઓનું વન જેવું શોભે છે, તેવું જ રાવણનું સ્ત્રીમંડળ શોભી રહ્યું હતું.[૬૦–૬૫] જો કે સ્ત્રીઓનાં આભૂષણો, વસ્ત્રો અને માળાઓ યથાયોગ્ય સ્થાને જ પડયાં હતાં, તોપણ તેમાંથી કયુ આભૂષણ કઈ સ્ત્રીનું છે એ બાબતનો નિર્ણય કરવો અશક્ય હતો; કેમ કે સઘળાં આભૂષણો એક જ પ્રકારનાં હતા અને સ્ત્રીઓ પણ એકબીજીને અડકીને સૂતેલી હતી.[૬૬] આમ રાવણ જ્યારે સુખપૂર્વક સૂતો હતો, ત્યારે ત્યાંના સુવર્ણદીપકો જાણે તેની સૂતેલી સ્ત્રીઓને અનિમેષપણે જોતા હોય, એમ સ્તબ્ધ થઈ ઝળહળી રહ્યા હતા. એ સ્ત્રીઓમાં કેટલીક રાજર્ષિઓની, કેટલીક બ્રાહ્મણોની, કેટલીક દૈત્યોની, કેટલીક ગંધર્વોની અને કેટલીક રાક્ષસોની કન્યાઓ હતી; જેઓ રાવણ પર મોહિત થઈ તેને વરી હતી. મહાબળવાન રાવણ યુદ્ધની ઇચ્છાથી* કેટલીક સ્ત્રીઓને હરી લાવ્યો હતો અને કેટલીક તો કામવશ થઈને પોતાની મેળે જ તેને વરી હતી.[૬૭–૬૯]

રાક્ષસરાજ રાવણ એ સ્ત્રીઓમાંની એકેયને બળાત્કારથી લાવ્યો ન હતો; પરંતુ તેઓ સર્વ રાવણના બળ અને ગુણોથી લોભાઈને પોતાની મેળે જ તેને ત્યાં આવી હતી. માત્ર એક વરાર્હ× જનકનંદિની સીતાને જ તે બળાત્કારે હરી લાવ્યો હતો. એ સર્વ સ્ત્રીઓ રાવણ સિવાય બીજા પુરુષમાં આસક્તિ રાખતી ન હતી, તેમ તેઓ બીજા પુરુષને જાણતી પણ ન હતી.[૭૦] રાવણની સઘળી સ્ત્રીઓ ઉત્તમ કુળમાં જન્મેલી, અત્યંત સ્વરૂપવાળી, સદ્ગુણયુક્ત, શ્રેષ્ઠ અલંકાર અને વસ્ત્ર આદિથી સજ્જિત, ઉત્તમ ભાવનાવાળી અને સ્વામીનો સ્નેહ મેળવનારી હતી.[૭૧]

રાવણની સ્ત્રીઓને જોઈને શુદ્ધ બુદ્ધિવાળા કપિવર હનુમાનના મનમાં વિચાર થઈ આવ્યો : 'અરે, રાક્ષસોના રાજા રાવણથી આ સ્ત્રીઓમાં જો રઘુવીરની ધર્મપત્ની સીતા પણ હશે અને તે મારા જોવામાં આવશે. તો તે રાવણનું ભલું જ થઈ જશે! (અર્થાત્ હું રામચંદ્રની પાસે જઈને તેમને કહીશ કે, ભ્રષ્ટ થયેલી સીતા 'રાવણના રાણીવાસમાં તેની બીજી સ્ત્રીઓની સાથે મારા જોવામાં આવી.' એટલે તેઓ રાવણને હણવાનો વિચાર છોડી દેશે.)[૭૨] એટલો વિચાર થતાં તો વળી હનુમાનનું મન તુરત જ પલટાઈ ગયું અને તે પુનઃ વિચારવા લાગ્યો : 'ના, ના, એવું તો બને જ નહિ. જનકનંદિની સીતા તો અત્યંત શ્રેષ્ઠ ગુણવાળાં અને પતિવ્રતા છે. રાવણે તેનું કપટથી હરણ કરી અહીં આણ્યાં છે, એ ઘણું જ અધર્મરૂપ અને અનાર્ય કર્મ છે![૭૩]

ઇતિ શ્રીવાલ્મીક મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૯મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૦મો

### રાવણનો મહેલ—શયનગૃહ

तत्र दिव्योपमं मुख्यं स्फाटिकं रत्नभूषितम् ।
अवेक्षमाणो हनुमान्ददर्श शयनासनम् ॥ १ ।

રાવણના અંતઃપુરમાં ચોતરફ દૃષ્ટિ ફેરવતા કપિવર હનુમાને મુખ્ય અને દિવ્ય એવું એક શયનસ્થાન દીઠું કે જે કેવળ સ્ફટિકમણિથી જ બનેલું હતું, જેના ઉપર નાના પ્રકારનાં રત્નો જડવામાં આવ્યાં હતાં તથા જેના પર હાથીદાંત અને સુવર્ણના પાયાવાળાં, વૈડૂર્યમણિથી જડેલાં તથા અમૂલ્ય આસ્તરણોવાળાં નાનાં નાનાં શ્રેષ્ઠ આસનો ગોઠવેલાં હતાં. તે સ્થળના એક વિભાગમાં ચંદ્ર સરખી કાંતિવાળું અને દિવ્ય પુષ્પમાળાઓથી શોભી રહેલું શ્વેત છત્ર કપિશ્રેષ્ઠ હનુમાનના જોવામાં આવ્યું-

* 'સ્ત્રીઓનું હરણ કરવાથી પાછળથી તેમના બંધુઓ વગેરે માની સાથે યુદ્ધ કરશે; એટલે હું તેઓનો પરાજય કરીશ' એવી ઇચ્છાથી.'

× ઉત્તમ વર–રઘુવીરને યોગ્ય એવી.

તે શ્વેત છત્રની નીચે અગ્નિ સરખો ઝળહળતો, સુવર્ણથી મઢેલો અને સર્વ પ્રકારના શોકને હરનારી પુષ્પમાળાઓથી અલંકૃત કરેલો એવો એક મોટો છત્રપલંગ હનુમાનની દૃષ્ટિએ પડ્યો. એ છત્રપલંગ અનેક પ્રકારની ઉત્તમ સુગંધીથી સુવાસિત હતો, તેની ચોમેર સુગંધિત ધૂપ બહેકી રહ્યો હતો. તેના પર અત્યંત સુંવાળાં ગાદલાં નાખીને તે પર સુંદર ગાલીચાં બિછાવ્યાં હતાં. તેની ચારે બાજુએ શ્રેષ્ઠ પુષ્પોની માળાઓ લટકતી હતી અને મંત્રથી ગોઠવેલી પૂતળીઓ તેના પર ચામર ઢાળી રહી હતી. એ પલંગ પર મેઘ સરખા શ્યામ વર્ણવાળો, ચકચકિત કુંડળોને ધારણ કરનારો, અમૂલ્ય સોનેરી વસ્ત્ર પહેરેલો અને લાલ નેત્રવાળો મહાબાહુ રાવણ સૂતો હતો. રાવણના શરીર પર સુગંધયુક્ત રક્ત ચંદન ચર્ચેલું હોવાથી તે વીજળી સહિત સંધ્યાકાળના લાલવર્ણા મેઘ સરખો દેખાતો હતો.[૧-૮] રાવણે અનેક પ્રકારમાં દિવ્ય આભૂષણો ધારણ કરેલાં હતાં. ઇચ્છિત રૂપ ધરનારો, સુંદર સ્વરૂપવાળો, રાક્ષસોની કન્યાઓને પ્રિય અને રાક્ષસોને સુખ આપનારો મહાત્મા રાવણ રાત્રિક્રીડા કરીને સૂતો હતો. તે વેળા જાણે વૃક્ષો અને લતાઓથી વ્યાપ્ત મંદરાચળ સૂતો હોય એવો તે જણાતો હતો.[૯,૧૦] મદ્યપાન તથા રતિક્રીડા કરી રહ્યા પછી દેદીપ્યમાન શય્યા વિષે સૂતેલો રાક્ષસાધિપતિ રાવણ નાગની પેઠે ફૂંફાડા મારતો હતો. કપિશ્રેષ્ઠ હનુમાન ધીરે ધીરે તેની સમીપ ગયો; પરંતુ તુરત જ અત્યંત ઉદ્વેગ પામી ભયભીત થયો હોય તેમ તે ત્યાંથી જરા પાછો હઠ્યો અને વેદિકાના પગથિયાં પર ઊભો રહીને મદિરાના નશામાં ચકચૂર થઈ પડેલા રાક્ષસાધિપતિ રાવણને નિહાળવા લાગ્યો.[૧૧-૧૩] એ વેળા રાક્ષસેંદ્ર રાવણનુ શયનસ્થાન, જેમાં ગંધહસ્તી* સૂતો હોય એવા પર્વતના મોટા ઝરણા જેવું શોભતું હતું.

રાક્ષસરાજ રાવણના પહોળા કરેલા અને ઇંદ્રધ્વજ સરખા બંને હાથ કે જેના પર સુવર્ણના બાજુબંધ બાંધેલા હતા, તે કપિવર હનુમાનના જોવામાં આવ્યા.[૧૪,૧૫] રાવણના એ બંને હાથ યુદ્ધમાં ઐરાવત હાથીના દંતૂશળની અણીઓથી તથા ઇંદ્રના વજ્રથી ઉઝરડાયેલા હતા તથા તેના પર વિષ્ણુ ભગવાનના સુદર્શન ચક્રના ઘાવ પણ પડેલા હતા.[૧૬] વળી તે હાથ ઘણા સ્થૂળ, સમાન અને દૃઢ ખભાવાળા, બળથી ભરેલા, સુંદર નખયુક્ત આંગળીઓવાળા, સુવર્ણની અંગૂઠીઓથી અલંકૃત, પરિઘના સરખા ગોળાકાર, હસ્તીની સૂંઢ સમાન ઘાટીલા અને પાંચ ફણાવાળા સર્પની પેઠે લંબાઈને ઉત્તમ શયન વિષે પડેલા હતા.[૧૭,૧૮] સુવર્ણના અલંકારો વડે શણગારેલા રાવણના એ બંને હાથ પર સસલાના રુધિર સરખું લાલ, અતિશય શીતળ અને અત્યંત સુગંધવાળું અમૂલ્ય ચંદન ચર્ચેલું હતું.[૧૯] ઉત્તમ સ્વરૂપવાળી સ્ત્રીઓ નિત્યપ્રતિ સુગંધી તેલ વડે તે હાથનું મર્દન કરતી હતી અને તે હાથ સંગ્રામ વિષે યક્ષો, સર્પો, ગંધર્વો, દેવતાઓ તથા દાનવોને ' ત્રાહિ ત્રાહિ ' પોકરાવતા હતા.[૨૦] છત્રપલંગ પર સૂતેલા રાવણના બંને હાથ મંદરાચળની ગુફામાં ક્રોધ પામી સૂતેલા બે સર્પો જેવા દેખાતા હતા. જેમ મોટાં મોટાં બે શિખરો વડે મંદરાચળ શોભે, તેમ ઉપર્યુક્ત શોભાવાળા બંને હાથો વડે પર્વત સમાન પ્રૌઢ દેહવાળો રાવણ અત્યંત શોભતો હતો.[×૨૧,૨૨]

* જેની ગંધ સૂંઘીને બીજા હાથીઓ નાસી જાય એવો હાથી.

× રાવણના બે હાથનું વર્ણન કર્યું છે. એ ઉપરથી જણાય છે કે, તેને વીસ હાથ નહિ, પરંતુ બે જ હાથ હશે કેટલેક સ્થળે તેને વીસ હાથવાળો કહ્યો છે તેનો હેતુ; એવો જ હશે કે, તે પોતાના બે હાથમાં પણ મહાબળવાન પુરુષના વીસ હાથ જેટલું બળ ધરાવતો હશે.

સંસ્કૃત ટીકાકારોએ એ સંબંધી પોતાના ભિન્ન ભિન્ન મત દર્શાવ્યા છે, જેમાંનાં બે-ત્રણ નીચે ટાંકવામાં આવે છે:

એ વેળા નિદ્રાવશ થયેલા રાવણના વિશાળ મુખમાંથી ઉત્તમ છયે રસયુક્ત અન્ન તથા પાનના સુગંધથી મળેલો અને આમ્ર, બકુલ તથા પુન્નાગના સરખા સુગંધવાળો શ્વાસોચ્છવાસનો વાયુ જાણે આખા શયનગૃહને પૂરી દેતો હોય એમ જોસબંધ નીકળતો હતો.[૨૩,૨૪]

એ વેળા મુક્તાફળ અને હીરા વગેરે જડેલા હોવાથી ચિત્રવિચિત્ર જણાતો તથા અત્યંત ઝળહળી રહેલો સુવર્ણમય મુકુટ રાવણના મસ્તક પરથી ખસી ગયો હતો; દેદીપ્યમાન કુંડળોથી તેનુ મુખ પ્રકાશી રહ્યું હતું.[૨૫] અને રક્તચંદનથી ખરડાયેલો સુશોભિત હાર તેના હૃષ્ટપુષ્ટ તથા વિશાળ વક્ષસ્થળ પર પડ્યો હતો.[૨૬] રુધિર સમાન લાલ નેત્રવાળા રાવણે પીળા રંગનુ અને મૂલ્યવાન રેશમી પીતાંબર પહેર્યું હતું. તેના અંગ પરનુ રેશમનુ શ્વેત ઉત્તરીય વસ્ત્ર ખસી ગયુ હતું. તે અત્યંત શ્યામ હોવાથી અડદના ઢગલા જેવો દેખાતો હતો અને મોટા સર્પની પેઠે ફૂંફાડા મારતો તે શ્વેત શય્યામાં સૂતેલો હોવાથી ગંગાજળમાં સૂતેલા હાથી સરખો જણાતો હતો.[૨૭,૨૮] રાવણના છત્રપલંગની ચારે બાજુ આવેલા ચાર સુવર્ણસ્તંભો પર મૂકેલા દીપકોથી તેનાં સઘળાં અંગો પ્રકાશિત થઈ રહ્યાં હતાં અને તેને લીધે તે વીજળીઓથી પ્રકાશતા મેઘ સરખો શોભતો હતો.[૨૯]

કપિવર હનુમાને મહાત્મા રાવણના શયનગૃહમાં બીજી તરફ દૃષ્ટિ કરી, તો ચંદ્ર સમાન મુખવાળી અને ઉત્તમ કુંડળાદિ આભૂષણોને તથા પ્રફુલ્લિત પુષ્પમાળાઓને ધારણ કરનારી તેની કેટલીક પ્રિય પત્નીઓને તેના ચરણ આગળ સૂતેલી દીઠી.[૩૦,૩૧] નૃત્ય અને વાજિંત્રોમાં કુશળ તથા શ્રેષ્ઠ અલંકારો ધારણ કરનારી કેટલીક સ્ત્રીઓ રાક્ષસેન્દ્ર રાવણના ખોળામાં તથા તેની ભુજાઓ આગળ સૂતેલી હનુમાનના જોવામાં આવી.[૩૨] એ સ્ત્રીઓના કાનમાં વજ્ર અને વઢૂર્યમણિથી જડેલાં સુવર્ણનાં કુંડળો શોભી રહ્યાં હતા તથા ભુજાઓ પર બાજુબંધ પ્રકાશી રહ્યા હતા. તારાઓથી જેમ આકાશ શોભે, તેમ તે સ્ત્રીઓનાં ચંદ્ર સરખાં પ્રકાશિત મુખમંડળોથી તથા નિર્મળ કુંડળોથી રાવણનુ શયનગૃહ શોભી રહ્યું હતું. રાત્રિક્રીડા કરવાથી થાકી ગયેલી અને પાતળી કટિવાળી રાક્ષસરાજની સ્ત્રીઓ જ્યાં જગા મળી ત્યાં જ નિદ્રાધીન થઈ ગઈ હતી. તેમાંથી કેટલીક સ્વરૂપસૌંદર્યવાળી સ્ત્રીઓ તો નિદ્રાવશ થયા છતાં પણ પોતાનાં કોમળ અંગોને આમતેમ હલાવતી હોવાથી જાણે નૃત્ય કરતી હોય એવી જણાતી હતી. કોઈક સ્ત્રી વીણાને આલિંગીને સૂઈ રહી હતી. તેથી જાણે મહાનદીના વેગથી અસ્તવ્યસ્ત થયેલી કોઈ કમલિની નાની હોડીના આશ્રયે તણાતી હોય એવી તે જણાતી હતી.[૩૩–૩૭] શ્યામ નેત્રવાળી કોઈક સ્ત્રી પોતાની સોડમાં 'મંડુક' નામનું વાદ્ય લઈને સૂતેલી હતી, તે જાણે પોતાના વહાલા બાળકને સોડમાં લઈ સૂતેલી કોઈ માતા જ હોય એવી જણાતી હતી. સુંદર સ્વરૂપવાળી અને ઉત્તમ સ્તનવાળી કોઈક સ્ત્રી

'अत्र द्विभुजत्वकथनाद्युद्धादिकाल एव, विंशतिभुजत्व दशशीर्षत्वञ्च त बोध्यम् ।

અત્રે રાવણના બે હાથનું વર્ણન કર્યું છે એ ઉપરથી આમ સમજવું કે, યુદ્ધ વગેરે કરવાનું હોય તે વખતે જ રાવણ વીસ ભુજાઓ અને દશ મસ્તકોવાળો બનતો હતો. તિલક ટીકાકાર

'अत्र द्विभुजत्वैकमुखोक्तिः स्त्रीणां कमनीयत्वाय ।

અત્રે કરેલું રાવણને 'બે હાથ અને એક મુખનુ વર્ણન માત્ર રાવણે એ વેળા સ્ત્રીઓને પ્રિય થવા તેવુ સ્વરૂપ ધર્યું હતું' તેથી ઘટે છે ' गोविंदराजीय टीका

'भुजाभ्यामिति द्विभुजत्व महामुखादिति वक्ष्यमाणमेकमुखत्वञ्च रावणस्य कामरूपत्वात्सगच्छते ।

અત્રે રાવણને 'બન્ને હાથો વડે શોભતો હતો ' એવું કહ્યું છે તથા હવે પછીના ૨૩ મા શ્લોકમાં 'રાવણના વિશાળ મુખમાથી નીકળતો શ્વાસોચ્છ્વાસનો વાયુ ' એવું કહેવાશે, એ ઉપરથી 'રાવણને બે હાથ હતા અને એક મુખ હતું.' એવું જે આ સ્થળના વર્ણનથી જણાય છે તે યોગ્ય છે, કેમ કે રાવણની પોતાની ઇચ્છા પ્રમાણે રૂપ ધરવાની શક્તિ હોવાથી તે ચહાય તેવું રૂપ ધારણ કરે એ સંભવિત હતું.' महेश्वरतीर्थीय टीका

'પટહ' નામના વાદ્યને આલિંગન કરી સૂતી હતી, તેથી તે જાણે ઘણા કાળે મળેલા પતિને આલિંગન કરી સૂતેલી કોઈ સ્ત્રી જ હોય એવી દેખાતી હતી.[૩૮,૩૯] જેમ કામપીડિત થયેલી કોઈ સ્ત્રી પોતાના પ્રિય પતિને બાથમાં ઘાલીને સૂઈ રહે, તેમ કમળ સમાન નેત્રવાળી કોઈક સ્ત્રી 'વીણા' નામના વાદ્યને બાથમાં ઘાલીને સૂઈ રહી હતી. નૃત્ય કરવામાં કુશળ એવી બીજી કોઈ સ્ત્રી વળી 'વિપંચી' નામનું વાદ્ય લઈને સૂતી હતી, તેથી તે પતિની સાથે નિદ્રાવશ થયેલી સ્ત્રીના જેવી દેખાતી હતી. કોઈક સ્ત્રી કોમળ, હૃષ્ટપુષ્ટ અને મનોહર એવાં પોતાનાં કનકવર્ણાં અંગોથી 'મૃદંગ' નામના વાદ્યનું આલિંગન કરી સૂતી હતી.[૪૦-૪૨] સુરતક્રીડાથી શ્રમિત થયેલી કોઈક કૃશોદરી પોતાની બન્ને ભુજાઓથી 'પણવ' નામના વાદ્યને આલિંગન કરી સૂતી હતી. જેમ પોતાના નાના બાળક સહિત કોઈક સ્ત્રી પતિને ભેટી સૂઈ રહે, તેમ કોઈક સ્ત્રી પોતાની ભુજાઓ વડે 'ડિંડિમ' નામના વાદ્યને ભેટીને તથા એક બીજું ડિંડિમ વાદ્ય પોતાની પીઠ આગળ રાખીને સૂઈ રહી હતી. કમળપત્ર સરખાં નેત્રવાળી મદમાતી કોઈક સ્ત્રી 'આડંબર' નામના વાદ્યને બાથમાં ઘાલી સૂઈ રહી હતી.[૪૩-૪૫] કોઈક સ્ત્રી જળભરેલો કળશ લઈને સૂતી હતી અને એ કળશ વાંકો વળી જવાને લીધે તેમાંથી ટપકતા જળ વડે તે ભિંજાતી હતી, તેથી જાણે જળ વડે ભિંજાયેલી વસંતઋતુની પ્રફુલ્લિત લતા હોય એવી શોભતી હતી. નિદ્રાધીન થયેલી કોઈક સ્ત્રી વળી સુવર્ણ કળશ સરખાં પોતાનાં બન્ને સ્તનોને બે હાથ વડે દબાવીને સૂતી હતી.[૪૬,૪૭] તેમ જ કમળપત્ર સમાન નેત્રવાળી તથા પૂર્ણિમાના ચંદ્ર સરખા મુખવાળી કોઈક સ્ત્રી ગાઢ નિદ્રાને લીધે બીજી સ્ત્રીને આલિંગન કરીને જ સૂતી હતી.[૪૮] કામપીડિત સ્ત્રીઓ જેમ કામી પુરુષોને ભેટી શયન કરે, તેમ રાવણની એ સર્વ સ્ત્રીઓ એવી રીતે ભિન્ન ભિન્ન પ્રકારનાં વાજિંત્રોને ભેટીને સૂતી હતી.[૪૯]

ઉપર વર્ણવેલી સઘળી સ્ત્રીઓનાં શયનોથી અલગ એકાંતમાં બિછાવેલા સુંદર શયનમાં સૂતેલી કોઈ એક સ્વરૂપસંપન્ન સ્ત્રી કપિવર હનુમાનની દૃષ્ટિએ પડી.[૫૦] એ સ્ત્રી મુક્તાફળ અને મણિ વગેરેનાં આભૂષણોથી સારી રીતે શણગારાયેલી હતી અને પોતાની કાંતિથી આખા શયનગૃહને દીપાવી રહી હતી.[૫૧] તે સ્ત્રી ગૌર વર્ણવાળી અને સુવર્ણ સરખી દેદીપ્યમાન કાંતિવાળી હતી. રાવણના અંતઃપુરની સર્વ સ્ત્રીઓની તે ઈશ્વરી હતી. સુંદર સ્વરૂપવાળી એ સ્ત્રી બીજી કોઈ જ નહિ, પરંતુ રાવણની પટ્ટરાણી મંદોદરી હતી. કપિશ્રેષ્ઠ હનુમાને તેને રમ્ય શય્યામાં સૂતેલી દીઠી.[૫૨] નાના પ્રકારના અલંકારો વડે અલંકૃત થયેલી તથા રૂપ અને યુવાવસ્થાના સૌંદર્યથી શોભતી મંદોદરીને જોઈને મોટી ભુજાવાળો પવનસુત હનુમાન 'આ સીતા હશે' એમ ધારી પોતાના મનમાં અત્યંત હર્ષિત થયો.[૫૩]

રાવણની પટ્ટરાણી મંદોદરીને સીતા ધારી અત્યંત હર્ષમાં આવેલો કપિવર હનુમાન પોતાનો જાતિસ્વભાવ દેખાડવા લાગ્યો. તે વારંવાર પોતાના પૂંછડાને પછાડવા લાગ્યો અને આમતેમ ફરીને પુનઃ પુનઃ પૂંછડાને ચુંબન કરવા લાગ્યો તેમ જ થાંભલા ઉપર ચડી ચડીને પૃથ્વી પર પડવા લાગ્યો.[૫૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૧૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧ મો

### રાવણનો મહેલ-પાનભૂમિ

अवधूय च तां बुद्धिं बभूवावस्थितस्तदा ।
जगाम चापरां चिन्तां सीतां प्रति महाकपिः ॥१॥

મંદોદરીને જોઈ 'આ સીતા હશે' એવો કપિવર હનુમાનના મનમાં જે વિચાર થયો હતો, તે જરા વારમાં જ શાંત થઈ ગયો અને તે સીતા સંબંધી પુનઃ વિચાર બાંધવા લાગ્યો: 'અરે, રામચંદ્રથી વિખૂટાં પડેલાં સતીશિરોમણિ સીતા આ પ્રમાણે શયન, ભોજન, પાનસેવન તથા અલંકાર વગેરેને ધારણ કરે જ નહિ.[૧,૨] ભલેને

દેવરાજ ઇંદ્ર પ્રાપ્ત થયો હોય, તોપણ સતી સીતા તેની પાસે જરા વાર પણ ઊભાં રહે નહિ; કેમ કે રામચંદ્રના જેવો શ્રેષ્ઠ સ્વરૂપવાન તથા ગુણવાન પુરુષ દેવતાઓમા પણ નથી.[3] નિશ્ચય, 'આ કોઈ બીજી સ્ત્રી હશે ' એવો નિશ્ચય કરી કપિવર હનુમાન સીતાના દર્શનની ઇચ્છાથી રાવણની પાનભૂમિ+ તરફ જવાને તયાર થયો.[4]

પાનભૂમિ તરફ જતા પહેલા તેણે પુન. પણ રાવણની સ્ત્રીઓ ઉપર દૃષ્ટિ કરી તેમા કેટલીક સ્ત્રીઓ ક્રીડા કરવાથી, કેટલીક ગીત ગાવાથી તથા કેટલીક નૃત્ય કરવાથી શ્રમિત થઈ નિદ્રાધીન થયેલો તેના જોવામા આવી મદ્યપાનથી ચકચૂર બનેલો સ્ત્રીઓ મૃદંગ, મુરજ અને ચેલિકા વાદ્યોને અડેલો સૂઈ ગઈ હતો તથા કેટલીક સ્ત્રીઓ ગાલીચા પર જ સૂતો હતો એ પ્રમાણે નાના પ્રકારના આભૂષણોથી વિભૂષિત થયેલી, નિદ્રામા પડ્યા પડ્યા પોતાના સ્વરૂપનુ વર્ણન કરતી, ગાયન કરવામા પ્રવીણ, દેશકાળને અનુસરી વાક્ય બોલનારી અને અત્યંત કામવાસનાવાળી હજારો સ્ત્રીઓથી વીંટાઈને સૂતેલા મહાત્મા રાવણને વાયુસુત હનુમાને જોયો. પછી શ્રીમાન હનુમાને રાવણના શયનગૃહની બીજી બાજુએ જોયુ તો ત્યા પણ દેશકાળને અનુસરીને વાક્ય બોલનારી, ઊંઘમા ને ઊંઘમા જ પોતાના સ્વરૂપનુ વર્ણન કરી રહેલી તથા રતિક્રીડા કરવાથી શ્રમિત થઈને સૂતેલી હજારો યુવતીએ દૃષ્ટિએ પડી 'સીતા રાવણના શયનગૃહમા જ હશે!' એમ ધારીને મહાબાહુ હનુમાન પુન પણ તે સ્થળે ગયો ત્યા ચોમેર નિહાળીને જોયુ તો જેમ મોટા ગોષ્ઠમા બેઠેલી હજારો ગાયોની મધ્યે રહેલો વૃષભ શોભે, તેમ હજારો સ્ત્રીઓની મધ્યે સૂતેલે રાક્ષસરાજ રાવણ અત્યંત શોભી રહ્યો હતો.[5-11] સ્ત્રીઓથી વીંટાયેલો રાક્ષસેન્દ્ર રાવણ અરણ્યમા હાથણીઓથી વીંટાયેલા મોટા હાથી સરખો શોભતો હતો.

એમ વારવાર શોધ કરવા છતા પણ સીતાનુ દર્શન નહિ થવાથી ઉદ્વિગ્ન થયેલો કપિવર હનુમાન ત્યાંથી બહાર નીકળીને રાવણની પાનભૂમિમા ગયો.

રાવણના રાજમહેલમાં વિચરતા કપિશ્રેષ્ઠ હનુમાને સર્વ ઇચ્છિત પદાર્થોથી ભરેલી રાક્ષસરાજ રાવણની પાનભૂમિ દીઠી.[12,13] એ પાનભૂમિમા મૃગો, મહિષો અને વરાહોના માસના જુદા જુદા ઢગલા કરી રાખેલા હતા તથા સુવર્ણના વિશાળ પાત્રોમા કેટલાક મયૂરો અને કૂકડાઓ મૂકી રાખ્યા હતા કે જેનુ કોઈએ પણ ભક્ષણ કર્યું ન હતુ, એ સર્વ કપિવર હનુમાને દીઠુ.[14,15] દહીં અને સંચળ મેળવેલાં વરાહ, વાધ્રીણસ,* શાહુડી, મૃગ અને મયૂરોના માસ પણ ત્યા હનુમાનના જોવામા આવ્યા.[16] કૃકલ, અનેક જાતના બકરા, અડધા ભક્ષણ કરેલા સસલા, મહિષો તથા જેના કાટા કાપી નાખ્યા હતા એવા 'એકશલ્ય' નામના મત્સ્યો ત્યા આગળ રાંધીને તયાર રાખ્યા હતા, તે સર્વ હનુમાનની દૃષ્ટિએ પડ્યા.[17] વળી એ પાનભૂમિમા નાના પ્રકારના લેહ્ય, પેય તથા ભોજન કરવા યોગ્ય પદાર્થો તૈયાર કરી પાત્રોમા ભરી રાખેલા હતા એ ભૂમિ ખાટા, ખારા, તીખા અને મધુર આદિ રસોથી પરિપૂર્ણ હતી.[18] ત્યાના પાન કરવાના તથા ભોજન કરવાના કેટલાક પાત્રોમા મદમત્ત સ્ત્રીપુરુષોએ ફેંકેલા નૂપુર, બાજુબંધ તથા હાર વગેરે અમૂલ્ય આભૂષણો પડેલા હતા અને કેટલાક પાત્રો નાના પ્રકારના ફળોથી ભરેલા હતા[19] સ્થળે સ્થળે પુષ્પોના ઢગલા કરેલા હોવાથી એ ભૂમિ અધિક શોભા આપતી હતી વળી અનેક સ્થળે ગોઠવેલા સુંદર સુવર્ણના આસનોને લીધે તે જાણે અગ્નિ વિના જ સળગી ઊઠી હોય એવી પ્રકાશતી હતી! પાકશાસ્ત્રમા કુશળ રસોઇયાઓએ વિવિધ પ્રકારના મસાલા નાખીને સ્વાદિષ્ટ બનાવેલા અનેક પ્રકારના માસ એ પાનભૂમિમા જોવામા આવતા હતા તથા વૃક્ષોમાથી સ્વયમેવ ઉત્પન્ન થતા દિવ્ય અને

+ માસ મદિરા વગેરે પદાર્થો રાખવાનુ સ્થાન

* એક જાતનુ પક્ષી

નિર્મળ મદ્યો ત્યાં આગળ અનેક પાત્રોમાં ભરી રાખેલાં હતાં. જુદા જુદા પ્રકારના કૃત્રિમ આસવો, જેવા કે સાકરથી બનાવેલો શર્કરાસવ, મધથી બનાવેલો માધ્વીકાસવ, દ્રાક્ષથી બનાવેલો દ્રાક્ષાસવ, મહુડાનાં પુષ્પ વગેરેથી બનાવેલો પુષ્પાસવ અને ખજૂર વગેરે ફળોથી બનાવેલો ફળાસવ આદિ આસવો જુદાં જુદાં પાત્રોમાં ભરી રાખ્યા હતા. તે સઘળા આસવો અનેક પ્રકારનાં સુગંધી ચૂર્ણોની સુવાસથી મહેકી રહ્યા હતા.[૨૦-૨૩] સ્થળે સ્થળે પડેલી પુષ્પમાળાઓથી સુવાસિત થયેલી એ પાનભૂમિ સુવર્ણના, ચાંદીના અને સ્ફટિકના બનાવેલા તથા કરવો વગેરે પાત્રોથી અત્યંત શોભી રહી હતી. ત્યાં આગળ સોના-ચાંદીનાં અનેક પાત્રોમા વિવિધ પ્રકારના પદાર્થો ભરેલા હતા. તેને કપિવર હનુમાને દીઠા. એમાંનાં સુવર્ણપાત્રો તથા મણિમય પાત્રો વિષે તો શુદ્ધ મદિરા જ ભરેલી હતી. કેટલાંક પાત્રો અડધાં ભરેલાં હતાં; કેટલાંક કોઈએ પીવાથી અધૂરાં થયેલાં હતાં;[૨૪-૨૭] અને કેટલાંક કોઈએ પણ પીધા વિના એમ ને એમ જ પડેલાં હતાં. એ સઘળું જોતો કપિકુંજર હનુમાન ચોમેર ફરતો હતો. કેટલેક સ્થળે તયાર કરી રાખેલા અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થો તથા કેટલેક સ્થળે જુદા જુદા ગોઠવી રાખેલા પાન પદાર્થો પણ તેના જોવામાં આવ્યા; જે ભક્ષણ કરતાં અર્ધા અર્ધા બાકી રહેલા હતા. એ પાનભૂમિમાં બીજી તરફ દૃષ્ટિ કરતાં કપિવર હનુમાને કેટલીક શય્યાઓ દીઠી કે જેને વિષે પતિ વિનાની એકલી સ્ત્રીઓ એકબીજીને આલિંગન કરીને સુતી હતી તેમાંની કોઈક સ્ત્રી નિદ્રાને લીધે બેભાન થઈને પોતાની શય્યામાંથી ઊઠી, બીજી સ્ત્રીની પાસે જતી હતી અને તેનું વસ્ત્ર ખેંચી પોતાના અંગ પર ઓઢતી હતી.[૨૮-૩૦] જેમ મંદમંદ ચાલતા પવનથી વૃક્ષોનાં પુષ્પો હાલે છે, તેમ એ સ્ત્રીઓનાં અંગ પર પડેલાં વસ્ત્રો તથા પુષ્પો તેમના શ્વાસોચ્છ્વાસના વાયુથી મંદમંદ હાલતાં હતાં.[૩૧]

પાનભૂમિનુ સારી રીતે અવલોકન કર્યા પછી કપિશ્રેષ્ઠ હનુમાન ત્યાંથી નીકળી પુનઃ પુષ્પક વિમાન પર ગયો. ત્યાં શીતળ એવું ચંદન, મધુરસ, મદ્ય, પુષ્પમાળાઓ, પુષ્પગુચ્છો, સ્નાન કરવાનાં સુગંધયુક્ત ચૂર્ણો અને ધૂપાદિ ઉત્તમ પદાર્થોની સુવાસવાળો વાયુ મંદમંદ ગતિથી વાતો હતો. ત્યાં સૂતેલી સ્ત્રીઓમાંની કેટલીક શ્યામ-ગૌર વર્ણવાળી અને કેટલીક સુંદર શરીરવાળી, કેટલીક કૃષ્ણવર્ણી અને કેટલીક સુવર્ણ સમાન દેદીપ્યમાન અંગવાળી હતી, એ સર્વને હનુમાને જોઈ. રાવણના અંતઃપુરમાંની સઘળી સ્ત્રીઓ એ વેળા નિદ્રાધીન થયેલી હોવાથી તેમનું રૂપ બિડાયેલી કમલિનીઓ જેવું દેખાતું હતું. એ પ્રમાણે મહાતેજસ્વી હનુમાને રાક્ષસરાજ રાવણનું આખું અંતઃપુર તપાસી જોયું; પરંતુ જનકતનયા સીતા ક્યાંયે પણ તેના જોવામાં આવ્યાં નહિ.

રાવણની સ્ત્રીઓને જોતાં જોતાં કપિવર હનુમાનને 'નગ્નાવસ્થામાં પડેલી પરસ્ત્રીને જોવી નહિ' એવું શાસ્ત્રવચન યાદ આવ્યું. એ સમયે મહાવીર હનુમાનના મનમાં ધર્મભંગનો મોટો ભય ઉત્પન્ન થયો.[૩૨-૩૭] તે વિચાર કરવા લાગ્યો: 'અરે, આજે મેં ઘણે ભાગે નગ્નાવસ્થામાં સૂતેલી પરસ્ત્રીઓને જોઈ, માટે નિશ્ચય મારા ધર્મનો સમૂળો લોપ થઈ જશે;[૩૮] પણ રે, મારી દૃષ્ટિ પરસ્ત્રીનું નિરીક્ષણ કરવામાં કદી પણ આસક્ત થતી નથી, તેથી મને તે સંબંધી પાતક નહિ લાગે; પરંતુ પરસ્ત્રીઓનું હરણ કરી લાવનાર ઘોર પાતકી આ રાવણ આજે મારા જોવામાં આવ્યો, તેથી તો અવશ્ય મારા ધર્મનો લોપ જ થશે.'[૩૯]

નિશ્ચિત મતિવાળા અને સ્થિર ચિત્તવાળા હનુમાનના મનમાં ઉપર્યુક્ત વિચાર ચાલતો હતો. એટલામાં વળી કાર્યાકાર્યનો નિર્ણય કરનારો એક બીજો વિચાર પણ તેને થઈ આવ્યો:[૪૦] અહો! અહીં નિઃશંકપણે સૂતેલી રાવણની સ્ત્રીઓને મેં જોઈ; પરંતુ એથી મારા મનમાં કાંઈ પણ વિકાર ઉપજ્યો નથી.[૪૧]

સઘળી ઇંદ્રિયોને શુભ કિંવા અશુભ કર્મમા પ્રવૃત્તિ કરાવનારુ મન જ છે, મારું મન તો પ્રથમથી જ દૃઢ છે, એટલે મારે ભય રાખવા જેવુ નથી [42] વળી બીજે કયાય શોધ કરવાથી મને સીતાના દર્શન થઈ શકે એમ નથી સ્ત્રીની શોધ કરવી હોય તો સ્ત્રીઓમા જ ફરવુ જોઈએ [43] આ લોક વિષે જે જાતનુ પ્રાણી શોધી કાઢવુ હોય, તેની જાતના પ્રાણીઓમા જ તેની શોધ કરવામા આવે છે. ખોવાયેલી સ્ત્રીની શોધ તો સ્ત્રીઓમા જ કરવી ઘટે છે.[44] એ નિયમને અનુસરીને મે શુદ્ધ અ ત કરણથી રાવણનુ આખુ અ ત પુર તપાસી જોયુ, પર તુ જનકતનયા સીતા કયાય મારા જોવામા આવ્યા નહિ '[45]

એ પ્રમાણે ચિંતા કરતો કપિશ્રેષ્ઠ હનુમાન રાવણના અ ત પુરમા રહેલી સઘળી દેવકન્યાઓ, ગ ધર્વ કન્યાઓ, નાગકન્યાઓ તથા બીજી પણ કેટલીક ઉત્તમ સ્ત્રીઓને જોઈ વળ્યો, પર તુ કયાય પણ તેને સીતાના દર્શન થયા નહિ, ત્યારે હતાશ થઈને પરાક્રમી હનુમાન ત્યાથી બહાર નીકળી બીજે સ્થળે જવા તત્પર થયો રાવણના અ ત પુરમા અતિ યત્નપૂર્વક શોધ કરીને પવનસુત હનુમાન રાવણની પાનભૂમિ માથી નીકળીને શોધ કરવા માટે બીજે સ્થળે જવા લાગ્યો [46–48]

ઇતિ શ્રીવાલ્મીકિ મહ મુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડના ૧૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૨ મો

### સીતાની શોધ માટે હનુમાનનો પુનઃ પુનઃ પ્રયત્ન

स तस्य मध्ये भवनस्य संस्थितो लतागृहांश्चित्रगृहान्निशागृहान्। जगाम सीतां प्रतिदर्शनोत्सुको न चैव तां पश्यति चारुदर्शनाम् ॥ १ ॥

સીતાના દર્શન કરવા માટે ઉત્સુક થયેલો મહાકપિ હનુમાન પુન પણ રાવણના કેટલાક લતાગૃહો, ચિત્રગૃહો તથા નિશાગૃહોમા ગયો અને સીતાની શોધ કરવા લાગ્યો, પર તુ પવિત્ર દર્શનવાળા જાનકી કયાય પણ તેની નજર પડયા નહિ વારવાર શોધ કરતા પણ રઘુનાથની પ્રિયા સીતાનુ દર્શન થયુ નહિ, ત્યારે તે વિચાર કરવા લાગ્યો 'અરે, આટલી આટલી શોધ કરવા છતા પણ મિથિલેશપુત્રી સીતા મારા જોવામા આવતા નથી, એથી મને લાગે છે કે નિશ્ચય, તે જીવતા નહિ હોય અવશ્ય, અતિ દુષ્કર્મ કરનારા આ રાક્ષસરાજ રાવણે પોતાના શિયળવ્રતનુ રક્ષણ કરવામા તત્પર રહેનારા અને ઉત્તમ સન્માર્ગે વર્તનારા સતીશિરોમણિ સીતાનો વધ કર્યો હશે,[1–3] અથવા તો રાક્ષસરાજ રાવણની અતિશય કદરૂપી, બિહામણા શરીરવાળી, તેજરહિત અને અત્ય ત દેખાવવાળી સ્ત્રીઓને જોઈને એ જનકન દિની ભયને લીધે આપોઆપ જ મરણ પામ્યા હશે [4] અરેરે, આટલા લાબા વખત સુધી હુ વાનરોની સાથે રખડયો, છતા પણ સીતાની શોધ લાગી નહિ, એથી તો સમુદ્ર ઉલ્લ ઘવારૂપ મારુ સઘળુ પૌરુષબળ પણ વ્યર્થ થયુ છે! અરેરે, હવે હુ સુગ્રીવની પાસે જઈ શકુ એમ નથી, કેમ કે વાનરરાજ સુગ્રીવ અત્ય ત બળવાન અને ઉગ્ર દ ડ દેનારો છે [5] અરેરે, હુ રાવણનુ આખુ અ ત પુર શોધી વળ્યો અને તેની સઘળી સ્ત્રીઓને પણ જોઈ વળ્યો, પર તુ સતીશિરોમણિ સીતા મારા જોવામા આવ્યા નહિ! અરે, આજે મારો સઘળો શ્રમ નિષ્ફળ ગયો હુ જ્યારે પાછો જઈશ, ત્યારે સર્વ વાનરો એકઠા થઈ મને પૂછશે 'હે વીર! લ કામા જઈને તે શુ કર્યુ તે અમને કહે ' એ વેળા સીતાને જોયા વિના પાછો ગયેલો હુ તેઓને શુ કહીશ? વળી સુગ્રીવે આપેલી મુદત પણ વીતી ગઈ છે, એટલે પાછા જઈ જીવવું દુર્લભ છે, માટે હવે તો મરણની વાટ જોતો ક અહી યા જ પ્રાયોપવેશન કરીશ અગ, હુ સો યોજનનો સમુદ્ર ઓળ ગીને લ કામા આવ્યો તોપણ સીતાનો પત્તો લાગ્યો નહિ, એથી વૃદ્ધ જા બવાન યુવરાજ અ ગદ અને બીજા સર્વ વાનરો મને શુ કહેશે?'

એ પ્રમાણે ખેદ કરતો કપિવર હનુમાન વળી પોતાના મનમા ઉત્સાહ આણીને વિચારવા

લાગ્યો 'અરે આ લોક વિષે લક્ષ્મી તથા સુખ પ્રાપ્ત કરવાનુ ખરુ સાધન ઉત્સાહ જ છે, માટે હવે તો જ્યા જ્યા શોધ કરવી બાકી રહી છે, ત્યા ત્યા જઈને હુ ઉત્સાહભેર શોધ કરીશ કહ્યુ છે કે ૯-૧૦

अनिर्वेदो हि सततं सर्वार्थेषु प्रवर्तकः ।
करोति सफलं जन्तोः कर्म यच्च करोति सः ॥

'આ લોક વિષે મનુષ્યોને સઘળા કાર્યોમા પ્રવૃત્તિ કરાવનાર ઉત્સાહ છે, અર્થાત્ ઉત્સાહ હોય તો જ મનુષ્યો કોઈ પણ કાર્યમા પ્રવૃત્ત થાય છે અને મનુષ્યમાત્રના કાર્યોને સફળ કરનાર પણ ઉત્સાહ જ છે ૧૧ માટે હવે હુ ઉત્તમ ઉત્સાહ ધરીને સીતાશોધનો પ્રયત્ન કરીશ અને રાવણના જે જે સ્થાનો મે જોયા નથી, તે તે સ્થાનોમા ફરીને શોધ કરીશ ૧૨ હુ રાવણની પાનભૂમિ, પુષ્પગૃહ, ચિત્રશાળા, ક્રીડાગૃહ, શેરીઓ અને સાત સાત માળની હવેલીઓ વગેરે સર્વ સ્થળો શોધી વળ્યો છુ છતા તે તે સ્થળે પુન શોધ કરીશ' ૧૩

આવો વિચાર કરીને મારુતસુત હનુમાન પુન પણ સીતાની શોધ કરવા તત્પર થયો. આ વેળા તે અનેક ભોયરા, દેવમદિરો અને મોટા મોટા ગૃહોમા જઈને શોધ કરવા લાગ્યો. કોઈવખતે તે અત્યત ઊચે ચડતો તો કોઈક સમયે ત્યાથી નીચે ઊતરી આવતો હતો, કોઈ વેળા ઊભો રહેતો તો કોઈ વેળા ઉતાવળે ચાલતો હતો,૧૪,૧૫ કોઈક સ્થળે બારણા ઉઘાડી અદર પ્રવેશ કરતો તો કોઈક સ્થળે બહાર નીકળતી વેળા દ્વાર બધ કરતો હતો અને કોઈક વેળાએ અતિ ઊચા સ્થળેથી જાણે ઊડતો હોય એમ કૂદકો મારી નીચે પડતો હતો ૧૬ આમ જ્યા જ્યા જોવાનુ હતુ ત્યા ત્યા સર્વત્ર એ કપિવર ફરી વળ્યો તેણે રાવણના રાજમહેલમા ચાર આગળ જેટલી જગ્યા પણ જોયા વિના પડતી મૂકી નહિ ૧૭ કપિશ્રેષ્ઠ હનુમાને રાવણના કિલ્લાની અદરની ગલીઓ, ચૈત્યવૃક્ષોના ચોતરા અને જળના હોજ તથા તળાવડીઓ વગેરે સઘળા સ્થળોમા શોધ કરી, પરતુ ક્યાય પણ સીતા તેના જોવામા આવ્યા નહિ ૧૮ કપિવર હનુમાન બિહામણા રૂપવાળી અનેક રાક્ષસીઓને પણ જોઈ વળ્યો, પરતુ જનકનદિની સીતા ક્યાય પણ તેના જોવામા આવ્યા નહિ ૧૯ વાયુસુત હનુમાને રાવણના અતપુરમા અપ્રતિમ સ્વરૂપ સૌદર્યવાળી વિદ્યાધરોની અનેક સ્ત્રીઓ દીઠી, પરતુ મિથિલેશપુત્રી સીતાને તેણે જોયા નહિ ૨૦ મહાબળવાન હનુમાને રાવણના અતપુરમા પૂર્ણિમાના ચદ્ર સરખા મુખવાળી તથા સુદર અગવાળી એવી કેટલોક નાગકન્યાઓને દીઠી, પરતુ સતીશિરોમણિ સીતા તેની દૃષ્ટિએ પડ્યા નહિ ૨૧ મારુતસુત હનુમાન રાવણે બળાત્કારથી હરણ કરી આણેલી અને બદીખાનામા નાખેલી ઘણીક નાગકન્યાઓને જોઈ વળ્યો, પરતુ તેઓમા પણ સીતા જોવામા આવ્યા નહિ ૨૨

આમ સર્વત્ર શોધ કરતા બીજી અનેક શ્રેષ્ઠ સ્ત્રીઓ કપિવર હનુમાનના જોવામા આવી, પરતુ જનકનદિની સીતા ક્યાય પણ તેની દૃષ્ટિએ પડ્યા નહિ, એથી મોટી ભુજાઓવાળો પવનસુત હનુમાન પુન પણ ખેદ પામ્યો ૨૩ રામચદ્રના કાર્ય માટે સુગ્રીવાદિ વાનરોએ ઉઠાવેલો પ્રયત્ન અને પોતે કરેલુ સમુદ્રનુ ઉલ્લઘન એ સઘળુ વ્યર્થ ગયુ, એમ ધારી વાયુસુત હનુમાન પુન ઘણો ચિતાતુર બન્યો ૨૪ શોક વડે હણાયેલા ચિત્તવાળો પવનસુત હનુમાન રાવણના દિવ્ય રાજમહેલમાથી નીચે ઊતર્યો અને 'હવે શું કરવુ,' એ સબધી ચિતા કરવા લાગ્યો ૨૫

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુદરકાડમા ૧૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૩ મો

### સીતા નહિ મળવાથી હનુમાનને થયેલો પરિતાપ

विमानात्तु स सङ्क्रम्य प्राकारं हरियूथपः ।
हनुमान्वेगवानासीद्यथा विद्युद्घनान्तरे ॥ १ ॥

વાનરયૂથપતિ હનુમાન રાવણના રાજમહેલ-માથી બહાર નીકળી, તેની આસપાસ આવેલા

અને ઇન્દ્રનીલમણિથી બનાવેલા કિલ્લા પર ઉતાવળે ચડયો એ વેળા જેમ વાદળામા વીજળી શોભે છે, તેમ તે શોભતો હતો.[૧] રાવણના સઘળા ગૃહોમા ફરી વળવા છતા પણ સતી સીતાના દર્શન નહિ થવાથી ઉદ્વિગ્ન થયેલો મારુતસુત હનુમાન કિલ્લા પર બેઠોબેઠો પોતાના મન સાથે કહેવા લાગ્યો 'અહો ! રામચદ્રનુ પ્રિય કરવા માટે આખી લકાનગરી હુ શોધી વળ્યો, પરતુ સર્વાંગસુદર જનકતનયા સીતા મારી દૃષ્ટિએ પડ્યા નહિ અરેરે ! હુ નાની નાની તળાવડીઓ, મોટા મોટા સરોવરો, વહેળાઓ, નાની તથા મોટી નદીઓ, સમુદ્રની ખાડીઓ તથા તેની આસપાસ આવેલા વનો, અગમ્ય પર્વતો ઇત્યાદિ સઘળી પૃથ્વી ફરી વળ્યો, પરતુ સતી સીતા મારા જોવામા આવ્યા નહિ ! અરે, ગૃધ્રરાજ સપાતિએ મને કહ્યુ હતુ કે સીતા રાવણને ત્યા જ છે, તો પછી તે અહીયા મારી દૃષ્ટિએ કેમ પડતા નથી ?[૨-૫] અરે, રાવણે બળાત્કારથી હરણ કરેલા અને અહી આવવાથી પરવશ થઈ પડેલા જનકનદિની સીતા કે જે શુદ્ધ વિદેહવશમા જન્મેલા છે, તે કદી પણ રાવણનુ સેવન કરે ખરા કે ?*[૬] 'અરે, હુ ધારુ છુ કે સીતાને લઈ ઉતાવળે આકાશમાર્ગે ઊડેલા, પરતુ રામચદ્રના બાણના ભયથી થરથર ધ્રૂજતા રાવણના હાથમા તે માર્ગમા જ પડી ગયા હશે,[૭] અથવા તો સિદ્ધોએ સેવેના આકાશમાર્ગે રાવણ જ્યારે સીતાને હરી જતો હશે, ત્યારે માર્ગમા આવેલા સમુદ્રને જોઈ સીતાનુ હૃદય ફાટી ગયુ હશે, અથવા તો રાવણના ઊરુવેગથી તથા ભુજાએ ના દબાણથી પીડા થવાને લીધે વિશાળ નેત્રવાળા સીતાએ પોતાના જીવિતનો ત્યાગ કર્યો હશે,[૮] અથવા તો રાવણ એ જનકનદિની સીતાને ઊંચકી જ્યારે સમુદ્રની ઉપર ઊડતો હશે ત્યારે તરફડિયા મારતા સીતાએ સમુદ્રમા પડતુ મૂકયુ હશે,[૧૦] અથવા તો પોતાના શીયળવ્રતનુ રક્ષણ કરનારા અને સહાય વિનાના તપસ્વિની સીતાને આ ક્ષુદ્ર બુદ્ધિવાળો દુરાત્મા રાવણ ભક્ષણ કરી ગયો હશે,[૧૧] અથવા તો દુષ્ટ ભાવવાળી રાવણની રાક્ષસી સ્ત્રીઓએ શોકનુ સાલ ટાળવા માટે સીતાનુ ભક્ષણ કર્યુ હશે ?[૧૨] અથવા તો જેમ પિંજરમા પૂરી રાખેલી મેના ટળવળે, તેમ રાવણના ઘરમા એકાતમા ગોંધી રાખેલા સીતા ક્યાય ટળવળતા હશે ? તે ગમે તેમ હો, પરતુ સતી સીતા મારા જોવામા તો આવ્યા જ નહિ[૧૩] જનક રાજાના વશમા જન્મેલા અને કમળપત્ર સમાન નેત્રવાળા રામચદ્રના પ્રિય પત્ની સીતા રાવણને વશ તો કેમ જ થાય ? અરે, રાવણે સીતાને કદાચ ગુપ્ત ભોયરામા રાખ્યા હોય, તેથી તે મારા જોવામા ન આવ્યા હોય, અથવા તેમણે પોતે જ સમુદ્રમા ઝપલાવીને જીવિતનો ત્યાગ કર્યો હોય, કિંવા રામવિરહના દુખે કરી કદાચ તે મરણ પામ્યા હોય, તે ગમે તેમ હોય, પરતુ એ ત્રણે વાતોમાથી એક પણ મારે રામચદ્રની આગળ જઈ નિવેદન કરવી યોગ્ય નથી શ્રીમાન રામચદ્રનો સીતા પર અથાગ પ્રેમ છે[૧૪-૧૫] તેથી જો હુ અહીથી પાછો જઈ તેમને એમ કહુ કે 'જાનકી સીતા ક્યાય પણ મારા જોવામા આવ્યા નહિ' તો તેઓ નિશ્ચય પોતાના પ્રાણનો ત્યાગ કરશે, માટે એમ કહેવુ એ દોષરૂપ છે વળી જો હુ કાઈ પણ કહુ નહિ તો ન્યાયનીતિની વચના કરવારૂપ દોષનો ભોક્તા થાઉ તેમ છે, તો હવે મારે શુ કરવુ એ કાઈ સૂઝતુ નથી '[૧૬]

આવે પ્રસગે દેશકાળને અનુસરી શુ કરવુ અને શુ ન કરવુ એ માટે કપિવર હનુમાન પુન વિચારવા લાગ્યો[૧૭] તેને લાગ્યુ 'અરે, અહી સુધી આવ્યા છતા પણ જો હુ સીતાના દર્શન કર્યા વિના જ પાછો કિષ્કિધા

* હનુમાને રાવણના શયનગૃહમાં મદોદરીને જોઈ હતી ત્યારે તેના સ્વરૂપમાદર્ય ઉપરથી 'આ સીતા હશે' એવા તેને આભાસ થયો હતો તેવો જ આભાસ આ સમયે પણ તેને થઈ આવે તે તેનુ નિરાકરણ કરતા તેણે આ વાક્ય કહેલુ છે તિ ટી

નગરીમા જઈશ, તો એમા મારું શું પુરુષાર્થ-બળ કહેવાશે ? ૧૮ અરેરે જો એમ જ થશે તો તો સો યોજનના સમુદ્રનું ઉલ્લઘન કરવાનો અને દુષ્પ્રવેશ લકાગઢમા પ્રવેશ કરી ભયકર રાક્ષસોને જોયાનો સઘળો શ્રમ મિથ્યા જશે ૧૯ અરે હુ જ્યારે આમ ને આમ જ પાછો કિષ્કિન્ધામા જઈશ, ત્યારે એકત્ર થયેલા સુગ્રીવાદિ વાનરો અને દશરથનદન શ્રીમાન રામચદ્ર તથા લક્ષ્મણ મને શું કહેશે ? ૨૦ અરે, અહીથી પાછો જઈને જો હુ રામચદ્રને એમ કહીશ કે, 'લકામા વારવાર શોધ કર્યા છતા પણ સતી સીતાના મને દર્શન થયા નહિ ' તો મારુ એવુ કઠોર વાક્ય સાભળીને રઘુવીર તરત જ પોતાના જીવિતનો ત્યાગ કરશે ૧૨૧ અને જ એ દશરથપુત્ર રામચદ્ર પોતાની ઇદ્રિયોને તપાવનારા કઠોર તીક્ષ્ણ અને દારુણ એવા મે કહેલા સમાચાર સાભળીને ખિત્ર થઈ જીવી શકશે નહિ ૨૨ પોતાના ભાઈ ઉપર અત્યત પ્રીતિવાળા બુદ્ધિમાન લક્ષ્મણ પણ પોતાના ભાઈ રામચદ્રને કષ્ટમા આવી પડેલા તથા મરણ પામવાને તત્પર થયેલા જોઈને જીવી શકશે નહિ ૨૩ શ્રીમાન રામચદ્ર તથા લક્ષ્મણને મરણ પામેલા સાભળીને કૈકેયીનો પુત્ર ભરત પણ મરણને શરણ થશે અને તેનો નાશ થયેલો જોઈ શત્રુઘ્ન પણ જીવશે નહિ આમ રામચદ્ર વગેરે પોતાના પુત્રોને મરણ પામેલા જોઈને તેમની માતાઓ કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયી પણ જીવી શકશે નહિ, એ નિ સ દેહ છે ૨૪,૨૫ રામચદ્રને સ્વર્ગે સિધાવેલા જોઈને કૃતજ્ઞ અને સત્યવાદી એવો વાનરોના રાજા સુગ્રીવ પણ પોતાના જીવિતનો ત્યાગ કરી તેઓની જ પાસે જશે અર્થાત્ મૃત્યુ પામશે ૨૬ વળી તેમ થતા ઉદ્વિગ્ન મનવાળી, આનદ વગરની, દીન થયેલી અને સ્વામીના શોકથી પીડાતી રૂમા પણ પોતાના પ્રાણ તજી દેશે ૨૭ વળી પોતાના પતિ વાલીના મરણશોક વડે પ્રથમથી જ પીડાતી અને મરણ પામવાનો નિશ્ચય કરી ચૂકેલી તારા પણ આ લોકમા રહેશે નહિ, ૨૮ અને પોતાના માતાપિતાનો તથા પોતાના કાકા સુગ્રીવના કુટુબનો વિનાશ થયેલો જાણી યુવરાજ અગદ પણ જીવી શકશે નહિ ૨૯ આમ આખા રાજકુટુબનો નાશ થવાથી દુ ખમા આવી પડેલા મુખ્ય મુખ્ય વાનરો કે જેઓને કપિરાજ સુગ્રીવે આજ દિન સુધી સામ, દાન અને માનથી લાડ કરેલા છે, તેઓ પણ હાથના તળિયા તથા મુક્કીઓથી પોતના માથા કૂટી કૂટી મરણ પામશે વળી બાકી રહેલા વાનરો રાજકુટુબના શોકને લીધે વનોમા, પર્વતશિખરોમા અને ગુફાઓ વગેરેમા એકઠા મળી પ્રથમની પેઠે વિહાર-ક્રીડા કરી શકશે નહિ વળી તેઓમાના કટલાક તો સુગ્રીવના મરણથી પીડિત થઈને પોતાના કુટુબકબીલા સાથે પર્વતોના શિખરો પર ચડીને ઝઝાપાત કરશે, ૩૦-૩૩ કેટલાક ઝેર ખાઈને મરશે, કેટલાક ગળે ફાસો ખાઈને પ્રાણત્યાગ કરશે, કેટલાક અગ્નિમા પ્રવેશી બળી મરશે, કેટલાક અન્નજળનો ત્યાગ કરી પોતાના જીવિતનો અત આણશે અને કેટલાક કપિઓ શસ્ત્રોથી કપાઈ મરશે ૩૪ જો હુ અહીથી પાછો જઈશ, તો આ પ્રમાણે શોકને લીધે રડારોળ થઈ રહેશે અને આખા ઇક્ષ્વાકુકુળનો તથા વાનરોનો અત આવી જશે ૩૫ માટે હવે હુ અહીથી કિષ્કિન્ધાનગરી પ્રત્યે જઈશ નહિ વળી સીતાને મળ્યા વિના કપિરાજ સુગ્રીવની આગળ જવાને હુ હિમત પણ ધરી શકતો નથી ૩૬ જો હુ કિષ્કિન્ધા ન જાઉ તો મહાબળવાન અને ધર્માત્મા એવા એ બને ભાઈઓ તથા સઘળા વાનરો સીતાની આશામા ને આશામા જીવતા રહેશે

'અહી રહીને હજી હુ પુન પુન સીતાની શોધ કરીશ, તેમ છતા પણ જો મને સીતાના દર્શન નહિ થાય તો વાનપ્રસ્થાશ્રમી થઈશ અને હાથથી મેળવી શકાય એવા અથવા આપોઆપ મુખમા આવી પડે એવા ફળોનો

આહાર કરી ઇંદ્રિયોને વશ કરી વૃક્ષોના મૂળ આગળ નિવાસ કરીશ, અથવા તો બહુ ફળ–મૂળાદિવાળા સમુદ્રના કિનારા પર ચિતા ખડકી તેને અગ્નિ વડે પ્રજ્વલિત કરી હુ બળી મરીશ, અથવા તો અન્નજળનો ત્યાગ કરીને પ્રાયોપવેશન કરી લિંગશરીરવાળા આત્માને આ સ્થૂળ શરીરનો વિયોગ કરાવીશ, એટલે કાગડાએ. અને બીજા માંસાહારી પ્રાણીઓ મારા આ શરીરનુ સુખથી ભક્ષણ કરશે,[૩૭–૪૦] અથવા તે ઘણી શોધ કરવા છતા પણ મને સતી સીતાના દર્શન નહિ જ થાય તો હું જળમા ડૂબી મરીશ આ પ્રમાણે પ્રાણત્યાગ કરવાની રીતિ પણ કેટલાક ઋષિઓએ માન્ય કરેલી છે. અરેરે, રામચંદ્ર માટે સમુદ્રનુ ઉલ્લંઘન કરીને સારી રીતે મેળવેલો મારી પવિત્ર કીર્તિરૂપી પુષ્પોની માળા સતી સીતાની ભાળ નહિ લાગવાથી હવે ચિરકાળ માટે કરમાઈ જશે! અરે, હું મારી ઇંદ્રિયોનો નિગ્રહ કરી તપસ્વીપણુ સ્વીકારી એકાદ વૃક્ષના મૂળ નીચે વસીશ, પરતુ અહીથી પાછો કિષ્કિન્ધામા તો નહિ જ જાઉ. અરે, હુ સીતાની ભાળ મેળવ્યા વિના જ પાછો જઈશ તો સર્વ વાનરો સહિત અગદ પણ પોતાના જીવિતનો ત્યાગ કરશે ' એ પ્રમાણે પાછા નહિ જવાનો દૃઢ નિશ્ચય કરીને કપિવર હનુમાને પોતે જીવતા રહેવુ કે નહિ એ સબધી પુન વિચાર કર્યો 'અરે, પણ પ્રાણોનો ત્યાગ કરવામા તો ઘણુ ઘણ દોષો રહેલા છે, માટે મારે મરવુ તે નહિ જ. જીવતા મનુષ્યોને અનેક મગળ પ્રાપ્ત થાય છે,– માટે હું મારા પ્રાણનો ત્યાગ નહિ કરું. હુ જીવતો હોઈશ તો કોઈક કાળે પણ રામચંદ્ર વગેરેના સમાગમને પ્રાપ્ત થઈશ એવી રીતના અનેક વિચારો કરી પોતાન મનમા અત્યત દુ ખ ધરતો કપિવર હનુમાન શોકસમુદ્રમા ડૂબવા લાગ્યો.[૪૧–૪૧] છેવટે પોતાના ધૈર્યબળનો આશ્રય કરી તેણે વિચાર્યું': 'અરે, મારે આમ ખેદ કરવાનુ કાઈ પણ કારણ નથી. જો હુ મહાબળવાન રાવણનો વધ કરીશ, તો સીતાનુ હરણ કરી લાવ્યાનુ વેર વાળ્યુ ગણાશે, અથવા તો જેમ કોઈ પશુને તેના ધણીને સ્વાધીન કરવામા આવે છે, તેમ હુ રાવણને ઉપાડીને સમુદ્ર ઉપર થઈ રામચંદ્રની પાસે લઈ જઈશ અને તેમને સ્વાધીન કરીશ એમ કરવાથી પણ મારો અહીં આવ્યાનો પ્રયત્ન સફળ થશે '[૪૭,૪૮]

ઉપરનો વિચાર કર્યો પછી ચિંતા અને શોક વડે ઘેરાયેલો કપિવર હનુમાન પુન પણ વિચાર કરવા લાગ્યો :[૪૯] 'અરે, જ્યા સુધી યશસ્વિની રામપત્ની સીતા મારી દૃષ્ટિએ પડશે નહિ, ત્યા સુધી હુ લકાનગરી વિષે જ તેની વારંવાર શોધ કરીશ.[૫૦] માત્ર સંપાતિના વચન ઉપર વિશ્વાસ રાખીને રામચંદ્રને હુ કદાચ અહીં તેડી લાવુ અને સીતા તેમના દીઠામા આવે નહિ, તો તેઓ ક્રોધાયમાન થઈને સર્વ વાનરોને બાળી ભસ્મ કરી નાખે.[૫૧] માટે હવે તો મારે અન્નજળનો ત્યાગ કરીને તથા ઇંદ્રિયોનુ નિયમન કરીને અહીં જ રહેવુ ઠીક છે, તેમ કરવાથી જ રામચંદ્રાદિ રાજકુળનો તથા સુગ્રીવાદિ વાનર કુળનો નાશ થતો અટકશે '[૫૨]

રાવણના રાજમહેલના ઊંચા કિલ્લા પર બેસી ઉપર પ્રમાણે વિચાર કરતા પવનસુત હનુમાનની દૃષ્ટિ ત્યાથી થોડેક દૂર આવેલી અશોકવાટિકા પર પડી. તેને જોઈ હનુમાનને વિચાર આવ્યો' 'આ સામે મોટી અશોકવાટિકા દેખાય છે, જેમા મોટા મોટા વૃક્ષો શોભી રહ્યા છે હજી સુધી મે એ સ્થળે શોધ કરી નથી, માટે હવે ત્યા જઈ હુ સીતાની શોધ કરીશ[૫૩] પ્રથમ આઠ વસુઓ, અગિયાર રુદ્રો, બાર આદિત્યો, બે અશ્વિનીકુમારો અને વાયુદેવને નમસ્કાર કરીને હુ રાક્ષસોના શોકની વૃદ્ધિ કરવા માટે અશોકવાટિકામા જઈશ[૫૪] અને રાવણાદિ સર્વ

– કહેવત છે કે, 'જીવતો નર ભદ્રા પામે' તથા 'जीवन्नरो भद्रशतानि पश्येत्। જીવતો પુરુષ સેકડો માંગલિક પ્રસગો જુએ છે '

રાક્ષસોને જીતીશ. પછી જેમ પ્રસન્ન થયેલા દેવ તપસ્વીને તપની સિદ્ધિરૂપ ફળ-વરદાન આપે છે, તેમ હું ઇક્ષ્વાકુકુળને આનંદ આપનારાં જનકનંદિની સીતા રામચંદ્રને આપીશ.[૫૫]

પછી શોક અને ચિંતાને લીધે આકુળ ઇંદ્રિયોવાળો વાયુપુત્ર હનુમાન ક્ષણવાર ધ્યાન ધરીને ઊભો થયો[૫૬] અને બોલ્યો : 'રામ, લક્ષ્મણ, સીતા, રુદ્ર, ઇંદ્ર, યમ, અનિલ, ચંદ્ર, અગ્નિ અને સર્વ દેવગણોને હું નમસ્કાર કરું છું.' એ પ્રમાણે સર્વ દેવોને તથા કપિરાજ સુગ્રીવને પણ નમસ્કાર કરી કપિવર હનુમાન ચોતરફ દૃષ્ટિ ફેરવી અશોકવાટિકા પ્રત્યે જવા તત્પર થયો. પવનસુત હનુમાને પોતાના મન સાથે અશોકવાટિકામાં જવાનો દૃઢ નિશ્ચય કરીને 'ત્યાં ગયા પછી શું કરવું?' એ બાબતનો પણ વિચાર કર્યો કે મોટાં મોટાં વૃક્ષોવાળી અને સર્વ પ્રકારના સંસ્કારોથી સંસ્કૃત થયેલી+ એ રમ્ય અશોકવાટિકામાં નક્કી ઘણા રાક્ષસો હશે. વળી મહાસમર્થ રાવણે પ્રત્યેક વૃક્ષનું રક્ષણ કરવા માટે કેટલાક રખેવાળો પણ રાખ્યા હશે કે જેથી આખા વિશ્વમાં ગતિ કરનારો ભગવાન વાયુ પણ ત્યાં જોસભેર વાતો નહિ હોય! રામચંદ્રનું કાર્ય કરવા માટે તથા રાવણ વગેરે રાક્ષસો મને ન દેખી શકે એટલા માટે મેં મારા શરીરને સૂક્ષ્મ કર્યું છે; એથી મને કોઈ પણ જોઈ શકશે નહિ. ઋષિગણ સહિત સર્વ દેવગણો મને આ કાર્યમાં સિદ્ધિ આપો. સ્વયંભૂ બ્રહ્મા, અગ્નિ, વાયુ, વજ્રધર ઇંદ્ર, પાશધર વરુણ, ચંદ્ર, સૂર્ય અને અશ્વિનીકુમાર વગેરે સર્વ દેવતાઓ મને આ કાર્યમાં સિદ્ધિ આપો. પ્રજાપતિ બ્રહ્મદેવ, સઘળાં ભૂતપ્રાણીઓ અને એ સિવાયના સર્વ અવ્યક્ત દેવતાઓ પણ મને આ કાર્યમાં સિદ્ધિ આપો.[૫૭-૬૫]

એવી રીતે દેવતાઓની પ્રાર્થના કરીને વળી કપિવર હનુમાન સતી સીતાનું સ્મરણ કરવા લાગ્યો : 'અહો! જનકનંદિની સીતાનું મુખ કે જે ઊંચી નાસિકાવાળું, શ્વેત દાંતવાળું, વ્રણ વિનાનું, શુદ્ધ હાસ્યવાળું, કમળપત્ર સમાન નેત્રવાળું અને નિર્મળ ચંદ્ર સમી કાંતિવાળું છે, તેનું દર્શન હું ક્યારે પામીશ?[૬૬] અરેરે, ક્ષુદ્ર, દુષ્ટ અને ક્રૂર સ્વભાવના તથા ભયંકર છતાં ઉપરથી સુશોભિત વેશ ધારણ કરનારા પાપી રાવણે બળાત્કારે હરણ કરી આણેલાં જનકનંદિની સીતાનાં દર્શન મને શી રીતે થઈ શકશે?'[૬૭]

+ વૃક્ષોની આસપાસ ક્યારા કરવા, જળસિંચન કરવું, વગેરે સંસ્કારો જેમાં દરરોજ થતા હતા એવી.

ઇતિ શ્રી વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૧૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૪ મો

### હનુમાનનો પ્રયત્ન-અશોકવાટિકા

स मुहूर्तमिव ध्यात्वा मनसा चाधिगम्यताम् ।
अवप्लुतो महातेजाः प्राकारं तस्य वेश्मनः ॥ १ ॥

પોતાના મનમાં થોડીક વાર સીતાનું ધ્યાન ધરીને પછી તરત જ મહાતેજસ્વી પવનસુત હનુમાન રાવણના રાજમહેલના કોટ પરથી કૂદીને અશોકવાટિકાના કોટ પર ગયો. તે વાડીમાં વસંતઋતુ વિષે પ્રફુલ્લિત થયેલાં સાલ, તાલ, અશોક, રમ્ય ચંપક, ઉદ્દાલક, નાગકેસર, આંબા અને એ સિવાય બીજાં પણ વિવિધ પ્રકારનાં વૃક્ષો હતાં તે હનુમાનના જોવામાં આવ્યાં.[૧-૩] અનેક આંબાવાડિયાં તથા હજારો પ્રકારની લતાઓથી શોભી રહેલી એ વાડીને જોઈ, કપિવર હનુમાન જેમ ધનુષ્યમાંથી બાણ છૂટે, તેમ કોટ પરથી અંદર કૂદી પડ્યો.[૪]

રમ્ય વાટિકામાં પ્રવેશ કર્યા પછી કપિવરે જોયું, તો તેમાં અનેક જાતનાં પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં, મદમત્ત હરિણો આમતેમ કૂદી રહ્યાં હતાં, પુષ્પો તથા ફળોથી લચી રહેલાં અનેક પ્રકારનાં વૃક્ષો તે વાટિકાની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં હતાં, કોકિલા અને ભ્રમર વગેરે પક્ષીઓનો મધુર ધ્વનિ સંભળાતો હતો તથા સ્થળે સ્થળે ઊગેલાં સોનેરી અને રૂપેરી વૃક્ષોથી તે વાટિકા ઉદય પામતા સૂર્યની પેઠે ઝળહળી રહી હતી.[૫-૭] વસંતઋતુ હોવાને લીધે એ

વાટિકામાંનાં સર્વ મનુષ્યો હર્ષયુક્ત જણાતાં હતાં, મૃગો તથા પક્ષીઓ મદમત્ત થઈ રહ્યાં હતાં અને મયૂરોના મધુર કેકારવ સાંભળવામાં આવતા હતા. એ સર્વ શોભા જોતો કપિવર હનુમાન પ્રશંસનીય આચરણવાળાં સતીશિરોમણિ સીતાની શોધ કરવા લાગ્યો. એક વૃક્ષ પરથી બીજા વૃક્ષ પર જતો કપિવર હનુમાન રાત્રિ વિષે સુખે સૂતેલાં પક્ષીઓને જગાડવા લાગ્યો.૮-૯ વૃક્ષો પણ પક્ષીઓના ઊડવાને લીધે તે પક્ષીઓની પાંખોના વાયુથી પોતા પરનાં રંગબેરંગી પુષ્પોને ખેરવવા લાગ્યાં. ખરી પડતાં પુષ્પોથી છવાયેલો પવનસુત હનુમાન જાણે અશોકવાટિકામાં પુષ્પનો પર્વત જ હોય એવી રીતે શોભવા લાગ્યો.૧૦,૧૧ વૃક્ષસમૂહમાં ચોમેર ફરતા કપિવર હનુમાનને જોઈને સર્વ ભૂત-પ્રાણીઓ એવા સમયે તેને સાક્ષાત્ દેહધારી વસંતઋતુ જ માનવા લાગ્યાં.૧૨ વૃક્ષો પરથી ખરી પડેલાં જાતજાતનાં પુષ્પોથી ઢંકાયેલી અશોકવાટિકાની ભૂમિ અલંકારોથી અલંકૃત થયેલી ઉત્તમ સુંદરી જેવી શોભવા લાગી. મહાબળવાન હનુમાનના વેગથી કંપાયમાન થયેલાં વૃક્ષો પરથી અનેક વર્ણનાં પુષ્પો એ સમયે ખરી પડ્યાં હતાં.૧૩,૧૪ એ પ્રમાણે પાંદડાં, પુષ્પ તથા ફળ ખરી પડવાને લીધે અશોકવાટિકાનાં વૃક્ષો જુગારમાં હારી જવાથી સ્ત્રી અને આભૂષણાદિ વગરના થયેલા જુગારી લોકો સરખાં દેખાતાં હતાં. કપિવર હનુમાનના વેગથી કંપાયમાન થયેલાં વૃક્ષો પુષ્પ, ફળ તથા પત્ર ખરી પડવાને લીધે અને પક્ષીઓ ઊડી જવાને લીધે શુષ્ક થઈ રહ્યાં અને આશ્રય કરવાને અયોગ્ય થઈ પડ્યાં.૧૫-૧૭ હનુમાનના લાંબા હાથ તથા ચરણના વેગથી જેમાંનાં મોટાં મોટાં વૃક્ષો ભાંગી પડ્યાં હતાં એવી અશોકવાટિકા, એ વેળા જેના કેશ વીખરાઈ ગયા હોય, જેનો અંગરાગ ભૂંસાઈ ગયો હોય, જેના અધરોષ્ઠનું પાન કરેલું હોય, જેના અંગ પર નખ તથા દાંતના ક્ષત થયા હોય તેવી કોઈ યુવતી સરખી જણાતી હતી. વર્ષાઋતુનો વાયુ જેમ મેઘસમૂહને વીખેરી નાખે છે, તેમ કપિવર હનુમાન મોટી મોટી લતાઓને વીખેરી નાખવા લાગ્યો. સીતાની શોધ કરવા માટે અશોકવાટિકામાં ફરતા હનુમાને કેટલેક સ્થળે મણિમય, રૌપ્યમય તથા સુવર્ણમય ભૂમિ દીઠી. વળી ત્યાં આગળ જુદા જુદા પ્રકારની કેટલીક વાવો પણ તેના જોવામાં આવી. એ વાવોમાં નિર્મળ જળ ભરેલું હતું, અમૂલ્ય મણિજડિત પગથિયાં તેમાં શોભી રહ્યાં હતાં.૧૮-૨૨ મોતી અને પ્રવાલની તેમાં રેતી જણાતી હતી, તેની ભીંતો સ્ફટિકમણિની બનાવેલી હતી, તેના કિનારા પર સુવર્ણમય વૃક્ષો શોભી રહ્યા હતાં.૨૩ ખીલેલાં કમળોની સુવાસ તેમાં મહેકી રહી હતી, ચક્રવાક પક્ષીઓ તેની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં હતાં અને કોકિલા, હંસ, સારસ વગેરે પક્ષીઓના કલરવથી તે ગાજી રહી હતી. વળી એ વાવોની આસપાસ અનેક વૃક્ષોથી ઘેરાયેલી અને અમૃત સરખા સ્વાદિષ્ટ જળથી ભરેલી કેટલીક નહેરો પણ જોવામા આવતી હતી. એ વાવો સેંકડો લતાઓથી છવાયેલી હતી, તેની આસપાસ કલ્પવૃક્ષો શોભી રહ્યાં હતાં, તેનું જળ પુષ્પગુચ્છોથી ઢંકાયેલું હતુ અને તેના પર કરવીરવૃક્ષોની જાળી પડી રહી હતી.

ઉપર્યુક્ત વાટિકાઓને જોતો કપિશ્રેષ્ઠ હનુમાન થોડુંક આગળ ચાલ્યો, ત્યારે મેઘ સરખા દેખાવવાળો એક રમ્ય પર્વત તેની દૃષ્ટિએ પડ્યો. એ પર્વતની ઉપર અનેક પ્રકારનાં વૃક્ષો ઊગેલાં હતાં; ચિત્રવિચિત્ર શિખરો ઝળહળી રહ્યાં હતાં; તથા મોટાં મોટાં શિલાગૃહો તેમાં આવી રહ્યાં હતાં.૨૪-૨૮ જેમ કોઈ કોપ પામેલી સ્રી પોતાના સ્વામીના ખોળામાંથી ઊછળીને પૃથ્વી પર પડે. તેમ તે પર્વતમાંથી નીકળીને પૃથ્વી પર પડી. વહન કરતી એક નદી પણ કપિવર હનુમાનના જોવામાં આવી.૨૯ એ નદીના જળમાં કિનારા પરનાં વૃક્ષોની શાખાઓ ઝૂકી રહી હતી; એથી જાણે સ્વામીથી રિસાઈને પિયરમાં ચાલી જતી

સ્રીને તેની સખીઓ વારતી હોય એમ લાગતું હતું.[૩૦] કેટલીક વેળા વૃક્ષોની શાખાઓના અથડાવાથી એ નદીનું જળ પણ પાછું વળતું હતું;* ત્યારે જાણે રિસાયેલી કોઈ સ્ત્રી પ્રસન્ન થઈ પુનઃ પોતાના સ્વામીની પાસે જતી હોય એવો પ્રતિભાસ થતો હતો.[૩૧] એ પર્વતની નજીકમાં જ અનેક પ્રકારનાં પક્ષીઓથી ભરેલી પદ્મિનીઓ+ હનુમાનની નજરે પડી;[૩૨] તેમ જ શીતળ જળથી ભરેલી એક દીર્ઘિકા× પણ તેના જોવામાં આવી. તે દીર્ઘિકામાં મોતીની રેતી હતી, ઉત્તમ મણિજડિત પગથિયાં હતાં;[૩૩] તેની ચોમેર આવેલાં વનોથી તથા અનેક જાતિનાં હરણોથી તે ચિત્રવિચિત્ર દેખાતી હતી; વિશ્વકર્માએ નિર્માણ કરેલાં રમ્ય મહાલયો તેની આજુબાજુ શોભી રહ્યાં હતાં અને તે ચોમેર બનાવેલા લતામંડપોથી અલંકૃત થયેલી હતી. એ દીર્ઘિકાની આસપાસ જે જે વૃક્ષો આવેલાં હતાં, તે તે સર્વ પુષ્પ તથા ફળયુક્ત હતાં અને તે સર્વ ગોળ છત્રાકાર હોવાથી ઘાટી છાયાવાળાં હતાં. એ પ્રત્યેક વૃક્ષની નીચે બેસવા માટે સુવર્ણની વેદિકાઓ બનાવેલી હતી. ત્યાંથી આગળ ચાલતાં કપિવર હનુમાને અનેક લતાઓ વડે વીંટાયેલું સુવર્ણ સમાન પ્રકાશતું એક 'શિંશપા' નામનું વૃક્ષ જોયું. પવનસુત હનુમાને દૃષ્ટિ કરી, તો ત્યાં આગળ કેટલાક પ્રકાશમાન ભૂમિભાગ તથા ઝરણાં તેના જોવામાં આવ્યાં; તેમ જ મયૂરના કંઠ સમાન દેખાવવાળાં બીજાં પણ કેટલાંક સુવર્ણવૃક્ષો તેની નજરે પડ્યાં.[૩૪–૩૮] એ વૃક્ષોની મેરુપર્વત જેવી ઝળહળતી કાંતિને લીધે મહાકપિ હનુમાન પોતાને સુવર્ણમય થયેલો માનવા લાગ્યો;[૩૯] તેમ જ વાયુથી કંપાયમાન થવાને લીધે સેંકડો ઘૂઘરીઓની પેઠે નાદ કરતાં, પ્રફુલ્લિત શાખાઓવાળાં અને નવીન અંકુરવાળાં એ સુવર્ણ વૃક્ષોને જોઈ તે અતિ વિસ્મિત થયો.

* પર્વત તરફ પાછું જતું હતું.

+ તળાવડીઓ.

× કિનારા બાંધેલી નાની તળાવડી અથવા હોજ.

પછી તેણે અત્યંત વેગથી પૂર્વોક્ત શિંશપા વૃક્ષ પર ચડીને વિચાર કર્યો :[૪૦,૪૧] 'દૈવેચ્છાને લીધે દુઃખથી પીડાતાં અને રામચંદ્રનાં દર્શનની લાલસાથી આમતેમ ફાંફાં મારતાં વિદેહતનયા સીતાને હું કદાચ અહીં રહીને જોઈ શકીશ.[૪૨] અરે, ચંદન, ચંપક અને બોરસલી વગેરેનાં વૃક્ષોથી સુશોભિત જણાતી આ રમ્ય વાટિકા નિશ્ચય દુરાત્મા રાવણની જ હશે.[૪૩] અહીંયાં પક્ષીઓએ સેવેલી આ નલિની* પણ ઘણી રમ્ય જણાય છે. જો રામપત્ની સીતાને અહીં રાખવામાં આવ્યાં હશે, તો તે ફરતાં ફરતાં જરૂર અહીં આવશે. અરે, રઘુવીરથી વિયોગ પામેલાં જાનકી કે જે વનમાં ફરવામાં આનંદ માનનારાં છે, તે અવશ્ય અહીં આવશે.[૪૪,૪૫] જો સતી સીતાને અહીં રાખવામાં આવ્યાં હશે, તો અહીંનાં માહિતગાર થયેલાં અને મૃગનાં બચ્ચાં જેવાં નેત્રવાળાં એ જાનકી પોતાના સ્વામી રામચંદ્રનું ચિંતન કરતાં નિશ્ચય આ તરફ આવશે. અરે, રામવિયોગના શોકથી તપી રહેલાં રામચંદ્રનાં પ્રિય પત્ની અને જનકરાજાનાં પુત્રી સીતા જરૂર અહીં આવશે. રામપત્ની સીતા પ્રથમથી વનચર પ્રાણીઓ પર પ્રીતિ ધરાવે છે, તેથી તે અવશ્ય આ શિંશપાવૃક્ષની પાસે આવશે. રાત્રિ પૂરી થવા આવી છે તેથી સંધ્યોપાસન કરવામાં આસક્ત મનવાળાં સૌંદર્યવતી શ્રીમતી સીતા પ્રાતઃકાળની સંધ્યા–ધ્યાન–ઉપાસના કરવા માટે આ પવિત્ર જળવાળી નદી ઉપર નિશ્ચય આવશે જ.[૪૬–૪૯] રાવણે જનકનંદિની સીતાને અહીં જ રાખ્યાં હશે; કેમ કે આ અશોકવાટિકા અને નિર્મળ જળવાળી આ નદી એ પવિત્ર આચરણવાળાં સતીશિરોમણિ સીતાને વાપરવા યોગ્ય છે.[૫૦] ચંદ્રમુખી સીતા જો જીવતાં હશે, તો પ્રાતઃકાળ થતાં અવશ્ય આ શીતળ જળવાળી નદી પર આવશે જ.'[૫૧]

અશોકવાટિકામાં જઈ શ્રીમાન રામચંદ્રનાં ધર્મપત્ની સતી સીતાના આગમનની વાટ જોતો

* નાની નદી.

કપિવર હનુમાન પ્રફુલ્લિત શિંશપાવૃક્ષનાં પાંદડાંની ઘટામાં સંતાઈને સઘળી રચના જોવા લાગ્યો.[૫૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૧૪મો સર્ગ સમાપ્ત

## સીતાજીનાં સંકટ

## સર્ગ ૧૫ મો

### અશોકવાટિકામાં સીતાનું દર્શન

**स वीक्षमाणस्तत्रस्थो मार्गमाणश्च मैथिलीम्।**
**अवेक्षमाणश्च महीं सर्वां तामन्ववैक्षत ॥ १ ॥**

શિંશપાવૃક્ષ પર બેઠેલો કપિવર હનુમાન સીતાની શોધ કરવા માટે ચોતરફ જોવા લાગ્યો અને નીચી નજર કરી અશોકવાટિકાની સઘળી ભૂમિ તપાસવા લાગ્યો.[૧] જેના પર 'સંતાનક' નામની લતાઓ વીંટાયેલી હતી; દિવ્ય ગંધો અને રસોથી અલંકૃત હોવાને લીધે જાણે બીજું નંદનવન જ હોય એવી તે જણાતી હતી, મૃગો તથા પક્ષીઓથી વ્યાપ્ત હતી; તેમાં મોટાં મોટાં મહાલયો તથા મંદિરો આવેલાં હતાં અને કોકિલ વગેરે પક્ષીઓના મધુર સ્વરથી ગાજી રહી હતી;[૨,૩] સુવર્ણમય કમળોવાળી વાપિકાઓથી તે અત્યંત શોભી રહી હતી; તેમાં સ્થળે-સ્થળે મોટાં મોટાં આસનો તથા ગાલીચાઓ બિછાવી રાખ્યા હતા; તેમાં ઘણાંક ભોંયરાં પણ બનાવેલાં હતાં[૪] અને સર્વ ઋતુમાં પુષ્પ તથા ફળયુક્ત રહેનારાં વૃક્ષોની તેમ જ પ્રફુલ્લિત અશોકવૃક્ષની શોભાથી એ વાટિકા ઉદય પામેલા સૂર્યની પ્રભા સરખી ઝળહળી રહી હતી.[૫] એ અશોકવાટિકાની વૃક્ષઘટામાંથી પુષ્પો વડે અલંકૃત થયેલાં હજારો પક્ષીઓ ઊડી ઊડીને નીકળતાં હતાં, એથી તે વૃક્ષોની શાખાઓ જાણે પાંદડાં વિનાની થઈ ગઈ હોય એમ જણાતું હતું. વળી ચડથી માંડીને ટોચ સુધી પુષ્પયુક્ત થયેલાં હોવાને લીધે આનંદ ઉપજાવનારાં અને પુષ્પના ભારથી નમી જવાને લીધે પૃથ્વીને અડકી રહેલાં અશોકવૃક્ષો તથા પ્રફુલ્લિત કર્ણિકારવૃક્ષો અને ખાખરાનાં વૃક્ષોથી છવાયેલી એ ભૂમિ જાણે ચોમેરથી પ્રજ્વલિત થઈ હોય એવી દેખાતી હતી. વળી ત્યાં લાંબા મૂળવાળા પુન્નાગ, સપ્તપત્ર, ચંપક અને ઉદ્દાલક વગેરે બીજાં ઘણાંક વૃક્ષો પ્રફુલ્લિત થવાને લીધે શોભી રહ્યાં હતાં. ત્યાં આવેલાં હજારો અશોકવૃક્ષોમાંનાં કેટલાંક સુવર્ણના જેવી પ્રભાવાળાં હતાં; કેટલાંક અગ્નિની શિખા સરખાં તેજસ્વી હતાં અને કેટલાંક કાજળ સમાન શ્યામ રંગનાં હતાં. દિવ્ય અને રમ્ય કાંતિવાળી એ વાટિકા દેવોના નંદનવન કરતાં તથા કુબેરના ચૈત્રરથ વન કરતાં પણ અધિક શોભતી હતી. પુષ્પોરૂપી તારાઓથી છવાયેલું એ વન જાણે બીજું આકાશ જ હોય અથવા તો જાણે હજારો રત્નોથી ભરેલો પાંચમો સમુદ્ર જ હોય એવું શોભતું હતું! સર્વ ઋતુઓમાં પુષ્પ-ફળ આપનારાં અને મધુનો સુગંધથી મહેકી રહેલાં ઉત્તમ વૃક્ષોથી તે ભરેલું હતું;[૬-૧૩] તેમાં મૃગાદિ પશુઓ તથા કોકિલાદિ પક્ષીઓના અનેક પ્રકારના નાદ થઈ રહ્યા હતા અને વિવિધ પ્રકારની સુગંધ ફેલાયેલી હોવાથી તે વન ઘણું જ પવિત્ર તથા મનોહર લાગતું હતું.[૧૪]

સઘળી શોભા જોયા પછી વાનરશ્રેષ્ઠ હનુમાને બીજી તરફ દૃષ્ટિ કરી તો ત્યાંથી થોડેક દૂર વાટિકાના મધ્યભાગમાં ગોળ ઘૂમટવાળો અને અત્યંત ઊંચો એક શ્વેત મહેલ તેના જોવામાં આવ્યો. એ મહેલમાં એટલી તો સુગંધ પ્રસરી રહી હતી કે જાણે તે બીજો ગંધમાદન પર્વત જ હોય એમ લાગતું હતું. મહેલ હજારો સ્તંભો વડે શોભી રહ્યો હતો.[૧૫,૧૬] વળી તેમાં પરવાળાનાં પગથિયાં બનાવ્યાં હતાં અને જ્યાંત્યાં સુવર્ણની વેદિકાઓ કરી રાખી હતી. પોતાની નિર્મળ કાંતિ વડે ઝળહળી રહેલો એ મહેલ જોનારની આંખને આંજી દેતો હતો અને અત્યંત ઊંચો હોવાથી જાણે આકાશને અડકતો હોય એવો જણાતો હતો.[૧૭]

ઉપર્યુક્ત મહેલ દૃષ્ટિએ પડતાં કપિવર હનુમાને તે તરફ ધારીને જોયું, તો ત્યાં આગળ અનેક રાક્ષસીઓના ટોળામાં બેઠેલી અને જેણે મલિન

# વિયોગે ઝૂરી રહેલાં મહાસતી સીતા—અશોકવાટિકામાં



કદ્રુપી વિકરાળ અને અટ્ટહાસ્ય કરતી રાક્ષસીઓ વચ્ચે મર્મભેદી જીર્ણ જેવાં મલિન વસ્ત્ર ધારણ કરેલાં નિસ્તેજ ચહેરે નિરાહારી દુર્બળ શરીરે અને અશ્રુ તથા નિશ્વાસ નાખતાં શ્રીરામના ધ્યાનમાં બેઠાં છે તે છતાં તેમનું સતીત્વ તેમનું ચારિત્ર્ય તેમનું મૂળ સૌંદર્ય અને વિશાળ નેત્ર એ સર્વ એવાં તો અનુપમ હતાં કે જેથી તે સાક્ષાત્ લક્ષ્મી જેવાં અને મહા તપસ્વિની જેવાં દેખાતાં હતાં [ પૃષ્ઠ ૭૩૮

કપિવરહનુમાનપ્રફુલ્લિત શિંશપાવૃક્ષના પાંદડાની ઘટામાં સંતાઈને સઘળી રચના જોવા લાગ્યો.[૫૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિનિર્મિત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૧૪મો સર્ગ સમાપ્ત

## સીતાજીનાં સંકટ

# સર્ગ ૧૫ મો

### અશોકવાટિકામાં સીતાનું દર્શન

**स वीक्षमाणस्तत्रस्थो मार्गमाणश्च मैथिलीम् ।**
***अवेक्षमाणश्च महीं सर्वां तामन्ववैक्षत ॥ १ ॥***

શિંશપાવૃક્ષ પર બેઠેલો કપિવર હનુમાન સીતાની શોધ કરવા માટે ચોતરફ જોવા લાગ્યો અને નીચી નજર કરી અશોકવાટિકાની સઘળી ભૂમિ તપાસવા લાગ્યો.[૧] જેના પર 'સંતાનક' નામની લતાઓ વીંટાયેલી હતી, દિવ્ય ગંધો અને રસોથી અલંકૃત હોવાને લીધે જાણે બીજું નંદનવન જ હોય એવી તે જણાતી હતી, મૃગો તથા પક્ષીઓથી વ્યાપ્ત હતી, તેમાં મોટા મોટા મહાલયો તથા મંદિરો આવેલા હતા અને કોકિલ વગેરે પક્ષીઓના મધુર સ્વરથી ગાજી રહી હતી,[૨,૩] સુવર્ણમય કમળોવાળી વાપિકાઓથી તે અત્યંત શોભી રહી હતી, તેમાં સ્થળે-સ્થળે મોટા મોટા આસનો તથા ગાલીચાઓ બિછાવી રાખ્યા હતા, તેમાં ઘણાક ભોંયરા પણ બનાવેલા હતા[૪] અને સર્વ ઋતુમાં પુષ્પ તથા ફળયુક્ત રહેનારા વૃક્ષોની તેમ જ પ્રફુલ્લિત અશોક વૃક્ષની શોભાથી એ વાટિકા ઉદય પામેલા સૂર્યની પ્રભા સરખી ઝળહળી રહી હતી.[૫] એ અશોક-વાટિકાની વૃક્ષઘટામાંથી પુષ્પો વડે અલંકૃત થયેલા હજારો પક્ષીઓ ઊડી ઊડીને નીકળતાં હતા, એથી તે વૃક્ષોની શાખાઓ જાણે પાંદડાં વિનાની થઈ ગઈ હોય એમ જણાતું હતું. વળી ચડથી માંડીને ટોચ સુધી પુષ્પયુક્ત થયેલાં હોવાને લીધે આનંદ ઉપજાવનારા અને પુષ્પના ભારથી નમી જવાને લીધે પૃથ્વીને અડકી રહેલાં અશોકવૃક્ષો તથા પ્રફુલ્લિત કર્ણિકારવૃક્ષો અને ખાખરાના વૃક્ષોથી છવાયેલી એ ભૂમિ જાણે ચોમેરથી પ્રજ્વલિત થઈ હોય એવી દેખાતી હતી. વળી ત્યાં લાખો મૂળવાળા પુન્નાગ, સપ્તપત્ર, ચંપક અને ઉદ્દાલક વગેરે બીજાં ઘણાક વૃક્ષો પ્રફુલ્લિત થવાને લીધે શોભી રહ્યા હતા. ત્યાં આવેલા હજારો અશોકવૃક્ષોમાંના કેટલાક સુવર્ણના જેવી પ્રભાવાળા હતા, કેટલાક અગ્નિની શિખા સરખા તેજસ્વી હતા અને કેટલાક કાજળ સમાન શ્યામ રંગના હતા. દિવ્ય અને રમ્ય કાંતિવાળી એ વાટિકા દેવોના નંદનવન કરતા તથા કુબેરના ચૈત્રરથ વન કરતા પણ અધિક શોભતી હતી. પુષ્પોરૂપી તારાઓથી છવાયેલું એ વન જાણે બીજું આકાશ જ હોય અથવા તો જાણે હજારો રત્નોથી ભરેલો પાંચમો સમુદ્ર જ હોય એવું શોભતું હતું! સર્વ ઋતુઓમાં પુષ્પ-ફળ આપનારા અને મધુનો સુગંધથી મહેકી રહેલા ઉત્તમ વૃક્ષોથી તે ભરેલું હતું,[૬-૧૩] તેમાં મૃગાદિ પશુઓ તથા કોકિલાદિ પક્ષીઓના અનેક પ્રકારના નાદ થઈ રહ્યા હતા અને વિવિધ પ્રકારની સુગંધ ફેલાયેલી હોવાથી તે વન ઘણું જ પવિત્ર તથા મનોહર લાગતું હતું.[૧૪]

સઘળી શોભા જોયા પછી વાનરશ્રેષ્ઠ હનુમાને બીજી તરફ દૃષ્ટિ કરી તો ત્યાંથી થોડેક દૂર વાટિકાના મધ્યભાગમાં ગોળ ઘુમટવાળો અને અત્યંત ઊંચો એક શ્વેત મહેલ તેના જોવામાં આવ્યો. એ મહેલમાં એટલી તો સુગંધ પ્રસરી રહી હતી કે જાણે તે બીજો ગંધમાદન પર્વત જ હોય એમ લાગતું હતું. મહેલ હજારો સ્તંભો વડે શોભી રહ્યો હતો.[૧૫,૧૬] વળી તેમાં પરવાળાના પગથિયા બનાવ્યા હતા અને જ્યાંત્યાં સુવર્ણની વેદિકાઓ કરી રાખી હતી. પોતાની નિર્મળ કાંતિ વડે ઝળહળી રહેલો એ મહેલ જોનારની આંખને આંજી દેતો હતો અને અત્યંત ઊંચો હોવાથી જાણે આકાશને અડકતો હોય એવો જણાતો હતો.[૧૭]

ઉપર્યુક્ત મહેલ દૃષ્ટિએ પડતા કપિવર હનુમાને તે તરફ ધારીને જોયું, તો ત્યાં આનંદ અનેક રાક્ષસીઓના ટોળામાં બેઠેલી અને જેણે મલિન

વસ્ત્ર ધારણ કર્યાં હતાં તેવી એક સ્ત્રી તેના જોવામાં આવી. (એ સ્ત્રી તે બીજી કોઈ જ નહિ, પરંતુ જેની શોધ માટે હનુમાને આટલો બધો શ્રમ ઉઠાવ્યો હતો, તે સતીશિરોમણિ રામપત્ની સીતા જ હતાં.)

એ જનકનંદિની સીતા ઘણા ઉપવાસ કરવાથી કૃશ થઈ ગયાં હતાં અને રામચંદ્રનો વિયોગ થવાથી દીનની પેઠે વારંવાર નિસાસા નાખતાં હતાં. સુંદર કાંતિવાળાં હોવા છતાં પણ તે શુક્લપક્ષના આરંભમાં જણાતા દ્વિતીયાના ચંદ્રની પેઠે મંદમંદ જ પ્રકાશતાં હતાં અને વિરહદુઃખથી પીડાતાં હોવાને લીધે ધુમાડાથી ઘેરાયેલી અગ્નિશિખા સરખાં નિસ્તેજ જણાતાં હતાં.[૧૮–૨૦] તેમણે મલિન થયેલું અને ફાટી ગયેલું પીળા રંગનું એક વસ્ત્ર ઓઢ્યું હતું. એ સમયે તે જાણે અલંકાર તથા કમળ વિનાની અને મલિન વસ્ત્ર ધારણ કરનારી સાક્ષાત્ લક્ષ્મી હોય એવાં શોભતાં હતાં.[૨૧] પતિવિયોગના દુઃખથી સંતપ્ત થયેલાં, રાક્ષસીઓથી પીડા પામેલાં અને અંગે અતિ કૃશ થઈ જવાને લીધે તપસ્વિની સરખાં દેખાતાં એ જાનકી રાહુથી પીડાયેલી રોહિણીની પેઠે નિરંતર પોતાનાં નેત્રમાંથી અશ્રુ ખેરવતાં હતાં, ભોજન–પાન નહિ કરવાથી તે અતિશય સુકાઈ ગયાં હતાં, છતાં પણ નિરંતર પોતાના સ્વામી રામચંદ્રના ધ્યાનમાં તત્પર રહેતાં હતાં.[૨૨] પોતાના પ્રિયજન રામ–લક્ષ્મણાદિથી વિખૂટાં પડેલાં અને રાત્રિદિવસ રાક્ષસીઓથી જ વીંટાયેલાં એ જાનકી જાણે પોતાના ટોળાથી વિખૂટી પડેલી અને કૂતરીઓથી વીંટાયેલી મૃગલી જેવાં દીસતાં હતાં.[૨૩,૨૪] કાળા નાગ જેવી તેમની એક વેણી છેક જઘન સુધી લટકતી હતી, તેથી તે વર્ષાઋતુ વીતી ગયા પછી શ્યામ પડેલી વનરાજીથી જેમ વનભૂમિ શોભે તેમ શોભતાં હતાં.[૨૫]

નિરંતર સુખ ભોગવવા યોગ્ય અને દુઃખ તો જેણે નજરે જોયુ પણ ન હતું, તેવાં વિશાળ નેત્રવાળાં સીતાં કે જે કષ્ટને લીધે અતિશય કૃશ થઇ ગયાં હતાં અને જેણે મલિન વસ્ત્ર ધારણ કર્યાં હતાં, તેને જોઈ કપિવર હનુમાને કેટલાંક કારણો ઉપરથી 'આ સીતા જ છે' એવો નિશ્ચય કર્યો. ઇચ્છિત રૂપ ધરનારો રાવણ જ્યારે સીતાને આકાશમાર્ગે હરી જતો હતો, ત્યારે એ કપિવરે સીતાનું જેવું રૂપ જોયું હતું, તેવું જ આજે પણ જોવામાં આવતું હતું. સતીશિરોમણિ સીતાનું મુખ પૂર્ણિમાના ચંદ્ર સરખું હતું. ભ્રૂકુટીઓ સુંદર હતી, સ્તન ગોળ અને મોહક હતાં.[૨૬–૨૮] સતી સીતા પોતાની દિવ્ય કાંતિ વડે સઘળી દિશાઓને અંધકાર રહિત કરતાં હતાં. તેમનો કંઠ નીલવર્ણો હતો, તેમના ઓષ્ઠ બિંબફળ સરખા હતા અને તેમનો મધ્ય ભાગ ઘણો સુંદર હતો; તેમના સર્વ અવયવો નાજુક હતા.[૨૯] કામદેવની સ્ત્રી રતિના સરખાં સૌંદર્યવાળાં અને કમળની પાંખડી જેવા નેત્રવાળાં કૃશાંગી સીતા પૂર્ણચંદ્રની પ્રભાની પેઠે સર્વ જગતને આનંદિત કરનારાં હતાં; નિયમ–વ્રત પાળનારી તાપસીની પેઠે તે પૃથ્વી પર બેઠેલાં હતાં; દુઃખને લીધે વારંવાર નિઃશ્વાસ નાખતાં હોવાને લીધે તે મોટી નાગણના જેવાં લાગતાં હતાં અને અગ્નિની શિખા જેમ ધુમાડાથી વીંટાઈ જાય, તેમ તે વૃદ્ધિ પામેલી મહાન શોકજ્વાળ વડે વીંટાઈ ગયાં હતાં.[૩૦–૩૨] એ વેળા વિદેહપુત્રી સીતા જાણે અર્થસંદેહ થયેલી સ્મૃતિ જ હોય અથવા અન્યાયને લીધે નષ્ટ થવા માંડેલી ઋદ્ધિ જ હોય; કિંવા નાસ્તિક બુદ્ધિથી હણાયેલી શ્રદ્ધા જ હોય અથવા ઇચ્છિત પદાર્થ નહિ મળવાથી ભંગ થયેલી આશા જ હોય; અથવા જેમાં વિઘ્ન આવી પડયું છે, એવી સિદ્ધિ જ હોય; અથવા રાગ–દ્વેષાદિથી કલુષિત થયેલી બુદ્ધિ જ હોય, અથવા મિથ્યા અપવાદથી કલંકિત થયેલી કીર્તિ જ હોય એવાં જણાતાં હતાં. પોતાના સ્વામી રામચંદ્રની સેવામાં અંતરાય પડવાથી તથા રાક્ષસીઓ તરફની પીડાથી આકુળ થયેલાં એ જાનકી હરિણના બચ્ચા સરખાં પોતાનાં નેત્ર વડે આમતેમ જોતાં હતાં;[૩૩–૩૫]

અને અશ્રુબિંદુઓ વડે ભિંજાયેલા તથા શ્યામ અને વાંકી ભ્રૂકુટિવાળા ઉદાસ જણાતા મુખથી વારંવાર નિસાસા નાખતાં હતાં. એ સમયે મલિન વસ્ત્ર તથા રજથી છવાયેલા શરીરવાળાં સતી સીતા શ્યામ વાદળથી છવાયેલી ચંદ્રપ્રભા જેવાં દેખાતાં હતાં અને આભૂષણ પહેરવાને યોગ્ય છતાં આભૂષણરહિત હતાં.

અભ્યાસ નહિ કરવાથી શિથિલ થયેલી વિદ્યા જેવી સીતાની અવસ્થા જોઈને કપિવર હનુમાનના મનમા મોટો સંદેહ ઉત્પન્ન થયો. ઘણા ઘણા વિચારોને અંતે વ્યાકરણશાસ્ત્રના સંસ્કાર વિનાની હોવાથી અર્થાંતરને પ્રાપ્ત થયેલી વાણીની પેઠે અલંકાર–આભરણરહિત હોવાથી તેણે સીતાને મહાકષ્ટે ઓળખ્યાં.[૩૬–૩૯] વિશાળ નેત્રવાળાં પ્રશંસનીય આચરણવાળાં જાનકીને જોઈને કપિશ્રેષ્ઠ હનુમાને બીજાં પણ કેટલાંક કારણો ઉપરથી 'આ સીતા જ છે' એમ નિશ્ચયપૂર્વક માન્યું.[૪૦] શ્રીમાન રામચંદ્રે નિશાનીને અર્થે સીતાના અંગ પરનાં જે જે આભૂષણો હનુમાનને કહી સંભળાવ્યા હતાં, તે સઘળાં આભૂષણો એ સમયે સીતાના અંગને શોભાવી રહ્યાં હતાં, તે હનુમાનના જોવામાં આવ્યાં. સીતાના કાનમાં સુંદર ઘાટીલાં કુંડળ લટકતાં હતાં, તેમ જ 'શ્વદંષ્ટ્ર' નામનાં આભૂષણ પણ તેમણે યોગ્ય રીતે ધારણ કર્યાં હતાં. વળી તેમના બન્ને હાથમાં મણિ અને વિદ્રુમથી જડેલાં સુંદર કડાં શોભી રહ્યાં હતાં કે જે કડાં ઘણા સમયથી હાથ ઉપર ને હાથ ઉપર રહેવાથી ઝાંખાં થઈ ગયાં હતાં. એ સઘળું જોઈને કપિવર હનુમાને વિચાર કર્યો: 'શ્રીમાન રામચંદ્ર મને જે જે આભૂષણો કહી બતાવ્યાં હતાં તે જ આ છે અને સીતાએ તે પ્રમાણે જ તેને ધારણ કર્યાં છે.[૪૧–૪૩] રઘુવીરે વર્ણવેલાં આભૂષણો પૈકી જે આભૂષણો સીતાએ ઋષ્યમૂક પર્વત પર ફેંકી દીધાં તે આ વખતે તેમના અંગ પર જોવામાં આવતાં નથી અને જે જોવામાં આવે છે તે સર્વ રઘુવીરે વર્ણવ્યાં હતાં તે જ છે, એમાં જરા પણ સંદેહ નથી.[૪૪] અરે, સીતાનું ઉત્તમ પીતવર્ણું જરિયાનનું ઉપવસ્ત્ર કે જે આકાશમાર્ગે હરાતી વેળા તેમના શરીર પરથી ખસીને ઋષ્યમૂક પર્વત પર પડ્યું હતું; તેને એ વેળા સર્વ વાનરોએ દીઠું હતું;[૪૫] તેમ જ એ વેળા સીતાએ ફેંકી દીધેલાં ઉત્તમ આભરણો કે જે ખણખણાટ કરતાં પૃથ્વી પર આવી પડ્યાં હતાં તે પણ સર્વ વાનરોના જોવામાં આવ્યાં હતાં.[૪૬] વળી સતીશિરોમણિ સીતાએ જે આ પીળું વસ્ત્ર પહેરેલું છે, તે ઘણા દિવસોથી પહેરેલું હોવાને લીધે અત્યંત મલિન થઈ ગયું છે; છતાં પણ તે જાણે નવું જ હોય એવું શોભે છે.[૪૭] અહો! સુવર્ણ સરખા વર્ણવાળાં રામપત્ની સીતા જો કે રામચંદ્રની દૃષ્ટિથી દૂર થયાં છે, તોપણ તેમના મનમાંથી દૂર થયાં નથી; અર્થાત્ રામચંદ્ર રાત્રિદિવસ સીતાનું ચિંતન કર્યા કરે છે.[૪૮] અહો! શ્રીમાન દશરથનંદન રઘુવીર જેના વિયોગને લીધે કારુણ્ય, આનૃશંસ્ય, શોક અને મદન, એ ચારથી નિરંતર પીડાય છે, તે જ આ સીતા છે. 'હાય! મારી સ્ત્રીનું રાક્ષસોએ હરણ કર્યું' એવા વિચારથી ઉપજતું કારુણ્ય; 'અરે, વનમાં પણ જે મારા જ આશ્રયે રહેતી હતી તેનું હું રક્ષણ કરી શક્યો નહિ' એવું આનૃશંસ્ય; 'ધર્માદિ કાર્યોમાં સહાયભૂત થનારી પત્નીનો નાશ થયો' એવા વિચારથી થતો શોક અને 'હાય! મારી પ્રિયાથી હું વિખૂટો પડ્યો' એવા વિચારથી ઉત્પન્ન થતો કામ–એ ચારેથી મહાત્મા રઘુવીર અહર્નિશ પીડાયા કરે છે.[૪૯,૫૦] અહો! જેવું આ દેવીનું સ્વરૂપ છે તથા તેનાં પ્રત્યેક અંગોપાંગનું જેવું લાવણ્ય છે, તેવું સ્વરૂપ તથા લાવણ્ય રામચંદ્રમાં પણ છે; માટે શ્યામ નેત્રવાળી આ સ્ત્રી અવશ્ય તેમની જ ભાર્યા હશે.[૫૧] અહો! આ દેવીનું મન નિરંતર રામચંદ્ર વિષે જ રમણ કરે છે અને રામચંદ્રનું મન પણ આને વિષે જ રમ્યા કરે છે; એ પ્રમાણે પરસ્પરના માનસિક સમાગમને લીધે જ ધર્માત્મા રઘુવીર અને સતીશિરોમણિ સીતા

આટલા દિવસ સુધી જીવતાં રહ્યાં છે. જો એમ ન હોય તો એ બંને જણાં એક મુહૂર્ત પણ જીવી શકે નહિ.[૫૨] અહો! સીતાનો વિયોગ થયા છતાં પણ મહાધૈર્યવાન રામચંદ્ર શોકથી ન હઠતાં પોતાના જીવિતને ધારણ કરી રહ્યા છે, એ ખરેખર તેમણે દુષ્કર કર્મ કર્યું છે.[૫૩]

ઉત્તમ સ્વરૂપસૌંદર્યવાળાં અને હરેક પ્રકારે પતિભક્તિમાં જ આસક્ત રહેલાં જનકતનયા સીતાને જોઈ વાયુસુત હનુમાન અત્યંત હર્ષિત થયો અને પોતાના મન વડે શ્રીમાન રામચંદ્રને સંભારી તેમની ઘણી જ પ્રશંસા કરવા લાગ્યો.[૫૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીમદ્રામાયણના સુંદરકાંડમાં ૧૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૬મો

### અશોકવનમાં સીતા-તેમને જોઈને હનુમાનના મનમાં થયેલા વિચાર

प्रशस्य तु प्रशस्तव्यां सीतां तां हरिपुङ्गवः।
गुणाभिरामं रामं च पुनश्चिन्तापरोऽभवत् ॥ १ ॥

પ્રશંસનીય ચારિત્ર્યવાળાં સતીશિરોમણિ સીતાની તથા શ્રેષ્ઠ ગુણવાળા મહાત્મા રઘુવીરની પ્રશંસા કરીને કપિવર હનુમાન પુનઃ ચિંતાતુર થયો.[૧] અને એક મુહૂર્ત સુધી વિચારમાં તલ્લીન થઈને પછી આંસુભર્યાં નેત્રે સીતા સામે જોઈ વિલાપ કરવા લાગ્યો.[૨]

હનુમાન પોતાના મન સાથે વિચાર કરે છે: 'અહો! વડીલ જનોથી ઉત્તમ શિક્ષણ પામેલા મહાત્મા લક્ષ્મણ પણ જેને પોતાના જ્યેષ્ઠબંધુની પત્ની સમજીને માન આપે છે એવાં સતીશિરોમણિ સીતા પણ જ્યારે આવી દુઃખદ અવસ્થામાં આવી પડ્યાં છે, ત્યારે તો કહેવું જ જોઈએ કે, આ લોક વિષે કાળનું અતિક્રમણ કરવું અશક્ય છે.[૩] જેમ ગંગાનદી વર્ષાઋતુ વિષે બીજી નાની નદીઓની પેઠે અત્યંત ક્ષોભ પામતી નથી, તેમ બુદ્ધિમાન રઘુવીર તથા મહાત્મા લક્ષ્મણના પરાક્રમને સારી રીતે જાણતાં હોવાથી આ સીતા પણ આટલું બધું દુઃખ પડવા છતાં વિશેષ ક્ષોભ પામતાં નથી.[૪] શીલ, વય, કુળ, આચરણ અને સામુદ્રિક શાસ્ત્રોક્ત લક્ષણાદિમાં સમાન એવાં આ સતીશિરોમણિ સીતાને યોગ્ય રામચંદ્ર છે અને શ્યામ નેત્રવાળાં આ સીતા શ્રીમાન રામચંદ્રને યોગ્ય છે.'

નવીન સુવર્ણ સરખા વર્ણવાળાં અને સાક્ષાત્ લક્ષ્મીના સરખાં મનોહર સ્વરૂપવાળાં જનકતનયાને જોઈને કપિવર હનુમાન પોતાના મનમાં રઘુવીરનું સ્મરણ કરવા લાગ્યો અને વળી વિચાર કરવા લાગ્યો: 'અહો, વિશાળ નેત્રવાળાં આ જાનકીને અર્થે જ શ્રીમાન રઘુવીરે વાનરરાજ વાલી કે જે રાવણના સરખો પરાક્રમી હતો તેને હણ્યો છે; તેમ જ ભયંકર પરાક્રમવાળા કબંધનો પણ એટલા માટે જ નાશ કર્યો છે. ઇંદ્ર જેમ શંબરાસુરનો નાશ કર્યો હતો, તેમ મહાત્મા રાઘવે પોતાના પરાક્રમ–બળે કરીને યુદ્ધ વિષે ભયંકર કર્મવાળા વિરાધ રાક્ષસનો પણ આ સીતાને અર્થે જ નાશ કર્યો છે. જનસ્થાનમાં રહેતી વેળા પણ આ સીતાને અર્થે જ શ્રીમાન રામચંદ્રે પોતાનાં અગ્નિશિખા જેવાં તીક્ષ્ણ બાણો વડે ચૌદ હજાર રાક્ષસોને હણ્યા હતા. મહાતેજસ્વી રામચંદ્રે સંગ્રામભૂમિમાં ખરનો વધ કર્યો, ત્રિશિરાનો નાશ કર્યો તથા દૂષણને હણ્યો એ પણ આ સીતાને અર્થે જ. વળી મહાસમર્થ વાલીના અધિકારમાં રહેલું વાનરોનું રાજ્યૈશ્વર્ય કે જે પ્રાપ્ત કરવું ઘણું જ કઠિન હતું, તે લોકવિખ્યાત કપિ સુગ્રીવને મળ્યું; એ પણ આ મહાસતીના પ્રતાપે જ.[૫–૧૧] અરે! હું પોતે પણ આ જનકતનયા માટે જ મોટા મોટા નદ અને નદીઓના પતિ સમુદ્રને ઓળંગીને અહીં આવ્યો છું અને આખી લંકાનગરી શોધી વળ્યો છું![૧૨] ખરેખર, મહાસમર્થ રઘુવીર આ સીતાને અર્થે સમુદ્ર પર્યંતની આખી પૃથ્વીને તથા આખા જગતને ઊલટસૂલટ કરી નાખે તો તે પણ યોગ્ય જ ગણાય, એમ હું ધારું છું.[૧૩] જો ત્રણે લોકનું રાજ્ય અને જનકનંદિની સીતા, એ બંનેની સરખામણી કરવામાં આવે, તો આખું ત્રિલોકનું રાજ્ય સતીશિરોમણિ સીતાની

એક રતી બરાબર પણ ન થઈ શકે! પતિવ્રત-ધર્મમાં અડગ રહેનારાં આ સીતા મિથિલાના રાજા અને ધર્મનું આચરણ કરનારા મહાત્મા જનકરાયની પુત્રી છે અને કમળના પરાગ સરખી યજ્ઞભૂમિની ધૂળથી ઢંકાયેલાં તે હળની અણીથી ખેડાતા યજ્ઞક્ષેત્રમાંથી પૃથ્વી ભેદીને નીકળેલાં છે.[૧૪–૧૬] આ યશસ્વિની સીતા મહાપરાક્રમી શ્રેષ્ઠ આચરણવાળા અને યુદ્ધમાં કદી પણ પાછી પાની નહિ કરનારા મહારાજા દશરથનાં પુત્રવધૂ અને ધર્મજ્ઞ, કૃતજ્ઞ તથા મહાપરાક્રમી રામચંદ્ર-નાં પ્રિય ધર્મપત્ની છતાં આજે તે રાક્ષસીઓને વશ પડ્યાં છે! અહો! સ્વામીના સ્નેહને લીધે મોટાં મોટાં દુઃખોને પણ ન ગણકારતાં મહાસતી સીતાએ સર્વ ભોગવિલાસોનો ત્યાગ કરી પોતાના સ્વામીની સાથે નિર્જન વનમાં પ્રવેશ કર્યો છે. અહો! સ્વામીની સેવામાં જ તત્પર રહેનારાં તેમણે ફળ–મૂળથી સંતોષ માનીને દુર્ગમ વનને પણ પોતાના ઘર જેવું માન્યુ છે![૧૭–૨૦] અહો! કનકવર્ણાં અંગવાળાં અને સ્મિત હાસ્યપૂર્વક ભાષણ કરનારાં આ જાનકી કે જે આપત્તિ ભોગવવાને અયોગ્ય છે, તે આ વેળા રાક્ષસીઓ તરફથી થતું દુઃખ વેઠી રહ્યાં છે![૨૧] જેમ તૃષાતુર મનુષ્ય પાણીની પરબને ઇચ્છે છે, તેમ રાવણે દુઃખી કરેલાં આ શીલ-સંપન્ન સીતા શ્રીમાન રઘુવીરને જોવા ઇચ્છે છે! જેમ રાજ્યથી ભ્રષ્ટ થયેલો રાજા પુનઃ રાજ્ય મળવાથી હર્ષ પામે, તેમ શ્રીમાન રઘુવીર પોતાને સીતાનો લાભ થવાથી અવશ્ય હર્ષ પામશે. કામભોગરહિત થયેલાં તથા પોતાના બંધુજનથી વિખૂટાં પડેલાં આ સીતા 'મને રામચંદ્રનો પુનઃ સમાગમ થશે' આ આશામાં ને આશામાં જ પોતાના જીવિતને ધારણ કરી રહ્યાં છે. અહો! આ સીતા પોતાની આગળ બેઠેલી રાક્ષસીઓને પણ જોતાં નથી, તેમ ફળફૂલવાળાં વૃક્ષો પ્રત્યે પણ દૃષ્ટિ કરતાં નથી; પણ એકાગ્ર ચિત્ત પોતાના પતિ રામચંદ્રનુ જ ધ્યાન કરે છે, અર્થાત્ તેમને જ જુએ છે.[૨૨–૨૫] ખરું જ છે કે–

भर्ता नाम परं नार्याः शोभनं भूषणादपि।
एषा हि रहिता तेन शोभनार्हा न शोभते ॥ १ ॥

સ્વામી એ સ્ત્રીને આભૂષણો કરતાં પણ અધિક શોભાવનાર છે. ભલે ને, સ્ત્રી ગમે તેટલા અલંકારો ધારણ કરતી હોય, છતાં જો તે સ્વામી વિનાની હોય તો શોભતી જ નથી. સતી સીતા પણ અત્યારે સ્વામી વિનાનાં હોવાથી શોભતાં નથી. મહાધૈર્યવાન રામચંદ્ર સીતાના વિયોગના દુઃખથી કંટાળી ન જતાં પોતાના જીવિતને ધારણ કરી રહ્યાં છે, એ પણ એક દુષ્કર કાર્ય કરે છે. અરેરે, શ્યામ કેશવાળાં અને કમળપત્ર સમાન નેત્રવાળાં આ સીતા કે જે સુખ ભોગવવાને જ યોગ્ય છે, તેમને આવી રીતે દુઃખમાં આવી પડેલાં જોઈને મારા મનમાં સંતાપ થાય છે.

'અરેરે, જે પૃથ્વીના જેવી ક્ષમાવાળાં છે અને રામ–લક્ષ્મણ સરખા શૂરવીરો જેનુ રક્ષણ કરનારા છે, તે કમળનેત્રા સીતા આજે વૃક્ષના મૂળ આગળ બેઠેલાં છે અને બિહામણાં નેત્રવાળી રાક્ષસીઓએ ચોતરફથી તેમને ઘેર્યાં છે! અરેરે, હિમથી કરમાઈ ગયેલી કમલિનીની પેઠે શોભા-રહિત થઈ ગયેલાં અને ઉપરાઉપરી આવી પડતાં દુઃખોથી પીડાતાં આ વિદેહપુત્રી સીતા હાલમાં પોતાના પતિથી વિખૂટી પડેલી ચક્રવાકીની પેઠે હીન દશાને પ્રાપ્ત થયાં છે![૨૬–૩૦] અરે. પુષ્પના ભારથી લચી ગયેલી શાખાઓવાળાં આ અશોક-વૃક્ષો પણ સતી સીતાના શોકને દૂર નહિ કરતાં ઊલટો વધારી રહ્યાં છે; તેમ જ શિશિર ઋતુ વ્યતીત થઈ જવાથી અત્યંત પ્રકાશતો ભગવાન ચંદ્ર પણ આકાશમાં ચઢીને તેને સંતાપી રહ્યો છે! એ પ્રમાણે વિચાર કર્યા પછી 'આ સીતા જ છે' એમ જાણીને મહાબળવાન અને વેગવાન કપિવર હનુમાન તે શિંશપાવૃક્ષ પર જ બેઠો.[૩૧,૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૧૬ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૭ મો

## અશોકવનમાં સીતા–તેમની ચોકી કરનાર રાક્ષસીઓ

तत कुमुदखण्डाभो निर्मल निर्मलोदय ।
प्रजगाम नभश्चन्द्रो हसो नीलमिवोदकम् ॥ १ ॥

ત્યાર પછી જળમાં ગતિ કરતા હંસની પેઠે આકાશમાં ગતિ કરતો શ્વેત કમળવન સરખી સ્વચ્છ કાંતિવાળો ચંદ્ર રાત્રિ પૂર્ણ થવા આવેલી હોવાથી અસ્તાચળ પ્રત્યે જવા લાગ્યો એ ચંદ્ર જાણે પોતાના નિર્મળ પ્રકાશથી હનુમાનને સહાય કરતો હોય એમ ગતિ કરવા લાગ્યો અને પોતાના શીતળ કિરણોથી હનુમાનની સેવા બજાવવા લાગ્યો, અર્થાત્ તેના પ્રકાશને લીધે હનુમાન સીતાનું દર્શન કરવા લાગ્યો કપિવર હનુમાન અતિશય ભારથી ભરેલી જળમાની નૌકાની પેઠે શોકરૂપી ભારથી ભરેલા જનકનંદિની સીતાના પૂર્ણ ચંદ્ર સરખા મુખને જોવા લાગ્યો

પછી પવનસુત હનુમાને પ્રકટપણે સીતાની પાસે જવાની ઇચ્છા કરી, એટલામાં સીતાથી દૂર બેઠેલી ભયંકર રૂપવાળી કેટલીક રાક્ષસીઓ તેના જોવામાં આવી તે રાક્ષસીઓમાની કોઈક એક આંખવાળી હતી, ત્યારે કોઈક એક કાનવાળી હતી, કોઈક લાંબા કાનવાળી હતી, ત્યારે કોઈક કાન વિનાની હતી અને કોઈકના કાન તો શંકુ સરખા અણીદાર હતા કોઈકને શ્વાસોચ્છ્વાસ લેવા માટે મસ્તક ઉપર જ છિદ્ર હતા,[૧-૫] કોઈકના શરીર તથા મસ્તક ઘણા જ મોટા હતા, કોઈકની ગ્રીવાઓ ઘણી જ લાંબી અને પાતળી હતી, કોઈકના મસ્તક પર સુદ્દલ કેશ જ ન હતા, કોઈકના કેશ ખરી પડેલા હતા, કોઈક વળી પોતાના લાંબા કેશને જ કામળાની પેઠે ઓઢનારી હતી, કોઈકના લલાટ અને કાન ઘણા જ લાંબા હતા, કોઈકના સ્તન તથા ઉદર લાંબા હતા, કોઈકના હોઠ લાંબા હતા, કોઈકના હોઠ સૂપડા જેવા પહોળા હતા, કોઈકનું મુખ લાંબું હતું અને કોઈકની જંઘાઓ લાંબી હતી[૬-૭] વળી કોઈક ટૂંકડી હતી તો કોઈક લાંબી તાડ જેવી હતી, કોઈક વાંકા શરીરવાળી હતી તો કોઈક ઠીંગણી હતી, કોઈક વિકરાળ દેખાવની હતી, તો કોઈક ખાડાવાળા મુખવાળી હતી અને કોઈક પીળા નેત્રવાળી હતી તો કોઈક બિહામણા મુખવાળી હતી[૮] એ રાક્ષસીઓમાની કેટલીક બેડોળ રૂપવાળી હતી તો કેટલીક પીળા વર્ણવાળી હતી, કેટલીક કાજળ જેવી કાળી હતી તો કેટલીક નિરંતર ક્રોધીલી તથા કલેશ કરનારી જ હતી તેમાની કેટલીક રાક્ષસીઓએ પોતાના હાથમાં ત્રિશૂળ, મુદ્ગર, ગદા અને તલવાર વગેરે આયુધો ધારણ કર્યાં હતાં[૯] વળી એ રાક્ષસીઓના મુખ પણ જુદા જુદા પ્રકારના હતા. કેટલીકના મુખ વરાહના જેવા હતા તો કેટલીકના હરિણના જેવા હતા, કેટલીકના વ્યાઘ્રના જેવા હતા તો કેટલીકના પાડાના જેવા હતા અને કેટલીકના બકરાના જેવા હતા તો કેટલીકના મુખ શિયાળના જેવા હતા, કેટલીકના ચરણ હાથીના જેવા હતા તો કેટલીકના ઊંટના જેવા હતા, તો કેટલીકના અશ્વના જેવા હતા, તો કેટલીકના કૂતરાના જેવા હતા એ રાક્ષસીઓમાની કેટલીકના મસ્તક ઉદરમાં પેસી ગયેલા હતા[૧૦] કેટલીક રાક્ષસીઓને એક જ હાથ હતો તો કેટલીકને એક જ ચરણ હતો કેટલીકના કાન ગધેડીના જેવા હતા તો કેટલીકના વળી ઘોડીના જેવા હતા, કેટલીકના ગાયના જેવા હતા તો કેટલીકના હાથણીના જેવા હતા તેમ જ કેટલીકના કાન સિંહણના જેવા હતા કેટલીક રાક્ષસીઓને એક કરતાં વધારે નાસિકાઓ હતી, કેટલીકની નાસિકાઓ વાંકી હતી, કેટલીકને સુદ્દલ નાસિકા જ ન હતી, ત્યારે કેટલીકને વળી હાથીની સૂંઢ સરખી લાંબી નાસિકા હતી અને કેટલીકને શ્વાસોચ્છ્વાસ લેવા માટે લલાટની વચ્ચે નાસિકા હતી કેટલીક રાક્ષસીઓના પગ હાથીના જેવા મોટા હતા, કેટલીકના આખલા જેવા હતા અને કેટલીકના પગો ઉપર વાળના ગુચ્છો ઊગેલા હતા કેટલીક રાક્ષસીઓના મસ્તક તથા ગ્રીવાઓ ઘણા જ મોટા હતા ત્યારે

કેટલીકનાં સ્તન અને ઉદર ઘણાં મોટાં હતાં; કેટલીકનાં મુખ અને નેત્ર ઘણાં મોટાં હતાં અને કેટલીકની જિહ્વા તથા મુખ અત્યંત લાંબાં હતાં. ભયંકર સ્વરૂપવાળી કેટલીક રાક્ષસીઓનાં મુખ બકરા જેવાં, કેટલીકનાં હસ્તી જેવાં, કેટલીકનાં વૃષભ જેવાં, કેટલીકનાં ભૂંડણ જેવાં, કેટલીકનાં ઘોડી જેવાં, કેટલીકનાં ગધેડી જેવાં ને કેટલીકનાં ઊંટણ જેવાં હતાં. બિહામણાં મુખવાળી અને વિકરાળ તથા ધુમાડા જેવા કેશવાળી એ રાક્ષસીઓએ ત્રિશૂળ અને મુદ્દગર આદિ આયુધો ગ્રહણ કર્યાં હતાં. તે રાક્ષસીઓ નિરંતર કજિયા કરનારી અને ક્રોધીલા સ્વભાવવાળી હતી અને વારંવાર મદિરાનું પાન કરતી હતી, જેને જોતાં જ કંપારી છૂટે એવાં બિહામણા રૂપવાળી, માંસ અને શોણિતનું જ ભક્ષણ કરનારી તથા માંસ અને રુધિર વડે સર્વાંગે ખરડાયેલી એ રાક્ષસીઓને કપિવર હનુમાને દીઠી. તેઓ સઘળી મોટી શાખાઓવાળા શિંશપાવૃક્ષ તળે ટોળે વળીને બેઠેલી હતી અને સતીશિરોમણિ સીતા પણ એ જ શિંશપાવૃક્ષના મૂળ આગળ બેઠેલાં હતાં.[૧૧-૧૮]

હવે પવનસુત હનુમાન એકીનજરે સીતાને નિહાળવા લાગ્યો. એ વેળા સીતા શોકથી વ્યાપ્ત હોવાને લીધે કાંતિરહિત થઈ ગયાં હતાં અને તેમના ચોટલામાં ઘણો જ મેલ ભરાયો હતો. પતિવ્રતાધર્મની ઉત્તમ કીર્તિ ધરાવનારાં અને સ્વામીનાં દર્શનનો વિયોગ પામેલાં જાનકી જાણે પુણ્ય ક્ષીણ થવાથી પૃથ્વી પર ખરી પડેલ કોઈ તારાનક્ષત્ર હોય એવાં જણાતાં હતાં.[૧૯,૨૦] બંધુજનોથી વિખૂટાં પડેલાં અને રાક્ષસોના રાજા રાવણે રોકી રાખેલાં સતીશિરોમણિ સીતા ટોળાથી વિખૂટી પડેલી અને સિંહે ઘેરેલી હાથિણી સરખાં શોભતાં હતાં. એ સમયે તે શ્રેષ્ઠ આભરણોથી રહિત હતાં, તોપણ સ્વામી પરના વાત્સલ્યભાવ વડે શોભી રહ્યાં હતાં. પતિવિયોગના દુઃખને લીધે તેમનું સૌંદર્ય ઘણા દિવસથી વાપર્યા વિનાની વીણાના સરખું થઈ ગયું હતું. પતિના હિતમાં તત્પર રહેનારાં તથા રાક્ષસોને વશીભૂત નહિ થનારાં તે શરદઋતુનાં વાદળોથી ઢંકાયેલા ચંદ્ર સરખાં નિસ્તેજ દેખાતાં હતાં. જેમ ક્રૂર ગ્રહોથી રોહિણી વીંટાયેલી હોય, તેમ રાક્ષસીઓથી વીંટાયેલાં જાનકી અશોકવાટિકામાં બેઠેલાં હોવા છતાં શોકસાગરમાં ડૂબેલાં હતાં.* એ વેળા સતીશિરોમણિ સીતા શરીરે અત્યંત મલિન હોવાને લીધે તથા ઉત્તમોત્તમ સ્વરૂપસૌંદર્ય વડે અલંકૃત હોવાને લીધે, કાદવથી ખરડાયેલી કમલિનીની પેઠે શોભારહિત અને શોભાયુક્ત જણાતાં હતાં; અર્થાત્ જેમ કાદવથી ખરડાયેલી કમલિની શોભે પણ ખરી અને ન પણ શોભે, તેમ સીતાના અંગ પરની મલિનતા તરફ દૃષ્ટિ કરતાં તે શોભાથી રહિત જણાતાં હતાં અને તેમનું સ્વરૂપસૌંદર્ય જોતાં શોભાયુક્ત જણાતાં હતાં. અત્યંત મલિન અને જીર્ણ થયેલું એક વસ્ત્ર પહેરેલાં જાનકી કે જે પતિવિયોગને લીધે પુષ્પ વિનાની લતા જેવાં જણાતાં હતાં, તેમને પવનસુત હનુમાને દીઠાં. શ્યામ નેત્રવાળાં અને પોતાના શિયળ વડે જ રક્ષા પામેલા સતીશિરોમણિ સીતા દુઃખને લીધે જોકે દીન મુખવાળાં થઈ ગયાં હતાં; છતાં પણ પોતાના પાતિવ્રત્યના તેજને લીધે અદીન સરખાં દેખાતાં હતાં. ભય પામેલી હરિણીની પેઠે તે આમતેમ જોતાં હતાં અને પોતાના નિઃશ્વાસના વાયુથી જાણે લીલાંછમ વૃક્ષોને બાળી નાખતાં હોય એવો ભાસ થતો હતો. એ સમયે સતીશિરોમણિ સીતા જાણે દુઃખનો સમૂહ જ હોય કિંવા દુઃખરૂપી સાગરનો મોટો તરંગ જ હોય એવાં દેખાતાં હતાં. સુંદર અંગવાળાં કૃશાંગી સીતા કે જે આભૂષણો વિના પણ શોભી રહ્યાં હતાં, તેમને જોઈ પવનસુત હનુમાન ઘણો જ હર્ષિત થયો. મદિરેક્ષણા× સીતાને જોઈ હનુમાનને

* અશોકવાટિકા એટલે જ્યાં શોક ન હોય એવી વાટિકા. તેમાં વસનારને શોક ન રહેવો જોઈએ, છતાં સીતા તો શોકયુક્ત જ હતાં.

× ખંજનપક્ષીનાં નેત્ર જેવા રંગવાળી.

હર્ષના આંસુ આવી ગયા અને હર્ષના આવેશમાં શ્રીમાન રામચંદ્રનું સ્મરણ કરીને તેણે પ્રણામ કર્યા[૨૧-૩૧] સીતાદર્શનથી અત્યંત હર્ષિત થયેલો મહાબળવાન કપિ હનુમાન પોતાના મન વડે રામ–લક્ષ્મણને નમન કરીને ત્યાંની ચર્ચા જોવા માટે શિંશપા વૃક્ષમાં જ સંતાઈ રહ્યો[૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિનિર્મિત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૧૭ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૮મો

## અશોકવનમાં સીતા–રાવણનું આગમન

तथा विप्रेक्षमाणस्य वनं पुष्पितपादपम् ।
निचिन्वतश्च वैदेहीं किञ्चिच्छेषा निशाभवत् ॥ १ ॥

વિદેહપુત્રી સીતાની શોધ કરતા તથા પુષ્પયુક્ત વૃક્ષવાળા અશોકવનને જોતા જોતા રાત્રિ ઘણીખરી વ્યતીત થઈ ગઈ[૧] જ્યારે માત્ર બે ઘડી જેટલી રાત્રિ રહી, ત્યારે ષડંગવેદ જાણનારા અને અગ્નિહોત્રવી યજન કરનારા વેદજ્ઞ રાક્ષસોનો વેદધ્વનિ કપિવર હનુમાનના સાંભળવામાં આવ્યો એ વેળા રાવણના અંતઃપુર આગળ કાનને આનંદ આપે એવા માંગલિક વાજિંત્રોના ધ્વનિ તથા જયઘોષ થવા લાગ્યા એ સાંભળીને મોટી ભુજાઓવાળો અને અત્યંત પ્રતાપવાળો મહાબળવાન રાક્ષસરાજ રાવણ નિદ્રામાંથી જાગ્રત થયો પછી નિદ્રાને લીધે ખસી ગયેલાં વસ્ત્રાભૂષણોને ઠીક કરીને તેણે સીતાનું ચિંતવન કરવા માંડ્યું[૨-૪] મદમત્ત થઈ રહેલા એ રાવણનું મન કામવાસનાને લીધે સીતા વિષે જ આસક્ત થયેલું હતું, તેથી તે પોતાની કામવાસનાને પોતાના મનમાં સમાવી શક્યો નહિ પછી ઉત્તમ વસ્ત્રાભૂષણો વડે પોતાના દેહને શણગારીને રાક્ષસરાજ રાવણ અંતઃપુરમાંથી બહાર નીકળ્યો અને સર્વ ઋતુમાં ફળ–પુષ્પ આપનારા વિવિધ પ્રકારના વૃક્ષોથી ભરેલી, નાની નાની પુષ્કરિણીઓથી સુશોભિત, મદમત્ત પક્ષીઓથી ચિત્રવિચિત્ર, દૃષ્ટિ તથા મનને હરણ કરે એવા કૃત્રિમ મૃગોથી અલંકૃત અને મણિજડિત સુવર્ણના તોરણોવાળી અશોકવાટિકા પ્રત્યે જવા લાગ્યો અનેક મૃગસમૂહોથી વ્યાપ્ત, ઘાટાં વૃક્ષોવાળી તથા નીચે પડેલાં ફળોથી છવાયેલી ભૂમિવાળી અશોકવાટિકાના માર્ગને જોતો રાવણ ત્યાં આગળ જઈ પહોંચ્યો[૫-૯]

જે વેળા પુલસ્ત્યવંશી રાવણ અશોકવાટિકા પ્રત્યે આવવા નીકળ્યો, તે વેળા જેમ દેવ અને ગંધર્વની સ્ત્રીઓ ઇંદ્રની પાછળ જાય, તેમ એકસો સ્ત્રીઓ તેની પાછળ ચાલવા લાગી[૧૦] તેમાંની કેટલીક સ્ત્રીઓ સોનાની દીવીઓ ઝાલીને ચાલતી હતી, કેટલીક ચામર ઢાળતી ચાલતી હતી, કેટલીક પંખા વડે વાયુ ઢોળતી હતી,[૧૧] કેટલીક જળની ઝારીઓ ગ્રહણ કરી, તે વડે છંટકાવ કરતી રાવણની આગળ ચાલતી હતી અને કેટલીક મણિજડિત સુવર્ણના આસનો ગ્રહણ કરીને પાછળ પાછળ ચાલતી હતી[૧૨] ચતુર એવી કોઈક સ્ત્રી મદિરાથી ભરેલા રત્નમય કળશને પોતાના જમણા હાથમાં ગ્રહણ કરી ચાલતી હતી[૧૩] ત્યારે બીજી કોઈક સ્ત્રી રાજહંસ સરખું શ્વેત, પૂર્ણચંદ્ર સમાન કાંતિવાળું અને સુવર્ણના દાંડાવાળું મોટું છત્ર ઝાલીને રાવણની પાછળ ચાલતી હતી એ પ્રમાણે નિદ્રા તથા મદિરાના ઘેન વડે ઘેરાયેલાં નેત્રવાળી રાવણની એ માનીતી સ્ત્રીઓ, વીજળી જેમ મેઘની પાછળ જાય તેમ રાવણની પાછળ જતી હતી[૧૪,૧૫] સ્ત્રીઓના ચંદ્રહાર તથા કેયૂર વગેરે આભૂષણો સરકી ગયાં હતાં, તેઓના શરીર પરનો અંગરાગ ભૂંસાઈ ગયો હતો, ચોટલાની લટો છૂટી ગઈ હતી, મુખ પર પરસેવાનાં બિંદુ દેખાતાં હતાં, અવશેષ રહેલા મદના તથા નિદ્રાના ઘેનથી તેઓ લહેરાઈ જતી હતી, પરસેવાને લીધે તેઓના શરીર પરનાં પુષ્પાભરણો કરમાઈ જતાં હતાં, તેઓના ચોટલાની લટો પુષ્પોથી ગૂંથેલી હતી[૧૬,૧૭] અને તેઓનાં નેત્ર ખંજનપક્ષીનાં નેત્ર સરખા રંગવાળાં જણાતાં હતાં રાવણની માનીતી એ સ્ત્રીઓ, રાવણ અશોકવાટિકા પ્રત્યે જતો હતો તે સમયે સ્વેચ્છાથી તેની પાછળ પાછળ ચાલતી હતી એ સમયે કામને લીધે

પરવશ થયેલો અને સીતાને વિષે આસક્ત મનવાળો તેઓનો પતિ મહાબળવાન રાવણ પણ મંદ મંદ ગતિથી ચાલતો હતો.[૧૮,૧૯]

સર્વ સ્ત્રીસમાજ સહિત રાવણ અશોક વાટિકાની પાસે આવી પહોંચ્યો, ત્યારે સ્ત્રીઓની કટિમેખલાનો અને નૂપુરોનો રણઝણાટ વાયુસુત હનુમાનના કાને પડયો.[૨૦] કપિવર હનુમાને માર્ગ તરફ દૃષ્ટિ કરી તો અપ્રતિમ કર્મ કરનારા અને અચિંત્ય બળ-પરાક્રમવાળા રાવણને અશોકવાટિકાના દ્વાર આગળ આવતો દીઠો. એ સમયે જેમાં વારંવાર સુગંધી તેલ પૂરવામાં આવતું હતું એવી આગળ ધરેલી અનેક દીપિકાઓથી રાક્ષસરાજ રાવણ પ્રકાશમાન થઈ રહ્યો હતો. કામ અને ગર્વના મદથી છકી ગયેલો અને વિશાળ તથા ક્રૂર દૃષ્ટિ ફેંકનારાં લાલચોળ નેત્રવાળો એ રાવણ જાણે ધનુષ્યનો ત્યાગ કરી આવેલો સાક્ષાત્ કામદેવ જ હોય એવો જણાતો હતો.[૨૧-૨૩] મથન કરેલા જળના ફીણ સરખું સફેદ, ધોઈ ને સ્વચ્છ કરેલું, મુક્તાફળોથી શોભતું અને પુષ્પોથી છવાયેલું રાવણનું ઉત્તરીય વસ્ત્ર કે જે બાજુબંધમાં ભરાઈ ગયું હતું તેને તે પોતાના હાથ વડે ખેંચીને યથાસ્થાને ધારણ કરતો હતો.[૨૪]

અશોકવાટિકાના દ્વારમાં પ્રવેશ કર્યા પછી સ્ત્રીઓથી વીંટાયેલો રાવણ જ્યારે શિંશપાવૃક્ષની સમીપ આવી પહોંચ્યો, ત્યારે હજારો પત્રો અને પુષ્પોથી છવાયેલો અને શિંશપાવૃક્ષની શાખા પર સંતાયેલો વાયુપુત્ર હનુમાન તેને જોવા માટે ઊંચો-નીચો થવા લાગ્યો. રાવણને જોયા પછી કપિવર હનુમાને તેની પાછળ ચાલતી રૂપ અને યૌવનસંપન્ન સ્ત્રીઓને પણ દીઠી.[૨૫,૨૬] વિશ્રવાનો પુત્ર રાક્ષસરાજ રાવણ કે જે મદ્યપાન કરવાથી મદોન્મત્ત થઈ રહ્યો હતો, જેણે વિચિત્ર આભૂષણો ધારણ કર્યાં હતાં અને જેના કાન શંકુ સરખા અણીદાર હતા, તેને પૂર્વોક્ત સ્વરૂપવતી સ્ત્રીઓ સહિત મૃગ-પક્ષીઓથી ભરેલા અશોકવનમાં પ્રવેશ કરતો કપિવર હનુમાને દીઠો.[૨૭,૨૮] તારાઓથી વીંટાયેલા ચંદ્રની પેઠે સ્વરૂપવતી સ્ત્રીઓથી વીંટાયેલા અત્યંત તેજસ્વી રાવણને જોઈને મહાબળવાન કપિવર હનુમાને 'મોટી ભુજાઓવાળો રાવણ તે આ જ છે અને આને ' મેં લંકાનગરીમાં ઉત્તમ રાજમહેલમાં સૂતેલો જોયો હતો ' એવો નિશ્ચય કર્યો; અર્થાત્ હનુમાને રાવણને ઓળખ્યો. રાવણને ઓળખ્યો એટલે તો કપિવર હનુમાન તરત જ કૂદ્યો અને બેઠો હતો ત્યાંથી ઉપરની શાખા પર ચડી ગયો.[૨૯,૩૦] પવનસુત હનુમાન જોકે ઉગ્ર તેજસ્વી હતો, તોપણ રાવણ તેજને સહન નહિ કરી શકવાથી શિંશપાવૃક્ષની ઘટામાં સંતાઈ બેઠો.[૩૧]

લંકેશ્વર રાવણ શ્યામ કેશવાળાં, સુંદર નિતંબવાળાં, પરસ્પર મળેલાં સ્તનવાળાં અને મૃગના બચ્ચાંના જેવાં નેત્રવાળાં સીતાને જોવાની ઇચ્છાથી ઉતાવળો ઉતાવળો તેમની સમીપ જઈ પહોંચ્યો.[૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૧૮ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૯ મો

### અશોકવનમાં સીતા-તેમની વિષમ અવસ્થા

तस्मिन्नेव ततः काले राजपुत्री त्वनिन्दिता।
रूपयौवनसंपन्नं भूषणोत्तमभूषितम्॥१॥

આભૂષણોથી અલંકૃત થયેલા રૂપ-યૌવનસંપન્ન રાક્ષસરાજ રાવણને પોતાની સમીપ આવતો જોઈ ને જેમ મહાવાયુથી કદળીવૃક્ષ કંપે, તેમ પવિત્ર કીર્તિવાળાં વિદેહપુત્રી સીતા થરથર કંપવા લાગ્યાં.[૧,૨] અતિશય સૌંદર્યવાળાં અને વિશાળ નેત્રવાળાં એ સીતા પોતાની બન્ને સાથળો વડે પોતાનું ઉદર ઢાંકીને તથા બન્ને હાથ વડે બેઉ સ્તન ઢાંકીને રુદન કરવા લાગ્યાં.[૩] રાક્ષસરાજ રાવણે રાક્ષસીઓથી રક્ષણ કરાતાં અને દીન થઈ ગયેલાં સીતાને સમુદ્રમાં ભાંગી ગયેલી નૌકાની પેઠે દુઃખી અવસ્થામાં દીઠાં.[૪]

જેમ વૃક્ષની શાખા કપાઈને પૃથ્વી પર

પડેલો હોય, તેમ પ્રશંસનીય વ્રતવાળાં જાનકી કાંઈ પણ બિછાવ્યા વિનાની પૃથ્વી પર બેઠેલાં હતાં.[૫] જેનાં આભૂષણો પહેરવા યોગ્ય અવયવો મેલથી ઢંકાઈ ગયા હતા, એવાં અને અલંકાર ધારણ કરવાને યોગ્ય છતાં અલંકારરહિત એવાં એ સીતા કાદવથી ખરડાયેલી કમલિનીની પેઠે સારી રીતે શોભતાં ન હતાં.[૬] સંકલ્પરૂપી અશ્વોથી જોડેલા મનરૂપી રથમાં બેસીને તે સીતા જાણે વિદિતાત્મા રઘુવીરની પાસે જ જતાં હોય એવાં જણાતાં હતાં, અર્થાત્ તે રાત્રિ–દિવસ પોતાના મનમાં શ્રીરામચંદ્રનું ચિંતન કરતાં હતાં.[૭] રામચંદ્ર વિષે આસક્ત હોવાથી માત્ર રામચંદ્રનું જ ધ્યાન ધરનારાં, શોકને લીધે સુકાઈ ગયેલાં, મંત્ર વડે રોકાયેલી નાગણની પેઠે ચેષ્ટા કરનારાં અને ધૂમકેતુ ગ્રહથી પીડાતી રોહિણીની પેઠે સંતાપ પામેલાં વૈદેહી દુઃખના પારને જોઈ શકતાં ન હતાં.[૮,૯] સતીશિરોમણિ સીતા ઉત્તમ આચાર તથા શ્રેષ્ઠ સ્વભાવવાળા ધાર્મિક કુળમાં ઉત્પન્ન થયેલાં હતાં અને તેવા જ કુળમાં લગ્નગાંઠથી જોડાયેલાં હતાં; તોપણ આ વેળાએ જાણે દુષ્કુળમાં જન્મેલાં હોય એવાં જણાતાં હતાં.[૧૦] રામચંદ્રના વિરહથી સંતપ્ત થઈ રહેલાં સતીશિરોમણિ સીતા જાણે કલંકિત થયેલી કીર્તિ હોય, અપમાન પામેલી અથવા ક્ષીણ થયેલી શ્રદ્ધા હોય, ભંગ થયેલી આશા હોય,[૧૧] વિઘ્નને લીધે હણાયેલી ધનપ્રાપ્તિ હોય, અનાદર પામેલી રાજાની આજ્ઞા હોય. ઉત્પાતને સમયે પ્રજ્વલિત થયેલી દિશા હોય, ભ્રષ્ટ થયેલી પૂજા જ હોય,[૧૨] રાહુએ જેના ચંદ્રમંડળનો ગ્રાસ કર્યો હોય એવી પૂર્ણિમાની રાત્રિ હોય, તોડી નાખેલો પદ્મિની હોય, જેમાંના શૂર પુરુષો હણાઈ ગયા હોય એવી સેના હોય, અંધકાર વડે હણાયેલી પ્રભા હોય, સુકાયેલી નદી હોય, વેદરહિત–પતિત જનોએ ઓળંગવાથી અપવિત્ર થયેલી વેદી હોય, શાંત થયેલી અગ્નિશિખા હોય,[૧૩,૧૪] અથવા હસ્તીએ પોતાની સૂંઢ વડે ડહોળી નાખવાને લીધે પત્રો તેમ જ કમળો વિનાની થયેલી અને ત્રાસ પામેલાં પક્ષીઓવાળી નાનીસરખી તળાવડી હોય એવાં દેખાતાં હતાં. રામપત્ની સીતા પતિવિયોગના શોકની પીડાથી સુકાઈ ગયેલાં હોવાને લીધે, આડાઅવળા કાંસ ખોદીને જેમાંનું જળ બીજે સ્થળે લઈ જવામાં આવ્યું હોય એવી નદીના જેવાં અને સ્નાનાદિથી અંગશુદ્ધિ નહિ કરવાને લીધે કૃષ્ણપક્ષની રાત્રિના જેવાં જણાતાં હતાં.[૧૫,૧૬] સુંદર અંગવાળાં તથા રત્નજડિત મહેલમાં વસવાને યોગ્ય એવાં સુકુમારી જાનકી દુઃખ વડે સંતપ્ત થતાં હોવાથી જાણે તરતમાં જ તોડી નાખેલી અને તાપ વડે સુકાતી કમળની ડાંડી જ હોય એવાં દેખાતાં હતાં. જનકનંદિની સીતા પોતાના યૂથપતિ હસ્તીરાજથી વિખૂટી પાડેલી, થાંભલે બાંધી રાખેલી, દુઃખપીડિત તથા નિસાસા નાખતી હાથણી સરખાં જણાતાં હતાં. જેમ વર્ષાઋતુના અંતમાં શ્યામતા મારતી વનરાજીથી પૃથ્વી શોભે, તેમ સતીશિરોમણિ સીતા ઓળ્યાચોળ્યા વિનાની અને પૃથ્વી સુધી લટકતી પોતાની વેણીથી શોભતાં હતાં.[૧૭–૧૯] ઉપવાસથી, પતિવિયોગના શોકથી, રામચંદ્રના ધ્યાનથી તથા રાવણના ભયથી ક્ષીણ થઈ ગયેલાં અને જળ કિંવા વાયુનો જ આહાર કરવાથી કૃશ તથા દીન બની ગયેલાં તપસ્વિની સીતા એ સમયે હાથ જોડી બેઠાં હતાં; તેથી જાણે પોતાના શુદ્ધ મનથી તે 'મારા પતિ રામચંદ્રથી રાવણનો પરાભવ થાઓ!' એવી કુળદેવીને પ્રાર્થના કરતાં હોય એવાં જણાતા હતાં.

મહાબળવાન રાવણ, જેમના શ્વેત અને વિશાળ નેત્રના છેડા લાલ રંગના હતા અને જેમની પાંપણો સુંદર હતી તથા જે ચોધાર આંસુએ રુદન કરતાં ચોમેર નિહાળતાં હતાં અને જેમનુ મન રામચંદ્ર વિષે જ આસક્ત હતું, તેવાં પવિત્ર કીર્તિવાળાં સીતાને પોતાના જ વધને માટે લોભાવવા લાગ્યો.[૨૦–૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૧૯ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૨૦ મો

**અશોકવનમા સીતા–કામાંધ રાવણનાં વચનો**

स तां परिवृतां दीनां निरानन्दां तपस्विनीम्।
साकारैर्मधुरैर्वाक्यैर्न्यदर्शयत रावणः ॥ १ ॥

રાક્ષસીઓથી ઘેરાયેલાં, દીન, આનંદરહિત તથા શોકગ્રસ્ત થયેલાં સીતાની પાસે જઈને લંકેશ્વર રાવણ ચેષ્ટાયુક્ત મધુર વાક્યોથી પોતાનો અભિપ્રાય પ્રકટ કરવા લાગ્યો.[1]

લંકેશ્વર રાવણે સીતા પ્રત્યે કહ્યું: 'હે હસ્તીની સૂંઢ સરખી જંઘાવાળી! મને દેખીને તું ઉદર તથા સ્તન શા માટે ઢાંકે છે અને જાણે મારા ભયને લીધે તું પોતાના શરીરને ગુપ્ત કરી દેવા ઇચ્છતી હોય એવી ચેષ્ટા કેમ કરે છે?[2] હે સર્વ લોકોનાં મનનું હરણ કરનારી! હે સર્વાંગ-સૌંદર્યસંપન્ન! હે વિશાળ નેત્રવાળી! હું તને ખૂબ જ ચાહું છું. હે પ્રિયા! તું મારા પર પ્રેમભરી દૃષ્ટિથી જો. હે સીતા! અહીંયાં ઇચ્છિત રૂપ ધરનારા રાક્ષસો અથવા મનુષ્યો એમાંનું કોઈ પણ નથી; માટે મને જોઈને ઉત્પન્ન થયેલા ભયનો તું ત્યાગ કર. હે ભીરુ! પારકી સ્ત્રીઓમાં ગમન કરવું કિંવા બળાત્કારથી તેનું હરણ કરવું એ તો અમો રાક્ષસોનો સનાતન ધર્મ જ છે, એ તારે નિઃસંદેહ જાણવું.[3–5] હે મૈથિલી! અમારો એવો ધર્મ હોવા છતાં અને મારા શરીરમાં *ગમે તેટલો કામ વ્યાપવા છતાં પણ મારા પર* તારી ઇચ્છા વિના હું તને અડકીશ નહિ.[6] હે દેવી! તારે જરા પણ ભય રાખવા જેવું નથી. હે પ્રિયા! મારા પર વિશ્વાસ લાવીને તું મારી સાથે ખરા દિલથી પ્રેમ કર. તારે આમ શોકપીડિત થવું યોગ્ય નથી.[7] અરે, મસ્તક પર એક વેણી ધારણ કરવી, પૃથ્વી પર સૂઈ રહેવું, વિચારવમળમાં ડહોળાવું, મેલાં વસ્ત્ર પહેરવાં અને નિરર્થક ઉપવાસ કરવા, એ તને જરાયે યોગ્ય નથી.[8] હે મૈથિલી! તું મારી સાથે પ્રીતિ બાંધ અને ચિત્રવિચિત્ર પુષ્પમાળાઓ, અગરુ વગેરે સુગંધી દ્રવ્યો, શ્રેષ્ઠ ચંદન, વિવિધ પ્રકારનાં વસ્ત્રો, દિવ્ય આભૂષણો, અમૂલ્ય પાનપદાર્થો, શય્યાઓ, આસનો, ગીત, નૃત્ય તથા વાદ્ય એ સઘળું તારે સ્વાધીન કરી લે.[9–10] હે સુંદર દેહવાળી! તું સ્ત્રીઓમાં રત્નરૂપ છે; માટે આમ વ્યર્થ ચિંતાતુર ન થા. તું તારાં અંગો પર સર્વ પ્રકારના અલંકારો ધારણ કર. અરે, મને પામીને તું આભૂષણ વિનાની કેમ રહી શકે? હે જાનકી! આ તારું સુંદર ખીલેલું યૌવન નદીના પ્રવાહની પેઠે એમ ને એમ જ વહી જાય છે અને તે વહી ગયેલા જળપ્રવાહની પેઠે કદી પણ પાછું આવનાર નથી; માટે તું મારી સાથે પ્રેમ બાંધીને દિવ્ય ભોગ ભોગવ. હે શુભદર્શના! હું તો ધારું છું કે, દિવ્ય રૂપનું નિર્માણ કરનારા બ્રહ્મદેવ પણ તને સરજીને વિરામ પામ્યા છે; કેમ કે આ દુનિયામાં તારા સરખી રૂપવાળી બીજી કોઈ પણ સ્ત્રી જોવામાં આવતી નથી.[11–13] હે વૈદેહી! રૂપ અને યૌવન વડે શોભતી તને જોઈને સાક્ષાત્ બ્રહ્મદેવ પણ કામવશ થઈ જાય, તો પછી બીજો પુરુષ કામને વશ થાય એમાં તો કહેવું જ શું? હે ચંદ્ર સમાન મુખવાળી! હે વિશાળ નિતંબવાળી! હું તારાં જે જે અંગને જોઉં છું, તે તે અંગમાં જ મારી દૃષ્ટિ ચોંટી જાય છે, અર્થાત્ એક અંગ જોયા પછી ત્યાંથી નજર ફેરવવાની ઇચ્છા જ થતી નથી. હે મૈથિલી! તું મોહનો ત્યાગ કરીને મારી સ્ત્રી થા. ઉત્તમ *સ્વરૂપવાળી મારી અનેક સ્ત્રીઓ વિષે તું મારી* મુખ્ય રાણી થા. હે ભીરુ! મેં ત્રણે લોકમાંથી બળાત્કારે જે જે રત્નો આણેલાં છે તે અને મારું આખું રાજ્ય હું તને આપી દઉં છું.[14–17] હે વિલાસિની! તારી પ્રીતિને અર્થે અનેક નગરોથી ભરેલી આખી પૃથ્વી જીતી હું તારા પિતા જનકને આપીશ. સંગ્રામ વિષે મને જીતી શકે એવા કોઈ પણ પુરુષને હું જોતો નથી. અરે, વિચાર તો કર કે યુદ્ધભૂમિ વિષે કોઈ પણ પુરુષ મારા મહાન બળની આગળ ઊભો રહેવા પણ સમર્થ નથી. સઘળા દેવો અને અસુરો પણ યુદ્ધ વિષે મારી સામા ઊભા રહેવાને અશક્ત

છે. અરે, ભાંગી ગયેલી ધજાઓવાળા તેઓને મેં કેટલોયે વાર સંગ્રામમાંથી નસાડી મૂકયા છે! હે સીતા! તું મારી ઇચ્છા પૂર્ણ કર, એટલે તારા શરીરને સ્નાનાદિ ક્રિયાથી નિર્મળ બનાવવામાં આવે અને તારાં અંગો પર પ્રકાશમાન આભૂષણો પહેરાવવામાં આવે. હે વરાનના! હું અલંકાર વડે વિભૂષિત થયેલું તારું સૌંદર્ય યુક્ત સ્વરૂપ જોવા ઇચ્છું છું; માટે તું મારા પર દયા લાવીને ઉત્તમ શણગાર ધારણ કર.[૧૮-૨૨] હે ભીરુ! તું તારી ઇચ્છામાં આવે તેવા ભોગ ભોગવ, તારી ઇચ્છામાં આવે તેવા પદાર્થોનું પાન કર, તારી ઇચ્છામાં આવે તેવી ક્રીડા કર અને તારી ઇચ્છામાં આવે તેવી રીતે આ રાજ્ય તથા ધનનું કોઈને દાન કરી દે.[૨૩] હે જાનકી! મારા પર વિશ્વાસ આણીને તું મારી સાથે પ્રીતિ બાંધ અને જરા પણ સંકોચ ન ધરતાં તારી ઇચ્છામાં આવે તેવી મને આજ્ઞા આપ. જો મારા પર દયા કરીને તું એવી રીતે મારી સાથે પ્રેમ જોડીશ, તો તારા બાંધવો પણ તારા જેવું જ સુખ ભોગવશે.[૨૪] હે યશસ્વિની! હે કલ્યાણી! મારી પરાક્રમરૂપી સંપત્તિ તથા લક્ષ્મી તો જો! હે રૂડા ભાગ્યવાળી! વલ્કલ વસ્ત્ર પહેરનારા રામની સાથે રહીને તું શું કરીશ?[૨૫] અરે, જેની પાસે યુદ્ધ કરવાનાં કાંઈ પણ સાધન નથી એવો રાજ્યભ્રષ્ટ થઈ વનમાં વસેલો અને ભૂમિ પર શયન કરનારો વ્રતધારી રામ હજી સુધી જીવતો હશે કે નહિ એની જ મને તો મોટી શંકા છે![૨૬] હે વૈદેહી! શ્યામ વાદળથી છવાયેલા ચંદ્રની કાંતિ જેમ મેઘની આગળ ચાલતો બગલો જોઈ શકતો નથી, તેમ મારા વશમાં પડેલી તને જોવાને રામ હવે શક્તિમાન નથી.[૨૭] અરે, જેમ હિરણ્યકશિપુ ઇદ્રના હાથમાં ગયેલી પોતાની કીર્તિ પુનઃ પામી શકયો ન હતો, તેમ તારો પતિ રામ મારા પંજામાં સપડાયેલી તને પુનઃ પ્રાપ્ત કરવાને સમર્થ નથી.[૨૮] હે સુંદર હાસ્ય કરનારી! હે સુશોભિત દંતપંક્તિવાળી! હે ચંચળ નેત્રવાળી! હે વિલાસિની! હે ભીરુ! ગરુડ જેમ બળાત્કારથી અમૃતનું હરણ કરે, તેમ તું મારા મનનું હરણ કરે છે.[૨૯] હે સીતા! તેં જૂનું અને મલિન રેશમી વસ્ત્ર પહેરેલું છે તથા કાંઈ પણ અલંકાર ધારણ કર્યા નથી; તેમ છતાં પણ તારું સુકોમળ સ્વરૂપ જોઈને મને મારી સ્ત્રીઓ વિષે જરા પણ પ્રીતિ થતી નથી.[૩૦] હે જાનકી! મારા અંતઃપુરમાં રહેનારી સર્વગુણસંપન્ન મારી જેટલી સ્ત્રીઓ છે, તે સર્વ ઉપર તું આધિપત્ય ભોગવ. અર્થાત્ તું મારી વહાલી સ્ત્રી થઈને મારી બીજી સઘળી સ્ત્રીઓને આજ્ઞા આપનારી થા.[૩૧] હે શ્યામ કેશવાળી! અપ્સરાઓ જેમ લક્ષ્મીની સેવા કરે છે, તેમ ત્રલોકયમાં ઉત્તમ એવી મારી સઘળી સ્ત્રીઓ તારી સેવા કરશે.[૩૨] હે વૈદેહી! કુબેરને ઘેર જે જે રત્નો અને ધન છે તથા આ લોક વિષે જેટલાં સુખ છે તે સઘળાંને તું મારી સાથે રહીને યથેચ્છ રીતે ભોગવ.[૩૩] હે દેવી! તારો પતિ રામ તપ, બળ, પરાક્રમ, ધન, તેજ કિંવા કીર્તિમાં મારી બરાબરી કરી શકે એમ નથી.[૩૪]

'હે લલના! તું તારી ઇચ્છામાં આવે તેમ પાન કર, ઇચ્છામાં આવે તેમ ક્રીડા કર, ઇચ્છામાં આવે તેવા ભોગ ભોગવ. હે દેવી! મારું સઘળું ધન અને આખી પૃથ્વી તને અર્પણ કરું છું, માટે તું મારી સાથે પ્રીતિ બાંધીને ઇચ્છિત સુખ ભોગવ અને તારા બાંધવોને પણ સુખ ભોગવવા દે.[૩૫] હે ભીરુ! તું સુવર્ણના નિર્મળ હારથી પોતાના શરીરને શણગારીને પુષ્પયુક્ત વૃક્ષસમૂહથી વ્યાપ્ત થયેલાં અને ભ્રમરોનાં ટોળાંથી ભરેલાં સમુદ્રના કિનારા પરનાં વનોમાં ચાલ અને ત્યાં આગળ મારી સાથે યથેચ્છ વિહાર કર.'[૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૨૦ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૨૧ મો

**અશોકવનમાં સીતા-રાવણને પ્રત્યુત્તર**

तस्य तद्वचनं श्रुत्वा सीता रौद्रस्य रक्षसः।
आर्ता दीनस्वरा दीनं प्रत्युवाच ततः शनैः॥ १॥

રાક્ષસરાજ રાવણનાં વચન સાંભળી દુઃખને લીધે પીડિત થયેલાં, દીન સ્વરવાળાં, રુદન કરતાં, થરથર ધ્રુજતાં, સુંદર દેહવાળાં અને પોતાના પતિ રામચંદ્રનું જ ચિંતન કરતાં તપસ્વિની સીતા ધીમેથી દીન સ્વરે પ્રત્યુત્તર આપવા લાગ્યાં.[૧-૨]

સતીશિરોમણિ સીતાએ રાવણની અને પોતાની વચ્ચે પૃથ્વી પર એક તણખલું મૂકીને મંદ મંદ હાસ્ય કરતાં કહ્યું:* 'હે રાવણ! તું તારા ચિત્તને મારા પરથી ખસેડી તારી સ્ત્રીઓ વિષે જ પ્રીતિયુક્ત કર.[૩] જેમ પાપી મનુષ્ય સિદ્ધિની પ્રાર્થના કરવાને અયોગ્ય છે, તેમ તું મારી પ્રાર્થના કરવાને અયોગ્ય છે. હું કે જે અતિ શ્રેષ્ઠ કુળમાં જન્મેલી છું અને અતિ પવિત્ર કુળમાં પરણેલી છું તથા પતિવ્રતધર્મ પાળનારી છું, તે નિંદા થાય એવું અયોગ્ય કર્મ કદી પણ કરીશ નહિ.'

એટલું કહ્યા પછી યશસ્વિની સીતાએ રાવણ તરફ પૂંઠ ફેરવીને પુનઃ પણ કહ્યું : 'હે રાવણ! હું સતી છું અને પારકાની સ્ત્રી છું તેથી તારે ઉપભોગ કરવા યોગ્ય નથી.[૪-૬] હે નિશાચર! તું ધર્મનો વિચાર કરી રૂડા આચરણવાળો થા. જેવી રીતે તું તારી સ્ત્રીઓનું રક્ષણ કરે છે. તેવી રીતે બીજાઓની સ્ત્રીઓનુ પણ તારે રક્ષણ કરવું જોઈએ.[૭] હે રાક્ષસેંદ્ર! તું તારું જ દૃષ્ટાંત લઈને× તારી પોતાની સ્ત્રીઓ વિષે રમણ કર. જે પુરુષ ચંચળ સ્વભાવવાળો, ઇંદ્રિયોને વશ નહિ રાખનારો અને પોતાની સ્ત્રીથી અસંતુષ્ટ રહેનારો હોય છે, તેની બુદ્ધિને સજ્જનો ધિક્કારે છે અને પરસ્ત્રીઓથી તેનો વારંવાર પરાભવ થાય છે.[૮] અરે, હું ધારું છું કે, આ તારી લંકાનગરી વિષે કોઈ સાધુપુરુષો રહેતા નથી; અથવા જો રહે છે તો તું તેઓની પાસે જઈને ધર્માધર્મ સંબંધી કાંઈ પણ પ્રશ્ન કરતો નથી કે જેથી તારી બુદ્ધિ આચારવિચારરહિત અને વિપરીત થઈ ગઈ છે;[૯] અથવા તો વિવેકી સત્પુરુષોએ કહેલાં હિતકર વચનોને મિથ્યા માનનારો તું રાક્ષસોના વિનાશ અર્થે જ તે સત્પુરુષોનાં વચનોનો અંગીકાર કરતો નથી. જે રાજા સજ્જનોના ઉપદેશ પ્રમાણે વર્તતો નથી અને અનીતિમાં તત્પર રહે છે, તે રાજાના મોટી સમૃદ્ધિવાળાં રાજ્યો તથા નગરો પણ સત્વર નાશ પામે છે.[૧૦,૧૧] હે રાવણ! રત્નસમૂહથી ભરેલી આ તારી લંકાનગરી કે જે તારા હાથમાં આવેલી છે. તે હવે તારા એકલાના જ અપરાધથી થોડા સમયમાં નષ્ટભ્રષ્ટ થઇ જશે.[૧૨] હે રાવણ! એ તો ખરું જ છે કે ટૂંકી દૃષ્ટિવાળો અને પાપકર્મ કરનારો કોઈ પુરુષ જ્યારે પોતાનાં જ પાપકર્મને લીધે મહાન આપત્તિમાં આવી પડે છે, ત્યારે સર્વ ભૂત-પ્રાણીઓ આનંદ પામે છે.[૧૩] તે જ પ્રમાણે તારાથી પીડાયેલાં સર્વ પ્રાણીઓ તને તારાં જ પાપકર્મને લીધે મહાન આપત્તિમા આવી પડેલો જોઈને અત્યંત હર્ષિત થશે અને કહેશે કે, 'અહો! ક્રૂર કર્મ કરનારો દુષ્ટ રાવણ આવા કષ્ટમાં આવી પડ્યો એ ઘણું જ સારું થયુ.'[૧૪] હે રાક્ષસ! તું તારા

* જેવી રીતે પૃથ્વી પર મૂત્રાદિનો ત્યાગ કરવો અયુક્ત છે, તેથી પોતાની અને પૃથ્વીની વચ્ચે મૂકુ ઘાસ વગેરે પાથરીને મૂત્રાદિનો ત્યાગ કરવાની શાસ્ત્રાજ્ઞા છે, તેવી રીતે સ્ત્રીએ પરપુરુષની સાથે સાક્ષાત્ રીતે સંભાષણ કરવુ અયુક્ત હોવાથી અહીં સીતાએ રાવણ અને પોતાની વચ્ચે એક તણખલાની આડ મૂકી. વળી રાવણની આગળ તૃણ મૂકીને બુદ્ધિમતી સીતાએ તેને એમ જણાવ્યુ કે તને તૃણ સરખો ગણીને હુ પ્રત્યુત્તર આપું છું. ति. टी. ઉપરથી

× જેમ તુ તારી સ્ત્રીઓને તારે વિષે જ પ્રીતિયુક્ત રાખવા પ્રયત્ન કરે છે અને એમ થવાથી જ આ લોક તથા પરલોકમાં સુખ મળી શકે એવું માને છે, તેમ બીજા પુરુષો પણ કરતા તથા માનતા હોવા જોઈએ એવો વિચાર કર.

ઐશ્વર્યથી કે ધનથી મને લલચાવવા સમર્થ નથી જેમ સૂર્યની પ્રભા કદી પણ સૂર્યથી જુદી થતી નથી, તેમ હુ પણ કદી રામચદ્રથી જુદી પડનારી નથી ૧૫ અરે સર્વ લોકના નાથ અને સર્વ લોકોથી સત્કાર પામેલા રઘુવીરના હાથનુ ઓશીકુ કરીને સૂઈ રહેનારી હુ હવે કદી પણ બીજા કોઈના હાથને ઓશીકા તરીકે કેમ જ સ્વીકારીશ? ૧૬ જેમ બ્રહ્મચર્યવ્રતની સમાપ્તિ કરીને પવિત્ર થયેલા બ્રાહ્મણ માટે જ વેદવિદ્યા યોગ્ય ગણાય છે, તેમ હુ પણ મહાસમર્થ રઘુવીરની જ યોગ્ય ભાર્યા છુ ૧૭ હે રાવણ! હુ તને નમ્રતાપૂર્વક કહુ છુ કે, વનમા કામપીડિત થયેલો હાથિણીને જેમ હાથીની સાથે મેળવે, તેમ તું અતિશય દુખિત થઈ રહેલો મને મારા પતિ રામચદ્રની સાથે મેળવ, તેમ કરવાથી તારુ કલ્યાણ થશે ૧૮

'હે રાવણ! જો તુ આ લકાનગરીનુ રક્ષણ કરવા ઇચ્છતો હોય અને તારે પોતાને ઘોર પાતક માથી બચવુ હોય, તો તું પુરુષોમા શ્રેષ્ઠ એવા રામચદ્રની સાથે મૈત્રી કર સર્વ ધર્મને જાણનારા રામચદ્ર પોતાના શરણે આવેલા ઉપર દયા કરે છે, એવુ સર્વત્ર પ્રસિદ્ધ છે, માટે જો તુ જીવવાની ઇચ્છા રાખતો હોય, તો તેની સાથે મૈત્રી કર શરણે આવનાર પર દયા કરનારા રઘુવીરની આગળ જઈને તુ શુદ્ધ અત કરણથી તેમને પ્રસન્ન કર અને મને અહીંયાથી લઈ જઈને તેમને સ્વાધીન કર જો તુ મને પુન રઘુવીરને સોપીશ તો તારુ કલ્યાણ થશે અને જો એ પ્રમાણે નહિ કરે તો તુ મોટી આપત્તિમા આવી પડીશ ૧-૨૨ અરે દેવરાજ ઇદ્ર મૂકલુ વજ્ર પણ કદાચ તને જીવતો મૂકે અથવા અતક-મૃત્યુ પણ તને કદાચ ચિરકાળ પર્યત જીવતો રહેવા દે, પરતુ સર્વ લોકના નાથ શ્રીમાન રામચદ્ર જ્યારે ક્રોધ પામશે ત્યારે તને ક્ષણવાર પણ જીવતો રહેવા દેશે નહિ ૨૩ અરે, ઇદ્ર છોડેલા વજ્રના નાદ જેવો રામચદ્રના ધનુષ્યનો ટકારવ હવે અલ્પ સમયમા જ તારા સાભળવા મા આવશે વળી રામ-લક્ષ્મણના નામથી અકિત, તીક્ષ્ણ અણીવાળા અને મુખમાથી અગ્નિજ્વાળા કાઢતા સર્પો જેવા કાતિલ બાણ હવે સત્વર અહી આ પડશે ૨૪,૨૫ કકપક્ષીઓના પીછાથી શોભતા એ બાણો આ નગરમા પડીને સઘળા રાક્ષસોને હણશે, જેથી આ લકાનગરી ઉજ્જડ થઈ રહેશે ૨૬ જેમ ગરુડ સર્પોને શોધી શોધીને મારે છે, તેમ રામચદ્રરૂપી ગરુડ રાક્ષસોરૂપી સર્પોને શોધીશોધીને મારશે ૨૭ પૂર્વે જેમ ત્રિવિક્રમ સ્વરૂપધારી વિષ્ણુભગવાને ત્રણ પગલા ભરીને અસુરોની પાસેથી શ્રેષ્ઠ લક્ષ્મી પાછી મેળવી હતી, તેમ શત્રુઓનુ દમન કર નારા મારા સ્વામી રામચદ્ર મને તારી પાસેથી સત્વર છોડાવી લેશે હે રાવણ! જ્યારે મહા સમર્થ રઘુવીરે જનસ્થાનમાના સર્વ રાક્ષસોનો સહાર કર્યો અને તારા એ સ્થાનને છિન્નભિન્ન કરી નાખ્યુ, ત્યારે તુ ક્યા સૂઈ ગયો હતો? અરે, એ વેળાએ તો તુ અશક્ત જ હતો કે જેથી તને આવુ નિંદ્ય કર્મ કરવાનુ સૂઝ્યુ હે અધમ! પુરુષોમા સિંહ સરખા રામ અને લક્ષ્મણ બન્ને ભાઈઓ જ્યારે વનમા ગયા હતા, ત્યારે તેમના વિના શૂન્ય પડેલા આશ્રમમા પ્રવેશ કરીને તે મારુ હરણ કર્યું, ૨૮ તેમની દૃષ્ટિ આગળ તુ આવુ નિંદ્ય કર્મ કરી શકત નહિ અરે, તુ એ રામ-લક્ષ્મણની આગળ ઊભો રહેવાને પણ સમર્થ નથી! સિંહની માત્ર ગધ જ આવતા કૂતરો જેમ તેની આગળ ઊભો રહી શકતો નથી, તેમ તુ પણ રામ લક્ષ્મણના દર્શન પામીને તેઓની આગળ ઊભો રહેવાને સમર્થ નથી હે રાવણ! તુ એટલો બધો બળહીન છે કે જો કદાચ તારે રામ લક્ષ્મણની સાથે યુદ્ધ કરવુ પડે તો તારી સહાય અને સપત્તિ સ્થિર રહી શકે એમ નથી હે રાવણ! જેમ ઇદ્રના બે બાહુઓના બળ આગળ વૃત્રાસુરના એક બાહુનુ બળ ચાલ્યુ ન હતુ,× તેમ રામ-લક્ષ્મણ બન

× ઇદ્ર વૃત્રાસુરનો એક હાથ કાપી નખ્યો ત્યાર વૃત્રાસુર એક હાથ જ તેની સાથે યુદ્ધ કરતા રહ્યા, પરતુ છેવટે તેનો પરાજય થયો હતો

ભાઈઓની સાથે યુદ્ધ કરતાં છેવટે તારો પરાજય જ થશે.[૨૮-૩૨] સૂર્ય જેમ થોડા રહેલા જળને સત્વર શોષી લે છે, તેમ પોતાના ભ્રાતા લક્ષ્મણ સહિત મારા સ્વામી તારા પ્રાણને પોતાનાં તીક્ષ્ણ બાણ વડે શીઘ્ર ખેંચી લેશે.[૩૩] હે રાવણ ! કદાચ તું ભયનો માર્યો કૈલાસ પર્વત પર ચાલ્યો જઈશ અથવા વરુણદેવની સભામાં ભરાઈ બેસીશ, તોપણ વિનાશકાળે પહોંચી ચૂકેલું મોટું વૃક્ષ જેમ વજ્રના પ્રહારથી તત્કાળ તૂટી પડે છે તેમ તું રામચંદ્રના બાણના પ્રહારથી નિશ્ચય પોતાના પ્રાણનો ત્યાગ કરીશ.'[૩૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૨૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૨ મો

અશોકવનમાં સીતા-રાવણનો ક્રોધ

सीतया वचनं श्रुत्वा परुषं राक्षसेश्वरः।
प्रत्युवाच ततः सीतां विप्रियं प्रियदर्शनाम् ॥ १ ॥

પ્રિયદર્શના સીતાનાં કઠોર વચનો સાંભળીને રાક્ષસોનો રાજા રાવણ તેના પ્રત્યે અપ્રિય વચન કહેવા લાગ્યો.[૧] તે બોલ્યો : 'આ લોક વિષે પુરુષ સ્ત્રીની સાથે જેમ જેમ શાંત સ્વભાવથી વર્તતો જાય છે, તેમ તેમ તે સ્ત્રીને પ્રિય થતો જાય છે; પરંતુ હે સીતા ! તારા પ્રત્યે તો હું જેમ જેમ પ્રિય વચન બોલતો જઉં છું, તેમ તેમ તારાથી તિરસ્કાર પામું છું.[૨] અરે, પણ શું કરું ? જેમ સારો સારથિ આડે માર્ગે દોડી જતા અશ્વોને રોકી રાખે છે, તેમ તારા વિષેની મારી કામાભિલાષા મારા ક્રોધને દાબી દે છે. ખરેખર, કામ એ ક્રોધ કરતાં પણ વિશેષ ક્રૂર છે; કેમ કે જે મનુષ્ય ઉપર કામવાસના બંધાય છે, તે મનુષ્ય પાછળથી ભલે ને પોતાનો શત્રુ હોય, તોપણ તેના પર દયા તથા સ્નેહ ઊપજે છે.[૩,૪] હે સુંદર મુખવાળી ! પતિવિયોગ થવાને લીધે ભોગવિલાસનો ત્યાગ કરવાનો મિથ્યા ડોળ બતાવનારી તું મારાથી અપમાન પામવાને તથા નાશ પામવાને યોગ્ય છે, છતાં કામવાસનાથી બંધાયેલો હું તારો નાશ કરી શકતો નથી.[૫] નહિ તો હે મૈથિલી ! હાલમાં તેં મારા પ્રત્યે જે જે કઠોર વચનો કહ્યાં છે, તે તે વચનોના બદલામાં તો તારો વધ કરવો જ યોગ્ય છે.'

ક્રોધાવેશમાં આવેલા રાક્ષસરાજ રાવણે સીતા પ્રત્યે એટલું કહીને વળી પણ કહ્યું : 'હે સીતા ! મેં પ્રથમ તને જે એક વર્ષનો અવધિ આપેલો છે, તેમાંથી હવે માત્ર બે માસ જ બાકી રહ્યા છે; માટે હવે હું બે માસ સુધી તારી વાટ જોઈશ; અર્થાત્ તેટલા સમયમાં જ તારે જે કાંઈ વિચાર કરવો હોય તે કરી લેવો. ત્યાર પછી હે વરવર્ણિની ! તારે ગમે તેમ કરીને પણ મારા શયન પર આરોહણ કરવું જ પડશે.[૬-૮] જો બે માસનો અવધિ વ્યતીત થતાં સુધીમાં તું મને પોતાના પતિ તરીકે નહિ સ્વીકારે, તો પછી મારા રસોઇયાઓ મારા પ્રાતઃભોજન માટે તારા કટકે કટકા કરીને રાંધશે.'[૯]

રાક્ષસોનો રાજા રાવણ એવી રીતે સીતાનો તિરસ્કાર કરતો હતો, તે જોઈને ત્યાં રહેલી કેટલીક દેવકન્યાઓ તેમ જ ગંધર્વકન્યાઓ ચકિત થઈ ગઈ તથા અત્યંત ખેદ ધરવા લાગી.[૧૦] એ વેળા કેટલીક પોતાના હોઠની ચેષ્ટાઓથી, કેટલીક નેત્રના મચકારાથી તથા કેટલીક મુખની ચેષ્ટાથી રાવણથી તિરસ્કાર પામતાં સીતાનું આશ્વાસન કરવા લાગી. એ સ્ત્રીઓથી આશ્વાસન પામેલાં જાનકી પોતાના સદાચરણથી તથા પોતાના સ્વામી રામચંદ્રના શૌર્યથી ગર્વયુક્ત થઈને રાક્ષસરાજ રાવણ પ્રત્યે હિતકર વચન કહેવા લાગ્યાં :[૧૧,૧૨] 'હે રાવણ ! આ લંકાનગરીને વિષે વસતી પ્રજામાં તારું હિત ઇચ્છે એવો કોઈ પણ પુરુષ હોય એમ મને લાગતું નથી; કેમ કે તને આવું નિંદ્ય કર્મ કરતાં કોઈ વારતું નથી.[૧૩] હે રાક્ષસ ! હું કે જે ઇંદ્રની પત્ની શચી જેવી અને ધર્માત્મા રામચંદ્રની પ્રિય પત્ની છું, તેને તારા સિવાય ત્રણ લોકમાંનો બીજો કયો પુરુષ આ પ્રમાણે મન વડે પણ ઇચ્છી શકે ?[૧૪] હે રાક્ષસાધમ ! અમાપ તેજવાળા રામચંદ્રની ભાર્યાને તું આવાં નિંદ્ય વચનો કહે છે,

તે પાપમાંથી તું કયાં જઈને છૂટીશ ? અરે, જેમ નિર્બળ સસલો પોતાની સાથે વનમાં વસનારા મદોન્મત્ત હાથીની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરે, એવી તારી રામચંદ્ર પ્રત્યે ઇચ્છા છે, અર્થાત્ રામચંદ્ર મદોન્મત્ત હસ્તી સરખા છે અને તું સસલા જેવો છે.[૧૫,૧૬] હે રાક્ષસ ! જ્યાં સુધી તું ઇક્ષ્વાકુ કુળદીપક રામચંદ્રની દૃષ્ટિએ પડયો નથી, ત્યાં સુધી જ તું તેમની નિંદા કરી શકે છે.[૧૭] હે અનાર્ય ! મારા પર કુદૃષ્ટિથી જોનારાં તારાં આ ક્રૂર, બિહામણાં અને પીળાં તથા કાળા રંગનાં નેત્રો કેમ નીકળી પડતાં નથી ?[૧૮] હે પાપાત્મા ! હું કે જે ધર્માત્મા મહારાજા દશરથની પુત્રવધૂ છું. તેને આવાં કુવચન કહેતાં તારી જીભ કેમ તૂટી પડતી નથી ? હે દશગ્રીવ ! હું તને બાળીને ભસ્મ કરી નાખવાને સમર્થ છું, છતાં હાલમાં હું તપશ્ચરણના નિયમોનુ પાલન કરું છું, તેથી અને મને રામચંદ્રની આજ્ઞા થઈ નથી, તેથી હું મારા પતિવ્રતધર્મના તેજ વડે તને બાળીને ભસ્મ કરતી નથી. હે રાવણ ! દૈવે નિર્માણ કરેલા તારા વધને અર્થે જ તું મને અહીંયાં હરી લાવ્યો છે; નહિ તો હું કે જે મહાબુદ્ધિમાન રામચંદ્રની પત્ની છું, તેનુ હરણ કરી લાવવાને તું જરા પણ સમર્થ નથી. હે રાવણ ! તું અત્યંત શૂરવીર છે, સાક્ષાત્ કુબેરનો ભાઈ છે અને ઘણો જ બળશાળી છે; છતાં મારીચની સહાયથી રામ-લક્ષ્મણને વનમા દૂર લઈ જઈને પછી તેં તેમના ઘરમાથી સ્ત્રીની ચોરી કરી, અર્થાત્ મારું હરણ કર્યું એ શું તને છાજે છે ?'

સતીશિરોમણિ સીતાનાં વચન સાંભળીને રાક્ષસોનો રાજા રાવણ અતિ ક્રોધાયમાન થઈ ગયો અને આંખો કાઢીને સીતા સામે જોવા લાગ્યો.[૧૯-૨૩] એ વેળા મોટી ભુજાઓ અને મોટી ગરદનવાળો રાક્ષસરાજ રાવણ કાળા મેઘ સરખો દેખાતો હતો; તેની જિહ્વા દેદીપ્યમાન અને અણીદાર હતી. તેનાં નેત્ર ઘણાં જ ઉગ્ર હોવાથી લાલચોળ જણાતાં હતાં; તેની ગતિ સિંહના સરખી હતી.[૨૪] તેના મસ્તક પરના મુકુટનો અગ્રભાગ હાલતો હતો; તેના શરીર પર ચિત્રવિચિત્ર પુષ્પમાળાઓ શોભતી હતી અને સુગંધી ચંદન ચર્ચ્યું હતું. તેણે રાતાં વસ્ત્ર, રાતાં પુષ્પ અને સુવર્ણના બાજુબંધ ધારણ કર્યા હતા. તેણે પોતાની કમ્મરની આસપાસ નીલવર્ણવાળી કટિમેખલા બાંધેલી હતી, તેથી તથા પ્રસિદ્ધ પરાક્રમવાળી પોતાની બન્ને ભુજાઓથી તે અમૃતમંથન સમયે વાસુકિનાગથી વીંટાયેલા અને બે શિખરોથી શોભતા મંદરાચળ જેવો દેખાતો હતો.[૨૫-૨૭] જેમ રક્ત નવપલ્લવ અને રક્ત પુષ્પવાળાં બે અશોક વૃક્ષથી પર્વત શોભે, તેમ ઉદય પામતા સૂર્ય સરખાં પ્રકાશમાન બે કુંડળોથી શોભતો હતો.[૨૮] રાક્ષસરાજ રાવણ મૂર્તિમાન વસંતઋતુ સરખો તથા કલ્પવૃક્ષ સરખો સુશોભિત હતો અને સુંદર આભરણોથી અલંકૃત હતો; છતાં એ સમયે તે સ્મશાનગૃહ સરખો ભયંકર જણાતો હતો.[૨૯]

પછી સર્પની પેઠે ફૂંફાડા મારતો અને ક્રોધને લીધે લાલ થયેલાં નેત્રો વડે સીતા પ્રત્યે કટાક્ષ કરતો એ રાવણ બોલ્યો : 'અનીતિથી ભરેલા અને રાજ્યથી ભ્રષ્ટ થયેલા રામને જ અનુસરનારી હે સીતા ! સૂર્ય જેમ પોતાના તેજ વડે પ્રાતઃસંધ્યાનો નાશ કરે, તેમ આજે હું તારો નાશ કરીશ.'

એ પ્રમાણે સીતા પ્રત્યે કહીને શત્રુઓને તપાવનારા રાવણે ત્યાં રહેનારી અને બિહામણા દેખાવવાળી રાક્ષસીઓની સામે જોયુ. તેમાંની કોઈક રાક્ષસી એક કાનવાળી, કોઈક એક આંખવાળી. કોઈક ગાયના જેવા કાનવાળી, કોઈક લાબા કાનવાળી અને કોઈક વળી કાન વિનાની જ હતી તથા કોઈકના કાન વસ્ત્રના જેવા લટકતા હતા. વળી કોઈકના પગ હાથી જેવા હતા, તો કોઈકના ઘોડા જેવા હતા; કોઈકના આખલા જેવા હતા, તો કોઈકના પગ પર વાળના ગુચ્છા ઊગેલા હતા; કોઈકને એક જ પગ હતો તો કોઈકના પગ ઘણા જ સ્થૂળ હતા અને

કોઈક તો પગ વિનાની જ હતી.[૩૦-૩૪] કોઈકનાં મસ્તક તથા ગરદન મોટાં હતાં, તો કોઈકનાં સ્તન અને ઉદર ઘણાં જ મોટાં હતાં; કોઈકનાં મુખ તથા નેત્ર અત્યંત વિશાળ હતાં તો કોઈકનાં જિહ્વા અને નખ ઘણાં જ લાંબાં હતાં.[૩૫] કોઈક નાક વગરની હતી તો કોઈક સિંહ સરખા મુખવાળી હતી; અને કોઈક ગાયના જેવા મુખવાળી હતી, તો કોઈક વળી ભૂંડણીના જેવા મુખવાળી હતી.

એ સર્વ રાક્ષસીઓ તરફ દૃષ્ટિ કરીને રાવણે તેમને આજ્ઞા આપતાં કહ્યું : 'હે રાક્ષસીઓ ! તમારામાંથી એકએક અથવા તો તમે સઘળી એકઠી થઈને સીતાને એવી રીતે સમજાવો કે જેથી તે સત્વર મને વશ થાય. હે રાક્ષસીઓ ! સામ, દાન, ભેદ તથા ત્રીજા અમે તે સારા કે નરસા ઉપાયોથી કિંવા છેવટે દંડના ભયથી પણ એ જાનકીની રામ વિષેની પ્રીતિમાં તમે ભેદ પડાવો.'

એ પ્રમાણે રાક્ષસીઓને આજ્ઞા આપી કામ તથા ક્રોધથી હણાયેલા ચિત્તવાળો રાવણ મોટી ગર્જના કરતો સીતા પ્રત્યે ધસવા લાગ્યો. એ જોઈને ત્યાં રહેનારી રાક્ષસીઓમાંની 'ધાન્યમાલિની' નામની એક રાક્ષસીને સીતા ઉપર દયા આવી; તેથી તે તુરત જ રાવણની પાસે દોડી ગઈ અને તેને આલિંગન આપીને કહેવા લાગી : 'હે મહારાજ ! હે રાક્ષસેશ્વર ! તમોએ પોતાના બાહુબળ વડે જે જે ભોગવિલાસો મેળવેલા છે, તેવા દિવ્ય ભોગ ભોગવવાનું આ સીતાના ભાગ્યમાં દૈવે નહિ લખ્યું હોય, જેથી તમે કિંવા તે શું કરી શકો એમ છો ? માટે હે મહારાજા ! તમે મારી સાથે જ ક્રીડા કરો. આ બિચારી કે જે શોકને લીધે ફિક્કી પડી ગઈ છે, તેનું તમારે શું પ્રયોજન છે ? હે રાક્ષસેંદ્ર ! કામના વિનાની સ્ત્રી વિષે આસક્તિ રાખનાર પુરુષનું શરીર સંતપ્ત થઈ જાય છે અને કામનાવાળી સ્ત્રીમાં આસક્તિ કરનાર પુરુષ આનંદ ભોગવે છે; માટે હે દશાનન ! આ સીતા કે જે તમારે વિષે કામના વિનાની છે તેને તમારે ઇચ્છવી યોગ્ય નથી.' એવી રીતે કહીને જ્યારે એ ધાન્યમાલિની રાક્ષસીએ રાવણને ગુપ્ત રીતે સમજાવ્યો, ત્યારે મહાબળવાન રાક્ષસરાજ રાવણ હસતાં હસતાં પાછો વળ્યો અને પોતાના રાજમહેલ પ્રત્યે ચાલ્યો ગયો.[૩૬-૪૩]

પોતાના પગના ધબકારાથી પૃથ્વીને કંપાવતો રાવણ પ્રકાશમાન સૂર્ય સરખા ઝળહળતા પોતાના રાજમહેલમાં ગયો. પ્રથમથી સાથે આવેલી સઘળી દેવકન્યાઓ, ગંધર્વકન્યાઓ તથા નાગકન્યાઓએ પણ તેની આસપાસ ચાલતાં પુનઃ તેની સાથે જ રાજમહેલમાં પ્રવેશ કર્યો. કામથી મોહિત થયેલો રાવણ ધર્મમાં તત્પર રહેનારાં, ભૂમિ પર બેઠેલાં, થરથર ધ્રૂજતાં સતીશિરોમણિ સીતાનો તિરસ્કાર કરીને તેમની આગળથી પાછો વળ્યો અને પોતાના મહેલમાં ગયો.[૪૪-૪૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૨૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૩ મો

### અશોકવનમાં સીતા–તેમને વશ કરવા માટે રાક્ષસીઓનો પ્રયત્ન

इत्युक्त्वा मैथिलीं राजा रावणः शत्रुरावणः ।
संदिश्य च ततः सर्वा राक्षसीर्निर्जगाम ह ॥ १ ॥

મિથિલેશપુત્રી સીતાને કઠોર વચનો કહીને તથા રાક્ષસીઓને પૂર્વોક્ત આજ્ઞા આપીને શત્રુઓને રોવડાવનારો મહાત્મા રાવણ ત્યાંથી પાછો વળ્યો અને પોતાના રાજમહેલમાં ગયો. રાક્ષસરાજ રાવણ અશોકવાટિકામાંથી નીકળી પોતાના રાજમહેલ પ્રત્યે ગયો, ત્યારે ભયંકર રૂપવાળી સઘળી રાક્ષસીઓ દોડીને સીતાની સામે ધસી આવી કઠોર વાણીથી તેમને કહેવા લાગી : 'અલિ એ સીતા ! પુલસ્ત્યકુળમાં ઉત્પન્ન થયેલા અને સર્વથી શ્રેષ્ઠ એવા મહાત્મા રાવણની ભાર્યા થવું એ શું તું મોટા ભાગ્યની વાત નથી માનતી ?'

એટલામાં તેઓમાંની 'એકજટા' નામની રાક્ષસી કે જેનાં નેત્ર કોપને લીધે લાલચોળ થઈ

ગયાં હતાં તેણે હથેળીના જેવા ચપટા ઉદરવાળી સીતાને સંબોધી કહ્યું : 'હે સીતા ! છ પ્રજાપતિઓમાં જે ચોથા પ્રજાપતિ છે, તે બ્રહ્માનો માનસિક પુત્ર છે અને તેનું 'પુલસ્ત્ય' એવું નામ પ્રખ્યાત છે.[૧-૬] એ પુલસ્ત્યનો માનસિક પુત્ર 'વિશ્રવા' નામનો છે. એ વિશ્રવા અત્યંત તેજસ્વી તથા પ્રજાપતિના જેવો જ કાંતિમાન છે.[૭] હે વિશાળ નેત્રવાળી ! તે વિશ્રવાનો પુત્ર આ રાવણ છે કે જે સઘળા શત્રુઓને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવે છે અને જે સર્વ રાક્ષસોનો રાજા છે, તે રાવણની સ્ત્રી થવું એ તને યોગ્ય જ છે.[૮] હે સર્વાંગસુંદરી! તું મારા વચનને કેમ માનતો નથી?'

એકજટા રાક્ષસી ઉપર પ્રમાણે કહીને વિરામ પામી કે તરત જ બિલાડીના જેવાં માંજરાં નેત્રવાળી 'હરિજટા' નામની એક રાક્ષસી ક્રોધથી ડોળા ઘુરકાવતી બોલી : 'અલી એ બાઈ! જેણે તેત્રીસ દેવતાઓને* તથા તેમના રાજા ઇંદ્રને જીત્યો છે, તે રાક્ષસરાજ રાવણની પત્ની થવાને તું યોગ્ય છે. રાવણ કે જે પરાક્રમને લીધે અત્યંત ગર્વિષ્ઠ છે, સંગ્રામમાંથી પાછી પાની કરે એવો નથી, શૂરવીર છે તથા ઘણો જ બળવાન છે, તેની ભાર્યા થવાનું તું શા માટે ઇચ્છતી નથી ?[૯-૧૧] હે જાનકી! જો તું રાવણની સ્ત્રી થઈશ, તો મહાબળવાન રાવણ પોતાની સઘળી રાણીઓ કરતાં પોતાને અત્યંત પ્રિય થઈ પડેલી રાણીને ત્યજીને પણ તારી જ પાસે આવશે. અરે, હજારો સ્ત્રીઓથી ભરેલા અને નાના પ્રકારનાં રત્નોથી શોભતા પોતાના અંતઃપુરને ત્યજીને રાવણ તારી જ પાસે આવશે.'

એટલામાં 'વિકટા' નામની બીજી એક રાક્ષસી ક્રોધ કરી બોલી : 'અરે, ભયંકર પરાક્રમવાળા અને સમગ્ર સમૃદ્ધિવાળા જે રાવણે સંગ્રામ વિષે નાગ, ગંધર્વ તથા દાનવોને ઘણી વાર જીત્યા છે, તે રાવણ આજે તારી પાસે આવ્યો છતાં હે નીચ ! તું તેનું ભાર્યાપણું સ્વીકારવા કેમ ઇચ્છતી નથી ?'

ત્યાર પછી 'દુર્મુખી' નામની રાક્ષસીએ કહ્યું : 'હે વિશાળ નેત્રવાળી ! જે રાવણના ભયથી સૂર્ય અત્યંત તપતો નથી અને વાયુ પણ ઉતાવળો વાતો નથી, તે રાવણની આજ્ઞા તું કેમ માનતી નથી ? અરે, વૃક્ષો પણ જેના ભયથી પુષ્પો વરસાવે છે, પર્વતો નિર્મળ જળનાં ઝરણો સ્ત્રવે છે અને મેઘ ઇચ્છા પ્રમાણે વરસાદ વરસાવે છે, તે રાક્ષસોના રાજાના પણ રાજા મહાત્મા રાવણની ભાર્યા થવાને તું કેમ ઇચ્છા કરતી નથી ?[૧૨-૧૮] હે સુંદર હાસ્ય કરનારી ! હે ભામિની ! અમે તારા હિત માટે આટલું આટલું કહીએ છીએ, માટે તું અમારા વચનને સારી રીતે માન; તેમ નહિ કરે તો તું હતી ન હતી થઈ જઈશ; અર્થાત્ તું રાવણની ભાર્યા નહિ થાય તો રાવણ તને મારી નાખશે.'[૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૨૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૪ મો

### અશોકવનમાં સીતા-રાક્ષસીઓનાં કઠોર વચન

ततः सीतां समस्तास्ता राक्षस्यो विकृताननाः ।
परुषं परुषानर्हामूचुस्तद्वाक्यमप्रियम् ॥ १ ॥

ત્યાર પછી બિહામણા મુખવાળી સઘળી રાક્ષસીઓ એકઠી થઈ ને કઠોર વચન સાંભળવાને અયોગ્ય એવાં સીતા પ્રત્યે કઠોર વચનો બોલવા લાગી : 'હે સીતા ! તું સર્વ ભૂત-પ્રાણીઓના મનને આનંદ આપે એવા અને અમૂલ્ય શયનોવાળા અંતઃપુરમાં રહેલાને શા માટે ઇચ્છતી નથી ?[૧-૨] અરે મનુષ્યજાતિમાં ઉત્પન્ન થયેલી હોવાથી તું મનુષ્યની સ્ત્રી થવું એને જ શ્રેષ્ઠ ગણે છે; પરંતુ હવે તું રામ વિષેની આસક્તિ છોડી દે. હવે કદાપિ તું રામનો સમાગમ પામવાની નથી. હવે તો ત્રૈલોક્યના દ્રવ્યનો ઉપભોગ કરનારા રાક્ષસોના રાજા રાવણને તું તારા પતિરૂપ માન અને સુખથી

* આઠ વસુ, બાર સૂર્ય, અગિયાર રુદ્ર અને બે અશ્વિનીકુમાર, એ સર્વ મળી તેત્રીસ દેવતાઓ કહેલા છે.

વિહાર કર. હે શોભન સ્વરૂપવાળી! તું માનુષી છે તેથી જ મનુષ્ય એવા રામને ઇચ્છે છે; પરંતુ એ રામ તો રાજ્યથી ભ્રષ્ટ થયેલા છે અને તેના કોઈ પણ કાર્યની સિદ્ધિ થઈ નથી. વળી તે ઘણો જ વિકળ થઈ ગયો છે.[૩-૫]

રાક્ષસીઓનાં વચન સાંભળી કમળ સમાન નેત્રવાળાં સીતાએ આંસુભરી આંખે કહ્યું :[૬] 'હે રાક્ષસીઓ! તમે સૌ એકઠી થઈને આ લોકમાં નિંદા થાય એવું બોલો છો. ભલે તમે તેવું બોલ્યા કરો; પરંતુ કલંક લગાડનારાં તમારાં વચનો મારા હૃદયમાં જરા પણ ઠરે તેમ નથી.[૭] અરે, મનુષ્યની સ્ત્રી કદી પણ રાક્ષસની સ્ત્રી થવાને યોગ્ય નથી. ભલે, તમે મને ખાઈ જાઓ અથવા કટકે કટકા કરીને ફેંકી દો, છતાં હું કદાપિ તમારાં વચનોને તો માનીશ નહિ.[૮] મારા પતિ રામચંદ્ર ભલે દીન છે અથવા ભલે રાજ્યભ્રષ્ટ થયેલા છે, અથવા ભલે વિકળ બની ગયેલા છે, છતાં પણ મારે તો તે ઈશ્વર-ઉપાસ્ય દેવ છે. હે રાક્ષસીઓ! સુવર્ચલા જેમ સૂર્યમાં અનુરક્ત રહે છે, તેમ હું રામચંદ્રમાં અનુરક્ત છું.[૯] જેવી રીતે મહાભાગ્યવતી શચી ઇંદ્રને અનુસરે છે, અરુંધતી વસિષ્ઠને અનુસરે છે, રોહિણી ચંદ્રને અનુસરે છે,[૧૦] લોપામુદ્રા અગસ્ત્યને અનુસરે છે, સુકન્યા ચ્યવનને અનુસરે છે, સાવિત્રી સત્યવાનને અનુસરે છે, શ્રીમતી દેવી કપિલ મહર્ષિને અનુસરે છે, મદયંતી સૌદાસ રાજાને અનુસરે છે, કેશિની સગર રાજાને અનુસરે છે અને ભીમકપુત્રી દમયંતી નળ રાજાને અનુસરે છે, તેમ હું ઇક્ષ્વાકુકુળમાં શ્રેષ્ઠ એવા શ્રીમાન રઘુવીરને અનુસરું છું.'

સતીશિરોમણિ સીતાનાં વચન સાંભળીને અતિશય કોપાયમાન થયેલો અને રાવણની આજ્ઞા પામેલી ક્રૂર રાક્ષસીઓ વળી પણ કઠોર વચનો વડે સીતાનો તિરસ્કાર કરવા લાગી. શિંશપાવૃક્ષની ઘટામાં ગુપચુપ સંતાઈ બેઠેલો કપિવર હનુમાન પણ સીતાનો તિરસ્કાર કરી રહેલી એ રાક્ષસીઓના સઘળા વચનો સાંભળતો હતો.

ક્રોધયુક્ત થયેલી રાક્ષસીઓ થરથર ધ્રૂજી રહેલાં સતી સીતાની ચોમેર વીંટાઈ વળીને પોતાના લાંબા હોઠ વારંવાર ચાટવા લાગી અને ફરશીઓ ઉગામીને ક્રોધપૂર્વક બોલવા લાગી : 'અરે, આ સીતા રાક્ષસરાજ રાવણ જેવો ભર્તા પામવાને યોગ્ય જ નથી.'[૧૧-૧૬]

એ પ્રમાણે ભયંકર રૂપવાળી રાક્ષસીઓએ ઘણો ઘણો તિરસ્કાર કરવા માંડયો, ત્યારે આંસુ લૂછતાં અને શોકવ્યાપ્ત થયેલાં સતીશિરોમણિ સીતા ત્યાંથી ખસીને છેક શિંશપાવૃક્ષના મૂળ પાસે જઈને ઊભાં રહ્યાં. ક્રૂર રાક્ષસીઓએ ત્યાં પણ તેમનો કેડો મૂક્યો નહિ. સર્વ રાક્ષસીઓ તરત જ સીતાની પાસે આવીને વીંટાઈ વળી અને શોકને લીધે કૃશ થઈ ગયેલાં, દીન મુખવાળાં તથા મલિન વસ્ત્ર ધારણ કરનારા શ્રીમતી સીતાનો અત્યંત તિરસ્કાર કરવા લાગી.[૧૭-૧૯]

પછી ભયંકર રૂપવાળી, વિકરાળ મુખવાળી અને બિહામણા ઉદરવાળી 'વિનતા' નામની રાક્ષસી કોપાયમાન થઈને કહેવા લાગી : 'હે સીતા! તેં તારા સ્વામી પ્રત્યે જેટલો જોઈએ તેટલો સ્નેહ દર્શાવ્યો છે, હવે બસ કર. હે કલ્યાણી! સઘળી બાબતમાં અતિશયપણું છેવટે દુઃખરૂપ થઈ પડે છે.[૨૦,૨૧] હે સીતા! તારું કલ્યાણ થાઓ. પતિવ્રતધર્મ માટે મનુષ્યજાતિથી જેટલું થઈ શકે તેટલું તેં કર્યું છે અને તેથી હું તારા પર પ્રસન્ન થઈ છું, માટે હે મૈથિલી! હવે હું પણ તને કંઈક હિતવચન કહું છું તે તું સાંભળ અને એ પ્રમાણે કર.[૨૨] સર્વ રાક્ષસોના અધિપતિ રાવણને તું તારા પતિ તરીકે સ્વીકાર. એ મહાબળવાન રાવણ દેવોના રાજા ઇંદ્ર સરખો પ્રતાપી છે અને વારંવાર તારી પાસે આવીને તારી પ્રાર્થના કરે છે.[૨૩] એ રાવણ ઘણો ચતુર છે, ઉદાર સ્વભાવવાળો છે અને સર્વ પ્રત્યે પ્રિય વચન બોલનાર છે. માટે હે જાનકી! દીન અને મનુષ્ય એવા રામનો ત્યાગ કરીને તું રાક્ષસરાજ રાવણનો આશ્રય કર.[૨૪] હે વૈદેહી! આજથી

આરંભીને તું તારા શરીરે દિવ્ય અંગરાગ લગાડ. દિવ્ય આભૂષણો ધારણ કર અને સર્વ લોકોની ઈશ્વરી થા.[૨૫] હે રૂડા સ્વરૂપવાળી! જેમ અગ્નિની સ્ત્રી સ્વાહા છે અને ઇંદ્રની સ્ત્રી શચી છે, તેમ આજથી તું રાવણની સ્ત્રી થા. હે વૈદેહી! અલ્પ આયુષ્યવાળા અને દીન એવા રામનું તારે શું પ્રયોજન છે?[૨૬] જો તું મારું કહ્યું માનીશ નહિ, તો અમે સૌ હમણાં ને હમણાં જ તને ખાઈ જઈશું.'[૨૭]

એટલું કહીને વિનતા ચૂપ રહી, ત્યારે લટકતા સ્તનવાળી 'વિકટા' નામની બીજી એક રાક્ષસી ક્રોધપૂર્વક મુષ્ટિ ઉગામીને સીતાને કહેવા લાગી: 'હે દુરાગ્રહવાળી સીતા! રાક્ષસરાજ રાવણ પ્રત્યે તેં જે જે અયોગ્ય વચન કહ્યાં તે તે તેણે તારા પ્રત્યેની દયાને લીધે તથા પોતાના સરળ સ્વભાવને લીધે સાંખી લીધા છે; પરંતુ હાલમાં પણ દેશકાળને યોગ્ય એવાં અમારાં વચનો જો તું સ્વીકારીશ નહિ તો તું નિશ્ચય જાણજે કે, તારું હિત થશે નહિ. અરે કોઈથી પણ ન ઓળંગી શકાય એવા સમુદ્રના આ કાંઠા પર આણીને રાવણે તને ભયંકર અંતઃપુરમાં ગોંધી રાખી છે અને અમે સૌ તારું રક્ષણ કરીએ છીએ;[૨૮-૩૧] જેથી સાક્ષાત્ ઇંદ્ર પણ તને બચાવવાને સમર્થ નથી. માટે હે મૈથિલી! હું તને હિતવચન કહું છું તે તું સ્વીકાર. બહુ થયુ, હવે તું અશ્રુપાત કરવો છોડી દે; અરે, તું વ્યર્થ શોક ન કર. હવે તું દીનતાનો ત્યાગ કરી પ્રીતિ તથા હર્ષયુક્ત થઈ,[૩૩] રાક્ષસોના રાજા રાવણની સાથે યથેચ્છ વિહાર કર. હે ભીરુ! આપણે જાણીએ છીએ કે, આપણી સ્ત્રીઓનાં યૌવન ઘણા જ ચંચળ છે;[૩૪] માટે જ્યાં સુધી તારું યૌવન વ્યતીત થયુ નથી, ત્યા સુધી તું સુખ ભોગવ. હે મદિરેક્ષણા! રાક્ષસોના રાજા રાવણની સાથે તું રમ્ય ઉદ્યાનો, ક્રીડાપર્વતો તથા ઉપવનો વિષે યથેચ્છ ક્રીડા કર. હે સુંદરી! હે દેવી! મારું કહ્યું માનીને જો તું રાવણની ભાર્યા થઈશ, તો હજારો સ્ત્રીઓ તારી આજ્ઞા ઉઠાવશે; માટે હે સીતા! રાક્ષસરાજ રાવણને તું પતિ તરીકે સ્વીકાર. હે મૈથિલી! જો તું મારા વચનને નહિ માને, તો હું આજે તારું કાળજું કાઢીને ખાઈ જઈશ.'[૩૫-૩૮]

ત્યાર પછી ક્રૂર દેખાવવાળી 'ચંડોદરી' નામની રાક્ષસી ચોમેર મોટું ત્રિશૂળ ફેરવતી કહેવા લાગી: 'અહો, રાવણે હરણ કરી આણેલી અને ત્રાસને લીધે કંપતાં સ્તનવાળી આ મૃગનયની સીતાને જોઈને મને એક દોહદ– થઈ આવ્યો છે કે, હું એના શરીરના જમણા ભાગમાં તથા ડાબા ભાગમાં આવેલા માંસપિંડનું, ભરાઉ છાતીનું, નાડીબંધ સહિત હૃદયકમળનું અને મસ્તક આદિ ગાત્રોનું જાણે ભક્ષણ કરી જાઉં!'[૩૯-૪૧]

એટલામાં વળી 'પ્રઘસા' નામની રાક્ષસી બોલી ઊઠી: 'અરે, વિલંબ શા સારુ કરો છો? ચાલો. આપણે આ સ્ત્રીને ગળું દાબીને મારી નાખીએ અને પછી રાજા રાવણને કહેવડાવીએ કે એ બાઈ તો મરી ગઈ. એમ કરીશું એટલે નિશ્ચય આપણો રાજા કહેશે કે, ભલે. ત્યારે તમે સૌ તે બાઈના શરીરને ખાઈ જાઓ.'[૪૨,૪૩]

ત્યાર પછી 'અજામુખી' નામની રાક્ષસીએ ધીમેથી કહ્યું: 'ઓ બાઈઓ! આમ વ્યર્થ વિવાદ કરવો મને ગમતો નથી. ચાલો, આપણે આ સ્ત્રીને મારી નાખીને એના શરીરના એકસરખા જુદા જુદા ભાગ પાડીએ અને પછી આપણે સર્વ વહેંચી લઈએ. જાઓ, વિવિધ પ્રકારના સુગંધી પદાર્થો તથા પાનપદાર્થો લઈ આવો.'[૪૪]

તે પછી 'શૂર્પણખા'નામની રાક્ષસી બોલી: 'હે બહેનો! અજામુખીએ જે કહ્યું તે મને પણ ગમે છે; માટે ચાલો સર્વ શોકને શમાવનારી મદિરા લાવો.[૪૫,૪૬] આજે આપણને મનુષ્યનુ માંસ મળ્યુ છે. તેથી નિકુંભિલાની+ આગળ જઈને આપણે નૃત્ય કરીશું.'

– ગર્ભિણી સ્ત્રીને થતી નવી નવી ઇચ્છાઓ.
+ રાવણનાં ઇષ્ટદેવી.

એ પ્રમાણે બિહામણા રૂપવાળી રાક્ષસીઓ-એ જ્યારે ઘણો જ તિરસ્કાર કર્યો અને ભય બતાવ્યો, ત્યારે દેવકન્યા સરખા સ્વરૂપવાળાં સીતા ધૈર્ય ખૂટી જવાથી રુદન કરવા લાગ્યાં.*૪૭

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૨૪મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૨૫ મો

## સીતાનું રુદન

अथ तासां वदन्तीनां परुषं दारुणं बहु।
राक्षसीनामसौम्यानां रुरोद जनकात्मजा ॥ १ ॥

ક્રૂર રાક્ષસીઓનાં અતિ દારુણ અને કઠોર વચન સાંભળીને જનકનંદિની સીતા રુદન કરવા લાગ્યાં.[૧] રાક્ષસીઓના તિરસ્કારને લીધે અત્યંત ભય પામેલાં મનસ્વિની સીતા ગદ્ગદ કંઠે બોલ્યાં:[૨] 'મનુષ્યની સ્ત્રી રાક્ષસની ભાર્યા થવાને કદી પણ યોગ્ય નથી. ભલે તમે સૌ મને સુખેથી ખાઈ જાઓ; પરંતુ હું તમારું કહ્યું કરનાર નથી.'[૩]

રાક્ષસીઓના વશમાં પડેલાં અને શોકથી પીડાતાં દેવકન્યા સરખાં સીતા પ્રથમ રાવણે પણ પોતાનો તિરસ્કાર કરેલો હોવાથી જરા પણ શાંતિ પામ્યાં નહિ.[૪] વન વિષે ટોળાથી વિખૂટી પડેલી અને વરુથી ઘેરાયેલી હરિણીની પેઠે સતીશિરોમણિ સીતા રાવણના ભયને લીધે થરથર ધ્રૂજતાં હતાં અને જાણે પોતાના અંગોમાં જ સમાઈ જતાં હોય એવાં દેખાતાં હતાં. ઉત્સાહ-રહિત થયેલાં જાનકી અશોકવૃક્ષની પુષ્પયુક્ત શાખાનું અવલંબન કરીને શોકમગ્ન થઈ ઊભાં રહ્યાં અને પોતાના પતિ રામચંદ્રનું ચિંતવન કરવા લાગ્યાં.[૫,૬]

સતીશિરોમણિ સીતા પોતાના નેત્રમાંથી નીકળતા અશ્રુપ્રવાહ વડે પોતાનાં બંને સ્થૂળ સ્તનોને સ્નાન કરાવતાં હતાં અને ઘણો વિચાર કરવા છતાં પણ પોતાના શોકનો અંત તેમને જણાતો ન હતો.[૭] જેમ અત્યંત વાયુ વાવાથી કેળ ઊખડી પડે, તેમ રાક્ષસીઓના ભયથી ત્રાસ પામેલાં સીતા પૃથ્વી પર પડી ગયાં અને તેમનું મુખ નિસ્તેજ થઈ ગયું.[૮] સતીશિરોમણિ સીતા ભયને લીધે થરથર કંપતાં હતાં, તે વેળા તેમની અતિશય લાંબી વેણી નાગણની પેઠે આમતેમ ડોલતી હતી.[૯] ક્રોધ ચડવાને લીધે તે ચેતનારહિત થઈ ગયાં હતાં અને શોકને લીધે વારંવાર નિસાસા-નાખતાં હતાં. પછી ચોધાર આંસુએ રુદન કરતાં તે વિલાપ કરવા લાગ્યાં: 'હા રામ! હા લક્ષ્મણ! હા સાસુજી કૌશલ્યા! હા પૂજ્ય સુમિત્રા! 'આ લોક વિષે સ્ત્રીને અથવા પુરુષને કાળ આવ્યા વિના માગ્યું મોત મળતું નથી' એવી પંડિતોએ જે લોકવાયકા પ્રસિદ્ધ કરેલી છે, તે સત્ય જ છે. જો તેમ ન હોત, તો રામચંદ્રથી વિખૂટી પડેલી અને ક્રૂર રાક્ષસીઓથી પીડાતી હું આવા દુઃખમાં એક મુહૂર્ત પણ જીવન ધારી શકત ખરી કે?[૧૦-૧૩] નિશ્ચય, મારાં પુણ્ય થોડાં હશે, જેથી અતિશય ભાર ભરેલી નૌકા જેમ વાયુના ઝપાટા લાગવાથી સમુદ્રમાં ડૂબી જાય છે, તેમ અત્યંત દીન થઈ ગયેલી હું અનાથની પેઠે અહીં ને અહીં જ વિનાશ પામીશ.[૧૪] અરેરે! મને મારા ભર્તાનો વિયોગ થયો છે અને તેમાં વળી હું આ રાક્ષસીઓના વશમા પડી છું; એથી જળપ્રવાહના વેગથી ઘસાઈ જતા કિનારાની પેઠે હું પીડાઉં છું.[૧૫] અરેરે! કમળપત્ર સમાન નેત્રવાળા, સિંહના જેવી શ્રેષ્ઠ ગતિવાળા, કૃતજ્ઞ તથા પ્રિય વચન બોલનારા મારા પ્રિય પતિ રઘુવીરનાં જેઓ દર્શન કરતાં હશે તેઓને ધન્ય છે![૧૬] જેમ હળાહળ વિષનું પાન કરીને કોઈથી જીવી શકાતું નથી, તેમ મહાસમર્થ રામચંદ્રનો વિયોગ પામીને મારાથી જીવી શકાય એમ નથી.[૧૭] અરેરે! મેં પૂર્વજન્મમા કેવાંયે ઘોર પાપ કર્યાં હશે કે જેને લીધે આજે હું આવા દારુણ દુઃખમાં

---

* તિલક ટીકા પ્રમાણે આ સર્ગના ૪૫ શ્લોક છે. તે પ્રમાણે જોતાં ૪૪મા શ્લોક સાથે પ્રસંગ મળતો નથી; અહીં ૪૧મા શ્લોક પછી ગોવિંદરાજની ટીકા પ્રમાણે ૪૨, ૪૩ એ બે શ્લોકોનું ભાષાંતર ઉમેર્યું છે, તેથી જ શ્લોકસંખ્યા ૪૭ની થાય છે.

આવી પડી છું. અરે, મહાન શોકમાં આવી પડેલી હું મારા જીવિતનો ત્યાગ કરવા ઇચ્છું છું; પરંતુ શું કરું? આ રાક્ષસીઓ રાત્રિ-દિવસ મારો ચોકીપહેરો કરે છે એટલે મારાથી મરાતું પણ નથી અને રામચંદ્રને મળાતું પણ નથી[૧૮,૧૯] અરેરે! હાય! ધિક્કાર છે આ મનુષ્યપણાને અને આ પરતંત્રતાને કે જેને લીધે ઇચ્છામાં આવે ત્યારે મરી શકાતું નથી![૨૦]

ઇતિ શ્રી વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૨૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૬ મો

### સીતાનો વિલાપ-રાક્ષસકુળ તથા લંકાને અભિશાપ

प्रसक्ताश्रुमुखी त्वेवं ब्रुवती जनकात्मजा।
अधोगतमुखी बाला विलप्तुमुपचक्रमे ॥ १॥

રુદન કરતાં કરતાં જનકનંદિની સીતાનું મુખ અશ્રુજળથી ભિંજાઈ ગયું. તે નીચું મુખ કરીને પુનઃ પણ વિલાપ કરવા લાગ્યાં. એ વેળા શોકાવિષ્ટ થયેલાં જાનકી જાણે ઉન્મત્ત થયાં હોય કિંવા ભ્રમિત ચિત્તવાળાં થયાં હોય અથવા દિગ્મૂઢ બની ગયાં હોય, એવી દશામાં દારુણ શોચ કરી રહ્યાં હતાં અને જેમ થાકી ગયેલી ઘોડી પૃથ્વી પર આળોટે, તેમ તે પૃથ્વી પર આળોટતાં હતાં.[૧,૨]

મહાસતી સીતા વિલાપ કરે છે: 'અરે, માયાવી રૂપ ધરનારો મારીચ રાક્ષસ જ્યારે શ્રીમાન રામચંદ્રને આશ્રમમાંથી દૂર લઈ ગયો, ત્યારે દુષ્ટ રાવણે બળાત્કારથી મારું હરણ કર્યું અને રોતીકકળતી મને અહીં આણી. અરેરે! અહીં પણ હું રાક્ષસીઓના પાલે પડી છું, રાક્ષસીઓનો દારુણ તિરસ્કાર સહન કરું છું અને અતિ દુઃખને લીધે ઘણી ઘણી ચિંતા કરું છું. હાય! હવે હું જીવવાનો ઉત્સાહ રાખતી નથી.[૩,૪] અરેરે! હું મહારથી રામચંદ્રથી વિખૂટી પડીને ક્રૂર રાક્ષસીઓને વશ પડી છું; એથી હવે મારે જીવવાનું કિંવા દ્રવ્યનું કે અલંકારોનું કશું પણ પ્રયોજન નથી. અરેરે! નિશ્ચય આ મારું હૃદય પાષાણથી બનેલું છે કિંવા અજરામર છે; કેમ કે આટલા દુઃખમાં પણ તે વિદીર્ણ થતું નથી! હું કે જે અનાર્ય અને અસતી સરખી છું, તેને ધિક્કાર છે! કેમ કે મારા પૂજ્ય પતિથી વિખૂટી પડેલી હોવા છતાં હું મારા પાપમય જીવિતને એક મુહૂર્ત પણ ટકાવી રાખું છું![૫-૭] અરે! દુરાત્મા રાવણને હું મારો ડાબો ચરણ પણ અડકાડું નહિ, તો પછી તેના પર પ્રીતિ તો કેમ જ કરું?[૮] મેં ઘણીયે વાર રાવણનો તિરસ્કાર કર્યો, તોપણ તે મૂર્ખ સમજતો નથી; તેમ જ તે પોતાની અને પોતાના કુળની પ્રતિષ્ઠાને પણ વિચારતો નથી; પરંતુ ઊલટો નિર્લજ્જ થઈને વારંવાર મારી પ્રાર્થના કરે છે અને પોતાના ક્રૂર સ્વભાવને વશ થઈ આ ક્રૂર રાક્ષસીઓ દ્વારા મને પોતાની સ્ત્રી બનાવવા ઇચ્છે છે.[૯] (રાક્ષસીઓ પ્રત્યે કહે છે:) 'હે રાક્ષસીઓ! ચહાય તો તમે મને કાપી નાખો, મારા કકડા કરી નાખો, મને છૂંદી નાખો, કિંવા અગ્નિમાં બાળી નાખો, તોપણ હું રાવણને સ્વીકારનારી નથી. તમે વ્યર્થ બકવાદ મૂકી દો.[૧૦] અરે, મારા સ્વામી રઘુવીર જગવિખ્યાત બુદ્ધિશાળી, કૃતજ્ઞ, સદાચરણી તથા દયાળુ સ્વભાવના છે; પણ મારા દુર્દૈવને લીધે આજે તે નિર્દય થયા હોય એમ મને લાગે છે! અરે, જેણે એકલાએ જ જનસ્થાનમાં વસતા ચૌદ હજાર રાક્ષસોનો નાશ કર્યો છે, તે રઘુવીર આજે મારું રક્ષણ કેમ કરતા નથી?[૧૧,૧૨] સમુદ્રની મધ્યે આવેલી હોવાથી આ લંકાનગરી ભલે દુષ્પ્રધર્ષ્ય છે; પરંતુ અહીં સુધી આવવામાં રામચંદ્રનાં બાણોની ગતિ અટકનારી નથી.[૧૩] પણ રે! દૃઢ પરાક્રમવાળા રામચંદ્ર રાવણે હરણ કરેલી પોતાની પ્રિય ભાર્યાની હજી સુધી સંભાળ લેતા નથી એનું શું કારણ હશે?[૧૪] હું ધારું છું કે, લક્ષ્મણના મોટા ભાઈ રઘુવીર 'હું અહીંયાં છું' એવું જાણતા જ નહિ હોય. અરે, જો તેઓ જાણતા હોય તો પોતે અતિશય તેજસ્વી હોવાથી તેઓ પોતાના આવા અપમાનને સાંખી રહે ખરા

કે ?[૧૫] ‘રાવણ મારું હરણ કરી ગયો છે’ એવું જે જાણતો હતો અને જે એ સમાચાર રઘુવીરને નિવેદન કરે તેમ હતો, તે ગૃધ્રરાજ જટાયુ પણ રાવણને હાથે સંગ્રામમાં હણાયો છે.[૧૬] અહો ! એ દિવસે મારું રક્ષણ કરવા માટે રાવણની સાથે યુદ્ધમાં ઊતરેલા ગૃધ્રરાજ જટાયુએ વૃદ્ધ હોવા છતાં પણ મહાન પરાક્રમ કર્યું હતું.[૧૭] ‘હું અહીંયાં આટલી આટલી પીડા પામું છું’ એવું જો રઘુવીર જાણતા હોય, તો તેઓ આજે જ પોતાનાં બાણો વડે સઘળા લોકોને રાક્ષસ વિનાના કરે, લંકાનગરીને બાળીને ભસ્મ કરે, સમુદ્રને શોષી લે અને નીચ રાવણની કીર્તિનો તથા તેના નામનો પણ નાશ કરે ! જો એવું બને તો પછી જેમના પતિ મરણ પામ્યા હોય એવી રાક્ષસીઓને ઘેરઘેર, હાલમાં જેમ હું રોકકળ કરું છું તેમ અને તેથી પણ અધિક રોકકળ થયા વિના રહે નહિ. જો રામચંદ્ર મારા સમાચાર જાણતા હોય તો લક્ષ્મણને સાથે લઈને અવશ્ય લંકાને શોધી કાઢે અને રાક્ષસોનો સંહાર કરે.[૧૮-૨૦]

‘એ બન્ને ભાઈઓની દૃષ્ટિએ ચડ્યા પછી શત્રુ થયેલો રાવણ એક મુહૂર્ત પણ જીવી શકનાર નથી.[૨૧] અરે, રામ-લક્ષ્મણની ક્રોધદૃષ્ટિ પડ્યા પછી અલ્પ સમયમાં જ ચિતાઓના ધુમાડાથી ભરાયેલા રાજમાર્ગવાળી અને ગૃધ્ર-પક્ષીઓનાં ટોળાંથી વ્યાપ્ત થયેલી આ લંકાનગરી સ્મશાન સરખી બની જશે.[૨૨] હે રાક્ષસીઓ ! તમો સૌની વર્તણૂક શાસ્ત્રવિરુદ્ધ હોવાથી હું મારા મનોરથને થોડા કાળમાં જ સિદ્ધ થયેલો જોઈશ, અર્થાત્ તમે સર્વ પાપકર્મમાં પ્રવૃત્ત રહો ને તેથી અલ્પકાળમાં જ તમારો વિનાશ થશે. વળી આ લંકાનગરી વિષે જે જે અશુભ ચિહ્નો જોવામાં આવે છે, એ સર્વ ઉપરથી ખાતરી થાય છે કે, હવે થોડા સમયમાં જ તે નિસ્તેજ થઈ જશે.[૨૩,૨૪] જેમ કોઈ મદમાતી સ્ત્રી વિધવા થવાથી સુકાઈ જાય છે, તેમ રાક્ષસોના રાજા રાવણનો નાશ થવાથી આ લંકા દુર્ધર્ષ છતાં નાશ પામશે.[૨૫] હાલમાં જે લંકા પવિત્ર ઉત્સવોથી હરખાઈ રહી છે, તે જ લંકા સઘળા રાક્ષસોનો તથા રાજા રાવણનો નાશ થવાથી વિધવા સ્ત્રી સરખી થઈ રહેશે.[૨૬] હે રાક્ષસીઓ ! તમે નિશ્ચય માનજો કે, થોડા સમયમાં જ દુઃખી થયેલી અને ઘેરઘેર રુદન કરતી રાક્ષસકન્યાઓના આર્તનાદ મારા સાંભળવામાં આવશે. જેનાં નેત્રોના છેડા લાલ છે, એવા શૂરવીર રામચંદ્ર જો મને રાક્ષસરાજ રાવણને ઘેર રહેલી જાણે, તો તેઓ પોતાનાં તીક્ષ્ણ બાણો વડે આખી લંકાનગરીને રાવણને તથા સર્વ રાક્ષસોને બાળી નાખે અને આ નગરી અંધકારયુક્ત અને શૂન્ય સરખી થઈ રહે.[૨૭-૨૯] અરેરે ! દુષ્ટ અને ક્રૂર એવા રાવણે મારે માટે જે સમય નિર્માણ કર્યો છે, તે સમય પણ હવે આવી પહોંચ્યો છે.[૩૦] અરેરે ! સમય આવી પહોંચતાં તો દુષ્ટ રાવણે મારો વિનાશ કરવાનું નક્કી કરી રાખ્યું છે. અરે, પાપકર્મ કરનારા રાક્ષસો કાર્ય-અકાર્યને સમજતા નથી.[૩૧] અરે, આ અધર્મને લીધે અહીં થોડા વખતમાં મોટો ઉત્પાત થવાનો છે, તેને રાક્ષસો જાણતા નથી. ખરેખર, માંસભક્ષણ કરનારા રાક્ષસો ધર્માધર્મને ક્યાંથી સમજે ? અરે, હાય ! અવધિ પૂરો થયા પછી જ્યારે રાક્ષસરાજ રાવણ પોતાના પ્રાતઃકાળના ભોજન માટે મને કાપીને રંધાવશે, ત્યારે હું મારા પ્રિય પતિ રઘુવીર વિના શું કરીશ ?[૩૨,૩૩] અરેરે ! હું કે જે રક્તકમળદળ સમાન નેત્રવાળા મારા પતિ રામચંદ્રથી વિખૂટી પડી દુઃખિયારી થઈ છું, તે નિશ્ચય પતિ વિના એકલી જ પરલોક પ્રત્યે જઈશ.

અરેરે ! ભરતના મોટા ભાઈ રામચંદ્ર મને જીવતી જાણતા જ નહિ હોય ! જો મને જીવતી જાણતા હોય, તો તેઓ અને તેમના નાના ભાઈ લક્ષ્મણ મને આખી પૃથ્વીના પડ પરથી શોધી કાઢ્યા વિના રહે જ નહિ; અથવા તો નિશ્ચય મારા વિયોગના શોકથી શૂરવીર રામચંદ્ર પોતાના દેહનો ત્યાગ કરીને સ્વર્ગલોક પ્રત્યે ગયા હશે !

અહો ! સ્વર્ગમાં વસતા દેવો, ગંધર્વો, સિદ્ધો અને મહર્ષિ વગેરેને પણ ધન્ય છે કે જેઓ નિરંતર કમળનેત્ર રઘુવીરનાં દર્શન કરતા હશે ! અથવા તો આત્મ અને અનાત્મ પદાર્થના વિવેકપૂર્વક જીવન્મુક્ત દશાને પ્રાપ્ત થયેલા એ રાજર્ષિ રઘુવીર કે જે નિવૃત્તિધર્મની કામનાવાળા છે, તેમને મારા સરખી ભાર્યાનું કાંઈ પણ પ્રયોજન નથી;[૩૪-૩૮] અથવા તો હું રામથી ઘણે દૂર આવી પડી છું, એટલે શું તેમણે મારી પ્રીતિ છોડી દીધી હશે? માણસોને પોતાની દૃષ્ટિ આગળ રહેનારા ઉપર પ્રીતિ થાય છે અને દૃષ્ટિથી દૂર થયેલા ઉપરથી પ્રીતિ ઊઠી જાય છે. અરે, પણ એ લક્ષણ તો કૃતઘ્ન માણસોનું છે ! રામ કાંઈ તેવા નથી, એટલે તે મારી પ્રીતિનો નાશ નહિ જ કરે;[૩૯] અથવા તો શું મારામાં કંઈ દુર્ગુણનો પ્રવેશ થયો છે, કિંવા મારા ભાગ્યનો ક્ષય થયો છે કે જેથી હું સતી સીતા, શ્રેષ્ઠ ગુણવાળા રામચંદ્ર સરખા ભર્તાથી વિખૂટી પડી છું ?[૪૦] અરેરે ! શત્રુઓનો સંહાર કરનારા, અનુકરણ કરવા યોગ્ય ચારિત્ર્યવાળા અને શૂરવીર એવા મહાત્મા રઘુવીરથી જુદા રહીને જીવવું એ કરતાં તો મરણને શરણ થવું એને જ હું શ્રેયસ્કર ગણું છું;[૪૧] અથવા તો મને શંકા થાય છે કે, પુરુષોમાં શ્રેષ્ઠ એવા એ બન્ને ભ્રાતાઓએ વૈરાગ્યને લીધે પોતાનાં અસ્ત્ર-શસ્ત્રો છોડી દીધાં હશે અને માત્ર કંદમૂળ તથા ફળ વગેરેનો આહાર કરતા વન વિષે વિચરતા હશે; અથવા તો દુરાત્મા રાક્ષસરાજ રાવણે એ શૂરવીર બન્ને ભાઈઓને કપટથી મારી નંખાવ્યા હશે.[૪૨,૪૩] અરેરે. હાય ! આવે વખતે હું સર્વ કરતાં મરણને જ ઉત્તમ ગણું છું; પરંતુ શું કરું ? વિધાતાએ આટલાં આટલા દુઃખમાં પણ મારે માટે મૃત્યુનું નિર્માણ કર્યું નથી ![૪૪] અહો ! આ જગતમાં બ્રહ્મભાવને પ્રાપ્ત થયેલા તથા જેઓએ પોતાના અંતઃકરણને જીત્યું છે એવા મહાભાગ્યવંત મહાત્મા મુનિઓને જ ધન્ય છે કે જેઓને પ્રિય અથવા અપ્રિય કંઈ પણ હોતું નથી.[૪૫] પ્રિયજનોનો સમાગમ થવાથી અથવા પ્રિય વસ્તુની પ્રાપ્તિ થવાથી સુખ થાય છે અને અપ્રિયજનોનો સંયોગ થવાથી કિંવા અપ્રિય પ્રાપ્તિ થવાથી દુઃખ થાય છે; એવાં સુખદુઃખથી વિરક્ત રહેતા મહાત્મા પુરુષોને હું પ્રણામ કરું છું.[૪૬] અરેરે ! મારા પ્રિય ભર્તા રઘુવીરથી વિખૂટી પડેલી અને પાપી રાવણના પાશમાં આવી પડેલી હું હવે મારા પ્રાણનો ત્યાગ કરીશ.'[૪૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૨૬ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૨૭મો

## ત્રિજટાનું સ્વપ્ન-રાક્ષસકુળના વિનાશના ચિહ્નો

इत्युक्ताः सीतया घोरं राक्षस्यः क्रोधमूर्च्छिताः।
काश्चिज्जग्मुस्तदाख्यातुं रावणस्य दुरात्मन ॥ १ ॥

સતીશિરોમણિ સીતાએ જ્યારે પ્રાણત્યાગ કરવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો, ત્યારે ક્રોધે ભરાયેલી કેટલીક રાક્ષસીઓ દુરાત્મા રાવણને એ સમાચાર જણાવવા માટે દોડી ગઈ. ત્યાર પછી ત્યાં રહેલી ભયંકર રૂપવાળી કેટલીક રાક્ષસીઓ સીતાને ડરાવવા માટે અને પોતાના વિનાશને અર્થે પુનઃ પણ કઠોર વચનો બોલવા લાગી : 'હે પાપી નિશ્ચયવાળી ! હે અનાર્યા સીતા ! આજે હમણા જ અમે સર્વ રાક્ષસીઓ તારા શરીરના માંસને સુખેથી ખાઈશું.'[૧-૩]

અનાર્ય સ્વભાવવાળી રાક્ષસીઓ સીતાને ડરાવતી હતી, એવામાં 'ત્રિજટા' નામની એક વૃદ્ધ રાક્ષસી ઓચિંતી જાગી ઊઠી અને કહેવા લાગી :[૪] 'ઓ પાપિણીઓ ! તમે તમારાં શરીરને જ પરસ્પર ભક્ષણ કરો. આ સીતા કે જે જનકરાયની પ્રિય પુત્રી છે અને મહારાજા દશરથની પુત્રવધૂ છે, તેનું તમે ભક્ષણ કરી શકનાર નથી.[૫] આજે રાતે મને એવું સ્વપ્ન આવ્યું છે કે જેથી સીતાના સ્વામીનો ઉદય થાય અને રાક્ષસોનો વિનાશ થાય તેમ લાગે છે.'[૬]

વૃદ્ધા ત્રિજટાએ ક્રોધ પામેલી રાક્ષસીઓને

એ પ્રમાણે કહ્યુ, ત્યારે સર્વ રાક્ષસીઓએ ભયભીત થઈને તેને કહ્યુ ૭ 'બહેન ! તને આજે રાતે કેવુ સ્વપ્ન આવ્યુ, તે અમને કહે.'

રાક્ષસીઓનુ વચન સાભળી ત્રિજટા રાક્ષસી પ્રાત કાળે આવેલા× પોતાના સ્વપ્ન સંબધી સઘળું વૃત્તાત કહેવા લાગી તે બોલી 'હે રાક્ષસીઓ ! સાભળો જાણે હાથીદાતના બનાવેલા હજાર ઘોડાઓથી જોડેલા આકાશચારી દિવ્ય વિમાનમાં બેસીને શ્રીમાન રામચદ્ર પોતાના નાના ભાઈ લક્ષ્મણ સહિત અહીં લકામા આવ્યા તેમણે પોતાના શરીર પર શ્વેત પુષ્પોની માળા અને શ્વેત વસ્ત્રો ધારણ કર્યા હતા. વળી આ સીતાને પણ મે શ્વેત વસ્ત્ર ધારણ કરીને સમુદ્રથી વીંટાયેલા શ્વેત પર્વત પર બેઠેલી દીઠી અને જેમ ઉદયાચળ પર આવતા સૂર્યની સાથે તેની પ્રભાનો સમાગમ થાય છે,– તેમ રામની સાથે સીતાનો સમાગમ થયો એટલામા વળી લક્ષ્મણ સહિત રઘુવીરને પર્વત સરખા પ્રૌઢ દેહવાળા તથા ચાર દતૂશળવાળા હાથી પર બેઠેલા મેં જોયા પછી સૂર્ય સરખા પ્રકાશમાન તથા શ્વેત પુષ્પમાળા અને શ્વેત વસ્ત્ર ધારણ કરનારા એ બન્ને ભાઈઓ જાણે સીતાની પાસે આવીને ઊભા રહ્યા, ત્યારે પૂર્વોક્ત શ્વેત પર્વતશિખર પર આકાશમા ઊભેલા અને રામચદ્રે પકડી રાખેલા હાથીના સ્કધ ઉપર આ સીતા ચડી અને પોતાના પતિના ખોળામા બેઠી એવુ મારા જોવામા આવ્યુ પછી કમળ સમાન નેત્રવાળી આ સીતાને પોતાના પતિના ખોળામાથી ઊઠીને પોતાના બન્ને હાથવતી ચદ્ર–સૂર્યનુ માર્જન કરતી મેં દીઠી.૮–૧૫ ત્યાર પછી રાજકુમાર રામ–લક્ષ્મણ અને વિશાળ નેત્રવાળા આ સીતા જે હાથી પર બેઠા હતા, તે હાથી જાણે આપણી લંકાનગરી ઉપર આવીને ઊભો રહ્યો. (એટલામા વળી સ્વપ્નનો પ્રકાર બદલાયો.) જાણે શ્વેત વર્ણના આઠ બળદોથી જોડેલા રથમા બેસીને તથા શ્વેત વસ્ત્ર અને શ્વેત પુષ્પમાળા ધારણ કરીને લક્ષ્મણ સહિત રામ અહીં ચઢી આવ્યા ત્યાર પછી સત્યપરાક્રમી અને મહાન વીર્યવાળા એ પુરુષોત્તમ રઘુવીર પોતાના બધુ લક્ષ્મણ તથા પત્ની સીતા સહિત સૂર્ય સમાન પ્રકાશવાળા પુષ્પક વિમાનમા બેસીને ઉત્તર દિશા ભણી ચાલતા થયા, એવુ સ્વપ્ન વિષે મારા જોવામા આવ્યુ. હે રાક્ષસીઓ ! મને જણાયેલા સ્વપ્ન ઉપરથી તો એમ લાગે છે કે, મહાતેજસ્વી રઘુવીરને સઘળા દેવો અને અસુરો પણ જીતી શકે એમ નથી.૧૬–૧૮

'ત્યાર પછી એ જ સ્વપ્નમા મે રાવણને પણ જોયો તેણે શરીરે તેલ ચોળ્યુ હતુ, રાતા વસ્ત્ર અને રાતી કરેણના પુષ્પોની માળા તેણે પહેરેલી હતી. તેનુ માથું મૂડેલુ હતુ. તે મદિરાપાન કરી મત્ત બનેલો હતો અને જાણે તે પુષ્પક વિમાનમાથી નીચે પૃથ્વી પર પડતો હતો એટલામા વળી મેં એવુ જોયુ કે આપણા રાજા રાવણે કાળા વસ્ત્ર પહેર્યાં છે અને તેને કોઈ એક સ્ત્રી પકડીને ખેચી જાય છે. ત્યાર પછી વળી રાતા ચદન અને રાતા પુષ્પોને ધારણ કરનારો રાવણરાય ગધેડાથી જોડેલા રથમા બેસીને દક્ષિણ દિશા ભણી જતો મારા જોવામા આવ્યો એ વેળા તે તેલ પીતો હતો, ખડખડાટ હસતો હતો, નાચતો હતો અને તેની ઇંદ્રિયો આકુળવ્યાકુળ જણાતી હતી. એટલામા વળી ભયથી મોહિત થયેલા એ રાવણરાયને મેં ગધેડા પરથી માથા વગર જ પૃથ્વી પર પડતો જોયો.૧૯–૨૩ ત્યાથી વળી મદથી વિહ્વળ થયેલા અને ઉન્મત્ત સરખા રાવણને ભયને લીધે એકાએક ઊભો થઈ ગમે તેમ લવરી કરતો અને નગ્નાવસ્થામા દોડતો દીઠો ૨૪ પછી જાણે તે રાવણ અસહ્ય દુર્ગંધવાળા, અંધકાર ભરેલા તથા ઘોર નરક

---

× પ્રાત કાળે જોવામાં આવેલુ સ્વપ્ન અતિ ઉતાવળે ફળીભૂત થાય છે

– જોકે સૂર્ય અને તેની પ્રભાનો નિત્ય સબધ છે, તોપણ પૂર્વ દિશામાં ઉદય થતી વેળા તે પુન પ્રભાયુક્ત થયેલો જણાય છે, એથી કવિએ આમ ઉત્પ્રેક્ષા કરી લાગે છે.

જેવા કાદવના ખાડામા પડ્યો અને તેમા ડૂબી ગયો [૨૫] ત્યાથી વળી તે દક્ષિણ દિશામા ગયો અને જળ તથા કાદવ વિનાના એક શુષ્ક તળાવ મા પેઠો એ વેળા રાતા વસ્ત્ર પહેરેલો, કાદવથી ખરડાયેલા અગવાળી અને કાજળ જેવા શ્યામ વર્ણવાળી કોઈ એક સ્ત્રી રાવણને ગળે દોરડુ બાધી તેને દક્ષિણ દિશા તરફ ઘસડી જતી મારા જોવામા આવી મહાબળવાન કુભકર્ણને પણ મે એવી જ સ્થિતિમા જોયો,[૨૬,૨૭] તેમ જ રાવણ ના સઘળા પુત્રો પણ મુંડિતમુડ* અને તૈલાભ્યગ– કરેલા મારા જોવામા આવ્યા હે રાક્ષસીઓ ! મે આ ર સ્વપ્ન વિષે આપણા રાજા રાવણને વરાહ પર બેસીને, ઇદ્રજિતને શિશુમાર+ પર બેસીને અને કુભકર્ણને ઊટ પર બેસીને દક્ષિણ દિશા તરફ જતા જોયા હતા તેમા માત્ર એકના વિભીષણ જ શ્વેત છત્ર ઓઢી ચાર સાચવો સહિત આકાશમાર્ગે જતો મારા જોવામા આવ્યો હતો,×[૨૮,૨] તેમ જ ગીત તથા વાજિત્રોના મધુર ધ્વનિ સહિત વિભીષણનો મોટો દરબાર ભરાયો હોય, એવુ પણ મે દીઠુ હતુ હે રાક્ષસીઓ ! આ લકાનગરીના સર્વ રાક્ષસોને રક્ત વસ્ત્ર અને રક્ત પુષ્પમાળા પહેરીને તેલ પાન કરતા મે જોયા હતા [૩૦] હાથી, અશ્વ અને રથ સહિત આખી લકાનગરી મે ભાગી ગયેલા દ્વાર અને તોરણો સહિત સમુદ્રમા ડૂબતી જોઈ હતી [૩૧] વળી ચોતરફ ભસ્મ ઊડવાને લીધે ધૂસરવર્ણી થયેલી લકા વિષે તેલપાન કરીને પ્રમત્ત થયેલી સઘળી રાક્ષસ સ્ત્રીઓ ખડખડાટ હસીને મહાન કોલાહલ કરતી મારા જોવામા આવી હતી કુભકર્ણ વગેરે મુખ્ય મુખ્ય રાક્ષસોને રાતા વસ્ત્ર પહેરી ગોમયના ખાડામા પડતા મે જોયા હતા [૩૨,૩૩]

'હે રાક્ષસીઓ ! હવે તમે દૂર ખસી જાઓ અને જુઓ કે રામચદ્ર સીતાને મળે છે કે નહિ ! જો તમે આ સીતાને પીડશો તો અત્યત ક્રોધે ભરાયેલા રઘુવીર સર્વ રાક્ષસોની સાથે તમારો પણ નાશ કરી નાખશે વનવાસમા પણ સાથે આવેલી અને બહુ માનીતી રામની પ્રિય પત્ની સીતાનો તમે તિરસ્કાર કરો તથા તેને પીડો છો તે રામ કદી પણ સાખી શકશે નહિ [૩૪,૩૫] હવે તમે સીતા પ્રત્યે કઠોર વચન કહેવા મૂકી દો અને તેનુ સાત્વન કર્યા કરો હે રાક્ષસીઓ ! ખરુ કહેવડાવો તો મને તો એ જ રુચે છે કે, આપણે સર્વ મળી આ વૈદેહી સીતાની પ્રાર્થના કરીએ કે જેથી તે આપણા અપરાધ ક્ષમા કરે [૩૬] આ દુખિયારી સીતાના સબધમા મને એવુ સ્વપ્ન આવ્યુ છે તે ઉપરથી હુ ધારુ છુ કે, હવે તે અનેક દુખોમાથી મુક્ત થઈને ઉત્તમોત્તમ સુખને પ્રાપ્ત થશે [૩૭] હે રાક્ષસીઓ ! તમો સીતાનો તિરસ્કાર કર્યો છે, છતા હવે તેની પ્રાર્થના કરો કે જેથી તે તમારા પર દયા કરશે હવે તમારે તેને કઠોર વચન કહેવા નહિ શ્રીમાન રઘુવીર તરફથી હવે રાક્ષસો ઉપર મોટો ભય આવી પડ્યો છે [૩૮] હે રાક્ષસીઓ ! આ જનકનદિની સીતા માત્ર પ્રણામ કરવાથી પ્રસન્ન થઈ જાય તેવા છે, માટે તમે તેને પગે પડીને પ્રસન્ન કરો કેમ કે એ સીતા મહાન ભયમાથી પણ આપણુ રક્ષણ કરવાને સમર્થ છે [૩૯] વળી આ વિશાળ નેત્રવાળા સીતાના અગોમા શાસ્ત્રનિષિદ્ધ એકે ચિહ્ન મારા જોવામા આવતુ નથી, અર્થાત્ સીતાના અગમા શ્રેષ્ઠ સામુદ્રિક ચિહ્નો જ મારા જોવામા આવે છે માત્ર સ્નાનાદિ નહિ કરવાથી તેની શરીરકાતિમા જરાતરા ફેર પડ્યો છે એટલુ જ તેને દુખ હોય એમ મને લાગે છે, પણ રે, દુખ ભોગ વવાને અયોગ્ય એવી આ વૈદેહીને આજે મે સ્વપ્ન વિષે અતરિક્ષમા બેઠેલી જોઈ, એથી હુ ધારુ છુ કે, હવે તેની અર્થસિદ્ધિ પાસે જ પહોચી છે અને રાક્ષસરાજ રાવણનો વિનાશ

---

* મૂડેલા મસ્તકવાળા

– શરીરે તેલ ચાળવાની ક્રિયા

\+ એ નામનુ રાક્ષસી પ્રાણી

× આ ઉપરથી એ પણ સૂચવ્યુ છે કે, ભવિષ્ય માં લકાનો અધિપતિ વિભીષણ થશે

તથા રઘુવીરનો વિજય પણ પાસે જ આવી પહોંચ્યો છે.[૪૦-૪૨] જુઓ, સીતાનું કમળપત્ર સરખું વિશાળ વામ નેત્ર સ્ફુરે છે, તે ઉપરથી પણ હવે થોડા કાળમાં આપણે સીતાનું પ્રિય થયેલું સાંભળીશું એવું અનુમાન થાય છે. વળી જુઓ, આ ચતુર સ્ત્રી સીતાની રોમાંચિત થયેલો વામ ભુજા પણ એકાએક જરા જરા સ્ફુરાયમાન થાય છે તથા હાથીની સૂંઢ સરખી તેની વામ જંઘા ફરકે છે. આ સઘળું સ્પષ્ટ રીતે જ જણાવે છે કે, હવે તેનો સ્વામી રામ સમીપમાં જ આવી પહોંચ્યો છે.[૪૩-૪૫] વળી આ વૃક્ષની શાખા પરના પોતાના માળામાં પ્રવેશ કરતો પક્ષી વારંવાર મધુરી વાણી બોલતો હોવાથી જાણે સીતાનું ઉત્તમ રીતે જ સાંત્વન કરતો હોય અને અત્યંત હર્ષભેર તે પક્ષી જાણે રઘુવીરના આગમનની વધામણી આપતો હોય એવો દેખાય છે.[૪૬]

ત્રિજટાનાં વચન સાંભળીને 'મારા સ્વામીનો વિજય થશે' એમ ધારી હર્ષિત થયેલાં તથા યત્કિંચિત્ લજ્જા પામેલાં સતીશિરોમણિ સીતાએ કોમળ વાણીથી કહ્યું : 'જો તમારું કહેવું યથાર્થ થશે, તો હું તમો સર્વનું રક્ષણ કરીશ.[૪૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૨૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૮મો +

### શોકાકુલ સીતા-અંતિમ વિચાર

**सा राक्षसेन्द्रस्य वचो निशम्य तद्रावणस्याप्रियमप्रियार्ता। सीता वितत्रास यथा वनान्ते सिंहाभिपन्ना गजराजकन्या ॥ १ ॥**

રાક્ષસરાજ રાવણનાં અપ્રિય વચન સાંભળીને પોતાના પ્રિય પતિ શ્રીમાન રામચંદ્રના વિયોગથી પીડાતાં અને રાક્ષસીઓને વશ પડેલાં સીતા વનમાં સિંહે ઘેરેલી હરિણીની પેઠે અત્યંત ત્રાસ પામ્યાં અને નિર્જન વનમાં એકલી ત્યાગ કરેલી બાળકન્યાની પેઠે વિલાપ કરવા લાગ્યાં :[૧]

અરેરે! 'આ લોક વિષે કાળના આવ્યા વિના પ્રાણીનું મૃત્યુ થતું નથી' એવું જે શાસ્ત્રજ્ઞ મુનિઓ કહે છે, તે ખરેખર સત્ય છે. જો એમ ન હોય, તો પાપિણી એવી હું અહીંયાં આટઆટલો તિરસ્કાર પામવા છતાં ક્ષણવાર પણ કેમ જીવતી રહું?[૨] અરે, પ્રિય સંયોગના સુખથી રહિત થયેલું અને વણાંક દુઃખોથી ભરેલું મારું હૃદય ખરેખર અત્યંત કઠોર છે; કેમ કે આટલું આટલું દુઃખ પડવા છતાં પણ વજ્રપ્રહાર થવાથી ફાટી જતા પર્વતના શિખરની પેઠે તેના હજારો ટુકડા થઈ જતા નથી! આવે પ્રસંગે બળાત્કારે પ્રાણત્યાગ કરવામાં મને આત્મહત્યાનો દોષ લાગે તેમ નથી. અરે, દુષ્ટાત્મા રાવણ તો મને મારવાનો છે જ તો પછી દુષ્ટના હાથે મરીને દુર્ગતિએ જવું તેના કરતાં પોતાના હાથે મરવું એ જ ઉત્તમ છે! શૂદ્રને મંત્રોપદેશ કરવા માટે દ્વિજ જેમ સમર્થ નથી, તેમ રાવણની ઇચ્છાને અનુકૂળ થવા માટે હું કોઈ પણ રીતે સમર્થ નથી.[૩-૫] અરેરે! જો લોકનાથ રઘુવીર વખતસર અહીંયાં નહિ આવી પહોંચે, તો શસ્ત્રવૈદ્ય જેમ પીડાતી સ્ત્રીના ગર્ભમાં રહેલા બાળકને કાપી કાઢે છે, તેમ મહાદુષ્ટ રાક્ષસરાજ રાવણ તીક્ષ્ણ શસ્ત્રો વડે મારાં અંગોને કાપી નાખશે![૬] હાય! હું કે જે ઘણા સમયથી દુઃખી થઈ રહી છું, તેનો બે માસ જેટલો અવધિ તો હમણાં જ પૂરો થઈ જશે અને જેમ રાજાની આજ્ઞાથી દેહાંતદંડને પાત્ર થયેલા તથા રાતે બાંધી રાખેલા તસ્કરનો પ્રાતઃકાળ થતાં વધકાળ આવી પહોંચે છે; તેમ મારો વધકાળ આવી પહોંચશે![૭]

હા રામ! હા લક્ષ્મણ! હા સુમિત્રા! હા સાસુજી કૌશલ્યા! હા મારાં માતુશ્રી! વાયુના પ્રચંડ વેગમાં સપડાયેલી નૌકા જેમ સમુદ્ર વિષે જ ડૂબે છે, તેમ અભાગણી હું આજે અગાધ શોકસાગરમાં ડૂબી રહી છું![૮] જેમ વીજળી પડવા-

+ ચાલુ પ્રસંગ અને આ સર્ગની રીતિ જોતાં ૨૮મો તથા ૨૯મો એ બન્ને સર્ગો ક્ષેપક હોય એમ લાગે છે.

થી બે સિંહોનો નાશ થાય, તેમ મારે માટે મૃગનું રૂપ ધરનાર કોઈ એક રાક્ષસરૂપી જીવથી નિશ્ચય એ બન્ને બળવાન રાજપુત્રોનો નાશ થયો હશે ![૯] ખરેખર, પૂર્વે જનસ્થાનમાં મૃગનું રૂપ ધરી આવેલા કાળે જ મને લોભાવી હતી, કે જેથી મેં મૂર્ખીએ આર્યપુત્ર રઘુવીર તથા તેમના નાના ભાઈ લક્ષ્મણને આશ્રમમાંથી વનમાં મોકલ્યા ! હા, પૂર્ણચંદ્ર સમાન મુખવાળા ! હા, સર્વ જીવોનું પ્રિય તથા હિત કરનારા ! હા, દીર્ઘ ભુજાવાળા સત્યવ્રત રામચંદ્ર ! હું કે જે રાક્ષસોનો ભોગ થઈ પડી છું, તેને તમે જાણતા નથી શું ?[૧૦,૧૧] અરે, મેં મારા પતિને જ પરમેશ્વર માન્યા, શાપથી બાળીને ભસ્મ કરવાની શક્તિ હોવા છતાં દુષ્ટ રાવણ પર આટલી બધી ક્ષમા રાખી, ભૂમિ પર શયન કર્યું અને બીજા પણ અનેક પ્રકારના ધર્મનિયમ પાળીને પતિવ્રત સાચવ્યું એ સઘળું કૃતઘ્ન પુરુષ ઉપર કરેલા ઉપકારની પેઠે નિષ્ફળ ગયું શું ?[૧૨] હે રઘુવીર ! આજ દિન સુધી મેં જે પતિવ્રતધર્મ પાળ્યો, તે સર્વ નિષ્ફળ ગયો અને હું 'એકની જ પત્ની છું' એવો જે મેં ગર્વ ધર્યો તે પણ નિરર્થક નીવડ્યો ? કેમ કે તમારું દર્શન નહિ પામવાથી અત્યંત કૃશ તથા વિવર્ણ થઈ ગયેલી હું 'હવે પુનઃ મારો અને તમારો સમાગમ નહિ થાય' એમ જાણી નિરાશાના સમુદ્રમાં ડૂબી રહી છું ![૧૩] હે સ્વામીનાથ ! હું ધારું છું કે, યથાર્થ રીતે પિતાનું વચન પાળીને તથા વનવાસનું વ્રત સમાપ્ત કરીને કૃતાર્થ થયેલા તમે જ્યારે ઘેર જશો, ત્યારે મારા કરતાં પણ સુંદર સ્વરૂપવાળી ઘણીક સ્ત્રીઓ સાથે લગ્ન કરીને નિર્ભયપણે વિહાર કરશો;[૧૪] પરંતુ હે રામ ! હું તો તમારે વિષે જ પ્રીતિ ધરાવું છું. અરે, મેં તો મારા વિનાશ માટે જ તમારી સાથે સ્નેહ જોડ્યો છે, અર્થાત્ મારા આ દેહમાં જીવન છે ત્યાં સુધી હું તમારા પરના સ્નેહને તજનારી નથી. પણ હાય ! આજ દિન સુધીનું મારું તપ વ્યર્થ ગયું અને પતિવ્રત નિષ્ફળ થયું, એથી મારા જીવિતને ધિક્કાર છે. હાય ! હવે હું આ મારા અભાગિયા જીવતરનો ત્યાગ કરીશ.[૧૫] અરે ! હું ! હું હમણાં જ વિષપાન અથવા તીક્ષ્ણ શસ્ત્ર વડે મારા જીવિતનો ત્યાગ કરું; પરંતુ શું કરું ? હું રાવણને ઘેર પડી છું એટલે મને વિષ કે શસ્ત્ર લાવી આપે એવું પણ કોઈ નથી.

શોકથી સંતપ્ત થયેલાં સીતાએ જીવિતનો ત્યાગ કરવા માટે અનેક પ્રકારના વિચાર કર્યા. અંતે તેમની દૃષ્ટિ પોતાની વેણી પર પડી, ત્યારે તેમણે વિચાર કર્યો : 'ઠીક થયું, આ વેણીનો મારે ગળે ફાંસો ઘાલીને હું સત્વર યમલોક પ્રત્યે જઈશ.'

કોમળ ગાત્રવાળાં સતીશિરોમણિ સીતા વૃક્ષની શાખા પકડીને ઊભાં હતાં ને ઉપર પ્રમાણે વિચાર કરતાં હતાં; પોતાના પતિ રામચંદ્ર, દિયર લક્ષ્મણ અને પોતાના સંબંધીઓનું સ્મરણ કરતાં ઊભાં હતાં, એટલામાં તેમનાં પવિત્ર અંગોમાં શોકને શમાવી ધૈર્ય આપે એવાં તથા પૂર્વકાળમાં પણ સત્ય જણાયેલા ઉત્તમ શકુન થવા લાગ્યાં.[૧૬-૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૨૮ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૯ મો

### સીતાને થયેલાં શુભ શુકન

*तथागतां तां व्यथितामनिन्दितां व्यतीतहर्षां परिदीनमानसाम् । शुभां निमित्तानि शुभानि भेजिरे नरं श्रिया जुष्टमिवोपसेविनः ॥*

અતિશય વ્યથા પામેલાં, હર્ષથી રહિત થઈ ગયેલા, દીનતાને પ્રાપ્ત થયેલાં અને વૃક્ષની શાખાનું અવલંબન કરીને ઊભેલાં મહાસતી સીતાને લક્ષ્મીવાન પુરુષને જેમ સેવકો પ્રાપ્ત થાય છે તેમ શુભ શકુન જણાવા લાગ્યાં.[૧] સુંદર કેશવાળાં જાનકીનું વાંકી પાંપણોની પંક્તિવાળું, શ્યામ કીકીવાળું, વિશાળ અને પડખા ઉપર શ્વેત જણાતું ડાબું નેત્ર મત્સ્યે હલાવેલા રાતા કમળની પેઠે ફરકવા લાગ્યું.[૨] સુંદર

દેખાવવાળી, માંસના ભરાવવાળી, ગોળાકાર, અમૂલ્ય અગરુ–ચંદનના લેપનને યોગ્ય તથા ક્ષણીકવાર પોતાના પ્રિય પતિ રામચંદ્રના ઓશીકારૂપ થયેલી સીતાની ડાબી ભુજા એકાએક ફરકવા લાગી.[3] હાથીની સૂંઢ સરખી ભરાઉ અને સ્થૂળ એવી તેની ડાબી સાથળ પણ ફરકી ફરકીને 'રામ આગળ આવીને ઊભા છે' એમ સૂચવવા લાગી.[4] વળી સુંદર અંગવાળાં, વિશાળ નેત્રવાળાં અને દાડિમનાં બીજ સરખા દાંતવાળાં એ સીતાનું સુવર્ણના સરખા રંગવાળું તથા પૃથ્વી પર સૂવા–બેસવાથી જરાતરા મેલું થયેલું વસ્ત્ર થોડી થોડી વારે સરકી જવા લાગ્યુ.[5]

ઉપર વર્ણવેલાં અને બીજાં પણ કેટલાંક ચિહ્નો કે જે પૂર્વે પણ ખરાં પડેલા હતાં, તે જોઈને સતીશિરોમણિ સીતા વાયુ અને તાપથી શોષાઈ જતું બીજ જેમ વર્ષાજળ પડવાથી પુનઃ ખીલી નીકળે તેમ અત્યંત હર્ષિત થવા લાગ્યાં.[6] એ વેળા બિંબફળ સરખા હોઠવાળું, સુંદર નેત્ર, ભ્રૂકુટી તથા કેશવાળું, વાંકી પાંપણોવાળું અને સ્ફટિક સરખા શ્વેત દાંતવાળું સીતાનું મુખ, રાહુથી મુક્ત થયેલા ચંદ્રમંડળની પેઠે અત્યંત શોભવા લાગ્યું.[7] શુભ શકુનનું દર્શન થવાથી સીતાનો સઘળો શોક શમી ગયો, ઉદાસીનતા નષ્ટ થઈ જતાં સંતાપ શાંત થઈ ગયો અને હર્ષને લીધે તેનું ચિત્ત પ્રફુલ્લિત બન્યુ. જેમ શુક્લપક્ષમાં ઉદય પામેલા ચંદ્રથી રાત્રિ શોભે, તેમ એ મહાસતી પોતાના પ્રસન્ન મુખથી શોભવા લાગ્યાં.[8]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૨૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૦ મો

### સીતાને શી રીતે મળવું તે વિષે હનુમાનનો વિચાર અને નિશ્ચય

हनुमानपि विक्रान्तः सर्वं शुश्राव तत्त्वतः।
सीतायास्त्रिजटायाश्च राक्षसीनां च तर्जितम्॥

શિંશપાવૃક્ષની ઘટામાં બેઠેલા મહાપરાક્રમી હનુમાને સીતાનાં વચનો, ત્રિજટા રાક્ષસીના સ્વપ્નની કથા અને રાક્ષસીઓએ કરેલો સીતાનો તિરસ્કાર એ સઘળું સાંભળ્યુ.[1] પછી નંદનવનમાં રહેલી દેવી જેવાં સતીશિરોમણિ સીતાને અશોક વાટિકામાં ઊભેલાં જોઈને કપિવર હનુમાન અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો :[2]

અહો ! હજારો અને લાખો કપિઓ ચારે દિશાઓમાં જેની શોધ કરે છે, તે આ સીતા છેવટે મારી દૃષ્ટિએ પડયાં ![3] અહો ! રામચંદ્રની આજ્ઞાથી રાવણની શક્તિ જોવા માટે જાસૂસ થઈ છાનોમાનો ફરતાં હું સઘળું જોઈ વળ્યો.[4] આ લંકાનગરીમાં વસનારા રાક્ષસોનું ઐશ્વર્ય, તેઓનું બળાબળ તથા રાક્ષસરાજ રાવણનો પ્રભાવ, એ સઘળું મારા જોવામાં આવી ગયુ.[5] હવે તો સર્વ પ્રાણીઓ પર દયા કરનારા અને અપ્રમેય બળવાળા રઘુવીરનાં ધર્મપત્ની સીતા કે જે પોતાના પતિનાં દર્શન માટે તલસી રહ્યાં છે, તેમનું મારે આશ્વાસન કરવું જોઈએ; માટે ચાલ, જેણે કદી પણ દુઃખ જોયુ નથી તથા હાલમાં જેના ઉપર અપાર દુઃખ આવી પડયું છે, એવાં ચંદ્રમુખી સીતાનું હું આશ્વાસન કરું.[6,7] શોકથી હણાયેલા ચિત્તવાળાં આ જાનકીનું આશ્વાસન કર્યા વિના જો હું પાછો જઈશ તો મોટી હાનિ થવા સંભવ છે.[8] તેમને મળ્યા વિના હું પાછો જઈશ તો યશસ્વિની સીતા અહીં કોઈ પણ પોતાનું રક્ષણ કરનાર નહિ હોવાથી નિશ્ચય પોતાના જીવિતનો ત્યાગ કરશે.[9] પૂર્ણચંદ્ર સરખા મુખવાળા અને સીતાના દર્શન માટે તલસી રહેલા મહાબાહુ રામચંદ્રનું જેવી રીતે મારે આશ્વાસન કરવું ઘટે છે, તેવી જ રીતે મારે સીતાનું પણ આશ્વાસન કરવું જોઈએ.[10] પરંતુ શું કરું ? આ સઘળી રાક્ષસીઓ સીતાને ઘેરી વળી છે, એટલે રાક્ષસીઓની સમક્ષ મારે સીતાની સાથે સંભાષણ કરવું ઠીક નથી. અરે, ત્યારે મારે કેમ કરવું ? આ તો હું મોટા કષ્ટમાં આવી પડયો ![11] અરેરે, આ બાકી રહેલી રાત્રિ પૂરી થતાં પહેલાં જો હું સીતાનું આશ્વાસન નહિ કરી શકું, તો

નિશ્ચય તે પોતાના જીવિતનો ત્યાગ કરશે.[૧૨] વળી જ્યારે હું રામચંદ્રની પાસે જઈશ, ત્યારે તેઓ મને પૂછશે : 'સીતાએ મને ઉદ્દેશી તારા પ્રત્યે શું કહ્યું ?' ત્યારે આ સતીની સાથે વાતચીત કર્યા વિના પાછો ગયેલો હું રામચંદ્રને શો પ્રત્યુત્તર આપીશ ? અરે, સીતાનો સંદેશો લીધા વિના જો હું અહીંયાંથી ઉતાવળે પાછો જાઉં, તો નિશ્ચય કકુત્સ્થકુલોત્પન્ન રઘુવીર પોતાની ક્રોધપૂર્ણ દૃષ્ટિથી મને બાળીને ભસ્મ કરી નાખે![૧૩,૧૪] અરે, સીતાનું આશ્વાસન કર્યા વિના હું રામચંદ્રને અર્થે સુગ્રીવને કદાચ અહીં આવવાના કાર્યમાં પ્રેરીશ, તોપણ તેમના સહિત તેનું અહીં આવવું નિષ્ફળ થશે; કેમ કે તે આવી પહોંચે તે પહેલાં તો આ જાનકી પોતાના પ્રાણનો ત્યાગ કરશે[૧૫] માટે બીજું કાંઈ ન કરતાં હમણાં હું અહીંયાં જ બેસી રહું અને સીતાની સાથે વાત કરવાની તક મેળવું. જ્યારે આ રાક્ષસીઓનુ ધ્યાન બીજી તરફ હશે, ત્યારે અત્યંત સંતાપ પામેલાં સીતાનું હું ધીમેથી આશ્વાસન કરીશ. હાલમાં હું અતિશય નાના રૂપમાં છું અને વળી વિશેષે કરી વનચર–વાનર છું; એટલે સાધારણ જનસમાજ બોલે છે તેવી પરંતુ વ્યાકરણના થોડાઘણા સંસ્કારવાળી વાણીથી જ હું બોલીશ. જો હું દ્વિજ જાતિની પેઠે શુદ્ધ સંસ્કૃત વાણીથી જ બોલું તો આ સીતા મને રાવણ ધારીને ભયભીત થાય, માટે મારે સાધારણ મનુષ્ય બોલે છે તેવી જ વાણીથી અર્થયુક્ત વચનો વડે સીતાનું સાંત્વન કરવું યોગ્ય છે. એ સિવાય સીતાનું સાંત્વન કરવાનો બીજો એકે ઉપાય નથી.[૧૬–૧૯]

રાક્ષસોથી ત્રાસી ગયેલાં આ જાનકી મારું આવું રૂપ જોઈને તથા મારાં વચન સાંભળીને પુનઃ પણ અત્યંત ત્રાસ પામશે; કેમ કે 'રાક્ષસો બહુ માયાવી છે' એવું તે જાણે છે.[૨૦] જો કદાચ મને ઇચ્છિત રૂપ ધરનારો રાવણ જાણીને અત્યંત ત્રાસ પામેલાં મનસ્વિની સીતા આક્રંદ કરવા લાગે, તો તેના આક્રંદનો શબ્દ સાંભળીને કાળ જેવી ભયંકર આ સઘળી રાક્ષસીઓ અનેક પ્રકારનાં આયુધો ઉગામીને એકઠી થઈ જાય અને મને ઘેરી વળે તો મારે શું કરવું ? બિહામણા મુખવાળી અને મહાન બળવાળી એ રાક્ષસીઓ મને જીવતો પકડી લેવાનો કિંવા ઠાર મારી નાખવાનો પ્રયત્ન કર્યા વિના રહે એવી નથી.[૨૧–૨૩] એ વેળાએ જો કદાચ હું આ વાટિકામાંનાં વૃક્ષોની એક શાખા પરથી બીજી અને બીજી પરથી ત્રીજી એમ નાનીમોટી સઘળી શાખાઓ પર કૂદાકૂદ કરતો દોડયા કરું, તો આ સર્વ રાક્ષસીઓ શંકિત થઈ જાય અને મારું મોટું રૂપ જોઈ ભયભીત થઈ બુમરાણ કરી મૂકે.[૨૪,૨૫] અને પછી રાક્ષસરાજ રાવણના રાજમહેલના ચોકીદાર રાક્ષસોને અહીંયાં બોલાવે ત્યારે મારી શી દશા! રાક્ષસીઓના બોલાવ્યાથી ચોકીદાર રાક્ષસો જ્યારે ત્રિશૂળ, તલવાર અને મુદ્‌ગર વગેરે વિવિધ શસ્ત્રો ગ્રહણ કરીને યુદ્ધ માટે અતિ ઉતાવળે અહીંયાં દોડી આવે અને મને ઘેરી લે, ત્યારે મારે શું કરવું ? હું તે સૌને મારા પરાક્રમબળ વડે હરાવું તો ખરો; પરંતુ યુદ્ધના શ્રમથી થાકી જવાને લીધે સમુદ્ર ઓળંગી જવાની શક્તિ મારામાં રહે નહિ તેનુ શું કરવું ? વળી સર્વ રાક્ષસો અતિ ઉતાવળે મને એકીવખતે વીંટાઈ વળીને કદાચ પકડી લે, તો આ સીતા રામચંદ્રના સમાચાર જાણ્યા વિનાનાં જ રહે અને હું પણ બંધનમાં પડું.[૨૬–૨૯] આમ થતા સીતા પ્રત્યે શંકાશીલ બનેલા અને હિંસા કરવામાં પ્રીતિવાળા રાક્ષસો કદાચ સીતાને પણ મારી નાખે તો રામચંદ્ર અને સુગ્રીવનું સઘળું કાર્ય બગડી જાય.[૩૦] જો હું યુદ્ધમાં રાક્ષસોથી પકડાઈ જાઉં, તો પછી માર્ગ વિનાના, રાક્ષસોથી રક્ષિત થયેલા અને સમુદ્રની વચ્ચે આવેલા આવા ગુપ્ત પ્રદેશમાં રહેલાં જાનકીની ખબર કોણ લે અને રામચંદ્રને અહીંયાં તેડી લાવવાના કાર્યમાં સહાયભૂત પણ કોણ થાય ?[૩૧] જો મારી પૂર્વોક્ત દશા થાય, તો સો યોજનના વિસ્તારવાળા મહોદધિનું ઉલ્લંઘન

કરી શકે એવો કોઈ પણ વાનર વિચારી જોતાં મારી દૃષ્ટિએ આવતો નથી.[૩૨,૩૩] જો કદાચ યુદ્ધ થાય તો હું હજારો રાક્ષસોનો નાશ કરવાને તો સમર્થ છું; પરંતુ યુદ્ધનો પરિશ્રમ ઉઠાવ્યા પછી સો યોજનનો સમુદ્ર ઉલ્લંઘી સામે પાર જવાની મારામાં શક્તિ રહે એમ મને લાગતું નથી.[૩૪] યુદ્ધનાં કાર્ય ઘણાં જ સંશય ભરેલાં છે. તેમાં છેવટે કોનો જય થશે અને કોનો પરાજય થશે એ કહી શકાતું નથી; એથી મને એવાં સંશયયુક્ત કાર્યો કરવાનુ રુચતું નથી. એવો કયો ડાહ્યો પુરુષ છે કે જે વગરવિચાર્યે શંકાભરેલુ કાર્ય કરવા તત્પર થાય ?[૩૫]

જો હું સીતાની સાથે વાર્તાલાપ કરું છું, તો મારે ઉપર્યુક્ત મહાન આપત્તિ આવી પડે છે અને જો નથી કરતો તો સીતા પ્રાણત્યાગ કરે છે.[૩૬] જેમ સૂર્યોદય થવાથી અંધકાર નાશ પામે છે, તેમ કાર્યાકાર્યના વિચાર વિનાના દૂતને લીધે સિદ્ધ થવા આવેલો અર્થ પણ નાશ પામે છે; કેમ કે અવિચારી દૂત દેશકાળને જોયા વિના જ કાર્ય કરવામાં પ્રવૃત્ત થાય છે.[૩૭] રાજાએ પોતાના સચિવો સાથે મળીને કાર્યાકાર્ય વિષે પ્રથમથી નિશ્ચિત કરેલી બુદ્ધિ પણ અવિચારી દૂતોને લીધે વખણાતી નથી; કેમ કે પોતાને જ પંડિત માનનાર અવિચારી દૂતો રાજાના કાર્યને નષ્ટ કરી નાખે છે.[૩૮] માટે હવે મારે શું કરવું કે જેથી રામચંદ્રનું કાર્ય ભાંગી પડે નહિ, હું અવિચારી ગણાઉં નહિ અને સમુદ્રને ઓળંગવાનો મારો શ્રમ પણ વૃથા જાય નહિ[૩૯] તેમ જ સતીશિરોમણિ સીતા જરા પણ ગભરાયા વિના મારાં વચનોને સાંભળે.

એ પ્રમાણે વિચાર કર્યા પછી શ્રેષ્ઠ બુદ્ધિવાળા કપિવર હનુમાને નિશ્ચય કર્યો : "જો હું અક્લિષ્ટ કર્મવાળા અને સીતાને પ્રિય એવા રામચંદ્રના ગુણોનું કીર્તન કરીશ, તો જેનું ચિત્ત રામચંદ્ર વિષે જ આસક્ત થઈ રહ્યું છે એવાં આ સીતા જરા પણ ભય પામશે નહિ.[૪૦,૪૧] માટે હું ઇક્ષ્વાકુકુળમાં શ્રેષ્ઠ એવા શ્રીમાન રઘુવીરનાં ધર્મયુક્ત પ્રીતિવચનો સીતાને જેવી રીતે શ્રદ્ધા ઊપજે તેવી રીતે મધુર વાણીથી કહી સંભળાવીશ.[૪૨]

પછી પૃથ્વીપતિ રામચંદ્રનાં ધર્મપત્ની સીતાનું દર્શન કરી હર્ષ પામેલો મહાપરાક્રમી કપિવર હનુમાન વૃક્ષની ઘટામાં બેઠાંબેઠાં મધુર અને સત્ય વચન બોલવા લાગ્યો.[૪૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૩૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૧ મો

### હનુમાને ગાયેલી રામકથા

*एवं बहुविधां चिन्तां चिन्तयित्वा महामतिः।*
*संश्रवे मधुरं वाक्यं वैदेह्या व्याजहार ह॥१॥*

એવી રીતે અનેક પ્રકારના વિચાર કર્યા પછી મહાબુદ્ધિમાન કપિવર હનુમાન વૃક્ષ પરથી જરા નીચે* ઊતરીને સીતાની પાસે આવી એકલાં સીતા સાંભળે એ પ્રમાણે ધીમેથી મધુર વચન બોલવા લાગ્યો :[૧]

'અવધપુરી વિષે રથ, હાથી અને અશ્વાદિની સમૃદ્ધિવાળો 'દશરથ' નામે રાજા હતો. એ રાજા ઇક્ષ્વાકુવંશમાં જન્મેલો, પવિત્ર આચરણવાળો, નિર્મળ કીર્તિવાળો, મહાયશસ્વી, અહિંસાધર્મમાં પ્રીતિવાળો, ઉદાર સ્વભાવનો, દયાળુ અને સત્યવાદી હતો. સર્વ રાજવંશોમાં શ્રેષ્ઠ એવા ઇક્ષ્વાકુવંશની શોભાને વધારનાર એ દશરથ સંપૂર્ણ રાજચિહ્નોથી યુક્ત, મોટી લક્ષ્મીવાળો, સર્વ પ્રકારનાં સુખ ભોગવનારો, પ્રજાને સુખી કરનારો અને સમુદ્ર પર્યંતની પૃથ્વીમાં પ્રખ્યાત હતો.

એ દશરથ રાજાના અત્યંત વહાલા જ્યેષ્ઠ પુત્ર 'રામ' નામે છે. ચંદ્ર સમાન મુખવાળા એ રામ સર્વ શાસ્ત્રોનાં તત્ત્વ જાણનાર અને સર્વ ધનુષ્યધારીઓમાં શ્રેષ્ઠ છે.[૨-૫] તે રામ પોતાનાં શુભ આચરણોનું, સ્વજનોનું, જીવલોકનું તથા ધર્મનું રક્ષણ કરનાર અને શત્રુઓને તપાવનાર

* ઊંચેની શાખા પરથી છેક નીચેની શાખા પર આવીને.

છે.[૬] એ શૂરવીર રામે પોતાના વૃદ્ધ અને સત્ય વાદી પિતાનુ વચન પાળવા માટે પોતાની પતિવ્રતા સ્ત્રી સીતા તથા નાના ભાઈ લક્ષ્મણ સહિત વનમા પ્રયાણ કર્યું છે.[૭] દંડકારણ્યમાં નિવાસ કરી મૃગયા અર્થે જતા એ રઘુવીરે ઈચ્છિત રૂપ ધરનાર, ઘણાક શૂરવીર રાક્ષસોનો સંહાર કર્યો છે.[૮] જયારે તેમણે જનસ્થાનમાના ચૌદ હજાર રાક્ષસોનો તથા તેઓના અધિપતિ ખર-દૂષણનો વધ કર્યો, ત્યારે ક્રોધે ભરાયેલા રાવણે માયાવી મૃગરૂપથી તેમને છેતરીને તેમનાં પ્રિય પત્ની સીતાનું હરણ કર્યું.

પવિત્ર આચરણવાળા જનકનંદિની સીતાની શોધ કરતા કરતા રઘુવીર વનમા ફરતા હતા, ત્યાર એમણે વાનરોના રાજા સુગ્રીવની સાથે મૈત્રી ખ ધાઈ, શત્રુઓના નગરને જીતનારા રામે સુગ્રીવ ના શત્રુ વાલી વાનરને હણીને તેનુ રાજ્ય મહાત્મા સુગ્રીવને સ્વાધીન કર્યું. હાલમા રામના મિત્ર વાનરરાજ સુગ્રીવની આજ્ઞાથી ઈચ્છિત રૂપ ધરનારા હજારો અને લાખો વાનરો સતીશિરોમણિ સીતાની શોધ કરવા માટે સઘળી દિશાઓ મા નીકળી પડ્યા છે, તે પ્રમાણે હુ પણ સીતાની શોધ માટે જ ગૃધ્રરાજ સંપાતિના કહેવાથી સો યોજનનો સમુદ્ર ઓળંગીને અહીં આવ્યો છુ અને મને સીતાનાં દર્શન થયા છે. અહો! રામચંદ્રે મારી આગળ સીતાનુ જેવુ રૂપ, જેવો વર્ણ તથા જેવા લક્ષણ કહ્યા હતા, તેવા જ રૂપ, વર્ણ તથા લક્ષણવાળા આ સાધ્વી મારા જોવામા આવ્યા છે. નિશ્ચય આ સીતા જ છે.' એટલુ બોલી કપિવર હનુમાન વિરામ પામ્યો.

પવનસુત હનુમાને ગાયેલી રામકથા સાભળી ને અત્યંત વિસ્મિત થયેલા અને સુદર તથા વાકડિયા કેશવાળા જનકતનયા સીતા કેશના ગુચ્છોથી છવાયેલુ પોતાનુ મુખ ઊંચુ કરીને શિશપાવૃક્ષ પર જોવા લાગ્યા.[૯-૧૬]

હનુમાનના વચન સાંભળીને અત્યંત હર્ષિત થયેલા અને પોતાના અંતરમા રામચંદ્રનું જ રટણ કરી રહેલા સીતા દશે દિશાઓ તરફ જોવા લાગ્યાં.[૧૭] સતીશિરોમણિ સીતાએ આડુંઅવળું, ઊંચેનીચે એમ સર્વત્ર જોયુ, ત્યારે શિંશપાવૃક્ષ પર બેઠેલો હોવાથી ઉદયાચળ પર રહેલા સૂર્ય સરખો શોભતો, અચિંત્ય બુદ્ધિમાન તથા સુગ્રીવના પ્રધાન વાયુસુત હનુમાનને તેમણે જોયો.[૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૩૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૨ મો

### હનુમાનને જોઈ સીતાને થયેલો ભ્રમ

*ततः शाखान्तरे लीनं दृष्ट्वा चलितमानसा ।*
*वेष्टितार्जुनवस्त्रं तं विद्युत्संघातपिङ्गलम् ॥ १ ॥*

શિશપાવૃક્ષની ઘટામાં છુપાઈ બેઠેલા પ્રિયવાદી હનુમાનને જોઈ સતીશિરોમણિ સીતા પ્રથમ તો ભયને લીધે કંપી ઊઠ્યા, પરંતુ પછીથી 'આ કોણ હશે' એવી જિજ્ઞાસાથી તે સારી રીતે નિહાળવા લાગ્યા. ત્યારે પ્રફુલ્લિત થયેલા અશોકના ફૂળ સરખો શોભતો, તપાવેલા સુવર્ણ સરખા નેત્રવાળો, વીજળીના સમૂહ જેવા પીળા વર્ણવાળો, શ્વેત વસ્ત્રવાળો અને નમ્રભાવથી બેઠેલો કપિવર હનુમાન તેમના જોવામા આવ્યો.

કપિશ્રેષ્ઠ હનુમાનને નમ્રની પેઠે બેઠેલો જોઈ અતિ વિસ્મિત થયેલા સીતા પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા:[૧-૩] 'અહો! આ વાનરનુ રૂપ ઘણુ જ ભયંકર છે. હુ તેના સામું પણ જોઈ શકતી નથી.' એટલે વિચાર કરતા તે મૂર્છિત જેવા થઈ ગયા.[૪] એકાએક વાનરનુ રૂપ જોઈને ભય વડે મોહિત થયેલા અને અત્યંત દુઃખપીડિત થયેલા સીતા કરુણ સ્વરે 'હા રામ! હા રામ! હા લક્ષ્મણ!' એમ બોલી અત્યંત વિલાપ કરતા મંદમંદ સ્વરે રુદન કરવા લાગ્યા. પછી વિનીત મનુષ્યની પેઠે હનુમાનને નીચે ઊતરી આવેલો જોઈને સતીશિરોમણિ સીતા પુનઃ વિચારવા લાગ્યા. 'અરે, આ તે હુ સ્વપ્ન જોઉં છું કે શું?[૫]

રાક્ષસીઓના ભયથી આમતેમ દૃષ્ટિપાત કરતા સીતાએ વાનરરાજ સુગ્રીવની આજ્ઞા પ્રમાણે

વર્તનાર, બુદ્ધિમાનોમા શ્રેષ્ઠ અને મહાન પરાક્રમી પવનસુત હનુમાનને જોયો. હનુમાનનુ મુખ ઘણુ વિશાળ અને વાકુ થઈ ગયેલુ હતુ * તેને જોતા જ વિશાળ નેત્રવાળા સતી સીતા અતિશય દુખી થઈ ગયા અને જાણે પ્રાણ ઊડી ગયા હોય તેમ નિશ્ચેષ્ટ થઈ ગયા કેટલીક વાર પછી જ્યારે તે સાવધાન થયા, ત્યારે વિચાર કરવા લાગ્યા ૬–૮ 'અરેરે, આજે મે આ સ્વપ્ન ઘણુ ખરાબ જોયુ. શાસ્ત્રોમા નિષેધ કરેલા વાનરનુ મને આજે દર્શન થયુ, માટે રામ, લક્ષ્મણ અને મારા પિતા જનક રાજા જ્યા હોય ત્યા કુશળ રહેજો' ના, ના, પણ આ કાઈ સ્વપ્ન નથી હુ દુખ અને શોકથી પીડાતો હોવાને લીધે મને નિદ્રા તો આવતી જ નથી, તો પછી સ્વપ્ન હોય જ ક્યાથી? અરેરે, ચદ્ર સરખા મુખવાળા શ્રીમાન રામ ચદ્રનો વિયોગ થયો છે, ત્યારથી મને જરા પણ સુખ નથી ૧૦ મારા મનમા રાત્રિદિવસ રામ, રામ ને રામનુ જ ચિતન થયા કરે છે અને મારી જિહ્વા તેમના જ નામનુ રટણ કર્યા કરે છે, એથી જ મારા કાને તેમની કથાના ભણકારા વાગે છે અને કોઈ વખતે તેને મળતુ જોવામા પણ આવે છે ૧૧ અને નિરતર રામ વિષે જ ભાવ રાખનારી હુ એમની કામનાથી જ પીડાઈ રહી છુ અને રાત્રિદિવસ એમનુ જ ચિતવન કર્યા કરુ છુ હુ તેમને જ દેખુ છુ અને તેમને સાભળુ છુ કદાચ હુ જે કાઈ સાભળુ છુ અને જોઉ છુ, તે સઘળુ મનની કલ્પનામાત્ર હોય એવો મને વિચાર થઈ આવે છે, પરતુ ના, ના, કલ્પિત પદાર્થ કાઈ મૂર્તિમાન હોય નહિ અરે! હુ મારી આખે પ્રત્યક્ષ જોઉ છુ અને આ સામે બેઠેલો વાનર મને સ્પષ્ટપણે કહી રહ્યો છે, માટે આ મનની કલ્પના તો નથી જ, અસ્તુ ગમે તેમ હો, પરતુ વાચસ્પતિ, વજ્રધર ઇદ્ર, સ્વયભુ અગ્નિદેવને હુ નમસ્કાર કરુ છુ અને તેમની પ્રાર્થના કરુ છુ કે, વનવાસી વાનરે મારી આગળ જે કાઈ કહ્યુ છે, તે યથાર્થ હો, અન્યથા ન હો ૧૨–૧૪

* ઇદ્રનુ વજ્ર વાગવાથી

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુદરકાડમા ૩૨ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩૩ મો

## હનુમાન અને સીતા–પરસ્પર વાતચીત

सोऽवतीर्य द्रुमात्तस्माद्विद्रुमप्रतिमानन ।
विनीतवेष कृपण प्रणिपत्योपसृत्य च ॥ १ ॥

સીતાનુ દુખ જોઈને દુખી થયેલો, પરવાળા જેવા લાલ મુખવાળો કપિવર હનુમાન શિશપાવૃક્ષની ઉપરની શાખા પરથી ઊતરીને છેક નીચેની શાખા પર આવ્યો અને સીતાની સન્મુખ રહી તેમને પ્રણામ કરી હાથ જોડીને મધુર વાણીથી કહેવા લાગ્યો 'હે કમળપત્ર સરખા નેત્રવાળી! હે પવિત્ર આચરણવાળી! હે મલિન વસ્ત્રને ધારણ કરનારી! તુ કોણ છે અને આમ્રવૃક્ષની શાખાને ગ્રહણ કરીને કેમ ઊભી છે? અરે, જેમ કમળપત્રોમાથી જળ સ્રવે, તેમ તારા બન્ને નેત્રોમાથી શોકાશ્રુનુ જળ શા માટે સ્રવી રહ્યુ છે? હે સૌંદર્યવાળી! તુ દેવ, અસુર, નાગ, ગધર્વ, રાક્ષસ, યક્ષ અથવા કિન્નર, એ જાતિઓમાની કઈ જાતિની સ્ત્રી છે? ૧–૫ હે સુદર મુખવાળી! તુ રુદ્રોમાની કોઈ છે કિવા મરુદ્‌ગણોમાની કોઈ છે અથવા તો વસુઓમાની કોઈ છે? ખરેખર તુ મને કોઈ દેવતાઓ સમાન ભાસે છે,૬ અથવા તે હે સુદરાગી! તું સર્વ તારાઓમા શ્રેષ્ઠ ગુણોથી અધિક અને ચદ્રથી વિયોગ પામી આકાશમાથી ખરી પડેલી સાક્ષાત્ રોહિણી છે શુ? અથવા તે હે શ્યામ નેત્રવાળી! તુ કોપથી કિવા મોહથી પોતાના પતિ વસિષ્ઠને ક્રોધ પમાડીને અહી આવેલી સાક્ષાત્ કલ્યાણી અરુધતી છે શુ? હે સુમધ્યમા! તારા પિતા, ભાઈ, પુત્ર કિવા સ્વામી કોણ છે? શુ એમાના કોઈનો પરલોકવાસ થયો છે કે જેથી તુ આમ શોક કરે છે? ૭–૯ હે સુદર મુખવાળી! તું રુદન કરે છે, મોટા નિશ્વાસ મૂકે છે, પૃથ્વી પર આળોટે છે તથા કોઈક રાજાનુ નામ રટે છે, એથી હુ તને દેવી તો માની શકતો

નથી[૧૦] તારા શરીરમા જે રાજચિહ્નો જણાય છે, તે ઉપરથી હુ ધારુ છુ કે, તુ કોઈ રાજાની પટરાણી અથવા રાજકન્યા છે[૧૧] હે સ્ત્રી! તારુ કલ્યાણ થાઓ જો તુ રાવણે જનસ્થાન માથી બળાત્કારે હરણ કરી આણેલી સીતા હોય તો હુ તને પૂછુ છુ, માટે સાચેસાચુ કહે[૧૨] હે કલ્યાણી! તારા મુખ પર દીનતા જણાય છે, તારુ રૂપ અપ્રતિમ છે અને તારો વેશ તપસ્વિની જેવો છે એ ઉપરથી મને લાગે છે કે નિશ્ચય, તુ શ્રીમાન રામચદ્રની પ્રિય પત્ની મહાસતી સીતા જ છે[૧૩]

શિશપાવૃક્ષની નીચેની શાખા પર રહેલા કપિવર હનુમાનના વચન સાભળીને તથા રામ ચદ્રનુ નામ સાભળીને હર્ષિત થયેલા સતી શિરોમણિ સીતાએ કહ્યુ[૧૪] આ પૃથ્વીમા જેટલા રાજસિહો છે, તે સર્વમા મુખ્ય અને શત્રુની સેનાનો નાશ કરનારા મહાત્મા દશરથ રાજાની હુ પુત્રવધૂ છુ[૧૫] હુ મહાત્મા જનક રાજાની પુત્રી છુ 'સીતા' એવુ મારુ નામ છે હુ બુદ્ધિમાન રામચદ્રની પત્ની છુ[૧૬] મારુ લગ્ન થયા પછી હુ મારા પતિ રામચદ્ર સાથે બાર વર્ષ સુધી રાજભવનમા રહી, ત્યા અનેક પ્રકારના ભોગ ભોગવ્યા અને મારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ થઈ[૧૭] તે પછી તેરમા વર્ષમા ઇક્ષ્વાકુ વશને આનદ આપનારા મારા પતિ રામચદ્રને રાજ્યાભિષેક કરવાનો મારા સસરા દશરથ રાજાએ પોતાના પુરોહિત તથા મત્રીઓની સાથે મળીને વિચાર કર્યો[૧૮] જ્યારે રામચદ્રને રાજ્યાભિષેક કરવાની સામગ્રી તૈયાર થવા લાગી, ત્યારે રાજા દશરથની 'કકેયી' નામની એક માનીતી રાણીએ પોતાના સ્વામીને કહ્યુ[૧૯] જો રામને રાજ્યાભિષેક થશે, તો હુ મારા નિત્યના ખાનપાનનો ત્યાગ કરી જીવિતનો અત આણીશ અર્થાત્ જો રામ ગાદીએ બેસશે, તો હુ ગમે તે પ્રકારે મરણ પામીશ[૨૦] હે નૃપોત્તમ! જો તમારે મને જીવતી રાખવી હોય અને તમો પૂર્વપ્રીતિથી મને જે બે વરદાન આપેલા છે તે સત્ય કરવા હોય, તો આજે રામ વનમા જાય અને મારા પુત્ર ભરતને રાજ્યાભિષેક થાય[૨૧] કૈકેયીના એવા ક્રૂર અને અપ્રિય વચન સાભળીને તથા પૂર્વે તેને આપેલા બે વરદાન રૂપ પોતાના વચનોને સભારીને સત્યવાદી મહા રાજા દશરથ મૂર્છિત થઈ પડ્યા પછી સત્ય ધર્મનુ પાલન કરનારા વૃદ્ધ દશરથ રાજાએ રુદન કરતા કરતા પોતાના યશસ્વી જ્યેષ્ઠ પુત્ર રામ ચદ્રને વનમા જવા કહ્યુ[૨૨,૨૩] ત્યારે મહા સમર્થ રામચદ્ર કે જેમને પોતાના પિતાની આજ્ઞા પાળવી એ રાજ્યાભિષેક કરતા પણ અત્યત પ્રિય હતુ, તેમણે પોતાના મન સાથે વનમા જવાનો દૃઢ નિશ્ચય કરીને વાણી વડે પિતાની એ આજ્ઞાનો સ્વીકાર કર્યો[૨૪] સત્ય પરાક્રમવાળા શ્રીમાન રામચદ્ર પોતાના પ્રાણ જતા હોય, તોપણ આપેલુ પાછુ લેતા નથી તેમ જ અસત્ય બોલતા નથી[૨૫] તરત જ મહાયશસ્વી રઘુવીરે પોતાના શરીર પરથી કિમતી વસ્ત્રાભૂષણો ઉતારી નાખ્યા અને પોતાના મન વડે રાજ્યનો પણ ત્યાગ કર્યો પછી મારા સાસુજી કૌશલ્યાને મારી સોપણી કરી, પરતુ હુ તો તેમની સાથે વનમા જવાને પ્રથમથી જ આગળ થઈ, કેમ કે તેમના વિના સ્વર્ગમા રહેવાનુ પણ મને રુચતુ નથી[૨૬,૨૭] એ વેળા મિત્રને આનદ આપનારા અને મહાભાગ્યવાળા સુમિત્રાપુત્ર લક્ષ્મણ પણ પોતાના મોટા ભાઈ રામચદ્રના પહેલા જ વલ્કલવસ્ત્ર તથા દર્ભ ધારણ કરીને તેમની સાથે વનમા જવા તત્પર થયા એ પ્રમાણે અમારા વડીલ દશરથ રાજાની આજ્ઞાને મસ્તક પર ચડાવીને તથા દૃઢ વ્રત ધારણ કરીને અમે ત્રણે જણા પૂર્વે કદી નહિ જોયેલા એવા ભયકર દડકારણ્યમા આવ્યા અમે ત્રણે જણા દડકારણ્યમા આવેલા જન સ્થાનમા વસતા હતા, તે સમયે હુ કે જે અમિત તેજવાળા રામચદ્રની ભાર્યા છુ, તેનુ દુરાત્મા રાવણે હરણ કર્યુ હાલમા રાવણે મને બે માસ સુધી જીવતી રાખવાનો અનુગ્રહ

દર્શાવ્યો છે જો એટલા સમયમા મારા સ્વામી રામચદ્ર મારી સભાળ નહિ લે, તો એ અવધિ વીત્યા પછી હુ જીવિતનો ત્યાગ કરીશ ’૨૮-૩૧

ઇતિ શ્રીમદ્ વાલ્મીકિ રામાયણે આદિકાવ્યે સુંદરકાંડે તેત્રીશમો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩૪ મો

## હનુમાનનુ સીતાને આશ્વાસન

तस्यास्तद्वचनं श्रुत्वा हनुमान्हरिपुङ्गवः ।
दुःखाद्दुःखाभिभूतायाः सान्त्वमुत्तरमब्रवीत् ॥ १ ॥

ઉપરાઉપરી પડતા દુ ખથી પીડાઈ રહેલા સતીશિરોમણિ સીતાના વચન સાભળીને વાનર શ્રેષ્ઠ હનુમાન તેનુ સાત્વન કરતા કહેવા લાગ્યો ‘ હે દેવી ! હુ રામચદ્રનો દૂત છુ અને તેમનો સદેશો લઈને તમારી પાસે આવ્યો છુ હે વદેહી ! શ્રી રઘુવીર ક્ષેમકુશળ છે અને તેમણે તમારુ ક્ષેમકુશળ પુછાવ્યુ છે ² હે દેવી ! જે બ્રહ્માસ્ત્રને જાણે છે, ચારે વેદોને જાણે છે તથા સર્વ વેદજ્ઞ પુરુષોમા શ્રેષ્ઠ છે, તે દશરથ નદન રામચદ્ર તમને કુશળ કહાવ્યુ છે, તેમ જ તમારા પતિને પ્રિય અને તેમની સેવા ઉઠાવનારા મહાતેજસ્વી લક્ષ્મણ કે જે શોક વડે તપી રહેલ છે, તેણે તમને પ્રણામ કહ્યા છે ’

હનુમાનના મુખથી પુરુષોમા સિહ સરખા રામ-લક્ષ્મણના કુશળ સમાચાર સાભળીને શ્રીમતી સીતાને અગેઅગ આનદ ઊભરાઈ જવા લાગ્યો તેમણે હનુમાન પ્રત્યે કહ્યુ ⁵ ‘ અહો ! જીવતા મનુષ્યને સો વર્ષે પણ આનદ પામવા વારો આવે છે, એવી જે લોકોમા કહેવત ચાલે છે, તે આજે મારા સબધમા સત્ય નીવડી ’⁶

પરસ્પર પરિચય થવાથી સીતા અને હનુમાનને અત્યત આનદ વધ્યો અને વિશ્વાસ પામી બન્ને જણાએ પરસ્પર વાતચીત કરી શોકથી સતપ્ત થયેલ સીતાના વચન સાભળ્યા પછી કપિવર હનુમાન સીતા ઊભા હતા તે તરફ જવા લાગ્યો ⁷,⁸ કપિશ્રેષ્ઠ હનુમાન જેમ જેમ સીતાની પાસે જતો ગયો, તેમ તેમ સીતાને રખે ને આ રાવણ હોય ’ એવી શકા ઊપજવા લાગી તે વિચાર કરવા લાગ્યા ‘ હા, મને ધિક્કાર છે કે મે આની સાથે વાતચીત કરી ! અરેરે આ તો બીજુ રૂપ લઈ આવેલો રાવણ જ છે ’⁹,¹⁰ આવો વિચાર કરી શોકને લીધે સુકાઈ ગયેલા નિર્દોષ અગવાળા સીતા તરત જ વૃક્ષની શાખાને છોડી દઈને પૃથ્વી પર બેસી ગયા એ સમયે મહાબાહુ હનુમાને પૃથ્વી પર બેઠેલા જનકનદિની સીતાને પ્રણામ કર્યા, પરતુ રાવણ હોવાની શકાને લીધે ભયથી નાસી ગયેલા સીતાએ તેના સામુ પણ જોયુ નહિ ¹¹,¹²

પછી છેક પાસે આવી હનુમાનને પણ પોતાના ચરણોનુ વદન કરતા જોઈને ચદ્રમુખી સીતાએ દીર્ઘ નિ શ્વાસ મૂકી મધુર વાણીથી કહ્યુ ¹³ ‘ જો તુ માયાથી રૂપ બદલીને આવેલો સ્વય રાવણ હોય, તો હુ તને કહુ છુ કે તુ મને આવી રીતે વારવાર સતાપે છે એ ઠીક નથી, અર્થાત્ મને વારવાર દુ ખી કરવાથી તારુ ભલુ થશે નહિ ¹⁴ પૂર્વે જનસ્થાનમા પોતાનુ ખરુ સ્વરૂપ બદલીને ભિક્ષુરૂપ ધારણ કરીને આવેલા જે રાવણને મે જોયો હતો, તે જ તુ રાવણ છે હે ઇચ્છિત રૂપ ધરનાર નિશાચર રાવણ ! હુ કે જે શોકથી સતાપ પામેલી તથા ઉપવાસથી કૃશ થયેલી છુ, તેને તુ આમ વારવાર સતાપે છે એ ઠીક નથી ’¹⁵,¹⁶

એટલુ કહેતામા તો વળી ચપળ ચિત્તનો વિચાર ફરી જતા સતી સીતા બોલ્યા ‘ ના, ના, મારી એ શકા સત્ય હોય એમ જણાતુ નથી કેમ કે તને જોતા જ મારા મનમા પ્રીતિ ઉત્પન્ન થાય છે ¹⁷ માટે હે વાનરશ્રેષ્ઠ ! જો તુ રામચદ્રનો દૂત થઈને આવ્યો હોય, તો તારુ કલ્યાણ થાઓ હુ તને રામચદ્ર સબધી જ પ્રશ્ન કરીશ મને રામ સબધી કથા ઘણી જ પ્રિય લાગે છે ¹⁸ હે વાનર ! તુ મારા પ્રિય ભર્તા રામચદ્રના ગુણોનુ વર્ણન કર હે કપિવર ! જેમ નદીનો વેગ કિનારાનુ હરણ કરે છે, તેમ તુ મારા ચિત્તનુ હરણ કરે છે, અર્થાત્ પતિના

મા ચિત્ત તારા પર વિશ્વાસયુક્ત થતું જાય છે. અહો ! આજનુ આ સ્વપ્ન મને કેવુ સુખરૂપ થઈ પડ્યુ છે, કે જેમા રાવણે ઘણા વખતથી હરણ કરી આણેલી હુ મારા પતિએ મોકલેલા વનવાસી દૂતને દેખુ છુ [૧૯,૨૦] અરે, સ્વપ્નમા પણ જો હુ મારા પતિ રામચન્દ્ર અને તેમના નાના ભાઈ લક્ષ્મણને જોઉ, તો મને વધારે કષ્ટ થાય નહિ, પરંતુ હાલમા તો સ્વપ્ન પણ મારા વેરી થઈ પડ્યા છે [૨૧] અરે, પણ આ સ્વપ્ન છે એમ હુ માનતી નથી, કેમ કે સ્વપ્નમા વાનર જોવામા આવે તો અભ્યુદય થતો નથી, પરંતુ આથી તો મારો ખરેખરો અભ્યુદય થવાનો જણાય છે [૨૨] અરે, શુ આ મને ચિત્તભ્રમ તો નહિ થયો હોય ! અથવા તો મારામા કોઈ વાયુભૂતાદિનો આવેશ તો નહિ થયો હોય ? કિંવા ઉન્માદથી થતો કોઈ પ્રકારનો મનોવિકાર તો નહિ હોય ? અથવા શુ મને આ મૃગતૃષ્ણા સરખુ દેખાતુ હશે [૨૩] ના, ના, આ ઉન્માદ તો નથી જ અરે ! આ ચિત્તભ્રમ પણ નથી, કેમ કે તેના લક્ષણ પણ ઉન્માદ જેવા જ હોય છે હુ મને પોતાને તેમ જ મારી પાસે ઊભેલા કપિને સારી રીતે ઓળખી શકુ છુ [૨૪]

રાક્ષસો ઇચ્છિત રૂપ ધરનારા હોવાથી અત્યંત બળવાન છે, એ સબધી તથા રામચન્દ્રના દૂત વાનરથી અહીંયા આવી શકાય એમ નથી એ સબધી અનેક તર્કવિતર્ક કરીને વળી સતી શિરોમણિ સીતાએ માન્યુ 'રાક્ષસો પોતાની ઇચ્છામા આવે તેવુ રૂપ ધરી શકે છે, માટે નિશ્ચય આ રાવણ જ છે [૨૫] આમ માનીને પાતળી કટિવાળા જનકનંદિની સીતાએ હનુમાન પ્રત્યે બોલવુ બધ કર્યું સીતાની શકા જાણી લઈને પવનસુત હનુમાન કાનને પ્રિય લાગે તેવા વિશ્વાસપાત્ર વચનો બોલીને તેને હર્ષિત કરવા લાગ્યો [૨૬,૨૭]

સૂર્ય સરખા તેજસ્વી, ચન્દ્ર સરખા સર્વ લોકને પ્રિય, સાક્ષાત્ કુબેરની પેઠે સર્વ લોકોને ઇચ્છિત આપીને તુષ્ટ કરનાર,[૨૮] વિષ્ણુ સરખા પરાક્રમી તથા યશસ્વી, સાક્ષાત્ દેવોના ગુરુ બૃહસ્પતિની પેઠે મધુર અને સત્ય બોલનાર,[૨૯] મૂર્તિમાન કામદેવના જેવા સ્વરૂપસૌંદર્યવાળા, અપરાધી જનો પર ક્રોધ કરી તેને દડ દેનારા અને સર્વ લોકમા શ્રેષ્ઠ એવા મહારથી રામચન્દ્ર કે જેના રક્ષણ નીચે લોકો સુખપૂર્વક રહે છે, તે મહાત્મા રામચન્દ્રને મૃગનુ રૂપ ધરીને જે આશ્રમથી ઘણે દૂર લઈ ગયો અને શૂન્ય પડેલા આશ્રમમાથી જેણે તમારુ હરણ કર્યું, તે દુષ્ટાત્મા રાવણને પોતાના કર્મોના ફળ અવશ્ય મળશે અને તે હવે અલ્પ સમયમા જ તમારા જોવામા આવશે હે દેવી ! હવે અલ્પ સમયમા જ ક્રોધપૂર્વક અગ્નિ સરખા પ્રજ્વલિત બાણો વડે મહાપરાક્રમી રઘુવીર કે જે રાવણનો વધ કરવાના છે, તેમનો દૂત થઈને હુ તમારી પાસે આવ્યો છુ [૩૦-૩૩] હે જાનકી ! તમારા વિયોગથી દુખી થઈ રહેલા રામચન્દ્ર તમને કુશળ કહાવ્યુ છે, તેમ જ સુમિત્રાના આનદની વૃદ્ધિ કરનારા મહાતેજસ્વી લક્ષ્મણે પણ તમને અભિવદન કરી કુશળ કહાવ્યુ છે હે દેવી ! 'સુગ્રીવ' નામનો વાનર કે જે અમો સર્વ કપિઓનો રાજા છે અને શ્રીમાન રામચન્દ્રનો મિત્ર છે, તેણે પણ તમને કુશળ કહાવ્યુ છે રામ, લક્ષ્મણ તથા સુગ્રીવ તમને નિરતર સભારે છે હે વૈદેહી ! આ એક મોટા ભાગ્યની વાત છે કે રાક્ષસીઓને વશ પડવા છતા તમે આજ સુધી જીવતા રહ્યા છો હવે થોડા કાળમા જ તમે અમિત તેજવાળા રામને, મહારથી લક્ષ્મણને તથા કરોડો વાનરોના અધિપતિ સુગ્રીવને જોશો હુ વાનરરાજ સુગ્રીવનો સચિવ છુ અને મારુ નામ 'હનુમાન' છે [૩૪-૩૮] હુ સો યોજનનો મોટો સમુદ્ર ઓળગી આ લકાનગરીમા આવ્યો છુ અને દુરાત્મા રાવણને નહિ ગણકારતા પોતાના પરાક્રમનો આશ્રય કરીને હુ તમારી શોધ કરતો અહીં આવી પહોચ્યો છુ હે દેવી ! હુ રાવણ નથી તમે શકાનો ત્યાગ કરો અને મારા વચન પર વિશ્વાસ રાખો [૩૯]

# સર્ગ ૩૫ મો

## હનુમાન અને સીતા–રામચિહ્નવર્ણન અને સ્વવૃત્તાંતકથન

ता तु रामकथा श्रुत्वा वैदेही वानरर्षभात्।
उवाच वचनं सान्त्वमिदं मधुरया गिरा॥१॥

વાનરશ્રેષ્ઠ હનુમાનના મુખથી રામકથા સાભળીને સતીશિરોમણિ સીતા મધુરી વાણીથી નમ્ર વચન કહેવા લાગ્યા ૧ ‘હે કપિ! તને રામચંદ્રનો મેળાપ ક્યાં થયો? તું લક્ષ્મણને શી રીતે ઓળખે છે? તેમજ વાનરોનો અને મનુષ્યોનો સમાગમ કેવી રીતે થયો? ૨ હે વાનર! રામ અને લક્ષ્મણના રાજાને યોગ્ય શા શા ચિહ્નો છે, તે તું મને યથાર્થ કહે કે જેથી મારો શોક શાંત થાય ૩ હે કપિ! રામ–લક્ષ્મણના અવયવો કેવા છે? તેમનું રૂપ કેવું છે? તેમના ઊરુ કેવા છે? તેમની ભુજાઓ કેવી છે, એ સઘળું મને યથાર્થ રીતે કહો ’૪

વિદેહતનયા સીતાએ એ પ્રમાણે પૂછ્યું, ત્યારે વાયુસુત હનુમાને યથાર્થ રીતે રામચંદ્રનું વર્ણન કરવા માંડ્યું તે બોલ્યો ૫ ‘હે કમળપત્ર સરખા નેત્રવાળા વૈદેહી! તમે સઘળું જાણો છો છતાં મને પૂછો છો, તો હે વિશાલાક્ષિ! રામ તથા લક્ષ્મણના જે જે રાજચિહ્નો મારા જોવામાં આવ્યા છે, તે સઘળાં હું તમને કહું છું ૬,૭ હે જનકનંદિની! રામચંદ્રના નેત્ર કમળપત્ર સરખા છે, તેમનું મુખ પૂર્ણિમાના ચંદ્ર સરખું છે અને રૂપ તથા દાક્ષિણ્ય આદિ ગુણો તેમના વિષે જન્મથી જ રહેલા છે ૮ શત્રુઓને તપાવનારા એ રામચંદ્ર તેજમાં સૂર્ય સરખા છે બુદ્ધિમાં બૃહસ્પતિ સરખા છે, ક્ષમામાં પૃથ્વી સરખા છે, ઉજ્જ્વળ યશમાં ઇંદ્ર સરખા છે અને સર્વ જીવલોકનું, સ્વજનોનું, સદાચરણનું તથા ધર્મનું રક્ષણ કરનારા છે હે ભામિની! શ્રીમાન રામચંદ્ર ચાતુર્વર્ણ્ય પ્રજાનું રક્ષણ કરનારા છે તેમ જ વર્ણાશ્રમધર્મની મર્યાદાનું પાલન કરનારા તથા કરાવનારા છે ૯–૧૧ એ રામચંદ્ર અત્યંત ઓજસવાળા છે અને સર્વને પૂજ્ય છે તે બ્રહ્મચર્યવ્રતનું પાલન કરનારા છે, સજ્જનોએ કરેલા ઉપકારને જાણનારા છે, ક્રિયાક્રમના પ્રચારને જાણનારા છે, ૧૨ રાજનીતિમાં કુશળ છે, બ્રાહ્મણોની ઉપાસના કરનારા છે અને જ્ઞાન, શીલ તથા વિનયથી યુક્ત છે શ્રીમાન રામચંદ્ર યજુર્વેદ આદિ ચારે વેદોમાં, વેદાંગોમાં તેમ જ ધનુર્વેદમાં પારંગત છે અને વેદજ્ઞ પુરુષોને પણ પૂજ્ય છે ૧૩,૧૪ હે દેવી! રામચંદ્રના ખભા વિપુલ છે, ભુજાઓ જાનુ પર્યંત લાંબી છે, ગ્રીવા શંખના જેવી છે, હાંસડી દેખાતી નથી, નેત્ર રક્તવર્ણાં છે, મુખ સુંદર છે અને તેઓ લોકોમાં વિખ્યાત છે ૧૫ શ્રીમાન રામચંદ્રનો વર્ણ સ્નિગ્ધ પ્રકાશતો છે, સ્વર દુંદુભિ સરખો ગંભીર છે, તેમનું આખું શરીર ઘાટીલું છે, તેમના સર્વ અંગો પણ ઘાટીલાં છે અને તે શરીરે શ્યામવર્ણા છે ૧૬ રામચંદ્રના ઊરુ, કાંડું તથા મુષ્ટિ સ્થિર છે, ભ્રકુટી, વૃષણ અને બાહુ દીર્ઘ છે, કેશના અગ્ર, વૃષણ તથા જાનુ સમાન છે, નાભિની અંદરનો ભાગ, કૂખ અને વક્ષઃસ્થળ ઊપસેલા છે, નેત્રના ખૂણા, નખ તથા હાથ અને પગનાં તળિયાં રાતાં છે, ચરણની રેખાઓ, મસ્તકના કેશ તથા લિંગનો મણિ એ ત્રણ સુંવાળાં છે સ્વર, ગતિ અને નાભિ ગંભીર છે ૧૭ તેમના ઉદર તથા કંઠ ઉપર ત્રિવળી પડે છે તેમના ચરણતળનો મધ્યભાગ ચરણની રેખાઓ અને સ્તનની ડીંટડીઓ એ ત્રણ ઊંડા છે, ગ્રીવા, જનનેંદ્રિય, પીઠ તથા જંઘા એ ચાર ટૂંકાં છે, તેમના મસ્તકમાં ત્રણ ભમરા છે, હાથના અંગૂઠાના મૂળ આગળ ચાર રેખાઓ છે, લલાટમાં ચાર રેખાઓ છે, તેમના બાહુ, જાનુ ઊરુ તથા ગંડસ્થળ સમાન છે અને તે ચાર આંગળ ઊંચા છે ૧૮ હે વૈદેહી! રામચંદ્રના બે નસકોરાં, બે ભ્રકુટીઓ, બે નેત્ર, બે કાન, બે હોઠ, બે સ્તનની ડીંટડીઓ, બે કોણીઓ, બે હાથના કાંડાં, બે ઢીંચણ, બે વૃષણ, બે કટિ, બે હાથ, બે ચરણ અને બે નિતંબ, એ ચૌદ સુનંદ અંગ સરખાં છે તેમના દાંતની બંને પંક્તિઓના છેડા ઉપર શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ચારચાર દાઢો છે, તેમની

ચાલ સિંહ, શાર્દૂલ, હાથી તથા વૃષભના જેવી છે; તેમના હોઠ, હડપચી અને નાસિકા એ ત્રણે સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં લક્ષણવાળાં છે; તેમનાં વાણી, સુખ, નખ, રુવાંટાં તથા ત્વચા, એ પાંચ કોમળ છે અને બે બાહુ, બે કનિષ્ઠિકા આંગળી, બે ઊરુ તથા બે જંઘા એ આઠ અંગ દીર્ઘ છે. શ્રીમાન રામચંદ્રનાં મુખ, નેત્ર, મોંની અંદરનો ભાગ, જીભ, હોઠ, તાળવું, સ્તન, નખ, હાથ તથા ચરણ, એ દશે અંગો કમળ સરખાં શોભાયમાન છે; છાતી, મસ્તક, લલાટ, ગ્રીવા, બાહુ, ખભા, નાભિ, ચરણ, પીઠ તેમ જ કાન, એ દશે અંગ વિશાળ છે; બગલ, કૂખ, છાતી, નાક, ખભા તથા લલાટ એ છ અંગો ઉન્નત છે; તેમ જ આંગળીઓના વેઢા, મસ્તકના કેશ, રુવાંટાં, નખ, ત્વચા, લિંગ, દાઢી-મૂછના વાળ, દૃષ્ટિ તથા બુદ્ધિ, એ નવ સૂક્ષ્મ છે. એ રઘુવીર દેશ-કાળને અનુસરી ધર્મ, અર્થ અને કામનું સેવન કરે છે. તેમનાં માતા-પિતાનુ કુળ ઘણું જ શુદ્ધ છે. તે લક્ષ્મી, યશ અને તેજથી પરિપૂર્ણ છે. વળી તે સત્ય ધર્મમાં પ્રીતિવાળા છે; ધનનો સંગ્રહ કરવામાં તથા પ્રજાનું રક્ષણ કરવામાં તત્પર છે; દેશ-કાળને જાણનારા છે અને સર્વ લોકને પ્રિય લાગે તેવું મધુર ભાષણ કરનારા છે.[૧૯-૨૧] તેમના ઓરમાન ભાઈ લક્ષ્મણ પણ અમાપ તેજવાળા છે અને પ્રીતિ, રૂપ તથા ગુણોમાં રામચંદ્રના જેવા જ છે.[૨૨] માત્ર તેમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો છે અને મહાયશસ્વી રામચંદ્ર શ્યામવર્ણના છે. પુરુષસિંહ સરખા એ બંને રઘુવીરો તમારાં દર્શન માટે તલસી રહ્યા છે.[૨૩]

તમારી જ શોધ કરતા તેઓ આખી પૃથ્વીમાં ફરતા ફરતા એક દિવસ અમારા વનમાં આવી ચડ્યા.[૨૪] એ સમયે પોતાના મોટા ભાઈ વાલીએ રાજ્યમાંથી કાઢી મૂકેલો હોવાથી અનેક વૃક્ષોવાળા ઋષ્યમૂક પર્વતની તળેટીમાં આવી રહેલો અને વાલીના ભયથી પીડાતો કપિશ્રેષ્ઠ સુગ્રીવ દૂરથી તેમની દૃષ્ટિએ પડ્યા. અમે વાનરો પણ સત્ય પ્રતિજ્ઞાવાળા એ સુગ્રીવની કે જેને વાલીએ રાજ્યમાંથી કાઢી મૂકયો હતો તેની તે દિવસથી સેવા કર્યા કરીએ છીએ. વલ્કલવસ્ત્રને ધારણ કરનારા તથા હાથમાં શ્રેષ્ઠ ધનુષ્ય ગ્રહણ કરી પોતાની તરફ આવતા રામ-લક્ષ્મણને જોઈ વાનરવર સુગ્રીવ ભયભીત થયો અને ઋષ્યમૂક પર્વતના એક મોટા શિખર પર ચડી ગયો. પર્વતશિખર પર ચડી બેઠા પછી વાનરરાજ સુગ્રીવે સામેથી આવતા એ બંને રાજપુત્રોની પાસે જવાની મને આજ્ઞા કરી. જેથી હું તરત જ શાસ્ત્રોક્ત રૂપ તથા લક્ષણવાળા એ બંને વીરોની પાસે ગયો અને હાથ જોડી ઊભો રહ્યો. પરસ્પર વાતચીત કરી એકબીજાનું સંપૂર્ણ વૃત્તાંત જાણ્યા પછી એ રાજપુત્રોએ મારા પર પ્રીતિ દર્શાવી. પછી હું તેઓને મારી પીઠ પર બેસાડી સુગ્રીવની પાસે લઈ ગયો અને મેં તેમનુ વનમાં આવવાનું કારણ યથાર્થ રીતે સુગ્રીવને નિવેદન કર્યું.[૨૫-૩૧] પરસ્પર સંભાષણ થવાથી તે બંને વચ્ચે ગાઢી પ્રીતિ બંધાઈ અને તેઓ પોતપોતાનું અથેતિ વૃત્તાંત એકબીજાને કહીને પરસ્પર વિશ્વાસ પામ્યા. પછી લક્ષ્મણના મોટા ભાઈ રઘુવીરે સુગ્રીવનું સાંત્વન કર્યું; કેમ કે અતિ તેજસ્વી તેના મોટા ભાઈ વાલીએ તેને સ્ત્રી સંબંધી તકરાર માટે નગરમાંથી કાઢી મૂકયો હતો. તમારા વિયોગ થવાથી અક્લિષ્ટકર્મા રામચંદ્રને જે શોક થયો હતો, તે સર્વ જ્યારે મહાત્મા લક્ષ્મણે સુગ્રીવને જણાવ્યો, ત્યારે વાનરેંદ્ર સુગ્રીવ, રાહુએ ગળેલા સૂર્ય સરખો નિસ્તેજ થઈ ગયો. ત્યાર પછી રાવણ જ્યારે આકાશમાર્ગે તમારું હરણ કરી જતો હતો, ત્યારે તમોએ તમારા અંગ પરના જે જે અલંકારો પૃથ્વી પર નાખી દીધા હતા, તે સર્વ અમો સૌ વાનરોએ આનંદથી તમારા પતિ રામચંદ્રને બતાવ્યા; પરંતુ 'રાવણ તમને ક્યાં લઈ ગયો છે' એ અમે જાણતા ન હતા; એટલે અમે રામચંદ્રને બીજું વિશેષ કંઈ પણ કહી શકયા નહિ. તમારા શરીર પરથી પૃથ્વી પર વેરાઈ પડેલા અલંકારો કે જે મેં

એકઠા કરી સાચવી રાખ્યા હતા, તે જ્યારે મે રામચંદ્રની આગળ મૂક્યા, ત્યારે તેને જોતા જ તેઓ એકાએક મૂર્છિત થઈ ગયા કેટલીક વારે સાવધ થયા પછી શ્રીમાન રામચંદ્ર એ દશ નીચે અલંકારોને પોતાના ખોળામા રાખીને ઘણુ જ રુદન કર્યું, એવી રીતે તમારા આભૂષણો જોવાથી રઘુવીરનો શોકાગ્નિ વધારે સળગી ઊઠ્યો હે સીતા ! એ સમયે દુ ખી થઈ ગયેલા મહાત્મા રામચંદ્ર ઘણી વાર સુધી શોકથી મૂર્છિત થઈ પૃથ્વી પર પડી રહ્યા એ સમયે મે તેમને અનેક પ્રકારના વાક્યોથી આશ્વાસન આપી મહામહેનતે સાવધ કર્યા ૩૨–૪૧ પછી રઘુવીરે તથા લક્ષ્મણે અમૂલ્ય આભૂષણોને ધારીધારીને જોયા અને સુગ્રીવ વગેરે સર્વને દેખાડ્યા ને સુગ્રીવને સાચવવા માટે આપ્યા હે આર્યા ! જેમ મહાન આગથી બળતો જ્વાળામુખી પર્વત નિરંતર તપ્યા કરે છે, તેમ શ્રીમાન રામચંદ્ર તમારુ દર્શન નહિ થવાથી નિરંતર તપ્યા કરે છે ૪૨,૪૩ અગ્નિ જેમ અગ્નિશાળાને તપાવે છે, તેમ તમારા વિયોગથી થતા ઉજાગરા, શોક અને ચિંતા એ ત્રણે મહાત્મા રામચંદ્રને તપાવે છે ૪૪ જેમ મોટો ધરતીકંપ થવાથી મહાન પર્વત કંપી ઊઠે છે, તેમ તમારુ દર્શન નહિ થવાથી તથા શોકાવાતને લીધે મહાત્મા રઘુવીર કંપાયમાન થયા કરે છે, હે રાજપુત્રી ! અત્યંત રમ્ય એવા વનો તથા નદી–નાળાઓ વગેરે સ્થળોમા ફરવા છતા પણ શ્રીમાન રામચંદ્ર તમારો વિયોગ હોવાને લીધે જરા પણ આનંદ પામતા નથી હે જનકનંદની ! પુરુષોમા સિંહ સરખા એ રામચંદ્ર રાવણનો તેના બંધુઓ તથા મિત્રો સહિત રાવણનો વધ કરીને હવે અલ્પકાળમા જ તમને મળશે ૪૫–૪૮

તમારા સ્વામી રામચંદ્ર અને વાનરશ્રેષ્ઠ સુગ્રીવ બન્નેએ મળીને વાલીનો વધ કરવાનો તથા તમારી શોધ કરવાનો નિશ્ચય કર્યો ત્યાર પછી શૂરવીર એવા એ બન્ને રાજકુમારોએ સુગ્રીવની સાથે કિષ્કિન્ધા પ્રત્યે જઈ યુદ્ધમા એક જ બાણ વડે વાલીનો નાશ કર્યો વાલીનો વધ કર્યા પછી મહા માન રામચંદ્રે કિષ્કિન્ધાના રાજ્યાસન પર સુગ્રીવનો અભિષેક કરી, તેને રીંછ અને વાનરોનો રાજા બનાવ્યો હે દેવી ! એ રીતે રામ અને સુગ્રીવનુ સખ્ય થયુ છે અને હુ તેમના દૂત તરીકે તમારી પાસે આવ્યો છુ મારુ ‘હનુમાન’ એવુ નામ છે, એ તમે નિઃસંદેહ જાણો પોતાને રાજ્ય મળ્યા પછી કપિરાજ સુગ્રીવે મહાબળવાળા અનેક કપિઓને બોલાવ્યા છે અને તમારી શોધ કરવા તેઓને દશે દિશાઓમા મોકલ્યા છે વાનરરાજ સુગ્રીવની આજ્ઞા થવાથી મહાપરાક્રમી અને પર્વત સમાન પ્રૌઢ દેહવાળા અનેક કપિઓ તમારી શોધ કરવા માટે પૃથ્વી પર ચોમેર નીકળી પડ્યા છે ૪૯–૫૩ સુગ્રીવની ઉગ્ર આજ્ઞાથી ભય પામેલા અમે સર્વ વાનરો ‘ગમે ત્યાથી પણ તમને શોધી કાઢવા’ એવો નિશ્ચય કરીને આખી પૃથ્વીમા ફરીએ છીએ તેમા વાલીનો પુત્ર મહાબળવાન અંગદ ત્રીજા ભાગની સેના લઈ ને તમારી શોધ માટે નીકળેલો છે. ૫૪,૫૫ અંગદ આદિ અમે સૌ ફરતા ફરતા પર્વતશ્રેષ્ઠ વિંધ્યાચળમા આવ્યા ત્યા અમે ભૂલા પડ્યા અને શોકમા ને શોકમા જ અમારા ઘણા રાત્રિ–દિવસ વ્યર્થ નીકળી ગયા ૫૬ પછી ઘણો કાળ વ્યતીત થવાથી તમારી શોધમા નિષ્ફળ થયા એમ માનીને તથા ‘હવે જો પાછા જઈશુ તો સુગ્રીવ આપણને ઉગ્ર દંડ આપ્યા વિના રહેશે નહિ’ એવા ભયથી ડરીને અમે સૌ પ્રાણત્યાગ કરવા તૈયાર થયા ૫૭ હે દેવી ! મોટા મોટા પર્વતો દુર્ગો અને નદીનાળા વગેરે સર્વ સ્થળો અમે શોધી વળ્યા, પરંતુ ક્યાય પણ તમારો પત્તો નહિ મળવાથી અંતે અમોએ પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો પછી અમે સૌએ વિંધ્યાચળના શિખર પર જઈને પ્રાયોપવેશન કર્યું સર્વ કપિઓને મરવાના નિશ્ચયથી અનશનવ્રત ધરી બેઠેલા જોઈને યુવરાજ અંગદ અત્યંત શોકાતુર થઈ ગયો અને તમારુ હરણ, વાલીનો વધ અને સુગ્રીવના ભયથી અમો સર્વનુ મરણ તથા જટાયુનો વધ, એ સઘળું

સંભારી સંભારીને વિલાપ કરવા લાગ્યો.

સુગ્રીવની આજ્ઞા નહિ પાળવાથી નિરાશ થઈ અમે સૌ મરવાનો નિશ્ચય કરી પર્વતશિખર પર બેઠા હતા; તેવામાં જટાયુનો સહોદર ભાઈ મહાબળવાન ગૃધ્રરાજ સંપાતિ કોઈ કાર્ય માટે ત્યાં આવી ચડયો.[૫૮-૬૨] અંગદના વિલાપ વચનોમાંથી પોતાના ભાઈ જટાયુનો વધ થયેલો સાંભળી. સંપાતિ અતિશય ક્રોધે ભરાયો અને બોલ્યો : 'અરે, મારા નાના ભાઈને કોણે માર્યો અને તે કયાં હણાઈ પડયો છે?[૬૩] હે વાનરશ્રેષ્ઠ! આ બાબતમાં હું તમારા મુખથી સાંભળવા ઇચ્છું છું.' ગૃધ્રરાજ સંપાતિનુ વચન સાંભળીને જનસ્થાનમાં લડતાં રાક્ષસરાજ રાવણના હાથે તમારે માટે હણાયેલા જટાયુની વાત તથા રાવણે કરેલું તમારું હરણ, એ સઘળું યથાથ રીતે યુવરાજ અંગદે તેને કહી સંભળાવ્યુ; ત્યારે પોતાના ભાઈ જટાયુનુ મરણ સાંભળીને તે અત્યંત દુઃખી થઈ ગયો. પછી તેણે તમારા સમાચાર આપતાં કહ્યું : 'હે વાનરો ! તમે જેની શોધ કરવા નીકળેલા છો, તે સતી સીતા હાલમા રાક્ષસરાજ રાવણને ત્યાં લંકામાં છે.'[૬૪,૬૫]

આનંદની વૃદ્ધિ કરનારું સંપાતિનું વચન સાંભળીને અત્યંત હર્ષિત થયેલા અંગદ વગેરે અમે સર્વ વાનરો વિંધ્યાચળ પરથી સમુદ્ર તરફ આવવા નીકળ્યા. તમારા દર્શન કરવાના ઉત્સાહમા ને ઉત્સાહમાં અમે સૌ થોડીક વારમાં જ દક્ષિણ સમુદ્રના ઉત્તર કિનારા પર આવી પહોંચ્યા; પરંતુ ઘુઘવાટ કરી રહેલા મહાન સમુદ્રને જોઈ સર્વ કપિઓ પુનઃ ચિંતાતુર થઈ ખેદ પામ્યા. પછી સર્વ વાનરોનાં ખેદ તથા ચિંતાને દૂર કરીને મેં સો યોજનનો કૂદકો મારી સમુદ્ર ઓળંગ્યો અને રાક્ષસોથી ભરેલી લંકામાં રાત્રિને સમયે પ્રવેશ કર્યો. તમને શોધતો હું આખી લંકાનગરીમાં ફરી વળ્યો. મેં રાક્ષસરાજ રાવણને જોયો તેમ જ સઘળા રાક્ષસોને પણ જોયા, પરંતુ કયાંય તમને જોયાં નહિ. ઘણી ઘણી શોધ કર્યા પછી છેવટે અહીં અશોકવાટિકામાં આવતાં હું તમારાં દર્શન કરવાને ભાગ્યશાળી થયો છું.[૬૬-૭૦]

હે અનંદિતા ! એ પ્રમાણે જે કંઈ વૃત્તાંત બનેલું છે, તે સઘળું મેં તમને અથેતિ કહી સંભળાવ્યુ.[૭૧] હે દેવી! હું રામચંદ્રનો દૂત છું, માટે તમે મારી સાથે સંભાષણ કરો. હે સીતા! રામચંદ્ર માટે આટલો પ્રયત્ન કરીને હું તમારી શોધ સારુ જ અહીં આવેલો છું.[૭૨] હે દેવી! હું સુગ્રીવનો સચિવ છું; વાયુનો પુત્ર છું અને 'હનુમાન' એવું મારું નામ છે. શસ્ત્રધારી પુરુષોમા શ્રેષ્ઠ એવા તમારા સ્વામી રઘુવીર કુશળ છે.[૭૩] વડીલ ભ્રાતાની સેવામાં તત્પર રહેનારા અને શુભ લક્ષણવાળા મહાત્મા લક્ષ્મણ પણ કુશળ છે.[૭૪] હે દેવી! મહાપરાક્રમી તમારા ભર્તા રામચંદ્રનુ હિત કરવામાં પ્રીતિવાળો હોવાથી જ હું સમુદ્ર ઓળંગીને અહીં આવ્યો છું અને સુગ્રીવની આજ્ઞા માન્ય કરી છે. હું સહાયથી રહિત હોવા છતાં ઇચ્છિત રૂપ ધરી તમારી શોધ કરવા અર્થે આખી દક્ષિણ દિશામાં ફરી વળ્યો છું. હે દેવી! છેવટે પણ હું તમારું દર્શન પામ્યો, એ બહુ રૂડું થયુ. હવે હું તમારે માટે શોક કરતા વાનરોના સંતાપને દૂર કરીશ. અહો મારાં સદ્ભાગ્ય કે સમુદ્ર ઓળંગવાનો મારો શ્રમ નિષ્ફળ ન ગયો. હે દેવી! મેં તમારાં પહેલવહેલાં જ દર્શન કર્યાં; તેથી તમારી શોધનો સઘળો યશ મને એકલાને જ મળશે. હે જનકતનયા ! તમે નિશ્ચય માનજો કે મહાપરાક્રમી રઘુવીર હવે સત્વર તમને મળશે અને રાક્ષસરાજ રાવણને તેના પુત્ર બાંધવાદિ સહિત હણશે.

હે વૈદેહી ! પર્વતોમાં ઉત્તમ એવો 'માલ્યવાન' નામનો એક પર્વત છે, તેમાં 'કેસરી' નામનો એક વાનર રહેતો હતો. તે કેસરી વાનર એક દિવસે 'ગોકર્ણ' નામના પર્વત તરફ જતો હતો; તેવામાં દેવર્ષિઓએ તેને આજ્ઞા કરી : 'સમુદ્રના પવિત્ર તીર્થમાં વસનારા 'શંખસાદન' નામના અસુરનો તું નાશ કર.' દેવર્ષિઓની આજ્ઞા થવાથી તેણે ત્યાં જઈ શંખસાદન અસુરને માર્યો હતો. એ મહાકપિ કેસરી મારા પિતા

થાય છે. હે મૈથિલી! એ કેસરી વાનરના¯ ક્ષેત્રમા હુ વાયુથી ઉત્પન્ન થયેલા છુ અને મારા પરાક્રમ વડે આ લોકમા 'હનુમાન' એવા નામથી વિખ્યાત છુ. હે વૈદેહી! તમારો મારા પર વિશ્વાસ બેસાડવા માટે મે તમારા સ્વામી રામચદ્રના ગુણોનુ વર્ણન કર્યુ છે. હે દેવી! હવે થોડા સમયમા જ રામચદ્ર તમને મળશે અને અહીથી તમને સત્વર સ્વસ્થાન પ્રત્યે તેડી જશે. ૭૫-૮૨

શોકથી પીડાતા સીતાને જ્યારે કપિવર હનુમાને એ પ્રમાણે ખરેખરી નિશાનીઓ આપી વિશ્વાસ બેસાડ્યો, ત્યારે સીતાએ જાણ્યુ આ મારા સ્વામી રામચદ્રનો જ દૂત છે. ૮૩ પછી હર્ષ વડે પુલકિત થયેલા સીતા અત્યત આનદ પામ્યા અને તેમના વાકી પાપણોવાળા નેત્રમાથી આનદાશ્ર ટપકવા લાગ્યા. ૮૪ એ વેળા વિશાલાક્ષી સીતાનુ શ્વેત તથા રક્તવર્ણ નેત્રવાળુ સુદર મુખ રાહુથી મુક્ત થયેલા ચદ્ર સરખુ શોભવા લાગ્યુ. ૮૫ સતીશિરોમણિ સીતા કપિવર હનુમાનને 'ખરેખર, આ હનુમાન જ છે' એમ માનવા લાગ્યા, અર્થાત્ તેમનો અન્યથાભાવ ટળી ગયો.

પછી કપિવર હનુમાને પ્રિયદર્શના સીતાને કહ્યુ ૮૬ 'હે મથિલી! મે તમને રામચદ્રના સર્વ સમાચાર કહી સભળાવ્યા છે, માટે હવે તમે શાત થાઓ કહો હવે હુ શુ કરુ? તમારી શી ઇચ્છા છે? હવે મારે અહીથી સત્વર વિદાય થવાની જરૂર છે. ૮૭ હે મથિની! પૂર્વે મહર્ષિઓની આજ્ઞાથી જેણે યુદ્ધમા 'શબસાદન' નામના અસુરનો નાશ કર્યો છે, તે કપિશ્રેષ્ઠ કેસરી વાનરનો હુ વાયુથી ઉત્પન્ન થયેલો ક્ષેત્રજ પુત્ર છુ અને એ મહર્ષિઓના પ્રભાવથી હુ પરાક્રમમા પણ વાયુના જેવો જ છું. ૮૮

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિ આ શ્રીરામાયણના સુંદરકાંડમા ૩૫ મો સર્ગ પ્રમાપ્ત

# સર્ગ ૩૬ મો

## હનુમાન અને સીતા-મુદ્રિકાસમર્પણ

भूय एव महातेजा हनूमान्पवनात्मजः।
अब्रवीत्प्रश्रितं वाक्यं सीताप्रत्ययकारणात् ॥ १ ॥

અત્યત તેજવાળો પવનસુત હનુમાન સીતાને વિશ્વાસ ઉપજાવવા માટે પુન પણ નમ્ર વચન કહેવા લાગ્યો. ૧

હે મહાભાગ્યવતી! હુ વાનરજાતિનો છું અને મહાબુદ્ધિમાન રામચંદ્રનો દૂત છું. (ત્યાર પછી રામચદ્ર આપેલી મુદ્રિકા બતાવી બોલ્યો) હે દેવી! શ્રીમાન રામચદ્રના નામથી અકિત થયેલી આ મુદ્રિકા તમે જુઓ મહાત્મા રામચદ્ર તમને મારો વિશ્વાસ આવે એટલા માટે આ મુદ્રિકા આપેલી છે અને તે સારુ જ હું આ મુદ્રિકા તમારી આગળ મૂકુ છુ. હે દેવી! તમે શાત થાઓ, તમારું કલ્યાણ થશે. હવે તમારા દુખનો અત આવી રહ્યો છે. ૨-૩

પોતાના ભર્તા રામચંદ્રના હાથની મુદ્રિકા જોઈને તથા તેને પોતાના હાથમા લઈને સતી શિરોમણિ સીતા જાણે પોતાના સ્વામી જ મળ્યા હોય તેમ આનંદમા આવી ગયા. એ વેળા જેમ રાહુથી મુક્ત થયેલો ચંદ્ર પ્રસન્ન જણાય, તેમ રક્ત તથા શ્વેત વર્ણના નેત્રવાળુ સીતાનુ સુદર મુખ હર્ષપૂર્ણ જણાવા લાગ્યુ. ૪-૫ સ્વામીનો સદેશો મળવાથી હર્ષિત થયેલા તથા મુદ્રિકા ગ્રહણ કરવાથી કઇક લજવાતા મહાસતી સીતા અતિ આદરપૂર્વક કપિવર હનુમાનની પ્રશસા કરતાં બોલ્યા: 'હે વાનરશ્રેષ્ઠ! તે એકલાએ જ રાક્ષસોના સ્થાનમા નિર્ભયપણે પ્રવેશ કર્યો છે, એથી હુ ધારુ છુ કે, તુ મહાપરાક્રમી, મહાસમર્થ અને ઘણો જ બુદ્ધિમાન છે. મગર વગેરે મોટા મોટા પ્રાણીઓથી ભરેલા સો યોજનના સમુદ્રને તુ જળથી ભરેલા ગાયની ખરીના ખાબોચિયાની પેઠે ઓળગી આવ્યો, એથી હું ધારું છું કે તારુ પરાક્રમ અત્યંત વખાણવા યોગ્ય છે. ૬-૮ હે વાનરશ્રેષ્ઠ! હું તને સાધારણ

¯ કેસરીની સ્ત્રી અજના

વાનર જેવો વાનર માનતી નથી; કારણ કે સો યોજનના સમુદ્રનું ઉલ્લંઘન કરીને તું કંટાળ્યો નથી, તેમ જ તું રાવણથી પણ ડરતો નથી.[૯] હે કપિશ્રેષ્ઠ! જો મહાસમર્થ રામચંદ્ર તને મારી પાસે મોકલ્યો હોય, તો તું મારી સાથે સંભાષણ કરવાને યોગ્ય છે;[૧૦] કેમ કે અસહ્ય પરાક્રમવાળા મારા પતિ રઘુવીર પરીક્ષા કર્યા સિવાય તથા પરાક્રમ જાણ્યા સિવાય કોઈને પણ પોતાનો દૂત બનાવે નહિ તેમ જ વિશેષે કરી મારી પાસે તો મોકલે જ નહિ. સત્યવાદી અને ધર્માત્મા એવા મારા સ્વામી રઘુવીર અને સુમિત્રાના આનંદની વૃદ્ધિ કરનારા મહાતેજસ્વી લક્ષ્મણ એ બન્ને કુશળ છે એ મારા સદ્ભાગ્યની વાત છે.[૧૧,૧૨] હે વાનર! રઘુવીર કુશળ છે તો તું મને કહે કે પ્રલયકાળે ઉત્પન્ન થયેલા કાલાગ્નિની પેઠે તેઓ પોતાના ક્રોધાગ્નિ વડે, સાગરરૂપી મેખલાવાળી આ પૃથ્વીને બાળીને ભસ્મ કેમ કરી નાખતા નથી?[૧૩] હે વાનરશ્રેષ્ઠ! એ બન્ને ભાઈઓ દેવતાઓનો પણ નિગ્રહ કરવાને સમર્થ છે, છતાં મને આ દુઃખમાંથી છોડાવતા નથી; તેથી હું ધારું છું કે મને દુઃખ આપનારાં મારાં પાપનો હજી અંત આવ્યો નહિ હોય. હે વાનરોત્તમ! પુરુષોમાં શ્રેષ્ઠ એવા રામચંદ્ર અતિશય પીડિત તો થઈ ગયા નથી? કિંવા ઘણો જ સંતાપ તો ધરતા નથી? હે કપિવર! મને દુઃખમાંથી મુક્ત કરવાનો તે પ્રયત્ન કરે છે કે?[૧૪,૧૫] મારા સ્વામી રામચંદ્ર અત્યંત દીન અને અને ગાભરા થઈને મારી શોધના કાર્યમાં મૂંઝાતા તો નથી ને? એ રાજકુમાર પોતાને યોગ્ય પુરુષાર્થ કર્યે જાય છે કે? શત્રુઓને તપાવનારા રામચંદ્ર પોતાના મિત્રો પ્રત્યે પ્રીતિયુક્ત થઈને સામ અને દાનરૂપ ઉપાયો યોજે છે કે? તથા શત્રુઓ પ્રત્યે જીતવાની ઇચ્છા રાખીને દાન, ભેદ અને દંડરૂપ ઉપાયો યોજે છે કે?[૧૬,૧૭] મારા સ્વામી રામચંદ્ર ઉત્તમ મિત્રોનો સંગ્રહ કરે છે કે? તેમના મિત્રો પણ એમને પ્રીતિથી સેવે છે ને? વળી સન્મિત્રોથી તેઓ સત્કાર તો પામે છે ને?[૧૮] એ રાજકુમાર રઘુવીર દેવતાઓની કૃપાનું સંપાદન તો કરે છે? વળી તેમણે પુરુષાર્થ અને દૈવ, એ બન્નેનો આશ્રય કરી રાખ્યો છે કે?[૧૯] હું અત્યંત દૂર દેશમાં આવી પડેલી હોવાથી રામચંદ્ર મારા પરની પ્રીતિનો ત્યાગ તો કર્યો નથી ને? અરે, રઘુવીર મને આ કષ્ટમાંથી છોડાવશે શું?[૨૦] અરે, નિરંતર સુખ ભોગવવાને યોગ્ય એવા રામચંદ્ર ઉપરાઉપરી દુઃખ આવી પડવાને લીધે મૂંઝાઈ તો ગયા નથી ને?[૨૧] અયોધ્યાથી કૌશલ્યા, સુમિત્રા અને ભરતના કુશળ સમાચાર વારંવાર સાંભળવામાં તો આવે છે ને?[૨૨] સન્માન પામવાને યોગ્ય એવા રામચંદ્ર મારા વિયોગના શોકને લીધે અત્યંત સંતાપ તો પામતા નથી ને? એમનું મન મારા સંબંધી બદલાઈ તો ગયું નથી ને? હે વાનર! રામચંદ્ર મને આ દુઃખમાંથી છોડાવશે તો ખરા ને?[૨૩] પોતાના ભાઈ ઉપર પ્રીતિ ધરાવનારા મહાત્મા ભરત મારે અર્થે મંત્રીઓથી સુરક્ષિત થયેલી ભયંકર અક્ષૌહિણી સેના, રામચંદ્રને સહાય કરવા સારુ મોકલશે કે નહિ?[૨૪] હે વાનરવર! કપિરાજ સુગ્રીવ, દાંત અને નખરૂપી આયુધોવાળા એવા અસંખ્યાત વાનરોને લઈને મારા અર્થે અહીં સુધી આવશે કે? અસ્ત્રવિદ્યા જાણનારા અને શૂરવીર એવા સુમિત્રાના પુત્ર લક્ષ્મણ અહીં આવીને પોતાનાં તીક્ષ્ણ બાણો વડે રાક્ષસોનો સંહાર કરશે કે?[૨૫] મારા સ્વામી રામચંદ્રનાં અમોઘ અને તીક્ષ્ણ બાણથી સંગ્રામભૂમિમાં પોતાના બંધુવર્ગ સહિત હણાઈ પડેલા રાવણને શું હું થોડા સમયમાં દેખીશ કે?[૨૬] હે મારુતિ! સુવર્ણ સરખા વર્ણવાળું અને કમળ સરખી સુગંધવાળું શ્રીમાન રઘુવીરનું મુખકમળ જળનો ક્ષય થવાથી તાપને લીધે જેમ કમળ સુકાઈ જાય તેમ મારા વિયોગના શોકથી સુકાઈ તો ગયું નથી ને? અહો! ધર્મ માટે પોતાના રાજ્યનો ત્યાગ કરી, મને સાથે લઈ, પગે ચાલી ભયંકર દંડકવનમાં

આવવા છતાં પણ જેના મનમાં જરા સરખોયે શોક કિંવા ભય થયો નહોતો, તે રઘુવીર હાલમાં પોતાના હૃદયમાં ધીરજ ધારણ કરે છે કે નહિ?[૨૭-૨૯] હે દૂત! મારા સ્વામી રામચંદ્રનો મારા પર જેટલો પ્રેમ છે. તેટલો કિંવા તેથી વિશેષ પ્રેમ બીજા કોઈના ઉપર નથી એમ હું ધારું છું; અને તેથી જ હું જ્યાં સુધી તેમની પ્રવૃત્તિ સાંભળું છું, ત્યાં સુધી જીવતી રહેવાની ઇચ્છા રાખું છું.'

કપિવર હનુમાનને ગંભીર અને મધુર અર્થવાળાં વચન કહીને રામચંદ્ર સંબંધી વિશેષ સમાચાર સાંભળવાની ઇચ્છાથી સતીશિરોમણિ સીતાએ મૌન ધારણ કર્યું;[૩૦,૩૧] ત્યારે ભયંકર પરાક્રમવાળા પવનસુત હનુમાને હાથ જોડી કહ્યું: 'હે કમળ સરખાં નેત્રવાળાં સીતા! 'તમે અહીં છો' એવું રામચંદ્ર જાણતા નથી, તેથી જ ઇંદ્ર જેમ ઇંદ્રાણીને દુઃખમાં મુક્ત કરે, તેમ તે તમને અહીંથી મુક્ત કરીને લઈ ગયા નથી. પરંતુ અહીંથી પાછો જઈને હું જ્યારે તેમને સમાચાર આપીશ, ત્યારે તરત જ તેઓ રીંછો અને વાનરોની મોટી સેના લઈને અહીં આવશે. તેઓ સમુદ્ર પર સેતુ બાંધીને પોતાનાં તીક્ષ્ણ બાણો વડે આ લંકાનગરીમાં વસતા સર્વ રાક્ષસોનો સંહાર કરશે.[૩૨-૩૫] એ કાર્ય કરતા જો કદાચ દેવો, અસુરો કિંવા સાક્ષાત્ મૃત્યુ પણ તેમની આડે આવશે, તો તેઓનો પણ તે વધ કરશે.[૩૬] હે આર્યા! જેમ વનમાં સિંહથી પીડાતો હસ્તી સુખ પામતો નથી, તેમ તમારા વિયોગથી ઉપજેલા શોક વડે પીડાતા રઘુવીર જરા પણ સુખ પામતા નથી. હે દેવી! હું તમારા, મંદરાચળના,÷ મલયપર્વતના, વિંધ્યાચળના, મેરુપર્વતના, દદુરપર્વતના તથા ફળ-મૂળના સોગંદ ખાઈને કહું છું કે, સુંદર નેત્રવાળું, મધુર ભાષણ કરનારું, બિંબફળ સરખા હોઠવાળું, દેદીપ્યમાન કુંડળવાળું અને ઉદય પામેલા પૂર્ણિમાના ચંદ્ર સરખું રામચંદ્રનું મુખ તમે સત્વર જોશો. હે વૈદેહી! ઐરાવત હસ્તી પર બેઠેલા ઇંદ્રની પેઠે પ્રસ્રવણ પર્વત પરથી ઊતરી મારી પીઠ પર બેઠેલા રામચંદ્રને હવે તમે શીઘ્ર જોશો. હે જાનકી! શ્રીમાન રામચંદ્રને સુગ્રીવની સાથે મૈત્રી થવાથી વનમાં પણ રાજ્યવૈભવ મળી શકે એમ છે, છતાં તે રાજવૈભવ ભોગવતા નથી; તેમ જ મદ્ય વગેરે પૌષ્ટિક પદાર્થોનું સેવન કરતા નથી; પરંતુ માત્ર શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વનમાં ઉત્પન્ન થયેલા 'સામા' નામના અન્નનું તથા ફળમૂળનું દરરોજ સાયંકાળે ભોજન કરે છે.*[૩૭-૪૧] હે સીતા! રામચંદ્રનું ચિત્ત તમારામાં એટલું તો લાગેલું છે કે, તે પોતાના શરીર પરથી મધમાખોને, ચાંચડને, મચ્છરને, કીડાને અને વીંછી-સાપ વગેરે ક્રૂર પ્રાણીઓને પણ દૂર કરી શકતા નથી, અર્થાત્ તેમને પોતાના શરીરનું ભાન પણ રહ્યું નથી.[૪૨] કામને વશ થયેલા રઘુવીર નિરંતર શોકમગ્ન રહે છે અને તમારું જ ધ્યાન ધરે છે; તે સિવાય બીજા કોઈ પણ પદાર્થનું ચિંતવન કરતા નથી.[૪૩] પુરુષશ્રેષ્ઠ રામચંદ્રને નિદ્રા તો આવતી જ નથી. કદાચ થોડીક વાર નિદ્રાવશ થાય છે, તોપણ 'હે સીતા! હે સીતા!' એમ મધુર વાણી બોલતા જાગી ઊઠે છે.[૪૪] વનમાં ફરતી વેળા સ્ત્રીઓને પ્રિય લાગે એવું જો કાંઈ પુષ્પફળાદિ તેમના જોવામાં આવે છે, તો રામચંદ્ર 'હા પ્રિયા! હા પ્રિયા!' એમ કહીને વારંવાર નિઃશ્વાસ મૂકે છે.[૪૫] હે દેવી! ઉત્તમ વ્રતનું આચરણ કરનારા એ રાજપુત્ર રઘુવીર નિરંતર તમને સંભારીને સંતાપ પામે છે અને તમને મળવા માટે પ્રયત્ન કર્યા કરે છે.'[૪૬]

હનુમાનના મુખથી પોતાના સ્વામી રામચંદ્રનું વૃત્તાંત સાંભળીને સતીશિરોમણિ સીતા કાંઈક હર્ષમાં આવ્યાં; પરંતુ રામચંદ્રજીનો શોક સાંભળીને વળી તેમના મનમાં પણ તેટલો જ શોક થઈ આવ્યો. એ વેળા શરદઋતુના

÷ પર્વતો વાનરજાતિના આશ્રયરૂપ છે અને ફળ-મૂળ એમને ભક્ષ્ય છે, તેથી હનુમાને એવા સોગંદ લીધા

* આ શ્લોકનો અર્થ રામાયણશિરોમણિ ટીકાના આધારે લખવામાં આવ્યો છે.

આરંભમાં આછા વાદળાથી ઢંકાયેલા ચંદ્રવાળી રાત્રિની પેઠે તે સીતા હર્ષ અને શોકયુક્ત જણાવા લાગ્યાં.[૪૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૩૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૭મો

### હનુમાનનું પરાક્રમ અને સીતાનું ધૈર્ય

सा सीता वचनं श्रुत्वा पूर्णचन्द्रनिभानना ।
हनूमन्तमुवाचेदं धर्मार्थसहितं वचः ॥ १ ॥

કપિવર હનુમાનના વચન સાંભળીને પૂર્ણિમાના ચંદ્ર સરખા મુખવાળાં સતી સીતા ધર્મ તથા અર્થયુક્ત વચન કહેવા લાગ્યાં.[૧]

હે વાનર ! તેં જે જે વચન કહ્યાં તે સર્વ મને વિષની સાથે ભળેલા અમૃત સરખાં લાગે છે. રામચંદ્રનું મન મારામાં છે એ વચન મને અમૃત સરખું લાગે છે અને રામચંદ્ર નિરંતર શોકગ્રસ્ત રહે છે એ વચન વિષ સરખું લાગે છે.[૨] મનુષ્ય ભલે મોટા ઐશ્વર્યમાં હોય કિંવા દારુણ દુઃખમાં હોય, તોપણ કાળ તો તેને દોરડી બાંધીને ઘસડી જ જાય છે.[૩] હે પ્લવગોત્તમ ! જે ભાવિ હોય છે તેને કોઈ પણ પ્રાણીથી અન્યથા કરી શકાતું નથી. જો ને, મહાસમર્થ રામચંદ્ર, જિતેંદ્રિય લક્ષ્મણ અને હું પણ આવા કષ્ટમાં આવી પડીને મૂંઝાઈએ છીએ ![૪] હે હનુમાન ! મહાસાગરમાં નાવ ભાંગી જવાને લીધે પોતાના બાહુબળથી તરનારો પુરુષ જેમ સાગરના પારને પામી શકતો નથી, તેમ મારા સ્વામી રઘુવીર આ મહાન શોકરૂપી સાગરના પારને કેવી રીતે પામી શકશે ?[૫] સર્વ રાક્ષસોનો સંહાર કરીને, રાવણનો વિનાશ કરીને તથા આ લંકાનગરીને હતી ન હતી કરી નાખીને મારા સ્વામી રઘુવીર મને ક્યારે મળશે ?[૬] હે વાનર ! અહીંથી જઈને રામચંદ્રને કહેજે કે, આ વર્ષ પૂરું થતાં પહેલાં તમારે અહીંયાં સત્વર આવવું, કારણ કે આ વર્ષ પૂરું થાય ત્યાં સુધી જ મારે જીવવાનું છે.[૭] હે વાનર ! હાલમાં આ વર્ષનો દસમો મહિનો જાય છે, હવે માત્ર બે મહિના જ બાકી રહ્યા છે અને બે મહિના સુધી જ ક્રૂર રાવણે મારા જીવિતનો અવધિ નિર્માણ કર્યો છે.[૮] રાવણના 'વિભીષણ' નામના એક ભાઈએ રાવણને ઘણું યે સમજાવ્યો કે, 'તું રામચંદ્રને સીતા પાછાં આપી દે,' પરંતુ એમ કરવાને તેની ઇચ્છા જ થતી નથી.[૯] અરે, હજી પણ મને મારા સ્વામીને પાછી સોંપવાની વાત રાવણને રુચતી જ નથી ! તેથી જણાય છે કે, તેનો કાળ આવી પૂગ્યો છે અને મૃત્યુ તેને સંગ્રામમાં શોધે છે ![૧૦] હે કપિ ! વિભીષણની 'કલા' નામની જ્યેષ્ઠ પુત્રી છે, તેને તેની માતાએ મારી પાસે મોકલી હતી અને તેણે મને આ હકીકત કહી હતી. વળી અત્યંત બુદ્ધિવાળો, ધૈર્યવાળો, શીલસંપન્ન, વૃદ્ધ, વિદ્વાન તથા રાવણનો માનીતો એવો 'અવિંધ્ય' નામનો એક રાક્ષસ છે, તેણે પણ રાવણને સૂચવ્યું છે કે, 'હવે રામથી રાક્ષસોનો ક્ષય થવાનો સમય આવી પહોંચ્યો છે.' છતાં દુષ્ટાત્મા રાવણ તે અવિંધ્યનું એ હિતવચન સાંભળતો નથી. હે વાનરશ્રેષ્ઠ ! હું આશા રાખું છું કે, મારા સ્વામી રઘુવીર હવે થોડા સમયમાં જ મારી પાસે આવશે. મારો શુદ્ધ-પવિત્ર અંતરાત્મા પણ તે બાબતની સાક્ષી પૂરે છે. હે વાનર ! મારા સ્વામી રામચંદ્ર વિષે ઉત્સાહ, પૌરુષ, બળ, સરળતા, કૃતજ્ઞતા, પરાક્રમ અને પ્રભાવ વગેરે અનેક ગુણો રહેલા છે. જે રામચંદ્ર પોતાના ભાઈ લક્ષ્મણની સહાય વિના એકલા રહીને જ જનસ્થાનમાં ચૌદહજાર રાક્ષસોનો સંહાર કર્યો છે, તે રામચંદ્ર સામે સંગ્રામમાં આવેલો કયો શત્રુ ઉદ્વિગ્ન ન થાય ?[૧૧-૧૬] અરે, દુઃખ દેનારા રાક્ષસોની સાથે પુરુષશ્રેષ્ઠ રામચંદ્રની તુલના કરવી યોગ્ય નથી. જેમ ઇંદ્રના પ્રભાવને ઇંદ્રાણી જાણે છે તેમ મારા સ્વામી રામચંદ્રના પ્રભાવને હું જાણું છું.[૧૭] હે વાનર ! શૂરવીર એવો રામચંદ્રરૂપી સૂર્ય પોતાના બાણરૂપી કિરણો વડે શત્રુ થયેલા રાક્ષસોરૂપી જળને સત્વર શોષી લેશે.[૧૮]

એટલું બોલતાં બોલતાં તો રામચંદ્ર સંબંધી શોકને લીધે કૃશ થઈ ગયેલા સીતાનું મુખ આંસુથી છવાઈ ગયું, એ જોઈને તેમનું આશ્વાસન કરતાં કપિવર હનુમાને કહ્યું હે દેવી! મારા મુખથી તમારા સમાચાર સાંભળ્યા પછી રીંછો તથા વાનરોની મોટી સેના લઈને શ્રીમાન રામચંદ્ર તરત જ અહીં આવશે [૧૯,૨૦] અથવા તો હે દેવી! તમે ચિંતા શા માટે કરો છો? હું તમને આજે જ રાક્ષસરાજ રાવણના ભયમાંથી અને મહાન દુઃખમાંથી છોડાવીશ હે અનિંદિતા! તમે મારી પીઠ પર બેસો.[૨૧] હું તમને મારી પીઠ પર બેસાડીને સો યોજનનો સમુદ્ર તરી જઈશ રાવણ વગેરે રાક્ષસો સહિત આખી લંકાને પણ હું ઉપાડી જવા સમર્થ છું હે મૈથિલી! જેમ અગ્નિ પોતાને વિષે હોમેલું હુત દ્રવ્ય ઇંદ્રને પહોંચાડે છે, તેમ હું પ્રસ્રવણ પર્વત ઉપર રહેલા રામચંદ્રની પાસે તમને આજે જ પહોંચાડીશ હે વૈદેહી! દૈત્યોનો વધ કરવામાં રોકાયેલા વિષ્ણુની પેઠે રાવણવધના કાર્યમાં રોકાયેલા અને ઐરાવત પર બેઠેલા ઇંદ્રની પેઠે પ્રસ્રવણ પર્વત પર આશ્રમ બાંધી બેઠેલા મહાબળવાન રામચંદ્ર કે જે તમારું દર્શન કરવાને ઉત્કંઠિત થઈ રહ્યા છે, તેમને તથા તેમના ભાઈ લક્ષ્મણને તમે આજે જ જોશો [૨૨–૨૫] હે દેવી! તમે મારી પીઠ પર બેસો તમે આડાઅવળા વિચાર મૂકી દો અને જેમ ચંદ્રની સાથે રોહિણીને સમાગમ થાય છે, તેમ રામચંદ્રની સાથે તમારો સમાગમ થાય એવી ઇચ્છા કરો [૨૬] 'મને મારા સ્વામી રામચંદ્રની સાથે મેળવ' એટલું કહેતાં કહેતામાં તો જેમ ચંદ્રની સાથે રોહિણીનો મેળાપ થાય, તેમ હું તમને રામચંદ્રની સાથે મેળવી આપીશ, તમે મારી પીઠ પર બેસો અને આકાશમાર્ગે થઈને મહાસાગરનું ઉલ્લંઘન કરું હે સુંદરી! તમને લઈને જ્યારે હું અહીંથી ઊડીશ, ત્યારે આ લંકાનગરીમાં વસનારા સર્વ રાક્ષસો જો કદાચ મારી પાછળ પડશે, તોપણ તેઓ મને પકડી પાડવાને સમર્થ થશે નહિ [૨૭,૨૮] હે વૈદેહી! હું જેવી રીતે અહીં આવ્યો છું, તેવી જ રીતે તમને ઊંચકીને આકાશમાર્ગે થઈ, રામચંદ્રની પાસે પાછો ચાલ્યો જઈશ [૨૯]

કપિવર હનુમાનના અદ્ભુત વચનો સાંભળીને સતીશિરોમણિ સીતા અત્યંત વિસ્મય પામ્યા અને તેમના અંગેઅંગમાં હર્ષ વ્યાપ્યો. પછી તેમણે હનુમાન પ્રત્યે કહ્યું 'હે હનુમાન! તું મને આટલા બધા દૂર પંથે ઊંચકી જવાને કેમ ઇચ્છે છે? હે વાનરયૂથપાલક! આ તો તું તારું વાનરપણું દેખાડતો હોય એમ લાગે છે! હે વાનરશ્રેષ્ઠ! તારું શરીર તો ઘણું નાનું છે, છતાં તું મને અહીંથી મારા સ્વામી રામચંદ્રની પાસે ઊંચકી જવાની કેમ ઇચ્છા કરે છે? [૩૦–૩૨]

મહાસતી સીતાના વચન સાંભળીને પવનસુત હનુમાને વિચાર કર્યો 'અરે, આ તો પહેલવહેલું જ મારું અપમાન થાય છે! મારું નાનકડું સ્વરૂપ જોઈને, તે ઉપરથી જ સીતાએ મને અશક્ત ધાર્યો છે [૩૩] અહો! શ્યામ નેત્રવાળા સીતા મારા પરાક્રમ અથવા પ્રભાવને જાણતા નથી તેથી જ તે આમ બોલે છે! મારે મારી ઇચ્છિત રૂપ ધરવાની શક્તિ સીતાને બતાવવી જોઈએ' એવો વિચાર કરી શત્રુમર્દન કપિવર હનુમાને સીતાને પોતાનું મૂળ રૂપ દેખાડવાનો નિશ્ચય કર્યો [૩૪, ૫] પ્રથમ તો મહાબુદ્ધિમાન કપિશ્રેષ્ઠ હનુમાન શિંશપાવૃક્ષ પરથી પૃથ્વી પર ઊતરી આવ્યો અને પછી સીતાને વિશ્વાસ બેસાડવા તેણે પોતાનો દેહ વધારવા માંડ્યો. જોતજોતામાં તો દેદીપ્યમાન અગ્નિ સરખી કાંતિવાળો વાનરવર હનુમાન મેરુ કિંવા મંદરાચળ જેવડો થઈ ગયો અને સીતાની આગળ ઊભો રહ્યો પછી પર્વત સમાન પ્રૌઢ દેહવાળો, રાતા મુખવાળો, ભયંકર દેખાવવાળો અને વજ્ર સરખી દાઢો તથા નખવાળો એ મહાબળવાન કપિશ્રેષ્ઠ હનુમાન બોલ્યો [૩૬–૩૮] 'હે દેવી! અનેક પર્વતો, વનો, કિલ્લાઓ, હવેલીઓ, તોરણો અને રાક્ષસરાજ રાવણ સહિત આખી

આ લંકાને ઉપાડી જવાની હું શક્તિ ધરાવું છું, તો પછી તમને ઊંચકી જાઉં એમાં શું આશ્ચર્ય! હે દેવી! તમે સંદેહનો ત્યાગ કરો અને આડા અવળા વિચાર મૂકી દો. હે વૈદેહી! તમે મારી સાથે ચાલી રામચંદ્ર તથા લક્ષ્મણને શોકરહિત કરો.[૩૯,૪૦]

પર્વત સમાન પ્રૌઢ દેહ ધારણ કરી ઊભેલા વાયુસુત હનુમાનને જોઈને કમળ સમાન નેત્રવાળા જનકનંદિની સીતા બોલ્યાં[૪૧] 'હે મહાકપિ! તારું બળ અને શૌર્ય મારા જાણવામાં આવ્યું, તેમ જ અગ્નિ સરખું તારું જે અદ્ભુત તેજ છે તથા વાયુના સરખી તારી જે ગતિ છે, તે પણ મારા જાણવામાં આવી. જો એમ ન હોય તો બીજો સાધારણ વાનર મહાન વિસ્તારવાળા સમુદ્રને ઓળંગી આ રાક્ષસોની ભૂમિમાં શી રીતે આવી શકે? હે વાયુસુત! તારામાં સત્વર ગતિ કરવાની તથા મને અહીં થી ઊંચકી જવાની શક્તિ છે, એ હું જાણી ગઈ છું, પરંતુ તારી પેઠે મારે પણ મારા કાર્યની સિદ્ધિ થવાનો વિચાર અવશ્ય કરવો જોઈએ. હે કપિશ્રેષ્ઠ! મારે તારી સાથે ત્યાં આવવું યોગ્ય નથી, કારણ કે તું જ્યારે વાયુ સરખા વેગથી ગતિ કરે ત્યારે મને મૂર્છા આવી જાય.[૪૨-૪૫] વળી તું જ્યારે મને ઊંચકીને સમુદ્રની ઉપર આકાશમાર્ગે વેગથી ગતિ કરે, ત્યારે દૈવયોગે હું કદાચ તારી પીઠ પરથી પડી જાઉં, તો સમુદ્રમાં રહેલા મત્સ્યો અને મગરો વગેરે જળચર પ્રાણીઓનો ભક્ષ્ય થઈ પડું. હે શત્રુઓનો સંહાર કરવાની શક્તિવાળા! એટલા માટે હું તારી સાથે આવવાની હામ ભીડી શકતી નથી. વળી તને સ્ત્રી સહિત ઊડતો દેખે, એટલે ભયંકર પરાક્રમવાળા રાક્ષસોના મનમાં શંકા થયા વિના રહેશે જ નહિ અને 'તું મારું હરણ કરી જાય છે' એવું માનીને દુરાત્મા રાવણની આજ્ઞાથી તેઓ અવશ્ય આપણી પાછળ પડે. ત્રિશૂળ અને મુદ્ગર વગેરે આયુધોને ગ્રહણ કરનારા શૂરવીર રાક્ષસો જ્યારે તને ઘેરી વળે, ત્યારે હે વીર! મારી જાતિ એવી છે.....સાથે હોવાથી તું મહાન સંકટમાં આવી પડે.[૪૬-૫૦] હે હનુમાન! તું કે જે આયુધ વિનાનો અને એકલો જ છે તે આયુધધારી અસંખ્યાત રાક્ષસોથી આકાશમાં જ ઘેરાઈ જાય, ત્યારે તું તે રાક્ષસોની સાથે યુદ્ધ કરવાને તથા મારું રક્ષણ કરવાને કેવી રીતે શક્તિમાન થાય?[૫૧] વળી હે કપિસત્તમ! જ્યારે તું ક્રૂર કર્મવાળા રાક્ષસોની સાથે યુદ્ધ કરવા લાગે, ત્યારે હું કદાચ ભયની મારી તારી પીઠ પરથી પડી જાઉં તો મારી શી સ્થિતિ થાય?[૫૨] અથવા તો હે કપિશ્રેષ્ઠ! ભયંકર રાક્ષસો અત્યંત બળવાળા હોવાથી યુદ્ધમાં કોઈ પણ ઉપાયથી તને જીતી જાય તો પછી મારે શું કરવું? હે કપિ! તું યુદ્ધ કરવામાં રોકાયો હોય તે વેળા હું તારી પીઠ પરથી પડી જાઉં કે તરત જ એ પાપી રાક્ષસો મને ઊંચકીને નાસી જાય, તો કેમ કરવું? અથવા રાક્ષસો મને તારા હાથમાંથી જ પડાવી જાય કિંવા મારી નાખે તો પછી શું કરવું? યુદ્ધમાં જય અથવા પરાજય ઘણે ભાગે અનિશ્ચિત જ હોય છે. હે હરિશ્રેષ્ઠ! કદાચ રાક્ષસોના ભયથી જ મારા પ્રાણ નીકળી જાય તો તારો આ સઘળો શ્રમ નિષ્ફળ જાય, એ પણ વિચારવા જેવું છે.[૫૩-૫૬] હે વાનર! જોકે તું સર્વ રાક્ષસોનો સંહાર કરવાને સમર્થ છે તોપણ તારા હાથે એ કાર્ય થવાથી મારા સ્વામી રઘુવીરની ઉજ્જ્વળ કીર્તિ ઝાંખી પડે.[૫૭] અથવા તે રાક્ષસો મને તારા હાથમાંથી લઈ જઈને એવી કોઈ ગુપ્ત જગાએ સંતાડે કે જે સર્વ વાનરોના કે રામચંદ્રના પણ જાણવામાં આવે નહિ.[૫૮] જો એમ થાય તો પછી મારે અર્થે આરંભેલો તારો સઘળો શ્રમ વ્યર્થ જાય, માટે હે કપિવર! હું તારી સાથે આવું તે કરતાં તમો સર્વ વાનરો સહિત મારા સ્વામી રામચંદ્ર અહીં આવે તેમાં જ લાભ રહેલો છે.[૫૯] વળી હે મહાબાહુ! અમાપ તેજવાળા શ્રીમાન રામચંદ્રના, તેમના ભ્રાતાઓના, તારા તેમ જ આખા રાજકુટુંબના જીવિતનો આધાર મારા પર જ રહેલો છે.[૬૦] જો કદાચ હું ન હોઉં, તો મારા

શોક અને સંતાપથી કૃશ થઈને તે બન્ને ભાઈઓ સઘળા રીંછ અને વાનરોની સાથે પોતાના પ્રાણનો પણ ત્યાગ કરે [૧૧] હે વાનરોત્તમ! પતિભક્તિને અનુસરનારી હુ મારા પતિ રામચદ્ર વિના અન્ય કોઈ પુરુષના અગનો સ્વેચ્છાથી સ્પર્શ પણ કરવા ઇચ્છતી નથી.[૧૨] મારું હરણ થયુ તે વખતે મને જે રાવણના અંગનો સ્પર્શ થયો છે, તે તો માત્ર બળાત્કારથી જ થયેલો છે. એ વેળાએ હુ કે જે પરવશ પડેલી, બળરહિત અને નાથ વિનાની હતી, તેનાથી શું થઈ શકે એમ હતુ? હવે તો જો રઘુવીર અહીં આવીને સર્વ રાક્ષસો સહિત રાવણનો સહાર કરી મને લઈ અહીથી પાછા જાય, તો જ તેમની જ્વલત કીર્તિને ઝાખપ લાગે નહિ

'હે વીર વાનર! સગ્રામ વિષે શત્રુઓનો સહાર કરનારા મહાત્મા રામચંદ્રના અનેક પરાક્રમોને મેં ઘણી વાર સાભળ્યા છે તથા જોયા પણ છે, તેથી હુ કહુ છું કે એમની સામે યુદ્ધમા ઊભા રહેવાને દેવ, ગધર્વ, સર્પ તથા રાક્ષસો પણ સમર્થ નથી સગ્રામમા વિચિત્ર ધનુષ્યને ધારણ કરનારા ઇંદ્ર સરખા પરાક્રમી અને વાયુથી પ્રદીપ્ત થયેલા અગ્નિની પેઠે ક્રોધયુક્ત થયેલા રામ-લક્ષ્મણને કોણ સહન કરી શકે એમ છે? હે વાનરશ્રેષ્ઠ! સગ્રામભૂમિ વિષે મદોન્મત્ત દિગ્ગજની પેઠે દૃઢપણે ઊભા રહેનારા, શત્રુઓનો સહાર કરનારા અને પ્રલયકાળના સૂર્ય સરખી કાંતિવાળા રામ-લક્ષ્મણના બાણોના તીવ્ર તેજને સહન કરવા કોણ સમર્થ છે? માટે હે કપિશ્રેષ્ઠ! તુ મારા પ્રિય સ્વામી રામચદ્રને, મહાત્મા લક્ષ્મણને તથા વાનરયૂથનુ પાલન કરનારા કપિરાજ સુગ્રીવને સત્વર અહી તેડી લાવ અને હે વીર! હુ કે જે ઘણા સમયથી રામવિયોગના શોક વડે પીડાઈ રહી છુ તેને હર્ષિત કર [૧૩-૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહાજ્ઞાનપ્રણીત આદિમ ય ગોરામાયણના સુદરકાડમા ૩૭મો સગ સમાપ્ત

# સર્ગ ૩૮ મો

## હનુમાન અને સીતા-રામપ્રત્યભિજ્ઞાન

ततः स कपिशार्दूलस्तेन वाक्येन तोषितः।
सीतामुवाच तच्छ्रुत्वा वाक्यं वाक्यविशारदः ॥१॥

સતીશિરોમણિ સીતાના વચન સાભળીને સંતુષ્ટ થયેલા વાક્યવિશારદ કપિવર હનુમાને કહ્યુ- 'હે દેવી! તમોએ મને જે જે વચન કહ્યા તે સર્વ પતિવ્રતા સ્ત્રીઓના વિષયને તથા સ્ત્રીસ્વભાવને યોગ્ય જ છે.[૧-૨] તમે સ્ત્રી છો. એથી મારી પીઠ પર બેસીને સો યોજનના વિસ્તારવાળા સમુદ્રનુ ઉલ્લંઘન કરવાને સમર્થ નથી.[૩] હે વિનયયુક્ત ભાષણ કરનારા સીતા! મારી સાથે નહિ આવવામા તમે બીજુ પણ જે કારણ બતાવો છો કે, 'હુ મારા પતિ રામચંદ્ર સિવાય અન્ય પુરુષના અંગનો સ્પર્શ કરતી નથી.'[૪] તે વચન પણ મહાત્મા રામચદ્રના ધર્મપત્ની એવા તમને યોગ્ય જ છે. હે દેવી! તમારા વિના આવા વચન બોલે એવી બીજી કઈ સ્ત્રી છે?[૫] હે દેવી! તમોએ મારી આગળ વિલાપ-રુદન વગેરે જે જે ચેષ્ટાઓ કરી છે તથા જે જે વચન કહ્યા છે, તે સઘળુ હુ રામચદ્રને કહી સભળાવીશ[૬] હે દેવી! તમારુ દુખ જોઈને સ્નેહને લીધે મારુ મન પીગળી ગયુ છે વળી રામચદ્રનુ પ્રિય કરવા અર્થે મે તમને મારી સાથે તેડી જવાનો જે આગ્રહ કર્યો તેમા અનેક કારણો છે[૭] પ્રથમ કારણ તો એ કે આ લકા નગરીમા પ્રવેશ કરવો એ કઠિન છે, બીજુ મહોદધિને ઓળગવાનુ કાર્ય દુસ્તર છે, ત્રીજુ એ કે તમને અહીંથી ઊંચકી જવાનુ મારામા સામર્થ્ય છે[૮] હે દેવી! 'હુ તમને આજે જ રામચદ્રનો સમાગમ કરાવવા ઇચ્છુ છુ' એવુ જે મે કહ્યુ છે, તે પણ રામચદ્ર પ્રત્યેના સ્નેહથી તથા ભક્તિથી જ કહેલુ છે, મારા બળના ગર્વથી કહ્યુ નથી[૯] હે અનિંદિતા! એમ છતા જો તમે મારી સાથે આવવાને ઇચ્છતા ન હો, તો રામચદ્ર જાણી શકે એવુ કાંઈ અભિજ્ઞાન+ મને આપો[૧૦]

+ હનુમાન સીતાની પાસે જઈ આવ્યો છે, એવો રામને દૃઢ નિશ્ચય થાય એની નિશાની

હનુમાનનાં વચન સાંભળી દેવકન્યા સમાન સ્વરૂપવાળાં સતી સીતા ગદ્‌ગદકંઠ થઈ ગયાં અને મંદમંદ વાણીથી કહેવા લાગ્યાં : 'હે હનુમાન! તને મારા તરફથી શ્રેષ્ઠ અભિજ્ઞાન આપું છું', જે ગુપ્ત વાર્તારૂપ છે; તે તું મારા પ્રિય પતિ રામચંદ્રને કહી સંભળાવજે.

'ચિત્રકૂટ પર્વતની તળેટીનો ઈશાન કોણ તરફનો એક વિભાગ કે જ્યાં આગળ ફળ–મૂળ ઘણા થાય છે, જ્યાંનું જળ ઘણું જ મીઠું છે, જ્યાં સિદ્ધ લોકો નિવાસ કરે છે અને જેની પાસે 'મંદાકિની' નામની નદી વહે છે, ત્યાં આગળ એક સમયે નાના પ્રકારના પુષ્પોના સુગંધવાળાં વનો વિષે જળક્રીડા કરવાથી થાકી ગયેલા તમે મારા ખોળામાં સૂઈ રહ્યા હતા.[૧૧–૧૪] તે વખતે એક કાગડો માંસ ખાવાની લાલચથી ત્યાં આવીને મારા સ્તન પર ચંચુપ્રહાર કરવા લાગ્યો અને હું માટીનું ઢેકું ઉગામી તેને ઉડાડવા લાગી;[૧૫] પરંતુ માંસભક્ષણ કરવાની લાલચને લીધે તે કાગડો મારા અંગ પર વારંવાર ચાંચ મારીને ત્યાં ને ત્યાં જ સંતાઈ જતો હતો.[૧૬] એમ કરતા જ્યારે મને તે કાગડા પર ક્રોધ ચડ્યો અને ઢીલુ પડેલુ મારું વસ્ત્ર મારા શરીર પરથી સરકી જવા માંડ્યું, ત્યારે મેં વસ્ત્રને સરખું કરવા માટે મારી કટિમેખલા ખેંચીને બાંધવા માંડી. એ વેળા તમોએ મારા સામું જોઈને હાસ્ય કર્યું. તેથી હું લજવાઈ ગઈ અને મને વિશેષ ક્રોધ ચડ્યો, પરંતુ ભક્ષ્યના લાલચુ કાગડાએ મારા અંગ પર ઘણી ચાંચો મારેલી હતી તેથી હું તમારે શરણે આવી.[૧૭,૧૮] હું થાકેલી હતી તેથી તમારા ખોળામાં સૂતી અને મને ક્રોધ ચડેલો જોઈને તમોએ મારું સાંત્વન કર્યું.[૧૯] હે નાથ! કાગડાએ મને પજવેલી હોવાને લીધે એ વેળા મારી આંખોમાં અશ્રુજળ ભરાઈ આવ્યુ હતું, તેને હું લુછતી હતી; એવી સ્થિતિમાં તમોએ મને જોઈ હતી.[૨૦] હે રાઘવ! અત્યંત થાકી ગયેલી હોવાને લીધે હું ઘણી વાર સુધી તમારા ખોળામાં સૂઈ રહી.[૨૧] અને થોડી વાર પછી તમે પણ મારા ખોળામાં સૂઈ રહ્યા. જ્યારે હું તમારા ખોળામાંથી જાગીને બેઠી થઈ, ત્યારે તે કાગડો પુનઃ પણ ત્યાં આવ્યો અને એકાએક મારાં બન્ને સ્તનો પર ચંચુપ્રહાર કરવા લાગ્યો.[૨૨] એ કાગડો ઊડીઊડીને મને વારંવાર ચાંચો મારતો હતો, તેથી હે સ્વામીનાથ! મારા સ્તનમાંથી રુધિરનાં ટીપાં ખરીને તમારા અંગ પર પડ્યાં, એટલે તમે જાગી ઊઠ્યા.[૨૩] મારા સ્તન પર ઘાવ પડેલા જોઈને તમને અત્યંત ક્રોધ ચડ્યો અને નાગની પેઠે નિઃશ્વાસ નાખીને તમોએ કહ્યું : 'હે નાગનાસોરુ!* તારા સ્તન પર આ ક્ષત કોણે પાડ્યા? અરે, છંછેડાયેલા પાંચ ફણાવાળા નાગની સાથે કયો પુરુષ ક્રીડા કરે છે?'[૨૪,૨૫] એટલું કહીને આમતેમ જોતાં પેલો કાગડો તમારી દૃષ્ટિએ પડ્યો. તેના તીક્ષ્ણ નખ રુધિર વડે ખરડાયેલા હતા અને તે મારી સામે જોતો બેઠો હતો.[૨૬] તે કાંઈ સાધારણ કાગડો ન હતો; પરંતુ તે ઇંદ્રનો પુત્ર હતો.× તેની ગતિ વાયુના સરખી હતી અને તે પૃથ્વીમાં પ્રવેશ કરી શકતો હતો.[૨૭] હે મહાબાહુ રામચંદ્ર! મને દુઃખ આપનારા એ કાગડાને જોઈ ક્રોધને લીધે તમારી આંખ ફરી ગઈ અને તમોએ તેના પર ક્રૂર દૃષ્ટિ કરી.[૨૮] પછી તમોએ એક દર્ભની સળી લઈને તેના પર બ્રહ્માસ્ત્ર મંત્રનો પ્રયોગ કર્યો; એટલે તે સળી પ્રલયકાળના અગ્નિ સરખી પ્રદીપ્ત થઈ રહી. તમોએ એ દર્ભની સળી પેલા કાગડા તરફ ફેંકી કે તરત જ તે કાગડાની પૂંઠે પડી. દર્ભમય શસ્ત્રને પોતાની પાછળ આવતું જોઈને તે કાગડો આકાશ વિષે જુદી જુદી ગતિથી ઊડવા લાગ્યો. પોતાના આત્માનું રક્ષણ કરવા માટે તે કાગડો આ લોકમાં સર્વત્ર ફરી વળ્યો; પરંતુ કોઈએ તેનું રક્ષણ કર્યું નહિ.[૨૯–૩૧] અંતે તે જયંત કાગડો પોતાના પિતા ઇંદ્રની પાસે ગયો. તેણે પણ તેનું રક્ષણ કર્યું નહિ, ત્યારે તે મહર્ષિઓને

* હાથીની સૂંઢ સરખી સાથળવાળી

× ઇંદ્રનો પુત્ર જયંત ઇંદ્રની આજ્ઞાથી કાગડાનુ રૂપ ધરીને રામચંદ્રના બળની પરીક્ષા કરવા માટે આવ્યો હતો. –રા. ટી.

શરણે ગયો. મહર્ષિઓએ પણ રામચંદ્રના અપરાધી એ કાગડાને સંઘર્યો નહિ. એ પ્રમાણે ત્રણે લોકમાં રખડીને છેલ્લે તે તમારે શરણે આવ્યો. હે કાકુત્સ્થ! તમારી આગળ પૃથ્વી પર પડેલો એ કાગડો કે જે દેહાંતશિક્ષા પામવાને યોગ્ય હતો, તેને તમે પોતાને શરણે આવેલો જાણી તેના પર કૃપા કરી અને જીવતો મૂક્યો.[૩૨,૩૩] પછી અત્યંત ખિન્ન થઈ પૃથ્વી પર પડેલા એ કાગડાને તમોએ કહ્યું: 'મારું આ બ્રહ્માસ્ત્ર મિથ્યા થઈ શકશે નહિ; માટે તું કહે કે હું તારા કયા અંગનો વિનાશ કરું?'[૩૪] હે રઘુવીર! કાગડાના કહેવાથી તમોએ તેની જમણી આંખનો નાશ કર્યો. એ પ્રમાણે પોતાની જમણી આંખ આપીને કાગડાએ પોતાના પ્રાણ બચાવ્યા.[૩૫] પછી એ કાગડો તમને તથા તમારા પિતા દશરથ રાજાને પ્રણામ કરીને તથા તમારી આજ્ઞા મેળવીને સ્વસ્થાન પ્રત્યે ચાલ્યો ગયો.[૩૬]

'હે હનુમાન! મારા તરફની ગુપ્ત નિશાની તરીકે ઉપર્યુક્ત વાત કહીને પછી તું રામચંદ્રને મારી વતી પુનઃ કહેજે: 'હે રાજપુત્ર! મારે માટે કાગડા જેવા પ્રાણી ઉપર પણ તમોએ બ્રહ્માસ્ત્ર યોજ્યું હતું, તો જેણે બળાત્કારે મારું હરણ કર્યું છે, તે રાવણ ઉપર તમે કેમ ક્ષમા રાખી રહ્યા છો? હે નરર્ષભ! તમે અતિશય ઉત્સાહભેર મારા પર કૃપા દર્શાવો. હે સ્વામીનાથ! મારે માથે તમ સરખા નાથ હોવા છતાં હું અત્યારે અનાથ જેવી કેમ થઈ પડી છું! હે રાઘવ! 'દયા એ પરમ ધર્મ છે' એવું મેં વારંવાર તમારા મુખથી સાંભળ્યુ છે, તો તમે મારા પર દયા કરો. હે સ્વામીનાથ! તમે મહાન પરાક્રમસંપન્ન છો, મોટા ઉત્સાહવાળા છો, અત્યંત બળવાળા છો, અસંખ્ય ગુણોના ભંડાર છો, સમુદ્ર સરખા ગંભીર સ્વભાવવાળા છો, વિકારરહિત છો, સમુદ્ર પર્યંતની પૃથ્વીના અધિપતિ છો તથા ઇંદ્ર સરખા તેજસ્વી છો, એ સઘળું હું સારી રીતે જાણું છું. હે રાઘવ! તમે અસ્ત્રવિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ છો, બળવાન છો અને શૌર્યવાન છો; છતાં હે રામ! હાલમાં તમે રાક્ષસો પર તમારાં શસ્ત્રાસ્ત્ર કેમ ચલાવતા નથી?[૩૭-૪૧]

'હે કપિવર! નાગો, ગંધર્વો, દેવતાઓ અને મરુદ્ગણો પણ સંગ્રામમાં સામા ઊભેલા રામચંદ્રના વેગને સહન કરવા સમર્થ નથી.[૪૨] મહાપરાક્રમી રઘુવીરને જો મારે માટે કાંઈ પણ લાગણી હોય, તો તે તીક્ષ્ણ બાણો મૂકીને સર્વ રાક્ષસોનો સંહાર કેમ કરતા નથી?[૪૩] અથવા તો શત્રુઓને તપાવનારા મહાબળવાન લક્ષ્મણ પોતાના વડીલ ભાઈ રામચંદ્રની આજ્ઞા લઈને શા માટે મારું રક્ષણ કરતા નથી?[૪૪] હે હનુમાન! પુરુષોમાં વ્યાઘ્ર સરખા બન્ને ભાઈઓ જો પોતાને વિષે વાયુ અને ઇંદ્ર સરખું તેજ ધરાવે છે તથા દેવતાઓથી પણ પરાભવ પામે એવા નથી, તો પછી તેઓ આ સમયે મારી ઉપેક્ષા શા માટે કરે છે?[૪૫] શત્રુઓને તપાવનારા એ બન્ને ભાઈઓ સમર્થ હોવા છતાં પણ મારી સંભાળ લેતા નથી; તેથી હું ધારું છું કે નિશ્ચય, હજી મારે કંઈક મોટું પાપ ભોગવવાનું બાકી રહેલું છે.[૪૬]

સીતાએ રોતાં રોતાં કહેલાં દીન વચન સાંભળીને મહાતેજસ્વી હનુમાને કહ્યું: 'હે દેવી! હું તમારી આગળ સત્યના સોગંદ લઈને કહું છું કે, તમારા વિયોગના શોકને લીધે રામચંદ્ર કાંઈ પણ કાર્ય કરવામાં પ્રવૃત્ત થતા નથી અને તેમને એવી અવસ્થામાં આવી પડેલા જોઈને મહાત્મા લક્ષ્મણ પણ સંતાપ પામે છે. ઘણીઘણી શોધ કરતાં મહાપ્રયત્ને હું તમારાં દર્શન કરવાને ભાગ્યશાળી થયો છું. હવે તમારે શોક કરવાનો વખત નથી. હે શોભના! હવેથી તમે પ્રત્યેક ઘડીએ તમારાં એક એક દુઃખનો વિનાશ થતો જોશો. હે જાનકી! મહાન બળવાળા બન્ને રાજપુત્રો તમને મળવાને ઉત્સાહથી આખી લંકાને બાળીને ભસ્મ કરશે.[૪૭-૫૦] હે વિશાલાક્ષિ! સંગ્રામને વિષે ક્રૂર થઈ પડેલા રાવણને તેના બાંધવો સહિત હણીને દશરથનંદન રામચંદ્ર અહીંથી તમને પુનઃ અયોધ્યા પ્રત્યે લઈ જશે. હે દેવી! હવે હું અહીંથી શીઘ્ર પાછો વળવા ધારું છું;

માટે રામચંદ્ર, લક્ષ્મણ તથા સુગ્રીવ આદિ કપિ-ઓને તમારે જે કોઈ સંદેશો કહેવડાવવો હોય તે મને કહો.'

સીતાએ કહ્યું: 'હે હનુમાન! ઉદાર સ્વભાવ-વાળાં શ્રીમતી કૌશલ્યાએ જે લોકનાથ રઘુવીરને જન્મ આપ્યો છે, તેમને તું મારી વતી કુશળ પૂછજે અને તેમનાં ચરણમાં પ્રણામ કરજે. વળી મુક્તા તથા મણિના હાર, અમૂલ્ય રત્ન-સૌંદર્ય-વાળી પ્રિય સ્ત્રી અને આખી પૃથ્વીમાં પણ ન મળી શકે એવું અશ્વર્ય; એ સઘળું ત્યજી દઈને પોતાનાં માતાપિતાનાં ચરણોનું વંદન કરીને તથા તેમને પ્રસન્ન કરીને જે રામચંદ્રની સાથે વનમાં આવ્યા છે, જેનાથી સુમિત્રા પનોતાં છે, જે ઉત્તમોત્તમ સુખનો ત્યાગ કરી પોતાના જ્યેષ્ઠ બંધુ રામચંદ્રને અનુકૂળ રહી તેમને સહાય કરવાને વનમાં ફરે છે, જેની ગરદન સિંહ સરખી છે, જેની ભુજાઓ મોટી છે, જેનું મન અત્યંત પવિત્ર છે, જેની આકૃતિ દર્શનીય છે, જે પોતાના મોટા ભાઈ રામચંદ્રને પિતા સમાન તથા મને માતા સમાન ગણે છે, પંચ-વટીમાં રહેતી વેળા 'હું આશ્રમ સૂનો મૂકીને જઈશ, તો રાવણ સીતાનું હરણ કરી જશે' એવું જેના જાણવામાં આવ્યુ ન હતું, જે વૃદ્ધોની સેવા કરનારા છે, કાંતિમાન છે, શક્તિમાન છે, ઓછાબોલા છે, જે મારા સસરાના જેવા જ ગુણવાન છે, મારા કરતાં પણ જે રામચંદ્રને અધિક પ્રિય છે, જે નિરંતર રામચંદ્રની સેવા કર્યે જાય છે અને જેને જોઈને રામચંદ્ર પોતાના પિતા, અયોધ્યા વગેરે ભૂત અર્થને સંભારતા નથી, તે મહાપરાક્રમી લક્ષ્મણને તું મારા વતી કુશળ પૂછજે. હે કપિવર! નિરંતર કોમળ સ્વભાવવાળા, પવિત્ર અંતઃકરણવાળા અને ચપળ બુદ્ધિવાળા મહાત્મા લક્ષ્મણ કે જે રઘુ-વીરને અત્યંત પ્રિય છે, તેમને મારાં દુઃખનો સત્વર અંત આણવાને કહેજે.[૫૧-૬૨] હે વાનર-વર! આ કાર્ય કરવું તે તારા હાથમાં જ છે. તું અહીંથી જઈ રામચંદ્રને ઉત્સાહ આપીશ, તો જ તે મારું દુઃખ મટાડવાનો ઉપાય કરશે. હે કપિકુંજર! મારા પતિ શૂરવીર રામચંદ્રને તું મારી વતી આટલું તો ભાર દઈને વારંવાર કહેજે કે, હે દશરથનંદન! હવે હું તમારી વાટ જોતી એક મહિના સુધી મારા જીવિતને ધારણ કરીશ.[૬૩,૬૪] જો મહિનો વીતી જશે અને તમારાં દર્શન નહિ થાય, તો હું મારા જીવિતનો ત્યાગ કરીશ. આ હું સત્ય જ કહું છું. હે શૂરવીર! વિષ્ણુ ભગવાને જેમ પાતાળમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો, તેમ તમારે પાપકર્મી રાવણને ઘેર રાક્ષસીઓથી દુઃખ પામી રહેલી તમારી પ્રિય પત્નીનો ઉદ્ધાર કરવો ઘટે છે.'[૬૫]

એટલું કહીને સીતાએ પોતાનો દિવ્ય ચૂડા-મણિ કે જે વસ્ત્રમાં બાંધી રાખ્યો હતો, તે છોડીને હનુમાનને આપ્યો અને કહ્યું: 'તું મને મળ્યાની નિશાની તરીકે આ ચૂડામણિ શ્રીમાન રામચંદ્રને આપજે.'

સીતાની પાસેથી ઉત્તમ ચૂડામણિ લઈને શૂરવીર હનુમાને પોતાના હાથની આંગળી ઉપર પહેર્યો; કેમ કે હનુમાનના હાથ ઘણા જ જાડા હોવાથી તે ઉપર તે ચૂડામણિ ચડી શકે તેમ ન હતું. ત્યાર પછી સીતાનાં દર્શન થવાથી અતિ-શય હર્ષ પામેલો કપિવર હનુમાન સીતાને પ્રણામ કરી તેમની પ્રદક્ષિણા કરી પાસે ઊભો રહ્યો અને રામ-લક્ષ્મણ પાસે જવાનો વિચાર કરવા લાગ્યો.

મોંઘા મૂલ્યનો દિવ્ય ચૂડામણિ કે જેને રાક્ષસીઓ ન જાણે એવા મહાપ્રયત્ને સંતાડી રાખ્યો હતો, તેને ગ્રહણ કરીને આનંદયુક્ત થયેલો કપિવર હનુમાન ત્યાંથી લંકાનગરીના કિલ્લા તરફ જવાનો વિચાર કરવા લાગ્યો.[૬૬-૭૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૩૮મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૯મો

### હનુમાન અને સીતા–રામચંદ્રને અલ્પ સમયમાં જ તમે મળશો

मणि दत्त्वा ततः सीता हनूमन्तमथाब्रवीत्।
अभिज्ञानमभिज्ञातमेतद्रामस्य तत्त्वतः ॥१॥

ચૂડામણિ આપ્યા પછી સતીશિરોમણિ સીતાએ કપિવર હનુમાનને કહ્યું 'હે હનુમાન! આ અભિજ્ઞાનને રામચંદ્ર સારી રીતે ઓળખે છે[1] આ અભિજ્ઞાન જોઈને શૂરવીર રામચંદ્રને પોતાની માતા કૌશલ્યા, પિતા દશરથ રાજા અને હું, એ ત્રણેનું એકીવખતે સ્મરણું થઈ આવશે[2] હે કપિશ્રેષ્ઠ! તું આ કાર્યમાં ઘણો જ ઉત્સાહ ધરાવે છે, તેથી ચૂડામણિ મળ્યા પછી શ્રીમાન રામચંદ્ર પુનઃ પણ તનેજ આ કાર્ય કરવા યોજશે, માટે આગળ ઉપર શું કરવું તેનો તું વિચાર કર' હે વાનરવર! આ કાર્ય કરવામાં તું જ મુખ્ય છે, માટે જે ઉદ્યોગ કર્યાથી રામચંદ્રનો તથા મારા દુઃખનો અંત આવે તેવો ઉદ્યોગ વિચારી કાઢ હે હનુમાન! હવે તું તત્પર થા અને મારા દુઃખનો નિવેડો લાવ'

સીતાના વચન સાંભળીને ભયંકર પરાક્રમ વાળા પવનસુત હનુમાને કહ્યું 'હું તમારા કહેવા પ્રમાણે જ કરીશ' એમ કહી તેમને પ્રણામ કર્યા અને ત્યાંથી વિદાય થવા તત્પર થયો 'કપિવર હનુમાન જાય છે' એવું જાણી જનકનંદની સીતાએ ગદ્‌ગદ વાણીથી કહ્યું 'હે કપિશ્રેષ્ઠ! શ્રીમાન રામચંદ્ર, મહાત્મા લક્ષ્મણ, અમાત્યવર્ગ સહિત સુગ્રીવ તથા સર્વ વૃદ્ધ વાનરોને તું મારા કુશળ સમાચાર કહેજે[4–8] હે વાનરેશ્વર! તું એવો ઉદ્યોગ કર કે જેથી હું મરણ પામું નહિ તે પહેલાં શ્રીમાન રામચંદ્ર મને આ દુઃખસાગરમાંથી ઉગારી લે[9] હે હનુમાન! કીર્તિમાન રામચંદ્ર મને જીવતી મેળવે એવી રીતે તું તેમને મારો સંદેશો કહેજે હે વાનર! વાણી વડે સહાય કરવાથી પણ તને ઉત્તમ ધર્મની પ્રાપ્તિ થશે[10] હે કપિવર! તારા મુખથી મેં કહેલા વચન સાંભળીને નિરંતર ઉત્સાહવાળા રામચંદ્રનું પૌરુષ મને પાછી મેળવવા સારુ ઉત્તેજિત થશે મારો સંદેશો સાંભળતાં જ શૂરવીર રામચંદ્ર પરાક્રમ કરવાનો નિશ્ચય કરશે'

સીતાના વચન સાંભળી પવનસુત હનુમાને હાથ જોડી કહ્યું[11–13] 'હે સીતા! મહાબળવાન વાનરો અને રીંછો સહિત શ્રીમાન રામચંદ્ર હવે સત્વર અહીં આવશે અને સંગ્રામમાં શત્રુઓને જીતી તમારા શોકને સમાવશે[14] હે દેવી! મૃત્યુલોક દેવલોક કિંવા અસુરલોકમાં એવો કોઈ પણ મારા જોવામાં આવતો નથી કે જે સંગ્રામ વિષે ક્રોધપૂર્વક બાણ મૂકનાર રામચંદ્રની સામે ઊભો રહી શકે[15] હે જાનકી! સંગ્રામમાં શ્રીમાન રામચંદ્ર યમ, સૂર્ય તથા ઇંદ્રના તેજને પણ સહન કરી શકે એવા છે, તો તમારા માટે તો તે વિશેષે કરી સહન કરે એમાં શું આશ્ચર્ય! હે જનકનંદિની! શ્રીમાન રામચંદ્ર સમુદ્ર પર્યંતની આખી પૃથ્વીને જીતવા સમર્થ છે, એ તમારે નિશ્ચય જાણવું હે દેવી! તમારી પ્રાપ્તિ અર્થે રામચંદ્રનો અવશ્ય જય જ થશે[16,17]

હનુમાનના યુક્તિભર્યાં તથા યથાર્થ વચન સાંભળી સીતાએ તેનો ઘણો આદર કર્યો અને વારંવાર તેના સામું જોઈને પોતાના પતિ રામચંદ્ર પરનો પોતાનો સ્નેહ દર્શાવતાં કહ્યું[18,19] 'હે વીર! હે શત્રુદમન! જો તારી ઇચ્છા હોય, તો તું આ અશોકવાટિકામાંના કોઈ ગુપ્ત પ્રદેશમાં આજનો દિવસ રહી જા અને વિશ્રાંતિ લઈને કાલે વિદાય થજે[20] હે વાનર! તારા અહીં રહેવાથી હું જે અભાગિણી છું તેને થોડીક વાર પણ આ મહાન દુઃખ વિસારે પડશે[21] હે કપિશાર્દૂલ! અહીંથી ગયા પછી તું પાછો આવીશ કે નહિ, એ સંબંધી મને સંદેહ રહે છે, તેમજ તું પાછો આવે ત્યાં સુધી મારા પ્રાણ રહેશે કે કેમ એ માટે પણ

સંદેહ રહે છે.[22] હે વાનર! તારા ગયા પછી તને નહિ જોવાથી ઉત્પન્ન થયેલે શોક દુઃખ પરંપરામાં સપડાયેલી મને આથી પણ વધારે સંતાપશે[23] હે વીર! આ કાર્યમાં સહાય કરનારા રીંછો તથા વાનરો માટે મારા મનમાં એક મોટો સંદેહ રહે છે રીંછો અને કપિઓના સૈન્ય સહિત વાનરોના રાજા સુગ્રીવ મહાસાગરને કેવી રીતે તરી શકશે? તેમ જ એ બન્ને રાજપુત્રો પણ અપાર સાગરને શી રીતે તરશે?[24,25] હે હનુમાન! સમુદ્રને ઓળંગવામાં તો તું, ગરુડ અને વાયુ એ ત્રણ જણા જ સમર્થ છો.[26] હે વીર! તું કાર્યકુશળ પુરુષોમાં શ્રેષ્ઠ છે, માટે હું તને પૂછું છું કે, દુઃખથી પણ પાર ન પડી શકે એવા આ કાર્યમાં તું શો ઉપાય કરવા ધારે છે?[27] હે શત્રુઓનો વિનાશ કરનારા કપિવર! આ કાર્યનો નિવેડો આણવાને તું એકલો જ સમર્થ છે, માટે વિચાર કર આ કાર્ય કરવાથી તને ઉજ્જ્વળ યશ પ્રાપ્ત થશે[28] હે હનુમાન! વાનરસેના સાથે અહીં આવી સંગ્રામમાં રાવણને જીતી વિજયશાળી થયેલા રામચંદ્ર જ્યારે મને લઈને અયોધ્યા પાછા જશે, ત્યારે જ તેમના પરાક્રમને યોગ્ય કાર્ય થયું ગણાશે[29] શત્રુઓની સેનાનો વિનાશ કરનારા શ્રીમાન રામચંદ્ર અહીં આવી, આખી લંકાનગરીને આકુળવ્યાકુળ કરી જ્યારે મને લઈ જશે, ત્યારે જ તેમની કીર્તિને યોગ્ય કાર્ય થયું કહેવાશે હે વાનરવર! સંગ્રામમાં શૌર્ય દાખવનારા મહાત્મા રામચંદ્રને છાજે એવું યોગ્ય પરાક્રમ–કાર્ય તું તેમને હાથે કરાવ[30,31]

સતીશિરોમણિ સીતાના અર્થ તથા સ્નેહયુક્ત સકારણ વચન સાંભળીને હનુમાને તેનો પ્રત્યુત્તર વાળતાં કહ્યું 'હે દેવી! વાનરો અને રીંછોની સેનાના અધિપતિ સુગ્રીવે તમને મેળવવા માટે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો છે સત્યપ્રતિજ્ઞાવાળો એ સુગ્રીવ કરોડો વાનરોની સેના લઈ સત્વર અહીં આવશે અને રાક્ષસોનો સંહાર કરશે હે વૈદેહી! પરાક્રમસંપન્ન, ધૈર્યસંપન્ન, બળવાન તથા મન સરખા વેગવાળા લાખો અને કરોડો વાનરો સુગ્રીવની આજ્ઞામાં રહેલા છે.[32-35] તેઓની ગતિ આકાશ, પાતાળ કે ગમે તે દિશામાં જતાં અટકતી નથી અમાપ તેજવાળા એ સર્વ વાનરો મોટાં મોટાં કાર્યોમાં પણ મૂંઝાય એવા નથી.[36] તેઓ મોટા ઉત્સાહવાળા છે. વાયુમાર્ગે ગતિ કરનારા છે, તેમ જ તેઓએ અનેક પર્વતો તથા સમુદ્રો સહિત આખી પૃથ્વીની ઘણી વાર પ્રદક્ષિણા કરેલી છે હે સીતા! સુગ્રીવના આધિપત્ય નીચે રહેનારા સર્વ વાનરો મારા જેવા જ બળવાળા અને કેટલાક તો વળી મારા કરતાં પણ વિશેષ બળવાળા છે, ત્યાં મારા કરતાં ઓછા બળવાળો એક પણ વાનર નથી.[37,38] હે દેવી! જ્યારે હું અહીં આવી શક્યો, ત્યારે મારા કરતાં વિશેષ બળવાળા વાનરો અહીં આવી શકે એમાં શું આશ્ચર્ય? સુગ્રીવની પાસે રહેલા વાનરો મારા કરતાં અધિક બળવાન છે, એ તો હું પહેલવહેલો દૂત તરીકે અહીં આવ્યો તે ઉપરથી જ સ્પષ્ટ જણાઈ રહે છે, કેમ કે અલ્પ બળવાળા પુરુષને જ દૂત તરીકે મોકલવામાં આવે છે.[39] હે દેવી! હવે તમારે પરિતાપ કરવો યોગ્ય નથી, હવે તમે શોકનો ત્યાગ કરો સઘળા વાનરો માત્ર એક જ છલંગમાં આખો સમુદ્ર કૂદીને અહીં આવશે[40] વળી ઉદય પામેલા સૂર્ય અને ચંદ્ર સરખી કાંતિવાળા નરશાર્દૂલ એ બન્ને રાજપુત્રો મારી કાંધ પર બેસીને મોટી વાનરસેના સાથે તમારી સમીપ આવશે,[41] અને પોતાના તીક્ષ્ણ બાણો વડે આખી લંકાનગરીને આકુળવ્યાકુળ કરી મૂકશે હે વરારોહા! નરશ્રેષ્ઠ રામચંદ્ર સંગ્રામમાં બંધુવર્ગ સહિત રાવણનો સંહાર કરીને તમને પોતાની અયોધ્યા નગરી પ્રત્યે લઈ જશે[42,43] હે દેવી! તમે શાંત થાઓ અને ધીરજ રાખો, તમારું કલ્યાણ થશે હે સીતા! હવે અલ્પ સમયમાં જ દેદીપ્યમાન અગ્નિ સરખી કાંતિવાળા તમારા સ્વામી રામચંદ્રનાં તમને દર્શન થશે પુત્ર, અમાત્ય

અને બંધુવર્ગ સહિત રાવણનો જ્યારે નાશ થશે, ત્યારે જેમ રોહિણીનો ચંદ્રની સાથે સમાગમ થાય છે, તેમ તમારો શ્રીમાન રામચંદ્રની સાથે મેળાપ થશે.[૪૪,૪૫] હે દેવી! હે મૈથિલી! હવે થોડા જ કાળમાં તમે તમારા શોકનો અંત આવતો જોશો અને રાક્ષસરાજ રાવણને શ્રીમાન રામચંદ્રના હાથે હણાયેલો જોશો.[૪૬]

એ પ્રમાણે સીતાનું આશ્વાસન કરીને પવનસુત હનુમાને ત્યાંથી વિદાય થવાનો વિચાર કર્યો. જતાં પહેલાં તેણે સીતાને કહ્યું :[૪૭] 'હે દેવી! તમે ચિંતા કરશો નહિ. શત્રુઓનો સંહાર કરનારા કૃતાત્મા રામચંદ્ર અને લક્ષ્મણ બન્ને ભાઈઓને હવે થોડા વખતમાં તમે હાથમાં ધનુષ્ય ગ્રહણ કરી લંકાનગરીના દ્વાર આગળ આવી ઊભેલા જોશો.[૪૮] હાથી સમાન પ્રૌઢ દેહવાળા, સિંહ અને શાર્દૂલ સમાન પરાક્રમવાળા તથા નખ અને દાઢારૂપી આયુધોવાળા અસંખ્યાત વાનરોને પણ તમે અહીંયાં એકઠા થયેલા જોશો.[૪૯] હે આર્યા! પર્વત અને મેઘ સરખા વર્ણવાળા તથા લંકાના મલયપર્વતનાં શિખરો પર ચઢી ગર્જના કરતાં વાનરોનાં ટોળેટોળાં હવે અલ્પ સમયમાં જ તમારા જોવામાં આવશે.[૫૦] હે સીતા! જેમ સિંહથી પીડાયેલો હાથી જરા પણ સુખ પામતો નથી, તેમ કામદેવના બાણથી મર્મસ્થળમાં ઘાયલ થયેલા રામચંદ્ર જરા પણ સુખ પામતા નથી.[૫૧] હે દેવી! તમે રુદન કરવું મૂકી દો. તમે તમારા મનમાં સહેજ પણ ભય રાખો નહિ. હે શોભના! ઇંદ્રાણી જેમ પોતાના સ્વામી ઇંદ્રને મળે, તેમ તમે તમારા ભર્તા રામચંદ્રને મળશો.[૫૨] હે દેવી! આ પૃથ્વી વિષે રામચંદ્ર કરતાં અધિક બળવાળો કોણ છે? તેમ જ મહાત્મા લક્ષ્મણના સમાન બળવાળો પણ કોણ છે? હે કલ્યાણી! જેઓનો તમને આશ્રય છે, તે બન્ને ભાઈઓ અગ્નિ અને વાયુ સમાન બળવાળા છે.[૫૩]

'હે દેવી! રાક્ષસોના વસવાટવાળા અને ભયંકર એવા આ દેશમાં હવે તમારે ઝાઝો વખત રહેવું પડશે નહિ. તમારા ભર્તા શ્રીમાન રામચંદ્ર હવે અલ્પ સમયમાં જ અહીં આવી પહોંચશે. હે મૈથિલી! અહીંથી જઈને હું તેમને મળું અને તમારો સંદેશો કહું એટલો જ વિલંબ છે, તો એટલા સમય સુધી તમે ધૈર્ય રાખો.'[૫૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૩૯મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૦મો

### હનુમાન અને સીતા–રામચંદ્ર પ્રતિ સીતાનો સંદેશો

श्रुत्वा तु वचनं तस्य वायुसूनोर्महात्मनः।
उवाचात्महितं वाक्यं सीता सुरसुतोपमा ॥ १ ॥

પવનસુત હનુમાનનાં વચન સાંભળી દેવકન્યા સમાન સ્વરૂપવાળાં સીતાએ પોતાના હિત માટે કહ્યું :[૧] 'હે વાનર! જેમ જળ નહિ મળવાથી સુકાઈ જતા અનાજના છોડવાવાળી પૃથ્વી વૃષ્ટિ થવાથી હર્ષ પામે છે, તેમ તારાં પ્રિય વચન સાંભળીને હું અતિ હર્ષ પામું છું.[૨] હે કપિવર! કામથી પીડાતી હું શોક વડે સુકાઈ ગયેલાં મારાં અંગોથી પુરુષવ્યાઘ્ર રામચંદ્રનો સ્પર્શ કરી શકું એવો યત્ન કરવાની તું મારા પર કૃપા કર. હે વાનરવર! શ્રીમાન્ રામચંદ્રે ક્રોધને લીધે દર્ભની એક સળી ફેંકીને કાગડાની આંખ ફોડી હતી, એ વાત તું રામચંદ્રને અભિજ્ઞાનરૂપે કહેજે અને મેં તને જે ચૂડામણિ આપ્યો છે તે તેમને આપજે.[૩,૪] વળી વિશેષ અભિજ્ઞાન માટે આ વાત પણ કહેજે : 'એક સમયે જ્યારે મારું તિલક ભુસાઈ ગયું હતું, ત્યારે તમોએ મારા ગંડસ્થળ પર મનશીલ તિલક કર્યું હતું.[૫] હે રામચંદ્ર! તમે ઇંદ્ર અને વરુણના સરખા પરાક્રમી છો છતાં રાક્ષસે મારું હરણ કર્યું છે અને હું રાક્ષસોના દેશમાં રહી છું તેને કેમ સાંખી શકો છો?[૬] હે અનઘ! આ દિવ્ય ચૂડામણિને મેં ઘણા પ્રયત્નથી સંઘરી રાખ્યો છે અને આટઆટલા દુઃખમાં પણ એ જોઈ

મણિને જોઈ હું તમારાં દર્શન જેટલો આનંદ પામુ છું;[૭] પરંતુ હવે તો તે પણ મેં તમારી પાસે મોકલાવ્યો છે, જેથી શોકને લીધે હવે હું વધારે વખત જીવી શકું એમ નથી. સહન ન થઈ શકે એવાં દુઃખ, રાક્ષસીઓનાં મર્મભેદી વચન અને ક્રૂર રાક્ષસોનો સહવાસ એ સઘળું તમને પુનઃ મળવાની આશાએ જ હું સહન કરી રહી છું.[૮-૯] હે શત્રુદમન! હવે હું એક મહિના સુધી મારું જીવિત ટકાવી રાખીશ. હે નૃપાત્મજ! એટલા સમયમાં જ તમે નહિ આવો તો પછી હું મરણ જ પામીશ. હે સ્વામિન્! આ રાક્ષસોનો રાજા રાવણ ઘણો જ ક્રૂર છે અને તેની વૃત્તિ મારા પ્રત્યે સારી નથી, તેથી જો તમે મારી વહારે ચઢવામાં વિલંબ કરશો, તો હું ક્ષણવાર પણ જીવનાર નથી.' હે હનુમાન! શ્રીમાન રામચંદ્રને મારા તરફથી એટલુ અવશ્ય કહેજે.'

ગદ્‌ગદ કંઠે કહેલા સીતાનાં કરુણા ઊપજે એવાં વચન સાંભળીને મહાતેજસ્વી હનુમાને તેમનુ આશ્વાસન કરતાં કહ્યું: 'હે દેવી! હું સત્યના સોગંદ લઈને કહું છું કે, તમારા વિયોગને લીધે શ્રીમાન રામચંદ્ર કંઈ પણ કાર્ય કરવામાં પ્રવૃત્ત થતા નથી અને તેઓને શોકાતુર જોઈને શ્રીમાન લક્ષ્મણ પણ સંતાપ પામે છે.[૧૦-૧૩] હે જાનકી! ઘણી ઘણી શોધ કરતાં મહાપ્રયત્ને મને તમારું દર્શન થયુ છે, તો હવે તમારે ખેદ કરવો યોગ્ય નથી. હે ભામિની! હવે તમે તમારા દુઃખના અંતને સત્વર જોશો.[૧૪] હે વદેહી! એ બંને દશરથનંદનો તમને મેળવવાના ઉત્સાહથી આખી લંકાનગરીને બાળીને ભસ્મીભૂત કરશે.[૧૫] હે વિશાળનેત્રા! સંગ્રામભૂમિમાં બંધુ તથા સુહૃદ્‌વર્ગ સહિત રાવણનો વધ કરીને શ્રીમાન રામ-લક્ષ્મણ તમને અહીંથી અયોધ્યા પ્રત્યે તેડી જશે.[૧૬] હે સતી શિરોમણિ! હવે હું જાઉં છું. રામચંદ્ર સારી રીતે ઓળખી શકે એવું બીજું પણ કાંઈ અભિજ્ઞાન હોય તો તે મને આપો કે જે જોઈને તેઓ અત્યંત પ્રસન્ન થાય.'[૧૭]

હનુમાનનુ વચન સાંભળી સીતાએ કહ્યું: 'હે હનુમાન! હવે હું બીજું અભિજ્ઞાન શું આપુ? મેં તને જે ચૂડામણિ આપ્યો છે, તે ઉત્તમોત્તમ અભિજ્ઞાન છે. હે વીર! એ ચૂડામણિ જોતાં જ રામચંદ્રને તારાં વચનો પર પૂરેપૂરો વિશ્વાસ આવશે.'[૧૮]

પછી સીતાએ આપેલો ચૂડામણિ ગ્રહણ કરીને કપિવર હનુમાન સીતાને પ્રણામ કરી ત્યાંથી વિદાય થવા તત્પર થયો. મહાવેગવાળા હનુમાનને ઊડવાના ઉત્સાહમાં આવેલો અને પોતાના સ્થૂળ સ્વરૂપને ધારણ કરતો જોઈને સીતાએ આંખમાં આંસુ લાવી ગદ્‌ગદ કંઠે કહ્યું: 'હે હનુમાન! સિંહ સમાન પરાક્રમવાળા રામ-લક્ષ્મણ બંને ભાઈઓને તથા અમાત્યમંડળ સહિત સુગ્રીવને મારા કુશળ સમાચાર કહેજે. અને એ મહાબાહુ રામચંદ્ર આ દુઃખસાગરમાંથી મારો ઉદ્ધાર કરે તેવી રીતનો પ્રયત્ન કરજે. હે વાનરવર! આ મારો તીવ્ર શોક અને રાક્ષસોઓથી થતો મારો તિરસ્કાર એ સઘળું તું રામચંદ્રને કહી સંભળાવજે. હે વાયુનંદન! તારો માર્ગ નિર્વિઘ્ન થાઓ.'[૧૯-૨૪]

જનકરાજાની પુત્રી સીતાનો સંદેશો લઈને તથા તેમનુ સંપૂર્ણ વૃત્તાંત જાણીને કૃતાર્થ અને અત્યંત પ્રસન્ન થયેલા કપિવર હનુમાને વિચાર કર્યો: 'હવે મારે રાવણનુ સૈન્યબળ કેટલું છે એ જોવાનું જ બાકી રહ્યું છે. એ જાણ્યા પછી હું ઉત્તર દિશાનો માર્ગ પકડીશ, અર્થાત્ અહીંથી પાછો વળીશ.'[૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૪૦મો સર્ગ સમાપ્ત

## હનુમાને લંકા બાળવી

## સર્ગ ૪૧ મો

**હનુમાનનું પરાક્રમ-પ્રમદાવનભંજન**

स च वाग्भिः प्रशस्ताभिर्गमिष्यन्पूजितस्तया।
तस्माद्देशादपाक्रम्य चिन्तयामास वानरः॥ १॥

સતીશિરોમણિ સીતાની મધુર વાણીથી સત્કાર પામેલો કપિવર હનુમાન ત્યાંથી થોડેક

દૂર જઈ વિચાર કરવા લાગ્યો 'હું શ્યામ નેત્રોવાળા સીતાને મળ્યો અને લંકાનગરીની રચનાને જોઈ વળ્યો હવે મારે થોડુંક જ કાર્ય કરવાનું બાકી રહ્યું છે અને તે એ કે રાવણનો યુદ્ધ કરવાનો ઉત્સાહ કેવો છે તથા તેનું સૈન્ય બળ કેટલું છે એ જાણી લેવું ઊંડો વિચાર કરી જોતા મને જણાય છે કે એ કાર્ય કરવામાં સામ, દામ અને ભેદ, એ ત્રણે ઉપાયો કોરે મૂકી ચોથો દંડ ઉપાય યોજવાની જ આવશ્યકતા છે, અર્થાત્ રાક્ષસોની સાથે યુદ્ધ કરવાથી મને તેઓનું બળાબળ જણાઈ આવશે રાક્ષસોની સાથે સામ-શાંતિથી વાત કરવામાં કાંઈ પણ શ્રેષ્ઠ ફળ આવે એમ જણાતું નથી, તેમ જ ધનવાન પુરુષોને દાન આપવું એ પણ અયોગ્ય છે, કેમ કે ધનવાન પુરુષો દાનથી લલચાતા નથી અને બળથી ગર્વિષ્ઠ થયેલા પુરુષો કોઈ પણ પ્રકારે ભેદ પામતા નથી, માટે મને લાગે છે કે પરાક્રમ કરવું એ જ શ્રેષ્ઠ છે [૧-૩] પરાક્રમ કર્યા સિવાય મેં ધારેલા કાર્યનો કંઈ પણ નિર્ણય થઈ શકે એમ નથી જો હું પરાક્રમ કરીશ, તો અહીંના રાક્ષસો પોતાના શૂરવીર યોદ્ધાઓનો નાશ થયેલો જોઈને જરા નરમ પડશે [૪] જોકે એ કાર્ય કરવા માટે મારા સ્વામી સુગ્રીવે મને કહ્યું નથી, તોપણ મારે તે કરવું જોઈએ, કેમ કે સ્વામીએ બતાવેલું તેનું મુખ્ય કાર્ય સિદ્ધ થયા પછી જે દૂત મુખ્ય કાર્યને હાનિ ન પહોંચે એવાં અન્યોન્ય કાર્યો પણ કરે છે તે જ ખરી રીતે દૂતકાર્ય કરવાને યોગ્ય છે [૫] જે દૂત ઘણો પરિશ્રમ કરીને સ્વલ્પ કાર્ય સિદ્ધ કરે છે, તે દૂત ખરો કાર્યસાધક ગણાતો નથી, પરંતુ જે થોડા પરિશ્રમથી ઘણું કાર્ય કરે છે, તે જ ખરેખરો કાર્યસાધક ગણાય છે [૬] માટે વાનરો અને રાક્ષસો એ બંને પક્ષમાં વધારે કિંવા ઓછા બળવાળો કયો પક્ષ છે, એ બાબત સારી રીતે જાણ્યા પછી જ હું સુગ્રીવની પાસે જઈશ જો એમ થાય તો જ મેં મારા સ્વામીનું કાર્ય યથાર્થ રીતે બજાવ્યું કહેવાય, પણ રે, મારું અહીં આવવું કુશળરૂપ શી રીતે થાય? અર્થાત્ રાક્ષસોની સાથે બળાત્કારે મારું યુદ્ધ કેવી રીતે થાય? અને સંગ્રામમાં મારું બળ કેટલું છે, એ રાક્ષસરાજ રાવણને શી રીતે સ્પષ્ટ માલૂમ પડે [૭,૮] મંત્રી, સેના અને અનુચરો સહિત યુદ્ધ કરવા આવેલા રાવણની સામે જો હું યુદ્ધમાં ઊતરીશ, તો તેનું સૈન્યબળ કેટલું છે તથા તેનું હૃદયબળ કેટલું છે, તે સઘળું હું સુખેથી જાણી શકીશ અને તે પછી હું અહીંથી પાછો વળીશ [૯] મારી આ ઇચ્છા પાર પાડવા માટે ક્રૂર રાવણની આ નંદનવન સરખી વાટિકા કે જે નાના પ્રકારનાં વૃક્ષો તથા લતાઓથી ભરેલી છે અને જે મન તથા નેત્રને ઠંડક આપનારી છે તેનો અગ્નિ જેમ સૂકા વનનો નાશ કરે તેમ હું નાશ કરીશ એમ કરવાથી રાક્ષસરાજ રાવણ અવશ્ય કોપાયમાન થશે,[૧૦,૧૧] અને ત્રિશૂળ તથા લોઢાના પરિઘ વગેરે આયુધ ધારણ કરનારા રાક્ષસો સહિત અશ્વો, રથો અને હસ્તીઓનું મોટું સૈન્ય મારી સાથે યુદ્ધ કરવા માટે મોકલશે, એટલે તેની સાથે મારું ઘોર યુદ્ધ થશે હું રાક્ષસોથી હારું તેવો નથી, માટે રાવણે મોકલેલા પ્રચંડ પરાક્રમવાળા રાક્ષસોની સેનાની સાથે હું યુદ્ધ કરીશ અને સઘળી સેનાનો સંહાર કરીને નિશ્ચિંતપણે સુગ્રીવની પાસે જઈશ [૧૨,૧૩]

એ પ્રમાણે વિચાર કરી ક્રોધ પામેલા અને ભયંકર પરાક્રમવાળા પવનસુત હનુમાને મહાન વેગથી અશોકવાટિકામાંનાં વૃક્ષો ભાંગી નાખવા માંડ્યાં [૧૪] થોડીક વારમાં તો શૂરવીર હનુમાને મદોન્મત્ત પક્ષીઓના નાદથી ગાજી રહેલા અને અનેક પ્રકારનાં વૃક્ષો તથા લતાઓથી ભરેલા રાવણના પ્રમદાવનને* ઉજ્જડ કરી મૂક્યું [૧૫] કપિવર હનુમાને એ વનમાંનાં સઘળાં વૃક્ષો ઉખેડી નાખ્યાં, જળાશયો તોડી નાખ્યાં અને સુંદર દેખાવવાળા ક્રીડાપર્વતોના ચૂરેચૂરા કરી નાખ્યા જળાશયો અને વૃક્ષો ભાંગી જવાથી એ વનમાંના પક્ષીઓ ભયંકર ચીસો પાડવા લાગ્યા વૃક્ષોના

* અશોકવાટિકામાંનો કોઈ એક ભાગ અથવા તો અશોકવાટિકાનું જ ઉપનામ હશે

નવપલ્લવો અને લતાઓ કરમાઈ ગયાં; એથી એ વન જાણે દાવાનળથી બળી ગયુ હોય એવું દેખાવા લાગ્યુ. પાંદડાં ખરી પડવાને લીધે લતાઓ પણ વસ્ત્ર વિનાની નગ્ન સ્ત્રીઓ સરખી દેખાવા લાગી.[૧૬-૧૮]

અસ્તવ્યસ્ત થયેલાં લતાગૃહો તથા ચિત્રગૃહોથી, નાસભાગ કરી રહેલા મૃગો અને સર્પોથી, ચીસો નાખતાં પક્ષીઓથી તેમ જ તોડી પાડેલાં શિલાગૃહો અને રમ્ય મંદિરોથી પ્રમદાવનની સઘળી શોભા નષ્ટ થઈ ગઈ. કંપાયમાન અશોકવૃક્ષ તથા લતાઓવાળી અશોકવાટિકાની ભૂમિ કે જે રાવણના અંતઃપુરમાં રહેનારી સ્ત્રીઓને વિહાર કરવા યોગ્ય અને તેઓના કામદેવને વધારનારી હતી, તે કપિવર હનુમાનના પરાક્રમથી ઉજ્જડ—વેરાન સરખી થઈ રહી. તેમાની સુકાઈ ગયેલી લતાઓ જોનારના મનને ખેદ ઉપજાવવા લાગી.[૧૯,૨૦] એ રીતે મહાત્મા રાવણનુ અત્યંત અપ્રિય કરીને મહાબળવાન અનેક રાક્ષસોની સાથે પોતે એકલો યુદ્ધ કરવા ઇચ્છતો કપિશ્રેષ્ઠ હનુમાન અશોકવાટિકાના મુખ્ય દરવાજા આગળ આવીને ઊભો રહ્યો.[૨૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહાકાવ્યપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૪૧મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૨ મો

### હનુમાનનુ પરાક્રમ—રાવણે મોકલેલા રાક્ષસોનો નાશ

ततः पक्षिनिनादेन वृक्षभङ्गस्वनेन च ।
बभूवुस्त्रासम्भ्रान्ताः सर्वे लङ्कानिवासिनः ॥ १ ॥

અશોકવાટિકામાંનાં વૃક્ષો તૂટી પડવાથી થતા કડાકા તથા મૃગપક્ષીઓનો કોલાહલ સાંભળીને લંકાનગરીમાં વસનારા સર્વ લોકો ત્રાસ પામ્યા અને ગભરાઈ ગયા.[૧] મૃગો અને પક્ષીઓ ભયભીત થઈ નાસભાગ કરતાં, ભયંકર ચીસો પાડવા લાગ્યાં અને રાક્ષસોને જ્યાં ત્યાં અપશુકન જણાવા લાગ્યાં.[૨]

રાત્રિના ઉજાગરાથી કંઈક નિદ્રાવશ થયેલી અને બિહામણા મુખવાળી રાક્ષસીઓ મોટો કોલાહલ સાંભળીને ઝબકી ઊઠી. તેમણે જોયું તો આખું વન ઉજ્જડ થયેલુ હતું અને શૂરવીર હનુમાન દરવાજા આગળ ઊભેલો હતો.[૩] આ વેળાએ રાક્ષસીઓને ભય ઉપજાવવા માટે મહાબળવાન હનુમાને પોતાનુ મૂળ પ્રૌઢ સ્વરૂપ ધારણ કર્યું.[૪] પર્વત સમાન પ્રૌઢ દેહવાળા હનુમાનને જોઈ ને રાક્ષસીઓએ સીતાને પૂછ્યું:[૫] 'હે સીતા ! આ કોણ છે? કોનો દૂત છે? ક્યાંથી આવ્યો છે? અને તે શું કરવા ઇચ્છે છે? તેં એની સાથે વાર્તાલાપ શા માટે કર્યો?[૬] હે વિશાલાક્ષિ! હે રૂડા ભાગ્યશાળી! જરા પણ ભય રાખ્યા વિના તું અમને કહે. વળી હે અસિતાપાંગી! એણે તારી સાથે શી વાતચીત કરી?'[૭]

રાક્ષસીઓનાં વચન સાંભળી મહાસાધ્વી સીતાએ કહ્યું: 'હે રાક્ષસીઓ! રાક્ષસો પોતાની ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરે છે, એથી હું તેઓને શી રીતે જાણી શકું?[૮] જેમ સર્પના ચરણને સર્પો જ જાણે છે, તેમ એ કોણ છે અને શું કરવાનો છે, એ તમે જ જાણી શકો એમ છો! એમાં હું શું જાણું?[૯] 'એ કોણ છે' એ હું જાણતી નથી, તેથી એને દેખ્યો છે ત્યારની હું ઘણો ભય પામી છું. હું માનું છું કે એ કોઈ રાક્ષસ હશે અને ઇચ્છિત રૂપ ધારણ કરીને અહીં આવ્યો હશે.'[૧૦]

સીતાનું વચન સાંભળી ભયભીત થયેલી કેટલીક રાક્ષસીઓ ત્યાંથી ઉતાવળે નાસી ગઈ, કેટલીક ત્યાં જ સ્થિર થઈ ગઈ અને કેટલીક રાક્ષસીઓ રાવણને સમાચાર કહેવા માટે દોડી ગઈ. બિહામણા મુખવાળી રાક્ષસીઓએ રાવણની પાસે જઈ ને કહ્યું: 'હે રાજન્! આપણી અશોકવાટિકામાં ભયંકર દેહવાળો કોઈક વાનર આવ્યો છે. તેણે સીતાની સાથે કંઈક વાતચીત કરી છે અને હવે તે દરવાજા આગળ ઊભો રહ્યો છે. એ ઘણો પરાક્રમી હોય એમ અમને લાગે છે. એનું વૃત્તાંત જાણવા માટે અમોએ સીતાને ઘણુંયે પૂછ્યું, પરંતુ એ વાનર સંબંધી તે કંઈ પણ કહેવા ઇચ્છતી નથી.[૧૧-૧૪] અમને એમ લાગે છે કે

એ ઇંદ્રનો અથવા કુબેરનો દૂત હશે. કિંવા 'સીતા ક્યાં છે ?' એ જાણવા માટે રામે મોકલેલો કોઈ દૂત હશે.[૧૫] હે મહારાજ ! એ અદ્ભુત રૂપવાળા વાનરે નાના પ્રકારના મૃગ અને પક્ષીઓથી ભરેલા આપણા મનોહર પ્રમદાવનને નષ્ટભ્રષ્ટ કરી નાખ્યુ છે.[૧૬] આખી અશોકવાટિકામા એવો કોઈ પણ ભાગ જોવામા આવતો નથી કે જેને એ વાનરે રમણભમણ કર્યો ન હોય ! છતા જયા સીતા બેઠેલી છે, એ વિભાગને તેણે જેમનો તેમ રહેવા દીધો છે. હે રાજન્ ! સીતાને હરકત ન થાય એટલા માટે કિંવા પોતે થાકી ગયો હોય તે કારણથી. એ વાનરે જયા સીતા બેઠી છે તે ભાગને ઉજ્જડ કર્યો નથી, છતા અમને તો કશુ સમજાતુ નથી. હે રાક્ષસેશ્વર ! એ વાનરને થાક તે વળી શેનો લાગે ? અમને તો લાગે છે કે તેણે ચાહીને જ સીતાનુ રક્ષણ કર્યું છે.[૧૭,૧૮] વળી કોમળ નવાકુરવાળુ શિશપા વૃક્ષ કે જેની નીચે સીતા બેઠેલી છે, તેને પણ એ વાનરે જરા સરખુ ય ભાગ્યુ નથી.[૧૯] હે મહારાજ ! ભયંકર રૂપવાળા એ વાનરને તમારે ઉગ્ર દંડ દેવો આવશ્યક છે. તેણે આખી અશોકવાટિકાને ઉજ્જડ કરી મૂકી છે અને સીતાની સાથે ગુપ્ત વાતચીત કરી છે.[૨૦] હે રાક્ષસોના અધિપતિ ! જીવવાની ઇચ્છા રાખનારો કયો પુરુષ તમારા મનમા વસેલી સીતાની સાથે વાતચીત પણ કરી શકે ?'

રાક્ષસીઓના વચન સાભળીને રાક્ષસરાજ રાવણ ક્રોધને લીધે ચિતાના અગ્નિની પઠે પ્રજ્વલિત થયો અને તેના નેત્ર લાલચોળ થઈ ગયા. એ વેળા જેમ દીપકમાથી બળતા તેલના ટીપા પડે, તેમ રાવણના નેત્રોમાથી ક્રોધજનિત અશ્રુબિંદુ ટપકવા લાગ્યા. પછી મહાતેજસ્વી રાવણે પોતાના સરખા પરાક્રમવાળા કેટલાક રાક્ષસોને આજ્ઞા આપી 'તમે એ વાનરને પકડી કેદ કરો '

રાવણની આજ્ઞા થતા જ કિંકરનુ કામ કરનારા એશી હજાર બળવાન રાક્ષસો હાથમાં અનેક પ્રકારના શસ્ત્રાસ્ત્રો ગ્રહણ કરી રાજમહેલમાંથી બહાર નીકળ્યા.[૨૧-૨૫] મોટા ઉદરવાળા, વિકરાળ દાઢોવાળા, બિહામણા રૂપવાળા, મહાન બળવાળા અને યુદ્ધ કરવાના ઉત્સાહવાળા એ સર્વ રાક્ષસો હનુમાનને પકડવા માટે ઉતાવળે અશોકવાટિકા પ્રત્યે જવા લાગ્યા.[૨૬] જોતજોતામા સર્વ રાક્ષસો અશોકવાટિકાના દરવાજા આગળ આવી પહોચ્યા અને પતંગિયાં જેમ દીપક પર ધસી જાય, તેમ તેઓ હનુમાન ઉપર ધસી ગયા. તેઓ પોતાના સોનાના કડાંવાળાં પરિઘો, ચિત્રવિચિત્ર ગદાઓ, સૂર્ય સમાન પ્રકાશવાળા બાણો, મુદ્ગરો. પટ્ટિશો, ત્રિશૂળો, પ્રાસો, તોમરો અને સાગો વગેરે આયુધોથી કપિવર હનુમાનને ઘેરીને ઊભા રહ્યા.[૨૭-૨૯]

રાક્ષસો પોતાને ઘેરી વળ્યા એ જોઈ ને પર્વત સરખા દેહવાળા પવનસુત હનુમાને જોસભેર પોતાનુ પુચ્છ પૃથ્વી પર પછાડયું અને મોટી ગર્જના કરી. તે ગર્જનાને લીધે આખી લંકાનગરી ખળભળી ઊઠી.[૩૦,૩૧] હનુમાનના પુચ્છપ્રહારનો તથા ગર્જનાનો એવો તો મોટો પ્રતિધ્વનિ થયો કે જેથી આકાશમા ઊડતા પક્ષીઓ કંપિત થઈ ને પૃથ્વી પર પડ્યા એ વેળા મહાવીર હનુમાન મોટા સ્વરે બોલ્યો [૩૨] 'અત્યંત બળવાળા રામચંદ્રનો જય થાઓ. મહાપરાક્રમી લક્ષ્મણનો જય થાઓ રઘુવીરથી સુરક્ષિત થયેલા વાનરરાજ સુગ્રીવનો જય થાઓ. પવિત્ર કર્મવાળા કોસલાધિપતિ રામચદ્રનો હુ દૂત છું, મારુ નામ 'હનુમાન ' છે, હુ વાયુનો પુત્ર છું અને શત્રુની સેનાનો સંહાર કરવાની શક્તિ ધરાવુ છું.[૩૩,૩૪] હુ જે સમયે યુદ્ધમા હજારો શિલાઓ તથા વૃક્ષો વરસાવીશ, તે સમયે લંકાના રાજા રાવણ જેવા બીજા હજાર રાવણ આવે તોપણ તેઓ મારા બળને પહોચી વળે એમ નથી. હુ આજે આખી લંકાનગરીને આકુળવ્યાકુળ કરીને તથા જનકનંદિની સીતાને પ્રણામ કરીને મારું કાર્ય સિદ્ધ કરીશ અને સર્વ રાક્ષસોના દેખતા જ સુખથી ચાલ્યો જઈશ.'[૩૫,૩૬]

હનુમાનની ભયંકર ગર્જના સાંભળી સર્વ રાક્ષસો ભયને લીધે થરથર ધ્રૂજવા લાગ્યા અને સંધ્યાકાળના મેઘ સરખા એ કપિવર સામું જોઈ રહ્યા.[37] પછી પોતાના સ્વામી રાવણની આજ્ઞા થયેલ હોવાથી તેમ જ હનુમાને પોતે રામચંદ્રનો દૂત છે, એવું જણાવવાથી નિઃશંક થયેલા એ રાક્ષસો ભયંકર અને ચિત્રવિચિત્ર આયુધો ઉગામી ચોમેરથી તેની ઉપર તૂટી પડ્યા. એ જોઈ મહાબળવાળા હનુમાને ચોમેર દૃષ્ટિ ફેરવી તો એ વાટિકાના દરવાજાની ભૂંગળ તેના જોવામાં આવી. તુરત જ તેણે ભૂંગળ ઉપાડી તે વડે રાક્ષસોનો સંહાર કરવા માંડ્યો. વિનતાનો પુત્ર ગરુડ જેમ જીવતા સર્પોને પકડી આકાશમાં ઊડે, તેમ શૂરવીર હનુમાન જીવતા રાક્ષસોને પકડી આકાશમાં ઊડવા લાગ્યો અને ઇંદ્ર જેમ વજ્ર વડે દૈત્યોને હણે, તેમ ભૂંગળ વડે રાક્ષસોને હણવા લાગ્યો.[38-41]

રાવણે મોકલેલા સર્વ રાક્ષસોનો સંહાર કરીને મહાવીર હનુમાન યુદ્ધ કરવાની ઇચ્છાથી પુનઃ પણ દરવાજા પર જઈને ઊભો રહ્યો.[42] હનુમાનના સપાટામાંથી બચવા પામેલા ગણ્યા ગાંઠ્યા રાક્ષસો ઉતાવળે રાવણની પાસે ગયા અને હનુમાને રાક્ષસોનો કેવી રીતે નાશ કર્યો, એ વાત રાવણને અથેતિ કહી સંભળાવી.[43]

પોતાના મોટા સૈન્યનો એક જ વાનરે વિનાશ કર્યો, એ સાંભળી ક્રોધને લીધે રાવણના નેત્ર ફરી ગયાં. તેણે અમિત પરાક્રમવાળા તથા યુદ્ધમાં દુર્જય એવા પ્રહસ્તના× પુત્ર જંબુમાલીને આજ્ઞા આપી: 'હે જંબુમાલી! તું જા અને હનુમાનને બાંધી લાવ.'[44]

ઇતિ શ્રીવાલ્મીકિ મહાર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૪૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૩ મો

હનુમાનનું પરાક્રમ-ચૈત્યપ્રાસાદભંગ

ततः स किंकरान्हत्वा हनुमान् ध्यानमास्थितः ।
वनं भग्नं मया चैत्यप्रासादो न विनाशितः ॥

લંકાધિપતિ રાવણે મોકલેલા રાક્ષસોનો નાશ કર્યા પછી હનુમાનને વિચાર થઈ આવ્યો કે, મેં આ અશોકવાટિકાને તો ભાંગી નાખી, પરંતુ તેની મધ્યે આવેલા આ ચૈત્યપ્રાસાદનો નાશ કર્યો નથી.[1] હવે હું આ સુંદર પ્રાસાદને તોડી પાડીશ. આમ વિચાર કરીને પવનસુત હનુમાન પોતાનું બળ દર્શાવતો એકાએક કૂદ્યો અને મેરુ પર્વતના શિખર જેટલા ઊંચા ચૈત્યપ્રાસાદ પર ચઢી ગયો. પર્વત સમાન પ્રાસાદ પર ચઢેલો મહાતેજસ્વી હનુમાન જાણે બીજો સૂર્ય ઊગ્યો હોય એવો શોભવા લાગ્યો.[2-4] જોતજોતામાં એ અતિ ઊંચા ચૈત્યપ્રાસાદને તોડી પાડીને પોતાની કાંતિ વડે ઝળહળતો કપિવર હનુમાન 'પારિયાત્ર' નામના કુલપર્વતની પેઠે શોભવા લાગ્યો.[5] પછી પવનસુત હનુમાને પોતાના પ્રભાવથી અત્યંત મોટું સ્વરૂપ ધારણ કર્યું અને નિર્ભયપણે પોતાનું પૂંછડું પછાડી આખી લંકાનગરીને ગજાવી મૂકી.[6] પૃથ્વી પર પૂંછડું પછાડવાથી થયેલો કાનને ફાડી નાખે એવો ભયંકર નાદ સાંભળીને આકાશમાં ઊડતાં પક્ષીઓ ત્રાસ પામી પૃથ્વી પર પડવા લાગ્યાં અને ચૈત્યપ્રાસાદનું રક્ષણ કરનાર રાક્ષસો કર્તવ્યશૂન્ય થઈ ગયા. પછી હનુમાન હાક મારીને બોલ્યો: 'રામ, લક્ષ્મણ અને સુગ્રીવનો જય થાઓ![7-8] શત્રુસેનાનું મર્દન કરનારો હું પવનપુત્ર છું અને રામચંદ્રનો દૂત છું, મારું નામ 'હનુમાન' છે.[9] શિલાઓ અને વૃક્ષોથી યુદ્ધ કરનારા મને એક રાવણ તો શું પણ હજારો રાવણો પણ જીતી શકે એમ નથી![10] લંકાને રમણભમણ કરીને તથા સીતાને મળીને હું સર્વ રાક્ષસોના જોતાં સુખથી પાછો જઈશ.'

ચૈત્યપ્રાસાદ પર બેઠેલા કપિવર હનુમાને વળી પણ રાક્ષસોને ત્રાસ ઉપજાવે એવી એક ભયંકર ગર્જના કરી.[11,12] એ ગર્જના સાંભળી ચૈત્યપ્રાસાદનું રક્ષણ કરનારા સેંકડો રાક્ષસો તરવાર, પ્રાસ તથા ફરશી વગેરે જાતજાતનાં અસ્ત્રો ગ્રહણ કરીને દોડી આવ્યા અને હનુમાનને વીંટાઈ વળ્યા. તે રાક્ષસો ગદાઓ, પરિઘો અને

× એ નામનો રાવણનો એક પ્રધાન

બાણો વડે ચોમેરથી હનુમાનને પીડવા લાગ્યા. કપિવર હનુમાનને વીંટાઈ ઊભેલો રાક્ષસોનો સમૂહ ગંગાના મોટા તરંગ જેવો શોભતો હતો.

ત્યાર પછી અત્યંત ક્રોધ પામેલા કપિશ્રેષ્ઠ હનુમાને ભયંકર રૂપ ધારણ કર્યું અને એ પ્રાસાદના સુવર્ણથી મઢેલા સો ધારવાળા એક મોટા સ્તંભને વેગથી ઉખેડી કાઢી હાથમાં ગ્રહણ કર્યો. મહાબળવાન હનુમાને એ સ્તંભને વેગથી ફેરવવા માંડ્યા. તેથી એ સ્તંભમાંથી અગ્નિ પ્રગટ થયો અને આખો ચૈત્યપ્રાસાદ સળગી ઊઠ્યો.[૧૩–૧૮] પ્રાસાદને સળગતો જોઈ ઇંદ્ર જેમ પોતાના વજ્રથી અસુરોનો નાશ કરે, તેમ કપિવર હનુમાને પેલા સ્તંભથી સેંકડો રાક્ષસોનો નાશ કર્યો.[૧૯] અને પોતે આકાશમાં ઊડ્યા. પછી ત્યાં રહીને તે કહેવા લાગ્યો : 'હે રાક્ષસો ! સુગ્રીવની આજ્ઞા ઉઠાવનાર મારા જેવા બળવાળા હજારો વાનરો છે, સુગ્રીવે તેઓ સર્વને સીતાની શોધ કરવા માટે આજ્ઞા આપેલી છે અને તેથી હું તથા બીજા પણ અસંખ્યાત વાનરો આ પૃથ્વી પર ફરવાને નીકળી પડ્યા છીએ.[૨૦,૨૧] અમારામાંના કેટલાક વાનરો દશ હાથીના બળવાળા છે, કેટલાક સો હાથીના બળવાળા છે, કેટલાક હજાર હાથીના જેટલું બળ ધરાવનારા છે.[૨૨] કેટલાક હાથીઓના એક ઓઘ જેટલા બળવાળા છે, કેટલાક વાયુના જેવા પરાક્રમી છે અને કેટલાક અમાપ બળવાળા છે. હે રાક્ષસો! ઉક્ત બળવાળા અસંખ્યાત વાનરો કે જેઓની પાસે તીક્ષ્ણ નખ અને દાંતરૂપી આયુધો છે, તેઓ તમો સૌનો સંહાર કરવા માટે અમારા રાજા સુગ્રીવની સાથે અહીં આવશે. હે પાપાત્માઓ! તમારા રાજા રાવણે ઇક્ષ્વાકુકુળદીપક શ્રીમાન રામચંદ્ર સાથે વેર બાંધ્યુ છે, તેથી હવે આ લંકાનગરી અને રાવણ એ સર્વ હતા ન હતા થઈ જશો.[૨૩–૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૪૩મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૪૪મો

## હનુમાનનું પરાક્રમ–જંબુમાલીનો વધ

संदिष्टो राक्षसेन्द्रेण प्रहस्तस्य सुतो बली।
जम्बुमाली महादंष्ट्रो निर्जगाम धनुर्धरः ॥ १ ॥

રાક્ષસરાજ રાવણની આજ્ઞા પામેલો મોટી દાઢોવાળો પ્રહસ્તનો પુત્ર જંબુમાલી હાથમાં ધનુષ્ય ગ્રહણ કરી રાજમહેલમાંથી બહાર નીકળ્યો.[૧] તે જંબુમાલીએ રાતાં વસ્ત્ર પહેર્યાં હતાં, કંઠમાં પુષ્પમાળાઓ ધારણ કરી હતી, કાનમાં સુંદર કુંડળ પહેર્યાં હતાં, તેની આંખો ઘણી જ મોટી તથા ગોળ હતી અને તે સ્વભાવે ઘણો જ ઉગ્ર તથા કોઈથી પણ જીતી શકાય નહિ એવો હતો.[૨] એ જ જંબુમાલી વજ્ર અને અશનિ સરખો ઝણકાર કરનારા તથા ઇંદ્રધનુષ્ય સરખી કાંતિવાળા પોતાના મોટા ધનુષ્યનો વેગથી ટંકારવ કરતો હતો અને એ ટંકારવના નાદથી દશે દિશાઓ ગાજી રહી હતી.[૩,૪] એ જંબુમાલી ગધેડાં જોડેલા રથમાં બેઠેલો હતો. જંબુમાલીને પોતાના તરફ આવતો જોઈ મહાબળવાન હનુમાન અત્યંત હર્ષિત થયો અને ગર્જના કરવા લાગ્યો.[૫]

અશોકવાટિકાના દ્વારના ઉપરના ભાગ પર બેઠેલા કપિવર હનુમાનને જોતાં જ મહાતેજસ્વી જંબુમાલીએ તીક્ષ્ણ બાણો મૂકીને તેને વીંધી નાખ્યો.[૬] તે અર્ધચંદ્રાકાર એવા એક બાણ વડે હનુમાનનું મુખ, અંકુશ સરખા બીજા એક બાણ વડે મસ્તક અને દશ બાણો વડે બન્ને હાથ વીંધી નાખ્યા. બાણથી વીંધાયેલું હનુમાનનું રાતું મુખ સૂર્યકિરણોથી ખીલી ઊઠેલા શરદઋતુના કમળ સમાન શોભવા લાગ્યુ. હનુમાનનું મુખ કે જે મૂળથી જ રક્ત વર્ણનું હતું, તે રુધિરથી વિશેષ રાતું થયુ અને જાણે આકાશમાં રક્ત ચંદનથી છંટાયેલું મોટું કમળ હોય એમ શોભવા લાગ્યું.[૭–૯]

જંબુમાલીનાં બાણ વાગવાથી હનુમાન અત્યંત કોપાયમાન થયો. તેણે આમતેમ દૃષ્ટિ

કરીને જોયું તો એક મોટી શિલા તેની દૃષ્ટિએ પડી ૧૦ તુરત જ મહાબળવાન કપિવર હનુમાને તે શિલા ઉપાડી લીધી અને વેગથી જંબુમાલી પર ફેંકી ક્રોધ પામેલા એ જંબુમાલીએ દસ બાણ મૂકીને તે શિલાના ચૂરેચૂરા કરી નાખ્યા ૧૧ પોતાનું પરાક્રમ નિષ્ફળ થયેલું જોઈને અતિ તેજસ્વી હનુમાને એક મોટું શાલવૃક્ષ હાથમાં લઈ તેને જોસભેર વીંઝવા માંડ્યું.૧૨ મહાબળવાન જંબુમાલીએ પણ ઘણાં બાણ મૂક્યાં તેણે ચાર બાણ વડે હનુમાનના હાથમાં રહેલું શાલવૃક્ષ કાપી નાખ્યું અને પાંચ બાણ વડે હનુમાનનો હાથ, એક બાણ વડે વક્ષસ્થળ તથા દસ બાણ વડે છાતી વીંધી નાખી ૧૩ આમ જ્યારે આખું શરીર બાણથી ભરાઈ ગયું, ત્યારે અતિશય ક્રોધ પામેલા કપિવર હનુમાને પ્રથમની પેઠે દરવાજાની ભૂંગળ ગ્રહણ કરી તેને વેગથી વીંઝવા માંડી ૧૪,૧૫ અત્યંત વેગમાં આવેલા કપિવર હનુમાને જંબુમાલીની વિશાળ છાતીમાં એ ભૂંગળનો જોસભેર પ્રહાર કર્યો ૧૬ ભૂંગળનો પ્રહાર થતાં જ જંબુમાલીના હાથ, જાંઘો, મસ્તક, ધનુષ્ય, બાણ, રથ અને તેને જોડેલા ગધેડા એમાંનું કશું રહ્યું નહિ અર્થાત્ એ સર્વના એવા તો ઝીણા ચૂરા થઈ ગયા કે જે કોઈના જોવામાં પણ આવ્યા નહિ ૧૭ જેમ છેદાયેલું વૃક્ષ પૃથ્વી પર પડે, તેમ ભૂંગળ વાગવાથી ચૂરેચૂરા થઈ ગયેલા અંગવાળો જંબુમાલી પૃથ્વી પર પડ્યા ૧૮

જંબુમાલી હણાયો અને સેવક રાક્ષસોનો પણ ઘાણ નીકળી ગયો, એ સમાચાર સાંભળતાં જ રાવણ અત્યંત ક્રોધ પામ્યો અને તેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં ૧૯

પ્રહસ્તના પુત્ર જંબુમાલીનો નાશ થયો જાણીને ક્રોધથી લાલચોળ થઈ ગયેલાં નેત્રવાળા રાક્ષસરાજ રાવણે અત્યંત પરાક્રમવાળા પોતાના અમાત્યપુત્રોને હનુમાનની સામે યુદ્ધ કરવા જવાની આજ્ઞા આપી ૨૦

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિ મુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૪૪મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૪૫ મો

**હનુમાનનું પરાક્રમ—સાત મંત્રીપુત્રોનો વધ**

*ततस्ते राक्षसेन्द्रेण चोदिता मन्त्रिण सुताः ।*
*निर्ययुर्भवनात्तस्मात्सप्तसप्तार्चिवर्चसः ॥ १ ॥*

રાક્ષસરાજ રાવણની આજ્ઞા થવાથી અગ્નિ સરખી કાંતિવાળા સાત મંત્રીપુત્રો સુવર્ણથી મઢેલા, મોટી ધજા અને પતાકાવાળા, મેઘની પેઠે ગર્જતા તથા શ્રેષ્ઠ અશ્વોથી જોડેલા પોતપોતાના રથમાં બેસીને તથા મોટી સેના લઈને રાજમહેલમાંથી બહાર નીકળ્યા તેઓ મોટાં ધનુષ્યને ધારણ કરનારા, અત્યંત બળવાળા, અસ્ત્રવિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ અને એકબીજાની સરસાઈ કરવામાં ઉત્સાહવાળા હતા ૧-૩ જેમ વીજળીથી પ્રકાશતા મેઘ ગર્જના કરે છે તેમ અમાપ પરાક્રમવાળા એ મંત્રીપુત્રો સુવર્ણ વડે શણગારેલા પોતાના ધનુષ્યોનો વારંવાર ટંકારવ કરતા હતા ૪ અશોકવાટિકાને ઉજ્જડ કરનારા એક વાનરે રાવણે મોકલેલા સેંકડો રાક્ષસોનો સંહાર કર્યો છે, એવું જાણીને એ મંત્રીપુત્રોની માતાઓ, બાંધવો, સુહૃજ્જનો તો શોકને લીધે બેભાન થઈ ગયાં, પરંતુ ઉત્તમ સુવર્ણભૂષણોથી શણગારાયેલા મંત્રીપુત્રો એકબીજાની સરસાઈ કરવાના ઉત્સાહને લીધે પોતાનાં માતાપિતા વગેરેના શોકને નહિ ગણકારતા એકદમ અશોકવાટિકાના દરવાજા પર ઊભેલા હનુમાનની નજીક જઈ પહોંચ્યા ૫,૬ જેમ વર્ષાઋતુમાં ગર્જના કરતા મેઘ જળવૃષ્ટિ કરે તેમ રથના ગડગડાટરૂપી ગર્જના કરતા રાક્ષસોરૂપી મેઘ હનુમાનની ઉપર બાણરૂપી જળ વરસાવવા લાગ્યા રાક્ષસોનાં બાણથી છવાઈ ગયેલો હનુમાન વર્ષાજળથી છવાયેલા પર્વત સરખો શોભવા લાગ્યો ૭,૮ એ સમયે અત્યંત વેગવાળો હનુમાન ઉતાવળથી આમતેમ ખસીને રાક્ષસોએ મૂકેલા બાણના સપાટામાંથી છટકી જતો હતો, તેમ જ નિર્મળ આકાશમાં ભ્રમણ કરવાથી તે હનુમાન શૂરવીર રાક્ષસોના રથના ઝપાટામાંથી પણ બચી જતો હતો ૯

આકાશમાં રહીને ધનુર્ધારી રાક્ષસોની સાથે ક્રીડા કરતો કપિવર હનુમાન જાણે ઇંદ્રધનુષ્ય-વાળા મેઘની સાથે ક્રીડા કરતો સાક્ષાત્ વાયુ જ હોય એમ શોભતો હતો.[૧૦]

પછી મહાપરાક્રમી હનુમાને ભયંકર ગર્જના કરી સર્વ રાક્ષસોને ત્રાસ ઉપજાવ્યો અને તેઓના પર પોતાનુ બળ ચલાવ્યુ.[૧૧] શત્રુઓને તપાવનારા હનુમાને કેટલાક રાક્ષસોને લપડાકથી, કેટલાકને પાટુથી અને કેટલાકને મુષ્ટિથી તથા કેટલાકને નખથી મારી નાખ્યા.[૧૨] કેટલાકને છાતીસરસા દબાવીને અને કેટલાકને સાથળો વચ્ચે ઘાલીને કચડી નાખ્યા. કેટલાક રાક્ષસો તો હનુમાનની ગર્જના સાંભળીને જ ગતપ્રાણ થઈ પૃથ્વી પર પડ્યા.[૧૩] આ પ્રમાણે મુખ્ય મુખ્ય રાક્ષસોને મરણ પામી પૃથ્વી પર પડતા જોઈને ભયભીત થયેલું બાકીનું સૈન્ય ચોમેર નાસી ગયુ.[૧૪] એ વેળા હસ્તીઓ ચીસો પાડવા લાગ્યા; અશ્વો લાંબા થઈ પૃથ્વી પર સૂતા; જેનો મધ્યભાગ, ધ્વજ તથા છત્ર ભાંગી ગયાં હતા, તેવા રથો વડે પૃથ્વી છવાઈ ગઈ;[૧૫] રુધિરની નીકો વહેવા લાગી અને રાક્ષસો તથા રાક્ષસીઓની રડારોળથી આખી લંકાનગરી કકળી ઊઠી.

એવી રીતે મહાગર્વિત થઈ ગયેલા રાક્ષસોને હણીને ઉગ્ર પરાક્રમવાળો મહાબળવાન કપિવર હનુમાન પુનઃ પણ બીજા રાક્ષસો સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી વાટિકાના દ્વાર પર જઈને ઊભો રહ્યો.[૧૬,૧૭]

ઇતિ શ્રીમદ્ વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૪૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૬ મો

### હનુમાનનું પરાક્રમ–પાંચ સેનાપતિઓનો વધ

हतान्मन्त्रिसुतान्बुद्ध्वा वानरेण महात्मना।
रावणः संवृताकारश्चकार मतिमुत्तमाम्॥ १॥

મહાસમર્થ હનુમાને સાત મંત્રીપુત્રોનો વધ કર્યાના સમાચાર સાંભળીને રાક્ષસરાજ રાવણે પોતાના મનમાં અત્યંત ભય પામ્યો, છતાં ઉપરથી ધૈર્યનો ડોળ રાખી તેણે હનુમાનને પકડવાનો નિશ્ચય કર્યો.[૧] તેણે 'વિરૂપાક્ષ, યૂપાક્ષ. દુર્ધર્ષ, પ્રઘસ અને ભાસકર્ણ' એ નામના પોતાના પાંચ સેનાપતિઓને તેડાવી તેઓને હનુમાનને પકડવાની આજ્ઞા આપતાં કહ્યું : 'હે વીર સેનાપતિઓ ! તમે વાયુ સરખા વેગવાળા, નીતિકુશળ અને ઉતાવળે કાર્ય કરનારા છો; માટે તમે સૌ અશ્વો, રથો, હસ્તીઓ તથા મોટું સૈન્ય લઈને જાઓ અને હનુમાનને કેદ કરો. હે શૂરવીરો ! એ વનચરની સામે જઈને તમે સાવધ રહેજો અને દેશકાળને અનુસરી જે કરવું ઘટે તે કરજો. એ વાનરનું અદ્ભુત કર્મ જોઈને હું તેને વાનર માનતો નથી, પરંતુ તે કોઈ મોટા દેહવાળું મહાબળવાન પ્રાણી હોય એમ મને લાગે છે.[૨–૬] 'એ વાનર છે' એવું મેં સાંભળ્યુ છે, પરંતુ તે વાત મારે ગળે ઊતરતી નથી. સર્વ કોઈ કહે છે કે, 'તે વાનર છે,' પણ હું તે વાત માનતો નથી.[૭] મને તો લાગે છે કે, ઇંદ્ર પોતાના તપોબળથી કોઈ મોટું પ્રાણી ઉત્પન્ન કરીને આપણા સૌનો વિનાશ કરવા માટે તેને મોકલ્યુ હશે; અથવા તો મેં તમારી સહાયથી નાગ, યક્ષ, ગંધર્વ, દેવ, અસુર અને મહર્ષિઓને જીતી વશ કર્યા છે તેથી તેઓ સર્વેએ મળીને આપણું કંઈ અનિષ્ટ કરવા ધાર્યું હશે.[૮,૯] હે રાક્ષસો ! એ વાનર નહિ પણ આપણો નાશ કરવા અર્થે ઇંદ્રાદિકોએ સર્જેલુ કોઈ મહાબળવાન પ્રાણી જ છે; માટે તમે તેને કોઈ પણ ઉપાયથી પકડીને કેદ કરો. હે સેનાધીશો ! તમે હાથી, ઘોડા તથા રથ સહિત મોટી સેના લઈને જાઓ અને એ વાનરને બાંધી લાવો. તમારે એ કપિને તુચ્છ ગણવો નહિ; કેમ કે તે અત્યંત બળ–પરાક્રમવાળો છે.[૧૦,૧૧] મેં પૂર્વે અત્યંત પરાક્રમવાળા ઘણા વાનરો જોયા છે. વાલી. સુગ્રીવ, મહાબળવાન જાંબુવાન, વાનરોનો સેનાપતિ નીલ અને દ્વિવિદ વગેરે અનેક વાનરો મારા જોવામાં આવ્યા છે;

પર તુ તેમાના કોઈમા પણ આ વાનર જેવા તેજ, ગતિ, પરાક્રમ, બળ, બુદ્ધિ કે ઉત્સાહ મે જોયા નથી તેમ જ ઇચ્છાનુસાર રૂપ બદલવાની શક્તિ પણ જોઈ નથી માટે હુ ધારુ છુ કે વાનરનુ રૂપ ધરી આ કોઈ મહાન પ્રાણી આવેલુ છે [१२-१४] મોટા પ્રયત્ને કરીને પણ તમે તેને પકડો હે બળવાન રાક્ષસો ! જોકે ઇદ્રાદિ સર્વ દેવો તથા અસુરો સહિત આખુ ત્રલોક્ય પણ તમારી સામે સ ગ્રામમા ઊભુ રહી શકે તેમ નથી, તો પણ જય મેળવવાની ઇચ્છાવાળા નીતિજ્ઞ પુરુષે પ્રયત્ન કરી પોતાના આત્માનુ રક્ષણ કરવુ જોઈએ સ ગ્રામમા જય અથવા પરાજય અનિશ્ચિત જ હોય છે '

રાવણના ઉપર્યુક્ત વચન સાભળી તથા તેની આજ્ઞા મસ્તક પર ચડાવી અગ્નિ સરખા તેજસ્વી મહાબળવાન રાક્ષસો ઉત્તમ રથો, મદોન્મત્ત હસ્તીઓ તથા વેગવાળા અશ્વો ઉપર આરૂઢ થયા અને તીક્ષ્ણ શસ્ત્રાસ્ત્રો ગ્રહણ કરી મોટા સૈન્ય સહિત અતિ ઉતાવળે અશોકવાટિકા તરફ ચાલી નીકળ્યા રાક્ષસો થોડીક વારમા અશોકવાટિકા નજીક જઈ પહોચ્યા, ત્યારે ઊગતા સૂર્યની પેઠે પોતાના તેજસ્વી કિરણોથી પ્રકાશતો, મહાન શૌર્યવાળો, મોટા વેગવાળો અને અત્યત બળ વાળો કપિવર હનુમાન તેઓના જોવામા આવ્યો [१५-२०] તીવ્ર બુદ્ધિવાળા પ્રૌઢ દેહવાળા, મોટા ઉત્સાહવાળા અને લાબી ભુજાઓવાળા હનુમાનને જોતા જ તે સર્વ રાક્ષસો છૂટાછૂટા વહેચાઈ ગયા અને પોતપોતાના ભય કર હથિયાર ઉગામી ચોમેરથી તેની ઉપર તટી પડ્યા તેમાના 'દુર્ધર્ષ' નામના સેનાપતિએ કમળ સરખા આકારવાળા, પીળા મુખવાળા અને તીક્ષ્ણ એવા પાચ બાણ હનુમાનના મસ્તકમા માર્યા દુર્ધર્ષના પાચ બાણોથી મસ્તકમા વીંધાયેલો હનુમાન મોટી ગર્જના કરી દશે દિશાઓને ગજાવતો આકાશમા ઊડ્યો [२१-२३] રથમા બેઠેલો શૂરવીર દુર્ધર્ષ રાક્ષસ પણ ધનુષ્ય સજ્જ કરીને તીક્ષ્ણ અગ્રવાળા અસ ખ્ય બાણો વરસાવતો હનુમાનની પાછળ પડ્યો એ સમયે જેમ વર્ષાઋતુના અ તનો વાયુ જળવૃષ્ટિ કરતા મેઘને વીખેરી નાખે છે, તેમ આકાશમા રહેલો હનુમાન એ દુર્ધર્ષ રાક્ષસે મૂકેલી બાણવૃષ્ટિ વીખેરી નાખતો હતો દુર્ધર્ષ રાક્ષસે જ્યારે તેને અત્યત પીડિત કર્યો, ત્યારે પવનસુત હનુમાને મોટી ગર્જના કરીને પ્રથમ કરતા પણ અધિક પ્રચ ડ રૂપ ધારણ કર્યું અને વીજળી જેમ પર્વત પર પડે તેમ વેગે કૂદકો મારીને દુર્ધર્ષ રાક્ષસના રથ પર પડ્યા હનુમાનના પડવાથી દુર્ધર્ષના આઠ અશ્વો કચરાઈ ગયા, રથના પડા તથા બેઠક ભાગી ગયા અને દુર્ધર્ષ પોતે પણ પ્રાણ રહિત થઈ ને નીચે પડ્યા [२४-२८]

દુર્ધર્ષને મરણ પામી પૃથ્વી પર પડેલો જોઈ ને ક્રોધયુક્ત થયેલા યૂપાક્ષ તથા વિરૂપાક્ષ આકાશમા ઊડી હનુમાનની પાસે ગયા અને અ તરિક્ષમા ઊભેલા હનુમાનની છાતીમા જોસભેર મુદ્ગરોના પ્રહાર કર્યા [२९,३०] ત્યારે મહાબળવાન હનુમાન ગરુડ સરખા વેગથી પૃથ્વી પર ઊતરી આવ્યો અને એક મોટુ શાલવૃક્ષ ઉપાડીને તે વડે એ બન્ન રાક્ષસોને ઠાર કર્યા [३१,३२]

મહાબળવાન હનુમાને ત્રણે સેનાપતિઓને હણ્યા, એ સમાચાર સાભળીને કોપાયમાન થયેલા પ્રઘસ તથા ભાસકર્ણ પોતાના અ ગુધો ઉગામીને હનુમાન તરફ દોડી આવ્યા અને યશસ્વી એવા હનુમાનની એક બાજુએ ઊભા રહ્યા [३३,३४] પ્રઘસે હનુમાન ઉપર તીક્ષ્ણ અણી વાળા પટ્ટિશનો અને ભાસકર્ણે ત્રિશૂળનો પ્રહાર કર્યો [३५] બન્ન રાક્ષસોએ કરેલા પ્રહારથી લોહી લુહાણ થયેલો હનુમાન પ્રભાતકાળે ઉદય પામતા સૂર્ય સરખો દેખાવા લાગ્યો [३६] પછી અત્યત ક્રોધ પામેના કપિવર હનુમાને મૃગો, સર્પો અને વૃક્ષોવાળુ એક પર્વતશિખર ઉપાડીને તે બન્ન રાક્ષસો પર ફેક્યુ તે શિખરનો પ્રહાર થતા જ એ રાક્ષસોના તલ તલ જેવડા કટકા થઈ ગયા [३७] એ રીતે પાચ સેનાપતિઓનો નાશ કર્યા પછી હનુમાને બાકી રહેલી સેનાનો ક્ષણવારમા સ હાર કર્યો [३८] ઇદ્ર જેમ અસુરોનો સ હાર કરે, તેમ

કપિવર હનુમાને અશ્વોથી અશ્વોનો, હસ્તીઓથી હસ્તીઓનો અને રથોથી રથોનો સંહાર કર્યો ૩૯ એ સમયે હણાઈ પડેલા અશ્વો, હસ્તીઓ અને રાક્ષસોથી તથા ભાગી ગયેલા રથોથી અશોક વાટિકાના સર્વ માર્ગો રૂંધાઈ ગયા

સેના તથા વાહન સહિત રાવણના પાંચે સેનાપતિઓને હણીને કપિવર હનુમાન પ્રજાનો સંહાર કરી નિવૃત્ત થયેલા કાળની પેઠે વિરામ પામ્યો અને પુનઃ દરવાજાના તોરણ પર જઈને બેઠો ૪૦,૪૧

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિનિર્મિત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૪૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૭ મો

**હનુમાનનું પરાક્રમ—અક્ષકુમારનો વધ**

**सेनापतीन्पञ्च स तु प्रमापितान्हनूमता सानुचरान्सवाहनान्। निशम्य राजा समरोद्धतोन्मुखं कुमारमक्षं प्रसमैक्षताक्षम् ॥ १ ॥**

સેના તથા વાહન સહિત પાંચે સેનાપતિઓને હનુમાને માર્યા, એ સમાચાર જાણી રાક્ષસરાજ રાવણે સભામાં પોતાની સન્મુખ બેઠેલા, યુદ્ધ કરવાના ઉત્સાહવાળા અને સંગ્રામમાં ઉદ્ધત એવા અક્ષકુમાર સામે દૃષ્ટિ કરી [1] રાવણની દૃષ્ટિથી જ પ્રેરાયેલો અને સુવર્ણના ચિત્રવિચિત્ર ધનુષ્યવાળો અક્ષકુમાર શ્રેષ્ઠ બ્રાહ્મણોએ હુતદ્રવ્ય હોમી વૃદ્ધિ પમાડેલા અગ્નિની પેઠે એકાએક ઊભો થયો અત્યંત પરાક્રમી અક્ષકુમાર ઊગતા સૂર્ય સરખી કાંતિવાળા અને શુદ્ધ સુવર્ણના પતરાથી મઢેલા મોટા રથમાં બેસી કપિશ્રેષ્ઠ હનુમાન સામે યુદ્ધ કરવા ચાલ્યો [2,3] અક્ષકુમારનો રથ મોટી તપશ્ચર્યા કરીને મેળવેલો હતો, શુદ્ધ સુવર્ણની રચનાથી ચિત્રવિચિત્ર દેખાતો હતો, રત્નજડિત દંડવાળા નાનામોટા ધ્વજથી શોભતો હતો, મન સરખા વેગવાળા ઉત્તમ આઠ અશ્વો તેને જોડેલા હતા [4] દેવો અને અસુરો પણ તેનો પરાભવ કરવાને અશક્ત હતા તે રથ આકાશમાર્ગે પણ ચાલતો હતો, જેથી ક્યાંય પણ તેની ગતિ અટકતી ન હતી તે વીજળી સરખો પ્રકાશિત હતો, સજ્જ કરેલા ધનુષ્ય તથા બાણથી ભરેલા ભાથાઓ તેમાં જોવામાં આવતા હતા આઠે દિશાઓમાં આઠ તલવારો બાંધી રાખી હતી, યથાયોગ્ય સ્થાને શક્તિ અને તોમરાદિ શસ્ત્રો ગોઠવી રાખ્યા હતા, સૂર્ય-ચંદ્ર સરખી કાંતિવાળા સુવર્ણના દોરડા વડે તેને મજબૂત બાંધેલો હતો અને યુદ્ધમાં ઉપયોગી સાહિત્યોથી તે ભરપૂર હતો [5,6]

દેવના જેવા પરાક્રમવાળો અક્ષકુમાર ઉપયુક્ત દિવ્ય રથમાં બેસીને યુદ્ધ કરવા નીકળ્યો અશ્વોના હણહણાટ, હસ્તીઓના ચિત્કાર અને રથોના ખણખણાટથી પર્વત સહિત આખી પૃથ્વી તથા આકાશને ગજાવતો અક્ષકુમાર સઘળી સેના સહિત અશોકવાટિકાના દરવાજા પર બેઠેલા હનુમાન આગળ આવી પહોંચ્યો, અને પ્રજાનો સંહાર કરવામાં પ્રવૃત્ત થયેલા કાળની પેઠે દરવાજાના તોરણ પર બેઠેલા હનુમાનને ગર્વભરેલી દૃષ્ટિથી જોવા લાગ્યો રાવણના પુત્ર અક્ષકુમારને જોઈ કપિવર હનુમાન પણ વિસ્મય તથા સંભ્રમ પામ્યો [7,8] મહાત્મા હનુમાને શત્રુઓ પ્રત્યે દર્શાવેલા પરાક્રમ-બળની તથા પોતાના બળાબળની તુલના કરીને મહાબળવાન અક્ષકુમાર જેમ પ્રલયકાળે સૂર્ય વૃદ્ધિ પામે તેમ વૃદ્ધિ પામવા લાગ્યો, અર્થાત્ પોતામાં શૂરાતન આવવા લાગ્યો [9] સંગ્રામમાં કોઈથી પરાભવ ન થઈ શકે એવા હનુમાનનું પરાક્રમ જાણીને અક્ષકુમાર અત્યંત ક્રોધે ભરાયો પછી સ્થિર ચિત્તે ઊભા રહી ત્રણ તીક્ષ્ણ બાણ મૂકીને તેણે હનુમાનને યુદ્ધનું આહ્વાન કર્યું [10] બાણનો પ્રહાર થયા છતાં જરા પણ વ્યથા નહિ પામેલા, શત્રુઓનો પરાજય કરવામાં સમર્થ, યુદ્ધ કરવામાં ઉત્સાહી અને ગર્વભેર ઊભા રહેલા કપિવર હનુમાનને રાવણપુત્ર અક્ષકુમાર થોડી વાર સુધી એકીટશે જોઈ રહ્યો [11] પછી સુવર્ણના હાર બાજુબંધ અને કુંડળને ધારણ કરનારા અક્ષકુમારે કપિવર હનુમાનની ઉપર ધસી આવ્યો એ સમયે દેવતાઓ અને અસુરોને ભય ઉપજાવે એવું તેમનું

યુદ્ધ થવા લાગ્યું[૧૨] રાજકુમાર અક્ષ અને કપિવર હનુમાનનું દારુણ યુદ્ધ મંડાયાથી પૃથ્વી પરના સર્વ પ્રાણીઓ ત્રાસ પામ્યા, સૂર્યનું તેજ ઘટી ગયું, વાયુની ગતિ મંદ પડી, પર્વતો કંપવા લાગ્યા, આકાશ ગાજી ઊઠ્યું અને સમુદ્ર ક્ષુભિત થયો[૧૩]

લક્ષ્ય તાકવું, બાણ ચડાવવું તથા બાણ છોડવું એ ત્રણેની યથાર્થ ક્રિયા જાણનારા અક્ષકુમારે સુવર્ણની પૂંખોવાળા અને ઝેરી સાપ જેવા ત્રણ બાણ હનુમાનના મસ્તકમાં માર્યાં. એકસાથે ત્રણ બાણ વાગવાથી હનુમાનના મસ્તકમાંથી રુધિર વહેવા લાગ્યું અને તેના નેત્ર ઘૂમવા લાગ્યા. એ વેળા બાણરૂપી કિરણોને ધારણ કરનારો તથા રુધિરથી રંગાયેલો હનુમાન પ્રભાતકાળે ઊગતા સૂર્ય સરખો શોભવા લાગ્યો, સંગ્રામ વિષે ચિત્રવિચિત્ર શ્રેષ્ઠ હથિયાર તથા ધનુષ્યને ધારણ કરી ઊભેલા રાવણના પુત્રને જોઈ યુદ્ધ કરવાને તત્પર થયેલો કપિવર હનુમાન હર્ષભેર વધવા લાગ્યો,[૧૪–૧૬] અને મધ્યાહનકાળે આકાશની મધ્યમાં આવેલા સૂર્યની પેઠે ક્રોધથી ઉગ્ર થવા લાગ્યો. મહાબળવાન પવનસુત હનુમાન પોતાના ક્રોધભર્યા નેત્રના અગ્નિથી સૈન્ય તથા વાહન સહિત અક્ષકુમારને સંતપ્ત કરવા લાગ્યો.[૧૭] એ જોઈને ઇંદ્રધનુષ્યધારી* મેઘ જેમ પર્વત પર વૃષ્ટિ કરે, તેમ હાથમાં ગ્રહણ કરેલા ધનુષ્યરૂપી ઇંદ્રધનુષ્યવાળો અને બાણરૂપી જળધારાવાળો અક્ષકુમારરૂપી મેઘ હનુમાનરૂપી પર્વત ઉપર બાણરૂપી જળ વરસાવવા લાગ્યો[૧૮]

વધી ગયેલા તેજ, બળ વીર્ય અને બાણવાળા તથા સંગ્રામમાં ઉગ્ર પરાક્રમવાળા અક્ષકુમારને જોઈને હર્ષમાં આવેલા હનુમાને મેઘના જેવી ગંભીર ગર્જના કરી, પરંતુ કાચી બુદ્ધિને લીધે તે ગર્જનાને નહિ ગણકારતા સ્વાભિમાનથી ક્રોધ પામેલો અને રુધિર સરખા લાલ નેત્રવાળો અક્ષકુમાર હાથી જેમ ઘાસથી ઢંકાયેલા કૂવા પાસે આવે, તેમ અપ્રતિમ બળવાળા હનુમાનની પાસે આવ્યો અને તેણે હનુમાન ઉપર જોસભેર બાણોનો મારો ચલાવ્યો, ત્યારે પોતાના હાથ પગ હલાવી ભયંકર રૂપ દર્શાવતો કપિવર હનુમાન મેઘ સરખી ભયંકર ગર્જના કરી એકદમ આકાશ તરફ ઊડ્યા એ જોઈને રથીશ્રેષ્ઠ અને મહાપ્રતાપી બળવાન અક્ષકુમાર હનુમાનની પાછળ પડ્યા અને મેઘ જેમ પર્વત ઉપર શિલાઓની વૃષ્ટિ કરે, તેમ હનુમાન ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો શૂરવીર હનુમાન મન સરખા વેગવાળો હોવાને લીધે વાયુની પેઠે બાણોની વચ્ચે થઈને નીકળી જઈ પોતાનો બચાવ કરતો વાયુમાર્ગે વિચરવા લાગ્યો ધનુષ્ય ગ્રહણ કરી યુદ્ધ કરવા મચેલા અને અનેક પ્રકારના બાણો વડે આકાશને છાઈ દેતા અક્ષકુમારને અત્યંત માનની દૃષ્ટિથી જોતો કપિવર હનુમાન પોતાના મનમાં ચિંતા કરવા લાગ્યો અંતે મોટી ભુજાઓવાળા, કાર્યતત્ત્વને જાણનારા અને અક્ષકુમારના બાણથી વક્ષસ્થળમાં વીંધાયેલા મહાત્મા હનુમાને મોટી ગર્જના કરીને સંગ્રામ વિષે પરાક્રમ કરવાનો વિચાર કર્યો[૧૯–૨૫]

હનુમાન વિચાર્યું અહો! ઊગતા સૂર્યના જેવી કાંતિવાળો આ કુમાર બાળક છતાં મોટું પરાક્રમ કરે છે અને સઘળી યુદ્ધકળાઓ જાણે છે, તેથી હું એનો નાશ કરી શકતો નથી[૨૬] આ કુમાર પોતાના પરાક્રમે કરી મહાન છે સર્વ રીતે સાવધ છે, યુદ્ધમાં અત્યંત સહનશીલ છે અને તે પોતાના પરાક્રમના ગુણોએ કરી નાગો, યક્ષો તથા ઋષિઓથી પણ સત્કાર પામેલો છે[૨૭] પરાક્રમ અને ઉત્સાહથી ઉશ્કેરાયેલા મનવાળો આ અક્ષકુમાર પોતાની સેનાને મોખરે ઊભો રહી મને તાકે છે ઝડપથી ચાલનારા આ કુમારનું એવું તો પરાક્રમ જણાય છે કે જે જોઈને દેવો અને અસુરોના મન પણ કંપાયમાન

* વર્ષાઋતુમાં વાદળોમાં પચરંગી પરિવેશ થાય છે તેને ઇંદ્રધનુષ્ય કહે છે ગુજરાતી ગ્રામ્ય ભાષામાં તેને મછ તાર્યો એમ કહે છે એ ઇંદ્રધનુષ સવારના વખતે પશ્ચિમ તરફ અને સાંજને વખતે પૂર્વ તરફ દેખાય છે

થાય ![૨૮] અરે, હું જો એ રાજકુમારની ઉપેક્ષા કરીશ, તો તે અવશ્ય મારો પરાભવ કરશે. સંગ્રામમાં એનું પરાક્રમ પ્રતિપળે વધતું જાય છે માટે હવે તો એનો નાશ કરવો એ જ આવશ્યક છે. વૃદ્ધિ પામતા અગ્નિની ઉપેક્ષા કરવી એ ઉચિત જ નથી.'

એ પ્રમાણે શત્રુના બળનો તથા તેની સાથે કેવી રીતે યુદ્ધ કરવું તેનો વિચાર કરીને મહાપરાક્રમી હનુમાને અક્ષકુમારનો વધ કરવાનો નિશ્ચય કર્યો. પછી વાયુમાર્ગમાં વિચરતા અક્ષકુમારના રથના આઠ અશ્વો કે જે સંગ્રામમાં પાછા નહિ હઠનારા, સ્થિરપણે ગતિ કરનારા અને ભારને સહન કરનારા હતા, તેને શૂરવીર હનુમાને હાથની લપડાક લગાવીને મારી નાખ્યા. હનુમાનની થપડાક વાગતાં જ જેના આઠે અશ્વો મરી ગયા, પડાં ભાંગી ગયાં અને બેસવાનો મધ્યભાગ પણ ચૂરેચૂરા થઈ ગયો, એવો અક્ષકુમારનો રથ આકાશમાંથી પૃથ્વી પર આવી પડ્યો.[૨૯-૩૨] ત્યારે જેમ કોઈ તપસ્વી મુનિ પોતાની તપશ્ચર્યાના પ્રભાવથી પંચભૂતાત્મક દેહનો ત્યાગ કરી સ્વર્ગ પ્રત્યે જાય, તેમ ધનુષ્ય તથા ખડ્ગને ધારણ કરનારો અક્ષકુમાર ભાગેલા રથનો ત્યાગ કરી તરત જ આકાશમાં હનુમાન તરફ ઊડ્યો. પોતાના પિતા વાયુના જેવા પરાક્રમી કપિવર હનુમાને પક્ષીઓ, સિદ્ધલોકો તથા વાયુએ સેવેલા અંતરિક્ષમાં વિચરતા અક્ષકુમારને જોઈને તરત જ તેની પાસે જઈ, જોરથી તેના બેઉ પગ પકડ્યા અને ગરુડ જેમ મોટા સર્પને ફેરવે તેમ તેને પોતાના મસ્તક પર હજાર વાર ફેરવીને વેગથી પૃથ્વી પર ફેંક્યો.[૩૩-૩૫] પૃથ્વી પર પડતાં જ અક્ષકુમારનાં હાથ, ઊરુ, કેડ અને છાતી ભાંગી ગયા, હાડકાં તૂટી ગયાં, નેત્ર બહાર નીકળી પડ્યાં, અવયવોના સાંધા વીખરાઈ ગયા. નાડીઓ તૂટી ગઈ, શરીરમાંથી રુધિર નીકળવા લાગ્યું અને તે મરણશરણ થઈ પડ્યો.

હનુમાને અક્ષકુમારને માર્યો એ વાત જાણી રાવણ અત્યંત ભયભીત થયો. એ વેળા જ્યોતિશ્ચક્રના માર્ગમાં ભ્રમણ કરનારા મહર્ષિ, યક્ષ, પન્નગ અને ઇન્દ્રાદિ દેવતાઓ કે જેઓ હનુમાનનું પરાક્રમ જોવા માટે સ્થિર થઈ ઊભા હતા, તેઓ સર્વ અક્ષકુમારને હણાયેલો જોઈને વિસ્મય પામ્યા અને કપિવર હનુમાનના સારું જોવા લાગ્યા. રુધિર સરખાં લાલ નેત્રવાળા અને ઇન્દ્રના પુત્ર સરખા પરાક્રમી રાવણપુત્ર અક્ષકુમારને હણી શૂરવીર હનુમાન વિશ્રાંતિ લેવા માટે દરવાજાના તોરણ પર જઈને બેઠો. એ વેળા કપિવર હનુમાન પ્રજાનો ક્ષય કરીને શાંત થયેલા કાળ સરખો દેખાતો હતો.[૩૬-૩૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૪૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૮મો

**હનુમાનનું પરાક્રમ-ઇંદ્રજિત સાથે યુદ્ધ-બ્રહ્માસ્ત્રથી હનુમાનનું બંધાવું**

ततस्तु रक्षोऽधिपतिर्महात्मा हनूमताक्षे निहते कुमारे। मनः समाधाय स देवकल्पं समादिदेशेन्द्रजितं सरोषः ॥ १ ॥

હનુમાને અક્ષકુમારનો વધ કર્યો એમ જાણી રાક્ષસાધિપતિ રાવણ અત્યંત ખેદયુક્ત થયો. પછી તેણે પોતાના મનને શાંત કરી કોપાયમાન થઈ દેવ સમાન કાંતિવાળા પોતાના પુત્ર ઇંદ્રજિતને આજ્ઞા આપી : 'પ્રિય પુત્ર! તું અસ્ત્રવિદ્યા જાણે છે. શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ છે, દેવો અને અસુરોને પણ શોક ઉપજાવનારો છે, ઇન્દ્રાદિ દેવતાઓમાં પણ તારું પરાક્રમ પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે અને બ્રહ્મદેવની તપશ્ચર્યા કરીને તેં બ્રહ્માસ્ત્ર મેળવેલું છે.[૧-૨] હે ઇંદ્રજિત! ઇંદ્રના આશ્રયે રહેનારા ઓગણપચાસ મરુદ્ગણો અને સઘળા દેવતાઓ પણ સંગ્રામમાં તારા અગ્રભાગ આગળ ઊભા રહેવાને સમર્થ નથી. યુદ્ધ કરવાથી પાછો ન હઠે એવો તારા સિવાય ત્રણે લોકમાં અન્ય કોઈ નથી તેમ જ પોતાના ભુજબળથી રક્ષિત, તપોબળથી રક્ષિત, દેશકાળને જાણનાર અને તીવ્ર બુદ્ધિમાન પણ તું જ છે. યુદ્ધસમયે કોઈ પણ કાર્ય કરવું તારે મન દુર્ઘટ નથી અને

બુદ્ધિપૂર્વક વિચાર કરીને તુ સમગ્ર રાજકાર્ય કરવાને સમર્થ છે. ત્રણુલોકમા એવો કોઈ પણ નથી, જે તારા અસ્ત્રબળને તથા સાહજિક બળને જાણુતો ન હોય. સંગ્રામ વિષે તારુ અસ્ત્રબળ, પરાક્રમ અને તપોબળ એ સઘળુ મારા સરખુ જ છે, તેથી 'તું મોટા સંગ્રામમા પણ જય મેળવીશ' એવો મને વિશ્વાસ રહે છે અને તને યુદ્ધમા મોકલવાથી મારા મનમા ખેદ થતો નથી ૩–૬

'હે ઇંદ્રજિત! અશોકવાટિકામા આવેલા એક વાનરે આપણા સર્વ કિંકર રાક્ષસોનો, જંબુમાલીનો, સાત અમાત્યપુત્રોનો, પાચ સેનાપતિઓ અને અશ્વ, હસ્તી તથા રથથી ભરેલી મોટી સેનાનો નાશ કર્યો છે. તદુપરાત મહોદર અને અક્ષકુમારને પણ રણભૂમિ પર સુવાડયા છે, પરતુ હે શત્રુસંહારક! તારા પરાક્રમ માટે મને જેટલો વિશ્વાસ છે તેટલો તેઓ માટે ન હતો. ૭,૮ હે વીરપુત્ર! હવે તુ આપણુ સૈન્ય હણાયુ તેને તથા એ વાનરના પ્રભાવ અને પરાક્રમ જોઈ ને પોતાના બળનો વિચાર કર અને તારા બળને છાજે એવુ પરાક્રમ કર.૯ હે અસ્ત્રધારીઓમા શ્રેષ્ઠ! તુ એ વાનર હનુમાનનો પરાજય કરવા માટે જા અને પોતાના તથા શત્રુના બળનો વિચાર કરીને જેમ કરવાથી આપણી સેનાનો નાશ ન થાય તેમ કર ૧૦ હે વીર! આ સમયે સેના ઉપર વધુ આધાર રાખવો યોગ્ય નથી, કેમ કે એ વાનર એકી વખતે મોટી મોટી સેનાઓનો સંહાર કરી નાખે છે. વળી એ વાનરના સંબધમા વ્યર્થ થયેલા વજ્રાદિ* આયુધો પણ આ સમયે વધુ વિશ્વાસપાત્ર નથી, કેમ કે એ વાનરની ગતિ વાયુ કરતા પણ અધિક છે. એ વાનર અગ્નિ સરખો તેજસ્વી અને અપરિમિત બળવાળો છે, તેથી શસ્ત્રાસ્ત્રો વડે તેનો વધ થશે નહિ ૧૧ હે ઇંદ્રજિત! આ મે કહ્યુ તે બાબતનો સંપૂર્ણ વિચાર કરી આવી પડેલુ કાર્ય સિદ્ધ કરવા માટે તું સાવધાનપણે કટિબદ્ધ થા. તુ તારા ધનુષ્યના બળ ઉપર આધાર રાખીને શત્રુની સામે જા અને તને પોતાને હાનિ ન થાય એવી રીતે યુદ્ધનો આરંભ કર.૧૨ હે શ્રેષ્ઠ બુદ્ધિવાળા પુત્ર! હુ તને આવા ભયંકર યુદ્ધમા મોકલુ છુ, તે જોકે પિતા–પુત્રના વ્યવહારથી જોતા અયોગ્ય છે, પરંતુ આવી રીતિ ક્ષત્રિયો માટે તેમ જ મારા જેવા રાજધર્મીઓ માટે તો શ્રેષ્ઠ જ મનાયેલી છે.૧૩ સંગ્રામમા જય મેળવવા ઇચ્છતા ક્ષત્રિયે અથવા રાજધર્માનુસાર વર્તનારા કોઈ પણ પુરુષે અનેક શાસ્ત્રોમા તથા યુદ્ધકળામા નિપુણતા મેળવવી જ જોઈએ'

પોતાના પિતા રાવણના વચન સાભળીને દેવ સરખો પ્રભાવશાળી ઇંદ્રજિત ઉતાવળે તેની પ્રદક્ષિણા કરીને સંગ્રામમા જવા તત્પર થયો એ સમયે સભામા બેઠેલા તેના ઇષ્ટ મિત્રોએ તેની ઘણી પ્રશંસા કરી અને સંગ્રામમા જવાના તેના ઉત્સાહને વધાર્યો પછી પૂર્ણિમા વૃદ્ધિ પામતા સમુદ્રની પેઠે હર્ષમા આવેલો કમળ સરખા નેત્રવાળો ઇંદ્રજિત યુદ્ધ કરવા નીકળ્યો અસહ્ય પરાક્રમવાળા ઇંદ્રજિતના રથને ગરુડ સરખા વેગવાળા અને તીક્ષ્ણ દાઢવાળા ચાર સિંહો જોડેલા હતા તેમા બેસીને ધનુર્ધારીઓમા તથા અસ્ત્રવિદ્યા જાણનારાઓમા શ્રેષ્ઠ એવો ઇંદ્રજિત ઉતાવળે અશોકવાટિકા પ્રત્યે ચાલ્યો. ઇંદ્રજિતના ધનુષ્યનો ટંકારવ તથા તેના રથની ગર્જના સાભળીને શૂરવીર હનુમાન અત્યંત હર્ષિત થયા સંગ્રામકુશળ ઇંદ્રજિત તીક્ષ્ણ અણીવાળા બાણો લઈ ને ઉતાવળે હનુમાન પ્રત્યે જવા લાગ્યો ૧૪–૨૧

અત્યંત હર્ષમા આવેલો ઇંદ્રજિત જ્યારે હાથમા ધનુષ્ય–બાણ લઈ ને સંગ્રામમા જવા નીકળ્યો, ત્યારે દશે દિશાઓમા અંધકાર છવાઈ ગયો અને શિયાળ વગેરે ભયંકર પ્રાણીઓ અમાંગલિક શબ્દો ઉચ્ચારવા લાગ્યા ઇંદ્રજિત અને હનુમાનનુ યુદ્ધ જોવા માટે આકાશમા

* જન્મ થતા જ હનુમાન સૂર્યને ફળ માની તેને પકડવા ઊડયા ત્યાર દેવતાઓ સાથેના સંગ્રામમાં તેને વજ્રાદિ આયુધો વાગ્યા હતા, છતા તેનો નાશ થયો નહિ તેથી અહી વજ્રાદિને વ્યર્થ કહ્યા છે

લીધે જેનાં નેત્ર લાલ થયાં હતાં અને ઇંદ્રજિતના પરાક્રમથી વિસ્મય પામ્યો હતો, તે ભયંકર પરાક્રમવાળો હનુમાન રાક્ષસરાજ રાવણના સામું જોવા લાગ્યો.[૧]

મહાતેજસ્વી રાવણ મણિમુક્તા જડેલા ઊંચા સુવર્ણના મુકુટથી શોભતો હતો.[૨] જાણે મન વડે જ નિર્માણ કર્યાં હોય એવા મોંઘા મૂલ્યના હીરા વગેરે રત્નોથી જડેલા સુવર્ણના અલંકારો તેણે ધારણ કર્યા હતા.[૩] તેણે કિંમતી રેશમી વસ્ત્ર પહેર્યાં હતાં. શરીર પર રક્ત ચંદનનો લેપ કર્યો હતો અને કેસર, કસ્તૂરી વગેરેથી મિશ્રિત ચંદન ચર્ચ્યું હતું.[૪] રાતાં અને બિહામણાં નેત્રોથી તે વિચિત્ર દેખાતો હતો. તેની ચળકતી અને લાંબી દંતપંક્તિઓ પર લાંબા હોઠ આવી રહ્યા હતા.[૫] જેમ મંદર પર્વત અનેક સર્પોથી ભરેલાં પોતાનાં શિખરોથી શોભે, તેમ મહાતેજસ્વી રાવણ પોતાનાં દશ મસ્તકોથી શોભતો હતો.[૬] તે કાજળના પર્વત જેવો દેખાતો હતો. તેના વક્ષઃસ્થળ પર સુંદર હાર શોભતો હતો અને પૂર્ણચંદ્ર સરખા પ્રકાશવાળા મુખને લીધે તે ઊગતા સૂર્ય સહિત મેઘમંડળ જેવો દેખાતો હતો.[૭] સુવર્ણના બાજુબંધવાળા અને પ્રકાશમાન પોંચીઓને ધારણ કરનાર રાવણના હાથ પાંચ ફણાવાળા સર્પોના જેવા દેખાતા હતા. એ રાવણ સુંદર બિછાનાં બિછાવેલા અને રત્નોથી જડેલા ઊંચા સ્ફટિકના આસન પર બેઠેલો હતો. તેની આજુબાજુ ઊભેલી અલંકાર સજેલી ઉત્તમ સ્ત્રીઓ હાથમાં ચામર લઈ તેના ઉપર વાયુ ઢોળી રહી હતી.[૮-૧૦] દુર્ધર, પ્રહસ્ત, મહાપાર્શ્વ અને નિકુંભ એ ચાર મંત્રીઓ કે જેઓ મંત્રના તત્ત્વને જાણનારા હતા, તેઓથી એ અભિમાની રાવણ વીંટાયેલો હતો. તે જાણે ચાર સમુદ્રોથી વીંટાયેલુ ભૂમંડળ હોય એવો શોભતો હતો.[૧૧,૧૨] દેવતાઓ જેમ ઇંદ્રની ઉપાસના કરે, તેમ મંત્રતત્ત્વને જાણનારા અને લાંબી દૃષ્ટિવાળા બીજા પણ કેટલાક મંત્રીઓ તેની ઉપાસના કરતા હતા.[૧૩]

મેરુ પર્વતના શિખર ઉપર રહેલા જળપૂર્ણ મેઘની પેઠે ઊંચા આસન પર બેઠેલા અત્યંત તેજસ્વી રાવણને હનુમાને જોયો. ભયંકર પરાક્રમવાળા રાક્ષસોથી પીડાવા છતાં પણ અતિ વિસ્મય પામેલો હનુમાન રાવણને સ્થિર દૃષ્ટિથી જોવા લાગ્યો.[૧૪,૧૫] રાવણની કાંતિ જોઈને તેના તેજથી મોહિત થયેલો કપિવર હનુમાન પોતાના મનમાં વિચારવા લાગ્યો :[૧૬] 'અહો, રાક્ષસોના રાજા રાવણનું શું રૂપ છે! એનું શું ધૈર્ય છે! શું એનું બળ છે! શી એની કાંતિ છે! અરે, એનામાં કેવાં ઉત્તમ લક્ષણો છે![૧૭] જો આ રાવણમાં માત્ર એક અધર્મ ન હોય, તો એ ઇંદ્ર સહિત સર્વ દેવોનો પણ રક્ષણકર્તા થઈ પડે.[૧૮] છતાં તેનાં ક્રૂર, નીચ તથા લોકોમાં નિંદિત થયેલાં કર્મથી દેવો અને દાનવો સહિત સર્વ લોકો તેનો ભય પામે છે.[૧૯] આ રાવણ આખા જગતનો પ્રલય કરવા ધારે, તો તે તેમ કરવાને પણ સમર્થ છે.'

અમાપ તેજવાળા રાક્ષસરાજ રાવણનો પ્રભાવ જોઈને બુદ્ધિમાન હનુમાને એ પ્રમાણે અનેક પ્રકારના વિચાર કર્યા.[૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૪૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૦ મો

### રાજસભામાં હનુમાન-પ્રહસ્તનો પ્રશ્ન-તું કોણ છે?

तमुद्वीक्ष्य महाबाहुः पिङ्गाक्षं पुरतः स्थितम्।
रोषेण महताविष्टो रावणो लोकरावणः ॥ १॥

પોતાની આગળ ઊભેલા પીળાં નેત્રોવાળા તેજસ્વી હનુમાનને જોઈને સર્વ લોકોને રડાવનારો રાવણ અત્યંત ક્રોધે ભરાયો. પોતાના મનમા શંકિત થઈને તે વિચારવા લાગ્યો : 'અરે, મેં પૂર્વે જેની મશ્કરી કરી હતી અને જેણે મને શાપ આપ્યો હતો, તે મહાસમર્થ સાક્ષાત્ નંદી તો આ વાનરરૂપે અહીં નહિ આવ્યો હોય? અથવા તો બલિરાજાનો પુત્ર

બાણાસુર તો આ રૂપે અહીં નહિ આવ્યો હોય ?[૧૨-૩]

પછી ક્રોધને લીધે જેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં હતાં, એવા રાવણે પોતાના મુખ્ય મંત્રી પ્રહસ્ત પ્રત્યે સમયને અનુસરતું ઉત્તમ અર્થવાળું વચન કહ્યું :[૪] 'હે પ્રહસ્ત ! તું આ દુરાત્મા વાનરને પૂછ કે તે ક્યાંથી આવ્યો છે ? શા માટે આવ્યો છે ? અને આપણી અશોકવાટિકાને ઉજ્જડ કરવામાં તથા રાક્ષસોને મારવામાં એનો શો અર્થ સમાયેલો છે ?[૫] જેનું કોઈથી પણ આક્રમણ ન થઈ શકે એવી આ લંકાનગરીમાં આવવાનુ તેમ જ રાક્ષસોની સાથે યુદ્ધ કરવાનું એને શું પ્રયોજન છે, એ સઘળું તું આ દુર્મતિયાને પૂછ.'[૬]

રાવણની આજ્ઞા થતાં પ્રહસ્ત મંત્રીએ હનુમાન પ્રત્યે કહ્યું : 'હે વાનર ! તું શાંત થા, તારું ભલુ થશે. તારે જરા પણ ભય ધરવો નહિ. હે વાનર, જો તને આ રાવણરાયની નગરીમાં ઇંદ્રે મોકલ્યો હોય તો તે ખરેખરું કહે. હે ભાઈ ! તને ફરીથી પણ કહું છું કે, તારે જરાયે ડરવું નહિ, તને અમે છોડી મૂકીશું.[૭,૮] જો તું કુબેર, યમ કિંવા વરુણનો ગુપ્ત દૂત હોય અને વાનરનો વેશ ધરીને અહીં આવ્યો હોય, તો તે પણ યથાર્થ કહે; અથવા તો વિજય ઇચ્છનારા વિષ્ણુએ તને દૂત તરીકે અહીં મોકલ્યો હોય તો તે પણ સત્ય કહે. તારું તેજ અને બળ વાનર જેવું નથી; માત્ર તારો ઉપરનો વેશ જ વાનર જેવો છે. હે વાનર ! જો તું ખરેખરું કહીશ, તો તને આજે જ છૂટો કરવામાં આવશે અને જો જૂઠું બોલીશ, તો જીવવું દુર્લભ થઈ પડશે.[૯-૧૧] તારે અહીં આવવાનું જે કારણ હોય તે તું કહી દે.'

પ્રહસ્તનું વચન સાંભળીને હનુમાને રાવણ પ્રત્યે કહ્યું : 'હે રાક્ષસેંદ્ર ! હું ઇંદ્રનો, યમનો કે વરુણનો દૂત નથી, તેમ જ વિષ્ણુ કિંવા કુબેરની સાથે મારે મૈત્રી નથી કે જેથી તેઓએ મને અહીં મોકલ્યો હોય.[૧૨,૧૩] હું વાનરજાતિમાં જન્મેલો માત્ર વાનર જ છું. હું રાક્ષસરાજનાં એટલે કે તારાં દર્શન માટે અહીં આવ્યો છું. 'મને રાવણનું દર્શન થવું ઘણું જ દુર્લભ છે' એમ વિચારીને મેં તારાં દર્શન માટે તારી અશોકવાટિકા ભાંગી નાખી. જ્યારે બળવાન રાક્ષસો મારી સાથે યુદ્ધ કરવા માટે આવ્યા, ત્યારે મારા દેહનું રક્ષણ કરવા અર્થે મેં તેઓનો સંહાર કર્યો. દેવો, અસુરો કે અન્ય કોઈ પણ મને અસ્ત્ર કિંવા પાશ વડે બાંધી શકે એમ નથી. હું જે બ્રહ્માસ્ત્રથી બંધાયો છું તે તો મને તેમ થવા માટે બ્રહ્મદેવનું વરદાન મળેલુ છે. વળી ઘણું કરીને તો તને જોવાની ઇચ્છાથી જ મેં બ્રહ્માસ્ત્રને માન કર્યું છે.[૧૪-૧૭] હું બ્રહ્માસ્ત્રથી મુક્ત થયો હતો, છતાં રાક્ષસો મને બાંધેલાની પેઠે જ તારી પાસે લઈ આવ્યા છે. હું રામચંદ્રના કોઈ એક કાર્ય માટે તારી પાસે આવ્યો છું.[૧૮] હે રાજન્ ! તું મને અમાપ તેજવાળા રઘુવીરનો દૂત જાણ અને મારું હિતકર વચન સાંભળ.[૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમા ૫૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૧ મો

### રાજસભામા હનુમાન–રાવણને શિખામણ–રામ સાથે વેર કર મા

तं समीक्ष्य महासत्त्वं सत्त्ववान्हरिसत्तमः ।
*वाक्यमर्थवदव्यग्रस्तमुवाच दशाननम् ॥ १ ॥*

મહાબળવાન રાવણને જોઈ જરા પણ નહિ ગભરાયેલો પરાક્રમી હનુમાન રાવણ પ્રત્યે અર્થયુક્ત વચનો કહેવા લાગ્યો :[૧]

'હે રાક્ષસેંદ્ર ! કપિવર સુગ્રીવની આજ્ઞાથી હું તારી પાસે આવ્યો છું. તારા ભાઈ સુગ્રીવે તારું કુશળ પુછાવ્યુ છે.*[૨] હે રાજન્ ! તારા ભાઈ મહાત્મા સુગ્રીવે તારા પર જે સંદેશો કહાવ્યો છે તે તું મારા મુખથી સાંભળ. સુગ્રીવનો સંદેશો

* અહીં સુગ્રીવને રાવણનો ભાઈ કહીને મહાચતુર હનુમાને રાવણને જણાવ્યું કે, સુગ્રીવ તારા પ્રત્યે ભાઈ જેટલી પ્રીતિ ધરાવે છે, માટે તું તેણે કહાવેલો સંદેશો સાંભળીને તે પ્રમાણે કર.

એકઠા થયેલા નાગો, યક્ષો, જ્યોતિશ્ચક્રમાં વિચરનારા મહર્ષિઓ, સિદ્ધો તેમ જ આકાશને આચ્છાદિત કરતાં પક્ષીઓનાં ટોળાં અત્યંત આનંદમાં આવી ઊંચે સ્વરે બોલવા લાગ્યાં.[૨૨,૨૩]

ઇદ્રની પ્રતિમાયુક્ત ધ્વજવાળા રથમાં બેસીને ઉતાવળે પોતાની તરફ આવતા ઇદ્રજિતને જોઈ મહાબળવાન હનુમાને મોટી ગર્જના કરી અને અતિ પ્રૌઢ સ્વરૂપ ધારણ કર્યું.[૨૪] હનુમાનને જોઈ ચિત્રવિચિત્ર ધનુષ્યવાળા ઇદ્રજિતે વીજળીના સરખો નાદ કરનારું પોતાનુ ધનુષ્ય ખેંચી ટંકારવ કર્યો. જોતજોતામાં અત્યંત તીક્ષ્ણ વેગવાળા, મહાન બળવાળા, સંગ્રામમાં જરા પણ ભય નહિ ધરનારા અને પરસ્પર વેરયુક્ત થયેલા પવનસુત હનુમાન તથા રાવણપુત્ર ઇદ્રજિત એ બન્ને સામસામા આવી ગયા. એ વેળા જાણે દેવરાજ ઇદ્ર અસુરાધિપતિ બલિરાજા પરસ્પર વેરભાવથી સામા થયા હોય એમ તેઓ શોભવા લાગ્યા.[૨૫-૨૭] અપ્રમેય બળવાળો કપિવર હનુમાન સંગ્રામમા માન પામેલા અને ધનુષ્યો ધારણ કરનારા મહારથી ઇદ્રજિતના બાણના વેગથી પોતાની ચતુરાઈથી ચુકાવતો અંતરિક્ષમાર્ગે વિચરવા લાગ્યો.[૨૮] શત્રુપક્ષના વીર યોદ્ધાઓને શૂરવીર ઇદ્રજિત લાંબી અણીવાળા, તીક્ષ્ણ ધારવાળાં, સુવર્ણની પૂંખવાળાં અને વજ્ર સરખાં વેગવાળા મજબૂત બાણો હનુમાન પર ઉપરાઉપરી મૂકવા લાગ્યો. ઇદ્રજિતના રથનો, તેણે ખેંચેલા ધનુષ્યનો તથા મૃદંગાદિ રણવાદ્યોનો ધ્વનિ સાંભળતો કપિવર હનુમાન આકાશમાર્ગમા ઊડતો રહી ઇદ્રજિતનુ લક્ષ્ય ચુકાવવા લાગ્યો.[૨૯,૩૦] ઇદ્રજિત જ્યારે ધનુષ્ય પર બાણ સાંધતો, ત્યારે હનુમાન તેની આગળ આવીને ઊભો રહેતો અને બાણ છોડતી વખતે પોતાની બન્ને ભુજાઓ પસારીને ઊડી જતો હતો.[૩૧] એ પ્રમાણે સંગ્રામ કરવામાં કુશળ અને મહાબળવાન એવા એ બન્ને જણા સર્વ ભૂત-પ્રાણીઓને જોવાની ઉત્કંઠા કરાવે એવું અદ્ભુત યુદ્ધ કરવા લાગ્યા.[૩૨]

હનુમાનને મારવાનો લાગ ઇદ્રજિતને મળતો ન હતો અને ઇંદ્રજિતને હણવાનો લાગ હનુમાનને મળતો ન હતો. એવી રીતે દેવ સરખા પરાક્રમવાળા બન્ને વીરો એકબીજાને અસહ્ય થઈ પડ્યા. અમોઘ બાણોનો મારો ચલાવવા છતાં પણ કપિવર હનુમાનને બચી જતો જોઈ ઇદ્રજિત ઘણો જ ચિંતાતુર થયો. તે એકાગ્રચિત્ત વિચાર કરવા કરવા લાગ્યો.[૩૩,૩૪] વિચાર કરતાં તેને જણાયુ : ' આ વાનર અસ્ત્ર-શસ્ત્રોથી મરે એમ નથી, માટે એને જીવતો જ પકડી લેવો જોઈએ, પણ રે, એ શી રીતે બની શકે ?[૩૫]

અસ્ત્રવિદ્યાનાં તત્ત્વોને જાણનારા અને અત્યંત તેજવાળા મહાબાહુ ઇદ્રજિતે ' હનુમાન કોઈ પણ અસ્ત્ર-શસ્ત્રથી મરશે નહિ ' એમ વિચારીને તેને જીવતો બાંધી લેવા બ્રહ્માસ્ત્ર ચડાવ્યુ અને તે વડે હનુમાનને બાંધી લીધો.[૩૬,૩૭] ઇદ્રજિતે મૂકેલા બ્રહ્માસ્ત્રના પાશથી બંધાઈને નિશ્ચેષ્ટ થયેલો હનુમાન પૃથ્વી પર ઢળી પડ્યો.[૩૮] હનુમાને જાણ્યુ : ' હું બ્રહ્માસ્ત્રથી બંધાયો છું,' બ્રહ્મદેવે હનુમાનને વરદાન આપેલુ હોવાથી બ્રહ્માસ્ત્રથી બંધાવા છતાં તે જરા પણ પીડા પામ્યો નહિ. ઊલટું પોતાના પર બ્રહ્મદેવનો અનુગ્રહ થયો એમ તે માનવા લાગ્યો.[૩૯] એ બ્રહ્માસ્ત્ર અનેક મંત્રો વડે અભિમંત્રિત કરેલું હતું. એ સમયે કપિવર હનુમાનને વિચાર આવ્યો કે, પૂર્વે બ્રહ્મદેવે ' હે હનુમાન ! મારા અસ્ત્રથી તારે થોડી વાર બંધાવું જોઈશે ' એમ કહેલુ છે, એટલે આ અસ્ત્રથી તરતમાં જ હું છૂટી જવાને સમર્થ નથી. બ્રહ્મદેવના વચનને મારે માન્ય કરવું જ જોઈએ.[૪૦,૪૧] એ પ્રમાણે બ્રહ્માસ્ત્રની શક્તિ, બ્રહ્મદેવનું વચન અને તેમાંથી છૂટી જવાનુ સામર્થ્ય, એ સર્વનો વિચાર કરીને કપિવર હનુમાન અસ્ત્રબંધનનાં પડી રહ્યો.[૪૨]

હનુમાને વિચાર કર્યો : ' હું બ્રહ્માસ્ત્રથી બંધાયેલો છું, છતાં મને તેનાથી કશી પીડા થતી

નથી, કેમ કે પિતામહ બ્રહ્મા, દેવરાજ ઇંદ્ર અને વાયુ, એ ત્રણે દેવોથી હુ રક્ષિત છુ.[૪૩] વળી રાક્ષસોને હાથે પકડાવામા મારો મોટો લાભ રહેલો છે હુ ધારુ છુ કે રાક્ષસરાજ રાવણની સાથે વાતચીત કરવાનો મને પ્રસગ મળશે, માટે રાક્ષસો મને ભલે બાધી લે'[૪૪] આ પ્રમાણે વિચાર કરી મહાબળવાન હનુમાન નિશ્ચેષ્ટ થઈને પડ્યો એટલે રાક્ષસો તુરત જ તેની પાસે દોડી આવ્યા અને તેને બળાત્કારે બાંધીને પીડવા લાગ્યા રાક્ષસોનો તિરસ્કાર સાભળી હનુમાન વારવાર ગર્જના કરવા લાગ્યો[૪૫]

શત્રુદમન હનુમાનને નિશ્ચેષ્ટ થયેલો જોઈને રાક્ષસો તેને વૃક્ષોની છાલ તથા શણના દોરડા વતી બાધવા લાગ્યા[૪૬] મહાવીર હનુમાન આમ થવાથી મને રાક્ષસોના રાજા રાવણનો સમાગમ થશે' એવુ વિચારીને બધાયો અને રાક્ષસોના તિરસ્કારને સાખી રહ્યા[૪૭] રાક્ષસોએ હનુમાનને શણના દોરડા વડે બાધ્યો કે તરત જ તેનુ બ્રહ્માસ્ત્રનુ બધન છૂટી ગયુ, કેમ કે અન્ય બધન બાધ્યા પછી મત્રિત અસ્ત્રનુ બધન છૂટી જાય છે[૪૮]

બ્રહ્માસ્ત્રનુ બધન છૂટી જવા છતા હનુમાન શણના દોરડાથી બધાઈ રહ્યો એ સમયે ઇંદ્રજિત ચિતાતુર થયો ને વિચાર કરવા લાગ્યો અરે આ રાક્ષસોએ અભિમત્રિત કરેલા બ્રહ્માસ્ત્રની શક્તિનો કઈ પણ વિચાર ન કરતા ઘણુ જ અયોગ્ય કાર્ય કર્યું અરે, બ્રહ્માસ્ત્રનુ બધન છૂટવાથી હવે હનુમાન ઉપર બીજુ એકે અસ્ત્ર ચાલશે નહિ! હાય! હાલમા અમે સર્વ સશયમા આવી પડ્યા છીએ'[૪૯,૫૦]

હનુમાન દોરડા વતી બધાયો અને તેનુ બ્રહ્માસ્ત્રનુ બધન છૂટી ગયુ, છતા તે જાણે કશુયે જાણતો જ નથી એમ પડી રહ્યો પછી હનુમાનના શરીર પર કાષ્ઠ જેવી મુષ્ટિઓના પ્રહાર કરતા ક્રૂર રાક્ષસો તેને રાક્ષસરાજ રાવણની પાસે ઘસડી ગયા[૫૧,૫૨] સભામા જઈને ઇંદ્રજિત બ્રહ્માસ્ત્રથી મુક્ત થયેલ અને દોરડાથી બધાયેલા હનુમાનના રાક્ષસરાજ રાવણને તથા તેની સભામા બેઠેલા બીજા સર્વ રાક્ષસોને દર્શન કરાવ્યા[૫૩] રાક્ષસોએ મદોન્મત્ત હાથીની પેઠે બાધી આણેલા હનુમાનને રાવણની આગળ રજૂ કર્યો[૫૪] એ વેળા 'આ કોણ છે? કોનો પુત્ર છે? ક્યાથી આવ્યો છે? એને કોનો આશ્રય છે? એ અહી શા માટે આવ્યો છે? એ સબધી રાક્ષસોમા પરસ્પર વાતો થવા લાગી[૫૫] રાવણની સભામા બેઠેલા કેટલાક રાક્ષસો તો ક્રોધ ચડાવીને 'અરે, એને મારી નાખો, બાળી મૂકો, ખાઈ જાઓ,' એમ બોલવા લાગ્યા[૫૬] બધનમા પડેલ મહાત્મા હનુમાને ચોમેર દૃષ્ટિ કરી જોયુ તો કેટલાક વૃદ્ધ સેવકોને રાવણના પગ પાસે બેઠેલ દીઠા અને અમૂલ્ય રત્નોથી શણગારેલુ તેનુ રમણીય રાજભવન પણ દીઠુ[૫૭] એ વેળા મહાતેજસ્વી રાવણ રાક્ષસોથી આમતેમ ખેચાતા હનુમાનને જોવા લાગ્યો[૫૮] અને કપિવર હનુમાન પણ સૂર્યની પેઠે પ્રકાશતા અને તેજ તથા બળથી શોભતા રાવણને નીરખવા લાગ્યો[૫૯]

હનુમાનને જોયા પછી જેના નેત્ર ક્રોધને લીધે લાલ થયા હતા એવા રાવણે કુલીન તથા ઉત્તમ આચરણવાળા અને પોતાની પાસે બેઠેલા પોતાના મુખ્ય મત્રીઓને આજ્ઞા કરી 'તમે આ વાનરને પૂછી જુઓ કે તે કોણ છે અને તેને અહી આવવાનુ શું કારણ છે?' રાવણની આજ્ઞાથી જ્યારે મત્રીએ એ તેને અનુક્રમે સઘળુ પૂછ્યુ ત્યારે હનુમાને ઉત્તર આપ્યો 'હુ વાનરોના રાજા સુગ્રીવનો દૂત છુ અને તેની આજ્ઞાથી અહી આવેલો છુ.[૬૦,૬૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિમુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુદરકાડમા ૪૮ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૯ મો

### રાજસભામા હનુમાન–રાવણનો પ્રભાવ

तत स कर्मणा तस्य विस्मितो भीमविक्रम ।
हनुमान्क्रोधताम्राक्षो रक्षोधिपमवैक्षत ॥ १ ॥

રાવણના દુરાચરણ સાભળી આવવાથી ક્રોધને

ધર્મ તથા અર્થથી યુક્ત છે અને આ લોક તેમ જ પરલોકમાં હિત કરનારો છે.[૩] હે રાવણ! અયોધ્યાનગરીમા રથ, હાથી તથા ઘોડા વગેરેની સમૃદ્ધિવાળા અને ઇંદ્ર સરખી કાંતિવાળા 'દશરથ' નામના રાજા હતા. તે રાજા પિતા જેમ પુત્રનુ પાલન કરે, તેમ પ્રજાનુ પાલન કરતા હતા. તેના 'રામચંદ્ર' નામે જ્યેષ્ઠ પુત્ર છે મહાતેજસ્વી અને ધર્મમાર્ગને અનુસરનારા તે મહાબાહુ રામચંદ્ર પોતાના પિતાનુ વચન પાળવાને વનવાસે નીકળ્યા છે અને પોતાના ભાઈ લક્ષ્મણ તથા પત્ની સીતા સહિત દંડકારણ્યમા આવીને વસ્યા છે.[૪–૬] તેમના પત્ની સીતા મહાત્મા જનકરાજાના પુત્રી છે તે સીતા જનસ્થાનમા ખોવાઈ ગયા છે.[૭] તેની શોધ કરતા કરતા એ બંને રાજપુત્રો જ્યારે ઋષ્યમૂક પર્વત પર આવ્યા, ત્યારે તેઓને સુગ્રીવની સાથે મૈત્રી થઈ[૮] એ સમયે સુગ્રીવે રામચંદ્રને સીતાની શોધ કરી આપવા વચન આપ્યુ અને રામચંદ્ર સુગ્રીવને કિષ્કિન્ધાનુ રાજ્ય અપાવવાની પ્રતિજ્ઞા કરી. પછી યુદ્ધમા વાલીને હણીને શ્રીમાન રામચંદ્ર કિષ્કિન્ધાની ગાદી પર સુગ્રીવનો રાજ્યાભિષેક કર્યો અને તેને રીંછો તથા વાનરોનો રાજા બનાવ્યો. હે રાવણ! વાનરોના રાજા વાલીને તો તુ પ્રથમથી જ ઓળખે છે. એ મહાસમર્થ વાલીને રામચંદ્રે એક બાણથી જ માર્યો છે.[૯–૧૧]

'હે રાવણ! વાનરરાજ્યને પ્રાપ્ત થયેલો સુગ્રીવ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા માટે હવે સીતાની શોધમા રોકાયો છે. તેણે અસંખ્યાત વાનરોને સીતાની શોધ કરવા માટે સર્વ દિશાઓમા મોકલ્યા છે. સુગ્રીવની આજ્ઞા પામેલા સેંકડો, હજારો અને લાખો વાનરો આકાશ, પાતાળ અને બીજી સર્વ દિશાઓમા સીતાની શોધ કરતા ફરે છે.[૧૨,૧૩] એ સર્વ વાનરો મહાન બળવાળા છે અને તેઓની ગતિ ક્યાય પણ રોકાતી નથી તેમાના કેટલાક ગરુડના સરખા વેગ તથા બળવાળા છે, તેમ જ કેટલાક વાયુની પેઠે ઉતાવળે ચાલનારા છે[૧૪] તેઓમાનો 'હનુમાન' નામનો વાનર હુ છું. હુ વાયુનો ઔરસ પુત્ર છુ સીતાની શોધ કરવા માટે સો યોજનનો સમુદ્ર ઓળંગીને હુ તારા દર્શન કરવાને અહીં આવ્યો છુ તારા ઘરમા સર્વત્ર શોધ કરતા મને સીતાના દર્શન થયા છે.[૧૫,૧૬]

'હે મહાબુદ્ધિમાન રાવણ! તુ ધર્મ તથા અર્થ સારી રીતે જાણનારો છે તેમ જ તે ઉત્તમ તપોબળ કરીને સંપત્તિ પણ ઘણી મેળવેલી છે, માટે હે રાજન્! પરસ્ત્રીને રોકી રાખવી એ તને ઘટતુ નથી.[૧૭] તારા જેવા બુદ્ધિશાળી પુરુષો આવા ધર્મવિરુદ્ધ અને સમૂળ હાનિ કરનારા દુઃખકર કાર્યોમા કદી પણ પ્રવૃત્ત થતા નથી[૧૮]

'હે રાક્ષસાધિપ! રામચંદ્રના નાના ભાઈ લક્ષ્મણે રામચંદ્રની ઇચ્છાને અનુસરીને ક્રોધપૂર્વક મૂકેલા બાણોની સામે ટકવાને દેવતાઓ કિંવા અસુરોમા કોણ સમર્થ છે[૧૯] હે રાજન્! આખા ત્રૈલોક્યમા એવો કોઈ પણ નથી કે જે રામચંદ્રનુ અપ્રિય કરીને સુખી રહે[૨૦] માટે હે નરશાર્દૂલ! મારુ વચન કે જે ધર્મ તથા અર્થને અનુસરનારુ અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાન, એ ત્રણે કાળને વિષે હિત કરનારુ છે, તેને માન્ય કરીને તુ સીતા રામચંદ્રને પાછા આપ[૨૧] હે રાવણ! મે અહીંયા સીતાને જોયા છે, એથી હુ ઉજ્જવળ યશ પામ્યો છુ.

'હવે સીતાને પાછા લઈ જવાને શ્રીમાન રામચંદ્ર સમર્થ છે.[૨૨] હે રાવણ! તારે ઘેર રહેલા સાધ્વી સીતા નિરંતર શોક કરતા મારા જોવામા આવ્યા છે. એ સીતા ઘરમા ભરાઈ પડેલી પાંચ ફેણવાળી નાગણ જેવા છે. તેને તું હજી સુધી જાણતો નથી જેમ વિષયુક્ત અન્ન તીવ્ર પાચનશક્તિવાળા પુરુષને પણ પચતુ નથી, તેમ સીતા દેવતાઓ કે અસુરોને પણ પચે તેમ નથી.[૨૩,૨૪]

'હે રાક્ષસરાજ! તે તપશ્ચર્યાએ કરી જે ઉત્તમ ઐશ્વર્ય અને લાંબુ આયુષ્ય પ્રાપ્ત કર્યું છે, તેનો આવી રીતે પરસ્ત્રીના હરણરૂપ પાપથી નાશ કરવો યોગ્ય નથી.[૨૫] 'મારી પાસે તપશ્ચર્યાનું બળ હોવાથી દેવતાઓ અને અસુરોની

પણ મારો વધ થઈ શકે એમ નથી,' એવું જે તું માને છે તેનું મૂળ ધર્મ જ છે.

'હે રાક્ષસરાજ! સુગ્રીવ એ કાંઈ દેવ, યક્ષ, અસુર કિંવા રાક્ષસ નથી તે વાનરોનો રાજા છે અને રામચંદ્ર એ એક મનુષ્ય છે તે વરદાન માગતી વેળા મનુષ્યોને ગણકાર્યા નથી, પણ હવે તું તારા પ્રાણને શી રીતે બચાવી શકીશ? ૨૬,૨૭ અધર્મમાં પ્રવૃત્ત થયેલા પુરુષને તેણે પૂર્વે કરેલા સત્કર્મનું ફળ પણ મળતું નથી, પરંતુ અધર્મનું જ ફળ મળે છે હા, જો ઘણો મોટો ધર્મ કરે તો સ્વલ્પ અધર્મનો નાશ થાય ખરો ૨૮ હે રાવણ! તને આ અશ્વર્યાદિ જે કાંઈ મળેલું છે તે સઘળું પ્રથમ કરેલા ધર્મનું જ ફળ છે અને તે હવે જે અધર્મ આદર્યો છે, તેનું ફળ તુરતમાં જ તને મળશે ' હે રાજન્! જનસ્થાનમાંના ચૌદ હજાર રાક્ષસોનો સંહાર થયો, વાલી સરખા પરાક્રમીનો પણ વધ થયો અને રામચંદ્ર તથા સુગ્રીવની મૈત્રી થઈ, એ વૃત્તાંત તારા જાણવામાં આવ્યું, તો હવે તું પોતાનું હિત વિચારી જો ૩૦ હે રાવણ! હું એકલો જ રથ, હસ્તી અને અશ્વોથી ભરેલી આખી લંકાનગરીનો નાશ કરવા સમર્થ છું, પરંતુ લાચાર છું કે મારા સ્વામી રામચંદ્રની મને આજ્ઞા નથી ૩૧ મહાબળવાન રામચંદ્રે કરી છે અને વાનરોની સમક્ષ પ્રતિજ્ઞા લીધી છે કે જેણે સીતાનું હરણ કર્યું છે, તે મારા શત્રુનો હું તેના કુળ સહિત સંહાર કરીશ ૩૨ હે રાવણ! રામચંદ્રનો અપકાર કરનારો સાક્ષાત્ દેવરાજ ઇંદ્ર હોય તો તે પણ સુખે રહી શકતો નથી, તો પછી તારા જેવાનું તો શું ગજું? હે રાક્ષસેંદ્ર! તું જેને 'સીતા' એવા નામથી ઓળખે છે અને જે સીતા તારે ઘેર રહેલા છે, તેને તું સઘળી લંકાને ઉજ્જડ કરનાર સાક્ષાત કાળરાત્રિ જાણ હે લંકેશ! તું તારા પોતાના હાથે જ સીતારૂપી કાળપાશ કે જેને તે તારા હાથે કરીને જ તારા કંઠમાં નાખ્યો છે, તેને કાઢી નાખ અને પોતાના હિતનો વિચાર કર તું નિશ્ચય જાણજે કે મહાસતી સીતાના તેજરૂપ અગ્નિથી ધૂંધવાઈ રહેલી અને રામચંદ્રના કોપરૂપ વાયુથી ભડભડાટ સળગી ઊઠેલી તારી આ લંકાનગરી હવે થોડા સમયમાં જ મોટી મોટી અટારીઓ અને શેરીઓ સહિત ભસ્મીભૂત થશે ૩૩-૩૬

'હે રાવણ! હું તને સ્નેહપૂર્વક કહું છું કે તું તારા મિત્રોનો, મંત્રીઓનો, સગાવહાલાઓનો, ભાઈઓનો, પુત્રોનો, હિતેચ્છુ સુહૃદોનો, અનેક જાતના વૈભવોનો, સ્ત્રીઓનો અને તારી આખી લંકાનો નાશ ન કરાવ ૩૭ હે રાક્ષસેંદ્ર! હું કે જે વાનરજાતિનો અને રામચંદ્રનો સેવક છું તેનું વચન તું સાંભળ ૩૮ મહાયશસ્વી રામચંદ્ર સર્વ ભૂત-પ્રાણીઓ સહિત આખા ત્રૈલોક્યનો નાશ કરી તેને પુનઃ ઉત્પન્ન કરવાને શક્તિમાન છે ૩૯ હે રાવણ! દેવોમાં, અસુરોમાં, રાજાઓમાં, યક્ષોમાં, રાક્ષસોમાં, સર્પોમાં વિદ્યાધરોમાં, ગંધર્વોમાં, મૃગાદિ વનચર પ્રાણીઓમાં, સિદ્ધોમાં, કિન્નરોમાં, પક્ષીઓમાં, સર્વ ભૂત-પ્રાણીઓમાં અને આખા ભૂમંડળમાં કોઈ પણ એવો સમર્થ નથી ૪૦,૪૧ કે જે વિષ્ણુ સરખા પરાક્રમી રામચંદ્રની સાથે યુદ્ધ કરવા ઊભો રહી શકે! હે રાવણ! સર્વ લોકના ઈશ્વર અને રાજાઓમાં સિંહ સરખા રામચંદ્રનું અપ્રિય કરીને જીવી શકવું એ દુર્લભ જ છે. ૪૨ હે રાક્ષસરાજ! ત્રિલોકના નાથ એવા રામચંદ્રની સામે યુદ્ધમાં ઊભા રહેવાને દેવો, દૈત્યો, ગંધર્વો, વિદ્યાધરો, નાગો અને યક્ષો પણ સમર્થ નથી ૪૩ અને, રઘુકુળમાં ઉત્પન્ન થયેલા એ રામચંદ્રની સામે યુદ્ધમાં ઊભો રહેવાને સાક્ષાત્ ચતુર્મુખ બ્રહ્મદેવ, ત્રિનેત્ર રુદ્ર, ઉપેન્દ્ર તથા ઇંદ્ર પણ સમર્થ નથી.' ૪૪

નિર્ભયપણે બોલતા કપિવર હનુમાનના સદ્ભાવથી ભરેલા પરંતુ પોતાને અપ્રિય લાગતા વચનો સાંભળીને ક્રોધને લીધે જેની આંખો ફરી ગઈ હતી, એવા અમિત પરાક્રમી રાવણે હનુમાનનો વધ કરવાની આજ્ઞા કરી ૪૫

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૫૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૨ મો

### રાવણનો કોપ-વિભીષણની શિખામણ
### દૂતનો વધ થાય નહિ

**स तस्य वचनं श्रुत्वा वानरस्य महात्मनः ॥**
**आज्ञापयद्वधं तस्य रावणः क्रोधमूर्च्छितः ॥ १ ॥**

કપિવર હનુમાનનાં વચન સાંભળી કોપાયમાન થયેલા રાવણે તેનો વધ કરવાની પોતાના સેવકોને આજ્ઞા કરી.[1] 'હું દૂતકાર્ય કરવા માટે લંકામાં આવ્યો છું' એમ હનુમાને યથાર્થ કહ્યું, છતાં રાવણે તેનો વધ કરવાની આજ્ઞા કરી. એ જોઈને સભામાં બેઠેલા વિભીષણને રાવણની એ અધર્મયુક્ત આજ્ઞા રુચી નહિ.[2] કોપાયમાન થયેલા રાક્ષસોના રાજા રાવણને દૂતવધ કરવાના નિંદ્ય કર્મમાં પ્રવૃત્ત થયેલો જોઈને કાર્યકુશળ વિભીષણ 'હવે શું કરવું યોગ્ય છે?' એનો પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો.[3] થોડીક વાર વિચાર કર્યા પછી શત્રુઓને જીતનારા અને વાક્ય બોલવામાં કુશળ એવા વિભીષણે પોતાના પૂજ્ય વડીલબંધુ રાવણ પ્રત્યે નમ્રતાયુક્ત વચન કહેવા માંડયાં.[4]

વિભીષણે કહ્યું: 'હે રાક્ષસેંદ્ર! ક્ષમા કર, ક્રોધનો ત્યાગ કરી શાંત થા અને મારું વચન સાંભળ. હે રાજન્! કાર્યાકાર્યના વિવેકવાળા શ્રેષ્ઠ રાજાઓ શત્રુ તરફથી આવેલા દૂતનો કદી પણ વધ કરતા નથી.[5] હે વીર! દૂત તરીકે આવેલા આ વાનરનો વધ કરવો એ કાર્ય ધર્મથી વિરુદ્ધ છે અને લોકોમાં પણ નિંદાપાત્ર છે.[6] હે રાવણ! તું ધર્મને જાણનારો અને પરમાર્થવેત્તા છે. તારા જેવા બુદ્ધિમાન પુરુષો પણ જ્યારે આમ એકાએક ક્રોધને વશ થઈ જશે, ત્યારે તો શાસ્ત્રો ભણીને પંડિત થવું એ કેવળ શ્રમ જ ગણાશે; માટે હે શત્રુઓને હણનાર! હે મહાપરાક્રમી રાક્ષસરાજ! શાંત થા અને યોગ્યાયોગ્યનો વિચાર કરી શાસ્ત્રમાં દૂત માટે જે દંડ કહેલો હોય, તે જ દંડ આ વાનરને આપ.'[7,8]

વિભીષણનું વચન સાંભળી અત્યંત કોપાયમાન થયેલો રાવણ બોલ્યો:[9,10] 'હે શત્રુસૂદન! પાપીનો વધ કરવો એમાં કોઈ પણ પાપ નથી; માટે હું અવશ્ય આ પાપી વાનરનો વધ કરીશ.'[11]

ઘણા દોષોથી ભરેલું અને નીચ મનુષ્ય બોલે એવું રાવણનું અધર્મયુક્ત વચન સાંભળી શ્રેષ્ઠ બુદ્ધિવાળા વિભીષણે તેને હિતોપદેશ આપતાં કહ્યું:[12] 'હે લંકેશ્વર! હે રાક્ષસેંદ્ર! તું પ્રસન્ન થા અને ધર્મ તથા અર્થયુક્ત એવું મારું વચન સાંભળ. 'સ્વામીની આજ્ઞાને અનુસરનારા દૂતોનો કદી પણ વધ કરવો યોગ્ય નથી' એમ સત્પુરુષો કહે છે. જોકે અત્યંત વૃદ્ધિ પામેલા આપણા શત્રુરૂપ આ વાનરે આપણું ઘણું જ અપ્રિય કર્યું છે, પરંતુ 'દૂતનો વધ કરવો નહિ' એમ સત્પુરુષો કહે છે; માટે આ વાનરનો વધ કરવો એ ધર્મવિરુદ્ધ અને અન્યાયભરેલું છે. અપ્રિય કરનારા દૂત માટે શાસ્ત્રોમાં અનેક પ્રકારના દંડ બતાવ્યા છે.[13,14] જેવા કે, નાક વગેરે કોઈ પણ અંગ કાપીને વિરૂપ કરવો, ફટકા મારવા, મસ્તક મૂંડાવવું કિંવા ડામ દેવા અથવા તો એ સઘળી શિક્ષાઓ યોજવી, આટલા દંડ જ દૂત માટે કહેલા છે; પરંતુ દૂતનો વધ કરવાનું ક્યાંય પણ અમારા સાંભળવામાં આવ્યું નથી.[15] ધર્મ તથા અર્થને વિષે પ્રવીણ બુદ્ધિવાળો અને લાભાલાભના તત્ત્વને જાણી ચૂકેલો તારા જેવો પુરુષ એકાએક ક્રોધવશ કેમ જ થાય? સત્ત્વશાળી પુરુષો વગર વિચાર્યે ક્રોધ કરતા નથી. હે વીર! ધર્મ સંબંધી વાદવિવાદ કરવામાં, લોકવ્યવહારમાં તેમ જ શાસ્ત્રના મર્મને જાણવામાં તારા જેવો બીજો કોઈ નથી. સઘળા દેવતાઓ અને અસુરોમાં તું ઉત્તમ છે.[16,17] હે રાક્ષસરાજ! દૂતકાર્ય કરવાને આવેલા આ વાનરનો વધ કરવામાં તને કોઈ જાતનો લાભ હોય એમ હું જોતો નથી. જેઓએ આ વાનરને અહીં મોકલ્યો છે, તેઓને તારે વધરૂપ દંડ દેવો યોગ્ય છે. આ વાનર ભલે સજ્જન હો વા દુષ્ટ હો, પરંતુ આપણા શત્રુઓના મોકલવાથી

તે અહીં આવેલો છે અને શત્રુના કહેવા પ્રમાણે જ બોલે છે; કાંઈ પોતાના સ્વાર્થ માટે બોલતો નથી. હે રાજન્! આવા પરાધીન દૂતનો વધ કરવો યોગ્ય નથી. વળી હે શત્રુઓનાં નગરો પર વિજય મેળવનારા રાવણ! જો આ વાનરનો વધ કરવામાં આવે, તો પછી એના સરખો આકાશચારી બીજો કોઈ પણ દેખાતો નથી; માટે તારે આનો વધ કરવામાં જરા પણ પ્રયત્ન કરવો યોગ્ય નથી. એવો પ્રયત્ન તો તારે ઇંદ્રાદિ દેવો માટે કરવો ઘટે છે.[૧૮-૨૦] હે યુદ્ધ કરવામાં પ્રીતિવાળા રાજા! આ વાનરનો વધ થયા પછી એવો બીજો કોઈ પણ મારા જોવામાં આવતો નથી કે જે તારી સાથે વેર ધરનારા અને ઉદ્ધત સ્વભાવવાળા એ બંને રાજપુત્ર રામ–લક્ષ્મણને તારી સાથે યુદ્ધ કરવાને ઉશ્કેરે![૨૧] વળી હે રાક્ષસોને આનંદ ઉપજાવનાર! દેવતાઓ તથા દૈત્યોથી પણ પરાભવ નહિ પામનાર, તેમ જ પરાક્રમ અને ઉત્સાહયુક્ત મનવાળા રાક્ષસોની સાથે યુદ્ધ કરવાની આશાનો તારે ભંગ કરવો યોગ્ય નથી. તારા સર્વ સૈનિકો તારું હિત ઇચ્છનારા, શૂરવીર, સ્થિર ચિત્તવાળા, ઉત્તમ કુળમાં જન્મેલા, શુદ્ધ અંતઃકરણવાળા, શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ, યોગ્ય સમયે ક્રોધ કરનારા અને પગાર વગેરેથી સારી રીતે પાલનપોષણ પામેલા છે.[૨૨,૨૩] હે રાવણ! શત્રુઓને તારો પ્રભાવ દેખાડવા અર્થે તારા સેનાપતિઓ તારી આજ્ઞાથી કેટલુંક સૈન્ય લઈને ભલે ત્યાં જાય અને એ મૂર્ખ રામ–લક્ષ્મણને અહીંયાં પકડી લાવે.[૨૪]

દેવતાઓના શત્રુ રાક્ષસરાજ રાવણે પોતાના નાના ભાઈ વિભીષણનાં ઉત્તમ વાક્યો સાંભળી તેમાંથી દૂત તરીકે આવેલા આ વાનરનો વધ કરવો યોગ્ય નથી, એવો સાર ગ્રહણ કર્યો.[૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુન્દરકાંડમાં ૫૨ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૫૩ મો

## સળગતા પુચ્છે હનુમાન લંકામા ફર્યો

तस्य तद्वचनं श्रुत्वा दशग्रीवो महात्मनः ।
देशकालहितं वाक्यं भ्रातुरुत्तरमब्रवीत् ॥ १ ॥

દેશકાળને અનુસરીને કહેલાં અને હિતકારક એવાં પોતાના ભાઈ વિભીષણનાં વચન સાંભળી રાવણે કહ્યું:[૧] 'હે વિભીષણ! તેં કહ્યું તે સત્ય છે. દૂતને હણવાનું કર્મ ઘણું જ નિંદ્ય છે; માટે આ વાનરનો વધ નહિ કરતાં તેને બીજી કોઈ શિક્ષા કરો.[૨] વાનરોને પોતાનું પૂછડું ઘણું પ્રિય હોય છે અને તેઓ પૂછડાથી શોભે છે; માટે તમે આ વાનરના પૂછડાને શીઘ્ર બાળી મૂકો. પછી ભલે બળેલા પૂછડે અહીંથી પાછો જાય.[૩] પૂછડું બળ્યા પછી આ વાનર જ્યારે તેના સ્વામી પાસે જશે, ત્યારે તેનાં સગાંવહાલાં, મિત્રો, બાંધવો અને સ્નેહીજનો તેને દીન, વિરૂપ તથા કૃશ થઈ ગયેલો જોશે.' આ પ્રમાણે વિચાર કરીને રાક્ષસરાજ રાવણે આજ્ઞા કરી: 'આ વાનરનું પૂછડું સળગાવી રાક્ષસોની ચોકી સાથે તેને લંકાનગરીનાં ચૌટાંઓમાં અને શેરીઓમા ફેરવો.'[૪,૫]

રાવણની આજ્ઞા થતાં ક્રોધીલા અને ક્રૂર સ્વભાવવાળા રાક્ષસો હનુમાનના પૂછડા ઉપર જૂનાં ફાટ્યાંતૂટ્યાં લુગડાં વીંટવા લાગ્યા.[૬] રાક્ષસો હનુમાનના પૂછડા પર જેમ જેમ લુગડાં વીંટતા ગયા, તેમ તેમ કપિવર હનુમાન વધતો ગયો. પછી જેમ વનમાં રહેનારા ભીલ લોકો સૂકાં કાષ્ઠ એકઠાં કરી તેને અગ્નિ વડે સળગાવે, તેમ રાક્ષસોએ હનુમાનના પૂછડા પર સારી રીતે તેલ સિંચીને તેને અગ્નિ વડે સળગાવ્યું. જ્યારે તે ભડભડાટ સળગ્યું, ત્યારે ક્રોધ અને ઈર્ષ્યાથી વ્યાપ્ત થયેલો તથા ઊગતા સૂર્ય સરખા મુખવાળો હનુમાન ત્યાં ઊભેલા રાક્ષસો પર પોતાનું સળગતું પૂછડું ઝાપટવા લાગ્યો. એ જોઈ ક્રૂર રાક્ષસોએ તેને બાંધી લીધો.[૭-૯] હનુમાનને બંધાયેલો જોઈને લંકાનાં સ્ત્રી, બાળ

અને વૃદ્ધ રાક્ષસો પ્રસન્ન થયાં. એ વેળા હનુમાને સમયોચિત વિચાર કર્યો: 'આ રાક્ષસોએ મને બાંધ્યો છે ખરો, પણ વાસ્તવિક રીતે તેઓ મને બાંધી રાખવા સમર્થ નથી. હું હમણાં જ મારાં બંધનો તોડી નાખીને આ સર્વ રાક્ષસોનો સંહાર કરું તેમ છું, પણ અત્યારે તેમ કરવું યોગ્ય નથી.[૧૦,૧૧] હું મારા સ્વામીની આજ્ઞાથી અહીં આવ્યો છું. ભલે દુષ્ટ રાક્ષસો મને બાંધી રાખે. છતાં એટલું કરવાથી કાંઈ મારા પરનું તેઓનું વેર વળે એમ નથી. જોકે હું યુદ્ધ કરવામાં સર્વ રાક્ષસોને પૂરો પડું એમ છું, તોપણ મારા સ્વામી રામચંદ્રની પ્રીતિ માટે હાલમાં આવા બંધનને સહન કરીશ. વળી આ બંધન સહન કરવામાં મને બીજો પણ એક લાભ છે. જોકે લંકામાં હું ફર્યો છું ખરો, પરંતુ રાત્રિને વખતે અને તે પણ ગુપ્ત રીતે ફરવાથી તેની રચના બરોબર રીતે જોઈ શકયો નથી. આજે આ રાક્ષસો મને દિવસે લંકામાં ફેરવશે, એટલે લંકાની રચના સારી પેઠે મારાથી જોવાશે. રાક્ષસો ભલે પોતાની ઇચ્છા પ્રમાણે મને પુનઃ બાંધે અને પૂછડું સળગાવી મને ગમે તેટલી પીડા કરે; પરંતુ મારા મનમાં તેથી જરાયે ગ્લાનિ થાય એમ નથી.'

ગુપ્ત અભિપ્રાયવાળા મહાબળવાન હનુમાનને સાથે લઈ, રાક્ષસો લંકાનગરીમાં ફરવા નીકળ્યા. એ વેળા શંખ અને ભેરી વગેરેના નાદ કરીને તેઓ ઊંચેથી બોલતા હતા: 'રાજદ્રોહ કરનારને આવી શિક્ષા થાય છે.'[૧૨–૧૭] ક્રૂરકર્મી રાક્ષસો હનુમાનને એ પ્રમાણે લંકામાં ફેરવતા હતા. કેટલાક રાક્ષસો હનુમાનની પાછળ પાછળ ચાલતા હતા, છતાં જરા પણ ગ્લાનિ ન પામતાં હનુમાન તેઓની સાથે આનંદભેર ચાલતો હતો.[૧૮]

રાક્ષસોની સાથે ફરતી વેળા હનુમાને લંકાનગરીની સઘળી રચના જોઈ લીધી. સાત મજલાવાળાં રમણીય ગૃહો, ગુપ્ત મંદિરો, મંદિરના ઓટલા, મોટાંમોટાં ગૃહોવાળી શેરીઓ, નાનીનાની પોળો, ગૃહોની વચ્ચે આવેલી ગલીઓ અને બજારો વગેરે હનુમાનના જોવામાં આવ્યાં. પ્રત્યેક રાજમાર્ગ, ચૌટાં તથા ચકલા આગળ જઈને રાક્ષસો મોટે સાદે બોલતા હતા: 'આ શત્રુનો ગુપ્ત દૂત છે અને રાજાજ્ઞાથી તેને આ શિક્ષા થાય છે.'

જ્યારે હનુમાનના પૂછડાનો અગ્રભાગ પ્રજ્વલિત થયો, ત્યારે બિહામણાં નેત્રોવાળી કેટલીક રાક્ષસીઓએ સીતાની પાસે જઈને તેને અપ્રિય સમાચાર કહ્યા: 'હે સીતા! તેં રાતા મુખવાળા વાનરની સાથે વાતચીત કરી હતી, તે વાનરને તેનું પૂછડું સળગાવી લંકામાં ફેરવે છે.'

પોતાના પ્રાણ જાય એવું રાક્ષસીઓનું ક્રૂર વચન સાંભળતાં જ સીતા શોકગ્રસ્ત થઈ ગયાં અને હનુમાનનું મંગળ કરવા માટે અગ્નિદેવની પ્રાર્થના કરવા લાગ્યાં.[૧૯–૨૫] વિશાળ નેત્રવાળાં સીતા અગ્નિદેવની સ્તુતિ કરતાં બોલ્યાં: 'હે અગ્નિદેવ! જો મેં મારા પતિની ખરા દિલથી સેવા કરી હોય, ઉત્તમ તપ કર્યું હોય અને યથાર્થ રીતે પતિવ્રતધર્મ પાળ્યો હોય, તો તમે હનુમાનના પુચ્છ ઉપર શીતળ થજો.'

સતીશિરોમણિ સીતાએ સ્તુતિ કરી, ત્યારે ભડભડાટ અગ્નિ જાણે 'હું હનુમાનને પીડા નહિ કરું' એવું સીતાને કહેતો જ હોય, તેમ દક્ષિણાવર્તી જ્વાળાઓ ફેંકતો બળવા લાગ્યો; તેમ જ અગ્નિનો મિત્ર અને હનુમાનનો પિતા વાયુ પણ શીતળ થઈને સીતાને સુખ થાય તેવી રીતે વાવા લાગ્યો.[૨૬–૨૮]

પોતાને કશી પણ પીડા જણાતી ન હતી તે જોઈને હનુમાનને વિચાર થયો: 'આ અગ્નિ ભડભડાટ સળગે છે, છતાં હું કેમ દાઝતો નથી?[૨૯] મારા પૂછડા ઉપર અગ્નિના મોટા ભડકા ઊડે છે, છતાં મને જરાયે પીડા થતી નથી; પરંતુ જાણે બરફનો ગોળો મૂકયો હોય તેમ પૂછડા પર ઠંડક લાગે છે.[૩૦] હું જ્યારે સમુદ્ર ઓળંગતો હતો, ત્યારે ભરદરિયામાં રામચંદ્રના પ્રભાવથી મનાક પર્વત મને વિશ્રાંતિ

આપવા ઊભો હતો, એ મેં પ્રત્યક્ષ જોયું છે.[31] અહો! જ્યારે સમુદ્ર અને મૈનાક પર્વતે રામચંદ્રને અર્થે આદરભાવ દર્શાવ્યો હતો, ત્યારે આ અગ્નિ શું તેમને અર્થે આદરભાવ નહિ દર્શાવે? મહાસતી સીતાની દયાથી, રામચંદ્રના પ્રભાવથી અને મારા પિતા વાયુની મૈત્રીથી અગ્નિ મને બાળતો નહિ હોય?[32,33]

થોડીક વાર પછી હનુમાનના મનમાં પુનઃ પણ વિચાર આવ્યો: 'મારા સરખો બળવાન આવા નીચ રાક્ષસોના બંધનને કેમ જ સહન કરે? મારામાં બળ છે, માટે મારે આ બંધનનો ઉપાય કરવો જોઈએ.' એવો વિચાર કરીને કપિવર હનુમાન સઘળા બંધન તોડી નાખી મોટી ગર્જના કરીને કૂદ્યો અને રાક્ષસોની ભીડ વિનાના તથા પર્વતશિખર જેટલા ઊંચા દરવાજા પર ચડી ગયો. તેણે પર્વત સમાન પ્રૌઢ દેહ ધારણ કર્યો અને પછી અત્યંત સૂક્ષ્મ દેહ ધારણ કરીને બંધનમાથી નીકળી ગયો. બંધનમાંથી નીકળ્યા બાદ તેણે પુનઃ પણ પર્વત જેવો પ્રૌઢ દેહ ધારણ કર્યો અને આસપાસ નજર નાખી, તો દરવાજાની મોટી લોહમય ભૂંગળ તેણે જોઈ. તરત જ તેને ગ્રહણ કરીને મહાબાહુ હનુમાને પોતાની સાથે ફરનાર સર્વ રાક્ષસોનો સંહાર કર્યો.[34-39]

સાથે આવેલા સર્વ રાક્ષસોને હણીને કપિવર હનુમાન વારંવાર લંકા સામું જોવા લાગ્યો. સંગ્રામમાં પ્રચંડ પરાક્રમવાળો હનુમાન એ સમયે પોતાના પૂછડે સળગતા અગ્નિની જ્વાળાઓને લીધે કિરણોથી પ્રકાશતા મધ્યાહ્નના સૂર્ય સરખો શોભવા લાગ્યો.[40]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુન્દરકાંડમાં ૫૩મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૪મો

### હનુમાને કરેલું લંકાદહન

वीक्ष्यमाणस्ततो लङ्कां कपिः कृतमनोरथः।
वर्धमानसमुत्साहः कार्यशेषमचिन्तयत् ॥ १ ॥

જેનો મનોરથ પૂર્ણ થયો છે અને ઉત્સાહ વૃદ્ધિ પામ્યો છે, તેવો કપિવર હનુમાન લંકાનગરીને જોઈને બાકી રહેલા કાર્યનો વિચાર કરવા લાગ્યો.[1]

'મારે હવે એવું શું કર્તવ્ય બાકી છે કે જે કરવાથી રાક્ષસોને અધિક સંતાપ થાય? મેં રાવણની અશોકવાટિકા ભાંગી નાખી, અત્યંત બળવાળા કેટલાક રાક્ષસોને પણ હણ્યા અને સેનાનો એકાદ ભાગ ઓછો કર્યો. હવે તો માત્ર આ લંકાનો નાશ કરવો જ બાકી છે.*[2,3] મેં જે પરિશ્રમ વેઠ્યો છે તે આ લંકા દુર્ગનો નાશ કરવાથી સફળ થશે.[4] મારા પૂછડા પર જે અગ્નિ સળગી રહ્યો છે, તેને આ નગરીનાં મોટાં મોટાં મંદિરોથી તૃપ્ત કરવો યોગ્ય છે.[5]

આ પ્રમાણે વિચાર કરીને વીજળી સહિત મેઘ સરખો શોભતો હનુમાન સળગતા પુચ્છે લંકાનાં રમણીય મંદિરો પર કૂદવા લાગ્યો.[6] ચોમેર દૃષ્ટિ કરતો હનુમાન નિર્ભયપણે એક ઘર પરથી બીજા ઘર ઉપર અને બીજા પરથી ત્રીજા ઉપર કૂદવા લાગ્યો. તે રાક્ષસોનાં ઉદ્યાનો તથા મોટાં મોટાં મહાલયો ઉપર પણ જવા લાગ્યો. વાયુ સરખા વેગવાળા હનુમાને પ્રથમ પ્રહસ્તના મંદિર પર ચડીને ત્યાં આગ લગાડી.[7,8] ત્યાંથી કૂદીને મહાપાર્શ્વના મંદિરો ઉપર જઈ ત્યાં પણ પ્રલયકાળના અગ્નિ સરખી લાય લગાડી.[9] ત્યાંથી વજ્રદંષ્ટ્રના મંદિર ઉપર જઈ અગ્નિ સળગાવ્યો, ત્યાંથી શુક, સારણ અને ઇંદ્રજિતનાં મંદિરો ઉપર જઈ તે મંદિરો બાળી મૂક્યાં. ત્યાર પછી કપિવર હનુમાને અનુક્રમે જંબુમાલી, સુમાલી, રશ્મિકેતુ, સૂર્યશત્રુ, હ્રસ્વકર્ણ, મહાદંષ્ટ્ર, રોમશ, યુદ્ધોન્મત્ત, મત્ત, ધ્વજગ્રીવ, વિદ્યુજ્જિહ્વ, હસ્તિમુખ, કરાળ, વિશાળ, શોણિતાક્ષ, કુંભકર્ણ, મકરાક્ષ, નરાંતક, કુંભ, નિકુંભ, યજ્ઞશત્રુ અને બ્રહ્મશત્રુ વગેરેનાં મંદિરો બાળી મૂક્યાં. મહાતેજસ્વી હનુમાને શ્રેષ્ઠ બુદ્ધિવાળા વિભીષણનું મંદિર બચાવી બીજાં સર્વ રાક્ષસોનાં

* 'લંકાનો નાશ કરવો' એટલે લંકાનગરીનાં ગૃહોને બાળી-તોડી નાખી રાક્ષસોને હેરાન કરવા.

મોટી મોટી સમૃદ્ધિવાળા મંદિરોમાં આગ લગાડી ૧૦-૧૭

સર્વ રાક્ષસોના મંદિરો સળગાવ્યા પછી મહાપરાક્રમી હનુમાન રાક્ષસરાજ રાવણના મહેલ પર આવ્યો ૧૮ મેરુ અને મંદરાચળ સરખા ઊંચા, નાના પ્રકારના મંગળ પદાર્થો વડે શોભતા તથા અનેક જાતના રત્નોવાળા રાવણના મુખ્ય મંદિરમાં પોતાના પૂછડા પરના અગ્નિ વડે લાય લગાડીને શૂરવીર હનુમાને પ્રલય કાળના મેઘની પેઠે ગર્જના કરી ૧૯-૨૦ વાયુના ઝપાટા લાગવાથી વેગમાં આવેલ મહાસમર્થ અગ્નિ પણ પ્રલયકાળના અગ્નિની પેઠે વધવા લાગ્યો ૨૧ પવનના જોસભેર ઝપાટા ચાલવાને લીધે જોતજોતામાં રાવણના આખા મહેલમાં અગ્નિની જ્વાળાઓ ફેલાઈ ગઈ સોનાના જાળિયા-વાળા રત્નોથી જડેલા અને મુક્તા-મણિથી શોભતા મોટા મોટા ભવનો બળીબળીને તૂટી પડવા લાગ્યાં જેમ પુણ્ય ક્ષીણ થવાથી સિદ્ધ પુરુષોના સ્થાનો આકાશમાંથી નીચે પડે છે, તેમ સાત-સાત માળની હવેલીઓ તૂટી પડવા લાગી

એ સમયે પોતપોતાના મંદિરોનું રક્ષણ કરવા દોડતા અને લક્ષ્મી તથા ઉત્સાહરહિત થયેલા રાક્ષસો બુમરાણ કરવા લાગ્યા હાય, હાય! આ તો વાનરનું રૂપ ધરીને સાક્ષાત્ અગ્નિ જ આવેલ છે! ૨૨-૨૫ છૂટી ગયેલા કેશ વાળી કેટલીક સ્ત્રીઓ પોતાની આસપાસ અગ્નિની જ્વાળાઓ ફરી વળવાને લીધે બુમરાણ કરતી પોતાના બાળકોને લઈ હવેલીઓમાંથી નીચે પડવા લાગી!૨૬ મોટી મોટી હવેલીઓમાંથી નીચે પડતી સ્ત્રીઓ વાદળોમાંથી પડતી વીજળીઓ સરખી શોભતી હતી હીરા, પરવાળા, વૈદૂર્ય અને મોતી વગેરેથી શોભતા મંદિરો બળવાને લીધે તેમાંથી પીગળીને બહાર નીકળતી કેટલીક ધાતુઓ હનુમાનના જોવામાં આવી અગ્નિ જેમ તૃણ અને કાષ્ઠથી તૃપ્ત થતો નથી, તેમ કપિવર હનુમાન રાક્ષસોને આટલું આટલું દુઃખ આપવા છતાં તૃપ્ત થયો નહિ અને પૃથ્વીદેવી હનુમાને મારી નાખેલા રાક્ષસોના લાખને ધારણ કરવાથી તૃપ્ત થઈ નહિ *૨૭-૨૮

પૂર્વે શંકરે જેમ ત્રિપુર બાળ્યું હતું, તેમ ભગવાન હનુમાને આખી લંકાનગરી બાળી મૂકી પર્વતના શિખરો પર વસેલી લંકાનગરીમાં હનુમાને મૂકેલો તીવ્ર અગ્નિ ચોમેર જ્વાળાઓ ફેંકતો ભડભડ સળગવા લાગ્યો લંકાના મંદિરોમાં સળગેલો, રાક્ષસોના શરીરરૂપી ઘી હોમાવાને લીધે ધુમાડા વિનાની પ્રજ્વલિત જ્વાળાઓ ફેંકતો અને પ્રલયકાળના અગ્નિ સરખો એ અગ્નિ વાયુની સહાયથી જાણે આકાશને અડકતો હોય એમ વધવા લાગ્યો ૨૯-૩૨ વજ્રના જેવા કડાકા થવાને લીધે જાણે બ્રહ્માંડને ફાડી નાખતો હોય એમ ભડભડ સળગતો અને કરોડો સૂર્ય સરખા તેજવાળો અગ્નિ આખી લંકાનગરીને ઘેરી વળ્યો ૩૩ ભયંકર સ્વરૂપવાળો અને કેસૂડા સરખી લાલ શિખાઓવાળો અગ્નિ ઠેઠ આકાશ સુધી પહોંચી ગયો એ વેળા સળગીને હોલવાઈ જતા ઘરોની કાળા કમળ જેવી ધુમાડાની પંક્તિ આકાશમાં રહેલા શ્યામ વાદળની પેઠે શોભતી હતી ૩૪

એ પ્રમાણે વૃક્ષો, ગૃહો અને પ્રાણીઓ સહિત આખી લંકાનગરીને એકાએક સળગી ઊઠેલી જોઈને એકઠા થયેલા આગેવાન રાક્ષસો બોલવા લાગ્યા 'અરે, શું આ દેવોનો રાજા ઇંદ્ર હશે, સાક્ષાત્ યમરાજ હશે, વરુણ હશે વાયુદેવ હશે, શંકરના ત્રીજા નેત્રમાંથી પ્રકટેલો અગ્નિ હશે, સૂર્ય હશે, કુબેર હશે કે સોમ હશે? એઓ નાથી ગમે તે હો, પરંતુ આ વાનર તો નથી જ, આ તો સાક્ષાત્ કાળ જ છે અરે, આપણા પર કોપાયમાન થયેલા અને સર્વ લોકને સરજનારા ચતુર્મુખ બ્રહ્મદેવ તો આ વાનરનું રૂપ ધારણ કરીને નહિ આવ્યા હોય? અથવા તો અપાર, અવ્યક્ત અને

* આમ વર્ણન કરવામાં કવિનો ભાવ એવો જણાય છે કે, સીતા પૃથ્વીમાંથી નીકળેલાં હોવાથી તેમની માતા પૃથ્વી સીતાના દુઃખે દુઃખી થયેલી હતી, જેથી એટલા રાક્ષસોના વધથી તૃપ્ત થઈ નહિ ટી. ટી

અચિંત્ય એવું વિષ્ણુનું ઉત્તમોત્તમ તેજ આપણો સંહાર કરવાને તો નહિ આવ્યુ હોય? ૩૫-૩૮

એ વેળા રાક્ષસો, અશ્વો, હસ્તીઓ, મૃગો અને વૃક્ષો સહિત બળતી લંકા દીન સ્વરે ગાઢ રુદન કરતી હોય એવી જણાતી હતી. આખી લંકામા 'હા તાત! હા પુત્ર! હા કાન્ત! હા મિત્ર! હા પ્રાણનાથ! હા અંગ! અમારા સઘળા પુણ્ય પરવાર્યા!' એમ ઉપરાઉપરી બોલતા રાક્ષસો અને રાક્ષસીઓ અત્યંત ઘોર રુદન કરી રહ્યા હતા.૩૯ આગની જ્વાળાઓથી ઘેરાયેલી, હનુમાનના ક્રોધથી પરાભવ પામેલી, જેમાના વીર પુરુષો હણાઈ ગયા હતા તથા યોદ્ધાઓ નાસભાગ કરતા હતા એવી એ લંકાનગરી, જાણે કોઈ ઋષિના શાપથી બળી જતી હોય એવી દેખાતી હતી.૪૦,૪૧

શંકરના ક્રોધથી બળવા લાગેલી પૃથ્વીની પેઠે અટગડ સળગતા અગ્નિની જ્વાળાઓવાળી અને ભય તથા ખેદયુક્ત થયેલા રાક્ષસોથી ભરેલી લંકાનગરીને કપિવર હનુમાન આનંદપૂર્વક જોવા લાગ્યો.૪૨ અનેક ઉત્તમ વૃક્ષથી ભરેલી અશોકવાટિકાને અસ્તવ્યસ્ત કરીને, પોતાની સામે યુદ્ધમા આવેલા રાક્ષસોને હણીને તથા સુવર્ણમય ગૃહોવાળી લંકાને બાળી વાયુસુત હનુમાન શાંત થયો. અને પોતાના મનમા રઘુવીરનુ સ્મરણ કરવા લાગ્યો.૪૩,૪૪

મોટા બળવાળા, શ્રેષ્ઠ બુદ્ધિવાળા, પવન સરખા વેગવાળા અને સર્વ વાનરોમા શ્રેષ્ઠ એવા વાયુસુત હનુમાનનુ અદ્ભુત પરાક્રમ જોઈને સર્વ દેવતાઓ, મુનિવરો, ગંધર્વો, વિદ્યાધરો, સર્પો અને બીજા સર્વ પ્રાણીઓ અત્યંત હર્ષિત થઈને હનુમાનની પ્રશંસા કરવા લાગ્યા.૪૫,૪૬ રાવણની વાટિકા ભાગી નાખી, રાક્ષસોનો સંહાર કરી તથા લંકાનગરી બાળીને હનુમાન પ્રસન્ન થયો.૪૭ સળગતા પુચ્છે ઊંચા પ્રાસાદશિખર પર ઊભેલો કપિવર હનુમાન પ્રકાશિત કિરણોવાળા મધ્યાહ્નના સૂર્યની પેઠે શોભતો હતો.૪૮ લંકાનગરીને બાળ્યા પછી કપિવર હનુમાને પોતાના પુચ્છનો અગ્નિ સમુદ્રમા જઈને હોલવી નાખ્યો. લંકાનગરીને બળેલી જોઈ દેવતાઓ, સિદ્ધો, ગંધર્વો તથા મહર્ષિઓ અત્યંત વિસ્મિત થયા.૪૯,૫૦

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમા ૫૪મા સર્ગ સમાપ્ત

# સર્ગ ૫૫ મો

## હનુમાનનો પશ્ચાત્તાપ

संदीप्यमानां वित्रस्तां त्रस्तरक्षोगणां पुरीम्।
अवेक्ष्य हनुमाँल्लङ्कां चिन्तयामास वानरः ॥१॥

લંકાનગરી ચોમેરથી સળગી ઊઠી અને તેમાં વસતા સર્વ રાક્ષસો ત્રાસ પામ્યા, એ જોઈને હનુમાન વિચારવમળમા પડી ગયો. તેના મનમા મહાન ત્રાસ ઊપજ્યો અને તે પોતાને ધિક્કારવા લાગ્યો કે, 'મેં લંકાનગરી બાળી એ મોટો અનર્થ કર્યો.૨

'ધન્ય છે તે મહાત્મા પુરુષોને કે જેઓ જળ વડે જેમ અગ્નિ શાંત થાય તેમ સદ્વિચાર વડે પોતાના કોપને શાંત કરે છે. ક્રોધને વશ થયેલો કયો પુરુષ પાપાચરણથી બચે છે? ક્રોધવશ થયેલો પુરુષ પોતાના માતા–પિતા વગેરે ગુરુજનોનો પણ વધ કરે છે અને સત્પુરુષોનો પણ તિરસ્કાર કરે છે. ક્રોધ પામેલા પુરુષને કાર્ય–અકાર્યનુ અને વાચ્ય–અવાચ્યનુ જરા પણ ભાન રહેતુ નથી.૩-૫ સર્પ જેમ જૂની થયેલી કાચળીનો ત્યાગ કરે છે, તેમ જે પુરુષ ઊપજેલા ક્રોધને ક્ષમારૂપી ગુણ વડે શાંત કરે છે, તે જ પુરુષ ગણાય છે.૬ હુ કે જે નિર્લજ્જ, દુર્બુદ્ધિ અને અત્યંત પાપ કરનારો છુ, તેને ધિક્કાર છે! અરેરે, મે મારા સ્વામી રામચંદ્રને હાનિ પહોચે એવું કાર્ય કર્યું, કેમ કે મેં આખી લંકામા લાય લગાડી, પણ સીતાના સુખદુઃખનો વિચાર કર્યો નહિ.૭ અરે, આખી લંકા બળી ગઈ તેમ, મહાસતી સીતા પણ બળી ગયા હશે. જો એમ બન્યુ હશે તો અજ્ઞાનને લીધે મે જ મારા સ્વામીનુ કાર્ય બગાડ્યું ગણાશે. અરેરે,

જેની પ્રાપ્તિને અર્થે મોટો પ્રયાસ કર્યો તે સીતાનો આમ અજાણતાં નાશ કર્યો! અરે, લંકાનું દહન કરતાં મેં સીતાનું રક્ષણ કર્યું નહિ.[૮] લંકાનગરીને બાળી એ તો ઘણું જ સહેલાઈથી થઈ શકે એવું કાર્ય છે, એમાં કાંઈ મોટું પરાક્રમ નથી; પરંતુ તેમ કરતાં ક્રોધને વશ થઈને મેં મારા સ્વામીના કાર્યનો નાશ કર્યો છે.[૯,૧૦] આખી લંકા બળીને ખાખ થઈ ગઈ છે, એનો એક પણ એવો ભાગ જણાતો નથી કે જે બળ્યા વિનાનો હોય. મને લાગે છે કે સીતા પણ બળી ગયાં હશે.[૧૧] જ્યારે મેં મારી વિપરીત બુદ્ધિને લીધે આમ મારા સ્વામીનું કાર્ય બગાડ્યું, ત્યારે હવે મારા પ્રાણનો પણ ત્યાગ કરવો ઘટે છે.[૧૨] શું હું આ સળગતી લંકાના અગ્નિમાં પડું કે ચિતાગ્નિમાં પ્રવેશ કરું કે મારો દેહ સમુદ્રવાસી જળચરોને અર્પણ કરું? સ્વામીના કાર્યનો સમૂળ નાશ કર્યા પછી અહીંથી જીવતો પાછો જઈને હું વાનરેશ્વર સુગ્રીવને તથા નરશ્રેષ્ઠ રામ-લક્ષ્મણને શું મોં દેખાડીશ?[૧૩,૧૪] અરે, વાનરજાતિનો અવ્યવસ્થિત કાર્ય કરવાનો સ્વભાવ કે જે ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે. તેને આજે મેં ક્રોધાવેશમાં આવીને પ્રત્યક્ષ દર્શાવી આપ્યો! નિરંતર અવ્યવસ્થિત કાર્ય કરાવનારા રજોગુણી સ્વભાવને ધિક્કાર હો, જેને વશ થયેલો હું સમર્થ છતાં પણ સીતાનું રક્ષણ કરી શક્યો નહિ.[૧૫,૧૬]

'અરેરે, સીતાનો વિનાશ થયો જાણીને મહાપરાક્રમી રામ-લક્ષ્મણ અવશ્ય મરણ પામશે અને તે બન્નેનું મરણ થતાં કપિરાજ સુગ્રીવ પણ પોતાના બંધુવર્ગની સાથે જીવિતનો ત્યાગ કરશે.[૧૭] વળી ભ્રાતૃવત્સલ ભરત-શત્રુઘ્ન પણ એ સમાચાર સાંભળશે એટલે શી રીતે જીવી શકશે?[૧૮] એ ધર્મિષ્ઠ ઇક્ષ્વાકુવંશનો નાશ થયા પછી સઘળી પ્રજા શોક અને સંતાપથી પીડિત થઈ જશે.[૧૯] જો એમ થશે તો ક્રોધરૂપી દોષથી વ્યાપ્ત થયેલો હું ધર્મ અને અર્થનો લોપ કરનારો ગણાઈશ અને સર્વ લોકોનો વિનાશ કરવાનું પાતક મારે શિરે આવશે.'[૨૦]

હનુમાન એ પ્રમાણે વિચાર કરતો હતો, એટલામાં પૂર્વે જણાયાં હતાં તેવાં શુભ શકુનો તેને જણાવા લાગ્યાં. તે પુનઃ વિચારવા લાગ્યો:[૨૧] 'અરે, સર્વાંગસુંદરી સીતા પોતાના તેજ વડે જ સુરક્ષિત રહ્યાં હશે; એ કલ્યાણી સીતાનો નાશ થઈ શકે એમ નથી. અગ્નિ કંઈ અગ્નિને બાળી શકતો નથી. અત્યંત તેજવાળાં રામચંદ્રની ભાર્યા સીતા કે જે પોતાના ચારિત્ર્ય વડે જ રક્ષાયેલાં છે, તેમને સ્પર્શ કરવાને અગ્નિ સમર્થ નથી.[૨૨,૨૩] અહો! સર્વ વસ્તુને બાળી નાખનારો અગ્નિ રામચંદ્રના પ્રભાવને લીધે ને સીતાના સુકૃત્યને લીધે જ્યારે મને પણ બાળી શક્યો નથી, ત્યારે ભરત, શત્રુઘ્ન અને લક્ષ્મણના પૂજ્ય દેવતારૂપ તથા રામચંદ્રનાં પ્રિય એવાં સીતાને તે કેમ જ બાળી શકે? અથવા તો મહાસમર્થ અગ્નિ મારા પૂછડાને બાળતો નથી, તો આર્યા સીતાને કેમ જ બાળશે?'

થોડીક વાર રહી વિસ્મયયુક્ત થયેલા હનુમાને વળી વિચાર કર્યો: 'અહો! જે દેવીના પ્રભાવથી ભરસમુદ્રમાં મને વિશ્રામ આપવા માટે મૈનાકપર્વત ઊભો થયો હતો, તે દેવી સીતાને અગ્નિ બાળી શકે શું? અરે, એ મહાસાધ્વી સીતા પોતાના તપથી, સત્ય વાણીથી અને પોતાના પતિ પરના અનન્ય પ્રેમભાવથી અગ્નિને પણ બાળી નાખવા સમર્થ છે, તો પછી અગ્નિ તેને શી રીતે બાળી શકશે?'[૨૪-૨૮]

કપિવર હનુમાન સીતાના ધર્માચરણ સંબંધી એ પ્રમાણે વિચાર કરતો હતો. એવામાં આકાશમાં ફરતા ચારણોની પરસ્પર થતી વાતચીત તેના સાંભળવામાં આવી: 'અહો! હનુમાને રાક્ષસરાજ રાવણની નગરીમાં ભયંકર અગ્નિ સળગાવ્યો! ખરેખર, તેણે દુષ્કર કાર્ય કર્યું છે.[૨૯,૩૦] લંકાનગરીમાં મોટા મોટા રાક્ષસો, બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓ ધુમરાણ કરતાં આમતેમ દોડાદોડ કરે છે અને લોકોના રુદનનો ધ્વનિ પર્વતની ગુફાઓમાં પ્રતિધ્વનિત થાય છે એથી લંકા જાણે આક્રંદ કરતી હોય એમ

જણાય છે! અટારીઓ કિલ્લાઓ, અને દર વાજાઓ સહિત આખી લકાનગરી બળીને ભસ્મીભૂત થઈ છે, પરતુ જનકતનયા સીતાને કશી ઈજા થઈ નથી એ અમને આશ્ચર્ય સરખુ લાગે છે '૩૧,૩૨

આકાશચારી ચારણોની અમૃત સરખી વાણી સાભળી હનુમાનના મનમા અત્યત હર્ષ થયો ૩૩ વખતોવખત ખરા પડેલા શુકન સભારીને અને આકાશચારી ચારણોના વચન સાભળી કપિવર હનુમાન પ્રસન્ન થયો ચારણોના કહેવા પરથી સીતાને જીવતા જાણીને જેનો મનોરથ સિદ્ધ થયો છે, એવા કપિવર હનુમાને સીતાના પુન પ્રત્યક્ષ દર્શન કર્યા પછી જ કિષ્કિન્ધા પ્રત્યે જવાનો નિશ્ચય કર્યો ૩૪,૩૫

ઇતિ શ્રીવાલ્મીક મહાનુ નમ રચિત આદિકાવ્ય શ્રીરામાયણના સુદરકાડમા ૫૫ મે સર્ગ સમાપ્ત

## હનુમાનનુ પુનરાગમન

## સર્ગ ૫૬ મો

**સીતાની આજ્ઞા લઈ હનુમાનનુ પાછા વળવુ**

**ततस्तु शिशपामूले जानकीं पर्यवस्थिताम्।**
**अभिवाद्याब्रवीद्दिष्ट्या पश्यामि त्वामिहाक्षताम् ॥**

કપિવર હનુમાને અશોકવાટિકામા આવી શિશપાવૃક્ષના મૂળ આગળ બેઠેલા સીતાને પ્રણામ કર્યા અને બોલ્યો 'હે દેવી! મારા સદ્ભાગ્ય-યોગે જ તમને આજ હુ ક્ષેમકુશળ જોવા પામ્યો છુ '૧

કિષ્કિન્ધા પ્રત્યે જવાને તૈયાર થયેલા હનુ માનને વાર વાર નિહાળતા સીતા પોતાના સ્વામી પરના સ્નેહને લીધે કહેવા લાગ્યા 'હે તાત! જો તને ઠીક લાગતુ હોય તો તુ આજનો દિવસ અહી રહે અને વિશ્રાતિ લઈ ને કાલે વિદાય થજે હે વાનર! જો તુ મારી પાસે રહીશ તો હુ કે જે અલ્પ ભાગ્યવાળી છુ તેનો શોક ક્ષણવાર પણ શાત થશે હે હરિશાર્દૂલ! તુ અહી થી જઈ ને પાછો આવીશ ત્યા સુધી મારા પ્રાણ ટકી રહે એવી મને આશા નથી ૨-૫ હે વીર! હુ જે વારાફરતી પડતા દુ ખોથી ઉદાસ અને કર્ષાઈ ગઈ છુ, તેને તારો વિયોગ થવાથી વધારે પીડા થશે ' વળી હે વીર! મને સદેહ રહે છે કે મહા બળવાન રીછો તથા વાનરોની સહાય હોવા છતા સુગ્રીવ તેઓની સાથે દુષ્પર સમુદ્રને કેવી રીતે તરી શકશે? તેમ જ બન્ન રાજકુમારો પણ અહી શી રીતે આવી શકશે?૬-૮ સમુદ્ર ઓળગવાની શક્તિ તો માત્ર તારામા, તારા પિતા વાયુમા અને ગરુડમા જ પ્રસિદ્ધ છે હે હનુમાન! તુ કાર્યકુશળ છે, માટે હુ તને પૂછુ છુ કે આવા સકટયુક્ત કાર્યમા તુ શો ઉપાય યોજવો શ્રેષ્ઠ ધારે છે? ૯,૧૦ હે શત્રુના વીર યોદ્ધાઓને હણનારા કપિવર! રામચદ્રનુ કાર્ય સિદ્ધ કરવામા તુ એકનો જ સમર્થ છે ૧૧ માત્ર તારુ પરાક્રમ જ પ્રશસનીય છે હે મારુતિ! મારા સ્વામી રામચદ્ર કપિસેના સાથે અહી આવે અને લકાને નષ્ટભ્રષ્ટ કરી મને પાછી લઈ જાય, ત્યારે તેમણે પોતાના પરાક્રમને યોગ્ય કાર્ય કર્યુ ગણાય! માટે હે વીર! સગ્રામમા શૂરવીર એવા રામ ચદ્રના પરાક્રમને યોગ્ય ગણાય તેવુ કાર્ય તારે તેમને હાથે કરાવવુ જોઈએ '૧૨,૧૩

સીતાનુ અર્થયુક્ત નમ્ર વચન સાભળીને હનુમાને કહ્યુ ૧૪ હે દેવી! રીછ તથા વાનરો ની સેનાઓના અધિપતિ સુગ્રીવે તમારુ કાર્ય કરવાનો નિશ્ચય કર્યો છે ૧૫ તે અસખ્યાત વાનરોને સાથે લઈને સત્વર આવી પહોચશે નરશ્રેષ્ઠ રામ-લક્ષ્મણ પણ સત્વર અહી આવશે અને તીક્ષ્ણ બાણો વડે લકાને નષ્ટભ્રષ્ટ કરી મૂકશે હે વરારોહા! સર્વ રાક્ષસો સહિત રાવણને હણીને શ્રીમાન રઘુવીર તમને અયોધ્યા પ્રત્યે લઈ જશે ૧૬-૧૮ હે કલ્યાણી! તમે થોડો સમય ધૈર્ય રાખો અને શાત થાઓ તમારુ શ્રેય થશે હવે અલ્પ સમયમા જ રાવણને તમે રામચદ્રને હાથે હણાયેલો જોશે રાક્ષસરાજ રાવણ જ્યારે પોતાના પુત્રો મિત્રો અને બધુ વર્ગ સહિત મરણ પામશે, ત્યારે રોહિણી જેમ

ચંદ્રના સમાગમને પામે, તેમ તમે રામચંદ્રનો સમાગમ પામશો. બળવાન રીંછો અને વાનરોની સેના લઈ રઘુવીર સત્વર આવશે અને રાવણને રણમાં રોળી તમારા શોકને દૂર કરશે. [૧૧૯–૨૧]

સીતાનું આશ્વાસન કર્યા પછી પવનસુત હનુમાન તેમને પ્રણામ કરી ત્યાંથી જવાને તૈયાર થયો. મુખ્ય મુખ્ય રાક્ષસોને હણી, પ્રખ્યાતિ કરી, પોતાનું ઉત્કૃષ્ટ બળ દર્શાવી, લંકાનગરીને આકુળવ્યાકુળ કરી, રાવણને છેતરી, સીતાનું આશ્વાસન કરી તથા તેમને પ્રણામ કરી કપિવર હનુમાન પુનઃ સમુદ્ર ઓળંગી કિષ્કિન્ધા જવા તત્પર થયો. પોતાના સ્વામી સુગ્રીવ તથા રામચંદ્રનાં દર્શનની ઉત્કંઠાવાળો હનુમાન લંકાદ્વીપના ઉત્તર છેડા પર આવેલા 'અરિષ્ટ' નામના પર્વત પર ચડ્યો. એ પર્વત પોતાના ઉપર ઊગેલાં ઊંચાં પદ્મકવૃક્ષોની સાથે મળેલી શ્યામ વનપંક્તિઓને લીધે જાણે વસ્ત્ર પહેરેલો હોય,[૨૨–૨૬] શિખરોની વચ્ચે લંબાયમાન થયેલાં વાદળાંને લીધે જાણે ઉત્તરીય વસ્ત્રને ધારણ કરતો હોય, સૂર્યનાં તેજસ્વી કિરણોથી જાણે જાગ્રત કરતો હોય,[૨૭] અનેક પ્રકારની ધાતુઓની ખાણોને લીધે જાણે નેત્ર ઉઘાડીને જોતો હોય, ચોમેર વહેતી નદીઓનો ખળખળાટ થવાથી જાણે અધ્યયન કરતો હોય,[૨૮] ઝીણાં ઝીણાં ઝરણાંઓનો ખળખળાટ થવાથી જાણે ગાયન આલાપતો હોય, અતિ ઊંચાં દેવદારુના વૃક્ષોને લીધે જાણે ઊંચા હાથ કરીને ઊભેલો હોય,[૨૯] ઊંચેથી પડતા ધોધને લીધે જાણે આક્રોશ કરતો હોય, વાયુથી કંપાયમાન થતાં સપ્તપર્ણાદિ વૃક્ષોથી જાણે ધ્રુજતો હોય,[૩૦] પોલા વાંસડાઓમાં વાયુ ભરાવાને લીધે જાણે વાંસળી વગાડતો હોય, ઝેરી સર્પોના ફૂંફાડા થવાને લીધે જાણે રીસ ચડાવીને નિઃશ્વાસ મૂકતો હોય, ધૂમસથી છવાઈ ગયેલી ગુફાઓને લીધે જાણે ઇન્દ્રિયોને રોકી ધ્યાનપરાયણ થયેલો હોય, મેઘ સરખા પોતાના પ્રત્યેક પર્વતરૂપી ચરણથી જાણે ચોમેર ગતિ કરતો હોય[૩૧,૩૨] અને આકાશ પર્યંત પહોંચેલાં તથા વાદળથી વીંટાયેલાં પોતાનાં શિખરોથી જાણે બગાસાં ખાતો હોય એવો જણાતો હતો. મોટી મોટી કરાડો, નાનાં નાનાં શિખરો; સાલ, તાલ, તમાલ, કરેણ, વાંસ ઇત્યાદિ વૃક્ષો અને અનેક જાતની પુષ્પયુક્ત લતાઓ ઇત્યાદિથી એ પર્વત અલંકૃત હતો.[૩૩,૩૪] એ પર્વત નાના પ્રકારના મૃગોથી વ્યાપ્ત, ગેરુ વગેરે ધાતુઓના રંગથી રંગાયેલો, ઘણાં ઝરણાંવાળો, મોટી મોટી શિલાઓથી ભરપૂર;[૩૫] મહર્ષિઓ, યક્ષો, કિન્નરો અને સર્પોએ સેવેલો, લતાઓ તથા વૃક્ષોથી ઘાટો, સિંહોથી ભરેલી ગુફાઓવાળો;[૩૬] વ્યાઘ્ર, વરુ ઇત્યાદિ પ્રાણીઓના ભયવાળો અને સ્વાદિષ્ટ ફળમૂળ તથા જળથી યુક્ત હતો.

રામચંદ્રનાં દર્શનની ઉત્કંઠાથી પ્રેરાયેલો કપિવર હનુમાન અતિ ઉતાવળે અરિષ્ટ પર્વત પર ચડવા લાગ્યો. એ સમયે તેના ચરણ તળે આવતી મોટી શિલાઓના ચૂરેચૂરા થઈ જવા લાગ્યા અને તે શિલાઓ કડડડભૂસ કરતી પૃથ્વી પર પડવા લાગી. કપિવર હનુમાન ક્ષારસમુદ્રના દક્ષિણ કિનારા પરથી ઉત્તર કિનારા પર જવા માટે પ્રૌઢ દેહ ધારણ કરી વાયુવેગે અરિષ્ટ પર્વતના ઊંચામાં ઊંચા શિખર પર ચડ્યો. ત્યારે ભયંકર સર્પાદિ પ્રાણીઓથી ભરેલો અને ઘુઘવાટ કરતો દક્ષિણ સમુદ્ર તેની દૃષ્ટિએ પડ્યો

પછી દક્ષિણમાંથી ઉત્તર તરફ જવાનો દૃઢ સંકલ્પ કરી વાયુસુત હનુમાને વાયુની પેઠે આકાશમાં ઊડવા માટે પોતાનું સઘળું બળ એકત્ર કરીને છલંગ મારી. એ વેળા હનુમાનના વેગથી એ અરિષ્ટ પર્વત એકાએક પૃથ્વીમાં પેસી ગયો, તેનાં શિખરો તથા વૃક્ષો કંપાયમાન થઈ પૃથ્વી પર પડી ગયાં અને તેમાં વસતાં પ્રાણીઓ ત્રાસ પામ્યાં. હનુમાનના ઊરુવેગથી ઊખડેલાં પુષ્પયુક્ત વૃક્ષો જાણે ઇંદ્રના વજ્રથી કપાઈ ગયાં હોય એમ ટપોટપ પૃથ્વી પર પડવા લાગ્યાં.[૩૭–૪૪] ગુફાઓમાં વસતા મહાબળવાળા સિંહો પીડિત થઈને ગગનભેદી ગર્જના કરવા લાગ્યા. ત્યાં ક્રીડા કરતી વિદ્યાધરીઓ ભયને લીધે આકુળવ્યાકુળ

થઈ ગઈ, તેમના વસ્ત્ર ખસી ગયા અને આબૂ પણોનું ઠેકાણું રહ્યું નહિ તેઓ એવી ને એવી સ્થિતિમાં એકદમ આકાશ તરફ ઊડી ગઈ ૪૫,૪૬ અત્યંત લાંબા દેહવાળા, બળવાન અને દેદીપ્યમાન જિહ્વાવાળા મોટા સર્પો માથા તથા ગરદન ચગદાવાથી તરફડવા લાગ્યા ૪૭ કિન્નરો, ઉરગો, ગંધર્વો, યક્ષો અને વિદ્યાધરો પણ પૃથ્વીમાં પેસી જતા એ પર્વતનો ત્યાગ કરીને આકાશમાં ઊડી ગયા ૪૮ અનેક વૃક્ષો અને શિખરોથી શોભતો એ અરિષ્ટ પર્વત જે દસ યોજનના વિસ્તારવાળો તથા ત્રીસ યોજનની ઊંચાઈવાળો હતો તે મહા બળવાન હનુમાનના ભારથી દબાઈને પૃથ્વીમાં પેસી ગયો

જેના તરંગો વારંવાર કિનારા સાથ અથડાયા કરે છે, એવા ક્ષારસમુદ્રનું ઉલ્લંઘન કરવા માટે કપિવર હનુમાન તરત જ આકાશ તરફ કૂદ્યો ૪૯,૫૦

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૫૬ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૫૭ મો

## સમુદ્રોલ્લંઘન અને વાનરમિલાપ

आप्लुत्य च महावेगः पक्षवानिव पर्वतः ।
भुजङ्गयक्षगन्धर्वप्रबुद्धकमलोत्पलम् ॥ १ ॥

અતિ વેગપૂર્વક આકાશ તરફ કૂદ્યા પછી જાણે પાંખોવાળો પર્વત જ હો ! એમ કપિવર હનુમાન ગગનરૂપી સાગરમાં ગતિ કરવા લાગ્યો એ ગગનસાગરમાં યક્ષ, ભુજંગ અને ગંધર્વરૂપી પ્રફુલ્લિત કમળો હતાં, ચંદ્રરૂપી પોયણાં સૂર્યરૂપી કારંડવ પક્ષી અને પુષ્ય તથા શ્રવણ નક્ષત્રરૂપી કાદંબપક્ષીઓ હતાં, વાદળરૂપી શેવાળ અને ઘાસ હતાં, પુનર્વસુ નક્ષત્રરૂપી મરેલા મત્સ્ય, મંગળ ગ્રહરૂપી મગરમચ્છ ઐરાવત હસ્તીરૂપી મોટો દ્વીપ અને સ્વાતિ નક્ષત્રરૂપી હંસ હતા, તેમાં વંટોળિયારૂપી તરંગો ઊઠતા હતા અને ચંદ્રકિરણોરૂપી શીતળ જળ ભરેલું હતું

અધ્ધર ઊડતો હનુમાન જાણે આકાશનો નાશ કરતો હોય, ચંદ્રમાને અંકિત કરવા ઇચ્છતો હોય તથા નક્ષત્રો અને સૂર્ય સહિત આખા ગગનમંડળને બાથમાં લેવા ધારતો હોય એમ જરા પણ થાક્યા વિના અપાર સમુદ્રને તરતો હતો આકાશમાં પ્રકાશતાં પીળાં, રાતાં, કાળાં અને મજીઠિયા રંગનાં વાદળો હનુમાનના વેગથી ખેંચાઈ જતાં હતાં કપિવર હનુમાન ચંદ્રની પેઠે ક્ષણવારમાં વાદળની ઘટામાં પ્રવેશતો હતો અને વળી ક્ષણવારમાં બહાર નીકળતો હતો શ્વેત વસ્ત્ર પહેરેલો હનુમાન વિવિધ પ્રકારનાં વાદળોમાં ગતિ કરતો એ વેળા આકાશ વિષે ક્ષણમાં ગુપ્ત થતા અને ક્ષણમાં પ્રકટ થતા ચંદ્ર સરખો શોભતો હતો ૧-૯ વારંવાર વાદળોને ચીરી બહાર નીકળતો કપિવર હનુમાન ગરુડના જેવા વેગથી ઊડતો હતો અને મેઘ સરખી ગંભીર ગર્જના કરતો હતો રાવણના મુખ્ય રાક્ષસોને હણી પોતાનું નામ પ્રખ્યાત કરી રાવણ સહિત આખી લંકાને આકુળવ્યાકુળ બનાવી, રાક્ષસોની સેનાનો દાટ વાળી અને સીતાને પ્રણામ કરીને આકાશમાર્ગે ઊડેલો કપિવર હનુમાન સમુદ્રના મધ્યભાગે આવી પહોંચ્યો ત્યાં પોતાને વિશ્રામ આપવાને ઊભા થયેલા મૈનાક પર્વતને પોતાના હાથ વડે સ્પર્શ કરીને ધનુષ્યમાંથી છૂટેલા તીરની પેઠે વેગથી આગળ ચાલ્યો થોડીક વારમાં મેઘમંડળ જેવો મહેન્દ્ર પર્વત તેની દૃષ્ટિએ પડ્યો મહેન્દ્ર પર્વતને જોતાં જ મહાકપિ હનુમાને મોટી ગર્જના કરી દશે દિશાઓ ગજાવી મૂકી ૧૦-૧૧ પોતાના સુહૃદ્વર્ગના દર્શનની ઇચ્છાવાળો હનુમાન ઉપરાઉપરી ગર્જના કરતો અને પુચ્છ કંપાવતો ઉતાવળે ત્યાં આવી પહોંચ્યો ૧૨ આકાશમાર્ગે ગમન કરતા હનુમાનની ગર્જનાથી જાણે સૂર્યમંડળ સહિત આખું આકાશ ફાટી જતું હોય એમ લાગતું હતું

શૂરવીર અને મહાન બળવાળા અંગદ વગેરે વાનરો કે જેઓ હનુમાનના આગમનની વાટ જોતા સમુદ્રતટ પર બેસી રહ્યા હતા, તેઓએ વાયુથી અથડાયેલા મેઘની ગર્જના જેવો હનુ

માનના ઊરુનો સુસવાટ સાંભળ્યો. [17–19] થોડીક વાર પછી હનુમાનની મેઘ સરખી ગર્જનાઓ સાંભળીને સર્વ વાનરો પોતાના સુહૃદનુ દર્શન કરવાને ઘણા જ ઉત્કંઠિત થઈ લાંબી નજરે જોવા લાગ્યા. એ સમયે અત્યંત હર્ષિત થયેલા વૃદ્ધ જાંબવાને સર્વ વાનરોને સંબોધી કહ્યુ : 'હે વાનરો, આપણા સૌનુ કાર્ય સિદ્ધ કરીને એ હનુમાન જ આવે છે, એમા લેશ પણ સંશય રાખવા જેવુ નથી. જો કાર્ય કર્યા વિના આવતો હોય, તો તે કદી પણ આવી ગર્જના કરે નહિ.' [20–23]

મહાત્મા હનુમાનના બાહુ તથા સાથળોનો સુસવાટ અને તેની ગર્જના સાભળી અત્યત હર્ષિત થયેલા એ સર્વ વાનરો આમતેમ કૂદવા લાગ્યા,[24] અને હનુમાનનાં દર્શન કરવાની ઇચ્છાથી મહેંદ્ર પર્વતના ઊંચામાં ઊંચા શિખરો પર ચડ્યા. ત્યાં ચડ્યા પછી પડી જવાનો ભય ન રહે એટલા માટે વૃક્ષોની શાખાઓ પકડીને તે ઊભા રહ્યા અને હનુમાનને નિશાની દેખાડવા માટે પોતાનાં શ્વેત વસ્ત્ર હલાવવા લાગ્યા. પર્વતની ગુફામા રહેલો વાયુ જેમ ગર્જના કરે તેમ ગર્જના કરતો હનુમાન મહેંદ્ર પર્વત તરફ આવતો હતો. મેઘ સરખા પ્રૌઢ દેહવાળો હનુમાન જ્યારે છેક નજીકમા આવી પહોચ્યો, ત્યારે સર્વ વાનરો હાથ જોડી ઊભા રહ્યા.[25–28] ત્યાર પછી હર્ષમા આવેલો મહાબળવાન કપિવર હનુમાન અનેક વૃક્ષોથી વ્યાપ્ત અને સુદર ઝરણાવાળા મહેંદ્ર પર્વતના શિખરપર કપ પેલી પાંખોવાળા પર્વત ની પેઠે એકદમ ઊતરી પડ્યો. હનુમાનને જોઈ અત્યત પ્રસન્ન થયેલ સર્વ વાનરો તેની પાસે ગયા અને તેને વીંટાઈને ઊભા રહ્યા. કેટલાક કપિઓ તો પ્રસન્ન વદને ફળ–મૂળાદિકની ભેટ લાવી વાયુપુત્ર હનુમાનનો સત્કાર કરવા લાગ્યા, કેટલાક વાનરો કિકિયારી કરવા લાગ્યા અને કેટલાક વાનરો હનુમાનને બેસવા માટે વૃક્ષની શાખાઓ લઈ આવ્યા.[29–34]

મહેંદ્ર પર્વત પર ઊતર્યા પછી હનુમાનને જાંબવાન વગેરે વૃદ્ધ કપિઓને અને યુવરાજ અંગદને પ્રણામ કર્યા.[35] ત્યારે જાંબવાન વગેરે વાનરોએ તથા યુવરાજ અંગદે તેને ઘણું જ માન આપ્યુ. પછી મહાપરાક્રમી હનુમાન 'મને સીતાનાં દર્શન થયાં છે' એટલા ટૂંકા સમાચાર કહી, યુવરાજ અંગદનો હસ્ત ગ્રહણ કરી મહેંદ્ર પર્વતના રમ્ય વનપ્રદેશમા બેઠો. પછી સર્વ વાનરોએ સીતાના સમાચાર પૂછ્યા, ત્યારે તેણે કહ્યુ : 'હે વાનરો! લંકાનગરીમા આવેલી અશોકવાટિકામા મેં સીતાને જોયા છે. ભયંકર રૂપવાળી રાક્ષસીઓ તેની ચોકી કરે છે. પોતાના પતિ રામચંદ્રના દર્શનની ઇચ્છાથી તેમણે મસ્તક પર એક વેણી ધારણ કરી છે અને ઉપવાસ કરવાથી તે કૃશ, મલિન તથા દીન થઈ ગયા છે.'

'મેં સીતાને જોયા છે,' એવું હનુમાનનુ અમૃત સરખુ વચન સાભળીને સર્વ કપિઓ અત્યંત હર્ષમાં આવી ગયા. કેટલાક વૃષભના જેવા નાદ કરવા લાગ્યા, કેટલાક કિકિયારીઓ કરવા લાગ્યા, કેટલાક પોતાના પૂછડા ઊંચા કરી, તેને વાંકાચૂંકા વાળીને હલાવવા લાગ્યા અને કેટલાક પર્વતશિખર પર કૂદીકૂદીને હનુમાનને આવી અડકવા લાગ્યા.

પછી સર્વ વાનરસમાજના સાંભળતા યુવરાજ અંગદે કપિશ્રેષ્ઠ હનુમાન પ્રત્યે મધુર વાણીથી કહ્યુ : 'હે વાનરવર! બળ અને પરાક્રમમા તારા સરખો બીજો કોઈ નથી,[36–45] કેમ કે આ મોટો સમુદ્ર ઓળગીને તુ પાછો આવી શકયો છે. હે વાનરોત્તમ! અમો સૌનો જીવિતદાતા તું જ છે.[46] હે વાયુસુત! તારી કૃપાથી જ કાર્યસિદ્ધિ કરીને હવે અમે રામચદ્રને મળવા પામીશુ અહો! ધન્ય છે તારી સ્વામીભક્તિને! ધન્ય છે તારા પરાક્રમને! અને ધન્ય છે તારા ધૈર્યને![47] અહો! યશસ્વિની રામપત્ની સીતાના તું દર્શન પામ્યો એ ઘણું રૂડું થયુ! હવે રામચંદ્ર સીતા-વિયોગના શોકનો ત્યાગ કરશે એ પણ બહુ રૂડું થશે.'[48]

પછી અતિશય હર્ષ પામેલા સર્વ વાનરો

હનુમાને કરેલું સમુદ્રોલ્લંઘન વગેરેની વાત સાંભળવા યુવરાજ અંગદને હનુમાનને અને જાંબવાનને વીંટાઈ ને તથા નમ્રતાથી હાથ જોડીને હનુમાનના મુખ સામે જોતા જુદી જુદી વિશાળ શિલાઓ પર બેઠા

જેમ સ્વર્ગમા દેવરાજ ઇંદ્ર દેવતાઓથી વીંટાઈ ને બેસે તેમ યુવરાજ અંગદ ઘણા વાનરોથી વીંટાઈને બેઠો ઉજ્જ્વળ કીર્તિવાળો હનુમાન અને બાજુબંધ ધારણ કરનારો યશસ્વી અંગદ, એ બન્ને જણા વાનરસમાજ સહિત જ્યારે મહેંદ્ર પર્વતના ઊંચા શિખર પર બેઠા, ત્યારે તે ઉત્તમ શિખર અત્યંત શોભવા લાગ્યું ૪૮–૫૦

ઇતિ શ્રીમન્ માર્ક મહાર્ષિમુનિપ્રણીત આદિકાવ્ય શ્રીમાન રામાયણ સુંદરકાંડ માં ૫૭ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૮ મો

### મહેંદ્રપર્વત પર વાનરોની સભા–હનુમાને કહેલું સીતાશોધનું વૃત્તાંત

तत्तस्तस्य गिरे शृंगे महेन्द्रस्य महाबलाः ।
हनुमत्प्रमुखाः प्रीतिं हरयो जग्मुरुत्तमाम् ॥ १ ॥

મહેંદ્ર પર્વતના શિખર પર હનુમાનને વીંટાઈ ને બેઠેલા મહાબળવાન વાનરો અત્યંત આનંદ પામ્યા ૧ સઘળા વાનરો આનંદભેર બેઠા પછી હર્ષિત થયેલો વૃદ્ધ જાંબવાન હનુમાનને અત્યંત પ્રીતિપૂર્વક સર્વ વૃત્તાંત પૂછવા લાગ્યો ૨

જાંબવાને પૂછ્યું 'હે હનુમાન! તે સતી સીતાને શી રીતે દીઠા તે ત્યા શું કરે છે ક્રૂર કર્મ કરનારો રાવણ તેના પ્રત્યે કેવું વર્તન રાખે છે, તે સીતાની શોધ શી રીતે કરી અને તેણે તને શું કહ્યું એ સઘળું અમને યથાર્થ રીતે કહે તારું સમગ્ર વૃત્તાંત સાંભળ્યા પછી આપણે હવે શું કરવું એ સર્વ વિચાર કરીશું ૫ હે કપિવર! અહીંથી પાછા જઈ ને આપણે રામચંદ્રને જે વાત કહેવાની હોય તે તથા જે ન કહેવાની હોય તે સઘળું અમને કહે ૬

જાંબવાનના વચન સાંભળી હનુમાન રોમાંચિત થયો અને તેણે પોતાના મન વડે સતી સીતાને નમન કરીને પોતાનું વૃત્તાંત કહેવા માંડ્યું તે બોલ્યો ૭ 'હે મહાત્મા વાનરો! આપ સર્વની સમક્ષમાં જ હું સમુદ્રની સામે પાર જવા માટે આ મહેંદ્ર પર્વત પરથી ઊડયો હતો કેટલેક દૂર ગયા પછી એક ભયંકર વિઘ્ન આવ્યું તે એ કે મારા માર્ગની વચ્ચે મનને હરણ કરે એવું એક સુવર્ણમય દિવ્ય શિખર મારા જોવામા આવ્યું મારો માર્ગ રોકયો હતો તેથી મને લાગ્યું કે, 'રાક્ષસોની પ્રેરણાથી આ કોઈ મને વિઘ્ન કરવાને જ ઊભું હશે ૫૬ તેની પાસે જઈ ને મે નિશ્ચય કર્યો કે મારે એને ભાંગી નાખવું તરત જ મે મારા પૂંછડાનો તેના પર એવો તો સખત પ્રહાર કર્યો કે જેથી સૂર્ય સરખું તેજસ્વી એ દિવ્ય શિખર ભાંગીને ચૂરેચૂરા થઈ ગયું મારું પરાક્રમ જોઈ ને એ પર્વતે મનને આનંદ આપે એવી વાણીથી મને કહ્યું હે પુત્ર! હું તારા પિતા વાયુનો મિત્ર હોવાથી તારો કાકો થાઉ છુ મારું નામ 'મૈનાક' છે અને હું આ સમુદ્રમાં જ રહું છુ હે તાત! પૂર્વે જ્યારે પર્વતોને પાંખો હતી, ત્યારે તેઓ પોતપોતાની ઇચ્છામા આવે તેમ સર્વત્ર ઊડીને પૃથ્વીને પીડા કરતા હતા તે જોઈ 'પાક'નામના દૈત્યને હણનારા દેવરાજ ઇંદ્ર પોતાના વજ્ર વડે સઘળા પર્વતોની પાંખો કાપવા માંડી હે વત્સ! એ સમયે તારા પિતા મહાત્મા વાયુએ મને આ સમુદ્રમા નાખીને ઇંદ્રના ભયમાંથી મુક્ત કર્યો આમ હોવાથી મારે તને સહાય કરવી જ જોઈએ વળી હે શત્રુદમન! શ્રીમાન રામચંદ્ર કે જે સર્વ ધર્મધારીઓમા શ્રેષ્ઠ અને ઇંદ્ર સરખા પરાક્રમી છે તેમના કાર્યમા પણ મારે સહાય કરવી જોઈએ તેથી તું મારા પર વિશ્રામ કર '

હે વાનરો! મહાત્મા મૈનાક પર્વતનું વચન સાંભળીને મે તેને મારા કાર્યનું સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું અને આગળ જવાની ઉત્કંઠાથી મે તેની આજ્ઞા માગી ૮–૧૮ મનુષ્યરૂપધારી એ મૈનાકપર્વત પણ મને આજ્ઞા આપીને સમુદ્રમા જ અંતર્હિત થયો, ત્યાર પછી હું અતિ ઉતાવળે આગળ જવા લાગ્યો ઘણી વાર સુધી વેગપૂર્વક

ગમન કરતાં હું જ્યારે સમુદ્રના મધ્યભાગમાં પહોંચ્યો, ત્યારે મધ્યસમુદ્રમાં વસનારી નાગોની માતા સુરસા મારા જોવામાં આવી. સામે આવીને તેણે મને કહ્યું :[૨૦–૨૨] 'હે કપિસત્તમ! દેવતાઓએ તને મારું ભક્ષ્ય કલ્પેલો છે, માટે હું તારું ભક્ષણ કરીશ. ચાલ, મારા મોંમાં પેસ.' સુરસાનું વચન સાંભળીને મારું મુખ ઊતરી ગયુ. હું તેની આગળ હાથ જોડી ઊભો રહ્યો અને નમ્રતાથી કહ્યું : 'હે સુરસા! મહારાજા દશરથના પુત્ર રામચંદ્રે પોતાની પત્ની સીતા તથા ભ્રાતા લક્ષ્મણની સાથે દંડકારણ્યમાં આવીને વાસ કર્યો હતો. એ વેળા દુરાત્મા રાવણ તેમનાં પત્ની સીતાનું હરણ કરી ગયો છે. શ્રીમાન રામચંદ્રની આજ્ઞા થવાથી હું તેમના દૂત તરીકે તેમનાં પત્ની સીતાની પાસે જાઉં છું. હે નાગ-માતા! રામચંદ્રના કાર્યમાં તારે અને તેટલી સહાય કરવી ઘટે છે. હે સુરસા! જો તને આમ રુચતું ન હોય, તો હું તને પ્રતિજ્ઞાપૂર્વક સત્ય કહું છું કે, સીતાને મળી આવી રામચંદ્રને તેના સઘળા સમાચાર નિવેદન કરી હું પાછો આવીશ અને તારા મુખમાં પ્રવેશ કરીશ.'

હે વાનરો! મારાં ઉપર્યુક્ત વચન સાંભળીને ઇચ્છિત રૂપ ધારણ કરનારી સુરસાએ મને કહ્યું : 'હે વાનર! મારી આગળ આવેલુ કોઈ પણ પ્રાણી જીવતું જાય જ નહિ, એવું મને દેવતાઓનુ વરદાન છે, માટે હું તો તને ખાઈ જ જઈશ.' સુરસાનું વચન સાંભળીને મેં મારા દેહને દસ યોજન જેટલો મોટો કર્યો. એ જોઈ સુરસાએ મને ગળવા માટે મારા દેહ કરતા પણ પોતાનુ મુખ વધુ પહોળું કર્યું; એટલે હું તરત અંગૂઠા જેવડું સૂક્ષ્મ રૂપ ધરીને તેના મુખમાં પેસી એકદમ બહાર નીકળી આવ્યો. એ જોઈ સુરસાએ પોતાનું મૂળ રૂપ ધારણ કરી મને કહ્યું : 'હે વાનરશ્રેષ્ઠ! તારું કાર્ય સિદ્ધ કરવા સુખેથી જા અને સત્વર રામચંદ્રની સાથે સીતાનો મેળાપ કરાવ.[૨૩–૩૩] હે વાનર! હું તારા પર પ્રસન્ન થઈ છું, તું સુખી થા.'

એ સમયે સર્વ ભૂત-પ્રાણીઓએ 'બહુ સારું થયુ, બહુ સારું થયુ' એમ કહી મારી પ્રશંસા કરી.[૩૪] પછી હું ગરુડની પેઠે પુનઃ આકાશમાં ગમન કરવા લાગ્યો. થોડુંક ચાલ્યો હોઈશ એટલામાં તો કોઈએ મારી છાયા પકડીને મને અટકાવ્યો.[૩૫] એકાએક મારી ગતિ અટકી પડી તેથી હું ચોતરફ જોવા લાગ્યો; પરંતુ મારી ગતિને અટકાવનાર કોઈ પણ મારી દૃષ્ટિએ પડ્યું નહિ.[૩૬] પછી મને વિચાર થઈ આવ્યો કે, 'અરે, અહીં કંઈ પણ રૂપ જણાતું નથી, છતાં મારા વેગને અટકાવનારું આ તે કેવું વિઘ્ન!' એમ વિચાર કરતાં જ્યારે મારી દૃષ્ટિ નીચે પડી, ત્યારે ત્યાં સમુદ્રજળમાં સૂતેલી ભયંકર આકારવાળી એક રાક્ષસી મારા જોવામાં આવી. મને જોઈને એ રાક્ષસીએ ખડખડાટ હાસ્ય કર્યું અને નિર્ભયપણે સ્તબ્ધ થઈ ઊભેલા મને કઠોર વચન કહ્યું :[૩૭–૩૯] 'હે મોટી કાયાવાળા! હું કે જે ઘણી જ ક્ષુધાતુર હોવાથી તને ખાઈ જવા ચાહું છું, તેની આગળથી હવે તું ક્યાં જવાનો છે? ઘણાકાળથી ભૂખથી પીડાઈ રહેલા મારા દેહને તું આજે તૃપ્ત કર.'[૪૦]

છાયાગ્રાહી રાક્ષસીનુ વચન સાંભળી 'બહુ સારું, હું એમ જ કરીશ' એમ કહીને મેં તેનું વચન સ્વીકાર્યું અને જોતજોતામાં તેનું મોં જેટલું પહોળું હતું તેના કરતાં મેં મારું શરીર ઘણું જ મોટું કર્યું.[૪૧] એ રાક્ષસી પણ મને ગળવા માટે પોતાનું મુખ વધારે ને વધારે પહોળું કરવા લાગી; પરંતુ હું ઇચ્છિત રૂપ ધરનાર છું એ વાત તેણે જાણી નહિ.[૪૨] પછી મેં તરત જ મારું રૂપ બદલી નાખીને સૂક્ષ્મ રૂપ ધારણ કર્યું અને તેના મુખમાં પ્રવેશ કરી તેનું હૃદય ચીરી નાખી પુનઃ આકાશમાં ઊડવા માંડ્યું. હૃદય ફાટી જવાથી પર્વત સરખા દેહવાળી એ રાક્ષસી હાથપગ તડફડાવતી સમુદ્રમાં પડી.[૪૩,૪૪] એ સમયે આકાશચારી મહર્ષિઓની આવી વાણી મારા સાંભળવામાં આવી : 'હનુમાને સિંહિકા નામની રાક્ષસીનો ક્ષણવારમાં નાશ કર્યો.'[૪૫]

પછી સીતાશોધરૂપી આવશ્યક કાર્યનું સ્મરણ કરતો હું ઉતાવળી ગતિએ ઊડવા લાગ્યો અને ઘણો જ લાંબો માર્ગ કાપી નાખ્યો. ત્યારે અનેક પર્વતોથી શોભતો અને જ્યાં લંકાનગરી આવેલી છે એવો સમુદ્રનો દક્ષિણ તટ મારી દૃષ્ટિએ પડ્યો. ત્યાં પહોંચીને ભયંકર પરાક્રમવાળા રાક્ષસો જાણે નહિ એ માટે મેં સૂર્યાસ્ત થયા પછી લંકાનગરીમાં પ્રવેશ કર્યો; પરંતુ હે વાનર! હું જેવો લંકાના દરવાજામાં પ્રવેશ કરવા જાઉં છું, તેવામા જ પ્રલયકાળના મેઘ સરખી કોઈ એક સ્ત્રી ખડખડાટ હસતી મને હણવા મારી આગળ આવી. પ્રજ્વલિત અગ્નિ સરખા કેશવાળી એ રાક્ષસીને જોતાં જ મેં મારા ડાબા હાથની મુષ્ટિનો પ્રહાર કરી તેને ચત્તીપાટ સુવાડી દીધી. મારું પરાક્રમ જોઈને ભયભીત થયેલી એ રાક્ષસીએ મને કહ્યું : 'હે વીર! હું લંકાદેવી છું. તેં તારા પરાક્રમથી મને જીતી છે; માટે તું સર્વ રાક્ષસોને જીતીશ.'

પ્રદોષસમયે લંકામાં પ્રવેશ કર્યા પછી મેં રાત્રિએ આખી લંકાનગરીમાં અને રાવણના અંતઃપુરમાં શોધ કરી, પરંતુ મને સીતાના દર્શન થયાં નહિ.[૪૬-૫૨] જ્યારે રાવણના મહેલમાં મને સીતાનાં દર્શન થયાં નહિ, ત્યારે હું શોકસાગરમાં ડૂબી ગયો. હું શોકમગ્ન હતો તેવામાં જ સુવર્ણના કોટવાળું એક સુંદર ઉપવન મારા જોવામાં આવ્યું.[૫૩,૫૪] તરત જ હું કોટ ઓળંગીને તેની અંદર ગયો. અનેક પ્રકારનાં વૃક્ષોથી ભરેલા એ ઉપવનમાં એક મોટું શિંશપાવૃક્ષ મારી દૃષ્ટિએ પડ્યું. મેં એ શિંશપાવૃક્ષ પર ચડીને જોયુ તો નજીકમાં જ સુવર્ણ સરખું પ્રકાશતું કદળીવન મારા જોવામાં આવ્યુ. એ જ સ્થળે સુંદર વર્ણવાળાં તથા કમળસરખા નેત્રવાળાં સીતાનાં મને દર્શન થયાં. ઉપવાસ કરવાથી તે કૃશ થઈ ગયાં છે, તેમણે એક જ વસ્ત્ર ધારણ કર્યું છે, તેમના રજોટાયેલા કેશ અસ્તવ્યસ્ત થઈ ગયા છે અને શોક તથા સંતાપને લીધે તેમનું અંગ સુકાઈ ગયું છે. પોતાના સ્વામીના હિતમાં તત્પર રહેનારાં એ સીતા માંસ અને રુધિરનું ભક્ષણ કરનારી તથા બિહામણા રૂપવાળી ક્રૂર રાક્ષસીઓથી ઘેરાયેલાં હોવાને લીધે વાઘણોથી ઘેરાયેલી હરિણી જેવાં દેખાય છે. ક્રૂર રાક્ષસીઓ વારંવાર તેમનો તિરસ્કાર કરે છે. તેમણે મસ્તક પર એક વેણી ધારણ કરી છે. સ્વામીની ચિંતાને લીધે તે દીન સરખાં થઈ ગયાં છે. તે પૃથ્વી પર શયન કરે છે. હેમંતઋતુની કમલિનીની પેઠે તેમનો વર્ણ બદલાઈ ગયો છે.[૫૫-૬૦] અને રાવણ તરફના ભયને લીધે સુખભોગ ત્યજીને તેમણે મરવાનો નિશ્ચય કર્યો છે.[૬૧]

હરિણના બચ્ચાનાં નેત્ર સરખાં નેત્રવાળાં રામપત્ની સીતાનાં મહાપ્રયત્ને દર્શન કર્યા પછી હું તેમને જ જોતો એ શિંશપાવૃક્ષમાં સંતાઈ બેઠો. થોડી વાર પછી સ્ત્રીઓની કટિમેખલા અને ઝાંઝરના ઝણકારથી મિશ્રિત એવો રાવણના મહેલમાં થતો ગંભીર નાદ મારા સાંભળવામાં આવ્યો; એથી અત્યંત ઉદ્વેગ પામી મેં માર પ્રૌઢ દેહને નાનો કરી નાખ્યો અને પક્ષીની પેઠે હું શિંશપાવૃક્ષની ઘટામાં છુપાઈ બેઠો. થોડીકવાર થઈ એટલે સ્ત્રીઓથી વીંટાયેલો મહાબળવાન રાવણ જ્યાં સતી સીતા બેઠાં હતાં ત્યાં આવ્યો. રાવણને આવતો જોઈને સતીશિરોમણિ સીતા પોતાના બન્ને ઊરુ સંકોચીને તથા હાથ વડે સ્તન ઢાંકીને બેઠાં.[૬૨-૬૬] એ વેળા અત્યંત ત્રાસ પામેલાં તપસ્વિની સીતા પરમ ઉદ્વિગ્ન થઈને ચોમેર દૃષ્ટિપાત કરતાં હતાં, પરંતુ તેમનુ રક્ષણ કરનાર કોઈ પણ તેમના જોવામાં આવતું ન હતું; તેથી તે થરથર ધ્રૂજતાં હતાં.[૬૭] એ પ્રમાણે અત્યંત દુઃખી દશામાં આવી પડેલાં સીતાને પોતાનું મસ્તક નમાવીને રાવણે કહ્યું : 'હે સુંદરી ! તું મને બહુમાનની દૃષ્ટિથી જો.[૬૮] હે ગર્વિષ્ઠ સ્વભાવવાળી સીતા ! જો તું ગર્વને લીધે મારો સ્વીકાર કરીશ નહિ, તો બે માસ પછી હું તારા રુધિરનું પાન કરીશ.'[૬૯]

રાવણનુ વચન સાંભળીને સીતાએ ક્રોધપૂર્વક કહ્યું :[૭૦] 'હે રાક્ષસાધમ! હું કે જે અમાપ તેજવાળા રામચંદ્રની ભાર્યા છું અને

મહારાજા દશરથની પુત્રવધૂ છુ, તેના પ્રત્યે આવુ અયોગ્ય વચન બોલતા તારી જીભ કેમ તૂટી પડતી નથી? હે અનાર્ય! મારા સ્વામી પાસે ન હતા, એવે વખતે છાનોમાનો તુ મને લઈ આવ્યો એમા તે તે શું મોટુ પરાક્રમ કર્યુ? હે નીચ! તું રામચદ્રના જેવો નથી, એટલુ જ નહિ, પણ તું તેમનુ દાસત્વ કરવાને પણ લાયક નથી [૭૧–૭૩] મારા સ્વામી રામચદ્ર સત્યવાદી, સગ્રામકુશળ અને અજેય પરાક્રમવાળા છે '

સીતાના કઠોર વચન સાભળીને રાક્ષસેશ્વર રાવણ એકદમ ચિતાના અગ્નિની પેઠે ક્રોધથી ભભૂકી ઊઠ્યો અને પોતાના ક્રૂર નેત્ર ફેરવી જમણા હાથની મુષ્ટિ ઉગામી સીતાને મારવા ધસી આવ્યો. એ જોઈ તેની સ્ત્રીઓમા હાહાકાર વર્તાઈ રહ્યો દુરાત્મા રાવણની મુખ્ય સ્ત્રી મદોદરીએ આવી તેને તેમ કરતા અટકાવ્યો. તેણે કામપીડિત રાવણને મધુર વાણીથી કહ્યુ 'હે ઇદ્ર સરખા પરાક્રમી! તમારે સીતાનુ શું કામ છે? મારી સાથે ક્રીડા કરો સીતા કઈ મારા કરતા રૂપાળી નથી [૭૪–૭૮] હે સ્વામીનાથ! તમે દેવ, યક્ષ અને ગધર્વકન્યાઓ સાથે સુખ પૂર્વક ક્રીડા કરો, આ સીતાની સાથે રહીને તમે શું કરશો?' એમ કહીને મદોદરી વગેરે સ્ત્રીઓ રાવણને પોતાના મહેલમા લઈ ગઈ! રાવણના ગયા પછી બિહામણા મુખવાળી રાક્ષસીઓ દારુણ ક્રૂર વચનો વડે સીતાનો તિરસ્કાર કરવા લાગી [૭૯–૮૧] પરતુ સીતા તેમના વચનો ને તૃણ સમાન ગણતા હતા, એથી રાક્ષસીઓનો સઘળો શ્રમ વ્યર્થ ગયો સીતાને સમજાવવામા નિષ્ફળ નીવડેલી રાક્ષસીઓએ રાવણની પાસે જઈ ને નિવેદન કર્યું 'હે મહારાજ!' 'મરવુ પણ રાવણને તાબે થવુ નહિ' એવો સીતાનો ૮૯ નિશ્ચય છે [૮૨,૮૩]

સીતાને સમજાવતા કટાળી ગયેલી સર્વ રાક્ષસીઓ નિરાશ થઈ ને સૂઈ ગઈ સઘળી રાક્ષસીઓ નિદ્રાવશ થઈ ત્યારે અતિશય દુખિયારા સીતા શોકને લીધે કરુણ સ્વરે વિલાપ કરવા લાગ્યા સીતાનો વિલાપ સાભળી જાગી ઊઠેલી રાક્ષસીઓ તેમને ક્રૂર વચનો કહી ખાઈ જવાની બીક દેખાડવા લાગી એટલામા 'ત્રિજટા' નામની વૃદ્ધ રાક્ષસીએ જાગીને કહ્યુ 'હે રાક્ષસીઓ! તમે તમારા દેહને જ ખાઈ જાઓ ને! આ સીતાને ખાવાને તમે યોગ્ય નથી મને આજે રાતે સર્વ રાક્ષસોનો નાશ થાય એવુ અને સીતાના સ્વામીનો જય થાય એવુ અતિ ભયકર સ્વપ્ન આવ્યુ છે આ સીતા આપણુ સર્વ રાક્ષસીઓનુ રામચદ્રના ભયમાથી રક્ષણ કરવા સમર્થ છે [૮૪–૮૮] માટે આપણે સૌએ તેની પ્રાર્થના કરવી એ મને રુચે છે જે દુખયુક્ત સ્ત્રીના સબધમા મને થયુ તેવુ સ્વપ્ન થાય તે સ્ત્રી અનેક પ્રકારના કષ્ટોમાથી મુક્ત થાય છે હે રાક્ષસીઓ! જો આપણે જનકનદિની સીતાને પગે લાગીશું, તો તે આપણા ઉપર પ્રસન્ન થશે અને રામચદ્રથી થનારા મહાન ભયમાથી આપણને ઉગારશે '

હે વાનરો! ત્રિજટા રાક્ષસીના મોઢથી પોતાના સ્વામી રામચદ્રનો વિજય થશે એવુ સાભળીને હર્ષિત થયેલા સીતા શરમાતે મુખે બોલ્યા 'તમે કહો છો તે સાચુ હશે તો હુ તમારુ રક્ષણ કરીશ '

હે કપિવરો! સીતાની દયામણી સ્થિતિ જોઈને મારુ મન ગભરાવા લાગ્યુ મને લેશ પણ શાતિ વળી નહિ પછી સીતાની સાથે મારે શી રીતે વાતચીત કરવી તેનો વિચાર કરીને મે અનેક રાજર્ષિઓથી શોભતા ઇક્ષ્વાકુવશનુ યશોગાન કર્યુ એ સાભળીને આસુભર્યા નેત્રોથી મારી સામે જોઈ ને સતી સીતાએ કહ્યુ 'હે વાનરપુગવ! તુ કોણ છે? તને કોણે મોકલ્યો છે? તુ શા માટે આવ્યો છે? [૮૯–૯૫] અને રામચદ્રની સાથે તારે પ્રીતિ કેવી રીતે થઈ છે?'

સીતાનુ વચન સાભળીને મે તેમને કહ્યુ [૯૬] 'હે દેવી! વાનરોનો રાજા મહાપરાક્રમી સુગ્રીવ તમારા સ્વામી રામચદ્રને સહાય કરવા બધાયો

છે.૯૭ તેનો હું સેવક છું. મારું 'હનુમાન' એવું નામ છે અને તમારા સ્વામી રામચંદ્ર મને તમારી પાસે મોકલ્યો છે. હે યશસ્વિની! શ્રીમાન દશરથનંદન રામચંદ્રે આ વીંટી નિશાની તરીકે મોકલાવી છે તેને તમે ગ્રહણ કરો.૯૮-૯૯ અને આજ્ઞા આપો કે, હું તમારું શું પ્રિય કરું? જો તમારી મરજી હોય તો હું તમને આજે રામ-લક્ષ્મણની પાસે તેડી જાઉં.'૧૦૦

પછી સીતાએ મને ઉત્તર આપ્યો: 'રાવણને હણીને રામચંદ્ર પોતે જ મને પાછી લઈ જાય એવી મારી ઇચ્છા છે.'૧૦૧ સીતાનો એવો ઉત્તર સાંભળી મેં તેમને પ્રણામ કર્યા અને રામચંદ્રના મનમાં વિશ્વાસ આવે એવું કંઈક અભિજ્ઞાન માગ્યું. ત્યારે સીતાએ મને કહ્યું: 'હે વાનર! લે, તું આ ચૂડામણિ રામચંદ્રને આપજે. એને જોઈ મહાબાહુ રામચંદ્ર તારા પર વિશ્વાસ રાખશે અને તારો ઘણો જ સત્કાર કરશે.' એટલું કહી સીતાએ ઉદ્વિગ્ન ચિત્તે મને ચૂડામણિ આપ્યો અને રામચંદ્રને કહેવાનો સંદેશો પણ કહ્યો. પછી સીતાને પ્રણામ કરીને તથા તેમની પ્રદક્ષિણા કરીને હું આ તરફ આવવા તૈયાર થયો.૧૦૨-૧૦૫ ત્યારે વળી તેમણે વિચારીને મને કહ્યું: 'હે હનુમાન! રામચંદ્રને મારું યથાસ્થિત વૃત્તાંત કહેજે.૧૦૬ હે કપિ! મારું વૃત્તાંત સાંભળીને બન્ને ભાઈઓ સુગ્રીવની સાથે સત્વર અહીં આવે એમ કરજે.૧૦૭ હે મારુતિ! હવે મારે બે માસ જીવવાનું છે; માટે જો રામચંદ્રને અહીં આવતાં વિલંબ થશે, તો તે મને જોવા પામશે નહિ અને હું અનાથની પેઠે મરણને શરણ થઈશ.'૧૦૮ સીતાનું કરુણાજનક વચન સાંભળીને મને ક્રોધ ચડ્યો અને હવે મારે શું કરવાનું બાકી છે તે મેં વિચાર્યું. પછી મેં મારા દેહને પર્વત સરખો પ્રૌઢ બનાવીને યુદ્ધ જગાવવા અશોકવાટિકાનો નાશ કરવા માંડ્યો વાટિકાનો કેટલોક ભાગ ઉજ્જડ કર્યો, તેથી તેમાંનાં પક્ષીઓ તથા મૃગાદિ પ્રાણીઓ ત્રાસ પામ્યાં. એ વેળા બિહામણા મુખવાળી પેલી રાક્ષસીઓ જાગીને ચોમેર જોવા લાગી. મને જોઈ ને તે સર્વ રાક્ષસીઓ આમતેમથી એકઠી થઈ ને રાવણને સમાચાર કહેવા દોડી ગઈ. તેમણે રાવણને કહ્યું:૧૦૯-૧૧૨ 'હે રાજન્! તમારા બળને નહિ જાણનારા કોઈ એક દુષ્ટ વાનરે આપણી દુર્ગમ અશોકવાટિકા ભાંગી નાખી છે. હે રાજન્! તેણે પોતાની દુર્બુદ્ધિને વશ થઈ ને તમારું મોટું અપ્રિય કર્યું છે. તને સત્વર તેનો વધ કરવાની આજ્ઞા કરો કે જેથી તે અહીંથી જીવતો જવા પામે નહિ.' રાક્ષસીઓનાં વચન સાંભળી રાવણે પોતાની આજ્ઞા પ્રમાણે વર્તનારા અને અત્યંત દુર્જય એવા 'કિંકર' સંજ્ઞાવાળા રાક્ષસોને મારી સામે યુદ્ધ કરવા મોકલ્યા.૧૧૩-૧૧૫ તે બધા મળીને એંશીહજાર રાક્ષસો હતા. તેઓ જ્યારે ત્રિશૂળ અને મુદ્દગર વગેરે હથિયારો લઈ ને મારી સાથે યુદ્ધ કરવા આવ્યા, ત્યારે મેં અશોકવાટિકાના દરવાજાની ભૂંગળ વડે તે સઘળાનો સંહાર કર્યો.૧૧૬ તેઓમાં જે ઓછા બળવાળા હતા. તેઓ નાસી છૂટ્યા અને 'સઘળું સૈન્ય નાશ પામ્યું છે' એવા સમાચાર રાવણને નિવેદન કર્યા.૧૧૭

હે વાનરો! એ અશોકવાટિકામાં એક ઉત્તમ ચૈત્યપ્રાસાદ હતો, તેને પણ મેં ભાંગી નાખ્યો અને તેના સ્તંભ વડે સો ચોકીદારોનો નાશ કર્યો.૧૧૮ એ ચૈત્યપ્રાસાદ કે જે લંકાનગરીના શણગારરૂપ હતો તેનો ધ્વંસ થયો જાણીને રાવણે ભયંકર રૂપવાળા અનેક રાક્ષસો સહિત પ્રહસ્તના પુત્ર જંબુમાલીને મોકલ્યો. રણકુશળ અને બળસંપન્ન જંબુમાલીનો પણ તેના અનુચરો સહિત મેં પેલી ભૂંગળ વડે સંહાર કર્યો. ત્યારે રાક્ષસરાજ રાવણે મોટા પાયદળ સહિત સાત મંત્રીપુત્રોને મોકલ્યા. તેઓને મેં ભૂંગળ વડે યમલોકે પહોંચાડ્યા.૧૧૯-૧૨૨ મહાપરાક્રમી મંત્રીપુત્રોને સંગ્રામમાં હણાયેલા સાંભળી રાવણે શૂરવીર એવા પાંચ સેનાપતિઓને યુદ્ધ કરવા મોકલ્યા: તેઓને પણ તેઓની સેના સહિત મેં પરલોક પ્રત્યે વિદાય કર્યા. ત્યાર પછી લંકેશ્વર રાવણે

ઘણા રાક્ષસો સહિત પોતાના પુત્ર અક્ષકુમારને મારી સામે મોકલ્યો. મંદોદરીનો પુત્ર એ અક્ષકુમાર સંગ્રામ કરવામાં અત્યંત કુશળ હતો. યુદ્ધ કરતાં તે જ્યારે મારી પાછળ આકાશમાં ઊડ્યો, ત્યારે મેં તેના પગ પકડીને સો વાર આકાશમાં ફેરવ્યો અને પછી પૃથ્વી પર પટક્યો કે જેથી તે મરણને શરણ થયો.

અક્ષકુમારનું મરણ થયું સાંભળીને અત્યંત ક્રોધે ભરાયેલા રાવણે મહાન બળવાળા અને યુદ્ધમાં ગર્વ ધરનારા 'ઇંદ્રજિત' નામના પોતાના બીજા પુત્રને મારી સાથે યુદ્ધ કરવા મોકલ્યો. તેને પણ તેની સેના સહિત નિઃસત્ત્વ કરીને હું હર્ષિત થયો. ઇંદ્રજિત ઘણો બળવાન છે, તેથી એ વાનરને જીતીને આવશે એવા વિશ્વાસથી રાવણે તેને ઘણા રાક્ષસોની સાથે મોકલ્યો હતો, પણ જ્યારે મેં તેના સૈન્યનો સંહાર કર્યો અને હું તેનાથી જિતાવો અશક્ય થઈ પડ્યો, ત્યારે તેણે બ્રહ્માસ્ત્ર વડે મને બાંધી લીધો. પછી મને દોરડાં વતી બાંધીને રાવણની આગળ લઈ ગયા, ત્યાં દુરાત્મા રાવણની સાથે મારે વાતચીત થઈ.૧૨૩-૧૩૨ રાવણે મને લંકામાં આવવાનું તથા રાક્ષસોને મારવાનું કારણ પૂછ્યું. મેં તેને ઉત્તર આપ્યો કે, 'એ બધું મેં સીતાને અર્થે કર્યું છે.૧૩૩ હે રાજન્! સીતાનાં દર્શન કરવા માટે હું અહીં આવ્યો છું. હું વાનરજાતિમાં જન્મેલો વાયુનો ઔરસ પુત્ર છું. મારું નામ 'હનુમાન' છે.૧૩૪ હું સુગ્રીવનો સચિવ છું અને રામચંદ્રના દૂત તરીકે તારી પાસે આવ્યો છું.૧૩૫ હે રાક્ષસેશ્વર! સુગ્રીવે તારા હિતને અર્થે જે સંદેશો કહાવ્યો છે તે હું તને કહું છું.૧૩૬ સુગ્રીવે તારું કુશળ પૂછીને ધર્મ, અર્થ તથા કામયુક્ત અને તારું હિત થાય એવું વચન કહ્યું છે:૧૩૭ 'હે રાવણ! ઋષ્યમૂક પર્વત પર રહેતાં મને રણકુશળ રામચંદ્રની સાથે મૈત્રી થઈ છે.૧૩૮ તેમણે 'મારી પત્ની સીતાનું રાવણ હરણ કરી ગયો છે, માટે તારે મને એ કાર્યમાં સહાય કરવી' એમ કહ્યું અને વાલીને મારીને રાજ્ય અપાવવાનું વચન આપ્યું. પછી રામ-લક્ષ્મણે અગ્નિદેવની સાક્ષીએ મારી સાથે દૃઢ મૈત્રી બાંધી અને એક જ બાણ વડે વાલીને હણી મને વાનરોનો રાજા બનાવ્યો; એથી મારે પણ સર્વ પ્રકારે રામચંદ્રને સહાય કરવી જ જોઈએ; એટલા માટે જ આ દૂતને પ્રથમથી તારી પાસે મોકલ્યો છે. હે રાવણ! હવે તું સત્વર શ્રીમાન રામચંદ્રને સીતા પાછાં આપ, નહિ તો શૂરવીર વાનરો તારી સેનાઓનો સંહાર કરશે. હે રાવણ! મહાસમર્થ વાનરો કે જેઓ નિમંત્રણ થવાથી દેવતાઓની પાસે સ્વર્ગમાં પણ જઈ શકે છે, તેઓનો પ્રભાવ કોનાથી અજાણ્યો છે?૧૩૯-૧૪૪ હે રાવણ! એ પ્રમાણે વાનરોના રાજા સુગ્રીવે તને કહાવ્યું છે.'

હે કપિકુંજરો! એટલું કહેતામાં તો રાવણ મારા પર ક્રોધે ભરાયો અને જાણે પોતાની ક્રૂર દૃષ્ટિ વડે મને બાળી નાખતો હોય એમ મારી સામું જોવા લાગ્યો. તેણે મારો પ્રભાવ જાણ્યા સિવાય જ મારો વધ કરવા માટે રાક્ષસોને આજ્ઞા આપી, ત્યારે શ્રેષ્ઠ બુદ્ધિવાળા તેના ભાઈ વિભીષણે તેને વીનવી કહ્યું: 'હે રાક્ષસરાજ! તું આ નીચ વિચારનો ત્યાગ કર. દૂતને હણવો એ રાજનીતિથી વિરુદ્ધ છે.૧૪૫-૧૪૮ હે રાક્ષસ! નીતિશાસ્ત્રોમાં દૂતનો વધ કરવાનું કહેલું નથી. દૂત પોતાના સ્વામી તરફનો જે કંઈ યથાર્થ સંદેશો કહે તે સાંભળી લેવાનો જ આપણો ધર્મ છે.૧૪૯ હે અતુલ પરાક્રમી! જો કદાચ શત્રુનો દૂત મોટો અપરાધ કરે, તો માત્ર તેને વિરૂપ કરવાની શિક્ષા કહેલી છે; પરંતુ વધ કરવાનું તો ક્યાંય પણ કહેલું નથી.૧૫૦

હે કપિવરો! વિભીષણે રાવણને એ પ્રમાણે સમજાવ્યો, ત્યારે તેણે મારું પૂછડું બાળી નાખવાની રાક્ષસોને આજ્ઞા આપી. રાવણની આજ્ઞા થવાથી ભયંકર પરાક્રમવાળા રાક્ષસો મારા પૂછડા ઉપર શણનાં અને સૂતરનાં કપડાં

વીંટવા લાગ્યા. પોતાની ઈચ્છાનુસાર કપડાં વીંટી રહ્યા પછી તેઓએ મારું પૂછડું સળગાવ્યું અને લાકડીઓ તથા મુક્કીઓ વડે મને મારવા લાગ્યા.[૧૫૧-૧૫૩] રાક્ષસોએ મને ઘણાં દોરડાં વડે બાંધ્યો હતો, છતાં દિવસે લંકા જોવાની ઉત્કંઠાને લીધે મને તેની લેશ પણ પીડા જણાતી ન હતી.

પછી રાક્ષસો 'આ રાજાનો ગુનેગાર છે.' એવી દાંડી પીટતા અને સળગતા પુચ્છે રાજમાર્ગ પર થઈને છેક લંકાના દરવાજા પર્યંત લઈ ગયા. ત્યાં મારા મોટા દેહને ઘણો જ નાનો કરીને હું રાક્ષસોએ બાંધેલાં બંધનોમાંથી છૂટી ગયો અને પુનઃ પ્રૌઢ સ્વરૂપ ધારણ કરી લંકાના દરવાજાની ભૂંગળ ગ્રહણ કરી તે વડે સર્વ રાક્ષસોને સંહારી વેગથી કિલ્લા પર ચડી ગયો. પછી જેમ પ્રલયકાળનો અગ્નિ પ્રજાને બાળે, તેમ મેં સળગતા પુચ્છે નિર્ભયપણે આખી લંકામાં ઘેરઘેર અને દરવાજે દરવાજે ફરીને આગ લગાડી.[૧૫૪-૧૫૮] લંકા બાળ્યા પછી મને વિચાર થઈ આવ્યો કે, 'અરે! જ્યારે લંકાનો કોઈ પણ ભાગ બળ્યા વિના રહ્યો નથી, ત્યારે નિશ્ચય સીતા પણ બળી ગયાં હશે! અરેરે, જો એમ થયુ હોય તો તો રામચંદ્રનું કાર્ય મેં જ વણસાડયું' એવા વિચારથી શોકમગ્ન થયેલો હું ચિંતા કરતો હતો, એટલામાં આકાશચારી ચારણોની વાણી મારા કાને પડી: 'અહા! આખી લંકા બળી ગઈ; છતાં સીતા જીવતાં રહ્યાં એ આશ્ચર્ય સરખું થયું!'

હે કપિવરો! આકાશચારી ચારણોની અદ્ભુત વાણી સાંભળીને તથા કેટલાંક શુભ શકુનો જોઈને મને નિશ્ચય થયો કે, સીતા બળી મૂઆં નથી. વળી મારું પુચ્છ સળગવા છતાં મને લેશ પણ પીડા થતી ન હતી. મારું હૃદય આનંદમાં હતું અને વાયુ પણ સુગંધયુક્ત વાતો હતો. એ પરથી તથા પૂર્વોક્ત ચારણોની વાણીથી હું અતિ હર્ષિત થયો અને પુનઃ સીતાને જઈ મળ્યો. પછી સીતાની આજ્ઞા લઈને હું અરિષ્ટ પર્વત પર આવ્યો અને તમારાં દર્શનની ઉત્કંઠાથી સમુદ્રને ઓળંગવા ત્યાંથી કૂદ્યો. હે વાનરો! વાયુ, ચંદ્ર, સૂર્ય, સિદ્ધ અને ગંધર્વાદિએ સેવેલા આકાશમાર્ગે ગતિ કરતો હું સો યોજનનો સમુદ્ર ઓળંગીને અહીં આવી તમો સર્વને મળ્યો છું.[૧૫૯-૧૬૭] હે કપિકુંજરો! રામચંદ્રની કૃપાથી અને આપ સૌની સહાયથી મેં સુગ્રીવનુ કાર્ય સારી રીતે સંપાદન કર્યું છે. હે વાનરશ્રેષ્ઠો! લંકામાં જઈને મેં જે કાંઇ કર્યું તે સઘળું આપ સૌને મેં યથાસ્થિત કહી સંભળાવ્યું. હવે જે કાર્ય બાકી હોય તે સર્વ આપ સૌએ કરવાનું છે.[૧૬૮,૧૬૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૫૮ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૯ મો

### મહેંદ્ર પર્વત પર વાનરોની સભા-હનુમાનનો વિચાર

*एतदाख्याय तत्सर्वं हनूमान्मारुतात्मजः।*
*भूयः समुपचक्राम वचनं वक्तुमुत्तरम् ॥ १॥*

સીતાશોધ સંબંધી વૃત્તાંત કહ્યા પછી પવનસુત હનુમાને પુનઃ કહ્યું:[૧] 'હે વાનરવરો! સીતાનું પતિવ્રત જોઈને મારું મન અત્યંત પ્રસન્ન થયું છે અને મારી ખાતરી થઈ છે કે, સીતા માટે રામચંદ્રનો ઉદ્યોગ અને સુગ્રીવનો ઉત્સાહ યોગ્ય જ છે.[૨] હે પ્લવગર્ષભો! સીતાનું પતિવ્રતધર્મરૂપી તપોબળ ખરેખર અરુંધતી આદિ સતીઓના જેવું જ છે. તે પોતાના તેજ વડે ત્રણે લોક ધારણ કરવા તથા ક્રોધ વડે બાળવાને સમર્થ છે.[૩] રાક્ષસોનો રાજા રાવણ મોટા તપોબળવાળો છે, તેથી જ સીતાનો સ્પર્શ થવા છતાં તેનો વિનાશ થયો નથી.[૪] ક્રોધાયમાન થયેલાં જનકનંદિની સીતા જે કંઈ કરવા સમર્થ છે, તે પ્રદીપ્ત અગ્નિ પણ પોતાને સ્પર્શ કરનારને કરી શકવા સમર્થ નથી; અર્થાત્ અગ્નિ કરતાં પણ સીતાનું તેજ વધારે છે. હે કપિવરો! સીતા સંબંધી સઘળું વૃત્તાંત

મેં તમારી આગળ નિવેદન કર્યું છે હવે જો જાંબવાન આદિ વૃદ્ધ પુરુષોની આજ્ઞા હોય, તો આપણે સીતાને લઈને જ અહીંથી પાછા જઈએ અને રામ-લક્ષ્મણને મળીએ હે વાનરો ! જ્યારે હું એકલો જ સર્વ રાક્ષસો સહિત લંકા અને રાવણને હણવા સમર્થ છું, ત્યારે તમારા સરખા બળવાન, જિતેંદ્રિય, અસ્ત્રાવદ્યામાં નિપુણ, વિજયની ઇચ્છાવાળા અને શૂરવીર વાનરોની સહાયથી તે કાર્ય પાર પડે એમાં તો શું જ આશ્ચર્ય ! ૫-૯ સંગ્રામમાં રાવણને તેના પુત્રો, અમાત્યો, યોદ્ધાઓ અને ભાઈઓ સહિત હણવાને હું સમર્થ છું બ્રહ્માસ્ત્ર, શવાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર, વારુણાસ્ત્ર તથા જેના સામું પણ જોઈ શકાય નહિ એવા ઇંદ્રજિતના અસ્ત્ર, એ સર્વથી હું ડરું તેમ નથી હું તમારી આજ્ઞાથી તે સર્વ અસ્ત્રોનું નિવારણ કરીશ અને રાક્ષસોનો સંહાર કરીશ રાક્ષસોએ વરસાવેલી અખંડિત શિલાવૃષ્ટિને મેં ઉડાવી દીધી તથા અગ્નિને પણ ગણકાર્યો નહિ, એ વગેરે મારું પરાક્રમ જોઈને રાવણ ઠક્ક થઈ ગયો છે ૧૦ હે વાનરો ! તમારી આજ્ઞા મળવાથી હું દેવતાઓને હરાવવા પણ સમર્થ છું, તો પછી રાક્ષસોના શા ભાર છે ? હું તમારી આજ્ઞાની વાટ જોતો જ રોકાઈ રહ્યો છું

હે વાનરશ્રેષ્ઠો ! કદાચિત્ સમુદ્ર પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરે તેમ જ સંદરાચળ કંપાયમાન થાય, તોપણ મહાસમર્થ જાંબવાન શત્રુની સેનાથી ડરે એમ નથી ૧૧-૧૨ શૂરવીર વાલિપુત્ર અંગદ જ સઘળા રાક્ષસો તથા તેઓના પૂર્વજોનો નાશ કરવાને સમર્થ છે ૧૪ અરે, મહાત્મા પનસવાનર તથા નીલવાનરના ઊરુવેગથી મંદરાચળ પણ પિસાઈ જાય તો પછી યુદ્ધમાં તેમની આગળ રાક્ષસો તે કોણ માત્ર ! ૧૫ હે વાનરવરો ! દેવતાઓ, અસુરો, યક્ષો, ગંધર્વો, ઉરગો અને પક્ષીઓ વગેરેમાં મૈંદવાનર અથવા દ્વિવિદ વાનરની સામે યુદ્ધ કરવા ઊભો રહે એવો મને એક તો બતાવો ! મહાવેગવાન મૈંદ અને દ્વિવિદ નામના બન્ને વાનરો અશ્વિનીકુમારના પુત્રો છે તેઓની સામે પ્રતિપક્ષી તરીકે યુદ્ધ કરે એવો કોઈ પણ મારા જોવામાં આવતો નથી હે વાનરો ! મેં એકલે જ જ્યારે આખી લંકાનગરીને બાળી ભસ્મ કરી, ત્યારે આપણે સૌ મળીને શું નહિ કરી શકીએ ? હે કપિવર્ગ ! મેં લંકાના ચૌટેચૌટે અને ચકલેચકલે ડાંક વગાડી છે કે, 'મહાબળવાન રામ-લક્ષ્મણનો જય થાઓ અને રામચંદ્રના મિત્ર સુગ્રીવનો પણ જય થાઓ હું રામચંદ્રનો સેવક છું, વાયુનો પુત્ર છું અને મારું નામ 'હનુમાન' છે ૧૬-૨

હે કપિકુંજરો ! દુરાત્મા રાવણની અશોકવાટિકામાં શિંશપાવૃક્ષ નીચે મહાસાધ્વી સીતા અત્યંત કરુણાવસ્થામાં બેઠેલાં છે તે શોક અને સંતાપથી કૃશ થયેલ તથા રાક્ષસીઓથી ઘેરાયેલા હોવાને લીધે મેઘમંડળથી ઢંકાયેલી ચંદ્રરેખા સરખાં નિસ્તેજ દેખાય છે બળગર્વિત રાવણે કેદ રાખવા છતાં પતિવ્રતધર્મ પાળનારાં સીતા રાવણને ગણકારતાં નથી જેમ ઇંદ્રાણી ઇંદ્ર ઉપર અનુરક્ત રહે છે, તેમ મહાત્માની સીતા પોતાના પતિ રામચંદ્ર ઉપર જ અનુરક્ત છે તે અન્ય પુરુષનું ચિંતવન પણ કરતાં નથી તેમણે એક જ વસ્ત્ર પહેરેલું છે, તેમનું આખું શરીર રજોટાઈ ગયું છે, બિહામણી રાક્ષસીઓ તેમનો વારંવાર તિરસ્કાર કરે છે, તેમણે મસ્તક ઉપર વેણી ધારણ કરી છે, સ્વામીની ચિંતાને લીધે તે દીન બની ગયાં છે, તે પૃથ્વી પર શયન કરે છે, હિમકાળની પદ્મિનીની પેઠે તેમનો વર્ણ ફિક્કો પડી ગયો છે અને તેમણે સર્વ સુખભોજનનો ત્યાગ કરી મરવાનો નિશ્ચય કર્યો છે હે વાનરો ! એવી સ્થિતિમાં રહેલાં એ જનકનંદિનીને મળ્યા પછી મેં તેમને મહાપ્રયાસે વિશ્વાસ બેસાડ્યો હતો અને સઘળી હકીકત કહી સંભળાવી હતી રામચંદ્ર અને સુગ્રીવની મૈત્રી વિષેની જાણીને સતી સીતા અત્યંત આનંદ પામ્યાં હતાં હે કપિશ્રેષ્ઠો ! સીતાની પતિભક્તિના અને શ્રેષ્ઠ પતિવ્રતના પ્રભાવ વડે પછી કપી

રાવણનો નાશ થયો નથી તેનું કારણ માત્ર રાવણનું મોટું તપોબળ છે; છતાં અધર્મ કરવાથી હવે તે મૂઆ સરખો થઈ ગયો છે, એટલે તેને હણવામાં રામચંદ્ર નિમિત્તમાત્ર જ થશે. જેનાં અંગ પ્રથમથી જ નાજુક હતાં, એવાં સીતા હાલમાં રામચંદ્રનો વિયોગ થવાથી વિશેષ કૃશ થઈ ગયાં છે; તેથી પ્રતિપદાને દિવસે અધ્યયન કરનારી વિદ્યાની પેઠે તે અત્યંત ક્ષીણ થયેલાં જણાય છે.[૨૨–૩૧] હે વાનરો! લંકા વિષે મહાભાગ્યવતી સીતા શોકમગ્ન જ રહે છે, માટે હમણાં તે સંબંધી જે કંઈ કરવું ઘટતું હોય તે કરો.[૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૫૯મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૦ મો

### મહેંદ્ર પર્વત પર વાનરોની સભા અંગદ તથા જાંબવાનનો વિચાર

तस्य तद्वचनं श्रुत्वा वालिसूनुरभाषत ।
आश्विपुत्रौ महावेगौ बलवन्तौ प्लवङ्गमौ ॥ १ ॥

હનુમાનના વચન સાંભળીને વાલીપુત્ર અંગદ બોલ્યો: 'હે વાનરો! મોટા વેગવાળા અને અતિશય બળવાળા મેંદ અને દ્વિવિદ નામના બન્ને વાનરો અશ્વિનીકુમારના પુત્રો છે અને બ્રહ્મદેવના વરદાનથી ગર્વિત થયેલા છે. પૂર્વે અશ્વિની-કુમારોનું સન્માન કરવા માટે બ્રહ્મદેવે એ બન્ને વાનરોને વરદાન આપેલું છે: 'કોઇ પણ તમારો વધ કરી શકશે નહિ.' બ્રહ્મદેવના વરદાનથી મત્ત થયેલા આ બન્ને વાનરોએ દેવતાઓની મોટી સેનાને હરાવી અમૃતપાન કરેલું છે. જો આ બન્ને વાનરો ક્રોધાયમાન થાય તો તેઓ અશ્વ, રથ અને હસ્તિઓથી ભરેલી લંકાનગરીનો નાશ કરવા સમર્થ છે. હે કપિવરો! મહાબળવાન રાવણનો અને રાક્ષસોથી ભરેલી આખી લંકાનો નાશ કરવાને જ્યારે હું એકલો જ સમર્થ છું, ત્યારે અત્યંત બળવાન, શસ્ત્રવિદ્યામાં પારંગત અને વિજયની ઇચ્છાવાળા તમો સૌની સહાયથી હું એ કાર્ય કરું એમાં તો શું જ આશ્ચર્ય! હે વાનરો! હનુમાનના પરાક્રમથી લંકાનગરી બળી ગઈ એ આપણે જાણ્યું; પરંતુ અહીંથી પાછા જઈને 'અમે સીતાને જોયાં, પણ તેને લાવ્યા નહિ' એવું રામચંદ્રને કહેવું એ તમારા જેવા પ્રખ્યાત પરાક્રમવાળાને યોગ્ય નથી. હે કપિ-સત્તમો! ઊડવામાં તેમ જ પરાક્રમ કરવામાં તમારી બરાબરી કરી શકે એવો કોઈ પુરુષ દેવતાઓ અને અસુરો સહિત આખા ત્રૈલોક્યમાં મારા જાણવામાં નથી; માટે હું તો ધારું છું કે રાક્ષસો સહિત લંકાને જીતીને, સંગ્રામમાં રાવણને હણીને તથા મહાસાધ્વી સીતાને લઈને કૃતકૃત્ય થયેલા આપણે સૌ હર્ષભેર રામચંદ્રની પાસે જઈએ એ જ શ્રેષ્ઠ છે.[૨–૧૦] હનુમાને મુખ્ય મુખ્ય બળવાન રાક્ષસોનો ઘાણ વાળી નાખ્યો છે, તો હવે આપણે ત્યાં જઈને બીજું શું કરવાનું બાકી છે? આપણે તો સીતાને પાછાં લાવી રામ–લક્ષ્મણને સોંપી શકીએ તેમ છીએ, તો પછી એકઠા થયેલા સર્વ વાનરોને વ્યર્થ પરિશ્રમ શા માટે આપવો? આપણે અહીંથી લંકામાં જઈ રાક્ષસો સહિત રાવણને હણીને જ રામ–લક્ષ્મણ તથા સુગ્રીવ પાસે જઈએ એ જ યોગ્ય છે.'

યુવરાજ અંગદનો અભિપ્રાય જાણી વૃદ્ધ જાંબવાને પ્રસન્નચિત્તે કહ્યું:[૧૧–૧૪] 'હે મહા-બુદ્ધિશાળી અંગદ! તું કહે છે તેમ કરવું યોગ્ય નથી. હે વાનરશ્રેષ્ઠ! આપણને માત્ર દક્ષિણ દિશામાં સીતાની શોધ કરવાની જ આજ્ઞા થયેલી છે.[૧૫] સીતાને લઈ આવવાની આજ્ઞા સુગ્રીવે કે રામચંદ્રે આપી નથી. વળી આપણે મહાપ્રયત્ને રાક્ષસોને જીતીને સીતાને કદાચ લઈ જઈએ છતાં એ કાર્ય રામચંદ્રને પસંદ પડે કે ન પડે તો શું કરવું?[૧૬] નૃપશ્રેષ્ઠ રામચંદ્રને પોતાના રાજકુળનું મોટું અભિમાન છે અને વળી તેમણે શત્રુને જીતી સીતાને પાછાં લાવવા માટે સર્વ વાનરો સમક્ષ પ્રતિજ્ઞા લીધી છે; તો તે પોતાની પ્રતિજ્ઞા મિથ્યા કેમ કરશે? હે અંગદ! તારા કહેવા પ્રમાણે આપણે કાર્ય તો કરીએ; પરંતુ

એથી જો રામચંદ્ર પ્રસન્ન થાય નહિ, તો આપણું કરેલું કાર્ય નિષ્ફળ જાય અને આપણું પરાક્રમ વૃથા ગણાય; માટે આપણે રામ–લક્ષ્મણ તથા સુગ્રીવની પાસે જઈને તેઓને આ સઘળું વૃત્તાંત નિવેદન કરવું એ જ યોગ્ય છે.[17-19] હે રાજપુત્ર! જોકે તારો વિચાર અમોને ઘણો જ યોગ્ય લાગે છે, પરંતુ આ કાર્ય સિદ્ધ કરવામાં રામચંદ્રની સંમતિ પ્રમાણે વર્તવું એ જ શ્રેયસ્કર થશે.[20]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૬૦મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૧ મો

### વાનરોનું કિષ્કિન્ધા તરફ પાછા વળવું–મધુવનમાં પ્રવેશ

**ततो जाम्बवतो वाक्यमगृह्णन्त वनौकसः ।**
**अङ्गदप्रमुखा वीरा हनुमांश्च महाकपिः ॥ १ ॥**

અંગદાદિ વાનરોએ તથા કપિવર હનુમાને જાંબવાનનું કહેવું માન્ય કર્યું. પછી સર્વ આનંદિત ચિત્ત મહેંદ્ર પર્વતના શિખર ઉપરથી ઊતરીને કૂદતા કૂદતા કિષ્કિન્ધા પ્રત્યે ચાલ્યા.[1,2] મેરુ અને મંદરાચળ સરખા પ્રૌઢ દેહવાળા વાનરો મદોન્મત્ત હસ્તીઓ જેવા શોભતા હતા અને જાણે આકાશમંડળને છાઈ દેતા હોય તેમ ઊછળતા ચાલતા હતા.[3] તે સર્વ વાનરો પોતાની દૃષ્ટિથી જાણે પ્રાણીમાત્રથી સત્કાર પામેલા મહાબળવાન હનુમાનને વહન કરતા હોય એવા જણાતા હતા.[4] સીતાનાં દર્શન થવાથી મદમસ્ત થયેલા વાનરો 'રામચંદ્રનું કાર્ય અવશ્ય સિદ્ધ થશે અને આપણ સર્વને યશ મળશે' એવો દૃઢ નિશ્ચય કરીને રામચંદ્રને પ્રિય વાર્તા કહેવા માટે વેગથી જતા હતા. તે સર્વ યુદ્ધકુશળ હતા, ઉદાર મનના હતા અને રાવણ પરનું વેર લેવા માટે તેઓએ નિશ્ચય કર્યો હતો.[5,6] આકાશમાં કૂદતા કૂદતા એ હનુમાનાદિ વાનરો સેંકડો વૃક્ષોથી ભરેલા નંદનવન સરખા રમણીય એવા એક વન આગળ આવી પહોંચ્યા.[7] એ વન તે બીજું કોઈ નહિ, પણ મહાત્મા સુગ્રીવનું મધુવન હતું. એ મધુવન ભૂત–પ્રાણીઓથી એકાએક ન પ્રવેશી શકાય એવું તથા સર્વનાં મનને હરણ કરે એવું રમ્ય હતું.[8] 'દધિમુખ' નામનો શૂરવીર વાનર કે જે કપિરાજ સુગ્રીવનો મામો થતો હતો, તે નિરંતર મધુવનનું રક્ષણ કરતો હતો.[9]

હનુમાન વગેરે વાનરો અત્યંત મનોહર એવા મધુવનની પાસે આવ્યા, ત્યારે તેઓને તેમનાં ફળ વગેરે ખાવાની ઉત્કંઠા થઈ. મધુ સરખા પીળા વર્ણવાળા એ વાનરોએ યુવરાજ અંગદની આગળ જઈ એ વનમાંનાં મધુરસ તથા ફળ વગેરે માટે યાચના કરી. રાજકુમાર અંગદે જાંબવાન વગેરે વૃદ્ધ કપિઓની સંમતિ લઈને સર્વ વાનરોને મધુવનમાં જઈ ફળ વગેરે ખાવાની આજ્ઞા આપી. અંગદની આજ્ઞા મળતાં જ સર્વ વાનરો એ વનમાંના ભ્રમરોથી છવાઈ રહેલાં વૃક્ષો પર ચડ્યા અને ફળમૂળાદિ ખાવા લાગ્યા. સુગંધયુક્ત ફળમૂળાદિનું ભક્ષણ કરવાથી મદમસ્ત થઈને તે સર્વ અત્યંત હર્ષિત થયા. યથેચ્છ રીતે ફળ, મૂળ વગેરેને ખાઈને અતિશય હર્ષિત થયેલા તે વાનરો આખા મધુવનમાં નાચકૂદ કરવા લાગ્યા. કેટલાક વાનરો હસવા લાગ્યા, કેટલાક નૃત્ય કરવા લાગ્યા, કેટલાક રામચંદ્રને ઉદ્દેશીને પ્રણામ કરવા લાગ્યા, કેટલાક કપિરાજ સુગ્રીવનો સ્તુતિપાઠ ભણવા લાગ્યા, કેટલાક કૂદવા લાગ્યા, કેટલાક બકવાદ કરવા લાગ્યા. કેટલાક એકબીજાના પડખામાં આવીને બેસવા લાગ્યા, કેટલાક પરસ્પર વિવાદ કરવા લાગ્યા, કેટલાક એક વૃક્ષ પરથી બીજા પર અને બીજાથી ત્રીજા પર એમ કૂદાકૂદ કરવા લાગ્યા, કેટલાક વૃક્ષોની ટોચ પરથી પૃથ્વી પર ભૂસકો મારવા લાગ્યા અને કેટલાક પૃથ્વી પરથી વૃક્ષો પર ચડી જવા લાગ્યા. કોઈક વાનર ગાયન આલાપી રહેલા કોઈ એક વાનરની સામે હસતો હસતો જવા લાગ્યો, ત્યારે કોઈક રુદન કરતા વાનરની સામે રોતો રોતો જવા લાગ્યો, કોઈક વાનર કોઈ એક વાનરને પીડા કરવા લાગ્યો, તો કોઈક વળી ગર્જના કરતો તેની સામે ધસી જવા લાગ્યો;

એ રીતે આખું વાનરસૈન્ય ઉન્મત્ત જેવું થઈ ગયું. એ સમયે એ સેનામાં કોઈ પણ વાનર મદમસ્ત અને ગર્વિત થયા વિનાનો ન હતો.[૧૦-૧૯] મધુવનને ભેદી નાખેલું જોઈને તથા સઘળાં વૃક્ષોને પત્ર-પુષ્પરહિત કરી મૂકેલાં જોઈને કોપાયમાન થયેલા ત્યાંના રક્ષપાળ દધિમુખ વાનરે સર્વ કપિઓને વનમાંથી હાંકી કાઢવા માંડ્યા; પરંતુ અત્યંત ઉન્મત્ત થયેલા એ સર્વ કપિઓ તેનો તિરસ્કાર કરવા લાગ્યા. એ જોઈ વૃદ્ધ દધિમુખ વાનરે વનનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો. પછી લેશ પણ ભય ધર્યા વિના તેણે કેટલાકને કઠોર વચનો કહ્યાં; કેટલાકને જોસભેર તમાચા લગાવ્યા; કેટલાકની સાથે ટંટો કર્યો અને કેટલાકને શાંત વચનોથી સમજાવવા માંડ્યા; પરંતુ મદગર્વિત થયેલા એ વાનરોએ તે તરફ લક્ષ આપ્યું નહિ. તેઓ તો પોતાને બળાત્કારે વનમાંથી હાંકી કાઢનાર દધિમુખને પકડીને રાજદ્રોહનો લેશ પણ ભય નહિ ધરતાં પૃથ્વી પર ઘસડવા લાગ્યા.[૨૦-૨૩] મદ( નશા )થી ચકચૂર થયેલા કેટલાક કપિઓ દધિમુખને નખ વડે ઉઝરડા ભરવા ને કેટલાક બચકા ભરવા લાગ્યા, કેટલાક લપડાકો મારવા લાગ્યા અને કેટલાક લાતો મારવા લાગ્યા. એ પ્રમાણે મદમસ્ત કપિઓએ સુગ્રીવનું આખું મધુવન ઉજ્જડ કરી મૂક્યું.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૬૧ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૬૨ મો

## મદગર્વિત વાનરો-મધુવનભંગ

તાનુવાચ હરિશ્રેષ્ઠો હનુમાન્વાનરર્ષભઃ ।
અવ્યગ્રમનસો યૂયં મધુ સેવત વાનરાઃ ॥ ૧ ॥

ત્યાર પછી કપિવર હનુમાને સર્વ વાનરોને કહ્યું : 'હે વાનરર્ષભો ! તમે અવ્યગ્ર ચિત્તે મધુરસનું પાન કરો. તમને અટકાવનારાઓને હું પૂરો પડીશ.' હનુમાનનું એવું વચન સાંભળી રાજકુમાર અંગદે પ્રસન્ન ચિત્તે કહ્યું : 'હે કપિકુંજરો ! તમે સુખથી મધુરસનું પાન કરો. કાર્ય સિદ્ધ કરી આવેલા આ હનુમાનનું કહેલું કદાચ ન કરવા જેવું હોય, તોપણ અત્યારે આપણે કરવું જોઈએ, તો પછી આવું કાર્ય કેમ ન કરવું ?' અંગદનું વચન સાંભળી અત્યંત હર્ષિત થયેલા સર્વ વાનરો 'બહુ સારું, બહુ સારું' એમ કહેવા લાગ્યા અને તેનું કહેવું માન્ય કરીને જેમ નદીનું પૂર સમુદ્રમાં જાય તેમ મધુવનમાં પેઠા. હનુમાને સીતાનાં દર્શન કર્યાં છે એ સમાચાર જાણીને અત્યંત હર્ષ પામેલા વાનરો યુવરાજ અંગદની સહાયથી મધુવનના રક્ષપાળોનો પરાજય કરીને સ્વાદિષ્ટ મધુરસનું પાન કરવા લાગ્યા અને સ્વાદિષ્ટ ઉત્તમ ફળો ખાવા લાગ્યા. મધુરસ અને ફળનું ભક્ષણ કરવામાં આસક્ત થયેલા વાનરોએ પોતાને પકડવા આવનારા રક્ષપાળોને અનેક પ્રકારનો માર મારીને હાંકી કાઢ્યા.

એ મહાવનમાંનાં વૃક્ષો પર બાઝેલ. એકેક દ્રોણ જેટલા વજનના મધપૂડાઓને ગ્રહણ કરીને હર્ષિત થયેલા કેટલાક વાનરો ટોળે મળીને તેમાંનું મધ પીવા લાગ્યા.[૧-૯] કેટલાક મધ પી જયા પછી ખાલી થયેલાં ખોખાંને ભાંગી નાખવા લાગ્યા, કેટલાક તો ખાઈ જવા લાગ્યા, કેટલાક ઠાલાં ખોખાંને આમતેમ ફેંકવા લાગ્યા,[૧૦] કેટલાક પીતાં વધેલું મધ બીજાના ઉપર ઢોળવા લાગ્યા, કેટલાક વૃક્ષની શાખા પકડીને હીંચવા લાગ્યા,[૧૧] કેટલાક અત્યંત મદને લીધે વૃક્ષનાં પાંદડાંની પથારી કરી તે પર સૂઈ રહ્યા, કેટલાક મદમસ્ત થઈ કૂદાકૂદ કરવા લાગ્યા,[૧૨] કેટલાક પરસ્પર કાંકરા વગેરે ફેંકવા લાગ્યા, કેટલાક મદને લીધે અથડાઈ પડવા લાગ્યા, કેટલાક ક્રીડા કરવા લાગ્યા, કેટલાક ઝીણા સ્વરે ગાયન આલાપવા લાગ્યા.[૧૩] કેટલાક પૃથ્વી પર જ સૂઈ રહ્યા, કેટલાક ખડખડાટ હસવા લાગ્યા, કેટલાક રુદન કરવા લાગ્યા તથા કેટલાક કંઈ ને કંઈ બોલવા લાગ્યા, ત્યારે કેટલાક વળી કંઈકનું કંઈક સમજવા લાગ્યા.

એ વેળા એ વનનું રક્ષણ કરવા માટે દધિમુખ વાનરે જે રક્ષકોને મોકલ્યા, તે સર્વ ભયંકર વાનરોનો માર ખાઈ દશે દિશાઓમાં પલાયન

કરી ગયા. કેટલાક જાનુઓની પિસાઈ ગયા અને કેટલાકે દેવમાર્ગ લીધો.+ વાનરોની ત્રાસ પામી નાઠેલા કેટલાક વનરક્ષકોએ દધિમુખની પાસે જઈ કહ્યુ: 'હે વાનરવર! હનુમાનની આજ્ઞા મળવાની વાનરોએ બળાત્કારે આખું મધુવન ઉજ્જડ કર્યું છે. તેઓએ અમને જાનુઓથી પીસી નાખ્યા તથા પકડીપકડીને આકાશમા ઉછાળ્યા.' રક્ષકોનુ કહેવુ સાભળી કોપ પામેલા તેઓના નાયક દધિમુખે મધુર વચનોથી તેઓનુ સાંત્વન કરતા કહ્યુ: 'ચાલો, હું તમારી સાથે આવું છુ. મધુવનને ભાગી નાખનારા એ મદગર્વિત વાનરોને હું મારા પરાક્રમથી હાકી કાઢીશ.' દધિમુખનુ વચન સાભળી વનરક્ષકો તેની સાથે પુન મધુવનમા આવ્યા. દધિમુખ પોતાના હાથમા મોટુ વૃક્ષ લઈ ને તથા તેની સાથેના બીજા સર્વ વાનરો મોટી મોટી શિલાઓ, વૃક્ષો અને નાના પથ્થર લઈ ને ક્રોધપૂર્વક અંગદાદિ વાનરો ઉપર ધસી આવ્યા પોતાના નાયક દધિમુખની આજ્ઞા થતા જ સઘળા રક્ષક વાનરો ક્રોધને લીધે હોઠ પીસતા હનુમાન વગેરે કપિઓની સામે દોડી ગયા અને પોતાના બળ વડે તેઓનુ નિવારણ કરી તિરસ્કાર કરવા લાગ્યા.[14-24] એટલામા વૃક્ષ લઈ ને ધસી આવતા દધિમુખને ક્રોધાયમાન થયેલા અંગદે બાથમા પકડી લીધો અને પોતે મદાંધ થયેલો હોવાથી 'આ મારા કાકા સુગ્રીવનો મામો થાય છે માટે મારે તે પૂજ્ય છે,' એ સબંધી જરા પણ વિચાર ન કરતા તે દધિમુખને પૃથ્વી પર પટકી ખૂબ રગદોળ્યો. એથી દધિમુખના હાથ સાથળ અને મુખ ઉઝરડાઈ ગયા તે લોહીલુહાણ થઈ ગયો અને મૂર્છિત થઈ પડ્યો. થોડી વારે મૂર્છા વળી ત્યારે હનુમાન વગેરે વાનરોના સપાટામાથી બળાત્કારે નાસી છૂટેલા એ દધિમુખે એકાંતમા જઈ ને પોતાના સેવકોને કહ્યુ[25-28] 'હે વાનરો! ચાલો, આપણે લાબી ગ્રીવાવાળા આપણા સ્વામી સુગ્રીવની પાસે જઈએ કે જે સુગ્રીવ હાલમા રામચંદ્રની સાથે રહે છે.[29] આપણે ત્યા જઈ ને આપણા રાજા સુગ્રીવને અંગદનો સઘળો દોષ કહી સંભળાવીશું. સુગ્રીવ ઘણો જ ક્રોધી સ્વભાવનો છે તેથી આ સર્વ વાનરોનો સંહાર કરશે.[30] પોતાના બાપદાદાના વખતનુ આ દિવ્ય મધુવન મહાત્મા સુગ્રીવને ઘણું જ પ્રિય છે અને તેમા પ્રવેશ કરવાને દેવતાઓ પણ સમર્થ નથી.[31] જોકે આ વાનરો સુગ્રીવના સુહૃજ્જનો છે, તોપણ મધુના લોભિયા અને જેનુ આયુષ્ય આવી ખૂટ્યું છે, એવા આ સર્વ વાનરોને સુગ્રીવ વધરૂપી શિક્ષા આપી મારી નાખશે. રાજાની આજ્ઞાનુ ઉલ્લંઘન કરનારા આ વાનરોને જ્યારે વધરૂપી શિક્ષા થશે, ત્યારે જ મારા જીવને શાંતિ વળશે.'[32,33]

વનરક્ષક વાનરોને એટલુ કહીને દધિમુખ તેઓની સાથે ઉતાવળે આકાશમાર્ગે ઊડ્યો અને નિમિષમાત્રમા સૂર્યપુત્ર સુગ્રીવ પાસે જઈ પહોચ્યો. શ્રીમાન રામચંદ્ર, લક્ષ્મણ તથા સુગ્રીવને બેઠેલા જોઈ ને સર્વ વનરક્ષકોની સાથે દધિમુખ વાનર આકાશમાથી ભૂમિ પર ઊતર્યો અને દીન મુખે તેમની પાસે જઈ હાથ જોડી સુગ્રીવના ચરણમા મસ્તક નમાવ્યુ.[34,35]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમા ૬૨મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૩ મો

### મધુવનભંગનિવેદન અને સીતાશોધની સૂચના

ततो मूर्ध्ना निपतितं वानरं वानरर्षभः ।
दृष्ट्वैवोद्विग्नहृदयो वाक्यमेतदुवाच ह ॥ १ ॥

દીનની પેઠે મસ્તક નમાવીને ભૂમિ પર પડેલા દધિમુખને જોતા જ ઉદ્વિગ્ન થયેલા વાનરરાજ સુગ્રીવે કહ્યુ[1] 'હે દધિમુખ! ઊઠ, ઊઠ, શા કારણથી તુ મારા ચરણમા પડ્યો છે? સાચેસાચુ કહે, હુ તને અભય આપીશ.[2] શુ તને કોઈથી ભય થયો છે કે જેથી તુ મારી

+ હનુમાને રક્ષકોને ચરણ ઝાલીને આકાશમા ઉછાળ્યા તેથી તેઓએ દેવમાર્ગ એટલે આકાશમાર્ગ જોયો

પાસે આવ્યો છે? હે વાનર! મધુવનમા સૌ કુશળ તો છે ને? એ હુ સાભળવા ઇચ્છુ છુ'[3]

મહાત્મા સુગ્રીવના વાક્યોથી આશ્વાસન પામેલો બુદ્ધિમાન દધિમુખ ઊભો થયો અને બોલ્યો 'હે રાજન્! વૃદ્ધ જાબવાને, વાલીએ કે તે જે વનનો યથેચ્છ રીતે ઉપયોગ કરવા માટે પૂર્વે વાનરોને કદી પણ આજ્ઞા આપી નથી તે મધુવનને આજે આપણા વાનરોએ નષ્ટભ્રષ્ટ કર્યુ છે.[4,5] આ સર્વ રક્ષકોની સાથે હુ આપણા તે વાનરોને મધુવનમાથી બહાર કાઢવા લાગ્યો, પરતુ મારો અનાદર કરીને તેઓ મધુ રસ અને ફળ વગેરેનુ ભક્ષણ કરતા જ રહ્યા[6] આપણા મધુવનનો નાશ થતો જોઈ ને આ રક્ષકો એ તથા મે તેઓને ઘણા પ્રકારે વાર્યા તોપણ મારુ અપમાન કરીને તેઓ ફળ વગેરેનુ ભક્ષણ કર્યા કરે છે.[7] હે સુગ્રીવ! તેઓ માત્ર ખાય છે એટલુ જ નથી, પણ ખાતાપીતા વધેલુ ફેકી દે છે તેઓને જ્યારે એમ કરવાની મના કરીએ છીએ, ત્યારે ભ્રુકુટી ચડાવીને સામા થાય છે.[8] આ મારી સાથે આવેલા વનરક્ષકો જ્યારે ક્રોધ કરી તેઓને રોકવા લાગ્યા, ત્યારે ક્રોધને લીધે લાલ ને . કરી એ સર્વ વાનરોએ મળીને તેઓને વનમાથી હાકી કાઢ્યા[9,10] એ વાનરોએ આ રક્ષકોમાના કેટલાકને લપડાકો મારી, કેટલાકને જાનુ વચ્ચે ઘાલી કચર્યા અને કેટલાકને બળાત્કારે પકડીને આકાશમા ઉછાળ્યા[11] હે રાજન્! તારા સરખો સ્વામી વિદ્યમાન છતા વાનરોએ અમને આવી રીતે પીડિત કર્યા છે અને પોતાની ઇચ્છા પ્રમાણે તેઓ આખા મધુવનનો નાશ કરે છે. હવે તારે કરવુ ઘટે તેમ કર'[12]

દધિમુખ વાનર સુગ્રીવને મધુવનનુ વૃત્તાત કહેતો હતો, તેવામા બુદ્ધિમાન લક્ષ્મણે સુગ્રીવને પૂછ્યુ[13] 'હે રાજન્! આ વનનો રખેવાળ તારી પાસે શા માટે આવ્યો છે? અને તે દુખિયારાની પેઠે તને શુ નિવેદન કરે છે?' ત્યારે વાણીવિશારદ સુગ્રીવે કહ્યુ હે આર્ય લક્ષ્મણ! આ વનરક્ષક દધિમુખ વાનર કહે છે કે, 'અગદ વગેરે વાનરોએ આપણા મધુનુ ભક્ષણ કર્યુ છે.'[14–19] હે લક્ષ્મણ! આ સમાચાર ઉપરથી હુ ધારુ છુ કે દક્ષિણ દિશામા ગયેલા વાનરો કાર્ય સિદ્ધ કરીને આવેલા છે. જો કાર્ય સિદ્ધ ન થયુ હોય તો તેઓ રાજાની આજ્ઞા વિના કદી પણ આવી રીતે મધુવનનો નાશ કરે નહિ નિશ્ચય, તેઓ કૃતકૃત્ય થઈ ને આવેલા છે. વારવા છતા તેઓએ માન્યુ નહિ, રક્ષકોને પીસી નાખ્યા અને મહાબળવાન દધિમુખ કે જેને મે પોતે જ મધુવનની રક્ષા માટે નીમ્યો છે. તેને પણ ગણકાર્યો નહિ એ ઉપરથી હુ ધારુ છુ કે વાનરોએ સીતાના દર્શન કર્યા જ છે ખરેખર, શૂરવીર હનુમાને જ સીતાના દર્શન કર્યા હશે, કારણ કે આ કાર્ય સિદ્ધ કરવામા હનુમાન સિવાય બીજુ કોઈ સમર્થ નથી એ વાનરશ્રેષ્ઠ વાયુસુત જ કાર્ય સિદ્ધ કરવામા વિચક્ષણ બુદ્ધિવાળો છે તેનામા ઉદ્યોગ, વીર્ય અને શાસ્ત્રોનુ સપૂર્ણ જ્ઞાન છે. અહો! જ્યા જાબવાન તથા અગદ સરખા નેતા હોય અને જ્યા હનુમાન સરખો અધિષ્ઠાતા હોય, ત્યા કાર્યસિદ્ધિ કેમ ન થાય? હે લક્ષ્મણ! દક્ષિણ દિશામા સીતાની શોધ કરી આવેલા અગદાદિ વાનરોએ મધુવનનો નાશ કર્યો, વનરક્ષકોને ઘાયલ કર્યા તથા ફળમૂળાદિનુ ભક્ષણ કર્યુ[20–24] એ સઘળુ મને કહેવા માટે મધુર ભાષણ કરનાર અને મહાપરાક્રમી આ દધિમુખ અહી આવેલો છે[25] હે સૌમિત્રિ! એ વાનરો નિશકપણે મધુનુ પાન કરવા લાગ્યા છે, એથી તમારે નિશ્ચય માનવુ કે તેઓ સીતાના દર્શન કરીને જ આવેલા છે[26] હે પુરુષર્ષભ! વિખ્યાત પરાક્રમવાળા એ વાનરો સીતાને જોયા વિના આવેલા બધા ઉન્માદ કરે નહિ, તેમ જ દેવોએ આપેલા દિવ્ય વનનો નાશ પણ કરે નહિ'[27]

સુગ્રીવની કર્ણપ્રિય વાણી સાભળી ધર્માત્મા રામ–લક્ષ્મણ અત્યત હર્ષિત થયા[28] સુગ્રીવે પણ અત્યત હર્ષિત થઈ ને દધિમુખને કહ્યુ -

'હે દધિમુખ! કાર્ય સિદ્ધ કરી આવેલા વાનરોએ મધુવનમાં ખાધુંપીધું તેથી હું પ્રસન્ન થયો છું. કાર્ય બજાવનારા સેવકોનો ઉન્માદ સ્વામીએ સહન કરવો જોઈએ. હે વાનરવર! હવે તું પાછો જઈને મધુવનનું રક્ષણ કર અને હનુમાન આદિ વાનરોને સત્વર મારી પાસે મોકલ. સિંહ જેવા ગર્વિષ્ઠ અને કાર્ય સિદ્ધ કરી આવેલા હનુમાન આદિ વાનરોના મુખથી હું તથા રામ-લક્ષ્મણ સીતા સંબંધી સમાચાર સાંભળવા ઇચ્છીએ છીએ.[૨૯-૩૨]

પછી આનંદને લીધે જેનાં નેત્ર પ્રફુલ્લિત થયાં હતાં, એવા રાજપુત્ર રામ-લક્ષ્મણને હર્ષિત તથા કૃતાર્થ થયેલા જોઈને અને બીજાં પણ કેટલાંક શુભ શકુન જોઈને વાનરરાજ સુગ્રીવ 'કાર્યસિદ્ધિ થઈ ચૂકી છે' એમ માની અત્યંત આનંદ પામ્યો.[૩૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમા ૬૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૪ મો

### વાનરોનું આગમન-રામસમાગમ

सुग्रीवेणवमुक्तस्तु हृष्टो दधिमुखः कपिः।
राघवं लक्ष्मणं चैव सुग्रीवं चाभ्यवादयत्॥१॥

સુગ્રીવનું વચન સાંભળી હર્ષિત થયેલો દધિમુખ વાનર રામચંદ્ર, લક્ષ્મણ તથા સુગ્રીવને પ્રણામ કરી શૂરવીર વનરક્ષકોની સાથે આકાશમાં ઊડ્યો.[૧-૨] પ્રથમના જેવા જ વેગથી ઊડીને તે મધુવન આગળ આવ્યો અને આકાશમાંથી પૃથ્વી પર ઊતરી તેણે વનમાં પ્રવેશ કર્યો.[૩] મધુવનમાં પ્રવેશ કરીને તેણે જોયું તો મદમસ્ત થયેલા વાનરોનો મદ ઊતરવા આવ્યો હતો અને તેઓ મધુનો પેશાબ કરતા હતા.[૪] શૂરવીર દધિમુખે હાથ જોડી હર્ષયુક્ત મધુર વાણીથી અંગદ પ્રત્યે કહ્યું: 'હે સૌમ્ય! આ મારા અનુચર વનરક્ષકોએ અજ્ઞાનને લીધે ક્રોધમાં આવી તમો સૌને અટકાવ્યા એ માટે તારે રોષ કરવો યોગ્ય નથી.[૫-૬] આ વાનરો દૂરથી આવેલા હોવાથી શ્રમિત થયેલા છે; માટે યથેચ્છ રીતે તું તેમને મધુરસ પિવડાવ. હે મહાબળવાન! યુવરાજ હોવાથી તું આ વનનો સ્વામી છે. અમોએ અજ્ઞાનને લીધે પ્રથમ ક્રોધ કર્યો તે માટે તારે ક્ષમા કરવી ઘટે છે. હે વાનરસત્તમ! પૂર્વે જેમ તારો પિતા વાનરોનો રાજા હતો, તેમ હાલમાં તું અને સુગ્રીવ વાનરોનો રાજા છો. હે નિષ્પાપ! મેં તારા કાકા સુગ્રીવની પાસે જઈને સર્વ વાનરો આવ્યાના તેમ જ મધુવન ઉજાડ્યાના સમાચાર કહ્યા. તે સાંભળી ક્રોધ નહિ પામતાં ઊલટો તે પ્રસન્ન થયો અને તેણે હર્ષપૂર્વક મને કહ્યું: 'હે દધિમુખ! તું મધુવનમાં જઈને અંગદ વગેરે સર્વ વાનરોને સત્વર મારી પાસે મોકલ.'

દધિમુખનું મધુર વચન સાંભળી વાક્યવિશારદ અંગદે વાનરો પ્રત્યે કહ્યું: 'હે કપિશ્રેષ્ઠો! આ દધિમુખ આનંદથી વાત કરે છે એ ઉપરથી હું અનુમાન કરું છું કે, શ્રીમાન રામચંદ્ર આપણા સર્વ સમાચાર જાણ્યા હશે. હે શત્રુઓને તપાવનારા કપિવરો! કાર્ય સિદ્ધ કર્યા પછી હવે આપણે આમ રઝળવું યોગ્ય નથી.[૭-૧૪] હે પરાક્રમી વનચરો! તમોએ યથેચ્છ મધુપાન કર્યું છે, હવે કંઈ પણ બાકી નથી; માટે હવે આપણે સુગ્રીવની પાસે જવું જોઈએ.[૧૫] હે વાનરપુંગવો! તમે સૌ મને જેમ કહેશો તેમ કરવા હું તયાર છું. કર્તવ્યઅર્થનો નિર્ણય કરવામાં હું તમો સૌને અધીન જ છું.[૧૬] હે વાનરવરો! હું યુવરાજ છું, તોપણ હાલમાં તમને આજ્ઞા કરવા યોગ્ય નથી; કારણ કે કાર્ય સિદ્ધ કરી આવેલા તમોને તમારી ઇચ્છા વિરુદ્ધ કાર્યમાં બળાત્કારે યોજવા એ ઠીક નથી.[૧૭]

અંગદનું નમ્ર વચન સાંભળી સર્વ વાનરોએ હર્ષમાં આવી કહ્યું:[૧૮] 'હે વાનરશ્રેષ્ઠ! હે રાજપુત્ર! પોતે સમર્થ હોવા છતાં આવાં વચન કયો પુરુષ બોલે એમ છે? ઐશ્વર્યના મદથી ગર્વિત થયેલા સર્વ કોઈ 'હું સમર્થ છું'' એમ માને છે.[૧૯] હે યુવરાજ! આવું

બોલવું એ તને અત્યંત શોભા આપનારું છે. હે અંગદ! આ તારો વિનય ભવિષ્યમાં તારી ઉન્નતિ થવાનું સૂચવે છે.[૨૦] અમે સૌ વાનરરાજ સુગ્રીવની પાસે જવા માટે તત્પર છીએ;[૨૧] પરંતુ હે રાજપુત્ર! તારી આજ્ઞા થયા વિના અમે સર્વ વાનરો ક્યાંય પણ જવા માટે એક પગલુ પણ ભરવા સમર્થ નથી, એ તું સત્ય માન.'[૨૨]

વાનરોનું બોલવું સાંભળી અંગદે કહ્યું: '*ઠીક*' ચાલો આપણે સુગ્રીવની પાસે જઈએ,' એમ કહી અંગદ આકાશમાં ઊડ્યો એટલે તેની પાછળ સર્વ વાનરો પણ ઊડ્યા. આકાશને આચ્છાદિત કરતા તેઓ જાણે-ગોફણમાંથી છૂટેલા ગોળા હોય એવા દેખાતા હતા.[૨૩,૨૪] અંગદ તથા હનુમાનની પાછળ ઊડતા વાનરો વાયુએ પ્રેરેલા મેઘ પેઠે ગર્જના કરતા વેગથી જતા હતા.

અંગદાદિ વાનરોને પોતાની તરફ આવતા જોઈને વાનરરાજ સુગ્રીવે શોકસંતપ્ત થયેલા રામચંદ્રને કહ્યું : 'હે રઘુવીર! તમે શાંત થાઓ, તમારું કલ્યાણ થશે. વાનરોને સીતાનાં દર્શન થયાં છે એમાં લેશ પણ સંશય નથી.[૨૫] હે શુભ-દર્શન! એક માસનો અવધિ વીત્યા પછી પ્રતિજ્ઞા પૂરી કર્યા વિના વાનરો પાછા આવી શકે એમ નથી. વળી અંગદની હર્ષયુક્ત આકૃતિ ઉપરથી પણ મને જણાય છે કે, તેઓ સીતાને જોઈને જ આવ્યા છે.[૨૬-૨૮] કાર્ય બગડ્યું હોય તો મોટી ભુજાઓવાળો યુવરાજ અંગદ મારી પાસે આવે જ નહિ.[૨૯] કાર્ય સિદ્ધ ન થયુ હોય છતાં વાનર-સ્વભાવને લીધે કદાચ બીજા વાનરો આવું તોફાન કરે, પરંતુ અંગદ તો તેમ કરે જ નહિ. તેની મુખમુદ્રા ઊતરી જાય અને તે ખેદયુક્ત થઈ જાય. સીતાને જોયા વિના અંગદ પોતાના બાપદાદાથી સુરક્ષિત થયેલા મધુવનનો નાશ કરે જ નહિ. હે રામ! તમારા જેવા રૂડા આચરણવાળા પુત્રને લીધે તમારાં માતુશ્રી કૌશલ્યા ભાગ્યશાળી છે. તમે શાંત થાઓ. હનુમાન સીતાદેવીનાં દર્શન કરીને જ આવે છે એમાં કોઈ સંદેહ નથી.[૩૦-૩૨] કાર્ય સિદ્ધ કરવામાં હનુમાન જેવો બીજો કોઈ નથી. હે શ્રેષ્ઠ બુદ્ધિવાળા રામ! કાર્ય કરવાની શક્તિ, ઉત્તમ બુદ્ધિ, ઉદ્યોગ, શૌર્ય અને રાજ-નીતિનું જ્ઞાન, એ ગુણો હનુમાનમાં જ રહેલા છે. હે રઘુવીર! જ્યાં વૃદ્ધ જાંબવાન તથા અંગદ સરખા નેતા હોય અને હનુમાન સરખો અધિષ્ઠાતા હોય ત્યાં કાર્ય સિદ્ધ કેમ ન થાય? માટે હે અમિત પરાક્રમવાળા રામ! હવે તમે ચિંતા કરવી મૂકી દો.[૩૩-૩૫] હે રાઘવ! મદ-મસ્ત થઈ ગર્જના કરતા એ સર્વ વાનરો આ તરફ આવે છે. જો કાર્ય ન કર્યું હોય તો તેઓ આવી રીતે હર્ષભેર આવે નહિ.[૩૬] વાનરોએ મધુવન ભાંગી નાખ્યું અને તેઓ મધુરસ પી ગયા એથી મને નિશ્ચય થાય છે કે તેઓએ કાર્ય સિદ્ધ કર્યું જ છે.'[૩૭]

હનુમાનના કર્મથી ગર્વિત થયેલા તથા ગર્જના કરતા સર્વ વાનરો કિષ્કિન્ધાનગરીની પાસે આવી પહોંચ્યા અને જાણે સિદ્ધ થયેલું કાર્ય કહી બતાવતા હોય તેમ કિલકિલાટ કરવા લાગ્યા. વાનરોનો શબ્દ સાંભળીને કપિ-રાજ સુગ્રીવ હર્ષિત થયો અને તેણે પોતાનું પુચ્છ લાંબું કરીને માલ્યવાન પર્વતના શિખર પર રાખ્યું.[૩૮,૩૯] એટલામાં રામચંદ્રનાં દર્શનની ઉત્કંઠાવાળા સર્વ વાનરો પણ હનુમાન તથા અંગદને આગળ કરીને ત્યાં આવી પહોંચ્યા;[૪૦] અને તેઓએ કપિરાજ સુગ્રીવ તથા શ્રીમાન રામચંદ્રનાં ચરણોમાં પ્રણામ કર્યા.[૪૧] પછી મહાવીર હનુમાને રામચંદ્રના ચરણમાં મસ્તક નમાવી નિવેદન કર્યું: 'હે મહારાજ! મેં સીતાનાં દર્શન કર્યાં છે. તેઓ કુશળક્ષેમ છે અને પોતાના શિયળવ્રતનું રક્ષણ કરે છે.'[૪૨]

'મેં સીતાનાં દર્શન કર્યાં છે' એવું હનુમાનનું અમૃત સરખું વાક્ય સાંભળતાં જ રામ-લક્ષ્મણ અત્યંત હર્ષિત થયા. હનુમાન ઉપર સુગ્રીવનો ભરોસો ખરો પડ્યો; એ જોઈને અત્યંત પ્રસન્ન થયેલા લક્ષ્મણ સુગ્રીવને બહુ-માનની દૃષ્ટિથી જોવા લાગ્યા. હનુમાનનું પરાક્રમ

જોઈને આનંદ પામેલા શત્રુદમન રામચંદ્ર પ્રેમભરી દૃષ્ટિથી હનુમાન પ્રત્યે જોઈ રહ્યા.[૪૩,૪૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૬૪મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૬૫મો

## સીતાવૃત્તાંત

**ततः प्रस्रवणं शैलं ते गत्वा चित्रकाननम्।**
**प्रणम्य शिरसा रामं लक्ष्मणं च महाबलम्॥१॥**

વિચિત્ર વનવાળા પ્રસ્રવણ પર્વત પર જઈને અંગદાદિ વાનરોએ મહાબળવાન રામ–લક્ષ્મણને તથા સુગ્રીવને પ્રણામ કર્યા અને સીતાનું વૃત્તાંત કહેવાનો આરંભ કર્યો.[૧,૨] તેઓએ રાવણને ઘેર રોકાઈ રહેલાં અને રાક્ષસીઓના તિરસ્કારોને સહન કરતાં સતીશિરોમણિ સીતાની સ્થિતિનું વર્ણન કર્યું; તેમ જ સીતાનો રામચંદ્ર વિષેનો પ્રેમ તથા રાવણે તેને બે માસ સુધી જ જીવતી મૂકવાનો કરેલો અવધિ–એ સઘળું પણ કહ્યું.[૩] વાનરોના મુખથી સીતાના કુશળ સમાચાર સાંભળીને પ્રસન્ન થયેલા રામચંદ્ર પૂછ્યું :[૪] 'હે વાનરો! હાલમાં સીતાદેવી ક્યાં છે અને તે મારા પર કેવો સ્નેહ રાખે છે, એ સઘળું મને સવિસ્તર કહો.'[૫]

રામચંદ્રનો પ્રશ્ન સાંભળી તેનો ઉત્તર આપવા માટે સર્વ વાનરોએ સીતાનું સઘળું વૃત્તાંત જાણનારા હનુમાનને પ્રેરણા કરી.[૬] વાનરોના કહેવાથી પવનસુત હનુમાને જે દિશામાં સીતા હતાં તે તરફ પ્રણામ કર્યા અને પછી સુવર્ણથી મઢેલો સીતાએ આપેલો દિવ્ય ચૂડામણિ રામચંદ્રને ચરણે ધરી હાથ જોડીને સીતાનું વૃત્તાંત કહેવા માંડ્યું.

હનુમાને કહ્યું : 'હે રઘુવીર! સીતાનાં દર્શન કરવાની ઇચ્છાથી સો યોજનનો સમુદ્ર ઓળંગી હું લંકાનગરીમાં ગયો. એ લંકાનગરી સમુદ્રના દક્ષિણ કિનારા પર આવેલી છે, ત્યાં રાવણની અશોકવાટિકામાં મને સીતાનાં દર્શન થયાં.[૭–૧૧] હે રામ! સીતાદેવી તમારું ચિંતવન કરીને જ પોતાનું જીવિત ધારણ કરી રહ્યાં છે. તે રાક્ષસીઓની વચ્ચે રહે છે અને બિહામણા રૂપવાળી રાક્ષસીઓ વારંવાર તેમનો તિરસ્કાર કરે છે. હે વીર! સુખ ભોગવવા યોગ્ય એવાં સીતા તમારા વિના ત્યાં દુઃખ પામે છે.[૧૨,૧૩] સતીશિરોમણિ સીતા રાવણની અશોકવાટિકામાં રાક્ષસીઓના ચોકીપહેરા નીચે રહેલાં છે, તે નિરંતર તમારું ચિંતવન કરે છે. તેમણે મસ્તક પર વેણી ધારણ કરી છે.[૧૪] તે પૃથ્વી પર શયન કરે છે. હેમંતઋતુની કમલિનીની પેઠે તેમના શરીરનો વર્ણ ફિક્કો પડી ગયો છે અને રાવણને લીધે સર્વ સુખનો ત્યાગ કરી તેમણે મરવાનો નિશ્ચય કર્યો છે.[૧૫] હે કાકુત્સ્થ! જેનું ચિત્ત તમારે વિષે જ ચોંટેલું છે એવાં સીતાને મેં મહાપ્રયત્ને શોધી કાઢ્યાં હતાં. હે અનઘ! મેં જ્યારે ઇક્ષ્વાકુવંશનું યશોગાન કરીને તેમને વિશ્વાસ ઉપજાવ્યો, ત્યારે જ તેમણે મારી સાથે સંભાષણ કર્યું. પછી મેં તેમને અહીંના સર્વ સમાચાર કહ્યા.[૧૬,૧૭] તમારી સુગ્રીવની સાથે મૈત્રી થયેલી જાણીને તે અત્યંત હર્ષિત થયાં છે. તેમનું શિયળવ્રત તથા પ્રેમભાવ નિરંતર તમારે વિષે જ સ્થિર છે.[૧૮] હે પુરુષર્ષભ! હે મહાભાગ! પતિવ્રતધર્મ પાળનારાં સીતાને મેં કુશળ જોયાં છે.[૧૯] હે મહાપ્રાજ્ઞ! હે રાઘવ! ચિત્રકૂટમાં તમારી સમક્ષ કાગડા સંબંધી જે વૃત્તાંત બન્યું હતું તે સઘળું તેમણે મને અભિજ્ઞાન તરીકે કહેલું છે.[૨૦] વળી તેમણે કહ્યું છે કે, 'હે વાયુસુત! તું મારું જેવું વૃત્તાંત જુએ છે, તેવું જ રામચંદ્રને નિવેદન કરજે. મહાપ્રયત્નથી રક્ષણ કરી રાખેલો આ ચૂડામણિ શ્રીમાન રામચંદ્રને આપીને સુગ્રીવના સાંભળતાં તું તેમને કહેજે કે,[૨૧,૨૨] 'હે રઘુવીર! સીતાએ અતિ યત્નથી રક્ષણ કરી રાખેલો આ ચૂડામણિ તમે ગ્રહણ કરો અને તમોએ મને મનઃશિલનું તિલક કર્યું હતું તેને સંભારો.[૨૩] હે રાઘવ! આ ચૂડામણિ મેં તમારી પાસે મોકલાવ્યો છે. તમોએ મોકલેલી મુદ્રિકા જોઈને હું દુઃખમાં હોવા છતાં પણ

તમારાં દર્શન જેટલો આનંદ પામી છું.[૨૪] હે દશરથનંદન! હવે હું માત્ર એક માસ પર્યંત જીવિત ધારણ કરીશ. તે પછી હું જીવવાની નથી, કેમ કે રાક્ષસીઓના બંધનમાં પડીને હું ઘણી જ રિબાઉં છું.'[૨૫]

હે રામચંદ્ર! રાવણને ત્યાં રોકાઈ રહેલાં પતિવ્રતા સીતાએ મને જે કહ્યું હતું,[૨૬] તે સઘળું મેં તમને કહી સંભળાવ્યું. હે રાઘવ! હવે સો યોજનનો સમુદ્ર તરવા માટે તમે યત્ન કરો.'

સીતાના કુશળ સમાચાર સાંભળી ધૈર્ય પામેલા રાજપુત્ર રામ–લક્ષ્મણને ચૂડામણિ આપીને તથા સીતાનો સર્વ સંદેશો કહીને માર્ગમાં જે કાંઈ બન્યું હતું, ને સઘળું હનુમાને યથાસ્થિત કહી સંભળાવ્યું.[૨૭,૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૬૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૬ મો

### સીતાવૃત્તાત–ચૂડામણિ–રામચંદ્રનો વિલાપ

एवमुक्तो हनुमता रामो दशरथात्मजः ।
तं मणिं हृदये कृत्वा रुरोद सहलक्ष्मणः ॥ १ ॥

હનુમાનના મુખથી સીતાનુ વૃત્તાત સાંભળ્યા પછી ચૂડામણિને પોતાના હૃદય સાથે ચાંપીને રામ–લક્ષ્મણ રોવા લાગ્યા.[૧] આંસુભર્યાં નેત્રે ચૂડામણિને જોઈ ને શોકહર્ષિત થયેલા રઘુવીર સુગ્રીવ પ્રત્યે કહેવા લાગ્યા: 'હે વાનરશ્રેષ્ઠ! જેમ વાછરડા ઉપર પ્રીતિવાળી ગાયના સ્તન વાછરડાંને જોઈ સ્રવવા લાગે છે, તેમ આ શ્રેષ્ઠ મણિ જોઈ મારું હૃદય પીગળે છે. મારા સસરા જનકરાજાએ અમારાં લગ્નસમયે આ દિવ્ય ચૂડામણિ સીતાને આપ્યો હતો. જે તેણે મસ્તક પર ધારણ કરેલો હોવાથી અત્યંત શોભતો હતો. જળમાં ઉત્પન્ન થયેલો અને સજ્જનોએ પૂજેલો આ ચૂડામણિ પૂર્વે યજ્ઞમાં સંતુષ્ટ થયેલા ઇંદ્ર મારા સસરાને આપ્યો હતો.[૨–૫] હે સૌમ્ય! આજે આ મણિને જોતાં જ મને મારા પિતા દશરથ રાજા તથા સસરા જનકરાજા સાંભરી આવે છે.[૬] અહો! આ ચૂડામણિ મારી પ્રિયા સીતાના મસ્તક પર કેવો શોભતો હતો? આ મણિનું દર્શન થવાથી જાણે હું સીતાનું દર્શન જ પામ્યો હોઉં એમ માનું છું.'[૭]

એમ વિલાપ કરતાં કરતાં વળી રામચંદ્ર હનુમાન પ્રત્યે દૃષ્ટિ કરી કહ્યું: 'હે સૌમ્ય! જેમ મૂર્છિત થયેલ પ્રાણીને સાવધ કરવા માટે જળનું સિંચન કરવામાં આવે છે, તેમ શોકથી પીડાતા મને શાંત કરવા માટે વાણીરૂપી જળ સિંચતાં સીતાએ શું શું કહ્યું છે, તે સર્વ તું મને કહે.' વળી વિલાપ કરતાં કરતાં શ્રીમાન રામચંદ્ર કહ્યું: 'હે સૌમિત્રિ! સીતા વિના જ એકલા અહીં આવેલા આ ચૂડામણિને હું જોઉં છું, તે કરતા બીજું વધારે દુઃખ મને શું હોય? હે વીર! સીતા જોકે એક માસ જીવશે તો પછી તે ચિરકાળ સુધી જીવતી રહેશે, એમ હું માનું છું; પરંતુ હવે એ શ્યામ નેત્રવાળી સીતા વિના ક્ષણવાર પણ હું જીવી શકું એમ નથી.'[૮–૧૦]

પુનઃ પણ રામચંદ્રે હનુમાન પ્રત્યે કહ્યું: 'હે કપિવર! તેં મારી પ્રિયાને જ્યાં જોઈ હોય, ત્યાં તું મને સત્વર લઈ જા; કેમ કે તેના સમાચાર જાણ્યા પછી હવે હું ક્ષણવાર પણ રહી શકીશ નહિ.[૧૧] અરે, અત્યંત બીકણ સ્વભાવવાળી મારી પ્રિયા સીતા ભયંકર દેહવાળી રાક્ષસીઓના ટોળામા કેવી રીતે રહેતી હશે?[૧૨] જેમ કલંકરહિત થવા છતા શરદઋતુનો ચંદ્ર વાદળોથી ઘેરાઈ જવાને લીધે શોભતો નથી, તેમ હાલમાં સીતાનુ મુખ શોકછાયા વડે છવાઈ જવાને લીધે શોભતું નહિ હોય.[૧૩] હે હનુમાન! જેમ રોગી મનુષ્ય ઔષધના ટેકાથી જીવે છે, તેમ હું સીતાનુ વૃત્તાંત સાંભળીને જીવીશ; માટે સીતાએ જે કંઈ કહાવ્યુ હોય, તે સઘળું તું મને યથાર્થ રીતે કહે.[૧૪] હે હનુમાન! મારાથી વિખૂટી પડેલી, મધુર ભાષણ કરનારી અને સુંદર સ્વરૂપવાળી સીતાએ તને શું કહ્યું છે, તે મને કહે. અરે, ઉપરાઉપરી આવી પડતાં દુઃખોથી પીડાતી તે કેમ કરી જીવે છે?'[૧૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમા ૬૬ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૬૭ મો

## સીતાવૃત્તાંત-અભિજ્ઞાનકથન

एवमुक्तस्तु हनुमान्राघवेण महात्मना ।
सीताया भाषितं सर्वं न्यवेदयत राघवे ॥ १ ॥

મહાત્મા રામચંદ્રનાં વચન સાંભળીને કપિવર હનુમાન સીતાએ જે કંઈ કહ્યું હતું, તે સઘળું તેમની આગળ કહેવા લાગ્યો.[१]

હનુમાને કહ્યું : 'હે પુરુષર્ષભ ! પૂર્વે ચિત્રકૂટ પર્વતમાં બનેલું એક વૃત્તાંત સીતાએ મને યથાર્થ રીતે કહેલું છે.[२] તે એ કે એક સમયે તમારી સાથે સુખપૂર્વક સૂતેલાં સીતા કેટલીક વારે તમારાથી પ્રથમ જાગીને બેઠાં થયાં; ત્યારે એક કાગડાએ આવી તેમના સ્તન ઉપર ચંચુપ્રહાર કર્યો.[३] હે ભરતાગ્રજ ! તમે જ્યારે સીતાના ખોળામાં મસ્તક મૂકીને સૂઈ ગયા, ત્યારે એ કાગડો વારંવાર સીતાને પીડવા લાગ્યો. કાગડાએ ઊડીઊડીને સીતાના સ્તન ઉપર ઘણા ચંચુપ્રહાર કર્યા, જેથી તેમના સ્તનમાંથી રુધિર વહેવા માંડ્યું. હે રામ ! એ રુધિરનો ઉષ્ણ સ્પર્શ થવાથી તમે જાગી ઊઠ્યા. હે પરંતપ ! તમે કે જે સુખે સૂતેલા હતા, તેમને કાગડાથી અત્યંત પીડાયેલાં સીતાએ જગાડ્યા. હે રઘુવીર ! હે મહાબાહુ ! સીતાના સ્તનપ્રદેશમાં ઘાવ પડેલા જોઈને ઝેરી સર્પની પેઠે ક્રોધ પામેલા તમોએ સીતાને કહ્યું :[૪-૭] 'હે ભીરુ ! તારા સ્તન ઉપર કોણે નખક્ષત કર્યાં છે ? અરે, પાંચ ફણાવાળા ઝેરી સર્પની સાથે કોણ ક્રીડા કરે છે ?'[८] એમ કહીને તમોએ ચોતરફ દૃષ્ટિ કરી તો પેલો કાગડો તમારા જોવામાં આવ્યો. એ કાગડાના નખ રુધિરથી ખરડાયેલા હતા અને તે સીતાની સામે બેઠેલો હતો. એ કાગડાની ગતિ વાયુના જેવી હતી અને તે ઇંદ્રનો પુત્ર હતો. તમને જાગ્રત થયેલા જોયા કે તરત જ તે દુષ્ટાત્મા ત્યાંથી ઊડ્યો. હે મહાબાહુ ! હે ઉત્તમ બુદ્ધિવાળા રામ ! પછી ક્રોધ ચડવાને લીધે તમોએ તે કાગડા ઉપર ક્રૂર દૃષ્ટિ ફેંકી;[૯-૧૧] અને આસનમાંથી એક દર્ભની સળી કાઢીને તેમાં બ્રહ્માસ્ત્રની યોજના કરી. પછી પ્રલયાગ્નિની પેઠે સળગી ઊઠેલી એ દર્ભની સળીને તમોએ પેલા કાગડા ઉપર ફેંકી એટલે તે સળી તેની પાછળ પડી.[૧૨,૧૩] પ્રજ્વલિત દર્ભની સળી જોઈને ગભરાઈ ગયેલો કાગડો પ્રાણ બચાવવા માટે દેવોની આગળ ગયો; પરંતુ તમારા ભયને લીધે દેવોએ તેનું રક્ષણ કર્યું નહિ. તે કાગડો ત્રણે લોકમાં ફરી વળ્યો, પણ તેને કોઈ રક્ષણ આપનાર મળ્યું નહિ.[૧૪] હે અરિંદમ ! છેવટે થાકીને તે પુનઃ તમારે શરણે આવ્યો અને પૃથ્વી પર પડી તમને પ્રણામ કરવા લાગ્યો.[૧૫] હે કાકુત્સ્થ ! જોકે તે કાગડો વધ કરવા યોગ્ય હતો, તોપણ તેના પર દયા લાવીને તમોએ તેને જીવતો મૂક્યો અને પોતાનુ અસ્ત્ર વૃથા ન થાય એટલા માટે તમે તેની એક જ આંખ ફોડી. પછી તમને તથા તમારા પિતા દશરથ રાજાને પ્રણામ કરીને એ કાગડો પોતાના સ્થાનમાં ગયો.'

હે રામચંદ્ર ! અભિજ્ઞાન તરીકે ઉપર્યુક્ત કાગડાનું વૃત્તાંત કહીને સીતાએ તમને કહાવ્યુ છે કે, 'હે રાઘવ ! તમે અસ્ત્રવિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ છો, બળવાન છો, ઉત્તમ શૌર્યવાળા છો, છતાં રાક્ષસો ઉપર શસ્ત્રાસ્ત્ર કેમ ચલાવતા નથી ? હે રામ ! દેવતાઓ, ગંધર્વો, અસુરો અને મરુદ્ગણો પેલા કાગડાની પેઠે તમારી સામે યુદ્ધમા ઊભા રહેવા સમર્થ નથી; માટે હે સ્વામિન્ ! જો તમારી મારે વિષે કંઈ પણ પ્રીતિ હોય, તો તમે પોતાનાં તીક્ષ્ણ બાણો વડે સંગ્રામમાં રાવણને હણો અને મને દુઃખમાંથી છોડાવો. અરે, શત્રુઓને તપાવનારા મારા દિયરજી મહાત્મા લક્ષ્મણ પણ પોતાના મોટા ભાઈની આજ્ઞા લઈ ને મને આ દુઃખમાંથી કેમ છોડાવતા નથી ? અરે, અગ્નિ અને વાયુ સરખા પ્રભાવવાળા એ બન્ને ભાઈઓ દેવતાઓથી જિતાવા અશક્ય છે,-છતાં તેઓ મારી ઉપેક્ષા કેમ કરે છે ? અરે, તેઓ મહાસમર્થ છતાં મારું રક્ષણ કેમ કરતા નથી ? એથી મને લાગે છે કે, નક્કી મારે મારા પૂર્વજન્મનું કંઈક દુષ્કૃત્ય

ભોગવવાનું હજી બાકી હશે.'

હે રઘુવીર! સીતાનું એવું કરુણ વચન સાંભળી મેં તેમને પુનઃ પણ કહ્યું : 'હે દેવી! હું સત્ય પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, તમારા વિયોગના શોકથી રામચંદ્ર અત્યંત ઉદ્વિગ્ન થઈ રહ્યા છે.[१९–२५] રામચંદ્રને દુઃખી જોઈ ને લક્ષ્મણ પણ સંતાપ પામે છે. હે દેવી! મહાપ્રયત્ને હું તમારાં દર્શન પામ્યો છું. હવે તમારે શોક કરવો યોગ્ય નથી.[२६] હે ભામિની! હવે અલ્પ સમયમાં જ તમારા દુઃખનો અંત આવશે. હે સીતા! બન્ને રાજપુત્રો તમને પ્રાપ્ત કરવા માટે આખી લંકાનગરીને બાળીને ભસ્મ કરશે અને રાવણને તેના બંધુવર્ગ સહિત હણીને તમને અયોધ્યા લઈ જશે. હે સીતા! હવે હું રામચંદ્ર પાસે જાઉં છું; તમે મને કંઈ એવી નિશાની આપો કે જેને રામચંદ્ર સારી રીતે ઓળખી શકે અને જે જોઈ ને તેઓ અત્યંત પ્રસન્ન થાય.'

હે મહાબળવાન રામ! મેં એવી માગણી કરી ત્યારે સીતાએ ચોતરફ નજર કરી જોયું અને મસ્તક પર વેણીમાં બાંધવા યોગ્ય આ ચૂડામણિ એક વસ્ત્રના છેડેથી છોડીને મને આપ્યો. હે રઘુનંદન! તમને નિશાની તરીકે આપવા માટે બન્ને હાથે તે ગ્રહણ કરીને મેં સીતાને પ્રણામ કર્યા અને આ તરફ આવવા હું તૈયાર થયો, એ વેળા મેં મારા દેહને મોટો કર્યો. એ જોઈ ને શોકાવેશમાં આવેલાં જનકનંદિની સીતાએ ગદ્ગદ કંઠે મને કહ્યું : 'હે મહાકપિ! ખરેખર, તું જ મહાભાગ્યવાન છે, કેમ કે કમળ સરખા નેત્રવાળા મહાબાહુ રામચંદ્રને તથા યશસ્વી એવા મારા દિયર લક્ષ્મણને તું જોવા પામીશ.' સીતાનાં વચન સાંભળીને મેં તેમને કહ્યું : 'હે દેવી! હે જનકનંદિની! ચાલો, ત્યારે તમે મારી પીઠ પર બેસી જાઓ, એટલે હું લક્ષ્મણ તથા સુગ્રીવ સહિત તમારા સ્વામી રામચંદ્રનાં તમને દર્શન કરાવું.' મારું વચન સાંભળી સીતાએ કહ્યું : 'હે કપિવર! હું મારી સ્વેચ્છાથી તારી પીઠ પર બેસું એ ધર્મયુક્ત કહેવાય નહિ; કેમ કે પરપુરુષનો સ્પર્શ કરવો એ સતી સ્ત્રીને યોગ્ય નથી. હે વીર! પૂર્વે જ્યારે મારા અંગને રાવણનો સ્પર્શ થયો, ત્યારે હું પરતંત્ર હતી; એટલે એ સમયે હું શું કરી શકું?[२७–३९] માટે હે કપિશાર્દૂલ! જ્યાં રામ–લક્ષ્મણ છે ત્યાં તું જ ઉતાવળે જા.' એટલું કહીને વળી તેમણે મને સંદેશો કહેવા માંડ્યો કે, 'હે હનુમાન! અહીંથી જઈને તું સિંહ સરખા રામ–લક્ષ્મણને તથા બંધુવર્ગ સહિત સુગ્રીવને મારા કુશળ સમાચાર કહેજે. વળી મહાબળવાન રામચંદ્ર આ દુઃખસાગરમાંથી મારો સત્વર ઉદ્ધાર કરે એ માટે પણ સારી રીતે કહેજે. વળી હે કપિવર! મને થતો તીવ્ર શોક અને રાક્ષસીઓથી થતો મારો તિરસ્કાર એ સઘળું તું રામચંદ્રને કહેજે. હે હનુમાન! તારો માર્ગ તને સુખરૂપ થાઓ.'[४०–४२]

હે રામચંદ્ર! શ્રેષ્ઠ પતિવ્રત પાળનારાં તમારાં પત્ની સીતાએ એ પ્રમાણે ખેદપૂર્વક મને કહ્યું હતું. હે રઘુવીર! પતિવ્રતાઓમાં અગ્રણી સીતા કુશળ છે, એ તમે નિશ્ચય જાણો.[४३]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૬૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૮મો

### સીતાવૃત્તાંત–તેમણે કહેવડાવેલો સંદેશો

अथाहमुत्तरं देव्या पुनरुक्तः ससंभ्रमम् ।
तव स्नेहान्नरव्याघ्र सौहार्दादनुमान्य च ॥ १ ॥

હનુમાને કહ્યું : 'હે નરવ્યાઘ્ર! હું જ્યારે આ તરફ આવવા તૈયાર થયો ત્યારે સીતાએ સ્નેહ તથા સુહૃદભાવને લીધે મારો સત્કાર કરી કહ્યું : 'હે હનુમાન! તું દશરથનંદન રામચંદ્રને ઘણા આગ્રહપૂર્વક કહેજે કે, સંગ્રામમાં રાવણનો નાશ કરીને તેઓ મને સત્વર તેડી જાય.[१,२] હે અરિંદમ! જો તને ઠીક લાગતું હોય તો તું આજનો દિવસ અહીંયાં કોઈક શુભ સ્થળમાં રહી વિશ્રાંતિ લઈ કાલે જજે.[३] હે વાનરવર! હું કે જે અલ્પ ભાગ્યવાળી છું તેને તું પાસે રહેવાથી થોડી પણ શાંતિ વળશે. હે પરાક્રમી! તું રામચંદ્રની પાસે જઈને પાછો અહીંયાં આવે ત્યાં સુધી મારા પ્રાણ રહેશે કે નહિ એ વાતનો મને મોટો સંદેહ રહે

છે.[૪,૫] હે વાયુસુત! હું કે જે ઉપરાઉપરી આવી પડતાં દુઃખોથી પીડાઉં છું, તેને તારો વિયોગ થવાથી અધિક સંતાપ થશે.[૬] હે વીર! તારી સહાય હોવા છતાં પણ વાનરસૈન્ય માટે મારા મનમાં આ એક મોટો સંદેહ રહે છે કે, રીંછો અને વાનરોનું સૈન્ય તથા રાજપુત્ર રામ–લક્ષ્મણ એ સૌ આ દુષ્પાર મહોદધિને કેમ કરી તરી શકશે?[૭,૮] હે અનઘ! સમુદ્ર ઓળંગવાની શક્તિ તો તું, ગરુડ અને વાયુ એ ત્રણ જણા જ ધરાવો છો.[૯] હે વીર! હે વાગ્વિદાંવર! આવું કઠિન કાર્ય સિદ્ધ કરવામાં તું શો ઉપાય શોધી શકે એમ છે એ વિચારી મને કહે.[૧૦] હે શત્રુમર્દન! તારું પરાક્રમ યશસ્વી નીવડયું છે એથી હું તો ધારું છું કે, આ કાર્ય સિદ્ધ કરવામાં તું એકલો જ સમર્થ છે.[૧૧] અરે, જો રામચંદ્ર અહીંયાં આવી રાવણને મારી વિજય મેળવીને મને લઈ જાય, તો તેમની કીર્તિને ઝાંખપ લાગશે નહિ.[૧૨] જેવી રીતે રાક્ષસોનો રાજા રાવણ શૂરવીર એવા રામચંદ્રથી ડરીને મને કપટથી છાનોમાનો હરી લાવ્યો છે, તેવી રીતે રામચંદ્રે કરવું યોગ્ય નથી.[૧૩] તેમણે તો વાનરસેના સહિત અહીં આવી, લંકાને ઉજ્જડ–વેરાન સરખી કરી તથા પોતાનું પરાક્રમ દર્શાવી મને તેડી જવી ઘટે છે.[૧૪] હે હનુમાન! સંગ્રામકુશળ એવા મહાત્મા રામચંદ્રના પરાક્રમને છાજે એવું કાર્ય તારે તેમના હાથે કરાવવું જોઈએ.'[૧૫]

હે રામ! સીતાનું વચન સાંભળી મેં કહ્યું: 'હે દેવી! રીંછો અને વાનરોની સેનાના રાજા મહાપરાક્રમી સુગ્રીવે રાવણનો વધ કરી તમને છોડાવવાનો નિશ્ચય કર્યો છે.[૧૬] સુગ્રીવની આજ્ઞા પ્રમાણે વર્તનારા અસંખ્યાત કપિઓ ત્યાં એકઠા થયા છે. તેઓ સર્વ અત્યંત પરાક્રમવાળા, મહાન બળવાળા, મનના સરખા વેગવાળા અને અમાપ તેજવાળા છે. તેઓની ગતિ ક્યાંય પણ રોકાતી નથી તેઓ ગમે તેવાં કઠિન કાર્યોમાં પણ મૂંઝાતા નથી તથા તેઓએ કેટલીયે વાર આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરેલી છે.[૧૭–૨૦] હે દેવી! સુગ્રીવની પાસે રહેનારા સઘળા વાનરો મારા જેવા અને કેટલાક તો વળી મારાથી પણ અધિક બળવાળા છે. મારાથી નબળો તો કોઈ જ નહિ.[૨૧] હે સીતા! તમે વિચાર તો કરો કે, સૌથી ઓછા બળવાળો હું જ્યારે અહીં સુધી આવી શક્યો, ત્યારે મહાબળવાળા વાનરો અહીંયાં કેમ નહિ આવી શકે? એ તો રિવાજ છે કે, અત્યંત બળવાળા પુરુષને દૂત તરીકે મોકલવામાં આવતો નથી, પણ ઓછા બળવાળાને જ દૂત તરીકે મોકલાય છે.[૨૨] માટે હે દેવી! હવે શોક ન કરો! ચિંતાનો ત્યાગ કરો! સઘળા વાનરો એક કૂદકે લંકામાં આવી પડશે.[૨૩] હે મહાભાગ્યવતી! પુરુષોમાં સિંહ સરખા પરાક્રમી અને સૂર્યચંદ્ર સરખી કાંતિવાળા રામલક્ષ્મણને હું મારી પીઠ પર બેસાડીને તમારી પાસે લાવીશ.[૨૪] હે દેવી! હવે તમે શોકનો ત્યાગ કરો. હવે અલ્પ સમયમાં જ ધનુષ્ય ધારણ કરનારા શત્રુદમન રામ–લક્ષ્મણને તમે લંકાનગરીના દ્વાર આગળ જોશો; તેમ જ નખ તથા તથા દાઢોરૂપી આયુધોવાળા, સિંહ તથા શાર્દૂલ સરખા પરાક્રમવાળા અને હાથી જેવી કાયાવાળા અનેક વાનરોને એકત્ર થયેલા જોશો. હે દેવી! આ લંકાનગરી મલયાચલ પર ચડી આવી મેઘની પેઠે ગર્જના કરતા બળવાન વાનરોના હાકોટા હવે થોડા સમયમાં જ તમારે કર્ણે પડશે;[૨૫–૨૭] અને વનવાસનો અવધિ પૂરો થતાં શત્રુદમન રામચંદ્રને તમારી સાથે રાજ્યાભિષિક્ત થયેલા પણ તમે સત્વર જોશો.'

"હે રઘુવીર! તમારા વિયોગના શોકને લીધે અત્યંત પીડાતાં સતીશિરોમણિ સીતાનું મેં બીજાં પણ કેટલાંક પ્રિય વચનો કહીને આશ્વાસન કર્યું, જેથી તેમને કાંઈક શાંતિ વળી."[૨૮,૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૬૮ મો સર્ગ સમાપ્ત

# श्रीसुन्दरकाण्ड समाप्त



આદિકવિ મહામુનિ વાલ્મીકિ વિરચિત

# श्रीवाल्मीकि रामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ६-युद्धकाण्ड

### લંકાનું વર્ણન-રાવણનો ઉચાટ

### સર્ગ ૧ લો

#### રામે કરેલી હનુમાનની પ્રશંસા

श्रुत्वा हनुमतो वाक्यं यथावदभिभाषितम् । रामः प्रीतिसमायुक्तो वाक्यमुत्तरमब्रवीत ॥१॥

હનુમાનના મુખથી સીતાનું યથાર્થ વૃત્તાંત સાંભળીને પ્રસન્ન થયેલા રામચંદ્ર પ્રીતિયુક્ત વચન કહેવા લાગ્યા : 'હે વાનરો ! આ હનુમાને અતિ મોટું અને દુર્લભ કાર્ય કર્યું છે કે જે બીજાથી તો મન વડે પણ થઈ શકે એમ નથી.[૧,૨] ગરુડ, વાયુ અને હનુમાન, એ ત્રણ સિવાય સમુદ્રને તરનારો કોઈ પણ મારા જોવામાં આવ્યો નથી. અહો ! રાવણે રક્ષણ કરેલી લંકાનગરીમાં પ્રવેશ કરવાને દેવતાઓ, ગંધર્વો, ઉરગો, યક્ષો અને દાનવો પણ સમર્થ નથી, ત્યાં બીજાનું તો ગજું જ શું ?[૩,૪] વળી પોતાના બળના આશ્રયથી લંકામાં પ્રવેશ કર્યો પછી પણ જીવતો બહાર નીકળી આવે એવો આ જગતમાં કોણ છે ? બળ અને પરાક્રમમાં જે હનુમાનના જેવો ન હોય તેનાથી તો લંકામાં પ્રવેશ જ કેમ કરી શકાય ? અહો ! લંકામાં જઈ પોતાનાં બળ અને પરાક્રમને યોગ્ય કાર્ય કરીને આ હનુમાને સુગ્રીવ પ્રત્યેનો પોતાનો ખરેખરો સેવકધર્મ બજાવ્યો છે. જે સેવક પોતાના સ્વામીએ સોંપેલું કાર્ય કરીને તે કાર્યને બાધ ન કરે એવું અન્ય કાર્ય પણ કરે છે, તે સેવક ઉત્તમ ગણાય છે. સ્વામીએ કાર્ય કરવાની આજ્ઞા આપી હોય અને પોતે કાર્ય કરવામાં સમર્થ હોય, છતાં જે સેવક સ્વામીનું અધિક હિત થાય એવું કાર્ય કરતો નથી, તે મધ્યમ કહેવાય છે.[૫-૮] સ્વામીએ કાર્ય સોંપ્યું હોય અને પોતે કાર્ય કરવામાં સમર્થ હોય છતાં જે સેવક એકાગ્ર ચિત્તે સોંપેલું કાર્ય પણ કરતો નથી, તે અધમ ગણાય છે.[૯] હે વાનરો ! આ હનુમાને રાક્ષસોથી જરા પણ પરાભવ ન પામતાં પોતાના સ્વામીએ એને જે કાર્ય સોંપ્યું હતું તે સારી રીતે બજાવ્યું છે; એટલું જ નહિ, પણ તે કરતાં તેણે અધિક હિતવાળું કાર્ય કર્યું છે. આ હનુમાન રાક્ષસોથી લેશ પણ પરાભવ પામ્યો નથી અને તેણે સુગ્રીવને સંતુષ્ટ કર્યો છે; માટે તે ઉત્તમ વર્ગનો

સેવક છે [10] આ હનુમાને સીતાની શોધ મેળવીને મારી, લક્ષ્મણની, સીતાની અને આખા રઘુવંશની રક્ષા કરી છે, હે વાનરો! મારી પ્રિયા સીતાનો સંદેશો લાવીને આ હનુમાને મારું જે પ્રિય કર્યું છે તેનો યોગ્ય બદલો વાળવા હું સમર્થ નથી, એથી મારા મનમાં ઘણો જ સંતાપ થાય છે આ સમયે સર્વ ભૂત-પ્રાણીઓને પ્રિય એવા મારા દેહથી હું મહાત્મા હનુમાનને આલિંગન માત્ર જ આપું છું. [11-13]

એ પ્રમાણે કહીને હર્ષને લીધે પુલકિત થયેલા રઘુવીરે કૃતકૃત્ય થઈ આવેલા હનુમાનને આલિંગન આપ્યું અને જરા વિચાર કરીને સુગ્રીવાદિ સર્વ વાનરોના સાંભળતાં કહ્યું 'હે હનુમાન! તેં સીતાની શોધ કરી એ ખરેખર ઉત્તમ કાર્ય કર્યું છે, પરંતુ સો યોજનના સમુદ્ર તરફ દૃષ્ટિ કરતાં મારું મન ભાંગી જાય છે [14-16] મને વિચાર થાય છે કે, એકત્ર થયેલા આ સર્વ વાનરો દુસ્તર મહોદધિ તરીને સામે પાર શી રીતે જઈ શકશે? [17] હે વાયુપુત્ર! તેં મને સીતાનું વૃત્તાંત કહ્યું પણ આ વાનરોને સમુદ્ર પાર કેવી રીતે લઈ જવા એ સંબંધી તું શો વિચાર જણાવે છે? [18] કપિવર હનુમાનને એટલું કહી શોકને લીધે હતચિત્ત થયેલા શત્રુમર્દન રઘુવીર વિચારમગ્ન થઈ ગયા [19]

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧લો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨જો

### સુગ્રીવના વચનો-યુદ્ધ માટેનો ઉત્સાહ

तं तु शोकपरिद्यूनं रामं दशरथात्मजम् ।
उवाच वचनं श्रीमान्सुग्रीवः शोकनाशनम् ॥ १ ॥

દશરથનંદન રામચંદ્રને શોકને લીધે ઉદ્વિગ્ન થયેલા જોઈને સુગ્રીવે એ શોકનો નાશ કરે એવું વચન કહ્યું [1] 'હે વીર! તમે સાધારણ મનુષ્ય પેઠે સંતાપ શા માટે કરો છો? તમારે એમ કરવું યોગ્ય નથી હે રામ! જેમ કૃતઘ્ન માણસ મૈત્રી ત્યાગે, તેમ તમે સંતાપ ત્યાગો હે રાઘવ! આપણને સીતાની ભાળ મળી છે અને રાવણના નિવાસસ્થાનની ખબર પડી છે, તો હવે તમારે સંતાપ કરવાનું કંઈ પણ કારણ નથી [2] હે રઘુવીર! તમે તીક્ષ્ણ બુદ્ધિવાળા, વિચારવાન, શાસ્ત્રજ્ઞ, ભાવિ અર્થ જાણનારા અને પંડિત છો, માટે જેમ યોગી પુરુષ પોતાના ઇષ્ટ અર્થને દૂષિત કરનારી વિષયવાસનાનો ત્યાગ કરે છે, તેમ તમે પ્રાકૃત બુદ્ધિનો ત્યાગ કરો મોટા મગર મત્સ્યોથી ભરેલા મહોદધિને ઓળંગી અમે સર્વ વાનરો લંકાનગરીના કિલ્લા પર ચડી જઈશું અને તમારા શત્રુનો નાશ કરીશું, તમારે લેશ પણ ચિંતા કરવી નહિ [3-5] હે રાઘવ!

निरुत्साहस्य दीनस्य शोकपर्याकुलात्मनः ।
सर्वार्था व्यवसीदन्ति व्यसनं चाधिगच्छति ॥

જે પુરુષ ઉત્સાહરહિત હોય, દીનપણું ભોગવતો હોય તથા શોકથી વ્યાકુળ હોય, તે પુરુષના સઘળા અર્થોનો નાશ થાય છે અને અંતે તે મહાદુઃખમાં આવી પડે છે [6] હે રામ! શૂરવીર અને સમર્થ એવા આ સર્વ વાનરો તમારું પ્રિય કરવામાં એટલો તો ઉત્સાહ ધરાવે છે કે તેઓ તમારે અર્થે અગ્નિમાં પ્રવેશ કરવાને પણ તૈયાર છે! હે રામ! હવે તો અમે સૌ તમારા શત્રુ પાપાત્મા રાવણને હણીને સ્વપરાક્રમ વડે સીતાને પાછાં લાવીએ, એવો તમારે ઉત્સાહ આપવો ઘટે છે [7-8] હે રાઘવ! સો યોજનના સમુદ્ર ઉપર સેતુ બંધાય અને અમે સત્વર રાવણની લંકાનગરીને જોવા પામીએ, એવો પ્રયત્ન તમારે કરવો જોઈએ ત્રિકૂટાચળના શિખર પર વસેલી લંકાનગરી અમારી દૃષ્ટિએ પડી એટલે તો તમારે નિશ્ચય જાણવું કે, યુદ્ધમાં રાવણનો વિનાશ થઈ ચૂકયો જ છે [10] હે રામ! જો ભયંકર જળવાળા સમુદ્ર ઉપર સેતુ બંધાય નહિ, તો હું ધારું છું કે ઇંદ્રાદિ દેવો અને અસુરોથી પણ લંકાનગરી પર વિજય મેળવાય નહિ [11] હે રામ! લંકાદ્વીપમાં પહોંચાય ત્યાં સુધી જો સમુદ્ર પર સેતુ બાંધવામાં આવે અને તે પર થઈને મારું સૈન્ય ત્યાં પહોંચી જાય, તો તમારે આપણો વિજય જ ધારી મૂકવો

અહીં એકઠા થયેલા સઘળા વાનરો અત્યંત શૂરવીર અને ઇચ્છિત રૂપ ધરનારા છે. હે રાજપુત્ર! સર્વ અર્થનો નાશ કરનારી આ વિકળતાનો તમે ત્યાગ કરો. આ લોકમાં શોક કરવાથી પુરુષનું શૌર્ય નષ્ટ થાય છે.[૧૨,૧૩] હે રઘુવીર! મનુષ્યોએ જે શૌર્યયુક્ત કાર્ય કરવાનું છે, તેનું તમે અવલંબન કરો; કેમ કે શૌર્યયુક્ત કાર્ય પુરુષને સત્વર શોભાવે છે.[૧૪] હે મહાપ્રાજ્ઞ! આ સમયે તમે પોતાના તેજ વડે સ્વપરાક્રમનો આશ્રય કરો, તમારા સરખા શૂરવીર અને મહાત્મા પુરુષોએ તો સીતા સરખા કોઈ પ્રિયજનનો વિયોગ થવાથી કે દશરથ રાજા સરખા કોઈ સંબંધીનું મરણ થવાથી પણ શોક કરવો યોગ્ય નથી. શોક સર્વ અર્થોનો નાશ કરે છે.[૧૫] હે રાઘવ! તમે બુદ્ધિમાનોમા શ્રેષ્ઠ છો અને સર્વ શાસ્ત્રોના તત્ત્વને જાણનારા છો, તેથી હાલમાં મારા સરખા સહાયકો સાથે રાખીને તમારે શત્રુને જીતવા તત્પર થવું ઘટે છે.[૧૬] હે રામ! આખા ત્રિભુવનમા એવો કોઈ પણ મારા જોવામાં નથી કે જે સંગ્રામમા ધનુષ્ય ધારણ કરી ઊભેલા તમારી સામે આવી ઊભો રહે. હે રાઘવ! અમોને સોંપેલું તમારું કાર્ય કદી પણ બગડશે નહિ. તમે અપાર એવા મહોદધિનું ઉલ્લંઘન કરી હવે સત્વર સીતાને જોશો. હે રાજકુમાર! હવે તમે શોક કરવો મૂકી દો અને શત્રુઓ ઉપર ક્રોધ ધારણ કરો. જે ક્ષત્રિયો શત્રુ ઉપર ક્રોધ કરતા નથી, તેઓ શત્રુઓથી પરાભવ પામે છે અને જે ક્ષત્રિયો ક્રોધ ધારણ કરે છે, તેનાથી સર્વ પ્રાણીઓ ડરતાં રહે છે. હે રઘુવીર! સર્વ વાનરોની સાથે મળીને, તમે ભયંકર મહાસાગરનું ઉલ્લંઘન કરવા સંબંધી સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરો. ત્યાં ગયા પછી તો મારી સેનાએ જય મેળવ્યો જ છે, એમ તમારે નિશ્ચય માનવું. ઇચ્છિત રૂપ ધરનારા અને શૂરવીર એવા આ વાનરો લંકામા જઈ શિલાઓ તથા વૃક્ષો વરસાવીને તમારા શત્રુઓનો સંહાર કરશે.[૧૭–૨૦] હે શત્રુમર્દન! જો કોઈ પણ ઉપાયે કરી આપણે સમુદ્ર ઓળંગી જઈએ, તો પછી રાવણ મૂઓ જ પડયો છે.[૨૧] હે રામચંદ્ર! વધારે કહેવાની શી જરૂર છે? સર્વથા તમારો વિજય જ છે! મને હાલમાં શુભ શકુન જણાય છે અને મારા મનમાં પણ અત્યંત હર્ષ થાય છે.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામ યણના યુદ્ધકાંડમા ૨ જો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩ જો

## લંકાનો કિલ્લો, આયુધો અને સૈન્યનું હનુમાને કરેલું વર્ણન

सुग्रीवस्य वचः श्रुत्वा हेतुमत्परमार्थवित्।
प्रतजग्राह काकुत्स्थो हनूमन्तमथाब्रवीत् ॥ १ ॥

સુગ્રીવનાં હેતુયુક્ત અને યથાર્થ વચન સાંભળીને રામચંદ્ર તેનો સ્વીકાર કર્યો. પછી તેમણે હનુમાનને પૂછયું: 'હે હનુમાન! હું મારા સંકલ્પબળ વડે સેતુ બાંધીને કિંવા તેનુ શોષણ કરીને મહોદધિને ઓળંગવા સમર્થ છું; પરંતુ જેમાં કોઈથી પણ પ્રવેશ ન થઈ શકે એવી લંકાનગરીને કેટલા દુર્ગ છે એ હું જાણવા ઇચ્છું છું, માટે તું એવી રીતે કહે કે જાણે હું લંકાને પ્રત્યક્ષ જોતો હોઉં એવો મને અનુભવ થાય.[૧–૩] હે કપિવર! તું સર્વ કાર્યોમાં કુશળ છે અને તેં લંકામા જઈ ધ્યાનપૂર્વક સઘળું જોયું છે, માટે તું મને યથાર્થ કહે કે રાવણનું સૈન્ય કેટલું છે, લંકાના દરવાજા અને કિલ્લાઓની રચના કેવી છે, લંકાનું રક્ષણ કરવા માટે તેના કિલ્લાઓ ઉપર યંત્રાદિ સાધનો સહિત આયુધો કેવી રીતે ગોઠવી રાખેલાં છે અને લંકામાં રાક્ષસોના મંદિરોની રચના કેવી છે?'

રામચંદ્રનું વચન સાંભળી વાક્યચતુરોમાં અગ્રણી મારુતસુત હનુમાને કહ્યું: 'હે રઘુવીર! ઉત્તમ દુર્ગરચના વડે લંકાનગરી કેવી સુરક્ષિત છે તે હું કહું છું તે સાંભળો. રાવણની સેના લંકાનું કેવી રીતે રક્ષણ કરે છે, રાક્ષસો રાવણ પર કેવી પ્રીતિ ધરાવે છે, રાવણના તેજથી લંકાની સમૃદ્ધિ કેવી આબાદ થયેલી છે, સમુદ્ર

કેવો ભયંકર છે, રાવણે પોતાનાં સૈન્યોની કેવી કેવી ટુકડીઓ બાંધેલી છે અને તેનાં વાહનો કેવાં તથા કેટલાં છે, એ સઘળું હું કહું છું તે સાંભળો.' એ પ્રમાણે રામચંદ્રને સાવધ કરીને કપિશ્રેષ્ઠ હનુમાન તે સઘળું યથાર્થ રીતે કહેવા લાગ્યો.[૯-૯]

'હે રાઘવ! લંકાનગરી મદમત્ત હસ્તીઓથી તથા રથોથી ભરેલી છે, અતિવિશાળ છે અને તેમાં હર્ષને લીધે પ્રફુલ્લિત મનવાળા રાક્ષસો વસે છે. લંકાનગરીને મજબૂત કમાડવાળા અને મોટી ભૂંગળવાળા ચાર મોટા દરવાજા છે.[૧૦,૧૧] એ દરવાજા ઉપર બાણ અને પથ્થર ફેંકવાનાં મોટા મોટાં યંત્રો ગોઠવી રાખ્યાં છે, જે વડે શત્રુનાં સૈન્યોને પાછાં હઠાવી શકાય છે.[૧૨] વળી પ્રત્યેક દરવાજા ઉપર શૂરવીર રાક્ષસો સહિત અત્યંત અને ભયંકર યંત્રોથી સુસજ્જિત કરેલી લોખંડની સેંકડો શતઘ્નીઓ ગોઠવી રાખી છે.[૧૩] લંકાની ચારે બાજુ મણિ, વિદ્રુમ, વૈડૂર્ય અને મુક્તાફળ વગેરે અનેક પ્રકારના જવાહિરથી સુશોભિત કરેલો સુવર્ણનો પ્રચંડ કિલ્લો આવેલો છે. એ કિલ્લા ઉપર કોઈથી પણ ચઢી શકાય તેમ નથી.[૧૪] તે કિલ્લાની ચોમેર શીતળ જળથી ભરેલી. અતિશય ઊંડી, મગર તથા મત્સ્ય વગેરે જળચરોએ સેવેલી અને અતિ ભયંકર એવી મોટી મોટી ખાઈઓ આવેલી છે.[૧૫] એ ખાઈઓ ઉપર લંકાના ચાર દરવાજામાં પ્રવેશ કરવા માટે ચાર સેતુઓ બાંધેલા છે. એ રસ્તા ઘણા જ પહોળા છે અને તેની બન્ને બાજુએ અનેક પ્રકારનાં યંત્રો ગોઠવેલાં હોઈ કોઈ રક્ષપાળોનાં મોટાં મોટાં મંદિરો આવેલાં છે. જ્યારે શત્રુઓની સેના ચઢી આવે છે, ત્યારે યંત્રોથી ગોઠવેલા સેતુઓ ખેંચી લેવામાં આવે છે; જેથી શત્રુસેના નગરમાં પ્રવેશ કરી શકતી નથી.[૧૬,૧૭] નગરમાં પેસવાના મુખ્ય દરવાજા આગળનો જે એક સેતુ છે, તે ઘણો જ દૃઢ અને અકંપ્ય છે. તેની નીચે સુવર્ણના સ્તંભો ગોઠવેલા છે, તેમ જ તેને રમ્ય વેદિકાઓથી શણગારેલો છે.

હે રામ! લંકાનો રાજા રાવણ યુદ્ધ કરવાની ઇચ્છા ધરાવે છે, છતાં તે અત્યંત ધૈર્યવાન છે, નિરંતર સાવધાન રહે છે અને હમેશાં પોતાના સૈન્યની દેખરેખ રાખે છે. દેવોથી પણ પ્રવેશ ન થઈ શકે એવી ભયંકર લંકાનગરી ત્રિકૂટાચળના ઊંચા શિખર પર વસેલી છે, જેથી ત્યાં જવું ઘણું દુર્ઘટ છે. તેની ચોમેર નદી અને પર્વતરૂપી કુદરતી કિલ્લા હોવા ઉપરાંત બીજા પણ ચાર પ્રકારના કૃત્રિમ કિલ્લાઓથી તેનું રક્ષણ થાય છે. હે રાઘવ! અત્યંત વિસ્તારવાળા દક્ષિણ સમુદ્રની સામી પાર લંકા આવેલી છે અને લંકાની નજીકના સમુદ્રની ખાડીમાં તો વહાણ વગેરે પણ જઈ શકે તેમ નથી.[૧૮-૨૧] હે રામ! એ નગરી પર્વતના ઊંચા શિખર પર વસેલી હોવાથી તેમાં પ્રવેશ કરવો દુર્ઘટ છે. કોઈથી પણ ન જિતાય એવી અને ઇંદ્રની અમરાવતી સરખી એ લંકાનગરી અનેક અશ્વો તથા હસ્તીઓથી ભરેલી છે.[૨૨] દુરાત્મા રાવણની લંકાનગરી મોટી મોટી ખાઈઓથી, શતઘ્નીઓથી અને વિવિધ પ્રકારનાં યંત્રોથી સુસજ્જિત કરવામાં આવેલી છે. તેના પૂર્વ દરવાજા ઉપર દસ હજાર રાક્ષસો રહે છે. તેઓ કોઈથી પરાભવ નહિ પામનારા, ત્રિશૂળ વગેરે આયુધો ધારણ કરનારા ને તલવાર વડે યુદ્ધ કરવામાં કુશળ છે. દક્ષિણ દરવાજા ઉપર એક લાખ રાક્ષસો રહે છે, જે ચતુરંગિણી સેના સહિત બળવાન યોદ્ધાઓ જેવા છે.[૨૩-૨૫] પશ્ચિમ દરવાજા ઉપર દસ લાખ રાક્ષસો રહે છે. તેઓ સર્વ ઢાલતલવારને ધારણ કરનારા અને અસ્ત્રવિદ્યામા કુશળ છે.[૨૬] ઉત્તર દરવાજા ઉપર દસ કરોડ રાક્ષસો રહે છે. તેઓ સર્વ રથ તથા અશ્વ ઉપર બેસનારા, કુળવાન અને રાવણના માનીતા છે.[૨૭] લંકાના મધ્યભાગમાં આવેલી છાવણીમાં એક કરોડ અને પચીસ લાખ રાક્ષસયોદ્ધાઓ રહે છે અને તેઓ અજેય પરાક્રમવાળા છે. વળી બીજા પણ સેંકડો અને

હજારો રાક્ષસો ત્યાં ચોકી કરતા જોવામાં આવે છે.[28]

'હે રામ! લંકાના દરવાજા આગળ આવેલા ચાર સેતુઓને મેં ભાંગી નાખ્યા છે, ખાઈઓ પૂરી નાખી છે, કિલ્લા તોડી પાડયા છે અને આખી લંકાને બાળી મૂકી છે.[29] હવે કોઈ પણ ઉપાયે આપણે સમુદ્રની સામે પાર જઈએ તો તમે નક્કી માનજો કે, વાનરોએ રાવણની લંકાને છિન્નભિન્ન કરી છે જ.[30] હે રાઘવ! આ સઘળી વાનરસેનાનું શું પ્રયોજન છે? જો તમે આજ્ઞા આપો તો યુવરાજ અંગદ, મૈંદ, દ્વિવિદ, જાંબવાન, પનસ, નલ અને સેનાપતિ નીલ એટલા વાનરો જ લંકાને જીતવા સમર્થ છે! તેઓ સમુદ્ર તરીને લંકામાં જશે અને પર્વતો, ઉપવનો, દરવાજાઓ તથા કોટ-કાંગરા સહિત આખી લંકાને ઉજ્જડ કરીને સીતાને અહીં લાવશે. હે રાઘવ! એમ છતાં પણ જો તમારે સર્વ સેના સહિત લંકામાં જવાની ઇચ્છા હોય, તો હવે શુભ મુહૂર્ત જોઈ પ્રયાણ કરવા તત્પર થાઓ.'[31–33]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૩જો સર્ગ સમાપ્ત

# સર્ગ ૪થો

## યુદ્ધ માટે પ્રયાણ વાનરસૈન્યની કૂચ

श्रुत्वा हनुमतो वाक्यं यथावदनुपूर्वशः ।
ततोऽब्रवीन्महातेजा रामः सत्यपराक्रमः ॥ १ ॥

હનુમાનનું કહેલું સાંભળીને સત્ય પરાક્રમવાળા મહાતેજસ્વી રામચંદ્ર બોલ્યા: 'હે હનુમાન! તું કહે છે કે 'દુરાત્મા રાવણની લંકાનગરીનો હું ક્ષણવારમાં નાશ કરીશ' એ સત્ય છે. તારામાં તેટલું સામર્થ્ય છે, છતાં મારો અભિપ્રાય કહું છું તે સાંભળ.[1,2] (એટલું હનુમાન પ્રત્યે કહીને પછી રામચંદ્ર સુગ્રીવને સંબોધી કહ્યું:) 'હે સુગ્રીવ! હવે આપણે લંકા તરફ જવું ઘટે છે; માટે આ સમયે જ તમે પ્રયાણ કરવા તત્પર થાઓ. અત્યારે સૂર્ય આકાશના મધ્ય ભાગમાં આવેલો હોવાથી વિજય આપનારું અભિજિત મુહૂર્ત ચાલે છે. આ મુહૂર્તમાં જ આપણે શત્રુ ઉપર ચડાઈ કરવી યોગ્ય છે. હે વાનરરાજ! રાવણ સીતાને હરી ગયો છે; પરંતુ તે હવે જીવતો ક્યાં જવાનો છે? હે સુગ્રીવ! હું પ્રયાણ કરવાની ઉતાવળ કરું છું એનું કારણ એ જ છે કે, જેમ મરવા પડેલો રોગી મનુષ્ય અમૃતનું પાન કરીને જીવવાની આશા રાખે છે, તેમ જનકનંદિની સીતા મારું પ્રયાણ થયું જાણીને પોતાના જીવિતની આશા ધરે.[3,4] હે સુગ્રીવ! આજે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો ચંદ્ર છે અને આવતી કાલે હસ્ત નક્ષત્રનો થશે; માટે સર્વ વાનરો સહિત આપણે આજે જ પ્રયાણ કરવું ઠીક છે.*[5] હાલમાં મને જે જે શકુનો જણાય છે, તે સર્વ ઉપરથી મને નિશ્ચય થાય છે કે, હું રાવણને હણી સીતાને અવશ્ય પાછો લાવી શકીશ.[6] મારા નેત્રનો ઉપલો ભાગ ફરકે છે એથી જણાય છે કે, મારો વિજય સમીપમાં જ આવી પહોંચ્યો છે.[7]

રામચંદ્રનાં ઉપર્યુક્ત વચનોને વાનરરાજ સુગ્રીવે તથા મહાત્મા લક્ષ્મણે માન્ય કર્યાં, ત્યારે અર્થશાસ્ત્રમાં કુશળ રઘુવીરે પુનઃ પણ કહ્યું: 'હે સુગ્રીવ! આપણા માર્ગની તપાસ કરવા માટે અત્યંત બળવાળા એક લાખ વાનરો સહિત નીલ વાનરને અગાઉથી વિદાય કર.' (પછી રામચંદ્ર નીલને સંબોધી કહ્યું:) 'હે સેનાપતિ નીલ! રમ્ય વન તથા શીતળ અને મધુર જળવાળા અને ફળ-મૂળ તથા મધુરસથી ભરેલા સુખરૂપ માર્ગે થઈને તું આપણી સેનાને લઈ જા.[8–10] દુરાત્મા રાક્ષસો આપણા માર્ગમાં આવનારાં ફળ-મૂળ વગેરેનો નાશ કરશે તથા જળ વગેરે પીવાના પદાર્થોમાં વિષ નાખશે; તે સર્વ આપત્તોથી સાવધ રહીને તું આપણી સેનાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરજે.[11] વનમાંનાં અતિશય નીચાણવાળાં સ્થળોમાં તેમ જ અગમ્ય પ્રદેશોમાં શત્રુઓએ ગુપ્ત રીતે રાખેલી સેનાઓને

---

* શત્રુને ઘેરથી સીતાને છોડાવવા જવા માટે ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સારું હતું.

આપણા વાનરો કોઈ ઊંચા વૃક્ષ પર કિંવા ટેકરા પર ચડીને જોતા રહે એવી તું ગોઠવણ કરજે.[૧૨] આપણા સૈન્યમાં જે કોઈ નિર્બળ હોય તેણે અહીંયાં જ રહેવું, કારણ કે આ કાર્ય અતિ કઠિન છે. જેઓ પરાક્રમી હોય, તેઓએ જ સૈન્યમાં જોડાવું.' (પછી રામચંદ્રે મુખ્ય મુખ્ય કપિઓ પ્રત્યે કહ્યું:) 'હે મહાબળવાન કપિઓ! સમુદ્રના ઓઘ સરખી હજારો વાનરોની ભયંકર સેના લઈને તમે આગળ ચાલતા થાઓ. જેમ મદમત્ત વૃષભો ગાયોના ટોળા આગળ ચાલે, તેમ પર્વત સરખા દેહવાળો ગજ, મહાબળવાન ગવય અને ગવાક્ષ, એ ત્રણ વાનરો પ્રયાણ સમયે સેનાને મોખરે ચાલશે.[૧૩–૧૫] કપિઓમાં શ્રેષ્ઠ ઋષભ વાનરસેનાના જમણા ભાગનું રક્ષણ કરતો ચાલશે. ગંધહસ્તીની પેઠે કોઇથી પણ પરાભવ નહિ પામનારો વેગવાન ગંધમાદન વાનરસેનાના ડાબા ભાગનું રક્ષણ કરતો ચાલશે.[૧૬,૧૭] દેવરાજ ઇંદ્ર જેમ ઐરાવત હસ્તી પર બેસીને ચાલે, તેમ હું હનુમાનની પીઠ ઉપર આરૂઢ થઈને સેનાને હર્ષ ઉપજાવતો સેનાની મધ્યે ચાલીશ.[૧૮] દ્રવ્યભંડારનો અધિપતિ કુબેર જેમ પોતાના 'સાર્વભૌમ' નામના હસ્તી પર બેસીને ચાલે, તેમ યમ સરખા ભયંકર પરાક્રમવાળો લક્ષ્મણ અંગદના સ્કંધ પર બેસીને ચાલશે અને રીંછોનો અધિપતિ જાંબવાન, મહાબાહુ સુષેણ તથા વેગદર્શી–એ ત્રણ સેનાના પાછલા ભાગનું રક્ષણ કરતા ચાલશે.[૧૯–૨૧]

રામચંદ્રના વચન સાંભળી કપિરાજ સુગ્રીવે સર્વ વાનરોને પ્રયાણ કરવાની આજ્ઞા આપી. સુગ્રીવની આજ્ઞા થતાં જ મહાન પરાક્રમવાળા સર્વ વાનરો ગુફાઓમાંથી નીકળી તથા શિખરો પરથી ઊતરી ચાલતા થયા. પછી સુગ્રીવ અને લક્ષ્મણથી સત્કાર પામેલા રામચંદ્ર સઘળી સેના સહિત તે દિશામાં ચાલ્યા. હસ્તીના જેવા શરીર તથા બળવાળા સેંકડો, હજારો, લાખો અને કરોડો વાનરોથી વીંટાઈને રઘુવીરે દક્ષિણ દિશા તરફ પ્રયાણ કર્યું. સુગ્રીવે પાલન કરવાથી આનંદિત થયેલી વાનરોની મોટી સેના રામચંદ્રની સાથે જવા લાગી.[૨૨–૨૫] માર્ગનિરીક્ષા માટે કેટલાક વાનરો ઊંચા વૃક્ષો પર ચડી તથા કૂદીકૂદીને જોતા અને કેટલાક અનેક પ્રકારની ગર્જના કરતા દક્ષિણ દિશામાં જવા લાગ્યા. માર્ગમાં કેટલાક વાનરો સુગંધયુક્ત ફળ તથા મધુ વગેરેનું ભક્ષણ કરતા હતા, કેટલાક પુષ્પ અને મંજરીવાળા વૃક્ષોને ગ્રહણ કરી ચાલતા હતા.[૨૬,૨૭] કેટલાક એકબીજાને ઊંચકીને ચાલતા હતા, કેટલાક એકબીજાને ધક્કો મારી પાડી દેતા હતા, કેટલાક ઉતાવળે ચાલતા હતા અને કેટલાક આકાશમાર્ગે ઊડતા હતા.[૨૮] રામચંદ્રની સમીપ આવીને કેટલાક વાનરો ગર્જના કરી વારંવાર બોલતા હતા: 'આપણે રાવણ સહિત સર્વ રાક્ષસોનો સંહાર કરવાનો છે.'[૨૯]

કપિશ્રેષ્ઠ નીલ, ઋષભ અને શૂરવીર કુમુદ ઘણા વાનરોને સાથે રાખીને માર્ગ શોધતા સેનાની આગળ ચાલતા હતા.[૩૦] શત્રુઓનું મર્દન કરનારા રામચંદ્ર, લક્ષ્મણ તથા વાનરરાજ સુગ્રીવ બળવાન અને ભયંકર પરાક્રમવાળા અનેક વાનરોથી વીંટાઈને સેનાની મધ્યે ચાલતા હતા. શૂરવીર 'શતબલિ' નામનો વાનર દશ કરોડ વાનરોને સાથે રાખીને ચોમેરથી સેનાની રક્ષા કરતો હતો.[૩૧,૩૨] સો કરોડ વાનરો પર આજ્ઞા ચલાવનાર પનસ તથા કેસરી વાનરસેનાના જમણા ભાગનું અને ગજ તથા અર્ક વાનર સેનાના ડાબા ભાગનું રક્ષણ કરતા હતા.[૩૩] અનેક રીંછોથી વીંટાયેલા સુષેણ અને જાંબવાન વાનરસેનાના પાછલા ભાગની રક્ષા કરતા હતા.[૩૪] માર્ગમાં આવતા ગ્રામ તથા નગર વગેરેમાં વાનરો ઉપદ્રવ ન કરે એટલા માટે ગતિ કરનારાઓમાં શ્રેષ્ઠ એવો સેનાપતિ નીલ વાનર સઘળી સેનાને નિયમિતપણે ચલાવતો હતો.[૩૫] શૂરવીર બલીમુખ, પ્રજંઘ, જંભ અને રભસ, એ ચાર વાનરો ચોમેરથી કપિઓને ઉત્સાહ આપતા ચાલતા હતા.[૩૬]

એ પ્રમાણે બળગર્વિત સર્વ કપિવરો ચાલતા ચાલતા જ્યારે લાંબો માર્ગ વટાવી ગયા, ત્યારે નાના નાના સેંકડો પર્વતોથી ઘેરાયેલો સહ્યાદ્રિ ને પ્રફુલ્લિત કમળવાળાં નાનાંમોટાં સરોવરો તેઓની દૃષ્ટિએ પડયાં. ભયંકર ક્રોધવાળા રામચંદ્રના ભયથી સર્વ સૈનિકો માર્ગમાં આવતાં ગામો તથા નગરોથી દૂર ચાલતા હતા. જાણે સમુદ્ર ઊલટ્યો હોય એવું એ પ્રચંડ વાનરસૈન્ય ગંભીર ગર્જના કરતું સહ્યાદ્રિથી આગળ વધ્યું. શૂરવીર વાનરો, ચાબુકનો પ્રહાર કરી ચલાવેલા તેજી અશ્વોની પેઠે રામચંદ્રની આસપાસ વેગથી ચાલતા હતા. વાનરોના સ્કંધ પર બેઠેલા રામ–લક્ષ્મણ, રાહુ અને કેતુથી અર્ધા ગ્રસેલા ચંદ્ર–સૂર્યની પેઠે શોભતા હતા. એ પ્રમાણે વાનરરાજ સુગ્રીવ અને લક્ષ્મણથી પૂજાયેલા ધર્માત્મા રઘુવીર કપિસૈન્ય લઈને દક્ષિણ દિશામાં ચાલતા થયા. અંગદના સ્કંધ પર બેઠેલા અને શકુનનાં શુભાશુભ ફળને જાણનારા મહાત્મા લક્ષ્મણે કૃતાર્થ થયેલા રામચંદ્ર પ્રત્યે મધુર વાણીથી કહ્યું: 'હે આર્ય! મને નિશ્ચય થાય છે કે તમે રાવણનો નાશ કરી સીતાને પ્રાપ્ત કરશો અને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરીને સમૃદ્ધિવાળી અયોધ્યામાં પાછા જશો. હે રાઘવ! આ વેળા આકાશમાં અને પૃથ્વી ઉપર જે જે શુભ નિમિત્તો–શકુનો થાય છે, તે ઉપરથી હું ધારું છું કે, નિશ્ચય તમારું કાર્ય સિદ્ધ થશે. કોમળ, હિતકર અને સુખકર એવો આ સ્વચ્છ વાયુ આપણી સેનાને અનુકૂળ વાય છે;[૩૭–૪૬] મૃગો અને પક્ષીઓ સંપૂર્ણ રીતે કાનને સુખ આપે એવા મધુર સ્વર કરી રહ્યાં છે; દિશાઓ નિર્મળ–પ્રસન્ન જણાય છે અને સૂર્ય તેજસ્વી કિરણો સાથે પ્રકાશે છે.[૪૭] સ્વચ્છ કાંતિવાળો ભૃગુપુત્ર શુક્ર હાલમાં તમારી પાછળ રહેલો છે તથા પવિત્ર સપ્તર્ષિઓ ધ્રુવની પ્રદક્ષિણા કરતા પોતાના તેજથી ઝળહળી રહ્યા છે. આપણા ઇક્ષ્વાકુવંશના મહાત્માઓનો પિતામહ આ ત્રિશંકુ પોતાના પુરોહિત વસિષ્ઠની સાથે આપણી સામે પ્રકાશી રહ્યો છે. વળી. આપણા ઇક્ષ્વાકુવંશીઓનું કુળનક્ષત્ર વિશાખા પણ દુષ્ટ ગ્રહોના ઉપદ્રવ વિનાના નિર્મળ આકાશમાં પ્રકાશી રહ્યું છે.[૪૮–૫૦]

વળી હે રઘુવીર! જુઓ તો ખરા, રાક્ષસોનું આ મૂળ નક્ષત્ર ઉદય પામેલા લાંબી પૂંછડીવાળા ધૂમકેતુનો સ્પર્શ થવાથી અત્યંત પીડિત થયેલું છે.[૫૧] હે પ્રભુ! કાળથી ઘેરાયેલા રાક્ષસોનું કુળ-નક્ષત્ર ધૂમકેતુથી પીડાયેલું છે; એથી રાક્ષસોની વિનાશકાળ સમીપ જ આવી પહોંચ્યો છે.[૫૨] હે આર્ય ભ્રાતા! આ સમયે અહીં આપણી સેના માટે નિર્મળ અને સ્વાદિષ્ટ જળવાળાં સરોવર જોવામાં આવે છે, વનો તથા ઉપવનો ફળ–પુષ્પની સંપત્તિથી શોભી રહેલાં છે, સુગંધયુક્ત વાયુ મંદમંદ વાય છે અને વૃક્ષો પુષ્પોના ભારથી ઝૂકી રહેલાં છે.[૫૩] હે રાઘવ! પૂર્વે તારકાસુર સાથેના સંગ્રામ સમયે જેમ દેવોની સેના શોભતી હતી, તેમ આ સમયે વાનરસૈન્ય શોભી રહ્યું છે. આ સઘળું જોઈ–વિચારીને તમારે અત્યંત પ્રસન્ન થવું યોગ્ય છે.'[૫૪] એ પ્રમાણે કહીને સુમિત્રા-નંદવર્ધન લક્ષ્મણે પોતાના જ્યેષ્ઠ બંધુ રઘુવીરનું આશ્વાસન કર્યું.[૫૫]

વાનરોની સેના આખી પૃથ્વીને આચ્છાદિત કરતી આગળ વધતી હતી. એ વેળા નખ તથા દાઢારૂપી આયુધોવાળાં રીંછો અને વાનરો પોતાનાં ચરણો તથા હસ્તોથી એટલી તો રજ ઉડાડતાં હતાં કે તેથી સૂર્યની કાંતિ છવાઈ જઈ સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. જેમ મેઘની પંક્તિ આકાશને આચ્છાદિત કરે, તેમ પર્વતો અને વનો સહિત આખી દક્ષિણ દિશા ઘેરીને વાનરસેના આગળ વધતી હતી. વાનરોની સેના જ્યારે માર્ગમાં આવતી નદીઓ ઊતરતી હતી, ત્યારે પ્રવાહની સામે તરતા વાનરોના વેગથી જાણે તે નદીઓ કેટલાયે યોજનો સુધી ઊલટી વહેતી હોય એમ જણાતું હતું. જ્યાં જ્યાં નિર્મળ જળથી ભરેલાં સરોવરો, વૃક્ષોની ઘટાવાળા પર્વતો, ફળવાળાં વનો અને સમાન ભૂમિપ્રદેશો આવતા હતા, ત્યાં ત્યાં વાનરો પોતાની ઇચ્છાનુસાર

વિશ્રામ કરતા હતા ૫૯-૬૦ 'હું રામચંદ્રનું કાર્ય અવશ્ય કરીશ' એમ બોલી પોતાનું પરાક્રમ પ્રગટ કરતા પ્રસન્ન મુખમુદ્રાવાળા અસંખ્યાત કપિઓ વાયુ સરખા વેગથી આખી પૃથ્વીને છાઈ ને ચાલતા હતા અને પરસ્પર પોતાના હર્ષ, વીર્ય તથા શૌર્ય વગેરે દેખાડતા હતા ૬૧,૬૨ માર્ગમાં ચાલતા કેટલાક વાનરો યૌવનના મદથી મસ્ત થઈ ને મોટા મોટા હાકોટા મારતા હતા, કેટલાક દોડતા હતા અને કેટલાક ઊછળતા હતા ૬૩ વનમાં વિચરનારા કેટલાક વાનરો કિલકિલાટ શબ્દ ઉચ્ચારતા હતા અને પોતાના ચરણ તથા પુચ્છ પછાડતા હતા કેટલાક વાનરો હાથ વીંઝીને મોટા મોટા પર્વતશિખરોને તથા વૃક્ષોને પાડી નાખતા હતા, કેટલાક પર્વતશિખરો પર ચડીને સિંહનાદ કરતા હતા, કેટલાક પોતાના ઊરુ વેગથી અનેક લતાઓને મસળી નાખતા હતા અને કેટલાક મોટી મોટી શિલાઓ તથા વૃક્ષો પર ચડી જતા હતા

એવી રીતે ભયંકર દેખાવવાળા લાખો અને કરોડો વાનરોથી આખી પૃથ્વી છવાઈ રહી હતી એ મોટી વાનરસેના રાત્રિ-દિવસ ચાલતી હતી યુદ્ધ કરવાના ઉત્સવવાળા સુગ્રીવે પાલન કરેલા, સીતાને છોડાવી લાવવા ઇચ્છતા સઘળા વાનરો અતિ ઉતાવળે ચાલતા હતા તેઓ દિવસે એક મુહૂર્ત પણ વિશ્રામ લેતા ન હતા ૬૪-૬૮ દર મજલ કરતા તેઓ અનેક પ્રકારના વૃક્ષો તથા વનોથી ભરેલા સહ્યાદ્રિ આગળ જઈ ને પહોંચ્યા અને તેના પર ચડવા લાગ્યા ૭૦ રામચંદ્ર પણ મલય તથા સહ્યાદ્રિના ચિત્રવિચિત્ર વનોને તથા નદીનાળાને જોતા જોતા આગળ જવા લાગ્યા એ પર્વતો પર ઊગેલા ચંપક, તિલક આંબા, અશોક, નગોડ ધાવડો, કરેણ કરંજ, પીપળ, વડ, જાંબુ, આમલી અને નાગકેસર વગેરે વૃક્ષોને વાનરો ભાગી નાખતા ચાલતા હતા ૭૧-૭૩ વાનરો જ્યારે મોટી મોટી શિલાઓ ઉપર બેસતા હતા, ત્યારે વાયુના ઝપાટાથી હાલતા વૃક્ષો તેઓના ઉપર પુષ્પવૃષ્ટિ કરતા હતા ૭૪ માર્ગમાં આવતા મધુની સુગંધવાળા વનોમાં ભ્રમરો ગુંજારવ કરી રહ્યા હતા અને સ્પર્શ થતા સુખ ઉપજાવે એવો ચંદન સમાન શીતળ વાયુ વાતો હતો ૭૫ એ સહ્યાદ્રિ અનેક પ્રકારની ધાતુઓથી શોભતો હતો ત્યાં આવેલી ગેરુ વગેરેની ખાણો માંથી વાયુના વેગને લીધે એટલી તો ચિત્રવિચિત્ર રજ ઊડતી હતી કે જે વડે આખી વાનરસેના છવાઈ ગઈ એ પર્વતના સઘળા શિખરો ઉપર કેતકી, નગોડ, વસંતઋતુની મનોહર લતા, સુવાસથી ભરેલી અતિમુક્તા વેલ, બટમોગરો, ચિરબિલ્વ, મહુડો, નેતર, બોલસરી, રંજક, તિલક, નાગવૃક્ષ, આંબા, રોહીડા, કાચનાર, નારંગી, અર્જુન શિશપા, કુટજ, હિંતાલ, તગર, આમળા, કદંબ, અશોક, સરલ, અંકોલ અને પદ્મક વગેરે વૃક્ષો ચોમેર ખીલી રહ્યા હતા પ્રફુલ્લિત થયેલા એ વૃક્ષોને જોઈ ને હર્ષિત થયેલા વાનરો તેના ઉપર ચડવા લાગ્યા અને વેગથી તેને હલાવી નાખ્યા એ પર્વતમાં રમણીય ઝરાઓ અને નાની નાની તળાવડી પણ ઘણી હતી તેના જળ વિષે ચક્રવાક, કારંડવ, દેડકા અને ક્રૌંચ વગેરે પ્રાણીઓ સ્નાનાદાનુભવ કરતા હતા, તેમ જ વરાહ, મૃગ, દીપડા, સિંહ, શાર્દૂલ તથા સર્પ વગેરે ભયંકર પ્રાણીઓ તેની આસપાસ વસતા હતા ૭૬-૮૪ વળી સુગંધયુક્ત જળથી ભીના કેટલાક સરોવર વગેરે ત્યાં જોવામાં આવતા હતા, જેમાં ખીલેલા કમળો પોયણા અને જળમાં ઉત્પન્ન થનારા અનેક પુષ્પો શોભી રહ્યાં હતા ૮૫ એ પર્વતશિખરો ઉપર અનેક જાતના પક્ષીઓ કલરવ કરી રહ્યા હતા એ સ્થળે જરા વિશ્રાંતિ લઈ વાનરોએ ત્યાંના નિર્મળ જળમાં સ્નાન કરી જળપાન કર્યું અને પછી અનેક પ્રકારની ક્રીડા કરવા લાગ્યા ૮૬ તેઓ પરસ્પર જળ ઉછાળી એકબીજાને ભીંજવવા લાગ્યા અને પર્વતશિખરો ઉપર ચડીને અમૃત સરખા સ્વાદિષ્ટ ફળ મૂળ તથા પુષ્પોને તોડી નાખવા લાગ્યા મદમસ્ત થયેલા વાનરો વૃક્ષો પર લટકતા એકેક દ્રોણ જેટલા વજનના મધપૂડા તોડી તોડીને તેમાંના

મધનુ પાન કરતા આનદથી આગળ વધવા લાગ્યા આડે આવતા વૃક્ષોને ભાગી નાખતા, લતાઓને ખેચતા અને મોટા મોટા પર્વત શિખરોને તોડી પાડતા મદગર્વિત વાનરો ચાલ્યા જતા હતા કેટલાક વાનરો ગર્જના કરીને એક વૃક્ષ પરથી બીજા વૃક્ષ પર કૂદતા હતા અને કેટલાક મધુરસનુ પાન કરતા હતા આ વેળા પૃથ્વી પાકેલી ડાગરના ખેતરોથી જેમ શોભે, તેમ વાનરોની સેનાથી શોભતી હતી ૮૭,૮૮

ચાલતા ચાલતા તેઓ સર્વ મહેદ્ર પર્વત આગળ આવી પહોચ્યા અને મહાબાહુ રામચદ્ર અનેક વૃક્ષોથી શોભી રહેલા એ પર્વતના શિખર પર ચડવા માડ્યુ દશરથનદન રામચદ્ર જ્યારે મહેન્દ્ર પર્વતના શિખર પર ચઢ્યા, ત્યારે અનેક કાચબા, માછલા અને મગર-મત્સ્યોથી ભરેલો મહોદધિ તેમની દૃષ્ટિએ પડ્યો સહ્યાદ્રિ તથા મહાગિરિ મલયને ઓળગીને યોગ્ય સ્થળે વિશ્રાતિ લેતા તેઓ સર્વ ભયકર ગર્જના કરતા સમુદ્રની નજીક આવી પહોચ્યા મહેદ્ર પર્વત પરથી ઊતરીને રમણ કરનારાઓમા શ્રેષ્ઠ શ્રીમાન રામચદ્ર લક્ષ્મણ તથા સુગ્રીવાદિ વાનરોની સાથે સમુદ્રના કાઠા પર આવેલા વનોમા ઉતાવળે પ્રવેશ કર્યો સમુદ્રની ઠોળો આ વવાથી જેના તટ પરની શિલાઓ નિરતર ધોવાયા કરે છે, તેવા મહોદધિના વિશાળ તટ પર આવ્યા પછી રામચદ્ર સુગ્રીવને કહ્યુ 'હે સુગ્રીવ! હવે આપણે સમુદ્રકિનારે આવી પહોચ્યા છીએ અને પ્રથમ જે ચિતા થતી હતી, તે જ અ યારે ઉપસ્થિત થઈ છે ૮૯-૯૭ જો તો ખરો, નદીઓનો પતિ આ સમુદ્ર કેવો ગભીર છે! તેનો સામો કિનારો દેખાતો નથી, મને લાગે છે કે, કાઈ પણ ઉપાય કર્યા વગર આપણે આ સમુદ્રને ઓળગી શકીએ એમ નથી ૯ હવે આપણે અહી યા જ પડાવ નાખો અને પછી ' આ વાનરોની સેનાને સામે પાર શી રીતે લઈ જવી એ બાબતનો વિચાર કરો '

સમુદ્રના કિનારા પર આવીને સીતાવિયોગથી દુખી થયેલા મહાબાહુ રઘુવીરે પડાવ નાખવાની આજ્ઞા આપતા સુગ્રીવને કહ્યુ 'હે સુગ્રીવ! આ સમુદ્રના વિશાળ કિનારા પર આપણી સેનાનો પડાવ નખાવ હે હરિપુગવ! હવે આપણે સમુદ્ર ઓળગવા સબધી વિચાર કરવાની જરૂર છે ૯-૧૦૧ હે સુગ્રીવ! તું સર્વ વાનરોને આજ્ઞા આપ કે, કોઈએ પોતપોતાની ટુકડી મૂકીને જવુ નહિ વળી આપણી સેનાના શૂરવીર વાનરોએ આસપાસ ફરીને રાક્ષસો તરફથી આપણને હાનિ કરે એવી જે કાઈ ગોઠવણ થઈ હોય, તે જાણી લેવી'' ૨

રામચદ્રના ઉપર્યુક્ત વચન સાભળીને સુગ્રીવ તથા લક્ષ્મણે વૃક્ષોની ઘાટી છાયાવાળા સમુદ્રતટ પર સેનાનો પડાવ નખાવ્યો ૧૦૩ સમુદ્રતટ પર પડેલુ વાનરોનુ સૈન્ય જાણે મધુરસથી પીળા થયેલા જળવાળો બીજો સમુદ્ર જ હોય એવુ શોભતુ હતું! સમુદ્રની સામી પાર જવાની ઇચ્છાવાળા વાનરોએ સમુદ્રના કાઠા પરના વનોમા આવીને વિશ્રામ કર્યો ૧૦૪,૧૦૫ પડાવ નાખેલી વાનરસેનાનો કોલાહલ એ સમયે સમુદ્રના ઘોઘાટ કરતા પણ અધિક સભળાવા લાગ્યો ૧૬ સુગ્રીવે પાલન કરેલી વાનરોની સેનાએ ત્રણ વિભાગમા વહેચાઈને પડાવ નાખ્યો હતો એ સેના રામચદ્રના કાર્યમા જ તત્પર હતી ૧૦૭ અને વારવાર અગાધ સમુદ્ર ઉપર દૃષ્ટિ ફેકતી હતી સો યોજનના વિસ્તારવાળા સમુદ્ર વિષે વાયુના ઝપાટાને લીધે મોટા મોટા તરગો ઊઠતા હતા રાક્ષસો તેનુ સેવન કરતા હતા, ક્રૂર મગર-મત્સ્યો તથા ઝેરોથી ભરેલો હોવાથી તે અત્યત ભયકર જણાતો હતો સધ્યાસમયે ઊડતા ફીણના સમૂહથી તે જાણે હસતો હોય અને તરગોથી જાણે નૃત્ય કરતો હોય એમ જણાતુ હતુ ચદ્રોદયવખતે તેનુ જળ હજારો ચદ્રના પ્રતિબિબથી છવાઈ જતુ હતું તથા પ્રચડ વાયુના સરખા વેગવાળા તિમિ* અને તિમિગલ– વગેરે જળચર પ્રાણીઓ-

* સો યોજન લાબા મત્સ્યો
– મોટા મત્સ્યોની એક જાતિ

થી તે વ્યાપ્ત હતો. અનેક પર્વતોથી ભરેલો અને મોટાં મોટાં પ્રાણીઓથી વ્યાપ્ત એવો એ સમુદ્ર ચક્રાંકિત ફણાવાળા સર્પોથી ભરેલા પાતાળ જેવો શોભતો હતો. એ સમુદ્ર અગાધ હતો. તેનો પાર જણાતો ન હતો, તેની અંદર અસુરો નિવાસ કરતા હતા, તેમાં લંકા વગેરે અનેક દ્વીપો આવેલા હતા અને મગરો તથા મોટા સર્પોના ઊછળવાથી તેમ જ પવનના સપાટાથી તેના જળની લહરીઓ વારંવાર ઊછળીને પછડાતી હતી. અસુરોના રહેઠાણરૂપ એ સમુદ્ર છેક પાતાળ સુધી ઊંડો હતો અને સર્પોની ફણાના મણિઓના પ્રકાશથી જાણે તેમાં અગ્નિના તણખા નાખ્યા હોય એમ જણાતું હતું।[૧૦૮-૧૧૪] વિશાળ અને અપાર હોવાને લીધે એ સમુદ્ર આકાશ જેવો દેખાતો હતો અને આકાશ સમુદ્ર જેવું જણાતું હતું, અર્થાત્ સમુદ્ર તથા આકાશમાં કંઈ પણ ભેદ જણાતો ન હતો.[૧૧૫] સમુદ્રનુ જળ આકાશને અડકેલુ જણાતું હતું અને આકાશ સમુદ્રજળને અડકેલુ જણાતું હતું. આકાશ જ્યારે તારાઓ-રૂપી રત્નોથી ભરેલુ હતું, ત્યારે સમુદ્ર રત્નો-રૂપી તારાઓથી વ્યાપ્ત હતો. એમ એ બન્ને સમાન રૂપવાળા જણાતાં હતા.[૧૧૬] આકાશમા જ્યારે વાદળ ચઢી આવતા હતા, ત્યારે સમુદ્રમા તરંગોની પંક્તિઓ ઊઠતી હતી; એથી પણ આકાશ અને સમુદ્રની વચ્ચે જરા પણ ભેદ માલુમ પડતો ન હતો. સમુદ્રના મોજાં પરસ્પર અથડાઈને આકાશમા વાગતા મોટા દુંદુભિની પેઠે ભયંકર નાદ કરતા હતા.[૧૧૭,૧૧૮] વાયુથી ક્ષુભિત થવાને લીધે જળચર પ્રાણીઓથી ભરેલા એ સમુદ્રનુ જળ જાણે ક્રોધાયમાન થયુ હોય એમ રત્નો સહિત ઊછળતુ હતું.[૧૧૯] તેમ જ વાયુથી ઊછળતી લહરીએ પરસ્પર અથડાવાથી થતી ગર્જનાને લીધે જાણે સમુદ્ર પ્રલાપ કરતો હોય એમ જણાતુ હતુ. એ રીતે ભયંકર ઘુઘવાટા કરી રહેલા દક્ષિણ સમુદ્રને જોઈને સર્વ વાનરો આશ્ચર્યચકિત થઈ ગયા.[૧૨૦,૧૨૧]

## સર્ગ ૫ મો

### સીતાવિયોગનો સંતાપ-રામચંદ્રનો વિલાપ

सा तु नीलेन विधिवत्स्वारक्षा सुसमाहिता ।
सागरस्योत्तरे तीरे सा सेना निविवेशिता ॥ १ ॥

સેનાપતિ નીલ વાનરે ચોમેરથી સારી રીતે રક્ષણ કરેલી તથા ઉત્તમ રીતે ગોઠવેલી વાનર-સેના સમુદ્રના ઉત્તર તટ પર પડી હતી અને વાનરશ્રેષ્ઠ મૈંદ તથા દ્વિવિદ તેનું રક્ષણ કરવા માટે ચોમેર ફરતા હતા.[૧,૨] નદ અને નદીઓના પતિ સમુદ્રના કિનારે સેનાએ પડાવ નાખ્યો, ત્યારે પોતાની પાસે ઊભેલા લક્ષ્મણને શ્રીમાન રામચંદ્ર કહ્યું :[૩]

'હે લક્ષ્મણ! જેમ જેમ કાળ જતો જાય છે, તેમ તેમ ઇષ્ટજનોના વિયોગનો શોક ઓછો થવાનું સર્વત્ર જોવામાં આવે છે; પરંતુ મારી પ્રિય પત્ની સીતાને નહિ જોવાથી તો મારો શોક ઊલટો દિનપ્રતિદિન વધતો જાય છે.[૪] મારી પ્રિયાનું હરણ થયુ છે તેનું તથા તે મારાથી ઘણે દૂર પડી છે તેનું મને લેશ પણ દુઃખ નથી; પરંતુ તેની યુવાવસ્થા વહી જાય છે, તેનો જ મને શોક થાય છે.'[૫] (વાયુને સંબોધી કહે છે:) 'હે વાયુ! મારી પ્રિયા સીતા જે સ્થળે છે ત્યાં તું જા અને તેના અંગનો સ્પર્શ કરીને મને સ્પર્શ કર. એમ થવાથી સૂર્યના તાપથી તપેલા મનુષ્યને ચંદ્રના દર્શનથી શાંતિ વળે છે, તેમ મને શાંતિ વળશે.[૬] હાય, સીતાનુ હરણ થયુ એ વેળા તેણે 'હા નાથ! હા પ્રાણપ્રિય!' એવા જે આક્રંદવચનો ઉચ્ચાર્યાં હતા તે વચનો અત્યારે મને પીધેલા ઝેરની પેઠે સંતાપે છે.[૭] અરેરે. સીતાના વિયોગરૂપી ઇંધનવાળો અને ચિંતારૂપી ઝગઝગતી જ્વાળા-વાળો કામાગ્નિ મારા ગાત્રોને રાત્રિદિવસ બાળે છે.' (લક્ષ્મણ પ્રત્યે કહે છે:) હે સૌમિત્રિ! તું અહીં જ બેસી રહે. હું એકલો સમુદ્રમાં જઈ સૂઈ રહીશ. એમ કરવાથી પ્રદીપ્ત થયેલો કામાગ્નિ મને બાળી શકશે નહિ. હે લક્ષ્મણ! સીતા અને હું એક જ પૃથ્વી ઉપર છીએ. એવી

જો મને ખબર ન મળી હોત, તો હું જીવી શકત નહિ. હવે તો ગમે ત્યારે પણ હું સીતાને મળીશ એવી આશાથી હું જીવું છું એટલું જ બહુ છે.[૮-૧૦] જેમ જળથી ભરેલા ક્ષેત્રના સંસર્ગથી જળ વિનાના સૂકા ક્ષેત્રમાંનું ધાન્ય જીવતું (લીલું) રહે છે, તેમ હું પણ 'જાનકી જીવતી છે' એવા સમાચાર સાંભળીને પ્રાણને ટકાવી રહ્યો છું.[૧૧] અરે, શત્રુઓનો પરાજય કરીને હું પ્રકાશિત રાજલક્ષ્મી સરખી અને કમળપત્ર સરખાં નેત્રવાળી સીતાને ક્યારે જોઈશ?[૧૨] વ્યાધિથી પોડાતો પુરુષ જેમ રસાયન(ઔષધ)નું પાન કરે તેમ સુંદર દાંત તથા હોઠવાળા સીતાના વદનકમળને જરાક ઊંચું કરીને તેના અધરોષ્ઠનું હું ક્યારે પાન કરીશ?[૧૩] તાલફળ સરખાં સ્થૂલ અને પરસ્પર અડકેલાં પોતાના બન્ને સ્તનો કંપાવતી તથા હાસ્ય કરતી મારી પ્રાણપ્રિયા સીતા ક્યારે મને ભેટશે?[૧૪] અરેરે, હું તેનો સ્વામી વિદ્યમાન છતાં અનાથની પેઠે રાક્ષસોની વચ્ચે રહેલી શ્યામ નેત્રવાળી સીતાને દુઃખમાંથી છોડાવનાર કોઈ પણ મળતું નથી![૧૫] અરે, જનક રાજાની પુત્રી, મહારાજા દશરથની પુત્રવધૂ અને મારી પ્રાણપ્રિયા સીતા રાક્ષસીઓની વચ્ચે શી રીતે રહી શકતી હશે?[૧૬] જેમ ચંદ્રની કળા શરદૃઋતુના વાદળોનું વિદારણ કરીને પ્રકાશિત થાય છે, તેમ મારી પ્રિયા સીતા મારા હાથથી શત્રુઓનો સંહાર કરાવીને અવશ્ય મારી પાસે આવશે.[૧૭] અહો! મારી પ્રિયા કે જે સ્વભાવથી જ નાજુક અંગવાળી છે, તે હાલમાં શોક અને ઉપવાસ કરવાથી તથા દેશકાળનો ફેરફાર થવાથી વધારે કૃશ થઈ ગઈ હશે! રાક્ષસોના રાજા રાવણના મર્મસ્થળમાં તીક્ષ્ણ બાણ મારીને હું સીતાના હૃદયમાં રહેલા શોકનો ક્યારે નાશ કરીશ?[૧૮,૧૯] અહો! દેવકન્યા સરખા સ્વરૂપવાળી સતીશિરોમણિ સીતા હર્ષભેર મારા કંઠમાં વળગીને આનંદાશ્રુ ક્યારે વહેવડાવશે?[૨૦] મનુષ્ય જેમ મલિન વસ્ત્રનો ત્યાગ કરે છે, તેમ હું સીતાવિયોગના ભયંકર શોકનો ક્યારે ત્યાગ કરીશ? અર્થાત્ સીતાવિયોગના દુઃખમાંથી હું ક્યારે મુક્ત થઈશ?[૨૧]

બુદ્ધિમાન રામચંદ્ર સીતાને સંભારીને એવી રીતે વિલાપ કરતા હતા, એટલામાં દિવસ પૂરો થવાથી મંદ થયેલા તેજવાળા ભગવાન સૂર્ય અસ્તાચળ ઉપર ગયા.[૨૨] એ વેળા કમળપત્ર સરખાં નેત્રવાળાં સીતાને સંભારીને શોકગ્રસ્ત થયેલા રઘુવીરનું લક્ષ્મણે આશ્વાસન કર્યું. તે પછી બન્ને ભાઈઓ સાયંસંધ્યા કરવામાં પ્રવૃત્ત થયા.[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬ઠ્ઠો

### લંકાની રાજસભા-રાવણે પૂછેલી સલાહ

लङ्कायां तु कृतं कर्म घोरं दृष्ट्वा भयावहम्।
राक्षसेन्द्रो हनुमता शक्रेणेव महात्मना ॥
अब्रवीद्राक्षसान्सर्वान् ह्रिया किञ्चिदवाङ्मुखः ॥

લંકામાં કપિવર હનુમાને મહાસમર્થ ઇંદ્રના જેવું ભયંકર કાર્ય કર્યું, એ જોઈને લજ્જાને લીધે કંઈક નીચું મુખ રાખી લંકાધિપતિ રાવણ પોતાના મંત્રીઓ વગેરે રાક્ષસોને કહેવા લાગ્યો: 'હે રાક્ષસો! આપણી લંકાનગરી કે જે દુર્ધર્ષ છે, તેમાં એક વાનરે આવીને પ્રવેશ કર્યો અને તેને ઉજ્જડ કરી મૂકી તેમ જ તે નિર્ભયપણે સીતાને પણ મળ્યો. એ વાનરે અશોકવાટિકામાંનો ચૈત્યપ્રાસાદ ભાંગી નાખ્યો; મુખ્ય મુખ્ય રાક્ષસોનો સંહાર કર્યો અને આખી લંકાનગરીને આકુળવ્યાકુળ કરી મૂકી; તો હે રાક્ષસો! હવે મારે તેમ જ તમારે સૌએ શું કરવું યોગ્ય છે, કે જે કરવાથી આપણું સૌનું શ્રેય થાય?[૧-૪] બુદ્ધિમાન પુરુષો કહે છે કે, 'મંત્ર એ જ વિજય આપનાર છે;' માટે હે મહાબળવાન રાક્ષસો! રામને જીતવા માટે આપણે શો ઉપાય લેવો, એ હું તમને પૂછું છું. આ લોક વિષે ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારના પુરુષો હોય છે. તેઓનો ભેદ તેઓનાં જુદાં જુદાં લક્ષણો જાણ્યા વિના

સમજાતો નથી. માટે હે રાક્ષસો ! હું તેઓના ગુણદોષનું વર્ણન કરું છું, તે તમે સાંભળો.[૬] જે પુરુષ કાર્યનો નિર્ણય કરવામાં સમર્થ એવા પોતાના મંત્રીઓ, સમાન અર્થવાળા મિત્રો તથા હિત ઇચ્છનારા બંધુ-બાંધવોની સાથે મંત્રવિચાર કરે છે અને પછી દૈવની અનુકૂળતા મેળવીને કાર્યનો આરંભ કરે છે, તે પુરુષને ઉત્તમ જાણવો.[૭-૮] જે પુરુષ કોઈને પૂછ્યા વિના પોતે એકલો જ વિચાર કરે છે, એકલો જ ધર્મમાં પ્રવૃત્ત થાય છે અને કોઈની પણ સહાય લીધા વિના પોતે એકલો જ કાર્યનો આરંભ કરે છે, તે પુરુષને મધ્યમ સમજવો.[૯] જે પુરુષ ગુણદોષનો નિશ્ચય કર્યા સિવાય દૈવની પણ ઉપેક્ષા કરીને 'હું એકલો જ કાર્ય કરીશ' એમ ધારીને કાર્ય કરવામાં પ્રમાદ કરે છે, તે પુરુષને અધમ સમજવો. હે રાક્ષસો ! જેવી રીતે ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારના પુરુષો છે, તેવી રીતે મંત્ર પણ ઉત્તમ, મધ્યમ તથા અધમ એમ ત્રણ પ્રકારના છે.[૧૦,૧૧] નીતિશાસ્ત્રને અનુસરી વિચાર કરતા સઘળા કુશળ મંત્રીઓ જે માટે એકમત થાય, તે મંત્રને ઉત્તમ કહ્યો છે.[૧૨] ભિન્ન ભિન્ન મત બાંધીને છેવટે એકમત થયેલા મંત્રીઓ જે અર્થનો નિર્ણય કરે છે, તે મંત્રને મધ્યમ કહે છે.[૧૩] મતભેદ પડવાને લીધે એકબીજાની સાથે તકરાર થયા પછી મંત્રીઓ જેમાં મહાકષ્ટે સંમત થાય છે, તે મંત્રને અધમ સમજવો. એવા અધમ મંત્રથી કશું જ શ્રેય થતું નથી.[૧૪] હે બુદ્ધિમાન મંત્રીઓ ! સારી રીતે યોજેલો ઉત્તમ મંત્ર જ રાજાનું શ્રેય કરે છે, માટે તમે સર્વ એકમત થઈને જે કાર્ય કરવાનો નિશ્ચય કરશો તે મારે માન્ય છે. રઘુવંશમાં ઉત્પન્ન થયેલ રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓ ધીર, વીર એવા હજારો વાનરોની સેના લઈને જેમ બનશે તેમ સત્વર સુખપૂર્વક સમુદ્ર તરીને અહીંયાં આવશે અને આપણી લંકાનગરીને ઘેરી લેશે અરે, એ રામ પોતાના પરાક્રમબળે કરીને સમુદ્રને સૂકવી નાખશે, કિંવા તેના પર સેતુ બાંધશે ! ગમે તે ઉપાયે તે અવશ્ય અહીં આવશે જ આવશે. હે મંત્રીઓ ! હજારો વાનરોની સહાયથી રામ આપણું અહિત કરવા તત્પર થયો છે, તો હવે આપણા આખા નગરનું અને આપણી સેનાનું હિત શી રીતે થાય તેનો સારી રીતે વિચાર કરીને તમે સૌ મને યોગ્ય સલાહ આપો.[૧૫-૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૬ઠ્ઠો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭મો

### લંકાની રાજસભા-રાક્ષસોનો દુર્બોધ

इत्युक्ता राक्षसेन्द्रेण राक्षसास्ते महाबला: ।
ऊचु: प्राञ्जलय: सर्वे रावणं राक्षसेश्वरम् ॥ १ ॥

રાવણનાં વચન સાંભળી મદોન્મત્ત રાક્ષસો કે જેઓ નીતિરહિત તથા બુદ્ધિ વિનાના હતા, એટલું જ નહિ, પણ જેઓ શત્રુપક્ષના બળાબળને પણ જાણતા ન હતા, તેઓએ હાથ જોડીને રાવણને કહ્યું - "હે રાજન્ ! પરિઘ, શક્તિ, ઋષ્ટિ,* ત્રિશૂલ, પટ્ટિશ અને કુંતલ× વગેરે આયુધોવાળું મોટું સૈન્ય હોવા છતાં તમે આમ ખેદ શા માટે ધરો છો ? હે રાક્ષસેંદ્ર ! પાતાળમાં આવેલી ભોગવતીનગરીમાં જઈને પૂર્વે તમોએ યુદ્ધ વિષે નાગલોકોને જીત્યા છે તેમ જ કૈલાસમાં આવેલી અલકાપુરીમાં નિવાસ કરનાર યક્ષરાજ કુબેરને પણ તમે મહાન યુદ્ધ વડે વશ કર્યો છે.[૧-૪] હે સમર્થ રાજન્ ! જોકે મહાબળવાન કુબેર મહાદેવજી સાથેની મિત્રાચારીને લીધે જગતના ત્રણ સોપાન થઈ પડ્યો છે તથા લોકપાલની પંક્તિમાં ગણાય છે, તોપણ તમોએ ક્રોધ વડે સંગ્રામમાં તેનો પરાભવ કર્યો છે એ કુબેરના અનુચર કેટલાક યક્ષોનો સંહાર કરીને, કેટલાકને ઘાયલ કરીને તથા કેટલાકને કેદ પકડીને તમે તેનું 'પુષ્પક' વિમાન પણ અહીંયાં આણેલું છે હે રાક્ષસપુંગવ ! તમારાથી

* બે બાજુએ ધારવાળી તરવાર આ આયુધવાચક સંસ્કૃત ઋષ્ટિ શબ્દનો અર્થ કેટલાક 'બંદૂક' પણ કરે છે

× ભાલો અથવા બરછી

ભય પામતા દાનવોના રાજા મયાસુરે પણ તમારી સાથે મૈત્રી જોડવાને અર્થે પોતાની 'મંદોદરી' નામની પુત્રી તમને પરણાવી છે. વળી હે મહાબાહુ! તમારી બહેન કુંભીનસીનો સ્વામી મધુદૈત્ય કે જે પોતાના વીર્યથી છકી ગયેલો અને કોઈથી પણ ન જિતાય એવો હતો, તેને પણ તમે કેદ પકડીને વશ કર્યો છે.[૫-૮] હે મહાબાહુ! છેક રસાતળમાં જઈને 'વાસુકિ, તક્ષક, શંખ અને જટી' નામના મોટા મોટા સર્પોને તમે વશ કર્યા છે.[૯] હે સ્વામિન્! તમે એક વર્ષ સુધી અખંડિત યુદ્ધ કરીને અક્ષય બળવાળા તથા વરદાન પામેલા દાનવોને સ્વપરાક્રમ વડે વશ કર્યા છે. હે રાક્ષસાધિપ! તમોએ તે દાનવોની પાસેથી અનેકવિધ માયાઓ પ્રાપ્ત કરી છે. હે મહાભાગ! ચતુરંગિણી સેના સહિત યુદ્ધ ચડેલા, મહાબળવાળા અને શૂરવીર એવા વરુણના પુત્રોનો પણ તમોએ પરાભવ કરેલો છે. વળી હે રાજન્! મૃત્યુદંડરૂપી મોટા મગરવાળા, શાલ્મલ વૃક્ષોથી શોભતા, કાળપાશરૂપ તરંગોવાળા, યમદૂતરૂપી સર્પોવાળા અને મહાજ્વરથી દુર્ધર્ષ એવા યમલોકરૂપી મહાસાગરમાં પ્રવેશ કરીને તમે યમરાજાની સમુદ્ર સરખી સેના જીતીને મોટો વિજયધ્વજ ફરકાવ્યો છે અને મૃત્યુનો અટકાવ કરીને સર્વ લોકોને સંતુષ્ટ કર્યા છે. વળી હે રાક્ષસેશ્વર! મોટા મોટા વૃક્ષોથી પૃથ્વી છવાઈ જાય છે, તેમ ઇંદ્ર સરખા પરાક્રમવાળા અને શૂરવીર એવા અસંખ્યાત ક્ષત્રિયોથી આ પૃથ્વી છવાઈ રહી હતી, તે ક્ષત્રિયોનો પણ સંહાર કરીને તમે પૃથ્વીને મોકળી કરી છે; તો પછી હે રાજન્! રામ કાંઈ તે રાજાઓના જેટલો બળવાળો નથી કે જેથી તમે આમ ચિંતા કરો છો![૧૦-૧૭]

હે મહારાજ! નિશ્ચિંત થાઓ, ડરો છો શા માટે? આ તમારો પાટવી કુમાર ઇંદ્રજિત એકલો જ સઘળા વાનરોનો સંહાર કરવા સમર્થ છે.[૧૮] હે મહારાજ! આ ઇંદ્રજિતે માહેશ્વર યજ્ઞ કરીને અત્યંત દુર્લભ વરદાન મેળવ્યું છે; એ શું તમે ભૂલી ગયા કે?[૧૯] શક્તિ અને તોમર વગેરે આયુધોરૂપી મત્સ્યવાળા, વીખરાયેલાં આંતરડાંરૂપી શેવાળવાળા, હસ્તીઓરૂપી કાચબાવાળા, અશ્વોરૂપી દેડકાંથી વ્યાપ્ત, રુદ્ર અને આદિત્ય જેવા દેવતાઓરૂપી મોટા મગર-મત્સ્યવાળા, મરુદ્ગણ અને વસુઓરૂપી મોટા સર્પોવાળા; રથો, અશ્વો તથા હસ્તીઓરૂપી જળથી ભરેલા અને પાયદળરૂપી કિનારાવાળા દેવતાઓની સેનારૂપી સમુદ્રમાં પ્રવેશ કરીને તમારા પુત્ર આ ઇંદ્રજિતે દેવરાજ ઇંદ્રને કેદ કરી આપણી લંકામાં આણ્યો હતો; એ શું તમે ભૂલી ગયા કે?[૨૦-૨૨] પછી જ્યારે મહેશ્વર શંકરે ઘણું કહ્યું, ત્યારે શંબરાસુર તથા વૃત્રાસુરને હણનારો ઇંદ્ર તમારા પુત્રના હાથમાંથી છૂટ્યો હતો; એ તમે કેમ ભૂલી જાઓ છો?[૨૩] માટે હે મહારાજ! રામ-લક્ષ્મણ સહિત આખી વાનરસેનાને સંહારવા માટે તમે તમારા પુત્ર ઇંદ્રજિતને જ આજ્ઞા આપો. હે રાજન્! મનુષ્ય અને વાનરરૂપી પ્રાકૃત જનોથી આવી પડેલી આપત્તિ માટે તમારે ચિંતા ધરવી યોગ્ય નથી. તમે રામ વગેરે સર્વનો સંહાર કરવા સમર્થ છો.[૨૪,૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૭ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮ મો

### લંકાની રાજસભા-ગર્વોન્મત્ત રાક્ષસો

**ततो नीलाम्बुदप्रख्यः प्रहस्तो नाम राक्षसः।**
**अब्रवीत् प्राञ्जलिर्वाक्यं शूरः सेनापतिस्तदा ॥ १ ॥**

ત્યાર પછી નીલ મેઘ સરખા શ્યામ વર્ણવાળો શૂરવીર સેનાપતિ પ્રહસ્ત રાક્ષસ હાથ જોડી કહેવા લાગ્યો :[૧] 'હે રાક્ષસેંદ્ર! તમે સંગ્રામમાં દેવ, દાનવ, ગંધર્વ, પિશાચ, ઉરગ અને પન્નગ આદિ સર્વ કોઈનો પરાભવ કરવા સમર્થ છો; તો પછી બે મનુષ્યોના શા ભાર છે?[૨] હે રાજન્! હનુમાન આવ્યો તે વખતે તો આપણે સૌ અસાવધ હતા, તેથી તે આપણને છેતરી ગયો; નહિ તો એ વનચરનું તે શું સામર્થ્ય હતું કે

તે મારી આગળથી જીવતો જાય ? હે મહારાજ ! તમે મને આજ્ઞા આપો એટલે તરત જ પર્વતો, વનો અને ઉપવનોથી છવાયેલી સમુદ્ર પર્યંતની આખી પૃથ્વીને હુ વાનરોથી રહિત કરીશ.[૪] હે રજનીચર ! હુ વાનરોના ભયથી સર્વને ઉગારીશ, જેથી સીતાનુ હરણુ કરવાથી ઉપજેલુ દુઃખ તમને નડશે નહિ [૫] પછી ' દુર્મુખ ' નામનો રાક્ષસ મુખમુદ્રાને શાંત રાખીને બોલ્યો . ' અરે, આપણા શત્રુ રામ તરફથી આવેલા એક વાનરે આપણા સૌનુ જે મોટુ અપમાન કર્યું છે, તે કોઈ પણ રીતે સહન કરવા જેવુ નથી [૬] અરે, એકલા હનુમાને આપણા રાજા શ્રીમાન રાવણ રાયનો, તેમના અંતઃપુરનો તથા આખી લંકા નગરીનો મોટો પરાભવ કર્યો છે, તે આપણાથી સાંખી રહેવાય તેમ નથી [૭] માટે હમણા હુ એકલો જઈને સઘળા વાનરો કે જેઓ રાવણના ભયને લીધે ભયંકર સમુદ્રમા, આકાશમા કે રસાતળમા ભરાઈ પેઠા હશે, તેમને શોધીશોધીને મારીશ અને આપણા રાજાના અપમાનનો બદલો વાળીશ ! '

ત્યાર પછી અત્યંત ક્રોધ પામેલો મહાબળવાન વજ્રદંષ્ટ્ર રાક્ષસ માંસ અને રુધિરથી ખરડાયેલુ પોતાનુ ભયંકર પરિઘ ઉપાડી બોલ્યો : ' દુર્જય એવા રામ-લક્ષ્મણ અને સુગ્રીવ જ્યા સુધી જીવતા છે, ત્યા સુધી દીન અને તપસ્વી એવા હનુમાનને હણવાથી શુ વળે એમ છે [૯-૧૦] આજે હુ એકલો જ જઈશ અને આખી વાનરસેનાને ક્ષુભિત કરીને તથા મારા આ પરિઘ વડે રામ લક્ષ્મણ સહિત સુગ્રીવને હણીને પાછો આવીશ [૧૧] હે રાવણરાય ! જો તમારે જય મેળવવાની ઇચ્છા હોય, તો મારુ એક બીજુ વચન સાંભળો જે પુરુષ આળસનો ત્યાગ કરીને ઉપાય યોજવામા તત્પર રહે છે, તે પુરુષ જ શત્રુઓ પર વિજય મેળવે છે.[૧૨] હે રાક્ષસાધિપ ! વાનરસેના સહિત રામ-લક્ષ્મણને મારવાનો બીજો એક ઉપાય એવો છે કે, ભયંકર સ્વરૂપવાળા, દૃઢ નિશ્ચયવાળા અને ઇચ્છિત રૂપ ધરનારા હજારો રાક્ષસો મનુષ્યના જેવુ રૂપ ધરીને રામની પાસે જાય અને નીડરપણે રામને કહે :[૧૩,૧૪] ' તમારા નાના ભાઈ ભરતે અમને તમારી પાસે સહાય કરવા માટે મોકલ્યા છે અને તે પોતે પણ મોટી સેના સજ્જ કરીને અમારી પાછળ આવે છે. '[૧૫]

કપટથી મનુષ્યવેશ ધરીને ગયેલા રાક્ષસો રામને એવુ કહેતા હશે એટલામા તો ત્રિશૂળ, શક્તિ, ગદા, ધનુષ્ય, બાણ અને તરવાર આદિ આયુધો ગ્રહણ કરીને અમે ત્યા જઈ પહોંચીશું અને અંતરિક્ષમા ટુકડીબંધ રહીને શિલાઓની તથા અસ્ત્રોની વૃષ્ટિ કરીને વાનરસેનાને યમદ્વાર મા પહોંચતી કરીશુ [૧૬,૧૭] જો આમ થશે તો રામ-લક્ષ્મણ અવશ્ય આપણા ચક્કરમા આવી પડશે અને આપણા કપટ-પ્રહારથી તે પોતાના જીવિતનો ત્યાગ કરશે '[૧૮]

ત્યારે પછી અત્યંત ક્રોધે ભરાયેલો અને વીર્યવાળો કુંભકર્ણનો પુત્ર શૂરવીર નિકુંભ રાક્ષસ સર્વ લોકોને રડાવનારા રાવણ પ્રત્યે કહેવા લાગ્યો ' હે મહારાજ ! આ સર્વ રાક્ષસો અને તમે અહીંયા જ રહો હુ એકલો જ જઈશ અને લક્ષ્મણ સહિત રામને તથા હનુમાનાદિ વાનરો સહિત સુગ્રીવને મારીને પાછો આવીશ. '[૧૯,૨૦]

નિકુંભનુ વાક્ય પૂરુ થયુ કે તરત જ પર્વત સરખા દેહવાળો ' વજ્રહનુ ' નામનો રાક્ષસ ક્રોધને લીધે હોઠ પીસતો બોલ્યો ' હે રાક્ષસો ! તમે સૌ નિશ્ચિંત થઈ સ્વેચ્છાનુસાર પોતપોતાના કાર્ય કર્યા કરો [૨૧,૨૨] હુ એકલે જ સઘળી વાનરસેનાને ખાઈ જઈશ હે નિશાચરો ! તમે સૌ બેફિકર થઈ ક્રીડા કરો અને સુખથી ' વારુણી ' મદિરાનુ પાન કરો હુ એકલો જ રામ, લક્ષ્મણ સુગ્રીવ, અંગદ તથા હનુમાન આદિ સર્વ વાનરોનો વધ કરીશ '[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ યુદ્ધકાંડ ૮ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૯ મો

## લંકાની રાજસભા વિભીષણના હિતવચન-સીતા પાછી આપો

ततो निकुम्भो रभस सूर्यशत्रुर्महाबल ।
सुप्तघ्नो यज्ञकोपश्च महापार्श्वो महोदर ॥ १ ॥

કુંભકર્ણનો પુત્ર નિકુંભ રભસ, સૂર્યશત્રુ, સુપ્તઘ્ન યજ્ઞકોપ મહાપાર્શ્વ, મહોદર, અગ્નિકેતુ, રશ્મિકેતુ, મહાબળવાન ઇંદ્રજિત, પ્રહસ્ત, વિરૂપાક્ષ, વજ્રદંષ્ટ્ર, ધૂમ્રાક્ષ, નિકુંભ ( બીજો ) અને દુર્મુખ વગેરે રાક્ષસો કે જેઓ ક્રોધાગ્નિથી પ્રદીપ્ત થઈ રહ્યા હતા તેઓ પરિઘ, પટ્ટિશ, ત્રિશૂળ, પ્રાસ, શક્તિ, ફરશી, ધનુષ્ય, તરવાર તથા તીક્ષ્ણ બાણ વગેરે શસ્ત્રાસ્ત્રો ગ્રહણ કરીને ઊભા થયા અને બોલ્યા ૧-૫ 'હે રાજન્! જેણે આપણી લંકાને બાળી છે તે દુષ્ટ હનુમાનનો, સર્વ વાનરો સહિત સુગ્રીવનો તથા રામ-લક્ષ્મણનો અમે આજે જ વધ કરીશું ' ૬

એ પ્રમાણે આયુધ ગ્રહણ કરીને યુદ્ધ કરવા તત્પર થયેલા સર્વ રાક્ષસોને વારીને તથા તેઓને પુનઃ પણ નીચે બેસાડીને, મહાત્મા વિભીષણ હાથ જોડી કહેવા લાગ્યો ૭ 'હે પ્રિય ભાઈ રાવણ! સામ, દાન અને ભેદ, એ ત્રણ ઉપાયોથી પણ જે અર્થની પ્રાપ્તિ ન થઈ શકે એમ હોય, તે અર્થની પ્રાપ્તિ માટે જ પરાક્રમ કરવારૂપ ( દંડરૂપ ) ચોથો ઉપાય યોજવો યોગ્ય છે એમ નીતિજ્ઞ પુરુષો કહે છે ૮ હે તાત! જે પુરુષો અસાવધ હોય, ઘણા શત્રુઓથી ઘેરાયેલા હોય અને જેઓનું દૈવ અતિકૂળ હોય, તેવા પુરુષો વિષે પરીક્ષા કરીને વિધિપૂર્વક યોજેલું પરાક્રમ સિદ્ધ થાય છે, પરંતુ રામ તો અત્યંત સાવધ છે, જય મેળવવાનો ઉત્સાહ ધરાવે છે, અનુકૂળ દૈવવાળો છે, બુદ્ધિમાન છે અને દિવ્ય અસ્ત્રવિદ્યા જાણનારો છે તેનો પરાભવ કરવાનું તું કેવી રીતે ધારે છે? હે રાવણ! તું તારા મન સાથે જ વિચાર કર કે નદ અને નદીઓના પતિ ભયંકર સમુદ્રને ઓળંગી હનુમાન અહીં આવશે એવું સ્વપ્ને પણ કોણ જાણતું હતું? ૯,૧૦,૧૧

'હે રાક્ષસો! શત્રુપક્ષના વીર્ય-શૌર્યની કિંવા બળાબળની સારી રીતે વિચાર કર્યા વિના આમ એકાએક તેની અવગણના કરવી એ કોઈ પણ રીતે યોગ્ય નથી ૧૨ હે રાક્ષસો! તમે વિચાર કરો કે રામે રાવણનું પહેલવહેલું એવું તે શું અપ્રિય કર્યું હતું કે જેથી રામ જેવા યશસ્વી પુરુષની સ્ત્રીનું તેણે જનસ્થાનમાંથી હરણ કર્યું? ૧૩ 'રામે ખરને માર્યો જેથી રાવણે સીતાનું હરણ કર્યું ' એમ જો તમે કહેશો તો હું કહીશ કે, ખર રાક્ષસ પોતાનું સ્થાન છોડી રામના નિવાસસ્થાનમાં જઈ જ્યારે રામને પીડા કરવા લાગ્યો, ત્યારે રામે સંગ્રામમાં તેને માર્યો છે એમાં રામે શું ખોટું કર્યું છે? એ તો નીતિ જ છે કે પ્રાણીઓએ પોતાની શક્તિ પ્રમાણે પોતાના પ્રાણનું રક્ષણ અવશ્ય કરવું જ જોઈએ ૧૪

હે ભાઈ રાવણ! તેં સીતાનું હરણ કર્યું છે, એથી હાલમાં આપણા ઉપર મોટો ભય આવી પડ્યો છે, માટે તું સીતાને પાછી આપ વ્યર્થ કલહ કરવાથી શું વળે એમ છે? ૧૫ હે રાવણ! ધર્મ પ્રમાણે વર્તનારા અને મહાપરાક્રમી એવા રામની સાથે નિરર્થક વેર કરવું ઘટતું નથી, માટે તું સીતા પાછી આપ ૧૬ રામચંદ્ર અહીં આવીને અશ્વ, ગજ તથા અનેક રત્નોથી ભરેલી લંકાનગરીને જ્યાં સુધીમાં પોતાના બાણો વડે નષ્ટભ્રષ્ટ ન કરે, ત્યાં સુધીમાં તું સીતા પાછી આપ અત્યંત ભયંકર અને અજેય પરાક્રમવાળી મોટી વાનરસેના જ્યાં સુધીમાં લંકાગઢને ઘેરી ન વળે, ત્યાં સુધીમાં તું સીતા પાછી આપ ૧૭,૧૮ જો તું પોતાની મેળે જ રામની પ્રિય પત્ની સીતાને તેના પતિને પાછી નહિ સોંપે, તો શૂરવીર રાક્ષસો સહિત આખી લંકાનો અવશ્ય વિનાશ થશે, માટે પ્રથમથી સમજીને તું સીતા પાછી આપ હે રાવણરાજ! હું તને બંધુભાવથી કહું છું કે તું પ્રસન્નતાપૂર્વક મારા વચનોનો સ્વીકાર કર હું તારું હિત થાય એવા સત્ય વચનો જ કહું છું. તું રામને સીતા પાછી આપ ૧૯,૨૦ હે રાક્ષસેંદ્ર!

તારો વધ કરવા માટે દશરથનંદન રામચંદ્ર જ્યાં સુધી શરદઋતુના સૂર્યના કિરણ સરખા પ્રકાશતા ચકચકિત અગ્ર તથા પૂંખવાળા અને અત્યંત દૃઢ એવા તીક્ષ્ણ બાણો ન મૂકે, ત્યાં સુધીમાં તું તેમને સીતા પાછી આપ ૨૧ હે રજનીચર! સુખ તથા ધર્મનો નાશ કરનાર ક્રોધનો તું સત્વર ત્યાગ કર અને સ્નેહ તથા પ્રીતિ વધારનાર ધર્મનું સેવન કર હે રાજન્! અમારા પર કૃપા કરીને તું સીતા રામને પાછી આપ કે જેથી પુત્રો, પૌત્રો અને બંધુ વર્ગ સહિત અમે સૌ જીવતા રહીએ ૨૨,૨૩

પોતાને અપ્રિય એવા વિભીષણના વચન સાંભળીને રાક્ષસોનો રાજા રાવણ સર્વ રાક્ષસોને વિદાય કરી પોતાના રાજમહેલમાં ગયો ૨૪

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૯મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦ મો

### વિભીષણનો હિતોપદેશ

**તતः प्रत्युषसि प्राप्ते प्राप्तधर्मार्थनिश्चयः ।**
**राक्षसाधिपतेर्वेश्म भीमकर्मा विभीषणः ॥ १ ॥**

પ્રભાતકાળ થયો ત્યારે જેણે ધર્મ અને અર્થનો નિશ્ચય કરેલો છે તેવો તથા દૃષ્ટાંતમાં રાવણને હિતવચન કહેવારૂપી દુષ્કર કર્મ કરનારો મહાત્મા વિભીષણ રાવણના રાજમહેલ આગળ આવ્યો ૧ અનેક પર્વતશિખરોના સમૂહ સરખો રાવણનો રાજમહેલ આકાશની સાથે વાતો કરતો હતો તેમાં સમાંતર વિભાગે મોટા મોટા ઓરડાઓ આવેલા હતા, રાવણ ઉપર પ્રીતિવાળા અને બુદ્ધિમાન એવા અમાત્યો તથા રાજાનો તેમાં વસતા હતા, કાર્યકુશળ રાક્ષસો ચોમેરથી રક્ષા કરતા હતા, મદોન્મત્ત હસ્તીઓના નિઃશ્વાસ સાથે મળવાથી ત્યાંનો પવન ડહોળાઈ રહ્યો હતો, શંખના મહાનાદથી તે ગાજી રહ્યો હતો, તેમાં અનેક પ્રકારના વાજિંત્રોના સ્વર સંભળાતા હતા, પ્રમદાઓની ભીડ જામેલી હતી, આવવા-જવાના માર્ગોમાં દાસ-દાસીઓનો કલરવ સંભળાતો હતો તેના સર્વ દ્વારો શુદ્ધ સુવર્ણના હતા અને નાના પ્રકારના ચંદરવા તથા તોરણો વગેરે અલંકારોથી તે અત્યંત શોભતો હતો એ રાજમહેલ વાજિંત્રોના નાદથી ભરપૂર હોવાને લીધે જાણે ગંધર્વોની નિવાસભૂમિ જ હોય, મહાન ઐશ્વર્યસંપન્ન હોવાને લીધે જાણે સાક્ષાત્ સ્વર્ગ જ હોય અને રત્નજડિત હોવાને લીધે જાણે નાગલોક જ હોય એવો શોભતો હતો ૨-૬

અત્યંત પ્રકાશને લીધે વિસ્તાર પામેલા કિરણોવાળો સૂર્ય જેમ મેઘમંડળમાં પ્રવેશ કરે, તેમ અત્યંત કાંતિવાળા વિભીષણે પોતાના મોટા ભાઈ રાવણના રમ્ય રાજમહેલમાં પ્રવેશ કર્યો ૭ ત્યાં આગળ વેદવેત્તા બ્રાહ્મણોએ ઉચ્ચારેલા પવિત્ર પુણ્યાહવાચનના તથા 'રાવણરાયનો જય હો, જય હો' એવા માંગલિક શબ્દો મહાતેજસ્વી વિભીષણના સાંભળવામાં આવ્યા, ૮ તેમ જ સંપૂર્ણ વેદને જાણનારા બ્રાહ્મણો કે જેઓનો પુષ્પ, અક્ષત, દહીં અને ઘી વગેરે પદાર્થોથી સત્કાર થયો હતો, તેઓના તેને દર્શન થયા ૯

રાક્ષસોથી સત્કાર પામતા મહાબાહુ વિભીષણે પોતાના તેજથી પ્રકાશી રહેલા અને ઊંચા આસન પર બેઠેલા રાવણ પાસે જઈ તેને વંદન કર્યું ૧૦ વિનયના આચારને જાણનારો વિભીષણ 'રાજાજીનો વિજય થાઓ' એમ બોલ્યા પછી રાવણે દૃષ્ટિ વડે બતાવેલા એક સુવર્ણના આસન પર બેઠો ૧૧ જ્યારે દાસદાસીઓ વગેરે ત્યાંથી ચાલ્યા ગયા, ત્યારે મહાત્મા વિભીષણે સઘળા મંત્રીઓની સમક્ષ રાવણને હિતકર અને સયુક્તિક વચન કહેવાનો વિચાર કર્યો ૧૨ પ્રથમ શાંતિ ભરેલા વચનોથી પોતાના જ્યેષ્ઠ બંધુ રાવણને પ્રસન્ન કરીને સારાસારનો વિવેક જાણનારા વિભીષણ દેશ-કાળને અનુસરતા વાક્ય કહેવા લાગ્યા ૧૩

વિભીષણે કહ્યું 'હે શત્રુઓને તપાવનારા રાવણ! જ્યારથી અહીં આ વિદેહપુત્રી સીતાના પગલા થયા છે, ત્યારથી આપને અનેક પ્રકારના અપશુકન થયા કરે છે ૧૪ હે રાજન્! ધુમાડા

સહિત ઉત્પન્ન થયેલો મંથાગ્નિ+ મંત્રપાઠપૂર્વક ઘી હોમવા છતાં પણ સારી રીતે પ્રજ્વલિત થતો નથી; પણ તેમાંથી તણખા અને ધુમાડાના ગોટા જ ઊઠ્યા કરે છે.[૧૫] આપણા રસોડામાં, અગ્નિહોત્રની શાળાઓમાં તથા વેદપાઠ કરવાના પવિત્ર સ્થળોમાં જ્યાંત્યાં સર્પ જોવામાં આવે છે અને હુતદ્રવ્યમાં ઘણી જ કીડીઓ ઊભરાય છે. ગાયો ઊંચી ગઈ છે, મદમત્ત હસ્તીઓને ઝરતો મદ બંધ થયો છે, અશ્વો દીનપણે હણહણે છે અને ઘાસ ખાવા છતાં પણ તેઓ જાણે ભૂખ્યા જ હોય એમ નવાનવા ઘાસની ઇચ્છા કરે છે! હે રાજન્! ગધેડાં, ઊંટ અને ખચ્ચર વગેરે પ્રાણીઓ પોતાના રૂવાં ઊભાં કરીને નિરંતર આંસુ ઢાળ્યા કરે છે. પશુવદ્યકશાસ્ત્રમાં કુશળ વૈદ્યોએ તેઓની સારી રીતે ચિકિત્સા કર્યા છતાં તેઓ પોતાની સ્વાભાવિક પ્રકૃતિમાં આવતા નથી. કાગડાઓના ટોળેટોળાં ક્રૂર શબ્દ કરતાં ચોતરફ ફરે છે અને મોટી મોટી હવેલીઓ ઉપર આવીને બેસે છે.[૧૬-૧૯] પીડિત થયેલા હોય એમ શબ્દ કરતાં ગૃધ્રપક્ષીઓ આપણી લંકાનગરી ઉપર ભમે છે. પ્રાતઃકાળે તથા સાયંકાળે લંકાની પાસે આવીને શિયાળવાં અમાંગલિક શબ્દ કરે છે,[૨૦] અને લંકાના દરવાજા આગળ ટોળે મળેલા નહાર વગેરે માંસભક્ષી પ્રાણીઓના તથા મૃગોના વીજળીના કડાકા જેવા ભયંકર નાદ હમેશાં સાંભળવામાં આવે છે.[૨૧] હે વીર! આ સર્વ અપશુકનોની શાંતિ માટે તારે પ્રાયશ્ચિત્ત કરવું યોગ્ય છે એમ હું ધારું છું અને તે પ્રાયશ્ચિત્ત તે એ જ કે રામને તું સીતા પાછી આપ.[૨૨] હે મહારાજ! જો કદાચ મેં અજ્ઞાનથી કિંવા જીવવાના લાભથી તને આ વચન કહ્યાં હોય, તોપણ તું મને દુષ્ટ બુદ્ધિવાળો જાણીશ નહિ, અર્થાત્ હું શત્રુના પક્ષમાં મળેલો કિંવા શત્રુનું જ શુભ ઇચ્છનારો છું એમ તું માનીશ નહિ.[૨૩] સીતાનું હરણ કરવાના દોષને લીધે થતા ઉત્પાતો સર્વત્ર જોવામાં આવે છે. એ ઉત્પાતો સઘળા રાક્ષસો, રાક્ષસીઓ, રણવાસ અને આખી પ્રજા માટે અશુભ સૂચવે છે.[૨૪] હે રાવણરાય! જોકે સર્વ મંત્રીઓ આ મેં જણાવેલો મંત્ર તને કહી શક્યા નથી, પરંતુ મેં તો મારી મતિ પ્રમાણે તારી આગળ મારો વિચાર પ્રકટ કર્યો છે. મેં જે કાંઈ સાંભળ્યું હોય કિંવા જોયું હોય, તે સઘળું ભ્રાતૃભાવને લીધે મારે તને અવશ્ય કહેવું જ જોઈએ. હવે મારા વચનો પર યથાન્યાય વિચાર કરીને પછી જેમ કરવું ઘટે તેમ કર.'[૨૫]

મંત્રીઓની વચ્ચે બેઠેલા પોતાના જ્યેષ્ઠ બંધુ રાવણને ઉપર પ્રમાણે હિતકારક વચન કહીને મહાત્મા વિભીષણ વિરામ પામ્યો. સીતા પર કામાસક્ત થયેલો લંકેશ્વર રાવણ ભૂત, ભવિષ્ય તથા વર્તમાન એ ત્રણે કાળમાં હિત કરનારા, ગંભીર અર્થવાળા અને યુ[illegible]ક્ત એવા વિભીષણના વચન સાંભળીને એકાએક [illegible]પાયમાન થઈ ગયો. તે બોલ્યો.[૨૬,૨૭] 'ઓ વિભીષણ! મને કોઈ જાતનો ભય હોય એમ લાગતું નથી. કદી પણ રામને સીતા મળવાની નથી, એ તારે નિશ્ચય જાણવું. રામ કદાચ ઇંદ્રાદિ દેવોને લઈને અહીં આવશે, તોપણ સંગ્રામમાં તે મારી સામે કેમ જ ટકી શકશે?'[૨૮] એ પ્રમાણે કહીને ભયંકર પરાક્રમવાળા અને દેવતાઓના સૈન્યનો નાશ કરનારા મહાબળવાન રાવણે હિતવચન કહેનારા પોતાના નાના ભાઈ વિભીષણને ત્યાંથી વિદાય કર્યો.[૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહાપુરાણપ્રોક્ત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧ મો

### યુદ્ધમંત્રણા-રાવણે બોલાવેલી સભા

स बभूव कृशो राजा मैथिलीकाममोहितः ।
असन्मानाच्च सुहृदां पापः पापेन कर्मणा ॥ १ ॥

પરસ્ત્રીનું હરણ કરવારૂપી દુષ્કર્મથી પાપી બનેલો રાવણ વિભીષણ સરખા સુહૃદ્જનોના અપમાનથી તથા સીતા વિષેની કામપીડાથી દિવસે દિવસે સુકાવા લાગ્યો.[૧] કામદેવથી અત્યંત પીડાતો અને વારંવાર સીતાનું જ

+ અધરારણિ અને ઉત્તરારણિનું મંથન કરવાથી પ્રકટેલો અગ્નિ.

ચિંતન કરતો રાવણ યુદ્ધ કરવા યોગ્ય સમય નહિ હોવા છતાં વિભીષણ સિવાયના અન્ય સુહૃદ્વર્ગ અને અમાત્યોની સલાહથી 'રામની સાથે યુદ્ધ કરવું જ યોગ્ય છે' એમ માનવા લાગ્યો સુવર્ણથી મઢેલા મણિ તથા વિદ્રુમથી ગણગણેલા કેળવાયેલા ઉત્તમ અશ્વોવાળા અને મેઘગર્જના સરખો ગણગણાટ કરતા મોટા રથમાં બેસીને રાક્ષસોનો રાજા રાવણ પોતાની સભા પ્રત્યે જવા નીકળ્યો.[૨-૪] એ વેળા ઢાલ, તરવાર તથા બીજાં પણ અનેક આયુધો ધરનારા શૂરવીર યોદ્ધાઓ રાવણની આગળ ચાલતા હતા,[૫] અને વિવિધ પ્રકારના આભૂષણોથી શોભતા કેટલાક રાક્ષસો તેની બન્ને બાજુએ તેમ જ પાછળ ચાલતા હતા[૬] કેટલાક અતિરથીઓ રથમાં બેસીને તથા કેટલાક મદમત્ત હસ્તીઓ પર બેસીને રાવણની બન્ને બાજુએ ઉતાવળે ચાલતા હતા અને ગદા, પરિઘ, શક્તિ તથા તોમર આદિ હથિયારો ધારણ કરનારા કેટલાક સવારો પોતાના અશ્વોને ખેલાવતા રાવણની પાછળ ચાલતા હતા રાવણરાય સભા પ્રત્યે જવા નીકળ્યો, એ વેળા હજારો વાજિંત્રો વાગવા લાગ્યાં અને તુમુલ શંખનાદ થવા લાગ્યો પડાના નાદથી દશે દિશાઓને ગજાવતો રાવણનો મહાન રથ જોતજોતામાં ભવ્ય રાજમાર્ગ પર આવી પહોંચ્યો અને સભાસ્થાન પ્રત્યે જવા લાગ્યો એ વેળા રાવણના મસ્તક પર ધરેલું નિર્મળ શ્વેત છત્ર પૂર્ણિમાના ચંદ્ર સમું શોભતું હતું, સુવર્ણની મંજરીઓવાળા અને શુદ્ધ સ્ફટિક સરખા બે શ્વેત ચામરો રાવણની બન્ને બાજુએ ઢોળાતા હતા અને પૃથ્વી પર ઊભેલા રાક્ષસો રથમાં બેઠેલા રાવણને જોઈ હાથ જોડી મસ્તક વડે નમન કરતા હતા 'રાવણનો જય હો! જય હો' એ પ્રમાણે રાક્ષસોથી સ્તુતિ કરાતો શત્રુદમન રાવણ થોડીક વારમાં જ સભા આગળ આવી પહોંચ્યો દેવોના શિલ્પી વિશ્વકર્માએ રચેલી રાવણની સભામાં શુદ્ધ સ્ફટિકમણિની વેદિકાઓ બનાવેલી હતી, સોના તથા રૂપાની ભીંતો હતી, જરિયાનના બિછાના પાથરેલા હતા અને છસો પિશાચ રક્ષકો તેની ચોકી કરતા હતા એ સભામાં પ્રવેશ કરીને પોતાના તેજથી પ્રકાશતો રાક્ષસેંદ્ર રાવણ જેના પર ઉત્તમ મૃગચર્મ બિછાવ્યું હતું, તેવા પોતાના વૈડૂર્યમય શ્રેષ્ઠ આસન પર બેઠો પછી તેણે ઉતાવળે ચાલનારા દૂતોને આજ્ઞા કરી[૭-૧૭] 'હે રાક્ષસો! આપણે શત્રુઓ સામે મોટું કાર્ય કરવાનું છે, માટે તમે સત્વર જાઓ અને લંકાના સર્વ રાક્ષસોને અહીં તેડી લાવો '

રાવણની આજ્ઞા સાંભળતાં જ દૂતો લંકામાં ફરવા નીકળી પડ્યા તેઓએ લંકાના ઘેરઘેર, વિહારસ્થળોમાં, શયનસ્થાનોમાં તેમ જ બાગબગીચાઓમાં જઈને નિર્ભયપણે રાક્ષસોને કહ્યું: 'તમો સૌને આપણા રાજા રાવણ ઉતાવળે બોલાવે છે'[૧૮,૧૯]

રાજાની આજ્ઞા સાંભળીને કેટલાક રાક્ષસો રથમાં બેસીને, કેટલાક અશ્વો પર આરૂઢ થઈને, કેટલાક મદોન્મત્ત હાથીઓ પર ચઢીને અને કેટલાક પગે ચાલીને રાવણની સભામાં જવાને નીકળ્યા[૨૦] એ સમયે અનેક રથો, હાથીઓ અને અશ્વોથી ભરપૂર થયેલી લંકાનગરી જેમ ઊડતા ગરુડોથી આકાશ શોભે તેમ શોભતી હતી[૨૧] અનેક પ્રકારના રથાદિ વાહનો પર બેસીને તેમ જ પગે ચાલીને તેઓ સર્વ ઉતાવળે સભાસ્થાન આગળ જઈ પહોંચ્યા અને સિંહો જેમ પર્વતની ગુફામાં પ્રવેશ કરે, તેમ તેઓએ રાવણની સભામાં પ્રવેશ કર્યો[૨૨] પછી રાવણના ચરણોનું વંદન કરીને તથા રાવણથી સત્કાર પામીને તેઓ સર્વ યથાયોગ્ય આસનો પર બેઠા, કેટલાક ઊંચાં આસન પર બેઠા કેટલાક જાજમ પર બેઠા અને કેટલાક પૃથ્વી પર બેઠા રાવણની આજ્ઞાથી સભામાં એકત્ર થયેલા સર્વ રાક્ષસો યથાયોગ્ય આસનો પર બેસીને રાક્ષસેંદ્ર રાવણની ઉપાસના કરવા લાગ્યા[૨૩,૨૪] અર્થનિશ્ચય કરવામાં કુશળ એવા

મુખ્ય મંત્રીઓ, શ્રેષ્ઠ બુદ્ધિવાળા અને પવિત્ર આચરણવાળા ઉપમંત્રીઓ તેમ જ બીજા પણ સેંકડો શૂરવીર રાક્ષસો સર્વના સુખનો વિચાર કરવા માટે રાવણની રમ્ય સભામાં એકઠા થયા એટલામાં સોનાથી મઢેલા અને ઉત્તમ અશ્વો જોડેલા રથમાં બેસીને યશસ્વી વિભીષણ પણ પોતાના મોટા ભાઈની સભામાં આવી પહોંચ્યો સભામાં આવી વિભીષણે પ્રથમ પોતાના નામનું ઉચ્ચારણ કરીને રાવણના ચરણોમાં વંદન કર્યું અને પછી પોતાને યોગ્ય આસન પર બેઠો આ વેળા શુક' અને 'પ્રહસ્ત' નામના મંત્રીઓ સભામાં આવનાર પ્રત્યેકનું સ્વાગત કરીને યોગ્ય આસનો પર બેસાડતા હતા ૨૫-૨૮

એ સમયે નાના પ્રકારના મણિજડિત સુવર્ણાલંકાર ધારણ કરનારા અને સુંદર વસ્ત્ર પહેરેલા સર્વ રાક્ષસોના શરીર પર લગાવેલું અમૂલ્ય ચંદન તથા પુષ્પમાળાઓની સુવાસ આખી સભામાં મહેકી રહી હતી રાવણની સભા ઘણી જ શાંત હતી, ત્યાં કોઈ પણ સભાસદ ઊંચેથી બોલતો ન હતો, તેમ જ કોઈ પણ અસત્ય વક્તા ન હતો અત્યંત પરાક્રમવાળા તે સર્વ રાક્ષસો જાણે કૃતકૃત્ય જ થયા હોય એમ આનંદપૂર્વક રાવણના મુખ સામે જોઈ રહ્યા હતા ૨૯-૩૦ અનેક શસ્ત્રાસ્ત્રો ધારણ કરનારા, મહાન બળવાળા અને મનસ્વી એવા રાક્ષસોની સભામાં બેઠેલો અભિમાની રાવણ દેવતાઓની સભામાં બેઠેલા વજ્રધારી ઇન્દ્રની પેઠે શોભતો હતો ૩૧

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૨મો

### યુદ્ધમંત્રણા-રાવણનો પ્રસ્તાવ-કુંભકર્ણના વચનો

**स ता परिषद् कृत्स्ना समीक्ष्य समितिञ्जय ।**
**प्रबोधयामास तदा प्रहस्तं वाहिनीपतिम् ॥ १ ॥**

યુદ્ધમાં જય મેળવનારા રાક્ષસરાજ રાવણે આખી સભા ઉપર દૃષ્ટિ ફેરવીને સેનાપતિ પ્રહસ્તને કહ્યું ' હે સેનાપતિ ! અસ્ત્રવિદ્યામાં કુશળ એવી આપણી ચતુરંગિણી સેનાને આપણા નગરની ચોતરફથી રક્ષા કરવાની તું આજ્ઞા આપ '૧

'જી હજૂર ! જેવી આજ્ઞા ' એમ બોલી વિનય દર્શાવીને પ્રહસ્ત તુરત જ રાજાજ્ઞાનો અમલ કરવા માટે ત્યાંથી ઊઠ્યો અને નગરની બહાર તથા અંદર સર્વત્ર રક્ષણ કરવા માટે સૈન્યોની ગોઠવણ કરી ૩ નગરરક્ષાનો ઉત્તમ પ્રબંધ કરીને પ્રહસ્ત તરત જ પાછો આવ્યો અને રાવણની આગળ બેસી વિનયથી બોલ્યો ' હે બળવાન રાજન્ ! તમારી આજ્ઞા પ્રમાણે મેં નગરીની બહાર તથા અંદર રક્ષણ કરવા માટે સૈન્યોની યોજના કરી છે હવે ચિત્ત સ્વસ્થ રાખીને જે કાંઈ કરવું હોય તે કરો '૪-૫

રાજ્યહિતૈષી પ્રહસ્તનું વચન સાંભળી સુખની લાલસાવાળા રાવણે પોતાના સુહૃદ્વર્ગને કહ્યું ' હે સ્નેહીજનો ! પ્રિય-અપ્રિય સુખ-દુઃખ, લાભ-અલાભ, હિત-અહિત અને ધર્મ, અર્થ તથા કામના સંકટ સમયમાં શું કરવું યોગ્ય છે, એ બાબત તમે સારી રીતે જાણો છો તમોએ મંત્ર (વિચાર) કરીને આજ દિન સુધીમાં મારા હાથે જે જે કાર્યો કરાવ્યાં છે, તેમાં હું હજી સુધી કદી પણ નિષ્ફળ નીવડ્યો નથી ૬-૮ હે સુહૃદો ! હું ધારું છું કે, જેમ ઇન્દ્ર, સૂર્યચંદ્રાદિ ગ્રહો, નક્ષત્રો તથા દેવતાઓની સહાયથી વિજયશ્રી પામે છે તેમ હું પણ તમારી સહાયથી વિજયશ્રી પ્રાપ્ત કરીશ ૯ હું તમારી સૌની સાથે મસલત કરવા તૈયાર થયો છું, પરંતુ સીતાહરણની આ વાત હજી સુધી મેં કુંભકર્ણને જણાવી નથી, કારણ કે તે નિદ્રામાં પડ્યો હતો શસ્ત્રધારીઓમાં મુખ્ય એવો મારો ભાઈ કુંભકર્ણ છ માસની નિદ્રામાંથી હમણાં જ જાગ્રત થયો છે

હે રાક્ષસો ! રામની પ્રિય પત્ની જનકનંદિની સીતાને હું દંડકારણ્યમાં આવેલા જનસ્થાનમાંથી હરી લાવ્યો છું,૧૦-૧૨ પરંતુ

ગજગામિની એ સીતા મારી શય્યાને શોભાવવા ઇચ્છતી નથી. હે નિશાચરો ! હું તો ધારું છું કે સીતા જેવી સુંદર સ્ત્રી ત્રણે લોકમાં બીજી એક પણ નથી.[૧૩] જાણે સાક્ષાત્ માયાસુરે નિર્માણ કરેલી માયા જ હોય એવી એ સીતા અત્યંત સૌંદર્યવાળી છે. તેની કેડ પાતળી છે, નિતંબ વિશાળ છે, મુખ શરદઋતુના ચંદ્ર સરખું છે અને તેનો આકાર સોનાની પૂતળી જેવો છે.[૧૪] સુંવાળાં, ઘાટીલાં, રાતાં તળિયાંવાળાં અને લાલ નખવાળાં સીતાનાં બે ચરણોને જોઈ ને મારો કામાગ્નિ ઉત્તેજિત થાય છે.[૧૫] હે રાક્ષસો ! સાક્ષાત્ સૂર્યની પ્રભા સરખી અને હોમેલા અગ્નિની જ્વાળા જેવા પ્રભાવવાળી સીતાને જોઈ ને મારો કામ પ્રતિક્ષણે વૃદ્ધિ પામે છે. અણીદાર નાસિકાવાળું, સુંદર નેત્રવાળું અને મધુર ભાષણ કરનારું સીતાનું નિર્મળ મુખ જોઈ ને હું મોહિત થયો છું. હે સુહૃજ્જનો ! ક્રોધ તથા હર્ષને દબાવી દેનારા, શરીરકાંતિનો નાશ કરનારા અને શોક તથા સંતાપ વધારનારા કામદેવે મને વિહ્વળ કરી મૂકયો છે. હે રાક્ષસશ્રેષ્ઠો ! વિશાળ નેત્રવાળી એ સીતાએ પોતાના સ્વામીની વાટ જોવા માટે મારી પાસેથી એક વર્ષની અવધિ માગી લીધી છે અને મેં પણ તેને તેટલા સમયનું વચન આપ્યું છે. પરંતુ હે રાક્ષસો ! લાંબો પંથ કાપવાથી જેમ અશ્વ થાકી જાય, તેમ નિરંતરની કામપીડાને લીધે હું થાકી ગયો છું. હે સુહૃજ્જનો ! મેં સાંભળ્યું છે કે, દશરથનંદન રામ-લક્ષ્મણ સુગ્રીવાદિ વાનરોને સાથે લઈ ને મારી સામે લડવા આવે છે ! મને વિચાર થાય છે કે, ક્ષુભિત ન થાય એવા અને અનેક મગર-મત્સ્યોથી ભરેલા મહાસાગરને તેઓ શી રીતે તરી શકશે ? અરે પણ માત્ર એક જ વાનરે અહીં આવીને મહાપીડા કરી હતી, તો પછી બીજા વાનરો અહીં કેમ નહીં આવે ? હે રાક્ષસવરો ! કાર્યની ગતિ કળ્યામાં આવતી નથી; માટે તમે સૌ મને યથાર્થાત સલાહ આપો. જોકે આપણને મનુષ્યોથી ભય થાય એમ નથી, તોપણ પ્રથમથી વિચાર કરવો યોગ્ય છે. હે નિશાચરો ! પૂર્વે જ્યારે દેવો અને અસુરોનો સંગ્રામ થયો, ત્યારે તમારી સહાયથી જ હું વિજય પામ્યો હતો. આજે પણ તમે તેના તે જ છો; માટે હું અવશ્ય જય પામીશ; સીતાની શોધ મળવાથી રામ-લક્ષ્મણ બન્ને સુગ્રીવાદિ વાનરોની સેના લઈ ને સામે પાર આવી ઊતર્યા છે અને તેઓ સમુદ્ર ઓળંગી અહીં આવવાનો પ્રયત્ન કરે છે.[૧૬-૨૪] હે રાક્ષસો ! મારે સીતા પાછી આપવી ન પડે અને એ બન્ને રાજકુમારો મૃત્યુ પામે એવો ઉપાય તમે શોધી કાઢો. તમે દૃઢ નિશ્ચય કરીને જે કાંઈ કરવા યોગ્ય હોય તે મને કહો.[૨૫] ઇંદ્રાદિ દેવોમાં પણ આપણને જીતવાની શક્તિ હોય એમ મને લાગતું નથી, તો વાનરો સમુદ્ર તરી આવીને પણ આપણને શું કરી શકે એમ છે ? હું ધારું છું કે નિશ્ચય આપણો વિજય થશે.'[૨૬]

કામપીડાથી આકુળ-વ્યાકુળ થયેલા રાવણનો ઉપર્યુક્ત પ્રલાપ સાંભળીને કુંભકર્ણ ક્રોધાયમાન થયો અને બોલ્યો :[૨૭] 'હે રાવણ ! રામ-લક્ષ્મણથી વિખૂટી પડેલી સીતાનું જ્યારે તેં બળાત્કારે હરણ કર્યું, ત્યારે યમુના પોતાનું જળ સમુદ્રમાં વહી જતાં પહેલાં જ જેમ પોતાના ધરાને પૂરે અર્થાત્ યોગ્ય વિચાર કરીને કામ કરે તેમ તેં પોતાના મન સાથે નિશ્ચિત વિચાર કર્યો જ હશે. અરે, હવે પાણીનાં પૂર વહી ગયા પછી અમને પૂછવાની શી જરૂર છે ? હે મહારાજ ! તેં જે કર્મ કર્યું છે, તે ઘણું અયુક્ત છે. આ કામ કરતી વેળા જ તેં અમારો વિચાર પૂછ્યો હોત, તો તેનો ઉપાય કરત; પણ હવે તો થયું તે ખરું. કાર્ય થઈ ગયા પછી વિચાર કરવો એ પાણી વહી ગયા પછી પાળ બાંધવા જેવું છે. હે દશાનન ! જે રાજા પ્રથમથી નીતિપુરઃસર કર્તવ્ય અર્થનો નિશ્ચય કરીને પછી રાજકાર્યો કરે છે, તેને પશ્ચાત્તાપ કરવો પડતો નથી.[૨૮-૩૦] હે રાવણ ! જેમ અભિચારાદિના પ્રયોગથી અપવિત્ર થયેલા યજ્ઞમાં હોમેલું હુતદ્રવ્ય યજ-

માનનું જ અનિષ્ટ કરે છે, તેમ મંત્રીઓની સાથે વિચાર કર્યા વિના કરેલાં ન્યાયવિરુદ્ધ કાર્યો રાજાનું અનિષ્ટ કરે છે.[31] જે મનુષ્ય પ્રથમ કરવાનાં કાર્ય પછીથી કરે છે અને પછીથી કરવાનાં કાર્ય પ્રથમ કરે છે, તે રાજનીતિજ્ઞ કહેવાતો નથી.[32] હે રાજન્! જેમ પક્ષીઓ ક્રૌંચપર્વતના છિદ્રમાં પ્રવેશી પોતાનો માર્ગ સરળ બનાવે છે,* તેમ વગર વિચાર્યે કામ કરનારો રાજા કદાચ અધિક બળવાળો હોય તોપણ તેના શત્રુઓ તેનું કાંઈ ને કાંઈ છિદ્ર કાઢી પોતાનુ કાર્ય સિદ્ધ કરે છે.[33]

હે રાવણ! ભવિષ્યનો વિચાર કર્યા વિના તેં પરસ્ત્રીના હરણરૂપી જે મહાદારુણ કાર્ય કર્યું છે, તે ખરેખર વિષમિશ્રિત અન્ન સરખું છે. હે ભાઈ! આવું નિંદ્ય કાર્ય કરવા છતા હજી સુધી રામે તારો વધ કર્યો નથી એ તારું મોટું ભાગ્ય સમજ.[34] હે અનઘ! તેં શત્રુની સાથે આરંભેલુ કાર્ય જોકે અત્યંત અણઘટતું છે, તોપણ હું તને સહાય કરીશ અને શત્રુઓને હણીશ.[35] હે નિશાચર! હું તારા શત્રુઓનો સંહાર કરીશ. હે રાવણ! એ રામ તથા લક્ષ્મણ બન્ન ભાઈઓ જો કદાચ સાક્ષાત્ ઇંદ્ર અને સૂર્ય હશે અથવા અગ્નિ અને વાયુ હશે કે કુબેર અને વરુણ હશે, તો પણ હું તેઓની સાથે યુદ્ધ કરીશ. પર્વતના સરખા પ્રૌઢ દેહવાળો અને તીક્ષ્ણ દાઢાવાળો હું જ્યારે મોટું પરિઘ ગ્રહણ કરી યુદ્ધ કરવા લાગીશ, ત્યારે મારી ગર્જના સાંભળીને દેવોનો રાજા ઇંદ્ર પણ ભય પામ્યા વિના રહેશે નહિ.[36,37] હે રાજન્! એ રામ મારા પર એક બાણનો પ્રહાર કરીને બીજું બાણ મૂકશે, તે પહેલા જ હુ તેનું રુધિર પી જઈશ. હે ભાઈ! તું ધૈર્ય રાખ.[38] હે દશગ્રીવ! રામ-લક્ષ્મણનો વધ કરીને તને સુખ થાય તેવો વિજય મેળવવાનો હું પ્રયત્ન કરીશ અને લક્ષ્મણ સહિત રામને હણીને સઘળા વાનરોને ખાઈ જઈશ.[39] માટે હે રાવણ! તું યથેચ્છ ક્રીડા કર. ઇચ્છાનુસાર ઉત્તમ મદિરાનું પાન કર અને સર્વ સંતાપોનો ત્યાગ કરીને હિતાવહ કાર્યોમાં પ્રવૃત્ત થા. હું રામને યમદ્વારમાં પહોંચાડીશ એટલે સીતા તારે વશ થઈ રહેશે.'[40]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૨ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૩ મો

## યુદ્ધમંત્રણા—રાવણનો ગર્વ

रावणं क्रुद्धमाज्ञाय महापार्श्वो महाबलः ।
मुहूर्तमनुसंचिन्त्य प्राञ्जलिर्वाक्यमब्रवीत् ॥ १ ॥

'તેં સીતાનુ હરણ કરવારૂપી અયુક્ત કર્મ કર્યું છે' એવાં કુંભકર્ણનાં વચનથી રાવણને ક્રોધ પામેલો જોઈ ને અત્યંત બળવાળો મહાપાર્શ્વ એક મુહૂર્તભર વિચાર કર્યા પછી હાથ જોડી કહેવા લાગ્યો:[1] 'હે રાવણરાય! મૃગો અને હિંસક પ્રાણીઓથી ભરેલા ભયંકર વનમાં જઈ ને ઉત્તમ મધુ પ્રાપ્ત થવા છતાં જે પુરુષ તેનુ પાન કરતો નથી, તે ખરેખર મૂર્ખ છે![2] હે શત્રુમર્દન! તમે કે જે સર્વના ઈશ્વર છો તેનો તે વળી ઈશ્વર કોણ હોય? તમે શત્રુઓને ન ગણકારતાં સીતાની સાથે સુખથી રમણ કરો.[3] હે મહાબળવાન રાવણ! જો સીતા ન માનતી હોય, તો તમે બળાત્કારે તેની સાથે રમણ કરો અને કૂકડાની પેઠે+ તેનો ઉપભોગ કરી સુખી થાઓ. તમારી કામવાસના પૂર્ણ થયા પછી તમારી ઉપર શો ભય આવી પડવાનો? કદાચ કાંઈ ભય આવી પડશે, તો તે સમયે તમે સાવધાન હશો કિંવા અસાવધાન હશો, તોપણ તેનો સઘળો ઉપાય થઈ રહેશે. હે મહારાજ! અમારી સૌની સહાયથી તમારો ભાઈ આ કુંભકર્ણ અને તમારો પાટવી કુમાર

* ક્રૌંચપર્વત અતિ ઊંચો હોવાથી પક્ષીઓ તેને ઓળંગી શકતા નથી, માટે તેઓ કાર્તિકેયની શક્તિથી તે પર્વતમા આરપાર પડેલા છિદ્રની વાટે બહાર નીકળે છે. ગ. ટી.

+ વાત્સ્યાયન કહે છે કે, કામાસક્ત કૂકડા સાથેના સંભોગ વખતે કૂકડી સ્વાભાવિક રીતે જ ક્રોધિત થાય છે, છતા કૂકડો સંભોગ કરીને સુખી થાય છે.

ઇંદ્રજિત એ બન્ને વજ્રધર ઇન્દ્રને હઠાવવાને પણ સમર્થ છે.[૪-૬] હે રાવણ ! જોકે રાજનીતિ જાણનારા પુરુષોએ સામ, દાન અને ભેદે કરી કાર્ય સાધવાનુ કહ્યુ છે, પરંતુ મને તો કેવળ છેલ્લા 'દંડ' ઉપાયથી જ કાર્ય સિદ્ધ કરવાનુ રુચે છે.[૭] હે મહાબળ ! જો તમારા શત્રુઓ અહીં આવશે, તો અમે અમારા શસ્ત્રાસ્ત્રના બળે કરીને તેમને વશ કરી દઈશું, એમા લેશ પણ સંદેહ નથી.[૮]

મહાપાર્શ્વના ઉપર્યુક્ત વચનોને માન્ય કરી રાવણે કહ્યુ : 'હે મહાપાર્શ્વ ! તું કહે છે તે મને રુચે છે, પરંતુ પૂર્વે મેં એક કામ કરેલુ છે કે જેને મેં ઘણા સમયથી ગુપ્ત રાખેલુ છે, તે હું આજે તારી આગળ કહું છુ.[૯-૧૦] એક દિવસે 'પુંજિકસ્થલા' નામની અપ્સરા આકાશમાર્ગે થઈ બ્રહ્મદેવના ભવન પ્રત્યે જતી હતી. તે સાક્ષાત્ અગ્નિશિખાની પેઠે પ્રકાશતી જતી હતી. એ અપ્સરા મને જોઈને મારા ભયથી આમતેમ છુપાવા લાગી, પરંતુ તેને જોઈ હુ કામાંધ થઈ ગયો[૧૧] અને તેના વસ્ત્ર કાઢી નાખી હુ તેની સાથે બળાત્કારે રમ્યો, પછી હસ્તીએ મસળી નાખેલી કમલિની સરખી તે પુંજિકસ્થલા અપ્સરા બ્રહ્મદેવને ઘેર ગઈ.[૧૨] મને લાગે છે કે એ વાત બ્રહ્મદેવના જાણવામા આવી જ હશે, જેથી હુ એક દિવસે બ્રહ્મદેવની પાસે ગયો ત્યારે તેમણે મને ક્રોધપૂર્વક કહ્યુ [૧૩] : હે રાવણ ! આજ પછી જો તું કોઈ પણ સ્ત્રીની ઉપર બળાત્કાર કરીશ. તો તે જ ક્ષણે તારા મસ્તકના સો ટુકડા થઈ જશે.[૧૪]

હે મહાપાર્શ્વ ! બ્રહ્મદેવના શાપના ભયથી જ હું જનકતનયા સીતાને બળાત્કારે મારી શય્યા પર ખેંચી શકતો નથી.[૧૫] સમુદ્રના જેવો મારો વેગ છે અને વાયુના જેવી મારી પ્રબળ ગતિ છે એ વાતને રામ જાણતો નથી, તેથી જ તે મારી સામે લડવા આવે છે,[૧૬] નહિ તો પર્વતની ગુફામા સુખે સૂતેલા સિંહ સરખા તેમ જ ક્રોધ પામીને બેઠી રહેલા મૃત્યુ સરખા મને છંછેડવાને કોણ ઇચ્છે ?[૧૭] અરે મારા ધનુષ્યમાથી છૂટેલાં ઝેરી સર્પ જેવા મારા બાણોને રામે હજી સુધી જોયા નથી, તેથી જ તે મારી સામે યુદ્ધ કરવા આવે છે.[૧૮] હે મહાપાર્શ્વ ! જેમ સળગતા કાષ્ઠોથી હાથીને ગભરાવવામા આવે છે, તેમ મારા ધનુષ્યમાથી ઉપરાઉપરી છૂટેલા વજ્ર સરખા હજારો બાણોથી હું રામને ગભરાવી નાખીશ.[૧૯] જેમ પ્રાતઃકાળે ઉદય પામેલો સૂર્ય પોતાના કિરણોથી નક્ષત્રોની કાંતિને નષ્ટ કરે છે, તેમ સેનાથી વીંટાયેલો હુ મારા બાણો વડે રામની સેનાનો નાશ કરીશ.[૨૦] અહા ! સહસ્રાક્ષ ઇંદ્ર અને મહાબળવાળો વરુણ પણ મને યુદ્ધમા જીતી શકે એમ નથી, તો પછી રામના તે શા ભાર છે ? અરે, આ લંકાનગરી કે જે પૂર્વે કુબેરના અધિકારમા હતી, તેને પણ મેં મારા બાહુબળથી જીતી લીધી છે, તો પછી વાનરોની સેનાને જીતવી એમા તે શી મોટી વાત છે !'[૨૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રી રામાયણના યુદ્ધકાંડમા ૧૩મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૪મો

### યુદ્ધમંત્રણા-વિભીષણનો અભિપ્રાય-સીતા પાછી આપો

निशाचरेन्द्रस्य निशम्य वाक्यं स कुम्भकर्णस्य च गर्जितानि। विभीषणो राक्षसराजमुख्यमुवाच वाक्यं हितमर्थयुक्तम् ॥ १ ॥

રાક્ષસરાજ રાવણના પ્રવોક્ત વચનો તથા કુંભકર્ણની ગર્જનાઓ સાંભળીને મહાત્મા વિભીષણ રાવણ પ્રત્યે હિત અને અર્થયુક્ત વચન કહેવા લાગ્યો.[૧] 'હે રાજન્ ! વક્ષસ્થળરૂપી દેહવાળો, ચિંતા-શોકરૂપી વિષથી ભરેલો, મંદ હાસ્યરૂપ તીક્ષ્ણ દાઢવાળો, પાંચ આંગળીરૂપી પાંચ ફણાવાળો અને મોટી કાયાવાળો સીતારૂપી મોટો નાગ તારા કંઠમા કોણે નાખ્યો છે ?[૨] હે રાવણ ! પર્વતશિખરો જેવા મોટા શરીરવાળા અને દાઢ તથા નખરૂપી આયુધવાળા વાનરો આવીને લંકાનગરી ઉપર ન ચઢી આવે, તે પહેલા તું રામને સીતા પાછી સોંપ.

ઓ મોટાભાઈ! વજ્ર સરખા તીક્ષ્ણ અને વાયુ સરખા વેગવાળા રામચદ્રના બાણો રાક્ષસોના મસ્તકો છેદી ન નાખે તે પહેલા તુ સીતા રામને અર્પણ કર [૩,૪] ઓ રાવણરાય! કુભકર્ણ, ઇદ્રજિત, અતિકાય, મહાપાર્શ્વ, મહોદર, નિકુભ તથા કુભ, એમનામાનો કોઈ પણ યુદ્ધમા રામની સામે ઊભો રહેવા સમર્થ નથી [૫] ઓ રાવણ! રામની સામે યુદ્ધે ચડ્યા પછી તુ કદાચ ભયનો માર્યો ઇદ્ર, વાયુ, મૃત્યુ કિવા સૂર્યને શરણે જઈશ અથવા આકાશ કે પાતાળમા સતાઈ પેસીશ, તોપણ તુ જીવી શકીશ નહિ [૬]

ત્યારે પ્રહસ્તે કહ્યુ 'અરે, સગ્રામ વિષે અમને દેવો, દાનવો, ગધર્વો, યક્ષો મોટા સર્પો તેમ જ પક્ષીઓ વગેરે પ્રાણીઓથી લેશ પણ ભય થાય એમ નથી, તો પછી મનુષ્યોના રાજા દશરથના પુત્ર રામથી અમને યુદ્ધમા શો ભય થવાનો છે? [૭,૮]

પ્રહસ્તના અહિતવચન સાભળી રાજાનુ હિત ઇચ્છનારા અને ધર્મ, અર્થ તથા કામમા કુશળ બુદ્ધિવાળા વિભીષણે ઉદાર અર્થવાળા વાક્ય કહ્યા [૯] 'હે પ્રહસ્ત! જેમ અધર્મયુક્ત બુદ્ધિવાળા મનુષ્યથી સ્વર્ગ મેળવી શકાતુ નથી, તેમ તુ, રાજા, મહોદર અને કુભકર્ણ વગેરે રામના સબધમા જે કાઈ બોલો છો, તેમાનુ તમારાથી કાઈ પણ થઈ શકવાનુ નથી હે પ્રહસ્ત! અર્થકુશળ એવા રામનો વધ મારાથી, તારાથી કિવા આ સર્વ રાક્ષસોથી પણ કેમ જ થઈ શકે? નાવ વિનાનો પુરુષ કદી પણ મહાસાગરને તરી શકે ખરો કે? ધર્મનિષ્ઠ, મહારથી અને ઇક્ષ્વાકુ વશમા ઉત્પન્ન થયેલા એ રાજપુત્રની સન્મુખ યુદ્ધમા આવી ઊભા રહેતી વેળાએ દેવો પણ પોતાના કર્તવ્યમા મૂઢ થઈ જાય છે, તો પછી આપણુ શુ ગજુ [૧૦-૧૨] હે પ્રહસ્ત! પીછાથી શોભતા અને સહન ન થઈ શકે એવા રામચદ્રે મૂકેલા તીક્ષ્ણ બાણો તારા હૃદયને વીધી પાછા રામના ભાથામા પેઠા નથી, ત્યા સુધી જ તુ આમ પોતાની બડાઈ કરે છે [૧૩] હે પ્રહસ્ત! વજ્ર સરખા વેગવાળા અને પ્રાણનુ હરણ કરનારા રામના બાણોએ તારા હૃદયમા પ્રવેશ કર્યો નથી, ત્યા સુધી જ તુ આમ બડબડાટ કરે છે હે નિશાચર! આ રાક્ષસેદ્ર રાવણ, અત્યત બળવાળો ત્રિશિરા, કુભકર્ણનો પુત્ર નિકુભ, ઇદ્રજિત કિવા તુ પણ ઇદ્ર સમાન પરાક્રમી એ રામની સામે યુદ્ધ કરવા સમર્થ નથી દેવાતક, નરાતક, મહાત્મા અને અતિરથી એવો અતિકાય તથા અકપન પણ રામની સામે યુદ્ધમા ઊભા રહેવા સમર્થ નથી [૧૪-૧૬] વળી હે શ્રેષ્ઠ રાક્ષસો! આપણો રાજા રાવણ કે જે સ્વભાવે તીક્ષ્ણ છે વગર વિચાર્યે કાર્ય કરનારો છે અને હાલમા કામરૂપી વ્યસનથી ઘેરાઈ ગયો છે, તેને તમારા જેવા મિત્રરૂપી શત્રુઓ સલાહકાર મળ્યા છે, એથી હુ તો ધારુ છુ કે સઘળા રાક્ષસકુળનો વિનાશકાળ સમીપમા જ આવી પહોચ્યો છે [૭] ૮ રાક્ષસવરો! રામની સાથે વેર કરવાથી તમારો રાજા રાવણ જાણે મોટા દેહવાળા, હજાર ફેણાવાળા અને અત્યત બળવાળા ભયકર નાગની ચૂડમા પકડાયો હોય એવી સ્થિતિમા આવી પડ્યો છે, માટે તમે તેને તેમાથી છૂટો કરી બચાવો [૧૮] જેમ કોઈ બળવાન ભૂતથી પકડાયેલા પુરુષને તેના સગા-સબધીઓ તેના કેશ પકડીને પણ છોડાવે છે, તેમ રાજાથી પૂર્ણ થયેલી કામનાઓવાળા તમો સર્વેએ રાજાની સર્વ રીતે રક્ષા કરવી જોઈએ [૧૯] હે રાક્ષસો! પવિત્ર ચારિત્ર્યરૂપી જળથી ભરેના રામરૂપી સમુદ્રમા ડૂબીને કાકુત્સ્થરૂપી પાતાળના મુખમા પડવાની અણી પર આવેલા રાક્ષસેદ્ર રાવણને તમે સૌએ ઉગારી લેવો ઘટે છે [૨૦] હુ આજે મારો અભિપ્રાય કહી સભળાવુ છુ, તે આ નગરીમા વસતા સર્વ રાક્ષસોના તથા સગા સબધીઓ સહિત રાવણના હિત અર્થે જ છે, માટે હે રાક્ષસો! રામને સીતા પાછી સોપવાની તમે પણ રાવણને સલાહ આપો [૨૧] શત્રુનુ તથા પોતાનુ વીર્યબળ જાણીને તથા બળ

પક્ષના સ્થાન,* ક્ષય+ અને વૃદ્ધિનો– પોતાની બુદ્ધિથી સારી રીતે વિચાર કરી જે પોતાના સ્વામીને હિતકર એવું વચન કહે, તેને જ 'મંત્રી' કહે છે ૨૨

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૪મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૫ મો

### યુદ્ધમ ત્રણ–ગર્વોન્મત્ત ઇંદ્રજિત: શું રામ-લક્ષ્મણથી ડરી જઈશું ?

बृहस्पतेस्तुल्यमतेर्वचस्तान्निशम्य यत्नेन विभीषणस्य । ततो महात्मा वचनं बभाषे तत्रेन्द्रजिन्नैर्ऋतयूथमुख्यः ॥१॥

બૃહસ્પતિના સરખી બુદ્ધિવાળા વિભીષણના અસહ્ય વચનોને અત્યાર સુધી પરાણે પરાણે સાંભળી રહેલો રાક્ષસશ્રેષ્ઠ ઇંદ્રજિત એકાએક બોલી ઊઠ્યો ૧ 'હે નાના કાકા તમે અત્યંત બીકણની પેઠે આવાં અનર્થયુક્ત વાક્યો કેમ બોલો છો ? જે પુરુષ આપણા કુળમાં ન જન્મેલો હોય, અર્થાત્ હલકા કુળમાં જન્મેલો હોય, તે પુરુષ પણ આવાં વાક્યો બોલતો નથી તેમ જ આવું કાર્ય કરતો નથી, તો પછી આપણા શ્રેષ્ઠ કુળમાં ઉત્પન્ન થઈને તમે આ શું બોલો છો ?૨ (સર્વ રાક્ષસસભા પ્રત્યે કહે છે ) હે રાક્ષસશ્રેષ્ઠો ! આપણા આખા રાક્ષસકુળમાં સત્ત્વ વીર્ય, પરાક્રમ, ધૈર્ય, શૌર્ય અને તેજ વિનાનો જો કોઈ પણ માણસ હોય, તો મારા પિતાનો નાનો ભાઈ આ વિભીષણ જ છે ૩ (એટલું કહી વિભીષણ પ્રત્યે ફરીથી કહ્યું ) હે બીકણ સ્વભાવવાળા કાકા ! મનુષ્યોના રાજા દશરથના પુત્ર એ રામ-લક્ષ્મણ કે જેઓને આપણામાંનો એક સાધારણ રાક્ષસ હણી શકે એમ છે, તેઓના નામ લઈને તમે અમને ડરાવો છો શું ? ના, ના, પણ અમે એથી ડરી જઈએ એમ નથી ૪ વિચાર તો કરો ! ત્રૈલોક્યના અધિપતિ અને મહાસમર્થ દેવરાજ ઇંદ્રને પણ હરાવીને મેં પૃથ્વીતલ પર લાવી કેદ કર્યો હતો અને મારાથી ભય પામેલા સર્વ દેવતાઓ પણ દશે દિશાઓમાં નાસી ગયા હતા !૫ મેં બળાત્કારે ઐરાવત હાથીના દંતુશળ ખેંચી કાઢીને ચીસો પડાવી હતી અને તેને પૃથ્વી પર પછાડીને દેવતાઓને ત્રાસ પમાડ્યો હતો !૬ હું અત્યંત પરાક્રમવાળો છું, દેવતાઓના ગર્વને પણ ઉતારનારો છું અને મોટા મોટા દૈત્યોને પણ શોકસાગરમાં ડુબાડનારો છું, છતાં મનુષ્યરાજાના સામાન્ય બળવાળા એ બે બાળકો ને મારાથી કેમ નહિ જીતી શકાય ? ૭

ઇંદ્ર સમ પરાક્રમવાળા અને અત્યંત તેજવાળા ઇંદ્રજિતના વચન સાંભળી શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ વિભીષણે ગંભીર અર્થવાળું વચન કહ્યું ૮ 'હે તાત ! તું હજી કાચી બુદ્ધિનો હોવાથી આવા મંત્રકાર્યોમાં કર્તવ્ય–અકર્તવ્યનો નિશ્ચય કરવા સમર્થ નથી અને તેથી જ તું પોતાના વિનાશ માટે આવો અર્થહીન પ્રલાપ કરે છે ૯ હે ઇંદ્રજિત ! 'રામથી રાવણની પડતી થવા લાગી છે' એવું જાણવા છતાં તું મોહને લીધે આંધળો થઈ આમ રાવણને અનર્થમાં ઘેરે છે, તેથી હું ધારું છું કે તું રાવણના પુત્રરૂપે ખરેખર શત્રુ જ છે ! અરે તું કે જે બાળક હોવાને લીધે સાહસિક પ્રકૃતિવાળો અને કાચી બુદ્ધિવાળો છે, તેને આવા મંત્રકાર્યમાં કોણે દાખલ કર્યો છે ? જેણે તને આ સભામાં પ્રવેશ કરાવ્યો, તેનો તથા તારો આ વેળા વધ કરવો જ ઘટે છે ! હે ઇંદ્રજિત ! તું કર્તવ્યાકર્તવ્યના વિચાર વિનાનો, ડહાપણ વિનાનો, વિનયરહિત, તીક્ષ્ણ સ્વભાવવાળો, ટૂંકી બુદ્ધિવાળો, અપવિત્ર અંતઃકરણવાળો અને મૂર્ખ છે તું જે કાંઈ બોલે છે તે સઘળું તારી કાચી બુદ્ધિને લીધે જ બોલે છે યુદ્ધ વિષે બ્રહ્મદંડના જેવા પ્રકાશવાળા, કાળાગ્નિ સરખા ઝગઝગતા અને યમદંડ સરખા ઉગ્ર એવા રામના બાણોને સહન કરવા કોણ સમર્થ છે ? (હવે રાવણને સંબોધીને કહે છે ) હે રાજન્ ! જો આપ ધન રત્ન, આભૂષણ, દિવ્ય વસ્ત્ર તથા વિચિત્ર મણિ-

* સેના વગેરેની વૃદ્ધિ નહિ તેમ હ્રાસ પણ નહિ તેવી સ્થિતિ + સેના વગેરેનું ઓછાપણું
– સેના વગેરેની વૃદ્ધિ

હીરા વગેરેની ભેટ સહિત સીતાદેવી રામને પાછી સોંપીશુ, તો જ આપણે સૌ શોકરહિત થઈ સુખ ભોગવીશું '[૧૦–૧૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુન્દરકાંડમાં ૧૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૬ મો

### રાવણના કઠોર વચનો વિભીષણનો તિરસ્કાર

सुनिविष्टं हितं वाक्यमुक्तवन्तं विभीषणम् ।
अब्रवीत्परुषं वाक्यं रावणः कालचोदितः ॥ १ ॥

અર્થતત્ત્વથી ભરેલા હિતકર વચનો કહીને વિભીષણ વિરામ પામ્યો, ત્યારે કાળનો પ્રેર્યો રાવણ તેના પ્રત્યે કઠોર વાકય કહેવા લાગ્યો [૧] 'અરે, પુરુષને પોતાના શત્રુની સાથે કિંવા છંછેડાયેલા ઝેરી સર્પની સાથે વસવુ સારુ છે; પરંતુ શત્રુપક્ષમાં મળેલા મિત્રની સાથે વસવુ ઠીક નથી. હે રાક્ષસ વિભીષણ! સર્વ લોકોને વિષે જ્ઞાતિઓના શીલ–સ્વભાવ કેવા હોય છે તે હુ સારી રીતે જાણુ છુ અને જ્ઞાતિના મનુષ્યો હમેશા પોતાના જ્ઞાતિભાઈનુ ભૂંડુ થાય એમા જ આનંદ માને છે.[૨,૩] હે વિભીષણ! જ્યેષ્ઠ હોવાથી રાજ્યાસનને પામેલા, પોતાનુ રક્ષણ કરનારા, વિદ્યાથી શોભતા, ધર્મનિષ્ઠ તથા શૂર વીર એવા મનુષ્યની પણ તેના જ્ઞાતિભાઈઓ અવજ્ઞા કરે છે અને તેનુ કાંઈ ને કાંઈ છિદ્ર શોધીને તેનો પરાભવ કરવા ચૂકતા નથી[૪] ખરેખર, જ્ઞાતિભાઈઓ એ ભયંકર આતતાયી શત્રુરૂપ જ છે. તેઓ હૃદયમા દ્વેષ રાખી માત્ર મોઢેથી મીઠુ મીઠુ બોલે છે અને એકબીજાને દુઃખ પડતુ જોઈને પરસ્પર હર્ષિત થાય છે[૫] પૂર્વે પદ્મવનમા વસનારા હસ્તીઓએ પાશ ગ્રહણ કરી આવેલા પુરુષોને જોઈને કેટલાક વાકયો કહ્યા હતા, તે તને કહુ છુ [૬] પાશધારી મનુષ્યોને જોઈ હસ્તીઓએ કહ્યુ 'અગ્નિ, શસ્ત્ર કિંવા ભયંકર પાશથી અમને લેશ પણ ભય થતો નથી, પરંતુ ક્રૂર અને સ્વાર્થપરાયણ એવા જ્ઞાતિભાઈઓ જ અમને ભય આપનારા છે. પ્રથમ પકડાયેલા અમારી જ્ઞાતિના હસ્તીઓ જ અમને પકડવાનો ઉપાય લોકોને બતાવે છે, એથી અમને તો સર્વ કરતા જ્ઞાતીલાનો ભય ઘણો જ લાગે છે.' હે વિભીષણ! ગાયોમા દૂધ, દહીં વગેરે રહેલુ છે, સ્ત્રીઓમા ચાપલ્ય રહેલુ છે, બ્રાહ્મણોમાં તપ રહેલુ છે અને જ્ઞાતિઓમા દ્વેષ વાસ કરી રહેલો છે, જેનો સૌને ભય લાગે છે. હે સૌમ્ય! હુ સર્વ લોકમા સત્કાર–માન પામ્યો છું, ઐશ્વર્યવાન થયો છું અને શત્રુઓના મસ્તક પર ચરણ મૂકીને ઊભો છું, એ સઘળુ જોઈને તને દ્વેષ થતો હોય એમ મને લાગે છે.[૭–૧૦] જેમ કમળપત્ર પર પડેલુ જળ સ્થિર રહેતુ નથી, તેમ અનાર્ય પુરુષો નો સ્નેહ સ્થિર હોતો નથી જેમ શરદઋતુમા ગર્જતા તથા વરસતા મેઘથી પૃથ્વી પર કશો ઉપકાર થતો નથી, તેમ અનાર્ય સાથેના સ્નેહથી કાંઈ પણ શુભ ફળ મળતું નથી જેમ પુષ્પમાથી રસ મળવા છતા પણ ભ્રમર એકના એક પુષ્પ પર બેસી રહેતો નથી, તેમ અનાર્ય પુરુષનો સ્નેહ સ્થિર રહેતો નથી જેમ કાશપુષ્પને ચૂસવા છતા તેમાથી ભ્રમરને રસ મળતો નથી, તેમ અનાર્ય પુરુષનો સ્નેહ સ્થિર રહેતો નથી જેમ હાથી સ્નાન કર્યા પછી પોતાની સૂંઢ વડે ધૂળ ઉપાડીને પોતાના નિર્મળ દેહને દૂષિત કરે છે, તેમ અનાર્ય સાથેનો સ્નેહ પાછળથી દોષરૂપ થઈ પડે છે હે નિશાચર વિભીષણ! તે કહ્યા તેવા વચન કહેનારો જો કોઈ બીજો પુરુષ આ ઠેકાણે હોત તો તે આજે મારી આગળથી જીવતો જાત નહિ, પરંતુ હે કુલપાંશુ! હુ તને એવી કશી શિક્ષા ન કરતા એટલુ જ કહુ છુ કે, હે કુલદૂષક! તને ધિક્કાર છે!'[૧૧–૧૬]

રાવણના કઠોર વચન સાભળી સત્યવાદી વિભીષણ પોતાની ગદા ઉપાડીને પોતાના ચાર મિત્ર રાક્ષસોની સાથે આકાશ તરફ ઊડયો અને અંતરિક્ષમા રહી ક્રોધપૂર્વક બોલ્યો 'હે રાજન્! તારુ ચિત્ત કામને લીધે ભ્રમિત થયુ છે, માટે મને જે કહેવુ હોય તે કહી લે હે રાવણ! તુ મારો જ્યેષ્ઠ બંધુ હોવાથી મારા માનનીય પિતા

સરખો છે એ વાત ખરી, પરંતુ તું અધર્મમાર્ગે પ્રવૃત્ત થયો છે તેથી હું તારા કઠોર વાક્યો સહન કરી શકતો નથી×[૧૭-૧૯] હે દશાનન! મે તારા હિત માટે નીતિના વચન કહ્યા, પરંતુ તે તું ગણકારતો નથી સત્ય જ છે કે કાળના ફાંસામાં આવી પડેલા અકૃતાત્મા પુરુષો સુહૃદોના હિત વચનો સ્વીકારતા નથી હે રાજન્! આ લોક વિષે પ્રિય વચન બોલનારા પુરુષો મળવા સુલભ છે, પરંતુ અપ્રિય અને હિતકર વચન બોલનાર તથા સાંભળનાર તો દુર્લભ જ છે.[૨૦,૨૧] જેમ સળગી ઊઠેલા ઘરની ઉપેક્ષા કરવી યોગ્ય નથી, તેમ સર્વ ભૂતપ્રાણીઓનો સંહાર કરનારા કાળના ફાંસામાં ફસાયેલા તારી ઉપેક્ષા નહિ કરતા મે તને હિતવચન કહ્યા છે*[૨૨] હે રાવણ! તું નિશ્ચય માનજે કે દેદીપ્યમાન અગ્નિ સરખા અને સુવર્ણથી શોભતા રામના તીક્ષ્ણ બાણો વડે તારું મરણ થયેલું જોવા હું ઇચ્છતો નથી, એથી જ હું તને આવા વચન કહું છું[૨૩] ગમે તેવા બળવાન અને સંપૂર્ણ અસ્ત્રવિદ્યાને જાણનારા શૂરવીર પુરુષો પણ કાળ આવી પહોંચતા વેળુની પેઠે નાશ પામે છે[૨૪] હે રાવણ! 'તું મારો મોટો ભાઈ છે' એમ ધારીને મે તને જે કંઈ અપ્રિય હિતવચન કહ્યા છે તે માટે તું મને ક્ષમા કર અને પોતાના આત્માનું તથા સર્વ રાક્ષસો સહિત આખી લંકાનું રક્ષણ કર હે રાક્ષસરાજ! તારું કલ્યાણ થાઓ. ભલે તું મારા વિના સુખી થા હે નિશાચર! તારું હિત ઇચ્છીને મે તને અધર્મથી વારવાને હિતવચનો કહ્યા, પરંતુ તે તને ગમ્યા નહિ તો ભલે સત્ય જ છે કે જેઓનું આયુષ્ય આવી રહ્યું હોય, એવા મરણ પથારીએ પડેલા પુરુષોને સુહૃદોના હિતવચન રુચતા નથી[૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડના ૧૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૭ મો

વાનરછાવણીમાં વિભીષણ અને તેના આગમન વિષે સુગ્રીવ વગેરેના તર્કવિતર્ક

इत्युक्त्वा परुषं वाक्यं रावणं रावणानुजः ।
आजगाम मुहूर्तेन यत्र रामः सलक्ष्मणः ॥ १ ॥

રાવણને કઠોર વચન કહીને રાવણનો નાનો ભાઈ વિભીષણ, જે પ્રદેશમાં રામ-લક્ષ્મણ ઊતર્યા હતા તે પ્રદેશ નજીક એક મુહૂર્તમાં આવી પહોંચ્યો.[૧] પૃથ્વી પર બેઠેલા વાનરોએ પર્વત સરખી પ્રૌઢ કાયાવાળા અને વીજળી સરખી કાંતિવાળા વિભીષણને આકાશમાર્ગે આવતો જોયો[૨] તેની સાથે તેના ચાર અનુચરો પણ ભયંકર પરાક્રમવાળા, ઉત્તમ આભૂષણોથી અલંકૃત અને કવચ તથા આયુધો ધારણ કરનારા હતા વિભીષણ પણ મેઘ અને પર્વત સરખા પ્રૌઢ દેહવાળો ઇંદ્ર સરખી કાંતિવાળો, ઉત્તમ આયુધ ધારણ કરનારો તથા દિવ્ય આભૂષણોથી અલંકૃત હતો[૩,૪] ચાર મંત્રીઓ સહિત વિભીષણને પોતાની તરફ આવતો જોઈ વાનરોનો રાજા બુદ્ધિમાન સુગ્રીવ સર્વ વાનરસમાજ સહિત વિચારમાં પડ્યા થોડીક વાર વિચાર કર્યા પછી વાનરરાજ સુગ્રીવે હનુમાન વગેરે કપિવરોને કહ્યું

'હે વીરશ્રેષ્ઠો! જુઓ, આયુધો સજેલો પેલો કોઈ રાક્ષસ બીજા ચાર રાક્ષસોની સાથે આપણી તરફ આવે છે નિશ્ચય એ આપણને હણવા માટે જ આવતો હશે '

સુગ્રીવનું વચન સાંભળી સર્વ વાનરો મોટા

---

× નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે, 'गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः । उत्पथप्रतिपन्नस्य परित्यागो विधीयते ॥ ગર્વને લીધે કાર્યાકાર્યનો વિચાર કર્યા સિવાય ઉન્માર્ગે-અધર્મમાર્ગે પ્રવર્તેલા ગુરુનો પણ ત્યાગ કરવો યોગ્ય છે ' તે જ પ્રમાણે વિભીષણ પરસ્ત્રીહરણાદિ અધર્મ માર્ગે પ્રવર્તેલા રાવણની સભાનો ત્યાગ કરી ચાલ્યો ગયો

* જેમ સળગેલા ઘર પર જળ નાખવું વગેરે ઉપાય કરવાની આવશ્યકતા રહે છે તેમ તને અધર્મમાં પ્રવર્તેલો જોઈ મે તારી ઉપેક્ષા ન કરતા તને હિતવચન કહ્યાં, છતા તું માનતો નથી, તો હવે હું તારી ઉપેક્ષા કરીશ એ કાંઈ અયુક્ત નથી

મોટા વૃક્ષો તથા પર્વતશિખરો ઉપાડી ઊભા થયા અને કહેવા લાગ્યા ૫–૮ ' હે રાજન્ ! એ પાચે રાક્ષસોનો વધ કરવા માટે આપ અમોને આજ્ઞા આપો કે તરત જ તેઓ અમારા હાથનો માર ખાઈ નિર્જીવ સરખા થઈ પૃથ્વી પર પડે '૯

વાનરો પરસ્પર એ પ્રમાણે બોલતા હતા એટલામા વિભીષણ સમુદ્રના ઉત્તર કિનારા પર સ્વસ્થ ચિત્તે ઊતર્યો૧૦ અને સુગ્રીવ વગેરેનો ઉપર્યુક્ત વાર્તાલાપ સાભળી મોટા સ્વરે બોલ્યો ' હે વાનરશ્રેષ્ઠો ! અત્યત દુરાચરણવાળો ' રાવણ ' નામનો રાક્ષસોનો રાજા છે, તેનો હુ નાનો ભાઈ છુ મારુ નામ ' વિભીષણ ' છે રાવણે જટાયુને મારીને જનસ્થાનમાથી સીતાનુ હરણ કર્યુ છે અને દીન તથા પરવશ થયેલા સીતાને રાક્ષસીઓના પહેરામા રૂધી રાખ્યા છે રાવણને મે અનેક પ્રકારના સયુક્તિક હિતવચનોથી વારવાર સમજાવ્યો કે તુ રામને સીતા પાછી આપીશ તો તારુ શ્રેય થશે, પરતુ જેમ મરવા પડેલો મનુષ્ય ઔષધને સ્વીકારતો નથી, તેમ કાળથી પ્રેરાયેલા રાવણે મારા હિતવચનો સ્વીકાર્યા નથી ઊલટુ તેણે એક હલકા સેવકની પેઠે મારુ અપમાન કરી, મને અનેક કઠોર વચનો કહ્યા છે, એથી સ્ત્રી તથા પુત્રાદિનો ત્યાગ કરીને હુ મહાત્મા રઘુવીરને શરણે આવ્યો છુ હે વાનરો ! સર્વ લોકનુ રક્ષણ કરનારા મહાત્મા રામચદ્રને તમે સત્વર નિવેદન કરો કે, રાવણનો નાનો ભાઈ વિભીષણ આપને શરણે આવ્યો છે '૧૧–૧૭

વિભીષણના વચન સાભળી વાનરોના રાજા સુગ્રીવ ઉતાવળે રામ–લક્ષ્મણની પાસે ગયો અને ક્રોધપૂર્વક કહેવા લાગ્યો ' હે રઘુવીર ! આપણા શત્રુપક્ષમાનો કોઈ એક રાક્ષસ અનુચિતપણે અહી આવ્યો છે જો તમે તેને આપણી સેનામા પેસવા દેશો, તો જેમ કાગડાઓના ટોળામા પેઠા પછી ઘુવડ તેઓનો નાશ કરે છે, તેમ લાગ ફાવ્યે તે રાક્ષસ આપણો નાશ કરશે હે પરતપ ! વાનરોને સુખી કરવા તથા શત્રુઓનો નિગ્રહ કરવાને મત્ર, વ્યૂહ, નય અને ચાર, એ કાર્યોમા તમારે અત્યત સાવધ રહેવુ જોઈએ.૧૮–૨૦ રાક્ષસો અતર્ધાન થવાની વિદ્યા જાણનારા, ઇચ્છિત રૂપ ધરનારા, શૂરવીર અને છળકપટથી શત્રુઓનો પરાભવ કરનારા હોય છે તેઓનો જરા પણ વિશ્વાસ કરવો યોગ્ય નથી અવશ્ય આ રાક્ષસ રાવણનો ગુપ્ત દૂત હશે અને તે આપની સેનામા પ્રવેશ કરીને નિશ્ચય ભેદ પડાવશે,૨૧,૨૨ અથવા તો આપણી સેનામા પ્રવેશ કર્યા પછી આપણો વિશ્વાસ મેળવી એ રાક્ષસ પોતાના બુદ્ધિબળે કરીને કઈ પણ છિદ્ર શોધી કાઢી એકાએક આપણા પર પ્રહાર કરશે ૨૩ હે રામ ! અરણ્યમા વસનારા મિત્રની સેનાનો, પોતાના બધુની સેનાનો તેમ જ પગાર બાધી આપી તરતમા જ મેળવેલી સેનાનો સ્વીકાર કરવો યોગ્ય છે, પરતુ શત્રુની સેનાનો સગ્રહ કરવો કદી પણ યોગ્ય નથી. હે સ્વામિન્ ! એ જાતે રાક્ષસ છે અને વળી આપણા શત્રુનો ભાઈ છે એટલે તો તે સાક્ષાત્ આપણો શત્રુ જ ગણાય તેના પર વિશ્વાસ કેમ આવે ? હે રઘુવીર ! તેના કહેવા પરથી તો એવુ સમજાય છે કે, ' વિભીષણ ' નામનો રાવણનો નાનો ભાઈ ચાર રાક્ષસોની સાથે આપને શરણે આવ્યો છે, પણ તેના એ વચન પર વિશ્વાસ કેમ આવે ?૨૪–૨૬ હે રામ ! તમે નક્કી માનો કે રાવણે જ તેને અહી મોકલ્યો છે, માટે હે ક્ષમાવાળા પુરુષોમા શ્રેષ્ઠ રામ ! હાલમા તેનો નિગ્રહ કરવો એ જ ઠીક છે હે અનઘ ! રાવણનો મોકલેલો એ માયાવી વિભીષણ દુષ્ટ બુદ્ધિથી જ આવેલો છે અને વિશ્વાસ પમાડી તનારા પર પ્રહાર કરવા ઇચ્છે છે, માટે એનો તથા એના ચાર અનુચરોનો વધ કરવો યોગ્ય છે, કારણ કે તે અતિ ક્રૂરકર્મા રાવણનો ભાઈ છે '૨૭–૨૮

ક્રોધાવેશમા આવેલો વાનરરાજ સુગ્રીવ વાક્ચતુર રામચદ્રને એટલુ કહી વિરામ પામ્યો, ત્યારે મહાબળવાન રઘુવીરે પોતાની સમીપમા

બેઠેલા હનુમાન વગેરે સર્વ વાનરો પ્રત્યે કહ્યું: 'હે વાનરો! રાવણના નાના ભાઈ વિભીષણના સંબંધી કપિરાજ સુગ્રીવે જે કાંઈ હેતુ અને અર્થભર્યાં વચન કહ્યાં તે તમો સર્વેએ સાંભળ્યાં છે, પોતાના સુહૃદોની શાશ્વતી ચડતી ઇચ્છનારા બુદ્ધિમાન પુરુષોનો એ જ ધર્મ છે કે, આપત્તિ-સમયે પોતાના સુહૃદોને હિતોપદેશ કરવો; માટે હવે આપણે શું કરવું, એ સંબંધી તમે સૌ પોતપોતાનો વિચાર પ્રકટ કરો.[૩૦-૩૩]

રામચંદ્ર જ્યારે જુદા જુદા અભિપ્રાય માગ્યા, ત્યારે તેમનું હિત ઇચ્છનારા અને આળસ વિનાના વાનરોએ આદરભાવ દર્શાવતાં કહ્યું.[૩૪] હે રાઘવ આખા ત્રિભુવન વિષે તમારાથી કશું અજાણ્યું નથી, તોપણ અમારા પર પ્રેમ દર્શાવી તમે અમને સ્નેહભાવથી પૂછો છો, તો અમારે અમારી બુદ્ધિ પ્રમાણે કહેવું જોઈએ. હે રઘુવીર! તમે સત્ય વ્રતવાળા, શૂરવીર, ધર્મનિષ્ઠ, દૃઢ પરાક્રમસંપન્ન, સ્મરણશક્તિવાળા, સુહૃદો પર વિશ્વાસ રાખનારા અને વિચારીને કામ કરનારા છો.[૩૫,૩૬] હે રાઘવ! તીવ્ર બુદ્ધિવાળા તમારા સચિવો તમને પોતપોતાના સયુક્તિક અભિપ્રાય પ્રથક્ પૃથક્ કહી કહી સંભળાવશે.[૩૭]

વાનરોએ એટલું કહીને મૌન ધર્યું, ત્યારે બુદ્ધિમાન અંગદે વિભીષણની પરીક્ષા શી રીતે કરવી એ વિષે કહ્યું.[૩૮] 'હે રઘુવીર! વિભીષણ આપણા શત્રુની પાસેથી આવ્યો છે, એટલે તેના સંબંધી કંઈ પણ નિશ્ચિત તો કહી શકાય નહિ જ; એટલું તો ખરું કે તેનો એકાએક વિશ્વાસ કરવો નહિ. શઠ બુદ્ધિવાળા પુરુષો પોતાનો આંતરિક ભાવ ગુપ્ત રાખીને શત્રુનાં છિદ્ર શોધવા ફર્યા કરે છે અને લાગ ફાવી જાય તો પ્રહાર પણ કરે છે. આ વિભીષણ પણ એમ કરે તો મહાન અનર્થ થાય. કોઈ પણ મનુષ્યનો વિશ્વાસ કરતાં પહેલાં તેના ગુણદોષની પરીક્ષા કરી 'તે પોતાનો શત્રુ છે કે મિત્ર છે' એ સારી રીતે જાણી લેવું અને પછી તેની પાસે કામ પાડવું. ગુણવાન હોય તો તેને રાખી લેવો અને દુષ્ટ હોય તો તેનો ત્યાગ કરવો. હે રાજપુત્ર! તમે પણ વિભીષણની પરીક્ષા કરો અને જો તેનામાં દોષ જોવામાં આવે, તો તેનો નિર્વિઘ્નએ ત્યાગ કરો અને ગુણો દૃષ્ટિએ પડે તો તેને આપણી સાથે રાખો.[૩૯-૪૨]

પછી 'શરભ' નામનો વાનર વિચાર કરી અર્થયુક્ત વાક્ય કહેવા લાગ્યો: 'હે નરવ્યાઘ્ર! આ સમયે વિભીષણની પરીક્ષા કરવામા તમે સત્વર કોઈ ગુપ્ત દૂતને મોકલો. હે રાઘવ! સૂક્ષ્મ બુદ્ધિવાળા આપણા ગુપ્ત દૂત દ્વારા વિભીષણની સારી રીતે પરીક્ષા કરીને યોગ્ય લાગે તો તમારે તેનો સંગ્રહ કરવો.[૪૩,૪૪]

ત્યાર પછી નીતિપ્રવીણ જાંબવાને શાસ્ત્રદૃષ્ટિથી વિચાર કરી ગુણથી ભરેલાં નિર્દોષ વચન કહ્યાં:[૪૫] 'હે રાઘવ! વિભીષણ આપણી સાથે વેર બાંધી બેઠેલા પાપાત્મા રાવણની પાસેથી અત્યારે દેશકાળ વિરુદ્ધ હોવા છતાં એકાએક આવ્યા છે. માટે સર્વ પ્રકારે તેના પર શંકા રાખવી એ જ શ્રેષ્ઠ છે.'

પછી ન્યાયાન્યાયનો નિર્ણય કરવામાં સમર્થ અને વાક્ચતુર મંદ વાનરે થોડીક વાર વિચાર કરી સયુક્તિક વચન કહ્યું: 'હે રાજપુત્ર! અહીંયાં આવેલો એ વિભીષણ રાવણનો ભાઈ છે; માટે પ્રથમ આપણે દૂત દ્વારા તેને મધુર વાણીથી રાવણનું વૃત્તાંત પુછાવી જોવું યોગ્ય છે. હે નરશ્રેષ્ઠ! એ દુર્જન છે કે સજ્જન એ સંબંધી પ્રથમ બુદ્ધિપૂર્વક વિચાર કરી, તેનો આંતરિક ભાવ જાણીને તમને યોગ્ય લાગે તેમ કરો.'[૪૬-૪૯]

ત્યાર પછી સર્વ શાસ્ત્રોના સંસ્કારવાળો સચિવોત્તમ હનુમાન સ્પષ્ટ અર્થવાળાં અને સારી રીતે ગોઠવેલાં મધુર વાક્યોથી સંક્ષેપમાં કહેવા લાગ્યો:[૫૦] 'હે રામ! તમે વાણી બોલનારાઓમાં સમર્થ છો અને શ્રેષ્ઠ બુદ્ધિવાળા છો એથી સાક્ષાત્ બૃહસ્પતિ પણ તમને બોલવામાં જીતી શકે એમ નથી. હે રામ! કોઈ પણ પ્રકારનો વાદવિવાદ કરવા કે મારી મોટાઈ

દેખાડવા કિવા બીજા સચિવોની સાથે સ્પર્ધા કરવા હુ તમારી આગળ બોલતો નથી પરતુ જે કાઈ બોલુ છુ તે આરભેલા કાર્યગૌરવને લીધે જ બોલુ છુ.[૫૧,૫૨] તમારા સચિવોએ વિભીષણના ગુણદોષની પરીક્ષા કરવાનુ કહ્યુ પણ તેમા મને દોષ જણાય છે, કેમ કે હાલમા તે કાર્ય થઈ શકે એમ નથી વિભીષણને તમારી પાસે બોલાવી પૂછ્યા સિવાય તેનુ સામર્થ્ય જાણી શકાશે નહિ પણ તેમ કરવુ ઠીક લાગતુ નથી કેમ કે શત્રુપક્ષમાથી આવેલાને એકદમ તમારી પાસે બોલાવી લાવવો એ અયુક્ત છે વળી તમારા સચિવોએ ગુપ્ત દૂત દ્વારા વિભીષણનો મનોભાવ જાણવા કહ્યુ તે પણ ઠીક નથી, તેમ કરવાથી કાઈ વિશેષ અર્થ સિદ્ધ થઈ શકે એમ નથી વિભીષણે આવતાવેત જ પોતાનુ સઘળુ વૃત્તાત જણાવી દીધુ છે, એટલે દૂત મોકલવાનુ પ્રયોજન રહ્યુ નથી વળી પોતાના ભાઈ રાવણના ઉપર આપત્તિ આવી છે એવા વિપરીત દેશ-કાળમા વિભીષણ આપણી પાસે આવ્યો છે, માટે શકા ધરવા જેવુ છે, એમ જે તમારા સચિવોએ કહ્યુ તે સબધી મારે કઈક યથામતિ કહેવાની ઇચ્છા છે તે તમે ધ્યાન આપી સાભળો.[૫૩-૫૬] હે રામ! દુષ્ટાત્મા રાવણ કરતા તમને શ્રેષ્ઠ ગુણવાળા પુરુષ જાણીને તથા બન્નેના ગુણદોષનો નિશ્ચય કરીને જ વિભીષણ અહી આવ્યો છે એ કાઈ દેશ-કાળની વિરુદ્ધ નથી[૫૭] રાવણનુ દુરાત્માપણુ જોઈને તથા તમારુ ઉત્તમ પરાક્રમ જાણીને વિભીષણ તમારે શરણે આવ્યો છે, તે દેશ-કાળને યોગ્ય અને તેની બુદ્ધિને ઘટતુ જ છે હે રાઘવ! 'અજાણ્યા દૂતો દ્વારા વિભીષણનુ વૃત્તાત પુછાવો' એવુ જે તમારા મત્રીઓએ કહ્યુ છે તે વિષે પણ મે જે કાઈ વિચાર ગોઠવ્યો છે તે તમે સાભળો.[૫૮,૫૯] અજાણ્યો માણસ જ્યારે એકાએક 'તુ કોણ છે? ક્યાથી આવ્યો છે?' એવુ કોઈ બુદ્ધિમાનને પૂછે ત્યારે "આ મને આમ શાથી પૂછે છે?" એવી તેના મનને શકા થયા વિના રહે જ નહિ અને એમ થવાથી તે આવનાર માણસ વિશ્વાસ પામેલો પોતાનો મિત્ર હોય તોપણ તેનો મિત્રભાવ દૂષિત થાય છે.[૬૦] હે રઘુવીર! દૂતના મુખે પૂછપરછ કરવાથી શત્રુનો ભાવ જાણવો અશક્ય છે, કારણ કે તે પોતાનુ યથાર્થ વૃત્તાત કોઈને કહેતો જ નથી, માટે તમે વિભીષણને તમારી પાસે બોલાવો અને તેની વાણીના ભિન્ન ભિન્ન પ્રકારો ઉપરથી તેનો મનોભાવ જાણી લો.[૬૧] મને તો વિભીષણના બોલવા ઉપરથી તેના મનમા લેશ પણ દુષ્ટભાવ હોય એમ ભાસતુ નથી એના મુખની કાતિ પ્રસન્ન છે એથી એના ઉપર મને કાઈ પણ શકા આવતી નથી[૬૨] જે પુરુષ દુષ્ટ બુદ્ધિવાળો હોય તે વિભીષણની પેઠે નિ શક થઈ સ્વસ્થ ચિત્તે પ્રતિપક્ષમા આવી શકે જ નહિ વિભીષણની વાણીમા પણ કાઈ દુષ્ટ ભાવ જણાતો નથી એથી મને એના ઉપર લેશ પણ શકા આવતી નથી[૬૩] ગમે તેટલા પ્રયત્નો કરવા છતા પણ મનુષ્ય પોતાના મનોભાવ છુપાવી શકતો નથી બળાત્કારે પણ તેની આકૃતિ તેનો મનોભાવ દર્શાવી આપે છે[૬૪] હે કાર્યજ્ઞોમા શ્રેષ્ઠ રામ! દેશ-કાળને અનુસરી યુક્તિપૂર્વક યોજેલુ કાર્ય સત્વર સિદ્ધ થયા વિના રહેતુ નથી[૬૫] હે રાઘવ! 'પોતાનો ભાઈ રાવણ દુરાચરણવાળો છે તથા તમોએ તેનો વધ કરવાનો ઉદ્યોગ આરભ્યો છે તેમ જ તમો વાલીને મારીને સુગ્રીવનો રાજ્યાભિષેક કર્યો છે એ સઘળુ જાણીને જો હુ ધર્મનિષ્ઠ રામને શરણ જઈશ, તો દુષ્ટાત્મા રાવણને મારીને તે મને રાજ્યાસન પર સ્થાપશે એવુ વિચારીને જ વિભીષણ અહી આવેલો હોય એમ લાગે છે હે રામ! એવી કામનાથી આપણી પાસે આવેલા વિભીષણનો આપણે સ્વીકાર કરવો એ જ ઠીક છે.[૬૬,૬૭] હે બુદ્ધિમાનોમા શ્રેષ્ઠ રઘુવીર! વિભીષણના શુદ્ધાચરણ સબધી મે મારી સમજ પ્રમાણે આપને યથામતિ નિવેદન કર્યુ, હવે આપની ઇચ્છામા આવે તેમ કરો[૬૮]

૧૭મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૮ મો

**વાનરછાવણીમા વિભીષણ-રામચંદ્રે આપેલો નિર્ણય-શરણાગતનુ રક્ષણ કરવું જ જોઈએ**

**अथ रामः प्रसन्नात्मा श्रुत्वा वायुसुतस्य ह।**
**प्रत्यभाषत दुर्धर्षः श्रुत्वानात्मनि स्थितम्॥ १॥**

પોતાના વિચારને મળતાં હનુમાનનાં વચન સાંભળીને પ્રસન્નચિત્ત થયેલા મહાપરાક્રમી રઘુવીર બોલ્યા :[૧] 'હે વાનરોત્તમો! તમે સૌ નિરંતર મારા હિતમાં તત્પર રહેનારા છો, માટે વિભીષણ સંબંધી હું જે કંઈ કહેવા ઇચ્છું છું, તે સાંભળો. વિભીષણ મિત્રભાવથી અહીં આવ્યો છે, માટે કદાચ તેનામાં કંઈ દોષ હશે, તોપણ હું તેનો ત્યાગ કરીશ નહિ. શરણે આવેલા એ શત્રુનું રક્ષણ કરવું તેને સત્પુરુષો શ્રેષ્ઠ ગણે છે.'

રામચંદ્રનાં ઉપર્યુક્ત વાક્યો પર થોડીક વાર સુધી વિચાર કર્યા પછી વાનરરાજ સુગ્રીવે વિભીષણના દોષ દર્શાવતાં કહ્યું :[૨-૪] હે રામચંદ્ર! વિભીષણ દુષ્ટ હોય કે સજ્જન હોય, પણ આખરે તો તે રાક્ષસ જ છે. આપત્તિના સમયમાં જેણે પોતાના ભાઈનો ત્યાગ કર્યો, તે બીજા કોનો ત્યાગ ન કરે?'

સુગ્રીવનું વચન સાંભળીને સત્યપરાક્રમી રામચંદ્ર સ્મિત-હાસ્યપૂર્વક સર્વ વાનરોની સામે જોયુ અને પવિત્ર લક્ષણવાળા લક્ષ્મણ પ્રત્યે કહ્યું : 'હે લક્ષ્મણ! શાસ્ત્રોનુ અધ્યયન કર્યા વિના તથા વૃદ્ધજનોના પરિચયમાં આવ્યા વિના આ સુગ્રીવના જેવાં વચન બોલવા અશક્ય છે.[૫-૮] પરંતુ વિભીષણે પોતાના ભાઈ રાવણનો ત્યાગ કર્યો એ તો સઘળાં રાજકુળોમા સામાન્ય જ છે એટલે કે ભાઈ ભાઈનો ત્યાગ કરે એવું સર્વત્ર જેવામાં આવે છે. એ સંબંધી વિચાર કરતાં મને જે કંઈ જણાય છે તે સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. હે સૌમિત્રિ! જ્ઞાતિજનો તથા સમીપવર્તી રાજાઓ એમ બે પ્રકારના રાજાના શત્રુ હોય છે. તેઓ આપત્તિસમય આવે ત્યારે પ્રહાર કરે છે એ કારણને લીધે જ વિભીષણ અહીં આવ્યો હશે.[૯-૧૦] આ લોક વિષે એકબીજાનું અહિત નહિ ઇચ્છનારા પોતાના સંબંધીજનોને સૌ કોઈ પોતાના હિતસ્વી માને છે, પરંતુ રાજાએ તો તેઓને માટે શંકા રાખવી એ જ શ્રેયસ્કર છે.[૧૧] હે સુગ્રીવ! શત્રુપક્ષના માણસનો સંગ્રહ કરવામાં તેં જે દોષ બતાવ્યો તે માટે હું તને શાસ્ત્રોક્ત ઉત્તર આપું છું.[૧૨] આપણે કાંઈ વિભીષણના સંબંધી નથી, તેમ જ સમીપવર્તી પણ નથી; એટલે તે આપણને ઉપદ્રવ કરે એમ નથી. વિભીષણ માત્ર રાજ્યની લાલસાવાળો હોવાથી આપણા હાથે દુષ્ટ રાવણનો વિનાશ કરાવવા ઇચ્છે છે. રાક્ષસો પણ વિચારપૂર્વક કર્તવ્ય-અકર્તવ્યનો નિશ્ચય કરવામાં સમર્થ હોય છે, એટલા માટે વિભીષણનો સંગ્રહ કરવો એ મને યોગ્ય લાગે છે.[૧૩] પરસ્પર વિશ્વાસ પામેલા બંધુઓ પ્રસન્ન ચિત્તથી એક સંપે રહે છે ખરા; પરંતુ સમય આવ્યે રાજ્યાદિના લોભથી એકબીજાથી જુદા પણ પડી જાય છે. તેઓમાં પરસ્પર મોટો વિખવાદ ઉત્પન્ન થઈ યુદ્ધ પણ જામે છે અને એકબીજાથી ભયમાં આવી પડે છે. એવા જ કારણથી ઘણા સમય સુધી રાવણની સાથે રહેલો વિભીષણ આજે રાવણથી જુદો પડીને આપણી પાસે આવ્યો છે અને તેનો સ્વીકાર કરવો યોગ્ય છે.[૧૪] હે કપીશ્વર! સર્વે બંધુઓ કાંઈ ભરત જેવા, સર્વે પુત્રો કાંઈ મારા જેવા અને સર્વે મિત્રો કાંઈ તારા જેવા હોતા નથી.'[૧૫]

રામચંદ્રનાં વચન સાંભળી. લક્ષ્મણ સહિત સુગ્રીવે ઊભા થઈ હાથ જોડી કહ્યું : 'હે ક્ષમાવાળા પુરુષોમાં શ્રેષ્ઠ રઘુવીર! એ નિશાચર વિભીષણને રાવણે જ મોકલેલો છે; માટે હું તો ધારું છું કે તેનો વધ કરવો એ જ ઉત્તમ છે.[૧૬] હે અનઘ! રાવણનો પ્રેરેલો એ રાક્ષસ દુષ્ટ બુદ્ધિથી અહીં આવેલો છે અને તે આપણો પૂર્ણ વિશ્વાસ મેળવીને તમારા, મારા કિંવા લક્ષ્મણ ઉપર અવશ્ય પ્રહાર કરશે. હે મહાબાહુ! એ વિભીષણ અતિ ક્રૂર સ્વભાવવાળા રાવણના

કનિષ્ઠ બંધુ છે, માટે તેની સાથેના ચાર રાક્ષસો સહિત તેનો વધ કરવો જ યોગ્ય છે.' એટલુ કહીને વાનરરાજ સુગ્રીવે માન ધર્યું.[૧૭-૨૦]

સુગ્રીવનુ વચન સાભળી, કાઈક વિચાર કરી રઘુવીરે તેને કહ્યુ : 'હે સુગ્રીવ ! એ રાક્ષસ ભલે દુષ્ટ હો કિંવા સજ્જન હો, પણ તે મારું યત્કિંચિત્ પણ અહિત કરવા સમર્થ નથી.[૨૧,૨૨] હે વાનરરાજ ! જો હું ધારું તો આ પૃથ્વીમા વસતા સર્વ પિશાચો, દાનવો, યક્ષો અને રાક્ષસોને મારી એક આગળીના અગ્રભાગ વડે હણવા સમર્થ છું. હે વાનરશ્રેષ્ઠ ! સાભળવામા આવ્યુ છે કે પૂર્વે કપોત પક્ષીએ શરણે આવેલા પોતાના શત્રુ–પારધીનો પણ સત્કાર કર્યો હતો અને તેને પોતાના શરીરનુ માસ ભક્ષણ કરવાની પ્રાર્થના કરી હતી.[૨૩,૨૪] હે કપિવર ! કપોત જેવા પક્ષીએ પણ પોતાની સ્ત્રી કપોતીને હણનારા પારધીનો જ્યારે સત્કાર કર્યો હતો, ત્યારે મારા જેવો ધર્મજ્ઞ ક્ષત્રિય શરણે આવેલા નિરપરાધીનો ત્યાગ કેમ જ કરી શકે ? વળી હે સુગ્રીવ ! કણ્વઋષિના સત્યવાદી પુત્ર કંડુ મહર્ષિએ પૂર્વે ધર્મ સબધી ગાથા કહેલી છે તે સાભળ.[૨૫,૨૬] 'શત્રુ પણ જો દીન થઈ હાથ જોડી શરણે આવે અને નમી પડે, તો ધર્મની રક્ષા કરવા માટે તેને હણવો નહિ.[૨૭] શત્રુ ભલે પીડિત હોય અથવા અભિમાની હોય, પરતુ તે જો બીજા કોઈ શત્રુના ભયથી શરણુ માગતો આવે, તો કૃતાત્મા પુરુષે પોતાના પ્રાણના ભોગે પણ તે શરણે આવેલા શત્રુનુ રક્ષણ કરવુ યોગ્ય છે.[૨૮] જે સમર્થ પુરુષ કોઈ પણ પ્રકારના ભયથી, મોહથી કે લોભથી શરણે આવેલાની પોતાની શક્તિ પ્રમાણે યથાયોગ્ય રક્ષા કરતો નથી, તે પુરુષ પાપભોક્તા થાય છે અને આ લોકમા નિંદાપાત્ર બને છે.[૨૯] 'આ મારું રક્ષણ કરશે' એમ ધારી શરણે આવેલો પુરુષ જો રક્ષણ કરનારના દેખતા મરણ પામે, તો રક્ષણ કરનારના સઘળા પુણ્યકર્મ મરનારને મળે છે અને તે સ્વર્ગમાં જાય છે.'

હે સુગ્રીવ ! શરણે આવેલાનુ રક્ષણ ન કરવાથી ઉપર્યુક્ત મહાન દોષ લાગે છે અને તેવુ કાર્ય સ્વર્ગથી ભ્રષ્ટ કરનારું, અકીર્તિ ફેલાવનારું તથા બળ–વીર્યનો નાશ કરનારું છે.[૩૦,૩૧] માટે ઉપર્યુક્ત કંડુ મહર્ષિનુ કથન કે જે ધર્મયુક્ત, યશસ્કર અને અંતે સ્વર્ગરૂપ ફળ આપનારું છે તે પ્રમાણે જ હુ વર્તીશ.[૩૨] હે સુગ્રીવ ! જે કોઈ પ્રાણી એક જ વખતે મારે શરણે આવીને 'હું તમારો છું' એમ કહે છે, તેને અભય આપવાનુ મારું દૃઢ વ્રત છે.[૩૩] માટે હે વાનરશ્રેષ્ઠ ! ભલે, મારે શરણે આવેલો એ રાક્ષસ વિભીષણ હોય કે સ્વયં રાવણ હોય, તોપણ તેને તુ મારી પાસે તેડી લાવ. મેં એને અભયદાન આપ્યુ જ છે.'[૩૪]

રઘુવીરના વચન સાંભળી પ્રેમથી ઊભરાઈ જતા અંતઃકરણવાળા વાનરરાજ સુગ્રીવે કહ્યુ : 'હે રાજાઓના શિરોમણિ ! હે ધર્મજ્ઞ ! તમે સત્ત્વ–પરાક્રમસંપન્ન છો તથા સન્માર્ગે ચાલનારા છો એટલે આવા વચન બોલો એમા શુ આશ્ચર્ય ?[૩૫,૩૬] વિભીષણના વચન સાભળીને મારો અંતરાત્મા પણ તેવી જ સાક્ષી પૂરે છે કે તે શુદ્ધ છે. વળી આપણા પરમ ચતુર સચિવ હનુમાને પણ કેટલાક અનુમાનોથી તેની સારી રીતે પરીક્ષા કરેલી છે.[૩૭] માટે હે રાઘવ ! મહાબુદ્ધિમાન એ વિભીષણની સાથે મૈત્રી કરવામા આપણને કશી હાનિ જેવુ નથી. તમે હવે તેને શીઘ્ર અમારા સરખો ગણો.'[૩૮]

પૂર્વે જેમ ગરુડે આણેલા ઉપેંદ્રની સાથે ઇંદ્રે મૈત્રી કરી હતી, તેમ વાનરોના રાજા સુગ્રીવનુ વચન સાભળી રાજપુત્ર રામચંદ્ર વિભીષણની સાથે સત્વર મૈત્રી કરી.[૩૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના
યુદ્ધકાડમા ૧૮ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૯ મો

### રામ અને વિભીષણનો સમાગમ—રાવણવધની પ્રતિજ્ઞા

राघवेणाभये दत्त सनतो रावणानुज ।
विभीषणो महाप्राज्ञो भूमि समवलोकयत ॥ १ ॥

રામચંદ્રે અભયદાન આપ્યું કે તરત જ ભક્તિ વડે નમ્ર થયેલા અને મહાબુદ્ધિશાળી એવા રાવણના નાના ભાઈ વિભીષણે નીચે ઊતરવા માટે પૃથ્વી પર દૃષ્ટિ કરી[૧] પછી અતિ હર્ષિત થયેલો ધર્માત્મા વિભીષણ પોતાના ઉપર પ્રીતિવાળા ચાર અનુચરો સહિત આકાશમાંથી પૃથ્વી પર ઊતરી રામચંદ્રના ચરણમાં પડ્યો અને હર્ષ ઉપજાવે એવાં ધર્મયુક્ત વચનો કહેવા લાગ્યો 'હે રાઘવ! હું રાવણનો નાનો ભાઈ છું, મારું નામ વિભીષણ છે, મારા મોટાભાઈ રાવણે મારું અપમાન કર્યું છે, તેથી હું આપ કે જે પ્રાણીમાત્રના શરણરૂપ છો તેના શરણે આવ્યો છું મેં લંકાનગરીનો મિત્ર-સુહૃદોનો અને ધન આદિ સર્વ પદાર્થોનો ત્યાગ કર્યો છે[૨-૫] મારું જીવિત રાજ્ય અને સુખ એ સઘળું હવે આપના આધારે જ છે '

વિભીષણના વચન સાંભળી રઘુવીરે મધુર વાક્યો વડે તેનું સાંત્વન કર્યું અને તેના પર સૌમ્ય દૃષ્ટિ નાખી બોલ્યા હે વિભીષણ! રાક્ષસોનું બળાબળ કેટલું છે તેનું તું મારી આગળ વિસ્તારથી યથાર્થ વર્ણન કર[૬,૭]

અક્લિષ્ટકર્મા રઘુવીરે ઉપર્યુક્ત પ્રશ્ન કર્યો, ત્યારે મહાત્મા વિભીષણ રાવણના બળાબળનું વર્ણન કરવા લાગ્યો[૮] 'હે રાજપુત્ર! બ્રહ્મદેવના વરદાનથી દશગ્રીવ રાવણ ગંધર્વો, ઉરગો, પક્ષીઓ અને દ્રુંકમાં કહીએ તો સર્વ ભૂત-પ્રાણીમાત્રથી હણાય તેવો નથી[૯] રાવણથી નાનો અને મારાથી મોટો 'કુંભકર્ણ' નામનો અમારો વચેટ ભાઈ અત્યંત પરાક્રમવાળો અને મહાતેજસ્વી છે તે યુદ્ધમાં ઇંદ્ર સરખો બળવાન છે હે રામ! રાવણનો 'પ્રહસ્ત નામનો સેનાપતિ છે જેનું નામ કદાચ તમારા સાંભળવામાં પણ આવ્યું હશે તેણે કૈલાસ વિષે રહેનારા મણિભદ્રને યુદ્ધમાં જીત્યો હતો રાવણનો પાટવીકુમાર 'ઇંદ્રજિત' છે, તે આંગળીઓના રક્ષણ માટે હાથ ઉપર ઘોના ચામડાનાં મોજાં પહેરે છે, ભેદાય નહિ એવું કવચ ધારણ કરે છે અને ધનુષ્ય ગ્રહણ કરી યુદ્ધ કરતાં કરતાં કોઈ કોઈ વાર અદૃશ્ય થઈ જાય છે[૧૦-૧૨] એ ઇંદ્રજિત મોટા સંગ્રામમાં જતી વેળા હુતદ્રવ્યથી અગ્નિદેવને તૃપ્ત કરી અંતર્ધાન પણે રહી શત્રુઓનો નાશ કરે છે[૧૩] યુદ્ધ કરવામાં લોકપાલ સમાન બળવાળા 'મહોદર,' 'મહાપાર્શ્વ' અને 'અકંપન' નામના રાક્ષસો રાવણની સેનાનું રક્ષણ કરે છે[૧૪] લંકાનગરી વિષે દશ ખર્વ રાક્ષસો રાવણના સૈનિકો તરીકે વસે છે તેઓ સર્વ માંસ-રુધિરનું ભક્ષણ કરનારા તથા ઇચ્છિત રૂપ ધરનારા છે એ રાક્ષસ યોદ્ધાઓ સહિત રાવણે એક વેળા ઇંદ્રાદિ લોકપાલોની સાથે યુદ્ધ કર્યું હતું, જેમાં સર્વ દેવો સહિત લોકપાલોને એ દુરાત્માથી નાસવું પડ્યું હતું'[૧૫,૧૬]

વિભીષણના વચન સાંભળી રામચંદ્ર થોડીક વાર વિચાર કર્યા પછી બોલ્યા 'હે વિભીષણ! તેં રાવણનાં જે જે પરાક્રમ કહ્યાં તે સઘળાં હું યથાર્થ રીતે જાણું છું,[૧૮] પરંતુ હે રાક્ષસેંદ્ર! હું તારી આગળ સાચેસાચી પ્રતિજ્ઞા કરું છું કે, હું એ રાવણને તેના પુત્ર ઇંદ્રજિત તથા સેનાપતિ પ્રહસ્ત સહિત હણીશ અને તને લંકાનું રાજ્ય આપીશ[૧૯] ભલે રાવણ કદાચિત્ પાતાળમાં કિંવા રસાતળમાં સંતાઈ પેસશે અથવા બ્રહ્માને શરણે જશે તોપણ હવે તે મારા હાથથી જીવતો જનાર નથી[૨૦] હે વિભીષણ! હું મારા ત્રણે ભાઈઓના શપથ લઈને કહું છું કે, યુદ્ધમાં રાવણને તેના પુત્ર, મિત્ર અને બંધુવર્ગ સહિત હણ્યા સિવાય હું અયોધ્યામાં પ્રવેશ કરીશ નહિ'[૨૧]

અક્લિષ્ટકર્મા રામચંદ્રના વચન સાંભળીને ધર્માત્મા વિભીષણે મસ્તક વડે પ્રણામ કરતાં કહ્યું 'હે રઘુવીર! રાક્ષસોનો વધ કરવામાં તથા લંકા ઉપર ચડાઈ લઈ જવામાં હું તમને યથાશક્તિ સહાય કરીશ અને સૌથી પ્રથમ જ રાવણની

સેનામાં પ્રવેશ કરીશ. [૨૨,૨૩]

એ પ્રમાણે પ્રિય વાક્ય બોલનારા વિભીષણને રામચંદ્રે આલિંગન આપ્યું. તે પછી પ્રીતિપૂર્વક લક્ષ્મણ પ્રત્યે કહ્યું: 'હે માનદ! હું વિભીષણ પર પ્રસન્ન થયો છું, માટે તું સત્વર સમુદ્રમાંથી જળ લાવ અને મહાબુદ્ધિમાન આ વિભીષણનો રાક્ષસોના રાજા તરીકે રાજ્યાભિષેક કર. [૨૪,૨૫]

રામચંદ્રની આજ્ઞા થતાં જ મહાત્મા લક્ષ્મણે સમુદ્રમાંથી જળ આણીને સર્વ વાનરોની સમક્ષ વિભીષણનો રાજ્યાભિષેક કર્યો. વિભીષણ પર રામચંદ્રની કૃપા થયેલી જોઈને સર્વ વાનરો 'બહુ સારું, બહુ સારું' એમ કહી પોતાનો હર્ષ પ્રકટ કરવા લાગ્યા. પછી હનુમાન તથા સુગ્રીવ વિભીષણને પૂછવા લાગ્યા: 'હે વિભીષણ! મહાન બળવાળા આ સર્વ વાનરો સહિત આપણે ક્ષુભિત ન થાય એવા મહોદધિની સામે પાર કેમ જઈ શકીશું? હે રાક્ષસશ્રેષ્ઠ! જે ઉપાય કરવાથી નદો અને નદીઓના પતિ સમુદ્રને તરીને આપણે સૌ લંકામાં જઈ શકીએ, તે ઉપાય તું અમને બતાવ.'

હનુમાન અને સુગ્રીવનો ઉપર્યુક્ત પ્રશ્ન સાંભળી ધર્માત્મા વિભીષણે પ્રત્યુત્તર આપ્યો: 'હે વાનરવરો! હાલમાં બીજો કોઈ પણ ઉપાય ન કરતાં આપણા રાજા રામચંદ્ર સમુદ્રને શરણે જવું એ જ યોગ્ય છે. આ અમિત જળવાળા સમુદ્રને સગર રાજાના પુત્રોએ ખોદેલો છે; તેથી એ સમુદ્ર સગરપુત્રોના વંશમાં જન્મેલા રામચંદ્રનું કાર્ય અવશ્ય કરશે જ. [૨૬–૩૧]

બુદ્ધિમાન વિભીષણનાં વચન સાંભળી વિશાળ ગ્રીવાવાળા સુગ્રીવે રામલક્ષ્મણની પાસે જઈ સમુદ્ર પાર ઊતરવા માટે સમુદ્રને શરણ જવા સંબંધી વિભીષણની સલાહ નિવેદન કરી. સ્વભાવથી જ ધર્માચરણ પર પ્રીતિવાળા મહાતેજસ્વી રઘુવીરને એ સલાહ ઘણી જ રુચિકર થઈ પડી. તેમણે કાર્યકુશળ સુગ્રીવ તથા લક્ષ્મણનો સત્કાર કરવા માટે સ્મિત–હાસ્યપૂર્વક કહ્યું: 'હે લક્ષ્મણ! વિભીષણની સલાહ મને યોગ્ય લાગે છે; પરંતુ સુગ્રીવ ઘણો જ તીવ્ર બુદ્ધિવાળો છે અને તું પણ મંત્ર કરવામાં કુશળ છો; માટે આ કાર્યમાં તમે બંને વિચાર કરીને જે યોગ્ય લાગે તે મને જણાવો.'

રામચંદ્રનાં વચન સાંભળી શૂરવીર લક્ષ્મણ તથા સુગ્રીવે આદરપૂર્વક કહ્યું: 'હે નરવ્યાઘ્ર! હાલમાં આપણ સૌને સુખરૂપ થઈ પડે એવી વિભીષણની સલાહ અમને કેમ નહિ રુચે? [૩૨–૩૮] આ ભયંકર સમુદ્ર પર સેતુ બાંધ્યા વિના દેવતાઓ અને અસુરો સહિત ઇન્દ્ર પણ લંકામાં પ્રવેશી શકે એમ નથી; [૩૯] માટે હે રામચંદ્ર! તમે વિભીષણના કહેવા પ્રમાણે કરો અને વિલંબ ન કરતાં સમુદ્રની પ્રાર્થના કરવાને તત્પર થાઓ, જેથી આપણે સર્વ સેના સહિત રાવણે રક્ષણ કરેલી લંકામાં પ્રવેશી શકીએ. [૪૦]

સુગ્રીવ અને લક્ષ્મણનાં વચન સાંભળી અગ્નિ જેમ વેદી ઉપર વિરાજમાન થાય, તેમ રામચંદ્ર સમુદ્રના કિનારા પર દર્ભાસન પાથરી તેના ઉપર વિરાજમાન થયા. [૪૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૦ મો

### વાનરછાવણીમાં રાવણનો દૂત–રામ–સુગ્રીવ વચ્ચે ભેદ પડાવવાનો પ્રયત્ન

*ततो निविष्टां ध्वजिनीं सुग्रीवेणाभिपालिताम् ।*
*ददर्श राक्षसोऽभ्येत्य शार्दूलो नाम वीर्यवान् ॥*

આ સમયે દુરાત્મા રાવણનો 'શાર્દૂલ' નામનો એક ગુપ્ત દૂત સમુદ્રના કાંઠા પર ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. પડાવ નાખી રહેલી અને સુગ્રીવે પાલન કરેલી વાનરસેનાને તેણે દીઠી. સર્વ પ્રકારે સાવધ રહેનારી વાનરસેનાને ચોમેરથી સારી રીતે નિહાળીને એ શાર્દૂલ-રાક્ષસ ઉતાવળે લંકામાં ગયો અને તેણે રાવણને જાણ કરી: 'હે રાજન! વાનરો તથા રીંછોની મોટી સેના આપની લંકાની સમીપ આવી પહોંચી છે. અમાપ અને જેમાં કોઈથી પ્રવેશ ન કરી શકાય એવી એ સેના જાણે બીજો

સમુદ્ર જ હોય એવી દેખાય છે! હે મોટી ક્રાંતિવાળા રાવણરાય! દશરથ રાજાના પુત્ર અને ઉત્તમ સ્વરૂપવાળા 'રામ-લક્ષ્મણ' નામના બે ભાઈઓએ સીતાની શોધ કરતાં કરતાં સમુદ્ર-કિનારે આવીને પડાવ નાખ્યો છે.[૧-૫] હે મહારાજ! રામનું સૈન્ય ચોમેરથી દસ યોજનનો અવકાશ ઘેરીને પડ્યું છે. તેનું સંપૂર્ણ વૃત્તાંત તમારે યથાર્થ રીતે જાણવા જેવું છે.[૬] હે મહારાજ! તમે તમારા દૂતો દ્વારા રામની સેનાનાં બળાબળ સંબંધી શીઘ્ર માહિતગાર થાઓ અને સીતા પાછી આપવી કે સુગ્રીવનું સાંત્વન કરવું, કિંવા પરસ્પર ભેદ પડાવવો, એમાંથી જે યોગ્ય લાગે તે કરો.'[૭]

શાર્દૂલનાં વચન સાંભળી રાક્ષસરાજ રાવણે 'આ વેળા શું કરવું?' એ બાબતનો થોડીક વાર વિચાર કર્યો અને પછી અર્થજ્ઞોમાં શ્રેષ્ઠ એવા પોતાના 'શુક' નામના દૂતને વ્યગ્રચિત્ત કહ્યું:[૮] 'ઓ શુક! તું મારી આજ્ઞાથી સત્વર વાનરોના રાજા સુગ્રીવની પાસે જા અને હું કહું તે પ્રમાણે મારો સંદેશો મધુર અને નમ્ર વાણીથી તેને કહે:[૯] 'હે સુગ્રીવ! તું ઉત્તમ કુળમાં જન્મેલો છે, મોટા બળવાળો છે અને ઋક્ષરાજનો પુત્ર છે. રામને સહાય કરવામાં તને કોઈ લાભ નથી; તેમ જ રામને સહાય કરવાનું કાર્ય પડતું મૂકવામાં તને કાંઈ હાનિ નથી; તો પછી તું મારા જેવા એક મહાબળવાન રાજાની સાથે વ્યર્થ વેર શા માટે કરે છે? હે કપીશ્વર! તું પાછો ચાલ્યો જા. હું તને મારા ભાઈ સરખો ગણું છું. હે સુગ્રીવ! દશરથપુત્ર રામની સ્ત્રીનું મેં હરણ કર્યું છે, તેમાં તારું શું બગડ્યું છે? ભલા વનચર! તું તારી કિષ્કિંધામાં સુખેથી પાછો ચાલ્યો જા.[૧૦,૧૧] દેવતાઓ અને ગંધર્વો પણ મારી લંકાનગરીમાં પ્રવેશ કરી શકયા નથી, તો પછી તમે વાનરો અને રામલક્ષ્મણ મનુષ્યો તેમાં કેમ જ પ્રવેશ કરી શકશો?'

રાવણનો સંદેશો લઈને શુકરાક્ષસ પક્ષીનું રૂપ ધરીને ઉતાવળો આકાશમાર્ગે ઊડ્યો અને કેટલીક વારે સમુદ્રના ઉત્તર કિનારા ઉપર આવીને તેણે અદ્ધર રહીને રાવણનો સંદેશો સુગ્રીવને કહી સંભળાવ્યો. અંતરિક્ષમાં રહેલા શુકરાક્ષસના મુખથી દુરાત્મા રાવણનો સંદેશો સાંભળીને સર્વ વાનરો એ શુકરાક્ષસને મુષ્ટિ-પ્રહારોથી હણવા માટે આકાશ પ્રતિ ઊડ્યા અને તેની પાસે જઈને તેને બળાત્કારે પકડીને પૃથ્વી પર ખેંચી લાવ્યા. જ્યારે વાનરો તેને ગડદાપાટુ મારી પીડવા લાગ્યા, ત્યારે એ રાક્ષસ રઘુવીરને સંબોધી બોલ્યો:[૧૨-૧૭] 'હે કાકુત્સ્થ! રાજાઓ કદી પણ દૂતનો વધ કરતા નથી; માટે તમે આ વાનરોને વારો તો ઘણું સારું. જે દૂત પોતાના સ્વામીએ કહેલાં વાક્ય ન કહેતાં પોતાને મનગમતાં વાક્ય કહેતો હોય, તેવા દૂતનો જ વધ કરવો યોગ્ય છે.'[૧૮]

શુકરાક્ષસનું ખેદયુક્ત વચન સાંભળીને રામચંદ્રે કહ્યું: 'વાનરો! તમે એને મારશો નહિ.'[૧૯] રામચંદ્રની આજ્ઞા થતાં જ વાનરોએ શુક રાક્ષસને છોડી મૂક્યો. વાનરોના ભયમાંથી મુક્ત થઈને શુકરાક્ષસ તરત જ પોતાની પાંખોના બળથી આકાશમાં ઊડી ગયો અને અંતરિક્ષમાં રહી કહેવા લાગ્યો:[૨૦] 'હે શૌર્ય-સંપન્ન! મોટા બળ તથા પરાક્રમવાળા સુગ્રીવ! સર્વ લોકોને રડાવનારા રાવણને હવે મારે અહીંથી જઈને શો પ્રત્યુત્તર આપવો?'[૨૧]

રાવણના ગુપ્ત દૂત શુકરાક્ષસનું વચન સાંભળીને ઉગ્ર પરાક્રમવાળા અને અત્યંત બળવાળા વાનરરાજ સુગ્રીવે કહ્યું:[૨૨] 'હે રાક્ષસ! તું મારો સંદેશો આ પ્રમાણે કહેજે: 'હે રાવણ! તું મારો મિત્ર નથી કે જેથી હું તારા પર દયા કરું; તેમ જ તું મારો ઉપકર્તા નથી કે જેથી તું મને પ્રિય હોય! હે દશાનન! તું તો મારા મિત્ર રામચંદ્રનો શત્રુ છે, એટલે વાલીની પેઠે સહકુટુંબ તારો વધ કરવો યોગ્ય છે.[૨૩] હે રાક્ષસેશ! હું તારા જ્ઞાતિજનોનો, બંધુઓનો અને પુત્રોનો વધ કરીશ તેમ જ

મોટી સેના સહિત લંકામાં આવીને તારી આખી લંકાનગરીને ભસ્મ કરીશ, હે મૂર્ખ રાવણ! કદાચ ઇંદ્રાદિ સર્વ દેવતાઓ તારું રક્ષણ કરવા આવે, તોપણ હવે તું રામના હાથથી જીવતો છૂટનારો નથી; કદાચ તું સૂર્યમંડળમાં કિંવા પાતાળમાં ભરાઈ પેસીશ અથવા તો શંકરને શરણે જઈશ. તોપણ રામ તને જીવતો મૂકનાર નથી. હે દુરાચરણી રાવણ! તું નક્કી માનજે કે હવે તારું અને તારા ભાઈ કુંભકર્ણનું આયુષ્ય આવી ખૂટયું છે. હે દશગ્રીવ! ત્રણ લોક વિષે વસતા પિશાચ, રાક્ષસ. ગંધર્વ અને અસુર–એમાંનો કોઈ પણ રામચંદ્રરૂપી કાળથી તને બચાવી શકે એમ નથી.[૨૪–૨૬] હે રાવણ! વૃદ્ધાવસ્થાને લીધે અશક્ત થયેલા જટાયુને મારીને તું સીતાને લંકામાં હરી લાવ્યો એમાં તે તેં શું પરાક્રમ કર્યું? જો તારામાં બળ હોત, તો તું રામ–લક્ષ્મણના દેખતાં જ વિશાલાક્ષી સીતાનું હરણ કેમ ન કરત? હે દુષ્ટ! આમ છતાં તું કેમ લાજતો નથી?[૨૭] હે દુષ્ટ, મહાબળવાળા અને દેવોથી પણ ન જિતાય એવા મહાત્મા રઘુવીરને હજી તું ઓળખતો નથી. શ્રીમાન રઘુવીર તારા પ્રાણને અવશ્ય હરશે.[૨૮]

આ વેળા વાલિપુત્ર યુવરાજ અંગદે કહ્યું: 'હે મહાબુદ્ધિમાન વાનરેશ્વર! આ દૂત નથી, પરંતુ ગુપ્તચર હોય એમ મને લાગે છે. એણે અંતરિક્ષમાં રહીને આપણી સેનાની ગણના કરી છે; માટે એને લંકામાં ન જવા દેતાં અહીં જ પકડીને બાંધી રાખવો, એ મને રુચે છે.[૨૯,૩૦]

રાજા સુગ્રીવની આજ્ઞા થતાં વાનરો તરત જ એ રાક્ષસને પકડવા માટે ઊંચે ઊડયા અને અનાથની પેઠે વિલાપ કરતા તેને પકડી બાંધી દીધો.[૩૧] પછી ભયંકર વાનરોથી પીડાયેલા શુકરાક્ષસે મોટો આક્રોશ કરી રઘુવીરને કહ્યું: 'હે દશરથનંદન! આ વાનરો બળાત્કારે મારી પાંખો તોડી નાખે છે તથા આંખો ફોડી નાખે છે, તમે એમને વારો.[૩૨] આમ કરતાં જો મારા પ્રાણ નીકળી જશે તો હું જન્મ્યો તે દિવસથી આરંભી આજ દિન સુધીમાં જે જે પાપકર્મો કર્યાં હશે, તે તે સઘળાં તમને લાગશે.[૩૩]

શુકરાક્ષસનાં દીન વચન સાંભળીને રામચંદ્રે તેને મરણમાંથી બચાવ્યો અને વાનરોને કહ્યું: 'હે વાનરો! ગમે તેવો પણ તે દૂત છે, માટે એને જીવતો છોડી મૂકો!'[૩૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૨૦ મો સર્ગ સમાપ્ત

## સેતુ બાંધી લંકા પહોંચવું

## સર્ગ ૨૧ મો

### સમુદ્ર ઉપર રામનો કોપ

ततः सागरवेलायां दर्भानास्तीर्य राघवः।
अञ्जलिं प्राङ्मुखः कृत्वा प्रतिशिश्ये महोदधेः॥१॥

હવે સમુદ્રના તટ પર દર્ભ પાથરી, હાથ જોડી, પૂર્વ દિશા તરફ મુખ રાખી, રામચંદ્ર શયન કર્યું.[૧] એ વેળા શત્રુમર્દન અને રણકુશળ રઘુવીરે સર્પની ફણા સરખા, અનેક પ્રકારનાં સુવર્ણના આભૂષણોથી વિભૂષિત, મણિજડિત સુવર્ણના બાજુબંધ તથા મોતીઓની સેરોથી અલંકૃત થયેલા, સ્વરૂપવતી ધાત્રીઓના હસ્તો વડે સ્નાનસમયે અનેકવાર મસળાયેલા, પૂર્વકાળમાં રક્તચંદન તથા અગરુ વડે ચર્ચાયેલા, શયનવખતે સીતાના મસ્તકનો સમાગમ થવાથી ગંગાજળ વડે સેવાયેલા, તક્ષક નાગ સરખા શોભતા. સંગ્રામ વિષે પ્રલયકાળ સરખા, શત્રુઓના શોકને વધારનારા, સુહૃદ્વર્ગને હર્ષ ઉપજાવનારા, આજાનુલંબિત,* સમુદ્ર પર્યંતની પૃથ્વીનું પાલન કરનારા, વારંવાર બાણ છોડવાને લીધે ધનુષ્યની પ્રત્યંચા અથડાવાથી જેની ચામડી પર આંટા પડી ગયાં હતાં એવા, મોટી પરિઘ સરખા અને હજારો ગાયોનાં દાન આપનારા પોતાના વામ ભુજને મસ્તક નીચે રાખી ઓશીકું બનાવ્યું. 'આજે સમુદ્ર મને સેના સહિત સામે પાર ઉતારશે કિંવા (એમ નહિ

* જાનુ (ઢીંચણ) પર્યંત લાંબા.

થાય તો ) તેનું મરણ થશે.' એવો દૃઢ નિશ્ચય કરીને રામચંદ્ર સૂતા અને તેમણે શાસ્ત્રોક્ત વિધિથી શુદ્ધ થઈને મૌન ધારણ કર્યું.[૨–૯]

પૃથ્વી પર દર્ભાસન પાથરી તે ઉપર સાવધાન ચિત્ત સૂતેલા રામચંદ્રની શાસ્ત્રોક્ત નિયમ પ્રમાણે ત્રણ રાત્રિઓ વીતી ગઈ.[૧૦] નીતિજ્ઞ અને ધર્મમાં પ્રીતિવાળા રામચંદ્ર ત્રણ રાત્રિ સુધી પૃથ્વી પર શયન કરીને નદીઓના પતિ સમુદ્રની ઉપાસના કરી.[૧૧] એ પ્રમાણે રામચંદ્ર શુદ્ધ અંતઃકરણપૂર્વક સમુદ્રની યથાયોગ્ય ઉપાસના કરી, તોપણ મંદ બુદ્ધિવાળા સમુદ્ર તેમને દર્શન આપ્યું નહિ;[૧૨] ત્યારે રામચંદ્ર કોપાયમાન થયા. તેમનાં નેત્ર લાલચોળ થઈ ગયાં અને તે પોતાની પાસે ઊભેલા લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા :[૧૩] 'હે લક્ષ્મણ ! આ સમુદ્ર ગર્વને લીધે મને પોતાનું સ્વરૂપ દર્શાવતો નથી. શાંતિ, ક્ષમા, સરળતા અને પ્રિય સંભાષણ ઇત્યાદિ સત્પુરુષના ગુણો દુર્જનની આગળ નિષ્ફળ નીવડે છે. જે માણસ આત્મશ્લાઘા કરનારો હોય છે, જેનાં ચારિત્ર્ય હલકાં હોય છે, જે અધર્મમાં પ્રવૃત્ત થતાં અચકાતો નથી, જે અહીંતહીં પોતાના ગુણો ગાતો ફર્યા કરે છે અને કોઈ પણ પ્રાણી પર દયા રાખતો નથી, તેવા માણસનો સાધારણ જનસમાજ સત્કાર કરે છે, શાંતિ ધરી બેસી રહેવાથી દેશાંતરમાં તેમ જ સ્વદેશમાં કીર્તિ ફેલાતી નથી. હે લક્ષ્મણ ! શાંતિ રાખવાથી સંગ્રામ વિષે જય પણ મળી શકતો નથી; માટે હે સૌમિત્રિ ! આજે હું મારા પરાક્રમ વડે સમુદ્રનો નાશ કરીશ. હે લક્ષ્મણ ! જો, આજે મારાં તીક્ષ્ણ બાણોથી છેદાઈ મરણ પામેલાં મોટાં મગરમત્સ્યો વડે આખો સમુદ્ર છવાઈ જશે.* હે લક્ષ્મણ ! આજે હું મોટા જળસર્પોને, મત્સ્યોને તેમ જ હસ્તીઓની સૂંઢોને છેદી નાખીશ અને નાના પ્રકારના શંખો, છીપલીઓ, મત્સ્યો તથા ગૂંડાના ભરેલા આખા સમુદ્રને મારાં જ્વલંત બાણો વડે શોષી નાખીશ. હું ક્ષમા રાખીને બેઠો છું તેથી સમુદ્ર મને નિર્બળ ધારે છે. આવા દુર્જનની આગળ ક્ષમાગુણ દર્શાવવો એ ધિક્કારને પાત્ર છે. હે સૌમિત્રિ ! શાંતગુણ દર્શાવવાથી સમુદ્ર મને પોતાનું સ્વરૂપ દેખાડતો નથી; માટે લાવ, મારું ધનુષ્ય અને ઝેરી સર્પ સરખાં તીક્ષ્ણ બાણ ! આજે હું સમુદ્રને સૂકવી નાખીશ; એટલે સર્વ વાનરો પગે ચાલીને સુખપૂર્વક લંકામાં પ્રવેશ કરશે. હે લક્ષ્મણ ! હજારો તરંગોવાળા આ અક્ષુભ્ય સમુદ્રને હું આજે મારા ક્રોધથી ક્ષુભિત કરીશ અને મારાં બાણો વડે તેની મર્યાદા તોડી નાખીશ. કદાપિ બળવાન રાક્ષસો સમુદ્રનું રક્ષણ કરતા હશે, તોપણ હું આજે તેને નિશ્ચય શોષી નાખીશ.'[૧૪–૧૬]

પછી રઘુવીરે ધનુષ્ય ગ્રહણ કર્યું. ક્રોધને લીધે તેમની દૃષ્ટિ વિકરાળ થઈ ગઈ અને પોતે પ્રલયકાળના પ્રજ્વલિત અગ્નિ સરખા દુર્ધર્ષ જણાવા લાગ્યા.[૧૭–૨૫] રામચંદ્રે ધનુષ્ય સજ્જ કરી, તેના ઘોર ટંકારવથી આખા જગતને ખળભળાવી દીધું અને ઇંદ્ર જેમ વજ્રપ્રહાર કરે તેમ સમુદ્ર ઉપર તીવ્ર બાણ છોડવા માંડ્યાં.[૨૬] તેજથી ઝળહળતાં રઘુવીરનાં તીક્ષ્ણ બાણો ઉપરાઉપરી સમુદ્રના જળમાં પડવા લાગ્યાં; તેથી તેમાંનાં જળચર પ્રાણીઓ ત્રાસ પામ્યાં. એ વેળા મત્સ્યો અને મગરોથી ભરેલું સમુદ્રનું જળ ઊછળવા લાગ્યું તથા બાણોના વેગથી ઉત્પન્ન થયેલા વાયુનો મોટો સુસવાટો સંભળાવા લાગ્યો. એકાએક આખો સમુદ્ર ક્ષોભ પામ્યો, મોટા તરંગો ઊછળીને એકબીજા સાથે અફળાવા લાગ્યા અને ધુમાડાના ગોટેગોટા જણાવા લાગ્યા. ચકચકિત નેત્રવાળા અને મોટી મોટી ફેણાવાળા સર્પો તથા પાતાળમાં વસનારા બળવાન દાનવો 'ત્રાહિ ત્રાહિ' પોકારવા લાગ્યા. જળચર પ્રાણીઓ સહિત સમુદ્રના હજારો તરંગો વિંધ્યાચળ અને મંદરાચળ જેટલા ઊંચા ઊછળતા હતા.[૨૭–૩૧] એકસામટા ઊછળતા તરંગો પરસ્પર અથડાવાથી

* મરણ પામ્યા પછી પ્રાણીઓના શબ જળ ઉપર તરે છે.

જ્યારે અમોઘ બ્રહ્માસ્ત્ર જોયું ત્યારે જ સમુદ્ર રામને શરણે ગયો



તપ, ઉપાસના અને બાણોને પણ નહિ સત્કારવાથી છેવટ શ્રીરામે બ્રહ્મદંડ સમુ બ્રહ્માસ્ત્ર ઉઠાવ્યું! પણ તે જોતાં જ સમુદ્ર માનવરૂપે પ્રકટી મણિઓના થાળ ભરાવી શરણે આવ્યો અને પ્રાર્થના કરીને તે અમોઘ બ્રહ્માસ્ત્ર પોતાને બદલે ચોર તથા પાપીઓની જ ઉપર સફળ કરાવ્યું' [ પૃષ્ઠ ૮૭૧

અને રાક્ષસો તથા જળચર પ્રાણીઓ એકાએક ગભરાઈ જવાથી સમુદ્રમાં ભારે ઘોંઘાટ મચી રહ્યો.[૩૨]

વારંવાર પોતાનું મોટું ધનુષ્ય ખેંચી બાણ વરસાવતા અને શ્રમને લીધે દીર્ઘ શ્વાસ લેતા રામચંદ્રને જોઈ, સુમિત્રાનંદન લક્ષ્મણે તેમની પાસે જઈ તેમનું ધનુષ્ય પકડી રાખ્યું અને બાણ નહિ મૂકવા માટે વિનતિ કરતાં કહ્યું:[૩૩] 'હે શૂરવીરોમાં અગ્રગણ્ય રઘુવીર! સમુદ્રને શોષણ કર્યા વિના પણ તમારું કાર્ય પાર પડે એમ છે; તો પછી આમ ક્રોધ કરવાની શી આવશ્યકતા છે? તમારા જેવા સાધુ પુરુષો ક્રોધને વશ થતા નથી. હે આર્ય ભ્રાતા! તમે તમારા લાંબા કાળના સદાચરણ તરફ દૃષ્ટિ કરો.'

આ વેળા અંતરિક્ષમાં ગુપ્તરૂપે ઊભેલા બ્રહ્મર્ષિઓ તથા દેવર્ષિઓ પણ 'હે રામ! આ કષ્ટરૂપ કાર્ય કરવું જવા દો' એમ મોટા સાદે બોલી હાહાકાર કરવા લાગ્યા.[૩૪,૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૨૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૨ મો

### સેતુબંધન અને સાગરસંતરણ

अथोवाच रघुश्रेष्ठः सागरं दारुणं वचः।
अद्य त्वां शोषयिष्यामि सपातालं महालयम् ॥ १ ॥

પછી રામચંદ્ર સમુદ્ર પ્રત્યે દારુણ વચન કહ્યાં: 'હે સાગર! આજે હું પાતાળ પર્યંત તારા જળને શોષી નાખીશ.[૧] હે મહોદધિ! આજે મારાં બાણોથી તારું જળ સુકાઈ જવાને લીધે તારે વિષે રહેતાં હજારો પ્રાણીઓનો નાશ થશે અને જળને ઠેકાણે ધૂળ ઊડશે.[૨] હે દાનવોના નિવાસરૂપ સાગર! તું જળથી વૃદ્ધિ પામેલો હોવાને લીધે મારા પરાક્રમને જાણતો નથી, પણ આજે મારા ધનુષ્યમાંથી છૂટેલાં અસંખ્યાત બાણસમૂહોથી તારા ઉપર સેતુ બાંધીશ અને વાનરો પગે ચાલતા સામે પાર જશે. હે ગર્વયુક્ત સમુદ્ર! તું નિશ્ચય માનજે કે, આજે મારા હાથથી તને મોટો સંતાપ થશે.' એ પ્રમાણે કહી મહાબળવાન રઘુવીરે બ્રહ્મદંડ સરખા એક બાણ વિષે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરી તેને ધનુષ્ય પર ચઢાવ્યું અને પ્રત્યંચા ખેંચી.[૩-૫] રામચંદ્રે બ્રહ્માસ્ત્ર ચડાવી ધનુષ્ય ખેંચ્યું, ત્યારે જાણે પૃથ્વી અને આકાશ ફાટતાં હોય તેવો ભારે કડાકો થયો, પર્વતો કંપાયમાન થયા,[૬] સર્વત્ર અંધકાર છવાઈ ગયો, દિશાઓ પ્રકાશરહિત થઈ ગઈ, સરોવરો અને નદીઓનાં જળ ડહોળાઇ ગયાં,[૭] નક્ષત્રો સહિત સૂર્ય–ચંદ્રની ગતિ ત્રાંસી થઈ ગઈ, સૂર્યનો પ્રકાશ હોવા છતાં આકાશ અંધકારવાળું જણાવા લાગ્યું અને આકાશમાં ઉપરાઉપરી વીજળીઓના ઝબકારા સાથે મોટા મોટા કડાકા થવા લાગ્યા.[૮,૯] પરિવહ વગેરે દિવ્ય વાયુઓ મોટા વેગથી વાવા લાગ્યા, વૃક્ષો તડાતડ તૂટી પડવા લાગ્યાં; આકાશમાં વાદળાં ચડી આવ્યાં,[૧૦] વાયુના સપાટાથી મોટાં મોટાં પર્વતશિખરો તૂટી પડવા લાગ્યાં, આકાશ વિષે મોટો ગડગડાટ થવા લાગ્યો, વાદળોમાંથી વીજળીઓ પડવા લાગી, અગ્નિ વરસવા લાગ્યો, ઉલ્કાપાત થવા લાગ્યા અને દૃષ્ટિગોચર થનારાં તથા દૃષ્ટિગોચર નહિ થનારાં પ્રાણીઓ ભયભીત થઈને વીજળી સરખો ઘોર નાદ કરવા લાગ્યાં. આવો ઉત્પાત જોઈને સઘળાં ભૂતપ્રાણીઓ ઉદ્વેગ પામ્યાં અને પૃથ્વી પર લપાઈને સૂઈ ગયાં. તેઓ ભયને લીધે જરા પણ હાલતાં–ચાલતાં ન હતાં. એ વેળા હસ્તીઓ, રાક્ષસો અને જળચર પ્રાણીઓથી ભરેલો ભયંકર ઘુઘવાટ કરતો તથા મોટી મોટી છોળો નાખતો સમુદ્ર મર્યાદા ઓળંગીને એક યોજન સુધી વધી ગયો.[૧૧-૧૫] નદીઓના પતિ સમુદ્ર મર્યાદા મૂકી; પરંતુ શત્રુમર્દન રઘુવીર જે સ્થળે ઊભા હતા, તે સ્થળેથી એક ડગલુ પણ હઠ્યા નહિ.

ત્યાર પછી જેમ ઉદયાચળમાંથી સૂર્ય ઉદય પામે, તેમ જળના મધ્ય ભાગમાંથી તેજસ્વી ફણાવાળા સર્પો સહિત સમુદ્ર પોતાનું દિવ્ય સ્વરૂપ ધારણ કરી પ્રકટ થયો. તેનો વર્ણ ચકચકિત વૈડૂર્યમણિ જેવો હતો, તેણે ઊંચી જાતનાં સુવર્ણ-

ના આભૂષણો પહેર્યા હતા, તેના નેત્ર કમળ સરખા હતા, તેણે રક્તવર્ણના પુષ્પ અને રક્ત વસ્ત્ર ધારણ કર્યા હતા તથા મસ્તક પર જાત જાતના પુષ્પોથી ગૂંથેલો મુકુટ પહેર્યો હતો એ સમુદ્રે બીજા પણ જાત–જાતના સુવર્ણાભરણો તથા તેમને પોતાને વિષે ઉત્પન્ન થયેલા રત્નોના હાર ધારણ કર્યા હતા હિમાલયની પેઠે અનેક પ્રકારની ધાતુઓથી શોભતો, મેઘસમૂહ તથા વાયુથી ઊછળતી છોળોવાળો અને ગંગા તથા સિંધુ વગેરે મુખ્ય મુખ્ય નદીઓથી વીંટાયેલો એ સમુદ્ર 'હે રામચંદ્ર! હું તમારે શરણે છું' એમ બોલતો બાણ સાધી ઊભેલા રામચંદ્રને શરણે આવ્યો અને હાથ જોડી બોલ્યો 'હે રાઘવ! હે સૌમ્ય! પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચે મહાભૂત નિરંતર પોતાની સ્વાભાવિક સ્થિતિમાં જ રહે છે[૧૯–૨૩] તે પ્રમાણે હું મારી સ્વાભાવિક સ્થિતિમાં રહેલો હોવાથી અગાધ અને ઊતરી ન શકાઉં તેવો છું જો હું અગાધ ન હોઉં તો મારામાં વિકાર થયો ગણાય હે રાજપુત્ર! તમારે સેના સહિત સામે પાર જવું છે, પરંતુ હું કામનાથી, લોભથી કે ભયથી કરું એમ નથી,[૨૪,૨૫] છતાં હે રઘુવીર! થોડું–ઘણું દુઃખ ખમીને પણ હું તમને સામે પાર જવાનો માર્ગ કરી આપીશ હે રામ! તમારી સેના ગને ઊતરીને સામે પાર જશે ત્યાં સુધીમાં મારે વિષે વસતા મગર વગેરે જળચર પ્રાણીઓ તમારી સેના પર પ્રહાર કરશે નહિ હે રાઘવ! સર્વ પ્રકારે હું વાનરોને સામે પાર જવામાં સહાય કરીશ'

સમુદ્રના વચન સાંભળી રઘુવીરે કહ્યું 'હે સાગર! તું ભલે આવ્યો, પરંતુ મેં ધનુષ્ય ઉપર જે આ અમોઘ બાણ ચડાવ્યું છે, તે કદી પાછું ઊતરે એમ નથી, માટે તું જ કહે કે આ અમોઘ બાણ હું કયા સ્થળે મૂકું?'

રામચંદ્રનું વચન સાંભળીને તથા ધનુષ્ય પર ચડાવેલું અમોઘ બાણ જોઈને મહોદધિએ કહ્યું 'હે રઘુવીર! જેમ તમે સર્વ લોકમાં વિખ્યાત છો, તેમ સર્વત્ર વિખ્યાત એવો 'દ્રુમકુલ્ય' નામનો એક અતિ પવિત્ર પ્રદેશ મારાથી ઉત્તરે આવેલો છે[૨૬–૨૯] ત્યાં ભયંકર કર્મ કરનારા તથા ભયંકર રૂપવાળા આભીર આદિ જાતિના ઘણા ચોર લોકો વસે છે અને તે પાપીઓ મારું જળ પીએ છે[૩૦] એ પાપકર્મી દુષ્ટોના સ્પર્શથી ઊપજતું દુઃખ મારાથી સહન થઈ શકતું નથી, માટે હે રામ! તમે આ દિવ્ય બાણને તેઓ ઉપર મૂકી સફળ કરો'[૩૧]

મહોદધિનું વચન સાંભળી રામચંદ્રે પોતાનું દિવ્ય બાણ તેના કહેવા પ્રમાણે ઉત્તર દિશા તરફ મૂક્યું[૩૨] વજ્ર સરખું પ્રકાશિત રામચંદ્રનું બાણ પૂર્વોક્ત 'દ્રમકુલ્ય'નામના પ્રદેશમાં જઈને પડ્યું, એથી એ પ્રદેશનું 'મરુકાતાર' એવું નામ પ્રસિદ્ધ થયું[૩૩] રામચંદ્રનું બાણ પડવાથી પૃથ્વી ફાટવાને લીધે મોટો ધડાકો થયો અને પાતાળ ફાટીને તેમાંથી જળ બહાર નીકળી આવ્યું[૩૪] બાણ પડવાના સ્થળે જે મોટો ખાડો પડ્યો તેનું 'વ્રણકૂપ' એવું નામ વિખ્યાત થયું એ વ્રણકૂપમાં સમુદ્રના જેવું અખૂટ જળ ભરાઈ આવ્યું[૩૫] બાણ પડતી વેળા પૃથ્વી ફાટવાથી અતિ દારુણ શબ્દ થયો અને આસપાસનું જળ સુકાઈ ગયું[૩૬] જળરહિત થવાને લીધે તે પ્રદેશનું 'મરુકાતાર' નામ પ્રખ્યાત થયું એવી રીતે મરુકાતાર દેશનું જળ શોષી લઈને દેવ સરખા પરાક્રમવાળા દશરથનંદન રઘુવીરે તેને વરદાન આપતાં કહ્યું 'આ મરુકાતાર પ્રદેશમાં જળ નહિ હોવા છતાં પશુ તેમ પશુઓ સુખથી રહેશે ઘણા રોગો થશે નહિ ફળ મૂળ તથા રસ વગેરેની નીપજ સારી થશે, પૃથ્વી રસાતળ રહેશે ગાયો વગેરે દૂધ આપશે અને સુગંધવાળી જાતજાતની ઔષધિઓ થશે' એ પ્રમાણે રામચંદ્રના વરદાનથી એ મરુકાતાર પ્રદેશ સારા રનકનવાળા થયો છે[૩૭ ૩૮]

રામચંદ્રના બાણથી મરુકાતાર પ્રદેશ જળરહિત થયો, ત્યારે નદીઓના પતિ સમુદ્ર સર્વ

શાસ્ત્રોના તત્ત્વને જાણનારા રઘુવીર પ્રત્યે કહ્યું : 'હે સૌમ્ય! તમારી સેનામાં રહેલો નલ વાનર વિશ્વકર્માનો પુત્ર છે. તેણે પોતાના પિતા પાસેથી ઉત્તમ વરદાન પ્રાપ્ત કર્યું છે અને તે તમારા પર પ્રીતિવાળો પણ છે. એ નલ વાનર મોટા ઉત્સાહથી મારા પર સેતુ બાંધશે. હું તે સેતુને મારા જળ પર ટકાવી રાખીશ. હે રાઘવ! એ નલ વાનર તેના પિતા વિશ્વકર્માના જેવો જ ઉત્તમ કારીગર છે.'

એટલુ કહી સમુદ્ર અંતર્હિત થયો. પછી નલ વાનરે રામચંદ્રની આગળ આવી કહ્યું : 'હે રઘુવીર! સમુદ્ર જે કહ્યું તે સત્ય છે. મારા પિતાના વરદાનના પ્રભાવથી હું અત્યંત વિસ્તારવાળા આ સમુદ્ર ઉપર સેતુ બાંધીશ. હે રામ! આજે મને નિશ્ચય થાય છે કે આ લોકમાં દુર્જનને વશ કરવા માટે દંડના જેવો બીજો એકે ઉપાય નથી. જે માણસો કૃતઘ્ન હોય છે, તેઓ પર ક્ષમા રાખવી અથવા તેઓની સાથે શાંતિથી વર્તવું કિંવા તેઓનો સત્કાર કરવો એ સઘળું ધિક્કારવા લાયક છે.[૪૦-૪૫] આ સમુદ્રને તમારા પૂર્વજ સગરપુત્રોએ ખોદેલો છે, છતાં તે આજે કૃતઘ્ન થયો છે; જ્યારે તમે તેને દંડ દેવા તયાર થયા ત્યારે તેણે પ્રત્યક્ષ થઈને પોતાના પર સેતુ બાંધવાની સૂચના કરી છે.[૪૬] હે રાઘવ! પૂર્વે મંદરાચળ વિષે મારા પિતાએ મારી માતાને વરદાન આપ્યુ હતું કે, 'હે દેવી! તને મારા જેવો પરાક્રમી પુત્ર થશે.'[૪૭] એ વિશ્વકર્માનો હું ઔરસ પુત્ર છું અને મારું કળાકૌશલ્ય તેમના સરખું જ છે. આજ સુધી તમે મને આ બાબતમાં કાંઈ પૂછ્યું ન હતું, એટલે વિના પ્રસંગે મેં મારા ગુણોનું વર્ણન તમારી આગળ કર્યું ન હતું.[૪૮] હે રામ! હું સમુદ્ર ઉપર સેતુ બાંધવા સમર્થ છું, માટે તે કાર્ય કરવાની વાનરોને આજે જ આજ્ઞા આપો.'[૪૯]

નલ વાનરનાં વચન સાંભળીને રામચંદ્રે વાનરોને આજ્ઞા આપી, એટલે તરત જ હર્ષિત થયેલા પ્રૌઢ દેહવાળા હજારો અને લાખો વાનરો ઘાડાં જંગલોમાં નીકળી પડયા અને મોટાં મોટાં વૃક્ષો ઉખેડી પાડી સમુદ્ર પ્રત્યે ખેંચી આણવા લાગ્યા. તે વાનરો સાલ, અશ્વકર્ણ, ધાવડો, વાંસ, કેવડો, અર્જુન, કરેણ, તાલ, તિલક, તગર, બીલી, સપ્તપર્ણ, આંબો અને આસોપાલવ વગેરે જાતજાતનાં વૃક્ષો ખેંચી લાવી સમુદ્રને પૂરવા લાગ્યા.[૫૦-૫૨] કેટલાક મુખ્ય વાનરો ઈંદ્રધ્વજ સરખાં મોટાં વૃક્ષોને મૂળ સહિત તેમજ મૂળરહિત ખેંચી આણવા લાગ્યા; કેટલાક વાનરો તાલ, દાડમ, નાળિયેરી, બહેડાં, કેરડા, બોરસલ્લી અને લીમડા આદિ વૃક્ષો ચોમેરથી ખેંચી આણવા લાગ્યા. મોટા દેહવાળા અને અત્યંત બળવાળા કેટલાક વાનરો હાથીના દેહ જેવડી મોટી મોટી શિલાઓ તથા પર્વતશિખરો ઉખેડીને સહેલાઈથી લાવી શકાય તેવાં સાધનો દ્વારા સમુદ્રમાં ઘસડી લાવવા લાગ્યા.[૫૩-૫૬] જ્યારે મોટાં મોટાં પર્વતશિખરો સમુદ્રમાં નાખવામાં આવતાં હતા, ત્યારે સમુદ્રનું જળ ઊંચે ઊછળતું હતું અને પાછું નીચે પડતું હતું. મોટી મોટી શિલાઓ પડવાથી આખો સમુદ્ર ખળભળી ઊઠ્યો. કેટલાક વાનરોએ સેતુ વાંકોચૂકો ન થાય એટલા માટે લાંબી દોરીઓ ઝાલી રાખી હતી. એ પ્રમાણે નલ વાનર નદ અને નદીઓના પતિ સમુદ્ર ઉપર સો યોજનનો વિશાળ સેતુ બાંધવા લાગ્યો. એ વેળા રામચંદ્રની આજ્ઞા પ્રમાણે વર્તનાર સર્વ વાનરો સેતુ બાંધવાના કાર્યમાં નલને સહાય કરવા લાગ્યા. કેટલાક દંડ ગ્રહણ કરી ઊભા હતા, કેટલાક વૃક્ષ વગેરે શોધતા હતા અને કેટલાક મેઘ તથા પર્વત જેવડાં મોટાં મોટાં પુષ્પયુક્ત વૃક્ષ તેમ જ સૂકાં કાષ્ઠો લાવી આપતા હતા.[૫૭-૬૧] દાનવો સરખા પરાક્રમી કેટલાક વાનરો પર્વત જેવડી શિલાઓ તથા ગિરિશિખરો ઉપાડીને દોડયા આવતા હતા. તેઓ જ્યારે મોટી મોટી શિલાઓ અને પર્વતો ઉપરાઉપરી સમુદ્રમાં નાખતા હતા, ત્યારે ઘોર શબ્દ થતો હતો.[૬૨,૬૩]

. સત્વર કાર્ય કરનારા, મોટી કાયાવાળા, ઉતાવળી ગતિવાળા અને ભયંકર પરાક્રમવાળા બળવાન વાનરોએ પહેલે દિવસે ચૌદ યોજન સેતુ બાંધ્યો. બીજે દિવસે બીજા વીસ યોજન, ત્રીજે દિવસે બીજા એકવીસ યોજન, ચોથે દિવસે બાવીસ અને પાંચમે દિવસે બાકીના ત્રેવીસ યોજન મળી કુલ સો યોજન લાંબો સેતુ બાંધીને સામેના કિનારા સાથે સાંધી દીધો.[૬૪-૬૮]

વિશ્વકર્માના પુત્ર અને વિશ્વકર્મા સરખા કાર્યકુશળ નલ વાનરે સો યોજનનો સેતુ બાંધી સર્વને આશ્ચર્યચકિત કર્યા.[૬૯] સમુદ્ર પર નલ વાનરે બાંધેલો સુંદર સેતુ આકાશમાં રહેલા સ્વાતિપથ સરખો શોભતો હતો. જ્યારે સેતુ પૂરેપૂરો બંધાઈ રહ્યો, ત્યારે દેવતાઓ, ગંધર્વો, સિદ્ધો અને મહર્ષિઓ નલ વાનરનું એ અતિ દુષ્કર કાર્ય જોવા માટે અંતરિક્ષમાં આવી ઊભા રહ્યા અને દશ યોજન પહોળા તથા સો યોજન લાંબા સેતુને જોઈ આશ્ચર્ય પામ્યા. કાર્ય સિદ્ધ થયેલુ જોઈને સર્વ વાનરો કૂદવા તથા ગર્જવા લાગ્યા. મનથી પણ ન વિચારી શકાય એવી રીતે રચાયેલા અને અદ્‌ભુત હોવાથી રુંવાં ઊભાં કરે એવા સેતુને જોઈ સર્વ ભૂત-પ્રાણીઓ આશ્ચર્યચકિત થયાં. અત્યંત બળવાળા કરોડો અને અબજો વાનરો તો સેતુ બાંધતાં બાંધતાં જ સમુદ્રને સામે પાર પહોંચી ગયા. સમુદ્ર ઉપર સારી રીતે રચાયેલો વિશાળ સેતુ સ્ત્રીના મસ્તકમાં પૂરેલા સીમંત ( સેંથા ) સરખો શોભતો હતો.[૭૦-૭૬]

સેતુ બંધાઈ રહ્યા પછી વિભીષણ પોતાના મંત્રીઓ સહિત હાથમા ગદા લઈને શત્રુઓના ગુપ્ત સમાચાર મેળવવા માટે સમુદ્રની સામે પાર જઈ ઊભો. એ વેળા સુગ્રીવે સત્યપરાક્રમી રઘુવીરને કહ્યું :[૭૭] ' હે રાઘવ ! તમે હનુમાનના ખભા પર બેસો અને લક્ષ્મણને અંગદના ખભા પર બેસવા દો. હે શૂરવીર ! અનેક જાતનાં મત્સ્યોથી ભરેલો આ સમુદ્ર ઘણો વિશાળ છે, માટે આ બન્ને વાનરો તમને ઊંચકીને આકાશમાર્ગે જશે.[૭૮] સુગ્રીવનું વચન માન્ય કરી ધનુષ્યને ધારણ કરનાર શ્રીમાન રામચંદ્ર લક્ષ્મણને સાથે રાખી વાનરસેનાની આગળ ચાલવા લાગ્યા. સુગ્રીવ પણ તેમની સાથે ચાલતો થયો. જાંબવાનાદિ કેટલાક મુખ્ય વાનરો સેનાના મધ્ય ભાગમાં ચાલતા હતા; કેટલાક પડખે ચાલતા હતા;[૭૯,૮૦] કેટલાક જળમાં પડીને તરતા હતા; કેટલાક માર્ગની વચ્ચે ચાલતા હતા અને કેટલાક ગરુડની પેઠે આકાશમાં ઊડતા જતા હતા. સમુદ્ર ઓળંગતી એ વાનરસેનાના ભયંકર કોલાહલ આગળ ક્ષુભિત થયેલા સમુદ્રની ગર્જના ઢંકાઈ જતી હતી.[૮૧,૮૨]

નલવાનરે બાંધેલા સેતુ ઉપર થઈને વાનરોની મોટી સેના સમુદ્રના દક્ષિણ કાંઠા પર આવી પહોંચી અને ત્યાં તેણે ઘણાં મૂળ, ફળ, તથા સ્વાદિષ્ટ જળવાળા સાગરના તટ પર સુગ્રીવની આજ્ઞાથી પડાવ નાખ્યો.[૮૩] રામચંદ્રનું અદ્‌ભુત અને દુષ્કર કર્મ જોઈને સર્વ દેવતાઓ, સિદ્ધો, ચારણો તથા મહર્ષિઓ તેમની આગળ આવ્યા અને આકાશગંગાના પવિત્ર જળ વડે તેમના પર પૃથક્ પૃથક અભિષેક કરી કહેવા લાગ્યા :[૮૪] ' હે નરદેવ ! તમે શત્રુઓ પર જય મેળવો અને સમુદ્ર પર્યંતની પૃથ્વીનું લાંબા કાળ સુધી પાલન કરો. એ પ્રમાણે સેતુબંધનના કાર્યથી પ્રસન્ન થયેલા દેવતાઓએ બ્રાહ્મણોથી સત્કાર પામેલા રઘુવીરને આશીર્વાદ આપ્યો.[૮૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૨૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૩ મો

ભયાનક યુદ્ધના પૂર્વચિહ્નો : શકુનવિચાર

निमित्तानि निमित्तज्ञो दृष्ट्वा लक्ष्मणपूर्वजः ।
सौमित्रिं संपरिष्वज्य इदं वचनमब्रवीत् ॥ १ ॥

પછી શકુનશાસ્ત્ર જાણનારા શ્રીમાન રામચંદ્ર તે સમયે થતા શકુનો જોઈ પોતાના નાના ભાઈ લક્ષ્મણને ભેટી કહ્યું :[૧] ' હે લક્ષ્મણ ! હવે આપણે શીતળ જળવાળાં તથા ફળયુક્ત વૃક્ષોવાળાં સુંદર વન શોધીને તેમાં રીંછ-વાનર

વગેરેની સેનાને જુદા જુદા વિભાગમાં વ્યૂહ-રચના અનુસાર ગોઠવવી જોઈએ.[2] મને લાગે છે કે હવે થોડા સમયમાં જ રીંછ, વાનર તથા રાક્ષસાદિ સર્વ વીર પુરુષોનો સંહાર કરે એવો મોટો ભય આવી પડશે.[3] હે ભાઈ! જોને, આ ધૂળ સહિત વંટોળિયો ચડે છે, પૃથ્વી કંપે છે, પર્વતોનાં શિખરો ધ્રૂજે છે, વૃક્ષો મૂળમાંથી ઊખડી પડે છે.[4] ધૂસરા વર્ણવાળા અને ખરાબ દેખાવવાળા મેઘો કઠોર ગર્જના કરતા રુધિર-મિશ્રિત જળ વરસાવે છે;[5] રાતા ચંદનના સરખા વર્ણવાળી સંધ્યા ઘણી જ ભયંકર લાગે છે, પ્રજ્વલિત થયેલા સૂર્યમંડળમાંથી અંગારા વરસે છે;[6] દીન થયેલાં તથા ક્રૂર એવાં પશુપક્ષીઓ સૂર્યના સામું જોઈને મોટો ભય ઉપજાવે એવા અમાંગલિક શબ્દ કરે છે; ચંદ્ર પોતાનો પ્રકાશ ઝાંખો પડવાને લીધે લોકોને સંતાપ આપે છે અને જાણે સર્વ લોકનો ક્ષય થવાનું સૂચવતો હોય એમ રાતા, કાળા પરિવેશ સહિત તે ઉદય પામેલો છે.[7,8] હે ભાઈ! સૂર્યની આસપાસ પણ નાનું, ભયંકર, કદી નહિ જોયેલું તેમ જ રાતા વર્ણનું કૂંડાળું દેખાય છે. વળી હે લક્ષ્મણ! નિર્મળ સૂર્યમાં કાળો ડાઘ જોવામાં આવે છે.[9] ઘણી ધૂળ ઊડવાથી નક્ષત્રો પ્રકાશરહિત થઈ ગયાં છે. હે લક્ષ્મણ! આ સર્વ દુઃશકુનો ત્રણે લોકનો ક્ષય થવાનું સૂચવે છે.[10] કાગડા, બાજ તથા ગૃધ્ર આદિ ક્રૂર પ્રાણીઓ એકાએક નિર્ભય-પણે નીચે ઊતરી આવે છે અને શિયાળવા ભય ઉપજાવે એવા અમાંગલિક સ્વરે રડે છે.[11] હે ભાઈ! આ સર્વ ઉત્પાતો ઉપરથી મને લાગે છે કે હવે થોડા સમયમાં જ વાનરો તથા રાક્ષસોએ પરસ્પર ફેંકેલા પર્વતશિખરો, ત્રિશૂળો અને તરવાર વગેરે હથિયારો વડે આ પૃથ્વી પર માંસનો કીચડ થશે તથા લોહીની નીકો વહેશે.[12] હે લક્ષ્મણ! આજે જ આપણે સર્વ વાનરોને સાથે લઈને રાવણે પાલન કરેલી દુર્ધર્ષ લંકા-નગરી પર અતિ ઉતાવળે આક્રમણ કરીશું.'[13]

એટલું કહીને સંગ્રામમાં શત્રુઓનો પરાભવ કરનારા ધનુર્ધારી રામચંદ્ર લંકા તરફ ચાલવા માંડ્યું.[14] ત્યારે રાક્ષસોનો વધ કરી રઘુવીરનું પ્રિય કરવાની દૃઢ ઇચ્છાવાળા સર્વ વાનરો પણ સુગ્રીવ તથા વિભીષણની સાથે મોટી ગર્જના કરતા રામચંદ્રની પાછળ જવા લાગ્યા. અત્યંત પરાક્રમવાળા વાનરોની આવી ચેષ્ટા જોઈને રામચંદ્ર અત્યંત સંતુષ્ટ થયા.[15,16]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૨૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૪ મો

### વાનરસૈન્યની વ્યૂહરચના–રાવણનો ક્રોધ અને ગર્વ

सा वीरसमिती राज्ञा विरराज व्यवस्थिता ।
शशिना शुभनक्षत्रा पौर्णमासीव शारदी ॥ १ ॥

નિર્મળ નક્ષત્રોવાળી શરદપૂનમની રાત્રિ જેમ ચંદ્ર વડે શોભે, તેમ શૂરવીર યોદ્ધાઓવાળી અને ઉત્તમ રીતે વ્યૂહરચનામાં ગોઠવાયેલી વાનરસેના રઘુવીર વડે અત્યંત શોભતી હતી.[1] એ વેળા સમુદ્ર સરખા વાનરસૈન્યના વેગથી અત્યંત પીડિત થયેલી પૃથ્વી ત્રાસ પામીને કંપાયમાન થઈ.[2]

વાનરસૈન્ય આગળ વધ્યું અને લંકાનગરીની લગભગ આવ્યું, ત્યારે રૂંવાં ઊભાં કરે એવો, લંકામાં થતો રાક્ષસોનો તથા ભેરી, મૃદંગ વગેરેનો તુમુલ ધ્વનિ તેમના સાંભળવામાં આવ્યો. એ ધ્વનિ સાંભળી ભયભીત ન થતાં અત્યંત ઉત્સાહમાં આવેલા વાનરો તે ધ્વનિ સહન ન થઈ શકવાથી તેની સામે મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા. વેગથી આકાશમાં ચડેલા મેઘની ગર્જના સરખી એ વાનરોની ગર્જનાઓ લંકામાં વસતા રાક્ષસોના પણ સાંભ-ળવામાં આવી.[3–5]

ચિત્રવિચિત્ર ધજા–પતાકાવાળી રાવણની લંકાનગરી દૂરથી જોવામાં આવી કે તરત જ શ્રીમાન રામચંદ્રને સીતા સાંભરી આવ્યાં. તેમના ચિત્તમાં એકાએક ખેદ થઈ આવ્યો અને તે

પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા:[૬] 'અરેરે! જેમ 'મંગળ' નામનો ગ્રહ રોહિણીનો ઉપરોધ કરે, તેમ દુષ્ટાત્મા રાવણે મૃગના બચ્ચાનાં નેત્ર સરખા નેત્રવાળી મારી પ્રાણપ્રિયા સીતાને આ લંકામાં રોકી રાખી છે![૭]

પછી લક્ષ્મણના સામું જોઈ લાંબો નિસાસો નાખી રામચંદ્ર સમયોચિત હિતવચન કહ્યા: 'હે લક્ષ્મણ! આ સામે પર્વતશિખર પર વસેલી લંકાનગરી તું જો. એ નગરી જાણે ગગનતળને સ્પર્શ કરતી હોય તેવી અને દેવોના શિલ્પી વિશ્વકર્માએ પોતાના સંકલ્પબળથી જ નિર્માણ કરી હોય તેવી દેખાય છે. વિશ્વકર્માએ રચેલી આ લંકાનગરી સાત સાત માળવાળા અસંખ્યાત મંદિરોથી વ્યાપ્ત હોવાને લીધે સફેદ વાદળોથી ઢંકાયેલા આકાશ સરખી જણાય છે. વળી જાતજાતનાં પક્ષીઓના કલરવથી ગાજી રહેલા અને પ્રફુલ્લિત પુષ્પો તથા ફળોથી લચી રહેલા ઉત્તમ વૃક્ષોવાળાં 'ચૈત્રરથ' નામના વન સરખા રળિયામણા અનેક વનો વડે આ લંકાનગરી ઘણી જ શોભી રહી છે. હે ભાઈ! તું જો તો ખરો! મદમસ્ત થયેલાં કોકિલા વગેરે પક્ષીઓ જેના પર બેઠેલાં છે અને ભ્રમરોના ટોળા જેના પુષ્પ ગુચ્છોમાં સંતાતા ફરે છે, તેવા લંકાના ઉપવનોના વૃક્ષો પવનની શાંત લહરીઓથી મંદ મંદ કંપે છે.

એ પ્રમાણે લક્ષ્મણને કહીને દશરથનંદન રામચંદ્ર નીતિશાસ્ત્રમાં કહેલી રીતિ પ્રમાણે વાનરોની સેનાના વિભાગ પાડ્યા અને તેને વ્યૂહરચનાથી ગોઠવીને કપિઓને આજ્ઞા કરી: 'આ વાનરસેનામાંથી પોતાની ટુકડી લઈને યુવરાજ અંગદે નીલ વાનરની સાથે સેનાના વ્યૂહના મધ્યભાગમાં ઊભા રહેવું,[૮–૧૪] 'ઋષભ' નામના વાનરે પોતાની ટુકડી લઈને આપણી સેનાના જમણા ભાગમાં રહેવું,[૧૫] ગંધહસ્તી સરખા દુર્ધર્ષ અને અતિ વેગવાળા ગંધમાદન વાનરે પોતાની ટુકડી સાથે રાખીને આપણી સેનાના ડાબા ભાગમાં રહેવું,[૧૬] અને હું તથા લક્ષ્મણ બન્ને જણા સાવધ થઈને સેનાના આગલા ભાગમાં રહીશું. રીંછોના અધિપતિ જાંબવાન, સુષેણ અને વેગદર્શીએ સેનાના કુક્ષિભાગનું રક્ષણ કરવું અને મહાન તેજસ્વી વરુણદેવ જેમ પશ્ચિમ દિશાનું રક્ષણ કરે છે, તેમ કપિરાજ સુગ્રીવે સેનાના પાછલા ભાગનું રક્ષણ કરવું.'

એ પ્રમાણે રામચંદ્રની આજ્ઞાથી યથાયોગ્ય વિભાગમાં વ્યૂહરચનાથી ગોઠવાયેલી તથા મહાબળવાન વાનરોથી સુરક્ષિત થયેલી એ કપિસેના ઘનઘોર વાદળ ઘટાથી છવાયેલા આકાશ સરખી શોભવા લાગી.[૧૭–૧૯] એ વેળા સંગ્રામ વિષે લંકાના રાક્ષસોનો વિનાશ કરવાની ઇચ્છાવાળા અનેક વાનરો મોટાં મોટાં પર્વતશિખરો તથા વૃક્ષો ઉપાડીને આમતેમ ઘૂમતા હતા અને મોટા સાદે બોલી પોતાનો નિશ્ચય પ્રગટ કરતા હતા કે, 'અમે પર્વતશિખરોથી તથા મુષ્ટિપ્રહારોથી આ લંકાનગરીને તોડી પાડીશું.'

પછી મહાતેજસ્વી રઘુવીરે સુગ્રીવને કહ્યું 'હે કપિરાજ! હવે આપણી સેના સારી રીતે ગોઠવાઈ રહી છે, માટે પેલા રાવણને ત્યાંથી આવેલા શુક રાક્ષસને છોડી મૂક.[૨૦–૨૨] રામચંદ્રની આજ્ઞા થવાથી મહાબળવાન વાનરાધિપતિ સુગ્રીવે શુક રાક્ષસને છોડી મૂક્યો. વાનરોથી અત્યંત પીડાયેલો તથા ત્રાસ પામેલો એ શુક રાક્ષસ રામચંદ્રની આજ્ઞાથી બંધનમુક્ત થઈ રાવણની પાસે ગયો. શુકને પોતાની પાસે આવેલો જોઈને રાવણે તેને હસતા મુખે પૂછ્યું: 'હે શુક! આ તારી પાંખો બંધાયેલી અને કપાયેલી હોય તેવી કેમ જણાય છે?[૨૩–૨૫] શું તું અવ્યવસ્થિત ચિત્તવાળા વાનરોને વશ તો થયો ન હતો ને?' રાક્ષસરાજ રાવણનું વચન સાંભળીને ભયભીત થઈ રહેલા શુકરાક્ષસે કહ્યું: 'હે રાજન! સમુદ્રના ઉત્તર કિનારા પર જ્યાં વાનરોની સેના પડી હતી, ત્યાં જઈને મેં તમારા કહેવા પ્રમાણે તમારો સંદેશો શાંત વાણીથી વાનરોને કહી સંભળાવ્યો;[૨૬,૨૭] પરંતુ મને જોતા જ ક્રોધાયમાન થયેલા એ વાનરો

આકાશમા મારી તરફ ફરી આવ્યા અને મને પકડી નીચે લઈ જઈ મારો વિનાશ કરવા માટે મારા પર મુષ્ટિપ્રહારો કરવા લાગ્યા[૨૮] હે રાક્ષસાધિપતિ! એ વાનરોની સાથે કંઈ સભાષણ કરવાનુ કે તેઓને પૂછવાનુ બને તેમ જ નથી, કેમ કે તેઓ સ્વભાવથી જ ઘણા ક્રોધી અને ક્રૂર છે.[૨૯] હે લંકેશ્વર! વિરાધ, કબંધ તથા ખર વગેરે રાક્ષસોને હણનારા એ રામ સુગ્રીવાદિ વાનરોને સાથે લઈ સીતાને શોધવા માટે આ તરફ આવેલા છે હાલ તે સમુદ્ર ઉપર સેતુ બાંધીને તે વડે સમુદ્ર ઓળંગી આપણી લંકાનગરીની પાસે આવી પહોચ્યા છે ધનુર્ધારી એ રામ આપણા સર્વ રાક્ષસોને તૃણ તુલ્ય લેખવે છે પર્વત અને મેઘ સરખી કાયાવાળા રીંછો તથા વાનરોની હજારોની ટુકડીઓથી આખી પૃથ્વી ઢવાઇ રહી છે[૩૦-૩૨] હે રાવણરાય! જેમ દેવો અને દાનવોની વચ્ચે સંધિ થવી દુર્લભ છે, તેમ વાનરોની અને આપણા રાક્ષસોની સંધિ થવી દુર્લભ છે[૩૩] વાનરો આપણા લંકાગઢ પર ચઢી આવે તે પહેલા કાં તો તમે રામને સીતા પાછી આપો અથવા તો યુદ્ધ આપો આ બે વાતમાથી જે યોગ્ય લાગે તે સત્વર કરો[૩૪]

શુકરાક્ષસનુ વચન સાભળી ક્રોધ ચડવાને લીધે લાલચોળ થયેલા પોતાના નેત્રોના અગ્નિથી જાણે સામાને બાળતો જ હોય એમ રાક્ષસરાજ રાવણ કહેવા લાગ્યો[૩૫] 'અરેરે, તું આ શુ બોલે છે? જો કદાચ સર્વ દેવો, દાનવો અને ગંધર્વો મળીને મારી સામે યુદ્ધ કરવા આવશે તોપણ હુ તે કરીશ, તેમ જ સર્વ લોકો તરફના ભયને પણ ખમીશ, પરંતુ હુ રામને સીતા પાછી આપીશ નહિ[૩૬] અરે, હુ તો ઇચ્છુ છુ કે, વસંતઋતુમા પ્રફુલ્લિત પુષ્પોવાળા વૃક્ષો ઉપર જેમ મદમત્ત ભ્રમરો દોડ્યા જાય છે, તેમ મારા તીક્ષ્ણ બાણો રામ ઉપર સુસવાટ કરતા ક્યારે જશે[૩૭] અરે, જેમ સળગતા કાઠો (ઉબાડિયા) વડે હાથીને બાળવામા આવે છે, તેમ હુ મારા ધનુષ્યમાથી છૂટેલા પ્રજ્વલિત બાણો વડે રામને ક્યારે બાળીશ?[૩૮] હે શુક! તું મારી આગળ રામના શા વખાણ કરે છે? અરે, ઉદય પામતો સૂર્ય જેમ નક્ષત્રોની કાંતિ હરે છે, તેમ મોટી રાક્ષસસેનાથી વીંટાયેલો હુ રામના બળનુ હરણ કરીશ[૩૯] સમુદ્રના જેવો મારો વેગ છે અને વાયુના જેવુ મારુ બળ છે, એ વાત રામ જાણતો નથી, એથી જ તે મારી સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે[૪૦] અરે, એ રામે ઝેરી સર્પ જેવા મારા તીક્ષ્ણ બાણોને પૂર્વે સંગ્રામ વિષે કદી જોયા નથી, એથી જ તે મારી સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે[૪૧] એ દાદારથી રામ મારા પહેલાના યુદ્ધના પરાક્રમો જાણતો નથી, તેથી જ તે મારી નગરી ઉપર ચડી આવ્યો છે હે શુક! નદીના જેવી મારી શત્રુસેનારૂપી રંગભૂમિમા પ્રવેશ કરીને હુ જ્યારે મારી ધનુષ્યરૂપી વીણા વગાડીશ ત્યારે મને આનંદ થશે મારી એ ધનુષ્યરૂપી વીણા બાણરૂપી દંડ વડે વગાડાય છે અને તેની પ્રત્યંચાના શબ્દરૂપી તુમુલ બાણની ચોટ લાગવાથી 'હાય હુ હણાયો! અરેરે હાય હાય!' ઇત્યાદિ આર્તપ્રલાપરૂપી મહાનાદ તથા ઉપરાઉપરી છૂટતા બાણોના સુસવાટારૂપી તીણા નાદ થાય છે મારી એ વીણા વાગશે ત્યારે જ રામને મારા પરાક્રમોની ખબર પડશે[૪૨,૪૩] હે શુક! સંગ્રામ વિષે સહસ્ર નેત્રવાળા ઇંદ્રના, યમના વરુણના કે કુબેરના બાણોથી પણ હુ જિતાઉ એવો નથી. તો એ રામના તે શા ભાર છે કે મને તે જીતી જાય?[૪૪]

ઇતિ શ્રીમદ્ વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૨૪મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૫ મો.

રામના સૈન્યમા રાવણના ગુપ્ત દૂતો

सबल सागर तीर्णे रामे दशरथात्मजे।
अमात्यौ रावण श्रीमानब्रवीच्छुकसारणौ ॥ १ ॥

દશરથનંદન રઘુવીર વાનરસેના સહિત સમુદ્ર ઓળંગી લંકા પાસે આવી પહોચ્યા,

એ સમાચાર જાણી રાવણે ‘શુક’ અને ‘સારણ’ નામના પોતાના બે અમાત્યોને કહ્યું: ‘હે પ્રધાનો! સમગ્ર વાનરસેના દુસ્તર એવા મહોદધિને તરી અને રામે સમુદ્ર ઉપર સેતુ બાંધ્યો; એ બન્ને કાર્યો આજે પહેલવહેલા થવા પામ્યા છે.[૧,૨] રામથી સમુદ્ર ઉપર સેતુ બંધાય એ વાતમાં મને કોઈ પણ પ્રકારે વિશ્વાસ આવતો નથી. અસ્તુ, તે ગમે તેમ હો, પરંતુ મારે પ્રથમ વાનરસેનાની સંખ્યા અવશ્ય જાણવી જોઈએ.[૩] માટે તમે બન્ને જણા શત્રુઓ ન ઓળખી શકે એવું રૂપ ધરીને વાનરોની સેનામાં જાઓ અને તેમની સંખ્યા કેટલી છે, તેમનું બળ કેટલું છે, તેમનામાં મુખ્ય વાનરો કયા કયા છે, રામ તથા સુગ્રીવના મંત્રીઓ કોણ કોણ છે, તેઓમાં અગ્રેસર કોણ છે, શૂરવીર અને બળવાન કેટલાક છે, તથા તેમણે સમુદ્ર પર સેતુ કેવી રીતે બાંધ્યો છે, એ સઘળું જાણી લાવો. વળી વાનરોના શિબિરો કેવા છે, સેનાની વ્યૂહરચના કેવી છે, રામ-લક્ષ્મણ હાલમાં શું કરે છે, તેઓનું બળ કેટલું છે, તેમની પાસે કેવાં કેવાં અસ્ત્રશસ્ત્રો છે તથા સર્વ વાનરોનો સેનાપતિ કોણ છે, એ સઘળું યથાર્થ રીતે જાણીને તમે સત્વર પાછા આવો.’

રાક્ષસરાજ રાવણની આજ્ઞા થઈ કે તરત જ શુક-સારણે વાનર સરખો વેશ ધારણ કરીને વાનરસેનામાં પ્રવેશ કર્યો[૪-૯] ત્યાં વાનરોની કેટલીક ટુકડીઓ પર્વતશિખરો પર, કેટલીક ઝરણાં આગળ અને કેટલીક ગુફાઓમાં બેઠેલી હતી. કેટલીક સમુદ્રને તરતી હતી, કેટલીક તરી ચૂકી હતી તથા કેટલીક તરવા માટે તત્પર થતી હતી. વળી કેટલીક ટુકડીઓ વ્યૂહમાં ગોઠવાઈ ગઈ હતી અને કેટલીક ગોઠવાતી હતી એવી ઘોર નાદ કરતી ભયંકર વાનરસેના કે જે સમુદ્ર સરખી અતુલ્ય હતી, તેને શુક અને સારણે જોઈ, પરંતુ તેઓ જોનારનાં રૂંવાં ખડાં કરે એવી એ વાનરસેનાની ગણના કરી શક્યા નહિ.[૧૦-૧૨] ગુપ્ત વેશે ફરતા એ શુક-સારણને મહાતેજસ્વી વિભીષણે ઓળખ્યા અને તે બન્નેને પકડી રામચંદ્રની પાસે આણી કહ્યું.[૧૩] ‘હે શત્રુઓના નગરને જીતનાર રઘુવીર! ‘શુક’ અને ‘સારણ’ નામના આ બન્ને રાક્ષસો રાવણના પ્રધાનો છે અને તેઓ રાવણના જાસૂસ થઈને ગુપ્તરૂપે આપણી સેનામાં આવેલા છે.’[૧૪]

રામચંદ્રને જોતાં જ ભયભીત થયેલા અને જેમને જીવનની પણ આશા રહી ન હતી તેવા એ બન્ને રાક્ષસો હાથ જોડી કહેવા લાગ્યા[૧૫] ‘હે સૌમ્ય! હે રઘુનંદન! રાવણની આજ્ઞાથી તમારી કપિસેનાને તથા તમારા બળને જોવા અમે અહીં આવેલા છીએ.’[૧૬] ઉપર્યુક્ત વચન સાંભળી સર્વ ભૂત-પ્રાણીઓનું હિત કરનારા શ્રીમાન દશરથનંદન રઘુવીરે હસતા મુખે કહ્યું: ‘હે રાક્ષસો! રાવણના કહેવા પ્રમાણે જો તમો સઘળી વાનરસેનાને તેમ જ અમારા બળને બરાબર જોઈ લીધું હોય, તો હવે સ્વેચ્છાથી ચાલ્યા જાઓ.[૧૭,૧૮] જો કદાચ જોવા-તપાસવામાં કાંઈ પણ ખામી રહી હોય, તો તમે બેવડકપણે પુનઃ તપાસી જુઓ. તમારી ઇચ્છા હશે તો આ વિભીષણ તમને આખી સેના પુનઃ દેખાડશે.[૧૯] હે રાક્ષસો! તમે આમ પકડાઈ ગયા છો, એથી મરણનો ભય રાખશો નહિ, કેમ કે શસ્ત્ર વિનાના અને પકડાઈ ગયેલા દૂતોનો વધ કરવો યોગ્ય નથી.’[૨૦] એટલું શુક-સારણના પ્રત્યે કહીને પછી રામચંદ્રે વિભીષણને કહ્યું: ‘હે વિભીષણ! રાવણના જાસૂસ થઈ આવેલા આ બન્ને રાક્ષસોએ જોકે ગુપ્તવેશે આપણી સેનામાં પ્રવેશીને સુગ્રીવાદિ વાનરોમાં ભેદ પડાવવાનો પ્રયત્ન કર્યો છે, તોપણ અત્યારે તું આ બન્ને રાક્ષસોને છોડી મૂક.’

પછી શ્રીમાન રામચંદ્રે શુક-સારણ પ્રત્યે કહ્યું: ‘હે રાક્ષસો! તમે લંકાનગરીમાં જઈ કુબેરના નાનાભાઈ રાવણને મારો સંદેશો આ પ્રમાણે કહેજો[૨૧,૨૨] ‘હે રાવણ! તેં બળનો આશ્રય કરી મારી સ્ત્રી સીતાનું હરણ કર્યું છે, તે તારું સમગ્ર બળ, તું, તારા બાંધવો

તથા સૈન્યની સહાયથી મને બતાવ.૨૩ હે રાક્ષસેંદ્ર! હવે કાલે સવારે જ મારાં તીક્ષ્ણ બાણો વડે ઉત્તમ તોરણો તથા મોટા કિલ્લા-વાળી લંકાનગરી અને તારું આખું રાક્ષસસૈન્ય છિન્નભિન્ન થઈ જશે.૨૪ હે રાવણ વજ્રધારી ઇદ્ર જેમ પોતાનું વજ્ર દાનવો ઉપર મૂકે છે, તેમ હું કાલે સવારે જ મારો ભયંકર ક્રોધ તારી સેના તથા તારા ઉપર ઠાલવીશ.'૨૫

ધર્મવત્સલ રઘુવીરનો ઉપર્યુક્ત સંદેશો લઈને તથા 'રાઘવનો જય થાઓ' એમ બોલીને રામચંદ્રને અભિનંદન આપીને શુક–સારણ રાક્ષસો ઉતાવળે લંકામા જઈ રાવણને કહેવા લાગ્યા : 'હે રાક્ષસેશ્વર! તમારા ભાઈ વિભીષણે અમારો વધ કરવા માટે અમને પકડ્યા હતા; પરંતુ અત્યંત તેજવાળા ધર્માત્મા રામચંદ્રની દૃષ્ટિએ પડતાં જ તેમણે અમને છોડાવ્યા છે. હે રાવણ! દશરથનંદન શ્રી રામચંદ્ર, મહાબળવાન લક્ષ્મણ, મહાત્મા વિભીષણ અને ઇંદ્ર સરખા પરાક્રમવાળો મહાતેજસ્વી સુગ્રીવ, એ ચારે પુરુષર્ષભો એક સ્થળે મળેલા છે. તેઓ લોકપાલ સરખા શૂરવીર છે, અસ્ત્રવિદ્યામા પારંગત છે અને દૃઢ પરાક્રમવાળા છે. હે લંકેશ! બીજા સર્વ વાનરો તે બાજુએ રહ્યા, પરંતુ એ ચાર પુરુષશ્રેષ્ઠો જ સુંદર તોરણોવાળી અને મોટા કિલ્લાવાળી આપણી લંકાનગરીને જડમૂળમાંથી ઉખેડી સમુદ્રમા ફેંકવાને સમર્થ છે. વળી હે રાવણરાય! રામચંદ્રનુ રૂપ અને તેમની પાસેના હથિયારો જોતાં તો અમને એમ જ ભાસે છે કે, જો કદાચ વિભીષણ વગેરે ત્રણ જણાની સહાય ન હોય, તોપણ એ રઘુવીર એકલા જ આખી લંકાનગરીને છિન્નભિન્ન કરી નાખશે. હે રાક્ષસેશ્વર! રામ, લક્ષ્મણ અને સુગ્રીવથી સુરક્ષિત થયેલી વાનરસેના તો વળી દેવો તથા અસુરોથી પણ અજેય થઈ પડી છે. હે રાવણ! જેમાંના યોદ્ધાઓ યુદ્ધ કરવા માટે હર્ષયુક્ત થઈ રહ્યા છે, એવી શૂરવીર વાનરોની સેનાએ હાલમાં યુદ્ધ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે; માટે અમારું તો માનવું છે કે, તમારે રામચંદ્રની સાથે વિરોધ કરવો ઠીક નથી. તમે રામચંદ્રની સાથે સંધિ કરો અને સીતા પાછી આપો.'૨૬–૩૩

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૨૫મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૨૬ મો

## રામના સૈન્ય વિષે રાવણે મેળવેલી માહિતી

तद्वचः सत्यमक्लीबं सारणेनाभिभाषितम् ।
निशम्य रावणो राजा पर्यभाषत सारणम् ॥ १ ॥

સારણ રાક્ષસનાં યથાર્થ અને નિર્ભય વચન સાંભળી રાક્ષસેશ્વર રાવણ કહેવા લાગ્યો : 'હે સારણ! તું આ શું બોલે છે? જો કદાપિ સઘળા દેવ, ગંધર્વ અને દાનવો મારી સામે યુદ્ધ કરવા આવશે, તેમ જ સર્વ લોકો તરફથી એકસામટો મારે માથે ભય આવી પડશે, તોપણ હું રામને સીતા પાછી આપનાર નથી!૧-૨ હે સૌમ્ય! તું તો વાનરોથી અત્યંત પીડાવાને લીધે ભયભીત થયો છે, એથી 'આજે જ સીતા રામને પાછી આપવી' એવી મને સલાહ આપે છે; પરંતુ હું કાંઈ નિર્બળ નથી કે જેથી તારી તેવી સલાહને માન્ય કરું!૩ અરે, મારો એવો કોઈ પણ બળવાન શત્રુ નથી કે જે મને યુદ્ધ વિષે જીતી શકે.'

એ પ્રમાણે કઠોર વચન કહીને ક્રોધાયમાન થયેલો રાક્ષસાધિપ રાવણ વાનરસેનાને જોવા માટે અનેક તાલવૃક્ષ જેટલા ઊંચા તથા બરફ સરખા શ્વેતવર્ણવાળા પોતાના પ્રાસાદ ઉપર શુક–સારણની સાથે ચડ્યો અને સમુદ્ર, પર્વતો તથા વનોને જોવા લાગ્યો.૪-૬ રાવણે જોયુ તો સમગ્ર પૃથ્વી વાનરોથી ખીચોખીચ ભરેલી દીઠી. અપાર અને અસહ્ય એવી વાનરોની મોટી સેના જોઈને રાવણરાયે પોતાના પ્રધાન સારણને પૂછ્યુ : 'હે સારણ! આ વાનરોની મોટી સેના દેખાય છે, તેમાં કયા વાનરો મુખ્ય છે, કયા શૂરવીર છે. કયા મોટા બળવાળા છે તેમ જ કયા વાનરો મોટો ઉત્સાહ ધરાવી યુદ્ધ કરવામાં આગળ પડે એવા છે, એ સર્વ મને કહે. વળી હે સારણ! સુગ્રીવ કયા વાનરોનુ કહેવું વધારે

માન્ય કરે છે, તેઓની નાની નાની ટુકડીઓનુ પાલન કરનારા કયા વાનરો છે તથા એ સર્વ વાનરોના પ્રભાવ, બળ, શૌર્ય વગેરે કેવા છે એ સઘળુ તુ મને કહે '

રાક્ષસાધિપ રાવણનો ઉપર્યુક્ત પ્રશ્ન સાભળી વાનરસેનાનો ભેદ જાણી આવેલા સારણે મુખ્ય મુખ્ય વાનરોની ઓળખાણ કરાવતા રાવણને કહ્યુ 'હે રાજન્! જુઓ, પેલો જે વાનર આપણી લકાનગરીની સામે ઊભો રહી ગર્જના કરી રહ્યો છે, જે સેકડો અને હજારો યૂથપતિ વાનરોથી વીટાયેલો છે, જેના ભયકર નાદ વડે કિલ્લા, તોરણ, પર્વત અને ઉપવનોવાળી આખી લકાનગરી ખળભળી રહી છે તથા જે વાનરરાજ સુગ્રીવની સેનાના અગ્રભાગમા ઊભેલો છે તે 'નીલ' નામનો શૂરવીર યૂથપતિ છે વળી જુઓ, પેલો જે વાનર પોતાના બન્ને હાથ ઊચા કરી ચરણ વડે પૃથ્વીને ચાપતો ગમન કરે છે,[૭-૧૪] જે ક્રોધને લીધે વારવાર લકાની સામે જોઈ ગર્જના કરે છે, જે પર્વતના શિખર સરખા આઢ દેહવાળો તથા કમળના પરાગ સરખા વર્ણવાળો છે અને જે ક્રોધપૂર્વક વારવાર પોતાનુ પૂછડુ પછાડી, તેના શબ્દ વડે દશે દિશાઓને ગજવી રહ્યો છે તે અગદ છે કપિરાજ સુગ્રીવે તેને યુવરાજપદ આપ્યુ છે જુઓ, એ યુવરાજ અગદ તમને યુદ્ધ કરવા માટે બોલાવે છે એ અગદ વાલિનો પુત્ર છે અને વાલિના જેવો જ બળવાન છે તથા સુગ્રીવને એ ઘણો જ વહાલો છે જેમ ઇંદ્ર માટે વરુણ પરાક્રમ કરવા તત્પર થાય છે, તેમ એ યુવરાજ અગદ રામચદ્રને અર્થે પોતાનુ પરાક્રમ દર્શાવવા તત્પર થયો છે, રઘુવીરનુ હિત કરનારા મહાબળવાન હનુમાને જનકનદિની સીતાની જે શોધ કરી હતી, તે પણ એ યુવરાજ અગદના બુદ્ધિબળનુ જ પરિણામ છે[૧૫-૧૮] એ વીર્યવાન અગદ હાલમા અનેક વાનરોના સૈન્ય લઈને પોતાના બળ વડે લકાનગરીને ઉજ્જડ કરવા માટે તમારી સામે આવેલો છે વાલિપુત્ર અગદની પાછળ મોટી સેના લઈને જે ઊભેલો છે, તે મહાત્મા નલ વાનર છે એ સગ્રામમા ઘણો જ શૂરવીર છે અને સમુદ્ર ઉપર સેતુ બાધવામા પણ તેનો જ હાથ છે[૨૧] વળી ચદનવનમા નિવાસ કરનારા શૂરવીર વાનરો પોતાના ગાત્રોને સકોચી અનેક પ્રકારની ક્રીડા કરતા જેની પાછળ ગમન કરે છે તથા જેના શરીરનો વર્ણ રૂપેરી છે, તે આ 'શ્વેત' નામનો સેનાપતિ છે એ વાનર ભયકર પરાક્રમવાળો, બુદ્ધિમાન, ચપળ સ્વભાવનો તથા ત્રણ લોકમા પ્રખ્યાત છે તે સુગ્રીવની પાસે વારવાર આવજા કરે છે અને વાનરોની સેનાના જુદા જુદા વિભાગ પાડી વ્યૂહરચનામા ગોઠવી સર્વને હર્ષ પમાડે છે તે શ્વેત વાનર પોતાના બળ વડે લકાનગરીનો નાશ કરવા ઇચ્છે છે વળી હે રાવણરાય! પૂર્વે ગોમતી નદીના તટ પર આવેલા 'રમ્ય' નામક પર્વતમા જે રહેતો હતો અને હાલમા નાના નાના અનેક પર્વતોથી વીટાયેલા 'સરોચન' નામના પર્વતમા રાજ્ય કરે છે, તે પેલો 'કુમુદ' નામનો યૂથપતિ છે. વળી જે લાખો વાનરોને વશ રાખે છે ને જેના મોટા પૂછડા ઉપર તાબાવર્ણી, પીળા, સફેદ તથા ચકચકિત રગના ઘણા જ લાબા વાળના ભયકર ગુચ્છા દેખાય છે, તે 'ચડ' નામનો વાનર છે, એ જ્યાત્યા યુદ્ધ કરવાનુ જ શોધતો ફરે છે અને હાલમા પોતાના બળ વડે આપણી લકાને ઉજ્જડ કરવા ધારે છે[૨૨-૨૮] હે મહારાજ! જુઓ, પેલો જે વાનર લાબા કેશવાળો અને શ્યામ વર્ણવાળો છે તથા જે પોતાના નેત્રાગ્નિ વડે જાણે લકાને દહન કરવા ઇચ્છતો હોય એમ બેધડક જોઈ રહ્યો છે, તે 'રભ' નામનો યૂથપતિ છે એ સિંહ સરખો પરાક્રમી છે અને વિધ્યાચળ, કૃષ્ણગિરિ, સહ્યાદ્રિ તેમ જ સુદર્શન પર્વતમા નિવાસ કરે છે પોતાના બળ વડે લકાને મસળી નાખે એવા ઉગ્ર પરાક્રમવાળા ત્રીસ કરોડ વાનરો તેને અનુસરે છે.[૨૯-૩૧] હે રાજન્! જુઓ, પેલો જે વાનર પોતાના કાન હલાવે છે, પુનઃ પુનઃ ગર્જના કરે છે અને ક્રોધથી પોતાનુ

શરીર કપાવી વક્ર દૃષ્ટિ વડે આ તરફ જુએ છે તથા જે વારંવાર પૂછડું પછાડી ગર્જના કરે છે, તે યૂથપતિ 'શરભ' નામનો વાનર છે એ મૃત્યુથી પણ ડરતો નથી, સંગ્રામ વખતે પોતાની સેનાની પણ દરકાર રાખતો નથી, તેમ જ પોતાના શૌર્યના બળથી નિર્ભય થઈ 'શાલ્વેય' નામના રમણીય પર્વતમાં નિવાસ કરે છે ૩૨-૩૪ હે રાજન્! અત્યંત બળવાળા એક લાખ અને ચાળીસ હજાર યૂથપતિ વાનરો એ શરભ વાનરની આજ્ઞામાં રહે છે વળી જેમ દેવતાઓની વચ્ચે ઇંદ્ર રહે છે, તેમ જે પેલો વાનરોની વચ્ચે રહેલો છે, જે પોતાના દેહથી મેઘની પેઠે આકાશમંડળને આચ્છાદિત કરી ઊભેલો છે ૩૫,૩૬ તથા યુદ્ધ કરવા ઇચ્છતા વાનરોની ગર્જનાઓ સાથે મળેલો જેનો ભેરીના જેવો મહાન નાદ સંભળાય છે, તે 'પનસ' નામનો યૂથપતિ છે એ વાનર યુદ્ધમાં અસહ્ય પરાક્રમવાળો છે અને તે 'પારિયાત્ર' નામના શ્રેષ્ઠ પર્વતમાં નિવાસ કરે છે ૩૭,૩૮ હે રાજન્! વાનરોની જુદી જુદી ટુકડીઓના પચાસ લાખ યૂથપતિઓ એ પનસ વાનરની સેવામાં હાજર રહે છે ૩૯ વળી હે રાવણ! સમુદ્રના તીર ઉપર પડાવ નાખી રહેલી, બીજા સમુદ્ર સરખી અને યુદ્ધ કરવાના ઉત્સાહવાળી ભયંકર વાનરસેનાને શોભાવતો જે પેલો દર્દુર પર્વત સરખી પ્રૌઢ કાયાવાળો વાનર ઊભો છે, તે 'વિનત' નામનો યૂથપતિ છે એ નદીઓમાં ઉત્તમ એવી વેણાનદીના તટ પર વસે છે ૪૦,૪૧ વળી જુઓ પેલો 'ક્રથન' નામનો વાનર કે જે સાઠ લાખ વાનરોની સેનાને અધિપતિ છે, તે તમને યુદ્ધ માટે બોલાવી રહ્યો છે એના હાથ નીચે વાનરોની જુદી જુદી ટુકડીઓના બળવાન યૂથપતિઓ છે વળી હે રાજન્! જુઓ, પેલો જે વાનર ગેરુવા રંગના દેહવાળો છે અને જે ક્રોધથી તમારી સામે જોઈ રહ્યો છે, તે 'ગવય' નામનો તેજસ્વી વાનર છે એ પોતાના બળના ગર્વથી સર્વ વાનરોની અવગણના કરે છે સિત્તેર લાખ વાનરો એ ગવયના તાબામાં છે એ એકલો જ પોતાના બળથી લંકાનગરીને ચગદી નાખવા ધારે છે ૪૨-૪૫ હે રાક્ષસાધિપ! એ સર્વ શૂરવીર વાનરો સંગ્રામમાં અસહ્ય પરાક્રમવાળા છે ને તેઓની તો ગણના જ થાય એમ નથી મેં ગણાવ્યા એ તો મોટા મોટા યૂથપતિઓ છે કે જેઓના હાથ નીચે મસ પ્રખ્યાત યૂથનાથો છે વળી તેઓના તાબામાં અસંખ્યાત વાનરસેના જુદા જુદા વિભાગના વહેંચાયેલી છે ૪૬

ઇતિ શ્રીવાલ્મીકિ મહાપુરાણમાંહેલા આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૨૬મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૨૭ મો

## વાનરબળનું વર્ણન

तांस्तु ते संप्रवक्ष्यामि प्रेक्षमाणस्य यूथपान् ।
राघवार्थे पराक्रान्ता ये न रक्षन्ति जीवितम् ।

(સારણે રાવણને કહ્યું) 'હે રાક્ષસાધિપ! જો તમે રામની સેનામાંના યૂથપતિઓનું સારી રીતે નિરીક્ષણ કરવા ઇચ્છો છો, તો હું તમને બીજા પણ બળવાન યૂથપતિઓનું વર્ણન કહી સંભળાવું છું એ સર્વ યૂથપતિઓ પોતાના જીવિતની પણ દરકાર નહિ રાખતા રામચંદ્રને અર્થે પરાક્રમ કરવા તૈયાર થયા છે ૧ હે રાજન્! જુઓ, પેલા જે વાનરના લાંબા પૂંછડા ઉપર તાંબાવર્ણા પીળા, ચળકતા, સફેદ, ચીકણા, અનેક હાથ લાંબા અને આછાઆછા વાળ દેખાય છે, તેનું નામ 'હર' છે તે જ્યારે પોતાનું પૂંછડું ઊંચું કરે છે, ત્યારે તેના પરના વાળ સૂર્યના કિરણો સરખા પ્રકાશે છે અને નીચું કરે છે ત્યારે પૃથ્વી પર ઘસડાય છે ૨,૩ જુઓ તો ખરા સુગ્રીવની સેનાના સેંકડો અને હજારો વાનરો હાથમાં મોટા મોટા વૃક્ષો લઈને લંકાગઢ પર ચડી આવવા માટે એ હર વાનરની પાછળ ગમન કરે છે વળી પેલા શ્યામ મેઘઘટા સરખા અને મોટા અંજનના પર્વત સરખા જે ભયંકર રીંછો તમારા જોવામાં આવે છે, તેઓ યુદ્ધમાં સત્ય પરાક્રમવાળા છે સમુદ્રતટ પરની રેતીની પેઠે તેઓની સંખ્યા ગણ્યામાં આવે એમ નથી

અને તેમાના કેટલાક પર્વતોમા, કેટલાક જુદા જુદા દેશોમા તથા કેટલાક નદીઓના તટ પર ફરનારા છે હે રાજન્! એ સઘળા રીંછો તમારી ઉપર ધસી આવવા તયાર થઈ રહ્યા છે.[૪-૭] શ્યામ વાદળઘટાની વચ્ચે આવેલા ઇન્દ્રની પેઠે એ સઘળા રીંછોની વચ્ચે જે ભયકર રૂપવાળો અને બિહામણી આખોવાળો ઊભો છે, તે 'ધૂમ્ર' નામનો રીંછોનો યૂથપતિ છે, તે સઘળા રીંછોનો મહારાજા છે અને તે નર્મદા નદીના તટ પર આવેલા 'ઋક્ષવાન' નામના પર્વતમા રહે છે.[૮,૯] વળી પર્વત સરખા દેહવાળો પેલો ઊભો તે ધૂમ્રનો નાનો ભાઈ જાબવાન છે. એ રૂપમા પોતાના ભાઈ ધૂમ્રના જેવો જ છે, પરંતુ પરાક્રમ કરવામા તેનાથી અધિક છે. એ જાબવાન મોટા મોટા યુથપતિએના યૂથોનુ પાલન કરનાર છે, ગુરુજનોને અનુસરનારો છે અને શાત સ્વભાવનો છે, પરતુ યુદ્ધમા પ્રહાર કરતી વેળા તે ઉગ્ર સ્વભાવ ધારણ કરે છે.[૧૦,૧૧] એ બુદ્ધિશાળી જાબવાને પૂર્વે દેવો અને અસુરોના સંગ્રામ વખતે ઇન્દ્રને મોટી સહાય કરી હતી, ત્યારે તેને ઘણા વરદાન મળેલા છે.[૧૨] વળી રાક્ષસો સરખા ક્રૂર અને પિશાચો સરખા ઘણા રુવાવાળા પેલા જે તેજસ્વી સૈનિકો દેખાય છે, તેમ જ તેઓ મૃત્યુથી પણ નહિ ડરતા પર્વતના શિખરો પર ચઢીને મોટા મોટા વાદળ સરખી શિલાઓ ફેકી યુદ્ધ કરે છે, તેઓ સર્વ એ જાબવાનના સૈનિકો છે.[૧૩,૧૪] હે રાજન્! જુઓ, પેલો જે વાનર કોપાયમાન થયેલાની પેઠે કૂદકા મારે છે અને વળી આમતેમ ફરી ઊભો રહે છે તથા સર્વ વાનરો જેને એકીનજરે જોઈ રહ્યા છે, તે અત્યત બળવાળો અને મોટી સેનાવાળો 'રભ' નામનો યૂથપતિ છે. એ વાનર નિરતર ઇન્દ્રની ઉપાસના કરે છે.[૧૫,૧૬] વળી હે રાવણ! પેલો જે વાનર એક યોજન જેટલા ઊંચા તથા એક યોજન જેટલા પહોળા દેહવાળો છે અને ચોપગા પ્રાણીઓમા જેના સરખો બીજો કોઈ રૂપાળો નથી, તે 'સનાદન' નામનો વાનર છે એ સર્વ વાનરોનો 'પિતામહ' કહેવાય છે.[૧૭,૧૮] બુદ્ધિશાળી એ સનાદન વાનરે પૂર્વે ઇન્દ્રની સાથે યુદ્ધ કર્યું હતુ, પરતુ તે ઇન્દ્રથી હાર્યો ન હતો. એ મોટો યૂથપતિ છે.[૧૯] વળી હે રાક્ષસાધિપ! જુઓ, પેલો મહાબળવાન શ્રીમાન વાનરશ્રેષ્ઠ 'કથન' નામનો યૂથપતિ છે. એ દેવાસુરના સગ્રામ વખતે દેવોને સહાય કરવા માટે અગ્નિથી ગધર્વકન્યા વિષે ઉત્પન્ન થયેલો છે. તેનુ પરાક્રમ ઇન્દ્ર જેવુ છે, યુદ્ધમા તે પોતાના મુખથી પોતાની બડાઈ કરતો નથી અને પર્વતશ્રેષ્ઠ કૈલાસગિરિ કે જેમા અનેક કિન્નરો ક્રીડા કરે છે તથા જે તમારા ભાઈ કુબેરનું વિહારસ્થાન છે, ત્યા તે જબુ નદીના તટ પર નિવાસ કરે છે.[૨૦-૨૩] દશ અબજ વાનરોની સેનાથી વીંટાયેલો એ કથન યૂથપતિ પોતાના સામર્થ્ય-બળ વડે આપણી લકાને ઉજ્જડ કરવા ઇચ્છે છે.[૨૪] હે રાજન્! પૂર્વે થયેલુ હસ્તીઓ અને વાનરોનું વેર સભાળીને જે અનેક યૂથપતિ હસ્તીઓને નાસ પમાડતો ગગાનદીના પ્રદેશમા ભ્રમણ કરે છે,[૨૫] જે પોતાની ગર્જનાથી ગિરિગુફાઓને ગજવી મૂકે છે, જે મોટા વાનરયૂથોનો સ્વામી છે, જે હસ્તીઓનો ઉપરાધ કરી મોટા મોટા વૃક્ષોને ભાગી નાખે છે,[૨૬] જે વાનરસેનાનો નેતા છે અને ઇન્દ્ર જેમ સ્વર્ગમા ક્રીડા કરે તેમ જે ગગા નદી આગળ આવેલા 'ઉશીરબીજ' નામક પર્વતમા તેમ જ પર્વતશ્રેષ્ઠ મદરાચળમા ક્રીડા કરે છે, તે પેલો અસહ્ય પરાક્રમવાળો 'પ્રમાથી' નામનો યૂથપતિ છે. એની પાછળ પોતાના પરાક્રમથી ગર્વિષ્ઠ થયેલા અને અત્યત બાહુબળવાળા દશ કરોડ વાનરોની સેના ચાલે છે. હે રાજન્! જુઓ તો ખરા, એ પ્રમાથી વાનર વાયુએ ઉડાડેલા મેઘની પેઠે ગતિ કરે છે અને તેની આસપાસ બળવાન વાનરોનું સૈન્ય કોધભેર ગમન કરે છે, એથી ચોમેર ધૂળ ઊડી રહી છે.[૨૭] વળી નર વાનર જ્યારે સમુદ્ર ઉપર સેતુ બાધતો હતો, ત્યારે શ્યામ મુખવાળા અને મહાન બળવાળા એક ગોલાંગૂલ

જાતિના જે વાનરો તેને સહાય કરતા હતા, તેઓના અધિપતિ પેલા 'ગવાક્ષ' નામના યૂથપતિને તમે જુઓ. સઘળા ગોલાંગૂલ વાનરો સહિત એ ગવાક્ષ પોતાના બળ વડે લંકાનો નાશ કરવા માટે ગર્જે છે. વળી હે મહારાજ! જે પર્વતમાં ભ્રમરોથી ગુંજી રહેલાં અને સર્વ ઋતુઓ વિષે ફળ આપનારાં વૃક્ષો શોભી રહ્યાં છે,[૨૭–૩૪] સૂર્ય ભગવાન જેની દરરોજ પ્રદક્ષિણા કરે છે, જેની કાંતિ વડે ઉપર વસતાં મૃગપક્ષીઓ પણ સોનેરી રંગનાં દેખાય છે,[૩૫] મહાત્માઓ અને મહર્ષિઓ જેના શિખરનો કદી પણ ત્યાગ કરતા નથી, જેની ઉપરના ફળયુક્ત વૃક્ષો સર્વ મનોરથોને પૂર્ણ કરે છે[૩૬] અને જ્યાં આગળ ઘણા જ મોંઘા મૂલ્યનુ મધ મળી શકે છે, તે પર્વતશ્રેષ્ઠ રમણીય સુવર્ણમય મહામેરુ વિષે વસનારા પેલા 'કેસરી' નામના વાનરને તમે જુઓ. એ મુખ્ય વાનરોનો અગ્રણી તેમ જ યૂથપતિ છે. હે નિષ્પાપ રાવણ! જેમ સર્વ રાક્ષસોમાં તમે ઉત્તમ છો, તેમ સર્વ પર્વતોમાં ઉત્તમ એવો 'સાવર્ણિ' નામનો મહામેરુ સાઠ હજાર સુવર્ણમય રમ્ય પર્વતોની મધ્યે આવેલો છે. તેમાં અસંખ્યાત વાનરો વસે છે. તેમાંના કેટલાક વાનરો શ્યામ, કેટલાક શ્વેત, કેટલાક રાતા મુખવાળા અને કેટલાક મધુપિંગળ છે. તે સઘળા વાનરો નખરૂપી આયુધવાળા, સિંહ સરખી તીક્ષ્ણ ચાર દાઢોવાળા, વ્યાઘ્રના જેવા દુરાસદ, અગ્નિ સમાન અસહ્ય, ઝેરી નાગ જેવા ક્રૂર, અત્યંત દીર્ઘ પુચ્છવાળા, હસ્તી સરખા મદમત્ત, મોટા પર્વત સરખી કાયાવાળા, મેઘ સમાન ગર્જનારા અને વર્તુલાકાર પીળાં નેત્રવાળા છે. તે સર્વનો ઉપરી તેઓની વચ્ચે બેઠેલો પેલો 'શતબલિ' નામનો વાનર છે. એ વીર્યવાન શતબલિ પૃથ્વીમાં વિખ્યાત છે અને તે શત્રુઓને જીતવા માટે દરરોજ સૂર્યનારાયણની ઉપાસના કરે છે. હે મહારાજ! જુઓને, પોતાની સેનાના સર્વ વાનરો સહિત એ શતબલિ જાણે લંકાને ચોળી નાખવા ઇચ્છતો જ હોય એમ આ તરફ જોતો ઊભો રહ્યો![૩૭–૪૪] વળી મહાન બળવાળો, શૂરવીર અને અત્યંત પરાક્રમસંપન્ન પેલો 'હરિ' નામનો વાનર તો રામચંદ્રનું પ્રિય કરવા અર્થે પોતાના પ્રાણ ઉપર પણ દયા લાવતો નથી! એ એકલો જ પોતાના બળ વડે લંકાનગરીને મસળી નાખવાનો ઉત્સાહ ધરાવે છે. વળી હે રાવણરાય! ગજ, ગવાક્ષ, ગવય, નલ અને નીલ, એ સર્વ વાનરો પૈકી પ્રત્યેક વાનર દસ દસ કરોડ વાનરસેનાના અધિપતિ છે. એ સિવાય વિંધ્યાચળમાં વસનારા અજેય પરાક્રમવાળા ઘણા વાનરો છે, તેઓની તો ગણતરી જ થઈ શકે એમ નથી. હે મહારાજ! રામની સેનામાં સઘળા વાનરો મહાન પ્રભાવવાળા અને પર્વત સરખા પ્રૌઢ દેહવાળા છે તથા તેઓ એક ક્ષણવારમાં જ સર્વ પર્વતોના ચૂરા કરી પૃથ્વીને છાઈ દે તેવા સમર્થ છે.[૪૫–૪૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૨૭ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૮ મો

### વાનરબળનું વર્ણન (ચાલુ)

सारणस्य वचः श्रुत्वा रावणं राक्षसाधिपम्।
बलमादिश्य तत्सर्वं शुको वाक्यमथाब्रवीत्॥ १॥

વાનરસેનાનું વર્ણન કરી સારણ વિરામ પામ્યો એટલે શુકરાક્ષસ રાક્ષસાધિપ રાવણને પોતાની આગળીથી સઘળી સેના બતાવીને કહેવા લાગ્યો:[૧] 'હે લંકાધીશ! હસ્તીઓ સરખા મદોન્મત્ત, ગંગાનદીના તટ પર ઊભેલાં વટવૃક્ષ સરખા દૃઢ અને હિમાલયનાં સાલવૃક્ષો સરખા ઊંચા આ સામે ઊભેલા જે વાનરોને તમે જુઓ છો, તે સઘળા સંગ્રામ વિષે દુર્જય, ઇચ્છિત રૂપ ધારણ કરનારા, દૈત્યો અને દાનવો સરખા પરાક્રમી તથા દેવ સરખા તેજસ્વી છે. એ વાનરોની સંખ્યા એકવીસ ખર્વ, હજાર શંકુ અને સો વૃંદ જેટલી છે. ઉપર્યુક્ત સંખ્યા માત્ર સુગ્રીવના આધિપત્ય નીચેના વાનરોની જ છે. એ સર્વ વાનરો નિરંતર કિષ્કિન્ધામાં જ રહે છે અને તે દેવો તથા ગંધર્વોથી ઉત્પન્ન થયેલા

છે વળી પેલા સામે ઊભેલા દેવ સરખા રૂપાળા જે બે વાનરોને તમે જુઓ છો તે મદ અને દ્વિવિદ છે એ બન્નેના જેવા યુદ્ધકુશળ બીજા કોઈ નથી ૨-૮ બ્રહ્મદેવની આજ્ઞાથી એ મદ અને દ્વિવિદ વાનરોએ અમૃતપાન કરેલું છે, એથી તેઓ પોતાના બળ વડે આખી લંકાનગરીને કચરી નાખવા ધારે છે ૭ વળી મહોન્મત્ત હસ્તીની પેઠે ઊભેલો પેલો જે વાનર તમારા જોવામાં આવે છે, તે કેસરી વાનરનો જ્યેષ્ઠ પુત્ર હનુમાન છે તેને લોકો વાયુનો પુત્ર પણ કહે છે હે રાજન્ ! જેણે પહેલવહેલો સમુદ્ર ઓળંગ્યો અને સીતાની તથા તમારા નિવાસસ્થાનની શોધ લીધી, તે એ 'હનુમાન' નામનો વાનર છે એ જો કોપાયમાન થાય, તો પોતાના બળ વડે સમુદ્રને પણ ખળભળાવી દે એવો બળવાન છે એ પુન અહીં આવ્યો છે, માટે તમે તેને સારી રીતે ઓળખો ૯-૧૦ બળ અને સ્વરૂપસપન્ન એ કપિશ્રેષ્ઠ હનુમાન ઇચ્છિત રૂપ ધારણ કરી શકે છે અને વાયુની પેઠે તેની ગતિ ક્યાંય પણ અટકતી નથી ૧૧ જ્યારે એ બાલ્યાવસ્થામાં એક દિવસ ક્ષુધાતુર થયો, ત્યારે ઊગતા સૂર્યને જોઈ, તેને ફળ સમજી તેણે વિચાર કર્યો 'આકાશમાના આ સૂર્યરૂપી ફળનું ભક્ષણ કર્યા વિના બીજા કશા વનફળથી મારી ક્ષુધા શાંત થશે નહિ, માટે હું આજે સૂર્યને જ પકડીશ ' એવો નિશ્ચય કરીને એ હનુમાન પોતાના બળના ગર્વથી કૂદ્યો અને દેવર્ષિઓ તથા રાક્ષસાદિથી પણ જેનો પરાભવ ન થઈ શકે એવા સૂર્યને પકડવા માટે ત્રણહજાર યોજન સુધી ઊંચે ગયો, પરંતુ સૂર્ય સુધી નહિ પહોંચતા છેવટે તે ઉદયાચળ પર પડ્યો ૧૨-૧૪ પર્વત પર પડતી વેળા એ વાનરની હનુ (હડપચી) શિલાતલ સાથે અથડાવાથી ભાગી ગઈ, તેથી તેનું 'હનુમાન' એવું નામ પ્રસિદ્ધ થયું છે ૧૫ હે રાજન્ ! એ વાનરના નામથી તથા તેના પૂર્વવૃત્તાંતના સ્મરણથી મે તેને સારી રીતે ઓળખ્યો છે એના બળ રૂપ કે પ્રભાવનું વર્ણન કરી શકાય એમ નથી ૧૬ એ હનુમાન એકલો જ પોતાના શૌર્ય વડે આખી લંકાનગરીનો ઘાણ વાળવા ઇચ્છે છે હે રાવણરાય ! તમે એને લંકામાં પકડ્યો હતો અને એણે જ લંકામાં ભયંકર અગ્નિ સળગાવ્યો હતો એ વાનરને તમે કેમ ભૂલી જાઓ છો ? ૧૭

'હે રાજન ! એ હનુમાનની પાસે જ કમળ સરખા નેત્રવાળા તથા શ્યામ વર્ણવાળા પેલા જે પુરુષ ઊભેલા છે, તે જ ઇક્ષ્વાકુવંશના અતિરથી અને સર્વત્ર પ્રસિદ્ધ પરાક્રમવાળા શૂરવીર રામચંદ્ર છે તેમનાથી કદી પણ ધર્મ ચલિત થતો નથી તેમ જ તે કદી પણ ધર્મનું ઉલ્લંઘન કરતા નથી જ્ઞાનવાળા પુરુષોમાં શ્રેષ્ઠ એવા એ રામચંદ્ર ચારે વેદોને તથા બ્રહ્માસ્ત્ર વગેરે અસ્ત્રોને સારી રીતે જાણે છે એ રઘુવીર પોતાના બાણો વડે આકાશતળ ભેદવાને તેમ જ પૃથ્વીતળને ચીરી નાખવાને સમર્થ છે, તેમનો ક્રોધ યમ રાજા સરખો છે અને તેમનું પરાક્રમ ઇન્દ્ર જેવું છે હે રાજન્ ! તમે જનસ્થાનમાંથી જેની ભાર્યા સીતાનું હરણ કરી લાવ્યા છો, તે જ રામ તમારી સાથે યુદ્ધ કરવા આવ્યા છે એ રામચંદ્રની જમણી બાજુએ શુદ્ધ સુવર્ણ સરખી કાંતિવાળો, વિશાળ વક્ષસ્થળવાળો, શ્યામ વાંકડિયા કેશવાળો, રાતા નેત્રવાળો અને પોતાના મોટા ભાઈનું પ્રિય કરનારો રામનો કનિષ્ઠ બંધુ લક્ષ્મણ ઊભેલો છે એ નીતિશાસ્ત્રમાં તથા યુદ્ધવિદ્યામાં ઘણો જ કુશળ છે, સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ છે, ક્રોધી છે, દુર્જય છે પરાક્રમી છે અને અત્યંત બળસંપન્ન છે એ લક્ષ્મણ રામના જમણા હાથ રૂપ અને જાણે તેમનો બહાર વિચરતો પ્રાણ જ હોય એવો છે ૧૮-૨૪ એ લક્ષ્મણ રઘુવીર માટે પોતાના જીવિતની પણ દરકાર કરતો નથી એ પોતે એકલો જ સર્વ રાક્ષસોનો સંહાર કરવા ઇચ્છે છે ૨૫ વળી રામચંદ્રની ડાબી બાજુએ પોતાના ચાર અનુચર રાક્ષસો થી વીંટાયેલો પેલો તમારો નાનો ભાઈ વિભીષણ ઊભેલો છે ૨૬ એ વિભીષણને રાજાધિરાજ શ્રીમાન રામે

લકાના રાજ્યાસન પર અભિષિક્ત કર્યો છે અને તે હાલમા તમારી સાથે યુદ્ધ કરવા તત્પર થયો છે.[૨૭] વળી હે રાક્ષસેશ્વર! વાનરોની વચ્ચે પર્વતની પેઠે અડગ ઊભેલા પેલા અમાપ તેજ વાળા જે વાનરને તમે જુઓ છો, તે સર્વ વાનરોનો રાજા સુગ્રીવ છે. જેમ સર્વ પર્વતોમા હિમાલય શ્રેષ્ઠ છે, તેમ તેજ, યશ બુદ્ધિ, બળ અને ઉત્તમ કુળે કરી એ સુગ્રીવ સર્વ વાનરોમા શ્રેષ્ઠ છે તે (સુગ્રીવ) ઘાડા વૃક્ષોને લીધે પ્રવેશ ન કરી શકાય એવી અને પર્વતના કિલ્લાવાળી કિષ્કિન્ધાનગરીમા પોતાના પ્રધાને તથા શૂર વીર સેનાપતિઓની સાથે રાજ્ય કરે છે જુઓ, દેવતા અને મનુષ્યોને ઇચ્છવા યોગ્ય લક્ષ્મીએ જેને વિષે નિવાસ કર્યો છે, એવી સો કમળ પુષ્પોવાળી સુવર્ણની માળા એ સુગ્રીવના કઠમા શોભી રહી છે એ વિજયમાળા, વાલિની સ્ત્રી તારા અને કિષ્કિન્ધાનુ નિષ્કટક રાજ્ય, એ ત્રણે રામે વાલિને હણીને સુગ્રીવને આપ્યા છે[૨૮-૩૨]

હે રાવણ! બુદ્ધિમાન પુરુષોએ સખ્યાનુ સ્વરૂપ આ પ્રમાણે કહેલુ છે સો હજારે લાખ અને સો લાખે એક કરોડ થાય છે શતગુણિત હજાર કરોડે એક 'શકુ' અને શતગુણિત હજાર શકુએ એક 'મહાશકુ' કહેલો છે શતગુણિત હજાર મહાશકુએ એક 'વૃદ' અને શતગુણિત હજાર વૃદે એક 'મહાવૃદ' થાય છે શતગુણિત હજાર મહાવૃદે એક 'પદ્મ' અને શતગુણિત હજાર પદ્મ એક 'મહાપદ્મ' કહ્યુ છે શતગુણિત મહાપદ્મ એક 'ખર્વ' અને શતગુણિત હજાર ખર્વે એક 'સમુદ્ર' કહેવાય છે તથા શતગુણિત હજાર સમુદ્રે એક 'મહૌઘ' થાય છે

'હે રાક્ષસાધિપ! ઉપર્યુક્ત સખ્યા પ્રમાણે હજાર કરોડ, સો શકુ, હજાર મહાશકુ, સો વૃદ, હજાર મહાવૃદ, સો પદ્મ, હજાર મહાપદ્મ, સો ખર્વ કરોડ સમુદ્ર અને કરોડ મહૌઘ સખ્યાનુ સાગર સરખુ સૈન્ય લઈને વાનરરાજ સુગ્રીવ રાક્ષસમ યોદ્ધાઓથી વીટાયેલા તમારા ભાઈ શૂરવીર વિભીષણની સાથે તમારી સાથે યુદ્ધ કરવા આવે છે હે રાવણરાય! મોટી સેનાથી વીટાયેલો એ સુગ્રીવ અત્યત બળ તથા પરાક્રમસપન્ન છે હે મહારાજ! પ્રજ્વલિત ધૂમકેતુ સરખી આ ભયકર વાનરસેનાને જોઈને હવે શત્રુઓથી તમારો પરાભવ ન થતા સર્વથા વિજય થાય એવો ઉત્તમ પ્રયત્ન કરો[૩૩-૪૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાડમા ૨૮ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૨૯ મો

## શુક-સારણ પર રાવણનો ક્રોધ-રામ સૈન્યની વધુ માહિતી માટે પુનઃ પ્રયત્ન

शुकेन तु समाख्यातान्दृष्ट्वा स हरियूथपान् ।
लक्ष्मणं च महावीर्यं भुजं रामस्य दक्षिणम् ॥ १ ॥

શુક-સારણે બતાવેલા વાનરયૂથપતિઓને, રામચદ્રની જમણીભુજારૂપ મહાપરાક્રમી લક્ષ્મણને, રામચદ્રની પાસે જ ઊભેલા પોતાના બધુ વિભીષણને, ભયકર પરાક્રમવાળા વાનરરાજ સુગ્રીવને, ઇન્દ્રના પૌત્ર બળવાન અગદને, મહાપરાક્રમી હનુમાનને દુર્જય એવા જાબવાનને તેમ જ વાનરશ્રેષ્ઠ સુષેણ કુમુદ, નીલ નલ, ગજ, ગવાક્ષ, શરભ, મૈદ તથા દ્વિવિદ વગેર વાનરોને જોઈને કઈક ભયભીત થયેલા રાવણે ક્રોધપૂર્વક શુક-સારણને કેટલાક તિરસ્કારમયો વચનો કહ્યા તે સાભળી શુક-સારણ બને રાક્ષસો નીચુ મુખ રાખી રાવણને પ્રણામ કરી ઊભા રહ્યા, ત્યાર રાક્ષસાધિપ રાવણ અત્યત ક્રોધને લીધે ગદ્ગદ વાણી વડે તેઓ પ્રત્યે કઠોર વચન કહેવા લાગ્યો 'હે રાક્ષસો! નિગ્રહ તેમ જ અનુગ્રહ કરવામા સમર્થ એવા સ્વામીને અપ્રિય લાગે એવા વચને તેના પગારદાર સચિવોએ કહેવા યોગ્ય નથી[૨-૭] મારાથી પ્રતિકૂળ વર્તનારા અને મારી સાથે યુદ્ધ કરવા તયાર થયેલા મારા શત્રુઓની તમે બને જણા આ સમયે પ્રશસા કરો છો,× ને શુ યોગ્ય લેખાય?

× 'યુદ્ધ કરવાની તૈયારી થતી હોય, તે વેળા શત્રુઓની પ્રશસા કરવી એ તદ્દન અયોગ્ય છે અને વળી મ માન તમને તેઓની ઓળખ કરવાનુ જ કહ્યુ!

તમે બંનેએ આચાર્યની, ગુરુઓની તેમ જ વૃદ્ધોની જે કાંઈ ઉપાસના કરી છે, તે સઘળી વ્યર્થ ગઈ છે, એમ હું માનું છું, કેમ કે તમે રાજનીતિશાસ્ત્રનો અભ્યાસ તો કર્યો છે, પરંતુ તેમાંનો સાર ગ્રહણ કર્યો નથી.[૮૯] કદાચ તમે રાજનીતિશાસ્ત્રનો સાર ગ્રહણ કર્યો હશે, તોપણ અત્યારે તમે તે ભૂલી ગયા છો અને માત્ર મિથ્યાજ્ઞાનનો જ આડંબર ધરાવો છો, અરે, તમારા સરખા મૂર્ખ સચિવો મને મળ્યા છે, છતાં હું આવું મોટું રાજ્ય ચલાવું છું એને હું મારું અહોભાગ્ય માનું છું[૧૦] અરે, રાક્ષસો પર રાજ્ય કરનારો હું કે જેની જીભનો એક શબ્દ નિગ્રહ તથા અનુગ્રહ કરવા સમર્થ છે, તેને આવાં લાંછન લાગે એવાં કઠોર વચન કહેતાં તમને મોતનો પણ ડર નથી લાગતો શું?[૧૧] હે રાક્ષસો! વનમાં અગ્નિની જ્વાળાઓ લાગવા છતાં પણ ઘણાંક વૃક્ષો બચી જાય છે, પરંતુ રાજાના દંડપાત્ર થયેલા અપરાધીઓ તો કોઈ પણ પ્રકારે બચી શકતા નથી. (બીજા રાક્ષસો પ્રત્યે કહે છે-) હે રાક્ષસો! આ શુક-સારણના પૂર્વે કરેલા ઉપકારો અત્યારે મને સાંભરી આવે છે અને તેથી મારો ક્રોધ શાંત પડે છે, નહિ તો આ બંને પાપીઓને હું મારી નાખત, કેમ કે તેઓ મારી આગળ મારા શત્રુની પ્રશંસા કરે છે! (શુક-સારણ પ્રત્યે કહે છે) હે પાપીઓ! મારા પર સ્નેહ નહિ રાખનારા હે કૃતઘ્નો! તમારા કરેલા પૂર્વના ઉપકારોને સંભારી હું આજે તમને હણતો નથી હે દુષ્ટો! તમે મૂઆ સરખા જ છો મારી આગળથી સત્વર ચાલ્યા જાઓ અને હવે પછી તમે મારી સભામાં આવી મને તમારું કાળું મોઢું બતાવશો નહિ[૧૨-૧૪]

રાવણનાં ઉપર્યુક્ત વચન સાંભળી લજ્જિત થયેલા શુક-સારણ બંને રાક્ષસો 'રાવણરાયનો જય થાઓ' એમ બોલી અભિનંદન આપી સભામાંથી ચાલી નીકળ્યા.[૧૫] પછી પોતાની પાસે ઊભેલા 'મહોદર' નામના પ્રધાનને રાવણે કહ્યું: 'હે મહોદર! મારા સઘળા જાસૂસોને સત્વર મારી પાસે બોલાવ.' રાવણની આજ્ઞા સાંભળી મહોદરે તરત જ સઘળા જાસૂસોને બોલાવી મંગાવ્યા[૧૬] રાવણરાયની આજ્ઞાથી સઘળા જાસૂસો ઉતાવળે રાવણની આગળ આવ્યા અને 'મહારાજનો જય થાઓ' એમ બોલી હાથ જોડી ઊભા રહ્યા.[૧૭] ત્યારે રાક્ષસોના રાજા રાવણે વિશ્વાસુ, ધીર, નિર્ભય અને શૂરવીર એવા પોતાના જાસૂસોને કહ્યું: 'હે રાક્ષસો! શત્રુઓ હાલમાં શું કરે છે, એ જોવા માટે તમે અહીંથી રામની સેનામાં જાઓ અને રામના મંત્રી તરીકે જેઓ પ્રીતિપૂર્વક રામની સાથે આવેલા છે, તેઓ હાલમાં શું કરે છે, રામ કેવી રીતે સૂએ છે, કેવી રીતે જાગે છે અને હવે શું કરવા ધારે છે એ બધું સારી રીતે જાણીને તમે સત્વર પાછા આવો, કેમ કે જાસૂસો દ્વારા શત્રુની હકીકત જાણી ચૂકેલા બુદ્ધિમાન રાજાઓ યુદ્ધ વિષે શત્રુને અલ્પ પ્રયત્ને જ જીતી શકે છે.'

રાવણનાં વચન સાંભળી હર્ષિત થયેલા શાર્દૂલાદિ જાસૂસો રાવણની પ્રદક્ષિણા કરી તથા 'જી હજૂર! આપના કહેવા પ્રમાણે કરીશું,' એમ કહી ત્યાંથી ચાલી નીકળ્યા[૧૮-૨૨]

રાક્ષસરાજ રાવણની પ્રદક્ષિણા કરી નીકળેલા એ શાર્દૂલ વગેરે રાક્ષસો જ્યાં રામ-લક્ષ્મણ હતા ત્યાં આવ્યા[૨૩] અને 'સુવેલ' પર્વતની ઓથમાં છુપાઈને રામ, લક્ષ્મણ, સુગ્રીવ તથા વિભીષણ વગેરેને જોવા લાગ્યા 'રખેને કોઈ જાણી જશે' એવા ભયથી થરથર ધ્રૂજતા એ જાસૂસો રામચંદ્રની સેનાને જોતા હતા, એવામાં જ ધર્માત્મા રાક્ષસેન્દ્ર વિભીષણે તેઓને દીઠા[૨૪,૨૫] રાવણના આ સર્વ જાસૂસોમાં શાર્દૂલ રાક્ષસ અત્યંત પાપિષ્ઠ છે' એમ જાણી મહાત્મા વિભીષણે જાતે જઈ તેને કેદ કરાવ્યો અને બીજા

---

છતાં તમે તે ઉપરાંત નગરપૂજ્ય 'એ વાનરો લંકાનો નાશ કરવા સમર્થ છે' એવી રીતે તેઓની મોટી પ્રશંસા કરવા લાગ્યા છો એ તમને જરા પણ છાજતું નથી.' એવું રાવણના વચનનું તાત્પર્ય છે

જાસૂસોને પકડવા માટે વાનરોને કહ્યું.[૨૬] વાનરો પણ તરત જ એ જાસૂસોને પકડી માર મારવા લાગ્યા. એ જોઈ દયાળુ સ્વભાવવાળા શ્રીમાન રામચંદ્રે શાર્દૂલ રાક્ષસને તેમ જ બીજા સર્વ જાસૂસોને છોડાવ્યા. મહાપરાક્રમી વાનરોના હાથનો માર ખાઈ અધમૂઆ થયેલા એ સર્વ જાસૂસો હાંફતા હાંફતા પુનઃ લંકામાં નાસી આવ્યા. નિરંતર બહાર ફરી છૂપા સમાચાર મેળવનારા એ જાસૂસોએ રાવણ પાસે જઈ સુવેલ પર્વતની સમીપ પડેલી રામસેનાનું સર્વ વૃત્તાંત નિવેદન કર્યું.[૨૭-૨૯]

ઇતિ શ્રીવાલ્મીક મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૨૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૦ મો

### રામસૈન્ય વિષે વધુ માહિતી શાર્દૂલે કરેલું વર્ણન

ततस्तमक्षोभ्यबलं लङ्काधिपतये चराः ।
सुवेले राघवं शैले निविष्टं प्रत्यवेदयन् ॥ १ ॥

રાવણના જાસૂસોએ 'રામચંદ્ર મોટી સેના સહિત સુવેલ પર્વતની પાસે આવી ઊતર્યા છે,' એ વૃત્તાંત રાવણને નિવેદન કર્યું.[૧] જાસૂસોના મુખથી સેના સહિત રઘુવીરને યુદ્ધ કરવા માટે આવેલા જાણી રાક્ષસાધિપતિ રાવણ કાંઈક ઉદ્વિગ્ન થયો અને શાર્દૂલ રાક્ષસ પ્રત્યે કહેવા લાગ્યો :[૨] 'હે નિશાચર! તું નિસ્તેજ અને દીન થઈ ગયો છે, તે માટે કહે તો ખરો કે ક્રોધાયમાન થયેલા શત્રુઓના પંજામાં તો તું સપડાયો નથી ને ?[૩]

રાવણનો ઉપર્યુક્ત પ્રશ્ન સાંભળી ભયભીત થયેલો શાર્દૂલ રાક્ષસોમા વ્યાઘ્ર સરખા પરાક્રમી રાવણ પ્રત્યે કહેવા લાગ્યો :[૪] 'હે રાજન્! રામ–લક્ષ્મણથી રક્ષિત થયેલા બળવાન અને પરાક્રમી એવા એ વાનરોની આગળ આપણા જાસૂસોનું કાંઈ પણ ચાલે તેમ નથી. હે રાવણરાય! પર્વત સરખી પ્રૌઢ કાયાવાળા વાનરો સેનામાં પ્રવેશવાના સઘળા માર્ગોનું એવી રીતે રક્ષણ કરે છે કે જેથી તેઓની સેનામાં પ્રવેશ કરી તેઓની સાથે વાતચીત પણ થઈ શકે તેમ નથી.[૫-૬] હું રામની સેનામાં પેઠો અને વાનરોનાં બળાબળ સંબંધી કાંઈક વિચાર કરવા લાગ્યો; એટલામાં તો વિભીષણ વગેરે રાક્ષસોએ મને ઓળખી લીધો અને મને બળાત્કારે પકડી–બાંધી સેનામાં ચોમેર ફેરવ્યો.[૭] એ વેળા ક્રોધીલા વાનરોએ ગડદાપાટુ, મુક્કી, દાંત તથા લપડાકોથી મને અત્યંત માર માર્યો અને 'આ ચોર છે, ચોર છે' એમ દાંડી પિટાવતાં મને આખી વાનરસેનામાં ફેરવ્યો.[૮] આખી સેનામાં ફેરવ્યા પછી છેલ્લે તેઓ મને રામચંદ્રની આગળ લઈ ગયા. એ વેળા વાનરોના મારથી હું લોહીલુહાણ અને દીન થઈ ગયો હતો તથા મારી ઇંદ્રિયો વિકળ થઈ ગઈ હતી.[૯] પછી વાનરોના મારથી મુક્ત થવા મેં હાથ જોડી રઘુવીરની પ્રાર્થના કરી, ત્યારે રઘુવીરે દયાની લાગણીથી મને છોડાવ્યો.[૧૦] હે રાવણ! એ રઘુવીર અનેક શિલાઓ તથા વૃક્ષોથી મહોદધિને પૂરી નાખી આયુધો સહિત આ તરફ આવ્યા છે અને તેમણે આપણી લંકાનગરીના દ્વારને રોકી પડાવ નાખ્યો છે.[૧૧] હે રાક્ષસાધિપ! મને વાનરોના હાથમાંથી છોડાવીને મહાતેજસ્વી એ રઘુવીર ગરુડવ્યૂહમાં ગોઠવાયેલી વાનરસેનાથી વીંટાઈને આપણી લંકા તરફ આવવાની તયારી કરતા હતા. હવે તે અલ્પ કાળમાં જ આવી પહોંચશે અને લંકાને ઘેરો ઘાલશે;[૧૨] માટે હે રાવણરાય! રામચંદ્ર આપણી લંકાને ઘેરી લે એ પહેલાં તમે સત્વર સીતા પાછી આપો અથવા તો યુદ્ધ કરવા તત્પર થાઓ.[૧૩]

શાર્દૂલ રાક્ષસનાં ઉપર્યુક્ત વચન સાંભળી રાક્ષસોના રાજા રાવણે થોડીક વાર વિચાર કર્યા પછી શાર્દૂલને કહ્યું :[૧૪] 'હે શાર્દૂલ! જો કદાચ દેવો. ગંધર્વો અને દાનવો મળી મારી સામે યુદ્ધ કરવા આવે, તેમ જ સર્વ લોકો તરફથી એકસામટો ભય મારા માથે આવી પડે, તોપણ હું રામને સીતા પાછી આપીશ નહિ.' એટલુ કહી મહાતેજસ્વી રાવણે પુનઃ પણ શાર્દૂલને

પૂછયું : 'હે રાક્ષસ! તું વાનરોની સેનામાં ફરી આવ્યો છે, માટે કહે તો ખરો કે તેમાં શૂરવીર વાનરો કયા કયા છે?[૧૫,૧૬] તેઓ કેવા પ્રભાવવાળા છે, કેવા રૂપવાળા છે, તેઓમાં કયા કયા વાનરો અતિશય બળસંપન્ન હોવાથી દુર્ધર્ષ છે તથા તેઓ કોના પુત્રો તેમ જ કોના પૌત્રો છે! હે સૌમ્ય! એ સઘળું તું મને યથાર્થ કહી સંભળાવ.[૧૭] શત્રુની સાથે યુદ્ધ કરવા ઇચ્છનારા પુરુષે પ્રથમ શત્રુપક્ષના યોદ્ધાઓની સંખ્યા જાણવી જોઈએ. હે શાર્દૂલ! તારા મુખથી વાનરોનું બળાબળ જાણ્યા પછી હું યોગ્ય લાગશે તેમ કરીશ.'

રાવણનો પ્રશ્ન સાભળી પ્રણિધિશ્રેષ્ઠ* શાર્દૂલ રાક્ષસ કહેવા લાગ્યો : 'હે રાજન્! રામની સેનામાં ઋક્ષરાજનો પુત્ર અને ગદનો ક્ષેત્રજ પુત્ર 'જાંબવાન' નામે રીંછ એક પ્રસિદ્ધ વીર છે. તે જાંબવાન યુદ્ધ વિષે કોઈથી પણ જિતાય તેવો નથી. ગદનો બીજો એક પુત્ર 'ધૂમ્ર' નામનો રીંછ છે, તે પણ જાંબવાનના જેવો જ દુર્જય છે. વળી ઇન્દ્રના ગુરુ બૃહસ્પતિનો પુત્ર 'કેસરી' નામનો એક વાનર છે કે જેના પુત્ર હનુમાને એકલાએ જ પૂર્વે આપણી આખી લંકાનગરીને સળગાવી અનેક રાક્ષસોનો સંહાર કર્યો હતો.[૧૮-૨૧] હે રાજન્! વળી એ સેનામાં ધર્માત્મા અને અત્યંત પરાક્રમી એવો 'સુષેણ' નામનો વાનર સાક્ષાત્ ધર્મનો પુત્ર છે તથા બીજો એક 'દધિમુખ' નામનો વાનર સાક્ષાત્ ચંદ્રનો પુત્ર છે. વળી સુમુખ, દુર્મુખ અને વેગદર્શી, એ ત્રણ વાનરોને તો બ્રહ્મદેવે સાક્ષાત્ મૃત્યુરૂપે જ ઉત્પન્ન કર્યા છે.[૨૨,૨૩] હે રાવણરાય! રામની સેનામાં 'નીલ' નામનો વાનર સાક્ષાત્ અગ્નિનો પુત્ર છે અને તે સેનાપતિ છે. વાયુનો પુત્ર વળી હનુમાન છે, તે તો પોતાના પરાક્રમથી જ પ્રખ્યાત થયેલો છે.[૨૪] અત્યંત બળવાન અને યુવાન એવો 'અંગદ વાનર' ઇન્દ્રનો પૌત્ર અને વાલીનો પુત્ર છે; તેમ જ 'મૈંદ' અને 'દ્વિવિદ' નામના વાનરો અશ્વિનીકુમારના પુત્રો છે અને તેઓ અત્યંત બળવાળા છે.[૨૫] વળી 'ગજ, ગવય, ગવાક્ષ, ગંધમાદન' અને 'શરભ' નામના પાંચે વાનરો યમ રાજાના પુત્રો છે અને તેઓ કાલાંતક સરખા ભયંકર પરાક્રમસંપન્ન છે.[૨૬] હે રાવણરાય! રામની સેનામાં બીજા પણ દશ કરોડ શૂરવીર વાનરો યુદ્ધ કરવા તૈયાર થઈ રહ્યા છે, તેઓ સર્વ દેવતાઓના પુત્રો છે. તેઓનાં જન્મ તથા બળ-પરાક્રમ વગેરેનું વર્ણન કરવા હું સમર્થ નથી.[૨૭]

'હે રાક્ષસાધિપતિ! આ મોટી વાનરસેના લઈને આવેલા અને સિંહ સરખા દૃઢ અંગોવાળા શ્રીમાન રામચંદ્ર દશરથ રાજાના જ્યેષ્ઠ પુત્ર છે. એ રામચંદ્રે જ ખર, દૂષણ, ત્રિશિરા, વિરાધ તથા કાળ સરખા કબંધ વગેરે રાક્ષસોને હણ્યા છે. આખી પૃથ્વી વિષે એ રામના જેવો પરાક્રમી પુરુષ બીજો કોઈ છે જ નહિ.[૨૮,૨૯] હે રાવણરાય! આખી પૃથ્વીમાંનો કોઈ પણ પુરુષ રામના ગુણોનું વર્ણન કરવા સમર્થ નથી. એ રામે જ જનસ્થાનમાં રહેનારા આપણા સર્વ રાક્ષસોનો સંહાર કર્યો છે.[૩૦] વળી, એ રામની સાથે તેમનો નાનો ભાઈ ધર્માત્મા લક્ષ્મણ શ્રેષ્ઠ હસ્તીની પેઠે અડગપણે ઊભેલો છે. એ લક્ષ્મણના બાણની ચોટમાં આવતાં દેવરાજ ઇંદ્ર પણ જીવતો રહી શકે એમ નથી, તો પછી બીજાની શી વાત!ʼ[૩૧] વળી રામની સેનામાં 'શ્વેત' અને 'જ્યોતિર્મુખ' નામના બે વાનરો સૂર્યના પુત્રો છે તથા 'હેમકૂટ' નામનો વાનર વરુણનો પુત્ર છે.[૩૨] વળી વાનરોમાં શ્રેષ્ઠ નલ વાનર વિશ્વકર્માનો પુત્ર છે અને બળવાન વેગવાન વાનર તથા દુર્ધર વાનર વસુના પુત્રો છે.[૩૩] વળી રાક્ષસોમાં શ્રેષ્ઠ એવો તમારો ભાઈ વિભીષણ પણ રામચંદ્ર પાસેથી લંકાનું રાજ્ય પ્રાપ્ત કરીને રામચંદ્રનું હિત કરવામાં જ જોડાયો છે.[૩૪] હે રાવણરાય! એ પ્રમાણે સુવેલ પર્વતની પાસે પડેલા વાનરસૈન્યનું સઘળું વૃત્તાંત મેં તમને

* પ્રણિધિ-ગુપ્તદૂત-જાસૂસ; પ્રણિધિશ્રેષ્ઠ જાસૂસોમાં શ્રેષ્ઠ.

કહી સંભળાવ્યું. હવે પછી જે કાંઈ કાર્ય કરવાનું હોય, તે તમારા અખત્યારમાં છે.'[૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૩૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૧ મો

### સીતાને છળવા માટે રાવણનો નીચ પ્રયત્ન-કૃત્રિમ રામમસ્તક

ततस्तमक्षोभ्यवलं लंकायां नृपतेश्चराः।
सुवेले राघवं शैले निविष्टं प्रत्यवेदयन ॥ १ ॥

શાર્દૂલ વગેરે જાસૂસોએ કોઈથી પણ પરાભવ ન પામે એવી મોટી સેના સહિત મહાબળવાન રામચંદ્ર સુવેલ પર્વતની પાસે આવી ઊતર્યાનું સઘળું વૃત્તાંત રાવણને નિવેદન કર્યું. તે સાંભળી કાંઈક ઉદ્વિગ્નચિત્ત થયેલા રાવણે પોતાના સેવકોને કહ્યું :[૧,૨] 'હે રાક્ષસો! તમે અહીંથી સત્વર જાઓ અને મારા મંત્રીઓને ખબર આપો કે તેઓ સર્વ એકઠા મળી ઉતાવળે મારી પાસે આવે; કારણ કે હવે એકઠા મળી મંત્ર (વિચાર) કરવાનો સમય આવી પહોંચ્યો છે.'

સેવકોના મુખથી રાવણની ઉપર્યુક્ત આજ્ઞા સાંભળતાં જ સઘળા મંત્રીઓ ઉતાવળે રાવણની પાસે આવ્યા. પછી મહાબળવાન રાવણે પોતાના મંત્રીઓની સાથે સમયોચિત વિચાર કરી તેઓને વિદાય કર્યા અને પોતે રાજમહેલમાં ગયો. ત્યાં એકાંતમાં રાવણે મહાબળવાન વિદ્યુજ્જિહ્વ રાક્ષસને બોલાવ્યો. એ રાક્ષસ ઇંદ્રજાળવિદ્યા જાણનારો હોવાથી માયાવી હતો. તેને રાક્ષસોના રાજા રાવણે કહ્યું : 'હે નિશાચર! આજે અશોકવાટિકામાં જઈને રાક્ષસી માયા વડે જનકનંદિની સીતાને છળવી છે; માટે તું ધનુષ્ય-બાણ સહિત રામનું કૃત્રિમ મસ્તક બનાવી હું સીતાની સાથે વાત કરતો હોઉં તે વેળા અશોકવાટિકામાં આવજે.' રાવણનું વચન સાંભળી 'બહુ સારું' એમ કહી વિદ્યુજ્જિહ્વ રાક્ષસે થોડીક વારમાં જ પોતાની માયા વડે રામનું કૃત્રિમ મસ્તક તૈયાર કરી રાવણને દેખાડ્યું. એ જોઈ રાવણ ઘણો જ સંતુષ્ટ થયો અને તે રાક્ષસને અનેક આભૂષણો ઇનામમાં આપ્યાં.[૩-૯]

પછી સીતાને વશ કરવાની લાલસાવાળો કુબેરનો નાનો ભાઈ રાક્ષસરાજ રાવણ અશોકવાટિકામાં ગયો. ત્યાં દુઃખી અવસ્થામાં રહેવાથી દીન બની ગયેલાં સીતાને તેણે પૃથ્વી પર બેઠેલાં દીઠાં. એ વેળા જનકનંદિની સીતા શોકને લીધે નીચું મુખ રાખી પોતાના સ્વામી રામચંદ્રનું ધ્યાન ધરી રહ્યાં હતાં અને તેમની આસપાસ બિહામણા રૂપવાળી રાક્ષસીઓ થોડે દૂર ઊભી હતી. પછી 'મેં આજે રામને જીત્યો છે' એવા મિથ્યા હર્ષનાં વચનો બોલતો રાવણ સીતાની પાસે ગયો;[૧૦-૧૩] અને સીતા પ્રત્યે અસત્ય વચન કહેવા લાગ્યો : 'હે કલ્યાણી! હું તને ઘણી વાર સમજાવતો હતો, પરંતુ જેના આશ્રયને લીધે તું મારું કહ્યું માનતી ન હતી, તે ખર રાક્ષસને હણનારા તારા સ્વામી રામને આજે મેં સંગ્રામમાં માર્યો છે અને તારા આશ્રય-આધારને તોડી તારો ગર્વ ઉતાર્યો છે.[૧૪,૧૫] હે સીતા! હવે દુઃખ પડવાથી તારી મેળે જ તું મારી સ્ત્રી થશે. હે મૂઢ સ્ત્રી! હવે તું તારા સ્વામીની આશા મૂકી દે. એ મૂએલાની આશા ધરવાથી તારું શું વળે એમ છે?[૧૬] હે કલ્યાણી! હવે તું મારી સઘળી સ્ત્રીઓમાં પટરાણી થા. હે ટૂંકા ભાગ્યવાળી! હે ભાંગી ગયેલા મનોરથવાળી! હે પોતાને પંડિત માનનારી મૂર્ખ સીતા! ઇંદ્રે જેમ વૃત્રાસુરનો વધ કર્યો હતો, તેમ મેં રામનો વધ કેવી રીતે કર્યો તેનું ભયંકર વૃત્તાંત તું મારા મુખથી સાંભળ.

'વાનરોના અધિપતિ સુગ્રીવે તૈયાર કરેલી વાનરોની મોટી સેનાથી વીંટાયેલો તારો સ્વામી રામ મને હણવા માટે સમુદ્ર સુધી આવ્યો હતો અને સાયંકાળ થવાને લીધે સમુદ્રના ઉત્તર તટ પર સેના સહિત પડાવ નાખી રહ્યો હતો.[૧૭-૧૯] માર્ગમાં ચાલવાના પરિશ્રમ

ને લીધે થાકી ગયેલુ વાનરસૈન્ય જ્યારે સુખપૂર્વક નિદ્રાવશ થયું, ત્યારે અધીં રાત્રિના સમયે મેં મારા જાસૂસો દ્વારા સેનામાં પ્રવેશ કરી સઘળી ચર્ચા જોઈ લીધી. પછી પ્રહસ્તની સરદારી હેઠળના મારા મોટા સૈન્યે મધ્યરાત્રે જ એ રામ-લક્ષ્મણ સહિત વાનરસેના પર હુમલો કર્યો.[૨૦,૨૧] અને રાક્ષસોએ પટ્ટિશ, પરિઘ, ચક્ર, ઋષ્ટિ, દંડ, બાણ, ત્રિશૂલ, દેદીપ્યમાન કાંટાવાળી ગદા, લાકડી. તોમર, પ્રાસ, મોટાં ચક્ર તથા મુસલ આદિ અનેક શસ્ત્રાસ્ત્રો વડે વાનરોને મારવા માંડ્યા;[૨૨,૨૩] એટલામાં મહાવેગવાન પ્રહસ્તે ચાલાકી વાપરીને નિદ્રાને આધીન થયેલા તારા સ્વામી રામનું મસ્તક તલવાર વડે કાપી નાખ્યુ. રામનું મસ્તક કપાયેલું જોઈ વિભીષણ એકાએક જાગી ઊઠ્યો અને નાસવા લાગ્યો; પરંતુ મારા દૂતોએ તેને પકડીને કેદ કર્યો છે અને હે સીતા! તારો દિયર લક્ષ્મણ તો જીવતા-જાગતા કેટલાક વાનરોની સાથે ક્યાંય પલાયન કરી ગયો છે.[૨૪,૨૫] હે સીતા! રાક્ષસોએ વાનરોના રાજા સુગ્રીવની લાંબી ડોક ભાંગી નાખીને તથા હનુમાનની હડપચી તોડી નાખીને તે બન્નેને રણભૂમિમાં સુવાડી દીધા છે.[૨૬] વૃદ્ધ જાંબવાન નાસવા જતો હતો, એટલામા રાક્ષસોએ તલવાર વડે તેની જાંઘો છેદી નાખી, જેથી તે કપાયેલા વૃક્ષની પેઠે પૃથ્વી પર પડ્યો છે. શત્રુઓનો સંહાર કરનારા વાનરશ્રેષ્ઠ મૈંદ અને દ્વિવિદ વાનરોને રાક્ષસોએ કેડમાંથી કાપી નાખ્યા છે અને તેઓ રુધિરથી ખરડાઈ રુદન કરતા પડ્યા છે. 'પનસ' નામનો વાનર તો કપાયેલા ફણસના વૃક્ષની પેઠે પૃથ્વીની ઉપર પડ્યા પડ્યા નિસાસા નાખે છે.[૨૭-૨૯] 'દધિમુખ' નામનો વાનર અનેક બાણોથી કપાઈ ને ગુફામાં પડ્યો છે અને મહાતેજસ્વી કુમુદ વાનર તો પૃથ્વી પર પડ્યા પડ્યા ચીસો નાખે છે. હે સીતા! મારા સૈનિક રાક્ષસોએ નાસી જતા યુવરાજ અંગદને બાણો વડે વીંધી નાખ્યો છે, જેથી લોહીલુહાણ થઈને રુધિર ઓકતો તે પૃથ્વી પર પડ્યો છે.[૩૦,૩૧] હે સીતા! વાયુના ઝપાટાથી જેમ મેઘના કટકેકટકા થઈ જાય છે, તેમ મારી સેનાના હસ્તીઓના પગ તળે તથા રથનાં પૈડાં તળે ચગદાવાથી નિદ્રાવશ પડેલા કેટલાક વાનરોના ચૂરેચૂરા થઈ ગયા છે.[૩૨] જેમ પાછળ પડેલા સિંહના ત્રાસથી હસ્તીઓ નાસે, તેમ પાછળ પડેલા રાક્ષસોના મારથી ત્રાસ પામેલા કેટલાક વાનરો જ્યાંત્યાં નાસી ગયા છે.[૩૩] કેટલાક વાનરો સમુદ્રમાં જઈ પડ્યા છે, કેટલાક આકાશમાં ચડી ગયા છે તથા કેટલાક રીંછો પણ વાનરોની પેઠે વૃક્ષો પર ચડી ગયા છે;[૩૪] પરંતુ બિહામણાં નેત્રવાળા રાક્ષસોએ તે સઘળા વાનરોને સમુદ્રના તટ ઉપરથી પર્વતોમાંથી અને અરણ્યોમાંથી ખોળીખોળીને મારી નાખ્યા છે. હે સીતા! એ પ્રમાણે મારા રાક્ષસોએ તારા સ્વામીનો તથા તેની સેનાનો નાશ કર્યો છે અને તેની તને ખાતરી આપવા માટે મેં તારા સ્વામી રામનું ધૂળમાં રગદોળાયેલું તથા રુધિર વડે ખરડાયેલું મસ્તક અહીંયાં મંગાવ્યું છે.'[૩૫,૩૬]

પછી રાક્ષસોના રાજા રાવણે સીતા સાંભળે તેમ પાસે ઊભેલી એક રાક્ષસીને કહ્યું:[૩૭] 'હે રાક્ષસી! જા, તું ક્રૂરકર્મી વિદ્યુજ્જિહ્વ રાક્ષસને અહીં બોલાવી લાવ. એણે સંગ્રામમાંથી રામનું મસ્તક આણેલું છે.'[૩૮]

રાવણે મોકલેલી દાસીના કહેવાથી રાક્ષસ વિદ્યુજ્જિહ્વ તરત જ રામનું કપાયેલુ મસ્તક તથા ધનુષ્ય-બાણ ગ્રહણ કરી રાવણની આગળ આવ્યો અને પ્રણામ કરી ઊભો રહ્યો.[૩૯] પછી પોતાને પ્રણામ કરી પોતાની પાસે ઊભેલા મોટી જીભવાળા એ વિદ્યુજ્જિહ્વ રાક્ષસને રાવણે કહ્યું:[૪૦] 'હે રાક્ષસ! આ રામનું મસ્તક તું સીતાની આગળ મૂક; એટલે તે બિચારી પોતાના સ્વામીની છેલ્લી અવસ્થાને સારી રીતે જુએ!'[૪૧]

રાવણનું ઉપર્યુક્ત વચન સાંભળી વિદ્યુજ્જિહ્વ રાક્ષસ સુંદર દેખાવવાળું રામનું મસ્તક સીતાની આગળ મૂકીને તુરત જ ત્યાંથી ચાલ્યો ગયો.[૪૨] પછી વિદ્યુજ્જિહ્વે આણેલું રામનું કૃત્રિમ ધનુષ્ય ઉપાડીને રાવણે સીતાની આગળ નાખ્યું અને કહ્યું: 'હે સીતા! જો, જો, ત્રણ લોક વિષે વિખ્યાત થયેલું આ રામનું ધનુષ્ય છે કે જેને મારા પ્રધાન પ્રહસ્તે રાત્રે તારા સ્વામીને હણીને અહીં આણ્યું છે.'

વિદ્યુજ્જિહ્વ રાક્ષસે માયાથી બનાવી આણેલું રામનું મસ્તક તથા ધનુષ્ય યશસ્વિની સીતાની આગળ મૂકી રાવણે કહ્યું: 'હે જાનકી! જે થવાનું હતું તે થયું. બસ, હવે તું મારે વશ થઈ જા; એટલે આનંદ! આનંદ!! આનંદ!!'[૪૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આર્ષ આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૩૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૨ મો

### કૃત્રિમ રામમસ્તક જોઈને સીતાને થયેલો સંતાપ

सा सीता तच्छिरो दृष्ट्वा तच्च कार्मुकमुत्तमम् ।
सुग्रीवप्रतिसंसर्गमाख्यातं च हनूमता ॥ १ ॥

પૃથ્વી પર પડેલું રામનું મસ્તક તથા શ્રેષ્ઠ ધનુષ્ય જોઈને સીતાને હનુમાને કહેલી રામ અને સુગ્રીવની મૈત્રી સાંભરી આવી.[૧] પોતાની આગળ પડેલા મસ્તકનાં બન્ને નેત્રો રામચંદ્રના નેત્ર જેવાં, ચહેરો પણ તેવો જ, મુખ, કેશ અને લલાટ પણ તેવાં જ તથા મસ્તકનો ચૂડામણિ પણ તે જ[૨] એ સઘળી નિશાનીઓ ઉપરથી 'નક્કી, આ રામનું જ મસ્તક છે' એમ જાણી જનકતનયા સીતા અત્યંત દુઃખી થયાં ને ટિટોડીની પેઠે કૈકેયીની નિંદા કરતાં રુદન કરવા લાગ્યાં:[૩] 'ઓ સાસુજી કૈકેયી! લ્યો, આ રઘુકુળદીપક હણાયા! હવે તો તમને નિરાંત વળી ને? અરેરે હાય! તમે પોતાના કંકાસિયા સ્વભાવને લીધે આજે આખા રઘુકુળનો વિનાશ કરાવ્યો છે.[૪] હે કૈકેયી! આ આર્ય રામચંદ્રે તમારું શું બગાડ્યું હતું કે જેથી તમે તેમને તથા મને ચીરવસ્ત્ર પહેરાવી વનમાં કઢાવ્યાં?' એ પ્રમાણે રુદન કરતાં તથા થરથર ધ્રૂજતાં તપસ્વિની સીતા કપાયેલી કદલીની પેઠે મૂર્છિત થઈ પૃથ્વી પર ઢળી પડ્યાં. જ્યારે બે ઘડીએ મૂર્છા વળી, ત્યારે કાંઈક સચેત થઈ પોતાના સ્વામીનું મસ્તક પાસે રાખી વિશાળ નેત્રવાળાં સીતા વિલાપ કરવા લાગ્યાં.[૫–૭]

સીતા વિલાપ કરતાં કહે છે: 'હે મહાબાહુ! હે પિતાની આજ્ઞાને પાળનારા સ્વામીનાથ! તમારું મરણ થવાથી આજે હું વિધવા થઈને તમારી અંતિમ અવસ્થા જોઉં છું; એ મારાં કેવાં દુર્ભાગ્ય છે![૮] સ્ત્રીના પહેલાં તેના પતિનું મરણ થાય એ મોટો અનર્થ કહેવાય છે; પણ એ મારે કર્મે સર્જાયેલું હશે! અરેરે, હે સ્વામીનાથ! ભૂંડા આચરણવાળી મને મૂકીને શુભ આચરણવાળા તમે કેમ સ્વર્ગસ્થ થયા, એ સમજી શકાતું નથી.+ હે સ્વામીનાથ! તમે કે જે મારું રક્ષણ કરનારા હતા, તેનો તો રાક્ષસોએ વિનાશ કર્યો. હવે હું જીવીને શું કરું? હે રાઘવ! મારાં સાસુજી કૌશલ્યા કે જે તમ સરખા પુત્રથી પનોતાં હતાં, તે આજે તમારો સ્વર્ગવાસ થવાથી વાછરડા વિનાની ગાય જેવાં થયા છે. હે રઘુવીર! દૈવજ્ઞ પુરુષો કહેતા હતા કે, 'રામનું આયુષ્ય ઘણું જ લાંબું છે,' પરંતુ તેઓનું વચન આજે ખોટું પડ્યું છે; કારણ કે તમે આજે ટૂંકા આયુષ્યવાળા નીવડ્યા છો.[૯–૧૨] હે સ્વામિન્! તમે બુદ્ધિમાન હોવા છતાં આજે તમારી બુદ્ધિ નાશ પામી.÷ એ ઉપરથી નિશ્ચય થાય છે કે સર્વ ભૂતપ્રાણીઓનો ઉત્પાદક કાળ જ પ્રત્યેક ભૂત-

+ આ વાક્યનું તાત્પર્ય એવું છે કે 'સ્ત્રીના પહેલાં પતિનું મરણ થાય એ સ્ત્રીના દુરાચરણનું ફળ છે, પરંતુ હું સદાચરણવાળી છતાં મારા પહેલાં તમારું મરણ કેમ થયું, તે સમજાતું નથી.'

÷ તાત્પર્ય કે શત્રુ ઉપર ચઢાઈ કર્યા પછી શત્રુના મુલકમાં રાત્રે અવશ્ય સાવધ રહેવું જોઈએ, એવું જાણવા છતાં તમે કેમ ભૂલ્યા?

પ્રાણીને પોતપોતાનાં કર્મફળ ભોગવાવે છે! હે રામ! તમે નીતિશાસ્ત્ર જાણનારા હોવાથી આવી પડતાં દુઃખોને ટાળવામાં કુશળ હતા, છતાં આજે આમ અચાનક મૃત્યુવશ કેમ થયા? અરેરે, અત્યંત અભાગણી અને ક્રુર કાળરાત્રિ સરખી મેં જ કમળનેત્રવાળા તમને પ્રથમ આલિંગન આપીને પાછળથી તમારો નાશ કરાવ્યો છે![13-15] હે પુરુષાર્થલ! તપસ્વિની એવી મને તજીને તમોએ આજે પોતાની લાંબી ભુજાએ. વડે પ્રિય પ ની સરખી પૃથ્વીને આલિંગન કરી શયન કર્યું છે! હે વીર! મારી સાથે તમે નિરંતર જેનુ ગંધપુષ્પાદિ ઉપચારોથી પૂજન કરતા હતા અને જે આપણુ બન્નેને ઘણું જ પ્રિય હતું. તે આ તમારું સુવર્ણભૂષિત ધનુષ્ય અહીંયાં પડ્યું છે! હે અનઘ! આજે તમે સ્વર્ગમાં જઈ તમારા પિતા અને મારા સસરાજી દશરથ રાજાને તેમ જ બીજા પણ સર્વ પિતૃઓને મળ્યા હશો! હે રાઘવ! આકાશ વિષે નક્ષત્રરૂપે રહેલા રાજર્ષિ ત્રિશંકુના વંશમાં જન્મ ગ્રહણ કરીને તમોએ પિતાની આજ્ઞાનું પાલન કરવારૂપ ઉત્તમ કાર્ય કર્યું છે; પરંતુ આજે તમે એ પવિત્ર રાજર્ષિના વંશનો ત્યાગ કરીને સ્વર્ગમાં જાઓ છો, તે તમને જરાયે છાજતું નથી.[16-19] હે રાજપુત્ર! બાલ્યાવસ્થાથી જ તમને વરી, તમારી સહધર્મચારિણી થયેલી આ રંક સ્ત્રીના સામું આજે તમે કેમ જોતા નથી અને કાંઈ બોલતા પણ નથી? હે કાકુત્સ્થ! મારા પાણિગ્રહણ વખતે 'હું સઘળી ધર્મક્રિયાઓ તને સાથે રાખીને જ કરીશ' એવી જે તમોએ પ્રતિજ્ઞા કરી છે, તેને સંભારો અને મને દુખિયારીને તમારી સાથે જ લઈ જાઓ.[20,21] હે મતિમતાવર! મને દુખિયારીને તજીને તમે આ લોકમાંથી પરલોક પ્રત્યે કેમ સિધાવી ગયા? હે સ્વામીનાથ! સુગંધી ચંદન તથા નાના પ્રકારના અલંકારોથી વિભૂષિત એવા તમારા શરીરને માત્ર હું જ આલિંગન કરતી હતી. તે શરીરને આજે માંસાહારી ક્રૂર પ્રાણીઓ ખેંચી રહ્યાં છે![22,23] હે નાથ! વનવાસમાંથી ઘેર ગયા પછી સંપૂર્ણ દક્ષિણાવાળા અગ્નિષ્ટોમાદિ અનેક યજ્ઞો કરીને તમે અગ્નિહોત્રના અગ્નિથી સંસ્કાર કેમ પામ્યા નહિ? હે સ્વામીનાથ! વનમાં નીકળતી વેળા આપણે ત્રણ જણાં હતાં; પરંતુ હવે તો એકલા લક્ષ્મણ અયોધ્યામાં પાછા જશે! તેમને એકલાને જોઈ મારાં સાસુજી કૌશલ્યાના શોકનો પાર રહેશે નહિ. અરેરે, કૌશલ્યા સાસુજી તમારા સમાચાર પૂછશે ત્યારે મહાત્મા લક્ષ્મણ તમારા સહાયક વાનરોનો તથા તમારો રાત્રિના સમયે રાક્ષસોના હાથથી વધ થયો છે એવા અશુભ સમાચાર કેમ જણાવશે? હે રાઘવ! લક્ષ્મણના મુખથી તમને રાક્ષસોના હાથથી હણાયેલા જાણીને તથા મને રાવણને ઘેર રહેલી જાણીને મારાં સાસુજી કૌશલ્યા મુઝાઈ જશે અને છેવટે મરણ પામશે. અરેરે, મારા સરખી એક અભાગિણી સ્ત્રી માટે નિષ્પાપ રાજકુમાર રઘુવીર આખો સમુદ્ર તરીને છેવટે એક ગાયના પગલા જેટલા ખાબોચિયામાં ડૂબી મૂઆ! અરે, ખર વગેરે મોટા મોટા રાક્ષસોને હણીને છેવટે એક ક્ષુદ્ર પ્રહસ્તના હાથે મરણ પામ્યા! એ તે શું?[24-28] હાય! દશરથનંદન રામચંદ્ર કુળને કલંક લગાડનારી એવી મને અજાણતાં જ પરણ્યા હશે જેથી છેવટે હું તેમના મરણનુ કારણ થઈ પડી![29] અરેરે, મેં પૂર્વજન્મમાં ગાય, પૃથ્વી, કન્યા તથા સુવર્ણ વગેરેનાં દાન નહિ કર્યાં હોય. તેથી જ સર્વનુ રક્ષણ કરનારા રામની સ્ત્રી હોવા છતાં આજે મારે આ પરભૂમિમાં બેસીને શોક કરવો પડે છે.[30] હે રાવણ! તેં મારા સ્વામી રામનો વધ કર્યો છે, તો હવે મારો પણ વધ કરી અમો પતિ-પત્નીનો મેળાપ કરવારૂપ પવિત્ર કર્મ કર.[31] એ રાવણ! મારા મસ્તકને મારા પતિના મસ્તક સાથે તથા મારા દેહને તેમના દેહ સાથે સત્વર ભેળાં કર. હવે હું મારા સ્વામીની પાછળ જ જઈશ.'

પૃથ્વી પર પડેલા રામચંદ્રના મસ્તકને તથા ધનુષ્યને જોઈ દુઃખથી સંતપ્ત થયેલાં વિશાળ

નેત્રવાળા જાનકી એ પ્રમાણે વિવિધ પ્રકારે વિલાપ કરતા હતા,[૩૨,૩૩] એટલામા રાવણની સેનામાનો એક રાક્ષસ ત્યા આવ્યો અને રાવણ ની સામે હાથ જોડી ઊભો રહ્યો પછી 'હે આર્યપુત્ર! આપનો જય થાઓ,' એમ બોલીને રાવણને પ્રસન્ન કરી તથા પ્રણામ કરીને તે રાક્ષસે કહ્યુ [૩૪,૩૫] 'હે રાજન્! સેનાપતિ પ્રહસ્ત અમાત્યો સહિત સર્વે અહીં આવેલા છે અને તે આપને મળવા ઇચ્છે છે [૩૬] હે ક્ષમાયુક્ત મહારાજ! મને લાગે છે કે તેમને કાઈક રાજ્ય સબધી આવશ્યક કાર્ય આવી પડ્યુ છે, માટે આપ તેમને દર્શન આપો'[૩૭] સદેશો લઈ આવેલા રાક્ષસનુ ઉપર્યુક્ત વચન સાભળીને રાવણ પ્રહસ્ત વગેરે મત્રીઓને મળવા માટે અશોકવાટિકામાથી ઉતાવળે બહાર નીકળ્યો અને મત્રીઓની સાથે કાર્યાકાર્યનો વિચાર કરીને પોતાની સભામા ગયો ત્યા ગયા પછી પોતાના મત્રીઓની સાથે રાવણે રામના બળ-પરાક્રમને પહોંચી વળવાના ઉપાય કરવા માડ્યા [૩૮,૩૯]

અશોકવાટિકામાથી રાવણ બહાર નીકળ્યો કે તુરત જ સીતાની આગળ પડેલુ રામનુ મસ્તક તથા ધનુષ્ય ક્ષણિક હોવાથી અતધાન થઈ ગયા [૪૦]

હવે સભામા બેઠેલો રાક્ષસાધિપતિ રાવણ ભયકર પરાક્રમવાળા એવા પોતાના પ્રહસ્ત વગેરે મત્રીઓની સાથે મળી રામને જીતવાના કાર્ય સબધી વિચાર કરવા લાગ્યો [૪૧] એ વેળા કાળ સરખા રાક્ષસેદ્ર રાવણે પોતાની પાસે બેઠેલા અને પોતાનુ હિત ઇચ્છનારા સર્વ સેનાપતિઓને કહ્યુ 'હે સેનાનાયકો! તમે મજબૂત ડકા વડે સગ્રામના ઢોલ વગડાવીને આપણા સર્વ સૈન્યોને એકત્ર કરો, પરતુ તેમ કરવાનુ કારણ પ્રસિદ્ધ કરશો નહિ'[૪૨,૪૩]

રાવણની ઉપર્યુક્ત આજ્ઞાને સ્વીકારી દૂતો એ તુરત જ સગ્રામના ઢોલ વગાડી સૈન્ય એકઠા કર્યા અને પછી યુદ્ધ કરવાની ઇચ્છાવાળા પોતાના સ્વામી રાવણને કહ્યુ 'હે મહારાજ! સઘળા સૈન્ય સજ્જ થઈ રહ્યા છે.'[૪૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રી રામાયણના યુદ્ધકાડમા ૩૨મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩૩મો

## સરમાએ કરેલું સીતાનુ આશ્વાસન

**सीतां तु मोहितां दृष्ट्वा सरमा नाम राक्षसी ।**
**आससादाथ वैदेहीं प्रियां प्रणयिनी सखी ॥ १ ॥**

અશોકવાટિકામા અત્યત દુખિયારા સીતાને રાવણની માયાથી મોહિત થયેલા જોઈ, સીતા ઉપર અત્યત સ્નેહ રાખનાર 'સરમા' નામની એક રાક્ષસી સીતાની પાસે આવી અને કોમળ વાણીથી તેનુ આશ્વાસન કરવા લાગી [૧,૨] રાવણની આજ્ઞાથી સીતાનુ રક્ષણ કરવા અશોકવાટિકામા રહેતી એ સરમાની સાથે સીતાને ગાઢ સ્નેહ બધાયો હતો અને સરમાએ પણ દયાની લાગણી ને લીધે 'મારે સીતાનુ સર્વ પ્રકારે રક્ષણ કરવુ જ' એવો દૃઢ નિયમ લીધો હતો [૩] દુખને લીધે બેભાન થયેલા અને પૃથ્વી પર આળોટવાથી રજોટાયેલા શરીરવાળા જનકનદિની સીતાને જોઈ સીતાના દુખે દુખી થયેલી સખી સરમા સ્નેહાળ વાણીથી સીતાનુ આશ્વાસન કરવા લાગી હે સખી સીતા! રાવણે તને અને તે રાવણને જે જે વચન કહ્યા તે સઘળા મે રાવણનો ભય નહિ ધરતા વૃક્ષની ઓથે સતાઈને સાભળ્યા છે હે વિશાલાક્ષિ! તારુ કાર્ય કરવા માટે હુ રાવણથી પણ ડરતી નથી [૪-૬] હે મૈથિલિ! રાક્ષસરાજ રાવણ હમણા એકાએક ગભરાયેલો થઈને જે કારણને લીધે અહીંથી ચાલ્યો ગયો તે મે બહાર નીકળી જાણી લીધુ છે [૭] હે બહેન! નિદ્રા, આળસ વગેરે દોષોને જીતેલા શ્રીમાન રામચદ્ર નિદ્રાવશ થયા હોય અને યુદ્ધ થાય તેમ જ એવા સમયે પુરુષવ્યાઘ્ર રામચદ્રનો રાક્ષસોથી વધ થાય એ બન્ને વાતો અસભવિત છે [૮] વળી ઇદ્ર જેમ દેવોનુ રક્ષણ કરે છે તેમ રામચદ્રથી સુરક્ષિત થયેલા અને વૃક્ષ આદિ આયુધોથી યુદ્ધ કરનારા વાનરો પણ રાક્ષસોના હાથથી માર્યા જાય,

એ વાત પણ માનવા જેવી નથી.[૯] હે જાનકી! દીર્ઘ અને વર્તુલાકાર ભુજાવાળા, વિશાળ ઉરઃસ્થળવાળા, પ્રતાપશાળી. કવચ તથા ધનુષ્ય ધારણ કરનારા, પોતાના પરાક્રમ વડે પૃથ્વીમાં પંકાયેલા, ધર્માત્મા, પોતાનું તથા પરનું રક્ષણ કરવામાં બહાદુર, નીતિશાસ્ત્ર જાણનારા, કુલીન શત્રુઓની સેનાઓને હણનારા અને અચિંત્ય બળ–પરાક્રમવાળા શ્રીમાન રઘુવીર કે જેને પોતાના નાના ભાઈ લક્ષ્મણની સહાય છે, તેનો વાળ પણ વાંકો થયો નથી, એ તું નિઃસંદેહ જાણ.[૧૦,૧૧] પરંતુ આ તો નીચ બુદ્ધિ તથા નીચ કૃત્યવાળાં સર્વ ભૂતપ્રાણીઓની સાથે વિરોધ કરનારા માયાવી ક્રૂર રાવણે માત્ર માયા જ રચી છે. હે સીતા! તું મારું કહ્યું માની શોકનો ત્યાગ કર; કારણ કે હવે અલ્પકાળમા જ તને સર્વ પ્રકારનાં કલ્યાણ, સુખ અને રાજ્યલક્ષ્મીની પ્રાપ્તિ થશે, વળી હે સીતા! હું તને બીજી પણ એક પ્રિય વાર્તા કહું છું તે સાંભળ.

'હે બહેન સીતા! તારા સ્વામી રામચંદ્ર વાનરસેના સહિત સમુદ્ર ઓળંગીને તેના દક્ષિણ તટ પર આવ્યા છે અને સુવેલ પર્વતની તળેટીમાં છાવણી નાખી રહ્યા છે. પરિપૂર્ણ અર્થવાળા શ્રીમાન રામ–લક્ષ્મણને મેં મારી ઊંચી મેડી ઉપરથી નજરોનજર જોયા છે. તે બન્ને ભાઈ સમુદ્રતટ પર પડેલી વાનરસેનાથી સુરક્ષિત છે. રાવણે ઉતાવળી ગતિવાળા કેટલાક રાક્ષસોને જાસૂસી કામ માટે મોકલ્યા હતા. તે દુષ્ટ રાક્ષસોએ આવી 'રામ સમુદ્ર ઓળંગી લંકા નજીક આવી પહોંચ્યા છે' એવા સમાચાર રાવણને કહ્યા છે, જેથી હાલમાં રાક્ષસરાજ રાવણ પોતાના સર્વ મંત્રીઓની સાથે વિચાર કરવા લાગ્યો છે. [૧૨–૧૮]

રાક્ષસી સરમા સીતાને એ પ્રમાણે કહેતી હતી, એવામાં યુદ્ધ માટે તૈયાર થતી રાક્ષસસેનાના ભયંકર શબ્દો તેના કાને પડચા. મોટા મોટા ડંકાથી વગાડેલી ભેરીનો નાદ સાંભળીને સરમાએ મધુર વાણીથી સીતાને કહ્યું:[૧૯,૨૦]

'હે ભીરુ! આ ભયંકર ભેરીનો મેઘ સરખો ગંભીર નાદ થાય છે તે તું સાંભળ. આ અવાજ યુદ્ધની તૈયારી સૂચવે છે.[૨૧] હે સીતા! હાલમાં રાક્ષસો યુદ્ધ માટે મદોન્મત્ત હસ્તીઓને તૈયાર કરે છે, અશ્વોને રથમાં જોડે છે અને બરછી, ભાલાં વગેરે આયુધો ગ્રહણ કરી આમતેમ ફરે છે.[૨૨] હજારો રાક્ષસયોદ્ધાઓ સજ્જ થઈ ચોમેરથી એકઠા થાય છે અને વેગવાળા તથા શબ્દ કરતા જળપ્રવાહોથી જેમ સમુદ્ર ભરાઈ જાય, તેમ અદ્‌ભુત દેખાવવાળાં સૈન્યોથી લંકાના રાજમાર્ગ ભરાઈ રહ્યા છે. હે સીતા! જોને, હર્ષને લીધે અત્યંત વેગમાં આવેલા રાવણના સૈનિકોનો તથા રથો, અશ્વો અને હસ્તીઓનો આ મોટો કોલાહલ સંભળાય છે; તેમ જ ચકચકિત અસ્ત્રોશસ્ત્રો, ઢાલો તથા કવચો વગેરેની નાના પ્રકારના વર્ણવાળી કાંતિ જોવામાં આવે છે. હે બહેન! રાક્ષસોના ઉપર હવે રુવાં ઊભાં કરે એવો મોટો ભય આવી પડચો છે; એથી જ આ સઘળી તૈયારીઓ થાય છે. (હે સીતા! આ ઉપરથી રામનો વધ થયો નથી એ સાબિત થાય છે, માટે શોકનો ત્યાગ કર.) હે સખી! ઇંદ્ર જેમ દૈત્યોની લક્ષ્મીને હરી લીધી હતી, તેમ અચિંત્ય પરાક્રમવાળા અને કામક્રોધાદિ શત્રુઓને જીતેલા શ્રીમાન રામચંદ્ર યુદ્ધમાં રાવણને હણીને તને અહીંથી છોડાવી અયોધ્યા લઈ જશે. જેમ વિષ્ણુની સહાયથી ઇંદ્રે દૈત્યોને પોતાનુ પરાક્રમ દેખાડયું હતું, તેમ લક્ષ્મણની સહાયથી તારા સ્વામી રઘુવીર રાક્ષસોને પોતાનું પૂરેપૂરું પરાક્રમ દેખાડશે.[૨૩–૨૮] હે બહેન! હું હવે દુષ્ટ શત્રુ રાવણના મૃત્યુ પછી તને સત્વર રામચંદ્રના ખોળામા બેઠેલી જોવા ઇચ્છું છું. હે સખી! તારા સર્વ મનોરથો સિદ્ધ થશે.[૨૯] હે જાનકી! વિશાળ વક્ષઃસ્થળવાળા તારા સ્વામીને ભેટીને તું હવે અલ્પકાળમાં જ નેત્રમાંથી આનંદાશ્રુ વહેવડાવીશ.[૩૦] હે દેવી! ઘણા માસ પર્યંત ધારણ કરી રાખવાથી નિતંબ સુધી તારી વેણીને મહાબળવાન રામચંદ્ર અલ્પ સમયમાં જ છોડશે. હે દેવી! સર્પિણી જેમ

પોતાના શરીર પરની કાચળીનો ત્યાગ કરે, તેમ ઉદય પામેલા પૂર્ણિમાના ચંદ્ર સરખું રઘુવીરનું મુખ જોઈ ને તું હવે થોડા વખતમાં જ શોકનો ત્યાગ કરીશ હે મૈથિલી! સુખ ભોગવવાને યોગ્ય શ્રીમાન રામચંદ્ર હવે થોડા સમયમાં જ રાવણનો નાશ કરીને તારા સરખી પ્રિય પત્નીને મળી આનંદ પામશે,[૨૧–૩૩] અને જેમ પુષ્કળ વૃષ્ટિ થવાથી પૃથ્વી હર્ષિત થાય, તેમ તું પણ મહાત્મા રામચંદ્રથી સન્માન પામી પ્રસન્ન થઈશ[૩૪] હે દેવી! સુમેરુ પર્વતની ચોમેર અશ્વની પેઠે ગોળાકાર ગતિથી ત્રીસ મુહૂર્તમાં જે પ્રદક્ષિણા ફરી વળે છે, તે દિનકર–સૂર્ય ભગવાનની તું પ્રાર્થના કર સૂર્ય એ સર્વ ભૂતપ્રાણીઓના ઉત્પાદક તથા પોષક છે[૩૫]

ઇતિ શ્રી વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણ ના યુદ્ધકાંડમાં ૩૩મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૪મો

સરમા અને સીતા–સત્ય સમાચારનું નિવેદન

अथ तां जातसंतापां तेन वाक्येन मोहिताम् ।
सरमा ह्लादयामास महीं दग्धामिवाम्भसा ॥ १ ॥

સૂર્યના તાપથી તપ્ત થયેલી પૃથ્વીને જેમ મેઘ જળ વડે શાંત કરે છે તેમ કૃત્રિમ રામમસ્તક જોઈ શોકને લીધે સંતપ્ત થયેલા સીતાને, તેનું હિત ઇચ્છનારી તથા દેશકાળ જાણનારી સખી સરમાએ મધુર વચનથી શાંત પાડ્યા પછી સીતાને આનંદમાં લાવવા માટે સ્મિત–હાસ્ય પૂર્વક કહ્યું 'હે શ્યામ નેત્રવાળી સીતા! હું અહીંથી ગુપ્તપણે રામની પાસે જઈ તેમને તારા કુશળ સમાચાર કહી પુનઃ કોઈ ન જાણે એવી રીતે પાછી આવવા સમર્થ છું હે બહેન! કાંઈ પણ આધાર વિનાના આકાશ માર્ગમાં હું ચાલું ત્યારે ગરુડ કિંવા વાયુ પણ મારી ગતિને પહોંચી વળવા સમર્થ નથી'[૨–૪]

સરમાના ઉપર્યુક્ત વચન સાંભળી કાંઈક હર્ષિત થયેલા સીતાએ કોમળ વાણીથી તેને કહ્યું. "હે બહેન! તું આકાશમાં તેમ જ રસાતળમાં ગતિ કરવામાં સમર્થ છે, એ જાણી મને ઘણો જ આનંદ થાય છે, પરંતુ હાલમાં મારે માટે તારે જે કાંઈ કરવા જેવું છે, તે હું તને કહું છું[૫,૬] હે સખી! જો તારી બુદ્ધિ મારું હિત કરવામાં જ સ્થિર હોય, તો તું રાવણની પાસે જા અને તે આ વખતે શું કરે છે, એ જોઈ આવી મને નિવેદન કર[૭] જેમ મદિરા તેના પીનારાને તુરત જ મોહિત કરે છે, તેમ શત્રુને રડાવનારો, ક્રૂર સ્વભાવવાળો અને માયા કરી જાણનારો એ દુષ્ટાત્મા રાવણ મને મોહિત કરે છે[૮] એ પાપી રાવણ રાક્ષસીઓ દ્વારા નિરંતર મારું રક્ષણ કરાવે છે, અપમાન કરાવે છે તથા ઘણીક વાર તિરસ્કાર પણ કરાવે છે હે બહેન! તે દુષ્ટના ભયને લીધે મારું મન નિરંતર શંકિત અને અસ્વસ્થ રહે છે, અને આ અશોકવાટિકામાં પણ હું શોક અને ઉદ્વેગ યુક્ત રહું છું[૧૦] એટલા માટે હે પ્રિય સખી! જો તું રાવણની પાસે જાય અને મને અહીંથી મુક્ત કરવાની કે રામ સાથે યુદ્ધ કરવાની જે કાંઈ વાત થતી હોય તે સઘળી તું મને જણાવે, તો તે મારા પર મોટો ઉપકાર કર્યો ગણાશે"[૧૧] એમ બોલી સીતા અશ્રુપાત કરવા લાગ્યા, ત્યારે સીતાના આંસુ લૂછતા સરમાએ મધુર વાણીથી કહ્યું 'હે મૈથિલી! જો તારી એવી અભિલાષા છે, તો આ હું જાઉં છું અને રાવણનો અભિપ્રાય જાણી પુનઃ તારી પાસે આવું છું'

એટલું કહી સરમા રાક્ષસી તુરત જ રાવણની પાસે ગઈ અને તે દુરાત્મા પોતાના મંત્રીઓની સાથે જે કાંઈ વિચાર કરતો હતો, તે સઘળો જાણીને પુનઃ ઉતાવળે અશોકવાટિકામાં આવી ત્યાં પોતાની જ વાટ જોઈ રહેલા જનકનંદિની સીતાને તેણે કમળથી ભ્રષ્ટ થયેલી લક્ષ્મી સરખા ઉદ્વિગ્ન દીઠા[૧૨–૧૬] પ્રિય ભાષણ કરનારી સરમાને પાછી આવેલી જોઈને સીતા હર્ષને લીધે તેને ભેટી પડ્યા અને તેને બેસવા માટે આસન આપતા કહ્યું[૧૭] 'હે સખી! તું સુખથી આ આસન પર બેસ અને ક્રૂર તથા દુરાત્મા રાવણનો શો નિશ્ચય છે, તે મને યથાર્થ રીતે કહે'

થરથર ધ્રૂજતા સીતાના વચન સાંભળી

સરમા, રાવણે પોતાના મંત્રીઓની સાથે જે કાંઈ નિશ્ચય કર્યો હતો તે કહેવા લાગી 'હે વૈદેહી! તને અહીંથી મુક્ત કરાવવા માટે રાવણની માતા કૈકસીએ તથા રાવણનું અત્યંત હિત ઇચ્છનારા તેના એક વૃદ્ધ મંત્રીએ રાવણને ઘણું ઘણું સમજાવી કહ્યું ૧૮–૨૦ 'હે રાવણ! જનકતનયા સીતાને તું મનુષ્યોના રાજા રામને પાછી સોંપ, રામે જનસ્થાનમાં જે અદ્દ્ભુત પરાક્રમ કર્યું છે, તે તેનું અચિંત્ય બળ સાબિત કરવા બસ છે ૨૧ વળી હનુમાને સમુદ્ર ઓળંગી સીતાની શોધ કરી તેમ જ યુદ્ધમાં રાક્ષસોને માર્યા એ ઉપરથી જ તું જાણી લે કે, રામ અને હનુમાન વગેરે કોઈ દેવાંશી પુરુષો જ છે, નહિ તો રાક્ષસોને હણવાનું કાર્ય તેઓ કેમ કરી શકે?''

હે વૈદેહી! વૃદ્ધ મંત્રીઓએ તથા કૈકસીએ રાવણને એ પ્રમાણે ઘણી ઘણી રીતે સમજાવ્યો, તોપણ લોભી પુરુષ જેમ દ્રવ્યનો ત્યાગ કરી શકે નહિ, તેમ રાવણ તારો ત્યાગ કરવા ઇચ્છતો નથી ૨૨ હે મૈથિલી! 'મરતાં સુધી પણ તને છોડવી નહિ' એવો દુષ્ટ રાવણે પોતાના મંત્રીઓ સાથે નિશ્ચય કર્યો છે ૨૪ હે સીતા! આ રાવણાદિ રાક્ષસોનું મૃત્યુ પાસે આવ્યું છે, એથી જ તેણે એ ઉપર્યુક્ત નિશ્ચય કર્યો છે સંગ્રામ વિષે સર્વ રાક્ષસોનો તથા પોતાનો વધ કરાવ્યા સિવાય રાવણ માત્ર રામના ભયથી જ તારો છુટકારો કરે એમ નથી, પરંતુ હે શ્યામ નેત્રવાળી સીતા! હવે તું ધૈર્ય રાખ, તારા સ્વામી રામચંદ્ર સંગ્રામમાં તીક્ષ્ણ બાણો વડે રાવણને તથા સર્વ રાક્ષસોને હણીને હવે શીઘ્ર તને અયોધ્યામાં તેડી જશે '૨૫,૨૬

સરમા સીતાની સાથે ઉપર્યુક્ત વાર્તાલાપ કરતી હતી એટલામાં આખા ભૂમંડળને કંપાવે એવી વાનરસેનાનો ભેરી તથા શંખનો તુમુલ ઘોષ સંભળાવા લાગ્યો ૨૭ વાનરસેનાનો કોલાહલ સાંભળીને લંકામાં રહેનારા રાવણના સૈનિકો તેજહીન થઈ ગયા અને દીનતાથી તેઓની મધળી ચેષ્ટાઓ નષ્ટ થઈ ગઈ તથા 'રાજા રાવણના દોષથી પોતાનું અકલ્યાણ થશે' એમ માનવા લાગ્યા ૨૮

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિ કાવ્ય શ્રીરામાયણ ॥ યુદ્ધકાંડમાં ૩૪મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩૫મો

**વૃદ્ધ મંત્રી માલ્યવાનનો હિતોપદેશ–સીતા પાછી આપી રામની સાથે સંધિ કરો**

**तेन शङ्खविमिश्रेण भेरीशब्देन नादिता ।**
**उपयाति महाबाहू रामः परपुरञ्जयः ॥१॥**

શંખની સાથે ભેરીના નાદ કરતા વાનરસૈન્ય સહિત શ્રીમાન રામચંદ્ર રાવણના નગરને જીતવા માટે તયારી કરી,૧ ત્યારે રાક્ષસરાજ રાવણ બે ઘડી વિચારમાં ગૂંથાયો અને મંત્રીઓ સામું જોઈ રહ્યો ૨ પછી જગતને સંતાપ પમાડનારો મહાબળવાન ક્રૂર રાવણ આખી સભાને ગજાવી મૂકે એવી વાણીથી સર્વ મંત્રીઓને સંબોધી રામની નિંદા કરતો બોલ્યો 'હે પ્રિય મંત્રીઓ! રામ સમુદ્ર ઓળંગીને અહીં યાં આવ્યો તે તથા તેનું બળ–પરાક્રમ તમોએ જે કહ્યું તે સર્વ મેં સાંભળ્યું હું જાણું છું કે તમે સૌ યુદ્ધમાં સત્ય પરાક્રમવાળા છો, છતાં આજે રામના પરાક્રમ જાણીને તમે આમ બીજાના સામે જોતા છાનામાના કેમ બેસી રહ્યા છો?' ૩–૫

રાવણના ઉપર્યુક્ત વચન સાંભળીને મહાબુદ્ધિશાળી 'માલ્યવાન' નામના તેના માતામહે કહ્યું ૬ 'હે રાજન્! જે રાજા સર્વ વિદ્યાઓમાં કુશળ હોઈ ન્યાયમાર્ગને અનુસરે, તે લાંબા કાળ સુધી ઐશ્વર્ય ભોગવે છે તથા શત્રુઓને વશ કરે છે જે રાજા સમય જોઈને પોતાના શત્રુઓની સાથે સંધિ તથા વિગ્રહ કરે છે અને પોતાના પક્ષની વૃદ્ધિ કરતો રહે છે તે મોટા ઐશ્વર્યને પ્રાપ્ત કરે છે ૭,૮ શત્રુની સમાન બળવાળા તથા શત્રુથી હીન બળવાળા રાજાએ શત્રુની સાથે સંધિ કરવી યોગ્ય છે અને શત્રુના કરતા વધારે બળવાળા રાજાએ વિગ્રહ કરવો શ્રેષ્ઠ છે ૯ હે રાવણ! આ સમયે રામની સાથે સંધિ કરવી એ જ મને યોગ્ય લાગે છે, માટે

સીતાને રાખવા માટે તેં જે વિચાર કર્યો છે તે મૂકી દઈને તું સીતા રામને પાછી આપ.[૧૦] હે રાવણ! તું નિશ્ચય જાણ કે દેવો તથા ગંધર્વો આદિ સૌ કોઈ એ રામનો જય ઇચ્છે છે; માટે તું એની સાથે વિરોધ નહિ કરતાં સંધિ કર. પિતામહ બ્રહ્મદેવે ધર્મ અને અધર્મનો આશ્રય કરનારા દેવ અને અસુર એવા બે પક્ષ સરજ્યા છે. તેમાં મહાત્મા દેવોનો પક્ષ ધર્મ્ય છે અને અસુરોનો પક્ષ અધર્મ્ય છે, એવું મારા સાંભળવામાં આવ્યું છે.[૧૧-૧૩] ધર્મ જ્યારે અધર્મને ગળી જાય છે, ત્યારે સત્યુગ પ્રવર્તે છે અને અધર્મ જ્યારે ધર્મને ગળે છે, ત્યારે કળિયુગ પ્રવર્તે છે.[૧૪] હે રાવણ! તેં દિગ્વિજય કરવા સમયે ધર્મનો ત્યાગ કરી મહાન અધર્મ કરેલો છે; એથી જ આપણા શત્રુઓ હાલમા બળવાન થયેલા છે.[૧૫] હે રાજન્! તારા પ્રમાદ–દોષને લીધે વૃદ્ધિ પામેલો અધર્મરૂપી અજગર હાલમા અમો સર્વ રાક્ષસોને ગળે છે અને દેવોએ આચરેલો ધર્મ તેઓની ઉન્નતિ કરે છે.[૧૬] હે રાવણ! રાત્રિદિવસ સ્ત્રીસુખ તથા મદિરાપાનાદિ વિષયભોગ ભોગવવામાં મસ્ત રહીને અને નિર્મર્યાદપણે વર્તીને તેં અગ્નિ સરખા તેજસ્વી ઋષિઓનો ક્રોધ સંપાદન કરેલો છે.[૧૭] તપશ્ચર્યા કરવાથી જેઓનુ અંતઃકરણ શુદ્ધ છે એવા અને ધર્મનો અનુગ્રહ કરનારા એ મહર્ષિઓનો પ્રભાવ પ્રદીપ્ત અગ્નિ જેવો દુર્ધર્ષ છે.[૧૮] એ ઋષિઓ મોટા મોટા યજ્ઞો, વિધિપૂર્વક અગ્નિહોત્ર તથા રાક્ષસોને નહિ ગણકારતાં ઉચ્ચ સ્વરે વેદાધ્યયન કરે છે.[૧૯] ઋષિઓના એ વેદમંત્રોનો ઘોષ સાંભળીને જેમ ગ્રીષ્મઋતુમાં તાપથી વાદળો ઘેરાઈ જાય છે, તેમ રાક્ષસો હવે દશે દિશાએ નાસી જાય છે. હે રાવણ! અગ્નિ સરખા ઋષિઓના અગ્નિહોત્રમાંથી ઉત્પન્ન થયેલો ધુમાડો રાક્ષસોના તેજનો નાશ કરીને દશે દિશાઓમા હવેથી રહે છે. જે જે પ્રદેશમાં પવિત્ર વ્રતવાળા ઋષિઓ યજ્ઞ–યાગ કરે છે, તે તે પ્રદેશમાં તે ઋષિઓનુ તીવ્ર તપોબળ રાક્ષસોને સંતાપે છે. હે રાવણ! દેવો, દાનવો અને યક્ષો તને મારી શકે નહિ, એવું જોકે તેં બ્રહ્મદેવ પાસેથી વરદાન માગ્યુ છે. પરંતુ આ તો મનુષ્યો, વાનરો. ગોલાંગુલો અને રીંછો એકઠાં થઈ અહીં આવ્યાં છે અને તને જીતવા માટે ગર્જના કરે છે. એ સર્વ વાનરો દૃઢ પરાક્રમવાળા તથા અત્યંત બળવાળા છે, એટલે તેઓને તું જીતી શકે એમ નથી.[૨૦-૨૩] વળી અનેક પ્રકારના ભયંકર ઉત્પાતો થતા જોઈને પણ મને નિશ્ચય થાય છે કે, હવે સર્વ રાક્ષસોનો વિનાશકાળ સમીપમાં આવી પહોંચ્યો છે. હે રાવણ! તું જો તો ખરો! કાનનાં પડળ તોડી નાખે એવી ભયંકર ગર્જના કરતાં ઘનઘોર વાદળ ચોમેરથી ચડી આવે છે અને લંકાની ઉપર ઊના ઊના રુધિરનો વરસાદ વરસાવે છે![૨૪,૨૫] હે રાવણ! હાથી, ઘોડા વગેરે તારાં વાહનો પણ રાત્રિદિવસ ઝુરીઝુરીને આંસુ વહેવડાવે છે; દિશાઓ ધૂળથી વ્યાપ્ત થવાને લીધે પ્રથમની પેઠે પ્રકાશતી નથી;[૨૬] શિયાળવાં તથા ગૃધ્ર વગેરે અશુભ પ્રાણીઓ નજરની આસપાસ ભેગાં થઈ ભયંકર શબ્દ કરે છે.[૨૭] રાત્રિ વિષે સ્વપ્નમાં જાણે શ્યામ વર્ણવાળી સ્ત્રીઓ ઘરમાં પ્રવેશ કરી દ્રવ્ય વગેરે ચોરી જાય છે અને સામે ઊભી રહીને ખડખડાટ હાસ્ય કરતી જાણે પ્રત્યુત્તર આપે છે.[૨૮] ઘરમા દેવપૂજન માટે મૂકેલાં ઘૃત, દહીં, પુષ્પ વગેરે પદાર્થોને શ્વાન સૂંઘી જાય છે અને મૂકેલા બાલદાનને તેઓ જ ખાઈ જાય છે. ગધેડા ગાયોની સાથે, ઉંદર નોળિયાની માદા સાથે, બિલાડા સિંહણની સાથે, સૂવર કૂતરીઓની સાથે અને કિન્નરપુરુષો રાક્ષસો તથા મનુષ્યોની સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરે છે.[૨૯,૩૦] લાલ ચરણવાળા અને ધોળા વર્ણના કાળે પ્રેરેલા હોલાઓ ઘરના મોભારા ઉપર ફરે છે અને રાક્ષસોનો વિનાશ સૂચવનારા શબ્દ ઉચ્ચારે છે.[૩૧] ઘરમાં રહેલી મેનાઓ લડવા આવેલાં બીજાં પક્ષીઓની સાથે લડી, હારીને ચિચિયારી કરતી પૃથ્વી પર પડે છે. મૃગો તથા પક્ષીઓ સૂર્ય સામું જોઈ રુદન કરે છે; તેમ જ વિકરાળ કેશ વિનાનો

અને કાળા તથા પીળા વર્ણવાળો ભયંકર કાળપુરુષ દરરોજ સંધ્યાકાળને સમયે સર્વ રાક્ષસોના ઘર સામે જુએ છે. હે રાવણ! આ સિવાય બીજા ઘણા ઉત્પાતો જોવામા આવે છે,[૩૨,૩૩] માટે હવે તુ સાવધાન થઈને વિચાર કર અને ભવિષ્યમા સુખ આપનારુ થાય તેવુ કાર્ય કર.'

રાવણને ઉપર્યુક્ત હિતોપદેશ કર્યા પછી સર્વ મંત્રીઓમા શ્રેષ્ઠ એવો મહાબળવાન માલ્યવાન રાક્ષસ રાવણની ચેષ્ટા ઉપરથી તે રાવણનુ મન કળી ગયો અને પછી કંઈ પણ બોલ્યો નહિ.[૩૪-૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૩૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૬ મો

**માલ્યવાનનો તિરસ્કાર–રાવણનો ગર્વ–રામ વધની પ્રતિજ્ઞા નગરરક્ષાનો પ્રબંધ**

**तत्तु माल्यवतो वाक्यं हितमुक्तं दशाननः ।**
**न मर्षयति दुष्टात्मा कालस्य वशमागतः ॥ १ ॥**

દુષ્ટાત્મા રાવણ કાળવશ થયેલો હોવાથી માલ્યવાનના હિતવચનોને સાંખી શક્યો નહિ.[૧] ક્રોધને લીધે ભ્રકુટી ચડાવી, આંખ ફેરવી માલ્યવાન પ્રત્યે તેણે કહ્યુ 'હે માલ્યવાન! મારા શત્રુ પર સ્નેહભાવ રાખીને તેં હિતબુદ્ધિથી જ અહિત કરનારા કઠોર વચન કહ્યા તે મને જરા પણ રુચતા નથી. હે રાક્ષસ! હુ તને પૂછું છું કે રામ એક મનુષ્ય છે, વનવાસ ભોગવી દુ:ખી થઈ ગયો છે, ઉત્તમ સહાય વિનાનો છે, માત્ર વાનરોનો જ આશ્રિત છે તેમ જ પિતાએ તેને વનમા કાઢી મૂક્યો છે, એ રામને તું સમર્થ શાથી માને છે? વળી હુ કે જે રાક્ષસોનો રાજા છું, દેવોને પણ ભય આપનારો છું તથા સંપૂર્ણ પરાક્રમવાળો છું, તેને તુ અસમર્થ કેમ ગણે છે?[૨-૫] હે રાક્ષસ! મને તો લાગે છે કે શૂરવીર એવા મારા ઉપર તને દ્વેષ આવવાને લીધે અથવા તો શત્રુના પક્ષમા ભળી જવાને લીધે કિંવા મને પાણી ચડાવવા માટે તે આવા કઠોર વચન કહ્યા છે.[૬] જો એમ ન હોય તો શાસ્ત્રના તત્ત્વને જાણનારો અને બુદ્ધિમાન એવો કયો પુરુષ મારા સરખા પ્રભાવશાળી અને ઉત્તમ પદવી પર રહેલાને કઠોર વચન કહે?[૭] કમળથી ભ્રષ્ટ થયેલી લક્ષ્મી સરખી સીતાને હુ વનમાથી અહી લાવ્યો છુ, તે શું રામના ભયથી ડરીને હવે હું તેને પાછી આપીશ? ના, ના, કદી નહિ.[૮] તુ નિશ્ચય રાખજે કે કરોડો વાનરોથી વીંટાયેલા એ રામલક્ષ્મણ તથા સુગ્રીવને હું થોડા દિવસમા જ મારી નાખીશ.[૯] અરે, યુદ્ધસમયે જેની સામે દેવો પણ ટકી શકતા નથી, તે આ રાવણ શું રામથી ડરી જશે?[૧૦] હે માલ્યવાન! આ એક મારો સ્વાભાવિક દોષ છે કે ભલે, મારા બે કટકા થઈ જાય, પરંતુ હુ કોઈને શિર નમાવુ નહિ! બોલ, હવે તું શું કહેવા માગે છે? હે રાક્ષસ! શું કોઈ પણ પોતાના સ્વભાવને બદલી શકે છે?[૧૧] અહા! રામના હાથે સમુદ્ર ઉપર એક સેતુ બંધાઈ ગયો, એમા શી મોટી વાત છે કે જેથી તું આટલો બધો ડરી જાય છે?[૧૨] ભલેને રામ વાનરસેના સહિત સમુદ્ર ઓળંગી અહી આવ્યો; પરંતુ તે હવે જીવતો જવાનો નથી. આ હું તને પ્રતિજ્ઞાપૂર્વક કહુ છું.[૧૩]

ક્રોધાયમાન થયેલા રાવણને વેગપૂર્વક બોલતો જોઈને લજ્જિત થયેલો માલ્યવાન કાઈ પણ બોલ્યો નહિ.[૧૪] અને 'રાજાજીનો જય થાઓ' એમ બોલી આશીર્વાદ આપીને તથા રાવણની આજ્ઞા લઈ પોતાને ઘેર ગયો.[૧૫]

પછી રાક્ષસરાજ રાવણે પોતાના મંત્રીઓની સાથે વિચારપૂર્વક કર્તવ્યનો નિશ્ચય કરીને લંકાની રક્ષા કરવાનો બંદોબસ્ત કરવા માડ્યો.[૧૬] લંકાના પૂર્વ દિશાના દરવાજા ઉપર પ્રહસ્તને નીમ્યો, દક્ષિણ દિશાના દરવાજા ઉપર પરાક્રમી મહાપાર્શ્વ તથા મહોદરને રહેવા કહ્યું. પશ્ચિમ દિશાના દરવાજા ઉપર ઘણા રાક્ષસો સહિત પોતાના પુત્ર માયાવી ઇંદ્રજિતને રાખ્યો અને ઉત્તર દિશાના દરવાજા ઉપર રહેવા માટે

શુક-સારણને આજ્ઞા આપતા રાવણે કહ્યુ ' શત્રુઓ ઉત્તર દિશા તરફથી આવે માટે હુ જાતે જ તે દરવાજા પર જઈશ ' વળી રાવણે મહાપરાક્રમી 'વિરૂપાક્ષ' નામના રાક્ષસને અસખ્યાત રાક્ષસસેના સહિત નગરના મધ્ય ભાગમા રાખ્યો [૧૭-૨૦] એ પ્રમાણે નગરરક્ષણ નો બદોબસ્ત કરીને કાળે પ્રેરાયેલો રાક્ષસ શ્રેષ્ઠ રાવણ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો.[૨૧] સારી રીતે નગરરક્ષાની ગોઠવણ થયા પછી રાવણે સભા બરખાસ્ત કરી, ત્યારે તેના મત્રીઓ 'રાવણરાયનો જય! જય! જય!!' એમ બોલી આશીર્વચનો વડે રાવણને વધાવવા લાગ્યા પછી રાવણ ઉત્તમ સમૃદ્ધિવાળા પોતાના અતઃપુરમા ગયો [૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાડમા ૩૬મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૭ મો

### રાવણના સૈન્યબળની વ્યવસ્થા ઇત્યાદિ વિષે રામચંદ્રે મેળવેલી માહિતી

नरवानरराजानो स तु वायुसुत कपि ।
जाम्ववानृक्षराजश्च राक्षसश्च विभीषण ॥१॥

મનુષ્યોના રાજા રામચંદ્ર, વાનરરાજ સુગ્રીવ, વાયુપુત્ર હનુમાન, રીછોનો અધિપતિ જાબવાન રાક્ષસોત્તમ વિભીષણ,[૧] વાલીનો પુત્ર યુવરાજ અગદ, સુમિત્રાપુત્ર લક્ષ્મણ, શરભ, પોતાના બધુઓ સહિત સુષેણ, મૈદ, દ્વિવિદ, ગજ, ગવાક્ષ, કુમુદ, નલ અને પનસ વગેરે સઘળા નર-વાનરો શત્રુના દેશમા આવેલા હોવાથી એકઠા થઈ વિચાર કરવા લાગ્યા 'રાવણ જેનુ રક્ષણ કરે છે એવી આ લકા નગરીની પાસે આપણે આવી પહોચ્યા છીએ દેવો, અસુરો, નાગો અને ગધર્વોથી પણ આ લકાનગરી જિતાવી મુશ્કેલ છે [૨-૪] રાક્ષસરાજ રાવણ જેમા વસે છે તે જ આ લકા છે માટે આપણે એ દુરાત્માને જીતી શકીએ એવો ઉપાય શોધવો જોઈએ.[૫]

વાનરો પરસ્પર એ પ્રમાણે બોલતા હતા ત્યારે રાવણના કનિષ્ઠ બધુ વિભીષણે ગભીર અર્થથી ભરેલા સુદર વાક્ય કહેવા માડ્યા [૬] હે વાનરો! અનલ, પનસ, સપાતિ અને પ્રમતિ નામના મારા આ ચાર અનુચર રાક્ષસો હમણા જ લંકામા જઈને પાછા આવ્યા છે [૭] તેઓ પક્ષીનુ રૂપ ધારણ કરી રાવણની સેનામા દાખલ થઈ, ત્યાની સઘળી રચના જોઈ આવેલા છે.[૮] હે રામ! દુરાત્મા રાવણે પોતાના સૈન્યની જેવી રીતે ગોઠવણ કરી છે, તે સઘળી હુ તમને યથાર્થ કહુ છુ, તે સાભળો [૯]

'હે રઘુવીર! રાવણનો પ્રધાન પ્રહસ્ત રાક્ષસસૈન્ય સહિત લકાના પૂર્વ દ્વાર ઉપર રહ્યો છે, 'મહાપાર્શ્વ' અને 'મહોદર' નામના રાક્ષસો લકાના દક્ષિણ દ્વાર ઉપર રહેલા છે, પટ્ટિશ, તલવાર, ધનુષ્ય, ત્રિશૂળ તથા મુદ્ગર આદિ નાના પ્રકારના આયુધો હાથમા લઈ ઊભેલા ઘણા રાક્ષસોની સાથે યુવરાજ ઇદ્રજિત લકાના પશ્ચિમ દ્વારનુ રક્ષણ કરે છે અને શસ્ત્રાસ્ત્રધારી લક્ષાવધિ રાક્ષસો સહિત રાવણ લકાના ઉત્તર દ્વાર પર ઊભો રહ્યો છે હે રામ! રાવણ જોકે મત્રવિદ્યા જાણે છે, તોપણ શુક-સારણના કહેવાથી તમારુ પરાક્રમ જાણી તે અત્યત ઉદ્વિગ્ન થઈ ગયો છે.[૧૦-૧૩] વળી ત્રિશૂળ, મુદ્ગર તથા ધનુષ્ય વગેરે આયુધો ધારણ કરનારા મોટા લશ્કરની સાથે વિરૂપાક્ષ રાક્ષસ લકાના મધ્યભાગનુ રક્ષણ કરે છે હે રાઘવ! લકા વિષે ઉપર્યુક્ત રીતે સેનાની ગોઠવણ થઈ ગઈ છે, એ નિહાળીને મારા ચારે મત્રીઓ હમણા જ પાછા અહી આવ્યા છે હે રામચદ્ર! રાવણની સેનામા દશહજાર રાક્ષસો હાથી ઉપર બેસી યુદ્ધ કરનારા છે, દશહજાર રાક્ષસો રથમા બેસનારા છે, ઘોડેસવાર રાક્ષસો વીસહજાર છે અને હથિયાર ગ્રહણ કરી યુદ્ધમા સપૂર્ણ પરાક્રમ દર્શાવનારા એક કરોડ પાયદળ રાક્ષસો છે આ સર્વ રાક્ષસો રાવણને ઘણા જ પ્રિય છે હે વિશાપતિ! એ પ્રત્યેક રાક્ષસના હાથ નીચે યુદ્ધ કરવાને તત્પર થયેલા

:શ દશ લાખ રાક્ષસ યોદ્ધાઓ છે. ૧૪-૧૮

લંકામાં જઈ આવેલા પોતાના ચાર મંત્રીઓએ કહેલી રાક્ષસસેનાની વ્યવસ્થા રામચંદ્રને કહી સંભળાવ્યા પછી મહાબાહુ વિભીષણે પોતાના તે ચારે મંત્રીઓ રામચંદ્રને દેખાડ્યા. ત્યાર પછી શ્રીમાન વિભીષણ કમળપત્ર સરખા નેત્રવાળા રામચંદ્રનું પ્રિય કરવા માટે પુનઃ પણ કહેવા લાગ્યો: 'હે રામ! દુરાત્મા રાવણ જ્યારે ધનાધ્યક્ષ કુબેરની સાથે યુદ્ધ ચડે છે, ત્યારે સાઠલાખ રાક્ષસોને સાથે લઈ જાય છે. તે સર્વ રાક્ષસો પરાક્રમ, બળ, તેજ, ધૈર્ય અને ગર્વમાં રાવણના સરખા જ છે.૧૯-૨૨ હે રઘુવીર! મેં તમારી આગળ જે આ રાવણના બળનું વર્ણન કરી બતાવ્યું છે તે તમને ભય પમાડવા નહિ; પરંતુ કોપાયમાન કરવા માટે જ છે. હે રાઘવ! તમે તો પોતાના પરાક્રમ-બળથી દેવોને પણ જીતવા સમર્થ છો, તો પછી તમારી આગળ રાક્ષસોની શી વિસાત?૨૩ માટે હે રામ! તમે આ મોટી વાનરસેનાની વ્યૂહરચના કરો. જેથી ચતુરંગિણી રાક્ષસસેનાથી વીંટાયેલા રાવણનો નાશ કરી શકશો.'૨૪

વિભીષણના ઉપર્યુક્ત વચન સાંભળી, રઘુવીરે શત્રુઓનો નાશ કરવાની યોજના કરતાં કહ્યું 'હે વિભીષણ! ઘણા વાનરોથી વીંટાયેલો સેનાપતિ નીલ વાનર લંકાના પૂર્વ દ્વારનું રક્ષણ કરનારા પ્રહસ્તની સાથે યુદ્ધ કરશે;૨૫ મોટી સેનાવાળો વાલિપુત્ર અંગદ લંકાના દક્ષિણ દ્વાર પર રહેલ, મહાપાર્શ્વ તથા મહોદરનો નાશ કરશે, અનેક કપિઓથી વીંટાયેલા તથા અમિત બળ-પરાક્રમવાળો પવનસુત હનુમાન પશ્ચિમ દ્વારનું રક્ષણ કરનારા ઇંદ્રજિતને કચડી નાખીને લંકામાં પ્રવેશ કરશે અને બ્રહ્મદેવે આપેલ વરદાનના બળને લીધે જે દેવો, દાનવો તથા મહાત્મા ઋષિઓને દુઃખ આપવામાં જ તત્પર રહે છે અને જે સર્વ લોકોને સંતાપે છે, તે દુષ્ટ રાક્ષસરાજ રાવણનો વધ કરવા માટે હું જાતે જ જઈશ.૨૬-૩૦ લંકાના ઉત્તર દ્વાર પર જ્યાં સૈન્ય સહિત રાવણ રહેલો છે, ત્યાં હું તથા લક્ષ્મણ બન્ને જઇશું અને રાવણનો સંહાર કરી લંકામાં પ્રવેશ કરીશું.૩૧ વળી વાનરોના રાજા બળવાન સુગ્રીવ, પરાક્રમી જાંબવાન તથા રાવણનો નાનો ભાઈ એવો તું, એ ત્રણે જણા લંકાના મધ્યભાગમાં રહેલા રાક્ષસોનો વિનાશ કરવા જશો. વળી આપણા સર્વ સૈનિકોને હું પ્રથમથી જ સૂચના આપું છું કે, આ સંગ્રામમાં કોઈ પણ વાનરે મનુષ્યરૂપ ધરવું નહિ; કેમ કે વાનર એ આપણી સેનાની ઓળખ છે.૩૨,૩૩ વાનરોએ વાનરોને પોતાના સ્વજન સમજવા અને બીજાઓની સાથે યુદ્ધ કરવું; માત્ર આપણી સેનામાં અમે સાત જણ જ મનુષ્યરૂપે શત્રુ સામે લડીશું', એ વાત વાનરોએ ધ્યાનમાં રાખવી. આપણા પક્ષમાં મહાતેજસ્વી લક્ષ્મણ, હું અને ચાર મંત્રીઓ સહિત આ વિભીષણ મળીને માત્ર સાત જ જણા મનુષ્યરૂપે રાવણ સામે યુદ્ધ કરનાર છીએ.'૩૪,૩૫

કાર્યસિદ્ધિ માટે વિભીષણને એ પ્રમાણે કહ્યા પછી મહાસમર્થ રામચંદ્રે સમીપમાં રહેલા અત્યંત રમણીય સુવેલ પર્વત પર ચડવાની ઇચ્છા કરી.૩૬ શત્રુરૂપ રાવણનો વધ કરવાનો નિશ્ચય કર્યા પછી હર્ષમાં આવેલ મહાત્મા રામચંદ્ર આખી પૃથ્વીને છાઈ નાખતા પોતાના મોટા સૈન્ય સહિત સુવેલ પર્વત પર ચડવા તૈયાર થયા.૩૭

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રી રામાયણ યુદ્ધકાંડમાં ૩૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૮ મો

લંકાનિરીક્ષણાર્થે રામચંદ્રનું સુવેલારોહણ

स तु कृत्वा सुवेलस्य मतिमारोहणं प्रति।
लक्ष्मणानुगतो रामः सुग्रीवमिदमब्रवीत्॥ १॥

સુવેલ પર્વત પર આરોહણ કરવાનો વિચાર કર્યા પછી તે વિષે લક્ષ્મણનો મત લઈને શ્રીમાન રામચંદ્ર મંત્ર જાણનારા, કાર્યકુશળ, પોતાના ઉપર પ્રીતિવાળા અને ધર્મ જાણનારા એવા

સુગ્રીવ તથા વિભીષણને મધુર વાણીથી કહ્યુ; 'હે વાનરરાજ! તથા હે રાક્ષસરાજ! અનેક પ્રકારની ધાતુઓથી ભરેલા આ સુવેલાચળ ઉપર આપણે ચડીશું અને આજની રાત્રિ ત્યાં જ રહીશું જેણે પોતાના મરણ માટે માટે મારી સ્ત્રીનુ હરણ કર્યું છે તથા જેણે ધર્મને, કુળને તેમ જ આચારને પણ ન ગણકારતા કેવળ નીચ રાક્ષસી બુદ્ધિથી નિંદ્ય કર્મ કર્યું છે, તે દુરાત્મા રાવણના નિવાસસ્થાનરૂપ લંકાનગરીને આ સુવેલાચળ પરથી સારી રીતે જોઈ શકાશે '

એ પ્રમાણે કહીને રાવણ ઉપર અત્યંત કોપાયમાન રામચંદ્ર સુગ્રીવ તથા વિભીષણ આદિ સર્વ સમાજ સહિત ચિત્રવિચિત્ર શિખરો વાળા સુવેલ પર્વત પર ચડવા લાગ્યા [१-६] રામચંદ્ર ચાલ્યા એટલે તેમની પાછળ મહા-પરાક્રમી અને સ્થિર ચિત્તવાળા લક્ષ્મણ પોતાના ધનુષ્ય-બાણ ઉપાડીને ચાલવા લાગ્યા [७] અને તેમની પાછળ સુગ્રીવ તથા મંત્રીઓ સહિત વિભીષણે પ્રયાણ કર્યું વાયુ સરખા વેગવાળા બીજા સર્વ વાનરો પણ રામચંદ્રની પાછળ પાછળ સુવેલપર્વત પર ચડવા લાગ્યા રામચંદ્ર વગેરે સૌ કોઈ થોડા સમયમાં જ પર્વત પર ચડી ગયા અને ચોમેર દૃષ્ટિ ફેરવી જોયુ તો ત્રિકૂટ પર્વતના શિખર પર આવેલી હોવાને લીધે જાણે આકાશમા રચાયેલી હોય એવી લંકાનગરી તેમના જોવામા આવી સુશોભિત દરવાજાવાળી, શ્રેષ્ઠ કિલ્લાવાળી અને રાક્ષસોથી ભરેલી લંકાનગરીને જોઈ વાનરો આશ્ચર્ય પામ્યા ઊંચા કિલ્લા ઉપર ઊભેલા શ્યામ વર્ણવાળા રાક્ષસોની પંક્તિ શોભતી હતી કે જાણે લંકાનો બીજો જ કિલ્લો હોય નહિ [८-११] રાક્ષસોને જોઈ યુદ્ધ કરવાની ઈચ્છાવાળા વાનરો રામચંદ્રની સમક્ષ મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા, [१२] એટલામા સંધ્યાકાળના તેજ વડે રક્તવર્ણનો થયેલો સૂર્ય અસ્તાચળ ઉપર ગયો અને પૂર્ણચંદ્રના પ્રકાશ વડે અજવાળી રાત્રિ શરૂ થઈ [१] પછી વિભીષણના નાયકોથી સત્કાર પામેલા લક્ષ્મણ સહિત રામચંદ્ર તથા વાનરાધિપતિ સુગ્રીવ આદિ વાનરો સુવેલ પર્વત પર સુખપૂર્વક રહ્યા [१४]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૩૮ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩૯ મો

## લંકાનું અવલોકન

ता रात्रिमुषितास्तत्र सुवेले हरियूथपाः ।
लङ्कायां ददृशुर्वीरा वनान्युपवनानि च ॥ १ ॥

સુવેલ પર્વત ઉપર રાત્રિએ રહેલા સર્વ વાનરો પ્રભાત થયુ ત્યારે લંકાની આસપાસ આવેલા, સપાટ પ્રદેશવાળા, વિશાળ, રમ્ય અને દૃષ્ટિને આનંદ ઉપજાવે એવા વનોને તથા ઉપવનોને જોઈને આશ્ચર્ય પામ્યા અનેક પ્રકારના દૃશ્યોથી લંકાનગરી સાક્ષાત્ ઇંદ્રની અમરાવતી સરખી રમણીય જણાતી હતી વળી લતાઓથી વીંટાયેલા, ચિત્રવિચિત્ર પુષ્પો વડે શોભતા અને રાતા નવ પત્રોવાળા ચંપક, અશોક, બોલસરી, સાલ, તાલ તમાલ, પનસ ના કેસર, હિંતાલ, અર્જુન, કદંબ પ્રફુલ્લિત સપ્તપર્ણ, તિલક, કરેણ અને રોહિડા વગેરે વૃક્ષોથી તથા શ્યામ વનરાજીથી એ લંકા જોનારના ચિત્તને આનંદ આપતી હતી [१-६] મનુષ્યો જેમ આભૂષણ ધારણ કરે છે, તેમ લંકાની આસપાસ આવેલા મોટા મોટા વૃક્ષો સુગંધવાળા રમણીય પુષ્પોને તથા ફળોને ધારણ કરતા હતા [७] લંકાની આસપાસ આવેલા સઘળા વનો કુબેરના ચૈત્રરથ તથા ઇંદ્રના નંદનવન સરખા રમણીય હતા તેમાના વૃક્ષો સર્વ ઋતુઓમા ફળ આપતા હતા અને ભ્રમરોના ટોળાથી ગુંજી રહ્યા હતા [८] લંકાના ઉપવનોમા વહેતા નિર્મળ ઝરણાના કિનારા ઉપર કલ્લોલ કરતા ચકવા-ચકવી, જળકૂકડા, મોર અને કોયલ વગેરે પક્ષીઓના શબ્દ સંભળાતા હતા

લંકાના ઉપવનોની રમણીય શોભા જોઈને ઇચ્છિત રૂપ ધારણ કરનારા વાનરો અત્યંત હર્ષિત થયા અને મદમત્ત ભ્રમરો, કોકિલો તથા

કુરર વગેરે પક્ષીઓએ સેવેલા એ ઉપવનો વિષે દાખલ થયા મહાબળવાન વાનરોએ ઉપવનોમા પ્રવેશ કર્યો તે વેળા પ્રાણીને પ્રિય લાગે એવો અને પુષ્પોના સંસર્ગથી સુગંધી થયેલો વાયુ વાવા લાગ્યો તે સમયે સુગ્રીવની આજ્ઞા થવાથી કેટલાક યૂથપતિ વાનરો લંકા તરફ ચાલતા થયા નાદ કરનારાઓમા શ્રેષ્ઠ એવા એ વાનરો ચાલતી વેળા મોટી મોટી ગર્જનાઓ વડે પક્ષીઓને ત્રાસ પમાડતા હતા મૃગોને તથા હસ્તીઓને ઉદ્વિગ્ન કરતા હતા લંકાના કિલ્લાને ધ્રુજાવતા હતા અને ચરણપ્રહારથી પૃથ્વીને નમાવી દેતા હતા એ સમયે વાનરોના ચાલવાથી ઊડેલી રજ વડે આકાશ છવાઈ ગયુ હતુ અને તેઓની ગર્જના સાભળી ત્રાસ પામેલા રીંછ, સિંહ, મહિષ, હસ્તી, મૃગ તથા પક્ષીઓ વગેરે પ્રાણીઓ દશે દિશાએ નાસી જતા હતા [૧૦-૧૬]

અત્યંત ઊંચુ હોવાથી જાણે આકાશને સ્પર્શ કરતુ હોય એવુ ત્રિકૂટાચળનુ એક શિખર કે જે ચોમેર પુષ્પિત વૃક્ષોથી છવાયેલુ, સુવર્ણ સરખુ સુશોભિત, સો યોજનના વિસ્તારવાળુ, નિર્મળ, સુંદર દેખાવવાળુ, સુવાળુ, પક્ષીઓથી પણ જ્યા ન જઈ શકાય એવુ તથા જેના ઉપર ચડવાનો મનસૂબો પણ ન થઈ શકે એવુ છે, તે મહાન શિખર ઉપર લંકાનગરી વસેલી હતી અને તેમા રાજા રાવણ રાજ્ય કરતો હતો [૧૭-૧૯] એ લંકાનગરી વિષે રાવણનુ રાજગૃહ દશ યોજન પહોળાઈ તથા વીસ યોજન લંબાઈમા હતું અને શ્વેત વાદળ સરખા ઊંચા શિખરોથી તેમ જ સુવર્ણના કિલ્લાથી તે શોભી રહ્યુ હતું જેમ વર્ષાઋતુના આરંભમા ચડી આવેલા વાદળોથી આકાશ શોભે છે, તેમ મોટી મોટી હવેલીઓ તથા સાત સાત મેડીઓવાળા મંદિરોથી લંકાનગરી અત્યંત શોભતી હતી [૨૦-૨૧] લંકાનગરીના મધ્ય ભાગમા હજાર સ્તંભોથી સુશોભિત, અત્યંત ઊંચો હોવાથી જાણે ગગનતળને સ્પર્શ કરતો હોય એવો અને કૈલાસ પર્વત સરખો સફેદ એક મહેલ દૂરથી દેખાતો હતો [૨૨] એ ખાસ રાવણને રહેવાનો મહેલ હતો અને તે વડે આખી લંકાનગરી શોભતી હતી એ મહેલની ચારે બાજુ હજારો રાક્ષસો ચોકી કરતા હતા [૨૩]

સુવર્ણથી બનાવેલી, મનને આનંદ આપે એવી, નાના પ્રકારની ધાતુઓવાળા પર્વતો તથા બાગબગીચાઓથી શોભતી, જાતજાતના પક્ષીઓથી ગાજી રહેલી, અનેક પ્રકારના મૃગોએ સેવેલી, સુગંધિત પુષ્પવૃક્ષોથી સુવાસિત થયેલી, ઘણા રાક્ષસોના વસવાટવાળી, સમૃદ્ધિથી ભરપૂર, અત્યંત ઊંચી અને અમરાવતી સરખી શોભાયમાન એવી લંકાનગરી જોઈને લક્ષ્મણના મોટા ભાઈ શ્રીમાન રઘુવીર વિસ્મય પામ્યા [૨૪-૨૬] રત્નોથી ભરેલી, રાવણે સુરક્ષિત કરેલી, હવેલીઓની હારોથી શોભતી, મોટા મોટા દરવાજાઓ તથા કિલ્લા ઉપર ગોઠવેલા યંત્રોથી સજ્જ કરેલી લંકાનગરીને શ્રીમાન રામચંદ્ર તથા સુગ્રીવાદિ વાનરો એકીટશે જોઈ રહ્યા [૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૩૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૦ મો

યુદ્ધનુ રૂપશિંગુ-સુગ્રીવ અને રાવણનુ દ્વંદ્વયુદ્ધ

ततो रामः सुवेलाग्रं योजनद्वयमण्डलम् ।
उपारोहत्स सुग्रीवो हरियूथैः समन्वितः ॥ १ ॥

ત્યાર પછી વાનરસેના સહિત રામ-લક્ષ્મણ તથા સુગ્રીવ બે યોજન વિસ્તારવાળા સુવેલાચળના મુખ્ય શિખર પર ચડયા [૧] ત્યા એકેક ઘડી વિશ્રામ લીધા પછી તેમણે દશે દિશાઓમા જોવા માડ્યુ તો ત્રિકૂટ પર્વતના શિખર ઉપર દેવોના શિલ્પી વિશ્વકર્માએ ઉત્તમ પ્રકારે બનાવેલી અને રમણીય ઉપવનોથી શોભતી લંકાનગરી તેમના જોવામા આવી એ લંકાના ઉત્તર તરફના દરવાજા ઉપરની ઊંચી અટારીમા રાક્ષસરાજ રાવણ બેઠેલો હતો, તે સૌના જોવામા આવ્યો [૨-?] એ વેળા રાવણની બંને બાજુએ શ્વેત ચામર ઢળી રહ્યા હતા, તેના મસ્તક પર શ્વેત છત્ર શોભતું હતુ, તેણે પોતાના શરીર પર રક્ત ચંદન ચર્ચીને રક્ત પુષ્પોની માળા ધારણ કરેલી

હતી, તેના શરીરનો વર્ણ કાળા મેઘ સરખો હતો, તેણે જરિયાનના વસ્ત્ર પહેર્યા હતા, તેના વક્ષ સ્થળમા ઐરાવત હાથીના દંતુશળના ઘાવ લાગેલા હતા અને રુધિર સરખા રાતા રંગનુ વસ્ત્ર ઓઢેલુ હોવાથી તે સંધ્યાકાળના રંગથી રાતા થયેલા મેઘ જેવો દેખાતો હતો [૪-૬]

લંકાના દરવાજા પર બેઠેલા રાવણને જોઈ સર્વ કપિઓની તથા રામ-લક્ષ્મણની સમક્ષ વાનરરાજ સુગ્રીવ એકાએક ઊભો થઈ ગયો,[૭] અને પોતાના પરાક્રમબળથી તથા રાવણ પર ચડેલા ક્રોધના વેગથી તે એકાએક સુવેલ પર્વત ઉપરથી રાવણ બેઠો હતો ત્યા જવા કૂદ્યો [૮] લંકાના ઉત્તર તરફના દરવાજા ઉપર જ્યા રાવણ બેઠેલો હતો ત્યા જઈ મહાત્મા સુગ્રીવ નીડરપણે થોડીક વાર ઊભો રહ્યો પછી રાવણને એક તણખલા તુલ્ય માનીને તેણે કઠોર વચન કહ્યુ [૯] 'હે રાક્ષસ ! હુ સર્વ લોકના નાથ એવા શ્રીમાન રામચંદ્રનો દાસ તથા સખા-મિત્ર છુ એ રાજેંદ્ર રઘુવીરના પ્રતાપથી આજે હુ તને જીવતો મૂકનાર નથી '[૧૦] એટલુ કહી સુગ્રીવ એકાએક રાવણ પર કૂદી પડ્યા અને તેના મસ્તકનો મુકુટ પૃથ્વી પર પાડી નાખ્યો [૧૧] પોતાની ઉપર વેગથી ધસી આવતા સુગ્રીવને જોઈ રાવણે કહ્યુ 'હે સુગ્રીવ ! તુ મારી દૃષ્ટિએ પડ્યો ન હતો ત્યા સુધી જ સુગ્રીવ ( સારી ગ્રીવાવાળો ) હતો, પરંતુ હવે તુ હીનગ્રીવ ( ગ્રીવા વિનાનો ) થઈશ હે સુગ્રીવ ! હમણા હુ તારી ગ્રીવા મચડી નાખીશ '[૧૨] એમ કહી રાવણે પોતાની બંને ભુજાઓથી સુગ્રીવને પકડી પૃથ્વી પર પછાડ્યો, ત્યારે અફળાયેલા દડાની પેઠે સુગ્રીવ એકાએક પાછો ઊછળ્યો અને રાવણને બે હાથે પકડી પૃથ્વી પર પટક્યો આમ, રાવણ અને સુગ્રીવનુ પરસ્પર દ્વંદ્વયુદ્ધ થવા લાગ્યુ એ વેળા બંને જણા પરસેવાથી નાહી ગયા હતા, બંને જણાના શરીર રુધિર વડે રંગાઈ ગયા હતા, એકમેકને વળગી પડવાથી બંને જણા નિશ્ચેષ્ટ સરખા થઈ ગયા હતા અને લોહીલુહાણ થયેલા હોવાથી પ્રફુલ્લિત શીમળા તથા ખાખરાના વૃક્ષ સરખા દેખાતા હતા મહાબળવાન રાક્ષસરાજ રાવણ અને વાનરરાજ સુગ્રીવ પરસ્પર મુષ્ટિઓ, લપડાકો તથા ગડદાઓના પ્રહાર કરી ભયંકર યુદ્ધ કરતા હતા.

અતિ ઉગ્ર વેગવાળા રાવણ તથા સુગ્રીવ ઘણી વાર સુધી દરવાજાની અટારીમા યુદ્ધ કર્યા પછી એકમેકના દેહને નમાવીને તથા એકમેકને ઊંચકીને ઉછાળવા લાગ્યા વળી પરસ્પર બાઝીને તે બંને જણા દરવાજા આગળની ખાઈમા પડ્યા ત્યા બે ઘડી સુધી રમી પુન હાંફતા હાંફતા બહાર ઊછળી આવ્યા અને[૧૩-૧૭] એકમેકને વળગી પડી ભુજાઓરૂપી દોરડા વડે બાધવા લાગ્યા આમ, ક્રોધ, યુદ્ધવિદ્યાનો અભ્યાસ અને બળ-પરાક્રમયુક્ત એ બંને જણા દ્વંદ્વયુદ્ધ કરતા હતા. હસ્તીના બે બચ્ચાની પેઠે એકમેકને બાઝેલા તથા શાર્દૂલ અને સિંહના સરખી તીક્ષ્ણ દાઢાવાળા એ બંને જણા પરસ્પર વળગીને વેગથી પૃથ્વી પર પડતા હતા કસરત, યુદ્ધવિદ્યા તથા પરાક્રમને સારી રીતે જાણનારા એ બંને એક બીજાને ઊંચકી-ઊંચકીને પટકતા હતા આમ ઘણી વાર સુધી દ્વંદ્વયુદ્ધ કરવા છતા તેઓ જરા પણ થાક્યા નહિ મદમસ્ત હસ્તીઓની સૂંઢ સરખી પોતાની ભુજાઓ વડે ઘણી વાર સુધી દ્વંદ્વયુદ્ધ કર્યા પછી મંડળાકારે તેઓ ફરવા લાગ્યા [૧૮-૨૧] એકમેકનો વિનાશ કરવાને ઇચ્છતા રાવણ તથા સુગ્રીવ, જેમ ભક્ષ્ય માટે બે બિલાડા લડે તેમ લડતા હતા [૨૨] યુદ્ધવિદ્યામા કુશળ એવા રાવણ-સુગ્રીવ અનેક પ્રકારના મંડળ,[૧] સ્થાન,[૨] ગોમૂત્રિકા,[૩] ગતપ્રત્યાગત,[૪] તીરશ્ચિનગત,[૫] વક્રગત,[૬] પરિમોક્ષ,[૭] પ્રહાર વર્જન,[૮] પરિધાવન,[૯] અભિદ્રવણ,[૧૦] આપ્લાવ,[૧૧] સવિગ્રહ,[૧૨] પરાવૃત,[૧૩] અપાવૃત,[૧૪] અપદ્રુત,[૧૫] અવદ્રુત,[૧૬] ઉપન્યસ્ત[૧૭] તથા અપન્યસ્ત[૧૮]* વગેરે દ્વંદ્વયુદ્ધની રીતિને અનુસરી ફરવા લાગ્યા [૨૩-૨૬]

* એ પ્રમાણેના અઢાર પ્રકારના દ્વંદ્વયુદ્ધ છે

એ પ્રમાણે ઘણી વાર સુધી યુદ્ધ કરતા છેવટે કાંઈ પણ ઉપાય ન ચાલ્યો ત્યારે રાવણે માયા બળ દેખાડવાનો વિચાર કર્યો રાવણનો તે વિચાર જાણવામા આવ્યો કે તરત જ જય પામેલો વાનરરાજ સુગ્રીવ આકાશમા ઊડયા અને રાક્ષસેશ્વર રાવણ તેનાથી છેતરાઈને પૃથ્વી પર એકલે જ ઊભો રહ્યો

દ્વંદ્વયુદ્ધમા રાક્ષસોના રાજા રાવણને થકવી ને તથા વિજયકીર્તિ મેળવીને વાનરરાજ સુગ્રીવ એકાએક ત્યાથી વિશાળ ગગનમા ઊડ્યા. અને અલ્પ સમયમા જ પુન વાનરસેનામા આવી રામચદ્રને મળ્યો[૨૭-૨૮] રાવણની સાથે યુદ્ધ કરી અત્યત હર્ષિત થયેલો સૂર્યપુત્ર સુગ્રીવ રઘુવીરના યુદ્ધહર્ષને ઉત્તેજિત કરતો વાનર સેનાને મળ્યો, ત્યારે હનુમાનાદિ કપિઓએ તેનો ભારે સત્કાર કર્યો[૩૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમ ૪૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૧ મો

### યુદ્ધની તયારી-લકાને ઘેરો રાવણને ચેતવણી-અગદવાક્ય

अथ तस्मात्तिमित्तानि दृष्ट्वा लक्ष्मणपूर्वज ।
सुग्रीव सपरिष्वज्य रामो वचनमब्रवीत ॥ १॥

સુગ્રીવના શરીર પર દ્વંદ્વયુદ્ધને લીધે થયેલા રુધિરના ચિહ્નો જોઈ લક્ષ્મણના મોટાભાઈ રામચદ્ર તેને આલિંગન આપતા કહ્યુ 'હે સુગ્રીવ! મને પૂછ્યા વગર કે મારી સાથે વિચાર કર્યા વગર તે આવુ સાહસ શા માટે કર્યુ? રાજાઓ કદી પણ આવા સાહસિક કાર્ય કરતા નથી[૨-૩] 'હે સાહસપ્રિય! હે વીર! મને, વિભીષણને તેમ જ આખી વાનરસેનાને સશયમા નાખીને તે અત્યત કષ્ટરૂપ કાર્ય કર્યુ છે હે શત્રુદમન! હવેથી તુ આવુ સાહસ કદી પણ કરીશ નહિ હે મોટી ભુજાવાળા વીર! જો કદાચ તને કઈક સશય થાય તો પછી મારે સીતાનુ, ભરતનુ, નાનાભાઈ લક્ષ્મણનુ શત્રુઘ્ન તથા મારા આ દેહનુ પણ શું પ્રયોજન રહે? હે તાત! તું ઇદ્ર અને વરુણ સરખો પરાક્રમી છે એમ હુ જાણુ છુ, તોપણ 'स्नेह पापशङ्की।'* એ ન્યાયને અનુસરી તું નહોતો આવ્યો, તે પહેલા મેં નિશ્ચય કર્યો કે 'ન કરે નારાયણ અને જો તને કઈક થાય તો પછી રાવણનો તેના પુત્રો, સૈન્યો તથા વાહનો સહિત નાશ કરીને લકાનુ રાજ્ય વિભીષણને તથા અયોધ્યાનુ રાજ્ય ભરતને આપી હુ દેહત્યાગ કરીશ'

રામચદ્રના વચન સાભળી સુગ્રીવે કહ્યુ 'હે વીર! હે રાઘવ! તમારી પ્રિયા સીતાનુ હરણ કરનાર દુષ્ટ રાવણને જોઈને હુ મારુ પરાક્રમ જાણવા છતા કેવી રીતે સહન કરી શકુ?[૪-૮] એમ બોલતા સુગ્રીવની પ્રશસા કરીને, શ્રીમાન રામચદ્ર શુભ લક્ષણવાળા લક્ષ્મણ પ્રત્યે કહ્યુ[૧૦] 'હે લક્ષ્મણ! આપણે શીતળ જળવાળા તથા ઉત્તમ ફળ-મૂળાદિવાળા વનોમા જઈ, ત્યા આપણી સેનાની વ્યૂહરચના કરી ઊભા રહીએ તો ઠીક,[૧૧] કારણ કે શૂરવીર એવા રીછ, વાનર તથા રાક્ષસ વગેરેને નાશ થાય એવો અને સર્વ લોકનો ક્ષય કરે એવો ભયકર ભય હવે સમીપ આવ્યો હોય એમ મને લાગે છે[૧૨] હે ભાઈ! જો આ અત્યત પ્રચડ વાયુ વાય છે, પૃથ્વી કપે છે, પર્વત શિખરો ધ્રૂજે છે, પર્વતોમા મોટા ધડાકા થાય છે,[૧૩] ક્રૂર દેખાવવાળા મેઘ માસાહારી પ્રાણીઓની પેઠે ભયકર ગર્જના કરે છે અને રુધિરમિશ્રિત જળ વર્ષે છે[૧૪] રાતા ચદનના રગ જેવી સધ્યા ઘણી જ ભયકર ભાસે છે સૂર્યમડળમાથી ઝગઝગતા અગારા પડે છે ક્રૂર અને અમાંગલિક એવા શિયાળવા વગેરે તથા દીન થયેલા મૃગપક્ષી વગેરે પ્રાણીઓ મોટો ભય દર્શાવતા સૂર્યની સામુ જોઈ રુદન કરે છે પ્રલયકાળની પેઠે કાળા અને રાતા ફૂડાળાવાળો ચદ્ર રાત્રિ વિષે શીતળ પ્રકાશ નહિ આપતા ઊલટો પ્રાણીઓને સતાપે છે

* સ્નેહ પોતાના સબધી-ઇષ્ટમિત્રોના અનિષ્ટની જ શકા ધરાવે છે

સૂર્યની આજુબાજુ અત્યંત રાતા વર્ણનું, ટૂંકું, ભયંકર અને અમાંગલિક કુંડાળું થાય છે તથા સૂર્ય વિષે કાળા ધાબા દેખાય છે ૧૫-૧૮ અને હે લક્ષ્મણ ! આ નક્ષત્ર તથા તારાઓ પણ પ્રથમની પેઠે પ્રકાશતા નથી આ ઉપરથી જાણે સર્વ લોકોનો ક્ષય થવાનો હોય એમ જણાય છે વળી ગીધ કાગડા તથા બાજ વગેરે પક્ષીઓ પૃથ્વી પર ઊતરી આવે છે અને શિયાળો અમાંગલિક સ્વરે રડે છે આ સર્વ ઉત્પાતો ઉપરથી મને નિશ્ચય થાય છે, કે હવે થોડા સમયમાં જ વાનરો તથા રાક્ષસોએ પરસ્પર મૂકેલા પર્વતો વૃક્ષો, ત્રિશૂળો, તરવારો અને પટ્ટિશો વગેરે શસ્ત્રાસ્ત્રોથી પૃથ્વી ઉપર રુધિર તથા માંસનો કીચડ થશે, માટે હવે આપણે સર્વ વાનરો સહિત ઉતાવળે રાવણની લંકા નગરી પર ચડાઈ કરવી ઘટે છે ૧૯-૨૨

લક્ષ્મણને એ પ્રમાણે કહીને મહાબળવાન રામચંદ્ર સુવેલ પર્વતના શિખર પરથી તરત નીચે ઊતર્યા પર્વત પરથી નીચે આવ્યા પછી ધર્માત્મા રઘુવીરે શત્રુઓથી ન જીતી શકાય એવું પોતાનું મોટું સૈન્ય નિહાળી જોયું ૨૩,૨૪ પછી શુભ સમય જાણનારા સુગ્રીવ સહિત રામચંદ્ર પોતાના વાનરસૈન્યને સજ્જ કરાવી, જ્યોતિ શાસ્ત્રોક્ત શુભ મુહૂર્તમાં યુદ્ધ માટે ચડાઈ કરવાની આજ્ઞા આપી મોટી વાનર સેનાથી વીંટાયેલા મહાબાહુ રઘુવીરે પોતાનું ધનુષ્ય સજ્જ કરી શુભ મુહૂર્તમાં લંકા પ્રત્યે પ્રયાણ કર્યું ૨૫,૨૬ રામચંદ્રની પાછળ વિભીષણ, સુગ્રીવ, હનુમાન, જાંબવાન નલ, નીલ તથા લક્ષ્મણ વગેરે ચાલતા હતા ૨૭ અને તેઓ સર્વની પાછળ પૃથ્વીને છાઈ નાખતી મોટી વાનરસેના ચાલતી હતી ૨૮ શત્રુઓનું દમન કરનારા અને હસ્તી સમાન પ્રૌઢ દેહવાળા વાનરો માર્ગમાં ચાલતા નજરે પડતા મોટા મોટા પર્વતશિખરોને તથા વૃક્ષોને ઉપાડી પ્રયાણ કરતા હતા

શત્રુઓનું દમન કરનારા રામ-લક્ષ્મણ બન્ને ભાઈ ઓ રાવણે પાલન કરેલી, ધ્વજપતાકાઓથી શોભતી, ઉદ્યાન તથા ઉપવનો વડે રમણીય, ઊંડી ખાઈવાળી અને ઊંચા કિલ્લાવાળી હોવાથી દુઃખે કરી પ્રવેશી શકાય એવી લંકા નગરી પાસે થોડા સમયમાં જ આવી પહોંચ્યા પછી રામચંદ્રની આજ્ઞા પ્રમાણે સઘળા વાનરો દેવોથી પણ ન જીતી શકાય એવી લંકાનગરીને ચોમેર ઘેરો નાખી પડ્યા ૨૯-૩૨

લક્ષ્મણ સહિત રામચંદ્ર રાવણે પાળેલી લંકાની પાસે આવ્યા અને ધનુષ્યબાણ ગ્રહણ કરી લંકાને ઉત્તર દિશાનો દરવાજો રોકી ઊભા રહ્યા પર્વતના શિખર જેવડું ઊંચું એ ઉત્તરદ્વાર કે જ્યાં આગળ રાવણ જાતે જ ઊભો રહ્યો હતો, તે દ્વારનું રામચંદ્ર સિવાય બીજો કોઈ પણ રક્ષણ કરી શકે એમ નહોતું ૩૩,૩૪ વરુણ જેમ સમુદ્રનું રક્ષણ કરે છે, તેમ રાવણ એ ઉત્તર દિશાના દરવાજાનું રક્ષણ કરતો હતો દાનવો જેમ પાતાળનું રક્ષણ કરે છે, તેમ અનેક પ્રકારના આયુધો ધારણ કરનારા ભયંકર રાક્ષસો એ દ્વારની ચોમેરથી ચોકી કરતા હતા અને એ કારણથી તે દ્વાર નિર્બળ પ્રાણીઓને ભયંકર લાગતું હતું ત્યાં આગળ યોદ્ધાઓના વિવિધ પ્રકારના ચકચકિત આયુધો તથા કવચો લટકતા હતા એ સઘળું રામ-લક્ષ્મણે જોયું વળી વાનરસેનાનો અધિપતિ નીલ વાનર મૈંદ અને દ્વિવિદની સાથે લંકાનો પૂર્વ તરફનો દરવાજો રોકી ઊભો રહ્યો ઋષભ, ગજ, ગવાક્ષ અને ગવયને સાથે રાખીને યુવરાજ અંગદ લંકાના દક્ષિણ દરવાજા આગળ ઊભો રહ્યો અને પ્રજંઘ, તરસ તથા બીજા કેટલાય વાનરો સહિત મહાબળવાન હનુમાન લંકાનો પશ્ચિમ તરફનો દરવાજો રોકી રહ્યો ગરુડ અને વાયુ સરખા વેગવાળા અસંખ્યાત વાનરોને સાથે રાખીને કપિરાજ સુગ્રીવ લંકાના ઉત્તર તથા પશ્ચિમ દરવાજાની વચ્ચે એટલે કે વાયુકોણમાં ઊભો રહ્યો * બાકીના છત્રીસ કરોડ પ્રખ્યાત

* ઉત્તર દ્વાર ઉપર રાવણ અને પશ્ચિમ દ્વાર

યુદ્ધપતિઓ પણ સુગ્રીવને સહાય કરવા માટે તેની પાસે જ ઊભા રહ્યા. વળી રામચંદ્રના કહેવાથી લક્ષ્મણ તથા વિભીષણે લંકાના પ્રત્યેક દ્વાર આગળ એક એક કરોડ વાનરોને રાખ્યા હતા. જાંબવાન તથા સુષેણ પણ ઘણા વાનરોને લઈને રામચંદ્રની પાછળ થોડેક દૂર જ ઊભા હતા. હવે શાર્દૂલના જેવી દાઢોવાળા એ સઘળા વાનરો મોટાં મોટાં વૃક્ષો તથા શિખરો ઉપાડીને યુદ્ધની રાહ જોવા લાગ્યા.

રામચંદ્રની સેનાના સર્વ વાનરો દાઢો તથા નખરૂપી આયુધવાળા, વિચિત્ર અંગોવાળા તથા વિચિત્ર મુખવાળા હતા અને તેઓએ પોતાનાં પૂછડાં ઊંચાં કરી રાખ્યાં હતાં.[૩૫-૪૬] તેઓમાંના કેટલાક વાનરો દસ હસ્તીઓના જેટલા બળવાળા, કેટલાક સો હસ્તીઓના જેટલા બળવાળા અને કેટલાક હજાર હસ્તીઓના જેટલા બળવાળા હતા. વળી વાનરોના યૂથપતિઓ પૈકી કેટલાક તો એક એક ઓઘ હસ્તીઓના જેટલા બળવાળા હતા; કેટલાક તેથી પણ સોગણા બળવાળા હતા અને કેટલાક અમાપ બળસંપન્ન હતા. લંકાની આસપાસ ઊભેલાં વાનરોનાં ટોળાં જાણે અસંખ્યાત તીડોના ટોળાં ઊભરાઈ નીકળ્યાં હોય એવા દેખાતા હતાં.[૪૭-૪૯] પૃથ્વી ઉપર ફરતા અને આકાશમા ઊડતા વાનરોથી પૃથ્વી અને આકાશ છવાઈ ગયા હતા. લાખો અને કરોડો રીંછ-વાનરની સેના લંકાને ઘેરો ઘાલી પડી હતી.[૫૦,૫૧] ચોમેર ઊભેલા વાનરોથી આખો ત્રિકૂટાચળ ઘેરાઈ ગયો હતો. એક કરોડ વાનરો તો એક ટોળાની ખબર બીજા ટોળાને પહોંચાડવા માટે લંકાની આસપાસ ફરતા હતા. હાથમાં વૃક્ષો ઉગામી ઊભેલા બળવાન વાનરો વડે લંકા ચારે બાજુથી એવી તો ઘેરાઈ ગઈ હતી કે, તેમાં વાયુ પણ પ્રવેશ કરી શકે એમ ન હતું. ઇંદ્ર સરખા પરાક્રમવાળા અને મેઘ સરખા પ્રૌઢ દેહવાળા વાનરોથી એકાએક પીડિત થયેલા લંકાના રાક્ષસો અત્યંત વિસ્મય પામ્યા.[૫૨-૫૪] એ વેળા જેમ મર્યાદા તૂટવાને લીધે સમુદ્રનુ જળ ખળભળી ઊઠવાથી મોટો ધ્વનિ થાય, તેમ વાનરોની સેનાનો ભયંકર ધ્વનિ થવા લાગ્યો. એ મહાન કોલાહલ-ધ્વનિથી પર્વત, વન, ઉપવન, કિલ્લા તથા તોરણ સહિત આખી લંકા નગરી ખળભળી ઊઠી.[૫૫,૫૬] રામ-લક્ષ્મણ અને સુગ્રીવે સુરક્ષિત કરેલી કપિસેના સઘળા દેવો અને અસુરોથી પણ જિતાય એવી ન હતી.[૫૭]

રાક્ષસોનો વધ કરવા માટે વાનરસેનાને એ પ્રમાણે ગોઠવીને સામ-દાનાદિ ઉપાયોને તથા તેના ફળને જાણનારા રામચંદ્ર પોતાના મંત્રીમંડળની સાથે બેસી 'હવે શું કરવું' એ બાબતનો વારંવાર વિચાર કરીને તથા રાજધર્મનું સ્મરણ કરી+ નિશ્ચય કર્યો અને પછી વિભીષણની સંમતિ લઈને વાલિપુત્ર અંગદને પોતાની પાસે બોલાવી કહ્યું: 'હે સૌમ્ય! તું કાંઈ પણ ભય ન ધરતાં લંકાના કિલ્લાને ઓળંગી રાવણની પાસે જા અને મરણ પાસે આવેલું હોવાથી લક્ષ્મી, ઐશ્વર્ય તથા જ્ઞાનરહિત થયેલા દુરાત્મા રાવણને મારી વતી કહે કે, 'હે રજનીચર! બ્રહ્મદેવની પાસેથી વરદાન મેળવી ગર્વયુક્ત થઈ તેં આજદિન પર્યંતમાં ઋષિઓ, રાજર્ષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગો તથા યક્ષો વગેરેને પીડા કરીને જે પાપ એકઠું કર્યું છે, તે પાપને લીધે તારો ગર્વ ખંડિત થઈ ચૂકયો છે, એમ જ તું માન. તેં મારી સ્ત્રીનું હરણ કર્યું છે; તેથી હું તને દંડ-શિક્ષા દેવા આવ્યો છું અને તારી લંકાનુ દ્વાર રોકીને પડયો છું. જો તું સંગ્રામમાં મારી સામે સ્થિર ઊભો રહીશ, તો દેવો, મહર્ષિઓ અને રાજર્ષિઓની ગતિને પ્રાપ્ત થઈશ.*

ઉપર ઇંદ્રજિત હતા. એ બન્ને જિતાવા મુશ્કેલ હોવાથી રામને તેમ જ હનુમાનને સહાય કરવા અર્થે સુગ્રીવ મધ્યમણિન્યાયથી વાયવ્યકોણમાં ઊભો રહ્યો.

+ યુદ્ધ માટે શત્રુ ઉપર ચડાઈ કરનાર રાજા પ્રથમ શત્રુને દૂત દ્વારા સાવધ કરે છે અને પછી યુદ્ધની માગણી કરે છે.

* યુદ્ધમાં સામે પગલે મરનારને ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે એ શાસ્ત્રને અનુસરી રામે આમ કહ્યું.

હે રાક્ષસાધમ ! મને નહિ ગણકારતાં તેં જે માયા અને બળના આશ્રયે સીતાનું હરણ કર્યું છે, તે બળ અને માયા હવે મને દેખાડ. હે રાવણ! જો તું સીતાને લઈ મારે શરણે નહિ આવે તો હું મારાં તીક્ષ્ણ બાણો વડે તારી લંકાનગરીને રાક્ષસ વિનાની કરી મૂકીશ; અને ધર્માત્મા રાક્ષસોમાં શ્રેષ્ઠ એવો તારો ભાઈ વિભીષણ કે જે મારે શરણે આવેલો છે, તેને હું લંકાનું સઘળું નિષ્કંટક રાજ્ય આપીશ.[૫૮–૬૮] હે રાવણ! તારા મંત્રીઓ મૂર્ખ છે, તારું ચિત્ત ઘણું જ ચંચળ છે અને તેં પાપ તથા અન્યાયનો માર્ગ ગ્રહણ કર્યો છે, માટે હવે તું ક્ષણવાર પણ રાજ્ય ભોગવી શકીશ નહિ.[૬૯] હે રાક્ષસ! હવે તું ધૈર્ય ધરી મારી સાથે યુદ્ધ કરવા તત્પર થા. તારી છાતીમાં જ્યારે મારાં તીક્ષ્ણ બાણો વાગશે, ત્યારે જ તું શાંત થઈશ. હે નિશાચર! તું કદાચ મારા ભયને લીધે પક્ષી થઈને ત્રણ લોકમાં ભમીશ, તોપણ મારી દૃષ્ટિએ પડ્યા પછી તું જીવતો જનાર નથી.[૭૦,૭૧] હે રાવણ! આટલું કહેવા છતાં પણ જો તું નહિ સમજે, તો છેવટે હું તને તારું હિત થાય તેવો માર્ગ બતાવું છું કે તું તારી મરણક્રિયા તારે હાથે કરી લે, દાનપુણ્યાદિક શુભ કર્મ આચરી લે તથા તારી લંકા નગરીને નેત્ર ભરી નિહાળી લે, કારણ કે મારી સામે યુદ્ધમાં આવ્યા પછી તું જીવતો રહેનાર નથી.'

પવિત્ર કર્મવાળા રામચંદ્રનાં ઉપર્યુક્ત વચન સાંભળી તારાનો પુત્ર યુવરાજ અંગદ સાક્ષાત્ અગ્નિની પેઠે આકાશમાર્ગે ઊડ્યો અને લંકા તરફ ચાલ્યો.[૭૨,૭૩] એક મુહૂર્તમાત્રમાં જ તે રાવણના મહેલ આગળ આવી નીચે ઊતર્યો અને અંદર પ્રવેશ કર્યો, ત્યાં પોતાના મંત્રીઓની સાથે બેઠેલો રાક્ષસેંદ્ર રાવણ તેના જોવામાં આવ્યો. પછી સુવર્ણના બાજુબંધ ધારણ કરનારો અને દેદીપ્યમાન અગ્નિ સરખી ઝળહળતી કાંતિવાળો વાનરશ્રેષ્ઠ અંગદ મંત્રીઓની સાથે બેઠેલા રાવણની પાસે જઈ ઊભો રહ્યો અને પોતાની ઓળખાણ આપી, રામચંદ્રનાં સઘળાં વચન યથાર્થ રીતે તેને કહેવા લાગ્યો: 'હે રાવણ! અક્લિષ્ટકર્મા શ્રીમાન દશરથનંદન રામચંદ્રનો હું દૂત છું, વાલીનો પુત્ર છું અને મારું નામ અંગદ છે, એ તારા સાંભળવામાં આવ્યું હશે.[૭૪–૭૭] કૌશલ્યાના આનંદની વૃદ્ધિ કરનારા રઘુવીરે તને કહાવ્યું છે કે, હે ક્રૂર રાક્ષસ રાવણ! તું લંકામાંથી નીકળી મારી સાથે યુદ્ધ કર અને તારું પુરુષાતન બતાવ.[૭૮] હું તને તારા મંત્રીઓ, પુત્રો, બાંધવો અને જ્ઞાતિવર્ગ સહિત હણીશ; તારો વિનાશ થવાથી ત્રણે લોકો સુખશાંતિમાં રહેશે.[૭૯] દેવ, દાનવ, યક્ષ, ગંધર્વ અને નાગ વગેરેના શત્રુરૂપ તથા ઋષિઓને પીડિત કરનારા તને હવે હું નિશ્ચય મારીશ. હે રાવણ! જો તું મારે શરણે આવી મને પ્રણામ કરી સીતા પાછી સોંપીશ, તો તું જીવતો રહીશ; તેમ નહિ કરે તો તું અવશ્ય મૃત્યુને વશ થઈશ અને લંકાનું રાજ્ય વિભીષણને મળશે.[૮૦,૮૧]

વાનરશ્રેષ્ઠ અંગદનાં કઠોર વચન સાંભળી ક્રોધાયમાન થયેલા દુર્બુદ્ધિ રાવણે પોતાના સચિવોને આજ્ઞા કરી: 'અરે! આ વાનરને પકડો અને મારો જ મારો.[૮૨,૮૩]

રાવણની આજ્ઞા સાંભળતાં જ ભયંકર રૂપવાળા ચાર રાક્ષસોએ એકાએક ઊઠી પ્રદીપ્ત અગ્નિસરખી કાંતિવાળા અંગદને પકડ્યો.[૮૪] મહાસમર્થ અંગદ પણ પોતાનુ બળ રાક્ષસોને બતાવવું હતું માટે પોતાની મેળે જ પકડાયો.[૮૫] પરંતુ જ્યારે પેલા રાક્ષસોએ આવી અંગદના બન્ને હાથ પકડ્યા, ત્યારે તે અંગદ જેમ પક્ષીઓ તરણું લઈ ઊડે તેમ રાવણના મહેલ ઉપર ઊડ્યો. એ વેળા અંગદના ઊડવાના વેગથી ગભરાઈ ગયેલા રાક્ષસો અંગદના હાથ છોડી દઈ રાવણની સમક્ષ પૃથ્વી પર પડ્યા. પછી મહાપ્રતાપી અંગદ પર્વતના શિખર સરખા ઊંચા રાવણના મહેલના શિખર ઉપર જઈ તેને લાતો મારી તોડી પાડવા લાગ્યો.

પૂર્વે જેમ ઇન્દ્રના વજ્રના પ્રહારો થવાથી હિમાલય પર્વતના શિખરો તૂટી પડ્યા હતા, તેમ અંગદની લાતો વાગવાથી રાવણના મહેલના શિખરો તૂટી પડવા લાગ્યા આ સઘળો પ્રકાર રાવણ જોઈ રહ્યો હતો ૮૬-૮૮ એ પ્રમાણે રાક્ષસોને પીડિત કરીને તથા રાવણના મહેલનુ શિખર તોડી પાડીને તેમ જ પોતાનુ નામ પ્રસિદ્ધ કરીને યુવરાજ અંગદ મોટી ગર્જના કરતો પુન આકાશમા ઊડ્યો અને વાનરોને હર્ષ પમાડતો પોતાની સેનામા આવી રામચંદ્રને મળ્યો રામચંદ્રને પ્રણામ કર્યા પછી અંગદે કહ્યુ 'હે રાઘવ! એ દુરાત્મા રાવણ ઘણો જ ગર્વિત છે અને તે કાંઈ પણ પ્રકારે સમજે એમ નથી, હવે તો તમારે તેની સાથે યુદ્ધ કરવુ જ ઘટે છે '

અંગદે પોતાનો મહેલ તોડી પાડ્યો એ જોઈ રાવણ અત્યંત ક્રોધાયમાન થયો અને 'હવે નિશ્ચય, મારો વિનાશકાળ પાસે આવી પહોંચ્યો છે' એમ વિચારી ઉપરાઉપરી નિશ્વાસ મૂકવા લાગ્યો ૯૦-૯૨

હવે શત્રુનો વધ કરવાની ઇચ્છાવાળા રામચંદ્ર મોટી મોટી ગર્જના કરતા બળવાન વાનરોને સજ્જ કરી યુદ્ધ માટે તયાર થયા ૯૩ ઇચ્છિત રૂપ ધરનારા અસંખ્યાત વાનરોથી વીંટાયેલો અને પર્વતના શિખર જેવી કાયાવાળો મહાપરાક્રમી સુષેણ વાનર ચંદ્ર જેમ સર્વ નક્ષત્રો પ્રત્યે ફરે, તેમ સુગ્રીવની આજ્ઞાથી લંકાના સઘળા દ્વારે ફરવા લાગ્યો ૯૪ ૫ લંકાના કિલ્લાથી માંડીને ઠેઠ સમુદ્ર સુધી પડાવ નાખી રહેલી વાનરોની સેંકડો અક્ષૌહિણી સેનાઓને જોઈને કેટલાક રાક્ષસો વિસ્મય પામ્યા, કેટલાક ત્રાસ પામ્યા તથા કેટલાકના હૃદય યુદ્ધ કરવાના હર્ષના પૂરથી ઊભરાવા લાગ્યા ૯૬, ૯૭ અસંખ્યાત વાનરો લંકાની ખાઈ ઓળંગી કિલ્લા ઉપર ચડી ગયા હતા, તેથી જાણે ખાઈ તથા કોટ વાનરોથી બનાવેલા હોય એવા દેખાતા હતા. એ જોઈને દીન થઈ ગયેલા રાક્ષસો ભયભીત થઈ હાહાકાર કરવા લાગ્યા ૯૮ જ્યારે અત્યંત ભયંકર કોલાહલ થવા લાગ્યો, ત્યારે રાવણના યોદ્ધાઓ મોટા મોટા આયુધ ગ્રહણ કરી પ્રલયકાળના વાયુની પેઠે આમતેમ ઘૂમવા લાગ્યા ૯૯

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આર્ષરામાયણે ... શ્રીરામાયણે યુદ્ધકાંડમા ૪૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૨મો

### લંકા પર આક્રમણ

ततस्ते राक्षसास्तत्र गत्वा रावणमन्दिरम्।
न्यवेदयन्पुरीं रुद्धां रामेण सह वानरैः ॥ १ ॥

પછી રાક્ષસોએ રાવણની પાસે જઈ 'લંકાની ચોમેર રામે વાનરસૈન્ય સાથે ઘેરો ઘાલ્યો છે' એવા સમાચાર કહ્યા ૧ પર્વત, વન તથા ઉપવન સહિત લંકાનગરીને વાનરોથી ઘેરાયેલી સાંભળીને કોપાયમાન થયેલો રાવણ નગરરક્ષાનો પૂરો બંદોબસ્ત કરાવીને પોતાના ઊંચા મહેલ ઉપર ચડ્યો અને જોયુ તો આખી લંકાનગરીને યુદ્ધ કરવાના ઉત્સાહવાળા અસંખ્યાત વાનરોથી ઘેરાયેલી દીઠી વાનરોથી આખી પૃથ્વીને આચ્છાદિત થયેલી જોઈને રાક્ષસોનો રાજા રાવણ 'અરે, આટલા બધા વાનરોનો મારે કેવી રીતે નાશ કરવો?' એવી ચિંતામા પડ્યો ૨-૪ ઘણીવાર સુધી ચિંતા કર્યા પછી કાંઈક ધૈર્ય ધારણ કરી રાવણે લાંબી નજરથી જોયુ, તો મોટા મોટા સેનાપતિ વાનરોથી વીંટાયેલા રામચંદ્રને દીઠા

હવે રામચંદ્ર વાનરસેના સહિત હર્ષભેર ઉતાવળે લંકાના કિલ્લા પાસે આવ્યા, પરંતુ ચિત્રવિચિત્ર ધજાપતાકાઓથી શોભતી લંકાને રાક્ષસોથી ચોમેર રક્ષણ કરાતી જોઈને સીતા સાંભરી આવવાથી તે ખેદયુક્ત અંતઃકરણથી ચિંતા કરવા લાગ્યા ૫-૭ 'અરે, મૃગના બચ્ચાના નેત્ર જેવા નેત્રવાળી જનકનંદિની સીતા મારા વિયોગને લીધે શોક કરતી તથા પૃથ્વી પર શયન કરતી આ લંકામા પીડાય છે!' ૮ એ પ્રમાણે પીડા પામતા સીતાનુ ચિંતવન

કરીને રામચંદ્ર ઉતાવળે શત્રુઓનો નાશ કરવા માટે વાનરોને આજ્ઞા આપી અક્લિષ્ટ કર્મ વાળા રામચંદ્રની આજ્ઞા થતા જ વાનરો એક બીજાની સ્પર્ધા કરતા સિંહનાદથી દિશાઓને ગજવવા લાગ્યા ૯,૧૦ પછી સઘળા વાનર યૂથપતિઓ 'અમે પર્વતના શિખરોથી અને મુષ્ટિ પ્રહારોથી આખી લંકાનગરીના ચૂરેચૂરા કરી નાખીશું,' એવો પોતાનો નિશ્ચય જણાવવા લાગ્યા અસંખ્યાત વાનરયૂથપતિઓ મોટા મોટા શિખરો તથા વૃક્ષો ઉપાડી યુદ્ધ માટે તયાર થઇ રહ્યા ૧૧,૧૨ આ સઘળો પ્રકાર રાવણ જોઈ રહ્યો હતો, પરંતુ રામચંદ્રનું પ્રિય કરવા અર્થે કોઈની પણ દરકાર નહિ રાખનારા વાનરો રામચંદ્રની આજ્ઞા થતા જ લંકાના કિલ્લા ઉપર ચડી ગયા ૧૩ વૃક્ષો અને પર્વતોથી યુદ્ધ કરનારા તથા રામચંદ્ર માટે પોતાના જીવિતનો ત્યાગ કરવાને પણ તત્પર થયેલા લાલ મુખવાળા વાનરો એકાએક લંકા ઉપર ધસી ગયા ૧૪ વાનરોએ વૃક્ષો પર્વતશિખરો તથા મુષ્ટિઓના પ્રહારોથી લંકાના અસંખ્યાત કાંગરા તથા તોરણો તોડી પાડવા માંડ્યા ઘણાક વાનરો તો લંકાની આસપાસ આવેલો ખાઈને તથા નિર્મળ જળાશયોને, ધૂળ, ઘાસ, કાષ્ઠ તથા શિલાઓ નાખી પૂરવા લાગ્યા ૧૫,૧૬ હજારો કરોડો તથા અબજો વાનરો લંકાના ગઢ ઉપર ચડી ગયા અને સુવર્ણમય તોરણોને તથા કૈલાસ સરખા ઊંચા ગોપુરોને તોડી નાખવા લાગ્યા મોટા હસ્તી સરખા વાનરો કૂદતા ઠેકતા અને ગર્જના કરતા લંકા ઉપર હલ્લો કરવા માટે દોડવા લાગ્યા ઇચ્છિત રૂપ ધરનારા અસંખ્યાત વાનરો ઉપરાઉપરી ગર્જના કરીને 'અત્યંત બળશાળી રઘુવીરનો જય થાઓ, મહાબળવાન લક્ષ્મણનો જય થાઓ, વાનરરાજ સુગ્રીવનો જય થાઓ' એમ બોલતા લંકાના કિલ્લા ઉપર દોડતા હતા આ વેળા વાનરોના યૂથપતિ વીરબાહુ સુબાહુ નીલ તથા પનસે લંકાનો કોટ તોડી પાડી અંદર પ્રવેશ કર્યો અને વાનરસેનાને વ્યૂહરચનામાં ગોઠવવા માંડી અનેક વાર જય મેળવી પ્રસિદ્ધ થયેલા દશ કરોડ વાનરોથી વીંટાયેલો મહાબળવાન કુમુદ વાનર ઈશાનકોણ રોકીને ઊભો રહ્યો અને તેને સહાય કરવા માટે પ્રસભ તથા પનસ વગેરે બીજા ઘણાક વાનરો તેની પાસે આવી ઊભા રહ્યા વીસ કરોડ સેન સહિત શૂરવીર શતબલિ વાનર અગ્નિકોણમાં ઊભો રહ્યો તારાનો પિતા મહાબળવાન સુષેણ વાનર સાઠ કરોડ વાનરોને લઈને નૈઋત્યકોણ તરફ ઊભો રહ્યો ૧૭-૨૧ વળી લક્ષ્મણ સહિત રામચંદ્ર ઉત્તર દ્વાર આગળ આવી ઊભા રહ્યા, તેજ વેળા વાનરરાજ સુગ્રીવ તેમને સહાય કરવા અર્થે લંકાના વાયવ્ય કોણમાં આવી ઊભો હતો ૨૭ એ વેળા ભયંકર રૂપવાળો તથા મોટી કાયાવાળો મહાપરાક્રમી ગોલાંગૂલ જાતિનો ગવાક્ષ વાનર એક કરોડ વાનરોને લઈ રામચંદ્રને સહાય કરવા તેમના પડખામાં જ ઊભો રહ્યા તીવ્ર ક્રોધવાળા એક કરોડ રીંછોથી વીંટાયેલો મહાપરાક્રમી ધૂમ્ર પણ રામચંદ્રના પડખે ઊભો રહ્યો ૨૮ ૨૯ તેમ જ કવચ ધારણ કરીને તથા હાથમાં ગદા ગ્રહણ કરીને મહાપરાક્રમી વિભીષણ પણ પોતાના ચારે મંત્રીઓની સાથે રામચંદ્રની પાસે આવી ઊભો રહ્યો ૩૦ આ સમયે ગજ, ગવાક્ષ, શરભ ગવય અને ગંધમાદન-એ પાંચ વાનરો ચારે તરફ ફરી સેનાનું રક્ષણ કરતા હતા

વાનરસેનાએ જંગ મચાવેલો જોઈને કોપાયમાન થયેલા રાક્ષસોના રાજા રાવણે પોતાના સર્વ સૈન્યોને વાનરોની સેના ઉપર હુમલો કરવાની આજ્ઞા આપી રાવણની આજ્ઞા મળતા જ રાક્ષસો ભયંકર ગર્જના કરીને સુવર્ણના ડંકા વડે ચંદ્ર સમાન શ્વેત મુખવાળી ભેરીએ વગાડવા લાગ્યા તથા પોતાના મુખથી ફૂંકીને સેંકડો અને હજારો શંખો વગાડવા લાગ્યા સુવર્ણાલંકાર ધારણ કરનારા, શ્યામ શરીરવાળા અને શંખ વગાડતા એ

રાક્ષસો જાણે વીજળી અને બગલાની પંક્તિ સહિત મેઘ હોય એવા શોભતા હતા

પછી જેમ પ્રલયસમયે સમુદ્રની છોળો ઊછળે, તેમ રાવણની આજ્ઞાથી ઊછળતા રાક્ષસો વાનર સેના પર તૂટી પડયા [31-37] એ જોઈ વાનરો એ પણ ચોમેરથી એવી તો ગર્જના કરી કે જેથી મલયાચળના શિખરો કંપી ઊઠ્યા અને ગુફાઓ ગાજી રહી [38] એ વેળા ઉભય પક્ષના બળવાન યોદ્ધાઓના સિંહનાદથી તથા એક સામટા શંખ અને દુંદુભિ વગેરેના તુમુલ ઘોષથી પૃથ્વી અંતરિક્ષ તથા સમુદ્ર ખળભળી ઊઠ્યા [39] હાથીઓના ચિત્કારથી અશ્વોના હણહણાટથી રથોના ગડગડાટથી અને રાક્ષસોના પગના ધબકારાથી દસે દિશાઓ ગાજી રહી

ત્યાર પછી પૂર્વે જેમ દેવો અને અસુરોનું યુદ્ધ શરૂ થયું હતું તેમ વાનરો અને રાક્ષસો વચ્ચે ભયંકર યુદ્ધ શરૂ થયું [41] પોતાનું પરાક્રમ દર્શાવતા રાક્ષસો દેદીપ્યમાન ગદાઓ, શક્તિઓ ત્રિશૂળો અને ફરસીઓ વડે વાનરો ને હણવા લાગ્યા,[42] ત્યારે મોટી કાયાવાળા વાનરો પણ વૃક્ષો તથા પર્વતશિખરો વડે રાક્ષસોનો વિનાશ કરવા લાગ્યા કેટલાક વાનરો તો પોતાની દાઢો વડે રાક્ષસોને બચકા ભરવા લાગ્યા તથા નખ વડે ઉઝરડા કરવા લાગ્યા [43] એ વેળા સઘળા વાનરો પોત પોતાના નામ ઉચ્ચારીને 'રાજા સુગ્રીવનો જય થાઓ!'—એમ પોકારતા હતા, ત્યારે રાક્ષસો રાવણનો જય થાઓ! જય થાઓ!'—એમ બોલતા હતા [44] કિલ્લા ઉપર ઊભેના રાક્ષસો પૃથ્વી ઉપર ઊભેલા વાનરો ઉપર ગદાઓના તથા ત્રિશૂળોના પ્રહાર કરતા હતા [45] એ જોઈ અત્યંત કોપાયમાન થયેલા વાનરો પણ પૃથ્વી પરથી ઊંચે કૂદી, રાક્ષસોને પોતાના હાથ વતી પકડી નીચે ગબડાવી પાડતા હતા એ પ્રમાણે વાનરો અને રાક્ષસોનું એવું અદ્‌ભુત યુદ્ધ જામ્યું કે તેથી રણભૂમિ વિષે માંસ તથા રુધિરનો કીચડ થઈ રહ્યો [47]

# સર્ગ ૪૩ મો

### વાનરો અને રાક્ષસોનું દ્વંદ્વયુદ્ધ

युद्धयतां तु ततस्तेषां वानराणां महात्मनाम् ।
रक्षसां सम्बभूवाथ बलरोष सुदारुण ॥ १ ॥

યુદ્ધ કરતા મહાત્મા વાનરો અને રાક્ષસોના બળ તથા કોપ વૃદ્ધિ પામવા લાગ્યા રાવણનો જય ઇચ્છનારા ભયંકર કર્મવાળા શૂરવીર રાક્ષસો સુવર્ણના સાજવાળા અશ્વો, અગ્નિશિખા સરખા હસ્તીઓ તથા સૂર્ય સમાન ઝળહળતા રથો પર બેસીને અને કવચ વગેરે સંગ્રામના સાધનોથી સજ્જ થઈને યુદ્ધ કરવા માટે બહાર પડ્યા એ જોઈ રામચંદ્રનો જય ઇચ્છનારી વાનરોની સેના પણ ભયંકર કર્મવાળા એ રાક્ષસોની ઉપર તૂટી પડી [1-4] એ વેળા સામસામા દોડતા વાનરો અને રાક્ષસોનું દ્વંદ્વયુદ્ધ આરંભાયું [5] પૂર્વે જેમ મહાદેવજીએ અંધકાસુરની સાથે યુદ્ધ કર્યું હતું, તેમ વાલીના પુત્ર અંગદે મહાતેજસ્વી ઇંદ્રજિતની સાથે યુદ્ધ કરવા માંડયું સંગ્રામમાં ન જીતી શકાય એવા સંપાતિ વાનરે પ્રજંઘ રાક્ષસની સાથે યુદ્ધ આરંભ્યું મહાક્રોધી રાવણનો નાનો ભાઈ વિભીષણ તીક્ષ્ણ વેગવાળા 'શત્રુઘ્ન' નામના રાક્ષસની સાથે લડવા લાગ્યો મહાબળવાન ગજ વાનર 'તપન' નામના રાક્ષસ સામે ભીડ્યો મહાતેજસ્વી નીલ વાનર નિકુંભ રાક્ષસની સાથે યુદ્ધ કરવા લાગ્યો [6-9] વાનરોનો રાજા સુગ્રીવ પ્રઘસ રાક્ષસની સાથે યુદ્ધ કરવા લાગ્યો શ્રીમાન રામચંદ્રના નાના ભાઈ લક્ષ્મણ વિરૂપાક્ષની સાથે લડવા લાગ્યા અગ્નિકેતુ, રશ્મિકેતુ મિત્રઘ્ન અને યજ્ઞકોપ એ ચારે રાક્ષસો રામચંદ્રની સાથે યુદ્ધ કરવા લાગ્યા [10,11] કપિશ્રેષ્ઠ મંદ વજ્રમુષ્ટિ નામના રાક્ષસની સાથે અને દ્વિવિદ અશનિપ્રભ રાક્ષસની સાથે યુદ્ધ કરવા લાગ્યા સંગ્રામ વિષે અસહ્ય પરાક્રમવાળો શૂરવીર પ્રતપન રાક્ષસ તીક્ષ્ણ વેગવાળા નલ વાનરની સાથે ભીડ્યો ધર્મનો પુત્ર બળવાન સુષેણ વાનર વિદ્યુન્માલી રાક્ષસની સાથે લડવા લાગ્યો અને બીજા પણ અનેક વાનરો

ઘણા રાક્ષસોની સાથે દ્વંદ્વયુદ્ધ કરવા મચી પડ્યા.[૧૨-૧૫] તે વેળા પોતપોતાનો વિજય ઇચ્છનારા શૂરવીર વાનરો તથા રાક્ષસોનુ જોનારને રોમાંચિત કરે એવું મહાભયંકર યુદ્ધ થયુ.[૧૬] સામસામા યુદ્ધ કરતા વાનરો તથા રાક્ષસોનાં શરીરમાંથી રુવાંટાં અને કેશરૂપી શેવાળવાળી તથા કપાયેલા અંગરૂપી કાષ્ઠોને વહેનારી રુધિરની નદીઓ વહેવા લાગી.

ઇન્દ્ર જેમ પોતાના શત્રુ ઉપર વજ્રનો પ્રહાર કરે, તેમ કોપાયમાન થયેલા ઇન્દ્રજિતે શત્રુઓની સેનાનુ મર્દન કરનારા અંગદ ઉપર ગદાનો પ્રહાર કર્યો;[૧૭,૧૮] પરંતુ તે પ્રહાર બચાવીને અત્યંત વેગવાળા અંગદે પોતાની ગદાના પ્રહારો વડે ઇન્દ્રજિતનો સુવર્ણથી મઢેલો રથ ભાગી નાખ્યો અને તેના અશ્વો તથા સારથિને મારી નાખ્યા.[૧૯] સંગ્રામભૂમિમા જ્યારે પ્રજંઘ રાક્ષસે સંપાતિને ત્રણ બાણ માર્યાં, ત્યારે સંપાતિ વાનરે 'અશ્વકર્ણ' નામના વૃક્ષથી પ્રજંઘને ઘણો જ ઘાયલ કર્યો. મહાબળવાન જંબુમાલી રાક્ષસે રથમાં બેઠાં બેઠા જ ક્રોધ ચડાવીને હનુમાનની છાતીમાં શક્તિનો પ્રહાર કર્યો, એટલે તો પવનસુત હનુમાન તરત જ એ જંબુમાલીના રથ ઉપર ચઢી ગયો અને લપડાકો તથા મુષ્ટિઓના પ્રહારથી તેને રથ સહિત કચરી નાખ્યો.[૨૦-૨૨] બિહામણા રૂપવાળો પ્રતપન રાક્ષસ ગર્જના કરતો નલ વાનર સામે દોડી આવ્યો અને તેણે નલને તીક્ષ્ણ બાણો વડે વીંધી નાખ્યો; ત્યારે નલ વાનરે એ રાક્ષસની આંખો ફોડી નાખી. સેનાનો જાણે કોળિયો જ કરી જવા ઇચ્છતો હોય, એવા પ્રઘસ રાક્ષસને વાનરરાજ સુગ્રીવે 'સપ્તપર્ણ' નામના વૃક્ષથી મારી નાખ્યો. શ્રીમાન લક્ષ્મણે ભયંકર રૂપવાળા વિરૂપાક્ષને એક જ બાણ વડે હણ્યો તેમ જ અગ્નિકેતુ, રશ્મિકેતુ, મિત્રઘ્ન અને યજ્ઞકોપ, એ ચાર રાક્ષસોએ જ્યારે રામચંદ્ર ઉપર બાણ મૂકવા માંડ્યાં, ત્યારે કોપાયમાન થયેલા શ્રીમાન રામચંદ્રે અગ્નિની જ્વાળા સરખાં પોતાનાં પ્રદીપ્ત બાણો વડે તે ચારે રાક્ષસોનાં મસ્તક છેદી નાખ્યાં. મૈંદ વાનરે વજ્રમુષ્ટિ રાક્ષસને મુષ્ટિપ્રહારથી જ મારી નાખ્યો અને તે રાક્ષસ ભાંગી ગયેલા વિમાનની પેઠે ભાંગી ગયેલા રથ તથા અશ્વ સહિત પૃથ્વી પર પડ્યો.[૨૩-૨૮] સૂર્ય જેમ પોતાનાં કિરણો વડે મેઘને ભેદી નાખે છે, તેમ સંગ્રામમાં નિકુંભ રાક્ષસે કાજળ સરખા શ્યામ વર્ણવાળા નીલ વાનરને તીક્ષ્ણ બાણો વડે ભેદી નાખ્યો;[૨૯] અને પુનઃ પણ તે રાક્ષસ ઘણા વેગથી સો બાણો મૂકી નીલને વીંધીને ખડખડાટ હસવા લાગ્યો, ત્યારે વિષ્ણુ જેમ સુદર્શન ચક્ર વડે દૈત્યોનાં મસ્તક છેદે, તેમ નીલ વાનરે એ નિકુંભ રાક્ષસના રથના ચક્રથી જ તેનુ તથા તેના સારથિનુ મસ્તક છેદી નાખ્યુ.[૩૦,૩૧] વજ્ર અને વીજળી સરખો જેનો મુષ્ટિપ્રહાર છે, એવો દ્વિવિદ વાનર સર્વ રાક્ષસોના દેખતાં અશનિપ્રભ રાક્ષસ ઉપર પર્વતશિખરના પ્રહાર કરવા લાગ્યો.[૩૨] ત્યારે અશનિપ્રભે એ દ્વિવિદ વાનરને તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો.[૩૩] અશનિપ્રભ રાક્ષસનાં બાણોથી વીંધાયેલા દ્વિવિદ વાનરે ક્રોધ ચડાવી મોટા સાલવૃક્ષ વડે તે રાક્ષસને તથા અશ્વ સહિત તેના રથને તોડી પાડ્યો.[૩૪] રથમા બેઠેલો વિદ્યુન્માલી રાક્ષસ સુવર્ણથી શણગારેલાં તીક્ષ્ણ બાણો સુષેણ ઉપર વરસાવીને વારંવાર ગર્જના કરતો હતો. વાનરશ્રેષ્ઠ સુષેણે એક મોટું પર્વતશિખર ઉપાડીને તે વડે એ વિદ્યુન્માલીનો રથ ભાંગી નાખ્યો ત્યારે વિદ્યુન્માલી રાક્ષસ ઘણી જ ચાલાકીથી રથમાથી બહાર નીકળી ગયો અને હાથમાં ગદા લઈ યુદ્ધ કરવા માટે પૃથ્વી પર આવી ઊભો રહ્યો. એ જોઈ કોધાયમાન થયેલો વાનરશ્રેષ્ઠ સુષેણ મોટી શિલા ઊંચકીને વિદ્યુન્માલી સામે ધસી ગયો. વિદ્યુન્માલીએ પોતાની સામે ધસી આવતા સુષેણની છાતીમાં જોરશોર ગદાનો પ્રહાર કર્યો; પરંતુ તે પ્રહારને નહિ ગણકારતાં કપિશ્રેષ્ઠ સુષેણે પોતાના હાથમાની શિલા વિદ્યુન્માલી ઉપર નાખી. શિલાનો પ્રહાર થતાં જ વિદ્યુન્માલીની છાતી કચરાઈ ગઈ અને તે ગતપ્રાણ થઈ પૃથ્વી

પર પડ્યા. ૩૫–૪૧

એ પ્રમાણે દ્વંદ્વયુદ્ધમાં શૂરવીર વાનરોએ દેવો જેમ દૈત્યોનો નાશ કરે, તેમ રાજવીર રાક્ષસોનો સંહાર કર્યો. એ વેળા ત્યાં પડેલા ભાલા, તરવારો, શક્તિઓ, ગદાઓ, તોમરો, બાણો, ભાગી ગયેલા રથો, ચક્રો, આરાઓ, ધૂંસરીઓ અને મૃએલા અશ્વો, હસ્તીઓ, વાનરો તથા રાક્ષસોના શરીરોથી રણભૂમિ અત્યંત ભયંકર દેખાવા લાગી. પૂર્વે થયેલા દેવાસુરના સંગ્રામ સરખા આ તુમુલ યુદ્ધ પ્રસંગમાં જ્યાં ત્યાં શિયાળોનાં ટોળાં ભમવા લાગ્યાં અને મસ્તક વિનાના શૂરવીર યોદ્ધાઓનાં ધડ નાચકૂદ કરવા લાગ્યાં. ૪૨–૪૫

વાનરોના હાથનો પૂરેપૂરો માર ખાઈ રુધિર ઓકતા નિશાચરો મૂર્છિત સરખા થઈ પડ્યા, પરંતુ સૂર્યને અસ્તાચળ પ્રત્યે જતો જોઈને કાંઈક વેગમાં આવી તેઓ પુનઃ વાનરોની સાથે લડવા તૈયાર થયા. *૪૬

ઇતિ શ્રીવાલ્મીકિ ગદ્ય ગુર્જરાનુવાદિત આદિમહાકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડનો ૪૩ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૪૪ મો

ભયંકર વાનરયુદ્ધ અંગદનું પરાક્રમ–ઇંદ્રજિત અદૃશ્ય

युद्धयतामेव तेषां तु तदा वानररक्षसाम् ।
रविरस्तंगतो रात्रिः प्रवृत्ता प्राणहारिणी ॥ १ ॥

વાનરો અને રાક્ષસો યુદ્ધ કરતા હતા એટલામાં સૂર્યાસ્ત થયો અને વાનરોને દુઃખ આપનારી રાત્રિ પ્રવૃત્ત થઈ, ત્યારે પોતપોતાનો વિજય ઇચ્છનારા તથા જેઓને પરસ્પર દૃઢ વેર બંધાયેલું છે એવા વાનરો અને રાક્ષસોનું રાત્રિયુદ્ધ શરૂ થયું. ૧–૨ કૃષ્ણપક્ષની ઘોર રાત્રિના અંધકારમાં કોઈ કોઈને ઓળખી શકતું ન હતું, તેથી વાનરો 'તું રાક્ષસ છે' તથા રાક્ષસો 'તું વાનર છે' એમ બોલીને એક બીજાને પ્રહાર કરતા હતા.૩ એ વેળા 'મારો, કાપો, અહીં આમ આવ, કેમ નાસે છે?'–એવા એવા અનેક પ્રકારના પોકારોનો તુમુલ નાદ સંભળાતો હતો.૪ રાત્રિના અંધકારમાં શ્યામ વાદળ સરખા, પ્રૌઢ દેહવાળા, પરંતુ સુવર્ણના ચકચકિત કવચોથી તથા આભૂષણોથી પ્રકાશતા રાક્ષસો જાણે જ્યોતિષ્મતી વગેરે દેદીપ્યમાન ઔષધિઓથી પ્રકાશતા પર્વતો જ હોય એવા જણાતા હતા. ઘોર અંધારામાં ક્રોધ પામેલા રાક્ષસો ઉતાવળે દોડી આવી વાનરોનું ભક્ષણ કરતા હતા. ત્યારે અત્યંત ક્રોધમાં આવેલા વાનરો પણ રાક્ષસોના સુવર્ણથી શણગારેલા અશ્વોને તથા સર્પ સરખી ધ્વજાઓને કૂદીકૂદીને પોતાની તીક્ષ્ણ દાઢો વડે ચીરી નાખતા હતા. એ વેળા અત્યંત શૂરમાં આવેલા વાનરોએ રાક્ષસોની સેનાને ગભરાવી નાખી. ક્રોધાયમાન થયેલા વાનરો રાક્ષસોના હસ્તીઓને, મહાવતોને તથા પતાકા અને ધ્વજ સહિત રથોને ખેંચી પાડી દાંત વડે કચડી નાખવા લાગ્યા. શ્રીમાન રામચંદ્ર અને લક્ષ્મણ પણ પરોક્ષમાં તેમ જ અપરોક્ષમાં રહેલા બળવાન રાક્ષસોને પોતાનાં તીક્ષ્ણ બાણો વડે હણતા હતા.૫–૯

અત્યંત ભયંકર અને જોનારને રોમાંચિત કરે, એવા એ સંગ્રામ વિષે અશ્વોની ખરીઓથી તથા રથોના ચાલવાથી ઊડેલી પૃથ્વીની રજ સૈનિકોના નેત્ર તથા કાનમાં ભરાઈ ગઈ અને રુધિરના પ્રવાહવાળી ઘોર નદીઓ વહેવા લાગી. વળી ત્યાં આનક, ભેરી, મૃદંગ, રણશિંગાં તથા શંખ વગેરે પરાક્રમને ઉત્તેજિત કરે એવાં વાદ્યોનો તુમુલ નાદ થવા લાગ્યો,૧૦–૧૨ તેમ જ અશ્વોના હણહણાટથી, રાક્ષસોની ગર્જનાથી તથા કપાઈ જતા વાનરોના આર્તનાદથી દારુણ કોલાહલ મચી રહ્યો.૧૩ શક્તિ, ત્રિશૂળ અને ફરસી વગેરે આયુધો૧૪ હણાયેલા વાનરોના તથા ગતપ્રાણ થયેલ રાક્ષસોના પર્વત જેવડા દેહ આમતેમ પડેલા હોવાથી તેમ જ રુધિર અને માંસનો કાદવ થયેલો હોવાથી તે યુદ્ધ

* અર્થાત્ રાત્રિમાં નિશાચરો–રાક્ષસોનું બળ વધે છે, એ કારણથી સૂર્યાસ્ત થતાં તેઓ ફરીથી જોસમાં આવી યુદ્ધ કરવા લાગ્યા.

ભૂમિ પર મૂકવાનો માર્ગ ન જડે તેવી તથા દુષ્પ્રવેશ્ય થઈ પડી હતી અને તેણે શસ્ત્રોરૂપી પુષ્પોની માળા ધારણ કરી હતી. અસંખ્યાત વાનરો અને રાક્ષસોનો વિનાશ કરનારી એ ભયંકર રાત્રિ સર્વ ભૂતપ્રાણીઓને સંહારનારી કાળરાત્રિ સમાન ભાસતી હતી.

હવે ઘોર અંધકારમાં હર્ષ પામીને બાણોની વૃષ્ટિ કરતા રાક્ષસો શ્રીમાન રામચંદ્ર સામે ધસી આવવા લાગ્યા.[૧૪-૧૭] રામચંદ્રની સામે દોડી આવતા અને ક્રોધભેર ગર્જના કરતા એ રાક્ષસોનો પ્રલયકાળે ક્ષુભિત થયેલા સાત સમુદ્રોના જેવો મોટો કોલાહલ થવા લાગ્યો. રાક્ષસોને પોતાની સામે ધસી આવતા જાણી રામચંદ્રે ક્ષણવારમાં અગ્નિની શિખા સરખાં છ બાણો મૂકી તેમાંના યજ્ઞશત્રુ, મહાપાર્શ્વ, મહોદર, વજ્રદંષ્ટ્ર, શુક અને સારણ, એ છ રાક્ષસોને ઘાયલ કર્યા. રામચંદ્રના બાણોથી મર્મસ્થળમાં ઘવાયેલા એ છએ રાક્ષસો જીવ લઈને યુદ્ધમાંથી નાસી ગયા. મહારથી રામચંદ્રે અગ્નિ સમાન ઝળહળતાં અસંખ્યાત બાણો મૂકીને તેના પ્રકાશથી દશે દિશાઓને ક્ષણવારમાં અંધકારરહિત કરી મૂકી. બીજા પણ જેટલા રાક્ષસો રામચંદ્રની સામે ગયા હતા તે સઘળા અગ્નિમાં પડતા પતંગિયાની પેઠે નાશ પામ્યા. ચોતરફ સુવર્ણના પૂંખવાળાં બાણોની વૃષ્ટિ થતી હોવાને લીધે એ રાત્રિ આગિયાઓથી ચમકતી શરદઋતુની રાત્રિ જેવી ચિત્રવિચિત્ર લાગતી હતી. કૃષ્ણપક્ષની એ ભયંકર રાત્રિ રાક્ષસોની ગર્જનાથી તથા ભેરીના નાદથી વિશેષ કરી ભયંકર જણાતી હતી. બન્ને સેનાઓની ભારે ગર્જનાઓથી ત્રિકૂટાચળની ગુફાઓ પ્રતિધ્વનિત થતી હતી.[૧૮-૨૬] અંધકારના જેવા શ્યામ વર્ણવાળા ગોલાંગૂલ જાતિના વાનરો પોતાની બન્ને ભુજાઓ વડે રાક્ષસોને પકડી પકડી ખાઈ જતા હતા.[૨૭]

હવે મહાપરાક્રમી અંગદ શત્રુઓને હણવા માટે કટિબદ્ધ થયો. તેણે ઇંદ્રજિતના સારથિને તથા અશ્વોને મારી નાખ્યા. એ જોઈ અત્યંત ખેદયુક્ત થયેલો ઇંદ્રજિત રથનો ત્યાગ કરી અંગદના દેખતાં જ અંતર્ધાન થઈ ગયો. અંગદનું પ્રશંસનીય પરાક્રમ જોઈ સર્વ દેવો, ઋષિઓ તથા રામ-લક્ષ્મણ અત્યંત પ્રસન્ન થયા અને તેને વારંવાર ધન્યવાદ આપવા લાગ્યા. બીજાં પણ જે પ્રાણીઓ ઇંદ્રજિતના યુદ્ધપરાક્રમને જાણતાં હતાં તેઓ સર્વ અંગદે ઇંદ્રજિતને હરાવ્યો એ જોઈને અત્યંત સંતુષ્ટ થયાં. પોતાના શત્રુ ઇંદ્રજિતનો પરાજય થયેલો જોઈ વિભીષણ સહિત સુગ્રીવાદિ વાનરો 'બહુ સારું થયું, બહુ સારું થયું' એમ હર્ષના પોકાર કરવા લાગ્યા.

વાલિપુત્ર અંગદના ભયંકર પરાક્રમથી હારી ગયેલો ઇંદ્રજિત અત્યંત કોપાયમાન થયો અને પોતાના મળેલા બ્રહ્મદેવના વરદાનના બળથી અંતર્ધાન થઈને વજ્ર સરખાં તીક્ષ્ણ બાણો વરસાવવા લાગ્યો. અદૃશ્ય રહેલા માયાવી ઇંદ્રજિતે ભયંકર નાગપાશ બાણ મૂકીને રામ-લક્ષ્મણને મોહિત કર્યા અને તેમનાં સઘળાં અંગ વીંધી નાખ્યાં.[૨૮-૩૫] કપટથી યુદ્ધ કરનારા રાવણપુત્ર ઇંદ્રજિતે રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓને નાગપાશથી બાંધી લીધા. સઘળા વાનરો ક્રોધાયમાન થયેલા ઇંદ્રજિતના નાગપાશ વડે રામ-લક્ષ્મણને બંધાયેલા જોઈને દુઃખી થયા.[૩૬]

દુરાત્મા ઇંદ્રજિત જ્યારે સામે રહી રામ-લક્ષ્મણને જીતવામાં ફાવ્યો નહિ, ત્યારે તેણે માયાના પ્રયોગથી રામ-લક્ષ્મણને બાંધ્યા.[૩૭]

ઇતિ શ્રીમદ્ વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૪૪ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૫ મો

### અદૃશ્ય રહેલા ઇંદ્રજિતનું પરાક્રમ-નાગપાશનું બંધન

स तस्य गतिमन्विच्छन्राजपुत्रः प्रतापवान् ।
दिदेशातिबलो रामो दश वानरयूथपान् ॥ १ ॥

પછી મહાપ્રતાપી અને અતુલિત બળવાળા દશરથનંદન રામચંદ્રે ઇંદ્રજિત ક્યાં છે, તે

જાણવા માટે સુષેણના બન્ને પુત્રો, સેનાપતિ નીલ, વાલિપુત્ર અંગદ, વેગવાન શરભ, દ્વિવિદ, હનુમાન, સાનુપ્રસ્થ, ઋષભ, સુંદ, એ દશ યૂથપતિ વાનરોને આજ્ઞા આપી.[૧–૩] રામચંદ્રની આજ્ઞા મળવાથી હર્ષિત થયેલા દશે વાનરો મોટાં વૃક્ષો ઉપાડીને આકાશમાં ઊડયા અને દશે દિશામાં શોધ કરવા લાગ્યા.[૪] રાવણના પુત્ર ઇંદ્રજિતે અત્યંત વેગવાળું બ્રહ્માસ્ત્ર બાણ મૂકીને ઉતાવળે ગતિ કરનારા એ વાનરોની ગતિને પણ મંદ કરી નાખી.[૫] અદૃશ્ય રહેલા ઇંદ્રજિતના બાણોથી ઘાયલ થયેલા દશે કપિઓ ઉતાવળી ગતિથી ચોમેર શોધી વળ્યા, પરંતુ મેઘથી ઢંકાયેલા સૂર્યની પેઠે અંધકારમાં રહેલો ઇંદ્રજિત ક્યાય પણ તેઓના જોવામા આવ્યો નહિ.[૬]

આ તરફ યુદ્ધમાં વિજય મેળવનારો ઇંદ્રજિત અંગોને ભેદી નાખે એવા તીક્ષ્ણ બાણો રામ–લક્ષ્મણ ઉપર ઉપરાઉપરી મૂકયે જતો હતો. ઇંદ્રજિતે ક્રોધભેર મૂકેલા બાણોથી રામ-લક્ષ્મણ એવા તો વીંધાઈ ગયા કે શરીરનો કોઈ પણ ભાગ વીંધાયા વિના ખાલી ન રહ્યો.[૭,૮] તેઓના શરીરમાંથી ઘણું જ રુધિર સ્રવવા લાગ્યુ, એથી તે બન્ને ભાઈ પ્રફુલ્લિત થયેલા ખાખરાના વૃક્ષ સરખા શોભવા લાગ્યા.

પછી લાલ નેત્રવાળા તથા કાજળના પર્વત જેવા શ્યામ વર્ણવાળા ઇંદ્રજિતે અંતરિક્ષમા અદૃશ્ય રહીને રામ–લક્ષ્મણને સંબોધી કહ્યુ: ‘હે રાઘવો ! હુ જ્યારે અદૃશ્ય રહી યુદ્ધ કરું, ત્યારે સ્વર્ગનો રાજા ઇંદ્ર પણ મને જોવાને કિંવા પકડવાને સમર્થ નથી; તો પછી તમે તો કોણ માત્ર[૯–૧૧] હે રામ–લક્ષ્મણ ! મેં કંકપક્ષીનાં પીછાવાળા બાણોથી તમને બાધ્યા છે. જુઓ, હવે ક્રોધવ્યાપ્ત થયેલો હુ તમને આજે જ યમલોકમા પહોચાડી દઉં છું !’ એમ કહી શૂરવીર છતાં પાપાત્મા ઇંદ્રજિત પોતાનુ ધનુષ્ય ખેંચી તીક્ષ્ણ બાણો મૂકી રામ–લક્ષ્મણના મર્મસ્થળ વીંધતો હર્ષપૂર્વક વારંવાર ગર્જના કરવા લાગ્યો.[૧૨,૧૩] સંગ્રામભૂમિ વિષે નાગપાશ વડે બંધાયેલા બન્ને ભાઈ એક ક્ષણમાત્ર પણ આડુંઅવળું જોવાને અસમર્થ થયા.[૧૪–૧૬] પછી બાણનો અગ્રભાગ વાગવાથી જેઓનાં સર્વ અંગ વીંધાઈ ગયાં છે, તેવા અને મર્મસ્થળમાં ઘાવ થવાથી અશક્ત થયેલાં રામ–લક્ષ્મણ ડોલાયમાન થતાં ઇંદ્રધ્વજની પેઠે કંપવા લાગ્યા અને થોડીકવારમાં જ એ બન્ને રાજકુમારો પોતાના હાથમાંનાં ધનુષ્ય સહિત પૃથ્વી પર ઢળી પડયા.[૧૭,૧૮] રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓ લોહીલુહાણ થઈ સંગ્રામભૂમિમાં સૂતા હતા, એ વેળા તેઓને સર્વ અંગોમાં વાગેલાં બાણોના ઘાવથી અત્યંત વેદના થતી હતી. તેઓના શરીર ઉપર એક આગળ જેટલી જગ્યા પણ વીંધાયા વિનાની ન હતી. છેક હાથની આગળીઓથી માંડીને આખું શરીર બાણોથી વીંધાઈ ગયુ હતું.[૧૯,૨૦] ઇચ્છિત રૂપ ધરનાર ક્રૂર રાક્ષસ ઇંદ્રજિતનાં બાણોથી વીંધાયેલા બન્ને ભાઈઓના દેહમાથી રુધિર સ્રવતું હતુ; તેથી તેઓ જાણે જળને સ્રવતા બે પ્રસ્રવણ પર્વતો જ હોય એવા જણાતા હતા. પૂર્વે જેણે ઇંદ્રને જીત્યો હતો એવા ઇંદ્રજિતનાં બાણો વડે મર્મસ્થળમા વીંધાયેલા રામચંદ્ર પ્રથમ પૃથ્વી પર ઢળી પડયા.[૨૧,૨૨] ઇંદ્રજિતે જ્યારે સુવર્ણપૂંખવાળાં, તીક્ષ્ણ અણીવાળાં અને વાયુથી ઊડતી ધૂળના જેવા વેગવાળાં નારાચ, અર્ધનારાચ, ભલ્લ, અંજલિક, વત્સદંત, સિંહદંષ્ટ્ર તથા ક્ષુર વગેરે બાણોથી રામચંદ્રને વીંધી નાખ્યા,[૨૩] ત્યારે ઊતરી ગયેલી પણછવાળું, શિથિલ પડેલી મૂઠવાળું તથા ત્રણ ઠેકાણેથી નમેલું પોતાનું સુવર્ણભૂષિત ધનુષ્ય ફેંકી દઈ ને રામચંદ્ર વીરશયન કરી સૂઈ રહ્યા. એ પ્રમાણે સંગ્રામભૂમિમાં રામચંદ્રને બાણ-શય્યા ઉપર સૂતેલા જોઈને મહાત્મા લક્ષ્મણ પોતાના જીવિત માટે નિરાશ થઈ ગયા.[૨૪,૨૫] કમળપત્ર સમાન નેત્રવાળા અને સંગ્રામમાં શત્રુઓને જીતનારા પોતાના મોટાભાઈ રામ-

ચંદ્રને પૃથ્વી પર પડેલા જોઈને લક્ષ્મણ અત્યંત શોક કરવા લાગ્યા,[૨૬] તેમ જ રામની એવી સ્થિતિ જોઈને અત્યંત સંતાપ પામેલા સર્વ વાનરો પણ શોકગ્રસ્ત થઈ ચોધાર આંસુએ રુદન કરવા લાગ્યા.[૨૭] નાગપાશ વડે બંધાઈને વીરશયને સૂતેલા રામ–લક્ષ્મણને વીંટાઈ વળી હનુમાન વગેરે સર્વ વાનરો અત્યંત ખેદ કરવા લાગ્યા.[૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૪૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૬ મો

### વાનરોનો શોક–રામલક્ષ્મણની મૂર્ચ્છા

ततो द्यां पृथिवीं चैव वीक्षमाणा वनौकसः।
ददृशुः संततौ बाणैर्भ्रातरौ रामलक्ष्मणौ ॥ १ ॥

રાક્ષસોના ભયને લીધે આકાશ અને પૃથ્વી તરફ નિહાળતા વાનરો રામ–લક્ષ્મણને બાણોથી વ્યાપ્ત થયેલા જોઈ અત્યંત ખેદ કરતા હતા,[૧] એટલામાં ઇંદ્ર જેમ વૃષ્ટિ કરી વિરામ પામે, તેમ ઇંદ્રજિત પોતાનું કાર્ય કરી વિરામ પામ્યો ત્યારે સુગ્રીવ, વિભીષણ, નીલ, મૈંદ, દ્વિવિદ, સુષેણ, કુમુદ, અંગદ તથા હનુમાન વગેરે ત્યાં આવ્યા અને શોક કરવા લાગ્યા.[૨,૩] પૃથ્વી પર તૂટી પડેલા સુવર્ણધ્વજની પેઠે સંગ્રામભૂમિમાં પડેલા રામ–લક્ષ્મણ ચેષ્ટારહિત થઈ સર્પની પેઠે મંદમંદ નિશ્વાસ મૂકતા હતા, તેઓના શરીર લોહીલુહાણ થઈ રહ્યા હતા, બાણો વડે વ્યાપ્ત થઈ બાણોની પથારીમાં સૂતા હતા અને તેઓની આસપાસ યૂથપતિ વાનરો વીંટાઈ રુદન કરતા બેઠા હતા.[૪-૬] બાણોથી વીંધાઈને પડેલા રામ–લક્ષ્મણને જોઈ ખેદયુક્ત થયેલા સઘળા વાનરો અંતરિક્ષમાં તેમ જ આજુબાજુ સર્વ દિશાઓમાં જોવા લાગ્યા, પણ માયાથી અંતર્હિત થયેલો ઇંદ્રજિત તેઓના જોવામાં આવ્યો નહિ, પરંતુ રામ–લક્ષ્મણની સ્થિતિ જોઈને અત્યંત પીડિત થયેલા વિભીષણે ચોમેર દૃષ્ટિ ફેરવી જોયું તો પોતાની રાક્ષસી માયાના બળથી ઇંદ્રજિતને પોતાની આગળ ઊભેલો દીઠો. એ ઇંદ્રજિત બ્રહ્મદેવ પાસેથી મેળવેલા વરદાનના પ્રભાવથી તેજ, યશ તથા પરાક્રમસંપન્ન હતો અને તેની સામે યુદ્ધ કરવાને કોઈ પણ યોદ્ધો સમર્થ ન હતો.

પોતાનું પરાક્રમ જોઈને તથા રામ–લક્ષ્મણને નાગપાશથી બંધાયેલા જોઈને રાવણનો પુત્ર ઇંદ્રજિત ઘણો જ ફુલાવા લાગ્યો અને સર્વ રાક્ષસોને હર્ષિત કરતાં કહેવા લાગ્યો: 'હે રાક્ષસો ! જુઓ, ખર–દૂષણ વગેરે રાક્ષસોને હણનારા મહાબળવાન આ રામ–લક્ષ્મણને આજે મેં મારાં બાણોથી વીંધી નાખ્યા છે ! અરે, સઘળા મહર્ષિઓ સહિત દેવો અને અસુરો એકત્રિત થાય તોપણ તેઓ મારા બાંધેલા નાગપાશમાંથી રામ–લક્ષ્મણને મુક્ત કરી શકે એમ નથી. હે રાક્ષસો ! જેને જીતવાની ચિંતાથી શોકગ્રસ્ત થઈ રહેલા મારા પિતા રાવણરાયને ઉજાગરામાં ને ઉજાગરામાં રાત્રિએ કાઢવી પડે છે, તેમ જ વર્ષાઋતુમાં જેમ નદી આકુળ થાય તેમ જેને લીધે આપણી લંકાનગરી આકુળવ્યાકુળ થઈ રહી છે, તે સૌ અનર્થના મૂળરૂપ રામને આજે મેં લાંબો કરી સુવાડ્યો છે[૭-૧૫] જેમ શરદઋતુમાં મેઘ નિષ્ફળ નીવડે છે, તેમ રામ–લક્ષ્મણ તથા સુગ્રીવ આદિ સર્વ વાનરોના પરાક્રમ આજે નિષ્ફળ થયા છે !'[૧૬]

એ પ્રમાણે અહંકારભર્યાં વચન કહીને વળી તે સર્વ રાક્ષસોના દેખતાં રામચંદ્રની આજુબાજુ બેઠેલા મુખ્ય મુખ્ય વાનરોને પીડવા લાગ્યો.[૧૭] મહાવેગવાળા રાવણના પુત્ર ઇંદ્રજિતે પોતાનું મોટું ધનુષ્ય ખેંચીને નીલ વાનરને નવ બાણો માર્યાં, મૈંદ તથા દ્વિવિદ વાનરોને ત્રણ ત્રણ બાણોનો પ્રહાર કર્યો, એક બાણ વડે જાંબવાનનું હૃદય વીંધ્યું, મહાબળવાન હનુમાન પર દશ બાણો નાખ્યાં, અમિત પરાક્રમવાળા ગવાક્ષ તથા શરભ વાનરને બબ્બે બાણોથી વીંધ્યા અને ગોલાંગૂલ વાનરોના અધિપતિ

ધૂમ્રને તથા વાલિના પુત્ર અંગદને અસંખ્યાત બાણો વડે વીંધી નાખ્યા. પછી એ પ્રમાણે મુખ્ય મુખ્ય વાનરોને વીંધી નાખીને તથા બીજા વાનરોને ત્રાસ પમાડીને મહાબળવાન ઇંદ્રજિત હર્ષને લીધે ખડખડાટ હાસ્ય કરી બોલ્યો :[૧૮-૨૩] 'હે રાક્ષસો ! મેં આજે સંગ્રામભૂમિમાં રામ-લક્ષ્મણ બંને ભાઈઓને શરબંધનથી બાંધી લીધા છે, તેને તમે જુઓ.' ઇંદ્રજિતનું વચન સાંભળી કપટથી યુદ્ધ કરનારા રાક્ષસો અત્યંત વિસ્મિત થયા અને તેનું પરાક્રમ જોઈ હર્ષિત થયા.[૨૪,૨૫] 'રામ મરણ પામ્યા' એમ ધારી તે સર્વ રાક્ષસો મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યા અને ઇંદ્રજિતને અભિનંદન આપવા લાગ્યા. ઇંદ્રજિત પણ રામ-લક્ષ્મણને હાલ્યાચાલ્યા વિના પડી રહેલા જોઈને એમ જ માનવા લાગ્યો કે, આ બંને ભાઈ હવે મરણ પામ્યા છે ![૨૬,૨૭] રામ-લક્ષ્મણને મરી ગયેલા માની હર્ષમાં આવેલો જયશાળી ઇંદ્રજિત સર્વ રાક્ષસોને હર્ષિત કરતો લંકા તરફ પાછો વળ્યો.

રામ-લક્ષ્મણના પ્રત્યેક અંગમાં ઘણા બાણો ખૂંચી ગયેલા જોઈને વાનરરાજ સુગ્રીવના મનમાં ભય ઉત્પન્ન થયો અને તે દીનપણે અશ્રુપાત કરવા લાગ્યો, ત્યારે વિભીષણે તેને કહ્યું 'હે સુગ્રીવ ! હવે રડવાથી શું વળે એમ છે? તું ધૈર્ય ધરી તારા આંસુને અટકાવ હે ભાઈ ! સર્વત્ર યુદ્ધ તો આવાં જ હોય છે તેમાં 'અમુકનો વિજય થશે જ' એમ નક્કી કહી શકાતું નથી હે શૂરવીર ! મહાબળવાન એવા આ રામ-લક્ષ્મણને માત્ર મૂર્છા જ આવેલી છે. જો આપણું કાંઈ સદ્ભાગ્ય બાકી હશે, તો તેઓ હમણાં જ જાગ્રત થશે, માટે તું તારું ચિત્ત ઠેકાણે રાખીને, કે જે અનાથ છું તેનું આશ્વાસન કર. હે વાનરરાજ ! જે પુરુષો સત્ય ધર્માચરણમાં પ્રીતિવાળા છે, તેઓને મૃત્યુ તરફનો કાંઈ પણ ભય હોતો નથી '[૨૮-૩૨] એટલું કહીને સુગ્રીવને રાક્ષસી માયાનું જ્ઞાન થવા માટે ઉત્તમ મંત્ર વડે અભિમંત્રિત કરેલું શુદ્ધ જળ લઈ તે વડે વિભીષણે સુગ્રીવના નેત્ર ધોઈ લૂછી નાખ્યા અને ધૈર્ય રાખીને કાલોચિત વચન કહેવા માંડ્યા : 'હે કપિરાજ ! અત્યારે આમ ગભરાઈને બેસી રહેવાનો સમય નથી. આવા વખતે અતિશય સ્નેહ રાખવો એ મરણનું કારણ થઈ પડે છે,[૩૩-૩૬] માટે તું સઘળાં કાર્યોને બગાડનાર ગભરાટનો ત્યાગ કર અને રામચંદ્ર સહિત સર્વ સૈન્યનું હિત થાય એવો વિચાર કર,[૩૭] અથવા તો હે સુગ્રીવ ! રામ-લક્ષ્મણ પુનઃ સંજ્ઞામાં આવે ત્યાં સુધી તેમનું રક્ષણ કર. એ બંને ભાઈઓ ચેતનામાં આવશે એટલે આપણા ભયને દૂર કરશે.[૩૮] હે વાનરેંદ્ર ! જો તો ખરો, તેમને કાંઈ પણ થયું નથી તેમને મરણનો ભય તો છે જ નહિ. તેમના શરીરની કાંતિ તેવી ને તેવી જ છે. ગતપ્રાણ થયેલા પુરુષની આવી કાંતિ રહેતી જ નથી,[૩૯] માટે તું ધૈર્ય રાખી આપણી વાનરસેનાનું આશ્વાસન કર. એટલામાં હું બીજી સેનાની વ્યવસ્થા કરું છું.[૪૦] હે હરિસત્તમ ! જો ઇંદ્રજિતના ભયથી ત્રાસ પામેલા આ પ્રફુલ્લિત નેત્રવાળા વાનરો એકમેકના કાનમાં ગુપ્ત રીતે વાત કરે છે, માટે તું તેમનો સંશય દૂર કરવાનો પ્રયત્ન કર[૪૧] તને હર્ષભેર પોતાની સામે આવતો જોઈને વાનરો કરમાઈ ગયેલા પુષ્પહારની પેઠે ત્રાસને ત્યજી દેશે '[૪૨] એ પ્રમાણે સુગ્રીવનું આશ્વાસન કરી રાક્ષસશ્રેષ્ઠ વિભીષણે છિન્નભિન્ન થયેલી વાનરસેનાનું પણ અનેક પ્રકારે આશ્વાસન કર્યું.[૪૩]

મહામાયાવી ઇંદ્રજિત પોતાની સર્વ સેના સહિત લંકામાં ગયો અને પોતાના પિતા રાવણરાયની આગળ જઈ પ્રણામ કરી હાથ જોડી પ્રિય વચન કહેવા લાગ્યો : 'હે પિતાજી ! આજે હું રામ-લક્ષ્મણને મારી આવ્યો છું'. રાક્ષસોની સભામાં બેઠેલા રાવણે 'રામ-લક્ષ્મણ મૃત્યુ પામ્યા' એવા સમાચાર પોતાના પુત્રના મુખથી સાંભળ્યા કે તરત જ તે હર્ષભેર ઊઠી

ઇંદ્રજિતને હૃદયસરસો ચાંપ્યો.[૪૪-૪૬] અને તેનુ મસ્તક સૂંઘી અત્યંત પ્રસન્ન થયો. પછી રાવણે ઇંદ્રજિતને સંગ્રામનું સંપૂર્ણ વૃત્તાંત કહેવાની આજ્ઞા કરી, ત્યારે ઇંદ્રજિતે રામ-લક્ષ્મણને નાગપાશથી કેવી રીતે બાંધ્યા, તેમને કાંતિહીન કરી નિશ્ચેષ્ટ બનાવી સમરાંગણમાં કેવી રીતે સુવાડ્યા, એ સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યુ.[૪૭] મહારથી ઇંદ્રજિતના મુખથી રામ-લક્ષ્મણના મરણના સમાચાર સાંભળી અત્યંત હર્ષિત થયેલો રાવણ રામચંદ્ર તરફના ભયથી રહિત થઈ ને પોતાના પુત્ર ઇંદ્રજિતની પ્રશંસા કરવા લાગ્યો.[૪૮]

ઇતિ શ્રીવાલ્મીક મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૪૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૭ મો

### રામ-લક્ષ્મણની મૂર્ચ્છા-ક્રૂર રાવણનું કારસ્તાન -સીતાસંતાપ

**तस्मिन्प्रविष्टे लंकायां कृतार्थे रावणात्मजे ।**
**राघवं परिवार्याथ ररक्षुर्वानरर्षभाः ॥ १ ॥**

યુદ્ધમાં કૃતાર્થ થયેલા ઇંદ્રજિતે લંકામાં પ્રવેશ કર્યો, ત્યારે હનુમાન, અંગદ, નીલ, સુષેણ, કુમુદ, નલ, ગજ, ગવાક્ષ, પનસ, સાનુપ્રસ્થ, જાંબવાન, ઋષભ, સુંદ, રંભ, શતબલિ અને પૃથુ વગેરે યૂથપતિ વાનરો સેનાની વ્યૂહરચના કરીને તથા હાથમાં આયુધો ગ્રહણ કરીને ચોતરફથી રામ-લક્ષ્મણનુ રક્ષણ કરવા લાગ્યા. ઊંચે, નીચે અને ચોમેર દૃષ્ટિ ફેરવતા એ વાનરો વાયુથી કંપતા એક તણખલાનો ખડખડાટ થાય તોપણ 'અરે, રાક્ષસો આવ્યા કે શું?' એવી શંકા લાવતા હતા.[૨-૪]

રાવણે પોતાના પુત્ર ઇંદ્રજિતના મુખથી સઘળું વૃત્તાંત સાભળ્યા પછી તેને મહેલમાં જવાની આજ્ઞા આપી અને સીતાનુ રક્ષણ કરનારી રાક્ષસીઓને પોતાની પાસે બોલાવી.[૫] રાવણના હુકમથી ત્રિજટા વગેરે રાક્ષસીઓ ત્યાં આવી, ત્યારે રાવણે હર્ષપૂર્વક તેમને કહ્યું: 'હે રાક્ષસીઓ! 'ઇંદ્રજિતે રામ-લક્ષ્મણને મારી નાખ્યા છે' એ સમાચાર તમે સીતાને સંભળાવો અને તેને પુષ્પક વિમાનમાં બેસાડી રામ-લક્ષ્મણ સંગ્રામભૂમિમાં પડયા છે તે દેખાડો. જેના આશ્રયથી ગર્વિષ્ઠ થઈ એ સીતા મારું વચન અંગીકાર કરતી નથી, તે રામ-લક્ષ્મણને આજે ઇંદ્રજિતે મારી નાખ્યા છે.[૬-૮] હવે એ જનકપુત્રી સીતા રામની આશા ત્યજીને, શંકા અને શોકથી રહિત થઈ ને તથા સર્વ આભુષણો સજીને મારી પાસે આવશે જ આવશે આજે સંગ્રામભૂમિમાં રામ-લક્ષ્મણને મરણ પામેલા જોઈ વિશાળ નેત્રવાળી સીતા નિરાશ થઈ પાછી વળશે અને પોતાને નિરાધાર થયેલી જોઈ તે મારી પાસે અવશ્ય આવશે જ.[૯,૧૦]

દુરાત્મા રાવણનાં ઉપર્યુક્ત વચન સાંભળી 'બહુ સારું, જેવી મહારાજાની આજ્ઞા' એમ કહી પ્રણામ કરી સર્વ રાક્ષસીઓ જ્યાં પુષ્પક વિમાન હતું ત્યાં ગઈ.[૧૧] પછી રાવણની આજ્ઞાથી પુષ્પક વિમાન લઈને તે રાક્ષસીઓ અશોકવાટિકામા બેઠેલાં સીતાની પાસે આવી અને સ્વામીના શોકમાં ગરક થયેલાં સીતાને ત્રિજટાની સાથે પુષ્પક વિમાનમાં બેસાડી, ધજા-પતાકાથી અલંકૃત કરેલી લંકા ઉપર ફેરવવા લાગી. એ સમયે હર્ષિત થયેલા રાવણે 'ઇંદ્રજિતે સંગ્રામમાં રામ લક્ષ્મણને મારી નાખ્યા છે' એવો ઢંઢેરો આખી લંકામાં પિટાવવા માંડ્યો.

ત્રિજટાની સાથે વિમાનમાં બેઠેલાં સીતાએ સંગ્રામભૂમિ ઉપર આવીને જોયુ તો વાનરસેનાને ઘાયલ થયેલી દીઠી, રાક્ષસોને હર્ષિત મનવાળા દીઠા અને પૃથ્વી પર નાગપાશથી બંધાઈ ને પડેલા રામ-લક્ષ્મણની આજુબાજુ બેઠેલા વાનરોને દુઃખથી રુદન કરતા જોયા.[૧૨-૧૭] બાણની પીડાથી નિશ્ચેષ્ટ થઈ રણભૂમિમાં પડેલા રામ-લક્ષ્મણને જોઈ સીતા અત્યંત દુઃખી થયાં. પૃથ્વી પર બાણશય્યામા સૂતેલા, કમળ સરખા નેત્રવાળા રામ-લક્ષ્મણ જાણે એ કાર્તિકેય જ હોય એવા શોભતા હતા. તેઓનાં કવચ તૂટી ગયાં હતાં, ધનુષ્ય અવ્યવસ્થિત પડેલાં હતાં

પછી મારો પત્તો મેળવીને તથા અક્ષુબ્ધ મહોદધિ પાર ઊતરીને છેવટે આ બન્ને ભાઈઓ ગાયના પગલામાં ડૂબી મૂઆ! હાય, હું કેવી અભાગિણી! અરે, અરે! બન્ને ભાઈની પાસે વરુણાસ્ત્ર, આગ્નેયાસ્ત્ર, ઐંદ્રાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર તથા બ્રહ્માસ્ત્ર વગેરે ઉપસ્થિત હતાં; તે છતાં શું તે સર્વ અસ્ત્રોનો ઉપયોગ તેઓ નહિ કરી શકયા હોય? હાય! હું અનાથના નાથ અને ઇંદ્ર સરખી કાંતિવાળા રામ અને લક્ષ્મણને રડયા ઇંદ્રજિતે ગુપ્ત રહી કપટથી હણ્યા છે![૧૩–૧૭] નહિ તો મનના જેવા વેગવાળો શત્રુ પણ રામની સામે સંગ્રામમાં આવ્યા પછી જીવતો જાય નહિ.[૧૮] અરેરે! પોતાના ભ્રાતા લક્ષ્મણ સહિત રામચંદ્ર શત્રુના હાથે હણાઈને સંગ્રામમાં પડયા છે. એ ઉપરથી નિશ્ચય થાય છે કે પ્રાણીઓને શુભાશુભ ફળ આપવામાં કાળને કોઈ બોજો ઉઠાવવો પડતો નથી અને સુખ–દુઃખ આપનારું દૈવ કોઈથી જિતાય એમ નથી.*[૧૯] અરેરે, આ વખતે મને મારાં તપસ્વિની સાસુજીના દુઃખનો જેટલો શોક થાય છે, તેટલો શોક મને રામ–લક્ષ્મણનો, મારી માતાનો કિંવા મારા પોતાનો પણ થતો નથી! અરેરે! મારાં સાસુજી કૌશલ્યા હમેશાં રટણ કરતાં હશે કે, 'મારો રામ ચૌદ વર્ષનું વનવાસવ્રત પૂરું કરીને સીતા તથા લક્ષ્મણ સહિત કયારે ઘેર આવશે અને હું ત્રણેનાં મુખ કયારે જોઈશ?'

એ રીતે શોક અને વિલાપ કરી રહેલાં સીતાને ત્રિજટા રાક્ષસી કહેવા લાગી: 'હે દેવી! તું શોક ન કર. હે બહેન! તારા મનમાં નિશ્ચય રાખ કે તારા સ્વામી રામ તથા દિયર લક્ષ્મણ જીવતા જ છે. હે દેવી! એ માટે હું તને યથાર્થ અને મહત્ત્વભર્યાં કારણ કહું છું. જો સેનાનો નાયક ખરેખર મરણ પામીને પડયો હોય, તો સૈનિકોનાં મુખ હર્ષ તથા ક્રોધયુક્ત હોય નહિ.[૨૦–૨૪] વળી હે વૈદેહી! જો તું વિધવા થઈ હોય, તો આ દિવ્ય પુષ્પક વિમાન તને ધારણ કરે જ નહિ. વળી જો સેનાનો નાયક મરણ પામ્યો હોય, તો જેમ કર્ણધાર વિનાની નૌકા જળમાં આમતેમ ભ્રમણ કરે, તેમ મુખ્ય મુખ્ય યોદ્ધાઓ વગરની સેના ઉત્સાહ અને ઉદ્યમરહિત તથા આકુળવ્યાકુળ થઈ જાય; પરંતુ આ કપિસેના તો ભ્રાંતિ તથા ઉદ્વેગથી રહિત જણાય છે અને રામ–લક્ષ્મણનું રક્ષણ કરે છે. એ સર્વ કારણો ઉપરથી હું નિશ્ચય કરી કહું છું કે, તારા સ્વામી રામચંદ્ર તથા દિયર લક્ષ્મણ જીવતા છે.[૨૫–૨૭] માટે ઓ બહેન! તું શાંત થા અને મારાં વચન ઉપર વિશ્વાસ રાખ. હવે તારો ઉદયકાળ પાસે જ આવ્યો છે. હે સીતા! હું તને સ્નેહથી કહું છું કે, હવે તું અલ્પ સમયમાં જ રામ–લક્ષ્મણને મળીશ.[૨૮] હે મૈથિલી! મેં તને કદી પણ અસત્ય કહ્યું નથી અને હવે પછી પણ અસત્ય કહેવાની નથી. હે દેવી! તું તારાં સચ્ચારિત્ર્યોથી તથા પવિત્ર શિયળવ્રતથી મને પ્રિય થઈ પડી છે.[૨૯] હે સીતા! ઇંદ્ર સહિત સઘળા દેવો અને અસુરો પણ રામ–લક્ષ્મણને જીતી શકે એમ નથી, તો પછી રાવણ તે કોણ માત્ર? આ હું તને રામની મુખકાંતિ જોઈને સાચેસાચું જ કહું છું.[૩૦] હે મૈથિલી! તું જો તો ખરી કે ઇંદ્રજિતનાં બાણોથી વીંધાઈને અચેત થઈ પડવા છતાં તેઓના મુખની કાંતિ જરા પણ ચિમળાઈ નથી. ખૂટેલા આયુષ્યવાળા અને ગતપ્રાણ થયેલા પુરુષોના મુખ તો બહુધા વિકારયુક્ત થઈ જાય છે.[૩૧,૩૨] આ તો એમાંનું કશુંયે નથી; માટે હે જનકનંદિની! તું રામ–લક્ષ્મણ સંબંધી શોક તથા મોહનો ત્યાગ કર અને દુઃખરહિત થા.[૩૩]

ત્રિજટાનું વચન સાંભળી દેવકન્યા સરખાં સીતાએ નમ્રતાપૂર્વક કહ્યું: 'ભલે બહેન, તારાં વચન ફળજો.'[૩૪]

---

* अवश्यं भाविभावाना प्रतीकारो भवेद्यदि।
तदा दु:खैर्न लिप्येरन्नलरामयुधिष्ठिराः ॥

'અવશ્ય કરી આમ થનારા દુઃખોનો જો કાંઈ ઉપાય થઈ શકતો હોય, તો નળ, રામ તથા યુધિષ્ઠિર જેવા સમર્થ પુરુષો શા માટે દુઃખ ભોગવત?' એ ભાવાર્થને મળતું સીતાનું વચન છે.

પછી મન સરખા વેગવાળા પુષ્પક વિમાનને પાછું વાળી ત્રિજટા અને સીતા લંકામાં આવ્યાં.[૩૫] પુષ્પક વિમાનમાંથી ઊતરીને સીતા અને ત્રિજટા બીજી સર્વ રાક્ષસીઓ સહિત પુનઃ અશોકવાટિકામાં ગયાં. ઘણાં વૃક્ષસમૂહોવાળી રાક્ષસેંદ્ર રાવણની વિહારભૂમિ(અશોકવાટિકા)માં પ્રવેશ કર્યા પછી રામ-લક્ષ્મણની સ્થિતિ સંભારી સંભારીને સીતા અત્યંત ખેદ કરવા લાગ્યાં.[૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૪૮મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૯ મો

### રામચંદ્રનું જાગ્રત થવું-લક્ષ્મણની મૂર્ચ્છાથી તેમને થયેલો સંતાપ

घोरेण शरबन्धेन बद्धौ दशरथात्मजौ।
निश्वसन्तौ यथा नागौ शयानौ रुधिरोक्षितौ॥

ઇંદ્રજિતના ભયંકર શરબંધથી બંધાઈ પડેલા, રુધિરથી ખરડાયેલા દેહવાળા અને ફૂંફાડા નાખતા એ સર્પોની પેઠે સૂતેલા મહાત્મા રામ-લક્ષ્મણને વીંટાઈ વળી શોકગ્રસ્ત થયેલા સુગ્રીવાદિ બળવાન વાનરો ઊભા હતા.[૧,૨] એવામાં બાણથી વીંધાયેલા છતાં અત્યંત બળવાન તથા દૃઢ અંગોવાળા હોવાથી શ્રીમાન રામચંદ્ર જાગ્રત થયા,[૩] અને પોતાની પાસે જ રુધિરથી ખરડાઈ તથા નાગપાશથી જકડાઈ દીન વદને પડેલા પોતાના ભાઈ લક્ષ્મણને જોઈ વિલાપ કરવા લાગ્યા: 'અરે, હાય! યુદ્ધમાં પરાજય પામી પડેલા આ લક્ષ્મણને આજે હું મારી નજરે જોઉં છું, તો હવે મારે જીવીને કિંવા સીતાને પ્રાપ્ત કરીને પણ શું કામ છે?[૪,૫] અરે! પૃથ્વી પર ખોળ કરતાં સીતા જેવી સ્ત્રી તો મળશે, પરંતુ યુદ્ધમાં સહાય કરનારો લક્ષ્મણ જેવો બીજો ભાઈ મળવો મુશ્કેલ છે! સુમિત્રાના આનંદની વૃદ્ધિ કરનારો આ મારો ભાઈ લક્ષ્મણ જો મરણ પામ્યો હશે, તો હું આજે સર્વ વાનરોના દેખતાં મારા પ્રાણનો ત્યાગ કરીશ.[૬,૭] અરેરે, લક્ષ્મણ વિના એકલો હું અયોધ્યા જઈશ, ત્યારે કૌશલ્યા તથા કૈકેયીને શું કહીશ? અરે! પુત્રદર્શનની લાલસાવાળા સુમિત્રાને તો હું મારું મોઢું જ કેમ કરી દેખાડી શકીશ? જો હું લક્ષ્મણ વિના પાછો જઈશ તો વાછરડા વિનાની ગાયની પેઠે કંપતા તથા બચ્ચા વિનાની પક્ષિણીની પેઠે ટળવળતા સુમિત્રાનું આશ્વાસન કેવી રીતે કરીશ?[૮,૯] યશસ્વી ભરત તથા શત્રુઘ્ન મને લક્ષ્મણના સમાચાર પૂછશે, ત્યારે શું હું એમ કહીશ: 'હું લક્ષ્મણને સાથે લઈ વનમાં ગયો હતો, પરંતુ તેને મૂકીને એકલો પાછો આવ્યો છું!' હર! હર! મારાથી એવું કેમ કહેવાશે?[૧૦] અરે, હું સુમિત્રા માતાનો ઠપકો કેવી રીતે સહન કરી શકીશ? હવે હું જીવવા ઇચ્છતો નથી, માટે અહીંયાં જ પ્રાણત્યાગ કરીશ.[૧૧] અરે, મારા સરખા દુષ્ટ કર્મ કરનાર અનાર્યને ધિક્કાર છે, કેમ કે મારે માટે આ મારો ભાઈ લક્ષ્મણ ગતપ્રાણ સરખો થઈ બાણશય્યામાં સૂતો છે! હે લક્ષ્મણ! હું જ્યારે ખેદયુક્ત થતો, ત્યારે તું મારું આશ્વાસન કરતો, પરંતુ આજે હું આટલો બધો પીડાઉં છું, તોપણ તું મારી સાથે કાંઈ પણ બોલતો નથી! આ શું?[૧૨,૧૩] હે શૂરવીર! આજે જે પૃથ્વી ઉપર તેં ઘણા રાક્ષસોને મારી નાખ્યા છે, તે જ પૃથ્વી ઉપર તું શત્રુઓથી બંધાઈને પડ્યો છે! આ શું? હે ભાઈ! આ વેળા રુધિરથી ખરડાયેલો તથા બાણોથી વીંટાયેલો તું અસ્તાચળ પ્રત્યે જતા સૂર્ય સમાન શોભે છે.[૧૪,૧૫] હે લક્ષ્મણ! તારા મર્મસ્થળમાં બાણ વાગેલાં છે, તેથી તું બોલી શકતો નથી, પરંતુ અતિશય રાતાં નેત્રો ઉપરથી તારી પીડા વ્યક્ત થાય છે.[૧૬] અરે, અત્યંત કાંતિવાળો આ લક્ષ્મણ જેવી રીતે મારી પાછળ વનમાં આવ્યો, તેવી રીતે હું પણ તેની પાછળ પરલોકમાં જઈશ![૧૭] અરેરે, બંધુવર્ગ ઉપર પ્રીતિ ધરાવનાર અને નિરંતર મારી ઇચ્છા પ્રમાણે વર્તનારો આ લક્ષ્મણ, હું અભાગિયાના દુરાચરણથી આવી દશા પામ્યો છે! અહા, આ

વીર લક્ષ્મણે ક્રોધમાં આવીને કદી પણ મારા પ્રત્યે અપ્રિય અથવા કઠોર વચન કહ્યાં હોય એવું મને સાંભરતું નથી! અહા, આ વીર લક્ષ્મણ એકીવખતે પોતાના જે હાથથી પાંચસો બાણો મૂકી શકતો હતો, માટે હજાર હાથવાળા કાર્તવીર્ય કરતાં પણ તે વિશેષ બાણવાળો હતો! અમૂલ્ય શયન માં સૂવાને યોગ્ય જે લક્ષ્મણ પોતાના અમોઘ અસ્ત્રો વડે ઇન્દ્રના વજ્રનું પણ નિવારણ કરતો હતે, તે લક્ષ્મણ આજે બાણોથી હણાઈ પૃથ્વી પર સૂતો છે!

અરે, મેં વિભીષણને લંકાનું રાજ્ય આપવા માટે જે વચન આપ્યું છે, તે પણ હવે મિથ્યા થશે એ કારણથી મારું હૃદય બળ્યા કરે છે![૧૮-૨૨] હે સુગ્રીવ! હવે તું સત્વર પાછો જા, કારણ કે લક્ષ્મણના શોકથી હું સ્વર્ગસ્થ થઈશ, એટલે તને સહાય વિનાનો નિર્બળ જાણી દુષ્ટ રાવણ વિનાકારણ પીડશે[૨૩] હે સુગ્રીવ! નીલ તથા નલ વગેરે યૂથપતિઓ સહિત તું યુવરાજ અંગદ તથા સઘળી સેનાને આગળ કરીને સમુદ્ર ઊતરી પાછો જા[૨૪] હે વાનરરાજ! રીંછોનો અધિપતિ જાંબવાન, ગોલાંગૂલ વાનરો નો રાજા ધૂમ્ર, અંગદ, મૈંદ, દ્વિવિદ, કેસરી, સંપાતિ, ગવાક્ષ, શરભ અને ગજ વગેરે વાનરો એ યુદ્ધમાં બીજાઓથી ન થઈ શકે એવું જે પરાક્રમ દર્શાવ્યું છે, તેમ જ બીજા પણ સર્વ વાનરોએ પોતાના જીવિતની પણ દરકાર રાખ્યા વિના મારે અર્થે જે ભયંકર યુદ્ધ કર્યું છે તેથી હું અત્યંત સંતુષ્ટ થયો છું[૨૫-૨૭] હે સુગ્રીવ! મિત્રે અથવા તો શુભેચ્છુ સુહૃદોએ જે કાંઈ કરવું ઘટે છે તે સઘળું તે અધર્મથી ડરીને મારે માટે કર્યું છે, પરંતુ ખરેખર, મનુષ્યો દૈવનું ઉલ્લંઘન કરવા અસમર્થ છે! હે સુગ્રીવાદિ વાનરો તમો! તમે સૌ મિત્રનું કાર્ય કરી ચૂકયા છો, માટે હવે હું તમને આજ્ઞા આપું છું કે, તમે સૌ પોતપોતાને ઘેર જાઓ'

રામચંદ્રનો વિલાપ સાંભળી વાનરોનાં પીળાં નેત્ર આંસુથી ભરાઈ આવ્યાં, એટલામાં સઘળાં વાનરસૈન્યોને સુવ્યવસ્થિત કરીને મહાત્મા વિભીષણ હાથમાં ગદા ગ્રહણ કરી ઉતાવળે ત્યાં આવી પહોંચ્યો[૨૮-૩૧] કાળા કાજળના પર્વત સરખા વિભીષણને ત્વરિત ગતિથી આવતો જોઈ તેને રાવણનો પુત્ર ઇંદ્રજિત ધારીને સઘળા વાનરો નાસભાગ કરવા લાગ્યા

'જો હું રામનું કાર્ય નહિ કરું, તો મને પ્રતિજ્ઞા-હાનિ અને મિત્રવંચના કર્યાનું પાતક લાગશે,' એવા અધર્મથી ડરીને

ઇતિ શ્રીવાલ્મીકિ મહાઋષિ રચિત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ... મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૦ મો

### ગરુડનું આગમન અને નાગપાશવિમોચન

ttथोवाच महातेजा हरिराजा महाबल ।
किमियं व्यथिता सेना मूढवातेव नौर्जले ॥ १ ॥

વાનરોને નાસભાગ કરતા જોઈને મહા તેજસ્વી સુગ્રીવે કહ્યું 'અરે પ્રતિકૂળ વાયુને લીધે ચકડોળે ચઢેલી નૌકાની પેઠે આજે આપણી વાનરોની સેના આમ ડામાડોળ સ્થિતિમાં કેમ આવી પડી છે?'[૧] સુગ્રીવનું વચન સાંભળી અંગદે કહ્યું 'હે મહારાજ, દશરથનંદન રામ-લક્ષ્મણ બંને ભાઈ લોહીલુહાણ થઈને તથા બાણથી વીંધાઈને બાણશય્યામાં સૂતા છે, તે શું તમારા જાણવામાં નથી?'[૨]

યુવરાજ અંગદનું વચન સાંભળી સુગ્રીવે પુનઃ કહ્યું હે તાત! તું કહે છે તે સઘળું મારા જાણવામાં છે, પરંતુ આ સર્વ વાનરો આમ એકાએક ભયભીત થઈ નાસભાગ કરે છે, તેનું કાંઈ વિશેષ કારણ હોવું જોઈએ[૪] જો ને, શોક યુક્ત મુખાકૃતિવાળા અને ત્રાસને લીધે ફાટેલી આંખોવાળા આ વાનરો શસ્ત્ર ફેંકી દઈને ચોતરફ નાસે છે[૫] તેઓ એકબીજાથી શરમાતા નથી, પાછું વળી જોતા નથી, આડે આવી વારનારને ગણકારતા નથી, તેમ જ પડી જતા વાનરોને પણ કૂદીકૂદીને નાસી જાય છે આનું શું કારણ છે?'[૬]

સુગ્રીવ આમ બોલતો હતો તેવામાં 'રામ તથા સુગ્રીવનો જય થાઓ' એમ બોલતો મહાત્મા

વિભીષણ ત્યા આવી પહોચ્યો ૭ વિભીષણને જોઈ વાનરોને ભય પામવાનુ કારણ આ વિભીષણ જ છે' એવો નિશ્ચય કરીને વાનરરાજ સુગ્રીવે પોતાની પાસે ઊભેલા ઋક્ષરાજ જાબવાનને કહ્યુ હે જાબવાન! આ વિભીષણને આવતો જોઈ 'તે રાવણનો પુત્ર ઇદ્રજિત છે' એમ સમજી ભયભીત થયેલા વાનરો નાસભાગ કરે છે, માટે તમે તેનામા સત્વર ફરી વળો અને ત્રાસ પામી દોડી જતા વાનરોને વિભીષણ આવ્યાના સમાચાર કહી સમજાવીને વારી રાખો ૮-૧૦

સુગ્રીવના કહેવાથી ઋક્ષરાજ જાબવાને નાસી જતા વાનરોને પાછા વાળી સમજાવ્યા. વૃદ્ધ જાબવાનના વચન સાભળીને તથા વિભીષણને નજરોનજર જોઈને સર્વ વાનરો નિર્ભય થયા

ધર્માત્મા વિભીષણ રામ-લક્ષ્મણને બાણોથી વીધાયેલા જોઈને અત્યત શોક તથા ખેદયુક્ત થયો અને તેણે ભીના હાથ વડે રામ-લક્ષ્મણના નેત્ર લૂછીને વિલાપ કરવા માડયો અરેરે, હાય! કપટથી યુદ્ધ કરનારા રાક્ષસોએ આવા રણધીર, સત્ત્વસપન્ન અને પરાક્રમી રાજપુત્રોને આવી દશામા લાવી મૂકયા છે! અરે રે, મારા ભાઈના પુત્ર દુરાત્મા ઇદ્રજિતે ક્રૂર રાક્ષસી બુદ્ધિનો આશ્રય કરીને આવા સત્યપરાક્રમી પુરુષોને છેતર્યા છે! હર હર, તેની કેવી ગતિ થશે! અરે, લોહીલુહાણ થઈ પૃથ્વી પર સૂતેલા તથા જેમના શરીર ઉપર ખીચેખીચ બાણો ચોટેલા છે એવા આ બને ભાઈ આ વખતે પૃથ્વી પર સૂતેલી બે શાહુડીઓ જેવા જણાય છે હાય, જેના બળ-વીર્યનો આશ્રય કરીને મે લકાના રાજ્યની ઇચ્છા કરી છે, તે બને નરવીરો તો અત્યારે દેહત્યાગ કરવાની અણી પર આવી પડ્યા છે! હાય હાય! આજે હુ જીવતો મૂઆ જેવો જ થઈ પડયો છુ અને આજે મારા મનોરથ નષ્ટ થયો છે અરેરે, મારા શત્રુ રાવણની પ્રતિજ્ઞા આજે સત્ય થઈ છે અને તેના સઘળા મનોરથ આજ સફળ થયા છે ૧૧-૧૯

એ પ્રમાણે વિલાપ કરતા વિભીષણને ભેટી મહાપરાક્રમી વાનરરાજ સુગ્રીવ કહેવા લાગ્યો 'હે ધર્મજ્ઞ વિભીષણ! તું ધૈર્ય રાખ. તને લકાનુ રાજ્ય પ્રાપ્ત થશે જ, એમા કાઈ પણ સદેહ નથી રાવણના મનોરથ કદી પણ સફળ થશે નહિ, એ તો તેના પુત્રપૌત્રાદિ પરિવાર સહિત નાશ જ પામશે ૨૦,૨૧ હે રાક્ષસશ્રેષ્ઠ! આ રામ-લક્ષ્મણ કાઈ મરણાત વ્યાધિમા પડ્યા નથી, તેઓ તો હવે થોડીક વારમા જ સાવધ થઈને સર્વ રાક્ષસો સહિત રાવણનો વધ કરશે ૨૨

એ પ્રમાણે કહી, વિભીષણને શાત કરી સુગ્રીવે પોતાના સસરા સુષેણ વાનરને કહ્યુ 'હે વાનરોત્તમ! શત્રુઓનુ દમન કરનારા આ રામલક્ષ્મણ જાગ્રત થાય ત્યા સુધી માર્ગમા તેમનુ રક્ષણ કરવા માટે કેટલાક શૂરવીર વાનરોને સાથે લઈને તમે કિષ્કિધા જાઓ, અને હુ રાવણને, તેના પુત્ર, બાધવાદિ પરિવાર સહિત હણીને, ઇદ્ર જેમ દૈત્યો પાસેથી શ્રીને લઈ આવે, તેમ સીતાને લઈ કિષ્કિન્ધા આવીશ ૨૩-૨૫

વાનરરાજ સુગ્રીવનુ ઉપર્યુક્ત વચન સાભળી સુષેણ વાનરે કહ્યુ 'હે સુગ્રીવ! પ્રાચીન સમયમા દેવો અને દૈત્યોનુ ભયકર યુદ્ધ થયુ હતુ તેનો હુ સાક્ષી છુ ૨૬ તે યુદ્ધમા જોકે દેવો લક્ષ્ય વીધવામા કુશળ અને અસ્ત્રવિદ્યા જાણનારા હતા, તોપણ અત્યત બળવાળા દૈત્યો પોતાની રાક્ષસી માયાથી વારવાર અતર્ધાન થઈને તેમને હણતા હતા ૨૭ એ વેળા દૈત્યોના હાથથી ઘવાયેલા, મૂર્છિત થયેલા અને ગતપ્રાણ થયેલા દેવોને, તેમના ગુરુ બૃહસ્પતિ મૃતસજીવની વિદ્યાથી તથા દિવ્ય ઔષધિ ી પુનઃ સજીવન કરતા હતા ૨૮ હે સુગ્રીવ! એ દિવ્ય ઔષધિને અહી લઈ આવવા માટે આપણી સેનામાથી સપાતિ, પનસ તથા હનુમાન વગેરે વાનરોને ઉતાવળે ક્ષીરસમુદ્ર પ્રત્યે મોકલવા જોઈએ' કેમ કે ત્યાના પર્વત

મા ઉત્પન્ન થનારી 'વિશલ્યકરણી'* અને 'સંજીવનકરણી'— એ નામની ઔષધિઓને તેઓ ઓળખે છે.[30] જે ક્ષીરસમુદ્રનું બંધન કરી દેવોએ અમૃત પ્રાપ્ત કર્યું હતું, ત્યાં 'ચંદ્ર' અને 'દ્રોણ' નામના બે પર્વતો છે અને તે પર્વતોમાં એ ઔષધિઓ છે ક્ષીર સાગરમાંના એ પર્વતોમાં દેવોએ અમૃતમય ઔષધિઓ ઉત્પન્ન કરેલી છે, માટે ત્યાં જવાથી આપણું કાર્ય સિદ્ધ થશે હે રાજન્! આ કાર્ય કરવા માટે આપણામાંથી એકલો હનુમાન જશે તોપણ બસ છે '

સુષેણ વાનર એવી વાત કરતો હતો એટલામાં તો પર્વતોને કંપાવતો અને સમુદ્રના જળને ઉછાળતો વાયુ વાવા લાગ્યો એકાએક વાદળાં ચડી આવ્યાં અને વીજળીઓ ઝબકવા લાગી[31-33] વેગથી ઊડતા ગરુડની પાંખોના વાયુથી મોટાં મોટાં વૃક્ષ ભાંગી પડવા લાગ્યાં અને ભાંગી ગયેલી શાખાઓ ઊડી ઊડીને સમુદ્રમાં પડવા લાગી મોટા મોટા સર્પો પણ ભયભીત થઈ ગયા અને જળચર પ્રાણીઓ ચપોચપ સમુદ્રમાં પેસી ગયાં આવો બનાવ જોઈ વાનરો કાંઈક ભયભીત થયા, એટલામાં તો પ્રજ્વલિત અગ્નિ સરખી કાંતિવાળો મહાબળવાન ગરુડ તેઓની દૃષ્ટિએ પડ્યા[34-36] એ ગરુડને આવતો જોઈ બાણરૂપે રામ-લક્ષ્મણના દેહને વીંટાઈ રહેલા મહાબળવાન નાગો-સર્પો નાસી ગયા[37] ગરુડે એ રામ-લક્ષ્મણ પાસે આવી 'તમારો જય થાઓ' એમ બોલી તેમના શરીરે સ્પર્શ કર્યો અને પૂર્ણચંદ્રના સરખી કાંતિવાળા તેઓના મુખ ઉપર ભીનો હાથ ફેરવ્યો[38] ગરુડનો સ્પર્શ થતાં જ રામ-લક્ષ્મણના ઘાવ રુઝાઈ ગયા અને તેઓનાં શરીર પૂર્વના જેવાં સુંદર બની ગયાં વળી તેઓના બળ, તેજ, વીર્ય, કાંતિ, ઉત્સાહ, આતલા, બુદ્ધિ અને સ્મૃતિ વગેરે ગુણો પણ દ્વિગુણિત થયા[39,40] પછી મહાતેજસ્વી ગરુડ રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓને પોતાના હાથથી ઉઠાડીને ભેટ્યો, ત્યારે રામચંદ્રે કહ્યું[41] 'અહો, ઇંદ્રજિતના બાણોથી બંધનમાં પડેલા અમે આજે આપની કૃપાથી છૂટા થયા છીએ, અમારું દુઃખ દૂર થયું છે અને પુનઃ આપે જ અમોને બળવાન કર્યા છે[42] અહીં મને મારા પિતા દશરથનો કે પિતામહ અજ રાજાનો સમાગમ થવાથી જેટલો આનંદ થાય, તેટલો આનંદ આજે આપના સમાગમથી થાય છે. હું આપને પૂછું છું કે, અત્યંત રૂપવાળા દિવ્ય ચંદન તથા દિવ્ય પુષ્પમાળા ધારણ કરનારા, દિવ્ય આભૂષણોથી શોભતા અને નિર્મળ વસ્ત્રો પહેરેલા આપ કોણ છો ?'[43,44]

ત્યારે અત્યંત પ્રસન્ન થયેલા પક્ષીઓના રાજા મહાબળવાન વિનતાપુત્ર ગરુડે હર્ષભેર કહ્યું[45] 'હે કાકુત્સ્થ! બહાર વિચરનારા તમારા બીજા પ્રાણ જ હોય એવો હું તમારો વહાલો મિત્ર છું મારું નામ 'ગરુડ' છે અને હું તમને સહાય કરવા અર્થે અહીં આવ્યો છું[46] હે રાઘવ! ક્રૂર કર્મ કરનારા ઇંદ્રજિતે રાક્ષસી માયાના બળથી ઉપજાવેલા નાગપાશ વડે તમને બાંધ્યા હતા, તેમાંથી તમને મુક્ત કરવાને મહાબળવાન અસુરો, વાનરો, ગંધર્વો કિંવા ઇંદ્રાદિ દેવો પણ સમર્થ ન હતા હે રઘુવીર! તીવ્ર વિષવાળા અને તીક્ષ્ણ દાઢોવાળા સર્પો ઇંદ્રજિતની માયાના પ્રભાવથી બાણરૂપ થઈને તમને વીંટાઈ રહ્યા હતા[47-48] હે ધર્મજ્ઞ! હે સત્ય પરાક્રમી રામ! તમે તથા સંગ્રામમાં શત્રુઓનો વિનાશ કરનારા તમારા ભાઈ આ લક્ષ્મણ પૂર્ણ ભાગ્યશાળી છો[50] અને તેથી જ ઇંદ્રજિતે તમને બાંધ્યા છે, એવા સમાચાર સાંભળતાં જ હું આપણે બંનેનો સ્નેહ સંબંધ સંભારીને મિત્રતાનો હક્ક જાળવવા માટે ઉતાવળે અહીં આવ્યો છું[51] હે રાઘવ! તમને આજે ભયંકર શરબંધનમાંથી છોડાવ્યા છે હવેથી નિરંતર તમોએ સાવધાનપણે વર્તવું. હે વીરો! શુદ્ધ સ્વભાવવાળા તમે સરળ બુદ્ધિથી

* ઘાવ રૂઝવનારી – સજીવન કરનારી

યુદ્ધ કરનારા છે, પરંતુ રાક્ષસો કપટથી યુદ્ધ કરનારા છે; માટે હવે પછી તમારે સંગ્રામમાં કદી પણ રાક્ષસોનો વિશ્વાસ કરવો નહિ. આ બનાવથી જ તમારે જાણી લેવું જોઈએ કે, રાક્ષસો નિરંતર કપટી જ હોય છે.[૫૨-૫૪] એટલું કહીને તથા રામચંદ્રને ભેટીને મહાબળવાન ગરુડ ત્યાંથી વિદાય થવા માટે સ્નેહપૂર્વક આજ્ઞા માગવા લાગ્યા :[૫૫] 'હે શત્રુઓને પણ પ્રિય લાગે એવા મૂર્તિવાળા રાઘવ! હે ધર્મજ્ઞ મિત્ર! હવે હું મારા ઇચ્છિત સ્થળે જવા માટે તમારી આજ્ઞા માગું છું.[૫૬] હે રાઘવ! આપણી મત્રોના સંબંધમાં તમારે આશ્ચર્ય માનવા જેવું કંઈ જ નથી. હે વીર! આ રણભૂમિમાં જ્યારે તમે પોતાનું પરાક્રમ દર્શાવી કૃતકૃત્ય થશો, ત્યારે સઘળું તમારા જાણવામાં આવશે.[૫૭] હે પ્રિય સખા! હું તમને નિશ્ચય કરી કહું છું કે, તમે તીક્ષ્ણ બાણો વડે બાળક અને વૃદ્ધ સિવાયના તમામ રાક્ષસોને તથા શત્રુ રાવણને હણીને સીતાને મળશો.'[૫૮]

એ પ્રમાણે સર્વ વાનરોની સમક્ષ રામ-લક્ષ્મણને સાવધ કરીને તથા તેમની આજ્ઞા માગીને મહાબળવાન ગરુડ તેમની પ્રદક્ષિણા કરી વાયુની પેઠે ઉતાવળી ગતિથી આકાશમાર્ગે ચાલ્યો ગયો. રામ-લક્ષ્મણને પીડારહિત થયેલા જોઈને સર્વ વાનરો અતિશય હર્ષમા આવીને ઉપરાઉપરી સિંહનાદ કરવા લાગ્યા, પૂછડાં હલાવવા લાગ્યા, ભેરી, મૃદંગ તથા શંખ વગેરે વાદ્ય વગાડવા લાગ્યા અને પ્રથમની પેઠે નાચકૂદ કરવા લાગ્યા.[૫૯-૬૨] વૃક્ષોથી યુદ્ધ કરનારા મહાપરાક્રમી કેટલાક વાનરો તો મોટાં મોટાં હજારો વૃક્ષો ઉપાડી યુદ્ધ કરવા તૈયાર થયા. કેટલાક વાનરો તો જાણે રાક્ષસોને ડરાવતા હોય તેમ મોટી મોટી ગર્જના કરતા લંકાના દરવાજા આગળ દોડી ગયા.[૬૩,૬૪] એ વેળા વાનરોની ગર્જનાઓનો તુમુલ ઘોષ અર્ધરાત્રિએ ગર્જતા આષાઢ માસના મેઘ સરખો ગંભીર અને ભયંકર સંભળાવા લાગ્યો.[૬૫]

# સર્ગ ૫૧ મો

### ધૂમ્રાક્ષનું યુદ્ધે ચડવું

તેષાં તુ તુમુલં શબ્દં વાનરાણાં મહોજસામ્ ।
નર્દતાં રાક્ષસૈઃ સાર્ધં તદા શુશ્રાવ રાવણઃ ॥ ૧ ॥

વિભીષણાદિ રાક્ષસોની તથા વાનરોની ગર્જનાઓનો ગંભીર અને તુમુલ શબ્દ સાંભળીને રાક્ષસોની સભામાં બેઠેલો રાવણ પોતાના સચિવો પ્રત્યે કહેવા લાગ્યો :[૧,૨] 'હે રાક્ષસો! અત્યંત હર્ષમાં આવેલા હોય એમ આ વાનરો મેઘની પેઠે મોટી મોટી ગર્જનાઓ કરે છે, એનુ શું કારણ છે?[૩] વાનરોની ગર્જનાઓના મોટા ઘોષથી આખો સમુદ્ર ક્ષુભિત થઈ રહ્યો છે; એથી મને તો લાગે છે કે, નક્કી તેઓને કોઈ મોટો આનંદ પ્રાપ્ત થયો છે.[૪] રામ-લક્ષ્મણને તો તીક્ષ્ણ બાણજાળથી ઇંદ્રજિત બાંધી આવ્યો છે, છતાં વાનરો આવો મોટો કોલાહલ કરે છે; એથી મને શંકા ઉત્પન્ન થાય છે કે રખેને, રામ-લક્ષ્મણ બાણજાળમાંથી છૂટ્યા હોય!'[૫]

મંત્રીઓને એ પ્રમાણે કહીને રાવણે પોતાની પાસે ઊભેલા રાક્ષસોને કહ્યું :[૬] 'હે રાક્ષસો! હાલમાં રામ-લક્ષ્મણ બંધાયેલા હોવાથી વાનરોને શોક કરવાનો સમય છે, છતાં તેઓ આટલો બધો હર્ષનાદ કેમ કરે છે, તેનું કારણ તમે સત્વર જાણી આવો.'[૭]

રાવણની આજ્ઞા સાંભળી ભયભીત થયેલા રાક્ષસો લંકાના કોટ ઉપર ચડ્યા અને દૃષ્ટિ કરી જોયુ તો સુગ્રીવે પાલન કરેલી વાનરસેનાને હર્ષયુક્ત દીઠી;[૮] તેમ જ મહાભાગ્યવાળા રામ-લક્ષ્મણને પણ બાણજાળમાંથી મુક્ત થયેલા દીઠા. એવો પ્રકાર જોતાં જ રાક્ષસો ખેદયુક્ત થઈ ગયા. પછી અત્યંત ત્રાસ પામેલા વાક્ચતુર તે રાક્ષસો કોટ ઉપરથી ઊતરી વીલે મોઢે રાવણની આગળ આવ્યા અને કહેવા લાગ્યા :[૯-૧૧] 'હે રાજન્! જે રામ-લક્ષ્મણને કુમાર ઇંદ્રજિતે બાણપાશ વડે બાંધીને હાલેચાલે નહિ તેવા કરી સંગ્રામમાં સુવાડ્યા હતા, તે બન્ને ભાઈઓ

બાણપાશમાંથી છૂટા થઈને બંધનમાંથી મુક્ત થયેલા ગજેંદ્રોની પેઠે વિચરે છે.'

રાક્ષસોનું વચન સાંભળી મહાબળવાન રાવણની મુખાકૃતિ નિસ્તેજ થઈ ગઈ. તે ચિંતા તથા રોષથી ઘેરાઈને બોલ્યો :[૧૨–૧૪] 'અહો, મારા પુત્ર ઇંદ્રજિતે સંગ્રામમાં રામ–લક્ષ્મણને હરાવીને ઝેરી નાગ સરખાં તીક્ષ્ણ, સૂર્ય જેવાં પ્રદીપ્ત અને બ્રહ્મદેવના વરદાનવાળાં અમોઘ બાણો વડે બાંધ્યા હતા; છતાં તેવા દૃઢ શરબંધનમાંથી પણ જો મારા એ શત્રુઓ મુક્ત થયા છે, તો પછી માનો ન માનો પણ આપણા સર્વ રાક્ષસોનું બળ સંશયભરેલું છે.[૧૫,૧૬] અરે, જે બાણોએ મારા શત્રુનું જીવિત ચૂસી લીધું હતું, તે જ અગ્નિ સરખાં પ્રદીપ્ત બાણો આજે નિષ્ફળ નીવડ્યાં ! આ શું ?'[૧૭] એ પ્રમાણે બોલી છંછેડાયેલા નાગની પેઠે ફૂંફાડા મારતા રાવણે રાક્ષસશ્રેષ્ઠ ધૂમ્રાક્ષને કહ્યું :[૧૮] 'હે ભયંકર પરાક્રમવાળા ધૂમ્રાક્ષ ! અનેક રાક્ષસોનું મોટું સૈન્ય લઈને વાનરો તથા રામ–લક્ષ્મણનો વધ કરવા માટે તું સત્વર યુદ્ધભૂમિમાં જા.'[૧૯] રાવણની આજ્ઞા થઈ કે તરત જ ધૂમ્રાક્ષ રાજમહેલમાંથી બહાર નીકળ્યો અને સેનાધ્યક્ષને કહ્યું : 'ચાલ, ભાઈ! આપણી સેનાને સત્વર તૈયાર કર. મારે હવે યુદ્ધ ચડવું છે, તો પછી વિલંબ શા માટે કરવો ?'

રાવણની આજ્ઞાને અનુસરી ધૂમ્રાક્ષે જ્યારે ઉપર્યુક્ત હુકમ કર્યો, ત્યારે સેનાધ્યક્ષે તરત જ સૈન્યને સજ્જ કર્યું. જેઓએ હથિયારો ઉપર ઘંટાઓ બાંધી હતી એવા અને ભયંકર રૂપવાળા બળવાન રાક્ષસો ધૂમ્રાક્ષને વીંટાઈ વળ્યા અને હર્ષભેર સિંહનાદ કરવા લાગ્યા. ત્રિશૂળ, મુદ્ગર, ગદા, પટ્ટિશ, દંડ, લોઢાનાં મુશળ, પરિઘ, ભિંદિપાલ, ભાલાં, પાશ અને ફરશી વગેરે આયુધો ગ્રહણ કરીને એ રાક્ષસો મેઘની પેઠે ગર્જના કરતા યુદ્ધ ચડ્યા.[૨૦–૨૫] કેટલાક રાક્ષસો ધજાઓથી શોભતા રથમાં બેઠા હતા; કેટલાક સુવર્ણના સાજથી સજેલા અને વિચિત્ર મુખાકૃતિવાળાં ખચ્ચરો ઉપર સવાર થયા હતા;[૨૬] કેટલાક ઉતાવળી ચાલવાળા અશ્વો પર બેઠા હતા અને કેટલાક મદમત્ત હસ્તીઓ પર આરૂઢ થયા હતા. એ પ્રમાણે સત્વર સજ્જ થઈને વ્યાઘ્ર સમાન પરાક્રમી રાક્ષસો યુદ્ધ કરવા નીકળ્યા.[૨૭] એ વેળા ગર્દભના જેવા સ્વરવાળો મહાપરાક્રમી ધૂમ્રાક્ષ સુવર્ણથી શણગારેલા અને મૃગ તથા સિંહના સરખાં મુખવાળા ખચ્ચરોથી જોડેલા રથમાં બેસીને તથા ઘણા રાક્ષસોથી વીંટાઈને હનુમાનની સાથે યુદ્ધ કરવા માટે લંકાના પશ્ચિમ દ્વારેથી બહાર નીકળ્યો.[૨૮,૨૯]

ખરના જેવા સ્વરવાળા ધૂમ્રાક્ષે જ્યારે ખચ્ચર જોડેલા રથમાં બેસી પ્રયાણ કરવા માંડ્યું, ત્યારે અંતરિક્ષમાં ઊડનારાં ક્રૂર પક્ષીઓ તેની સામે આવી કોલાહલ કરવા લાગ્યાં. મોટી કાયાવાળો ભયંકર ગીધપક્ષી તેના રથ ઉપર બેસી ગયો. એકમેકને વળગી પડેલાં માંસાહારી પક્ષીઓ તેના ધ્વજ ઉપર પડવા લાગ્યાં અને રુધિરમાં તરબોળ થયેલો એક શ્વેત કબંધ ભયંકર અવાજ કરતો તેની આગળ પડ્યો. એ સિવાય પણ કેટલાક અપશુકન થવા લાગ્યા, પૃથ્વી કંપવા લાગી, મેઘમાંથી રુધિર વરસવા લાગ્યું, વજ્ર સમાન શબ્દ કરતા વાયુ પ્રતિકૂળ વાવા લાગ્યો અને દિશાઓ અંધકારથી છવાઈ ગઈ. રાક્ષસોને ભય ઉપજાવે એવા ઉત્પાતો થતા જોઈને ધૂમ્રાક્ષ પોતાના મનમાં ઘણું જ કષ્ટ પામ્યો અને તેની આગળ ચાલનારા સર્વ રાક્ષસો પણ મૂંઝાઈ ગયા.[૩૦–૩૫] ભયંકર રૂપવાળા અને ઘણા રાક્ષસોથી વીંટાયેલા ધૂમ્રાક્ષે યુદ્ધ કરવાના ઉત્સાહભેર ઉતાવળે લંકાનગરીની બહાર નીકળીને જોયું તો રામ–લક્ષ્મણના બાહુબળ વડે સંરક્ષિત થયેલી અને પ્રલયકાળે ક્ષુભિત થયેલા સમુદ્રની પેઠે ગર્જના કરતી વાનરસેનાને દીઠી.[૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૫૧ મો સર્ગ સમાપ્ત

# સર્ગ પરમો

હનુમાનનું પરાક્રમ-ધૂમ્રાક્ષનો વધ

धूम्राक्षं प्रेक्ष्य निर्यान्तं राक्षसं भीमविक्रमम् ।
विनेदुर्वानराः सर्वे प्रहृष्टा युद्धकाङ्क्षिणः ॥ १ ॥

ભયંકર પરાક્રમી ધૂમ્રાક્ષને લંકાના દરવાજામાં નીકળતો જોઈને યુદ્ધની ઇચ્છાથી હર્ષિત થયેલા વાનરો સિંહનાદ કરવા લાગ્યા.[૧] જોતજોતામાં બન્ને સેનાઓ એકઠી થઈ અને મોટાં મોટાં વૃક્ષો, ત્રિશૂળો તથા મુદ્ગરો વડે વાનરો અને રાક્ષસોનું દારુણ યુદ્ધ થવા લાગ્યું.[૨] રાક્ષસોએ પોતાનાં શસ્ત્રાસ્ત્રો વડે વાનરોને કાપવા માંડ્યા અને વાનરોએ મોટાં વૃક્ષો વડે રાક્ષસોને ભોંયભેગા કરવા માંડ્યા.[૩] અત્યંત કોપાયમાન થયેલા રાક્ષસો કંકપત્રથી શોભતાં, સડસડાટ ગતિ કરનારા અને ભયંકર દેખાવવાળાં તીક્ષ્ણ બાણો વડે વાનરોને વીંધવા લાગ્યા.[૪] તેમ જ ગદા, પટ્ટિશ, મુદ્ગર, પરિઘ તથા ત્રિશૂળ વગેરે હથિયારો વડે હણવા લાગ્યા.[૫] રાક્ષસોના હાથનો માર ખાઈ ઘાયલ થયેલા મહાબળવાન વાનરો પણ ઘણી રીસ ચઢાવીને શૂરવીર રાક્ષસોને મારવા લાગ્યા.[૬] રાક્ષસોનાં ત્રિશૂળ તથા બાણથી કપાયેલાં અંગોવાળા યૂથપતિ વાનરો મોટા વૃક્ષો તથા શિલાઓ ઉપાડીને શૂરવીર રાક્ષસોને મારવા લાગ્યા અને પોતપોતાનું નામ પ્રસિદ્ધ કરી ગર્જવા લાગ્યા.[૭-૮] વાનરો અને રાક્ષસોનું આ વખતનું યુદ્ધ મહાઘોર હતું. વિજય મેળવી ગર્જતા વાનરોએ અનેક વૃક્ષો તથા શિલાઓથી કેટલાયે રાક્ષસોને કચડી નાખ્યા કે જેથી રુધિર ઓકતા એ નિશાચરો પૃથ્વી પર પડ્યા. વાનરોએ કેટલાક રાક્ષસોનાં પડખાં ચીરી નાખ્યાં, કેટલાકને યમલોકમાં પહોંચતા કરીને તેઓના શબના ઢગલા કર્યા, કેટલાકને પથ્થર વડે પીસી નાખ્યા, કેટલાકને દાંતથી ચીરી નાખ્યા, કેટલાકના ધ્વજ ભાંગી નાખ્યા, કેટલાકની તલવારો છીનવી લીધી અને કેટલાકના રથના ચૂરેચૂરા કરી નાખ્યા. એ પ્રમાણે વાનરોની શિલાઓ તથા વૃક્ષોના પ્રહારથી પ્રાણરહિત થઈ પડેલા રાક્ષસોના દેહ, પર્વત જેવા પ્રૌઢ હસ્તીઓનાં શબ અને સવારો સહિત અશ્વોના શરીરથી આખી રણભૂમિ છવાઈ ગઈ.[૯-૧૩] એ વેળા વેગમાં આવેલા વાનરોએ કૂદીકૂદીને પોતાના નખ વડે રાક્ષસોનાં મુખ ઉઝરડી નાખ્યાં.[૧૪] જેથી વિચિત્ર મુખે તથા છૂટા કેશે રાક્ષસો ધબોધબ પૃથ્વી પર પડી રુધિરની ગંધથી મૂર્છિત થવા લાગ્યા. એ જોઈ ક્રોધમાં આવેલા બીજા કેટલાક રાક્ષસો વજ્ર સરખી મુષ્ટિઓ વાળીને વાનરો પર તૂટી પડ્યા; પરંતુ વેગમાં વાનરોએ મુષ્ટિઓ, લાતો તથા વૃક્ષોના પ્રહારથી તે રાક્ષસોને પણ કચડી નાખ્યા અને દાંતોથી ઉઝરડા ભર્યા. આમ થવાથી રાક્ષસો કાયર થઈને નાસભાગ કરવા લાગ્યા.[૧૫-૧૭]

પોતાની સેનામાં ભંગાણ પડેલું જોઈ રાક્ષસશ્રેષ્ઠ ધૂમ્રાક્ષે વાનરોની ઉપર પ્રહાર કરવા માંડ્યા.[૧૮] ધૂમ્રાક્ષનાં પ્રાસ તથા મુદ્ગરથી હણાઈને રુધિર ઓકતા કેટલાક વાનરો પૃથ્વી પર પડ્યા.[૧૯] કેટલાક વાનરો પરિઘ, પટ્ટિશ અને ભિંદિપાલથી કપાઈને ગતપ્રાણ થઈ પૃથ્વી પર તરફડવા લાગ્યા.[૨૦] એ યુદ્ધ વિષે ક્રોધ પામેલા રાક્ષસોએ કેટલાક વાનરોને લોહીલુહાણ કરી પૃથ્વી પર સુવાડી દીધા, કેટલાકને નસાડી મૂક્યા, કેટલાકનાં હૃદય ચીરી નાખ્યાં, કેટલાકનાં પડખાં ચીરી નાખ્યાં, કેટલાકને ત્રિશૂળથી વીંધી નાખ્યા અને કેટલાકનાં આંતરડાં બહાર ખેંચી કાઢ્યાં. વાનરો અને રાક્ષસોનું શિલાઓ, વૃક્ષો ને શસ્ત્રાસ્ત્રોથી થતું એ મહાન યુદ્ધ ઘણું જ ભયંકર દેખાતું હતું. ધનુષ્યની પણછરૂપી વીણાના મધુરા નાદવાળું, અશ્વોના હણહણાટરૂપી તાલયુક્ત અને મદોન્મત્ત હસ્તીઓના ચિત્કારરૂપી ગીતવાળું એ યુદ્ધગાંધર્વ અત્યંત શોભતું હતું.[૨૧-૨૪]

ધનુષ્ય ધારણ કરનારો ધૂમ્રાક્ષ હસતાં

હસતા અસંખ્યાત બાણો વરસાવીને વાનરોને નસાડવા લાગ્યો[૨૫] ધૂમ્રાક્ષના શરપ્રહારથી વાનરસેનાને પીડિત થતી જોઈને, ક્રોધને લીધે જેના નેત્ર લાલચોળ થયા હતા એવો તથા પોતાના પિતા વાયુના સરખો પરાક્રમી હનુમાન એક મોટી શિલા ઉપાડી ધૂમ્રાક્ષની સામે દોડ્યા અને તેણે પોતાના હાથમાંની શિલા એકાએક ધૂમ્રાક્ષના રથ ઉપર ફેંકી[૨૬,૨૭] શિલાને રથ ઉપર પડતી જોઈને ધૂમ્રાક્ષ અતિ ઉતાવળે પોતાની ગદા ઉપાડી રથમાંથી ઊતરી પડ્યો[૨૮] શિલા પડવાથી ધૂમ્રાક્ષનો રથ, પૈડા, બેઠક, ધ્વજ તથા ધનુષ્ય વગેરે આયુધો સહિત ભાગીને ભૂકો થઈ ગયા[૨૯] પછી પવનસુત હનુમાન મોટા મોટા વૃક્ષોના પ્રહાર કરી રાક્ષસોને હણવા લાગ્યો વૃક્ષોના પ્રહાર થવાથી અસંખ્ય રાક્ષસોના મસ્તક ફાટી ગયા અને તેઓ લોહીલુહાણ થઈને પૃથ્વી પર પડ્યા એ પ્રમાણે રાક્ષસોને નસાડી મૂક્યા પછી કપિવર હનુમાન પુનઃ પણ એક મોટું પર્વતશિખર ઉપાડીને ધૂમ્રાક્ષની ઉપર ધસી ગયો હનુમાનને પોતાની સામે ધસી આવતો જોઈને ધૂમ્રાક્ષ પણ ગદા ઉગામી ગર્જના કરતો તેની સામે ધસ્યો અને તેણે ઘણા કાંટાવાળી ગદા હનુમાનના મસ્તક પર ફેંકી ધૂમ્રાક્ષની ભયંકર ગદાનો પ્રહાર થયા છતા પણ તેની પીડાને નહિ ગણકારતા મહાબલી હનુમાને પોતાના હાથમાનું પર્વતશિખર ધૂમ્રાક્ષના મસ્તક પર નાખ્યું એ પર્વતશિખરનો પ્રહાર થતા જ ધૂમ્રાક્ષના સઘળા અંગ ભાગી ગયા અને ફાટી ગયેલા પર્વતની પેઠે ગતપ્રાણ થઈને તે પૃથ્વી પર પડ્યો ત્યારે વાનરોના હાથનો માર ખાતા બચેલા રાક્ષસો ધૂમ્રાક્ષને હણાઈ પડેલો જોઈને ત્રાસ પામી લંકામા નાસી ગયા[૩૦-૩૭]

એ પ્રમાણે શત્રુઓને હણીને તથા રુધિરની નદીઓ વહેવડાવીને યુદ્ધમા શ્રમિત થયેલો કપિશ્રેષ્ઠ હનુમાન વાનરોથી સત્કાર પામી આનંદયુક્ત થયો[૩૮]

# સર્ગ ૫૩ મો

## વજ્રદંષ્ટ્રનું યુદ્ધે ચડવું

धूम्राक्षं निहतं श्रुत्वा रावणो राक्षसेश्वर ।
क्रोधेन महताविष्टो निःश्वसन्नुरगो यथा ॥ १ ॥

ધૂમ્રાક્ષનો વધ સાંભળીને અત્યંત ક્રોધ પામેલો રાક્ષસેશ્વર રાવણ સર્પની પેઠે ફૂંફાડા મારવા લાગ્યો[૧] અને લાંબો તથા ગરમ નિસાસો નાખી તેણે મહાબળવાન વજ્રદંષ્ટ્ર રાક્ષસને બોલાવી કહ્યું[૨] 'હે શૂરવીર! રાક્ષસોની મોટી સેના લઈને તું લંકામાથી નીકળી યુદ્ધભૂમિ પ્રત્યે જા અને સર્વ વાનરો સહિત સુગ્રીવ તથા રામનો વધ કર[૩]

રાવણની આજ્ઞા મસ્તકે ચડાવી માયાવી વજ્રદંષ્ટ્ર ઘણા રાક્ષસોને સાથે લઈ યુદ્ધ કરવા નીકળ્યો[૪] એ વેળા ચિત્રવિચિત્ર ધ્વજ-પતાકાઓથી અલંકૃત કરેલા રથ, હસ્તી, અશ્વ, ખચ્ચર તથા ઊંટ વગેરે વાહનો પર આરૂઢ થયેલા ઘણા રાક્ષસો તેને વીંટાઈ વળ્યા[૫] પછી વિચિત્ર બાજુબંધ, મુકુટ, કવચ તથા ધનુષ્ય વગેરે ધારણ કરીને એ વજ્રદંષ્ટ્ર રાક્ષસ ધ્વજ-પતાકાથી શોભતા અને શુદ્ધ સુવર્ણથી ઘડેલા રથની પ્રદક્ષિણા કરીને તેમા બેઠો[૬,૭] એ સમયે વિચિત્ર વસ્ત્ર ધારણ કરનારા અને દેદીપ્યમાન કાંતિવાળા અનેક રાક્ષસો ચળકતા તોમર, છરા, મુસળ, ભિંદિપાલ, ધનુષ્ય, શક્તિ, પટ્ટિશ, તલવાર, ગદા તથા તીક્ષ્ણ ફરસી વગેરે આયુધો ગ્રહણ કરીને વજ્રદંષ્ટ્રની સાથે ચાલતા થયા વળી જેઓની ઉપર શૂરવીર રાક્ષસો તોમર તથા અંકુશ ગ્રહણ કરીને બેઠેલા હતા અને જેઓને યુદ્ધની કુશળતા શીખવેલી હતી એવા મદોન્મત્ત હસ્તીઓ તો જાણે હાલતાચાલતા પર્વતો જેવા જ હતા, તેમ જ ઉત્તમ લક્ષણવાળા અશ્વો પણ પોતાની પર આરૂઢ થયેલા શૂરવીર સવારોથી અત્યંત શોભતા હતા[૮-૧૧] ચકચકિત આયુધોવાળું અને ગર્જના કરતું રાક્ષસસૈન્ય વર્ષાઋતુમા વીજળી સહિત ગર્જના કરતા મેઘની પેઠે શોભતું હતું[૧૨]

વજ્રદંષ્ટ્રનું સૈન્ય થોડીક વારમાં જ લંકાના દક્ષિણદ્વારમાંથી બહાર નીકળ્યું યૂથપતિ અંગદ એ દ્વારનું રક્ષણ કરતો હતો દરવાજામાંથી નીકળતાં જ રાક્ષસોને અપશુકનો થવા લાગ્યા [13] વાદળ વિનાના આકાશમાંથી ઉલ્કાપાત થવા લાગ્યા, ભયંકર શિયાળવીઓ મુખમાંથી અગ્નિજ્વાળા કાઢતી રોવા લાગી, મૃગો તથા પક્ષીઓ રાક્ષસોનું અમંગળ સૂચવવા લાગ્યા અને રાક્ષસો ચાલતા ચાલતા ઠેસ ખાવા લાગ્યા [14,15]

યુદ્ધના ઉત્સાહવાળો અને અત્યંત બળવાળો તેજસ્વી વજ્રદંષ્ટ્ર એ સર્વ ઉત્પાતો જોવા છતાં ધૈર્ય રાખી વાનરસેનાની સામે આવ્યો [16] રાક્ષસોને ઉતાવળે પોતાની સામે આવતા જોઈને જયશાળી વાનરોએ મોટી ગર્જના કરી દિશાઓને ગજાવી મૂકી [17] પછી પરસ્પર જય મેળવવા ઇચ્છતા અને ભયંકર રૂપવાળા રાક્ષસો તથા વાનરોનું દારુણ યુદ્ધ મંડાયું.[18] એકબીજાના શસ્ત્રપ્રહારથી અંગો કપાઈ જવાને લીધે લોહીલુહાણ થયેલા શૂરવીરો ટપોટપ પડવા લાગ્યા પરિઘ સરખી ભુજાઓવાળા અને સંગ્રામમાંથી પાછા નહિ હઠનારા કેટલાક યોદ્ધાઓ સામસામા આવીને એકબીજાની ઉપર અનેક પ્રકારના શસ્ત્રપ્રહાર કરવા લાગ્યા [19 20] આ સમયે શસ્ત્રો, વૃક્ષો અને શિલાઓના પ્રહાર થવાથી હૃદયભેદક ઘોર શબ્દ થવા લાગ્યો [21] વળી શંખ, ભેરી અને મૃદંગના શબ્દની સાથે રથચક્રોનો ગડગડાટ તથા ધનુષ્યોનો ટંકારવ મળવાથી તુમુલ નાદ થઈ રહ્યો એ વેળા શસ્ત્રો ભાગી જવાથી તેનો પરિત્યાગ કરીને કેટલાક યોદ્ધાઓ પરસ્પર બાહુયુદ્ધ કરતા હતા એ સંગ્રામમાં મહાસમર્થ વાનરોએ કેટલાક રાક્ષસોને લપડાકથી, કેટલાકને લાતોથી, કેટલાકને મુષ્ટિથી, કેટલાકને વૃક્ષોથી, કેટલાકને ઢીંચણથી તથા કેટલાકને શિલાઓથી મારી નાખ્યા [22-24]

રાક્ષસોનો વિનાશ થતો જોઈને વાનરોને ત્રાસ ઉપજાવતો વજ્રદંષ્ટ્ર રાક્ષસ પોતાની સેનાને મોખરે આવ્યો અને પાશને ધારણ કરનારો અંતક જેમ પ્રજાનો સંહાર કરે, તેમ વાનરોનો સંહાર કરવા લાગ્યો [25] ત્યારે અસ્ત્રવિદ્યા જાણનારા, અનેક પ્રકારના આયુધોવાળા તથા અત્યંત બળવાળા રાક્ષસો પણ ક્રોધમાં આવીને વાનરોને હણવા લાગ્યા

રાક્ષસોથી વાનરોનો નાશ થતો જોઈને મહાબળવાન વાલીપુત્ર અંગદ પ્રલયાગ્નિની પેઠે ક્રોધથી ભભૂકી ઊઠ્યા અને તેના નેત્ર લાલચોળ થઈ ગયા પછી સિંહ જેમ નિર્બળ મૃગોનો સંહાર કરે, તેમ વીર્યવાન અંગદ મોટું વૃક્ષ ઉપાડી તે વડે રાક્ષસોનો સંહાર કરવા લાગ્યો ઇંદ્ર સરખા પરાક્રમી અંગદે થોડી વારમાં જ રાક્ષસોને ત્રાહ્યત્રાહ્ય પોકરાવી એ વેળા અંગદના ઝપાટામાં આવતા જ રાક્ષસોના મસ્તક ચિરાઈ જતા હતા અને તેઓ કપાયેલા વૃક્ષની પેઠે પૃથ્વી પર પડતા હતા આવું મહાદારુણ યુદ્ધ ચાલતું હતું તે વેળા ભાગી પડેલા રથો તથા ધ્વજોથી તેમ જ મૂએલા અશ્વો, વાનરો અને રાક્ષસોના શરીરમાંથી નીકળતા રુધિરથી છવાયેલી રણભૂમિ ભયંકર ભાસતી હતી, તેમ જ બીજી બાજુએ જોતાં ત્યાં પડેલા હાર, કેયૂર, વસ્ત્ર તથા છત્ર વગેરેથી એ રણભૂમિ શરદઋતુની રાત્રિ જેવી રળિયામણી દેખાતી હતી પવનના સપાટાથી જેમ મેઘમંડળ કંપાયમાન થાય, તેમ અંગદના પરાક્રમથી એ સમયે રાક્ષસદળ કંપિત થઈ રહ્યું [26-32]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રી મદ્રામાયણના યુદ્ધકાંડમાં ૫૩મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૪મો

અંગદનું પરાક્રમ–વજ્રદંષ્ટ્રનો વધ

स्वबलस्य च घातेन अङ्गदस्य बलेन च।
राक्षसः क्रोधमाविष्टो वज्रदंष्ट्रो महाबलः ॥ १ ॥

પોતાની સેનાનો સંહાર થતો જોઈને તથા અંગદનું બળ જોઈને ક્રોધાયમાન થયેલા મહાબળવાન વજ્રદંષ્ટ્ર રાક્ષસે ઇંદ્રના વજ્ર સરખી કાંતિવાળું પોતાનું ભયંકર ધનુષ્ય સજ્જ કર્યું અને વાનરોની સેના ઉપર બાણની વૃષ્ટિ કરવા

માંડી. અનેક પ્રકારનાં આયુધ ધારણ કરનારા અને રથારૂઢ થયેલા શૂરવીર રાક્ષસો પણ વેગમાં આવી યુદ્ધ કરવા લાગ્યા.[૧-૩] ત્યારે વાનરોમાં જેઓ અતિ શૂરવીર અને મુખ્ય ગણાતા હતા, તેઓ પણ હાથમાં મોટી શિલાઓ લઈને ચોમેરથી રાક્ષસો ઉપર તૂટી પડ્યા.[૪] આ વખતે રાક્ષસો મુખ્ય મુખ્ય વાનરો ઉપર હજારો આયુધોના પ્રહાર કરવા લાગ્યા.[૫] ત્યારે મદોન્મત્ત હસ્તી સરખા શૂરવીર વાનરોએ પણ રાક્ષસો ઉપર પર્વતશિખરો, વૃક્ષો તથા શિલાઓની વૃષ્ટિ કરવા માંડી.[૬] એ પ્રમાણે શૂરવીર અને યુદ્ધમાંથી પાછા નહિ હઠનારા રાક્ષસો તથા વાનરોનું મોટું યુદ્ધ જામ્યું. એ યુદ્ધમાં ભાંગેલા મસ્તકવાળા, કપાયેલા હાથપગવાળા તથા શસ્ત્રોથી ઘાયલ થયેલા અસંખ્ય વાનરો અને રાક્ષસો લોહીલુહાણ થઈને પૃથ્વી પર પડતા હતા, ત્યારે તેઓની આસપાસ હજારો કંકપક્ષીઓ, ગૃધ્રો, કાગડાઓ તથા શિયાળવા ફરતાં હતાં.[૭-૯] એ વેળા બીકણને ભય પમાડે એવાં હજારો કબંધો ઊછળતાં હતાં; હસ્ત, ચરણ અને દેહ કપાઈ જવાથી હજારો વાનરો અને રાક્ષસો ટપોટપ પૃથ્વી પર પડતા હતા, જોતજોતામાં વાનરોનું બળ વધ્યું અને રાક્ષસોનો સંહાર થવા લાગ્યો; ત્યારે વાનરોના હાથનો ઘણો જ માર ખાઈને ત્રાસ પામેલા રાક્ષસો વજ્રદંષ્ટ્રના દેખતાં યુદ્ધ મૂકી નાસી જવા લાગ્યા.

પોતાની સેનામાં ભંગાણ પડેલું જોઈને મહાપ્રતાપી વજ્રદંષ્ટ્રને અત્યંત ક્રોધ ચડ્યો અને તેની આંખો લાલચોળ થઈ ગઈ. તેણે વાનરસેનામાં પ્રવેશ કરી ધનુષ્ય ખેંચી સીધી ગતિવાળાં બાણો વરસાવી વાનરોમાં ત્રાસ વર્તાવ્યો. અત્યંત ક્રોધ પામેલા પ્રતાપી વજ્રદંષ્ટ્રના એકએક બાણથી પાંચ, સાત, આઠ અને નવ નવ વાનરો વીંધાવા લાગ્યા. વજ્રદંષ્ટ્રનાં બાણોથી વીંધાઈ ત્રાસ પામેલા વાનરો, પીડિત થયેલી પ્રજા જેમ રાજાની પાસે જાય, તેમ યુવરાજ અંગદની પાસે દોડી ગયા.

વાનરોને નાસભાગ કરતા જોઈને ક્રોધયુક્ત થયેલા વાલિના પુત્ર અંગદે વજ્રદંષ્ટ્ર ઉપર કરડી નજર કરી.[૧૦-૧૬] પછી જેમ સિંહ અને મદમત્ત હાથી લડે, તેમ અત્યંત ક્રોધમાં આવેલા વજ્રદંષ્ટ્ર તથા અંગદ લડવા લાગ્યા.[૧૭] વજ્રદંષ્ટ્ર રાક્ષસે અગ્નિની જ્વાળા સરખાં એક લાખ બાણો મૂકીને અંગદનાં મર્મસ્થળ વીંધી નાખ્યાં. વજ્રદંષ્ટ્રનાં બાણો વાગવાથી અંગદનાં અંગેઅંગમાંથી રુધિર વહેવા માંડ્યું, ત્યારે મહાપરાક્રમી અંગદે એક મોટું વૃક્ષ ઉપાડી વજ્રદંષ્ટ્ર ઉપર ફેંક્યું.[૧૮,૧૯] વૃક્ષને પોતા ઉપર પડતું જોઈને જરા પણ નહિ ગભરાતાં વજ્રદંષ્ટ્ર રાક્ષસે એક બાણ મૂકી તે વૃક્ષના કટકા કરી નાખ્યા. વજ્રદંષ્ટ્રનું એવું પરાક્રમ જોઈ કપિવર અંગદે મોટી શિલા ઉપાડીને તેના ઉપર નાખી અને ગર્જના કરી. શિલાને પોતાની ઉપર પડતી જોઈને વજ્રદંષ્ટ્ર ચાલાકીથી રથમાંથી ઊતરી પડ્યો અને હાથમાં ગદા ગ્રહણ કરીને પૃથ્વી પર ઊભો રહ્યો.[૨૦-૨૨] અંગદે ફેંકેલી શિલા પડવાથી વજ્રદંષ્ટ્રના રથના તથા અશ્વોના ચૂરેચૂરા થઈ ગયા.

ત્યાર પછી અંગદે અનેક વૃક્ષોથી શોભતું મોટું શિખર ઉપાડીને વજ્રદંષ્ટ્રના મસ્તક ઉપર નાખ્યું, જે વાગવાથી રુધિરનું વમન કરતો વજ્રદંષ્ટ્ર મૂર્ચ્છિત થઈ દીર્ઘ શ્વાસોચ્છ્વાસ લેતો પૃથ્વી પર પડ્યો. એક મુહૂર્ત પછી તેની મૂર્છા વળી અને તે સચેત થયો; ત્યારે તેણે પોતાની સામે ઊભેલા અંગદની છાતીમાં ક્રોધભેર ગદાનો પ્રહાર કર્યો. પછી ગદાનો ત્યાગ કરીને એ બન્ને જણા પરસ્પર મુક્કામુક્કીથી યુદ્ધ કરવા લાગ્યા.[૨૩-૨૭] એકબીજાને મુષ્ટિઓના પ્રહાર થવાથી રુધિર ઓકતા તથા અત્યંત શ્રમિત થયેલા વજ્રદંષ્ટ્ર અને અંગદ એ બન્ને જણા આકાશમાં લડતા મંગળ અને બુધની પેઠે શોભતા હતા.

પછી પરમ તેજસ્વી કપિશ્રેષ્ઠ અંગદે પુષ્પોથી અને ફળોથી શોભતું એક મોટું વૃક્ષ

ઉપાડ્યુ, ત્યારે વજ્રદષ્ટ્રે પણ તેવુ જ બીજું વૃક્ષ લઈને યુદ્ધ કરવા માડ્યુ.[૨૮,૨૯] થોડીક વાર યુદ્ધ કર્યા પછી વજ્રદષ્ટ્ર રાક્ષસે ઋષભના ચામડાની ઢાલ તથા મજબૂત મ્યાનવાળી અને ઘૂઘરીઓ બાધેલી મૂઠવાળી તલવાર ગ્રહણ કરી, ત્યારે અગદ પણ તેવા જ બીજા ઢાલ-તલવાર લઈને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૩૦] એકમેકને જીતવાની ઇચ્છાવાળા અગદ અને વજ્રદષ્ટ્ર બન્ને જણા વિચિત્ર પ્રકારે ફરતા એકબીજાને પ્રહાર કરી ગર્જતા હતા. શરીરમા ઘાવ થવાથી નીકળતા રુધિરને લીધે એ બન્ને જણા પ્રફુલ્લિત થયેલા ખાખરાના બે વૃક્ષ સરખા શોભતા હતા. યુદ્ધ કરતા અત્યત પરિશ્રમ પડવાથી તે બન્ન જણા થોડીક વાર પૃથ્વી પર ઘૂટણભેર થઈ રહ્યા,[૩૧,૩૨] પરતુ ક્રોધને લીધે દેદીપ્યમાન નેત્રવાળો કપિવર અગદ તો દડ વડે હણાયેલા સર્પની પેઠે એક ક્ષણવારમા જ ઊછળ્યો[૩૩] અને તેણે ચકચકિત પાણીદાર તલવાર વડે વજ્રદષ્ટ્ર રાક્ષસનુ મસ્તક છેદી નાખ્યુ[૩૪] ત્યારે વજ્રદષ્ટ્રના દેહમાથી ખળખળાટ કરતું રુધિર વહેવા માડ્યુ અને તલવારથી કપાયેલા તેના મસ્તકના બે કોચલા દૂર જઈ પડ્યા. વજ્રદષ્ટ્રને હણાઈ પડેલો જોઈ ભય તથા ત્રાસને લીધે અત્યત મોહિત થયેલા બાકીના રાક્ષસો વાનરોનો માર ખાતા ખાતા લકામા નાસી ગયા અને રાવણની આગળ શરમને લીધે નીચુ જોઈ વીલે મોઢે ઊભા રહ્યા.[૩૫,૩૬]

જેમ વૃત્રાસુરને મારીને દેવોની મધ્યે ઊભેલો ઇદ્ર આનદ પામે, તેમ દુષ્ટ વજ્રદષ્ટ્ર રાક્ષસને હણીને વાનરોની વચ્ચે ઊભેલો અગદ હર્ષિત થયો.[૩૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૫૪મા સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૫ મો

### અકપનનુ બળ-પરાક્રમ

वज्रदंष्ट्रं हतं श्रुत्वा वालिपुत्रेण रावण ।
बलाध्यक्षमुवाचेद कृताञ्जलिमुपस्थितम् ॥ १ ॥

અગદે વજ્રદષ્ટ્રને માર્યો એ સમાચાર સાભળી રાક્ષસોના રાજા રાવણે પોતાની આગળ હાથ જોડી ઊભેલા સેનાપતિ પ્રહસ્તને કહ્યુ[૧] 'હે પ્રહસ્ત! હવે તુ ભયકર પરાક્રમવાળા આપણા બળવાન રાક્ષસોને અસ્ત્રવિદ્યામા નિપુણ એવા અકપન રાક્ષસની સરદારી હેઠળ યુદ્ધ કરવા મોકલ[૨] એ અકપન શત્રુઓને જીતવામા તેમ જ પોતાના સૈન્યનુ રક્ષણ તથા નિયમન કરવામા ઘણો જ કુશળ છે. વળી તે નિરતર મારી આબાદી ઇચ્છે છે અને સગ્રામમા પ્રીતિવાળો છે.[૩] મને ખાતરી છે કે એ અકપન રાક્ષસ યુદ્ધમા જઈ રામ-લક્ષ્મણ તથા સુગ્રીવને અવશ્ય જીતશે અને સઘળા વાનરોનો સહાર કરશે.'[૪]

રાવણની આજ્ઞા શિરોવદ્ય કરીને મહા બળવાન પ્રહસ્તે રાક્ષસોની સેનાને યુદ્ધ માટે સત્વર સજ્જ થવાનો હુકમ કર્યો[૫] સેનાપતિ પ્રહસ્તની આજ્ઞા થતા જ બિહામણા નેત્રવાળા અને ભયકર રૂપવાળા અનેક રાક્ષસો નાના પ્રકારના આયુધ ગ્રહણ કરી યુદ્ધ માટે નીકળ્યા.[૬] એ વેળા મેઘ સરખા શ્યામ વર્ણવાળો, મેઘ જેવા પ્રૌઢ દેહવાળો અને મેઘના જેવી ગર્જનાવાળો અકપન રાક્ષસ શુદ્ધ સુવર્ણથી મઢેલા વિશાળ રથમા બેસી ક્રૂર રાક્ષસદળથી વીટાઈ યુદ્ધ માટે નીકળ્યો એ અકપન અત્યત તેજસ્વી હોવાથી રાક્ષસોની મધ્યે સૂર્યના સરખો જણાતો હતો અને યુદ્ધ વિષે દેવો તથા અસુરોથી પણ કપાયમાન થાય એમ ન હતો

યુદ્ધ કરવાના ઉત્સાહથી ઉતાવળે પ્રયાણ કરતા અકપનના રથે જોડેલા અશ્વો એકાએક દીન-ઢીલા થઈ ગયા, તેની ડાબી આખ ફરકવા લાગી મુખાકૃતિ નિસ્તેજ થઈ ગઈ અને તેનો કઠ પણ ગળગળો થઈ ગયો વળી નિર્મળ દિવસો છતા એકદમ વાવાઝોડાની સાથે વાદળા થઈ આવ્યા અને ધુમ્મસ વરસવા લાગ્યુ. ઉપરાત મૃગો તથા પક્ષીઓ ક્રૂર અને અશુભ શબ્દ કરવા લાગ્યા, છતા એ ઉત્પાતોને ન ગણકારતા સિહ સરખી ગરદનવાળો અને

શાર્દૂલના જેવો પરાક્રમી અકંપન રણભૂમિ પ્રત્યે ચાલ્યો. અકંપનની સાથે જતી રાક્ષસ-સેનાનો સમુદ્રને પણ ખળભળાવી મૂકે એવો મોટો કોલાહલ થતો હતો, જે સાંભળી વાનરોની સેના ત્રાસ પામી ગઈ.

જોતજોતામાં બન્ને સૈન્યો સામસામે આવી ગયાં અને વૃક્ષો તથા પર્વતશિખરો લઈ ઊભેલા વાનરો અને રાક્ષસોનું ભયંકર યુદ્ધ શરૂ થયું.[૭–૧૫] રામ તથા રાવણને અર્થે પોતાના પ્રાણોની પણ દરકાર નહિ કરનારા વાનરો તથા રાક્ષસો અત્યંત બળવાળા અને પ્રૌઢ શરીરવાળા હતા. એકબીજાને હણવાની ઇચ્છાથી તેઓ કાંધભેર મોટી મોટી ગર્જનાઓ કરતા હતા કે જેનો મોટો કોલાહલ ઘણે દૂર સંભળાતો હતો. યુદ્ધ કરતા વાનરો અને રાક્ષસોના ચરણ-પ્રહારથી રુધિરયુક્ત રંગીન ધૂળથી દશે દિશાઓ ઢંકાઈ ગઈ. એ સંગ્રામમાં રેશમી વસ્ત્ર જેવી લાલપીળી રજ એટલી બધી ઊડતી હતી કે જેથી કોઈ કોઈને દેખી શકતું ન હતું. રજને લીધે ધ્વજ, પતાકા, ઢાલ, અશ્વ, હથિયાર તથા રથ એમાંનું કાંઈ પણ જણાતું ન હતું. માત્ર એકબીજા સામે દોડી ગર્જના કરતા સૈનિકોનો મોટો કોલાહલ કાને પડતો. એ વેળા વાનરો તથા રાક્ષસો કોઈ કોઈને ઓળખી શકતા ન હતા, જેથી ક્રોધાયમાન થયેલા વાનરો વાનરોને અને રાક્ષસો રાક્ષસોને જ મારી નાખતા હતા. આમ એકબીજાને હણતા વાનરોએ તથા રાક્ષસોએ પૃથ્વી પર રુધિરના કાદવ કરી મૂક્યો. સંગ્રામ-ભૂમિ રુધિર વડે ભિંજાઈ ગઈ, એટલે રજ પણ ઊડતી બંધ થઈ ગઈ. એ વેળા ઘવાયેલા તથા ગતપ્રાણ થઈ પડેલા વાનરો અને રાક્ષસોનાં શરીરોથી વ્યાપ્ત થયેલી પૃથ્વી ભયંકર જણાવા લાગી. એ યુદ્ધમાં વૃક્ષ, શક્તિ, ગદા, પ્રાસ, શિલા, પરિઘ અને તોમરો વગેરે ગ્રહણ કરીને વાનરો તથા રાક્ષસો પરસ્પરને હણતા હતા. ભયંકર કર્મવાળા વાનરો યુદ્ધ કરતાં કરતાં રાક્ષસોને પોતાની પરિઘ સરખી બન્ને ભુજાઓમાં ઘાલીને મસળી નાખતા હતા; ત્યારે અત્યંત કોપાયમાન રાક્ષસો પણ શક્તિ તથા તોમર વગેરે શસ્ત્રાસ્ત્રો વડે વાનરોને કાપી નાખતા હતા. એ સમયે રાક્ષસસેનાનો સરદાર અકંપન ભયંકર પરાક્રમવાળા પોતાના સૈનિકોને શૂર ચડાવતો હતો. વાનરો પણ પરાક્રમબળથી રાક્ષસોનાં શસ્ત્ર છીનવી લઈને તેઓને મોટાં વૃક્ષો તથા શિલાઓ વડે કચડી નાખતા હતા. એ અરસામાં અત્યંત ક્રોધ પામેલા કુમુદ, નલ તથા મૈંદ, એ ત્રણે વાનરોએ એવો તો ઝપાટો લગાવ્યો કે જોતજોતામાં વૃક્ષોના પ્રહારથી રાક્ષસોની સેનાનો મોખરો તોડી નાખ્યો અને અનેક પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો વડે કેટલાયે રાક્ષસોને અધમૂઆ કરી સુવાડી દીધા.[૧૬–૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૫૫મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૫૬ મો

## અકંપનનો વધ

तद्दृष्ट्वा सुमहत्कर्म कृतं वानरसत्तमैः ।
क्रोधमाहारयामास युधि तीव्रमकम्पनः ॥ १ ॥

વાનરોના હાથથી રાક્ષસોનો વિનાશ થતો જોઈને અકંપન રાક્ષસને ઘણો જ ક્રોધ ચડ્યો.[૧] પોતાના શત્રુઓનું પરાક્રમ જોઈને ક્રોધને લીધે લાલચોળ થઈ ગયેલો અકંપન ધનુષ્યનો ટંકારવ કરી પોતાના સારથિને કહેવા લાગ્યો :[૨] 'હે સારથિ! વાનરો આપણા ઘણા રાક્ષસોનો નાશ કરે છે; માટે સત્વર તું મારા રથને વાનરોની સેના આગળ લઈ જા.[૩] અત્યંત બળવાળા, ભયંકર કોપવાળા તથા વૃક્ષો અને પર્વતશિખરોથી યુદ્ધ કરનારા આ વાનરો મારી સામે ઊભેલા છે.[૪] તેઓએ આખા રાક્ષસ-દળને પીડિત કર્યું છે અને તેઓ પોતાના પરાક્રમબળથી ફુલાઈ રહ્યા છે, માટે આજે હું તેઓનો સંહાર કરવા ઇચ્છું છું.'[૫]

પછી સારથિએ અકંપનનો રથ વાનરસેના તરફ દોડાવ્યો; એટલે અકંપન દૂરથી જ વાનરો ઉપર બાણવૃષ્ટિ કરવા લાગ્યો.[૬] અકંપનનાં

બાણ વાગવાથી વાનરો યુદ્ધ છોડીને નાસવા લાગ્યા. અકંપનના શરપ્રહારથી વાનરોને મૃત્યુવશ થતા તથા નાસી જતા જોઈને મહાબળવાન હનુમાન તેઓની વહારે ચડ્યા; ત્યારે સઘળા વાનરોને ધૈર્ય આવ્યું અને તેઓ હનુમાનને વીંટાઈ વળ્યા.[૭-૯] મહાબળવાન હનુમાનનો આશ્રય પ્રાપ્ત થતાં જ સર્વ વાનરોનું બળ ભભૂકી ઊઠયું.[૧૦] પર્વત સરખી પ્રૌઢ કાયાવાળા હનુમાનને પોતાની સામે ઊભેલો જોઈ ઇંદ્ર જેમ મોટી ધારાઓથી જળ વરસાવે, તેમ અકંપન રાક્ષસ તેના ઉપર બાણ વરસાવવા લાગ્યો. પોતાના શરીર પર થતા બાણપ્રહારને નહિ ગણકારતાં મહાબળવાન હનુમાને અકંપનનો વધ કરવાની ઇચ્છા કરી.[૧૧,૧૨] ત્યારે મહાતેજસ્વી કપિવર હનુમાન જરા હાસ્ય કરીને તથા ચરણપ્રહારથી પૃથ્વીને ધમધમાવી અકંપન ઉપર ધસ્યો.[૧૩] એ વેળા ઉપરાઉપરી ગર્જના કરતા અને દેદીપ્યમાન તેજવાળા કપિવર હનુમાનનુ રૂપ ઝળહળતા અગ્નિ જેવું દુર્ધર્ષ જણાવા લાગ્યુ. પોતાની પાસે કાંઈ પણ હથિયાર નહિ હોવાથી મહાબલિ કપિશ્રેષ્ઠ હનુમાને ક્રોધભેર એક પર્વત ઉપાડયો અને મોટી ગર્જના કરી. પર્વતને પોતાના મસ્તકની ચોમેર ફેરવતો કપિવર હનુમાન પૂર્વે ઇંદ્ર જેમ વજ્ર ઉગામીને નમુચિને મારવા દોડ્યો હતો, તેમ અકંપન રાક્ષસની સામે દોડ્યો.[૧૪,૧૫] હનુમાનને પોતાની ઉપર ધસી આવતો જોઈને અકંપને 'અર્ધચંદ્ર' નામનાં તીક્ષ્ણ બાણો મૂકીને તેના હાથમાં રહેલા પર્વતના ચૂરેચૂરા કરી નાખ્યા; એટલુ જ નહિ, પણ અકંપનનાં બાણો વાગવાથી પર્વતનો ભૂકો થઈ પૃથ્વી પર પડ્યો. એ જોઈને અત્યંત ક્રોધાયમાન થયેલા હનુમાને મોટા પર્વત જેવા ઊંચા 'અશ્વકર્ણ' નામના એક વૃક્ષને જોરથી સમૂળું ખેંચી કાઢ્યું, મોટી શાખાવાળા એ વૃક્ષને ઉપાડીને મહાતેજસ્વી હનુમાને ખૂબ વીંઝોટવા માંડ્યું.[૧૬-૨૧] એ સમયે અત્યંત ક્રુદ્ધ થયેલો કપિકુંજર હનુમાન ધમધમાટ ચાલીને પૃથ્વીને કંપાયમાન કરવા લાગ્યો તથા મોટાં મોટાં વૃક્ષોને પાડી નાખવા લાગ્યો.[૨૨] એ વેળા કપિવર હનુમાન માર્ગમાં આડે આવતા હસ્તીઓ, મહાવતો, અશ્વો, સવારો, રથો, રથીઓ તથા પદાતિઓનો સંહાર કરતો હતો. સાક્ષાત્ કાળ સરખા, પ્રાણનું હરણ કરનાર કપિવર હનુમાનને મોટું વૃક્ષ ઉગામી આવતો જોઈને સઘળા રાક્ષસો નાસભાગ કરવા લાગ્યા.[૨૩,૨૪] રાક્ષસોને ભય ઉપજાવીને નસાડી મૂકતા અને પોતાની સામે ધસી આવતા હનુમાનને જોઈને કાંઈક ક્ષોભ પામેલા અકંપન રાક્ષસે ગર્જના કરી.[૨૫] અને પછી દેહને છેદી નાખે એવાં તીક્ષ્ણ ચૌદ બાણો મારીને હનુમાનને વીંધ્યો.[૨૬] તીક્ષ્ણ અણીવાળાં બાણો હનુમાનની પ્રૌઢ કાયામા ચોંટવાથી તે ઘણાં વૃક્ષોવાળા પર્વત જેવો, કિંવા પ્રફુલ્લિત અશોકવૃક્ષ જેવો અથવા તો ધુમાડા વિનાના અગ્નિ જેવો દેખાવા લાગ્યો.[૨૭,૨૮] પછી ક્રોધયુક્ત થયેલા મહાત્મા હનુમાને બીજું એક મોટું વૃક્ષ ઉપાડીને અત્યંત બળપૂર્વક અકંપન રાક્ષસના માથામાં ઝાપટ્યું. તેનો પ્રહાર થતાં જ દુષ્ટાત્મા અકંપન ધરણી પર ઢળી પડ્યો અને તેના પ્રાણ નીકળી ગયા. ભૂકંપ થવાથી જેમ વૃક્ષો કંપાયમાન થાય, તેમ અકંપનને મરણ પામી પડેલો જોઈને સઘળા રાક્ષસો કંપાયમાન થયા અને નાસવા લાગ્યા.[૨૯-૩૧] વાનરોએ જ્યારે રાક્ષસોની પૂંઠ પકડી, ત્યારે પરાજય પામેલા તે રાક્ષસો ત્રાસ પામીને તથા આયુધો ફેંકી દઈને લંકા તરફ નાઠા.[૩૨] પરાજય પામવાથી ઉદ્વેગયુક્ત થયેલા, છૂટા કેશવાળા, પરસેવાથી ભીનાં થયેલાં અંગવાળા અને એકબીજાની હડફટે ચડતા એ રાક્ષસો વાનરોના ભયથી વારંવાર પાછું વાળી જોતા લંકાનગરીમાં પેસી ગયા.

રાક્ષસોના લંકામાં નાસી ગયા પછી સર્વ વાનરો એકઠા મળી હનુમાનની પ્રશંસા કરવા

લાગ્યા, ત્યારે કપિશ્રેષ્ઠ હનુમાને પણ સઘળા વાનરોનો યથાયોગ્ય સત્કાર કર્યો પછી રણભૂમિમા મૂર્ચ્છિત થઈ (અધમૂઆ) પડેલા રાક્ષસોને વાનરો જોરથી આમતેમ ખેચવા લાગ્યા અને જય થવાથી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા [33–37] જેમ વિષ્ણુ ભગવાન મહાબળવાન મધુકેટભને હણીને શોભતા હતા, તેમ મહાબળવાન કપિકુંજર હનુમાન અત્યત બળવાળા અકંપન રાક્ષસને હણીને વીર પુરુષોની શોભાને પ્રાપ્ત થયો [38] એ વેળા સર્વ દેવોએ, રામ-લક્ષ્મણે, વિભીષણે અને સુગ્રીવ આદિ કપિઓએ હનુમાનનો ઘણો જ સત્કાર કર્યો [3]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૫૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૭ મો

### રાવણનો મુખ્ય સેનાપતિ પ્રહસ્ત–તેનું યુદ્ધે ચડવુ

अकम्पनवधं श्रुत्वा क्रुद्धो वै राक्षसेश्वर ।
किंचिद्दीनमुखश्चापि सचिवास्तानुदैक्षत ॥ १ ॥

અકંપનનો વધ થયો સાભળીને રાક્ષસોના રાજા રાવણનુ મુખ કાઈક ઊતરી ગયુ અને તે મંત્રીઓની સામે જોઈ રહ્યો [1] પછી મંત્રીઓની સાથે વિચાર કરીને સવારના પહોરમા તે સેનાઓની વ્યૂહરચના જોવા અર્થે લંકામા ફરવા નીકળ્યો [2] એ વેળા રાવણે ધ્વજા-પતાકાથી શોભતી પોતાની લંકાનગરીને પૃથક્ પૃથક વિભાગમા ગોઠવાયેલી રાક્ષસ સેનાઓથી સુરક્ષિત થયેલી દીઠી, [3] પરંતુ લંકાને ચોમેર વાનરોથી ઘેરાયેલી જોઈને રાવણે યુદ્ધકુશળ પ્રહસ્ત પ્રધાનને પોતાનુ હિત થાય તેવા વચનો કહેવા માડ્યા

રાવણે કહ્યુ 'હે પ્રહસ્ત! શત્રુઓની સેના છેક આપણા નગરની પાસે આવી ઘેરો ઘાલીને પડી છે, એટલે હે યુદ્ધચતુર પ્રધાન! આમ એકાએક આવી પડેલી આપત્તિમાથી નગરને બચાવવાનો યુદ્ધ સિવાય બીજો એકે ઉપાય મારા જોવામા આવતો નથી [4,5] હવે તો હુ, મારો સેનાપતિ તુ, કુંભકર્ણ, ઇંદ્રજિત અથવા નિકુંભ એટલા જણા જ આ ભાર ઉપાડવા સમર્થ છે, [6] માટે તુ એક મોટી સેના સજ્જ કરીને વિજયપ્રાપ્તિ માટે વાનરોની સામે જા [7] તું રાક્ષસોની સેના લઈને લંકાગાથી બહાર નીકળીશ કે તરત જ ચપળ સ્વભાવવાળા વાનરો રાક્ષસોની ભયંકર ગર્જનાઓ સાભળીને પલાયન કરી જશે [8] જેમ હસ્તીઓ સિંહનો નાદ સાભળીને નાસી જાય છે, તેમ ચંચળ પ્રકૃતિવાળા એ અવિવેકી વાનરો તારો સિંહનાદ સાભળીને જરાય નાસી જશે [9] એટલે એકલા અને નિરાધાર થયેલા રામ-લક્ષ્મણ તારા તાબામા આવી જશે હે મંત્રીશ્રેષ્ઠ! યુદ્ધમા તારુ મરણ થાય એ શંકાભરેલુ છે પરંતુ શ્રેય થવાનુ નિશ્ચિત છે, અર્થાત યુદ્ધમા કોણ હારશે અને કોણ જીતશે, એ પ્રથમથી નિશ્ચિત થઈ શકતું નથી, પણ યુદ્ધમા જીતવાથી રાજ્યાદિનો લાભ થાય અને મરણ થવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય એ તો નિશ્ચિત છે, માટે યુદ્ધ કરવા જવુ એ નિઃસંશય શ્રેયસ્કર છે હે પ્રહસ્ત! આ મારો નિશ્ચય તને અનુકૂળ છે કે પ્રતિકૂળ છે?' [10,11]

ત્યારે સેનાપતિ પ્રહસ્ત શુક્રાચાર્ય જેમ બલિરાજાને કહે તેમ રાવણ પ્રત્યે કહેવા લાગ્યો [12] 'હે રાજન! આ સંબંધમા પૂર્વે સઘળા કુશળ મંત્રીઓની સાથે આપણે વિચાર કરેલો છે અને તે વેળા ભિન્ન ભિન્ન મત પડવાથી વિવાદ પણ થઈ ચૂક્યો છે [13] એ સમયે મે નિશ્ચય કર્યો હતો કે સીતા રામને પાછી આપવાથી જ આપણુ શ્રેય થશે અને જો એમ નહિ કરવામા આવે તો મોટુ યુદ્ધ થશે હે રાજન્! હમણા એ પ્રમાણે જ થતુ જોવામા આવે છે, [14] પરંતુ હે મહારાજા! તમે વખતોવખત અનેક પ્રકારના દાન, માન તથા શાંતિયુક્ત વાક્યોથી સારો સત્કાર કરેલો છે, એટલે હુ તમારુ હિત થાય તેવુ કેમ ન કરુ? [15] હે રાજન્! તમારુ કાર્ય કરવા માટે

હું મારા પુત્રની, સ્ત્રીની, ધનની કે જીવિતની પણ દરકાર રાખવા ઇચ્છતો નથી. હે રાક્ષસેંદ્ર! જુઓ, હુ આજે તમારે માટે યુદ્ધમા પ્રાણ અર્પણ કરવાને તયાર જ છું.'[૧૬]

એ પ્રમાણે રાજા રાવણને ધૈર્ય આપીને સેનાપતિ પ્રહસ્તે પોતાના હાથ નીચેના બલાધ્યક્ષોને કહ્યુ.[૧૭] 'અરે, ઓ બલાધ્યક્ષો! તમે ઉતાવળે જાઓ અને રાક્ષસોની મોટી સેનાને સત્વર તયાર કરી લાવો આજે સંગ્રામભૂમિ વિષે મારા તીવ્ર બાણોથી હણાઈ પડેલા શત્રુઓનાં માસનુ ભક્ષણ કરીને માસાહારી જંગલી પશુ-પશુઓ તૃપ્ત થશે'[૧૮,૧૯]

સેનાપતિનો હુકમ મળતા જ સઘળા બલાધ્યક્ષો ઉતાવળે રાક્ષસસન્યોને તૈયાર કરવા લાગ્યા. જોતજોતામા જ નાના પ્રકારના આયુધોવાળા ભયકર રાક્ષસોથી લંકાનગરીના રાજમાર્ગ ભરાઈ ગયા યુદ્ધમા વિજય મળે એટલા માટે રાક્ષસો એ વેળા શાતિહોમ કરી અગ્નિને તૃપ્ત કરવા લાગ્યા તથા બ્રાહ્મણોનુ પૂજન-અર્ચન કરવા લાગ્યા. એથી ત્યા આગળ પુષ્પોની તથા અગ્નિમા હોમાતા ઘૃત વગેરે હુતદ્રવ્યની સુગધ ફેલાઈ રહી ધનુષ્ય તથા કવચથી સુસજ્જિત થયેલા રાક્ષસો મત્રિત કરેલી પુષ્પમાળાઓ ધારણ કરી રાજમહેલ આગળ એકઠા થયા અને રાજા રાવણને પ્રણામ કરી પ્રહસ્તને વીટાઇ વળ્યા. પછી રાવણની આજ્ઞાથી યુદ્ધની ભયકર ભેરી વગડાવીને પ્રહસ્ત પ્રધાન વેગીલા અશ્વવાળા તથા ચતુર સારથિવાળા રથમા બેઠો. તે રથ મેઘ સરખા ગડગડાટવાળો અને ચદ્ર-સૂર્ય સરખો ઝળકતો હતો, તેમા સઘળા આયુધો ગોઠવેલા હતા, તેના ઉપર સર્પના ચિહ્નવાળો ધ્વજ ફરકતો હતો, તેમા બેસવાનુ સ્થાન ઘણુ જ સુદર હતું, તેના પૈડા મજબૂત હતા અને સુવર્ણની જાળીવાળો તે રથ પોતાની કાતિથી કેમ જાણે હાસ્ય કરતો હોય એવો દેખાતો હતો. એવા અનુપમ રથમા બેસી રાવણની આજ્ઞા લઈ, પ્રહસ્ત પ્રધાન મોટી સેના સહિત ઉતાવળે લંકાની બહાર નીકળ્યો. એ વેળા અનેક પ્રકારના વાજિત્રો તથા દુંદુભિઓના મેઘ સરખા ઘોષથી દશે દિશાઓ ગાજી ઊઠી.[૨૦-૨૮] સેનાપતિ પ્રહસ્ત યુદ્ધે ચડયા એ વેળા ઉપરાઉપરી શંખનાદો પણ થવા લાગ્યા. બિહામણા રૂપવાળા અને પ્રૌઢ કાયાવાળા ભયકર રાક્ષસો મોટી મોટી ગર્જના કરતા પ્રહસ્તની આગળ ચાલતા હતા. નિરાતક, કુંભહનુ, મહાનાદ તથા સમુન્નત, એ ચાર રાક્ષસો પ્રહસ્તના સહાયક હતા અને તેઓ તેની આસપાસ ચાલતા હતા.[૨૯,૩૦] એ પ્રમાણે વ્યૂહરચનામા ગોઠવાયેલા તથા હાથીના ટોળા જેવા ભયંકર સન્ય સહિત પ્રહસ્ત રાક્ષસ લંકાના પૂર્વ તરફના દરવાજેથી બહાર નીકળ્યો.[૩૧] સમુદ્ર જેવડી મોટી સેનાથી વીટાયેલો અને કાલાતક સરખો ક્રૂર પ્રહસ્ત રાક્ષસ ક્રોધભેર લકામાથી બહાર નીકળ્યો. એ વેળા રાક્ષસોના પગના ધમધમાટથી તથા ગર્જનાથી લંકાના સઘળા ભૂતપ્રાણીઓ આકુળવ્યાકુળ થઈ અમાગલિક શબ્દ કરવા લાગ્યા, માસ તથા રુધિરનુ ભોજન કરનારા પક્ષીઓ નિર્મળ આકાશમા પ્રહસ્તના રથ ઉપર આવીને અવળા ફેરા ફરવા લાગ્યા,[૩૨-૩૪] ભયંકર શિયાળવા સૂર્ય સન્મુખ રહી મોમાથી અગ્નિ ઓકવા લાગ્યા, ઉલ્કાપાત થવા લાગ્યા, કઠોર વાયુ વાવા લાગ્યો,[૩૫] એકબીજા ઉપર ક્રોધે ભરાયેલા ગ્રહો કાતિહીન દેખાવા લાગ્યા, ભયકર ગર્જના કરતા મેઘમાથી પ્રહસ્તના રથ ઉપર તથા તેના સનિકો ઉપર રુધિર વરસવા માડયુ અને પ્રહસ્તના રથની ધજા ઉપર દક્ષિણાભિમુખે બેઠેલો ગૃધ્રપક્ષી પોતાની ચાચ વડે બન્ને પાખોને ખોતરવા લાગ્યો. વળી ઘણી વાર સગ્રામમા જવાના અભ્યાસવાળો પ્રહસ્તનો સારથિ કે જે અશ્વવિદ્યાનો શિક્ષક તથા સૂતજાતિમા જ જન્મેલો હતો, તેના હાથમાથી પણ ચાબુક પડી ગઈ, તેમ જ યુદ્ધ કરવા નીકળતી વેળા સેનાપતિ તથા સનિકોની દેદીપ્યમાન કાતિ હતી, તે એક

ક્ષણ વારમાં નષ્ટ થઈ ગઈ તથા સરખી ભૂમિમાં ચાલતા અશ્વો પણ અખડાઈ પડવા લાગ્યા. છતાં એ સર્વ અપશુકનોને નહિ ગણકારતાં પ્રખ્યાત પરાક્રમવાળો પ્રહસ્ત વાનરો તરફ ચાલ્યો. મોટી સેના સહિત પ્રહસ્તને આવતો જોઈ વાનરસૈન્ય પણ સજ્જ થઈ ઊભું રહ્યું.[૩૬-૪૦]

એ વેળા યુદ્ધ માટે પૃથ્વીમાંથી વૃક્ષોને ખેંચી કાઢતા તથા શિલાઓને ઉખેડતા વાનરોનો મોટો કોલાહલ થતો હતો.[૪૧] એક તરફથી ગર્જતા રાક્ષસો અને બીજી તરફથી ગર્જતા વાનરો પૂરેપૂરા યુદ્ધના ઉત્સાહમાં આવી ગયા હતા.[૪૨] એ સમયે વેગમાં આવેલા તથા એકબીજાનો વધ કરવાની ઇચ્છાથી પરસ્પર મોટા સાદે બોલાવતા વાનરો અને રાક્ષસોનો મોટો કોલાહલ થઈ રહ્યો.[૪૩]

પછી જેમ પતંગિયું પોતાના જ વિનાશ માટે ઉતાવળે અગ્નિમાં જઈ પડે છે, તેમ દુર્મતિ પ્રહસ્ત રાક્ષસ પોતાના જ વિનાશ અર્થે વ્યૂહરચનામાં ગોઠવાયેલી વાનરસેનાની આગળ શીઘ્ર ગતિથી જઈ પહોંચ્યો.[૪૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૫૭મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૫૮મો

## ભયાનક યુદ્ધ–સેનાપતિ નીલનું પરાક્રમ–પ્રહસ્તનો વધ

ततः प्रहस्तं निर्यान्तं दृष्ट्वा रणकृतोद्यमम् ।
उवाच सस्मितं रामो विभीषणमरिन्दमः ॥ १ ॥

પ્રહસ્તને યુદ્ધ માટે સજ્જ થઈ આવતો જોઈ શત્રુઓનું દમન કરનારા રામચંદ્ર જરા સ્મિતપૂર્વક વિભીષણને પૂછ્યું :[૧] 'હે મહાબાહુ ! મોટી કાયાવાળો તથા અત્યંત વેગવાળો આ રાક્ષસ મોટી સેના લઈને આવે છે તે કોણ છે અને તેનાં શૌર્ય, બળ તથા પરાક્રમ કેવાં છે ?'

રઘુવીરનું વચન સાંભળી વિભીષણે કહ્યું :[૨,૩] 'હે રાઘવ ! એ રાવણનો 'પ્રહસ્ત' નામનો મુખ્ય સેનાપતિ છે અને તે હાલમાં રાવણની બધી સેનામાંથી ત્રીજા ભાગનું સૈન્ય લઈને યુદ્ધ ચડ્યો છે. એ રાક્ષસ પ્રખ્યાત પરાક્રમવાળો, વીર્યવાન અને અસ્ત્રવિદ્યા જાણનારો છે.'[૪]

પછી રાક્ષસોથી વીંટાયેલા, ભયંકર પરાક્રમવાળા અને ગર્જના કરતા પ્રહસ્તને આવતો જોઈ બળવાન વાનરોની મોટી સેના તેની સામે ઉપરાઉપરી ગર્જનાઓ કરવા લાગી.[૫,૬] એ વેળા વિજયની ઇચ્છાથી વાનરોની ઉપર ધસી આવતા રાક્ષસોના હાથમાં તલવાર, શક્તિ, ઋષ્ટિ, ત્રિશૂળ, બાણ, મુસલ, ગદા, પરિઘ, પ્રાસ, તરેહતરેહની ફરસીઓ અને વિચિત્ર પ્રકારનાં ધનુષ્ય વગેરે ચકચકિત આયુધો શોભી રહ્યાં હતાં.[૭,૮] વાનરો પણ રાક્ષસસેનાને આવતી જોઈ યુદ્ધ કરવા માટે પ્રફુલ્લિત વૃક્ષો, પર્વતશિખરો તથા મોટી મોટી શિલાઓ ગ્રહણ કરી સજ્જ થયા.[૯]

જોતજોતામાં બન્ને સેનાઓ એકઠી થઈ અને દારુણ સંગ્રામ મંડાયો ને અસંખ્ય બાણો તથા શિલાઓની વૃષ્ટિ થવા લાગી. એ સંગ્રામમાં રાક્ષસો અનેક વાનરોને તથા વાનરો ઘણા રાક્ષસોને હણવા લાગ્યા.[૧૦,૧૧] રાક્ષસોએ કેટલાક વાનરોને ત્રિશૂળથી વીંધી નાખ્યા, કેટલાકને ચક્ર વડે કાપી નાખ્યા, કેટલાકને પરિઘથી હણ્યા અને કેટલાકને ફરસીથી છેદ્યા.[૧૨] વળી રાક્ષસોનાં સચોટ બાણો વાગવાથી કેટલાક વાનરો હૃદય ચિરાઈ જવાને લીધે મૂર્છિત થઈ પૃથ્વી પર પડતા હતા;[૧૩] તેમ જ શૂરવીર રાક્ષસોની તલવારોથી કપાઈને બે ભાગ થયેલા કેટલાક વાનરો પૃથ્વી ઉપર તરફડતા હતા અને પડખાં ચિરાઈ જવાથી કેટલાક વાનરો ચીસો પાડતા હતા.

ત્યારે અત્યંત ક્રોધ પામેલા બીજા વાનરોએ વૃક્ષો તથા પર્વતશિખરોના પ્રહારથી રાક્ષસોને ભોંયભેગા કરવા માંડ્યા.[૧૪,૧૫] વજ્ર સરખી કઠોર લપડાકો તથા મુષ્ટિઓના પ્રહારથી તેમણે રાક્ષસોને એવા તો ઘાયલ કર્યા કે તેઓની આંખો ચડી ગઈ, દાંત પડી ગયા અને તેઓ

લોહી ઓકતા પૃથ્વી પર પડચા.[16] એ વેળા સિંહનાદ કરતા તથા આર્તનાદ કરતા વાનરો અને રાક્ષસોનો મોટો કોલાહલ થઈ રહ્યો હતો.[17] વીરમાર્ગને અનુસરનારા અને આનંદિત મુખવાળા રાક્ષસો તથા વાનરો અત્યંત ક્રોધમાં આવીને નિર્ભયપણે યુદ્ધ કરતા હતા.[18]

હવે નરાંતક, કુંભહનુ, મહાનાદ અને સમુન્નત એ ચારે પ્રહસ્તના મુખ્ય સચિવોએ વાનરોનો સંહાર કરવા માંડચા.[19] એ જોઈ ક્રોધ પામેલા દ્વિવિદ વાનરોએ મોટા પર્વતશિખરથી એ ચાર પૈકી નરાંતક રાક્ષસને માર્યો;[20] એટલામાં મૂર્છિત થઈ પડેલો દુર્મુખ વાનર ચેતનામાં આવ્યો અને તેણે સાવધ થઈ એક મોટા વૃક્ષ વડે સમુન્નત રાક્ષસને કચડી નાખ્યો. પછી અત્યંત ક્રોધાયમાન થયેલા તેજસ્વી જાંબવાને એક મોટી શિલા ઉપાડીને મહાનાદ રાક્ષસની છાતી ઉપર નાખી, જેથી તે પણ યમલોકમાં પહોંચી ગયો.[21-22] પરાક્રમી તાર વાનરે એક મોટા વૃક્ષ વડે પરાક્રમી કુંભહનુને પ્રાણરહિત કર્યો.

વાનરોએ પોતાના ચારે સચિવોને માર્યા એ જોઈને ક્રોધમાં આવેલા પ્રહસ્તે રથમાં બેઠાં બેઠા અસંખ્ય બાણો મૂકી વાનરોનો ઘાણ વાળવા માંડચો. એ વેળા બંને સેનાઓમાં ક્ષુભિત થયેલા સમુદ્ર જેવો મોટો ઘોંઘાટ થવા લાગ્યો.[23-25] એ યુદ્ધમાં ક્રોધ પામેલા પ્રહસ્ત રાક્ષસે અસંખ્ય બાણોની વૃષ્ટિ કરીને વાનરોને ત્રાહિ ત્રાહિ પોકરાવી દીધા.[26] એ સમયે પર્વતો સરખા વાનરો તથા રાક્ષસોના શબથી આખો રણભૂમિ છવાઈ ગઈ.[27] અને રુધિરથી રંગાઈ જવાને લીધે તે ભૂમિ જાણે વૈશાખ માસમાં પ્રફુલ્લિત થયેલાં ખાખરાના વૃક્ષોથી જ છવાઈ ગઈ હોય એવી શોભવા લાગી.[28] રાક્ષસો તથા વાનરોએ રણભૂમિને નદીના જેવી બનાવી મૂકી. તે નદીને હણાઈ પડેલા શરીરોના દેહરૂપી તટ હતા, ભાંગી ગયેલાં આયુધોરૂપો વૃક્ષો તેમાં તણાતાં હતાં; રુધિરરૂપી અગાધ જળ તેમાં વહેતું હતું; તે યમલોકરૂપો સમુદ્ર પ્રત્યે જતી હતી; માંસ, મજ્જા વગેરેનો તેમાં કીચડ જામેલો હતો; આંતરડાંરૂપો તેમાં શેવાળ હતી. તરફડતાં ધડ અને મસ્તકરૂપો મત્સ્યો હતાં; હાથપગની આંગળીઓરૂપો ઘાસ તરતું હતું; ગૃધ્રપક્ષીઓરૂપી હંસો તથા કાગડારૂપો સારસો તેના ઉપર ભમતાં હતાં; તેમાં મેદરૂપી ફીણ વળેલું હતું અને ઘાયલ થયેલા સૈનિકોની ચીસોરૂપો ખળભળાટ સંભળાતો હતો; જેમ હંસો અને સારસોથી સેવાતી શરદઋતુની નદીને હસ્તીઓ તરી જાય, તેમ બીકણ પુરુષોથી પાર ન ઊતરી શકાય એવી એ યુદ્ધરૂપો નદીને રાક્ષસો તથા વાનરો તરી ગયા. જેમ કમળરજથી રાતા થયેલા જળવાળા સરોવરમાંથી નીકળીને હસ્તીઓ રક્તવર્ણા થઈ રહે છે, તેમ વાનરો અને રાક્ષસો યુદ્ધરૂપો સરોવરોમાંથી પસાર થઈને રુધિર વડે વ્યાપ્ત થવાને લીધે રક્તવર્ણા થઈ રહ્યા.[29-33]

હવે રથમાં બેઠા બેઠા બાણવૃષ્ટિ કરી વાનરોને પીડતા પ્રહસ્તને જોઈ નીલ વાનર એકાએક તેની સામે દોડચો.[34] આકાશમાં જેમ મોટા વાદળ સામે પ્રચંડ વાયુ વાય, તેમ નીલ વાનરને ધસી આવતો જોઈ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ પ્રહસ્ત રાક્ષસે પણ સૂર્યના સરખો ઝળહળતો પોતાનો રથ તેની સામે દોડાવ્યો અને પોતાનુ મોટુ ધનુષ્ય ખેંચીને નીલ વાનરની ઉપર એકી વખતે અનેક બાણો મૂક્યાં. પ્રહસ્તનાં એ બાણો નીલને વીંધીને રોષમાં આવેલા સર્પોની પેઠે ઉતાવળે પૃથ્વીમાં પેસી ગયાં અને અગ્નિ સરખાં તીક્ષ્ણ બાણો પોતાને વાગવા છતા તેની પીડાને નહિ ગણકારતાં મહાબળવાન નીલ વાનરે એક મોટુ વૃક્ષ ઉપાડીને પ્રહસ્તની ઉપર ઝાપટયું.[35-39] વૃક્ષનો પ્રહાર થવાથી અત્યંત કોપાયમાન થયેલા પ્રહસ્તે મોટી ગર્જના કરીને નીલ વાનર ઉપર બાણવૃષ્ટિ કરવા માંડી.[40] દુરાત્મા પ્રહસ્ત રાક્ષસે નૂકેલાં

બાણોનું જ્યારે પોતાનાથી નિવારણ ન થઈ શક્યું, ત્યારે જેમ આખલો શરદઋતુમાં એકાએક વરસતા મેઘને આંખો મીંચી સહન કરે, તેમ નીલ વાનરે પ્રહસ્તનાં તીક્ષ્ણ બાણોને આંખો મીંચી સહન કરવા માંડ્યાં.[૪૧,૪૨] આમ ઘણી વાર સુધી બાણવૃષ્ટિને સહન કર્યા પછી મહા બળવાન નીલને અત્યંત ક્રોધ ચડ્યો; એટલે તુરત જ તેણે એક મોટું સાલવૃક્ષ ઉપાડી દુરાત્મા પ્રહસ્તના અશ્વોને રામશરણ પહોંચાડ્યા અને પછી તેનું ધનુષ્ય ભાંગી મોટો સિંહનાદ કર્યો.[૪૩,૪૪] નીલે ધનુષ્ય ભાંગી નાખ્યું ત્યારે પ્રહસ્ત રાક્ષસ ભયંકર મુશળ ગ્રહણ કરીને રથમાંથી ઊતરી પડ્યો અને પૃથ્વી પર ઊભો રહીને જ નીલ સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૪૫]

આ વેળા નીલ અને પ્રહસ્ત, એ બન્ને સેનાપતિઓ પરસ્પર વેર બંધાવાથી વેગમાં આવી યુદ્ધ કરતા હતા; લોહીલુહાણ થયેલા હોવાથી જાણે મદઝરતા બે હસ્તીઓ જ હોય એવા દેખાતા હતા; પોતાની તીક્ષ્ણ દાઢા વડે એકબીજાને બચકાં ભરતા હતા; તેઓ પરાક્રમ તથા ચેષ્ટામાં સિંહ અને શાર્દૂલ સરખા હતા; યુદ્ધમાંથી કદી પણ પાછી પાની ન કરે એવા હતા; તેઓએ અનેક વાર વિજય મેળવેલો હતો અને જાણે વૃત્રાસુર અને ઇંદ્રના જેવો યશ મેળવવા ઇચ્છતા હોય એમ યુદ્ધ કરતા હતા.[૪૬-૪૮] પછી અતિ સાવધ થઈને પ્રહસ્તે નીલ વાનરના લલાટમાં મુશળનો પ્રહાર કર્યો. જેથી તેના લલાટમાંથી ખળખળાટ રુધિર વહેવા લાગ્યુ.[૪૯] ત્યારે લોહીલુહાણ થયેલા નીલે એક મોટું વૃક્ષ ગ્રહણ કરીને ક્રોધપૂર્વક પ્રહસ્તની છાતીમાં ઝાપટ્યું;[૫૦] પરંતુ તે પ્રહારને નહિ ગણકારતાં પ્રહસ્ત રાક્ષસ મુશળ ઉગામીને નીલ ઉપર જ ધસ્યો. પ્રહસ્તને ઉતાવળે પોતાની ઉપર આવતો જોઈને મહાવેગવાળા નીલ વાનરે મોટી શિલા ઉપાડી અને મુશળથી લડવા ઇચ્છતા પ્રહસ્તના મસ્તક ઉપર નાખી. એ શિલાનો પ્રહાર થતાં જ પ્રહસ્ત રાક્ષસના મસ્તકના હજારો ટુકડા થઈ ગયા. જેનાં પ્રાણ, સત્ત્વ અને શ્રી ઊડી ગયાં હતાં, એવો પ્રહસ્ત નિશ્ચેષ્ટ થઈને કપાયેલા વૃક્ષની પેઠે પૃથ્વી પર પડ્યો.[૫૧-૫૪] જેમ પર્વતમાંથી જળ સ્રવે છે, તેમ પ્રહસ્તના શરીરમાંથી તથા ભાંગેલા માથામાંથી રુધિર સ્રવવા લાગ્યુ.

સેનાપતિ પ્રહસ્ત મરાયો એટલે હર્ષરહિત થયેલું રાક્ષસોનું બાકીનું સૈન્ય લંકા ભણી દોડી ગયું.[૫૫,૫૬] જેમ સેતુ તૂટી જવાથી જળ ચોમેર ફેલાઈ જાય છે, તેમ સેનાપતિ પ્રહસ્તનો વધ થવાથી રાક્ષસો જ્યાં ત્યાં નાસી ગયા.[૫૭] સેનાધ્યક્ષના મરણથી નિરુત્સાહ થયેલા રાક્ષસો રાવણ પાસે જઈ ચૂપચાપ ઊભા રહ્યા. તેઓ મહાન શોકસાગરમાં ડૂબેલા હોવાથી બેભાન સરખા બની ગયા હતા.[૫૮]

આ તરફ સંગ્રામમાં વિજય પામેલો મહાબળવાન નીલ વાનર હર્ષભેર રામ-લક્ષ્મણને મળ્યો, અને તેનુ ઉત્તમ કાર્ય જોઈ રામ-લક્ષ્મણાદિ સર્વ તેની પ્રશંસા કરવા લાગ્યા.[૫૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૫૮ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૫૯ મો

## રણભૂમિ પર રાવણનું પ્રચંડ પરાક્રમ-સુગ્રીવાદિનું ઘાયલ થવું-રામબાણથી ત્રાસી રાવણનું લંકામાં પાછું જવું

**तस्मिन्हते राक्षससैन्यपाले प्लवङ्गमानामृषभेण युद्धे। भीमायुधं सागरवेगतुल्यं विदुद्रुवे राक्षसराजसैन्यम्॥१॥**

સંગ્રામમાં કપિશ્રેષ્ઠ નીલ વાનરે રાક્ષસસેનાના અધિપતિ પ્રહસ્તને માર્યો; એટલે ભયંકર આયુધોવાળું અને સમુદ્રના જેવું મોટું રાક્ષસોનું સૈન્ય નાસી ગયુ.[૧] રાક્ષસોએ લંકામાં જઈ રાવણને કહ્યું: 'અગ્નિના પુત્ર નીલ વાનરે આપણા સેનાપતિ પ્રહસ્તને માર્યો.' રાક્ષસોના મુખથી એવા માઠા સમાચાર સાંભળતાં જ રાવણ અત્યંત ક્રોધાયમાન થયો.[૨] પ્રહસ્તનું મરણ સાંભળી શોકાવિષ્ટ થયેલા રાવણે

ઇંદ્ર જેમ દેવોને કહે તેમ પોતાની સભામાં બેઠેલા મુખ્ય રાક્ષસોને કહ્યું: 'હે રાક્ષસો! ઇંદ્રના ગર્વને પણ ઉતારે એવા મારા સેનાપતિ પ્રહસ્તનો તેના અનુચરો તથા હસ્તીઓ વગેરે વાહનો સહિત જેમણે નાશ કર્યો તેવા શત્રુની હવે ઉપેક્ષા કરવી યોગ્ય નથી. હવે બીજો કાંઈ પણ વિચાર નહિ કરતાં શત્રુનો વિનાશ કરવા માટે હું જાતે જ સંગ્રામમાં જઈ અને પ્રદીપ્ત થયેલો અગ્નિ જેમ વનને બાળી નાખે, તેમ હું મારા બાણસમૂહ વડે સઘળા વાનરોને તથા રામ-લક્ષ્મણને બાળી ભસ્મ કરીશ.'[૩-૬]

એ પ્રમાણે રાક્ષસોને પોતાનો અભિપ્રાય જણાવી દેવરાજ ઇંદ્રનો શત્રુ રાવણ અગ્નિ સમાન ઝળહળતી કાંતિવાળા અને ઉત્તમ અશ્વો જોડેલા પ્રકાશમાન રથમાં બેઠો.[૭] એ વેળા શંખ, ભેરી તથા પણવના નાદ થવા લાગ્યા; રાક્ષસો પોતાનું શૌર્ય દર્શાવવા સારુ સિંહનાદ કરી ખભા થાબડવા લાગ્યા અને કેટલાક રાક્ષસો સ્તુતિવચનો બોલી રાવણને પ્રસન્ન કરવા લાગ્યા. આમ ભારે ઠાઠમાઠપૂર્વક રાક્ષસરાજ રાવણ યુદ્ધ ચડ્યા.[૮] પર્વત સરખા પ્રૌઢ દેહવાળા, મેઘ સમાન શ્યામ વર્ણવાળા અને અગ્નિ જેવાં ઝગમગતાં નેત્રવાળા માંસાહારી રાક્ષસોથી વીંટાયેલો રાક્ષસાધિપતિ રાવણ ભૂતગણોથી વીંટાયેલા રુદ્ર જેવો જણાતો હતો.[૯] મહાતેજસ્વી રાવણે લંકાની બહાર નીકળી જોયું તો મોટા સાગરની પેઠે ગર્જના કરતું તથા વૃક્ષો અને પર્વતો ઉગામી સજ્જ થઇ ઊભેલું ભયંકર વાનરસૈન્ય દીઠું.[૧૦]

રાવણની પ્રચંડ સેનાને આવતી જોઈ અત્યંત કાંતિવાળા, વાનરદળથી વીંટાયેલા તથા મોટી ભુજાઓવાળા, રામચંદ્ર શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ વિભીષણને પૂછ્યું:[૧૧] 'હે વિભીષણ! અનેક પ્રકારના ધ્વજો તથા છત્રોથી આચ્છાદિત થયેલું, પ્રાસ, તલવાર, ત્રિશૂળ અને તોમર વગેરે આયુધોથી ચળકતું, ઇંદ્રના ઐરાવત સરખા હસ્તીઓથી ભરેલું તથા શૂરવીરોની ગર્જનાથી ગાજતું આ અક્ષુભ્ય એવું કોનુ સૈન્ય આવે છે?[૧૨]

રામચંદ્રનો પ્રશ્ન સાંભળી ઇંદ્ર સરખા પરાક્રમવાળો વિભીષણ મહાબળવાન રાક્ષસોની મોટી સેના સામે જોઈ તેમને કહેવા લાગ્યો: 'હે રાજપુત્ર! જુઓ, ઉદય પામતા સૂર્ય જેવા રાતા મુખવાળો અને પોતાના દેહના ભારથી હસ્તીના મસ્તકને કંપાવતો પેલો જે હસ્તી ઉપર બેસીને આ તરફ આવે છે તે 'અકંપન'+ નામનો રાક્ષસ છે.[૧૩,૧૪] વળી જેના ઉપર સિંહના ચિહનવાળી ધજા ફરકી રહી છે, એવા રથમાં બેસી ઇંદ્રધનુષના જેવા ધનુષ્યને કંપાવતો તથા હાથીની પેઠે બહાર નીકળેલા દાંતોવાળો રાક્ષસ જોવામાં આવે છે, તે બ્રહ્મદેવના વરદાનથી શ્રેષ્ઠ થયેલો ઇંદ્રજિત છે.[૧૫] હે રામ! ધનુષ્ય ધારીને રથમાં બેઠેલો પેલો જે શૂરવીર રાક્ષસ શરીરે વિંધ્યાચળ, અસ્તાચળ તેમ જ મહેંદ્રાચળના જેવો પ્રૌઢ દેખાય છે અને જે ધનુષ્યનો ટંકારવ કરી રહ્યો છે, તે 'અતિકાય' નામનો રાક્ષસ છે.[૧૬] ઉદય પામેલાં સૂર્ય સરખાં લાલ નેત્રવાળો પેલો જે વીર રાક્ષસ બાંધેલી ઘંટાઓથી શબ્દાયમાન થયેલા ક્રૂર હસ્તી ઉપર બેસી ગર્જના કરી રહ્યો છે, તે મહાત્મા મહોદર છે.[૧૭] હે રઘુવીર! સંધ્યા સમયના વાદળ સરખા પ્રકાશવાળો અને સુવર્ણના સાજવાળા અશ્વ ઉપર બેઠેલો પેલો જે ઝગઝગતું પ્રાસ હાથમાં લઈ વજ્રની પેઠે સડસડાટ ચાલ્યો આવે છે, તે 'પિશાચ' નામનો રાક્ષસ છે.[૧૮] વળી જે વજ્રના વેગને પણ કોરે મૂકે એવા વેગવાળું તીક્ષ્ણ ત્રિશૂળ હાથમાં ગ્રહણ કરી પેલો જે રાક્ષસ ચંદ્ર સરખા ધવલ પોઠિયા ઉપર બેસીને આવે છે, તે યશસ્વી 'ત્રિશિરા'× નામનો રાક્ષસ છે. વળી મેઘ જેવા વર્ણવાળો, સ્થૂળ અને

+ આ બીજો અકંપન સમજવો.

× આ ત્રિશિરા તે રામના હાથથી દંડકારણ્યમાં હણાયેલો ત્રિશિરા નહિ, પરંતુ બીજો સમજવો.

વિશાળ છાતીવાળો કવચ પહેરેલો તથા ધજામાં નાગના ચિહ્નવાળો જે રાક્ષસ પોતાના ધનુષને ખેંચતો તથા ટંકારવ કરતો આવે છે, તેનું નામ 'કુંભ' છે. વળી સુવર્ણ અને હીરાઓ જડેલી મૂઠવાળું, ચકચકતું તથા જેમાંથી ધુમાડો નીકળે છે એવુ મોટું પરિઘ ગ્રહણ કરીને પેલે જે રાક્ષસ આવે છે, તે રાક્ષસોની સેનામા શ્રેષ્ઠ અને આશ્ચર્યકારક પરાક્રમવાળો 'નિકુંભ' નામનો રાક્ષસ છે.[૧૯-૨૧] હે રઘુવંશવર્ધન! પેલો જે રાક્ષસ ધનુષ્ય-બાણ તથા તરવાર વગેરે આયુધોથી ભરેલા, પતાકાવાળા અને અગ્નિ સમાન પ્રકાશવાળા રથમા બેસીને ઉતાવળે આવે છે તે 'નરાંતક' નામનો રાક્ષસ છે. એ રાક્ષસ પોતાને જ્યારે કોઈ લડવૈયો મળતો નથી, ત્યારે પોતાની ભુજાઓની ખરજ શમાવવા મોટા મોટા પર્વતાશિખરોની સાથે યુદ્ધ કરે છે.[૨૨] વળી હે રઘુવીર! તરેહતરેહના ભયંકર રૂપવાળા વ્યાઘ્ર, ઊંટ, હસ્તી, મૃગ તથા અશ્વ સરખા મુખવાળા અને મદથી ઘેરાયેલા નેત્ર વાળા રાક્ષસોથી વીંટાયેલો પેલો જે રાક્ષસ ભૂતગણોથી વીંટાયેલા રુદ્ર જેવો દેખાય છે, તે દેવોના ગર્વને પણ ઉતારનારો રાક્ષસોનો રાજા રાવણ છે, જેના મસ્તક ઉપર ચંદ્ર સરખું શ્વેત અને ઝીણી સળીઓવાળુ શ્રેષ્ઠ છત્ર શોભી રહ્યુ છે.[૨૩,૨૪] પર્વતશ્રેષ્ઠ હિમાલય સરખી પ્રૌઢ કાયાવાળો અને ઇંદ્ર તથા યમના ગર્વને હણનારો એ રાવણ કિરીટ તથા કુંડળ ધારણ કરેલા હોવાથી સાક્ષાત સૂર્ય સરખો પ્રકાશે છે.[૨૫]

રામચંદ્રે કહ્યુ - 'અહો, રાક્ષસોનો રાજા રાવણ તો અત્યંત દેદીપ્યમાન કાંતિવાળો છે![૨૬] જેમ કિરણોને લીધે સૂર્યની સામે જોઈ શકાતુ નથી, તેમ આ રાવણ સામે જોઈ શકાય એમ નથી. અહો! રાવણની આસપાસ ઝળકતા તેજસ્વી કિરણોને લીધે હુ તેનુ રૂપ જોઈ શકતો નથી.[૨૭] અહો, આ રાક્ષસરાજ રાવણના જેવુ શરીર તો દેવ, દાનવ અને ગંધર્વોનુ પણ ભાગ્યે જ હશે.[૨૮] વળી મહાત્મા રાવણના સઘળા સૈનિકો પણ પર્વત સરખા દેહવાળા, ચળકતાં આયુધ ધારણ કરનારા અને દૃઢ પર્વતના પણ ચૂરા કરી નાખે એવા છે.[૨૯] પ્રકાશિત દેહવાળા અને બિહામણા રૂપવાળા રાક્ષસોથી વીંટાયેલો આ રાવણ દેદીપ્યમાન શરીરવાળા ક્રૂર ભૂતગણોથી વીંટાયેલા યમરાજ સરખો શોભે છે.[૩૦] અહો, ઘણું સારું થયુ કે આજે આ પાપી મારી દૃષ્ટિએ પડયો. હુ આજે આ દુષ્ટને હણીને સીતાનુ હરણ થવાથી ઊપજેલા મારા શોકને શાંત કરીશ.'[૩૧] એટલુ બોલી ભાથામાંથી ઉત્તમ બાણ કાઢી તથા ધનુષ્ય સજ્જ કરીને લક્ષ્મણ સહિત શ્રીમાન રઘુવીર યુદ્ધની વાટ જોતા ઊભા રહ્યા.[૩૨]

આ તરફ રાક્ષસરાજ રાવણે પોતાના સૈનિકોને કહ્યુ 'હે શૂરવીર રાક્ષસો! તમારામાના કેટલાક યોદ્ધાઓ લંકાના ચારે દરવાજામા રાજમહેલ આગળ તથા રાજમાર્ગોની ચોકીઓમા નિર્ભયપણે સજ્જ થઈ ઊભા રહો,[૩૩] કારણ કે જો તમને બધા રાક્ષસોને સાથે લઈ હુ આવ્યો છુ, એવુ વાનરોના જાણવામા આવશે, તો તેઓ સામટા મળી એકીવખતે સૂની પડેલી લંકામા પેસી જશે અને આખી નગરીને સ્વાધીન કરી લેશે.'[૩૪] એમ કહી રાવણે કેટલાક યોદ્ધાઓને નગરરક્ષા માટે મોકલ્યા. પછી મગરમચ્છ જેમ સમુદ્રને ડહોળી નાખે, તેમ રાવણ અનેક બાણો મૂકી વાનરસેનાને પીડિત કરવા લાગ્યો.[૩૫] રાક્ષસોના રાજા રાવણને ધનુષ્ય બાણ સહિત એકાએક આવેલો જોઈ વાનરોનો રાજા સુગ્રીવ મોટું પર્વતશિખર ઉપાડીને તેની સામે દોડયા[૩૬] અને ઘણા વૃક્ષોવાળુ એ શિખર રાવણ પર નાખ્યુ. પોતાની ઉપર પર્વતશિખર પડતુ જોઈ ને રાવણે તરત જ સુવર્ણના પૂંખવાળા બાણો મૂકી એને ભાંગી નાખ્યુ.[૩૭] મોટા મોટા વૃક્ષોથી ભરેલુ પર્વતશિખર છિન્નભિન્ન થઈ ને પૃથ્વી પડયુ, એટલે અત્યંત ક્રોધાયમાન થયેલા રાવણે સુગ્રીવનો વધ કરવા માટે મોટા સર્પ

જેવું ઝેરી તથા અંતકના સરખું પ્રાણ હરણ કરનારું એક તીવ્ર બાણ સાંધ્યુ અને પછી ઇંદ્રના વજ્ર જેવું કઠોર, વાયુ સરખા વેગવાળું અને ભડભડાટ સળગતા અગ્નિ જેવું પ્રકાશિત એ બાણ સુગ્રીવ ઉપર છોડ્યું.[૩૮] કાર્તિકેય-સ્વામીએ મૂકેલી ઉગ્ર શક્તિ જેમ ક્રૌંચ પર્વતને ભેદી નાખે, તેમ રાવણના હાથથી છૂટેલા એ તીવ્ર બાણે સુગ્રીવને વીંધી નાખ્યો.[૩૯,૪૦] બાણ વાગવાથી જેનુ ચિત્ત ભ્રમિત થઈ ગયુ હતું, એવો સુગ્રીવ એ વેળા કારમી ચીસ નાખીને પૃથ્વી પર પડ્યો, ત્યારે રાક્ષસો હર્ષનાદ કરવા લાગ્યા.[૪૧]

વાનરરાજ સુગ્રીવને ઘાયલ થયેલો જોઇ ગવાક્ષ, ગવય, સુષેણ, જ્યોતિર્મુખ, ઋષભ અને નલ વગેરે મોટા મોટા વાનરો પર્વતનાં શિખર ઉપાડી રાવણ ઉપર ધસ્યા.[૪૨] ત્યારે રાક્ષસોના રાજા રાવણે સેંકડો તીક્ષ્ણ બાણો મૂકી વાનરોના પ્રહારોને નિષ્ફળ કર્યા. તેણે સુવર્ણપુંખવાળાં અસંખ્ય બાણો મૂકી એ સર્વ વાનરોને પણ વીંધી નાખ્યા, જેથી તેઓ મૂર્છિત થઈ પૃથ્વી પર પડ્યા.[૪૩] વળી રાવણે બાણોની વૃષ્ટિ કરીને વાનરોની આખી સેનાને છાઈ નાખી. એ વેળા ભયંકર કાયાવાળા કેટલાક વાનરો બાણથી વીંધાઈ ચીસો નાખતા પૃથ્વી પર પડ્યા. પછી રાવણના ભયથી પીડિત થયેલા વાનરો રામચંદ્રને શરણે ગયા.[૪૪] પોતાની સેનાનો પોકાર સાભળીને ધનુર્ધારી રઘુવીર ઉત્તમ ધનુષ્ય લઈને ઉતાવળે રાવણની સાથે યુદ્ધ કરવા ચાલ્યા. એ વેળા મહાત્મા લક્ષ્મણે તેમની પાસે આવી હાથ જોડી અર્થયુક્ત વચન કહ્યું :[૪૫] 'હે આર્ય! જોકે આપ એકલા જ આ દુરાત્મા રાવણનો વધ કરવા સમર્થ છો; પરંતુ એ નીચની સાથે હું યુદ્ધ કરવા ઇચ્છું છું. હું એનો નાશ કરીશ. હે પ્રભુ! આપ મને તેની સામે જવાની આજ્ઞા આપો.'

લક્ષ્મણનુ વચન સાંભળી સત્ય પરાક્રમ-વાળ. મહાતેજસ્વી રામચંદ્રે તેને કહ્યું : 'હે લક્ષ્મણ! ભલે, તારી ઇચ્છા છે તો તું સુખથી યુદ્ધ કરવા જા;[૪૬,૪૭] પરંતુ જોજે, એ મહાસમર્થ રાવણ સંગ્રામમાં અદ્ભુત પરાક્રમવાળો છે અને તેના ક્રોધની સામે આખું ત્રૈલોક્ય પણ ટકી શકે એમ નથી.[૪૮] માટે હે ભાઈ! યુદ્ધ કરતી વેળા તું તેનાં છિદ્રો શોધતો રહેજે અને તારાં પોતાનાં છિદ્રો એ દુષ્ટને દૃષ્ટિગોચર થવા દઈશ નહિ. હે લક્ષ્મણ! ચોમેર નજર રાખીને તું ધનુષ્ય વડે પોતાની જાતનું રક્ષણ કરજે.'[૪૯]

જ્યેષ્ઠ બંધુની શિખામણ સ્વીકારીને તથા તેમને પ્રેમથી ભેટીને અને પ્રણામ કરીને સુમિત્રાનંદન લક્ષ્મણ યુદ્ધ કરવા ચાલ્યા. એ વેળા હાથીની સૂંઢ સરખી ભુજાઓથી ભયંકર અને દેદીપ્યમાન ધનુષ્ય ખેંચીને બાણવૃષ્ટિ કરી ઘાયલ થઈ પડેલા વાનરોના દેહને છાઈ નાખતો રાવણ લક્ષ્મણના જોવામાં આવ્યો.[૫૦,૫૧]

એ સમયે વાનરોનો નાશ થતો જોઈને મહાતેજસ્વી પવનપુત્ર હનુમાન પણ બાણ-જાળનું નિવારણ કરતો રાવણની સામે દોડ્યો. બુદ્ધિમાન હનુમાને રાવણના રથની પાસે જઈ પોતાનો જમણો હાથ ઉગામી રાવણને ત્રાસ પમાડતા કહ્યું :[૫૨,૫૩] 'હે પાપાત્મા રાવણ! 'દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ તથા સર્પથી હું મરાઉં નહિ' એવું તેં બ્રહ્મદેવની પાસેથી વરદાન મેળવ્યુ છે; પરંતુ એ નીચ! તું યાદ રાખ કે હવે વાનરોના હાથે તારું આવી બન્યુ છે; કેમ કે 'મનુષ્ય કિંવા વાનરો-થી હું મરું નહિ' એવું તેં વરદાનમાં કહ્યું નથી.[૫૪] જો, મેં આ પાંચ આંગળીઓરૂપી શાખાવાળો મારો જમણો હાથ ઉગામ્યો છે, તે આજે ઘણા કાળથી સુખે રહેલા તારા જીવાત્માને દેહથી જુદો પાડશે.'[૫૫]

હનુમાનનાં વચન સાભળી ભયંકર પરા-ક્રમવાળા રાવણનાં નેત્ર ક્રોધને લીધે લાલચોળ થઈ ગયાં. તેણે ગંભીર સ્વરથી કહ્યું :[૫૬] 'અલ્યા, વનચર! તું પહેલવહેલો મને પ્રહાર

કરીને અવિચળ કીર્તિ પ્રાપ્ત કર. તારું પરાક્રમ જોયા પછી જ હુ તારો નાશ કરીશ.'

ત્યારે હનુમાને હસીને કહ્યુ. 'એ અભિમાની નિશાચર! મેં પૂર્વે તારા અક્ષકુમારને માર્યો છે તે સભારી જો અને મારા પરાક્રમની ખાતરી કર.' એ સાભળતા રાક્ષસરાજ રાવણે હનુમાનની છાતીમા એક લાત મારી એ પ્રહાર થવાથી હનુમાન વારવાર કપી ઊઠ્યો.[૫૭–૫૯] એ સમયે તીક્ષ્ણ બુદ્ધિવાળો હનુમાન થોડી વાર સ્થિરતા પકડી ઊભો રહ્યો અને પછી ક્રોધ કરી દેવોના શત્રુ રાવણને એક લપડાક ખેચી કાઢી.[૬૦] મહાબલી હનુમાનની લપડાક વાગતા જ જેમ ભૂકપ થવાથી પર્વત કપી ઊઠે, તેમ રાવણ કપી ઊઠ્યો.[૬૧] હનુમાને રાવણને મજબૂત ફટકો લગાવ્યો તે જોઈ વાનરો, ઋષિઓ, સિદ્ધો, દેવો અને અસુરો હર્ષનાદો કરવા લાગ્યા.[૬૨]

થોડીક વારમા સાવધાન થઈને રાવણે હનુમાન પ્રત્યે કહ્યુ 'શાબાશ છે, અલ્યા વાનર! તારા બળને! તુ મારો શત્રુ હોવા છતા પ્રશસા કરવા યોગ્ય છે.'[૬૩]

હનુમાને કહ્યુ 'હે રાવણ! ધિક્કાર છે મારા બળને કે હજી સુધી તુ મારી આગળ જીવતો રહ્યો છે.[૬૪] હે દુર્બુદ્ધિવાળા રાવણ! તુ હવે વ્યર્થ બકવાદ મૂકી દે અને એક વાર મારા પર પ્રહાર કર, એટલે મારા મુષ્ટિપ્રહારથી હુ તને યમદ્વારમા પહોચાડી દઈશ.'[૬૫]

હનુમાનનુ વચન સાભળી રાવણના કોપનો પાર રહ્યો નહિ, તેના નેત્રો લાલચોળ થઈ ગયા અને તેણે જમણા હાથની દૃઢ મુષ્ટિ વાળીને હનુમાનની છાતીમા પ્રહાર કર્યો.[૬૬] પોતાની વિશાળ છાતીમા પ્રહાર થતા જ મહાબલી હનુમાન વારવાર કપાયમાન થઈને વિહ્વળ થઈ ગયો. તેની એવી સ્થિતિ જોઈને અતિરથી રાવણ પોતાના રથને સત્વર નીલ વાનરની સામે દોડાવી ગયો,[૬૭,૬૮] અને શત્રુના મર્મસ્થળને ભેદનારાં તથા સર્પ સરખા તીક્ષ્ણ બાણો મૂકી તેને પીડિત કર્યો. રાવણના બાણપ્રહારથી દુખી થયેલા કપિસેનાના અધિપતિ નીલ વાનરે એક પર્વતશિખર ઊચકીને રાવણ પર ફેંક્યુ,[૬૯,૭૦] એટલામા તેજસ્વી હનુમાન સાવધ થયો અને રાવણની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી તેણે ચોમેર દૃષ્ટિ ફેરવી જોયુ, તો રાવણને નીલ વાનરની સાથે લડતો દીઠો, ત્યારે હનુમાને રોષમા આવી કહ્યુ 'અલ્યા, એ નિર્લજ્જ રાવણ! મારી સાથે યુદ્ધ કરવુ પડતુ મૂકીને આમ બીજાની સામે દોડી જવુ એ તને છાજતુ નથી.'

હનુમાનના વચન ઉપર લક્ષ્ય નહિ આપતાં મહાતેજસ્વી રાવણે તીક્ષ્ણ અણીવાળા સાત બાણો મૂકીને નીલ વાનરે નાખેલુ પર્વતશિખર તોડી પાડ્યુ.[૭૧–૭૩] પર્વતશિખર નિષ્ફળ ગયુ જોઈને વાનરોનો સેનાપતિ મહાબળવાન નીલ કોપાગ્નિથી ભભૂકી ઊઠ્યો[૭૪] અને તેણે પ્રફુલ્લિત થયેલા અશ્વકર્ણ, શાલ, આબા તથા તાડ વગેરે અનેક જાતના વૃક્ષો રાવણ ઉપર ફેંકવા માડ્યા રાવણે તે સઘળા વૃક્ષોને કાપી નાખીને નીલ વાનર ઉપર બાણોની અખડિત વૃષ્ટિ કરી મૂકી મેઘમાથી વરસતી ધારાઓ સરખી રાવણની બાણવૃષ્ટિથી જ્યારે નીલ વાનર કાયર થયો, ત્યારે તે નાનુ રૂપ ધારણ કરીને રાવણની ધજા પર ચડી ગયો.[૭૫–૭૭] અગ્નિના પુત્ર નીલને પોતાની ધજા ઉપર બેઠેલો જોઈ રાવણ ક્રોધથી લાલચોળ થઈ ગયો, ત્યારે નીલ વાનર મોટા તાડૂકા કરવા લાગ્યો.[૭૮] એ વેળા નીલ વાનર ઘડીકમા રાવણની ધજા ઉપર તો ઘડીકમા રાવણના ધનુષ્ય પર ને ઘડીકમા વળી રાવણના કિરીટ ઉપર કૂદીને બેસતો હતો એ જોઈ રામ-લક્ષ્મણ તથા સુગ્રીવાદિ વાનરો અત્યત વિસ્મય પામ્યા.[૭૯] નીલ વાનરની એવી ચપળતા જોઈને મહાતેજસ્વી રાવણ પણ વિસ્મિત થયો. પછી તેણે પોતાના ધનુષ્ય ઉપર દેદીપ્યમાન તથા ભયંકર એવુ આગ્નેયાસ્ત્ર બાણ ચડાવ્યુ.[૮૦] સગ્રામમાં

નીલ વાનરના પરાક્રમથી રાવણને ગભરાયેલો જોઈને સઘળા વાનરો હર્ષમાં આવી મોટી કિકિયારીઓ કરવા લાગ્યા.૮૧ એ સાંભળીને વિશેષ ક્રોધાયમાન થયેલા રાવણનું હૃદય ઘણું જ મૂંઝાઈ ગયુ અને હવે શું કરવું તેની તેને સૂઝ પડી નહિ. પછી આગ્નેયાસ્ત્રયુક્ત પોતાનું ધનુષ્ય ખેંચીને તથા ધજા ઉપર બેઠેલા નીલ વાનર સામે જોઈને મહાતેજસ્વી રાવણે કહ્યું: 'હે વાનર! તું તારા માયાબળનો આશ્રય કરીને ઘણી ચાલાકી દર્શાવે છે અને પૃથક્ પૃથક્ રૂપ ધારણ કરે છે; પરંતુ હું તને ચેતાવું છું કે, તું શક્તિમાન હોય તો હવે તારા જીવિતનુ રક્ષણ કરજે. અરે વાનર! તું તારી જાતનું ગમે તેટલું જતન કરીશ, તોપણ મારા હાથમાંથી છૂટેલું આ આગ્નેયાસ્ત્ર પ્રયોગવાળું બાણ આજે તારા જીવિતનો અંત આણશે. એટલુ કહીને મહાબાહુ રાવણે નીલ વાનરને એ અમોઘ બાણ માર્યું'.૮૨-૮૭ રાવણનુ બાણ છાતીમાં વાગતાં જ નીલ વાનર બળું બળું થતો એકદમ ઘૂંટણભેર પૃથ્વી ઉપર ઢળી પડ્યો; પરંતુ પોતાના પિતા અગ્નિના પ્રભાવને લીધે તેમ જ પોતાના તેજને લીધે તે પ્રાણમુક્ત થયો નહિ. નીલ વાનરને બેભાન પડેલો જોઈને ઉત્સાહયુક્ત થયેલો રાવણ મેઘ સમાન ગડગડાટ કરતા પોતાના રથને લક્ષ્મણની સામે દોડાવી ગયો.૮૮-૯૦ આડે આવતા વાનરનું નિવારણ કરતો પ્રતાપી રાક્ષસેંદ્ર રાવણ ઉતાવળે લક્ષ્મણની સામે જઈ ઊભો રહ્યો અને વારંવાર ધનુષ્યનો ટંકારવ કરવા લાગ્યો.૯૧

રાવણને પોતાની સામે આવી વારંવાર ધનુષ્ય ખેંચતો જોઈને અત્યંત પરાક્રમી લક્ષ્મણે કહ્યું : 'હે નિશાચરોના રાજા રાવણ! હુ તારી સાથે યુદ્ધ કરવા તૈયાર થઈને ઊભો છું', એ તું નિશ્ચયપૂર્વક જાણ. હવે તારે વાનરોની સાથે યુદ્ધ કરવું ઉચિત નથી.'૯૨

ક્રોધાયમાન થયેલા લક્ષ્મણનું શૌર્યપૂર્ણ વચન તથા ધનુષ્યનો ભયંકર ટંકારવ સાંભળી રાવણરાય છેક તેમની પાસે જઈ કહેવા લાગ્યો : 'હે રાઘવ! તું આજે મારી દૃષ્ટિએ પડ્યો એ બહુ સારું થયું છે. હે લક્ષ્મણ! તારી બુદ્ધિ વિપરીત થયેલી હોવાથી હવે તારો વિનાશકાળ સમીપ આવી પહોંચ્યો છે. હે દુર્બુદ્ધિ! મારાં બાણોથી પીડાઈને તું હમણાં જ યમલોક દેખીશ.'૯૩,૯૪

બહાર નીકળેલી તીક્ષ્ણ દાઢાવાળા રાવણનાં વચન સાંભળી યત્કિંચિત પણ વિસ્મય ન પામતાં લક્ષ્મણે કહ્યું: 'હે પાપીઓમાં શ્રેષ્ઠ રાજા! તું આપવડાઈ શા માટે કરે છે? પ્રભાવશાળી શૂરવીરો આમ તારી પેઠે કદી પણ લવરી કરતા નથી. હે રાક્ષસેંદ્ર! તારાં પ્રતાપ, પરાક્રમ, બળ તથા વીર્ય ઇત્યાદિ જાણીને જ હું ધનુષ્ય-બાણ ગ્રહણ કરી તારી સામે ઊભો છું; હવે મિથ્યા બકવાદ કરવાનું શું પ્રયોજન છે?'૯૫,૯૬

લક્ષ્મણનાં વાક્ય સાંભળી ક્રોધ પામેલા રાવણે તેના ઉપર સાત બાણો મૂક્યાં; ત્યારે લક્ષ્મણે સુવર્ણપૂંખવાળાં અને તીક્ષ્ણ અણીવાળાં બાણો વડે રાવણનાં સાતે બાણ કાપી નાખ્યાં. કપાઈ ગયેલા સર્પોની પેઠે પોતાનાં બાણોના એકાએક ટુકડા થયેલા જોઈને લંકાધીશ રાવણ ક્રોધાયમાન થયો અને પુનઃ તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. એ જોઈ જરા પણ ક્ષોભ નહિ પામતાં રામચંદ્રના નાના ભાઈ લક્ષ્મણે ક્ષુર, અર્ધચંદ્ર, કર્ણ તથા ભલ્લ વગેરે અનેક તરેહના બાણો મૂકીને રાવણનાં બાણોને છેદવા માંડ્યા.૯૭-૯૯ પોતાના સઘળા બાણસમૂહને નિષ્ફળ થતો જોઈને તથા લક્ષ્મણની ચાલાકી જોઈને દેવરાજ ઇંદ્રનો શત્રુ રાવણ અત્યંત વિસ્મિત થયો અને પુનઃ તીક્ષ્ણ બાણો વરસાવવા લાગ્યો, ત્યારે ઇંદ્ર સરખા પરાક્રમવાળા મહાત્મા લક્ષ્મણ પણ રાવણનો વધ કરવા માટે તીક્ષ્ણ અણીવાળાં, અગ્નિ સરખાં પ્રદીપ્ત અને ભયંકર વેગવાળાં અનેક બાણો મૂકવા લાગ્યા. લક્ષ્મણનાં સઘળાં બાણો છેદી નાખીને રાક્ષસરાજ રાવણે કાલાગ્નિના સરખા પ્રકાશવાળું અને બ્રહ્મદેવે

આપેલું એક બાણ તેમના લલાટમાં માર્યું. રાવણનું બાણ વાગતાં જ શ્રીમાન લક્ષ્મણ અચેત થઈ ગયા અને તેમના હાથમાંથી ધનુષ્ય સરકી પડ્યું; પરંતુ ક્ષણવારમાં જ પુનઃ સચેત થઈને પોતાનું ધનુષ્ય ગ્રહણ કરી તેમણે તીક્ષ્ણ બાણો વડે રાવણનું ધનુષ્ય કાપી નાખ્યું.[૧૦૦–૧૦૩] અને પછી તેને ત્રણ બાણ માર્યાં. લક્ષ્મણનાં તીક્ષ્ણ બાણો વાગવાથી રાવણરાય તરત જ મૂર્છિત થઈ પડ્યો અને મહાકષ્ટે ઘણી વારે તેનામાં પુનઃ ચેતના આવી.[૧૦૪] પછી જેનું ધનુષ્ય કપાઈ ગયું હતું અને લક્ષ્મણના બાણપ્રહારથી જેનું શરીર મેદ તથા રુધિર વડે ખરડાઈ ગયું હતું એવા રાક્ષસરાજ રાવણે લક્ષ્મણને હણવા માટે બ્રહ્મદેવે આપેલો ભયંકર શક્તિ ગ્રહણ કરી અને ધુમાડા સહિત અગ્નિ સરખા પ્રકાશવાળી તથા વાનરોને ત્રાસ ઉપજાવનારી એ દેદીપ્યમાન શક્તિ લક્ષ્મણને મારી. રાવણે ફેંકેલી શક્તિને પોતાની ઉપર આવતી જોઈને લક્ષ્મણે પ્રદીપ્ત અગ્નિ સરખાં બાણો મારીને તેના કટકા કરી નાખ્યા; તોપણ તેનો આગલો એક ભાગ આવીને લક્ષ્મણની વિશાળ છાતીમા વાગ્યો. શક્તિનો પ્રહાર થતાં જ અત્યંત શક્તિવાળા રઘુકુળશ્રેષ્ઠ લક્ષ્મણ મૂર્છિત થઈ પૃથ્વી પર ઢળી પડ્યા. તેમને વિહ્વળ દશામાં પડેલા જોઈને રાક્ષસરાજ રાવણ ઉતાવળે આવી તેમને સમુદ્રમાં ફેંકી દેવા માટે પોતાની બંને ભુજાઓથી ઊંચકવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ જે પોતાની બે ભુજાઓથી હિમાલય, મંદર, મેરુ તેમ જ સર્વ દેવાસુર સહિત આખા ત્રૈલોક્યને ઉચકવા સમર્થ હતો, તે રાવણ મહાત્મા લક્ષ્મણને ઊંચકી શક્યો નહિ.[૧૦૫–૧૦૯]

લક્ષ્મણની છાતીમાં જોકે બ્રાહ્મી શક્તિનો સચોટ પ્રહાર થયો, તોપણ તેણે અચિંત્ય તથા અપ્રમેય એવા વિષ્ણુના અંશ–ભાગરૂપે પોતાના આત્માનું ચિંતન કર્યું, જેથી તેને મોટી હાનિ થઈ નહિ; તેમ જ દેવનો શત્રુ રાવણ તેને પોતાની બે ભુજાઓથી ઊંચકી શક્યો નહિ.[૧૧૦,૧૧૧]

ઉપર્યુક્ત પ્રકાર જોઈને ક્રોધાયમાન થયેલા વાયુસુત હનુમાને દોટ મૂકી રાવણની પાસે જઈ તેની છાતીમાં વજ્ર સરખી પોતાની મુષ્ટિનો પ્રહાર કર્યો.[૧૧૨] હનુમાનનો મુષ્ટિપ્રહાર થતાં જ રાક્ષસરાજ રાવણ તમ્મર ખાઈને પૃથ્વી પર બેસી ગયો અને પછી પૃથ્વી પર ઢળી પડ્યો. એ વેળા તેનાં નાક, કાન તથા મોંમાંથી ઘણું રુધિર વહેવા લાગ્યું. પછી મહાકષ્ટે ત્યાંથી ઊઠીને રાવણ પોતાના રથમાં જઈ ભરાયો; પરંતુ અત્યંત પીડાને લીધે તે ત્યાં મૂર્છિત સરખી બેભાન સ્થિતિમાં જ પડ્યો રહ્યો. એ પ્રમાણે સંગ્રામમાં રાવણને અચેત પડેલો જોઈને વાનરો, ઋષિઓ, દેવો તથા અસુરો હર્ષનાદ કરવા લાગ્યા.[૧૧૩–૧૧૫]

પછી રાવણની શક્તિ વાગવાથી મૂર્છિત થઈ પડેલા લક્ષ્મણને તેજસ્વી હનુમાને બે હાથે ઊંચકીને રામચંદ્રની પાસે આણ્યા. લક્ષ્મણ પ્રત્યે હનુમાનની નિષ્કપટ સ્નેહભક્તિ હતી, તેથી જ શત્રુઓને પણ અકંપ્ય થઈ પડેલા લક્ષ્મણમાં લઘુત્વ આવ્યું અને હનુમાન તેને ઊંચકી શક્યો. હવે યુદ્ધમાં મૂર્છા પામેલા લક્ષ્મણના દેહમાંથી રાવણે મારેલી શક્તિ નીકળી ગઈ અને તે પુનઃ રાવણના રથમાં આવીને પોતાના મૂળ સ્થાનમાં સ્થિત થઈ. [૧૧૬–૧૧૮] થોડી વાર પછી મહાતેજસ્વી રાવણની મૂર્છા વળી અને તેણે સાવધાન થઈને તીક્ષ્ણ બાણ તથા ધનુષ્ય ગ્રહણ કર્યાં.[૧૧૯] છાતીમાં લાગેલી શક્તિ નીકળી જવાથી મહાત્મા લક્ષ્મણની પીડા ઓછી થઈ અને તે અચિંત્ય તથા અપ્રમેય એવા વિષ્ણુ ભગવાનના અંશરૂપ પોતાના આત્માનું સ્મરણ કરવા લાગ્યા.

લક્ષ્મણને સચેત થયેલા જોઈ રામચંદ્રને ધૈર્ય આવ્યું અને રાવણનાં બાણોથી વાનરસેનાનો મોટે ભાગે નાશ થતો જોઈને તેઓ યુદ્ધ કરવા તૈયાર થયા. એ વેળા હનુમાને તેમની આગળ આવી કહ્યું : હે રાઘવ ! રથમાં બેઠેલા રાવણની સામે પગે ચાલીને જાઓ એ ઠીક નથી; માટે વિષ્ણુ ભગવાન જેમ ગરુડ પર આરૂઢ થઈને દૈત્યોને હણવા જાય, તેમ તમે મારા

સ્કંધ ઉપર બેસીને રાવણને મારવા જાઓ ’ વાયુસુત હનુમાનનું વચન સાંભળી શ્રીમાન રામચંદ્ર તેના સ્કંધ પર બેઠા અને દૂરથી જ રથમાં બેઠેલા રાવણની ઉપર ક્રૂર દૃષ્ટિ નજર કરી પછી જેમ ક્રોધાયમાન થયેલા વિષ્ણુ ભગવાન આયુધ ઉગામી બળીરાજા સામે જાય, તેમ મહાતેજસ્વી રામચંદ્ર ઉતાવળે રાવણની પાસે જઈને પોતાના ધનુષ્યનો વજ્રપાત જેવો કઠોર ટંકારવ કર્યો અને ગંભીર વાણીથી રાવણ પ્રતિ બોલ્યા ‘હે રાક્ષસશ્રેષ્ઠ! ઊભો રહે, મારું અપ્રિય કરીને હવે તું ક્યાં જઈ જીવતો છૂટવાનો છે? હે રાવણ! તું કદાપિ ઇંદ્ર યમ, સૂર્ય, બ્રહ્મા, અગ્નિ કે શંકરને શરણે જઈશ અથવા દશે દિશાઓ પૈકી ક્યાંય સંતાઈ પેસીશ તોપણ હું તને આજે જીવતો છોડનાર નથી હે નિશાચર! તેં યુદ્ધ કરતાં મારા ભાઈ લક્ષ્મણને શક્તિ મારી, જેથી તે એકાએક ચેતનારહિત થયો, એ જોઈ તેનું વેર લેવાની પ્રતિજ્ઞા કરીને હું અત્યારે તારી સામે આવ્યો છું તું નિશ્ચય માન કે, આજે હું સંગ્રામમાં પુત્ર, પૌત્ર તથા રાક્ષસગણ સહિત તારું મોત આણીશ હે રાવણ! તું વિચાર કરી જોકે, જેણે પૂર્વે જનસ્થાન વિષે શ્રેષ્ઠ આયુધો લઈને યુદ્ધ કરવા આવેલા અદ્ભુત રૂપવાળા ચૌદ હજાર રાક્ષસોનો સંહાર કર્યો હતો તે જ હું પોતે (રામ) છું ૧૨૦–૧૩૦

રામચંદ્રના વચન સાંભળી તથા તેમને પોતાના સ્કંધ ઉપર લઈ ઊભેલા હનુમાનને જોઈને મહાબળવાન રાક્ષસરાજ રાવણને પૂર્વનું વેર સાંભરી આવ્યું, જેથી અત્યંત ક્રોધાયમાન થઈને તેણે હનુમાનને પ્રલયકાળના અગ્નિ જેવા પ્રદીપ્ત બાણો માર્યાં રાવણે તીક્ષ્ણ બાણ મારી હનુમાનને ઘાયલ કર્યો, તોપણ હનુમાન સ્વભાવ સિદ્ધ તેજસપરાક્રમયુક્ત હોવાને લીધે જરા પણ ગ્લાનિ પામ્યો નહિ, પરંતુ ઊલટું તેનું શૌર્ય વૃદ્ધિ પામ્યું ૧૩૧–૧૩૩ હનુમાનને રાવણના બાણોથી ઘાયલ થયેલો જોઈને મહા તેજસ્વી રામચંદ્રને અત્યંત ક્રોધ ચડ્યો. ૧૩૪ પછી રાવણના રથની પાસે જઈ શ્રીમાન રામચંદ્રે તીક્ષ્ણ બાણો વડે ચક્ર, ધ્વજ, છત્ર, પતાકા, ત્રિશૂળ, ખડગ વગેરે આયુધો તેમ જ અશ્વો તથા સારથિ સહિત રાવણના રથને ભાંગી નાખ્યો ૧૩૫ ત્યાર પછી ઇંદ્ર જેમ મેરુ પર્વત પર વજ્રનો પ્રહાર કરે, તેમ રાવણની વિશાળ છાતીમાં વજ્ર અને વીજળી સરખા તીવ્ર બાણનો પ્રહાર કર્યો ૧૩૬ જે રાક્ષસરાજ રાવણ ઇંદ્રના વજ્રપ્રહારથી ડગતો નહિ, તે રાવણ આજે રામચંદ્રનું બાણ વાગવાથી અત્યંત પીડિત થઈ અચેત થઈ ગયો અને તેના હાથમાંથી ધનુષ્ય પડી ગયું રાવણને વિહ્વળ થયેલો જોઈ રામચંદ્ર એક અર્ધચંદ્ર બાણ મૂકીને તેના સૂર્ય સરખા પ્રકાશિત મુકુટને છિન્નભિન્ન કરી નાખ્યો

મુકુટ કપાઈ જવાથી રાજશ્રીરહિત થયેલો રાવણ કે જે વિષરહિત સર્પ જેવો, જ્વાળારહિત અગ્નિ જેવો તથા પ્રકાશરહિત સૂર્ય સરખો નિસ્તેજ થઈ ગયો હતો તેને રામચંદ્રે કહ્યું ‘હે રાવણ! આજે તેં મારી સેનાના વીર યોદ્ધાઓને હણીને તથા મારા ભાઈ લક્ષ્મણને મૂર્છા પમાડીને મહાભારત કામ કર્યું છે, તેથી ‘તું શ્રમિત થયો હશે’ એમ ધારી હું તને જીવતો મૂકું છું હે નિશાચરોના રાજા! આજે તું થાકી ગયો છે, માટે લંકામાં પાછો જા! જ્યારે તું બરાબર સાવધ થાય, ત્યારે રથમાં બેસી ધનુષ્ય લઈ પુનઃ રણમાં આવજે, એટલે હું તને મારું પરાક્રમ દેખાડીશ ’

રામચંદ્રના વચન સાંભળીને જેનો હર્ષ તથા ગર્વ નષ્ટ થયો હતો, જેનો મુકુટ તૂટી ગયો હતો, જેનું ધનુષ્ય કપાઈ ગયું હતું અને જેના સારથિ તથા અશ્વો મરાઈ ગયા હતા, તેવો શરપીડિત રાવણ એકાએક રણભૂમિમાંથી ઊઠીને વીલે મોઢે લંકામાં ચાલ્યો ગયો દેવ–દાનવનો શત્રુ મહાબળવાન રાવણ જ્યારે લંકામાં ગયો, ત્યારે રામ–લક્ષ્મણે સંગ્રામભૂમિમાં ઘાયલ થઈ પડેલા વાનરોના દેહમાં ભોંકાઈ ગયેલાં શસ્ત્રો

શસ્ત્રો એ ચી કાઢ્યા અને ઘાવ રુઝાય તેવી ઔષધિ વડે તેઓનું આશ્વાસન કર્યું ઇંદ્રના વેરી રાવણને રણમાંથી નાસી ગયેલો જોઈ દેવો, અસુરો, સર્પો તેમ જ દિશાઓ, સમુદ્રો અને પર્વતોમાં વસનારા સઘળા ભૂત–પ્રાણીઓ હર્ષિત થયા ૧૩૭–૧૪૪

ઇતિ શ્રીમ મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૫ મો સર્ગ સમાપ્ત

## કુંભકર્ણનો વધ

## સર્ગ ૬૦ મો

ચિંતાતુર રાવણ–આપત્તિમાંથી ઊગરવાનો પ્રયત્ન–નિદ્રામાં પડેલા કુંભકર્ણને પ્રબોધન

स प्रविश्य पुरीं लङ्कां रामबाणभयार्दित ।
भग्नदर्पस्तदा राजा बभूव व्यथितेन्द्रिय ॥१॥

રામબાણના ભયથી લંકામાં પ્રવેશ કર્યા પછી ગર્વરહિત થયેલા રાવણને ઘણી જ ચિંતા થવા લાગી ૧ જેમ સિંહથી હસ્તી અને ગરુડથી સર્પ પરાભવ પામે છે, તેમ મહાત્મા રાઘવથી પરાભવ પામેલો રાજા રાવણ બ્રહ્મદંડ સરખા અને વીજળીસમાન ચળકતા રામચંદ્રના બાણોનું સ્મરણ કરીને પીડાવા લાગ્યો ૨,૩ પછી પોતાના સુવર્ણમય દિવ્ય આસન પર બેસીને રાવણે રાક્ષસો પ્રત્યે કહ્યું ૪ ‘અહા, મેં જે કાંઈ ઘોર તપશ્ચર્યા કર્યું છે, તે સઘળું આજે નિષ્ફળ નીવડ્યું છે, કેમ કે ઇંદ્ર જેવો હું આજે એક મનુષ્ય–રામથી પરાજય પામ્યો ૫ અરે, બ્રહ્મદેવે મને કહ્યું હતું ‘તને મનુષ્યોથી મોટો ભય થશે ’ હાય ! આજે તે પ્રમાણે જ ભયંકર બનાવ બન્યો ૬ અરે, મેં બ્રહ્મદેવની પાસેથી વરદાન માગતી વેળા ‘દેવ, દાનવ, ગંધર્વ યક્ષ, રાક્ષસ તથા સર્પથી મારો વધ થાય નહિ એમ કહ્યું હતું, પરંતુ તે વાક્યમાં મનુષ્યથી પણ મારો વધ થાય નહિ’ એવું મેં માગ્યું નહોતું, ૭ માટે હવે મને નિશ્ચય થાય છે કે, દશરથપુત્ર આ રામ જ–મનુષ્ય જ મને ભય ઉત્પન્ન કરશે વળી પૂર્વે ઇક્ષ્વાકુકુળમાં જન્મેલા અનરણ્ય રાજાએ મને શાપ આપતાં કહ્યું હતું ‘હે રાક્ષસાધમ ! મારા વંશમાં એક એવો પુરુષ ઉત્પન્ન થશે કે જે તને તારા પુત્રો, અમાત્યો, સેનાઓ, અશ્વો તથા સારથિ સહિત મારશે અને તારા કુળનો સંહાર કરશે ૮,૯ વળી પૂર્વે મેં જ્યારે વેદવતી ઉપર બળાત્કાર કર્યો હતો, ત્યારે તેણે મને શાપ આપ્યો હતો ખરેખર, એ વેદવતી જ પોતાનું વચન સત્ય કરવા માટે જનકનંદિની સીતા થઈને મારે ત્યાં આવી છે વળી ઉમા દેવીએ, નંદીશ્વરે, રંભાએ, પુંજિકસ્થલાએ તેમ જ અનેક ઋષિમુનિઓએ મને શાપ આપતાં જે જે કહ્યું હતું, તે સઘળું આજે આવી બન્યું છે અહો ! ઋષિઓના વચન કદી પણ મિથ્યા હોતાં નથી. હે રાક્ષસો ! આ મેં તમને બધું જણાવ્યું તે ગમે તેમ છે, છતાં પણ હવે તો તમારે સૌએ મારું રક્ષણ કરવા પ્રયત્ન કરવો જ જોઈએ હે રાક્ષસો ! તમે હવે લંકાની ચોકીઓ ઉપર ઘણી જ સાવધાનીથી ઊભા રહો, કેમ કે આપણો શત્રુ રામ દેવો તથા દાનવોના પણ ગર્વને ઉતારી નાખે એવા અપ્રતિમ બળવાળો છે ૧૦–૧૩ વળી હે રાક્ષસો ! બ્રહ્માના શાપથી નિદ્રામાં ઘેરાઈ પડેલા કુંભકર્ણને તમે સત્વર જગાડો ’

પ્રહસ્તનું મરણ તથા પોતાના પરાજયનું સ્મરણ કરીને વળી મહાબળવાન રાવણે પોતાની ભયંકર સેનાને આજ્ઞા આપી ‘હે રાક્ષસો ! તમે સારી રીતે લંકાના દરવાજાનું રક્ષણ કરો અને કિલ્લા ઉપર સાવધાનીથી ઊભા રહો કે જેથી શત્રુઓ નગરમાં ઘૂસી જાય નહિ ૧૪,૧૫ વળી મને આટલી બધી પીડા હોવા છતાં કામથી હણાયેલા ચિત્તવાળો કુંભકર્ણ નિશ્ચિંત થઈ સુખથી ઊંઘે છે તેને તમે સત્વર જગાડો ૧૬ મારો ભાઈ કુંભકર્ણ સાત, આઠ, નવ કે દશ માસ જેટલું ઊંઘે છે આ સમયે છેલ્લો વાર મારી સાથે સંત્ર–વિચાર કરીને તે નવ માસ થયા સૂતો છે, હવે તેને જાગ્રત કરો ૧૭ મોટી ભુજાવાળો કુંભકર્ણ આપણા સર્વ રાક્ષસોમાં શ્રેષ્ઠ છે, માટે નિશ્ચય, તે સઘળા વાનરોનો તથા રામલક્ષ્મણનો સત્વર નાશ કરશે ૧૮ સર્વ રાક્ષસોમાં

શ્રેષ્ઠ તથા યુદ્ધમા એક્કો હોવા છતા એ મૂર્ખો કુભકર્ણ ગ્રામ્ય સુખમા પ્રીતિ રાખીને સદાકાળ સૂતો રહે છે[૧૯] આ દારુણ સગ્રામમા રામના હાથે હુ પરાભવ પામ્યો છુ તેમ છતા પણ જો કુભકર્ણ જાગશે, તો મારો સર્વ શોક શમી જશે[૨૦] અરે, આવા ભયકર સકટની વેળાએ પણ કુભકર્ણ કામમા ન આવે, તો પછી ઇદ્ર સરખા બળવાળા એ ભાઈનુ મારે શુ પ્રયોજન છે ?[૨૧]

રાવણના વચન સાભળીને જેઓનુ ચિત્ત વ્યાકુળ થયુ હતું તેવા રાક્ષસો કુભકર્ણને ઘેર જવા નીકળ્યા[૨૨] માસ અને રુધિરનો આહાર કરનારા એ રાક્ષસો રાવણની આજ્ઞાથી કુભકર્ણને તૃપ્ત કરવા માટે ગધ, પુષ્પ તથા ઉત્તમ ખાદ્ય પદાર્થો લઈને કુભકર્ણની ગુફા આગળ જઈ પહોચ્યા કુભકર્ણની સૂવાની ગુફા એક યોજન સમચોરસ, એક દ્વારવાળી અને પુષ્પોની સુગધથી ભરપૂર હતી, તેમા રાક્ષસોએ પ્રવેશ કર્યો ગુફામા પ્રવેશ કરતા જ કુભકર્ણના શ્વાસોચ્છ્વાસના વાયુથી રાક્ષસો ઊડીઊડીને પાછા પડવા લાગ્યા, ત્યારે એકમેકને વળગીને મહાપ્રયત્ને ગુફાની અદર ગયા રત્ન અને સુવર્ણથી જડેલી ભીતોવાળી એ રમણીય ગુફામા ભયકર પરાક્રમવાળો કુભકર્ણ મોટા પર્વતની પેઠે પડયો હતો અને ઘસઘસાટ ઊઘતો હતો તેનુ શરીર ઊભા રુવાટાથી વ્યાપ્ત હતું, સર્પની પેઠે લાબા ફૂફાડા નાખીને તે સર્વને ત્રાસ આપતો હતો તેની બને નાસિકા ઘણી જ ભયકર હતી તેનુ મુખ પાતાળ સરખુ વિશાળ હતું રુધિર તથા મેદથી તેનુ શરીર અત્યત દુર્ગધ મારતુ હતુ તેણે સુવર્ણના બાજુબધ તથા સૂર્ય સમાન પ્રકાશતો કિરીટ ધારણ કર્યો હતો અને તે પોતાના સઘળા અગ પસારી સૂતો હતો શત્રુઓનુ દમન કરનારા કુભકર્ણને એ પ્રમાણે ભરનિદ્રામા પડેલો જોઈ, રાક્ષસો તેને જગાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા પ્રથમ તો રાક્ષસોએ કુભકર્ણની આગળ તે તૃપ્ત થાય એટલા મૃગ મહિષ તથા વરાહોના માસનો ઢગલો કર્યો તેમ જ ઉત્તમ અન્નના ઢગલા કર્યા વળી તેને પીવા માટે રુધિરના ઘડા ભરી તૈયાર કર્યા, તેમ જ બીજા પણ જાતજાતના માસ તૈયાર રાખ્યા[૨૩-૩૩] પછી એ રાક્ષસોએ કુભકર્ણના શરીર ઉપર ઉત્તમ સુગધયુક્ત ચદનનો લેપ કરીને તેને સુગધયુક્ત પુષ્પમાળાઓ પહેરાવી[૩૪] અને તેની આસપાસ ધૂપ કરીને તેઓ મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યા ઘણો પ્રયત્ન કરવા છતા પણ કુભકર્ણ જાગ્યો નહિ, ત્યારે રીસમા આવેલા સઘળા રાક્ષસોએ એકીવખતે ચદ્ર સરખા શ્વેત શખનો નાદ કર્યો તથા એકીવખતે મોટી ગર્જના કરી મૂકી[૩૫,૩૬] એ વેળા રાક્ષસો કુભકર્ણને જગાડવા માટે ગર્જતા હતા, ખભા થાબડતા હતા, કુભકર્ણના દેહને હચમચાવતા હતા અને મોટો નાદ કરતા હતા[૩૭] એકસામટા શખ, ભેરી, પણવ, રાક્ષસોની ધમાચકડી તથા તેઓની ગર્જનાનો કોલાહલ સાભળી ત્રાસ પામેલા પક્ષીઓ જ્યા ત્યા આકાશમા ઊડી જવા લાગ્યા અને ત્યા પણ મોટો કોલાહલ સાભળવાથી ગભરાઈને પૃથ્વી પર પડવા લાગ્યા

મોટો કોલાહલ કરવા છતા પણ જ્યારે કુભકર્ણની ઊંઘ ઊડી નહિ ત્યારે રાક્ષસોએ ભુશુડી, મુસળ, પર્વતશિખર ગદા તથા મુદ્દગર વગેરે આયુધો ગ્રહણ કર્યા અને સુખે સૂતેલા કુભકર્ણની છાતી પર પ્રહાર કરવા લાગ્યા, પરતુ તે બધુ વ્યર્થ ગયુ[૩૮-૪૦] તેના શ્વાસોચ્છ્વાસનો વાયુ એટલો બધો જોસભેર નીકળતો હતો કે તેની આગળ કોઈ પણ રાક્ષસ ઊભો રહી શકતો ન હતો[૪૧] પછી ભયકર પરાક્રમવાળા દશ હજાર રાક્ષસો એકીવખતે કમર કસીને કુભકર્ણની ચોમેર ઊભા રહ્યા અને તેને જગાડવા એકસામટા અસખ્ય મૃદગો ભેરીઓ શખો તથા ડમરુ વગેરે વગાડવા લાગ્યા[૪૨,૪૩] આટલુ આટલુ કરવા છતા પણ કુભકર્ણ જાગ્યો નહિ, ત્યારે રાક્ષસોએ અત્યત દારુણ પ્રયત્ન કરવા માડયો હાથી ઊંટ તથા ગધેડા

વગેરે પ્રાણીઓને લાકડી, ચાબુક તથા પરોણીઓ મારીને કુંભકર્ણના શરીર ઉપર ચલાવવા માંડ્યાં; ગાલ ફાટી જાય એવી રીતે શંખ વગાડવા માંડ્યા અને મુદ્ગર, મુસળ તથા મોટાં મોટાં કાષ્ઠો ઉગામીને તેના શરીર પર પ્રહાર કરવા લાગ્યા. એ મોટા નાદથી પર્વતો, વનો તથા ઉપવનો સહિત આખી લંકાનગરી ગાજી ઊઠી, પરંતુ કુંભકર્ણ જાગ્યો નહિ.[૪૪-૪૭] પછી શુદ્ધ સુવર્ણના ડંકા વડે એક સાથે હજારો ભેરીઓ વગડાવી, તોપણ બ્રહ્મદેવના શાપથી નિદ્રામા પડેલો કુંભકર્ણ જાગ્યો નહિ, ત્યારે રાક્ષસોને ઘણો ક્રોધ ચડ્યો અને તેઓએ કુભકર્ણને જગાડવા માટે જુદા જુદા ઉપાયો યોજવા માડ્યા. કેટલાક રાક્ષસો જોરથી ઢોલ વગાડવા લાગ્યા, કેટલાક મોટી ચીસો પાડવા લાગ્યા, કેટલાક તેના કેશ ચૂંટવા લાગ્યા, કેટલાક તેના કાને બચકા ભરવા લાગ્યા.[૪૮-૫૧] અને કેટલાકે તેના કાનમાં પાણીના સેંકડો ઘડા રેડ્યા, તોપણ ઘોર નિદ્રામા પડેલો કુંભકર્ણ જરા પણ સળવળ્યો નહિ.[૫૨] પછી તો કૂટ અને મુદગર લઈ ઊભેલા બળવાન રાક્ષસોએ તેના મસ્તક, છાતી તથા બીજા અંગો ઉપર પ્રહાર કરવા માંડ્યા, તેમ જ કેટલાકોએ રજ્જુબદ્ધ ઘનો વડે બાધેલી શતઘ્નીના પણ પ્રહાર કર્યા, તોપણ કુભકર્ણની ઊંઘ ઊડી નહિ છેવટે જ્યારે તેના શરીર ઉપર એક હજાર હાથીઓ દોડાવ્યા, ત્યારે ઘણો જ ભાર લાગવાથી તે કંઈક સળવળ્યો અને ધીરે ધીરે તેની ઊંઘ ઊડવા લાગી. રાક્ષસોએ કરેલા પર્વતશિખરના, વૃક્ષોના તથા શસ્ત્રાસ્ત્રોના પ્રહારોને યત્કિંચિત્ નહિ લેખવતો એ કુંભકર્ણ નિદ્રામાથી જાગીને ક્ષુધાને લીધે બગાસા ખાતો એકદમ બેઠો થયો.[૫૩-૫૬] અને મોટા સર્પ જેવી કિંવા બે પર્વતશિખર જેવી પોતાની બન્ને ભુજાઓ ઊંચી કરીને જ્વાળામુખી પર્વત જેવુ મો પહોળું કરી બગાસુ ખાધુ.[૫૭] જાગ્યા પછી બગાસુ ખાતી વેળા કુભકર્ણનું પાતાળ જેવુ મુખ મેરુપર્વતના શિખર પર ઊગેલા સૂર્ય સરખું જણાતું હતું અને તેમાથી જ્વાળામુખીમાંથી નીકળતા ઊના પવન જેવો નિઃશ્વાસવાયુ નીકળતો હતો.[૫૮,૫૯] નિદ્રામાથી ઊઠેલા કુંભકર્ણનુ રૂપ એ વેળા પ્રલયસમયે સર્વ ભૂતપ્રાણીઓને બાળી નાખવા ઇચ્છતા સાક્ષાત્ કાળ સરખું જણાતું હતું.[૬૦] અગ્નિ સરખા ધગધગતા અને વીજળી સમાન ચકચકિત તેના મોટા બે નેત્રો પ્રકાશમાન બે ગ્રહો જેવા દેખાતા હતા.[૬૧]

પછી રાક્ષસોએ તૈયાર રાખેલા સર્વ ભક્ષ્ય પદાર્થો કુભકર્ણને દેખાડ્યા, એટલે તેણે પોતાની ઇચ્છા પ્રમાણે વરાહ, મહિષ તથા મૃગ વગેરેનુ ભક્ષણ કર્યું.[૬૨] ઉપરાત જુદા જુદા માસનુ ભક્ષણ કરીને બાકીની ક્ષુધા શાત કરી. પછી તરસ છિપાવવા માટે એ દેવશત્રુએ રુધિરના તથા મદિરાના ઘડા ગટગટાવ્યા.[૬૩] એ પ્રમાણે કુંભકર્ણને તૃપ્તિ પામેલો જાણી તેને જગાડનારા સર્વ રાક્ષસો તેની આગળ આવી પ્રણામ કરી ઊભા રહ્યા.[૬૪] આ વેળા રાક્ષસોમા શ્રેષ્ઠ કુંભકર્ણ પોતાને એકાએક જગાડેલો હોવાથી કાઈક વિસ્મિત થયો હતો. તેણે નિદ્રા વડે ઘેરાયેલાં પોતાના નેત્ર ચારે બાજુ ફેરવી સર્વ રાક્ષસોનુ સાત્વન કરતા કહ્યુ [૬૫,૬૬] 'હે રાક્ષસો! તમે મને ઘણા આદરથી કેમ જગાડ્યો? રાજા રાવણ ક્ષેમકુશળ તો છે ને? અરે, શું તેને ભય તો નથી આવી પડ્યો? માનો ન માનો, પણ તમે આજે મને ઘણો જ ત્વરાથી જગાડ્યો છે, તે ઉપરથી મને નિશ્ચય થાય છે કે, રાવણને માથે કાઈક મોટો ભય આવી પડ્યો છે, પણ કાઈ ચિંતા નહિ આજે હુ રાક્ષસોના રાજા રાવણનો સઘળો ભય મટાડી દઈશ ભલેને, રાવણનો શત્રુ ઇંદ્ર હશે તોપણ હુ તેને ચીરી નાખીશ અને અગ્નિ હશે તો તેને પણ શીતળ કરી નાખીશ! હે રાક્ષસો! નાનાસૂના કામ માટે રાવણ મને જગાડે જ નહિ, માટે મને જગાડવાનુ કાઈક મોટુ કારણ હશે, તે તમે મને યથાર્થ રીતે જણાવો.[૬૭-૭૦]

શત્રુદમન કુંભકર્ણના ક્રોધભર્યાં વચન સાંભળીને રાવણના 'યૂપાક્ષ' નામના સચિવે હાથ જોડી કહ્યું ૭૧ 'હે મહારાજ! રાક્ષસોને દેવોથી કંઈ પણ ભય થઈ શકે એમ નથી, પરંતુ આજે મનુષ્યથી ભય આવી પડયા છે, જેથી અમે સૌ પીડા પામીએ છીએ ૭૨ હે રાક્ષસશ્રેષ્ઠ! હાલમાં મનુષ્યથી અમને જેવો ભય પ્રાપ્ત થયો છે, તેવો પૂર્વે કદી પણ દેવો, દૈત્યો કે દાનવોથી પણ પ્રાપ્ત થયો નથી પર્વત સરખી પ્રૌઢ કાયાવાળા વાનરોએ આખી લંકા ઘેરી લીધી છે અને સીતાના વિયોગથી પરિતાપ પામેલા રામથી અમોને ભારે ભય આવી પડયો છે ૭૩-૭૪ પ્રથમ એક વાનરે અહીં આવીને આખી લંકાને બાળી હતી અને સૈનિકો તથા વાહનો સહિત આપણા અક્ષકુમારને માર્યો હતો વળી હાલમાં દેવોને પણ પીડા કરનારા આપણા રાજા રાવણરાય જાતે યુદ્ધ કરવા ગયા હતા ત્યારે સૂર્ય સમાન તેજસ્વી રામે તેમને હરાવીને 'જા જા, આજે તને જીવતો મૂકું છું!' એમ કહીને જીવતા મૂકયા છે ૭૫-૭૬ હે રાક્ષસવર્ય! દેવો, દાનવો તથા દૈત્યોથી પણ આજ દિન સુધીમાં રાવણરાયને જે ભય થયો નહોતો, તે આજે દશરથપુત્ર રામથી થયેલો છે! વધારે શું કહું? આપણા મહારાજા આજે પ્રાણસંકટમાંથી બચ્યા છે '

યૂપાક્ષના મુખથી રાવણનો પરાજય થયો સાંભળી કુંભકર્ણ ક્રોધાયમાન થયો અને તેણે આંખ ફેરવી કહ્યું 'હે યૂપાક્ષ! આજે એ સર્વ વાનરોનો તથા રામ-લક્ષ્મણનો પરાજય કર્યા પછી જ હું રાવણને મળીશ આજે હું વાનરોના માંસ તથા રુધિર વડે રાક્ષસોને તૃપ્ત કરીશ અને રામ-લક્ષ્મણના રુધિરનું પાન કરીને હું તૃપ્ત થઈશ ૭૭-૮૦

ગર્વ અને ક્રોધના આવેશને લીધે અનીતિ ભરેલું કુંભકર્ણનું વચન સાંભળી રાક્ષસોમાં શ્રેષ્ઠ મહોદરે તેને હાથ જોડી કહ્યું 'હે મહાબાહુ! પ્રથમ તમે રાવણરાયને મળી ગુણ-દોષનો વિચાર કરો અને પછી શત્રુઓને જીતવા સારુ યુદ્ધમાં જાઓ તો ઠીક ' ત્યારે મહાતેજસ્વી કુંભકર્ણ સર્વ રાક્ષસોની સાથે રાવણ પાસે જવા તૈયાર થયો

ભયંકર રૂપ તથા પરાક્રમવાળો કુંભકર્ણ જાગીને બેઠો થયો કે તરત જ કેટલાક રાક્ષસો રાવણની પાસે દોડી ગયા તેઓએ દિવ્ય આસન પર બેઠેલા રાવણને હાથ જોડી કહ્યું 'હે રાક્ષસરાજ! તમારો ભાઈ કુંભકર્ણ જાગ્યો છે, તે બારોબાર યુદ્ધ જાય કે અહીં તમારી પાસે આવી મળીને જાય?'

ત્યારે રાવણે હર્ષભેર કહ્યું 'હું કુંભકર્ણને મળવા ઇચ્છું છું, માટે તમે તેને યોગ્ય સત્કારપૂર્વક અહીંયાં તેડી લાવો ' 'બહુ સારું, મહારાજ!' એમ બોલી રાક્ષસોએ પુનઃ કુંભકર્ણની પાસે આવી કહ્યું 'હે રાક્ષસોત્તમ! રાક્ષસોના રાજા તમને મળવા ઇચ્છે છે, માટે ત્યાં પધારી તેમને હર્ષ પમાડો ૮૧-૮૯

રાક્ષસોના મુખથી રાવણની આજ્ઞા સાંભળી 'બહુ સારું' એમ કહી મહાપરાક્રમી કુંભકર્ણ શય્યામાંથી ઊઠી ઊભો થયો ૯૦ અને મોં ધોઈ સ્નાન કરીને બળની વૃદ્ધિ કરે એવું પેય લાવવાની રાક્ષસોને આજ્ઞા આપી ૯૧ એટલે રાક્ષસોએ રાવણની આજ્ઞા પ્રમાણે પ્રથમથી જ તૈયાર કરી રાખેલા મદ્યના ઘડાઓ તથા માંસ વગેરે ભક્ષ્ય પદાર્થો તરત જ તેની આગળ મૂક્યા, ત્યારે કુંભકર્ણ મદિરાના બે હજાર ઘડા ગટગટાવીને કાંઈક મદમત્ત થયો અને ક્રોધને લીધે યમરાજ સરખો ભયંકર દેખાવા લાગ્યો પછી તેજ તથા બળથી યુક્ત એવો એ કુંભકર્ણ સર્વ રાક્ષસો સહિત રાવણને મળવા ચાલ્યો એ વેળા તેના પગના પ્રહારથી પૃથ્વી કંપાયમાન થતી હતી ૯૨-૯૪ સૂર્ય જેમ પોતાનાં કિરણોથી પૃથ્વીને પ્રકાશિત કરે છે, તેમ પોતાની દેહકાંતિથી રાજમાર્ગને પ્રકાશિત કરતો અને હાથ જોડીને ચાલતા રાક્ષસોથી વીંટાયેલો કુંભકર્ણ, ઇંદ્ર જેમ બ્રહ્મદેવને

ઘેર જાય, તેમ પોતાના ભાઈ રાવણને ઘેર જવા લાગ્યો.[૯૫] શત્રુઓનો નાશ કરનારા અને પર્વતશિખર સરખા ઊંચા દેહવાળા મહા-પરાક્રમી કુંભકર્ણને લંકાના રાજમાર્ગ પર ચાલતો જોઈને લંકાની બહાર ઊભેલા વાનરો તથા તેઓના યૂથપતિઓ ત્રાસ પામ્યા.[૯૬] પર્વતશિખર સરખા ઊંચા, અદ્ભુત આકૃતિ-વાળા તથા સૂર્ય જેવી કાંતિવાળા મુકુટધારી કુંભકર્ણને જોઈને ભયભીત થયેલા કેટલાક વાનરો રામચંદ્રને શરણે દોડી ગયા; કેટલાક મૂર્છિત થઈ પૃથ્વી પર પડ્યા અને કેટલાક દશે દિશાએ નાસી ગયા.[૯૭,૯૮]

ઇતિ શ્રીમદ્ વાલ્મીકિ- મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૬૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૧ મો

### મહાકાય કુંભકર્ણ-તેનાં બળ-પરાક્રમ વિષે રામચંદ્રને માહિતી

ततो रामो महातेजा धनुरादाय वीर्यवान्।
किरीटिनं महाकायं कुंभकर्णं ददर्श ह ॥ १ ॥

ધનુષ્ય ગ્રહણ કરી ઊભેલા મહાતેજસ્વી રામ-ચંદ્રે મસ્તક પર મુકુટ ધારણ કરનારા તથા મોટી કાયાવાળા કુંભકર્ણને દૂરથી જોયો. જળ ભરેલા મેઘ સરખો શ્યામ અને સુવર્ણના બાજુબંધને ધારણ કરનારો કુંભકર્ણ કે જે પર્વત જેટલો ઊંચો હોવાથી આકાશનું આક્રમણ કરતા વામનાવતારી વિષ્ણુ સરખો જણાતો હતો, તેને દૂરથી જોતાં જ વાનરોની સેના નાસભાગ કરવા લાગી. પોતાની સેનાને નાસભાગ કરતી જોઈને તથા ઊંચી કાયાવાળા કુંભકર્ણને દેખીને વિસ્મિત થયેલા રામચંદ્રે વિભીષણને પૂછ્યું : 'હે વિભીષણ! પર્વત સરખો ઊંચો, પીળાં નેત્રવાળો અને મુકુટ ધારણ કરનારો આ સામે જે રાક્ષસ લંકાના માર્ગમાં ચાલ્યો જાય છે, તે કોણ છે? અહો! તે વીજળી સહિત ચડી આવેલા મેઘ જેવો દેખાય છે! આ પૃથ્વી પર સઘળાં ભૂત-પ્રાણીઓમાં માત્ર એ જ રાક્ષસ કેતુભૂત (અતિ ઊંચો) હોય એમ જણાય છે! એને જોઈ વાનરો આમતેમ નાસી જાય છે.[૨-૬] હે વિભીષણ! આના સરખું મોટું ભૂત-પ્રાણી પૂર્વે કદી પણ મારા જોવામાં આવ્યું નથી, માટે તું મને કહે કે, આ મોટા દેહવાળો કોઈ રાક્ષસ છે કે અસુર છે?'

અક્લિષ્ટ કર્મવાળા રઘુવીરનો પ્રશ્ન સાંભળી બુદ્ધિમાન વિભીષણે ઉત્તર આપ્યો : 'હે રાઘવ! એ વિશ્રવાનો પુત્ર કુંભકર્ણ છે, તે મારો તથા રાવણનો સગો ભાઈ છે. એણે પૂર્વે યુદ્ધ વિષે યમ તથા ઇંદ્રને પણ હરાવ્યા છે અને રાક્ષસો-માં એના જેવો પ્રતાપી તથા પ્રૌઢ બીજો કોઈ નથી.[૭-૯] હે રઘુવીર! પૂર્વે મોટાં યુદ્ધો-માં એ કુંભકર્ણે દેવ, દાનવ, યક્ષ ભુજંગ, રાક્ષસ, ગંધર્વ, વિદ્યાધર અને સર્પો વગેરેને હજારો વાર મારીને નસાડી મૂક્યા છે. બિહા-મણાં નેત્રવાળા અને મહાન બળવાળા એ કુંભકર્ણને ત્રિશૂળ પકડી સામે આવતો જોઈ 'અરે, આ કાળ આવે છે' એમ માની મોહિત થયેલા દેવો તેનાથી અનેક વાર નાસી ગયા છે. બીજા સર્વ રાક્ષસો તો દેવતાઓનાં વરદાનથી બળવાન થયેલા છે, પરંતુ આ કુંભકર્ણ તો જન્મથી જ તેજસ્વી અને બળવાન છે.[૧૦,૧૨] હે રામ! જ્યારે એ મહાત્મા કુંભકર્ણનો જન્મ થયો ત્યારે તે ક્ષુધાથી અત્યંત પીડાતો હોવાથી તેણે હજારો પ્રાણીઓનું ભક્ષણ કર્યું હતું.[૧૩] પછી પણ જ્યારે તેણે દરરોજ પ્રાણીઓનું ભક્ષણ કરવું શરૂ રાખ્યું, ત્યારે તેના ભયથી પીડાતી સઘળી પ્રજા ઇંદ્રને શરણે ગઈ અને પોતાનું દુઃખ નિવેદન કર્યું.[૧૪] પ્રજાનો પોકાર સાંભળી કોપાયમાન થયેલા ઇંદ્રે પોતાનું તીક્ષ્ણ વજ્ર કુંભકર્ણને માર્યું. વજ્રનો પ્રહાર થતાં જ મહાત્મા કુંભકર્ણ ઊછળ્યો અને તેણે મોટી ગર્જના કરી.[૧૫] એ ગર્જના સાંભળી સઘળી પ્રજા પુનઃ પણ અત્યંત ત્રાસ પામી ગઈ.[૧૬] પછી અત્યંત ક્રોધાવિષ્ટ થઈને મહાબળવાન કુંભકર્ણે ઐરાવત હાથીનો દાંત ખેંચી કાઢી

તે વડે ઇંદ્રની છાતીમા સખત પ્રહાર કર્યો.[૧૭] કુંભકર્ણના હાથની ચોટ લાગવાથી લોહીલુહાણ થયેલો ઇંદ્ર જ્વાળાયુક્ત અગ્નિ જેવો દેખાવા લાગ્યો એ જોઈ દેવો, બ્રહ્મર્ષિઓ તથા દાનવો વગેરે અત્યંત ખેદ પામ્યા પછી સઘળી પ્રજાને સાથે લઈ ઇંદ્ર બ્રહ્મદેવની પાસે ગયો, અને તેણે બ્રહ્મદેવની આગળ કુંભકર્ણની દુષ્ટતા તથા તેણે કરેલુ પ્રજાભક્ષણ, આશ્રમભંગ તેમ જ પરસ્ત્રીહરણ વગેરે વૃત્તાંત કહી સંભળાવ્યુ. પછી વિનતિ કરી 'હે મહારાજ! આ દુષ્ટ રાક્ષસ જો હમેશા આવી રીતે પ્રજાનુ ભક્ષણ કરશે, તો પ્રજાનો ક્ષય થઈ જશે'[૧૮–૨૦]

'હે રાઘવ! ઇંદ્રનુ વચન સાભળીને સર્વ લોકના પિતામહ બ્રહ્મદેવે સઘળા રાક્ષસોનુ આવાહન કર્યું, જેમા કુંભકર્ણ પણ જોવામા આવ્યો પ્રથમ તો કુંભકર્ણને જોતા જ બ્રહ્મદેવ ત્રાસ પામ્યા, પરંતુ તેમણે શાંત થઈને કુંભકર્ણને કહ્યું[૨૧,૨૨] 'હે રાક્ષસ! પુલસ્ત્યના પુત્ર વિશ્રવાએ તને જો લોકોનો સંહાર કરવા માટે જ ઉત્પન્ન કર્યો હોય, તો હુ તને શાપ આપુ છુ કે આજથી તુ મરણ પામેલાની પેઠે ઘોર નિદ્રામા શયન કરીશ'

બ્રહ્મદેવનો શાપ થતા જ કુંભકર્ણ તેમની આગળ જ ઘોર નિદ્રામા આવી પડ્યો એ જોઈ અત્યંત વ્યાકુળ થયેલા રાવણે કહ્યુ 'હે પ્રજાપતિ! જેમ કોઈ મનુષ્ય સુવર્ણવૃક્ષ વાવીને તેને ફળ આવવાના વખતે કાપી નાખે, તેમ તમોએ આ કામ કર્યું છે હે મહારાજ! તમે પોતાના પ્રપૌત્રને આવો શાપ આપો એ ઠીક નહિ તમારા વચન કદી પણ મિથ્યા જતા નથી એટલે હવે આ કુંભકર્ણ ઘોર નિદ્રામા પડશે જ, પરંતુ હે પ્રભુ! એને જાગવા–ઊંઘવાનો સમય ઠરાવો તો સારુ' બ્રહ્મદેવે કહ્યુ 'જા, આ તારો ભાઈ કુંભકર્ણ છ માસ સૂઈ રહી એક દિવસે જાગશે,[૨૩–૨૭] પણ જાગશે ત્યારે તે અત્યંત ભૂખ્યો હોવાથી આખો દિવસ પૃથ્વીમા ભટકશે અને સળગતા અગ્નિ જેવું પોતાનુ મુખ પહોળુ કરીને પ્રજાનું ભક્ષણ કરશે'

વિભીષણે કહ્યુ 'હે રામચંદ્ર! એ પ્રમાણે બ્રહ્મદેવનો શાપ થયો, ત્યારથી એ કુંભકર્ણ ઘોર નિદ્રામા પડ્યો રહે છે, પરંતુ હાલમા આપત્તિમા આવી પડેલા તથા તમારા પરાક્રમથી ભય પામેલા રાવણે તેને જગાડ્યો છે ભયંકર પરાક્રમવાળો એ કુંભકર્ણ હમણા જ પોતાની ગુફામાથી બહાર નીકળ્યો છે અને તે રાવણની પાસે જાય છે હવે તે થોડી વારમા જ ક્રોધાયમાન થઈ અહી આવશે અને વાનરોનુ ભક્ષણ કરશે'[૨૮–૩૦]

વિભીષણના વચન સાભળી રામચંદ્રે કહ્યું 'અરે, કુંભકર્ણને દૂરથી જતો જોઈને જ વાનરો આમ નાસભાગ કરે છે, તો પછી એ જ્યારે સંગ્રામમા આવશે, ત્યારે તેને કેમ કરી અટકાવી શકાશે?' ત્યારે વિભીષણે કહ્યુ 'કુંભકર્ણને જોઈ વાનરો ભયભીત થયા છે એ ખરુ, પણ તેઓને કહેવડાવો કે એ રાક્ષસ નથી, પરંતુ તમને સૌને ડરાવવા સારુ રાવણે એક પ્રકારનુ મોટુ યંત્ર ઊભુ કર્યું છે એમ કહેવાથી વાનરો શાંત થશે'[૩૧,૩૨]

વિભીષણનુ સયુક્તિક તથા વાનરોને સુખ કરે એવુ વચન સાભળી રઘુવીરે સેનાપતિ નીલ વાનરને કહ્યુ[૩૩] 'હે અગ્નિસુત! તુ આપણી વાનરસેનાને લંકાના દરવાજા, મોટી મોટી ચોકીઓ તેમ જ ગુપ્ત માર્ગો આગળ લઈ જઈ વ્યૂહરચનામા ગોઠવ[૩૪] વળી મોટા પર્વત શિખરો, વૃક્ષો તથા શિલાઓ એકઠી કરાવી રાખ કે જે યુદ્ધ વખતે કામ લાગે વળી હે રાક્ષસો! તમે સૌ પણ પર્વત વગેરે આયુધો લઈ તયાર થઈ ઊભા રહો'

રામચંદ્રની આજ્ઞાથી સેનાપતિ નીલ વાનરે સઘળા વાનરોને સજ્જ થવાનો હુકમ કર્યો[૩૫] પછી પર્વત સરખા દેહવાળા ગવાક્ષ, શરભ, અંગદ તથા હનુમાન વગેરે વાનરો મોટા મોટા શિખરો લઈને લંકાના દરવાજા તરફ

ચાલ્યા. 'લંકામાં ઊંચો દેખાય છે તે રાક્ષસ નથી; પરંતુ રાવણે ઊભું કરેલું મોટું યંત્ર છે,' એવો રામચંદ્ર તરફથી ખુલાસો મળતાં જ નિર્ભય થયેલા વાનરો મોટાં વૃક્ષ ઉપાડી લંકા તરફ દોડી ગયા અને કિલ્લાની ચોમેર ચોકી કરતા રાક્ષસોને મારવા લાગ્યા. પર્વત તથા વૃક્ષ ઉગામીને લંકાના કિલ્લા પાસે જઈ પહોંચેલી વાનરોની ભયંકર સેના પર્વતની પાસે રહેલી મોટી મેઘમાળા જેવી શોભતી હતી.[૩૬-૩૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૬૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૨ મો

### કુંભકર્ણ અને રાવણ-રક્ષણ માટે પ્રાર્થના

**स तु राक्षसशार्दूलो निद्रामदसमाकुलः ।**
**राजमार्गं श्रिया जुष्टं ययौ विपुलविक्रमः ॥ १ ॥**

અત્યંત પરાક્રમવાળો અને નિદ્રાના મદથી ઘેરાયેલો રાક્ષસશ્રેષ્ઠ કુંભકર્ણ હજારો રાક્ષસોથી વીંટાઈને શણગારેલા રાજમાર્ગ પર જતો હતો. એ વેળા આજુબાજુનાં ઘરોમાંથી લોકો તેના પર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.[૧,૨] થોડીક વારમાં સોનાની જાળીઓવાળા અને સૂર્ય સમાન ઝળહળતા રાક્ષસરાજ રાવણના રમણીય ભુવન આગળ તે જઈ પહોંચ્યો.[૩] અને સૂર્ય જેમ મેઘમંડળમાં પ્રવેશ કરે, તેમ તેણે રાવણના મહેલમાં પ્રવેશ કર્યો. એ વેળા ઇંદ્ર જેમ આસન પર બેઠેલા બ્રહ્મદેવને જુએ, તેમ કુંભકર્ણે ઉત્તમ આસન પર બેઠેલા રાવણને દૂરથી જોયો.[૪] રાક્ષસો સહિત કુંભકર્ણ પોતાના ભાઈ રાવણ પાસે જતો હતો, એ વેળા તેના ચાલવાથી પૃથ્વી કંપાયમાન થતી હતી.[૫] રાજમહેલમાં પ્રવેશ કર્યા પછી કેટલીક દેવડીઓ વટાવીને કુંભકર્ણ અંદર ગયો, ત્યારે પોતાના જ્યેષ્ઠ બંધુ રાવણને પુષ્પક વિમાનમાં ઉદ્વિગ્ન ચિત્તે બેઠેલો જોયો. કુંભકર્ણને આવતો જોઈ રાવણ ઉતાવળો ઊભો થઈ સામે ગયો અને હર્ષભેર તેને પોતાના સિંહાસન પાસે તેડી લાવ્યો.[૬,૭]

પછી આસન પર બેઠેલા પોતાના વડીલ બંધુ રાવણનાં ચરણોનું વંદન કરીને મહાબળવાન કુંભકર્ણે કહ્યું: 'હે ભાઈ! આ વેળા મારું શું કામ પડયું છે તે તું મને કહે.'[૮] એવું સાંભળી હર્ષિત થયેલો રાવણ પુનઃ ઊભો થઈ કુંભકર્ણને ભેટયો અને તેને આસન પર બેસવા કહ્યું. એ પ્રમાણે રાવણે ભેટીને સન્માન કર્યું, ત્યારે કુંભકર્ણ ત્યાં પડેલા ઉત્તમ આસન ઉપર બેઠો અને પછી ક્રોધથી લાલચોળ આંખો કરી બોલ્યો: 'હે રાજન્! તેં આજે મને ઘણા પ્રયત્નથી જગાડયો તેનું શું કારણ છે? હે રાવણ! તું મને સત્વર કહે કે, તને ભય આપનાર કોણ છે? અરે, આજે મારે હાથે મરણ પામવા કોણ ઇચ્છે છે?[૯-૧૨]

પછી રોષને લીધે લાલ નેત્રવાળા અને ક્રોધાયમાન થયેલા કુંભકર્ણને રાવણ કહેવા લાગ્યો: 'હે મહાબળવાન! તું ઘણા સમયથી ઘોર નિદ્રામાં સૂતો હતો, એથી મારે માથે રામ તરફનો ભય આવી પડયો છે, તે તારા જાણવામાં નથી.[૧૩] હે કુંભકર્ણ! દશરથનો પુત્ર રામ સુગ્રીવાદિ વાનરો સાથે સમુદ્ર ઓળંગી આપણી લંકાને ઘેરી વળ્યો છે અને આપણા કુળનો સંહાર કરે છે.[૧૪] પોતે બાંધેલા સેતુ ઉપર થઈ સુખથી અહીં આવીને રામે લંકાનાં સઘળાં વનો તથા ઉપવનોને વાનરમય કરી મૂકયાં છે તે તું જો. યુદ્ધમાં આપણા મુખ્ય મુખ્ય રાક્ષસોને વાનરોએ મારી નાખ્યા છે. ઘણું યુદ્ધ કરવા છતાં એ વાનરોનો અંત આવતો નથી. અરે, વધારે શું કહું? આપણા રાક્ષસો યુદ્ધમાં વાનરોને હજી સુધી જીતી શકયા જ નથી.[૧૫,૧૬] હે મહાબળવાન! આમ મારે માથે મોટો ભય આવી પડયો છે, તેમાંથી તું મારું રક્ષણ કર અને વાનરોનો નાશ કર. બસ, એટલા કાર્ય માટે જ મેં તને જગાડયો છે.

'હે ભાઈ કુંભકર્ણ! આપણો ભંડાર ખાલી થઈ ગયો છે અને આપણી લંકામાં માત્ર બાળકો અને વૃદ્ધો જ રહ્યાં છે. બાકી સર્વનો

ક્ષય થયો છે, માટે તું મારા પર દયા લાવી લંકાનું રક્ષણ કર.[૧૮] હે મહાબાહુ! મેં તને પૂર્વે કદી આ પ્રમાણે કહ્યું નથી, માટે આજે આ તારા રંક ભાઈ માટે તુ દુષ્કર્મ કર.[૧૯] હે પ્રિય ભાઈ! તારા ઉપર મારો ઘણો સ્નેહ છે અને તુ આ કાર્ય કરી શકીશ જ, એવો મારો દૃઢ વિશ્વાસ છે. હે રાક્ષસર્ષભ! પૂર્વે દેવાસુરના સંગ્રામ વિષે તે ઘણી વાર દેવોની સામે થઈ તેઓને હરાવેલા છે,[૨૦] માટે હે ભયંકર પરાક્રમવાળા રાક્ષસોત્તમ! આજે તુ તે સમયના જેવુ પરાક્રમ ધારણ કર અને વાનરોનો નાશ કર હે ભાઈ! સર્વ ભૂત-પ્રાણીઓમા તારા જેવો બળવાન કોઈ પણ મારા જોવામા આવતો નથી[૨૧] હે ભાઈ પર સ્નેહ ધરાવનાર અને સંગ્રામમા પ્રીતિવાળા કુંભકર્ણ! તુ તારી ઈચ્છાથી આજે મારુ આટલુ હિત કર અને ભયંકર વાયુ જેમ શરદૃઋતુના વાદળાને વિખેરી નાખે, તેમ તુ પોતાના પરાક્રમ વડે વાનર-સેનાને નસાડી મૂક.[૨૨]

ઈતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૬૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૩ મો

### કુંભકર્ણનો રાવણને હિતોપદેશ-રાવણનો કોપ અને રક્ષણ માટે યાચના-કુંભકર્ણે યુદ્ધની પ્રતિજ્ઞાપૂર્વક કરેલું આશ્વાસન

**तस्य राक्षसराजस्य निशम्य परिदेवितम् ।
कुम्भकर्णो बभाषेद वचनं प्रजहास च ॥ १ ॥**

રાક્ષસોના રાજા રાવણનુ ખેદયુક્ત વચન સાભળીને કુંભકર્ણે જરા હસીને× કહ્યુ ૧ 'હે રાજન્! પૂર્વે આપણે જ્યારે એકઠા થઈને વિચાર કર્યો હતો, ત્યારે મે તને કહ્યુ હતું કે, તું સીતાનુ હરણ કરી આવ્યો છે તેથી તારે માથે મોટી આપત્તિ આવશે, પરંતુ તે મારુ એ હિતવચન સ્વીકાર્યું નહિ તેનુ ફળ આજે તને પ્રાપ્ત થયુ છે.[૨] જેમ પાપકર્મી મનુષ્ય પોતાના પાપને લીધે નરકમા પડે, તેમ તને તારા પાપકર્મનું ફળ હવે સત્વર પ્રાપ્ત થવા બેઠું છે.[૩] હે મહારાજ! તે તારા ગર્વથી ફુલાઈ જઈને સીતાહરણનુ કાર્ય દોષયુક્ત છે કે નહિ તેનો વિચાર કર્યો નહિ, તેમ જ તેનુ પરિણામ શું આવશે તેનો પણ વિચાર કર્યો નહિ[૪] જે પુરુષ પ્રથમ કરવાના કાર્ય પછી કરે છે અને પછી કરવાના કાર્ય પ્રથમ કરે છે, તે નીતિજ્ઞ પુરુષ કહેવાતો નથી.[૫] જેમ વેદાદિના અધ્યયનરહિત અપાત્રને આપેલા દાન દુઃખરૂપ થઈ પડે છે તથા અપવિત્ર અગ્નિમા અપવિત્રપણે હોમેલુ હુતદ્રવ્ય વિપરીત ફળ આપે છે, તેમ દેશકાળનો વિચાર કર્યા વિના કરેલા કાર્યો પણ ધાર્યા કરતા વિપરીત ફળ આપનારા થઈ પડે છે.[૬] જે રાજા પોતાના મંત્રીઓની સાથે ક્ષય, વૃદ્ધિ અને સ્થાન-એ ત્રણનો તથા પાંચ પ્રકારના સાધનોનો* નિશ્ચય કરીને સામ-દાનાદિ ઉપાયો યોજે છે, તે રાજા ઉત્તમ ફળને પ્રાપ્ત થાય છે.[૭] જે રાજા પોતાના મંત્રીઓની સાથે નીતિશાસ્ત્ર પ્રમાણે કર્તવ્ય-અકર્તવ્યનો નિશ્ચય કરે છે અને પોતાની બુદ્ધિથી 'આ મારો સુહૃદ છે તથા આ માત્ર મને પ્રિય લાગે તેવા વચનો જ બોલનારો છે' એમ જાણી શકે છે, તે જ બુદ્ધિમાન કહેવાય છે હે રાક્ષસરાજ! સામાન્ય રીતે જોતા મનુષ્યો પ્રાતઃકાળે ધર્મ, મધ્યાહન કાળે અર્થ અને રાત્રિએ કામનું સેવન કરે છે, તેમા કેટલાક વળી એક સમયે ત્રણેનુ સેવન કરે છે અને કેટલાક એક વખતે ધર્મ-અર્થ, અર્થ-ધર્મ કે કામ-અર્થ, એ ત્રણ દ્વંદ્વોને સેવે છે, પરંતુ પ્રત્યેક મનુષ્યે જાણવુ જોઈએ કે ધર્મ, અર્થ અને કામ એ ત્રણેમા પ્રથમ ધર્મ એ જ શ્રેષ્ઠ છે અને તેમ જાણ્યા છતા

× આમ વિભીષણનુ વચન સ્વીકાર્યું નહિ એથી રાવણને આવુ કષ્ટ આવી પડ્યુ છે! એવા વિચારથી કુંભકર્ણે હાસ્ય કર્યું

* પાંચ પ્રકારના સાધન ૧ કર્મોના આરંભનો ઉપાય, ૨ પુરુષદ્રવ્યસંપત, ૩ દેશકાળવિભાગ, ૪ વિપત્તિપ્રતીકાર અને ૫ કાર્યસિદ્ધિ

પણ જે તે પ્રમાણે વર્તતો નથી તે ભલેને, રાજા કિંવા મહારાજા હોય અથવા રાજકુમાર હોય, તોપણ તેનું બહુશ્રુતપણું વ્યર્થ છે. હે રાક્ષસશ્રેષ્ઠ ! રાજા સામ, દાન, ભેદ, દંડ, પાંચ પ્રકારનાં સાધન, ન્યાય, અન્યાય, ધર્મ, અર્થ તથા કામ એ સર્વનો દેશકાળને અનુસરી પોતાના મંત્રીઓની સાથે નિશ્ચય કરે છે અને તે પ્રમાણે વર્તે છે, તેને દુઃખ પ્રાપ્ત થતું નથી. જે રાજા અર્થતત્ત્વને જાણનારા તથા બુદ્ધિરૂપી દ્રવ્યવાળા મંત્રીઓની સાથે પરિણામે પોતાનું હિત થાય એવો વિચાર કરી કાર્ય કરે છે, તે જ સુખી થાય છે.[૮-૧૩] કેટલીક વાર રાજાઓના મંત્રીમંડળમાં નીતિશાસ્ત્રના તત્ત્વને નહિ જાણનારા પશુબુદ્ધિના પુરુષો પણ દાખલ થઈ ગયેલા જોવામાં આવે છે અને 'અમે રાજાના હિતેચ્છુ છીએ' એમ માની ધૃષ્ટતાથી તેઓ પોતાનો નિશ્ચય જણાવે છે; પરંતુ દિનપ્રતિદિન આબાદી ઇચ્છનારા રાજાઓએ અર્થશાસ્ત્રના તત્ત્વને નહિ જાણનારા મૂર્ખ મંત્રીઓના કહેવા પ્રમાણે કદી પણ કરવું નહિ.[૧૪,૧૫] જે અહિત કરનારાં કાર્યોને હિતરૂપે કહેવાનું સાહસ કરે તેવા–કાર્યને દૂષિત કરનારા પુરુષોને રાજાએ પોતાના મંત્રીમંડળમાંથી દૂર કરવા જોઈએ.[૧૬] વળી કેટલાક મંત્રીઓ એવા હોય છે કે, જેઓ શત્રુની સાથે મળીને પોતાના રાજાની પાસે અવળાં કામ કરાવી તેનો નાશ કરાવે છે.[૧૭] એવા ઉપરથી મિત્રોનો ડોળ રાખનારા, પરંતુ શત્રુનું કાર્ય કરનારા અને શત્રુની સાથે મળેલા દુષ્ટ મંત્રીઓને રાજાએ મંત્ર કરતી વખતે ઓળખી લેવા જોઈએ અને તેઓનો તરત જ ત્યાગ કરવો જોઈએ.[૧૮] જેમ પક્ષીઓ ક્રૌંચપર્વતના છિદ્રમાં પ્રવેશ કરે છે, તેમ દુષ્ટ મંત્રીઓના કહેવાથી વિચાર કર્યા વિના કાર્યમાં પ્રવૃત્ત થયેલા રાજાનાં છિદ્રોને તેના શત્રુઓ શોધી કાઢે છે અને પછી પ્રહાર કરે છે.[૧૯] જે રાજા શત્રુને હલકો સમજી પોતાનું રક્ષણ કરતો નથી, તે રાજા અનેક કષ્ટ વેઠી છેવટે રાજ્યભ્રષ્ટ થાય છે.[૨૦] હે ભાઈ ! રામને સીતા પાછી આપવાના સંબંધમાં તારી પ્રિયા મંદોદરીએ તેમ જ મારા મતને અનુસરનારા આપણા ભાઈ વિભીષણે તને જે વચનો કહ્યાં છે, તે જ આપણું હિત કરનારાં છે; પરંતુ તે વચનો તને રુચતાં નથી, તો હવે તારી ઇચ્છામાં આવે તેમ કર.'[૨૧]

કુંભકર્ણનાં વચન સાંભળી રાવણ ક્રોધાયમાન થયો અને ભ્રૂકુટિ ચડાવી બોલ્યો : 'હે કુંભકર્ણ ! હું તારો મોટો ભાઈ હોવાથી તારે મને ગુરુ તથા આચાર્ય જેટલું માન આપવું જોઈએ; તેમ છતાં આજે તું મારો જ ગુરુ બનીને મને શિખામણ આપવા બેઠો છે શું ? અરે, તું તારી વાણીને નિરર્થક શ્રમ આપવો મૂકી હવે જે કરવું ઘટે તે કર.[૨૨,૨૩] હે રાક્ષસશ્રેષ્ઠ ! પ્રથમ પણ તેં મને આવાં જ હિતવચનો કહ્યાં હતાં, પરંતુ તું ધાર કે તે વેળા મેં મારી ઊંધાઈથી કિંવા અજ્ઞાનથી કે બળ–પરાક્રમના ગર્વથી તારાં તે વચન સ્વીકાર્યાં નહિ, તો હવે એ ગઈ વાતનો વિચાર કરવો વ્યર્થ છે.[૨૪] હવે તો આ વખતે જે કરવાનું છે તેનો જ તું વિચાર કર અને મારી અનીતિથી આવી પડેલા દુઃખનું તું તારા પરાક્રમ વડે નિવારણ કર.[૨૫] હે કુંભકર્ણ ! જો તું મારા પર સ્નેહ ધરાવતો હોય, જો તું પોતાને પરાક્રમસંપન્ન માનતો હોય અને જો મારું કાર્ય કરવાની તને ખરી લાગણી હોય, તો તું સંગ્રામમાં જા અને યુદ્ધ કર.[૨૬] અર્થ નષ્ટ થઈ જવાથી દીનતાને પ્રાપ્ત થયેલા પુરુષને જે સહાય કરે છે, તે જ તેનો ખરો મિત્ર કહેવાય છે અને ગમે તેવા દુઃખમાં આવી પડેલા પુરુષને જે સહાય કરે છે, તે જ તેનો ખરો બંધુ કહેવાય છે.'[૨૭]

ક્રોધને લીધે જેનું અંગ લાલલાલ થઈ ગયું હતું, એવા રાવણનાં ધીર અને દારુણ વચન સાંભળીને 'અરે, આ તો મારા પર કોપાયમાન થયો' એમ જાણીને કુંભકર્ણ તેને મંજુલ વાણીથી શાંત કરતાં કહેવા લાગ્યો : 'હે શત્રુઓનું દમન કરનારા રાજન્ ! તારે સંતાપ કરવાની કશી જરૂર નથી; તું ક્રોધનો ત્યાગ કરીને શાંત થા

અને સાવધાન થઈ મારું વચન સાંભળ.[૨૮-૩૦] હે પાર્થિવ! હુ જીવું છું ત્યા સુધી તારે મનમા જરાયે શોક કરવો નહિ. જે શત્રુને લીધે તને આટલો બધો સતાપ થાય છે, તે તારા શત્રુનો હુ અવશ્ય નાશ કરીશ[૩૧] હે ભાઈ! તું ગમે તે અવસ્થામા હોય, તોપણ મારે તો તને હિતોપદેશ કરવો જોઈએ જ, એમ જાણીને બધુભાવથી તથા ભ્રાતૃસ્નેહથી મે તને પૂર્વોક્ત વચન કહ્યા છે. તે તને ન ગમ્યા તો ભલે,[૩૨] પણ હુ તો આવા સમયે ભ્રાતૃસ્નેહને લીધે જે કરવુ ઘટે તે કરીશ જ અને મારે હાથે તારા શત્રુઓનો નાશ થયેલો તને બતાવીશ[૩૩] હે મહાબાહુ! આજે સગ્રામમા જઈને હુ રામ-લક્ષ્મણને મારી નાખીશ, એટલે પરાજય પામેલી વાનરસેનાને તુ દશે દિશામા નાસતી જોઈશ હે રાવણ! આજે હુ સગ્રામમાથી રામનુ મસ્તક કાપી લાવીશ તેને જોઈને તુ સુખી થઈશ અને સીતા દુખી થશે વળી જેઓના ભાઈ-ભાડુઓ રણમા મરી ગયા છે, એવા દુખિયારા રાક્ષસો આજે રામનુ મરણ થયેલુ જોઈને અત્યત પ્રસન્ન થશે[૩૪-૩૬] હે રાક્ષસાધિપ! આજે હુ સગ્રામમા રામને હણીને, પોતાના સબધીજનોના મરણથી ડરતા રાક્ષસોના આસુ લૂઠીશ[૩૭] હે રાવણ! પર્વત સરખી પ્રૌઢ કાયાવાળા અને સૂર્ય સહિત મેઘના જેવી કાતિવાળા વાનરોના રાજા સુગ્રીવને આજે હુ તને રણમા રગદોળાતો દેખાડીશ[૩૮] હે અનઘ! દશરથના પુત્ર રામને મારવાની દૃઢ ઇચ્છાવાળા આ સઘળા રાક્ષસો અને હુ, તારુ આટલુ આટલુ આશ્વાસન કરીએ છીએ, તોપણ તુ ચિતા શા માટે ધરે છે?[૩૯] વળી હે રાક્ષસ રાજ! તુ વિચાર કર કે, હુ સગ્રામમા જવા તત્પર થયો છુ એટલે રામ પહેલો તો મને જ મારશે અને તને તો પછી મારશે, એમ છતા હુ કાઈ શોક કરતો નથી, તો તારે શોક શા માટે કરવો પડે છે?[૪૦] હે પરતપ! હે અતુલિત પરાક્રમવાળા રાવણ! તારે યુદ્ધ માટે બીજાની ઓશિયાળી કરવાની જરા પણ જરૂર નથી આ ક્ષણે જ તું મને યુદ્ધમાં જવાની આજ્ઞા આપ, હુ તૈયાર છું.[૪૧] હે રાવણ! તારા શત્રુઓ ગમે તેવા બળવાન હશે, તોપણ હુ તેઓનો સંહાર કરીશ. કદાપિ ઇંદ્ર, યમ, અગ્નિ, વાયુ, કુબેર તથા વરુણ મારી સામે યુદ્ધ કરવા આવશે, તોપણ હુ તેઓને પહોચી વળીશ હે ભાઈ! હુ કે જે પર્વત જેવા શરીરવાળો, તીક્ષ્ણ ત્રિશૂળ ધારણ કરનારો તથા બહાર નીકળેલી તીક્ષ્ણ દાઢોવાળો છુ, તેને જોતા જ તથા મારી ભયકર ગર્જના સાભળતા જ દેવોના રાજા ઇંદ્ર પણ થરથરી જાય એમ છે, તો પછી મનુષ્ય-વાનરોનુ તો ગજુ જ શું? હે રાવણ! ભલે ને, મારી પાસે શસ્ત્રાસ્ત્ર કાઈ પણ ન હોય તથાપિ હુ જ્યારે શત્રુઓનો સહાર કરવા ધારુ, ત્યારે જીવવાની ઇચ્છાવાળો કોઈ પણ પુરુષ મારી સામે ઊભો રહેવા સમર્થ નથી કદાપિ દેવોના રાજા ઇંદ્ર રામની કુમકે આવશે તોપણ શક્તિ, ગદા, તલવાર કે તીક્ષ્ણ બાણો વિના હુ મારા એકલા હાથ વડે જ ઇંદ્ર તથા રામનો અત આણીશ સગ્રામ વિષે રામ જો મારા મુષ્ટિપ્રહારને સહન કરી શકશે, તો જ તેના બાણ મારુ રુધિર પીવા પામશે, અર્થાત મારો મુષ્ટિપ્રહાર થતા જ રામનુ મૃત્યુ થશે, એટલે મને તેના બાણ વાગવાનો સભવ જ નહિ રહે હે રાજન્! મારા જેવો ભાઈ જીવે છે, ત્યા સુધી તારે ચિંતા કરવાનુ શું પ્રયોજન છે?[૪૨-૪૭] હે ભાઈ! હુ તારા શત્રુઓનો સહાર કરવા તત્પર થયો છુ, છતા તું ખેદ શા માટે કરે છે? તું રામનો લેશ પણ ભય રાખીશ નહિ હુ તેને સગ્રામમા મારી નાખીશ જ મહાબળવાન રામ-લક્ષ્મણ અને સુગ્રીવનો તેમ જ જેણે રાક્ષસોનો સહાર કરીને લકાને બાળી હતી તે હનુમાનનો પણ હુ નાશ કરીશ,[૪૮,૪૯] અને યુદ્ધ કરતી વેળા વાનરોનુ ભક્ષણ કરીશ હે ભાઈ! તું નિશ્ચય રાખજે કે, આ સગ્રામમા હુ તને મોટો યશ અપાવીશ[૫૦] હે રાજન્! કદાપિ તને ઇંદ્ર કિંવા બ્રહ્મદેવ તરફથી ભય હોય, તોપણ તું ડરીશ નહિ. હુ સૌને સીધા દોર કરી દઈશ આ યુદ્ધમાં

દેવો મારી સાથે યુદ્ધ કરવા આવશે તો તેઓને હુ લાબા કરી પૃથ્વી પર સુવાડીશ,[૫૧] સાક્ષાત્ યમરાજા આવશે તો હું તેનો નાશ કરીશ, અગ્નિ આવશે તો હુ તેને ગળી જઈશ, નક્ષત્રો સહિત સૂર્ય આવશે તો હુ નિસ્તેજ કરી પૃથ્વી પર પટકીશ, ઇંદ્ર આવશે તો હુ તેનો વધ કરીશ, વરુણ આવશે તો હુ તેને પી જઈશ, પર્વતો આવશે તો હુ તેના ચૂરેચૂરા કરીશ અને પૃથ્વી આવશે તો તેના હુ કટકા કરી નાખીશ[૫૨,૫૩] ઘણા કાળે નિદ્રામાથી જાગેલા અને સર્વ પ્રાણીઓનુ ભક્ષણ કરનારા આ કુભકર્ણનુ પરાક્રમ આજે સર્વના જોવામા આવશે! અરે, હુ આખા સ્વર્ગને ગળી જાઉં તોપણ મારુ પેટ ભરાય તેમ નથી![૫૪] હે રાવણ! દશરથપુત્ર રામનો વધ કરીને તને અધિકાધિક સુખી કરવા સારુ આજે હુ યુદ્ધ ચડુ છુ હુ સગ્રામમા રામ-લક્ષ્મણને હણીને સઘળા વાનરોનુ ભક્ષણ કરીશ,[૫૫] માટે હે રાજન! તુ નિશ્ચિત થા અને દુ ખનો ત્યાગ કરીને વારુણી મદિરાનુ પાન કર તથા સ્વેચ્છાનુસાર ભોગવિલાસ કર આજે રામ મારે હાથે મરણને શરણ થશે, એટલે સીતા ચિરકાળ સુધી તારે વશ થઈ રહેશે[૫૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાડમા ૬૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૪ મો

### કુભકર્ણના સદ્બોધનો અનાદર-રાવણ પ્રતિ મહોદરનો દુર્બોધ

तदुक्तमतिकायस्य बलिनो बाहुशालिन ।
कुम्भकर्णस्य वचन श्रुत्वोवाच महोदर ॥१॥

પ્રૌઢ કાયાવાળા અને અત્યત બાહુબળવાળા કુભકર્ણના વચન સાભળીને 'મહોદર' નામના રાક્ષસે કહ્યુ[૧] 'હે કુભકર્ણજી! તમે મોટા કુળમા ઉત્પન્ન થયા છો, પરતુ ધૃષ્ટતા તથા ગર્વને લીધે તમારી બુદ્ધિ ક્ષુદ્ર થઈ ગઈ છે અને તેથી તમે કર્તવ્ય-અકર્તવ્યને સમજતા નથી[૨] શુ તમારા ભાઈ આ રાવણરાજ નીતિ તથા અનીતિ નથી સમજતા? અરે, એ તો બધુ સમજે છે! છતા તમે તેમને નીતિ અને અનીતિને જાણનારા કહો છો, એથી તમારી બાળકબુદ્ધિ જણાઈ રહે છે.[૩] દેશકાળને અનુસરી કર્તવ્યાકર્તવ્યને જાણનારા આપણા રાજા આ રાવણરાય પોતાના તથા શત્રુઓના સ્થાન, વૃદ્ધિ અને ક્ષયને સારી પેઠે સમજે છે[૪] જે પુરુષ માત્ર બળવાન જ હોય, પરતુ જેણે વૃદ્ધોની ઉપાસના ન કરી હોય તથા જે પ્રાકૃત બુદ્ધિવાળો હોય, તેવા પુરુષથી પણ ન થઈ શકે એવુ કર્મ તીક્ષ્ણ બુદ્ધિવાળો પુરુષ કેમ જ કરે?[૫] વળી હે કુભકર્ણજી! તમે ધર્મ, અર્થ અને કામ-એ ત્રણેને પરસ્પર વિરોધી ગણો છો અને 'એક જણાથી એકી સમયે એ ત્રણનુ અનુષ્ઠાન થઈ શકે નહિ' એમ કહો છો, પરતુ તેમા તમારી મોટી ભૂલ છે એ ધર્માદિ ત્રિવર્ગનુ યથાર્થ સ્વરૂપ જાણવાની હજી તમારામા શક્તિ નથી[૬] હે રાક્ષસશ્રેષ્ઠ! કર્મ એ જ સુખના સાધનરૂપ ધર્માદિ ત્રણ પુરુષાર્થોનુ પ્રયોજક છે, માટે એક જ પુરુષ કર્મ વડે ધર્માદિ ત્રણેને પ્રાપ્ત કરી સુખ મેળવી શકે છે અને સારાનરસા કર્મોનુ શુભ-અશુભ ફળ પણ એક જ પુરુષ ભોગવે છે, છતા હે કુભકર્ણજી! તમે કહો છો કે, 'ધર્મ અને કામ પરસ્પર વિરુદ્ધ હોવાથી પુરુષ એકલા ધર્મનુ જ અનુષ્ઠાન કરી શકે છે, કામનુ નહિ, પણ એ કેમ ઘટે?[૭] વળી ધર્મ ને અર્થ કરતા કામમા કાઈક વિશેષતા પણ જોવામા આવે છે જેમ કે જપ-ધ્યાન આદિ ધર્મ અને યજ્ઞ-યાગાદિ અર્થ એ બન્ને પુરુષાર્થ મોક્ષરૂપ ફળ આપનારા હોવા છતા પણ જો તેઓનુ સકામ વૃત્તિથી સેવન કરવામા આવે, તો તેઓ સ્વર્ગાદિ ફળ પણ આપે છે, પરતુ ત્રીજો પુરુષાર્થ કામ તો કદી પણ મોક્ષરૂપ ફળ આપી શકતો નથી વળી જપ-ધ્યાનાદિ શાસ્ત્રવિહિત નિત્યકર્મરૂપ ધર્માચરણ નહિ કરવાથી પુરુષને પ્રત્યવાયદોષ પ્રાપ્ત થાય છે, પણ કામ્ય કર્મ નહિ કરવાથી તેવુ કશુ જ થતુ નથી વળી આ લોક અને પરલોક સબધી શુભાશુભ કર્મોનુ ફળ પુરુષને આ લોકમા સુખ-દુ ખરૂપે તથા

પરલોકમાં સ્વર્ગ–નરકરૂપે ભોગવવું પડે છે, પરંતુ કામને સેવનારા પુરુષને તો તેનું ફળ આ લોકમાં તરત જ પ્રાપ્ત થાય છે, અર્થાત્ ધર્મઅર્થના ફળની પેઠે કામનું ફળ પરલોકમાં નહિ મળતાં અહીં જ મળે છે.

હે રાક્ષસશ્રેષ્ઠ! એ પ્રમાણે એક જ પુરુષ ધર્માદિપણે પુરુષાર્થોનું સેવન કરી શકે છે તથા ધર્માદિ ત્રણેમાં કામ એ શ્રેષ્ઠ પુરુષાર્થ છે એમ વિચારીને જ રાવણરાયે કામનું સેવન કરવાનો નિશ્ચય કર્યો છે અને અમે સૌ મંત્રીઓએ પણ તેને સંમતિ આપી છે વળી આપણા મહારાજા રાવણરાયે રામ જેવા શત્રુ સામે જે મોટું સાહસ ઉઠાવ્યું છે, તેમાં શું ખોટું કર્યું છે? રાજાએ શત્રુ માટે તો તેમ કરવું જ જોઈએ વળી હે કુંભકર્ણ જી! તમે પોતાના બળના ગર્વથી એકલા જ યુદ્ધ જવાનું કહો છો, તે પણ બહુ ભૂલભરેલું છે તે સંબંધી હું તમને મારો વિચાર જણાવું છું જે રામે પૂર્વે જનસ્થાનમાં અત્યંત બળવાળા ઘણા રાક્ષસોનો વધ કર્યો હતો તે રામને તમે એકલા શી રીતે જીતી શકશો[૯–૧૨] મહા પરાક્રમી જે રાક્ષસો જનસ્થાનમાં રામની સામે યુદ્ધ કરવા ગયા હતા અને ત્યાંથી પરાજય પામીને લંકામાં પાછા આવ્યા છે, તેઓ હજી પણ રામનું નામ સાંભળીને ભયથી કંપે છે, તે શું તમારા જાણવામાં નથી? ઓ કુંભકર્ણજી! કોપાયમાન થયેલા સિંહ સરખો રામ કે જે સૂતેલા સર્પ જેવો છે, તેને તમે જાણીબૂઝીને શા માટે છંછેડવા ઇચ્છો છો?[૧૩ ૧૪] અરે, પોતાના તેજથી પ્રકાશિત, ક્રોધને લીધે દુરાસદ અને સાક્ષાત્ મૃત્યુ સરખા અસહ્ય પરાક્રમવાળા એવા રામની સામે યુદ્ધ ચડવા કોણ સમર્થ છે?[૧૫] અરે, આપણું આખું રાક્ષસસૈન્ય રામની સામે જઈને જીવતું આવશે કે નહિ, એ માટે જ પ્રથમ તો શંકા રહે છે, તેમ છતાં હે તાત! તમે એકલા જ યુદ્ધે જવાનું કહો છો એ મને જરાયે રુચતું નથી[૧૬] હે નિશાચર! તમે વિચાર તો કરો કે, સહાય વિનાનો કયો પુરુષ, મોટી સહાયવાળા અને મરણિયા થઈ યુદ્ધ કરનારા શત્રુને પ્રાકૃત ગણી વશ કરવા ઇચ્છા કરશે? હે રાક્ષસ! જે ઇંદ્ર અને સૂર્ય સરખો તેજસ્વી છે તથા મનુષ્યોમાં જેના સરખો બીજો કોઈ પરાક્રમી નથી, તે રામની સાથે યુદ્ધ કરવા તમે એકલા જવા કેમ ઇચ્છો છો?"

ક્રોધ પામેલા કુંભકર્ણ પ્રત્યે એ પ્રમાણે કહી મહોદર સભામાં બેઠેલા રાવણને કહેવા લાગ્યો : 'હે મહારાજ! તમે સીતા ન્નારનીયે હરી લાવ્યા છો, છતાં હવે તેને પોતાની સ્ત્રી બનાવવામાં શા માટે વિલંબ કરો છો? જો તમારી ઇચ્છા એ પ્રમાણે જ હોય કે 'સીતા મારે વશ થાય તો ઠીક' તો તેમ થશે જ હે રાક્ષસેંદ્ર! સીતા તમારે વશ થાય એવો એક ઉપાય મેં શોધી કાઢ્યો છે, તે હું તમને કહું છું, તે સાંભળો અને જો રુચે તો તે પ્રમાણે કરો હે રાજન્! તમે આપણી લંકાનગરીમાં એવું જાહેર કરાવો કે, 'મહોદર, કુંભકર્ણ, દ્વિજિહ્વ, સંહ્રાદી અને વિતર્દન, એ પાંચ જણા રામનો વધ કરવા ગયા છે' અમે પાંચે જણા સંગ્રામ ભૂમિમાં જઈને રામ સાથે યુદ્ધ કરીશું અને જો અમે શત્રુઓને જીતીશું તો પછી સીતાને વશ કરવા માટે બીજા ઉપાયો યોજવાની આવશ્યકતા નથી[૧૭–૨૩] પ્રયત્નપૂર્વક યુદ્ધ કરવા છતાં પણ જો કદાચ અમે રામને નહિ જીતી શકીએ અને જીવતા રહીશું, તો પછી પ્રથમથી જ નક્કી કરેલો વિચાર અમલમાં મૂકીશું[૨૪] ઘણું યુદ્ધ કર્યા પછી અમે અમારા શરીરને રામ નામના ચિહ્નવાળા બાણોથી ભેદીને લોહીલુહાણ થઈ અહીં આવીશું,[૨૫] અને 'અમે રામ–લક્ષ્મણનો ભક્ષ કર્યો' એમ કહી તમારે પગે પડીશું એટલે 'અમે વિજય કરી આવ્યા છીએ' એવું લોકોને જણાવવા માટે તમે અમારું સન્માન કરજો[૨૬] પછી હે પાર્થિવ! તમે હાથી ઉપર નોબત મુકાવીને આખા નગરમાં જાહેર કરાવજો કે 'રાક્ષસોએ રામ–લક્ષ્મણ સહિત વાનરસેનાનો નાશ કર્યો છે'[૨૭] હે અરિંદમ!

એ વેળા તમે અત્યંત પ્રસન્ન થઈ ને સર્વ દાસ-દાસીઓને વિવિધ પ્રકારનાં ભોજનપદાર્થ તથા ધન-રત્ન વગેરે આપજો અને જે જે શૂરવીર યોદ્ધાઓ હોય તેઓને ઉત્તમ ચંદન ચર્ચી પુષ્પહાર પહેરાવી મદિરાપાન કરાવજો; તેમ જ તમે જાતે પણ મદ્યપાન કરીને મસ્ત રહેજો.[૨૮,૨૯] આમ થવાથી 'રામ-લક્ષ્મણને તથા વાનરસેનાને રાક્ષસો ખાઈ ગયા' એવી વાત આખી લંકામાં પ્રસરશે અને તે સીતાના સાંભળવામાં પણ આવશે.[૩૦] પછી તમે અશોકવાટિકામાં જઈ સીતાનું આશ્વાસન કરજો અને તેને એકાંતમાં બોલાવી અનેક પ્રકારનાં ધન-ધાન્ય, ભોગ-વિલાસ તથા રત્નો આપવાનું કહી લલચાવજો.[૩૧] હે રાજન્! રામની પત્ની સીતા કે જે હાલમાં તમને ચાહતી નથી, તે આવું કપટ રચવાથી અધિક શોકમાં આવી જશે અને તેથી પોતાના પતિને મરણ પામેલો જાણી તમારે વશ થઈ રહેશે.[૩૨] પોતાના પ્રિય પતિ રામને મરણ પામેલો જાણી, સીતા નિરાશ થઈ જશે અને સ્ત્રીની બુદ્ધિ પાનીએ હોવાથી તે તમારે વશ થશે. પ્રથમથી જ સીતા સુખમાં ઊછરેલી છે અને સુખ ભોગવવા યોગ્ય છે, તે હાલમાં ઘણું જ દુઃખ પામે છે, એથી 'તમને અનુકૂળ થઈ રહેવાથી સુખ મળશે,' એમ માની તે તમારે વશ થઈ રહેશે.[૩૩,૩૪] હે રાજન! મને મારી બુદ્ધિ પ્રમાણે આ યુક્તિ જ સારી લાગે છે. રામની સામે યુદ્ધ કરવા જવાથી તો મોટો અનર્થ થશે; માટે યુદ્ધ કરવાની વાત પડતી મૂકી મેં કહેલો ઉપાય જ કરો કે જેથી યુદ્ધ કર્યા સિવાય ઘેરબેઠે સુખ પ્રાપ્ત થશે.[૩૫] હે જનાધિપ! જે રાજા પોતાની જાતને સંશયમાં નહિ નાખતાં, યુદ્ધ કર્યા સિવાય જ શત્રુને જીતે છે તથા પોતાનાં સૈન્યોનો નાશ કરાવતો નથી, તે જ રાજા ઉજ્જ્વળ યશ-કીર્તિ પ્રાપ્ત કરી ચિરકાળ પર્યંત રાજલક્ષ્મી ભોગવે છે.[૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૬૪ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૬૫ મો

## કુંભકર્ણનું યુદ્ધે ચડવું

स तथोक्तस्तु निर्भर्त्स्य कुम्भकर्णो महोदरम्।
अब्रवीद्राक्षसश्रेष्ठं भ्रातरं रावणं ततः॥१॥

મહોદરનાં વચનનો તિરસ્કાર કરી રાક્ષસશ્રેષ્ઠ કુંભકર્ણે પોતાના ભ્રાતા રાવણ પ્રત્યે કહ્યું: 'હે રાજન્! તારા શત્રુ રામનો વધ કરીને હું તારો ભય મટાડીશ. તું શાંત અને સુખી થા.[૧,૨] શૂરવીર પુરુષો નિર્જળ મેઘની પેઠે વૃથા ગર્જતા નથી. જો, આજે હું યુદ્ધમાં કાર્ય કરીને જ ગર્જના કરીશ.[૩] શૂરવીર પુરુષો આત્મશ્લાઘા કરતા જ નથી. તેઓ તો શૌર્યયુક્ત દુષ્કર કર્મ કરીને જ પ્રસિદ્ધ થાય છે.'[૪]

ત્યાર પછી કુંભકર્ણે મહોદરને કહ્યું: 'હે મહોદર! જે રાજા બીકણ અને બુદ્ધિહીન હોવા છતાં પોતાને કુશાગ્ર બુદ્ધિવાળો માનતો હોય, તે રાજા જ તારા જેવાનાં વચનો માન્ય કરે, બીજો નહિ;[૫] નિરંતર મીઠું મીઠું બોલીને રાજાને રંજન કરનારા તમારા સરખા બાયલા મંત્રીઓએ જ સઘળું કાર્ય બગાડી નાખ્યું છે.[૬] હે મહોદર! રાવણના પડખે રહીને તેં આખા રાજકુળનો સંહાર કરાવ્યો છે, ધનભંડાર ખાલી કરાવ્યો છે અને સઘળાં સૈન્યોનો પણ વિનાશ કરાવ્યો છે. અરે, તેં મિત્ર થઈને શત્રુની ગરજ સારી છે! તારા જેવા મંત્રીઓનાં પાપથી રાવણને માથે આવી પડેલી આપત્તિ ટાળવા માટે આજે હું શત્રુઓની સામે જાઉં છું.'[૭,૮]

બુદ્ધિમાન કુંભકર્ણનું ભાષણ સાંભળી કાંઈક હસીને રાવણે કહ્યું:[૯] 'હે યુદ્ધનિપુણ! હે તાત! ખરેજ, તું કહે છે તેમ આ મહોદર રામથી ત્રાસ પામી ગયો છે અને તેથી જ તે યુદ્ધ કરવાની ના પાડે છે.[૧૦] હે કુંભકર્ણ! મારા ઉપર સ્નેહ રાખનારો અને અત્યંત બળવાળો તારા સિવાય બીજો કોઈ પણ પુરુષ મારા જોવામાં આવતો નથી; માટે હે ભાઈ! તું શત્રુનો વધ કરવા સારુ જા અને વિજય

મેળવી પાછો આવ. હે શત્રુદમન! રાક્ષસોને માથે ઘોર સંકટ આવી પડ્યું છે, તે ટાળવા માટે જ મેં તને જગાડ્યો છે.[११,१२] માટે હે ભાઈ! હાથમાં પાશ ગ્રહણ કરનારા કાળની પેઠે તું તારું ત્રિશૂળ ગ્રહણ કરીને રણભૂમિમાં જા અને સુગ્રીવ વગેરે વાનરોનું તથા સૂર્ય સરખા તેજસ્વી રામ-લક્ષ્મણનું ભક્ષણ કર.[१३] તારું રૂપ જોઈને જ સઘળા વાનરો પલાયન કરી જશે અને રામ-લક્ષ્મણનાં હૃદયો ચિરાઈ જશે.[१४]

કુંભકર્ણનાં બળ તથા પરાક્રમ જાણનારો તેજસ્વી રાવણ એ પ્રમાણે કહીને પોતાને 'નવો અવતાર આવ્યો' એમ માનવા લાગ્યો અને નિર્મળ ચંદ્રની પેઠે પ્રસન્નચિત્ત થયો. પછી ઉત્સાહી થયેલા મહાબળવાન કુંભકર્ણ યુદ્ધે જવાની તૈયારી કરવા લાગ્યો. તેણે શત્રુઓને ચીરી નાખે એવું, શુદ્ધ સુવર્ણથી શણગારેલું, ગજવેલનું બનાવેલું, ઇંદ્રના વજ્ર જેવું કઠોર અને ઘણું જ ભારે તથા દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, પન્નગ આદિનો નાશ કરે એવું તીક્ષ્ણ ત્રિશૂળ ગ્રહણ કર્યું.[१५-१८] શત્રુના રુધિરથી રંગાયેલુ, પ્રદીપ્ત જ્વાળાવાળું અને રાતાં પુષ્પોની માળાઓથી શણગારેલુ મોટું ત્રિશૂળ ગ્રહણ કરીને મહાતેજસ્વી કુંભકર્ણે કહ્યું: 'હે રાક્ષસરાજ! આ મોટી સેના ભલે અહીંયાં જ રહી, મારે તેની જરૂર નથી; હું એકલો જ રણભૂમિમાં જઈશ અને ઘણી ક્ષુધા લાગેલી હોવાથી સર્વ વાનરોનુ ભક્ષણ કરીશ.'

ત્યારે રાવણે કહ્યું:[१९-२२] 'હે પ્રિય બંધુ! ત્રિશૂળ તથા મુદ્‌ગર વગેરે આયુધોથી સજ્જ થયેલી રાક્ષસસેનાને સાથે લઈને તું યુદ્ધ કરવા જા; કારણ કે સઘળા વાનરો મોટા પરાક્રમવાળા, શૂરવીર અને ઉદ્યોગી છે. તેઓ તને એકલો અને જરા પણ અસાવધ જોશે કે તરત જ પોતાના દાંત વડે બચકાં ભરી તને હેરાન કરશે; માટે તું ભલે અજેય છે તોપણ સૈન્ય લઈને જ યુદ્ધમાં જા ને રાક્ષસોનું અહિત કરનારા શત્રુઓનો વિનાશ કર.[२३,२४] એમ કહી મહાતેજસ્વી રાવણે આસન પરથી હર્ષભેર ઊઠી વચ્ચે વચ્ચે મણિ જડેલી સુવર્ણમાળા કુંભકર્ણના કંઠમાં આરોપી;[२५] તેમ જ બાજુબંધ, વીંટીઓ, ધવલ ચંદ્રહાર તથા બીજાં પણ ઉત્તમ આભૂષણો તેને પહેરાવ્યાં.[२६] વળી સુગંધયુક્ત દિવ્ય પુષ્પમાળાઓ તેના કંઠમાં નાખીને કાનમાં સુંદર કુંડળ પહેરાવ્યાં.[२७] સુવર્ણના બાજુબંધ, કેયૂર તથા હાર વગેરે આભૂષણોથી અલંકૃત થયેલો મોટા કાનવાળો કુંભકર્ણ ઘૃતની આહુતિઓ હોમવાથી પ્રદીપ્ત થયેલા અગ્નિ સમાન શોભવા લાગ્યો.[२८] વળી શ્યામવર્ણા કટિસૂત્રથી કુંભકર્ણ સમુદ્રમંથનસમયે વાસુકિ નાગથી વીંટાયેલા મંદરાચળ જેવો જણાતો હતો.[२९] પછી મહાત્મા કુંભકર્ણે શસ્ત્રોથી ન ભેદાય એવું, મોટા પ્રહારો ખમી શકે એવું, વીજળી સરખી કાંતિવાળું અને પોતાના પ્રકાશથી ચળકતું સુવર્ણનું કવચ ધારણ કર્યું. એ વેળા તે સંધ્યાકાળનાં વાદળાંથી વીંટાયેલા હિમાલય જેવો શોભવા લાગ્યો. જેણે સર્વાંગે આભૂષણ ધારણ કર્યાં હતાં અને હાથમાં દૃઢ ત્રિશૂળ ગ્રહણ કર્યું હતું એવો એ કુંભકર્ણ ત્રણ પગલાંથી ત્રિભુવનનુ આક્રમણ કરવા તત્પર થયેલા વામનાવતાર વિષ્ણુ ભગવાન સરખો શોભવા લાગ્યો.[३०,३१] પછી પોતાના ભાઈ રાવણને ભેટી, તેની પ્રદક્ષિણા કરી તથા પ્રણામ કરીને મહાબળવાન કુંભકર્ણ યુદ્ધ માટે નીકળ્યો.[३२] એ સમયે રાવણે તેને ઘણી આશિષ આપી, શંખ અને દુંદુભિના નાદ થઈ રહ્યા તથા તીક્ષ્ણ આયુધવાળા સૈનિકો તેને વીંટાઈ વળ્યા.[३३] એ વેળા અસંખ્ય રાક્ષસો, હસ્તીઓ, અશ્વો, મેઘ સમાન ગડગડાટ કરનારા રથો, સર્પો, ઊંટો, ગધેડાઓ, સિંહો, નહારો અને મૃગો વગેરે વાહનો ઉપર બેસીને મહાબળવાન કુંભકર્ણની પાછળ ચાલતા થયા.[३४,३५] દેવો અને દાનવોનો શત્રુ તથા રુધિરનો ગંધથી મત્ત થયેલો કુંભકર્ણ જ્યારે તીક્ષ્ણ અણીવાળું ત્રિશૂળ ગ્રહણ કરી યુદ્ધ કરવા નીકળ્યો, ત્યારે રાક્ષસ-

ઓએ પુષ્પવૃષ્ટિ કરવા લાગી અને રાક્ષસોએ તેના મસ્તક પર છત્ર ધર્યું.૩૬ બિહામણી લાલ આંખોવાળા, અત્યંત ઊંચા, કાજળના પર્વત સમાન દેહવાળા અને મોટા પરાક્રમવાળા અસંખ્ય પદાતિ સૈનિકો પણ ત્રિશૂળ, ફરસી, તલવાર, ભિંદિપાલ, પરિઘ, ગદા, મુસલ, તાલ-સ્કંધ તથા મોટી ગોફણો વગેરે આયુધો લઈ કુંભકર્ણની પાછળ ચાલવા લાગ્યા.

મહાતેજસ્વી કુંભકર્ણ યુદ્ધ ચડ્યો તે વેળા તેણે અત્યંત બિહામણું અને દારુણ રૂપ ધારણ કર્યું.૩૭–૪૦ એક સો ધનુષ્ય જેટલા વિશાળ તથા છસો ધનુષ્ય જેટલા ઊંચા શરીરવાળા, ગાડાનાં પૈડાં જેવાં નેત્રવાળા અને બળી ગયેલા મોટા પર્વત સરખા પ્રૌઢ તથા શ્યામ દેહવાળા કુંભકર્ણે સઘળા રાક્ષસોને વ્યૂહરચનામાં ગોઠવીને હસતા મુખે કહ્યું: 'હે રાક્ષસો! જેમ અગ્નિ પતંગિયાંના સમૂહો બાળી નાખે, તેમ અત્યંત ક્રોધાયમાન થયેલો હું આજે સઘળા વાનર યૂથોને બાળી નાખીશ.૪૧–૪૩ વળી તે મોટા સ્વરે બોલ્યો: 'અરે, પણ એ વાનરોએ મારો કાંઈ પણ અપરાધ કર્યો નથી, તો પછી મારે તેઓનો શા સારુ સંહાર કરવો? માટે હું તેઓને નહિ હણતા જીવતા જ પકડી આણીશ કે જેથી તેઓ આપણી લંકા તથા બગીચાના અલંકારરૂપ થઈ પડશે.૪૪ આપણી લંકાને ઘેરો ઘલાવનાર તો રામ-લક્ષ્મણ છે. આ બધા બનાવનું મૂળ કારણ પણ તેઓ જ છે; માટે હું એ બન્ને ભાઈઓનો નાશ કરીશ, એટલે સઘળું વાનરસૈન્ય વગરમાર્યે જ માર્યા સરખું થઈ જશે.'૪૫

કુંભકર્ણનાં ઉત્સાહપ્રેરક વચન સાંભળી, સર્વ રાક્ષસો સમુદ્રને ક્ષુભિત કરે એવી ભયંકર ગર્જના કરવા લાગ્યા.૪૬ કુંભકર્ણ અતિ ઉતાવળે નગરમાંથી નીકળતો હતો, એ વેળા તેને ભયંકર અપશુકન થવા લાગ્યાં.૪૭ આકાશમાં ગર્દભના જેવા વર્ણવાળા મેઘ ચડી આવ્યા. વીજળીઓના કડાકા તથા ઉલ્કાપાત થવા લાગ્યા, સમુદ્રો તથા વનો સહિત પૃથ્વી કંપવા લાગી,૪૮ શિયાળીઓ મુખમાંથી અગ્નિજ્વાળા કાઢતી ભયંકર શબ્દ કરવા લાગી અને પક્ષીઓ તેના મસ્તક પર આવી અવળી પ્રદક્ષિણા ફરવા લાગ્યાં. વળી થોડુંક આગળ ચાલતાં કુંભકર્ણના ત્રિશૂળ ઉપર ગૃધ્રપક્ષી બેસી ગયો, કુંભકર્ણનું ડાબું નેત્ર તથા બાહુ ફરકવા લાગ્યાં.૪૯–૫૦ મોટા મોટા કડાકા સાથે પ્રજ્વલિત ઉલ્કાપાત થવા લાગ્યો, સૂર્ય નિસ્તેજ દેખાવા લાગ્યો અને વાયુ કઠોર વાવા લાગ્યો.૫૧ એ પ્રમાણે રૂંવાં ઊભાં કરે એવા મોટા મોટા ઉલ્કાપાત થતા હતા, છતાં તેને નહિ ગણકારતાં કાળે પ્રેરેલો કુંભકર્ણ લંકાના કિલ્લાની બહાર નીકળ્યો. ત્યાં તેણે મેઘના સમૂહ જેવું ભયંકર વાનરસૈન્ય દીઠું! પર્વત સરખી કાયાવાળા કુંભકર્ણને જોતાં જ વાનરો વાયુએ ઉડાડેલા મેઘની પેઠે ચોમેર નાસવા લાગ્યા. મેઘના જેવી કાંતિવાળો કુંભકર્ણ વાનરસેનાને નાસભાગ કરતી જોઈ ને હર્ષથી પ્રચંડ ગર્જના કરવા લાગ્યો. કુંભકર્ણની ભયંકર ગર્જના સાંભળીને ઘણા વાનરો કપાયેલા મૂળવાળા શાલ વૃક્ષની પેઠે મૂર્છિત થઈ પૃથ્વી પર ઢળી પડ્યા. જેમ પ્રલયસમયે કિંકરરૂપી દંડ ધારણ કરનાર યમરાજ સર્વ ભૂત-પ્રાણીઓને ત્રાસ આપે છે, તેમ મોટું પરિઘ ધારણ કરી શત્રુઓને હણવા નીકળેલા મહાત્મા કુંભકર્ણે સર્વ વાનરોને ઘણો જ ત્રાસ ઉપજાવ્યો.૫૨–૫૭

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૬૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૬ મો

### કુંભકર્ણનું પરાક્રમ-વાનરસૈન્યમાં ભંગાણ

स लङ्घयित्वा प्राकारं गिरिकूटोपमो महान्।
निर्ययौ नगरात्तूर्णं कुम्भकर्णो महाबलः ॥ १ ॥

પર્વત સમાન પ્રૌઢ દેહવાળો મહાબળવાન કુંભકર્ણ લંકાનો કિલ્લો ઓળંગી ઉતાવળે બહાર આવ્યો અને જાણે પર્વતોને ફોડી નાખતો હોય તથા વીજળીના કડાકાની સ્પર્ધા કરતો

હોય, તેમ મોટી ગર્જના વડે સર્વને ક્ષુભિત કરવા લાગ્યો ૧,૨ ઇંદ્ર, યમ અને વરુણથી પણ ન જિતાય એવા અને બિહામણા નેત્રવાળા કુંભકર્ણને આવતો જોઈ વાનરો નાસભાગ કરવા લાગ્યા ૩ વાનરસેનામા ભંગાણુ પડતુ જોઈને રાજકુમાર અંગદે મુખ્ય મુખ્ય વાનરોને કહ્યું ૪ 'હે વાનરો! તમે તમારા પરાક્રમ તથા ઊંચા કુળને ભૂલી જઈ નિર્બળ વાનરોની પેઠે ભય પામી આમ નાસભાગ શા માટે કરો છો ૫ હે શાંત પ્રકૃતિવાળા વાનરો! તમે પાછા વળો આવા સમયે તમે તમારા પ્રાણુની દરકાર શા માટે કરો છો? અરે, આ રાક્ષસને જોઈ તમે ડરી જાઓ છો, પરંતુ તે તમારી સાથે યુદ્ધ કરવા સમર્થ જ નથી! એ તો રાક્ષસોએ માત્ર તમને ડરાવવાનુ સાધન જ ઊભુ કર્યું છે ૬ હે વાનરો! તમે સૌ પાછા વળો આપણને રાક્ષસો તરફથી આ જે ભય ઉત્પન્ન થયો છે, તેનો આપણે આપણા પરાક્રમથી નાશ કરીશુ ૭

અંગદના વચન સાભળી વાનરો મહાપ્રયત્ને શાંત થઈ પાછા વળ્યા અને મોટા મોટા વૃક્ષો ગ્રહણ કરી રણભૂમિના મોખરે ઊભા રહ્યા ૮ પછી અત્યત ક્રોધ પામેલા સઘળા વાનરો મદોન્મત્ત હાથીઓની પેઠે કુંભકર્ણ ઉપર પ્રહાર કરવા લાગ્યા મોટા મોટા પર્વતશિખરો શિલાઓ અને પ્રફુલ્લિત વૃક્ષોના ઉપરાઉપરી પ્રહાર થવા છતા મહાબળવાન કુંભકર્ણ જરા પણ ડગ્યો નહિ વૃક્ષો અને શિલાઓ કુંભકર્ણના શરીર સાથે અથડાવાથી ભાગીને પૃથ્વી પર પડવા લાગ્યા અગ્નિ જેમ વનને પીડિત કરે, તેમ અત્યત ક્રોધમા આવેલો કુંભકર્ણ વાનરોને પીડવા લાગ્યો ૧૦-૧૨ કુંભકર્ણના પ્રહારથી હણાયેલા અને લોહીલુહાણ થયેલા અનેક મોટા વાનરો કપાયેલા પ્રફુલ્લિત આંબરાના વૃક્ષોની પેઠે ટપોટપ પૃથ્વી પર પડવા લાગ્યા આગળ પાછળ જોયા વિના દોડતા કેટલાક વાનરો સમુદ્રમા પડી ગયા અને કેટલાક આકાશમા ચડી ગયા ૧૩,૧૪ અનેક પ્રકારની લીલાયુક્ત યુદ્ધ કરતા કુંભકર્ણના મારથી નાસ પામેલા કેટલાક વાનરો તો જે સેતુ ઉપર થઈને લંકામા આવ્યા હતા, તે સેતુ ઉપર થઈને સામે પાર દોડી ગયા કુંભકર્ણના ભયથી જેઓના મુખ ફિક્કા પડી ગયા હતા, એવા કેટલાક વાનરો નાસતા નાસતા ઊંડી ખાઈ ઓમા સંતાયા, કેટલાક પર્વતમા ભરાઈ પેઠા, કેટલાક વૃક્ષો પર ચડી ગયા, ૧૫,૧૬ કેટલાક પર્વત પર ચડીને તેની બીજી બાજુએ કૂદી પડ્યા, કેટલાક પાછુ વાળીને પણ જોવા ન રહ્યા, કેટલાક પૃથ્વી પર અથડાઈ પડ્યા અને કેટલાક તો જાણે મરણ પામ્યા હોય એમ ઢોંગ કરી પૃથ્વી પર સૂઈ રહ્યા ૧૭ ત્યારે યુવરાજ અંગદે કહ્યુ 'હે વાનરો! ઊભા રહો અને પાછા વળો ચાલો, આપણે રાક્ષસોની સાથે યુદ્ધ કરીએ હે કપિઓ! તમે અહીથી નાસીને આખી પૃથ્વીમા ફરશો, તોપણ તમે નિશ્ચિંતપણે બેસી શકો એવુ સ્થાન ક્યાય પણ મારા જોવામા આવતુ નથી ૧૮,૧૯ હે અસ્ખલિત વેગવાળા અને પ્રસિદ્ધ પરાક્રમવાળા વાનરો! તમે જો આયુધો ત્યજીને યુદ્ધમાથી નાસીને ઘેર જશો, તો તમારી સ્ત્રીઓ પણ તમારી મશ્કરી કરશે અને સ્ત્રીઓના ઉપહાસપાત્ર થવુ એ તો જીવતા મૂઆ જેવુ જ છે ૨૦ હે પ્લવગમો! તમે ઉજ્જ્વળ કીર્તિવાળા મોટા કુળમા જન્મેલા છતા આમ ભયભીત થઈ નીચ કુળના વાનરોની પેઠે કેમ નાસી જાઓ છો? તમે શૌર્યનો ત્યાગ કરી નાસભાગ કરો છો એ ઉપરથી જણાય છે કે તમે સૌ સ્વામીદ્રોહ કરનારા અનાર્ય છો ૨૧ હે વાનરો! તમે તમારા બળ-પરાક્રમના મોટા મોટા વખાણ કરતા હતા, તે સઘળા બળ-પરાક્રમ આજે ક્યા ગયા ૨૨ અરે આમ યુદ્ધમાથી નાસી છૂટવાથી તો સત્પુરુષો તમને ધિક્કાર આપશે, માટે તમે ભયનો ત્યાગ કરી સત્પુરુષોએ સેવેલા માર્ગનુ અવલંબન કરો ૨૩ હે વાનરો! આપણે કદાચ આયુષ્ય પૂર્ણ થવાથી શત્રુને હાથે કપાઈને પૃથ્વી પર પડીશુ, તોપણ બીકણ પુરુષોને પ્રાપ્ત ન થાય

એવા બ્રહ્મલોકને પામીશું.[૨૪] હે કપિઓ ! આપણે જો જીવતા રહીશું અને શત્રુઓને સંગ્રામમાં હણીશું, તો મોટી કીર્તિ મેળવીશું અને મરણ પામીશું તો શૂરવીર પુરુષોને પ્રાપ્ત થતા બ્રહ્મલોકનો આનંદ લૂંટીશું.[૨૫] હે વાનરો ! જેમ પ્રદીપ્ત થયેલા અગ્નિ પાસે આવતાં પતંગિયાં જીવતાં જતાં નથી, તેમ રામચંદ્રની સામે યુદ્ધ ચડી કુંભકર્ણ જીવતો જનાર નથી.[૨૬] આપણે સૌ મહાન શૂરવીર ગણાઈએ છીએ, છતા જો આમ યુદ્ધમાંથી નાસી જઈ પ્રાણ બચાવીશું, તો 'એક રાક્ષસે ઘણા બળવાન વાનરોને નસાડયા !' એવી આપણી મોટી અપકીર્તિ થશે.'

સુવર્ણના બાજુબંધ ધારણ કરનારા શૂરવીર અંગદનાં વચન સાંભળી ચોમેર નાસતા વાનરોએ કાયરતાભર્યું વચન કહ્યું : 'આ કુંભકર્ણ રાક્ષસે આજે અમને ઘણા જ પીડિત કર્યા છે, તેથી હવે અમે યુદ્ધમાં ઊભા રહેવા સમર્થ નથી. અમને અમારું જીવતર ઘણું જ વહાલું છે, માટે અમે હવે નાસી જ છૂટીશું.' એટલું બોલી બિહામણી આંખોવાળા કુંભકર્ણથી ત્રાસીને સઘળા બીકણ વાનરો દશે દિશામાં પલાયન કરવા લાગ્યા. એ જોઈ યુવરાજ અંગદે પુનઃ પ્રિય વચનોથી એ સઘળા વાનરોને શાંત કરીને તથા રામ-લક્ષ્મણના બળ-પ્રભાવના દાખલા આપીને પાછા વાળ્યા. વાલિના પુત્ર બુદ્ધિમાન અંગદની સમજાવટથી સઘળા વાનરો હર્ષ પામ્યા અને વૃક્ષાદિ આયુધો લઈને સજ્જ થઈ યુદ્ધ માટે આજ્ઞાની વાટ જોતા ઊભા રહ્યા.[૨૭–૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૬૬ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૬૭ મો

## કુંભકર્ણનું પ્રચંડ પરાક્રમ–વાનરસૈન્યના હાલહવાલ–રામચંદ્રના હાથે કુંભકર્ણનું મૃત્યુ

ते निवृत्ता महाकायाः श्रुत्वाङ्गदवचस्तदा ।
नैष्ठिकीं बुद्धिमास्थाय सर्वे संग्रामकाङ्क्षिणः ॥१॥

રાજકુમાર અંગદનું વચન સાંભળી મોટી કાયાવાળા સઘળા વાનરો શાંત થઈ યુદ્ધ કરવાનો અડગ નિશ્ચય કરી ઊભા રહ્યા. બળવાન અંગદના મુખથી પોતાનાં પરાક્રમ સાંભળી ઉત્સાહયુક્ત થયેલા અને શૂરમાં આવવાથી મરણનો ભય છોડી ચૂકેલા વાનરો હર્ષભેર રાક્ષસો ઉપર તૂટી પડ્યા. તેઓ જીવિતની પણ દરકાર રાખ્યા સિવાય તુમુલ યુદ્ધ કરવા લાગ્યા. પ્રૌઢ કાયાવાળા વાનરો મોટાં મોટાં શિખરો તથા વૃક્ષો ઉગામીને ઉતાવળે કુંભકર્ણની સામે દોડ્યા. મહાપરાક્રમી કુંભકર્ણે પણ ક્રોધાયમાન થઇ ગદા વડે ચોમેરથી વાનરોનો સંહાર કરવા માંડ્યો. કુંભકર્ણના પ્રહારથી હણાયેલા આઠ હજાર અને સાત સો વાનરો એકીવખતે પૃથ્વી પર પડી તરફડવા લાગ્યા. ગરુડ જેમ સર્પોનું ભક્ષણ કરે, તેમ કુંભકર્ણ પોતાની બંને ભુજાઓમાં એકીસમયે આઠ, દસ, સોળ, વીસ અને ત્રીસ ત્રીસ વાનરોને પકડી ખાઈ જવા લાગ્યો.[૧–૭] કુંભકર્ણથી ત્રાસ પામેલા વાનરો મહાકષ્ટે ધૈર્ય રાખીને તથા એકઠા થઈને વૃક્ષો અને શિલાઓથી યુદ્ધ કરતા હતા.[૮] એ વેળા મોટા મેઘના જેવી કાયાવાળો વાનરશ્રેષ્ઠ દ્વિવિદ એક પર્વત ઉપાડીને કુંભકર્ણની સામે ધસ્યો અને વેગથી એ પર્વત તેના ઉપર નાખ્યો; પરંતુ કુંભકર્ણને નહિ વાગતાં એ પર્વત રાક્ષસોની સેનામાં પડ્યો,[૯–૧૦] જેથી અનેક અશ્વો, હસ્તીઓ, રથો, સારથિઓ તથા કેટલાક રાક્ષસોનો કચ્ચરઘાણ વળી ગયો. જોતજોતામાં દ્વિવિદ વાનરે વળી બીજું એક પર્વતશિખર ઉપાડીને રાક્ષસોની સેના ઉપર નાખ્યું, જેની તળે ઘણાક

અશ્વો, રથો અને સારથિઓ ચગદાઈ મૂઆ અને આખું રણાંગણ રાક્ષસોના રુધિરથી ભિંજાઈ ગયું.[११]

પછી ભયંકર નાદવાળા મહાસમર્થ રાક્ષસો કોપાયમાન થયા અને પ્રલયાગ્નિ સરખાં તીક્ષ્ણ બાણો મૂકીને ગર્જના કરતા વાનરોનાં મસ્તક છેદી નાખવા લાગ્યા.[१२,१३] ત્યારે મહાત્મા વાનરો પણ મોટાં મોટાં વૃક્ષો ઉપાડીને તે વડે સામા પક્ષના અશ્વો, હસ્તીઓ, રથો, ઊંટો તથા રાક્ષસોનો સંહાર કરવા લાગ્યા.[१४] એ વેળા વાયુસુત હનુમાન અંતરિક્ષમાં રહીને કુંભકર્ણના મસ્તક ઉપર વૃક્ષો તથા શિલાઓની વૃષ્ટિ કરવા લાગ્યા; પરંતુ મહાબળવાન કુંભકર્ણ પોતાની ઉપર આવતાં સઘળાં પર્વતશિખરોને તથા વૃક્ષોને ત્રિશૂળથી કાપી નાખીને આખી વાનરસેનામાં ઘૂમવા લાગ્યો; ત્યારે એક મોટું પર્વતશિખર ઉપાડી કપિવર હનુમાન તેની સામે આવી ઊભો રહ્યો. હનુમાને કુંભકર્ણને મોટી કાયા ઉપર એ પર્વતશિખરનો વેગથી પ્રહાર કર્યો. એ પ્રહાર થતા જ કુંભકર્ણનું શરીર માંસ તથા રુધિરથી ખરડાઈ ગયું અને તે અત્યંત ક્ષોભ પામ્યો; પરંતુ થોડીક વારમાં જ સાવધ થઈ તેણે વીજળી સરખું ચળકતું ત્રિશૂળ ફેરવવા માંડયું, જેથી તે પ્રજ્વલિત અગ્નિવાળા શિખરને ધારણ કરનારા પર્વત જેવો શોભવા લાગ્યો. પછી કાર્તિકેયે જેમ પોતાની ભયંકર શક્તિ વડે ક્રૌંચપર્વતને ભેદી નાખ્યો હતો, તેમ કુંભકર્ણે પોતાના ત્રિશૂળ વડે કપિવર હનુમાનને છાતીમાં વીંધી નાખ્યો.[१५–१९] ત્રિશૂળથી છાતી વીંધાવાને લીધે હનુમાન કાંઈક વિહ્વળ થયો અને રુધિરનું વમન કરવા લાગ્યો; પરંતુ તે પીડાને નહિ ગણકારતાં તેણે ક્રોધથી પ્રલયકાળના મેઘ જેવી ભયંકર ગર્જના કરી. હનુમાનને પીડિત થયેલો જોઈ સઘળા રાક્ષસો એકાએક હર્ષનાદ કરવા લાગ્યા અને બીકણ સ્વભાવના વાનરો કુંભકર્ણથી ત્રાસી સંગ્રામ છોડી નાસવા લાગ્યા.[२०,२१] ત્યારે સેનાપતિ નીલ વાનરે નાસભાગ કરતા કપિઓને સમજાવી પાછા વાળ્યા અને પોતે મોખરે આવી એક મોટું પર્વતશિખર કુંભકર્ણ ઉપર ફેંક્યુ. પર્વતશિખરને પોતાની ઉપર પડતું જોઈ કુંભકર્ણે તેના પર મુષ્ટિપ્રહાર કર્યો, એટલે તરત જ એ શિખરમાંથી તણખા તથા જ્વાળા પ્રકટ થયાં અને ચૂરેચૂરા થઈને પૃથ્વી પર પડ્યું. એ જોઈ ઋષભ, ગવાક્ષ, ગંધમાદન, શરભ અને નીલ, એ પાંચ બળવાન વાનરો કુંભકર્ણ ઉપર ધસી ગયા.[२२–२४] અને ચોમેરથી વૃક્ષો, પર્વતો લાતો, લપડાકો તથા મુષ્ટિઓના પ્રહાર કરવા લાગ્યા; પરંતુ વાનરોના એ સખત પ્રહારોને પણ પુષ્પની માળાઓના પ્રહાર સરખા માનતો કુંભકર્ણ જરાયે વ્યથિત થયો નહિ. કુંભકર્ણે ઋષભ વાનરને પોતાની બંને ભુજાઓ વચ્ચે ઘાલી, છાતી સરસો દબાવ્યો કે જેથી રુધિર ઓકતો તે પૃથ્વી પર પડયો. વળી ઇન્દ્રના શત્રુ કુંભકર્ણે શરભને એક મુક્કો મારી, નીલને પાટુ મારી અને ગવાક્ષને લપડાક લગાવી; જેથી લોહીલુહાણ થયેલા એ વાનરો અત્યંત પીડિત થઈને કપાયેલા ખાખરાનાં વૃક્ષોની પેઠે પૃથ્વી પર ઢળી પડ્યા. જ્યારે એ મુખ્ય વાનરોને કુંભકર્ણે પૃથ્વી પર પાડ્યા, ત્યારે બીજા હજારો વાનરો કુંભકર્ણ પર ધસી ગયા. પર્વત જેવી કાયાવાળા એ સઘળા વાનરો કૂદકા મારીને પર્વત સરખા ઊંચા કુંભકર્ણના શરીર ઉપર ચડી ગયા અને પોતાના દાંત વડે તેને બચકાં ભરવા લાગ્યા. સઘળા વાનરો કુંભકર્ણને પોતાનાં નખ, દાંત, મુષ્ટિ તથા કોણીઓના ઉપરાઉપરી પ્રહાર કરવા લાગ્યા. હજારો વાનરો જેના શરીર પર ચડી ગયા હતા, એવો રાક્ષસશ્રેષ્ઠ કુંભકર્ણ એ વેળા મોટાં મોટાં વૃક્ષોથી છવાયેલા એકાદ પર્વત સરખો શોભતો હતો. પછી અત્યંત કોપાયમાન થયેલા કુંભકર્ણે પોતાના બંને હાથથી ઘણા વાનરોને પકડ્યા અને ગરુડ જેમ સર્પોનું ભક્ષણ કરે તેમ તે વાનરોનું ભક્ષણ કરવા લાગ્યો.[२५–३४] કુંભકર્ણ

પોતાના પાતાળ જેવા વિશાળ મુખમાં વાનરો-ને નાખ્યે જતો હતો, ત્યારે વાનરો તેના કાન તથા નાકનાં છિદ્રો વાટે બહાર નીકળી જતા હતા.[૩૫] આમ ઘણા વાનરોનું ભક્ષણ કરવા છતાં પણ જ્યારે તેઓનો અંત આવ્યો નહિ, ત્યારે અત્યંત ક્રોધે ભરાઈ તેણે વાનરોને પકડી પકડીને મસળી નાખવા માંડ્યા.[૩૬] રણભૂમિને માંસ અને રુધિરના કીચડવાળી કરતો મહા-બળવાન કુંભકર્ણ ક્રુદ્ધ થયેલા કાલાગ્નિની પેઠે વાનરસેનામા ઘૂમતો હતો અને હાથમાં ત્રિશૂળ ગ્રહણ કરેલુ હોવાથી વજ્રધારી ઇંદ્ર કિંવા પાશધારી યમરાજ સરખો દેખાતો હતો.[૩૭] જેમ ગ્રીષ્મઋતુમાં વનમા પ્રકટેલો અગ્નિ સૂકાં કાષ્ઠોને બાળી નાખે છે, તેમ કુંભ-કર્ણ વાનરસૈન્યને બાળવા લાગ્યો, આમ ઘણા વાનરોને માર્યા પછી તે જ્યારે મુખ્ય મુખ્ય વાનરોને હણવા દોડ્યો, ત્યારે ત્રાસ પામેલા વાનરો ચીસેચીસ પાડવા લાગ્યા અને ભયને લીધે ઉદ્વિગ્ન થઈ રામચંદ્રની પાસે દોડી ગયા.[૩૮–૪૧]

વાનરોને નાસી જતા જોઈ યુવરાજ અંગદ મોટું પર્વતશિખર ઉપાડી ઉતાવળે કુંભકર્ણ ઉપર ધસ્યો અને વારંવાર ગર્જના કરી કુંભ-કર્ણની સાથે આવેલા સર્વ રાક્ષસોને ત્રાસ આપવા લાગ્યો.[૪૨,૪૩] અંગદે પોતાના હાથ-માંનુ મોટું પર્વતશિખર કુંભકર્ણના મસ્તક ઉપર નાખ્યુ; ત્યારે તે ક્રોધથી ભભૂકી ઊઠ્યો અને ઉતાવળે અંગદની સામે ધસ્યો. મોટી ગર્જનાથી સર્વ વાનરોને ત્રાસ પમાડતા મહા-બળવાન કુંભકર્ણે યુવરાજ અંગદ પર ત્રિશૂળ ફેંક્યુ. ત્રિશૂળને પડતું જોઈ યુદ્ધવિશારદ અંગદ ચાલાકીથી ખસી ગયો અને એકદમ કૂદકો મારી તેણે કુંભકર્ણની છાતીમા જોશભેર એક થપ્પડ લગાવી. અંગદની થપ્પડ વાગતાં જ કુંભકર્ણ બેભાન થઈ ગયો;[૪૪–૪૮] પરંતુ થોડીક વારમાં જ તે સાવધ થયો અને પોતાના હાથની દૃઢ મુષ્ટિ વાળી અંગદની છાતીમાં પ્રહાર કર્યો, જેથી તરત જ તે મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગયો. યુવરાજ અંગદને બેભાન કરી મહાબળવાન કુંભકર્ણ ત્રિશૂળ સાથે સુગ્રીવની સામે યુદ્ધ કરવા દોડ્યો. કુંભકર્ણ-ને પોતાની સામે ધસી આવતો જોઈને વાનર-રાજ સુગ્રીવ એકાએક કૂદ્યો અને એક મોટો પર્વત ઉપાડી કુંભકર્ણની સામે વેગથી દોડ્યો. સુગ્રીવને પોતાની સામે આવતો જોઈ રાક્ષસ-શ્રેષ્ઠ કુંભકર્ણ પણ પોતાનાં સર્વ અંગોને સંકોચી તેની સામે દોડ્યા અને તેની સમીપ આવી ઊભો રહ્યો.[૪૯–૫૩] મોટા મોટા વાનરો-નું ભક્ષણ કરનાર તથા રુધિરથી ખરડાયેલા અંગવાળા કુંભકર્ણને પોતાની આગળ ઊભેલો જોઈ સુગ્રીવે કહ્યું :[૫૪] 'હે કુંભકર્ણ! તેં ઘણા શૂરવીર વાનરોને મારી મોટું દુષ્કર કાર્ય કર્યું છે અને શત્રુસૈન્યનો વિનાશ કરી મોટો યશ પ્રાપ્ત કર્યો છે;[૫૫] પણ હવે તું આ વાનરસેના સામે ન જો. એ સાધારણ વાનરોની સાથે તું શા માટે યુદ્ધ કરે છે? હે રાક્ષસ! મારા હાથમાંના આ પર્વતના એક જ પ્રહારને તું ખમશે એટલે બસ છે!'[૫૬]

વાનરરાજ સુગ્રીવનુ શૌર્ય અને ધૈર્યયુક્ત વચન સાંભળી રાક્ષસશ્રેષ્ઠ કુંભકર્ણે કહ્યું : 'હે વાનર! તું બ્રહ્મદેવનો પૌત્ર અને ઋક્ષરાજ વાનરનો પુત્ર છે; તેમ જ ધૈર્ય અને પરાક્રમસંપન્ન છે, તેથી જ આટલી બધી ગર્જના કરે છે કે?'

કુંભકર્ણનુ વચન સાંભળી વાનરરાજ સુગ્રીવે પોતાના હાથમાંનો વજ્ર અને વીજળી સરખો પર્વત ખૂબ ઘુમાવીને તેની છાતીમા માર્યો; પરંતુ કુંભકર્ણની વજ્ર સમાન કઠોર છાતીમાં પછડાતાં જ તેના ચૂરેચૂરા થઈ ગયા. એ જોઈ વાનરો ખેદ પામ્યા અને રાક્ષસો હર્ષનાદ કરવા લાગ્યા.[૫૭–૬૦] પર્વતનો પ્રહાર થવાથી કુંભકર્ણ અત્યંત કોપાયમાન થયો અને તેણે મોં ફાડીને વીજળી સરખું ચકચકિત ત્રિશૂળ જોસથી ફેરવી સુગ્રીવ પર ફેંક્યુ. કુંભકર્ણના હાથમાંથી છૂટેલા સુવર્ણના હાથાવાળા એ તીક્ષ્ણ ત્રિશૂળને વચમાં ઊભેલા પવનસુત હનુ-

માને કૂદીને તરત જ ઝડપી લીધુ અને તેના બે ભાગ કરી નાખ્યા એક હજાર ભાર ગજવેલનુ બનાવેલુ ત્રિશૂળ હનુમાને ઢીંચણ દઈને ભાગી નાખ્યુ, એ જોઈને સઘળા વાનરો હર્ષ પામી ગર્જના કરવા લાગ્યા અને ચોમેરથી હનુમાનની પાસે દોડી આવ્યા.[૬૧-૬૩] હનુમાનનુ અદ્ભુત પરાક્રમ જોઈ કુંભકર્ણ અત્યંત ભયભીત થયો અને યુદ્ધમાથી કાઈક પાછો પણ હઠ્યો એ જોઈ હર્ષિત થયેલા વાનરો સિંહનાદ કરવા લાગ્યા અને હનુમાનની પ્રશંસા કરવા લાગ્યા

હનુમાને ત્રિશૂળ ભાગી નાખ્યુ એ જોઈ કુંભકર્ણના ક્રોધનો પાર રહ્યો નહિ તેણે તરત જ લંકાની પાસે આવેલા મલય પર્વતનુ એક મોટુ શિખર ઉપાડી સુગ્રીવને ઝાપટયુ [૬૪-૬૬] એ શિખર વાગતા જ વાનરરાજ સુગ્રીવ બેભાન થઈ રણભૂમિમા પડયો અને રાક્ષસો હર્ષનાદ કરવા લાગ્યા [૬૭] પછી કુંભકર્ણ અદ્ભુત અને ભયંકર પરાક્રમવાળા સુગ્રીવની પાસે આવી પ્રચંડ વાયુ જેમ મેઘને ખેંચી જાય, તેમ પોતાના બન્ને હાથથી તેને ઊંચકી જવા લાગ્યો [૬૮] મોટા મેઘસમૂહ સરખા સુગ્રીવને ઉપાડી જતો પર્વત સરખો કુંભકર્ણ અતિશય ઊંચા શિખરવાળા મેરુપર્વત જેવો શોભવા લાગ્યો [૬૯] સુગ્રીવને પોતાની બાથમા પકડાયેલો જોઈ વિસ્મિત થયેલા દેવોના કોલાહલ તથા રાક્ષસોના સ્તુતિવચનો સાભળતો કુંભકર્ણ ઉતાવળે રણભૂમિની બહાર જવા લાગ્યો [૭૦] ઇદ્ર સરખા પરાક્રમવાળો અને ઇંદ્રનો શત્રુ કુંભકર્ણ વાનરરાજ સુગ્રીવને પકડી પોતાના મનમા વિચાર લાગ્યો સુગ્રીવને મારી નાખીશ એટલે રામ-લક્ષ્મણ સહિત આખુ વાનરસૈન્ય મૂઆ જેવુ જ થઈ રહેશે !'

કુંભકર્ણ સુગ્રીવને ઉપાડી જતો હતો, તે જોઈને તથા વાનરોને નાસભાગ કરતા જોઈને પવનસુત હનુમાને વિચાર કર્યો 'અરે, આ કુંભકર્ણ સુગ્રીવને પકડી લઈ જાય છે ! હવે મારે શું કરવુ ?[૭૧-૭૩] બસ, બીજું કાઈ નહિ આ સમયે મારે કુંભકર્ણની સાથે યુદ્ધ કરી સુગ્રીવને છોડાવવો જોઈએ, હુ તેમ જ કરીશ હવે હુ પર્વત જેવો પ્રૌઢ થઈને કુંભકર્ણનો નાશ કરીશ.[૭૪] સંગ્રામમા મારી મુષ્ટિનો પ્રહાર થવાથી ભાગી ગયેલા અંગવાળો મહાબળવાન કુંભકર્ણ જ્યારે મરણ પામશે અને તેના હાથમાથી વાનરરાજ સુગ્રીવ મુક્ત થશે, ત્યારે જ સઘળા વાનરોને હર્ષ થશે [૭૫] અરે, પણ મારે એવુ સાહસ કરવાની કાઈ પણ આવશ્યકતા નથી, કેમ કે એ સુગ્રીવને કદાચ અસુરો, સર્પો અને દેવોએ બાધ્યો હોય, તોપણ તે પોતાની મેળે જ છૂટીને પાછો આવી શકે એમ છે [૭૬] અત્યારે તો એ સુગ્રીવને શિલાનો સખત પ્રહાર વાગવાથી મૂર્છા આવેલી છે, તેથી તે પોતાની સ્થિતિ જાણતો નથી,[૭૭] પરંતુ થોડીક વારમા જ તે સાવધ થશે અને પોતાનુ તથા વાનરોનુ હિત થાય એવુ કાર્ય કરશે જો કદાચ હુ એને કુંભકર્ણના હાથમાથી છોડાવુ, તો તેની કીર્તિ સદા માટે ઝાખી પડે અને તેમ થવાથી તે પોતે પણ મારા પર નારાજ થાય [૭૮,૭૯] માટે હમણા હુ સુગ્રીવને છોડાવવા નહિ જતા તે પોતે રાક્ષસના હાથમાથી છૂટીને કેવુ પરાક્રમ કરે છે, એની વાટ જોઈશ અને ત્યા સુધીમા આ નાસભાગ કરતી વાનરસેનાનુ આશ્વાસન કરીશ [૮૦] એવો વિચાર કરી પવનસુત હનુમાને દશે દિશાએ નાસી જતી વાનરસેનાને રોકી રાખી [૮૧]

રાક્ષસશ્રેષ્ઠ કુંભકર્ણે તરફડિયા મારતા સુગ્રીવને ઊંચકીને લંકામા પ્રવેશ કર્યો એ વેળા ઊંચી અટારીઓ, ઝરૂખા, અગાશીઓ તથા છજાઓમા રહીને નગરવાસી લોકો તેના પર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા [૮૨] લંકાના રાજમાર્ગ પર છાયેલી શીતળતાથી તથા કુંભકર્ણની ઉપર વરસતા સુગંધયુક્ત પુષ્પો તેમ જ ચંદનજળથી સુગ્રીવને ધીમે ધીમે શાતિ વળી અને તે સાવધ થયો [૮૩] મહાકષ્ટે ચેતન

આવ્યા પછી કુંભકર્ણની બાથમાં રહેલો સુગ્રીવ લંકાના રાજમાર્ગ જોતો વિચાર કરવા લાગ્યો. 'અરે, આ રાક્ષસે મને આવી રીતે અહીં પકડી આણ્યો છે, હવે મારે તેનો બદલો કેવી રીતે લેવો? આજે હુ વાનરોનુ હિત થાય એવુ ઉત્તમ કાર્ય કરીશ ૮૪,૮૫ એવો વિચાર કરી વાનરોનો રાજા સુગ્રીવ કુભકર્ણના હાથમાથી લાગ જોઈ છટકી ગયો અને તેની સામો વઈને પોતાના તીક્ષ્ણ દાત વડે તેના નાક તથા કાન કરડી નાખ્યા, તેમ જ હાથપગના નખથી તેના પડખા ચીરી નાખ્યા નાક-કાન કપાઈ જવાથી અત્યત કોપાયમાન થયેલો તથા સુગ્રીવના નખ વાગવાથી લોહી લુહાણ થયેલો કુભકર્ણ એકાએક સુગ્રીવને પકડી પૃથ્વી પર પટકી તેના પર ચડી બેઠો ૮૬,૮૭ સુગ્રીવ જ્યારે ભયકર બળવાળા કુભકર્ણની નીચે આવ્યો, ત્યારે રાક્ષસો તેને ઘણો જ મારવા લાગ્યા, પરતુ થોડી વારમા જ તે સુગ્રીવ કુભકર્ણને ઉથલાવી નાખી દડાની પેઠે ઊછળી વાનરસેનામા આવી રામચદ્રને મળ્યો જેના કપાયેલા નાસિકા અને કણુમાથી રુધિર સ્રવતુ હતુ એવો કુભકર્ણ એ વેળા નાના નાના ઝરણાવાળા પર્વત જેવો દેખાવા લાગ્યો ભયકર રૂપવાળા એ કુભકર્ણનુ આખુ શરીર રુધિરથી ખરડાઇ ગયુ હતું અને તે રુધિરનુ વમન કરતો હતો તેણે 'કપાયેલા નાક-કાન લઈ લકામા જવા કરતા પુન યુદ્ધમા જવુ એ જ ઠીક છે' એવો નિશ્ચય કર્યો ૮૮-૯૧ સુગ્રીવને નાસી ગયેલો જોઈ બિહામણા રૂપવાળો કુભકર્ણ પુન રણભૂમિ પ્રત્યે દોડ્યો એ વેળા પોતાની પાસે કોઈ આયુધ નહિ હોવાથી તેણે એક મોટુ મુદ્ગર હાથમા લીધુ રાક્ષસશ્રેષ્ઠ કુભકર્ણ ઉતાવળે લકાની બહાર નીકળી પુન રણભૂમિમા આવ્યો અને જેમ પ્રદીપ્ત થયેલો પ્રલયાગ્નિ પ્રજાનુ ભક્ષણ કરે, તેમ વાનરોનુ ભક્ષણ કરવા લાગ્યો અત્યત ક્ષુધા લાગેલી હોવાથી રુધિર અને માસ ખાવાની ઇચ્છાવાળો કુંભકર્ણ વાનરસેનામા પ્રવેશ કરી, જેમ પ્રલયકાળે મૃત્યુ પ્રાણીમાત્રનુ ભક્ષણ કરે છે તેમ નશો ચડવાને લીધે રાક્ષસો, વાનરો તથા પિશાચોનુ ભક્ષણ કરવા લાગ્યો ૯૨-૯૪ કુભકર્ણ એ વેળા ઘણો જ ક્રોધાયમાન થયેલો હતો, તેથી તેણે વગર વિચાર્યે એક-બે-ત્રણ અને એથી પણ વધારે વાનરો તથા રાક્ષસોને પકડીપકડીને મોમા મૂકવા માડ્યા ૯૫ એ સમયે મહાબળવાન કુભકર્ણના મોમાથી વાનરો અને રાક્ષસોના માસના લોચા તથા રુધિર બહાર નીકળતા હતા ઘણા વાનરો મોટા મોટા વૃક્ષો ઉપાડી કુભકર્ણને ઝાપટતા હતા, છતા તે પ્રહારોને કાઈ પણ ન લેખવતો એ રાક્ષસ અત્યત ક્રોધભેર વાનરોનુ ભક્ષણ કરતો ચોમેર દોડતો હતો દુષ્ટાત્મા કુભકર્ણ એકીવખતે સાત, આઠ, વીસ, ત્રીસ અને વખતે સો સો વાનરોને પણ બાથમા ઘાલીને ખાતો ખાતો દોડતો હતો પ્રલયકાળે કોપાયમાન થયેલો કાલાગ્નિ રુદ્ર જેમ પ્રાણીઓનુ ભક્ષણ કરે છે, તેમ પોતાની તીક્ષ્ણ દાઢો વડે વાનરોનુ ભક્ષણ કરતો કુભકર્ણ મુદ્ગર લઈને ચોમેર ઘૂમવા લાગ્યો એ સમયે તેનુ આખુ શરીર માસ, ચરબી ને રુધિરથી ખરડાઈ રહ્યુ અને આતરડાના જાળા તેના કાન ઉપર લટકવા લાગ્યા ૯૬-૯૮

કુભકર્ણ વાનરસેનામા નાસ વર્તાવતો હતો, એ જોઈને શત્રુઓનો સહાર કરનારા સુમિત્રાનદન લક્ષ્મણ ક્રોધાયમાન થયા અને કુભકર્ણની સામે આવી ઊભા રહ્યા તેમણે કુભકર્ણને સાત બાણુ મારી બીજા પણ બાણો ઉપરાઉપરી મૂકવા માડ્યા,૧૦૧ પરતુ કુભકર્ણે એ સઘળા બાણોનુ નિવારણ કર્યુ, ત્યારે લક્ષ્મણજીને અત્યત ક્રોધ ચડ્યો તેમણે વાયુ જેમ સધ્યાકાળના વાદળને આચ્છાદિત કરે, તેમ અસખ્ય બાણો મૂકીને કુભકર્ણના સુવર્ણમય કવચને ઢાકી દીધુ લક્ષ્મણના સુવર્ણભૂષિત બાણોથી આચ્છાદિત થયેલા કાજળના પર્વત જેવો કુભકર્ણ સૂર્યના

કિરણોથી આચ્છાદિત થયેલા શ્યામ મેઘ સરખો શોભવા લાગ્યો.[૧૦૨-૧૦૪]

પછી ભયંકર રૂપવાળો કુંભકર્ણ મેઘ સરખી ગંભીર વાણીથી બોલ્યો : 'હે લક્ષ્મણ ! હું કે જે સંગ્રામમાં સામા આવેલા યમરાજને પણ સહેલાઈથી જીતી શકું એવો છું, તેની સાથે નીડરપણે યુદ્ધ કરીને તેં તારું ખરું શૂરવીરપણું પ્રસિદ્ધ કર્યું છે ! અરે, મૃત્યુની પેઠે કોપાયમાન થયેલો હું જ્યારે આયુધ ગ્રહણ કરી યુદ્ધ કરવા તયાર થાઉં, ત્યારે માત્ર મારી સામે ઊભો રહેનાર પણ ધન્યવાદને પાત્ર છે; તો પછી મારી સાથે યુદ્ધ કરનાર ધન્યવાદને પાત્ર કેમ જ ન હોય ![૧૦૫-૧૦૭] હે લક્ષ્મણ ! અરાવત હાથી પર બેઠેલો દેવરાજ ઇદ્ર પણ મારી સામે યુદ્ધ કરવા માટે કદી ઊભો રહ્યો નથી; પરંતુ હે સૌમિત્રિ ! તું બાળક હોવા છતાં મારી સાથે લડયો છે અને તેં તારાં વીર્ય, ઉત્સાહ તથા પરાક્રમથી મને પ્રસન્ન કર્યો છે; માટે હું તારી આજ્ઞા મેળવી તારા મોટા ભાઈ રામચંદ્રની સાથે જ યુદ્ધ કરવા ઇચ્છું છું.[૧૦૮-૧૧૦] રામને માર્યા પછી આ સંગ્રામમાં જે કોઈ મારી સામે યુદ્ધ કરવા આવશે, તેને હું મારા પરાક્રમ-બળથી યમલોકમાં પહોંચાડીશ.'[૧૧૧]

કુંભકર્ણનું બોલવું સાંભળી લક્ષ્મણે હસતા મુખે કહ્યું : 'હે કુંભકર્ણ ! ઇંદ્રાદિ દેવો પણ તને જીતી શકે એમ નથી, એ વાત યથાર્થ છે. મેં આજે તારા એ પરાક્રમનો અનુભવ કર્યો છે. ભલે, તારે રામની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા હોય તો જો, પેલા દશરથનંદન રામચંદ્ર પર્વતની પેઠે અડગ ઊભા ! તેમની પાસે જા.' લક્ષ્મણનું વચન સાંભળી મહાબળવાન કુંભકર્ણ પૃથ્વીને ધ્રુજાવતો રામચંદ્રની સામે દોડ્યો.[૧૧૨-૧૧૫]

કુંભકર્ણને આવતો જોઈ દશરથનંદન રામચંદ્રે તેની છાતીમાં રૌદ્રાસ્ત્ર માર્યું અને ઉપરાઉપરી બીજાં પણ અનેક તીક્ષ્ણ બાણો મૂક્યાં. વેગથી દોડતા કુંભકર્ણને રામચંદ્રનાં બાણો વાગવાથી અત્યંત ક્રોધ ચડ્યો અને તેના મુખમાંથી તણખાવાળી અગ્નિજ્વાળાઓ નીકળવા લાગી. રામચંદ્રના અસ્ત્રપ્રહારથી વીંધાયેલો કુંભકર્ણ મોટી ગર્જના કરી વાનરોને ત્રાસ આપવા લાગ્યો. પીંછાવાળાં રામચંદ્રનાં બાણો કુંભકર્ણની છાતીમાં વાગ્યાં કે તરત જ તેના હાથમાંથી મુદ્ગર પૃથ્વી પર પડી ગયું. વળી તેનાં બીજાં આયુધો પણ પૃથ્વી ઉપર પડી ગયાં; ત્યારે આયુધરહિત થયેલો કુંભકર્ણ લપડાકો તથા મુષ્ટિપ્રહારો વડે વાનરોને પીડિત કરવા લાગ્યો. બાણો વડે વીંધાયેલા અંગોમાંથી રુધિર ઝરતો કુંભકર્ણ પ્રસવણ પર્વત સરખો દેખાતો હતો. રુધિરની ગંધથી અત્યંત ક્રુદ્ધ થયેલો કુંભકર્ણ વાનરો. રાક્ષસો તથા રીંછોનુ ભક્ષણ કરતો આમતેમ દોડવા લાગ્યો.[૧૧૬-૧૨૨] પછી ભયંકર પરાક્રમવાળા કુંભકર્ણે એક મોટું પર્વતશિખર ઉપાડીને જોરશોર રામચંદ્રની ઉપર નાખ્યું; પરંતુ એ શિખર પોતાના ઉપર આવી પડે તે પહેલાં ધર્માત્મા રઘુવીરે સડસડાટ ગતિ કરનારાં સાત બાણો મૂકી તેને ભાંગી નાખ્યુ. દેદીપ્યમાન કાંતિવાળું એ પર્વતશિખર પડતાં તેની નીચે બસો વાનરો ચગદાઈ મૂઆ.[૧૨૩-૧૨૫] એ વેળા ધર્માત્મા લક્ષ્મણે કુંભકર્ણનો વધ કરવા સંબંધી કેટલાક ઉપાયો વિચારીને રામચંદ્રને કહ્યું : 'હે આર્ય ! આ રાક્ષસ રુધિરની ગંધથી તથા મદિરાના નશાથી મદમત્ત થયેલો છે તેથી તે વાનરોને કે રાક્ષસોને ઓળખી શકતો નથી અને ઉભય પક્ષના સૈનિકોનું ભક્ષણ કરે છે; માટે સઘળા વાનરોને આ કુંભકર્ણના દેહ ઉપર ચડી જવા દો અને મુખ્ય મુખ્ય વાનરોને તેની આજુબાજુ ઊભા રહેવા દો. હે મોટાભાઈ! એમ થવાથી આ દુર્મતિ કુંભકર્ણ પોતાના પર અધિક ભાર થવાને લીધે આમતેમ દોડીને બીજા વાનરોને મારી શકશે નહિ.'

બુદ્ધિમાન લક્ષ્મણનું વચન સાંભળી હર્ષિત થયેલા મહાબળવાન વાનરો કુંભકર્ણ ઉપર ચડી ગયા.[૧૨૬-૧૩૦] ત્યારે અતિશય ક્રોધ પામેલો કુંભકર્ણ મદોન્મત્ત હાથી જેમ મહાવતને ફેંકી

દે, તેમ વાનરોને ફેંકી દેવા લાગ્યો.[૧૩૧] કુંભકર્ણને કોપેલો તથા વાનરોને ફેંકી દેતો જોઈને 'હવે રાક્ષસ ગભરાયો છે' એમ વિચારી રઘુવીર પોતાનું ઉત્તમ ધનુષ્ય લઈને તયાર થયા. ક્રોધને લીધે જેમનાં નેત્ર લાલચોળ થઈ ગયા હતાં, એવા રણધીર રઘુવીર જાણે ક્રોધાગ્નિથી શત્રુને બાળતા જ હોય એમ ઉતાવળે કુંભકર્ણની સામે ગયા. એ જોઈને કુંભકર્ણથી ત્રાસેલા સઘળા યૂથપતિ વાનરો હર્ષ પામ્યા.[૧૩૨,૧૩૩] જેમણે તીક્ષ્ણ બાણોથી ભરેલા ભાથા બાંધેલા હતા એવા રામચંદ્ર સુવર્ણ વડે ચીતરેલું, મજબૂત પ્રત્યંચાવાળું અને સર્પ સરખું ઉગ્ર ધનુષ્ય સજ્જ કરીને તથા વાનરોનું આશ્વાસન કરીને કુંભકર્ણ ઉપર ધસારો કર્યો અત્યંત દુર્જય એવા વાનરોથી વીંટાયેલા મહાબળવાન રામ-લક્ષ્મણ ઉતાવળે કુંભકર્ણની સામે જવા લાગ્યા [૧૩૪,૧૩૫] શત્રુઓનું દમન કરનારા મહાબળવાન કુંભકર્ણે મુકુટ ધારણ કર્યો હતો, તેની લાલચોળ આંખોની આજુબાજુ રુધિર ખરડાયેલું હતું, કોપેલા મદમત્ત હસ્તીની પેઠે તે વાનરોને શોધતો ચોમેર દોડતો હતો, તેનો દેહ વિંધ્ય તથા મંદર પર્વત જેવો પ્રૌઢ હતો, તેણે સુવર્ણના બાજુબંધ બાંધ્યા હતા, વરસતા મેઘ સરખો તેનો વર્ણ શ્યામ હતો, તેના મોમાંથી લોહીની ધારાઓ નીકળતી હતી, તે પોતાની જિહ્વા વડે લોહિયાળા ગલોફા ચાટતો હતો અને યમરાજની પેઠે તે વાનરસેનાનો સંહાર કરતો હતો. પ્રજ્વલિત અગ્નિ સરખી કાંતિવાળા એ કુંભકર્ણને જોઈને પુરુષશ્રેષ્ઠ રામચંદ્ર ધનુષ્યનો ટંકારવ કર્યો,[૧૩૬-૧૪૦] ત્યારે અત્યંત ક્રુદ્ધ થયેલો રાક્ષસશ્રેષ્ઠ કુંભકર્ણ રીસ ચડાવીને રામચંદ્રની સામે ધસી આવ્યો. મુસળધાર વરસતા મેઘના જેવા વર્ણવાળા અને મોટા પર્વત સમાન પ્રૌઢ દેહવાળા કુંભકર્ણને પોતાની સામે આવતો જોઈને શેષનાગ સરખી ભુજાવાળા રઘુવીરે કહ્યું: 'હે રાક્ષસવર્ય! તું બેધડક મારી સામે આવી ઊભો રહે જો, હું પણ ધનુષ્ય સજ્જ કરીને ઊભો છું. હે કુંભકર્ણ! હું કે જે રાક્ષસોના વંશને નિર્મૂળ કરનારછું, તેને તું સારી રીતે ઓળખી લે.'

રામચંદ્રનાં વચન સાંભળી તથા તેમને ઓળખી કુંભકર્ણ ખડખડાટ હસ્યો અને સર્વ વાનરોના મનમાં ત્રાસ ઉપજાવતો તે સત્વર રામચંદ્રની આગળ આવીને કહેવા લાગ્યો: 'અલ્યા રામ! તું મને વિરાધ, કબંધ, ખર, વાલી કે મારીચ જાણીશ નહિ! આ તો કુંભકર્ણ જ છે! જો, આ તદ્દન ગજવેલનું બનાવેલું મારું ભયંકર મુદ્‌ગર! પૂર્વે મેં આ મુદ્‌ગરની સહાયથી જ દેવો અને દાનવોને જીત્યા હતા. હે રામ! મારા નાક-કાન કપાયેલા જોઈને તું મારી અવજ્ઞા કરતો નહિ. અરે, નાક-કાન ગયા છતાં મારા મનમાં યત્કિંચિત્ પણ પીડા થતી નથી.[૧૪૧-૧૪૮] હે ઇક્ષ્વાકુશાર્દૂલ! પ્રથમ તું તારું પરાક્રમ મને દેખાડ, પછી હું તારું ભક્ષણ કરીશ [૧૪૯]

કુંભકર્ણના વચન સાંભળી રઘુવીરે તેના ઉપર તીક્ષ્ણ બાણ મૂકવા માંડ્યા, છતાં વજ્ર સરખા વેગવાળા એ રામબાણથી તે રાક્ષસ જરા પણ ડગ્યો નહિ, તેમ તેને પીડા પણ થઈ નહિ [૧૫૦] જે બાણથી સાત સાલવૃક્ષો કપાઈ ગયા હતા અને વાનરશ્રેષ્ઠ વાલી હણાયો હતો, તે વજ્ર સરખા રામબાણ કુંભકર્ણના શરીરને જરા પણ ઈજા કરી શક્યા નહિ [૧૫૧] પર્વત જેમ વરસાદની ધારા સહન કરે, તેમ રાક્ષસશ્રેષ્ઠ કુંભકર્ણ રામચંદ્રની બાણવૃષ્ટિને સહન કરતો પોતાનું ભયંકર મુદ્‌ગર ફેરવીને રામચંદ્રના બાણોનું નિવારણ કરવા લાગ્યો [૧૫૨] પછી દેવોની સેનાને ત્રાસ ઉપજાવે એવું અને રુધિરથી ખરડાયેલું પોતાનું ભયંકર મુદ્‌ગર ફેરવીને કુંભકર્ણ વાનરસેનાને નસાડવા લાગ્યો;[૧૫૩] ત્યારે રામચંદ્રે તેને વાયવ્યાસ્ત્ર માર્યું. તે અસ્ત્ર વાગવાથી કુંભકર્ણનો હાથ મુદ્‌ગર સહિત કપાઈ ગયો. એ વેળા તેણે ભયંકર ચીસ પાડી.[૧૫૪] રામબાણથી કપાયેલો અને પર્વતશિખર જેવો પ્રૌઢ કુંભકર્ણનો હાથ વાનરસેનામાં પડ્યો. એ વેળા

તેની નીચે કેટલાક વાનરો ચગદાઈ ગયા.[૧૫૫] કુંભકર્ણના હાથ નીચે ચગદાવા છતાં જીવતા રહેલા કેટલાક વાનરો દૂર જઈને ઊભા રહ્યા અને રામ તથા કુંભકર્ણનું યુદ્ધ જોવા લાગ્યા. પછી કપાયેલા હાથવાળો કુંભકર્ણ કે જે વજ્રથી કપાયેલા શિખરવાળા મોટા પર્વત જેવો દેખાતો હતો, તે પોતાના બીજા હાથથી એક મોટું વૃક્ષ ઉપાડીને રઘુવીર સામે ધસ્યો.[૧૫૬,૧૫૭] ત્યારે રામચંદ્રે 'ઐંદ્રાસ્ત્ર' નામનું બાણ મૂકી મોટા સર્પ જેવો કુંભકર્ણનો બીજો હાથ પણ કાપી નાખ્યો. પર્વતશિખર જેવો કુંભકર્ણનો બીજો હાથ વૃક્ષ સહિત કપાઈને પૃથ્વી ઉપર પડ્યો, ત્યારે તેની નીચે આવેલાં વૃક્ષો, શિલાઓ, રાક્ષસો તથા વાનરોનો કચ્ચરઘાણ વળી ગયો.

બન્ને હાથ કપાઈ જવા છતાં પણ મોટી ગર્જના કરતો કુંભકર્ણ રામચંદ્રની સામે ધસી આવ્યો; ત્યારે રામચંદ્રે 'અર્ધચંદ્ર' નામનાં બે બાણો મૂકીને તેના બન્ને પગ છેદી નાખ્યા. કુંભકર્ણના બન્ને પગ કપાઈને પૃથ્વી પર પડ્યા અને તેના ધબકારાથી દશે દિશાઓ, પર્વતની ગુફાઓ, સમુદ્ર, આખી લંકા અને વાનરો તથા રાક્ષસોની સેના ખળભળી ઊઠી. હાથ-પગ કપાઈ જવા છતાં પણ કુંભકર્ણ હિંમત હાર્યો નહિ. આકાશમાં જેમ રાહુ ચંદ્રની સામે દોડે, તેમ તે વડવાનલના જેવું પોતાનું મુખ પહોળું કરીને રામચંદ્રની સામે ધસ્યો.[૧૫૮-૧૬૨] પછી રામચંદ્રે તીક્ષ્ણ અણીવાળાં અને સુવર્ણની પૂંખવાળાં બાણો વડે તેનું મુખ પૂરી નાખ્યું; જેથી એ કુંભકર્ણ કાંઈ પણ બોલ્યા સિવાય ઝીણો અવાજ કરતો મૂર્છિત થઈ પૃથ્વી પર પડ્યો. પછી રામચંદ્રે સૂર્યનાં કિરણ જેવા પ્રકાશવાળું બ્રહ્મદંડ, અંતક અને કાળ સરખું ઉગ્ર, વાયુ સમાન વેગવાળું, શત્રુઓને સંહારનારું, હીરા તથા સુવર્ણથી જડેલી પૂંખવાળું. સૂર્ય અને અગ્નિ સમાન ઝળહળતું તથા વજ્ર અને વીજળી જેવું કઠોર 'ઐંદ્રાસ્ત્ર' નામનું બાણ કુંભકર્ણ ઉપર મૂક્યું.[૧૬૩-૧૬૫] પ્રજ્વલિત અગ્નિ સરખું ભભૂકતું અને પોતાના તેજથી દશે દિશાઓને પ્રકાશિત કરતું એ બાણ રામચંદ્રના ધનુષ્યમાંથી છૂટીને વજ્રની પેઠે સુસવાટ કરતું કુંભકર્ણના કંઠમાં જઈને ચોંટ્યું.[૧૬૬] પૂર્વે જેમ ઇંદ્રના વજ્રે વૃત્રાસુરનું મસ્તક કાપ્યું હતું, તેમ મોટા પર્વતશિખર જેવા, મજબૂત દાઢોવાળા અને કંપાયમાન તથા સુંદર કુંડળવાળા, કુંભકર્ણના મસ્તકને તેણે ધડથી જુદું કર્યું.[૧૬૭] એ વેળા કુંડળથી અલંકૃત થયેલું કુંભકર્ણનું મસ્તક પ્રાતઃકાળે આકાશની મધ્યે રહેલા ચંદ્ર સરખું નિસ્તેજ દેખાવા લાગ્યું.[૧૬૮] રામચંદ્રના બાણથી કપાયેલું પર્વત જેવડું કુંભકર્ણનું મસ્તક ઊછળીને લંકા ઉપર પડ્યું કે જેથી તેમાંનાં કેટલાંક મંદિરો, ગોપુરો તથા કિલ્લાઓ પડી ગયાં. કુંભકર્ણનું મોટું ધડ ઊછળીને સમુદ્રમાં પડ્યું, જેથી કરીને તેમાંનાં મત્સ્ય વગેરે અનેક પ્રાણીઓ કચડાઈ મૂઆં અને તે ધડ છેક સમુદ્રના તળિયે જઈને બેઠું.[૧૬૯,૧૭૦] બ્રાહ્મણો અને દેવોનો શત્રુ મહાબળવાન કુંભકર્ણ સંગ્રામમાં મરણ પામ્યો, ત્યારે સર્વ પર્વતો સહિત આખી પૃથ્વી કંપાયમાન થઈ અને સઘળા દેવો હર્ષનાદ કરવા લાગ્યા.[૧૭૧] રામચંદ્રનું અદ્ભુત પરાક્રમ જોઈને દેવો, પક્ષીઓ, ગુહ્યકો, યક્ષો, ગંધર્વો અને બીજાં પણ સર્વ પ્રાણીઓ અત્યંત હર્ષિત થયાં. કુંભકર્ણનું મરણ થયેલું જોઈને અત્યંત પીડિત થયેલા સઘળા રાક્ષસો, હસ્તીઓ જેમ સિંહને જોઈ ચીસ પાડી નાસી જાય, તેમ રામચંદ્રને જોઈ રાડ પાડી નાસવા લાગ્યા. રાહુથી મુક્ત થયેલો સૂર્ય જેમ અંધકારનો નાશ કરી પ્રકાશે છે, તેમ કુંભકર્ણને હણીને રઘુવીર વાનરસેનામાં પ્રકાશવા લાગ્યા. ભયંકર બળવાળા કુંભકર્ણના મરણથી હર્ષિત થયેલા સઘળા વાનરો પ્રફુલ્લિત કમળ સરખાં મુખથી જયશાળી થયેલા રામચંદ્રની પ્રશંસા કરવા લાગ્યા.[૧૭૨-૧૭૫] જેમ વૃત્રાસુરને મારી ઇંદ્ર હર્ષ પામે, તેમ દેવસેનાનું મર્દન કરનારા અને મોટાં મોટાં યુદ્ધોમાં પૂર્વે કદી પણ નહિ હારેલા

કુંભકર્ણને હણીને રામચંદ્ર હર્ષ પામ્યા ૧૭૬
ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આર્ષકાવ્ય શ્રીરામાયણના
યુદ્ધકાંડમાં ૬૭મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૬૮મો

## રાવણનો વિલાપ

कुम्भकर्णं हतं दृष्ट्वा राघवेण महात्मना ।
राक्षसा राक्षसेन्द्राय रावणाय न्यवेदयन् ॥ १ ॥

મહાત્મા રામચંદ્રે કુંભકર્ણને માર્યો એ જોઈને જીવતા રહેલા રાક્ષસો રાવણની પાસે ગયા અને બોલ્યા 'હે રાજન્! કાળથી પ્રેરાયેલા તમારા ભાઈ કુંભકર્ણ રણસંગ્રામમાં પોતાનું પરાક્રમ દર્શાવી, વાનરોનું ભક્ષણ કરી તથા વાનરસેનામાં ભંગાણ પાડી અંતે રામના તેજથી શાંત થયા છે. તેમનું ધડ અગાધ સમુદ્રમાં પડ્યું છે,[૧-૩] અને કપાયેલા નાક-કાનવાળું તથા લોહીઝરતું તેમનું મોટું મસ્તક લંકાના દરવાજામાં આવી પડ્યું છે. રામના બાણ વાગવાથી જેના હાથ-પગ તથા મસ્તક કપાઈ ગયા છે એવું તમારા ભાઈ કુંભકર્ણનું ધડ દાવાનળથી બળેલા વૃક્ષ જેવું થઈ રહ્યું છે.'[૪,૫]

'મહાબળવાન કુંભકર્ણ યુદ્ધમાં મરાયો' એ સમાચાર સાંભળતાં જ શોકથી સંતાપ પામેલો રાવણ મૂર્ચ્છિત થઈ પૃથ્વી પર પડ્યો.[૬] પોતાના કાકા કુંભકર્ણનું મરણ સાંભળી દેવાંતક, નરાંતક, ત્રિશિરા અને અતિકાય વગેરે રાવણના પુત્રો પણ શોકથી રુદન કરવા લાગ્યા.[૭] અકિલષ્ટ કર્મવાળા રામચંદ્રના હાથે કુંભકર્ણ હણાયો એવું સાંભળી 'મહોદર' અને 'મહાપાર્શ્વ' નામના તેના બન્ને ભાઈ પણ અત્યંત શોકાવિષ્ટ થયા.

થોડી વારે જ્યારે રાવણની મૂર્ચ્છા વળી, ત્યારે તે સાવધ થઈને કુંભકર્ણનું મરણ સંભારી આકુળવ્યાકુળ થવા લાગ્યો અને દીનપણે વિલાપ કરવા લાગ્યો 'હા, મહાબળવાન કુંભકર્ણ! હા શત્રુઓના ગર્વને ઉતારનાર શૂરવીર! આજે તું મને મૂકીને દૈવયોગથી પરલોકમાં ચાલ્યો ગયો છે. હે મહાબલ! મારું તથા આપણા સંબંધીઓનું દુઃખ મટાડ્યા વિના શત્રુઓને સંતાપ પમાડીને જ આજે તું એકલો મને મૂકીને ક્યાં જાય છે?[૯-૧૧] અરે! જેની સહાયથી હું દેવો તથા અસુરોથી પણ ડરતો ન હતો, તે મારી જમણી ભુજારૂપ મારો ભાઈ કુંભકર્ણ આજે હણાયો! હાય, હવે હું જીવનાર નથી.[૧૨] અરેરે હાય! દેવો અને દાનવોના ગર્વને ઉતારનારા તથા પ્રલયાગ્નિ સરખા ભયંકર પરાક્રમવાળા મારા ભાઈને રામે માર્યો! આ શું?[૧૩] હા, કુંભકર્ણ! વજ્રપ્રહારથી પણ તને કદી પીડા થતી ન હતી, છતાં રામબાણ વડે આજે તું મરણ પામીને પડ્યો! એ શું?[૧૪] અરેરે, સંગ્રામમાં તારા વધ થયેલો જોઈને આકાશમાં રહેલા આ દેવો તથા મહર્ષિઓ વારંવાર હર્ષનાદ કરે છે![૧૫] અરેરે, તારું મરણ થયું જોઈ હર્ષિત થયેલા વાનરો હવે લાગ જોઈને નક્કી લંકાના કિલ્લા ઉપર ચડી આવશે અને દરવાજામાં પણ પ્રવેશ કરશે![૧૬] હાય, હવે મારે જીવીને પણ શું કામ છે અને સીતાનો પણ શો ખપ છે? મારા ભાઈ કુંભકર્ણથી વિખૂટો પડીને હું હવે જીવવા ઇચ્છતો નથી.[૧૭] અરે મારા ભાઈને હણનારા રામને જો હું યુદ્ધમાં ન મારી શકું, તો પછી મારે મરવું એ જ શ્રેયસ્કર છે. વ્યર્થ જીવીને શું કરવું?[૧૮] અરે, મારો ભાઈ કુંભકર્ણ જ્યાં હશે ત્યાં હું આજે જ જઈશ. મારા ભાઈ વિના મને ક્ષણવાર પણ જીવવું ગમતું નથી.[૧૯] ઓ કુંભકર્ણ! પૂર્વે મેં જેઓનો અપકાર કર્યો છે, એવા દેવો પણ હવે મને જોઈને હાસ્ય કરશે. હે ભાઈ! તારી સહાય વિના હવે હું ઇન્દ્રને કેવી રીતે જીતી શકીશ?[૨૦] અરેરે, મારા ભાઈ વિભીષણે મને જે જે પવિત્ર વચનો કહ્યાં હતાં, તે સઘળાં આજે મારી આગળ ખડાં થયાં છે! રે મેં અભાગિયાએ મૂર્ખાઈને લીધે તે મહાત્માનાં વચન માન્યાં નહિ! ખરેખર, આજે હું તેનું ફળ ભોગવું છું.[૨૧] અરેરે, પ્રહસ્ત અને કુંભકર્ણના મરણનો મને કારી ઘા લાગ્યો. ત્યારથી હું વિભીષણનાં વચન યાદ કરીને શરમાઈ જાઉં છું. ખરે

ખર, પરમ ધાર્મિક વૃત્તિવાળા વિભીષણને મેં અપમાનપૂર્વક કાઢી મૂક્યો, તે પાપકર્મનું અનિષ્ટ ફળ આજે મને પ્રાપ્ત થયું !'[૨૨,૨૩]

કુંભકર્ણ જે ઇંદ્રનો શત્રુ હતો, તેનું મરણ સાંભળીને અત્યંત પીડિત તથા ઉદ્વિગ્નચિત્ત થયેલો રાક્ષસાધિપતિ રાવણ કરુણ સ્વરે અનેકવિધ વિલાપ કરી પુનઃ મૂર્ચ્છિત થઈ પૃથ્વી પર ઢળી પડ્યો.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૬૮ મો સર્ગ સમાપ્ત

## અનેક રાક્ષસો સાથે યુદ્ધ

## સર્ગ ૬૯ મો

### રાવણના બળવાન પુત્રોનું યુદ્ધે ચડવું–ભયાનક યુદ્ધ–નરાંતકનું મરણ

एवं विलपमानस्य रावणस्य दुरात्मनः ।
श्रुत्वा शोकाभिभूतस्य त्रिशिरा वाक्यमब्रवीत् ॥

કુંભકર્ણના મરણથી શોકપીડિત થયેલા દુરાત્મા રાવણનો વિલાપ સાંભળી ત્રિશિરા કહેવા લાગ્યો :[૧] 'હે રાજન્ ! તમે કહો છો તેવા જ ગુણવાળા અને મહાપરાક્રમી એવા મારા કાકા કુંભકર્ણ રણમાં પડ્યા એ શોકની વાત છે; પરંતુ તે માટે તમે જેમ વિલાપ કરો છો, તેમ સત્પુરુષો વિલાપ કરતા નથી.[૨] હે પિતાજી ! બ્રહ્મદેવે તમને શક્તિ, કવચ, બાણ અને ધનુષ્ય આપેલાં છે; તેમ જ મેઘ સરખા નાદવાળો અને હજાર ખચ્ચરોથી જોડેલો રથ આપેલો છે અને તમે ત્રણે લોકને જીતવા સમર્થ છો; છતાં પ્રાકૃત પુરુષની પેઠે શોક શા માટે કરો છો ?[૩,૪] હે રાક્ષસાધિપ ! તમે પોતાનાં શસ્ત્ર વડે અનેક વાર દેવદાનવોને હરાવ્યા છે, તો હવે સઘળાં અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઈને તમારે રામને શિક્ષા કરવી એમાં શું કઠિન કાર્ય છે ?[૫] હે મહારાજ ! તમે ચિંતાને ત્યજી શાંત થાઓ. હમણાં હું પોતે જ રણસંગ્રામમાં જઈશ અને ગરુડ જેમ સર્પોનો વિનાશ કરે, તેમ શત્રુઓનો સંહાર કરીશ.[૬] પૂર્વે જેમ દેવરાજ ઇંદ્રના હાથે હણાયેલો શંબરાસુર અને વિષ્ણુ ભગવાને મારેલો નરકાસુર રણભૂમિમાં સૂતા હતા, તેમ આજે મારા હાથથી હણાઈને રામ રણભૂમિમાં શયન કરશે !'[૭]

ત્રિશિરાનાં વચન સાંભળીને કાળથી પ્રેરાયેલો રાક્ષસેંદ્ર રાવણ પોતાને નવો અવતાર આવ્યો માની શાંત થયો.[૮] ત્રિશિરાનાં વાક્ય સાંભળી દેવાંતક, નરાંતક અને અત્યંત તેજસ્વી અતિકાય પણ યુદ્ધ કરવાના હર્ષમાં આવી ગયા. એ વેળા ઇંદ્ર સરખા પરાક્રમવાળા રાવણના બીજા પુત્રો પણ 'હું પહેલો યુદ્ધ ચડું ! હું પહેલો લડવા જાઉં !' એવી રીતે ગર્જના કરવા લાગ્યા. રાવણના પુત્રો આકાશમાં ગતિ કરનારા, માયા જાણનારા, દેવોનો ગર્વ ઉતારનારા, યુદ્ધની અભિલાષાવાળા, અત્યંત બળવાળા, પ્રખ્યાત કીર્તિવાળા, સંગ્રામમાં દેવ, ગંધર્વ, કિન્નર અને ઉરગોથી પણ પરાભવ નહિ પામેલા, અસ્ત્રવિદ્યામાં કુશળ, યુદ્ધચતુર, ઉત્તમ પ્રકારના જ્ઞાનવાળા તથા અનેક વરદાન મેળવેલા હતા. સૂર્ય સરખા તેજસ્વી, શત્રુઓનાં બળ તથા લક્ષ્મીનો નાશ કરનારા અને મોટા મોટા દાનવોનો પણ ગર્વ ઉતારનારા પોતાના પુત્રોથી વીંટાયેલો રાક્ષસોનો રાજા રાવણ દેવોથી વીંટાયેલા ઇંદ્રની પેઠે શોભતો હતો.

પછી રાવણે પોતાના પ્રિય પુત્રોને છાતીસરસા ચાંપી, અલંકારોથી શણગારી, શુભ આશીર્વાદ આપી યુદ્ધમાં જવા આજ્ઞા આપી અને તેઓની સહાય માટે મહોદર તથા મહાપાર્શ્વને સાથે જવા કહ્યું.[૯–૧૬] મોટી કાયાવાળા, અત્યંત બળવાળા અને કાળે પ્રેરેલા ત્રિશિરા, અતિકાય, દેવાંતક, નરાંતક, મહાપાર્શ્વ અને મહોદર, એ છયે રાક્ષસો રાવણરાયની પ્રદક્ષિણા કરીને તથા તેને પ્રણામ કરીને અને આયુધોના ઘાવને રૂઝવનારી ઉત્તમ ઔષધિઓ સાથે લઈને યુદ્ધ કરવા નીકળ્યા.[૧૭–૧૮] સર્વ આયુધો તથા બાણોના ભાથાં બાંધી સજ્જ થયેલો મહોદર ઐરાવતના કુળમાં ઉત્પન્ન થયેલા અને

શ્યામ વાદળઘટા સરખા 'સુદર્શન' નામના હાથી ઉપર આરૂઢ થયો, ત્યારે તે અસ્તાચળ ઉપર રહેલા સૂર્ય જેવો શોભવા લાગ્યો.[૨૦,૨૧] રાવણનો પુત્ર ત્રિશિરા હાથમાં ધનુષ્ય ધારણ કરી ઉત્તમ અશ્વોથી જોડેલા તથા સર્વ પ્રકારનાં આયુધોથી ભરેલા શ્રેષ્ઠ રથમાં બેઠો; ત્યારે તે વીજળી, ઉલ્કા-જ્વાળા અને ઇંદ્રધનુષ્ય સહિત મેઘની પેઠે શોભવા લાગ્યો. જેમ સુવર્ણમય ત્રણ શિખરોથી હિમાલય પર્વત શોભે, તેમ ઉત્તમ રથમાં બેઠેલો ત્રિશિરા પોતાનાં ત્રણ મસ્તકો પર ધારણ કરેલા ત્રણ મુકુટોથી શોભતો હતો.[૨૨] ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ અને અત્યંત તેજવાળો રાવણનો પુત્ર અતિકાય સુંદર ચક્રવાળા, તેજી ઘોડા જોડેલા, મજબૂત ઊંટડા તથા ધૂંસરીવાળા અને બાણનાં ભાથાં, ધનુષ્ય, પ્રાસ, તલવાર તથા પરિઘ વગેરે આયુધોથી ભરેલા દેદીપ્યમાન રથમાં બેઠો.[૨૩-૨૬] એ વેળા એ અતિકાય રાક્ષસ સુવર્ણના મુકુટથી તથા ચિત્રવિચિત્ર આભૂષણોથી દેદીપ્યમાન કાંતિવાળા મેરુ પર્વત જેવો જણાતો હતો.[૨૭] મોટા મોટા રાક્ષસોથી વીંટાયેલો રાવણનો પુત્ર મહાબળવાન એ અતિકાય દેવોથી વીંટાયેલા ઇંદ્રની પેઠે શોભતો હતો.[૨૮] નરાંતક રાક્ષસ મોટી ઉલ્કા જેવું ભયંકર પ્રાસ ગ્રહણ કરીને ઉચ્ચૈઃશ્રવા સરખા શ્વેત, મોટી કાયાવાળા અને સુવર્ણના સાજવાળા મનોવેગી અશ્વ પર બેઠો; ત્યારે તે હાથમાં શક્તિ ગ્રહણ કરીને મયૂર ઉપર વિરાજમાન કાર્તિકેયની પેઠે શોભવા લાગ્યો.[૨૯,૩૦] સુવર્ણથી મઢેલું મોટું પરિઘ ગ્રહણ કરી સજ્જ થયેલો દેવાંતક રાક્ષસ સમુદ્રમંથન સમયે પોતાના બન્ને હાથથી મંદરાચળને પકડી ઊભેલા વિષ્ણુ ભગવાનની સ્પર્ધા કરતો હતો. હાથમાં ગદા ગ્રહણ કરી યુદ્ધ કરવા નીકળેલો અત્યંત તેજસ્વી મહાપાર્શ્વ સંગ્રામમાં ગદા લઈ ઊભેલા કુબેરની પેઠે શોભતો હતો.[૩૧,૩૨]

એ પ્રમાણે સજ્જ થઈને તેઓ, જેમ દેવો અમરાવતીમાંથી નીકળે, તેમ લંકામાંથી યુદ્ધ કરવા નીકળ્યા. એ વેળા તીક્ષ્ણ આયુધો ગ્રહણ કરીને તેમ જ રથ, હસ્તી વગેરે વાહનો પર બેસીને અસંખ્ય રાક્ષસો તેમની પાછળ ચાલ્યા. સૂર્ય સરખા મુકુટને ધારણ કરનારા અને રાજ્યશ્રીથી શોભતા રાવણના પુત્રો આકાશમાં રહેલા પ્રકાશમાન ગ્રહોની પેઠે શોભતા હતા. વળી રાક્ષસોએ પહેરેલાં શરદઋતુનાં વાદળ સરખાં શ્વેત વસ્ત્રોની પંક્તિ આકાશમાં ઊડતા હંસોની પંક્તિ સરખી શોભતી હતી. 'આપણે મરવું કિંવા શત્રુઓને મારવા' એવો દૃઢ નિશ્ચય કરી યુદ્ધ કરવા નીકળેલા એ મદમત્ત રાક્ષસો મોટી મોટી ગર્જનાઓ કરતા હતા, શત્રુઓને ઉદ્દેશી તિરસ્કારભર્યાં વચન ઉચ્ચારતા હતા અને તીક્ષ્ણ બાણો ધનુષ્ય પર ચડાવતા હતા. રાક્ષસોના ચરણના ધમકારથી તથા સિંહનાદથી આખી પૃથ્વી કંપાયમાન થઈ અને આકાશ જાણે ફાટી જતું હોય એમ પ્રતિધ્વનિ કરવા લાગ્યું. મહાબળવાળા રાક્ષસોએ લંકામાંથી બહાર નીકળી જોયું, તો મોટી મોટી શિલાઓ અને વૃક્ષો ઉગામી સજ્જ થઈ ઊભેલી વાનરસેનાને દીઠી. મહાત્મા વાનરોએ પણ હાથી, ઘોડા તથા રથોથી ભરેલું, સેંકડો ઘંટાઓના નાદથી ગાજી રહેલું, એકાએક ચડી આવેલી શ્યામ મેઘઘટા સરખું, ચકચકિત મોટાં હથિયારવાળું અને સૂર્ય તથા અગ્નિના જેવી કાંતિવાળા રાક્ષસોનું ભયંકર સૈન્ય જોયું. પોતાની તરફ આવતા રાક્ષસસૈન્યની ગર્જનાઓ સાંભળી તેને નહિ સહેનારા વાનરો પણ ઉપરાઉપરી ગર્જવા લાગ્યા. વાનરસૈનિકોની મોટી ગર્જના સાંભળી રાક્ષસો તે સાંખી શક્યા નહિ અને તેઓ પણ વાનરો સામે ભયંકર ગર્જના કરવા લાગ્યા.

જ્યારે રાક્ષસસૈન્ય સમીપ આવી પહોંચ્યું, ત્યારે શિખરવાળા પર્વત સરખી પ્રૌઢ કાયાવાળા યૂથપતિ વાનરોએ મોટાં મોટાં વૃક્ષો અને શિલાઓ લઈ તેમાં પ્રવેશ કર્યો. કેટલાક વાનરો આકાશમાં ઊડીને રાક્ષસસૈન્યમાં પડવા લાગ્યા અને કેટલાક લાગ તપાસીને અંદર ઘસી જવા

લાગ્યા. પર્વતશિખરો તથા મોટી શાખાવાળાં વૃક્ષોરૂપી આયુધોવાળા કેટલાક વાનરો ઊંચે ઊડતા હતા અને કેટલાક પૃથ્વી પર દોડાદોડ કરી રહ્યા હતા. આમ વાનરો અને રાક્ષસો એકઠા થવાથી એ વેળા ભયંકર યુદ્ધ જામ્યું ૩૦-૪૭ રાક્ષસો અનેક બાણો મૂકી વાનરોને વારતા હતા, તોપણ ભયંકર પરાક્રમવાળા વાનરો રાક્ષસોની ઉપર વૃક્ષો, પર્વતો અને શિલાઓની અખંડિત વૃષ્ટિ કરતા હતા રાક્ષસો તથા વાનરો સામસામા સિંહનાદ કરતા હતા અને વાનરો મોટી મોટી શિલાઓ નાખીને રાક્ષસોનો કચ્ચરઘાણ વાળતા હતા એકાએક ક્રોધમા આવેલા વાનરો સુવર્ણના કવચ તથા આભૂષણથી શોભતા અને રથ, અશ્વ તેમ જ હસ્તી ઉપર બેઠેલા શૂરવીર રાક્ષસોને હણવા લાગ્યા એ વેળા વાનરોના શિલાપ્રહારથી તેમ જ મુષ્ટિપ્રહારથી મોટા મોટા રાક્ષસોની આંખો બહાર નીકળી જતી હતી અને તેઓ કંપાયમાન થઈ જઈ ચીસ પાડી પૃથ્વી પર પડતા હતા. રાક્ષસોએ પણ તીક્ષ્ણ બાણ, ત્રિશૂળ, પ્રાસ, શક્તિ, મુદ્ગર તથા તલવાર વગેરે અસ્ત્રશસ્ત્રથી વાનરોને હણવા માડ્યા. એ યુદ્ધમા લોહીથી છંટાયેલા અને પરસ્પર જીતવાની ઇચ્છાવાળા રાક્ષસો તથા વાનરો એકબીજાને પ્રહાર કરવામા કમી રાખતા ન હતા વાનરો અને રાક્ષસોએ ચલાવેલા તલવાર તથા શિલાઓ વગેરે આયુધોના પ્રહારથી, જોતજોતામા આખી રણભૂમિ રુધિર વડે રંગાઈ ગઈ; તેમ જ યુદ્ધના મદથી ભાંગેલા અને ફાટી પડેલા પર્વત સરખા દેહવાળા હણાઈ પડેલા યોદ્ધાઓના શરીરથી તે ખીચોખીચ ભરાઈ ગઈ.

યુદ્ધ કરતાં કરતાં જ્યારે પર્વતો તથા શિલાઓના ચૂરેચૂરા થઈ ગયા, ત્યારે વાનરો પોતાના હાથ વડે રાક્ષસોને ઊંચકી ઊંચકીને પૃથ્વી પર પછાડવા લાગ્યા.૪૮-૫૧ એ ભયાનક યુદ્ધમા રાક્ષસો વાનરોને ઊંચકી વાનરો ઉપર અને વાનરો રાક્ષસોને ઊંચકી રાક્ષસો ઉપર નાખવા લાગ્યા ૫૭ વાનરો જ્યારે રાક્ષસોનાં શસ્ત્રાસ્ત્ર પડાવી લઈ તે વડે તેઓને જ મારતા હતા, ત્યારે રાક્ષસો વાનરોના વૃક્ષ, શિલા વગેરે પડાવી લઈ તે વડે જ તેઓને હણતા હતા ૫૮ વાનરો અને રાક્ષસો એકબીજાને પર્વતો તથા શસ્ત્રાસ્ત્રોના પ્રહારો કરીને સિંહનાદ કરતા હતા ૫૯ વાનરોના પ્રહાર થવાથી જેઓના કવચ તૂટી ગયા હતા અને જેઓના શરીરમાંથી રુધિર વહેતુ હતુ, એવા રાક્ષસો રસઝરતા વૃક્ષો જેવા દેખાતા હતા.૬૦ કેટલાક વાનરો તો રથ વડે રથને, હસ્તી વડે હસ્તીને અને અશ્વ વડે અશ્વને કચડી નાખતા હતા ૬૧ એ વેળા રાક્ષસો પણ ક્ષુર અને અર્ધચંદ્ર વગેરે તીક્ષ્ણ બાણોથી તેમ જ ભાલા વગેરે આયુધોથી વાનરોએ નાખેલા વૃક્ષ તથા શિલાઓને છેદી નાખતા હતા. એ સમયે કપાઈ પડેલા વૃક્ષો તથા પર્વતોથી અને હણાઈ પડેલા વાનરો તથા રાક્ષસોથી રણભૂમિમા ચાલવાનો માર્ગ પણ જડતો નહોતો.૬૨,૬૩ હર્ષ અને ગર્વભરી ચેષ્ટા કરતા અમાપ પરાક્રમવાળા વાનરો ભયનો ત્યાગ કરીને તથા અનેક પ્રકારના આયુધો ગ્રહણ કરીને રાક્ષસોની સાથે લડતા હતા.૬૪ એ પ્રમાણે તુમુલ યુદ્ધ થઈ રહ્યુ હતુ અને તેમા રાક્ષસોનો સંહાર થવાથી વાનરોને અત્યંત હર્ષ પામતા જોઈ દેવો અને મહર્ષિઓ હર્ષનાદ કરતા હતા.૬૫

રાક્ષસોનો સંહાર થતો જોઈ પવનવેગી અશ્વ ઉપર બેઠેલા નરાંતકે હાથમા શક્તિ ગ્રહણ કરી મગરમચ્છ જેમ સમુદ્રમા પ્રવેશ કરે, તેમ ભયંકર વાનરસૈન્યમા પ્રવેશ કર્યો ૬૬ ઇંદ્રના શત્રુ નરાંતકે પોતાના દેદીપ્યમાન પ્રાસથી ક્ષણવારમા સાતસો વાનરોને કાપી નાખ્યા.૬૭ અશ્વ ઉપર આરૂઢ થઈ નિર્ભયપણે વાનરસૈન્યમા નાસ વર્તાવતા નરાંતકને જોઈ વિદ્યાધરો અને મહર્ષિઓ આશ્ચર્યચકિત થયા.૬૮ નરાંતક જે જે માર્ગે જતો હતો, ત્યા ત્યા પર્વત સમાન તથા

રુધિરનો કાદવ થઈ રહેતો અને મૂર્છિત થઈ પડેલા પ્રચંડ વાનરોના દેહ આડે આવવાથી ચાલવાનો માર્ગ પણ જડતો ન હતો.[69] જ્યા વાનરો કાઈક શુદ્ધિમા આવી પરાક્રમ કરવા તૈયાર થતા, ત્યા તો નરાતક તેઓને પુન પૃથ્વી પર સુવાડી દેતો હતો[70] જેમ અગ્નિ વનને બાળી ભસ્મ કરે, તેમ નરાતક વાનર સૈન્યનો સહાર કરવા લાગ્યો. બિચારા વાનરો જ્યા યુદ્ધ કરવા માટે વૃક્ષો અને પર્વતો ઉખેડવા જાય, ત્યા તો વજ્રના પ્રહારથી જેમ પર્વતો ફાટી પડે, તેમ તેઓ નરાતકે કરેલા પ્રાસના પ્રહારથી કપાઈ પડતા હતા જેમ વર્ષાઋતુનો વાયુ ચોમેરથી વૃક્ષોને ભાગી નાખી વનમા પ્રસરે છે, તેમ દુષ્ટાત્મા નરાતક રાક્ષસ હાથમા ઝળહળતુ પ્રાસ લઈને વાનરોનો સહાર કરી સગ્રામમા ઘૂમવા લાગ્યો[71–73] મહાપરાક્રમી નરાતકે ઊભા રહેલા નાસતા તેમ જ ઊંચે ઊડતા સર્વ વાનરોનો ઘાણ વાળવા માડચા, જેથી વાનરો તેની સામે બોલવા કે ઊભા રહેવાને પણ સમર્થ થયા નહિ, તો પછી તેની સાથે લડવાને સમર્થ તો ક્યાથી જ થાય ![74] નરાતકના હાથમા રહેલા સૂર્ય સરખા તેજવાળા અને કાળ જેવા ભયકર એકલા પ્રાસથી જ વાનરોની સઘળી ટુકડીઓ હણાઈ ગઈ વજ્રપ્રહાર સરખો પ્રાસનો પ્રહાર સહન ન થવાથી વાનરો ચીસાચીસ પાડતા હતા સગ્રામમા કપાઈ પડતા વાનરોના શરીર જાણે વજ્રથી કપાયેલા શિખરવાળા મોટા પર્વતો જ ફાટી પડતા હોય એવા જણાતા હતા

હવે અગદાદિ શૂરવીર વાનરોને પૂર્વે કુભકર્ણે સગ્રામમા મૂર્છિત કર્યા હતા, તેઓ સર્વ સાવધાન થયા અને સુગ્રીવને શરણે ગયા સુગ્રીવ પોતાની વાનરસેનાને નરાતકના ભયથી ત્રાસેલી અને આમતેમ નાસભાગ કરતી જોઈને આશ્ચર્યચકિત થયો અને કાઈક વિચાર કરવા લાગ્યો, પણ એટલામા તો નરાતક રાક્ષસને પવનવેગી અશ્વ પર બેસીને તથા હાથમા પ્રાસ લઈને પોતાની સામે ધસી આવતો દીઠો, ત્યારે મહાતેજસ્વી સુગ્રીવે ઇદ્ર સરખા પરાક્રમવાળા અગદ પ્રત્યે કહ્યુ[75–81] 'હે અગદ! તુ આ અશ્વ પર બેસીને આવતા તથા વાનરોનો સહાર કરતા રાક્ષસની સામે યુદ્ધ કરવા જા અને તેને સત્વર યમલોકમા પહોચાડ'[82]

સુગ્રીવનુ વચન સાભળી સૂર્ય જેમ વાદળમાથી બહાર નીકળે, તેમ યુવરાજ અગદ નરાતક સાથે યુદ્ધ કરવા બહાર પડચા પર્વત સરખા દેહવાળો અને સુવર્ણના બાજુબધ ધારણ કરનારો યુવરાજ અગદ એ વેળા ધાતુવાળા પર્વતશિખર જેવો શોભતો હતો[83,84] નખ અને દાઢરૂપી આયુધવાળા મહાતેજસ્વી અગદે સત્વર નરાતકની પાસે જઈ કહ્યુ 'હે દુષ્ટ રાક્ષસ! તું ક્ષણવાર મારી સામે ઊભો રહે આ પ્રાકૃત વાનરોની સાથે શા માટે ઝૂઝે છે? મારી છાતીમા તારા વજ્ર સરખા પ્રાસનો પ્રહાર કર, એટલે હુ તને મારુ પરાક્રમ દેખાડુ!'

અગદનુ વચન સાભળી નરાતકને ઘણો જ ક્રોધ ચડચો અને તે પોતાના હોઠ પીસી સર્પની પેઠે ફૂફાડા મારવા લાગ્યો અત્યત ક્રોધાયમાન થયેલા નરાતકે અગદની પાસે દોડી જઈ તેની છાતીમા એકાએક ઝગઝગતુ પ્રાસ માર્યું, પરતુ અગદની વજ્ર સરખી કઠોર છાતીનો સ્પર્શ થતા જ તે પ્રાસ ભાગીને પૃથ્વી પર પડ્યુ[85–88] ગરુડે કાપેલા સર્પની પેઠે નરાતકનુ પ્રાસ ભાગી પડ્યુ, ત્યારે વેગમા આવેલા અગદે એકાએક ઊછળીને તેના અશ્વના કપાળમા પોતાના પજાનો પ્રહાર કર્યો[89] અગદનો પજો વાગતા જ પર્વત જેવા પ્રૌઢ શરીરવાળા અશ્વનુ માથુ ફાટી ગયુ, આખો ફૂટી ગઈ, જીભ બહાર નીકળી પડી, પગ મરડાઈ ગયા અને તે પૃથ્વી પર ઢળી પડ્યો[90] પોતાના અશ્વને અગદે મારી નાખ્યો એ જોઈ નરાતક વધારે કોપાયમાન થયો અને તેણે પોતાની દૃઢ મુષ્ટિ અગદના મસ્તકમા મારી[1] રાક્ષસની મુષ્ટિ વાગવાથી અગદનુ મસ્તક ચિરાયુ અને તેમાથી ઊનુ

ખળખળતું રુધિર વહેવા લાગ્યું, જેથી તે બેભાન થઈ પડયો. થોડીક વારે સાવધ થતાં તે પોતાના મનમાં વિસ્મય પામ્યો.[૯૨] પછી વાલીપુત્ર અંગદે પર્વતશિખર જેવી કઠોર મુષ્ટિ વાળી વેગથી નરાંતકની છાતીમાં મારી, જેથી વજ્રપ્રહાર થતાં ભાંગી ગયેલો પર્વત જેમ પૃથ્વી પર વીખરાઈ પડે, તેમ એ નરાંતક રાક્ષસ છાતીનાં હાડકાં તૂટી જવાને લીધે લોહી ઓકતો પૃથ્વી પર પડયો અને તેનું આખું શરીર લોહીલુહાણ થઈ ગયું.[૯૩,૯૪]

વાલિપુત્ર અંગદે ઉત્કૃષ્ટ પરાક્રમવાળા નરાંતકને માર્યો એ જોઈ, અંતરિક્ષમાં રહેલા દેવો તથા પૃથ્વી પર ઊભેલા વાનરો હર્ષનાદ કરવા લાગ્યા.[૯૫] અંગદે રામચંદ્રના મનને હર્ષ પમાડે એવું અતિ દુષ્કર કામ કર્યું, એથી સુગ્રીવાદિ વાનરસમાજ સહિત રામ-લક્ષ્મણને ઘણો જ આનંદ થયો અને ભયંકર પરાક્રમવાળા અંગદનો યુદ્ધોત્સાહ પણ અત્યંત વધી પડયો.[૯૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૬૯મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૦મો

### ભયાનક યુદ્ધ-દેવાંતક, ત્રિશિરા, મહોદર અને મહાપાર્શ્વનો વધ

नरान्तकं हतं दृष्ट्वा चुक्रुशुर्नैर्ऋतर्षभाः ।
देवान्तकस्त्रिमूर्धा च पौलस्त्यश्च महोदरः ॥ १ ॥

નરાંતકનું મરણ થયેલું જોઈને દેવાંતક, ત્રિશિરા અને મહોદર વગેરે મુખ્ય રાક્ષસો અત્યંત કલ્પાંત કરવા લાગ્યા.[૧] થોડી વારે શાંત થયા પછી અત્યંત વેગવાળો મહોદર મેઘ સરખા વર્ણવાળા મોટા હાથી ઉપર બેસીને તથા પોતાના ભાઈના મરણથી સંતાપ પામેલો દેવાંતક મોટું પરિઘ ગ્રહણ કરીને તેમ જ શૂરવીર ત્રિશિરા ઉત્તમ અશ્વો જોડેલા અને સૂર્ય સમાન ઝળહળતા રથમાં બેસીને વાલીના પુત્ર અંગદ ઉપર ધસ્યા.[૨-૬] દેવોના ગર્વને પણ ઉતારી નાખે એવા ત્રણ રાક્ષસોને પછી આવતા જોઈ, યુવરાજ અંગદે મોટી શાખાઓવાળું એક વૃક્ષ ઉપાડયું;[૫] અને ઇંદ્ર જેમ ઝળહળતું વજ્ર ફેંકે, તેમ તે વૃક્ષ દેવાંતક ઉપર ફેંક્યું.[૬] ત્યારે ત્રિશિરાએ સર્પ સરખાં તીક્ષ્ણ બાણોથી એ વૃક્ષને વચમાં જ છેદી નાખ્યું. એ જોઈ અંગદ એકાએક કૂદ્યો અને તેણે રાક્ષસો ઉપર અનેક વૃક્ષો તથા શિલાઓની વૃષ્ટિ કરવા માંડી; ત્યારે અત્યંત કોપેલા ત્રિશિરાએ પોતાનાં તીક્ષ્ણ બાણો વડે અને મહોદરે પોતાના પરિઘ વડે એ સઘળાં વૃક્ષો તથા શિલાઓના ચૂરેચૂરા કરી નાખ્યા. પછી ત્રિશિરાએ અંગદ ઉપર ધસારો કરી તીક્ષ્ણ બાણ મૂકવા માંડયાં.[૭-૯] મહોદરે પોતાનો હાથી અંગદ સામે દોડાવી તેની છાતીમાં વજ્ર સરખા તોમરના પ્રહાર કરવા માંડયા.[૧૦] અને ક્રોધાયમાન થયેલો દેવાંતક અંગદની પાસે જઈ તેને પરિઘનો વારંવાર પ્રહાર કરી નાસી આવવા લાગ્યો.[૧૧] આમ એકીસમયે અત્યંત બળવાળા ત્રણ રાક્ષસોથી ઘેરાવા છતાં મહાપ્રતાપી વાલીપુત્ર અંગદ જરા પણ મૂંઝાયો નહિ.[૧૨] અત્યંત દુર્જય એવા અંગદે દોટ મૂકી મહોદરના હસ્તીના મસ્તક પર એક સચોટ થપ્પડ લગાવી દીધી, જેથી તે હાથી ચક્કર ખાઈને પ્રાણરહિત થઈ પૃથ્વી પર પડયો. પછી તે જ હાથીના દંતૂશળ ખેંચી કાઢી વાલીપુત્ર અંગદે દેવાંતકના ઉપર જોસથી પ્રહાર કર્યો, જેથી વાયુથી જેમ વૃક્ષ ભાંગી પડે, તેમ દેવાંતક મૂર્છિત થઈ ધરણી ઉપર ઢળી પડયો અને તેના મુખમાંથી લાક્ષારસ જેવું ઊકળતું લોહી વહેવા લાગ્યું. થોડીક વારે જ્યારે તેને શુદ્ધિ આવી, ત્યારે તે બળવાન રાક્ષસ મહાકષ્ટે ઊભો થયો અને તેણે પોતાનું પરિઘ ફેરવી વેગથી અંગદને માર્યું. દેવાંતકનું પરિઘ વાગતાં જ વાલીપુત્ર અંગદ ઢીંચણભેર પૃથ્વી પર બેસી ગયો ને ક્ષણવારમાં સ્વસ્થ થયો; પરંતુ ઊભો થવા ગયો, ત્યાં તો ત્રિશિરાએ સીધી ગતિવાળાં ભયંકર ત્રણ બાણો તેના લલાટમાં માર્યાં.

આમ અંગદને મહાબળવાળા ત્રણ રાક્ષસો-

થી ઘેરાયેલો જોઈ મહાત્મા હનુમાન અને નીલ વાનર તેની વહારે ધાયા. નીલ વાનરે એક મોટું પર્વતશિખર ઊંચકી ત્રિશિરા ઉપર ફેંક્યુ,[૧૩-૨૦] પરંતુ બુદ્ધિમાન ત્રિશિરાએ એ શિખરને તીક્ષ્ણ બાણ વડે ભાંગી નાખ્યુ. સેંકડો બાણોથી છિન્નભિન્ન થયેલું તથા જેમાંથી તણખા અને જ્વાળાઓ નીકળતા હતાં, એવું એ પર્વતશિખર ચૂરેચૂરા થઈ પૃથ્વી પર પડ્યું. ત્રિશિરાનુ પરાક્રમ જોઈ હર્ષમા આવેલો મહાબળવાન દેવાતક હાથમા પરિઘ લઈ હનુમાન સામે ધાયો. દેવાતકને આવતો જોઈ કપિશ્રેષ્ઠ હનુમાને એકાએક કૂદી તેના મસ્તકમા પોતાની વજ્ર જેવી મુષ્ટિનો પ્રહાર કર્યો અને પછી મોટી ગર્જના કરી રાક્ષસોને ધ્રુજાવી દીધા. હનુમાનની મુષ્ટિ વાગતાં જ દેવાંતકનુ મસ્તક ચિરાઈ ગયુ, તેના દાંત પડી ગયા, તેની આખો તથા જીભ બહાર નીકળી પડચા અને તે અચેત થઈ પૃથ્વી પર પડ્યો.[૨૧-૨૫]

દેવોનો શત્રુ અને રાક્ષસસૈન્યમા મુખ્ય દેવાંતક હણાયો, એ જોઈ અત્યત ક્રુદ્ધ થયેલા ત્રિશિરાએ નીલ વાનર ઉપર તીક્ષ્ણ બાણ વરસાવવા માડ્યા.[૨૬] એ વેળા ક્રોધાયમાન થયેલો મહોદર પણ સૂર્ય જેમ મંદર પર્વત પર આરોહણ કરે, તેમ પર્વત સરખા પ્રૌઢ બીજા હાથી ઉપર બેસી નીલ વાનર ઉપર ધસી આવ્યો અને જેમ ગર્જના કરતો મેઘ પર્વત ઉપર વીજળી સહિત વરસાદ વરસાવે, તેમ બાણની વૃષ્ટિ કરવા લાગ્યો. ચોતરફથી રાક્ષસોના બાણો વાગવાને લીધે સેનાપતિ નીલ વાનરનુ પરાક્રમ મદ પડી ગયુ અને તેના ગાત્ર ઢોલા થઈ ગયા.[૨૭-૨૯] પરંતુ થોડીક વારમા જ સ્વસ્થ થઈ તેણે અનેક વૃક્ષોવાળો એક પર્વત ઉપાડી વેગથી મહોદરના મસ્તક પર પછાડ્યો.[૩૦] એ પર્વતનો પ્રહાર થતા જ મહોદરના અંગ ભાગી ગયા અને તે હસ્તી પરથી પ્રાણરહિત થઈ વજ્ર વડે તૂટી પડેલા પર્વતની પેઠે પૃથ્વી પર પડ્યો.

મહોદરનું મરણ થયું જોઈ અત્યંત ક્રુદ્ધ થયેલા ત્રિશિરાએ પોતાનું ધનુષ્ય સજ્જ કરી તીક્ષ્ણ બાણો વડે હનુમાનને વીંધ્યો; ત્યારે હનુમાને ક્રોધે ભરાઈ એક પર્વતશિખર તેના ઉપર નાખ્યુ, પરંતુ ત્રિશિરાએ પોતાના તીક્ષ્ણ બાણો વડે તેને છિન્નભિન્ન કરી નાખ્યુ.[૩૧-૩૩] પર્વતશિખરને વ્યર્થ ગયુ જોઈને કપિવર હનુમાને ત્રિશિરા ઉપર અનેક વૃક્ષો વરસાવ્યા,[૩૪] પરંતુ મહાપ્રતાપી ત્રિશિરાએ એ સઘળાં વૃક્ષોને તીક્ષ્ણ બાણોથી કાપીને મોટી ગર્જના કરી મૂકી.[૩૫] પછી સિંહ જેમ હસ્તીને ચીરી નાખે, તેમ કોપાયમાન થયેલા હનુમાને ટુકડો માની પોતાના નખ વડે ત્રિશિરાના અશ્વને ચીરી નાખ્યો, ત્યારે અંતક જેમ કાળરાત્રિને પ્રેરે, તેમ ત્રિશિરાએ ક્રોધ કરી ભયંકર શક્તિ હનુમાન પર ફેંકી.[૩૬,૩૭] આકાશમાથી પડતી ઉલ્કા સરખી એ શક્તિને કપિવર હનુમાને વચ્ચેથી જ પકડીને ભાગી નાખી અને મોટી ગર્જના કરી. પ્રલયાગ્નિ સરખી ભયંકર શક્તિને હનુમાને ભાગી નાખી એ જોઈને હર્ષિત થયેલા વાનરો પણ મેઘની પેઠે ગંભીર ગર્જના કરવા લાગ્યા. પછી રાક્ષસશ્રેષ્ઠ ત્રિશિરાએ મ્યાનમાથી તલવાર ખેંચી કાઢી હનુમાનની છાતીમાં તેનો પ્રહાર કર્યો. તલવારના પ્રહારને નહિ ગણકારતા મહાબળવાન પવનસુત હનુમાને ત્રિશિરાના મસ્તકમા એક થપ્પડ લગાવી દીધી, જેથી મહાતેજસ્વી ત્રિશિરાના હાથમાથી હથિયાર સરકી પડ્યા અને તે મૂર્છિત થઈ ભૂમિ ઉપર ઢળી પડ્યો. ત્રિશિરાને પડતો જોઈ કપિવર હનુમાને તેના હાથમાથી તલવાર ઝૂંટવી લીધી અને સર્વ રાક્ષસોને ત્રાસ ઉપજાવે એવી ભયકર ગર્જના કરી. હનુમાનની ગર્જના સહન નહિ થવાથી ત્રિશિરા એકાએક ઊભો થયો અને તેણે ઊછળીને હનુમાનની છાતીમા મુષ્ટિપ્રહાર કર્યો.[૩૮-૪૪] ત્રિશિરાનો મુષ્ટિપ્રહાર થતાં હનુમાનને અત્યંત ક્રોધ ચડ્યો અને તરત જ તેણે ત્રિશિરાને મસ્તકેથી પકડ્યો.[૪૫] પછી

ઇંદ્રે જેમ વિશ્વરૂપનાં ત્રણ મસ્તક છેદ્યાં હતાં, તેમ કપિશ્રેષ્ઠ હનુમાને પોતાના હાથમાં રહેલી તીક્ષ્ણ તલવાર વડે ત્રિશિરાનાં કિરીટ અને કુંડળવાળાં ત્રણે મસ્તક છેદી નાખ્યાં.[૪૬] ઝગઝગતા અગ્નિ સરખાં, વિશાળ નેત્રવાળાં અને પર્વત જેવડાં મોટાં ત્રિશિરાનાં ત્રણે મસ્તક આકાશમાંથી ખરેલા તારાની પેઠે તરત જ પૃથ્વી પર પડ્યાં. ઇંદ્ર સરખા પરાક્રમી હનુમાને દેવોના શત્રુ ત્રિશિરાને માર્યો, ત્યારે વાનરો હર્ષનાદ કરવા લાગ્યા, પૃથ્વી ડોલવા લાગી અને રાક્ષસો ચોમેર નાસભાગ કરવા લાગ્યા. અત્યંત બળવાળા ત્રિશિરા, મહોદર, દેવાંતક અને નરાંતક, એ ચારે મુખ્ય રાક્ષસોને હણાયેલા જોઈ ક્રૂર સ્વભાવવાળા રાક્ષસશ્રેષ્ઠ મહાપાર્શ્વને ઘણો ક્રોધ ચડ્યો. તેણે દેદીપ્યમાન કાંતિવાળી લોઢાની ગદા ગ્રહણ કરી.[૪૭–૫૦] એ ગદા સુવર્ણનાં પતરાંથી મઢેલી હતી, તેના ઉપર માંસ અને રુધિર ચોંટેલું હતું, શત્રુઓના રુધિરમાં તે તરબોળ થયેલી હતી, તે ઘણી મોટી હતી.[૫૧] તેનો અગ્ર ભાગ અત્યંત ઝળહળતો હતો, તેના ઉપર રાતાં પુષ્પોની માળા લટકતી હતી અને ઐરાવત, મહાપદ્મ તેમ જ સાર્વભૌમ વગેરે દિગ્ગજોને પણ તે ભય ઉપજાવનારી હતી.[૫૨] તે ગદાને ગ્રહણ કરી પ્રલયાગ્નિ પેઠે પ્રકાશતો મહાપાર્શ્વ વાનરોની સામે દોડ્યો.[૫૩]

એ વેળા મહાબળવાન ઋષભ વાનર એકાએક કૂદીને રાવણના નાના ભાઈ મહાપાર્શ્વની આગળ આવી ઊભો રહ્યો.[૫૪] પર્વત સરખા ઋષભને પોતાની સામે ઊભેલો જોઈ, અત્યંત કોપેલા મહાપાર્શ્વે તેની છાતીમાં વજ્ર જેવી ગદાનો પ્રહાર કર્યો.[૫૫] રાક્ષસની ગદા વાગતાં જ ઋષભ વાનર ભેદાયેલી છાતીએ એકાએક ચક્કર ખાઈ પૃથ્વી પર પડ્યો અને મુખમાંથી ઘણું રુધિર ઓકયો.[૫૬] પછી જ્યારે તેને શુદ્ધિ આવી, ત્યારે તે પોતાના હોઠ ભીસી કરડી નજરે મહાપાર્શ્વ તરફ જોવા લાગ્યો. પર્વત સરખા દેખાવવાળો અને વાનરસૈનિકોમાં મુખ્ય એવો મહાબળવાન વૃષભ વાનર તરત જ ઊઠ્યો અને દોટ મૂકી મહાપાર્શ્વની પાસે જઈ તેની છાતીમાં પોતાની મુષ્ટિનો પ્રહાર કર્યો. એ પ્રહાર થતાં જ લોહીલુહાણ થયેલો મહાપાર્શ્વ કપાયેલા મૂળવાળા વૃક્ષની પેઠે મૂર્છિત થઈ પૃથ્વી પર પડ્યો; ત્યારે ઋષભ વાનરે તેના હાથમાંથી યમદંડ સરખી ભયંકર ગદા લઈ લીધી અને મોટી ગર્જના કરી.[૫૭–૫૯] સંધ્યાકાળનાં વાદળ જેવા વર્ણવાળો દેવોનો શત્રુ મહાપાર્શ્વ થોડી વાર સુધી મૂએલાની પેઠે પડ્યો રહ્યો; પરંતુ પુનઃ શુદ્ધિમાં આવતાં તરત જ ઊઠ્યો અને તેણે વરુણના પુત્ર ઋષભ વાનરને સચોટ મુષ્ટિપ્રહાર કર્યો.[૬૦] એથી ઋષભ વાનર મૂર્છિત થઈ પડ્યા; પરંતુ ક્ષણવારમાં જ તે પુનઃ સાવધ થયો અને એણે મોટા પર્વત જેવડી મહાપાર્શ્વની ગદાનો જ તેની છાતીમાં પ્રહાર કર્યો.[૬૧] ભયંકર ગદાનો પ્રહાર થતાં જ દેવ, યક્ષ અને બ્રાહ્મણોના શત્રુ મહાપાર્શ્વની છાતી ફાટી ગઈ અને પર્વતમાંથી જેમ રાતાં ઝરણાં નીકળે, તેમ તેમાંથી રુધિર વહેવા માંડ્યું.

મહાપાર્શ્વની ભયંકર ગદા લઈ તેને ફેરવતો ફેરવતો ઋષભ વાનર પુનઃ પણ મહાપાર્શ્વની ઉપર દોડી ગયો અને તેને વારંવાર પ્રહાર કરવા લાગ્યો. પોતાની જ ગદાના પ્રહારથી જેના દાંત પડી ગયા હતા, આંખો બહાર નીકળી ગઈ હતી અને સઘળાં અંગ ભાંગી ગયાં હતાં, એવો મહાપાર્શ્વ વજ્રથી હણાયેલા પર્વતની પેઠે ગતપ્રાણ થઈ ધરણી પર ઢળી પડ્યો. એ રીતે રાવણના નાના ભાઈ મહાપાર્શ્વનું મરણ થયું, ત્યારે બાકી રહેલું રાક્ષસસૈન્ય હથિયાર પડતાં મૂકી પોતાના જીવિતની રક્ષા કરવા સારુ નિર્મર્યાદ થયેલા સમુદ્રની પેઠે નાસવા લાગ્યું.[૬૨–૬૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૭૦મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૭૧ મો

## અતિકાયનું પરાક્રમ–લક્ષ્મણના હાથે તેનો વધ

स्वबलं व्यथितं दृष्ट्वा तुमुलं लोमहर्षणम्।
भ्रातृंश्च निहतान् दृष्ट्वा शक्रतुल्यपराक्रमान्॥१॥

પોતાના ભયંકર સૈન્યને નાસભાગ કરતું જોઈને તથા ઇંદ્ર સરખા પરાક્રમી દેવાંતકાદિ ભાઈઓને તેમ જ 'મહોદર' અને 'મહાપાર્શ્વ' નામના પોતાના કાકાઓને હણાયેલા જોઈ બ્રહ્મદેવનું વરદાન પામેલો, પર્વત જેવી પ્રૌઢ કાયાવાળો અને દેવ–દાનવોના ગર્વને ઉતારનારો મહાતેજસ્વી અતિકાય રાક્ષસ ઘણો જ કોપાયમાન થયો. દેદીપ્યમાન મુકુટ તથા કુંડળ ધારણ કરનારો અને હજારો સૂર્ય સરખી કાંતિવાળા રથમાં બેઠેલો ઇંદ્રનો શત્રુ અતિકાય પોતાના ધનુષ્યનો ટંકારવ કરતો વાનરોને નસાડવા લાગ્યો અને મોટી ગર્જના કરી બોલવા લાગ્યો : 'ઓ વાનરો! ઊભા રહો; હું રાવણનો પુત્ર અતિકાય તમારો સંહાર કરવા આવ્યો છું!' એ પ્રમાણે સિંહનાદ કરી તથા ધનુષ્યનો ભયંકર ટંકારવ કરી તેણે સઘળા વાનરોને ત્રાસ પમાડયો.[२–६] ત્રણ પગલાંમાં ત્રૈલોક્ય લેવાને વૃદ્ધિ પામેલા ત્રિવિક્રમ ભગવાન જેવું અતિકાયનું મોટું શરીર જોઈને 'અરે, આ તો કુંભકર્ણ પુનઃ જીવતો થયો!' એમ ધારી ભયભીત થયેલા વાનરો આમતેમ નાસવા લાગ્યા તથા એકબીજાનો આશ્રય લેવા લાગ્યા. અતિકાયને જોઈ ત્રાસ પામેલા વાનરો શરણાગતના રક્ષક રામચંદ્રની પાસે દોડી ગયા. રથમાં બેઠેલા પર્વત જેવી કાયાવાળા અને પ્રલયકાળના મેઘની પેઠે ગર્જતા ધનુષ્યધારી અતિકાયને જોઈ રામચંદ્ર પણ વિસ્મિત થઈ ગયા. તેમણે વાનરોનું સાંત્વન કરી વિભીષણને પૂછયું :[૭–૧૧] 'હે વિભીષણ! પીળાં નેત્રવાળો, પર્વત જેવડી કાયાવાળો અને હજાર ઘોડા જોડેલા વિશાળ રથમાં બેઠેલો આ ધનુષ્યધારી કોણ છે? એ રાક્ષસ અત્યંત તીક્ષ્ણ ધારવાળાં અને ચળકતાં પ્રાસ, તોમર તથા ત્રિશૂળ વગેરે આયુધો સહિત હોવાથી ભૂતગણોથી વીંટાયેલા સાક્ષાત્ મહાદેવજી સરખો દેખાય છે.[१२,१३] વળી તેના રથમાં કાળની જિહ્વા સરખી ચળકતી શક્તિઓ લટકી રહી છે; એથી તે વીજળીયુક્ત મેઘ જેવો શોભે છે.[१४] ઇંદ્રધનુષ્યથી જેમ આકાશ શોભે છે, તેમ સુવર્ણનાં પૃષ્ઠવાળાં સુસજ્જિત ધનુષ્યોથી તેનો રથ અત્યંત શોભી રહ્યો છે.[१५] હે વિભીષણ! સૂર્ય સરખા પ્રકાશમાન રથમાં બેસી રણભૂમિને શોભાવતો આ જે રાક્ષસ આપણી સામે ધસી આવે છે, તે કોણ છે?[१६] જેના ધ્વજમાં રાહુની મૂર્તિ વિરાજમાન છે અને જે સૂર્યકિરણ સરખાં પોતાનાં બાણોથી દશે દિશાઓને પ્રકાશિત કરે છે, તે રાક્ષસ કોણ છે?[१७] તેના હાથમાં ત્રણ ઠેકાણેથી વાંકું, મેઘ સરખા ટંકારવાળું, સુવર્ણના પૃષ્ઠવાળું અને ઇંદ્રધનુષ્ય જેવું રૂપાળું ધનુષ્ય શોભી રહ્યું છે.[१८] વળી મજબૂત ધૂંસરીવાળો અને મેઘ સમાન ગડગડાટવાળો એનો રથ સુંદર ધજા–પતાકાથી શોભી રહ્યો છે; તેમ જ તેને ચલાવનાર ચાર તો સારથિ છે.[१९] વળી એ રાક્ષસના રથમાં બાણોથી ભરેલાં આડત્રીસ તો ભાથાં બાંધેલાં છે તેમ જ તરેહતરેહનાં ભયંકર ધનુષ્યો અને સુવર્ણ જેવા પીળા રંગની પણછો પણ લટકે છે. વળી એ રાક્ષસની બન્ને બાજુએ પ્રકાશિત જ્યોતિ સરખી, ચાર હાથના પ્રમાણની મૂઠોવાળી અને દશદશ હાથ લાંબી બે તલવારો શોભી રહી છે. કાળ સરખા બિહામણા મુખવાળો અને શ્યામવર્ણો પર્વત જેવો એ રાક્ષસ મેઘમાં રહેલા સૂર્ય સરખો દેખાય છે અને તેણે પોતાના કંઠમાં રાતાં પુષ્પોની માળા પહેરેલી છે.[२०–२२] તેણે પોતાની બન્ને ભુજાઓ પર સુવર્ણના બાજુબંધ બાંધ્યા છે, એથી તે ઊંચા બે શિખરવાળા હિમાલય પર્વત સરખો શોભે છે.[२३] વળી બે કુંડળોથી શોભતું તેનું ભયંકર મુખ પુનર્વસુ નક્ષત્રમાં આવેલા પૂર્ણ ચંદ્ર સરખું શોભી રહ્યું છે.[२४] હે મહાબાહુ! એને જોઈ સઘળા વાનરો ભયભીત થઈ ચોમેર નાસભાગ કરે છે; માટે તું મને કહે

કે એ રાક્ષસ કોણ છે ?[૨૫]

અતિ તેજવાળા દશરથનંદન રામચંદ્રનો પ્રશ્ન સાંભળી મહાતેજસ્વી વિભીષણે કહ્યું .[૨૬] 'હે રઘુવીર ! ભયંકર કર્મવાળા કુબેરના નાના ભાઈ રાવણનો આ મહાપરાક્રમી પુત્ર છે તે રાવણના જેવો જ બળવાન છે, વૃદ્ધોની સેવા કરનાર છે, પ્રખ્યાત મહાપરાક્રમવાળો છે અને અસ્ત્રવિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ છે.[૨૭] વળી તે અશ્વ ઉપર સવારી કરવામાં, હાથી ઉપર બેસવામાં, તલવાર પકડવામાં, ધનુષ્ય ખેંચવામાં, શત્રુઓની સાથે સામ, દાન, અને ભેદનો પ્રયોગ કરવામાં, નીતિમાં તેમ જ મંત્રકાર્યમાં ઘણો જ પ્રવીણ છે [૨૮ ૨૯] વળી જેના બાહુબળના આશ્રયથી આખી લંકાનગરી નિર્ભય રહે છે, તે જ આ સામે આવતો રાક્ષસ રાવણની ધાન્યમાલિની નામે રાણીનો પુત્ર છે અને તેનું નામ 'અતિકાય' છે રાવણપુત્ર એ અતિકાયે પોતાના આત્માને સ્થિર કરી તપશ્ચર્યાથી બ્રહ્મદેવને પ્રસન્ન કરી તેમની પાસેથી ઉત્તમ અસ્ત્રો મેળવી સર્વ શત્રુઓનો પરાજય કર્યો [૩૦,૩૧] બ્રહ્મદેવે પ્રસન્ન થઈને આ અતિકાયને દેવો તથા અસુરોથી નિર્ભય બનાવવા ઉપરાંત દિવ્ય કવચ તથા સૂર્ય સમાન ઝળહળતો રથ પણ આપેલો છે [૩૨] આ અતિકાયે પૂર્વે સેંકડો વાર દેવો, દાનવો તથા યક્ષોનો સંહાર કરીને રાક્ષસોનું રક્ષણ કરેલું છે [૩૩] પૂર્વે એણે પોતાના બાણ વડે ઇન્દ્રના વજ્રને પણ રોક્યું હતું અને યુદ્ધ વિષે વરુણના પાશને પણ નિષ્ફળ કર્યો હતો [૩૪] હે રામચંદ્ર ! દેવ દાનવના ગર્વને શમાવનારો અને અતિ બળવાન રાવણનો પુત્ર આ અતિકાય ધસ્યો આવે છે [૩૫] હે પુરુષશ્રેષ્ઠ ! હવે તમે સાવધ થાઓ અને સત્વર તેને જીતવાનો પ્રયત્ન કરો, નહિ તો હમણાં જ તે પોતાના બાણો વડે વાનરસૈન્યનો સંહાર કરશે'

તેઓ એ પ્રમાણે વાત કરતા હતા, એટલામાં તો મહાબળવાન અતિકાયે વાનરસૈન્યમાં પ્રવેશ કર્યો અને ધનુષ્યનો ટંકાર કરી વારંવાર ગર્જવા લાગ્યો રથમાં બેઠેલા ભયંકર દેહવાળા અતિકાયને જોઈ મુખ્ય મુખ્ય વાનરો યુદ્ધ કરવા માટે તેની સામે દોડ્યા [૩૬–૩૮] કુમુદ, દ્વિવિદ, મૈંદ, નીલ અને શરભ વગેરે વાનરો મોટા પર્વતશિખરો તથા વૃક્ષો લઈને એકીવખતે અતિકાય ઉપર તૂટી પડ્યા,[૩૯] પરંતુ અસ્ત્રવિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ એવો મહાતેજસ્વી અતિકાય સુવર્ણથી શણગારેલા પોતાના તીક્ષ્ણ બાણો વડે એ સઘળા વૃક્ષો તથા શિખરોને તોડી પાડવા લાગ્યો ભયંકર દેહવાળા યુદ્ધચતુર અતિકાય રાક્ષસે પોતાની સામે આવેલા સર્વ વાનરોને તીક્ષ્ણ બાણો મૂકી વીંધી નાખ્યા બાણ વાગવાથી જેઓના અંગો ભાગી ગયા હતા, એવા વાનરો પરાજય પામી તેની સામે ઊભા પણ રહી શક્યા નહિ [૪૦–૪૨] સિંહ જેમ મૃગના ટોળામાં ત્રાસ વર્તાવે, તેમ અતિકાયે વાનરોની સેનામાં ત્રાસ વર્તાવ્યો એ વેળા વાનરસેનામાં જે કોઈ પોતાની સામે લડતા ન હતા, તેમાંના કોઈને પણ અતિકાય મારતો ન હતો પછી ધનુષ્યબાણ ધારણ કરનારો એ રાક્ષસ ઉતાવળે પોતાના રથને રામચંદ્રની સામે દોડાવી ગયો ત્યાં જઈને તેણે ગર્વભર્યું વચન કહ્યું 'અલ્યા રામ ! હું રથમાં બેઠેલો છું અને મારા હાથમાં ધનુષ્યબાણ વગેરે આયુધો છે, તેથી હું સાધારણ સૈનિક સાથે યુદ્ધ નહિ કરું, તો તમારામાં જે અતિ શક્તિશાળી અને વ્યવસાયી હોય, તેણે સત્વર મારી સામે આવી મને યુદ્ધ આપવું'

અતિકાયનું ગર્વિત વચન નહિ સાંખી શકવાથી શત્રુઓને હણનારા મહાત્મા લક્ષ્મણને અત્યંત ક્રોધ વ્યાપ્યો અને તેમણે એકાએક ઊભા થઈ પોતાના ધનુષ્યબાણ સંભાળ્યા પછી તરત જ અતિકાય સામે જઈ લક્ષ્મણે ભાથામાંથી બાણ ખેંચ્યું અને આખી પૃથ્વી, દિશાઓ, સમુદ્ર તથા આકાશને પૂરી નાખે એવો પ્રચંડ ટંકાર કરી રાક્ષસોના મનમાં ત્રાસ ઉપજાવ્યો લક્ષ્મણના ધનુષ્યનો ભયંકર ટંકાર સાંભળી

મહાબળવાન અતિકાય વિસ્મિત થયો અને લક્ષ્મણને પોતાની સામે આવેલા જોઈ તેને અત્યંત ક્રોધ ચડ્યો. તેણે ધનુષ્ય ઉપર તીક્ષ્ણ બાણ ચડાવી લક્ષ્મણ પ્રત્યે કહ્યું : 'હે લક્ષ્મણ! તુ હજી બાળક છે, તેમ જ પરાક્રમ દર્શાવવામા પણ પ્રવીણ થયો નથી, માટે પાછો જા! તુ મારા જેવા કાળપુરુષની સાથે શા માટે લડવા ઇચ્છે છે?[૪૩-૫૧] મારા હાથથી મુકાયેલા બાણોના વેગને હિમાલય પર્વત, પૃથ્વી તેમ જ અતંરિક્ષ પણ સહન કરવા સમર્થ નથી, તો પછી તારુ તે શું ગજું? અરે, તું સુખે સૂતેલા સિંહને છંછેડવાનો યત્ન શા માટે કરે છે? તું ધનુષ્યબાણ મૂકી મારી આગળથી નાસી જા અને પોતાના પ્રાણની રક્ષા કર. હે સૌમિત્રિ! આટલુ આટલુ કહેવા છતા પણ જો તુ મિથ્યા ગર્વને લીધે પાછો ન ફરી શકતો હોય, તો ભલે ઊભો રહે, હમણા જ તુ પોતાના પ્રાણ ખોઈને યમલોકમા જઈશ! હે લક્ષ્મણ! સુવર્ણથી શણગારેલા, શત્રુઓના ગર્વને ઉતાર નારા અને મહાદેવજીના ત્રિશૂળ સરખા આ મારા તીક્ષ્ણ બાણો સામે તુ દષ્ટિ કર. કોપેલો સિંહ જેમ મોટા હાથીનુ રુધિર પીએ છે, તેમ આ સર્પ સરખુ મારુ બાણુ તારા રુધિરનુ પાન કરશે' એમ બોલતા અતિકાય રાક્ષસે ધનુષ્ય ઉપર બાણ ચઢાવ્યુ[૫૨-૫૬]

અતિકાયનુ રોષ અને ગર્વભર્યું વચન સાભળી કોપાયમાન થયેલા, અત્યંત બળવાળા, મોટી શોભાવાળા અને પવિત્ર અંતઃકરણવાળા લક્ષ્મણે કહ્યુ[૫૭] 'હે દુરાત્મા! માત્ર બોલ બોલ કરવાથી જ તું બળવાન ગણાવાનો નથી. આત્મશ્લાઘા કરવાથી કંઈ સત્પુરુષ થવાતુ નથી. હે નીચ રાક્ષસ! હુ ધનુષ્ય-બાણ લઈને તારી સામે ઊભેલો છુ. તું તારુ બળ દર્શાવ. હે રાક્ષસ! તું કર્મ કરીને જ તારુ બળ દેખાડ, નિરર્થક બકવાદ કરવો મૂકી દે. જે સમય આવ્યે પોતાનુ પરાક્રમ દર્શાવે છે, તે જ શૂરવીર કહેવાય છે. તું ધનુષ્યધારી છે, રથમા બેઠેલો છે તેમ જ તારી પાસે સઘળા શસ્ત્રાસ્ત્ર છે તો ભલે, પરંતુ તે સઘળું કહી બતાવવાની શી આવશ્ય કતા છે? તું તારા શસ્ત્રાસ્ત્રો વડે મને પોતાનુ બળ દર્શાવ એટલે બસ![૫૮-૬૦] પછી પવન જેમ કાળે કરી પરિપકવ થયેલા ફળને તેના ડીંટડાથી જુદું પાડે છે, તેમ હુ મારા તીક્ષ્ણ બાણો વડે તારા મસ્તકને તારા દેહથી જુદુ કરીશ[૬૧] હે રાક્ષસ! તું નિશ્ચય માનજે કે, સુવર્ણથી શોભતા મારા બાણ આજે તારા શરીરમા પડેલા ઘાવમાથી નીકળતા રુધિરનુ પાન કરશે[૬૨] હે અતિકાય! મને બાળક સમજી તારે બેદરકાર રહેવુ ઠીક નથી. હુ બાળક હુ કે વૃદ્ધ છુ, પણ તુ નિશ્ચય માન કે, આજે યુદ્ધમા હુ તારા કાળરૂપ જ છુ. વિચાર કર કે, પૂર્વે બાળક સરખા રૂપવાળા ત્રિવિક્રમાવતારધારી વિષ્ણુએ પોતાના ત્રણ પગલાથી જ ત્રણે લોકને દાબ્યા હતા.'

લક્ષ્મણના સારગર્ભિત અને સયુક્તિક વચન સાભળી અતિકાયને ક્રોધ ચડ્યો અને તેણે પોતાનુ ધનુષ્ય ઉપાડ્યુ. એ સમયે દેવો, વિદ્યાધરો, મહર્ષિઓ, ગુહ્યકો અને અસુરો વગેરે આકાશમા રહી લક્ષ્મણ તથા અતિકાયનુ યુદ્ધ જોવા લાગ્યા[૬૩-૬૫]

પછી જાણે આકાશને ગળી જવા તત્પર થયો હોય, એમ ક્રોધાયમાન થયેલા અતિકાયે પોતાના ધનુષ્ય પર બાણ ચડાવી લક્ષ્મણ ઉપર મૂક્યુ,[૬૬] ત્યારે શત્રુસૈન્યને હણનારા લક્ષ્મણે ઝેરી સર્પ સરખા એ તીક્ષ્ણ બાણને અર્ધચંદ્રાકાર બાણ વડે છેદી નાખ્યુ. કપાયેલી ફણાવાળા સર્પની પેઠે પોતાના બાણને કપાઈ પડેલુ જોતા જ, અત્યંત આવેશમા આવેલા અતિકાયે ધનુષ્ય પર પાચ બાણો ચઢાવ્યા અને વેગથી લક્ષ્મણ ઉપર મૂક્યા, ત્યારે મહાત્મા લક્ષ્મણે તે પાચે બાણો છેદી નાખીને પોતાના ધનુષ્ય ઉપર એક દેદીપ્યમાન તીક્ષ્ણ બાણ ચડાવ્યુ અને કર્ણ પર્યંત ખેંચી અતિકાય ઉપર મૂક્યુ. નમેલા

પર્વવાળું મહાત્મા લક્ષ્મણનું બાણ અતિકાયના લલાટમાં ચોંટયું.[૬૭–૭૨] અતિકાયના લલાટમાં ચોંટેલું બાણ જાણે પર્વતમાંથી અધો બહાર નીકળેલો અને રુધિર વડે ખરડાયેલો સર્પ હોય એવું જણાતું હતું. પૂર્વે જેમ શંકરનું બાણ વાગવાથી ત્રિપુરાસુરનું નગર કંપાયમાન થયું હતું, તેમ લક્ષ્મણના બાણથી અતિકાય કંપાયમાન થયો. તે પોતાના મનમાં વિચારવા લાગ્યો:[૭૩,૭૪] 'ધન્ય છે, મારા શત્રુ લક્ષ્મણ! તેં મને એક જ બાણથી પીડિત કર્યો છે! ખરેખર, તારું પરાક્રમ પ્રશંસનીય છે.' પોતાનો એ વિચાર લક્ષ્મણને પ્રકટ રીતે કહી સંભળાવી તથા સાવધાન થઈ બળવાન અતિકાય પોતાના રથને આમતેમ ફેરવવા લાગ્યો.[૭૫]

પછી રાક્ષસશ્રેષ્ઠ અતિકાય એકીવખતે ત્રણ, પાંચ અને સાત સાત બાણો ધનુષ્ય પર ચડાવી ઉપરાઉપરી લક્ષ્મણ પર છોડવા લાગ્યો. અતિકાયના ધનુષ્યમાંથી છૂટેલાં, કાળ સરખાં ઉગ્ર અને સૂર્ય સરખાં તેજસ્વી બાણોથી આકાશ પ્રકાશમાન થઈ રહ્યું.[૭૬,૭૭] અતિકાયે મૂકેલાં અનેક બાણોને રામચંદ્રના નાના ભાઈ મહાત્મા લક્ષ્મણે જરા પણ ગભરાયા સિવાય પોતાનાં તીક્ષ્ણ બાણો વડે છેદી નાખ્યાં.[૭૮] પોતાના ઘણાં બાણોને વ્યર્થ થયેલા જોઈ કોપાયમાન થયેલા ઇંદ્રના શત્રુ અતિકાયે એક તીક્ષ્ણ બાણ ગ્રહણ કર્યું અને તેને ધનુષ્ય પર ચોજી પોતાની સામે લડતા લક્ષ્મણની છાતીમાં માર્યું. અતિકાયનું બાણ વાગવાથી જેમ મદોન્મત્ત હસ્તીના દેહમાંથી મદ ઝરે, તેમ લક્ષ્મણની છાતીમાંથી ઊનું ખળખળતું રુધિર વહેવા લાગ્યું; છતાં જરા પણ નહિ ગભરાતા લક્ષ્મણે પોતાના હાથથી તે બાણ ખેંચી કાઢી પોતાના ધનુષ્ય પર એક તીક્ષ્ણ બાણ ચડાવ્યું અને તેને અગ્ન્યાસ્ત્રથી અભિમંત્રિત કર્યું. એ વેળા લક્ષ્મણના હાથમાં રહેલાં એ ધનુષ્ય–બાણ અત્યંત તેજસ્વી જણાતાં હતાં. અત્યંત પરાક્રમી અતિકાયે પણ સુવર્ણની પૂંખવાળું સર્પ સરખું તીક્ષ્ણ બાણ પોતાના ધનુષ્ય પર ચડાવી તેને સૂર્યાસ્ત્ર વડે અભિમંત્રિત કર્યું.[૭૯–૮૪] પછી જેમ યમરાજ કાળદંડ ફેંકે, તેમ લક્ષ્મણે ભયંકર અગ્ન્યાસ્ત્ર અતિકાય ઉપર ફેંકયું[૮૫] ત્યારે તેને રોકવા માટે અતિકાય રાક્ષસે સૂર્યાસ્ત્ર છોડયું. તુરત જ પ્રદીપ્ત અગ્નિ સરખાં બંને બાણો આકાશમાં એકબીજા સાથે અથડાયાં અને જેમ ક્રોધ પામેલા બે સર્પો લડે તેમ લડવા લાગ્યાં. અંતે, એ બંને બાણો બળીને નીચે પડયાં.[૮૬,૮૭] જોકે એ બંને બાણો અત્યંત પ્રકાશમાન જણાતાં હતાં, તોપણ બળીને નીચે પડયા પછી પ્રકાશરહિત થઈ ગયાં.[૮૮]

પછી રાવણના પુત્ર અતિકાયે ક્રોધ ચડાવી ત્વષ્ટાદેવનું ઐષીકાસ્ત્ર મૂકયું, ત્યારે પરાક્રમી લક્ષ્મણે ઐંદ્રાસ્ત્ર વડે તેને કાપી નાખ્યું.[૮૯] પોતાના ઐષીકાસ્ત્રને વ્યર્થ ગયું જોઈ અતિકાયે યામ્યાસ્ત્ર મૂકયું, ત્યારે લક્ષ્મણે તેને વાયવ્યાસ્ત્ર વડે છેદી નાખ્યું.[૯૦,૯૧] પછી મેઘ જેમ પર્વત ઉપર જળની વૃષ્ટિ કરે, તેમ કોપાયમાન થયેલા લક્ષ્મણે અતિકાય ઉપર બાણોની વૃષ્ટિ કરવા માંડી;[૯૨] પરંતુ વજ્ર સરખા અતિકાયના કવચની સાથે અથડાઈને જેનાં અગ્ર ભાંગી જતાં હતાં. એવા લક્ષ્મણનાં સઘળાં બાણો પૃથ્વી પર પાછાં પડયાં. પોતાનાં બાણોને વ્યર્થ જતાં જોઈ મહાયશસ્વી લક્ષ્મણે પુનઃ પણ અત્યંત ક્રોધ કરી હજારો બાણ મૂકયાં; છતાં અતિકાયને જરા પણ પીડા થઈ નહિ, તેમ જ તેનું કવચ પણ તૂટયું નહિ. ઘણો પ્રયાસ કરતાં પણ લક્ષ્મણ એ રાક્ષસને કિંચિત પણ વ્યથા કરી શકયા નહિ, ત્યારે વાયુદેવે લક્ષ્મણ પાસે જઈ કહ્યું:[૯૩–૯૬] 'હે લક્ષ્મણ! આ અતિકાયને બ્રહ્મદેવનું વરદાન મળેલું છે અને તેણે શસ્ત્રાસ્ત્રો વડે ભેદાય નહિ એવું કવચ પહેર્યું છે. એ કવચ બ્રહ્માસ્ત્ર વિના બીજા કોઈ પણ અસ્ત્રથી ભેદાશે નહિ; માટે બ્રહ્માસ્ત્ર વડે તેને હણો.'[૯૭]

વાયુદેવનું વચન સાંભળી ઇંદ્ર સરખા પરાક્રમવાળા લક્ષ્મણે તરત જ બ્રહ્માસ્ત્રથી અભિમંત્રિત કરેલું તીક્ષ્ણ અણીવાળું બાણ ધનુષ્ય

પર ચડાવ્યું. એ વેળા સઘળી દિશાઓ, ચંદ્ર-સૂર્યાદિ મોટા ગ્રહો સહિત આકાશ અને આખી પૃથ્વી ત્રાસ પામી ચીસ પાડી ઊઠ્યાં. સુમિત્રાના પુત્ર લક્ષ્મણે કાળ અને વજ્ર સરખું એ બ્રહ્માસ્ત્ર રાવણના પુત્ર અતિકાય ઉપર છોડ્યું. લક્ષ્મણના ધનુષ્યમાંથી છૂટીને પ્રચંડ વાયુની પેઠે સુસવાટા મારતું અને સુવર્ણ તથા અમૂલ્ય હીરા જડેલ પૂંખવાળા બ્રહ્માસ્ત્રને આવતું જોઈ તેને રોકવા માટે અતિકાય રાક્ષસે સેંકડો બાણો મૂક્યાં; તોપણ ગરુડ સરખા વેગવાળું બ્રહ્માસ્ત્ર બાણ તે સઘળાં બાણોનું નિવારણ કરી અતિકાયની પાસે આવી પહોંચ્યું. દેદીપ્યમાન પ્રલયાગ્નિ સરખું બ્રહ્માસ્ત્ર લગભગ છેક આવી પહોંચ્યું હતું, તોપણ જરાયે નહિ ગભરાતાં મહાબળવાન અતિકાયે શક્તિ, ઋષ્ટિ, કુહાડી, ત્રિશૂળ અને જાતજાતનાં બાણોનો તેના પર પ્રહાર કરવા માંડ્યો; પરંતુ તેના એ સઘળા પ્રહારોને નિષ્ફળ કરી લક્ષ્મણે યોજેલા એ બ્રહ્માસ્ત્ર તેનું મુકુટયુક્ત મસ્તક છેદી નાખ્યું.૯૮-૧૦૪ અતિકાયનું મુકુટ સહિત કપાયેલું મસ્તક હિમાલયનું શિખર તૂટી પડે તેમ એકાએક પૃથ્વી પર પડ્યું. જેનાં વસ્ત્રાભૂષણો ખસી ગયાં હતાં, એવા અતિકાયના મસ્તકને તથા ધડને પૃથ્વી પર પડેલાં જોઈ બાકી રહેલા રાક્ષસો અત્યંત ત્રાસ પામી શોક કરવા લાગ્યા. યુદ્ધમાં માર ખાઈ થાકી ગયેલા અને અતિકાયનું મરણ જોઈને ખેદયુક્ત તથા દીન થઈ ગયેલા ઘણા રાક્ષસો પોકેપોકે રડવા લાગ્યા.૧૦૫-૧૦૭ પછી પોતાનો અગ્રેસર હણાવાથી ભયભીત થયેલા રાક્ષસો યુદ્ધ મૂકી લંકા તરફ નાસી ગયા.

ભયંકર બળવાળો અતિકાય હણાયો એટલે હર્ષને લીધે પ્રફુલ્લિત કમળ સરખા મુખવાળા વાનરોએ જયજયકારપૂર્વક વિજય મેળવી આવેલા લક્ષ્મણનો ઘણો સત્કાર કર્યો.૧૦૮,૧૦૯

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૭૧ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૭૨ મો

## રાવણની ચિંતા-રામબળની પ્રતીતિ

अतिकायं हतं श्रुत्वा लक्ष्मणेन महात्मना ।
उद्वेगमगमद्राजा वचनं चेदमब्रवीत् ॥ १ ॥

મહાત્મા લક્ષ્મણે અતિકાયને માર્યો એ સમાચાર સાંભળી રાક્ષસેંદ્ર રાવણ અત્યંત ઉદ્વેગ પામ્યો અને કહેવા લાગ્યો : 'અરે હાય! અસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અને અત્યંત ક્રોધી સ્વભાવવાળા ધૂમ્રાક્ષ, અકંપન, પ્રહસ્ત તથા કુંભકર્ણ વગેરે મહાબળવાન રાક્ષસો કે જેઓ નિરંતર યુદ્ધ ઇચ્છનારા, શૂરવીર અને શત્રુઓથી કદી પણ પરાજય નહિ પામેલા હતા, તેઓને તથા તેઓનાં સૈન્યને અક્લિષ્ટકર્મા રામચંદ્રે મારી નાખ્યાં છે. વળી અનેક શસ્ત્રોને જાણનારા અને મોટી કાયાવાળા બીજા પણ કેટલાયે શૂરવીર રાક્ષસો માર્યા ગયા છે. પ્રખ્યાત પરાક્રમવાળા મારા પુત્ર ઇંદ્રજિતે બ્રહ્મદેવના વરદાનવાળાં ભયંકર બાણોથી એ રામ-લક્ષ્મણને બાંધ્યા હતા અને તે બંધનમાંથી અત્યંત બળવાળા દેવો, અસુરો, યક્ષો, ગંધર્વો તથા સર્પોથી પણ છુટાય તેમ ન હતું; તેમ છતાં પણ એ બંને ભાઈઓ પોતાના પ્રભાવથી કે માયાબળથી કિંવા મોહનમંત્રથી કોણ જાણે કેવી રીતે તે શરબંધમાંથી છૂટી ગયા! મારી આજ્ઞા માથે ચડાવી જે જે રાક્ષસો યુદ્ધ કરવા ગયા, તે તે સઘળાને મહાબળવાન વાનરોએ મારી નાખ્યા છે! અરેરે, હવે એવો કોઈ પણ શૂરવીર મારા જોવામાં આવતો નથી કે જે રામ-લક્ષ્મણ, સુગ્રીવ, વિભીષણ તથા આખી વાનરસેનાનો સંહાર કરી યુદ્ધમાંથી પાછો આવે! અહો! રામ ઘણો જ બળવાન છે અને એના અસ્ત્રબળને પણ ધન્ય છે! એ રામના પરાક્રમથી મારા સઘળા રાક્ષસો ગરણને શરણ થયા છે. હે રાક્ષસો! હવે તમે સર્વેએ મળી સાવધાન થઈ આખી લંકાનું રક્ષણ કરવું તેમ જ જ્યાં સીતાને રાખવામાં આવેલી છે, તે અશોકવાટિકાની પણ તપાસ રાખવી.૧-૧૧ આપણી

સેનાઓના વ્યૂહમાંથી કોઈ બહાર નીકળે અથવા તો તેમાં પ્રવેશ કરે, તેની તમારે ઘણી જ સંભાળ રાખવી.[૧૨] રાક્ષસોની મોટી મોટી ટુકડીઓ રાખી ચોતરફથી લંકાની રક્ષા કરાવવી અને લંકામાં કોઈ ઘૂસી જાય નહિ તેની તજવીજ રાખવી. હે રાક્ષસો! સંધ્યાકાળે, અર્ધી રાતે તેમ જ પરોઢિયે પણ તમારે સાવધાન રહેવું અને વાનરોની ઉપેક્ષા કરવી નહિ.[૧૩,૧૪] વળી આપણા શત્રુનું સૈન્ય શી ગોઠવણ કરે છે, તે યથાસ્થિત પડયું છે કે લંકામાં પ્રવેશવાની ખટપટ કરે છે, એ તમારે જાણી લેવું.'

લંકેશ્વર રાવણનાં વચન સાંભળી મહાન બળવાળા સર્વ રાક્ષસો તેની આજ્ઞા પ્રમાણે કાર્ય કરવા લાગ્યા. રાક્ષસોને આજ્ઞા કર્યા પછી પુત્રશોકને લીધે દીન થયેલો રાવણ સભામાંથી ઊઠી પોતાના અંતઃપુરમાં ગયો. અતિકાયનુ મરણ થયુ સાંભળી જેનો ક્રોધાગ્નિ અધિક પ્રજ્વલિત થયો હતો, એવો રાક્ષસાધિપતિ રાવણ વારંવાર પોતાના પુત્રને સંભારી લાંબા નિઃશ્વાસ મૂકવા લાગ્યો.[૧૫-૧૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૭૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૩ મો

**રાવણનું આશ્વાસન-ઇંદ્રજિતનું પ્રચંડ પરાક્રમ-રામ-લક્ષ્મણ સહિત વાનરસૈન્યનું મૂર્ચ્છિત થવું**

**ततो हतान्राक्षसपुंगवांस्तान्देवान्तकादित्रिशिरोऽतिकायान्। रक्षोगणास्तत्र हतावशिष्टास्ते रावणाय त्वरिताः शशंसुः ॥ १ ॥**

રણસંગ્રામમાંથી બચેલા રાક્ષસોએ ઉતાવળે રાવણની પાસે જઈ દેવાંતક, ત્રિશિરા તથા અતિકાય વગેરે રાક્ષસોના મરણના સમાચાર કહ્યા.[૧] ત્યારે રાક્ષસેંદ્ર રાવણ પોતપોતાના પુત્રો તથા ભાઈઓનું મરણ સંભારી સંભારીને મોટા શોકસાગરમાં ડૂબી ગયો અને ચોધાર આસુએ રડવા લાગ્યો.[૨] પોતાના પિતાને એ પ્રમાણે શોકસાગરમાં ડૂબેલા તથા દીન થઈ ગયેલા જોઈ મહારથી ઇંદ્રજિતે કહ્યું: 'હે તાત! જ્યાં સુધી તમારો પુત્ર આ ઇંદ્રજિત જીવે છે, ત્યાં સુધી તમારે જરા પણ શોક કરવો યોગ્ય નથી. યુદ્ધમાં ઇંદ્રજિતનાં બાણથી ઘવાયેલો કોઈ પણ પુરુષ જીવવા સમર્થ નથી.[૩,૪] હે પિતાજી! આજે મારાં બાણોથી કપાયેલા દેહવાળા અને રણભૂમિમાં પડેલા રામ-લક્ષ્મણને તમે મૂએલા જ જોશો. હે રાક્ષસેંદ્ર! હું મારા પુરુષાર્થબળનો તેમ જ વરદાનબળનો આશ્રય કરી તમારી આગળ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, હું મારાં અમોઘ અને તીક્ષ્ણ બાણ વડે રામ-લક્ષ્મણને આજે જ લાંબા કરીને સુવાડીશ. પૂર્વે બલિરાજાના યજ્ઞમાં ત્રિવિક્રમ ભગવાને જેવું ઉગ્ર પરાક્રમ કર્યું હતું, તેવું પરાક્રમ હું આજે કરીશ અને તે ઇંદ્ર, ચંદ્ર, સૂર્ય, અગ્નિ, યમ, વિષ્ણુ, રુદ્ર તથા સાધ્યાદિ સઘળા દેવો સારી પેઠે જોઈ રહેશે.'

રાવણને ધૈર્ય આપી તથા તેની આજ્ઞા લઈ ભયંકર પરાક્રમવાળો ઇંદ્રજિત અનેક આયુધો ભરેલા, ઉત્તમ ખચ્ચરો જોડેલા તથા પવનસમાન વેગવાળા રથમાં બેસી ઉતાવળે યુદ્ધભૂમિમાં જવા નીકળ્યો.[૫-૯] એ વેળા અત્યંત હર્ષમાં આવેલા મહાબળવાન રાક્ષસો હાથમાં ઉત્તમ ધનુષ્ય ગ્રહણ કરી તેની પાછળ ચાલ્યા. પ્રાસ, મુદ્ગર, તલવાર, ફરસી તથા ગદા વગેરે વિવિધ પ્રકારનાં હથિયારો ધારણ કરનારા અને ભયંકર પરાક્રમવાળા કેટલાક રાક્ષસો હાથી ઉપર બેઠા હતા, કેટલાક તેજી ઘોડા પર સવાર થયા હતા અને કેટલાક ઊંટ, વ્યાઘ્ર, વીંછી, બિલાડા, ગધેડા, સર્પ, વરાહ, નાહાર, સિંહ તેમ જ મોટા શિયાળ ઉપર બેઠા હતા.[૧૦-૧૨] મહાપરાક્રમી ઇંદ્રજિત રણભૂમિ પર જવા નીકળ્યો, ત્યારે ઉપરાઉપરી શંખ તથા ભેરીઓના નાદ થવા લાગ્યા. ઇંદ્રજિતના મસ્તક ઉપર ચંદ્ર સરખું શ્વેત છત્ર ધરવામાં આવ્યુ, તેથી તે પૂર્ણિમાના ચંદ્રથી જેમ આકાશ શોભે તેમ શોભવા લાગ્યો.[૧૩,૧૪] વળી સુવર્ણના અલંકારોને ધારણ કરનારા અને ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા એ ઇંદ્રજિતના મસ્તક

પર સુવર્ણની દાંડીવાળાં શ્વેત ચમ્મરો ઢોળાવા લાગ્યાં. એ વેળા આકાશ જેમ સૂર્યથી શોભે, તેમ અપ્રતિમ પરાક્રમવાળા અને સૂર્ય સરખા તેજસ્વી ઇંદ્રજિતથી આખી લંકાનગરી શોભાયમાન થઈ રહી.

પછી શત્રુઓનું દમન કરનારા અને અગ્નિ સરખી કાંતિવાળા મહાતેજસ્વી ઇંદ્રજિતે યજ્ઞભૂમિ પર* આવી રાક્ષસોને પોતાના રથની ચોતરફ ઊભા રાખ્યા અને પોતે વૈદિક મંત્રોથી વિધિપૂર્વક અગ્નિમાં આહુતિઓ આપવા માંડી. મહાપ્રતાપી ઇંદ્રજિત ચંદન, અક્ષત તથા પુષ્પ વગેરેથી અગ્નિની પૂજા કરીને તેમાં આહુતિઓ આપવા લાગ્યો. એ વેળા તેણે દર્ભને બદલે શસ્ત્રો પાથર્યાં હતા, બહેડાના વૃક્ષની સમિધ તયાર કરી હતી, શરીર પર લાલ વસ્ત્ર પહેર્યાં હતા અને લોઢાનો સરવો ગ્રહણ કર્યો હતો. એ પ્રમાણે બાણ વગેરે શસ્ત્રોથી અગ્નિને આચ્છાદિત કરી મહાપરાક્રમી ઇન્દ્રજિતે શ્યામવર્ણા બકરાને જીવતો જ અગ્નિમાં હોમ્યો.[૧૫-૨૧] અખંડિત અવયવવાળા બકરાની એક જ મોટી આહુતિથી પ્રજ્વલિત થયેલા અગ્નિની ધુમાડા વિનાની જ્વાળાઓ નીકળવા લાગી અને પૂર્વે દેખાયા હતા તેવા વિજયચિહ્નો દેખાવા લાગ્યા.[૨૨] પોતાની મેળે જ ભડભડાટ સળગેલા અને તપાવેલા સુવર્ણ સરખી કાંતિવાળા અગ્નિએ દક્ષિણાવર્ત જ્વાળાથી હુતદ્રવ્ય ગ્રહણ કર્યું.[૨૩] એ વેળા અસ્ત્રવિદ્યામાં કુશળ ઇંદ્રજિતે બ્રહ્મદેવે આપેલા પોતાના ધનુષ્ય, રથ તેમ જ શસ્ત્રોનું પુનઃ અભિમંત્રણ કર્યું. ઇંદ્રજિતે જ્યારે અગ્નિમાં હોમ કરીને પોતાના શસ્ત્રાસ્ત્રોને અભિમંત્રિત કર્યાં, ત્યારે સૂર્યાદિ ગ્રહો અને તારાઓ સહિત આખા નભોમંડળમાં ત્રાસ વર્તાયો. એ પ્રમાણે હોમ કરી, અગ્નિ સરખી દેદીપ્યમાન કાંતિવાળો, ઇંદ્ર સમાન પરાક્રમવાળો અને અદ્ભુત શૌર્યવાળો ઇંદ્રજિત પોતાનાં ધનુષ્ય, બાણ, તલવાર, ત્રિશૂળ, રથ તથા અશ્વ સહિત આકાશમાં અંતર્ધાન થયો,[૨૪-૨૬] અને અશ્વો તથા રથોથી વ્યાપ્ત તેમ જ ધ્વજ-પતાકાથી શોભતું રાક્ષસોનું સૈન્ય યુદ્ધ કરવાની ઇચ્છાથી ગર્જના કરતું આગળ વધ્યું.[૨૭]

રણભૂમિમાં પહોંચ્યા પછી મહાબળવાન રાક્ષસો શીઘ્ર ગતિ કરનારા પોતાના ચિત્રવિચિત્ર બાણ, અંકુશ, મુદ્ગર તથા તોમર વગેરે હથિયારોથી વાનરોને મારવા તત્પર થયા. રાક્ષસોને યુદ્ધ માટે ઉતાવળા થયેલા જોઈ તેઓના ઉત્સાહની વૃદ્ધિ કરવા અર્થે ઇંદ્રજિતે આવેશપૂર્વક કહ્યું : 'હે રાક્ષસો ! તમે સૌ પૂર્ણ ઉત્સાહ ધરી વાનરોની સાથે યુદ્ધ કરો અને તેઓને યમલોકમાં પહોંચાડો.'

પછી વિજય ઇચ્છતા રાક્ષસો મોટી ગર્જનાઓ કરી વાનરો પર બાણવૃષ્ટિ કરવા લાગ્યા. રાક્ષસસેનાનો નાયક ઇંદ્રજિત પણ નલિકા, બાણ, ગદા અને મુસળ વગેરેથી વાનરોને હણવા લાગ્યો,[૨૮-૩૧] ત્યારે વાનરો પણ ઇંદ્રજિત ઉપર વૃક્ષો અને પર્વતોનો વરસાદ વરસાવવા લાગ્યા.[૩૨] એ જોઈ અત્યંત કોપાયમાન થયેલો મહાતેજસ્વી ઇંદ્રજિત એકએક બાણથી નવનવ તથા સાતસાત વાનરોને વીંધી રાક્ષસોને હર્ષ પમાડવા લાગ્યો. ઇંદ્રજિતે સુવર્ણથી શોભતા સૂર્ય સરખા તેજસ્વી બાણો વડે વાનરોને ત્રાહિ ત્રાહિ પોકરાવ્યા. શરપ્રહારથી શરીર વીંધાઈ જવાને લીધે યુદ્ધોત્સાહરહિત થયેલા વાનરો દેવોએ મારેલા દૈત્યોની પેઠે ટપોટપ પૃથ્વી પર પડવા લાગ્યા.[૩૩-૩૬] સૂર્ય જેમ પોતાના કિરણોથી પ્રાણીઓને સંતાપે છે, તેમ બાણવૃષ્ટિથી વાનરોને સંતાપતા ઇંદ્રજિતને જોઈ ક્રોધ પામેલા મુખ્ય મુખ્ય વાનરો એકીવખતે તેની સામે દોડ્યા. એ સમયે કપાયેલા દેહવાળા કેટલાક વાનરો મૂર્છિત થઈ પડતા હતા અને કેટલાક લોહીલુહાણ થઈ નાસભાગ કરતા હતા.[૩૭,૩૮] રામચંદ્રને અર્થે પોતાના જીવિતનો પણ ત્યાગ કરવાનો નિશ્ચય કરી અનેક વાનરો પરાક્રમ કરવા તત્પર થયા અને તેઓ શિલાઓ વગેરે ગ્રહણ કરી ઇંદ્રજિત

* જ્યાં રાક્ષસોની કુળદેવી નિકુંભિલાનું મંદિર હતું ત્યાં.

ની સામે ભીડ્યા ૩૯ મહાબળવાન વાનરો ઇંદ્રજિતની સામે રહી તેના ઉપર મોટા વૃક્ષો તથા પર્વતશિખરોની વૃષ્ટિ કરતા હતા, પરંતુ યુદ્ધમાં વિજય મેળવનાર મહાતેજસ્વી ઇંદ્રજિત પ્રાણોનું હરણ કરે એવી એ વૃક્ષ વગેરેની વૃષ્ટિનું પોતાના બાણથી નિવારણ કરતો હતો ૪૦,૪૧ મહાસમર્થ ઇંદ્રજિતે ઝેરી સર્પ જેવા તીક્ષ્ણ બાણો વડે વાનરસેનાને વીંધવા માંડી.૪૨ મહાપરાક્રમી ઇંદ્રજિતે અઢાર બાણોથી ગંધમાદનને, નવ બાણોથી દૂર ઊભેલા નલને, સાત બાણોથી મૈંદને, મર્મસ્થળને ચીરી નાખે એવા પાંચ બાણોથી ગજને, દશ બાણોથી જાંબવાનને, ત્રીસ બાણોથી નીલને અને પોતાને વરદાનમાં મળેલા ભયંકર બાણોથી સુગ્રીવ, ઋષભ, અંગદ તથા દ્વિવિદ વગેરે વાનરોને વીંધીને ચેતનારહિત કર્યા, તેમ જ બીજા પણ અનેક મુખ્ય વાનરોને ઘણા બાણો મૂકીને પીડિત કર્યા. પ્રલયાગ્નિની પેઠે કોપેલા ઇંદ્રજિતે સૂર્ય સરખા અને ઉતાવળી ગતિવાળા પોતાના તીક્ષ્ણ બાણો વડે વાનરોની સેનાને આકુળવ્યાકુળ કરી મૂકી બાણપ્રહારથી લોહીલુહાણ થયેલી અને પૃથ્વી પર તરફડતી વાનર સેનાને જોઈ ઇંદ્રજિત ઘણો જ હરખાયો અને તે પુનઃ પુનઃ બાણોની તેમ જ બીજાં શસ્ત્રાસ્ત્રોની દારુણ વૃષ્ટિ કરીને બાકી રહેલા વાનરસૈન્યને પીડવા લાગ્યો ૪૩–૫૦ પછી રાવણનો પુત્ર ઇંદ્રજિત પોતાની સેનામાંથી નીકળીને અદૃશ્યરૂપે વાનરોની સેનાના ધૂમી ગયો અને શ્યામ મેઘ જેમ જળ વરસાવે, તેમ વાનરો પર તીક્ષ્ણ બાણો વરસાવવા લાગ્યો ૫૧ અદૃશ્ય થયેલા ઇંદ્રજિતના બાણોથી કપાયેલા દેહવાળા વાનરો, જેમ ઇન્દ્રના વજ્રથી કપાયેલા પર્વતો પડે તેમ, ચીસ પાડીને પડવા લાગ્યા. સંગ્રામવિષે વાનરો માત્ર ઇંદ્રજિતે મૂકેલા તીક્ષ્ણ અગ્નિનાં બાણોને જ દેખતા હતા, પરંતુ માયાથી ઢંકાયેલા ઇંદ્રજિતને તેમના જોવામાં આવતો નહતો.૫૨,૫૩ રાક્ષસરાજ ઇંદ્રજિતે સૂર્ય સરખા પ્રકાશિત તીક્ષ્ણ બાણો વડે બધી દિશાઓને ઢાંકી નાખી વાનરોને કાપવા માંડ્યા.૫૪ એ સમયે ઇંદ્રજિતે પરસ્પર અથડાવાને લીધે જેમાંથી અગ્નિના તણખા ઊડતા હતા, એવા અને પ્રદીપ્ત અગ્નિ સરખા પ્રકાશમાન ત્રિશૂળ, બાણ, તલવાર, તોમર, ફરશી વગેરે શસ્ત્રાસ્ત્રોની તીવ્ર વૃષ્ટિ વાનરસેના ઉપર કરી મૂકી. પ્રદીપ્ત અગ્નિ સરખા ઇંદ્રજિતના શસ્ત્રોથી ઘવાયેલા વાનરો એ વેળા પ્રફુલ્લિત થયેલા ખાખરાના વૃક્ષો જેવા દેખાતા હતા. આકાશમાંથી બાણ આવતા જોઈ વાનરો ઊંચી દૃષ્ટિ કરતા કે તરત જ તેમના નેત્રોમાં બાણ આવીને વાગતાં હતા, જેથી તેઓ એકબીજાને અથડાઈને પૃથ્વી પર પડી જતા હતા.

રાક્ષસશ્રેષ્ઠ ઇંદ્રજિતે હનુમાન, સુગ્રીવ, અંગદ, ગંધમાદન, જાંબવાન, સુષેણ, વેગદર્શી, મૈંદ, દ્વિવિદ, નીલ, ગવાક્ષ, ગવય, કેસરી, હરિલોમા, વિદ્યુદ્દંષ્ટ્ર, સૂર્યાનન, જ્યોતિર્મુખ, દધિમુખ, પાવકાક્ષ, નલ અને કુમુદ વગેરે મુખ્ય વાનરોને પણ અભિમંત્રિત કરેલા પ્રાસ, ત્રિશૂળ તેમ જ તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યા.૫૫–૬૧

સુવર્ણ સમાન કાંતિવાળા બાણ તથા ગદા વગેરે હથિયારોથી વાનરોને માર્યા પછી ઇંદ્રજિતે રામ–લક્ષ્મણ ઉપર સૂર્યના કિરણ સરખાં બાણો વરસાવવા માંડ્યા.૬૨ પોતાની ઉપર પડતી બાણવૃષ્ટિને વરસાદની ધારાઓ સમાન ગણીને અદ્ભુત શોભાવાળા શ્રીમાન રામચંદ્ર લક્ષ્મણના સામુ જોઈને કહેવા લાગ્યા 'હે લક્ષ્મણ! ઇંદ્રનો શત્રુ અને રાક્ષસોમાં શ્રેષ્ઠ એવો આ ઇંદ્રજિત દિવ્ય અસ્ત્રોથી આખી વાનરસેનાને પીડિત કરીને હવે આપણી ઉપર બાણો વરસાવી રહ્યો છે. મોટી કાયાવાળા ઇંદ્રજિતને બ્રહ્મદેવનું વરદાન મળેલું છે અને તે હાલમાં અંતર્ધાન રહીને આપણી સાથે યુદ્ધ કરે છે, માટે આપણે તેને કેવી રીતે મારી શકીશું?૬૩–૬૫ હે ભાઈ! હું તો માનું છું કે, સમગ્ર જગતના ઉત્પાદક અને સંહારક બ્રહ્મદેવનો અચિંત્ય પ્રભાવ છે, તેમ જ તેમનાં અસ્ત્રોનો પ્રભાવ પણ અદ્ભુત છે; માટે હે બુદ્ધિમાન લક્ષ્મણ! હાલમાં બીજું

કાંઈ પણ નહિ કરતાં પરમાત્માના ધ્યાનમાં એકચિત્ત થઈને તું પણ મારી સાથે આ બ્રહ્માસ્ત્રના પ્રહારને સહન કર. ભલે, મહાબળવાન રાક્ષસેંદ્ર ઇંદ્રજિત પોતાની શરજાળથી આપણને આચ્છાદિત કરે! હે ભાઈ! મોટા મોટા શૂરવીરો જેમાં ઘવાઈ પડયા છે, એવું આખું વાનરસૈન્ય હાલમાં જરાયે શોભતું નથી. આપણે પણ તેઓની પેઠે અચેતન થઈ પડવાની જરૂર છે, કેમ કે આપણને હર્ષશોકરહિત તથા ચૈતન્યરહિત પડેલા જોઈને પોતાનો વિજય થયો માની ઇંદ્રજિત લંકાનગરીમા પાછો જશે.[૬૬–૬૮]

શ્રીમાન રામચંદ્રજી આમ કહેતા હતા, એટલામા તો તેઓ બને ઇંદ્રજિતની બાણજાળથી ગૂંથાઈ ગયા અને મૂર્છિત થઈને પૃથ્વી પર પડયા. એ જોઈ ઇંદ્રજિત અત્યંત હર્ષ પામ્યો અને મોટી ગર્જના કરવા લાગ્યો. એ પ્રમાણે આખી વાનરસેનાને તથા રામ–લક્ષ્મણને પૃથ્વી પર પાડીને રાક્ષસગણોથી સ્તુતિ કરાતા ઇંદ્રજિતે હર્ષભેર લંકામા પ્રવેશ કર્યો અને પોતાના પિતા રાવણરાયને સઘળું વૃત્તાંત નિવેદન કર્યું.[૬૯,૭૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિમાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૭૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૪ મો

### હનુમાનનું પ્રચંડ પરાક્રમ–મૃતસંજીવની ઔષધિ–વાનરસેનાનું પુનરુજ્જીવન

तयोस्तदासादितयो रणाग्रे मुमोह सर्वं हरियूथपानाम् । सुग्रीवनीलाङ्गदजाम्बवन्तो न चापि किंचित्प्रतिपेदिरे ते ॥ १ ॥

રામ–લક્ષ્મણ સંગ્રામભૂમિમા ચેષ્ટારહિત થઈ પડયા, ત્યારે આખું વાનરસૈન્ય બેભાન સરખું થઈ ગયું. સુગ્રીવ, નીલ, અંગદ તથા જાંબવાન વગેરે મુખ્ય વાનરો પણ ઘાયલ થઈ પડયા હતા, એથી તેઓ એકબીજાની સ્થિતિ જાણવા અસમર્થ હતા.[૧] એ વેળા બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ વિભીષણ ઘાયલ થયા વિનાનો હોવાથી સાવચેત હતો. તેણે સર્વ વાનરોનું આશ્વાસન કરી મધુર વચન કહ્યાં.[૨] 'હે વાનરો! તમે જરા પણ ભય પામશો નહિ. આ સમયે ખેદ કરવો યોગ્ય નથી. રામ–લક્ષ્મણ ઇંદ્રજિતના બાણથી વીંધાઈ પરવશ પડયા છે. તે માત્ર બ્રહ્મદેવના વરદાનને માન આપવા માટે જ છે. હે વાનરો! બ્રહ્મદેવે ઇંદ્રજિતને પોતાનું અમોઘ વીર્યવાળું બ્રહ્માસ્ત્ર આપેલું છે તેને માન આપીને આ બંને રાજકુમારો પરવશ પડયા છે, તેમાં વિષાદ કરવાનું કારણ નથી.[૩,૪] એ સમયે પવનસુત હનુમાન જે બ્રહ્માસ્ત્રને માન આપી રણભૂમિમા સૂતો હતો છતા સાવધ હતો, તેણે કહ્યું: 'હે વિભીષણ! ચાલો આપણે ઇંદ્રજિતના અસ્ત્રથી હણાઈ પડેલા આખા વાનરસૈન્યમા ફરી વળીએ અને તેમા જે વાનરો પીડિત હોય, તેનનું આશ્વાસન કરીએ.[૫,૬]

પછી હનુમાન અને વિભીષણ હાથમાં મશાલ લઈને રણભૂમિમા ફરવા લાગ્યા[૭] જેઓના પૂંછડા, હાથ, પગ, સાથળ, આંગળીઓ તથા ડોકો કપાઈ ગયાં હતાં, એવા અને પર્વત જેવી કાયાવાળા અનેક વાનરો ત્યા પડયા હતા અને તેઓના શરીરમાથી ખળખળાટ કરતું રુધિર વહેતું હતું વળી ત્યા પડેલા હથિયારો પણ અત્યંત ચળકાટ મારતા હતા. શોધતા શોધતા હનુમાન અને વિભીષણ બંને જણા જ્યા સુગ્રીવ, અંગદ, નીલ, શરભ, ગંધમાદન, જાંબવાન, સુષેણ, વેગદર્શી, મંદ, દ્વિવિદ તથા નલ અને જ્યોતિર્મુખ વગેરે યૂથપતિઓ પડયા હતા ત્યા આવી પહોચ્યા.[૮–૧૧] બ્રહ્મદેવનું વરદાન પામેલા ઇંદ્રજિતે બ્રહ્માસ્ત્રના બળ વડે માત્ર દિવસના પાચમા ભાગમા અડસઠ કરોડ વાનરોને સુવાડી દીધા હતા.[૧૨] સમુદ્ર સરખા ભયંકર સૈન્યને બાણથી પીડાતું જોઈને હનુમાન તથા વિભીષણ જાંબવાનને શોધવા લાગ્યા.[૧૩] શોધતા

હજારો બાણોથી વ્યાપ્ત અને સ્વાભાવિક વૃદ્ધાવસ્થાને લીધે શાંત થવા આવેલા અગ્નિ સરખા વૃદ્ધ જાંબવાનને તેમણે દૂરથી જોયો. પછી વિભીષણ તેની પાસે જઈ કહેવા લાગ્યો : 'હે આર્ય જાંબવાન! તીક્ષ્ણ બાણ વાગવાથી તારા પ્રાણ તો ગયા નથી ને ?[૧૪,૧૫]

ત્યારે રીંછોમાં શ્રેષ્ઠ જાંબવાને મહાકષ્ટથી કહ્યું: 'હે પરાક્રમી રાક્ષસેંદ્ર! હું તને તારા સ્વર ઉપરથી જ ઓળખી શકું છું, પણ બાણો વડે વીંધાયેલો હોવાથી હું તને નજરે જોઈ શકતો નથી. હે સુવ્રત! હું તને પૂછું છું કે, અંજના અને વાયુ જેનાથી ભાગ્યશાળી છે, એવો કપિવર હનુમાન જીવે છે કે કેમ?'

જાંબવાનનો પ્રશ્ન સાંભળી વિભીષણે આશ્ચર્ય સહિત કહ્યું: 'હે જાંબવાન! રામ-લક્ષ્મણના કુશળ સમાચાર ન પૂછતાં હનુમાનના સમાચાર કેમ પૂછે છે? હે આર્ય! તું આપણા રાજા સુગ્રીવ, અંગદ કે રામ-લક્ષ્મણ ઉપર સ્નેહ નહિ દર્શાવતાં પવનસુત હનુમાન ઉપર આટલો બધો સ્નેહ કેમ દર્શાવે છે?'[૧૬-૨૦]

ત્યારે જાંબવાને કહ્યું : 'હે રાક્ષસશ્રેષ્ઠ! હું સૌના પહેલાં હનુમાનના કુશળ સમાચાર પૂછું છું, તેનું કારણ તું સાંભળ. હે તાત! જો હનુમાન જીવતા હશે તો આપણું સૈન્ય હણાયા છતાં પણ જીવતું જ છે; અને જો તે મરણને શરણ થયો હશે, તો આપણે સૌ જીવતા છતાં મૂએલા જ છીએ. હે તાત વિભીષણ! તું મને કહે કે, હનુમાન જીવે છે કે નહિ? પવન સમાન વેગવાળો અને અગ્નિ સમાન શૌર્યવાળો હનુમાન જો જીવતો હશે, તો જ આપણા સૌના જીવનની આશા છે.'[૨૧-૨૩]

વૃદ્ધ જાંબવાનનાં વચન સાંભળી પવનસુત હનુમાને વિનીતભાવથી તેની પાસે જઈને તેના ચરણમાં મસ્તક મૂકી, 'હું પવનનો પુત્ર હનુમાન તમને પ્રણામ કરું છું' એમ બોલી અભિવાદન કર્યું.[૨૪] જેની ઇંદ્રિયો આકુળવ્યાકુળ થયેલી હતી, એવો વૃદ્ધ જાંબવાન હનુમાનનું વાક્ય સાંભળી નવો અવતાર આવ્યો હોય એમ માનવા લાગ્યો.[૨૫] પછી તેણે હનુમાનને કહ્યું : 'હે કપિશાર્દૂલ! તું ભલે આવ્યો. હે તાત! હવે તું આ સર્વ વાનરોનું રક્ષણ કર.[૨૬] આખી વાનરસેનામાં હું તારા જેવો પરાક્રમી બીજા કોઈને જોતો નથી. તું જ આ વાનરોનો પરમ મિત્ર છે અને આજે તારે પરાક્રમ દાખવવાનો સમય આવી પહોંચ્યો છે. માટે તું રીંછ તથા વાનરોના સૈન્યને હર્ષિત કર અને મૂર્છિત થઈ પડેલા રામ-લક્ષ્મણને પણ પીડાથી મુક્ત કર. હે હનુમાન! તું સમુદ્ર ઓળંગી, લાંબો માર્ગ વટાવી હિમાલય પર્વત ઉપર જા.[૨૭-૨૯] હે શત્રુદમન! ત્યાં અત્યંત ઊંચું કાંચનમય 'ઋષભ' નામનું પર્વતશિખર તથા કૈલાસશિખર તારા જોવામાં આવશે.[૩૦] એ બંને શિખરોની વચ્ચે અઢારભાર ઔષધિઓથી ભરેલો અને અતુલિત કાંતિવાળો 'ઔષધિપ્રસ્થ' નામનો પર્વત તારી દૃષ્ટિએ પડશે.[૩૧] હે વાનરશાર્દૂલ! એ ઔષધિપ્રસ્થ ઉપર મૃતસંજીવની,+ વિશલ્યકરણી,× સુવર્ણકરણી÷ તથા સંધાની* નામની ચાર ઔષધિઓ છે કે જેની કાંતિથી દશે દિશાઓ પ્રકાશિત થાય છે. તે ઔષધિઓને તું ત્યાં જઈ ઓળખજે.[૩૨,૩૩] હે હનુમાન! એ ચારે ઔષધિઓ લઈને તું સત્વર પાછો આવ અને વાનરોને જીવતદાન આપી તેઓનું આશ્વાસન કર.'[૩૪]

જાંબવાનનાં વચન સાંભળી જેમ વાયુ વડે સમુદ્ર ઊછળે, તેમ પવનસુત હનુમાનના હૃદયમાં બળનો વેગ ઊછળવા માંડ્યો.[૩૫] એ સમયે ત્રિકૂટાચળના શિખર પર ઊભેલો અને પર્વતને દબાવતો હનુમાન જાણે બીજો પર્વત જ

+ મૃત્યુ પામેલાને જિવાડનારી.
× ઘાવને સત્વર રુઝવનારી.
÷ ફિક્કી પડેલી કાંતિને યથાસ્થિત બનાવનારી.
* કપાએલાં અંગોને પુનઃ સાંધનાર.

હોય એવો દેખાવા લાગ્યો.[૩૬] હનુમાનના ભારથી પીડિત થયેલો પર્વત એકાએક પૃથ્વીમા પેસી ગયો અને તે પુન ઊભો થઈ શક્યો જ નહિ હનુમાનના વેગથી પર્વત પરના વૃક્ષો ઊખડી પડ્યા અને શિખરો તૂટી પડ્યા હનુમાનના પરાક્રમથી આખો પર્વત ડોલવા લાગ્યો, ત્યારે વાનરો તેના પર સ્થિર રહી શક્યા નહિ આખો ત્રિકૂટાચળ કપી ઊઠવાથી લકાના દરવાજા વણધપી ગયા મોટા મોટા ગૃહો તથા ગોપુરો તૂટી પડ્યા અને આખી લકા જાણે નૃત્ય કરતી હોય એમ કપાયમાન થઈ રહી રાત્રિમા આવો પ્રકાર થવાથી સઘળા રાક્ષસો ત્રાસ પામ્યા પર્વત જેવા પ્રૌઢ દેહવાળા હનુમાને પર્વતને દબાવીને સમુદ્ર સહિત આખી પૃથ્વીને કપાયમાન કરી મૂકી પોતાના બા પગ પછાડીને તથા વડવાનલ સરખુ પોતાનુ ભયકર મુખ પહોળુ કરીને કપિવર હનુમાને મોટી ગર્જના કરી, જે સાભળી સઘળા રાક્ષસો ત્રાસ પામ્યા હનુમાનની ભયકર ગર્જના સાભળીને લકામા રહેલા રાક્ષસો રાત્રિમા એવા તો ડર્યા કે તેઓ જરા પણ હાલ્યાચાલ્યા વિના સ્થિર થઈ રહ્યા [૩૭–૪૩] હવે સમુદ્રને નમન કરીને ભયકર પરાક્રમવાળો શત્રુદમન હનુમાન રામચદ્રનુ કાર્ય કરવા તત્પર થયો તેણે સર્પ સરખુ પોતાનુ પૂછડુ ઊચુ કરી, પીઠ નમાવી, કાન સકોચી મુખ પહોળુ કરીને આકાશમા કૂદકો માર્યો તેણે પોતાના હાથ અને સાથળના વેગથી કેટલાક વૃક્ષો, શિલાઓ તથા સાધારણ વાનરોને ઉડાડી મૂક્યા અને કેટલાક નિબળ વાનરો તો છેક સમુદ્રમા જઈ પડ્યા ગરુડ સમાન વેગવાળો હનુમાન જાણે દિશાઓને માપતો હોય એમ મોટા સર્પ સરખા બન્ને હાથ પસારીને સડસડાટ કરતો હિમાલય પ્રત્યે જવા લાગ્યો વિષ્ણુ ભગવાનના હાથમાથી છૂટેલા ચક્રની પેઠે ગતિ કરતો કપિવર હનુમાન, જળ ક્ષુભિત થવાથી જેમના તરગો પરસ્પર અથડાતા હતા અને જળચરો આકુળવ્યાકુળ થઈ રહ્યા હતા, એવા સમુદ્રને જોતો ઊડચે જતો હતો. વાયુ સરખા વેગવાળો હનુમાન મોટા મોટા પર્વતો, પક્ષીઓ, સરોવરો, નદીઓ, તળાવડીઓ, નગરો અને સમૃદ્ધિવાળા દેશોને જોતો જોતો ઊડચે જતો હતો શૂરવીર હનુમાન સૂર્યમાર્ગનો આશ્રય કરીને વિનાપરિશ્રમે અતિ શીઘ્ર ગતિથી દિશાઓને ગજવતો ઊડચે જતો હતો. જાબવાનના વાક્યનું સ્મરણ કરતા મહાકપિ હનુમાને થોડી જ વારમા દૂરથી હિમાલય પર્વત દીઠો.[૪૪–૫૨]

હિમાલય પર્વત શ્વેત વાદળ સરખા રમણીય શિખરોથી તેમ જ અનેક જાતના વૃક્ષોથી શોભી રહ્યો હતો અને તેની કદરાઓમાથી ઘણા ઝરણા નીકળતા હતા. કપિવર હનુમાન અતિ ઊચા ગયેલા સુવર્ણશિખરોવાળા એ પર્વતરાજ ઉપર થોડી વારમા જ જઈ પહોચ્યો ત્યા અનેક મહર્ષિઓએ સેવેલા મોટા મોટા આશ્રમો તેના જોવામા આવ્યા [૫૩,૫૪] વળી બ્રહ્મદેવનુ સ્થાન, કૈલાસશિખર, ઇદ્રનુ ક્રીડાભુવન, શકરે જ્યા રહીને ત્રિપુરાસુરના વધ માટે બાણુ ફેક્યુ હતુ તે સ્થાન, હયગ્રીવની આરાધના કરવાનુ સ્થાન, બ્રહ્મકપાલનુ સ્થાન, યમરાજના કિંકરોનુ સ્થાન, અગ્નિનુ ગૃહ, સૂર્ય સરખી પ્રકાશમાન કુબેરની અલકાનગરી, જ્યા ત્વષ્ટાએ સૂર્યને આછ્યો હતો તે સ્થાન, ઋષિમુનિઓના આશ્રમ, શકરના પિનાક ધનુષ્યનુ સ્થાન અને પાતાળનુ મુખ એ સઘળુ કપિવર હનુમાનના જોવામા આવ્યુ [૫૫,૫૬] વળી જાબવાનના કહેવા પ્રમાણે કાચનમય ઋષભ પર્વત તથા કૈલાસપર્વતના શિખર પણ દેખાયા અને તે બન્નેની વચ્ચે પ્રકાશમાન અઢારભાર વનસ્પતિવાળો 'ઔષધિપ્રસ્થ' નામનો પર્વત પણ જોવામા આવ્યો [૫૭] અગ્નિશિખા સમાન ઝળહળતા એ દેદીપ્યમાન પર્વતને જોઈ કપિવર હનુમાન વિસ્મય પામ્યો અને તેના પર ચડીને પૂર્વોક્ત ઔષધિઓને શોધવા લાગ્યો વાયુસુત હનુમાન હજારો યોજન વટાવીને જ્યારે દિવ્ય ઔષધિવાળા પર્વત પર આવ્યો, ત્યારે 'પોતાને લઈ જનાર કોઈક આવે છે' એમ જાણીને ત્યાની

સઘળી ઔષધિઓ અલોપ થઇ ગઈ[૫૮-૬૦] ઘણી શોધ કરવા છતા એક પણ દિવ્ય ઔષધિ જોવામા આવી નહિ, ત્યારે મહાત્મા હનુમાનને અત્યત ક્રોધ વ્યાપ્યો અને તેના નેત્ર લાલચોળ થઈ ગયા. પછી પર્વતના એ અવિનયને નહિ સાખતા કપિશ્રેષ્ઠ હનુમાને કહ્યુ 'અલ્યા જડ મતિવાળા પર્વત ! શુ તે નિશ્ચય જ કર્યો છે કે, મને ઔષધિ ન આપવી અને રામનુ કાર્ય ન કરવુ ? શું તને રામ ઉપર પણ દયા નથી આવતી ? પણ હે મૂર્ખ પર્વત ! જો એમ જ હોય, તો હુ આજે તને મારુ બાહુબળ દેખાડુ છુ ! અરે, મારી ભુજાથી હણાઈને હમણા જ તુ પોતાને છિન્નભિન્ન થયેલો જોઈશ ' એમ કહીને કપિવર હનુમાને અનેક હસ્તી, વૃક્ષ, સુવર્ણ વગેરે ધાતુની ખાણો અને દેદીપ્યમાન નાના શિખરોવાળા એ ઔષધિપ્રસ્થ પર્વતના મોટા શિખરને પકડી વેગથી હચમચાવી નાખ્યુ અને તેને મૂળમાથી ઉખેડી લઈ સર્વ લોકોને ત્રાસ આપતો હનુમાન ગરુડ સરખા વેગથી આકાશમાર્ગે ઊડ્યો એ સમયે આકાશચારી ભૂતપ્રાણીઓ તેની સ્તુતિ કરવા લાગ્યા [૬૧-૬૪] સૂર્ય સરખા પ્રકાશવાળુ શિખર ગ્રહણ કરીને સૂર્ય સરખો તેજસ્વી કપિવર હનુમાન જ્યારે આકાશમા ઊડતો હતો, ત્યારે તે જાણે એક સૂર્યની સમીપમા બીજો સૂર્ય ઊગ્યો હોય તેવો દેખાતો હતો હાથમા ધારણ કરેલા, અગ્નિની જ્વાળાવાળા અને હજાર આરાવાળા ચક્રથી વિષ્ણુ ભગવાન શોભે, તેમ હાથમા ગ્રહણ કરેલા મોટા પર્વતથી હનુમાન શોભતો હતો

લકાના ત્રિકૂટાચળ પર રહેલા વાનરોએ દૂરથી હનુમાનને આવતો જોઈને હર્ષનાદ કર્યો અને હનુમાને પણ તેઓને જોઈને મોટી ગર્જના કરી, ત્યારે સર્વનો નામરો કોનાહલ સાભળી લકાના રાક્ષસો ભયને લીધે ચીસ પાડી ઊઠ્યા પછી મહાત્મા હનુમાન મોટુ પર્વતશિખર લઈને જ્યા વાનરોની સેના પડી હતી ત્યા ઊતર્યો અને મુખ્ય મુખ્ય વાનરોને પ્રણામ કરી વિભીષણને પ્રેમથી ભેટ્યો હનુમાને આણેલા પર્વતમાની દિવ્ય ઔષધિઓની સુગધ પ્રસરી કે તરત જ રામ-લક્ષ્મણ સચેત થયા અને તેમના ઘાવ વગેરેની પીડા મટી ગઈ. ઔષધિની ગધ આવવાથી બીજા પણ જે વાનરો હણાઈ પડ્યા હતા, તે સઘળા ક્ષણવારમા જ પીડારહિત થયા અને જાણે રાતે સૂઈને ઊઠ્યા હોય એમ આળસ મરડીને બેઠા થયા.*[૬૫-૭૦]

જ્યારથી વાનરો અને રાક્ષસોનુ યુદ્ધ શરૂ થયુ, ત્યારથી વાનરોના હાથે જેટલા રાક્ષસો મરણ પામતા હતા, તે સઘળાને રાવણના હુકમથી રાક્ષસો દરરોજ સમુદ્રમા ફેકી દેતા હતા, કેમ કે એથી 'રાક્ષસો કેટલા હણાયા ' તેની સખ્યા શત્રુના જાણવામા આવે નહિ.

એ પ્રમાણે સર્વને સજીવન કર્યા પછી વાયુપુત્ર હનુમાન, એ ઔષધિપ્રસ્થ પર્વતને પુન હિમાલયમા જ્યા હતો, ત્યા મૂકી આવી રામચદ્રને મળ્યો ૭૧-૭૩

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાડમા ૭૪ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૫ મો

લંકામા ભયાનક આગ-કાળરાત્રિ સમ કેર

ततोऽब्रवीन्महातेजा सुग्रीवो वानरेश्वर ।
अर्थ्यं विज्ञापयश्चापि हनुमन्तमिदं वच ॥ १ ॥

પછી વાનરરાજ સુગ્રીવે હવે શુ કરવુ એ જણાવતા હનુમાનને કહ્યુ.[૧] 'હે હનુમાન ! રાવણના ઘણાક પુત્રો અને ભાઈઓ યુદ્ધમા હણાઈ ચૂક્યા છે, એટલે તે તરતમા આપણી સામે યુદ્ધ કરવા નીકળે તેમ નથી[૨] માટે આપણી સેનાના નાનામોટા સર્વ વાનરો આજે હાથમા સળગતા કાષ્ઠ લઈ લકા પર ચડી જાઓ અને તેને ચોમેરથી સળગાવી મૂકો '[૩] સુગ્રીવની

* રણમાં પડેલા વાનરો ઔષધિની સુગંધ આવવાથી જ જીવતા થયા, તો પછી ત્યાં પડેલા રાક્ષસો પણ સજીવન થવા જોઈએ, એવી શકાનુ સમાધાન હવે પછીના બે શ્લોકમાં કવિ પોતે જ કરે છે, અર્થાત્ ઘાયલ થયેલા રાક્ષસો રણભૂમિ પર હતા જ નહિ

આજ્ઞા થતાં, સૂર્ય અસ્તાચળ પર ગયો અને ભયંકર અંધકારવાળી રાત્રિ શરૂ થઈ, ત્યારે અસંખ્ય વાનરો હાથમાં સળગતાં કાષ્ઠ લઈ લંકા તરફ ચાલ્યા.[૪] ચોતરફથી બળતાં ઉંબાડિયાં લઈ આવતા વાનરોને જોઈને લંકાની ચોકી કરનારા બિહામણા રૂપવાળા રાક્ષસો તો એકાએક જીવ લઈને નાસી ગયા;[૫] એટલે તરત જ વાનરોએ લંકામાં પ્રવેશ કર્યો અને ગોપુરો, અટારીઓ, શેરીઓ, મોટી મોટી ચોકીઓ તેમ જ પ્રાસાદોમાં આગ લગાડવા માંડી. અગ્નિ પ્રસર્યો કે તરત જ રાક્ષસોનાં હજારો ગૃહો બળવા માંડ્યાં અને પર્વત જેવી ઊંચી હવેલીઓ બળીબળીને તૂટી પડવા માંડી.[૬-૭] એ આગમાં અગુરુ વગેરે સુગંધી પદાર્થો, હીરા, મોતી, પ્રવાલ, માણેક, રેશમી વસ્ત્ર, જાડી કાંબળ, ઊનની શાલો, સુવર્ણપાત્ર, હથિયાર, અન્નાદિ ભરવાના કોઠાર, અશ્વોનાં પલાણ, અશ્વશાળા, ગજશાળા, રથશાળા, યોદ્ધાઓનાં કવચ, અશ્વ તથા હસ્તીનાં કવચ, તલવાર, ધનુષ્ય, પણછ, બાણ, તોમર, અંકુશ, શક્તિ, ચામર, વ્યાઘ્રાંબર, કસ્તૂરી અને હીરા-મોતીના ભંડાર, એ સઘળું બળીને જમીન-દોસ્ત થવા લાગ્યું. વળી એ આગમાં અનેક પ્રકારનાં હથિયારોનાં કારખાનાં અને ચિત્ર-વિચિત્ર મંદિરો પણ બળીને ખાખ થઈ ગયાં.[૮-૧૩] વળી સુવર્ણાલંકાર તથા પુષ્પહાર ધારણ કરનારા, મદિરાપાન કરવાથી ચપળ નેત્ર-વાળા, મદને લીધે લથડતી ચાલવાળા, સ્ત્રીઓનાં વસ્ત્ર પકડી રતિક્રીડામાં મસ્ત થયેલા, શત્રુ પર ક્રોધ ચડવાને લીધે ગદા, ત્રિશૂળ અને તલવાર વગેરે હથિયાર લઈને યુદ્ધ કરવા માટે સજ્જ થયેલા, માંસ વગેરે પદાર્થોનું ભક્ષણ કરતા, મદિરા પીતા અને પોતાની સ્ત્રીઓની સાથે અમૂલ્ય શય્યાઓમાં સૂતેલા અનેક રાક્ષસોનાં હજારો મંદિરો એકાએક સળગી ઊઠ્યાં, જેથી તેઓ ત્રાસ પામી પોતાનાં બાળ-બચ્ચાંઓને લઈને ઉતાવળે નાસભાગ કરવા લાગ્યા. એ સમયે આખી લંકામાં અગ્નિના મોટા ભડકા ઊઠતા હતા; તેમાં ગુપ્ત ધનભંડાર-વાળાં, એકાએક ન પ્રવેશી શકાય એવાં, સુવર્ણમય, પૂર્ણચંદ્ર તથા અર્ધચંદ્રના ચિહ્ન-વાળાં, ઉત્તમ, ચંદ્રશાળાયુક્ત ચિત્રવિચિત્ર ગોખવાળાં, ઠેકઠેકાણે હીંચોળા-ખાટવાળાં, મણિ અને વિદ્રુમથી ચિત્રિત, ક્રૌંચ, મયૂર, વીણા તથા અલંકારોના નાદથી ગાજી રહેલાં તેમ જ સૂર્યનો સ્પર્શ કરતાં હોય તેવાં ઊંચાં હજારો ગૃહો બળતાં હતાં. અગ્નિથી ભડભડાટ સળગતાં તોરણો, ગ્રીષ્મઋતુમાં વીજળીયુક્ત વાદળ સરખાં શોભતાં હતાં અને મોટાં મોટાં ગૃહો દાવાગ્નિથી સળગી ઊઠેલાં મોટાં પર્વત-શિખરો જેવાં દેખાતાં હતાં. સાતમે માળે સૂતેલી સ્ત્રીઓ જ્યારે અગ્નિથી બળવા લાગી, ત્યારે પોતાનાં વસ્ત્રાભૂષણ ફેંકી દઈને 'હાય હાય' બોલી ચીસો પાડવા લાગી. જેમ ઇંદ્રનું વજ્ર વાગવાથી પર્વતનાં શિખરો તૂટી પડે, તેમ અગ્નિથી બળેલાં મોટાં મંદિરો ધબોધબ તૂટી પડવા લાગ્યાં. જાણે હિમાલયનાં શિખરો ચોમેરથી સળગી ઊઠ્યાં હોય, તેમ દૂરથી લંકાનાં મંદિરો જણાતાં હતાં. રાત્રિમાં અગ્નિ-જ્વાળાઓથી હવેલીઓના અગ્રભાગ સળગી ઊઠવાથી લંકાનગરીમાં જાણે પ્રફુલ્લિત થયેલાં ખાખરાના વૃક્ષો જ ઊગ્યાં હોય એમ જણાતું હતું. એ વેળા મહાવતોએ છોડી મૂકેલા હાથીઓથી તેમ જ સવારોએ છોડી મૂકેલા અશ્વોથી લંકાનગરી પ્રલયકાળે આકુળવ્યાકુળ થયેલા મગર-મત્સ્યવાળા સમુદ્ર સરખી દેખાતી હતી.[૧૪-૨૭] છૂટેલા અશ્વો જોઈ હાથી ભય-ભીત થઈ નાસતો હતો, ત્યારે હાથીને જોઈ અશ્વો પણ ત્રાસ પામી પલાયન કરી જતા હતા.[૨૮] લંકામાં ઊઠતી અગ્નિજ્વાળાઓની છાયા પડવાને લીધે સમુદ્ર જાણે રાતા જળથી ભરેલો હોય એવો શોભતો હતો.[૨૯] વાનરો-એ સળગાવેલી લંકાનગરી બે ઘડીમાં જ પ્રલય-સમયે સળગી ઊઠેલી પૃથ્વી જેવી થઈ રહી.[૩૦] એ વેળા ધુમાડાથી ગભરાઈ ગયેલી, અગ્નિથી

સતત થયેની અને મોટી બૂમો પાડતી રાક્ષસસ્ત્રીઓની ચીસો સો સો યોજન સુધી સભળાતી હતી [૩૧]

અર્ધા બળેલા શરીરવાળા કેટલાક રાક્ષસો કોટલેર લકામાથી બહાર નીકળી આવ્યા, ત્યારે યુદ્ધ કરવા સજ્જ થઈ રહેલા વાનરો તેઓની સામે થયા [૩૨] એ સમયે વાનરો અને રાક્ષસોના મોટા નાદથી દશે દિશાઓ, સમુદ્ર તથા આખી પૃથ્વી ખળભળી ગેઠી [૩૩] પીડા રહિત થયેલા મહાત્મા રામ લક્ષ્મણે તરત જ પોતાના શ્રેષ્ઠ ધનુષ્ય સભાળ્યા [૩૪] રામચદ્રે ધનુષ્યનો ટકારવ કર્યો તેથી રાક્ષસો અત્યત ભયભીત થઈ ગયા [૩૫] ધનુષ્ય સજ્જ કરી યુદ્ધ કરવા તત્પર થયેલા રઘુવીર એ સમયે વેદમય ધનુષ્ય ધારણ કરી ઊભેલા સાક્ષાત્ મહાદેવજી સરખા દેખાતા હતા [૩૬] રામચદ્રના ધનુષ્યનો ટકારવ વાનરો અને રાક્ષસોની ગર્જનાથી પણ વધારે સભળાતો હતો [૩૭] વાનરોની ગર્જના, રાક્ષસોની ચિચિયારી અને રામચદ્રના ધનુષ્યનો ટકારવ, એ ત્રણેએ એકી વખતે દશે દિશાઓ ગજાવી મૂકી [૩૮]

રામચદ્રના એકજ બાણથી કૈલાસ પર્વતના શિખર જેવો લકાનો ઊચો દરવાજો તૂટી પડ્યો રામચદ્રના તીક્ષ્ણ બાણોને પોતાના ગૃહોમા અને હવેલીઓમા આવતા જોઈને રાક્ષસો યુદ્ધ માટે તયારી કરવા લાગ્યા યુદ્ધ માટે સજ્જ થતા અને સિહનાદ કરતા રાક્ષસોને એ રાત્રિ કાળરાત્રિ સરખી દુખદ થઈ પડી [૩૯–૪૧]

એ વેળા બરાબર લાગ સાધીને સુગ્રીવે વાનરોને આજ્ઞા આપી તમે બધા સમીપમા આવેલા લકાના દરવાજા પર જઈ ત્યા ઊભેલા રાક્ષસોની સાથે યુદ્ધ કરો અને જે વાનર કાયર થઈને પાછો ફરે તેને મારા ગુનેગાર સમજી મારી નાખજો [૪૨,૪૩]

સુગ્રીવની આજ્ઞા થતા જ વાનરો લકાના દરવાજા પર દોડી ગયા અને રાક્ષસોને કહેવા લાગ્યા 'વાનરો સળગતા કાષ્ઠ લઈને લકાના દરવાજા રોકી ઊભા છે' એ સમાચાર સાભળતા જ રાવણના ક્રોધનો પાર રહ્યો નહિ એ સમયે રાવણે એવુ તો બગાસુ ખાવુ કે જેથી દશે દિશાઓ ગાજી ઊઠી અને તે ક્રાવને લીધે સાક્ષાત્ રુદ્ર જેવો દેખાવા લાગ્યો

એ સમયે રાવણે કુભકર્ણના 'કુભ' અને 'નિકુભ' નામના બે પુત્રોને ઘણા રાક્ષસોની સાથે યુદ્ધ ચડવાની આજ્ઞા આપતા યૂપાક્ષ, શોણિતાક્ષ, પ્રજઘ તથા કપનને પણ તેમની સાથે જવા કહ્યુ, ત્યારે તરત જ તેઓ સર્વ યુદ્ધ કરવા બહાર પડ્યા [૪૪–૪૭] એ વેળા રાવણે મોટી ગર્જના કરીને કહ્યું 'હે રાક્ષસો! તમે બધા અત્યારે ને અત્યારે જ યુદ્ધ કરવા જાઓ' [૪૮]

રાવણની આજ્ઞા સાભળી ઝગઝગતા આયુધો લઈને રાક્ષસો ઉપરાઉપરી ગર્જના કરતા યુદ્ધ કરવા નીકળ્યા [૪૯] એ સમયે વાનરોના હાથમાના સળગતા કાષ્ઠોના તેજથી અને રાક્ષસોના આભૂષણોની કાતિથી આકાશ પ્રકાશયુક્ત થઈ રહ્યુ [૫૦] ચદ્ર, નક્ષત્રો, વાનરોના ઊબાડિયા અને રાક્ષસોના આભૂષણ, એ બધાના પ્રકાશથી અતરિક્ષ ઝળહળી ઊઠ્યુ [૫૧] ચદ્રાદિ ગ્રહોના પ્રકાશથી અને આભૂષણોના ચળકાટથી બન્ને સન્યો શોભતા હતા [૫૨] એ સમયે લકાના અર્ધા બળેલા ગૃહોની કાતિ જેના જળમા પડતી હતી, એવો સમુદ્ર તરગો ઊઠવાથી અધિક શોભવા લાગ્યો [૫૩]

હવે સુસજ્જિત થયેલુ રાક્ષસોનુ સૈન્ય લકામાથી બહાર નીકળ્યુ પતાકા અને ધ્વજથી શોભતુ, ભયકર અશ્વ, રથ, હસ્તી તથા પાયદળવાળુ, તલવાર, ફરસી, ત્રિશૂળ, ગદા, છરા, પ્રાસ, તોમર અને ધનુષ્ય વગેરે શસ્ત્રાસ્ત્રોવાળુ, સેકડો ઘૂઘરીઓના નાદથી ગાજી રહેલુ, ભયકર પરાક્રમવાળા સનિકોથી ભરેલુ, સુવર્ણના બાજુબધ બાધેલા યોદ્ધાઓવાળુ, ઉગામેલી ફરસી અને તરવારવાળુ, ધનુષ્ય-

આણ્યુ ચડાવેલુ તથા રાક્ષસોએ ધારણ કરેલાં સુગંધી ચંદન, પુષ્પહાર તથા મદિરાના ગંધ વડે મઘમઘી રહેલા વાતાવરણવાળુ, શૂરવીર પુરુષોથી વ્યાપ્ત અને મોટા મેઘની પેઠે ગર્જના કરતું રાક્ષસોનુ સૈન્ય ઉતાવળે રણભૂમિ પ્રત્યે જવા લાગ્યુ રાક્ષસસૈન્યને પોતાની તરફ આવતુ જોઈને વાનરોની સેના યુદ્ધ કરવા તત્પર થઈ અને ભયંકર ગર્જના કરવા લાગી પછી પતંગ જેમ અગ્નિમા આવી પડે, તેમ રાક્ષસોનુ સૈન્ય ઉતાવળે કપિદળ પર ધસી આવ્યુ એ વેળા રાક્ષસો પોતાના હાથમા રહેલા તલવાર, પરિઘ અને અર્શનિ વગેરે આયુધોથી પટ્ટા ખેલતા હતા, તેથી તે અધિક શોભતુ હતુ પછી યુદ્ધની ઇચ્છાવાળા વાનરો જાણે મદોન્મત્ત થયા હોય એમ રાક્ષસો ઉપર તૂટી પડયા અને વૃક્ષો, પર્વતો તથા મુષ્ટિ પ્રહારોથી શત્રુઓને હણવા લાગ્યા ત્યારે ભયંકર પરાક્રમવાળા રાક્ષસો પણ તીક્ષ્ણ બાણો મૂકીને એકએક વાનરોના મસ્તકો છેદવા લાગ્યા એ વેળા વાનરોએ જેઓના કાન કરડી લીધા હતા અને મુષ્ટિપ્રહારથી જેઓના મસ્તક ચિરાઈ ગયા હતા, એવા રાક્ષસો શિલા પ્રહારથી કચડાઈને રણભૂમિમા રોળાતા હતા ભયંકર રૂપવાળા રાક્ષસો ચોમેરથી મુખ્ય મુખ્ય વાનરોને શોધીને તલવાર વડે કાપી નાખતા હતા [૫૪-૬૪] કેટલાક રાક્ષસો વાનરોને મારતા હતા અને તેઓના હાથથી પોતે પણ મરાતા હતા, કેટલાક પોતાને પાડવા આવનારને લઈને જ પડતા હતા, કેટલાક પોતાનો તિરસ્કાર કરનારનો તિરસ્કાર કરતા હતા કેટલાક શત્રુથી કરડાઈને સામા કરડવા દોડતા હતા [૬૫] કોઈ બોલતો 'તુ મને યુદ્ધ આપ' ત્યારે બીજો કહેતો 'લે, આ ઊભો, આવી જા!' વચમા વળી ત્રીજો બોલી ઊઠતો 'અહીં, આમ આવ, હુ તને યુદ્ધનો સ્વાદ ચખાડુ!' કોઈ બોલતો 'વ્યર્થ શાને કૂદે છે! જરા મારી સામે ઊભો તો રહે!' એ પ્રમાણે સૈનિકો પરસ્પર બોલતા હતા [૬૬] વાનરો અને રાક્ષસોનુ મહાભયંકર યુદ્ધ જામ્યુ. મોટા મોટા પ્રાસ, તલવાર, ત્રિશૂળ અને કુંતલ વગેરે આયુધો ઉપાડયા, સામસામા શસ્ત્રો અથડાવા લાગ્યા તથા સૈનિકોના કવચો તૂટી પડવા લાગ્યા. રાક્ષસો એકે સપાટે સાત સાત અને દશ દશ વાનરોને મારી નાખતા હતા, ત્યારે વાનરો પણ તેવુ જ પરાક્રમ કરતા હતા [૬૭,૬૮] જેઓના કવચ અને ધજાઓ તૂટી પડયા હતા, એવા રાક્ષસો જ્યારે નાસતા હતા, ત્યારે વાનરો તેમના વસ્ત્ર પકડી-ખેંચીને મારતા હતા એ પ્રમાણે વાનરોએ આખી રાક્ષસસેનાને ઘેરી લીધી [૬૯]

ઇતિ શ્રીમાન્ વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૭૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૬ મો

### વાનરો અને રાક્ષસોનુ સંકીર્ણ યુદ્ધ-સુગ્રીવનું પ્રચંડ પરાક્રમ-કુંભ રાક્ષસનો વધ

प्रवृत्ते संकुले तस्मिन्घोरे घोरजनक्षये ।
अङ्गदः कम्पनं वीरमाससाद रणोत्सुकः ॥ १ ॥

શૂરવીર યોદ્ધાઓના એ ભયંકર સંગ્રામમા યુદ્ધ કરવાના ઉત્સાહવાળો યુવરાજ અંગદ 'કંપન' નામના રાક્ષસ ઉપર દોડી ગયો, ત્યારે કંપન રાક્ષસે પણ તેને બોલાવીને વેગથી ગદાનો પ્રહાર કર્યો, જેથી તે અચેત થઈ ગયો થોડી વારે ભાન આવતા તેજસ્વી અંગદે એક પર્વત શિખર ઉપાડીને કંપન રાક્ષસને માર્યુ, જેનો પ્રહાર થતા તે રાક્ષસ મરણ પામી પૃથ્વી ઉપર પડયો [૧-૩] કંપનને હણાયેલો જોઈ 'શોણિતાક્ષ' નામનો રાક્ષસ રથમા બેસી ઉતાવળે અંગદ સામે ધસી આવ્યો અને તેણે વેગથી તીક્ષ્ણ બાણ વડે અંગદને વીંધી નાખ્યો શરીરને ચીરી નાખે એવા અને પ્રલયાગ્નિ સરખા નારાચ, ક્ષુર, અર્ધચંદ્રાકાર, નારાચ, વત્સદંત, શિલિમુખ, કર્ણી, શલ્ય તથા વિપાઠ વગેરે અનેક પ્રકારના તીક્ષ્ણ બાણોથી વીંધાયેલા મહાપ્રતાપી અંગદે તરત જ શોણિતાક્ષના ધનુષ, બાણ તથા રથ ભાંગી નાખ્યા,[૪-૭] ત્યારે મોટા વેગવાળો

શોણિતાક્ષ ઢાલ-તરવાર ગ્રહણ કરીને ક્રોધભેર અંગદ ઉપર ધસ્યો[૮] બળવાન અંગદે પણ એકાએક કૂદકો મારીને તેના હાથમાંથી તલવાર ઝૂંટવી લીધી અને મોટી ગર્જના કરી પછી કપિશ્રેષ્ઠ અંગદે શોણિતાક્ષના સ્કંધ ઉપર તલવારનો સખત પ્રહાર કરીને તેને યજ્ઞોપવીતની પેઠે કાપી નાખ્યો, છતાં તે મૃત્યુ પામ્યો નહિ પછી તરવાર ફેરવતો વાલીપુત્ર અંગદ બીજા રાક્ષસોને હણવા માટે સંગ્રામભૂમિમાં ઘૂમવા લાગ્યો એ જોઈને ક્રોધ પામેલા પ્રજંઘ અને યૂપાક્ષ રથમાં બેસીને અંગદ સામે આવ્યા એ સમયે સુવર્ણના બાજુબંધવાળો શૂરવીર શોણિતાક્ષ પણ સાવધ થયો અને લોઢાની મોટી ગદા લઈ પુનઃ અંગદ ઉપર ધસી આવ્યો શૂરવીર પ્રજંઘ અને યૂપાક્ષ પણ ગદા ઉગામી અંગદની સામે દોડ્યા[૧૦-૧૪] એ વેળા શોણિતાક્ષ અને પ્રજંઘની વચ્ચે આવેલો વાલીપુત્ર અંગદ વિશાખાના બે તારાની વચ્ચે આવેલા પૂર્ણિમાના ચંદ્ર સરખો શોભતો હતો[૧૫] યુદ્ધની વાટ જોતા મૈંદ અને દ્વિવિદ વાનરો અંગદને સહાય કરવા માટે તેની પડખે જ ઊભા હતા[૧૬] પછી તલવાર, બાણ તથા ગદા ધારણ કરનારા, મોટી કાયાવાળા અને અત્યંત બળવાળા રાક્ષસો સાવધાન થઈને ક્રોધભેર વાનરો ઉપર તૂટી પડ્યા પ્રજંઘ યૂપાક્ષ અને શોણિતાક્ષ, એ ત્રણે બળવાન રાક્ષસોની સાથે અંગદ, મૈંદ તથા દ્વિવિદ, એ ત્રણ વાનરોનું ભયંકર યુદ્ધ થવા લાગ્યું વાનરો જે જે વૃક્ષો નાખતા હતા, તે સઘળાને મહાબળવાન પ્રજંઘ તલવારથી કાપી નાખતો હતો[૧૭-૧૮] વાનરોએ ફેંકેલા વૃક્ષ, રથ, પર્વત વગેરેને યૂપાક્ષ પોતાના બાણો વડે છિન્નભિન્ન કરતો હતો,[૨૦] અને મૈંદ તથા દ્વિવિદે નાખેલા વૃક્ષોને મહાપ્રતાપી શોણિતાક્ષ પોતાની ગદા વડે ચૂર્ણ કરતો હતો[૨૧] પછી શત્રુઓના મર્મસ્થળને કાપી નાખે એવી તીક્ષ્ણ તરવાર ઉગામીને પ્રજંઘ રાક્ષસ ઉતાવળે અંગદની સામે દોડ્યો પ્રજંઘને આવતો જોઇ અતિશય બળવાળા વાલીપુત્ર અંગદે એક મોટું શાલવૃક્ષ લઈ તેના પર ઝાપટ્યું,[૨૨,૨૩] અને સખત મુષ્ટિપ્રહાર કરી તરવાર સહિત તેનો હાથ તોડી પાડ્યો અંગદના મુષ્ટિપ્રહારથી મુસળ સરખી પોતાની તરવારને પૃથ્વી પર પડેલી જોઈને મહાબળવાન પ્રજંઘે વજ્ર સરખી દૃઢ મૂઠી વાળીને અંગદના લલાટમાં પ્રહાર કર્યો, જેથી વાલીપુત્ર અંગદ બે ઘડી સુધી નિશ્ચેષ્ટ થઈ ગયો થોડી વારે ભાન આવ્યું ત્યારે મહાતેજસ્વી અંગદે ક્રોધે ભરાઈને પ્રજંઘ ઉપર એવો તો સખત મુષ્ટિપ્રહાર કર્યો કે જેથી તેનું મસ્તક ધડથી જુદું થઈ પૃથ્વી પર પડ્યું

પોતાનો કાકો પ્રજંઘ મરાયો એ વેળા પોતાની પાસે બાણ ખૂટી પડેલાં હોવાથી યૂપાક્ષ તરવાર લઈ રથમાંથી ભૂમિ પર ઊતરી પડ્યો યૂપાક્ષને ધસી આવતો જોઈ ક્રોધાયમાન થયેલા દ્વિવિદ વાનરે એકાએક તેની છાતીમાં પ્રહાર કરી તેને બાથમાં પકડી લીધો[૨૪-૨૮] પોતાના ભાઈ યૂપાક્ષને પકડાયેલો જોઈ શોણિતાક્ષ ક્રોધે ભરાયો અને તેણે દ્વિવિદ વાનરની છાતીમાં વેગથી ગદાથી પ્રહાર કર્યો[૩૦] એ પ્રહારથી દ્વિવિદ વાનર ચલાયમાન થયો, પણ તેણે ટટ્ટાર રહીને ચપળતાથી શોણિતાક્ષના હાથમાંથી ગદા છીનવી લીધી[૩૧] એ વેળા મૈંદ વાનર પોતાના ભાઈ દ્વિવિદની વહારે ચડી આવ્યો શોણિતાક્ષ અને યૂપાક્ષ બન્ને રાક્ષસો મૈંદ તથા દ્વિવિદની સાથે એકબીજાને ખેંચી-પટકીને ભયંકર યુદ્ધ કરવા લાગ્યા[૩૨] દ્વિવિદ વાનરે પોતાના નખ વડે શોણિતાક્ષનું મોં ઊઝરડી નાખ્યું અને તેને પૃથ્વી પર પછાડી ખૂબ રગદોળ્યો જેથી તે પ્રાણરહિત થઈ નિશ્ચેષ્ટ થઈ પડ્યો વાનરશ્રેષ્ઠ મૈંદે પણ ક્રોધે ભરાઈને યૂપાક્ષને પોતાની બન્ને ભુજાઓ વચ્ચે જોરથી દબાવ્યો જેથી તે પણ ગતપ્રાણ થઈ પૃથ્વી પર પડ્યો[૩૩,૩૪]

એ પ્રમાણે જ્યારે શૂરવીર અને મુખ્ય રાક્ષસો હણાયા, ત્યારે આકુળવ્યાકુળ થયેલી રાક્ષસસેના કુંભ રાક્ષસની પાસે દોડી ગઈ[૩૫] મહાબળવાન વાનરોએ જેમાંના શૂરવીર રાક્ષસોને મારી નાખ્યા

હતા, એવી રાક્ષસસેનાને પીડિત થયેલી તથા પોતાને શરણે આવેલી જોઈને કુંભ રાક્ષસે તેનું સાંત્વન કર્યું અને પોતે દુષ્કર કાર્ય કરવા તૈયાર થયો. ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા કુંભ રાક્ષસે તુરત જ પોતાનું ધનુષ્ય સજ્જ કર્યું અને શરીર વીંધી નાખે એવાં ઝેરી બાણો છોડવા માંડ્યાં. એ વેળા બાણ સહિત તેનું ધનુષ્ય, જાણે વીજળી અને ઐરાવતના યોગથી પ્રકાશિત થયેલું બીજું ઇંદ્રધનુષ્ય જ હોય એવું શોભતું હતું.[૩૬-૩૯] તેણે પોતાના કર્ણ પર્યંત ધનુષ્ય ખેંચીને સુવર્ણનાં પીંછાંવાળું તીવ્ર બાણ દ્વિવિદને માર્યું.[૪૦] એકાએક તે બાણનો પ્રહાર થતાં જ પર્વત સરખા પ્રૌઢ દેહવાળો વાનરશ્રેષ્ઠ દ્વિવિદ વિહ્વળ થઈ પૃથ્વી પર લથડી પડ્યો.[૪૧] દ્વિવિદને રણમાં પડેલો જોઈ મૈંદ વાનર મોટી શિલા ઉપાડીને વેગથી કુંભ સામે દોડી આવ્યો અને તે શિલા કુંભ ઉપર ફેંકી.[૪૨] પરંતુ કુંભે પાંચ બાણ મૂકીને તેના કટકેકટકા કરી નાખ્યા અને એક તીક્ષ્ણ બાણ મૈંદ વાનરના મર્મસ્થળમાં માર્યું.[૪૩] તે બાણનો પ્રહાર થતાં જ મૈંદ વાનર મૂર્ચ્છિત થઈ પૃથ્વી પર ઢળી પડ્યો. પોતાના બન્ને મામાઓને પડેલા જોઈ યુવરાજ અંગદ વેગથી કુંભ સામે દોડ્યો. અંગદને આવતો જોઈ કુંભે પ્રથમ તેને પાંચ બાણો માર્યાં, પછી ત્રણ માર્યાં અને વળી ત્રણ માર્યાં-એવી રીતે હાથીને જેમ અંકુશના પ્રહાર કરે, તેમ ઉપરાઉપરી અનેક બાણો મૂકીને રાક્ષસશ્રેષ્ઠ કુંભે અંગદને વીંધી નાખ્યો.[૪૪-૪૭] અકુંઠિત ધારવાળાં તીક્ષ્ણ બાણોથી અંગદનું આખું શરીર ભરાઈ ગયું તોપણ તે જરાયે કંપાયમાન થયો નહિ.[૪૮] ઊલટો તે કુંભ રાક્ષસ ઉપર અનેક શિલાઓ અને વૃક્ષોની અખંડિત વૃષ્ટિ કરવા લાગ્યો. કુંભકર્ણના પુત્ર કુંભ રાક્ષસે અંગદનાં વૃક્ષો તથા શિલાઓને કાપી નાખીને જેમ અશનિથી હાથીને ઘાયલ કરે, તેમ બે બાણ વડે અંગદની બન્ને ભ્રૂકુટી વીંધી નાખી, જેથી અત્યંત રુધિર વહેવા લાગ્યું અને તેની બન્ને આંખો મિચાઈ ગઈ.[૪૯-૫૧] પછી રુધિરથી તરબોળ થયેલાં પોતાનાં નેત્રને એક હાથ વડે દાબીને મહાબળવાન અંગદે બીજા હાથથી પાસે ઊગેલું એક શાલવૃક્ષ ખેંચી કાઢ્યું અને તેની શાખાઓને નમાવી તેને પાંદડાં વિનાનું કર્યું. પછી સર્વ રાક્ષસોના દેખતાં મંદર પર્વત જેવું મોટું અને ઇંદ્રધ્વજ સરખું ઊંચું એ શાલવૃક્ષ કુંભ ઉપર નાખ્યું. કુંભે એ વૃક્ષને સાત બાણોથી છેદી નાખીને અંગદ પર ઉપરાઉપરી તીક્ષ્ણ બાણો માર્યાં; જેથી તે મૂર્છિત થઈ પૃથ્વી પર પડ્યો. અંગદને ઘાયલ થયેલો જોઈ વાનરોએ તે વૃત્તાંત રામચંદ્રને નિવેદન કર્યું.[૫૨-૫૬] યુદ્ધમાં અંગદને પીડિત થયેલો સાંભળી શ્રીમાન રઘુવીરે જાંબવાન વગેરે મુખ્ય મુખ્ય સૈનિકોને કુંભ સામે જવાની આજ્ઞા આપી. રામચંદ્રની આજ્ઞા થતાં જ વાનરો ક્રોધથી કુંભ રાક્ષસની સામે ધસ્યા.[૫૭,૫૮] ક્રોધને લીધે જેઓનાં નેત્ર લાલચોળ થઈ ગયાં હતાં એવા વાનરો હાથમાં વૃક્ષો અને શિલાઓ લઈને અંગદની રક્ષા કરવા માટે યુદ્ધ ચડ્યા. જાંબવાન, સુષેણ અને વેગદર્શી, એ ત્રણ વાનરો કોપ કરી કુંભ રાક્ષસ સામે દોડ્યા. મહાબળવાન ત્રણ વાનરોને આવતા જોઈને પર્વત જેમ જળપ્રવાહને રોકે, તેમ કુંભ રાક્ષસે અસંખ્ય બાણો મૂકી તેઓને પોતાની સામે આવતા રોક્યા.[૫૯-૬૧] સમુદ્ર જેમ પોતાની મર્યાદાથી આગળ વધી શકતો નથી, તેમ કુંભ રાક્ષસનાં બાણોના સપાટામાં આવેલા વાનરો જરા પણ આગળ વધી શક્યા નહિ.[૬૨] વાનરોને રાક્ષસનાં બાણોથી અટકી પડેલા જોઈને સિંહ જેમ હસ્તીની સામે દોડે, તેમ વાનરોનો રાજા સુગ્રીવ અંગદને પાછળ મૂકીને કુંભ રાક્ષસ સામે દોડ્યો અને અશ્વકર્ણ આદિ અનેક પ્રકારનાં મોટાં મોટાં વૃક્ષો ઉપાડીને તેના ઉપર ફેંકવા લાગ્યો.[૬૩-૬૫] આખા આકાશને છાઈ નાખે એવી સુગ્રીવની વૃષ્ટિને કુંભ રાક્ષસે તીક્ષ્ણ બાણો મૂકીને છિન્નભિન્ન

કરી નાખી [૬૬] રણભૂમિમા કપાઈ પડેલા વૃક્ષો મોટી શતઘ્નીઓ જેવા દેખાતા હતા પોતાનો પ્રયાસ નિષ્ફળ ગયેલો જોઈને તથા પોતાના દેહને કુભના બાણો વડે વીધાયેલો જોઈને મહાપરાક્રમી વાનરરાજ સુગ્રીવ જરા પણ ન ગભરાતા એકાએક ઊછળ્યો અને ઇંદ્રધનુષ્ય સરખુ કુભનુ ધનુષ્ય ઝૂટવી લઈને ભાગી નાખ્યુ પછી વાનરરાજ સુગ્રીવે ભાગી ગયેલા દતૂશળવાળા હસ્તી જેવા કુભ રાક્ષસને ક્રોધ પૂર્વક કહ્યુ 'હે નિકુભના મોટાભાઈ! તારુ પરાક્રમ અને બાણોનો વેગ અદ્ભુત છે [૬૭-૭૦] રાક્ષસો ઉપર સ્નેહ અને પ્રભાવ એ બન્ને તારામા તથા રાવણમા જ જોવામા આવે છે તું પ્રતાપમા પ્રહ્લાદ, બલિરાજા, વૃત્રાસુર, કુબેર તથા વરુણ સરખો છે [૭૧] અત્યત બળ વાળો તુ તારા પિતાનો એક જ પુત્ર છે હે શત્રુદમન! જેમ જિતેદ્રિય પુરુષને આધિઓ પીડા કરતી નથી, તેમ હે મહાબાહુ! તુ યુદ્ધમા ત્રિશૂળ પકડી ઊભો રહે, ત્યારે દેવતાઓ પણ તને પીડિત કરવા સમર્થ નથી હે મહાબુદ્ધિમાન! હવે તુ તારુ પરાક્રમ દેખાડ અને મારુ પરાક્રમ પણ જો! હે કુભ! તારો કાકો રાવણ તો બ્રહ્મદેવના વરદાનના પ્રભાવથી સગ્રામમા દેવ-દાનવની સામે ઊભો રહે છે, પણ તારો પિતા કુભકર્ણ તો પોતાના પૌરુષ બળથી જ દેવ-દાનવની સામે ટક્કર ઝીલતો હતો હે રાક્ષસ! તુ ઇદ્રજિત સરખો ધનુર્ધારી છે અને રાવણ જેવો પરાક્રમી છે સર્વ રાક્ષસોમા તુ જ અત્યત બળ તથા પરાક્રમ વાળો છે [૭૨-૭૫] ઇંદ્ર અને શબરાસુરના યુદ્ધ સરખા આપણા બન્નેના ભયકર યુદ્ધને આજે સઘળા લોકો જોશે [૭૬] તે તારુ અસ્ત્રકૌશલ્ય દર્શાવ્યુ છે અને ભયકર પરાક્રમવાળા શત્રુ વાનરોને હણીને અપ્રતિમ કર્મ કર્યું છે, [૭૭] પરતુ 'ઘણાઓની સાથે યુદ્ધ કરીને થાકી ગયેલા કુભ રાક્ષસને સુગ્રીવે માર્યો, એમા તે શુ મોટુ પરાક્રમ કર્યું ?' એવા લોકાપવાદના ભયથી હુ તને હમણા હણતો નથી તુ ઘણું પરાક્રમ કરીને થાકી ગયો છે, માટે થોડીક વાર વિશ્રાતિ લઈને પછી મારુ પરાક્રમ જો [૭૮]

સુગ્રીવના અપમાનભર્યા વચન સાભળી જેમ ઘૃત હોમાવાથી અગ્નિ વૃદ્ધિ પામે, તેમ કુભ રાક્ષસનુ બળ અત્યત વૃદ્ધિ પામ્યુ [૭૯] પછી તેણે એકાએક સુગ્રીવને પોતાની બાથમા પકડ્યા પછી જેમ મદભરેલા બે હાથી લડે તેમ એ બન્ને જણા લાબા નિશ્વાસ મૂકતા લડવા લાગ્યા, તેઓ એકબીજાને વળગીને પીડા કરવા લાગ્યા અને પરિશ્રમને લીધે મુખમા ધુમાડા સહિત અગ્નિજ્વાળાનુ વમન કરવા લાગ્યા [૮૦,૮૧] એ વેળા કુભ અને સુગ્રીવના પગના પ્રહારથી પૃથ્વી ડોલવા લાગી અને સમુદ્ર પણ ક્ષોભ પામ્યો [૮૨] સુગ્રીવે કુભને ઊંચકીને એવા જોરથી ફેંક્યો કે તે રાક્ષસ ઠેક સમુદ્રમા જઈ પડ્યો અને તેના તળિયા સાથે અથડાયો [૮૩] કુભના પડવાથી સમુદ્રનુ જળ મદરાચળ તથા વિધ્યાચળ જેટલુ ઊંચુ ઊછળ્યુ અને ચોમેર ઊભરાયુ, [૮૪] પરતુ કુભ રાક્ષસ તરત જ સમુદ્રમાથી બહાર તરી આવ્યો અને સુગ્રીવની સામે આવી તેની છાતીમા વજ્ર સરખો મુષ્ટિપ્રહાર કર્યો જોસબધ મુષ્ટિપ્રહાર થવાથી સુગ્રીવની ચામડી તૂટી ગઈ, હાડકા ભાગી ગયા અને ખળખળાટ રુધિર વહેવા માડ્યુ વજ્રપ્રહાર થવાથી જેમ પર્વતમાથી જ્વાળા નીકળે, તેમ કુભની મુષ્ટિનો પ્રહાર થવાથી સુગ્રીવની છાતીમાથી એકાએક અગ્નિ સરખુ તેજ પ્રગટ્યુ [૮૫-૮૭] આવો સખત પ્રહાર થયા છતા જરા પણ નહિ ગભરાતા મહાબળવાન સુગ્રીવે હજારો સૂર્યમડળ સરખી કાંતિવાળી વજ્ર જેવી દૃઢ મૂઠી વાળીને કુભ રાક્ષસની છાતીમા એવી તો લગાવી કે તેનો પ્રહાર થતા જ જેમ દેદીપ્યમાન કાંતિવાળો મગળગ્રહ દૈવેચ્છાથી એકાએક તૂટી પડે, તેમ તે રાક્ષસ ગતપ્રાણ થઈને તરત જ પૃથ્વી ઉપર પડ્યો [૮૮-૯૧] સુગ્રીવના મુષ્ટિપ્રહારથી હણાઈ પડેલો કુભ રાક્ષસ શકરથી પરાભવ

પામી પૃથ્વી પર પડેલા સૂર્ય સરખો દેખાતો હતો ભયંકર પરાક્રમવાળા વાનરરાજ સુગ્રીવે કુંભ રાક્ષસને માર્યો, ત્યારે પર્વતો તથા વનો સહિત આખી પૃથ્વી કંપી ઊઠી અને રાક્ષસોના મનમા અત્યંત ભય ઉત્પન્ન થયો [૮૨,૮૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૭૬મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૭ મો

### હનુમાનને હાથે નિકુંભ રાક્ષસનો વધ

निकुम्भो भ्रातरं दृष्ट्वा सुग्रीवेण निपातितम्।
प्रदहन्निव कोपेन वानरेन्द्रमुदैक्षत ॥ १ ॥

પોતાના ભાઈ કુંભને સુગ્રીવે હણ્યો, એ જોઈને નિકુંભ રાક્ષસ જાણે ક્રોધથી બળતો હોય એમ વાનરરાજ સુગ્રીવની સામે જોવા લાગ્યો [૧] તેણે પુષ્પમાળાથી અલંકૃત કરેલુ, મહેંદ્ર પર્વતના શિખર સરખુ, સુવર્ણથી મઢેલુ, હીરા અને પરવાળા જડેલુ, યમદંડ સરખુ ભયંકર અને રાક્ષસોના ભયને નિવૃત્ત કરનારુ મોટું પરિઘ પોતાની દૃઢ મૂઠીમા પકડયુ [૨,૩] ઇંદ્રધ્વજ સરખુ પરિઘ ગ્રહણ કરીને મહાતેજસ્વી નિકુંભે મો પહોળુ કરી ગર્જના કરી એ વેળા નિકુંભ રાક્ષસ પોતાના કંઠમા લટકતા સુવર્ણપદકથી, ભુજા પર બાંધેલા બાજુબંધથી, કાનમા લટકતા કુંડળોથી, ચિત્રવિચિત્ર પુષ્પમાળાથી અને દેદીપ્યમાન પરિઘથી જાણે વીજળી અને ઇંદ્રધનુષ્ય સહિત ગજતો મેઘ જ હોય એવો શોભતો હતો તેનુ પરિઘ એટલુ તો મોટું હતુ કે જેના અગ્રભાગથી અંતરિક્ષમાની વાતગ્રંથિ છિન્નભિન્ન થતી હતી ગર્જના કરતો એ રાક્ષસ ધુમાડા વિનાના અગ્નિ સરખો પ્રકાશતો હતો [૪-૭] તે પોતાના પરિઘને ફેરવતો હતો ત્યારે જાણે ઉત્તમ ગંધર્વનગર, અમરાવતી, તારાગણ, નક્ષત્ર અને ચંદ્રાદિ ગ્રહો સહિત આખુ આકાશમંડળ ફરતું હોય એમ જણાતુ હતુ [૮] પરિઘ અને આભૂષણોની કાંતિવાળો તથા અત્યંત તેજવાળો નિકુંભરૂપી અગ્નિ ક્રોધરૂપી કાષ્ઠથી પ્રલયાગ્નિની પેઠે ભભૂકી ઊઠ્યો [૯] એ વેળા ભયને લીધે વાનરો કે રાક્ષસો કોઈ પણ તેની સામે આવી શકયા નહિ, પરંતુ મહાબળવાન હનુમાન છાતી ઠોકીને તેની સામે આવી ઊભો રહ્યો [૧૦]

મોટી ભુજાવાળા નિકુંભે પોતાની સામે આવી ઊભેલા હનુમાનની છાતીમા વજ્ર સરખા પરિઘનો પ્રહાર કર્યો,[૧૧] પરંતુ હનુમાનની વજ્ર સરખી દૃઢ છાતીમા અથડાતા જ તેના પરિઘના ટુકડેટુકડા થઈ ગયા અને જેમ આકાશમાથી ઉલ્કાપાત થાય તેમ તે ભાગેલુ પરિઘ પૃથ્વી ઉપર પડયુ ધરતીકંપ થવાથી જેમ પર્વત કંપાયમાન થતો નથી, તેમ પરિઘ વાગવા છતા હનુમાન યત્કિંચિત્ પણ કંપ્યો નહિ પછી મહાબળવાન હનુમાને દૃઢ મૂઠી વાળીને જોરથી નિકુંભની છાતીમા મારી,[૧૩,૧૪] જેથી તેની ચામડી ફાટી ગઈ અને મેઘમાથી વીજળી નીકળે, તેમ તેમાથી ઊકળતુ રુધિર નીકળ્યુ હનુમાનના મુષ્ટિપ્રહારથી વ્યથા પામેલા નિકુંભે થોડી વારે સાવધ થઈને હનુમાનને પોતાની બાથમા પકડયો [૧૫-૧૭] હનુમાનને પકડાયેલો જોઈને સઘળા રાક્ષસો હર્ષનાદ કરવા લાગ્યા [૧૮] નિકુંભ પોતાને પકડી ખેંચી જતો હતો એ વખતે કપિવર હનુમાન તેને વજ્ર સરખી મુષ્ટીથી વારંવાર મારતો હતો [૧] પછી કપિવર હનુમાન પોતાની ચાલાકીથી નિકુંભના પંજામાથી છૂટી ગયો અને તેને પૃથ્વી પર પટકી ખૂબ રગદોળી તેની છાતી પર ચઢી બેઠો તથા બંને હાથથી નિકુંભની ડોક પકડી ખૂબ મરડીને તેનુ મસ્તક ધડથી જુદું કર્યું

વાયુસુત હનુમાને મોટી ગર્જના કરનાર નિકુંભને મારી નાખ્યો, ત્યાર પછી અત્યંત રોષમા આવેલા રામચંદ્ર અને મકરાક્ષનુ ભયંકર યુદ્ધ થવા લાગ્યુ [૨૦-૨૩] નિકુંભ ગતપ્રાણ થઈને પૃથ્વી પર પડયો, ત્યારે હર્ષમા આવેલા વાનરોના જયજયકારથી દિશાએ ગાજી ઊઠી, પૃથ્વી કંપાયમાન થઈ, આકાશ ખળભળી ઊઠ્યુ અને રાક્ષસોના મનમા મોટો ભય પેસી ગયો [૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૭૭મો સર્ગ સમાપ્ત

કરી નાખી[૬૬] રણભૂમિમા કપાઈ પડેલાં વૃક્ષો મોટી શતઘ્નીઓ જેવા દેખાતા હતા. પોતાનો પ્રયાસ નિષ્ફળ ગયેલો જોઈને તથા પોતાના દેહને કુંભના બાણો વડે વીંધાયેલો જોઈને મહાપરાક્રમી વાનરરાજ સુગ્રીવ જરા પણ ન ગભરાતા એકાએક ઊછળ્યો અને ઇંદ્રધનુષ્ય સરખું કુંભનુ ધનુષ્ય ઝૂંટવી લઈને ભાગી નાખ્યુ. પછી વાનરરાજ સુગ્રીવે ભાગી ગયેલા દંતૂશળવાળા હસ્તી જેવા કુંભ રાક્ષસને ક્રોધપૂર્વક કહ્યુ : 'હે નિકુંભના મોટાભાઈ! તારું પરાક્રમ અને બાણોનો વેગ અદ્ભુત છે.[૬૭-૭૦] રાક્ષસો ઉપર સ્નેહ અને પ્રભાવ એ બન્ને તારામા તથા રાવણમા જ જોવામા આવે છે. તુ પ્રતાપમા પ્રહ્લાદ, બલિરાજા, વૃત્રાસુર, કુબેર તથા વરુણ સરખો છે.[૭૧] અત્યંત બળવાળો તુ તારા પિતાનો એક જ પુત્ર છે. હે શત્રુદમન! જેમ જિતેંદ્રિય પુરુષને આધિઓ પીડા કરતી નથી, તેમ હે મહાબાહુ! તું યુદ્ધમા ત્રિશૂળ પકડી ઊભો રહે, ત્યારે દેવતાઓ પણ તને પીડિત કરવા સમર્થ નથી હે મહાબુદ્ધિમાન! હવે તું તારું પરાક્રમ દેખાડ અને મારુ પરાક્રમ પણ જો! હે કુંભ! તારો કાકો રાવણ તો બ્રહ્મદેવના વરદાનના પ્રભાવથી સગ્રામમા દેવ-દાનવની સામે ઊભો રહે છે, પણ તારો પિતા કુંભકર્ણ તો પોતાના પૌરુષબળથી જ દેવ-દાનવની સામે ટક્કર ઝીલતો હતો હે રાક્ષસ! તુ ઇંદ્રજિત સરખો ધનુર્ધારી છે અને રાવણ જેવો પરાક્રમી છે. સર્વ રાક્ષસોમા તુ જ અત્યત બળ તથા પરાક્રમવાળો છે[૭૨-૭૫] ઇંદ્ર અને શબરાસુરના યુદ્ધ સરખા આપણા બનેના ભયકર યુદ્ધને આજે સઘળા લોકો જોશે[૭૬] તે તારુ અસ્ત્રકૌશલ્ય દર્શાવ્યુ છે અને ભયકર પરાક્રમવાળા શ્રેષ્ઠ વાનરોને હણીને અપ્રતિમ કર્મ કર્યું છે,[૭૭] પરતુ 'ઘણાઓની સાથે યુદ્ધ કરીને થાકી ગયેલા કુંભ રાક્ષસને સુગ્રીવે માર્યો, એમા તે શું મોટું પરાક્રમ કર્યું ?' એવા લોકાપવાદના ભયથી હુ તને હમણા હણતો નથી. તું ઘણું પરાક્રમ કરીને થાકી ગયો છે; માટે થોડીક વાર વિશ્રાંતિ લઈને પછી મારું પરાક્રમ જો.'[૭૮]

સુગ્રીવના અપમાનભર્યાં વચન સાભળી જેમ ઘૃત હોમાવાથી અગ્નિ વૃદ્ધિ પામે, તેમ કુંભ રાક્ષસનુ બળ અત્યંત વૃદ્ધિ પામ્યુ.[૭૯] પછી તેણે એકાએક સુગ્રીવને પોતાની બાથમા પકડ્યો. પછી જેમ મદભરેલા બે હાથી લડે તેમ એ બન્ને જણા લાબા નિઃશ્વાસ મૂકતા લડવા લાગ્યા, તેઓ એકબીજાને વળગીને પીડા કરવા લાગ્યા અને પરિશ્રમને લીધે મુખમાં ધુમાડા સહિત અગ્નિજ્વાળાનુ વમન કરવા લાગ્યા.[૮૦,૮૧] એ વેળા કુંભ અને સુગ્રીવના પગના પ્રહારથી પૃથ્વી ડોલવા લાગી અને સમુદ્ર પણ ક્ષોભ પામ્યો.[૮૨] સુગ્રીવે કુંભને ઊચકીને એવા જોરથી ફેંક્યો કે તે રાક્ષસ છેક સમુદ્રમા જઈ પડ્યો અને તેના તળિયા સાથે અથડાયો.[૮૩] કુંભના પડવાથી સમુદ્રનુ જળ મંદરાચળ તથા વિંધ્યાચળ જેટલુ ઊંચું ઊછળ્યુ અને ચોમેર ઊભરાયુ,[૮૪] પરતુ કુંભ રાક્ષસ તરત જ સમુદ્રમાથી બહાર તરી આવ્યો અને સુગ્રીવની સામે આવી તેની છાતીમા વજ્ર સરખો મુષ્ટિપ્રહાર કર્યો જોસબંધ મુષ્ટિપ્રહાર થવાથી સુગ્રીવની ચામડી તૂટી ગઈ, હાડકા ભાગી ગયા અને ખળખળાટ રુધિર વહેવા માડ્યુ વજ્રપ્રહાર થવાથી જેમ પર્વતમાથી જ્વાળા નીકળે, તેમ કુંભની મુષ્ટિનો પ્રહાર થવાથી સુગ્રીવની છાતીમાથી એકાએક અગ્નિ સરખુ તેજ પ્રગટ્યુ.[૮૫-૮૭] આવો સખત પ્રહાર થયા છતા જરા પણ નહિ ગભરાતા મહાબળવાન સુગ્રીવે હજારો સૂર્યમંડળ સરખી કાંતિવાળી વજ્ર જેવી દૃઢ મૂઠી વાળીને કુંભ રાક્ષસની છાતીમા એવી તો લગાવી કે તેનો પ્રહાર થતા જ જેમ દેદીપ્યમાન કાંતિવાળો મંગળગ્રહ દૈવેચ્છાથી એકાએક તૂટી પડે, તેમ તે રાક્ષસ ગતપ્રાણ થઈને તરત જ પૃથ્વી ઉપર પડ્યો.[૮૮-૯૧] સુગ્રીવના મુષ્ટિપ્રહારથી હણાઈ પડેલો કુંભ રાક્ષસ શંકરથી પરાભવ

પાની પૃથ્વી પર પડેલા સૂર્ય સરખો દેખાતો હતો ભયંકર પરાક્રમવાળા વાનરરાજ સુગ્રીવે કુંભ રાક્ષસને માર્યો, ત્યારે પર્વતો તથા વનો સહિત આખી પૃથ્વી કંપી ઊઠી અને રાક્ષસોના મનમાં અત્યંત ભય ઉત્પન્ન થયો [૮૨,૮૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૭૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૭ મો

### હનુમાનને હાથે નિકુંભ રાક્ષસનો વધ

**निकुम्भो भ्रातरं हत्वा सुग्रीवेण निपातितम्।**
**प्रदहन्निव कोपेन वानरेन्द्रमुदैक्षत ॥१॥**

પોતાના ભાઈ કુંભને સુગ્રીવે હણ્યો, એ જોઈને નિકુંભ રાક્ષસ જાણે ક્રોધથી બળતો હોય એમ વાનરરાજ સુગ્રીવની સામે જોવા લાગ્યો [૧] તેણે પુષ્પમાળાથી અલંકૃત કરેલું, મહેંદ્ર પર્વતના શિખર સરખું, સુવર્ણથી મઢેલું, હીરા અને પરવાળા જડેલું, યમદંડ સરખું ભયંકર અને રાક્ષસોના ભયને નિવૃત્ત કરનારું મોટું પરિઘ પોતાની દૃઢ મૂઠીમાં પકડયું [૨,૩] ઇંદ્રધ્વજ સરખું પરિઘ ગ્રહણ કરીને મહાતેજસ્વી નિકુંભે મો પહોળું કરી ગર્જના કરી એ વેળા નિકુંભ રાક્ષસ પોતાના કંઠમાં લટકતા સુવર્ણપદકથી, ભુજા પર બાંધેલા બાજુબંધથી, કાનમાં લટકતા કુંડળોથી, ચિત્રવિચિત્ર પુષ્પમાળાથી અને દેદીપ્યમાન પરિઘથી જાણે વીજળી અને ઇંદ્રધનુષ્ય સહિત ગર્જતો મેઘ જ હોય એવો શોભતો હતો તેનું પરિઘ એટલું તો મોટું હતું કે જેના અગ્રભાગથી અંતરિક્ષમાંની વાતગ્રંથિ છિન્નભિન્ન થતી હતી ગર્જના કરતો એ રાક્ષસ ધુમાડા વિનાના અગ્નિ સરખો પ્રકાશતો હતો [૪-૭] તે પોતાના પરિઘને ફેરવતો હતો ત્યારે જાણે ઉત્તમ ગંધર્વનગર, અમરાવતી, તારાગણ, નક્ષત્ર અને ચંદ્રાદિ ગ્રહો સહિત આખું આકાશમંડળ ફરતું હોય એમ જણાતું હતું [૮] પરિઘ અને આભૂષણોની કાંતિવાળો તથા અત્યંત તેજવાળો નિકુંભરૂપી અગ્નિ ક્રોધરૂપી કાષ્ઠથી પ્રલયાગ્નિની પેઠે ભભૂકી ઊઠ્યો [૯] એ વેળા ભયને લીધે વાનરો કે રાક્ષસો કોઈ પણ તેની સામે આવી શકયા નહિ, પરંતુ મહાબળવાન હનુમાન છાતી ઠોકીને તેની સામે આવી ઊભો રહ્યો [૧૦]

મોટી ભુજાવાળા નિકુંભે પોતાની સામે આવી ઊભેલા હનુમાનની છાતીમાં વજ્ર સરખા પરિઘનો પ્રહાર કર્યો, [૧૧] પરંતુ હનુમાનની વજ્ર સરખી દૃઢ છાતીમાં અથડાતાં જ તેના પરિઘના ટુકડેટુકડા થઈ ગયા અને જેમ આકાશમાંથી ઉલ્કાપાત થાય તેમ તે ભાગેલું પરિઘ પૃથ્વી ઉપર પડયું ધરતીકંપ થવાથી જેમ પર્વત કંપાયમાન થતો નથી, તેમ પરિઘ વાગવા છતાં હનુમાન યત્કિંચિત્ પણ કંપ્યો નહિ પછી મહાબળવાન હનુમાને દૃઢ મૂઠી વાળીને જોરથી નિકુંભની છાતીમાં મારી, [૧૨,૧૪] જેથી તેની ચામડી ફાટી ગઈ અને મેઘમાંથી વીજળી નીકળે તેમ તેમાંથી ઊકળતું રુધિર નીકળ્યું હનુમાનના મુષ્ટિપ્રહારથી વ્યથા પામેલા નિકુંભે થોડી વારે સાવધ થઈને હનુમાનને પોતાની બાથમાં પકડયો [૧૫,૧૭] હનુમાનને પકડાયેલો જોઈને બધા રાક્ષસો હર્ષનાદ કરવા લાગ્યા [૧૮] નિકુંભ પોતાને પકડી એંચી જતો હતો એ વખતે કપિવર હનુમાન તેને વજ્ર સરખી મુક્કીથી વારંવાર મારતો હતો [૧] પછી કપિવર હનુમાન પોતાની ચાલાકીથી નિકુંભના પંજામાંથી છૂટી ગયો અને તેને પૃથ્વી પર પટકી ખૂબ રગદોળી તેની છાતી પર ચડી બેઠો તથા બંને હાથથી નિકુંભની ડોકી પકડી ખૂબ મરડીને તેનું મસ્તક ધડથી જુદું કર્યું

વાયુસુત હનુમાને મોટી ગર્જના કરનાર નિકુંભને મારી નાખ્યો, ત્યાર પછી અત્યંત રોષમાં આવેલા રામચંદ્ર અને મકરાક્ષનું ભયંકર યુદ્ધ થવા લાગ્યું [૨૦-૨૩] નિકુંભ ગતપ્રાણ થઈને પૃથ્વી પર પડયો, ત્યારે હર્ષમાં આવેલા વાનરોના જયજયકારથી દિશાઓ ગાજી ઊઠી, પૃથ્વી કંપાયમાન થઈ, આકાશ ખળભળી ઊઠયું અને રાક્ષસોના મનમાં મોટો ભય પેસી ગયો [૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૭૭ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૭૮ મો

### ખરના પુત્ર મકરાક્ષનું યુદ્ધે ચડવું

निकुम्भं निहतं दृष्ट्वा कुम्भं च विनिपातितम्।
रावणः परमामर्षी प्रजज्वालानलो यथा ॥१॥

કુંભ-નિકુંભને રણમાં મરાયેલા જાણી અત્યંત ક્રોધી સ્વભાવવાળો રાક્ષસેંદ્ર રાવણ અગ્નિની પેઠે બળવા લાગ્યો.[1] ક્રોધ અને શોકથી ઘેરાયેલા ખરના પુત્ર 'મકરાક્ષ' નામના રાક્ષસને યુદ્ધ જવાની આજ્ઞા આપતાં તેણે કહ્યું :[2] 'હે પુત્ર! તું મારી આજ્ઞાથી રાક્ષસસેનાને સાથે લઈ યુદ્ધ કરવા જા અને સઘળા વાનરો સહિત રામ-લક્ષ્મણનો સંહાર કર.'[3]

રાવણનું વચન સાંભળી પોતાને શૂરવીર માનનારો મકરાક્ષ 'જેવી આજ્ઞા' એમ બોલી રાવણને પ્રણામ કરીને તથા તેની પ્રદક્ષિણા કરીને રાજમંદિરમાંથી બહાર નીકળ્યો. બહાર આવીને ખરના પુત્ર મકરાક્ષે સેનાધ્યક્ષને કહ્યું : 'હે સેનાધ્યક્ષ! તું રથ તથા સેનાને સત્વર તૈયાર કરી લાવ.'[4-6] મકરાક્ષનું વચન સાંભળી સેનાધ્યક્ષ થોડી વારમાં જ રથ તથા સેના સજ્જ કરી લાવ્યો.[7] ત્યારે રથની પ્રદક્ષિણા કરીને મકરાક્ષ તેમાં બેઠો અને સારથિને કહ્યું : 'હવે તું સત્વર આપણા રથને રણભૂમિમા લઈ ચાલ.'[8]

પછી મકરાક્ષે સર્વ સૈનિક રાક્ષસોને કહ્યું : 'હે રાક્ષસો! આજે તમે મારી સરદારી નીચે રહીને વાનરોની સાથે યુદ્ધ કરો.[9] મહાત્મા રાવણરાયની આજ્ઞા થવાથી આજે હું યુદ્ધમાં રામ-લક્ષ્મણને હણવા જાઉં છું.[10] હે નિશાચરો! આજે હું મારાં તીક્ષ્ણ બાણો વડે રામ-લક્ષ્મણ તથા સુગ્રીવ આદિ સઘળા વાનરોનો સંહાર કરીશ[11] અને અગ્નિ જેમ સૂકાં કાષ્ઠને બાળી નાખે, તેમ હું મારા ત્રિશૂળના પ્રહારથી વાનરસેનાનો વિનાશ કરી નાખીશ.'

મકરાક્ષનુ વચન સાંભળી સ્થિરચિત્ત થયેલા, નાના પ્રકારનાં આયુધવાળા, અત્યંત બળવાળા, ઇચ્છિત રૂપ ધરનારા, ક્રૂર સ્વભાવવાળા, તીક્ષ્ણ દાઢાવાળા, પીળાં નેત્રવાળા, છૂટા કેશવાળા, બિહામણા રૂપવાળા, હસ્તીની પેઠે ગર્જતા અને મોટી કાયાવાળા રાક્ષસો ખરના પુત્ર મકરાક્ષને વીંટાઈ વળી પૃથ્વીને કંપાવતા હર્ષભેર રણભૂમિ પ્રત્યે જવા લાગ્યા.[12-15] એ વેળા ચોતરફથી હજારો શંખ તથા ભેરીઓના નાદ થવા લાગ્યા અને રાક્ષસોની ગર્જનાઓ તથા ખભા થાબડવાના મોટા શબ્દ સંભળાવા લાગ્યા.[16] એ સમયે મકરાક્ષના સારથિના હાથમાંથી એકાએક ચાબુક પડી ગઈ, તેમ જ દૈવયોગથી તેના રથ ઉપરનો ધ્વજ ભાંગી પડ્યો.[17] તેના અશ્વો પણ આંસુભર્યાં મુખવાળા તથા દીન સરખા થઈ ગયા અને ચાલતાં ચાલતાં અખડાઈ પડવા લાગ્યા.[18] વળી એ સમયે અત્યંત ભયંકર અને ધૂળવાળો વાયુ વાવા લાગ્યો. એવાં ઘણાં અપશુકન થવા છતાં તેને નહિ ગણકારતાં મકરાક્ષ સર્વ રાક્ષસો સહિત રામ-લક્ષ્મણની સામે જવા લાગ્યો.[19,20] મેઘ, હાથી અને મહિષના જેવા શ્યામ વર્ણવાળા, યુદ્ધમાં ગદા તથા તલવાર વગેરે આયુધોથી અનેક વાર ઘવાયેલા અને સંગ્રામમાં કુશળ એવા રાક્ષસો 'હું વાનરોને મારીશ, હું વાનરોને હણીશ' એમ બોલતા રણભૂમિમાં આવી પહોંચ્યા.[21]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૭૮ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૭૯ મો

### જૂના વેરની યાદ-રામચંદ્રના હાથે મકરાક્ષનો વધ

निर्गतं मकराक्षं ते दृष्ट्वा वानरपुंगवाः।
आप्लुत्य सहसा सर्वे योद्धुकामा व्यवस्थिताः ॥१॥

સેના સહિત મકરાક્ષને આવેલો જોઈ યુદ્ધ કરવાની ઇચ્છાવાળા વાનરો એકાએક કૂદીને તેની સામે દોડ્યા;[1] એટલે જોનારને રોમાંચ કરે એવું દેવ-દાનવ સરખું ભયંકર યુદ્ધ શરૂ થયું. વાનરો તથા રાક્ષસો વૃક્ષો, પર્વતશિખરો તથા ત્રિશૂળ, ગદા અને પરિઘ વગેરે આયુધોથી સામસામા પ્રહાર કરવા લાગ્યા. રાક્ષસો શક્તિ, તલવાર, ગદા, ભાલાં, તોમર, પરિઘ, પટ્ટિશ,

ભિંદિપાલ, બાણ, પાશ, મુદ્ગર, દંડ અને બીજાં પણ અનેક પ્રકારનાં અસ્ત્ર–શસ્ત્રો વડે કપિઓને ચોમેરથી હણવા લાગ્યા.[૨–૫] મકરાક્ષનાં તીક્ષ્ણ બાણો વાગવાથી પીડિત થયેલા વાનરો ભયભીત તથા ઉદ્વેગયુક્ત થઈ દશે દિશામાં નાસવા લાગ્યા. વાનરસેનામાં ભંગાણ પડેલું જોઇને પોતાનો વિજય થયો માની રાક્ષસો સિંહની માફક ગર્જના કરવા લાગ્યા.[૬,૭] વાનરોને ચોમેર નાસભાગ કરતા જોઈને રામચંદ્રે અનેક બાણો વરસાવી રાક્ષસોને વાનરો પર ધસી આવતા અટકાવ્યા. રામચંદ્રનુ પરાક્રમ જોઈને ક્રોધાગ્નિથી વ્યાપ્ત થયેલા મકરાક્ષે કહ્યું.[૮,૯]

'હે રામ! તું ઊભો રહે, મારી સાથે તારે યુદ્ધ કરવું પડશે. આજે હું મારા ધનુષ્યમાથી છૂટેલાં બાણો વડે તને પ્રાણરહિત કરીશ અલ્યા રામ! તેં દંડકારણ્યમા મારા પિતાને માર્યો છે, ત્યારથી તારું એ ભયંકર કર્મ સંભારીને મારો ક્રોધ વૃદ્ધિ પામ્યો છે. હે રાઘવ! તેં મારા પિતાને માર્યો તે વેળા તુ દંડકવનમા મારી દૃષ્ટિએ પડ્યો નહોતો, એથી જ હે દુરાત્મા! મારા અંગેઅંગ ક્રોધાગ્નિમા બળી રહ્યા છે.[૧૦–૧૨] ઘણું સારું થયુ કે આજે તું મારી નજરે પડ્યો છે! હવે મારો ક્રોધાગ્નિ શાંત થશે. જેમ હરિણ પોતાની મેળે જ ભૂખ્યા સિંહની આગળ જાય, તેમ આજે તું પોતાની મેળે જ મારી આગળ આવી ઊભો છે![૧૩] આજે મારા બાણોથી હણાઈને તું યમલોકમાં જઈશ અને પૂર્વે તેં જે જે શૂરવીરોને માર્યા છે, તેઓની સાથે વસીશ. હે રામ! બહુ કહેવાની કાંઈ પણ જરૂર નથી, માત્ર મારા બે બોલ સાંભળ. આજે સર્વ લોકો આપણા બેઉનુ યુદ્ધ જોશે, માટે અસ્ત્રયુદ્ધ, ગદાયુદ્ધ અને બાહુયુદ્ધ એ ત્રણેમાથી તને જે પ્રિય હોય, જેનો તને મહાવરો હોય, તે પ્રમાણે તું મારી સાથે યુદ્ધ કરવા તૈયાર થા.'[૧૪–૧૬]

બહુબોલા મકરાક્ષનાં વચન સાંભળી રામચંદ્રે હસતાં હસતા કહ્યું:[૧૭] 'હે મકરાક્ષ! તું અયોગ્ય અને મિથ્યા બડબડાટ શા માટે કરે છે? સંગ્રામમાં યુદ્ધ કર્યા સિવાય માત્ર વાણીના બળ વડે જ કાંઈ જીતી જવાતુ નથી.[૧૮] મેં દંડકારણ્યમાં ચૌદ હજાર રાક્ષસો સહિત તારા પિતાને તથા દૂષણ અને ત્રિશિરાને મારેલા છે; તેવી જ રીતે હે પાપી! આજે હું તને મારીશ. તીક્ષ્ણ ચાંચ તથા નખવાળાં ગૃધ્ર અને શિયાળવા વગેરે પ્રાણીઓ તારું માંસ ખાઈને આજે તૃપ્ત થશે.'[૧૯]

રામચંદ્રનું વચન સાંભળી મહાબળવાન મકરાક્ષે અસંખ્ય બાણોની વૃષ્ટિ કરી;[૨૦] પરંતુ રામચંદ્રે પોતાના તીક્ષ્ણ બાણો વડે તેની બાણવૃષ્ટિને છિન્નભિન્ન કરી નાખી અને મકરાક્ષના સુવર્ણના પૂંખવાળાં બાણો કપાઈને ટપોટપ પૃથ્વી પર પડવા લાગ્યા.[૨૧,૨૨] એ વેળા ખરપુત્ર મકરાક્ષ અને દશરથનંદન રામચંદ્રનુ ભયંકર યુદ્ધ જામ્યુ. એકબીજાના ધનુષ્યમાંથી છૂટતા બાણોનો તથા આકાશમાં થતી મેઘગર્જના જેવી પ્રત્યંચાનો શબ્દ આખી રણભૂમિમાં સંભળાવા લાગ્યો. એ સમયે રામ અને મકરાક્ષનુ યુદ્ધ જોવાની ઇચ્છાથી દેવો, ગંધર્વો, દાનવો, કિન્નરો અને ઉરગો અંતરિક્ષમાં આવી ઊભા રહ્યા. પરસ્પર પ્રહાર થવાથી રામ અને મકરાક્ષના બળ તથા ઉત્સાહ દ્વિગુણિત બનવા પામતાં હતાં અને તેઓ એકબીજાથી વધી જઈને પરાક્રમ દાખવતા હતા. રામચંદ્રના બાણોને મકરાક્ષ પોતાના બાણોથી કાપી નાખતો હતો, ત્યારે રામચંદ્ર પણ પોતાનાં બાણોથી તેનાં બાણોના સેંકડો ટુકડા કરી નાખતા હતા. એ વેળા દશે દિશાઓ તથા પૃથ્વી બાણોથી છવાઈ ગઈ અને સર્વત્ર અંધકાર સરખું થઈ રહ્યું.[૨૩–૨૮] પછી ક્રોધાયમાન થયેલા રઘુવીરે એક બાણ મૂકી મકરાક્ષનું ધનુષ્ય કાપી નાખ્યું; આઠ બાણ વડે તેના સારથિને વીંધી નાખ્યો[૨૯] અને બીજાં કેટલાંક બાણો વડે તેના અશ્વને હણીને રથ ભાંગી નાખ્યો. ત્યારે રથરહિત થયેલો મકરાક્ષ હાથમાં ત્રિશૂળ લઈ પૃથ્વી પર

ઊભો રહ્યો. પ્રલયાગ્નિ સરખી કાંતિવાળું તેનુ ત્રિશૂળ સર્વ ભૂત-પ્રાણીઓને ત્રાસ ઉપજાવે એવુ હતું.[૩૦,૩૧] બીજાઓને મહાકષ્ટે પ્રાપ્ત થઈ શકે એવું એ ત્રિશૂળ તેને મહાદેવજી પાસેથી મળ્યુ હતું અને તે જાણે બીજું સંહારાસ્ત્ર જ હોય એમ ઝળહળી રહ્યું હતું.[૩૨] એ ત્રિશૂળ જોઈને અંતરિક્ષમાં ઊભેલા દેવો ભય પામી નાસભાગ કરવા લાગ્યા. મકરાક્ષે એ પ્રજ્વલિત ત્રિશૂળને ખૂબ ફેરવીને ક્રોધથી રામચંદ્ર ઉપર છૂટું નાખ્યુ. મકરાક્ષના હાથમાંથી છૂટેલા અને શુદ્ધ સુવર્ણના મઢેલા ત્રિશૂળને આવતું જોઈને રઘુવીરે તેને ચાર બાણો વડે છેદી નાખ્યુ; એટલે જેમ મોટી ઉલ્કા પૃથ્વી પર પડે, તેમ તે ત્રિશૂળ છિન્નભિન્ન થઈને પૃથ્વી પર પડ્યું. ત્રિશૂળને કપાઈ પડેલુ જોઈ આકાશચારી પ્રાણીઓ જયજયકાર કરવા લાગ્યાં.[૩૩-૩૬]

પોતાનુ ત્રિશૂળ વ્યર્થ ગયુ એ જોઈને કોપેલો મકરાક્ષ મૂઠી વાળી 'ઊભો રહે, ઊભો રહે' એમ બોલતો રામચંદ્ર સામે દોડ્યો. મકરાક્ષને ધસી આવતો જોઈને રામચંદ્રે ધનુષ્ય પર અગ્ન્યાસ્ત્ર બાણુ સાધી તેના પર મૂક્યુ.[૩૭,૩૮] એ બાણનો પ્રહાર થતા જ મકરાક્ષનુ હૃદય ચિરાઈ ગયુ અને તે ગતપ્રાણ થઈને પૃથ્વી પર પડ્યો.[૩૯]

પ્રથમથી જ રામચંદ્રના બાણોથી ત્રાસેલા રાક્ષસો મકરાક્ષને રણમા પડેલો જોતાં જ જીવ લઈને લંકા તરફ નાસી ગયા.[૪૦] વજ્રથી હણાઈ પડેલા પર્વતની પેઠે ખરના પુત્ર મકરાક્ષને રામબાણથી હણાઈ ગયેલો જોઈ સર્વ દેવો હર્ષ પામ્યા.[૪૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૭૯મો સર્ગ સમાપ્ત

## ઇંદ્રજિતનો વધ

## સર્ગ ૮૦મો

### ઇંદ્રજિતનું યુદ્ધે ચડવું

मकराक्षं हतं श्रुत्वा रावणः समितिञ्जयः।
रोषेण महताविष्टो दन्तान्कटकटाय्य च ॥ १ ॥

મકરાક્ષ રણમાં હણાયો એ સાંભળી રાવણ અત્યંત ક્રોધાયમાન થયો અને 'હવે શું કરવું?' તેનો વિચાર કરતાં દાંત કકડાવીને ઇંદ્રજિત પ્રતિ બોલ્યો :[૧,૨] 'હે વીર ! તું સૌથી અધિક બળવાન છે; માટે યુદ્ધ ચઢ અને તારી ઇચ્છા પ્રમાણે દશ્ય કિંવા અદશ્ય રહીને રામ-લક્ષ્મણનો સંહાર કર.[૩] અપ્રતિમ પરાક્રમવાળા ઇંદ્રને પણ તેં સંગ્રામમાં જીતેલો છે, તો શું એ મનુષ્યો-રામ-લક્ષ્મણને તું નહિ મારી શકે?'[૪]

રાવણની આજ્ઞા થતાં ઇંદ્રજિત તુરત જ રાજભવનમાથી નીકળી યજ્ઞભૂમિમા ગયો અને વિધિપૂર્વક હવનક્રિયા કરવા મંડ્યો.[૫] ઇંદ્રજિતને સહાય કરવા અર્થે રાતાં વસ્ત્ર ધારણ કરનારી કેટલીક રાક્ષસીઓ ઉતાવળે ત્યાં આવી અને યજ્ઞસામગ્રી તૈયાર કરવા લાગી.[૬] એ વેળા ઇંદ્રજિતે દર્ભ પાથરવાને બદલે શસ્ત્ર પાથર્યાં, બહેડાની સમિધ તૈયાર કરી, રાતા વસ્ત્ર પહેર્યાં અને લોઢાનો સ્રવ ગ્રહણ કર્યો.[૭] અગ્નિની ચોમેર શસ્ત્રાસ્ત્રોનુ આચ્છાદન કરી તેણે શ્યામવર્ણના બકરાને જીવતો પકડી અગ્નિમાં હોમ્યો.[૮] એ આહુતિ પડતાં જ પ્રજ્વલિત અગ્નિમાં વિજયદર્શન ચિહ્ન દેખાયા.[૯] સુવર્ણ સરખી કાંતિવાળા અગ્નિએ ભડભડાટ સળગીને દક્ષિણાવર્તી જ્વાળાથી હુતદ્રવ્યને ગ્રહણ કર્યું.[૧૦]

એ પ્રમાણે અગ્નિમાં હોમ કરી દેવ, દાનવ તથા રાક્ષસોને તૃપ્ત કરી ઇંદ્રજિત અગોચર થઈ શકે એવા રથમા બેઠો.[૧૧] ચાર અશ્વો જોડેલા ઉત્તમ રથમાં બેઠેલો અને સુસજ્જિત ધનુષ્યબાણુ ધારણ કરેલો ઇંદ્રજિત એ વેળા અત્યંત શોભતો હતો.[૧૨] સુવર્ણથી મઢેલો

દેદીપ્યમાન કાંતિવાળો તેનો રથ પણ આલેખેલા મૃગ, અર્ધચંદ્ર તેમ જ પૂર્ણચંદ્રની આકૃતિઓથી ઘણો જ શોભતો હતો.[૧૩] પ્રજ્વલિત અગ્નિ સમાન કાંતિવાળો અને વૈડૂર્યથી અલંકૃત કરેલો તેના રથનો ધ્વજ મોટા સુવર્ણ-કળશોથી શોભી રહ્યો હતો. એ પ્રમાણે સૂર્ય સમાન રથ તથા બ્રહ્માસ્ત્રથી સુરક્ષિત બનેલો મહાબળવાન ઇંદ્રજિત શત્રુઓને અજેય થઈ પડ્યા.[૧૪,૧૫] પછી સંગ્રામમાં જય પ્રાપ્ત કરનારા ઇંદ્રજિતે લંકામાંથી બહાર નીકળી રાક્ષસો પ્રત્યે કહ્યું: 'રામ અને લક્ષ્મણ કે જેઓ મિથ્યા વનવાસમા નીકળેલા છે, તેમને મારીને હુ આજે મારા પિતાના યશની વૃદ્ધિ કરીશ.[૧૬,૧૭] આજે રામ-લક્ષ્મણનો નાશ કરીને હુ આખી પૃથ્વીને વાનરરહિત કરી મૂકીશ અને મારા પિતાની પ્રીતિ સંપાદન કરીશ.' એટલુ કહીને તે અંતર્ધાન થયો.

રાવણની આજ્ઞાથી પ્રેરાયેલો અને તીક્ષ્ણ બાણ ધારણ કરનારો ઇંદ્રજિત રણભૂમિમા આવીને વાનરસેનાની મધ્યે ઊભેલા, અસંખ્ય બાણો મૂકનારા અને ઘણુ ફણાવાળા સર્પની પેઠે શોભતા રામ-લક્ષ્મણને જોવા લાગ્યો.[૧૮-૨૦] 'રામ લક્ષ્મણ તે આ જ છે' એવો વિચાર કરીને ઇંદ્રજિતે ધનુષ્ય સજ્જ કર્યું અને મેઘ જેમ જળની વૃષ્ટિ કરે, તેમ બાણવૃષ્ટિ કરીને દશે દિશાઓને છાઈ નાખી. આકાશમા ગતિ કરનારા, રથમા બેઠેલા અને અદૃશ્ય રહેલા ઇંદ્રજિતે તીક્ષ્ણ બાણોથી રામ-લક્ષ્મણને વીંધી નાખ્યા. ઇંદ્રજિતના બાણોથી ઘેરાયેલા રામ-લક્ષ્મણે પણ પોતાના ધનુષ્ય ઉપર દિવ્ય અસ્ત્ર સાધીને અસંખ્ય બાણો મૂકી આકાશને છાઈ દીધુ, પણ સૂર્ય સરખુ પ્રકાશિત એકે બાણ ઇંદ્રજિતને વાગ્યુ નહિ.

પછી ઇંદ્રજિતે માયાબળ વડે ધુમાડા જેવા અંધકારથી આકાશ છાઈ નાખ્યુ અને ધુમ્મસથી દશે દિશાઓને ઢાંકી દીધી. આકાશમાં વિચરતા ઇંદ્રજિતના ધનુષ્યની પ્રત્યંચાનો શબ્દ કે તેના રથનો ગડગડાટ કોઈના સાંભળવામા આવતો ન હતો તેમ જ તેનુ ચિહ્ન પણ જોવામા આવતું ન હતું.[૨૧-૨૬] જ્યારે સર્વત્ર ગાઢ અંધકાર વ્યાપી ગયો, ત્યારે મહાબાહુ ઇંદ્રજિતે રામ-લક્ષ્મણ ઉપર શિલાઓની વૃષ્ટિ સરખી બાણવૃષ્ટિ કરવા માંડી; તથા વરદાનમા મળેલાં ભયંકર અને તીક્ષ્ણ બાણો વડે તેમનાં સઘળા અંગો વીંધી નાખ્યાં. વરસાદની ધારાઓથી ઢંકાયેલા પર્વતની પેઠે ઇંદ્રજિતના બાણોથી ઢંકાયેલા રામ-લક્ષ્મણ પણ અંતરિક્ષમા તેના પ્રત્યે તીક્ષ્ણ બાણો ફેંકવા લાગ્યા. એ વેળા સુંદર પીછાવાળા રામ-લક્ષ્મણના બાણો આકાશમા રહેલા ઇંદ્રજિતને વીંધીને રુધિરથી ખરડાઈ પાછા પૃથ્વી પર પડતા હતાં.[૨૭-૩૦] ઇંદ્રજિતની બાણવૃષ્ટિથી અત્યંત કોપાયમાન થયેલા રામ-લક્ષ્મણ પોતાના તીક્ષ્ણ બાણો વડે તેના બાણોને કાપી નાખતા હતા અને જે જે દિશા તરફથી બાણો આવતા હતા, તે તે દિશા તરફ તેઓ બાણો ફેંકતા હતા.[૩૧,૩૨] પરંતુ અતિરથી ઇંદ્રજિત પોતાના રથને ચોમેર દોડાવતો હતો, એટલે રામ-લક્ષ્મણના બાણો તેને વાગતાં ન હતા. સુવર્ણ પૂંખવાળા ઇંદ્રજિતના તીક્ષ્ણ બાણો વડે વીંધાયેલા રામ-લક્ષ્મણ બન્ને ભાઈ પ્રફુલ્લિત થયેલા ખાખરાના વૃક્ષ જેવા શોભતા હતા. જેમ વાદળમા ઢંકાયેલા સૂર્યની ગતિ કે કાંતિ જોવામા આવતી નથી, તેમ અદૃશ્ય રહેલા ઇંદ્રજિતની ગતિ, રૂપ, ધનુષ્ય, રથ કે બાણ એમાનુ કશુંયે દેખાતુ ન હતું. ઇંદ્રજિતના બાણોથી વીંધાયેલા સેંકડો વાનરો ગતપ્રાણ થઈ પૃથ્વી પર પડ્યા.[૩૩-૩૬]

પછી ક્રોધ પામેલા મહાત્મા લક્ષ્મણે રઘુવીરને કહ્યુ: 'હે આર્ય! હવે હુ સઘળા રાક્ષસોનો વધ કરવા માટે બ્રહ્માસ્ત્ર મૂકું છું'.[૩૭]

ત્યારે રામચંદ્રે કહ્યુ: 'હે ભાઈ! એક ઇંદ્રજિત માટે પૃથ્વી પરના બધા રાક્ષસોને હણવા એ યોગ્ય નથી.[૩૮] વળી હે લક્ષ્મણ! સામે રહી

પરંતુ ઇંદ્રજિતના સારથિએ અશ્વોની લગામ ખેંચીને રથને પાછો હઠાવી લીધો, જેથી તે શિલા રથ, સારથિ કે ઇંદ્રજિતને નહિ વાગતાં વ્યર્થ ગઈ અને પૃથ્વી પર પડી.[૮-૧૦] તે શિલા પૃથ્વી પર પડી, ત્યારે તેની નીચે ઘણા રાક્ષસો ચગદાઈ મૂઆ અને રાક્ષસસેનામાં હાહાકાર વર્તાઈ રહ્યો, પછી પ્રૌઢ કાયાવાળા હજારો વાનરો મોટાં વૃક્ષો તથા પર્વતશિખરો લઈ ને ઇંદ્રજિત ઉપર તૂટી પડ્યા અને તેઓએ વૃક્ષો તથા શિખરોની વૃષ્ટિ કરીને ઇંદ્રજિતને અકળાવી નાખ્યો.[૧૧-૧૩] એ વેળા વાનરો અત્યંત શૂરમા આવીને રાક્ષસોનો સંહાર કરવા લાગ્યા. ભયંકર રૂપવાળા હજારો રાક્ષસો વાનરોના પ્રહારથી હણાઈ ને પૃથ્વી પર પડી તરફડવા લાગ્યા. પોતાની સેનાને પીડિત થયેલી જોઈ ને ઇંદ્રજિત ધનુષ્ય ઉપાડી વાનરો સામે ધાયો અને અનેક બાણો મૂકીને ઘણા વાનરોનો સંહાર કરવા લાગ્યો. દૃઢ પરાક્રમવાળો ઇંદ્રજિત ત્રિશૂળ, તલવાર, વજ્ર, પટ્ટિશ, ભાથા અને મુદ્‌ગર વગેરે આયુધોથી વાનરોને હણતો હતો; તેમ જ વાનરો પણ વૃક્ષાદિના પ્રહારથી રાક્ષસોને મારતા હતા.[૧૪-૧૭] મહાબળવાન હનુમાન મોટી શાખાવાળાં વૃક્ષો, પર્વતો તથા શિલાઓથી ભયંકર કર્મવાળા રાક્ષસોને સંહારતો હતો.[૧૮] પોતાના પરાક્રમ-બળ વડે રાક્ષસસેનાને પાછી હઠાવી કપિવર હનુમાને વાનરોને કહ્યું : ‘ હે વાનરો! હવે આપણે આ રાક્ષસસેનાને જીતવાની કાંઈ પણ આવશ્યકતા નથી, કેમ કે સઘળી બાજી બગડી ગઈ છે, માટે પાછા વળો. સીતા પ્રાપ્ત કરવારૂપી રામચંદ્રનુ પ્રિય કાર્ય કરવા માટે આપણે આપણા પ્રાણની પણ દરકાર રાખ્યા વિના યુદ્ધ કરીએ છીએ; પરંતુ જનકનંદિની સીતાનો તો આજે આ પાપી ઇદ્રજિતે વધ કર્યો છે. હવે ચાલો, આપણે આ સઘળું વૃત્તાંત રામચંદ્ર તથા સુગ્રીવને નિવેદન કરીએ અને પછી તેઓ આજ્ઞા કરે તેમ કરીએ.’[૧૯-૨૧] એ પ્રમાણે કહી સર્વ વાનરોને યુદ્ધ કરતા અટકાવી કપિશ્રેષ્ઠ હનુમાન સૌની સાથે રામચંદ્ર પાસે ચાલ્યો, ત્યારે દુષ્ટાત્મા ઇંદ્રજિત પણ યુદ્ધમાંથી પાછો વળ્યો અને હવન કરવાની ઇચ્છાથી નિકુંભિલાના મંદિર આગળ ગયો.[૨૨,૨૩] ત્યાં તેણે યજ્ઞભૂમિમાં કુંડ બનાવી અગ્નિનું સ્થાપન કર્યું અને પછી આહુતિઓ આપવા લાગ્યો. ઇંદ્રજિતે જ્યારે હુતદ્રવ્ય હોમવા માંડયું, ત્યારે રુધિરનું ભક્ષણ કરનાર અગ્નિ અત્યંત પ્રજ્વલિત થયો એ વેળા રુધિરની આહુતિથી અત્યંત તૃપ્ત થઇ ભડભડાટ સળગતો અગ્નિ સંધ્યાકાળના સૂર્ય સરખો દેખાતો હતો.

વિધિને જાણનારો ઇંદ્રજિત રાક્ષસોનાં સુખને અર્થે જ્યારે વિધિપૂર્વક અગ્નિમાં હોમ કરવા લાગ્યો, ત્યારે યુદ્ધસમયની નીતિ-અનીતિને જાણનારા સઘળા રાક્ષસો તે જોવા માટે ત્યાં આવી ઊભા રહ્યા.[૨૪-૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૮૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૩ મો

### શોકમૂર્ચ્છિત રામચંદ્ર પ્રતિ વિકળ થયેલા લક્ષ્મણનાં વચનો અને આશ્વાસન

राघवश्चापि विपुलं तं राक्षसवनौकसाम् ।
श्रुत्वा संग्रामनिर्घोषं जाम्बवन्तमुवाच ह ॥ १ ॥

આ તરફ સંગ્રામમાં રાક્ષસ અને વાનરોની મોટી ગર્જના સાંભળીને રામચંદ્રે જાંબવાનને કહ્યું :[૧] ‘ સૌમ્ય! આ વેળા આયુધોનો મોટો ખડખડાટ સંભળાય છે; એ ઉપરથી મને લાગે છે કે, સંગ્રામ વિષે હનુમાને અતિ દુષ્કર કાર્ય કરવા માંડયું છે. હે જાંબવાન! તું પોતાનું સૈન્ય લઈ ને યુદ્ધ કરતા હનુમાનને સહાય કરવા ઉતાવળે જા.’

ત્યારે જાંબવાન તરત જ પોતાની સેના સહિત જ્યાં હનુમાન યુદ્ધ કરતો હતો. ત્યાં જવા નીકળ્યો;[૨-૪] પણ થોડુંક આગળ ચાલતાં જ સંગ્રામ કરી શ્રમિત થયેલા અને લાંબા શ્વાસ લેતા વાનરોથી વીંટાયેલો કપિવર હનુમાન તેને સામે મળ્યો.[૫] યશસ્વી હનુમાન શ્યામ

વાદળ જેવો અને સજ્જ થઈ આવતા જાંબવાનના સૈન્યને પણ પાછું વાળી તેની સાથે સત્વર રામચંદ્રની પાસે આવ્યો અને ગદ્ગદ કંઠે કહેવા લાગ્યો 'હે રામચંદ્ર! અમે સંગ્રામમાં યુદ્ધ કરતા હતા તે સમયે અમારા દેખતા જ રાવણના પુત્ર ઇંદ્રજિતે આજે રુદન કરતાં સીતાને મારી નાખ્યાં છે[૧-૮] હે શત્રુદમન! સીતાની એવી દશા થયેલી જોઈ મારું ચિત્ત આકુળવ્યાકુળ થઈ ગયું અને મને ઘણો ખેદ થયો, જેથી હું આપને તે વૃત્તાંત નિવેદન કરવા આવ્યો છું '

'ઇંદ્રજિતે સીતાને મારી નાખ્યાં છે' એવું હનુમાનનું કથન સાંભળતાં જ એકાએક વ્યાપેલા શોકને લીધે શ્રીમાન રામચંદ્ર સંજ્ઞારહિત થઈ, જેમ કપાયેલા મૂળવાળું વૃક્ષ તૂટી પડે તેમ પૃથ્વી ઉપર ઢળી પડ્યા [૧૦] દેવ સમાન કાંતિવાળા રઘુવીરને મૂર્છિત થઈ પડેલા જોતાં જ સઘળા મુખ્ય વાનરો તેમની પાસે દોડી ગયા અને એકાએક પ્રજ્વલિત થઈ આસપાસના પદાર્થોને બાળવા લાગેલા અનિવાર્ય અગ્નિને જેમ જળ વડે શાંત કરે, તેમ કમળોના સુગંધવાળું શીતળ જળ છાંટીને રઘુવીરને શાંત કરવા લાગ્યા એ વેળા અતિશય દુઃખયુક્ત થયેલા મહાત્મા લક્ષ્મણ અસ્વસ્થ પ્રકૃતિવાળા પોતાના મોટા ભાઇ રામચંદ્રને બન્ને ભુજાઓથી ભેટીને હેતુ અને અર્થયુક્ત વચન કહેવા લાગ્યા [૧૧-૧૩] 'હે આર્ય! તમે નિરંતર શુદ્ધ ધર્મનું જ અનુસરણ કરો છો અને ઇંદ્રિયોનો નિગ્રહ કરો છો, છતાં તમારો પાળેલો તે ધર્મ તમને દુઃખમાંથી ઉગારી શકતો નથી તો પછી એ ધર્મ નિરર્થક જ છે[૧૪]× વળી સ્થાવર-જંગમ સર્વ ભૂતપ્રાણીઓ સુખિયાં જોવામાં આવે છે, તેમ ધર્મ ક્યાંય પણ આપણા જોવામાં આવતો નથી માટે ધર્મ છે જ નહિ એમ હું માનું છું [૧૫] ધર્માચરણ કર્યા વિના પણ વૃક્ષાદિ સ્થાવર અને પશુ આદિ જંગમ પ્રાણીઓને સુખનો પ્રત્યક્ષ અનુભવ થાય છે એથી હું ધારું છું કે, ધર્મ એ કાંઈ સુખનું મૂળ કારણ નથી. જો સુખનું કારણ ધર્મ હોય તો તમારા જેવા ધર્મિષ્ઠને વિપત્તિ આવવી જ ન જોઈએ[૧૬] જો અધર્મનું ફળ દુઃખ અને ધર્મનું ફળ સુખ જ હોય, તો રાવણ જેવા અધર્મીને દુઃખ પડવું જોઈએ અને તમારા સરખા ધર્માત્માને નિરંતર સુખ જ રહેવું જોઈએ, પણ આ તો તેથી ઊલટું જ જોવામાં આવે છે એટલે કે રાવણને દુઃખ થવું જોઈએ તેને બદલે સુખ થાય છે અને તમને સુખ રહેવું જોઈએ તેને બદલે દુઃખ થાય છે મને લાગે છે કે, ધર્મ અને અધર્મ પરસ્પર વિરોધી અને વિરુદ્ધ ફળ આપનારા છે[૧૭-૧૯] ધર્મથી સુખની જ પ્રાપ્તિ થાય અને અધર્મથી દુઃખની જ પ્રાપ્તિ થાય એવો જ નિયમ હોય, તો રાવણ જેવા પુરુષોને દુઃખ પ્રાપ્ત થવું જોઈએ, અને જેઓની અધર્મમાં કદી પણ રુચિ થતી નથી એવા તમ સરખા પુરુષોને સદાકાળ સુખ રહેવું જોઈએ, પણ તેવું તો જોવામાં આવતું જ નથી જેઓ અધર્મી હોય છે તેઓના અર્થ-સુખ આદિની વૃદ્ધિ થાય છે અને જેઓ ધર્મનિષ્ઠ હોય છે તેઓને અનેક પ્રકારે ક્લેશ નડે છે, માટે હું કહું છું કે, ધર્મ અને અધર્મ એ બન્ને વિપરીત ફળ આપનારા અને નિરર્થક છે[૨૦-૨૧] હે રાઘવ! જો પાપકર્મ કરનારા પુરુષો પોતાના અધર્મથી જ નાશ પામે, તો તેઓના નાશની સાથે જ અધર્મનો પણ વિનાશ થયો જોઈએ અને તે પ્રમાણે પોતે જ નાશ પામેલો અધર્મ બીજા કોનો નાશ કરી શકે એમ છે[૨૨] વળી જો કોઈ પુરુષ શાસ્ત્રોક્ત વિધિ વડે કોઈ પ્રાણીને મારે તો તેના આત્માને દોષ લાગતો નથી પણ તે વિધિ જ દોષપાત્ર થાય છે[૨૩] હે શત્રુદમન! જેનું કાંઈ ચિહ્ન નથી, તે પ્રત્યક્ષ જણાતો નથી,

× રામને ઉત્તેજિત કરવા માટે મહાત્મા લક્ષ્મણ પુરુષાર્થનું જ પ્રાધાન્ય દર્શાવે છે

યુદ્ધ નહિ કરનારા, છુપાઈ રહેલા, હાથ જોડી શરણે આવેલા, નાસી જતા તેમ જ મદમત્ત થયેલા શત્રુને હણવો એ યોગ્ય નથી.[૩૯] હે મહાબાહુ ! મેં ઇંદ્રજિતના વધનો ખરો ઉપાય શોધી કાઢ્યો છે, જેથી હવે આપણે તેનો સત્વર નાશ કરી શકીશું. આપણે હમણાં મોટા વેગવાળાં અને સર્પ સરખાં ઝેરી બાણો મૂકીશું, જે માયાબળથી અંતર્ધાન થયેલા નીચ રાક્ષસ ઇંદ્રજિતને શોધીને મારશે. જો એ દુષ્ટાત્મા ઇંદ્રજિત વાનરોના જોવામાં આવશે, તો પછી તે જીવતો જનારો જ નથી. ઇંદ્રજિત પાતાળમાં, સ્વર્ગમાં, અંતરિક્ષમાં કે રસાતળમાં ગમે ત્યાં સંતાઈ પેસશે તોપણ મારાં બાણોથી દગ્ધ થઈ તે અવશ્ય પૃથ્વી પર પડશે જ પડશે.'

એ પ્રમાણે અર્થભર્યાં વચન કહીને વાનરશ્રેષ્ઠોથી વીંટાયેલા રામચંદ્ર ક્રૂર કર્મવાળા ઇંદ્રજિતના વધ માટે વિચાર કરવા લાગ્યા.[૪૦-૪૩]

ઇતિ શ્રી વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૮૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૧ મો

### ઇંદ્રજિતની કપટજાળ-રણભૂમિ પર માયાવી ( કૃત્રિમ ) સીતાનો વધ

विज्ञाय तु मनस्तस्य राघवस्य महात्मनः ।
स निवृत्याहवात्तस्मात्प्रविवेशं पुरं ततः ॥ १ ॥

મહાત્મા રઘુવીરનો અભિપ્રાય જાણવામાં આવતાં તરત જ ઇંદ્રજિત યુદ્ધ પડતું મૂકી ભયને લીધે લંકામાં પાછો ગયો;[૧] પરંતુ પોતાના બળવાન સૈનિકોનો વધ સાંભરી આવવાથી તેને પુનઃ અતિશય ક્રોધ ચડ્યો અને તેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં. પછી દેવોને દુઃખ આપનારો મહાપરાક્રમી ઇંદ્રજિત અનેક રાક્ષસોને સાથે લઈ લંકાના પશ્ચિમ દરવાજેથી પુનઃ યુદ્ધ કરવા નીકળ્યો; પણ રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓને યુદ્ધ માટે સજ્જ થઈ ઊભેલા જોઈ તેણે એક માયા રચી.[૨-૪] દુષ્ટ બુદ્ધિવાળા ઇંદ્રજિતે રામ-લક્ષ્મણાદિને મોહિત કરવા માટે માયાથી એક બીજી સીતા બનાવી, તેને પોતાના રથમાં બેસાડી અને સર્વ વાનરોના દેખતાં તેનો વધ કરવાનો નિશ્ચય કરી રણભૂમિ તરફ ચાલ્યો.

ઇંદ્રજિતને આવતો જોઈને કોપાયમાન થયેલા સઘળા વાનરો યુદ્ધ કરવા માટે શિલાઓ વગેરે ગ્રહણ કરી તેની સામે દોડ્યા. એ સમયે વાનરશ્રેષ્ઠ હનુમાન ઘણું જ મોટું એક પર્વતશિખર ઉપાડી સૌની આગળ દોડ્યા;[૫-૮] પરંતુ ઇંદ્રજિતની પાસે જતાં જ તેણે આનંદ વિનાની, એક વેણીને ધારણ કરનારી, દીન થઈ ગયેલી, ઉપવાસ કરવાથી કૃશ શરીરવાળી, ફાટેલા એક વસ્ત્રવાળી, સ્નાનાદિ સંસ્કારથી રહિત અને ધૂળ તથા મેલથી વ્યાપ્ત છતાં કાંતિયુક્ત સ્ત્રીના સરખી જણાતી સીતાને ઇંદ્રજિતના રથમાં બેઠેલી દીઠી. પોતે થોડા સમય પહેલાં જ સીતાને જોયેલાં હોવાથી 'આ જનકનંદિની સીતા જ છે.' એમ માની હનુમાન થોડીક વાર જોઈ જ રહ્યો. ઇંદ્રજિતના રથમાં બેઠેલી, આનંદરહિત અને દીન આકૃતિવાળી સીતાને જોઈ તેને ચિંતા થઈ :[૯-૧૨] 'અરે, આ દુષ્ટ રાક્ષસે શું કરવા ધાર્યું હશે ?' પછી કપિવર હનુમાન સર્વ વાનરો સહિત ઇંદ્રજિત પર ધસી ગયો. કપિદળને પોતાના પર આવતું જોઈને ક્રોધાયમાન થયેલા ઇંદ્રજિતે મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢીને સીતાનો ચોટલો પકડ્યો અને વાનરો દેખે એવી રીતે સીતાને મારવા લાગ્યો. એ વેળા રથમાં બેઠેલી કૃત્રિમ-માયાવી સીતા પણ 'હા રામ! હા રામ!' એવો આક્રોશ કરવા લાગી.[૧૩-૧૫] સીતાનો ચોટલો પકડેલો જોઈને હનુમાન ગળગળો થઈ ગયો અને તેના નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. સુંદર અંગવાળી રામની પ્રિયા સીતાને આવી અવસ્થામાં જોઈને કપિવર હનુમાને ક્રોધપૂર્વક ઇંદ્રજિતને કઠોર વાક્યો કહેવા માંડ્યાં : 'હે દુરાત્મન્ ! તેં પોતાના જ વિનાશ માટે સીતાના કેશ પકડ્યા છે ! જોકે તું બ્રહ્મર્ષિના કુળને વિષે ઉત્પન્ન થયો છે, તોપણ છેવટે તારો જન્મ તો રાક્ષસી યોનિમાં જ છે ને ? એ કારણથી જ તારી આવી નીચ મતિ થઈ છે. હે પાપી આચ-

રણવાળા! તને ધિક્કાર છે. હે નૃશંસ! હે અનાર્ય! હે ક્ષુદ્ર! હે દુરાચરણી! હે નિર્લજ્જ! આવું અનાર્ય સરખું કાર્ય કરતાં તને લાજ કેમ આવતી નથી? હે નિર્દય! પોતાના પિતાના ઘરથી, સાસરામાંથી અને રામચંદ્રથી વિખૂટાં પડેલાં સીતાએ તારો શો અપરાધ કર્યો છે કે જેથી તું એમને મારવા તૈયાર થયો છે? અરે ઇંદ્રજિત! તું યાદ રાખજે કે સીતાને હણ્યા પછી તું ક્ષણવાર પણ જીવતો રહેવાનો નથી. આજે તારું આયુષ્ય મારા હાથમાં જ છે; માટે હું તારો વધ કરીશ. તારાં કર્મ જોતાં તો તારો વધ થવો જ યોગ્ય છે. ચોરી વગેરે અધમ કૃત્ય કરનારા પુરુષો પણ જે ગતિને ધિક્કારે છે, તે ગતિની પ્રાપ્તિ સ્રીહત્યારાઓની થાય છે. હે પાપી! આજે તું પણ મરણ પામીને તે દુઃખરૂપ ગતિને પામીશ.'

એ પ્રમાણે કહીને શિલા અને વૃક્ષો લઇ આવેલા વાનરો સહિત હનુમાને ક્રોધભેર ઇંદ્રજિત ઉપર ધસારો કર્યો.[૧૬–૨૩] અત્યંત બળવાળા વાનરસૈન્યને આવતું જોઈ ઇંદ્રજિતે પોતાની સેના દ્વારા તેને અટકાવ્યું.[૨૪] પછી હજારો બાણો વડે કપિસેનાને પીડિત કરીને હનુમાન પ્રત્યે કહ્યું:[૨૫] 'હે હનુમાન! તું, સુગ્રીવ અને રામ–લક્ષ્મણ જે સીતાને અર્થે અહીં સુધી આવ્યા છો, તે સીતાનો હું તારા દેખતાં આજે જ વધ કરું છું.[૨૬] હે વાનર! આ સીતાને માર્યા પછી હું રામને, લક્ષ્મણને, સુગ્રીવને, તને તેમ જ મારા કાકા અનાર્ય વિભીષણને પણ હણીશ.[૨૭] હે વાનર! સ્રીઓને હણવી યોગ્ય નથી એમ તું કહે છે તે યથાર્થ છે; પરંતુ જે કાર્ય કરવાથી શત્રુને પીડા થાય તેમ હોય, તે કાર્ય તો અવશ્ય કરવું જ જોઈએ.' એટલું કહી ઇંદ્રજિતે રુદન કરતી માયાવી–કૃત્રિમ સીતા ઉપર પોતાની તીક્ષ્ણ તરવારનો ઘા કર્યો.[૨૮,૨૯] ત્યારે તુરત જ એ તલવાર યજ્ઞોપવીતની પેઠે ઊતરી ગઈ અને સુંદર સ્વરૂપવાળી કૃત્રિમ સીતા કપાઈને પૃથ્વી પર પડી.[૩૦] પછી ઇંદ્રજિતે હનુમાનને કહ્યું: 'હે કપિ! જો, મેં તારા રામની પ્રિયા સીતાને આજે તારા દેખતાં કાપી નાખી છે. હવે તમે સૌ જે પરિશ્રમ કરશો તે મિથ્યા જ છે.'[૩૧]

એ પ્રમાણે માયામયી સીતાનો વધ કરીને ઇંદ્રજિત હર્ષિત થયો અને પોતાના રથમાં બેસી ગર્જના કરવા લાગ્યો.[૩૨] રથમાં બેઠેલા અને પહોળું મુખ કરીને ગર્જતા ઇંદ્રજિતની મોટી ગર્જનાઓને સાંભળતાં જ સર્વ વાનરો થંભી ગયા.[૩૩] સીતાનો વધ કરીને પ્રસન્ન થયેલા દુર્મતિ ઇંદ્રજિતને જોઈને ખેદ પામેલા વાનરો નાસવા લાગ્યા.[૩૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૮૧ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૮૨ મો

## વાનરો અને રાક્ષસોનું યુદ્ધ–હનુમાન–ઇંદ્રજિતનું રણભૂમિમાંથી પાછા વળવું

श्रुत्वा तं भीमनिर्ह्रादं शक्राशनिसमस्वनम्।
वीक्षमाणा दिशः सर्वा दुद्रुवुर्वानरा भृशम्॥ १॥

વીજળીના કડાકા જેવી ઇંદ્રજિતની ભયંકર ગર્જના સાંભળી ચોમેર દૃષ્ટિ કરતા વાનરો જેમ ફાવે તેમ નાસવા લાગ્યા.[૧] ત્યારે ઊતરી ગયેલા મુખવાળા, ત્રાસને લીધે દીન થયેલા અને પૃથક્ પૃથક્ વેરાઈ જતા વાનરોને હનુમાન કહેવા લાગ્યા: 'હે વાનરો! યુદ્ધના ઉત્સાહથી રહિત થઈ તમે આજે વીલે મોઢે આમ કેમ નાસો છો? અરે, આજે તમારું શૌર્ય ક્યાં ગયું? ચાલો, હું તમારી આગળ થાઉં છું. તમે સૌ મારી પાછળ આવો.'

બુદ્ધિમાન હનુમાનનાં વચન સાંભળી વેગમાં આવેલા વાનરો કોપે ભરાઈને વૃક્ષો અને પર્વત-શિખરો લઈને ગર્જના કરતા હનુમાનને આગળ કરી રાક્ષસો ઉપર તૂટી પડ્યા. વાનરોથી વીંટાયેલો અને કાલાંતક તથા યમરાજ સરખો કપિવર હનુમાન પ્રજ્વલિત અગ્નિ જેમ વનને બાળે, તેમ શત્રુસેનાને હણવા લાગ્યો.[૨–૭] શોક તથા ક્રોધથી વ્યાપ્ત થયેલા હનુમાને એક મોટી શિલા ઉપાડીને ઇંદ્રજિતના રથ ઉપર નાખી;

પરંતુ ઇંદ્રજિતના સારથિએ અશ્વોની લગામ ખેંચીને રથને પાછો હઠાવી લીધો, જેથી તે શિલા રથ, સારથિ કે ઇંદ્રજિતને નહિ વાગતા વ્યર્થ ગઈ અને પૃથ્વી પર પડી.[૮–૧૦] તે શિલા પૃથ્વી પર પડી, ત્યારે તેની નીચે ઘણા રાક્ષસો ચગદાઈ મૂઆ અને રાક્ષસસેનામા હાહાકાર વર્તાઈ રહ્યો, પછી પ્રૌઢ કાયાવાળા હજારો વાનરો મોટા વૃક્ષો તથા પર્વતશિખરો લઈને ઇંદ્રજિત ઉપર તૂટી પડ્યા અને તેઓએ વૃક્ષો તથા શિખરોની વૃષ્ટિ કરીને ઇંદ્રજિતને અક ળાવી નાખ્યો [૧૧–૧૩] એ વેળા વાનરો અત્યંત શૂરમા આવીને રાક્ષસોનો સંહાર કરવા લાગ્યા ભયંકર રૂપવાળા હજારો રાક્ષસો વાનરોના પ્રહારથી હણાઈને પૃથ્વી પર પડી તરફડવા લાગ્યા પોતાની સેનાને પીડિત થયેલી જોઈને ઇંદ્રજિત ધનુષ્ય ઉપાડી વાનરો સામે ધાયો અને અનેક બાણો મૂકીને ઘણા વાનરોનો સંહાર કરવા લાગ્યો દૃઢ પરાક્રમવાળો ઇંદ્રજિત ત્રિશૂળ, તલવાર, વજ્ર, પટ્ટિશ, ભાથા અને મુદ્ગરવગેરે આયુધોથી વાનરોને હણતો હતો, તેમ જ વાનરો પણ વૃક્ષાદિના પ્રહારથી રાક્ષસોને મારતા હતા [૧૪–૧૭] મહાબળવાન હનુમાન મોટી શાખાવાળા વૃક્ષો, પર્વતો તથા શિલાઓથી ભયંકર કર્મવાળા રાક્ષસોને સંહારતો હતો [૧૮] પોતાના પરાક્રમ–બળ વડે રાક્ષસસેનાને પાછી હઠાવી કપિવર હનુમાને વાનરોને કહ્યુ 'હે વાનરો! હવે આપણે આ રાક્ષસસેનાને જીતવાની કાઈ પણ આવશ્યકતા નથી, કેમ કે સઘળી બાજી બગડી ગઈ છે, માટે પાછા વળો સીતા પ્રાપ્ત કરવારૂપી રામચંદ્રનુ પ્રિય કાર્ય કરવા માટે આપણે આપણા પ્રાણની પણ દરકાર રાખ્યા વિના યુદ્ધ કરીએ છીએ, પરંતુ જનકનંદિની સીતાનો તો આજે આ પાપી ઇંદ્રજિતે વધ કર્યો છે હવે ચાલો, આપણે આ સઘળુ વૃત્તાંત રામચંદ્ર તથા સુગ્રીવને નિવેદન કરીએ અને પછી તેઓ આજ્ઞા કરે તેમ કરીએ '[૧૯–૨૧] એ પ્રમાણે કહી સર્વ વાનરોને યુદ્ધ કરતા અટકાવી કપિશ્રેષ્ઠ હનુમાન સૌની સાથે રામચંદ્ર પાસે ચાલ્યો, ત્યારે દુષ્ટાત્મા ઇંદ્રજિત પણ યુદ્ધમાથી પાછો વળ્યો અને હવન કરવાની ઇચ્છાથી નિકુંભિલાના મંદિર આગળ ગયો [૨૨,૨૩] ત્યા તેણે યજ્ઞભૂમિમા કુંડ બનાવી અગ્નિનુ સ્થાપન કર્યું અને પછી આહુતિઓ આપવા લાગ્યો ઇંદ્રજિતે જ્યારે હુતદ્રવ્ય હોમવા માડ્યુ, ત્યારે રુધિરનુ ભક્ષણ કરનાર અગ્નિ અત્યંત પ્રજ્વલિત થયો એ વેળા રુધિરની આહુતિથી અત્યંત તૃપ્ત થઇ ભડભડાટ સળગતો અગ્નિ સંધ્યાકાળના સૂર્ય સરખો દેખાતો હતો

વિધિને જાણનારો ઇંદ્રજિત રાક્ષસોના સુખને અર્થે જ્યારે વિધિપૂર્વક અગ્નિમા હોમ કરવા લાગ્યો, ત્યારે યુદ્ધસમયની નીતિ–અનીતિને જાણનારા સઘળા રાક્ષસો તે જોવા માટે ત્યાં આવી ઊભા રહ્યા [૨૪–૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૮૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૩ મો

### શોકમૂર્ચ્છિત રામચંદ્ર પ્રતિ વિકળ થયેલા લક્ષ્મણના વચનો અને આશ્વાસન

राघवश्चापि विपुलं तं राक्षसवनौकसाम् ।
श्रुत्वा संग्रामनिर्घोषं जाम्बवन्तमुवाच ह ॥ १ ॥

આ તરફ સંગ્રામમા રાક્ષસ અને વાનરોની મોટી ગર્જના સાભળીને રામચંદ્રે જાંબવાનને કહ્યુ [૧] 'સૌમ્ય! આ વેળા આયુધોનો મોટો ખડખડાટ સંભળાય છે, એ ઉપરથી મને લાગે છે કે, સંગ્રામ વિષે હનુમાને અતિ દુષ્કર કાર્ય કરવા માડ્યુ છે હે જાંબવાન! તું પોતાનુ સૈન્ય લઈને યુદ્ધ કરતા હનુમાનને સહાય કરવા ઉતાવળે જા '

ત્યારે જાંબવાન તરત જ પોતાની સેના સહિત જ્યા હનુમાન યુદ્ધ કરતો હતો ત્યા જવા નીકળ્યો,[૨–૪] પણ થોડુંક આગળ ચાલતા જ સંગ્રામ કરી શ્રમિત થયેલા અને લાબા શ્વાસ લેતા વાનરોથી વીંટાયેલો કપિવર હનુમાન તેને સામે મળ્યો.[૫] મહાયશસ્વી હનુમાન શ્યામ

વાદળ જેવો અને સજ્જ થઈ આવતા જાંબવાનના સૈન્યને પણ પાછું વાળી તેની સાથે સત્વર રામચંદ્રની પાસે આવ્યો અને ગદ્ગદ કંઠે કહેવા લાગ્યો હે રામચંદ્ર! અમે સંગ્રામમાં યુદ્ધ કરતા હતા તે સમયે અમારા દેખતાં જ રાવણના પુત્ર ઇંદ્રજિતે આજે રુદન કરતાં સીતાને મારી નાખ્યાં છે[૧–૮] હે શત્રુદમન! સીતાની એવી દશા થયેલી જોઈ મારું ચિત્ત આકુળવ્યાકુળ થઈ ગયું અને મને ઘણો ખેદ થયો, જેથી હું આપને તે વૃત્તાંત નિવેદન કરવા આવ્યો છું'

'ઇંદ્રજિતે સીતાને મારી નાખ્યાં છે' એવું હનુમાનનું કથન સાંભળતાં જ એકાએક વ્યાપેલા શોકને લીધે શ્રીમાન રામચંદ્ર સંજ્ઞારહિત થઈ, જેમ કપાયેલા મૂળવાળું વૃક્ષ તૂટી પડે તેમ પૃથ્વી ઉપર ઢળી પડ્યા.[૧૦] દેવ સમાન કાંતિવાળા રઘુવીરને મૂર્છિત થઈ પડેલા જોતાં જ સઘળા મુખ્ય વાનરો તેમની પાસે દોડી ગયા અને એકાએક પ્રજ્વલિત થઈ આસપાસના પદાર્થોને બાળવા લાગેલા અનિવાર્ય અગ્નિને જેમ જળ વડે શાંત કરે, તેમ કમળોના સુગંધવાળા શીતળ જળ છાંટીને રઘુવીરને શાંત કરવા લાગ્યા એ વેળા અતિશય દુઃખયુક્ત થયેલા મહાત્મા લક્ષ્મણ અસ્વસ્થ પ્રકૃતિવાળા પોતાના મોટા ભાઇ રામચંદ્રને બન્ને ભુજાઓથી ભેટીને હેતુ અને અર્થયુક્ત વચન કહેવા લાગ્યા[૧૧–૧૩] 'હે આર્ય! તમે નિરંતર શુદ્ધ ધર્મનું જ અનુસરણ કરો છો અને ઇંદ્રિયોનો નિગ્રહ કરો છો, છતાં તમારો પાળેલો તે ધર્મ તમને દુઃખમાંથી ઉગારી શકતો નથી, તો પછી એ ધર્મ નિરર્થક જ છે![૧૪]× વળી સ્થાવર-જંગમ સર્વ ભૂતપ્રાણીઓ નજરે પડે છે, તેમ ધર્મ ક્યાંય પણ આપણા જોવામાં આવતો નથી માટે ધર્મ છે જ નહિ એમ હું માનું છું[૧૫] ધર્માચરણ કર્યા વિના પણ વૃક્ષાદિ સ્થાવર અને પશુ આદિ જંગમ પ્રાણીઓને સુખનો પ્રત્યક્ષ અનુભવ થાય છે એથી હું ધારું છું કે, ધર્મ એ કાંઈ સુખનું મૂળ કારણ નથી. જો સુખનું કારણ ધર્મ હોય તો તમારા જેવા ધર્મિષ્ઠને વિપત્તિ આવવી જ ન જોઈએ[૧૬] જો અધર્મનું ફળ દુઃખ અને ધર્મનું ફળ સુખ જ હોય, તો રાવણ જેવા અધર્મીને દુઃખ પડવું જોઈએ અને તમારા સરખા ધર્માત્માને નિરંતર સુખ જ રહેવું જોઈએ, પણ આ તો તેથી ઊલટું જ જોવામાં આવે છે એટલે કે રાવણને દુઃખ થવું જોઈએ તેને બદલે સુખ થાય છે અને તમને સુખ રહેવું જોઈએ તેને બદલે દુઃખ થાય છે મને લાગે છે કે, ધર્મ અને અધર્મ પરસ્પર વિરોધી અને વિરુદ્ધ ફળ આપનારા છે[૧૭–૧૯] ધર્મથી સુખની જ પ્રાપ્તિ થાય અને અધર્મથી દુઃખની જ પ્રાપ્તિ થાય એવો જ નિયમ હોય, તો રાવણ જેવા પુરુષોને દુઃખ પ્રાપ્ત થવું જોઈએ, અને જેઓની અધર્મમાં કદી પણ રુચિ થતી નથી એવા તમ સરખા પુરુષોને સદાકાળ સુખ રહેવું જોઈએ, પણ તેવું તો જોવામાં આવતું જ નથી જેઓ અધર્મી હોય છે તેઓના અર્થ–સુખ આદિની વૃદ્ધિ થાય છે અને જેઓ ધર્મનિષ્ઠ હોય છે તેઓને અનેક પ્રકારે ક્લેશ નડે છે માટે હું કહું છું કે, ધર્મ અને અધર્મ એ બન્ને વિપરીત ફળ આપનારા અને નિરર્થક છે[૨૦–૨૧] હે રાઘવ! જો પાપકર્મ કરનારા પુરુષો પોતાના અધર્મથી જ નાશ પામે, તો તેઓના નાશની સાથે જ અધર્મનો પણ વિનાશ થવો જોઈએ અને તે પ્રમાણે પોતે જ નાશ પામેલો અધર્મ બીજા કોનો નાશ કરી શકે એમ છે?[૨૨] વળી જો કોઈ પુરુષ શાસ્ત્રોક્ત વિધિ વડે કોઈ પ્રાણીને મારે તો તેના આત્માને દોષ લાગતો નથી, પણ તે વિધિ જ દોષપાત્ર થાય છે[૨૩] હે શત્રુદમન! જેનું કાંઈ ચિહ્ન નથી, તે પ્રત્યક્ષ જણાતો નથી,

× રામને ઉત્તેજિત કરવા માટે મહાત્મા લક્ષ્મણ પુરુષાર્થનું જ પ્રાધાન્ય દર્શાવે છે

તેમ જ જે અસત્‌રૂપ છે, તે ધર્મથી કેવી રીતે કલ્યાણ પ્રાપ્ત થઈ શકે એમ છે?[૨૪] હે સત્પુરુષોમા શ્રેષ્ઠ રામ! ધર્મથી સુખ થાય છે, એ વાત જો સત્ય હોય, તો તમને કદી પણ આવા દુઃખની પ્રાપ્તિ ન થવી જોઈએ; પરંતુ ધર્મનિષ્ઠ એવા તમને પણ દુઃખ આવી પડયું છે, એ ઉપરથી હું માનું છું કે. પૂર્વોક્ત વાત અસત્ય છે.[૨૫] જો કદાચ પુરુષાર્થબળની સહાય લીધા સિવાય ધર્મ કાંઈ પણ ફળ ન આપી શકતો હોય, તો એવા દુર્બળ અને સુખ-સાધન આપવામાં અસમર્થ એવા નિર્માલ્ય ધર્મનુ સેવન શા માટે કરવું? ન જ કરવું; અથવા તો હે ભાઈ! જો તમે ધર્મને પુરુષાર્થ-બળનો ગૌણુ સહાયક માનતા હો, તો સ્વપરા-ક્રમથી ધર્મનો ત્યાગ કરીને જેવી રીતે આજ સુધી ધર્મમાં પ્રવૃત્ત રહેતા આવ્યા છો, તેવી જ રીતે હવેથી પુરુષાર્થ કરવામાં તત્પર રહો. હે પરંતપ! જો તમે સત્ય વચનને જ ધર્મ માનતા હો. તો આપણા પિતાએ પ્રથમ તમને યુવરાજ-પદ આપવાની પ્રતિજ્ઞા કરી હતી અને તે માટે તમને કહ્યું પણ હતું; પરંતુ તમે આપણા પિતાનું તે વચન પાળ્યુ નહિ. જેથી તે તમારા વિયોગ-થી મરણ પામ્યા. શું તમે પિતાની એ આજ્ઞા નહિ પાળવારૂપ અધર્મ વડે નથી બંધાયા? હે શત્રુદમન! ક્ષત્રિયને જો એકલા અધર્મનું જ અનુષ્ઠાન કરવું યોગ્ય હોત, તો ઇંદ્ર વિશ્વરૂપનો વધ કરીને યજ્ઞ કરત નહિ; એટલે કે જો એકલો ધર્મ જ કરવો યોગ્ય હોત, તો ઇંદ્ર એકલા યજ્ઞો જ કર્યા કરત; અને જો એકલો અધર્મ જ સેવવા યોગ્ય હોત, તો તે વિશ્વરૂપનો વધ કર્યા પછી યજ્ઞ કરત નહિ. હે રાઘવ! પુરુષાર્થયુક્ત ધર્મથી જ શત્રુનો નાશ કરી શકાય છે; માટે જ પુરુષે સમયને અનુસરી પુરુષાર્થ અને ધર્મ બન્ને આચરવા યોગ્ય છે.[૨૬-૩૦] હે રાઘવ! દેશકાળને અનુસરી ધર્મ અને પુરુષાર્થ બન્નેનુ સેવન કરવું એવો મારો મત છે; પરંતુ તમે તો રાજ્યનો ત્યાગ કરીને ધર્મનું મૂળ જ કાપી નાખ્યું છે.[૩૧] હે રામ! જેમ પર્વતમાંથી નદીઓ નીકળે છે, તેમ અહીંતહીંથી એકઠા કરેલા ધનથી સઘળી ક્રિયાઓ થઈ શકે છે અને જેમ ગ્રીષ્મઋતુમાં થોડા જળવાળી નદીઓ સુકાઈ જાય છે, તેમ અલ્પ બુદ્ધિવાળા અને દ્રવ્યથી રહિત થયેલા પુરુષની સઘળી ક્રિયાઓ નષ્ટ-ભ્રષ્ટ થઈ જાય છે. હે આર્ય! અર્થનો પરિત્યાગ કરવાથી કેવળ ધર્મને જ હાનિ થાય છે, એટલું જ નહિ, પરંતુ બીજો દોષ પણ પ્રાપ્ત થાય છે. સુખમાં ઊછરેલો જે પુરુષ સ્વયમેવ પ્રાપ્ત થયેલા અર્થનો ત્યાગ કરે છે, તેને પાછળથી જ્યારે સુખ ભોગવવાની અભિલાષા થાય છે, ત્યારે તેની વૃત્તિ પાપકર્મથી અર્થ મેળવવામાં દોરાય છે, એટલે તે મોટા દોષમાં આવી પડે છે.[૩૨-૩૪] વળી જે પુરુષની પાસે અર્થદ્રવ્ય હોય છે, તે પુરુષના અનેક મિત્રો થતા આવે છે, બંધુઓ પણ તેના સગા થાય છે અને તેને જ લોકો સાચો પુરુષ તથા પંડિત કહે છે.[૩૫] જે પુરુષની પાસે દ્રવ્ય હોય, તે પુરુષ જ આ લોકમાં પરાક્રમી, બુદ્ધિમાન અને શુભલક્ષણસંપન્ન ગણાય છે, તેમ જ ગુણવાન પણ તે જ મનાય છે.

હે ધીર! અર્થનો પરિત્યાગ કરવામાં મેં ઉપર કહ્યા તેટલા દોષો રહેલા છે; છતાં તમે કોણ જાણે શા કારણથી રાજ્યરૂપ અર્થનો પરિ-ત્યાગ કર્યો એ મને સમજાતું નથી. હે ભાઈ! જેની પાસે દ્રવ્ય હોય છે, તે પુરુષના ધર્મ તથા કામ વગેરે સઘળા અર્થ સિદ્ધ થાય છે અને તે પુરુષને સઘળું અનુકૂળ થઈ રહે છે; પરંતુ જેની પાસે દ્રવ્ય નથી અને જે તેને મેળવવા આશા રાખે છે, તે પુરુષ મોટો પુરુષાર્થ કર્યા સિવાય તે પ્રાપ્ત કરી શકતો નથી.[૩૬-૩૮] હે મહારાજ! હર્ષ, કામ, ગર્વ, ધર્મ, ક્રોધ, શમ અને દમ એ સઘળું અર્થમાંથી જ ઉત્પન્ન થાય છે, કેવળ ધર્માચરણ કરનારા તપસ્વીઓનો આ લોક નષ્ટ થાય છે; કેમ કે તેઓની પાસે અર્થ હોતો નથી. હે ભાઈ! જેમ મેઘાડંબરવાળા દિવસોમાં સૂર્યાદિ ગ્રહો દેખાતા નથી, તેમ હાલમાં તમારી પાસે

સુખના સાધનરૂપ અર્થ દેખાતો નથી. હે વીર! જુઓને, પિતાનું વચન પાળવારૂપ ધર્મની અંધ શ્રદ્ધાથી તમે વનમાં નીકળ્યા, ત્યારે તમારા પ્રાણથી પણ અધિક પ્રિય એવાં સીતાનું રાવણે હરણ કર્યું અને આજે વળી ઇંદ્રજિતે તેનો વધ પણ કર્યો! આ બધું તમારી ધર્મની ઘેલછાનું જ પરિણામ છે, પરંતુ કાંઈ હરકત નહિ હે રાઘવ! તમે સાવધ થાઓ ઇંદ્રજિતે આપણા માટે જે મોટું દુઃખ ઉત્પન્ન કર્યું છે, તેનો હું મારા પરાક્રમ વડે નાશ કરીશ' –૪૨ હે નરશાર્દૂલ! હે મહાબાહુ! હે શુભ વ્રતવાળા રઘુવીર! તમે ઊભા થાઓ તમે સચ્ચિદાનંદરૂપ પોતાના આત્માની મહત્તાને કેમ વીસરી જાઓ છો? ૪૩ હે અનઘ! જનકતનયાનો વધ સાંભળી કોપાયમાન થયેલો હું તમારું પ્રિય કરવા તત્પર થયો છું અને હમણાં જ હું મારા તીક્ષ્ણ બાણોથી રથ, હસ્તી, અશ્વ તથા રાક્ષસોથી ભરેલી લંકાને રસાતળમાં પહોંચાડી દઈશ તમે શોકનો ત્યાગ કરો ૪૪

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૮૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૪ મો

### વિભીષણે કરેલું રામનું આશ્વાસન–સીતાનો વધ થયો જ નથી

रामामाश्वसमाने तु लक्ष्मणे भ्रातृवत्सले।
निक्षिप्य गुल्मान्स्वस्थाने तत्र गच्छद्विभीषण ।

ભ્રાતૃવત્સલ લક્ષ્મણ રામચંદ્રનું આશ્વાસન કરતા હતા ત્યાં લંકાના પ્રત્યેક દરવાજા ઉપર પૃથક્ પૃથક્ વાનરસન્યોને ગોઠવીને મહાત્મા વિભીષણ ત્યાં આવ્યો. યૂથપતિ હસ્તીઓ સરખા શ્યામ વર્ણવાળા અને અનેક પ્રકારના આયુધો ધારણ કરનાર તેના ચાર રાક્ષસમંત્રીઓ તેની સાથે જ હતા ૧ શોકાકુળ થયેલા મહાત્મા રઘુવીરની પાસે આવતાં વિભીષણે ત્યાં રહેલા વાનરોનાં નેત્રો આંસુથી ભિંજાયેલાં દીઠાં ૨,૩ તેણે ઇક્ષ્વાકુકુળનંદન રામચંદ્રને મૂર્છિત સરખી અવસ્થામાં લક્ષ્મણના ખોળામાં સૂતેલા દીઠા ૪ અંતર્ગત શોકને લીધે લજ્જિત થયેલા રઘુવીરને જોઈને દીન થયેલા વિભીષણે 'અરે, આ શું છે?' એમ પૂછ્યું, ત્યારે વિભીષણ, સુગ્રીવ તેમ જ સર્વ વાનરોની સામે જોઈ મહાત્મા લક્ષ્મણે મંદ સ્વરથી ગદ્‌ગદ કંઠે કહ્યું 'હે સૌમ્ય! 'ઇંદ્રજિતે સીતાનો વધ કર્યો છે' એવું હનૂમાનના મુખથી સાંભળી રામચંદ્ર મૂર્છિત થઈ પડ્યા છે. ૫–૭

માયામય સીતાવધનું વૃત્તાંત વિભીષણના જાણવામાં પ્રથમથી જ હતું, તેથી તેણે લક્ષ્મણનું કથન પૂરું થતાં પહેલાં જ મોહમાં પડેલા રઘુવીર પ્રત્યે સૂચક વચન કહેવા માંડ્યાં ૮ 'હે રામચંદ્ર! દીન થયેલા હનુમાને તમને જે સીતાવધની વાત કહી છે, તે સમુદ્રનું શોષણ થયા જેવી છે, અર્થાત્ જેમ સમુદ્રનું શોષણ થવાની વાત મિથ્યા મનાય છે, તેમ સીતાવધની વાત મિથ્યા છે ૯ હે મહાબાહુ! દુરાત્મા રાવણને સીતા પ્રતિ કેવી આસક્તિ છે, તે હું સારી પેઠે જાણું છું, તેથી હું નિઃશંકપણે કહું છું કે, તે સીતાનો વધ કદી પણ કરશે નહિ, તેમ જ કોઈને કરવા પણ દેશે નહિ ૧૦ રાવણનું હિત ઇચ્છીને મેં તેને અનેક વાર કહ્યું હતું 'તું સીતા રામને પાછી આપ', પણ તેણે મારું કથન સ્વીકાર્યું નથી હે રામ! સામ, દામ, ભેદ કે બીજા કોઈ ઉપાયથી સીતાનું દર્શન સરખું થાય તેમ નથી, તો પછી રાક્ષસો તેને અહીં તો લાવી જ કેમ શકે? ૧૧,૧૨ હે મહાબાહુ! આ તો માયાવી ઇંદ્રજિત વાનરોને મોહ પમાડી ચાલ્યો ગયો છે અને તેણે કૃત્રિમ સીતાનો વધ કર્યો છે હમણાં તે ઇંદ્રજિત પોતાની નિકુંભિલાદેવીના મંદિર આગળ જઈ હોમ કરવા બેઠો છે જો એ હોમ પૂર્ણ કરીને તે રણમાં આવશે, તો પછી ઇંદ્રાદિ દેવોથી પણ તે અજેય થઈ પડશે હે રાઘવ! પોતાના યજ્ઞમાં આવી વાનરો વિઘ્ન ન કરે, તે સારુ ઇંદ્રજિતે વાનરોને મોહ ઉપજાવવા માટે કૃત્રિમ સીતાવધનો પ્રપંચ રચ્યો હતો ૧૩–૧૫ માટે હે નરશાર્દૂલ! તમે

સાથે તમે શિલા આદિ આયુધવાળા વાનરો સહિત યુદ્ધ કરો. હે લક્ષ્મણ ! તમે આ મોટા રાક્ષસસૈન્યમા ભેદ પાડવાનો પ્રયત્ન કરો જે એમ થશે તો જ ઇદ્રજિત દૃષ્ટિએ પડશે ઇદ્રજિતનુ હોમકર્મ સંપૂર્ણ ન થાય તે પહેલા તમે વજ્ર સરખા બાણો વરસાવીને રાક્ષસોમા ભંગાણ પાડો અને સર્વ લોકને ભય આપનાર, ક્રૂર કર્મવાળા માયાવી, અધર્મી તથા દુરાત્મા ઇદ્રજિતનો વધ કરો [૧-૫]

વિભીષણનુ વચન સાભળી શુભ લક્ષણવાળા લક્ષ્મણે રાક્ષસસેના પર બાણોની વૃષ્ટિ કરવા માડી [૬] અને રીંછો તથા વાનરો મોટા વૃક્ષો અને શિલાઓ લઈને રાક્ષસો ઉપર તૂટી પડયા [૭] વાનરસેનાને હણવાના ઉત્સાહવાળા રાક્ષસો પણ તીક્ષ્ણ બાણ તલવાર, તોમર અને શક્તિ વગેરેથી કપિઓ સાથે યુદ્ધ કરવા લાગ્યા [૮] એ વેળા વાનરો અને રાક્ષસોના યુદ્ધમા ભારે કોલાહલથી આખી લકાનગરી ગાજી ઊઠી વિવિધ પ્રકારના શસ્ત્રો, અસ્ત્રો તથા વૃક્ષો અને પર્વતશિખરોથી આકાશ ઘેરાઈ ગયુ બિહામણા મુખવાળા અને વાકા હાથ પગવાળા રાક્ષસો અનેકવિધ શસ્ત્રપ્રહાર કરીને વાનરોને ભય ઉપજાવતા હતા અને વાનરો પણ મોટા વૃક્ષો તથા શિખરોનો પ્રહાર કરીને રાક્ષસોનો સહાર કરતા હતા

અત્યત બળવાળા અને મોટી કાયાવાળા વાનરો તથા રીંછોની સાથે યુદ્ધ કરતા રાક્ષસો ઘણા જ ભયભીત થઈ ગયા [૯-૧૩] પોતાની સેનાને શત્રુઓથી પીડિત થયેલી તથા ભયભીત થયેલી જોઈને મહાપરાક્રમી ઇદ્રજિત યજ્ઞકર્મ પૂર્ણ કર્યા વિના અધવચ જ ઊભો થયો અને વૃક્ષો છવાઈ જવાથી અધકારથી વ્યાપ્ત થયેલા યજ્ઞસ્થાનમાથી બહાર નીકળી રથમા બેઠો એ વેળા ક્રોધને લીધે જેના નેત્ર તથા મુખ લાલચોળ થઈ ગયા હતા એવો, કાજળના પર્વત સરખા શ્યામ વર્ણવાળો અને ભયકર ધનુષ્યબાણ ધારણ કરનારો ઇદ્રજિત સાક્ષાત્ યમરાજ જેવો ભયકર દેખાતો હતો [૧૪-૧૬] ઇદ્રજિતને રથમાં બેઠેલો જોઈ લક્ષ્મણની સામે યુદ્ધ કરતા રાક્ષસો પાસે આવીને ચોમેર ઘેરાઈ વળ્યા.

એ વેળા પર્વત સરખી કાયાવાળા શત્રુદમન હનુમાને એક મોટું વૃક્ષ લઈને રાક્ષસસેનાનો ઘાણ વાળવા માડયો અને પ્રલયાગ્નિ જેમ પ્રજાનો સહાર કરે, તેમ બીજા પણ અનેક વૃક્ષોથી તેણે રાક્ષસોને મૂર્છિત કરી પાડી દીધા હનુમાનને રાક્ષસોનો સહાર કરતો જોઈને હજારો રાક્ષસો એકીસમયે તેની ઉપર ધસી આવ્યા અને શસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યા ત્રિશૂળધારી રાક્ષસો ત્રિશૂળ વડે તલવારવાળા તલવાર વડે, શક્તિ ધારણ કરનારા શક્તિ વડે અને પટ્ટિશવાળા પટ્ટિશ વડે હનુમાનને પ્રહાર કરવા લાગ્યા હનુમાનને વીંટાઈ વળેલા સેકડો રાક્ષસો પરિઘ, ગદા, ભાલા, શતઘ્ની, લોઢાના મુદ્ગર, તીવ્ર ફરસી, ભિંદિપાલ, વજ્ર સરખી મુષ્ટિ અને લપડાક વગેરેના પ્રહાર કરતા હતા, પરતુ તેને નહિ ગણકારતા કપિવર હનુમાને ઘણા રાક્ષસોનો સહાર કરી નાખ્યો [૧૭-૨૪]

જરા પણ ભય નહિ ધરતા પવનપુત્ર હનુમાનને રાક્ષસોનો સહાર કરતો જોઈને ઇદ્રજિતે પોતાના સારથિને કહ્યુ 'તુ મારા રથને હનુમાનની સામે લઈ જા જો હુ એની ઉપેક્ષા કરીશ, તો એ વાનર મારી આખી સેનાનો અત આણશે ' [૨૫-૨૬]

ઇદ્રજિતની આજ્ઞા થવાથી સારથિ તેના રથને હનુમાનની સામે લઈ ગયો પછી અત્યત દુર્ધર્ષ એવા ઇદ્રજિતે હનુમાનની ઉપર અનેક જાતના બાણ, તલવાર પટ્ટિશ, છરા અને ફરસી વગેરેની વૃષ્ટિ કરવા માડી, પરતુ ઇદ્રજિતના સઘળા શસ્ત્રાસ્ત્રોનો પ્રહાર સહન કરીને હનુમાને તેને ક્રોધપૂર્વક કહ્યુ [૨૭-૨૯] 'હે દુર્મતિ ! જો તું ખરો શૂરવીર હોય, તો મારી સાથે યુદ્ધ કર આ વાયુપુત્રના સપાટામા આવેલો તું હવે જીવતો જવાનો નથી ! હે દુષ્ટ બુદ્ધિવાળા ! જો તારી ઇચ્છા હોય તો તુ મારી સાથે દ્વદ્વયુદ્ધ

કર અને મારા બળને જો !'

હનુમાનનાં વચન સાંભળી ઇંદ્રજિતે તેને હણવા માટે પોતાનું ધનુષ ઉપાડયું. એ જોઈ ને વિભીષણે લક્ષ્મણને કહ્યું :૩૦–૩૨ 'હે લક્ષ્મણ ! રાવણનો પુત્ર ઇંદ્રજિત કે જેણે ઇંદ્રને પણ જીતેલો છે, તે રથમાં બેસીને હનુમાનનો વધ કરવા તૈયાર થયો છે.૩૩ માટે તમે શત્રુના જીવિતનો અંત આણે એવાં તીક્ષ્ણ અને કુશળ કારીગરે બનાવેલાં ભયંકર બાણો મૂકીને તેનો નાશ કરો.'

શત્રુઓને ભય ઉપજાવનારા વિભીષણનું વચન સાંભળી મહાત્મા લક્ષ્મણ પર્વત સરખા પ્રૌઢ દેહવાળા, ભયંકર પરાક્રમવાળા અને બેઠેલા ઇંદ્રજિત પ્રતિ અત્યંત કોપાયમાન થયા.૩૪,૩૫

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૮૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૭ મો

### ઇંદ્રજિત અને વિભીષણ કાકાભત્રીજાનો પરસ્પર તિરસ્કાર

**एवमुक्त्वा तु सौमित्रं जातहर्षो विभीषणः ।**
**धनुष्पाणिं तमादाय त्वरमाणो जगाम सः ॥ १ ॥**

પછી હર્ષિત થયેલો વિભીષણ ધનુષ્યધારી લક્ષ્મણને જ્યાં ઇંદ્રજિત હતો ત્યાં તેડી ગયો.૧ થોડેક દૂર જઈ નિકુંભિલાના ઉપવનમાં પ્રવેશ કરી વિભીષણે લક્ષ્મણને ઇંદ્રજિતનું હવનસ્થાન દેખાડવા માંડયું. તેણે શ્યામ વાદળની ઘટા સરખા ભયંકર વટવૃક્ષને દેખાડી લક્ષ્મણને કહ્યું :૨,૩ 'હે લક્ષ્મણ ! રાવણનો પુત્ર બળવાન ઇંદ્રજિત આ વટવૃક્ષ નીચે ભૂતોના બલિદાન આપીને પછી સંગ્રામમાં આવે છે.૪ અને એ કારણથી જ સર્વ ભૂતપ્રાણીઓથી અદૃશ્ય રહી પોતાના તીક્ષ્ણ બાણોથી શત્રુઓને મારે છે.૫ હે સૌમિત્રિ ! તમે આ સામે દેખાતા વટવૃક્ષ નીચે જઈ ઇંદ્રજિત તેમાં પ્રવેશ કરે તે પહેલાં તીક્ષ્ણ બાણ વડે તેને રથ, અશ્વ તથા સારથિ સહિત મારી નાખો.'૬

વિભીષણનું વચન સાંભળી મહાતેજસ્વી લક્ષ્મણ એ વટવૃક્ષ નીચે જઈ ઊભા રહ્યા અને ધનુષ્યનો ટંકાર કરવા લાગ્યા.૭ લક્ષ્મણના ધનુષ્યનો ટંકાર સાંભળીને ધજાથી શોભતા અને અગ્નિ સમાન ઝળહળતા રથમાં બેઠેલો ઇંદ્રજિત કવચ તથા તલવાર વગેરે આયુધો સહિત ત્યાં ધસી આવ્યો;૮ ત્યારે મહાતેજસ્વી લક્ષ્મણે સંગ્રામમાં પરાજય નહિ પામેલા ઇંદ્રજિતને કહ્યું : 'હે રાક્ષસ ! હું તારી પાસે યુદ્ધની માગણી કરું છું, માટે તું મને સારી રીતે યુદ્ધ આપ.'

લક્ષ્મણનું વચન સાંભળી પછી તેની પાસે ઊભેલા વિભીષણને જોતાં ઇંદ્રજિતે કઠોર વાક્ય કહેવા માંડયાં :૯,૧૦ 'હે વિભીષણ ! તું અમારા રાક્ષસકુળમાં જન્મીને મોટો થયો છે, તેમ જ તું મારા પિતાનો સગો ભાઈ અને મારો કાકો થાય છે; છતાં પોતાના ભત્રીજાનો દ્રોહ કેમ કરે છે ?૧૧ હે ધર્મને દૂષિત કરનાર દુર્બુદ્ધિ ! તને પોતાની જાતનું અભિમાન નથી, જાતિ તેમ જ સંબંધીઓ ઉપર સ્નેહ નથી, કર્તવ્યાકર્તવ્યનો વિચાર નથી તેમ જ પોતાના સહોદર ભાઈ ઉપર પણ સ્નેહભાવ નથી.૧૨ વળી તું સ્વજનોને ત્યજીને શત્રુનો દાસ થયો છે, એટલા માટે તું સત્પુરુષોથી નિંદવાલાયક તથા શોક કરવા યોગ્ય છે.૧૩ હે વિભીષણ ! પોતાના સ્વજનોમાં નિવાસ કરવો એ કયાં અને નીચ શત્રુનો આશ્રય કરવો એ કયાં ? એ બંનેના લાભાલાભનો મોટો ફેરફાર તારી શિથિલ બુદ્ધિથી સમજવામાં આવતો નથી, એથી જ તેં શત્રુનો આશ્રય કર્યો છે. ભલે ને, પરજન ગુણવાન હોય અને સ્વજન ગુણહીન હોય, તોપણ ગુણવાન પરજન કરતાં ગુણહીન સ્વજન શ્રેષ્ઠ છે; કારણ કે પરજન તે પરજન જ છે.૧૪,૧૫ જે મનુષ્ય સ્વપક્ષને તજી પરપક્ષનું સેવન કરે છે, તે મનુષ્ય પોતાના પક્ષનો ક્ષય થયા પછી પરપક્ષના હાથે જ નાશ પામે છે. હે રાવણાનુજ ! તું મારો સ્વજન હોવા છતાં તેં લક્ષ્મણને અહીં આણીને મારા પર જે નિર્દયતા બતાવી તે તને જ શોભે ! અને તું જે પરાક્રમ દર્શાવવા તૈયાર થયો છે, તે પણ તને જ ઘટે !'૧૬,૧૭

પોતાના ભત્રીજાનાં કઠોર વચન સાંભળી

મિથ્યા થઈ પડેલા સંતાપનો ત્યાગ કરો તમને શોક કરતા જોઈ આ સઘળું વાનરસૈન્ય પણ પીડા પામે છે તમે સ્વસ્થચિત્ત થઈ ધૈર્ય ધરી ઊભા થાઓ અને સેના સહિત લક્ષ્મણને અમારી સાથે મોકલો હે રાઘવ! ઇંદ્રજિતનો યજ્ઞ સમાપ્ત ન થાય તે પહેલા અમારે સૈન્ય સહિત ત્યાં પહોંચી જવું જોઈએ હે નરશાર્દૂલ! આ મહાત્મા લક્ષ્મણ પોતાના તીક્ષ્ણ બાણો મારીને ઇંદ્રજિતને યજ્ઞ માંથી ઉઠાડશે, એટલે તે હણવા યોગ્ય થઈ રહેશે સુંદર પીંછાવાળા અને તીક્ષ્ણ અણીવાળા લક્ષ્મણના ભયંકર બાણો બાજપક્ષીની પેઠે ઇંદ્રજિતના રુધિરનું પાન કરશે હે મહાબાહુ! ઇંદ્ર જેમ પોતાના વજ્રને પ્રેરે, તેમ તમે ઇંદ્રજિતનો વિનાશ કરવા માટે શુભ લક્ષણવાળા લક્ષ્મણને અમારી સાથે મોકલો હે મનુજવર! શત્રુના વધ માટે હવે જરા પણ કાળક્ષેપ કરવો યોગ્ય નથી માટે જેમ ઇંદ્ર દૈત્યને હણવા માટે વજ્રને પ્રેરે, તેમ તમે ઇંદ્રજિતને હણવા માટે લક્ષ્મણને મોકલો જો રાક્ષસશ્રેષ્ઠ ઇંદ્રજિતની હવનક્રિયા પૂર્ણ થશે, તો તે દેવો તેમજ અસુરોથી પણ ન જોઈ શકાય એવી રીતે અદૃશ્ય થશે અને યુદ્ધમાં તેનો પરાજય કરવા માટે દેવો ને પણ મોટો પ્રાણસંશય થઈ પડશે ’૧૬–૨૨

ઇતિ શ્રીમદ્વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીમદ્રામાયણના યુદ્ધકાંડમાં ૮૪મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૫ મો

રામચંદ્ર અને વિભીષણ—ઇંદ્રજિતના વધ સંબંધી મસલત લક્ષ્મણનું યુદ્ધ ચઢવું

तस्य तद्वचनं श्रुत्वा राघवः शोककर्शितः ।
नोपधारयते व्यक्तं यदुक्तं तेन रक्षसा ॥१॥

મહાત્મા રામચંદ્ર વિભીષણના વચન સાંભળ્યા ખરા, પરંતુ શોક વડે પીડાતા હોવાને લીધે તે વચનને સારી રીતે સમજી શક્યા નહિ પછી શત્રુઓના નગરને જીતનારા રામચંદ્ર ધૈર્ય રાખી વિભીષણને કહ્યું ૧-૨ ‘હે રાક્ષસશ્રેષ્ઠ! તેં મને હમણાં જે કહ્યું, તે સઘળું હું પુનઃ સાંભળવા ઇચ્છું છું, માટે તું મને ફરીથી કહે ’

ત્યારે વાક્યચતુર વિભીષણે પુનઃ તેની તેજ હકીકત કહેવા માંડી ‘હે મહાબાહુ! તમોએ આપણા સૈન્યોને જે પ્રકારે ગોઠવવા આજ્ઞા કરી હતી, તે પ્રમાણે મેં સઘળું કર્યું છે. આપણી સેનાની ટુકડીઓને યોગ્ય સ્થળે ગોઠવી રાખી છે અને મોટા યૂથપતિઓને પણ યથા યોગ્ય સ્થળે ઊભા રાખ્યા છે ૩–૬ હે પ્રભુ! હવે મારે તમને બીજી જે વિનંતિ કરવાની છે, તે એજ કે, તમે સંતાપ ધરો છો તેથી અમને દુઃખ થાય છે ૭ માટે હે મહારાજ! મિથ્યા શોક–સંતાપને ત્યજી દો અને શત્રુઓના હર્ષની વૃદ્ધિ કરનારી ચિંતાનો પણ ત્યાગ કરો હે શૂરવીર! તમારે જો સીતાને પ્રાપ્ત કરવા હોય અને શત્રુઓને હણવા હોય, તો હર્ષભેર ઉદ્યોગ કરો ૮-૯ વળી હે રઘુનંદન! હું બીજા પણ તમારા હિતના વચન કહું છું તે પણ સાંભળો તમારા ભાઈ મહાત્મા લક્ષ્મણને મોટી સેના લઈ નિકુંભિલા વીના મંદિરમાં, જ્યાં ઇંદ્રજિત બેઠેલો છે, ત્યાં મોકલો ત્યાં જઈ તે સર્પ સરખા તીક્ષ્ણ બાણોથી ઇંદ્રજિતને હણશે શૂરવીર ઇંદ્રજિતે તપથી બ્રહ્મદેવને પ્રસન્ન કરી ‘બ્રહ્મશિર’ નામનું અસ્ત્ર અને ઇચ્છિત ગતિ કરનારા અશ્વો પ્રાપ્ત કર્યા છે, છતાં અધિક બળવાન થવા માટે હાલમાં તે મોટી સેના સહિત નિકુંભિલા આગળ હોમ કરવા બેઠો છે જો તે એ કાર્યની પૂર્ણાહુતિ કરીને ઊઠશે, તો આપણે સૌ મૂએલા જ છીએ એમ તમારે નિઃશંક માનવું બ્રહ્મદેવે તેને વર દાન આપતાં કહેલું છે કે, ‘ઇંદ્રજિત, તું નિકુંભિલામાં ગયા પહેલા અને હવનકાર્ય કર્યા પહેલા શસ્ત્ર ગ્રહણ કરીને જે શત્રુની સામે યુદ્ધ કરીશ, તે શત્રુ તારો વધ કરશે ’૧૦–૧૪ સર્વ લોકના ઈશ્વર બ્રહ્મદેવે તેને એવું કહેલું છે, માટેજ તે હાલમાં નિકુંભિલાના મંદિરે યજ્ઞ કરવા ગયો છે તેનું યજ્ઞકાર્ય અધૂરું રહે, તો તેનો વધ અવશ્ય થાય જ થાય ૧૫ માટે હે

રામ ! ઇંદ્રજિતનો વધ કરવા તમે લક્ષ્મણને મોકલો, દુષ્ટાત્મા ઇંદ્રજિત મરશે એટલે રાવણ અને બીજા સર્વ રાક્ષસો તો મૂઆ જ પડયા છે [૧૬]

ત્યારે રામચંદ્રે કહ્યું 'હે સત્ય પરાક્રમી ! હું એ દુરાત્મા ઇંદ્રજિતની માયાને સારી રીતે જાણું છું [૧૭] તે રાક્ષસ બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરી જાણે છે, બુદ્ધિમાન છે, મોટી માયાવાળો છે તેમ જ અત્યંત બળસંપન્ન છે અને સંગ્રામ વિષે સઘળા દેવોને તથા વરુણને પણ પાછા હઠાવે તેવો છે હે મહાયશસ્વી વિભીષણ ! એ ઇંદ્રજિત જ્યારે રથમાં બેસીને આકાશમાં ગતિ કરે છે, ત્યારે જેમ વાદળથી ઢંકાયેલા સૂર્યની કાંતિ જોવામાં આવતી નથી, તેમ તેની ગતિ કોઈના પણ જાણવામાં આવતી નથી [૧૮,૧૯]

વિભીષણના કહેવાથી દુરાત્મા ઇંદ્રજિતનું માયાબળ જાણીને મહાત્મા રામચંદ્ર પવિત્ર કીર્તિવાળા લક્ષ્મણને કહ્યું [૨૦] 'હે લક્ષ્મણ ! આ સુગ્રીવની મોટી સેનાને હનુમાન વગેરે મુખ્ય કપિઓને તથા ઋક્ષપતિ જાંબવાન અને તેની સેનાને લઈને તું નિકુંભિલાના મંદિરે જા અને માયાવી ઇંદ્રજિતનો વ્વંસ કર [૨૧,૨૨] રાક્ષસી માયાનો જાણકાર આ વિભીષણ પણ તેના રાક્ષસમંત્રીઓ સહિત તારી સાથે આવશે ' રામચંદ્રનું વચન સાંભળી ભયંકર પરાક્રમ વાળા લક્ષ્મણે વિભીષણની સાથે સાથે જવા માટે બીજું એક મોટું ધનુષ્ય ગ્રહણ કર્યું [૨૩,૨૪] કવચ, તલવાર અને બાણના ભાથાથી સજ્જ થયેલા મહાત્મા લક્ષ્મણે પોતાના ડાબા હાથમાં એ ધનુષ્ય ગ્રહણ કર્યું અને રામચંદ્રને પ્રણામ કરતાં હર્ષપૂર્વક કહ્યું [૨૫] 'હે રામ ! આજે મારા ધનુષ્યમાંથી છૂટેલા બાણો ઇંદ્રજિતના શરીરને વીંધીને હંસ જેમ તળાવડીમાં પડે, તેમ લંકામાં જઈ પડશે અરે, મારા તીક્ષ્ણ બાણો આજે જ રાવણના પુત્ર ઇંદ્રજિતના દેહને છિન્નભિન્ન કરી નાખશે [૨૬,૨૭]

એટલું કહીને મહાત્મા લક્ષ્મણ ઇંદ્રજિતનો વધ કરવા જવા માટે તત્પર થયા રામચંદ્રને પ્રણામ કરી તથા તેમની પ્રદક્ષિણા કરી મહાત્મા લક્ષ્મણ ઇંદ્રજિતે રક્ષણ કરેલા નિકુંભિલાના મંદિર તરફ જવા નીકળ્યા [૨૮,૨૯] રામચંદ્રનો આશીર્વાદ ગ્રહણ કરીને મહાપ્રતાપી લક્ષ્મણ ઉતાવળે નિકુંભિલાના મંદિર તરફ ચાલતા થયા એ વેળા હજારો વાનરોથી વીંટાયેલો કપિવર હનુમાન અને પોતાના ચારે મંત્રીઓ સહિત રાક્ષસશ્રેષ્ઠ વિભીષણ તેમની પાછળ ચાલવા લાગ્યા થોડુંક ચાલતા માર્ગમાં જ મોટી વાનરસેનાથી વીંટાયેલા લક્ષ્મણને જાંબવાનનું સૈન્ય મળ્યું [૩૦-૩૨] તેને સાથે લઈ વિભીષણ તથા હનુમાન વગેરે વાનરો સહિત લક્ષ્મણ કેટલોક માર્ગ કાપીને આગળ ગયા, ત્યારે વ્યૂહરચનામાં ગોઠવાયેલું રાક્ષસસૈન્ય તેમના જોવામાં આવ્યું [૩૩]

બ્રહ્મદેવના વરદાનને અનુસરી કપટયુદ્ધ કરનારા ઇંદ્રજિતને જીતવા માટે શત્રુદમન લક્ષ્મણ હાથમાં ધનુષ્ય ગ્રહણ કરી ઊભા રહ્યા એ સમયે વિભીષણ અંગદ અને હનુમાન પણ મહાપ્રતાપી લક્ષ્મણની પાસે જ ઊભા હતા પછી અનેક પ્રકારના ચળકતા શસ્ત્રોથી પ્રકાશતી, અસંખ્ય ધ્વજ તથા મોટા રથોથી ખીચોખીચ ભરેલી, અતુલિત વેગવાળી અને ગાઢા અંધકાર સરખી ભયંકર રાક્ષસસેનામાં લક્ષ્મણે પ્રવેશ કર્યો [૩૪,૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૮૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૬ મો

### ઇંદ્રજિતના યજ્ઞમાં ભંગાણ

अथ तस्यामवस्थायां लक्ष्मणं रावणानुजः ।
परेषामहितं वाक्यमर्थसाधकमब्रवीत् ॥ १ ॥

નિકુંભિલાના મંદિર આગળ પહોંચ્યા પછી મહાત્મા વિભીષણ શત્રુઓનું અહિત કરનારું વચન બોલ્યો 'હે લક્ષ્મણ ! આ મેઘ સરખું શ્યામ જે રાક્ષસસૈન્ય દેખાય છે, તેની

વિભીષણે કહ્યું: 'હે ઇંદ્રજિત! તું મારા સ્વભાવને જાણતો હોવા છતાં અજાણ્યાની પેઠે શા માટે બડબડાટ કરે છે?[૧૮] હે નીચ વૃત્તિવાળા! જો મને પોતાનો કાકો માનતો હોય, તો મારા પ્રત્યે આવાં કઠોર વચન બોલે જ નહિ. હું જોકે ક્રૂર કર્મવાળી રાક્ષસ-યોનિમાં જન્મ્યો છું, તોપણ રજસ અને તમસ ગુણવાળા રાક્ષસોને દુર્લભ એવો સત્ત્વગુણ કે જે સત્પુરુષોમાં જ હોય છે, તે મારામાં છે; માટે મારો સ્વભાવ રાક્ષસકુળને મળતો નથી;[૧૯] તેમ જ મારી વૃત્તિ પણ દારુણ કર્મ કરવામાં તથા અધર્મમાં જતી નથી. હે ઇંદ્રજિત! તું જ વિચાર કર કે પોતાનો ભાઈ કદાચ પોતાની વિરુદ્ધ સ્વભાવનો હોય, તોપણ તેને તિરસ્કારપૂર્વક ઘરમાંથી કાઢી મુકાય ખરો કે? કદાચ પોતાનો ભાઈ ધર્મથી સ્ખલિત થયેલો અને પાપી નિશ્ચયવાળો હોય તો જેમ હાથમાં પકડેલા સર્પનો ત્યાગ કરવાથી સુખ થાય છે, તેમ તેનો ત્યાગ કરવાથી સુખી થવાય છે; પરંતુ હું કાંઈ તેવો ન હતો કે જેથી તારા પિતા રાવણે મારો ત્યાગ કર્યો.[૨૦,૨૧] હે ઇંદ્રજિત! પરદ્રવ્ય અને પરસ્ત્રીનુ હરણ કરનારા દુરાત્મા પુરુષનો સળગેલા ઘરની પેઠે જ ત્યાગ જ કરવો એમ સત્પુરુષો કહે છે.[૨૨] પરદ્રવ્યનુ હરણ કરવું, પરસ્ત્રીનો સંગ્રહ કરવો અને પોતાના સુહૃદય–આપ્તજનો ઉપર અવિશ્વાસ રાખવો, એ ત્રણે દોષ પુરુષનો ક્ષય કરાવનાર જ છે. ઇંદ્રજિત! મહર્ષિઓનો વધ કરવો, સર્વ દેવોની સાથે વેર બાંધવું. નિરંતર અભિમાન અને ક્રોધ ધારણ કરવો, લાંબું વેર ચલાવવું અને હિતોપદેશ કરનારથી વિરુદ્ધ વર્તવું; એ સઘળા દોષો મનુષ્યનાં જીવિત અને અર્થનો નાશ કરાવનારા છે, અને તે દોષો મારા ભાઈ અને તારા પિતા રાવણમાં છે. જેમ વાદળથી પર્વત ઢંકાઈ જાય છે, તેમ ઉપર્યુક્ત દોષોથી રાવણના ગુણ ઢંકાઈ ગયેલા છે;[૨૩-૨૫] અને એ દોષોને લીધે જ મેં મારા ભાઈ તથા તારા પિતા રાવણનો ત્યાગ કર્યો છે. હવે તારે નિશ્ચય માનવું કે, તું, રાવણ અને આખી લંકાનગરી એ ત્રણેમાંથી કોઈનું પણ અસ્તિત્વ રહેનાર નથી.[૨૬] હે રાક્ષસ! બાળક હોવા છતાં તું બહુમાની અને ઘણો જ અવિનયી બન્યો છે, માટે તારી ઇચ્છામાં આવે તેટલું મને કહી લે. હે રાક્ષસાધમ! તેં મને જે કઠોર વચન કહ્યાં છે, તેનું ફળ તને આજે જ મળશે. હવે તું આ વટવૃક્ષ તળે જઈ શકે એમ નથી.[૨૭,૨૮] હે દુષ્ટ! મહાત્મા લક્ષ્મણની સામે થઈને તું હવે જીવતો રહી શકે એમ નથી, ચાલ, હવે તું નરશ્રેષ્ઠ લક્ષ્મણની સાથે યુદ્ધ કર અને તેના હાથથી મરણ પામી યમલોકમાં જઈ દેવોને પ્રસન્ન કર.[૨૯] હે ઇંદ્રજિત! તું ઘણા સમયથી એકત્ર કરી રાખેલું તારું બળ આજે દર્શાવ અને તારાં સઘળાં આયુધોને તથા બાણોને પૂરાં કર. લક્ષ્મણના બાણના સપાટામાં આવ્યા પછી આજે તું અને તારું સૈન્ય લંકામાં પાછાં જવાનાં નથી.'[૩૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૮૭ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૮ મો

લક્ષ્મણ અને ઇંદ્રજિત: તુમુલ યુદ્ધ

विभीषणवचः श्रुत्वा रावणिः क्रोधमूर्च्छितः।
अब्रवीत्परुषं वाक्यं क्रोधेनाभ्युत्पपात च ॥ १॥

વિભીષણનાં વચન સાંભળી કોપાયમાન થયેલો ઇંદ્રજિત કઠોર વાક્ય બોલતો એકાએક આગળ ધસ્યો.[૧] તરવાર વગેરે ચકચકિત આયુધોથી ભરેલા અને શ્યામ અશ્વો જોડેલા મોટા રથમાં બેઠેલો તથા ભયંકર પરાક્રમવાળો ઇંદ્રજિત અત્યંત મોટું, દૃઢ અને વેગવાળું ધનુષ્ય તથા તે પર સાંધેલાં તીક્ષ્ણ બાણો ઉગામીને વિભીષણની સાથે ઊભેલા લક્ષ્મણની સમીપ આવી પહોંચ્યો. પછી તેણે હનુમાનના સ્કંધ પર બેઠેલા હોવાથી ઉદયાચળ પર રહેલા સૂર્ય સરખા શોભતા લક્ષ્મણને, વિભીષણને તથા સર્વ મુખ્ય વાનરોને

ક્રોધપૂર્વક કહ્યું 'તમે આજે મારુ પરાક્રમ જુઓ. આજે મારા ધનુષ્યમાથી છૂટેલી અને વરસાદની ધારા સરખી તીવ્ર બાણવૃષ્ટિને તમારે સહન કરવી પડશે, અને જેમ અગ્નિ કપાસના ઢગલાને બાળી નાખે, તેમ મારા બાણો તમારા ગાત્રોને બાળી ભસ્મ કરી નાખશે. આજે હુ મારા તીક્ષ્ણ બાણ, શક્તિ, ત્રિશૂળ અને પરિઘ વગેરે આયુધોથી તમને સૌને હણીને યમલોકમા પહોચતા કરીશ.' સગ્રામમા જ્યારે મેઘની પેઠે ગર્જના કરતો હુ ચપળતાથી બાણવૃષ્ટિ કરીશ ત્યારે મારી આગળ ઊભો રહેવાને કોણ સમર્થ છે? હે લક્ષ્મણ! પૂર્વે રાત્રિયુદ્ધ વિષે મે વજ્ર સરખા તીક્ષ્ણ બાણો વડે તમો બન્ને ભાઈઓને સુગ્રીવાદિ વાનરો સહિત મૂર્છિત કરી પૃથ્વી પર સુવાડ્યા હતા,[2-10] એ શુ તને સાભરતુ નથી? અને, સર્પની પેઠે ક્રોધાયમાન થયેલા મારી સાથે તુ લડવા આવ્યો છે, એથી મને લાગે છે કે, તુ અવશ્ય યમલોકમા જવા ઇચ્છે છે'[11]

ઇંદ્રજિતના ગર્જનાયુક્ત વચન સાભળી મહાત્મા લક્ષ્મણે ન્યાયપૂર્વક કહ્યુ[12] 'હે ઇંદ્રજિત! તે શત્રુવધરૂપી કાર્ય વાણી વડે તો પૂરુ કર્યું, પણ તેને કર્મથી કરી દેખાડવુ એ તારાથી બને તેમ નથી. જે મનુષ્ય ક્રિયા કરી કાર્યનો અત આણે છે, તે જ બુદ્ધિમાન ગણાય છે[13] હે દુર્મતિ! કોઈથી પણ ન થઈ શકે એવુ કાર્ય માત્ર બોલવાથી થઈ ગયુ, એમ ધારીને તુ તારા આત્માને કૃતકૃત્ય માનતો હોય તો ભલે, પરતુ તે કાર્ય કરવાને તો તુ અસમર્થ છે[14] પ્રથમ તે સગ્રામમા અતર્ધાન રહીને જે કાર્ય કર્યું હતુ, તે કાર્ય તે માત્ર ચોરના સરખુ જ હતુ, એ કાઈ શૂરવીરપણુ ગણાય નહિ[15] હે રાક્ષસ! હાલમા હુ તારી સામે આવીને જ ઊભો છુ. તુ હવે તારુ પ્રથમના જેવુ પરાક્રમ દર્શાવ, મિથ્યા બડબડાટ શા માટે કરે છે?'[16]

લક્ષ્મણના વચન સાંભળી મહાબળવાન ઇંદ્રજિતે ધનુષ્ય ખેચીને તીક્ષ્ણ બાણો વહેતા મૂકયા. અત્યત વેગવાળા અને સર્પ સરખા ઝેરી બાણો લક્ષ્મણના કવચ પર અથડાઈને ફૂફાડા મારતા સર્પની પેઠે પૃથ્વી પર પડ્યા. પોતાના બાણો નિષ્ફળ ગયેલા જોઈ ઇંદ્રજિતે પુન બીજા તીક્ષ્ણ બાણો મૂકીને મહાત્મા લક્ષ્મણને વીધી નાખ્યા. ઇંદ્રજિતના બાણોથી અત્યત વીંધાયેલા અને રુધિરથી છટાયેલા શ્રીમાન લક્ષ્મણ ધુમાડારહિત અગ્નિની પેઠે શોભવા લાગ્યા[18-20] પોતાના એ પરાક્રમથી ઇંદ્રજિત અત્યત ફુલાઈ ગયો અને મોટી ગર્જના કરી લક્ષ્મણની પાસે જઈ કહેવા લાગ્યો[21] 'હે સૌમિત્રિ! આજે મારા ધનુષ્યમાથી છૂટેલા જીવનેણ તીક્ષ્ણ બાણો તારા પ્રાણ લેશે,[22] અને નિર્જીવ થઈ પડેલા તારા શબને ગીધ, શિયાળવા તથા બાજ વગેરે પક્ષીઓ ખાશે[23] હે લક્ષ્મણ! દુષ્ટ બુદ્ધિવાળો તારો ભાઈ રામ પોતાને અનુકૂળ વર્તનારા અને ક્ષત્રિયોમા કનિષ્ઠ એવા તને આજે મારા હાથે હણાયેલો જોશે[24] હે સૌમિત્રિ! આજે હુ તારુ કવચ તોડીને, ધનુષ્ય ભાગીને તથા મસ્તક છેદીને તને પૃથ્વી પર સુવાડીશ, જે જોઈને રામ ઘણુ રુદન કરશે'[25]

ઇંદ્રજિતના કઠોર વચન સાભળી ક્રોધ પામેલા અર્થજ્ઞ લક્ષ્મણે તેના પ્રત્યે સહેતુક વચન કહ્યુ[26] 'હે ક્રૂર કર્મવાળા અને દુષ્ટ બુદ્ધિવાળા રાક્ષસ! હવે તુ તારુ વાણીબળ દેખાડવુ મૂકી દે. આમ વ્યર્થ બડબડાટ શા માટે કરે છે? પરાક્રમ કરી બતાવ[27] હે રાક્ષસ! કાર્ય કર્યા વિના નિરર્થક લવરી શા માટે કરે છે? મને તારા બોલવા ઉપર વિશ્વાસ આવે એવુ કાઈક તો પરાક્રમ કરી બતાવ.[28] હે મનુષ્યનુ ભક્ષણ કરનારા નીચ રાક્ષસ! તુ જો કે કઠોર વચન કહીને તારી જરા પણ નિંદા કર્યા સિવાય તેમ જ મારી જાતની પ્રશસા કર્યા સિવાય હુ આજે તારો વધ કેમ કરુ છુ!' એમ કહી મહાત્મા લક્ષ્મણે ધનુષ્યની પ્રત્યચાને કર્ણ પર્યત ખેચી

વેગવાળા પાંચ બાણો ઇંદ્રજિતની છાતીમાં માર્યાં પૂંખ આગળ બાંધેલા પીંછાથી જેનો વેગ વૃદ્ધિ પામ્યો હતો, એવા ઝેરી સર્પ સરખા લક્ષ્મણના બાણો ઇંદ્રજિતની છાતીમાં જઈ ચોંટ્યા એ વેળા તે બાણો સૂર્યકિરણ સરખા શોભતા હતા લક્ષ્મણના બાણોથી વીંધાયેલા ઇંદ્રજિતને અત્યંત ક્રોધ ચડ્યો અને તેણે સામા ત્રણ બાણો મારી લક્ષ્મણને ઘાયલ કર્યા [૨૮-૩૨] એ પ્રમાણે એકબીજાને જીતવા ઇચ્છતા નરશ્રેષ્ઠ લક્ષ્મણ અને રાક્ષસર્ષભ ઇંદ્રજિતનું મહાદારુણ યુદ્ધ થવા લાગ્યું સમાન બળવાળા, સમાન પરાક્રમવાળા, કોઈથી ન જિતાય એવા અને અપ્રતિમ તેજવાળા એ બંને વીરો આકાશમાં બે ગ્રહોની પેઠે, કિંવા ઇંદ્ર અને વૃત્રાસુરની પેઠે અથવા તો બે સિંહોની પેઠે યુદ્ધ કરતા હતા પુરુષશ્રેષ્ઠ લક્ષ્મણ અને રાક્ષસશ્રેષ્ઠ ઇંદ્રજિત એ બંને રણમાં સામસામા અનેક બાણો મૂકી હર્ષભેર લડતા હતા

પછી છંછેડાયેલા સર્પની પેઠે ફૂંફાડા નાખતા અને શત્રુઓને હઠાવનારા લક્ષ્મણે ધનુષ્ય પર તીક્ષ્ણ બાણો ચડાવી ઇંદ્રજિત પર મૂકવા માંડ્યા [૩૩-૩૭] એ વેળા લક્ષ્મણના ધનુષ્યનો ટંકાર સાંભળીને જ ઇંદ્રજિતનું મુખ ફીતરી ગયું અને તે લક્ષ્મણ સામું જોઈ રહ્યો [૩૮] રાવણપુત્ર ઇંદ્રજિતની મુખમુદ્રા ખેદયુક્ત થયેલી જોઈ વિભીષણે યુદ્ધમાં જોડાયેલા લક્ષ્મણ પ્રત્યે કહ્યું [૩૯] 'હે લક્ષ્મણ! હાલમાં ઇંદ્રજિત નિસ્તેજ થઈ ગયો છે અને તેના સંબંધમાં બીજાં પણ કેટલાક અપશુકનો જોવામાં આવે છે એ ઉપરથી જણાય છે કે, હવે તે થોડા સમયમાં હણાશે, તમે સત્વર તેનો વધ કરવા તૈયાર રહો [૪૦]

વિભીષણનું વચન સાંભળી મહાત્મા લક્ષ્મણે સર્પ સરખાં ઝેરી બાણો ઇંદ્રજિતને માર્યાં ઇંદ્રના વજ્ર સરખા લક્ષ્મણના બાણોનો પ્રહાર થતાં જ ઇંદ્રજિત બે ઘડી સુધી મૂર્છિત સરખો થઈ રહ્યો અને તેની ઇંદ્રિયો આકુળવ્યાકુળ થઈ ગઈ સાવધ થયા પછી ક્રોધને લીધે જેના નેત્ર લાલચોળ થયા હતા એવો ઇંદ્રજિત ઉતાવળે લક્ષ્મણ ઉપર ધસી આવીને પુનઃ કઠોર વચન કહેવા લાગ્યો 'હે લક્ષ્મણ! મેં તને તથા તારા ભાઈને શરપાશથી બાંધીને યુદ્ધમાં સુવાડ્યા હતા, એ મારું પ્રથમનું પરાક્રમ તને સાંભરતું નથી શું? છતાં તું આજે મારી સામે આવીને પોતાનું પરાક્રમ દર્શાવે છે [૪૧-૪૪] મેં તે દિવસના મહાયુદ્ધમાં સઘળા વાનરો સહિત તમને બંને ભાઈઓને વજ્ર સરખાં બાણો મારીને પૃથ્વી પર સુવાડ્યા હતા એ તને સાંભરતું નહિ હોય! અથવા તો તું આજે મારા પર એકાએક ધસી આવ્યો છે એથી મને લાગે છે કે, હવે યમલોકમાં જવા ઇચ્છે છે [૪૫] હે લક્ષ્મણ! જો તેં પ્રથમના યુદ્ધમાં મારું પરાક્રમ ન જોયું હોય, તો આજે મારી સામે ઊભો રહે એટલે હું તને મારું પૂરેપૂરું પરાક્રમ દેખાડું.' [૪૬,૪૭] એટલું કહી ઇંદ્રજિતે તીક્ષ્ણ અણીવાળાં સાત બાણો વડે લક્ષ્મણને તથા દસ બાણો વડે હનુમાનને વીંધી નાખ્યા [૪૮] અને પછી ક્રોધને લીધે બમણા વેગમાં આવીને એકસામટાં સો બાણો મૂકીને વિભીષણને પણ વીંધ્યો [૪૯] ત્યારે ઇંદ્રજિતના એ પરાક્રમને કાંઈ પણ નહિ લેખવતા શ્રીમાન લક્ષ્મણે 'અરે, એમાં તેં શું મોટું પરાક્રમ કર્યું?' એમ હસતા હસતા બોલી ભયંકર બાણો મૂકવા માંડ્યા જરા પણ ભય નહિ ધરતા તેઓ બોલ્યા [૫૦,૫૧] 'હે નિશાચર! યુદ્ધે ચડેલા શૂરવીર પુરુષો આમ તારી પેઠે મિથ્યા પ્રહાર કરતા નથી પુષ્પની માળા સરખાં હલકાં અને તેજરહિત તારાં બાણો મને જરા પણ અસર કરતાં નથી [૫૨] સંગ્રામમાં જય ઇચ્છનારા શૂર પુરુષો કાંઈ આમ તારી પેઠે યુદ્ધ કરતા નથી. તેઓ તો શત્રુહૃદયને ચીરી નાખે એવા પ્રહાર કરે છે' એટલું કહી ધનુર્ધારી લક્ષ્મણે ઇંદ્રજિત ઉપર બાણવૃષ્ટિ કરી મૂકી લક્ષ્મણનાં બાણો વાગવાથી ઇંદ્રજિતનું કવચ છિન્નભિન્ન થઈ ગયું

અને જેમ આકાશમાંથી તારાઓનો સમૂહ વીખરાઈ પડે, તેમ તે કવચ રથમાં વીખરાઈ પડયું. કવચ તૂટી પડવાથી ઇદ્રજિતનું આખું શરીર બાણુ વડે વીંધાઈ ગયુ અને તેમાંથી રુધિર વહેવા માંડયું; જેથી તે સમયે ઇદ્રજિત પ્રભાતકાળના સૂર્ય સરખો દેખાવા લાગ્યો. પછી અત્યંત ક્રોધ પામેલા રાવણપુત્ર ઇદ્રજિતે એક-સામટાં હજાર બાણો મૂકીને લક્ષ્મણને વીંધી નાખ્યો.[૫૩-૫૬] એ બાણોના પ્રહારથી લક્ષ્મણનું દિવ્ય કવચ પણ છિન્નભિન્ન થઈ પડયું. આમ સામસામા સરખું પરાક્રમ દર્શાવીને બન્ને વીરો યુદ્ધ કરવા લાગ્યા.[૫૭] બાણનો પ્રહાર થવાથી જેઓનાં સઘળાં અંગ વીંધાયેલા હતા એવા, વારંવાર શ્વાસ મૂકતા અને લોહીલુહાણ થયેલા ઇદ્રજિત તથા લક્ષ્મણ લાબા સમય સુધી યુદ્ધ કરતા રહ્યા.[૫૮] યુદ્ધવિદ્યામા કુશળ અને ભયંકર પરાક્રમવાળા એ બન્ને વીરો પોતપોતાનો જય થવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. જેમનાં કવચ અને ધ્વજ છિન્નભિન્ન થઈ ગયાં હતા, એવા એ બન્ને વીરો પરસ્પરનાં બાણોથી એવા તો ઘાયલ થયા કે જેમ પર્વતમાથી ઝરણા સ્રવે, તેમ તેઓના દેહમાંથી ખળખળતું રુધિર વહેવા માંડયું. જેમ ગર્જના કરતા પ્રલયકાળના બે શ્યામ મેઘ મુસળધારાએ જળ વરસાવે, તેમ ઇદ્રજિત અને લક્ષ્મણ ભયંકર ગર્જના કરીને એકબીજા પર તીવ્ર બાણવૃષ્ટિ કરવા લાગ્યા. એ પ્રમાણે એ બન્ને વીરોને યુદ્ધ કરતા ઘણો સમય વીતી ગયો; પરંતુ એમાંથી એક પણ પાછો હઠ્યો નહિ, તેમ થાકયો પણ નહિ.[૫૯-૬૨]

પછી અસ્ત્રવિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા એ બન્ને વીરો પોતપોતાની અસ્ત્રકુશળતા દર્શાવીને આકાશમાં અનેક પ્રકારનાં બાણોથી જાળ ગૂંથવા લાગ્યા. જરા પણ પ્રમાદ કર્યા વિના ઉપરા-ઉપરી સારી રીતે બાણો ફેંકતા લક્ષ્મણ અને ઇદ્રજિત બન્ને તુમુલ સંગ્રામ કરવા લાગ્યા. બન્ને વીરોની ગર્જનાનો ભયંકર શબ્દ પૃથક પૃથક્ સંભળાતો હતો અને મોટા વજ્રપાતથી જેમ ભૂકંપ થાય, તેમ તેઓના નાદથી રણભૂમિ કંપાયમાન થતી હતી.[૬૩-૬૫] યુદ્ધમાં મસ્ત થયેલા લક્ષ્મણ અને ઇદ્રજિતની ગર્જના અષાઢ માસના શ્યામ મેઘની ગર્જના સરખી સંભળાતી હતી. વિજય મેળવવાને અધીરા થઈ રહેલા એ બન્ને વીરોનાં શરીર સુવર્ણપૂંખવાળાં બાણોથી વીંધાયેલાં હોવાને લીધે તેમાંથી રુધિરની છોળો ઊડતી હતી.[૬૬,૬૭] એ વેળા સુવર્ણ-પૂંખવાળાં તીક્ષ્ણ બાણો એકબીજાનાં શરીર વીંધી રુધિરથી ખરડાઈ પૃથ્વીમાં પેસી જતાં હતાં. વળી કેટલાંક તીક્ષ્ણ બાણો એકબીજાની સાથે આકાશમાં ગૂંથાઈ જતાં હતાં, ત્યારે બીજાં હજારો બાણો તે બાણને કાપી નાખતાં હતાં. જેમ પ્રજ્વલિત થયેલા ગાર્હપત્ય અને આહવનીય અગ્નિની આગળ દર્ભનો ઢગલો પડયો હોય, તેમ ક્રોધાગ્નિથી પ્રજ્વલિત થયેલા એ બન્ને વીરોની આગળ પરસ્પર મૂકેલાં બાણોનો ઢગલો વળ્યો. ઘાયલ અને રુધિરઝરતાં બન્ને વીરોનાં શરીર જાણે વનને વિષે પત્ર વિનાનાં પરંતુ પ્રફુલ્લિત પુષ્પવાળા શીમળા અને ખાખરાનાં વૃક્ષ જ હોય તેમ શોભતાં હતાં. પરસ્પર જીતવાની ઇચ્છાવાળા ઇદ્રજિત તથા લક્ષ્મણ ચઢીચઢીને યુદ્ધ કરતા હતા અને એકબીજાને પ્રહાર કરતાં થાકતા ન હતા.[૬૭-૭૨] શરીરમાં ખૂંચી રહેલાં ઘણાં બાણોને લીધે મહાપરાક્રમી એ બન્ને વીરો ખીચોખીચ ઊગેલા વૃક્ષવાળા બે પર્વતોની પેઠે શોભતા હતા અને તીક્ષ્ણ શરપ્રહાર થવાથી લોહીલુહાણ થયેલા તેમનાં ગાત્ર ધગધગતા અંગારા જેવા દેખાતાં હતાં.[૭૩-૭૫] આમ એ બન્ને વીરોને યુદ્ધ કરતાં ઘણો કાળ વ્યતીત થઈ ગયો, પરંતુ એકે જણ યુદ્ધમાંથી પાછો હઠ્યો નહિ તેમ જ શ્રમિત પણ થયો નહિ.[૭૬]

એ વેળા કદી પણ પરાજય નહિ પામનારા શ્રીમાન લક્ષ્મણને વિશ્રાંતિ આપવા અર્થે તેમ જ પ્રિય તથા હિત કરવા અર્થે મહાત્મા વિભીષણ સંગ્રામના મોખરે આવી ઊભો રહ્યો.[૭૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૮૮ મો સર્ગ સમાપ્ત

લોકમાં પહોંચાડ્યા પછી તેના રથના પણ ચૂરેચૂરા કરીને પુનઃ તે વાનરો લક્ષ્મણની પાસે આવી ઊભા રહ્યા.[૪૯–૫૧] પછી જેના અશ્વો તથા સારથિ હણાઈ પડ્યા હતા એવા ભાંગેલા રથમાંથી નીચે ઊતરીને રાવણનો પુત્ર ઇંદ્રજિત લક્ષ્મણની સામે આવી બાણવૃષ્ટિ કરવા લાગ્યો, ત્યારે ઇંદ્ર સરખા તેજસ્વી મહાત્મા લક્ષ્મણે પણ અશ્વ તથા રથથી રહિત થવાને લીધે પગપાળા યુદ્ધ કરતા અને તીક્ષ્ણ બાણો વરસાવતા ઇંદ્રજિતને અસંખ્ય બાણો મૂકીને વીંધી નાખ્યો.[૫૨,૫૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૮૯મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૦ મો

**લક્ષ્મણનું અદ્‌ભુત પરાક્રમઃ–ઇંદ્રજિતનો વધ**

स हताश्वो महातेजा भूमौ तिष्ठन्निशाचरः ।
इन्द्रजित्परमक्रुद्धः संप्रजज्वाल तेजसा ॥ १ ॥

અશ્વ તથા રથ નષ્ટ થવાથી અત્યંત ક્રોધાયમાન થયેલો અને પૃથ્વી ઉપર ઊભો રહી યુદ્ધ કરતો ઇંદ્રજિત પોતાના મનમાં ઘણો જ બળતો હતો.[૧] વિજય પ્રાપ્ત કરવાને અધીરા થયેલા અને પરસ્પર હણવાની ઇચ્છાથી બાણવૃષ્ટિ કરતા લક્ષ્મણ તથા ઇંદ્રજિત જાણે વનમાં બે મદમસ્ત હસ્તીઓ જ લડતા હોય એમ યુદ્ધ કરતા હતા.[૨] યુદ્ધમાં આમતેમ ઘૂમી એકબીજાને કચડી નાખતા રાક્ષસો અને વાનરો પોતપોતાના નાયકનું રક્ષણ કરતા હતા.[૩] પછી ઇંદ્રજિતે પોતાના સૈનિકોને હર્ષ ઉપજાવતાં કહ્યું :[૪] 'હે રાક્ષસો ! આ વેળા દસે દિશાઓ મોટા અંધકારથી છવાઈ ગઈ છે; તેથી પોતાનો કે પારકો ઓળખી શકાતો નથી;[૫] માટે હું લંકામાં જઈ બીજા રથમાં બેસી સત્વર પાછો આવું ત્યાં સુધી વાનરોને રોકી રાખવા માટે તમે સૌ અત્યંત વેગથી યુદ્ધ કરો. હે રાક્ષસો ! હું લંકામાં જાઉં એ વેળા આ વાનરો મારી પાછળ યુદ્ધ કરવા દોડે નહિ એવી રીતે ચાલાકીથી યુદ્ધ કરો.'[૬,૭] એમ કહી શત્રુઓને હણનારો ઇંદ્રજિત રથ લઈ આવવા લંકામાં ગયો.[૮] ત્યાં જઈ તેણે પ્રાસ, તલવાર અને બાણ વગેરે અનેક શસ્ત્રાસ્ત્રોથી ભરેલા તથા સુવર્ણથી શોભતા સુંદર રથમાં અત્યંત વેગવાળા અશ્વો જોડાવી હિતોપદેશ કરનારા તેમ જ અશ્વવિદ્યા જાણનારા સારથિને રથ હાંકવા બેસાડ્યો. પછી કાળથી પ્રેરાયેલો ઇંદ્રજિત સુશોભિત રથમાં બેસી, મુખ્ય મુખ્ય રાક્ષસોને સાથે લઈ, લંકામાંથી બહાર નીકળી, વેગપૂર્વક અતિ ઉતાવળે વિભીષણ સહિત ઊભેલા લક્ષ્મણની સામે આવી પહોંચ્યો. ઇંદ્રજિતને રથમાં બેઠેલો જોઈ વિભીષણ તથા લક્ષ્મણ સહિત સઘળા વાનરો તેની ચાલાકીથી વિસ્મિત થયા. એ વેળા ક્રોધે ભરાયેલો રાવણસુત ઇંદ્રજિત પોતાના ધનુષ્યને મંડળાકાર કરીને લઘુલાઘવથી અસંખ્ય બાણો મૂકી હજારો વાનરોનો સંહાર કરવા લાગ્યો. ઇંદ્રજિતનાં બાણોના પ્રહાર થવાથી અનેક વાનરો, જેમ સંકટ પ્રાપ્ત થવાથી પ્રજા રાજાને શરણે જાય, તેમ લક્ષ્મણને શરણે દોડી ગયા. એ જોઈ કોપાયમાન થયેલા લક્ષ્મણે સફાઈથી ઇંદ્રજિતનું મોટું ધનુષ્ય છેદી નાખ્યું.[૯–૧૭] એટલે ઇંદ્રજિતે બીજું ધનુષ્ય લઈ તેને સત્વર સજ્જ કરવા માંડ્યું; પણ એટલામાં લક્ષ્મણે ત્રણ બાણો મૂકીને તે ધનુષ્યને કાપી નાખ્યું. અને સર્પ સરખાં ઝેરી બીજાં પાંચ બાણોથી ઇંદ્રજિતનું હૃદય વીંધી નાખ્યું. લક્ષ્મણના ધનુષ્યમાંથી છૂટેલાં એ પાંચે બાણો ઇંદ્રજિતના શરીરની આરપાર નીકળી રુધિરથી ખરડાઈ રાતા વર્ણના મોટા સર્પોની પેઠે પૃથ્વી પર પડ્યાં. લક્ષ્મણનાં બાણ વાગવાથી કપાયેલા ધનુષ્યવાળો તથા વીંધાયેલા હૃદયવાળો ઇંદ્રજિત રુધિરનું વમન કરવા લાગ્યો અને તેણે દૃઢ પણછવાળું એક મોટું ધનુષ્ય ગ્રહણ કર્યું.[૧૯–૨૧] પછી ઇંદ્ર જેમ જળવૃષ્ટિ કરે, તેમ ઇંદ્રજિત અતિશય ચપળતાથી લક્ષ્મણ ઉપર બાણવૃષ્ટિ કરવા લાગ્યો; પરંતુ શત્રુદમન લક્ષ્મણે જરા પણ નહિ ગભરાતાં ઇંદ્રજિતની ભયંકર બાણવૃષ્ટિનું નિવારણ કરી પોતાનું પરાક્રમ દર્શાવ્યું, એ અત્યંત આશ્ચર્યકારક થઈ પડ્યું. પછી

સંગ્રામમાં અતિ કોપાયમાન થયેલા અને અતિ ત્વરાથી બાણ ફેંકનારા મહાત્મા લક્ષ્મણે પ્રત્યેક રાક્ષસને ત્રણ ત્રણ બાણો મારીને વીંધી નાખ્યો તેમ જ ઇંદ્રજિતને પણ અસંખ્ય બાણોથી ઘાયલ કર્યો.[૨૨–૨૫] શત્રુઓને હણનારા અને અત્યંત બળવાળા લક્ષ્મણનાં બાણોથી વીંધાયેલો ઇંદ્રજિત તેના ઉપર અખંડિત બાણવૃષ્ટિ કરવા લાગ્યો; પરંતુ શત્રુઓના વીર યોદ્ધાઓને હણનારા મહાત્મા લક્ષ્મણે તેનાં સઘળાં બાણો કાપી નાખીને તીક્ષ્ણ અણીવાળા 'ભલ્લ' નામના બાણથી તેના સારથિનું મસ્તક પણ ઉડાવી દીધું. સારથિ મરણ પામવા છતાં ઇંદ્રજિતના સુશિક્ષિત અશ્વો જરા પણ આકુળવ્યાકુળ ન થતાં પ્રથમની પેઠે જ રથનું વહન કરવા લાગ્યા અને મંડળાકાર ગતિથી સંગ્રામભૂમિમાં ફરવા લાગ્યા એ આશ્ચર્ય સરખું દેખાતું હતું. પછી દૃઢ પરાક્રમવાળા અને ક્રોધમાં આવેલા લક્ષ્મણે પુનઃ પણ તીક્ષ્ણ બાણ મૂકી ઇંદ્રજિતને ત્રાસ ઉપજાવતાં, તેના અશ્વોને વીંધી નાખ્યા. એ જોઈ ક્રોધ પામેલા ઇંદ્રજિતે ભયંકર પરાક્રમવાળા લક્ષ્મણને વીંધવા અર્થે દસ બાણો મૂક્યાં; પરંતુ વજ્ર સરખાં તે ઝેરી બાણો લક્ષ્મણના સુવર્ણ કવચમાં અથડાઈને ભાંગી ગયાં.[૨૬–૩૧]

પોતાનાં તીક્ષ્ણ બાણોને નિષ્ફળ ગયા જોઈ લક્ષ્મણનું કવચ અભેદ્ય હશે એમ માની રાવણસુત ઇંદ્રજિતે સુંદર પૂંખવાળાં ત્રણ બાણો તેમના લલાટમાં માર્યાં. એ વેળા સંગ્રામમાં પ્રશંસા કરવા યોગ્ય પરાક્રમવાળા લક્ષ્મણ લલાટમાં ચોંટેલાં ત્રણ બાણોથી જાણે ત્રણ શિખરવાળો પર્વત જ હોય એવા શોભતા હતા. ઇંદ્રજિતનાં બાણોથી પીડા થયા છતાં લક્ષ્મણે કર્ણ પર્યંત ધનુષ્ય ખેંચી પાંચ બાણો મૂકી સુશોભિત કુંડળવાળું ઇંદ્રજિતનું મુખ વીંધી નાખ્યું.[૩૨–૩૫]

અત્યંત બળવાળા અને મોટા ધનુષ્યવાળા લક્ષ્મણ તથા ઇંદ્રજિત બન્ને વીરો એક બીજા ઉપર તીક્ષ્ણ બાણો ફેંકતા હતા.[૩૬] વિજય ઇચ્છતા બન્ને વીરો સામસામાં તીક્ષ્ણ બાણો વાગવાથી એવા તો વીંધાઈને લોહીલુહાણ થઇ ગયા કે તેઓ પ્રફુલ્લિત ખાખરાના વૃક્ષ સરખા શોભવા લાગ્યા.[૩૭,૩૮]

પછી અતિશય ક્રોધથી આકુળવ્યાકુળ થયેલા ઇંદ્રજિતે વિભીષણની સામે ફરી જઈને તેના મુખમાં ત્રણ બાણ માર્યાં.[૩૯] અને સઘળા મુખ્ય વાનરોને પણ એક–એક બાણ મારીને પીડિત કર્યા. એ જોઈ અત્યંત કોપેલા મહાત્મા વિભીષણે ગદાના પ્રહારથી દુરાત્મા ઇંદ્રજિતના અશ્વોને મારી નાખ્યા, ત્યારે ઇંદ્રજિત સારથિ અને અશ્વ વિનાના રથમાંથી તરત જ ઊતરી પડ્યો અને તેણે પોતાના કાકા વિભીષણ ઉપર શક્તિ ફેંકી.[૪૦–૪૨] શક્તિને વિભીષણ ઉપર પડતી જોઈ લક્ષ્મણે તીક્ષ્ણ બાણો વડે વચમાં જ તેને કાપી નાખી અને તેના દસ કટકા થઈ પૃથ્વી પર પડ્યા. એ વેળા અતિશય કોપેલા વિભીષણે પોતાનું મજબૂત ધનુષ્ય ખેંચીને પૃથ્વી પર ઊભેલા ઇંદ્રજિતની છાતીમાં વજ્ર સરખાં બાણો માર્યાં. એ લક્ષ્યવેધી સુશોભિત બાણો ઇંદ્રજિતના શરીરમાં આરપાર નીકળી રુધિરથી ખરડાઈને રાતા સર્પની પેઠે શોભવા લાગ્યાં.

હવે ઇંદ્રજિત પોતાના કાકા ઉપર ઘણો જ ક્રોધે ભરાયો અને તેણે સર્વ રાક્ષસોની સમક્ષ યમરાજાએ આપેલું એક તીક્ષ્ણ બાણ સાંધ્યું; ત્યારે ભયંકર પરાક્રમવાળા લક્ષ્મણે પણ તેનુ નિવારણ કરવા ધનુષ્ય પર એક બીજું તીક્ષ્ણ બાણ યોજ્યું. એ બાણ અતુલિત પ્રભાવવાળા સાક્ષાત્ કુબેરે સ્વપ્ન વિષે લક્ષ્મણને આપ્યુ હતું અને ઇંદ્રાદિ દેવો તથા અસુરો પણ તેના તેજને સહન કરવા અશક્ત હતા. એ વેળા લક્ષ્મણ અને ઇંદ્રજિત બન્ન વીરોએ પોતાના પરિઘ સરખા હાથથી એકીવખતે કર્ણ પર્યંત ખેંચેલાં શ્રેષ્ઠ ધનુષ્યો ક્રૌંચ પક્ષીની પેઠે અવાજ કરવા લાગ્યાં. બન્ને વીરોએ પોતપોતાનું ધનુષ્ય ખેંચીને જ્યારે બાણો છોડ્યાં,

# સર્ગ ૮૯ મો

**લક્ષ્મણ અને ઈંદ્રજિતનું ઘોર યુદ્ધ : વિભીષણ અને હનુમાન આદિનું પરાક્રમ**

**युध्यमानौ ततो दृष्ट्वा प्रसक्तौ नरराक्षसौ।**
**प्रभिन्नाविव मातंगौ परस्परजयैषिणौ ॥ १ ॥**

મદમત્ત હસ્તીઓની પેઠે યુદ્ધમાં ભીડેલા અને પરસ્પર જીતવા ઈચ્છતા લક્ષ્મણ તથા ઈદ્રજિતનુ ઘોર યુદ્ધ જોવા માટે તેમ જ લક્ષ્મણને વિશ્રાંતિ આપવા માટે શૂરવીર વિભીષણ હાથમાં ધનુષ્ય ગ્રહણ કરીને સંગ્રામના મોખરે આવ્યો. તેણે સાવધાનીથી ધનુષ્યનો ટંકાર કરી રાક્ષસો પર તીક્ષ્ણ બાણો મૂકવા માંડયાં. એ વેળા વજ્ર જેમ મોટા પર્વતોને તોડી પાડે, તેમ અગ્નિ સરખાં ઝળહળતાં વિભીષણનાં બાણો રાક્ષસોને કાપી નાખવા લાગ્યાં. વિભીષણના ચાર અનુચર રાક્ષસો પણ ત્રિશૂળ, તલવાર અને પટ્ટિશ વગેરે આયુધ વડે રાક્ષસોનો નાશ કરવા લાગ્યા. પોતાના સેવક રાક્ષસોથી વીંટાયેલો વિભીષણ ઉન્મત્ત થયેલા કરભોથી× વીંટાયેલા હસ્તીની પેઠે શોભતો હતો. પછી કાલજ્ઞ વિભીષણ રાક્ષસોનો વધ થવાથી પ્રસન્ન થનારા વાનરોને ઉશ્કેરવા કહેવા લાગ્યો:[૧–૭] હે કપિવરો ! હવે રાક્ષસોના રાજા રાવણને સહાય કરનારો અને આધારરૂપ એકલો ઇદ્રજિત જ રહ્યો છે અને તેની સેના પણ આ ઇંદ્રજિતની સાથે આવી છે તેટલી જ બાકી રહેલી છે; માટે શું જોઈ રહ્યા છો ? એકદમ તૂટી પડો.[૮] સંગ્રામમાં આ પાપી ઇદ્રજિત મરાય એટલે રાવણ સિવાય બાકીના બધા રાક્ષસો મરાયેલા જ છે. હે વાનરવરો ! શૂરવીર પ્રહસ્ત, મહાબળવાન નિકુંભ, કુંભકર્ણ, કુંભ, ધૂમ્રાક્ષ,[૯,૧૦] જંબુમાલી, મહામાલી, તીક્ષ્ણ વેગવાળો અશનિપ્રભ, સુપ્તઘ્ન, યજ્ઞકોપ, વજ્રદંષ્ટ્ર,[૧૧] સંહ્રાદી, વિકટ, અરિઘ્ન, તપન, મંદ, પ્રઘાસ, પ્રજંઘ, જંઘ,[૧૨] અગ્નિકેતુ, રશ્મિકેતુ, વિદ્યુજ્જિહ્વ, સૂર્યશત્રુ,[૧૩] અકંપન, સુપાર્શ્વ, ચક્રમાલી, કંપન, દેવાંતક તથા નરાંતક ઇત્યાદિ અત્યંત બળવાન રાક્ષસોને હણીને તમે પોતાના ભુજબળથી સમુદ્ર તર્યા જેવું મોટું કાર્ય કર્યું છે; તો હવે ગાયનું પગલું ઓળંગવા જેવા આ નાનકડા કાર્ય માટે વિલંબ શા માટે કરો છો ? સત્વર આટલા રાક્ષસસૈન્યનો ઘાણ વાળી નાખો, એટલે બસ જયજયકાર છે ! બળના ગર્વથી ભરેલા મોટા સર્વ રાક્ષસો હણાઈ ચૂકયા છે. હવે જે કાંઈ જીતવાનું બાકી છે, તે માત્ર આ ઇંદ્રજિત અને તેની સાથેનું આ ગણ્યુગાંઠ્યુ રાક્ષસસૈન્ય જ છે. હું ઇંદ્રજિતનો કાકો છું એટલે મારે તેનો વધ કરવો અયુક્ત છે; તો પણ રામચંદ્રના કાર્ય અર્થે હું દયાનો ત્યાગ કરી તેને હણવા તૈયાર થયો છું; પરંતુ મારા નેત્રમાં સ્નેહનાં અશ્રુ ભરાઈ આવવાથી હું પાછો પડું છું; માટે હે વાનરો ! મહાબાહુ લક્ષ્મણ તેને હણશે અને તમે સૌ આ રાક્ષસસેનાનો સંહાર કરો.'

અતિ યશસ્વી વિભીષણનાં ઉત્તેજક વચનો સાંભળી જેમ મેઘને જોઈ મયૂર હર્ષિત થાય, તેમ વાનરો અત્યંત હર્ષમાં આવી ગયા અને પૂછડાં ઊંચાં કરી અનેકવિધ શબ્દ કરવા લાગ્યા.[૧૪–૨૦] પોતાના યુથથી વીંટાયેલો મહાબળવાન જાંબવાન મોટી શિલાઓ ફેંકીને રાક્ષસોનો કચ્ચરઘાણ વાળવા લાગ્યો અને તેના સૈનિકો નખ તથા દાંત વડે રાક્ષસને ઉઝરડવા લાગ્યા.[૨૧] એ જોઈ અનેક જાતનાં આયુધોને ધારણ કરનારા મહાબળવાન રાક્ષસો પણ ભયને ત્યજી રાક્ષસોને હણનારા જાંબવાનનો તિરસ્કાર કરવા લાગ્યા અને બાણ, ફરશી, પટ્ટિશ, યષ્ટિકા તથા તોમરાદિ શસ્ત્રાસ્ત્રોના પ્રહાર કરવા લાગ્યા.[૨૨,૨૩] પૂર્વે જેમ દેવો અને અસુરોનું ભયંકર યુદ્ધ જામ્યુ હતું, તેમ આ વેળા વાનરો અને રાક્ષસોનો ઘોર સંગ્રામ થવા લાગ્યો. એ સમયે ઉદાર મનવાળા મહાત્મા હનુમાને પણ લક્ષ્મણને પોતાના

× હાથીનાં બચ્ચાં અથવા નાનકડા હાથીઓ.

સ્કંધ ઉપરથી નીચે ઉતારીને એક મોટું પર્વત શિખર ઉપાડીને હજારો રાક્ષસોનો કચ્ચરઘાણ વાળી નાખ્યો.[૨૪,૨૫]

હવે પોતાના કાકા વિભીષણની સાથે યુદ્ધ કરીને શત્રુના વીર યોદ્ધાઓને હણનારો બળવાન ઇંદ્રજિત પુનઃ લક્ષ્મણની સામે આવ્યો. એટલે એ બંને વીરોનું ભયંકર યુદ્ધ પુનઃ શરૂ થયું.[૨૬,૨૭] બાણ વરસાવતા મહાબળવાન એ બંને વીરો પરસ્પર પ્રહાર કરતા હતા અને વર્ષા ઋતુમાં મેઘ સૂર્ય–ચંદ્રને ઢાંકી નાખે છે, તેમ બાણજાળથી એક-એકને ઢાંકી દેતા હતા. એ બંને વીરોનું એવું તો હસ્તલાઘવ હતું કે તેઓ ભાથામાંથી બાણ ક્યારે લે છે, તેને ધનુષ્ય ઉપર ક્યારે યોજે છે, ધનુષ્ય સવ્યાપસવ્ય ક્યારે પકડે છે, પણછ ક્યારે ખેંચે છે, આ અમુક પ્રકારનું બાણ છે એ ક્યારે તપાસે છે, બાણ ક્યારે મૂકે છે, દૃઢ મુષ્ટિ ક્યારે બાંધે છે અને નિશાનને ક્યારે વીંધે છે તેમાંનું કશું પણ જોવામાં આવતું ન હતું. બંનેનાં ધનુષ્યોમાંથી છૂટેલાં બાણો વડે આખું અંતરિક્ષ છવાઈ ગયું હતું, જેથી અંધકાર થવાને લીધે કોઈ પણ પદાર્થ દેખાતો ન હતો. લક્ષ્મણની સામે ઇંદ્રજિત અને ઇંદ્રજિતની સામે લક્ષ્મણ જ્યારે શરપ્રહાર કરતા હતા, ત્યારે 'એમાંથી કોનો જય થશે અને કોનો પરાજય થશે' એ કોઈથી કળી શકાતું ન હતું. બંને વીરોએ વેગથી મૂકેલાં તીક્ષ્ણ બાણોથી આકાશ છવાઈ ગયું અને સઘળી દિશાઓ પણ ઘેરાઈ ગઈ, જેથી અંધકાર થતાં સર્વ ઘણું જ ભયંકર ભાસવા લાગ્યું.[૨૮–૩૫]

સૂર્ય અસ્તાચળ પર ગયો અને ઘોર અંધકારવાળી રાત્રિ પ્રવૃત્ત થઈ. એ વેળા રુધિરની હજારો નદીઓ વહેવા લાગી;[૩૬] માંસભક્ષણ કરનારાં ગીધ વગેરે ભયંકર પ્રાણીઓ ક્રૂર ચીસો પાડવા લાગ્યાં; વાયુ વાતો બંધ પડ્યો; અગ્નિ શાંત થયો;[૩૭] અગ્નિહોત્ર કરીને મહર્ષિઓ 'સર્વનું કલ્યાણ થાઓ' એમ પ્રાર્થના કરવા લાગ્યા અને ચારણો સહિત આકાશમાં ફરનારા ગંધર્વો ભયને લીધે પૃથ્વી પર પડવા લાગ્યા.[૩૮]

પછી સુમિત્રાનંદન લક્ષ્મણે સુવર્ણભૂષિત ચાર બાણો મૂકી ઇંદ્રજિતના શ્યામવર્ણા ચાર અશ્વોને વીંધી નાખ્યા અને 'ભલ્લ' નામનું બીજું એક બાણ કે જે પીળા વર્ણવાળું, અત્યંત તીક્ષ્ણ, દેદીપ્યમાન કાંતિવાળું અને ઇંદ્રના વજ્ર સરખું ઉગ્ર હતું, તેને ધનુષ્ય પર યોજી, કર્ણ પર્યંત ખેંચી એવી કુશળતાથી ચલાવ્યું કે તેનો પ્રહાર થતાં જ આમતેમ રથ ફેરવતાં ઇંદ્રજિતના સારથિનું મસ્તક ધડથી જુદું થઈ પડ્યું. પોતાના સારથિને હણાયેલો જોઈ મંદોદરીનો પુત્ર ઇંદ્રજિત જરા પણ નહિ ગભરાતાં સારથિની જગ્યાએ પોતે જ બેસી ગયો અને હાથમાં ધનુષ્ય ગ્રહણ કરી યુદ્ધ કરવા લાગ્યો. ઇંદ્રજિતને સારથિની જગ્યાએ બેઠેલો જોઈ સૌ કોઈ આશ્ચર્યચકિત થયા.[૩૯–૪૩]

ઇંદ્રજિત જ્યારે અશ્વોને ફેરવવામાં રોકાતો હતો, ત્યારે મહાત્મા લક્ષ્મણ તેને તીક્ષ્ણ બાણો વડે વીંધતા હતા અને તે જ્યારે અશ્વોની લગામ મૂકીને ધનુષ્ય લેતો હતો, ત્યારે લક્ષ્મણ તેના અશ્વોને બાણો મારતા હતા.[૪૪] લક્ષ્મણનાં બાણોથી અશ્વો ઘણા જ વીંધાઈ ગયા; છતાં જરા પણ નહિ ગભરાતાં મહાસમર્થ ઇંદ્રજિત યુદ્ધ કરતો હતો અને અતિશય વેગવાળા લક્ષ્મણ પણ તીક્ષ્ણ બાણો મૂકીને તેને પીડિત કરતા હતા;[૪૫] પરંતુ સારથિને હણાયેલો જોઈને ઇંદ્રજિતનો યુદ્ધોત્સાહ ભાંગી પડ્યો અને તેની મુખમુદ્રા ખેદયુક્ત થઈ ગઈ. ત્યારે અત્યંત હર્ષિત થયેલા વાનરો લક્ષ્મણની પ્રશંસા કરવા લાગ્યા. પછી ઇંદ્રજિતના પરાક્રમને નહિ સાંખી શકનારા પ્રમાથી, રભસ, શરભ અને ગંધમાદન વગેરે મહાપરાક્રમી વાનરો એકદમ તેના અશ્વો ઉપર કૂદી પડ્યા. પર્વત સરખી પ્રૌઢ કાયાવાળા અને ભયંકર પરાક્રમવાળા વાનરોના પડવાથી ઇંદ્રજિતના ચારે અશ્વોના મુખમાંથી રુધિર નીકળી આવ્યું અને તેઓ પ્રાણસહિત થઈ પૃથ્વી પર પડ્યા. એ પ્રમાણે ઇંદ્રજિતના અશ્વોને યમ-

ત્યારે તે અતિશય તેજથી ઝળહળી ઊઠ્યા ૪૩-૫૦ ધનુષ્યમાથી છૂટીને આકાશને પ્રકાશિત કરતા ભયંકર રૂપવાળા એ અસ્ત્ર બાણો સામસામા આવી પરસ્પર અથડાયા એ વેળા તેમાથી તણખા અને ધુમાડા સહિત અગ્નિ પ્રકટ થયો ૫૧-૫૨ એ અસ્ત્ર બાણો મોટા બે ગ્રહોની પેઠે એકબીજા સાથે અથડાઈને રણભૂમિ પર પડ્યા અને તેના સેંકડો કટકા થઈ ગયા ૫૩ પોતના બાણો નિષ્ફળ થયા જોઈ ઇંદ્રજિત અને લક્ષ્મણ કાઈક લજ્જાયુક્ત અને ક્રોધ યુક્ત થયા ૫૪

પછી અત્યત ક્રોધ પામેલા લક્ષ્મણે વરુણાસ્ત્ર સાધીને ઇંદ્રજિત ઉપર મૂક્યુ, ત્યારે ઇંદ્રજિતે રૌદ્રાસ્ત્ર મૂકીને તે વરુણાસ્ત્રને છેદી નાખ્યુ અને પછી જાણે લોકનો પ્રલય કરવા તયાર થયો હોય એમ ઘણો જ કોપ કરીને તેણે આગ્નેયાસ્ત્ર ચડાવ્યુ, ત્યારે શૂરવીર લક્ષ્મણે સૂર્યાસ્ત્ર વડે તેનુ નિવારણ કર્યુ એ જોઈ અતિશય ક્રોધે ભરાયેલા ઇંદ્રજિતે શત્રુઓનુ વિદારણ કરનારુ અસુરાસ્ત્ર ચડાવ્યુ એ દિવ્ય અસ્ત્રમાથી દેદીપ્યમાન કાતિવાળા ફૂટ, મુદ્‌ગર, ત્રિશૂળ, ભુશુંડી, ગદા, છરા અને ફરશી વગેરે આયુધો ઊછળવા લાગ્યા સર્વ ભૂત-પ્રાણીઓથી નિવારણ ન થઈ શકે એવા અને સઘળા શસ્ત્રોનુ વિદારણ કરે એવા અસખ્ય શસ્ત્રાસ્ત્રોને અસુરાસ્ત્રમાથી ઊછળતા જોઈ મહાત્મા લક્ષ્મણે માહેશ્વરાસ્ત્ર વડે તેનુ નિવારણ કર્યુ ૫૫-૬૦

એ પ્રમાણે લક્ષ્મણ અને ઇંદ્રજિતનુ તુમુલ યુદ્ધ થતું હતું તે સમયે આકાશચારી સઘળા ભૂતપ્રાણીઓ લક્ષ્મણનો વિજય ઇચ્છવા લાગ્યા 'મારો, કાપો'ના ભયકર નાદ કરતા વાનરો અને રાક્ષસો સામસામા યુદ્ધ કરતા હતા, એ જોઈ આકાશને ઘેરી ઊભેલા ભૂતપ્રાણીઓ વિસ્મિત થવા લાગ્યા ઇંદ્ર સહિત સઘળા ઋષિઓ, પિતૃઓ દેવો, ગધર્વો, સર્પો અને પક્ષીઓ સગ્રામમા યુદ્ધ કરતા લક્ષ્મણની રક્ષા કરવા લાગ્યા

પછી રામચદ્રના લઘુ ભ્રાતા મહાત્મા લક્ષ્મણે અગ્નિ સરખુ તીવ્ર અને ઇંદ્રજિતને યમલોકમા પહોચાડે એવુ એક બાણ ધનુષ્ય પર ચડાવ્યુ ૬૧-૬૪ સુદર પીછાવાળુ, ઘાટીલુ, તીક્ષ્ણ અણીવાળુ અને સુવર્ણથી શોભતું એ બાણ શત્રુઓના શરીરનુ વિદારણ કરે એવુ, કશાથી પાછુ વળે નહિ એવુ, કોઈથી સહન થાય નહિ એવુ, રાક્ષસોને ભય ઉપજાવનારુ, ઝેરી નાગ સરખુ અને દેવોએ પણ પૂજેલુ હતુ પૂર્વે દેવાસુરસગ્રામમા મહાપરાક્રમી દેવરાજ ઇંદ્ર એ જ બાણથી અસુરોને હરાવ્યા હતા ૬૫-૬૭ યુદ્ધમા કદી વ્યર્થ નહિ ગયેલુ એ ઐંદ્રાસ્ત્ર બાણ પોતાના મોટા ધનુષ્ય પર ચડાવીને તથા પ્રત્યચાને કર્ણ પર્યંત ખેચીને મહાત્મા લક્ષ્મણે પોતાના હિતના વચન ઉચ્ચાર્યા 'હે ઐંદ્રાસ્ત્ર ! જો દશરથનદન રામચદ્ર ધર્માત્મા, સત્યસધ અને આખી પૃથ્વીમા અતુલિત પરાક્રમવાળા હોય, તો તું આજે ઇંદ્રજિતનો વધ કરજે' એમ કહી શત્રુદમન લક્ષ્મણે સીધી ગતિવાળુ ઐંદ્રાસ્ત્ર કર્ણ પર્યંત ખેચીને ઇંદ્રજિત ઉપર મૂક્યુ સડસડાટ કરતુ એ બાણ ઇંદ્રજિતના કઠમા જઈ ચોટ્યુ અને તેણે દેદીપ્યમાન કુડળ તથા મુકુટથી શોભતા ઇંદ્રજિતના મસ્તકને ધડથી જુદુ કરી પૃથ્વી પર પાડી નાખ્યુ એ વેળા રુધિરથી ખરડાઈ પૃથ્વી પર પડેલુ ઇંદ્રજિતનુ મોટુ મસ્તક સુવર્ણના ગોળા જેવુ દેખાતુ હતુ ૬૮-૭૨

જેનુ ધનુષ્ય અસ્તવ્યસ્ત થઈ તૂટી પડ્યુ હતું તેવો અને સુદર મુગટવાળો ઇંદ્રજિત જ્યારે હણાઈને પૃથ્વી પર પડ્યો, ત્યારે વૃત્રાસુરનો વધ થવાથી જેમ દેવો હર્ષિત થયા હતા, તેમ વિભીષણ સહિત સર્વ વાનરો હર્ષયુક્ત થયા અને ગર્જનાઓ કરવા લાગ્યા એ વેળા અતરિક્ષમા ઊભેલા દેવો, ઋષિઓ, ગધર્વો અને અપ્સરાઓ જયજયકાર કરવા લાગ્યા ઇંદ્રજિતને રણમા પડેલો જોઈ વિજય-

થી શોભતા વાનરોના હાથનો માર ખાતી રાક્ષસોની મોટી સેના દશે દિશાઓમા નાસવા લાગી વાનરોએ જ્યારે તેમની પૂઠ પકડી, ત્યારે ભયભીત થયેલા રાક્ષસો પટ્ટિશ, ફરશી તથા તલવાર વગેરે પોતપોતાના શસ્ત્રાસ્ત્રોને ફેકી દઈ જેને જેમ ફાવ્યુ તેમ લકા તરફ દોડી ગયા[૭૩-૭૮] વાનરોના મારથી ત્રાસીને કેટલાક રાક્ષસો લકામા પેસી ગયા, કેટલાક સમુદ્રમા જઈ પડયા અને કેટલાક પર્વતોમા ભરાઈ પેઠા[૭૯] રણભૂમિમા ઇંદ્રજિતને હણાઈ પડેલો જોઈને અત્યાર પહેલા જે હજારો રાક્ષસો જોવામા આવતા હતા, તે પૈકી હવે એક પણ દૃષ્ટિએ પડતો નહોતો જેમ સૂર્યાસ્ત થયા પછી તેના કિરણો દેખાતા નથી, તેમ ઇંદ્રજિતનુ મરણ થયા પછી રાક્ષસો રણમા દેખાતા ન હતા.[૮૦,૮૧] નિર્જીવ થઈ પડેલો ઇંદ્રજિત જાણે કિરણ વિનાનો સૂર્ય હોય અથવા શાત થયેલી જ્વાળાવાળો અગ્નિ હોય તેવો દેખાતો હતો

દુરાત્મા રાવણનો પુત્ર ઇંદ્રજિત જ્યારે મરણ પામ્યો, ત્યારે જેની સઘળી પીડા શાત થઈ હતી તેવુ આખુ જગત શત્રુરહિત થવાથી આનદ પામ્યુ સર્વ મહર્ષિઓ સહિત દેવરાજ ઇંદ્ર હર્ષિત થયો,[૮૨-૮૪] આકાશમા દેવતાઓના દુદુભિ વાગવા લાગ્યા ગધર્વો ગાન કરવા લાગ્યા અને નૃત્ય કરતી અપ્સરાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગી ક્રૂર કર્મવાળો અને સર્વ લોકને ભય ઉપજાવનારો ઇંદ્રજિત મરણને શરણ થયો ત્યારે ઊડતી રજ શાત થઈ ગઈ, જળ અને આકાશ નિર્મળ થયા તેમ જ હર્ષ પામેલા દેવ, ગધર્વ અને દાનવો એકઠા મળી બોલવા લાગ્યા 'હે બ્રાહ્મણો ! હવે તમારુ સઘળુ કષ્ટ નિવૃત્ત થયુ, હવે તમે નિશ્ચિત થઈ સુખે વિચરો '

અપ્રતિમ બળવાળા રાક્ષસશ્રેષ્ઠ ઇંદ્રજિતને હણાયેલો જોઈ સઘળા યૂથપતિ વાનરો હર્ષિત થયા વિજય થવાથી આનદમા આવેલા વિભીષણ, હનુમાન તેમ જ જાબવાન વગેરે પણ લક્ષ્મણની પ્રશસા કરવા લાગ્યા. પોતાને હર્ષનો સમય પ્રાપ્ત થવાથી બધા વાનરો કૂદતા, ગર્જના અને કિકિયારીઓ કરતા મહાત્મા લક્ષ્મણને વીટાઈ વળ્યા, અને પોતાના પૂછડા પછાડી રામ-લક્ષ્મણનો જયજયકાર બોલવા લાગ્યા વળી એ વાનરો હર્ષભેર પરસ્પર ભેટીને રઘુવીરોના યશોગાન કરવા લાગ્યા મહાત્મા લક્ષ્મણના અદ્ભુત પરાક્રમ-બળથી ઇંદ્રના શત્રુ ઇંદ્રજિતને હણાયેલો જોઈને લક્ષ્મણના ઇષ્ટમિત્રો તથા ઇંદ્રાદિ દેવોના હર્ષનો પાર રહ્યો નહિ [૮૫-૮૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિમહાકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાડમા ૯૦ મો સર્ગ સમાપ્ત

* આદિકવિ શ્રીવાલ્મીકિવિરચિત આ રામાયણ સિવાય બીજા સસ્કૃત તથા પ્રાકૃત રામાયણોમા કેટલાક રસમય અને બોધદાયક પ્રસગો વર્ણવેલા જોવામા આવે છે, પરતુ તેમા કવિઓની કલ્પનાનુ જ પ્રાધાન્ય હોઈ ઐતિહાસિક તત્ત્વ દૃષ્ટિએ પડતુ નથી તે પ્રસગો ક્ષેપક અથવા પાછળથી ઉમેરાયેલા જેવા હોવા છતા મળી આવતી સસ્કૃત પ્રતોમા પણ હોવાથી ઉપર્યુક્ત ઘટનાને લગતા તેમાંના બેત્રણ પ્રસગો અહી આપ્યા છે —ભા ક.

**પ્રસગ ૧ લો :** ઇંદ્રજિતનો વધ કરવા માટે જ્યારે રામચદ્ર તૈયાર થયા ત્યારે વિભીષણે તેમને તેમ કરતા અટકાવી કહ્યુ 'હે મહારાજ ! જેણે બાર વર્ષ સુધી નિદ્રા તથા આહારને ત્યજ્યા હોય, તેના હાથે જ ઇંદ્રજિત મરી શકશે એવુ તેને વરદાન મળેલુ છે માટે તમે લક્ષ્મણને જ યુદ્ધ કરવા મોકલો, કારણ કે તેમણે બાર વર્ષ થયા આહાર અને નિદ્રાનો ત્યાગ કર્યો છે ' એ સાભળી આશ્ચર્ય પામેલા રામચદ્ર લક્ષ્મણને તેમ કરવાનુ કારણ પૂછયુ, ત્યારે લક્ષ્મણે જણાવ્યુ 'પચવટીમાં એક રાત્રિએ મને એવુ સ્વપ્ન આવ્યુ હતુ કે જાણે મારો હાથ સીતાને અડકયો છે એ મહાપાતક થયુ માનીને તેનુ પ્રાયશ્ચિત્ત કરવા મે તે દિવસથી આહાર-નિદ્રાનો પરિત્યાગ કર્યો છે ' સીતા અને રામચદ્ર પ્રત્યે લક્ષ્મણનો અસીમ ભક્તિભાવ દર્શાવનારા આ પ્રસગમાંથી મનુષ્યે પોતાના ભાઈ-ભોજાઈ પ્રત્યે કેવો સદ્ભાવ રાખવો તે શીખવાનુ છે

**પ્રસગ ૨ જો :** જ્યારે લક્ષ્મણે ઇંદ્રજિતને માર્યો, ત્યારે તેનો એક હાથ તેની સ્ત્રી મહાસતી સુલોચનાના મદિરના ચોકમાં જઈ પડ્યો પોતાના પતિનો હાથ ઓળખતાં જ સુલોચનાને સત ચડયુ અને તેણે એ

# સર્ગ ૯૧ મો

## રામચંદ્રનો આનંદ-લક્ષ્મણની પ્રશંસા

रुधिरक्लिन्नगात्रस्तु लक्ष्मणः शुभलक्षणः ।
बभूव हृष्टस्तं हत्वा शत्रुजेतारमाहवे ॥ १ ॥

શત્રુઓને જીતનારા ઇન્દ્રજિતને હણીને લોહીલુહાણ થયેલા મહાત્મા લક્ષ્મણ અત્યંત હર્ષિત થયા.[૧] પછી જાંબવાન અને હનુમાન વગેરે વાનરોને સાથે લઈને તથા વિભીષણ અને હનુમાનના હાથનું અવલંબન કરીને મહાતેજસ્વી લક્ષ્મણ જ્યાં રામચંદ્ર તથા સુગ્રીવ હતા ત્યાં જવા લાગ્યા.[૨,૩] રામચંદ્રની પાસે આવી તેમને પ્રણામ કરી ઉપેંદ્ર જેમ ઇંદ્રની પાસે ઊભા રહે, તેમ લક્ષ્મણ પોતાના વડીલ બંધુની પાસે ઊભા રહ્યા.[૪] એ વેળા જાણે પોતાની જાતિથી જ રામચંદ્રને શુભ સમાચાર જણાવતો હોય એમ મહાત્મા વિભીષણ હર્ષભેર કહેવા લાગ્યો : 'હે મહારાજ ! શ્રીમાન લક્ષ્મણે આજે ઇંદ્રજિતનું મસ્તક છેદી નાખ્યું છે.'[૫,૬]

---

હાથની પાસે કાગળ તથા કલમ મૂકીને 'આપનું મરણ શાથી થયું તથા આપનું મસ્તક વગેરે ક્યાં છે તે લખી જણાવો' એમ પ્રાર્થના કરી. સતીના પ્રભાવથી મૃત હસ્તે 'મને લક્ષ્મણે માર્યો છે અને મારું મસ્તક રામની પાસે છે' એવું લખી જણાવ્યું. એટલે પોતાને સતી થવું હતું, માટે સુલોચનાએ પોતાના સસરા રાવણને રણમાંથી ઇંદ્રજિતનું ધડ તથા મસ્તક મગાવી આપવા કહ્યું; ત્યારે રાવણે રામ-લક્ષ્મણને મારીને ઇંદ્રજિતનું મસ્તક લઈ આવવા રાક્ષસોને આજ્ઞા કરી; પરંતુ તેમ બનવું અસંભવિત માનીને મંદોદરીના કહેવાથી સુલોચના પોતે જ રણભૂમિ પર આવી અને રામચંદ્ર પાસે પોતાના પતિનું મસ્તક માગ્યું ત્યારે રામચંદ્રે પૂછ્યું: 'તેં શાથી જાણ્યું કે તારા પતિનું મસ્તક અહીં છે?' ત્યારે સુલોચનાએ ઇંદ્રજિતના હાથે કરેલું અદ્ભુત કાર્ય કહી સંભળાવ્યું, પણ એ વાત પર વાનરોને વિશ્વાસ આવ્યો નહિ અને કોઈ એક વાનરે કહ્યું : 'જો ઇંદ્રજિતનું મસ્તક એક વાર હાસ્ય કરે, તો 'તેના હાથે લખ્યું' એ વાત અમે સત્ય માનીએ.' તુરત જ સુલોચનાએ પોતાના પતિના મસ્તકને પ્રાર્થના કરીને તેને હસવા માટે કહ્યું, પણ મસ્તક હસ્યું નહિ અંતે તે બોલી 'હે સ્વામીનાથ! જો તમારું મરણ થવાની મને ખબર પડી હોત, તો હું પાતાળમાંથી મારા પિતા શેષનાગને સહાયે તેડાવત.' એ વાક્ય સાંભળતાં જ ઇંદ્રજિતનું મસ્તક ખડખડાટ હસી પડ્યું; એટલે રામચંદ્રે તરત જ તે મસ્તક સુલોચનાને સ્વાધીન કરાવ્યું અને તે પોતાના પતિના દેહને સાથે લઈ સતી થઈ. સુલોચનાએ ઘણી ઘણી પ્રાર્થના કરવા છતાં પણ ઇંદ્રજિતનું મસ્તક હસ્યું નહિ છેવટે એક જ વાક્ય સાંભળતાં તે ખડખડાટ હસી પડ્યું તેનું કારણ વાનરોએ રામચંદ્રને પૂછ્યું, ત્યારે તેમણે જણાવ્યું : 'હે વાનરો! સુલોચના શેષનાગની પુત્રી છે અને આ લક્ષ્મણ શેષનાગનો અવતાર છે એવું ઇંદ્રજિતના જાણવામાં જ હતું અને તેથી જ 'મારા પિતાને તમારું રક્ષણ કરવા તેડાવત' એવું સુલોચનાનું વચન સાંભળી ઇંદ્રજિતનું મસ્તક હસ્યું કે, 'તારા પિતાએ જ મને માર્યો છે, તો પછી તેના હાથે તું મારું રક્ષણ શી રીતે કરાવત?'

આ ઘટના સતી સ્ત્રીનો પ્રભાવ દર્શાવે છે અને પતિભક્તિનો સાચો પાઠ શીખવે છે.

**પ્રસંગ ૩ જો :** ઇંદ્રજિતનો વધ થયા પછી રાવણ ઘણો ચિંતાતુર થયો અને તેણે 'અહિરાવણ મહિરાવણ' નામના બે ભાઈઓને તેડાવી કોઈ પણ ઉપાયથી રામ-લક્ષ્મણનો વધ કરવા આજ્ઞા કરી ત્યારે અહિ-મહિરાવણે રાત્રિમાં રામ-લક્ષ્મણનું હરણ કરી તેઓને પોતાના નગરમાં લઈ જઈ ભદ્રકાળીને ભોગ આપવાનો નિશ્ચય કર્યો. આ વાત વિભીષણની જાણમાં આવતાં તેણે સુગ્રીવાદિ કપિઓને રાત્રિમાં સાવધાન રહેવા સૂચવ્યું. રાત્રિમાં રામ-લક્ષ્મણનું રક્ષણ કરવા અર્થે તેમની આસપાસ વાનરોએ એક બીજા પર બેસીને ગગનમંડળ સુધી પહોંચે તેવો ઊંચો કોટ બનાવ્યો. અહિ-મહિરાવણ ઘણા જ માયાવી અને આકાશ તથા પાતાળમાં પણ ગતિ કરવા સમર્થ હતા. તેઓ રાત્રિ સમયે રામચંદ્રની છાવણીમાં આવી વાનરોને નિદ્રાનું વારણ નાખી આકાશમાર્ગે નીચે ઊતર્યા અને રામ-લક્ષ્મણને પણ વારણ નાખી પોતાની મહિલાવતી નગરીમાં ઊંચકી ગયા ત્યાં તેઓએ રામ-લક્ષ્મણને પોતાના રમણીય મહેલમાં રાખ્યા અને બે-ત્રણ દિવસ પછી ભદ્રકાળીને ભોગ આપવા નિશ્ચય કર્યો.

બીજે દિવસે પ્રાતઃકાળ થયો, ત્યારે વાનરો જાગ્યા અને રામ-લક્ષ્મણના હરણની જાણ થતાં જ ગભરાઈ ગયા. પછી હનુમાન વગેરે કેટલાક મુખ્ય વાનરો રાક્ષસોનું પગલું દૃષ્ટિએ પડવાથી તેને અનુસરી શોધ

પોતાના ભાઈએ ઇંદ્રજિતને માર્યો એ સાંભળી અત્યંત હર્ષિત થયેલા રામચંદ્રે કહ્યુ : 'હે લક્ષ્મણ ! તેં જે અતિદુષ્કર કાર્ય કર્યું, એ જાણી હુ ઘણો જ પ્રસન્ન થયો છું, ઇંદ્રજિતનો નાશ થવાથી હવે આપણો વિજય થઈ ચૂકયો જ છે.[૭,૮]

પોતાની પ્રશંસા સાંભળી લજ્જાયમાન થતા લક્ષ્મણને પરાણે ખોળામા બેસાડી દશરથનંદન રામચંદ્રે સ્નેહથી તેમનુ મસ્તક સૂંઘ્યુ અને શરપ્રહારથી પીડિત થયેલા એ લક્ષ્મણને ભેટી વારંવાર મીઠી દૃષ્ટિથી નિહાળવા લાગ્યા. શરપ્રહારની વેદનાથી પીડાતા લક્ષ્મણ કે જેમના સર્વ ગાત્રોમા ઘાવ પડેલા હતા અને જે દુઃખને લીધે નિસાસા નાખતા હતા, તેમનુ

કરવા લાગ્યા કેટલેક દૂર જતાં તે પગલુ એક અંધકારમય ભયંકર ગુફામાં જતુ હતુ, એથી વાનરો ગભરાઈ ગયા, પણ હનુમાન તેઓને પૂછડે બાંધી ઉતાવળે ઘસડી ગયો જયારે તેઓ ગુફામાંથી બહાર નીકળ્યા, ત્યારે સમુદ્રતટ જોવામા આવ્યો એ સ્થળે 'મકરધ્વજ' નામનો અહિ-મહિરાવણનો એક સેવક ચોકી કરતો હતો હનુમાને કાપડિયાના વેશે મહિલાવતીમા પ્રવેશ કરવા માંડ્યા, પરંતુ શક પડવાથી મકરધ્વજ તેની સામે થયો ત્યાં હનુમાન અને મકરધ્વજનુ દારુણ યુદ્ધ થયુ અંતે, હનુમાને મકરધ્વજને પૃથ્વી પર પાડીને તેની છાતી ઉપર પોતાનો પગ દબાવ્યો ત્યાં મકરધ્વજ નિઃશ્વાસ નાખતો બોલ્યો કે, 'આ વેળા જો મારા પિતા હનુમાન હોય, તો મને બચાવે ' એવુ સાંભળી હનુમાન આશ્ચર્ય પામ્યો અને મકરધ્વજને છૂટો કરી બધુ વૃત્તાંત પૂછ્યુ, પરંતુ પોતે અજાણ હોવાથી મકરધ્વજે પોતની માતા મકરી( મઘરી )ને તેડાવી હનુમાનને ખુલાસો આપવા કહ્યુ ત્યાં મકરીએ જણાવ્યુ 'હે હનુમાન ! લંકાદહન કર્યા પછી તમે જયારે સળગતુ પૂછડુ હોલવવા અર્થે સમુદ્રતટ આવ્યા હતા, ત્યારે તમારા લલાટમાના પ્રસ્વેદબિંદુ જળમા પડ્યા હતા અને તેને હુ ગળી ગઈ હતી, જેથી આ મકરધ્વજનો જન્મ થયેલો છે, માટે તે તમારો પુત્ર છે '

આ વૃત્તાંત સાંભળી હનુમાન અને મકરધ્વજ પ્રસન્ન થયા અને પ્રેમથી એકબીજાને ભેટ્યા મકરીએ હનુમાનને પ્રણામ કરી સેવાની આજ્ઞા માગી હનુમાને તે મા-દીકરાને પોતાના આગમનનુ પ્રયોજન જણાવ્યુ, ત્યારે મકરધ્વજે કહ્યુ આજથી ત્રણુ દિવસ ઉપર જ મહીના રાજા અહિ મહિરાવણે કોઈ બે તેજસ્વી રાજકુમારોને આણ્યા છે અને આવતી કાલે તેઓ ભદ્રકાળી માતાના મંદિરે તેનુ બલિદાન આપવાના છે.'

આ સમાચાર જાણી કપિવર હનુમાન સૂક્ષ્મ રૂપ ધરીને મહિલાવતી નગરીમા ગયો અને ભદ્રકાળીનુ મંદિર જોયા પછી રામ-લક્ષ્મણનુ રક્ષણ કેવી રીતે કરવુ, તેનો નિશ્ચય કર્યો બીજે દિવસે સવારમા જ મોટી ધામધૂમ અને વરઘોડો ચડ્યો અને અહિ-મહિરાવણે રામ-લક્ષ્મણને ભદ્રકાળીના મંદિરે આણ્યા આ વેળા હનુમાન સૂક્ષ્મરૂપે દેવીની પાછળ સંતાઈ બેઠો રામ-લક્ષ્મણની દૃષ્ટિ હનુમાન પર પડી હતી અને તેઓ પોતાના મનમાં પવનકુમારની ઘણી જ પ્રશંસા કરવા લાગ્યા પછી અહિ મહિરાવણે રામ તથા લક્ષ્મણને છેવટની પ્રાર્થના કરવા સૂચવ્યુ, ત્યારે તે બંનેએ કહ્યુ 'આ દેવી જ અમારુ રક્ષણ કરશે' તુરત જ પ્રૌઢ રૂપ ધારણ કરી મોટી ગર્જના કરતો હનુમાન ત્યાં કૂદી પડ્યો અને તેણે રામ-લક્ષ્મણને પોતાના સ્કંધ પર ઊંચકી લીધા પછી ત્યાં મહા દારુણ સંગ્રામ જામ્યો અહિરાવણ તો પ્રારંભમા જ મરણને શરણ થયો, પરંતુ મહિરાવણ કેમે કરી મરાયો નહિ રામ લક્ષ્મણના બાણોનો પ્રહાર થતાં મહિરાવણના શરીરમાંથી જે રુધિરબિંદુ પૃથ્વી પર પડતા હતાં, તેમાંથી તેના જેવા જ બીજા હજારો મહિરાવણ પ્રકટી યુદ્ધમા ઝઝુમતા હતા એ જોઈ તેનો ભેદ જાણવા માટે હનુમાન રામ લક્ષ્મણને યુદ્ધ કરવાનુ કહી પોતે પેલી મકરીની પાસે ગયો અને તેની પાસેથી મહિરાવણના મૃત્યુનુ કારણ જાણવા માગ્યુ મકરીને અહિ-મહિરાવણની જન્મકથાનુ જ્ઞાન હતુ પણ તેનુ મરણ તેના જાણવામાં ન હતુ, તેથી તેણે હનુમાનને મહિરાવણની સ્ત્રી ચંદ્રસેનાની પાસે જવા કહ્યુ, ત્યારે હનુમાન તુરત જ ત્યાં જવા નીકળ્યો

અહિ-મહિરાવણ જયારે રામ-લક્ષ્મણને શણગારીને ભદ્રકાળીના મંદિરે લઈ જતા હતા, ત્યારે રામચંદ્રની કાંતિ જોઈ ચંદ્રસેના વિહ્વળ થઈ ગઈ હતી અને તે રામચંદ્રનુ જ ચિંતન કરતી બેઠી હતી એ વેળા કપિવર હનુમાને તેની પાસે જઈ પ્રણામ કરીને કહ્યુ 'હે માતાજી ! તમે જેનુ ચિંતન કરો છો, તે રામ તો હાલમા તમારા સ્વામી મહિરાવણના પંજામા સપડાઈ પડ્યા છે તેનો કોઈ ઉપાય બતાવો તો બહુ સારુ ત્યારે ચંદ્રસેનાએ 'જો રામચંદ્રની સાથે

પુત્ર પણ મસ્તક સૂંઘીને તથા તેમના શરીર પર કોમળ હાથ ફેરવીને પુરુષર્ષભ રામચંદ્રે કહ્યું 'હે પ્રિય ભાઈ! ખરેખર, તું દુષ્કર કર્મ કરનાર છે આજે તે ઘણું ઉત્તમ કાર્ય કર્યું છે રાવણનો પુત્ર ઇંદ્રજિત મરાયો એટલે રાવણ હવે હણાઈ ચૂક્યો છે, એમ હું માનું છું. હે લક્ષ્મણ! દુરાત્મા ઇંદ્રજિતનો વધ થવાથી આજે જ આપણો વિજય થયો છે, એમ હું માનું છું હે વીર! આજે તે ક્રૂર રાવણની જમણી ભુજા કાપી નાખી એ ઘણું જ સારું થયું છે, કેમ કે ઇંદ્રજિત રાવણનો ખરેખરો આધાર રૂપ હતો વળી સંગ્રામ વિષે હનુમાન તથા વિભીષણે પણ ઘણું પરાક્રમ કરેલું જણાય છે ૯-૧૫ હે લક્ષ્મણ! તે ત્રણ અહોરાત્ર લાગલાગટ યુદ્ધ કરી મહાકષ્ટે ઇંદ્રજિતને હણી મને આજે શત્રુ વિનાનો કર્યો છે, છતાં હવે આપણે બહુ જ સાવધાન રહેવું ઘટે છે, કેમ કે પોતાના પુત્રને મરાયેલો સાંભળી રાક્ષસોનો રાજા રાવણ હવે વ્યૂહરચનામાં ગોઠવાયેલી પોતાની મોટી સેના લઈ ને યુદ્ધ કરવા આવશે કે જે રાવણ ઘણો જ દુર્જય છે, તોપણ હાલમાં પુત્રવધથી સંતાપ પામેલો હોવાથી હું તેનો તેની સઘળી સેના સહિત નાશ કરીશ ૧૬-૧૮ હે લક્ષ્મણ! ઇંદ્રને જીતનારો ઇંદ્રજિત મરાતાં હવે તારી સહાયથી મને સીતા અને પૃથ્વી સહજ પ્રાપ્ત થઈ છે ૧૯

એ પ્રમાણે લક્ષ્મણનું આશ્વાસન કરી તથા તેને આલિંગન આપી હર્ષિત થયેલા રઘુવીરે સુષેણને બોલાવી કહ્યું ૨૦ 'હે સુષેણ! મહાબુદ્ધિમાન લક્ષ્મણ બાણપીડાથી રહિત થઈ સ્વસ્થ થાય તેમ તું સત્વર કર ૨૧ હે કપિશ્રેષ્ઠ! લક્ષ્મણના શરીર પર પડેલા ઘાવ સત્વર રુઝાઈ જાય એમ કર, તેમ જ વૃક્ષથી યુદ્ધ કરનારા બીજા પણ જે જે શૂરવીર રીંછ-વાનરો ઘાવથી પીડાતા હોય તેમને તેમને પ્રયત્નપૂર્વક ઔષધિ આપી સુખ કર '

મારો સમાગમ કરાવી આપો, તો હું ઉપાય બતાવું' એમ કહ્યું એ સાંભળી હનુમાને કાર્ય સાધવા માટે વગરવિચાર્યે તેમ કરી આપવા હા કહી ત્યારે ચંદ્રસેનાએ કહ્યું 'મારા પતિ મહિરાવણને શંકરનું વરદાન મળેલું છે કે, સંગ્રામમાં તેના જેટલા રક્તબિંદુ પડે તેમાંથી તેના જેવા જ સેંકડો મહિરાવણ ઉત્પન્ન થાય, કારણ કે પાતાળમાંના અમૃતકુંડમાંથી લાખો ભ્રમરો અમૃત લાવીને તેના રક્તબિંદુ ઉપર રેડે છે એ ભ્રમરોને જો તેમ કરતાં અટકાવાય તો જ તે મરે '

હનુમાન તરત જ પાતાળમાં આવેલા અમૃતકુંડ ઉપર ગયો અને સઘળા ભ્રમરોના નાયકને પકડી મારવા મંડ્યો અંતે ભ્રમરનાયક હનુમાનને શરણ થયો અને તેણે હનુમાનના કહેવા પ્રમાણે ભ્રમરોને અમૃત લઈ જતા અટકાવ્યા હનુમાન તાબે થયેલા ભ્રમરનાયકને પોતાની સાથે લઈ રામચંદ્રની પાસે આવ્યો અને તેમને એક જ દિવ્ય બાણ મૂકવા સૂચવ્યું અમૃતવૃષ્ટિ બંધ થઈ હતી, તેથી રામચંદ્રના એક જ દિવ્ય બાણથી સઘળા મહિરાવણ અલોપ થઈ ગયા અને છેવટે મુખ્ય મહિરાવણને મારીને રામ-લક્ષ્મણ વિજય પામ્યા

હવે હનુમાને ચંદ્રસેનાને ઘેર જવાની પ્રતિજ્ઞા રામચંદ્રને કહી સંભળાવી, ત્યારે રામચંદ્ર એકપત્નીવ્રતવાળા હોવાથી ખેદયુક્ત થયા, પરંતુ ભક્તની પ્રતિજ્ઞા આડે પોતાની પ્રતિજ્ઞાને મહત્ત્વ નહિ આપતા શ્રીમાન રામચંદ્ર હનુમાનની સાથે ચંદ્રસેનાના મંદિરે ચાલ્યા આ સમયે હનુમાને પ્રથમથી જઈ ચંદ્રસેનાને કહ્યું 'તારે ઘેર રામચંદ્ર આવે છે, પણ જો કાંઈ વિઘ્ન થશે, તો તે તારી ઇચ્છા પૂરી કર્યા વિના તુરત જ ચાલ્યા જશે' એ સાંભળી ચંદ્રસેનાએ રામચંદ્રને બેસવા માટે હાથીદાંતનો મજબૂત પલંગ બિછાવ્યો પણ હનુમાને પેલા ભ્રમરનાયકને મોકલી એ પલંગના ચારે પાયામાં અંદરથી પોલાણ કરાવી મૂક્યા રામચંદ્ર ચંદ્રસેનાના ઘરમાં જઈ પલંગ પર બેઠા કે તરત જ તે પલંગ કડકડ અવાજ કરી જમીનદોસ્ત થઈ ગયો, ત્યારે રામચંદ્ર એકાએક ઊભા થઈ ગયા અને હનુમાનની સૂચના પ્રમાણે તેમણે ચાલતી પકડી એ જોઈ ચંદ્રસેના હનુમાનને શાપ દેવા તત્પર થઈ, પરંતુ રામચંદ્ર તેને તેમ કરતાં અટકાવીને કહ્યું 'આ અવતારમાં મારે એકપત્નીવ્રત છે તેથી હું તારી ઇચ્છા પૂર્ણ કરી શકતો નથી, પરંતુ બીજા અવતારમાં હું તારી ઇચ્છા પૂર્ણ કરીશ' પછી જ્યારે દ્વાપરયુગમાં કૃષ્ણાવતાર થયો, ત્યારે ચંદ્રસેના સત્યભામા થઈને કૃષ્ણ ભગવાનને વરી હતી

રામચંદ્રનું વચન સાંભળી મહાત્મા સુષેણે તરત જ લક્ષ્મણને દિવ્ય ઔષધિનો નાસ લેવડાવ્યો. ઔષધિની સુવાસ સૂંઘતાં જ લક્ષ્મણ દુઃખરહિત થયા. તેમના શરીરના ઘાવ એવા તો રુઝાઈ ગયા કે તેનાં ચાઠાં પણ રહ્યાં નહિ. પછી રઘુવીરની આજ્ઞાથી સુષેણે વિભીષણ વગેરે બીજા જે જે ઘાયલ થયેલા હતા, તે તે સૌની તે જ પ્રમાણે ચિકિત્સા કરી. ક્ષણવારમાં જ સઘળા ઘાવ રુઝાઈ જવાથી પીડારહિત થયેલા મહાત્મા લક્ષ્મણ પ્રથમની પેઠે જ સ્વસ્થ થઈ ગયા અને અત્યંત આનંદ પામ્યા. લક્ષ્મણને સ્વસ્થ થયેલા જોઈ રામચંદ્ર, સુગ્રીવ, વિભીષણ, જાંબવાન અને હનુમાન વગેરે બીજા પણ સર્વ કપિવરો અત્યંત હર્ષિત થયા. દશરથનંદન મહાત્મા રામચંદ્ર લક્ષ્મણનું દુષ્કર કર્મ સંભારી વારંવાર તેમની પ્રશંસા કરવા લાગ્યા અને ઇંદ્રજિતને રણમાં હણાયેલો જાણી વાનરરાજ સુગ્રીવના હર્ષનો પાર જ રહ્યો નહિ.[૨૨-૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૯૧મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૨મો

**પુત્રમરણથી દુઃખિત થયેલા રાવણનો વિલાપ-સર્વ સંતાપનું કારણ સીતા જ છે એમ માની તેના વધનો વિચાર-સીતાનો વિલાપ-સુપાર્શ્વનો સદ્‌બોધ**

ततः पौलस्त्यसचिवाः श्रुत्वा चेन्द्रजितो वधम् ।
आचचक्षुरभिज्ञाय दशग्रीवाय सत्वराः ॥ १ ॥

ઇંદ્રજિતનો વધ થયો સાંભળીને રાવણના સુપાર્શ્વ આદિ મંત્રીઓએ યુદ્ધભૂમિમાં જઈ તે બાબતની જાતે તપાસ કરી અને પછી સત્વર રાવણરાયની આગળ જઈ કહ્યું: 'હે મહારાજ! બહુ ખોટું થયું! વિભીષણની સહાયથી લક્ષ્મણે તમારા તેજસ્વી પુત્ર ઇંદ્રજિતનો વધ કર્યો છે અને તે અમો નજરોનજર જોયું છે.[૧-૨] અરેરે, હાય! સંગ્રામમાં કદી પણ પરાજય નહિ પામેલો અને ઇંદ્રને પણ હરાવનારો તમારો પુત્ર ઇંદ્રજિત આજે શૂરવીર લક્ષ્મણના હાથે મરાયો છે.[૩] તેણે પોતાનાં બળ-પરાક્રમથી લક્ષ્મણને ત્રાહિ ત્રાહિ પોકરાવી અંતે શૂરવીર પુરુષોને પ્રાપ્ત થનારા પરલોકમાં વાસ કર્યો છે.'[૪]

ઇંદ્રજિતનું અવસાન સાંભળતાં જ રાવણ અતિશય દુઃખને લીધે એકાએક મૂર્છિત થઈ પૃથ્વી પર ઢળી પડ્યો. જ્યારે ઘણી વારે તેને ભાન આવ્યું, ત્યારે પુત્રશોકને લીધે આકુળ વ્યાકુળ થતો તે વિલાપ કરવા લાગ્યો.[૫]

રાવણ વિલાપ કરતો બોલ્યો: 'હા, મારા પ્રિય પુત્ર! હા, અત્યંત બળસંપન્ન! હા, રાક્ષસ-સેનામાં મુખ્ય! તેં ઇંદ્રને પણ જીત્યો હતો, છતાં આજે તું લક્ષ્મણને વશ કેમ થઈ પડ્યો? અરેરે, પુત્ર! તું ક્રોધ પામે ત્યારે પોતાનાં બાણો વડે કાળ તથા અંતકને પણ ભેદવા સમર્થ હતો અને મંદરાચળનાં શિખરોને પણ તોડી પાડવાની હામ ભીડતો હતો; છતાં આજે યુદ્ધમાં તું લક્ષ્મણને કેમ જીતી શક્યો નહિ? હે મહાબાહુ! અત્યંત બળવાન છતાં તું સર્વને મારનાર મૃત્યુદેવને સ્વાધીન થયો, તેથી આજે હું તને અધિક પ્રશંસાપાત્ર થયેલો માનું છું. હે પ્રિય પુત્ર! તેં જે લોકમાં વાસ કર્યો છે, તે જ લોકને યુદ્ધમાં મરનારા દેવતાઓ પણ પ્રાપ્ત થાય છે. જે યોદ્ધો પોતાના સ્વામીના કાર્ય અર્થે યુદ્ધમાં પ્રાણ ત્યજે છે, તે સ્વર્ગને પ્રાપ્ત થાય છે.[૬-૯] અહા! આજે દેવો, લોકપાલો અને મહર્ષિઓ તારો નાશ થવાથી નિર્ભય થઈ સુખે શયન કરશે.[૧૦] હા પુત્ર! તારા વિના આજે મને ત્રણે લોક અને વનોપવન સહિત આખી પૃથ્વી શૂન્યવત્ લાગે છે.[૧૧] અરેરે, જેમ પર્વતની ગુફામાં પીડાતી હાથણીઓનો આક્રંદ સાંભળવામાં આવે, તેમ આજે અંતઃપુરમાં રુદન કરતી રાક્ષસકન્યાઓનું આક્રંદ મારે સાંભળવું પડશે![૧૨] હે પરંતપ! યુવરાજપદને, લંકાને, સગાંસંબંધીઓને, રાક્ષસોને, તારી માતાને, મને, તેમ જ તારી સ્ત્રીઓને ત્યજીને તું આજે ક્યાં ગયો? હે વીર! તારે તો મારા મરણ પછી મારી

ઉત્તરક્રિયા કરવી જોઈએ, તે છતા તું આમ વિપરીત કેમ કરે છે?[23,24] અરેરે, હાય! ઓ પ્રિય પુત્ર! સુગ્રીવ, લક્ષ્મણ તથા રામને જીવતા મૂકીને મારી આડખીલી-દુઃખ ટાળ્યા સિવાય તુ અમને ત્યજીને ક્યા ગયો?'[25]

આ રીતે અનેકવિધ વિલાપ કરતા રાક્ષસો ના રાજા રાવણનો શોક થોડીક વારમા એકા એક ક્રોધના રૂપમા ફેરવાઈ ગયો[26] મૂળથી ક્રોધી સ્વભાવવાળા રાવણને પુત્રમરણના દુઃખે અત્યત તપાવી નાખ્યો[17] જેમ વૃત્રાસુરના મુખમાથી ધુમાડા સહિત અગ્નિની જ્વાળાઓ નીકળતી હતી, તેમ ક્રોધને લીધે ઉપરાઉપરી બગાસા ખાતા રાવણના મુખમાથી ધુમાડા વાળી અગ્નિની જ્વાળાઓ નીકળવા માડી[18] પુત્રમરણના શોકથી સતપ્ત થયેલા અને ક્રોધાય માન થયેલા રાવણે 'આ બધા દુઃખનુ મૂળ કારણ સીતા જ છે!' એમ માની તેનો વધ કરવાનો વિચાર કર્યો[1] મૂળે તો રાવણના નેત્ર રાતા હતા જ, તેમા વળી ક્રોધાગ્નિ ઉત્પન્ન થવાથી વધારે રક્તવર્ણા થયા અને તે ઘણા જ ભયકર દેખાવા લાગ્યા[20] રાવણનુ રૂપ કે જે મૂળથી જ ભયકર હતુ, તેમા ક્રોધાગ્નિ પ્રગટવાને લીધે અતિશય ભયકર ભાવ ઉમેરાવા થી તે ક્રોધ પામેલા રુદ્ર સરખુ જણાવા લાગ્યુ[21] ઝગઝગાટ સળગતા દીપકમાથી જેમ તેલના બિંદુ ટપકે, તેમ ક્રોધાયમાન થયેલા રાવણના નેત્રોમાથી એ વેળા અશ્રુબિંદુ ટપકવા લાગ્યા[22] રાવણે જ્યારે દાત પીસ્યા, ત્યારે દેવ-દાનવોએ સમુદ્રમથન વેળા વાસુકિ નાગથી ખેચાયેલા મદરાચળ જેવો તેના દાતનો કચકચાટ થયો[?] એ વેળા સચરાચર વિશ્વનુ ભક્ષણ કરવા તત્પર થયેલા અતકની પેઠે કોપ પામેના અને ચોમેર દૃષ્ટિ કરતા રાવણ ની પાસે મોટા મોટા રાક્ષસો પણ જઈ શક્તા નહિ[24]

પછી અત્યત ક્રોધાયમાન થયેલો રાવણ સઘળા રાક્ષસોને સગ્રામમા અડગ રહી યુદ્ધ કરવા માટે કહેવા લાગ્યો[25] 'હે રાક્ષસો! મે હજારો વર્ષ પર્યંત તપશ્ચરણ કરીને બ્રહ્મ-દેવને સતુષ્ટ કરેલા છે,[26] અને તેમણે પ્રસન્ન થઈને મને તપનુ ફળ આપેલુ છે, તેવી દેવ કે અસુર મને કદી પણ ભય આપી શકે એમ નથી તેજસ્વી બ્રહ્મદેવે આપેલુ મારુ સૂર્ય સરખુ કવચ પૂર્વે દેવાસુરના સગ્રામમા વજ્ર સરખી મુષ્ટિઓના પ્રહારથી પણ તૂટ્યુ નથી[27,28] તે કવચ ધારણ કરીને તથા રથમા બેસીને હુ આજે યુદ્ધે ચડવાનો છુ એ વેળા મારી સામે આવવા કોણ સમર્થ છે? અરે, સાક્ષાત્ ઇદ્ર આવશે, તોપણ હુ આજે તેનો વધ કરીશ[29] હે રાક્ષસો! પૂર્વે દેવાસુરના સગ્રામ વખતે પ્રસન્ન થયેલા બ્રહ્મદેવે મને જે બાણ સહિત મોટુ ધનુષ્ય આપેલુ છે, તેને તમે વાજિત્રોના નાદ સાથે અહી ઉઠાવી લાવો આજે રામ-લક્ષ્મણનો વધ કરવામા હુ તેનો ઉપયોગ કરીશ'[30,31]

એમ કહી પુત્રમરણથી સતાપ પામેનો ક્રોધભર્યો રાવણ 'આ દુઃખનુ કારણ સીતા જ છે' એમ માની તેનો વધ કરવા તૈયાર થયો ક્રોધને લીધે લાલચોળ નેત્રવાળા અને ભયકર રૂપવાળા રાવણે ચોતરફ દૃષ્ટિ ફેરવીને દીન થઈ ગયેલા રાક્ષસો પ્રત્યે ગદ્ગદ કઠે કહ્યુ 'હે રાક્ષસો! મારા પુત્ર ઇદ્રજિતે વાનરોને છળવા માયાવી સીતાનો વધ કરી બતાવ્યો હતો, પણ હુ તો એ વાતને સત્ય કરી બતાવીશ! અરે, એ બે નીચ ક્ષત્રિયોને અનુસરનારી સીતાનો આજે હુ વધ કરીશ' એમ કહી તુરત જ તેણે તલવાર ખેચી[? 5] પુત્રશોકથી આકુળવ્યાકુળ થયેલો અને ક્રોધ પામેલો રાવણ મ્યાનમાથી ઝગઝગતી તીક્ષ્ણ તલવાર કાઢીને તેને હાથમા પકડી સ્ત્રીઓ તથા મત્રીઓ સહિત જ્યા સીતા હતા ત્યા જવા નીકળ્યો[?6,37] ક્રોધભર્યા રાવણને સીતાનો વધ કરવા જતો જોઈને રાક્ષસો સિંહનાદ કરવા લાગ્યા અને એકબીજાનો હાથ પકડી કહેવા

લાગ્યા ૩૮ 'આજે આપણા રાજા રાવણને જોઈ રામ-લક્ષ્મણ નિશ્ચય કંપાયમાન થશે આપણા રાજા રાવણરાયે ચારે લોકપાલોને જીતેલા છે અને બીજા પણ ઘણા શત્રુઓનો સંહાર કરેલો છે ૩ ત્રણે લોકમા રહેલી ઉત્તમ વસ્તુઓનુ હરણ કરીને આપણા રાજા તેને ભોગવે છે આખી પૃથ્વી વિષે એના જેવો પરાક્રમી કોઈ પણ નથી ૪૦

રાક્ષસો માહોમાહે ઉપર્યુક્ત વાત કરતા હતા એટલામા અશોકવાટિકા આવી ત્યારે ક્રોધથી વ્યાપ્ત થયેલો રાવણ સીતાની સામે દોડયો એ વેળા તેના હિતેચ્છુ એવા કેટલાક સુહૃદોએ તેને વારવા છતા તે નહિ ગણકારતા જેમ મંગળ વગેરે ગ્રહ રોહિણી સામે જાય, તેમ તે સીતા સામે જવા લાગ્યો ૪૧,૪૨ રાક્ષસીઓથી રક્ષણ કરાતા અને પવિત્ર આચરણવાળા જનકનંદિની સીતા મોટુ ખડ્ગ ધારણ કરી રાવણને ક્રોધભેર પોતાની સામે ધસી આવતો જોઈને કંપાયમાન થયા સુહૃજ્જનો રાવણને વારતા હતા તોપણ પાછો નહિ હઠતા તે જ્યારે સીતાની લગોલગ આવ્યો ત્યારે અત્યંત દુઃખયુક્ત થયેલા સીતાએ વિલાપ કરતા કહ્યુ 'અરેરે, આ દુષ્ટ રાવણ અતિશય ક્રોધભર્યો મારી ઉપર ધસી આવે છે, એ પરથી હુ માનુ છુ કે આજે હુ સનાથ હોવા છતા તે રાવણ અનાથની પેઠે મારો વધ કરશે ૪૩-૪૫ અરે, હુ કે જે રાત્રિદિવસ મારા સ્વામીનુ ભજન કરુ છુ, તેને આ દુષ્ટાત્મા રાક્ષસે પોતાની ભાર્યા થવાને ઘણી ઘણી વાર કહેલુ, પરંતુ મે તેનો તિરસ્કાર કરેલો હોવાથી મને વશ કરવામા નિરાશ થવાને લીધે આજે કોપાયમાન થઈને તે નિશ્ચય મારો વધ કરવા આવે છે ૪૬,૪૭ અરે, હર્ષમા આવેલા આ ઘણા રાક્ષસો જાણે રાવણને સારુ લગાડતા હોય એમ મોટી મોટી ગર્જના કરે છે એ ઉપરથી મને શંકા થાય છે કે, શું આ દુષ્ટે મારે માટે રામ લક્ષ્મણ બન્ને ભાઈઓને યુદ્ધમા મારી નાખ્યા હશે? હાય, જો મારે માટે એ બન્ને રાજપુત્રોનો વિનાશ થયો હોય, તો હુ અભાગિનીને ધિક્કાર છે! ના, ના પણ એમ તો નહિ જ હોય પુત્રમરણના શોકને લીધે રામ-લક્ષ્મણને મારવા નહિ જતા આ ક્રૂર રાવણ વેર લેવા માટે મને હણવાને જ આવતો હશે અરે, હાય! આ પાપી નિશ્ચયવાળો રાક્ષસ મને મારી નાખશે કે શુ? અરેરે, મેં મારી ક્ષુદ્ર બુદ્ધિને વશ થઈ હનુમાનનુ કહ્યુ માન્યુ નહિ ૪૮-૫૧ જો તેના કહેવા પ્રમાણે તેની પીઠ ઉપર બેસીને હુ તેની સાથે ગઈ હોત, તો મારા સ્વામીને આટલો બધો શ્રમ કરવો પડત નહિ, પરંતુ આજે હુ શોકથી રહિત થઈ તેમના ખોળામા બેસી આનંદ કરતી હોત ૫૨

અરેરે, મને શોક થાય છે કે, એકના એક પુત્રવાળા મારા સાસુજીનુ હૃદય રામનુ અશુભ સાભળતા જ ફાટી પડશે ૫૩ અરેરે, મારા સાસુ કૌશલ્યાજી રામના જન્મ, બાળક્રીડા તથા યૌવન અને ધર્મનિષ્ઠા વગેરેને સભારી સભારીને રુદન કરશે ૫૪ અરેરે, પુત્રમરણ સાભળીને નિરાશ અને નિર્જીવ સરખા થયેલા મારા સાસુજી પુત્રનુ શ્રાદ્ધકર્મ કરીને કાં તો અગ્નિમા પડશે કિંવા જળમા પડી મરણ પામશે ૫૫ રે, પાપી નિશ્ચયવાળી રંડા મંથરાને ધિક્કાર છે કે જેને લીધે કૌશલ્યાને આવો શોક કરવો પડશે ૫૬

એ પ્રમાણે વિલાપ કરતા અને ગ્રહથી ઘેરાયેલી ચંદ્ર વિનાની રોહિણી સરખા સીતાને જોઈ,૫૭ બુદ્ધિમાન અને શુભ આચરણવાળો રાવણનો 'સુપાર્શ્વ' નામનો મંત્રી બીજાઓએ ના કહેવા છતા સૌથી આગળ પડી કહેવા લાગ્યો ૫૮ 'હે રાજન્! તમે સાક્ષાત્ કુબેરના નાના ભાઈ છો, છતા ધર્મનો વિચાર નહિ કરતા ક્રોધને વશ થઈ આજે સીતાને હણવા કેમ ઇચ્છો છો? ૫૯ તમે ચારે વેદોનો સંપૂર્ણ અભ્યાસ કર્યો છે તેમ જ અગ્નિહોત્રાદિ નિત્યકર્મમા પ્રીતિમાન છો, છતા હે રાક્ષસેશ્વર! આજે સ્ત્રીવધનુ મહા

પાતક કરવા કેમ તત્પર થયા છો?[10] હે પાર્થિવ! તમે સીતાના અપ્રતિમ સ્વરૂપસૌંદર્ય સામે તો દૃષ્ટિ કરો! તેનો વધ કરવાથી તમારું શું વળે એમ છે? હે રાજન્! ચાલો, અમારી સાથે યુદ્ધ ચડીને તમે તમારો સઘળો ક્રોધ આજે રામચંદ્ર ઉપર ઉતારો.[11] હે મહારાજ! આજે કૃષ્ણપક્ષની ચતુર્દશી છે, માટે સઘળી સેનાને સજ્જ કરીને યુદ્ધની તૈયારી કરો અને કાલે અમાવાસ્યાને દિવસે વિજય પ્રાપ્ત કરવા અર્થે યુદ્ધ ચડો.[12] હે રાજન્! તમે શૂરવીર છો અને અત્યંત બુદ્ધિમાન છો, માટે તરવાર વગેરે શસ્ત્રાસ્ત્રો લઈ રથમાં બેસી યુદ્ધ ચડશો, તો દશરથપુત્ર રામને હણીને તમે સીતાને અવશ્ય સ્વાધીન કરશો.'[13]

સુપાર્શ્વનું ધર્મયુક્ત વચન માન્ય કરીને મહાપરાક્રમી રાવણ ત્યાંથી પાછો વળ્યો અને રાજમંદિરમાં આવી મંત્રીઓ સહિત સભાસ્થાનમાં આવ્યો.[14]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૯૨મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૩મો

### રામચંદ્રનું અદ્ભુત પરાક્રમ-રાક્ષસસૈન્યનો સમૂળ વધ

स प्रविश्य सभां राजा दीनः परमदुःखितः ।
निषसादासने मुख्ये सिंहः क्रुद्ध इव श्वसन् ॥१॥

સભામાં આવીને પુત્રમરણથી અત્યંત દુઃખી અને દીન થયેલો રાક્ષસેંદ્ર રાવણ ક્રોધ પામેલા સિંહની પેઠે ફૂંફાડા મારતો મોટા આસન ઉપર બેઠો. પછી તેણે પોતાના મુખ્ય મુખ્ય યોદ્ધાઓને હાથ જોડી વીનવીને કહ્યું 'હે સૈનિકો! હસ્તી તથા અશ્વ આદિ વાહનો પર બેસીને તમે અનેક રથ તેમ જ પદાતિઓથી શોભતું આપણું સઘળું સૈન્ય લઈ યુદ્ધ કરવા માટે જાઓ,[1-3] અને વર્ષાઋતુમાં જેમ મેઘ જળવૃષ્ટિ કરે, તેમ રામને ઘેરી વળીને તેના પર બાણવૃષ્ટિ કરી તેનો નાશ કરો, અથવા તો હે રાક્ષસો! તમારી સહાયથી કાલે હું સર્વ લોકના દેખતાં સંગ્રામમાં તીક્ષ્ણ બાણો વડે રામનો વધ કરીશ.'

રાવણની આજ્ઞા થતાં સઘળા રાક્ષસો વિવિધ પ્રકારનાં સૈન્ય લઈને સંગ્રામભૂમિમાં આવ્યા અને પરિઘ, પટ્ટિશ, બાણ, ફરસી તથા તરવાર વગેરે શરીરને કાપી નાખે એવાં શસ્ત્રાસ્ત્રોથી વાનરોને મારવા લાગ્યા. વાનરોએ પણ મોટાં વૃક્ષો અને પર્વતો નાખીને રાક્ષસોનો કચ્ચરઘાણ વાળવા માંડ્યો. એ પ્રમાણે સૂર્યોદય થતાં રાક્ષસો અને વાનરોનું અતિ ભયંકર યુદ્ધ થવા લાગ્યું. વાનરો અને રાક્ષસો શિલાઓ, વૃક્ષો, પ્રાસો, ગદાઓ, ફરસીઓ, તરવારો અને બાણો વગેરેથી એકબીજાને મારવા લાગ્યા. એ વેળા યુદ્ધ કરતા વાનરો અને રાક્ષસોના ચરણથી ઊડેલી રજ તેઓના જ રુધિર વડે છંટાઈને શાંત થઈ ગઈ,[4-10] અને હાથી તથા રથરૂપી તટવાળી, બાણરૂપી મત્સ્યવાળી, ધ્વજરૂપી વૃક્ષોવાળી અને કપાયેલા ધડરૂપી હોડીવાળી લોહીની નદીઓ વહેવા માંડી. રુધિરમાં તરબોળ થયેલા વાનરો રાક્ષસોના ધ્વજ, કવચ, રથ, અશ્વ તેમ જ અનેકવિધ હથિયારો કૂદીકૂદીને ભાંગી નાખવા લાગ્યા,[11,12] અને પોતાના તીક્ષ્ણ દાંત તથા નખ વડે રાક્ષસોના કેશ, નાસિકા, કર્ણ તેમ જ લલાટ વગેરેને તોડી નાખવા લાગ્યા. જેમ ફળયુક્ત વૃક્ષ ઉપર સેંકડો પક્ષીઓ તૂટી પડે છે, તેમ એ વેળા એકએક રાક્ષસ પર સેંકડો વાનરો તૂટી પડ્યા.[13,14] તે સમયે પર્વત સરખી પ્રૌઢ કાયાવાળા રાક્ષસો મોટી ગદા, પ્રાસ, તરવાર તથા ફરસી વગેરેથી વાનરોને હણવા લાગ્યા.[15] એ પ્રમાણે રાક્ષસોના હાથનો માર પડવાથી ત્રાસ પામેલી વાનરોની સેના શ્રીમાન રામચંદ્રને શરણે દોડી ગઈ.[16] ત્યારે મહાતેજસ્વી રઘુવીર પોતાનું ધનુષ્ય લઈને યુદ્ધ ચડ્યા અને રાક્ષસો પર બાણની વૃષ્ટિ કરવા લાગ્યા.[17] એ વેળા મેઘમંડળમાં પ્રવેશેલા સૂર્યને જેમ મેઘ જોઈ શકતો નથી, તેમ રાક્ષસસેનામાં પ્રવેશ કરી બાણરૂપી અગ્નિથી રાક્ષસોનું દહન કરી રહેલા રામચંદ્રને રાક્ષસો દેખી શકતા ન હતા.[18] સંગ્રામમાં

રાક્ષસો રામચંદ્રના અદ્ભુત પરાક્રમને જ જોઈ શકતા હતા, પણ તેમને દેખતા ન હતા [૧૯] જેમ વનમાના વાયુને કોઈ દેખી શકતું નથી, તેમ મોટી સેનાનો સંહાર કરતા અને રથોને ભાગી નાખતા રઘુવીરને કોઈ પણ રાક્ષસ દેખી શકતો ન હતો [૨૦] રામચંદ્રના બાણુ પ્રહારથી છિન્નભિન્ન થયેલું, બળી ગયેલું, ઘાયલ થઈ પડેલું અને નાસભાગ કરતું રાક્ષસસૈન્ય જ સર્વત્ર જોવામા આવતું હતું, પણ ચપળતાથી યુદ્ધ કરનારા રામચંદ્ર કોઈના જોવામા આવતા ન હતા મનુષ્યો જેમ શબ્દાદિ વિષયોમા સાક્ષીરૂપે રહેલા પોતાના આત્માને જોઈ શકતા નથી, તેમ રાક્ષસો પોતાના જ શરીર પર પ્રહાર કરનારા રઘુવીરને જોઈ શકતા ન હતા [૨૧–૨૨] પછી તો અત્યંત આકુળ વ્યાકુળ થયેલા રાક્ષસો જ્યાંત્યાં રામચંદ્રને જ દેખવા લાગ્યા 'અરે, જુઓ, આ રામ હાથીઓની સેનાને મારે છે! વળી આ રામ મોટા મોટા મહારથીઓને તેઓના રથ સહિત સંહારે છે! અરે, જુઓ તો ખરા! આ તરફ વળી તે પોતાના તીક્ષ્ણ બાણો વડે ઘોડા સહિત ઘોડેસવારોનો નાશ કરે છે!' આમ બોલતા અને રણભૂમિમા સર્વને રામરૂપ જ દેખતા રાક્ષસો કોપાયમાન થઈને માહોમાહે જ લડી મરવા લાગ્યા *[૨૩,૨૪] મહાત્મા રઘુવીરે આખી રાક્ષસસેનાને ગાંધર્વાસ્ત્રથી મોહિત કરી હતી, તેથી રાક્ષસો પોતાના સૈન્યનું દહન કરી રહેલા રઘુવીરને દેખી શકતા ન હતા [૨૫] પળવારમા રાક્ષસો એકને બદલે હજારો રામ દેખતા તો પળવારમા વળી એક જ રામ તેઓની દૃષ્ટિએ પડતા હતા કોઈ કોઈ વખત તો ચકાકાર ફરતા ઊંબાડિયા સરખી રામચંદ્રના ધનુષ્યની રેખા જ દેખાતી હતી, પરંતુ તે પોતે દેખાતા ન હતા [૨૬,૨૭] શરીરરૂપી નાભિવાળા બળરૂપી જ્વાળાનું વમન કરનારા, બાણરૂપી આરાવાળા, ધનુષ્યરૂપી નેમિવાળા, પ્રત્યંચાના શબ્દરૂપી ઘોષવાળા, પરાક્રમરૂપી ધરીવાળા, શરીરની કાંતિરૂપ તેજવાળા, દિવ્ય અસ્ત્રરૂપી ધારવાળા અને રાક્ષસોનો સંહાર કરનારા એ રામચંદ્રરૂપી કાળચક્રને આકાશચારી દેવો તથા ગંધર્વો વગેરે જોતા હતા

આ યુદ્ધમા રામચંદ્ર એકલાએ દિવસના આઠમા ભાગમા જ અગ્નિશિખા સરખા પોતાના બાણોથી વાયુવેગી દશહજાર રથીઓ, મદમાતા હાથી પર બેઠેલા અઢારહજાર રાક્ષસો અને ચૌદ હજાર ઘોડેસવારોને તથા બે લાખ પદાતિઓને મારી નાખ્યા ×[૨૮–૩૨] રામચંદ્રે જ્યારે એવો ભયંકર સંહાર કર્યો, ત્યારે હણાયેલા અશ્વવાળા, ભાંગેલા રથવાળા અને કપાયેલી ધ્વજવાળા જીવતા રહેલા રાક્ષસો લંકા તરફ નાસી ગયા [૩૩] એ વેળા હણાઈ પડેલા હાથી અને રાક્ષસોના દેહથી છવાયેલી રણભૂમિ, જાણે ક્રોધ પામેલા કાલાગ્નિરૂપ રુદ્રની ક્રીડાભૂમિ જ હોય એવી દેખાતી હતી [૩૪] રામચંદ્રનો વિજય થયેલો જોઈ દેવો, ઋષિઓ, ગંધર્વો અને સિદ્ધો વગેરે 'બહુ સારુ થયુ, બહુ સારુ થયુ' એમ બોલી રઘુવીરની પ્રશંસા કરવા લાગ્યા [૩૫] એ વેળા મહાત્મા રામચંદ્ર પાસે ઊભેલા સુગ્રીવ, વિભીષણ, હનુમાન, જાંબવાન, મંદ તથા દ્વિવિદ વગેરેના સાંભળતા કહ્યુ 'આવુ અસ્ત્રબળ તો મારામા અને શંકરમા જ છે!' [૩૬ ૩૭]

શસ્ત્રાસ્ત્ર વિદ્યામા પારંગત થયેલા અને ઇંદ્ર સરખા પરાક્રમી રામચંદ્ર રાવણની ભયંકર સેનાનો નાશ કર્યો, ત્યારે હર્ષિત થયેલા દેવ લોકો તેમની ઘણી જ સ્તુતિ કરવા લાગ્યા [૩૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૯૩ મો સર્ગ સમાપ્ત

---

* રાક્ષસો રાક્ષસોને પણ રામ રૂપ દેખતા હતા, એથી માહોમાહે 'રામને હણીએ છીએ' એમ માની લડવા લાગ્યા

× આ સ્થળે સંસ્કૃત ટીકાકારો 'अनीक' શબ્દને પ્રત્યેક સંખ્યાની સાથે યોજીને એવો અર્થ કરે છે કે ૭૨'૦૦,૦૦૦ રથીઓ, ૧૩૧૨૨૦,૦૦૦ હસ્તી પર બેઠેલા રાક્ષસો, ૧૦૨,૦૬૦,૦૦૦ સવારો, ૧,૪૫૮, ૦૦૦,૦૦૦ પદાતિ એ સર્વનો રામે દિવસના આઠમા ભાગમા સંહાર કર્યો

# સર્ગ ૯૪મો

## રાક્ષસીઓનો શોક-સર્વનાશની પ્રતીતિ-રાવણની નિંદા

**तानि नागसहस्राणि सारोहाणि च वाजिनाम्।**
**रथाना त्वाग्निवर्णाना सध्वजाना सहस्रश ॥ १ ॥**

અક્લિષ્ટ કર્મવાળા રામચદ્રે તપાવેલા સુવર્ણ સરખા તેજસ્વી બાણો વડે જ્યારે હજારો હસ્તી સવારો, હજારો ઘોડેસવારો, અગ્નિ સમાન ઝગમગતા અને ધ્વજથી શોભતા રથમા બેઠેલા હજારો રથીઓ ઇચ્છિત રૂપ ધરનારા, સુવર્ણભૂષણથી શોભતા અને ગદા તથા પરિઘ વગેરે આયુધોથી યુદ્ધ કરનારા હજારો પદાતિ રાક્ષસોનો સહાર કર્યો, ત્યારે બાકી રહેલા રાક્ષસો ભયભીત થઈ જીવ લઈને લકામા નાસી ગયા તેઓના મુખથી પોતપોતાના સબધીઓનુ મરણ સાભળી દીન બની ગયેલી લકાની રાક્ષસીઓ એકઠી થઈને શોક કરવા લાગી ૧-૪ જેમના પતિ તથા બાધવો મરી ગયા હતા, એવી રાક્ષસીઓ પરસ્પર મળીને દુખને લીધે આક્રોશ કરતી ખેદ દર્શાવવા લાગી ૫

'અરેરે, હાય ! વિકરાળ રૂપવાળી અને નમેલા ઉદરવાળી ઘરડી શૂર્પણખા કામદેવ સરખા રૂપવાળા રામની પાસે શા માટે ગઈ ? ૬ અરેરે, લોકોએ વધ કરવા યોગ્ય કદરૂપી એ રડા સર્વ ભૂત-પ્રાણીઓનુ હિત કરનારા તથા પરાક્રમવાળા સુકુમાર રામ ઉપર શા માટે મોહિત થઈ ? ૭ અરેરે, પોતે ગુણવિનાની તેમ જ બિહામણા મુખવાળી હોવા છતા એ રાક્ષસી સુદર મુખવાળા રામ ઉપર કામાસક્ત કેમ થઈ ૮ હાય ! વૃદ્ધાવસ્થાથી જેના શરીર ઉપર કરચલીઓ વળેલી છે એવી અને શ્વેત કેશવાળી એ રડા શૂર્પણખાએ આ અભાગિયા રાક્ષસોનો તેમ જ ખર-દૂષણ વગેરેનો વધ કરાવવા અર્થે જ રામને છછેડવારૂપી નિંદ્ય હાસી કરવા જેવુ કૃત્ય કર્યુ છે ૯-૧૦ અરેરે, શૂર્પણખાનુ ઉપરાણુ લઈને જ દશ મોઢાવાળા રાવણે પોતાના રાક્ષસકુળનો વધ કરાવવા સારુ સીતાનુ હરણ કરી મોટુ વેર બાધ્યુ છે ! ૧૧ સીતાને હરી લાવ્યા છતા તે રાવણને સ્વાધીન થઈ નહિ અને ઊલટુ બળવાન રઘુવીરની સાથે નિરતર વેર બધાયુ. ૧૨

અરેરે, દંડકવનમા સીતાનુ હરણ કરવાની ઇચ્છાવાળા વિરાધ રાક્ષસને એકલા રામે જ મારી નાખ્યો હતો, એ વાત જાણ્યા છતા રાવણરાય સમજ્યો નહિ ૧૩ વળી જનસ્થાનમા ભયકર પરાક્રમવાળા ચૌદ હજાર રાક્ષસોનો અગ્નિશિખા સરખા તીક્ષ્ણ બાણો વડે રામે સહાર કર્યો હતો, તે જાણ્યા છતા પણ રાવણરાય સમજ્યો નહિ ૧૪ રામે સૂર્ય સરખા પ્રજ્વલિત બાણોથી યુદ્ધમા ખર, દૂષણ તથા ત્રિશિરાને પણ માર્યા હતા, તે જાણવા છતા પણ રાવણરાય સમજ્યો નહિ ૧૫ વળી ક્રોધને લીધે મોટેથી ગર્જતા તેમ જ રુધિર-માસનુ ભક્ષણ કરનારા કબધ રાક્ષસને રામે હણ્યો હતો, એ વાત જાણવા છતા પણ રાવણરાય સમજ્યો નહિ ૧૬ અત્યત બળવાળા અને મેઘ સરખા વર્ણવાળા ઇદ્રના પુત્ર વાલિને રામે મારી નાખ્યો હતો, એ જાણવા છતા પણ રાવણરાય સમજ્યો નહિ ૧૭ અરે, ઋષ્યમૂક પર્વત પર વસનારા અને નષ્ટ થયેલા મનોરથવાળા દીન સુગ્રીવને રામે રાજ્ય અપાવ્યુ, એ જાણ્યા છતા પણ રાવણરાય સમજ્યો નહિ ૧૮ અરેરે, ઘણા રાક્ષસો ધર્મ તથા અર્થયુક્ત વાક્ય કહી તેને હિતોપદેશ કરે છે, પરતુ દૈવબળથી મોહિત થયેલા રાવણરાયને તે રુચતુ નથી, તેમ જ પૂર્વે વિભીષણે જે હિતવચન કહ્યા હતા, તે પણ હજી સુધી તેને રુચતા નથી ! ૧૯ અરેરે, રાવણે જો વિભીષણનુ માન્યુ હોત, તો આ લકાનગરી દુખપીડિત અને સ્મશાન સરખી ન થઈ હોત ! ૨૦ અરે, રામે મહાબળવાન કુભકર્ણને માર્યો અને લક્ષ્મણે અતિ ક્રોધી સ્વભાવવાળા અતિકાયને તથા શૂરવીર ઇદ્રજિતને માર્યો, તેમ છતા હજી પણ રામનુ બળ રાવણના સમજવામા આવતુ નથી

અરે, આખી લકામા ઘેરઘેર રુદન કરતી

રાક્ષસીઓની 'હાય, મારો પુત્ર મરાયો! હાય, મારો ભાઈ હણાયો! હાય, મારો ધણી મરાયો!' એવી પોકો સંભળાય છે, તેમ છતાં રાવણરાયને હજી કાંઈ ભાન આવતું નથી!૨૧,૨૨ શૂરવીર રામે સંગ્રામ વિષે હજારો, રથો, અશ્વો, હસ્તીઓ તથા પદાતિઓને મારી નાખ્યા છે.૨૩ એ ઉપરથી લાગે છે કે, સાક્ષાત્ રુદ્ર, વિષ્ણુ, ઇંદ્ર કે યમરાજ પોતે જ રામરૂપે અહીં આવી આપણો સંહાર કરે છે! રામે આપણા શૂરવીર રાક્ષસોને મારી નાખ્યા છે. તેથી આપણે આપણા જીવિત માટે પણ નિરાશ થઈને 'હવે આ દુઃખનો અંત ક્યારે આવશે?'– એમ ચિંતા કરતા અનાથની પેઠે વિલાપ કરીએ છીએ. શૂરવીર રાવણ વરદાનના ગર્વથી છકી ગયો છે અને તેથી તેને રામ તરફથી ઉત્પન્ન થયેલો ભય સમજવામાં આવતો નથી,૨૪-૨૬ પણ યુદ્ધમાં જ્યારે રામ તેને મારવા તત્પર થશે, ત્યારે દેવ, ગંધર્વ પિશાચ કિંવા રાક્ષસ પણ તેનું રક્ષણ કરી શકશે નહિ.૨૭ વળી લંકામાં વારંવાર ભયંકર ઉત્પાત જોવામાં આવે છે, જે ઉપરથી માલ્યવાન વગેરે વૃદ્ધમંત્રીઓ 'રામના હાથે રાવણનો નાશ થશે' એમ કહે છે.૨૮ બ્રહ્મદેવે પ્રસન્ન થઈને રાવણને માગવા પ્રમાણે તેને દેવ, દાનવ અને રાક્ષસથી નિર્ભય બનાવ્યો છે, પરંતુ તેમાં મનુષ્યની ગણના કરેલી નથી.૨૯ માટે સર્વ રાક્ષસોના અને રાવણના જીવિતનો અંત આણે એવા મનુષ્યથી જ હાલમાં આપણે માથે ભય આવી પડ્યો છે, એટલે અવશ્ય આપણો નાશ થવાનો જ થવાનો.૩૦

બ્રહ્મદેવનું વરદાન પામી ઉન્મત્ત બનેલા રાવણે જ્યારે દેવોને ઘણી જ પીડા કરી, ત્યારે તેઓએ તીવ્ર તપશ્ચર્યા વડે બ્રહ્મદેવનું આરાધન કર્યું એથી પ્રસન્ન થયેલા બ્રહ્મદેવે દેવોના હિતાર્થે ઉત્તમ વાક્ય કહ્યું 'હે દેવો! આજથી માંડી સઘળા દૈત્યો-રાક્ષસો તમારાથી ભય પામી ત્રણ લોકમાં વિચરશે.'

બ્રહ્મદેવનું વચન સાંભળી ઇંદ્રાદિ સર્વ દેવોએ પુનઃ તપશ્ચર્યા કરી શંકરને પ્રસન્ન કરવા માંડ્યા. દેવોની ભક્તિથી ત્રિપુરનો નાશ કરનારા વૃષભધ્વજ શંકરે પ્રસન્ન થઈ તેમને કહ્યું 'હે દેવલોકો તમારા હિતને અર્થે અને રાક્ષસોના ક્ષયને અર્થે એક સ્ત્રી ઉત્પન્ન થશે.'

હે બહેનો! શંકરે કહેલી રાક્ષસોનો ક્ષય કરનારી સ્ત્રી તેજ આ સીતા છે અને તે સીતા જેમ પૂર્વે દેવોએ સરજેલી ક્ષુધાએ દાનવોનો નાશ કર્યો હતો તેમ રાવણ સહિત સર્વ રાક્ષસોનો સંહાર કરશે અરેરે, હાય! દુષ્ટ મતિવાળા રાવણના અનીતિ ભરેલા કૃત્યોથી જ રાક્ષસોને માથે શોક કરાવે એવો ભયંકર વિનાશકાળ આવી પહોંચ્યો છે.૩૧-૩૭ જેમ પ્રલયસમયે કાળથી ઘેરાયેલા પ્રાણીઓનું કોઈ શરણ હોતું નથી, તેમ રામથી ઘેરાયેલા આપણ સૌનું શરણ ક્યાંય પણ જોવામાં આવતું નથી.૩૮ જેમ વનમાં દાવાગ્નિથી ઘેરાયેલી હાથણીઓને ઊગરવાનો માર્ગ હોતો નથી, તેમ મોટા ભયમાં સપડાઇ પડેલી આપણા સૌને ઊગરવાનો એક પણ માર્ગ નથી મહાત્મા વિભીષણને ધન્ય છે કે તેણે જેના તરફથી ભય દીઠો, તેને જ શરણ જઈને પોતાનું રક્ષણ કર્યું!૩૯,૪૦

એ પ્રમાણે અત્યંત દુઃખથી તથા ભયથી પીડિત થયેલી સઘળી રાક્ષસીઓ પરસ્પર વળગી પડી શોક કરવા લાગી અને ઊંચે સ્વરે દારુણ કલ્પાંત કરવા લાગી ૪૧

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણ યુદ્ધકાંડમાં ૯૪મો સર્ગ સમાપ્ત

# રાવણનો વધ

## સર્ગ ૯૫ મો

### રાવણનું યુદ્ધે ચડવું

**आर्तानां राक्षसीनां तु लंकायां वै कुले कुले ।**
**रावणः करुणं शब्दं शुश्राव परिदेवितम् ॥ १ ॥**

લંકાનગરીમાં ઘેરઘેર પીડિત થયેલી રાક્ષસીઓના શોકપૂર્ણ કરુણ સ્વર સાંભળી ભયંકર રૂપવાળો રાવણ વિચારવમળમાં અટવાઈ ગયો. થોડી વારે લાંબો નિસાસો મૂકીને તે અત્યંત ક્રોધાયમાન થયો.[૨] ક્રોધથી તેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં અને તે સાક્ષાત્ કાલાગ્નિ સરખો ભયંકર દેખાવા લાગ્યો. એ વેળા તેની સામે રાક્ષસો પણ જોઈ શક્યા નહિ. પછી જાણે પોતાના નેત્રાગ્નિથી સામાને બાળતો જ હોય એમ રાક્ષસરાજ રાવણ હોઠ પીસીને ઊભેલા મહોદર, મહાપાર્શ્વ અને વિરૂપાક્ષને કહેવા લાગ્યો: 'હે રાક્ષસો ! જાઓ, મારી આજ્ઞાથી સર્વ સૈન્યોને સજ્જ કરી યુદ્ધ માટે નીકળવાની ઉતાવળ કરો.'

રાવણનું વચન સાંભળી ભયભીત થયેલા એ રાક્ષસોએ જ્યારે સર્વ સન્યોને રાવણની આજ્ઞા સંભળાવી, ત્યારે 'અમે સૌ રણમાં જવા તૈયાર છીએ' એમ બોલીને નિરંતર સાવધાન રહેનારા અને ભયંકર રૂપવાળા સર્વ રાક્ષસો સ્વસ્તિવાચનની માંગલિક ક્રિયા કરી રણમાં જવા નીકળ્યા.[૩-૭] પોતાના સ્વામી રાવણરાયનો વિજય ઇચ્છનારા સર્વ રાક્ષસો રાવણની આગળ આવી તેને યથાયોગ્ય પ્રણામ કરી હાથ જોડી ઊભા રહ્યા. ત્યારે ક્રોધથી ધમધમી રહેલા રાવણે સઘળા સૈનિક-રાક્ષસો પ્રત્યે તેમ જ મહોદર, મહાપાર્શ્વ અને વિરૂપાક્ષ પ્રત્યે કહ્યું: 'હે રાક્ષસો ! આજે હું પ્રલયકાળના સૂર્ય સરખાં મારા ધનુષ્યમાંથી છૂટેલાં બાણો વડે રામ-લક્ષ્મણને યમલોકમાં પહોંચાડીશ. આજે મારા શત્રુનો વધ કરીને હું ખર, કુંભકર્ણ, પ્રહસ્ત તથા ઇંદ્રજિતના મરણનું પૂરેપૂરું વેર લઇશ. આજે સંગ્રામમાં મારાં બાણોરૂપી મેઘથી છવાયેલાં અંતરિક્ષ, દિશાઓ કે સમુદ્ર એમાંનું કશું દેખાશે નહિ.[૮-૧૨] આજે હું મારાં તીક્ષ્ણ બાણોથી સઘળા મુખ્ય મુખ્ય વાનરોનો તેમ જ તેઓની ટુકડીઓનો સંહાર કરીશ. આજે પવનવેગી રથમાં બેસીને હું ધનુષ્યરૂપી સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી બાણરૂપી લહરીઓથી વાનરસૈન્યનું મંથન કરીશ.[૧૩,૧૪] હે રાક્ષસો ! પદ્મના પરાગ સરખા વર્ણવાળા વાનરોનાં યૂથરૂપી સરોવર કે જેમાં તેઓનાં મુખરૂપી વિકસિત કમળ છવાયેલાં છે, તેમને હું આજે હાથીની પેઠે ડહોળી નાખીશ. આજે મારાં બાણો વાનરોનાં મુખમાં વાગવાથી તેઓ જ્યારે ટપોટપ પૃથ્વી ઉપર પડશે, ત્યારે સંગ્રામભૂમિ જાણે નાળ સહિત કમળોથી છવાયેલી હોય એવી શોભી ઊઠશે.[૧૫,૧૬] હે રાક્ષસો ! આજે હું મારા એકેએક બાણ વડે પ્રચંડ યૂથવાળા અને વૃક્ષ વગેરેથી યુદ્ધ કરનારા સો સો વાનરોને ભેદી નાખીશ.[૧૭] આજે હું શત્રુનો નાશ કરીને જેમના ભાઈ, પુત્ર, તથા પતિ વગેરે સંબંધીઓ મરી ગયા છે તેમનાં આંસુ લૂછીશ. આજે મારાં બાણથી કપાઈ પ્રાણરહિત થયેલા વાનરોથી હું આખી પૃથ્વીને ઢાંકી દઈશ.[૧૮,૧૯] આજે મારાં બાણો વડે હણાયેલા શત્રુઓના માંસથી કાગડા, ગીધ તેમજ બીજાં માંસાહારી પ્રાણીઓને હું તૃપ્ત કરીશ. માટે હે રાક્ષસો ! તમે સૌ સત્વર મારો રથ તૈયાર કરાવો, સત્વર મારું ધનુષ્ય લઈ આવો અને જીવતા રહેલા સર્વ રાક્ષસો મારી સાથે યુદ્ધમાં ચાલો.'[૨૦,૨૧]

રાવણનું વચન સાંભળી મહાપાર્શ્વે ત્યાં ઊભેલા સેનાધ્યક્ષોને કહ્યું: 'તમે બાકીનાં સૈન્યોને સત્વર સજ્જ કરો.'[૨૨] ત્યારે સેનાધ્યક્ષો આખી લંકામાં ઘેરઘેર ફરી વળ્યા અને યુદ્ધ માટે સજ્જ થવાની આજ્ઞા જણાવી.[૨૩] પછી થોડીક વારમાં જ ભયંકર પરાક્રમવાળા, બિહામણાં મુખવાળા અને મોટી ગર્જના કરતા

રાક્ષસો તરવાર, પટ્ટિશ, ત્રિશૂળ, ગદા, મુસળ, હળ, તીક્ષ્ણ ધારવાળી શક્તિ, મોટા કૂટ, મુદ્ગર, યષ્ટિકા, નાના પ્રકારના ચક્ર, તીક્ષ્ણ ફરસી, ભિંદિપાલ અને બીજા પણ અનેકવિધ આયુધ ગ્રહણ કરી યુદ્ધ માટે બહાર નીકળ્યા એ સમયે રાવણની આજ્ઞાથી ચાર સેનાનાયકોએ એક લાખ રથ, ત્રણ લાખ હસ્તી અને સાઠ કરોડ અશ્વ, ખચ્ચર તથા ઊંટ વગેરે તૈયાર કર્યા તેમજ અસંખ્ય પદાતિઓને પણ આગળ લાવી ઊભા રાખ્યા.૨૪–૨૮ એ પ્રમાણે સેનાધ્યક્ષોએ રાવણના સર્વ સૈન્યને સજ્જ કર્યા. એટલામાં રાવણના સારથિએ દિવ્ય અસ્ત્રોથી ભરેલો, નાના પ્રકારના અલંકારોથી શોભતો, અનેક જાતના આયુધોવાળો, ઘૂઘરીઓથી અલંકૃત, અનેક પ્રકારના અમૂલ્ય રત્નો તથા રત્નસ્તંભોથી પ્રકાશતો અને સુવર્ણના હજારો કળશોથી શોભતો રાવણનો રથ રાજમંદિર આગળ લાવી ઊભો રાખ્યો.૨૯–૩૧ કરોડો સૂર્ય સરખી કાંતિવાળા, અગ્નિ સમાન ઝળહળતા, ચતુર સારથિવાળા, પોતાના તેજથી જ પ્રકાશતા તથા આઠ અશ્વો જોડેલા એ દિવ્ય રથને જોઈ રાક્ષસો વિસ્મિત થયા અને રાક્ષસરાજ રાવણ તુરત જ ઊભો થઈ એ ભયંકર રથમાં બેઠો.૨,૩૩

પછી પોતાના અતિશય બળથી પૃથ્વીને ચીરી નાખતો હોય એવો રાવણ અસંખ્ય રાક્ષસોને લઈ યુદ્ધભૂમિ તરફ ચાલ્યો.૩૪ એ વેળા ચોતરફથી રાક્ષસોની ગર્જના સહિત શંખ, મૃદંગ અને ઢોલ વગેરે રણવાદ્યોનો મોટો નાદ થવા લાગ્યો, તેમજ 'સીતાનું હરણ કરનાર, બ્રાહ્મણોને હણનાર અને દેવોને દુઃખ દેનાર દુરાચરણી રાક્ષસરાજ રાવણ છત્ર-ચામર સહિત રામચંદ્રની સાથે યુદ્ધ કરવા આવ્યો છે' એવો ઘોર ધ્વનિ ચોમેરથી સંભળાવા લાગ્યો.૩૫,૩૬ રાક્ષસોની મોટી ગર્જનાથી પૃથ્વી કંપવા લાગી અને ભયંકર નાદ સાંભળીને ભયથી વાનરો નાસવા લાગ્યા.૩૭

મંત્રીઓથી વીંટાયેલો મહાતેજસ્વી રાવણ વિજય કરવા માટે સંગ્રામભૂમિમાં જવા નીકળ્યો, ત્યારે મહાપાર્શ્વ, મહોદર અને વિરૂપાક્ષ પણ જુદા જુદા રથમાં બેસી તેની સાથે ચાલ્યા અને જાણે પૃથ્વીને ચીરી નાખવા ઇચ્છતા હોય તેમ હર્ષભેર ગર્જના કરવા લાગ્યા. રાક્ષસસૈન્યથી વીંટાયેલો કાળ તથા અંતક જેવો ક્રૂર રાવણ મોટું ધનુષ્ય ગ્રહણ કરી પવનવેગથી અશ્વો જોડેલા રથમાં બેસી જે દરવાજે રામની છાવણી હતી, તે દરવાજેથી લંકાની બહાર નીકળ્યો.૩૮–૪૨ એ વેળા સૂર્ય નિસ્તેજ દેખાવા લાગ્યો, દિશાઓ અંધકારથી વ્યાપ્ત થઈ ગઈ, ભયંકર પક્ષીઓ ક્રૂર શબ્દ કરવા લાગ્યા, ભૂકંપ થવા લાગ્યો,૪૩ મેઘમાંથી રુધિર વરસવા લાગ્યું, રાવણના રથમાં અશ્વો અથડાઈ પડવા લાગ્યા, ધ્વજ ઉપર ગૃધ્રપક્ષી બેસી ગયો, શિયાળવાં અમાંગલિક નાદ કરવા લાગ્યાં, રાવણનો ડાબો હાથ અને ડાબું નેત્ર એકાએક ફરકી ઊઠ્યું, મુખાકૃતિ ફિક્કી પડી ગઈ અને કાંઈક સ્વરભંગ પણ થઈ ગયો. રાક્ષસરાજ રાવણ જ્યારે યુદ્ધ કરવા નીકળ્યો, ત્યારે તેનું મૃત્યુ સૂચવનારાં એવાં હજારો અપશુકન થવા લાગ્યાં. વળી અંતરિક્ષમાંથી વજ્રાઘાત સરખી કડકડતી વીજળી પડવા લાગી અને ગીધ તથા કાગડા વગેરે ક્રૂર પક્ષીઓ અમાંગલિક શબ્દ કરવા લાગ્યાં છતાં કાળથી પ્રેરાયેલો રાવણ મોહને લીધે એ સઘળા ભયંકર ઉત્પાતોને નહિ ગણકારતાં લંકામાંથી નીકળી યુદ્ધભૂમિમાં આવી પહોંચ્યો.૪૪–૪૮

રાક્ષસસેનાનો કોલાહલ તથા રથનો ગડગડાટ સાંભળી ક્રોધમાં આવેલા અને વિજયને ઇચ્છતા વાનરો પણ એકબીજાને બોલાવી યુદ્ધ માટે તૈયાર થઈ ગયા. પછી ક્રોધાયમાન થયેલા રાવણે સુવર્ણથી શોભતા તીક્ષ્ણ બાણો મૂકી વાનરોનો મોટો સંહાર કરવા માંડ્યો. રાવણના બાણો વાગવાથી કેટલાક વાનરોના મસ્તક

કપાઈ ગયા, કેટલાકના હૃદય વીંધાઈ ગયા, કેટલાકના કાન કપાઈ ગયા, કેટલાકના પડખા વીંધાવાથી શ્વાસોચ્છવાસથી રહિત થઈ પૃથ્વી પર પડ્યા, કેટલાકની ખોપરીઓ તૂટી ગઈ અને કેટલાકના નેત્ર ફૂટી ગયા ૪૮-૫૨ એ પ્રમાણે ક્રોધથી ફાટેલી આંખોવાળો રાવણ પોતાનો રથ ફેરવતો જ્યાં જ્યાં જતો હતો, ત્યાં ત્યાં ઊભેલા વાનરો તેના બાણવેગને સહન કરી શક્યા નહિ ૫૩

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૯૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૬ મો

**સુગ્રીવનું પ્રચંડ પરાક્રમ-વિરૂપાક્ષનો વધ**

**તથા તં कृत्तगात्रस्तु दशग्रीवेण मार्गणैः ।**
**बभूव वसुधा तत्र प्रकीर्णा हरिभिस्तदा ॥ १ ॥**

રાવણના બાણોથી કપાયેલા શરીરવાળા અને આમતેમ પડેલા વાનરોથી રણભૂમિ છવાઈ ગઈ જેમ પતંગિયાં પ્રજ્વલિત અગ્નિને સહન કરી શકતાં નથી, તેમ ઉપરાઉપરી પડતાં રાવણના બાણોને વાનરો સહન કરી શક્યા નહિ જેમ અગ્નિની જ્વાળાઓથી દાઝતા હસ્તીઓ ચીસ પાડી નાસભાગ કરે છે, તેમ રાવણના તીક્ષ્ણ બાણોથી પીડાતા વાનરો ચીસેચીસ પાડી નાસભાગ કરવા લાગ્યા જેમ વાયુ વાદળસમૂહને વીખેરી નાખે છે, તેમ તીક્ષ્ણ બાણોથી વાનરસેનામાં ભંગાણ પાડતો રાવણ રણમાં ઘૂમવા લાગ્યો યુદ્ધમાં વાનરોનો સંહાર કરતો રાવણ ઉતાવળે રામચંદ્રની સામે ધસી ગયો ૧-૫

વાનરસેનાનો સંહાર થતો જોઈને તેમ જ કપિઓને નાસભાગ કરતા જોઈને વાનરરાજ સુગ્રીવે સુષેણને છાવણીની રક્ષા કરવાનું કાર્ય સોંપી યુદ્ધે ચડવાનો વિચાર કર્યો ૬ પોતાના સરખા જ પરાક્રમી સુષેણ વાનરને છાવણીમાં રાખીને સુગ્રીવ એક મોટું વૃક્ષ લઈને શત્રુઓ સામે દોડ્યા, ત્યારે બીજા મુખ્ય વાનરો પણ મોટા મોટા પર્વતો અને વૃક્ષો ઉપાડી તેની સાથે તથા પાછળ પાછળ દોડ્યા સંગ્રામમાં આવીને સુગ્રીવે ભયંકર ગર્જના કરી અને મોટા મોટા રાક્ષસોને તથા બીજા પણ અનેક રાક્ષસોને પીસી નાખ્યા પ્રલયકાળનો વાયુ જેમ અત્યંત વૃદ્ધિ પામેલા વૃક્ષોને તોડી પાડે છે, તેમ મોટી કાયાવાળા સુગ્રીવે ઘણા રાક્ષસોને કચડી નાખ્યા વળી જેમ વનમાં પક્ષીઓના ટોળા ઉપર મેઘ પથ્થરનો વરસાદ વરસાવે, તેમ તેણે રાક્ષસોના સૈન્ય ઉપર પથ્થરોની વૃષ્ટિ કરી મૂકી ૭-૧૧ સુગ્રીવે નાખેલી શિલાઓથી કેટલાયે રાક્ષસોના મસ્તકો તૂટી ગયાં અને ભાગી ગયેલા શિખરોવાળા પર્વતની પેઠે તેઓ ટપોટપ પૃથ્વી પર પડવા લાગ્યા ૧૨

સુગ્રીવના પ્રહારોથી રાક્ષસસૈન્યનો ક્ષય થવા લાગ્યો અનેક રાક્ષસો રણમાં પડ્યા અને કેટલાક ચીસ પાડી નાસવા લાગ્યા ત્યારે ધનુર્ધારી વિરૂપાક્ષ પોતાનું નામ સંભળાવીને રથનો ત્યાગ કરી હાથી ઉપર બેઠો અને ભયંકર ગર્જના કરી વાનરસેના સામે ધસી આવ્યો સેનાના મોખરે આવીને વિરૂપાક્ષે સુગ્રીવ પર તીક્ષ્ણ બાણો વરસાવવા માંડ્યાં અને ભયભીત થઈ નાસી જતા રાક્ષસોનું આશ્વાસન કરી તેઓને પાછા વાળ્યા વિરૂપાક્ષના તીક્ષ્ણ બાણોથી અત્યંત વીંધાઈ ગયેલા સુગ્રીવે ક્રોધભેર મોટો નાદ કર્યો અને તેને મારી નાખવાનો નિશ્ચય કર્યો ૧-૧૭ ઉત્તમ પ્રકારથી યુદ્ધ કરનારા શૂરવીર સુગ્રીવે એક મોટું વૃક્ષ લઈને વિરૂપાક્ષની સામે દોડી તેના હાથીના માથામાં ઝીંક્યું ૧૮ એ પ્રહાર થતાં જ વિરૂપાક્ષનો હાથી મોટી ચિત્કાર કરી ચાર હાથ પાછો હઠી પૃથ્વી પર બેસી ગયો,૧ ત્યારે તુરત જ એ અધમૂઆ હાથી પરથી નીચે ઊતરી વિરૂપાક્ષ હાથમાં બળદના ચામડાની ઢાલ અને તલવાર લઈ સુગ્રીવની સામે દોડી આવ્યો અને તેનો તિરસ્કાર કરી યુદ્ધ કરવા લાગ્યો ૨૦,૨૧ સુગ્રીવે પણ એક મોટી શિલા

ઉપાડીને વિરૂપાક્ષ ઉપર નાખી[22] શિલાને પડતી જોઈને મહાપરાક્રમી વિરૂપાક્ષ ત્યાંથી ખસી ગયો અને સુગ્રીવ ઉપર તલવારનો પ્રહાર કર્યો[23] એ પ્રહારથી સુગ્રીવ મૂર્છિત થઈ એક મુહૂર્ત સુધી પૃથ્વી પર પડી રહ્યો,[24] પરંતુ મૂર્છા વળી કે તરત જ તે ઊભો થયો અને દઢ મૂઠી વાળીને વિરૂપાક્ષની છાતીમાં પ્રહાર કર્યો[25] સુગ્રીવની મૂઠી વાગવાથી અત્યંત સંતપ્ત થયેલા વિરૂપાક્ષે પુનઃ સુગ્રીવ ઉપર ખડ્ગનો પ્રહાર કરીને તેનું કવચ તોડી પાડ્યું એ વેળા સુગ્રીવ દુઃખને લીધે ઘી ચણુ ભેર પૃથ્વી પર બેસી ગયો ક્ષણવારમાં જ પુનઃ ઊભા થઈને સુગ્રીવે વિરૂપાક્ષ પર વજ્રપ્રહાર સરખો પોતાના પંજાનો પ્રહાર કર્યો, પણ સુગ્રીવે હાથ ઉગામ્યો એટલે તરત જ વિરૂપાક્ષે પોતાની હોશિયારીથી ખસીને તેનો પ્રહાર ચુકાવ્યો અને પુનઃ સુગ્રીવની છાતીમાં જોસભેર મૂઠીનો પ્રહાર કર્યો પોતાનો પ્રહાર વ્યર્થ ગયો અને ઊલટો રાક્ષસનો મુષ્ટિ પ્રહાર સહન કરવો પડ્યો એથી વાનરરાજ સુગ્રીવ અત્યંત ક્રોધે ભરાયો અને વિરૂપાક્ષને મારવા નો લાગ તપાસવા લાગ્યો પછી સુગ્રીવે વિરૂપાક્ષના લલાટમાં પોતાના પંજાનો વજ્ર સરખો સચોટ પ્રહાર કર્યો એ પ્રહાર થતાં જ રુધિરનું વમન કરતો વિરૂપાક્ષ લોહીલુહાણ થઈ પૃથ્વી પર ઢળી પડ્યો અને જેમ પર્વતમાંથી જળના ઝરણાં નીકળે, તેમ તેના નાસિકા વગેરે નવ દ્વારોમાંથી રુધિર વહેવા લાગ્યું ક્રોધને લીધે વિરૂપાક્ષના નેત્ર ફાટી રહ્યા હતા, તેના મુખમાં ફીણ આવી ગયું હતું, તેનું આખું શરીર રુધિરથી ખરડાઈ ગયું હતું અને તેના નેત્ર ઘણા જ બિહામણાં દેખાતા હતા રણભૂમિમાં તરફડિયા મારતા, આમતેમ લોટતા અને કરુણ સ્વરે ચીસો પાડતા વિરૂપાક્ષને વાનરો હર્ષભેર જોતા હતા[26-34] અત્યંત વેગવાળા સુગ્રીવ અને વિરૂપાક્ષ બન્ને જણ લડાઈમાં સામસામા આવી ગર્જના કરતા હતા, એ સમયે જાણે મર્યાદારહિત થયેલા બે મોટા સમુદ્ર જ હોય એવા તે શોભતા હતા[35] વાનરરાજ સુગ્રીવે બિહામણા નેત્રવાળા મહા બળવાન વિરૂપાક્ષને મારેલો જોઈ વાનરોની સેના હર્ષને લીધે અને રાક્ષસોની સેના શોકને લીધે પૂરમાં આવેલી ગંગા સરખી દેખાવા લાગી[36]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૯૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૭ મો

### મહોદરનો વધ

हन्यमाने बले तूर्णमन्योन्यं ते महामृधे ।
सरसीव महाघर्मे सूपक्षीणे बभूवतुः ॥ १ ॥

ગ્રીષ્મ ઋતુમાં સૂર્યના કિરણોથી સુકાઈને સરોવર જેમ ક્ષીણ થઈ જાય છે, તેમ એક બીજાનો નાશ કરતા વાનરો અને રાક્ષસોનાં સૈન્યો ક્ષીણ થવા લાગ્યા[1] પોતાની સેનાનો નાશ થવાથી તથા વિરૂપાક્ષનો વધ થવાથી રાવણ બમણો ક્રોધે ભરાયો[2] વાનરોથી હણાયેલા પોતાના સૈન્યને ક્ષીણ થઈ ગયેલું જોઈને અને દૈવની પ્રતિકૂળતા વિચારીને રાવણના મનમાં અત્યંત પીડા થવા લાગી[3] તેણે પાસે ઊભેલા મહોદરને કહ્યું 'હે મહાબાહુ! આજે સંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવાની મારી સઘળી આશા તારા ઉપર જ છે, માટે હે વીર! તું તારું પરાક્રમ દર્શાવ અને વાનરસેનાનો સંહાર કર સેવકોએ પોતાના સ્વામીનું જે લૂણ-પાણી ખાધું હોય તેનો બદલો વાળવાનો આ વખત છે, માટે હે શૂરવીર! તું આજે સારી રીતે યુદ્ધ કર'

રાવણના પરાક્રમપ્રેરક વચન સાંભળી પતંગિયું જેમ અગ્નિમાં પ્રવેશ કરે, તેમ રાક્ષસ શ્રેષ્ઠ મહોદરે કપિસેનામાં પ્રવેશ કર્યો[4-6] રાવણના વચનથી ફુલાઈ ગયેલો અને પોતાના શૌર્યબળથી વેગમાં આવેલો મહોદર વાનરોનો સંહાર કરવા લાગ્યો, ત્યારે મહાપરાક્રમી વાનરો પણ મોટી શિલાઓ લઈને રાક્ષસ

સૈન્યમા દાખલ થયા અને રાક્ષસોનો કચ્ચરઘાણ વાળવા લાગ્યા [7,8] અત્યત ક્રોધાયમાન થયેલો મહોદર તીક્ષ્ણ બાણો મૂકીને વાનરોના હસ્ત, ચરણ, નાસિકા અને સાથળ વગેરેને કાપવા લાગ્યો [9] યુદ્ધમા મહોદરના મારથી વાનરો ગભરાઈ ગયા, તેથી કેટલાક દશે દિશામા નાસવા લાગ્યા અને કેટલાક સુગ્રીવને શરણે દોડી ગયા [10] વાનરસૈન્યને નાસભાગ કરતુ જોઈ વાનરરાજ સુગ્રીવ પર્વત સરખી એક મોટી શિલા લઈને મહોદરની સામે દોડયા અને એ શિલા તેના ઉપર ફેકી શિલાને આવતી જોઈને જરા પણ નહિ ગભરાતા રાક્ષસશ્રેષ્ઠ મહોદરે અનેક બાણો વડે તેને ભાગી નાખી, જેથી તેના હજારો ટુકડા થઈ આકુળ થયેલુ ગૃધ્રોનુ ટોળુ જેમ પૃથ્વી પર પડે, તેમ તે પૃથ્વી પર પડયા શિલાને વ્યર્થ ગયેલી જોઈને અત્યત કોપેલા સુગ્રીવે એક નાલવૃક્ષ ફેકયુ, ત્યારે મહોદરે તેના પણ અનેક ટુકડા કરી નાખ્યા અને તીક્ષ્ણ બાણો વડે સુગ્રીવને વીધી નાખ્યો પછી ક્રોધાયમાન થયેલા સુગ્રીવે આમતેમ દૃષ્ટિ ફેરવી જોયુ, તો ત્યા એક પરિઘ પડેલુ દીઠુ તુરત એ દેદીપ્યમાન પરિઘ ઉપાડીને તેને ખૂબ ઘુમાવી સુગ્રીવે તેના પ્રહાર વડે મહોદરના રથના ઘોડાને મારી નાખ્યા [11-17] ત્યારે હણાયેલા અશ્વોવાળા રથમાથી તુરત જ કૂદી પડી એક મોટી ગદા ગ્રહણ કરીને રાક્ષસશ્રેષ્ઠ મહોદર સુગ્રીવની સામે આવી ઊભો રહ્યો [18] એ વેળા જાણે એકબીજા સાથે લડતા બે આખલા જ હોય અથવા તો વીજળીયુક્ત બે મેઘ જ હોય તેમ ગર્જના કરતા એ બન્ને વીરો હાથમા ગદા અને પરિઘ ગ્રહણ કરી યુદ્ધ કરવા લાગ્યા [19] પછી કોપેલા મહોદર રાક્ષસે સુગ્રીવ પર અત્યત ભયકર અને સૂર્ય સમાન ઝળહળતી ગદાનો પ્રહાર કર્યો ગદાને પડતી જોઈ મહાબળવાન સુગ્રીવે તેના પર પોતાના હાથમા રહેલા પરિઘનો પ્રહાર કર્યો, પરતુ ગદાની સાથે અથડાતા જ તે પરિઘ ચૂરેચૂરા થઈ પૃથ્વી પર પડયુ, ત્યારે તેજસ્વી સુગ્રીવે ત્યા પડેલુ એક ભયકર મુસળ ગ્રહણ કર્યુ અને તેને મહોદરની ગદા ઉપર આપટયુ, પણ એકબીજાને અથડાઈને મુસળ તથા ગદા બન્ને ભાગીને પૃથ્વી પર પડયા [20-24] બન્નેના આયુધ ભાગી ગયા તેથી જાણે પ્રજ્વલિત અગ્નિ જ હોય એવા તેજસ્વી અને બળસપન્ન એ બન્ને વીરો દ્વદ્વયુદ્ધ કરવા લાગ્યા.[25] વારવાર ગર્જના કરતા મહોદર અને સુગ્રીવ પરસ્પર સચોટ લપડાકો ખેચી કાઢતા હતા, જેથી તેઓ પૃથ્વી પર પડી જતા હતા અને વળી તુરત જ ઊઠીને એકબીજાને પ્રહાર કરવા મડી પડતા હતા એકબીજાથી પરાજય નહિ પામનારા એ બન્ને વીરો પરસ્પરને ઊંચકીને પૃથ્વી પર પછાડતા હતા [26,27] ઘણી વાર સુધી દ્વદ્વયુદ્ધ કરવાથી બન્ને વીરો થાકી ગયા, ત્યારે ત્યા પડેલી તલવારો ગ્રહણ કરીને તેઓ લડવા લાગ્યા [28] શસ્ત્રવિદ્યામા કુશળ અને ક્રોધે ભરાયેલા એ બન્ને વીરો હર્ષભેર ગર્જના કરતા તલવાર ઉગામીને એકબીજાની સામે દોડવા લાગ્યા જય મેળવવાને આતુર તથા એકબીજા પર ક્રોધે ભરાયેલા મહોદર તથા સુગ્રીવ, એ બન્ને જણા દક્ષિણ અને વામ મડળાકાર ગતિથી સત્વર ઘૂમવા લાગ્યા શૂરવીર, પ્રશસનીય પરાક્રમવાળા અને અત્યત વેગવાળા મહોદરે સુગ્રીવના કવચ ઉપર તલવારનો પ્રહાર કર્યો અને સુગ્રીવના કવચમા ભરાયેલી પોતાની તલવારને ખેચવા લાગ્યો, એટલામા તો કપિશ્રેષ્ઠ સુગ્રીવે પોતાની તલવાર વડે કુડળથી શોભતુ અને મોટા શિરસ્ત્રાણવાળુ *રાક્ષસશ્રેષ્ઠ મહોદરનુ મસ્તક છેદી નાખ્યુ [29-32] મહોદરનુ કપાયેલુ મસ્તક પૃથ્વી પર પડયુ અને તે રાક્ષસોના જોવામા આવ્યુ કે તુરત જ ભયભીત થઈ તેઓ નાસભાગ કરવા લાગ્યા મહોદરને હણાયેલો જોઈ સુગ્રીવાદિ વાનરો હર્ષિત થઈ ગર્જના કરવા લાગ્યા અને રામચદ્ર પણ આનદ પામ્યા, પરતુ એ સમાચાર જાણી રાવણના ક્રોધનો પાર રહ્યો નહિ મહોદરના મરણથી ભય અને ત્રાસને લીધે દીન થઈ ગયેલા રાક્ષસો ઊતરી ગયેલા મુખે

* મસ્તકનુ રક્ષણ થાય એવો લોહમય ટોપ

ચોમેર નાસભાગ કરવા લાગ્યા

મોટા પર્વતશિખર સરખા મહોદર રાક્ષસને હણી સૂર્ય જેમ પોતાના કિરણોથી શોભે, તેમ કપિરાજ સુગ્રીવ વિજયશ્રીથી શોભવા લાગ્યો ૩૩–૩૬ સમરભૂમિમા વિજયી થયેલા વાનરરાજ સુગ્રીવને અંતરિક્ષમા ઊભેલા દેવો, સિદ્ધો અને યક્ષો હર્ષભેર નીરખવા લાગ્યા, તેમ જ પૃથ્વી પરના સર્વ ભૂત–પ્રાણીઓ પણ સ્તુતિવચનોથી તેને વધાવવા લાગ્યા ૩૭

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમ ૯૭મે સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૮ મો

**યુવરાજ અંગદનું પરાક્રમ–મહાપાર્શ્વનો વધ**

महोदरे तु निहते महापार्श्वो महाबलः ।
सुग्रीवेण समीक्ष्याथ क्रोधात्संरक्तलोचनः ॥ १ ॥

સુગ્રીવે મહોદરને માર્યો એ જોઈને ક્રોધને લીધે રાતા થયેલા નેત્રવાળો અને અત્યંત બળવાન મહાપાર્શ્વ રાક્ષસ અનેક બાણો મૂકી વાનર સૈન્યને ક્ષુભિત કરવા લાગ્યો ૨ વાયુ જેમ ફળને ડીંટામાથી તોડી પાડે છે, તેમ અત્યંત કોપેલા મહાપાર્શ્વે વાનરોના મસ્તક તોડી પાડવા માડ્યા તેણે કેટલાક વાનરોના હાથ કાપી નાખ્યા અને કેટલાકના પડખા ચીરી નાખ્યા મહાપાર્શ્વની બાણવૃષ્ટિથી પીડાયેલા સઘળા વાનરો બેભાન અને ખેદયુક્ત થઈ ગયા રાક્ષસથી પીડાયેલા પોતાના સૈન્યને ઉદ્વેગ પામેલુ જોઈને યુવરાજ અંગદ પૂર્ણિમાના સમુદ્રની પેઠે વેગથી મહાપાર્શ્વ ઉપર ધસી ગયો અને સૂર્યકિરણ સરખુ ઝગઝગતુ એક મોટુ પારિઘ ઉપાડીને મહાપાર્શ્વ ઉપર નાખ્યુ પારિઘનો પ્રહાર થતા જ મહાપાર્શ્વ અને તેનો સારથિ રથમાથી નીચે પડ્યા, તેમા સારથિ તો યમલોકમા જ પહોચી ગયો ૨–૭ એ વેળા કાજળના પર્વત સરખી કાંતિવાળો અને અત્યંત પરાક્રમી જાબવાન પોતાના યૂથમાથી બહાર નીકળી આવ્યો અને પર્વતના શિખર જેવી એક મોટી શિલા લઈને મહાપાર્શ્વના રથ ઉપર નાખી, જેથી તેનો રથ ભાગી ગયો ને અશ્વો મરણ પામ્યા

થોડી વારે મહાપાર્શ્વની મૂર્છા વળી અને તે સાવધ થયો તેણે ઘણા બાણોથી અંગદને વીંધી નાખ્યો અને જાબવાનની છાતીમા ત્રણ બાણો માર્યાં, તેમ જ ગવાક્ષને પણ ઘણા બાણોથી વીંધી નાખ્યો ગવાક્ષ અને જાબવાનને પીડિત થયેલા જોઈ ક્રોધને લીધે રક્ત નેત્રવાળા અંગદે મહાપાર્શ્વનો વધ કરવા માટે પરિઘ ગ્રહણ કર્યુ સૂર્યકિરણ સરખા પ્રકાશવાળા એ લોહમય પરિઘને પોતાની બન્ને ભુજાઓથી પકડી વેગથી ઘુમાવીને મહાબળવાન અંગદે મહાપાર્શ્વ ઉપર ફેંક્યુ અંગદે ફેંકેલા પરિઘની ચોટ વાગતા જ મહાપાર્શ્વનુ શિરસ્ત્રાણ તથા બાણ સહિત ધનુષ્ય ભાગીને પૃથ્વી પર પડ્યા એ વેળા મહાપ્રતાપી અંગદે વેગથી મહાપાર્શ્વની સામે દોડી જઈ કુંડળથી શોભતા તેના કર્ણમૂળ–લમણામા એક લપડાક લગાવી દીધી ૮–૧૬ અંગદનુ પરાક્રમ જોઈ ક્રોધે ભરાયેલા મહાપાર્શ્વ રાક્ષસે તેલ ચોપડેલુ હોવાથી સ્વચ્છ કાંતિવાળી તથા ગજવેલની બનાવેલી દૃઢ ફરસી ઉગામી તેના ડાબા ખભા પર ઝાપટી, પરંતુ અંગદે ચપળતાથી પાછા હઠીને તે પ્રહાર ચુકાવ્યો ૧૭–૧૮ પછી વાલીના સરખા જ પરાક્રમવાળા વાલીપુત્ર અંગદે ક્રોધથી વજ્ર જેવી મૂઠીવાળી અને મહાપાર્શ્વનુ મર્મસ્થળ શોધીને તેની ઉપર એનો વજ્ર સરખો સખત પ્રહાર કર્યો અંગદનો મુષ્ટિપ્રહાર થતા જ મહાપાર્શ્વ રાક્ષસનુ હૃદય ફાટી ગયુ અને તે પ્રાણરહિત થઈ પૃથ્વી પર પડ્યો મહાપાર્શ્વનુ મરણ થવાથી રાક્ષસ સૈન્ય ખળભળી ઊઠ્યુ અને રાવણને અત્યંત ક્રોધ વ્યાપ્યો એ વેળા હર્ષિત થયેલા વાનરો અટારીઓ અને અગાશીઓ સહિત આખી લંકાને ફાડી નાખે એવા મોટા હર્ષનાદ કરવા લાગ્યા, તેમ જ આકાશમા રહેલા દેવો પણ જયજયકાર કરવા લાગ્યા એ પ્રમાણે દેવો તથા વાનરોનો હર્ષનાદ સાભળી અત્યંત રોષમા આવેલો રાક્ષસરાજ રાવણ પોતે યુદ્ધ કરવા માટે મોખરે આવી ઊભો રહ્યો ૧૯–૨૫

યુદ્ધકાંડમા ૯૮મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૯૯ મો

## રણભૂમિ પર રામ અને રાવણનો ભેટો

महोदरमहापार्श्वौ हतौ दृष्ट्वा स रावण ।
तस्मिश्च निहते वीरे विरूपाक्षे महाबले ॥ १ ॥

મહાબળવાન વિરૂપાક્ષ, મહોદર તથા મહાપાર્શ્વને સંગ્રામમાં હણાયેલા જોઈને અત્યંત ક્રોધાવેશમાં આવેલા રાવણે પોતાના સારથિને આજ્ઞા આપતાં કહ્યું ૧,૨ 'હે સુત ! આજે હું રામ લક્ષ્મણનો નાશ કરીને મારા હણાયેલા આપ્તજનોના મરણથી તથા લંકાના ઘેરાવાથી ઉપજેલા દુઃખનો અંત આણીશ. તું મારો રથ સેનાને મોખરે લઈ જા. હે સારથિ ! સીતારૂપી પુષ્પ તથા ફળવાળા અને સુગ્રીવ, જાંબવાન, કુમુદ, નલ, દ્વિવિદ, મંદ, અંગદ, ગંધમાદન, હનુમાન તથા સુષેણ વગેરે વાનરરૂપી શાખાવાળા રામરૂપી વૃક્ષને આજે હું મૂળમાંથી કાપી નાખીશ ૩–૫

રાવણની આજ્ઞા થતાં જ સારથિએ તુરત જ રથ હંકાર્યો અને રથના ગડગડાટથી દશે દિશાઓને ગજવતો મહારથી રાવણ ઉતાવળે સેનાને મોખરે આવી રામચંદ્રની સામે દોડયો એ વેળા રાવણના રથના ગડગડાટથી નદીઓ, પર્વતો ને વનો સહિત પૃથ્વી કંપાયમાન થઈ ગઈ તેમ જ સિંહ, મૃગ તથા પક્ષીઓ નાસ પામી ગયા ૬,૭

સંગ્રામમાં આવી રાવણે અતિ ભયંકર તામસાસ્ત્ર મૂકી સર્વ વાનરોને બાળવા માંડયા, ત્યારે વાનરો ગતપ્રાણ થઈ ટપોટપ પૃથ્વી પર પડવા લાગ્યા અને કેટલાક ભયભીત થઈને નાસવા લાગ્યા એ વેળા ઊડેલી રજથી દિશાઓ ઢંકાઈ ગઈ બ્રહ્મદેવે નિર્માણ કરેલા ભયંકર તામસાસ્ત્રને વાનરો સહન કરી શકયા નહિ ૮,૯ રાવણના તીક્ષ્ણ બાણોથી ઘાયલ થયેલા સેંકડો ટોળાંને નાસતાં જોઈ કદી પરાજય નહિ પામેલા શ્રીમાન રામચંદ્ર યુદ્ધ કરવા અર્થે સેનાને મોખરે આવી ઊભા રહ્યા વાનરસેનાને નસાડતા રાવણે દૃષ્ટિ કરી જોયું તો જેમ વિષ્ણુ સહિત ઇંદ્ર ઊભો હોય, તેમ લક્ષ્મણ સહિત રઘુવીરને રણાંગણમાં ઊભેલા દીઠા કમળપત્ર સરખા નેત્રવાળા અને દીર્ઘ ભુજાવાળા શત્રુદમન રામચંદ્ર જાણે આકાશને સ્પર્શ કરતા હોય એમ મોટું ધનુષ્ય ગ્રહણ કરીને ઊભા હતા વાનરસેનામાં ભંગાણ પડેલું જોઈને તથા રાવણને પોતાની સામે આવતો જોઈને લક્ષ્મણ સહિત રામચંદ્ર પોતાનું ધનુષ્ય સજ્જ કરી આખી પૃથ્વીને ફાડી નાખે એવો મહાઘોર ટંકાર કર્યો એ સમયે રાવણના હજારો બાણોથી અને રામચંદ્રના ભયંકર ટંકારથી ગભરાઈને સેંકડો વાનરો તથા રાક્ષસો રણમાં પડવા લાગ્યા ૧૦–૧૬ રામ–લક્ષ્મણની સમીપમાં આવી ઊભેલો રાક્ષસરાજ રાવણ જાણે સૂર્ય અને ચંદ્રની સમીપમાં આવેલો રાહુ જ હોય એવો શોભતો હતો ૧૭

રાવણની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી મહાત્મા લક્ષ્મણે પોતાનું ધનુષ્ય કાન સુધી ખેંચીને અગ્નિજ્વાળા સરખા પ્રજ્વલિત બાણો મૂકવા માંડ્યા, પરંતુ મહાતેજસ્વી રાવણ લક્ષ્મણના બાણોને તેના ધનુષ્યમાંથી છૂટતાં વાર જ કાપી નાખવા લાગ્યો લક્ષ્મણના એક બાણને એક બાણ વડે, ત્રણને ત્રણ વડે અને દશને દશ વડે રાવણે કાપી નાખ્યાં ૧૮–૨૦ એ રીતે સંગ્રામમાં વિજય મેળવનારો રાવણ લક્ષ્મણના બાણોનું નિવારણ કરીને પર્વતની પેઠે નિશ્ચળ ઊભેલા રામચંદ્રની સામે યુદ્ધ કરવા આવ્યો ૨૧ ક્રોધથી લાલ થયેલા નેત્રવાળા રાવણે રઘુવીરની સામે આવી તેમના પર બાણવૃષ્ટિ કરવા માંડી રાવણના ધનુષ્યમાંથી અખંડિત બાણધારાને પડતી જોઈ રામચંદ્ર 'ભલ્લ' નામના બાણો ગ્રહણ કર્યાં અને તે વડે અત્યંત દેદીપ્યમાન તથા તીક્ષ્ણ બાણોને છેદી નાખ્યાં ૨૨–૨૪ રામચંદ્ર રાવણ ઉપર અને રાવણ રામચંદ્ર ઉપર અનેક જાતના તીક્ષ્ણ બાણો વરસાવવા લાગ્યા પરાજય નહિ પામનારા અને એકબીજા ઉપર બાણવૃષ્ટિ વરસાવનારા રામ–રાવણ બંને જણા રણમાં સવ્ય–દક્ષિણ મંડળ કરીને યુદ્ધ કરવા લાગ્યા અને અંતક સરખા રામ–રાવણ જ્યારે ક્રોધ

પામી સામસામા યુદ્ધ કરવા લાગ્યા, ત્યારે સઘળા ભૂત-પ્રાણીઓ ત્રાસ પામી ગયા,[૨૫-૨૭] અને તેઓની અખંડિત બાણવૃષ્ટિથી ગગન મંડળ જેમ વીજળી સહિત મેઘ વડે છવાઈ જાય તેમ છવાઈ ગયું[૨૮] એ વેળા ગૃધ્રપક્ષીના પીછાવાળા અને અત્યંત વેગવાળા તીક્ષ્ણ બાણોની જાળથી છવાયેલું આકાશ કોઈ એક ગોખ સરખું દેખાવા લાગ્યું[૨૯] દિવસ હોવા છતાં પણ ચડી આવેલા મેઘની માફક એ બંને વીરોએ બાણજાળથી સર્વત્ર અંધકાર કરી મૂક્યો[૩૦] પૂર્વે જેમ વૃત્રાસુર અને ઇંદ્રનું ભયંકર યુદ્ધ થયું હતું, તેમ એકબીજાનો વધ કરવા તત્પર થયેલા રાવણ અને રામચંદ્રનું પૂર્વે કદી નહિ થયેલું અચિંતનીય યુદ્ધ થવા લાગ્યું.[૩૧] મોટા ધનુષ્યવાળા, યુદ્ધવિદ્યામાં કુશળ અને શસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા એ બંને જણા યુદ્ધ વિષે જુદી જુદી ગતિથી વિચરવા લાગ્યા[૩૨]

લોકોને રડાવનારા રાવણે પોતાનું હસ્ત કૌશલ્ય દર્શાવતાં રામચંદ્રના લલાટમાં અનેક બાણો માર્યા,[૩૩] પરંતુ તેથી જરા પણ વ્યથા નહિ પામતા શ્રીમાન રામચંદ્રે રાવણના ભયંકર ધનુષ્યમાંથી છૂટેલા શ્યામ બાણો પોતાના મસ્તક ઉપર ધારણ કર્યાં પછી અતિશય ક્રોધયુક્ત થયેલા પરાક્રમી રામચંદ્રે રુદ્રમંત્રનો જપ કરીને ધનુષ્ય પર રૌદ્રાસ્ત્ર બાણ ચડાવ્યું અને કાન સુધી ખેંચી રાવણ ઉપર અનેક બાણો મૂક્યાં[૩૪-૩૭] રામચંદ્રના એ બાણો રાવણના અભેદ્ય કવચ પર જ અથડાયાં અને તેને જરા પણ પીડા થઈ નહિ ત્યારે સર્વ અસ્ત્રોમાં કુશળ એવા રણધીર રઘુવીરે રથમાં બેઠેલા રાવણના લલાટમાં બીજાં શ્રેષ્ઠ બાણો માર્યાં[૩૮,૩૯] એ બાણો પણ રાવણના કેટલાક અંગોને કાપી છેવટે રાવણથી પરાસ્ત થઈ ફૂંફાડા મારતા પાંચ ફણાવાળા સર્પની પેઠે પૃથ્વીમાં પેસી ગયાં એ પ્રમાણે રામચંદ્રના અસ્ત્રનું નિવારણ કરીને ક્રોધથી ધાંધુધપ્પી રહેલા રાવણે અત્યંત ભયંકર આસુરાસ્ત્ર ચડાવ્યું, જેમાંથી સિંહ, વ્યાઘ્ર, કંક, કાગડા, ગીધ, બાજ, શિયાળ તેમ જ ઇહામૃગ વગેરે પ્રાણીઓના મુખના જેવા આકારવાળા અને પાંચ મુખવાળા અનેક બાણો ઉત્પન્ન થયાં.[૪૦-૪૩] વળી સર્પની પેઠે ફૂંફાડા નાખતા મહાતેજસ્વી રાવણે પોતાની રાક્ષસી માયાથી ગધેડા, વરાહ, કૂતરા, કૂકડા, મગર તથા સર્પ વગેરેના મુખના સરખા આકારવાળાં બાણો ઉત્પન્ન કરીને રામચંદ્ર પર મૂકવા માંડ્યાં[૪૪,૪૫] એ પ્રમાણે રાવણના આસુરાસ્ત્ર વડે ઘેરાયેલા રામચંદ્રે પાવકાસ્ત્ર ચડાવ્યું, જેમાંથી અગ્નિમુખા, સૂર્યમુખા તેમ જ ગ્રહ, નક્ષત્ર, મોટી ઉલ્કા તથા વીજળી સરખા પ્રકાશિત અનેક પ્રકારના બાણો ઉત્પન્ન થયાં અને તેઓએ રાવણના ભયંકર બાણોનો નાશ કર્યો રામચંદ્રના બાણોથી જો કે રાવણના બાણો છિન્નભિન્ન થઈ ગયાં, પરંતુ તેઓના ટુકડા વાગવાથી હજારો વાનરો તથા રાક્ષસોનો નાશ થઈ ગયો અક્લિષ્ટકર્મા રઘુવીરે આસુરાસ્ત્રનો નાશ કર્યો એ જોઈ ઇચ્છિત રૂપ ધરનારા સુગ્રીવાદિ વાનરો રામચંદ્રને વીંટાઈ વળીને મોટા હર્ષનાદ કરવા લાગ્યા મહાકષ્ટે આસુરાસ્ત્રનું નિવારણ કરી મહાત્મા રઘુવીર આનંદિત થયા અને વાનરો મોટા હર્ષનાદ કરવા લાગ્યા[૪૬-૪૮]

ઇતિ શ્રીમદ્ વાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૯૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૦ મો

### રામ-રાવણનો રણસંગ્રામ-લક્ષ્મણની મૂર્ચ્છા-રાવણવધની પ્રતિજ્ઞા

तस्मिन्प्रतिहतेऽस्त्रे तु रावणो राक्षसाधिपः ।
क्रोधं च द्विगुणं चक्रे क्रोधाच्चास्त्रमनन्तरम् ॥ १ ॥

અસુરાસ્ત્રને વ્યર્થ ગયું જોઈ રાક્ષસોનો રાજા રાવણ બમણો ક્રોધાયમાન થયો અને તેણે બીજું ભયંકર અસ્ત્ર સાધવાનો વિચાર કર્યો[૧] તરત જ મહાતેજસ્વી રાવણે રામચંદ્રને હણવા માટે મયાસુરનું બનાવેલું ભયંકર રૌદ્રાસ્ત્ર ચડાવ્યું[૨] તેમાંથી અનેક ત્રિશૂળ, ગદા, મુશળ,

મુદગર, કૂટ, પાશ અને અશનિ વગેરે વજ્ર સરખા દેદીપ્યમાન શસ્ત્રાસ્ત્રો જેમ પ્રલયકાળે અનેક વાયુઓ નીકળે છે તેમ નીકળવા લાગ્યા, પરતુ અસ્ત્રજ્ઞોમા શ્રેષ્ઠ રઘુવીરે ઉત્તમોત્તમ ગાંધર્વાસ્ત્રથી રાવણના રૌદ્રાસ્ત્રનો નાશ કર્યો ૩–૫ એ જોઈને ક્રોધથી રક્તનેત્ર થયેલા રાવણે સૌરાસ્ત્રનો પ્રયોગ કર્યો.૬ એટલે ભયંકર વેગવાળા રાવણના ધનુષ્યમાથી અત્યંત પ્રકાશવાળા મોટા ચક્રો ઉત્પન્ન થવા લાગ્યા. એ વેળા જેમ અ તરિક્ષમાથી પડતા ચ દ્ર–સૂર્યાદિ ગ્રહોથી દિશાઓ છવાઈ જાય, તેમ ચોમેર ઊડતા એ ચક્રોથી આકાશ છવાઈ ગયુ.૭,૮ મહા-સમર્થ રઘુવીરે પોતાના બાણો વડે એ ચક્રોને પણ છેદી નાખ્યા તેમજ રાવણના બીજા કેટલાક આયુધોનો પણ નાશ કર્યો, ત્યારે રાક્ષસરાજ રાવણે દશ બાણો મૂકીને રામ-ચ દ્રના સઘળા મર્મસ્થાનો વીંધી નાખ્યા. રાવણના મોટા ધનુષ્યમાથી નીકળેલા દશ બાણો વડે પોતાના મર્મસ્થળ વીંધાયા છતા રઘુવીર જરા પણ ક પાયમાન થયા નહિ ૯–૧૧ પછી અતિશય કોપેલા રામચંદ્રે ઘણા બાણો મૂકીને રાવણના સઘળા અંગો વીંધી નાખ્યા ૧૨ આ સમયે ક્રોધાયમાન થયેલા અને શત્રુઓને હણનારા રામચદ્રના નાના ભાઈ શ્રીમાન લક્ષ્મણે અત્ય ત વેગવાળા સાત બાણો મૂકીને મનુ-ષ્યના મસ્તકના ચિહ્નવાળા રાવણનો ધ્વજ ભાગી નાખ્યો અને દેદીપ્યમાન કુ ડળવાળુ તેના સારથિનુ મસ્તક ઉડાવી દીધુ તેમ જ બીજા પણ તીક્ષ્ણ બાણો મારીને હાથીની સૂ ઢ સરખા રાવણના ધનુષ્યને પણ છેદી નાખ્યુ

એવામા વિભીષણે એકાએક દોડી આવીને પોતાની ગદાનો પ્રહાર કરી રાવણના શ્યામ વર્ણા અશ્વોને મારી નાખ્યા ૧૩–૧૭ ત્યારે હણાયેલા અશ્વવાળા રથમાથી રાવણ ઊતરી પડ્યો અને પોતાના ભાઈ વિભીષણ ઉપર અત્ય ત ક્રોધે ભરાયો પછી પ્રતાપી રાવણે દેદીપ્યમાન અશનિ સરખી એક શક્તિ ગ્રહણ કરીને વિભીષણ ઉપર ફેંકી. રાવણની શક્તિ વિભીષણને વાગે તે પહેલાજ લક્ષ્મણે ત્રણ બાણો વડે તેના કટકેકટકા કરી નાખ્યા. એ જોઈ વાનરોએ હર્ષનાદ કરી આકાશને ગજાવી મૂક્યુ. દેદીપ્યમાન કાંતિવાળી અને સુવર્ણથી શોભતી રાવણની શક્તિ લક્ષ્મણના બાણોથી ભાગી આકાશમાથી પડતી વીજળીની પેઠે પૃથ્વી પર પડી અને તેમાથી તણખાવાળી અગ્નિજ્વાળાઓ નીકળવા લાગી

શક્તિ વ્યર્થ જવાથી કોપેલા રાવણે કાળથી પણ સહન ન થઈ શકે એવી એક બીજી અમોઘ શક્તિ હાથમા લીધી.૧૮–૨૨ દુરાત્મા રાવણની અત્યંત વેગવાળી એ શક્તિ વીજળી સરખી ચમકતી હતી.૨૩ આ વેળા વિભી ષણને પ્રાણસ કટમા આવી પડેલો જોઈને તેને બચાવવા માટે મહાત્મા લક્ષ્મણ તુરત જ વિભીષણની પાસે આવી ઊભા રહ્યા અને પોતાનુ ધનુષ્ય ખેંચી હાથમા શક્તિ ગ્રહણ કરી ઊભેલા રાવણ ઉપર બાણવૃષ્ટિ કરવા લાગ્યા.૨૪,૨૫ વિભીષણને મારવાનો પોતાનો પ્રયાસ લક્ષ્મણે વ્યર્થ કર્યો તે જોઈને લક્ષ્મણના બાણથી ઘેરાયેલા રાવણે લક્ષ્મણને હણવાનો વિચાર કર્યો ૨૬ ક્રોધે ભરાયેલો રાવણ લક્ષ્મણની સામે ઊભો રહીને કહેવા લાગ્યો 'પોતાના બળની પ્રશ સા કરનારા હે લક્ષ્મણ ! તે આજે વિભીષણને બચાવ્યો છે તો ભલે, હવે હુ તેને નહિ મારતા આ શક્તિનો તારા ઉપર જ પ્રહાર કરીશ ૨૭,૨૮ હે લક્ષ્મણ ! રુધિરથી ખરડાયેલી આ શક્તિ મારા હાથમાથી છૂટશે એટલે તે અવશ્ય તારુ હૃદય ભેદી નાખી તારા પ્રાણ લેશે'૨૯ એટલુ કહીને અત્ય ત ક્રોધાવેશમા આવેલા રાવણે આઠ ઘ ટાવાળી, મોટો સુસવાટ કરનારી, શત્રુને હણનારી, પોતાના તેજ વડે જ પ્રકાશતી અને મયાસુરે પોતાની માયા વડે રચેલી એ અમોઘ શક્તિ લક્ષ્મણ ઉપર મૂકી અને મોટી ગર્જના કરી રાવણે મૂકેલી શક્તિ વજ્ર અને વીજ-

બીની પેઠે સડસડાટ કરતી લક્ષ્મણ ઉપર આવવા લાગી [30-32] શક્તિને લક્ષ્મણ ઉપર પડતી જોઈ શ્રીમાન રઘુવીર બોલ્યા 'લક્ષ્મણનું કલ્યાણ થાઓ અને રાવણની શક્તિ નિષ્ફળ થાઓ' [33] કોપેલા રાવણે મૂકેલી અને સર્પ સરખી તીક્ષ્ણ એ શક્તિ નિર્ભયપણે રણમા ઊભેલા લક્ષ્મણની છાતીમા આવીને વેગથી વાગી દેદીપ્યમાન કાંતિવાળી રાવણની શક્તિ નાગરાજની જિહ્વાની પેઠે વેગથી આવીને લક્ષ્મણના હૃદયમા પેસી ગઈ. રાવણે પૂરા જોસથી ફેંકેલી હોવાથી એ શક્તિ લક્ષ્મણના હૃદયમા ઊંડી ખૂંચી ગઈ, જેથી હૃદય ભેદાઈ જવાને લીધે મહાત્મા લક્ષ્મણ મૂર્ચ્છિત થઈ પૃથ્વી પર પડવા [34-36]

લક્ષ્મણને મૂર્ચ્છિત થઈ પડેલા જોઈ ને શ્રીમાન રામચંદ્ર ભ્રાતૃસ્નેહને લીધે અત્યંત ખેદયુક્ત થઈ ગયા [37] તેમના નેત્રમા આંસુ ભરાઈ આવ્યા અને એ ઘડી સુધી તો વિચારવમળમા ગૂંથાઈ રહ્યા પછી જેમ પ્રલયકાળનો અગ્નિ વૃદ્ધિ પામે તેમ રઘુવીરનો ક્રોધ વૃદ્ધિ પામ્યો [38] તેમણે 'આ ખેદ કરવાનો સમય નથી' એમ વિચારી લક્ષ્મણ સામું જોઈ રાવણને હણવાનો નિશ્ચય કર્યો અને તુમુલ યુદ્ધ કરવા તત્પર થયા શ્રીમાન રઘુવીર જાણે સર્પયુક્ત પર્વત જ પડ્યો હોય એમ શક્તિથી ભેદાઈ પડેલા તથા રુધિરથી ખરડાયેલા આગવાળા લક્ષ્મણ તરફ ટગર ટગર જોતા હતા [39,40] વાનરો ઘણો યત્ન કરવા છતા પણ બળવાન રાવણે મારેલી એ શક્તિને લક્ષ્મણના હૃદયમાથી ખેંચીને બહાર કાઢી શક્યા નહિ, પરંતુ તેઓ ઉપરાઉપરી છૂટતા રાવણના બાણોથી વીંધાયા એ ભયકર શક્તિ લક્ષ્મણના હૃદયને આરપાર વીંધીને પૃથ્વીમા ખૂંચી ગઈ હતી, તેથી વાનરો તેને ખેંચી બહાર કાઢી શક્યા નહિ, પરંતુ મહા બળવાન રામચંદ્રે પોતાના બન્ને હાથથી એ શક્તિને પકડી ખેંચી કાઢી અને સવના દેખતા જ ભાગી નાખી [41-43] શ્રીમાન રામચંદ્ર લક્ષ્મણના હૃદયમાથી શક્તિ કાઢવાને રોકાયા એટલા વખતમા રાવણે ઘણા બાણો નાખીને તેમના સઘળા મર્મસ્થળ વીંધી નાખ્યા, પરંતુ તે પીડાને નહિ ગણકારતા રઘુવીરે લક્ષ્મણને ભેટીને સુગ્રીવને તેમજ કપિવર હનુમાનને કહ્યુ [44,45] 'હે કપિવરો ! તમે લક્ષ્મણનું રક્ષણ કરવા અર્થે તેને વીંટાઈને ઊભા રહો હુ રાવણની સાથે યુદ્ધ કરું છું ઘણા વખતથી હુ જે સમયને ઇચ્છતો હતો તેવો પરાક્રમ કરવાનો સમય આજે મને પ્રાપ્ત થયો છે [46] ચાતક પક્ષી જેમ ગ્રીષ્મઋતુના અંતમા મેઘને જોવાને ઉત્સુક થાય છે, તેમ હુ રાવણનો વધ કરવા માટે ઉત્સુક થયેલો છુ. હવે એ પાપી નિશ્ચયવાળા દુરાત્મા રાવણને હુ જીવતો મૂકનાર નથી [47] હે વાનરો ! હુ આ ક્ષણે તમારી આગળ પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે આજે તમે પૃથ્વીને કાં તો રામ વિનાની થયેલી જોશો, અથવા તો રાવણ વિનાની થયેલી જોશો [48] હે કપિઓ ! રાજ્યભ્રષ્ટ થવુ, વનવાસ વેઠવો, દંડકારણ્યમા રખડવુ, સીતાનુ શત્રુના હાથમા પડવુ અને રાક્ષસોની સાથે વેર થવુ, આદિ આવી પડેલા નરક સરખા અનેક દુઃખોનો આજે હુ રાવણને મારીને અંત આણીશ અહો ! જેને અર્થે મે આ વાનરસૈન્યને અહીં આણ્યુ છે, વાલીને મારી સુગ્રીવને રાજ્ય અપાવ્યુ છે તેમજ સમુદ્ર પર સેતુ બાંધી તેને ઓળંગ્યો છે, તે જ પાપાત્મા રાવણ આજે સંગ્રામમા મારી દૃષ્ટિએ પડ્યો છે ! અરે, હવે તેને હુ જીવતો કેમ જવા દઈશ ? જેમ અત્યંત ઝેરી નાગની દૃષ્ટિએ પડેલો મનુષ્ય અને ગરુડની દૃષ્ટિએ પડેલો સર્પ જીવતો જતો નથી, તેમ મારી દૃષ્ટિએ પડેલો રાવણ આજે જીવતો જશે નહિ [49-53] હે અજય પરાક્રમવાળા વાનરો ! તમે સૌ આજે પર્વત શિખરો ઉપર બેસીને મારુ અને રાવણનુ યુદ્ધ સુખથી જુઓ સિદ્ધ, ગંધર્વ, ચારણ અને ત્રણે લોકો આજે રામનુ ખરુ રામપણું

જોશે આજે હુ એવુ પરાક્રમ કરીશ કે જેથી આ પૃથ્વી પ્રાણીમાત્રને ધારણ કરશે ત્યા સુધી દેવતાઓ સહિત સચરાચર જગત તેને સભાળશે [૫૪-૫૬]

એ પ્રમાણે કહી સાવધાન થયેલા રઘુવીરે સુવર્ણભૂષિત તીક્ષ્ણ બાણોનો રાવણને પ્રહાર કર્યો, ત્યારે મેઘ જેમ જળ વરસાવે, તેમ રાવણ પણ રામચદ્રના ઉપર તીક્ષ્ણ બાણો અને મુસળનો વરસાદ વરસાવવા લાગ્યો એ વેળા રામ અને રાવણે મૂકેલા તીક્ષ્ણ બાણો તથા મુસળોનો પરસ્પર અથડાવાથી તુમુલ નાદ થતો હતો [૫૭-૫૯] રામ-રાવણના શસ્ત્રાસ્ત્રો એકબીજાને અથડાઈ ભાગીને જાજ્વલ્ય માન થતા પૃથ્વી ઉપર પડતા હતા [૬૦] રામ અને રાવણના ધનુષ્યોની પ્રત્યચાનો ટકાર સર્વ ભૂત પ્રાણીઓને ત્રાસ ઉપજાવે એવો અદ્ભુત થતો હતો [૬૧] મહાત્મા રામચદ્રની બાણજાળથી ઘેરાઈ ગયેલો અને તેમના દેદીપ્ય માન ધનુષ્યથી છૂટતા તીવ્ર બાણોથી પીડાયેલો રાક્ષસરાજ રાવણ છેવટે ઘણો જ ગભરાયો, ત્યારે 'હવે રામ મને અવશ્ય મારી નાખશે' એવા ભયથી, જેમ વાયુથી વાદળ નાસે છે, તેમ તે સગ્રામમાથી પલાયન કરી ગયો [૬૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાડમા ૧૦૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૧ મો

**રામનો વિલાપ-લક્ષ્મણનુ સાવધ થવુ**

शक्त्या निपातितं दृष्ट्वा रावणेन बलीयसा ।
लक्ष्मणं समरे शूरं शोणितौघपरिप्लुतम् ॥ १ ॥

બળવાન રાવણની શક્તિથી ઘવાયેલા અને રુધિરમા તરબોળ થયેલા શૂરવીર લક્ષ્મણને જોઈ કોપેલા રામચદ્ર અસખ્ય બાણોથી દુરાત્મા રાવણને યુદ્ધમાથી નસાડી સુષેણ પ્રત્યે કહ્યુ [૧૨] 'હે સુષેણ! રાવણના પરાક્રમથી લોહીલુહાણ થઈ પૃથ્વી પર પડેલો મારો ભાઈ આ લક્ષ્મણ સર્પની પેઠે તરફડે છે, તેને જોઈ મારો શોક વૃદ્ધિ પામે છે [૩] અરે, અવિરશી વ્યાપ્ત એવા મારા પ્રાણાધિક પ્રિય ભાઈને રણભૂમિમા આવી રીતે પડેલો જોઈને મારુ ચિત્ત વિહ્વળ બન્યુ છે આવા વખતે મને યુદ્ધ કરવાની શક્તિ પણ ક્યાથી હોય! યુદ્ધપ્રવીણ અને ઉત્તમ લક્ષણવાળો આ મારો પ્રિય ભાઈ જો મરણ પામે, તો પછી મારે મારા પ્રાણોનુ કિંવા સુખનુ શુ પ્રયોજન છે? અરેરે, આ વેળા મારુ શૌર્ય લજવાય છે, મારા હાથમાથી ધનુષ્ય નરકી પડે છે, બાણ પડી જાય છે અને નેત્ર અશ્રુજળથી ઘેરાઈ જાય છે જેમ સ્વપ્નમા ગતિ કરતા મનુષ્યના અગ કપી ઊઠે છે, તેમ મારા અગ શિથિલ થઈ કપે છે મારા મનમા ઘણી ચિંતા થયા કરે છે અને મને મૂર્છા પણ આવી જાય છે '

દુરાત્મા રાવણે મર્મસ્થળમા તીવ્ર પ્રહાર કરવાથી પૃથ્વી પર ધૂળમા પડેલા અને દુ ખને લીધે ક્ષીણ આર્તનાદ કરતા લક્ષ્મણને જોઈ રઘુવીર અત્યત વિષાદ પામ્યા અને આકુળવ્યાકુળ થઈ વિલાપ કરવા લાગ્યા [૪-૯] 'હે શૂરવીર! તારો વિયોગ થવાથી હવે મને વિજય પ્રાપ્ત કરવામા પણ પ્રીતિ થતી નથી અરે, અસ્ત થયેલો ચદ્ર પ્રાણીઓને શી રીતે પ્રીતિ ઉપજાવી શકે? [૧૦] હાય! મારો ભાઈ લક્ષ્મણ આજે રણભૂમિમા લાગો થઈ સૂઈ રહ્યો છે! હવે મારે યુદ્ધ કરવાનુ કે જીવવાનુ કાઈ પણ પ્રયોજન રહ્યુ નથી [૧૧] ઓ વાનરો! અત્યત કાંતિવાળો લક્ષ્મણ જેમ મારી પાછળ વનમા આવ્યો, તેમ હુ પણ આજે તેની પાછળ પરલોકમા જઈશ [૧૨] અરેરે, જેને પોતાના બધુજનો ઘણા જ પ્રિય હતા અને જે નિરતર મને અનુકૂળ વર્તતો હતો, તેને કપટથી યુદ્ધ કરનારા રાક્ષસોએ આવી અતિમ દશામા આણી મૂક્યો છે! [૧૩] અરે, હાય! ઓ વાનરો! દેશે દેશમા સ્ત્રીઓ મળે છે તેમ જ ઇષ્ટ મિત્રો પણ મળી આવે છે, પરતુ સહોદર ભાઈ મળે એવો એકે દેશ મારા જોવામા આવતો નથી [૧૪] હે શૂરવીર કપિઓ! લક્ષ્મણ વિના હવે મારે રાજ્યનુ પણ શુ પ્રયોજન છે? અરેરે પુત્ર પર પ્રેમવાળા માતાજી સુમિત્રાને

હું શો ઉત્તર આપીશ?૧૫ સુમિત્રા મને ઠપકો આપશે તેને હું કેમ સાંખી શકીશ? વળી માતાજી કૌશલ્યા, કૈકેયી, ભરત તેમ જ શત્રુઘ્નને પણ હું શું કહીશ? અરે, તેઓ પૂછશે: 'તું લક્ષ્મણની સાથે વનમાં ગયો હતો અને એકલો કેમ આવ્યો?' ત્યારે મારે તેઓને શો જવાબ આપવો?૧૬,૧૭ હું તેઓને લક્ષ્મણના મરણના સમાચાર કહીશ, તો તેઓ મારી નિંદા કરશે અને તે મારે સાંભળવી પડશે! અરે, તે કરતાં તો અહીં મરણ પામવું એ જ શ્રેયસ્કર છે. અરેરે, મેં પૂર્વજન્મમાં શાં પાપ કર્યાં હશે કે જે દોષથી મારો ધર્માત્મા ભાઈ આજે મારી આગળ રણમાં પડ્યા છે! હા, પ્રિય ભાઈ! હા, શૂરવીરોમાં અગ્રણી! હા, મારા વહાલા બંધુ! તું મને ત્યજીને એકલો જ પરલોકમાં કેમ જાય છે? હે ભાઈ! હું આટઆટલો વિલાપ કરું છું, છતાં તું મારી સાથે કેમ બોલતો નથી?૧૮-૨૦ હે મહાબાહુ! પર્વત અને વન વગેરે સ્થળોમાં ફરતી વેળા હું જ્યારે જ્યારે શોકયુક્ત થતો, ત્યારે ત્યારે તું મારું આશ્વાસન કરતો હતો; પરંતુ આજે તું કેમ આમ સૂઈ રહ્યા છે? હે ભાઈ! ઊઠ અને મારી દીન અવસ્થાને જો.'

શોકથી આકુળવ્યાકુળ થયેલા અને વિલાપ કરતા રઘુવીરનું આશ્વાસન કરી સુષેણે કહ્યું: 'હે નરશાર્દૂલ! તમે વિકળતાને આણનારી આ શોકબુદ્ધિનો ત્યાગ કરો. શોકને ઉત્પન્ન કરનારી ચિંતા સંગ્રામ વિષે વાગતા બાણના જેવી જ પીડા કરનારી છે; માટે તેનો ત્યાગ કરો અને ધૈર્ય કરો. લક્ષ્મીને વધારનાર લક્ષ્મણ મરણ પામ્યા નથી. જુઓ, તેમની મુખકળામાં જરા પણ વિકાર થયો નથી, તેમ જ તેમની કાંતિ પણ શ્યામ પડી નથી. જુઓ, જુઓ, લક્ષ્મણનું મુખ પ્રથમના જેવું જ કાંતિવાળું અને પ્રસન્ન દેખાય છે;૨૧-૨૫ તેમ જ તેમની હથેળીઓ કમળપત્ર સમાન લાલ અને નેત્ર પણ પ્રફુલ્લિત જણાય છે. હે રાજપુત્ર! મરણ પામેલા મનુષ્યનું રૂપ આવું રહેતું જ નથી.૨૬ માટે હે શૂરવીર! તમે વિષાદ ન કરો. શત્રુદમન લક્ષ્મણ હજી જીવે છે. જોકે લક્ષ્મણ મૂર્છિત થઈ પૃથ્વી પર પડ્યા છે, તોપણ શ્વાસોચ્છ્વાસને લીધે વારંવાર કંપતું હૃદય સાબિતી આપે છે કે, લક્ષ્મણ હજી જીવે છે.'

રઘુવીરનું આશ્વાસન કરીને અત્યંત બુદ્ધિમાન સુષેણે હનુમાનને કહ્યું: 'હે સૌમ્ય! પૂર્વે જાંબવાને તને જે ઔષધિપર્વત બતાવેલો છે, ત્યાં તું સત્વર જા અને તે પર્વતના દક્ષિણ શિખર પર થનારી દિવ્ય ઔષધિ અહીં લઈ આવ.૨૭-૨૯ હે વીર! (ત્યાં થતી વિશલ્યકરણી, સંધાની, સાવર્ણ્યકરણી તથા સંજીવની) એ ચારે ઔષધિઓને તું લક્ષ્મણને સાવધ કરવા માટે શીઘ્ર લઈ આવ.'

સુષેણનું વચન સાંભળી કપિવર હનુમાન ત્યાંથી તુરત જ ઊડ્યા અને પૂર્વોક્ત ઔષધિપ્રસ્થ પર્વત પર ગયો; પરંતુ પોતે ઔષધિને નહિ ઓળખી શકવાથી ચિંતામાં પડી ગયો. થોડીક વારે તેને વિચાર આવ્યો કે, 'સુષેણે કહેલું શિખર તે આ જ છે અને સુખ આપનારી દિવ્ય ઔષધિ આમાં જ ઉત્પન્ન થાય છે એમ હું ધારું છું; પણ જો હું વિશલ્યકરણી વગેરે ઔષધિ લીધા વિના કે જાણ્યાબૂઝ્યા વિના ગમે તે ઔષધિ લઈને જઈશ, તો મારી મૂર્ખતા ગણાશે અને જો ઔષધિ ખોળવામાં વિચાર કરવા રહીશ, તો ઘણો સમય વ્યતીત થવાથી લક્ષ્મણનું મરણ થશે; માટે આખું આ પર્વતશિખર જ ઉપાડી જાઉં, એ જ ઉત્તમ છે.' એમ વિચારી પર્વત પાસે જઈ કપિશ્રેષ્ઠ હનુમાને પ્રફુલ્લિત વૃક્ષોવાળા શિખરને ત્રણ વાર હચમચાવીને ઉખાડી નાખ્યું અને પછી જળભરેલા શ્યામ મેઘ સરખા એ પર્વતશિખરને બન્ને હાથમાં ગ્રહણ કરીને તે ત્યાંથી ઊડ્યો. અત્યંત વેગથી ગતિ કરતો કપિવર હનુમાન જ્યાં રામચંદ્ર વગેરે હતા ત્યાં આવી પહોંચ્યો અને પર્વતશિખરને પૃથ્વી પર મૂકીને તથા થોડી વિશ્રાંતિ લઈને તેણે સુષેણને કહ્યું: 'હે વાનરપુંગવ! હું ઔષધિને ઓળખી શક્યો નહિ; એથી આખું પર્વતશિખર

જ ઉપાડી લાવ્યો છુ ૩૦-૪૦

હનુમાનનુ કથન સાભળી સુષેણે તેને ધન્ય વાદ આપ્યો અને પર્વતશિખરમાથી ઔષધિ શોધી કાઢી ૪૧ દેવોથી પણ ન થઈ શકે એવુ હનુમાનનુ અદ્ભુત કર્મ જોઈને સર્વ વાનરો વિસ્મિત થયા પછી અત્યત કાતિવાળા સુષેણે તે ઔષધિને કચરી તેનો રસ લક્ષ્મણની નાસિકામા રેડ્યો ઔષધિની ગધ જતા જ જેના શરીરમા બાણો વાગેલા હતા એવા શત્રુદમન લક્ષ્મણ તત્ક્ષણ પીડારહિત થઈ બેઠા થયા ૪૨-૪૪

લક્ષ્મણને સાવધ થઈ બેઠેલા જોઈ અત્યત પ્રસન્ન થયેલા વાનરો 'બહુ સારુ થયુ, બહુ સારુ થયુ, એમ બોલી લક્ષ્મણની પ્રશસા કરવા લાગ્યા શ્રીમાન રામચદ્ર પણ ભાઈ આમ આવ, આમ આવ,' એમ કહીને લક્ષ્મણને ગાઢ આલિંગન આપ્યુ એ વેળા તેમના નેત્રોમા પ્રેમના આસુ ભરાઈ આવ્યા પછી રઘુવીરે લક્ષ્મણ પ્રત્યે કહ્યુ 'હે વીર! મારા સદ્ભાગ્ય કે આજે મે તને મરણમાથી પાછો ઊઠેલો જોયો હે ભાઈ! તારા વિના મારે જય મેળવવાનુ, સીતાનુ કે મારા જીવિતનુ પણ કાઈ પ્રયોજન નથી તુ આ લોકમા ન હોય તો પછી મારે જીવવાનુ શુ કારણ રહે? ૪૫-૪૮

મહાત્મા રામચદ્રના ઉપર્યુક્ત વચન સાભળી વિષાદ પામેલા લક્ષ્મણે ગદ્ગદ કઠે કહ્યુ ૪૯ 'હે સત્યપરાક્રમવાળા આર્ય! રાવણને હણવાની પ્રતિજ્ઞા કર્યા પછી તમારે આમ નિર્માલ્ય અને હલકા પુરુષની પેઠે બોલવુ યોગ્ય નથી ૫૦ સત્યવાદી પુરુષો પોતાની પ્રતિજ્ઞા કદી વ્યર્થ થવા દેતા નથી પોતે કરેલી પ્રતિજ્ઞાને પાળવી એ જ મહત્ત્વનુ લક્ષણ છે ૫૧ હે અનઘ! મારે માટે તમોએ નિરાશ થવુ યોગ્ય નથી હવે તમે સજ્જ થાઓ અને રાવણનો વધ કરી પોતાની પ્રતિજ્ઞાનુ પાલન કરો હે રઘુવીર! જેમ તીક્ષ્ણ દાઢવાળા અને ગર્જના કરતા સિંહ આગળથી હાથી જીવતો જતો નથી, તેમ તમારા બાણોની ચોટમા આવેલો રાવણ હવે જીવતો જનાર નથી હે વડીલ બધુ! હુ તો ઇચ્છુ છુ કે, સર્વ જગતના ઉપર ઉપકાર કરનારા આ ભગવાન શ્રી સૂર્યનારાયણ અસ્ત ન પામે તે પહેલા દુરાત્મા રાવણનો સત્વર વધ થવો જોઈએ હે આર્ય! હે વીર! જો તમે સગ્રામ વિષે રાવણનો વધ કરી પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવા તેમ જ જનકતનયાને મેળવવા ઇચ્છતા હો, તો તમે આજે સત્વર મારા કહેવા પ્રમાણે કરો ૫૨-૫૫

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાડમા ૧૦૧મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૨મો

### રામ-રાવણનો રણસગ્રામ

लक्ष्मणेन तु तद्वाक्यमुक्तं श्रुत्वा स राघवः ।
सदधे परवीरघ्नो धनुरादाय वीर्यवान् ॥ १ ॥

લક્ષ્મણના વચન સાભળી શત્રુના વીરોને હણનાર રામચદ્ર ધનુષ્ય ગ્રહણ કરીને રાવણની સેના પર ભયકર બાણો મૂકવા માડ્યા આ વેળા રાક્ષસોનો રાજા રાવણ પણ બીજા રથમા બેસીને રાહુ જેમ સૂર્યની સામે આવે, તેમ રામચદ્રની સામે આવી ઊભો રહ્યો અને મેઘ જેમ પર્વત ઉપર જળધારા વરસાવે તેમ રામચદ્ર ઉપર વજ્ર સરખા બાણો વરસાવવા લાગ્યો ૧-૩ રામચદ્ર પણ પ્રજ્વલિત અગ્નિ સરખા તીક્ષ્ણ બાણો રાવણ ઉપર મૂકવા માડ્યા ૪ શ્રીમાન રઘુવીર પૃથ્વી પર ઊભા હતા અને રાવણ રથમા બેઠેલો હતો એ જોઈને દેવો, ગધર્વો અને કિનરો પરસ્પર કહેવા લાગ્યા 'આ યુદ્ધમા સમાનતા જોવામા આવતી નથી, કારણ કે રાવણ રથમા બેસી યુદ્ધ કરે છે અને રામચદ્ર પાળા લડે છે'

દેવ-ગધર્વાદિનુ વચન સાભળી દેવરાજ ઇદ્રે પોતાના સારથિ માતલિને બોલાવી કહ્યુ 'હે સારથિ! તુ મારો રથ જોડી પૃથ્વી પર જ્યા રામચદ્ર ઊભા છે ત્યા જા અને મારી વતી તેમને કહે કે, 'હે રાઘવ! દેવરાજ ઇદ્રે આ રથ તમારે માટે મોકલ્યો છે, માટે તમે તેમા બિરાજી યુદ્ધ કરો' હે માતલિ! આટલુ કાર્ય

કરી તુ દેવોનુ મહાન હિત કર.' દેવરાજ ઇદ્રની આજ્ઞા થતા જ માતલિએ પ્રણામ કરી કહ્યુ - 'હે દેવેંદ્ર! હુ આપની આજ્ઞા પ્રમાણે રથ જોડી સત્વર રામચદ્રની પાસે જઈશ અને તેમનો સારથિ થઈને યુદ્ધમા રથ હાકીશ'

પછી માતલિએ સુવર્ણના સાજવાળા લીલા વર્ણના અશ્વો જોડી રથ તૈયાર કર્યો એ રથ સુવર્ણથી મઢેલો, સેકડો ઘટડીઓથી શોભતો, મધ્યાહનકાળના સૂર્ય સમાન ઝળહળતો, વડૂર્ય થી જડેલા ઊટડાવાળો, સુવર્ણદંડ પર ફરફતી ધજાવાળો અને સુવર્ણની દાડીવાળા શ્વેત ચામરોથી અલકૃત હતો પછી દેવરાજ ઇદ્રની આજ્ઞા પામેલો માતલિ હાથમા ચાબુક લઈને રથ પર બેઠો અને અતરિક્ષમાથી નીચે ઊતરી રામચદ્ર પાસે આવી હાથ જોડી બોલ્યો 'હે શત્રુદમન! હે અત્યત પરાક્રમવાળા! હે રામ ચદ્ર! તમારો વિજય થવા માટે દેવરાજ ઇદ્રે આ રથ મોકલાવ્યો છે,[૫-૧૪] અને તેની સાથે પોતાનુ મોટુ ધનુષ્ય અગ્નિ સરખુ પ્રકાશતુ કવચ, સૂર્ય સમાન ચળકતા બાણો તથા નિર્મળ શક્તિ પણ મોકલાવી છે માટે હે વીર! હે દેવ! હુ તમારો સારથિ થાઉ છુ તમે રથમા વિરાજી ઇદ્ર જેમ દાનવોનો નાશ કરે છે, તેમ રાવણનો નાશ કરો[૧૫,૧૬]

માતલિના વચન સાભળી રથની પ્રદક્ષિણા કરી તથા તેને નમન કરીને શ્રીમાન રામચદ્ર તેમા વિરાજ્યા એ વેળા પોતાની કાતિથી તણે લોકને તે શોભાવતા હતા[૧૭] હવે સામસામા રથમા બેઠેલા મહાબાહુ રામચદ્ર અને રાક્ષસરાજ રાવણનુ જોનારને રોમાચિત કરી દે એવુ અદ્ભુત યુદ્ધ થવા લાગ્યુ ઉત્તમ અસ્ત્રવિદ્યા જાણનારા રઘુવીરે રાવણના ગાધર્વાસ્ત્રને ગાધર્વાસ્ત્રથી અને દેવાસ્ત્રને દેવાસ્ત્રથી કાપી નાખ્યા, ત્યારે અત્યંત ક્રુદ્ધ થયેલા રાવણે ભયંકર સર્પાસ્ત્ર મૂક્યુ એ વેળા રાવણના ધનુષ્યમાથી નીકળતા સુવર્ણભૂષિત બાણો ઝેરી સર્પનુ રૂપ લઈને રામ ચદ્રની ઉપર જવા લાગ્યા. પહોળા મુખવાળા અને અગ્નિજ્વાળાનુ વમન કરતાં એ સર્પાસ્ત્ર બાણો સુસવાટા કરતા રઘુવીર પર છૂટયા.[૧૮-૨૨] પ્રકાશિત અગ્નિવાળા અને વાસુકિ નાગ સરખા ઝેરી સર્પાસ્ત્ર બાણોથી સઘળી દિશાઓ ઢકાઈ ગઈ

એ પ્રમાણે સંગ્રામમાં જ્યાંત્યાં સર્પરૂપ બાણોને જોઈને શ્રીમાન રામચદ્ર સર્પોનો નાશ થાય એવુ ભયકર ગરુડાસ્ત્ર મૂક્યુ[૨૩,૨૪] તરત જ રામચદ્રના ધનુષ્યમાથી છૂટેલા અગ્નિ સરખી કાતિવાળા સુવર્ણમય અનેક બાણો ગરુડરૂપે થઈ સર્પોનુ ભક્ષણ કરતા ઊડવા લાગ્યા ઇચ્છિત રૂપ વરનારા રામના બાણોએ ગરુડરૂપે વિચરીને રાવણના સર્પરૂપ સઘળા બાણોનો નાશ કર્યો[૨૫,૨૬]

સર્પાસ્ત્ર નિષ્ફળ થયુ, ત્યારે કોપાયમાન થયેલા રાવણે રામચદ્ર ઉપર ભયકર શરવૃષ્ટિ કરવા માડી.[૨૭] તેણે એકસામટા રામચદ્રને હજાર બાણો માર્યા અને બીજા અનેક બાણો મૂકી સારથિશ્રેષ્ઠ માતલિને પણ વીધ્યો. વળી તેણે એક પ્રચડ બાણ મારીને ઇદ્રના રથનો સુવર્ણ ધ્વજ કાપી નાખ્યો તથા ઘણા બાણો મૂકી અશ્વોને પણ પીડિત કર્યા.[૨૮]

રાવણના બાણોથી રામચદ્રને પીડિત થયેલા જોઈને દેવ, ગધર્વ, ચારણ, સિદ્ધ, ઋષિ, દાનવ તથા વિભીષણ સહિત સુગ્રીવાદિ વાનરો અત્યત વિષાદયુક્ત થયા.[૨૯] રામરૂપી ચદ્રને રાવણરૂપી રાહુએ ગ્રસવા માડ્યો ત્યારે પ્રજાનુ અકલ્યાણ કરનારા 'બુધ' નામના ગ્રહે ચદ્રની પ્રિયા રોહિણી નક્ષત્ર કે જેના દેવતા પ્રજાપતિ છે તેનુ આક્રમણ કર્યુ સમુદ્ર પણ જાણે પ્રજ્વલિત થયો હોય એમ તેમાથી ધુમાડા સહિત તરગોની જ્વાળા નીકળવા લાગી અને સૂર્યને સ્પર્શ કરે એટલે ઊચે તેના મોજા ઊછળવા લાગ્યા સૂર્ય પણ મદ કિરણોવાળો, કઠોર અને ધૂમકેતુની છાયામા આવ્યા જેવો થઈ ગયો અને તેમા કાળા ધાબા દેખાવા લાગ્યા, તેમ જ કબધનુ ચિહ્ન

ચંદ્રના સઘળા બાણોને બાળી ભસ્મ કરી નાખ્યા. આકાશમા ઊડતા પોતાના સઘળાં બાણો રાવણના ત્રિશૂળનો સ્પર્શ થતા જ ભસ્મીભૂત થઈ ગયા, ત્યારે રામચંદ્રના ક્રોધનો પાર રહ્યો નહિ. તુરત જ તેમણે માતલિએ રથ સાથે આણેલી ઇદ્રની શક્તિ લીધી અને તેને વેગથી ઉપાડી રાવણના ત્રિશૂળ ઉપર ફેંકી એ વેળા આઠ ઘટાઓના નાદવાળી અને પ્રલયકાળની પ્રકાશિત ઉલ્કા સરખી એ શક્તિએ ગગનમડળને પ્રકાશમાન કરી મૂકયુ. રામચદ્રે મૂકેલી શક્તિનો પ્રહાર થતા જ રાવણનુ ત્રિશૂળ નિસ્તેજ થઈ ભાગીને પૃથ્વી પર પડયુ. પછી અત્યત સાવધાન થઈને રઘુવીરે સીધી ગતિ કરનારા તીક્ષ્ણ બાણો વડે રાવણના અશ્વોને વીંધી નાખ્યા, તેમ જ તેની છાતી પણ વીંધી નાખી તથા ત્રણ બાણો વડે તેનુ લલાટ ફોડી નાખ્યુ. એ સમયે રામચંદ્રના બાણોથી ભેદાઈ ગયેલા જેના સઘળા અગોમાથી રુધિર સ્રવતુ હતુ એવો અને રાક્ષસ સૈન્યમા ઊભેલો રાવણ પ્રફુલ્લિત અશોકવૃક્ષના સરખો શોભતો હતો રામબાણથી જેના સઘળા ગાત્રો ઘણા જ વીંધાઈ ગયા હતા તથા જેનુ આખુ શરીર રુધિરથી વ્યાપ્ત થઈ ગયુ હતું એવો રાક્ષસાધિપતિ રાવણ એ વેળા અત્યત ખેદ પામ્યો ને તેના ક્રોધનો પાર રહ્યો નહિ.[૬૨–૭૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૧૦૨મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૩ મો

### રામ-રાવણનો રણસંગ્રામ-રાવણ પ્રતિ રામચંદ્રના તિરસ્કારવચનો-રાવણનુ મૂર્છિત થવું

स तु तेन तदा क्रोधात्काकुत्स्थेनार्दितो मृधम् ।
रावणः समरश्लाघी महाक्रोधमुपागतम् ॥ १ ॥

ક્રોધ પામેલા રામચદ્રે યુદ્ધમા ઉત્સાહવાળા રાવણને અત્યંત પીડિત કર્યો, ત્યારે તે અત્યત કોપાયમાન થયો. ક્રોધને લીધે ફાટેલી આંખોવાળો રાવણ પોતાનુ ધનુષ્ય ખેંચીને રામચંદ્રને પીડવા લાગ્યો. જેમ મેઘ જળવૃષ્ટિથી નાના તળાવને ભરી નાખે છે, તેમ રાવણે અખડિત બાણવૃષ્ટિથી રઘુવીરને ભરી નાખ્યા, છતાં જેમ જળની ધારાઓથી પર્વત જરા પણ ચલાયમાન થતો નથી, તેમ રાવણની બાણવૃષ્ટિથી રામચંદ્ર જરા પણ ચલાયમાન થયા નહિ. સગ્રામમા અડગ થઈ ઊભેલા રઘુવીરે પોતાના બાણોથી રાવણના ઘણા બાણોનુ નિવારણ કર્યું અને સૂર્યના તડકામા ઊભેલો મનુષ્ય જેમ તેના કિરણોને સહન કરે છે, તેમ રાવણના કેટલાક બાણોને સહન પણ કર્યાં. પછી ક્રોધ પામેલા રાક્ષસરાજ રાવણે પોતાની કુશળતાથી એકી વખતે રામચંદ્રની છાતીમા હજારો બાણો માર્યા.[૧-૬] એ બાણો વાગવાથી લોહીલુહાણ થયેલા રઘુવીર વન વિષે પ્રફુલ્લિત થયેલા મોટા ખાખરાના વૃક્ષ સરખા દેખાવા લાગ્યા રાવણના બાણો વાગવાથી અતિશય કોપેલા રામચદ્ર પણ તેના ઉપર પ્રલય કાળના સરખા તેજસ્વી બાણોથી પ્રહાર કરવા માડયો એકબીજા પર ઘણા જ ક્રોધે ભરાયેલા રામ અને રાવણ બાણજાળથી અધકાર છવાઈ જવાને લીધે એકબીજાને દેખી શકતા પણ ન હતા

પછી ક્રોધ પામેલા રામચદ્ર જરાક હસીને રાવણ પ્રત્યે કઠોર વચન કહેવા માડયા 'હે રાક્ષસોમા નીચ રાવણ ! મારુ બળ જાણ્યા વિના તે ગુપ્ત રીતે એકલી પડેલી મારી પ્રિયા સીતાનુ જનસ્થાનમાથી હરણ કર્યું છે, એથી હુ માનુ છુ કે તારામા કઈ પરાક્રમ નથી. હે દુષ્ટ ! મારાથી વિખૂટી પડેલી અને દડકારણ્યમા રહેવાથી દીન થઈ ગયેલી સીતાનુ બળાત્કારે હરણ કરીને તુ પોતાને શૂરવીર માને છે ! અરે, ધિક્કાર છે તને ! જેનો પતિ પાસે ન હોય એવી એકલી સ્ત્રી ઉપર પોતાનુ શૂરવીરપણુ દાખવનાર હે અધમ ! પરસ્ત્રીનુ હરણ કરવારૂપ નિંદ્ય અને બીકણના

જેવું કર્મ કરીને તું પોતાને શૂરવીર માને છે!! ઓ દુષ્ટ! તને ધિક્કાર છે! હે યમની મર્યાદા તોડનારા! હે નિર્લજ્જ! હે સદા ચરણભ્રષ્ટ! ગર્વને લીધે તું પોતેજ પોતાનું મોત વહોરીને પોતાને શૂરવીર ગણાવે છે! ધિક્કાર છે તને!! હે રાવણ! ઘણા બળવાળો, શૂરવીર અને કુબેરનો ભાઈ થઈને તેં આ સીતાહરણરૂપી પ્રશંસનીય (?) અને યશની વૃદ્ધિ કરે એવું (?) કાર્ય કર્યું છે! વાહ રે વાહ, ધન્ય છે તને (!). તેં પોતાના બળ–પરાક્રમના ગર્વને વશ થઈને નિંદાપાત્ર અને આ લોક તેમજ પરલોકમાં અહિત કરનારું કર્મ કર્યું છે, તેનું ફળ તને આજેજ મળશે.[૭–૧૬] હે દુર્મતિ! તું પોતાને શૂરવીર માને છે, પરંતુ ચોરની પેઠે સીતાને હરી લાવવા છતાં તને જરાયે લાજ કેમ આવતી નથી?[૧૭] ઓ અધર્મી! જો મારા દેખતાં તેં સીતા સામે આડી નજર પણ કરી હોત, તો તેજ વેળા મારા બાણોથી હણાઈને તું તારા ભાઈ ખરને મળવા જાત.[૧૮] હે મંદ બુદ્ધિવાળા! આજે તું મારી દૃષ્ટિએ પડ્યા એ બહુ સારું થયું, હું તને મારા બાણોથી હણીને આજેજ યમલોકમાં પહોંચતો કરીશ.[૧૯] આજે મારા બાણોથી કપાઈને રણભૂમિની રેતીમાં પડેલા દેદીપ્યમાન કુંડળવાળા તારા મસ્તકને માંસાહારી પ્રાણીઓ આમતેમ ખેંચશે. વળી હે રાવણ! મારા બાણો વાગવાથી ગતપ્રાણ થઈને તું જ્યારે પૃથ્વી પર પડીશ, ત્યારે ગીધ વગેરે હજારો પ્રાણીઓ તારી છાતી પર તૂટી પડશે અને વાગેલા બાણોના ઘાવમાંથી નીકળતું રુધિર પીને તૃપ્ત થશે. તેમજ ગરુડ જેમ સર્પને ખેંચે, તેમ તે પક્ષીઓ તારા આંતરડાંને ખેંચશે.[૨૦–૨૨]

એ પ્રમાણે કહી શત્રુદમન રઘુવીરે પાસે રહેલા રાવણ ઉપર બાણવૃષ્ટિ કરવા માંડી. સંગ્રામમાં શત્રુનો વધ કરવા ઇચ્છતા રામચંદ્રના બળ, વીર્ય અને ઉત્સાહ એ વેળા ઘણાંજ વૃદ્ધિ પામ્યાં. તેમનું અસ્ત્રબળ અને હાથોની ચપળતા પણ વધી પડી અને તેમની આગળ સઘળાં અસ્ત્રો પ્રકટ થયાં. 'પોતાને માટે આ સઘળાં શુભ શુકન થાય છે' એમ જાણી શ્રીમાન રામચંદ્ર રાવણને અત્યંત પીડવા લાગ્યા.[૨૩–૨૫] એક બાજુ વાનરોએ ફેંકેલાં વૃક્ષો તથા શિલાઓની વૃષ્ટિથી તથા બીજી બાજુથી રઘુવીરની બાણવૃષ્ટિથી રાવણ ઘણોજ ગભરાઈ ગયો. ગભરાટને લીધે રાવણ કંઈ પણ પરાક્રમ કરી શકતો નહોતો. તે પોતાના ભાથામાંથી બાણ લઈ શકતો ન હતો તેમજ ધનુષ્ય પણ ખેંચી શકતો ન હતો, ત્યારે રામચંદ્ર પણ તેના પર પ્રહાર કરતા ન હતા.[૨૬–૨૮] રાવણને મૂર્છા આવ્યા પહેલાંજ રામચંદ્રે જે જે શસ્ત્રાસ્ત્રો માર્યાં હતાં, તે તે સઘળાં તેનું મરણ આણે તેવાંજ હતાં, જેથી રાવણ અંતિમ અવસ્થામાં આવી પડ્યો.[૨૯] પોતાના સ્વામીની એવી સ્થિતિ જોઈને સારથિએ જરા પણ ન ગભરાતાં રાવણના રથને ધીમેથી પાછો ફેરવ્યો અને રણભૂમિમાંથી દૂર લઈ જઈ ઊભો રાખ્યો. રાવણને મૂર્છિત થઈ પડેલો જોઈને તેનો સારથિ ભયને લીધે મેઘ સમાન ગડગડાટવાળા તેના રથને તરતજ પાછો વાળી સમરભૂમિમાંથી દૂર હાંકી ગયો.[૩૦,૩૧]

ઇતિ શ્રીમદ્વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૦૩મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૪મો.

રામ–રાવણનો રણસંગ્રામ–બળગર્વિત રાવણનો સારથિ ઉપર કોપ

स तु मोहात्सुसंक्रुद्धः कृतान्तबलचोदितः ।
क्रोधसंरक्तनयनो रावणः सूतमब्रवीत् ॥ १ ॥

જ્યારે રાવણની મૂર્છા વળી, ત્યારે કાળબળથી પ્રેરાયેલા તેણે વગર વિચાર્યે ક્રોધને લીધે લાલ નેત્ર કરી પોતાના સારથિને કહ્યું.[૧] 'હે દુર્બુદ્ધિ! શું તું મને વીર્યહીન, અશક્ત, પુરુષાર્થ વિનાનો, ભીરુ, ક્ષુદ્ર, નિર્બળ, તેજ અને માયાથી રહિત તથા અસ્ત્રવિદ્યા વગરનો

સમજે છે, જેથી મારી અવજ્ઞા કરીને તું તારી ઇચ્છામાં આવે તેમ વર્તે છે ? અરે દુષ્ટ ! મારો અભિપ્રાય જાણ્યા સિવાય તું મારું અપમાન કરીને મારા શત્રુની આગળથી રથને અહીં શા માટે લઈ આવ્યો ?[૨-૪] હે અનાર્ય ! આજે મારા રથને રણમાંથી પાછો વાળીને તેં ઘણા કાળથી મેળવેલાં મારાં યશ, વીર્ય, તેજ તથા લોકોના મારા પરના વિશ્વાસને બટ્ટો લગાડ્યો છે ![૫] હું નિરંતર યુદ્ધમાં પ્રીતિ ધરાવું છું, તેમ છતાં પ્રખ્યાત પરાક્રમવાળા અને શૌર્યબળથી પ્રસન્ન કરવા યોગ્ય મારા શત્રુના દેખતાં તેં મારો રથ પાછો વાળીને મને બીરુ-બીકણની પંક્તિમાં ખપાવ્યો છે ![૬] હે દુર્મતિ ! હજી પણ જો તું મોહને લીધે કિંવા હઠને લીધે મારા રથને સત્વર શત્રુની સામે નહિ લઈ જાય, તો 'તું શત્રુને મળેલો છે,' એ મારા તર્કને હું સત્ય માનીશ. હે સારથિ ! તેં આજે મારા શત્રુની ગરજ સારી છે; કેમ કે હિત ઇચ્છનારો સુહૃજ્જન કદી પણ આવું કર્મ કરે નહિ.[૭-૮] જો તું ઘણા સમય સુધી મારી પાસે રહેલો હોય અને મારા ઉપકાર તને સાંભરતા હોય, તો મારો શત્રુ રામ રણમાંથી પાછો વળે નહિ, તે પહેલા તું મારા રથને સત્વર તેની સામે લઈ જા.[૯]

બુદ્ધિહીન થયેલા રાવણે પોતાનુ હિત ચાહનારા સારથિને કઠોર વચન કહ્યાં, ત્યારે સારથિએ તેનું હિત થાય તેવાં વાક્યો કહેવા માંડ્યા :[૧૦] 'હે રાજન્ ! હું કોઈથી ભય પામલો નથી. હું મૂર્ખ નથી, શત્રુની સાથે મળી ગયેલો નથી. આળસુ થયેલો નથી, તમારા પર અપ્રીતિવાળો નથી તેમ જ તમારા ઉપકારોને ભૂલી પણ ગયેલો નથી; પરંતુ માત્ર તમારું હિત કરવા માટે તથા તમારા યશનુ રક્ષણ કરવા માટે મેં સ્નેહભાવથી 'તમને પ્રિય લાગીશ' એમ માનીને આ કૃત્ય કર્યું છે. છતા તે તમને અપ્રિય ભાસે છે, તો પછી મારાં દુર્ભાગ્ય ! હે મહારાજ ! હું નિરંતર તમારું પ્રિય-હિત કરવામા જ અનુરક્ત રહું છું અને એથી જ મેં આજે આ કર્મ કર્યું છે. માટે કોઈ એક હલકા અનાર્યની પેઠે તમોએ મને દૂષિત ગણવો યોગ્ય નથી. હે રાક્ષસરાજ ! જેમ ચંદ્રોદય થવાથી વૃદ્ધિ પામેલા સમુદ્રના ઉછાળાથી નદીનો પ્રવાહ પાછો વળે છે, તેમ મેં યુદ્ધમાંથી તમારા રથને પાછો વાળ્યો, તેનું કારણ હું તમને કહું છું. ઘણી વાર સુધી યુદ્ધ કરવાથી જ્યારે મેં તમને શ્રમિત થયેલા જોયા અને પરાક્રમ કરવામાં પાછા પડતા જોયા; તેમ જ શત્રુના કરતાં તમારું બળ તથા શક્તિ પણ ઓછાં થયેલાં જોયાં, ત્યારે મેં તમારા રથને પાછો વાળ્યો. વળી ઘણી વાર સુધી રથનું વહન કરવાથી અશ્વો પણ થાકી ગયા હતા અને જેમ અકાળ વૃષ્ટિથી ભિંજાઈને ગાયો અકળાય, તેમ ગરમીથી અકળાઈને તમે દીન થઈ ગયા હતા તેમ જ હાલમાં જે જે શકુનો થાય છે, તે સર્વ પણ આપણને પ્રતિકૂળ હોય એમ મને જણાય છે. હે મહાબાહુ ! દેશ, કાળ, શુભાશુભ, શકુન, રથીનાં ઇંગિત,* દૈન્ય, હર્ષ, ખેદ, સ્થળોનું નીચા-ઊંચાપણું, પૃથ્વીની સમ-વિષમતા, યુદ્ધનો સમય, શત્રુનુ છિદ્ર, રથને ક્યારે શત્રુ આગળ લઈ જવો, ક્યારે પાછો વાળવો, ક્યારે દૃઢ ઊભો રાખવો તેમ જ ક્યારે પલાયન કરવું, એ સર્વ બાબત સારથિએ જાણવી જોઈએ.[૧૧-૨૦] હે મહારાજ ! આપનો આ સારથિ સઘળી બાબતોને જાણે છે; તેથી જ મેં આપને તથા આપના અશ્વોને વિશ્રામ મળે અને આપનો ખેદ દૂર થાય એટલા માટે જ રથને પાછો વાળવારૂપી દેશ-કાળને યોગ્ય કાર્ય કર્યું છે, તેમાં આપને દૂષણ લગાડવા જેવું કાંઈ જ નથી.[૨૧] હે વીર સ્વામિન્ ! મેં જે કાંઈ કર્યું છે, તે સ્વામી પરના સ્નેહભાવને વશ થઈને જ કર્યું છે; કાંઇ સ્વેચ્છાથી જ રથને પાછો વાળ્યો નથી.[૨૨] હે શત્રુદમન ! હવે આપ મને જેવી આજ્ઞા કરશો તે પ્રમાણે હું મારા ખરા અંતઃકરણથી કરીશ.'[૨૩]

* ઇંગિત-મનના સઘળા વિચારોનું ચહેરા કે શરીર ઉપરથી સમજી જવું તે.

સારથિનાં વચન સાંભળી સંતુષ્ટ થયેલા યુદ્ધના લોભી રાવણે તેનાં વખાણ કરીને કહ્યું : 'હે સૂત! તું મારા રથને સત્વર રામની સામે લઈ જા; કારણ કે આજે હું શત્રુને માર્યા વિના પાછો વળવાનો નથી.' એટલું કહીને રથમાં બેઠાં બેઠાં જ રાવણે પોતાના સારથિને એક સોનાનુ કડું પારિતોષિક તરીકે આપ્યુ. રાવણની આજ્ઞા પામેલા સારથિએ સત્વર રથના અશ્વોને રણભૂમિ તરફ હાંકયા અને ક્ષણવારમાં જ રાવણના રથને સેનાને મોખરે રામચંદ્રની સામે લાવીને ખડો કર્યો.[24-27]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૦૪મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૫મો

### અગસ્ત્ય ઋષિએ રામને આપેલો પરાક્રમમંત્ર-આદિત્યહૃદય

ततो युद्धपरिश्रान्तं समरे चिन्तया स्थितम्।
रावणं चाग्रतो दृष्ट्वा युद्धाय समुपस्थितम् ॥ १ ॥

મહાસમર્થ રાક્ષસેંદ્ર રાવણ પુનઃ યુદ્ધ કરવા આવીને ઊભો રહ્યો, ત્યારે રામચંદ્ર ચિંતાતુર થઈ ગયા; કારણ કે તે યુદ્ધ કરીને શ્રમિત થયેલા હતા. એ વેળા દેવલોકોની સાથે ભગવાન શ્રીઅગસ્ત્ય મુનિ યુદ્ધ જોવા અર્થે આવેલા હતા. તેમણે રામચંદ્રની ચિંતાતુર અવસ્થા જોઇ તેમની પાસે આવી કહેવા માંડ્યું :[1,2]

×'હે રામ! હે રામ! હે મહાબાહુ! હું તમને એક સનાતન ગુહ્ય કહું છું તે તમે સાંભળો. હે વત્સ! એથી તમે સંગ્રામમાં સર્વ શત્રુઓને

एष ब्रह्मा च विष्णुश्च शिवः स्कन्दः प्रजापतिः ।
महेन्द्रो धनदः कालो यमः सोमो ह्यपाम्पतिः ॥ ८ ॥
पितरो वसवः साध्या अश्विनौ मरुतो मनुः ।
वायुर्वह्निः प्रजाः प्राणः ऋतुकर्ता प्रभाकरः ॥ ९ ॥
आदित्यः सविता सूर्यः खगः पूषा गभस्तिमान् ।
सुवर्णसदृशो भानुर्हिरण्यरेता दिवाकरः ॥ १० ॥
हरिदश्वः सहस्रार्चिः सप्तसप्तिमरीचिमान् ।
तिमिरोन्मथनः शम्भुस्त्वष्टा मार्तण्डकोंऽशुमान् ॥ ११ ॥
हिरण्यगर्भः शिशिरस्तपनोऽहस्करो रविः ।
अग्निगर्भो दितेः पुत्रः शंखः शिशिरनाशनः ॥ १२ ॥
व्योमनाथस्तमोभेदी ऋग्यजुःसामपारगः ।
घनवृष्टिरपां मित्रो विन्ध्यवीथीप्लवंगमः ॥ १३ ॥
आतपी मण्डली मृत्युः पिङ्गलः सर्वतापनः ।
कविर्विश्वो महातेजा रक्तः सर्वभवोद्भवः ॥ १४ ॥
नक्षत्रग्रहताराणामधिपो विश्वभावनः ।
तेजसामपि तेजस्वी द्वादशात्मन् नमोऽस्तु ते ॥ १५ ॥
नमः पूर्वाय गिरये पश्चिमायाद्रये नमः ।
ज्योतिर्गणानां पतये दिनाधिपतये नमः ॥ १६ ॥
जयाय जयभद्राय हर्यश्वाय नमो नमः ।
नमो नमः सहस्रांशो आदित्याय नमो नमः ॥ १७ ॥
नमः उग्राय वीराय सारङ्गाय नमो नमः ।
नमः पद्मप्रबोधाय प्रचण्डाय नमोऽस्तु ते ॥ १८ ॥
ब्रह्मेशानाच्युतेशाय सूरायादित्यवर्चसे ।
भास्वते सर्वभक्षाय रौद्राय वपुषे नमः ॥ १९ ॥
तमोघ्नाय हिमघ्नाय शत्रुघ्नायामितात्मने ।
कृतघ्नघ्नाय देवाय ज्योतिषां पतये नमः ॥ २० ॥
तप्तचामीकराभाय हरये विश्वकर्मणे ।
नमस्तमोऽभिनिघ्नाय रुचये लोकसाक्षिणे ॥ २१ ॥
नाशयत्येष वै भूतं तमेव सृजति प्रभुः ।
पायत्येष तपत्येष वर्षत्येष गभस्तिभिः ॥ २२ ॥
एष सुप्तेषु जागर्ति भूतेषु परिनिष्ठितः ।
एष चैवाग्निहोत्रं च फलं चैवाग्निहोत्रिणाम् ॥ २३ ॥
देवाश्च क्रतवश्चैव क्रतूनां फलमेव च ।
यानि कृत्यानि लोकेषु सर्वेषु परमप्रभुः ॥ २४ ॥
एनमापत्सु कृच्छ्रेषु कान्तारेषु भयेषु च ।
कीर्तयन्पुरुषः कश्चिन्नावसीदति राघव ॥ २५ ॥
पूजयस्वैनमेकाग्रो देवदेवं जगत्पतिम् ।
एतत् त्रिगुणितं जप्त्वा युद्धेषु विजयिष्यसि ॥ २६ ॥
अस्मिन्क्षणे महाबाहो रावणं त्वं हनिष्यसि ।
एवमुक्त्वा ततोऽगस्त्यो जगाम स यथागतम् ॥२७॥

---

×आदित्यहृदयम्

। अगस्त्य उवाच ।

राम राम महाबाहो शृणु गुह्यं सनातनम् ।
येन सर्वानरीन्वत्स समरे विजयिष्यसे ॥ ३ ॥
आदित्यहृदयं पुण्यं सर्वशत्रुविनाशनम् ।
जयावहं जपेन्नित्यमक्षय्यं परमं शिवम् ॥ ४ ॥
सर्वमङ्गलमाङ्गल्यं सर्वपापप्रणाशनम् ।
चिन्ताशोकप्रशमनमायुर्वर्धनमुत्तमम् ॥ ५ ॥
रश्मिमन्तं समुद्यन्तं देवासुरनमस्कृतम् ।
पूजयस्व विवस्वन्तं भास्करं भुवनेश्वरम् ॥ ६ ॥
सर्वदेवात्मको ह्येष तेजस्वी रश्मिभावनः ।
एष देवासुरगणाँल्लोकान्पाति गभस्तिभिः ॥ ७ ॥

જીતી શકશો હે રામ! 'આદિત્યહૃદય' નામનું પવિત્ર સ્તોત્ર સર્વ શત્રુનો વિનાશ કરનારું, વિજય આપનારું અને નિરંતર જપ કરવાથી કૈવલ્ય મુક્તિરૂપ પરમ કલ્યાણ પ્રાપ્ત કરાવનારું છે.[૩,૪] વળી આ સ્તોત્ર ઉત્તમોત્તમ મંગળ આપનારું સર્વ પ્રકારના પાપ, ચિંતા તથા શોકનો નાશ કરનારું અને આયુષ્યની વૃદ્ધિ કરનારું છે અનેક કિરણોવાળા, ઉદય પામનારા, સર્વ ભુવનોના ઈશ્વર તથા દેવ અને અસુરો પણ જેને નમન કરે છે એવા વિવસ્વાન ભાસ્કરનું તમે પૂજન કરો એ સૂર્ય સર્વ દેવોના આત્મારૂપ છે, તેજસ્વી છે, પોતાના કિરણો દ્વારા યોગી પુરુષોને કૈવલ્યની પ્રાપ્તિ કરાવનાર છે તેમ જ પોતાના કિરણો દ્વારા દેવો અને અસુરગણ સહિત સર્વ લોકાનું પાલનપોષણ કરનાર છે[૫–૭] વળી બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સ્કંદ પ્રજાપતિ, ઇંદ્ર, કુબેર, કાળ, યમ સોમ, વરુણ, પિતૃઓ, મરુદ્‌ગણો, સાધ્યો, અશ્વિનીકુમારો, મનુ, વાયુ, અગ્નિ, પ્રજા, પ્રાણ, છએ ઋતુકર્તા, પ્રભાકર, આદિત્ય, સવિતા, સૂર્ય, ખગ, પૂષા, ગભસ્તિમાન, ભાનુ, સુવર્ણ સદૃશ, ભાનુ, હિરણ્યરેતા, દિવાકર,[૮–૧૦] હરિદશ્વ, સહસ્રાર્ચિ, સપ્તસપ્તિ, મરીચિમાન, તિમિરોન્મથન, શંભુ ત્વષ્ટા, માર્તંડ, અંશુમાન,[૧૧] હિરણ્યગર્ભ, શિશિર, તપન, અહસ્કર, રવિ, અગ્નિગર્ભ અદિતિ, પુત્ર, શંખ, શિશિરનાશન,[૧૨] વ્યોમનાથ, તમોભેદી, ઋગ્યજુ સામપારગ, ઘનવૃષ્ટિ, અપામિત્ર, વિંધ્યવીથી પ્લવંગમ,[૧૩] આતપી, મંડલી, મૃત્યુ, પિંગલ, સર્વતાપન, કવિ, વિશ્વ મહાતેજા, રક્ત, સર્વભવોદ્ભવ, નક્ષત્રગ્રહતારાધિપ વિશ્વભાવન, દ્વાદશાત્મન વગેરે નામોવાળા ઉત્તમોત્તમ તેજસ્વી હે આદિત્ય! આપને નમસ્કાર હો પૂર્વગિરિ, પશ્ચિમગિરિ, જ્યોતિર્ગણાધિપતિ, દિનાધિપતિ, જય, જયભદ્ર, હર્યશ્વ, સહસ્રાંશુ, આદિત્ય, ઉગ્ર, વીર, સારંગ, પદ્મપ્રબોધ, પ્રચંડ, બ્રહ્મશાસનચ્યુતેશ, સુર, આદિત્યવર્ચસ, ભાસ્વાન્‌ સર્વભક્ષ, રૌદ્રવપુ, તમઘ્ન, હિમઘ્ન શત્રુઘ્ન, અમિતાત્મન, કૃતઘ્નઘ્ન, દેવ, જ્યોતિ પતિ તપ્તચામીકરાભ, હરિ, વિશ્વકર્મા, તમોભિનિઘ્ન, રુચિ અને લોકસાક્ષી ઇત્યાદિ નામવાળા હે સૂર્ય ભગવાન! આપને વારંવાર નમસ્કાર હો [૧૪–૨૧]

એ સૂર્ય જ સર્વ ભૂત-પ્રાણીઓને સરજે છે, સર્વનો સંહાર કરે છે, સર્વનું પાલન કરે છે, સર્વને તપાવે છે, તેમ જ પોતાના કિરણો દ્વારા જળ વરસાવે છે.[૨૨] એ ભાસ્કર સર્વ ભૂતપ્રાણીઓ શયન કરે છે, તે સમયે તેઓને વિષે અંતર્યામીરૂપે રહીને જાગે છે, એ જ અગ્નિહોત્ર છે અને અગ્નિહોત્રીઓને તેનું ફળ આપનાર પણ તે જ છે દેવો, યજ્ઞો, યજ્ઞોના ફળ અને બીજા પણ સર્વ કર્મોના ફળરૂપ તે સૂર્ય જ છે તથા સર્વ વિશે શ્રેષ્ઠ પણ તે જ છે [૨૩,૨૪]

હે રાઘવ! મોટી આપત્તિમાં, દુઃખમાં કિંવા ભયંકર વનમાં સપડાયેલો પુરુષ–એ ત્રણ જો આ આદિત્યહૃદયનો પાઠ કરે, તો તેમનું દુઃખ દૂર થઈ જાય છે[૨૫] માટે હે રામ! તમે જગતના પતિ અને દેવના દેવ શ્રીસૂર્યનારાયણનું એકાગ્રચિત્ત પૂજન સ્તવન કરો જો આ સ્તોત્રનો ત્રણ વાર પાઠ કરશો, તો યુદ્ધમાં જય મેળવશો અને આ જ ક્ષણે રાવણનો વધ કરી શકશો એટલું કહીને શ્રીમાન અગસ્ત્ય મુનિ પોતે જ્યાંથી આવ્યા હતા તે સ્થાને ચાલ્યા ગયા [૨૬,૨૭] આદિત્યહૃદય સાંભળીને મહાતેજસ્વી રામચંદ્ર શોકરહિત થયા અને તેમણે શુદ્ધચિત્ત તેનો જપ કરવા માંડ્યો[૨૮] પવિત્ર થઈ આચમન કરી તથા સૂર્યની સામું જોઈ ને ઉપર્યુક્ત સ્તોત્રનો તેમણે ત્રણ વાર જપ કર્યો અને પછી પરમ હર્ષને પ્રાપ્ત થઈ પોતાનું ધનુષ્ય ગ્રહણ કર્યું [૨૯] હવે રાવણના સામું જોઈ તેને જીતવા અર્થે રામચંદ્ર તેની સામે આવ્યા અને તેનો વધ કરવા માટે મોટો પ્રયત્ન કરવા લાગ્યા [૩૦]

રામચંદ્રની ભક્તિથી પ્રસન્ન થયેલા અને દેવસમૂહમાં ઊભેલા ભગવાન સૂર્યનારાયણે

પણ હર્ષભેર રામચંદ્રની સામે દૃષ્ટિ કરીને તથા હવે રાવણનો વિનાશકાળ આવી પહોંચ્યો છે' એવું જાણીને, 'હવે તમે રાવણનો વધ કરવા સત્વર તયાર થાઓ' એમ કહ્યું.[૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૦૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૬ મો

### રામ-રાવણનો રણસંગ્રામ-રાવણના વિનાશના ચિહ્નો

सारथिः स रथं हृष्ट परसैन्यप्रधर्षणम् ।
गन्धर्वनगराकार समुच्छ्रतपताकिनम् ॥ १ ॥

હવે હર્ષિત થયેલા રાવણના સારથિએ શત્રુના સૈન્યનો પરાભવ કરે એવો, ગંધર્વ-નગર સરખા આકારવાળો, ઊંચી પતાકાવાળો, સુવર્ણના સાજવાળા અને શ્રેષ્ઠ લક્ષણોવાળા અશ્વો જોડેલો, યુદ્ધના સાહિત્યોથી ભરેલો, ધ્વજા-યુક્ત, જાણે આકાશનો ગ્રાસ કરતો હોય એવો, પૃથ્વીને ગજાવતો, શત્રુના સૈનિકોનો સંહાર કરનારો તેમ જ પોતાના સૈન્યને હર્ષ ઉપજાવે એવો રાવણનો રથ સત્વર સંગ્રામમાં હંકાર્યો. શ્યામ અશ્વો જોડેલા, ભયંકર કાંતિવાળા, મોટા ધ્વજવાળા, ગડગડાટ નાદ કરનારા, વીજળી સરખી ફરકતી પતાકાવાળા, ઇંદ્રધનુષ્ય જેવી શોભાવાળા, જેમ મેઘમાંથી જળધારા છૂટે તેમ જેમાંથી શરધારા છૂટતી હતી એવા, વજ્ર-પ્રહારથી ચિરાતા પર્વત સરખા નાદવાળા અને જાણે સૂર્ય સમાન કાંતિવાળું વિમાન જ હોય, એવા રાવણના મોટા રથને પોતાની સામે આવતો જોઈને શ્રીમાન રામચંદ્ર બીજના ચંદ્ર સરખા પોતાના ધનુષ્યનો ટંકાર કર્યો અને સારથિશ્રેષ્ઠ માતલિને કહ્યું: હે માતલિ! આ સામેથી ક્રોધ પામેલા શત્રુનો રથ દોડ્યો આવે છે તેને તું જો.[૯] અપસવ્ય પ્રદક્ષિણાથી પોતાના રથને પાછો વાળી વેગથી આવતા રાવણે મને મારવાનો નિશ્ચય કર્યો હોય એમ જણાય છે, માટે તું પણ સાવધાન થઈને આપણા રથને તેના રથની સામે લઈ જા. જેમ વાયુ ચઢી આવેલા મેઘનો નાશ કરી નાખે છે, તેમ હું આજે રાવણનો નાશ કરવા ઇચ્છું છું.[૧૦,૧૧] હવે તું જરા પણ ભય નહિ ધરતા આળસ તજીને તથા મન અને નેત્રોને સ્થિર રાખીને તેમ જ હાથમાં લગામ ગ્રહણ કરીને રથને સત્વર હાંક. હે માતલિ! તું ઇંદ્રનો કુશળ સારથિ હોવાથી તને શિખામણ આપવાની કાંઈ જરૂર નથી, પરંતુ હું યુદ્ધના ઉત્સાહવાળો હોવાથી તને સહેજસાજ સૂચના કરું છું, કાંઈ શિખામણ આપતો નથી.'

રામચંદ્રના વચન સાંભળી સંતુષ્ટ થયેલા માતલિએ તે શ્રેષ્ઠ રથને રાવણના મોટા રથની અપસવ્ય પ્રદક્ષિણા થાય તેમ હાંક્યો અને ચક્રથી ઊડેલી રજ વડે રાવણને ઢાંકી નાખ્યો. એ જોઈ રાવણના ક્રોધનો પાર રહ્યો નહિ. તેના લાલચોળ નેત્રો ઊંચા ચઢી ગયા અને તેણે પોતાની સામે આવી ઊભેલા રઘુવીરને બાણવૃષ્ટિથી ઢાંકી દીધા. રાવણના હુમલાથી રોષે ભરાયેલા રામચંદ્ર ધૈર્ય રાખી મોટા વેગ-વાળું ઇંદ્રનું ધનુષ્ય ગ્રહણ કર્યું અને સૂર્ય-કિરણ સરખા તેજસ્વી બાણો ચઢાવ્યા. એ વેળા સામસામા આવેલા મદોન્મત્ત બે સિંહોની પેઠે એકબીજાનો વધ કરવા ઇચ્છતા રામ અને રાવણનું અતિ ભયંકર યુદ્ધ થવા લાગ્યું એ સમયે રાવણનો ક્ષય ઇચ્છનારા દેવો, ગંધર્વો, સિદ્ધો અને ઋષિઓ વગેરે એ બે મહાન રથીઓનું યુદ્ધ જોવા માટે આકાશમાં આવી ઊભા રહ્યા,[૧૨-૧૯] અને રાવણનો નાશ તથા રામચંદ્રનો ઉદય સૂચવનારા રોમાંચિત કરે એવા દારુણ ઉત્પાતો થવા લાગ્યા.[૨૦]

રાવણના રથ ઉપર રુધિરનો વરસાદ પડવા લાગ્યો. ભયંકર વંટોળિયારૂપે વાયુ રાવણની અપસવ્ય પ્રદક્ષિણા કરવા લાગ્યો, આકાશમાં ઊડતા ગીધપક્ષીના ટોળા રાવણના રથની પાછળ પાછળ ભમવા લાગ્યા, દિવસ હોવા છતાં જાસૂદીના પુષ્પ જેવી રાતા વર્ણવાળી સંધ્યાથી ઘેરાયેલા ધનભંડારવાળી લંકાનગરી જાણે એકાએક સળગી ઊઠી હોય એવી દેખાવા

લાગી,[21-23] રાવણનુ અહિત સૂચવનારી મોટા કડાકા કરતી વીજળીઓ રાવણની આગળ પડવા લાગી અને તે જોઈ રાક્ષસો ત્રાસ પામવા લાગ્યા [24] રાવણ જ્યા જ્યા જતો હતો, ત્યા ત્યા ભૂકપ થતો હતો, પ્રહાર કરતા કરતા રાક્ષસોના હાથ બધાઈ જતા હતા, પર્વતમાથી નીકળતી ધાતુઓ જેવા તાબાવર્ણા, પીળા, કાળા અને ધોળા સૂર્યકિરણો રાવણની આગળ પડવા લાગ્યા ગીધ પક્ષીઓના ટોળા સહિત પોતાના મુખમાથી અગ્નિનુ વમન કરતી શિયાળવીઓ રાવણના મુખ સામે જોઈને ક્રૂર શબ્દ કરવા લાગી, વાયુ પ્રતિકૂળ વાવા લાગ્યો સર્વત્ર ઊડતી રજથી રાવણના નેત્ર ભરાઈ ગયા આકાશમા મેઘ નહિ હોવા છતા આખી રાક્ષસસેનામા સર્વત્ર કઠોર ગર્જના કરતી વીજળીઓ પડવા લાગી,[25-29] દશે દિશાઓમા અધકાર વ્યાપ્ત થઈ ગયો, ધૂળ ઊડવાથી આકાશ ઢકાઈ ગયુ,[30] ભયકર ચિચિયારી નાખતી સેકડો સારિકાઓ લડતી લડતી રાવણના રથ પર પડવા લાગી,[31] અને રાવણના અશ્વોની જઘામાથી અગ્નિના તણખા તથા નેત્રમાથી અશ્રુજળ એકીવખતે નીકળવા લાગ્યા એ પ્રમાણે રાવણનો વિનાશ સૂચવનારા અતિભયકર ઘણા ઘણા ઉત્પાતો થવા લાગ્યા, તેમ જ રામચદ્રનો જય સૂચવનારા શુભ શકુનો પણ ચારે બાજુ દેખાવા લાગ્યા [32-34] રામચદ્રનો જય થાય એવા શુભ શકુન જોઈને લક્ષ્મણ વિભીષણ તથા સુગ્રીવાદિ વાનરો અત્યત હર્ષ પામ્યા અને 'હવે રાવણનુ આવી જ બન્યુ' એમ માનવા લાગ્યા શકુનશાસ્ત્રને જાણનારા રામચદ્ર પણ સગ્રામમા પોતાનો વિજય સૂચવનારા શુભ ચિહ્નો થતા જોઈને અત્યત હર્ષયુક્ત થયા અને યુદ્ધ કરવામા વધુ પરાક્રમ દાખવવા લાગ્યા [35,36]

ઇતિ શ્રીમદ્ વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાડમા ૧૦૬ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૦૭ મો

રામ-રાવણનો રણસગ્રામ-અપ્રતિમ યુદ્ધ-
'રામ-રાવણનુ યુદ્ધ તે રામ-રાવણનુ જ યુદ્ધ'

ततः प्रवृत्तं सुक्रूरं रामरावणयोस्तदा ।
सुमहद् द्वैरथं युद्धं सर्वलोकभयावहम् ॥ १ ॥

સર્વ લોકને ભય ઉપજાવે એવુ રામ અને રાવણ બન્ને રથીઓનુ અતિ દારુણ યુદ્ધ શરૂ થયુ [1] એ વેળા રાક્ષસોનુ તથા વાનરોનુ સૈન્ય જોકે હથિયાર ગ્રહણ કરીને ઊભુ હતુ તોપણ તે રામ-રાવણનુ યુદ્ધ જોવાને સ્થિર થઈ રહ્યુ [2] રામ-રાવણને ભયકર રીતે યુદ્ધ કરતા જોઈને સઘળા સૈનિકોનુ ચિત્ત તે તરફ આકર્ષાયુ અને તેઓ આશ્ચર્ય પામી હાથમા નાના પ્રકારના ઉગામેલા આયુધો સાથે સ્થિર થઈ ગયા તેઓ એકબીજા પર પ્રહાર કરી જ શકયા નહિ [3,4] રાક્ષસોનુ સૈન્ય, રાવણ અને વાનરોનુ સૈન્ય રામચદ્રને આશ્ચર્ય ભેર એકીટશે જોતુ ઊભુ હતુ, તેથી એ વેળા એ બન્ને સૈન્યો ચિત્રવત્ દેખાતા હતા [5]

સગ્રામમા શુભાશુભ શકુન થતા જોઈને રામ અને રાવણ ક્રોધ આણીને તથા અચળ નિશ્ચય કરીને નિર્ભયપણે યુદ્ધ કરવા લાગ્યા રામચદ્રે જીતવાનો અને રાવણે મરવાનો નિશ્ચય કરીને યુદ્ધમા પોતાનુ સપૂર્ણ પરાક્રમ દર્શાવવા માડ્યુ રાવણે રામચદ્રનો ધ્વજ છેદવા માટે ઘણા બાણો મૂક્યા પરતુ તે બાણો ધ્વજને નહિ વાગતા રથની સાથે અથડાઈને પૃથ્વી પર પડ્યા [6-9] એ વેળા ક્રોધ પામેલા રામચદ્રે પણ રાવણનો ધ્વજ છેદી નાખવાનો નિશ્ચય કરીને દેદીપ્યમાન કાંતિવાળુ અને સર્પ સરખુ એક ઝેરી બાણ મૂકયુ [10,11] તે તેજસ્વી રઘુવીરે મૂકેલુ બાણ રાવણના ધ્વજને છેદી પૃથ્વીમા પેસી ગયુ [12] ધ્વજને કપાઈ પડેલો જોઈ મહા બળવાન રાવણ તીવ્ર ક્રોધાગ્નિથી ભભૂકી ઊઠ્યો અને જાણે સામાને બાળી ભસ્મ કરતો હોય એમ રામચદ્રના રથ ઉપર બાણવૃષ્ટિ કરવા લાગ્યો [13,14] રાવણે તીક્ષ્ણ બાણોથી રામચદ્રના

રથના અશ્વોને વીંધી નાખ્યા; પરંતુ તે અશ્વો દેવતાઈ હોવાને લીધે જાણે પોતાને પદ્મનાળનો જ પ્રહાર થયો હોય, એમ જરા પણ ગભરાયા નહિ તેમ તલપૂર પણ પાછા હઠ્યા નહિ. એવો પ્રકાર જોઈ વધારે ક્રોધમાં આવેલો રાવણ અસંખ્ય બાણ, ગદા, પરિઘ, ચક્ર, મુસળ, પર્વતશિખર, વૃક્ષ, ત્રિશૂળ તથા ફરસી વગેરે માયારચિત શસ્ત્રાસ્ત્રાની વૃષ્ટિ કરવા લાગ્યો.[૧૫-૧૮] સંગ્રામમાં ભયંકર નાદ કરતી અને સર્વને ત્રાસ ઉપજાવનારી એ શસ્ત્રવૃષ્ટિથી સઘળા સૈનિકો અકળાઈ ગયા.[૧૯] રામચંદ્રના રથને પડતો મૂકી રાવણ વાનરસૈન્ય ઉપર ચોમેરથી શસ્ત્રવૃષ્ટિ કરવા લાગ્યો. એ વેળા તેના બાણોથી આખું આકાશ છવાઈ ગયું.[૨૦] રાવણ મરણિયો થઈ બાણવૃષ્ટિ કર્યે જતો હતો, ત્યારે રામચંદ્રે પણ સ્મિત-પૂર્વક પોતાના ધનુષ્ય પર તીક્ષ્ણ બાણો ચઢાવ્યાં અને એકસામટાં સેંકડો તથા હજારો બાણો છોડવા માંડયા.[૨૧,૨૨] એ જોઈને રાવણે પુનઃ પણ પોતાના બાણોથી આકાશને છાઈ નાખ્યુ. એ વેળા રામ-રાવણના પ્રકાશમાન બાણો એક-બીજાની સાથે ગૂંથાઈ જવાથી જાણે પ્રકાશયુક્ત બીજું આકાશ જ હોય એમ દેખાવા લાગ્યું. રામ-રાવણે છોડેલા બાણો પૈકી એકે બાણ કાર્ય કર્યા વિના નિષ્ફળ જતુ ન હતું. તે બાણો પોત પોતાના કાર્યો બજાવીને પૃથ્વી પર પડતા હતા એ રીતે જમણી-ડાબી બન્ને બાજુએ અખંડિત શસ્ત્રવૃષ્ટિ કરતા રામ-રાવણના બાણોથી આકાશ ખીચોખીચ ભરાઈ ગયું.[૨૩-૨૬] સમય સાધી રામચંદ્ર રાવણના અશ્વોને તથા રાવણ રામચંદ્રના અશ્વોને પ્રહાર કરી સામસામો બદલો વાળતા હતા.[૨૭] અત્યંત ક્રોધમા આ વેળા રામ-રાવણનું રોમાંચિત કરે એવું તુમુલ યુદ્ધ એક મુહૂર્તભર ચાલ્યુ.[૨૮] એ વેળા સમરભૂમિમા રામ-રાવણને યુદ્ધ કરતા જોઈને સર્વ ભૂત-પ્રાણીઓ વિસ્મય પામ્યા. એકબીજાના રથ ઉપર પ્રહાર કરવા, એકબીજા પર ક્રોધે ભરાયેલા અને એકબીજાની સામે દોડતા રામ-રાવણ પરસ્પરનો વધ કરવાના આવેશથી અત્યંત સ્વરૂપવાળા દેખાવા લાગ્યા. એ વખતે બન્નેના સારથિઓ પણ પોતપોતાના રથને ચક્રાકાર, સીધી તેમ જ અવળી-સવળી ગતિએ ફેરવી પોતપોતાનું પ્રાવીણ્ય દર્શાવતા હતા. પરસ્પર બાણો વરસાવી રામ-રાવણ એકબીજાને હઠાવવા પ્રયત્ન કરતા હતા. એ વેળા જેમાથી શરવૃષ્ટિ થતી હતી, એવા બન્નેના રથ જળ વરસાવતા બે મેઘો જ હોય એમ સંગ્રામભૂમિમાં ગર્જતા હતા. એવી રીતે પોતપોતાની અનેક તરેહની થતી નિપુણતા બતાવ્યા પછી પુનઃ બન્નેના રથ સામસામા આવી ઊભા રહ્યા. તેઓના રથની ધૂંસરીની સાથે ધૂંસરી, પતાકાની સાથે પતાકા અને અશ્વોના મુખની સાથે અશ્વોના મુખ અડી રહ્યા, ત્યારે રામચંદ્રે અતિ દેદીપ્યમાન કાંતિવાળા ચાર બાણો મૂકીને રાવણના ચારે અશ્વોને પાછા હઠાવ્યા. એ જોઈ રાવણ અત્યંત ક્રોધે ભરાયો અને તેણે રામચંદ્રને તીક્ષ્ણ બાણો માર્યાં. એ બાણોથી રઘુવીર અત્યંત વીંધાઈ ગયા, પણ તેથી તેમને જરાયે વિકાર કે પીડા થઈ નહિ. રાવણે પુનઃ પણ વજ્ર સરખા સુસવાટા કરનારા તીક્ષ્ણ બાણો સારથિને માર્યાં. રાવણના બાણો વાગતા છતા માતલિને જરા પણ વ્યથા કે મોહ થયો નહિ માતલિ પરનો પ્રહાર જોઈ રઘુવીર અતિશય કોપાયમાન થયા.[૨૯-૪૧] તુરત જ તેમણે અનેક બાણો મૂકી રાવણને અકળાવી નાખ્યો અને એકસામટા વીસ, ત્રીસ, સાઠ, સેંકડો અને હજારો બાણો રાવણના રથ પર ફેંકવા માંડયા, ત્યારે રથમા બેઠેલા રાક્ષસેંદ્ર રાવણે પણ ગદા અને મુસળ વરસાવી રામચંદ્રને પીડવા માંડયા એમ રામ-રાવણનું રોમાંચિત કરે તેવું તુમુલ યુદ્ધ થવા લાગ્યું

એ વેળા ગદા, મુસળ, પરિઘ અને બાણની પુંખના મોટા સુસવાટાથી સાતે સમુદ્ર ખળભળવા લાગ્યા.[૪૨-૪૫] સમુદ્ર ખળભળવાથી પાતાળમાં વસનારા હજારો દાનવો અને પન્નગોને પણ પીડા થવા લાગી,[૪૬] પર્વત, વન અને ઉપવન સહિત

આખી પૃથ્વી કંપવા લાગી, સૂર્ય નિસ્તેજ થઈ ગયો તેમ જ વાયુ બંધ પડી ગયો. એ સમયે દેવો, ગંધર્વો, કિન્નરો, સિદ્ધો, અપ્સરાઓ, ઉરગો તેમ જ મહર્ષિઓને ચિંતા થવા લાગી અને તેઓ સર્વ 'ગાયો તથા બ્રાહ્મણોનું કલ્યાણ થાઓ, સર્વ લોકો દુઃખરહિત થઈ ચિરકાળ પર્યંત સુખ ભોગવો અને રાવણને હણી રામચંદ્ર વિજય પામો;' એમ વારંવાર બોલી રોમાંચિત કરે એવું રામ-રાવણનું યુદ્ધ જોવા લાગ્યા. પૂર્વે કદી પણ નહિ જોયેલું અને અનુપમ એવું રામ-રાવણનું યુદ્ધ જોઈને તેઓ પરસ્પર કહેવા લાગ્યા: 'સમુદ્ર આકાશ જેવો છે અને આકાશ સમુદ્ર જેવું છે; પરંતુ રામ-રાવણનું યુદ્ધ તો રામ-રાવણના યુદ્ધ જેવું જ છે; અર્થાત્ તેની કોઈ પણ ઉપમા આપી શકાય તેમ નથી.×૪૭–૫૨

પછી રઘુવંશની કીર્તિ વધારનારા રામચંદ્રે ક્રોધ કરી એક સર્પ સરખું ઝેરી બાણ પોતાના ધનુષ્ય પર ચઢાવી રાવણ સામે મૂક્યું. એ બાણનો પ્રહાર થતાં જ દેદીપ્યમાન કુંડળવાળું રાવણનું મસ્તક કપાઈને પૃથ્વી પર પડ્યું, તેને ત્રણે લોકોએ જોયું.૫૩,૫૪ પણ રામચંદ્ર રાવણનું મસ્તક છેદ્યું કે તરત જ તેના જેવું જ બીજું મસ્તક તેના ધડ પર ફૂટ્યું. એ જોઈ અતિ શીઘ્ર પ્રહાર કરનારા અને ઉત્તમ ઝડપ ધરાવનારા રઘુવીરે તે મસ્તકને પણ છેદી નાખ્યું. બીજું મસ્તક કપાયું કે તુરત જ રાવણના ઉપર ત્રીજું મસ્તક દેખાયું. તેને પણ વજ્ર સરખાં બાણો વડે રામચંદ્ર કાપી નાખ્યું. એ પ્રમાણે એક પછી એક એમ એકસરખી કાંતિવાળાં સો મસ્તકો ફૂટ્યાં અને તે સઘળાંને રામચંદ્ર કાપતા જ રહ્યા; પરંતુ રાવણનું મૃત્યુ થયેલું જણાયું નહિ, ત્યારે સર્વ અસ્ત્રોના જ્ઞાતા કૌશલ્યાનંદવર્ધન રઘુવીરે ધનુષ્ય પર ઘણાં બાણો ચઢાવીને વિચાર કરવા માંડ્યો: 'અહો, જે બાણો વડે મેં મારીચ, ખર અને દૂષણને૫૫–૫૯ તેમ જ કાંચાવટ આગળ વિરાધને તથા દંડકારણ્યમાં કબંધને માર્યો હતો, સાત સાલવૃક્ષને છેદી નાંખ્યાં હતાં, પર્વતોને ભેદ્યા હતા, વાલિને હણ્યો હતો અને સમુદ્રને ક્ષુભિત કર્યો હતો,૬૦ તે જ મારાં અમોઘ બાણો આજે રાવણનો વધ કરવામાં કેમ નિષ્ફળ જાય છે? અરે, આનું શું કારણ હશે?'૬૧

એ પ્રમાણે વિચારગ્રસ્ત થયેલા રામચંદ્રે પુનઃ સાવધ થઈને રાવણની છાતીમાં અનેક બાણો મારવા માંડ્યાં; ત્યારે રથમાં બેઠેલો રાવણ પણ ગદા અને મુસળ વગેરે વરસાવીને રામચંદ્રને પીડવા લાગ્યો.૬૨,૬૩ એ રીતે દેવ, દાનવ, યક્ષ, સર્પ અને સિદ્ધ વગેરેની સમક્ષ રામ-રાવણનું અતિ ભયંકર યુદ્ધ ઘડીકમાં અંતરિક્ષમાં, ઘડીકમાં પૃથ્વી પર અને ઘડીકમાં વળી પર્વત પર, એમ રાત્રિદિવસ ચાલુ જ રહ્યું. રામ-રાવણનું યુદ્ધ રાત્રિએ કે દિવસે એક મુહૂર્ત કિંવા એક ક્ષણભર પણ વિરામ પામતું ન હતું.૬૪–૬૬ દશરથનંદન રામચંદ્ર અને રાક્ષસરાજ રાવણનું ભયંકર યુદ્ધ ચાલતું હતું તેમાં જ્યારે રામચંદ્રનો જય થાય એમ જણાયું નહિ, ત્યારે ઇંદ્રના સારથિ મહાત્મા માતલિએ યુદ્ધ કરવામાં રોકાયેલા રામચંદ્રને સંબોધી નીચે પ્રમાણે કહ્યું.૬૭

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના સુંદરકાંડમાં ૧૦૭ મો સર્ગ સમાપ્ત

× કોઈ ઠેકાણે આવો પાઠ પણ છે કે:

गगनं गगनाकारं सागरः सागरोपमः ।
रामरावणयोर्युद्धं रामरावणयोरिव ॥

'જેમ આકાશને આકાશની જ અને સમુદ્રને સમુદ્રની જ ઉપમા આપી શકાય, તેમ રામ-રાવણના યુદ્ધને રામ-રાવણના યુદ્ધની જ ઉપમા આપી શકાય તેમ છે.'

# સર્ગ ૧૦૮ મો

## રામ-રાવણનો રણસંગ્રામ-બ્રહ્માસ્ત્રપ્રયોગ-રાવણનો વધ

**अथ संस्मारयामास मातली राघवं तदा।**
**अजानन्निव किं वीर त्वमेनमनुवर्तसे ॥१॥**

માતલિએ રામચંદ્રને સ્મરણ કરાવતાં કહ્યું: 'હે વીર રાઘવ! તમે સઘળું જાણો છો, છતાં આમ ચિંતા શા માટે કરો છો?[૧] હે મહારાજ! દેવોએ રાવણના મૃત્યુનો જે સમય કહેલો છે, તે જ અત્યારે પ્રવર્તે છે, તો તમે રાવણનો વધ કરવા અર્થે બ્રહ્માસ્ત્ર મૂકો.'

માતલિના કહેવાથી સ્મરણ થઈ આવતાં શ્રીમાન રામચદ્ર તુરત જ ફૂંફાડા મારતા સર્પ સરખું દેદીપ્યમાન બ્રહ્માસ્ત્ર હાથમાં લીધું. પૂર્વે બ્રહ્મદેવે એ અમોઘ અસ્ત્રનું નિર્માણ કરીને ત્રિલોકનો જય કરવા ઇચ્છતા દેવરાજ ઇંદ્રને આપ્યુ હતું અને મહાપરાક્રમી ઇંદ્રે અગસ્ત્ય મુનિ દ્વારા રામચંદ્રને આપ્યું હતું. તે જ બાણને રામચંદ્ર બહાર કાઢ્યું.[૨–૫] એ બાણનાં પીંછાંમાં વાયુ વસતો હતો, તેના ફણા–ફળમાં અગ્નિ અને સૂર્યનો વાસો હતો, તેનો મધ્યભાગ આકાશમય હતો તથા તેના ગૌરવમાં મેરુ અને મંદરાચળનો નિવાસ હતો. એ બાણમા વાયુ સરખો વેગ હતો. અગ્નિ અને સૂર્ય સરખી તીક્ષ્ણતા હતી તથા આકાશ સમાન લઘુતા હોઈ મંદરાચળ તથા મેરુપર્વત જેવું તેનું ગૌરવ હતું. એ બ્રહ્માસ્ત્ર અત્યંત ઝળહળતું, સુંદર પૂંખવાળું, સુવર્ણથી શોભતું, સૂર્ય સરખી કાંતિવાળું, પૃથ્વી આદિ પંચભૂતોના તત્ત્વોથી બનાવેલુ, ધુમાડાયુક્ત પ્રલયાગ્નિ જેવું ભયંકર, નાગ સરખું ઝેરી; મનુષ્ય, હસ્તી તથા અશ્વાદિને ભેદનારું, સત્વર ગતિ કરનારું; મોટા મોટા દરવાજા, પરિઘ અને પર્વતોને તોડનારું; અનેક પ્રકારનાં રુધિર તથા માંસથી ખરડાયેલું, અતિ ભયંકર, વજ્ર જેવું દૃઢ, મોટો નાદ કરનારું, અનેક યુદ્ધોમાં શત્રુઓને ચીરી નાખનારું, સર્વને ત્રાસ ઉપજાવનારું, ફૂંફાડા મારતા સર્પ જેવું ભયંકર; કાગડા, ગીધ, બગલા તથા શિયાળવાં વગેરે પ્રાણીઓને નિરંતર ભક્ષ અપાવનારું અને યુદ્ધ વિષે યમરાજના સરખું ઉગ્ર હતું.[૬–૧૧]

પક્ષીઓનાં ચિત્રવિચિત્ર પીંછાંથી શોભતા તથા અત્યંત વેગવાળા એ બ્રહ્માસ્ત્રને જોઈ વાનરોને ઘણો જ આનંદ થયો અને રાક્ષસોને શોક થઈ આવ્યો.[૧૨]

પછી મહાબળવાન રામચંદ્રે ઇક્ષ્વાકુવંશીઓના ભયને નિવૃત્ત કરનારા અને શત્રુઓની કીર્તિનો વિનાશ કરી પોતાના આનંદને વધારનારા એ ઉત્તમોત્તમ બ્રહ્માસ્ત્રને વેદોક્ત મંત્રોથી અભિમંત્રિત કરી ધનુષ્ય પર ચઢાવ્યું.[૧૩,૧૪] રામચદ્ર બ્રહ્માસ્ત્ર ચઢાવ્યું એ વેળા સર્વ ભૂત, પ્રાણીઓ ત્રાસ પામ્યાં અને પૃથ્વી કંપવા લાગી.[૧૫] પછી અતિ કોપાયમાન થયેલા રઘુવીરે સાવધાન થઈને તથા ધનુષ્યને કર્ણ પર્યંત ખેંચીને શત્રુના મર્મસ્થળનુ વિદારણ કરે એવું એ અસ્ત્ર છોડ્યું.[૧૬] ઇંદ્રે ફેંકેલા વજ્ર સરખું રામચંદ્રના હાથમાંથી છૂટેલું એ બ્રહ્માસ્ત્ર કે જે કોઈ પણ ઉપાયથી પાછું વળે એવું નહોતું, તે વેગથી આવીને રાવણની છાતીમાં ચોંટ્યું.[૧૭] અત્યંત વેગવાળા અને શત્રુના શરીરનો નાશ કરનારા એ અસ્ત્રે દુરાત્મા રાવણનું હૃદય ભેદી નાખ્યુ અને શરીરમાંથી આરપાર નીકળી રુધિરથી ખરડાયેલુ એ અસ્ત્ર તેના પ્રાણ લઈ પૃથ્વીમાં પેસી ગયું.[૧૮,૧૯] રાવણને હણીને કૃતકૃત્ય થયેલું રામચંદ્રનું તીક્ષ્ણ બાણ શાંત થઈ પુનઃ તેમના ભાથામાં આવીને પેઠું.[૨૦] રામબાણથી હણાયેલા રાવણના હાથમાંથી તુરત જ ધનુષ્યબાણ પડી ગયાં અને પ્રાણ નીકળી જવાથી જીવનરહિત થયેલો રાક્ષસરાજ રાવણ ઇદ્રના વજ્રથી હણાયેલા વૃત્રાસુરની પેઠે પોતાના રથમાંથી પૃથ્વી પર પડ્યો.[૨૧]

રાક્ષસેંદ્ર રાવણને રણમાં હણાઈ પડેલો જોઈ જીવતા રહેલા રાક્ષસો ભયભીત થઈ

ચોમેર નાસી ગયા એ વેળા રાવણનો વધ થયેલો જોઈ વિજય પામેલા વાનરો મોટા મોટા વૃક્ષો લઈને રાક્ષસોની પાછળ પડ્યા પોતાનો આશ્રય નષ્ટ થવાથી નિસ્તેજ મુખ વાળા અને આંસુ ખેરવતા રાક્ષસો વાનરોનો માર ખાઈને લંકામા પેસી ગયા પછી હર્ષમા આવેલા વાનરો 'રામચંદ્રનો જય થયો અને રાવણ મરાયો' એમ ઊંચી મોટી ગર્જના કરવા લાગ્યા એ વેળા આકાશમા દેવદુંદુભિ ગડગડવા લાગ્યા, દિવ્ય સુગંધનું વહન કરનારો સુખરૂપ વાયુ વાવા લાગ્યો, ભીનાશવાળી ને દુર્લભ એવી મનોહર પુષ્પવૃષ્ટિ અંતરિક્ષમાથી રામચંદ્રના રથ પર પડવા લાગી અને આકાશમા ઊભેલા મહાત્મા દેવોની 'બહુ સારુ થયુ, બહુ સારુ થયુ' એવી રામચંદ્રની સ્તુતિયુક્ત વાણી સંભળાવા લાગી સર્વ લોકોને ભય આપનારો રાવણ હણાયો ત્યારે ચારણગણ સહિત દેવોના હર્ષનો પાર રહ્યો નહિ રાક્ષસશ્રેષ્ઠ રાવણને હણી પ્રસન્ન થયેલા રઘુવીરે સુગ્રીવ, અંગદ તથા વિભીષણની કામનાઓને પૂર્ણ કરી ૨૨-૩૧

દેવોનો શત્રુ રાવણ મરણ પામ્યો ત્યારે તેઓને શાંતિ વળી, દિશાઓ નિર્મળ થઈ, આકાશ સ્વચ્છ થયુ પૃથ્વી સ્થિર થઈ, પ્રચંડ વાયુ વાતો બંધ થયો અને સૂર્યની કાંતિ યથા યોગ્ય થઈ રહી રઘુવીરનો વિજય થયેલો જોઈ હર્ષિત થયેલા સુગ્રીવ, વિભીષણ, લક્ષ્મણ તથા અંગદ વગેરે સુહૃજ્જનોએ સર્વને પ્રીતિ ઉપજાવનારા રામચંદ્રની વિધિપૂર્વક પૂજા કરી એ વેળા પોતાના શત્રુને હણી સત્યપ્રતિજ્ઞ થયેલા રઘુકુળનંદન શ્રીમાન રામચંદ્ર રણભૂમિમા પોતાના સુહૃજ્જનોથી વીંટાઈ દેવગણોથી વીંટાયેલા ઇન્દ્રની પેઠે શોભવા લાગ્યા ૩૨-૩૪

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૧૦૮મે સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૦૯ મો

## રાવણની પ્રશંસાપૂર્વક વિભીષણે કરેલો વિલાપ-રામચંદ્રે કરેલું આશ્વાસન

भ्रातरं निहतं दृष्ट्वा शयानं निर्जितं रणे।
शोकवेगपरीतात्मा विललाप विभीषण ॥ १ ॥

રણભૂમિમા પોતાના ભાઈ રાવણને હણાઈ પડેલો જોઈ શોકાકુળ થયેલો વિભીષણ વિલાપ કરવા લાગ્યો ૧ 'હે વીર! હે પોતાના પરાક્રમથી પ્રખ્યાત! હે સમર્થ! હે નીતિનિપુણ! અમૂલ્ય શયનમા સુનાર તું આજે રામના બાણથી હણાઈને તથા બાજુબંધથી શોભતા તારા બન્ને હાથ પસારીને પૃથ્વી પર કેમ સૂતો છે? અરેરે, સૂર્ય સરખો તેજસ્વી તારો મુકુટ પણ તારા મસ્તકથી દૂર જઈને પડ્યો છે! ઓ વીર! મે તને પૂર્વે જે વચન કહ્યા હતા, તે તને રુચ્યા નહિ, કારણ કે તુ કામજન્ય મોહમા તલ્લીન થઈ રહ્યો હતો, તેનુ જ આજે આવુ ફળ પ્રાપ્ત થયુ છે! અરેરે, મારા હિતવચનોને પ્રહસ્તે, ઇંદ્રજિતે કુંભકર્ણે, અતિકાયે, નરાંતકે, તેમ જ બીજા કોઈએ પણ ગર્વને લીધે માન્યા નહિ, તેનુ આજે આવુ અનિષ્ટ ફળ પ્રાપ્ત થયુ છે!૨-૫ હાય! આજે ન્યાયની મર્યાદા લુપ્ત થઈ છે, ધર્મની મૂર્તિ* નષ્ટ થઈ છે, સત્ત્વનું સંગ્રહસ્થાન નાશ પામ્યુ છે અને વીરોનુ આશ્રયસ્થાન ભુંસાઈ ગયુ છે ૬ હાય! શસ્ત્રધારીઓમા શ્રેષ્ઠ એવો તુ રણમા પડવાથી આજે જાણે સૂર્ય પૃથ્વી પર પડ્યો છે, ચંદ્ર રાહુથી ઘેરાઈ ગયો છે, અગ્નિજ્વાળાઓ શાંત પડી ગઈ છે અને ઉત્સાહ શક્તિ મંદ થઈ ગઈ છે રાક્ષસોમા સિંહ સરખો તુ રણભૂમિની રજમા સૂતો છે, તેથી હવે નિરાધાર થઈ પડેલી લંકાનગરી અને તેની પ્રજા શૂન્યકાર થઈ પડી છે અહા! ધૈર્યરૂપી નવા કુરવાળા, હઠરૂપી પુષ્પવાળા, તપરૂપી સ્થિરતાવાળા અને શૌર્યરૂપી મૂળવાળા રાક્ષસરાજ રાવણરૂપી વૃક્ષને આજે રામરૂપી વાયુએ ૮૯

* રાવણ બ્રાહ્મણોની અને મોટો તપસ્વી હતો આથી વિભીષણ તેને ધર્મની મૂર્તિ કહ્યો

મૂળમાથી ઉખેડી નાખ્યુ છે! હાય! તેજરૂપી દતૂશળવાળો, પિતૃ-પિતામહાદિના વંશરૂપી પૃષ્ઠભાગવાળો, ક્રોધરૂપી હસ્તચરણાદિ અવયવવાળો, કૃપારૂપી સૂંઢવાળો અને રામચંદ્રરૂપી સિંહે જેના દેહને ચીરી નાખ્યો છે એવો રાવણરૂપી હાથી આજે પૃથ્વી પર સૂઈ રહ્યો છે! અરેરે, પરાક્રમ અને ઉત્સાહરૂપી ભડભડતી જ્વાળાવાળા, નિશ્વાસરૂપી ધુમાડાવાળા અને બળરૂપી ઉષ્ણતાવાળા પ્રતાપી રાવણરૂપી અગ્નિને આજે રામરૂપી મેઘે ઓલવી નાખ્યો છે.૭-૧૧ હાય! રાક્ષસોરૂપી પુચ્છ, ખૂધ અને શિંગડાંવાળો, શત્રુઓને હઠાવનારો, પરાક્રમમા વાયુ સરખો તથા ચપળતારૂપી નેત્ર અને કર્ણવાળો રાવણરૂપી વૃષભ આજે રામરૂપી વ્યાઘ્રથી હણાઈ પૃથ્વી પર પડ્યો છે!'

એ પ્રમાણે સ્પષ્ટ અર્થવાળા અને હેતુયુક્ત વાક્યો બોલી વિલાપ કરી રહેલા વિભીષણને રામચંદ્ર કહેવા લાગ્યા : 'હે વિભીષણ! ભયંકર પરાક્રમવાળો, મોટા ઉત્સાહવાળો અને મૃત્યુથી નહિ ડરનારો તારો ભાઈ રાવણ સંગ્રામમા કાઈ અશક્તની પેઠે હણાઈ પડ્યો નથી, જેથી તેનો શોક કરવો ઘટે ૧૨-૧૪ હે વિભીષણ! આ રાવણની પેઠે પોતાનો જય ઇચ્છનારા જે પુરુષો ક્ષત્રિયોના ધર્મને અનુસરી સંગ્રામમા પ્રાણ ત્યજે છે, તેઓનો શોક કરવો ઘટતો નથી.૧૫ બુદ્ધિમાન આ રાવણે તો ઇદ્રાદિ દેવો સહિત ત્રણે લોકને ત્રાહિત્રાહિ પોકરાવી હતી. આવો વીર પુરુષ કાળધર્મને પ્રાપ્ત થતા શોચનીય થતો નથી.૧૬ વળી યુદ્ધમા અમુકનો જ જય થાય એવુ કદી પણ નિશ્ચિત હોતું નથી. સંગ્રામમાં શૂરવીર પુરુષ તો મરે કિંવા બીજાઓને મારે એ જ તેનો ધર્મ છે.૧૭ હે વિભીષણ! તારા ભાઈ રાવણને તો મહાત્મા મનુએ કહેલી ક્ષત્રિયસંમત× ઉત્તમ ગતિ પ્રાપ્ત થઈ છે, તો યુદ્ધમાં ક્ષાત્રધર્મથી હણાયેલા રાવણનો તારે શોક કરવો યોગ્ય નથી. વળી 'પ્રાણીમાત્ર પર મરણ તો છે જ' એવો નિશ્ચય કરીને તું શોકનો ત્યાગ કર અને હવે જે કાંઈ કરવા યોગ્ય કાર્ય હોય તેમા ચિત્તને પરોવ.'૧૮,૧૯

પરાક્રમી રઘુવીરનુ વચન સાભળી શોકસંતપ્ત થયેલા વિભીષણે પોતાના ભાઈ રાવણનુ હિત થાય એવુ વચન કહ્યુ ૨૦ 'હે મહારાજ! આ રાક્ષસરાજ રાવણ કે જે પૂર્વે ઇદ્ર સહિત સઘળા દેવોથી પણ પાછો હઠ્યો ન હતો, તે આજે તમારી આગળ આવી સમુદ્ર જેમ કિનારા આગળ આવી પાછો પડે, તેમ પરાજય પામી હણાઈ પડ્યો છે હે રાઘવ! આ રાવણે યાચકોને દાન દીધા છે, સંપૂર્ણ ભોગો ભોગવ્યા છે, સેવકોને સંતુષ્ટ કર્યા છે, સુહૃદો તથા મિત્રાદિ વર્ગને ધન-ધાન્ય વહેંચી આપ્યા છે તેમ જ શત્રુઓના વેર પણ ચુકાવી દીધા છે. વળી હે રામચંદ્ર! આ રાવણ મોટો તપસ્વી, અગ્નિહોત્રી તથા ઉપનિષદોના જ્ઞાનવાળો હોઈને કર્મકાંડમા અગ્રગણ્ય હતો; એવા મહાત્માનો શોક કરવો યોગ્ય નથી, એ ખરુ છે. હવે તમારી આજ્ઞા પ્રમાણે હુ તેની ઉત્તરક્રિયા કરવા ઇચ્છું છું.'૨૧-૨૩

વિભીષણના વચન સાભળી શ્રીમાન રામચંદ્રે રાવણને સ્વર્ગપ્રાપ્તિ થાય તેવું કર્મ કરવાની આજ્ઞા આપતા કહ્યુ :૨૪ 'હે વિભીષણ! વેર મરણ સુધી જ રહે છે અને મરણ પછી વેર રાખવું એ નિરર્થક છે. અમારું પ્રયોજન આજે સિદ્ધ થઈ ચૂક્યુ છે. હવે તો રાવણ જેટલો તને પ્રિય છે તેટલો જ મને પણ પ્રિય છે, માટે તેનો વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરો.'૨૫

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૧૦૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧૦ મો

### રાવણની રાણીઓનું કલ્પાંત

रावणं निहतं श्रुत्वा राघवेण महात्मना।
अन्तःपुराद्विनिष्पेतू राक्षस्यः शोककर्शिताः ॥ १ ॥

મહાત્મા રામચંદ્રે રાવણને માર્યો એ સમાચાર સાંભળી શોકવ્યાપ્ત થયેલી રાક્ષસીઓ

× યુદ્ધમાં મરનાર ક્ષત્રિયને સ્વર્ગ પ્રાપ્ત થાય છે. આ ગતિ ક્ષત્રિયોને પ્રિય હોય છે

(રાવણની સ્ત્રીઓ) અંતઃપુરમાંથી બહાર નીકળી અને જેમ વાછરડાના મરણથી ગાય શોક કરે, તેમ તેઓ છૂટા કેશ મૂકી વાર્યા છતાં ધૂળમાં આળોટી શોક કરવા લાગી.[૧,૨] કેટલાક રાક્ષસોને સાથે લઈ રાવણની સ્ત્રીઓ લંકાના ઉત્તર દરવાજેથી બહાર નીકળી રણભૂમિમાં આવી પોતાના પતિના દેહને શોધવા લાગી. 'હા આર્યપુત્ર! હા નાથ!' એ પ્રમાણે પોકારતી રાક્ષસીઓ માથા વિનાના ધડથી ભરેલી તથા માંસરુધિરના કાદવવાળી રણભૂમિમા આમતેમ ભટકવા લાગી. યૂથપતિ હસ્તીના નાશથી હાથણીઓ ચીસો પાડે, તેમ પતિમરણના શોકથી ઘેરાઈ ગયેલી અને અશ્રુપૂર્ણ નેત્રવાળી એ સ્ત્રીઓ આક્રંદપૂર્વક રુદન કરતી હતી. આમ શોક કરતી એ રાક્ષસીઓએ મોટી કાયાવાળા, અત્યંત પરાક્રમવાળા અને કાજળના પર્વત જેવા મહાતેજસ્વી રાવણને પૃથ્વી પર હણાઈ પડેલો દીઠો.[૩–૬] પોતાના પતિને રણની ધૂળમાં સૂતેલો જોતાં જ રાક્ષસીઓ એકાએક તેની પાસે દોડી ગઈ અને કપાયેલી વનલતાની પેઠે ધબોધબ તેના શરીર પર પડવા લાગી.[૭] કોઈક સ્ત્રી અતિશય પ્રેમને લીધે રાવણના દેહને આલિંગન કરીને, કોઈક વળી તેનાં ચરણોને વળગીને અને કોઈક તેના કંઠે વળગીને પૃથ્વી પર આળોટવા લાગી; તેમ જ કોઈક વળી તેનું મુખ જોઈને જ મૂર્છિત થઈ પડી. કોઈ સ્ત્રી રાવણનું મસ્તક ખોળામાં રાખી રુદન કરવા લાગી અને જેમ ઝાકળનું જળ કમળને સ્નાન કરાવે છે, તેમ રાવણના મસ્તકને અશ્રુજળથી સ્નાન કરાવવા લાગી.[૮–૧૦]

રાવણને પૃથ્વી પર હણાઈ પડેલો જોઈ પીડિત થયેલી રાક્ષસીઓ શોકને લીધે કલ્પાંત કરવા લાગી:[૧૧] 'હાય હાય! અરેરે! જેણે ઇંદ્ર તથા યમને ત્રાસ આપ્યો હતો, કુબેરનું પુષ્પક વિમાન છીનવી લીધું હતું.[૧૨] અને ગંધર્વો, ઋષિઓ તથા દેવોને પણ ભય ઉપજાવ્યો હતો, તે રાવણરાય આજે રણમાં હણાઈ સૂતા છે![૧૩] અરે! સુર, અસુર તથા ઉરગાદિથી જેને ભય ન હતો, તે રાવણરાય આજે એક મનુષ્યથી પરાજય પામ્યા છે![૧૪] હાય! દેવો, દાનવો અને રાક્ષસો પણ જેનો વધ કરવા સમર્થ ન હતા તે રાવણરાયનો આજે એક મનુષ્યના હાથે વધ થયો છે![૧૫] અરેરે! દેવો, અસુરો અને યક્ષો પણ જેને હણવા શક્તિમાન ન હતા; તે રાવણરાય આજે એક નિર્બળ પુરુષની પેઠે રામના હાથે હણાઈને પડ્યા છે!'[૧૬]

એ પ્રમાણે કલ્પાંત કરતી રાવણની સ્ત્રીઓ અત્યંત દુઃખને લીધે રુદન કરતી ક્ષણવાર શાંત રહી; પરંતુ પુનઃ શોકના ઉદ્‌ગારો કાઢતી વિલાપ કરવા લાગી: 'હે નાથ! સુહૃદોના હિતોપદેશને શ્રવણ ન કરતાં–ન માનતાં તમોએ પોતાના મરણ માટે જ સીતાહરણ કર્યું હતું અને તે દોષથી જ આજે તમોએ સઘળા રાક્ષસો તથા પોતાના આત્મા સહિત અમારો પણ નાશ કરાવ્યો છે![૧૭,૧૮] હે સ્વામીનાથ! તમારું હિત ઇચ્છનારા તમારા ભાઈ વિભીષણે તમને ઘણાં ઘણાં હિત વચનો કહ્યાં હતાં, પણ મોહવશ થયેલા તમોએ પોતાનો જ નાશ કરાવવા અર્થે તેનું કહેવું નહિ માનતાં તેને કઠોર વચન કહી કાઢી મૂક્યો, તેનું ફળ આજે પ્રાપ્ત થયું છે. અરેરે, ઓ પ્રાણનાથ! વિભીષણનુ વચન માન્ય કરી તમોએ જો રામને સીતા પાછી આપી હોત, તો આખા રાક્ષસકુળનું નિકંદન કરે એવું આ મોટું દુઃખ આવી પડત નહિ. હે નાથ! તમોએ વિભીષણનું કહેવું માન્યું હોત તો તેની ઇચ્છા પૂર્ણ થવાથી તે શત્રુપક્ષમાં ભળી જાત નહિ, રામ તમારા મિત્ર થાત, અમે પણ સૌભાગ્યસુખ ભોગવત અને આપણા શત્રુઓ રાજી ન થાત;[૧૯–૨૧] પરંતુ હે નાથ! તમોએ તમારો ક્રૂર સ્વભાવ છોડ્યો નહિ અને બળાત્કારે સીતાને રાખી મૂકી, તેનું ફળ એ જ મળ્યું કે, રાક્ષસોનો સંહાર થયો, તમે રણમાં રોળાયા

અને અમને વૈધવ્ય પ્રાપ્ત થયું![૨૨] અથવા તો હે રાક્ષસપુંગવ! આ બાબતમાં તમારા સ્વેચ્છાચરણનો કાંઈ પણ દોષ નથી; કેમ કે સારું-માઠું સઘળું દૈવની પ્રેરણાથી જ થાય છે. દૈવથી હણાયેલું જ બીજા કોઈ નિમિત્તથી હણાય છે. હે મહાબાહુ! આ રણભૂમિમાં વાનરોનો, રાક્ષસોનો તેમ જ તમારો વિનાશ થયો, એ સઘળું દૈવયોગથી જ બનેલું છે.[૨૩-૨૪] આ લોક વિષે કર્મનાં ફળ આપવાને તત્પર થયેલા દૈવની ગતિને રોકવામાં દ્રવ્ય, કામ, પરાક્રમ કે સત્તા પણ કામ આવતાં નથી.[૨૫]

એ પ્રમાણે દુઃખથી દીન થયેલી અને ચોધાર આંસુએ રોતી રાક્ષસેંદ્ર રાવણની સ્ત્રીઓ ટિટોડીઓની પેઠે વિલાપ કરતી હતી.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૧૧૦મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧૧ મો

**રાવણનાં રૂપ અને બળ-ગુણના કથનપૂર્વક મંદોદરીનો વિલાપ-રાવણનો અગ્નિસંસ્કાર**

**तासां विलपमानानां तदा राक्षसयोषिताम् ।**
**ज्येष्ठपत्नी प्रिया दीना भर्तारं समुदैक्षत ॥ १ ॥**

વિલાપ કરતી રાવણની સ્ત્રીઓમાં પટરાણી મંદોદરી પણ અતિ દીનપણે પૃથ્વી પર પડેલા પોતાના સ્વામીને ટગરટગર જોઈ રહી હતી.[૧] અચિંત્ય પરાક્રમવાળા રામચંદ્રે પોતાના પતિ રાવણને માર્યો એ જોઈ ને દીન થયેલી મંદોદરી વિલાપ કરવા લાગીઃ[૨] 'હે મહાબાહુ! હે કુબેરના નાનાભાઈ! સંગ્રામમાં ક્રોધ પામેલા તમારી આગળ ઇંદ્ર પણ ઊભો રહેતાં ત્રાસતો હતો;[૩] તેમજ મોટા મોટા ઋષિઓ, યશસ્વી ગંધર્વો તથા ચારણો તમારાથી ત્રાસીને દશે દિશામાં નાસી જતા હતા, તેજ તમે આજે એક રામ જેવા મનુષ્યથી પરાજય પામ્યા છો, તો હે રાક્ષસેશ્વર! તમને લજ્જા કેમ આવતી નથી? આ શું? હે રાજન્! તમે ત્રણે લોકને વશ કર્યા હતા તથા લક્ષ્મી અને પરાક્રમસંપન્ન હતા, તેમ છતાં એક વનમાં રખડતા મનુષ્ય રામના હાથે તમે હણાયા? આ શું?[૪-૬] જ્યાં મનુષ્યનો પ્રવેશ પણ ન થઈ શકે એવા લંકાદ્વીપમાં કામરૂપે વિચરનાર એવા તમને યુદ્ધમાં રામ મારી શકે એ સંભવતું નથી.[૭] સર્વત્ર જય મેળવનારા તમને હણવાનું પરાક્રમ રામે કર્યું હોય એ મારા માનવામાં આવતું નથી.[૮] હે પ્રાણનાથ! કોઈના તર્કમાં ન આવે એવી માયા રચીને સાક્ષાત્ કાળ જ રામનું રૂપ ધરીને તમારો નાશ કરવા અર્થે ઊતરી આવ્યો હશે![૯] કિંવા હે રાક્ષસેશ્વર! તમારા પર વેર ધરાવનારા ઇંદ્રે તમારો પરાભવ કર્યો હશે! પણ ના, ના, એ પણ સંભવતું નથી અત્યંત બળ-પરાક્રમવાળા અને દેવોના શત્રુ એવા તમારી આગળ યુદ્ધમાં આવી ઊભા રહેવાની ઇંદ્રમાં શક્તિ ક્યાંથી હોય? ત્યારે તો મને છેવટે નિશ્ચય થાય છે કે, સત્ય પરાક્રમવાળા, સર્વ લોકના ઈશ્વર, આદિ-મધ્ય-અંતરહિત, મહાયોગી, સનાતન પરમાત્મા, મહાનથી પણ મહાન, પ્રકૃતિથી પર, જગત્કર્તા, શંખ-ચક્ર-ગદા વગેરેને ધારણ કરનાર, શાશ્વત, ધ્રુવ તથા શ્રીવત્સલાંચ્છનયુક્ત લક્ષ્મી સહિત શ્રીવિષ્ણુ ભગવાને જ સર્વ લોકના હિત માટે મનુષ્યરૂપ ધારણ કરી, વાનરરૂપધારી દેવોની સહાયથી સર્વને ભય ઉપજાવનારા અને દેવોના શત્રુ એવા તમારો તમારા પરિવાર સહિત નાશ કર્યો છે. પૂર્વે તમોએ તમારી ઇંદ્રિયોને વશ કરી ત્રિભુવન ઉપર જય મેળવ્યો હતો, તેજ ઇંદ્રિયોએ પૂર્વેનું વેર સંભારીને આજે તમારો પરાજય કરાવ્યો છે. જનસ્થાનમાં વસતા ચૌદ હજાર રાક્ષસો સહિત મહાપરાક્રમી ખરને રામે માર્યો, ત્યારથી જ મેં તો નિશ્ચય કર્યો હતો કે, 'રામ મનુષ્ય નથી.' વળી હે નાથ! દેવોથી પણ પ્રવેશી શકાય નહિ એવી લંકાનગરીમાં હનુમાને જ્યારે બળાત્કારે પ્રવેશ કર્યો ત્યારથી જ આપણે સૌ દુઃખી થઈ ગયાં છીએ. હે રાજન્! 'તમે

રામની સાથે સંધિ કરો.' એવું તમને વારંવાર કહેતી હતી, પણ તે તમારા માનવામાં આવતું નહિ. હે રાક્ષસપુંગવ ! તમે પોતાના ઐશ્વર્યનો, દેહનો તથા સ્વજનોનો વિનાશ કરાવવા અર્થે જ એકાએક સીતા ઉપર કામમોહિત થયા હતા. હે સ્વામીનાથ ! અરુંધતી અને રોહિણીથી પણ અધિક પાતિવ્રત્યવાળી, પૃથ્વી દેવીથી પણ અધિક ક્ષમાગુણવાળી, લક્ષ્મીની પણ લક્ષ્મીરૂપ તથા પોતાના પતિ પર દઢ પ્રેમવાળી સર્વમાન્ય સીતાને તમોએ તમારી દુષ્ટ બુદ્ધિને વશ થઈ ઘણું જ દુઃખ આપ્યું, એ મોટું વિપરીત થયું છે. નિર્જન અરણ્યમાં પતિથી વિખૂટી પડેલી દીન સીતાને કપટથી હરી લાવીને તમોએ પોતાના કુળને કલંક લગાડયું છે. હે નાથ ! સીતાસમાગમની તમારી અભિલાષા તો પૂર્ણ થઈ નહિ; પરંતુ એ પતિવ્રતાના તપરૂપ અગ્નિમાં તમે જ બળી મૂઆ છો ! હે સ્વામિન્ ! તમોએ સીતાનુ હરણ કર્યું તે વેળા જ તમે બળી ગયા નહિ તેનું કારણ માત્ર એટલું જ હોવું જોઈએ કે, અગ્નિ અને ઇંદ્ર વગેરે દેવો તમારા ભયથી ધ્રૂજતા હતા; એટલે પતિવ્રતા સીતાને સ્પર્શ કરવા છતાં અગ્નિ વગેરે દેવો તમને પાપનું ફળ આપી શક્યા નહિ;[૧૦–૨૪] પરંતુ હે રાજન્ ! આજે તમારું મરણ થતાં મને એ નિશ્ચય જ થયો છે કે, સમય આવ્યે કર્તા પુરુષને તેના પાપનું ફળ અવશ્યમેવ પ્રાપ્ત થાય છે. શુભ કર્મ કરનારને શુભ–સુખરૂપ ફળ અને પાપકર્મ કરનારને અશુભ–દુઃખરૂપ ફળ મળે છે. જુઓ, વિભીષણ સુખ પામ્યા છે અને તમે રણમાં રોળાયા છો. હા, સ્વામીનાથ ! તમારા અંતઃપુરમાં સીતાથી પણ અધિક રૂપવાળી બીજી ઘણીયે સ્રીઓ છે; પણ મોહને લીધે કામવશ થઈ પડેલા તમને એ સૂઝ પડી નહિ.[૨૫–૨૭] જનકનંદિની સીતા કુળ, રૂપ કે દાક્ષિણ્યમાં મારાથી અધિક છે કે સમાન છે, તે પણ તમે મોહને લીધે સમજી શક્યા નહિ;[૨૮] પણ રે, એમાં તમારો કાંઈ પણ દોષ નથી; કારણ કે સર્વ ભૂત–પ્રાણીઓનું કોઈ પણ નિમિત્ત વિના મૃત્યુ થતું નથી, તેમ તમારું મરણ સીતા નિમિત્ત થવાનું લખાયું હશે.[૨૯] જો તેમ ન હોત તો પોતાના મૃત્યુના નિમિત્તરૂપ સીતાને દૂરથી તમે અહીં સુધી શા માટે હરી લાવત? હે નાથ! મિથિલેશતનયા સીતા હવે શોકરહિત થઈને પોતાના પતિની સંગે વિહાર કરશે અને અભાગિણી હું શોકસાગરમાં પડીને નિરંતર રુદન કરીશ.[૩૦]

'અરેરે, અતુલ સમૃદ્ધિવાળી અને ચિત્રવિચિત્ર પુષ્પમાળાઓ તથા સૂક્ષ્મ વસ્રોને ધારણ કરનારી હું તમારી સાથે ઉત્તમોત્તમ પુષ્પક વિમાનમાં બેસી કૈલાસશિખર, મંદરાચળ, મેરુ પર્વત ચૈત્રરથ તથા નંદનવન વગેરે સઘળાં દિવ્ય સ્થળોમાં વિહાર કરતી, અનેક દેશોનું અવલોકન કરતી હતી, તે હું આજે તમારો વધ થવાથી વિધવા થઈને સઘળા કામોપભોગથી વંચિત થઈ છું! હાય, સુખભોગમાં રહેલી તે જ હું મંદોદરી આજે દુઃખી અવસ્થામાં આવી પડી છું! ધિક્કાર છે આવી ચંચળ રાજલક્ષ્મીને! હે રાજન્! અતિ સુકોમળ, સુંદર ભ્રૂકુટિવાળું, સુવાળી ચામડીવાળું, ઊંચી નાસિકાવાળું, ચંદ્ર સમાન કાંતિવાળું, કમળ સરખી શોભાવાળું, સૂર્ય જેવું તેજસ્વી, મુકુટથી શોભતું, લાલવર્ણું, દેદીપ્યમાન કુંડળવાળું, પુષ્પમાળાઓથી અલંકૃત અને હાસ્યયુક્ત મધુર વાર્તાલાપ કરનારું તમારું મુખ કે જે પાનભૂમિમાં મદ્યપાન કર્યા પછી મદને લીધે ચપળ નેત્રવાળું હોઈને અત્યંત શોભતું હતું, તે જ મુખ આજે રામનાં બાણોથી કપાઈને લોહીલુહાણ થવાને લીધે તથા મેદ અને મજ્જાથી રહિત થઈ ધૂળમાં રગદોળાયેલુ હોવાને લીધે જરા પણ શોભતું નથી. અરેરે, મને આવી દુઃખમય વૈધવ્યદશા પ્રાપ્ત થશે એવું મેં મૂર્ખીએ સ્વપ્નમાં પણ ધાર્યું ન હતું. અરે, 'દાનવોનો રાજા મયાસુર મારો પિતા છે, રાક્ષસોનો રાજા રાવણ મારો પતિ છે

અને ઇંદ્રજિત જેવો મારો પુત્ર છે' એવો મોટો ગર્વ મારા મનમા રહ્યા જ કરતો! અરે, ભલભલા શત્રુને પણ હંફાવી નાખે એવા પ્રખ્યાત બળ-પરાક્રમવાળા અને કોઈથી પણ નહિ ડરનારા રાક્ષસો મારું રક્ષણ કરનારા છે, તો પછી મારે તે શું દુ ખ છે, એવો મને નિશ્ચય હતો, પણ હાય! આજે એ સઘળુ ધૂળમા મળી ગયુ છે. હે રાક્ષસર્ષભ! તમે એટલા મોટા પ્રભાવવાળા હોવા છતા તમારે માથે એકાએક આ એક મનુષ્યથી જ ભય કેમ આવી પડ્યો? હે રાજન્! ચકચકિત ઇંદ્રનીલમણિ જેવુ શોભતુ, પર્વત સરખુ ઊંચુ, બાજુબધ, પોચી તથા વૈડૂર્યમણિ અને મોતીના હારથી ઉજ્જ્વળ કાંતિવાળું, વિહારમા પ્રિય થઈ પડનારુ, સગ્રામભૂમિમા ક્રોધથી ભભૂકી ઊઠનારુ તેમ જ આભૂષણોની કાંતિથી વીજળી સહિત મેઘ સરખુ શોભતુ તમારુ શરીર કે જે હાલમા અનેક બાણોથી ખીચોખીચ ભરાયેલુ હોવાને લીધે શાહુડીના જેવુ દેખાય છે, તેમ જ મર્મસ્થળમા વાગેલા બાણોથી જેના સ્નાયુબધન તૂટી ગયા છે અને જે શ્યામવર્ણું હોવા છતા રુધિરથી રંગાઈ લાલ થઈ પૃથ્વી પર પડેલુ છે તેને હાથથી સ્પર્શ પણ થઈ શકે એમ નથી, તો પછી આલિગન તે કેમ જ આપી શકાય?[31-46] હાય! જેમ વજ્રથી હણાયેલો પર્વત વીખરાઈ પડે, તેમ તમે રણભૂમિમા હણાઈ પડ્યા છો! આ તે સ્વપ્ન છે કે સત્ય છે? હે નાથ! તમે રામના હાથે કેમ હણાયા?[47] હે રાજન્! તમે મૃત્યુના પણ મૃત્યુ હતા,-તેમ છતા આજે મૃત્યુને વશ કેમ થયા? હે સ્વામીનાથ! ત્રણે લોકની લક્ષ્મીને ભોગવનાર, ત્રૈલોક્યને ઉદ્વેગ પમાડનાર, લોકપાલોને જીતનાર, શંકરને પણ ભય આપનાર, ગર્વિષ્ઠોના ગર્વને ઉતારનાર, પ્રસિદ્ધ પરાક્રમવાળા, સર્વલોકને ક્ષુભિત કરનાર, સજ્જનોને સંહારનાર, શત્રુની સમક્ષ ગર્વભર્યાં વાક્ય બોલનાર, પોતાની સેના તથા સેવકોનું રક્ષણ કરનાર, ભયંકર પરાક્રમવાળા દાનવો તથા હજારો યક્ષોને હણનાર, યુદ્ધમાં નિવાત-કવચોને જીતનાર, અનેક યજ્ઞોનો વિધ્વંસ કરનાર, સ્વજનોના રક્ષક, ધર્મમર્યાદાને તોડનાર, યુદ્ધમાં માયા રચનાર, દેવ, અસુર અને મનુષ્યની કન્યાઓને આમતેમથી હરી લાવનાર, શત્રુની સ્ત્રીઓને શોક ઉપજાવનાર, સ્વજનોને સુખી કરનાર, લંકાદ્વીપનુ રક્ષણ કરનાર, ભયકર કર્મ કરનાર, અમને-સ્ત્રીઓને ઇચ્છિત કામભોગ આપનાર અને રથીઓમા શ્રેષ્ઠ એવા તમે કે જે મારા પ્રિય પતિ છો, તેને આમ રણમા રોળાઈ પડેલા દેખવા છતા હુ હજી મારા જીવિતને ધારણ કરુ છું, એથી મને લાગે છે કે, મારું હૃદય વજ્રથી ઘડાયેલુ હશે! તેમ ન હોય તો તે સહસ્રધા વિદીર્ણ કેમ ન થઈ જાય? હે રાક્ષસેશ્વર! તમે અમૂલ્ય શય્યામા સૂનાર હોવા છતા આજે આવી રેતાળ પૃથ્વી પર કેમ સૂતા છો? અરેરે, જ્યારે લક્ષ્મણે ઇંદ્રજિતને માર્યો, ત્યારે મને કારી ઘા થયો હતો, પણ આજે તો હુ હણાઈ જ ગઈ છું. હે નાથ! બધુજનો વિનાની અને સ્વામીનો સદાને માટે વિયોગ પામેલી હુ હવે કામભોગથી વચિત રહીને લાબા સમય સુધી શોક કરીશ. હે રાજન્! તમે આજે દુર્ગમ એવા દીર્ઘ પથે સિધાવ્યા છો, તો મને દુખિયારીને પણ સાથે જ લઈ જાઓ. હું તમારા વિના રહી શકવાની નથી. અરેરે, તમારા વિયોગથી દીન થઈ ગયેલી મને તજીને તમે એકલા જ પરલોકમા જવાનુ કેમ પસંદ કરો છો? ઓ નાથ! દીન અને વિલાપ કરતી હુ કે જે અભાગણી થઈ પડી છું, તેની સાથે તમે બોલતા કેમ નથી? હે પ્રભુ! ઉત્તરીય વસ્ત્ર ઓઢ્યા વિના પગે ચાલી નગરમાથી બહાર આવેલી મને જોઈને તમને ક્રોધ કેમ ચડતો નથી? અરે, ઉત્તરીય વસ્ત્ર વિનાની, નગરની બહાર આવેલી આ તમારી બીજી પણ વહાલી સ્ત્રીઓને જોઈને તમે કેમ ક્રોધ પામતા નથી? રે, તમારી સાથે જ ક્રીડા કરવામા મસ્ત રહેનાર આ સઘળો સ્ત્રીસમાજ આજે અનાથની પેઠે

વિલાપ કરી રહ્યો છે, તેનું તમે આશ્વાસન કેમ કરતા નથી ? તેમ જ માન–આવકાર પણ કેમ આપતા નથી ?

'હે રાજન્! તમોએ ગુરુજનની સેવા કરવામાં પ્રીતિવાળી અને પતિવ્રતધર્મ પાળનારી અનેક ઉચ્ચ કુળની સ્ત્રીઓને વૈધવ્ય આપી તેમના નિસાસા લીધા હતા, એ શાપથી જ આજે તમારી આવી શોચનીય દશા થઈ પડી છે! તમોએ રંજાડેલી પતિવ્રતા સ્ત્રીઓએ તમને જે જે શાપ આપ્યા હશે, તે સર્વનું ફળ આજે આવી મળ્યું છે! હે રાજા! પતિવ્રતા સ્ત્રીઓના અશ્રુબિંદુ અકસ્માત્ પૃથ્વી પર પડતા નથી' એવી લોકવાયકા આજે તમારા સંબંધી સત્ય પડી છે હે રાજન્! તમે પોતાના પરાક્રમથી ત્રણે લોકને વશ કરી પોતાને શૂરવીર માનતા હતા તેમ જ તમને યુદ્ધમાં કોઈથી પણ ભય હોય એમ મને સાંભરતું ન હતું, તેમ છતાં કપટથી મારીચને મૃગ બનાવીને તથા રામ–લક્ષ્મણને આશ્રમમાંથી દૂર કરાવીને તમોએ રામની પત્ની સીતાનું હરણ કરવારૂપ ક્ષુદ્ર કૃત્ય કર્યું, તે દિવસથી જ મને નિશ્ચય થયો હતો કે, હવે તમારું ભાગ્યબળ વિપરીત થયું છે અને મૃત્યુ પાસે આવ્યું છે

'ભૂત, ભવિષ્ય અને વર્તમાનને યથાર્થ રીતે જાણનાર સત્યવાદી મારા દિયર વિભીષણે તો તમે સીતાને હરણ કરી આણી કે તુરત જ થોડીક વાર વિચાર કરી તથા લાંબો નિસાસો મૂકી કહ્યું હતું [૪૮–૭૧] 'હવે મુખ્ય મુખ્ય રાક્ષસોનો વિનાશકાળ સમીપ આવ્યો છે' ખરે જ, આજે તે સત્ય થયું છે કામ–ક્રોધથી થયેલા દોષને લીધે આજે ખરેખર આખા રાક્ષસકુળનું સમૂળ ઉચ્છેદન થયું છે અને તમારે લીધે જ રાક્ષસકુળ અનાથ થઈ ગયું છે [૭૨,૭૩] મારે તમારો શોચ કરવો યોગ્ય નથી, કેમ કે તમે બળ–પરાક્રમથી પ્રસિદ્ધિ મેળવી સ્વર્ગે ગયા છો, છતાં સ્ત્રી–સ્વભાવને લીધે કરુણ થયેલી મારી બુદ્ધિ મને શોચ કરાવે છે [૭૪] હે નાથ ! તમે તો તમારા પાપ–પુણ્યને સાથે લઈ પરલોકના પથે સિધાવ્યા છો, પરંતુ તમારા વિયોગથી દુખી થયેલી હું મારા પોતાના આત્માનો શોચ કરું છું [૭૫] હે દશાનન ! હિતેચ્છુ સુહૃદોના તથા ભાઈઓના હિતોપદેશને તમોએ સ્વીકાર્યો નહિ તેમ જ શાસ્ત્રને અનુસરનારું, શાંતિથી ભરેલું અને યુક્તિ તથા પ્રયોજન સહિત એવું વિભીષણનું શ્રેયસ્કર વચન પણ તમને રુચ્યું નહિ [૭૬,૭૭] વળી મારીચ, કુંભકર્ણ અને મારા પિતા મયાસુરે પણ જે જે હિતવચન કહ્યાં હતાં, તે તે સર્વને પોતાના પરાક્રમના ગર્વને લીધે તમોએ સ્વીકાર્યાં નહિ અને આ અનિષ્ટ ફળ પ્રાપ્ત થયું હે શ્યામ મેઘ સમાન વર્ણવાળા ! હે પીતાંબર તથા સુવર્ણના બાજુબંધને ધારણ કરનારા ! તમે લોહીલુહાણ થઈને તેમ જ ગાત્ર પસારીને આજે કેમ સૂઈ રહ્યા છો ? હે સ્વામીનાથ ! તમે આજે મારી સાથે કેમ બોલતા નથી ? શું તમને આજે ગાઢ નિદ્રા આવી છે ? અરે ! મયાસુરની પુત્રી હું મંદોદરી કે જે યુદ્ધમાંથી કદી પણ નહિ હઠનારા મહાપરાક્રમી સુમાલીની ભાણેજ છું, તેની સાથે તમે કેમ બોલતા નથી ? હે નાથ ! તમારો આજે પહેલવહેલો જ પરાજય થયો છે, છતાં તમે નિશ્ચિંતપણે કેમ સૂતા છો ? ઊઠો, ઊઠો [૭૮–૮૧] જુઓ, આજે સૂર્યકિરણોએ નિર્ભય થઈને લંકામાં પ્રવેશ કર્યો છે હે મહારાજ ! ઇંદ્રને જેમ વજ્ર પ્રિય લાગે છે, તેમ નિરંતર તમને પ્રિય એવું સુવર્ણથી મઢેલું અને અનેક શત્રુઓની ગરજ સારનારું તમારું સૂર્ય સરખું તેજસ્વી પરિઘ કે જે વડે તમે યુદ્ધમાં શત્રુઓનો સંહાર કરતા હતા, તે પણ આજે રામના બાણોથી કપાઈને ચૂરેચૂરા થઈ પડ્યું છે ! અરેરે, આજે તમે પોતાની પ્રિય પત્નીની પેઠે પૃથ્વીને આલિંગન કરીને કેમ સૂતા છો અને અળખામણી સ્ત્રીની પેઠે ગણી મારી સાથે બોલતા પણ કેમ નથી ? હાય, રે હાય ! તમારું મરણ થયું છતાં આ મારું વજ્ર સરખું હૃદય શોકને લીધે ફાટી પડતું નથી, તેથી તેને હજારોહજાર

ધિક્કાર છે ! ૮૨-૮૫

સ્નેહથી ભરાઈ ગયેલા હૃદયવાળી મંદોદરી આંસુભર્યા નેત્રે વિલાપ કરતી અત્યંત દુઃખને લીધે મૂર્છિત થવાથી રાવણની છાતી પર પડી ગઈ. રાવણના દેહ પર પડેલી મંદોદરી એ વેળા સંધ્યાકાળથી રંગાયેલા વાદળમાં ઝબકતી વીજળી જેવી દેખાતી હતી. પછી મૂર્છિત થયેલી એ મંદોદરીને તેની સપત્નીઓએ ધીમેથી ઉઠાડીને સ્વસ્થ રીતે બેસાડી અને રુદન કરતાં કરતાં કહેવા લાગી: 'હે દેવિ ! લોકોની સ્થિતિ અધ્રુવ છે, એ શું તમે નથી જાણતાં ? દશાચક્રનું પરિવર્તન થવાની સાથે રાજાઓની લક્ષ્મી પણ ચંચળ હોવાથી પરિવર્તન પામે છે, માટે શોક કરવો યોગ્ય નથી. ૮૬-૯૦

પોતાની સપત્નીઓનું વચન સાંભળવા છતાં મંદોદરીને ધીરજ આવી નહિ અને તે અશ્રુજળથી પોતાના નિર્મળ મુખને તથા સ્તનોને ભીંજવતી ઝીણે સાદે રુદન કરતી જ રહી. આ સમયે શ્રીમાન રામચંદ્ર વિભીષણને કહ્યું: 'હે વિભીષણ ! તું હવે તારા મોટા ભાઈને અગ્નિસંસ્કાર કર અને તેની સ્ત્રીઓનું સાંત્વન કર.'

રામચંદ્રનું વચન સાંભળી બુદ્ધિમાન વિભીષણે વિચાર કરીને વમ તથા અર્થયુક્ત, હિતકર અને નમ્ર વચન કહ્યું: 'હે રામ ! જેણે ધર્મ તથા ઉત્તમ વ્રતોનો ત્યાગ કર્યો એવા ક્રૂર, નીચ, અસત્યવાદી તથા પરસ્ત્રીગામી રાવણનો અગ્નિસંસ્કાર કરવાને શું હું યોગ્ય છું ? અને સર્વનું અહિત કરનારો એ તો ભાઈરૂપે મારો શત્રુ જ હતો. રાવણ મારો ભાઈ હોવાથી પૂજ્ય છતાં તેના દોષને લીધે તે મારે હાથે સંસ્કાર પામવાને અયોગ્ય છે. હે રામ ! ભાઈ પ્રત્યે મારું આવું વર્તન જોઈને મનુષ્યો મને ક્રૂર કહેશે પણ રાવણના દોષોને જાણનારા તો વિભીષણે સારું કર્યું એમ જ કહેશે.' વિભીષણનું વચન સાંભળી ધર્મધારીઓમાં શ્રેષ્ઠ રઘુવીરે કહ્યું: ૯૧-૯૬ 'હે વિભીષણ ! તુંનીતિની પેઠે મારે તને રાજ્યાભિષેક કરવો જ જોઈએ, કેમ કે તારી સહાયથી જ મેં જય મેળવ્યો છે. ૯૭ માટે હે રાક્ષસેશ્વર ! તું તારા ભાઈ રાવણને અગ્નિસંસ્કાર કર. રાવણને અગ્નિસંસ્કાર થયા પૂર્વે તારો રાજ્યાભિષેક થઈ શકશે નહિ. હે વિભીષણ ! તું કહે છે તેમ જોકે આ રાવણ અધર્માદિ અનેક દોષોથી ભરેલો છે, તોપણ તે અત્યંત તેજસ્વી, બળવાન, શૂરવીર, સંગ્રામમાં ઇંદ્રાદિ દેવોથી પણ પરાજય નહિ પામેલો, સર્વ લોકોને રડાવનાર તેમ જ મહાત્મા હતો, માટે તારે તેને અગ્નિસંસ્કાર કરવો યોગ્ય છે. વળી હે રાક્ષસરાજ ! વેર મરણાન્ત હોય છે. હવે આપણું પ્રયોજન સિદ્ધ થયું છે, માટે તું રાવણની ઉત્તરક્રિયા કર. હવે તો તે જેવો તારો બંધુ છે તેવો મારો પણ છે. હે વિભીષણ ! હવે તું આ રાવણને સત્વર ધર્મપૂર્વક અગ્નિસંસ્કાર કર. તને મોટા યશની પ્રાપ્તિ થશે.'

રામચંદ્રના વચન સાંભળી રાક્ષસેંદ્ર વિભીષણે મરણ પામેલા પોતાના ભાઈ રાવણની ઉત્તરક્રિયા કરવાની તૈયારી કરવા માંડી. તેણે ઉતાવળે લંકામાં જઈને રાવણના અગ્નિહોત્રના અગ્નિને સ્મશાનભૂમિમાં મોકલ્યો, તેમ જ કાષ્ઠના યજ્ઞ-પાત્રોથી ભરેલાં ગાડાં સહિત યાજ્ઞિકોને સ્મશાનમાં જવા કહ્યું. વળી ચંદન તથા અગરુ વગેરે સુગંધી કાષ્ઠો તેમ જ કેસર-કસ્તૂરી આદિ અનેક જાતના સુગંધીદાર પદાર્થોને સ્મશાનમાં પહોંચતા કર્યા. મણિ, મુક્તા તથા પ્રવાલ વગેરે રત્નો પણ સ્મશાનમાં મોકલાવ્યાં. પછી અનેક રાક્ષસોની સાથે મહાત્મા વિભીષણ થોડીક વારમાં જ જ્યાં રાવણનો દેહ પડ્યો હતો ત્યાં આવી પહોંચ્યો, ૯૮-૧૦૧ અને તેણે માલ્યવાનને સાથે રાખી રાવણની ઉત્તરક્રિયા કરવા માટી ચિત્રવિચિત્ર પતાકા વડે શોભતી અને પુષ્પમાળાઓથી શણગારેલી સુવર્ણની દિવ્ય શિબિકામાં રાવણના શબને રેશમી વસ્ત્ર પહેરાવીને બેસાડ્યું. એ વેળા રાક્ષસો વાજિંત્ર વગાડતા હતા અને બંદીજનો સ્તુતિવચન ઉચ્ચારતા હતા. પછી નેવકો પાને રાવણની શિબિકા ઉપડાવી રુદન કરતા દક્ષિણે સ્મશાન

ભૂમિ પ્રતિ ચાલતા થયા. વિભીષણ વગેરે રાવણના સંબંધીઓ પણ હાથમાં કાષ્ઠ લઈને દક્ષિણાભિમુખે ચાલતા થયા. એ સમયે અધ્વર્યુ-એ પ્રદીપ્ત કરેલા અને તાંબાના હવનકુંડમાં રહેલા રાવણના અગ્નિને લઈ વિભીષણ આગળ ચાલતો હતો. રુદન કરતી રાવણની રાણીઓ પણ ચાલવાનો અભ્યાસ નહિ હોવા છતાં પડતી–આખડતી ઉતાવળે શિબિકાની પાછળ પાછળ ચાલતી હતી. શ્મશાનભૂમિમાં પહોંચ્યા પછી રાવણની શિબિકાને શુદ્ધ ભૂમિમાં મૂકી વિભીષણ વગેરે રાવણના પરિજનો ગાઢ રુદન કરવા લાગ્યા.

પછી વેદોક્ત વિધિ પ્રમાણે ચંદન, પદ્મક વગેરે સુગંધી કાષ્ઠોથી તેમ જ વીરણના વાળા વગેરે સુગંધીદાર પદાર્થોથી ચિતા ખડકી તેના ઉપર રંકુ મૃગનુ ચર્મ પાથર્યું ૧૦૭–૧૧૩ પછી ચિતાના અગ્નિ ખૂણામા એક વેદી બનાવી તેની ઉપર વાયવ્યમાં ગાર્હપત્ય, આગ્નેયમા આહવનીય અને નૈર્ઋત્યમાં દક્ષિણાગ્નિનું સ્થાપન કર્યું.૧૧૪ પછી પૃષદાજ્ય+થી ભરેલો સરવો રાવણના સ્કંધ પર મૂકયો. યજ્ઞશકટને– બન્ને ચરણે રાખ્યુ અને ઉલૂખલ* ઊરુ ઉપર મૂકયો વળી અરણિ, ઉત્તરારણિ તથા મુશળ વગેરે બીજાં પણ સઘળાં યજ્ઞિય× કાષ્ઠપાત્રોને યથોક્ત સ્થાને રાખી વિભીષણે મહર્ષિઓએ કહેલા શાસ્ત્રોક્ત વિધિ વડે પિતૃમેધ= કરવા માંડ્યો. તેમાં પ્રથમ પવિત્ર પશુને મારી તેની ચરબી ઘીમાં બોળી રાવણના મુખમા મૂકી. પછી વિભીષણાદિ પરિજનોએ રાવણના શબને ચંદન–પુષ્પ વગેરેથી અલંકૃત કરી ઉત્તમ શાલ ઓઢાડી ચિતામા સુવાડ્યુ અને આંસુભર્યા નેત્રે તેના પર અક્ષત વધાવ્યા. ત્યાર પછી વિભીષણે વિધિપૂર્વક ચિતામાં અગ્નિ મૂકી રાવણનો અગ્નિદાહ કર્યો. અગ્નિદાહ થઈ રહ્યા પછી વિભીષણાદિ પરિજનોએ સ્નાન કરી ભીના વસ્ત્ર જ રાવણનાં નામ ગોત્રનું ઉચ્ચારણ કરી દર્ભ અને જળ સહિત તિલાંજલિ આપી. ત્યાર બાદ રાવણની સ્ત્રીઓનુ પુનઃ પુનઃ સાંત્વન કરી તેઓને સમજાવીને વિભીષણે કહ્યું : ‘હવે તમે શોકનો ત્યાગ કરી લંકામાં જાઓ.’ પછી રોતી–કકળતી રાવણની સ્ત્રીઓ જ્યારે લંકામાં ગઈ, ત્યારે રાક્ષસશ્રેષ્ઠ વિભીષણ જ્યાં રામચંદ્ર હતા ત્યાં આવીને નમ્રપણે ઊભો રહ્યો.

આ વેળા ઇંદ્ર જેમ વૃત્રાસુરને મારી આનંદ પામ્યો હતો, તેમ રાવણને હણીને સઘળી કપિસેના સહિત રામ–લક્ષ્મણ તથા સુગ્રીવ આનંદમગ્ન થઈ રહ્યા હતા. પછી શત્રુદમન રામચંદ્રે પોતાનાં ધનુષ્ય–બાણ નીચે મૂકી દીધા, ઇંદ્રે આપેલુ દિવ્ય કવચ પણ ઉતારી મૂકયુ અને શત્રુનો વધ થવાથી ક્રોધનો ત્યાગ કરી તેઓ શાંત થયા.૧૧૫–૧૨૪

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૧૧૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧૨ મો

### વિભીષણનો રાજ્યાભિષેક

ते रावणवधं दृष्ट्वा देवगन्धर्वदानवाः ।
जग्मुः स्वैः स्वैर्विमानैस्ते कथयन्तः शुभाः कथाः ॥१॥

રામ–રાવણનુ યુદ્ધ જોવા મળેલા દેવો, દાનવો અને ગંધર્વો રાવણનો વધ થયેલો જોઈ રામચંદ્રની પવિત્ર કીર્તિનુ ગાન કરતા પોતપોતાનાં વિમાન લઈ ચાલતા થયા.૧ રાવણનો ભયંકર વધ, રામચંદ્રનુ પરાક્રમ, વાનરો અને રાક્ષસોનું તુમુલ યુદ્ધ, સુગ્રીવની મંત્રશક્તિ, હનુમાન તથા લક્ષ્મણની રામચંદ્ર ઉપરની પ્રીતિ, સીતાનુ પાતિવ્રત્ય તેમ જ હનુમાનનુ પરાક્રમ વગેરેનુ વર્ણન કરતા વિમાન ચારી દેવો હર્ષભેર પોતપોતાનાં સ્થાન પ્રત્યે જવા લાગ્યા.૨–૪

પછી શ્રીમાન રામચંદ્રે ઇંદ્રે મોકલેલા અગ્નિ-

+ દહીં મિશ્રિત ઘૃતને ‘પૃષદાજ્ય’ કહે છે
– સોમયજ્ઞમા ઉપયોગી શકટ
* યજ્ઞમાં ડાંગર વગેરે ખાંડવાનો ખાણિયો
× યજ્ઞ સંબંધી.
= શબના અગ્નિસંસ્કારને ‘પિતૃમેધ’ કહે છે.

સરખા ઝળહળતા દિવ્ય રથને પાછો લઈ જવા માતલિને આજ્ઞા આપી તેનો મોટો સત્કાર કર્યો; ત્યારે ઇંદ્રસારથિ માતલિ એ દિવ્ય રથ પર બેસીને સ્વર્ગ પ્રત્યે વિદાય થયો. માતલિના ગયા પછી મહાત્મા રઘુવીર અત્યંત પ્રેમથી સુગ્રીવને ભેટ્યા, એ વેળા લક્ષ્મણે પણ રામચંદ્રને પ્રણામ કર્યા.[૫–૭]

વાનરસેનાથી સત્કારાયેલા રામચંદ્ર હવે છાવણીમાં આવ્યા અને સ્વસ્થ થઈ બેઠા. પછી તેમણે શુભ લક્ષણવાળા લક્ષ્મણને કહ્યું: 'હે ભાઈ! આપણા પર અત્યંત પ્રીતિ તથા ભક્તિવાળા તેમ જ મોટો ઉપકાર કરનારા આ વિભીષણની સાથે જ લંકામાં જા અને તેને લંકાના રાજ્યાસન પર અભિષિક્ત કર. હે સૌમ્ય! રાવણના કનિષ્ઠ બંધુ આ વિભીષણને હું રાજ્યાભિષિક્ત થયેલો જોઈશ ત્યારે જ 'મારી સઘળી કામનાઓ પૂર્ણ થઈ' એમ હું માનીશ.'

મહાત્મા રામચંદ્રની આજ્ઞા સાંભળી હર્ષિત થયેલા લક્ષ્મણે એક સુવર્ણઘટ લઈ મન સરખા વેગવાળા મુખ્ય વાનરોને આપ્યો અને તેમાં સમુદ્રનું જળ ભરી લાવવા કહ્યું, ત્યારે વાનરો અતિ ઉતાવળે એ સુવર્ણઘટમાં શુદ્ધ સમુદ્ર-જળ ભરી લાવ્યા. પછી મુખ્ય મુખ્ય વાનરોને સાથે લઈ સુમિત્રાનંદન લક્ષ્મણ વિભીષણ સહિત લંકામાં ગયા. ત્યાં જઈ એક ઉત્તમ આસન પર સમુદ્રજળથી ભરેલા સુવર્ણઘટનું સ્થાપન કર્યું. સર્વ રાક્ષસો તથા વાનરો સહિત લક્ષ્મણે રામચંદ્રની આજ્ઞા પ્રમાણે લંકાના રાજ્યાસન પર વિભીષણને બેસાડી વૈદિક મંત્રોથી વિધિપૂર્વક એ જળ વડે અભિષેક કર્યો. વિભીષણને રાજ્યાભિષેક થવાથી તેના પર પ્રીતિવાળા મંત્રીઓ ઘણો જ આનંદ પામી રામચંદ્રની પ્રશંસા કરવા લાગ્યા.[૮–૧૭] રાક્ષસશ્રેષ્ઠ વિભીષણને લંકાના રાજ્યાસન પર અભિષિક્ત થયેલો જોઈને લક્ષ્મણ સહિત રામચંદ્ર પણ અત્યંત આનંદયુક્ત થયા.[૧૮]

પોતાના હાથમાં રાજ્યતંત્ર આવ્યા પછી મહાત્મા વિભીષણ નગરમાં તથા આખા દેશમાં વસતી પોતાની પ્રજાનું સાંત્વન કરી રામચંદ્ર પાસે આવવા નીકળ્યો. એ વેળા નગરવાસી રાક્ષસો વિભીષણને દધિ, અક્ષત, મોદક, ડાંગર તથા પુષ્પ સહિત અમૂલ્ય ભેટ અર્પણ કરવા લાગ્યા. તે સર્વનો સ્વીકાર કરીને મહાત્મા વિભીષણ રામ–લક્ષ્મણની પાસે આવ્યા અને પોતાને મળેલી સઘળી માંગલિક ભેટ રામ–લક્ષ્મણને અર્પણ કરી. વૃદ્ધિ પામેલા ઐશ્વર્યવાળા વિભીષણને કૃતકૃત્ય થયેલો જોઈને મહાત્મા રામચંદ્રે તેની ઇચ્છાને અનુસરી સઘળી ભેટ સ્વીકારી.

ત્યાર પછી શ્રીમાન રામચંદ્રે પોતાની આગળ હાથ જોડીને ઊભેલા વાનરશ્રેષ્ઠ હનુમાનને કહ્યું: 'હે સૌમ્ય! તું હવે મહારાજા વિભીષણની અનુજ્ઞા લઈ જનકનંદિની સીતાની પાસે જા અને તેમને આપણા કુશળ સમાચાર કહે. હે વક્તાઓમાં શ્રેષ્ઠ! તું સીતાની પાસે જઈ તેમને સુગ્રીવ તથા લક્ષ્મણ સહિત મારું કુશળ જણાવ તેમ જ રાવણવધનું વૃત્તાંત પણ નિવેદન કર. હે કપિવર! સીતાને આ પ્રિય ખબર કહી તથા તેમનો સંદેશો લઈ તું સત્વર પાછો આવ.'[૧૯–૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૧૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧૩ મો

### રામવિજયની સીતાને જાણ

इति प्रतिसमादिष्टो हनुमान्मारुतात्मजः ।
प्रविवेश पुरीं लंकां पूज्यमानो निशाचरैः ॥ १ ॥

રામચંદ્રની આજ્ઞા થતાં પવનસુત હનુમાન રાક્ષસોના સત્કારને ગ્રહણ કરતો તરત જ લંકામાં ગયો અને ત્યાંથી વિભીષણની આજ્ઞા મેળવી તેણે અનેક વૃક્ષોથી શોભતી અશોકવાટિકામાં પ્રવેશ કર્યો. સીતાએ પણ જાણ્યું કે કોઈક વાનર આવે છે. અશોકવાટિકામાં ગયા પછી હનુમાને એક વૃક્ષના મૂળ આગળ

ગ્રહથી પીડાયેલી રોહિણીની પેઠે આનંદરહિત અને સ્નાનાદિ સંસ્કારથી રહિત જાનકીને રાક્ષસીઓની વચ્ચે બેઠેલા જોયા એ વેળા ધીમે ધીમે નમ્રતાથી સીતાની પાસે જઈ તેમને પ્રણામ કરી કપિવર હનુમાન હાથ જોડી ઊભો રહ્યો મહાબળવાન હનુમાનને જોવા છતા સીતા મૌન રહ્યા, પરંતુ ક્ષણવારમા જ સ્મૃતિ આવતા 'આ હનુમાન છે' એમ જાણતા તેમના હર્ષનો પાર રહ્યો નહિ ૧-૪

સીતાની શાંત મુખાકૃતિ પરથી 'મને સીતાએ ઓળખ્યો છે' એમ નિશ્ચય કરી કપિવર હનુમાન રામચંદ્રનો સંદેશો કહેવા લાગ્યો 'હે વદેહિ! સુગ્રીવ સહિત રામ, લક્ષ્મણ કુશળ છે તેમણે શત્રુને જીતી પોતાનો અર્થ સિદ્ધ કરી તમને કુશળ પુછાવ્યુ છે ૫-૭ હે દેવી! સુગ્રીવાદિ વાનરો તથા વિભીષણની સહાયથી મહાત્મા રામ-લક્ષ્મણે મહાબળવાન રાવણને માર્યો છે ૮ હે દેવી! હુ તમને અધિક પ્રસન્ન કરવા માટે ખાસ રામચંદ્રનો જ સંદેશો કહુ છુ મહાત્મા રામચંદ્રે તમને કહ્યુ છે હે ધર્મજ્ઞ સીતા! તમારા ઉત્તમ પાતિવ્રત્યના પ્રભાવથી જ મે સગ્રામમા મોટો વિજય મેળવ્યો છે હવે તમે શોકરહિત તથા સ્વસ્થ થાઓ યુદ્ધમા રાવણ માર્યો ગયો છે અને લંકાનુ રાજ્ય આપણા તાબામા આવ્યુ છે ૯,૧૦ હે સીતા! તમને રાક્ષસના હાથમાથી છોડાવવા માટે મે જે પ્રતિજ્ઞા કરી હતી, તેને રાત્રિ-દિવસ સતત પ્રયાસ કરીને સમુદ્ર પર સેતુ બાધી આજે મે પૂર્ણ કરી છે' ૧૧

વળી હનુમાને કહ્યુ 'હે દેવી! તમે રાવણના ઘરમા છો એવો ભય હવે ધરશો નહિ, હવે તો લંકાનુ સઘળુ ઐશ્વર્ય વિભીષણના હાથમા આવ્યુ છે ૧૨ તમે શાંત થાઓ હવે તો તમે પોતાના ઘરમા જ છો મહાત્મા વિભીષણ પણ હમણા જ તમારા દર્શનાર્થે અહીં આવશે ૧૩

હનુમાનના વચન સાભળી સતીશિરોમણિ સીતા અત્યંત હર્ષને લીધે કંઠ રૂંધાઈ જવાથી કાઈ પણ બોલી શક્યા નહિ, ૧૪ ત્યારે હનુમાને કહ્યુ 'દેવી! તમે શા વિચારમા પડ્યા છો? તમે શા માટે મારી સાથે બોલતા નથી?' ૧૫

હનુમાનનુ વચન સાભળી અતિ પ્રસન્ન થયેલા અને ધર્મમાર્ગમા વર્તનારા સીતાએ ગદ્ગદ કંઠે કહ્યુ ૧૬ 'હે હનુમાન! સ્વામીના વિજયની વધામણી સાભળી ઉત્પન્ન થયેલા હર્ષને લીધે હુ ક્ષણવાર બોલી શકી નહિ વળી હે વાનરવર! આવા પ્રિય સમાચાર કહેનાર તને વધામણીમા આપવા જેવી મારી પાસે કાઈ પણ વસ્તુ નથી એ વિચારથી પણ હુ બોલી શકી નહિ હે વાયુસુત! આખી પૃથ્વીમા તને આપવા યોગ્ય હુ કાઈ પણ દેખતી નથી કે જે તને આપીને હુ રાજી થાઉ ૧૭,૧૮ હે શૂરવીર! સોનુ, રૂપુ, હીરા, મોતી અથવા ત્રણે લોકનુ રાજ્ય પણ આ વખતે તને વધામણીમા આપવા પૂરતુ નથી'

ત્યારે સીતા સન્મુખ વિનીતભાવે ઊભેલા કપિવર હનુમાને કહ્યુ ૧૯-૨૧ 'હે શ્રેષ્ઠ ગુણવતી! પોતાના સ્વામીના પ્રિય તથા હિતમા જ તત્પર રહેનારા અને સ્વામીનો વિજય ઇચ્છનારા તમે મારા પ્રત્યે આટલા બધા સ્નેહભર્યા વચન બોલો, તે જ મારે માટે ઉત્તમ પારિતોષિક છે' ૨૨ એવુ સાભળી જનકનંદિની સીતાએ પવનકુમાર હનુમાનને કહ્યુ ૨૩ 'હે હનુમાન! સર્વ લક્ષણયુક્ત વ્યાકરણના નિયમવાળુ, માધુર્યથી ભરેલુ અને અગાધ બુદ્ધિ સહિત ઉત્તમ ભાષણ કરવામા તુ ઘણો જ કુશળ છે વળી અત્યંત ધર્મનિષ્ઠ હોવાથી તુ વાયુનો પ્રશંસા કરવા યોગ્ય પુત્ર છે હે વીર! બળ, શૌર્ય, વિદ્યા, સત્ત્વ, પરાક્રમ, ડહાપણ તેજ, ક્ષમા, ધૈર્ય સ્થિરતા તથા નમ્રતા વગેરે અનેક ઉત્તમ ગુણોએ તારામા વાસ કરેલો છે, માટે તુ મને ઘણો જ પ્રિય લાગે છે'

આ પછી વિનીત કપિવર હનુમાને અતિ નમ્રતાથી નિર્ભયપણે કહ્યું 'હે માતુશ્રી! ઘોર રૂપવાળી, ક્રૂર કર્મવાળી અને બિહામણાં નેત્રવાળી આ રાક્ષસીઓ કે જેમણે પૂર્વે તમારો ઘણો તિરસ્કાર કરેલો છે, તેમને જો તમારી સંમતિ હોય તો હું હણવા ઇચ્છું છું હે દેવી! બિહામણાં મુખવાળી આ રાક્ષસીઓ પતિ વિયોગથી શોચ કરતા અને પતિને જ માનનારા તમને રાવણની આજ્ઞાથી વારંવાર કઠોર વચન કહી દુઃખ આપતી હતી તે મેં પ્રત્યક્ષ સાંભળ્યું તથા જોયું છે, માટે ક્રૂર કેશ તથા નેત્રવાળી અને અતિ દારુણ પ્રકૃતિવાળી આ રાક્ષસીઓને હું અનેક જાતના પ્રહારથી હણવા ઇચ્છું છું હે દેવી! તમે મારી એટલી ઇચ્છા પૂર્ણ કરો હે જનની! આજ હું તમારું અપ્રિય કરનારી આ રાક્ષસીઓને દાંત તથા નખ વડે નાક-કાન કરડીને તેમ જ કેશ તોડી નાખીને મુષ્ટિ, લાત, કોણી અને ઢીંચણ વગેરેના પ્રહારથી મારી નાખવા ઇચ્છું છું હે યશસ્વિની! ભયંકર રૂપવાળી આ રાક્ષસીઓએ તમને ઘણું કષ્ટ આપ્યું છે, માટે અનેક પ્રકારના પ્રહારથી તેમને હણવાની મને આજ્ઞા આપો '

હનુમાનનાં વચન સાંભળી દીનપણાને પામેલા છતાં દીનજનો પર પ્રેમભાવવાળાં સીતાએ થોડીક વાર વિચાર કરી કહ્યું 'હે વાનરોત્તમ! રાજાના આશ્રયે રહેતી અને રાજાની આજ્ઞાને અનુસરી ચાલનારી કે માઠું કર્મ કરનારી દાસીઓ ઉપર કોણ ક્રોધ આણે? તે તો સ્વામીની આજ્ઞાને જ અધીન હોઈ તેમ ન કરે, તો સ્વામીની શિક્ષાને પાત્ર થાય, માટે આ રાક્ષસીઓ ઉપર માઠું લગાડવું યોગ્ય નથી વળી મને જે કાંઈ દુઃખ પડ્યું છે, તે સઘળું મારા ભાગ્યદોષનું તેમ જ પૂર્વજન્મના કર્મોનું ફળ છે મનુષ્ય પોતે પોતાના કરેલા કર્મફળને જ ભોગવે છે હે મહાત્મા! સર્વથી દૈવની ગતિ ન્યારી છે, માટે તારે રાક્ષસીઓને દોષ આપવો યોગ્ય નથી હે કપિવર! રાવણની દાસીઓએ મને જે જે દુઃખ આપ્યું છે, તે તે સઘળું મારા કર્મના યોગથી મને મળવાનું જ હતું એમ હું માનું છું અને તેથી જ હું તેમને ક્ષમા આપું છું વળી હે પવનસુત! આ રાક્ષસીએ રાવણની આજ્ઞાથી જ મારો તિરસ્કાર કરતી હતી, પણ હવે રાવણ હણાયા પછી તેઓ મને જરાયે તુચ્છકારતી નથી ૨૪-૪૦ હે વાનરવર! પૂર્વે કોઈ વ્યાઘ્રની આગળ કોઇ એક રીંછે અતિ પ્રાચીન અને ધર્મયુક્ત શ્લોક કહેલો છે, તે સાંભળ ૪૧

'બીજાઓને અપકાર કરવાના સ્વભાવવાળા મનુષ્યે કરેલા અપકાર સામું સમજુ પુરુષો જોતા નથી અપકાર કરનારા ઉપર પણ સામો અપકાર કરવો નહિ, એ સજ્જનોનો આચાર છે સત્ પુરુષોનું ભૂષણ સદાચાર જ છે ૪૨ પાપી, વધ કરવા યોગ્ય અને નિંદ્ય કર્મ કરનાર ઉપર પણ સત્ પુરુષે દયા રાખવી ઘટે છે સર્વ કોઈ અપરાધ કરે છે, એમ માનીને સઘળા પર

* કોઈક સમયે એક પારધી વ્યાઘ્રના ભયથી એક વૃક્ષ ઉપર ચડી ગયો, પણ વ્યાઘ્ર તેનો પીછો છોડ્યો નહિ હવે બન્યું એવું કે પારધી જે વૃક્ષ ઉપર ચડ્યો હતો, તે વૃક્ષની ટોચ ઉપર એક રીંછ હતું તેને જોઈ નીચેથી પેલા વ્યાઘ્રે કહ્યું 'હે ઋક્ષ! આ પારધી આપણા સૌ વનપશુઓનો કાળ છે, માટે તું એને નીચે ગબડાવી પાડ ' ત્યારે રીંછે ઉત્તર આપ્યો 'આ પારધી મારા નિવાસસ્થાનમાં આવ્યો છે, માટે મારે તેનું રક્ષણ કરવું જોઈએ થોડી વારે રીંછ નિદ્રાવશ થયો ત્યારે વ્યાઘ્ર લાગ જોઈને પારધીને કહ્યું હે પારધિ! તું રીંછને નીચે ઢોળી પાડ એટલે હું તને માર્યા વિના જ અહીંથી ચાલ્યો જાઉં તરત જ પારધીએ રીંછને ધક્કો મારી નીચે પાડ્યું પરંતુ ધક્કો વાગતાં જ રીંછ જાગ્રત થઈ ગયું અને પડતાં પડતાં વૃક્ષની શાખા હાથમાં આવી જવાથી બચી ગયું પછી વ્યાઘ્રે રીંછને સંબોધી કહ્યું 'હે ઋક્ષ! આ પારધીએ તારો પૂર્ણપણે વિશ્વાસઘાત કર્યો છે માટે હવે તું એને નીચે નાખી દે ' એ સાંભળી ને રીંછે કહ્યું 'ભલે તેણે મારો અપકાર કર્યો છે, પરંતુ હું તેને સામો અપકાર કરીને અધર્મ કરીશ નહિ '

દયા રાખવી.[૪૩] વળી પ્રાણીઓની હિંસા કરીને આનંદ પામવું, ક્રૂર થવું અને પાપકર્મ કરવું એ તો રાક્ષસોનો સ્વાભાવિક ધર્મ જ છે; એટલે તેમને શિક્ષા ન કરતાં તેઓ પર દયાની લાગણી રાખવી એ મનુષ્યોનો ધર્મ છે.'

સીતાનાં વચન સાંભળી વાક્ચતુર હનુમાને કહ્યું :[૪૪,૪૫] 'હે દેવી! શ્રેષ્ઠ ગુણોવાળાં રામચંદ્રની ધર્મપત્નીના મુખમાં આવાં જ વચન શોભે. ધન્ય છે તમને! હવે તમારે જે સંદેશો કહેવો હોય તે કહીને મને આજ્ઞા આપો. એટલે હું સત્વર રામચંદ્રની પાસે જાઉં.'[૪૬]

હનુમાનનું વચન સાંભળી જનકનંદિની સીતાએ એટલું જ કહ્યું : 'હે કપિશ્રેષ્ઠ! હું ભક્તજનો પર પ્રીતિ ધરાવનાર મારા સ્વામી રામચંદ્રનાં દર્શન કરવા ઇચ્છું છું.'

પછી પવનસુત હનુમાને સીતાને હર્ષ ઉપજાવતાં કહ્યું :[૪૭,૪૮] 'હે જાનકી! જેમ શત્રુઓનો સંહાર કરીને તથા મિત્રપક્ષને સ્થિર કરીને આવેલા ઇંદ્રને તેની સ્ત્રી શચી હર્ષથી જુએ, તેમ શત્રુને હણી મિત્રોને પ્રાપ્ત થયેલા પૂર્ણચંદ્રાનન રઘુવીરનાં તથા લક્ષ્મણનાં તમને આજે જ દર્શન થશે.'[૪૯]

સાક્ષાત્ લક્ષ્મી સરખાં શોભતાં સીતાને એ પ્રમાણે કહી મહાતેજસ્વી હનુમાન રામચંદ્રની પાસે આવ્યો.[૫૦] અને ઇંદ્ર સરખા પરાક્રમી રામચંદ્રને જનકનંદિની સીતાએ કહેલાં વચનો કહી સંભળાવ્યાં.[૫૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૧૩મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧૪મો

### રામચંદ્ર પાસે સીતાનું આગમન

तमुवाच महाप्राज्ञः सोऽभिवाद्य प्लवंगमः ।
रामं कमलपत्राक्षं वरं सर्वधनुष्मताम ॥१॥

મહાબુદ્ધિમાન કપિવર હનુમાને સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ અને કમળપત્ર સરખાં નેત્રવાળા રામચંદ્રને પ્રણામ કરી કહ્યું : 'હે રાઘવ! જેને માટે સેતુબંધ વગેરે કાર્યો કર્યાં અને જે રાવણવધના ફળરૂપ છે તે શોકસંતપ્ત થઈ રહેલાં સીતાને હવે તમારે મળવું ઘટે છે. હે મહારાજ! શોકથી ઘેરાઈ રહેલાં સીતાનાં નેત્રમાં તમારો વિજય સાંભળી હર્ષનાં આંસુ ભરાઈ આવ્યાં છે અને તે તમારાં દર્શન કરવા ઇચ્છે છે. પ્રથમના પરિચયને લીધે વિશ્વાસયુક્ત થયેલાં તેમણે ગદ્ગદ કંઠે મને કહ્યું : 'હવે હું મારા સ્વામીનાં દર્શન કરવા ઇચ્છું છું.'[૨–૪]

હનુમાનનાં વચન સાંભળી શ્રીમાન રઘુવીરનાં નેત્રમાં સ્નેહાશ્રુ ભરાઇ આવ્યાં અને તેઓ એકાએક વિચારમાં પડી ગયા. થોડી વારે લાંબો નિસાસો મૂકી નીચું જોઇ રહી તેમણે પાસે ઊભેલા વિભીષણને કહ્યું : 'હે વિભીષણ! તું લંકામાં જા અને સીતાને મંગળસ્નાન કરાવી, દિવ્ય અંગરાગ ચોળાવી તથા સુંદર અલંકાર સજાવીને સત્વર મારી પાસે તેડી લાવ.'[૫–૭]

રામચંદ્રની આજ્ઞા થતાં વિભીષણે સત્વર લંકામાં જઈ પોતાની પરિચારિકા સ્ત્રીઓ દ્વારા સીતાને રાજમંદિરમાં તેડાવ્યાં. સીતાને આવેલાં જોઈ રાક્ષસરાજ વિભીષણે હાથ જોડી નમ્રતાથી કહ્યું :[૮] 'હે વૈદેહી! તમારું કલ્યાણ થાઓ; તમારા સ્વામીની આજ્ઞા પ્રમાણે તમે મંગળસ્નાન કરી, અંગરાગ ચોળી તથા વસ્ત્રાભૂષણ સજી આ શિબિકામાં બેસો અને તમારા સ્વામી રામચંદ્ર પાસે ચાલો. હે દેવી! રામચંદ્ર તમને મળવા ઇચ્છે છે.'[૯,૧૦]

એવું સાંભળી સીતાએ કહ્યું : 'હે રાક્ષસેશ્વર! હું સ્નાનાદિ સંસ્કાર કર્યા વિના જ સત્વર મારા સ્વામીનાં દર્શન કરવા ઇચ્છું છું.' ત્યારે વિભીષણે કહ્યું : 'હે માતાજી! રામચંદ્રે કહ્યું છે તે પ્રમાણે જ તમારે કરવું ઘટે છે.'

વિભીષણનું વચન સાંભળી પતિને જ દેવ માનનારાં સાધ્વી સીતાએ 'બહુ સારું' એમ કહી સ્નાનાદિ સંસ્કાર કર્યા. પછી મંગળસ્નાન કરેલાં, સૌભાગ્યદર્શન ચિહ્નને તથા અંગરાગને ધારણ કરેલાં અને અમૂલ્ય વસ્ત્રાભૂષણો પહેરેલાં સીતાને વિભીષણે શિબિકામાં બેસાડ્યાં અને આગળ

પાછળ ચાલતા રાક્ષસોથી રક્ષણ કરાતાં સીતાની શિબિકા રાક્ષસો દ્વારા ઊંચકાવીને વિભીષણ રામચંદ્રની પાસે આવ્યો. વિભીષણ સીતાને લઈ આવ્યો એવું જાણ્યા છતાં મહાત્મા રામચંદ્ર ધ્યાનપરાયણ જ રહ્યા; ત્યારે વિભીષણે હર્ષભેર તેમની પાસે જઈ પ્રણામ કરી કહ્યું: 'હે મહારાજ ! આપની આજ્ઞા પ્રમાણે સીતા અહીં આવ્યાં છે.[૧૧–૧૬]

આ વેળા મહાત્મા રામચંદ્ર 'ઘણા સમય સુધી સીતા રાક્ષસને ઘેર એકલાં રહી આવેલાં છે' એમ વિચારી એકાએક રોષ, હર્ષ અને દીનતામાં ડૂબી ગયા.[૧૭] સીતા સંબંધી વિચારમાં ગૂંથાયેલા રઘુવીરે પ્રકટ હર્ષ નહિ જણાવતાં વિભીષણને કહ્યું: 'હે સૌમ્ય ! હે મારો વિજય કરાવનાર રાક્ષસેંદ્ર ! સીતાને સત્વર મારી પાસે આવવા દે.'

રામચંદ્રનું વચન સાંભળી ધર્મવેત્તા વિભીષણે ત્યાં બેઠેલા વાનરોને દૂર ખસેડી માર્ગ કરવા માટે પોતાના સેવકોને આજ્ઞા કરી. તરત જ અંગરખાં તથા પાઘડીને ધારણ કરનારા અને હાથમાં છડી લઈને નેકી પોકારનારા, રાજસેવકોએ ચોમેર ફરીફરીને વાનરયોદ્ધાઓને દૂર ખસેડવા માંડ્યા. દૂર ખસી જવાની આજ્ઞા થવાથી રીંછો, વાનરો અને રાક્ષસો સભામાંથી ઊઠીઊઠીને દૂર જવા લાગ્યા.[૧૮–૨૨] એ વેળા જેમ વાયુથી ક્ષુભિત થયેલા સમુદ્રમાં મોટો ઘોંઘાટ થાય, તેમ રામચંદ્રની છાવણીમાં મોટો કોલાહલ થવા લાગ્યો. દૂર ખસેડવામાં આવતા વાનરોને આકુળવ્યાકુળ થયેલા જોઈને પોતાના ભક્તજનો પર પ્રીતિ ધરાવનારા રઘુવીરથી તે સહન થઈ શક્યું નહિ. જાણે પોતાના નેત્રાગ્નિથી બાળી નાખવા ઇચ્છતા હોય એવો ક્રોધ કરી રામચંદ્ર બુદ્ધિમાન વિભીષણને કહ્યું:[૨૩–૨૫] 'અરે વિભીષણ ! મારો અનાદર કરી તમે આ સર્વને કેમ કલેશ આપો છો ? તમે સૌના ઉદ્વેગને સત્વર શમાવી નાખો. તમે જાણો છો જ કે આ સર્વ મારા સ્વજનો જ છે.[૨૬] હે વિભીષણ !

**न गृहाणि न वस्त्राणि न प्राकारस्तिरस्क्रिया।**
**नेदृशा राजसत्कारा वृत्तमावरणं स्त्रियः॥**

સ્ત્રીઓને મંદિરની મેડીઓમાં કે પડદામાં રાખવી અથવા ઉત્તમ વસ્ત્રો પહેરાવવાં તેમ જ સ્વજનોને આવી રીતે દૂર ખસેડવા એ કાંઈ તેનું ઢાંકણ નથી. એ તો માત્ર રાજાઓ અને શ્રીમંતોના ઘરની વડાઈ દેખાડવા પૂરતું જ છે. સ્ત્રીઓનું ખરું ઢાંકણ તો તેઓનું વૃત્ત-શીલ–સદાચરણ જ છે.[૨૭] વળી–

**व्यसनेषु न कृच्छ्रेषु न युद्धेषु स्वयंवरे।**
**न क्रतौ नो विवाहे वा दर्शनं दूष्यते स्त्रियः॥**

વિપત્તિના સમયમાં, ભયંકર રોગાદિ દુઃખમાં, યુદ્ધમાં, સ્વયંવરમાં, યજ્ઞમાં અને વિવાહમાં સ્ત્રીઓ અન્ય પુરુષોની દૃષ્ટિએ પડે, તો તે દૂષિત ગણાતું નથી;[૨૮] માટે સીતા જે આપત્તિમાં આવી પડેલાં છે અને ઘણું જ કષ્ટ ભોગવે છે, તેને જોવામાં બીજાઓને કંઈ પણ દોષ નથી. વળી તે મારી સન્નિધિમાં છે, એટલે તો જરા પણ હરકત નથી. સીતા શિબિકામાંથી ઊતરીને ભલે પગે ચાલીને મારી પાસે આવે અને સઘળા વનવાસીઓ ભલે તેને જુએ.[૨૯,૩૦]

રામચંદ્રનાં વચન સાંભળી વિભીષણ મોટા વિચારમાં પડી ગયો અને લક્ષ્મણ, સુગ્રીવ તથા હનુમાનના મનમાં પણ અત્યંત ખેદ થયો; છતાં રામચંદ્રની આજ્ઞાને અનુસરી વિભીષણ સીતાને શિબિકામાંથી ઉતારી રામચંદ્રની પાસે લઈ આવ્યો.[૩૧,૩૨] પગે ચાલીને રામચંદ્રની પાસે જતી વેળા સતીશિરોમણિ સીતા લજ્જાને લીધે સંકોચાઈ જતાં હતાં. એ સમયે વિભીષણ સીતાની પાછળ પાછળ ચાલતો હતો. સુંદર મુખવાળાં અને પતિને જ પ્રભુ માનનારાં જનકનંદિની સીતાએ આજે ઘણા દિવસે સ્વામીનાં દર્શન કર્યાં. તેઓ વિસ્મય, હર્ષ તથા સ્નેહથી રામચંદ્રના સૌમ્ય

મુખને નીરખવા લાગ્યા ચિરકાળથી નહિ જોયેલુ પોતાના પ્રિય પતિ રઘુવીરનુ પૂર્ણિમાના ચદ્ર સરખુ મુખ જોતા જ સીતાના મનનો ખેદ શાત થઈ ગયો અને તેમનુ મુખ શરદપૂનમ ના નિર્મળ ચદ્રની પેઠે ઝળહળી રહ્યુ ૩૩-૩૫

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાડમા ૧૧૪મો સ ર્ગ સમાપ્ત

# સર્ગ ૧૧૫મો

## સીતાના દુ ખની પરિસીમા—રામચદ્રના કઠોર વચનો

तां तु पार्श्वे स्थितां प्रह्वां रामः सम्प्रेक्ष्य मैथिलीम् ।
हृदयान्तर्गतं भावं व्याहर्तुमुपचक्रमे ॥ १ ॥

સીતાને પોતાની પાસે આવી ઊભેલા જોઈ મહાત્મા રામચદ્ર પોતાનો મનોભાવ પ્રકટ કરતા બોલ્યા 'હે ભદ્રે ! સગ્રામમા શત્રુનો વધ કરી મે તારો ઉદ્ધાર કર્યો આ રીતે પરાક્રમથી જે કાઈ કરવા યોગ્ય હતુ તે મે કર્યુ ૧,૨ આજે મારા ક્રોધનો અત આવ્યો છે અને મારુ અપમાન મે ભૂસી નાખ્યુ છે અપમાન અને શત્રુનો મે એકસાથે નાશ કર્યો છે આજે મારુ પૌરુષ ધન્ય થયુ, આજે મારો શ્રમ સફળ થયો અને આજે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ હવે હુ છૂટો થયો છુ ૩ મારી ગેરહાજરીમા ચચળ ચિત્તવાળા રાક્ષસે તારુ જે હરણ કર્યુ હતું તે દવથી થયુ હતુ દવનો તે દોષ મે મનુષ્યે દૂર કર્યો છે ૪,૫ જે પુરુષ પોતાના થયેલા અપમાનને પોતાના પરાક્રમથી દૂર ન કરે તે અલ્પબુદ્ધિ પુરુષના મહાન પૌરુષનુ પણ શુ પ્રયોજન ? ૬ હનુમાને સમુદ્રને ઉલ્લઘન કર્યુ તેમ જ લકાને બાળી વગેરે જે પરાક્રમો કર્યા તે આજ સફળ થયા છે ૭ યુદ્ધમા મહાન પરાક્રમ ગજાવતા તેમ જ હિતકારક સલાહ આપતા સૈન્ય સહિત વાનરરાજ સુગ્રીવનો પરિશ્રમ આજે સફળ થયો છે ૮ પોતાના ગુણહીન ભાઈનો ત્યાગ કરી જે મારી પાસે આવ્યો હતો, તે રાક્ષસશ્રેષ્ઠ વિભીષણને પરિશ્રમ પણ આજે સફળ થયો છે ૯

આ પ્રમાણે બોલતા મહાત્મા રઘુવીરના વચન સાભળી મૃગી સમાન પ્રફુલ્લ નેત્રવાળા સીતાજીના નેત્ર અશ્રુથી ભરાઈ આવ્યા પોતાની પાસે ઊભા રહેલા પોતાના હૃદયવલ્લભા સીતાને જોતા રાજા રામચંદ્રનુ હૃદય લોકાપવાદની બીકથી ઘણુ જ ખિન્ન થઈ ગયુ કમળપત્ર સમાન નેત્રવાળા, કાળા કેશકલાપવાળા તથા સુદર મુખવાળા સીતાને વાનર તથા રાક્ષસોની મધ્યમા રામચદ્ર વળી પણ કહ્યુ ૧૦-૧૨ 'અપમાનને ભૂસી નાખવા માટે મનુષ્યે જે કરવુ જોઈએ તે મે રાવણને મારીને કર્યુ છે ૧૩ તપ વડે પવિત્ર થયેલા આત્માવાળા અગસ્ત્ય મુનિની પેઠે મે પણ આ જીવલોકના પ્રાણીનો સચાર થવો જ્યા અશક્ય હતો તે દક્ષિણ દિશાને જીતી છે ૧૪ તુ એટલુ સારી રીતે ધ્યાનમા રાખજે કે, આ મહાયુદ્ધનો જે પરિશ્રમ મિત્ર લોકોના પરાક્રમની સહાયથી મે સફળ કર્યો છે, તે કાઈ તારે માટે નથી,૧૫ પરતુ તારુ હરણ થવાથી મારા પર આવેલુ તેમ જ પ્રખ્યાત રઘુકુળને લાગેલુ કલક દૂર કરવા માટેજ છે હે સીતા ! તારા ચારિત્રમા મને શકા થવાથી તુ અત્યારે મને નેત્રરોગવાળા રોગી સામે મૂકેલા દીપની પેઠે પ્રતિકૂળ થઈ પડી છે હે ભદ્રે ! હે જનકાત્મજે ! તારે માટે દશે દિશાઓ ઉઘાડી છે, તું તારી મરજી પડે તે તરફ જા મારે હવે તારુ પ્રયોજન નથી ઉત્તમ કુળમા ઉત્પન્ન થયેલો કયો તેજસ્વી પુરુષ ઘણા સમય સુધી પરગૃહમા રહી આવેલી સ્ત્રીનો આસક્તિને લીધે ફરી સ્વીકાર કરે ? ૧૬-૧૯ હે સીતા રાવણે તને કુદૃષ્ટિથી જોઈ છે અને ખોળામા પણ ખેચી છે, તે પછી મારા મહાન કુળની કીર્તિ વધારતો હુ કેવી રીતે તારો સ્વીકાર કરુ ? ૨૦ જેને સારુ મે તને જીતી તે અર્થ મે મેળવ્યો છે, માટે હવે મારે તારુ પ્રયોજન નથી તુ તારી મરજીમા આવે ત્યા જા ૨૧ હે ભદ્રે ! હે સીતે ! હુ મારા કર્તવ્યનો નિશ્ચય

કરીને જ તને કહું છું કે, ફાવે તો લક્ષ્મણ પાસે કે ભરત પાસે તને સુખ મળે ત્યાં તું રહે; અથવા તો હે સીતા! તું તારા સુખ માટે શત્રુઘ્ન, સુગ્રીવ કે રાક્ષસરાજ વિભીષણ પાસે રહે. તારા જેવી દિવ્ય સ્વરૂપવાળી મનોરમા સ્ત્રીને પોતાના જ ઘરમાં જોઈ રાવણ ઘણો સમય ધીરજ રાખી શકે નહિ.'

પ્રિય વચનો સાંભળવા યોગ્ય સીતા પોતાના પ્રિય પતિ તરફથી જ આવાં અપ્રિય ને હૃદયભેદક વચનો સાંભળી હાથીની સૂંઢથી ખેંચાયેલી વેલીની માફક વારંવાર કપાયમાન થતાં ઘણું જ રુદન કરવા લાગ્યાં.[૨૨-૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૧૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧૬ મો

### સતીની કસોટી-સીતાનો અગ્નિપ્રવેશ

एवमुक्ता तु वैदेही परुषं रोमहर्षणम्।
राघवेण सरोषेण श्रुत्वा प्रव्यथिताभवत् ॥ १ ॥

શ્રીમાન રામચંદ્ર ક્રોધયુક્ત થઈ કહેલાં, રુવાંટાં ખડાં થાય તેવાં કઠોર વચનો સાંભળી સતી સીતા અત્યંત ખેદ પામ્યાં. કદી ન સાંભળેલાં આવાં ભયંકર વચનો આવા મોટા સમુદાય સમક્ષ પોતાના સ્વામીના મુખથી સાંભળી સતી સ્તબ્ધ જ થઈ ગયાં. જાણે પોતે પોતાનાં અંગોમાં સમાઈ જતાં હોય તેમ જનકાત્મજા સીતા સ્વામીનાં વચનરૂપી બાણોથી ઘવાઈ અત્યંત રુદન કરવા લાગ્યાં.[૧-૩] થોડી વારે આંસુઓવાળું પોતાનું મુખ લૂછી નાખી સતી સીતા ધીમે ધીમે ગદ્‌ગદ વાણીથી પોતાના સ્વામીને કહેવા લાગ્યાં: 'હે વીર! પ્રાકૃત પુરુષ પ્રાકૃત સ્ત્રીને જેવાં વચન કહે, તેવાં અયોગ્ય અને કર્ણકઠોર વચનો તમે મને શા માટે સંભળાવો છો? હે મહાવીર! તમે શંકાને લીધે મારું અપમાન કરો છો, પણ હું મારા શીલના સોગંદપૂર્વક કહું છું કે હું તેવી નથી. તમે મારા પર વિશ્વાસ રાખો. પ્રાકૃત સ્ત્રીઓનાં ચરિત્ર જોઈ તમે સ્ત્રીજાતિ પર શંકા કરો છો, પરંતુ મારી તો તમે ઘણી વાર પરીક્ષા લીધી છે, માટે તે શંકા દૂર કરો. હે પ્રાણનાથ! રાવણે જ્યારે મારા શરીરને સ્પર્શ કર્યો, ત્યારે હું પરવશ હતી. તે સ્પર્શ કાંઈ મારી ઇચ્છાથી થયો નહોતો, તેમાં તો માત્ર દૈવ જ દોષિત છે. હે નાથ! જે મારા સ્વાધીનમાં હતું તે હૃદયને તો કોઈ અડકી શક્યું નથી. તે તો તમારામાં જ જોડાયેલું છે; પરંતુ સર્વ અંગો પરાધીન હતાં, ત્યાં હું અનાથા શું કરું?[૪-૯] ઘણા સમય સુધી એકમેક પર પ્રીતિ રાખવા છતાં તેમ જ સાથે રહેવા છતાં પણ જો તમે મારો સ્વભાવ ન ઓળખ્યો હોય તો હું હંમેશ માટે હણાઈ જ ગઈ![૧૦] હે રાજન્! (જ્યારે આમ જ કરવું હતું તો પછી) જે વખતે હું લંકામાં હતી અને તમે મહાવીર હનુમાનને મારી શોધ માટે મોકલ્યો હતો, તે જ વખતે તમે મારો ત્યાગ કેમ ન કર્યો? હે વીર! તે જ વખતે તમે મારો ત્યાગ કર્યાની વાત જ હનુમાને જો મને સંભળાવી હોત, તો ત્યાં જ મેં મારું જીવિત ત્યાગ્યું હોત. એવી રીતે જો મેં તે જ સમયે મારા પ્રાણ છોડ્યા હોત, તો તમારે વૃથા પરિશ્રમ ન વેઠવો પડત; તેમ જ તમારા આ સુહૃદમિત્રોને પણ વ્યર્થ શ્રમ થયો ન હોત.[૧૧-૧૩] હે રાજશાર્દૂલ! ક્રોધમાં આવી જઈ તમે એક સામાન્ય મનુષ્યની પેઠે આખી સ્ત્રીજાતિના જ સમાચાર લઈ નાખ્યા![૧૪] મારી ઉત્પત્તિ પૃથ્વીમાંથી થયેલી છે અને ખરી રીતે હું જનક રાજાની નહિ પણ પૃથ્વીની જ પુત્રી છું. આવા મારા પવિત્ર ચરિત્ર-વૃત્તાંતને, હે ચરિત્રવૃત્તને જાણનારા રાજન્! તમે ઘણું સારું વખાણ્યું![૧૫] બાલ્યાવસ્થામાં કરેલા મારા પાણિગ્રહણને પણ તમે પ્રમાણભૂત ન ગણ્યું! અરેરે! મારી ભક્તિ, પ્રેમ અને શીલ વગેરે સર્વનો અનાદર કર્યો![૧૬]

આ પ્રમાણે સતી સીતા ગદ્‌ગદ વાણીથી બોલતાં અને રડતાં હતાં. તેઓ ચિંતા અને દીનતાયુક્ત થયેલા લક્ષ્મણ પ્રત્યે બોલ્યાં: 'હે

સૌમિત્રિ! હે લક્ષ્મણ! આવા મિથ્યાપવાદથી કલંકિત થઈ હું જીવવા નથી માગતી; માટે આ દુઃખના નિવારણ સારુ તમે અગ્નિચિતા તયાર કરો. મારા પ્રિય પતિએ મારા ગુણોથી અપ્રસન્ન થઈ જનસમુદાયની વચ્ચે મારો ત્યાગ કર્યો છે, માટે હવે હું મારી છેલ્લી ગતિરૂપ ભૂમિપ્રવેશ સારુ અગ્નિમાં પ્રવેશ કરીશ.[૧૭-૧૯]

વૈદેહી સીતાનું કહેવું સાભળી શત્રુદમન લક્ષ્મણે ક્રુદ્ધ થઈ રામચંદ્ર સામે જોયુ.[૨૦] આકાર અને સંકેતથી રામચંદ્રનો મનોભાવ જાણી લઈ, ધર્માત્મા લક્ષ્મણે તેમની ઇચ્છાનુસાર અગ્નિચિતા તયાર કરી.[૨૧] તે વખતે અંતક અને યમ સરખા લાગતા મહાત્મા રઘુવીરની વિનવણી કરવાનો અથવા તેમને કાઈ કહેવાને કે તેમના સામે જોવાને પણ કોઈ સુહૃદ-મિત્ર સાહસ કરી શક્યો નહિ.[૨૨] પછી સતી સીતા નીચા મુખે બેઠેલા શ્રીમાન રામચંદ્રની પ્રદક્ષિણા કરી પ્રજ્વલિત થયેલા અગ્નિ પાસે ગયા. તેઓ દેવતાઓ અને બ્રાહ્મણોને પ્રણામ કરી, હાથ જોડી અગ્નિ સમીપ જઈ બોલ્યા: 'હે સર્વ લોકના સાક્ષી! અગ્નિનારાયણ દેવ! જો મારું મન કોઈ પણ દિવસ રામમાથી ચલાયમાન થયુ ન હોય, તો તમે મારુ રક્ષણ કરજો.[૨૩-૨૫] મારુ ચારિત્ર્ય શુદ્ધ હોવા છતા મારા પ્રિય રામ મને દુષ્ટ માને છે, માટે જો હુ શુદ્ધ હોઉ તો હે દેવ! મારુ રક્ષણ કરજો' આ પ્રમાણે સ્તુતિ કરી સીતાએ અગ્નિની પ્રદક્ષિણા કરી નિઃશંક હૃદયથી અગ્નિમા પ્રવેશ કર્યો.[૨૬,૨૭]

ત્યા એકઠા થયેલા આબાલવૃદ્ધ સર્વ લોકોએ જનકનંદિની સીતાને પ્રદીપ્ત અગ્નિમા પ્રવેશ કરતા જોયા.[૨૮] તપાવેલા નવા સુવર્ણ સમાન કાતિવાળા તથા આભૂષણોવાળા સીતા દેવી સર્વ લોકની સામે પ્રજ્વલિત અગ્નિના પેઠા. સર્વ પ્રાણીઓએ વિશાળ નેત્રોવાળા અને સુવર્ણવેદિકા સમાન કાતિવાળા સીતાને અગ્નિમાં પડતા જોયા ઋષિઓ, દેવો અને ગંધર્વો એ યજ્ઞકુંડમાં પડતી પૂર્ણાહુતિની પેઠે મહાભાગા સીતાને અગ્નિમાં પ્રવેશ કરતાં જોયાં. પવિત્ર વેદમંત્રોથી સંસ્કારી થયેલી યજ્ઞકુંડમાં પડતી વસુધારાની માફક સતી સીતાને અગ્નિમાં પડતાં જોઈ સર્વ સ્ત્રીઓ આક્રોશ કરવા લાગી.[૨૯-૩૨] દેવ, ગંધર્વ તથા દાનવ, એ ત્રણે લોકોએ સ્વર્ગમાથી નરકમાં પડતા શાપિત થયેલા દેવતાની પેઠે સીતાને અગ્નિમાં પ્રવેશ કરતાં જોયા.[૩૩] આવી રીતે સીતાએ અગ્નિપ્રવેશ કર્યો, ત્યારે વાનરો અને રાક્ષસો એ એકાએક મોટો હાહાકાર કર્યો.[૩૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાડમા ૧૧૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧૭ મો

### બ્રહ્માદિ દેવોનું પ્રબોધન-રામસ્તુતિ

ततो हि दुर्मना रामः श्रुत्वैवं वदतां गिरः ।
दध्यौ मुहूर्तं धर्मात्मा बाष्पव्याकुललोचनः ॥ १ ॥

મોટો હાહાકાર થતો સાભળી ધર્માત્મા રામચંદ્ર ઉદાસ થઈ ગયા, તેમની આખોમાં આસુ ભરાઈ ગયા અને ઊડા વિચારમા પડી ગયા.[૧] કુબેર, પિતૃઓ સહિત ધર્મરાજ, યમ સહસ્ર નેત્રોવાળા દેવરાજ ઇંદ્ર, જળના સ્વામી વરુણદેવ, ત્રણ નેત્રવાળા વૃષધ્વજ ભગવાન મહાદેવ અને સર્વ લોકના કર્તા તથા બ્રહ્મવાદીઓમા શ્રેષ્ઠ એવા બ્રહ્માદિ સર્વ દેવતાઓ પોતપોતાના, સૂર્ય સરખી કાતિવાળા વિમાનમા બેસી મહાત્મા રામચંદ્રની પાસે આવ્યા એ દેવાધિપતિઓ પોતપોતાના અલંકૃત કરેલ, મોટા હાથો ઊચા કરી સામે નમસ્કાર કરી ઊભેલા રામચંદ્રને કહેવા લાગ્યા:

હે દેવ! તમે સર્વ લોક-સૃષ્ટિને સર્જનારા છો તેમ જ જ્ઞાનીઓમા શ્રેષ્ઠ છો, છતા અગ્નિપ્રવેશ કરતા સીતાની ઉપેક્ષા કેમ કરો છો? દેવતાઓમા શ્રેષ્ઠ એવા તમારા આત્માને તમે કેમ ભૂલી ગયા છો?[૨-૬] તમે પહેલા કલ્પમા વસુલોકોમા ઋતુધામા નામે પ્રજાપતિ હતા. તમે ત્રણે લોકના કર્તા સ્વયં પ્રજાપતિ છો.[૭]

રુદ્રોમા આઠમા રુદ્ર મહાદેવ તમે જ છો અને સાધ્યગણોમા વીર્યવાન નામે પાચમું સાધ્યરૂપ પણ તમે જ ધારણ કર્યું હતું. હે દેવ! તમે જ્યારે વિરાટરૂપ ધારણ કર્યું હતું, ત્યારે બને અશ્વિનીકુમારો તમારા કર્ણરૂપ અને સૂર્ય-ચદ્ર નેત્રરૂપ થયા હતા.[૮] હે દેવ! તમે પ્રાણીમાત્રના આદિ, મધ્ય તથા અંતમા દશ્યમાન છો, છતા એક પ્રાકૃત મનુષ્યની પેઠે સીતાની ઉપેક્ષા કેમ કરો છો?

ધર્માત્મા રામચદ્ર લોકપાલોના આવા વચન સાભળી તેમને કહેવા લાગ્યા :[૯,૧૦] 'હુ મહારાજા દશરથનો રામ નામનો પુત્ર છુ અને મારા આત્માને એ જ રૂપે સમજુ છું, એથી વિશેષ જો તમે જાણતા હો, તો મને કહો કે હુ ખરેખર કોણ છું?'[૧૧]

રામચદ્રનુ વચન સાભળી બ્રહ્મવાદીઓમા શ્રેષ્ઠ બ્રહ્માજીએ કહ્યું 'હે સત્યપરાક્રમ! અમે જે ખરી વાત કહીએ છીએ તે તમે સાંભળો.[૧૨] હે રામ! તમે જ જળમા શયન કરનારા વિરાટરૂપ નારાયણ છો શખ, ચક્ર, ગદા અને પદ્મધારી દેવદેવેશ વિષ્ણુ અને જન્મમૃત્યુરૂપ શત્રુનો નાશ કરનારા એકદત વરાહરૂપ તમે જ છો.[૧૩] જેઓ સર્વ લોકના આદિ, મધ્ય તથા અતમા વિરાજમાન રહે છે એવા અક્ષર, બ્રહ્મસ્વરૂપ, સત્યસ્વરૂપ તથા સર્વ લોકના પરમ ધર્મસ્વરૂપ ચતુર્ભુજ વિશ્વક્સેન તમે જ છો.[૧૪] શાર્ઙ્ગ નામના કાળરૂપ ધનુષ્યને ધારણ કરનારા, ઇદ્રિયોના નિયામક હૃષીકેશ, પુરાણપુરુષોત્તમ, અજિત, ખડગ ધારણ કરનારા, વિષ્ણુ, કૃષ્ણ, મહાબળવાળા સેનાની, ગ્રામણી વગેરે સર્વસ્વરૂપ તમે જ છો. તમે બુદ્ધિ છો, ક્ષમા છો, દમ છો, પ્રભવ છો, અવ્યય છો, તમે જ ઉપેદ્ર અને તમે જ મધુસૂદન છો.[૧૫,૧૬] દિવ્ય મહર્ષિઓ તમને જ ઇદ્રકર્મા, મહેદ્ર, પદ્મનાભ, રણાંતકૃત, શરણ્ય તથા શરણ કહે છે તમે હજારો શાખાવાળા વેદસ્વરૂપ છો, તમે હજારો મસ્તકવાળા મહર્ષભ છો, તમે ત્રણે લોકના આદિકર્તા સ્વયંપ્રભુ છો.[૧૭,૧૮] સિદ્ધો તથા સાધ્યોને આશ્રય આપનારા, પૂર્વજ, યજ્ઞસ્વરૂપ, વષટ્કારસ્વરૂપ, ૐકારસ્વરૂપ તથા પરાત્પરસ્વરૂપ તમે જ છો. તમારા આદિ અને અંતને તથા તમે કોણ છો તેને કોઈ પણ જાણતું નથી તમે પ્રાણીમાત્રમાં, ગાયોમાં, બ્રાહ્મણોમાં, સર્વ દિશાઓમાં, પર્વતોમાં અને નદીઓમાં વ્યાપક હોવાથી સર્વત્ર દગ્ગોચર થાઓ છો. તમે હજારો ચરણવાળા, હજારો મસ્તકવાળા તથા હજારો નેત્રોવાળા છો.[૧૯-૨૧] સર્વ પ્રાણીઓ તથા સર્વ પર્વતો સહિત આ પૃથ્વીને તમે જ ધારણ કરો છો અને પ્રલયાતે તમે જ શેષશય્યા પર શયન કરો છો.[૨૨] હે રામ! તમે જ વિરાટમૂર્તિ થઈ દેવ, દાનવ તથા ગધર્વો સહિત આ ત્રિભુવનને ધારણ કરો છો. હે રાઘવ! હુ તમારું હૃદય, દેવી સરસ્વતી તમારી જીભ અને મેં ઉત્પન્ન કરેલા સર્વ દેવો તમારા રુવાટા છે. તમારા નેત્રોનો નિમેષ (મિચાવુ) એ રાત્રિ છે અને ઉન્મેષ (ઊઘડવુ) એ દિવસ છે. સર્વ વેદો પણ તમારા જ સસ્કાર છે જગતમા તમારા સિવાય બીજું કાઈ છે જ નહિ સર્વ જગત તમારું શરીર છે આ પૃથ્વી તમારી સ્થિરતા છે. અગ્નિ તમારો કોપ છે, શ્રીવત્સલાછનવાળો ચંદ્ર તમારી પ્રસન્નતા છે, પૂર્વે તમે ત્રણ પગલાથી જ ત્રણે લોક વ્યાપી દીધા હતા.[૨૩-૨૬] અને દારુણ સ્વભાવવાળા બલિરાજાને બાધી ઇદ્રને દેવોના રાજા બનાવ્યા હતા સીતા સાક્ષાત્ લક્ષ્મી છે અને તમે પણ તે જ પ્રજાપાલક સ્વય પ્રકાશ વિષ્ણુ છો. તમે રાવણનો વધ કરવા માટે આ મનુષ્યદેહ ધારણ કર્યો છે હે ધર્માત્મા! જે કાર્ય માટે તમે અવતાર ધારણ કર્યો હતો, તે તમે સિદ્ધ કર્યુ છે.[૨૭,૨૮] હે રામ! રાવણનો વધ થયો છે એટલે હવે તમે આનદથી બ્રહ્મલોકમા પધારો હે દેવ! તમારુ પરાક્રમ અમોઘ છે અને તે કદી પણ નિષ્ફળ જતુ નથી હે રામ! તમારુ દર્શન

કદી પણ વ્યર્થ જતું નથી, તેમ તમારી સ્તુતિ પણ કદી નિષ્ફળ થતી નથી. વળી જેઓ ભક્તિપૂર્વક તમારી આરાધના કરે છે, તેઓને પણ અમોઘ ફળની પ્રાપ્તિ થાય છે. સાક્ષાત્ પુરાણપુરુષોત્તમ દેવ એવા આપનું જે લોકો ભક્તિપૂર્વક ધ્યાન કરે છે, તેઓ આ લોક તથા પરલોક બન્ને ઠેકાણે ઇચ્છિત ફળ પ્રાપ્ત કરે છે.[૨૯–૩૧] જે લોકો આ દિવ્ય ઋષિઓથી સ્તવન કરાયેલા પુરાતન ઇતિહાસનું ગાન કરશે, તેમનો કદી પણ પરાભવ થશે નહિ.[૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૧૧૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧૮ મો

### સતી તરીકે સીતાની ખાતરી–અગ્નિની સાક્ષી–રામચંદ્ર અને સીતાનો મેળાપ

एतच्छ्रुत्वा शुभं वाक्यं पितामहसमीरितम् ।
अङ्केनादाय वैदेहीमुत्पपात विभावसुः ॥ १ ॥

બ્રહ્માજીનાં શુભ વચનો સાંભળી વિભાવસુ ભગવાન અગ્નિદેવ સીતાને ખોળામાં લઈ એકદમ પ્રકટ થયા. હવ્યવાહન–અગ્નિ ભગવાન ચિતાને ઠંડી કરી મૂર્તિસ્વરૂપ થઈ જનકાત્મજા સીતાને લઈ એકદમ બહાર નીકળ્યા. તરુણ સૂર્ય સમાન કાંતિવાળાં, તપાવેલા સુવર્ણના અલંકારો તથા લાલ વસ્ત્ર પહેરેલાં, કાળા કેશકલાપવાળાં, પ્રફુલ્લિત ફૂલોની માળા પહેરેલાં અને આનંદિત સ્વરૂપ–સૌંદર્યવાળાં વૈદેહીને ભગવાન વિભાવસુએ પોતાના ખોળામાંથી ઉઠાડી શ્રીમાન રામચંદ્રને અર્પણ કર્યાં.[૧–૪]

સીતાને આપતાં આપતાં સર્વ લોકના સાક્ષી ભગવાન અગ્નિએ રામચંદ્રને કહ્યું : 'હે રામ! લો આ તમારી વૈદેહી સીતા! તમે ખાતરી રાખજો કે તેનામાં કાંઈ પણ પાપ નથી.[૫] હે ચારિત્ર્યના અભિમાની રામ! આ શુભલક્ષણયુક્ત સચ્ચરિત્રા સીતાએ વાણી, મન, બુદ્ધિ કે નેત્રોથી પણ તમારું ઉલ્લંઘન કર્યું નથી.[૬] નિર્જન વનમાં જ્યારે તમે પાસે નહોતા, ત્યારે તે બિચારી નિરુપાય અને વિવશ હતી અને એથી જ બળગર્વિત રાવણ તેને બળાત્કારે હરી લઈ ગયો હતો. જોકે તેને અંતઃપુરમાં ગુપ્ત રીતે ગોંધવામાં આવી હતી, ક્રૂરમાં ક્રૂર સ્વભાવવાળી રાક્ષસીઓ તેનો પહેરો ભરતી હતી, તેને અનેક પ્રકારની લાલચો આપી તેનો તિરસ્કાર કરવામાં આવતો હતો; છતાં તમારામાં જ ચિત્તવૃત્તિ રાખતી તથા તમારે જ આશ્રયે રહેલી આ સીતાએ તમારા સિવાય અન્યનો મનથી પણ વિચાર કર્યો નથી.[૭–૯] તેનું અંતઃકરણ શુદ્ધ છે, તે નિષ્પાપ છે; માટે તમે તેને ગ્રહણ કરો. મારી તમને આજ્ઞા છે કે, એ સંબંધમાં તમારે કાંઈ પણ શંકા કરવી નહિ.[૧૦]

અગ્નિનારાયણનાં વચન સાંભળી વાક્યચતુર રામચંદ્ર પ્રસન્ન થયા. તેમનાં નેત્રો હર્ષથી ભરાઈ ગયાં અને તેઓ ક્ષણવાર વિચારમાં પડ્યા. પછી મહાતેજસ્વી, મહાપરાક્રમી, ધૈર્યધારી, ધાર્મિકશ્રેષ્ઠ રામચંદ્ર દેવતાઓમાં મુખ્ય એવા અગ્નિદેવ પ્રત્યે બોલ્યા :[૧૧-૧૨] 'હે અગ્નિદેવ! આ સીતા રાવણના અંતઃપુરમાં ઘણા કાળ સુધી રહેલી છે, એટલા માટે તેની શુદ્ધિ થવી આવશ્યક હતી.[૧૩] જો આ પ્રમાણે શુદ્ધિ થયા સિવાય જ મેં . સ્વીકાર કર્યો હોત, તો લોકો એમ કહેત કે દશરથ રાજાનો પુત્ર રામ મૂર્ખ અને કામવશ–કામી છે.[૧૪] હું જાણું જ છું કે જનકનંદિની સીતા અનન્યહૃદયા છે અને તે હમેશાં મારી મરજી પ્રમાણે વર્તનારી છે.[૧૫] સમુદ્ર જેમ પોતાની મર્યાદાનું અતિક્રમણ કરી શકતો નથી, તેમ જ પોતાના તેજથી જ રક્ષણ કરાયેલી વિશાળ નેત્રોવાળી આ સીતાનો રાવણ અતિક્રમ કરી શક્યો નથી.[૧૬] હું જાણું છું કે દુષ્ટાત્મા રાવણ પ્રદીપ્ત અગ્નિની જ્વાળા સમાન અપ્રાપ્ય એવી સીતાને જીરવી શકે તેમ નહોતો.[૧૭] સૂર્ય સમાન કાંતિવાળી આ સીતા મારાથી અભિન્ન છે; એથી રાવણના અંતઃપુરમાં રહેતાં છતાં પણ તે સતી વિકલવતાને પામે નહિ. જેમ આત્મવાન પુરુષ કીર્તિ નથી છોડી શકતો. તેમ

જ હુ પણ ત્રણે લોકમા વિશુદ્ધ એવી જનકાત્મજા સીતાને ત્યજી શકતો નથી ૧૮,૧૯ આપનુ અને હિતકારક વચનો કહેનારા આ લોકનાથોનુ કહેલુ મારે અવશ્ય માન્ય કરવુ જોઈએ ૧૨૦

મહાબળવાન, મહાકીર્તિવાળા, વિજયી અને પોતાના પરાક્રમથી જ પ્રકાશિત મહાત્મા રામચદ્ર સદા સુખ પામેલા યોગ્ય પોતાની પ્રિયા સીતાને સ્વીકારી સુખ–આનદ પામ્યા ૨૧

ઇતિ શ્રીમ ન્ વાલ્મીકિ મહ મુનિપ્રણીત આદિકાવ્ય શ્રીમદ્ વાલ્મીકિ રામાયણમા યુદ્ધકાંડમા ૧૧૮મો સર્ગ સમાપ્ત ।

## સર્ગ ૧૧૯મો

### સ્વર્ગે ગયેલા પિતા દશરથ રાજાનુ દર્શન અને આશીર્વાદ

एतच्छ्रुत्वा शुभं वाक्यं राघवेणानुभाषितम् ।
ततः शुभतरं वाक्यं व्याजहार महेश्वरः ॥१॥

શ્રીમાન રામચદ્ર કહેલા શુભ વાક્યો સાભળી, મહેશ્વર ભગવાન શુભ વચનો બોલ્યા ‘શત્રુઓને સતાપ આપનારા, વિશાળ વક્ષસ્થળથી સુશોભિત, મહાબાહુ, કમલલોચન તમે ધર્માત્માઓમા શ્રેષ્ઠ છો તમે રાવણનો વધ કરવારૂપ કાર્ય પૂર્ણ કર્યુ છે, એ પરમ સૌભાગ્યની વાત છે હે રામ ! સર્વ લોકના સદ્ભાગ્યે તમે રણસગ્રામમા રાવણથી ઉત્પન્ન થયેલો ઘોર અધકાર સમાન ભય દૂર કર્યો છે ૧–૩ હે રામ ! હવે ભ્રાતૃવત્સલ ભરતનુ તથા યશસ્વિની માતા કૌશલ્યાનુ સાત્વન કરી, માતા કકેયીના તથા લક્ષ્મણની માતા સુમિત્રાના દર્શન કરી તમે અયોધ્યાના રાજ્યાસન પર વિરાજો અને મિત્રોને આનદ આપી ઇક્ષ્વાકુકુળનો વશ વધારી અશ્વમેધ યજ્ઞ કરી, અનુપમ કીર્તિ પ્રાપ્ત કરી, બ્રાહ્મણોને દાન આપી અતે સ્વર્ગમા પધારજો હે કાકુત્સ્થ ! મનુષ્યલોકમા પિતા હોવાને લીધે જેઓ તમારા વડીલ હતા, તે મહાકીર્તિવાળા મનુજેદ્ર દશરથ રાજા આ વિમાનમા બેઠેલા છે તમારા જેવા યોગ્ય પુત્રથી ઉદ્ધાર પામી તેઓ ઇદ્રલોક પામ્યા છે લક્ષ્મણ સાથે તમે એમને નમસ્કાર કરો ’

મહેશ્વર ભગવાનનુ વચન સાભળી શ્રીમાન રામચદ્ર તથા લક્ષ્મણે વિમાનમા બેઠેલા દશરથ રાજાને નમસ્કાર કર્યા. પોતાના તેજથી જ પ્રકાશતા અને નિર્મળ વસ્ત્ર પહેરેલા પોતાના પિતા દશરથ રાજાને શ્રીમાન રામચદ્ર તથા લક્ષ્મણે ધારીધારીને જોયા ૪–૧૦ તે વખતે વિમાનમા બેઠેલા દશરથ રાજા પોતાના પ્રાણથી પણ પ્રિય એવા પુત્રોને જોઈ ઘણો આનદ પામ્યા ૧૧ ઉત્તમ આસન પર બેઠેલા મહાબાહુ દશરથ રાજા રામ–લક્ષ્મણને પોતાના ખોળામા બેસાડી બે હાથ વડે આલિગન આપતા બોલ્યા ‘હે રામ ! તને સત્ય કહુ છુ કે, તારા સિવાય મને સ્વર્ગ કે દેવતાઓની સમાનતા પણ ગમતી નથી હે વાક્ચતુર રામ ! તને વનવાસ મોકલવા માટે કકેયીએ જે કઠોર વચનો કહ્યા હતા, તે હજુ મારા હૃદયમા ખૂંચે છે આજે તને લક્ષ્મણ સહિત ક્ષેમકુશળ જોઈને તથા ભેટીને ધુમ્મસમાથી બહાર નીકળતા સૂર્યની માફક હુ દુખમાથી મુક્ત થયો છુ હે પુત્ર ! જેમ અષ્ટાવક્રથી તેના પિતા ધર્માત્મા કહોલઋષિ તરી ગયા હતા, તેમ તે મહાત્મા સુપુત્રે મને તાર્યો છે ૧૨–૧૭ હે સૌમ્ય ! હમણા જ આ દેવતાઓ પાસેથી સર્વ વાત મારા જાણવામા આવી છે કે, તે રાવણનો વધ કરવા માટે તારુ ખરુ પુરુષોત્તમસ્વરૂપ ગુપ્ત રાખ્યુ છે હે રામ ! કૌશલ્યા કૃતાર્થ થશે કે જે તને, શત્રુને મારી વનથી પાછો ફરેલો અને ઘેર આવેલો જોશે ૧૮,૧૯ હે રામ ! તે અયોધ્યાવાસીઓ પણ કૃતાર્થ થશે કે, જેઓ નગરમા આવેલા અને રાજ્ય પર અભિષિક્ત થયેલા તુ ભૂપતિના દર્શન કરશે ૨૦ હે રામ ! ભ્રાતૃવત્સલ, બળવાન, પવિત્ર અને ધર્માચારી ભરત સાથેનો તારો સમાગમ જોવાની મને ઉત્કઠા છે ૨૧ હે રામ ! મારુ વચન પાળવા માટે સીતા તથા લક્ષ્મણ સાથે તે ચૌદ વર્ષ વનમા ગાળ્યા છે ૨૨ હવે એ સમય પૂરો થયો છે અને તે તારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે તથા રણમા રાવણને મારી દેવતાઓને પણ સતુષ્ટ કર્યા છે ૨૩ હે શત્રુ

સૂદન! તેં તારું કાર્ય સિદ્ધ કર્યું છે અને વખાણવા યોગ્ય કીર્તિ મેળવી છે હવે તું તારા ભાઈઓ સાથે રાજ્ય ચલાવી દીર્ઘ આયુષ્ય પામ ૨૪

આ પ્રમાણે બોલતા દશરથ રાજાને શ્રીમાન રામચંદ્રે નમસ્કાર કરી કહ્યું 'હે ધર્મજ્ઞ! તમે કકેયી તથા ભરત પર પ્રસન્ન થાઓ, જેથી તમે કકેયીને કહ્યું હતું કે, 'હું પુત્ર સહિત તારો ત્યાગ કરું છું' તે શાપની નિવૃત્તિ થાય ૨૫,૨૬

રામચંદ્રની વિનતિ સાભળી રાજા દશરથે કહ્યું 'ભલે તેમ થશે ૨૭ પછી લક્ષ્મણને ભેટીને કહ્યું 'વત્સ! તમે વિદેહનંદિની સીતા સહિત શ્રીરામની ભક્તિપૂર્વક સેવા કરીને મને ઘણો પ્રસન્ન કર્યો છે તમને ધર્મનું ફળ પ્રાપ્ત થયું છે.૨૮ હે ધર્મજ્ઞ! રામ પ્રસન્ન રહેશે તો તું આ પૃથ્વી ઉપર ઘણું પુણ્ય, યશ અને ઉત્તમ મહિમા મેળવીશ ૨૯ હે સુમિત્રાના આનંદને વધારનાર લક્ષ્મણ! તું રામની સેવા કરજે, જેથી તારું કલ્યાણ થશે શ્રીમાન રામચંદ્ર સર્વ લોકનું હિત કરવાવાળા છે ૩૦ આ ઇંદ્ર સહિત ત્રણે લોકો, સિદ્ધો અને મોટા ઋષિઓ તે મહાત્મા પુરુષોત્તમરૂપ રામચંદ્રનું અભિવંદન કરી તેમની પૂજા કરે છે ૩૧ વેદમાં જે અવ્યક્ત અક્ષરબ્રહ્મને દેવતાઓનું હૃદય અને ગુપ્ત તત્ત્વ કહી તેનું ગાન કર્યું છે તે જ આ પરમ તપસ્વી રામ છે ૩૨ હે લક્ષ્મણ! તું સીતા સહિત રામચંદ્રની શુશ્રૂષા કરીને પરમ ધર્મ અને વિપુલ યશ મેળવ્યા છે' ૩૩

દશરથ રાજા આ પ્રમાણે લક્ષ્મણને કહી સામે હાથ જોડી ઊભેલા સીતાને 'પુત્રી' એવા મધુર શબ્દોથી સંબોધી કહેવા લાગ્યા ૩૪ 'હે પુત્રી! આ ત્યાગ માટે તારે રામ પર ક્રોધ ન કરવો, કેમ કે તારા હિતની ઇચ્છાથી જ તારી શુદ્ધિ માટે તેમણે આ કાર્ય કર્યું છે ૩૫ હે પુત્રી! તારા સચ્ચરિત્રને સિદ્ધ કરવા માટે તેં જે દુષ્કર કાર્ય કર્યું છે, તે સમસ્ત સ્ત્રીજાતિના યશની વૃદ્ધિ કરશે પતિસેવા અને પતિભક્તિ સંબંધી તો તને કાંઈ કહેવું પડે તેમ નથી જ, તોપણ વડીલ તરીકે હું તને કહું છું કે, એ જ તારું પરમ દૈવત છે ૩૭

એ પ્રમાણે દશરથ રાજા પોતાના બન્ને પુત્ર તથા સીતાને શુભાદેશ આપી વિમાનમાં બેસી ઇંદ્રલોકમાં ગયા.૩૮ સ્વતેજ વડે પ્રકાશતા મહાનુભાવ રાજર્ષિ દશરથ સીતા સહિત બન્ને પુત્રોની વિદાય લઈને પુલકિત વદને દેવરાજ ઇંદ્રના લોકમાં ચાલ્યા ગયા ૩૯

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આર્ષ કાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૧૯મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૨૦ મો

ઇંદ્રનું વરદાન વાનરોનું સજીવન થવું

प्रतमयाते काकुत्स्थे महेन्द्र पाकशासन ।
अब्रवीत्परमप्रीतो राघवं प्राञ्जलि स्थितम् ॥ १ ॥

દશરથ રાજાના ગયા પછી દેવરાજ ઇંદ્ર પરમ પ્રસન્ન થઈ હાથ જોડી ઊભેલા રામચંદ્ર પ્રત્યે બોલ્યા ૧ 'હે નરશ્રેષ્ઠ રામ! તમને અમારું દર્શન સફળ થવું જોઈએ તમે રાવણનો વધ કરી સર્વ દેવોનું હિત કર્યું છે, માટે અમે પ્રસન્ન થઈને કહીએ છીએ કે, તમારી ઇચ્છામાં આવે તે વર માગી લ્યો'

પ્રસન્ન થયેલા મહાત્મા ઇંદ્રરાજાએ આ પ્રમાણે કહ્યું ત્યારે શ્રીમાન રામચંદ્ર અત્યંત પ્રસન્ન થઈ બોલ્યા 'હે વરુણેશ્વર! જો આપ મારા પર પ્રસન્ન થયા હો, તો હું જે કહું છું તે વચન સફળ થાઓ ૨-૪ હે દેવરાજ! જે વાનરો મારે માટે પરાક્રમ કરી આ રણભૂમિમાં હણાયા છે, તે સર્વ ફરીથી જીવતા થાઓ ૫ હે માનદ! જે વાનરો મારે માટે પુત્ર-સ્ત્રીથી વિખૂટા થયા છે તે સર્વને સુખી થયેલા જોવા હું ઇચ્છું છું ૬ હે પુરંદર! જે પરાક્રમી શૂરા વાનરો મારા વિજય માટે પોતાના મૃત્યુને પણ ન ગણકારી અત્યંત યત્ન કરી મરણ પામ્યા છે, તે સર્વને તમે જીવતા કરો ૭ હું તમારી પાસે એ જ વર માગું છું કે, જે વાનરોએ મારા હિત માટે પોતાના મૃત્યુને પણ નથી ગણકાર્યું, તે સર્વ

જ હું પણ તેણે લોકમાં વિશુદ્ધ એવી જનકાત્મજા સીતાને ત્યજી શકતો નથી ૧૮,૧૯ આપનું અને હિતકારક વચનો કહેનારા આ લોકનાથોનું કહેવું મારે અવશ્ય માન્ય કરવું જોઈએ ૨૦

મહાબળવાન, મહાકીર્તિવાળા, વિજયી અને પોતાના પરાક્રમથી જ પ્રકાશિત મહાત્મા રામચંદ્ર સદા સુખ પામેલા યોગ્ય પોતાની પ્રિયા સીતાને સ્વીકારી સુખ–આનંદ પામ્યા ૨૧

ઇતિ શ્રીમદ્ વા મી મહર્ષિપ્રણીત આદિ ક્ય શ્રીરામાયણ યુદ્ધ કાંડમાં ૧૧૮મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧૯ મો

### સ્વર્ગે ગયેલા પિતા દશરથ રાજાનું દર્શન અને આશીર્વાદ

પતચ્છ્રુત્વા શુભં વાક્યં રાઘવેણાનુભાષિતમ્।
તતઃ શુભતરં વાક્યં વ્યાજહાર મહેશ્વરઃ ।૧॥

શ્રીમાન રામચંદ્ર કહેલા શુભ વાક્યો સાંભળી, મહેશ્વર ભગવાન શુભ વચનો બોલ્યા 'શત્રુઓને સંતાપ આપનારા, વિશાળ વક્ષસ્થળથી સુશોભિત, મહાબાહુ, કમળલોચન તમે ધર્માત્માઓમાં શ્રેષ્ઠ છો તમે રાવણનો વધ કરવારૂપ કાર્ય પૂર્ણ કર્યું છે, એ પરમ સૌભાગ્યની વાત છે હે રામ! સર્વ લોકના સદ્ભાગ્યે તમે રણસંગ્રામમાં રાવણથી ઉત્પન્ન થયેલો ઘોર અંધકાર સમાન ભય દૂર કર્યો છે ૧–૩ હે રામ! હવે ભ્રાતૃવત્સલ ભરતનું તથા યશસ્વિની માતા કૌશલ્યાનું સાંત્વન કરી, માતા કૈકેયીના તથા લક્ષ્મણની માતા સુમિત્રાના દર્શન કરી તમે અયોધ્યાના રાજ્યાસન પર વિરાજો અને મિત્રોને આનંદ આપી ઇક્ષ્વાકુકુળનો વંશ વધારી અશ્વમેધ યજ્ઞ કરી, અનુપમ કીર્તિ પ્રાપ્ત કરી, બ્રાહ્મણોને દાન આપી અંતે સ્વર્ગમાં પધારજો હે કાકુત્સ્થ! મનુષ્યલોકમાં પિતા હોવાને લીધે જેઓ તમારા વડીલ હતા, તે મહાકીર્તિવાળા મનુજેન્દ્ર દશરથ રાજા આ વિમાનમાં બેઠેલા છે તમારા જેવા યોગ્ય પુત્રથી ઉદ્ધાર પામી તેઓ ઇન્દ્રલોક પામ્યા છે લક્ષ્મણ સાથે તમે એમને નમસ્કાર કરો.'

મહેશ્વર ભગવાનનું વચન સાંભળી શ્રીમાન રામચંદ્ર તથા લક્ષ્મણે વિમાનમાં બેઠેલા દશરથ રાજાને નમસ્કાર કર્યા. પોતાના તેજથી જ પ્રકાશતા અને નિર્મળ વસ્ત્ર પહેરેલા પોતાના પિતા દશરથ રાજાને શ્રીમાન રામચંદ્ર તથા લક્ષ્મણે ધારીધારીને જોયા ૪–૧૦ તે વખતે વિમાનમાં બેઠેલા દશરથ રાજા પોતાના પ્રાણથી પણ પ્રિય એવા પુત્રોને જોઈ ઘણો આનંદ પામ્યા ૧૧ ઉત્તમ આસન પર બેઠેલા મહાબાહુ દશરથ રાજા રામ–લક્ષ્મણને પોતાના ખોળામાં બેસાડી બે હાથ વડે આલિંગન આપતા બોલ્યા 'હે રામ! હું તને સત્ય કહું છું કે, તારા સિવાય મને સ્વર્ગ કે દેવતાઓની સમાનતા પણ ગમતી નથી હે વાક્ચતુર રામ! તને વનવાસ મોકલવા માટે કૈકેયીએ જે દારુણ વચનો કહ્યા હતા, તે હજુ મારા હૃદયમાં ડંખે છે આજે તને લક્ષ્મણ સહિત ક્ષેમકુશળ જોઈને તથા ભેટીને ધુમ્મસમાંથી બહાર નીકળતા સૂર્યની માફક હું દુઃખમાંથી મુક્ત થયો છું હે પુત્ર! જેમ અષ્ટાવક્રથી તેના પિતા ધર્માત્મા કહોલઋષિ તરી ગયા હતા, તેમ તે મહાત્મા સુપુત્રે મને તાર્યો છે ૧૨–૧૭ હે સૌમ્ય! હમણા જ આ દેવતાઓ પાસેથી સર્વ વાત મારા જાણવામાં આવી છે કે, તે રાવણનો વધ કરવા માટે તારું ખરું પુરુષોત્તમસ્વરૂપ ગુપ્ત રાખ્યું છે હે રામ! કૌશલ્યા કૃતાર્થ થશે કે જે તને, શત્રુને મારી વનથી પાછો ફરેલે અને ઘેર આવેલો જોશે ૧૮,૧૯ હે રામ! તે અયોધ્યાવાસીઓ પણ કૃતાર્થ થશે કે, જેઓ નગરમાં આવેલા અને રાજ્ય પર અભિષિક્ત થયેલા તું ભૂપતિના દર્શન કરશે ૨૦ હે રામ! ભ્રાતૃવત્સલ, બળવાન, પવિત્ર અને ધર્માચારી ભરત સાથેનો તારો સમાગમ જોવાની મને ઉત્કંઠા છે ૨૧ હે રામ! મારું વચન પાળવા માટે સીતા તથા લક્ષ્મણ સાથે તે ચૌદ વર્ષ વનમાં ગાળ્યા છે ૨૨ હવે એ સમય પૂરો થયો છે અને તે તારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે તથા રણમાં રાવણને મારી દેવતાઓને પણ સંતુષ્ટ કર્યા છે ૨૩ હે શત્રુ

સૂદન! તેં તારું કાર્ય સિદ્ધ કર્યું છે અને વખાણવા યોગ્ય કીર્તિ મેળવી છે. હવે તું તારા ભાઈઓ સાથે રાજ્ય ચલાવી દીર્ઘ આયુષ્ય પામ.'[૨૪]

આ પ્રમાણે બોલતા દશરથ રાજાને શ્રીમાન રામચંદ્રે નમસ્કાર કરી કહ્યું : 'હે ધર્મજ્ઞ! તમે કૈકેયી તથા ભરત પર પ્રસન્ન થાઓ, જેથી તમે કૈકેયીને કહ્યું હતું કે, 'હું પુત્ર સહિત તારો ત્યાગ કરું છું' તે શાપની નિવૃત્તિ થાય.'[૨૫,૨૬]

રામચંદ્રની વિનતિ સાંભળી રાજા દશરથે કહ્યું : 'ભલે તેમ થશે.'[૨૭] પછી લક્ષ્મણને ભેટીને કહ્યું : 'વત્સ! તમે વિદેહનંદિની સીતા સહિત શ્રીરામની ભક્તિપૂર્વક સેવા કરીને મને ઘણો પ્રસન્ન કર્યો છે. તમને ધર્મનું ફળ પ્રાપ્ત થયું છે.[૨૮] હે ધર્મજ્ઞ! રામ પ્રસન્ન રહેશે તો તું આ પૃથ્વી ઉપર ઘણું પુણ્ય, યશ અને ઉત્તમ મહિમા મેળવીશ.[૨૯] હે સુમિત્રાના આનંદને વધારનાર લક્ષ્મણ! તું રામની સેવા કરજે. જેથી તારું કલ્યાણ થશે. શ્રીમાન રામચંદ્ર સર્વ લોકનું હિત કરવાવાળા છે.[૩૦] આ ઇંદ્ર સહિત ત્રણે લોકો, સિદ્ધો અને મોટા ઋષિઓ તે મહાત્મા પુરુષોત્તમરૂપ રામચંદ્રનું અભિવંદન કરી તેમની પૂજા કરે છે.[૩૧] વેદમાં જે અવ્યક્ત અક્ષરબ્રહ્મને દેવતાઓનું હૃદય અને ગુપ્ત તત્ત્વ કહી તેનું ગાન કર્યું છે, તે જ આ પરમ તપસ્વી રામ છે.[૩૨] હે લક્ષ્મણ! તેં સીતા સહિત રામચંદ્રની શુશ્રૂષા કરીને પરમ ધર્મ અને વિપુલ યશ મેળવ્યાં છે.'[૩૩]

દશરથ રાજા આ પ્રમાણે લક્ષ્મણને કહી સામે હાથ જોડી ઊભેલા સીતાને 'પુત્રી' એવા મધુર શબ્દોથી સંબોધી કહેવા લાગ્યા :[૩૪] 'હે પુત્રી! આ ત્યાગ માટે તારે રામ પર ક્રોધ ન કરવો; કેમ કે તારા હિતની ઇચ્છાથી જ તારી શુદ્ધિ માટે તેમણે આ કાર્ય કર્યું છે.[૩૫] હે પુત્રી! તારા સચ્ચરિત્રને સિદ્ધ કરવા માટે તેં, જે દુષ્કર કાર્ય કર્યું છે, તે સમસ્ત સ્ત્રીજાતિના યશની વૃદ્ધિ કરશે. પતિસેવા અને પતિભક્તિ સંબંધી તો તને કાંઈ કહેવું પડે તેમ નથી જ, તોપણ વડીલ તરીકે હું તને કહું છું કે, એ જ તારું પરમ દૈવત છે.'[૩૭]

એ પ્રમાણે દશરથ રાજા પોતાના બંને પુત્ર તથા સીતાને શુભાદેશ આપી વિમાનમાં બેસી ઇંદ્રલોકમાં ગયા.[૩૮] સ્વતેજ વડે પ્રકાશતા મહાનુભાવ રાજર્ષિ દશરથ સીતા સહિત બંને પુત્રોની વિદાય લઈ ને પુલકિત વદને દેવરાજ ઇંદ્રના લોકમાં ચાલ્યા ગયા.[૩૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૧૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૨૦ મો

### ઇંદ્રનું વરદાન-વાનરોનું સજીવન થવું

प्रतिप्रयाते काकुत्स्थे महेन्द्रः पाकशासनः ।
अब्रवीत्परमप्रीतो राघवं प्राञ्जलिं स्थितम् ॥ १ ॥

દશરથ રાજાના ગયા પછી દેવરાજ ઇંદ્ર પરમ પ્રસન્ન થઈ હાથ જોડી ઊભેલા રામચંદ્ર પ્રત્યે બોલ્યા :[૧] 'હે નરશ્રેષ્ઠ રામ! તમને અમારું દર્શન સફળ થવું જોઈએ. તમે રાવણનો વધ કરી સર્વે દેવોનું હિત કર્યું છે, માટે અમે પ્રસન્ન થઈ ને કહીએ છીએ કે, તમારી ઇચ્છામાં આવે તે વર માગી લ્યો.'

પ્રસન્ન થયેલા મહાત્મા ઇંદ્રરાજાએ આ પ્રમાણે કહ્યું. ત્યારે શ્રીમાન રામચંદ્ર અત્યંત પ્રસન્ન થઈ બોલ્યા : 'હે વિબુધેશ્વર! જો આપ મારા પર પ્રસન્ન થયા હો, તો હું જે કહું છું તે વચન સફળ થાઓ.[૨-૪] હે દેવરાજ! જે વાનરો મારે માટે પરાક્રમ કરી આ રણભૂમિમાં હણાયા છે, તે સર્વ ફરીથી જીવતા થાઓ.[૫] હે માનદ! જે વાનરો મારે માટે પુત્ર-સ્ત્રીથી વિખૂટા થયા છે, તે સર્વને સુખી થયેલા જોવા હું ઇચ્છું છું.[૬] હે પુરંદર! જે પરાક્રમી શૂરા વાનરો મારા વિજય માટે પોતાના મૃત્યુને પણ ન ગણકારી અત્યંત યત્ન કરી મરણ પામ્યા છે, તે સર્વને તમે જીવતા કરો.[૭] હું તમારી પાસે એ જ વર માગું છું કે, જે વાનરોએ મારા હિત માટે પોતાના મૃત્યુને પણ નથી ગણકાર્યું, તે સર્વ

આપની કૃપાથી સજીવન થાઓ. હે માનદ ! હું તે સર્વ રીંછો તથા વાનરોને પહેલાંના જેવા જ નીરોગી, વ્રણરહિત તથા બળ અને પૌરુષયુક્ત થયેલા જોવાની ઇચ્છા રાખું છું. વળી મારી એવી ઇચ્છા છે કે, જે સ્થાનમાં તે વાનરો રહે તે સ્થાન અકાળે પણ કંદ, ફળ, ફૂલ તથા મૂળાદિથી પરિપૂર્ણ રહે અને નદીઓ પણ હમેશાં નિર્મળ જળવાળી રહે.'

મહાત્મા રામચંદ્રનું વચન સાંભળી દેવરાજ ઇંદ્ર પ્રીતિયુક્ત વચન બોલ્યા :[૮-૧૧] 'હે તાત! તમે જે વર માગ્યો છે તે દુર્લભ છે; પરંતુ હું કદી બે વખત બોલ્યો નથી; માટે તમારું ઇચ્છિત પરિપૂર્ણ થશે.[૧૨] રાક્ષસોની સાથે યુદ્ધ કરતાં જેમના હાથ, મોઢું વગેરે અવયવો છેદાઇ ગયા છે, તે સર્વ રીંછો તથા વાનરો જીવતા થાઓ.[૧૩] તે બધા વાનરો પૂર્વવત બળ-વીર્યસંપન્ન થાઓ અને જાણે નિદ્રામાંથી જાગ્યા હોય, તેમ રોગરહિત તથા વ્રણરહિત થઈને બેઠા થાઓ. તે સર્વ પોતાના મિત્રો, બંધુઓ વગેરે સ્વજનોને પરમ પ્રસન્ન થઈ ભેટશે.[૧૪,૧૫] હે મહાધનુષ્યને ધારણ કરનાર રામ ! આ વાનરો જે સ્થળે વાસ કરશે, તે સ્થાનનાં વૃક્ષો ઋતુ વિના પણ ફળફૂલ વગેરે ઉત્પન્ન કરશે અને નદીઓમા પાણી ભર્યું રહેશે.'[૧૬]

દેવરાજ ઇંદ્રે આ પ્રમાણે કહ્યું એટલે હણાયેલા સર્વ વાનરો જાણે ઊંઘમાંથી ઊઠ્યા હોય, તેમ પહેલાંના જેવા જ નીરોગી-વ્રણરહિત શરીર સાથે બેઠા થયા.[૧૭] આ ચમત્કાર જોઈ બધા વાનરો આશ્ચર્ય પામ્યા કે, આ શું થયું ? તે પછી સર્વ દેવતાઓ કાકુત્સ્થ રામચંદ્રને સિદ્ધાર્થ થયેલા જોઈ પરમપ્રસન્ન થઈ લક્ષ્મણ સહિત રામચંદ્ર પ્રત્યે બોલ્યા : 'હે રાજન્ ! હવે તમે અયોધ્યા પ્રત્યે જાઓ અને આ સર્વ વાનરોને રજા આપો. તમારા પર પ્રેમ રાખનારી આ યશસ્વિની સીતાનું સાંત્વન કરો તથા ભ્રાતૃવત્સલ ભરતને ભેટો; તે જ પ્રમાણે મહાત્મા શત્રુઘ્ન તથા સર્વ માતાઓનાં પણ હે પરંતપ! તમે દર્શન કરો અને અયોધ્યામાં જઈ રાજ્ય પર અભિષિક્ત થઈ નગરવાસીજનોને આનંદિત કરો.'[૧૮-૨૧]

સહસ્રાક્ષ ઇંદ્ર લક્ષ્મણ સહિત રામચંદ્રને આ પ્રમાણે કહી બીજા દેવતાઓ સાથે સૂર્ય સમાન કાંતિવાળાં વિમાનોમાં બેસી ચાલ્યા ગયા,[૨૨] ત્યારે રામચંદ્ર પણ લક્ષ્મણ સાથે તે સર્વ દેવતાઓનું અભિવંદન કરી પોતાની સેનાને વિશ્રાંતિ લેવા રજા આપી.[૨૩] એ વખતે રામ તથા લક્ષ્મણથી પરિપાલન કરાયેલી અને પરમ પ્રસન્ન થયેલી એ વિજયી મહાસેના પૂર્ણ ચંદ્રયુક્ત રાત્રિ સમાન ચારે બાજુથી પ્રકાશિત થતી શોભવા લાગી.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૧૨૦ મો સર્ગ સમાપ્ત

## અયોધ્યા તરફ પ્રયાણ

# સર્ગ ૧૨૧ મો

### સત્વર પ્રયાણની ઇચ્છા-પુષ્પક વિમાન

तां रात्रिमुषितं रामं सुखोदितमरिंदमम् ।
अब्रवीत्प्राञ्जलिर्वाक्यं जय पृष्ट्वा विभीषणः ॥ १ ॥

તે રાત્રિ સુખથી વિતાવી બીજે દિવસે પ્રાતઃકાળે રામચંદ્ર જાગ્રત થયા, ત્યારે વિભીષણે 'જય જય' કરી હાથ જોડી કહ્યું :[૧,૨] 'હે રાઘવ ! ઉત્તમ અંગરાગ, દિવ્ય લેપનો, કિંમતી વસ્ત્રો, દિવ્ય અલંકારો અને નાના પ્રકારનાં ચંદન તથા પુષ્પોની માળાઓ સહિત આ ચતુર કમળનયની સ્ત્રીઓ હાજર છે. તેઓ આપને વિધિપૂર્વક સ્નાન કરાવશે.'

વિભીષણનું વચન સાંભળી શ્રીમાન રામચંદ્રે કહ્યું : 'તમે સુગ્રીવ વગેરે વાનરોનો સત્કાર કરો. હે મિત્ર ! સત્યનિષ્ઠ, મહાવીર, સુખ પામવા યોગ્ય, સુકુમાર અને ધર્માત્મા એવા મહાબાહુ ભરત મારે માટે દુઃખ ભોગવે છે. તે ધર્મચારી કૈકેયીના પુત્ર ભરતનાં દર્શન વિના સ્નાન, વસ્ત્ર તથા અલંકારો મને ગમતા

નથી.[૩-૬] હવે તો એ જ ગોઠવણ કરો કે, જેથી અમે સત્વર અયોધ્યા પહોચીએ. ત્યા જવાનો માર્ગ જોકે ઘણો દુર્ગમ છે, પરંતુ હવે સત્વર ત્યાં પહોચવાની મારી ઇચ્છા છે.[૭]

ત્યારે વિભીષણે કહ્યુ: 'હે રાજપુત્ર! આપનુ મંગળ થાઓ હુ આપને માત્ર એક જ દિવસમાં અયોધ્યા પહોચાડીશ.[૮] મારા ભાઈ કુબેરનુ સૂર્ય સમાન કાંતિવાળું વિમાન કે જે બળવાન રાવણે તેને યુદ્ધમાં જીતીને હરી આણ્યુ હતુ તે ઇચ્છિત ગતિ કરનારું દિવ્ય વિમાન મેં આપને માટે તયાર રાખ્યુ છે.[૯,૧૦] મેઘ સરખુ એ દિવ્ય વિમાન અહીંયાં તૈયાર છે કે, જેમા બેસી આપ કોઈ પણ જાતના દુ ખ વિના સત્વર અયોધ્યા પહોચી જશો[૧૧] હે બુદ્ધિમાન રામચંદ્ર! જો હું આપના અનુગ્રહને યોગ્ય હોઉ જો આપને મારા ગુણ સાભરતા હોય તો તથા મારામા જો આપનો સ્નેહ હોય, તો આપ અહીં થોડો વખત રહો લક્ષ્મણ તથા સીતા સહિત આપની હુ પૂજા કરવા ઇચ્છુ છુ પછીથી હે રામ! આપ સુખથી જજો હે રામ! આપના સૈન્ય તથા મિત્રો સાથે આપ મારા યત્કિંચિત્ સત્કારને સ્વીકારો હે રામ! હુ આપને આજ્ઞા નથી કરતો, પરંતુ સ્નેહ, માન અને મિત્રતાને લીધે એક સેવકની માફક આપની પ્રસન્નતાની અભિલાષા રાખુ છુ'[૧૨-૧૫]

વિભીષણે જ્યારે આ પ્રમાણે કહ્યુ, ત્યારે રામચંદ્ર સર્વ વાનરો તથા રાક્ષસોના સાભળતા બોલ્યા[૧૬] 'હે વીર! તમે તો મને ઉત્તમ મંત્રીપણુ કરી સર્વ પ્રકારના પ્રયત્નોથી તથા ઉત્કૃષ્ટ મિત્રતાથી અત્યાર પહેલા જ પૂજેલો છે. હે રાક્ષસેશ્વર! હુ અત્યારે તમારુ વચન સ્વીકારી શકતો નથી મારુ મન મારો ભાઈ ભરત કે જેણે મને પાછો વાળવા માટે ચિત્રકૂટ પર્વત પર્યંત આવી મારી પાસે પાછા ફરવાની યાચના કરી હતી અને મે જેનુ વચન માન્યુ નહોતુ, તેને મળવા ઉત્સુક થઈ રહ્યું છે. હું હવે યશસ્વિની કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી, ગુરુઓ, મિત્રો તથા નગરજનોને ઘણી જ ઉતાવળે જોવા ઇચ્છું છું, તો હે વિભીષણ! મને રજા આપો, તમે મને સ્નેહપૂર્વક પૂજેલો જ છે. હે મિત્ર! હુ તમારી પ્રાર્થના કરું છું કે, તમારે આથી દુ:ખિત ન થવુ.[૧૭-૨૧] હે રાક્ષસેશ્વર! તમે જલદીથી તે વિમાન અહીં લાવો, હવે મારું કાર્ય સિદ્ધ થયુ છે, એટલે વધારે દિવસ રહેવું મને કેમ સંમત થાય?'[૨૨]

રામચંદ્રનુ આવું વચન સાંભળી રાક્ષસરાજ વિભીષણે ઘણી જ ત્વરાથી સૂર્ય સમાન કાંતિવાળું પુષ્પક વિમાન મંગાવ્યુ.[૨૩] સુવર્ણથી જ ઘડેલું, વૈડૂર્યમણિથી જડેલુ, જુદી જુદી જાતના ઓરડાઓ વગેરે વિભાગોવાળું, સર્વ બાજુથી ચાદી સરખી શ્વેત કાંતિવાળું, શ્વેત ધ્વજ–પતાકાઓથી અલંકૃત કરેલુ, સુવર્ણનાં કમળોથી શણગારેલુ, સુવર્ણની બારીઓથી યુક્ત,[૨૪,૨૫] ઝીણા પડદાઓથી સુશોભિત, મણિમુક્તામય ઝરૂખાવાળુ, ચારે બાજુ મધુર શબ્દ કરનારી નાની નાની ઘંટડીઓ લટકાવેલુ, મેરુપર્વતના શિખર સરખુ, વિશ્વકર્માએ નિર્માણ કરેલુ, મોતી તથા રૂપાથી સુશોભિત કરેલા મોટા અનેક ગૃહોવાળુ,[૨૬,૨૭] જેની નીચેની ફરસબંધી સ્ફટિકની બનાવેલી હતી, જેમા વડૂર્યમણિના ઉત્તમ આસનો તથા કિંમતી બિછાના હતા, જે ઘણા ધનથી ભરપૂર હતુ,[૨૮] એવુ મનના વેગ સરખા વેગવાળું અને કોઈથી રોકી ન શકાય એવુ પુષ્પક વિમાન આવ્યુ એટલે વિભીષણ રામચંદ્રને નિવેદન કરી હાથ જોડી ઊભો રહ્યો ઇચ્છાનુસાર ગતિવાળુ, પર્વતશિખર જેવુ તે વિમાન જોઈ ઉદાર ચિત્તવાળા રામચંદ્ર લક્ષ્મણ સહિત અતિ આશ્ચર્ય પામ્યા.[૨૯,૩૦]

ઇતિ શ્રીવા મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૧૨૧ મો સર્ગ સમાપ્ત

વિમાનને નીચે ઉતારી ઊભુ રાખ્યુ પછી સુગ્રીવ ની સામે જોઈ કહ્યુ 'વાનરરાજ! તમે સર્વ વાનરોને કહો કે તમે સર્વ પોતપોતાની સ્ત્રીઓ સાથે અયોધ્યા ચાલો વળી હે મહાબલ! તમે પણ તમારી સ્ત્રીઓને સાથે લઈ લ્યો ૨૩-૨૮ તમે સૌ ત્વરા રાખજો, કેમ કે આપણે સત્વર અયોધ્યા પહોચવુ છે.' અમાપ તેજસ્વી રામ ચ દ્ર આ પ્રમાણે કહ્યુ, એટલે વાનરરાજ સુગ્રીવ સર્વ વાનરો સાથે વિમાનમાથી ઊતર્યો અને અ ત પુરમા પ્રવેશ કરી તારાને કહ્યુ ૨૯,૩૦ 'હે પ્રિયે! સતી સીતાની પ્રિય કામનાથી મહાત્મા રામચ દ્રે આજ્ઞા કરી છે કે, તમે સર્વ મુખ્ય મુખ્ય વાનરોની સ્ત્રીઓ અમારી સાથે ચાલો અમે તમને અયોધ્યા નગરી તથા દશરથ રાજા ની સ્ત્રીઓ દેખાડીશુ' સુગ્રીવનુ વચન સાભળી સર્વ અ ગોથી શોભતી તારાએ વાનરોની સર્વ સ્ત્રીઓને બોલાવી કહ્યુ 'વાનરરાજ સુગ્રીવે સર્વ વાનરોની સાથે આપણ સૌ સીતાદેવી ની સાથે અયોધ્યા આવવાની આજ્ઞા કરી છે એ નગરી જોવાની મને ઘણી અભિલાષા છે વળી સર્વ નાગરિકોની સાથે રામચ દ્ર અયોધ્યામા પ્રવેશ કરશે, તે મહોત્સવના અને દશરથ રાજાની સર્વ સ્ત્રીઓની વિભૂતિઓના પણ આપણને દર્શન થશે' તારાનુ કહેલુ સાભળી સર્વ વાનરોની સ્ત્રીઓ વિધિપૂર્વક શણગાર ધારણ કરીને અને વિમાનની પ્રદક્ષિણા કરીને સીતાદર્શનની ઇચ્છાથી વિમાનમા ચઢી

તારા વગેરે સર્વ સ્ત્રીઓ સાથે વિમાન આકાશમા ઊડ્યુ ત્યાર પછી ઋષ્યમૂક પર્વત પાસે આવતા રામચ દ્ર વૈદેહીને કહેવા માડ્યુ 'હે સીતે! આ વીજળીયુક્ત મોટા મેઘ સમાન અને સુવર્ણ વગેરે ધાતુઓથી યુક્ત એવો ઋષ્ય મૂક પર્વત દેખાય છે તે જો આ પર્વત ઉપર વાનરરાજ સુગ્રીવની સાથે મારો નવમ મેળાપ થયો હતો આ ઠેકાણે જ મે વાલીના વધ માટે નિશ્ચય કર્યો હતો જો આ ચિ ાનનવાળુ આ પપાસરોવર જણાય છે, ત્યા મે તારા વિરહ થી અતિ દુ ખિત થઈ વિલાપ કર્યો હતો આ પપાસરોવરના કિનારા પર જ મે ધર્મિષ્ઠા શબરીને જોઈ હતી હે સીતે! આ ઠેકાણે મે એક યોજન લાબા હાથવાળો કબ ધ નામનો રાક્ષસ માર્યો હતો જો, પેલુ જનસ્થાન અને વનસ્પતિ-વટવૃક્ષ જણાય! હે વિલાસિની! આ ઠેકાણે બળવાન અને મહાતેજસ્વી વૃદ્ધ પક્ષીરાજ જટાયુને દુરાત્મા રાવણે તારા નિમિત્ત માર્યો હતો હે શુભદર્શના સીતા! જો પેલુ આપણુ આશ્રમસ્થાન અને સુ દર પર્ણશાળા દેખાય રાક્ષસરાજ રાવણ અહીંથી જ તને બળા ત્કારે હરી ગયો હતો જો, આ પ્રસન્ન જળવાળી કલ્યાણકારિણી રમ્ય ગોદાવરી નદી! ૩૧-૪૫ અને પેલો કેળોથી વી ટાયેલો અગસ્ત્યમુનિનો આશ્રમ જણાય છે હે વૈદેહી, જો પેલો મહર્ષિ શર ભ ગનો આશ્રમ જણાય છે હે સુમધ્યમા સીતા! એ સ્થળે જ સહસ્રાક્ષ ઇદ્ર આવ્યા હતા જો પેલા બધા તપસ્વીઓ જણાય ૪૬ સૂર્ય તથા અગ્નિની ઉપમાને યોગ્ય એવા કુલપતિ અત્રિ ઋષિ ત્યા વાસ કરે છે આ સ્થળે મે મહાકાય વિરાધ નો વધ કર્યો હતો હે સીતે! આ સ્થળે તે ધર્મચારિણી તપસ્વિની અનસૂયાના દર્શન કર્યા હતા હે સુતનુ! જો, આ પર્વતરાજ ચિત્રકૂટ દૃષ્ટિએ પડે છે આ ઠેકાણે કૈકેયીનદન ભરત મને પ્રસન્ન કરવા માટે આવ્યા હતા આ નાના પ્રકારના મનવાળી રમ્ય યમુના નદી દેખાય છે હે મૈથિલી! આ મહર્ષિ ભરદ્વાજ મુનિનો આશ્રમ જણાય છે વળી આ ત્રણ માર્ગે વહેનારી પુણ્યસલિલા જાહ્નવી દેખાય છે આ શ ગવેરપુર છે કે જેમા મારો પરમ મિત્ર ગુહ રહે છે હે સીતે! જો, જો, આ મારા પિતાની રાજધાની અયોધ્યા નગરી દેખાય છે! હે વૈદેહી! વનવાસ પૂરો કરીને આવેલી તુ તેને નમસ્કાર કર ૪૭-૫૨

શ્રીમાન રામચદ્રના વચન સાભળી વાનરો અને વિભીષણ સહિત સર્વ રાક્ષસો ઊચા ઊચા થઇ ખુશી થતા અયોધ્યા નગરી જોવા લાગ્યા

સર્વ વાનરો તથા રાક્ષસોએ શ્વેત વર્ણવાળી, મોટી મોટી હવેલીઓવાળી, વિશાળ રાજમાર્ગ વાળી, હાથી તથા ઘોડાઓથી ભરેલી અને ઇંદ્રની અમરાવતી જેવી અયોધ્યાનગરીને દૂરથી જોઈ[૫૩,૫૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આર્ષ શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૨૩મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૨૪ મો

### ભરદ્વાજ મુનિના દર્શન-ભરત વગેરે સ્વજનોના સમાચાર મુનિ પાસેથી વરપ્રાપ્તિ

पूर्णे चतुर्दशे वर्षे पञ्चम्यां लक्ष्मणाग्रजः ।
भरद्वाजाश्रमं प्राप्य ववन्दे नियतो मुनिम् ॥१॥

લક્ષ્મણના મોટા ભાઈ રામચંદ્ર ખરેખર ચૌદ વર્ષ પૂરા થતા પંચમીને દિવસે ભરદ્વાજ મુનિના આશ્રમે આવી વિનયપૂર્વક મુનિને પ્રણામ કર્યા[૧] ભરદ્વાજ મુનિને નમસ્કાર કરી રામચંદ્રે પૂછ્યુ 'હે ભગવન્! અયોધ્યા નગરીમા સુકાળ અને કુશળતા તો છે ને?[૨] કૈકેયીનંદન ભરત ધર્મયુક્ત થઈ પ્રજાનુ પાલન કરે છે ને? વળી અમારી સર્વ માતાઓ કુશળ છે ને?' રામચંદ્રનો પ્રશ્ન સાંભળી મહામુનિ ભરદ્વાજ આનંદ પામી સ્મિતપૂર્વક કહેવા લાગ્યા[૩]

'હે રામ! ભરત તો જટા ધારણ કરી તમારી પાદુકાનુ પૂજન કરતો તમારી વાટ જુએ છે બીજા સર્વ પણ કુશળક્ષેમ છે[૪] હે સમિતિંજય રામ! કૈકેયીના વચનથી ચીર-વસ્ત્ર ધારણ કરી સીતા અને લક્ષ્મણ સહિત મહાવનમા પ્રયાણ કરતા અને રાજ્યથી ચ્યુત થયેલા, પગપાળા, સર્વસ્વને ત્યાગી પિતાની આજ્ઞા પાળનારા, સ્વર્ગથી ભ્રષ્ટ થયેલા, દેવની પેઠે સર્વ ભોગવિલાસોથી ત્યજાયેલા અને વનમા ફળફૂલનુ ભોજન કરનારા તમને જોઈ પ્રથમ મને દયા આવી હતી, પરંતુ હવે તમને શત્રુને જીતી મિત્રો અને બંધુઓ સાથે સમૃદ્ધ થયેલા જોઈ મને ઘણો આનંદ થાય છે[૫-૮] હે રાઘવ! જનસ્થાનમા નિવાસ કરી તમે જે મહાન સુખ-દુઃખો અનુભવ્યા, તે સર્વ મારા જાણવામા છે[૯] બ્રાહ્મણો તેમ જ સર્વ મુનિઓનુ રક્ષણ કરવાને તમે નિયુક્ત થતા બળગર્વિત રાવણે તમારી આ અનિંદિતા સ્ત્રી સીતાનુ હરણ કર્યું હતુ, તે પણ હું જાણુ છુ[૧૦] તે પછી મારીચનુ દર્શન, સીતાનુ હરણ, કબંધનુ દર્શન, પંપાસરોવર તરફ ગમન[૧૧] સુગ્રીવ સાથેની મૈત્રી, વાલીનો વધ, સીતાની શોધ, વાયુપુત્ર હનુમાનનુ પરાક્રમ,[૧૨] સીતાની ભાળ મળવા પછીની તયારી, નલે બાંધેલો સાગર-સેતુ, હર્ષિત થયેલા વાનરોએ કરેલુ લંકા દહન,[૧૩] પુત્ર, બંધુઓ, અમાત્યો, સૈન્યો અને વાહનો સાથે બલગર્વિષ્ઠ રાવણનો વધ,[૧૪] દેવ કંટક રાવણ હણાતા દેવતાઓ સાથેનો તમારો સમાગમ, તેમણે આપેલુ વરદાન[૧૫] ઇત્યાદિ સર્વ વૃત્તાંત હે ધર્મવત્સલ રામ! તપના સામર્થ્યથી મારા જાણવામા જ છે મારા શિષ્યો સમાચાર લાવવા નઈ જવા માટે હમેશા ત્યા જા-આવ કરે છે હે શસ્ત્રધારીઓમા શ્રેષ્ઠ રામ! હુ તમને વરદાન આપવા ઇચ્છુ છુ, તમે આજે અહીં યા રહી મારો અર્ઘ્ય-અતિથિસત્કાર સ્વીકારી કાલે અયોધ્યા જજો[૧૬,૧૭]

શ્રીમાન રામચંદ્રે ભરદ્વાજ મુનિનુ કહેવુ માથે ચડાવી ત્યા રહેવાનો સ્વીકાર કર્યો પછી વરદાન માગ્યુ[૧૮] 'હે ભગવન! અયોધ્યા જતા માર્ગમા આવતા સર્વ વૃક્ષો અકાળે ફળે તથા મધુર મધુરસ ઝરે, તેના ફળો અમૃત સમાન સુગંધીવાળા અને ઘણા તથા વિવિધ પ્રકારના થાય' રામચંદ્રે આવો વર માગતા ઋષિજીએ 'તથાસ્તુ' કહ્યુ અને તુરત જ ત્યાના સર્વ વૃક્ષો સ્વર્ગના વૃક્ષ-કલ્પવૃક્ષના જેવા થઈ ગયા[૧૯,૨૦] જે વૃક્ષો ફળફૂલ વિનાના હતા તે સર્વ ફળફૂલવાળા થયા, જે વૃક્ષો સુકાઈ ગયા હતા તેને પાંદડા આવ્યા અને તેમાથી મધુરસ ઝરવા લાગ્યો અયોધ્યાની આસપાસ ત્રણ યોજન પર્યંત એવા વૃક્ષોની ઘટા છવાઈ રહી[૨૧] એમ થતા તે હજારો વાનરશ્રેષ્ઠો આનંદિત થઈ

વિમાનને નીચે ઉતારી ઊભુ રાખ્યુ પછી સુગ્રીવ ની સામે જોઈ કહ્યુ 'વાનરરાજ ! તમે સર્વ વાનરોને કહો કે તમે સર્વ પોતપોતાની સ્ત્રીઓ સાથે અયોધ્યા ચાલો વળી હે મહાબલ ! તમે પણ તમારી સ્ત્રીઓને સાથે લઈ ટયો ૨૩–૨૮ તમે સૌ ત્વરા રાખજો, કેમ કે આપણે સત્વર અયોધ્યા પહોચવુ છે ' અમાપ તેજસ્વી રામ ચ દ્ર આ પ્રમાણે કહ્યુ, એટલે વાનરરાજ સુગ્રીવ સર્વ વાનરો સાથે વિમાનમાથી ઊતર્યો અને અ ત પુરમા પ્રવેશ કરી તારાને કહ્યુ ૨૯,૩૦ 'હે પ્રિયે ! સતી સીતાની પ્રિય કામનાથી મહાત્મા રામચ દ્ર આજ્ઞા કરી છે કે, તમે સર્વ મુખ્ય મુખ્ય વાનરોની સ્ત્રીઓ અમારી સાથે ચાલો અમે તમને અયોધ્યા નગરી તથા દશરથ રાજા ની સ્ત્રીઓ દેખાડીશુ ' સુગ્રીવનુ વચન સાભળી સર્વ અ ગોથી શોભતી તારાએ વાનરોની સર્વ સ્ત્રીઓને બોલાવી કહ્યુ 'વાનરરા / સુગ્રીવે સર્વ વાનરોની સાથે આપણુ સૌ સીતાદેવી ની સાથે અયોધ્યા આવવાની આજ્ઞા કરી છે એ નગરી જોવાની મને ઘણી અભિલાષા છે વળી સર્વ નાગરિકોની સાથે રામચદ્ર અયોધ્યામા પ્રવેશ કરશે તે મહોત્સવના અને દશરથ રાજા ી સવ સ્ત્રીઓની વિભૂતિઓના પણ આપણને દર્શન થશે ' તારાનુ કહેલુ સાભળી સવ વાનરોની સ્ત્રીઓ વિધિપૂર્વક શણગાર ધારણ કરીને અને વિમાનની પ્રદક્ષિણા કરીને સીતાદર્શનની ઇચ્છાથી વિમાનમા ચઢી

તારા વગેરે સર્વ સ્ત્રીઓ સાથે વિમાન આકાશમા ઊડ્યુ ત્યાર પછી ઋષ્યમૂક પર્વત પાસે આવતા રામચ દ્ર વૈદેહીને કહેવા માડ્યુ 'હે સીતે ! આ વીજળીયુક્ત મોટા મેઘ સમાન અને સુવર્ણ વગેરે ધાતુઓથી યુક્ત એવો ઋષ્યમૂક પવત દેખાય છે તે જો આ પવત ઉપર વાનરરા / સુગ્રીવની સાથે મારો પ્રથમ મેળાપ થયો હતો આ ઠેકાણે જ મે વાલીના વધ માટે નિશ્ચય કર્યો હતો જો આ ચિ ાનનવાળુ આ પપા સરોવર જણાય છે, જના મે તારા વિરહ થી અતિ દુ ખિત થઈ વિલાપ કર્યો હતો આ પપાસરોવરના કિનારા પર જ મે ધર્મિષ્ઠા શબરીને જોઈ હતી હે સીતે ! આ ઠેકાણે મે એક યોજન લાબા હાથવાળો કબધ નામનો રાક્ષસ માર્યો હતો જો, પેલુ જનસ્થાન અને વનસ્પતિ–વટવૃક્ષ જણાય ! હે વિલાસિની ! આ ઠેકાણે બળવાન અને મહાતેજસ્વી વૃદ્ધ પક્ષીરાજ જટાયુને દુરાત્મા રાવણે તારા નિમિત્ત માર્યો હતો હે શુભદર્શના સીતા ! જો પેલુ આપણુ આશ્રમસ્થાન અને સુદર પર્ણશાળા દેખાય રાક્ષસરાજ રાવણ અહીંથી જ તને બળાત્કારે હરી ગયો હતો જો, આ પ્રસન્ન જળવાળી કલ્યાણકારિણી રમ્ય ગોદાવરી નદી !૩૧–૪૫ અને પેલો કેળોથી વી ટાયેલો અગસ્ત્યમુનિનો આશ્રમ જણાય છે હે વદેહી જો પેલો મહર્ષિ શર ભ ગનો આશ્રમ જણાય છે હે સુમધ્યમા સીતા ! એ સ્થળે જ સહસ્રાક્ષ ઇદ્ર આવ્યા હતા જો પેલા બધા તપસ્વીઓ જણાય !૪૬ સૂર્ય તથા અગ્નિની ઉપમાને યોગ્ય એવા કુલપતિ અત્રિ ઋષિ ત્યા વાસ કરે છે આ સ્થળે મે મહાકાય વિરાધ નો વધ કર્યો હતો હે સીતે ! આ સ્થળે તે ધર્મચારિણી તપસ્વિની અનસૂયાના દર્શન કર્યા હતા હે સુતનુ ! જો, આ પર્વતર / ચિત્રકૂટ દૃષ્ટિએ પડે છે આ ઠેકાણે કૈકેયીનદન ભરત મને પ્રસન્ન કરવા માટે આવ્યા હતા આ નાના પ્રકારના મનવાળી રમ્ય યમુના નદી દેખાય છે હે મથિલી ! આ મહર્ષિ ભરદ્વાજ મુનિનો આશ્રમ જણાય છે વળી આ ત્રણ માર્ગે વહેનારી પુણ્યસલિલા જાહ્નવી દેખાય છે આ શૃગવેરપુર છે કે જેમા મારો પરમ મિત્ર ગુહ રહે છે હે સીતે ! જો, જો, આ મારા પિતાની રાજધાની અયોધ્યા નગરી દેખાય છે ! હે વદેહી ! વનવાસ પૂર્ણ કરીને આવેલી તુ તેને નમસ્કાર કર '૪૭–૫૦

શ્રીમાન રામચદ્રના વચન સાભળી વાનરો અને વિભીષણ સહિત સર્વ રાક્ષસો ઊચા ઊચા થઇ કુદી કુદી પર્યો ના નગરી જોવા લાગ્યા

સર્વ વાનરો તથા રાક્ષસોએ શ્વેત વર્ણવાળી, મોટી મોટી હવેલીઓવાળી, વિશાળ રાજમાર્ગ વાળી, હાથી તથા ઘોડાઓથી ભરેલી અને ઇંદ્રની અમરાવતી જેવી અયોધ્યાનગરીને દૂરથી જોઈ[૫૩,૫૪]

ઇતિ શ્રીમાન્મહર્ષિ મહામુનિ ભિ અ વિ ૧૧ શ્રીરામાય ના યુદ્ધકાંડમા ૧૨૩મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૨૪ મો

**ભરદ્વાજ મુનિના દર્શન—ભરત વગેરે સ્વજનોના સમાચાર મુનિ પાસેથી વરપ્રાપ્તિ**

**पूर्ण चतुर्दशे वर्षे पञ्चम्यां लक्ष्मणाग्रज ।**
**भरद्वाजाश्रमं प्राप्य ववन्दे नियतो मुनिम् ॥१॥**

લક્ષ્મણના મોટા ભાઈ રામચંદ્ર ખરેખર ચૌદ વર્ષ પૂરા થતા પંચમીને દિવસે ભરદ્વાજ મુનિના આશ્રમે આવી વિનયપૂર્વક મુનિને પ્રણામ કર્યા[૧] ભરદ્વાજ મુનિને નમસ્કાર કરી રામચંદ્રે પૂછ્યું 'હે ભગવન્! અયોધ્યા નગરીમા સુકાળ અને કુશળતા તો છે ને?[૨] કૈકેયીનંદન ભરત ધર્મયુક્ત થઈ પ્રજાનુ પાલન કરે છે ને? વળી અમારી સર્વ માતાઓ કુશળ છે ને?' રામચંદ્રનો પ્રશ્ન સાભળી મહામુનિ ભરદ્વાજ આનંદ પામી સ્મિતપૂર્વક કહેવા લાગ્યા[૩]

'હે રામ! ભરત તો જટા ધારણ કરી તમારી પાદુકાનુ પૂજન કરતો તમારી વાટ જ જુએ છે બીજા સર્વ પણ કુશળક્ષેમ છે[૪] હે સમિતિંજય રામ! કૈકેયીના વચનથી ચીર-વસ્ત્ર ધારણ કરી સીતા અને લક્ષ્મણ સહિત મહાવનમા પ્રયાણ કરતા અને રાજ્યથી ચ્યુત થયેલા, પગપાળા, સર્વસ્વને ત્યાગી પિતાની આજ્ઞા પાળનારા, સ્વર્ગથી ભ્રષ્ટ થયેલા, દેવની પેઠે સર્વ ભોગવિલાસોથી ત્યજાયેલા અને વનમા ફળફૂલનુ ભોજન કરનારા તમને જોઈ પ્રથમ મને દયા આવી હતી, પરંતુ હવે તમને શત્રુને જીતી મિત્રો અને બંધુઓ સાથે સમૃદ્ધ થયેલા જોઈ મને ઘણો આનંદ થાય છે[૫-૮] હે રાઘવ! જનસ્થાનમા નિવાસ કરી તમે જે મહાન સુખ-દુઃખો અનુભવ્યા, તે સર્વ મારા જાણવામા છે[૯] બ્રાહ્મણો તેમ જ સર્વ મુનિઓનુ રક્ષણ કરવાને તમે નિયુક્ત થતા બળગર્વિત રાવણે તમારી આ અનિંદિતા સ્ત્રી સીતાનુ હરણ કર્યું હતું, તે પણ હું જાણું છું[૧૦] તે પછી મારીચનુ દર્શન, સીતાનુ હરણ, કબંધનુ દર્શન, પંપાસરોવર તરફ ગમન[૧૧] સુગ્રીવ સાથેની મૈત્રી, વાલીનો વધ, સીતાની શોધ, વાયુપુત્ર હનુમાનનુ પરાક્રમ,[૧૨] સીતાની ભાળ મળવા પછીની તયારી, નલે બાંધેલો સાગર-સેતુ, હર્ષિત થયેલા વાનરોએ કરેલુ લંકા દહન,[૧૩] પુત્ર, બંધુઓ, અમાત્યો, સૈન્યો અને વાહનો સાથે બલગર્વિષ્ઠ રાવણનો વધ,[૧૪] દેવ કંટક રાવણ હણાતા દેવતાઓ સાથેને તમારો સમાગમ, તેમણે આપેલુ વરદાન[૧૫] ઇત્યાદિ સર્વ વૃત્તાંત હે ધર્મવત્સલ રામ! તપના સામર્થ્યથી મારા જાણવામા જ છે મારા શિષ્યો સમાચાર લાવવા નઈ જવા માટે હમેશા ત્યા જા-આવ કરે છે હે શસ્ત્રધારીઓમા શ્રેષ્ઠ રામ! હું તમને વરદાન આપવા ઇચ્છુ છુ, તમે આજે અહીં યા રહી મારો અર્ઘ્ય-અતિથિસત્કાર સ્વીકારી કાલે અયોધ્યા જજો'[૧૬,૧૭]

શ્રીમાન રામચંદ્રે ભરદ્વાજ મુનિનું કહેવુ માથે ચડાવી ત્યા રહેવાનો સ્વીકાર કર્યો પછી વરદાન માગ્યુ[૧૮] 'હે ભગવન્! અયોધ્યા જતા માર્ગમા આવતા સર્વ વૃક્ષો અકાળે ફળે તથા મધુર મધુરસ ઝરે, તેના ફળો અમૃત સમાન સુગંધીવાળા અને ઘણા તથા વિવિધ પ્રકારના થાય' રામચંદ્રે આવો વર માગતા ઋષિજીએ 'તથાસ્તુ' કહ્યુ અને તુરત જ ત્યાના સર્વ વૃક્ષો સ્વર્ગના વૃક્ષ-કલ્પવૃક્ષના જેવા થઈ ગયા[૧૯,૨૦] જે વૃક્ષો ફળફૂલ વિનાના હતા તે સર્વ ફળફૂલવાળા થયા, જે વૃક્ષો સુકાઈ ગયા હતા તેને પાંદડા આવ્યા અને તેમાથી મધુરસ ઝરવા લાગ્યો અયોધ્યાની આસપાસ ત્રણ યોજન પર્યંત એવા વૃક્ષોની ઘટા છવાઈ રહી[૨૧] એમ થતા તે હજારો વાનરશ્રેષ્ઠો આનંદિત થઈ

ઈચ્છાનુસાર અનેક પ્રકારનાં દિવ્ય ફળો ખાવા લાગ્યા અને જાણે સ્વર્ગ જીત્યું હોય તેમ હર્ષ પામ્યા.[૨૨,૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૧૨૪મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૨૫ મો

**રામચંદ્રના આગમનની ભરતને જાણ**

**अयोध्यां तु समालोक्य चिन्तयामास राघवः।**
**प्रियकामः प्रियं रामस्ततस्त्वरितविक्रमः ॥१॥**

પ્રિય કામનાવાળા અને ત્વરિત પરાક્રમવાળા રામચંદ્ર વિમાનમાંથી અયોધ્યાને જોઈ વિચાર કરવા લાગ્યા.[૧] ક્ષણવાર વિચાર કરી વાનરો સામે નજર નાખતાં તેમણે પવનસુત હનુમાનને કહ્યું : 'હે વાનરોત્તમ! તમે જલદીથી અયોધ્યા જાઓ અને ખબર કાઢો કે રાજકુટુંબમાં સર્વ માણસો કુશળ તો છે ને?[૨,૩] વળી શૃંગવેરપુરમાં જઈ ગુપ્ત વાતોને પણ જાણનારા મારા મિત્ર નિષાદાધિપતિ ગુહને મળી તેનું પણ ક્ષેમકુશળ પૂછો;[૪] મારો પ્રાણપ્રિય મિત્ર ગુહ મને ઉદ્વેગરહિત અને કુશળ જાણી ઘણો ખુશી થશે.[૫] નિષાદાધિપતિ ગુહ તમને અયોધ્યાનો માર્ગ બતાવશે અને ભરતના સમાચાર પણ કહેશે. પછી તમે ભરત પાસે જઈ કુશળ સમાચાર પૂછજો અને કહેજો કે, 'હું કૃતકાર્ય થઈ સીતા તથા લક્ષ્મણ સાથે આવું છું'. વળી બળવાન રાવણે કરેલું સીતાનું હરણ, સુગ્રીવ સાથેની મૈત્રી, વાલીનો વધ,[૬-૮] સીતાની શોધ, નદીઓના સ્વામી અગાધ મહાસાગરને ઓળંગી તમે તેની શોધ મેળવી તે,[૯] વાનરસૈન્ય, સાગરદર્શન, સેતુબંધન, રાવણનો વધ,[૧૦] ઇંદ્ર, બ્રહ્માએ તથા વરુણે આપેલાં વરદાન, મહાદેવની કૃપાથી પિતા દશરથ રાજાનું દર્શન,[૧૧] ઇત્યાદિ વૃત્તાંત સાથે હે સૌમ્ય! તેમને કહેજો કે, હું રાક્ષસરાજ વિભીષણ તથા વાનરરાજ સુગ્રીવ સાથે તમારી પાસે આવેલો છું.[૧૨] વળી કહેજો કે રામ શત્રુઓને જીતી અનુપમ કીર્તિ મેળવી સમૃદ્ધાર્થ થઈ મહાબળવાન મિત્રો સાથે આવે છે.[૧૩] આ વૃત્તાંત સાંભળતાં ભરતનો જેવો ચહેરો થાય, તે સર્વ લક્ષ્યમાં રાખી તમારે અહીં આવી મને જણાવવું.[૧૪] તત્ત્વથી, મુખ પરના રંગથી, દૃષ્ટિથી અને વાતચીત પરથી તમારે ભરતનું સર્વ વૃત્તાંત અને ચેષ્ટાઓ જાણી લેવી.[૧૫] સર્વ ઉપભોગથી ભરપૂર, હાથી, ઘોડા અને રથ વગેરેથી ગાજી રહેલું અને વંશપરંપરાથી ચાલ્યું આવતું રાજ્ય મળવાથી કોનું મન ચલિત ન થાય? ઘણા વખતના સંગથી ભરતના મનમાં રાજ્ય પ્રતિ આસક્તિ થવી સંભવિત છે; માટે જો તેમ જ હોય તો ભલે તે આખી પૃથ્વીનું પાલન કરે. તે પણ રઘુનંદન–રઘુવંશના જ છે.[૧૬,૧૭] હે વાનરશ્રેષ્ઠ! અમે પાસે ન આવીએ ત્યાં સુધીમાં તમે ભરતની વૃત્તિ અને વ્યવસાય વગેરે જાણી સત્વર પાછા આવો.'

રામચંદ્રની આજ્ઞા થતાં પવનપુત્ર હનુમાન મનુષ્યરૂપ ધારણ કરી ઉતાવળે અયોધ્યા તરફ ચાલ્યો.[૧૮,૧૯] જેમ સર્પને પકડવા માટે ગરુડ વેગથી ઊડે, તેમ મારુતાત્મજ હનુમાન વેગથી ઊડ્યો.[૨૦] પિતૃપથ અને પક્ષીઓના ઊડવાના સ્થાનને ઓળંગી તથા ગંગા–યમુનાનો ભયંકર સંગમ પાર કરી,[૨૧] વીર્યવાન હનુમાન સત્વર શૃંગવેરપુરમાં ગુહ પાસે આવ્યો અને આનંદપૂર્વક શુભ વાણીથી કહેવા લાગ્યો :[૨૨] 'હે નિષાદાધિપતિ! તમારા મિત્ર સત્ય–પરાક્રમી કાકુત્સ્થ રામચંદ્ર સીતા તથા લક્ષ્મણ સહિત તમને કુશળ સમાચાર કહેવડાવ્યા છે.[૨૩] તેઓ આજની (પંચમીની) રાત્રિ ભરદ્વાજ મુનિની આજ્ઞાથી તેમના આશ્રમમાં ગાળી કાલે અહીં આવશે.'[૨૪] આ પ્રમાણે કહી મહાતેજસ્વી વેગવાન હનુમાન જરા પણ વિસામો ન લેતાં હર્ષભેર પાછો આકાશમાં ઊડ્યો. માર્ગમાં પરશુરામતીર્થ, વાલુકિની નદી, વરૂથ નદી, ગોમતી નદી તથા ભયંકર સાલવનાદિ સ્થાન તેના જોવામાં આવ્યાં. અનેક પ્રકારની પ્રજા, સુંદર નગરો અને પવિત્ર તીર્થો

વગેરે જોતાં જોતાં કપિવર હનુમાન ઘણો દૂરનો માર્ગ ઓળંગી ગયો. હવે તે પુત્રપૌત્ર સહિત ઉત્તમ અલંકારોવાળાં સેંકડો સ્ત્રીપુરુષોથી અલંકૃત થયેલા ચૈત્રરથ તથા નંદનવન સમાન અયોધ્યા નગરીની સમીપ આવેલા નંદિગ્રામમાં આવી પહોંચ્યો. આ સ્થળે ચીર-વસ્ત્ર તથા કૃષ્ણ મૃગચર્મ ધારણ કરેલા, દીન અને સુકાઈ ગયેલા, બંધુવિયોગથી કૃશ થયેલા, ફળ-ફૂલનો આહાર કરનારા, જિતેંદ્રિય, તપસ્વી, ધર્મચારી, જટાધારી, આશ્રમવાસી, સિદ્ધસ્વરૂપ, બ્રહ્મર્ષિ સમાન તેજવાળા અને રામચંદ્રની પાદુકાઓને નામે પૃથ્વીનું પાલન કરનારા; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રનું સર્વ પ્રકારે રક્ષણ કરનારા, પ્રધાનો, પવિત્ર પુરોહિતો તથા કાષાય વસ્ત્રવાળા સેનાપતિઓથી વીંટાયેલા મહાત્મા ભરતને હનુમાને જોયા.[૨૫-૩૪] ધર્મવત્સલ નગરવાસીઓ પણ ચીર વસ્ત્ર ધારણ કરેલા એ ભરતને જોઇ સુખોપભોગ કરવાનું છોડી દેતા હતા. ધર્મ જાણનારા અને સાક્ષાત્ ધર્મસ્વરૂપ ભરત પાસે આવી પવનસુત હનુમાન નમસ્કાર કરી કહેવા લાગ્યા :[૩૫,૩૬]

'હે દેવ! ચીર તથા જટા ધારણ કરી દંડકારણ્યમાં ગયેલા જે રામચંદ્ર માટે આપ શોક કરો છો, તેમણે આપને કુશળ સમાચાર કહેવડાવ્યા છે. તમે આ ભયંકર શોકનો ત્યાગ કરો. હવે તમે સત્વર રામચંદ્રનાં દર્શન કરશો. મહાત્મા રામચંદ્ર રાવણને મારી સીતાને મેળવી સિદ્ધાર્થ થઈ મહાબળવાન મિત્રો સાથે અહીં આવે છે. મહાતેજસ્વી લક્ષ્મણ તથા ઇંદ્રની ઇંદ્રાણી જેવાં યશસ્વિની સીતા પણ તેમની સાથે જ છે.'

હનુમાનનાં વચન સાંભળી કૈકેયીનંદન ભરત આનંદાવેશમાં આવી થોડીવાર તો સ્થિર જ થઈ ગયા. પછી પ્રિય સમાચાર કહેનાર હનુમાનને પ્રેમપૂર્વક આલિંગન કરી હેતનાં અશ્રુથી તેને નવડાવી નાખતાં બોલ્યા : 'હે સૌમ્ય! તું તે દેવ છે કે મનુષ્ય? ભલે, તું ગમે તે હો, પણ મારા પર કૃપા કરીને તું અહીં આવ્યો છે. હે પ્રિય વાતો કહેનારા! આ પ્રિય સમાચારની વધામણી બદલ તને શું આપી શકાય? તોપણ એક લાખ ગાયો, એક સો ગામ અને કુંડળવાળી, શ્રેષ્ઠ આચારવાળી, સુવર્ણ સમાન વર્ણવાળી, સુંદર નાસિકા તથા જંઘાઓવાળી, ચંદ્ર સમાન મુખવાળી, સર્વ જાતના અલંકારોથી સંપન્ન તથા કુલીન એવી આ સોળ કન્યાઓ તને આપું છું.'[૩૭-૪૫]

રાજકુમાર ભરત વાનરશ્રેષ્ઠ હનુમાનના મુખથી રામચંદ્રના આગમનના સમાચાર સાંભળી હર્ષોન્વિત થઈ તેમનાં દર્શન માટે તત્પર થયા અને પુનઃ હનુમાનને તેમના સમાચાર પૂછવા લાગ્યા.[૪૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૨૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૨૬ મો

### ભ્રાતૃવત્સલ ભરત-હનુમાને ગાયેલી રામકથા

बहूनि नाम वर्षाणि गतस्य सुमहद्वनम् ।
श‍ृणोम्यहं प्रीतिकरं मम नाथस्य कीर्तनम् ॥१॥

'મોટા ભાઈ રામચંદ્રને વનમાં ગયે ઘણાં વર્ષ થઈ ગયાં છે. અત્યારે ઘણે લાંબે સમયે હું મારા નાથ રામચંદ્રના સુખકર સમાચાર સાંભળું છું. લોકમાં કહેવાય છે કે, 'જીવતો નર ભદ્રા પામે' તે કહેવત અત્યારે મારે માટે કલ્યાણદાયી નીવડી છે.[૧,૨] હે વાનર! રામચંદ્ર અને વાનરોનો સમાગમ કયા દેશમાં અને કઈ બાબતને લઈને થયો. એ સર્વ વૃત્તાંત તું મને કહે.' ત્યારે કપિવર હનુમાન દર્ભાસન પર બેસી રામચંદ્રનું સર્વ વૃત્તાંત કહેવા લાગ્યા :[૩,૪]

હે રાજકુમાર! દશરથ રાજાએ તમારી માતાને આપેલાં બે વરદાનને લઈને તમારી માતાએ રામચંદ્રને વનવાસ આપ્યો અને તમારા પિતા દશરથ રાજા પુત્રશોકથી મરણ પામ્યા તથા તમોને તમારા મામાને ઘેરથી

દૂતો દ્વારા સત્વર અયોધ્યા તેડાવ્યા; તે સમયે અયોધ્યામાં પ્રવેશ કરી તમે રાજ્ય ગ્રહણ કરવા ના પાડી અને સાધુધર્મનું આચરણ કરી ચિત્રકૂટ પર્વત પર જઈ તમે રામચંદ્રને પાછા વળવા અને રાજ્ય ગ્રહણ કરવા વિનંતી કરી, પરંતુ પિતાની આજ્ઞા પાળવા માટે રામચંદ્રે તેનો અસ્વીકાર કર્યો અને તમે તેમની પાદુકા લઈ પાછા વળ્યા.[૫–૮] એ સર્વ વૃત્તાંત હે મહાબાહુ! તમારી જાણમાં જ છે. હવે તમારા ગયા પછી શી હકીકત બની તે સાંભળો.[૯]

તમારા ગયા પછી ત્રાસી ગયેલાં મૃગ અને પક્ષીઓવાળું એ વન અત્યંત દુઃખકારક લાગવા માંડયું; ત્યારે શ્રીમાન રામચંદ્રે હાથી, સિંહ, વ્યાઘ્ર અને મૃગોથી ભરેલા મહાભયંકર દંડકારણ્યમાં પ્રવેશ કર્યો.[૧૦,૧૧] એ નિર્જન વનમાં આગળ જતાં સામેથી મોટો શબ્દ કરતો વિરાધ રાક્ષસ તેમના જોવામાં આવ્યો. શ્રીમાન રામચંદ્રે મહાનાદ કરતા, ઊંચા હાથવાળા અને નીચા મુખવાળા એ વિરાધને ઊંચકીને એક ઊંડા ખાડામાં નાખી દીધો.[૧૨] આવું દુષ્કર કર્મ કરી સીતા સહિત રામ–લક્ષ્મણ બન્ન ભાઈઓ સંધ્યાકાળે શરભંગ ઋષિના રમ્ય આશ્રમમાં પહોંચ્યા.[૧૩,૧૪] ત્યાં શરભંગ ઋષિ વિદેહ થઈ સ્વર્ગે ગયા. તે પછી રામચંદ્ર સર્વ મુનિઓને અભિવંદન કરી જનસ્થાનમાં આવ્યા.[૧૫] ત્યાં મહાત્મા રાઘવે એ સ્થાનમાં રહેતા ચૌદ હજાર રાક્ષસોને માર્યા.[૧૫,૧૬] શ્રીમાન રામચંદ્ર એકલાએ જ દિવસના ચોથા ભાગમાં તે સર્વ રાક્ષસોને યુદ્ધમાં મારી નાખ્યા હતા.[૧૭] મહાત્મા ઋષિમુનિઓને વિઘ્ન કરનાર, મહાભયંકર અને મહાપરાક્રમી દંડકારણ્યવાસી એ રાક્ષસોને રામચંદ્રે યુદ્ધમાં હણ્યા. એ રાક્ષસોને માર્યા પછી યુદ્ધમાં મહાભયંકર ખર અને દૂષણને તથા ત્રિશિરા રાક્ષસને મહાબાહુ રામચંદ્રે હણી નાખ્યા. પછી શૂર્પણખા નામની રાક્ષસી રામની પાસે આવી, ત્યારે રામની આજ્ઞાથી લક્ષ્મણે ઊઠીને ખડ્ગ વડે એ રાક્ષસીનાં નાકકાન કાપી નાખ્યાં. આ પીડાથી દુઃખિત થઈને તે રાક્ષસી રાવણ પાસે ગઇ.[૧૮–૨૧]

પછી રાવણનો મારીચ નામનો મંત્રી રત્નમય મૃગ થઈને સીતાને લોભાવવા માટે જનસ્થાનમાં આવ્યો.[૨૨] સીતાએ એ મૃગને જોઈ રામને કહ્યું કે, આ સુંદર મૃગથી આપણો આશ્રમ મનોહર લાગશે; માટે તેને પકડી લાવો, ત્યારે રામચંદ્ર ધનુષ્યબાણ લઈ એ મૃગની પાછળ પડયા અને એક બાણથી તે દોડતા મૃગને માર્યો.[૨૩,૨૪] હે સૌમ્ય! આવી રીતે રામચંદ્ર મૃગયા માટે ગયા, ત્યારે લક્ષ્મણ પણ તેમની ખોળ માટે (સીતાના કહેવાથી) પાછળ ગયા. આ તક જોઈ દશગ્રીવ રાવણ આશ્રમમાં પેઠો અને જેમ આકાશમાં કોઈ એક ગ્રહ રોહિણીને પકડે, તેમ એકદમ સીતાને પકડયાં. એ સમયે સીતાનું રક્ષણ કરવા જતાં જટાયુ નામના વૃદ્ધ ગીધને રાવણે યુદ્ધમાં માર્યો. પછી સીતાને લઈ દશગ્રીવ રાવણ વેગપૂર્વક આકાશમાં જવા લાગ્યો. સીતાને હરી જતા રાવણને પર્વતના શિખર પર બેઠેલા આશ્ચર્યકારક ચહેરાવાળા વાનરોએ દીઠો.[૨૫–૩૨] રાક્ષસેશ્વર રાવણ સીતાને લઈ મન સરખા વેગવાળા પુષ્પક વિમાનમાં બેસી સત્વર લંકામાં પેઠો અને સીતાને સુવર્ણની ભીંતોવાળા એક મોટા મહેલમાં લઈ જઈ ઘણાં ઘણાં મીઠાં વાક્યોથી લલચાવવા માંડયાં. સીતાએ તેનાં સઘળાં વચનોને તુચ્છકારી કાઢ્યાં, ત્યારે દુરાત્મા રાવણે ભયંકર રાક્ષસીઓની ચોકીમાં સીતાને પોતાના અશોક વનમાં રાખ્યાં.[૩૩]

રામચંદ્ર મૃગને મારી પાછા ફર્યા, ત્યારે ઘવાયેલા જટાયુને જોઈ અને તેની પાસેથી સીતાહરણનું વૃત્તાંત જાણીને ઘણો જ ખેદ પામ્યા. તેઓ સીતાને ખોળતા ખોળતા ગોદાવરી નદીની આસપાસનાં પુષ્પિત વનોમાં ફરવા લાગ્યા.[૩૪] એ મહાન અરણ્યમાં તેમને કબંધ

નામનો રાક્ષસ મળ્યો. તે કબંધના કહેવાથી સત્યપરાક્રમી રામચંદ્ર ઋષ્યમૂક પર્વત પર આવી સુગ્રીવને મળ્યા. તેના ભાઈ વાલીએ ક્રુદ્ધ થઈ તેને નગર બહાર કાઢી મૂકયો હતો; એટલે પરસ્પરનુ સમાન વૃત્તાંત જાણી તેઓ વચ્ચે ગાઢ પ્રેમ બંધાયો હતો. શ્રીમાન રામચંદ્ર પોતાના પરાક્રમથી મહાબળવાન અને મોટા શરીરવાળા વાલીને યુદ્ધમાં મારી સુગ્રીવને તેનુ રાજ્ય સોંપ્યુ.[૩૫-૩૮] આ પ્રમાણે રામચંદ્રે સુગ્રીવને સર્વ વાનરો સહિત રાજ્ય અપાવ્યુ, ત્યારે તેણે સીતાની શોધ કરવાની પ્રતિજ્ઞા કરી.[૩૯] મહાત્મા સુગ્રીવે દશ કરોડ વાનરોને સર્વ દિશાઓમાં શોધ કરવા મોકલ્યા.[૪૦] શોધમાં નીકળેલા પકી કેટલાક અમો પણ હતા. અમે વિંધ્યાચળનાં સર્વ શિખરો તથા દુર્ગમ પ્રદેશો ફરી વળ્યા, પણ સીતાની ભાળ મળી નહિ.[૪૧] અંતે ગૃધ્રરાજ જટાયુનો ભાઈ વીર્યવાન સંપાતિ અમને મળ્યો અને તેણે 'સીતા રાવણને ત્યા છે' એવા સમાચાર કહ્યા.[૪૨] તે વાત સાંભળી દુઃખી થતા મારા બંધુઓનુ દુઃખ દૂર કરવા માટે હું મારા પરાક્રમથી લંકા અને વિધ્યાચળ પર્વત વચ્ચેનો સો યોજનનો સમુદ્ર કૂદી ગયો. લંકામાં જઈ મેં અશોકવનમા બેઠેલા, એક જ વસ્ત્ર ધારણ કરેલા, આનંદરહિત અને દૃઢ પતિવ્રત પાળતાં સીતાનાં દર્શન કર્યાં અને તેમને મળીને સમાચાર પૂછ્યા.[૪૩,૪૪] મને ઓળખવા મેં તેમને રામની મુદ્રિકા આપી અને તેમની પાસેથી અભિજ્ઞાન માટે ચૂડામણિ લઈ હું પાછો વળ્યો. પછી અક્લિષ્ટકર્મા રામચંદ્ર પાસે આવી તેમના હાથમાં મેં તે દિવ્ય કાંતિયુક્ત ચૂડામણિ મૂકયો.[૪૫,૪૬] જેવી રીતે દુઃખી માણુસ અંતકાળે અમૃત પી જીવિત થાય, તેમ રામચંદ્ર સીતાના સમાચાર સાંભળી સાવધ થયા. પછી પ્રલયકાળ વખતે સર્વ લોકને ભસ્મ કરવા ઇચ્છતા અગ્નિની પેઠે તેમણે લંકાનો નાશ કરવાના પ્રયત્નો આરંભ્યા. સમુદ્રતટે આવી તેમણે નલ વાનર પાસે સેતુ બંધાવ્યો અને એ સેતુ વડે વાનર તથા રીંછોની મોટી સેના સમુદ્ર તરી લંકાના દુર્ગ પાસે આવી.[૪૭-૪૯] યુદ્ધમાં નીલ વાનરે પ્રહસ્તને માર્યો, રામચંદ્રે કુંભકર્ણને માર્યો, લક્ષ્મણે રાવણપુત્ર ઇંદ્રજિતને માર્યો અને અંતે રામચંદ્રના હાથથી જ રાવણ માર્યો ગયો. તે પછી ઇંદ્ર, યમ, વરુણ, ભગવાન શંકર, બ્રહ્મા તથા પિતા દશરથ રાજા વગેરે ત્યાં આવ્યા. તેઓ તથા ત્યાં એકઠા થયેલા ઋષિઓ અને અન્ય દેવોએ મહાત્મા રામ-લક્ષ્મણને વરદાન આપ્યાં. આ પ્રમાણે વરદાન મેળવી વાનરો સાથે પુષ્પક વિમાનમાં બેસી સીતા સહિત રામ-લક્ષ્મણ કિષ્કિન્ધા થઈ ગંગા તટે આવી આજની રાત્રિ ભરદ્વાજ મુનિના આશ્રમમાં રહ્યા છે. તે આવતી કાલે સવારે અહીં આવશે. હે ભરત! તમારે પુષ્ય નક્ષત્રમાં તેમના દર્શન કરવા યોગ્ય છે.[૫૦-૫૪]

હનુમાનના આવાં મધુર વાકયો સાંભળી ભરત ઘણા પ્રસન્ન થયા અને સર્વના મનને આનંદ આપતાં તે બોલ્યા. 'અહો! ઘણા દિવસે મારો મનોરથ પૂર્ણ થયો છે.[૫૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૧૨૬ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૨૭ મો

## ભરતભેટ-રામચંદ્રનો સત્કાર

श्रुत्वा तु परमानन्दं भरतः सत्यविक्रमः ।
हृष्टमाज्ञापयामास शत्रुघ्नं परवीरहा ॥ १॥

હનુમાનના આનંદદાયક વચનો સાંભળી સત્યપરાક્રમી પરપક્ષઘાતી ભરતે પ્રસન્ન થયેલા શત્રુઘ્નને કહ્યું : 'હે વીર! તું નગરજનોને વિદિત કર કે, શ્રીમાન રામચંદ્ર પધારે છે; માટે સર્વ દેવસ્થાનોમાં પવિત્ર પુરુષો દ્વારા અભિષેક કરાવો અને મંદિરે મંદિરે વાજિંત્રો વગડાવો. પુરાણિકો, સ્તુતિપાઠકો, કુશળ વૈતાલિકો, નાચનારી તથા ગાનારી ગણિકાઓ, અમાત્યો, સૈનિકો. રાજકુટુંબ તથા નગરજનોની સ્ત્રીઓનો સમૂહ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા અન્ય જાતિનાં પણ સર્વ પ્રજાજનો ચંદ્ર સમાન મુખવાળા રામ-

ચદ્રના દર્શન કરવા માટે નગરની બહાર તેમની સામે આવે તેમ કરો ' ભરતના વચન સાભળી શત્રુઘ્ને અસખ્ય નોકરોને બોલાવી પ્રત્યેક કામની વહેચણી કરી આપી અને આજ્ઞા કરી કે, નદિગ્રામથી અયોધ્યા સુધીના સઘળા માર્ગ સરખા કરો અને શીતળ જળનો છટકાવ કરી ઠેકાણે ઠેકાણે સુગધીદાર પુષ્પો તથા શાળ વેરો રાજમાર્ગોમા મોટી મોટી વજાપતાકાઓ લટકાવો આવતી કાલનો સૂર્યોદય થાય તે પહેલા નગરના સર્વ ગૃહો સુવર્ણ, ચાદી તથા મોતી વગેરેના પુષ્પોથી શોભાવો અને સેકડો માણસો રાજમાર્ગ પર સભાળ રાખવા માટે ઊભા રહો ૧-૧૦

શત્રુઘ્નની આજ્ઞા સાભળી હર્ષિત થયેલા ધૃષ્ટિ, જયત, વિજય સિદ્ધાર્થ, અર્થસાધક, અશોક, મત્રપાલ અને સુમત્ર એ આઠે પ્રધાનો વ્યવસ્થા કરવા માટે નીકળી પડ્યા

સવાર થતામા તો આખુ નગર અને રાજમાર્ગ ધજાપતાકા વગેરેથી શણગારાઈ રહ્યુ રાજમત્રીઓ તથા સૈનિકો સારી રીતે શણગારેલા સોનાની અબાડીવાળા હજારો મદોન્મત્ત હાથીઓ તથા હાથણીઓ પર બેસીને રામચદ્રની સામે જવા લાગ્યા કેટલાક ઘોડા પર બેસી તો કેટલાક મોટા મોટા રથોમા બેસી નગર બહાર જવા લાગ્યા કેટલાક વીરો શક્તિ, ઋષ્ટિ, પાશ અને ધજાપતાકાવાળા હજારો ઘોડેસવારો તથા પાયદળ સૈનિકોથી વીટાઈને ચાલવા માડ્યા તે પછી દશરથ રાજાની સર્વ સ્ત્રીઓ કૌશલ્યા તથા સુમિત્રાને આગળ કરી રથમા બેસી નગર બહાર નીકળી મુખ્ય બ્રાહ્મણો, નગરજનો, રાજપુરુષો તથા હાથમા મોદક અને પુષ્પમાળાઓ લઈ આવેલા મત્રીઓ સહિત મહાત્મા ભરત રામચદ્રની સામે જવા લાગ્યા ૧૧-૧૬ એ સમયે શખ, મૃદગ, ભેરી આદિના નાદથી તથા બદિજનોના ગાનથી સર્વત્ર આનદમગળ છવાઈ રહ્યો ધર્માત્મા ભરતે આ વખતે પણ આર્ય રામચદ્રની પાદુકા પોતાના મસ્તક પર મૂકી હતી અને તેની આસપાસ સુવર્ણભૂષિત શ્વેત ચામર ઢળતા હતા. ઉપવાસથી કૃશ થયેલા, દીન અને કૃષ્ણ મૃગચર્મ ધારણ કરેલા મહાત્મા ભરત હાથમા શ્વેત પુષ્પની માળા ધારણ કરી પગે ચાલતા રામચદ્રની સામે ગયા

ઘોડાઓના ડાબલાના ખડખડાટથી, રથના ચક્રના ગડગડાટથી, શખ, દુદુભિ આદિ વાદ્યોના નાદથી અને હાથીઓના ચિત્કારથી આ વખતે પૃથ્વી કપાયમાન થઈ ગઈ આવી રીતે આખા નગરને નદિગ્રામ સમીપ આવી પહોચેલુ જોઈ ભરત સહજ શકિત થઈ હનુમાન પ્રત્યે બોલ્યા ' હે વાનર ! તું મારી મશ્કરી તો નથી કરતો ? અથવા તો તારા વાનર સ્વભાવને તો નથી અજમાવતો ? અરે, હજી હુ પરતપ રામચદ્રને કેમ નથી જોતો ? વળી તારા જેવા બીજા ઇચ્છિત સ્વરૂપ ધરનારા વાનરો પણ કેમ નથી જણાતા ? '

ત્યારે કપિવર હનુમાન પોતાના કથનની સત્યતા દેખાડવા ભરદ્વાજ મુનિની કૃપાથી હમેશ માટે ફળફૂલવાળા થયેલા, મધુ ઝરનારા અને મદોન્મત્ત ભ્રમરોથી ગુજી રહેલા વૃક્ષોને દેખાડી બોલ્યા ' હે પરતપ ! ઇદ્રે આપેલા વરદાનથી ભરદ્વાજ મુનિ અત્યારે સૈન્ય સહિત શ્રીમાન રામચદ્રનુ સર્વ પ્રકારે આતિથ્ય કરે છે જુઓ, સાભળો આ હર્ષિત થયેલા વાનરોનો મહાન શબ્દ સભળાય છે હુ ધારુ છુ કે વાનરસેના ગોમતી પાર ઊતરી ચૂકી છે આ સાલ વન તરફ ઊડતી ધૂળની આધી જુઓ ૧૭-૨૮ મારુ માનવુ છે કે, વાનરસેના અત્યારે એ સાલ વનને હચમચાવી રહી છે જુઓ, પેલુ ચદ્ર સરખુ વિમાન દૂરથી દેખાય છે ! બ્રહ્માએ નિર્માણ કરેલા એ દિવ્ય પુષ્પક વિમાનને મહાત્મા રામચદ્રે રાવણને તેના બધુઓ સહિત હણીને પ્રાપ્ત કર્યું છે ૨૯,૩૦ પ્રભાતકાળના સૂર્ય સમાન કાંતિવાળુ મહાત્મા રામચદ્રને વહન કરતું એ દિવ્ય વિમાન કુબેરની કૃપાથી મનના વેગ સમાન ચાલે છે ૩૧ આ વિમાનમા વૈદેહી સીતા સહિત રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓ મહાતેજસ્વી સુગ્રીવ

અને રાક્ષસરાજ વિભીષણ સાથે આવે છે.[૩૨]

એટલામાં તો સ્ત્રી, બાળક, યુવક તથા વૃદ્ધ સર્વનો 'રામચંદ્રજી આવ્યા' એવો ગગનભેદી હર્ષોત્પાદક શબ્દ ઉત્પન્ન થયો.[૩૩] સર્વ લોકો હાથી, ઘોડા તથા રથાદિ વાહનો પરથી જમીન પર ઊતરી આકાશમાં ચંદ્ર સમાન જણાતા વિમાનમાં બેઠેલા રામચંદ્રને જોવા લાગ્યા. એ સમયે ધર્માત્મા ભરતે આનંદિત થઈ રામચંદ્રની સામે આવી નમસ્કાર કરી અર્ઘ્ય, પાદ્ય વગેરેથી તેમની વિધિપૂર્વક પૂજા કરી. બ્રહ્માએ ઉત્પન્ન કરેલા વિમાનમાં બેઠેલા મહાત્મા રામચંદ્ર આ વખતે વજ્રપાણિ ઇંદ્રની માફક શોભતા હતા. મેરુપર્વત પરના સૂર્યની પેઠે વિમાનમાં શોભતા મોટા ભાઈ રામચંદ્રને ધર્માત્મા ભરતે પ્રણામ કર્યા. પછી રામચંદ્રની આજ્ઞાથી હંસયુક્ત મહાવેગવાળું એ વિમાન પૃથ્વી પર ઊતર્યું; ત્યારે સત્યપરાક્રમી ભરત વિમાનમાં જઈ રામચંદ્રને ભેટી ઘણા આનંદ પામ્યા અને તેમના ચરણમાં ઢળી પડ્યા. ઘણે લાંબે વખતે જોયેલા ભરતને ઉઠાડી મહાત્મા રામચંદ્ર આનંદિત થઈ આલિંગન કર્યું; ત્યાર પછી લક્ષ્મણને મળી પોતાના નામોચ્ચાર પછી ભરતે પ્રસન્નતાપૂર્વક સીતાને અભિવંદન કર્યું; પછી સુગ્રીવ, જાંબવાન, અંગદ, મૈંદ, દ્વિવિદ, નીલ, ઋષભ, સુષેણ, નલ, ગવાક્ષ, ગંધમાદન, સરભ, પનસ આદિને ભેટ્યા. તે વાનરોએ પણ મનુષ્યરૂપે થઈ ભરતને કુશળ સમાચાર પૂછ્યા.[૩૪–૪૪] પછી મહાતેજસ્વી ધર્માત્માઓમાં શ્રેષ્ઠ રાજકુમાર ભરત વાનરરાજ સુગ્રીવને ભેટી બોલ્યા:[૪૫] 'હે સુગ્રીવ! તમે અમારા પાંચમા ભાઈ છો. સૌજન્ય રાખ્યાથી મનુષ્ય મિત્ર થાય છે અને અપકારથી શત્રુ થાય છે.'[૪૬] તે પછી ભરતે વિભીષણને કહ્યું: 'આપની જ સહાયથી રામચંદ્રે આવું દુષ્કર કર્મ કર્યું છે.'[૪૭]

વીર શત્રુઘ્ને પણ લક્ષ્મણ સહિત રામચંદ્રને તથા સીતાને વિનયપૂર્વક અભિવંદન કર્યું. રામચંદ્રે પોતાની શોકકર્ષિતા વિવર્ણા માતા કૌશલ્યાની પાસે જઈ તેમને હર્ષિત કરી પ્રણામ કર્યા. પછી યશસ્વિની કૈકેયી અને સુમિત્રાને પ્રણામ કરી સર્વ માતાઓ સહિત પુરોહિત વસિષ્ઠજીના સ્થાન પર ગયા. એ સમયે સર્વ નગરવાસીઓ કહેવા લાગ્યા: 'હે મહાવીર! હે કૌશલ્યાના આનંદને વધારનારા! આપનું આગમન મંગળકારી થાઓ.' આવી રીતે જયધ્વનિ કરતા અને હાથ જોડી રહેલા નગરવાસીઓની અંજલિઓ ખીલેલાં પુષ્પો સમાન જણાવા લાગી. પછી ધર્માત્મા ભરતે ખજ પાદુકાઓ પોતાના હસ્તે લોકનાથ રામચંદ્રના ચરણોમાં પહેરાવી અને હાથ જોડી બોલ્યા:

'આપે જે રાજ્ય થાપણ તરીકે મને સોંપ્યું હતું, તે આજે હું આપને પાછું સોંપું છું. આજે મારો જન્મ સાર્થક થયો છે અને મારો મનોરથ પૂર્ણ થયો છે. ધન્ય છે! આજે મેં અયોધ્યાના રાજાને ફરી અયોધ્યામાં આવેલા જોયા. આપ ધનભંડાર તથા રાજમંદિર અને સૈન્ય વગેરે તપાસો. આપનાં તેજ અને બળના પ્રતાપથી મેં તે સર્વને દશગણાં કર્યાં છે.'[૪૮–૫૬]

ભ્રાતૃવત્સલ ભરતનાં વચનો સાંભળી વાનરગણ અને રાક્ષસરાજ વિભીષણને આનંદાશ્રુ આવ્યાં.[૫૭] પછી રામચંદ્ર હર્ષિત થઈ ભરતને પોતાના ખોળામાં બેસાડી વિમાનમાં બેસી ભરતના આશ્રમ તરફ ચાલ્યા.[૫૮] ભરતનો આશ્રમ આવતાં સર્વ વિમાનમાંથી જમીન પર ઊતરી પડ્યા.[૫૯] પછી રામચંદ્ર તે અનુપમ વિમાનને આજ્ઞા કરી કે, 'હવે તું અહીંથી જઈ વિશ્રવાપુત્ર કુબેરને વહન કર.' રામચંદ્રની આજ્ઞા થતાં તે ઉત્તમ વિમાન કુબેરના સ્થાન પર જવા માટે ઉત્તર દિશા તરફ ઊડ્યું.[૬૦,૬૧] રાવણે હરી આણેલું તે દિવ્ય પુષ્પક વિમાન રામચંદ્રની આજ્ઞાથી વેગપૂર્વક કુબેર પાસે પહોંચ્યું.[૬૨] પછી દેવરાજ ઇંદ્ર

જેમ બૃહસ્પતિના ચરણ ગ્રહણ કરે, તેમ વીર્યવાન રામચંદ્ર બ્રહ્મવેત્તા મહર્ષિ વસિષ્ઠના ચરણ ગ્રહણ કરી તેમની પાસેના એક શુભ આસન પર વિરાજમાન થયા.[૬૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમા ૧૨૭મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૨૮મો

## અયોધ્યામા આનંદમંગળ-રામનો રાજ્યાભિષેક રામરાજ્ય-રામચરિત્રનુ માહાત્મ્ય

शिरस्यञ्जलिमाधाय कैकेय्यानंदवर्धनः ।
बभाषे भरतो ज्येष्ठं रामं सत्यपराक्रमम् ॥ १ ॥

તે પછી કૈકેયીના આનંદને વધારનાર ભરતે નમસ્કાર કરી સત્યપરાક્રમી રામચંદ્રને કહ્યું:[૧] 'હે શત્રુઓને તપાવનારા! પ્રથમ આપે મારી માતાનું માન રાખીને જે રાજ્ય મને આપ્યુ હતું. તે સર્વ-આપે મને આપ્યુ હતું તેવું-હું આપને પાછું આપુ છું.[૨] જેમ એક નાનો વાછરડો બલિષ્ઠ વૃષભે ત્યાગ કરેલા ભારે બોજાને નથી ઉઠાવી શકતો, તેમ જ હું પણ આ રાજ્યભાર ઉઠાવવાને અસમર્થ છું.[૩] જેમ પાણીના પ્રબળ વેગને લીધે તૂટેલી પાળનું છિદ્ર બંધ થઈ શકતુ નથી, તેમ આ રાજ્યના છિદ્રોને પણ બંધ કરવાં કઠિન છે.[૪] હે શત્રુદમન! જેમ ગધેડું ઘોડાની અને કાગડો હંસની ગતિ નથી મેળવી શકતા, તેમ હું પણ આપની પદવી પામવા અસમર્થ છું.[૫] હે વીર! કોઈએ પોતાના બગીચામાં મોટું વૃક્ષ રોપ્યું હોય અને તે વૃક્ષ મોટું થઈ તેને નાનીમોટી ડાળીઓ ફૂટી પાંદડાં પણ આવ્યાં હોય અને ફૂલ પણ ઘણાં થયાં હોય છતાં ફળ આવતાં પહેલાં જ તે વૃક્ષ તૂટી પડે, તો જેમ તે વૃક્ષ રોપનારનો અર્થ સિદ્ધ થતો નથી, તેમ આપ જેવા રાજા થઈને અમારા જેવા સેવકોનુ પાલન ન કરો તો સૌનો અર્થ સિદ્ધ થયા વગરનો રહેશે. હે રાઘવ! આજે સમસ્ત જગત મધ્યાહનના પ્રદીપ્ત સૂર્ય સમાન પ્રતાપવાળા આપને રાજ્યાભિષિક્ત થયેલા જુએ. આજથી તમે રાજાઓને સૂવા યોગ્ય શય્યા પર રાતે શયન કરો અને નગારાંના તથા નૂપુરના ઝણકાર શબ્દો તેમ જ મધુર ગીતોથી પ્રભાતે જાગ્રત થાઓ. જ્યાં સુધી આકાશમાં નક્ષત્રમંડળ ઘૂમતું રહે અને જ્યાં સુધી પૃથ્વી કાયમ રહે, ત્યાં સુધી આપ આખી પૃથ્વીના રાજા થઈ સર્વ લોકોનું પાલન કરો.'

ભરતનાં આ વચનોનો શત્રુના નગરને જીતનારા રામચંદ્રે 'તથાસ્તુ' કહી સ્વીકાર કર્યો અને શુભ આસન પર વિરાજમાન થયા. ત્યાર પછી શત્રુઘ્નની આજ્ઞા થતાં ચતુર અને હલકા હાથવાળા વાળંદો પ્રણામ કરી રામચંદ્ર પાસે ઉપસ્થિત થયા.[૬-૧૩] તે નાપિતોએ ક્ષૌર કરી ભરતને, મહાબળવાન લક્ષ્મણને, વાનરોના રાજા સુગ્રીવને તથા રાક્ષસેંદ્ર વિભીષણને સ્નાન કરાવ્યાં.[૧૪] શ્રીમાન રામચંદ્ર પણ જટા કાઢી નખાવી સ્નાન કરી ચિત્રવિચિત્ર પુષ્પો અને સુગંધીદાર દ્રવ્યો લગાવી મહામૂલ્યવાન વસ્ત્રો પહેરી પોતાના શરીરની શોભાથી જાજ્વલ્યમાન લાગતા તયાર થયા.[૧૫] વીર્યવાન, લક્ષ્મીવાન, ઇક્ષ્વાકુવંશવર્ધન શત્રુઘ્ને રામચંદ્રને આવી રીતે શણગાર્યા.[૧૬] મોટા મનની દશરથ રાજાની સ્ત્રીઓએ પોતાના હાથે સીતાનાં સર્વ અંગોમાં મનોહર ઘરેણાં પહેરાવ્યાં; તેમજ પુત્રવત્સલા કૌશલ્યાએ હર્ષિત મનથી વાનરોની સર્વ સ્ત્રીઓને શણગારી શૃંગાર સજાવ્યા. પછી શત્રુઘ્નની આજ્ઞાથી સુમંત્ર સર્વ બાજુથી શોભાયમાન રથને જોડી ત્યાં લાવ્યો. શત્રુનગર જીતનારા રામચંદ્ર અગ્નિ અને સૂર્ય સમાન દીપતા એ દિવ્ય રથમાં વિરાજમાન થયા.[૧૭-૨૦] ઇંદ્રતુલ્ય શોભાવાળા અને સુંદર કુંડળ પહેરેલા વાનરરાજ સુગ્રીવ તથા હનુમાન પણ સ્નાન કરી દિવ્ય વસ્ત્ર તથા ભૂષણોથી સુશોભિત થઈ રામચંદ્રની સાથે ચાલ્યા. સર્વ શણગારોથી શોભાયમાન થયેલાં સીતા તેમ જ સુગ્રીવની સ્ત્રીઓ નગર

જોવાની વાસનાથી ઉત્કંઠિત થઈ તેમની પાછળ પાછળ ચાલવા લાગી.[21,22]

આ બાજુ અયોધ્યામા રહેલા દશરથ રાજાના અશોક, સિદ્ધાર્થ અને વિજયાદિ મંત્રીઓએ પુરોહિત વસિષ્ઠ સાથે મળી રામના રાજ્યાભિષેક અને સ્વાગત માટે તૈયારી કરાવી. તેઓએ સર્વ સેવકોને આજ્ઞા કરી કે, રામચંદ્રના રાજ્યાભિષેક માટે જે જે ઉત્સવો કરવા યોગ્ય હોય, તે તે કરો.[23-25] પુરોહિત વસિષ્ઠ તથા પ્રધાનો સેવકોને આજ્ઞા કરીને રામચંદ્રના દર્શને સત્વર નગર બહાર આવ્યા.

આ સમયે સહસ્રાક્ષ ઇંદ્રની માફક ઉત્તમ ઘોડા જોડેલા રથમા બેઠેલા પાપરહિત રામચંદ્ર નગર તરફ ચાલ્યા. ભરતે ઘોડાની લગામ લીધી, શત્રુઘ્ને છત્ર લીધુ અને લક્ષ્મણ ચામર ઢોળવા લાગ્યા. એ સમયે રાક્ષસરાજ વિભીષણ પણ બીજી બાજુ ઊભા રહી રામચંદ્રને ચામર ઢોળવા લાગ્યો. આ વખતે અંતરિક્ષમા આવી ઊભેલા ઋષિઓ અને મરુતો સાથે દેવતાઓનો રામચંદ્રની સ્તુતિનો શબ્દ સંભળાવા લાગ્યો.[26-30] મહાતેજસ્વી વાનરરાજ સુગ્રીવ શત્રુંજય નામના પર્વત જેવા હાથી પર અને બીજા મનુષ્યરૂપ ધારી સર્વ વાનરો તેની પાછળ નવ હજાર હાથી પર બેસી સાથે ચાલતા હતા. આવી રીતે પુરુષશાર્દૂલ રામચંદ્ર શંખ અને નગારાઓના શબ્દ સાથે મોટા રાજપ્રાસાદોથી શોભાયમાન થયેલી અયોધ્યા નગરીમા પ્રવેશ કર્યો.[31-33] તે વખતે નગરવાસી લોકો પોતાના શરીરની કાંતિથી શોભતા અને સર્વ સાજ-સમાજ સાથે આવતા રામચંદ્રને નીરખવા લાગ્યા. નગરવાસી લોકોએ મહાત્મા રામચંદ્રને જયજયકાર કરી વધાવી લીધા અને રામચંદ્રથી સત્કાર પામી તેમની પાછળ પાછળ ચાલ્યા. એ સમયે શ્રીમાન રામચંદ્ર પ્રજા, બ્રાહ્મણ અને મંત્રીઓથી વીંટાયેલા હોવાને લીધે તારાગણ સહિત શોભતા ચંદ્રની પેઠે શોભવા લાગ્યા.[34-36] નગારા, કરતાલ તથા ઝાંઝર વગેરે વાજિંત્રો વગાડનારાઓ અને મંગળપાઠ ભણનારા બંદિજનો તેમની આગળ ચાલતા હતા.[37] રામચંદ્રને આવતા જોઈ ગાયો સામી આવી, તેમ જ કન્યાઓ, બ્રાહ્મણો તથા નગરજનો સુવર્ણ, અક્ષત અને મોદક ગ્રહણ કરી સામે આવી તેમને વધાવવા લાગ્યા.[38] તે સમયે રામચંદ્ર મંત્રીવર્ગની પાસે સુગ્રીવની મિત્રતા, હનુમાનનો પ્રભાવ અને વાનરોના અદ્ભુત પરાક્રમનું વર્ણન કરવા લાગ્યા. મંત્રી સહિત અયોધ્યાવાસીઓ વાનરોના ભારે પરાક્રમ અને રાક્ષસોના બલાદિની વાતો સાભળી વિસ્મિત થયા.[38,40] આ પ્રકારે વાતો કરતા કાંતિમાન રામચંદ્ર મંત્રીઓ, પુરજનો તથા વાનરો સાથે અયોધ્યામા આવ્યા.[41] એ સમયે નગરજનોએ ઘેરઘેર ધજા-પતાકા ચઢાવી તોરણો બાંધી સાથિયા પૂર્યા હતા. આ સર્વ સત્કાર સ્વીકારતા શ્રીમાન રામચંદ્ર ઇક્ષ્વાકુવંશથી સેવાયેલા પોતાના પિતાના રાજમંદિરમા આવી પહોંચ્યા.[42]

રાજમંદિરમા પ્રવેશ કરી કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયીને પ્રણામ કરી શ્રીમાન રામચંદ્ર મધુર વાણીથી ધર્મજ્ઞ ભરતને અર્થયુક્ત વચન કહ્યુ: 'મુક્તા અને વડૂર્યમણિથી સુશોભિત તથા અશોકવાટિકાવાળા મારા મોટા ભવનમા સુગ્રીવને તેડી જાઓ.' રામની આજ્ઞા થતા સત્ય પરાક્રમી ભરત વાનરરાજ સુગ્રીવને તે ભવનમા લઈ ગયા. તે પછી શત્રુઘ્નની આજ્ઞાથી રાજસેવકોએ તે ભવનમા તેલના દીવા, પલંગો અને બિછાનાઓ તૈયાર કર્યા.[43-47] એ સમયે મહાતેજસ્વી ભરતે સુગ્રીવને કહ્યુ કે, રામચંદ્રના અભિષેક માટે જળ લાવવા સારુ દૂતોને આજ્ઞા આપો.[48] ત્યારે સુગ્રીવે ચાર શ્રેષ્ઠ વાનરોને રત્નથી મઢેલા સુવર્ણકળશ આપી કહ્યુ:[49] 'હે વાનરો! પ્રભાત થતા પહેલા તમે આ ચારે કળશોમા ચારે સમુદ્રનુ જળ લઈ આવો.'[50] સુગ્રીવની આજ્ઞા થતા જાંબવાન, હનુમાન, વેગદર્શી અને ઋષભ વગેરે વાનરો ગરુડની માફક આકાશમા ઊડ્યા અને સમુદ્રનુ શુદ્ધ જળ ભરી લાવ્યા. વળી બીજા પાંચસો વાનરો જુદી જુદી

પાચસો નદીઓના જળ ભરી લાવ્યા સત્ત્વ સંપન્ન સુષેણ પૂર્વ સમુદ્રમાથી, મહાબળવાન ઋષભ દક્ષિણ સમુદ્રમાથી, કપિવર ગવય પશ્ચિમ સમુદ્રમાથી અને ગરુડ તથા પવન સમાન પરાક્રમવાળો ધર્માત્મા હનુમાન ઉત્તર સમુદ્રમાથી શુદ્ધ જળ ભરી લાવ્યા ૫૧-૫૬

વાનરશ્રેષ્ઠોએ આણેલા એ ઉત્તમ જળને મહાત્મા શત્રુઘ્ને મંત્રીઓ સાથે બેઠેલા શ્રેષ્ઠ પુરોહિત વસિષ્ઠની સમક્ષ રજૂ કરી કહ્યુ 'મહારાજ! હવે રામનો અભિષેક કરો ૫૭

શત્રુઘ્નના વચન સાભળી મહાત્મા વસિષ્ઠ મુનિએ સીતા સહિત રામચંદ્રને રત્નજડિત સિંહાસન પર બેસાડ્યા ૫૮ વસુ નામના દેવતાઓએ જેમ ઇંદ્રને અભિષેક કર્યો હતો, તેમ વસિષ્ઠ, વિજય, જાબાલિ, કાશ્યપ, કાત્યાયન, ગૌતમ તથા વામદેવાદિ મહર્ષિઓએ નિર્મળ અને સુગંધિત જળ વડે પુરુષવ્યાઘ્ર રામચંદ્રને અભિષેક કર્યો તે પછી ઋત્વિજોએ, કુમારિકાઓએ તથા મંત્રીઓ, સૈનિકો અને પુરવાસીઓએ હર્ષિત મનથી રામચંદ્રને અભિષેક કર્યો ત્યારબાદ આકાશમા રહેલા દેવતાઓએ ચાર લોકપાલોની સાથે મળીને સર્વ ઔષધિઓથી યુક્ત એવા દિવ્ય [illegible] વડે રામચંદ્રને અભિષેક કર્યો બ્રહ્માએ બનાવ્[illegible] રત્નમય મુકુટ કે જે મુકુટ પૂર્વે મનુરાજાને અભિષેક સમયે પહેરાવેલો હતો અને પછી ઇક્ષ્વાકુવંશના રાજાઓ યથાક્રમે ધારણ કરતા હતા, તે શ્રીમાન રામચંદ્રને પહેરાવી અભિષેક કર્યો એ પ્રમાણે મહાત્મા વસિષ્ઠજીએ શ્રીમાન રામચંદ્રને વિવિધ રત્નોથી ચિત્રવિચિત્ર રીતે સુશોભિત કરેલી તે સુવર્ણમયી સભામા અનેક રત્નજડિત બહુમૂલ્ય સિંહાસન પર બેસાડી રાજમુકુટ પહેરાવ્યો અને બીજા ઋત્વિજોએ તેમને અલંકારો સજાવ્યા એ સમયે શ્વેત છત્ર ધરીને શત્રુઘ્ન ઊભા રહ્યા અને વાનરેશ્વર સુગ્રીવ શ્વેત ચામર ઢોળવા લાગ્યો, તેમ જ બીજુ એક ચંદ્ર સમાન ચામર રાક્ષસેંદ્ર વિભીષણ ઢોળવા લાગ્યો ૫૯-૬૯ તે સમયે ઇંદ્રની પ્રેરણાથી વાયુએ સો કમળદળવાળી સુવર્ણની બનાવેલી ઝળહળાટ કરતી માળા તથા સર્વ રત્નોથી જડિત અને મણિઓથી વિભૂષિત એક મુક્તાહાર રામચંદ્રને ભેટ ધર્યો. મહાત્મા રામચંદ્રને અભિષેક થતા દેવો અને ગંધર્વો મંગળગાન કરવા લાગ્યા અને અપ્સરાઓ નાચવા લાગી પૃથ્વી ધનધાન્યથી ભરપૂર થઈ અને વૃક્ષો ફળોથી ઝૂકી રહ્યા તથા પુષ્પો સુગંધથી મહેકી રહ્યા ૭૦-૭૨

અભિષેક થયા પછી મહાત્મા રામચંદ્રે એક લાખ ઘોડા, એક લાખ સવત્સા ગાયો અને એકસો બળદ તથા ત્રીસ કરોડ સુવર્ણ-મુદ્રિકા અને બહુમૂલ્ય વસ્ત્રાલંકારોનુ બ્રાહ્મણોને દાન કર્યુ વાનરરાજ સુગ્રીવને સૂર્યકિરણો સમાન જાજવલ્યમાન મણિજડિત સુવર્ણમાળા અને વાલીપુત્ર અંગદને ચંદ્રકિરણો સમાન પ્રકાશિત વૈડૂર્યમણિથી ચિત્રિત સુવર્ણના બાજુબંધ તથા કુંડળ મહાત્મા રામચંદ્રે ભેટ કર્યા. પવનપુત્ર હનુમાનને સતી સીતાએ દિવ્ય ધવલ વસ્ત્રની જોડ તથા શુભ અલંકારો સ્નેહપૂર્વક ભેટ કર્યા એ સમયે મહાત્મા રામચંદ્રે શ્રેષ્ઠ મણિથી જડેલો બહુમૂલ્ય મુક્તાહાર સતી સીતાના કંઠમા પહેરાવ્યો, ત્યારે સીતા પોતાના કંઠમાથી તે હાર કાઢી હાથમા રાખી સર્વ વાનરો પ્રતિ દૃષ્ટિ નાખતા પોતાના પતિ રામચંદ્ર સામુ જોવા લાગ્યા ૭૩-૮૦ તે જોઈ સંકેત અને ઇંગિત જાણનારા રામચંદ્રે કહ્યુ 'હે સુભગે! હે ભામિની! તું જેના પર પ્રસન્ન થઈ હોય તેને એ હાર ખુશીથી આપ' તે સાભળી કમળ સમાન નેત્રવાળા સીતાએ એ હાર, તેજ, ધૃતિ, યશ, નિપુણતા, સામર્થ્ય, વિનય, નય, પૌરુષ, વિક્રમ અને બુદ્ધિ વગેરે ગુણો જેનામા હમેશા રહેલા છે, તેવા પવનકુમાર હનુમાનને ભેટ કર્યો, ત્યારે ચંદ્રકિરણોના સમૂહ સમાન ઉજ્જવળ એ હારથી શ્વેત વાદળાઓથી શોભતા પર્વતની પેઠે કપિવર હનુમાન શોભવા લાગ્યો એ સમયે બીજા વૃદ્ધ અને શ્રેષ્ઠ વાનરોનો પણ

શ્રીમાન રામચંદ્રે વસ્રો તથા અલંકારોથી સત્કાર કર્યો.૮૧-૮૪ અક્લિષ્ટકર્મા રામચંદ્રે વિભીષણ, સુગ્રીવ, જાંબવાન, હનુમાનાદિ મુખ્ય મુખ્ય વાનરો સાથે બીજા સર્વ વાનરોનો પણ યથાયોગ્ય સત્કાર કરી તેમની કામના પૂર્ણ કરી, તેમ જ વાનરશ્રેષ્ઠ મેંદ, દ્વિવિદ અને નીલને પણ તેમની ઇચ્છાનુસાર ભેટ આપી સારી રીતે સત્કાર્યા. મહાત્મા રામચંદ્રથી સત્કાર પામેલા તેઓ સર્વ રામચંદ્રની આજ્ઞા મળતાં ખુશી થતા થતા કિષ્કિંધા પ્રતિ વિદાય થયા.૮૫-૮૮ વાનરશ્રેષ્ઠ સુગ્રીવ પણ રામાભિષેક જોઈ તથા રામચંદ્રથી સન્માનિત થઈ તેમની આજ્ઞા મળતાં પોતાની રાજધાની કિષ્કિન્ધામાં ગયો. તે જ પ્રમાણે મહાયશસ્વી ધર્માત્મા રાક્ષસેંદ્ર વિભીષણ પણ રામચંદ્રથી સારી રીતે સત્કાર પામી પોતાના સચિવો સહિત લંકા નગરીમાં ગયો.૮૯,૯૦

ધર્મવત્સલ, ઉદાર સ્વભાવવાળા, મહાયશસ્વી રામચંદ્ર અયોધ્યાના રાજ્યાસન પર બેસી પરમ પ્રેમથી પ્રજાપાલન કરવા લાગ્યા. તેમણે લક્ષ્મણને કહ્યું :૯૧ 'હે ધર્મજ્ઞ! આપણા મનુ આદિ પૂર્વજોએ સ્વપરાક્રમથી મેળવેલી અને પાલન કરેલી આ પૃથ્વીને તું મારી સાથે ભોગવ. હે લક્ષ્મણ! તું યુવરાજ થઈ મારી સાથે આ રાજ્યનો ભાર વહન કર.'૯૨ ઘણી રીતે સમજાવવા છતાં લક્ષ્મણે યુવરાજપદ સ્વીકારવા હા પાડી નહિ, ત્યારે મહાત્મા રામચંદ્રે મહાત્મા ભરતને યુવરાજપદે અભિષિક્ત કર્યો.૯૩ મહાત્મા રામચંદ્રે પૌંડરીક, અશ્વમેધ તેમ જ વાજિમેધાદિ અનેક યજ્ઞો કરી દેવતાઓને તૃપ્ત કર્યા.૯૪

રઘુનંદન રામચંદ્રે દશ હજાર વર્ષ પ્રજાનું પાલન કરી એક એક કરતાં શ્રેષ્ઠ અને ઘણી મોટી દક્ષિણાવાળા દશ અશ્વમેધ યજ્ઞો કર્યા. ઢીંચણ સુધી લાંબા હાથવાળા, વિશાળ છાતીવાળા, પ્રતાપી રામચંદ્ર આવી રીતે લક્ષ્મણ સાથે પ્રજાનું પાલન કરવા લાગ્યા.૯૫,૯૬ ધર્માત્મા રામચંદ્રે ઉત્તમ રાજ્ય મેળવી પૂર્ણ મનોરથવાળા થઈ, ભાઈઓ, મિત્રો, પુત્રો અને બાંધવો સાથે વિવિધ યજ્ઞો કરી ધર્મની વૃદ્ધિ કરી.૯૭ રામચંદ્રના રાજકાળમાં કોઈ પણ સ્રીને વિધવાપણાનું દુઃખ ન હતું; પ્રજાને સર્પનો કે વ્યાધિનો ભય ન હતો; ચોરી કે ચોરોનું નામ પણ ન હતું; કોઈ જાતનો અનર્થ સંભળાતો નહિ; તેમ જ વૃદ્ધોને બાળક કે યુવાનનાં મૃતક કર્મ કરવાં પડતાં નહોતાં.૯૮,૯૯ સઘળી પ્રજા રામચંદ્રમાં પ્રીતિવાળી અને ધર્મપરાયણ રહી આનંદમંગળથી વર્તતી હતી. રામચંદ્રના રાજ્યકાળમાં કોઈ પણ પ્રકારની હિંસા થતી નહિ; તેમ જ સર્વ જણ રોગ-શોકથી રહિત હતા. લોકો હજાર વર્ષનું આયુષ્ય ભોગવતા હતા અને તેમને હજારો સંતાનો થતાં હતાં. તે સમયે સર્વ વૃક્ષો હમેશાં ફૂલ, ફળ અને મૂળ ઉત્પન્ન કરતાં હતાં અને માગ્યા મેઘ વરસતા હતા; પવન પણ અનુકૂળ રીતે વાતો હતો.૧૦૦-૧૦૨ મહાત્મા રામચંદ્રના રાજ્યકાળે સઘળી પ્રજા ધર્માચરણ કરી સંતુષ્ટ મનથી પોતપોતાના કાર્યમાં નિમગ્ન રહેતી અને અન્યાયી આચરણ કરતી નહિ. દરેક જણ સર્વ લક્ષણવાળા અને ધર્મવાન હતા અને તેઓ 'રામરાજ્ય અમર તપો, રાજા રામચંદ્રનો જય,' એમ ઇચ્છતા. એ રીતે મહાત્મા રામચંદ્રે દશ હજાર વર્ષ રાજ્ય કર્યું.

ધર્મ, યશ, આયુ અને બળ આપનારું તથા રાજાઓને વિજય અપાવનારું આ આદિકાવ્ય મહર્ષિ વાલ્મીકિએ ઘણા સમય પૂર્વે રચ્યું હતું. આ કાવ્ય વેદસંમત છે. જે માણસ આ કાવ્યનું હમેશાં શ્રવણ કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે. આ આદિકાવ્યના શ્રવણથી પુત્રની ઇચ્છાવાળા પુત્ર અને ધનની કામનાવાળા ધન મેળવશે.૧૦૩-૧૦૫ આ લોકમાં જે રાજાઓ આ રામાભિષેકયુક્ત કાવ્ય શ્રવણ કરશે, તેઓ પોતાના શત્રુઓને જીતશે અને આખી પૃથ્વી જીતવાને સમર્થ થશે. જેવી રીતે કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયી, રામચંદ્ર, લક્ષ્મણ,

ભરત અને શત્રુઘ્નને મેળવી સુપુત્રવાળી થઈ, તેવી રીતે આ લોકની સર્વ સ્ત્રીઓ આ આદિ-કાવ્યના શ્રવણથી સુપુત્રવતી થશે.[૧૦૬–૧૦૮] જેઓ પૂર્ણ પરાક્રમી રામચંદ્રનાં વિજયચરિત્ર-વાળું આ રામાયણ શ્રવણ કરશે, તે દીર્ઘાયુષ્યવાળા થશે.[૧૦૯] જે કોઈ વાલ્મીકિએ નિર્માણ કરેલું આ પ્રાચીન કાવ્ય ક્રોધથી રહિત થઈ શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરશે, તે ઘણાં ઘણાં કષ્ટોથી પણ મુક્ત થઈ જશે.[૧૧૦] જે મનુષ્ય પ્રાચીન સમયમાં બનાવેલા વાલ્મીકિ મુનિકૃત આ આદિકાવ્યનું શ્રવણ કરશે, તે પ્રવાસમાં હશે ત્યાંથી તે નિર્વિઘ્ને પાછો આવી પોતાના કુટુંબ અને બાંધવો સાથે આનંદ કરશે. જે કોઈ આ ચરિત્રનુ શ્રવણ કરશે, તે રામચંદ્રની કૃપાથી કૃત-કાર્ય થશે અને તેના પર દેવતાઓ પ્રસન્ન રહેશે. જેના ઘરમાં આ રામાયણ હશે ત્યાં વિઘ્ન કરનારા દેવતાઓ ઉપદ્રવ કરી શકશે નહિ. આ ચરિત્રનું શ્રવણ કરનારા રાજા વિજયી થશે અને પ્રવાસી હશે તે કુશળ રહેશે.[૧૧૧–૧૧૩] આ રામાયણના શ્રવણથી ઋતુમતી સ્ત્રીને પુત્ર-પ્રાપ્તિ થશે. આ પુરાતન ઇતિહાસનું પૂજન અને પાઠ કરનાર સર્વ પાપથી મુક્ત થઈ દીર્ઘ આયુષ્ય પામશે.[૧૧૪] ક્ષત્રિયોએ હમેશાં નમસ્કાર કરી બ્રાહ્મણો પાસેથી આ રામાયણનું શ્રવણ કરવું, એથી જરૂર તેમને ઐશ્વર્ય, પુત્ર વગેરેનો લાભ થશે.[૧૧૫] આ સમગ્ર રામાયણનું શ્રવણ અને પઠન કરનાર પર, સનાતન આદિદેવ મહાબાહુ રામચંદ્ર હમેશાં પ્રસન્ન રહેશે.[૧૧૬,૧૧૭] આ પ્રાચીન કલ્યાણકારક આખ્યાન નિરંતર શ્રવણ કરી આદિદેવ વિષ્ણુ ભગવાન રામચંદ્રનાં બળ-વીર્યનું ગાન કરતા રહેવું.[૧૧૮] તેમના ચરિત્ર, શ્રવણ અને પઠનથી સમસ્ત દેવો અને પિતૃઓ પ્રસન્ન થાય છે.[૧૧૯] જે મનુષ્ય મહર્ષિ વાલ્મીકિ મુનિ-પ્રણીત આ રામસંહિતાને ભક્તિપૂર્વક લખશે, તે સ્વર્ગ પ્રાપ્ત કરશે.[૧૨૦] આ મંગળમય, સુખકારક, અર્થયુક્ત વચનોવાળું શુભ કાવ્ય શ્રવણ કરવાથી સર્વ પ્રકારની સિદ્ધિ મળશે અને તેમનાં સ્ત્રી–કુટુંબ તથા ધનધાન્યની વૃદ્ધિ થશે. આ શુભ આખ્યાન આયુષ્ય, આરોગ્ય, યશ, બુદ્ધિ અને બંધુઓના પ્રેમને વધારનાર છે; માટે શુભાભિલાષીઓએ નિયમપૂર્વક તે સાંભળવું. જેઓ શ્રદ્ધાથી આ રામાયણનું શ્રવણ–પઠન કરશે, તેઓના સર્વ મનોરથ સિદ્ધ થશે.[૧૨૧,૧૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના યુદ્ધકાંડમાં ૧૨૮મો સર્ગ સમાપ્ત

श्रीयुद्धकाण्ड समाप्त




# શ્રીવાલ્મીકિ રામાયણ

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ૭–ઉત્તરકાણ્ડ

### લંકા સ્થપાયાની હકીકત

## સર્ગ ૧ લો

### રામચંદ્રને ઋષિઓનું અભિનંદન

**प्राप्तराज्यस्य रामस्य राक्षसानां वधे कृते । आजग्मुर्मुनयः सर्वे राघवं प्रतिनन्दितुम् ॥ १ ॥**

રાક્ષસકુળનો વિનાશ કરી રામ રાજ્યાસન પર બેઠા, ત્યારે સર્વ ઋષિઓ તેમને અભિનંદન આપવા માટે તેમની પાસે આવ્યા.[1] પૂર્વ દિશામાં રહેનારા મહર્ષિ કૌશિક, યવક્રીત, ગાર્ગ્ય, ગાલવ અને મેધાતિથિનો પુત્ર કણ્વ, તેમ જ દક્ષિણ દિશામાં રહેનારા ભગવાન આત્રેય, નમુચિ, પ્રમુચિ, અગસ્ત્ય, અત્રિ, સુમુખ અને વિમુખ ત્યાં આવ્યા.[2,3] પશ્ચિમ દિશામાં રહેનારા નૃષંગુ, કવષી, ધૌમ્ય અને રૌદ્રય આદિ મહર્ષિઓ શિષ્યો સહિત આવ્યા.[4] નિત્ય ઉત્તર દિશામાં રહેનારા ભગવાન વસિષ્ઠ, કશ્યપ, અત્રિ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને ભરદ્વાજ એ સપ્તર્ષિઓ પણ ત્યાં આવ્યા.[5] વેદવેદાંત અને વિવિધ શાસ્ત્રોને જાણનારા, અગ્નિ સરખી કાંતિવાળા એ સર્વ મહર્ષિઓ રાજમંદિરે આવ્યા. પછી તેમાંના મુનિશ્રેષ્ઠ ધર્માત્મા અગસ્ત્યે દ્વારપાળને કહ્યું: 'અમે ઋષિઓ આવેલા છીએ, એમ રામચંદ્રજીને જણાવો.' અગસ્ત્ય મુનિનાં વચન સાંભળી દ્વારપાળ ઉતાવળો ઉતાવળો મહાત્મા રામચંદ્રજી પાસે ગયો.[6-8] નીતિ અને મુખચેષ્ટા જાણનાર, દક્ષ અને ધીરજવાળો એ દ્વારપાળ પૂર્ણચંદ્ર સરખી કાંતિવાળા રામચંદ્ર પાસે જઈ બોલ્યો: 'કેટલાક ઋષિઓની સાથે અગસ્ત્ય મુનિ પધારેલા છે.' બાળસૂર્ય સમાન તેજવાળા તે મુનિઓને આવેલા સાંભળી રામચંદ્રજીએ દ્વારપાળને કહ્યું: 'તેઓ સર્વને સુખથી પ્રવેશ કરાવ.' પછી મુનિઓ અંદર આવ્યા, ત્યારે રામચંદ્રજી હાથ જોડી ઊભા થયા અને અર્ઘ્યપાદ્યથી તેમની પૂજા કરી આદરપૂર્વક પ્રત્યેકને એક એક ગાય આપી. પછી સ્વસ્થ ચિત્તવાળા રામચંદ્ર સર્વને પ્રણામ કરી આસનો આપ્યાં;

ત્યારે કસબથી ભરેલા મોટાં સુંદર દર્ભાસન અને મૃગચર્મ પર સર્વ મુનિશ્રેષ્ઠો સૌ સૌની યોગ્યતા પ્રમાણે બિરાજ્યા. પછી રામચંદ્રજીએ મહર્ષિઓથી માંડીને શિષ્ય પર્યંતના કુશળ સમાચાર પૂછ્યા, ત્યારે વેદવેત્તા મહર્ષિઓએ રામચંદ્રજીને કહ્યું :

'હે રઘુનંદન! હે મહાબાહુ! અમે સર્વ કુશળ છીએ અને જેના શત્રુઓ હણાઈ ગયા છે એવા તમને અમે કુશળ જોઈએ છીએ તેથી અમને પરમાનંદ થાય છે.૯–૧૪ હે રાજન્! સારા નસીબે તમે લોકોને રડાવનાર રાક્ષસેશ્વર રાવણને હણ્યો હે રામ! તમે પુત્ર–પૌત્રાદિ પરિવાર સહિત રાવણને હણ્યો એ તમારા મનથી કાંઈ મોટી વાત નથી, કારણ કે તમારા જેવા ધનુર્ધારી ત્રણે લોકોને જીતી શકે એમાં કાંઈ સંશય નથી હે ધર્માત્મા! તમારું હિત કરનારા બંધુ લક્ષ્મણ, સીતાજી, માતાઓ અને ભાઈઓની સાથે આજે અમે તમને જોઈએ છીએ એ આનંદની વાત છે એ મહાસંગ્રામમાં પ્રહસ્ત, વિકટ, વિરૂપાક્ષ, મહોદર, અકંપન અને દુર્ધર્ષ આદિ રાક્ષસોને તમે મારી નાખ્યા એ આનંદની વાત છે૧૫–૧૮ હે રામ! જેના શરીર કરતાં મોટું શરીર આ જગતમાં કોઈ દૈત્યનું ન હતું એવા કુંભકર્ણને પણ તમે રણમાં રોળ્યો એ કાંઈ નાનુસૂનું કાર્ય નથી હે રામ! ત્રિશિરા, અતિકાય, દેવાંતક અને નરાંતક આદિ ભયંકર પરાક્રમી રાક્ષસોને તમે હણ્યા એ પણ યોગ્ય જ થયું છે કુંભકર્ણના ભયંકર દેખાવવાળા કુંભ અને નિકુંભ નામના બે પુત્રોને તમે હણ્યા એ આનંદની વાત છે વળી યુદ્ધોન્મત્ત તથા મત્ત અને કાળાંતક યમ જેવા યજ્ઞકોપ તથા ઘોર કૃત્ય કરનારા બળવાન ધૂમ્રાક્ષને કાળ જેવા બાણોથી તમે મારી નાખ્યા એ પણ આનંદની વાત છે દેવોથી પણ અવધ્ય રાક્ષસેંદ્ર રાવણ સાથે દ્વંદ્વયુદ્ધ કર્યું અને તેમાં વિજય મેળવ્યો એ બહુ જ આશ્ચર્યકારક છે,૨૦–૨૫ છતાં હે મહાબાહુ! તેના કરતાં પણ વધુ આશ્ચર્યકારક તો તમે રાવણપુત્ર ઇંદ્રજિતનો* નાશ કર્યો એ છે! એ ઇંદ્રજિતે તો કાળને પણ ધિક્કારયુક્ત જોયો હતો અને રાવણના વધ કરતાં પણ તેનો પરાભવ કરવાનું મુશ્કેલ હતું, તે જ ઇંદ્રજિતને તમે દ્વંદ્વયુદ્ધમાં હણ્યો તે પરમ આનંદની વાત છે. હે વીર! હે મહાબાહો! કાળની પેઠે અદૃશ્ય રીતે ધસી આવતા, યુદ્ધમાં મહામાયા ધારણ કરનારા અને પ્રાણીમાત્રથી અવધ્ય એવા એ દેવશત્રુના સપાટામાંથી મુક્ત થઈ તમે વિજય મેળવ્યો તે માટે અમે તમને પુનઃ પુનઃ અભિનંદન આપીએ છીએ દેવશત્રુ ઇંદ્રજિત હણાયો એ સાંભળી અમે સર્વ વિસ્મિત થઈએ છીએ વળી હે રઘુકુળવર્ધન! ઇચ્છિત રૂપ ધારણ કરનારા અને ભયંકર પરાક્રમી બીજા પણ જે અનેક રાક્ષસોને તમે હણ્યા તે માટે તમને ધન્યવાદ ઘટે છે હે કાકુત્સ્થ! હે શત્રુકર્ષણ! હે વીર! આ પવિત્ર, સુંદર, અભયદાન આપી તમે વૃદ્ધિ પામો છો એ પરમ આનંદની વાત છે'

બ્રહ્મજ્ઞાનસંપન્ન મુનિઓના વચન સાંભળી રામચંદ્રજી અતિશય વિસ્મય પામી હાથ જોડી બોલ્યા 'હે ભગવન! રાવણ અને કુંભકર્ણ જેવા મહાબળિયા રાક્ષસોની અવગણના કરીને તમે ઇંદ્રજિતને કેમ વખાણો છો? મહોદર, પ્રહસ્ત, વિરૂપાક્ષ, મત્ત, ઉન્મત્ત, દુર્ધર્ષ, દેવાંતક, નરાંતક આદિ ભયંકર પરાક્રમી રાક્ષસો કરતાં તેની તમે કેમ પ્રશંસા કરો છો?૨૬–૩૧ અતિકાય, ત્રિશિરા, ધૂમ્રાક્ષ, આદિ મહાવીર્યવાન રાક્ષસોને બાજુએ રાખી તમે તે ઇંદ્રજિતને કેમ વખાણો છો? એનો પ્રભાવ કેવો હતો? બળ કેવું હતું? પરાક્રમ કેટલું હતું? વળી કયા કારણને લીધે એ રાવણથી ચડિયાતો હતો?૩૨,૩૩ એ સર્વ મારાથી ગુપ્ત રાખવા જેવું ન હોય અને આપનાથી કહી શકાય તેમ હોય તો હું તે સાંભળવા ઇચ્છું છું.૩૪ તેજે

* લક્ષ્મણ રામના અંશરૂપ હતા તેટલે અહીં ઉપરનું કથન સત્ય ઠરે છે

વરદાન કેવી રીતે મેળવ્યું, ઇંદ્રને કેવી રીતે જીત્યો, તેના પિતા રાવણ કરતાં પણ તે બળવાન શી રીતે થયો એ સર્વ મને કહો.[૩૫] ઇંદ્રજિત તેના પિતા કરતાં પણ અધિક પરાક્રમી શી રીતે થયો, તેણે મહાયુદ્ધમાં ઇંદ્રને કેવી રીતે જીત્યો અને વરદાનો કેમ મેળવ્યાં, તે સર્વ હે મુનીંદ્ર! હું સાંભળવા ઇચ્છું છું, કૃપા કરીને કહો.[૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૧ લો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨ જો

### મહર્ષિ પુલસ્ત્ય દ્વારા વિશ્રવાની ઉત્પત્તિ

तस्य तद्वचनं श्रुत्वा राघवस्य महात्मनः ।
कुम्भयोनिर्महातेजा राममेतदुवाच ह ॥ १ ॥

મહાત્મા રામચંદ્રજીનુ વચન સાંભળી મહાતેજસ્વી અગસ્ત્ય મુનિ કહેવા લાગ્યા : 'હે રામ! રાવણનો પુત્ર ઇંદ્રજિત કે જે સર્વ શત્રુઓથી અવધ્ય હતો અને જેણે સર્વ લોકને જીત્યા હતા, તેના મહાતેજ અને બળનુ વૃત્તાંત કહું છું તે સાંભળો. હે રાઘવ! પ્રથમ તો રાવણનું કુળ, જન્મ અને જે રીતે તેને વરદાન મળ્યુ તે હું તમને કહું છું : હે રામ! પૂર્વે સત્યયુગમાં પ્રજાપતિના જેવા જ સમર્થ પ્રજાપતિના પુત્ર પુલસ્ત્ય નામે બ્રહ્મર્ષિ હતા. 'પ્રજાપતિના પુત્ર' એ નામથી જ એમના ગુણો કહેવા શક્ય છે; તેથી ધર્મ અને શીલથી ઉત્પન્ન થતા તેમના ગુણોનુ વર્ણન થઈ શકે તેમ નથી.[૧-૫] તે પ્રજાપતિના પુત્ર હોવાને લીધે દેવોને પ્રિય હતા તેમ જ શુભ ગુણોથી તે મહામતિ સર્વ લોકોને રાજી કરતા હતા. તે મુનિશ્રેષ્ઠ તપ કરવાની ઇચ્છાથી મહાગિરિ મેરુની પાસે આવેલા તૃણબિંદુ નામના ઋષિના આશ્રમમા ગયા.[૭] ત્યાં સ્વાધ્યાયથી ઇંદ્રિયોને નિયમમાં રાખી તે ધર્માત્મા ઋષિ તપ કરવા લાગ્યા, પરંતુ કેટલીક કન્યાઓ આશ્રમમાં જઈને તેમને વિઘ્ન કરવા લાગી.[૮] દેવોની, નાગની અને રાજર્ષિની કન્યાઓ તથા અપ્સરાઓ વિહાર કરવા માટે તે આશ્રમમાં આવવા લાગી. તે વન સર્વ ઋતુઓમાં ઉપભોગ કરવા યોગ્ય અને રમ્ય હોવાથી હમેશાં ત્યાં જઈને એ કન્યાઓ ક્રીડા કરતી હતી.[૯,૧૦] જ્યાં તે દ્વિજ પુલસ્ત્ય રહેતા હતા તે પ્રદેશની રમણીયતાને લીધે ત્યાં જઈ ગાતી, બજાવતી, નાચતી એ આનંદિત કન્યાઓ તે તપસ્વી મુનિને વિઘ્ન કરવા લાગી. મહાતેજસ્વી મુનિશ્રેષ્ઠ એક દિવસ દરરોજના વિક્ષેપને લીધે ક્રોધ પામી બોલ્યા : 'જે કન્યાઓ મારી દૃષ્ટિએ પડશે તે ગર્ભ ધારણ કરશે.' મહાત્મા પુલસ્ત્યનું વચન સાંભળી સર્વ કન્યાઓ ભય પામી ગઈ. તે વખતથી ફરીથી એ પ્રદેશમાં જતી નહિ.[૧૧-૧૩]

રાજર્ષિ તૃણબિંદુની કન્યા કે જેને આ વાતની ખબર ન હતી, તે એક દિવસે એ આશ્રમમાં જઈ ચડી અને બીજી કન્યાઓને દીઠી નહિ તેથી એકલી આમતેમ ફરવા લાગી.[૧૪,૧૫] તે સમયે પ્રજાપતિના પુત્ર, ભાવિતાત્મા, મહાતેજસ્વી મહર્ષિ પુલસ્ત્ય સ્વાધ્યાય કરતા હતા. એ વેદધ્વનિ સાંભળીને તે રાજર્ષિની પુત્રી એ તપોનિધિને જોવા ઊભી રહી. ઋષિની દૃષ્ટિ પડતાં જ તે કિંચિત્ પીળી પડી ગઈ અને ગર્ભનાં લક્ષણ પ્રકાશિત થયાં. પોતાના શરીરમાં આ દોષ જોઈને તે ઉદાસ થઈ ગઈ અને આ શું થયુ એવી ચિંતા કરતી પોતાના આશ્રમમાં આવી. ત્યાં તેના પિતા તૃણબિંદુએ કહ્યું : 'હે પુત્રી! તારું શરીર કન્યાવસ્થાથી વંચિત થયા જેવું કેમ લાગે છે?' ત્યારે હાથ જોડી તે દીન કન્યાએ તપોધન તૃણબિંદુને કહ્યું : 'હે તાત! શા કારણથી મારું શરીર આવું થયુ તે હું પણ સમજી શકતી નથી.[૧૬-૨૦] હું ભાવિતાત્મા મહર્ષિ પુલસ્ત્યના દિવ્ય આશ્રમમાં મારી સખીઓની શોધમાં એકલી ગઈ હતી, ત્યાં તો મેં કોઈ પણ સખીઓને આવેલી ન જોઈ. ઊલટું મારા શરીરમાં આવો એકાએક ફેરફાર થઈ ગયો, તેથી ત્રાસ પામેલી હું ઉતાવળે અહીં આવી.[૨૧,૨૨]

તપના પ્રભાવથી વિસ્તાર પામેલા તેજવાળા રાજર્ષિ તૃણબિંદુએ ધ્યાન ધરી જોયુ, તો

આનુ કારણ પુલસ્ત્ય ઋષિનો શાપ જ છે એમ જણાયુ. તે આત્મનિષ્ઠ રાજર્ષિએ પુલસ્ત્યના એ શાપને જાણી પોતાની પુત્રીને લઈ તેમની પાસે જઈ કહ્યું: 'હે ભગવન્! પોતાના ગુણોથી ભૂષિત થયેલી તથા ઇચ્છાનુસાર પ્રાપ્ત થયેલી આ મારી કન્યાને તમે ગ્રહણ કરો. તપશ્ચર્યાથી ઇંદ્રિયોને શ્રમિત કરનાર આપની તે હમેશાં પ્રેમપૂર્વક સેવા કરશે.'

રાજર્ષિ તૃણબિંદુનાં વાક્યો સાંભળી બ્રાહ્મણ શ્રેષ્ઠ પુલસ્ત્યે તે કન્યા સ્વીકારવાની હા પાડી;[૨૩–૨૭] એટલે કન્યાદાન આપીને રાજર્ષિ તૃણબિંદુ પોતાના આશ્રમે ગયા અને પોતાના સદ્‌ગુણોથી પોતાના સ્વામીને રીઝવતી તે કન્યા ત્યાં જ રહી.[૨૮] તેની સેવાશુશ્રૂષાથી મુનિશ્રેષ્ઠ પુલસ્ત્ય સંતોષ પામ્યા. પછી પ્રસન્ન થયેલા તે મહાતેજસ્વી મુનિએ કહ્યું:[૨૯] 'હે સુશ્રોણિ! હું તમારા સદ્‌ગુણોની સંપત્તિથી ઘણો જ પ્રસન્ન થયેલો છું, તેથી હે દેવી! આજ હું તમને મારા જેવો એક પુત્ર આપુ છું. તે પુત્ર માતા અને પિતાના વંશની વૃદ્ધિ કરનારો પૌલસ્ત્યના નામથી પ્રખ્યાત થશે. મારા વેદાધ્યયન કરવાના સમયમાં તમે વેદ સાંભળ્યો હતો, તેથી તેનુ નામ વિશ્રવા પડશે, એમાં સંશય નથી.'[૩૦,૩૧] પ્રસન્ન થયેલા પતિરૂપી પ્રભુએ આ પ્રમાણે કહ્યું, તે પછી થોડા જ વખતમાં તૃણબિંદુની પુત્રીએ ત્રણે લોકમાં વિખ્યાત અને યશસ્વી એવા ધર્મયુક્ત વિશ્રવા નામના પુત્રને જન્મ આપ્યો. તે વિશ્રવા મુનિ તપના પ્રભાવે પોતાના પિતા જેવા જ અને શ્રુતિમાન, સમદર્શી તથા વ્રતાચારમાં રહેનાર થયા.[૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડનો ૨ જો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩ જો

## કુબેરની ઉત્પત્તિ

अथ पुत्रः पुलस्त्यस्य विश्रवा मुनिपुङ्गवः ।
अचिरेणैव कालेन पितेव तपसि स्थितः ॥ १ ॥

મહર્ષિ પુલસ્ત્યના પુત્ર વિશ્રવા મુનિએ થોડા જ સમયમાં પિતાની પેઠે મહાન તપ કરવા માંડ્યું. તે મુનિ સત્યવાન, શીલવાન, વેદાધ્યયન કરવામાં તત્પર, પવિત્ર, સર્વ ભાવોથી વિરક્ત અને હમેશાં ધર્મપરાયણ હતા. વિશ્રવા મુનિને આવા ચારિત્ર્યશાળી જાણીને મહામુનિ ભરદ્વાજે પોતાની દેવવર્ણિની નામની સૌંદર્યવતી અને ગુણવાન કન્યા તેમને આપી. ભરદ્વાજની પુત્રીને ભાર્યા તરીકે ગ્રહણ કરી પ્રજાનું શુભ ઇચ્છનારા ધર્મજ્ઞ મુનિશ્રેષ્ઠ વિશ્રવાએ પરમ હર્ષયુક્ત થઇ સર્વ બ્રાહ્મણોથી યુક્ત, વીર્યસંપન્ન અને પરમ અદ્‌ભુત પુત્ર તેને પેટે ઉત્પન્ન કર્યો.[૧–૫] તેને જોઈ પિતામહ પુલસ્ત્ય બહુ રાજી થયા અને જન્માક્ષર જોઈ બોલ્યા કે, 'કલ્યાણકારી બુદ્ધિવાળો આ પુત્ર તેના પિતા વિશ્રવા જેવો જ હોવાથી દેવોનો ધનાધ્યક્ષ થશે,' એમ બોલી તેનું વૈશ્રવણ નામ પાડ્યું.

આશ્રમમાં રહેલો તે વૈશ્રવણ આહુતિ હોમવાથી વૃદ્ધિ પામતા અગ્નિની પેઠે વધવા લાગ્યો. આશ્રમમાં રહેનારા તે મહાત્માની બુદ્ધિ એવી થઈ કે ધર્મની પરમ ગતિ છે માટે હું ધર્મ આચરીશ.[૬–૧૦] પછી એક હજાર વર્ષ સુધી મહાવનમાં ઉગ્ર નિયમબંધનથી તેણે ઘોર તપ આદર્યું.[૧૧] પાણી પીને, પવનાહાર કરીને અને નિરાહાર રહીને તેઓ તપ કરવા લાગ્યા. એ પ્રકારે હજારો વર્ષ એક વર્ષની પેઠે ચાલ્યાં ગયાં. મહાત્મા વૈશ્રવણના તપથી પ્રસન્ન થયેલા બ્રહ્માજી ઇંદ્રાદિ દેવો સાથે તેની પાસે જઈને બોલ્યા:[૧૨,૧૩] 'હે વત્સ! તારા તપ વડે હું પ્રસન્ન થયેલ છું. હે સુમત! હે મહામતિ! હવે તું વરદાન માગવા યોગ્ય છે; માટે કલ્યાણકારી વરદાન માગી લે' ત્યારે વૈશ્રવણે કહ્યું: 'હે

ભગવન્! હું ધનરક્ષક લોકપાલ થવાની ઇચ્છા કરું છું.' ત્યારે સર્વ દેવતાઓની સાથે પ્રસન્ન થયેલા બ્રહ્માજીએ કહ્યું: 'હું ચોથો લોકપાલ સ્થાપવાના વિચારમાં જ છું, માટે યમ, ઇંદ્ર અને વરુણને જેવું પદ છે તેવું તારું પદ થાઓ. હે ધર્મજ્ઞ! તું સર્વ ધનનિધિનો અધ્યક્ષ થઇશ. ઇંદ્ર, વરુણ, યમ અને ચોથો લોકપાલ તું થઈશ. તારે ફરવાને આ સૂર્ય સરખી કાંતિવાળું પુષ્પક વિમાન લે અને દેવોના જેવો થા. હે તાત! તને બે વરદાન આપી કૃતકૃત્ય થયેલા અમે સર્વ જેમ આવ્યા તેજ પ્રમાણે હવે જઇશું, તારું કલ્યાણ થાઓ.' એ પ્રમાણે કહી દેવોની સાથે બ્રહ્માજી સ્વસ્થાનકે ગયા.[૧૪–૨૧]

જ્યારે દેવો સહિત બ્રહ્માજી નભમંડળમાં ગયા, ત્યારે સાવધાન ચિત્તવાળા વૈશ્રવણે હાથ જોડી પોતાના પિતાને કહ્યું:[૨૨] 'હે ભગવન્! મને પિતામહ બ્રહ્માજી પાસેથી મનમાન્યુ વરદાન મળ્યુ છે, પણ તેમણે મારું નિવાસસ્થાન બતાવ્યુ નથી.[૨૩] હે પ્રભુ! હે ભગવન્! જ્યાં કોઈ પ્રાણીને જરા પણ દુઃખ ન થાય તેવું સારું કોઈ એક નિવાસસ્થાન આપ મને બતાવો.'[૨૪] ત્યારે મુનિશ્રેષ્ઠ વિશ્રવા બોલ્યા:'હે ધર્મજ્ઞ! સાંભળો. દક્ષિણ સાગરના તીરે ત્રિકૂટ નામનો પર્વત છે. તેના શિખર પર વિશ્વકર્માએ સર્જેલી અમરાવતી જેવી વિશાળ અને રમ્ય લંકાનગરી છે, તમે તે લંકામાં જઈ રહો.[૨૬,૨૭] તે રમણીય પુરીને સોનાનો કોટ છે, તેને ફરતી અસ્ત્રશસ્ત્રથી ભરેલી ખાઈ છે તથા સોના અને વૈડૂર્યમણિથી જડેલા તેના દરવાજા છે. વિષ્ણુના ભયથી પીડા પામેલા રાક્ષસોએ તે પુરીને જૂના કાળથી ત્યજી દીધી છે. બધા રાક્ષસો રસાતળ નામના પાતાળમાં ગયેલા હોવાથી હમણાં તે પુરી શૂન્ય જ પડેલી છે અને તેનો કોઈ ધણી નથી; માટે હે પુત્ર! તું સુખથી નિવાસ માટે જા.[૨૮–૩૦] ત્યાં તારો વાસ સુખરૂપ થશે અને તને કાંઈ અડચણ નહિ પડે.'[૩૧]

પિતાનાં વચન સાંભળી પ્રસન્ન થયેલા મહાત્મા વૈશ્રવણ ત્રિકૂટાચળના શિખર પર વસેલી લંકામાં આવ્યા અને ત્યાં હજારો સેવકો સહિત રહેવા લાગ્યા.[૩૨] તેમના શાસનથી થોડા જ વખતમાં તે નગરી આબાદ થઈ ગઈ. ખુશી થયેલા ધનપતિ વૈશ્રવણ જેની ચોતરફ સમુદ્ર આવી રહેલો છે તેવી લંકામાં રહેતા હતા. ત્યાંથી પણ પુષ્પક વિમાનમાં બેસી માતાપિતા પાસે જતા હતા. દેવ અને ગંધર્વગણથી પ્રશંસા પામતા, અપ્સરાના નાચથી શોભતા મહાલયવાળા અને કિરણો વડે પ્રકાશતા સૂર્ય સરખા તે મહાત્મા કુબેર માતાપિતા પાસે વારંવાર જતા હતા.[૩૩–૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૩જો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪થો

### રાક્ષસવંશની ઉત્પત્તિ

श्रुत्वागस्त्येरितं वाक्यं रामो विस्मयमागतः।
कथमासीत्तु लंकायां संभवो रक्षसां पुरा ॥ १ ॥

અગસ્ત્યમુનિનાં આ વચનો સાંભળી રામચંદ્રજી વિસ્મિત થયા. તેમને વિચાર થયો કે કુબેરના વસવાટ પહેલાં પણ લંકામા રાક્ષસો હતા તો તેમની ઉત્પત્તિ કેવી રીતે થઈ હશે? આ વિચારથી રામચંદ્રજીએ અગ્નિ સમાન તેજસ્વી કાંતિવાળા અગસ્ત્યમુનિ સામે જોઈ કહ્યું: 'હે ભગવન! પૂર્વેથી જ લંકામા રાક્ષસો રહેતા હતા, એ તમારું વચન સાંભળી મને બહુ જ નવાઈ લાગે છે; કેમ કે પુલસ્ત્યથી જ રાક્ષસોની ઉત્પત્તિ થઈ છે એમ મેં સાંભળ્યુ છે, પરંતુ આપ તો તેથી જુદું જ કહો છો.[૧–૪] એ રાક્ષસો શું રાવણ, કુંભકર્ણ, પ્રહસ્ત, વિકટ અને ઇંદ્રજિત આદિથી પણ વધારે બળવાન હતા?[૫] હે બ્રહ્મન્! એ રાક્ષસોની ઉત્પત્તિ શી રીતે થઈ હતી? એમના બાપદાદા કોણ હતા? એમનાં નામ શાં હતાં? તેઓ કેવા બળવાન હતા? વળી કયા અપરાધને લીધે વિષ્ણુએ તેઓને ત્યાંથી હાંકી કાઢ્યા હતા? હે પાપ રહિત! એ બધું મને વિસ્તારથી કહો અને જેમ સૂર્ય અંધકારને દૂર કરે છે, તેમ તમે

મારી આ શંકા દૂર કરો.[૭]

રામચંદ્રજીનાં શુભ વચનો સાંભળી પ્રસન્ન થયેલા અગસ્ત્ય મુનિએ સ્મિતપૂર્વક કહ્યું :[૮] 'પ્રથમ જળ ઉત્પન્ન થયું. તેમાંથી પ્રજાપતિ ઉત્પન્ન થયા. પછી પદ્મયોનિ પ્રજાપતિએ તે જળના રક્ષણ માટે પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં.[૯] ક્ષુધા, પિપાસા અને ભયથી પીડા પામતાં તે પ્રાણીઓએ સૃષ્ટિ ઉત્પન્ન કરનાર બ્રહ્માજીની પાસે જઈ વિનીતભાવથી 'અમે શું કરીએ?' એ પ્રમાણે પૂછ્યું.[૧૦] ત્યારે જાણે હસતા હોય એમ બ્રહ્માજીએ તે સર્વ પ્રાણીઓને સંબોધી કહ્યું : 'યત્નપૂર્વક આ જળનું રક્ષણ કરો.' એમાંનાં કેટલાંક ભૂખ્યાં પ્રાણીઓએ 'रक्षामः-અમે રક્ષણ કરીશું.' અને કેટલાંક ક્ષુધારહિત પ્રાણીઓએ 'यक्षामः-અમે યક્ષણ-પૂજન કરીશું' એમ કહ્યું, ત્યારે ભૂતભાવન પ્રજાપતિ બ્રહ્માએ તેઓને કહ્યું કે 'તમારામાંથી જેઓએ 'रक्षामः' કહ્યું છે તેઓ રાક્ષસો થાઓ અને તમારામાંથી જેઓએ 'यक्षामः કહ્યું છે તેઓ યક્ષો થાઓ.' એ રાક્ષસોમા તેઓના સ્વામીરૂપ હેતિ અને પ્રહેતિ નામના, શત્રુને દુઃખ દેનારા મધુ અને કૈટભ જેવા બે ભાઈઓ ઉત્પન્ન થયા.[૧૧-૧૪] તે બંનેમા પ્રહેતિ ધર્મવાળો હોવાથી વનમાં ગયો અને હેતિ રાક્ષસ સંસારની કામનાવાળો હોવાથી વિવાહ કરવા માટે પ્રયત્ન કરવા લાગ્યો.[૧૫] અપાર શક્તિવાળા, મહામતિમાન હેતિએ વૈવસ્વત યમની બહેન ભયા નામની મહાભયંકર કન્યાની સાથે લગ્ન કર્યાં. પુત્રવાનોમાં શ્રેષ્ઠ હેતિએ તે સ્ત્રીથી વિદ્યુત્કેશ નામનો એક વિખ્યાત પુત્ર ઉત્પન્ન કર્યો. મહાતેજસ્વી હેતિનો પુત્ર વિદ્યુત્કેશ પ્રદીપ્ત સૂર્ય સમાન તેજવાળો હોઈ જળથી ઊગેલા કમળ સમાન ખીલતો હતો.[૧૬-૧૮] જ્યારે તે રાક્ષસ તરુણાવસ્થામાં આવ્યો, ત્યારે તેના પિતા હેતિએ તેનો વિવાહ કરવાનો નિશ્ચય કર્યો. રાક્ષસશ્રેષ્ઠ હેતિએ સંધ્યાની પુત્રી સાલકટંકટાને પોતાના પુત્ર સાથે પરણાવાની સંધ્યા પાસે માગણી કરી. ત્યારે હે રામ! એ સંધ્યાએ 'તે કન્યા કોઈને પણ જરૂર દેવી પડશે' એમ ધારી તેને વિદ્યુત્કેશની સાથે પરણાવી.[૧૯-૨૧] પછી વિદ્યુત્કેશ સંધ્યાની પુત્રી મેળવીને જેમ ઇંદ્રાણી સાથે ઇંદ્ર ભોગ ભોગવે છે, તેમ તેની સાથે વિહાર કરવા લાગ્યો.[૨૨] હે રામ! જેમ સમુદ્રમાંથી વાદળ ગર્ભ ધારણ કરે છે, તેમ થોડા સમય વીતતાં એ સાલકટંકટાએ વિદ્યુત્કેશથી ગર્ભ ધારણ કર્યો.[૨૩] પછી અગ્નિએ છોડી દીધેલા મહાદેવજીના ગર્ભને જેમ ગંગાજીએ ધારણ કરી પ્રસવ્યો હતો, તેમ તે રાક્ષસીએ મંદરાચળ પર જઈ જળગર્ભ મેઘની સમાન પ્રભાવવાળા ગર્ભને જન્મ આપ્યો અને રતિક્રીડા કરવાની ઇચ્છાથી એ પુત્રને ત્યાં ને ત્યાં છોડી દઈ પોતાના પતિ વિદ્યુત્કેશની પાસે આવી ક્રીડા કરવા લાગી. ત્યારે માતાથી ત્યજાયેલો બાળક કે જે મેઘના સરખા ઘાટા સ્વરવાળો અને શરદઋતુના સૂર્ય સમાન કાંતિવાળો હતો, તે મોઢામાં પોતાનાં આંગળાં ઘાલીને ધીમે ધીમે રોવા લાગ્યો. એ વખતે આકાશમાર્ગે વૃષભ ઉપર બેસીને શિવજી પાર્વતી સાથે જતા હતા. તેમણે આ રોવાનો અવાજ સાંભળ્યો. તે બંનેએ આ રોતા રાક્ષસપુત્રને જોયો. દયાવાળાં પાર્વતીના કહેવાથી ત્રિપુર રાક્ષસનો નાશ કરનાર મહાદેવજીએ તે રાક્ષસપુત્રને તેની માતાની સમાન ઉંમરવાળો કર્યો. વળી અક્ષર અને અવ્યય એવા મહાદેવજીએ એને અમર કર્યો; તેમ જ પાર્વતીજીને પ્રસન્ન કરવા માટે એમણે તેને આકાશમાં ગમન કરે એવું એક વિમાન આપ્યું. હે રામ! પાર્વતીજીએ પણ રાક્ષસીઓને વરદાન આપ્યું : 'તમને શીઘ્ર ગર્ભ ધારણ થશે અને તુરત જ તેનો પ્રસવ થશે. તેમ જ પ્રસવ થતાં જ માતા સમાન ઉંમરવાળો તે થઈ જશે.' મહાસમર્થ મહાદેવજીની પાસેથી વરદાન મેળવીને અને આકાશગામી વિમાન મેળવીને વરદાનથી ગર્વ પામેલા મહામતિ તે સુકેશ નામનો રાક્ષસ જેમ ઇદ્ર

સર્વત્ર ફરે છે, તેમ ફરવા લાગ્યો.[૨૪-૩૦]

ઈતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૪થો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫ મો

### રાક્ષસવંશની વૃદ્ધિ-લંકાની સ્થાપના

सुकेशं धार्मिकं दृष्ट्वा वरलब्धं च राक्षसम् ।
ग्रामणीर्नाम गन्धर्वो विश्वावसुसमप्रभः ॥ १ ॥

રાક્ષસશ્રેષ્ઠ સુકેશને ધર્માચરણવાળો અને વરદાન પામેલો જોઈ સૂર્ય સમાન તેજસ્વી ગ્રામણી નામના ગંધર્વે જાણે બીજી લક્ષ્મી જ હોય એવી રૂપ અને યૌવનસંપન્ન અને ત્રણે લોકમાં વિખ્યાત પોતાની દેવવતી નામની પુત્રી તેને પરણાવી. જેમ નિર્ધન માણસ ધન મેળવીને ખુશી થાય, તેમ તે ગંધર્વકન્યા દેવવતી શિવજીના વરદાનથી ઐશ્વર્ય પામેલા રાક્ષસ શ્રેષ્ઠ સુકેશને પતિ તરીકે મેળવીને પ્રસન્ન થઈ. અંજન નામના દિગ્ગજથી ઉત્પન્ન થયેલી હાથણી પામીને જેમ મહાગજ શોભે, તેમ તે સુકેશ રાક્ષસ પણ દેવવતીની સાથે શોભવા લાગ્યો હે રાઘવ! તે સમયે સુકેશ રાક્ષસે એ દેવવતીથી અગ્નિ સમાન કાંતિવાળા ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા.[૨-૪] રાક્ષસપતિ સુકેશે મહાદેવજીના ત્રણ નેત્રો સરખા માલ્યવાન, સુમાલિ અને બળવાનોમાં શ્રેષ્ઠ માલિ નામના ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા હતા.[૫,૬] સુકેશ રાક્ષસના એ ત્રણે પુત્રો ત્રણ લોક સમાન અવ્યગ્ર, એક જ સ્થાન પર ત્રણ અગ્નિ જેવા, ત્રણ મંત્રો જેવા અતિ ઉગ્ર, ત્રણ રોગ જેવા મહાભયંકર તથા ત્રણ અગ્નિ જેવા તેજસ્વી હતા અને ઉપેક્ષા કરવાથી જેમ વ્યાધિ વધે, તેમ તેઓ દહાડે દહાડે મોટા થતા હતા.[૭,૮] એ ત્રણે ભાઈઓ પોતાના પિતાને તપોબળથી વરદાન મળ્યું હતું અને ઐશ્વર્ય પ્રાપ્ત થયું હતું તે જાણીને પોતે પણ તપ કરવાનો નિશ્ચય કરી મેરુ પર્વત ઉપર ગયા હે નૃપશ્રેષ્ઠ! એ ત્રણે રાક્ષસોએ કઠોર વ્રતો આદરીને સર્વ પ્રાણીઓને ભય ઉત્પન્ન કરે એવું ઘોર તપ કરવા માંડ્યું પૃથ્વી પર સત્ય, સરળતા અને શમાદિ ગુણસંપન્ન દુર્લભ તપ વડે તેઓએ દેવ, અસુર અને મનુષ્ય સહિત ત્રણે લોકોને સંતપ્ત કરવા માંડ્યા, ત્યારે ચતુરાનન બ્રહ્માજી વિમાન પર ચઢીને તેમની પાસે આવ્યા અને બોલ્યા: 'હું વરદાન આપવા આવ્યો છું.'[૯-૧૨] ઇંદ્રાદિ દેવગણ સહિત બ્રહ્માજીને વરદાન આપવા આવેલા જાણી ધ્રૂજતાં વૃક્ષોની માફક તે ત્રણે હાથ જોડી બોલ્યા: 'હે દેવ! જો તમે અમારા પર પ્રસન્ન થયા હો, તો અમે અજેય, શત્રુને હણનારા, ચિરંજીવી, પ્રભાવશાળી અને પરસ્પર પ્રીતિવાળા થઈએ, એવું વરદાન આપો.' ત્યારે બ્રહ્માજી સુકેશના એ ત્રણે પુત્રોને 'તમે કહો છો તે પ્રમાણે થશે,' એમ કહી બ્રહ્મલોકમાં ગયા.[૧૩-૧૫]

હે રામ! એ પ્રમાણે એ રાક્ષસોએ વરદાન મેળવીને અતિનિર્ભય થતા સુર અને અસુરને પીડા કરવા માંડી.[૧૬] નરકમાં રહેલા માણસોને જેમ કોઈ રક્ષણ કરનાર મળતો નથી, તેમ તેઓથી પીડા પામતા દેવો, ઋષિગણો અને ગંધર્વોને કોઈ રક્ષક મળ્યો નહિ.[૧૭] હે રઘુશ્રેષ્ઠ! હર્ષિત ચિત્તવાળા તે રાક્ષસોએ શિલ્પીઓમાં શ્રેષ્ઠ! અને ચિરંજીવ વિશ્વકર્મા પાસે જઈને કહ્યું[૧૮] 'હે મહામતિ! તમે શુભ ગુણસંપન્ન, તેજસ્વી, બળવાન અને મહાન હોઈ સર્વ દેવોને મનમાન્યા નિવાસસ્થાનો બનાવી આપનાર છો,[૧૯] તો હિમાલય, મેરુ કે મંદરાચળ પર અમને પણ તેવું એક નિવાસસ્થાન બનાવી આપો. અમારા માટે મહેશ્વરના કૈલાસ જેવું એક મોટું નિવાસસ્થાન બનાવો' ત્યારે તે મહાબળવાન રાક્ષસોના વચન સાંભળી વિશ્વકર્માએ ઇંદ્રની અમરાપુરી સરખું નિવાસસ્થાન બતાવતા કહ્યું કે, 'દક્ષિણ સાગરને કાંઠે ત્રિકૂટ નામે પર્વત છે. હે રાક્ષસેશ્વર! એ ત્રિકૂટના જેવો જ બીજો એક સુવેલ નામનો પર્વત છે, જ્યાં પક્ષીઓ પણ જઈ શકતા નથી અને જેની ચારે બાજુઓ ટાંકણાથી ઘડીને સાફ કરેલી છે, એવા તે

પર્વતના મેઘ સમાન વચલા શિખર પર ત્રીસ યોજનના વિસ્તારવાળી, સો યોજન પહોળી, સુવર્ણના કિલ્લાવાળી, સુવર્ણના દ્વારવાળી, લંકા નામની રમ્ય નગરી મેં ઇંદ્રની આજ્ઞાથી નિર્માણ કરી છે.[૨૦–૨૫] હે રાક્ષસશ્રેષ્ઠો! જેમ ઇંદ્ર સહિત દેવો અમરાવતીને મેળવી તેમાં રહે છે, તે જ પ્રમાણે તમે પણ તે લંકામાં જઈને વસો.[૨૬] હે શત્રુઓનો નાશ કરનારા રાક્ષસો! સર્વ રાક્ષસોની સાથે લંકાગઢમાં વસીને તમે શત્રુઓને દુરાધર્ષ થશો.'[૨૭]

વિશ્વકર્માનાં આ વચનો સાંભળી તે રાક્ષસશ્રેષ્ઠો હજારો સેવકો સાથે તે નગરીમાં જઈને વસ્યા. મજબૂત કિલ્લા અને ખાઈઓવાળી, સેંકડો સુવર્ણમય મંદિરોવાળી લંકાને મેળવી ખુશ થયેલા તે રાક્ષસો ત્યાં રહેવા લાગ્યા.[૨૮,૨૯] હે રાઘવ! ત્યાં પોતાની ઇચ્છાથી જ નર્મદા નામની એક ગંધર્વી ઉત્પન્ન થઈ.[૩૦] અને તેને લજ્જા, લક્ષ્મી તેમ જ કીર્તિ સમાન કાંતિવાળી ત્રણ કન્યાઓ થઈ. તે ત્રણે અરાક્ષસી હોવા છતાં જ્યેષ્ઠના ક્રમથી ( એટલે મોટાને મોટી, વચલાને વચલી અને નાનાને નાની ) તે રાક્ષસોને વરી. પૂર્ણ ચંદ્ર સમાન મુખવાળી તે ત્રણે ગંધર્વકન્યાઓને તેની માતા ગંધર્વી નર્મદાએ ત્રણે મહાભાગ્યશાળી રાક્ષસેંદ્રોને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં પરણાવી, એટલે તે ગૃહસ્થાશ્રમી સુકેશપુત્રો, દેવો અપ્સરા સાથે ક્રીડા કરે, તેમ પોતાની સ્ત્રીઓ સાથે ક્રીડા કરવા લાગ્યા.[૩૧–૩૩] હે રામ! તેમાંથી સુંદરી નામે માલ્યવાનની ભાર્યાથી જે સંતાનો થયાં તે સાંભળો. વજ્રમુષ્ટિ, વિરૂપાક્ષ, દુર્મુખ, સુપ્તઘ્ન, યજ્ઞકોપ, મત્ત અને ઉન્મત્ત નામે પુત્રો અને અનલા નામની એક સુંદર પુત્રી તેનાથી ઉત્પન્ન થઈ. હે રામ! રાક્ષસશ્રેષ્ઠ સુમાલીના પ્રાણથી પણ વધારે વહાલી પૂર્ણચંદ્ર સરખા મુખવાળી કેતુમતી નામની ભાર્યા હતી. હે મહારાજ! તેનાથી રાક્ષસશ્રેષ્ઠ સુમાલીને જે સંતાનો થયાં તે હું અનુક્રમે કહું છું.[૩૪–૩૮] પ્રહસ્ત, અકંપન, વિકટ, કાલિકામુખ, ધૂમ્રાક્ષ, દંડ, મહાબળવાન સુપાર્શ્વ, સંહ્રાદ, પ્રઘસ અને ભાસકર્ણ નામના પુત્રો અને રાકા, પુષ્પોત્કટા પવિત્ર હાસ્યવાળી કૈકસી અને કુંભીનસી નામની કન્યાઓ થઈ. હે રામ! માલી રાક્ષસની વસુંધરા સરખી રૂપવતી વસુદા નામે સ્ત્રી હતી. તેની આંખો કમળના દળ જેવી હતી અને તેની દૃષ્ટિ મધુર હતી. હે રાઘવ! સુમાલીના નાના ભાઈ માલીની સ્ત્રીને જે જે સંતાનો થયાં તે તમે સાંભળો. અનલ, અનિલ, હર અને સંપાતિ, એ માલીના પુત્રો થયા. એ ચારે રાક્ષસો વિભીષણના અમાત્યો થયા હતા.[૩૯–૪૩]

એ રીતે સેંકડો પુત્રોથી વીંટાયેલા અને અતિશય પરાક્રમને લીધે ગર્વિત થયેલા, માલ્યવાન, સુમાલી અને માલી, એ ત્રણે રાક્ષસશ્રેષ્ઠો ઇંદ્રાદિ દેવો, ઋષિઓ, નાગલોકો અને યક્ષોને પીડા કરવા લાગ્યા.[૪૪] તેઓ વાયુની પેઠે જગતમાં ભમનારા મૃત્યુ સરખા ભયંકર તેમ જ રણમાં મુશ્કેલીથી પણ ન પકડી શકાય તેવા હતા અને વરદાનપ્રાપ્તિથી અત્યંત ગર્વિત થયેલા તેઓ સર્વદા યજ્ઞાદિ ક્રિયાઓનો નાશ કરતા હતા.[૪૫,૪૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં પમો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬ઠ્ઠો

### દેવ-દાનવોનું યુદ્ધ

तैर्वध्यमाना देवाश्च ऋषयश्च तपोधनाः ।
भयार्ताः शरणं जग्मुर्देवदेवं महेश्वरम् ॥ १ ॥

પછી તે રાક્ષસોથી હણાતા અને ભય પામતા દેવો અને ઋષિઓ દેવના દેવ મહેશ્વરને શરણે ગયા.[૧] જગતની ઉત્પત્તિ અને અંતને લાવનારા અજ, અવ્યક્ત, સર્વ લોકના આધારરૂપ, આરાધના કરવા યોગ્ય, પરમ ગુરુ, કામશત્રુ, ત્રિપુરારિ, ત્રિલોચન એવા મહાદેવજીની પાસે જઈ ભયથી ગદ્ગદ વાણીવાળા તેઓએ હાથ જોડીને કહ્યું:[૨,૩] 'હે ભગવન! હે પ્રજાધ્યક્ષ! શત્રુને પીડા કરનારા અને પિતામહના વર

દાનથી ઉદ્ધત થયેલા સુકેશ રાક્ષસના ત્રણ પુત્રો સઘળી પ્રજાને પીડા કરે છે.[૪,૫] અમારા જીવનરૂપ આશ્રમોને તેમણે છિન્નભિન્ન કરી નાખ્યા છે અને સ્વર્ગમાંથી દેવોને હાંકી કાઢ્યા છે. વળી હું જ વિષ્ણુ, હું જ રુદ્ર, હું જ બ્રહ્મા, હું જ ઇંદ્ર, હું જ યમ, હું જ વરુણ, હું જ ચંદ્ર, હું જ રવિ એ પ્રમાણે માલી, સુમાલી અને માલ્યવાન કહે છે. યુદ્ધોન્મત્ત આ રાક્ષસો તેમની સામે થનારાઓને પીડા કરે છે.[૬,૭] તેથી હે દેવ! ભયથી ત્રાસેલા અમને અભય કરવાને આપ યોગ્ય છો. રૌદ્ર સ્વરૂપ ધારણ કરી આ દેવના કાંટારૂપ રાક્ષસોને આપ હણો.'[૮]

દેવોનાં વચનો સાંભળી નીલલોહિત પ્રભુ મહાદેવજીએ દેવતાઓને કહ્યું : 'હે દેવો! હું તેને હણીશ નહિ; કારણ કે તેઓ મારે અવધ્ય છે; પરંતુ તે હણાય તેવો ઉપાય હું તમને બતાવીશ.[૯] હે મહર્ષિઓ! તમે જરા પણ વિલંબ વિના વિષ્ણુને શરણે જાઓ, તે પ્રભુ તેઓને હણશે.[૧૦,૧૧] ત્યારે રાક્ષસોના ભયથી પીડા પામેલા તેઓ સર્વ જય શબ્દથી મહાદેવજીને નમી વિષ્ણુની પાસે આવ્યા.[૧૨] અને શંખ-ચક્ર ધારણ કરનાર વિષ્ણુ ભગવાનને બહુ માનથી પ્રણામ કરી સુકેશના પુત્રોને લીધે ગભરાયેલા હોય તેવી વાણી બોલવા લાગ્યા :[૧૩] 'હે દેવ! ત્રણ અગ્નિ સમાન કાંતિવાળા સુકેશના એ ત્રણ પુત્રો વરદાનને લીધે મદોન્મત્ત થયા છે અને તેમણે અમારાં સર્વ સ્થાનો છીનવી લીધાં છે. ત્રિકૂટ પર્વતના શિખર ઉપર આવેલી લંકામાં રહેલા તે રાક્ષસો અમને સર્વને હેરાન કરે છે.[૧૪,૧૫] હે મધુસૂદન! તમે અમારા હિત માટે તેઓને હણો. હે સુરેશ્વર! અમે તમારે શરણે છીએ; માટે તમે અમારો આશ્રય થાઓ.[૧૬] હે દેવ! એ દુરાત્માઓનાં મસ્તક તમારા ચક્રથી કાપી યમરાજને નિવેદન કરો. ભયના સમયમાં અમને અભય કરનારા તમારા વિના કોઈ નથી.[૧૭] હે દેવ! જેમ સૂર્ય અંધકારને દૂર કરે છે, તેમ મદોન્મત્ત થઈ ઉદ્ધત થયેલા એ સર્વ રાક્ષસોને અનુચરો સહિત હણીને તમે અમારો ભય દૂર કરો.'[૧૮]

ત્યારે શત્રુઓને તપાવનારા ભગવાન જનાર્દને દેવોને અભય આપતાં કહ્યું :[૧૯] 'શંકરના વરદાનથી ગર્વિષ્ઠ થયેલા સુકેશ રાક્ષસના એ ત્રણે પુત્રોને હું જાણું છું, તેમ જ તેઓમાં સૌથી મોટા માલ્યવાનને પણ હું જાણું છું.[૨૦] તે અધર્મી રાક્ષસોએ ધર્મની મર્યાદાઓ તોડી છે, માટે ક્રોધ સહિત હું તેઓને હણીશ. હે સુરગણ! તમે ભયરહિત થાઓ.' સમસ્ત દેવોના શિરોમણિ વિષ્ણુનાં આ વચનો સાંભળી સર્વ દેવો હર્ષિત થઈ તેમની સ્તુતિ કરતા કરતા પોતપોતાને સ્થાનકે ગયા.[૨૧,૨૨]

નિશાચર માલ્યવાન દેવોનો આ પ્રયત્ન સાંભળી પોતાના બે વીર ભાઈઓને કહેવા લાગ્યો :[૨૩] 'આપણા વધને ઇચ્છતા દેવો અને ઋષિઓએ શંકરની પાસે જઈને કહ્યું હતું : 'હે દેવ! વરદાનના બળથી ઉદ્ધત થયેલા, અતિશય ગર્વિષ્ઠ અને ઘોર કર્મવાળા એ સુકેશ રાક્ષસના પુત્રો અમને પ્રતિક્ષણે પીડા કરે છે.[૨૪,૨૫] હે પ્રજાપતિ! એ રાક્ષસોથી અમે પરાભવ પામેલા છીએ. તે દુરાત્માઓના ભયથી અમે અમારાં ઘરોમાં રહેવાને પણ શક્તિમાન નથી;[૨૬] માટે હે ત્રિલોચન! અમારા હિત સારુ તમે તેઓનો સંહાર કરો. હે ભસ્મ કરનારાઓમાં શ્રેષ્ઠ! તમે એમને એક હુંકાર શબ્દથી જ ભસ્મ કરો;' પરંતુ અંધકાસુરને મારનાર મહાદેવજીએ દેવોનાં આ વચનો સાંભળી માથું તથા હાથ ધુણાવ્યાં અને કહ્યું : 'હે દેવો! એ સુકેશ રાક્ષસના પુત્રો મારે અવધ્ય છે. રણમાં એને જે હણશે, તે હું તમને બતાવું છું.[૨૭-૨૯] તમે સર્વ ગદાધર, ચક્રપાણિ, પીતાંબરધારી જનાર્દન ભગવાન વિષ્ણુનારાયણને શરણે જાઓ.'[૩૦] મહાદેવજી પાસેથી એ ઉપાય મેળવી તેઓ સર્વ નારાયણની પાસે આવ્યા અને સર્વ હકીકત તેમને કહી.[૩૧] ત્યારે નારાયણે કહ્યું : 'હે દેવો! તમે નિર્ભય

થાઓ, હું એ દેવોના શત્રુ ત્રણે રાક્ષસોને હણીશ.' હે રાક્ષસશ્રેષ્ઠો! ભયભીત થયેલા દેવોની પાસે વિષ્ણુનારાયણે આપણા વધની પ્રતિજ્ઞા કરી છે, માટે જે યોગ્ય હોય તે કરો.[૩૨,૩૩] નારાયણથી હિરણ્યકશિપુ અને બીજા વીર શત્રુઓનું મૃત્યુ થયું હતું. નમુચિ, કાળનેમિ, વીરશ્રેષ્ઠ સંહ્રાદ, મહામાયાવી રાધેય, ધાર્મિક લોકપાલ, યમલ, અર્જુન, હાર્દિક્ય, શુંભ અને નિશુંભ આદિ મહાબળવાન સત્ત્વશાળી અસુરો અને દાનવો વિષ્ણુ સાથેના યુદ્ધમાં પરાજિત થયેલા હતા.[૩૪-૩૬] એ સર્વ સો સો યજ્ઞો કરનારા હતા, માયાને જાણનારા હતા, સર્વ શાસ્ત્રવિશારદ હતા, શત્રુઓને ભયંકર હતા, છતાં પણ નારાયણ ભગવાને એવા હજારોને હણ્યા હતા; માટે આ સર્વ જાણીને આપણા સૌનું કલ્યાણ થાય તેમ કરવાનો તમે પ્રયત્ન કરો; કેમ કે જે આપણને હણવા ઇચ્છે છે, તે નારાયણને જીતવાનું કાર્ય કઠણ છે.'[૩૭,૩૮]

માલ્યવાનનાં આ વચનો સાંભળી જેમ અશ્વિનીકુમારો ઇંદ્રને કહે, તેમ માલી અને સુમાલી એ બન્ને ભાઈઓ મોટાભાઈને કહેવા લાગ્યા: 'આપણે સારી રીતે વેદ ભણ્યા છીએ, દાન આપેલાં છે, યજ્ઞ કરેલા છે, અશ્વર્યનું પરિપાલન કરેલું છે, વ્યાધિરહિત આયુષ્ય મેળવેલું છે, કુલપરંપરા પ્રમાણે સુધર્મ સ્થાપન કરેલો છે. વળી ક્ષુભિત ન કરી શકાય એવા દેવરૂપી સાગરમાં શસ્ત્રો વડે સ્નાન કરી અપ્રમાણ બળવાળા શત્રુઓ જીત્યા છે, તેથી અમને મૃત્યુનો ભય લાગતો નથી.[૩૯-૪૧] નારાયણ, રુદ્ર, ઇંદ્ર અને યમ આદિ સર્વ દેવો આપણી સન્મુખ ઊભા રહેવાને પણ શક્તિમાન નથી.[૪૨] હે રાક્ષસેશ્વર! આપણા તરફ વિષ્ણુનો દ્વેષ હોવાનું કોઈ કારણ નથી; માત્ર દેવોની ભંભેરણીથી જ વિષ્ણુ આપણા પર કોપાયમાન થયા છે,[૪૩] તેથી આજે જ અમે સર્વ બીજા એકઠા થયેલા રાક્ષસો સાથે જઈને જેઓથી આ દોષ ઉત્પન્ન થયેલો છે, તે દેવોને જ મારી નાખીશું.'[૪૪]

એ રીતે પરસ્પરની સંમતિ લઈને મદોન્મત્ત થયેલા તે રાક્ષસોએ યુદ્ધનો ડંકો બજાવી સર્વ રાક્ષસોને તેડાવ્યા અને સૈન્યની ગોઠવણ કરવા માંડી.[૪૫] હે રામ! ક્રુદ્ધ થયેલા તે રાક્ષસોએ સર્વ પ્રકારની તયારી કરી અને જમ્ભાસુર અને વૃત્રાસુરની માફક યુદ્ધ કરવા નીકળ્યા. એ મહાકાય, બળવાન અને બળગર્વિત રાક્ષસોમાંથી કોઈ રથ, હાથી, ઘોડા, ગધેડા, બળદ, ઊંટ, શિશુમાર, સર્પ, ગરુડ સમાન ગતિવાળાં પક્ષી, સિંહ, વાઘ, વરાહ, સુવર, ચમર આદિ ઉપર બેસી યુદ્ધ કરવા માટે લંકાની બહાર નીકળ્યા. આ દેવશત્રુ રાક્ષસો દેવોની સામે લડવા ગયા, ત્યારે ત્યાં રહેલાં પ્રાણીઓ સૂની લંકાને જોઈ ભયભીત અને ઉદાસ થઈ ગયાં. હજારો અને સેંકડો રાક્ષસો ઉત્તમ રથ ઉપર બેસીને પ્રયત્નપૂર્વક એકદમ દેવલોકમાં જવા લાગ્યા. લંકાના ગ્રામદેવતાઓ સુકેલીમાં આવી પડ્યા હતા અને આવેલા ભયને જાણનાર હતા. તેઓ પણ રાક્ષસોને માર્ગે જ બહાર નીકળી પડ્યા.[૪૬-૫૨] આ સમયે પૃથ્વી પરના અને અંતરિક્ષના ભયંકર ઉત્પાતો કાળે પ્રેરેલા રાક્ષસોના પરાજય માટે ઉત્પન્ન થવા માંડ્યા.[૫૩] મેઘ ગરમ લોહીનો અને હાડકાંનો વરસાદ વરસાવવા લાગ્યો, સમુદ્ર પોતાની મર્યાદાને છોડી ઊછળવા લાગ્યો, પર્વતો ડોલવા લાગ્યા, બધાં પ્રાણીઓ મેઘના જેવા ગંભીર અવાજથી અટ્ટહાસ્ય કરવા લાગ્યાં, ભયંકર દેખાવનાં શિયાળો દારુણ અવાજ કરવા લાગ્યાં, મોટા ટોળાબંધ ગીધો મોમાંથી આગ ઝરતી હોય તેમ કાળની માફક એ રાક્ષસોની ઉપર ઘૂમવા લાગ્યાં, હોલા અને લાલ પગવાળી મેના વગેરે પક્ષીઓ ઉતાવળાં ઉતાવળાં ઊડવા લાગ્યાં.[૫૪-૫૭] કાગડાઓ કાગારોળ કરવા લાગ્યા અને બે પગવાળાં બીજાં પ્રાણીઓ તેમ જ બિલાડીઓ ઘૂરકવા લાગી, છતાં બળથી ગર્વિષ્ઠ થયેલા રાક્ષસો આ ઉત્પાતો નહિ ગણકારતાં આગળ જ ગયા; કેમ કે મૃત્યુના પાશમાં સપડાયેલા કદી તેમાંથી પાછા ફરી શકતા નથી.[૫૮] મહાભયંકર રાક્ષસસેનાને મોખરે અગ્નિ જેવા સળગતા મહાબળવાન માલ્યવાન,

સુમાલી અને માલી ચાલતા હતા. દેવો જેમ વિધાતાનો આશ્રય કરીને રહે છે, તેમ તે સર્વ રાક્ષસો માલ્યવાન પર્વતના જેવા રાક્ષસેંદ્ર માલ્યવાનનો આશ્રય કરતા હતા. તે સૈન્ય મહામેઘસમૂહની પેઠે ગર્જના કરવા લાગ્યું.

માલીને વશ રહી વિજય ઇચ્છનારું તે સૈન્ય દેવલોકમાં પહોંચ્યું. દેવદૂતના મોઢાથી પ્રભુ નારાયણે દૈત્યોની આ તૈયારી સાંભળી યુદ્ધ કરવાનો વિચાર કર્યો. હજારો સૂર્ય સમાન કાંતિવાળું દિવ્ય કવચ ધારણ કરી, બાણથી ભરેલા બે મોટા ભાથા લઈ કમળનેત્ર નારાયણ કેડે બાંધવાની દોરી, તીક્ષ્ણ ખડ્ગ, શંખ, ચક્ર, ગદા, ધનુષ્ય આદિ શ્રેષ્ઠ આયુધો સાથે પ્રૌઢ પર્વત સમાન ગરુડ પર બેસી રાક્ષસોનો નાશ કરવા તેમની સામે ગયા.[૫૮-૬૬] જેમ કાંચનગિરિના શિખર પર વીજળી સહિત વાદળ શોભે, તેમ શ્યામ વર્ણ પીતાંબરધારી નારાયણ ગરુડના ઉપર શોભતા હતા. ચક્ર, તરવાર, શાર્ઙ્ગ વગેરે આયુધ અને શંખ આદિ જેણે ધારણ કરેલા છે એવા તે નારાયણની સિદ્ધો, દેવો, ઋષિઓ, નાગો, ગંધર્વો અને યક્ષો સ્તુતિ કરવા લાગ્યા. જોતજોતામાં અસુરસેનાના કાળરૂપ નારાયણ ભગવાન દાનવસૈન્ય પાસે આવી પહોંચ્યા. નીલાચળના શિખર જેવી ગરુડની પાંખોમાંથી ઉત્પન્ન થતા પવન વડે રાક્ષસસૈન્ય ક્ષુભિત થવા લાગ્યું, તેમના શસ્ત્રો પડી જવા લાગ્યાં અને ધજાઓ ધ્રૂજવા માંડી.[૬૭-૬૯] એ સમયે મહાબળવાન રાક્ષસોએ ચારે પાસથી ફરી વળીને માધવને પ્રલયકાળના અગ્નિ જેવા દાહક અને લોહીમાંથી ખરડાયેલા તીક્ષ્ણ આયુધો વડે પીડવા માંડ્યા.[૭૦]

ઇતિ શ્રીવાલ્મીકિ અંડ મુનિશ્રીજીત આર્ષિ ચ શ્રીર માયણના

ઉત્તરકાંડમાં ૬ ઠ્ઠો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭ મો

### દેવ દાનવનું યુદ્ધ-માલીનો વધ

नारायणगिरिं ते तु गर्जन्तो राक्षसाम्बुदाः ।
अर्दयन्तोऽस्त्रवर्षेण वर्षेणाद्रिमिवाम्बुदाः ॥ १ ॥

જેમ વાદળાંઓ વરસાદથી પર્વતને પીડા કરે છે, તેમ રાક્ષસરૂપી મેઘસમૂહ નારાયણરૂપી પર્વત ઉપર અસ્ત્રોનો વરસાદ વરસાવી પીડા કરવા લાગ્યા. વરસતા વાદળાંથી જેમ અંજનગિરિ છવાઈ જાય, તેમ શ્યામ અને નિર્મળ વિષ્ણુ નીલરંગી નિશાચરોથી છવાઈ ગયા. તીડો પાણી ભરેલા ક્યારામાં, મચ્છર અગ્નિમાં, વન મક્ષિકાઓ મધપૂર્ણ ઘડામાં, મત્સ્યો સમુદ્રમાં અને કલ્પાંતે સર્વ લોક જેમ નારાયણમાં પડે છે, તેમ રાક્ષસોના ધનુષ્યમાંથી છૂટેલા, વજ્ર જેવા તથા પવન અને મન જેવા વેગવાળા બાણો નારાયણ હરિના શરીરમાં પેસવા લાગ્યા. રથીઓ રથી સાથે, હાથીસવારો હાથીસવારો સાથે, ઘોડેસવાર ઘોડેસવાર સાથે, પદાતિ પદાતિ સાથે અને આકાશમાં રહેનારાઓ આકાશચારીઓ સાથે યુદ્ધ કરવા લાગ્યા. જેમ પ્રાણાયામ બ્રાહ્મણને ઉચ્છ્વાસરહિત કરી દે છે, તે પ્રમાણે આ પર્વત સમાન રાક્ષસેંદ્રોએ બાણો, શક્તિ, ઋષ્ટિ અને તોમર આદિ શસ્ત્રોથી ભગવાનને ઉચ્છ્વાસરહિત કરી દીધા. મત્સ્યોથી પીડા પામતા સમુદ્રની માફક રાક્ષસોથી પીડા પામતા દુર્ધર્ષ નારાયણ પણ શાર્ઙ્ગ ધનુષ્યમાંથી રાક્ષસો ઉપર બાણો છોડવા લાગ્યા. ધનુષ્યની દોરીને કાન સુધી ખેંચીને છોડેલા વજ્ર જેવા, મનના વેગ સમાન ગતિવાળા તીક્ષ્ણ બાણોથી વિષ્ણુએ સેંકડો અને હજારો રાક્ષસોને વીંધી નાખ્યા. એકઠા થયેલા વાદળાં જેમ પવનથી વીખરાઈ જાય છે, તેમ પુરુષોત્તમ વિષ્ણુએ બાણોના વરસાદથી રાક્ષસોને નસાડીને પાંચજન્ય નામનો મહાશંખ ફૂંક્યો. જળમાંથી ઉત્પન્ન થયેલા એ શંખને હરિએ પૂરેપૂરા શ્વાસથી ફૂંક્યો ત્યારે તેની ત્રણે લોકને વ્યથા ઉત્પન્ન કરનારી મહાભયંકર ગર્જના થઈ.[૨-૧૦] જેમ સિંહની ત્રાડથી મદ

મત્ત હાથી ત્રાસ પામે છે, તેમ આ મહાશંખના અવાજથી રાક્ષસો ત્રાસ પામ્યા. શંખના તુમુલ નાદથી બળહીન થઈ ગયેલા વીર રાક્ષસો રથમાંથી નીચે પડી જવા લાગ્યા. હાથીઓ મદનો ત્યાગ કરવા લાગ્યા અને ઘોડાઓ કંપી ઊઠ્યા. શાર્ઙ્ગ ધનુષ્યમાંથી છોડેલાં વજ્ર જેવાં બાણો રાક્ષસોનાં વક્ષઃસ્થળ ચીરીને આરપાર નીકળી જમીનમાં પેસી જવા લાગ્યાં.[૧૧-૧૩] યુદ્ધમાં નારાયણના હાથથી છૂટેલાં બાણોથી વીંધાઈ ગયેલા રાક્ષસો વજ્રથી હણાયેલા પર્વતોની માફક ભૂમિ ઉપર પડ્યા. જેમ પર્વતોમાંથી ગેરુની ધારા વહે તે પ્રમાણે રાક્ષસોનાં શરીરોમાંથી લોહી વહેવા લાગ્યું. એ સમયે શંખરાજ પાંચજન્યના અવાજ અને શાર્ઙ્ગ ધનુષ્યના ટંકારવ ઉપરાંત વિષ્ણુએ કરેલા હુંકાર વડે રાક્ષસોનાં પ્રાણ–ચેતન ઊડી જવા લાગ્યાં. શ્રીહરિએ વજ્ર સમાન બાણોથી તેઓનાં ધ્રૂજતાં ગળાં, શર, ધજા, ધનુષ્ય, રથ, પતાકા તથા અસ્ત્રો વગેરે કાપી નાખ્યાં. સૂર્યમાંથી જેમ પુષ્કળ કિરણો, સાગરમાંથી જેમ જળસમૂહ, પર્વતમાંથી જેમ સર્પો અને વાદળમાંથી જેમ જળની ધારાઓ નીકળે છે, તેમ શાર્ઙ્ગ ધનુષ્યમાંથી અતિવેગપૂર્વક સેંકડો બાણો છૂટવા લાગ્યાં.[૧૪-૧૯] જેમ શરભથી સિંહ, સિંહથી હાથી, હાથીથી વાઘ, વાઘથી ચિત્તો, ચિત્તાથી કૂતરો, કૂતરાથી બિલાડી, બિલાડીથી સર્પ અને સર્પથી ઊંદરો નાસી જાય છે, તેમ મહાશક્તિશાળી વિષ્ણુથી તે રાક્ષસો નાસી ગયા અને નાસવા જતાં કેટલાક ભોંય ઉપર પડી ગયા.[૨૦-૨૨]

આ પ્રમાણે હજારો રાક્ષસોને હણી ઇંદ્ર જેમ મેઘગર્જના કરે છે, તેમ મધુસૂદને પાંચજન્ય શંખ ફૂંક્યો.[૨૩] નારાયણનાં બાણોથી ત્રાસ પામેલું અને શંખનાદથી વિકળ થયેલું રાક્ષસોનું સૈન્ય લંકા પ્રતિ નાસવા લાગ્યું, ત્યારે સુમાલી બાણોના વરસાદથી નારાયણને રણમાં પીડવા લાગ્યો.[૨૪,૨૫] ધુમ્મસ જેમ સૂર્યને ઢાંકી દે છે, તેમ રાક્ષસશ્રેષ્ઠ સુમાલીએ નારાયણને છાઈ દીધા, ત્યારે પાછા ફરતા રાક્ષસોને કાંઈક ધીરજ આવી.[૨૬] પછી બળથી ગર્વિત થયેલો, મહાગર્જના કરતો અને રાક્ષસોને ફરી જીવતા કરતો હોય, તેવો તે રાક્ષસશ્રેષ્ઠ સુમાલી ક્રોધથી હરિની સામે ધસ્યો; અને જેમ હાથી ગર્જના કરે, તેમ ભૂષણવાળા એવા લાંબા હાથને ધ્રુજાવતો સુમાલી રાક્ષસ વીજળી સહિત વાદળાંની માફક ગર્જના કરવા લાગ્યો.[૨૭,૨૮] ત્યારે નારાયણે ક્રોધ કરી ગર્જના કરતા સુમાલીના સારથિના પ્રજ્વલિત કુંડળભૂષિત મસ્તકને ચક્ર વડે છેદી નાખ્યું; તેથી તેના રથના ઘોડા નાસવા લાગ્યા.[૨૯] ધીરજ વિનાનો માણસ જેમ ઇંદ્રિયરૂપી અશ્વોથી ભ્રમ પામે છે, તેમ રાક્ષસેશ્વર સુમાલી કબજામાં નહિ રહેલા એ અશ્વોથી આમતેમ ભમવા લાગ્યો.[૩૦]

આ પ્રમાણે સુમાલીના અશ્વોથી તેનો રથ અથડાતો–ફરતો જોઈને માલી રાક્ષસ મોટું ધનુષ્ય લઈને ત્યાં ધસી આવ્યો.[૩૧] અને જેમ ક્રૌંચ નામના પર્વતના છિદ્રમાં પક્ષીઓ પેસે છે, તેમ માલીના ધનુષ્યમાંથી છૂટેલાં, સુવર્ણ વિભૂષિત બાણો શ્રીહરિના શરીરમાં પેસવા લાગ્યાં;[૩૨] છતાં જેમ જિતેંદ્રિય માણસ આધિઓથી જરા પણ ખળભળતો નથી, તેમ હરિ ભગવાન માલીએ છોડેલાં હજારો બાણોથી જરા પણ પીડા કે ક્ષોભ પામ્યા નહિ. પછી તરવાર અને ગદા ધારણ કરનારા, ભૂતભાવન ભગવાન વિષ્ણુ શાર્ઙ્ગનો ટંકારવ કરી માલી રાક્ષસ તરફ બાણોનો ઓઘ વરસાવવા લાગ્યા. જેમ નાગો અમૃત પીએ છે, તેમ વજ્ર અને વીજળી સરખાં પ્રકાશિત બાણો માલી રાક્ષસના શરીરમાં પેસીને તેનું લોહી પીવા લાગ્યાં. પછી શંખ, ચક્ર અને ગદા ધારણ કરનાર વિષ્ણુએ માલી રાક્ષસને વ્યગ્ર કરીને તેનાં મુકુટ, ધ્વજ ને ધનુષ્ય કાપી નાખ્યાં તથા તેના ઘોડાને પૃથ્વી ઉપર પાડ્યા.[૩૩-૩૬] રાક્ષસશ્રેષ્ઠ માલી જ્યારે રથ વિનાનો થયો, ત્યારે તે ગદા લઈને જેમ

પર્વતના શિખર ઉપરથી સિંહ કૂદે, તેમ ભાગેલા રથમાથી ભગવાન નારાયણ ઉપર કૂદી પડ્યા[37] અને યમરાજાએ જેમ શિવ ઉપર અસ્ત્ર ચલાવ્યુ હતુ તથા ઇદ્ર પર્વતો પર જેમ વજ્રનો પ્રહાર કર્યો હતો, તેમ માલીએ પક્ષીરાજ ગરુડના માથામા ગદા મારી.[38] માલી રાક્ષસની ગદાથી ઘવાયેલો ગરુડ એકાએક ઊડ્યો એટલે નારાયણ હરિ રણભૂમિમાથી પાછા હઠ્યા જેવુ થયુ આમ થવાથી આનંદ પામતા રાક્ષસોએ મહાન ગર્જના કરી મૂકી.[39,40]

રાક્ષસોની આ ગર્જનાઓ સાભળી ક્રોધ પામેલા ભગવાન હરિએ પાછુ વાળી જોયુ અને માલી રાક્ષસનો નાશ કરવાની ઇચ્છાથી ચક્રને તેના તરફ મૂક્યુ તે ચક્ર સૂર્યમંડળ સરખુ પ્રકાશિત હોવાથી પોતાના પ્રકાશથી આકાશને પ્રકાશિત કરતુ માલી રાક્ષસના શિર પર પડ્યુ અને લોહીથી ખરડાયેલુ રાહુનુ શિર નીચે પડે, તેમ તેનુ ભયકર શિર જમીન ઉપર પડ્યું, ત્યારે અતિશય રાજી થયેલા દેવતાઓ 'હે દેવ! આ સારુ થયુ' એમ કહી પૂર્ણ બળથી સિંહ નાદ કરવા લાગ્યા.[41-44]

માલીને હણાયેલો જોઈ શોકથી પીડા પામતા સુમાલી અને માલ્યવાન સહિત સર્વ રાક્ષસો નાસવા લાગ્યા,[45] ત્યારે પક્ષીરાજ ગરુડે સાવધાન થઈને રણભૂમિમા આવી પોતાની પાંખોના સપાટા વડે રાક્ષસોને પીડવા માડ્યા. એ સમયે કેટલાકના મુખ ચક્રથી છેદાઈ ગયા હતા, કેટલાકની છાતી ગદાથી ચૂર્ણ થઈ ગઈ હતી, કેટલાકના ગળા હળથી કચડાઈ ગયા હતા, કેટલાકના માથા મુસળથી ભાગી ગયા હતા, કેટલાક તરવારથી કપાઈ ગયા હતા, કેટલાક બાણોથી વીધાઈ ગયા હતા અને કેટલાક આકાશમા લડનારા રાક્ષસો આકાશમાથી એકદમ સાગરના પાણીમા પડ્યા હતા. વિદ્યુત સહિત મહામેઘ જેમ વજ્રપ્રહાર વડે તૂટી પડે છે તેમ નારાયણના વિદ્યુત સરખા ધનુષ્યમાથી છૂટેલા બાણો છૂટા કેશવાળા રાક્ષસોને હણવા લાગ્યાં. રાક્ષસોની સેનામાં છત્રો કપાઈ ગયાં હતાં, શસ્ત્રો પડી ગયાં હતાં, પોશાક ફાટી ગયો હતો અને શરીરમાંથી આંતરડાઓ બહાર નીકળી આવ્યાં હતા, તેથી ભયભીત થયેલુ તે સૈન્ય સ્વ-પરનું ભાન પણ ભૂલી ગયું.[47-50] સિંહથી પીડા પામેલા હાથીઓની પેઠે નૃસિંહથી પીડા પામેલા આ રાક્ષસો-આર્તનાદ કરતા નાસવા લાગ્યા.[51] વાયુથી જેમ મેઘ વીખરાઈ જાય, તેમ રાક્ષસરૂપી કાળા વાદળાવાળો મેઘ નારાયણની બાણજાળથી વીખરાઈ ગયો. ચક્રના પ્રહારથી છેદાઈ ગયેલા મસ્તકવાળા, ગદાના મારથી ચૂર્ણ થઈ ગયેલા ગાત્રવાળા અને તરવારના ઘાથી કપાઈ ગયેલા શરીરવાળા રાક્ષસો પર્વતની પેઠે પૃથ્વી પર પડતા હતા.[52,53] મણિના હાર અને કુંડળોથી શોભતા કાળા વાદળાના સરખા રાક્ષસોના હણાઈ પડવાથી પૃથ્વી જાણે નીલ પર્વત પડવાથી ભરાઈ ગઈ હોય, તેવી શ્યામ દેખાવા લાગી.[54]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮મો

**દાનવોનો પરાજય-પાતાળમાં વસવાટ**

हन्यमाने बले तस्मिन्पद्मनाभेन पृष्ठतः ।
माल्यवान्संनिवृत्तोऽथ वेलामेत्य इवार्णवः ॥ १ ॥

જ્યારે નારાયણે પાછળ પડીને રાક્ષસસૈન્યને હણવા માડ્યુ ત્યારે સમુદ્રનુ પાણી જેમ કિનારે જઈ પાછું આવે છે, તેમ માલ્યવાન પાછો રણભૂમિ પર આવ્યો[1] અને ક્રોધથી લાલચોળ આંખો કરી માથું ધુણાવી પુરુષોત્તમ પદ્મનાભને આ પ્રમાણે કહેવા લાગ્યો 'હે નારાયણ! તમે પ્રાચીન ક્ષત્રિયોના ધર્મને જાણતા નથી, કેમ કે તમે યુદ્ધ ન કરવાના મનવાળા અને ભય પામેલા અમને હણો છો.[2,3] હે સુરેશ્વર! યુદ્ધમાથી નાસનારના વધનુ પાપ જે કરે છે, તે પુણ્યકર્મીઓને પ્રાપ્ત થનાર સ્વર્ગમાં જતો નથી.[4] હે શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર! જો

તમને યુદ્ધની ઇચ્છા હોય તો હું અહીં ઊભો છું. તમારું બળ દેખાડો.[૫]

પછી માલ્યવાન પર્વતની માફક માલ્યવાનને ઊભેલો જોઈ મહાબળવાન નારાયણે કહ્યું: 'તમારા ભયથી ત્રાસ પામેલા દેવોને મેં અભય આપેલ છે, તેથી રાક્ષસોનો નાશ કરીને હું મારી પ્રતિજ્ઞા પાળું છું. પ્રાણથી પણ દેવોનુ પ્રિય કરવું એ મારું હમેશનું કર્તવ્ય છે, માટે હું તમને રસાતળ–પાતાળમાં જશો, તોપણ જીવતા મૂકીશ નહિ.[૬–૮]

રાતાં કમળ સમાન નેત્રવાળા દેવના દેવ નારાયણને એ પ્રમાણે બોલતા જોઈ, માલ્યવાને ક્રોધપૂર્વક તેમના વક્ષઃસ્થળ પર એક મહાશક્તિનો ઘા કર્યો.[૯] ઘંટની માફક અવાજ કરતી માલ્યવાનના હાથમાંથી છૂટેલી એ શક્તિ નારાયણની છાતી સમીપ આવી મેઘમાં રહેલી વીજળીની માફક શોભવા લાગી, ત્યારે તુરત જ કમળદળલોચન હરિએ તે શક્તિને હાથ વડે પકડીને માલ્યવાન સામે જ ફેંકી. માલ્યવાન રાક્ષસને હણવા ઇચ્છતા ગોવિંદે છોડેલી એ શક્તિ, કાર્તિકસ્વામીએ છોડેલી શક્તિની પેઠે જેમ મહાન ઉલ્કા અંજનગિરિ તરફ જાય, તેમ તેના તરફ ગઈ.[૧૦–૧૨] જેમ પર્વતના શિખર પર વજ્ર પડે, તેમ તે શક્તિ માલ્યવાન રાક્ષસની હારમાળાથી વિભૂષિત વિશાળ છાતી ઉપર જઈ ચોટી[૧૩] અને તેના પ્રહારથી તેનું કવચ ભેદાઇ ગયું તથા તેની આંખે અંધારાં આવી ગયાં; તોપણ રાક્ષસેંદ્ર માલ્યવાન જરા પણ ન ગભરાતાં પર્વતની પેઠે અચળ થઈ ઊભો રહ્યો.[૧૪] પછી તેણે બહુ કાંટાવાળું અને કાળા લોઢામાથી બનાવેલુ ભયંકર ત્રિશૂળ વિષ્ણુની છાતીમા જોરથી માર્યું. એ રણપ્રિય રાક્ષસે ક્રોધપૂર્વક હાથ ઉગામી વિષ્ણુને એક ચોટ લગાવી એક ધનુષ્ય જેટલો પાછો હઠ્યો,[૧૫,૧૬] ત્યારે રાક્ષસોનો 'સારું થયું, સારું થયું' એ પ્રમાણે મહાન શબ્દ થયો. વિષ્ણુને પ્રહાર કરી માલ્યવાને ગરુડને પણ પ્રહાર કર્યો, ત્યારે જેમ વાયુ સૂકાં પાંદડાંના સમૂહને ઉડાડી મૂકે છે, તેમ બળવાન, ક્રોધ પામેલા વિનતાના પુત્ર ગરુડે પાંખોના પવનથી માલ્યવાનને ઉડાડી મૂક્યો.[૧૭,૧૮]

પક્ષીરાજ ગરુડની પાંખોના પવનથી પોતાના મોટા ભાઈ માલ્યવાનને ઊડેલો જોઈ સુમાલી રાક્ષસ પોતાના લશ્કર સહિત લંકા તરફ નાસી ગયો. પાંખોથી ઉત્પન્ન થયેલા પવનના બળથી ફેંકાયેલો માલ્યવાન રાક્ષસ પણ થોડીવારે પોતાના લશ્કરને મળીને શરમાતો શરમાતો લંકામાં ગયો.[૧૯,૨૦] એ પ્રમાણે હે રામ! કમલલોચન હરિએ યુદ્ધમાં જેના શ્રેષ્ઠ નાયકો હણાયા છે, એવા તે રાક્ષસોને અનેક વાર નસાડ્યા.[૨૧] વિષ્ણુના બળથી પીડાયેલા તે રાક્ષસો યુદ્ધ કરવાને અશક્ત થવાથી લંકા ત્યજીને પોતાની સ્ત્રીઓ સહિત પાતાળમાં વસવાને ગયા.[૨૨] હે રઘુશ્રેષ્ઠ! સાલકટંકટાના વંશમાં વિખ્યાત પરાક્રમવાળા રાક્ષસશ્રેષ્ઠ સુમાલીનો આશ્રય કરી તેઓ સર્વ પાતાળમાં રહેવા લાગ્યા.

હે રામ! જે રાક્ષસોને તમે હણ્યા છે, તે પૌલસ્ત્ય વંશના હતા અને તેની પૂર્વે સાલકટંકટાના વંશમાં માલી, સુમાલી, માલ્યવાન આદિ રાક્ષસો થયેલા હતા. તે સર્વ રાવણ આદિથી વધારે બળવાન હતા.[૨૩,૨૪] શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર નારાયણદેવ સિવાય એ દેવશત્રુ રાક્ષસોને હણવા બીજો કોઈ શક્તિમાન નથી.[૨૫] તમે પણ તે જ ચાર ભુજાવાળા સનાતન દેવ નારાયણરૂપ છો; તમે અવ્યય, અજય પ્રભુ છો અને રાક્ષસોને હણવા ઉત્પન્ન થયા છો. તમે સૃષ્ટિ ઉત્પન્ન કરનાર છો,[૨૬] શરણાગત વત્સલ છો અને નાશ પામેલી ધર્મવ્યવસ્થા કરવાને તેમ જ પાપીઓનો વધ કરવાને વખતો વખત અવતાર લો છો.[૨૭] હે નરાધીપ! મેં આ રાક્ષસોની બધી ઉત્પત્તિ બરાબર તમને કહી. હવે હે રઘુશ્રેષ્ઠ! રાવણ અને તેના પુત્રોની ઉત્પત્તિ તથા તેના અતુલ પ્રભાવને હું ફરીથી કહું છું, તે સાંભળો.[૨૮]

વિષ્ણુના ભયથી પીડા પામેલો બળવાન રાક્ષસેંદ્ર સુમાલી પોતાના પુત્રપૌત્રો સહિત રસાતળમા જઈ રહ્યો તે પછી ધનેશ્વર કુબેર લંકામા રહેવા લાગ્યો [૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૮મો સર્ગ સમાપ્ત

## રાવણનું ચરિત્ર

# સર્ગ ૯ મો

### સુમાલીની કન્યા કૈકસી-તેના દ્વારા રાવણ આદિની ઉત્પત્તિ

कस्यचित्त्वथ कालस्य सुमाली नाम राक्षसः ।
रसातलान्मर्त્यलोकं सर्वं वै विचचार ह ॥१॥

કેટલોએક સમય ગયા પછી સુમાલી રાક્ષસ રસાતળમાથી નીકળી મૃત્યુલોકમા ફરવા લાગ્યો કાળા મેઘ સમાન ગભીર અને તપ્ત સુવર્ણના કુડળવાળા તે રાક્ષસેંદ્રને પદ્મ ત્યજીને નીકળેલી લક્ષ્મી જેવી સુદર કન્યા હતી તે પૃથ્વી પર ફરતો હતો, ત્યારે પુષ્પક વિમાનમા બેસી પોતાના પિતાને મળવા જતા ધનેશ્વર કુબેરને તેણે જોયા [૧-૪] દેવ સમાન અને અગ્નિ સમાન પવિત્ર કુબેરને જોઈ વિસ્મય પામેલો તે રાક્ષસ રસાતળમા ગયો અને શુ કરવાથી રાક્ષસોનુ શ્રેય થાય, શુ કરવાથી રાક્ષસોની ચઢતી થાય, તેનો વિચાર કરવા લાગ્યો રાક્ષસોમા મહામતિ, કાળા મેઘ સમાન ગભીર, તપાવેલા સુવર્ણના કુડળવાળો એ રાક્ષસેંદ્ર પોતાની કકસી નામની રાક્ષસકન્યાને કહેવા લાગ્યો 'હે પુત્રી! હવે તુ લગ્ન કરવા લાયક થઈ છે અને તારુ યૌવન વીતે છે, પરતુ પરણવાની ના પાડવાના ભયથી કોઈ પણ તારુ માગુ કરતા નથી હે પુત્રી! સર્વ ગુણથી અલકૃત સાક્ષાત્ લક્ષ્મી જેવી તને વરાવવા માટે ધર્મબુદ્ધિવાળા અમે સૌ પ્રયત્ન કરીએ છીએ ખરે ખર, સર્વ માનાભિમાની પુરુષોને કન્યાનુ પિતૃત્વ એ દુઃખકર છે, કેમ કે હે પુત્રી! 'કન્યા કોને વરશે?' એ જાણી શકાતુ નથી વળી પરણ્યા પછી પણ માતાના કુળને, પિતાના કુળને અને જે કુળમા તેને આપવામા આવે તે કુળને હમેશા સશયમા જ રહેવુ પડે છે, [૫-૧૧] માટે હે પુત્રી! તુ પ્રજાપતિના કુળમા ઉત્પન્ન થયેલા શ્રેષ્ઠ મુનિવર પૌલસ્ત્ય વિશ્રવાને સેવ અને તુ તારી જાતે જ એમને પરણ હે પુત્રી! તને પરણવાથી ધનેશ્વર કુબેર જેવા સૂર્ય સમાન તેજસ્વી પુત્રો તને પ્રાપ્ત થશે' [૧૨,૧૩]

પિતાના એવા વચન સાભળી તે કૈકસી કન્યા જ્યા વિશ્રવામુનિ તપ કરતા હતા ત્યા ગઈ [૧૪] હે રામ! તે (પ્રદોષ) સમયે ચોથા અગ્નિ જેવા પુલસ્ત્યપુત્ર વિશ્રવામુનિ અગ્નિહોત્ર કરતા હતા [૧૫] પિતાના કુળગૌરવની મોટાઈ રાખી કકસી તે દારુણ સમયને વિચાર્યા વગર તેમની પાસે ગઈ અને નીચુ મોઢુ રાખી ઊભી રહી [૧૬] અગૂઠાના અગ્રભાગથી વારવાર જમીન ખોતરતી સુશ્રોણિ, પૂર્ણચદ્ર સરખા મુખવાળી અને પોતાના તેજથી દીપતી તે કન્યાને જોઈ પરમ ઉદાર વિશ્રવામુનિએ કહ્યુ 'હે ભદ્રે! તુ કોની પુત્રી છે, તુ અત્રે ક્યાથી આવેલી છે, હે શોભને! તુ શા હેતુથી અહી આવેલી છે, તે તુ કહે' [૧૭,૧૮]

ત્યારે તે કકસી કન્યા હાથ જોડી બોલી 'હે મુનિ! તમે તમારા તપના પ્રભાવથી મારા મનની વાત જાણવા શક્તિમાન છો [૧૯] હે બ્રહ્મર્ષિ! મારુ નામ કકસી છે હુ મારા પિતાની આજ્ઞાથી અત્રે આવી છુ, બાકીનુ તમે તમારી મેળે જાણવા સમર્થ છો, તે જાણી લ્યો' [૨૦]

પછી મુનિએ ધ્યાન ધરી કહ્યુ 'હે ભદ્રે! તારા મનોગત કારણને મે જાણ્યુ છે હે મત્તમાતંગગામિનિ! મારાથી તને પુત્ર ઉત્પન્ન થાય એવી તને ઇચ્છા છે, પરતુ તુ આ દારુણ સમયે મારી પાસે આવેલી છે, તેથી હે ભદ્રે! તુ કેવા પુત્રોને ઉત્પન્ન કરીશ, તે તું સાભળ, હે સુશ્રોણી! દારુણ સ્વભાવવાળા, દારુણ સ્વરૂપવાળા, દારુણ લોકની જેને પ્રિય છે એવા અને ક્રૂર કર્મ કરનારા રાક્ષસોને તું જન્મ આપીશ'

મુનિના આવા વચનો સાભળી દુઃખી થયેલી

કૈકેસીએ પગે પડી કહ્યું :[21-24] ‘હે ભગવન ! તમારા સરખા બ્રહ્મવાદથી હું એવા દુરાચારી પુત્રોને ઇચ્છતી નથી; માટે કાંઈક કૃપા કરવાને આપ યોગ્ય છો.’[25] કૈકસીએ જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે પૂર્ણચંદ્ર જેમ રોહિણીને કહે તેમ ફરીથી મુનિશ્રેષ્ઠ વિશ્રવાએ તેને કહ્યું : ‘હે શુભ મુખવાળી ! તને જે સૌથી નાનો પુત્ર થશે, તે મારા વંશને અનુરૂપ ધર્માત્મા થશે એમાં જરા પણ સંશય નથી.’[26,27]

હે રામ ! એ પ્રમાણે કહ્યા પછી કેટલેક વખતે તે કૈકસીએ બીભત્સ અને અતિશય દારુણ રાક્ષસને જન્મ આપ્યો.[28] તે બાળકને દશ માથાં હતાં, મોટા દાંત હતા, કાળા આંજણ-સમૂહના જેવો તેનો રંગ હતો, તાંબાના જેવા લાલ હોઠ હતા, વીસ હાથ હતા, મોટું મોઢું હતું અને વાળ ચકચકિત હતા. તે બાળકનો જન્મ થયો ત્યારે મુખમાંથી જ્વાળા કાઢતાં શિયાળો રુદન કરવા લાગ્યાં, ગૃધ્રાદિ પક્ષીઓ આકાશમાં અવળી ગતિએ ચાલવા લાગ્યાં, દેવોએ રુધિરનો વરસાદ વરસાવ્યો, વાદળાં ગધેડાના ભૂંકવાના જેવા અવાજથી ગર્જવા લાગ્યાં, સૂર્યનો પ્રકાશ ઝાંખો પડચો, પૃથ્વી ઉપર મહાન ઉલ્કાપાત થવા માંડ્યો.[29-31] પૃથ્વી ધ્રુજવા લાગી, ઘણા જ દારુણ પવનો વાવા લાગ્યા અને કદી ન ખળભળે એવો નદીઓનો સ્વામી સમુદ્ર ખળભળી ઊઠ્યો.[32] પછી બ્રહ્માજી સમાન તેના પિતા વિશ્રવામુનિએ દશ માથાં હોવાને લીધે તેનું ‘દશગ્રીવ’ એવું નામ પાડ્યું.[33] તે પછી તેના શરીરના માપથી મોટું શરીર આ જગતમાં કોઈનું નથી એવા મહાબળવાન કુંભકર્ણનો જન્મ થયો.[34] પછી બેડોળ મુખવાળી શૂર્પણખા નામની પુત્રી થઈ અને છેલ્લે સૌથી નાનો પુત્ર ધર્માત્મા વિભીષણ થયો. મહાસત્ત્વશાળી વિભીષણનો જન્મ થયો, ત્યારે આકાશમાં રહેલા દેવોએ દુંદુભિ વગાડ્યાં અને અંતરિક્ષમાં ‘સાધુ ! સાધુ !’ એવો હર્ષનાદ થયો.

પોતાના પિતાના અરણ્યાશ્રમમાં રહી મહાતેજસ્વી અને લોકોને પીડા કરનારા દશગ્રીવ અને કુંભકર્ણ મોટા થયા.[35-37] પ્રમત્ત અને ગમે તેટલો ખોરાક મળે તોપણ હમેશાં અસંતોષી રહેનારો, ધર્મવત્સલ મહર્ષિઓને ખાઈ જતો કુંભકર્ણ ત્રણે લોકમાં ફરવા લાગ્યો;[38] પરંતુ ધર્માત્મા અને હમેશાં ધર્મ પ્રમાણે વર્તન કરનાર વિભીષણ ઇન્દ્રિયોને કબજામાં રાખી, વેદાધ્યયન કરીને અને નિયમિત આહાર કરીને રહેતો હતો.[39] કેટલોક કાળ ગયા પછી દેવ વૈશ્રવણ કુબેર પિતાને મળવા પુષ્પક વિમાનમાં બેસીને ત્યાં આવ્યા,[40] ત્યારે રાક્ષસી કૈકસીએ પોતાના તેજથી તેજસ્વી તે કુબેરને જોઈ પુત્ર દશગ્રીવને કહ્યું :[41] ‘હે પુત્ર ! તારા તેજસ્વી ભાઈ વૈશ્રવણને જો અને બંધુતામાં સમાન હોવા છતાં પણ તું કુબેરથી હીન અવસ્થામાં છે, તે પણ જો.[42] હે અમિત વિક્રમશાળી પુત્ર દશગ્રીવ ! તું પણ વૈશ્રવણના સરખો થવાનો પુરુષાર્થ કર.’[43]

પ્રતાપવાન દશગ્રીવને માતાનાં એ વચનો સાંભળી ઈર્ષા ઉત્પન્ન થઈ. તેણે પ્રતિજ્ઞા કરી:[44] ‘હે માતા ! હું ખરેખર પ્રતિજ્ઞા કરું છું કે, હું મારા પોતાના તેજ-પ્રભાવથી ભાઈની બરાબર કે તેથી પણ વધારે પરાક્રમવાળો થઈશ. હે માતા ! તું તારા હૃદયનો સંતાપ દૂર કર.’[45] આ પ્રમાણે કહ્યા પછી તપ કરવા માટે નિશ્ચિંત અંતઃકરણવાળો દશગ્રીવ પોતાના ભાઈ સાથે મહાદુષ્કર તપ કરવાની ઇચ્છા કરવા લાગ્યો: ‘તપ કરવાથી મનવાંછિત ફળ મળશે’ એવો નિશ્ચય કરી સ્વાર્થસિદ્ધિ માટે બન્ને ભાઈઓ ગોકર્ણના શુભ આશ્રમે ગયા. ત્યાં રહી ઉગ્ર પરાક્રમી તે રાક્ષસે પોતાના નાના ભાઈ સાથે અતુલ તપ કર્યું અને પિતામહ વિભુને પ્રસન્ન કર્યા; ત્યારે બ્રહ્માએ પ્રસન્ન થઈ તેને વિજયપ્રદ વરદાનો આપ્યાં.[46-48]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં નવમો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૦ મો

## રાવણાદિની તપશ્ચર્યા અને વરદાનપ્રાપ્તિ

अथाब्रवीन्मुनिं रामः कथं ते भ्रातरो वने ।
कीदृशं तु तदा ब्रह्मंस्तपस्तेपुर्महाबलाः ॥ १ ॥

પછી રામચંદ્રજીએ અગસ્ત્યમુનિને પૂછ્યું: હે બ્રહ્મન્! તે મહાબળવાન બંધુઓએ એ વનમાં કેવી રીતે તપ કર્યું'?' ત્યારે અગસ્ત્ય મુનિ તે ભાઈઓ જે જે ધર્મવિધિ કરતા હતા, તે તે વિધિ અતિ પ્રસન્ન ચિત્તવાળા રામચંદ્રજીને કહેવા માંડયા: હમેશાં ધર્મમાર્ગમાં રહેનારો મનોનિગ્રહી કુંભકર્ણ ગ્રીષ્મઋતુમાં પોતાની આસપાસ પંચાગ્નિ કરી તપ કરવા લાગ્યો.[૧–૩] તે વર્ષાઋતુમાં વીરાસન વાળીને વરસાદના વારિમાં ભિંજાવા લાગ્યો અને શિશિરઋતુમાં જળમાં વાસ કરવા લાગ્યો. એ પ્રમાણે ધર્મનું આચરણ કરતાં અને સત્ય માર્ગમાં રહેતાં તેને દશ હજાર વર્ષ વીતી ગયાં.[૪,૫] ધર્માત્મા વિભીષણ હમેશાં ધર્મપરાયણ અને પવિત્ર રહી પાંચ હજાર વર્ષ સુધી એકપગે ઊભો રહ્યો.[૬] જ્યારે તે વ્રત સમાપ્ત થયું, ત્યારે અપ્સરાઓ નાચવા લાગી, પુષ્પોની વૃષ્ટિ થઈ અને દેવતાઓ પ્રસન્ન થયા.[૭] પછી બીજાં પાંચ હજાર વર્ષ સુધી તે વિભીષણ મનને વેદાધ્યયનમાં રોકી રાખી પોતાનું માથું અને બાહુ ઊંચાં રાખી સૂર્યનારાયણ સામે, તે ફરે તેમ ફરતો રહીને ઊભો રહ્યો. જેમ સ્વર્ગમાં રહેનાર દેવોનાં વર્ષો નંદનવનમાં પસાર થઈ જાય, તેમ આત્મનિગ્રહી વિભીષણનાં દશ હજાર વર્ષો એ વનમાં પસાર થઈ ગયાં. દશાનન રાવણ પણ દશ હજાર વર્ષનું નિરાહાર વ્રત રાખી તપશ્ચરણ કરવા લાગ્યો અને એક હજાર વર્ષ પૂરાં થાય ત્યારે અગ્નિમાં પોતાનું એકએક માથું હોમવા લાગ્યો. તપ કરતાં કરતાં નવ હજાર વર્ષો વીત્યાં. ત્યાં એક પછી એક એમ તેનાં નવ મસ્તકો અગ્નિમાં હોમાઈ ગયાં.[૮–૧૧] દશ હજારમે વર્ષે જ્યારે દશમું માથું કાપવા તે તત્પર થયો, ત્યારે પિતામહ બ્રહ્મા ત્યાં આવ્યા.[૧૨]

દેવોની સાથે આવેલા પ્રસન્ન થયેલા બ્રહ્માજીએ કહ્યું: 'હે દશગ્રીવ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું.[૧૩] હે ધર્મજ્ઞ! તારી જે ઇચ્છા હોય તે પૂર્ણ કર! તારો પરિશ્રમ વૃથા નહિ જાય.'[૧૪]

ત્યારે દશગ્રીવે પ્રસન્ન થઈ પિતામહને માથું નમાવી હર્ષથી ગદ્‌ગદ વાણી વડે કહ્યું:[૧૫] 'હે ભગવન્! પ્રાણીઓને મૃત્યુ સમાન મોટો બીજો એકે ભય નથી, તેમ જ તેના જેવો એકે શત્રુ નથી; માટે હું અમરત્વનું વરદાન માગું છું.'[૧૬]

દશગ્રીવે આ પ્રમાણે કહ્યું, ત્યારે બ્રહ્માએ ઉત્તર આપ્યો: 'તને સર્વથા અમરપણું મળશે નહિ, માટે મારી પાસેથી બીજું વરદાન માગી લે.'

હે રામ! એ પ્રમાણે લોકકર્તા બ્રહ્માજીએ કહ્યું, ત્યારે તેમની આગળ હાથ જોડી રાવણ બોલ્યો:[૧૭,૧૮] 'હે પ્રજાપતિ! હે શાશ્વત દેવ! હું પક્ષી, નાગ, યક્ષ, દૈત્ય, દાનવ, રાક્ષસ અને દેવોથી અવધ્ય થાઉં.[૧૯] હે પિતામહ! મનુષ્યાદિ પ્રાણીઓને તો હું તૃણવત્ ગણું છું; તેથી એવાં પ્રાણીઓથી મને કાંઈ ભય નથી.'

દશગ્રીવે એ પ્રમાણે કહ્યું, ત્યારે દેવો સહિત પિતામહ બ્રહ્માજી બોલ્યા:[૨૦,૨૧] 'હે રાક્ષસશ્રેષ્ઠ! જા, તારા માગવા પ્રમાણે થશે.'

હે રામ! વળી પિતામહે તે દશગ્રીવને ફરીથી બીજાં પણ શુભ વરદાન આપતાં કહ્યું: 'હે પાપરહિત! હે રાક્ષસ! પૂર્વે તેં જે મસ્તકો અગ્નિમાં હોમ્યાં છે, તે તને પૂર્વવત્ પ્રાપ્ત થશે અને હે સૌમ્ય! મુશ્કેલીથી પ્રાપ્ત થાય તેવું ત્રીજું વરદાન પણ હું તને આપું છું, તે એ છે કે મનથી ઇચ્છાપૂર્વક જે અને જેવું સ્વરૂપ તું ઇચ્છીશ તે અને તેવું સ્વરૂપ તને પ્રાપ્ત થશે, તેમાં સંશય નથી.'

હે રામ! બ્રહ્માજીના વરદાનને લીધે તુરત જ અગ્નિમાં હોમેલાં મસ્તકો દશગ્રીવને પ્રાપ્ત થયાં. પછી પિતામહે વિભીષણને કહ્યું: 'હે વત્સ વિભીષણ! તારી ધર્મયુક્ત બુદ્ધિથી હું પ્રસન્ન થયો છું; માટે હે ધર્માત્મા! હે સુવ્રત! તું વરદાન માગ.'

ત્યારે ધર્માત્મા વિભીષણ હાથ જોડી બોલ્યા: 'હે ભગવન્! જેમ ચંદ્રમા કિરણોથી વ્યાપ્ત છે, તેમ તમે નિત્ય સર્વ ગુણોથી વ્યાપ્ત છો. સર્વ લોકના ગુરુ આપ પોતે જ મને વરદાન આપવા આવ્યા છો, તેથી હું કૃતકૃત્ય થયો છું.[૨૨-૨૯] હે સુવ્રત! જો પ્રીતિથી તમે મને વરદાન આપવા માગતા હો તો સાંભળો. પરમ આપત્તિમાં આવી પડયા છતાં પણ મારી બુદ્ધિ ધર્મમાં જ રહે. હે ભગવન્! શીખ્યા વગર પણ મને બ્રહ્માસ્ત્રનું જ્ઞાન થાય. જે જે આશ્રમમાં રહેવાની મને ઇચ્છા થાય, તે તે આશ્રમ ધર્મિષ્ઠ થાય અને તે તે ધર્મ મારાથી આચરી શકાય. હે પરમોદાર વિભુ! એ સર્વોત્તમ વરદાન છે અને મારે તે જ જોઈએ છીએ; કેમ કે ધર્મિષ્ઠ આ માણસને સંસારમાં કાંઈ જ દુર્લભ નથી.' ત્યારે પ્રસન્ન થયેલા બ્રહ્માજીએ વિભીષણને કહ્યું: 'હે વત્સ! તું જેમ ધારે છે તે પ્રમાણે થશે. હે શત્રુનાશન! રાક્ષસકુળમાં ઉત્પન્ન થયા છતાં તારી અધર્મમાં બુદ્ધિ થતી નથી, તેથી હું તને અમર કરું છું.' એ પ્રમાણે કહી બ્રહ્માજી કુંભકર્ણને વરદાન આપવા ગયા.

એ સમયે સર્વ દેવોએ હાથ જોડીને પ્રજાપતિને કહ્યું: 'આપે કુંભકર્ણને તો વરદાન ન જ આપવું જોઈએ. હે બ્રહ્મન્! આપ જાણો છો કે, એ દુર્બુદ્ધિએ લોકોને ત્રાસ આપ્યો છે, ઉપરાંત નંદનવનમાં સાત અપ્સરાઓ, ઇન્દ્રના દશ સેવકો, ઋષિઓ અને માણસોનું ભક્ષણ કરેલું છે. વરદાન મળવા પૂર્વે જે રાક્ષસે આટઆટલું કર્યું છે, તે વરદાન મેળવે તો કેવો અનર્થ કરે? જરૂર તે ત્રણે ભુવનનું ભક્ષણ કરશે, માટે હે અમાપ તેજવાળા વિભુ! વરદાનના નિમિત્તે તેને મોહ પમાડો.[૩૦-૩૯] એથી સર્વ લોકનું કલ્યાણ થશે; તેમ જ એના સન્માનનો પણ રક્ષા થશે.' એ પ્રમાણે દેવોએ કહ્યું, ત્યારે પદ્મયોનિ બ્રહ્માએ સરસ્વતીનું ચિંતન કરવા માંડ્યું.[૪૦] ચિંતન કરવાથી ઉત્પન્ન થયેલાં દેવી સરસ્વતી બ્રહ્માજીની પાસે પ્રકટ થયાં અને હાથ જોડી બોલ્યાં: 'હે દેવ! હું આવી છું, મારે શું કરવાનું છે?' ત્યારે બ્રહ્માજીએ કહ્યું: 'હે ભારતી! દેવો જે પ્રમાણે ઇચ્છે છે તે પ્રમાણે બોલવા માટે તું રાક્ષસેંદ્રની જીભમાં વાસ કર.' ત્યારે 'જેવી આજ્ઞા' એમ કહી સરસ્વતીએ કુંભકર્ણની જીભમાં પ્રવેશ કર્યો.[૪૧-૪૩]

પછી પ્રજાપતિએ કહ્યું: 'હે મહાબાહુ કુંભકર્ણ! તું જે ઇચ્છતો હોય તે વરદાન માગ.' ત્યારે કુંભકર્ણ બોલ્યો: 'હે દેવોના દેવ! અનેક વર્ષો સુધી નિદ્રાસુખ ભોગવવાની મારી ઇચ્છા છે!' ત્યારે બ્રહ્માજી 'એ પ્રમાણે થશે' એમ કહી ત્યાંથી વિદાય થયા.[૪૪-૪૬]

બ્રહ્માની સાથે દેવો આકાશમંડળમાં ચાલ્યા ગયા ત્યારે સરસ્વતી દેવીએ પણ એ રાક્ષસનો ત્યાગ કર્યો. જ્યારે સરસ્વતીએ તેનો ત્યાગ કર્યો, ત્યારે તેને ભાન આવ્યું અને તે દુષ્ટાત્મા કુંભકર્ણ દુઃખી થઈ વિચાર કરવા લાગ્યો: 'આજે મારા મોઢામાંથી આવું ઊલટું વાક્ય કેમ નીકળ્યું હશે? અરે, મારું સર્વ તપ વૃથા જ થયુ! હું ધારું છું કે બ્રહ્માજી સાથે આવેલા દેવોએ મને મોહ પમાડ્યો છે.' પછી વરદાન મેળવીને તેજસ્વી થયેલા તે ત્રણે ભાઈઓ શ્લેષ્માતક વનમાં ગયા અને ત્યાં સુખથી રહેવા લાગ્યા.[૪૭-૪૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૧ મો

### રાક્ષસકુળનો પુનરુદ્ધાર-રાવણે મેળવેલી લંકા

सुमाली वरलब्धांस्तु ज्ञात्वा चैतान्निशाचरान् ।
उदतिष्ठद्भयं त्यक्त्वा सानुगः स रसातलात् ॥१॥

રાવણાદિ રાક્ષસોએ વરદાન મેળવ્યાં છે, એમ સાંભળી સુમાલી પોતાના અનુચરો સહિત ભય ત્યજી રસાતળમાંથી બહાર નીકળી આવ્યો;[૧] તેમ જ ઘણી જ સારી તૈયારી કરનારા મારીચ, પ્રહસ્ત, વિરૂપાક્ષ તથા મહોદર આદિ તેના પ્રધાનો પણ બહાર આવ્યા.[૨] પોતાના પ્રધાનો અને રાક્ષસોથી વીંટાયેલો સુમાલી દશગ્રીવની

પાસે જઈને તેને ભેટીને આ પ્રમાણે બોલ્યો :[૩] 'હે વત્સ ! તેં ત્રિભુવનશ્રેષ્ઠ બ્રહ્માની પાસેથી જે ઉત્તમ વરદાન મેળવ્યું છે, તેથી રાક્ષસકુળ માટે જે મનોરથ હું વિચારતો હતો તે સિદ્ધ થયેલો છે.[૪] હે મહાબાહુ ! ભયને લીધે અમે લંકા ત્યજીને રસાતળમાં નાસી ગયા હતા, તે વિષ્ણુએ ઉત્પન્ન કરેલો અમારો ભય આજે નિવૃત્ત થયો.[૫] વિષ્ણુના ભયથી અનેકવાર ત્રાસેલા અને અમારું ઘર છોડી સર્વ સાથે પલાયન કરેલા અમે રસાતળમાં પેસી ગયા હતા.[૬] અમરાપુરી સરખી લંકા નગરી અમે રાક્ષસોએ વસાવેલી હતી, કે જ્યાં હાલમાં તારો બુદ્ધિમાન ભાઈ ધનાધ્યક્ષ કુબેર રહે છે.[૭] હે પાપરહિત ! હે મહાબાહુ ! સામ, દામ અથવા બળથી તું તે લંકાને પાછી મેળવવા શક્તિમાન થાય તો રાક્ષસોનુ શ્રેય થાય.[૮] હે તાત ! તું લંકેશ્વર થઈશ એમાં કાંઈ સંશય નથી. તેં નષ્ટ થતા રાક્ષસવંશનો પુનરુદ્ધાર કર્યો છે.[૯] હે મહાબળ ! તું અમારા સર્વનો રાજા થઈશ.'

પોતાની પાસે આવેલા માતામહ સુમાલીને દશગ્રીવે કહ્યું :[૧૦] 'તમે કહો છો તે યોગ્ય નથી; કેમ કે ધનાધ્યક્ષ કુબેરજી અમારા મોટાભાઈ હોવાથી પૂજ્ય છે.'[૧૧] રાવણે જ્યારે આવો ધર્મયુક્ત ઉત્તર આપ્યો, ત્યારે તેના મનનું વલણ સમજી જઈ સુમાલી રાક્ષસે વધુ આગ્રહ ન કર્યો; પરંતુ તક જોતા તે સર્વ રાક્ષસો રાવણની પાસે રહેવા લાગ્યા.

પછી એક વખત તક જોઈને પ્રહસ્તે રાવણને કહ્યું : 'હે મહાબાહુ દશગ્રીવ ! તમારા માતામહને આ પ્રમાણે કહેવું એ તમને યોગ્ય નથી;[૧૨,૧૩] કારણ કે શૂરવીરોને બંધુત્વ હોતું નથી. એ માટે હું દૃષ્ટાંત કહું છું તે સાંભળો. અદિતિ અને દિતિ એ બે બહેનો સમાન હિતવાળી હતી. તે બન્ને પરમ સ્વરૂપવાન પ્રજાપતિ કશ્યપને વરી હતી. પ્રજાપતિ કશ્યપથી અદિતિએ ત્રણે ભુવનના અધિપતિ દેવોને અને દિતિએ દૈત્યોને જન્મ આપ્યો. હે ધર્મજ્ઞ ! હે વીર ! પૂર્વે સમુદ્રરૂપી વસ્ત્રવાળી પર્વતો સહિત આખી પૃથ્વી દૈત્યોની હતી અને તેઓ તેના રાજા હતા; પરંતુ મહાશક્તિમાન વિષ્ણુએ દૈત્યોને યુદ્ધમાં હણીને આ ત્રણે લોક દેવોને અપાવ્યા છે; તો તમે વિચાર કરો કે, કુબેરની પાસેથી લંકા લેવાથી તમે એકલા જ ભાઈની સાથે વેરભાવ કરશો એમ નથી. પૂર્વે સુર અને અસુરે એ પ્રમાણે કરેલું જ છે.'[૧૪–૧૮]

પ્રહસ્તનાં વચન સાંભળી મનમાં હર્ષિત થયેલા રાવણે થોડા વખત સુધી વિચાર કર્યો અને વધુ હર્ષાવેશમાં આવી તે જ દિવસે રાક્ષસોની સાથે તેણે પ્રયાણ કર્યું. ત્રિકૂટ પર્વત પર પહોંચ્યા પછી દશગ્રીવ રાવણે વાણી-વિશારદ પ્રહસ્તને કહ્યું : 'હે રાક્ષસશ્રેષ્ઠ પ્રહસ્ત ! તું સત્વર લંકામાં જા અને મારા કહેવાથી વિત્તેશ કુબેરને તું યુક્તિપૂર્વક કહે કે, 'હે રાજન્ ! આ લંકાનગરી પૂર્વે મહાત્મા રાક્ષસોની હતી. હે પાપરહિત ! હે સૌમ્ય ! તમે તેમાં વસ્યા છો તે તમને યોગ્ય નથી; માટે હે અતુલ પરાક્રમી ! જો તમે આજે જ અમને અમારી લંકાપુરી પાછી સોંપી દેશો, તો તમે અમારી પ્રીતિ મેળવશો અને ધર્મનું પાલન કર્યું ગણાશે.'[૧૯–૨૪]

રાવણની આજ્ઞા થતાં પ્રહસ્ત રાક્ષસ કુબેરથી રક્ષાયેલી લંકાનગરીમાં જઈ પરમ ઉદાર કુબેરને કહેવા લાગ્યો : 'હે સુવ્રત ! મને તમારા ભાઈ દશગ્રીવે મોકલ્યો છે. હે મહાબાહુ ! હે સર્વ શસ્ત્ર ધારણ કરનારામાં શ્રેષ્ઠ ! હે સર્વ-શાસ્ત્રવિશારદ ધનેશ્વર ! દશાનને જે કહ્યું છે તે હું કહું છું, તે તમે સાંભળો. હે વિશાળ નેત્રવાળા ! પૂર્વકાળમાં આ રમણીય લંકાનગરી રાક્ષસોએ સ્થાપી છે અને ભયંકર પરાક્રમ કરનારા સુમાલી આદિ રાક્ષસોએ તેને ભોગવેલી છે;[૨૫–૨૮] પરંતુ વિષ્ણુએ તેઓને હરાવીને તેમની પાસેથી તે ખૂંચવી લીધેલી છે. હે વૈશ્રવણ ! રાક્ષસાધિપતિ રાવણ તમને જણાવે છે કે, લંકા તમારે તેને સોંપી દેવી. હે તાત ! તમારે આ સામ

ઉપાયથી સમજી રાક્ષસોની લંકા રાવણને સોંપવી ઘટે છે.[૨૯]

પ્રહસ્તના વચન સાંભળી વાક્ચતુર વૈશ્રવણે કહ્યુ [૩૦] 'હે રાક્ષસ! નિશાચરો નાસી જવાથી ઉજ્જડ થયેલી આ લંકાનગરી પિતાએ મને આપેલી છે અને દાન, માન આદિ અનેક ગુણોથી મે તે આબાદ કરી છે,[૩૧] છતા જા, તું દશગ્રીવને જઈને કહે કે, જે આ મારુ રાજ્ય અને લંકાપુરી છે, તે તારુ પણ છે અને તે રાજ્ય હે મહાબાહુ! તુ સુખેથી ભોગવ મારું જે રાજ્ય અને ધન છે તેનો તારી સાથે હુ ભાગ પાડવા ઇચ્છતો નથી' એમ કહી ધનાધ્યક્ષ કુબેર પિતાજી પાસે ગયા અને પ્રણામ કરી રાવણ જે ઇચ્છતો હતો તે વિદિત કરતા કહ્યુ 'હે તાત! દશગ્રીવે એક દૂત મોકલી મને કહેવડાવ્યુ છે કે, 'પૂર્વે રાક્ષસોએ વસાવેલી લંકાનગરી મને પાછી સોંપો, 'તો હે સુવ્રત! મારે કરવા યોગ્ય હોય તે મને કહો'

ત્યારે મુનિશ્રેષ્ઠ બ્રહ્મર્ષિ વિશ્રવાએ હાથ જોડી ઊભેલા કુબેરજીને કહ્યુ 'હે પુત્ર! મારુ આ વચન સાંભળ.[૩૨-૩૬] મહાબાહુ દશગ્રીવે મને એ પ્રમાણે કહ્યું ત્યારે મેં તેને ઠપકો દીધો હતો અને એ દુર્મતિને એમ ન કરવા માટે વારંવાર કહ્યુ હતુ[૩૭] ક્રોધ પામેલા મે તેને વારંવાર કહ્યુ કે, આમ કરવાથી તારો નાશ થશે, છતા તેણે ન માન્યુ, તો હે પુત્ર! તું શ્રેયસ્કર અને ધર્મયુક્ત મારુ વચન સાંભળ[૩૮] તે દુર્મતિ વરદાન મેળવવાથી અતિશય મૂઢ થઈ ગયેલો છે. તે યોગ્યાયોગ્ય જાણતો નથી મારા શાપથી તેનો સ્વભાવ દારુણ થઈ ગયેલો છે.[૩૯] તેથી હે મહાબાહુ! લંકા છોડી દઈ તું તારા અનુચરો સહિત કૈલાસ પર્વત ઉપર જઈ વસ.[૪૦] ત્યા નદીઓમા ઉત્તમ રમ્ય ગંગા નદી વહે છે. સુવર્ણ અને સૂર્ય સરખા તેજસ્વી કમળો તેના પાણીમા આવી રહેલા છે.[૪૧] કુમુદ, ઉત્પલ અને બીજા સુગંધીદાર ફૂલો પણ ત્યા થાય છે ત્યા આનંદી દેવો, ગંધર્વો, અપ્સરાઓ, ઉરગો અને કિન્નરો વિહાર કરી નિત્ય આનંદ પામે છે હે કુબેર! તુ જાણે છે કે, દશગ્રીવે મોટુ વરદાન મેળવ્યુ છે, તેથી તેની સાથે તારે વેર કરવુ યોગ્ય નથી' પિતાની આ આજ્ઞા માથે ચઢાવી કુબેરજી પોતાની સ્ત્રી, પુત્ર, મંત્રી, સમસ્ત વાહન અને ધન વગેરે લઈ કૈલાસ પર્વત પર ગયા.[૪૨-૪૪] કુબેરજીના ગયા પછી હર્ષિત ચિત્તવાળા પ્રહસ્તે મંત્રીઓથી વીંટાઈ બેઠેલા મહાત્મા રાવણને કહ્યુ [૪૫] 'ધનેશ્વર કુબેર લંકા ત્યજી ચાલ્યા ગયા છે અને હવે તે શૂન્ય થઈ છે, માટે અમારી સાથે તેમા પ્રવેશ કરીને તમે તમારા ધર્મનુ પાલન કરો' ત્યારે પ્રહસ્તના વચનો સાંભળી મહાબળવાન રાવણ પોતાના બળવાન અનુચરો અને ભાઈઓ સહિત લંકામા પેઠો [૪૬,૪૭] જેમ ઇંદ્ર સ્વર્ગમા પ્રવેશ કરે, તેમ દેવશત્રુ રાવણે કુબેરે તજેલી વિશાળ રાજમાર્ગોવાળી લંકાનગરીમા પ્રવેશ કર્યો [૪૮] પછી રાક્ષસોએ રાવણનો ત્યા અભિષેક કર્યો અને રાવણ તેનુ પાલન કરવા લાગ્યો થોડો સમય વીતતા લંકા કાળા વાદળા સરખા રાક્ષસોથી ભરાઈ ગઈ જેમ પૂર્વે ઇંદ્રરાજાએ સ્વર્ગમા અમરાવતી વસાવી હતી, તેમ ધનેશ્વર કુબેરે પણ પિતૃઆજ્ઞાપાલનના પ્રભાવથી ચંદ્ર જેવા ઉજ્જ્વળ કૈલાસ પર્વતના શિખર ઉપર ઘણા જ અલંકૃત અને શ્રેષ્ઠ ભવનોથી શોભતી અલકાપુરી વસાવી તેમા સુખથી વાસ કર્યો.[૪૯,૫૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૧૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૨મો

રાવણ વગેરેનો ગૃહસ્થાશ્રમ-રાક્ષસવંશની વૃદ્ધિ

राक्षसेन्द्रोऽभिषिक्तस्तु भ्रातृभिः सहितस्तदा।
ततः प्रदानं राक्षस्या भगिन्याः समचिन्तयत्॥

રાક્ષસાધિપતિ રાવણે લંકાનુ રાજ્ય મેળવ્યા પછી પોતાની બહેન શૂર્પણખાના લગ્ન માટે ભાઈઓ સાથે વિચાર કરી તેને દાનવોમા શ્રેષ્ઠ કાલકેન્દ્ર વિદ્યુજ્જિહ્વની સાથે પરણાવી [૧,૨] હે

રામ ! બહેનને પરણાવ્યા પછી રાક્ષસેંદ્ર રાવણ મૃગયા કરવા નીકળ્યો. ત્યા તેણે દિતિના પુત્ર મય (દાનવ)ને જોયો કે જેની સાથે લાવણ્યમયી એક કન્યા હતી. કન્યા સહિત મયદાનવને જોઈ દશગ્રીવે પૂછ્યુ 'તમે કોણ છો ? જ્યા મનુષ્ય કે મૃગ પણ ફરતા નથી, ત્યા તમે વિચરો છો ?[૩,૪] આ મૃગનયની કન્યા સહિત તમે અહી કેમ રહો છો ?' ત્યારે મયદાનવે રાવણને ઉત્તર આપ્યો [૫] 'તમારી પાસે હુ સર્વ વૃત્તાત કહુ છુ, તે તમે સાભળો પૂર્વે હેમા નામની એક અપ્સરા હતી.[૬] તે હેમા ઇદ્રને જેમ ઇદ્રાણી મળે, તેમ મને મળી હતી અને એક હજાર વર્ષ સુધી હુ તેના ઉપર અતિશય પ્રીતિવાળો હતો [૭] હાલમા તે હેમા દેવતાઓના કાર્ય નિમિત્ત સ્વર્ગમા ગઈ છે અને મારા તેર વરસ તેના વિરહમા ચાલ્યા ગયા છે અને, આ ચૌદમુ વર્ષ પણ મે બનાવેલી સુવર્ણમય પુરીમા જ વીતી ગયુ [૮] વજ્ર અને વૈડૂર્યમણિથી ચીતરેલી અને માયાથી નિર્માણ કરેલી તે નગરીમા રહેવા છતા હેમાના વિયોગને લીધે હુ દુખી રહેતો હતો, તેથી હુ મારી પુત્રીને લઈને આ વનમા આવ્યો છુ હે રાજન્ ! તે હેમા અપ્સરાની કૂખથી જન્મેલી આ મારી પુત્રી છે,[૧૦] અને તેને યોગ્ય પતિની સાથે પરણાવવા હુ ઇચ્છુ છુ. સર્વ માન ઇચ્છનારા પુરુષોને કન્યાના પિતા હોવુ એ દુખકારક જ છે,[૧૧] કારણ કે કન્યા માતા અને પિતાના બન્ને કુળને હમેશા સશયમા રાખે છે મને એ સ્ત્રીથી બે પુત્રો પણ થયા છે [૧૨] હે તાત ! તેમા પહેલો માયાવી અને પછી દુદુભિ થયો હતો એ પ્રમાણે તમે જે પૂછ્યુ તે બધુ યથાવિધિ મે તમને કહ્યુ હે તાત ! તમે કોણ છો ? હુ તમને કેવી રીતે જાણી શકુ ?' ત્યારે રાવણે કહ્યુ 'હુ બ્રહ્માજીની ત્રીજી પેઢીએ થયેલા વિશ્રવા મુનિનો પુત્ર છુ અને મારુ નામ દશગ્રીવ છે '[૧૩-૧૫]

હે રામ ! રાક્ષસેંદ્રે આ પ્રમાણે કહ્યુ ત્યારે દાનવશ્રેષ્ઠ મયદાનવે મહર્ષિપુત્ર જાણીને પોતાની કન્યા તેને આપવાની ઇચ્છા જણાવી અને તુરત જ પોતાની કન્યાનો હાથ તેના હાથમા આપતા કહ્યુ હે રાજન્ ! હેમા અપ્સરાથી ઉત્પન્ન થયેલી મારી આ મદોદરી નામની પુત્રીને તમે પત્ની તરીકે ગ્રહણ કરો ' ત્યારે રાવણે 'તથાસ્તુ' કહી તેનો સ્વીકાર કર્યો પછી દૈત્યેદ્ર મયદાનવે અગ્નિ સમક્ષ તેઓનુ પાણિગ્રહણ કરાવ્યુ. હે રામ ! રાવણને તેના પિતા વિશ્રવાથી શાપ મળ્યો છે તે મયદાનવ જાણતો હતો, છતા તે પિતામહના કુળનો છે, એમ જાણીને તેણે પોતાની પુત્રી તેને આપી હતી, તેમ જ પરમ અદ્ભુત અમોઘ શક્તિ પણ આપી હતી કે જે શક્તિએ લક્ષ્મણને મૂર્છા પમાડી હતી.[૧૬-૨૧]

પોતાની પત્નીને લઈ રાક્ષસરાજ રાવણ લકામા ગયો પછી પોતાના બે નાના ભાઈ ઓના લગ્ન માટે બે કન્યાઓ પણ તે લઈ આવ્યો. વિરોચનની વજ્રજ્વાળા નામની પુત્રીને રાવણે કુભકર્ણ સાથે પરણાવી અને ગધર્વરાજ મહાત્મા શૈલૂષની સરમા નામની ધર્મજ્ઞ પુત્રીને વિભીષણ સાથે પરણાવી કે જે સરમા માનસરોવરના કાઠા પર જન્મી હતી તેના જન્મસમયે વર્ષાઋતુ હોવાથી માનસરોવરમા પાણી વધતુ હતુ, ત્યારે કન્યા ઉપરની પ્રીતિને લીધે તેની માતાએ રોતા રોતા 'સર મા વર્ધત' (સરોવર, વધ નહિ) એ પ્રમાણે કહ્યુ, તેથી તેનુ નામ સરમા પડ્યુ આ પ્રમાણે વિવાહ કરી એ રાક્ષસો જેમ ગધર્વો નદનવનમા આનદ ભોગવે તેમ પોત પોતાની સ્ત્રીઓ સાથે આનદ ભોગવવા લાગ્યા [૨૨-૨૮] સમય વીતતા રાવણની પટરાણી મદોદરીએ મેઘનાદ નામના પુત્રને જન્મ આપ્યો, જે ઇદ્રજિત નામથી વિખ્યાત થયો જ્યારે તેનો જન્મ થયો અને તે રોવા લાગ્યો, ત્યારે ઘણા પ્રચડ મેઘસમૂહના ગડગડાટ જેવો તેનો અવાજ થયો હે રાઘવ ! તેના અવાજથી આખી લકા સ્તબ્ધ થઈ ગઈ હતી, તેથી તેના પિતાએ એનુ નામ મેઘનાદ પાડ્યુ હે રામ !

રાવણના શુભ અંતઃપુરમાં લાકડામાં છુપાયેલા અગ્નિની માફક શ્રેષ્ઠ સ્ત્રીઓથી રક્ષાતો, માતા તથા પિતાને મહાહર્ષ ઉપજાવતો એ મેઘનાદ વધતો હતો.[૨૯-૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૧૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૩મો

### રાવણનો ઉત્પાત-કુબેરની શિખામણ

अथ लोकेश्वरोत्सृष्टा तत्र कालेन केनचित् ।
निद्रा समभवत्तीवा कुम्भकर्णस्य रूपिणी ॥ १ ॥

પછી કેટલેક કાળે લોકેશ્વર બ્રહ્માએ પ્રેરેલી ઘોર નિદ્રા કુંભકર્ણની પાસે ગઈ.[૧] ત્યારે કુંભકર્ણે પોતાના ભાઈને કહ્યું : 'હે રાજન્ ! મને નિદ્રા પીડા કરે છે, મારે માટે એક સારું ગૃહ કરાવો.'[૨] તેથી રાવણે વિશ્વકર્મા જેવા શિલ્પીઓને આજ્ઞા કરી. તેમણે એક યોજન પહોળું ને બે યોજન લાંબું, વિશાળ, સુંવાળું, સુંદર દેખાવવાળું, કોઈ પણ જાતની પીડા વિનાનું, સ્ફટિક અને સુવર્ણના ચિતરામણવાળા થાંભલાથી સર્વત્ર શોભતું એક મંદિર કુંભકર્ણ માટે બનાવ્યું.[૩,૪] એ મંદિરને વૈડૂર્યમણિનાં પગથિયાં હતાં. ઘૂઘરીઓવાળા પડદા ટાંગ્યા હતા, હાથીદાંતનાં બારણાં બનાવ્યાં હતાં; તેમ જ હીરા અને સ્ફટિકના ચોતરા બાંધેલા હતા.[૫] મેરુ પર્વતની પુણ્ય-ગુફાની જેમ નિત્ય સંપૂર્ણ સુખ આપનાર એ મનોહર મંદિર રાક્ષસેંદ્ર રાવણે બંધાવ્યું,[૬] ત્યારે મહાબળવાન કુંભકર્ણ તેમાં જઈ સુખથી સૂતો, તે હજારો વર્ષ સુધી સૂઈ રહ્યો, પણ જાગ્યો નહિ.[૭]

આ પ્રમાણે જ્યારે કુંભકર્ણ નિદ્રાધીન થયેલો હતો, ત્યારે નિરંકુશ દશાનન દેવો, ઋષિઓ, યક્ષો અને ગંધર્વોનો સંહાર કરવા લાગ્યો;[૮] એટલું જ નહિ, પણ નંદન વગેરે જે જે વિચિત્ર ઉદ્યાનો હતાં, તે સર્વને ક્રોધ પામેલા દશાનને ઉજ્જડ કર્યાં.[૯] હાથી જેમ નદીમાં ક્રીડા કરી તેનો નાશ કરે છે, વાયુ જેમ વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાખી તેનો નાશ કરે છે, વજ્ર જેમ પર્વત ઉપર પડીને તેને ભેદી નાખે છે, તેમ રાક્ષસાધિપતિ રાવણ સર્વનો નાશ કરવા લાગ્યો.[૧૦] રાવણનું આવું દુરાચરણ જાણીને અને પોતાના કુળને અનુરૂપ વ્યવહારનું સ્મરણ કરીને ભ્રાતૃપ્રેમી કુબેરે તેને સમજાવવા એક દૂતને લંકા મોકલ્યો. તે દૂત લંકાપુરીમાં જઈ વિભીષણને મળ્યો, ત્યારે ધર્માત્મા વિભીષણે તેનું સન્માન કરી, આવવાનુ કારણ તથા કુબેર અને બીજાં સગાંસંબંધીઓનું કુશળ પૂછ્યું, તે જાણીને સભામાં બેઠેલા રાવણની પાસે તેને લઈ ગયા. ત્યાં પોતાના તેજથી શોભતા રાક્ષસેંદ્ર રાવણને જોઈ ને 'મહારાજનો જય થાઓ' એ પ્રમાણે બોલી વિનીતભાવે તે ઊભો રહ્યો, પછી તે દૂતે ઉત્તમ પલંગ ઉપર બેઠેલા રાવણને કહ્યું :[૧૧-૧૬]

'હે રાજન્! હે વીર! તમારા ભાઈએ તમારાં માતા અને પિતાના કુળના સદાચારને યોગ્ય જે કહેલું છે, તે હું તમને કહું છું.[૧૭] તેમણે કહાવ્યું છે કે, 'આટલાં કૃત્યોથી બહુ થયું. હવે તમારે સદાચારનો સંગ્રહ કરવો ઘટે છે, તેમ જ ધર્મમાં આસ્થા રાખવી ઘટે છે.[૧૮] હે રાજન્ ! નંદનવનનો નાશ થયો તે મેં જોયો, ઋષિઓ હણાયાનું મેં સાંભળ્યુ અને તમારા નાશ માટેની દેવોની પેરવીઓ પણ મારા જાણવામાં આવી છે.[૧૯] હે રાક્ષસાધિપ ! તમે મારો ઘણી વાર અનાદર કર્યો છે, છતાં અપરાધી બાળક મોટાંઓથી રક્ષણ કરવા યોગ્ય છે; તેમ તમારું રક્ષણ કરવું એ મારું કામ છે.[૨૦] જિતેંદ્રિય અને નિયમને વશ રહીને રુદ્રને પ્રસન્ન કરવા માટે વ્રત ધારણ કરી હું હિમાલય ઉપર ધર્મોપાસના કરવા લાગ્યો હતો,[૨૧] ત્યાં મેં ઉમા સહિત દેવાધિદેવ મહાદેવને જોયા. આ સમયે અનુપમ રૂપ ધરીને રુદ્રાણી ત્યાં આવેલાં હતાં. હે મહારાજ ! બીજા કોઈ પણ હેતુથી નહિ પણ માત્ર 'આ કોણ હશે ?' એ જ આકાંક્ષાથી મેં કમનસીબે તે દેવીને ડાબી આંખે જોયાં,[૨૨,૨૩] ત્યારે દિવ્ય પ્રભાવથી દેવીએ મારી ડાબી આંખ બાળી નાખી અને ધૂળ ઊડવાથી જેમ તેજ ફિક્કું

થઈ જાય તેમ મારું એ નેત્ર ફિક્કું પડી ગયું. તે પછી હું ગિરિના બીજા વિસ્તીર્ણ શિખર ઉપર જઈને આઠસો વર્ષ સુધી મૌન રહેવાનું મહાવ્રત ધારણ કરીને રહ્યો. તે તપ પૂરું થયું ત્યારે દેવ મહેશ્વરે પ્રસન્ન થઈ કહ્યું: 'હે ધર્મજ્ઞ! હે સુવ્રત! આ તપથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું. હે ધનેશ્વર! આવું તપ એક તેં કરેલું છે અને બીજું મેં આચરેલું હતું. આવું વ્રત આચરે એવો ત્રીજો કોઈ પુરુષ થયો નથી આ વ્રત દુષ્કર છે અને તે મેં જ પૂર્વે ઉત્પન્ન કરેલું છે[૨૪-૨૮] હે ધનેશ્વર! હે સૌમ્ય! તું મારો મિત્ર થા. હે પાપરહિત! તેં મને તપથી જીતેલો છે. માટે તું મારો મિત્ર થા.[૨૯] દેવીના સ્વરૂપનું નિરીક્ષણ કરવાથી તેણે તારું જે ડાબું નેત્ર બાળી નાખ્યું છે અને હાલ જે પીળું પડી ગયું છે.[૩] તેથી 'એકાક્ષી પિંગલી' એવા નામથી ઘણા કાળ સુધી તું પ્રસિદ્ધ રહીશ.' એ પ્રમાણે શિવની સાથે મિત્રતા મેળવીને તેમ જ તેમની પાસેથી રજા મેળવીને ઘેર આવેલા મેં તમારો પાપી નિશ્ચય સાંભળ્યો, માટે એ કુળને કલંક લગાડનાર અધર્મી લોકોની સોબત છોડી દે ઋષિઓ સાથે દેવો તમારા વધના ઉપાયનો વિચાર કરે છે.'

દૂતે આ પ્રમાણે કહ્યું, ત્યારે ક્રોધથી રક્ત લોચન થયેલો દશાનન હાથ પછાડી અને દાંત પીસી બોલ્યો. 'હે દૂત! તું જે બોલે છે તે હું બરાબર સમજ્યો છું[૩૧-૩૪] તું અને તને અહીં મોકલનાર એ મારો ભાઈ હવે જીવતા નહિ રહે. એ ધનેશ્વર આ મારા હિતની વાણી કહેતો નથી, પણ એ મૂઢ મને 'મારે મહેશ્વરની મિત્રતા થઈ' એમ સંભળાવે છે! તેં જે આ કહ્યું તે મારાથી સહન થઈ શકે તેમ નથી.[૩૫,૩૬] હે દૂત! તેનું આટલા કાળ સુધી મેં સર્વ સહન કર્યું છે અને એ મારો ગુરુ છે, મારાથી જ્યેષ્ઠ છે, એમ હું માનું છું; તેથી જ મેં એને હણ્યો નથી,[૩૭] પણ તેના આ વચનો સાંભળી હવે મેં એવો નિશ્ચય કર્યો છે કે, તેના એકલાની ખાતર જ હું મારા બાહુબળથી ત્રણે લોકોને જીતીશ અને ચારે દિશાના લોકપાળોને યમસદનમાં પહોંચાડી દઈશ.[૩૮,૩૯] એ પ્રમાણે કહીને રાવણે તે દૂતને તલવારથી કાપી નાખ્યો અને દુરાત્મા રાક્ષસોને તેનું ભક્ષણ કરી જવા કહ્યું. પછી ત્રણે લોકને જીતવાની આકાંક્ષાવાળો રાવણ સ્વસ્તિવાચન કરાવી રથ પર ચઢી સત્વર જ્યાં ધનેશ્વર રહેતા હતા ત્યાં ગયો.[૪૦,૪૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૩ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૪ મો

## રાવણનો ઉત્પાત–યક્ષો સાથે યુદ્ધ

ततः स सचिवैः सार्धं षड्भिर्नित्यबलोद्धतः ।
महोदरप्रहस्ताभ्यां मारीचशुकसारणैः ॥ १ ॥

નિરંતર બળથી ઉદ્ધત રહેતો રાક્ષસેંદ્ર રાવણ જાણે ત્રણ લોકને બાળી નાખવા ઇચ્છતો હોય, તેમ મહોદર, પ્રહસ્ત, મારીચ, શુક, સારણ અને ધૂમ્રાક્ષને સાથે લઈ કુબેરની સામે લડવા ગયો.[૧] શહેરો, નદીઓ, પર્વતો, વનો અને ઉપવનોને ઓળંગી એક મુહૂર્તમાં તે કલાસ પર્વત પર આવી પહોંચ્યો.[૨,૩] યુદ્ધેચ્છુ દુરાત્મા રાક્ષસેંદ્રને મંત્રીઓ સહિત કલાસ પર આવી પહોંચેલો જાણી ત્યાં રહેલા યક્ષોના તો હોશકોશ જ ઊડી ગયા થોડી વારે સાવધ થઈ 'આ આપણા રાજા કુબેરનો ભાઈ છે' એમ જાણી તેઓ ધનેશ્વર હતા ત્યાં ગયા[૪,૫] તેઓએ ત્યાં જઈ રાવણે જે કર્યું હતું તે સર્વ કહ્યું, ત્યારે કુબેરે તેની સામે લડવા માટે યક્ષસૈન્યને આજ્ઞા આપી. તે વખતે યક્ષોનું અને રાક્ષસોનું કઠોર યુદ્ધ થવા લાગ્યું સમુદ્રના તરંગોની પેઠે યક્ષ તથા રાક્ષસસૈન્ય ઊછળવાથી કલાસગિરિ કંપી ઊઠ્યો[૬-૮] જોતજોતામાં રાવણના સર્વ મંત્રીઓ ઘાયલ થયા, ત્યારે નિશાચર દશગ્રીવે પોતાના સૈન્યને મંદ પડેલું જોઈ ક્રોધપૂર્વક મોટો નાદ કર્યો. રાવણના નાદથી વેગમાં આવેલા ભયંકર પરાક્રમ કરનારા તેના પ્રત્યેક પ્રધાનો એકેક હજાર યક્ષોની સાથે લડવા લાગ્યા, તેમ જ રાવણે પણ ગદા, મુશલ, તલવાર શક્તિ અને તોમર વડે યક્ષસેનાને

હણવા માંડી.૯-૧૨

એ સમયે વરસતાં વાદળાંની ધારાઓની જેમ યક્ષોએ છોડેલાં બાણોથી વીંધાતો રાવણ ક્રોધપૂર્વક પ્રહાર કરવા લાગ્યો.[13] વાદળાંની હજારો ધારાથી પર્વત ભિંજાય છે, તેમ યક્ષોનાં શસ્ત્રોના ઘાથી રુધિરની ધારા વડે ભિંજાઈ જવા છતાં તે જરા પણ ડગ્યો નહિ. પછી મહાત્મા રાવણ કાળદંડના સરખી ગદા ઉપાડી યક્ષસૈન્યમાં પેઠો અને હજારો યક્ષોને યમદ્વારમાં પહોંચાડ્યા. વાયુ સહિત અગ્નિ જેમ સૂકાં લાકડાંને સળગાવી મૂકે છે, તેમ તૃણની માફક વીખરાયેલા યક્ષ-સૈન્યને રાવણરૂપી અગ્નિ બાળી નાખવા લાગ્યો. વાયુ જેમ વાદળાંને વીખેરી નાખે છે, તેમ બાકી રહેલા તે યક્ષોને મહોદર, શુક આદિ રાવણના વીર પ્રધાનોએ છિન્નભિન્ન કરી નાખ્યા.૧૪-૧૬ કેટલાક અવયવો કપાઈ જવાથી ઘાયલ થઈ યુદ્ધ-ભૂમિ પર પડ્યા અને કેટલાક તીક્ષ્ણ દાંતોથી હોઠ કરડતા પૃથ્વી પર પડ્યા.[17] જેમ નદીના પ્રવાહથી તેના કાંઠાઓ ધસી પડે છે, તેમ કેટલાક થાકેલા હોવાથી શસ્ત્રો છોડી દઈને એક-બીજાને વળગી પડીને યુદ્ધભૂમિમાં પડ્યા. સામે પગલે રહી લડવા છતા બળવાન શત્રુથી હણાઈને હજારો યક્ષો અંતરિક્ષમાં જવા લાગ્યા, જેથી યુદ્ધપ્રેક્ષક ઋષિજનોને તેમ જ આ વીર લોકોને ત્યા રહેવાને સ્થાન મળવું મુશ્કેલ થઈ પડ્યું. પોતાના મહાબળવાન યોદ્ધાઓને હણાયેલા જોઈ મહાબાહુ ધનાધ્યક્ષે બીજા હજારો યક્ષોને રણભૂમિ પર મોકલ્યા.૧૮,૧૯ હે રામ! એ સમયે કુબેરે મોકલેલો સંયોધકંટક નામનો યક્ષ પુષ્કળ સૈન્ય અને વાહનો સહિત યુદ્ધભૂમિમાં આવ્યો. વિષ્ણુ જેમ ચક્રથી છેદે, તેમ તેણે મારીચ રાક્ષસને યુદ્ધભૂમિમાં ઘાયલ કર્યો, જેથી પુણ્ય ક્ષીણ થયે જેમ ગ્રહ પૃથ્વી પર પડે, તેમ તે મારીચ કૈલાસ પર્વત ઉપરથી પૃથ્વી ઉપર પડ્યો.૨૦-૨૧ તે નિશાચર મારીચ ભાન આવ્યા પછી એક મુહૂર્ત સુધી વિસામો લઈ પુનઃ યુદ્ધભૂમિ પર આવ્યો અને મહાદારુણ યુદ્ધ કરવા લાગ્યો, ત્યારે તેનાથી ત્રાસી સંયોધકંટક યક્ષ રણભૂમિમાંથી પલાયન કરી ગયો.

પછી સુવર્ણથી ચીતરેલા અને વૈડૂર્યમણિ તથા રૂપાથી જેમાં ભાત પાડેલી છે, તેવા રાજમહેલના દ્વારમાં રાક્ષસેંદ્ર રાવણે પ્રવેશ કર્યો. હે રાજન્! તે નિશાચરને રાજમહેલમાં પેસતો જોઈ સૂર્યભાનુ નામનો દ્વારપાળ તેને રોકવા લાગ્યો.૨૩-૨૫ હે રામ! દ્વારપાળે રોકવા છતાં રાવણ ન જ રોકાયો, ત્યારે દ્વારપાળે તેને દરવાજાનાં તોરણ વડે ઝૂડી નાખ્યો; તેથી ગેરુથી જેમ પર્વત શોભી રહે, તેમ લોહી નીકળવાથી તે રાવણ શોભવા લાગ્યો. પર્વતના શિખર જેવા તોરણના પ્રહારથી ઘાયલ થયા છતાં પિતા-મહ બ્રહ્માજીના વરદાનને લીધે રાક્ષસેંદ્ર રાવણ-નો જરા પણ ક્ષય થયો નહિ; ઊલટો તેણે તે જ તોરણ વડે દ્વારપાળ સૂર્યભાનુને એવો તો પ્રહાર કર્યો કે જેથી તેનું શરીર વિદીર્ણ થઈ ગયું. રાવણનું આ પરાક્રમ જોઈને જીવતા રહેલા સર્વ ત્યાંથી નાસી ગયા અને ભયથી પીડા પામી શસ્ત્રો ત્યજી દઈ વીલે મોઢે નદી, કોતરો તથા ગુફાઓમાં ભરાઈ ગયા.૨૬-૩૦

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૪ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૫ મો

### રાવણનો ઉત્પાત-કુબેર સાથે યુદ્ધ-પુષ્પક વિમાનની પ્રાપ્તિ

ततस्तांल्लक्ष्य वित्रस्तान्यक्षेन्द्रांश्च सहस्रशः ।
धनाध्यक्षो महायक्षं माणिचारमथाब्रवीत् ॥ १ ॥

આ રીતે અનેક પ્રકારે ત્રાસ પામેલા તે યક્ષોને જોઈને ધનાધ્યક્ષ કુબેરે મણિભદ્ર નામના મહાયક્ષને કહ્યું:[1] 'હે યક્ષેંદ્ર! દુરાચારી અને પાપી રાવણનો તું સંહાર કર અને ત્રાસ પામેલા વીર યક્ષોનું રક્ષણ કર.'[2] ત્યારે મહાબાહુ મણિ-ભદ્ર ચાર હજાર વીર યક્ષોને સાથે લઈ યુદ્ધ કરવા નીકળ્યો. વીર યક્ષો ગદા, મુસળ, પ્રાસ, શક્તિ, તોમર અને મુદ્ગર આદિ આયુધો વડે રાક્ષસોને હણતા હણતા રણભૂમિમાં દોડવા

લાગ્યા.[3,4] બાજ જેમ ઝડપથી નાનાં પક્ષીને પકડી પાડે, તેમ વીર યક્ષો રાક્ષસો સાથે યુદ્ધ કરવા લાગ્યા. એ સમયે 'ઠીક', 'યુદ્ધ આપ,' 'હું પાછો જવા ઇચ્છતો નથી,' 'તારાં શસ્ત્રો મને દઈ દે' એ પ્રમાણે રાક્ષસો તથા યક્ષોના અવાજ થવા લાગ્યા. દેવો, ગંધર્વો અને ઋષિઓ આ તુમુલ યુદ્ધ જોઈ વિસ્મિત થવા લાગ્યા.[5,6]

રાવણના મંત્રી પ્રહસ્તે યુદ્ધમાં પ્રચંડ પરાક્રમ કરી એકહજાર યક્ષોને મારી નાખ્યા અને મહોદરે બીજા હજાર યક્ષોને હણ્યા.[7] હે રાજન્! યુદ્ધોન્મત્ત મહાક્રોધી મારીચે માત્ર એક નિમેષના અંતરમાં બે હજાર યક્ષોને હણી નાખ્યા.[8] હે પુરુષશ્રેષ્ઠ! એ સમયે યક્ષો ધર્મયુદ્ધ કરતા હતા, ત્યારે રાક્ષસો કપટયુદ્ધ કરતા હતા; તેથી રાક્ષસો એ યુદ્ધમા ચડિયાતા થયા. મહાબાહુ ધૂમ્રાક્ષે રણક્ષેત્રમાં આવી મણિભદ્રની છાતીમાં ક્રોધથી મુસળનો ઘા કર્યો, છતા તે વીર યક્ષ જરા પણ ધ્રુજ્યો નહિ,[9,10] ઊલટું તેણે ગદાને બરાબર વીંઝીને ધૂમ્રાક્ષના માથામા મારી, તેથી તે રાક્ષસ વિકળ થઈ ભોય ઉપર પડ્યા.[11] ધૂમ્રાક્ષને લોહીલુહાણ થઈ પૃથ્વી પર પડેલો જોઈ ને રાક્ષસેંદ્ર રાવણ મણિભદ્રની સામે આવ્યો,[12] ત્યારે ક્રોધ પામેલા દોડ્યા આવતા રાવણને યક્ષશ્રેષ્ઠ મણિભદ્રે ત્રણ શક્તિઓથી વીંધ્યો; છતાં ક્રોધે ભરાયેલા મહાબળવાન રાવણે દોડી આવી તેના મસ્તક પર પ્રહાર કર્યો. રાવણના પ્રહારથી મણિભદ્રનું મસ્તક વાંકું થઈ ગયુ અને તેથી તે યુદ્ધમાંથી નિવૃત્ત થયો, ત્યારે રાક્ષસોએ મોટો હર્ષનાદ કરી આખો કલાસ પર્વત ગજાવી મૂક્યો;[13–15] એટલામા શુક અને પ્રૌષ્પદ નામના બે પ્રધાનોની સાથે ધનાધ્યક્ષ કુબેર મોટી ગદા ધારણ કરી રણભૂમિ પર આવ્યા.[16] એ સમયે મહાત્મા કુબેરે પોતાના ભાઈ રાવણને યુદ્ધભૂમિમા જોઈ ને પોતાના મહાન કુળને છાજે તેવા બુદ્ધિયુક્ત વચનો કહેવા માંડ્યાં :[17] 'હે દુર્મતિ! તું મારા વાર્યા છતાં પાપકર્મથી અટકતો નથી, તો પાછળથી એનુ ફળ મેળવીને નરકમાં જઈશ, ત્યારે તને ખબર પડશે. કોઈ દુર્મતિ માણસ મોહને લીધે ઝેરની ઉપેક્ષા કરીને મોહને લીધે તે પી જાય અને પાછળથી જેમ તેના પરિણામની તેને ખબર પડે, તેમ તું પણ તારાં પાપકર્મનું પરિણામ પાછળથી જ સમજીશ. તારા અનાચારને લીધે દેવો તારાથી વિમુખ થયા છે અને તેથી તું આવો વેરભાવ પામ્યો છે, તેની તને પાછળથી જ ખબર પડશે. માતા, પિતા, વિપ્ર, આચાર્ય આદિનો તિરસ્કાર કરનાર તું જ્યારે યમરાજાને હાથ પડીશ, ત્યારે જ તને ખબર પડશે. ક્ષણભંગુર શરીર ધારણ કરીને જે તપ કરતો નથી, તે મૂઢ મૂઆ પછી પોતાનાં પાપકર્મનું ફળ પામીને બહુ જ દુઃખી થાય છે.[18–22] ધર્મથી રાજ્ય, ધન આદિ સુખ મળે છે, પણ અધર્મથી તો દુઃખ જ થાય છે; માટે ધર્મ કર અને પાપનું વિસર્જન કર. માતાપિતાની સેવા કર્યા વિના કોઈ પણ માણસની બુદ્ધિ શુભ થતી નથી અને જીવ જેવાં કર્મો કરે છે, તેવાં ફળ તેને ભોગવવાં જ પડે છે. પુણ્યકર્મ વડે જ આ લોકમાં સમૃદ્ધિ, રૂપ, બળ, પુત્ર, ધન આદિ મળે છે અને પરલોક પણ તે વડે જ સધાય છે.[23,24] હે દુર્બુદ્ધિ! તારી બુદ્ધિ આવી થઈ ગઈ છે, જેથી તું નરકમાં જનારો થઈશ. અરે! તારા જેવા પાપાત્માની સાથે વધારે બોલવું એ પણ મને યોગ્ય લાગતું નથી.'[25]

મહાત્મા કુબેરે રાવણને તથા તેના પ્રધાનોને આ રીતે સમજાવ્યા છતાં તેઓએ ન માન્યુ ત્યારે ગદા વડે પ્રહાર કરવા માંડ્યા, જેથી રાવણના મારીચ આદિ પ્રધાનો પલાયન કરી ગયા.[26] પછી યક્ષેંદ્ર કુબેરે દશગ્રીવને માથામા જોરથી ગદા મારી, પણ તેથી તે જરા પણ ડગ્યો નહિ.[27] હે રામ! પછી તે મહાયુદ્ધમા તે યક્ષ અને રાક્ષસ એકબીજાને પ્રહાર કરવા લાગ્યા, પણ બેમાંથી કોઈ થાક્યુ નહિ તેમ કોઈ વિહ્વળ પણ થયુ નહિ.[28] કુબેરે આગ્નેયાસ્ત્ર મૂક્યું, ત્યારે રાવણે તેના સામું વરુણાસ્ત્ર

મૂકી તેનું નિવારણ કર્યું.[२९] પછી રાવણે માયા કરવા માંડી. રાવણે કુબેરના વિનાશ માટે સેંકડો માયાવી સ્વરૂપો ધારણ કર્યાં.[३०] એ સમયે તે વાઘ. વરાહ, વાદળું, પર્વત, સાગર, વૃક્ષ, યક્ષ અથવા દૈત્યનું સ્વરૂપ ધારણ કરવા લાગ્યો અને અદૃશ્ય રહી અસ્ત્રોનો વરસાદ વરસાવવા લાગ્યો. હે રામ! છેલ્લે તે રાવણે મોટું ભયંકર રૂપ ધારણ કરી પોતાની મોટી ગદા કુબેરના માથામાં મારી. ગદાના પ્રહારથી કુબેર વિહવળ થયા. લોહીલુહાણ થયા અને કપાયેલા મૂળવાળું ઝાડ જેમ પડી જાય તેમ પૃથ્વી ઉપર પડી ગયા, ત્યારે તેમના પદ્માદિ પ્રધાનો તેમને નંદનવનમાં લઈ ગયા અને સાંત્વન કરવા લાગ્યા. પછી ધનાધ્યક્ષ કુબેરને જીતવાથી હર્ષ પામેલા રાક્ષસેંદ્ર રાવણે વિજયના ચિહ્ન તરીકે તેનું પુષ્પક વિમાન લઈ લીધું.

તે પુષ્પક વિમાન સોનાના હજારો થાંભલાવાળું, વડૂર્યમણિની કમાનોવાળું, મોતીના પડદાવાળું, કલ્પવૃક્ષ જેવાં સર્વ ઋતુમાં ફળ આપનારા વૃક્ષોવાળું તેમ જ મનના જેવી ગતિવાળું, ઇચ્છા પ્રમાણે ગમન કરનારું, ઇચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરનારું, આકાશગામી, મણિ અને સોનાના પગથિયાંવાળું અને શુદ્ધ સુવર્ણની ઓઠકોવાળું હતું. એ વિમાન દેવોને એક સ્થળેથી બીજે સ્થળે લઈ જનાર હતું અને તેમાં સર્વ વસ્તુઓ અક્ષય હતી. જ્યાં દૃષ્ટિ અને મન નિરંતર સુખ પામે છે. એવું આશ્ચર્યજનક અને ચિત્રવિચિત્ર ચિત્રો યુક્ત હતું. એ વિમાન વિશ્વકર્માએ બનાવેલું હતું. એ વિમાન સર્વ ઇચ્છા પૂર્ણ કરનારું, મનોહર અને અનુત્તમ હતું; તેમાં ટાઢ કે તડકો લાગતો ન હતો અને તેમાં સર્વ ઋતુઓ શુભ સુખ આપનારી જણાતી હતી.[३१-३९] પરાક્રમથી મેળવેલા ઇચ્છિત ગતિવાળા તે પુષ્પક વિમાનમાં બેઠેલો દુર્મતિ રાવણ જાણે ત્રણે ભુવનને જીતી લીધા હોય એવો ગર્વ કરવા લાગ્યો. એ રીતે કુબેરને જીતીને રાવણ કૈલાસથી નીચે ઊતર્યો.[४०] તેજના પ્રભાવથી પ્રતાપવાન અને વિમલ કિરીટ તથા હાર ધારણ કરનાર રાક્ષસેંદ્ર રાવણ તે મહાન જય મેળવી પુષ્પક વિમાનમાં બેસી દેવોની સભામાં અગ્નિ શોભે તેમ શોભવા લાગ્યો.[४१]

ઇતિ શ્રીવાલ્મીકિ મહાઋષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૫ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૬ મો

## રાવણનો ઉત્પાત–નંદીશ્વરનો શાપ

स जित्वा धनदं राम भ्रातरं राक्षसाधिपः ।
महासेनप्रसूतं तद्ययो शरवणं महत् ॥ १ ॥

હે રામ! રાક્ષસાધિપતિ રાવણ પોતાના ભાઈ ધનપતિ કુબેરને જીતી કાર્તિકસ્વામીનું જન્મસ્થાન શરવણ વન જે વિશાળ અને સુવર્ણમય કાંતિવાળું અને જાણે બીજો સૂર્ય જ હોય તેવું ઝળહળતું હતું ત્યાં આવ્યો.[१-२] હે રામ! પર્વતશિખર પર રહીને એ રમ્ય વનને રાક્ષસેંદ્ર રાવણ નિહાળતો હતો, એટલામાં પુષ્પક વિમાન એકાએક સ્થંભી ગયું. વિમાનની ગતિ બંધ થયેલી જોઈ પ્રધાનોથી વીંટાયેલા રાવણે કહ્યું: 'આ દિવ્ય વિમાન એકાએક સ્થિર કેમ થઈ ગયું? ઇચ્છા પ્રમાણે ચાલનારું હોવા છતાં તે કેમ અટકી પડ્યું?[३] બ્રહ્માજીએ નિર્મેલા આ વિમાનને રોકવા કોણ સમર્થ છે? જરૂર, આ પર્વત પર રહેનારા કોઈ દેવે જ તેને અટકાવ્યું હશે.'[४]

હે રામ! રાવણનાં વચન સાંભળી બુદ્ધિશાળી મારીચ બોલ્યો: 'હે રાજન્! આ પુષ્પક વિમાન અટકી પડ્યું છે, તેનું કંઈક કારણ તો હશે જ. કદાચ આ વિમાન કુબેર સિવાય બીજા કોઈને લઈ જતું નહિ હોય અને તેથી એમના વિના એ અટકી પડ્યું હશે!'[५-६] મારીચ એમ કહેતો હતો, એટલામાં તેમની આગળ એક કરાળ, કાળો, પીળચટો, વામન, વિકટ, બોડા માથાવાળો, ટૂંકા હાથવાળો અને બળવાન નંદી ત્યાં આવ્યો. શંકરના એ અનુચરે નિઃશંકપણે રાક્ષસેંદ્ર રાવણને કહ્યું:[७-९] 'હે

દશગ્રીવ! શંકર આ પર્વત ઉપર ક્રીડા કરે છે, માટે તું અહીંથી જ પાછો વળ સુપર્ણ, નાગ, યક્ષ, ગંધર્વ, દેવ અને રાક્ષસ, એ સર્વ પ્રાણીઓને આ પર્વત ઉપર આવવાની મનાઈ છે, માટે હે દુર્બુદ્ધિ! તું પાછો જા '

નંદીના વચનો સાંભળી ગર્વોન્મત્ત રાવણ એકાએક કોપાયમાન થયો તેના નેત્રો લાલ પીળા થઈ ગયા, કુંડળો કંપવા લાગ્યા અને રોષમાં ને રોષમાં વિમાનમાંથી નીચે ઊતરી 'અરે, તે શંકર વળી કોણ છે?' એમ બોલતો કૈલાસ પર્વતના મૂળ પાસે દોડ્યો ત્યાં ચકચકિત ત્રિશૂળને ધારણ કરી જાણે બીજા શંકર જ ઊભા હોય, તેમ તેણે મહાબળવાન નંદીશ્વરને ઊભેલો જોયો ૧૦-૧૩ નંદીની મુખાકૃતિ વાનરના મુખ જેવી જોઈને બળવાન રાવણે વાદળા ગર્જના કરે, તેમ ઘાટે સ્વરે હાસ્ય કર્યું, એટલે શંકરના બીજા શરીરરૂપ નંદીશ્વરે ક્રોધ પામી કહ્યું 'હે દશાનન! તેં મારા વાનર જેવા મુખનો તિરસ્કાર કરી વજ્રપાત સરખા અવાજથી હાસ્ય કર્યું છે, તો મારા જેવા પરાક્રમવાળા, મારા જેવા તેજવાળા અને મારા જેવા મુખવાળા વાનરો જ તારા કુળનો નાશ કરશે ૧૪-૧૭ તે વાનરો નખ અને દાંતના આયુધવાળા, મનના જેવી ગતિવાળા અને યુદ્ધમાં ઉન્મત્ત તથા પર્વત સમાન વિશાળ કાયાવાળા અને બળવાન હોવાથી તારા પ્રબળ અહંકારનો અને અનેક જાતની તારી શક્તિઓનો તારા અમાત્ય અને પુત્ર પરિવાર સહિત નાશ કરશે હે નિશાચર! હમણાં જ તને હણવા હું શક્તિમાન છું ' પણ તું તારા કર્મથી જ હણાઈ ચૂક્યો છે, એટલે તને જતો કરું છું ૧૮-૨૦

મહાત્મા નંદીશ્વરે રાવણને જ્યારે આ પ્રમાણે કહ્યું, ત્યારે દેવના દુંદુભિ વાગ્યા અને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ.૨૧ છતાં ગર્વોન્મત્ત રાવણે તેને કંઈ પણ ગણકાર્યો નહિ અને કૈલાસના મૂળ પાસે આવી બોલ્યો 'હે નંદી! જેને લીધે મારા પુષ્પક વિમાનની ગતિ રોકાઈ ગઈ છે, તે આ પર્વતને હું મૂળથી જ ઉખાડી નાખું છું'!૨૨,૨૩ અરે, કયા બળનો આશ્રય કરીને તારો શંકર નિત્ય ક્રીડામગ્ન રહે છે કે જેથી તે આ જાણવા યોગ્ય ભયની પણ દરકાર કરતો નથી?'૨૪ હે રામ! એ પ્રમાણે કહીને રાવણે પોતાના હાથ વિસ્તાર્યા અને કૈલાસ ગિરિને મૂળમાંથી પકડી એકદમ ડોલાવવા લાગ્યો પર્વતના ધ્રૂજવાથી શંકરના ગણો ધ્રજવા લાગ્યા અને મહાદેવી પાર્વતી પણ કંપાયમાન થઈ મહેશ્વરને બાઝી પડ્યા ૨૫,૨૬ ત્યારે હે રામ! દેવોના દેવ મહાદેવે માત્ર અંગૂઠા વડે જ તે પર્વતને દબાવી દીધો૨૭ અને સ્તંભોના જેવી રાવણની ભુજાઓ તે પર્વત નીચે કચરાવા લાગી૨૮ તે પીડાને લીધે રાવણે ક્રોધપૂર્વક એકદમ મોટી ચીસ પાડી કે જેથી ત્રણે લોક ગાજી ઊઠ્યા.૨૯ રાવણના પ્રધાનોને લાગ્યું કે આ તે શું થયું? શું યુગાંત કાળનો વજ્રપાત થયો કે સર્વ દેવો તેમ જ ઇંદ્ર પણ રાવણની રાડને લીધે ચલાયમાન થયા? સમુદ્રો ખળભળી ઊઠ્યા, પર્વતો ધ્રૂજી ઊઠ્યા અને યક્ષો, વિદ્યાધરો, સિદ્ધો આદિ સર્વ 'આ શું થયું?' એ પ્રમાણે પૂછવા લાગ્યા પછી બૂમો પાડતા રાવણને તેના મંત્રીઓએ કહ્યું 'હે રાજન્! ઉમાપતિ, નીલકંઠ મહાદેવને તમે પ્રસન્ન કરો હે દશાનન! તેમના સિવાય બીજું કોઈ શરણ અમે જોતા નથી તમે અનેક સ્તુતિઓથી તથા પ્રણામ કરી ઉમાપતિ શંકરને પ્રસન્ન કરો, તો તે કૃપાળુ શંકર તમારા પર કંઈક દયા કરશે'૩૦-૩૩

અમાત્યોના વચનો સાંભળી રાક્ષસેન્દ્ર રાવણે શંકરને પ્રણામ કરી વેદોક્ત વિવિધ સ્તોત્રોથી સ્તુતિ કરવા માંડી એ પ્રમાણે સ્તુતિ કરતા અને રુદન કરતા જ્યારે એક હજાર વર્ષ વીતી ગયાં,૩૪ ત્યારે પર્વતના શિખર ઉપર બેઠેલા મહેશ્વર શંકર પ્રસન્ન થયા હે રામ! કૃપાળુ શંકરે દશાનનના હાથ છૂટા કરી કહ્યું ૩૫ 'હે

દશાનન! તારી સ્તુતિથી તેમ જ તારી વીરતાથી હું પ્રસન્ન થયો છું પર્વત નીચે દબાવાથી તેં જે ભયંકર રાડ પાડી હતી, તેથી ત્રણે લોક ખળભળી ઊઠ્યા હતા અને ભૂત પ્રાણીમાત્ર નાસવા લાગ્યા હતા, તેથી હે રાજન! તું 'રાવણ' એ નામથી પ્રસિદ્ધ થઈશ [૩૬,૩૭] દેવતાઓ, યક્ષો, મનુષ્યો, રાક્ષસો અને પૃથ્વી ઉપર રહેનારા બીજા સર્વ લોકો તને રાવણ અર્થાત્ સર્વને રોવડાવનાર તરીકે ઓળખશે હે પૌલસ્ત્ય! તું જે માર્ગે જવા ઇચ્છતો હો, તે માર્ગે સુખથી ગમન કર હે રાક્ષસાધિપતિ! હું તને આજ્ઞા આપું છું, માટે તું ઇચ્છિત સ્થળે ચાલ્યો જા [૩૮,૩૯]

શંકરે જ્યારે રાવણને આ પ્રમાણે કહ્યું, ત્યારે તે બોલ્યો 'હે મહાદેવ! જો તમે મારા ઉપર પ્રસન્ન થયા હો તો મને વરદાન આપો [૪૦] બ્રહ્માજીના વરદાનને લીધે હું દેવ, ગંધર્વ, દાનવ, રાક્ષસ, ગુહ્યક, નાગ આદિથી અવધ્ય થયેલો છું, અને હે દેવ! મનુષ્યોને તો હું કશી વિસાતમાં જ ગણતો નથી, કારણ કે તેઓ અલ્પવીર્ય છે વળી હે ત્રિપુરારિ! બ્રહ્માએ મને દીર્ઘાયુષ્ય આપ્યું છે, છતાં તેમાંના મારા જેટલાં વર્ષો વીતી ગયાં હોય તેટલું વધુ આયુષ્ય તેમ જ એક એક અમોઘ શસ્ત્ર મને આપો કે જેથી સર્વ લોકોને હું જીતી શકું [૪૧,૪૨] રાવણનાં વચન સાંભળી કૃપાળુ શંકરે મહાતેજસ્વી ચંદ્રહાસ નામનું ખડ્ગ તેને આપ્યું અને વીતેલું આયુષ્ય પણ તેને આપ્યું [૪૩] એ પ્રમાણે આપીને શંકરે તેને કહ્યું 'ખડ્ગની તું કદી પણ અવજ્ઞા કરીશ નહિ જો તેનો તિરસ્કાર કરીશ, તો તે તરત જ મારી પાસે ચાલ્યું આવશે [૪૪]

એ પ્રમાણે મહેશ્વર શંકરે 'રાવણ' એવું જેનું નામ પાડેલું છે, એવો તે રાક્ષસેન્દ્ર મહાદેવને પ્રણામ કરી પુષ્પક વિમાનમાં બેઠો [૪૫] પછી હે રામ! તે રાવણ આખી પૃથ્વી ઉપર ફર્યો અને મહાપરાક્રમી ક્ષત્રિયોને ખૂબ હેરાન કર્યા કેટલાક તેજસ્વી શૂરા અને યુદ્ધમાં પાછા ન હઠનારા ક્ષત્રિય રાજાઓ રાવણ સાથે લડીને પરિવાર સહિત નાશ પામ્યા, ત્યારે કેટલાક ડાહ્યા ગણાતા ક્ષત્રિયો 'આ રાક્ષસ દુર્જય છે' એમ જાણી 'તમે ચક્રવર્તી છો, અમે તમારે આધીન છીએ,' એમ કહી નમી પડ્યા [૪૬-૪૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૭ મો

રાવણનો ઉત્પાત–વેદવતીનો શાપ

अथ राजन्महाबाहुर्विचरन्पृथिवीतले ।
हिमवद्वनमासाद्य परिचक्राम रावण ॥ १ ॥

હે રાજન! મહાબાહુ રાવણ પૃથ્વી ઉપર ફરતો ફરતો એક વાર હિમાલયના વનમાં જઈ ચડ્યા [૧] ત્યાં તેણે કૃષ્ણ મૃગચર્મ અને જટા ધારણ કરી કઠોર તપ કરતી દેવકન્યા સમાન રૂપવાળી એક કન્યા દીઠી મહાવ્રત ધારણ કરનારી રૂપસંપન્ન કન્યાને જોઈ કામમોહિત થયેલા રાક્ષસેન્દ્ર રાવણે સ્મિતપૂર્વક તેને પૂછ્યું 'હે ભદ્રે! આ તારા યૌવન વિરુદ્ધ આચરણ તું કેમ કરે છે? તારા સ્વરૂપ-સૌંદર્યને આવું કઠોર તપ ઘટતું નથી [૨-૪] હે ભીરુ! તારું આ અનુપમ રૂપ જોનારને કામમોહિત કરનારું છે, માટે તારે તપ કરવું યોગ્ય નથી હે ભદ્રે! તું કોની પુત્રી છે? તું આ તપ શા માટે કરે છે? હે સુંદર મુખવાળી! તારો ધણી કોણ છે? હે ભીરુ! તને ભોગવનાર માણસ ખરેખર ભાગ્યશાળી છે અરે! કયા હેતુથી તું આ કઠોર પરિશ્રમ કરે છે?' [૬]

રાવણનો પ્રશ્ન સાંભળી યશસ્વિની તપોધન કન્યાએ વિધિ પ્રમાણે તેનું આતિથ્ય કરી કહ્યું 'હે દશાનન! અમાપ તેજવાળા દેવતાઓના ગુરુ બૃહસ્પતિના પુત્ર બ્રહ્મર્ષિ કુશધ્વજ કે જે બૃહસ્પતિના જેવા જ બુદ્ધિમાન અને નિરંતર વેદાભ્યાસ કરતા હતા, તેમની હું વાઙ્મય કન્યા છું અને મારું નામ વેદવતી છે હું મોટી થઈ ત્યારે દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને પન્નગોએ મારા પિતા પાસે આવીને મારી

માગણી કરી; પરંતુ મારા પિતાએ મને તેઓ સાથે પરણાવી નહિ.૭–૧૦ હે રાક્ષસેશ્વર! મારા પિતાની ઇચ્છા સુરેશ્વર, ત્રિલોકેશ વિષ્ણુને જમાઈ કરવાની હતી, તેથી તેમણે મને કોઈની સાથે પરણાવી નહિ. મારા પિતા મને વિષ્ણુની સાથે પરણાવવાની ઇચ્છા રાખે છે. એ સાંભળી બળથી ગર્વિત થયેલો દૈત્યોનો રાજા શંભુ ક્રોધાયમાન થયો અને તે પાપાત્માએ રાત્રિ સમયે મારા પિતા સૂતેલા હતા ત્યારે તેમને મારી નાખ્યા. આ દુઃખને લીધે દીન થયેલાં મારાં મહાભાગ માતુશ્રીએ મારા પિતાના શરીર સાથે અગ્નિપ્રવેશ કર્યો. ત્યારથી લઈ મારા પિતાના મનોરથ હૃદયમાં ધારણ કરી તેની સિદ્ધિ માટે હું તપ કરું છું. હે રાક્ષસશ્રેષ્ઠ! મારો સંકલ્પ છે કે નારાયણ જ મારા પતિ થાય. એ પુરુષોત્તમ સિવાય બીજા કોઈને હું વરવાની નથી. ભગવાન વિષ્ણુ નારાયણને વરવાની ઇચ્છાથી જ હું આ ઘોર તપ કરું છું. હે રાજન્! તેં મારું બધું વૃત્તાંત જાણ્યુ છે, માટે તું પાછો જા. હે પૌલસ્ત્ય! ત્રણે લોકમાં જે જે થાય છે, તે તે બધું હું તપના પ્રભાવે જાણું છું. ૧૧–૧૮

કામબાણથી પીડાયેલો રાવણ વિમાનમાંથી ઊતરી તે મહાવ્રતધારી કન્યાને ફરીથી કહેવા લાગ્યો: 'હે સુશ્રોણિ! તું ગર્વિષ્ઠ થયેલી જણાય છે, જેથી તારી બુદ્ધિ આવી થઈ ગઈ છે. હે મૃગલોચની! પુણ્યનો સંચય કરવો એ વૃદ્ધોને યોગ્ય છે. તારા જેવી રૂપગુણસંપન્ન યૌવનાને આ પ્રમાણે કરવું યોગ્ય નથી. હે ત્રૈલોક્યસુંદરી! હે ભીરુ! આ તારું યૌવન વૃથા વહી જાય છે. હે ભદ્રે! હું દશગ્રીવ નામનો લંકાનો રાજા છું, માટે તું મારી પત્ની થા અને સુખ–ભોગ ભોગવ.૧૯–૨૨ તું જેને વિષ્ણુ કહે છે, તે કોણ છે? હે ભદ્ર! હે અંગને! જેને તું ઇચ્છે છે તે પરાક્રમ, તપ, ભોગ અને બળમાં મારા જેવો તો નથી જ.'૨૩

નિર્લજ્જ રાવણનાં અયોગ્ય વચનો સાંભળીને વેદવતીએ કહ્યું: 'અરે, ચૂપ રહે, છાનો રહે; વિષ્ણુના સંબંધમાં એમ બોલ નહિ. હે રાક્ષસ! સર્વલોક જેને નમસ્કાર કરે છે, તે ત્રિલોકના નાથ વિષ્ણુની તારા જેવા મૂઢ સિવાય બીજો કયો બુદ્ધિમાન પુરુષ અવગણના કરે?' એ પ્રમાણે વેદવતીએ કહેવાથી ક્રોધે ભરાયેલા કામમોહિત નિશાચર રાવણે તે કન્યાને ચોટલો પકડીને પોતાની તરફ ખેંચી.૨૪–૨૬ ત્યારે ક્રોધ પામેલી તે વેદવતીએ પોતાના હાથથી વાળ કાપી નાખ્યા. તેના પોતાના હાથે જ તરવાર રૂપ થઈ ને કેશ કાપી નાખ્યા.૨૭ પછી મરણ માટે આતુર થયેલી અને ક્રોધને લીધે બળતી તથા સામાને બાળી નાખતી તે વેદવતીએ અગ્નિ પ્રકટ કરતાં કહ્યું:૨૮ 'હે અનાર્ય! તેં મારો સ્પર્શ કર્યો તેથી મારે હવે વધારે જીવવું નથી. હે દુરાત્મા! તારા દેખતાં જ હું અગ્નિપ્રવેશ કરું છું.૨૯ તેં પાપાત્માએ વનમાં જે કારણથી મારો સ્પર્શ કર્યો, તે કારણથી હું તારા નાશ માટે પૃથ્વી પર ફરીથી ઉત્પન્ન થઈશ.૩૦ તારા જેવા પાપસંકલ્પવાળા પુરુષને હણવો એ સ્ત્રીઓના ગજાની ઉપરવટ છે અને શાપ વડે તેમ કરતાં મારા તપનો ક્ષય થાય તેમ છે; માટે હું તેમ કરતી નથી.૩૧ જો મેં દાન, હોમ કે એવું સત્કાર્ય કર્યું હોય, તો એ સર્વ પુણ્યના ફળથી હું અયોનિજા, પતિવ્રતા અને કોઈ ધર્માત્માની પુત્રી થાઉં.'૩૨ એ પ્રમાણે કહી તપસ્વિની કન્યા વેદવતીએ સળગતા અગ્નિમાં પ્રવેશ કર્યો. એ સમયે આકાશમાંથી દિવ્ય પુષ્પવૃષ્ટિ થઈ.૩૩

હે રામ! એ વેદવતી તે જ આ જનકરાજાની પુત્રી છે. હે મહાબાહુ! એ તમારી ભાર્યા છે અને આપ સનાતન વિષ્ણુ છો. પૂર્વે જેણે ક્રોધથી પોતાના શત્રુને તિરસ્કાર્યો હતો, તે વેદવતીએ આ જન્મે તમારા અમાનુષી પરાક્રમનો આશ્રય કરીને પર્વત સમાન તેજસ્વી શત્રુનો સંહાર કર્યો છે. એ મહાભાગ્યશાળી દેવી હવેના કલ્પમાં પણ યજ્ઞની વેદીમાંથી અગ્નિ

આગળે તેમ હલાગ્રે ખેડેલા ક્ષેત્રમાંથી ઉત્પન્ન થશે એ મહાદેવી પૂર્વે કૃતયુગમાં વેદવતી નામે ઉત્પન્ન થઈ હતી અને ત્રેતાયુગમાં રાક્ષસોના વધ માટે મહાત્મા જનકના મૈથિલી કુળમાં ઉત્પન્ન થઈ સીતાના નામથી પ્રસિદ્ધ થઈ છે ૩૪-૩૭

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિ મુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૭મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૮મો

રાવણનો ઉત્પાત-મરુત્તરાજા સાથે યુદ્ધ

प्रविष्टायां हुताशं तु वेदवत्यां स रावणः ।
पुष्पकं तु समारुह्य परिचक्राम मेदिनीम् ॥ १ ॥

વેદવતીએ અગ્નિમાં પ્રવેશ કર્યો, તે પછી રાવણ પાછો પુષ્પક વિમાનમાં બેસી આખી પૃથ્વીમાં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તેણે દેવોની સાથે યજ્ઞ કરતા મરુત્ત રાજાને જોયો. બૃહસ્પતિના ભાઈ બ્રહ્મજ્ઞ સંવર્ત નામના બ્રહ્મર્ષિ સર્વ દેવોની સાથે તે રાજાને યજ્ઞ કરાવતા હતા ૧-૩ વરદાનથી દુર્જય થયેલા રાવણને જોઈ તેના ત્રાસથી ભય પામેલા દેવો તિર્યંગ યોનિ ધારણ કરી સંતાઈ ગયા ૪ એ સમયે ઇન્દ્ર મયૂર, ધર્મરાજાએ કાગડા, કુબેરે કાકીડા અને વરુણે હંસનું સ્વરૂપ ધારણ કર્યું ૫ હે શત્રુનાશન! બીજા દેવોએ પણ એ પ્રમાણે બીજા પક્ષીઓના સ્વરૂપ લીધાં પછી શ્વાન જેવો અપવિત્ર રાવણ તે યજ્ઞમાં પેઠો ૬ ત્યાં તે મરુત્ત રાજાને મળ્યો અને તેને કહ્યું 'તું મને યુદ્ધ આપ અથવા તું મારાથી હાર્યો એમ કહે '૭ રાવણના વચન સાંભળી મરુત્ત રાજાએ કહ્યું 'આપ કોણ છો?' ત્યારે સ્મિત કરતા રાવણે કહ્યું 'હું કુબેરનો નાનો ભાઈ રાવણ છું શું તું મને ઓળખતો નથી? હે રાજા! તું મને જોઈ ભય પામતો નથી તેમ જ મારો અનાદર પણ કરતો નથી તે જોઈ હું તારા પર પ્રસન્ન થયો છું ૮ ત્રણે લોકમાં મારા બળને ન જાણતો હોય એવો બીજો કોઈ નથી ૯ કે જેણે મોટા ભાઈ કુબેરને પણ જીત્યો છે અને જેની પાસેથી આ વિમાન પડાવી લીધું છે, તેને કોણ ન ઓળખે?'

ત્યારે મરુત્ત રાજાએ રાવણને (વ્યંગમાં) કહ્યું ('તને ધન્ય છે! ખરે, તેં યુદ્ધમાં મોટા ભાઈને જીત્યા છે! તારા જેવો પ્રશંસાપાત્ર ત્રણે લોકમાં કોઈ નથી) અધર્મ સહિત અને લોકનિંદિત કર્મ વખાણવા લાયક નથી મોટા ભાઈને પરાજિત કરવારૂપ દુષ્કર્મ કરનારો તું જરા પણ વખાણને પાત્ર નથી અરે, તેં કેવા પ્રકારના ધર્મનું આચરણ કરી વરદાન મેળવ્યું છે? તું પોતે જે પ્રમાણે કહે છે, તેનું તો મેં પહેલાં કદી સાંભળ્યું નથી હે દુર્મતિ! હવે ઊભો રહે, હવે તું મારી પાસેથી જીવતો જઈશ નહિ હું આજે જ તને તીક્ષ્ણ બાણોથી યમસદનમાં મોકલી આપીશ '૧૦-૧૩ આ પ્રમાણે કહેતો મરુત્ત રાજા આયુધ ધારણ કરી કોપાયમાન થઈ રણભૂમિમાં જવા લાગ્યો, ત્યારે સંવર્ત મુનિએ તેને રોકી રાખ્યો મહર્ષિ સંવર્ત મુનિએ સ્નેહયુક્ત વચનોથી મરુત્ત રાજાને કહ્યું 'જો મારું માનો તો તમારે આ સમયે યુદ્ધ કરવું યોગ્ય નથી આ માહેશ્વર યજ્ઞ અપૂર્ણ રહેશે તો તમારા કુળનો નાશ થશે યજ્ઞમાં દીક્ષિત પુરુષને યુદ્ધ કેવું અને ક્રોધીપણામાં દીક્ષિતપણું કેવું? વળી રાવણની સાથે યુદ્ધ કરવામાં જયને માટે સંશય છે, કારણ કે એ રાક્ષસ મહામુશ્કેલીએ જીતી શકાય તેમ છે' ગુરુના વચનો સાંભળી મરુત્ત રાજા પાછો વળ્યો અને ધનુષ્ય તથા બાણો ત્યજી દઈ યજ્ઞકાર્યમાં ગૂંથાયો ત્યારે રાવણ જીત્યો એમ માનીને તેના પ્રધાન શુકે હર્ષથી રાવણનો જય બોલાવ્યો પછી યજ્ઞભૂમિમાં આવેલા મહર્ષિ આદિનું ભક્ષણ કરી તેઓના રુધિરથી તૃપ્ત થઈ ગર્વોન્મત્ત રાવણ પૃથ્વી ઉપર ફરવા લાગ્યો ૧૪-૧૯

રાવણના ગયા પછી સ્વર્ગમાં વસનારા દેવો પોતપોતાના સ્વરૂપને પ્રાપ્ત થતા અને પોતે જે જે રૂપ ધારણ કર્યું હતું, તે તે પક્ષી

ઓને વરદાન આપ્યા.[20] હર્ષ પામેલા દેવે દ્રે નીલ પીછાવાળા મોરને કહ્યુ - 'હે ધર્મજ્ઞ! હુ તારા ઉપર પ્રસન્ન થયો છુ હવે તને સપનો ભય રહેશે નહિ [21] આ મારા સહસ્ર નેત્રોના ચિહ્ન તારા પીછામા થશે અને જ્યારે હુ વરસાદ વરસાવીશ, ત્યારે તને મારી પ્રીતિનુ ચિહ્ન પરમ આનદ આપશે ' હે રામ! આ વરદાન મળવા પહેલા મોરને કાળા પીછા હતા, તે ઇદ્રની પ્રસન્નતાને લીધે મનોહર થયા [22,23] પછી હે રામ! ધર્મરાજાએ યજ્ઞશાળામા આવેલા કાગડાને કહ્યુ 'હે પક્ષી! હુ તમારા પર પ્રસન્ન થયો છુ તેથી મારા પ્રીતિવાળા વચનો તમે સાભળો [24] જેમ બીજા પ્રાણીઓ મારાથી વિવિધ રોગો વડે પીડાય છે, તેમ હુ ખુશી થયો છુ, તેથી તમે રોગો વડે પીડાશો નહિ હે પક્ષી! મારા દાનથી તમને મોતનો જરા પણ ભય થશે નહિ અને જ્યા સુધી માણસો તમારો વધ નહિ કરે, ત્યા સુધી તમે જીવતા રહેશો ક્ષુધાથી પીડાતા જે લોકો મારા લોકમા હશે, તેમના સગાવહાલા તમારી જાતિને તૃપ્ત કરશે ત્યારે તે લોકો તૃપ્ત થશે ' પછી વરુણે ગગાના કિનારા પર ફરનારા હસને કહ્યુ 'હે પક્ષીરાજ! તમે મારા પ્રીતિયુક્ત વચનો સાભળો [25-28] તમારી કાતિ ચદ્ર મડળ સરખી સૌમ્ય અને તમારો વર્ણ નિર્મળ ફીણના જેવો મનોરમ થશે,[29] એટલુ જ નહિ, પણ મારા જળશરીરની પ્રાપ્તિ કરી તમે નિત્ય મનોહર થશો અને અતુલ પ્રીતિ મેળવશો '[30] હે રામ! આ વરદાન પૂર્વે સર્વ હસોનો વર્ણ ધોળો ન હતો તેની પાખોના છેડા કાળા હતા અને બે હાથ વચ્ચેના છાતીનો ભાગ કોમળ ઘાસના જેવા રગનો હતો પછી કુબેરજીએ પર્વતોમા રહેનારા કાકકળિયાને કહ્યુ હુ તારા ઉપર પ્રસન્ન થયો છુ, તેથી તારો વર્ણ સુવર્ણ જેવો બનાવી દઉ છુ તારુ મસ્તક હમેશા સુવર્ણ જેવુ પીળુ જ રહેશે મારી પ્રીતિના ચિહ્ન તરીકે તારો વર્ણ આવો પીળો જ રહેશે ' આ પ્રમાણે યજ્ઞોત્સવમા આવેલા દેવો પક્ષીઓને વરદાન આપી મરુત્ત રાજા સાથે પાછા પોતાના લોકમા ગયા.[31-34]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૧૮ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૯ મો

### રાવણનો ઉત્પાત—અનરણ્ય રાજાનો શાપ

अथ जित्वा मरुत्तं स प्रययौ राक्षसाधिप ।
नगराणि नरेन्द्राणा युद्धकाङ्क्षी दशानन ॥१॥

યુદ્ધકાક્ષી દશાનન મરુત્ત રાજાને જીત્યા પછી બીજા રાજાના નગરો તરફ ગયો [1] રાક્ષસેદ્ર રાવણ ઇદ્ર અને વરુણ જેવા પ્રભાવવાળા નરેદ્રોની પાસે જઈ કહેવા લાગ્યો 'મને યુદ્ધ આપો અથવા 'મે તમને જીત્યા છે' એમ કહો આમ કર્યા સિવાય તમારો કોઈ પણ રીતે છુટકો નથી ' ત્યારે સ્વભાવથી નીડર અને મહાબળવાન હોવા છતા ધર્મમા નિશ્ચય કરનારા તે ડાહ્યા રાજાઓમાના દુષ્યત, સુરથ, ગાધિ, ગય અને પુરુરવ વગેરેએ પરસ્પર વિચાર કરીને તથા દુર્મતિ રાવણને વરદાનને લીધે બળવાન થયેલો જાણીને 'અમે પરાજય પામ્યા છીએ' એ પ્રમાણે કહ્યુ

પછી રાક્ષસેદ્ર રાવણ ઇક્ષ્વાકુવશે પાલન કરેલી અયોધ્યામા ગયો ઇદ્ર જેમ અમરાવતીનુ રક્ષણ કરે છે તેમ અયોધ્યાનુ રક્ષણ કરનાર ઇદ્ર સમાન નરશાર્દૂલ અનરણ્ય રાજાની પાસે જઈ તેણે કહ્યુ 'મને યુદ્ધ આપો અથવા 'હુ પરાજય પામ્યો છુ ' એ પ્રમાણે કહો ' પાપાત્મા રાવણના વચનો સાભળી અનરણ્ય રાજા અતિશય ક્રોધાતુર થયા અને બોલ્યા 'હે રાક્ષસપતિ! તુ મને દ્વદ્વયુદ્ધ આપ તુ એ ક્ષણ ઊભો રહે હુ તયાર થાઉ એટલામા તું પણ તયાર થઈ જા ' એમ કહી અનરણ્ય રાજા કે જેમણે રાવણનો ઉત્પાત સાભળી પોતાના મોટા સૈન્યને તયાર રાખ્યુ હતું, તે સૈન્ય સાથે રાક્ષસોનો વધ કરવા માટે બહાર પડ્યા હે નરોત્તમ! તે સૈન્યમા દશહજાર હાથી

એક લાખ ઘોડા, હજારો રથ અને પાયદળ હતું. હે યુદ્ધવિશારદ! પૃથ્વીને છાઈ દેતું તે મોટું સૈન્ય રણભૂમિમા આવી પહોચ્યુ અને મહાન યુદ્ધ શરૂ થયુ.[૯-૧૩] અનરણ્ય રાજાનું લશ્કર રાવણના લશ્કર સાથે યુદ્ધ કરવા લાગ્યુ અને લાબા કાળ સુધી ભારે પરાક્રમ સહિત યુદ્ધ કરીને અગ્નિમા જેમ હુતદ્રવ્ય નાશ પામે તેમ નાશ પામ્યુ. વળી જેમ પતગિયા સળગતા અગ્નિમા પડીને નાશ પામે, તેમ બાકી રહેલુ થોડું સૈન્ય પણ રાવણની સાથે લડતા નાશ પામ્યુ. જેમ વનની સેકડો નદીઓ મહાસમુદ્રને મળીને નાશ પામે છે, તેમ પોતાના મહાસૈન્યને અનરણ્ય રાજાએ જ્યારે નાશ પામતું જોયુ, ત્યારે ક્રોધાવેશમા આવી ઇદ્રના ધનુષ્ય જેવું પ્રચડ ધનુષ્ય લઈને તે પોતે રાવણની સામે યુદ્ધ કરવા લાગ્યો.[૧૪-૧૮] મહાપરાક્રમી અનરણ્ય રાજાએ તે સમયે યુદ્ધભૂમિમાથી મારીચ, શુક, સારણ અને પ્રહસ્ત આદિ રાવણના પ્રધાનોને મૃગયા ખેલનાર જેમ હરણોને નસાડે તેમ નસાડી મૂકયા. વળી ઇક્ષ્વાકુનદન અનરણ્યે આઠસો બાણ રાવણ ઉપર મૂકયા. તે બાણો વાદળામાથી જેમ પાણીની ધારાઓ પડે, તેમ રાવણના પર્વત જેવા માથા ઉપર પડવા છતા તે જરા પણ વિકળ થયો નહિ.[૧૯-૨૧] ઊલટુ તેણે ક્રોધાવેશમા આવી એકાએક દોટ મૂકી, અનરણ્યના માથા પર એક સખત પ્રહાર કર્યો, જેથી તે રાજા રથ પરથી નીચે પડ્યો વજ્રપાતથી જેમ સાલવૃક્ષ પડી જાય, તેમ તે રાજા ભૂમિ ઉપર પડ્યા, ત્યારે ગભરાટને લીધે ધ્રૂજવા લાગ્યો.[૨૨,૨૩] પછી ગર્વોન્મત્ત થયેલા રાક્ષસેદ્ર રાવણે તેને કહ્યું 'હે નરાધિપ! મારી સાથે યુદ્ધ કરીને તે શું ફળ મેળવ્યુ? ત્રણે લોકમા મારી સાથે દ્વદ્વયુદ્ધ કરવાને કોઈ પણ શક્તિમાન નથી હુ ધારુ છુ કે ભોગવિલાસમા પડી રહી તે મારુ બળ જાણ્યુ નહિ હોય!'

રાવણના વચનો સાભળી અનરણ્ય રાજાએ કહ્યુ 'તું શું કરવા શક્તિમાન છે? કાળની ગતિ જ અતિ કઠણ છે.[૨૪-૨૬] તારા જેવા પોતાના વખાણ કરનારા રાક્ષસથી હુ જિતાયેલો નથી. હું કાળે કરીને જ આ દશા પામ્યો છુ. તું તો માત્ર એક નિમિત્ત જ છે.[૨૭] અરે, મરવાની અણી પર આવેલો હુ હવે તને શું કરી શકું? છતા હુ યુદ્ધભૂમિથી વિમુખ થયો નથી, લડતા લડતા જ હણાયેલો છુ. હે રાક્ષસ! ઇક્ષ્વાકુ વશને લાછન લાગે તેવા તારા વચનોના ઉત્તરમા હુ કહુ છુ તે સાભળ. જો મે દાન આપ્યુ હોય, યજ્ઞ કર્યો હોય, કાઈ પણ સુકૃત કર્યું હોય અને મારી પ્રજાનું સારી રીતે રક્ષણ કર્યું હોય, તો મારું આ વચન સત્ય થજો કે મહાત્મા ઇક્ષ્વાકુના વંશમા ઉત્પન્ન થયેલા દાશરથી રામ તારા પ્રાણ હરો.' અનરણ્ય રાજા આ શાપ બોલ્યા ત્યારે વાદળાની ગર્જના સરખો દેવના દુદુભિનો નાદ થયો અને આકાશમાથી પુષ્પવૃષ્ટિ થઈ. પછી હે રાજેદ્ર! અનરણ્ય સ્વર્ગમા ગયા અને રાક્ષસેદ્ર રાવણ પણ ત્યાથી આગળ ચાલ્યો.[૨૮-૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૧૯મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૦મો

### રાવણનો ઉત્પાત-નારદમુનિની શિખામણ-યમપુરી ઉપર ચડાઇ

ततो वित्रासयन्मर्त्यान्पृथिव्यां राक्षसाधिप ।
आससाद घने तस्मिन्नारदं मुनिपुंगवम् ॥ १ ॥

મનુષ્યલોકને ત્રાસ પમાડતા તે રાક્ષસાધિપતિ રાવણને ગગનમડળમા ફરતા મુનિશ્રેષ્ઠ નારદનો મેળાપ થયો.[૧] નિશાચર દશગ્રીવે તેમને પ્રણામ કરીને કુશળ સમાચાર પૂછ્યા અને ત્યા આવવાનુ કારણ પૂછ્યુ.[૨] આકાશચારી અમિત કાંતિવાળા મહાતેજસ્વી દેવર્ષિ નારદે પુષ્પક વિમાનમા બેઠેલા રાવણને કહ્યુ

હે રાક્ષસાધિપ! હે વિશ્રવાના પુત્ર! હે સૌમ્ય! તુ જરા ઊભો રહે હુ તારા મહાન પરાક્રમ સાભળી ઘણો પ્રસન્ન થયેલો છુ.[૪] વળી વિષ્ણુએ દૈત્યોનો નાશ કર્યો, તેથી પણ હુ ખુશી

થયેલો છું અને હવે પછી ગંધર્વ અને નાગલોકનો નાશ કરવાવાળું તેનું અને તારું જે યુદ્ધ થશે તેથી પણ હું અત્યંત પ્રસન્ન થઈશ,[૫] છતાં હું તને કંઈક કહેવા ઈચ્છું છું, માટે જો તને સાંભળવું યોગ્ય લાગે, તો સાભળ અને સાભળ્યા પછી તને જે કરવા યોગ્ય લાગે તે કર.[૬] હે તાત! દેવોથી પણ અવધ્ય એવો તું મૃત્યુવશ થઈને હણાઈ ગયેલા આ મનુષ્યલોકને શા માટે પીડે છે? દેવ, દાનવ, દૈત્ય, રાક્ષસ, યક્ષ, ગંધર્વ એ વગેરેથી અવધ્ય એવા તારાથી આ મનુષ્યલોક ક્લેશ પામવા યોગ્ય નથી. આ લોકો હમેશા પોતાના હાલમા જ હેરાન છે, મહાન વ્યસનોથી વીંટળાયેલા છે, જરા વગેરે સેંકડો વ્યાધિવાળા છે, એવા લોકોને કોણ હણે? અનેક પ્રકારના અનિષ્ટો વડે પીડાઈ રહેલા મનુષ્યો સાથે કયો બુદ્ધિમાન પુરુષ યુદ્ધ કરવાની ઇચ્છા કરે?[૭-૧૦] ક્ષુધા, પિપાસા અને જરા વગેરેથી પીડા પામતા અને તેથી નાશ પામતા દૈવથી જ હણાયેલા, વિષાદ અને શોકથી મૂઢ થઈ ગયેલા આ મનુષ્યલોકનો નાશ કરવાને તું યોગ્ય નથી.[૧૧] હે મહાબાહુ રાક્ષસેશ્વર! જેઓ પોતાના સુખ-દુઃખને જાણતા નથી, તેમ જ સાધારણ પુરુષાર્થ માટે પ્રયત્ન કરનાર છે, એવા મૂઢ મનુષ્યલોકને તો તું જો.[૧૨] કેટલાક આનંદમા આવી જઈ વાદિત્ર અને નૃત્યનું સેવન કરે છે, ત્યારે કેટલાક દુઃખી પુરુષો આંસુઓની ધારા વહાવતા રુદન કરે છે.[૧૩] વળી આ લોકો માતા, પિતા, પુત્ર, સ્ત્રી, બંધુ આદિના ક્ષણિક સ્નેહથી મોહ પામીને નાશ પામતા છતા પોતાના દુઃખને જાણી શકતા નથી.[૧૪] હે સૌમ્ય! મોહથી નાશ પામતા આ મનુષ્યલોકને ક્લેશ આપવાથી તને શું લાભ થનાર છે? અરે, તે મર્ત્યલોક તો જીતી જ લીધો છે, એમા જરા પણ સંશય નથી હે પરપુરંજય! હે પૌલસ્ત્ય! જો તું બળવાન જ હોય, તો યમરાજાને જીત, એમને જીતીશ ત્યારે તેં સર્વ જીત્યુ ગણાશે એમાં જરા પણ સંશય નથી.'[૧૫,૧૬]

નારદજીનાં વચન સાંભળી તેમને પ્રણામ કરી રાવણે હસતાં હસતા કહ્યુ: 'દેવ અને ગંધર્વ-લોકમાં ફરનાર તથા યુદ્ધ જોવુ જેને પ્રિય છે એવા હે મહર્ષિ! હાલ તો હું વિજય મેળવવા માટે રસાતળમાં જવા તૈયાર થયો છું. પછી નાગલોક અને દેવલોકને વશ કરીને તથા ત્રણે લોક જીતીને અમૃત મેળવવા માટે અમૃતના ઉત્પત્તિસ્થાનરૂપ સમુદ્રનુ મંથન કરીશ.'

ત્યારે ભગવાન નારદ ઋષિએ કહ્યું: 'આ માર્ગે તું કયા જાય છે? રસાતળમાં તો બીજા માર્ગથી જવાય છે.[૧૭-૨૦] હે દુર્ધર્ષ! હે શત્રુ-નાશી! આ માર્ગ તો અત્યંત દુર્ગમ યમરાજાની યમપુરી તરફ જાય છે.' ત્યારે શરદઋતુના વાદળા સરખા તેજસ્વી નારદ તરફ જોઈને દશાનને કહ્યું: 'વાહ, એ તો બહુ રૂડી વાત! હે મહાબ્રહ્મ! વૈવસ્વત યમરાજાનો વધ કરવાને તૈયાર થયેલો હું હવે જ્યા સૂર્યપુત્ર યમરાજા રાજ્ય કરે છે, તે દક્ષિણ દિશા તરફ જાઉં છું.[૨૧-૨૩] હે ભગવન્! હે પ્રભુ! યુદ્ધને ઈચ્છનારા મેં ક્રોધથી પ્રતિજ્ઞા કરી છે કે, ચારે લોકપાલોને હું જીતીશ, તેથી અત્યારે હું એ યમના પિતૃરાજપુર તરફ જઈશ અને પ્રાણીમાત્રને ક્લેશ આપનાર એ યમરાજાને મૃત્યુભેગો કરીશ.'

મહાબળવાન રાવણ નારદ મુનિને એ પ્રમાણે કહીને તથા પ્રણામ કરીને પોતાના પ્રધાનો સહિત દક્ષિણ દિશા તરફ ગયો, ત્યારે ધુમાડા વિનાના અગ્નિ જેવા પ્રકાશિત અને મહાતેજસ્વી વિપ્રશ્રેષ્ઠ નારદજી ધ્યાન ધરી વિચાર કરવા લાગ્યા: 'જ્યારે આયુષ્ય ઓછું થાય છે, ત્યારે જે યમરાજા ઇંદ્ર સહિત સચરાચર ત્રણે લોકને ક્લેશ આપે છે, તે કાળરૂપ યમને આ રાવણ કેમ જીતશે?[૨૪-૨૮] જે પ્રાણીમાત્રના દાન અને કર્મના સાક્ષી છે, જે બીજા અગ્નિ સમાન છે, જે મહાત્માની કૃપાથી સર્વ પ્રાણી ચેતના મેળવી પોતપોતાના કર્મ કરી શકે છે, જેના ભયથી પીડા પામીને ત્રણે લોક નાસવા ફરે છે, તે યમરાજાની પાસે આ રાક્ષસેંદ્ર રાવણ

પોતાની મેળે કેવી રીતે જઈ શકશે ?૨૯,૩૦ જે ત્રણે લોકના ધાતા અને વિધાતા છે, સુકૃત-દુષ્કૃત્યના ફળદાતા છે અને જે ત્રણે લોકના વિજેતા છે, તેને આ રાવણ કેમ જીતશે ? કાળ જ સર્વનું સાધન છે, આ રાવણ કાળ સિવાય બીજું કયું સાધન મેળવી કાળ ઉપર જય મેળવશે ? ઠીક છે, મારા મનમા આ કુતુહલ ઉત્પન્ન થયુ છે, તો હું પોતે જ યમરાજા અને રાક્ષસેન્દ્ર રાવણનું યુદ્ધ જોવા યમપુરીમા જાઉં ૩૧,૩૨

ઇતિ શ્રી વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિમહાકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૨૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૧ મો

### યમપુરીમા રાવણનો ઉત્પાત-યમપુરીના દુઃખો

एवं सचिन्त्य विप्रेन्द्रो जगाम लघुविक्रम ।
आख्यातुं तद्यथावृत्त यमस्य सदन प्रति ॥ १ ॥

અતિશય ઉતાવળી ગતિવાળા વિપ્રેંદ્ર નારદજી એ પ્રમાણે વિચાર કરતા કરતા આ જે બન્યુ હતું તે સર્વ કહેવાને યમપુરીમા ગયા ૧ ત્યા જે પ્રાણીનુ જેવુ કર્મ હોય, તે પ્રમાણે અગ્નિદેવની સમક્ષ ફળ આપતા યમરાજાને તેમણે જોયા ૨ યમરાજાએ મહર્ષિ નારદજીને આવેલા જોઈ ધર્મ પ્રમાણે અર્ઘ્ય દઈ ને સુખાસન આપી પૂછ્યુ ૩

'હે દેવર્ષિ ! હે દેવગંધર્વસેવિત ! આપ ક્ષેમકુશળ છો ? ધર્મનો નાશ તો નથી થતો ? આપને પધારવાનુ કારણ શુ છે ?'૪ ત્યારે ભગવાન નારદ ઋષિએ કહ્યુ 'હુ કહુ છુ તે તમે સાભળો, પછી જે કરવાનુ હોય તે કરો હે પિતૃરાજ ! દશગ્રીવ નામનો એક રાક્ષસ છે, તે મહાસુરકેલીથી જીતી શકાય એવા તમને વશ કરવા પોતાના પરાક્રમથી અહી આવે છે ૫,૬ હે પ્રભુ ! એ કારણથી હુ અહી ઉતાવળો ઉતાવળો આવ્યો છુ તમારી પાસે દંડ, પ્રહરણ વગેરે છે છતા તેની સામે તમારુ શું થશે ?'

આમ વાત ચાલે છે, એટલામા તો દૂરથી જાણે સૂર્યનો ઉદય થયો હોય, તેવુ તેજસ્વી પુષ્પક વિમાન આવતું દેખાયુ.૭,૮ અને મહાબળવાન રાવણ પોતાના એ વિમાનના તેજથી તે પ્રદેશને અંધકાર વિનાનો કરી મૂકી યમપુરી સમીપ આવ્યો ૯ ત્યા મહાબાહુ દશગ્રીવે પોતપોતાના સુકૃત અને દુષ્કૃત ભોગવતા અનેક પ્રાણીઓને જોયા ૧૦ યમરાજના ઉગ્ર અને ઘોર રૂપવાળા ભયાનક અનુચરોની સાથે તેણે તેના સૈનિકોને પણ જોયા.૧૧

કેટલાક પ્રાણીઓનો વધ કરાતો, કેટલાકને ક્લેશ કરાતો અને કેટલાકનો દુ ખભર્યો આર્ત નાદ કરાતો તેણે જોયો કૃમિઓથી અને દારુણ કૂતરાઓથી ભક્ષ્ય થતા તેમ જ કાનને ત્રાસ આપતા ભયાવહ વચનો બોલતા પ્રાણીઓને પણ તેણે જોયા લોહીરૂપ પાણીથી ભરેલી વતરણી નદીમા તરતા પ્રાણીઓને તેમ જ તપેલી ધગધગતી રેતી ઉપર ચાલતા પ્રાણીઓને તેણે જોયા ત્યા ઘણા અધર્મીઓને તરવારની ધાર ઉપર ચલાવીને કાપી નાખવામા આવતા હતા, ઘણાને રૌરવ નર્કમા, ઘણાને ક્ષારનદીમા અને ઘણાને અસ્ત્રાની ધાર ઉપર ચલાવવામા આવતા હતા ૧૨-૧૫ ઘણા પ્રાણીઓ મુડદા જેવા કૃશ, દીન, વિવર્ણ, છૂટા વાળવાળા અને ક્ષુધાતુર તથા તૃષાતુર હતા તેથી 'પાણી' 'પાણી' એ પ્રમાણે બુમરાણ કરતા હતા વળી મળ અને કાદવથી ખરડાયેલા તથા દીન અને રૂક્ષ શરીરવાળા સેંકડો તથા હજારો પ્રાણીઓ ચારે તરફ દોડાદોડ કરતા હતા, તેને પણ રાવણે જોયા વળી બીજી બાજુ પુણ્યકર્મીમાના કેટલાકને પોતાના સુકૃત્યોથી ઉત્તમ ગૃહોમા ગીતવાદિત્ર આદિ સાધનોથી જ આનદ પામતા રાવણે જોયા ૧૬ ૧૮ ગાયનુ દાન આપનારને ગોરસ મળતુ હતુ, અન્નદાતાને અન્ન મળતું હતુ અને ઘર આપનારને ઘર મળતુ હતુ એ પ્રમાણે સર્વ પોતપોતાના કર્મના ફળો ભોગવતા હતા ૧૯ ત્યા બીજા કેટલાક ધાર્મિકો પોતાના તેજથી દીપી રહેલી અને સુવર્ણ, મોતી તથા મણિઓના અલકારોથી શણગારાયેલી સ્ત્રીઓ સાથે આનદ

કરતા હતા,[૨૦] તેમ જ કેટલાક પોતાના દુષ્ટ કર્મોથી ભેદાઈ જતા હતા એ સર્વને રાક્ષસાધિપતિ મહાબાહુ રાવણે જોયા [૨૧]

આ રીતે યમપુરીમા રહેલા તે સર્વને બળવાન રાવણે પોતાના બળ અને પરાક્રમથી યમદૂતો પાસેથી છોડાવી મૂક્યા રાક્ષસેન્દ્ર દશગ્રીવે તે પ્રાણીઓને છોડી મૂક્યા, ત્યારે તે સર્વેએ અચિંતિત અને અતર્કિત સુખ એક મુહૂર્ત સુધી ભોગવ્યુ મહાબળવાન રાવણે જ્યારે સર્વ પ્રેતોને છોડી મૂક્યા, ત્યારે તેના રક્ષકો ક્રોધાતુર થયા અને રાવણને મારવા દોડ્યા એ સમયે યમરાજાના દોડતા શૂરવીર યોદ્ધાઓનો 'મારો-મારો' એવો શબ્દ સર્વત્ર ગાજી રહ્યો તે સર્વ વીર યોદ્ધાઓ પ્રાસ, પરિઘ, શૂલ, મુગલ, શક્તિ, તોમર આદિ આયુધો લઈને પુષ્પક વિમાન તરફ ધસારો કરવા લાગ્યા અને પુષ્પક વિમાનના આગનો ઓરડાઓ બેઠકો અને દરવાજાઓ તોડી નાખવા લાગ્યા, પરંતુ એ પુષ્પક વિમાનમા દેવતાઓનુ અધિષ્ઠાન કરેલુ હતુ, તેમ જ બ્રહ્મતેજથી અક્ષય હતુ એટલે તેને ભાગી નાખવામા આવતુ હતુ છતા તે નવુ ને નવુ જ રહ્યા કરતુ હતુ [૨૨-૨૭]

મહાત્મા યમરાજાની સેના બહુ જ બળવાન અને અસંખ્ય હતી, તેમ જ તેના શૂરા સરદારો પણ હજારો હતા [૨૮] તેમની સામે રાવણના મંત્રીઓ ઇચ્છા પ્રમાણે અને શક્તિ પ્રમાણે સેંકડો વૃક્ષો, પર્વતો અને ભાલાઓ વડે લડવા લાગ્યા. એ સમયે રાક્ષસેન્દ્ર દશાનન તેમ જ તેના સર્વ પ્રકારના અસ્ત્રશસ્ત્ર ધારણ કરનાર મહાવીર પ્રધાનો લોહીથી ખરડાયેલા હોવા છતા ઘોર યુદ્ધ કરવા લાગ્યા રાક્ષસેન્દ્ર રાવણના અમાત્યો મહાન યુદ્ધ કરતા હતા અને એકબીજાને સખત ઘા મારીમારીને હણતા હતા [૨૮-૩૧] પછી મહાબળવાન યમરાજાના યોદ્ધાઓએ મહાબાહુ રાવણના મંત્રીઓ અને અમાત્યોની સાથે લડવાનુ છોડી દઈને રાવણ ઉપર જ શૂલનો વરસાદ વરસાવવા માંડ્યો, ત્યારે લોહીથી ખરડાયેલો અને પ્રહારથી જર્જર થયેલો રાક્ષસાધિપ રાવણ પુષ્પક વિમાનમા ખીલેલા અશોક વૃક્ષ જેવો દીપવા લાગ્યો [૩૨] પછી મહાબળવાન રાવણે શૂલ, ગદા, પ્રાશ, શક્તિ, તોમર અને બાણોનો યમસૈન્ય ઉપર વરસાદ વરસાવી એક મહાન અસ્ત્ર બળપૂર્વક છોડ્યુ, એટલે યમસૈન્યમા વૃક્ષો, પથ્થરો અને ભયંકર શસ્ત્રોનો વરસાદ વરસવા લાગ્યો અને ટપોટપ યમદૂતો પડવા લાગ્યા કેટલીક વારે યમદૂતો તે સર્વ વૃક્ષાદિને હઠાવી દઈને અને રાવણના અસ્ત્રનો નાશ કરીને તેના પર તૂટી પડ્યા [૩૩-૩૬] જેમ વાદળા પર્વતને ફરી વળે તેમ તે સર્વેએ રાવણને ઘેરી લઈ તેને નિરુચ્છ્વાસ કરવાને તેના ઉપર શૂલ અને ભિંદિપાલ નામના અસ્રો ફેંકવા માંડ્યા [૩૭] એ અસ્ત્ર-શસ્ત્રોના પ્રહારથી રાવણનુ કવચ તૂટી ગયુ અને આખા શરીરમાથી લોહી વહેવા લાગ્યુ ત્યારે તે ક્રોધ પામીને તથા પુષ્પક વિમાન છોડી દઈને જમીન ઉપર આવીને યમદૂતોની સામે ઊભો રહ્યો અને ક્રોધ પામી પોતાના મહાધનુષ્યનો ટંકારવ વધારે ને વધારે જોરથી કરવા લાગ્યો [૩૮,૩૯] પછી પાશુપતાસ્ત્ર નામનુ દિવ્ય બાણ ધનુષ્ય ઉપર ચડાવીને યમદૂતોને 'ઊભા રહો, ઊભા રહો' એમ કહી ઇદ્રના શત્રુ રાવણે કાન સુધી ધનુષ્ય ખેંચીને, જેમ શંકરે ત્રિપુર રાક્ષસ ઉપર બાણ ફેંક્યુ હતુ, તેમ તે યમદૂતો ઉપર પોતાનુ દિવ્ય બાણ છોડ્યુ ઉનાળામા વનને બાળી નાખનારા દાવાનળ જેવા તે બાણનુ સ્વરૂપ ધૂમ્ર અને જ્વાળામંડળથી ભરેલુ હતુ [૪૦-૪૨] જ્વાળાની માળાવાળુ તે બાણ ધનુષ્યમાથી છૂટી રણમા જતા માર્ગમાના ઝાડો અને લતાઓને ભસ્મ કરી નાખતુ આગળ ને આગળ જવા લાગ્યુ [૪૩] એ મહાબળના તેજથી વૈવસ્વત યમરાજનુ સર્વ સૈન્ય બળી ગયુ અને મહેદ્રના કેતુઓની માફક તે સર્વ ભૂમિ ઉપર પડ્યુ,[૪૪] ત્યારે ભીમ પરાક્રમ કરનાર રાક્ષસેન્દ્ર રાવણે પોતાના પ્રધાનો સહિત જાણે આખી પૃથ્વીને ધ્રુજાવી મૂકતો હોય એવો મહાનાદ કર્યો [૪૫]

# સર્ગ ૨૨મો

## યમપુરીમાં ઘમસાણ–રાવણનો વિજય

स तस्य तु महानादं श्रुत्वा वैवस्वतः प्रभुः ।
शत्रुं विजयिनं मेने स्वबलस्य च संक्षयम् ॥ १ ॥

રાવણનો મહાનાદ સાંભળી યમરાજાએ ધાર્યું કે શત્રુ વિજયી થયો અને પોતાના સૈન્યનો નાશ થયો.[1] પછી યમરાજાએ પોતાના દૂતોને હણાઈ ગયેલા જાણીને ક્રોધથી લાલ આંખો કરી પોતાના સારથિને સત્વર રથ તૈયાર કરવા કહ્યું.[2] ત્યારે સારથિએ યમરાજાનો મહારથ તૈયાર કર્યો અને મહાતેજસ્વી યમરાજા તે રથમાં બેઠા.[3] નિત્ય પ્રવાહની માફક વહી જતા આ સર્વ લોકનો જેના વડે સંહાર થાય છે, તે સાક્ષાત્ મૃત્યુ પ્રાસ અને મુદ્ગર હાથમાં લઈને યમરાજાની આગળ બેઠો,[4] તેમ જ યમરાજાનો સળગતા અગ્નિ સમાન તેજસ્વી કાળદંડ સાક્ષાત્ મૂર્તિમાન થઈને તેમની પડખે બેઠો.[5] વળી નિરુચ્છિદ્ર કાળપાશ અને અગ્નિસ્પર્શ સરખો મુદ્ગર પણ સાક્ષાત્ મૂર્તિમાન થઈ તેની બાજુમાં બેઠો. સર્વ લોકને ભય ઉત્પન્ન કરનાર યમને ક્રોધ પામેલા જોઈને ત્રણે લોક ખળભળી ઊઠ્યા અને દેવો ધ્રુજવા લાગ્યા.[6]

પછી સુંદર કાંતિવાળા અશ્વોને સારથિએ હાંક્યા, ત્યારે ભયંકર અવાજ કરતો તે રથ જ્યાં રાક્ષસપતિ રાવણ હતો ત્યાં આવ્યો.[7] મન સરખા વેગવાળા ઇંદ્રના ઘોડા જેવા તે ઘોડાઓ યમરાજાને એક મુહૂર્તમાં રણભૂમિમાં લાવ્યા.[8] રાક્ષસેંદ્ર રાવણના પ્રધાનો મૃત્યુ સહિત આ વિકરાળ રથ જોઈને એકદમ નાસવા લાગ્યા.[9] બળહીનતાને લીધે ભાન ભૂલી ગયેલા અને ભયથી પીડાતા રાવણના પ્રધાનો 'અમે આ સ્થળમાં યુદ્ધ કરવા અસમર્થ છીએ' એ પ્રમાણે બોલતા ચારે દિશામાં નાસવા લાગ્યા,[10] પરંતુ લોકમાત્રને ભય ઉત્પન્ન કરનાર યમને એવા ભયંકર રૂપે જોવા છતાં દશગ્રીવ જરા પણ ખળભળ્યો નહિ તેમ જ ભય પણ પામ્યો નહિ. પછી યમરાજાએ રાવણની નજીક જઈ શક્તિ, તોમર આદિ અસ્ત્રોનો તેના ઉપર પ્રહાર કર્યો અને ક્રોધપૂર્વક રાવણનાં મર્મસ્થાનો છેદી નાખ્યાં, પરંતુ થોડી જ વારમાં સ્વસ્થ થઈ રાક્ષસેંદ્ર રાવણે મેઘ જેમ જળ વરસાવે, તેમ યમરાજાના રથ ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો, ત્યારે યમરાજાએ સેંકડો મહાશક્તિઓનો રાવણની છાતી પર પ્રહાર કરવા માંડ્યો અને તેથી તે પીડા પામવા લાગ્યો.[11–14] શત્રુનો નાશ કરનાર યમરાજાએ એ પ્રમાણે વિવિધ પ્રકારના અસ્ત્રશસ્ત્રથી સાત રાત્રિ સુધી યુદ્ધ કરી શત્રુને શુદ્ધિ વિનાનો અને રણમાંથી વિમુખ કર્યો, પરંતુ થોડી જ વારમાં રાવણ સાવધ થયો અને યમરાજ તથા તેનું તુમુલ યુદ્ધ થવા લાગ્યું. હે વીર! એ બન્ને જય ઇચ્છનારા હતા, તેમ જ યુદ્ધભૂમિમાંથી પાછા ફરવા ઇચ્છતા ન હતા. તે સમયે દેવો, ગંધર્વો, સિદ્ધો અને મહર્ષિઓ પ્રજાપતિને આગળ કરી યુદ્ધભૂમિમાં આવ્યા હતા.[15–17]

રાક્ષસાધિપતિ રાવણ અને પ્રેતોના ઈશ્વર યમ એ બંને યુદ્ધ કરતા હતા, ત્યારે જાણે સર્વ લોકનો પ્રલયકાળ આવી પહોંચ્યો હોય એવું જણાતું હતું.[18] એ સમયે રાક્ષસેંદ્ર રાવણ ઇંદ્રના વજ્ર સમાન તેજસ્વી ધનુષ્યનો ટંકારવ કરી આકાશને છાઈ દે, તેવાં બાણો છોડવા લાગ્યો.[19] મહાબળવાન રાવણ ચાર બાણો મૃત્યુને અને સાત બાણો સારથિને મારીને પછી હજારો બાણો યમરાજાના મર્મસ્થાનમાં મારવા લાગ્યો,[20] ત્યારે ક્રોધ પામેલા યમરાજાના મુખમાંથી નિઃશ્વાસરૂપે ધુમાડા સહિત જ્વાળાવાળો કોપાનળ પ્રકટી નીકળ્યો.[21] આ આશ્ચર્યકારક ઘટના જોઈ દેવો અને દાનવો સમક્ષ મૃત્યુ અને કાળ એ બંને અતિશય ક્રોધ પામ્યા અને યુદ્ધ કરવા પ્રેરાયા.[22] એ સમયે ક્રોધ પામેલા મૃત્યુએ યમરાજાને કહ્યું: 'મને યુદ્ધભૂમિમાં છોડી મૂકો, હું આ પાપી રાક્ષસને હણી નાખું.[23] મારી સ્વભાવસિદ્ધ મર્યાદા છે કે જેના તરફ હું જોઉં તે કદી પણ બચી શકે નહિ. હે મહારાજ!

હિરણ્યકશિપુ, નમુચિ, શંબર, નિસુંદ, ધૂમકેતુ, વિરોચનનો પુત્ર બલિ, દૈત્યેશ્વર શંભુ, વૃત્રાસુર, બાણાસુર, શાસ્ત્રજ્ઞ રાજર્ષિઓ, મહા ઉરગ સહિત ગંધર્વો, ઋષિઓ, પન્નગો, દૈત્યો, યક્ષો, અપ્સરાઓ અને યુગાંતના પ્રલયકાળમાં મહાસમુદ્રો, પર્વતો, નદીઓ અને વૃક્ષો સહિત પૃથ્વીનો પણ હું ક્ષય કરનારો છું.[૨૪-૨૭] વળી બીજા પણ મહાસુશ્કેલીથી જીતી શકાય એવા મહાબળવાનોને પણ મેં જોતજોતામાં નાશ પમાડી દીધા છે, તો આ રાક્ષસ તે શું ગણતરીમાં છે? હે ધર્મજ્ઞ! હે સાધુ! મને તમે એક વાર છોડી મૂકો એટલે હું તેને હણી નાખું; કેમ કે કોઈ પણ બળવાન મારી દૃષ્ટિએ પડ્યા પછી જીવતો રહ્યો નથી. હે મહારાજ! આ કાંઈ મારું બળ બતાવવા હું કહેતો નથી; પરંતુ એ મારું સ્વભાવસિદ્ધ સ્વરૂપ છે. હે યમરાજ! હું તે રાક્ષસ પ્રતિ દૃષ્ટિ ફેંકું, તે પછી એક મુહૂર્ત પણ તે જીવતો રહેવાનો નથી.'[૨૮-૩૦]

મૃત્યુનાં વચનો સાંભળી પ્રતાપી યમરાજાએ કહ્યું: 'તું જરા થોભ, હું જ એને હણી નાખું છું.'[૩૧] પછી લાલ આંખોવાળા ક્રોધ પામેલા વૈવસ્વત યમે અમોઘ કાળદંડ હાથમાં લીધો કે, જેની એક બાજુમાં કાળપાશ અને બીજી બાજુએ અગ્નિ અને વજ્ર સમાન મુદ્‌ગર હતું.[૩૨,૩૩] આ કાળદંડ કે જે દર્શનમાત્રથી જ પ્રાણીઓના પ્રાણને ખેંચી લે છે, પોતે જ્યારે સ્પર્શ કરે, ત્યારે અથવા કોઈના ઉપર પડે ત્યારે તો પ્રાણ જાય એમાં શું કહેવું? જ્વાળારૂપ પરિવારવાળું આ મહાન આયુધ બળવાન યમરાજાએ ઉગામ્યું, ત્યારે તે જાણે હમણાં જ રાવણને બાળી મૂકશે એમ ચળકવા લાગ્યું.[૩૪,૩૫] એ સમયે ત્રાસ પામેલાં સર્વ પ્રાણીઓ યુદ્ધભૂમિમાંથી નાસી ગયાં અને દંડ ધારણ કરેલા યમને જોઈ દેવો પણ ખળભળી ઊઠ્યા.[૩૬] રાક્ષસેંદ્ર રાવણને કાળદંડથી હણવા માટે જ્યારે યમે ઇચ્છા કરી, ત્યારે પિતામહ બ્રહ્માએ યમરાજાને સાક્ષાત્ દર્શન આપ્યું અને કહ્યું:

'હે વૈવસ્વત! હે અમિત પરાક્રમી યમ! તમારે આ કાળદંડથી આ રાક્ષસને હણવો જોઈએ નહિ; કારણ કે હે દેવશ્રેષ્ઠ! મેં એને વરદાન આપેલું છે અને તે મિથ્યા થવું જોઈએ નહિ. જે કોઈ દેવ કે મનુષ્ય મને મિથ્યા ઠરાવે, તેણે આ ત્રિલોકને અસત્ય ઠરાવ્યું છે એમ ગણાશે, એમાં સંશય નથી.[૩૭-૪૦] ત્રણે લોકને ભય ઉત્પન્ન કરનાર, રૌદ્ર સ્વરૂપ આ કાળદંડને ક્રોધ પામેલા તમારા વડે છોડી મૂકવામાં આવે, તો તે પ્રિય કે અપ્રિયનો વિચાર કર્યા સિવાય સમસ્ત પ્રજાનો સંહાર કરે. સર્વને મૃત્યુ આગળ લઈ જનાર, અમાપ તેજસ્વી, કદી મિથ્યા ન જાય તેવો આ કાળદંડ સર્વ પ્રાણીઓના નિયમન માટે મેં સરજ્યો છે. હે સૌમ્ય! એ કાળદંડ હમણાં રાવણના માથા ઉપર તમારે ફેંકવો જોઈએ નહિ; કારણ કે એના પડવા પછી કોઈ પણ પ્રાણી એક મુહૂર્ત પણ જીવી શકતું નથી. હાલમાં ધર્મસંકટ ઊભું થયું છે; કેમ કે કાળદંડ પડવાથી રાવણ કદાચ મૃત્યુ ન પામે તો કાળદંડ મિથ્યા થાય છે અને મરણ પામે તો મારું વરદાન મિથ્યા થાય છે; માટે હું કહું છું તે સમજી રાવણ ઉપર ઉગામેલો કાળદંડ તમે પાછો ખેંચો અને મારું વચન સત્ય કરો.'[૪૧-૪૫]

બ્રહ્માજીનાં વચન સાંભળી ધર્માત્મા યમરાજાએ કહ્યું: 'તમે અમારા પ્રભુ છો, માટે તમારી આજ્ઞાથી આ કાળદંડ હું પાછો ખેંચી લઉં છું.[૪૬] અને તમારા વરદાનને લીધે બળવાન થયેલા આ રાક્ષસને બીજી રીતે હણવા તો હું સમર્થ નથી, માટે તેની દૃષ્ટિથી હું અલોપ થઈ જાઉં છું.' એમ કહી યમરાજા સારથિ, રથ અને અશ્વો સહિત અંતર્ધાન થઈ ગયા. ત્યારે રાક્ષસેંદ્ર રાવણ યમરાજાને જીતી પોતાનું નામ પ્રસિદ્ધ કરી પુષ્પક વિમાનમાં બેસી યમપુરીમાંથી બહાર નીકળ્યો. પછી દેવો સહિત બ્રહ્માજીને આગળ કરી વૈવસ્વત. યમરાજા અને

મહામુનિ નારદજી હર્ષિત થતા થતા સ્વર્ગમાં ગયા.[૪૭-૪૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૨૨મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૩મો

### રસાતળમાં રાવણના ઉત્પાત-નિવાતકવચ તથા વરુણના પુત્રો સાથે યુદ્ધ

**ततो जित्वा दशग्रीवो यमं त्रिदशपुंगवम्।**
**रावणस्तु रणश्लाघी स्वसहायान्ददर्श ह ॥ १ ॥**

દેવશ્રેષ્ઠ યમને જીત્યા પછી યુદ્ધમાં વખણાયેલો રાવણ પોતાના સેવકોને મળ્યો, ત્યારે તે રાક્ષસો પ્રહારથી જર્જર થયેલા અને રુધિરથી ખરડાયેલા રાવણને જોઈ વિસ્મય પામ્યા. એ સમયે તેના મારીચ આદિ પ્રધાનોએ 'જય જય' શબ્દ વડે તેની પ્રશંસા કરી અને સાંત્વન કર્યું. પછી સર્વ પુષ્પક વિમાનમાં બેઠા અને રસાતળમાં જવા માટે વરુણે રક્ષણ કરેલા તથા દૈત્યો અને ઉરગોથી વસાયેલા મહાસમુદ્રમાં પ્રવેશ કર્યો.[૧-૪] માર્ગમાં વાસુકી નાગથી રક્ષાયેલી ભોગવતી નગરીમાં જઈને નાગલોકોને વશ કરી રાક્ષસેંદ્ર રાવણ મણિમયીપુરીમાં ગયો.[૫] તે નગરીમાં વરદાન મેળવેલો નિવાતકવચ નામનો રાક્ષસ રહેતો હતો. રાવણે ત્યાં જઈ તેને યુદ્ધ માટે બોલાવ્યો.[૬] ત્યારે મહાબળવાન, પ્રચંડ પરાક્રમી, વિવિધ પ્રકારનાં આયુધો ધારણ કરનારા, હર્ષિત થયેલા અને યુદ્ધોન્મત્ત દૈત્યો, શૂલ, ત્રિશૂલ, કુલિશ, પટ્ટિશ, ખડ્ગ અને ફરસી વગેરે આયુધો લઈને યુદ્ધ કરવા આવ્યા અને રાક્ષસો સાથે યુદ્ધ કરી એકબીજાને મારવા લાગ્યા.[૭,૮] તેઓને યુદ્ધ કરતાં કરતાં એક વર્ષ વીતી ગયું, છતાં કોઈ પણ પક્ષનો વિજય કે પરાજય થયો નહિ;[૯] ત્યારે ત્રણે લોકમાં જેની ગતિ સર્વત્ર છે, તે દેવ પિતામહ વિમાનમાં બેસીને ત્યાં આવ્યા અને નિવાતકવચને યુદ્ધ કરવાનું છોડાવી સ્પષ્ટ અર્થવાળાં વચનો કહેવા લાગ્યા :

'સુરો કે અસુરોથી આ રાવણ યુદ્ધમાં જિતાવો સહેલ નથી; તેમ જ તમે પણ કોઈથી જિતાઓ તેમ નથી; માટે તમારે આ રાક્ષસોની સાથે મિત્રતા કરવી યોગ્ય છે; કારણ કે મિત્રોને 'સર્વ' બાબતોમાં પરસ્પર સમાન અધિકાર છે.' પિતામહની આજ્ઞા થતાં રાવણે અગ્નિની સાક્ષીએ નિવાતકવચની સાથે મિત્રતા કરી અને તેઓ પરસ્પર પ્રીતિવાળા થયા. પછી નિવાતકવચે સર્વ રાક્ષસોની યથાયોગ્ય પૂજા કરી અને તેઓ સર્વ પોતાના નગરની પેઠે સુખપૂર્વક એક વર્ષ સુધી ત્યાં રહ્યા.

મિત્રતાને અનુસરી સેંકડો માયાઓ શીખી લઈ એક વર્ષ પૂરું કર્યા પછી વરુણની રાજધાનીને શોધતો રાક્ષસેંદ્ર રાવણ રસાતળમાં ભમવા લાગ્યો.[૧૦-૧૬] ફરતાં ફરતાં કાલકેય દૈત્યના અધિકારવાળા અશ્મનગરમાં તે આવી પહોંચ્યો. ત્યાં જઈ તેણે બળવાન કાલકેયને હણ્યો.[૧૭] વળી ત્યાં આગળ પોતાની બહેન શૂર્પણખાના બળવાન પતિ વિદ્યુજ્જિહ્વને પણ તેણે તલવારથી કાપી નાખ્યો. તે વિદ્યુજ્જિહ્વ યુદ્ધમાં રાક્ષસોને જીભથી ચાટી જતો, તેથી તેના ઉપર વિજય મેળવી રાક્ષસેંદ્ર રાવણે બીજા પણ ચારસો દૈત્યોને હણી નાખ્યા.[૧૮,૧૯]

પછી ધોળાં વાદળાં જેવું અને કૈલાસ જેવું તેજસ્વી વરુણનું દિવ્ય ધામ તે રાક્ષસાધિપે જોયું. ત્યાં સુરભિ નામની કામધેનુ રહેતી હોવાથી તેના આંચળમાંથી દૂધ ઝરતું હતું અને એ દૂધથી ક્ષીરોદ નામનો સાગર થયો હતો.[૨૦,૨૧] રાક્ષસેંદ્ર રાવણે ત્યાં મહાવૃષભની માતા સુરભિને જોઈ તેમ જ શીતળ કિરણોવાળો નિશાકર ચંદ્ર જેમાંથી ઉત્પન્ન થયો છે, તે ક્ષીરોદસાગરને પણ જોયો.[૨૨] એ સાગરનો આશ્રય કરીને કેટલાક મહર્ષિઓ ત્યાં રહેતા હતા અને તેઓ તેનું ફીણ પીને જીવતા હતા. એ ક્ષીરસાગરમાંથી અમૃત ઉત્પન્ન થયેલું હતું, તેમ જ સ્વધા-ભોજન કરવાવાળા પિતૃલોકનું ભોજન કવ્ય પણ તેમાંથી ઉત્પન્ન થયેલું હતું.[૨૩] ત્યાં જઈ જેને લોકો સુરભિ

નામથી ઓળખે છે, તે મહાઅદ્દભુત ગાયની રાવણે પ્રદક્ષિણા કરી અને પછી અનેકવિધ સૈન્યથી રક્ષાયેલા વરુણના નગરમાં તે પેઠો.[૨૪] ત્યાં જઈ સેંકડો જળધારાવાળાં શરદઋતુના વાદળા જેવું અને જ્યા સર્વ લોકો હર્ષયુક્ત રહે છે, એવું વરુણનું ઉત્તમ સ્થાન રાવણે જોયુ.[૨૫] પછી વરુણના કેટલાક યોદ્ધાઓને હણીને તથા કેટલાકને ઘાયલ કરી રાવણે કહ્યું' 'તમે તમારા રાજાને એકદમ જાહેર કરો[૨૬] કે, યુદ્ધ માટે રાવણ આવેલો છે, તેને યુદ્ધ આપો અથવા હાથ જોડી એમ કહો કે, 'હુ પરાજય પામ્યો છુ'.'[૨૭]

રાવણ આ પ્રમાણે બોલતો હતો, એટલામાં તો ક્રોધ પામેલા મહાત્મા વરુણના પુત્રો, પૌત્રો અને ગૌ તથા પુષ્કર નામના સેનાપતિઓ યુદ્ધ કરવા માટે બહાર પડ્યા [૨૮] પોતાના લશ્કરથી વીંટળાયેલો, સર્વગુણસંપન્ન, ઊગતા સૂર્યના સરખો તેજસ્વી એવો વરુણનો તે પરિવાર ઇચ્છા મુજબ ગતિ કરનારા રથોમા બેસી એકાએક યુદ્ધભૂમિમા આવ્યો એ સમયે બુદ્ધિમાનરાવણ અને જળરાજ વરુણના પુત્રોનુ રુંવાટા ઊભા કરે તેવુ દારુણ યુદ્ધ થવા લાગ્યુ [૨૯,૩૦] દશગ્રીવના મહાપરાક્રમી અમાત્યોએ એક ક્ષણમાત્રમા વરુણના સર્વ સૈન્યનો સંહાર કર્યો અને વરુણના પુત્રો પણ યુદ્ધમા પોતાના સૈન્યની આ સ્થિતિ જોઈ બાણની જાળથી પીડાઈ યુદ્ધકાર્યથી નિવૃત્ત થયા.[૩૧,૩૨] વરુણના પુત્રો પૃથ્વી ઉપર રહીને યુદ્ધ કરતા હતા અને રાવણ પુષ્પક વિમાનમા બેસીને આકાશમા યુદ્ધ કરતો હતો, તેથી તેઓ શીઘ્ર ગતિવાળા રથમા બેસી આકાશમા આવ્યા.[૩૩] આ પ્રમાણે તેઓએ હવે સમાન સ્થળ મેળવેલુ હોવાથી દેવ-દાનવ ના જેવું તુમુલ આકાશયુદ્ધ થયુ.[૩૪] પછી મહાન પરાક્રમ કરીને યુદ્ધમાં અગ્નિ સરખા બાણો વરસાવી રાવણને તેમણે યુદ્ધથી વિમુખ કર્યો અને હર્ષ પામી અનેક પ્રકારના અવાજ કરવા લાગ્યા.[૩૫] એ સમયે પોતાના રાજાને પરાજિત થયેલો જોઈને ક્રોધ પામેલો યુદ્ધને ઇચ્છનારો મહોદર નામનો રાક્ષસ મૃત્યુનો ભય ત્યજી દઈને વરુણની સેનાને પીડવા લાગ્યો.[૩૬] અને મહાન પરાક્રમ કરી પવન સમાન ગતિવાળા વરુણપુત્રના રથના ઘોડા ઓને તેમ જ યોદ્ધાઓને ગદાથી હણી ભૂમિ ઉપર પાડ્યા.[૩૭] વરુણપુત્રોના ઘોડાઓ તથા યોદ્ધાઓને હણીને અને તેઓને રથ વિનાના કરીને મહોદરે મહાનાદ કર્યો.[૩૮] મહોદરે પોતાના શ્રેષ્ઠ સારથિ અને અશ્વો સહિત રથો નો નાશ કર્યો, ત્યારે મહાત્મા વરુણના શૂરા પુત્રો પોતાના રથોને ત્યજી દઈને દિવ્ય પ્રભાવ થી આકાશમા પેઠા અને જરા પણ વ્યથા પામ્યા નહિ. તે પછી એકઠા થયેલા તેઓએ પોતાના ધનુષ્ય સજ્જ કર્યા અને મહોદરને વીંધી નાખીને યુદ્ધમા રાવણને પણ રોકી રાખ્યો. જેમ વાદળા મહાપર્વતને ચીરી નાખે, તે પ્રમાણે ધનુષ્યમાથી છૂટેલા વજ્ર જેવા, મહા ભયંકર બાણોથી ક્રોધ પામેલા તેઓ રાવણને ત્રાસ આપવા લાગ્યા.[૩૯-૪૨] ત્યારે કાળાગ્નિ સરખા અને ક્રોધમૂર્છિત થયેલા દશગ્રીવ બાણોનો મહાઘોર વરસાદ તેઓના મર્મસ્થાન ઉપર વરસાવ્યો.[૪૩] પછી દુર્ધર્ષ રાવણ સ્થિર થઈને વિચિત્ર મુશળો, સેંકડો ભાલાઓ, પટ્ટિશો અને સેંકડોને હણી નાખે એવી મહાન શક્તિઓ વરુણના પુત્રો ઉપર ઠોકવા લાગ્યો, ત્યારે સાઠ વર્ષની ઉમરે પહોંચેલા હાથીઓ જેમ મહાન કાદવમા ખૂંચી જાય, તેમ વીંધાઈ ગયેલા વરુણના પગપાળા વીર પુત્રો એકદમ શિથિલ થઈ ગયા.[૪૪,૪૫] મહાબળવાન રાવણે વરુણના પુત્રોને વિહ્વળ અને શિથિલ થતા જોઈ મહામેઘની માફક ગર્જના કરી.[૪૬] રાક્ષસેંદ્ર રાવણ વિવિધ પ્રકારના આયુધોથી તેમ જ પ્રચંડ બાણોના વરસાદથી મોટી મોટી ગર્જના-ઓ કરતો વરુણના પુત્રોને હણવા લાગ્યો, ત્યારે તે સર્વમાથી કેટલાક રણથી વિમુખ થયા અને કેટલાક પૃથ્વી ઉપર પડ્યા, જ્યારે

બાકીના કેટલાક રણભૂમિમાથી નાસી ગયા.[47]

પછી રાક્ષસેંદ્ર રાવણે કહ્યું: 'તમે વરુણને જાહેર કરો કે, 'મને યુદ્ધ આપે.' ત્યારે વરુણના પ્રહાસ નામના મંત્રીએ રાવણને કહ્યુ 'જેને તમે યુદ્ધમા બોલાવો છો, તે જળેશ્વર વરુણ મહારાજ બ્રહ્મલોકમા ગાનતાન સાભળવા માટે ગયેલા છે.[48-50] હે વીર! તેના જે વીર કુમારો અહીં હતા તે સર્વ પરાજય પામેલા છે અને વરુણદેવ બહાર ગયેલા છે, તેથી વૃથા પરિશ્રમ કરવાથી શો લાભ?'[51] ત્યારે રાક્ષસેંદ્ર રાવણ સર્વને પોતાનો જય સંભળાવી હર્ષનાદ કરતો કરતો વરુણા લયમાથી બહાર નીકળ્યો, અને જે માર્ગે આવ્યો હતો, તે જ માર્ગે પાછો ફરી આકાશ માર્ગે લંકા તરફ જવા લાગ્યો.[52]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૨૩ મો સર્ગ સમાપ્ત

## ક્ષેપક સર્ગ ૧ લો.*

### રાવણનો ઉત્પાત-બાલરાજાની શિખામણ

ततोऽश्मनगरं भूयो विचेरुर्युद्धदुर्मदाः ।
यत्रापश्यद्दशग्रीवो गृहं परमभास्वरम् ॥ १ ॥

યુદ્ધોન્મત્ત રાક્ષસો ફરીથી પણ અશ્મનગરમા ફરવા લાગ્યા ત્યા દશગ્રીવે અતિશય પ્રકાશિત એક મંદિર જોયું.[1] એ મંદિર વૈડૂર્યમણિના તોરણવાળું, મોતીના પડદાવાળું અને સુવર્ણના સ્થભવાળું હતુ તથા તેની આસપાસ સુદર બેઠકો આવી રહેલી હતી. વજ્ર જેવા સખત સ્ફટિકના પગથિયા હતા, તેના પડદા પર ઘૂઘરીઓ હતી, પુષ્કળ સુદર આસનો તેમા આવેલા હતા અને ઇદ્રના મહેલના સરખુ તે શોભાયમાન હતું.[2,3] પ્રતાપી દશગ્રીવે આ સુદર શ્રેષ્ઠ મંદિર જોઈ મેરુ અને મંદરપર્વત સમાન કાંતિવાળું આ રમ્ય મંદિર કોનુ હશે, એમ વિચારી કહ્યું: 'અલ્યા પ્રહસ્ત! તુ સત્વર જા અને તપાસ કર કે આ સુદર ભવન કોનુ છે?'

રાવણની આજ્ઞા થતા પ્રહસ્ત તે સુદર ભવનમા પેઠો અને તેનો પ્રથમ ઓરડો શૂન્ય જોઈ બીજા ઓરડામા ગયો. એ પ્રમાણે સાત ઓરડા ઓળંગી ગયો, ત્યારે એક જ્વાળા તેના જોવામા આવી અને ત્યાં એક પુરુષને બેઠેલો જોયો. પ્રસન્ન મનવાળા તે પુરુષે અટ્ટહાસ્ય કર્યું. તે સાભળતા પ્રહસ્તના રુવાંટાં ઊભા થયા.[4-7] પ્રહસ્તે જ્વાળાની વચ્ચોવચ સુવર્ણમાળા ધારણ કરનારો, સાક્ષાત્ યમના જેવો, સૂર્યની કાંતિ સમાન પ્રકાશિત અને વિમોહિત થઈ ગયેલો એક પુરુષ ત્યા જોયો.[8] આ પ્રમાણે જોઈ નિશાચર પ્રહસ્ત ત્યાથી એકદમ બહાર નીકળ્યો અને સઘળું રાવણને નિવેદન કર્યું.[9]

હે રામ! બીજા અંજનપર્વત સમાન પ્રૌઢ દશગ્રીવ પુષ્પક વિમાનમાથી નીચે ઊતરી તે મંદિરમા પેસવાની ઇચ્છા કરવા લાગ્યો.[10] તે મંદિરના બારણામા જ્વાળા સરખી જીભવાળો ભયાનક અને જેના માથા ઉપર ચંદ્ર છે, એવો એક પુરુષ તેના જોવામા આવ્યો.[11] તેને રાતી આખો, સુદર દાંત, બીલાના સરખા સુદર લાલ હોઠ, ભયંકર નાક, શખ જેવો કંઠ અને મોટા જડબા હતા.[12] તેના દાઢીમૂછ ભરાવદાર હતા તેનુ હાડ માસથી ભરેલુ હતું અને દાઢા રુવાટા ઊભા કરે તેવી ભયંકર હતી. તે પુરુષ લોઢાનુ મુસળ હાથમા લઈ દ્વાર રોકીને ત્યા ઊભો હતો તેને જોઈ રાવણના રૂવા ખડા થઈ ગયા, હૃદય ધડકવા લાગ્યુ અને તે થરથર ધ્રૂજવા લાગ્યો. હે રામ! આવું ભયાનક દશ્ય જોઈ રાવણ વિચારમા પડી ગયો, ત્યારે તે પુરુષે કહ્યું:[13-15]

'અલ્યા રાક્ષસ! તું શા માટે ચિંતા કરે છે? વિશ્વાસ રાખીને મને બધુ કહે હે રજનીચર! હે વીર! હું તારું યુદ્ધથી આતિથ્ય

* અહીંથી શરૂ થતા પાંચ સર્ગો પ્રક્ષિપ્ત-ક્ષેપક અર્થાત્ મૂળ પ્રત થયા પછી ઉમેરાયેલા ગણાય છે, અને પ્રસિદ્ધ થયેલી સર્વ પ્રતોમાં તે જોવામાં આવે છે, તેથી આ ભાષાંતરમાં પણ તે લીધા છે.

કરીશ' આ પ્રમાણે કહીને વળી તેણે કહ્યું 'તું બલિરાજાની સાથે લડીશ? અથવા તું શું કરવા ધારે છે? ત્યારે રાવણે કહ્યું 'હે વચન બોલનારમાં શ્રેષ્ઠ! આ ઘરમાં કોણ રહે છે, તે તમે મને કહો હું તેની સાથે યુદ્ધ કરીશ, અથવા તમે કહેશો તેમ કરીશ' તે પુરુષે ઉત્તર આપ્યો 'આ સ્થાનમાં પરમ ઉદાર, શૂર, સત્યવાદી, પરાક્રમી દાનવેંદ્ર બલિરાજા રહે છે[19–20] તે જેના હાથમાં પાશ છે એવા યમ જેવો સર્વગુણસંપન્ન વીર પુરુષ છે, તેમ જ પ્રભાતના સૂર્ય સમાન તેજસ્વી અને યુદ્ધમાંથી કદી પાછો નહિ ફરનારો છે[21] એ અમર્ષી, દુર્જય, વિજયી, બળવાન, ગુણનિધિ, નીતિ જાણનારો આશ્રિતને પાળનારો, હમેશાં ગુરુ અને બ્રાહ્મણને પ્રિય, સમયને જોનારો, મહાસત્વશાળી, સત્યવાદી, સુંદર દેખાવનો, દક્ષ, સર્વગુણસંપન્ન અને સ્વાધ્યાયશીલ છે તે સર્વત્ર ગતિ કરે છે, તે વાય છે, બળે છે, તપે છે તેને પ્રાણીમાત્ર, દેવો પન્નગો અને પક્ષીઓથી ભય નથી હે રાક્ષસેશ્વર! હે મહાસત્ત્વ! જો તારી તે બલિની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા હોય, તો તું સત્વર અંદર આવ અને યુદ્ધ કર'

પછી ગર્વોન્મત્ત રાવણ એ રમ્ય મંદિરમાં પેઠો ત્યાં મહામુશ્કેલીથી જેની તરફ જોઈ શકાય એવી કાંતિવાળો અને સળગતા અગ્નિ જેવો પ્રકાશિત દાનવશ્રેષ્ઠ બલિરાજા રાવણને જોઈ હસવા લાગ્યો વિશ્વરૂપ બલિરાજાએ જોતજોતામાં રાવણને પકડી લીધો અને પોતાના ખોળામાં બેસાડી કહેવા લાગ્યો[22–28] હે દશગ્રીવ! હે મહાબાહુ! હું તારી કઈ ઇચ્છા પૂર્ણ કરું? હે રાક્ષસેશ્વર! તમારું અહીં આવવામાં શું પ્રયોજન છે?[29]

બલિરાજાના વચન સાંભળી રાવણે ઉત્તર આપ્યો 'હે મહાભાગ! મેં સાંભળ્યું છે કે, તમને પૂર્વે વિષ્ણુએ બાંધ્યા હતા,[30] તો હવે તે બંધનથી તમને મુક્ત કરવા માટે હું આવ્યો છું.' ગર્વોન્મત્ત રાવણના વચન સાંભળી બલિરાજાએ હસતા હસતા કહ્યું[31]

હે રાવણ! હું કહું છું તે સાંભળ. આ દ્વારમાં જે શ્યામ પુરુષ ઊભો છે, તેણે પૂર્વે સમસ્ત દાનવેંદ્રો તેમ જ બીજા જે બળવાન પુરુષો હતા, તે સર્વને જેણે બળપૂર્વક જીત્યા હતા તેવા મને વશ કર્યો છે[32,33] યમરાજથી પણ ગાંજ્યા ન જાય એવા આ પુરુષથી હું બંધાયેલો છું, તેને જીતી શકે એવો કયો વીર પેદા થયો છે?[34] આ જે પુરુષ ઊભો છે, તે સર્વ પ્રાણીમાત્રનો કર્તા, ધાતા અને હર્તા, સર્વ ભુવનનો ઈશ્વર છે[35] સર્વ ભૂતમાત્રનો નાશ કરનાર અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળને જાણનાર, કળિકાળરૂપ એ પ્રભુને હું જાણતો નથી અને તું પણ જાણતો નથી તે આ ત્રણે લોકના હર્તા અને સ્રષ્ટા છે, તેમ જ સર્વ સ્થાવરજંગમનો તે સંહાર કરનાર છે એ મહેશ્વર આદિ અને અંતરહિત આ સર્વ સૃષ્ટિને ફરીફરી ઉત્પન્ન કરે છે હે નિશાચર! દાન યજ્ઞ અને હોમ સર્વનું વિધાન કરનાર તે જ છે[...–38] એ પરમ પુરુષ સર્વનો ધાતા અને રક્ષણકર્તા છે એમાં જરા પણ સંશય નથી ત્રણે લોકમાં એના જેવો બીજો કોઈ મહાપુરુષ નથી હે પૌલસ્ત્ય! જેમ પશુને દોરડાથી બાંધી દોરી જવામાં આવે છે, તે પ્રમાણે પૂર્વે થઈ ગયેલા બળવાન દાનવો, હું અને તું એ સર્વને આ મહાપુરુષ દોરી જનાર છે વૃત્ર, દનુ, શુક, શંભુ નિશુંભ શુંભ, કાળનેમિ, પ્રહ્લાદ, કૂટ વરોચન મૃદુ, યમન અર્જુન, કંસ, કટભ અને મધુ, એ સર્વ સૂર્યની માફક તપતા હતા, નક્ષત્રની માફક પ્રકાશતા હતા, પવનની માફક વાતા હતા અને ઇંદ્રની માફક વરસાદ વરસાવતા હતા[40–42] તેમણે મોટા યજ્ઞો કર્યા હતા, તેઓ મોટા મહાત્માઓ હતા, યોગધર્મવાળા હતા, મોટાઈ મેળવીને ભાત ભાતના ભોગ ભોગવતા હતા, તેમણે દાન આપ્યું હતું, યજ્ઞો કર્યા હતા તેમ જ

વેદાધ્યયન કર્યું હતું અને પ્રજાનું સારી રીતે પરિપાલન કર્યું હતું. તેઓ પોતાના પક્ષનું રક્ષણ કરનારા હતા અને શત્રુપક્ષનો નાશ કરનારા હતા. યુદ્ધભૂમિમાં એમના જેવો કોઈ ન હતો. જેઓ શૂરા, કુળવાન અને સર્વશાસ્ત્રવિશારદ હતા, જેઓ સર્વ વિદ્યા જાણનાર તથા યુદ્ધમાંથી કદી પાછા નહિ ફરનાર હતા,[૪૩-૪૬] જેઓએ દેવો ઉપર રાજ કર્યું હતું અને યુદ્ધમાં દેવોને હજારોવાર જીત્યા હતા.[૪૭] જેઓ હમેશાં દેવોનું અપ્રિય કરવામાં અનુરાગી હતા અને પોતાના પક્ષનું પરિપાલન કરનારા હતા; જેઓ સદા પ્રમત્ત, દર્પી અને ઊગતા સૂર્યની સમાન તેજસ્વી હતા તથા દેવોને સતાવતા હતા, તેઓનો પણ આ દેવોના ઇશ્વર વિષ્ણુએ નાશ કર્યો છે.[૪૮,૪૯] એ જ વિષ્ણુ જગતને ઉત્પન્ન કરે છે, તેનો સંહાર કરે છે અને આત્માને આત્મામાં અધિષ્ઠિત કરી પરમાત્મસ્વરૂપે રહે છે, એ જ મહાત્મા દેવે બળવાન અને ઇચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરનારા ઉપર્યુક્ત સર્વ દાનવેંદ્રોને નાશ પમાડ્યા છે. જેઓ લડાઈમાં મહાબળવાન અને અપરાજિત હતા, એમ મે સાભળ્યુ હતું, તે સર્વ કાળના બળને પણ હાકી કાઢે એવા મહાવિષ્ણુથી નાશ પામ્યા છે.[૫૦-૫૨]

એ પ્રમાણે કહ્યા પછી દાનેશ્વર બલિએ રાવણને કહ્યું : 'હે વીર ! પણે સળગતા અગ્નિ સરખુ જે કુંડળ દેખાય છે, તેને ઊંચકીને તું અહીં લઈ આવ. તે પછી હું તને મારા છુટકારા સંબંધી વાત કહીશ. હે રાવણ ! હે મહાબાહુ ! તું તે વિના વિલંબે લઈ આવ.' બલિનાં વચનો સાંભળી રાક્ષસેંદ્ર રાવણ હસતો હસતો તે કુંડળ પાસે ગયો.[૫૩-૫૫]

હે રઘુનંદન ! જે ઠેકાણે એ મહાદિવ્ય કુંડળ હતું, ત્યાં જઈ બળગર્વિત રાવણે તેને રમતરમતમાં ઉપાડવા ધાર્યું; પરંતુ ગર્વોન્મત્ત રાવણ તેને હલાવી પણ શક્યો નહિ, ત્યારે તે શરમાઈને ફરીફરીથી એને ઉપાડવાનો પ્રયત્ન તે કરવા લાગ્યો. મહામહેનતે જેમતેમ કરી તેને જરા ઊંચક્યુ, ત્યાં તો સામો આંચકો લાગવાથી મહાબળવાન રાવણ કપાયેલા મૂળવાળા વૃક્ષની પેઠે ભૂમિ પર પડી ગયો.[૫૬-૫૮] એ જોઈ તેના પુષ્પક વિમાનમાં બેઠેલા પ્રધાનોએ હાહાકાર કરી મૂક્યો.[૫૯] પછી રાવણને જ્યારે શુદ્ધિ આવી, ત્યારે તે ઊઠ્યો અને શરમથી મોઢું નીચું રાખી ઊભો રહ્યો; એટલે બલિએ તેને કહ્યું :[૬૦]

હે રાક્ષસશ્રેષ્ઠ ! તું અહીં આવ ને મારું વચન સાંભળ. હે વીર ! તું જે મણિભૂષિત કુંડળ ઉપાડવા તૈયાર થયો, તે હતું મારા પૂર્વજ હિરણ્યકશિપુના કાનનું ઘરેણું. હે મહાબળ ! તેમાંનું એક અહીં પડેલું છે અને બીજું પર્વતના શિખર ઉપર પડેલું છે. એ કુંડળ સિવાય એનો મુકુટ પૃથ્વી ઉપર યુદ્ધભૂમિમાં વેદીની સામે પડેલો હતો.[૬૧-૬૩] પૂર્વે મારા તે પ્રપિતામહ હિરણ્યકશિપુ કે જેને કાળ, મૃત્યુ, રોગ કે કોઈ હિંસક પ્રાણીથી ભય ન હતો;[૬૪] અને જેનું મરણ દિવસે, રાતે કે સંધ્યાકાળે થાય તેમ ન હતું; તેમ જ જેનું મરણ લીલાંથી સૂકાંથી કે કોઈ શસ્ત્રાસ્ત્રથી થાય તેમ ન હતું, તેણે પ્રહલાદની સાથે પરમ દારુણ વાદ માંડ્યો હતો. એ સર્વશ્રેષ્ઠ મહાત્મા પ્રહ્લાદની સાથે જ્યારે તેને વાદ ઉત્પન્ન થયો, ત્યારે હે રાક્ષસશ્રેષ્ઠ ! મહાપુરુષ વિષ્ણુ નરસિંહરૂપ ધારણ કરી ઉત્પન્ન થયા. તે રૌદ્ર સ્વરૂપ જોઈ ને આ સર્વ જગત ખળભળી ઊઠ્યું હતું.[૬૫-૬૮] પછી તેણે બે હાથોથી ઊંચકીને હિરણ્યકશિપુને નખોથી ચીરી નાખ્યો હતો. તે જ આ બારણાં ઉપર ઊભેલા નિરંજન વાસુદેવ છે.[૬૯] તે દેવાધિદેવનાં એવાં અનેક પરાક્રમ છે અને તે હું તને કહું છું, તો તે તારા હૃદયમાં ઉતાર.[૭૦] જે આ બારણાંમાં ઊભા છે, તે પુરુષે હજારો ઇંદ્રોને, લાખો દેવતાઓને, સેંકડો ઋષિઓને અને એવા કરોડો મુખ્ય પુરુષોને પણ પૂર્વે વશ કરેલા છે.[૭૧]

બલિનાં વચનો સાંભળી રાવણે કહ્યું: 'હે દાનેશ્વર! મેં મૃત્યુ સહિત પ્રેતના સ્વામી કૃતાંતને પણ જોયો છે કે જેના હાથમાં પાશ હતો અને મોંમાંથી મહાજ્વાળાઓ નીકળતી હતી; જેનાં રુવાંટાં ઊભાં થયેલાં છે તેવા મોટી દાઢોવાળા, વીજળીના સરખી જીભવાળા, સર્પ અને વીંછી સ્વરૂપી રુવાંટાંવાળા, લાલ આંખોવાળા ભયંકર વેગવાળા અને પ્રાણીમાત્રને ભયંકર આદિત્યની માફક મુશ્કેલીથી જોઈ શકાય તેવા, યુદ્ધમાં પાછા ન હઠે એવા, પાપીઓ ઉપર રાજ્ય કરનારા એ યમને પણ મેં યુદ્ધમાં જીત્યો છે અને તેનાથી મને જરા પણ ભીતિ નથી; પણ આ પુરુષને તો હું ઓળખતો પણ નથી; માટે તમે તે મને કહેવા યોગ્ય છો.૭૨–૭૭

રાવણનાં વચનો સાંભળી બલિરાજાએ કહ્યું: 'આ ત્રણે લોકની ઉત્પત્તિ કરનાર નારાયણ પ્રભુ છે. તે અનંત, કપિલ, વિષ્ણુ, નરસિંહ, મહાદ્યુતિ, કતુધામા, સુધામા, પાશહસ્ત અને ભયાનક એ નામે પ્રસિદ્ધ છે. તે બાર આદિત્ય સરખા તેજસ્વી, પુરાણપુરુષોત્તમ, કાળાં વાદળાં સરખા શ્યામવર્ણ, સુરશ્રેષ્ઠ, સુરનાથ, જ્વાળારૂપી માળા ધારણ કરનાર, યોગી અને ભક્તજનને પ્રિય છે. તે જ આ ત્રણે લોકને ધારણ કરે છે, સરજે છે અને મહાબળવાન કાળરૂપે સંહારે છે. તે જ યજ્ઞ છે અને તે જ યાજ્ય છે. ચક્ર–આયુધ ધારણ કરનાર તે હરિ છે. એ મહાભુજ બળદેવ સર્વદેવમય છે, સર્વભૂતમય છે, સર્વલોકમય છે અને સર્વજ્ઞાનમય છે. હે વીર! વીરોને હણનારો ચક્ષુષ્માન હરિ ત્રિલોકીના ગુરુ એ અવ્યયસ્વરૂપી છે.૭૮–૮૩ મોક્ષને ઇચ્છનારા સર્વ મુનિઓ એ જ મહાપુરુષનું ચિંતન કરે છે અને જે એને જાણે છે તે પાપથી લેપાતો નથી. તેનું સ્મરણ સ્તુતિ કરીને અને પૂજા કરીને તેની પાસેથી સર્વ વસ્તુ મેળવી શકાય છે.૮૪,૮૫

આટલું સાંભળતાં સાંભળતાંમાં તો રાવણ ક્રોધાતુર થયો અને એકાએક બહાર નીકળ્યો, ત્યારે ક્રોધથી લાલ આંખોવાળા અને ઉગામેલા અસ્ત્રવાળા તેને મુશલ ધારણ કરનારા ભગવાન હરિએ બ્રહ્માનું વરદાન સત્ય કરવા માટે 'હમણાં હું આ પાપીને નહિ હણું' એમ વિચારી જવા દીધો. બ્રહ્માનું પ્રિય કરવાની ઇચ્છાથી હે રામ! એ મહાપુરુષ એ વખતે અંતર્ધાન થઈ ગયા. રાક્ષસ રાવણે તે પુરુષને ત્યાં જોયો નહિ એટલે હર્ષનાદપૂર્વક ત્યાંથી બહાર નીકળ્યો અને જે માર્ગે આવ્યો હતો તે માર્ગે પાછો ફર્યો.૮૬–૮૮

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં પ્રક્ષિપ્ત ૧ લો સર્ગ સમાપ્ત

# ક્ષેપક સર્ગ ૨ જો

## સૂર્યલોકમાં રાવણ

*अथ संचिन्त्य लंकेशः सूर्यलोकं जगाम ह ।*
*मेरुशृंगे वरे रम्ये उषित्वा तत्र शर्वरीम् ॥ १ ॥*

હવે લંકાપતિ રાવણે સૂર્યલોક જીતવાનો વિચાર કર્યો. ત્યાં જવા માટે પ્રથમ તો તે શ્રેષ્ઠ અને સુંદર મેરુપર્વત પર ગયો અને એક રાત્રિ ત્યાં ગુજારી. ત્યાંથી પછી સૂર્યના અશ્વ જેવા, પવન જેવી ગતિવાળા, આકાશગામી દિવ્ય પુષ્પક વિમાનમાં ચડી તે સૂર્યલોકમાં ગયો ત્યાં તેણે સર્વતેજોમય શ્રેષ્ઠ સુવર્ણના કેયૂર ધારણ કરનાર, રત્ન સરખાં વસ્ત્રોથી વિભૂષિત, મુખ ઉપર વિકાસી રહેલા શુભ કુંડળથી શોભતા, સુવર્ણના બાજુબંધ પહેરેલા, રાતાં વસ્ત્રોથી શોભીતા, શરીરે રક્તચંદન ચોપડેલા, સહસ્રરશ્મિ ઉચ્ચઃશ્રવા અશ્વ પર બેઠેલા; આદિ, અંત અને મધ્યરહિત, લોકસાક્ષી, જગત્પતિ આદિનારાયણ સૂર્યદેવને જોયા.૨–૬

એ રવિના તેજથી પીડા પામેલા રાવણે પોતાના પ્રધાન પ્રહસ્તને કહ્યું: 'હે અમાત્ય! તું જા અને સૂર્યને મારું શાસન જણાવ કે, રાવણ યુદ્ધ માટે આવેલો છે, તેને યુદ્ધ આપો અથવા 'હું પરાજય પામ્યો છું' એ પ્રમાણે કહો.'

ત્યારે રાવણનાં વચન સાંભળી પ્રહસ્ત સૂર્યની પાસે ગયો. ત્યાં તેણે પિંગળ અને દંડિન્ નામના દ્વારપાળોને ઊભેલા જોયા. પછી પ્રહસ્ત

રાવણનો નિશ્ચય તે બન્નેને જણાવીને બોલ્યા વગર ઊભો રહ્યો.[૭-૧૦] દ્વારપાળ દંડિન સૂર્યદેવની પાસે ગયો અને રાવણનો સંદેશો વિદિત કર્યો. દંડિન્ દ્વારા રાવણનો આદેશ સાંભળી રાત્રિનો નાશ કરનાર ધીમાન સૂર્યદેવે બુદ્ધિપૂર્વક કહ્યું : 'હે દંડિન્ ! તું જા, એને જીત અથવા 'પરાજય પામ્યો છું' એમ કહે. આ બેમાંથી તારી ઇચ્છામાં આવે તેવો ઉત્તર આપી એ રાક્ષસને હાલ થોડો કાળ થોભાવ. સૂર્યનાં વચનો સાંભળી લઈ દ્વારપાળ દંડિન રાવણ પાસે આવ્યો અને ઉપર્યુક્ત વચનો કહી સંભળાવ્યાં, ત્યારે રાક્ષસેશ્વર રાવણ પોતાનો જય થયો માની ત્યાંથી પાછો ફર્યો.[૧૧-૧૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં પ્રક્ષિપ્ત ૨ જો સર્ગ સમાપ્ત

## ક્ષેપક સર્ગ ૩ જો

રાવણનો ઉત્પાત-માંધાતા સાથે યુદ્ધ

अथ संचिन्त्य लंकेशः सोमलोकं जगाम ह ।
मेरुशृंगवरे रम्ये रजनीमुष्य वीर्यवान ॥१॥

પાછા ફરતા પરાક્રમી રાવણ હવે શ્રેષ્ઠ સુંદર મેરુપર્વત ઉપર એક રાત્રિ રહ્યો અને પછી ચંદ્રલોકમા ગયો.[૧] ત્યા રથમા બેઠેલો, દિવ્ય માળા અને દિવ્ય લેપનથી વિભૂષિત, મુખ્ય અપ્સરાઓથી સેવાતો એક પુરુષ તેને સામે મળ્યો.[૨] એ દિવ્ય પુરુષ રતિથી થાકીને અપ્સરાના જ ખોળામાં સૂતેલો હતો અને તેઓનાં મીઠાં ચુંબનથી જાગતો હતો. આ પુરુષને જોઈ રાવણને કુતુહલ લાગ્યુ. આસપાસ જોતા રાવણે એક ઋષિને જોયા. તેમને જોઈ રાવણે કહ્યું : હે દેવર્ષિ! હું તમારું સ્વાગત કરું છું, તમે ત્રણે કાળને જાણનારા છો. રથમાં બેઠેલો અને અપ્સરાઓથી સેવાતો આ નિર્લજ્જ કે જે ઉપસ્થિત થયેલા ભયને અર્થાત્ મને પણ ગણકારતો નથી, તે કોણ છે?'[૩-૫]

ત્યારે પર્વત ઋષિએ ઉત્તર આપ્યો : 'હે મહામતિ ! હે વત્સ ! એ વિષે હું કહું છું, તે સાંભળ.[૬] બ્રહ્માથી વરદાન પામેલા એ પુરુષે સર્વ લોકોને જીત્યા છે અને તે અત્યંત સુખવાળા ઉત્તમ સ્થાનમાં મોક્ષ મેળવવા માટે જાય છે.[૭] હે રાક્ષસાધિપ ! જે પ્રમાણે તેં તપ કરીને સર્વ લોકને જીતેલા છે, તે જ પ્રમાણે એ પુણ્યવાને સર્વ લોકને વશ કરેલા છે. તે અત્યારે સોમરસનું પાન કરીને જાય છે, એમાં સંશય નથી. હે રાક્ષસશાર્દૂલ ! તું પણ શૂરવીર છે અને સત્ય પરાક્રમી છે, તો તારા જેવો બળવાન પુરુષ આ પ્રકારના ધર્મ આચરનાર પુરુષ ઉપર ક્રોધ કરે જ નહિ.'[૮,૯]

આમ વાત ચાલે છે, એટલામાં રાવણે વળી એક બીજો શ્રેષ્ઠ રથ જોયો. તે રથ મહાતેજસ્વી અને જાજ્વલ્યમાન હતો તેમ જ તેમાં ગીત-વાદિત્ર થઈ રહ્યાં હતાં.[૧૦] તે જોઈ રાવણે વળી પૂછ્યું : 'હે દેવર્ષિ! મહાદ્યુતિથી શોભતો, કિન્નરોનાં ગાયનને સાંભળતો અને સુંદર નૃત્યને જોતો આ રથમાં બેઠેલો પુરુષ ક્યાં જાય છે?' આ સાંભળી મુનિશ્રેષ્ઠ પર્વત ઋષિ બોલ્યા : 'એ યુદ્ધમાં શૂરવીર અને સંગ્રામમાંથી પાછો નહિ ફરનાર યોદ્ધો છે. તે ચતુર શૂરવીરે સ્વામી માટે જીવન તજનારા, પ્રહારોથી જર્જરીભૂત થયેલા, યુદ્ધ કરતા યોદ્ધાઓને રણમા જીત્યા હતા અને ઘણાનો સંહાર કર્યો હતો. તેણે સંગ્રામમાં બહુ યોદ્ધાઓને હણ્યા પછી તેના શત્રુઓએ તેને યુદ્ધમાં હણ્યો છે અને હવે તે ઇંદ્રનો અતિથિ થવા જાય છે.[૧૧-૧૪]

એટલામાં ત્યાંથી એક ત્રીજો પુરુષ નીકળ્યો; ત્યારે રાવણે પૂછ્યું : 'આ સૂર્યના સરખો તેજસ્વી કોણ જાય છે?' રાવણનો પ્રશ્ન સાંભળી પર્વત ઋષિએ કહ્યું : 'હે રાજન ! હે મહારાજ ! સર્વ સુવર્ણમય વિમાનમાં પૂર્ણચંદ્ર સરખાં તેજસ્વી મુખવાળી સ્ત્રીઓ સાથે જે બેઠેલો છે અને જેણે વિચિત્ર ઘરેણાં તથા લૂગડા પહેરેલાં છે, તે ભદ્ર પુરુષે પૂર્વે સુવર્ણનાં મહાદાન કરેલાં છે અને હવે તે અક્ષય સુખ મેળવવા જાય છે.'[૧૫-૧૮]

પર્વત ઋષિનાં વચનો સાંભળ્યા પછી રાવણે કહ્યું : 'હે મુનિશ્રેષ્ઠ ! આ જે રાજાઓ જાય છે,

તેમાંનો કયો રાજા મારી સાથે યુદ્ધ કરે તેમ છે ? હે ધર્મજ્ઞ ! તમે ધર્મથી મારા પિતા જેવા છો, માટે મને યોગ્ય સલાહ આપો ' ત્યારે પર્વત ઋષિએ કહ્યુ [१९] હે મહારાજ ! એ સ્વર્ગની અભિલાષાવાળા છે, યુદ્ધની ઇચ્છાવાળા નથી હે મહાભાગ ! જે તને યુદ્ધ આપશે તેનુ નામ હુ તને કહુ છુ સાત દ્વીપનો મહાતેજસ્વી અને વીર રાજા જે માધાતા નામથી પ્રખ્યાત છે, તે તને યુદ્ધ આપશે '[२०-२२]

પર્વત ઋષિના વચનો સાભળી રાવણે પૂછ્યુ ' હે મુનત ! તે રાજા ક્યા રહે છે, તે મને કહો, એટલે હુ તે નરશ્રેષ્ઠની પાસે જઈશ ' ત્યારે પર્વત ઋષિએ કહ્યુ [२३,२४] મહાબળવાન માધાતા રાજા યુવનાશ્વનો પુત્ર થાય છે અને તે સાગરો સહિત સાત દ્વીપોને જીતીને અહી જ આવશે [२५] એટલામા તો ત્રણે લોકમા વરદાનથી ગર્વિષ્ઠ થયેલા મહાબાહુ રાવણે નૃપશ્રેષ્ઠ અયોધ્યાના રાજા વીર માધાતાને ત્યા આવતા જોયા [२६] ચદનથી શોભતા અને ઇદ્રના રથની સમાન વિચિત્ર કાચનમય રથ ઉપર બેઠેલા સાત દ્વીપોના રાજા માધાતાને રાવણે આવતા જોયા દિવ્ય સુગધી દાર પદાર્થાનુ જેના ઉપર લેપન કરવામા આવ્યુ છે અને જે સ્વરૂપે જાજ્વલ્યમાન દેખાય છે એવા તે માધાતાને દશગ્રીવે કહ્યુ ' મને યુદ્ધ આપો '[२७,२८]

દશગ્રીવના વચનો સાભળી માધાતાએ હસતા હસતા કહ્યુ હે રાક્ષસ ! જો, તુ તારુ જીવન ન ઇચ્છતો હોય, તો મારી સાથે યુદ્ધ કર '[२९]

ત્યારે રાવણે કહ્યુ ' વરુણ કુબેર કે યમથી પણ હુ વ્યથા પામ્યો નથી તો તારા સરખા મનુષ્યથી મને કેવી રીતે ભય થશે ? ' પછી ક્રોધથી સળગી જતા રાક્ષસેદ્ર રાવણે યુદ્ધોન્મત્ત રાક્ષસોને એકદમ આજ્ઞા આપી, ત્યારે રાવણના અમાત્યો ક્રોધવાળા થયા ક્રોધ પામેલા તે યુદ્ધવિશારદોએ બાણોનો વરસાદ વરસાવવા માડ્યો, ત્યારે બળવાન માધાતા રાજાએ મયૂર પિચ્છવાળા અને શિલા ઉપર ઘસીને તીક્ષ્ણ ધાર કાઢેલા બાણો પ્રહસ્ત, શુક, સારણ, મહોદર, વિરૂપાક્ષ અને અકપન આદિ સર્વ પ્રધાનો ઉપર ફેક્યા,[३०-३४] તેથી નહિ અકળાતા પ્રહસ્તે માધાતા ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો, ત્યારે નૃપશ્રેષ્ઠે તે બાણો તેની પાસે પહોચે તે પહેલા જ તે સર્વને છેદી નાખ્યા [३५] જેમ ઘાસની ગજી અગ્નિથી બાળી નાખવામા આવે તેમ માધાતાએ ભુશુડિ, ભાલા, ભિદી પાલ અને તોમર આદિ આયુધોથી તે સર્વને બાળી નાખ્યા ક્રોધ પામેલા તે નૃપશ્રેષ્ઠે પાચ બાણોથી પ્રહસ્તને વીધી નાખ્યો. અગ્નિથી ઉત્પન્ન થયેલ કાર્તિકસ્વામીએ જેમ ક્રૌચ પર્વતને ચીરી નાખ્યો હતો, તેમ મહાબળવાન માધાતાએ મહાવેગવાળા તોમરથી પ્રહસ્તને ચીરી નાખ્યો અને યમરાજા સરખા મુદ્ગરને વાર વાર ફેરવીને અતિ વેગથી રાક્ષસેદ્ર રાવણના રથ ઉપર ફેક્યુ વજ્ર સરખુ તેજસ્વી મહાવેગવાળુ મુદ્ગર રાવણ ઉપર પડ્યુ, ત્યારે તુરત જ ઇદ્રધ્વજ જેમ પૃથ્વી પર પડે તેમ તે ભોય ઉપર પડ્યા એ સમયે જેમ પૂર્ણચદ્રને જોઈને ક્ષીરસાગરનુ પાણી ઉછળે છે, તેમ માધાતા રાજા હર્ષાવેશમા [illegible] શોભવા લાગ્યા [३६-४०] રાવણના સૈન્યમા હાહાકાર થઈ રહ્યો અને સર્વ રાક્ષસો રાક્ષસેદ્ર રાવણની આસપાસ વીટળાઈને ઊભા રહ્યા [४१]

પછી લોકને રોવડાવનાર રાવણને થોડીવારે જ્યારે શુદ્ધિ આવી ત્યારે એકદમ તેણે ક્રોધે ભરાઈ માધાતા રાજાના દેહને પીડા કરવા માડી રાવણના પ્રચડ પ્રહારથી માધાતા રાજા મૂર્છા પામ્યા એ જોઈને નિશાચરો ખુશી થયા અને હાથપગ ઉછાળતા સિંહનાદ કરવા લાગ્યા [४२,४३] અયોધ્યાપતિ માધાતાને થોડીવારે જ્યારે શુદ્ધિ આવી ત્યારે મત્રીઓથી પૂજાતા પોતાના શત્રુ નિશાચર રાવણ પ્રતિ તે કોપાયમાન થયા તેમણે બાણોના મહાન વરસાદથી રાક્ષસસૈન્યને ભોયભેગુ કર્યુ [४४,४५] જેમ સાગર ઊછળ્યો

હોય, તેમ બાણના સુસવાટાથી અને ધનુષ્યના અવાજથી શત્રુનુ સૈન્ય ખળભળી ઊઠયું.[૪૬] એ સમયે મનુષ્યો અને રાક્ષસોનુ ભયંકર યુદ્ધ થયુ. ત્યાં આવેલા મહાત્મા માંધાતા અને રાક્ષસશ્રેષ્ઠ રાવણ ધનુષ્ય-બાણ ધારણ કરનારા હતા, વીર હતા અને વીરાસન વાળીને લડતા હતા. મહાક્રોધમા આવેલા તેઓ પરસ્પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા અને એકબીજાના હુમલાથી તથા પ્રહારથી ઘાયલ થવા લાગ્યા.

રાવણે ધનુષ્ય ઉપર રૌદ્ર અસ્ત્રનું સંધાન કરીને મૂકયુ, ત્યારે માંધાતાએ આગ્નેયાસ્ત્રથી તેનુ નિવારણ કર્યું.[૪૭-૫૦] દશગ્રીવે ગાંધર્વાસ્ત્ર મૂક્યુ, ત્યારે મહારાજા માંધાતાએ વારુણાસ્ત્ર મૂક્યુ. પછી રાવણે પ્રાણીમાત્રને ભય ઉત્પન્ન કરનાર બ્રહ્માસ્ત્ર હાથમાં લીધું, ત્યારે માંધાતાએ મહાન દિવ્ય પાશુપતાસ્ત્ર ચઢાવ્યુ. તે પાશુપતાસ્ત્ર ત્રણે લોકને કંપાવનાર અને ઘોરસ્વરૂપી હતું. રુદ્રના તપ વડે વરદાનથી મેળવેલુ એ મહાન અસ્ત્ર જોઈને સર્વ ચરાચર પ્રાણીઓ ભય પામ્યાં. ત્રણ લોક અને દેવો ધ્રુજી ઊઠયા તથા નાગ સંતાઈ ગયા.[૫૧-૫૪] એ સમયે મુનિશાર્દૂલ પુલસ્ત્ય અને ગાલવે ધ્યાનયોગથી આ સર્વ ઉત્પાત જાણ્યો, તેથી ત્યા[illegible]ી તેમણે માધાતાને વાર્યા, તેમ જ રાવણને પણ વિવિધ વચનોથી બોધ આપી સમજાવ્યો. અને તે બન્ન વચ્ચે પ્રીતિ કરાવી. પછી તે બન્ન ઋષિઓ જે માર્ગે આવ્યા હતા, તે જ માર્ગે ચાલ્યા ગયા.[૫૫,૫૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા પ્રક્ષિપ્ત ૩ જો સર્ગ સમાપ્ત

## ક્ષેપક સર્ગ ૪થો

### ચંદ્રલોકમા રાવણ-શિવસ્તુતિ

**गतास्त्वथ विप्रास्यां रावणो राक्षसाधिप. ।**
**दशयोजनसाहस्रं प्रथमं तु मरुत्पथम् ॥ १ ॥**

મુનિઓના ગયા પછી રાક્ષસરાજ રાવણ દશહજાર યોજન પ્રમાણવાળા પ્રથમ વાયુમાર્ગમાં ગયો કે જ્યાં સર્વગુણસંપન્ન હંસો રહે છે. પછી તેનાથી ઊંચે દશહજાર યોજન પ્રમાણ[illegible] બીજા વાયુમાર્ગમાં તે ગયો કે જ્યા અગ્નિથી ઉત્પન્ન થયેલા આગ્નેય, ઇંદ્રે પર્વતોની પાંખ કાપી તેથી ઉત્પન્ન થયેલા પક્ષજ અને બ્રહ્મના શ્વાસથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મજ નામના મેઘો રહે છે. ત્યાંથી પછી તે ઉત્તમ ત્રીજા વાયુમાર્ગમાં ગયો કે જેનુ માપ પણ દશહજાર યોજન પ્રમાણનુ છે અને જ્યાં મનસ્વી સિદ્ધ અને ચારણો રહે છે.[૧-૫] પછી શત્રુને તપાવનાર રાવણ તરત જ ચોથા વાયુમાર્ગમાં ગયો કે જ્યાં વિનાયકો સહિત ભૂતો વસે છે.[૬] ત્યાંથી તે દશહજાર યોજન પ્રમાણના પાંચમા વાયુમાર્ગમાં ગયો કે જ્યાં નદીઓમાં શ્રેષ્ઠ ગંગા નદી વહે છે અને કુમુદાદિ નાગો તથા કુંજરો વસે છે.[૭,૮] ત્યાં રહેતાં ભૂતો ગંગાના પાણીમાં ક્રીડા કરે છે, તેથી ઊડેલુ જળ સૂર્યમા પડે છે અને ત્યાંથી ઝાકળરૂપે પૃથ્વી પર આવે છે અને હિમનો વરસાદ વરસે છે.[૯,૧૦] હે રાઘવ! ત્યાથી પછી રાવણ વાયુના છઠ્ઠા માર્ગમા ગયો. તે પણ દશહજાર યોજન પ્રમાણવાળો છે અને ત્યાં પોતાના જ્ઞાતિબાંધવોએ જેનો સત્કાર કર્યો છે, તે ગરુડરાજ રહે છે. તેની પણ ઉપર દશહજાર યોજન માપના સાતમા વાયુમાર્ગમા રાવણ ગયો કે જ્યાં સપ્તર્ષિઓ રહે છે. ત્યાંથી તેની ઉપર આવેલા એટલા જ માપના આઠમા વાયુમાર્ગમા રાવણ ગયો કે જ્યા એક મહાનદી આવેલી છે. તે નદી આદિત્ય માર્ગમા આવેલા વાયુને ધારણ કરનારી, મહાવેગવાળી, મહાન શબ્દ કરનારી, આકાશગંગાના નામથી વિખ્યાત છે. તેની ઉપર એંશીહજાર યોજન પ્રમાણના અંતરે ચંદ્રલોક આવેલો છે કે જ્યાં નક્ષત્રો અને ગ્રહો સહિત ચંદ્રમા રહે છે અને જે પ્રાણીમાત્રને સુખ કરનાર એવા કરોડો કિરણો સર્વ લોક ઉપર સવે છે.[૧૧-૧૫]

ચંદ્રમાએ દુરાત્મા રાવણને આવેલો જોઈ પોતાનાં શીતળ કિરણો ફેંકી એકદમ તેને ઠંડાગાર કરી દીધો. શીતાગ્નિના ભયથી પીડા પામતા તેના પ્રધાનો આ ઠંડી સહન કરી શક્યા નહિ. એ સમયે પ્રહસ્તે રાવણને કહ્યું: 'હે રાજન!

શીતાગ્નિથી અમે મરી જઈએ છીએ, કેમ કે ચંદ્રના કિરણોના શીતાગ્નિથી સર્વ રાક્ષસો ભયભીત થયેલા છે.'

પ્રહસ્તના વચનો સાભળી ક્રોધમૂર્છિત થયેલો રાવણ પોતાનુ ધનુષ્ય ખેચીને બાણોથી ચદ્રને પીડવા લાગ્યો, ત્યારે બ્રહ્માજી ઉતાવળા ઉતાવળા ચદ્રલોકમા આવ્યા અને કહેવા લાગ્યા 'હે મહાબાહુ દશગ્રીવ! હે વિશ્રવાના પુત્ર! હે સૌમ્ય! તું અહીથી એકદમ ચાલ્યો જા અને ચદ્રને પીડા કર નહિ, કારણ કે મહાતેજસ્વી દ્વિજરાજ ચદ્ર સર્વલોકનુ કલ્યાણ કરનાર છે મારુ કહેવુ માની તુ અહીથી પાછો વળીશ, તો જ્યારે મરણસકટ આવશે, ત્યારે ભણવાનો મત્ર હુ તને આપીશ, એ મત્રનો જપ કરનાર માણસને મૃત્યુ નડતુ નથી ૧૬-૨૪

ત્યારે હાથ જોડી દશગ્રીવે કહ્યુ 'હે દેવ! હે લોકનાથ! હે મહાવ્રત! જો તમે મારા પર પ્રસન્ન થયા હો અને તે મત્ર જો મને દેવા યોગ્ય હોય તો મને આપો હે મહાભાગ! એ મત્રનો જપ કરી હુ સર્વ દેવોથી નિર્ભય થઈશ ૨૫,૨૬ હે દેવ! તમારી કૃપાથી જ મે સર્વ અસુર, દાનવ અને પક્ષીઓ ઉપર વિજય મેળવ્યો છે ૨૭

રાવણે એ પ્રમાણે કહ્યુ, ત્યારે બ્રહ્માજીએ કહ્યુ 'હે રાક્ષસાધિપ! એ મત્ર મરણસકટ સમયે જ જપવાનો છે, નિત્ય જપવાનો નથી ૨૮ રુદ્રાક્ષની માળા ધારણ કરી આ શુભ મત્રનો જપ કરવો જોઈએ હે રાક્ષસાધિપતિ! એ મત્રનો જપ કર્યાથી તુ અજેય થઈશ ૨૯ તેનો પાઠ નહિ કરનારને સિદ્ધિ મળતી નથી હે રાક્ષસશ્રેષ્ઠ! જે સ્તોત્રના પ્રભાવથી યુદ્ધમા જય મળે, તે સ્તોત્ર હુ તને કહુ છુ

'હે દેવદેવેશ! હે સુરાસુરનમસ્કૃત! હુ તમને નમસ્કાર કરુ છુ હે ભૂતભવ્ય! હે મહાદેવ! હે હરિ! હે પિંગલલોચન! તમે બાળ અને વૃદ્ધ સ્વરૂપી છો, તમે વ્યાઘ્રચર્મ ધારણ કરનાર છો હે દેવ! તમે ત્રણે લોકના ઈશ્વર અને પ્રભુ છો, તેથી તમે પૂજનીય છો તમે હર, હરિતનેત્ર અને યુગાતે દહન કરનાર અગ્નિ છો તમે ગણેશ, લોકશભુ, લોકપાળ, મહાભુજ, મહાભાગ, મહાશૂલી, મહાદષ્ટ્ર અને મહેશ્વર છો ૩૦-૩૪ તમે કાલ, બલરૂપી નીલગ્રીવ, મહોદર, દેવોના મનને જાણનારા, તપનો પાર પામેલા, પશુપતિ અને અવ્યય છો.૩૫

તમે શૂલપાણિ, વૃષકેતુ, નાયક, રક્ષક, હર હરિ, જટાવાળા, મુડવાળા, શિખડી, લગોટવાળા અને મહાયશવાળા છો.૩૬ તમે જ ભૂતેશ્વર, ગણાધ્યક્ષ, સર્વાત્મા, સર્વભાવન, સર્વત્ર ગતિ કરનાર, સર્વહારી, સ્રષ્ટા, ગુરુ અને અવ્યય છો ૩૭ તમે કમડળુ ધારણ કરનાર દેવ, પિનાકી ધૂર્જટિ, માનનીય, ૐકાર, ઉત્તમ અને જ્યેષ્ઠ સામવેદ ગાનાર, મૃત્યુ, મૃત્યુભૂત, પારિયાત્ર અને સુવ્રત છો ૩૮

તમે બ્રહ્મચારી, ગુહાવાસી, વીણા, પણવ અને તૃણ નામના વાદિત્રોને વગાડનાર, અમર દર્શનીય અને બાળસૂર્ય સરખા કાતિમાન છો તમે શ્મશાનવાસી, ભગવાન ઉમાપતિ, અનિંદિત ભગ દેવતાની આખો ફોડનાર અને પૂષાદેવના દાત પાડનાર છો તમે જ્વરહારી, પાશહસ્ત, પ્રલયકાળ, ઉલ્કામુખ, અગ્નિકેતુ, તેજસ્વી, વિશાપતિ મુનિ છો

તમે ઉન્માદ, વેપનકર, ચોથા લોકમા શ્રેષ્ઠ વામન, વામદેવ, પ્રાક અને પ્રાક્ષિણ વામન છો તમે ભિક્ષુ, ભિક્ષુરૂપી, ત્રિજટી, ઇદ્રનો હાથ ઝાલનારા વસુદેવનો હાથ ઝાલનારા છો તમે ઋતુ, ઋતુ કરનાર, કાળ, મધુ, મધુકલોચન, વાનસ્પત્ય, વાજસન અને ચારે આશ્રમમા રહેનારથી હમેશા પૂજાઓ છો તમે જગદ્ધાતા, કર્તા, પુરુષ, શાશ્વત, ધ્રુવ, ધર્માધ્યક્ષ, વિરૂપાક્ષ ત્રિધર્મા અને પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનાર છો ૩૯-૪૫

તમે ત્રિનેત્ર, બહુરૂપ, દશ હજાર સૂર્ય સમાન કાતિવાળા, દેવના દેવ, અતિદેવ અને ચદ્રાકિત જટાવાળા છો ૪૬ તમે નર્તક, લાસક

પૂર્ણચંદ્ર સરખા મુખવાળા, બ્રહ્મણ્ય, શરણ્ય અને સર્વમય છો.[૪૭] તમે સર્વતૂર્યનિનાદી, સર્વે બંધનમાથી છોડાવનાર, મોહ કરનાર, બંધન કરનાર, અને સદામૃત્યુસ્વરૂપ છો.[૪૮] તમે પુષ્પદંત, વિભાગમુખ્ય, સર્વહર, હરિશ્મશ્ર, ધનુર્ધારી, ભીમ અને ભયંકર પરાક્રમવાળા છો.[૪૯]

હે દશગ્રીવ! સર્વ પાપને હણનાર અને શરણ મેળવવા ઇચ્છનારને શરણ આપનાર આ એકસો આઠ પવિત્ર નામો મેં કહ્યાં, તેનો જપ કરવાથી શત્રુનો નાશ થાય છે.[૫૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા પ્રક્ષિપ્ત ૪ થો સર્ગ સમાપ્ત

## ક્ષેપક સર્ગ ૫ મો

### રાવણને મહાપુરુષનુ દર્શન

दत्त्वा तु रावणस्यैवं वरं स कमलोद्भवः ।
पुनरेवागमत्क्षिप्रं ब्रह्मलोकं पितामहः ॥१॥

કમળમાથી ઉત્પન્ન થયેલા પિતામહ રાવણને વરદાન આપી એકદમ બ્રહ્મલોકમા ચાલ્યા ગયા.[૧] લોકને રોવડાવનાર રાવણ પણ ઉત્તમ વરદાન મેળવી પોતાના નગરમા ગયો અને ત્યાં કેટલોક સમય રહ્યો પછી તે પોતાના પ્રધાનો સહિત પશ્ચિમ સમુદ્ર તરફ ગયો. ત્યાં તેણે દ્વીપમા રહેનારો, અગ્નિ સરખી કાંતિવાળો એક પુરુષ જોયો. તે પુરુષ એકલો જ બેઠેલો હતો અને તે પ્રલયકાળના અગ્નિ સરખો ભયંકર જણાતો હતો. દેવોમા મહાદેવ જેવા, ગ્રહોમા સૂર્ય જેવા, શરભોમા સિંહ જેવા, હાથીઓમા ઐરાવત જેવા, પર્વતોમા મેરુ જેવા અને વૃક્ષોમા પારિજાતજેવા તેમહાબળવાન પુરુષને જોઈ રાવણ બોલ્યો 'જો તુ બળવાન છે, તો મને યુદ્ધ આપ.'

રાવણે આટલુ કહ્યું એટલામા તો તે પુરુષના પ્રભાવથી રાવણની આંખો ખેંચાવા લાગી અને તે બેહોશ જેવો થઈ જાણે કોઈ યમથી ખેંચાતો હોય તેમ અસ્થિર થઈ ગયો, છતા પણ હિંમત રાખી દાંત કચકચાવી પોતાના સહિત મહાબળવાન રાવણે મહાન ગર્જના કરી.[૨-૮] વિવિધ નાદથી ગર્જના કરતા રાક્ષસપતિ રાવણે શૂલ, શક્તિ, ઋષ્ટિ અને પટ્ટિશથી લાંબા હાથવાળા, ભયાનક દાઢોવાળા, શંખ સરખી ડોકવાળા, વિશાળ છાતીવાળા, દેડકાના જેવા પેટવાળા, સિંહ જેવા મુખવાળા, કૈલાસશિખરની સમાન ચરણવાળા, લાલ તળિયાવાળા, લાલ હાથવાળા, ભયંકર મહાનાદ કરનારા, મહાકાય, મન અને પવન સમાન વેગવાળા, ભયાનક શર અને ભાથાવાળા, ઘંટા સહિત ચામરવાળા, જ્વાળાની માળાથી શોભતા, ઘૂઘરીના જાળામાથી અવાજ કરતા, ગળામા સુવર્ણપદ્મની માળા પહેરેલા, ઋગ્વેદની માફક શોભતા, કમળમાળાથી અલંકૃત, અંજનપર્વતના સરખા વાટા અને કાંચનપર્વતના સરખા તેજસ્વી તે પુરુષ પર પ્રહાર કરવા માંડ્યા, પરંતુ જેમ હાથીના પ્રહારથી સિંહ, બળદોના પ્રહારથી હાથી, નાગેંદ્રના પ્રહારથી મેરુ અને નદીના પ્રહારથી સમુદ્ર જરા પણ ધ્રૂજે નહિ, તેમ તે મહાપુરુષ જરા પણ કંપાયમાન થયો નહિ, ઊલટું તેણે રાવણને કહ્યું: 'હે દુર્મતિ રાક્ષસ! અવશ્ય હુ તારી યુદ્ધલાલસાનો નાશ કરીશ.[૯-૧૫]

રાવણનો સર્વ લોકને ભય ઉપજાવે એવો જે વેગ હતો, તેનાથીહજારગણો વેગ તે પુરુષમા હતો. સર્વ સિદ્ધિનુ સાધન જે તપ અને ધર્મ તે એ પુરુષની જાંઘનો આશ્રય કરીને રહેલ છે અને કામદેવ તેના શિશ્નના આશ્રયે રહેલ છે. કેડના ભાગમા વિશ્વેદેવો, બસ્તિપ્રદેશ અને પાસામા મારુત દેવો, મધ્યભાગમા આઠ વસુઓ, ઉદરમા સમુદ્રો, પડખામા સર્વ દિશાઓ, સર્વ સંધિમા મરુત દેવો, વાંસામા ભગવાન રુદ્ર અને તેના હૃદયમા પિતામહ બ્રહ્મા રહેલા હતા.[૧૬-૨૦] પવિત્ર અને શ્રેષ્ઠ ગૌદાન, ભૂમિદાન તથા સુવર્ણદાન તેની કૂખનાં રૂંવાડામાં આવી રહેલા હતા.[૨૧] હિમાલય, હેમકૂટ, મંદર અને મેરુ પર્વતો તે પુરુષના

અસ્થિસ્વરૂપે તેનો આશ્રય કરીને રહેલા હતા [૨૨] વજ્ર તેના હાથના અને સ્વર્ગ તેના શરીરના આશ્રયે રહેલું હતું, તેમ જ સંધ્યા તથા જળથી ભરેલા મેઘ તેની ગ્રીવાને આશ્રયે રહેલા હતા ધાતા અને વિધાતા તેના બાહુને આશ્રયે રહેલા હતા વિદ્યાધરાદિ દેવે, શેષ, વાસુકિ, વિશાલાક્ષ, ઇરાવત, કંબલ, અશ્વતર, કર્કોટક, ધનંજય, ઘોરવિષ, તક્ષક અને ઉપતક્ષક, એ મહાવિષવાળા સર્પો તે પુરુષના નખને આશ્રયે રહેતા હતા અગ્નિ મુખને આશ્રયે અને રુદ્ર બન્ને ખભાને આશ્રયે રહેતા હતા [૨૩–૨૬] પક્ષ, માસ અને ઋતુઓ તેના બન્ને જડબાની દાઢોના આશ્રયે, પૂર્ણિમા અને અમાવાસ્યા તેના નાકના આશ્રયે, વાયુઓ તેના છિદ્રોના આશ્રયે વીણા સહિત સરસ્વતી તેની જિહવાના આશ્રયે, બન્ને અશ્વિની કુમારો તેના કર્ણના આશ્રયે તથા સૂર્ય અને ચંદ્ર તેના નયનોના આશ્રયે રહેલા હતા સર્વ વેદો અને વેદાંગો, યજ્ઞો તારાના સ્વરૂપો, સુવૃત્ત વચનો તથા તેજ અને તપ એ સર્વ તે નરરૂપધારી મહાપુરુષના આશ્રયે રહેતા હતા એવા એ મહાપુરુષે રાવણને રમતરમતમાં વજ્ર પ્રહાર સરખો એક તમાચો માર્યો [૨૭–૩૦] તે પ્રહારથી પીડાતો રાવણ ભૂમિ ઉપર પડ્યા રાવણને ભૂમિ પર પડેલો જોઈ સર્વ નિશાચરો નાસી ગયા [૩૧] ત્યારે પર્વત સમાન મહાન, ઋગ્વેદ સરખો પવિત્ર અને પદ્મમાળાથી વિભૂષિત તે મહાપુરુષ પોતાના પાતાળ નામના પ્રદેશમાં ચાલ્યો ગયો [૩૨]

પછી શુદ્ધિ આવી ત્યારે દશગ્રીવે ઊઠીને પોતાના પ્રધાનોને બોલાવ્યા અને કહ્યું 'હે શુક! હે સારણ! હે પ્રહસ્ત! એ મહાપુરુષ ક્યાં ગયો તે કહો' ત્યારે રાક્ષસોએ કહ્યું 'દેવ અને દાનવના અહંકારને હણનારો તે પુરુષ આ ગુફામાં જ પેસી ગયેલો છે' [૩૩,૩૪] પછી ગરુડ જેમ સાપને પકડીને વેગથી ગતિ કરે છે, તેમ દુર્મતિ રાવણ અતિ વેગથી તે ગુફાના દ્વારમાં પેઠો, રાવણ નિર્ભય થઈને તે ગુફાના દ્વારમાં પેઠો ત્યારે ત્યાં તેણે કાજળના સમૂહ સરખા, બાજુબંધ ધારણ કરનારા, શૂર વીર, રાતા પુષ્પની માળાવાળા, રાતા ચંદનથી અનુલેપન કરેલા, શુદ્ધ સુવર્ણ અને રત્નના વિવિધ અલંકારોથી વિભૂષિત, ભય વિનાના, વિમળ અને અગ્નિ સરખા તેજસ્વી ત્રણ કરોડ મહાત્મા ઓને નૃત્યોત્સવ કરતા જોયા ભીમ પરાક્રમવાળો રાવણ દ્વારમાં ઊભો રહીને નિર્ભય થઈને તેઓને નાચતા જોતો હતો પહેલાં જે પુરુષ જોયો હતો, તેના જેવા જ એકવર્ણના, એક રૂપના એક વેશના, મહાતેજસ્વી ચાર ભુજાવાળા અને મહાઉત્સાહી એ પુરુષોને જોઈને દશગ્રીવના રુવાંટાં ઊભાં થયાં, પરંતુ સ્વયંભૂ બ્રહ્માએ વરદાન દીધેલું હતું તેથી નિર્ભય રહીને તે એકદમ આગળ ગયો ત્યાં તેણે શય્યામાં પોઢેલા એક પરમ પુરુષને જોયો તેની શય્યા, આસન અને મંદિર મહામૂલ્યવાન અને શ્વેત રંગના હતાં અને અગ્નિથી મુખને ઢાંકી તે પુરુષ સૂતો હતો [૫–૪૩]

દિવ્ય માળા, દિવ્ય અંગરાગ અને દિવ્ય વસ્ત્રાભૂષણથી વિભૂષિત, ત્રિલોકના ભૂષણરૂપ પરમ સાધ્વી લક્ષ્મીદેવી હાથમાં પદ્મ તથા ચામર લઈને સિંહાસન પર ત્યાં વિરાજતાં હતાં સુંદર હાસ્યવાળી લક્ષ્મીને જોઈ રાવણ કામમોહિત થયો અને એકદમ તેને પકડવાની ઇચ્છા કરી પ્રધાનો વિનાનો હોવા છતાં દુર્મતિ રાવણ કામવશ થઈને એ દિવ્ય સ્ત્રીને પોતાના હાથમાં પકડવાને ઇચ્છવા લાગ્યો, ત્યારે જેમ કોઈ પુરુષ કાળપ્રેરિત હોવાથી સૂતેલા ભયંકર વિષધરને જગાડે, તે જ પ્રમાણે અગ્નિથી ઢાંકેલા મુખવાળા ત્યાં સૂતેલા મહાબાહુ પુરુષે રાવણની લક્ષ્મીને પકડવાની ઇચ્છા છે એમ જાણીને મો ઉપરનું લુગડું દૂર કરી રાવણની સામે જોઈને અટ્ટહાસ્ય કર્યું, તેથી જેમ કપાયેલા મૂળવાળું વૃક્ષ પૃથ્વી ઉપર પડી જાય છે, તેમ લોકોને ત્રાસ આપનાર રાવણ તે મહાપુરુષના તેજથી સળગી ઊઠી પૃથ્વી ઉપર પડ્યા [૪૪ ૫૦]

રાવણને પડી ગયેલો જોઈ તે મહાપુરુષે કહ્યુ : 'હે રાક્ષસશ્રેષ્ઠ! ઊભો થા, તારું મોત આજ નથી. હે રાક્ષસ! પ્રજાપતિના વરદાનથી તુ રક્ષાયેલો છે, તેથી તું જીવતો રહ્યો છે. હે હે રાવણ! જા, વિશ્વાસ રાખ, અત્યારે તારું મરણ નથી.'[૫૧,૫૨]

પછી થોડી વારે રાવણને શુદ્ધિ આવી, ત્યારે જેમ તેમ કરીને તે ઊભો થયો અને એ મહા-તેજસ્વી પુરુષને પૂછવા લાગ્યો: 'હે દેવ! પ્રલય કાળના અગ્નિ સરખા વીર્યસંપન્ન આપ કોણ છો અને ક્યાંથી ઉત્પન્ન થઈને અહીં આગળ રહેલા છો?[૫૩-૫૫]

રાવણે એ પ્રમાણે પૂછ્યું, ત્યારે એ દેવે હસતા હસતા મેઘ સરખી ગંભીર વાણીથી કહ્યુ. 'હે દશગ્રીવ! મને જાણવાથી તને શુ ફાયદો છે? જાણુ કે, તારો થોડા જ સમયમા મારે હાથે વધ થવાનો છે.[૫૬] ત્યારે રાવણે હાથ જોડી કહ્યું: 'હે દેવ! મને વરદાન મળેલુ છે તેથી હુ મરીશ નહિ. મારા જેવો પરાક્રમી કોઈ થયો નથી અને થવાનો પણ નથી. પ્રજાપતિના વરદાનનુ ઉલ્લઘન કરવાને દેવો પણ શક્તિમાન થયા નથી તે વરદાન આગળ સર્વ હારી ગયેલા છે અને સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા છે એ વરદાનને મિથ્યા કરે એવા કોઈ પણ પુરુષને ત્રણ લોકમા હુ જોતો નથી હે સુરશ્રેષ્ઠ! હુ અમર છુ, તેથી મને જરા પણ ભય લાગતો નથી, તોપણ હે પ્રભુ! જો મૃત્યુ થાય, તો તમારા સિવાય બીજા કોઈના હાથથી તે ન થાય, કારણ કે તમારા હાથથી મારુ મોત થાય તે યશદાયી અને પ્રશસનીય બને.'[૫૭-૬૦]

પછી ભયકર પરાક્રમ કરનાર રાવણ એ મહાપુરુષના શરીરને નિહાળવા લાગ્યો શય્યામા સૂતેલા તે દેવના શરીરના સૂક્ષ્મ સ્વરૂપમા સકળ સચરાચર ત્રિલોક, આદિત્યો, મરુત, સાધ્યદેવો, વસુઓ, બન્ન અશ્વિનીકુમારો, રુદ્રો, પિતૃઓ, યમ, કુબેર, સમુદ્રો, પર્વતો, નદીઓ, વેદો, સર્વ વિદ્યાઓ, ત્રણે અગ્નિઓ, ગ્રહો, તારાઓ, આકાશ, સિદ્ધો, ગંધર્વો, ચારણો, વેદવિદ્ મહર્ષિઓ, ગરુડ, સર્પો, સર્વ દેવસમૂહ, દૈત્યો અને રાક્ષસો તેના જોવામાં આવ્યા.[૬૧-૬૫]

પછી ધર્માત્મા રામે મુનિશ્રેષ્ઠ અગસ્ત્યને પૂછ્યું: 'દ્વીપમાં રહેનાર એ પુરુષ કોણ હતો? તેમ જ બીજા ત્રણ કરોડ મહાત્મા કોણ હતા? દૈત્ય અને દાનવના અહંકારનો નાશ કરનાર એ સૂતેલો પુરુષ કોણ હતો?' અગસ્ત્ય મુનિએ કહ્યુ:[૬૬,૬૭] 'હે સનાતન દેવ! હુ કહું છું તે તમે સાંભળો. તે દ્વીપમા રહેનાર પુરુષ ભગવાન કપિલ હતા.[૬૮] જે નાચ કરતા હતા, તે સર્વ બુદ્ધિમાન કપિલદેવના સ્વરો હતા. એ સર્વ કપિલના જેવા નરદેહધારી અને તેના જેવા શક્તિમાન હતા. હે રામ! એ પરમ પુરુષે પાપી નિશ્ચયવાળા રાવણને ક્રોધની નજરથી જોયો ન હતો, તેથી જ દુરાત્મા રાવણ એ વખતે ભસ્મીભૂત થયો નહિ.[૬૯,૭૦] પર્વતની સમાન રાવણ શિથિલ થઈ પૃથ્વી ઉપર પડ્યા, ત્યા દુષ્ટ માણસ જેમ ગુપ્ત ભેદને ખુલ્લો કરે છે, તેમ આ મહાપુરુષે કેવળ વચનરૂપી બાણોથી તેને વીધી નાખ્યો.[૭૧] પછી લાબે વખતે જ્યારે જ્યા તેના મહાતેજસ્વી રાવણને શુદ્ધિ આવી ત્યારે તે મત્રીઓ હતા ત્યા ગયો.[૭૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા પ્રક્ષિપ્ત પમો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૪મો

### રાવણનો ઉત્પાત-નિર્દોષ કન્યાઓ તથા સ્ત્રીઓનુ હરણ-તેની બહેન શૂર્પણખાનો વિલાપ અને સાંત્વન

निवर्तमान संहृष्टो रावण स दुरात्मवान्।
जह्रे पथि नरेन्द्रर्षिदेवदानवकन्यका ॥ १ ॥

વરુણાલયમાથી પાછા ફરતી વખતે દુરાત્મા રાવણે માર્ગમાથી રાજર્ષિ, દેવ અને દાનવોની કન્યાઓનુ હરણ કરવા માડ્યુ.[૧] સુદર કન્યા કે સ્ત્રી જે કોઈ નજરે પડે તે સર્વને તેમના બધુજનને હણીને દુરાત્મા રાવણ વિમાનમા પૂરવા લાગ્યો[૨] તેણે નાગ, રાક્ષસ, દેવ મનુષ્ય,

યક્ષ અને દાનવની કન્યાઓને વિમાન ઉપર ચડાવવા માડી.[3] સરખા દુ ખવાળી તે સર્વ સ્ત્રીઓ ભય પામીને અગ્નિની ઝાળ સરખા શોકાગ્નિ વડે આસુ પાડવા લાગી [4] જેમ પવિત્ર નદીઓથી સાગર ભરાઈ જાય છે, તેમ તે પવિત્ર સ્ત્રીઓના ભય અને શોકથી ઉત્પન્ન થયેલા અમગળ આસુઓથી આખુ વિમાન ભરાઈ ગયુ તે વિમાનમા નાગ, ગધર્વ, મહર્ષિ, દૈત્ય અને દાનવોની સેકડો કન્યાઓ રુદન કરવા લાગી લાબા કેશવાળી, સુદર અગ વાળી, પૂર્ણચદ્ર સરખા મુખવાળી, કઠણ સ્તનપ્રદેશની વચ્ચે વજ્રવેદી સરખી કાતિવાળી, રથના બન્ન ધૂમટ સરખા મનોહર નિતબવાળી, તપાવેલા સુવર્ણ સરખી કાંતિવાળી અને સુદર કટિવાળી, દેવકન્યા સરખી તે સ્ત્રીઓ શોક, દુ ખ અને ભયથી ત્રાસ પામીને વિહવળ થયેલી હતી તેઓના નિસાસાથી પુષ્પક વિમાન જાણે સર્વ સ્થળેથી સળગી ઊઠયુ હોય તેવુ દેખાવા લાગ્યુ [5-9] એ સમયે તે વિમાન અગ્નિથી શોભતા અગ્નિહોત્ર સમાન દેખાતુ હતું રાવણને વશ પડવાથી તે સર્વ સ્ત્રીઓ સિંહને વશ થયેલી હરિણીઓની માફક દીન મુખવાળી અને શોકાકુળ થઈ ગઈ તેમાની કેટલીક ચિતા કરતી હતી કે, 'શુ આ રાક્ષસ અમારુ ભક્ષણ કરશે?' ઘણા જ દુ ખથી પીડાતી કેટલીક ધારતી હતી કે, 'શું આ અમને મારી નાખશે?' વળી કેટલીક સ્ત્રીઓ પોતાના માતા, પિતા, પતિ, ભાઈ વગેરેને સભારીને વિલાપ કરતી હતી કે, 'અમારા વિના અમારા પુત્રોનુ શુ થશે? અરે, અમારા વગર શોકસાગરમા ડૂબેલી અમારી માતાઓ તેમ જ ભાઈઓ વગેરેનુ શુ થશે? અરે, હુ મારા પિતા વિના શું કરીશ? હે મૃત્યુ, તુ મારા ઉપર કૃપા કર અને મારા જેવી અભાગણીને તારી પાસે એચી લે પૂર્વજન્મમા અમે શા પાપ કર્યા હશે!' વળી દુ ખિત થયેલી કેટલીક સ્ત્રીઓ કહેવા લાગી કે, 'અમારા આ દુ ખનો આરો અત્યારે તો કાંઈ દેખાતો નથી અહો! મનુષ્યલોકને ધિક્કાર છે. ખરેખર, એનાથી વધારે અધમ બીજો કોઈ લોક નહિ હોય! જેમ સૂર્યોદય થતા નક્ષત્રોનો નાશ થાય છે, તેમ અમારા નિર્બળ સ્વામીઓનો આ બળવાન રાક્ષસે નાશ કર્યો હાય! આ રાક્ષસ અતિશય બળવાન છે, તેથી નિરતર બીજાનો વધ કરવાના ઉપાયમા જ આનદ માને છે.[10-18] અહો! એ દુરાચરણમા ચાલતો હોવા છતા પોતાની જાત માટે જરા પણ શરમાતો નથી! એ દુરાત્માના સર્વ કર્મો એવા જ છે [19] પરસ્ત્રી ગમન કરવાનુ કર્મ ઘણુ જ અયોગ્ય છે, છતા આ અધમ રાક્ષસ પરસ્ત્રીમા જ પ્રીતિવાળો છે, તેથી જ તે દુર્મતિ રાવણ સ્ત્રી સબધી પાપ માટે હણાશે'[20] જ્યારે શ્રેષ્ઠ આચરણવાળી સતી સ્ત્રીઓએ આ વચનો ઉચ્ચાર્યા, ત્યારે દેવના દુદુભિઓ વાગ્યા અને પુષ્પવૃષ્ટિ થઈ એ રીતે હરણ કરાયેલી સ્ત્રીઓએ શાપ આપવાથી મહાબળવાન રાવણ નિસ્તેજ થયો અને થોડો ઉદાસ પણ થયો, છતા તેને ન ગણકારતા એ સર્વ સ્ત્રીઓ સાથે તેણે લકામા પ્રવેશ કર્યો

લકામા જતા જ દુરાત્મા રાવણની બહેન શૂર્પણખા હાયપીટ કરતી રાવણની સામે આવી અને એકદમ ભૂમિ ઉપર પડી રાવણે તેનુ સાત્વન કરતા પૂછ્યુ 'આ શું છે? હે ભદ્ર! તુ શું કહેવા ઇચ્છે છે?' ત્યારે ક્રોધ અને શોકને લીધે લાલ થયેલા અને આસુ વરસતા નેત્રે તેણે કહ્યુ [21-26] 'હે રાજન્! હે ભાઈ! તારા બળનુ પરિણામ મને વિધવા કરવામા જ તે આણ્યુ કે? અરે, તે તારા પરાક્રમ વડે કાલકેય નામના જે ચૌદ હજાર રાક્ષસોને હણ્યા છે તેમા મારા પ્રાણથી પણ પ્રિય પતિને તે હણી નાખ્યો છે હે તાત! તું ભાઈ છતા મારો તો જાણે દુશ્મન જ નીવડ્યો છે! અરે, હાય! મારા બધુરૂપ તારે લીધે જ હુ વિધવાપણુ ભોગવીશ યુદ્ધભૂમિમા તારે તારા બનેવીના

ભગિનીને જોઈ. કુંભીનસી રાક્ષસરાજને જોઈને ભય પામી અને હાથ જોડી તે પગે લાગી. ત્યારે રાવણે તેને ઉઠાડી બેઠી કરી અને કહ્યું: 'તું ભય પામ નહિ. હે વત્સે! બોલ, હું તારું શું પ્રિય કરું? ત્યારે કુંભીનસી બોલી: 'હે રાજન્! હે મહાભુજ! જો તમે મારા ઉપર પ્રસન્ન થયા હો, તો હે માનદ! મારા પતિને તમારે અત્યારે હણવા યોગ્ય નથી; કારણ કે આ સંસારમાં કુળવાન સ્ત્રીઓને પતિમરણ જેવો બીજો કોઈ ભય જણાતો નથી.[૨૯-૪૨] સર્વ દુઃખોમાં વધવ્ય એ મહાન દુઃખ છે. હે રાજેંદ્ર! તમે તમારું વચન પાળો અને યાચના કરતી મારા ઉપર દયા કરો. હે મહારાજ! તમે જ કહ્યું છે કે તું ભય પામ નહિ.'[૪૩,૪૪]

ત્યારે રાવણે વિચાર કરી કહ્યું: 'ઠીક, તેમ થશે. જા, તારા પતિને હું અભય આપું છું; પણ તું કહે તો ખરી કે તારો પતિ ક્યાં છે? હું તેને મારી સાથે દેવલોક જીતવાને લઈ જઈશ.'[૪૫,૪૬] ત્યારે પતિને અભય મળવાથી રાજી થયેલી કુંભીનસીએ ગુપ્ત રીતે સૂઈ રહેલા મધુ દૈત્યની પાસે જઇ કહ્યું: 'મહાબળવાન મારો ભાઈ રાવણ અહીં આવેલો છે, તે સુરલોક જીતવાની ઇચ્છા કરે છે અને તેમાં તમારી સહાય માગે છે; માટે હે રાક્ષસ! તેને સહાય કરવા માટે બંધુજનો સહિત તમે જાઓ;[૪૭,૪૮] કારણ કે મારા પર પ્રીતિ રાખનાર અને તમને બનેવી તરીકે ગણનારાને તમારે સહાય આપવી ઘટે છે.' કુંભીનસીનાં વચનો સાંભળી મધુ રાક્ષસે 'ઠીક છે' એમ કહ્યું.[૪૯] ત્યાર પછી મધુ રાક્ષસે રાવણનાં દર્શન કરીને ઉપચારપૂર્વક ધર્મવિધિથી તેનું પૂજન કર્યું.[૫૦] વીર્યવાન દશગ્રીવ આ પ્રમાણે પૂજા મેળવીને મધુ રાક્ષસને ત્યાં એક રાત્રિ રહી બીજે દિવસે દેવલોકમાં જવા નીકળ્યો.[૫૧] રાક્ષસેંદ્ર રાવણે કુબેરના નિવાસસ્થાન કૈલાસ પર્વતના શિખર ઉપર જઈને સેનાનો પડાવ નાખ્યો.[૫૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૨૫મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૨૬ મો

## રાવણનો ઉત્પાત-રંભા ઉપર બળાત્કાર નલકુબેરે આપેલો દારુણ શાપ

स तु तत्र दशग्रीवः सह सैन्येन वीर्यवान्।
अस्तं प्राप्ते दिनकरे निवासं समरोचयत्॥१॥

જ્યારે સૂર્ય અસ્ત પામ્યો, ત્યારે ધૈર્યવાન દશગ્રીવે પોતાના સૈન્ય સાથે કૈલાસ શિખર પર પડાવ નાખ્યો.[૧] થોડી વાર થતાં કૈલાસ પર્વત સમાન ઉજ્જ્વળ ચંદ્રમાનો ઉદય થયો અને રાત્રિ પ્રવૃત્ત થતાં વિવિધ પ્રકારનાં અસ્ત્રશસ્ત્રને ધારણ કરનાર મહાન સેના ત્યાં સૂઈ ગઈ.[૨] એ સમયે મહાવીર્યવાન રાવણ એક શિખર પર જઈને ચંદ્રકિરણોથી શોભતાં વૃક્ષો અને ભોગ ભોગવવા યોગ્ય પદાર્થોને જોવા લાગ્યો.[૩] એ કૈલાસ પર્વત ઉપરનું વન તેજસ્વી કિરણો, કદંબ, બકુલ, પ્રફુલ્લ પદ્મો, ચંપક, અશોક, પુન્નાગ, મંદાર, આંબો, પાટલ, લોધ્ર, પ્રિયંગુ, અર્જુન, કેતકી, તગર, નારિયેળ, પ્રિયાલ, ફણસ અને તમાલ ઇત્યાદિ અનેક વૃક્ષોથી શોભી રહેલું હતું અને તેની વચ્ચે પવિત્ર ગંગાનો જળપ્રવાહ વહી રહ્યો હતો. એ રમ્ય સ્થળમાં મદનથી પીડાતા કિન્નરો મનને આનંદ પમાડનાર પોતાની સ્ત્રીઓની સાથે મળીને ત્યાં હર્ષિત થઈને ક્રીડા કરતા હતા. કુબેરના નિવાસસ્થાનમાં ગાતી અપ્સરાઓનો ઘંટના જેવો મધુર અવાજ ત્યાં સંભળાતો હતો. પવનથી ડોલતાં વૃક્ષો પુષ્પનો વરસાદ વરસાવતાં હતાં અને વસંતઋતુમા સર્વ જાતનાં પુષ્પોની સુગંધ ત્યાં મહેકી રહી હતી.[૪-૧૦] એ સમયે સુખકારક વાયુ મધુયુક્ત પુષ્પરજ તથા ગંધને ગ્રહણ કરીને રાવણના કામને વધારતો હતો. રાત્રિનો સમય અને નિર્મળ ચંદ્રનું દર્શન તથા ત્યાં થતાં નૃત્યગાનથી, પવનની શીતળતાથી અને કામોદ્દીપક પદાર્થોથી મહાવીર્યવાન રાવણ કામવશ થયો અને નિસાસા ઉપર નિસાસા નાખી ચંદ્ર તરફ જોવા લાગ્યો.[૧૧-૧૩]

એટલામાં દિવ્ય અલંકારોથી વિભૂષિતઃ

થયેલી, સર્વ અપ્સરાઓમાં શ્રેષ્ઠ, પૂર્ણચંદ્ર સરખા મુખવાળી, દિવ્ય ચંદનનો જેણે અંગ ઉપર લેપ કર્યો છે એવી, મંદારપુષ્પ જેણે વાળમાં ગૂંથ્યાં છે એવી, દિવ્ય પુષ્પોથી વિભૂષિત થયેલી, દિવ્ય ઉત્સવનો આરંભ કરવા જનારી, મનોહર ચક્ષુવાળી, કઠણ સ્તનવાળી, કટિમેખલાથી વિભૂષિત, રતિભાવ ઉપજાવનારી, ઉત્તમ જઘનવાળી, હરિચંદન આદિથી જેણે કપાળમાં આડ કરેલી છે એવી, છયે ઋતુમાં ઉત્પન્ન થયેલાં ફૂલોના અલંકારોવાળી, કાંતિ, શોભા, તેજ અને કીર્તિથી જાણે બીજી લક્ષ્મી જ હોય તેવી શોભતી, જળપૂર્ણ કાળાં વાદળ સરખાં વસ્ત્ર ધારણ કરનારી, ચંદ્ર સરખા મુખવાળી, ધનુષ્ય સરખી સુંદર ભ્રમરવાળી, હાથીની સૂંઢ સરખી જાંઘવાળી અને પાદડા સરખી કોમળ હથેળીઓવાળી અપ્સરા રંભા ત્યાં થઈને જતી હતી તેને રાવણે જોઈ, ત્યારે કામબાણથી પીડાયેલો રાવણ એકાએક ઊભો થયો અને ત્યાંથી ચાલી જતી તે રંભાને હાથથી પકડીને હસતો હસતો કહેવા લાગ્યો

'હે વરારોહે! તું ક્યાં જાય છે? તું કોની ભોગવાસના તૃપ્ત કરીશ? જેની સાથે તું ભોગ ભોગવીશ એવા ક્યા પુરુષનો અભ્યુદયકાળ આવી પહોંચ્યો છે? તારા પદ્મ કમળ સરખા સુગંધીદાર, સુધામૃત સરખા અધરામૃતના પાન થી આજ કોણ તૃપ્તિ મેળવશે? હે ભીરુ! સુવર્ણ કુંભ સરખા સુંદર અને બન્નેની વચ્ચે જરા પણ અંતર વિનાના તારાં સ્તનો ક્યા પુરુષની છાતીને સ્પર્શસુખ આપશે?[૧૪-૨૩] સુવર્ણચક્ર સરખા ગોળ અને સુવર્ણમેખલાથી અલંકૃત તથા વિસ્તારવાળા અને સ્વર્ગ સરખાં સુખ આપનારા આ તારાં જઘન ઉપર આજ કોણ આરોહણ કરશે?[૨૪] ઇંદ્ર, વિષ્ણુ કે અશ્વિનીકુમાર આદિ કોઈ પણ પુરુષ આજકાલ મારા કરતા મોટો નથી; તો હે ભીરુ! તું મને છોડીને ક્યાં જાય છે?[૨૫] હે વિશાળ નિતંબવાળી! આ સુંદર શિલાતલ ઉપર તું વિસામો ખા. મારા સિવાય ત્રિલોકમાં બીજો કોઈ પણ સ્વામી વિદ્યમાન નથી. જે ત્રિલોકનો સ્વામી છે તેનો પણ હું (રાવણ) સ્વામી છું અને વિધાતા છું, છતાં હું હાથ જોડીને તારી આગળ પ્રાર્થના કરું છું કે, તું મારું સેવન કર.[૨૬,૨૭]

રાવણનાં વચનો સાંભળી ધ્રુજતી રંભાએ હાથ જોડી કહ્યું: 'હે દશગ્રીવ! તમે મારા ગુરુ છો, તેથી આવું કહેવું યોગ્ય નથી, તમે મારા ઉપર કૃપા કરો.[૨૮] જો બીજો કોઈ પણ મારા ઉપર હુમલો કરે તો તમારે મારું રક્ષણ કરવું જોઈએ; કારણ કે હું તો ધર્મ પ્રમાણે તમારી પુત્રવધૂ છું. આ હું સત્ય કહું છું.' એ પ્રમાણે કહી રાવણને જોતાં જ જેનાં રુવાંટા ખડાં થઈ ગયાં હતાં, તેવી રંભા પગ સામી દૃષ્ટિ રાખીને ઊભી રહી.

ત્યારે રાવણે કહ્યું: 'જો તું મારા પુત્રની પત્ની હોય તો મારી પુત્રવધૂ થાય.' ત્યારે રંભાએ ઉત્તર આપ્યો: 'હા, એમ જ છે.[૨૯-૩૧] હે રાક્ષસશ્રેષ્ઠ! ધર્મ પ્રમાણે હું તમારા પુત્રની ભાર્યા છું. તમારા ભાઈ વૈશ્રવણના પ્રાણથી પણ વધારે વહાલા પુત્ર નલકુબેર છે, તે ત્રણે લોકમાં વિખ્યાત છે. ધર્મથી તે બ્રાહ્મણ છે અને પરાક્રમથી તે ક્ષત્રિય જેવા છે, ક્રોધમાં તે અગ્નિ સરખા છે અને ક્ષમા કરવામાં તે વસુધા જેવા છે. તે લોકપાલ કુબેરના પુત્રની સાથે મળવાનો મેં સંકેત કરેલો છે.[૩૨-૩૪] તેના ઉપભોગ માટે જ મેં આ સર્વ આભૂષણો ધારણ કરેલા છે. જેવો તેનો મારા તરફ ભાવ છે. તેવો મારો તેના તરફ ભાવ છે, તેના સિવાય બીજા કોઈની તરફ મારો ભાવ નથી,[૩૫] માટે હે શત્રુને દુઃખ દેનાર! હે રાજન્! આ સત્ય વાત જાણ્યા પછી તમારે મને છોડી મૂકવી જોઈએ. તે ધર્માત્મા ઉત્સુકતાથી મારી વાટ જોઈને બેઠા હશે; તેથી તેમના કાર્યમાં વિઘ્ન નાખવું યોગ્ય નથી. હે રાક્ષસશ્રેષ્ઠ! સજ્જનોએ આચરેલા માર્ગે ચાલીને તમે મને છોડી મૂકો અને જવા દો. જેમ તમે મારા માનનીય છો, તેમ હું તમારી પાલનીય છું.[૩૬-૩૮]

રક્ષણ કરવું જોઈએ, છતાં તેં પોતે જ યુદ્ધમાં તેમને હણ્યા છે, તેમ છતાં તું શરમાતો પણ નથી !'

ક્રોધાવિષ્ટ થયેલી ભગિની શૂર્પણખાએ એ પ્રમાણે કહ્યું, ત્યારે તેને શાંત કરીને દશગ્રીવ યુક્તિપૂર્વક બોલ્યો : 'હે વત્સે ! જે થવાનું હતું તે થઈ ગયું. હવે તું વિલાપ કરવો છોડી દે. તારે કોઈ પણ રીતે બીવાની જરૂર નથી. હું યત્નપૂર્વક તારું દાન, માન આદિથી સન્માન કરીશ. યુદ્ધોન્મત્ત અને જયની આકાંક્ષાવાળા મેં વિક્ષિપ્ત મનથી બાણો ફેંક્યાં હતાં અને એ સમયે યુદ્ધમાં હું પારકા–પોતાનો ભેદ ભૂલી ગયો હતો તેથી યુદ્ધમાં ગાઢા થઈ ગયેલા મેં મારા બનેવીને ઓળખ્યો નહિ. હે બહેન ! તું શોક કરવો છોડી દે. તું કોઈ પણ રીતે ભય ધર નહિ. હું તારી સર્વ ચિંતાનો નાશ કરીશ.[૨૭–૩૫] જો, હવે તું ઐશ્વર્યયુક્ત આપણા ભાઈ ખરની સાથે રહેજે. રાક્ષસોમાં મહાબળવાન આપણો મસિયાઈ ભાઈ ખર ચૌદ હજાર રાક્ષસોનો સ્વામી થઈને દંડકારણ્યમાં રહેશે અને હમેશાં તારી આજ્ઞા પ્રમાણે વર્તશે. વળી મહાબળવાન આ દૂષણ રાક્ષસ ત્યાં સેનાધિપતિ થશે અને તે પણ તારું વચન માનશે.[૩૬–૩૯] ઇચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરનારા એ રાક્ષસો તને પ્રસન્ન રાખશે.' એ પ્રમાણે કહીને રાવણે તેમને દંડકારણ્યમાં જવાની આજ્ઞા આપી.[૪૦] ત્યારે ભયંકર સ્વરૂપવાળા હજારો રાક્ષસોથી વીંટળાયેલો અને જેને કોઈ પણ સ્થળે ભય નથી એવો ખર રાક્ષસ પરાક્રમી ચૌદહજાર રાક્ષસો સાથે એકદમ દંડકારણ્યમાં આવ્યો અને ત્યાં વસી નિષ્કંટક રાજ્ય કરવા લાગ્યો, તેમ જ રાક્ષસી શૂર્પણખા પણ ત્યાં આવીને વસી.[૪૧,૪૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૨૪ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૨૫ મો

## ઇંદ્રજિતનું તપ અને કુંભીનસીનું હરણ

स तु दत्त्वा दशग्रीवो बलं घोरं खरस्य तत् ।
भगिनीं च समाश्वास्य हृष्टः स्वस्थतरोऽभवत् ॥ १ ॥

ખર રાક્ષસને ભયંકર સેના આપીને તથા પોતાની બહેનને શાંત કરીને રાવણ પ્રસન્ન થઈ સ્વસ્થ થયો.[૧] પછી તે નિકુંભિલા નામના લંકાના ઉત્તમ ઉદ્યાનમાં પોતાના અનુચરો સહિત ફરવા ગયો.[૨] ત્યાં તેણે સો યૂપવાળા સૌમ્ય દેવાલયથી શોભતો અને લક્ષ્મીથી ઉજ્જ્વળ એવો યજ્ઞ થતો જોયો.[૩] કૃષ્ણ મૃગચર્મ, કમંડળુ, શિખા અને દંડને ધારણ કરનારા પોતાના પરાક્રમી પુત્ર મેઘનાદને એ યજ્ઞમંડપમાં બેઠેલો જોઈ રાવણ તેની પાસે ગયો અને આલિંગન આપી બોલ્યો : 'હે વત્સ ! આ શું ચાલે છે. તે તું મને કહે.' ત્યારે મેઘનાદે મૌનવ્રત ધરેલું હોવાથી દ્વિજશ્રેષ્ઠ, મહાતપસ્વી શુક્રાચાર્યે યજ્ઞની સંપત્તિ વધારવાને રાક્ષસશ્રેષ્ઠ રાવણને કહ્યું :

'હે રાજન્ ! તે સર્વ હું કહું છું તે સાંભળો. તારા પુત્રે બહુ વિસ્તારવાળા સાત યજ્ઞોનું ફળ મેળવ્યું છે.[૪–૭] અગ્નિષ્ટોમ, અશ્વમેધ, બહુસુવર્ણક, રાજસૂય, ગોમેધ અને વૈષ્ણવયજ્ઞ, એ તેણે સમાપ્ત કર્યા છે.[૮] વળી મનુષ્યોથી મહામુશ્કેલીએ થઈ શકે તેવો આ માહેશ્વર નામનો સાતમો યજ્ઞ હવે શરૂ થયો છે. વળી તારા પુત્રે સાક્ષાત્ શિવની પાસેથી વરદાનો મેળવ્યાં છે.[૯] ઇચ્છાપ્રમાણે ગતિ કરનારો અને અંતરિક્ષમાં પણ ફરી શકનાર નિશ્ચલ દિવ્ય રથ તેમ જ જેનાથી અંધકાર ફેલાઈ જાય છે, તેવી તામસી નામની માયા તેણે મેળવી છે. હે રાક્ષસેશ્વર ! એ માયાથી યુદ્ધમાં સુર અને અસુરો યુક્તિ કરવા છતાં પણ તેની ગતિ જાણવાને શક્તિમાન થશે નહિ. વળી હે રાજન્ ! તારા પુત્રે બાણોનો અક્ષય ભાથો, અજય ધનુષ, તેમ જ યુદ્ધમાં શત્રુઓનો નાશ કરનાર દિવ્ય અસ્ત્ર મેળવ્યાં છે. હે દશાનન ! આ સર્વ વરદાનો

મેળવીને આ તારો પુત્ર અને હું આ યજ્ઞ પૂરો થયા પછી તને મળવા આવવાના હતા.'[૧૦-૧૩]

રાવણે કહ્યું : 'હે પુત્ર! તેં ઇંદ્રાદિ દેવોનું યજન કર્યું તે ઠીક નથી, છતાં ચાલો, જે થયું તે થયું; ફરીથી એવું કરીશ નહિ. હે સૌમ્ય! ચાલો, હવે આપણે ઘેર જઈએ.'[૧૪] એમ કહી પુત્ર મેઘનાદ અને બંધુ વિભીષણ સહિત રાવણ પોતાને મંદિરે આવ્યો. ત્યાં આવી આંસુ સારતી અને ડૂસકાં ભરતી સર્વ સ્ત્રીઓને તેણે વિમાનમાંથી હેઠે ઉતારી. દેવ, દાનવ અને રાક્ષસોની સુલક્ષણા તથા રત્ન જેવી એ સ્ત્રીઓ પ્રતિ રાવણ કામવાસના ધરાવે છે એમ જાણીને ધર્માત્મા વિભીષણે કહ્યું [૧૫-૧૭] 'આવા કૃત્યોથી પાપ થાય છે, એ જાણવા છતાં સ્વચ્છંદી થઈને તમે યશ, અર્થ અને કુળને નાશ કરનારાં આવાં કર્મ શા માટે કરતા ફરો છો?[૧૮] અરે સંબંધીજનોનો નાશ કરીને તમે આ સર્વ સુંદર સ્ત્રીઓને હરી આણી છે, તે જ પ્રમાણે હે રાજન્! તમારી અવગણના કરીને મધુ રાક્ષસે આપણી બહેન કુંભીનસીનું હરણ કરેલું છે, તેની તમને ખબર છે કે?'[૧૯]

ત્યારે રાવણે કહ્યું 'આ તમે શું કહો છો, તે હું સમજતો નથી. તમે કહેલો મધુ નામનો રાક્ષસ તે કોણ છે?'[૨૦] ત્યારે ક્રોધ પામેલા વિભીષણે કહ્યું 'પરસ્ત્રીહરણરૂપ તમારા પાપ કર્મનું ફળ મળી ચૂક્યું છે. આપણા માતામહ સુમાલીના મોટા ભાઈ માલ્યવાન મહાબુદ્ધિમાન, પ્રખ્યાત અને વૃદ્ધ નિશાચર હતા. તે આપણી માતાના મોટા કાકા થાય. તેમની દીકરી અનલા ની કુંભીનસી નામે દીકરી છે. અનલાથી ઉત્પન્ન થયેલી તે કન્યા આપણી માસીની દીકરી થાય, એટલે તે આપણી સર્વ ભાઈઓની ધર્મ પ્રમાણે બહેન થાય. જ્યારે તમારો પુત્ર યજ્ઞ કરતો હતો અને હું તપ કરવાને પાણીમાં રહ્યો હતો, ત્યારે હે રાજન્! બળવાન મધુ રાક્ષસ તે કુંભીનસીને હરી ગયો છે.[૨૧-૨૫] હે મહારાજ! એ સમયે કુંભકર્ણ પણ નિદ્રામાં પડ્યો હતો અને તેથી એ મધુ રાક્ષસ શ્રેષ્ઠ રાક્ષસોને અને માનનીય અમાત્યોને હણીને છેક અંતઃપુર સુધી જઈને કુંભીનસીને હરી ગયો છે. હે મહારાજ! તે સમાચાર જાણ્યા છતાં મેં તેના ઉપર ક્ષમા કરી અને તેને હણ્યો નહિ, કારણ કે એ કુમારી કન્યાને અવશ્ય કોઈ પણ પતિની સાથે પરણાવવાની તો છે જ. હે દુર્મતિ! આ કર્મ તમારા આ પાપનું જ ફળ છે.[૨૬-૨૮] આ લોકમાં જ કરેલા કર્મનું ફળ તમને મળ્યું છે, તે તમે જુઓ.' વિભીષણના વચનો સાંભળીને રાક્ષસેંદ્ર રાવણ ગરમ પાણીથી ખળભળી ઊઠતા સાગરની માફક પોતાના દુરાચરણથી પીડા પામવા લાગ્યો. પછી ક્રોધને લીધે રક્તનેત્ર થયેલા તેણે કહ્યું

'અરે! મારો રથ તૈયાર કરો, મારા યોદ્ધાઓ એકદમ તૈયાર થાઓ. કુંભકર્ણાદિ જે જે મુખ્ય નિશાચરો છે, તે સર્વ વિવિધ પ્રકારના આયુધો લઈને પોતપોતાના વાહનોમાં બેસીને જાઓ. અરે મારી અવગણના કરનાર મધુ રાક્ષસને યુદ્ધભૂમિમાં આજે જ હણીને સર્વ સુહૃદોની સાથે હું દેવલોકમાં જઈશ.' રાવણની આજ્ઞા થતાં રાક્ષસોની ચાર હજાર અક્ષૌહિણી સેના વિવિધ આયુધો ગ્રહણ કરી બહાર નીકળી. એ સમયે સર્વ સૈનિકોને આગળ કરી મહાબળવાન ઇંદ્રજિત તેને મોખરે ચાલતો હતો. સૈન્યની મધ્યે રાવણ અને સૌની પાછળ કુંભકર્ણ ચાલતો હતો, ત્યારે ધર્માત્મા વિભીષણ લંકામાં જ ધર્માચરણ કરતા રહ્યા હતા. સર્વ રાક્ષસો, ગધેડાં, ઊંટ, ઘોડા, શિશુમાર અને મહાસર્પ વગેરે ઉપર બેસીને મધુપુરી તરફ જવા લાગ્યા. એ સર્વ જતા હતા ત્યારે આખું આકાશ છવાઈ ગયું હતું. કેટલાક દૈત્યો, કે જેમને દેવતાઓ સાથે પૂર્વે વેર થયેલું હતું, તેઓ પણ રાવણના સૈન્યમાં ભળવા લાગ્યા.

ઢડમજલ કરતો રાવણ મધુપુરીમાં પેઠો ત્યારે ત્યાં તેણે મધુ રાક્ષસને ન જોયો પણ

ત્યારે રાવણે કહ્યું : 'હું તમારી પુત્રવધૂ છું' એમ તેં જે કહ્યું તે તો એક પતિવ્રત પાળનાર સ્ત્રીને માટે છે; પણ દેવલોકમાં નિરંતર આ સ્થિતિ રહેતી નથી. ત્યાં તો આ અપ્સરાઓને એકે પતિ નથી અને દેવોને એકે સ્ત્રી નથી.' એ પ્રમાણે કહીને રાવણ તેને એક બાજુએ ખેંચી ગયો અને કામભોગમાં આસક્ત થઈ તેની સાથે મૈથુન કરી તેને છોડી મૂકી.[૩૯-૪૧] રાવણે મર્દન કરેલી રંભા હાથીએ ક્રોડા કરવાથી ડહોળાઈ ગયેલી નદીની માફક વ્યાકુળ થઈ ગઈ હતી; એના કેશ છૂટા થઈ ગયા હતા;[૪૨] હાથ ધ્રુજતા હતા અને ફૂલવાળી લતાને જેમ પવને ધ્રુજાવી મૂકી હોય. તેમ તે પ્રમાણે તે ધ્રુજતી હતી. પછી શરમાતી શરમાતી અને બીતી બીતી તે હાથ જોડી નલકુબેરની પાસે આવી પહોંચી અને તેના પગમાં પડી, ત્યારે મહાત્મા નલકુબેરે તેની આ સ્થિતિ જોઈ પૂછ્યું :

'હે ભદ્રે! આ શું છે? તું મારા પગમાં કેમ પડેલી છે?' ત્યારે લાંબા નિસાસા નાખતી અને ધ્રુજતી રંભાએ જે પ્રમાણે બન્યું હતું તે સર્વ હાથ જોડી કહેવા માંડ્યું : 'હું અહીં આવતી હતી ત્યારે સ્વર્ગમાં જતો રાવણ કૈલાસ-શિખર ઉપર મને મળ્યો. ત્યાં તે પોતાના સૈન્ય સહિત રાત્રિ ગુજારતો હતો. હે અરિંદમ! અહીં તમારી પાસે આવતી મને તેણે જોઈ. એ પછી મને પકડીને પૂછ્યું : 'તું કોની પાસે જાય છે?' મેં જે કાંઈ સત્ય હતું તે સર્વ તેને કહી દીધું. 'હે દેવ! હે પ્રભુ! હું તમારી પુત્ર-વધૂ છું' એ પ્રમાણે કહીને મેં તેને વીનવ્યો, છતાં કામમોહથી પોતાનું સાન ગુમાવી દઈને તેણે મારાં એ વચનો સાંભળ્યાં નહિ.[૪૩-૪૯] પછી તેણે મારી ઉપર બળાત્કાર કરીને ભોગ ભોગવ્યો. હે સુવ્રત! મારો આ અપરાધ તમારે ક્ષમા કરવો ઘટે છે; કેમ કે હે સૌમ્ય! સ્ત્રીઓમાં પુરુષના જેટલું બળ નથી.' આ સાંભળી કુબેરના પુત્રને ક્રોધ ચડ્યો.[૫૦,૫૧]

આ સર્વ હકીકત સાંભળીને તે સાચી છે કે ખોટી તે જાણવા માટે તેણે ધ્યાન ધરી જોયું તો રાવણનું એ કર્મ જણાયું;[૫૨] તેથી ક્રોધથી લાલ થયેલી આંખોવાળા તેણે હાથમાં પાણી લીધું. પછી વિધિ પ્રમાણે સર્વ ઇંદ્રિયોને સ્થિર કરી તેણે રાક્ષસેંદ્ર રાવણને દારુણ શાપ આપ્યો : 'હે ભદ્રે! તારી ઇચ્છા ન હોવા છતાં રાવણે તારા ઉપર બળાત્કાર કર્યો, તેથી હવે જો તે બીજી કોઈ અકામ યુવતી ઉપર બળાત્કાર કરશે અથવા કામાંધ થઈ કોઈ પણ અકામ યુવતી ઉપર હુમલો કરશે, તો તેના માથાના સાત કકડા થઈ જશે.' સળગતા અગ્નિ સરખા મહાત્મા નલકુબેરે જ્યારે આ શાપનો ઉચ્ચાર કર્યો, ત્યારે દેવનાં દુંદુભિ વાગ્યાં, આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને પિતામહથી માંડીને સર્વ દેવો બહુ જ ખુશી થયા.[૫૩-૫૭] સર્વ લોકોને ત્રાસ આપનાર રાવણનું મૃત્યુ જાણી ઋષિઓ તથા પિતૃઓ પણ અત્યંત પ્રસન્ન થયા અને રાવણે પણ રોમાંચ થઈ જાય તેવો એ દારુણ શાપ સાંભળી અકામ સ્ત્રીઓની સાથે મૈથુન ન કરવાની પ્રતિજ્ઞા કરી, ત્યારે રાવણે હરી આણેલી સર્વ પતિવ્રતા સ્ત્રીઓ મનને આનંદ પમાડે એવો નલકુબેરનો શાપ સાંભળી પ્રસન્ન થઈ.[૫૮,૫૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૨૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૭ મો

ઇંદ્રલોકમાં રાવણનો ઉત્પાત-સુમાલીનું મરણ

कैलासं लंघयित्वा तु ससैन्यबलवाहनः।
आससाद महातेजा इन्द्रलोकं दशाननः॥१॥

પછી મહાતેજસ્વી દશાનન કૈલાસ પર્વત ઓળંગીને પોતાના બળવાન સૈન્ય સાથે ઇંદ્ર-લોકમાં ગયો.[૧] મહાભયંકર રાક્ષસસૈન્યનો ચોમેરથી ગર્જતા સમુદ્રના જેવો મહાન કોલાહલ દેવલોકમાં થવા લાગ્યો.[૨] 'રાવણ આવ્યો છે' એમ જાણી દેવરાજ ઇંદ્ર પોતાના આસન પરથી એકાએક ઊછળ્યો અને ત્યાં રહેલા આદિત્યો, વસુઓ, રુદ્રો અને સાધ્યો આદિ સર્વ દેવોને

તેણે કહ્યું: 'દુરાત્મા રાવણની સાથે યુદ્ધ કરવા તૈયાર થાઓ.[૨] ઇંદ્રની આજ્ઞા થતા યુદ્ધમાં જેનો કોઈ સમોવડિયો નથી, એવા મહાબળવાન એ સર્વ દેવો રાવણ સાથે લડવા તૈયાર થયા;[૩–૫] છતા રાવણના ઘોર પરાક્રમ અને બળને લીધે ત્રાસ પામેલો ઇંદ્ર તો દીન થઈને વિષ્ણુ પાસે દોડી ગયો અને કહેવા લાગ્યો[૬]

હે વિષ્ણુ! આ રાવણને અમે શી રીતે રોકી શકીશું? અરેરે, એ અત્યંત બળવાન રાક્ષસ આ તરફ આવે છે.[૭] ખરેખર, એ વરદાનને લીધે જ બળવાન છે. એ સિવાય તેનુ એવુ કઈ પણ બળ નથી, પરંતુ બ્રહ્માજીનું વચન હુ કેવી રીતે મિથ્યા કરી શકું? માટે મે જેમ તમારા વડે નમુચિ વૃત્ર, બલિ, નરક, શંબર આદિ રાક્ષસોને બાળી મૂકયા હતા, તેમ અત્યારે પણ થવા દો[૮] હે દેવ દેવેશ! હે મધુસૂદન! સચરાચર ત્રિલોકમા તમારા સિવાય બીજો કોઈ આશ્રય દેવાવાળો કે રક્ષક નથી[૯] તમે જ સનાતન પદ્મનાભ, શ્રીમાન નારાયણ છો તમે જ આ સમસ્ત લોક સ્થાપન કરેલો છે, તેમ જ તમે જ મને સુરેશ્વર ઇંદ્ર બનાવ્યો છે. આ સર્વ સચરાચર ત્રિલોક તમે જ સરજ્યુ છે હે ભગવન્! યુગાતે સવ તમારામા જ લીન થાય છે, તેથી હે દેવદેવેશ! મને વિજય મળે તેમ કરો અથવા તમે પોતે જ તલવાર અને ચક્ર લઈને દુરાત્મા રાવણને હણો[૧૧–૧૩]

ત્યારે નારાયણદેવે કહ્યુ 'હે દેવરાજ! તમારે ભયભીત થવુ ઘટતુ નથી તમારુ કર્તવ્ય હુ કહુ છું તે સાભળો.[૧૪] વરદાનપ્રાપ્તિથી દુર્જય થયેલા એ દુરાત્માને હણવાને કે જીતવાને તમે સુર કે અસુર કોઈ શક્તિમાન નથી.[૧૫] મે સહજ જ્ઞાનશક્તિથી જોયુ છે કે, પુત્ર સહિત આવેલો એ મહાબળવાન રાક્ષસ પ્રચંડ પરાક્રમપૂર્વક તમારા પર વિજય મેળવશે.[૧૬] હે સુરેશ્વર! તમે મને કહ્યુ કે 'યુદ્ધ કરો', પણ અત્યારે તેની સાથે હુ યુદ્ધ કરીશ નહિ,[૧૭] કેમ કે શત્રુને હણ્યા સિવાય હું પાછો ફરતો નથી અને રાવણને મળેલા વરદાનને લીધે હાલ તેને હણાય તેમ નથી.[૧૮] હે શતક્રતુ! હે દેવેંદ્ર! હુ તારી આગળ પ્રતિજ્ઞા કરું છું કે, એ દુરાત્માના મૃત્યુનુ કારણ આગળ ઉપર હુ જ થઈશ.[૧૯] જ્યારે સમય આવશે, ત્યારે આગળ આગળ ચાલનારા રાક્ષસો સહિત એ રાવણને હું જ હણીશ અને દેવતાઓને આનંદ પમાડીશ.[૨૦] હે દેવરાજ! હે શચીપતિ! આ બધું તમને કહ્યું માટે જરા પણ ત્રાસ પામ્યા સિવાય હે મહાબળવાન! દેવોને સાથે લઈને તમે યુદ્ધ કરો.'[૨૧]

પછી અગિયાર રુદ્રો, બાર આદિત્યો, આઠ વસુઓ, ઓગણપચાસ મરુતો અને બન્ને અશ્વિનીકુમારો કવચો પહેરીને એકદમ રાક્ષસો સામે ધસ્યા[૨૨] પ્રાત કાળ થતા રાવણની સેનાના યુદ્ધનો અવાજ ચારે તરફ સંભળાવા લાગ્યો.[૨૩] જાગ્રત થયેલા મહાવીર્યવાન યોદ્ધાઓ એકબીજાને જોઈને રાજી થતા યુદ્ધભૂમિ તરફ ધસી જતા હતા. યુદ્ધભૂમિમા રાવણનુ અક્ષય મહાસૈન્ય જોઈને દેવોના સૈન્યમા ખળભળાટ થયો પછી વિવિધ પ્રકારના આયુધો ધારણ કરનાર દેવ, દાનવ અને રાક્ષસોનુ તુમુલ યુદ્ધ થવા લાગ્યુ આ સમયે રાવણના ભય કર દેખાવના શૂરા રાક્ષસ સચિવો મહાન પરાક્રમ કરતા ચારે તરફ ઘૂમતા હતા.[૨૪–૨૭] મારીચ, પ્રહસ્ત, મહાપાર્શ્વ, મહોદર, અકંપન, નિકુંભ, શુક, સારણ, સંહ્રાદ, ધૂમકેતુ, મહાદંષ્ટ્ર, ઘટોદર, જંબુમાલી, મહાહ્રાદ, વિરૂપાક્ષ, સુપ્તઘ્ન, યજ્ઞકોપ, દુર્મુખ, દૂષણ, ખર, ત્રિશિરા, કરવીરાક્ષ, સૂર્યશત્રુ, મહાકાય, અતિકાય, દેવાતક અને નરાતક આદિ મહાપરાક્રમી રાક્ષસોથી વીંટળાયેલો મહાબળવાન સુમાલી કે જે રાવણનો માતામહ થતો હતો, તે પણ યુદ્ધભૂમિમા ઘૂમવા લાગ્યો. વાયુ જેમ વાદળાનો નાશ કરે છે, તેમ વિવિધ પ્રકારના આયુધોથી તેણે ક્રોધ કરીને સર્વ દેવોનો નાશ કરવા માડયો હે

રામ! નિશાચરોથી મુખ્ય મુખ્ય યોદ્ધાઓને હણાતા જોઈ ને સિંહથી જેમ મૃગો નાસી જાય, તેમ સર્વ દેવો સર્વ દિશામાં નાસવા લાગ્યા. એ જોઈને આઠ વસુઓમાંનો સાવિત્ર નામનો શૂરો અને પ્રખ્યાત વસુ યુદ્ધને મોખરે આવ્યો.[૨૮–૩૪]

નાના પ્રકારનાં આયુધોથી યુદ્ધ કરતા સૈનિકોથી વીંટળાયેલો અને શત્રુસૈન્યને ત્રાસ પમાડતો આઠમો વસુ સાવિત્ર રણભૂમિમાં ઘૂમવા લાગ્યો.[૩૫] વળી તેની સાથે ત્વષ્ટા અને પૂષા નામના તેના જેવા જ મહાવીર્યવાન નિર્ભય આદિત્યો પોતાના સૈન્ય સાથે રણભૂમિમાં ઘૂમવા લાગ્યા.[૩૬] તે સમયે યુદ્ધભૂમિમાંથી પાછા નહિ હઠનારા અને રાક્ષસોની કીર્તિથી ક્રોધ પામેલા દેવોની સાથે રાક્ષસોનું મહાભયંકર યુદ્ધ થયુ. વીર રાક્ષસો યુદ્ધભૂમિમાં આવેલા લાખો દેવોને વિવિધ પ્રકારનાં ઘોર આયુધોથી હણવા લાગ્યા અને મહાબળવાન દેવો પણ પ્રચંડ પરાક્રમ કરનારા, ઘોરસ્વરૂપી રાક્ષસોને વિમલ અસ્રો વડે યમપુરીમાં મોકલવા લાગ્યા. હે રામ! મહાબળવાન સુમાલી રાક્ષસ અતિશય ક્રોધ કરીને વિવિધ પ્રકારનાં આયુધોથી લડતો દેવો ઉપર ધસી આવ્યો અને જેમ વાયુ વાદળાંને વીખેરી નાખે, તેમ ક્રોધ પામેલા તેણે વિવિધ પ્રકારનાં તીક્ષ્ણ આયુધોથી દેવસૈન્યને વીખેરી નાખ્યુ.[૩૭–૪૧] સુમાલીનાં તીવ્ર બાણોના વરસાદથી તથા દારુણ શૂલ અને પ્રાસથી માર ખાતા દેવો તેની સામે ટકી શકયા નહિ.[૪૨]

આ પ્રમાણે સુમાલીએ દેવોને નસાડયા ત્યારે ક્રોધ પામેલો આઠમો વસુ સાવિત્ર તેની સામે આવ્યો.[૪૩] મહાતેજસ્વી અને પરાક્રમી તે વસુએ પોતાના રથ અને સેના સહિત માર ખાતા તે સુમાલી રાક્ષસને યુદ્ધમાં રોકી રાખ્યો. યુદ્ધમાંથી પાછા નહિ હઠનારા રાક્ષસશ્રેષ્ઠ સુમાલી અને આઠમા વસુ સાવિત્રનું રુવાંટાં ઊભાં કરે એવું મહાન યુદ્ધ થવા લાગ્યુ.[૪૪,૪૫] મહાત્મા વસુએ પુષ્કળ બાણોથી સુમાલીના પન્નગ રથને તોડી નાખી ભોંયભેગો કર્યો.[૪૬] સેંકડો બાણોથી સુમાલીના રથનો નાશ કરી પછી તેના વધ માટે મહાત્મા સાવિત્ર વસુએ કાળદંડ સરખી મોટી ગદા તેના માથા ઉપર ફેંકી, ત્યારે પર્વત ઉપર ઇદ્રે ફેંકેલા મહાન વજ્ર સરખી ગર્જના કરતી ઉલ્કા સમાન મહાતેજસ્વી ગદા એકાએક સુમાલીના માથા ઉપર જઈ પડી. જેવી તે ગદા પડી કે સુમાલીના અંગના ચૂરેચૂરા થઈ ગયા અને તેનું માથું, હાડકું કે માંસ એમાંનું કાંઈ પણ દેખાયું નહિ. યુદ્ધમાં હણાયેલા સુમાલીને તે ગદાએ ભસ્મ કરી નાખ્યો.[૪૭–૫૦] રાક્ષસશ્રેષ્ઠ સુમાલીને યુદ્ધભૂમિમાં હણાયેલો જોઈ ને તેની આસપાસના સર્વ રાક્ષસો બૂમો પાડતા નાસવા લાગ્યા અને તે નાસતા રાક્ષસો સાવિત્ર વસુની સામે યુદ્ધમાં ટકી શકયા નહિ.[૫૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૨૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૮મો

### ઈંદ્રલોકમાં ઘમસાણ–ભયાનક યુદ્ધ

सुमालिनं हतं दृष्ट्वा वसुना भस्मसात्कृतम् ।
स्वसैन्यं विद्रुतं चापि लक्षयित्वार्दितं सुरैः ॥ १ ॥

સાવિત્ર વસુએ સુમાલીને હણી ભસ્મસાત્ કર્યો, એ જોઈ ને તેમ જ દેવતાઓથી પીડાઈને પોતાના સૈન્યને નાસતું જોઈને રાવણનો બળવાન પુત્ર મેઘનાદ ક્રોધાતુર થયો અને સર્વ રાક્ષસોને પાછા વાળી યુદ્ધ માટે તત્પર થયો.[૧] અભેદ્ય અને ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા પોતાના મહાન રથમાં બેસીને અગ્નિ જેમ વનને બાળી મૂકતો હોય, તેમ મહારથી મેઘનાદ દેવસેનાની સામે દોડી ગયો. વિવિધ આયુધ ધારણ કરનારા મેઘનાદને ધસી આવતો જોઈ સર્વ દેવો ચારે બાજુ નાસવા લાગ્યા અને યુદ્ધ કરવાને ઇચ્છતા મહારથી મેઘનાદની સામે કોઈ પણ યોદ્ધો ઊભો રહ્યો નહિ; ત્યારે ત્રાસ પામેલા પોતાના યોદ્ધાઓને ઇદ્ર કહ્યું :[૨–૫]

‘હે દેવો! તમારે ભય પામવો યોગ્ય નથી..

યુદ્ધભૂમિ છોડીને તમારે પાછા હઠવુ ઘટિત નથી જુઓ, મારો આ અપરાજિત પુત્ર જયંત હવે મોખરે જાય છે" ઇંદ્રની આજ્ઞા મળતા તેનો જયંત નામનો પ્રખ્યાત પુત્ર અદ્ભુત રચનાવાળા રથમા બેસીને મોખરે આવ્યો[૭] ત્યારે પાછા ફરેલા સર્વ દેવો પણ આસપાસ વીટાઈ ને રાવણના પુત્રની સામે લડવા લાગ્યા અને રાક્ષસોને હણવા લાગ્યા[૮] એ સમયે રાવણપુત્ર મેઘનાદ તથા ઇંદ્રપુત્ર જયંત વચ્ચે મહાભયંકર યુદ્ધ થવા લાગ્યુ મેઘનાદે જયંતના સારથિ માતલપુત્ર ગોમુખ ઉપર સુવર્ણ ભૂષિત બાણોનો વરસાદ વરસાવ્યો, ત્યારે શચીપુત્ર જયંતે પણ ક્રોધાવિષ્ટ થઈ ઇંદ્રજિતના સારથિને ચારેકોરથી વીંધી નાખ્યો[૧૦,૧૧] પછી ક્રોધાવિષ્ટ થયેલા અને રક્તનેત્ર થયેલા બળવાન ઇંદ્રજિતે શક્રપુત્ર જયંતને બાણના વરસાદથી ઢાંકી દીધો અને ક્રોધ પામેલા તેણે સર્વ દેવસૈન્ય ઉપર પણ વિવિધ પ્રકારના તીક્ષ્ણ ધારવાળા હજારો શસ્ત્રાસ્ત્રો છોડી મૂકયા મહાબળવાન મેઘનાદે શતઘ્ની, મુશલ, પ્રાસ, ગદા, ખડગ અને ફરશી તેમજ પર્વતોના મોટા શિખરો દેવો ઉપર ફેંકવા માંડ્યા શત્રુસૈન્યને હણતા રાવણપુત્ર મેઘનાદે રચેલી માયાથી ચારે તરફ અંધારુ થઈ ગયુ, તેથી તે લોકના રહેનારી સર્વ પ્રજા અતિશય ગભરાઈ ગઈ અને ચારે તરફથી થતા પ્રહારો વડે પીડા પામતી સઘળી દેવસેના ગભરાઈ ઊઠી એ સમયે અંધકારને લીધે દેવો અને રાક્ષસો એકબીજાને ઓળખી પણ શકતા નહિ અને તેઓ ગભરાઈ ને ચોતરફ નાસવા લાગ્યા ગાઢ અંધકારમા પડેલા અને તેથી મૂઢ થઈ ગયેલા તેઓ—દેવો દેવોને અને રાક્ષસો રાક્ષસોને એકબીજાને હણવા લાગ્યા અને બીજા કેટલાક નાસી જવા લાગ્યા તે સમયે પરાક્રમી દૈત્યેંદ્ર વીર પુલોમા નામનો રાક્ષસ પોતાના દૌહિત્ર શચીપુત્ર જયંતને ઊંચકીને સાગરમા પેસી ગયો તે પુલોમા રાક્ષસ ઇંદ્રની સ્ત્રી શચીનો પિતા એટલે જયંતનો માતામહ થતો હતો જયંતને યુદ્ધભૂમિમાં ન જોવાથી સર્વ દેવો બહુ જ દુ ખી થઈ નાસવા લાગ્યા,[૧૨-૨૧] ત્યારે પોતાના સૈન્યથી વીંટાયેલો અને ક્રોધ પામેલો મેઘનાદ તેની પાછળ દોડ્યા અને મહાનાદ કરવા લાગ્યો[૨૨]

પોતાનો પુત્ર જયંત યુદ્ધભૂમિમા નથી એવુ જોઈને તેમ જ દેવોને નાસતા જોઈ ને દેવરાજ ઇંદ્રે માતલિને કહ્યુ કે, 'મારો રથ લાવ ' ત્યારે સારથિશ્રેષ્ઠ માતલિએ મહાવેગ વાળો અને મહાભયાનક દિવ્ય રથ તરત જ સજ્જ કર્યો અને મહારથી ઇંદ્રરાજ તેમા બેઠા[૨૩,૨૪] એ દિવ્ય રથની આગળ વાયુથી ગતિ પામેલા વિદ્યુતયુક્ત વાદળા મહા ગર્જના કરવા લાગ્યા[૨૫] એ પ્રમાણે દેવરાજ ઇંદ્ર યુદ્ધ કરવા નીકળ્યો, ત્યારે એકઠા થયેલા ગંધર્વો વિવિધ પ્રકારના વાદિત્રો વગાડવા લાગ્યા અને અપ્સરાઓ નાચવા લાગી એ સમયે રુદ્રો, વસુઓ, આદિત્યો, અશ્વિનીકુમારો અને મરુતો આદિ દેવો સહિત વિવિધ પ્રકારના આયુધો ધારણ કરીને ત્રિદશપતિ ઇંદ્ર રણભૂમિમા ગયો જ્યારે તે યુદ્ધભૂમિમા જતો હતો, ત્યારે તેને અપશુકન થવા લાગ્યા એ સમયે ખરાબ વા વાયા, સૂર્ય નિસ્તેજ થયો અને મહા ઉલ્કાપાત થયો[૨૬-૨૮]

બીજી બાજુ પ્રતાપી દશગ્રીવ વિશ્વકર્માએ બનાવેલા દિવ્ય રથમા બેઠો એ રથ રુવાટા ઊભા કરે તેવા મહાકાય સર્પોથી વીંટાયેલો હતો અને તે સર્પોના ઉચ્છ્વાસના પવનથી જાણે આખી યુદ્ધભૂમિમા અગ્નિ વરસતો હોય એમ જણાતુ હતુ દૈત્યો અને નિશાચરોથી રક્ષાયેલ એ દિવ્ય રથમા બેસીને મહાબળવાન રાવણ યુદ્ધભૂમિમા ઇંદ્રની સામે જવા લાગ્યો ત્યા જઈ તેણે પોતાના પુત્ર મેઘનાદને કહ્યુ 'હવે તુ થોડી વાર વિસામો લે અને મને યુદ્ધ કરવા દે ' ત્યારે મેઘનાદ યુદ્ધભૂમિમાથી બહાર આવી વિસામો ખાવા લાગ્યો એ સમયે દેવો અને રાક્ષસોનુ એવુ તુમુલ યુદ્ધ

થયુ કે તેમાં વાદળાંમાંથી વરસાદ વરસતો હોય તેમ બાણોનો વરસાદ વરસવા લાગ્યો. હે રાજન્! ઘણા વખત સુધી ઊંઘીને જાગેલો, વિવિધ જાતના આયુધોનો ઉપયોગ કરતો દુરાત્મા કુંભકર્ણ એવું યુદ્ધ કરતો હતો કે, 'હું કોની સાથે યુદ્ધ કરું છું' તેનું પણ તેને ભાન ન હતું.[૨૯–૩૪] ક્રોધ પામેલા કુંભકર્ણે દાંત, પગ, હાથ, શક્તિ, તોમર, મુદ્ગર વગેરે જે હાથ આવ્યું તે વડે દેવોને મારવા માંડ્યા.[૩૫] પછી તે રાક્ષસ મહાઘોર રુદ્રોની પાસે જઈ યુદ્ધ કરવા લાગ્યો, ત્યારે મહાપરાક્રમી રુદ્રોએ અનેક પ્રહારો વડે તેના શરીરને વીંધી નાખ્યુ.[૩૬] એ સમયે મરુતોએ પણ મહાન પરાક્રમ કરી વિવિધ પ્રકારનાં આયુધો વડે રાક્ષસસેનાને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી. તેમાંના કેટલાક મરણ પામેલા હતા, કેટલાક કપાઈ ગયેલા હતા, કેટલાક ભૂમિ ઉપર તરફડિયાં મારતા હતા. કેટલાક અશક્ત થવાથી વાહનમાં જ પડેલા હતા, કેટલાક રણભૂમિમાં પડેલા હતા.[૩૭,૩૮] કેટલાકો રથ, હાથી, ખર, ઊંટ, સર્પ, ઘોડા, શિશુમાર, વરાહ, પિશાચ-વદન વગેરેને પોતાના હાથોથી પકડીને ઊભા રહેલા હતા. એ પ્રમાણે દેવોનાં શસ્ત્રોથી છેદાયેલા હજારો રાક્ષસો ત્યાં પડેલા હતા. પૃથ્વી પર પડેલા એ સર્વ રાક્ષસો યુદ્ધભૂમિમાં જાણે કોઈ સિદ્ધે માયાથી ચિત્ર દોર્યું હોય તેવા દેખાવા લાગ્યા.[૩૯–૪૧] યુદ્ધભૂમિના મોખરા પર તો જાણે લોહીરૂપી જળવાળી નદી વહી રહી હતી અને મુડદાંના ઢગને લીધે બંધાયેલા તેના કાંઠા પર કાગડા અને ગીધ ફરતાં હતાં તથા તેમાં શસ્ત્રરૂપી મગરો આવી રહ્યા હતા.

એ સમયે પ્રતાપી દશગ્રીવ દેવોએ ભેગા-ભેગા કરેલા પોતાના સર્વ સૈન્યને જોઈને એકદમ કોપાયમાન થયો અને વૃદ્ધિ પામતા દેવોના સૈન્યસાગરમાં પેસી હજારો દેવોને હણતો ઇંદ્ર તરફ ધસી જવા લાગ્યો.[૪૨–૪૪] ત્યારે શક્રે મહાન ધનુષ્ય ચડાવીને અવાજ કર્યો અને તેથી દશે દિશા ગાજી ઊઠી. પછી ઇંદ્ર રાવણના માથા પર અગ્નિ અને આદિત્ય સરખાં તેજસ્વી બાણો ફેંકવા માંડ્યાં. ત્યારે મહાબાહુ દશગ્રીવ પણ પ્રચંડ ધનુષ્યનો ટંકારવ કરી ઇંદ્ર ઉપર બાણો ફેંકવા લાગ્યો.[૪૫–૪૭] તે બન્ને યુદ્ધ કરતા હતા, ત્યારે ચોતરફ બાણોનો વરસાદ વરસી રહ્યો હતો અને તેને લીધે ગાઢ અંધકાર ફેલાયો હતો, જેથી કાંઈ પણ જણાતું ન હતું.[૪૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૨૮ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૯ મો

### મેઘનાદનું પ્રચંડ પરાક્રમ-ઇંદ્રનો પરાજય

ततस्तमसि संजाते सर्वे ते देवराक्षसाः ।
अयुद्धयन्त बलोन्मत्ताः सूदयन्तः परस्परम् ॥१॥

એ ગાઢ અંધારામાં યુદ્ધોન્મત્ત થયેલા દેવો અને રાક્ષસો પરસ્પર ઘોર યુદ્ધ કરતા હતા અને એકબીજાનો નાશ કરતા હતા.[૧] દેવસૈન્યે રાક્ષસોના મહાન સૈન્યનો દશમો ભાગ રહેવા દીધો અને બાકીના બધાને યમદ્વારમાં મોકલી આપ્યા. આ ભયંકર યુદ્ધમાં ગાઢ અંધકારને લીધે દેવો અને રાક્ષસો એકબીજાને ઓળખી પણ શકતા ન હતા. માત્ર દેવરાજ ઇંદ્ર, રાક્ષસેંદ્ર રાવણ અને તેનો મહાબળવાન પુત્ર મેઘનાદ–એ ત્રણ જણ જ તે અંધારાની જાળમાં મોહ પામ્યા નહિ. પોતાના સર્વ સૈન્યનો નાશ થયેલો જોઈ મહાબળવાન રાવણ કોપાયમાન થયો અને તેણે ભયાનક ગર્જના કરી રથ હાંકનાર સારથિને કહ્યું: 'શત્રુસૈન્યનો જ્યાં સુધી અંત ન આવે, ત્યાં સુધી તું મને તે સૈન્યની વચ્ચે લઈ જા. આજે જ એ સર્વ દેવોને પરાક્રમ કરી તથા વિવિધ પ્રકારનાં અસ્ત્રશસ્ત્રનો વરસાદ વરસાવી હું યમસદનમાં મોકલીશ. હું ઇંદ્ર, કુબેર, વરુણ અને યમ આદિ સર્વ દેવોનો વધ કરીશ અને તરત એ સર્વની ઉપર મારું આધિપત્ય સ્થાપીશ. તું ભય પામ નહિ; તું મારા રથને શીઘ્ર લઈ જા. ફરીથી પણ હું તને કહું છું કે, એ સેનાનો અંત આવે ત્યાં સુધી તું મારા રથને લઈ જા. આ સેનાનો આરંભ જ્યાં આગળ આપણે

ઊભા છીએ, તે નંદનવનના પ્રદેશથી થાય છે, અને તેનો અંત જ્યાં ઉદયાચળ પર્વત છે ત્યાં છે. તું મને ત્યાં સુધી લઈ જા.'૨-૮ રાવણની આજ્ઞા થતા સારથિએ મનના વેગ સરખા ગતિવાળા ઘોડાઓને શત્રુસૈન્ય વચ્ચે મહાવેગથી દોડાવ્યા.૯

રાવણનો નિશ્ચય જાણી રથમા બેઠેલા દેવેશ્વર ઇન્દ્રે સર્વ દેવોને કહ્યુ 'હે દેવો! જે વાત મને ગમે છે તે તમે સાભળો તમે સર્વ મળીને દુરાત્મા દશગ્રીવને જીવતો જ પકડી લ્યો. જેમ પૂર્ણિમા અને અમાવાસ્યાની પર્વણીને દિવસે સમુદ્ર મોટા મોજા ઉછાળે છે, તેમ પવન સમાન ગતિવાળા રથ ઉપર બેસીને એ મહાબળવાન રાક્ષસ આ સૈન્ય વચ્ચેથી નીકળવા ઇચ્છે છે, પરતુ વરદાનથી નિર્ભય થયેલો તે આજે આપણાથી હણાવો અશક્ય છે, માટે તમે સર્વ એવો પ્રયત્ન કરો કે જેથી આપણે તેને જીવતો જ પકડી શકીએ.૧૦-૧૩ જેમ બલિને બાધી લેવાથી હુ ત્રિલોકનુ રાજ્ય ભોગવી શકું છુ, તેમ જ આ પાપીને પકડી લેવો મને ગમે છે.'૧૪

આ પ્રમાણે કહીને હે મહારાજ! ઇન્દ્ર રાવણને ત્યજીને બીજી બાજુએ યુદ્ધ કરવા ગયો ત્યા રણભૂમિમા રાક્ષસોને ત્રાસ આપતો તે યુદ્ધ કરવા લાગ્યો.૧૫ જેને કોઈ રીતે પાછો ન વાળી શકાય એવો દશગ્રીવ દેવસેનામા ઉત્તર તરફથી પેઠો, ત્યારે ઇન્દ્રે તેની પાછળ દક્ષિણ દિશામા થઈ રાક્ષસસેનામા પ્રવેશ કર્યો.૧૬ રાક્ષસાધિપ રાવણ દેવસેનામા એકસો યોજન પેસી ગયો અને બાણના વરસાદથી સર્વ દેવસેનાને ઢાકી દેવા લાગ્યો.૧૭ ઇન્દ્ર જ્યારે પોતાના સૈન્યને નાશ પામતુ જોયુ, ત્યારે તેણે સાવધાન ચિત્તથી પાછા વળીને દશાનનને રોક્યો.૧૮ એ સમયે દેવરાજ ઇન્દ્ર રાવણને ઘેરી લીધેલો જોઈ રાક્ષસોએ 'અરેરે! અમે મરી ગયા' એ પ્રમાણે ભયકર આર્તનાદ કર્યો. રાક્ષસોનો આર્તનાદ સાભળતા જ રાવણપુત્ર મેઘનાદ એકાએક કોપાયમાન થયો અને રથમાં બેસી દેવોની દારુણ સેનામાં પેઠો.૧૯,૨૦

મહાબળવાન મેઘનાદ પૂર્વે શંકરની પાસેથી મેળવેલી મહામાયા વિસ્તારીને એકાએક દેવસેનામા પેઠો અને સર્વેને નસાડી ઝડપથી તે દેવરાજ ઇન્દ્ર તરફ દોડી ગયો; છતા માયાને લીધે મહાતેજસ્વી મહેન્દ્રે તેને જોયો નહિ.૨૧,૨૨ વળી એ રાવણપુત્રે કવચ કાઢી નાખેલુ હતુ અને મહાપરાક્રમી દેવો તેના ઉપર પ્રહાર કરતા હતા; છતા તેને જરા પણ ભય ઉત્પન્ન થયો નહિ.૨૩ તેણે અનેક બાણોથી ઇન્દ્રના સારથિ માતલિને વીંધીને મહેન્દ્રને પીડા કરવા માડી.૨૪ ત્યારે ઇન્દ્ર રથ ત્યજીને ઘાયલ થયેલા માતલિને રજા આપી અને ઐરાવત હાથી ઉપર બેસી મેઘનાદને શોધવા લાગ્યો.૨૫ પરતુ તે તો માયાબળથી અદૃશ્ય રહીને લડતો હતો અને અતરિક્ષમા ગમે ત્યા ગતિ કરી શકતો હતો તેથી તેના જોવામા આવ્યો નહિ તેણે અદૃશ્ય રહી અનેક બાણો વડે મહેન્દ્રને થાકેલો જાણ્યો, એટલે એ જ માયાના આધારે એને બાધી લીધો અને પોતાના સૈન્ય તરફ જવા લાગ્યો.૨૬,૨૭ સર્વ દેવો મહેન્દ્રને આ મહાન રણભૂમિમાથી બળાત્કારે તેનાથી હરી જવાતો જોઈને 'આપણુ શુ થશે?' એમ ચિંતા કરવા લાગ્યા; છતા આસુરી માયાનો નાશ કરવાની વિદ્યાને જાણનારા ઇન્દ્રનુ પણ જેણે માયાબળથી હરણ કરેલુ છે એવો યુદ્ધવિજયી અને ઇન્દ્રને જીતનાર તે માયાવી રાવણપુત્ર મેઘનાદ કોઈની નજરે પણ પડ્યો નહિ.

આ સમયે સર્વ દેવોએ મહાકોપ કરી બાણવૃષ્ટિ વરસાવીને રાવણ સહિત સર્વ રાક્ષસોને રણમાથી વિમુખ કર્યા.૨૮-૩૦ શત્રુઓથી પીડાતો રાવણ જ્યારે યુદ્ધભૂમિમા આદિત્યો અને વસુઓની સાથે લડવાને અસમર્થ થયો, ત્યારે પિતાને યુદ્ધમા પ્રહારથી જર્જર થઈ ગયેલા અને અતિશય થાકી ગયેલા જોઈને અદૃશ્ય રહેલા મેઘનાદે કહ્યું ૩૧-૩૩ 'હે પિતાજી! ચાલો, લડાઈ બધ કરો. હવે આપણે ઘેર જઈએ તમે જાણીને રાજી થશો કે, આપણો જય થયો છે ત્રિલોકનો અને

દેવસેનાનો જે પ્રભુ છે, તે દેવરાજ મહેંદ્રને મે કેદ કરેલો છે અને તેથી સર્વ દેવોનો ગર્વ ઊતરી ગયો છે હવે તમે સ્વસ્થ થાઓ અને પોતાના તેજ વડે ત્રણે લોકને ઇચ્છા પ્રમાણે ભોગવો હવે વૃથા શ્રમ કરવાનુ પ્રયોજન નથી '૩૪,૩૫

મેઘનાદના આ વચનો સર્વ દેવતાઓએ પણ સાભળ્યા, ત્યારે તેઓ યુદ્ધકાર્યથી નિવૃત્ત થયા અને પોતપોતાને સ્થાને ગયા ૩૬ અત્યત બળવાન અને દેવશત્રુ રાક્ષસેદ્ર રાવણ પોતાના પુત્રના આવા પ્રિય વચન સાભળી રણમાથી પાછો વળ્યો અને બોલ્યો 'હે વત્સ ! અતુલ બળવાન દેવરાજ ઇદ્રને જીતીને તે આપણા રાક્ષસકુળને ખરેખર દીપાવ્યુ છે તારા સરખા પરાક્રમી પુત્રથી મારા કુળની જરૂર વૃદ્ધિ થશે હવે તું સેના સાથે ઇદ્રને રથ ઉપર બેસાડી આપણા નગર તરફ જા અને આનદ પામેલો હુ પણ મારા પ્રધાનોને લઈ ને ઉતાવળો ઉતાવળો તારી પાછળ જ આવુ છુ ' રાવણની આજ્ઞા થતા વીર્યવાન ઇદ્રજિત ઇદ્રને લઈ ને પોતાના વાહનો અને સેના સહિત લકામા ગયો અને યુદ્ધમા પરાક્રમ કરનારા સવ રાક્ષસોને પણ ઘેર જવાની રજા આપી ૩૭–૪૦

ઇતિ શ્રીવલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૨૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૦ મો

### રાવણ સમીપ બ્રહ્માનુ આગમન–ઈંદ્રનો છુટકારો–તેને મળેલા શાપનુ વૃત્તાંત

जिते महेन्द्रेऽतिबले रावणस्य सुतेन वै ।
प्रजापतिं पुरस्कृत्य ययुर्लङ्कां सुरास्तदा ॥ १ ॥

રાવણના પરાક્રમી પુત્ર મેઘનાદે અતિ બળવાન મહેંદ્રને જીતી તેને કેદ કર્યો, ત્યારે સર્વ દેવો બ્રહ્માને આગળ કરી લકામા ગયા ૧ ત્યા પુત્ર અને ભાઈઓની સાથે બેઠેલા રાવણની પાસે પહોચીને પિતામહે અતરિક્ષમા રહીને યુક્તિ પુર સર કહેવા માડ્યુ 'હે વત્સ રાવણ ! તારા પુત્રનુ પરાક્રમ જોઈ હુ પ્રસન્ન થયો છુ ખરેખર, તેનુ પરાક્રમ અદ્ભુત છે અહો ! તારો પુત્ર તારા જેવો જ બલકે તેથી પણ વિશેષ પરાક્રમી છે. હવે તે સર્વ ત્રિલોકને જીતેલુ છે અને તારી પ્રતિજ્ઞા સફળ કરી છે, તેથી હુ તારા પુત્ર સહિત તારા ઉપર પ્રસન્ન થયો છુ ૨–૪ હે રાવણ ! તારો આ અતિબળવાન અને પરાક્રમી પુત્ર મેઘનાદ હવે ઇદ્રજિત ' નામથી પ્રખ્યાત થશે ૫ હે રાજન્ ! જેની સહાયથી તે દેવોને વશ કરેલા છે અને ઇદ્રને જીત્યો છે, તે તારો આ પુત્ર મહાબળવાન અને દુર્જય યોદ્ધો થશે ૬ હે મહાબાહુ ! પવિત્ર શાસનવાળા મહેંદ્રને હવે તમે છોડી મૂકો અને તેના છુટકારાના બદલામા દેવો તમને શુ આપે તે પણ તમે જણાવો '૭

બ્રહ્માજીના વચન સાભળી યુદ્ધમા જય મેળવનાર મહાતેજસ્વી મેઘનાદે કહ્યુ 'હે દેવ ! જો મહેંદ્રને છોડાવવો હોય તો હુ તમારી પાસેથી અમરત્વ માગુ છુ. '૮ ત્યારે મહાતેજસ્વી પ્રજાપતિએ કહ્યુ 'આ આખી સૃષ્ટિમા કોઈ પણ પક્ષીઓ, પશુઓ કે મહાતેજસ્વી પ્રાણીઓને અમરત્વ નથી ' પિતામહના નિશ્ચિત વચનો સાભળી મહાબળવાન મેઘનાદે કહ્યુ 'ઠીક છે, ઇદ્રને છૂટો કરવા માટે મને જે સિદ્ધિઓની જરૂર છે, તે સાભળો શત્રુ ઉપર જય મેળવવા ઇચ્છતો હુ હમેશા હુતદ્રવ્ય અને મત્રોથી મારા ઇષ્ટ અગ્નિને પૂજીને યુદ્ધમા જવા તયાર થાઉ ત્યારે અગ્નિમાથી મારા માટે અશ્વ જોડેલો રથ બહાર નીકળે અને તે રથ ઉપર હુ જ્યા સુધી હોઉ, ત્યા સુધી હુ અમર રહુ, એ મારી નિશ્ચિત માગણી છે, છતા હે દેવ ! જો તે યજ્ઞ અપૂર્ણ રહે ને હુ સગ્રામ કરવા જાઉ, તો ભલે મારો વિનાશ થાય ૯–૧૪ હે દેવ ! સર્વ પુરુષો તપ કરીને અમરતા પ્રાપ્ત કરે છે ત્યારે હુ તો પરાક્રમ કરીને અમરત્વ મેળવુ છુ '૧૫ ત્યારે પિતામહે કહ્યુ 'ભલે, એ પ્રમાણે થાઓ ' પછી ઇદ્રજિતે ઇંદ્રને છોડી મૂક્યો, એટલે દેવો સ્વર્ગમા ગયા ૧૬

હે રામ ! આ રીતે દેવત્વને દૂષણ લાગવાથી મહેદ્ર ઘણો જ દીન થઈ ચિતાગ્રસ્ત થઈ ગયો,

ત્યારે પિતામહે કહ્યું : 'હે ઇંદ્ર! હવે તું શોક શા માટે કરે છે? પૂર્વે દુષ્કૃત્ય કર્યું ત્યારે તેં કેમ વિચાર ન કર્યો?[૧૭,૧૮] હે અમરેંદ્ર! મેં સર્વ પ્રકારે સરખા વર્ણવાળી, સરખા રૂપવાળી અને સરખી વાણીવાળી પ્રજા સરજી હતી.[૧૯] તેઓના ગુણ કે સ્વરૂપમાં કાંઈ ન્યૂનાધિક ન હતું. પછી એકાગ્ર મન કરી મેં પ્રજા સંબંધી વિચાર કરવા માંડ્યા.[૨૦] અને તેઓમાં વિશેષતા કરવા માટે એક સ્ત્રીને નિર્માણ કરી. તે પ્રજાઓમાં જે જે અંગો સુંદર હતાં, તે સર્વ તેનાં અંગો ઘડવામા વાપર્યાં હતાં. પછી અતિ રૂપવતી અને મહાગુણવતી અહલ્યા નામની સ્ત્રી ઉત્પન્ન કરી. તેમાં 'હલ' શબ્દનો અર્થ વિરૂપતા થાય છે. વિરૂપતાથી જે નિંદા જન્મે છે તેને હલ્ય કહે છે, જેનામા હલ્ય એટલે નિંદાત્મક વિરૂપતા નથી તેવી સ્ત્રીને અહલ્યા કહે છે; તેથી મેં તે અનિંદિત રૂપવાળી સ્ત્રીનુ નામ અહલ્યા પાડ્યું. હે દેવેંદ્ર! હે સુરશ્રેષ્ઠ! આ નારીની ઉત્પત્તિ થતાં જ મને ચિંતા થઈ કે એ કોની પત્ની થશે. હે ઇંદ્ર! તું દેવેશ હોવાના કારણને લીધે તારા મનમાં એમ માનતો હતો કે આ મારી સ્ત્રી થશે; પણ મેં તો તેને મહાત્મા ગૌતમને સોંપી. અંતે બહુ વરસ સુધી થાપણ તરીકે રાખેલી એ સ્ત્રીને તે મહાત્મા મને પાછી સોંપવા આવ્યા, ત્યારે મહર્ષિનું જિતેંદ્રિયત્વ જોઈને અને તપની સિદ્ધિ જોઈને મેં તે અહલ્યાને તેમની સાથે જ પરણાવી.[૨૧-૨૭] પછી તે ધર્માત્મા મહર્ષિ તેની સાથે આનંદ કરવા લાગ્યા. અહલ્યાને ગૌતમ સાથે પરણેલી જોઈ દેવો નિરાશ થયા. પછી કામાંધ થયેલા અને ક્રોધ પામેલા તે એ મુનિના આશ્રમે જઈને સળગતા અગ્નિની જ્યોત સરખી એ સ્ત્રીને કામવાસનાથી જોઈ અને હે શક્ર! કામથી પીડાતા અને અહંકારવાળા તેં એ સ્ત્રીનું સતીત્વ નષ્ટ કર્યું. એ સમયે મહર્ષિ ગૌતમે તને જોયો અને ક્રોધ પામેલા તે પરમ તેજસ્વીએ તને શાપ આપ્યો : 'હે દેવેંદ્ર! તું મારી જે દશા છે, તેથી વિપરીત દશાને પામીશ. હે વાસવ! તેં મારી સ્ત્રી ઉપર નિઃશંકપણે બળાત્કાર કર્યો છે, માટે તું યુદ્ધમાં શત્રુના હાથે પકડાઈ જઈશ.[૨૮-૩૨] હે દુર્બુદ્ધિ! તેં અહીં જે ભાવ પ્રવર્તાવ્યો છે તે મનુષ્યલોકમાં પણ ચાલશે, એમાં જરા પણ સંશય નથી.[૩૩] તે કર્મનું અર્ધું પાપ તેના કર્તાને અને અર્ધું તને લાગશે અને આ પાપને લીધે તારું પદ પણ નિશ્ચળ રહેશે નહિ; તેમ જ જે જે સુરેંદ્રો થશે તે સર્વ પણ નિશ્ચળ નહિ રહે.'[૩૪,૩૫]

તને આ પ્રમાણે શાપ આપ્યા પછી કોપાયમાન થયેલા મહર્ષિ ગૌતમે અહલ્યાને ઘણી રીતે ઠપકો આપી કહ્યું : 'હે દુર્વિનીતે! તું મારા આશ્રમથી દૂર થા અને તારું સૌંદર્ય નાશ પામો. તને મળેલાં રૂપ-ગુણ-યૌવનને લીધે તું મદમત્ત થઈ ગઈ અને ચિત્તને વશ રાખી શકી નહિ; માટે હવે આ લોકમ. અનેક રૂપવતી સ્ત્રીઓ થશે અને તારું રૂપ-સૌંદર્ય સર્વ પ્રજામાં વહેંચાઈ જશે, એમાં જરા પણ શક નથી; કારણ કે એ રૂપ તારા એકની પાસે હોવાથી સર્વને મોહ ઉપજાવતું હતું.' હે રામ! ગૌતમના આ શાપ પછીથી સર્વ પ્રજા રૂપવતી થવા માંડી. પછી અહલ્યાએ મહર્ષિ ગૌતમને આજીજી કરતાં કહ્યું : 'હે વિપ્ર! તમારા સરખું જ રૂપ ધારણ કરી ઇંદ્ર મને છેતરીને મારા પતિવ્રતનો ભંગ કરેલો છે. મેં મારી કામેચ્છાથી એ કર્મ કર્યું નથી; માટે હે વિપ્રર્ષિ! તમે મારા ઉપર કૃપા કરવા યોગ્ય છો.' ત્યારે ગૌતમે કહ્યું : 'હે ભદ્રે! મહાબાહુ વિષ્ણુ નરદેહ ધારણ કરીને ઇક્ષ્વાકુ વંશમા મહારથી રામ નામે પ્રકટ થશે અને તે વિશ્વામિત્રનું કાર્ય સિદ્ધ કરવા માટે વનમા નીકળશે. એ સમયે તું તેમનાં દર્શન કરજે એટલે પવિત્ર થઈશ; કારણ કે તેં જે દુષ્કૃત્ય કરેલું છે, તેમાંથી પાવન કરવાને એમના સિવાય બીજો કોઈ શક્તિમાન નથી.[૩૬-૪૧] હે ભદ્રે! મહાત્મા રામચંદ્રનું દર્શન અને આતિથ્ય કરીને પવિત્ર થયા પછી તું મારી પાસે આવીશ, ત્યારે હું તારો સ્વીકાર કરીશ.' એ પ્રમાણે કહ્યા

પછી મહર્ષિ ગૌતમ આશ્રમમા ગયા અને એ બ્રહ્મવાદી મુનિની સ્ત્રી અહલ્યાએ મહાન તપનો આરભ કર્યો

'હે ઇદ્ર! તે મુનિના શાપને લીધે જ આ બધુ થયુ છે હે મહાબાહુ! તે જે દુષ્કૃત્ય કરેલુ છે તે તુ સાભળ હે વાસવ! તારા દુષ્કર્મને લીધે જ તુ શત્રુના હાથે કેદ પકડાયો છે, બીજુ કઈ કારણ નથી હવે તુ સાવધાન થઈને તરત વૈષ્ણવ યજ્ઞ કર તે યજ્ઞથી પવિત્ર થયેલો તુ દેવલોકમા જઈ શકીશ હે દેવેદ્ર! તારો પુત્ર જયત પણ યુદ્ધમા હણાયેલો નથી તેને તેનો માતામહ પુલોમા પોતાની પાસે પાતાળમા લઈ ગયો છે' બ્રહ્માનુ કહેલુ માન્ય કરી મહેદ્ર વૈષ્ણવ યજ્ઞ કર્યો અને પછી સ્વર્ગમા જઈ દેવરાજ થઈને રાજ્ય કરવા લાગ્યો હે રામ! ઇદ્રજિતના પરાક્રમનુ સર્વ વૃત્તાત મે તમને કહ્યુ તેણે ઇદ્રને જીત્યો, તો પછી બીજા પ્રાણીની તો વાત જ શી કરવી?'

રામ, લક્ષ્મણ વાનરો તથા રાક્ષસાદિ સર્વ અગસ્ત્યના આ વચનો સાભળી આશ્ચર્ય પામ્યા પછી રામની બાજુમા જ બેઠેલા વિભીષણે કહ્યુ 'પૂર્વકાળમા જે જે બન્યુ છે, તે સર્વ સાભળીને મને આજ આશ્ચર્ય સાથે એ બધુ સાભરી આવે છે' પછી રામચદ્રજીએ કહ્યુ 'હે મહામુનિ! તમે જે કહ્યુ તે સત્ય જ છે, કેમ કે વિભીષણની પાસેથી પણ મે એ મુજબ સાભળ્યુ હતુ' ત્યારે અગસ્ત્ય મુનિ બોલ્યા કે, 'જેણે પુત્રને સાથે રાખી સગ્રામમા સુરેશ્વર શક્રને જીત્યો હતો, તે લોકકટક રાવણ આ પ્રમાણે ઉત્પન્ન થયો હતો' ૪૨-૫૧

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૩૦મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩૧મો

## નર્મદાતટે રાવણે કરેલુ શિવપૂજન

ततो रामो महातेजा विस्मयात्पुनरेव हि।
उवाच प्रणतो वाक्यमगस्त्यमृषिसत्तमम् ॥ १ ॥

વિસ્મય પમાડે તેવુ રાવણ આદિનુ વૃત્તાત સાભળી મહાત્મા શ્રીરામચદ્રજીએ પ્રણામપૂર્વક મુનિશ્રેષ્ઠ અગસ્ત્યને પૂછ્યુ હે ભગવન! હે દ્વિજોત્તમ! જ્યારે ક્રૂર સ્વભાવવાળો રાવણ પૃથ્વી પર વિચરતો હતો, ત્યારે શુ આ મૃત્યુલોક વીરશૂન્ય હતો? આ મૃત્યુલોકમા રાક્ષસેશ્વર રાવણને કોઈની પણ સાથે લડવુ ન પડ્યુ, તો શુ એ સમયે કોઈ વીર ક્ષત્રિય રાજા ન હતા? શુ તે વખતે સર્વ રાજાઓ હતવીર્ય હતા અથવા દિવ્ય અસ્ત્ર વિનાના હતા કે જેથી તે સર્વ રાજાઓને રાવણે જીત્યા હતા?' ૧-૪

રામના પ્રશ્નો સાભળી ભગવાન અગસ્ત્ય મુનિએ બ્રહ્મા જેમ ઇદ્રને કહે તેમ હસતા હસતા કહ્યુ ૫ 'હે રાજશ્રેષ્ઠ રામ! હે પૃથ્વીપતિ! સર્વ પ્રાણીઓને પીડા કરતો રાવણ પૃથ્વીમા ફરતો હતો તે વખતે તેને પરાજિત કરનારા રાજાઓ પણ હતા, તે સાભળો! એક સમયે જેની પડોશમા સદા અગ્નિ રહે છે એવી અમરાપુરીના સરખી તેજસ્વી માહિષ્મતી નામની નગરીમા તે ગયો. તે નગરીનો રાજા પણ તેના જેવો જ હતો તેનુ નામ અર્જુન હતુ અગ્નિની કૃપા વડે તે અગ્નિ જેવો હતો અને શત્રુઓનો સત્કાર કરવા તેની આસપાસ બાણોથી ભરેલા કુડમા અગ્નિ સર્વદા પ્રજ્વલિત રહેતો હતો હૈહય દેશનો મહાબળવાન રાજા અર્જુન એક દિવસ પોતાની સ્ત્રીઓ સાથે નર્મદામા ક્રીડા કરવા ગયો હતો તે જ દિવસે રાવણ એના નગરમા આવ્યો અને તેના અમાત્યોને પૂછવા લાગ્યો 'નરનાથ અર્જુન ક્યા છે? તમે શીઘ્ર તેને જઈને કહો કે, યુદ્ધને ઇચ્છનારો રાવણ અહીં આવેલો છે તમે સીધી પહેલા મારા આગમનના સમાચાર તેને જણાવો' ત્યારે અર્જુન

ના પ્રધાનોએ વિચાર કરી ઉત્તર આપ્યો: 'રાજા અત્યારે નગરમાં નથી.' ૭–૧૨

અર્જુન નગરમાં નથી એ સમાચાર જાણી રાક્ષસેંદ્ર રાવણ હિમાલય સરખા વિંધ્યાચળમાં આવ્યો. વાદળું જેમ આકાશમાં ઊંચે ઊંચે જાય છે, તેમ તે પર્વત પૃથ્વી ઉપરથી ઊંચે ઊંચે જતો હતો. જેની ગુફાઓમાં સિંહો ગર્જના કરી રહેલા છે, જેને આકાશમાં ચિતરામણ કાઢયું હોય એવાં હજારો શિખરો છે, એવા વિંધ્યાચળને તે રાવણે જોયો. તે પર્વતોમાં ઝરણાંમાંથી પડતા શીતળ જળનો અવાજ જાણે અટ્ટહાસ્ય કરતો હોય એવું જણાતું હતું અને દેવ, દાનવ, ગંધર્વ અને કિન્નરો પોતાની સ્ત્રીઓ સાથે તેમ જ અપ્સરાઓ સાથે ત્યાં ક્રીડા કરી રહ્યા હતા; તેથી તે સ્થાન સ્વર્ગ સરખું સુશોભિત દેખાતું હતું. વળી સ્ફટિક જેવા નિર્મળ જળવાળી નદીઓ ત્યાં વહી રહી હતી.૧૩–૧૭ હિમાલય સમાન ઊંચો અને અનેક રમણીય ગુફાઓવાળો એ પર્વત નદીઓના વહેવાથી લબકારા મારતી જીભોવાળો જાણે સાક્ષાત્ શેષનાગ જ હોય તેવો દેખાતો હતો. આ વિંધ્યપર્વતને જોતો જોતો રાવણ પ્રચંડ જળપ્રવાહથી જેમાં પથ્થરો પણ તણાતા હતા તેવી પશ્ચિમસાગરને મળવા જનારી નર્મદા નદીના તટે આવી પહોંચ્યો.

ઉનાળાના તાપમાં તપેલાં અને તરસ્યાં થયેલાં મહિષો, મૃગો, સિંહો, વાઘો, રીંછો અને ઉત્તમ ગજો નર્મદાના પવિત્ર પાણીમાં ખેલી રહ્યા હતા. ચકવાક, કારંડવ, હંસ, જળકૂકડા અને સારસ આદિ પક્ષીઓ મત્ત થઈને તે નદીના કિનારા ઉપર કોલાહલ કરી રહ્યાં હતાં. પુષ્પિત થયેલાં વૃક્ષો સમાન કુંડળવાળી, ચકવાકના યુગલ સમાન સ્તનવાળી, વિસ્તીર્ણ કિનારારૂપ શ્રોણીપ્રદેશવાળી, કિનારા પરના હંસોની હારરૂપ મેખલાવાળી, પુષ્પરજના સરખા અંગરાગવાળી, જળના ફીણ સમાન નિર્મળ વસ્ત્રવાળી, જળસ્નાન વખતે સુંદર સ્પર્શસુખ આપનારી, ખીલેલાં કમળો સરખાં સુંદર નેત્રોવાળી, શ્રેષ્ઠ અને પૂજ્ય સ્ત્રી જેવી નર્મદા નદીમાં રાવણ પુષ્પક વિમાનમાંથી ઊતરી એકદમ નાહવા પડયો. સારી રીતે નાહ્યા પછી પોતાના સચિવો સહિત જેના કિનારા ઉપર અનેક મુનિઓ વસેલા છે, એવી નર્મદા નદીના રમ્ય કિનારા ઉપર રાવણ બેઠો. દશાનન રાવણે 'અરે! આ તો જાણે ગંગા જ છે' એ પ્રમાણે નર્મદાની પ્રશંસા કરી અને તેનાં દર્શનથી તેને હર્ષ થયો.૧૮–૨૬

પછી લીલાપૂર્વક હસીને રાવણે શુક, સારણાદિ પ્રધાનોને કહ્યું: 'જુઓ, આ હજાર કિરણોવાળો સૂર્ય ખરેખર મધ્યાહ્નને છે; છતાં તીક્ષ્ણ તાપ આપનારો તે હું અહીં બેઠેલો છું એમ જાણીને ચંદ્ર જેવો શીતળ થઈ ગયો છે. વળી મારા ભયને લીધે પવન પણ નર્મદાના પાણીથી શીતળ થઈ શ્રમહર્તા અને સુગંધીવાળો થઈને સારી રીતે વાયા કરે છે.૨૭–૨૯ જુઓ તો ખરા, આ મગર, મત્સ્ય અને તરંગવાળી નદીઓમા શ્રેષ્ઠ નર્મદા પણ ભયભીત થયેલી સ્ત્રીની પેઠે સ્થિર રહી મને શાંતિ આપી રહેલી છે.૩૦ હે વીર રાક્ષસો! તમે ઇંદ્ર સમાન બળવાળા રાજાઓ સાથે લડીને ઘાયલ થયેલા છો અને ચંદનરસ જેવા લોહીથી ખરડાયેલા છો, તો સાર્વભૌમ આદિ મત્ત મહાગજો જેમ ગંગામાં સ્નાન કરે, તેમ આ સુંદર સુખ આપનારી નર્મદા નદીમાં સ્નાન કરો.૩૧,૩૨ આ મહાનદીમા સ્નાન કરવાથી તમે પણ પાપમુક્ત થશો અને હું પણ અત્યારે શરદઋતુના ચંદ્ર સરખી કાંતિવાળા આ કિનારા ઉપર પુષ્પહાર આદિથી શંકરનું પૂજન કરીશ.'૩૩

રાવણની આજ્ઞા થતાં પ્રહસ્ત, શુક, સારણ, મહોદર અને ધૂમ્રાક્ષ આદિ તેના પ્રધાનો નર્મદામાં નાહવા પડયા. મહાગજ જેવા મદમત્ત રાવણના તે પ્રધાનોએ નર્મદા નદીને ખળભળાવી મૂકી.૩૪,૩૫ વામન, અંજન અને પદ્મ આદિ દિગ્ગજો જેમ ગંગાને ચલાયમાન

કરે, તે જ પ્રમાણે આ મહાબળવાન રાક્ષસો નર્મદામા નાહીને બહાર નીકળ્યા અને પુષ્પો વીણવા લાગ્યા. થોડી જ વારમા તે રાક્ષસોએ ધોળા વાદળા સરખી કાંતિવાળો નર્મદા નદીના કિનારા ઉપર ફૂલોનો મોટો પર્વત બનાવી દીધો. જ્યારે ફૂલો વીણાઈ રહ્યા, ત્યારે રાક્ષસેશ્વર રાવણ ગંગામા જેમ મહાગજ નાહવા ઊતરે, તેમ પાછો નાહવા પડચો. નાહી લીધા પછી વિધિ પ્રમાણે અત્યુત્તમ મંત્રનો જાપ જપીને નર્મદાના પાણીમાથી તે બહાર નીકળ્યો અને ભીનુ વસ્ત્ર તજીને એક સુંદર શ્વેત વસ્ત્ર ધારણ કર્યું.[૩૬-૪૦] પછી રાવણ હાથ જોડી પુણ્યસ્થળો તરફ જવા લાગ્યો, ત્યારે ગતિમા આવેલા સાક્ષાત્ પર્વતોના જેવા સર્વ રાક્ષસો તેની પાછળ જવા લાગ્યા.[૪૧] જ્યા જ્યા રાક્ષસેશ્વર રાવણ જતો હતો, ત્યાં ત્યાં તેનુ સુવર્ણમય શિવલિંગ પણ લઈ જવાતું હતું. રાવણે રેતીની વેદીની વચ્ચે તે લિંગનુ સ્થાપન કરીને અમૃત સમાન સુગંધીદાર ગંધ અને ફૂલથી તેનુ પૂજન કર્યું. સજ્જનોના ક્લેશનો નાશ કરનાર, પરમશ્રેષ્ઠ વરદાન આપનારા, ચંદ્રકિરણરૂપી આભૂષણવાળા શંકરની યથાવિધિ પૂજા કર્યા પછી મહાબળવાન રાવણ તેમની સમીપ નાચ અને ગાન કરવા લાગ્યો.[૪૨-૪૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૩૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૨ મો

રાવણનો ઉત્પાત-માહિષ્મતી નગરીના રાજા અર્જુન સાથે યુદ્ધ-રાવણનું કેદ પકડાવુ

नर्मदापुलिने यत्र राक्षसेन्द्र स दारुण ।
पुष्पोपहारं कुरुते तस्माद्देशाददूरत. ॥ १ ॥

રાક્ષસેંદ્ર રાવણ નર્મદા નદીના કિનારા ઉપર શિવપૂજન કરી રહ્યો હતો, ત્યાંથી નજીકમા જ માહિષ્મતીનો બળવાન રાજા અર્જુન પોતાની સ્ત્રીઓ સાથે નર્મદાના જળમા ક્રીડા કરતો હતો. હજાર હાથણીઓની વચ્ચે આવેલા હાથીની પેઠે અર્જુન રાજા પોતાની સ્ત્રીઓની વચ્ચે એ સમયે મહાલતો હતો ક્રીડા કરતાં કરતાં તેને પોતાના હજાર બાહુનુ ઉત્તમ બળ અજમાવવાની ઇચ્છા થઈ. તેણે પોતાના હાથો ઘણા પહોળા કરી નર્મદાના પ્રવાહને રોકવાની ચેષ્ટા કરી, ત્યારે અર્જુનના હાથથી રોકાયેલુ નર્મદાનુ નિર્મળ જળ કિનારા પરથી છલકાઈ જવા લાગ્યુ અને તેનો પ્રવાહ પાછો વળવા લાગ્યો.[૧-૫] કિનારે ઊભરાયેલા જળમા મત્સ્ય અને મગર ફરવા લાગ્યા, તેમ જ ફળ અને દર્ભાસનો તણાવા લાગ્યા પાછો વળેલો એ પ્રવાહ વર્ષાઋતુના પ્રવાહ જેવો થઈ ગયો.[૬] અર્જુને રોકવાથી ઊભરાયેલો જળપ્રવાહ રાવણે ચડાવેલા શિવપૂજનના ફૂલોના ઢગલાને તાણી ગયો, ત્યારે મહાબળવાન રાવણ ક્રોધે ભરાયો અને પૂજા અધૂરી હતી તે પૂરી કર્યા વિના જ પ્રતિકૂળ થયેલી સ્ત્રીની માફક નર્મદા તરફ જોવા લાગ્યો.[૭,૮] તેણે સાગરની ભરતી સરખો વધતો જતો પાણીનો પ્રવાહ પશ્ચિમ દિશામાથી પૂર્વ દિશામા વહેતો જોયો નિર્વિકાર સ્ત્રીના સરખી નર્મદા નદી અત્યંત સ્થિર ભાવથી શોભતી હતી, તેથી ત્યા આવેલા પક્ષીઓ પણ ભય પામ્યા વિનાના હતા.[૯,૧૦] એ સમયે રાવણે મોઢેથી બોલ્યા સિવાય જમણા હાથની આંગળીથી પાણીના આ વેગનુ કારણ શોધવાનો પોતાના પ્રધાન શુક-સારણને સંકેત કર્યો, ત્યારે એ બન્ન ભાઈઓએ આકાશમા ચડી પશ્ચિમ તરફ ચાલવા માંડ્યુ[૧૧,૧૨]

અર્ધો યોજન ગયા નહિ હોય, એટલામા તો તે રાક્ષસોએ સ્ત્રીઓની સાથે ક્રીડા કરતા અર્જુનને જોયો[૧૩] મહાન સાલવૃક્ષ જેવો ઊંચો, નાહવાથી વીખરાયેલા વાળવાળો, મદથી જેની આંખોના છેડા લાલ થયેલા છે એવો, તેમ જ મદવ્યાકુળ ચિત્તવાળો. અરિનુ મર્દન કરનારો, હજારો પગથી મેરુપર્વત જેમ મેદિનીને રોકી રહે છે, તેમ હજાર હાથોથી નદીના પ્રવાહને રોકી રાખનારો, હાથણીઓની વચ્ચે ઘૂમતા મદમત્ત થયેલા હાથીની સમાન હજારો શ્રેષ્ઠ યુવાન સ્ત્રી-

ઓથી ઘેરાયેલો મહાબળવાન અર્જુન તેમના જોવામા આવ્યો તે જોઈને તેઓ પાછા વળ્યા અને રાવણની પાસે આવી કહેવા લાગ્યા ' 'હે રાક્ષસેશ્વર ! મોટા સાલવૃક્ષ જેવો કોઈ અદ્ભુત પુરુષ, કિનારો જેમ પ્રવાહને રોકી રાખે છે, તેમ નર્મદા નદીના જળને રોકી રાખીને સ્ત્રીઓ સાથે ક્રીડા કરે છે૧૪-૧૮ તેણે પોતાના હજાર હાથ વડે નદીના જળને રોકી રાખ્યુ છે, તેથી સાગરમા ભરતી ચડે તેમ આ પાણી પાછું વળી ઊછળી રહ્યુ છે ' શુક-સારણના વચન સાભળી 'એ અર્જુન હશે' એમ ધારી યુદ્ધ કરવાની લાલસાવાળો રાવણ એકદમ તેના તરફ ગયો ૧૯,૨૦

જ્યારે રાક્ષસાધિપ રાવણ રાજા અર્જુન તરફ જવા નીકળ્યો ત્યારે ધૂળ સહિત ગર્જના કરતો ભયકર વાયુ વાવા લાગ્યો અને વાદળા માથી એકાએક ગર્જના સહિત લોહીનો વરસાદ વરસ્યો, છતા તેને નહિ ગણકારતા રાક્ષસેન્દ્ર રાવણ પોતાના મહોદર, મહાપાર્શ્વ, ધૂમ્રાક્ષ, શુક અને સારણાદિ પ્રધાનો સહિત જ્યા અર્જુન હતો ત્યા ધસી ગયો ૨૧-૨૨ ત્યા જતા કાજળના જેવી કાળી કાતિવાળા રાક્ષસેન્દ્ર રાવણે નર્મદાના એક ભયકર ધરામા હાથણીઓથી વીટાયેલા હાથીની માફક સ્ત્રીઓથી વીટળાયેલા નરેન્દ્ર અર્જુનને ક્રીડા કરતો જોયો રોપથી લાલ થયેલી આખોવાળા અને ગર્વોન્મત્ત થયેલા રાક્ષસેન્દ્ર રાવણે ગભીર વાણીથી અર્જુનના અમાત્યોને કહ્યુ 'હે અમાત્યો ! હૈહય દેશના રાજાને તમે તુરત જણાવો કે રાક્ષસેન્દ્ર રાવણ તમારી સાથે યુદ્ધ કરવા અહી આવેલ છે '

રાવણના વચનો સાભળી અર્જુનના મત્રીઓ આયુધો ગ્રહણ કરી સાવધ થયા અને બોલ્યા 'હે રાવણ ! ઠીક છે, તે યુદ્ધ કરવાનો સમય તો સારો શોધી કાઢ્યો છે અમારા રાજા જ્યારે મદ્યપાનથી મત્ત થઈ સ્ત્રીઓ સાથે વિહાર કરી રહ્યા છે, ત્યારે તું યુદ્ધ ઇચ્છે છે એ ઘટિત નથી ૨૪-૨૯ હે રાવણ ! યુદ્ધ કરવાની ઇચ્છા હોય તો, આજની રાત્રિ અહી રહી આવતી કાલે તુ તેમની સાથે યુદ્ધ કરજે,૩૦ છતા જો તને યુદ્ધની ઉતાવળ હોય, તો તું પ્રથમ અમને હણ અને પછી જ તેમની સાથે યુદ્ધ કરવાની વાત કર '

આવુ સાભળતા જ રાવણના પ્રધાનોએ તે અમાત્યોને યુદ્ધમા મારી નાખ્યા અને બહુ જ ભૂખ્યા હોવાથી તેઓને ખાઈ ગયા આ સમયે રાવણના મત્રીઓનો તેમ જ અર્જુનના અનુચરોનો મોટો કોલાહલ નર્મદાતટે થઈ રહ્યો. બાણ, તોમર, પ્રાસ, શૂલ, વજ્ર, કર્ષણ આદિ આયુધોથી રાવણના તથા અમાત્યોને પીડા કરતા અર્જુન રાજાના અનેક યોદ્ધાઓ ચોતરફથી તેઓના ઉપર ધસી આવ્યા.૩૧-૩૪ એ યોદ્ધાઓનો વેગ અતિશય ભયકર હતો અને તેઓ મહાન જળચર પ્રાણીઓવાળા સમુદ્રના સરખી ગભીર ગર્જના કરતા હતા ૩૫ એ સમયે પ્રહસ્ત, શુક, સારણ આદિ રાવણના પ્રધાનોએ ક્રોધે ભરાઈને પોતાના પરાક્રમ વડે યોદ્ધાઓને હણવા માડ્યા, ત્યારે ભયથી વિહ્વળ થયેલા તેમાના કેટલાકે જળક્રીડા કરતા અર્જુન પાસે જઈને સર્વ વૃત્તાત નિવેદન કર્યું ૩૬,૩૭

આ સાભળી મહાપરાક્રમી અર્જુન રાજા સ્ત્રીઓને 'બીશો નહિ ' એમ કહીને જે પ્રમાણે અજન હાથી ગગાના પાણીમાથી બહાર નીકળે તેમ નર્મદાના જળમાથી બહાર નીકળ્યો અગ્નિના સરખો તેજસ્વી અર્જુન રાજા ક્રોધથી લાલ નેત્રવાળો થયેલો હોવાથી યુગાતકાળનો અગ્નિ સળગતો હોય તેવો જણાતો હતો ૩૮,૩૯ જેમ સૂર્ય અધકાર તરફ દોડચો જાય છે, તેમ ઉત્તમ હેમના ઘરેણા ધારણ કરનાર અર્જુન ગદા લઈને રાક્ષસો તરફ દોડચો એ પ્રચડ ગદાને ચોમેર ઘુમાવતો મહાબળવાન અર્જુન ગરુડ જેવા વેગથી રાક્ષસો ઉપર તૂટી પડ્યો,૪૧ ત્યારે વિધ્ય પર્વત સૂર્યનો માર્ગ રોકી રાખે-

તેમ રાવણનો મહાબળવાન પ્રધાન પ્રહસ્ત મુસળ લઈને અડગ રીતે આડો ઊભો રહ્યો.[૪૨] મદોન્મત્ત પ્રહસ્તે ક્રોધથી લોઢાના બંધથી બાંધેલું ઘોર મુશળ અર્જુન તરફ ફેંક્યું અને યમરાજાના જેવી ભયંકર ગર્જના કરી.[૪૩] પ્રહસ્તે છોડેલા મુસળની આગળ અશોકપુષ્પની ટોચ સમાન બાળી નાખતી આગ ઉત્પન્ન થઈ. એ સમયે મહાબળવાન કાર્તવીર્ય અર્જુને જરા પણ ભયભીત થયા વગર તે મુસળને રોકી દીધું અને પાચસો હાથથી મહાન ગદાને ઘુમાવીને એકાએક પ્રહસ્ત સામે ધસી જઈ ઇંદ્ર જેમ પર્વતને તોડી પાડે, તેમ તે હૈહયાધિપતિ અર્જુને અતિ વેગથી ગદાનો પ્રહાર કરી પ્રહસ્તને પાડ્યો, મારીચ, શુક, સારણ, મહોદર અને ધૂમ્રાક્ષ આદિ રાક્ષસો રણભૂમિમાથી પલાયન કરી ગયા.[૪૪–૪૮]

પ્રહસ્તને જમીન ઉપર પડેલો જોઈ અને બીજાઓને નાસી ગયેલા જોઈ રાવણ કોપાયમાન થયો અને એકાએક નૃપશ્રેષ્ઠ અર્જુન સામે ધસી ગયો. એ સમયે સહસ્રબાહુ અર્જુન અને વીસબાહુ રાવણ વચ્ચે રૂવાડા ઊભા કરે એવું દારુણ યુદ્ધ થવા લાગ્યું. ખળભળેલા બે સાગરો જેવા મૂળથી ઊખડી ગયેલા બે પર્વતો જેવા તેજસ્વી આદિત્યો જેવા સળગતા બે અગ્નિ જેવા, હાથણી માટે બળથી ઉદ્ધત થયેલા બે હાથીઓ જેવા, બે આખલા જેવા, ગાજતા બે વાદળા જેવા, બળવાન બે સિંહો જેવા અને ક્રોધ પામેલા રુદ્ર તથા કાળના જેવા એ બન્ને એકબીજાને ગદાથી સખત માર મારવા લાગ્યા.[૪૯–૫૦] જેમ વજ્રના ઘોર પ્રહારો પર્વતો સહન કરે છે, તે પ્રમાણે એ બન્ને જણા ગદાના પ્રહારો સહન કરતા હતા.[૫૪] વજ્રપાતનો જેમ પડઘો પડે, તેમ તેઓની ગદાના પ્રહારથી સઘળી દિશાઓ ગાજી ઊઠતી હતી.[૫૫] જેમ સૌદામિની નામની વીજળીથી આકાશ ચળકી રહે છે, તેમ અર્જુનની ગદા રાવણની છાતી ઉપર પડી ત્યારે તે તપાવેલા સુવર્ણની પેઠે ચળકવા લાગી[૫૬] અને અર્જુનની છાતી ઉપર વારંવાર પડતી રાવણની ગદા મહાગિરિ ઉપર ઉલ્કા પડે તેમ પ્રકાશવા લાગી.[૫૭] જેમ પૂર્વે બલિ અને ઇંદ્રનું એકસરખું યુદ્ધ થયું હતું, તે જ પ્રમાણે રાવણ અને અર્જુનનું સમાન યુદ્ધ થયું.[૫૮] શિંગડાંથી લડતા આખલાના જેવા અને દંતૂશળથી લડતા હાથીઓ જેવા તે બન્ને સામસામા લડતા હતા. ક્રોધ પામેલા અર્જુને અતિબળથી રાવણની વિશાળ છાતીમાં ગદાનો પ્રહાર કર્યો, ત્યારે વરદાનને લીધે સુરક્ષિત થયેલા રાવણની છાતીમા તે ગદા વેગ પ્રમાણે પ્રહાર કરવાને અસમર્થ થઈ અને ઊલટા તેના બે ટુકડા થઈ પૃથ્વી ઉપર પડ્યા.[૫૯–૬૧] છતા મહાબળવાન અર્જુનનો ગદાના આઘાતથી રાવણ એક ધનુષ્ય જેટલો પાછો હઠી ગયો અને રાડો નાખતો ભૂમિ પર બેસી ગયો.[૬૨] અર્જુને દશગ્રીવને વિહ્વળ થયેલો જોયો એટલે એકદમ ગરુડ જેમ નાગને પકડી લે, તેમ તેણે રાવણને પકડી લીધો.[૬૩] હજાર હાથ પહોળા કરી મહાન બળ વડે રાવણને પકડીને જેમ નારાયણ ભગવાને બલિરાજાને બાધ્યો હતો, તેમ તેને અર્જુને બાધી લીધો. આ સમયે અર્જુન રાજાના શિર ઉપર 'આ ઠીક થયું' 'આ ઠીક થયું' એમ કહેનારા સિદ્ધ, ચારણ આદિ દેવોએ પુષ્પવૃષ્ટિ કરી વાઘ જેમ હરણને પકડે અથવા સિંહ જેમ હાથી ઉપર વિજય મેળવે, તેમ અર્જુન રાજા રાવણ પર વિજય મેળવી અને તેને કેદ પકડી મેઘની માફક ગર્જના કરવા લાગ્યો.

થોડી વારે પ્રહસ્તને મૂર્છા વળી, ત્યારે પોતાના રાજા રાવણને બધાયેલો જોઈ તે કોપાયમાન થયો અને એકદમ અર્જુન તરફ ધસી ગયો. ધસી જતા પ્રહસ્તનો વેગ વર્ષાકાળે સાગરમા ધસી જતી નદી જેવો જણાતો હતો.[૬૪–૬૮] એ સમયે 'છોડી દે, છોડી દે' 'ઊભો રહે, ઊભો રહે' એ પ્રમાણે બોલતા પ્રહસ્ત આદિ રાક્ષસો એ અર્જુન ઉપર મુસળ અને શૂળ આદિ આયુધો ફેંકવા માડ્યા[૬૯] ત્યારે શત્રુદમન અર્જુને

જરા પણ ભય પામ્યા સિવાય એ સર્વ આયુધોને વચ્ચેથી જ પકડી લીધાં.[૭૦] અને જેમ પવન વાદળાંને વિખેરી નાખે, તેમ દુર્ધર અને શ્રેષ્ઠ આયુધો વડે સર્વ રાક્ષસોને વિખેરી નાખ્યા. આ રીતે કાર્તવીર્ય અર્જુને રાક્ષસોને ત્રાસ પમાડયો અને રાવણને પકડીને મિત્રો સહિત પોતાના નગરમાં ગયો. પૂર્વે સહસ્રલોચન ઇદ્ર બલિને પકડીને જેમ અમરાવતીમાં પેઠો હતો, તેમ તે કાર્તવીર્ય અર્જુન રાજા રાવણને પકડીને પોતાની નગરીમાં પેઠો. ત્યારે પુરજનો જય-જયકાર કરતા પુષ્પ અને અક્ષત વડે તેને વધાવવા લાગ્યા.[૭૧-૭૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૩૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૩ મો

### પુલસ્ત્યે કરેલો રાવણનો છુટકારો

रावणग्रहणं तत्तु वायुग्रहणसंनिभम् ।
ततः पुलस्त्यः शुश्राव कथितं दिवि दैवतैः ॥ १ ॥

તે સમયે સ્વર્ગમાં રહેલા દેવો રાવણને પકડવો તે વાયુને પકડવા જેવું દુષ્કર છે ઇત્યાદિ વાતો કરતા હતા, તે મહર્ષિ પુલસ્ત્યે સાંભળ્યું.[૧] ત્યારે મહાન ધીરજવાળા મહર્ષિ પુલસ્ત્ય પુત્રસ્નેહ-ને લીધે રાવણના છુટકારા માટે અર્જુન રાજા પાસે આવવા નીકળ્યા. મન અને પવન સમાન ગતિ વાળા દ્વિજશ્રેષ્ઠ પુલસ્ત્ય વાયુમાર્ગે થઈ માહિષ્મતી નગરીમાં આવ્યા અને જેમ બ્રહ્મા ઇદ્રની અમરાપુરીમાં પેસે તેમ હૃષ્ટપુષ્ટ જનોવાળી તે નગરીમાં તેમણે પ્રવેશ કર્યો. ઊગતા સૂર્યના સરખી તેજસ્વી કાંતિવાળા તે મુનિને ઓળખી અનુચરોએ અર્જુન રાજાને એમના આવવાના સમાચાર જણાવ્યા.[૨-૫] હૈહયાધિપતિ અર્જુને અનુચરોના કહેવાથી 'પુલસ્ત્ય આવે છે' એમ જાણ્યું, એટલે તુરત જ બે હાથ જોડી તે મુનિની સામે ગયો.[૬] એ સમયે ઇદ્રની આગળ જેમ બૃહસ્પતિ ચાલે, તેમ રાજપુરોહિત અર્ઘ્ય અને મધુપર્કાદિ પૂજનસામગ્રી લઈ આગળ આગળ ચાલવા લાગ્યો. ઊગતા સૂર્ય સરખા તેજસ્વી ઋષિને આવતા જોઈ બ્રહ્માને જોઈને જેમ ઇદ્ર પ્રણામ કરે તેમ અર્જુન રાજાએ તેમને પ્રણામ કર્યા. પછી મધુપર્ક, અર્ઘ્ય, પાદ્ય અને ગાય આદિ વડે મુનિનું પૂજન કરી ગદ્‌ગદ થયેલી વાણી વડે અર્જુન રાજાએ કહ્યું :

'હે દ્વિજેંદ્ર ! તમારું દર્શન જે અતિદુર્લભ છે, તે પામીને આજે હું ભાગ્યશાળી થયો છું. આજે અહીં પધારીને તમે મારી માહિષ્મતી નગરીને અમરાવતી જેવી બનાવી છે. હે દેવ ! આજે મને ક્ષેમ પ્રાપ્ત થયું છે, મારું વ્રતા-ચરણ પણ સફળ થયું છે, મારો જન્મ કૃતાર્થ થયો છે અને આજે મારા તપની સિદ્ધિ થઈ છે.[૭-૧૧] હે દેવવંદ્ય મુનિ ! હું આપને પ્રણામ કરું છું. આ રાજ્ય, આ પુત્રો. આ સ્ત્રીઓ વગેરે અમે સર્વ તમારા આશ્રયે છીએ. બ્રહ્મન્ ! હું તમારી શી સેવા કરું ?'

ત્યારે મહર્ષિ પુલસ્ત્યે તે રાજાને તેના ધર્મ, અગ્નિ અને પુત્ર આદિની કુશળતા પૂછીને કહ્યું : 'હે કમલલોચન રાજેંદ્ર ! હે પૂર્ણચંદ્ર સરખા મુખવાળા ! તારું બળ અતુલ છે, તેથી તેં દશ-ગ્રીવને જીત્યો છે.[૧૨-૧૪] જેના ભયથી સાગર અને વાયુ એ બન્ને જરા પણ ફરક્યા સિવાય જેની સેવામાં હાજર થાય છે અને રણમાં જેને મુશ્કેલીથી જીતી શકાય છે એવા મારા પૌત્ર રાવણને જીતીને તેં તેને કેદ કર્યો છે. તેં પરાક્રમ કરીને મારા પુત્રનો યશ છીનવી લીધો છે અને 'રાવણવિજયી' નામ પ્રાપ્ત કર્યું છે; તો હે વત્સ ! હવે હું તારી પાસે માગું છું કે મારા વચન ખાતર તું દશાનનને છોડી મૂક.'

ત્યારે મહર્ષિ પુલસ્ત્યની આજ્ઞા માનીને અર્જુન રાજાએ કંઈ પણ સંકોચ ન રાખતાં રાક્ષસેંદ્ર રાવણને છોડી મૂક્યો.[૧૫-૧૭] દેવશત્રુ રાવણને છૂટો કરી અર્જુને દિવ્ય આભરણ, માળા અને વસ્ત્રથી તેનું પૂજન કર્યું અને અગ્નિ સમક્ષ પ્રતિજ્ઞા કરી પરસ્પર મૈત્રી સ્થાપન કરી. પુલસ્ત્યે છોડાવેલો પ્રતાપી રાક્ષસેંદ્ર રાવણ

અર્જુન રાજાનુ આતિથ્ય સ્વીકારી તેને ભેટી, લજાતો લજાતો ત્યાંથી ચાલ્યો ગયો. મુનિશ્રેષ્ઠ પુલસ્ત્ય પણ દશગ્રીવને છોડાવી બ્રહ્મલોકમાં ગયા.[૧૮-૨૦] હે રઘુનંદન! એવી રીતે મહાબળવાન રાવણ બળવાનોમાં પણ બળવાન હતો, છતાં પણ કાર્તવીર્ય અર્જુનથી હાર્યો હતો અને પુલસ્ત્યના વચનથી છૂટ્યો હતો; માટે જેઓ પોતાનુ શ્રેય ઇચ્છતા હોય, તેમણે શત્રુની પણ અવજ્ઞા ન કરવી જોઈએ.[૨૧] રાક્ષસેંદ્ર રાવણ સહસ્રબાહુ અર્જુનની સાથે મૈત્રી પ્રાપ્ત કર્યા પછી વળી પાછો મદાંધ થયો અને રાજાઓનો વિનાશ કરતો આખી પૃથ્વી પર ફરવા લાગ્યો.[૨૨,૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૩૩ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩૪ મો

**ગર્વોન્મત્ત રાવણનો વાલીએ કરેલો પરાજય**

**अर्जुनेन विमुक्तस्तु रावणो राक्षसाधिपः ।**
**चचार पृथिवीं सर्वामनिर्विण्णस्तथा कृतः ॥ १ ॥**

અર્જુને છોડી મૂકેલો રાક્ષસાધિપ રાવણ જરા પણ ખિન્ન થયા સિવાય આખી પૃથ્વી ઉપર ફરવા લાગ્યો.[૧] રાક્ષસ કે મનુષ્ય જે કોઈ બળવાન સંભળાય, તેની પાસે જઈને અહંકારી રાવણ યુદ્ધની માગણી કરવા લાગ્યો. ફરતો ફરતો તે વાનરોના રાજા વાલીની કિષ્કિન્ધા નગરીમાં ગયો અને યુદ્ધની માગણી કરી. એ સમયે યુદ્ધ માટે વાલીના અમાત્યોમાંના તાર અને સુષેણ વાનરો યુદ્ધચ્છુ રાવણની પાસે આવી કહેવા લાગ્યા :

'હે રાક્ષસેંદ્ર! તારી સાથે લડી શકે તેવો વાનરેંદ્ર વાલી બહાર ગયેલો છે અને કોણ તારી સામે ઊભો રહી શકે તેમ છે?[૨-૫] હે રાવણ! ચારે સમુદ્રો પર સંધ્યા કરીને વાનરેંદ્રને આવવાનો હવે સમય થયો છે, માટે એક મુહૂર્ત તું રાહ જો.[૬] હે રાજન્! વાનરેંદ્ર વાલીએ પોતાના પરાક્રમ વડે યુદ્ધચ્છુઓને દાબીને શંખ જેવાં ધોળાં હાડકાનો આ ઢગલો કર્યો છે, તે તું જો.[૭] હે રાવણ! તેં કદાચ અમૃતરસ પીધો હશે, તોપણ વાલીની સામે જઈને તો તું નારાજ થઈશ.[૮] હે વિશ્રવાના પુત્ર! તું હમણાં એક ક્ષણ થોભ અને આ આશ્ચર્યમય જગત જોઈ લે. પછી તારું જીવવું દુર્લભ થઈ પડશે;[૯] અથવા તને મરવાની ઉતાવળ જ હોય, તો તું દક્ષિણસાગર પ્રતિ જા. ત્યાં ભૂમિ પર અગ્નિ સરખા વાલીને તું જોઈશ.'[૧૦]

આટલું સાંભળતાં લોકને ત્રાસ આપનાર રાવણ એકાએક તપી ગયો અને તે વાનરોનો તિરસ્કાર કરીને પુષ્પક વિમાનમાં બેસી દક્ષિણ સમુદ્ર તરફ ગયો.[૧૧] ત્યાં તેણે સંધ્યા કરવા તત્પર થયેલા, સુવર્ણગિરિ સરખા અને બાલસૂર્ય સમાન પ્રકાશિત વાનરેંદ્ર વાલીને જોયો. પછી અંજનગિરિ સરખો રાવણ પુષ્પક વિમાનમાંથી ઊતરી પગનો અવાજ કર્યા સિવાય એકદમ વાલીને પકડવા દોડ્યો. ત્યાં દૈવયોગથી વાલીએ પણ રાવણને જોયો અને તેનો દુષ્ટ અભિપ્રાય તેના જાણવામાં આવ્યો, છતાં તે જરા પણ ભડક્યો નહિ. જેમ સસલાને આવતો જોઈ સિંહ અને સાપને આવતો જોઈ ગરુડ જરા પણ ગભરાતો નથી, તેમ વાનરેંદ્ર વાલી પાપી નિશ્ચયવાળા રાવણને જોઈ જરા પણ ગભરાયો નહિ.[૧૨-૧૫]

'દોડતા આવતા દુરાત્મા રાવણને બગલમાં દબાવી ત્રણ મહાસાગરોમાં સંધ્યા કરવા જઈશ અને ગરુડે પકડેલા સાપની માફક આકાશમાં લટકતી જાંઘ અને હાથવાળા એવા બગલમાં રહેલા મારા શત્રુ રાવણને આજે સર્વ જોશે.' એમ વિચારી વાનરેંદ્ર વાલી પર્વતરાજની માફક દૃઢ રહીને વદિક મંત્રોનો જપ કરવા લાગ્યો.[૧૬-૧૮] પરસ્પરને પકડવા ઇચ્છતા, બળથી ગર્વિષ્ઠ થયેલા તે વાનરરાજ અને રાક્ષસરાજ એકબીજાને પકડવાનો પેચ કરવા લાગ્યા.[૧૯] રાવણનો પગરવ થતાં જ પાછે મોઢે ઊભેલા વાનરેંદ્ર વાલીએ તેના સામું પણ ન

જોતાં માત્ર પાછળ હાથ લંબાવીને જ, ગરુડ જેમ સાપને પકડે તેમ પોતાને પકડવા ઇચ્છતા દુરાત્મા રાવણને પકડી લીધો. પછી તેને બગલમા દબાવી અતિવેગથી આકાશમા ઊડ્યો. એ સમયે રાવણ નખ અને દાત વડે તેને પીડવા લાગ્યો. છતા તેને જરા પણ ન ગણકારતાં વાનરેદ્ર વાલી વાદળાને પવન ઘસડી જાય તેમ તેને ઘસડી ગયો. જ્યારે રાવણ પકડાયો, ત્યારે તેને છોડાવવા ઇચ્છતા તેના અમાત્યો બૂમો પાડતા વાલીની પાછળ દોડવા લાગ્યા.[૨૦–૨૩] એ સમયે જેની પાછળ વાદળાનો સમૂહ પડેલો છે તેવા આકાશમા રહેલા સૂર્યની માફક આકાશ વચ્ચે ગતિ કરતો વાલી રાક્ષસોના પાછળ પડવાથી શોભવા લાગ્યો,[૨૪] પરંતુ એ રાક્ષસો વાલીને પકડી પાડવાને અશક્ત થયા અને કેટલાક તે વાલીના હાથ અને પગની ઝાપટથી સ્થિર થઈ ગયા.[૨૫] ઊડતા વાલીના માર્ગમાથી મોટા પર્વતો પણ ખસી જતા હતા, તો માંસલોહીથી ભરેલા જીવન ઇચ્છતા પ્રાણીઓનુ તો શુ ગજુ ?[૨૬] મહાવેગવાળા વાલીએ જ્યા પક્ષીઓ પણ ઊડતા ન હતા એવા સાગરોમા જઈને સંધ્યાવંદન કર્યું.[૨૭] આકાશચારીઓમાં શ્રેષ્ઠ, દેવોથી પૂજાતો વાલી રાવણ સાથે પશ્ચિમ સાગર પર આવ્યો.[૨૮] ત્યા વાલીએ સ્નાનસંધ્યા અને જપ કર્યાં, પછી રાવણને લઈને ઉત્તર સાગર તરફ તે મહાવાનર વાલી પોતાના શત્રુ સહિત હજારો યોજન લાબા માર્ગમા મન અને પવન જેવા વેગથી ઝડપથી ચાલ્યો જતો હતો ત્યા પહોચી સંધ્યા કરી રાવણને લઈ પૂર્વના મહાસમુદ્ર પર પહોચી ગયો.[૨૯–૩૧] ત્યા સંધ્યા કરીને વાનરેદ્ર વાલી રાવણને લઈને કિષ્કિન્ધા નગરી તરફ જવા લાગ્યો. રાવણને બગલમા દબાવી ચારે સાગરો પર ફરી આવેલ વાનરેદ્ર વાલીએ વિશ્રાતિ અર્થે કિષ્કિન્ધા આવી એક ઉદ્યાનમા ઊતરી પોતાની બગલમા રહેલ રાવણને છૂટો કર્યો અને વારવાર હસીને તેને પૂછવા લાગ્યો 'અરે! તુ વળી અહી ક્યાથી ?'[૩૨,૩૩]

ત્યારે મહાન આશ્ચર્ય પામી શ્રમથી ચંચળ નેત્ર વડે જોતા રાક્ષસેંદ્ર રાવણે કહ્યું : 'હે મહેંદ્ર સમાન કાંતિવાળા વાનરપતિ ! હું રાક્ષસપતિ રાવણ યુદ્ધની ઇચ્છાથી તારી પાસે આવ્યો હતો, પણ તેં આજે મને હરાવી દીધો છે.[૩૪,૩૫] જેને લીધે તુ મને પશુની માફક પકડીને ચારે સમુદ્ર ઘૂમ્યો હતો તે તારું બળ, વીર્ય અને ગાભીર્ય ખરેખર અદ્ભુત છે.[૩૬] હે વીર વાનર ! આ પ્રમાણે જરા પણ થાક્યા સિવાય આટલી ઉતાવળથી મને બગલમા ઉપાડી જનારો બીજો કયો વીર હોઈ શકે ? મન, પવન અને ગરુડ—એ ત્રણેમા જેવી ગતિ છે તેવી જ ગતિ તારામાં પણ છે એમા જરા પણ સંશય નથી.[૩૭–૩૯] હે વાનરશ્રેષ્ઠ ! મેં તારું બળ નજરે જોયુ છે, તેથી હું તારી સાથે અગ્નિની સાક્ષીએ લાબા કાળ સુધી ચાલે એવી સ્નેહાળ મૈત્રી કરવા ઇચ્છું છું.[૪૦] હે વાનરેશ્વર ! આજથી સ્ત્રી, પુત્ર, પુર, રાજ્ય, ભોગ, વસ્ત્ર અને ભોજન—એ સર્વ આપણ બન્નેને સરખાં રહેશે.'[૪૧]

પછી અગ્નિ સળગાવી રાક્ષસેંદ્ર રાવણ અને વાનરેદ્ર વાલીએ પરસ્પર મૈત્રી કરી અને એક બીજાને ભેટ્યા.[૪૨] જેમ સિંહ પર્વતની ગુફામા પેસે તેમ તે બન્ને એકબીજાના હાથ પકડીને હર્ષ પામતા પામતા કિષ્કિન્ધામાં ગયા. ત્યાં રાવણ વાલીના ભાઈ સુગ્રીવની પેઠે એક માસ સુધી રહ્યો તે પછી ત્રણ લોકનો નાશ કરવાની ઇચ્છાવાળા તેના મંત્રીઓ ત્યા આવ્યા અને તેને લંકામા તેડી ગયા. હે રામ ! વાલીએ રાવણને હરાવ્યો હતો અને તેઓ અગ્નિ સમક્ષ મિત્ર થયા હતા. આ પૂર્વવૃત્તાત મેં કહ્યું. હે રામ ! એવા અપ્રતિમ ઉત્તમ બળવાળા વાલીને પણ તમે જેમ અગ્નિ તીડને બાળી નાખે છે, તેમ બાળી નાખ્યો છે.[૪૩–૪૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૩૪મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩૫મો

## હનુમાનનું ચરિત્ર

હનુમાનચરિત્ર–જન્મસમયનું પરાક્રમ

अपृच्छत तदा रामो दक्षिणाशाश्रयं मुनिम्।
प्राञ्जलिर्विनयोपेत इदमाह वचोऽर्थवत् ॥ १ ॥

આટલું સાંભળ્યા પછી મહાત્મા રામચંદ્રે વિનયમયી ભાવથી દક્ષિણ દિશામાં રહેનારા અગસ્ત્ય મુનિને અર્થયુક્ત વચનોથી કહ્યું.[1] 'રાવણ અને વાલીનું બળ અતુલ હતું, છતાં એ બંનેનું બળ હનુમાન જેટલું ન હતું એમ મારું માનવું છે. હનુમાનમાં શૌર્ય, દક્ષતા, બળ, ધૈર્ય, ડહાપણ, રાજનીતિ, પરાક્રમ, પ્રભાવ આદિ મહાન ગુણો છે. કપિસૈન્ય જ્યારે સાગર જોઈને ગભરાઈ ગયું, ત્યારે તેઓને આશ્વાસન આપીને એ મહાબાહુ સો યોજન પહોળા સાગરને કૂદી ગયો અને લંકામાં ઘૂસી જઈ રાવણના અંતઃપુરાદિ સ્થળે ફરીને તેણે સીતાની ભાળ મેળવી, એટલું જ નહિ, પણ તેની સાથે વાતચીત કરી તેને આશ્વાસન આપ્યું. મહાવીર હનુમાને એકલાએ જ સેનાના આગેવાનો, મંત્રીપુત્રો, રાજસેવકો અને રાવણના મહાબળવાન પુત્ર અક્ષકુમારાદિને હણ્યા હતા. વળી ઇદ્રજિતના બ્રહ્માસ્ત્રબંધનથી છૂટા થઈને રાવણ સાથે વિવાદ કર્યો અને અગ્નિ જેમ પૃથ્વીને બાળી મૂકે તેમ તેણે લંકાને ભસ્મ કરી નાખી હતી.[2–7] વળી યુદ્ધસમયે હનુમાને જે જે પરાક્રમો કરેલાં છે, તેવાં કામ ઇંદ્ર, વિષ્ણુ કે કુબેરે પણ કર્યાં સાંભળ્યાં નથી.[8] એના બાહુના પરાક્રમથી જ મને લંકા, સીતા, લક્ષ્મણ, રાજ્ય, મિત્રો અને બંધુજન આદિ સર્વ મળ્યું છે અને વિજય પ્રાપ્ત થયો છે.[9] વાનરરાજાનો મિત્ર આ હનુમાન જો ન હોત તો જાનકીની ખબર જાણવાને કોણ શક્તિમાન હતો?[10] વાલી અને સુગ્રીવ વચ્ચે જ્યારે વેર ઉત્પન્ન થયું ત્યારે સુગ્રીવનું ભલું કરવાની ઇચ્છાથી મહાવીર હનુમાને દાવાનળની માફક વાલીને આ માટે બાળી નાખ્યો નહિ હોય?[11] હું તો ધારું છું કે, તે વખતે હનુમાનને પોતાનું બળ જાણવામાં આવ્યું નહિ હોય, તેથી જ પોતાના પ્રિય વાનરાધિપ સુગ્રીવનું દુઃખ જોયા કર્યું હશે.[12] હે મહામુનિ! હે દેવપૂજિત! હે ભગવન્! આવા મહાવીર હનુમાનના પૂર્વચરિત્ર વિષે આપ જે કાંઈ જાણતા હો, તે સર્વ વિસ્તારથી કહો.'

રામચંદ્રના હેતવાળાં વચનો સાંભળી અગસ્ત્ય ઋષિએ કહ્યું.[13,14] 'હે રઘુશ્રેષ્ઠ! હનુમાન વિષે તમે જે કહ્યું તે બધું સાચું છે. બળ, ગતિ અને બુદ્ધિની બાબતમાં એની બરાબર બીજો કોઈ જણાતો નથી.[15] પૂર્વકાળમાં જેમનો શાપ મિથ્યા ન થાય એવા ઋષિઓએ એને શાપ આપ્યો હતો, તેથી હે અરિમર્દન! એ બળવાન હોવા છતાં પોતાના સર્વ બળને એ જાણી શક્યો ન હતો.[16] હે મહાબળવાન રામ! તેણે બાલ્યાવસ્થામાં રમતરમતમાં પણ જે પરાક્રમો કર્યાં છે, તે વર્ણવી શકાય તેમ નથી,[17] છતાં હે રાઘવ! તે સાંભળવાની તમારી ઇચ્છા જ હોય, તો બુદ્ધિ સ્થિર કરીને હું કહું છું તે સાંભળો.[18]

'સૂર્યના વરદાનથી સુવર્ણરૂપ થયેલો સુમેરુ નામનો એક પર્વત છે. હનુમાનના પિતા કેસરી વાનર ત્યાંનું રાજ્ય કરે છે.[19] તેને જગવિખ્યાત અંજની નામે પત્ની હતી. તેણે વાયુથી ધારણ કરેલા ગર્ભરૂપે એક ઉત્તમ પુત્રને જન્મ આપ્યો. તે અંજની શાલીના અન્ન જેવા તેજસ્વી હનુમાનને જન્મ આપ્યા પછી તરત જ ફળ લાવવાની ઇચ્છાથી ગહન વનમાં ગઈ.[20,21] ત્યારે શરવણ વનમાં જેમ કાર્તિકસ્વામી રડતા હતા, તેમ માતાના વિયોગ અને ભૂખથી અત્યંત પીડાતા હનુમાને રોવા માડ્યું. એટલામાં જપાપુષ્પના સમૂહ સરખો ઊગતો સૂર્ય તેના જોવામાં આવ્યો. તે કોઈ ફળ છે એમ સમજી તેને પકડવાની ઇચ્છાથી મૂર્તિમાન બાળસૂર્યના સરખો, તેજસ્વી બાળસૂર્ય તરફ જતો બાળક હનુમાન એ સૂર્યફળને પકડવા માટે આકાશના મધ્યમાર્ગે કૂદ્યો. બાળક છતાં મહાવીર હનુમાને અપાર આકાશમાં કૂદવા માડ્યું. તે જોઈ દેવ, દાનવ, યક્ષ એ સર્વને

અતિશય આશ્ચર્ય થયું.[૨૨-૨૫] તેઓને લાગ્યું કે જે વેગથી આ વાયુપુત્ર ઉત્તમ આકાશ ઓળંગી જાય છે, તેટલી ગતિ વાયુ, ગરુડ કે મનની પણ નથી.[૨૬] અરે, બાળપણમાં જો એની ગતિનો વેગ આવો છે, તો યુવાવસ્થાનું બળ પ્રાપ્ત થશે ત્યારે તેની ગતિ કેટલી થશે?[૨૭] એ સમયે સૂર્યના તાપથી રક્ષણ થાય તેટલા માટે તુષારસમૂહથી શીતળ થયેલો વાયુ પોતાના કૂદતા પુત્રની પાછળ પાછળ વાવા લાગ્યો.[૨૮] બાલ્યકાળની ચંચળતાથી અને પિતાના બળથી આકાશમાં ઊડતો હનુમાન હજારો યોજન ચાલ્યો ગયો અને છેક સૂર્યની પાસે જઈ પહોંચ્યો.

તેની નિર્દોષ બાળચેષ્ટા જોઈને ભવિષ્યમાં તે અદ્ભુત કાર્યો કરનાર થશે એમ જાણી સૂર્યે તેને બાળ્યો નહિ. વળી જે દિવસે હનુમાન સૂર્યને પકડવા કૂદ્યો હતો, તે જ દિવસે રાહુ સૂર્યને પકડવા ઇચ્છતો હતો. (અર્થાત્ તે દિવસે સૂર્ય-ગ્રહણ હતું.) સૂર્ય અને ચંદ્રનું મર્દન કરનાર રાહુ સૂર્ય ભગવાનના રથ ઉપર હનુમાને જેવો સ્પર્શ કર્યો કે, તુરત જ ત્રાસ પામી નાસી ગયો. પછી ક્રોધ પામેલો સિંહિકાપુત્ર રાહુ દેવોથી વીંટાયેલા ઇંદ્રની પાસે જઈ ભ્રમર ચઢાવી બોલ્યો કે, 'હે વાસવ! મારી ક્ષુધાતૃપ્તિ માટે તમે મને ચંદ્ર અને સૂર્ય એ પ્રથમથી જ આપેલા છે, તો હવે તે બીજાને શા માટે આપો છો?[૨૯-૩૪] આજે પર્વણી હોવાથી સૂર્યનું ગ્રહણ કરવાની ઇચ્છાથી હું તેની પાસે ગયો, ત્યારે કોઈ બીજો રાહુ આડે આવ્યો અને તેણે એકદમ સૂર્યને પકડ્યો છે.'

રાહુનાં વચન સાંભળી સુવર્ણમાળા ધારણ કરનાર મહેંદ્ર પોતાનું આસન છોડી કૈલાસ પર્વતના શિખર જેવા ઊંચા, ચાર દાંતવાળા, મદ ઝરતા અને સારી રીતે શણગારેલા અટ્ટહાસ્ય કરતા ગજેંદ્ર ઉપર બેસી હનુમાન સહિત જ્યાં સૂર્ય હતો ત્યાં આવ્યો. એ સમયે રાહુ પણ અતિશય વેગથી સૂર્ય તરફ ધસ્યો, ત્યારે હનુમાને પર્વતના શિખરની માફક ધસી આવતો તેને જોયો; ત્યારે સિંહિકાપુત્ર તે રાહુને જ ફળ ધારીને મહાવીર હનુમાન સૂર્યને છોડી દઈ તેના તરફ કૂદ્યો.[૩૫-૪૦] હે રામ! સૂર્યને ત્યજીને ધસી આવતા વાનરને જોઈ જેને શરીરમાં માત્ર મુખ જ બાકી રહેલું છે એવો રાહુ વિમુખ થઈ નાસવા લાગ્યો, ભયનો માર્યો સિંહિકાસુત રાહુ પોતાનો બચાવ કરનાર ઇંદ્રને ઉદ્દેશી 'હે ઇંદ્ર! હે ઇંદ્ર!' એ પ્રમાણે બૂમો પાડતો હતો. બૂમો પાડતા રાહુની પ્રથમથી જ પરિચિત વાણી સાંભળી ઇંદ્રે કહ્યું: 'તું બીશ નહિ, હું એને હણું છું.' પછી ઇંદ્ર સહિત મહાન ઐરાવતને જોઈને 'એ પણ એક મોટું ફળ છે' એમ જાણી મહાવીર હનુમાન તેના તરફ ધસી ગયો. ઐરાવત હાથીને પકડી લેવાની ઇચ્છાથી ધસી આવતા હનુમાનનું સ્વરૂપ જોઈ ઇંદ્ર પણ સ્તબ્ધ થઈ ગયા. ધસી આવતા એ હનુમાન ઉપર તેની બાલ્યાવસ્થા જાણીને અતિક્રોધ કર્યા સિવાય ઇંદ્રે પોતાના હાથથી વજ્રપ્રહાર કર્યો. વજ્રપ્રહાર થતાં બાળક હનુમાન એક પર્વત ઉપર પડ્યો અને તેનું ડાબું જડબું ભાંગી ગયું.

વજ્રપ્રહારથી વિકળ થયેલો હનુમાન પર્વત પર પડેલો હતો, ત્યારે પવનદેવે પ્રજાસમૂહનું અહિત કરવાની ઇચ્છાથી ઇંદ્ર ઉપર ક્રોધ કર્યો. સર્વના શરીરમાં રહેલા વાયુદેવ પોતાનો સંચાર બંધ કરી પોતાના બાળક પુત્રને લઈને એક ગુફામાં પેસી ગયા.[૪૧-૪૯] ઇંદ્ર જેમ વર્ષા બંધ કરીને સર્વ પ્રાણીઓને પીડા કરે છે, તેમ વાયુએ સર્વ પ્રાણીનાં મળ અને મૂત્રનાં સ્થાન રોકી દઈને બહુ જ પીડા કરવા માંડી. વાયુના પ્રકોપથી ઉત્પન્ન થયેલા દુઃખને લીધે સર્વ લોકો મૂંઝાવા લાગ્યા અને લાકડા જેવા થઈ ગયા.[૫૦,૫૧] વાયુના પ્રકોપથી આખું ત્રિલોક સ્વાધ્યાય, વષટ્કાર વગેરે ક્રિયાઓ અને ધર્મ-રહિત થઈ ઘોર નરક જેવું બની ગયું.[૫૨]

અંતે દુઃખ પામેલી સર્વ પ્રજા ગંધર્વ, દેવ અને મનુષ્યો સહિત સુખ મેળવવા માટે બ્રહ્માજી પાસે ગઈ.[૫૩] વાયુ રોકાવાથી મહોદર

રોગના રોગીઓના સરખાં મોટાં પેટવાળા તેઓ સર્વ હાથ જોડી બોલ્યા. 'હે ભગવન્! હે પ્રજાનાથ! આપે ચાર પ્રકારે આ સૃષ્ટિ સર્જી છે.[૫૪] હે સત્તમ! તમે પવનને અમારા આયુષ્યનો અધિપતિ બનાવ્યો છે અને તે અમારો પ્રાણેશ્વર છે, છતાં સ્ત્રીઓને જેમ અંતઃપુરમાં ગોંધી રાખવામાં આવે છે, તેમ આજે તે અમો સર્વને શા માટે રૂંધી રાખે છે? હે ભગવન! એ વાયુના પ્રકોપથી મૂંઝાયેલા અમે તમારે શરણે આવ્યા છીએ,[૫૫,૫૬] માટે હે દુઃખ હણનારા! વાયુરોધથી ઉત્પન્ન થયેલા અમારા એ દુઃખો દૂર કરો.' પ્રજાએ એમ કહ્યું એટલે પ્રજાનાથ પ્રજાપતિએ કહ્યું 'એમ થવામાં કાંઈ કારણ હશે જે કારણને લીધે વાયુએ ક્રોધ કર્યો છે અને ગતિ રોકી રાખી છે, તે તમારે સર્વેએ સાંભળવા યોગ્ય છે તેના પુત્રને અમરેશ ઇંદ્ર રાહુનું વચન માનીને હણ્યો છે, તેથી વાયુદેવે કોપ કર્યો છે. અશરીરી વાયુ શરીરધારી સર્વ પ્રાણીઓને પાળે છે અને તેના વિના ક્ષણમાત્ર પણ જીવન નભી શકતું નથી એ વાયુ એ જ પ્રાણ છે, વાયુ એ જ સુખ છે અને વાયુ એ જ સર્વ જગત છે[૫૭-૬૧] જગતના આયુષ્યરૂપ તે વાયુએ પોતાની ગતિ રોકી રાખી છે, તેથી જ જગતમાં સુખ મળતું નથી.[૬૨] સર્વનો પ્રાણ રોકાઈ ગયો છે અને તેથી જ તમે લાકડાં કે ભીંત જેવા જડ થઈ ગયા છો ચાલો આપણે સર્વ તે જ્યાં હોય ત્યાં જઈએ, અદિતિના પુત્ર પવનને પ્રસન્ન કર્યા સિવાય આપણે નાશ પામીશું.'[૬૩]

પછી દેવ, ગંધર્વ, ભુજંગ અને ગુહ્યક વગેરે પ્રજા સહિત પ્રજાપતિ ઇંદ્રના ઘાથી ઘાયલ થયેલા પુત્રને લઈને વાયુદેવ જ્યાં ભરાઈ બેઠા હતા ત્યાં ગયા.[૬૪] આદિત્ય, અનલ અને સુવર્ણ સરખા કાંતિમાન પુત્ર હનુમાનને ખોળામાં લઈને બેઠેલા એ પવનદેવ પ્રતિ દેવ, રાક્ષસ, ગંધર્વ, યક્ષ અને ઋષિ સહિત ચાર મોંવાળા પ્રજાપતિએ પ્રેમભરી દૃષ્ટિથી જોયું.[૬૫]

ઇતિ શ્રીમદ્વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિમહાકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં પાંત્રીસમો સર્ગ સમાપ્ત

# સર્ગ ૩૬ મો

**હનુમાનચરિત્ર-તેને મળેલા વરદાન અને શાપ**

**ततः पितामहं दृष्ट्वा वायुः पुत्रवधार्दितः।**
**शिशुकं तं समादाय उत्तस्थौ धातुरग्रतः ॥१॥**

પુત્રના વધથી પીડાયેલો વાયુ પિતામહને આવતા જોઈ પોતાના પુત્રને લઈને તેમની આગળ ઊભો રહ્યો. કુંડળ, મુકુટ, માળા આદિ આભૂષણો ધારણ કરનાર વાયુદેવ બ્રહ્માજીને ત્રણવાર સાષ્ટાંગ પ્રણામ કરી પગે પડ્યા.[૧,૨] ત્યારે વેદાર્થ જાણનાર બ્રહ્માએ અલંકારોથી શોભતા પોતાના હાથોથી વાયુદેવને ઉઠાડ્યા અને બાળક હનુમાનને પંપાળ્યા. પદ્મયોનિ બ્રહ્મદેવનો સ્પર્શ થતાં જળસિંચનથી જેમ ધાન્યનો છોડ જીવતો થઈ જાય તેમ બાળક હનુમાન જીવતો થયો હનુમાનને જીવતો થયેલો જોઈ ગંધ ફેલાવનાર પ્રાણભૂત વાયુ પ્રાણીમાત્રમાં પ્રથમની માફક ફરવા લાગ્યો અને વાયુના અટકાવથી મૂંઝાયેલી સર્વ પ્રજા તે છૂટો થતાં કમળ અને પોયણીની માફક આનંદ પામવા લાગી.[૩-૬] પછી વાયુદેવનું પ્રિય કરવાની ઇચ્છાવાળા યશ, વીર્ય અને ઐશ્વર્ય તથા લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય તેમ જ સત્ત્વ, રજ અને તમ, એ સર્વના સમૂહરૂપ ત્રિમૂર્તિ અને ત્રણે લોકમાં જેનું સ્થાન છે એવા બ્રહ્માએ દેવોને કહ્યું:

'હે મહેંદ્ર! હે અગ્નિ! હે વરુણ! હે મહેશ્વર! હે ધનેશ્વર! તમારું હિત તમે જાણો છો, છતાં હું તમને કહું છું તે સાંભળો.[૭,૮] આ બાળકથી ભવિષ્યમાં મોટું કાર્ય થવાનું છે તો આ વાયુપુત્રના પ્રિય માટે તમે સર્વ તેને વરદાન આપો.[૯]

બ્રહ્માજીના વચન સાંભળી પ્રસન્નવદન સહસ્રાક્ષ ઇંદ્ર પ્રીતિપૂર્વક સુવર્ણપદ્મની માળા હનુમાનના કંઠમાં પહેરાવી કહ્યું:[૧૦] 'મારા હાથમાંથી છૂટેલા વજ્રથી એનું હનુ (જડબું) ભાગી ગયું છે. તેથી એ કપિશાર્દૂલ 'હનુમાન' નામથી ઓળખાશે.[૧૧] હું એને પરમ અદ્ભુત

વરદાન આપુ છું કે, આજથી તે મારા વજ્રથી પણ અવધ્ય થશે.'[૧૨] પછી તિમિરનો નાશ કરનારા ભગવાન સૂર્યે કહ્યુ 'હું મારા તેજનો સોમો ભાગ એને આપુ છું.[૧૩] અને જ્યારે એને શાસ્ત્ર ભણવાની શક્તિ આવશે ત્યારે હું એને શાસ્ત્રો ભણાવીશ જેથી તે વાણીમાં પરમ કુશળ થશે[૧૪] શાસ્ત્રદર્શનમા એના જેવો બીજો કોઈ પણ થશે નહિ' પછી વરુણે વરદાન આપ્યુ: 'મારા પાશથી કે જળથી દશ લાખ વરસ સુધી એનુ મૃત્યુ થશે નહિ.'[૧૫] પછી સંતોષ પામેલા યમરાજાએ વરદાન આપ્યુ: 'મારા દંડથી એનુ મૃત્યુ નહિ થાય અને તે સદા નીરોગી રહેશે તેમ જ યુદ્ધમા જરા પણ વિષાદ પામશે નહિ.[૧૬] પછી ધનેશ્વર કુબેરે વરદાન આપ્યુ' 'યુદ્ધમા મારી ગદાથી તેનો વધ થશે નહિ'[૧૭] પછી દેવેશ્વર શકર મહાન વરદાન આપતા બોલ્યા 'મારાથી તેમ જ મારા આયુધોથી આ બાળક અવધ્ય રહેશે.' પછી શિલ્પીઓમા શ્રેષ્ઠ મહામતિ અને મહારથી વિશ્વકર્માએ વરદાન આપ્યુ' 'મે બનાવેલા દિવ્ય અસ્ત્રો-શસ્ત્રોથી તે અવધ્ય રહેશે અને ચિરંજીવ થશે' છેવટે દીર્ઘાયુ મહાત્મા બ્રહ્માએ તેને વરદાન આપ્યુ 'તુ સર્વ પ્રકારના બ્રહ્મદંડોથી અવધ્ય રહીશ'[૧૮-૨૦]

પછી જગદ્ગુરુ ચતુરાનન બ્રહ્માએ દેવોના વરદાનથી હનુમાનને અલંકૃત થયેલો જોઈ પ્રસન્ન મુખે વાયુને કહેવા માડ્યુ[૨૧] 'હે મારુત! તારો પુત્ર મારુતિ શત્રુને ભય આપનાર, મિત્રોને અભય દેનાર અને અજેય થશે વળી તે ઇચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરનારો, ઇચ્છાનુસાર ફરી શકનારો, ઇચ્છા મુજબ ગતિ કરનારો, કૂદનારાઓમા શ્રેષ્ઠ અને જેની ગતિને કોઈ રોકી ન શકે એવો કીર્તિમાન થશે[૨૨,૨૩] આ બાળક રાવણનો નાશ કરનાર અને રામને પ્રીતિ ઉત્પન્ન કરનાર ભાવ યુદ્ધમા રુવાટા ઊભા કરે એવા દુષ્કર કાર્યો કરશે.'[૨૪] વાયુદેવને આ પ્રમાણે કહ્યા પછી દેવો સહિત પિતામહ પોતાને સ્થાનકે ગયા અને વાયુદેવ પણ પુત્રને લઈ અંજની પાસે જઈ સર્વ વરદાનો તેને કહી સંભળાવી પોતાના સ્થાનકે ચાલ્યા ગયા.[૨૫,૨૬]

હે રામ! આ વરદાનો મેળવીને તેના બળથી બળવાન થયેલો હનુમાન, પોતામા રહેલા વેગથી સમુદ્ર સમાન દહિક બળમા પૂર્ણ થયો,[૨૭] ત્યારે વેગને લીધે પરિપૂર્ણ થયેલો એ વાનરશ્રેષ્ઠ નિર્ભય થઈને મહર્ષિઓના આશ્રમોમા તોફાન કરવા લાગ્યો.[૨૮] તે શાંત મુનિઓના યજ્ઞપાત્રો ફોડી નાખતો હતો અગ્નિહોત્રીનો અગ્નિ ઠારી દેતો હતો અને વલ્કલોના સમૂહને ફાડી નાખતો હતો. એ પ્રમાણે મહાબળવાન હનુમાન બધા બ્રહ્મદંડથી અવધ્ય હોવાથી નિર્ભયપણે તોફાન કરતો હતો ઋષિઓ તેના વરદાન જાણતા હતા, તેથી તેની શક્તિને લીધે એ બધુ સહન કરતા હતા. વાયુદેવ તેમ જ તેના પિતા કેસરીએ અંજનીપુત્ર હનુમાનને ઘણીવાર વાર્યો હતો, છતા તે વારંવાર મર્યાદાનુ ઉલ્લંઘન કરતો હતો. અંતે મહર્ષિ ભૃગુ અને અંગિરાના કુળમા ઉત્પન્ન થયેલા મહર્ષિઓ હનુમાનના ઉત્પાતથી કંટાળ્યા અને તેઓએ શાપ આપ્યો કે, 'હે વાનર! તું જે બળને લીધે અમને પીડે છે, તે બળને તું અમારા શાપને લીધે લાબા વખત સુધી પિછાની શકીશ નહિ જ્યારે તને કોઈ તારી કીર્તિ યાદ કરાવશે, ત્યારે તારું બળ વધશે' મહર્ષિઓનો આવો શાપ થતાં હનુમાનનુ તેજ અને પરાક્રમ હણાઈ ગયુ, એટલે તે નરમ ઘેસ જેવો થઈને આશ્રમોમા ફરવા લાગ્યો.

એ સમયે કિષ્કિન્ધામા ઋક્ષરજસ નામનો મહાકપિ રાજ્ય કરતો હતો. તે સૂર્યના જેવો તેજસ્વી અને સર્વ વાનરોનો રાજા હતો તે વાનરેંદ્ર વાલી અને સુગ્રીવનો પિતા થતો હતો.[૨૯-૩૧] લાબા સમય સુધી રાજ્ય ભોગવી તે જ્યારે મરણ પામ્યો, ત્યારે વિચાર કરવામા

કુશળ મંત્રીઓએ વાલીને તેના પિતાના પદે અને સુગ્રીવને વાલીના પદે સ્થાપ્યો હે રામ! હનુમાનને સુગ્રીવ સાથે બાલ્યાવસ્થાથી માંડીને, અગ્નિને અનિલ સાથે જેવી મૈત્રી છે તેવી જરા પણ ભેદ વિનાની મિત્રતા થઈ હતી, પરંતુ જ્યારે વાલી અને સુગ્રીવ વચ્ચે વેર થયું ત્યારે શાપને લીધે તે પોતાનું બળ જાણતો ન હતો, તેમ જ વાલીએ ભમાવેલો સુગ્રીવ પણ આ હકીકત જાણતો ન હતો ઋષિના શાપથી હણાયેલા બળવાળો કપિશ્રેષ્ઠ મારુતિ હાથીઓની વચ્ચે ઘેરાયેલા સિંહની માફક સુગ્રીવ સાથે એ જ કારણથી શાંત બેસી રહ્યો હતો ૩૭-૪૨

હે રામ! પરાક્રમ, ઉત્સાહ, બુદ્ધિ, પ્રતાપ, સુશીલતા, માધુર્ય, નીતિ, જ્ઞાન, ગંભીરતા, ચતુરાઈ, પરાક્રમ અને ધૈર્ય આદિ ગુણોમાં હનુમાનથી અધિક આ લોકમાં બીજો કોણ છે? ૪૩ એ મહાકપિને જ્યારે વ્યાકરણ આદિ શાસ્ત્રો શીખવાની ઇચ્છા થઈ, ત્યારે તે ભગવાન સૂર્યનારાયણ સામું મુખ રાખી ઠેક ઉદયાચળથી અસ્તાચળ સુધી તેમની સાથે જતો અને તે સમયે 'અષ્ટાધ્યાયીસૂત્ર', 'તાત્કાલીન સૂત્રવૃત્તિ', 'વાર્તિક', મહાભાષ્ય' અને વ્યાડિકૃત 'સંગ્રહ' આદિ ગ્રંથો શીખ્યો હતો વળી બીજા પણ ઘણા શાસ્ત્રોમાં તે પારંગત છે છંદશાસ્ત્રમાં તો તે એકલો જ છે વળી સર્વ વિદ્યાઓમાં અને તપોવિધાનમાં તે દેવોના ગુરુ બૃહસ્પતિ જેવો છે ૪૪,૪૫ પ્રલયકાળમાં લોકોને બાળી નાખવા ઇચ્છતા ખળભળેલા સાગર જેવા અથવા બાળી નાખવા ઇચ્છતા પ્રજ્વલિત અગ્નિ જેવા અથવા લોકનાશન યમ જેવા આ હનુમાનની આગળ કોણ ઊભો રહી શકે તેમ છે? ૪૬ હે રામ! સુગ્રીવ, મૈંદ, દ્વિવિદ, નીલ, તાર, તારાનો પુત્ર અંગદ, નલ, રંભ, એ વગેરે બીજા મહાકપીંદ્રો તમારા માટે જ દેવોએ સરજેલા છે ૪૭ હે રામ! ગજ, ગવાક્ષ, ગવય, સુદંષ્ટ્ર, જ્યોતિર્મુખ એ વગેરે રીંછો પણ તે વાનરેંદ્રોની સાથે તમારા માટે જ દેવોએ સરજેલા છે ૪૮ હે રામ! તમે જે પ્રમાણે પૂછ્યું, તે હનુમાને બાલ્યાવસ્થામાં જે જે પરાક્રમો કરેલાં તે સર્વ મેં તમને કહ્યાં છે ૪૯

રામ લક્ષ્મણ અને રાક્ષસો સહિત વાનરો, એ સર્વ અગસ્ત્યે કહેલું આ ચરિત સાંભળી વિસ્મય પામ્યા ૫૦ પછી અગસ્ત્યે કહ્યું 'હે રામ! મેં જે જે કહ્યું છે તે તમે સાંભળ્યું છે, અમને તમારાં દર્શન પણ થયાં અને વાતચીત કરવાનો પ્રસંગ પણ મળ્યો હવે અમે અમારા આશ્રમે જઈશું ૫૧ ૫૨

ત્યારે હાથ જોડીને અને પ્રણામ કરીને રામચંદ્રજીએ કહ્યું 'હે બ્રહ્મન્! તમારા દર્શનથી આજ મારા પિતા, પિતામહ, પ્રપિતામહ દેવતાઓ, બાંધવજનો આદિ સર્વ રાજી થાય છે છતાં મને એક ઇચ્છા થઈ છે તે હું તમને નિવેદન કરું છું, મારા ઉપર કૃપા કરીને તેનો સ્વીકાર કરો હે મુનિ! વનવાસથી આવેલો હું પુરવાસી અને ગામડાની રહેવાસી આદિ સર્વ પ્રજાને સુવ્યવસ્થામાં મૂકી ચૂક્યો છું અને હવે મને યજ્ઞ કરવાની ઇચ્છા થઈ છે, તે આપ જેવાની કૃપાથી જ થઈ શકે તેમ છે મારા એ યજ્ઞોમાં મહાવીર્યવાન આપ મારા ઉપર દયા કરીને હંમેશા વિધિ દર્શાવનાર સદસ્ય થાઓ તપથી જેણે પાપો બાળી નાખ્યાં છે, તેવા તમારો આશ્રય મળવાથી મારા પિતૃઓ મારા ઉપર અનુગ્રહ કરશે, માટે આપ આ સર્વ ઋષિઓની સાથે મારા યજ્ઞમાં અવશ્ય પધારશો' મહાત્મા રામચંદ્રનાં વચન સાંભળી અગસ્ત્યાદિ વ્રત ધારણ કરનારા ઋષિઓએ કહ્યું 'ભલે એમ કરીશું' પછી તેઓ સર્વ જેમ આવ્યા હતા તેમ ત્યાંથી વિદાય થયા ૫૩-૫૮

પછી મહાત્મા રામચંદ્ર યજ્ઞ સંબંધી વિચાર કરવા લાગ્યા, અને જ્યારે સૂર્યાસ્ત થયો, ત્યારે સભા વિસર્જન કરી, રાજાઓ અને વાનરોને તેમના ઉતારે મોકલ્યા પછી રાજશ્રેષ્ઠ રામચંદ્રજીએ વિધિ પ્રમાણે સંધ્યા કરી અને રાત્રિ થતાં અંતઃપુરમાં પ્રવેશ કર્યો ૫૯,૬૦

૩૬ મો સર્ગ સમાપ્ત

## શ્રીરામચંદ્રનું રાજ્ય

# સર્ગ ૩૭ મો

### મહાત્મા રામચંદ્રનું ઐશ્વર્ય

अभिषिक्तं तु काकुत्स्थे धर्मेण विदितात्मनि ।
व्यतीता या निशा पूर्वा पौराणां हर्षवर्धिनी ॥ १॥

જેણે આત્માને જાણેલો છે એવા કાકુત્સ્થ રામચંદ્રને ધર્મવિધિથી રાજ્યાભિષેક કરવામાં તે દિવસની રાત્રિ સર્વ પુરજનોએ હર્ષમાં વ્યતીત કરી.[૧] પ્રાતઃકાળ થતાં રાજાને જગાડનાર સૌમ્ય બંદીજનો રાજમંદિરે આવ્યા અને કિન્નરોની માફક શિક્ષણ પામેલા તથા મધુર કંઠવાળા એ સર્વ ગાયકો હર્ષ પામી રાજા રામચંદ્રને જગાડવા લાગ્યા. તેઓ બોલ્યા :[૨,૩]

'હે વીર! હે સૌમ્ય! હે કૌશલ્યાની પ્રીતિ વધારનાર! હવે જાગો. હે નરાધિપ! જો તમે સૂઈ રહેશો તો આખું જગત સૂઈ રહેશે.[૪] તમારું પરાક્રમ વિષ્ણુના જેવું છે, તમારું સ્વરૂપ અશ્વિનીકુમારો જેવું છે, પ્રજાપતિ બૃહસ્પતિના જેવી તમારી બુદ્ધિ છે.[૫] તમારી ક્ષમા પૃથ્વીના જેવી છે. તમે સૂર્ય સરખા તેજસ્વી છો. વાયુના જેવી તમારી ગતિ છે, તમારામાં સાગર સરખું ગાંભીર્ય છે. તમે સ્થાણુના જેવા અડગ છો, ચંદ્રના જેવા સૌમ્ય છો, પૂર્વે તમારા જેવા રાજા થયા નથી અને ભવિષ્યમાં થનાર પણ નથી. હે પુરુષશ્રેષ્ઠ! તમે ધર્મપરાયણ રહી પ્રજાનું હિત કરનાર છો; તેથી કીર્તિ અને લક્ષ્મી તમારો ત્યાગ કરીને જઈ શકતી નથી.[૬-૮] હે કાકુત્સ્થ! ધર્મ અને લક્ષ્મી નિરંતર આપનામાં રહેલાં છે.' બંદીજનોએ આ રીતે પુષ્કળ મધુર વચનોથી સ્તુતિ કરી. લોકો પણ દિવ્ય સ્તુતિથી રામચંદ્રને જગાડવા લાગ્યા. સ્તુતિ કરનારાઓની સ્તુતિ સાંભળી રામચંદ્ર, જેમ નારાયણ હરિ શેષશયનમાંથી ઊઠે છે, તેમ ધોળા બિછાનાવાળી શય્યામાંથી ઊઠીને જાગ્રત થયા.[૧૦,૧૧]

ત્યારે હજારો રાજસેવકો શ્વેત વર્ણનાં પાત્રોમાં જળ લઈ હાથ જોડી પ્રણામ કરતા ઊંઘમાંથી ઊઠેલા મહાત્મા રામચંદ્રની પાસે આવ્યા;[૧૨] એટલે મહાત્મા રામચંદ્ર જળસ્નાન અને યોગ્ય સમયે હોમહવન કરીને તરત જ ઈક્ષ્વાકુ કુળે સેવેલા પવિત્ર દેવમંદિરમાં ગયા.[૧૩] ત્યાં દેવોને, પિતૃઓને અને વિપ્રોને યથાવિધિ પૂજીને પછી બીજાં માણસો સહિત રામચંદ્ર સભામંડપમાં આવ્યા.[૧૪] ત્યાં અગ્નિ સરખા તેજસ્વી વસિષ્ઠાદિ પુરોહિતો, મહાત્મા મંત્રીઓ, વીર યોદ્ધાઓ તેમ જ જુદા જુદા દેશના રાજાઓ જેમ ઇંદ્રની આસપાસ દેવો હોય, તેમ રામચંદ્રની આસપાસ વીંટાઇ વળ્યા.[૧૫] ત્રણ વેદો જેમ યજ્ઞની ઉપાસના કરે છે, તેમ મહાયશસ્વી ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન—એ ત્રણ ભાઈઓ રામચંદ્રની ઉપાસના કરતા હતા.[૧૬,૧૭] બીજા અનેક સેવકો હર્ષિત મુખવાળા થઈ રાજી થતા હતા, હાથ જોડી રામચંદ્રની પાસે જતા હતા અને તેમની પાસે એક પછી એક બેસતા હતા. કામરૂપ, મહાવીર, સુગ્રીવાદિ તેજસ્વી વીસ વાનરો પણ તે જ પ્રમાણે બેઠા હતા. જેમ ગુહ્યકો ધનેશ કુબેરની સેવા કરે છે, તેમ ચાર રાક્ષસ પ્રધાનોથી વીંટળાયેલો લંકાનો રાજા વિભીષણ રામચંદ્રની સેવા કરતો હતો. વળી વેદપારંગત, કુળવાન અને વિચક્ષણ પુરુષો વિનીતભાવે રાજા રામની સભામાં આવ્યા હતા. આ સમયે શ્રેષ્ઠ ઋષિઓ, રાજાઓ, વાનરો અને રાક્ષસોથી સેવાતા મહાત્મા રામચંદ્ર દેવરાજ ઇંદ્રની પેઠે શોભતા હતા અને પુરાણવેત્તા મહાત્મા તે સભામાં બેઠેલાઓને ધર્મયુક્ત મધુર કથાઓ કહેતા હતા.[૧૮-૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૩૭ મો સર્ગ સમાપ્ત

## ક્ષેપક સર્ગ ૬ ઠ્ઠો*

વાલી અને સુગ્રીવની ઉત્પત્તિનો ઇતિહાસ

एतच्छ्रुत्वा तु निखिलं राघवोऽगस्त्यमब्रवीत् ।
य एषऋक्षरजा नाम वालिसुग्रीवयोः पिता ॥ १ ॥

અગસ્ત્ય મુનિના વચનો સાંભળી મહાત્મા રામચન્દ્ર બોલ્યા આપે વાલી અને સુગ્રીવનો પિતા ઋક્ષરજસ નામનો વાનર કહ્યો તે ઠીક, પણ એમની મા કોણ, એનું ઘર ક્યાં, વાલી અને સુગ્રીવ એવા નામ શા હેતુથી પડયા, ઇત્યાદિ વૃત્તાન્ત જાણવાની અમને જિજ્ઞાસા થઈ છે, માટે હે બ્રહ્મન્ ! આપ કે જે આશ્ચર્ય કારક સર્વ ઇતિહાસને જાણો છો, તેમનાથી અમે તે સાંભળવા ઇચ્છીએ છીએ ૧-૩

ત્યારે અગસ્ત્ય મુનિ બોલ્યા 'હે રામ! દેવર્ષિ નારદજી પાસેથી આ વિષે મેં જે પ્રમાણે સાંભળ્યું છે, તે હું તમને કહું છું ૪ એક વખત ધર્મરક્ષક નારદજી ફરતા ફરતા મારા આશ્રમે આવી ચડયા ત્યારે મેં તેમની વિધિપૂર્વક પૂજા કરી આસન આપ્યું આસન ઉપર બેઠા પછી મેં કુતૂહલથી એ કથા પૂછી ત્યારે તેમણે કહ્યું ૫,૬

'હે મહાત્મા મહર્ષિ ! પર્વતોમાં શ્રેષ્ઠ મેરુ નામનો પર્વત છે તે સુવર્ણ જેવું મન અને અત્યંત સુંદરતાની ખાણરૂપ છે અને તેનું મધ્ય શિખર સર્વ દેવોએ પૂજેલું છે ૭ તેના ઉપર બ્રહ્માજીનો સો યોજન વિસ્તારવાળો દિવ્ય અને રમ્ય સભા મંડપ છે, તેમાં ચતુર્મુખ બ્રહ્મા હમેશા વિરાજે છે ૮ એક વખત તેઓ યોગાભ્યાસ કરતા હતા, ત્યારે તેમની આંખોમાંથી એક અશ્રુબિંદુ ઝર્યું તે પોતાના હાથથી ઝીલી લઈ શરીર ઉપર ચોપડી દીધું પછી લોકકર્તા બ્રહ્માએ પૃથ્વી ઉપર હાથ ખંખેર્યો હે રામ ! એ ખરેલા અશ્રુબિંદુમાંથી એક વાનર પેદા થયો ૯ ૧૦ હે નરશ્રેષ્ઠ ! જેવો તે ઉત્પન્ન થયો કે તરત જ મહાત્મા બ્રહ્માજીએ મીઠાં વચનોથી તેને આશ્વાસન આપતાં કહ્યું ૧૧ 'જ્યાં હમેશાં દેવો વસે છે એવા આ વિશાળ પર્વતને તું જો તે રમ્ય ગિરિશ્રેષ્ઠ ઉપર ખાવા માટે પુષ્કળ ફળ અને મૂળ છે, તે ખાઈને હે વાનરશ્રેષ્ઠ ! જો તું હમેશાં મારી પાસે રહીશ તો થોડા સમયમાં તારું શ્રેય થશે' ૧૨,૧૩ હે રાઘવ ! બ્રહ્માજીના વચન સાંભળી તે વાનરશ્રેષ્ઠ વિનીતભાવે આદિદેવ જગત્પતિ લોકકર્તા દેવેશને પ્રણામ કરતો બોલ્યો 'હે દેવ ! આપની આજ્ઞા પ્રમાણે હું વર્તીશ' એમ કહી રાજી થયેલા મનવાળો એ વાનર ફળ અને પુષ્પયુક્ત વૃક્ષોના વનમાં ગયો ૧૪-૧૬ બ્રહ્માના પ્રભાવથી બળવાન થયેલા તે વાનરે ત્યાં જઈ અનેક પ્રકારના ફળ ને મૂળ ખાધાં અને અનેક ફૂલો તથા મીઠાં ફળો એકઠાં કર્યાં ૧૭ હે રામ ! એ રીતે દરરોજ સાંજે પુષ્કળ ફૂલો અને ફળો વીણીને તે પાછો બ્રહ્માજી પાસે જતો અને દેવોના દેવ બ્રહ્માજીના ચરણે એ સર્વ નિવેદન કરતો એમ પર્વતમાં ફરતાં ફરતાં કેટલોએક કાળ ચાલ્યો ગયો ૧૮,૧૯

હે રામ ! કેટલોક કાળ વીત્યા પછી એક વખત વાનરશ્રેષ્ઠ ઋક્ષરાજ તરસથી પીડાવા લાગ્યો ત્યારે તે મેરુપર્વતના ઉત્તરશિખર ઉપર ગયો ત્યાં તેણે વિવિધ પ્રકારના પક્ષીઓના અવાજથી ગાજી રહેલું અને સ્વચ્છ જળથી ભરેલું એવું એક સરોવર જોયું ૨૦ ૨૧ પોતાની કેસરાને ધ્રુજાવતો તે એ સરોવરના કિનારા પર બેઠો હતો, એટલામાં તેની દૃષ્ટિ પાણી પર પડી ૨૨ આ મહાન જળમાં પોતાનું પ્રતિબિંબ જોઈને તે મનમાં ને મનમાં બોલ્યો કે, 'આમાં આ મારો શત્રુ વળી કોણ છે ?' કોપિત થયેલા તેણે ધાર્યું કે આ મારું બહુ જ અપમાન કરે છે તેથી એ દુષ્ટ ભાવવાળા દુર્મતિના સુંદર ગૃહનો હું નાશ કરીશ મનમાં એમ વિચારીને એ વાનરે વેગપૂર્વક એ સરોવરમાં ભૂસકો માર્યો ૨૩-૨૫ પછી થોડી વારમાં જ પાછો છલંગ મારી બહાર

* આ રીતના પાંચ ક્ષેપક સર્ગો અગાઉ ૨૩ મા સર્ગ પછી આવી ગયા છે અને બીજા પાંચ સર્ગો પછી અહીંથી શરૂ થાય છે તે મૂળ પ્રતોમાં હોવાથી આ ભાષાંતરમાં પણ આપ્યા છે

નીકળ્યો, પરંતુ હે રામ! એ સરોવરના જળનો સ્પર્શ થવાથી તેને સ્ત્રીત્વ પ્રાપ્ત થયું.૨૧ તે સ્ત્રી મનોહર રૂપવાળી, સુંદર લાવણ્યથી શોભતી, વિશાળ જઘનવાળી, સુંદર ભ્રમરવાળી, કેશની કૃષ્ણ લટોવાળી, હસતા મુખવાળી તથા માંસલ સ્તનવાળી દેખાવા લાગી અને પાતળી સોટા જેવી લતાની માફક સરોવરના કિનારા ઉપર શોભવા લાગી ૨૭,૨૮ તે સ્ત્રી નવીકચનુંદરી જેવી, સર્વના મનને વિહ્વળ બનાવી દે એવી, કાંતા જેવી, પદ્મ વિના ની લક્ષ્મીજેવી અને ચંદ્ર જ્યોત્સ્ના જેવી નિર્મળ લાગતી હતી ૨૯ તે સ્ત્રી લ ી અને ઉમાના જેવી સ્વરૂપ–સૌંદર્યવાળી જણાતી હતી એ તે વરાંગના સર્વ દિશાઓને પ્રકાશિત કરતી હતી ૩૦

એ સમયે દેવનાયક ઇંદ્ર બ્રહ્મદેવની પૂજા કરી તે રસ્તે થઈને ર્ગમા જતો હતો,૩૧ તેમ જ સૂર્ય પણ ફરતે ફરતો જ્યાં તે તનુમધ્યમા સ્ત્રી હતી તે સ્થળે આવેલા તે એ બંને દેવોએ એકી વખતે આ દેવસુંદરી સ્ત્રીને જોઈ અને બંને કામવશ થયા ૩૨,૩૩ આ સ્ત્રીનું અદ્ભુત સ્વરૂપ જોઈ અ ગની ી જ ચાલી ગઇ અને તેઓ પાપની પાફક ોભના લાગ્યા અત્યંત વિવશ થવાને લીધે ઇંદ્રનું વીર્ય સ્ખલિત થયું અને તે એ સ્ત્રીના માથા પર પડયું, એટલે ઇંદ્ર ત્યાંથી ચાલ્યો ગયો ૩૪,૩૫ મહાત્મા વાસવનું વીર્ય નિષ્ફળ જાય તેવું ન હતું તેથી તે સ્ત્રીએ એક શ્રેષ્ઠ વાનરને જન્મ આપ્યો ૩૬ ઇંદ્રનું વીર્ય વાળ ઉપર પડયું હતું તેથી તે વાનર વાલી નામથી ઓળખાયો વળી એ જ વખતે કામવશ થયેલ સૂર્યનું વીર્ય સ્ખલિત થઈ એ સ્ત્રીની ગરદન ઉપર પડયું, તેથી તે પણ સ્ત્રીને સ્પર્શ ન કરતા ત્યાંથી ચાલ્યો ગયો સૂર્યનું વીર્ય ગ્રીવા (ડોક) ઉપર પડયું હતું તેથી તેનાથી ઉત્પન્ન થયેલા વાનરનું નામ સુગ્રીવ પડયું જ્યારે મહાબળવાન એ બન્ને વીરો ઉત્પન્ન થયા ત્યારે તેમાંના વાલીને સુરેંદ્રે સર્વગુણસંપન્ન અને અક્ષય સુવર્ણમાળા આપી અને સુગ્રીવને તેના પિતા સૂર્યદેવે પવનકુમાર હનુમાનજી સાથે ભેટો કરાવ્યો પછી તે બન્ને આકાશમાં ગયા ૩૭–૪૨

રાત્રિ પૂરી થઈ ને બીજે દિવસે સૂર્ય ઊગ્યો ત્યારે હે રાજા! સ્ત્રીરૂપ થયેલા ઋક્ષરજસે ફરીને પોતાનું વાનરસ્વરૂપ પ્રાપ્ત કર્યું અને પીળા નેત્રવાળા, મહાબળવાન, કામરૂપી પોતાના બે વાનરપુત્રોને તે અમૃત સમાન મધુ પાઈ ઉછેરવા લાગ્યો ૪૩,૪૪ વાનરશ્રેષ્ઠ ઋક્ષરજસ પોતાના બંને પુત્રોને લઈ બ્રહ્માજી પાસે ગયો, ત્યાં પિતામહે પુત્રો સહિત તે વાનરને બહુ પ્રકારે શાંત કર્યો પછી એક દૂતને આજ્ઞા કરી કે, 'હે દૂત! મારી આજ્ઞાથી શુભગુણસંપન્ન મહાન કિષ્કિંધાપુરીમાં જા, કારણ કે તે આને માટે લાયક છે ત્યાં વાનરોના અનેક યૂથો વસે છે, તેમ જ ઇચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરનારા ઘણા વાનરો પણ ત્યાં રહે છે તે નગરી અનેક રત્નોથી પરિપૂર્ણ છે, ચારે વર્ણના લોકો તેમાં રહે છે, મારી આજ્ઞાથી એ દિવ્ય અને સુંદર કિલ્લાવાળી નગરી વિશ્વકર્માએ બનાવી છે ૪૫–૪૯ ત્યાં જઈ સામાન્ય વાનરોને અને બીજા સર્વ તેમના સરદારોને બોલાવી તે સર્વની સાથે અત્યંત આદરમાન સહિત તું આ ઋક્ષરજસને કિષ્કિંધાના મહાન સિંહાસન ઉપર રાજ્યાભિષિક્ત કરજે ૫૦,૫૧ તે સર્વ બુદ્ધિમાન વાનરો આ મહાન વાનર ઋક્ષરજસને જોશે કે તરત જ કાયમ માટે વશ થઈ જશે ૫૨

બ્રહ્માની આજ્ઞા થતાં તે દેવદૂત વાનરશ્રેષ્ઠ ઋક્ષરજસ તથા તેના બંને પુત્રોને સાથે લઈ ને સુંદર કિષ્કિન્ધા નગરીમાં ગયો ૫૩ અને ગુહામાં વસેલી તે નગરીના રાજા તરીકે પવન સરખી ગતિવાળા વાનરશ્રેષ્ઠ ઋક્ષરજસને પિતામહની આજ્ઞાથી રાજ્યાભિષિક્ત કર્યો એ સમયે રાજ્યાભિષેકના વિધિપૂર્વક શ્રીમાન ઋક્ષરજસને સ્નાન કરાવ્યું તેમ જ તેનું પૂજન કરાવ્યું અને વાનરશ્રેષ્ઠ ઋક્ષરજસે મુકુટ અને બીજા અલંકારો ધારણ કર્યા પછી તેણે સંતુષ્ટ મનથી સાત દ્વીપ

અને સમુદ્રવાળી પૃથ્વી ઉપર જેટલા વાનરો હોય તે સર્વનુ શાસન કરવા માડયુ.[૧૪–૧૬] આ પ્રમાણે વાનરેંદ્ર ઋક્ષરજસ વાલી અને સુગ્રીવ એ બન્નેનો પિતા તેમ જ માતારૂપ હતો. વાનરોનુ આ વૃતાત તમારું કલ્યાણ કરો.[૧૭] જે વિદ્વાન આ કથાને સભળાવે અને જે માણસ આ સાભળે તેના સર્વ કાર્યો પાર પડે છે.[૧૮] હે રામ! આ પ્રકારે રાક્ષસો અને વાનરેશ્વરોની ઉત્પત્તિ આદિ વૃત્તાત જેવુ બન્યુ હતુ તેવુ મે તમને કહી સભળાવ્યુ છે.[૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા પ્રક્ષિપ્ત છઠ્ઠો સર્ગ સમાપ્ત

# ક્ષેપક સર્ગ ૭ મો

રાવણ અને સનત્કુમારોનો સંવાદ

एता श्रुत्वा कथा दिव्या पौराणा राघवस्तदा ।
भ्रातृभि सहितो वीरो विस्मय परम ययौ ॥ १ ॥

અગસ્ત્ય મુનિના મુખથી પ્રાચીન અને દિવ્ય કથા સાભળી સર્વ ભાઈઓ સહિત મહાત્મા રામચદ્ર પરમ આશ્ચર્ય પામ્યા અને તેમણે પૂછ્યુ 'હે ભગવન્! તમારી કૃપાથી મે મહાપુણ્યવાળી આ કથા સાભળી, તેથી બહુ જ કુતૂહલ થયુ છે ખરેખર, સુગ્રીવ અને વાલીની ઉત્પત્તિ આવી દિવ્ય રીતે થઈ છે, તો પછી હે બ્રહ્મર્ષિ! ઇદ્ર અને સૂર્યથી ઉત્પન્ન થયેલા એ બન્ને વાનરચાહૂલો મહાબળવાન હોય એમા શુ આશ્ચર્ય!'[૧–૪]

ત્યારે અગસ્ત્ય મુનિએ કહ્યુ 'હે મહાબાહુ! એ જ પ્રમાણે પૂર્વે પણ થયુ હતુ.[૫] હે રાજન્! હવે એક બીજી સનાતન દિવ્ય કથા સાભળો. રાવણે જે હેતુથી પૂર્વે સીતાનુ હરણ કર્યું હતુ તે હુ તમને કહીશ, તે તમે ધ્યાન આપી સાભળો. હે રામ! પૂર્વે કૃતયુગમા એક વખત પ્રજાપતિના પુત્ર, સૂર્ય સરખા દેહધારી અને તેજસ્વી સનત્કુમારની પાસે રાક્ષસાધિપ રાવણ બેઠેલો હતો.[૬–૮] હે રામ! રાવણે અતિવિનીત ભાવે તેમને પ્રણામ કર્યા અને તે સત્યવાદી ઋષિને પૂછ્યું 'જે દેવનો આશ્રય કરી દેવો યુદ્ધમા શત્રુને જીતે છે, એવો આ લોકમા સૌથી વધારે બળવાન કયો દેવ છે? બ્રાહ્મણો નિત્ય કોનુ પૂજન કરે છે? યોગીઓ નિત્ય કોનુ ધ્યાન ધરે છે? હે તપોધન! હે ભગવન્! એ બધુ મને વિસ્તારથી કહો.'[૧૦,૧૧]

રાવણનો પ્રશ્ન સાભળી મહાયશસ્વી ઋષિએ ધ્યાનદૃષ્ટિથી તેના હૃદયનો અભિપ્રાય જાણી કહ્યુ 'હે પુત્ર! તુ સાભળ.[૧૨] જે આખા જગતનુ ભરણપોષણ કરનાર છે, જેની ઉત્પત્તિ જાણવામા આવતી નથી, સુર અને અસુર જેને હમેશા નમે છે, તે જ હરિ નારાયણ પ્રભુ છે. વિશ્વકર્તા આદિદેવ બ્રહ્માજી પણ એની નાભિમાથી ઉત્પન્ન થયેલા છે કે જેમણે આ સ્થાવરજગમ વિશ્વ સરજેલુ છે તે નારાયણ પ્રભુનો આશ્રય કરીને જ દેવો વિધિ પ્રમાણે યજ્ઞમા અમૃત પીએ છે અને તે દેવનુ માનપુરસર યજન કરે છે.[૧૩–૧૫] યોગીઓ પુરાણોથી, વેદોથી અને પચરાત્રથી તેનુ ધ્યાન ધરે છે અને યજ્ઞો વડે તેનુ પૂજન કરે છે.[૧૬] એ નારાયણ પ્રભુ દૈત્ય, દાનવ, રાક્ષસો અને બીજા સર્વ દેવશત્રુઓને યુદ્ધમા જીતે છે, તેથી તે હમેશા પૂજાય છે.'

મહામુનિનુ કહેલુ સાભળી ફરીથી રાક્ષસાધિપ રાવણ પ્રણામ કરતો પૂછવા લાગ્યો 'હે પ્રભુ! દાનવ તથા રાક્ષસોને તેમના શત્રુ દેવોએ યુદ્ધમા હણ્યા હોય તેમની તેમ જ એ નારાયણ પ્રભુએ જેમને હણ્યા હોય તેમની શી ગતિ થતી હશે?' ત્યારે મહામુનિએ જવાબ આપ્યો 'દેવોએ હણેલા એ સવ સ્વર્ગલોકમા જાય છે, પણ ત્યા પુણ્ય ક્ષીણ થયે તેઓ ફરીથી પૃથ્વી ઉપર જન્મે છે અને ત્યા પૂર્વજન્મમા કરેલા કર્મોને આધારે તે જન્મે અને મરે છે.[૧૭–૨૦] હે રાજન્! ત્રિલોકનાથ, જનાર્દન, ચક્રધર વિષ્ણુએ જેને જેને હણેલા છે, તે સર્વ વિષ્ણુના ધામને પામે છે. ખરેખર! એ નારાયણ પ્રભુનો તો ક્રોધ પણ વરદાન તુલ્ય થાય છે.'[૨૧,૨૨]

સનત્કુમારના મુખમાથી નીકળેલા વચનો

સાભળી રાક્ષસાધિપ રાવણ રાજી થયો અને મનમા વિચારવા લાગ્યો કે, 'જો એમ જ છે તો એ નારાયણ હરિની સામે મહાયુદ્ધમા હુ કેમ ન જાઉ?'[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણ ન ઉત્તરકાડમા પ્રક્ષિપ્ત ૭મો સર્ગ સમાપ્ત

## ક્ષેપક સર્ગ ૮મો

### રામાવતારની ભવિષ્યવાણી

एव चिन्तयतस्तस्य रावणस्य दुरात्मन ।
पुनरेवापर वाक्य व्याजहार महामुनि ॥ १ ॥

આ પ્રમાણે દુરાત્મા રાવણ વિચાર કરતો હતો ત્યારે મહામુનિ સનત્કુમારે ફરીથી બીજી કથા કહેવા માડી 'હે મહાબાહુ! તુ સુખી થા, થોડો કાળ નિરાત રાખ પછી તું મનમા જેની સાથે યુદ્ધ કરવાનુ ઇચ્છી રહ્યો છે, તે જ તને મહાયુદ્ધમા મળશે'[૧-૨]

ત્યારે રાવણે મહામુનિને પૂછ્યુ 'તેના લક્ષણ કેવા હશે, તે સર્વ વિસ્તારથી મને કહો' ત્યારે સનત્કુમારે કહ્યુ 'હે રાક્ષસશ્રેષ્ઠ! હુ તને જે કહુ છુ તે તુ સાભળ તે દેવ સર્વવ્યાપક, સૂક્ષ્મ, અવ્યક્ત અને સનાતન છે, તેનાથી આ બધુ સચરાચર ત્રિલોક વ્યાપી રહેલુ છે[૩-૫] તે દેવ પૃથ્વી ઉપર, સ્વર્ગમા, પાતાળમા, પર્વત ઉપર, વનમા, સર્વ સ્થાવર પદાર્થોમા, નદીઓમા અને નગરોમા વ્યાપ્ત છે[૬] તે દેવ ૐકારસ્વરૂપ, સત્યસ્વરૂપ, ગાયત્રીરૂપ અને પૃથ્વીરૂપ છે, એટલુ જ નહિ, પણ પૃથ્વી ધારણ કરનાર અનત દેવના નામથી તે વિખ્યાત છે[૭] તે દેવ દિવસ, રાત્રિ, બને સધ્યા, ચદ્ર, યમ કાન, પવન, અગ્નિ, બ્રહ્મા, રુદ્ર, ઇદ્ર અને જળ, એ સર્વ સ્વરૂપ છે એ દેવ પ્રકાશે છે, બાળે છે, શોભે છે, તેમ જ તે લોકોને સરજે છે, સહારે છે અને શાસન કરે છે એ લોકનાથ, પુરાણ અવ્યય, સસારનાશક નારાયણ પ્રભુ જ આ સર્વ ક્રીડા કરે છે હે દશાનન! વધારે શું કહેવુ? તેનાથી જ આ સચરાચર ત્રિલોક વ્યાપી રહેલુ છે વર્ષાઋતુમા વીજળી સહિત શોભતા વાદળા જેવા એ નારાયણ કાળા કમળ સરખા શ્યામ છે અને કેસર તુલ્ય અરુણ રગના વસ્ત્રો પહેરે છે એમની છાતીમા શ્રીવત્સલાછન તથા શશાક નુ ચિહ્ન છે અને લોચનો કમળ જેવા છે અને અગ મેઘના જેવુ શ્યામ છે મેઘમા જેમ વિદ્યુત રહેલી છે, તેમ તેમના શરીરમા હમેશા શુદ્ધરૂપી લક્ષ્મી રહેલી છે. તે જોવાને દેવો, અસુરો કે પન્નગો પણ શક્તિમાન થતા નથી જેના ઉપર એ દેવની કૃપા થાય છે, તે જ તેને જોઈ શકે છે યજ્ઞફળથી, સચિત કરેલા તપથી, દાનથી કે પૂજનથી એ ભગવાનના દર્શન શક્ય નથી જેઓએ તેમનામા પોતાનો પ્રાણ અને ચિત્ત સમર્પણ કરેલા છે અને જેઓ તેમના સ્વરૂપમા જ નિરતર પરાયણ છે, તેમ જ જ્ઞાનરૂપી અગ્નિથી જેના સર્વ પાપો બળી ગયા છે, એવા ભક્તો જ ભગવાનનુ દર્શન કરવા શક્તિમાન થાય છે એ મહાપ્રભુને જોવાની જો તારી ઉત્કટ ઇચ્છા હોય, તો હુ તને કહુ છુ તે સાભળ[૮-૧૭]

સત્યયુગના અતમા, ત્રેતાયુગના પ્રારભમા દેવ અને મનુષ્યનુ હિત કરવા માટે એ નારાયણ પ્રભુ મનુષ્યદેહ ધારણ કરી જન્મ લેશે[૧૮] પૃથ્વી ઉપર ઇક્ષ્વાકુવશમા દશરથ નામે એક રાજા થશે તેને રામ નામે મહાતેજસ્વી પુત્ર થશે[૧૯] એ રામ મહાબુદ્ધિમાન, મહા બળવાન અને મહાપરાક્રમી થશે, તેમ જ તે મહાત્મા વિશાળ બાહુવાળા અને પૃથ્વી સરખી ક્ષમા રાખનાર થશે[૨૦] યુદ્ધમા શત્રુઓથી સૂર્યની માફક મહામુશ્કેલીથી જોઈ શકાય એવા આદિદેવ નારાયણ પ્રભુ રામચદ્રરૂપે પ્રકટ થશે[૨૧] પિતાની આજ્ઞાથી મહામનસ્વી વિભુ રામચદ્ર ધર્માત્મા ભાઈની સાથે દડકાદિ વિવિધ વનોમા જશે[૨૨] તેમની પત્ની વસુધામાથી ઉત્પન્ન થયેલી જનકની પુત્રી સાક્ષાત્ લક્ષ્મી જેવી મહાભાગા સીતા થશે[૨૩] તે રૂપમા આ લોકમા અપ્રતિમ હશે, સર્વ લક્ષણ સપન્ન હશે વળી ચદ્રને જેમ ચાદની અનુસરે છે તેમ તે છાયાની

માફક રામચંદ્રને અનુસરનારી હશે.[૨૪] તે શીલવાન, ગુણવાળી, ધૈર્યયુક્ત અને સૂર્યકિરણની માફક મૂર્તિમયી સાધ્વી હશે [૨૫] હે રાવણ! મેં તને એ મહાન, શાશ્વત, અવ્યય અને દેવના દેવનુ સર્વ આખ્યાન વિસ્તારથી કહ્યું છે.'[૨૬]

હે રાઘવ! આ વૃત્તાત સાંભળ્યા પછી પ્રતાપી મહાબાહુ રાક્ષસેંદ્ર રાવણ તમારી સાથે વિરોધ કરવાનો વિચાર કરવા લાગ્યો. સનત્કુમારના વચનો પર વારંવાર વિચાર કરતો શ્રીમાન રાવણ હર્ષ પામ્યો અને યુદ્ધ માટે ફરવા લાગ્યો.[૨૭,૨૮]

વિસ્મયથી વિકાસ પામેલાં નેત્રોવાળા એવા રામચદ્ર તે કથા સાભળી માથું ધુણાવી આશ્ચર્યમા લીન થઈ ગયા. રાજા રામચંદ્ર અગસ્ત્ય મુનિના વચનો સાભળી હર્ષયુક્ત થઈ તથા વિસ્મયયુક્ત નેત્રોવાળા થઈ બોલ્યા 'હે મુનિશ્રેષ્ઠ! મને તમે તે પુરાતન કથા કહો.'[૨૯,૩૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિનિર્ણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા પ્રક્ષિપ્ત ૮ મો સર્ગ સમાપ્ત

## ક્ષેપક સર્ગ ૯ મો

### કથાની પરંપરા

तत पुनर्महातेजा कुम्भयोनिर्महायशा ।
उवाच रामं प्रणत पितामह इवेश्वरम् ॥ १ ॥

પિતામહ જેમ ઇદ્રને કહે, તેમ મહાતેજસ્વી અને મહાયશસ્વી અગસ્ત્યે પ્રણામ કરતા રામચંદ્રને ફરીથી કહેવા માડ્યું. તે મહાતેજસ્વી મુનિએ સત્યપરાક્રમી રામચદ્રને 'તમે સાભળો' એમ કહી કથાનો શેષ રહેલો ભાગ કહેવા માડ્યો, તે મહામતિ મુનિએ જે પ્રમાણે સાભળ્યુ હતું અને જે પ્રમાણે એ બનાવો બન્યા હતા તે પ્રમાણે પ્રસન્નચિત્ત થઈને રામચદ્રને એ કથા કહેવા માડી.[૧-૩]

હે મહામતિ રામ! મહાબાહુ! દુરાત્મા રાવણે એટલા માટે જ જનકનદિની જાનકીનું હરણ કર્યું હતું.[૪] ગિરિશ્રેષ્ઠ ઉત્તમ મેરુ ઉપર મહાયશસ્વી નારદે આ કથા મને કહી હતી. હે રાઘવ! નારદજીએ દેવ, ગંધર્વ, સિદ્ધ અને મહાત્મા ઋષિઓની કથા મને કહી હતી. હે માનદ! હે રાજેંદ્ર! મહાતેજસ્વી નારદે હસતાં હસતાં જે કથા કહી હતી તે મહાપાપનો નાશ કરનારી કથા હુ તમને કહુ છું તે સાભળો. દેવતા સાથે મહાબાહુ ઋષિઓએ એ કથા સાભળીને તે સર્વેએ હર્ષયુક્ત નેત્રવાળા નારદજીને કહ્યુ :[૫-૮] 'જે ભક્તિપૂર્વક નિત્ય આ કથાને સંભળાવે અથવા સાભળે તે પુત્ર અને પૌત્રવાન થઈને સ્વર્ગલોકમા પૂજાય છે.'[૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિનિર્ણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા પ્રક્ષિપ્ત ૯ મો સર્ગ સમાપ્ત

## ક્ષેપક સર્ગ ૧૦ મો

### શ્વેતદ્વીપમા સ્રીઓને હાથે રાવણનો પરાજય-રામચંદ્રને મૂળ સ્વરૂપનું પ્રબોધન-ઋષિઓની વિદાય

तत स राक्षसो राम पर्यटन्पृथिवीतले।
विजयार्थी महाशूरै राक्षसै परिवारित ॥ १ ॥

હે રામ! મહાશૂરવીર રાક્ષસોને સાથે લઈને રાક્ષસ રાવણ વિજય મેળવવા માટે પૃથ્વી ઉપર ફરતો હતો.[૧] દાનવ, દૈત્ય અને રાક્ષસોમા જેને પણ વધારે બળવાન સાભળતો, તેને બળથી ગર્વિષ્ઠ થયેલો રાવણ યુદ્ધ માટે બોલાવતો હતો. હે પૃથ્વીપતિ! એ પ્રમાણે સર્વ પૃથ્વી ઉપર ફરતા ફરતા તેને એક વખત બ્રહ્મલોકમાથી પાછા ફરતા નારદજી મળ્યા. વાદળાની ઉપર આવેલા બીજા સૂર્ય સમાન તેજસ્વી નારદજીને પોતાની તરફ આવતા જોઈ તેમની સામે જઈ રાક્ષસેદ્ર રાવણે તેમને પ્રણામ કર્યા[૨-૪] પછી હર્ષિત થઈને તેણે નારદજીને કહ્યુ 'તમે બ્રહ્મલોકમાથી માડીને બધા લોકનુ અનેક પ્રકારે દર્શન કરેલુ છે.[૫] 'હે મહાભાગ! એમાંથી કયા લોકના માણસો વધારે બળવાન છે? હુ એવાઓની સાથે પ્રાપ્ત થયેલી ઇચ્છા પ્રમાણે યુદ્ધ કરવા ઇચ્છું છું.'[૫,૬]

ત્યારે નારદજીએ એક મુહૂર્ત સુધી વિચાર કરી કહ્યુ 'હે રાજન્! ક્ષીરસાગરની પાસે એક મહાદ્વીપ છે.[૭] ત્યા ચદ્રના જેવા મહા-

બળવાન, મહાકાય, મહાપરાક્રમી અને મેઘના સમાન ગંભીર શબ્દ કરનારા શ્રીમાન ધૈર્યશાળી અને મોટા પરિઘ સમાન બાહુવાળા માણુસો મેં જોયા છે. તું આવા બળ અને પરાક્રમવાળા માણુસોને ઇચ્છે છે.'

ત્યારે રાવણે ઉત્તર આપ્યો: 'હે નારદ! એ શ્વેતદ્વીપમા એવા મહાન બળવાળા માણુસો કેમ પેદા થતા હશે? એ શ્વેતદ્વીપમા તે મહાત્માઓનો વાસ કવી રીતે થયો? હે પ્રભુ નારદ! એ બધુ મને મૂળથી માડીને કહો. તમે સર્વ જગતને હાથમાના આમળાની પેઠે જોયુ છે.[૮-૧૨]

ત્યારે નારદજીએ કહ્યુ 'હે રાક્ષસાધિપ! એ સર્વ લોકો નિરંતર અનન્ય મનથી નારાયણ પરાયણ છે અને તેમનુ આરાધન કરવામા જ આસક્ત છે. તેઓ તેમનામા જ પોતાનુ ચિત્ત રાખનારા છે અને એકાંતભાવથી તે માણુસો એમને શરણે ગયેલા છે નિરંતર નારાયણમા જ પોતાનુ ચિત્ત અને પ્રાણ રાખનારા એ મહાત્માઓએ શ્વેતદ્વીપમા વાસ કર્યો છે. ચક્રને ધારણ કરનારા લોકનાથ દેવે શાર્ઙ્ગ ધનુષ્ય ધારણ કરી યુદ્ધમા જે જે લોકોને હણ્યા છે, તે સર્વને ત્યા નિવાસ આપ્યો છે. હે તાત! યજ્ઞના ફળ વડે, તપ વડે, સંયમ વડે કે સર્વોત્તમ દાનના ફળ વડે, પણ તે સુખદ લોક પ્રાપ્ત થતા નથી.[૧૩-૧૭]

નારદજી પાસેથી આ વૃત્તાંત સાભળ્યા પછી વિસ્મય પામેલો દશગ્રીવ થોડી વાર વિચારમા પડી ગયો અને કહ્યુ 'ઠીક છે, હુ તેઓની સાથે યુદ્ધ કરીશ.' એમ બોલી તે શ્વેત દ્વીપમા ગયો, તેમ જ યુદ્ધ જોવુ જેને પ્રિય છે એવા નારદજી પણ થોડા વખત વિચાર કરી આ પરમ આશ્ચર્યને જોવાની ઇચ્છાથી તરત ત્યા ગયા.

હે રાઘવ! રાક્ષસોની સાથે ત્યાં જઈને મહાબળવાન રાવણ મહાન સિંહનાદથી દશે દિશાઓ ગજાવી મૂકવા લાગ્યો.[૧૮-૨૧] જ્યારે નારદજી ત્યાં પહોંચ્યા, ત્યારે મહાયશસ્વી રાવણ દેવતાઓને પણ મહાદુર્લભ મહાદ્વીપ શ્વેતદ્વીપમાં પહોચી ગયો હતો.[૨૨] તે દ્વીપના તેજપ્રભાવથી બળવાન રાવણનું પુષ્પક વિમાન સામા પવનના વેગથી અટકી પડ્યું. જેમ સામા પવનના પ્રવાહમાં વાદળા સ્થિર રહી શકતા નથી, તેમ તે વિમાન ત્યાં જઈને સ્થિર ન રહી શક્યુ. રાક્ષસેંદ્ર રાવણના પ્રધાનો પણ કઠિનતાથી જોવાય તેવા શ્વેતદ્વીપમા ગયા પછી ભયભીત થઈ રાવણને કહેવા લાગ્યા: 'હે રાક્ષસેંદ્ર! અમે મૂઢ થયા છીએ, સંજ્ઞારહિત થયા છીએ, ચેતનારહિત થયા છીએ અને કોઈ પણ રીતે યુદ્ધ કરવા શક્તિમાન રહ્યા નથી' એમ કહી તે સર્વ રાક્ષસો પલાયન કરી ગયા.[૨૩-૨૬] ત્યારે રાવણે સુવર્ણભૂષિત પોતાનુ પુષ્પક વિમાન તેઓની સાથે પાછું મોકલી દીધુ.

હે રામ! પુષ્પક વિમાન ગયા પછી તેમ જ રાક્ષસોને રજા આપ્યા પછી રાક્ષસાધિપ રાવણે મહાભયંકર રૂપ ધારણ કર્યુ.[૨૭,૨૮] પછી તેણે શ્વેતદ્વીપમા પ્રવેશ કર્યો કે તરત જ કેટલીક સ્ત્રીઓએ તેને જોયો.[૨૯] તેમાની એકે હાસ્ય કરી રાવણનો હાથ ઝાલીને 'તુ અહીં શા માટે આવ્યો છે? તું કોણ છે? તું કોનો પુત્ર છે? તને અહીં કોણે મોકલ્યો છે?' એમ પૂછ્યુ ત્યારે હે રાજન્! ક્રોધ પામેલા રાવણે ઉત્તર આપ્યો.[૩૦,૩૧] 'હુ વિશ્રવાનો પુત્ર છુ, મારુ નામ રાવણ છે હું અહીં યુદ્ધ મેળવવા માટે આવેલો છુ, પણ હું તો કોઈને અહીં જોતો નથી.'[૩૨] આ સાભળી સુંદર અવાજવાળી સર્વ યુવતીઓ હસી પડી.[૩૩] તેમાંની ક્રોધ પામેલી એકે બાળકની માફક રમત રમતમા રાવણને કેડેથી પકડીને સખીઓની વચ્ચે ફેરવ્યો, અને પોતાની એક સખીને બોલાવીને 'કાળા આંજણ સરખી કાંતિવાળા, વીસ હાથવાળા અને દશ મસ્તકવાળા એક કીડાને મેં પકડ્યા છે તે તુ જો' એમ બોલવા લાગી.[૩૪,૩૫] રાવણને ફેરવવાથી થાકેલી તે સ્ત્રી એક હાથમાથી

બીજા હાથમા લઇ તેને ફેરવવા લાગી આમ જ્યારે બળવાન રાવણને ઘુમાવવામા આવતો હતે યારે ક્રોધર્થ તેણે તે સ્ત્રીનો હાથ કરડી ખાધો તેથી હાથની પીડાથી તેને ફેરવતી તે સ્ત્રીએ તેને છોડી દીધો ત્યારે બીજી કોઈ સ્ત્રી તે રાક્ષસેન્દ્રને પકડીને આકાશમા ઊડી, તેથી ક્રોધ પામેલ તેણે નખથી વલુરિયા ભર્યા, એટલે તે સ્ત્રીએ તેને એકદમ છોડી દીધો, તેથી ભયભીત થયેલો રાવણ સાગરમા પડ્યો ૩૬-૩૯ વજ્રપ્રહાર થતા પર્વતનુ શિખર જેમ તૂટી પડે, તેમ મહાબળવાન રાવણ સમુદ્રમા પડ્યો ૪૦

હે રામ ! એ પ્રમાણે શ્વેતદ્વીપમા વનનારી સ્ત્રીઓએ રાવણને પકડીને અહીથી તહી ભમાવ્યો, ત્યારે મહાતેજસ્વી નારદજી પણ રાવણને સ્ત્રીઓથી હાર પામેલો જોઈ વિસ્મય પામ્યા તથા લાંબા વખત સુધી હસ્યા અને નાચ્યા એટલા જ માટે હે મહાબાહુ ! દુરાત્મા રાવણે મરણની ઇચ્છા કરીને તમારી પાસેથી સીતાજીને હરી લીધા હતા

તમે શખ, ચક્ર અને ગદાને ધારણ કરનારા દેવ નારાયણ છો, તમારા હાથમા શાર્ઙ્ગ ધનુષ્ય, પદ્મ આદિ આયુધો આવેલા છે, તમે સવ દેવતાઓથી નમસ્કાર કરવા યોગ્ય છો, શ્રીવત્સ લાછનવાળા છો, હૃષીકેશ છો, સવ દેવોથી પૂજાયેલા છો, મહાયોગી છો, પદ્મનાભ છો, ભક્તોને અભય આપનારા છો, રાવણનો વધ કરવા માટે તમે મનુષ્યાવતાર લીધો છે હુ નારાયણ છુ એમ શું તમે નથી જાણતા ૪૧-૪૬ હે મહાભાગ ! તમે મોહ પામા નહિ આત્મજ્ઞાનથી તમે તમારા મૂળ સ્વરૂપનુ સ્મરણ કરો તમે ગુહ્યમા પણ ગુહ્ય તત્ત્વ છો એમ પિતામહ બ્રહ્માજીએ કહ્યુ હતુ ૪૭ હે રાઘવ ! તમે સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણસ્વરૂપ છો, ઋક, યજુર અને સામ એ ત્રણ વેદ છો, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકમા રહેનારા છો, ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળમા કાર્ય કરનારા છો, ધનુર્વેદ, ગાધર્વવેદ અને આયુર્વેદ એ ત્રણ વિદ્યાઓને જાણનારા છો, દેવતાઓના શત્રુઓનો સહાર કરનારા છો, ૪૮ તમે ઇદ્રના નાના ભાઈ છો, તમે શ્રીમાન બળિ રાજાને બાધ્યા ત્યારે તમારા ત્રિવિક્રમ સ્વરૂપથી ત્રણે લોકોને ભયભીત કરી દીધા હતા ૪૯ તમે અદિતિના ગર્ભથી ઉત્પન્ન થયેલા સનાતન વિષ્ણુ છો અત્યારે સર્વ લોકના હિત માટે તમે મનુષ્યાવતાર લીધો છે

હે સુરશ્રેષ્ઠ ! પુત્ર અને બાધવજનો સહિત પાપી રાવણનો નાશ કરી તમે દેવોનુ કાર્ય કર્યુ છે ૫ ,૫૧ હે સુરેશ્વર ! તમારી કૃપાથી સર્વ તપોધન ઋષિઓ અને દેવો રાજી થયા છે અને સવ જગત શાતિ પામ્યુ છે હે પ્રભુ ! તમારા માટે જ મહાભાગ લક્ષ્મીના અવતારરૂપ સીતાજી જનક રાજાને ત્યા ભૂમિમાથી ઉત્પન્ન થઈ મોટા થયા હતા અને લકામા હરી જઈને રાવણે તેમનુ માતાની માફક રક્ષણ કર્યુ હતુ હે રામ ! એ બધો તમારો મહાયશસ્વી વૃત્તાત કહ્યો ૫૨-૫૪ આ બધુ સનત્કુમારે દીર્ઘાયુષો નારદજીને કહ્યુ હતુ અને નારદે અમને કહ્યુ હતુ જે માણસ વિદ્વાન બ્રાહ્મણની સનિધિમા શ્રાદ્ધ વખતે આ કથા સભળાવે તો તેણે આપેલુ સઘળુ અન્ન પિતૃઓને મળે છે ૫૫,૫૬

કમળનયન રામચદ્રજી આ દિવ્ય કથા સાભળીને વાનરો સહિત સુગ્રીવ અને રાક્ષસો સહિત વિભીષણ સાથે પરમ વિસ્મય પામ્યા વળી અમાત્યો સહિત જે જે રાજાઓ, ધર્મિષ્ઠ બ્રાહ્મણો, ક્ષત્રિયો, વશ્યો અને શૂદ્રો ત્યા એકઠા થયેલા હતા, તેઓ સર્વ પણ આખો વિકસાવીને હર્ષયુક્ત થયા પછી મહાતેજસ્વી અગસ્ત્યે રામચદ્રજીને કહ્યુ હે રામ ! અમને તમારુ દર્શન થયુ તેમ જ અમે તમારી સભામા કથા પણ કહી, હવે અમે જઈશુ ' એમ કહી સત્કાર પામેલા સર્વ મુનિઓ જે રસ્તે આવ્યા હતા તે રસ્તે પાછા ગયા ૫૭-૬૧

ઇતિ શ્રીવાલ્મીકિ નિર્મિત આર્ષ આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા નવમો સર્ગ ૧૦ મો સમાપ્ત

# સર્ગ ૩૮ મો

## જનકાદિ રાજાઓની વિદાયગીરી

**प्रथमासने महाबाहुरहन्यहनि राघव ।**
**प्रशासत्सर्वकार्याणि पौरजानपदेषु च ॥ १ ॥**

મહાબાહુ રામચંદ્ર એ પ્રમાણે દરરોજ સર્વથી પૂજાતા હતા અને પૌર અને જનપદ સંબંધી સર્વ કાર્યો કરીને રાજ્ય ચલાવતા હતા. કેટલોક સમય વીત્યા પછી એક દિવસ મહાત્મા રામચંદ્રજી હાથ જોડી જનકરાજાને કહેવા લાગ્યા

'તમે અમારી નિશ્ચળ ગતિરૂપ છો, તમે જ અમારું પાલન કર્યું છે, તમારા ઉગ્ર તેજથી રાવણને મેં હણ્યો છે.[૧-૩] હે રાજન્! સર્વ ઇક્ષ્વાકુઓ અને સર્વ મૈથિલ લોકોની વચ્ચે અતુલ પ્રીતિ અને અનુપમ સંબંધ પરાપૂર્વથી જ છે.[૪] હે પાર્થિવ! હવે તમે તમારા નગરમાં સુખથી પધારો એટલે અમારા તરફની ભેટના રત્નો લઈ મહાત્મા ભરત આપને વળાવવા આવશે.[૫]

જનક રાજાએ રામચંદ્રજીના વચનોનો સ્વીકાર કરી કહ્યું હે રાજન્! તમારી નીતિ અને દર્શનથી હું પ્રસન્ન થયેલો છું મારે માટે જે જે રત્નોનો સંચય કરવામાં આવેલો હોય, તે બધો હું મારી બન્ને પુત્રીઓ સીતા અને ઊર્મિલાને ભેટ આપું છું' પછી પ્રસન્નચિત્ત જનક રાજા રામચંદ્રજીની વિદાય લઈને મિથિલા નગરી ગયા.[૬-૭]

જનક રાજા ગયા પછી રામે હાથ જોડી વિનયથી પોતાના મામા કેકય–રાજપુત્ર યુધાજિતને કહ્યું 'હે પુરુષશ્રેષ્ઠ! હે રાજન્! હું, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન અને આ બધું રાજ્ય, એ સર્વ આપને આધીન છે અને આપત્તિમાં તમે જ અમારી ગતિ છો કેકયરાજ વૃદ્ધ છે, તેથી તે તમારા માટે ચિંતા કરતા હશે, માટે હે રાજન્! હવે તમારે ત્યાં જવું એ મને ઠીક લાગે છે ભેટ આપવાનું પુષ્કળ ધન અને વિવિધ રત્નો લઈને તમને વળાવવા માટે લક્ષ્મણજી તમારી સાથે આવશે.' યુધાજિતે આ માગણી સ્વીકારી લઈ કહ્યું 'હે રાઘવ! તમારું ધન અને રત્નો અક્ષય થાવ.' પછી કેકય રાજાના હર્ષને વધારનાર યુધાજિતે રામચંદ્રજીની પ્રદક્ષિણા કરી, ત્યારે રામચંદ્રજીએ મામા જાણીને તેમની પ્રદક્ષિણા કરી પછી રામચંદ્રજીની રજા લઈને અસુર વૃત્રને હણીને વિષ્ણુ સાથે ઇંદ્ર જાય તેમ લક્ષ્મણની સાથે યુધાજિત જવા લાગ્યો.[૮-૧૪]

તેમને રજા આપીને મહાત્મા રામચંદ્રજીએ પોતાના મિત્ર અને જેને કોઈનાથી પણ ભય નથી એવા કાશીના રાજા પ્રતર્દનને કહ્યું[૧૫] 'હે રાજન્! તમે ભરતને રણસહાય આપવાનો ઉદ્યોગ કર્યો હતો, તેથી મેં તમારી પરમ પ્રીતિ દર્શાવનારી મિત્રતા જોઈ છે. હવે આજ તમે મજબૂત કિલ્લા અને દરવાજાઓથી રક્ષણ કરાયેલી, સુંદર વારણા અને અસી નદીઓની વચ્ચે આવેલી તમારી કાશી નગરીમાં પધારો.' એમ કહીને ધર્માત્મા કાકુત્સ્થ રામચંદ્ર આસન ઉપરથી ઊઠી તે ધર્માત્મા રાજાને પરમ પ્રીતિથી ભેટી પડ્યા[૧૬-૧૮] ત્યારે કૌશલ્યાની પ્રીતિને વધારનાર રામચંદ્રની રજા લઈને જેને કોઈ સ્થળેથી ભય નથી એવો કાશીનો રાજા પોતાના નગરમાં ગયો[૧૯]

ત્યાર પછી મહાત્મા રામચંદ્ર બીજા ત્રણસો રાજાઓને હસતા હસતા મીઠા શબ્દોથી કહ્યું. 'તમે સર્વેએ આપણા વચ્ચેની નિશ્ચળ પ્રીતિ તમારા બળ–પરાક્રમ વડે કાયમ રાખી છે તમે સર્વેએ નિરંતર ધર્મપરાયણ રહી સત્ય વ્યવહાર જાળવી રાખ્યો છે અને તમારા સરખા મહાત્માની પ્રીતિ અને પ્રતાપથી જ મેં દુરાત્મા, દુષ્ટબુદ્ધિ, રાક્ષસાધમ રાવણને હણ્યો છે હું તો નિમિત્તમાત્ર જ હતો યુદ્ધમાં સેના, પુત્ર, બાંધવ, અમાત્ય એ સર્વ સાથે રાવણ માર્યો ગયો, એ તો ખરેખર તમારો જ પ્રતાપ હતો વનમાંથી જનક રાજાની પુત્રીનું હરણ થયું છે, એ સાંભળી મહાત્મા ભરતે આપ સર્વ મહાત્મા

ઓને સહાયાર્થે બોલાવ્યા હતા, તેને ઘણો કાળ વીતી ગયો છે, માટે હવે તમે સર્વ પોતપોતાના નગરોમાં પધારો એ મને ઠીક લાગે છે ૨૦-૨૫

રામચંદ્રજીના વચન સાંભળી હર્ષયુક્ત થયેલા એ સર્વ રાજાઓએ ઉત્તર આપ્યો. 'આપના જ ભાગ્યયોગે આપ વિજયી થયા છો અને તમે તમારું રાજ્ય પાછું મેળવ્યું છે, તેમ જ તમારા જ સારા ભાગ્યે તમે સીતાજી પાછાં મેળવ્યાં છે અને શત્રુને પરાજિત કર્યો છે જેણે શત્રુઓને હણીને વિજય મેળવ્યો છે, એવા રામચંદ્રજીના દર્શન કરવા એ જ અમારી પરમ ઇચ્છા હતી અને એ જ અમારી પરમ પ્રીતિ હતી, તમે જે અમારા વખાણ કરો છો તે તો તમારી જ મોટાઈ છે, અમે તે એવી પ્રશંસા કરી શકવાને પણ સામર્થ્યવાન નથી આપની આજ્ઞા છે, તો હવે અમે સર્વ અહીંથી વિદાય થઈશું, છતાં તમે તો સદાય અમારા હૃદયમાં રહેશો હે મહાબાહુ! આપની મહાન પ્રીતિથી વીંટળાયેલા અમે પણ આપના પ્રત્યે એવા જ પ્રીતિવાળા રહીશું માટે હે મહારાજ! આપની પ્રીતિ અમારા ઉપર નિત્ય કાયમ જ રાખશો ' એમ કહી જવા માટે ઉતાવળા થયેલા સર્વ રાજાઓએ હાથ જોડી રામચંદ્રને વિનંતી કરી, ત્યારે રાજા રામચંદ્રે તેનો સ્વીકાર કર્યો પછી તેઓ સર્વ પોતપોતાના દેશમાં ગયા ૨૬-૩૨

ઇતિ શ્રીમદ્વાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૩૮મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૯ મો

### વાનરો વગેરેનો સત્કાર

ते प्रयाता महात्मानः पार्थिवास्ते प्रहृष्टवत्। गजवाजिसहस्रौघैः कम्पयन्तो वसुधराम्॥ १॥

પ્રસન્ન થયેલા મહાત્મા રાજાઓ હજારો હાથીઘોડાના સમૂહથી વસુંધરાને ધ્રુજાવતા પોતપોતાના નગરોમાં જવા લાગ્યા ભરતની આજ્ઞાથી ઉત્સાહવાળા સૈનિકો અને વાહનોવાળી અનેક અક્ષૌહિણી સેના રાઘવને સહાય કરવા માટે અયોધ્યામાં એકઠી થયેલી હતી ૧-૨ તે સર્વ પોતપોતાને સ્થળે જતી હતી, ત્યારે બળથી ગર્વિષ્ઠ થયેલા યોદ્ધાઓ અંદરઅંદર કહેવા લાગ્યા 'યુદ્ધમાં રામના શત્રુ રાવણને તો આપણે જોયો પણ નહિ ૩ ભરતે આપણને પાછળથી નકામા બોલાવ્યા, આપણે સર્વ જરૂર એ રાક્ષસોને હણી નાખત ૪ રામ અને લક્ષ્મણના બાહુના પરાક્રમથી રક્ષાયેલા આપણે સમુદ્રને પેલે પાર જઈ જરા પણ કલેશ પામ્યા વિના સુખથી યુદ્ધ કરત ' ૫ એવી અનેક જાતની વાતો કરતા કરતા સર્વ યોદ્ધાઓ અને રાજાઓ પોતપોતાના રાજ્યમાં ગયા તેઓના પ્રસિદ્ધ રાજ્યો આનંદી લોકોવાળા, ધનધાન્યથી પૂર્ણ અને મહાન સમૃદ્ધિવાળા હતા પોતાના નગરોમાં ક્ષેમકુશળ ગયેલા હોવાથી તે રાજાઓ રામચંદ્રજીની પ્રીતિ સંપાદન કરવા માટે વિવિધ રત્નો, અશ્વો, યાનો, મદઝરતા હાથીઓ, ઉત્તમ ચંદન, દિવ્ય આભરણ મણિ મોતી, પરવાળાં, રૂપવતી દાસીઓ, નાના પ્રકારના ચર્મ અને અનેક રથાદિની ભેટો તેમને વળાવવા આવેલા મહાબળવાન ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન આદિની સાથે મોકલવા લાગ્યા તે સર્વ લઈને એ ત્રણે પુરુષશ્રેષ્ઠ ભાઈઓ પોતાની રમ્ય અયોધ્યા નગરીમાં આવ્યા તથા વિચિત્ર અને વિવિધ રત્નોની ભેટો રામચંદ્રજીની આગળ ધરી ત્યારે તે સર્વનો પ્રીતિ સહિત સ્વીકાર કરી મહાત્મા રામચંદ્રજીએ પોતાના પર કરેલા ઉપકારના બદલામાં વાનરરાજ સુગ્રીવને, રાક્ષસરાજ વિભીષણને અને યુદ્ધમાં જય અપાવનારા બીજા રાક્ષસો તથા વાનરોને તે બધી ભેટો વહેંચી આપી ૬-૧૪ એ સમયે મહાત્મા રામચંદ્રજીએ આપેલાં સર્વ રત્નો મહાવીર વાનરો અને રાક્ષસોએ હાથ પર અને માથા ઉપર પહેરી લીધાં ૧૫

પછી ઇક્ષ્વાકુઓમાં મહારથી અને પરાક્રમી, કમળ સરખી આંખોવાળા રાજા રામચંદ્ર મહાબાહુ હનુમાન અને અંગદને પોતાના ખોળામાં બેસાડી સુગ્રીવને કહ્યું 'આ અંગદ તારો સુપુત્ર છે અને વાયુપુત્ર હનુમાન તારો

સુમંત્રો છે.[16,17] હે સુગ્રીવ! એ બન્ને મંત્રણા કરવામાં યોગ્ય છે, તેમ જ માસ કાર્યમાં નિરંતર પ્રીતિવાળા છે, તેથી તેઓ વિવિધ પૂજાને યોગ્ય છે.[18] એમ કહીને એ મહાયશસ્વીએ પોતાના અંગ ઉપરનાં આભૂષણો ઉતારી અંગદ તથા હનુમાનના શરીર ઉપર પહેરાવ્યાં. પછી રામચંદ્ર વાનરયૂથપતિઓમાં શ્રેષ્ઠ નીલ, નલ, કેસરી, કુમુદ, ગંધમાદન, સુષેણ, પનસ, મૈંદ, દ્વિવિદ, જાંબવંત, ગવાક્ષ, વિનત, ધૂમ્ર, વલીમુખ, પ્રજંઘ, સંનાદ, દરીમુખ, દધિમુખ, ઇન્દ્રજિત આદિ વાનરોને મીઠી વાણીથી બોલાવી તેમના તરફ સૌમ્ય દૃષ્ટિથી જોતાં કહ્યું: 'તમે સર્વ મારા મિત્રો છો, મારા શરીર અને ભાઈ સમાન છો.[19-22] હે વનવાસીઓ! તમે મને સંકટમાંથી છોડાવ્યો છે. તમારા જેવા ઉત્તમ મિત્રો જેને છે તેવા સુગ્રીવ રાજાને ધન્ય છે.' એમ કહી સૌ સૌની યોગ્યતા પ્રમાણે શ્રેષ્ઠ અલંકારો અને મહામૂલ્યવાન હીરાઓ વગેરે તેમની વચ્ચે વહેંચી આપ્યા અને પછી નરશ્રેષ્ઠ રામચંદ્ર તેઓ સર્વને ભેટ્યા.[23-25]

પિંગળ વર્ણવાળા એ વાનરો અયોધ્યામાં રહ્યા ત્યાં સુધી સુગંધીદાર મદ્ય પીતા અને સારા સંસ્કાર પામેલું અન્ન, ફળ અને મૂળાદિ ખાતા હતા.[26] એવો વૈભવ ભોગવતાં તેમને એક માસ કરતાં વધારે સમય વીતી ગયો. છતાં *રામચંદ્રજીની પ્રીતિને લીધે એક મુહૂર્ત જ ગયું* હોય તેમ લાગ્યું.[27] ઇચ્છાનુસાર સ્વરૂપ ધારણ કરનારા વાનરો, મહાવીર્ય રાક્ષસો અને મહાબળવાન રીંછો સાથે રામચંદ્ર પણ અનેક પ્રકારની ક્રીડા કરતા હતા. એ પ્રમાણે આનંદ પામતા રાક્ષસો અને વાનરોનો શિશિરઋતુનો બીજો માસ પણ વીતી ગયો. ઇક્ષ્વાકુરાજના સુંદર નગરમાં રહેતાં, પરમ પ્રીતિ મેળવતાં, રામચંદ્રનું પરમ સન્માન પામીને તેઓ સર્વનો ઘણો સમય સુખમાં વીતી ગયો.[28-30]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૩૯મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૪૦મો

## વાનરો અને રાક્ષસોની વિદાય

तथा स्म तेषां वसतामृक्षवानररक्षसाम् ।
राघवस्तु महातेजा सुग्रीवमिदमब्रवीत ॥ १ ॥

રીંછ, વાનર અને રાક્ષસોનો અયોધ્યામાં ઘણો કાળ વીતી ગયો, ત્યારે મહાતેજસ્વી રાઘવે સુગ્રીવને કહ્યું:[1] 'હે સૌમ્ય! હવે તમે દેવ અને અસુરોથી જેની સામા ન થઈ શકાય એવી કિષ્કિન્ધાનગરીમાં જાઓ. ત્યાં મંત્રીઓની સાથે રહી નિષ્કંટક રાજ્ય ભોગવો.[2] હે મહાબાહુ! તું પરમ પ્રીતિવાળો થઈને મહાબળવાન અંગદ, હનુમાન અને નલની ખબર રાખજે.[3] તારો સસરો સુષેણ, બળવાનોમાં શ્રેષ્ઠ તાર, દુર્ધર્ષ, કુમુદ, મહાબળવાન નીલ, વીર શતબલિ, મૈંદ, દ્વિવિદ, ગજ, ગવાક્ષ, ગવય, મહાબળવાન શરભ, મહાબળવાન દુર્ધર્ષ, રીંછપતિ જાંબવંત, એ સર્વ તરફ પણ તું પ્રીતિથી વર્તજે. એ સિવાય ગંધમાદન, સુવિક્રાંત, ઋષભ, પ્લવંગ સુપાટલ, કેસરી, શરભ, શુંભ, મહાબળવાન શંખચૂડ વગેરે જે જે મહાત્માઓએ મારે માટે પ્રાણની આહુતિ આપી હતી, તેઓનું તું પ્રીતિથી પાલન કરજે.[4-9]

એ રીતે સુગ્રીવને કહીને તથા વારંવાર તેને ભેટીને પછી મીઠી વાણીથી મહાત્મા રામચંદ્ર વિભીષણને કહ્યું: 'હું તમને ધર્મજ્ઞ જાણું છું, તમે ધર્મ પ્રમાણે લંકાનું રાજ્ય કરો. હવે તમારા ભાઈ કુબેરજી તમો સૌ રાક્ષસો પર પ્રીતિ ધરાવે છે, માટે તમે સુખથી લંકાનું રાજ્ય કરો. હે રાજન! તમે ક્યારે પણ અધર્મબુદ્ધિ કરશો નહિ. ખરેખર, બુદ્ધિમાન રાજાઓ પૃથ્વીનું રાજ્ય લાંબા કાળ સુધી ભોગવે છે.[10,11] હે રાજન! તમે મને તથા સુગ્રીવને પરમ પ્રીતિપૂર્વક હમેશાં સંભારશો. તમે ક્લેશરહિત થઈને હવે પરમ પ્રસન્નતાપૂર્વક લંકામાં જાઓ.'[12]

રામનાં વચન સાંભળી સૌ 'ધન્ય છે, ધન્ય

છે' એમ કહી વારંવાર તેમની પ્રશંસા કરવા લાગ્યા. 'હે રામ! હે મહાબાહુ! સ્વયંભૂ બ્રહ્માની માફક તમારી બુદ્ધિ અને પરાક્રમ અદ્‌ભુત છે અને એવું જ પરમ માધુર્ય પણ તમારામાં છે.'[૧૩,૧૪]

વાનરો અને રાક્ષસો બોલી રહ્યા પછી હનુમાને પ્રણામ કરી રાઘવને કહ્યું:[૧૫] 'હે વીર રાજન્! મારો તમારામાં નિરંતર પરમ સ્નેહ રહે, ભક્તિ પણ નિરંતર તમારા ઉપર જ રહે અને મારો તમારા સિવાય બીજે કોઈ પણ સ્થળે ભાવ ન થાય.[૧૬] જ્યાં સુધી પૃથ્વી પર રામકથા થયા કરે, ત્યાં સુધી મારા પ્રાણ મારા શરીરને ન છોડે.[૧૭] હે રઘુનંદન! હે પુરુષશ્રેષ્ઠ રામ! આ દિવ્ય ચરિત્રની જે કથા છે, તે મને અપ્સરાઓ સંભળાવ્યા કરે.[૧૮] હે રામ, એ ચરિતામૃત સાંભળી પવન જેમ મેઘમાળા હરી જાય તેમ હું તમારા દર્શનની મને થતી ઉત્કંઠા પૂરી કરીશ.'

હનુમાનનાં વચન સાંભળી મહાત્મા રામચંદ્ર એકાએક આસન પરથી ઊઠીને સ્નેહથી તેમને ભેટી પડ્યા અને કહેવા લાગ્યા: 'હે કપિશ્રેષ્ઠ! તું કહે છે તેમ જ થશે. તેમાં જરા પણ સંશય રાખવો નહિ. આ લોકમાં જ્યાં સુધી મારી કથા થશે ત્યાં સુધી તારી કીર્તિ તથા પ્રાણ રહેશે અને જ્યાં સુધી જગત હશે ત્યાં સુધી મારી કથા પણ થશે. હે કપિ! તેં મારા ઉપર અનેક ઉપકારો કર્યા છે, તેમાં એક ઉપકારના બદલામાં હું પ્રાણ આપું તોપણ તેનો બદલો વળે તેમ નથી, તો બીજા ઉપકારોનો તો હું દેવાદાર જ રહીશ. હે કપિ! તેં જે ઉપકારો કર્યા છે, તે મારા અંગમાં જૂના થઈ જાવ; કારણ કે આપત્કાળ આવે છે ત્યારે માણસ પ્રત્યુપકારને પાત્ર થાય છે, માટે તારા ઉપર આપત્તિ ન આવો.[૧૯-૨૪] પછી રાઘવે ચંદ્ર સરખો પ્રકાશિત અને જેની મધ્યમાં વૈડૂર્યમણિ હતો તેવો હાર પોતાના ગળામાંથી કાઢી હનુમાનના ગળામાં પહેરાવ્યો.[૨૫] ત્યારે સુવર્ણશૈલરાજ સુમેરુ પોતાના ઉપર પડેલાં ચંદ્રકિરણોથી જેવો શોભી રહે તેમ છાતી પર પહેરેલા હારથી હનુમાન શોભવા લાગ્યા.

રામચંદ્રનાં વિદાય થવા માટે કહેલાં વચનો સાંભળી એક પછી એક મહાબળવાન વાનરો તેમના પગમાં પડી માર્ગે પડવા લાગ્યા. પછી જ્યારે સુગ્રીવ અને ધર્માત્મા વિભીષણની સાથે ગાઢ આલિંગન કરીને રામચંદ્રે તેમને વિદાય આપી, ત્યારે સર્વનાં નેત્રો આંસુથી ભરપૂર થઈ ગયાં.[૨૬-૨૮] એ સમયે રામચંદ્રને ત્યજીને જતાં સર્વની આંખો આંસુથી ભરાઈ ગઈ, કંઠ ગદ્‌ગદ થઈ ગયા અને ચેતનારહિત હોય તેવા તેઓ જણાવા લાગ્યા. જેમ પ્રાણ મહાદુઃખેથી દેહ ત્યજીને જાય, તેમ જેના ઉપર પૂર્ણ કૃપા થયેલી છે એવા તે સર્વ કપિવરો મહાત્મા રામચંદ્રને છોડીને પોતપોતાને ઘેર ગયા. રામચંદ્રની પાસે સુખમાં રહેલા રાક્ષસો, રીંછો અને વાનરો રઘુવંશવર્ધન રામચંદ્રને પ્રણામ કરી તેમના વિયોગને લીધે ઉત્પન્ન થયેલાં આંસુઓથી પરિપૂર્ણ નેત્રોવાળા થઈ પોતપોતાના દેશમાં ગયા.[૨૯-૩૧]

ઇત શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૪૦મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૧ મો

પુષ્પક વિમાનનું વિસર્જન

विसृज्य च महाबाहुर्ऋक्षवानरराक्षसान्।
भ्रातृभिः सहितो रामः प्रमुमोद सुखं सुखी ॥१॥

રીંછ, વાનર અને રાક્ષસોને વિદાય કર્યા પછી મહાબાહુ રામચંદ્ર પોતાના ભાઈઓ સાથે અપાર સુખથી આનંદ ભોગવતા હતા. એક વખતે પાછલા પહોરે મહાપ્રભુ રામચંદ્રે ભાઈઓની સાથે અંતરિક્ષમાં મીઠી વાણી સાંભળી: 'હે સૌમ્ય રામ! તમે મને પ્રસન્ન વદનથી નિહાળો. હે પ્રભો! મને કુબેરભવનથી પ્રાપ્ત થયેલું પુષ્પક વિમાન જાણો.[૧-૩] હે નરોત્તમ! તમારી આજ્ઞા માનીને હું કુબેરના ભવન તરફ તેની ઉપાસના કરવા ગયું હતું,

ત્યારે તેણે મને કહ્યું :[૪] 'મહાત્મા નરેંદ્ર રામચંદ્ર યુદ્ધમાં દુર્ધર્ષ રાક્ષસેશ્વર રાવણને હણીને તને જીતી લીધું છે.[૫] દુરાત્મા રાવણને પુત્ર, પૌત્ર અને બાંધવો સહિત હણ્યો એથી હું અત્યંત પ્રસન્ન થયો છું.[૬] પરમાત્મા રામે લંકામાં તને જીતેલું છે; માટે હે સૌમ્ય! હું તને આજ્ઞા કરું છું કે તું તેમનું વાહન થા.[૭] તું સર્વ લોકમાં જવાને સમર્થ છે; માટે જા, તું રઘુનંદનનું વાહન થા. એને માટે જરા પણ ક્લેશ ન કર; કારણ કે મારી એ પરમ ઇચ્છા છે.' મહાત્મા કુબેરની આવી આજ્ઞા થતાં હું તમારી પાસે આવ્યો છું; માટે જરા પણ શંકા રાખ્યા સિવાય તમે મારો સ્વીકાર કરો.[૮-૯] કુબેરની આજ્ઞાથી કોઈ પણ પ્રાણીથી હું પાછું હઠું તેમ નથી, એથી હવે હું તમારી આજ્ઞાનું પરિપાલન કરીને મારા પ્રભાવાનુસાર સર્વત્ર ગતિ કરીશ.'[૧૦]

મહાબળવાન રામચંદ્રે પુષ્પક વિમાનનું કહેલું સાંભળીને તેમ જ તેને પાછું આવેલું જોઈ ને કહ્યું : 'હે વિમાનશ્રેષ્ઠ પુષ્પક! જો એમ છે તો હું તારું સ્વાગત કરું છું. કુબેરની અનુકૂળતાથી મને સદ્વ્યવહારનું ઉલ્લંઘન કરવાનો દોષ નહિ લાગે.' પછી મહાબાહુ રામચંદ્રે ડાંગર, પુષ્પ, સુગંધી ધૂપ આદિથી પુષ્પક વિમાનની પૂજા કરી અને કહ્યું : 'હે સૌમ્ય! હાલ તો તું સિદ્ધ પુરુષોના માર્ગરૂપ અંતરિક્ષમાં ગમન કર, મારા વિયોગથી ખેદ ન કર. હું તારું સ્મરણ કરું ત્યારે તું મારી આગળ આવજે.[૧૧-૧૪] તું તારી મનગમતી દિશામાં ગમન કરીશ ત્યારે તને કોઈ રોકી શકશે નહિ.' ત્યારે પુષ્પકે કહ્યું : 'તમારી ઇચ્છા પ્રમાણે થાઓ.' એમ કહી પોતાની ઇચ્છેલી દિશા તરફ પુષ્પક વિમાન વિદાય થયું.[૧૫,૧૬]

પુણ્યસ્વરૂપ વિમાન અંતર્ધાન થયા પછી મહાત્મા ભરત હાથ જોડી રઘુનંદનને કહેવા લાગ્યા : 'હે વીર! દેવના જેવા તમે જ્યારે રાજ્ય કરો છો, ત્યારે અમે ઘણુંયે અમનુષ્ય પ્રાણીઓને વારંવાર મનુષ્યની માફક બોલતાં જોયાં. વળી કેટલાક માસ થયાં પ્રજામાં કોઈ જાતનો રોગ થયો નથી. હે રાઘવ! વૃદ્ધ પ્રાણીઓને પણ મૃત્યુ આવતું નથી; સ્ત્રીઓ રોગરહિત સંતતિને જન્મ આપે છે અને મનુષ્યો હૃષ્ટપુષ્ટ થયાં છે. હે રાજન્! પુરવાસીઓ અને જનપદવાસીઓને અધિકાધિક હર્ષ થાય છે. મેઘ પણ આકાશમાંથી યોગ્ય સમયે અમૃત જેવું જળ વરસાવે છે.[૧૭-૨૦] કલ્યાણકારક તથા સ્પર્શ કરવા યોગ્ય પવન વાયા કરે છે. હે રાજન્! 'આવો નરેશ્વર અમારા ઉપર બહુ કાળ સુધી રાજા તરીકે રહો.'[૨૧] એ પ્રમાણે પૌર અને જનપદ (ગામડામાં રહેનારા) લોકો સર્વ સ્થળે કહે છે.' ભરતે કહેલી આ અતિશય મીઠી વાણી સાંભળી નરશ્રેષ્ઠ રામચંદ્ર આનંદયુક્ત થયા.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૪૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૨ મો

### અશોક ઉદ્યાનમાં રામચંદ્ર અને સીતાનો વિહાર-મુનિના આશ્રમમાં એક રાત્રિ રહેવાનો દોહદ

स विसृज्य ततो रामः पुष्पकं हेमभूषितम् ।
प्रविवेश महाबाहुरशोकवनिकां तदा ॥ १ ॥

સુવર્ણભૂષિત પુષ્પક વિમાનનું વિસર્જન કર્યા પછી મહાબાહુ રામચંદ્ર અશોકવાટિકા નામની વાડીમાં ગયા.[૧] એ વાડી ચંદન, આંબો, પુન્નાગ, રક્તચંદન અને દેવદારુ વગેરે વૃક્ષોથી શોભતી હતી.[૨] ચંપક, અશોક, મહુડો, ફણસ, સર્જ, ધૂમરહિત અગ્નિ સમાન શોભતાં પારિજાત આદિ વૃક્ષોથી એ વાડી શોભતી હતી. લોધ્ર, નીપ, અર્જુન, નાગકેસર, શતાવરી, અતિમુક્ત, મંદાર, કેળ વગેરે છોડ, વેલ અને તેની ઘટાઓથી તે વાડી શોભતી હતી. પ્રિયંગુ, કદંબ, બકુલ, જાંબુનાં ઝાડ, દાડમડીનાં અને કોવિદારનાં વૃક્ષો ત્યાં શોભી રહ્યાં હતાં.[૩-૫] તે વાડી હમેશાં દિવ્ય ગંધ અને રસયુક્ત રમ્ય પુષ્પો તથા મનોરમ ફળો-

થી, કોમળ અંકુરવાળી કૂંપળોથી, દિવ્ય વૃક્ષોથી, માળીઓએ નિર્માણ કરેલા સુંદર ફૂંપળ અને પુષ્પોના ઢગલાઓથી, ઉન્મત્ત ભ્રમરોના ગુંજારવથી, કોયલોથી, વિવિધ પ્રકારના પક્ષીઓથી અને આંબાના મોરથી અનેક પ્રકારે શોભી રહી હતી.[૧–૮] એ વાડીમા કેટલાક વૃક્ષો સુવર્ણ જેવા રંગના, કેટલાક અગ્નિની શિખા જેવા રંગના અને કેટલાક કાળા આંજણિયા જેવા રંગના શોભતા હતા.[૯] તેમાના સુગંધીદાર પુષ્પોની વિવિધ પ્રકારની માળાઓ બનાવવામા આવતી હતી. તે વાડીમા પુષ્કળ પાણીથી ભરેલા જુદા જુદા આકારની વિહારવાડીઓ આવી રહી હતી.[૧૦] તેના પગથિયા માણેકના બનાવેલા હતા અને વચ્ચેના પગથારો સ્ફટિકના બનાવેલા હતા. તેમા કમળો ખીલી રહ્યા હતા. તેના કિનારા ઉપર ચક્રવાક, કારંડવ, પોપટ, હંસ, સારસ વગેરે પક્ષીઓનો કલરવ થઈ રહ્યો હતો. વળી કિનારા ઉપર ઊગેલા પુષ્પોથી ભરેલા વૃક્ષોએ તે શોભી રહી હતી[૧૧,૧૨] એના કિનારા સુંદર શિલાઓથી વિવિધ આકારમા બાંધેલા હતા. વળી તેની આસપાસ વૈડૂર્યમણિ સરખું લીલું, અતિશય ઘાટું અને પુષ્પિત વૃક્ષોવાળું વન આવેલ હતું. પુષ્પયુક્ત વૃક્ષોના પરસ્પર અથડાવાથી આકાશ જેમ તારાથી છવાઈ જાય, તેમ બધા પથ્થરો પુષ્પથી છવાઈ ગયા હતા. રાજા રામચંદ્રનુ આ વિહારવન ઇંદ્રના નંદન અને કુબેરના ચિત્રરથ વન જેવુ લાગતું હતું; તેમા પુષ્કળ બેઠકો, ગૃહો, કુંજવાટિકાઓ અને લતામંડપો આવેલાં હતા.

રામચંદ્ર પુષ્પિત થયેલી અશોકવાટિકામાં જઈને સુંદર આકારના પુષ્કળ પુષ્પથી છવાયેલા અને દર્ભના બનાવેલા આસન ઉપર બેઠા અને સીતાનો હાથ પકડી મૈરેયક નામનુ પવિત્ર મધ ઇંદ્ર જેમ શચીને સુધા પિવડાવે તેમ પોતે પાવા માંડ્યું; પછી તરત જ નોકરો સારી રીતે રાંધેલુ ... અને વિવિધ ... રામચંદ્રના ઉપયોગ ... લાવ્યા. ત્યાર બાદ નૃત્ય અને ગીતમાં કુશળ અપ્સરાઓ, નાગલોકની સ્ત્રીઓ, કિન્નરીઓ અને દક્ષિણ દેશની સ્ત્રીઓ રાજા રામચંદ્રની આગળ નાચ કરવા લાગી. મનને આનંદ પમાડે એવી નૃત્ય અને ગીતમા કુશળ સ્ત્રીઓ રામચંદ્રની પાસે નાચતી હતી ત્યાર પછી રમણ કરવામા શ્રેષ્ઠ ધર્માત્મા રામે તે સર્વને સંતુષ્ટ કરી વિદાય કરી. જેમ તેજસ્વી અરુંધતીની સાથે વસિષ્ઠ બેઠા હોય તેમ સીતાની સાથે બેઠેલા રામચંદ્ર શોભતા હતા. એ પ્રમાણે દેવીપુત્રી જેવી સીતાની સાથે રામચંદ્ર આનંદ ભોગવતા હતા.[૧૩–૨૪]

આ રીતે દેવની માફક દરરોજ વિહાર કરતા રામ અને સીતાને સર્વદા ભોગ ભોગવવા યોગ્ય શિશિરઋતુનો કાળ ચાલ્યો ગયો, એટલે કે વિવિધ ભોગો આપનારો શિશિરકાળ વીતી ગયો.[૨૫,૨૬] ધર્મને જાણનારા રામચંદ્ર સવારમા ધર્મવિધિથી ધર્મકાર્યો કરી દિવસનો બાકીનો ભાગ અંતઃપુરમા પસાર કરતા હતા.[૨૭] સીતા પણ સવારમા સર્વ દેવકાર્યો કરી સર્વ સાસુઓની સમાનભાવે પૂજા કરતા હતા.[૨૮] પછી સ્વર્ગમા બેઠેલા સહસ્રાક્ષ ઇંદ્રની પાસે જેમ શચી જાય, તેમ સુંદર આભરણ અને વસ્ત્ર ધારણ કરી રામની પાસે સીતા જતા હતા.

એ રીતે કેટલોક કાળ વીતી જતાં મહાદેવી સીતા ગર્ભવતી થયાં. પછી એક દિવસે દેવપુત્રી સમાન વરારોહા સીતા મહાત્મા રાઘવની પાસે આવ્યા, ત્યારે તેને જોઈને પ્રસન્ન થયેલા રાઘવે કહ્યું: 'વૈદેહી! મને તારાથી અપત્યલાભ (પુત્રલાભ) થવાનો સમય પ્રાપ્ત થયો છે. હે વરારોહે! તું શું ઇચ્છે છે? હુ તારી શી ઇચ્છા પૂરી પાડું?' ત્યારે સીતાએ સ્મિતપૂર્વક કહ્યું:[૨૯–૩૨] 'હે રાઘવ! ગંગાના તીર ઉપર વસતાં ઉગ્ર તેજસ્વી પવિત્ર તપોવન જોવા હું ઇચ્છું છું. હે દેવ! ફળમૂળ ખાનારા ઋષિઓના ચરણોનુ વંદન કરવા હું ઇચ્છું છું. હે કાકુત્સ્થ! વળી મારી પરમ ઇચ્છા એ છે કે ફળ–મૂળ ખાનારા ઋષિઓના તપોવનમા એકાદ

રાત્રિ હું રહું.' ત્યારે અક્લિષ્ટકર્મા રામે 'ઠીક, હે વૈદેહી! તું જરૂર આવતી કાલે ત્યાં જઈશ, વિશ્વાસ રાખ', એમ કહ્યું.[૩૩-૩૫] રામચંદ્ર જનકરાજાની પુત્રીને એમ કહીને પછી પોતાના મિત્રમંડળ સહિત સભાભવનમાં ગયા.[૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૪૨ મો સર્ગ સમાપ્ત

## સીતાનો વનવાસ

# સર્ગ ૪૩ મો

### સીતા સંબંધી લોકવાયકા

**तत्रोपविष्टं राजानमुपासन्ते विचक्षणाः।**
**कथानां बहुरूपाणां हास्यकाराः समन्ततः॥१॥**

સભાભવનમાં રાજા રામની આસપાસ અનેક પ્રકારની વાતો કરી હાસ્ય ઉત્પન્ન કરનારા વિચક્ષણ પુરુષો બેસતા હતા.[૧] વિજય, મધુમત્ત, કાશ્યપ, મંગળ, કુલ, સુરાજિ, કાલિય, ભદ્ર, દંતવક્ત્ર અને સુમાગધ, એ સર્વ આનંદ પામી મહાત્મા રાઘવને પરિહાસયુક્ત અનેક પ્રકારની વાતો કહેતા હતા.[૨,૩] તેમાંની કોઈ એક વાત સાંભળી રામચંદ્રજીએ પૂછ્યુ : 'હે ભદ્ર! આપણા શહેરમાં તેમ જ દેશમાં શી વાતો ચાલી રહી છે? નાગરિકો તેમ જ ગ્રામ્યજનો મારા પોતાના વિષે, સીતા વિષે, ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન વિષે તેમ જ મારાં માતા કૈકેયી વિષે શું કહે છે? કેમ કે રાજા ધર્મના વિચાર વિનાનો થાય, ત્યારે વનમાં તપસ્વીઓ અને દેશમાં પ્રજા તેની નિંદા કરે છે.'[૪-૬]

ત્યારે ભદ્રે હાથ જોડીને કહ્યું : 'હે રાજન્! સર્વ નાગરિકો તમારે માટે બહુ સારું બોલે છે.[૭] હે સૌમ્ય! હે પુરુષશ્રેષ્ઠ! આપણા નગરમાં નગરવાસીઓ દશગ્રીવનો વધ કરી મેળવેલા વિજય માટે આપનાં બહુ જ વખાણ કરે છે.'[૮]

ત્યારે રામચંદ્રજીએ ભદ્રને કહ્યું : 'તું પુરવાસીઓમાં જે પ્રમાણે સારી કે નઠારી જે જે વાતો થતી હોય, તે બધી જરા પણ છુપાવ્યા વિના કહે; કારણ કે તે સાંભળીને હું શુભ કરીશ, અશુભ નહિ કરું.[૯,૧૦] તું જરા પણ ક્લેશ કર્યા સિવાય વિશ્વાસ રાખીને અને નિર્ભય થઈને નગરમાં તેમ જ દેશમાં મારા માટે શુભ અથવા અશુભ જે બોલાતું હોય તે નિવેદન કર.'[૧૧]

ત્યારે ભદ્રે અતિશય વિનયથી હાથ જોડી સાવધાન ચિત્તે કહ્યું : 'હે રાજન્! વનમાં, ઉપવનમાં, ચોરા ઉપર, દુકાનોમાં અને શેરીઓમાં નાગરિકો જે સારું અથવા નઠારું કહે છે તે હું તમને કહું છું, તે તમે સાંભળો. તેઓ કહે છે: 'રામે સમુદ્રમાં સેતુબંધનનું દુષ્કર કાર્ય કર્યું. એવું પૂર્વે કોઈ પણ દેવ કે દાનવે કર્યું સાંભળ્યુ નથી. વાનરો અને રીંછોને વશ કરીને સર્વ સેના, વાહન અને રાક્ષસો સહિત મુશ્કેલીથી જીતી શકાય તેવા રાવણને તેમણે હણ્યો; પણ રાવણે કરેલા સ્પર્શ માટે ક્ષમા કરીને સીતાદેવીને પાછાં આણી પોતાના ઘરમાં રાખ્યાં એ ઠીક કર્યું નથી; તેમ જ પૂર્વે રાવણે બળથી પકડીને સીતાને ખોળામાં બેસાડેલાં હતાં તે સીતાના સંભોગનું સુખ રામના હૃદયને કેવા પ્રકારનું થવું જોઈએ? પૂર્વે લંકાની અશોકવાડીમાં રાખેલી અને રાક્ષસોને વશ પડેલી સીતાનો રામચંદ્રને કેમ અભાવ આવતો નથી?[૧૨-૧૮] રામચંદ્રની આવી વર્તણૂકથી સ્ત્રીની બાબતમા આપણને પણ સહન કરવાનો પ્રસંગ આવશે; કારણ કે જેમ રાજા કરે છે તેમ જ પ્રજા અનુસરે છે.'[૧૯] હે રાજન્! સર્વ નગર અને દેશમાં પુરવાસીઓ એવી બહુ જાતની વાણી બોલે છે.'[૨૦]

મહાત્મા રામચંદ્ર આ વચન સાંભળી ઘણા દુઃખી થયા અને પાસે બેઠેલા સુહૃદોને કહ્યું : 'શું મારે માટે લોકો આમ બોલે છે?' ત્યારે સર્વેએ માથું નમાવીને પ્રણામપૂર્વક ઉત્તર આપ્યો : 'હા, એમ જ કહેવાય છે, એમાં જરા પણ સંશય નથી.' સર્વના મુખથી આવું સાંભળી લીધા પછી શત્રુનો નાશ કરનારા રામચંદ્રે સર્વ મિત્રોને જવાની રજા આપી.[૨૧-૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૪૩ મો સર્ગ સમાપ્ત

થી, કોમળ અંકુરવાળી કૂંપળોથી, દિવ્ય વૃક્ષોથી, માળીઓએ નિર્માણ કરેલા સુંદર કૂંપળ અને પુષ્પોના ઢગલાઓથી, ઉન્મત્ત ભ્રમરોના ગુંજારવથી, કોયલોથી, વિવિધ પ્રકારના પક્ષીઓથી અને આંબાના મોરથી અનેક પ્રકારે શોભી રહી હતી ૧–૮ એ વાડીમાં કેટલાક વૃક્ષો સુવર્ણ જેવા રંગના, કેટલાક અગ્નિની શિખા જેવા રંગના અને કેટલાક કાળા આંજણિયા જેવા રંગના શોભતા હતા ૯ તેમાંના સુગંધીદાર પુષ્પોની વિવિધ પ્રકારની માળાઓ બનાવવામાં આવતી હતી તે વાડીમાં પુષ્કળ પાણીથી ભરેલા જુદા જુદા આકારની વિહારવાડીઓ આવી રહી હતી ૧૦ તેના પગથિયા માણેકના બનાવેલા હતા અને વચ્ચેના પગથારો સ્ફટિકના બનાવેલા હતા તેમાં કમળો ખીલી રહ્યા હતા તેના કિનારા ઉપર ચક્રવાક, કારંડવ, પોપટ, હંસ, સારસ વગેરે પક્ષીઓનો કલરવ થઈ રહ્યો હતો વળી કિનારા ઉપર ઊગેલા પુષ્પોથી ભરેલા વૃક્ષોએ તે શોભી રહી હતી ૧૧,૧૨ એના કિનારા સુંદર શિલાઓથી વિવિધ આકારમાં બાંધેલા હતા વળી તેની આસપાસ વૈદૂર્યમણિ સરખુ લીલું, અતિશય ઘાટું અને પુષ્પિત વૃક્ષોવાળુ વન આવેલું હતું પુષ્પયુક્ત વૃક્ષોના પરસ્પર અથડાવાથી આકાશ જેમ તારાથી છવાઈ જાય, તેમ બધા પથ્થરો પુષ્પથી છવાઈ ગયા હતા રાજા રામચંદ્રનુ આ વિહાર વન ઇદ્રના નંદન અને કુબેરના ચિત્રરથ વન જેવુ લાગતું હતું, તેમાં પુષ્કળ બેઠકો, ગૃહો, કુંજવાટિકાઓ અને લતામંડપો આવેલા હતા

રામચંદ્ર પુષ્પિત થયેલી અશોકવાટિકામાં જઈને સુંદર આકારના પુષ્કળ પુષ્પથી છવાયેલા અને દર્ભના બનાવેલા આસન ઉપર બેઠા અને સીતાનો હાથ પકડી મૈરેયક નામનું પવિત્ર મદ્ય ઇંદ્ર જેમ શચીને સુધા પિવડાવે તેમ પોતે પાવા માડ્યુ, પછી તરત જ નેવકો સારી રીતે રાંધેલુ અન્ન અને વિવિધ ફળો રામચંદ્રના ઉપયોગ માટે લાવ્યા ત્યાર બાદ નૃત્ય અને ગીતમાં કુશળ અપ્સરાઓ, નાગલોકની સ્ત્રીઓ, કિન્નરીઓ અને દક્ષિણ દેશની સ્ત્રીઓ રાજા રામચંદ્રની આગળ નાચ કરવા લાગી. મનને આનંદ પમાડે એવી નૃત્ય અને ગીતમાં કુશળ સ્ત્રીઓ રામચંદ્રની પાસે નાચતી હતી ત્યાર પછી રમણ કરવામાં શ્રેષ્ઠ ધર્માત્મા રામે તે સર્વને સંતુષ્ટ કરી વિદાય કરી. જેમ તેજસ્વી અરુંધતીની સાથે વસિષ્ઠ બેઠા હોય તેમ સીતાની સાથે બેઠેલા રામચંદ્ર શોભતા હતા એ પ્રમાણે દેવીપુત્રી જેવી સીતાની સાથે રામચંદ્ર આનંદ ભોગવતા હતા.૧૩–૨૪

આ રીતે દેવની માફક દરરોજ વિહાર કરતા રામ અને સીતાને સર્વદા ભોગ ભોગવવા યોગ્ય શિશિરઋતુનો કાળ ચાલ્યો ગયો, એટલે કે વિવિધ ભોગો આપનારો શિશિરકાળ વીતી ગયો. ૨૫,૨૬ ધર્મને જાણનારા રામચંદ્ર સવારમાં ધર્મવિધિથી ધર્મકાર્યો કરી દિવસનો બાકીનો ભાગ અંતઃપુરમાં પસાર કરતા હતા ૨૭ સીતા પણ સવારમાં સર્વ દેવકાર્યો કરી સર્વ સાસુઓની સમાનભાવે પૂજા કરતા હતા ૨૮ પછી સ્વર્ગમાં બેઠેલા સહસ્રાક્ષ ઇદ્રની પાસે જેમ શચી જાય, તેમ સુંદર આભરણ અને વસ્ત્ર ધારણ કરી રામની પાસે સીતા જતા હતા.

એ રીતે કેટલોક કાળ વીતી જતા મહાદેવી સીતા ગર્ભવતી થયા પછી એક દિવસે દેવપુત્રી સમાન વરારોહા સીતા મહાત્મા રાઘવની પાસે આવ્યા, ત્યારે તેને જોઈને પ્રસન્ન થયેલા રાઘવે કહ્યુ 'વૈદેહી! મને તારાથી અપત્યલાભ (પુત્રલાભ) થવાનો સમય પ્રાપ્ત થયો છે. હે વરારોહે! તું શું ઇચ્છે છે? હું તારી શી ઇચ્છા પૂરી પાડું?' ત્યારે સીતાએ સ્મિતપૂર્વક કહ્યું ૨૯–૩૨ 'હે રાઘવ! ગંગાના તીર ઉપર વસતા ઉગ્ર તેજસ્વી પવિત્ર તપોવન જોવા હું ઇચ્છુ છુ. હે દેવ! ફળમૂળ ખાનારા ઋષિઓના ચરણોનું વંદન કરવા હું ઇચ્છુ છુ હે કાકુત્સ્થ! વળી મારી પરમ ઇચ્છા એ છે કે ફળ–મૂળ ખાનારા ઋષિઓના તપોવનમાં એકાદ

અને તેને લીધે મારી જે નિંદા થાય છે, તે મારા મર્મસ્થાનને વીંધી નાખે છે; કારણ કે હું મહાત્મા ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થયેલો છું અને સીતા પણ મહાત્મા જનક રાજાના ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલાં છે. હે સૌમ્ય! જનરહિત દંડકારણ્યમાં રાવણે સીતાનું હરણ કર્યું હતું; પછી મેં રાવણનો નાશ કર્યો હતો, એ સર્વ હકીકત તમે જાણો છો. એ સમયે જનક રાજાની પુત્રી સીતા વિષે મને વિચાર થયો: 'લંકામાં રહેલી આ સીતાને હું અયોધ્યાપુરીમાં કેવી રીતે લઈ જાઉં?'[૧-૬] હે લક્ષ્મણ! એ સમયે સીતાએ પોતાના પતિવ્રત ધર્મની ખાતરી કરી આપવા માટે તમારી સમક્ષ સળગતા અગ્નિમાં પ્રવેશ કર્યો અને આકાશમાં રહેલા દેવોના બલિદાનને લઈ જનાર એ અગ્નિદેવે પ્રકટ થઈને વાયુ, ચંદ્ર અને સૂર્ય વગેરે સર્વ દેવોની તથા સર્વ ઋષિઓની સમક્ષ એ જનક વૈદેહી સીતાને પાપરહિત જણાવી. ત્યારે લંકામાં ઇંદ્રદેવે દેવો અને ગંધર્વોની સંનિધિમાં એ શુદ્ધ આચરણવાળી સીતાને મારા હાથમાં સોંપી હતી. મારો અંતરાત્મા પણ જાણે છે કે સીતા શુદ્ધ અને યશસ્વી છે.[૭-૧૦] આમ હોવાથી જ મેં એનો સ્વીકાર કર્યો છે અને હું તેને અહીં લાવ્યો છું; પરંતુ હાલ જે અસત્ય લોકાપવાદ ઊભો થયો છે, તે મારા હૃદયમાં શોક ઉત્પન્ન કરે છે.[૧૧]

પુરવાસીઓ અને દેશજનોમાં આ અપવાદને લઈ મારી નિંદા થાય છે અને અપકીર્તિ ગવાય છે. જે કોઈ પ્રાણીની આ લોકમાં અપકીર્તિ થાય છે તથા જ્યાંસુધી અપકીર્તિ બોલાય છે, ત્યાંસુધી તે અધમ લોકમાં પડી રહે છે. દેવો અપકીર્તિને નિંદે છે અને કીર્તિ સર્વ લોકોમાં પૂજાય છે.[૧૨,૧૩] સઘળા મોટા મહાત્માઓના સર્વ પ્રયત્નો કીર્તિ માટે જ હોય છે; માટે હે પુરુષશ્રેષ્ઠો! આ અપવાદથી સંતપ્ત થયેલો હું તમારો અથવા મારા પોતાના જીવનનો પણ ત્યાગ કરું તેમ છું, તો પછી જનક રાજાની પુત્રીનો ત્યાગ કરવો, એમાં તે શું? હું અપકીર્તિથી ઉત્પન્ન થયેલા શોકસાગરમાં ડૂબેલો છું, તેનું આ જ કારણ છે.[૧૪,૧૫] અપયશથી ઉત્પન્ન થયેલા આ દુઃખ કરતાં વધારે મોટું દુઃખ હું બીજું કોઈ જોતો નથી; માટે હે સૌમિત્રિ! તું આવતી કાલે સવારે જ સીતાને સુમંત્ર સારથિએ જોડેલા રથમાં બેસાડીને મારા દેશની બહાર બીજા પ્રદેશમાં મૂકી આવ. હે ભાઈ! ગંગા નદીને સામે કાંઠે તમસા નદીના કિનારે આવેલા મહાત્મા વાલ્મીકિના દિવ્ય આશ્રમ પાસેના જનરહિત પ્રદેશમાં તું એને મૂકી આવ.

હે સૌમિત્રિ! મારી આજ્ઞા મુજબ કરીને તું એકદમ પાછો આવજે. સીતાના પરિત્યાગના સંબંધમાં તમે કોઈ પણ મને કાંઈ પણ કહેશો જ નહિ.[૧૬-૧૯] હે ભાઈ! અત્યારે કરવા ન કરવાનો વિચાર નહિ કરતાં મારી આજ્ઞા મુજબ જ કરો. જો તમે મને આમ કરતાં રોકશો, તો મારી તમારા ઉપર પૂર્ણ અપ્રીતિ થશે.[૨૦] હું તમને તમારા બન્ને પગ અને જીવનના સોગંદ આપું છું કે તમો આ બાબતમાં મારી સાથે કાંઈ જ કાલાવાલા કરશો નહિ, આ બાબતમાં મારી આજ્ઞાનું ઉલ્લંઘન થશે, તો આપણો સ્નેહ રહેશે નહિ.[૨૧] જો તમે મારી આજ્ઞા માનનારા હો, તો મારી આજ્ઞા માનો અને હવે સીતાને અહીંથી લઇ જાઓ. એ આજ્ઞા પરિપૂર્ણ કરો. સીતાએ પ્રથમ મને કહેલું છે કે, 'ગંગાતીર ઉપર આવેલા આશ્રમો જોવાને હું ઇચ્છું છું'; તેની તે ઇચ્છા આ રીતે પરિપૂર્ણ થાય છે.'

આંસુથી જેની આંખો ભરાઈ ગઈ છે એવા ધર્માત્મા રામચંદ્ર એમ કહીને ભાઈઓ સહિત રાજમંદિરમાં આવ્યા અને શોકથી ચિરાઈ જતા હૃદયવાળા હાથીની માફક ઉપરાઉપરી નિસાસા મૂકવા લાગ્યા.[૨૨-૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આર્ષિભવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૪૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૪ મો

### વિહ્વળ રામચંદ્ર અને ભાઈઓ

विसृज्य तु सुहृद्वर्गं बुद्ध्या निश्चित्य राघव ।
समीपं द्वाःस्थमासीनमिदं वचनमब्रवीत् ॥ १ ॥

મિત્રવર્ગને રજા આપ્યા પછી મહાત્મા રામચંદ્રે બુદ્ધિપૂર્વક નિશ્ચય કરી દ્વારપાળને કહ્યું 'હે દૂત! શુભ લક્ષણવાળા લક્ષ્મણને, મહાભાગ ભરતને અને અજિત શત્રુઘ્નને તું તરત અહીં બોલાવી લાવ.'

રામચંદ્રની આજ્ઞા થતાં દ્વારપાળ ઉતાવળો ઉતાવળો લક્ષ્મણને ઘેર તેમની સમીપ દોડી ગયો અને હાથ જોડી આદરપૂર્વક બોલ્યો: 'તમને રાજાજી મળવા ઇચ્છે છે, માટે તમે ત્યાં હમણાં ને હમણાં જાઓ.' ત્યારે લક્ષ્મણ 'બહુ સારું,' એમ કહી ઉતાવળે રામચંદ્ર પાસે જવા લાગ્યા. પછી તે દ્વારપાળ ભરતની પાસે ગયો અને હાથ જોડી આદરપૂર્વક બોલ્યો.[૨-૬] 'મહારાજ આપને મળવા ચાહે છે.' રામે કહેવડાવેલું વચન દ્વારપાળના મોઢથી સાંભળી મહાબળવાન ભરત તરત આસન પરથી ઊભા થઈ પગપાળા જ ચાલવા માંડ્યા. પછી તે દ્વારપાળ ઉતાવળો ઉતાવળો હાથ જોડી શત્રુઘ્નને ઘેર ગયો અને કહ્યું: 'હે રઘુશ્રેષ્ઠ! અહીં આવો આવો, મહારાજ તમને મળવા ઇચ્છે છે. મહાયશસ્વી લક્ષ્મણ અને ભરત તો ક્યારનાય ત્યાં ગયેલા છે.' તે સાંભળીને શત્રુઘ્ન શ્રેષ્ઠ આસન પરથી ઊઠી વિનીતભાવે જ્યાં રામચંદ્ર હતા ત્યાં ગયા. તેટલામાં દ્વારપાળ પણ રામચંદ્રની પાસે આવી પહોંચ્યો અને હાથ જોડી 'આપના સર્વે ભાઈઓ આવી ગયેલા છે.' એમ બોલ્યો. કુમારો આવેલા છે એમ સાંભળી ચિંતાથી વ્યાકુળ થયેલી ઇન્દ્રિયોવાળા રામચંદ્ર દીનની માફક નીચું મોઢું રાખી દ્વારપાળને કહ્યું. 'તું તે સર્વ કુમારોને મારી પાસે તેડી લાવ, કારણ કે એ સર્વમાં મારું જીવન રહેલું છે અને તેઓ મને પ્રાણથી વધારે પ્રિય છે.[૭-૧૪]

પછી રાજાની આજ્ઞા પામેલા શ્વેત વસ્ત્ર ધારણ કરનારા કુમારો હાથ જોડી સાવધાન ચિત્તવાળા થઈને ત્યાં આવ્યા, ત્યારે તેમણે રાહુથી ગ્રસાયેલા ચંદ્રના જેવું અને સંધ્યાકાળના તેજ વિનાના સૂર્ય સરખું નિસ્તેજ મુખ તેમ જ આંસુથી ભરાઈ ગયેલી આંખોવાળા રામચંદ્રને જોયા. જેની શોભા હણાઈ ગઈ છે તેવા કમળદળ સમાન રાજા રામચંદ્રને જોઈને, તેમના પગમાં પોતાના માથા નમાવીને સાવધાન ચિત્તથી તેઓ ત્યાં ઊભા રહ્યા અને તેઓની આંખમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં.[૧૫-૧૭]

પછી મહાબળવાન રામચંદ્રજીએ ઊભા થઈ તે સર્વને આલિંગન આપીને 'આસન ઉપર બેસો' એમ કહી પોતાનું મનોગત કહેવા માંડ્યું.[૧૮] તેઓ બોલ્યા: 'તમે સર્વ મારું જીવન છો, મારું સર્વસ્વ છો, હું તમે સંપાદન કરેલું જ રાજ્ય કરું છું. હે નરેશ્વરો! તમે સર્વ શાસ્ત્રોના અર્થને જાણનારા છો, બુદ્ધિ તમારામાં સ્થિર થયેલી છે, માટે હે બાંધવો! હું તમને જે કહું તે તમે કરો.'

રામચંદ્ર એમ કહ્યું ત્યારે ધ્યાનમગ્ન થયેલા તે ત્રણે ભાઈઓ 'રાજા રામ શી આજ્ઞા કરશે' એ વિચારથી ચિંતાતુર થયા.[૧૯,૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૪૪ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૫ મો

### વિહ્વળ રામચંદ્ર-સીતાત્યાગનો નિશ્ચય

तेषां समुपविष्टानां सर्वेषां दीनचेतसाम् ।
उवाच वाक्यं काकुत्स्थो मुखेन परिशुष्यता ॥ १ ॥

જ્યારે સર્વ કુમારો દીનચિત્ત થઈને બેઠી ગયા ત્યારે સુકાઈ જતા મુખે રામચંદ્રે કહ્યું: 'હે ભાઈઓ! તમારું કલ્યાણ થાઓ. હવે હું તમને જે કહું તે સાંભળો, પણ તેમાં મારા અભિપ્રાયથી વિરુદ્ધ વાત કરશો નહિ. આજકાલ મારા ઉપર પુરવાસીઓ અને દેશજનોનો અતિશય મોટો અપવાદ આવ્યો છે

અને તેને લીધે મારી જે નિંદા થાય છે, તે મારા મર્મસ્થાનને વીંધી નાખે છે; કારણ કે હું મહાત્મા ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થયેલો છું અને સીતા પણ મહાત્મા જનક રાજાના ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલાં છે. હે સૌમ્ય! જનરહિત દંડકારણ્યમાં રાવણે સીતાનું હરણ કર્યું હતું; પછી મેં રાવણનો નાશ કર્યો હતો, એ સર્વ હકીકત તમે જાણો છો. એ સમયે જનક રાજાની પુત્રી સીતા વિષે મને વિચાર થયો: 'લંકામાં રહેલી આ સીતાને હું અયોધ્યાપુરીમાં કેવી રીતે લઈ જાઉં?'[૧-૬] હે લક્ષ્મણ! એ સમયે સીતાએ પોતાના પતિવ્રત ધર્મની ખાતરી કરી આપવા માટે તમારી સમક્ષ સળગતા અગ્નિમાં પ્રવેશ કર્યો અને આકાશમાં રહેલા દેવોના બલિદાનને લઈ જનાર એ અગ્નિદેવે પ્રકટ થઈને વાયુ, ચંદ્ર અને સૂર્ય વગેરે સર્વ દેવોની તથા સર્વ ઋષિઓની સમક્ષ એ જનક વૈદેહી સીતાને પાપરહિત જણાવી. ત્યારે લંકામાં ઇંદ્રદેવે દેવો અને ગંધર્વોની સંનિધિમાં એ શુદ્ધ આચરણવાળી સીતાને મારા હાથમાં સોંપી હતી. મારો અંતરાત્મા પણ જાણે છે કે સીતા શુદ્ધ અને યશસ્વી છે.[૭-૧૦] આમ હોવાથી જ મેં એનો સ્વીકાર કર્યો છે અને હું તેને અહીં લાવ્યો છું; પરંતુ હાલ જે અસત્ય લોકાપવાદ ઊભો થયો છે, તે મારા હૃદયમાં શોક ઉત્પન્ન કરે છે.[૧૧]

પુરવાસીઓ અને દેશજનોમાં આ અપવાદને લઈ મારી નિંદા થાય છે અને અપકીર્તિ ગવાય છે. જે કોઈ પ્રાણીની આ લોકમાં અપકીર્તિ થાય છે તથા જ્યાંસુધી અપકીર્તિ બોલાય છે, ત્યાંસુધી તે અધમ લોકમાં પડી રહે છે. દેવો અપકીર્તિને નિંદે છે અને કીર્તિ સર્વ લોકોમાં પૂજાય છે.[૧૨,૧૩] સઘળા મોટા મહાત્માઓના સર્વ પ્રયત્નો કીર્તિ માટે જ હોય છે; માટે હે પુરુષશ્રેષ્ઠો! આ અપવાદથી સંતપ્ત થયેલો હું તમારો અથવા મારા પોતાના જીવનનો પણ ત્યાગ કરું તેમ છું, તો પછી જનક રાજાની પુત્રીનો ત્યાગ કરવો, એમાં તે શું? હું અપકીર્તિથી ઉત્પન્ન થયેલા શોકસાગરમાં ડૂબેલો છું, તેનું આ જ કારણ છે.[૧૪,૧૫] અપયશથી ઉત્પન્ન થયેલા આ દુઃખ કરતાં વધારે મોટું દુઃખ હું બીજું કોઈ જોતો નથી; માટે હે સૌમિત્રિ! તું આવતી કાલે સવારે જ સીતાને સુમંત્ર સારથિએ જોડેલા રથમાં બેસાડીને મારા દેશની બહાર બીજા પ્રદેશમાં મૂકી આવ. હે ભાઈ! ગંગા નદીને સામે કાંઠે તમસા નદીના કિનારે આવેલા મહાત્મા વાલ્મીકિના દિવ્ય આશ્રમ પાસેના જનરહિત પ્રદેશમાં તું એને મૂકી આવ.

હે સૌમિત્રિ! મારી આજ્ઞા મુજબ કરીને તું એકદમ પાછો આવજે. સીતાના પરિત્યાગના સંબંધમાં તમે કોઈ પણ મને કાંઈ પણ કહેશો જ નહિ.[૧૬-૧૯] હે ભાઈ! અત્યારે કરવા ન કરવાનો વિચાર નહિ કરતાં મારી આજ્ઞા મુજબ જ કરો. જો તમે મને આમ કરતાં રોકશો, તો મારી તમારા ઉપર પૂર્ણ અપ્રીતિ થશે.[૨૦] હું તમને તમારા બન્ને પગ અને જીવનના સોગંદ આપું છું કે તમો આ બાબતમાં મારી સાથે કાંઈ જ કાલાવાલા કરશો નહિ. આ બાબતમાં મારી આજ્ઞાનું ઉલ્લંઘન થશે, તો આપણો સ્નેહ રહેશે નહિ.[૨૧] જો તમે મારી આજ્ઞા માનનારા હો, તો મારી આજ્ઞા માનો અને હવે સીતાને અહીંથી લઇ જાઓ. એ આજ્ઞા પરિપૂર્ણ કરો. સીતાએ પ્રથમ મને કહેલું છે કે, 'ગંગાતીર ઉપર આવેલા આશ્રમો જોવાને હું ઇચ્છું છું'; તેની તે ઇચ્છા આ રીતે પરિપૂર્ણ થાય છે.'

આંસુથી જેની આંખો ભરાઈ ગઈ છે એવા ધર્માત્મા રામચંદ્ર એમ કહીને ભાઈઓ સહિત રાજમંદિરમાં આવ્યા અને શોકથી ચિરાઈ જતા હૃદયવાળા હાથીની માફક ઉપરાઉપરી નિસાસા મૂકવા લાગ્યા.[૨૨-૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૪૫મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૪૬ મો

**સીતાને વનમાં મોકલવાની ગોઠવણ**

ततो रजन्यां व्युष्टायां लक्ष्मणो दीनचेतनः ।
सुमन्त्रमब्रवीद्वाक्यं मुखेन परिशुष्यता ॥१॥

રાત્રિ વીતી અને પ્રભાત થયું, ત્યારે દીન-ચિત્ત થયેલા લક્ષ્મણે સુકાઈ જતા મોઢે સુમંત્રને કહ્યું: 'હે સારથિ! રાજા રામચંદ્રની આજ્ઞા થઈ છે; માટે તું ઉતાવળી ગતિવાળા ઘોડાઓ જોડીને ઉત્તમ રથ તૈયાર કર અને તેમાં સીતા માટે સુંદર આસન પાથર; કેમ કે તેમને આજે પવિત્ર કર્મવાળા મહર્ષિઓના આશ્રમ દેખાડવા મારે લઈ જવાં છે.' ત્યારે સુમંત્ર 'જેવી આજ્ઞા' એમ કહીને થોડીક વારમાં જ ઉત્તમ અશ્વો જોડીને સુખકારક બેઠકવાળો સુંદર રથ ત્યાં લાવ્યો અને મિત્રોનાં માન વધારનાર સૌમિત્રીને કહ્યું: 'હે પ્રભુ! રથ તૈયાર છે; માટે હવે જે કરવા યોગ્ય હોય તે આજ્ઞા કરો.'[૧-૫]

પછી પુરુષશ્રેષ્ઠ લક્ષ્મણે રાજભવનમાં સીતા-ને કહ્યું: 'તમે સમર્થ રાજા પાસે ઋષિઓના આશ્રમો જોવાની ઇચ્છા દર્શાવી વરદાન મેળવ્યું છે; તેથી રાજાએ તમારી ઇચ્છા પૂરી કરવા માટે મને તમને ઋષિઓના આશ્રમમાં લઈ જવાની આજ્ઞા કરી છે. હે વૈદેહી! હે દેવી! ગંગાના તીર ઉપર ઋષિઓના સુંદર આશ્રમો આવેલા છે. રાજાજીની આજ્ઞાથી આજે હું તમને ઋષિમુનિઓએ સેવેલા એ અરણ્યમાં લઈ જઈશ; માટે તૈયાર થાઓ.'[૬-૯]

લક્ષ્મણનાં વચન સાંભળી સીતાને બહુ જ હર્ષ થયો અને વિવિધ પ્રકારનાં મહામૂલ્ય-વાન વસ્ત્રો અને રત્નો આદિ સામગ્રી લઈ ને જવા માટે તૈયાર થયાં. તેમણે લક્ષ્મણને કહ્યું: 'આ સર્વ અલંકારો, મહામૂલ્યવાન વસ્ત્રો અને વિવિધ પ્રકારનાં દ્રવ્યો હું મુનિપત્નીઓને અર્પણ કરીશ.' ત્યારે લક્ષ્મણે 'ઠીક' એમ કહીને તેમને રથમાં બેસાડ્યાં અને પછી રાજા રામચંદ્રની આજ્ઞાનું સ્મરણ કરી એ ઉત્તમ રથને હંકાર્યો. એ સમયે ઉતાવળી ગતિએ રથમાં બેઠેલાં સીતાએ લક્ષ્મી વધારનાર લક્ષ્મણને કહ્યું: 'હે રઘુનંદન! હું બહુ જ અશુભ ચિહ્નો જોઉં છું. મારું જમણું નેત્ર ફરકે છે અને અંગોમાં ધ્રુજારી આવે છે. હે સૌમિત્રિ! મારું હૃદય પણ અસ્વસ્થ હોય તેમ જણાય છે અને મનમાં આશ્રમો જોવાનો અતિ હર્ષ હોવા છતાં પણ તે અતિશય વ્યાકુળ થઈ જાય છે. હે વિશાળલોચન! હું પૃથ્વીને શૂન્ય જોઉં છું. હે ભ્રાતૃવત્સલ! આ બધું શું તમારા ભાઈને કલ્યાણકારક હશે?[૧૦-૧૬] હે વીર! મારી સર્વ સાસુઓ શું કુશળ હશે? આપણા નગરમાં અને દેશમાં સર્વ પ્રાણીઓ શું કુશળ હશે?' આમ કહીને સીતા દેવોની પ્રાર્થના કરવા લાગ્યાં; ત્યારે મહાત્મા લક્ષ્મણે હૃદયમાં શોષ પડતો હોવા છતાં તે ન જણાવા દેતાં મસ્તક નમાવી સીતાને કહ્યું: 'તમે ચિંતા ન કરો; સર્વ કુશળ છે.' સંધ્યાકાળ થતાં તેઓ ગોમતીતટે જઈ પહોંચ્યાં અને ત્યાં આવેલા આશ્રમમાં રાતવાસો કર્યો.[૧૭-૧૯]

બીજે દિવસે સવાર થતાં લક્ષ્મણે સુમંત્રને કહ્યું: 'તું રથ જોડ. આજે જેમ પરાક્રમથી ત્રિનેત્ર શંકર ભાગીરથીને માથા પર ધારણ કરે છે, તેમ હું ભાગીરથીના જળને માથા ઉપર ધારણ કરીશ.' પછી સુમંત્રે મન જેવી ગતિ-વાળા અશ્વોને રથમાં જોડ્યા અને હાથ જોડી વૈદેહીને કહ્યું: 'રથમાં બિરાજો' ત્યારે સીતા રથ-માં બેઠાં.[૨૦-૨૨] મધ્યાહ્‌ન થતાં સૌમિત્રિ અને ધીમાન સુમંત્ર સહિત વિશાળ નેત્રવાળાં સીતા પાપનો નાશ કરનારી ગંગાનદીના તીર પર આવી પહોંચ્યાં.[૨૩] ગંગાના પવિત્ર તટે પહોંચતાં લક્ષ્મણનું હૈયું ભરાઈ આવ્યું અને દીન થઈ તેઓ મોટે સાદે રોઈ પડ્યા.

પરમ નિયમાચરણવાળાં અને ધર્મ જાણનારાં સીતાએ લક્ષ્મણને ખેદયુક્ત થયેલા જોઈને પૂછ્યું: 'તમે કેમ રુઓ છો? અરે, ઘણા કાળથી જોવા ઇચ્છેલા ગંગાના તીર ઉપરના આશ્રમો સમીપ આપણે આવ્યાં છીએ. તો

આપણને હર્ષ થવો જોઈએ, તેમ છતા તમે કેમ ખેદ કરો છો? હે પુરુષશ્રેષ્ઠ! તમે રાત્રિ અને દિવસ રામચન્દ્રની પાસે રહો છો તેમનાથી બે રાત્રિથી છૂટા પડેલા છો, તેથી તો શોક કરતા નથી? હે લક્ષ્મણ! મને મારા પ્રાણથી પણ રામ વહાલા છે, છતા હુ તો આવો શોક કરતી નથી, માટે તમે બાળકબુદ્ધિનો ત્યાગ કરો અને મને ગગા તરાવીને તપસ્વીઓના દર્શન કરાવો, એટલે હુ તે મહાત્માઓને વસ્ત્રો અને અલકારો અર્પણ કરીશ અને સૌ સૌની યોગ્યતા પ્રમાણે તેઓનુ પૂજન કરીશ પછી એક રાત્રિ રહીને આપણે પાછા અયોધ્યાનગરીમા આવીશુ, કેમ કે મારુ મન પણ કમળ જેવા નેત્રવાળા, સિહ જેવી છાતીવાળા, કૃશોદર અને આનદ આપનારાઓમા શ્રેષ્ઠ રામને જોવાને ઉતાવળુ થાય છે[२४–३१]

સીતાનો આ મનોભાવ સાભળી પોતાની સુદર આખો લૂછી નાખીને રિપુનાશકારી લક્ષ્મણે નાવિકોને બોલાવ્યા તેઓએ હાથ જોડી કહ્યુ 'હે મહારાજ! આ હોડી તૈયાર છે'[३२] ત્યારે તે ગગાનદીને તરવા ઇચ્છતા લક્ષ્મણ સીતા સહિત હોડીમા બેઠા અને સ્વસ્થ ચિત્તવાળા લક્ષ્મણ તથા સીતાને લઈને એ હોડી ગગાના જળપ્રવાહમા તરવા લાગી[३३]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૪૬મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૭ મો

### લક્ષ્મણનુ કઠણ કર્તવ્ય-રામે કરેલી આજ્ઞાની સીતાને જાણ

अथ नाव सुविस्तीर्णां नैषादीं राघवानुजः ।
आरुरोह समायुक्तां पूर्वमारोप्य मैथिलीम् ॥ १ ॥

નિષાદે આપેલી સારી ગોઠવણવાળી હોડીમા પ્રથમ સીતાને બેસાડી પછી તેમા લક્ષ્મણ બેઠા[१] શોકસતપ્ત થયેલા લક્ષ્મણે સુમન્ત્રને રથ સહિત કિનારે ઊભા રહેવાનુ કહ્યુ અને નાવિકને હોડી ચલાવવા આજ્ઞા આપી[२] થોડીવારમા ગગાને સામે કાઠે પહોચ્યા પછી આખમા આસુ લાવીને મહાત્મા લક્ષ્મણે વિનીતભાવે સીતાને કહ્યુ[३] 'હે વૈદેહી! બુદ્ધિમાન રામચન્દ્રે લોકનિદાના હેતુભૂત જે કુકાર્યમા મને યોજ્યો છે, તે જનસમાજમા નિંદાપાત્ર છે અને આ પરિસ્થિતિ મારા હૃદયમા મહાશલ્ય સમાન ખૂચે છે[४] મારે તમને જે કહેવાનુ છે અને કરવાનુ છે, તે કરતા અત્યારે મને મૂર્છા આવે કે મોત આવે એ વધારે સારુ છે.[५] હે શોભને! મારા ઉપર કૃપા કરો, મારો દોષ જોવો યોગ્ય નથી' એમ કહેતા કહેતા મહાત્મા લક્ષ્મણ શોકમૂર્છિત થઈ ભૂમિ ઉપર પડી ગયા[६]

પોતાના મૃત્યુને ઇચ્છતા અને હાથ જોડીને રોતા લક્ષ્મણને જોઈને શોકાતુર થયેલા સીતા બોલ્યા 'હે લક્ષ્મણ! આ બધુ શુ છે? હુ કઈ સમજતી નથી અરે, જે હોય તે મને કહી દો હુ તમને વ્યાકુળ કેમ જોઉ છુ? મહારાજ તો કુશળ છે ને?[७-८] મહારાજના સોગદ આપીને હુ તમને આજ્ઞા કરુ છુ કે જે કારણથી તમને આ સતાપ થાય છે, તે તમે મને સત્વર જણાવો'

સીતાએ આ પ્રમાણે કહ્યુ, ત્યારે દીનચિત્ત થયેલા લક્ષ્મણે નીચુ મોઢુ રાખી ગદ્‌ગદ વાણીથી કહ્યુ 'હે જનકપુત્રી! હે દેવી! તમારા વિષે શહેરમા તેમ જ આખા દેશમા ચાલેલો મહાન ભયકર અપવાદ રાજસભા મધ્યે સાભળીને સતપ્ત થયેલા હૃદયવાળા રામચન્દ્રે તમારો પરિત્યાગ કરીને તમને વનમા મૂકી જવાની મને આજ્ઞા કરી છે અને તેઓ મહાન શોકથી વ્યાકુળ થઈ મહેલમા ભરાઈ ગયા છે તેમણે સાભળેલા પૌરજનોના નિદ્ય વચનો પોતાના હૃદયમા જ સમાવ્યા છે એમ તે તમને કહી શકાય તેમ પણ નથી હે દેવી! અગ્નિદેવે સર્વ દેવતાઓ અને ઋષિઓ સમક્ષ તમને નિર્દોષ જાહેર કર્યા હતા અને રાજા રામચન્દ્ર પણ તેમ માને છે, છતા લોકાપવાદને લીધે હવે તેઓ તમારો ત્યાગ કરે છે. હે દેવી! રાજાની આજ્ઞા મુજબ તમારો અભિલાષ પૂરો

કરવાને બહાને હું તમને અહીં તેડી લાવ્યો છું અને હવે તમને અહીં ત્યજી દેવાં પડશે. હે શુભે! તમે હવે વિષાદ નહિ કરતાં અહીં આવેલાં બ્રહ્મર્ષિઓનાં પવિત્ર અને રમણીય તપોવનમાં જાઓ અને મુનિશ્રેષ્ઠ એવા મહાયશસ્વી વાલ્મીકિ ઋષિ કે જે મારા પિતાના પરમ સખા છે, તેમના ચરણકમળ પાસે પહોંચી ઉપવાસાદિ કરીને એકાગ્ર ચિત્તવાળાં થઈ ત્યાં સુખથી રહો. હે દેવી! સદાય રામચંદ્રને હૃદયમાં ધારણ કરીને તમે પતિવ્રતાધર્મ પાળી પરમ શ્રેય પામો.[૯–૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૪૭મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૪૮ મો

## શોકગ્રસ્ત સીતા–રામચંદ્ર પ્રતિ સંદેશ

लक्ष्मणस्य वचः श्रुत्वा दारुणं जनकात्मजा ।
परं विषादमागम्य वैदेही निपपात ह ॥ १ ॥

લક્ષ્મણનાં દારુણ વચનો સાંભળી વૈદેહી સીતા અતિશય વિષાદ પામ્યાં અને ધરણી પર ઢળી પડ્યાં. થોડી વારે ભાન આવ્યું, ત્યારે અશ્રુભરી આંખોએ તે બોલ્યાં : 'હે લક્ષ્મણ! ખરેખર, વિધિએ મારું આ શરીર દુઃખ ભોગવવા માટે જ સરજેલું છે, તેથી જ સકળ દુઃખોના સમૂહ મને મૂર્તિમાન થાય છે. મેં પૂર્વે શાં પાપ કર્યાં હશે? અરે! મેં પૂર્વે કેટલાંય જોડાંનો વિયોગ કરાવ્યો હશે કે જેથી હું શુદ્ધ આચરણવાળી સતી હોવા છતાં મારા પ્રિય પતિ રામે મારો ત્યાગ કર્યો![૧–૪] હે લક્ષ્મણ! પૂર્વકાળે જ્યારે હું વનમાં હતી, ત્યારે તો મારા પ્રિય રામની સેવામાં હોવાથી હું વનમાં દુઃખોને પણ સુખ માનતી હતી; પણ હવે તો હે સૌમ્ય! વહાલાથી વિયોગ પામેલી હું આ આશ્રમમાં શી રીતે રહી શકીશ? અરે, જન્મદુઃખિણી હું મારું આ દુઃખ કોની આગળ કહીશ![૫,૬] હે પ્રભો! હે મહાત્મા! ઋષિમુનિઓ મને 'રાઘવે કયા કારણે ત્યજી છે? શું તેં કાંઈ અસત્કર્મ કર્યું હતું?' એમ પૂછશે, ત્યારે હું શું જવાબ આપીશ? હે સૌમિત્રિ! ખરેખર, આજે જ ભાગીરથીના જળમાં હું મારું જીવન ત્યજત; પણ એમ નહિ કરું; કારણ કે એમ કરું તો મારા સ્વામીનો રાજવંશ નાશ પામે.[૭,૮] હે સૌમિત્રિ! તમને રાજાની આજ્ઞા થઈ છે, તો ભલે તમે મારા જેવી અભાગણીને અહીં છોડીને ચાલ્યા જાઓ અને તમારા રાજાનું પ્રિય કરો; પણ મારું આટલું વચન તો સાંભળતા જાઓ.[૯]

'પ્રથમ તો મારી વતી મારી સર્વ સાસુઓને હાથ જોડી ચરણવંદન કરજો અને પછી મહારાજને મારા પ્રણામપૂર્વક કુશળ સમાચાર પૂછજો.[૧૦] હે લક્ષ્મણ! સર્વને માથું નમાવીને મારા પ્રણામ કહેજો. ધર્મમાં સદા સાવધાન રહેવાવાળા મહારાજને નિવેદન કરજો કે, 'હે રાઘવ! જેમ તમે સીતાને ખરેખર શુદ્ધ જાણો છો, તે જ પ્રમાણે તેને તમારામાં ભક્તિવાળી અને અનુરક્ત ચિત્તવાળી જાણજો.[૧૧,૧૨] હે રાઘવ! હે વીર! હું જાણું છું જ કે, તમે મને લોકાપવાદના ભયને લીધે અને પોતાના કુળની કીર્તિ જાળવવાને અર્થે જ તજી છે, છતાં તમે જ મારી પરમ ગતિ છો.[૧૩] હે મહારાજ! તમે ભાઈઓ સાથે જે પ્રકારે વર્તો છો, તે જ પ્રકારે પ્રજાજન સાથે પણ વર્તજો. હે રાઘવ! એ જ તમારો મહાન ધર્મ છે અને તેથી જ ઉત્તમ કીર્તિ પમાય છે. હે રાજન્! પ્રજા ઉપર ધર્મ પ્રમાણે રાજ્ય કરવાથી પુણ્ય પ્રાપ્ત થાય છે. હે મહારાજ! તમે હવે પ્રજાજનનો અપવાદ જેમ ન આવે તેમ જ વર્તજો. હે રઘુનંદન! હું મારા દેહ માટે જરા પણ શોક કરતી નથી; કેમ કે સ્ત્રીને તો પતિ એ જ પરમ દૈવત છે, પતિ એ જ પરમ સહાયક છે અને પતિ એ જ પરમ ગુરુ છે. સ્ત્રીનો એ સ્વાભાવિક ધર્મ જ છે કે તેણે પોતાના પ્રાણપ્રિય પતિનું સદા પ્રિય જ કરવું અને તેમાં જ રાજી રહેવું.' હે લક્ષ્મણ! મારો આ સંદેશો તમે રાજાજીને કહેજો. વળી તમે એ પણ જોતા જાઓ કે આ વખતે હું

ગર્ભવતી છું.'

સીતાજીનાં વચનો સાંભળી દીનચિત્ત થયેલા લક્ષ્મણ પૃથ્વી પર માથું ઝુકાવી તેમના પગમાં પડ્યા અને કાંઈ બોલી ન શકતાં મોટા સ્વરે રુદન કરવા લાગ્યા. થોડી વારે ઊભા થઈને રુદન કરતાં કરતાં તેમણે સીતાની પ્રદક્ષિણા કરી અને પછી બે ઘડી ધ્યાન ધરીને બોલ્યા: હે શોભને! તમે મને શું કહો છો? હે પાપરહિત સીતે! પૂર્વે ચરણવંદન કરતાં મેં માત્ર તમારા પગ જ જોયા છે, મેં કદી તમારું સ્વરૂપ જોયું નથી; તો અત્યારે રામચંદ્ર વિનાના વનમાં હું કેમ જોઈ શકું?' એમ કહી નમસ્કાર કરીને પાછા વળી તે હોડીમાં બેઠા.[૧૪–૨૨] શોકના ભારથી દુઃખી થયેલા લક્ષ્મણ ગંગાને ઉત્તર કિનારે આવી દિગ્મૂઢની પેઠે રથમાં બેઠા અને જતાં જતાં પાછું વળીને સામે કાંઠે રહેલાં, વિલાપ કરતાં અનાથ સીતા તરફ વારંવાર દૃષ્ટિપાત કરવા લાગ્યા. એ સમયે દૂર ચાલ્યા જતા રથને અને તેમાં બેઠેલા લક્ષ્મણને વારંવાર જોઈને દુઃખથી દીન થયેલાં સીતા અતિશોક કરવા લાગ્યાં.[૨૩–૨૫] દુઃખના ભારથી નમી ગયેલાં યશસ્વિની અને પાતિવ્રત્યને ધારણ કરનારાં પતિપરાયણ–અરે, દુઃખપરાયણ–સતી સીતા પોતાના પ્રિય પતિ રામને ન જોવાથી પક્ષીનાદથી ગાજી રહેલા મહાન અરણ્યમાં છૂટે સાદે રોવા લાગ્યાં.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આર્ષિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૪૮મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૪૯ મો

### શોકગ્રસ્ત સીતા–વાલ્મીકિ મુનિએ કરેલું આશ્વાસન–આશ્રમનિવાસ

**सीतां तु रुदतीं दृष्ट्वा ते तत्र मुनिदारकाः।**
**प्राद्रवन्यत्र भगवानास्ते वाल्मीकिरुग्रधीः ॥ १ ॥**

સીતાનું રુદન સાંભળી અરણ્યવાસી મુનિકુમારો તેમની પાસે દોડી આવ્યા અને તેમને વિહ્વળ તથા દુઃખમૂર્છિત જોઈ તેમને દયા આવવાથી તેઓએ ઉગ્ર તપમાં નિમગ્ન થયેલી બુદ્ધિવાળા મહર્ષિ વાલ્મીકિ મુનિ પાસે જઈ પ્રણામપૂર્વક કહ્યું:[૧,૨] 'હે ભગવન્! કોઈ એક મહાત્માની પૂર્વે ન જોયેલી એવી લક્ષ્મી જેવી પત્ની છે. તે અતિ શોકથી દીનવદને રડે છે.[૩] હે ભગવન્! આકાશમાંથી ઊતરેલી દેવી જેવી કોઈ એક શ્રેષ્ઠ સ્ત્રી નદીના કિનારા પર રુદન કરે છે.[૪] દુઃખ અને શોક માટે અયોગ્ય હોવા છતાં, દુઃખ અને શોકમાં જ ડૂબી ગયેલી અને અનાથની માફક વિલાપ કરતી જે સ્ત્રીને અમે જોઈ છે, તેના પ્રતિ આપ કૃપાદૃષ્ટિ કરો તો સારું.'[૫]

('હે મુનિસત્તમ! અમે માનીએ છીએ કે તે કોઈ માનુષી સ્ત્રી નથી. તે આપને જ શરણે આવેલી જણાય છે, તો આપે તેનો સત્કાર કરવો જોઈએ. આપણા આશ્રમથી થોડે દૂર રુદન કરતી બેઠેલી એ સાધ્વી સ્ત્રી રક્ષકને ઇચ્છે છે; માટે હે ભગવન્! તમે તેનું રક્ષણ કરવા યોગ્ય છો.' મુનિકુમારોનાં વચનો સાંભળી તેમ જ બુદ્ધિપૂર્વક નિશ્ચય કરીને, તપથી પ્રાપ્ત થયેલી દિવ્ય દૃષ્ટિવાળા ધર્મજ્ઞ વાલ્મીકિ મુનિ જ્યાં સીતાજી હતાં ત્યાં દોડી ગયા. મહામતિમાન વાલ્મીકિને જતા જોઈને એમના શિષ્યો પણ એમની પાછળ ગયા. તે મહાબુદ્ધિશાળી મુનિ એ પ્રદેશ તરફ થોડાંક પગલાં ચાલ્યા પછી અર્ઘ્ય લઈને સુંદર ગંગાના કાંઠા ઉપર આવ્યા. ત્યાં તેમણે રામચંદ્રની પ્રિય પત્ની સીતાને અનાથ જેવાં જોયાં.)

શોકભારથી દુઃખી થયેલાં સીતાજીની પાસે જઈ મુનિશ્રેષ્ઠ વાલ્મીકિએ શાંતિ આપે તેવાં મધુર અને પ્રિય વચનો કહેવા માંડ્યાં:[૬] 'હે પતિવ્રતા! તું દશરથની પુત્રવધૂ છે, રામની પ્રિય પત્ની છે અને જનકની પુત્રી છે. તું અહીં ભલે આવી.[૭] મેં યોગસમાધિથી તને ઓળખી લીધી છે, તેમ જ તારા અત્રે આવવાનું કારણ પણ મેં જાણી લીધું છે.[૮] હે મહાભાગ્યવતી! હું તારા શુદ્ધાચરણને યથાર્થ જાણું છું; કારણ કે ત્રણે લોકમાં જે કાંઈ થાય છે તે સર્વ મારા જાણવામાં આવે છે.[૯] હે વૈદેહી! હે સીતે!

તપથી મળેલી દિવ્ય દૃષ્ટિથી હું તને નિષ્પાપ જોઉં છું, માટે હમણાં થોડો સમય ધીરજ રાખ અને મારા આશ્રમમાં આવીને રહે.[10] મારા આશ્રમની પાસે તપસ્વિનીઓ તપ કરે છે. હે પુત્રી! તેઓ સર્વ તારું હમેશા પુત્રીની માફક પાલન કરશે.[11] હવે તું સ્વસ્થ થઈને ક્લેશનો ત્યાગ કર અને મારા અર્ઘ્યનો સ્વીકાર કર. હે સીતા! જેમ તું તારા પોતાના ઘરમાં જ આવી હોય તેમ માની લે.[13] મુનિના પરમ અદ્ભુત વચનો સાંભળી સતી સીતાએ માથું નમાવી હાથ જોડીને સ્વીકાર કર્યો. પછી વાલ્મીકિ મુનિ તપસ્વીઓના આશ્રમ તરફ જવા લાગ્યા, એટલે સીતા પણ હાથ જોડી તેમની પાછળ ચાલવા લાગ્યાં. સીતાને લઈ મહર્ષિને આવતા જોયા, ત્યારે સર્વ તપસ્વિનીઓ હર્ષયુક્ત થઈને તેમની સામે આવી અને બોલી: 'હે મુનિરાજ! તમારું આગમન શુભ હો, તમે બહુ દિવસે આવ્યા છો, અમે સર્વ તમને અભિવંદન કરીએ છીએ. હવે અમને શી આજ્ઞા છે?' ત્યારે વાલ્મીકિએ કહ્યું: 'બુદ્ધિમાન રામચંદ્રની પત્ની, દશરથ રાજાની પુત્રવધૂ, જનક રાજાની પુત્રી, સતી સીતા અહીં આવેલ છે. તે નિષ્પાપ છે, છતાં પતિથી ત્યજાયેલી છે, તેથી મારે તેનું સર્વદા પરિપાલન કરવું જોઈએ.[13-17] તમે સર્વ પરમ સ્નેહથી એના તરફ જોજો. ખાસ કરીને મારા ગૌરવયુક્ત વાક્યથી તમારે એને પૂજ્ય ગણવી.'[18] એમ વારંવાર કહીને મહાયશસ્વી વાલ્મીકિ મુનિએ તે તપસ્વિનીઓના હાથમાં સીતાને સોંપ્યાં અને પછી શિષ્યો સહિત આશ્રમમાં આવ્યા.[19]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૪૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૦ મો

**શોકગ્રસ્ત લક્ષ્મણ-સુમંત્રે કરેલું આશ્વાસન**

दृष्ट्वा तु मैथिलीं सीतामाश्रमं सम्प्रवेशिताम्।
संतापमगमद्‌घोरं लक्ष्मणो दीनचेतनः ॥ १ ॥

મૈથિલી સીતાને વાલ્મીકિના આશ્રમમાં પ્રવેશ કરતાં જોઈ દીનચિત્ત લક્ષ્મણને મહાઘોર સંતાપ થવા લાગ્યો. પછી તે મહાતેજસ્વીએ મંત્રસહાયક સુમંત્ર સારથિને કહ્યું: 'હે સારથિ! સીતાના સંતાપથી ઉત્પન્ન થયેલા રામના દુઃખો તરફ નજર કર.[1-2] જનક રાજાની પુત્રી અને શુદ્ધ આચરણવાળી પ્રિય પત્નીને ત્યજવાથી રામને થનારા દુઃખથી વધારે દુઃખ બીજું કયું હશે?[3] હે સારથિ! હું ધારું છું કે કર્મનસીબે રાઘવને સીતાનો વિયોગ થયો છે, કારણ કે દૈવનું કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી. અહો! જો રાઘવ ક્રોધે ભરાય તો ગંધર્વ સહિત સર્વ દેવો અને રાક્ષસો સહિત અસુરોનો નાશ કરવા પણ સમર્થ છે, તે પણ આજે દૈવને વશ થાય છે.[4-5] પૂર્વે પિતાની આજ્ઞાના પાલન માટે જનરહિત દંડકારણ્યમાં ચૌદ વર્ષ સુધી વસ્યા હતા તે તો ઠીક, પણ આજે તો પૌરજનનો લોકાપવાદ સાંભળી વૈદેહી સીતાને ફરીથી વનવાસ આપ્યો, એ તો મહાન દુઃખદાયક છે, એટલું જ નહિ, પણ મને તો તે અત્યંત ક્રૂર કર્મ લાગે છે.[6-7] હે સૂત! ન્યાયરહિત વચનો બોલનાર પૌરજનોના અપવાદને ખાતર જ સીતાને ત્યજવામાં તે રાજા રામે કયા ધર્મનો આશ્રય કર્યો હશે?'[8]

લક્ષ્મણે કહેલા બહુ પ્રકારના એવાં વચનો સાંભળી બુદ્ધિમાન સુમંત્રે શ્રદ્ધાથી કહેવા માંડ્યું: 'હે સૌમિત્રે! સીતાના સંબંધમાં તમારે સંતાપ ન કરવો જોઈએ, કારણ કે તમારા પિતાની સમક્ષ ઋષિઓએ પહેલેથી જ ભવિષ્ય ભાખેલું હતું કે, રામ અત્યંત દુઃખવાળો અને સુખનો વિયોગી થશે, એટલું જ નહિ, પણ તે મહાબાહુને પોતાના પ્રિયજનનો વિયોગ ઝડપથી થશે.[9-11]

એ મહાન ધર્માત્મા લાંબા કાળે જાનકી તો શું પણ તમને અને ભરત-શત્રુઘ્નને પણ તે ત્યજી દેશે.[12] હે લક્ષ્મણ! આ વાત તમે ભરત કે શત્રુઘ્નને કહેશો નહિ. હે નરશ્રેષ્ઠ! તમારા પિતા દશરથ રાજાએ આ સંબંધી દુર્વાસા મુનિને પૂછ્યું હતું, ત્યારે તેમણે મહારાજની નિકટમાં

બેઠેલા મારી તેમ જ વસિષ્ઠ ઋષિની સમક્ષ આ પ્રમાણે કહ્યું હતું. દુર્વાસા મુનિનાં આ વચનો સાંભળી પુરુષશ્રેષ્ઠ દશરથ રાજાએ મને કહ્યું હતું : 'હે સૂત ! તારે આ વચન કોઈ પણ માણસને કહેવું નહિ.' તેથી હે સૌમ્ય ! એ લોકપાલ દશરથનાં વચનની હું રક્ષા કરતો હતો અને એમાં મેં જરા પણ અસત્ય વર્તન કર્યું નથી. ખરેખર હે સૌમ્ય ! મારે એ તમારી પાસે પણ કહેવું ન જોઈએ; છતાં હે રઘુનંદન ! જો તે સાંભળવામાં તમને જરા પણ શ્રદ્ધા હોય તો સાંભળો.[૧૩–૧૭] પૂર્વે દશરથ રાજાએ સંભળાવેલું આ રહસ્ય જે હું હમણાં તમને કહીશ તે પરથી જણાશે કે, દૈવનું ઉલ્લંઘન કોઈથી થઈ શકતું નથી.[૧૮] એ દૈવને લીધે જ આવું શોકથી ભરપૂર દુઃખ પ્રાપ્ત થયું છે. આ રહસ્ય તમે શત્રુઘ્નની પાસે કહેશો નહિ.'[૧૯] સુમંત્રનુ મહાન ગંભીર અર્થપદવાળું બોલવું સાંભળી સૌમિત્રીએ તેને કહ્યું કે જે હોય તે સત્ય કહો.[૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૫૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૧ મો

### રામ અને સીતાના વિયોગનું કારણ

तथा संचोदितः सूतो लक्ष्मणेन महात्मना ।
तद्वाक्यमृषिणा प्रोक्तं व्याहर्तुमुपचक्रमे ॥ १ ॥

મહાત્મા લક્ષ્મણે સુમંત્ર સારથિને ઋષિએ કહેલી વાત કહેવાની પ્રેરણા કરી, ત્યારે તે બોલ્યો :[૧] 'એક વખતે ભગવાન અત્રિ ઋષિના કુમાર દુર્વાસા મુનિ મહર્ષિ વસિષ્ઠના પવિત્ર આશ્રમમાં ચાતુર્માસ રહ્યા હતા, ત્યારે મહાત્મા પુરોહિત વસિષ્ઠજીને મળવા ઇચ્છતા મહાયશસ્વી અને તેજસ્વી તમારા પિતા દશરથ રાજા પોતાની મેળે જ તે આશ્રમમાં ગયા હતા.[૨૩] ત્યાં તેમણે પોતાના તેજથી પ્રકાશતા મહર્ષિ વસિષ્ઠની ડાબી બાજુએ મહામુનિ દુર્વાસાને બેઠેલા જોયા.[૪] મહારાજા દશરથે તપસ્વીઓમાં શ્રેષ્ઠ તે બન્ને મુનિઓને પ્રણામ કર્યા અને મુનિઓએ પણ રા–નો સત્કાર કરી આસન, પાદ્ય, ફળ, મૂળ વગેરે આપ્યાં. પછી મહારાજા મુનિઓની પાસે બેઠા.[૫] એ વખતે મધ્યાહ્ન થયેલો હતો અને ત્યાં બેઠેલા બન્ને શ્રેષ્ઠ ઋષિઓની વચ્ચે સારી રીતે વાતો ચાલી રહી હતી.[૬] વચ્ચે કોઈ એક કથા-પ્રસંગમાં વિનયથી દશરથ રાજાએ હાથ જોડી મહાત્મા અને તપોધન દુર્વાસા મુનિને પૂછ્યું : 'હે ભગવન્ ! મારો વંશ ક્યાં સુધી ચાલશે ? મારા પ્રિય પુત્ર રામનું તેમ જ બીજા પુત્રોનું આયુષ્ય કેટલું હશે ?[૭–૮] વળી રામને જે પુત્રો થશે તેમનું આયુષ્ય કેટલું થશે ? હે ભગવન્ ! મારા ભાવિ વંશની શી ગતિ થશે તે મને કહો.[૯]

દશરથ રાજાનો પ્રશ્ન સાંભળી મહાતેજસ્વી દુર્વાસાએ ઉત્તર આપ્યો : 'હે રાજન્ ! પૂર્વે થયેલું વૃત્તાંત સાંભળો. એક વખત દેવ અને અસુરના યુદ્ધમાં દેવોએ નસાડેલા દૈત્યો ભૃગુ-ઋષિની સ્ત્રીના આશ્રયે ગયા અને ઋષિપત્નીએ તેમને અભય આપ્યું તેથી જરા પણ ભય પામ્યા વિના તેઓ ત્યાં વસવા લાગ્યા.[૧૦,૧૧] દૈત્યોને ભૃગુપત્નીએ શરણુ આપ્યુ તેથી ક્રોધ પામેલા વિષ્ણુએ તીક્ષ્ણ ધારવાળા ચક્ર વડે તેનું માથું કાપી નાખ્યું.[૧૨] એ સમયે પોતાની પત્નીને હણાતી જોઈને ક્રોધ પામેલા ભૃગુઋષિએ શત્રુકુળ-નો નાશ કરનાર વિષ્ણુને તરત શાપ આપ્યો :[૧૩] 'ક્રોધમાં બેભાન થઈને વધ ન કરવા યોગ્ય મારી સ્ત્રીને તમે હણી છે, તેથી હે જનાર્દન ! તમે મનુષ્યલોકમાં જન્મ લેશો ત્યારે તમને પણ લાંબા કાળનો પત્નીવિયોગ પ્રાપ્ત થશે.' શાપ આપતાં તો અપાઈ ગયો, પણ તેને લીધે તપ ક્ષીણ થવાથી ભૃગુઋષિ અંતરમાં ઘણો પરિતાપ પામ્યા અને તેથી પશ્ચાત્તાપ કરીને તેમણે વિષ્ણુની પૂજા કરી, ત્યારે તપથી પ્રસન્ન કરેલા ભક્તવત્સલ દેવે કહ્યું : 'લોકના હિત ખાતર હું તમારો શાપ સ્વીકારીશ ' આ પ્રમાણે મહા-તેજસ્વી ભૃગુઋષિએ પૂર્વજન્મમાં રામચંદ્રને શાપ આપ્યો હતો. હે રાજશ્રેષ્ઠ ! હે માનદ ! એ જનાર્દન અહીં તારા પુત્રરૂપે અવતરેલા છે અને તે 'રામ' નામથી ત્રણે લોકમાં વિખ્યાત થશે;

તેમ જ ભૃગુઋષિએ આપેલા શાપનું ફળ પણ ભોગવશે. પરમ દુર્જય રામ અગિયાર હજાર વરસ સુધી રાજ્ય કરીને તેમ જ સમૃદ્ધિવાળા અશ્વમેધ યજ્ઞો કરીને બ્રહ્મલોકમાં જશે. તે મહાત્માને સીતાથી બે પુત્રો થશે. વળી તેમના ભાઈઓ બહુ જ સુખ અને સમૃદ્ધિવાળા થશે તથા અનેક પ્રકારે ઘણા રાજવંશો સ્થાપશે.'

આ પ્રમાણે ભાવિ વંશવિસ્તારનું વૃત્તાંત કહીને મહાતેજસ્વી દુર્વાસા મુનિ મૌન રહ્યા, ત્યારે બન્ને મહાત્માઓને અભિવંદન કરીને મહારાજા દશરથ પોતાના નગરમાં પાછા આવ્યા. મુનિએ કહેલાં એ વચનો પૂર્વે વસિષ્ઠના આશ્રમમાં મેં સાંભળ્યાં હતાં અને હૃદયમાં સંઘરી રાખ્યાં હતાં. તે મહાત્મા મુનિનું કહેલું મિથ્યા નહિ જ થાય. મુનિનાં વચન પ્રમાણે મહાત્મા રામચંદ્ર પોતાના બન્ને પુત્રોનો રાજ્યાભિષેક અયોધ્યામાં જ કરશે.[૧૪–૨૬] હે લક્ષ્મણ! આ વૃત્તાંત જાણ્યા પછી તમારે સીતા સંબંધી કે રામચંદ્ર માટે સંતાપ કરવો યોગ્ય નથી. હે નરશ્રેષ્ઠ! હવે તમે નિશ્ચિત થાઓ.'[૨૭]

સુમંત્રનાં પરમ અદ્દભુત વાક્યો સાંભળી લક્ષ્મણ બહુ જ રાજી થયા અને 'ઠીક કહ્યું' એમ બોલ્યા.[૨૮] સુમંત્ર અને લક્ષ્મણ આ પ્રમાણે વાતો કરતા કરતા જ્યારે સૂર્ય આથમ્યો, ત્યારે કેશિની નદીના કાંઠે આવીને રાતવાસો રહ્યા.[૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૫૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૨ મો

**શોકગ્રસ્ત રામચંદ્ર–લક્ષ્મણે આપેલું આશ્વાસન**

**तत्र तां रजनीमुष्य केशिन्यां रघुनंदनः ।**
**प्रभाते पुनरुत्थाय लक्ष्मणः प्रययौ तदा ॥ १ ॥**

રઘુનંદન લક્ષ્મણે કેશિની નદીના કાંઠે રાત્રિ વિતાવી સવાર થતાં અયોધ્યા તરફ જવા માંડ્યું.[૧] બપોર થતાં મહારથી લક્ષ્મણ રત્નપૂર્ણ અને હૃષ્ટપુષ્ટ માણસોથી ભરેલી અયોધ્યામાં આવી પહોંચ્યા.[૨] એ સમયે મહાબુદ્ધિમાન લક્ષ્મણ અતિ લાચાર થઈ ગયા અને વિચારવા લાગ્યા: 'અરે, રાજા રામની પાસે જઈને હું શું કહીશ?' આવો વિચાર કરતા કરતા તેઓ ચંદ્ર સમાન ધવલ વિશાળ રાજભવન પાસે આવ્યા અને રથમાંથી ઊતરીને ક્યાંય પણ અટક્યા સિવાય તેમાં પ્રવેશ કર્યો. દીનચિત્ત થયેલા અને નીચું જોઈ રહેલા લક્ષ્મણ છેક અંદર ગયા, ત્યારે તેમણે અશ્રુપૂર્ણ નેત્રવાળા અને દીન થઈ ગયેલા રામચંદ્રને ત્યાં બેઠેલા જોયા.[૩–૬] એ સમયે લક્ષ્મણે તેમના ચરણોનું વંદન કરી હાથ જોડી સાવધ ચિત્ત બોલવા માંડ્યું:[૭] 'આપની આજ્ઞા મુજબ ગંગાને સામે પાર મહાત્મા વાલ્મીકિ મુનિના શુભ આશ્રમ પાસે હું સીતાને મૂકી આવ્યો છું.[૮] પવિત્ર આચારવાળાં યશસ્વિની સીતાને ત્યાં મૂકી આવીને પુનઃ આપની ચરણોપાસના કરવા હું અહીં આવ્યો છું.[૯] હે પુરુષવ્યાઘ્ર! કાળની ગતિ એવી જ છે માટે શોક કરવો જોઈએ નહિ. તમારા જેવા બુદ્ધિમાન અને મનસ્વી પુરુષો શોક કરતા નથી. સંપૂર્ણ અશ્વર્ય નાશવંત છે; ઉન્નતિ માત્ર અવનતિરૂપ અંતવાળી છે; સંયોગમાત્ર વિયોગરૂપ અંતવાળા છે અને જીવિત પણ મરણરૂપી અંતવાળું છે. તેથી પુત્ર, પત્ની. મિત્ર અને ધન ઉપર અતિશય આસક્તિ નહિ રાખવી જોઈએ; કારણ કે અંતે તેઓનો વિયોગ થવાનો જ છે.[૧૦–૧૨] હે કાકુત્સ્થ! તમે તમારા આત્માથી આત્માને અને મનથી મનને નિયમમાં રાખવા સમર્થ છો; તો પછી તમારા જેવાએ શોકને વશમાં રાખવો એમાં તે શી મોટી વાત છે? તમારા જેવા પુરુષશ્રેષ્ઠો આવા પ્રસંગે મૂંઝાતા નથી. હે રાઘવ! આમ શોક કરવાથી ફરી લોકાપવાદ લાગશે. હે રાજા! જે અપવાદના ભયને લીધે તમે સીતાને ત્યજ્યાં છે, તે જ અપવાદ (પરગૃહમાં રહેલી સ્ત્રીનો ત્યાગ કરીને રાજાજી નિરંતર શોક કરે છે એવો) પાછો ચાલશે; માટે હે પુરુષવ્યાઘ્ર! તમે સાવધ ચિત્તવાળા થઈ ધીરજ ધારણ કરી આ દુર્બળ-

તાને ત્યજી દો અને સંતાપ કરો નહિ.[૧૩-૧૧]

મહાત્મા લક્ષ્મણે રામચંદ્રને એ પ્રકારે આશ્વાસન આપ્યું, ત્યારે મિત્રવત્સલ રામચંદ્રે પરમ પ્રીતિથી લક્ષ્મણને કહ્યું : 'હે લક્ષ્મણ ! હે નરશ્રેષ્ઠ ! તેં જે કહ્યું તે યથાર્થ છે. હે વીર ! પ્રજાપાલન કરવા માટે તું મને સૂચના કરે છે, એથી મને પરમ સંતોષ થાય છે. હે સૌમ્ય ! હે લક્ષ્મણ ! તારાં સુંદર વચનોથી મને આશ્વાસન મળ્યુ છે, મને શાંતિ મળી છે અને મારો સંતાપ નાશ પામ્યો છે.[૧૭-૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૫૨ મો સર્ગ સમાપ્ત

## રાજધર્મ વિષેની કથાઓ

# સર્ગ ૫૩ મો

### પ્રજાપાલનધર્મ-તે સંબંધી નૃગરાજાની કથા

लक्ष्मणस्य तु तद्वाक्यं निशम्य परमाद्भुतम् ।
सुप्रीतश्चाभवद्रामो वाक्यमेतदुवाच ह ॥ १ ॥

લક્ષ્મણના પરમ અદ્ભુત વાક્યો સાંભળી રામચંદ્ર અતિ પ્રસન્ન થયા અને બોલ્યા :[૧] 'હે સૌમ્ય ! તારા જેવો મહાબુદ્ધિવાળો અને મારા મનને અનુસરનારો ભાઈ મળવો દુર્લભ છે અને તેમાં પણ આવા સમયે તો મહાદુર્લભ છે. હે શુભ લક્ષણવાળા ! મારા મનમાં જે કાંઈ છે તે સાંભળ અને સાંભળીને મારા કહ્યા પ્રમાણે કર.[૨-૩] હે સૌમ્ય ! હે સૌમિત્રિ ! ચાર દિવસ થયા પ્રજાપાલનનું કાંઈ પણ કાર્ય થયુ નથી, તે મારા મર્મસ્થાનને છેદી નાખે છે.[૪] માટે હે પુરુષશ્રેષ્ઠ ! પ્રજાજન, પુરોહિત, મંત્રીઓ અને અરજદાર-સ્ત્રી વા પુરુષ જે હોય તેને બોલાવો;[૫] કારણ કે જે રાજા દરરોજ પ્રજાપાલનનુ કાર્ય કરતો નથી, તે રાજા વાયુસ્પર્શથી રહિત એવા અઘોર નરકમાં પડે છે એમાં જરા પણ સંશય નથી.[૬] આ સંબંધી એક પ્રાચીન કથા કહેવામાં આવે છે તે સાંભળો :

'પૂર્વકાળમાં નૃગ નામે મહાયશસ્વી રાજા પૃથ્વીનું પાલન કરતો હતો. તે રાજા બ્રાહ્મણોને પૂજ્ય ગણનાર, સત્યવાદી અને પવિત્ર હતો.[૭] તેણે એક વખતે પુષ્કરક્ષેત્રમાં સોનાના અલંકારોથી શણગારેલી સવત્સી એક કરોડ ગાયો બ્રાહ્મણોને દાનમાં આપી. હે પાપરહિત ! બ્રાહ્મણોને આપવા માટે ભેગી કરેલી એ સવત્સી ગાયોમાં એક ગાય એક અગ્નિહોત્રી પણ દરિદ્ર અને ઉઞ્છવૃત્તિથી* આજીવિકા ચલાવનાર બ્રાહ્મણની આવી ગઈ હતી. તે ભૂખથી પીડાતા બ્રાહ્મણે પોતાની ખોવાયેલી ગાયને ચોતરફ શોધી, પણ ઘણા વખત સુધી તે કોઈ પણ સ્થળે તેના જોવામાં આવી નહિ. અંતે તે બ્રાહ્મણ જ્યારે કનખલતીર્થે ગયો, ત્યારે જેનું વાછરડું દૂબળું થઈ ગયેલું છે એવી પોતાની નીરોગી ગાયને તેણે એક બ્રાહ્મણને ઘેર જોઈ.[૮-૧૧] એ સમયે તે બ્રાહ્મણે પોતે આપેલા નામથી એ ગાયને બોલાવી : 'હે શબલા ! ચાલી આવ.' પોતાના મૂળ પાલકનો સ્વર એ ગાયે તરત જ ઓળખ્યો; તેથી દરિદ્ર છતાં અગ્નિ સરખા તેજસ્વી તે બ્રાહ્મણની પાછળ એ ગાયે ચાલવા માંડ્યું. એ સમયે તેનુ પાલન કરનાર બ્રાહ્મણ તેની પાછળ દોડ્યો અને તેની પાસે જઈ બોલ્યો : 'આ તો મારી ગાય છે. તે મને રાજાઓમાં સિંહ જેવા નૃગરાજાએ દાનમાં આપી છે.' આ રીતે બન્ને વચ્ચે એ ગાય માટે રકઝક થવા લાગી. માંહોમાંહે વાદ કરતા તેઓ બંને તે ગાયનું દાન આપનાર નૃગરાજાની પાસે જવા નીકળ્યા. તેઓ રાજદ્વાર પાસે પહોંચ્યા, પણ તેમને અંદર જવાની રજા મળી નહિ. ઘણા દિવસ સુધી ત્યાં રોકાઈ રહેવા છતાં રાજાને મળવાની રજા ન મળી તેથી તેઓ બંને કોપાયમાન થયા. પછી ક્રોધ પામેલા તે બંને દ્વિજશ્રેષ્ઠો મહાઘોર વચન બોલ્યા : 'કાર્યસિદ્ધિ માટે આવેલા અરજદારોને તું

* ખેતરમાંથી અનાજ લેવાઈ ગયા પછી તેમાં પડી રહેલા અનાજના દાણા ખેતરના માલિકની રજાથી વીણીને તેના પર નિર્વાહ કરાય તે ઉઞ્છવૃત્તિ કહેવાય.

મળતો નથી, તેથી તને કોઈ પણ પ્રાણી જોઈ શકે નહિ એવો કૃકલાસ પક્ષીનો દેહ મળશે અને ઘણા લાંબા કાળ સુધી તારે ઊંડા ખાડામા રહેવુ પડશે જ્યારે સાક્ષાત્ વિષ્ણુ આ લોકમા યાદવોની કીર્તિની વૃદ્ધિ કરનાર વાસુદેવ રૂપે પુરુષદેહ ધારણ કરીને ઉત્પન્ન થશે, ત્યારે તુ શાપથી છૂટીશ હે રાજન્! કલિયુગમા પૃથ્વીનો ભાર ઉતારવા માટે મહાપરાક્રમી નર અને નારાયણ પ્રકટ થશે તે તને અમારા શાપથી મુક્ત કરશે તે પહેલા તુ શાપથી મુક્ત થઈશ નહિ'

ઉપર્યુક્ત શાપ આપ્યા પછી જ્યારે તે બને બ્રાહ્મણોનો ક્રોધ શાંત પડ્યો ત્યારે તે બનેએ એ વૃદ્ધ ગાય કોઈ બીજા બ્રાહ્મણને આપી દીધી પ્રતાપી નૃગરાજા હજી પણ તે મહાદારુણ શાપ ભોગવે છે આ રીતે અરજદારોના કજિયાઓનો નિકાલ નહિ કરનાર રાજા દોષભાગી થઈ પડે છે, માટે અરજદારોને એકદમ મારી પાસે હાજર કરો પ્રજાપાલનરૂપ ધર્મનુ સારુ-નરસુ ફળ રાજાને અવશ્ય મળે છે, માટે હે લક્ષ્મણ! તુ જા અને અરજદારોને બોલાવી લાવ ૧૩-૨૫

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૫૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૪ મો

પ્રજાપાલનધર્મ નૃગરાજાની શાપાવસ્થા

रामस्य भाषितं श्रुत्वा लक्ष्मणः परमार्थवित् ।
उवाच प्राञ्जलिर्वाक्यं राघवं दीप्ततेजसम् ॥ १ ॥

રામચંદ્રના વચનો સાભળી પરમ અર્થ જાણનાર લક્ષ્મણે હાથ જોડી દેદીપ્યમાન રામચંદ્રને પૂછ્યુ ૧ 'હે કાકુત્સ્થ! હે રાજર્ષિ! મહાન નૃગરાજા અલ્પાપરાધી હોવા છતા ક્રોધાવેશમા આવેલા એ બ્રાહ્મણોએ તેમને યમદંડ જેવો ભયંકર શાપ દીધો, એ સમયે તેઓ શુ બોલ્યા હતા?'

ત્યારે રામચંદ્રે કહ્યુ 'હે સૌમ્ય! શાપિત થયેલા નૃગરાજાએ પૂર્વે જે કહ્યુ હતુ તે સાભળો બ્રાહ્મણો શાપ આપી ચાલ્યા ગયા છે, એમ જ્યારે તેમના જાણવામા આવ્યુ, ત્યારે તેમણે સર્વ મંત્રીઓ, પુરોહિતો અને પ્રજાજનોની સભા બોલાવી પછી તે મહાન રાજા બોલ્યા 'તમે સર્વ સાવધાન ચિત્તે મારી વાત સાભળો ૨-૬

નારદ અને પર્વત નામના બે બ્રાહ્મણો મને મહાભયંકર શાપ આપીને વાયુ જેવી ગતિથી બ્રહ્મલોકમા ચાલ્યા ગયા છે તમે હવે મારા કુમાર વસુનો રાજ્યાભિષેક કરો અને મારા માટે સુખ ઊપજે એવા ખાડાઓ ખોદાવો ૭-૮ ત્યા હુ બ્રાહ્મણોએ આપેલો તે શાપ ભોગવીશ એક ખાડો એવો બનાવો કે તેમા વર્ષાઋતુથી પીડા ન થાય, બીજો એવો બનાવો કે તેમા ટાઢથી પીડા ન થાય, ત્રીજો એવો બનાવો કે તેમા ગરમીથી પીડા ન થાય, એવા સ્પર્શસુખ આપનાર ખાડાઓ બનાવવાની તમે શિલ્પીઓને આજ્ઞા કરો વળી ત્યા ફળવાળા વૃક્ષો, ફૂલવાળી વેલો અને અનેક પ્રકારના છાયાવાળા છોડો રોપવ અને તે ખાડાઓને સર્વ પ્રકારે સુંદર બનાવો ૯-૧૧ તેમા હમેશા સુગંધ રહે તેવા ફૂલઝાડો પણ રોપાવો મારા શાપનો અવધિ પૂરો થતા સુધી હુ એ ખાડાઓમા સુખથી રહીશ' રાજાએ આમ કહ્યાથી સર્વેએ મળીને અર્ધો યોજન વિસ્તારમા ઉપર્યુક્ત રચનાવાળી વાડી તયાર કરી અને કુમાર વસુને રાજગાદી પર બેસાડ્યા ૧૨,૧૩

એ સમયે રાજાએ તેને કહ્યુ 'હે પુત્ર! નિત્યધર્મ પ્રમાણે ચાલવાવાળી પ્રજાનુ તુ ક્ષત્રિયધર્મથી પાલન કરજે અસાવધાનીનુ ફળ આ તને પ્રત્યક્ષ છે કે બે બ્રાહ્મણોએ મને શાપ આપેલો છે ૧૪ હે નરશ્રેષ્ઠ, મારો અલ્પ અપરાધ હોવા છતા પણ મને ભયંકર શાપ મળ્યો છે એમ માની તારે દિલગીર થવુ નહિ, કારણ કે હે પુત્ર! પૂર્વજન્મના કરેલા કર્મો જ સુખ કે દુઃખ આપનાર છે, જે મળવા યોગ્ય હોય તે મળ્યે જાય છે અને જે જવા યોગ્ય છે તે જાય છે ૧૫,૧૬ જે સુખ કે દુઃખ મળવાના હોય, તે પૂર્વજન્મમા કર્યા પ્રમાણે મળ્યે જાય છે, માટે

હે પુત્ર! તું ખેદ પામીશ નહિ.'૧૭

હે લક્ષ્મણ! પોતાના પુત્રને આ પ્રમાણે કહીને તે મહાયશસ્વી રાજા એ ખાડાઓમા વસવા માટે ચાલ્યો ગયો.૧૮ ક્રોધાવેશમા આવેલા બ્રાહ્મણોએ આપેલા શાપને ભોગવવા માટે તે મહાત્મા રાજાએ રત્નથી વિભૂષિત કરેલા તે ખાડામા પ્રવેશ કર્યો.'૧૯

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૫૪મે સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૫ મો

**વસિષ્ઠ અને નિમિના પરસ્પર શાપની કથા**

**एष ते नृगशापस्य विस्तरोऽभिहितो मया ।**
**यद्यस्ति श्रवणे श्रद्धा शृणुष्वेहापरां कथाम् ॥१॥**

રામચંદ્રે કહ્યું 'હે લક્ષ્મણ! આ પ્રમાણે નૃગરાજાના શાપની વાત મે તને વિસ્તારથી કહી સંભળાવી વળી જો તને એવી બીજી કથા સાંભળવાની ઇચ્છા હોય, તો હું કહું છું તે સાંભળ.' ત્યારે લક્ષ્મણે કહ્યું 'હે રાજા! આશ્ચર્યયુક્ત કથાઓ સાંભળવાની મને તૃપ્તિ થતી જ નથી'૧,૨ લક્ષ્મણના વચન સાંભળી ઇક્ષ્વાકુનંદન રામચંદ્ર પરમ ધર્મિષ્ઠ કથા કહેવા લાગ્યા.૩

રામચંદ્રે કહ્યું મહાત્મા ઇક્ષ્વાકુના વંશમા બારમી પેઢીએ નિમિ નામે રાજા થયો હતો તે પરાક્રમ અને ધર્મમા એક્કો હતો૪ તે વીર્યસંપન્ન રાજાએ ગૌતમ ઋષિના આશ્રમની પાસે અમરાપુરી જેવું એક નગર વસાવ્યું હતું૫ તે શ્રેષ્ઠ નગરનું નામ વૈજયંત હતું અને મહા યશસ્વી નિમિ રાજા ત્યા રહેતો હતો૬,૭ એક સમયે તેને ઇચ્છા થઈ કે પિતા ઇક્ષ્વાકુના મનને આનંદ પમાડવા માટે હું એક દીર્ઘકાળનો યજ્ઞ આરંભું. આવો વિચાર કરી પિતા ઇક્ષ્વાકુની આજ્ઞા મેળવી નિમિરાજાએ યજ્ઞ કાર્ય માટે બ્રહ્મર્ષિ વસિષ્ઠનું વરણ કર્યું.૮ વળી તે ઇક્ષ્વાકુનંદને ભગવાન અત્રિ, મહર્ષિ અંગિરા અને તપોનિધિ ભૃગુઋષિનું પણ વરણ કર્યું એ સમયે રાજર્ષિશ્રેષ્ઠ નિમિને મહામુનિ વસિષ્ઠે કહ્યું: 'તમારા પહેલાં મેં ઇંદ્રનું વરણ સ્વીકાર્યું છે, માટે તેનું કાર્ય કરાવી હું પાછો આવું ત્યા સુધી તમે થોભો.' એમ કહી તેઓ ઇંદ્રલોકમા ગયા. આ બાજુ નિમિરાજાનું મન યજ્ઞ માટે ઘણું જ ઉતાવળું થતું હતું તેથી તેણે વસિષ્ઠની રાહ ન જોતા તેને બદલે ગૌતમનું વરણ કરી પોતાના નગર સમીપ નિમિ રાજાએ પાંચ-હજાર વર્ષની દીક્ષા લીધી હતી.૯–૧૨ ઇંદ્રનો યજ્ઞ પૂર્ણ થયા પછી મહામુનિ વસિષ્ઠ નિમિ રાજાના નગરમા આવ્યા. ત્યા તેમણે પોતાને બદલે ગૌતમને યજ્ઞ કરાવતા જોયા. એ સમયે બ્રહ્માના પુત્ર વસિષ્ઠઋષિ નિમિ રાજાને મળવાની ઇચ્છાથી થોડીવાર ત્યા થોભ્યા, પણ ભોગજોગે તે દિવસે રાજાને ઘણી નિદ્રા આવી ગઈ તેથી તે બહાર આવ્યો નહિ આમ બનવાથી મહાત્મા વસિષ્ઠને ક્રોધ ઉત્પન્ન થયો. તે બોલ્યા: 'હે પાર્થિવ! તે મારો તિરસ્કાર કરીને બીજાની પાસે યજ્ઞ કરાવ્યો, માટે તારો દેહ ચેતનથી રહિત થઈ જશે'૧૩–૧૭ એટલામા રાજા જાગી ઊઠ્યો અને વસિષ્ઠે દીધેલો શાપ સાંભળ્યો એ સમયે ક્રોધથી બેભાન થયેલા તે રાજાએ વસિષ્ઠ ઋષિને કહ્યું ૧૮ 'તમને આવેલા ન જાણતા નિદ્રાવશ થયેલા મને તમે ક્રોધથી યમદંડ જેવો ભયંકર શાપ આપ્યો છે,૧૯ માટે હે બ્રહ્મર્ષિ! તમારો સુંદર દેહ પણ લાંબા કાળ સુધી ચેતનરહિત થશે' એ પ્રમાણે પરસ્પર ક્રોધાવિષ્ટ થઈને તે બન્નેએ સામસામા શાપો આપ્યા તેથી એકસરખી શક્તિવાળા એ બન્ને તરત જ ચેતનરહિત થઈ ગયા.૨૦,૨૧

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૫૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૬મો

**વસિષ્ઠનો પુનર્દેહ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન**

**रामस्य भाषितं श्रुत्वा लक्ष्मणः परवीरहा ।**
**उवाच प्राञ्जलिर्भूत्वा राघवं दीप्ततेजसम् ॥१॥**

શત્રુઓના વીરને હણનાર લક્ષ્મણ મહા-તેજસ્વી રામચંદ્રના વચનો સાંભળી હાથ જોડી

બોલ્યા : 'હે કાકુત્સ્થ! દેવપૂજ્ય એ બન્ને (દ્વિજ અને રાજા)એ ચેતનરહિત થયા પછી કેવી રીતે પોતાના મૂળ દેહો પ્રાપ્ત કર્યા હતા?'[१,२]

ત્યારે ઇક્ષ્વાકુનંદન રામચંદ્રે કહ્યું 'તે ધર્મિષ્ઠ અને તપોધન પુરુષોએ પરસ્પર શાપ આપીને તરત જ પોતપોતાનો દેહ ત્યજી દીધો અને વાયુરૂપ ધારણ કરીને રહ્યા.[३,४] પછી મહાતેજસ્વી વસિષ્ઠ મુનિ બીજું શરીર મેળવવા માટે પિતામહ બ્રહ્મા પાસે ગયા.[५] ધર્મને જાણનાર વાયુરૂપ થયેલા વસિષ્ઠજીએ દેવના દેવ પિતામહના ચરણમાં અભિવંદન કરી કહ્યું 'હે ભગવન્! હે અંડજ! હે દેવેશ! હું નિમિ રાજાના શાપથી વિદેહ પણું પામ્યો છું અને વાયુરૂપ થયો છું. હે પ્રભુ! દેહ વિનાના માણસો મહાદુઃખ પામે છે અને તેનાં સર્વ કાર્યો નાશ પામે છે, માટે મને બીજો દેહ મળી જાય એવી કૃપા કરો.' ત્યારે અમાપ તેજવાળા બ્રહ્માએ કહ્યું 'હે મહા યશસ્વી! તું મિત્રાવરુણથી ઉત્પન્ન થયેલા તેજ-વીર્યમાં પ્રવેશ કર. હે દ્વિજશ્રેષ્ઠ! ત્યાં પણ તું અયોનિજ રહીશ અને મહાધર્મયુક્ત થઈ ફરીથી તું મારે વશ રહીશ.'[६-१०] બ્રહ્માજીનાં વચન સાંભળી તેમને વંદન કરી પ્રદક્ષિણા કર્યા પછી વસિષ્ઠ મુનિ સત્વર વરુણલોકમાં ગયા.[११]

તે સમયે સુરેશ્વરોથી પૂજાતા મિત્રે (સૂર્યે) વસિષ્ઠની સાથે ક્ષીરસાગર પાસે જઈને વરુણનું કાર્ય કરવા માંડ્યું. તે જ વેળાએ દૈવયોગથી ઉર્વશી નામની દિવ્ય અપ્સરા સખીઓ સહિત ત્યાં આવી પહોંચી. વરુણાલયમાં આવીને ક્રીડા કરતી રૂપસંપન્ન ઉર્વશીને જોઈને વરુણદેવને કામ ઉત્પન્ન થયો.[१२-१४] એ સમયે તેમણે કમળ સરખાં નેત્રવાળી અને પૂર્ણચંદ્ર સરખા મુખવાળી અપ્સરાશ્રેષ્ઠ ઉર્વશી પાસે મૈથુન માટે યાચના કરી.[१५] ત્યારે ઉર્વશીએ હાથ જોડીને કહ્યું 'હે સુરેશ્વર! પ્રથમ મને મિત્રદેવે બોલાવેલી છે.' એટલે કામબાણોથી પીડાયેલા વરુણે કહ્યું 'ઠીક છે, એમ જ છે તો તારા દર્શનના નિમિત્તે સ્ખલિત થયેલા આ વીર્યને હું દેવે નિર્માણ કરેલા આ કુંભમાં મૂકું છું.' 'હે સુશ્રોણિ! હે સુંદર વર્ણવાળી! જોકે તું મારો સંગ ઇચ્છતી નથી તોપણ હું આ પ્રમાણે વીર્ય-ત્યાગ કરીને મારો મનોરથ પૂર્ણ કરીશ.'[१६-१८] લોકનાથ વરુણનાં આ સુંદર વચનો સાંભળી પરમ આનંદ પામેલી ઉર્વશીએ ઉત્તર આપ્યો.[१९] 'હે પ્રભો! ભલે, એ પ્રમાણે કરો. મારું હૃદય તમારામાં જ છે, પણ આ દેહ તો મેં મિત્રદેવને સોંપ્યો છે.' ઉર્વશીનું આવું ભાષણ સાંભળી વરુણદેવે પોતાનું પ્રદીપ્ત અગ્નિ સરખું પરમ અદ્ભુત વીર્ય તે કુંભમાં મૂક્યું.[२०-२२]

પછી જ્યાં મિત્રદેવ હતા ત્યાં ઉર્વશી ગઈ, ત્યારે ક્રોધ પામેલા મિત્રદેવે ઉર્વશીને કહ્યું 'હે દુરાચારિણી! મેં તને પ્રથમ બોલાવેલી હતી, છતાં શા કારણથી તેં મને ત્યજીને બીજો પતિ કર્યો?[२३] આ દુષ્કૃત્યને લીધે ઉત્પન્ન થયેલા ક્રોધથી કલુષિત થયેલી તું કેટલાક સમય સુધી મનુષ્યલોકમાં રહીશ. હે દુર્બુદ્ધિ! કાશીના રાજા બુધનો પુત્ર રાજર્ષિ પુરુરવા છે, તેની પાસે તું જા, તે તારો ધણી થશે.' આ શાપને લીધે ઉર્વશી અપ્સરા પુરુરવાની પાસે ગઈ. તે પુરુરવા બુધનો ઔરસ પુત્ર હતો અને પ્રતિષ્ઠાનપુરમાં રાજ્ય કરતો હતો. તેને આયુ નામનો મહા બળવાન અને શ્રીમાન પુત્ર થયો. તેને ઇંદ્ર સમાન કાંતિવાળો નહુષ નામનો પુત્ર થયો.[२४-२७] જ્યારે વૃત્ર ઉપર વજ્રનો પ્રહાર કરીને ઇંદ્ર થાકી ગયેલો હતો, ત્યારે નહુષે એક લાખ વરસ સુધી ઇંદ્રત્વ ભોગવ્યું હતું.

ઉપર્યુક્ત શાપ થવાથી સુંદર નેત્રવાળી ઉર્વશી મૃત્યુલોકમાં ગઈ અને ઘણાં વરસ સુધી ત્યાં રહી અંતે શાપનો સમય પૂરો થયો, ત્યારે ઇંદ્રલોકમાં ગઈ.[२८,२९]

ઇતિ શ્રીવાલ્મીકિ નિર્મિત આર્ષ આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૫૬ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૫૭ મો

## વસિષ્ઠ અને નિમિને પુનર્દેહપ્રાપ્તિ

ता श्रुत्वा दिव्यसङ्काशां कथामद्भुतदर्शनाम्।
लक्ष्मणः परमप्रीतो राघवं वाक्यमब्रवीत् ॥ १ ॥

આ અદ્દભુત દર્શનવાળી દિવ્યરૂપ કથા સાંભળી અતિશય આનંદ પામેલા લક્ષ્મણે રામચંદ્રને પૂછ્યું 'હે કાકુત્સ્થ! દેવપૂજ્ય એ બન્ને (દ્વિજ અને રાજા)એ ચેતનથી રહિત થયા પછી કેવી રીતે પોતાનો દેહ પ્રાપ્ત કર્યો તે મને કહો' ત્યારે સત્યપરાક્રમી રામચંદ્રે કહ્યું 'હે રઘુશ્રેષ્ઠ! તે બન્ને (મિત્ર અને વરુણ)ના વીર્યથી એ ઘડો ભરેલો હતો તેમાંથી બે તેજસ્વી અને ઋષિશ્રેષ્ઠ મુનિઓ ઉત્પન્ન થયા તેમાંથી પ્રથમ ભગવાન અગસ્ત્ય ઋષિ ઉત્પન્ન થયા તેઓ મિત્રદેવને 'હું કાંઈ તમારો જ પુત્ર નથી, વરુણનો પણ છું' એમ કહી ત્યાંથી ચાલ્યા ગયા[૨-૫] ત્યાં રહેલા કુંભમાં ઉર્વશીની સમક્ષ મિત્રદેવનું વીર્ય પ્રથમ મૂકવામાં આવેલું હતું અને પાછળથી તેમાં વરુણનું વીર્ય પણ મૂકવામાં આવેલું હતું[૬] ત્યાર પછી કેટલાક સમયે મિત્રદેવ અને વરુણદેવથી ઉત્પન્ન થયેલા તેજથી યુક્ત ઇક્ષ્વાકુકુળના દેવરૂપ વસિષ્ઠ ઋષિ ઉત્પન્ન થયા[૭] હે સૌમ્ય! એ તેજસ્વી અને પરમ મહાતેજસ્વી ઋષિ જન્મ્યા કે તરત જ ઇક્ષ્વાકુ રાજાએ તેને આપણા વંશના હિત માટે પુરોહિત બનાવ્યા હે સૌમ્ય! મહાત્મા વસિષ્ઠ ઋષિના નૂતન દેહની ઉત્પત્તિ આ રીતે થઈ હવે નિમિ રાજા વિષે જે બન્યું તે સાંભળો[૮]

નિમિ રાજાને વિદેહ જોઈ સર્વ ઋષિઓ જે મહાબુદ્ધિવાળા હતા તેમણે તેને યજ્ઞદીક્ષા આપીને યજ્ઞ કરાવવા માંડ્યો[૧૦] દ્વિજશ્રેષ્ઠો, પૌરજનો અને સેવકો એ સર્વ મળીને સુગંધીદાર પદાર્થો અને વસ્ત્રાદિથી તેનું રક્ષણ કરતા હતા[૧૧] પછી જ્યારે યજ્ઞ પૂરો થયો, ત્યારે ભૃગુ ઋષિ બોલ્યા 'હે પાર્થિવ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું હું તારા દેહમાં પાછું ચેતન લાવીશ'[૧૨] વળી ત્યાં આવેલ સર્વ દેવોએ પણ કહ્યું 'અમે તારા દેહમાં ચેતન લાવીશું, માટે હે રાજર્ષિ! તું વરદાન માગ કે અમે તારું ચેતન કયે સ્થળે સ્થાપન કરીએ?' સર્વ દેવોની આ વાણી સાંભળી નિમિ રાજાના આત્માએ કહ્યું 'હે સુરશ્રેષ્ઠો! હું સર્વ પ્રાણીમાત્રના નેત્રોમાં વસવા ઇચ્છા કરું છું' પછી સર્વ દેવોએ નિમિ રાજાના ચિત્તને કહ્યું 'ભલે તેમ થાઓ તું સર્વ પ્રાણીઓના નેત્રોમાં વાયુરૂપ થઈને ફર[૧૩-૧૫] હે રાજન્! વાયુરૂપ થઈને તું ફરીશ ત્યારે તારા વિશ્રામ માટે સર્વ પ્રાણીઓ વારંવાર પોતાનાં નેત્રો ઉઘાડશે ને બંધ કરશે (નિમેષોન્મેષ કરશે)' એમ કહી સર્વ દેવો પોતપોતાને સ્થાને ગયા પછી સર્વ મહાત્મા ઋષિઓએ નિમિ રાજાના દેહને અરણી સાથે ભેળવીને મંત્ર અને હોમ વડે તેનું મંથન કરવા માંડ્યું જ્યારે તેનું મંથન કરવા માંડ્યું, ત્યારે તે મંથનમાંથી મહાતપસ્વી પુરુષનો જન્મ થયો મંથન કરવાથી તેની ઉત્પત્તિ થઈ તેથી તે મિથિ નામથી અને નિમિના દેહમાંથી તેનું જનન થયું તેથી તે જનક નામથી પ્રસિદ્ધ થયો વળી તે નિમિ રાજાના વિદેહમાંથી ઉત્પન્ન થયો એટલે વૈદેહ કહેવાયો એ પ્રમાણે પૂર્વે વિદેહરાજ જનકની ઉત્પત્તિ થઈ હતી વળી તે મહાતેજસ્વીનું મિથિ એવું નામ હોવાથી તેના વંશજો મૈથિલ કહેવાયા એ પ્રમાણે હે સૌમ્ય! બ્રાહ્મણના શાપથી રાજાનું અને રાજાના શાપથી બ્રાહ્મણનું ચેતનારહિત થવાનું અને તેઓની અદ્દભુત ઉત્પત્તિનું કારણ મેં તને સંપૂર્ણ કહ્યું છે'[૧૬-૨૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૫૭મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૫૮ મો

## યયાતિચરિત્ર શુક્રાચાર્યનો શાપ

एवं ब्रुवति रामे तु लक्ष्मणः परवीरहा।
प्रत्युवाच महात्मानं ज्वलन्तमिव तेजसा ॥ १ ॥

રામચંદ્રનાં આ વચનો સાંભળી શત્રુઓને હણનાર લક્ષ્મણે સ્વતેજથી પ્રકાશિત રામચંદ્રને

કહ્યુ [૧] 'હે રાજશાર્દૂલ! વિદેહરાજની તેમ જ વસિષ્ઠ મુનિની પુરાતન કથા ખરેખર મહાન આશ્ચર્ય કારક છે [૨] નિમિ રાજા વીર ક્ષત્રિય હતો, એટલુ જ નહિ, પણ યજ્ઞદીક્ષા પામેલો હતો, છતા તેણે મહાત્મા વસિષ્ઠને શાપ આપ્યો હતો એ યોગ્ય ગણાય નહિ'[૩]

ત્યારે ક્ષત્રિયશ્રેષ્ઠ રાજા રામચન્દ્ર શાસ્ત્રવિશારદ લક્ષ્મણને કહ્યુ 'હે વીર! મનુષ્યોમા સર્વત્ર ક્ષમા જેનામા આવતી નથી હે લક્ષ્મણ! નહુષ રાજાના પુત્ર પ્રજાપાલક યયાતિ રાજાએ સત્ત્વગુણનુ અવલબન કરીને દુસહ ક્રોધ કેવી રીતે સહન કર્યો હતો, તે તું સાવધાન ચિત્તથી સાભળ હે સૌમ્ય! તેને રૂપમા અપ્રતિમ એવી બે સ્ત્રીઓ હતી તેમાની એક શર્મિષ્ઠા નામે દિતિની પૌત્રી અને વૃષપર્વા દૈત્યની પુત્રી હતી અને તે રાજાને અતિ પ્રિય હતી[૪-૮] તેની બીજી સ્ત્રી દેવયાની દૈત્યગુરુ શુક્રાચાર્યની પુત્રી હતી, પણ તે સુમધ્યમા રાજાને પ્રિય નહોતી[૯] તે બન્નેને બે રૂપાળા અને સ્થિર ચિત્તવાળા બે પુત્રો થયા હતા તેમા શર્મિષ્ઠાના પુત્રનુ નામ પુરુ હતુ અને દેવીયાનીના પુત્રનુ નામ યદુ હતુ [૧૦] પુરુ માનીતી રાણીનો હોવાથી રાજાને તેના પર ઘણુ હેત હતુ એક વખતે મહા દુખ પામતા યદુએ તેની માને કહ્યુ [૧૧] 'હે માતા! તુ અક્લિષ્ટકર્મવાળા દેવ ભાર્ગવના કુળમા ઉત્પન્ન થયેલી હોવા છતા આ હૃદયભેદી દુખ અને અપમાન કેવી રીતે સહન કરી શકે છે?[૧૨] હે દેવી! ચાલો, આપણે એકી સાથે અગ્નિમા પ્રવેશ કરીએ પછી ભલે રાજા દૈત્યરાજની પુત્રી સાથે સુખ ભોગવે[૧૩] વળી જો તમને આ દુખ સહન થતુ હોય, તો પછી મને અગ્નિમા પેસવાની આજ્ઞા આપો તમને ઠીક લાગે તો તમે ભલે રાજાને ક્ષમા કરો પણ હું તો ક્ષમા કરીશ નહિ હું તો જરૂર મરીશ જ'[૧૪]

અતિશય પીડા પામતા અને રુદન કરતા પુત્રની આ વાણી સાભળી ક્રોધ પામેલી દેવયાની એ પિતાને સભાર્યા.[૧૫] પોતાની પુત્રીનો મનોભાવ જાણીને શુક્રાચાર્ય દેવયાની હતી ત્યા ઉતાવળા ઉતાવળા આવ્યા તેમણે દેવયાનીને અસ્વસ્થ, હર્ષરહિત અને ચિંતાતુર જોઈ પૂછ્યુ 'આ શુ છે?' પ્રદીપ્ત થયેલા ચિત્તવાળા ભાર્ગવે વારવાર પૂછ્યુ ત્યારે ક્રોધ પામેલી દેવયાની બોલી [૧૬-૧૮] 'હે મુનિશ્રેષ્ઠ! હુ જરૂર અગ્નિમા પ્રવેશ કરીશ, વિષ ખાઈશ અથવા જળમા ઝપાપાત કરીશ, પણ હુ મારુ જીવન નિભાવી શકીશ નહિ[૧૯] હે બ્રહ્મન્! તમે જાણતા નથી કે, હુ કેટલી દુખી છુ અને તિરસ્કાર પામેલી છુ! વૃક્ષની અવજ્ઞા( તેને કાપવુ કે એવી બીજી ક્રિયા )થી તેના ઉપર થનારા ફૂલ, ફળ વગેરે નાશ પામે છે, તે જ પ્રમાણે મારા ઉપરની અવજ્ઞાથી મારો પુત્ર મરી જશે. હે ભાર્ગવ! આ રાજર્ષિ તિરસ્કારથી અમારો અનાદર કરીને નિરતર અમને દુખ આપે છે'

દેવયાનીના વચનો સાભળી ક્રોધ પામેલા ભાર્ગવ નહુષ રાજાના પુત્ર યયાતિને શાપ આપવા તત્પર થયા તેમણે રાજાની પાસે જઈ કહ્યુ 'હે દુરાત્મા નહુષપુત્ર! તુ મારી અવજ્ઞા કરે છે એથી તુ જરાથી જીર્ણ થઈ શિથિલપણાને પામ' રાજાને આ પ્રમાણે શાપ આપીને ભાર્ગવે પોતાની પુત્રી દેવયાનીને આશ્વાસન આપ્યુ પછી મહાયશસ્વી ભાર્ગવ ઋષિ પોતાના આશ્રમે ગયા એ રીતે નહુષપુત્ર યયાતિને શાપ આપી અને પોતાની પુત્રી દેવયાનીને આશ્વાસન આપી સૂર્ય સમાન તેજસ્વી અને બ્રાહ્મણશ્રેણી ભાર્ગવ ઋષિ પોતાના આશ્રમે ગયા[૨૦-૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૫૮મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૫૯ મો

## યયાતિચરિત્ર-પુરુને રાજ્યપ્રાપ્તિ અને યદુને શાપ

श्रुत्वा तूशनसं क्रुद्धं तदार्तो नहुषात्मजः ।
जरां परमिकां प्राप्य यदुं वचनमब्रवीत ॥ १ ॥

ક્રોધ પામેલા શુક્રાચાર્યનો શાપ સાંભળી નહુષ રાજાનો પુત્ર યયાતિ બહુ દુઃખ પામ્યો. અત્યંત વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવાથી તેણે પોતાના મોટા પુત્ર યદુને કહ્યું : 'હે યદુ ! જો તું ધર્મજ્ઞ હોય તો મારી અત્યંત વૃદ્ધાવસ્થા ગ્રહણ કર. હે મહાયશસ્વી પુત્ર ! તારી યુવાની મને મળતાં હું ભોગ ભોગવીશ. હે નરશ્રેષ્ઠ ! વિષયો ભોગવીને હજી હું તૃપ્ત થયો નથી; માટે મને જ્યારે તૃપ્તિ થશે, ત્યારે હું તારી પાસેથી ફરીથી જરા પ્રાપ્ત કરીશ.'

આ સાંભળી યદુએ યયાતિ રાજાને ઉત્તર આપ્યો : 'તમારો પુત્ર પુરુ તમને વહાલો છે, માટે તે તમારી જરા લેશે હે રાજા ! તમે મને તમારી સમીપથી તેમ જ અર્થથી દૂર કરેલો છે; માટે તમે જેની સાથે ખાઓપીઓ છો, તે પુત્ર તમારી જરા લેશે.'

આવાં વચનો સાંભળી યયાતિ રાજાએ પુરુને કહ્યું : 'હે મહાબાહુ ! મારા માટે તું મારી વૃદ્ધાવસ્થા ગ્રહણ કર.' ત્યારે પુરુએ હાથ જોડી કહ્યું : 'હું આપની આજ્ઞા માનનારો છું, તેથી હું મને પોતાને ધન્ય માનુ છું. હું આપની આજ્ઞા સ્વીકારું છું.' પુરુનાં વચનો સાંભળી યયાતિ રાજા અતિશય આનંદ પામ્યો અને તેને પોતાની વૃદ્ધાવસ્થા આપી પોતે તરુણ થયો. ત્યાર પછી તેણે હજારો યજ્ઞો કરીને સેંકડો વર્ષ સુધી પૃથ્વીનુ પાલન-પોષણ કર્યું. ઘણો કાળ વીત્યા પછી યયાતિ રાજાએ પુરુને કહ્યું : 'હે પુત્ર ! મેં તને જરા સોંપેલી છે, તે તું મને પાછી આપ.[૨-૧૦] હે પુત્ર ! મેં તને મારી જરા થાપણ તરીકે સોંપેલી હતી તેથી હું તે જરાને પાછી ગ્રહણ કરીશ. તું ખેદ કરીશ નહિ. હે મહાભુજ ! તેં મારી આજ્ઞા માની તેથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું અને પ્રીતિયુક્ત થયેલો હું તારો રાજા તરીકે રાજ્યાભિષેક કરું છું.'

યયાતિ રાજાએ પ્રસન્ન થઈને પુરુને આ પ્રમાણે કહ્યા પછી દેવયાનીના પુત્ર યદુને કહ્યું : 'તું મારાથી મુશ્કેલીથી વશ કરી શકાય તેવો ક્ષત્રિયરૂપ રાક્ષસ ઉત્પન્ન થયો છે અને તેં મારી આજ્ઞાનો લોપ કર્યો છે, માટે તું પ્રજાના આધિપત્ય વિનાનો થા. હું ગુરુરૂપ પિતાનો તેં તિરસ્કાર કર્યો છે; તેથી તું દારુણ રાક્ષસો અને યાતુધાનોનો પિતા થઈશ. હે દુર્મતિ ! તું ચંદ્રથી ઉત્પન્ન થયેલા વંશમાં પણ રહીશ નહિ અને તારો વંશ પણ તારા જેવો જ દુર્વિનીત થશે.'[૧૧-૧૬] એમ કહી રાજર્ષિ યયાતિએ રાજ્ય વધારનાર પુરુનો રાજ્યાભિષેક કર્યો અને પોતે વાનપ્રસ્થાશ્રમ સ્વીકાર્યો.

પછી લાંબા વખતે પ્રારબ્ધકર્મ ભોગવીને તે યયાતિ રાજા સ્વર્ગમાં ગયો.[૧૭,૧૮] તેનો પુત્ર મહાયશસ્વી પુરુ રાજા કાશીરાજ્યની રાજધાની પ્રતિષ્ઠાન(પ્રયાગ)પુરમાં ધર્મરાજ્ય કરવા લાગ્યો.[૧૯] પિતાના શાપને લીધે રાજવંશથી બહિષ્કાર પામેલા યદુને અનેક યાતુધાન પુત્રો થયા અને તે ક્રૌંચવન કે જ્યાં મહામુશ્કેલીથી જઈ શકાય છે તે સ્થળે જઈ વસ્યો. એ રીતે શુક્રાચાર્યે આપેલો શાપ યયાતિ રાજાએ ક્ષત્રિયધર્મથી સહન કર્યો, ત્યારે નિમિએ તેવો શાપ સહન કર્યો નહોતો.[૨૦,૨૧] પ્રજાપાલન કરનારનું આ સર્વ વૃત્તાંત મેં તને કહ્યું છે. હે સૌમ્ય ! જેમ નૃગ રાજાને દોષ થયો હતો, તેમ આપણને ન થાય તેવી રીતે આપણે વર્તીએ.'[૨૨] મહાત્મા રામચંદ્રજી આમ વાતો કરતા હતા, એટલામાં આકાશ વિરલ તારાવાળું થયુ અને પૂર્વ દિશા અરુણનાં કિરણોથી લાલ થઈ, જાણે પુષ્પરસ જેવું લાલ વસ્ત્ર પહેરી આવી હોય તેમ શોભવા લાગી.[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૫૯ મો સર્ગ સમાપ્ત

# ક્ષેપક સર્ગ ૧૧ મો

**રાજા રામચંદ્રની સભા–કાર્યાર્થીને આમંત્રણ**

**ततः प्रभाते विमले कृत्वा पौर्वाह्णिकीं क्रियाम् ।**
**धर्मासनगतो राजा रामो राजीवलोचनः ॥ १ ॥**

નિર્મળ પ્રભાત થતાં પ્રાતઃકાળની સર્વ આહ્નિક ક્રિયા કર્યા પછી કમળ સરખા નયનવાળા રાજા રામચંદ્રજી ધર્માસન ઉપર પધાર્યા.[૧] ત્યાં વેદ જાણનારા બ્રાહ્મણો, પુરોહિત વસિષ્ઠ, કશ્યપ ઋષિ, વ્યવહારજ્ઞ મંત્રીઓ ધર્મશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર જાણનારા સભાસદો અને રાજાઓ આદિથી રાજસભા ભરાઈ રહી હતી અને રાજધર્મનું નિરીક્ષણ થતું હતું.[૨,૩] અક્લિષ્ટકર્મા રાજશાર્દૂલ રામચંદ્રની આ સભા મહેંદ્ર, યમ અને વરુણની સભા જેવી શોભતી હતી.

રામચંદ્રે શુભ લક્ષણવાળા લક્ષ્મણને કહ્યું: 'હે મહાભુજ! હે સુમિત્રાનંદવર્ધન! તું બહાર જા અને જો કોઈ કાર્યાર્થી હોય તો તેને બોલાવ.' આ સાંભળી લક્ષ્મણે પોતે દ્વાર પર જઈ કાર્યાર્થીઓને બોલાવ્યા ત્યારે 'મારે અહીં કામ છે' એમ બોલે તેમ કોઈ ત્યાં નહોતું.[૪–૭] રામરાજ્યમાં આધિ કે વ્યાધિ નહોતા, પૃથ્વી પાકેલા ધાન્યવાળા ખેતરો અને ઔષધિથી યુક્ત હતી, બાળક, યુવાન કે મધ્યમ અવસ્થાવાળું કોઈ મરી જતું નહતું. એ સમયે ધર્મ પ્રમાણે શાસન ચાલતું હતું, તેથી કોઈને કાંઈ પીડા નહોતી. 'રામરાજ્યમાં કોઈ પણ કાર્યાર્થી જણાતો નથી' એમ હાથ જોડી લક્ષ્મણે રામચંદ્રજીને નિવેદન કર્યું. ત્યારે પ્રસન્ન આત્માવાળા એવા રામચંદ્રજીએ લક્ષ્મણને કહ્યું: 'તું ફરીથી જા અને કોઈ કાર્યાર્થી છે કે નહિ તેની તપાસ કર.[૮–૧૧] સારી રીતે રાજ્ય ચલાવવાથી કોઈ ઠેકાણે અધર્મ થતો નથી અને રાજાના ભયથી સર્વ પરસ્પર રક્ષણ કરીને ચાલે છે.[૧૨] મેં છોડેલા બાણો જ જાણે પ્રજાનું રક્ષણ કરે, તોપણ હે મહાબાહુ! તમે પ્રજાનું રક્ષણ કરવા તત્પર રહેજો.'[૧૩]

આ સાંભળી લક્ષ્મણ રાજસભામાંથી બહાર આવ્યા ત્યાં તેમણે દ્વાર આગળ એક કૂતરાને બેઠેલો જોયો.[૧૪] તે લક્ષ્મણને જોઈને વારંવાર ચીસો પાડતો હતો. તે જોઈ વીર્યવાન લક્ષ્મણે તેને પૂછ્યું: 'હે મહાભાગ! તમારે રાજસભામાં કાંઈ કામ છે? જે કામ હોય તે નીડર થઈને કહો.' ત્યારે શ્વાને કહ્યું: 'સર્વ પ્રાણીમાત્રના શરણરૂપ, અક્લિષ્ટકર્મા, ભયમાં અભયદાન દેનાર ભગવાન રામચંદ્રને હું કંઈક કહેવા ઇચ્છું છું.'[૧૫–૧૭] શ્વાનના આ વચનો સાંભળી લક્ષ્મણે તે બાબત રામચંદ્રને નિવેદન કરવા રાજસભામાં પ્રવેશ કર્યો. પછી રામચંદ્રને તે નિવેદન કરી રાજસભામાંથી તે આવ્યા અને બોલ્યા: 'તારે જે કાંઈ કહેવાનું હોય તે તું જાતે જ રાજાજીને નિવેદન કર.'[૧૮,૧૯] લક્ષ્મણના વચન સાંભળી શ્વાને કહ્યું: 'હે લક્ષ્મણ! અધમ યોનિમાં જન્મેલો હોવાથી દેવમંદિરમાં, રાજમંદિરમાં, બ્રાહ્મણના ઘરમાં, અગ્નિ, ઇંદ્ર, સૂર્ય અને વાયુનો જ્યાં જ્યાં વાસ હોય, ત્યાં ત્યાં પ્રવેશ કરવા હું યોગ્ય નથી.[૨૦,૨૧] વળી રાજા રામચંદ્ર ધર્મમૂર્તિ, સત્યવાન, રણચતુર, પ્રાણીમાત્રના હિતસ્વી, પડ્ગુણના પદને જાણનારા, નીતિ આચરનારા, સર્વજ્ઞ, સર્વદર્શી અને સર્વ આનંદ આપનારાઓમાં શ્રેષ્ઠ હોવાથી હું તેમની પાસે આવવાને શક્તિમાન નથી.[૨૨,૨૩] વળી તે પોતે ચંદ્ર, મૃત્યુ, યમ, કુબેર, વરુણ, સૂર્ય, અગ્નિ અને ઇંદ્રસ્વરૂપ છે, માટે હે લક્ષ્મણ! પ્રજાપાલન કરનાર રાઘવને જઈને તમે કહો કે, તમારી આજ્ઞા સિવાય હું રાજસભામાં પ્રવેશ કરવા ઇચ્છતો નથી.'[૨૪]

શ્વાનનું આવું સૌજન્ય જોઈને મહાદ્યુતિમાન લક્ષ્મણ ફરીથી રાજસભામાં ગયા અને રામચંદ્રને નિવેદન કર્યું:[૨૫] 'હે કૌશલ્યાનંદવર્ધન! હે વિભો! હે મહાભુજ! મારી વિજ્ઞપ્તિ સાંભળો. તમારી આજ્ઞાથી મેં કાર્યાર્થીઓને બોલાવ્યા તો એક શ્વાન કાર્યાર્થી આવેલો છે.' લક્ષ્મણના વચન સાંભળી રામચંદ્ર આજ્ઞા કરી

કે, 'અહીં આવેલ કાર્યાર્થીને શીઘ્ર મારી પાસે લાવ.'[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં પ્રક્ષિપ્ત ૧૧ મો સર્ગ સમાપ્ત

## ક્ષેપક સર્ગ ૧૨ મો

**શ્વાનની ફરિયાદ–અપરાધી બ્રાહ્મણને દંડ**

**श्रुत्वा रामस्य वचनं लक्ष्मणस्त्वरितस्तदा ।**
**श्वानमाहूय मतिमान्राघवाय न्यवेदयत् ॥ १ ॥**

રામચંદ્રની આજ્ઞા થતાં લક્ષ્મણે શ્વાનને સત્વર તેમની પાસે હાજર કર્યો.[૧] શ્વાનને હાજર થયેલો જોઈને રાજા રામે કહ્યું: 'હે શ્વાન! તારે જે કહેવાનું હોય તે કહે. તારે કંઈ પણ ભય રાખવો નહિ.'[૨] ત્યારે જેનું માથું ફૂટેલું હતું એવા શ્વાને રાજા રામચંદ્ર પ્રતિ કહેવા માંડ્યું:[૩] 'રાજા જ પ્રાણીઓનો કર્તા છે; રાજા જ તેમનો નાયક છે; જ્યારે પ્રજા સૂઈ રહે છે, ત્યારે રાજા જાગે છે.[૪] હમેશાં સુનીતિથી રાજા ધર્મનું રક્ષણ કરે છે. જ્યારે રાજા પ્રજાનું રક્ષણ કરતો નથી, ત્યારે પ્રજાનો નાશ થાય છે.[૫] રાજા જ કર્તા અને રક્ષક છે, તેમ જ સર્વ જગતનો પિતા છે; રાજા જ કાળ છે, યુગ છે, એટલું જ નહિ પણ રાજા જ સર્વ જગતરૂપ છે.[૬] રાજા જગતને ધારણ કરે છે, તેથી તે ધર્મરૂપ ગણાય છે. ધર્મથી પ્રજાને પાળતો રાજા સર્વ સચરાચર ત્રિલોકનું રાજ્ય કરી શકે છે.[૭] રાજા ધર્મથી જ શત્રુને વશ કરી શકે છે અને તેથી જ પ્રજાનું રંજન કરી શકે છે. આવું આચરણ કરવું એ જ સાચો રાજધર્મ છે.[૮] હે રાજા રામચંદ્ર! આ જ પરમ ધર્મ છે અને પરલોકમાં ફળ આપનારો છે. એ ધર્મથી કાંઈ પણ દુષ્પ્રાપ્ય નથી, એવો મારો નિશ્ચય છે.[૯] દાન, દયા, સત્પુરુષોનો સત્કાર અને વ્યવહારમાં સરળતા, એ જ પરમ ધર્મ છે. એ ધર્મનું રક્ષણ કરવાથી આ લોક તથા પરલોકમાં સુખ પ્રાપ્ત થાય છે. હે રાઘવ! હે સુવ્રત! સર્વ પ્રમાણોમાં તમે શ્રેષ્ઠ પ્રમાણ છો; સત્પુરુષોએ આચરેલો ધર્મ તમે જાણ્યો છે.[૧૦,૧૧] સર્વ ધર્મોનું તમે પરમ ધામ છો. ગુણોના સાગર છો. હે રાજશ્રેષ્ઠ! જે કાંઈ મેં અજ્ઞાનથી કહ્યું છે, તેને માટે હું માથું નમાવી વિનતિ કરું છું કે મારા પર કૃપા કરો; ક્રોધ કરવો યોગ્ય નથી.' આ વચનો સાંભળી રામચંદ્ર બોલ્યા: 'હું તારું શું કામ કરું? તું ભય પામ્યા સિવાય તરત કહે.' ત્યારે શ્વાને ઉત્તર આપ્યો:[૧૨–૧૪] 'ધર્મથી રાજ્યપાલન કરવું જોઈએ અને ધર્મથી જ સર્વ ભયને દૂર કરનાર રાજા સર્વનું શરણ થાય છે.[૧૫] આ સર્વ જાણીને હે રાઘવ! મારી ફરિયાદ સાંભળો. એક સર્વાર્થસિદ્ધ નામે બ્રાહ્મણ તેના નિવાસસ્થાનમાં રહેતો હતો. તેણે વિના કારણે મારા જેવા નિરપરાધીને પ્રહાર કર્યો છે.' આ સાંભળી રાજા રામચંદ્રે તેને બોલાવવા દ્વારપાળને મોકલ્યો.[૧૬,૧૭] દ્વારપાળ તેને બોલાવી લાવ્યો, ત્યારે તે મહાતેજસ્વી બ્રાહ્મણ રાજસભામાં હાજર થઈને બોલ્યો: 'હે પાપરહિત રામ! તમારે મારું શું કામ છે, તે કહો.' ત્યારે રામચંદ્રે કહ્યું:

હે દ્વિજ! તેં આ કૂતરાને પ્રહાર કર્યો છે? હે વિપ્ર! તેણે તારું એવું શું ખરાબ કરેલું હતું કે જેથી આ પ્રમાણે પ્રહાર કરવાની જરૂર પડી?[૧૮–૨૦] ક્રોધ પ્રાણ હરનાર શત્રુ છે, ક્રોધ મિત્રના મુખ જેવો અર્થાત્ મિત્રના રૂપમાં શત્રુ છે, ક્રોધ મહાતીક્ષ્ણ તલવાર જેવો છે, ક્રોધ સર્વનો નાશ કરનાર છે.[૨૧] તપ, યજન અને દાન આદિ જે કરવામાં આવે તેનું પુણ્ય ક્રોધથી નાશ પામે છે, તેથી ક્રોધ ત્યજી દેવો જોઈએ.[૨૨] દોડતા ઘોડાની માફક નિરંકુશ થયેલી ઇંદ્રિયોને બુદ્ધિરૂપી રાશથી ખેંચી રાખીને સાવધ સારથિની પેઠે નિર્વિઘ્ન માર્ગે ચલાવવી જોઈએ.[૨૩] મન, કર્મ, વાચા અને આંખોથી જે પ્રાણીમાત્રનું શ્રેય કરે છે અને દ્વેષ કરતો નથી, તે કર્મમાં લેપાતો નથી. નિરંકુશ મન જે કામ કરે છે, તે તીક્ષ્ણ ધારવાળી તલવાર, છંછેડાયેલો સર્પ અથવા નિરંતર ક્રોધી રહેનાર શત્રુ પણ કરી

શકતો નથી. વિનયથી પણ વિનીત પુરુષની પ્રકૃતિ વશ રહેતી નથી, છતા જે પુરુષ તેને વશ રાખે છે, તે જરૂર સિદ્ધિ મેળવી શકે છે.'૨૪,૨૫

અક્લિષ્ટકર્મા રાજા રામચંદ્રે ઉપર પ્રમાણે કહ્યુ, ત્યારે બ્રાહ્મણ સર્વાર્થસિદ્ધ બોલ્યો:૨૬ 'હે મહારાજ! મે ક્રોધાવિષ્ટ મનથી એને પ્રહાર કર્યો છે, કારણ કે તે વખતે હુ ભિક્ષા માગવા ફરતો હતો. વળી ભિક્ષાનો વખત વીતી જતો હતો અને આ કૂતરો શેરી વચ્ચોવચ બેઠો હતો. મે તેને કહ્યુ' 'ખસ, ખસ.' પણ તે તો શેરીમા સહેલાઈથી જઈ ન શકાય તેવી રીતે આડો ઊભો રહ્યો.૨૭-૨૯ એ સમયે હે રાઘવ! ક્ષુધાથી પીડાતા મે ક્રોધથી એને પ્રહાર કર્યો છે, માટે હે રાજરાજેન્દ્ર! હુ અપરાધી છુ, મને ગમે તે શિક્ષા કરો, કેમ કે હુ તમારાથી શિક્ષા પામીશ તો પછી મને નરકનો ભય રહેશે નહિ'

આ વૃત્તાત સાભળી રામચન્દ્ર સર્વ સભાસદોને પૂછ્યુ' 'હવે આનુ શું કરવુ? આનો શો દંડ કરવો? કારણ કે યોગ્ય રીતે દંડ કરવાથી પ્રજાનુ રક્ષણ થાય છે.' એ સમયે ભૃગુ, આંગિરસ, કુત્સાદ્ય, વસિષ્ઠ, કશ્યપ અને ધર્મશાસ્ત્ર જાણનારા મુખ્ય 'ધ નો, ઋષિઓ, પડિતો આદિ જેઓ ત્યા હાજર હતા, તે સર્વ શાસ્ત્રવિદોએ કહ્યુ 'બ્રાહ્મણ અવધ્ય છે.'બીજી બાજુ રાજધર્મ જાણનારાઓએ રામચંદ્રને કહ્યુ 'રાજા સર્વને શાસન કરનારા ભગવાન સનાતન વિષ્ણુ છે.'૩૦-૩૬ તે સર્વેએ આવો નિર્ણય કર્યો જોઈ શ્વાન બોલ્યો 'હે રામ! જો તમે મારા ઉપર પ્રસન્ન થયા હો તો મને એક વરદાન આપો.'૩૭ 'હુ તારુ શું કામ કરું?' એવી પ્રતિજ્ઞા તમે લીધેલી છે અને એ મે સાભળી છે, તો મહારાજ! આ બ્રાહ્મણને કુલપતિનો-મહંતનો અધિકાર આપો હે મહારાજ! એને કાલંજર પ્રદેશનું કુલપતિપણુ આપો.' શ્વાનની વિનતિથી રાજા રામચંદ્રે તે બ્રાહ્મણનો એ પ્રદેશના કુલપતિ-મહંત પદ ઉપર અભિષેક કર્યો.૩૮,૩૯

પછી મઠાધીશનો અધિકાર પામેલો તે બ્રાહ્મણ હાથી ઉપર ચઢીને ખુશી થતો થતો ત્યાથી ગયો, ત્યારે વિસ્મય પામેલા રામચન્દ્રના પ્રધાનોએ પૂછ્યુ':૪૦ 'હે મહાદ્યુતિ! આ બ્રાહ્મણને તો દંડને બદલે તમે તો વરદાન આપ્યુ!' ત્યારે રામચંદ્રે ઉત્તર આપ્યો: 'આમ કરવાનુ' કારણ તમે જાણતા નથી, પણ શ્વાન જાણે છે' પછી રામચન્દ્રે કૂતરાને પૂછતા તેણે કહેવા માડ્યુ ૪૧,૪૨

'હે રાઘવ! હું ત્યા કુલપતિ-મહંત હતો, શિષ્ટ પુરુષોનુ અન્ન જમતો હતો, દેવો અને બ્રાહ્મણોની પૂજા કરતો હતો, દાસદાસીઓને યોગ્યતાનુસાર અન્ન દેતો હતો, દેવદ્રવ્યનુ રક્ષણ કરતો હતો, શુભ રતિવાળો હતો, વિનયી, શીલસપન્ન અને સર્વ પ્રાણીમાત્રનુ હિત કરનારો હતો, છતા હું અધમ ગતિ આપનારી આ ઘોર અવસ્થાને પ્રાપ્ત થયો છુ. એ જ પ્રમાણે આ ક્રોધી બ્રાહ્મણ ધર્મરહિત, સ્વાર્થમા આસક્ત, નિર્દય, કઠોર, અવિદ્વાન અને અધર્મી થશે અને તેથી તેની સાત પેઢી આગલી અને સાત પેઢી પાછલીને અધમ દશામા નાખશે. માટે કોઈ પણ અવસ્થામા કુલપતિપણુ કરવુ નહિ, કારણ કે જેને પોતાના પુત્ર અને ભાઈઓ સહિત નરકમા જવાની ઇચ્છા હોય, તેણે જ દેવ, બ્રાહ્મણ ને ગાયો ઉપર અધિકાર લેવો. બ્રાહ્મણનુ દ્રવ્ય, દેવદ્રવ્ય, સ્ત્રીદ્રવ્ય, બાલદ્રવ્ય અને એકવાર આપીને પાછુ' લઈ લે છે તે દ્રવ્ય ઇષ્ટજન સહિત સર્વનો નાશ કરે છે. હે રાઘવ! જે બ્રાહ્મણ અને દેવનુ દ્રવ્ય હરણ કરે છે, તે તરત જ અવીચિ નામના ઘોર નરકમા પડે છે. જે મન વડે પણ બ્રાહ્મણ કે દેવના દ્રવ્યનુ હરણ કરવાનો વિચાર કરે છે, તે નરાધમ લાબા વખત સુધી નરકમા રહે છે.' આ સાંભળી રામચંદ્ર આશ્ચર્યથી દિંગ થઈ ગયા. પછી મહાતેજસ્વી શ્વાન પણ જ્યાંથી આવ્યો હતો ત્યાં ગયો. પૂર્વજન્મમા તે બુદ્ધિ-

માન હતો અને આ જન્મમા માન દૂષિત હતો તેથી તે મહાભાગ વારાણુસીમા ગયો ને અન્ન જળનો ત્યાગ કરી પ્રાણ છોડી દીધા ૪૩–૪૮

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા પ્રક્ષિપ્ત ૧૨ મો સર્ગ સમાપ્ત

## ક્ષેપક સર્ગ ૧૩મો

### રાજા રામચંદ્રની રાજસભા-ગીધ અને ઘુવડની તકરાર-ગીધનો શાપમુક્તિ

**अथ तस्मिन्वनोद्देशे रम्ये पादपशोभिते ।**
**नदीकीर्णे गिरिवरे कोकिलानेककूजिते ॥ १ ॥**

રમ્ય વૃક્ષોથી શોભતું, નદીયુક્ત પર્વતોવાળુ, જ્યા અનેક કોયલો ટહુકા કરી રહી છે એવુ એક વન હતું[1] તેમા સિંહ, વાઘ અને વિવિધ પ્રકારના પક્ષીઓ વસતા હતા એ વનમા સેંકડો વર્ષોથી એક ગીધ અને ઘુવડ રહેતા હતા[2] એક વખત પાપી નિશ્ચય કરનાર ગીધે ઘુવડના માળા પાસે જઈ કહ્યું 'આ તો મારો માળો છે ચાલ, તુ તેમાથી નીકળી જા' એમ કહી લડાઈ ચલાવી[3] અંતે રાજીવલોચન રાજા રામચંદ્ર પાસે ન્યાય કરાવવા તેઓએ ઠરાવ કર્યો[4] અંદર અંદર લડતા અને ક્રોધાવિષ્ટ થયેલા તેમ જ કજિયાથી વ્યાકુળચિત્ત થયેલા તે ગીધ અને ઘુવડ આ બંને પરસ્પરના ઝઘડાના ન્યાય માટે રાજા રામચંદ્ર પાસે ગયા ત્યા જઈ તે બંનેએ રાજા રામચંદ્રના ચરણનો સ્પર્શ કર્યો[૫,૬]

પછી ગીધે કહ્યુ 'હે મહારાજા! તમે સુર અને અસુર એ સર્વમા શ્રેષ્ઠ છો, એમ હુ માનુ છુ[૭] હે મહાદ્યુતિમાન! તમે બૃહસ્પતિ અને શુક્ર કરતા પણ ઉત્તમ રાજનીતિજ્ઞ છો, તમે પ્રાણીમાત્રમા ભૂત-ભવિષ્યની વાત જાણનારા છો, કાંતિમા બીજા ચંદ્ર સમાન શોભો છો[૮] સૂર્યની માફક તમે દુર્નિરીક્ષ્ય છો, ગૌરવમા હિમાલય જેવા છો, ગંભીરતામા સાગર જેવા છો, લોકપાળોમા યમ જેવા ન્યાયી છો[૯] પૃથ્વી સમાન સહનશીલ છો અને પવન સમાન ગતિવાળા છો હે રાઘવ! તમે પરમ ગુરુ છો, સર્વસંપન્ન છો, કીર્તિયુક્ત છો,[૧૦] ક્રોધરહિત છો, દુર્જય છો, નેતા છો અને સર્વ અસ્ત્ર યોજવામા પ્રવીણ છો હે રામ! હે નરશ્રેષ્ઠ! મારી વિજ્ઞપ્તિ સાંભળો[૧૧] હે રાઘવ! મારા બાહુબળથી મે પૂર્વે મારુ જે નિવાસસ્થાન બનાવ્યુ હતું, તે અત્યારે ઘુવડ પડાવી લે છે, માટે હે રાજન્! તેમાથી બચાવવા તમે સમર્થ છો '[૧૨]

પછી ઘુવડ બોલ્યો 'હે રામ' ચંદ્ર, સૂર્ય, ઇંદ્ર, કુબેર અને યમ–એ વગેરે દેવોના અંશથી રાજાનુ શરીર નિર્માણ થાય છે, છતા તેમા થોડો ઘણો મનુષ્યનો અંશ હોય છે, પણ તમે તો સર્વદેવમય નારાયણના અંશ છો હે વિભુ! હે રાજન્! સમ્યક પ્રકારે પ્રણામ કરનાર તમારી પાસે સૌમ્યતા યાચે છે તમે સર્વ બાબતોની તપાસ કરીને સમાન દૃષ્ટિ રાખો, તેથી તમે ચંદ્રના અંશરૂપ છો હે પ્રજાનાથ! તમે પાપ તથા ભયને હણનાર છો, દાતા છો, હર્તા છો અને રક્ષણ કરનાર છો, તેથી અમારા ઇંદ્ર સમાન છો[૧૩–૧૬] તમે સર્વ પ્રાણીઓમા અધૃષ્ટ છો, તેજથી અગ્નિ સમાન છો અને લોકો ઉપર તપતા હોવાથી સૂર્ય સમાન છો તમે સાક્ષાત્ કુબેર જેવા છો અથવા એનાથી પણ શ્રેષ્ઠ છો, કારણ કે હે રાજશ્રેષ્ઠ! કુબેરની માફક રાજ્યલક્ષ્મી નિરંતર તમારી પાસે વસે છે કુબેરના જેવુ ધન આપવાનુ કામ તમે કરો છો તેથી તમે અમારા કુબેર સમાન છો હે રાઘવ! તમે સ્થાવર જંગમ સર્વ પ્રાણીમાત્રમા સરખી પ્રીતિવાળા છો, તેમ જ શત્રુ તથા મિત્ર ઉપર એકસરખી જ દૃષ્ટિ રાખનારા છો, તમે ધર્મ પ્રમાણે નિરંતર શાસન કરો છો તમે વિધિ પ્રમાણે વ્યવહાર ચલાવો છો હે રામ! જેના ઉપર તમે કોપો છો તેના તરફ મૃત્યુ દોડે છે, એથી તમે યમરાજ સમાન પરાક્રમી છો હે નૃપશ્રેષ્ઠ! તમારો આ મનુષ્યભાવ પણ સર્વ પ્રાણીઓ ઉપર ક્ષમાયુક્ત દયાવાળો છે[૧૭–૨૧]

દુર્બળ અને અનાથનો રાજા એ દૈવત છે, તે આંધળાનુ લોચન છે અને પાંગળાનો પગ છે.[23] તમે અમારા નાથ છો માટે હે ધાર્મિક રાજા! મારા સ્થાનમા પેસી આ ગીધ મને પીડા કરે છે તેનાથી મને બચાવો હે દેવ! હે નરશ્રેષ્ઠ! મનુષ્યલોકમા તમે શાસન કરનાર છો.

આ સાભળી રામચદ્રજીએ પોતાના પ્રધાનોને બોલાવ્યા ધૃષ્ટિ, જયત, વિજય, સિદ્ધાર્થ, રાષ્ટ્રવર્ધન, અશોક, ધર્મપાળ, મહાબળવાન, સુમત્ર વગેરે મહારાજા દશરથ રાજાના તેમજ રામચદ્રજીના પ્રધાનો હતા તે સર્વ નીતિમાન, મહાત્મા અને સર્વ શાસ્ત્રો જાણનારા હતા.[24-27] તેઓ મર્યાદાવાળા, કુળવાન, નીતિ અને મત્ર કરવામા પ્રવીણ હતા તેઓ સર્વને બોલાવી રઘુઓમા ઉત્તમ ધર્માત્મા રામચદ્રે સિહાસનથી નીચે આવી પ્રથમ ગીધને પૂછ્યુ 'હે ગીધ! તે આ સ્થાનમા કેટલા વરસ સુધી વાસ કર્યો છે? જો તે તુ બરાબર જાણતો હોય તો મને કહે ' આ સાભળી ગીધે રામચદ્રજીને ઉત્તર આપ્યો 'હે રામ! આ પૃથ્વી જ્યારથી મનુષ્યયુક્ત થઈ અને માણસો એ જ્યારથી વાસ કરવા મડ્યો, ત્યારથી એ મારુ ઘર છે ' ત્યારે ઘુવડે કહ્યુ 'આ પૃથ્વી જ્યારથી ઝાડોથી શોભવા લાગી, ત્યારથી એ મારુ ઘર છે આ સાભળી રામચદ્રજીએ સભાસદોને કહ્યુ [28-32] 'જે સભામા વૃદ્ધો નથી તે સભા નથી, જેમા વૃદ્ધો હોય છતા ધર્મ પ્રમાણે બોલે નહિ તે વૃદ્ધ પણ ગણાય નહિ, જે ધર્મમા સત્ય ન હોય, તે ધર્મ સત્ય ગણાય નહિ અને સમય પ્રાપ્ત થયા પ્રમાણે બોલતા નથી તે સર્વ અસત્યવાદી જ છે [33 34] જે સભાસદ જાણતા છતા કામ, ક્રોધ કે ભયથી પ્રશ્નોના ઉત્તર કહેતો નથી તે પોતાની જાતને વરુણના હજાર બધમા બધાવે છે[35] અને એ બધા પાશો એક વર્ષે એક એમ છૂટે છે, એટલા માટે સત્ય જાણનારે સત્ય બોલવુ જોઈએ '

રાજા રામના વચનો સાભળી મત્રીમડળે કહ્યુ 'હે મહાદ્યુતિ! ઘુવડનુ વચન સત્ય છે અને ગીધનું વચન અસત્ય છે.[36,37] હે મહારાજ! આ વિષયમા આપ જ પ્રમાણરૂપ છો, કારણ કે રાજા એ જ પરમ ગતિ છે, સર્વ પ્રજાનુ મૂળ પણ રાજા જ છે અને રાજા એ જ સનાતન ધર્મ છે.[38] જે માણસોનુ રાજા શાસન કરે છે, તેની દુર્ગતિ થતી નથી, યમરાજા પણ તેને છોડી મૂકે છે '' મત્રીમડળના આવા વચનો સાભળી રામે કહ્યુ પુરાણોમા જે કહ્યુ છે, તે હુ તમને કહુ છુ, તે સાભળો [40]

ચદ્ર, સૂર્ય અને નક્ષત્ર સહિત આકાશ, પર્વત અને મોટા વનો સહિત પૃથ્વી તથા સ્થાવરજગમ ત્રણે લોક, એ સર્વ પ્રથમ જળરૂપ સમુદ્રથી વ્યાપ્ત હતુ[41] તે સમયે બીજા મેરુ પર્વતના જેવા માત્ર એક વિષ્ણુદેવ જ હતા તે સમયે પૃથ્વી સહિત લક્ષ્મી વિષ્ણુદેવના ઉદરમા પેસી ગઈ[42] તે બન્નેને ધારણ કરી મહાતેજસ્વી વિષ્ણુ મહા જળસાગરમા પેસી ગયા પ્રાણીમાત્રના આત્મારૂપ નારાયણદેવે ત્યા ઘણા વર્ષો સુધી શયન કર્યુ[43] જ્યારે વિષ્ણુએ શયન કર્યુ હતું, ત્યારે બ્રહ્માએ તેમના જઠરમા પ્રવેશ કર્યો હતો જેના સર્વ પ્રવાહો અર્થાત્ દેહદ્વારો બધ થયેલા હતા તેવા મહાયોગી વિષ્ણુની નાભિમાથી સુવર્ણવિભૂષિત કમળ ઉત્પન્ન થયુ અને તે દ્વારથી બહાર નીકળી આદિદેવ બ્રહ્મા ઉત્પન્ન થયા[44,45] પછી તેમણે પૃથ્વી, વાયુ, પર્વતો અને વૃક્ષો ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી ત્યાર પછી તે મહાતપસ્વીએ મનુષ્ય પેઠે ચાલનાર સર્પો, જરાયુજ, અડજ એ વગેરે સર્વ પ્રજા સરજી તે સમયે કાનના મેલમાથી મધુ અને કૈટભ નામના દૈત્યો પેદા કર્યા[46-48] એ બન્ને દૈત્યો મહાપરાક્રમી, ભયકર સ્વરૂપવાળા અને મુશ્કેલીથી વશ કરી શકાય તેવા હતા પ્રજાપતિ બ્રહ્માને કમળમા રહેતા જોઈને તે બન્ને જણા ક્રોધાવિષ્ટ થયા અને મહાવેગથી સ્વયભૂ બ્રહ્મા તરફ દોડી ગયા ત્યારે બ્રહ્માએ ગભરાવી દે તેવી રાડ પાડી આ અવાજ

સાભળી ભગવાન નારાયણે એ બને દૈત્યો મારી યુદ્ધ કરી ચક્ર વડે તેમનો નાશ કર્યો તેઓના મેદ(ચરબી)થી આ આખી પૃથ્વી ચારે તરફ લિંપાઈ ગઈ, ત્યારે સર્વ લોકને ધારણ કરનાર નારાયણે ફરીથી આ પૃથ્વી શુદ્ધ કરી અને શુદ્ધ થઈ રહી ત્યારે તેને સર્વ સ્થળમા વૃક્ષોથી પરિપૂર્ણ કરી દીધી, તેમ જ ત્યા ભાતભાતની ઔષધિ અને અનાજ થવા લાગ્યા તે પ્રમાણે આ પૃથ્વી મેદની બધવાળી હોવાથી મેદિની એ નામથી ઓળખાય છે, એવી કથા પુરાણમા છે એ માટે એ ઘર ગીધનુ નહિ પણ ઘુવડનુ હોવુ જોઈએ એમ મારુ માનવુ છે પારકાના ઘરનુ હરણ કરનાર આ ગીધને તેના અપરાધ માટે દડ આપવો યોગ્ય છે, મા અવિનયી પાપી ગીધ આ ઘુવડને પીડા કરે છે ૪૪-૫૪

આ પ્રમાણે ન્યાય થતો હતો ત્યા આકાશમાથી અશરીરિણી વાણી થઈ હે રામ! આ ગીધને તમે હણશો નહિ તે પહેલેથી જ બળી ચૂક્યો છે ૫૫ હે નરેશ્વર! તેને કાલ ગૌતમ મુનિએ બાળી મૂકેલો છે એ પૂર્વ બ્રહ્મદત્ત નામનો શૂર, સત્યવાદી અને પવિત્ર રાજા હતો ૫૬ એ સમયે તેને ત્યા કાલગૌતમ મુનિ ભોજન કરવા માટે આવ્યા અને કહ્યુ હે નૃપ! મારે સો વરસ સુધી ભોજન કરવુ છે ત્યારે બ્રહ્મદત્ત રાજાએ તે મહાતેજસ્વી મુનિને અર્ઘ્યપાદ્ય આપી ભોજન માટે આસન બતાવ્યો તે મહાત્માના ભોજનમા ભોગજોગે માસ આવી ગયુ તેથી ક્રોધ પામેલા ઋષિએ એ રાજાને દારુણ શાપ આપ્યો ૫૭,૫૮ હે રાજન! તુ ગીધ થા ત્યારે રાજાએ કહ્યુ એમ નહિ, એમ નહિ, હે ધર્મજ્ઞ! કૃપા કરો હે મહાવ્રત! મારા અજ્ઞાનથી આ થયુ છે, માટે હે મહાભાગ! હે પાપરહિત! શાપનો અત લાવો ' ત્યારે મુનિએ અજ્ઞાનથી આ કૃત્ય થયુ છે એમ જાણી રાજાને કહ્યુ ૫૯-૬૧ ઇક્ષ્વાકુ રાજાઓના કુળમા મહાયશસ્વી કમળનયન, મહાભાગ રાજા રામચદ્ર ઉત્પન્ન થશે હે નરવ્યાઘ્ર! તેઓના સ્પર્શથી તું પાપમુક્ત થઈશ ૬૨

આ આકાશવાણી સાભળી રામચદ્રે તેને સ્પર્શ કર્યો, ત્યારે તે ગીધપણુ ત્યજી દઈને દિવ્ય ગધ અને અનુલેપન કરેલો પૃથ્વીપતિ નરેન્દ્ર થયો અને દિવ્યસ્વરૂપી પુરુષ થઈને રામચદ્રને કહેવા લાગ્યો 'હે રાઘવ! હે પ્રભો! હે ધર્મજ્ઞ! તમે સારુ કર્યુ છે આજે તમારી કૃપા વડે હુ ઘોર નરકમાથી છૂટ્યો, આજે તમે મને શાપમુક્ત કર્યો છે ' ૬૩,૬૪

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આર્ષ શ્રીરામાયણના ઉત્તરકાડમા પ્રક્ષિપ્ત ૧૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૦ મો

### યમુનાતટવાસી ઋષિઓનુ આગમન

तयो सवदतोरेव रामलक्ष्मणयोस्तदा ।
वासन्तिकी निशा प्राप्ता न शीता न च घर्मदा ॥१॥

એ પ્રમાણે રાજા રામચદ્ર અને લક્ષ્મણ પ્રસગોપાત્ત ધર્મસવાદ કરતા હતા એક વખત સુદર વસતઋતુના દિવસો ચાલતા હતા, ત્યારે રાત્રિ વીત્યા પછી વિમલ પ્રભાત થતા બધી ધાર્મિક ક્રિયાઓ કરી પ્રજાજનના કાર્યને જાણનાર રામચદ્ર રાજસભામા ગયા ત્યા સુમત્રે આવી રાજા રામને કહ્યુ હે રાજન્! આપની પાસે આવવા ઇચ્છતા તપસ્વીઓ રાજદ્વાર ઉપર ઊભા છે હે મહારાજ! હે નરવ્યાઘ્ર! યમુનાતીર ઉપર વસનારા મહર્ષિઓ ભૃગુકુળમા ઉત્પન્ન થયેલા ચ્યવન ઋષિને આગળ કરી તમારા દર્શન કરવા માટે પ્રીતિવાળા હોવાથી ઉતાવળા થાય છે ' ત્યારે ધર્મજ્ઞ રામચદ્રે કહ્યુ 'મહાભાગ ભાર્ગવ, ચ્યવનાદિ સર્વ ઋષિઓને પ્રવેશ કરાવો ' રાજા રામની આજ્ઞા થતા પોતાના તેજથી પ્રકાશતા એ મહાત્મા તપસ્વીઓને દ્વારપાલે રાજસભામા પ્રવેશ કરાવ્યો ૨-૭

એ સમયે તે સર્વ દ્વિજો સર્વ તીર્થોના જળથી ભરેલા કળશો તથા અનેક પ્રકારના ફળમૂળો રામચદ્રના સત્કાર માટે લઈ આવ્યા હતા, તે સઘળુ એ મહાત્મા મુનિઓએ રાજા

રામચંદ્રને પ્રીતિપુરસર ભેટ કર્યું.[૮-૯] પછી મહાબાહુ રામચંદ્રે સર્વ મુનિઓને કહ્યુ : 'આ આસનો ઉપર આપ સૌ વિરાજો. રામચંદ્રનુ વચન સાભળી સર્વ મહર્ષિઓ સુવર્ણમય સુદર આસના ઉપર બેઠા. શત્રુના નગરો ઉપર જય મેળવનાર રામે ઋષિઓને આસન આપ્યા પછી હાથ જોડી નમન કરતા કહ્યુ 'તમારા આગમનનુ કારણ શું છે ? હુ તમારુ કયુ કામ કરુ ? આજ્ઞા આપો હુ આપ સૌનો જે કાઈ ઇચ્છા હોય તે પૂર્ણ કરવા તત્પર છુ.[૧૦-૧૩] આ મારુ આખું રાજ્ય, જીવન અને હૃદયમા રહેલો પ્રાણ એ સર્વ તમારા જેવા બ્રાહ્મણો માટે જ છે, એ હુ સત્ય કહુ છું.'

મહાત્મા રાઘવના વચનો સાભળી યમુનાતીરે વસનારા ઉગ્ર તપસ્વી ઋષિઓએ 'ધન્ય છે, ધન્ય છે' એવો મહાન શબ્દ કર્યો[૧૪,૧૫] અતિશય હર્ષમા આવી ગયેલા એ મહાત્માઓએ કહ્યુ 'હે નરશ્રેષ્ઠ! આ પૃથ્વી ઉપર તમારા સિવાય બીજો કોઈ એ પ્રમાણે કહી શકતો નથી આ વચન કહેવાને તમે જ યોગ્ય છો[૧૬] હે રાજન્ ! અમે અનેક મહાબળવાન રાજાઓની પાસે અમારુ કાર્ય કહી સભળાવ્યુ, પણ કાર્યનુ ગૌરવ જાણીને કોઈએ પણ તે પૂર્ણ કરવાની પ્રતિજ્ઞા ન કરી, પણ તમે તો કાર્યનુ કારણ જાણ્યા સિવાય બ્રાહ્મણના ગૌરવના હેતુ માટે આ પ્રતિજ્ઞા કરી, તેથી તમે અમારુ કાર્ય કરશો એમા જરાય સશય નથી ખરેખર, તમે ઋષિઓને મહાભયમાથી બચાવવા સમર્થ છો.[૧૭,૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૬૦ મો સર્ગ સમાપ્ત

## લવણાસુરનું આખ્યાન

# સર્ગ ૬૧ મો

### લવણાસુરનો ઉત્પાત

ब्रुवद्भिरेवमृषिभि: काकुत्स्थो वाक्यमब्रवीत ।
किं कार्यं ब्रूत मुनयो भयं तावदपैतु व. ॥ १ ॥

આ પ્રમાણે બોલતા ઋષિઓને કાકુત્સ્થ રામચંદ્રે કહ્યુ 'મુનિઓ! હુ તમારુ કયુ કાર્ય કરું ? તમારો સર્વ ભય દૂર થાઓ.' ત્યારે ભાર્ગવ ચ્યવને ઉત્તર આપ્યો 'હે નરેશ્વર! અમારા દેશના ભયનુ જે મૂળ છે તે તમે સાભળો.[૧,૨] હે રાજન્! પૂર્વે કૃતયુગમા લોલાનો મોટો પુત્ર મહાબુદ્ધિશાળી મધુ નામે મહાદૈત્ય પેદા થયો હતો. તે બ્રાહ્મણોને માન આપનારો, શરણાગતને પાળનારો, બુદ્ધિવાળો, પરમ ઉદાર અને દેવોની સાથે પણ અતિશય પ્રીતિ રાખનારો હતો. તે મધુ દૈત્ય પરાક્રમી અને ધાર્મિક હતો, તેથી તેણે રુદ્રદેવની પ્રીતિ મેળવવા ઉપરાત તેમની પાસેથી અદ્ભુત વરદાન પણ મેળવ્યુ હતું રુદ્રદેવે મહાવીર્યયુક્ત પોતાના શૂલમાથી એક બીજુ મહાતેજસ્વી શૂલ ઉત્પન્ન કરી તેને આપ્યુ અને કહ્યુ 'તે મારી કૃપા ઉત્પન્ન થાય તેવો શુભ અને અતુલ ધર્મ આચર્યો છે, માટે પરમ પ્રીતિવાળો હુ તને આ ઉત્તમ આયુધ આપુ છુ. હે મહાઅસુર! તુ જ્યા સુધી દેવ અને બ્રાહ્મણો સાથે વેર નહિ કરે, ત્યા સુધી આ શૂલ તારી પાસે રહેશે અને તેથી વિરુદ્ધ વર્તીશ, તો તે નાશ પામશે[૩-૮] જે તારી સાથે યુદ્ધ કરવા આવે, તેના ઉપર આ શૂલનો ઉપયોગ કરીશ, તો તે શત્રુનો નાશ કરી પાછુ તારા હાથમા આવશે'' આવુ વરદાન મેળવ્યા પછી એ મહાઅસુરે ફરીથી મહાદેવજીને વિનતિ કરી 'હે દેવ! તમે દેવોના ઈશ્વર છો, તો મને વરદાન આપો કે, આ શૂલ નિરતર મારા વશમાં પાસે રહે[૧૦,૧૧] ત્યારે પ્રાણીમાત્રના અધિપતિ શિવજીએ મધુ રાક્ષસને કહ્યુ 'એ પ્રમાણે તો નહિ બને, પણ મારી

કૃપાથી ઉત્પન્ન થયેલી તારી શુભ વાણી અફળ નહિ જાય. તારા એક પુત્રની પાસે એ શૂલ રહેશે અને જ્યાં સુધી તે તારા પુત્રના હાથમાં હશે, ત્યાં સુધી તે સર્વ પ્રાણીઓથી અવધ્ય થશે.[૧૨-૧૪]

આ રીતે મહાદેવજી પાસેથી મહાન અદ્ભુત વરદાન મેળવ્યા પછી અસુરશ્રેષ્ઠ મધુએ અતિશય તેજસ્વી એક ભવન બનાવ્યું.[૧૫] તેની પ્રિય પત્ની મહાભાગ્યશાળી કુંભીનસી હતી કે જે વિશ્વાવસુના વીર્યથી મહાતેજસ્વી અનલાને ઉદરે ઉત્પન્ન થઈ હતી. તેનો મહાપરાક્રમી અને દારુણ લવણ નામનો પુત્ર થયો છે. તે દુષ્ટાત્મા બાલ્યાવસ્થાથી માંડીને પાપાચરણ કરે છે. પોતાના પુત્રને અવિનયી થયેલો જોઈ મધુ દૈત્ય શોકાતુર થયો. છતાં તેણે તેને કોઈ પણ રીતે પાપકર્મથી વાર્યો નહિ. શોક કરતો મધુ દૈત્ય આ લોક છોડી વરુણભવનમાં ચાલ્યો ગયો પણ જતાં જતા તેણે મહાદેવના વરદાનવાળું શૂલ પોતાના પુત્રને આપ્યું અને તેનો પ્રભાવ કહી સંભળાવ્યો.[૧૬-૧૯]

એ લવણાસુર પોતાની દુષ્ટતા અને પ્રભાવથી ત્રણે લોકને અને તેમાં ખાસ કરીને તપસ્વી-ઓને સંતાપે છે.[૨૦] જેવો લવણાસુરનો પ્રભાવ છે. તેવો જ તેના શૂલનો પણ પ્રભાવ છે. હે કાકુત્સ્થ! હવે તમને યોગ્ય લાગે તેમ કરો; કારણ કે તમે જ અમારા પરમ ગતિરૂપ છો. હે રામ! પૂર્વે આ ભયથી ત્રાસ પામેલા ઋષિઓએ અનેક રાજાઓની પાસે અભય યાચ્યુ હતું, પરંતુ હે વીર! અમને બચાવનાર કોઈ મળ્યો ન હતો, પરંતુ જ્યારે સૈન્ય અને વાહનો સહિત રાવણને તમે હણ્યો એ વાત અમે સાંભળી ત્યારથી અમે તમને અમારા રક્ષક જાણીએ છીએ. હે તાત! તમારા વિના અમારો રક્ષક પૃથ્વી ઉપર બીજો કોઈ નથી, તેથી લવણાસુરના ભયથી પીડા પામતા અમને આપ બચાવો એમ ઇચ્છીએ છીએ. એ પ્રમાણે હે રામ! ભય ઉત્પન્ન કરનાર જે કારણ ઉત્પન્ન થયું છે, તે તમને અમે જણાવ્યુ છે, હવે તો તેનું નિવારણ કરવાને તમે જ સમર્થ છો. હે સંપૂર્ણ વિક્રમશાળી! તમે અમારી ઇચ્છા પૂર્ણ કરો.[૨૧-૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૬૧ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૬૨ મો

## ઋષિઓનું આશ્વાસન

तथोक्ते तानृषीन्रामः प्रत्युवाच कृताञ्जलिः ।
किमाहार किमाचारो लवणः क्व च वर्तते ॥ १ ॥

ઋષિઓનાં વચન સાંભળી રાજા રામે હાથ જોડી પૂછયું: 'લવણાસુરનો આહાર શું છે? તેનું આચરણ કેવું છે? અને તે ક્યાં રહે છે?' ત્યારે ઋષિઓએ જે પ્રમાણે લવણાસુરની વૃદ્ધિ થઈ હતી તે કહેવા માંડ્યું.[૧-૨] તેઓ બોલ્યા: 'તે સર્વ પ્રાણીમાત્રનો અને તેમાં પણ મુખ્યત્વે કરીને તપસ્વીઓનો આહાર કરે છે. ક્રૂરતા એનો નિત્યનો આચાર છે અને મધુવનમાં એનો વાસ છે.[૩] હજારો સિંહ, વાઘ, મૃગો, પક્ષીઓ તેમજ ઘણાંક મનુષ્યોને હણીને તે પોતાનો નિત્યનો આહાર કરે છે.[૪] વચમાં વચમાં બીજા અનેક જીવોને તે મહાબળવાન રાક્ષસ સ્વાહા કરી જાય છે. સંહાર વખતે તે રાક્ષસ મોઢું પહોળું કરેલા કાળ જેવો જણાય છે.'[૫]

આ સાંભળી રાઘવે મહામુનિઓને કહ્યું: 'તે રાક્ષસને હું અવશ્ય હણીશ. તમે ભય પામો નહિ.'[૬] આ પ્રમાણે તેજસ્વી મુનિઓ સમક્ષ પ્રતિજ્ઞા કરીને રામચંદ્રે પોતાના સર્વ ભાઈઓને કહ્યું: 'બંધુઓ! વીર લવણાસુરને હણનારો કોણ થશે? તેની સમૃદ્ધિ કોની થશે? મહાબાહુ ભરતની કે બુદ્ધિમાન શત્રુઘ્નની?'[૭-૮]

ત્યારે ભરતે કહ્યું: 'હું એને હણીશ અને એની સમૃદ્ધિ મને મળશે. એટલામાં સુવર્ણના આસન ઉપરથી ઊઠી લક્ષ્મણના નાના ભાઈ, ધૈર્ય અને શૌર્યયુક્ત શત્રુઘ્ન બોલ્યા: 'હે રઘુનંદન! મહાબાહુ ભરતજી તો કાર્ય કરી ચૂકેલા છે;[૯-૧૧] કારણ,કે પૂર્વે તમે જ્યારે વનમાં ગયા હતા, ત્યારે તેમણે હૃદયમા સંતાપ ધારણ કરી

મારા આવતા સુધી અયોધ્યાનું પરિપાલન કર્યું હતું ૧૨ હે પાર્થિવ! તે મહાયશસ્વી બહુ બહુ દુઃખો અનુભવી નંદીગ્રામમાં દુઃખદાનક દર્ભશય્યા ઉપર સૂતા હતા ૧૩ આ ભરતે ફળમૂળનો આહાર કર્યો હતો જટા ધારણ કરી હતી અને વલ્કલ પહેર્યાં હતાં એવા એવા અનેક દુઃખો તેમણે ભોગવ્યા છે,૧૪ માટે હે રાજન્! મારા હાજર હોવા છતાં એમને મોકલવા એ તો ફરીથી એમને કલેશ આપવા જેવું છે.'૧૫

શત્રુઘ્નના વચન સાંભળી રામચંદ્ર ઉત્તર આપ્યો 'હે શત્રુઘ્ન! ભલે તમારી મરજી છે તો ઠીક છે, તમે જ મારી આજ્ઞાનું પાલન કરો મધુ દૈત્યના સુંદર નગરમાં હું તમારો અભિષેક કરીશ ૧૬ હે ભાઈ! જો તમે ભરતને અહીં રહેવા દેવા ઇચ્છતા હો તો સુખેથી રહેવા દો, કારણ કે તમે પણ શૂરવીર છો નવા નગરો વસાવવા સમર્થ છો ૧૭ યમુના નદીના કિનારે આવેલા નગરમાં ભલા દેશજનોને પાળજો, કારણ કે એક રાજવંશનું નિકંદન કર્યા પછી જે મહારાજા તેની જગાએ બીજો રાજા નીમતો નથી, તે નરકમાં જાય છે, માટે તમે પાપનિશ્ચય મધુ રાક્ષસના પુત્ર લવણાસુરને હણી મારા વચન પ્રમાણે ત્યાંનું રાજ્ય ધર્મબુદ્ધિથી ચલાવજો હે શૂરા! હું કહું છું તે વિષે તમારે સામું કંઈ કહેવાનું જ નથી, કેમ કે ગુરુજનોની આજ્ઞા બાળકોએ માનવી જોઈએ હે કાકુત્સ્થ! વસિષ્ઠાદિ ઋષિઓ વિધિ અને મંત્રપુરઃસર તમારો અભિષેક કરે, તેનો મારી આજ્ઞાથી તમે સ્વીકાર કરો.'૧૮-૨૧

પ્રાત શ્રી ૬૨મો સર્ગ મુનિમ રીત આર્ષ શ્રીરામાયણના ઉત્તરકાંડના ૬૨મો સર્ગ સમાપ્ત

## શ્રીરામચંદ્રનું રાજ્ય (ચાલુ)

## સર્ગ ૬૩ મો

### લવણાસુરને હણવાની પેરવી

एवमुक्तस्तु रामेण परां व्रीडामुपागमत्।
शत्रुघ्नो वीर्यसंपन्नो मन्दं मन्दमुवाच ह ॥१॥

રામચંદ્રના આવા વચનો સાંભળી અતિશય લજ્જા પામેલા પરાક્રમી શત્રુઘ્ન ધીમે ધીમે બોલવા લાગ્યા ૧ 'હે કાકુત્સ્થ! હે નરેશ્વર! જ્યેષ્ઠબંધુ હયાત છતાં નાના ભાઈનો રાજ્યાભિષેક કરવો એ તો હું અધર્મરૂપ માનું છું. હે પુરુષશ્રેષ્ઠ! તમારી આજ્ઞા અવશ્ય પાળવી જોઈએ, તેમ જ હે મહાભાગ! તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ પણ મુશ્કેલ છે ૨,૩ આ ધર્મ મેં તમારી પાસે તેમ જ ધર્મશાસ્ત્રોમાંથી સાંભળેલો છે ભરત પ્રતિજ્ઞા કરતા હતા, ત્યારે મારે કાંઈ પણ બોલવું જોઈતું ન હતું,૪ છતાં 'લવણાસુરને યુદ્ધમાં હું હણીશ' એવું ભયંકર દુષ્ટ વચન હું બોલ્યો, એ દુષ્ટ વાણીને લીધે જ હે પુરુષશ્રેષ્ઠ! મોટાભાઈ હાજર હોવા છતાં રાજગાદી પર અભિષિક્ત થવા મારી આ દુર્ગતિ થઈ રહી છે ૫ જ્યારે જ્યેષ્ઠબંધુ બોલતા હોય, ત્યારે કનિષ્ઠે વચ્ચે કાંઈ પણ બોલવું જોઈએ નહિ, કેમ કે એમ કરવું એ અધર્મયુક્ત છે તેમ જ નરકપ્રાપ્તિનું કારણ છે ૬ માટે હે કાકુત્સ્થ! હવે હું બીજું કાંઈ બોલવા માગતો નથી ભરતના પ્રશ્નનો ઉત્તર આપવાથી આ રાજ્યાભિષેકરૂપી દંડ મળ્યો, તો પછી આપની આજ્ઞાનો ઉત્તર આપવાથી હે માનદ! મારા ઉપર બીજો કોઈ રાજદંડ આવી ન પડે એ વિનતિ છે ૭ હે પુરુષશ્રેષ્ઠ! રાજન્! હું તો આપની ઇચ્છાનુસાર વર્તનાર છું, માટે હે રઘુનંદન! રાજ્યાભિષેકની પ્રાપ્તિ થવારૂપ અધર્મ આપ દૂર કરો.'૮

શૂરવીર મહાત્મા શત્રુઘ્નના આવા વિનયયુક્ત વચનો સાંભળી પ્રસન્ન થયેલા રામચંદ્ર ભરત તથા લક્ષ્મણને કહ્યું ૯ 'રાજ્યાભિષેકની સર્વ

સામગ્રી તમે તરત લાવો આજે જ હું પુરુષવ્યાઘ્ર શત્રુઘ્નનો રાજ્યાભિષેક કરવા ઇચ્છું છું ૧૦ હે ભાઈ ! તમે મારી આજ્ઞાથી પુરોહિત વસિષ્ઠને, વેદશાસ્ત્રોને જાણનાર ઋત્વિજોને અને સર્વ મંત્રીઓને બોલાવી લાવો ૧૧ રાજા રામની આજ્ઞા થતા સર્વ મહારથીઓએ તે પ્રમાણે કર્યું અને પુરોહિતને આગળ રાખી રાજ્યાભિષેકની સર્વ તયારીઓ કરવા માંડી ૧૨ પછી રાજા રામના રાજભવનમા બ્રાહ્મણો એકઠા થયા અને મહાત્મા શત્રુઘ્નનો રાજ્યાભિષેક થયો ૧૩ શ્રીમાન રામચંદ્રને તેમ જ પૌરજનોને હર્ષ ઉત્પન્ન કરનાર શત્રુઘ્ન રાજ્યાભિષેક થયા પછી સૂર્ય સમાન શોભવા લાગ્યા ૧૪ પૂર્વે દેવો સહિત ઇન્દ્રે કાર્તિકેયનો રાજ્યાભિષેક કર્યો હતો, તેમ સફળ કર્મ કરનાર રામચંદ્રે શત્રુઘ્નનો રાજ્યાભિષેક કર્યો ૧૫ એ સમયે પૌરજનો અને બહુશ્રુત બ્રાહ્મણો આનંદ પામ્યા કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી અને રાજભવનની બીજી રાજસ્ત્રીઓ સાથે મળીને મંગળ ગીત ગાવા લાગી અને યમુનાતીરે વસનારા મહાત્મા ઋષિઓએ શત્રુઘ્નના રાજ્યાભિષેકથી લવણાસુર મરાયો જ છે એમ માન્યું પછી રાજ્યાભિષેક કરેલા શત્રુઘ્નને રામચંદ્રે ખોળામા બેસાડી તેના બળ અને વીર્યની અભિવૃદ્ધિ કરનારી મીઠી વાણીથી કહ્યું

હે રઘુનંદન ! આ મગધ ... નગર તું લઈ એ ... અને ... ઉપર જઈ ... આપે તેવું ... હે સૌમ્ય ! તું ... એનાથી લવણાસુરને હણજે હે કાકુત્સ્થ ! પ્રલયકાળમા અજિત સ્વયંભૂ વિષ્ણુએ ક્ષીરસાગરમા શયન કર્યું હતું, ત્યારે આ દિવ્ય બાણ નિર્માણ કર્યું હતું અને તેને સુર કે અસુર કોઈ જોઈ શકે ન હતું આ દિવ્ય બાણ ... ને ... હોવાથી ઉત્તમમા ઉત્તમ ... હે વીર ! દુરાત્મા મધુ કૈટભ અને બીજા સર્વ રાક્ષસોનો નાશ કરવા માટે ક્રોધાવિષ્ટ થયેલા વિષ્ણુએ એને સરજ્યું હતું અને ત્રણે લોકને સર્જવાની ઇચ્છાવાળા એ દેવે એ બન્નેને યુદ્ધમા હણ્યા હતા એ મધુ તથા કૈટભ એ બન્નેને હણી સ્વયંભૂ વિષ્ણુએ આ ત્રણે લોક મનુષ્યના ભોગસ્થાન માટે નિર્માણ કર્યા એ બધુ આ બાણથી જ કર્યું હતું હે શત્રુઘ્ન ! પૂર્વે રાવણનો વધ કરવાની ઇચ્છાવાળા મે આ બાણ છોડયું નહોતું, કારણ કે આથી પ્રાણીઓનો મહાન સંહાર થાય તેમ છે, અર્થાત્ લવણાસુર રાવણ કરતા પણ બળિયો હોવાથી એની ખાતર જ આ બાણ રાખી મૂક્યું હતું મહાત્મા ત્ર્યંબકે શત્રુના વિનાશ માટે આપેલું મધુ રાક્ષસનું ઉત્તમ અને મહાન શૂલ લવણાસુરે પોતાના ઘરમા સાચવી રાખ્યું છે અને વારવાર તેની પૂજા કરે છે ૧૬–૨૬ જ્યારે કોઈ યુદ્ધ ઇચ્છનારો યુદ્ધ માટે તેને બોલાવે છે ત્યારે તે શૂલને લઈને તેનાથી એને તે ભસ્મ કરી દે છે, ૨૭ માટે હે પુરુષસિંહ ! જ્યારે લવણાસુર તે શૂલ લીધા વગર બહાર ગયો હોય, ત્યારે તું આયુધ ધારણ કરીને તેની સામે લડવા નગરના દરવાજામા જઈ ઊભો રહેજે ૨૮ હે નરશ્રેષ્ઠ ! હે મહાભુજ ! તે પોતાના ભવનમા પેઠો ન હોય, ત્યારે તેને યુદ્ધ માટે બોલાવજે, તેથી તું તેને હણી શકીશ ૨૯ બીજી કાંઈ રીતે વર્તીશ તો તે અવધ્ય થઈ જશે, અને જો તું એ પ્રમાણે કરીશ તો જરૂર એનો નાશ થશે ૩૦ શૂલનું નિવારણ કરવાનો આ ખરો ઉપાય છે, તે સિવાય બીજા વડે ... શૂલનું ઉલ્લંઘન થઈ શકે તેમ નથી ૩૧

ઇતિ શ્રીમદ્ વાલ્મીકિ મુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૬૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૪ મો

### શત્રુઘ્નનું યુદ્ધે ચઢવું

एवमुक्त्वा च काकुत्स्थं प्रशस्य च पुनः पुनः ।
पुनरेवापरं वाक्यमुवाच रघुनन्दनः ॥ १ ॥

આ પ્રમાણે શિખામણ આપીને તેમ જ વારવાર પ્રશંસા કરીને રાજા રામચંદ્ર શત્રુઘ્નને વળી પણ કહ્યું ' હે પુરુષશ્રેષ્ઠ ! આ ચાર હજાર અશ્વો, બે હજાર રથો અને એકસો ઉત્તમ હાથીઓ વિવિધ જાતના ક્રય-વિક્રય

ના પદાર્થો સહિત વેપારીઓ અને નટ તેમજ નર્તકોને તમે સાથે લેતા જાઓ.[૨-૩] હે નરશ્રેષ્ઠ શત્રુઘ્ન! સેનાના ખર્ચ માટે એક લાખ સુવર્ણ-મુદ્રા અને યુદ્ધ માટે જોઈએ તેટલા વાહનો તમારી સાથે લો.[૪] હે વીર! હે નરોત્તમ! બળવાન સેનાને સારી રીતે સભાપણ કરીને તેમજ સારી રીતે સંતોષ પમાડી તમે રાજી રાખશો તો તે ઉદ્ધત થશે નહિ[૫] હે શત્રુઘ્ન! એ યુદ્ધભૂમિમા અતિશય પ્રસન્ન થયેલા સૈનિકો જ ઊભા રહેવા શક્તિમાન છે, ત્યા સ્વાર્થીઓ, સ્ત્રીઓ કે બાધવો ઊભા રહી શકતા નથી.[૬] હર્ષ પામેલી મોટી સેનાને પ્રથમ છાવણીમા રાખીને તમે પોતે હાથમા ધનુષ લઈને મધુવનમા જજો[૭] મધુરાક્ષસનો પુત્ર લવણાસુર, તમે યુદ્ધ કરવાની ઇચ્છાથી આવો છો, એમ ન જાણે તથા તેને તેવી શંકા ન ઊપજે તેવી રીતે તમારે ત્યા જવુ[૮] હે નરશ્રેષ્ઠ! બીજા કોઈના હાથે એનુ મૃત્યુ નથી શૂલ ધારણ કરેલા લવણાસુરની દૃષ્ટિમા જે કોઇ આવે છે, તે તેનો વધ્ય થઈ પડે છે.[૯] હે સૌમ્ય! ગ્રીષ્મ ઋતુ પૂરી થાય અને વર્ષાઋતુ બેસે, ત્યારે તમે લવણાસુરને હણજો, કારણ કે એ સમય જ એ દુર્મતિને હણવા માટે યોગ્ય છે[૧૦] મધુવનના ઋષિઓને આગળ કરીને તમારા સેનાનાયકોએ હવે તુરત જ પ્રયાણ કરવુ, જેથી ગ્રીષ્મઋતુ પૂરી થતા પહેલા ગંગાપાર પહોચી શકાય[૧૧] હે લઘુવિક્રમ! એ નદીના સામે તીરે સર્વ સૈન્યનો પડાવ નાખીને પછી તમારે એકલાએ ધનુષ્યબાણ હાથમા લઈને આગળ જવુ'[૧૨]

આ પ્રમાણે રામચદ્રે મહાબળવાન શત્રુઘ્નને શિખામણ આપી અને પછી મુખ્ય સેનાધિપતિઓને બોલાવી કહ્યુ 'જ્યા જ્યા રાતવાસો કરવાનો છે, તે તે સ્થળ નક્કી થયેલુ છે, તેથી ત્યા કોઈ પણ જાતનો વિરોધ કર્યા સિવાય રહેજો'[૧૩,૧૪] પછી તે મહાસેનાને રસ્તે પડવાની આજ્ઞા આપી એટલે નિયમયુક્ત આત્માવાળા શત્રુઘ્ને કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયીને વંદન કર્યું અને રામચંદ્રની પ્રદક્ષિણા કરી માથું નમાવી તેમને પ્રણામ કર્યા. પછી લક્ષ્મણ અને ભરતને હાથ જોડીને પ્રણામ કર્યા, તેમ જ પુરોહિત વસિષ્ઠને પણ પ્રણામ કર્યા ત્યારબાદ શત્રુને તપાવનાર મહાબળવાન શત્રુઘ્ને રામચંદ્રજીની આજ્ઞા મેળવીને તેમ જ તેમની પ્રદક્ષિણા કરીને પ્રયાણ કર્યું. ઉત્તમ હાથી અને શ્રેષ્ઠ અશ્વોના સમૂહથી ખળભળી ઊઠેલી સેનાને આગળથી વિદાય કરી રાજા રામચંદ્રની ઉપાસના કરતા રઘુવંશવર્ધન શત્રુઘ્ને રામચંદ્રની પાસેથી પ્રયાણ કર્યું.[૧૫-૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૬૪ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૫ મો

### કલ્માષપાદ રાજાનું આખ્યાન

प्रस्थाप्य च बलं सर्वं मासमात्रोषितः पथि।
एक एवाशु शत्रुघ्नो जगाम त्वरितं तदा ॥ १ ॥

સેનાને વિદાય કર્યા પછી શત્રુઘ્ન એક માસ સુધી અયોધ્યામા રહ્યા હતા. તે પછી તેઓ ઉતાવળે મધુવનમા જવાને વિદાય થયા. માર્ગમા બે રાત્રિઓ ગાળ્યા પછી ત્રીજે દિવસે શૂરવીર શત્રુઘ્ન પવિત્ર અને ઉત્તમ રહેઠાણવાળા વાલ્મીકિ ઋષિના આશ્રમે આવી પહોચ્યા. ત્યા મુનિશ્રેષ્ઠ મહાત્મા વાલ્મીકિને પ્રણામ કરી હાથ જોડી તે બોલ્યા:[૧-૩] 'હે ભગવાન! રાજા રામચદ્રના કાર્ય માટે નીકળેલો હુ આજની રાત અહીં રહેવા ઇચ્છુ છુ. પ્રભાત થતા હુ પશ્ચિમ દિશામા પ્રયાણ કરીશ'[૪]

ત્યારે તે મહાયશસ્વી મહાત્માને મુનિશ્રેષ્ઠ વાલ્મીકિએ હસીને કહ્યુ 'તું ભલે આવ્યો.[૫] હે સૌમ્ય! આ મારો આશ્રમ રાઘવકુળના રાજાઓ માટે જ છે મારા તરફથી આસન, પાદ્ય અને અર્ઘ્ય આપવામા આવે, તેને તું કોઈ પણ જાતનો સંકોચ રાખ્યા વિના સ્વીકાર' પછી વાલ્મીકિ ઋષિને સત્કાર સ્વીકારીને ફળ-પુષ્પાદિ જે મળ્યુ તેનુ ભોજન

કરી શત્રુઘ્ન પરમ તૃપ્તિ પામ્યા ભોજનક્રિયા સમાપ્ત થયા પછી તેમણે વાલ્મીકિ ઋષિને પૂછ્યુ 'આ આશ્રમની પાસે પૂર્વ દિશા તરફ જે યજ્ઞભૂમિ જણાય છે તે કોની છે?'૬-૮

ત્યારે વાલ્મીકિ મુનિ બોલ્યા 'હે શત્રુઘ્ન! આ યજ્ઞભૂમિ પૂર્વે જેની હતી તેનુ હુ તને આખ્યાન કહુ છુ તે તું સાભળ૯ તમારા પૂર્વજોમા સૌદાસ નામનો એક રાજા હતો તે રાજાને વીર્યસહ નામનો અતિશય ધાર્મિક અને પરાક્રમી પુત્ર હતો તે સૌદાસ રાજા એક વખત બાલ્યાવસ્થામા જ આ પ્રદેશમા મૃગયા કરવા આવ્યો હતો ત્યા તેણે બે રાક્ષસોને ચારે તરફ ફરતા જોયા૧૦,૧૧ તે રાક્ષસો સિંહ જેવા ભયકર હોવાથી અનેક મૃગોનો આહાર કરતા છતા પણ ધરાતા ન હતા૧૨ તે બન્ને રાક્ષસોએ આખા વનને મૃગરહિત કરી દીધેલુ જોઈ મહાક્રોધાવિષ્ટ થયેલા સૌદાસ રાજાએ તીવ્ર બાણથી તેમાના એકને હણી નાખ્યો૧૩ પુરુષશ્રેષ્ઠ સૌદાસ એ બેમાના એકને હણીને સતાપ અને ક્રોધરહિત થયો પછી તેણે તેના સહાયક બીજા રાક્ષસ તરફ જોયુ, ત્યારે એ બીજો રાક્ષસ ઘોર સતાપ કરતો બોલ્યો મારા સહાયકને તે વિના અપરાધ હણ્યો છે, તેથી હે પાપિષ્ઠ! હુ તને તેનો બદલો બરાબર આપીશ'

એમ કહીને તે રાક્ષસ ત્યા અતર્ધાન થઈ ગયો પછી કેટલાક કાળે સૌદાસ ગુજરી ગયો અને તેનો પુત્ર વીર્યસહ મિત્રસહ એવુ નામ ધારણ કરી રાજા થયો૧૪-૧૭ એ રાજા આ આશ્રમની સમીપમા અશ્વમેધ નામનો મહા યજ્ઞ કરતો હતો તે યજ્ઞનુ રક્ષણ વસિષ્ઠ ઋષિ કરતા હતા૧૮ તે મહાયજ્ઞ ઘણા વર્ષ સુધી ચાલ્યો હતો તે યજ્ઞ પુષ્કળ ધનધાન્યથી સમૃદ્ધ હતો, તેથી તે દેવયજ્ઞ જેવો હતો યજ્ઞ પૂરો થવા આવ્યો ત્યારે પૂર્વનુ વેર યાદ લાવીને તથા વસિષ્ઠનુ રૂપ ધારણ કરીને પેલો રાક્ષસ સૌદાસના પુત્ર મિત્રસહ રાજાને કહેવા લાગ્યો૧૯,૨૦ 'આજે આ યજ્ઞની પૂર્ણાહુતિ થવાની છે, માટે આજે મને માસયુક્ત ભોજન આપો, તેમા જરા પણ વિચાર કરવાની જરૂર નથી વસિષ્ઠનુ રૂપ ધારણ કરનાર રાક્ષસે આવી માગણી કરી, ત્યારે રાજાએ પાકશાસ્ત્રમા કુશળ રસોઇયાઓને કહ્યુ 'જેમ ગુરુ વસિષ્ઠ સતોષ પામે, તેમ આજનુ હવિષ્ય ભોજન પવિત્ર માસયુક્ત અને સ્વાદિષ્ટ બનાવો'૨૧-૨૩ રાજેન્દ્રની આજ્ઞા થવા છતા રસોઇયા સંભ્રમમા પડ્યા, ત્યારે પેલો રાક્ષસ વળી પાછુ રૂપ બદલીને રાજાના રસોડામા પેસી ગયો૨૪ ત્યા તેણે મનુષ્યમાસયુક્ત ભોજન તયાર કર્યુ પછી રાજાની પાસે જઈ તેણે નિવેદન કર્યુ 'આ સ્વાદિષ્ટ માસયુક્ત હવિષ્યાન્ન ભોજન લાવ્યો છુ' હે નરશ્રેષ્ઠ! રસોઇયાનુ રૂપ ધરનારા રાક્ષસે આણેલુ તે ભોજન રાજરાણી મદયતી વસિષ્ઠ ઋષિ સમીપ લઈ ગઈ૨૫,૨૬ એ ભોજન જ્યારે પીરસવામા આવ્યુ, ત્યારે વસિષ્ઠ ઋષિ ભોજનમા મનુષ્યમાસ આવેલુ છે એમ જાણી મહાક્રોધ પામ્યા૨૭ તેઓ બોલ્યા 'હે રાજન્! જેવી રીતે તુ મને આ ભોજન આપવા ઇચ્છે છે, તેજ રીતે તે તારુ ભોજન થશે એમા જરા પણ સશય નથી, અર્થાત તુ રાક્ષસ થઈશ'૨૮ આ સાભળી ક્રોધ પામેલો સૌદાસનો પુત્ર પણ હાથમા જળ લઈને પ્રતિશાપ આપવા તૈયાર થયો એ સમયે તેની રાણીએ તેને વાર્યો અને કહ્યુ 'હે રાજન્! ભગવાન વસિષ્ઠ ઋષિ તો આપણા ગુરુ છે, એ દેવતુલ્ય પુરોહિતને પ્રતિશાપ આપવાને તમે શક્તિમાન નથી' રાણીના વચન સાભળી તેજયુક્ત, બળયુક્ત અને ક્રોધયુક્ત જળ તે ધર્માત્મા રાજાએ પોતાના પગ પર રેડી દીધુ એટલે એ રાજાના બને પગ કાળા થઈ ગયા ત્યારથી એ મહાયશસ્વી રાજા સૌદાસનો પુત્ર કલ્માષપાદ એ નામથી પ્રસિદ્ધ થયો પછી રાણી સહિત તે રાજાએ વારવાર પગે લાગીને વસિષ્ઠ ઋષિને પ્રસન્ન કરી વસિષ્ઠરૂપધારી

ના પદાર્થો સહિત વેપારીઓ અને નટ તેમ જ નર્તકોને તમે સાથે લેતા જાઓ.[૨,૩] હે નરશ્રેષ્ઠ શત્રુઘ્ન! સેનાના ખર્ચ માટે એક લાખ સુવર્ણ-મુદ્રા અને યુદ્ધ માટે જોઈએ તેટલા વાહનો તમારી સાથે લો.[૪] હે વીર! હે નરોત્તમ! બળવાન સેનાને સારી રીતે સંભાષણ કરીને તેમ જ સારી રીતે સંતોષ પમાડી તમે રાજી રાખશો તો તે ઉદ્ધત થશે નહિ.[૫] હે શત્રુઘ્ન! એ યુદ્ધભૂમિમાં અતિશય પ્રસન્ન થયેલા સૈનિકો જ ઊભા રહેવા શક્તિમાન છે, ત્યાં સ્વાર્થીઓ, સ્ત્રીઓ કે બાંધવો ઊભા રહી શકતા નથી.[૬] હર્ષ પામેલી મોટી સેનાને પ્રથમ છાવણીમાં રાખીને તમે પોતે હાથમાં ધનુષ લઈને મધુવનમાં જજો.[૭] મધુરાક્ષસનો પુત્ર લવણાસુર, તમે યુદ્ધ કરવાની ઇચ્છાથી આવો છો, એમ ન જાણે તથા તેને તેવી શંકા ન ઊપજે તેવી રીતે તમારે ત્યાં જવું.[૮] હે નરશ્રેષ્ઠ! બીજા કોઈના હાથે એનું મૃત્યુ નથી. શૂલ ધારણ કરેલા લવણાસુરની દૃષ્ટિમાં જે કોઇ આવે છે, તે તેનો વધ્ય થઈ પડે છે.[૯] હે સૌમ્ય! ગ્રીષ્મ-ઋતુ પૂરી થાય અને વર્ષાઋતુ બેસે, ત્યારે તમે લવણાસુરને હણજો, કારણ કે એ સમય જ એ દુર્મતિને હણવા માટે યોગ્ય છે.[૧૦] મધુવનના ઋષિઓને આગળ કરીને તમારા સેનાનાયકોએ હવે તુરત જ પ્રયાણ કરવું, જેથી ગ્રીષ્મઋતુ પૂરી થતાં પહેલાં ગંગાપાર પહોંચી શકાય.[૧૧] હે લઘુવિક્રમ! એ નદીના સામે તીરે સર્વ સૈન્યનો પડાવ નાખીને પછી તમારે એકલાએ ધનુષ્યબાણ હાથમાં લઈને આગળ જવું.'[૧૨]

આ પ્રમાણે રામચંદ્રે મહાબળવાન શત્રુઘ્નને શિખામણ આપી અને પછી મુખ્ય સેનાધિપતિઓને બોલાવી કહ્યું 'જ્યાં જ્યાં રાતવાસો કરવાનો છે, તે તે સ્થળ નક્કી થયેલું છે, તેથી ત્યાં કોઈ પણ જાતનો વિરોધ કર્યા સિવાય રહેજો.'[૧૩,૧૪] પછી તે મહાસેનાને રસ્તે પડવાની આજ્ઞા આપી એટલે નિયમયુક્ત આત્માવાળા શત્રુઘ્ને કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયીને વંદન કર્યું અને રામચંદ્રની પ્રદક્ષિણા કરી માથું નમાવી તેમને પ્રણામ કર્યા. પછી લક્ષ્મણ અને ભરતને હાથ જોડીને પ્રણામ કર્યા, તેમ જ પુરોહિત વસિષ્ઠને પણ પ્રણામ કર્યા. ત્યારબાદ શત્રુને તપાવનાર મહાબળવાન શત્રુઘ્ને રામચંદ્રજીની આજ્ઞા મેળવીને તેમ જ તેમની પ્રદક્ષિણા કરીને પ્રયાણ કર્યું. ઉત્તમ હાથી અને શ્રેષ્ઠ અશ્વોના સમૂહથી ખળભળી ઊઠેલી સેનાને આગળથી વિદાય કરી રાજા રામચંદ્રની ઉપાસના કરતા રઘુવંશવર્ધન શત્રુઘ્ને રામચંદ્રની પાસેથી પ્રયાણ કર્યું.[૧૫-૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૬૪ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૫ મો

### કલ્માષપાદ રાજાનું આખ્યાન

प्रस्थाप्य च बलं सर्वं मासमात्रोषितः पथि।
एक एवाशु शत्रुघ्नो जगाम त्वरितं तदा ॥१॥

સેનાને વિદાય કર્યા પછી શત્રુઘ્ન એક માસ સુધી અયોધ્યામાં રહ્યા હતા. તે પછી તેઓ ઉતાવળે મધુવનમાં જવાને વિદાય થયા. માર્ગમાં બે રાત્રિઓ ગાળ્યા પછી ત્રીજે દિવસે શૂરવીર શત્રુઘ્ન પવિત્ર અને ઉત્તમ રહેઠાણવાળા વાલ્મીકિ ઋષિના આશ્રમે આવી પહોંચ્યા. ત્યાં મુનિશ્રેષ્ઠ મહાત્મા વાલ્મીકિને પ્રણામ કરી હાથ જોડી તે બોલ્યા.[૧-૩] 'હે ભગવાન! રાજા રામચંદ્રના કાર્ય માટે નીકળેલો હું આજની રાત અહીં રહેવા ઇચ્છું છું. પ્રભાત થતાં હું પશ્ચિમ દિશામાં પ્રયાણ કરીશ.'[૪]

ત્યારે તે મહાયશસ્વી મહાત્માને મુનિશ્રેષ્ઠ વાલ્મીકિએ હસીને કહ્યું 'તું ભલે આવ્યો.[૫] હે સૌમ્ય! આ મારો આશ્રમ રાઘવકુળના રાજાઓ માટે જ છે. મારા તરફથી આસન, પાદ્ય અને અર્ઘ્ય આપવામાં આવે, તેને તું કોઈ પણ જાતનો સંકોચ રાખ્યા વિના સ્વીકાર.' પછી વાલ્મીકિ ઋષિને સત્કાર સ્વીકારીને ફળ-પુષ્પાદિ જે મળ્યું તેનું ભોજન

કરી શત્રુઘ્ન પરમ તૃપ્તિ પામ્યા ભોજનક્રિયા સમાપ્ત થયા પછી તેમણે વાલ્મીકિ ઋષિને પૂછ્યું 'આ આશ્રમની પાસે પૂર્વ દિશા તરફ જે યજ્ઞભૂમિ જણાય છે તે કોની છે?'[૬-૮]

ત્યારે વાલ્મીકિ મુનિ બોલ્યા 'હે શત્રુઘ્ન! આ યજ્ઞભૂમિ પૂર્વે જેની હતી તેનું હું તને આખ્યાન કહું છું તે તું સાંભળ[૯] તમારા પૂર્વજોમાં સૌદાસ નામનો એક રાજા હતો તે રાજાને વીર્યસહ નામનો અતિશય ધાર્મિક અને પરાક્રમી પુત્ર હતો તે સૌદાસ રાજા એક વખત બાલ્યાવસ્થામાં જ આ પ્રદેશમાં મૃગયા કરવા આવ્યો હતો ત્યાં તેણે બે રાક્ષસોને ચારે તરફ ફરતા જોયા.[૧૦-૧૧] તે રાક્ષસો સિંહ જેવા ભયંકર હોવાથી અનેક મૃગોનો આહાર કરતા છતાં પણ ધરાતા ન હતા[૧૨] તે બન્ને રાક્ષસોએ આખા વનને મૃગરહિત કરી દીધેલું જોઈ મહાક્રોધાવિષ્ટ થયેલા સૌદાસ રાજાએ તીક્ષ્ણ બાણથી તેમાંના એકને હણી નાખ્યો[૧૩] પુરુષશ્રેષ્ઠ સૌદાસ એ બેમાંના એકને હણીને સંતાપ અને ક્રોધરહિત થયો પછી તેણે તેના સહાયક બીજા રાક્ષસ તરફ જોયું, ત્યારે એ બીજો રાક્ષસ ઘોર સંતાપ કરતો બોલ્યો 'મારા સહાયકને તેં વિના અપરાધે હણ્યો છે, તેથી હે પાપિષ્ઠ! હું તને તેનો બદલો બરાબર આપીશ'

એમ કહીને તે રાક્ષસ ત્યાં અંતર્ધાન થઈ ગયો પછી કેટલાક કાળે સૌદાસ ગુજરી ગયો અને તેનો પુત્ર વીર્યસહ મિત્રસહ એવું નામ ધારણ કરી રાજા થયો.[૧૪-૧૭] એ રાજા આ આશ્રમની સમીપમાં અશ્વમેધ નામનો મહા યજ્ઞ કરતો હતો તે યજ્ઞનું રક્ષણ વસિષ્ઠ ઋષિ કરતા હતા[૧૮] તે મહાયજ્ઞ ઘણા વર્ષ સુધી ચાલ્યો હતો તે યજ્ઞ પુષ્કળ ધનધાન્યથી સમૃદ્ધ હતો, તેથી તે દેવયજ્ઞ જેવો હતો યજ્ઞ પૂરો થવા આવ્યો ત્યારે પૂર્વનું વેર યાદ લાવીને તથા વસિષ્ઠનું રૂપ ધારણ કરીને પેલો રાક્ષસ સૌદાસના પુત્ર મિત્રસહ રાજાને કહેવા લાગ્યો[૧૯,૨૦] 'આજે આ યજ્ઞની પૂર્ણાહુતિ થવાની છે, માટે આજે મને માંસયુક્ત ભોજન આપો, તેમાં જરા પણ વિચાર કરવાની જરૂર નથી વસિષ્ઠનું રૂપ ધારણ કરનાર રાક્ષસે આવી માગણી કરી, ત્યારે રાજાએ પાકશાસ્ત્રમાં કુશળ રસોઇયાઓને કહ્યું 'જેમ ગુરુ વસિષ્ઠ સંતોષ પામે, તેમ આજનું હવિષ્ય ભોજન પવિત્ર માંસયુક્ત અને સ્વાદિષ્ટ બનાવો'[૨૧-૨૩] રાજાની આજ્ઞા થવા છતાં રસોઇયા સંભ્રમમાં પડ્યા, ત્યારે પેલો રાક્ષસ વળી પાછું રૂપ બદલીને રાજાના રસોડામાં ઘૂસી ગયો[૨૪] ત્યાં તેણે મનુષ્યમાંસયુક્ત ભોજન તૈયાર કર્યું પછી રાજાની પાસે જઈ તેણે નિવેદન કર્યું 'આ સ્વાદિષ્ટ માંસયુક્ત હવિષ્યાન્ન ભોજન લાવ્યો છું' હે નરશ્રેષ્ઠ! રસોઇયાનું રૂપ ધરનારા રાક્ષસે આપેલું તે ભોજન રાજરાણી મદયંતી વસિષ્ઠ ઋષિ સમીપ લઈ ગઈ[૨૫ ૨૬] એ ભોજન જ્યારે પીરસવામાં આવ્યું, ત્યારે વસિષ્ઠ ઋષિ ભોજનમાં મનુષ્યમાંસ આવેલું છે એમ જાણી મહાક્રોધ પામ્યા[૨૭] તેઓ બોલ્યા 'હે રાજન્! જેવી રીતે તું મને આ ભોજન આપવા ઇચ્છે છે, તેજ રીતે તે તારું ભોજન થશે એમાં જરા પણ સંશય નથી અર્થાત્ તું રાક્ષસ થઈશ'[૨૮] આ સાંભળી ક્રોધ પામેલો સૌદાસનો પુત્ર પણ હાથમાં જળ લઈને પ્રતિશાપ આપવા તૈયાર થયો એ સમયે તેની રાણીએ તેને વાર્યો અને કહ્યું 'હે રાજન્! ભગવાન વસિષ્ઠ ઋષિ તો આપણા ગુરુ છે, એ દેવતુલ્ય પુરોહિતને પ્રતિશાપ આપવાને તમે શક્તિમાન નથી' રાણીના વચન સાંભળી તેજયુક્ત, બળયુક્ત અને ક્રોધયુક્ત જળ તે ધર્માત્મા રાજાએ પોતાના પગ પર રેડી દીધું, એટલે એ રાજાના બન્ને પગ કાળા થઈ ગયા ત્યારથી એ મહાયશસ્વી રાજા સૌદાસનો પુત્ર કલ્માષપાદ એ નામથી પ્રસિદ્ધ થયો પછી રાણી સહિત તે રાજાએ વારંવાર પગે લાગીને વસિષ્ઠ ઋષિને પ્રસન્ન કરી વસિષ્ઠરૂપધારી

રાક્ષસે જે કહ્યું હતું અને કર્યું હતું તે સર્વ વિદિત કર્યું.

આ વાત સાંભળીને તેમ જ રાક્ષસની છેતરપિંડી જાણી વસિષ્ઠ ઋષિએ તે નરશ્રેષ્ઠ રાજાને કહ્યું: 'મેં ક્રોધમાં ને ક્રોધમાં જે વચનો કહ્યાં છે તે મિથ્યા તો થઈ શકે તેમ નથી; પણ હું તને એક વરદાન આપું છું.૨૯-૩૫ તે એ કે આ શાપનો અંત બાર વર્ષે આવશે અને હે રાજેંદ્ર! મારી કૃપાથી રાક્ષસાવસ્થામાં વીતેલી ઘટના તને બિલકુલ સાંભળશે નહિ.' એ પ્રમાણે શત્રુનો નાશ કરનાર તે રાજાએ શાપ ભોગવી પુનઃ રાજ્ય સંપાદન કર્યું અને પ્રજાનું પ્રતિપાલન કરવા માંડ્યું. હે રાઘવ! આ આશ્રમની પરોશમાં જેને માટે તું મને પૂછે છે એ કલ્માષપાદ રાજાની પવિત્ર યજ્ઞભૂમિ છે.'

રાજેંદ્ર કલ્માષપાદની અતિશય કરુણ કથા સાંભળીને અને મહર્ષિ વાલ્મીકિને પગે લાગીને શત્રુઘ્ન પર્ણશાળામાં પેઠા.૩૬-૩૯

ઇતિ શ્રી વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૬૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૬૬ મો

### સીતાએ આપેલો પુત્રજન્મ

यामेव रात्रिं शत्रुघ्नः पर्णशालां समाविशत् ।
तामेव रात्रिं सीताऽपि प्रसूता दारकद्वयम् ॥१॥

મહર્ષિ વાલ્મીકિના આશ્રમમાં શત્રુઘ્ન રાતવાસો રહ્યા, તે જ રાત્રિએ સતી સીતાએ જોડ કુંવરોને જન્મ આપ્યો.૧ અર્ધરાત્રિનો સમય થતાં ઋષિપુત્રોએ વાલ્મીકિ ઋષિની સમીપ આવીને કહ્યું: 'હે ભગવન્! રામપત્ની સતી સીતાએ જોડ (બે) પુત્રોને જન્મ આપ્યો છે. હે મુનિવર! તે બાળકને ગ્રહપીડા અથવા ભૂતબાધા નડે નહિ તેવી તેમની રક્ષા કરો.'૨,૩

કુમારોનાં વચન સાંભળી વાલ્મીકિ મુનિ બાલચંદ્ર સરખા કાંતિમાન અને દેવપુત્ર જેવા મહા ઓજસવાળા રાજકુમારોને જોવા ગયા અને પ્રસન્ન થયા. પછી ભૂતો અને રાક્ષસોનો નાશ કરે એવી રક્ષા કરી.૪,૫ (દર્ભના બે સરખા ભાગ કરીએ તો ઉપરનો અર્ધભાગ કુશ અને નીચેનો મૂળિયાંવાળો અર્ધભાગ લવ કહેવાય છે.) વાલ્મીકિ ઋષિએ કેટલાક દર્ભની કોળી હાથમાં લઈ વચ્ચેથી બે ભાગ કરી કુશ ભાગથી એકને અને લવ ભાગથી બીજાને સંમાર્જન કરવા તપસ્વિનીઓને આપ્યા. વૃદ્ધ તપસ્વિનીઓએ સંમાર્જન કરી ભૂત અને રાક્ષસોથી તેની રક્ષા કર્યા પછી વાલ્મીકિ મુનિ બોલ્યા: 'આ બંને કુમારોમાં જે પ્રથમ જન્મેલો છે, તેને મંત્ર સહિત કુશભાગથી પાણીનું માર્જન કરવામાં આવ્યું તેથી તેનું નામ કુશ પાડો અને જે પાછળથી જન્મ્યો છે તેને લવ ભાગથી પાણીનું માર્જન કરવામાં આવ્યુ તેથી તેનું નામ લવ પાડો.૬-૮ આ પ્રમાણે તે બંને જોડે જન્મેલા પુત્રો મારાં આપેલાં કુશ અને લવ નામથી પ્રસિદ્ધ થશે.' પછી ત્યાં એકઠી થયેલી પાપરહિત વૃદ્ધ તપસ્વિનીઓએ વાલ્મીકિ મુનિએ આપેલી રક્ષા ગ્રહણ કરી અને તે બંને કુમારોનું સાવધાનીથી જતન કર્યું. વાલ્મીકિ મુનિએ 'આ શુભ પુત્રો રામ અને સીતાના છે' એમ બોલી તેમનાં ગોત્ર અને નામકરણ સંસ્કાર કર્યા.૯-૧૧

પર્ણશાળામાં રાતવાસો રહેલા શત્રુઘ્ને પણ અર્ધરાત્રિ વીતતાં આ પ્રિય સમાચાર સાંભળ્યા. એ વખતે તે બોલ્યા: 'હે માતા જાનકી! બહુ સારું થયું કે, તમે બે પુત્રોને જન્મ આપ્યો.'૧૨ મહાત્મા શત્રુઘ્નની એ રાત્રિ આનંદમાં ને આનંદમાં સત્વર વીતી ગઈ.૧૩ પ્રભાત થતાં સર્વ આહ્નિક કર્મ કરીને મહાપરાક્રમી શત્રુઘ્ન વાલ્મીકિ ઋષિની આજ્ઞા માગી પશ્ચિમ દિશા તરફ ચાલવા લાગ્યા. રસ્તામાં સાત રાતવાસા કર્યા પછી તે યમુનાતીરે પહોંચ્યા. ત્યાં તે પવિત્ર કીર્તિવાળા ઋષિઓના આશ્રમમાં રહ્યા હતા.૧૪,૧૫ ત્યાં તે મહાયશસ્વી રાજા ભાર્ગવાદિ મુનિઓ સાથે સુંદર કથા શ્રવણ કરતો હતો.૧૬ તે નરેંદ્રપુત્ર અને

રઘુઓમા વીર શત્રુઘ્ન મહાત્મા ચ્યવનાદિ મુનિઓની સાથે અનેક પ્રકારની કથાઓ સાભળવામા જ રાત્રિ વ્યતીત કરતા હતા ૧૭

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૬૬ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૬૭ મો

લવણાસુરના શૂલનુ માહાત્મ્ય

अथ रात्र्यां प्रवृत्तायां शत्रुघ्नो भृगुनन्दनम् ।
पप्रच्छ च्यवनं विप्रं लवणस्य यथाबलम् ॥१॥

એક સમયે રાત્રિએ શત્રુઘ્ને ભૃગુનદન ચ્યવન મુનિને પૂછ્યુ 'હે બ્રહ્મન્! લવણાસુરનુ અને તેના શૂલનુ બળ કેવુ છે? તેમ જ પૂર્વે તેની સાથે દ્વદ્વયુદ્ધ કરવા આવેલ કયા કયા શૂરવીરો એ શૂલથી હણાયા છે?'

મહાત્મા રઘુનદનનો પ્રશ્ન સાભળી મહા તેજસ્વી ચ્યવન ઋષિએ કહ્યુ 'હે રઘુનદન! એ શૂલના તો અસખ્ય પરાક્રમો છે, તેમાનુ એક ઇક્ષ્વાકુવશમા ઉત્પન્ન થયેલા માધાતાના સબધી થયેલુ છે, તે તુ સાભળ પૂર્વે અયોધ્યા નગરીમા યુવનાશ્વ રાજાને માધાતા નામે પુત્ર થયો હતો તે મહાબળવાન, પરાક્રમી અને ત્રણ લોકમા પ્રખ્યાત હતો ૧-૫ તેણે આખી પૃથ્વી જીતી લીધા પછી દેવલોક જીતવાનો પ્રયત્ન કરવા માડ્યો જ્યારે દેવલોકને જીતવાની ઇચ્છાથી માધાતાએ પ્રયત્ન કરવા માડ્યો ત્યારે ઇદ્રને તેમ જ મહાત્મા દેવોને અતિશય ભય ઉત્પન્ન થયો ૬,૭ માધાતાએ પ્રતિજ્ઞા કરી કે ગમે તે લોકે પણ ઇદ્રનુ અર્ધું રાજ્ય અને પદવી મેળવીને દેવોને પણ નમાવવા આવા નિશ્ચયપૂર્વક તે સ્વર્ગમા જવા લાગ્યો ૮ માધાતાનો આવો અભિપ્રાય જાણી ઇદ્ર સાત્વનપૂર્વક તેને કહ્યુ 'હે નરશ્રેષ્ઠ! હજી તુ મનુષ્ય લોકમા સર્વનો રાજા તો થયો નથી, છતા દેવરાજ્ય મેળવવા ઇચ્છે છે એ તે કેવુ? હે વીર! પ્રથમ તુ આખી પૃથ્વીને વશ કર, પછી ભલે તારા સેવક, સૈન્ય અને વાહન સહિત તુ અહી આવજે ૯,૧૦,૧૧

ઇદ્રના વચન સાભળી માધાતાએ પૂછ્યુ: 'હે શક્ર! પૃથ્વી ઉપર મારુ શાસન ક્યા નથી ચાલતુ?' ત્યારે ઇદ્રે ઉત્તર આપ્યો 'હે પાપરહિત! મધુ રાક્ષસનો લવણાસુર નામનો પુત્ર જે મધુવનમા રહે છે, તે તારી આજ્ઞા માનતો નથી'

ઇદ્રે કહેલુ ભયકર અને અપ્રિય ભાષણ સાભળી માધાતા રાજા શરમાઈ ગયો અને કાઈ પણ બોલી શક્યો નહિ ૧૨-૧૪ શત્રુદમન માધાતા નીચુ મોઢુ રાખી ઇદ્રની રજા લઈ ત્યાથી પાછો ફર્યો અને ક્રોધપૂર્વક પોતાના સેવક, સૈન્ય અને વાહનો સહિત પૃથ્વી પર આવ્યો ૧૫,૧૬ યુદ્ધ ઇચ્છતા તે નરશ્રેષ્ઠે લવણાસુરની પાસે યુદ્ધની માગણી કરવા માટે એક દૂતને મોકલ્યો દૂતે ત્યા જઈ મધુપુત્રને બહુ જ અપ્રિય વચનો કહ્યા તેથી ક્રોધ પામેલો લવણાસુર તેને ભક્ષી ગયો ૧૭,૧૮ દૂતનો ભક્ષ થયેલો જાણી માધાતા ઘણો જ ક્રોધાવિષ્ટ થયો અને ચોમેરથી બાણની વૃષ્ટિ કરી તે રાક્ષસને ચીરી નાખવા લાગ્યો ૧૯ એ સમયે લવણાસુરે સ્મિતપૂર્વક પોતાનુ શૂલ ગ્રહણ કર્યું અને માધાતા તથા તેના સર્વ સૈન્યના વધ માટે તે ઉત્તમ આયુધ તેમના તરફ છોડ્યુ ૨૦ એટલે તે તેજસ્વી શૂલ સેવક, સૈન્ય અને વાહનો સહિત રાજાને ભસ્મ કરી પાછુ લવણાસુરના હાથમા ગયુ ૨૧

હે સૌમ્ય! એ પ્રમાણે સૈન્ય સહિત મહાન રાજાને હણી નાખ્યો એવુ એ શૂલનુ અમાપ અને ઉત્તમ બળ છે,૨૨ પણ તુ આવતી કાલે પ્રભાતે લવણાસુરનો વધ કરીશ એમા જરા પણ સશય નથી જ્યારે તેણે શૂલ ધારણ કર્યું ન હોય, ત્યારે તારો જરૂર વિજય થશે ૨૩ તારા આ કૃત્યમા સમસ્ત લોકોનુ કલ્યાણ રહેલુ છે આ બધુ દુરાત્મા લવણાસુરનુ આખ્યાન કહ્યુ ૨૪ હે નરશ્રેષ્ઠ! શૂલનુ બળ ભયકર અને અપ્રમેય છે અને તેથી જ માધાતાનો નાશ થયો હતો ૨૫ હે મહાત્મા!

તું આવતી કાલે પ્રભાતે લવણાસુરનો વધ કરીશ એમાં જરા પણ સંશય નથી. તે શૂલ લીધા વિના માંસ લેવા માટે બહાર જાય છે, તો તે સમયે હે નરેંદ્ર! તારો અવશ્ય જય થશે.[२६]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૯૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૮ મો

### લવણાસુર અને શત્રુઘ્ન

कथां कथयतस्तेषां जयं चाकांक्षतां शुभम् ।
व्यतीता रजनी शीघ्रं शत्रुघ्नस्य महात्मनः ॥ १ ॥

કથા કહેતાં કહેતાં અને મહાત્મા શત્રુઘ્નનો શુભ વિજય ઇચ્છતાં ઇચ્છતાં તો સર્વની એ રાત્રિ જલદીથી વીતી ગઈ.[૧] પ્રભાતે વીર લવણાસુર પોતાનો ખોરાક શોધવા માટે નગરમાંથી બહાર નીકળ્યો.[૨] એ સમયે વીર શત્રુઘ્ન યમુના નદી ઊતરી મધુપુરના દરવાજામાં ધનુષ્ય–બાણ લઈને ઊભો રહ્યો.[૩] બપોર થતાં ક્રૂર કર્મ કરનારો લવણાસુર અનેક પ્રાણીઓને ઉપાડી ત્યાં આવી પહોંચ્યો.[૪] તેણે આયુધ ધારણ કરી દરવાજામાં શત્રુઘ્નને ઊભેલા જોયા. શત્રુઘ્નને જોઈને તે બોલ્યો: 'આ ધનુષ્ય–બાણથી તું શું કરીશ?[૫] હે નરાધમ! આવી રીતે આયુધ ધારણ કરનાર હજારો વીરોનું મેં ક્રોધથી ભક્ષણ કરેલું છે અને આજે તું પણ તારું મૃત્યુ આવેલું હોવાથી અહીં આવ્યો છે.[૬] હે પુરુષાધમ! આજે મારો આહાર સંપૂર્ણ થયો નથી, માટે હે દુર્મતે! આજે તું તારી જાતે જ મારા મોઢામાં જાણે પ્રવેશ કરે છે!'[૭]

એ પ્રમાણે લવણાસુરને બોલતો અને વારંવાર હસતો જોઈને વીર્યસંપન્ન શત્રુઘ્ન ક્રોધથી આંખમાંથી આગ વરસાવવા લાગ્યો. મહાત્મા શત્રુઘ્ન અતિશય ક્રોધાવિષ્ટ થવાથી તેમના સર્વ અવયવોમાંથી તેજોમય કિરણો વરસવા લાગ્યાં. ક્રોધ પામેલા શત્રુઘ્ને લવણાસુરને કહ્યું: 'હે દુર્બુદ્ધે! હું તારી સાથે દ્વંદ્વયુદ્ધ કરવા ઇચ્છું છું.[૮–૧૦] હું દશરથ રાજાનો પુત્ર અને શ્રીમાન રાજા રામનો ભાઈ શત્રુઘ્ન છું. તારો વધ કરવાની ઇચ્છાથી હું તારી પાસે આવેલો છું.[૧૧] યુદ્ધેચ્છુ મને તું દ્વંદ્વયુદ્ધ આપ. તું પ્રાણીમાત્રનો શત્રુ છે, તેથી હું તને આજ જીવતો જવા દઈશ નહિ.'[૧૨]

પુરુષશ્રેષ્ઠ શત્રુઘ્નનાં વચનો સાંભળી તે રાક્ષસ હસતો હસતો બોલ્યો: 'હે દુર્મતે! સારા નસીબે તું આજ ઠીક આવી ચડ્યો છે. હે નરાધમ! મારા માસીના દીકરા રાવણને તારા ભાઈ રામે માત્ર સ્ત્રીને ખાતર હણ્યો છે અને રાવણના કુળનો ક્ષય કર્યો છે. એ બધું મેં આજ સુધી સહન કર્યું છે, પણ આજે તો તેં ખાસ કરીને મોઢામોઢ મારો તિરસ્કાર કર્યો છે.[૧૩–૧૫] તને ખબર નથી કે ભૂતકાળમાં થયેલા સર્વ વીર પુરુષોને એક તૃણની માફક મેં હણી નાખ્યા છે અને હવે પછી થનારા વીર પુરુષોને હું હણાયેલા જ સમજું છું; તો તારા જેવાને હણવો એમાં તે શી વિસાત છે?[૧૬] હે દુર્મતે! યુદ્ધ ઇચ્છનારા તને હું યુદ્ધ આપું છું. હું મારું શૂલ નામનું આયુધ લઈ આવું ત્યાં સુધી તું એ ઘડી થોભ; તને હણવા માટે જેવું આયુધ જોઈએ તેવું હું ધારણ કરું ત્યાં સુધી તું થોભ.'[૧૭]

ત્યારે શત્રુઘ્ને તુરત જ કહ્યું: 'અરે દુષ્ટ! તું હવે ક્યાં જીવતો જવાનો છે?[૧૮] બુદ્ધિમાન પુરુષે પોતાની મેળે સપડાઈ ગયેલા શત્રુને છોડી દેવા જોઈએ નહિ. જે પુરુષ વિકળ બુદ્ધિ રાખીને શત્રુને અવકાશ આપે છે, તે મંદબુદ્ધિ પુરુષ કાયરની માફક માર્યો જાય છે. તું હવે આ જીવલોકને સારી રીતે જોઈ લે; એટલામાં હું ત્રણે લોકના અને રાઘવનાં શત્રુ તું પાપમૂર્તિને તીક્ષ્ણ બાણો વડે યમસદનમાં પહોંચાડું છું.'[૧૯,૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૯૮મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૬૯ મો

## શત્રુઘ્નનો વિજય-લવણાસુરનો વધ

तच्छ्रुत्वा भाषितं तस्य शत्रुघ्नस्य महात्मनः ।
क्रोधमाहारयत्तीव्रं तिष्ठ तिष्ठेति चाब्रवीत् ॥१॥

મહાત્મા શત્રુઘ્નના હૃદયભેદી વચનો સાભળીને અતિશય ક્રોધ પામેલા લવણાસુરે કહ્યુ 'ઊભો રહે, ઊભો રહે' એમ બોલીને હાથ સાથે હાથ ઘસીને અને દાતો પીસીને લવણાસુરે રઘુઓમા સિંહ જેવા શત્રુઘ્નને યુદ્ધ માટે આહ્વાન કર્યું ભયંકર દેખાવવાળા રાક્ષસના આવા વચનો સાભળી દેવના શત્રુઓને હણનારા શત્રુઘ્ને કહ્યુ [૧-૩] 'હે દુષ્ટ! જ્યારે તે બીજાને જીત્યા હતા, ત્યારે શત્રુઘ્નનો જન્મ થયો નહોતો હવે આજ તું મારા બાણોથી હણાઈને યમલોકમા જા [૪] હે પાપી! જે પ્રમાણે દેવોએ રાવણને હણાયેલો જોયો હતો, તે જ પ્રમાણે આજે વિદ્વાન બ્રાહ્મણો અને ઋષિઓ તને હણાયેલો જોશે તું આજે મારા બાણોથી વિદીર્ણ થઈને પૃથ્વી ઉપર પડીશ, ત્યારે દેશ અને નગરના લોકોનુ કલ્યાણ થશે જેમ સૂર્યમાથી ઉત્પન્ન થયેલા કિરણો કમળમા પેસી જાય છે, તે જ પ્રમાણે મારા હાથમાથી છૂટેલા વજ્ર સરખા બાણો તારા હૃદયમા પેસશે [૫-૭]

આ સાભળી ક્રોધથી બેભાન થયેલા લવણાસુરે એક મોટુ વૃક્ષ શત્રુઘ્નની છાતી ઉપર ફેંક્યુ, પણ શત્રુઘ્ને તીવ્ર બાણો વડે તેના કકડા કરી નાખ્યા પોતાનુ પરાક્રમ નિષ્ફળ થયેલુ જોઈને તે બળવાન રાક્ષસે ફરીથી પુષ્કળ વૃક્ષો ઉપાડીને શત્રુઘ્ન ઉપર ફેંક્યા, પણ તેજસ્વી શત્રુઘ્ન ધનુષ્યની દોરી જોરથી ખેંચીને એવા જોરથી બાણ ફેંકતો હતો કે જેથી દરેક વૃક્ષના ત્રણ ત્રણ ચાર ચાર કકડા થઈ જતા,[૮-૧૦] એટલુ જ નહિ પણ તે રાક્ષસ ઉપર પણ તેના બાણોનો વરસાદ વરસી રહ્યો હતો, છતા વીર લવણાસુર જરા પણ વ્યથા પામતો નહોતો [૧૧] પછી વીર્યવાન લવણાસુરે મોટુ વૃક્ષ ઉપાડી શત્રુઘ્નના માથામા એવા જોરથી માર્યું કે જેથી શત્રુઘ્નના માથામાથી લોહી વહેવા માડ્યુ અને તેને મૂર્છા આવી ગઈ.[૧૨] આ સમયે ઋષિઓ, દેવો, ગંધર્વો અને અપ્સરાઓમા મહાન હાહાકાર થયો આ રીતે શત્રુઘ્નને ઘવાયેલો અને પૃથ્વી ઉપર પડેલો જોઈને પાપાત્મા લવણાસુર પોતાનુ શૂલ લેવા પોતાના મંદિરમા ગયો નહિ તે દુરાત્મા તો શત્રુઘ્નને મરી ગયેલો સમજી પોતે આણેલો ભક્ષ નિરાતે ખાવા બેઠો આ બાજુ થોડી જ વારમા શત્રુઘ્ન સાવધ થયો અને આયુધ ધારણ કરી નગરના દરવાજામા ઊભો રહ્યો [૧૩-૧૬] તેણે બાણોમા ઉત્તમ અમોઘ દિવ્ય અસ્ત્ર હાથમા લીધુ તે અસ્ત્ર તેજથી પ્રજ્વલિત, ભયાનક અને દશે દિશાઓમા પ્રકાશ આપતુ હતુ [૧૭] તે અસ્ત્ર વજ્ર જેવા મુખવાળુ, વજ્ર જેવી ગતિવાળુ, મેરુ અને મંદરાચળ જેવુ ભારે, સર્વ સંગ્રામોમા અપરાજિત અને નમેલા પર્વવાળુ હતુ, તે રુધિરરૂપી ચંદનના લેપવાળુ, સુંદર પીછાવાળુ અને મોટા પર્વત જેવુ ભયંકર હતુ [૧૮,૧૯] શત્રુઘ્ને પ્રલય કાળના કાલાગ્નિ સરખુ એ સળગતુ બાણ ધનુષ્ય પર યોજેલુ જોઈ સર્વ પ્રાણીઓ ત્રાસ પામવા લાગ્યા અસુર, ગંધર્વ, ઋષિ, અપ્સરાઓ અને આખુ જગત અસ્વસ્થ થઈ ગયુ અને પિતામહની પાસે ગયુ [૨૦,૨૧] દેવના દેવ, વરદાન આપનાર પિતામહ બ્રહ્માને તેઓએ કહ્યુ. 'દેવોને મોટો ભય અને મોહ ઉત્પન્ન થયો છે કે, આજે શુ લોકોનો સંહાર થઈ જશે? [૨૨] હે પિતામહ! અમે એવુ તેજ પૂર્વે જોયુ નથી તેમ જ સાભળ્યુ પણ નથી, તો આ તે શુ કોઈ લોકનો નાશ થવાનો છે કે યુગાત આવ્યો છે?' પિતામહ બ્રહ્માજીએ આ વચનો સાભળી દેવોને અભય કરનાર આ ભયનુ કારણ મધુર વાણીથી કહેવા માડ્યુ 'હે દેવો! તમે સાભળો લવણાસુરના વધ માટે શત્રુઘ્ને યુદ્ધમા એક બાણ યોજેલુ છે.[૨૩,૨૪] તમે સવ દેવો તેના તેજથી મોહ પામેલા છો એ સનાતન બાણ જગત્કર્તા નારાયણે પૂર્વે બનાવેલુ છે.[૨૫] હે વત્સો!

જેનાથી તમને ભય ઉત્પન્ન થયો છે તે તેજોમય મહાશર મધુ અને કૈટભના વધ માટે નારાયણે સરજેલુ હતુ અને તેથી તે બાણને એક વિષ્ણુ ભગવાન જ જાણે છે [૨૬,૨૭] એ બાણ મહાત્મા વિષ્ણુની એક પ્રાચીન મૂર્તિ છે, માટે તમે સૌ નિર્ભય રહો અને રાજા રામના નાના ભાઈ મહાત્મા વીર શત્રુઘ્ન એ લવણાસુરને કેમ હણે છે તે જુઓ આદિદેવ બ્રહ્માજીના એવા વચનો સાભળી દેવો જ્યા શત્રુઘ્ન અને લવણાસુર દ્વદ્વ યુદ્ધ કરતા હતા ત્યા આવ્યા, ત્યારે શત્રુઘ્ને ધારણ કરેલુ પ્રલયકાળના અગ્નિ સરખુ દિવ્ય શર તેઓએ જોયુ

એ સમયે રઘુનદન શત્રુઘ્ને દેવોથી બધુ આકાશ છવાઈ ગયેલુ જોઈને ભયકર સિહનાદ કરી લવણાસુર સામે જોયુ અને તે મહાત્માએ એ પાપાત્માને ફરીથી યુદ્ધ માટે બોલાવ્યો ક્રોધાવિષ્ટ થયેલા લવણાસુર પણ યુદ્ધ માટે તેની સામે ધસી આવ્યો એ સમયે ધનુષ્યધારીઓમા શ્રેષ્ઠ શત્રુઘ્ને કાન સુધી ધનુષ્યની દોરી ખેચીને તે મહાબાણ લવણાસુરની છાતીમા માર્યુ એટલે તુરત જ તે મહાબાણ છાતી ચીરી નાખી નીસરી નીકળી રસાતળમા પેસી ગયુ તે દિવ્ય શર રસાતળમા ગયુ, ત્યારે તેને દેવોએ પૂજ્યુ અને ફરીથી પાછુ તરત ઇક્ષ્વાકુકુળનદન શત્રુઘ્નની પાસે આવ્યુ [૨૮-૩૫] શત્રુઘ્નના બાણથી હણાયેલો લવણાસુર, વજ્રથી પર્વત હણાઈ જાય, તેમ એકાએક પૃથ્વી પર પડ્યો [૩૬] લવણાસુર હણાયો એટલે તેનુ મહાદિવ્ય શૂલ પણ સર્વ દેવોના દેખતા રુદ્રની પાસે ગયુ [૩૭] અધકારનો નાશ થવાથી જેમ સૂર્ય પ્રકાશી રહે છે, તેમ જ ઉત્તમ ધનુષ્યબાણ ધારણ કરનારો, રઘુશ્રેષ્ઠ શત્રુઘ્ન એક બાણથી ત્રણે લોકનો ભય દૂર કરી પ્રકાશવા લાગ્યો ત્યારે સર્વ દેવો, ઋષિઓ, પન્નગો અને અપ્સરાઓ વગેરે તેની સ્તુતિ કરવા લાગ્યા 'હા! સદ્ભાગ્ય છે કે ભય ત્યજીને સર્પ જેવા ઝેરી લવણાસુરને હણી દશરથનદને વિજય મેળવ્યો છે!'[૩૮-૪૦]

# સર્ગ ૭૦ મો

## મધુપુરીની સ્થાપના

हते तु लवणे देवा सेन्द्राः साग्निपुरोगमाः ।
ऊचुः सुमधुरां वाणीं शत्रुघ्नं शत्रुतापनम् ॥ १ ॥

લવણાસુર હણાયો ત્યારે ઇદ્ર તથા અગ્નિને આગળ કરી સર્વ દેવોએ અતિશય મધુર વાણીથી શત્રુને તપાવનાર શત્રુઘ્નને કહ્યુ [૧] "હે વત્સ! સદ્ભાગ્યે તારો વિજય થયો અને તે લવણાસુરને હણ્યો, માટે હે પુરુષસિહ! હે સુવ્રત! તુ અમારી પાસે કાઈ વરદાન માગ [૨] હે મહાભુજ! તારો વિજય ઇચ્છનારા સર્વ દેવો તને વરદાન આપવા ઇચ્છે છે, કારણ કે અમારુ દર્શન નિષ્ફળ જવુ જોઈએ નહિ "[૩]

દેવોનુ આવુ ભાષણ સાભળી મહાબાહુ આત્મસયમી શૂરવીર શત્રુઘ્ને માથુ નમાવી હાથ જોડી વરદાન માગ્યુ દેવોએ નિર્માણ કરેલી રમ્ય અને મધુર આ મધુપુરી સત્વર મારી રાજધાની થાઓ એ વરદાન મને આપો ' ત્યારે અત્યત પ્રસન્ન થયેલા દેવોએ તથાસ્તુ ' એમ કહ્યુ અને જણાવ્યુ કે, તે રમ્ય નગર શૂરસેન વશની રાજધાની થશે એમ કહી સર્વ દેવો સ્વર્ગમા ગયા, પછી મહાતેજસ્વી શત્રુઘ્ને પોતાની સર્વ સેનાને ત્યા બોલાવી તે સેના પણ શત્રુઘ્નનો વિજય થયો સાભળી સત્વર ત્યા આવી અને તુરત જ શ્રાવણ માસથી તે પુરી વસાવવાનુ શરૂ કર્યું તે પ્રદેશ પહેલા બાર વરસમા જ સર્વ સ્થળોથી ભયરહિત અને પૂર્ણ વસ્તીવાળો થઈ ગયો, તથા શૂરસેનવશી રાજાઓને વસવા યોગ્ય થયો તે પ્રદેશમા યથા સમયે વરસાદ વરસવા લાગ્યો અને ત્યાના સર્વ ખેતરો ધાન્યયુક્ત થઈ ગયા એ રીતે શત્રુઘ્નના રાજઅમલથી બધી વસ્તી નીરોગી અને વીરત્વગુણવાળી થઈ ગઈ તે શોભાયમાન નગરી અર્ધચદ્રાકારે યમુનાતીરે આવેલી હતી તેમા નાના મોટા મદિરો, રાજમાર્ગો અને બજારો આવેલા હતા, તેમ જ તે પુરી ચારે વર્ણના લોકો અને અનેક વેપારી

ઓથી શોભી રહેલી હતી લવણાસુરે પૂર્વે તે શહેરમા એક સુદર અને મહાન ભવન બનાવ્યુ હતુ, તેને શત્રુઘ્ને વિવિધ પ્રકારના રગોથી રગાવીને શોભીતુ કર્યું તે નગરીની આસપાસ શોભીતા વિહારસ્થાનો અને ઉપવનો શોભી રહ્યા હતા, તેમ જ દેવો અને મનુષ્યો પણ તેની શોભામા વધારો કરતા હતા [૪–૧૩] દેશ દેશાતરમાથી આવેલી વેપારની ચીજો અને વેપારીઓથી તે પુરી દિવ્ય નગરી જેવી શોભતી હતી સમૃદ્ધ અર્થવાળા ભરતના નાના ભાઈ મહાત્મા શત્રુઘ્ન મધુપુરીને આ રીતે સુદર અને આબાદ થયેલી જોઈ પરમ હર્ષ પામ્યા, એ નગરીમા રહેતા રહેતા જ્યારે બાર વર્ષ થયા, ત્યારે 'રામચદ્રના ચરણારવિદના દર્શન કરવા જાઉ ' એવી તેમને ઇચ્છા થઈ રઘુકુળ વશની વૃદ્ધિ કરનાર નરરાજ શત્રુઘ્ને વિવિધ જાતના માણસોથી વસાવેલી અમરાપુરી જેવી આ મધુપુરીમા રહીને રામચદ્રના પાદાર વિદના દર્શન કરવાની ઇચ્છા કરી [૧૪–૧૮]

ઇતિ શ્રીમન્ વાલ્મીકિ મહામુનિ નિર્મિત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૭૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૧ મો

### વાલ્મીકિના આશ્રમમા અદ્ભુત ગાન શત્રુઘ્ને સાભળેલુ રામચરિત્ર

ततो द्वादशमे वर्षे शत्रुघ्नो रामपालिताम् ।
अयोध्यां चक्रमे गन्तुमल्पभृत्यबलानुगः ॥ १ ॥

મહાત્મા શત્રુઘ્ન બારમે વર્ષે થોડા સેવકો અને થોડુ સૈન્ય સાથે લઈને રામથી પાલન કરાતી અયોધ્યા નગરીમા જવા નીકળ્યા [૧] સીમાડેથી મત્રી આદિ મુખ્ય પુરુષોને પાછા વાળીને પોતાની સાથે શ્રેષ્ઠ ઘોડા જોડેલા સો રથો લઈને શત્રુઘ્ન અયોધ્યા પ્રતિ જવા લાગ્યા [૨] મહાયશસ્વી રઘુનદન શત્રુઘ્ન માર્ગમા સાત–આઠ રાતવાસા કર્યા પછી વાલ્મીકિ ઋષિના આશ્રમે આવી પહોચ્યા [૩] ત્યા આવી પુરુષશ્રેષ્ઠ શત્રુઘ્ન વાલ્મીકિના ચરણમા નમ્યા અને મુનિશ્રીના હાથથી જ અર્ઘ્ય, પાદ્ય વગેરે આતિથ્યનો સ્વીકાર કર્યો પછી વાલ્મીકિ મુનિએ મહાત્મા શત્રુઘ્ન સાથે અતિશય મધુર વાણીથી વાતચીત કરવા માડી તેઓએ લવણાસુરના વધ વિષે વાત ઉચ્ચારી અને કહ્યુ 'હે સૌમ્ય ! તે લવણાસુરને હણ્યો તે ઘણુ દુષ્કર કાર્ય કર્યું છે [૪–૬] હે મહાભુજ ! લવણાસુરે મહાબળવાન ઘણાય રાજાઓને યુદ્ધ કરતા કરતા સર્વ સૈન્ય અને વાહનો સહિત હણી નાખ્યા હતા. [૭] હે પુરુષશ્રેષ્ઠ ! એવા પાપીને તેં રમતરમતમા હણી નાખ્યો છે અને તારા એ વીર્ય–પરાક્રમ વડે જગત શાત અને નિર્ભય થયુ છે [૮] રામચદ્રે મહાપ્રયત્નથી રાવણનો ભયકર રીતે નાશ કર્યો હતો પણ તે તો અતિશય મહાન કામ સહજ પ્રયત્નથી કર્યું છે એ પ્રમાણે લવણાસુર હણાયાથી તારા ઉપર દેવોની પરમ પ્રીતિ ઉત્પન્ન થઈ છે, કારણ કે તે જગતના પ્રાણીમાત્રનુ પ્રિય કર્યું છે [૯,૧૦] હે રાઘવ ! હે પુરુષશ્રેષ્ઠ ! ઇદ્રની સભામા બેઠા બેઠા મે તારુ તે યુદ્ધ બરાબર નિહાળ્યુ [૧૧] હે શત્રુઘ્ન ! મને અત કરણમા પરમ પ્રીતિ ઉત્પન્ન થાય છે, તેથી હુ તારુ મસ્તક સૂઘીશ, કેમ કે એ કાર્ય સ્નેહની પરિસીમારૂપ છે ' એમ કહી મહામતિ વાલ્મીકિએ શત્રુઘ્નનુ મસ્તક સૂઘ્યુ પછી તેનુ તેમ જ તેના અનુચરોનુ આતિથ્ય કર્યુ

ભોજનકાર્ય ચાલતુ હતુ, ત્યારે મહાત્મા શત્રુઘ્ને કોઈ એક સ્થળમા ગવાતુ પ્રથમથી રચી રાખેલુ અને ઉત્તમ ગીત–માધુર્યવાળુ રામ ચરિત સાભળ્યુ [૧૨–૧૪] તે ગાન, ઉર, કઠ અને શિર, એ ત્રણ સ્વરવાળુ, વીણાના લય સહિત તાલવાળુ, વ્યાકરણ, વૃત્ત, કાવ્ય અને સગીત શાસ્ત્રના લક્ષણોવાળુ સસ્કૃત ભાષામા થતુ હતુ તે સમયે પ્રથમથી રચી રાખેલુ, જે પ્રમાણે પૂર્વે બનેલ હતુ તે પ્રમાણે અક્ષરે અક્ષર સત્યતાથી ભરેલુ, રામચરિત્ર શત્રુઘ્ને સાભળ્યુ [૧૫,૧૬] તે સાભળી મહાત્મા શત્રુઘ્નની આખોમાથી અશ્રુધારા ચાલવા લાગી અને એક મુહૂર્ત સુધી સ્તબ્ધ થઈ જઈ તે વારવાર નિસાસા

નાખવા લાગ્યા.[૧૭] મહાત્મા શત્રુઘ્ન પૂર્વકાળમાં બનેલી હકીકત જાણે વર્તમાનકાળમાં જ બનતી હોય એમ એ ગીતમાં સાંભળવા લાગ્યા. વળી તેની સાથે આવેલા અનુચરો પણ એ ગીત સાંભળી મોઢું નીચું કરી દીન થઈ ગયા અને 'આશ્ચર્ય, આશ્ચર્ય' એમ બોલવા લાગ્યા. તેઓ અંદર અંદર પૂછવા લાગ્યા :[૧૮,૧૯] 'અરે! આ શું છે? આપણે ક્યાં છીએ? શું આ સ્વપ્નદર્શન તો નથી? આપણે જે પૂર્વે જોયું હતું તે આજ પુનઃ આશ્રમમાં સાંભળીએ છીએ?[૨૦] આ ઉત્તમ ગીતબંધ શું આપણે સ્વપ્નમાં તો સાંભળતા નથી?' એ પ્રમાણે પરમ વિસ્મય પામેલા સૈનિકો શત્રુઘ્નને કહેવા લાગ્યા : 'હે નરશ્રેષ્ઠ! મુનિશ્રેષ્ઠ વાલ્મીકિને પૂછો કે આ શું છે?' ત્યારે કુતૂહલવાળા તે સર્વને શત્રુઘ્ને ઉત્તર આપ્યો :[૨૧-૨૨] 'હે સૈનિકો મુનિને આ પ્રમાણે પૂછવું એ મને યોગ્ય લાગતું નથી; કારણ કે તેમના આશ્રમમાં આવાં ઘણા આશ્ચર્યો થાય છે. માટે કુતૂહલને વશ થઈ આ હકીકત મુનિને પૂછવી યોગ્ય નથી.' એ પ્રમાણે રઘુનંદન શત્રુઘ્ને સૈનિકોને કહ્યું એટલે મહર્ષિને અભિવંદન કરીને તેઓ પોતપોતાને સ્થાનકે ગયા.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૭૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૨ મો

### અયોધ્યા આવી રામચંદ્રના દર્શન કરી શત્રુઘ્નનું મધુપુરીમાં જવું

तं शयानं नरव्याघ्रं निद्रा नाभ्यागमत्तदा ।
चिन्तयानमनेकार्थं रामगीतमनुत्तमम् ॥ १ ॥

અનેક અર્થવાળા ઉત્તમ રામચરિત્ર સંબંધી વિચારમાં તલ્લીન થવાથી નરવ્યાઘ્ર શત્રુઘ્નને નિદ્રા આવી નહિ.[૧] તે મહાત્માની એ રાત્રિ વીણાના લય સહિત અતિશય મધુર શબ્દોવાળું ગાન સાંભળવામાં શીઘ્ર વ્યતીત થઈ ગઈ.[૨] પછી સવાર થતાં આહ્નિક કર્મથી પરવારી મુનિશ્રેષ્ઠ વાલ્મીકિને હાથ જોડી તેમણે કહ્યું :[૩] 'હે ભગવન્! રઘુનંદન રામચંદ્રનાં દર્શનની મને અભિલાષા છે; માટે અતિ તીવ્ર વ્રત-તપ આચરનારા આ ઋષિઓ સહિત આપની આજ્ઞા માગું છું.'[૪] શત્રુનો સંહાર કરનાર શત્રુઘ્ને એમ કહ્યું એટલે વાલ્મીકિમુનિ તેમને ભેટ્યા અને જવાની રજા આપી.[૫] મુનિને અભિવંદન કરી ઉત્તમ રથમાં બેસી મહાત્મા રામચંદ્રનાં દર્શનના ઉત્સુક શત્રુઘ્ન તુરત જ અયોધ્યા જવા રવાના થયા.[૬] અયોધ્યામાં પહોંચ્યા પછી જ્યાં મહાતેજસ્વી શ્રીમાન ઇક્ષ્વાકુનંદન રામચંદ્ર હતા ત્યાં તે ગયા. એ સમયે દેવોની વચ્ચે જેમ ઇદ્ર શોભે, તેમ મંત્રીઓની વચમાં પૂર્ણચંદ્ર સરખા મુખવાળા રામ શોભતા હતા. તેજથી ઝળહળતા, સત્યપરાક્રમી મહાત્મા રામને હાથ જોડી પગે લાગી શત્રુઘ્ને કહ્યું :[૭-૯]

'હે મહારાજ! જે પ્રમાણે તમે મને આજ્ઞા આપેલી હતી તે પ્રમાણે મેં કર્યું છે. મેં તે પાપી લવણાસુરને હણી નાખ્યો છે, તેમ જ મધુપુરીની સ્થાપના કરી છે.[૧૦] હે રઘુનંદન! તમારા વિના મેં બાર બાર વરસ મહાદુઃખેથી કાઢ્યાં છે. હે રાજા! હવે તમારા વિના રહેવાને હું શક્તિમાન નથી.[૧૧] જેમ માતા વિના છોકરું રહી શકતું નથી, તેમ તમારા વિના હું લાંબો કાળ રહી શકું તેમ નથી; માટે હે અમિત પરાક્રમી કાકુત્સ્થ! તમે મારા પર કૃપા કરો.'

ત્યારે રામચંદ્રે આલિંગન આપીને કહ્યું : 'હે શૂરવીર! તું દિલગીર થા નહિ; ક્ષત્રિયોએ આવાં વચનો કહેવાં યોગ્ય નથી. હે રાઘવ! રાજાઓ પરદેશમાં રહેવા માટે દિલગીર થતા નથી; કારણ કે ક્ષત્રિયધર્મથી પ્રજાનું પરિપાલન કરવું એ રાજાનો ધર્મ છે.[૧૨-૧૪] હે વીર! તું તારી પુરીમાં રહીને વખતોવખત મને અયોધ્યામાં મળવા આવજે. તું મને પ્રાણથી પણ અતિશય પ્રિય છે, છતાં રાજ્યનું પરિપાલન તો અવશ્ય કરવું જોઈએ. હે કાકુત્સ્થ! તું સાત દિવસ સુધી મારી સાથે રહે. પછી તું તારા સેવક, સૈન્ય અને વાહનો સહિત મધુપુરીમાં પાછો

જજો.[૧૫-૧૭]

રામચંદ્રના અંતઃકરણના આવા ધર્મયુક્ત વચનો સાંભળી શત્રુઘ્ને દીન વાણીથી તેમની આજ્ઞા સ્વીકારી[૧૮] સાત દિવસ પૂરા થતા મહાત્મા શત્રુઘ્ને મધુપુરીમા જવાની તયારી કરવા માંડી[૧૯] સત્યપરાક્રમી શત્રુઘ્ન મહાત્મા રામ, લક્ષ્મણ અને ભરતની અનુજ્ઞા મેળવી રથ ઉપર સવાર થયો[૨૦] ત્યારે મહાત્મા લક્ષ્મણ અને ભરત પગપાળા કેટલેક દૂર સુધી તેને વળાવવા ગયા અને પછી થોડા જ દિવસોમા તે મધુપુરીમા પહોચી ગયો[૨૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૭૨ મો સર્ગ સમાપ્ત

## ધર્મરાજ્ય કેવુ હોય?

## સર્ગ ૭૩ મો

**પુત્રમરણથી દુઃખી થયેલા બ્રાહ્મણનો વિલાપ**

**प्रस्थाप्य तु स शत्रुघ्नं भ्रातृभ्यां सह राघवः ।**
**प्रमुमोद सुखी राज्यं धर्मेण परिपालयन् ॥ १ ॥**

શત્રુઘ્નને વિદાય કર્યા પછી ભાઈઓની સાથે રામચંદ્ર ધર્મવિધિથી પ્રજાનુ પાલન કરતા સુખી રાજ્યમા આનંદ ભોગવતા હતા[૧] કેટલાક દિવસ વીત્યા ત્યા પ્રજાજનમાથી એક વૃદ્ધ બ્રાહ્મણ પોતાનો મૃત પુત્ર લઈને રાજસભામા આવ્યો[૨]

તે બ્રાહ્મણ પુત્રસ્નેહને લીધે ઉત્પન્ન થયેલા દુઃખવાળી અનેક પ્રકારની વાણીથી વિલાપ કરતો હતો અને 'હે પુત્ર! હે પુત્ર!' એમ અનેકવાર બોલતો હતો 'હાય! મે પૂર્વ જન્મમા કયા પાપો કર્યા હશે કે મારો આ એકનો એક પુત્ર મરણ પામ્યો!' એવી પુત્રસ્નેહને લીધે દુઃખયુક્ત વાણી વારંવાર તે બોલતો હતો 'પૂર્વજન્મમા એવા તે શા કાળા કર્મ કર્યા હશે કે મારે મારા પુત્રનુ મરણ જોવાનો પ્રસંગ આવ્યો? હે પુત્ર! તુ તો પંદર વરસનો યુવાની પ્રાપ્ત ન થયેલી હોય તેવા બાળક જેવો હતો, ત્યા તો તને, મને દુઃખ ઉત્પન્ન કરવા માટે અકાળે મરણ પામેલો જોઉ છુ![૩-૫] હે પુત્ર! તારા શોકને લીધે હુ તથા તારી જનની થોડા જ દિવસમા મરણ પામીશુ, એમા જરા પણ સંશય નથી.[૬] હે પુત્ર! હુ કદી અસત્ય બોલ્યો હોઉ કે કાંઈ પણ હિંસા કરી હોય અથવા કોઈ પણ પ્રાણીનુ ક્યારેય પણ મન, વચન કે કર્મથી અહિત કર્યું હોય એમ મને સાંભરતુ નથી તો કયા પાપને લીધે આજે મારો બાળકપુત્ર પિતૃકાર્ય કર્યા સિવાય યમસદનમા ગયો[૭,૮] મે આવુ અકાળ મૃત્યુ પામેલુ ભયંકર દર્શન પૂર્વે થયુ હોય એમ સાંભળ્યુ પણ નથી અને જોયુ પણ નથી એ તો રામના રાજ્યમા બને છે! ખરેખર, રામનુ કોઈ મહાન દુષ્કૃત્ય હોવુ જોઈએ, એમા જરાયે સંશય નથી એના લીધે જ બાળકોના અકાળ મરણ થાય છે બાળકોને મૃત્યુનો ભય ઉત્પન્ન થવાનુ બીજુ કોઈ પણ કારણ નથી, માટે હે રાજન! મારા મૃત્યુવશ થયેલા પુત્રને જિવાડો,[૯-૧૧] નહિ તો હુ મારી પત્ની સહિત રાજદ્વારમા જ મરીશ હે રામ! અમારી બ્રહ્મહત્યા લઈને તમે સુખી થજો[૧૨] અને ભાઈઓ સહિત દીર્ઘાયુષ્ય ભોગવજો હે મહાબળવાન! તમારા આ રાજ્યમા અમે સુખે રહેતા હતા,[૧૩] પણ અત્યારે તમારા રાજ્યમા રહેવાથી જ અમે આ દુઃખમા આવી પડ્યા! કાળવશ થયેલા એવા અમને અત્યારે તમારા રાજ્યમા જરાયે સુખ નથી[૧૪] મહાત્મા ઇક્ષ્વાકુએ સ્થાપન કરેલા આ રાજ્ય પર હાલમા રાજા રામચંદ્રનુ આધિપત્ય ચાલે છે, તેમા બાળકોના અકાળ મૃત્યુ થાય છે, તેથી આખો દેશ અનાથ જેવો થઈ ગયો છે, કારણ કે રાજાના દોષોથી પ્રજાનુ વિધિવત્ પરિપાલન થતુ નથી એથી પ્રજા વિપત્તિમા આવી પડે છે અને રાજાના દુરાચરણથી પ્રજાજન અકાળ મૃત્યુને અધીન થાય છે[૧૫,૧૬] અથવા જ્યારે નગરોમા અને દેશમા માણસો અનુચિત કર્મો કરે છે, છતા રાજા તેનુ નિવારણ કરતો નથી, ત્યારે અકાળ મરણનો

ભય ઉત્પન્ન થાય છે.[17] દેશમા કે શહેરમા કાઈ પણ રાજદોષ અવશ્ય થતો હોવો જોઈએ, તે સિવાય આવા બાળમરણ થાય નહિ ' આ રીતે અનેક પ્રકારના વચનોથી રાજાને વારંવાર સતાપ આપતો અને પુત્રમરણના દુખથી બળી રહેલો તે બ્રાહ્મણ પોતાના મૃતપુત્રના દેહને આલિગન કરતો વિલાપ કરવા લાગ્યો.[18,19]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિમકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૭૩ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૪ મો

**નારદજીએ કહેલું બાળમરણનું કારણ**

**तथा तु करुणं तस्य द्विजस्य परिदेवनम् ।**
**शुश्राव राघवः सर्वं दुःखशोकसमन्वितम् ॥ १ ॥**

રાજા રામચદ્ર તે બ્રાહ્મણનો દુખ અને શોકયુક્ત કરુણ વિલાપ સાભળ્યો[1] પછી આ દુખથી અત્યંત બળી ગયેલા તેમણે મત્રીઓ, વસિષ્ઠ અને વામદેવ વગેરે ઋષિઓ, ભાઈઓ અને પૌરજનો આદિ સર્વને સભામા બોલાવ્યા. એટલે થોડીવારમા માર્કંડેય, મૌદ્ગલ્ય, વામદેવ, કાશ્યપ, કાત્યાયન, જાબાલિ ગૌતમ અને નારદ, એ આઠ ભૂદેવો સહિત વસિષ્ઠ મુનિ રાજસભામા આવ્યા અને તેઓએ દેવ તુલ્ય રાજાને 'તમારો જય થાઓ' એમ કહ્યુ[2–4] મહર્ષિ વસિષ્ઠની સાથે આવેલા એ સર્વ દ્વિજશ્રેષ્ઠોને આસન આપ્યા પછી રાજા રામચદ્રે તેઓને હાથ જોડી નમસ્કાર કર્યા[5] પછી મંત્રીઓ તેમજ પૌરજનો-નો યથાયોગ્ય સત્કાર કરી રાજા રામચદ્રે કહ્યુ 'આ દ્વિજ રાજદ્વાર રોકીને બેઠો છે અને કહે છે કે, 'બાળકનુ મરણ થાય છે તે રાજાના દોષથી થાય છે.' રાજા રામચદ્રના દીન વચનો સાભળી દેવર્ષિ નારદજીએ સર્વ ઋષિઓની સંનિધિમા કહ્યુ. 'હે રાજન્ ! આ બાળકનુ અકાળ મરણ થવાનુ કારણ સાભળો અને પછી તે વિષે કરવા જેવુ હોય તે કરો.

હે રાજન ! પૂર્વે કૃતયુગમા બ્રાહ્મણો તપ કરતા હતા.[6–9] તે સમયે બ્રાહ્મણો વિના બીજુ કોઈ તપ કરતુ ન હતુ, તે યુગમાં અજ્ઞાનના આવરણરહિત તેજસ્વી બ્રાહ્મણનો વર્ણ મુખ્ય હતો[10] સર્વ લોકો દીર્ઘદર્શી હતા અને અકાળ મરણથી રહિત હતા પછી ત્રેતાયુગમા લોકો દેહાત્મબુદ્ધિવાળા થયા[11] જેમ સત્યયુગમા બ્રાહ્મણો તપ અને વીર્યમાં સૌથી શ્રેષ્ઠ હતા, તેમ આ ત્રેતાયુગમા એ જ બાબતોમા ક્ષત્રિયો સૌથી શ્રેષ્ઠ થયા ત્રેતાયુગ આવ્યો ત્યારે પૂર્વે જેઓ તપશ્ચર્યા કરવામા બ્રાહ્મણોથી હીન હતા, તે મહાત્મા ક્ષત્રિયો તપશ્ચર્યા કરવામા બ્રાહ્મણોની સમાન થઈ ગયા. આ યુગમા બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બન્ને વર્ણો તપ અને વીર્ય એ બન્નેમા એક સરખા થઈ ગયા[12,13] આમ થવાથી બ્રાહ્મણો અને ક્ષત્રિયોમા કાઈ વિશેષ ભેદ ન રહ્યો, એટલે સ્મૃતિકાર મનુ આદિએ ચારે વર્ણોનો સર્વ-લોકસમત ધર્મ (ધર્મશાસ્ત્રો લખીને) સ્થાપ્યો ત્રેતાયુગમા જ્યારે અધર્મના આવરણરહિત યજ્ઞાદિ ધર્મ પ્રવર્તતો હતો, ત્યારે અનૃત, હિસા, અસતોષ અને વિગ્રહ એ ચાર પગવાળા અધર્મે એક પગ પૃથ્વી ઉપર મૂક્યો હતો, અર્થાત્ આ યુગમા ધર્મને નામે અસત્ય શરૂ થયુ એ પ્રમાણે જ્યારે આ યુગનો ચોથો ભાગ અધર્મયુક્ત થયો, ત્યારે ધર્મતેજ ઝાખુ થઈ ગયુ[14,15] પૂર્વે સત્યયુગમા મનુષ્યોને જે પુર, દેશ, ઘર, ખેતર વગેરે સત્વગુણમા પ્રેરતા હતા, તે હવે ત્રેતાયુગમા પરસ્પર રજોગુણયુક્ત રૂપરૂપી મળ ઉત્પન્ન કરનાર થઈ પડ્યા પૃથ્વી ઉપર પ્રવર્તેલા ત્રેતાયુગમા અધર્મનો ચોથો ભાગ ઉત્પન્ન થયો હતો, તેમાથી અનૃત (અસત્ય) ઉત્પન્ન થયુ.[16] અધર્મનુ એક ચરણ અસત્ય જ્યારે પૃથ્વી ઉપર વ્યાપી ગયુ, ત્યારે અતિશય દુષ્ટ કૃત્ય કરનાર માણસોનુ આયુષ્ય ટૂકુ થયુ.[17] અધર્મમાથી પૃથ્વી ઉપર જ્યારે અનૃત ઉત્પન્ન થયુ, ત્યારે લોકો શુભ આચરણ પાળી સત્યરૂપ ધર્મ પાળવા લાગ્યા. એ યુગમા બ્રાહ્મણો ને ક્ષત્રિયો

તપશ્ચર્યા કરતા હતા અને બીજા લોકો તેઓની સેવા કરતા હતા, તેથી તેઓમાં વૈશ્ય અને શૂદ્ર એ બન્ને વર્ણોનો શુશ્રૂષારૂપ પરમધર્મ થયો; તેમાં પણ ખાસ કરીને શૂદ્રો સર્વ વર્ણોની પૂજા કરતા હતા.[૧૮-૨૦] હે નૃપશ્રેષ્ઠ! ત્રેતાયુગના અંતમાં જ્યારે અનૃતરૂપ અધર્મ વૈશ્ય અને શૂદ્ર વર્ણમાં પૂર્ણ પ્રવર્તી રહ્યો, ત્યારે એના સંગમાં આવતા બ્રાહ્મણો અને ક્ષત્રિયોનો હ્રાસ શરૂ થયો.[૨૧] ત્યાર પછી અધર્મે પોતાનો હિંસારૂપી બીજો પગ પૃથ્વી ઉપર મૂક્યો, ત્યારે દ્વાપરયુગની શરૂઆત થઈ.[૨૨] હે પુરુષશ્રેષ્ઠ! ચાલતા ત્રેતાયુગનો અંત આવવાથી દ્વાપરયુગ શરૂ થતાં અધર્મ અને અનૃતનું જોર વધતું ચાલ્યું.[૨૩] દ્વાપર-યુગમાં વૈશ્યોએ તપ કરવા માંડ્યું. અર્થાત્ તે ત્રીજા યુગમાં આ ત્રણે વર્ણોએ અનુક્રમે તપશ્ચર્યા કરવા માંડી.[૨૪] હે નરશ્રેષ્ઠ! એ તપ-રૂપ ધર્મ યુગયુગમાં ત્રણે વર્ણોએ પાળ્યો, પણ ત્રણે યુગમાં શૂદ્રને તપ કરવાનો અધિકાર મળ્યો ન હતો. તેઓ કલિયુગમાં મહાન તપ-શ્ચર્યા કરનાર થશે, પરંતુ હે નૃપશ્રેષ્ઠ! અત્યારે તો દ્વાપરયુગ હોવા છતાં હીનવર્ણ શૂદ્ર પણ મહાતપ કરે છે.[૨૫,૨૬] પરંતુ હે રાજન્! દ્વાપરયુગમાં શૂદ્રો તપશ્ચર્યા કરે તો મહાન અધર્મ થાય. અત્યારે તમારા રાજ્યમાં કોઈ મહાતપસ્વી દુર્બુદ્ધિ શૂદ્ર તપ કરે છે, તેથી આ બાળકનું અકાળ મરણ થયેલું છે; કારણ કે જે રાજાના રાજ્યમાં આવો અધર્મ કે અકાર્ય થાય છે, તેના નગરની બધી લક્ષ્મી નાશ પામે છે અને જો તેનું નિવારણ કરવામાં આવતું નથી, તો તે રાજા નિઃસંશય તુરત જ નરકે જાય છે. ધર્મવિધિથી પ્રજાને પાળનાર રાજાને પ્રજાનાં અધ્યયન, તપ અને સુકૃતના પુણ્યનો છઠ્ઠો ભાગ મળે છે.[૨૭-૩૦] પુણ્યના છઠ્ઠા ભાગનો ભાગીદાર રાજા પ્રજાનું રક્ષણ શા માટે ન કરે? માટે હે પુરુષશાર્દૂલ! તમે તમારા રાજ્યમાં તપાસ કરો.[૩૧] અને જ્યાં જ્યાં દુષ્કૃત્ય જોવામાં આવે, ત્યાં ત્યાં નિવારણ કરો. એ પ્રમાણે કરવાથી ધર્મની વૃદ્ધિ થશે અને માણસોનું આયુષ્ય લાંબું થશે, એટલું જ નહિ પણ હે નરશ્રેષ્ઠ! આ બાળક પણ જીવિત થશે.[૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૭૪મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૫ મો

બ્રાહ્મણના બાળકને જિવાડવાનો પ્રયત્ન

नारदस्य तु तद्वाक्यं श्रुत्वामृतमयं यथा ।
प्रहर्षमतुलं लेभे लक्ष्मणं चेदमब्रवीत् ॥ १ ॥

નારદજીનાં અમૃત જેવાં વચનો સાંભળી રામચંદ્રને અતિશય આનંદ થયો. તેમણે લક્ષ્મણને કહ્યું: 'હે સૌમ્ય! હે સુવ્રત! જાઓ, આ દ્વિજશ્રેષ્ઠને ધીરજ આપીને તેના બાળકના શરીરને તેલની કડામાં રખાવો.[૧,૨] હે સૌમ્ય! એ બાળકને ઈજા ન થાય તે રીતે અતિશય સુગંધીદાર તેલમાં સાચવી રખાવો.[૩] એ શુભ આચારવાળા બાળકના શરીરને એવી રીતે સંભાળો કે જેથી એના અંગમાં સ્વરૂપ-નો કે બીજો કાંઈ પણ ફેરફાર થાય નહિ.' શુભ લક્ષણયુક્ત લક્ષ્મણને એ પ્રમાણે કહી રામચંદ્રે મનથી સંકલ્પ કર્યો: 'હે મહાયશસ્વી પુષ્પક! તું અહીં આવ.' રામચંદ્રના મનનો વિચાર જાણીને સુવર્ણભૂષિત પુષ્પક વિમાન એક ઘડીમાં તેમની પાસે આવ્યું અને પ્રણામ કરી કહેવા લાગ્યું: 'હે નરાધિપ! હે મહાબાહો! આ તમારો સેવક તમારી પાસે હાજર છે.' પુષ્પકની એવી મીઠી વાણી સાંભળી રાજા રામચંદ્ર સર્વ મહર્ષિઓને નમસ્કાર કરી તેમ જ લક્ષ્મણ અને ભરતને નગરરક્ષક નીમી અતિશય તેજસ્વી ખડ્ગ, ધનુષ્ય અને ભાથું ગ્રહણ કરી તેમાં ચડ્યા.

દુષ્કૃત્યની શોધમાં નીકળેલા રામચંદ્ર પ્રથમ પશ્ચિમ દિશામાં ગયા અને ત્યાંથી શોભાય-માન હિમાલય પર્વતવાળી ઉત્તર દિશામાં ગયા.[૪-૧૦] ત્યાં કોઈ પણ દુષ્કૃત્ય જોવામાં આવ્યું નહિ. ત્યારે તેઓ પૂર્વ દિશામાં ગયા.

પુષ્પક વિમાનમા રહેલા મહાબાહુ રામચદ્રે પૂર્વ દિશાને પણ શુભ આચારવાળી અને દર્પણ જેવી નિર્મળ જોઈ ૧૧,૧૨ ત્યારે તેઓ દક્ષિણ દિશામા ગયા, ત્યા શૈવલ પર્વતની ઉત્તર બાજુએ એક મહાન સરોવર તેમના જોવામા આવ્યુ ૧૩ તે સરોવરના કિનારે ઊંધે મસ્તકે રહીને મહાન તપ કરતા એક તપસ્વીને તેમણે જોયો ૧૪

તે ઉત્તમ તપ આચરનાર પાસે જઈને રાજા રામચદ્રે કહ્યુ 'હે સુવ્રત ! તને ધન્ય છે ૧૫ હે દૃઢવિક્રમ ! હે તપોવૃદ્ધ ! કુતૂહલથી હુ દશરથ રાજાનો પુત્ર રામ તને પૂછુ છુ, તુ કઈ જાતનો છે ? ૧૬ બીજાથી મહામુશ્કેલીએ આચરી શકાય એવુ આ તપ તુ આચરે છે તેનો હેતુ શુ તારે સ્વર્ગ મેળવવુ છે કે બીજુ કાઈ વરદાન મેળવવુ છે કે કાઇ બીજો જ હેતુ મનમા ઇચ્છ્યો છે ? હે તાપસ ! તુ જે હેતુનો આશ્રય કરી આ તપ આચરે છે તે સાભળવાને હુ ઇચ્છુ છુ તુ કલ્યાણ કરનાર બ્રાહ્મણ છે કે મુશ્કેલીથી જીતી શકાય એવો ક્ષત્રિય છે કે વૈશ્ય જાતિનો છે કે શૂદ્ર જાતિનો છે ? જે હોય તે તુ સત્ય કહે ' રાજાના વચનો સાભળી ઊંધે મસ્તકે તપ કરનાર તપસ્વી એ નરશ્રેષ્ઠ રામચદ્રને પોતાની જાતિ કહી તેમ જ તપ કરવાનુ કારણ પણ કહ્યુ ૧૭–૨

ઇતિ શ્રીમદ્વાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૭૫મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૬ મો

### બ્રહ્મબાળને જીવનપ્રાપ્તિ–રામચદ્રનુ અગસ્ત્ય મુનિના આશ્રમે જવુ– આતિથ્યનો સ્વીકાર

तस्य तद्वचनं श्रुत्वा रामस्याक्लिष्टकर्मणः ।
अवाक्शिरास्तथाभूतो वाक्यमेतदुवाच ह ॥ १ ॥

અક્લિષ્ટકર્મા રાજા રામચદ્રના વચનો સાભળી ઊંધે મસ્તકે તપ કરતા તપસ્વીએ ઉત્તર આપ્યો ૧ 'હે રામ ! હુ શૂદ્ર જાતિમા જન્મ્યો છુ. હે મહાયશ ! આ જ શરીરથી દેવત્વ પામવાની ઇચ્છાથી હુ આ ઉગ્ર તપ આચરુ છુ હે રામ ! હુ સત્ય કહુ છુ કે મને દેવલોક જીતવાની ઇચ્છા છે હે કાકુત્સ્થ ! મારુ નામ શબૂક છે અને હુ જાતે શૂદ્ર છુ '

તપસ્વીનો ઉત્તર સાભળી રાજા રામચદ્રે તરત જ તેજસ્વી ખડગ વડે તેનુ માથુ કાપી નાખ્યુ ૨–૪ જ્યારે એ શૂદ્ર હણાયો, ત્યારે અગ્નિ સહિત ઇદ્ર અને બીજા દેવતાઓ ' સારુ કર્યુ, સારુ કર્યુ ' એ પ્રમાણે વારવાર કહીને રાઘવની પ્રશસા કરવા લાગ્યા ૫ તે સમયે અતિશય સુગધીદાર દિવ્ય પુષ્પોની મહાન વૃષ્ટિ થઈ અને વાયુને લીધે તે પુષ્પો ચારે તરફ પથરાઈ ગયા

અતિશય પ્રસન્ન થયેલા દેવોએ સત્ય પરાક્રમી રામચદ્રને કહ્યુ 'હે મહામતિ દેવ ! આપે દેવોને પ્રિય આ કાર્ય બહુ ઠીક કર્યુ છે હે રઘુનદન ! હવે તમારા પરાક્રમથી આ શૂદ્ર સ્વર્ગનો અધિકારી થશે નહિ માટે હે શત્રુતાપન ! હે સૌમ્ય ! તમારી ઇચ્છા હોય તે વરદાન માગી લ્યો '૬–૮ દેવોનુ આ ભાષણ સાભળી સત્યપરાક્રમી રામચદ્રે હાથ જોડીને સહસ્રલોચન ઇદ્રને કહ્યુ 'જો દેવો મારા ઉપર પ્રસન્ન થયા હોય, તો મને પરમ ઇપ્સિત વરદાન આપો કે પેલા બ્રાહ્મણનો પુત્ર સજીવન થાય ૧૦ મારા દોષને લીધે બ્રાહ્મણનો એકનો એક પુત્ર અકાળે મરણ પામી યમને સ્વાધીન થયો છે તમારુ કલ્યાણ થાઓ એ બ્રાહ્મણના પુત્રને જિવાડો, કારણ કે ' હુ તારા પુત્રને જિવાડીશ ' એવી મે તે બ્રાહ્મણ આગળ પ્રતિજ્ઞા કરી છે ' રાઘવના વચન સાભળી પ્રસન્ન થયેલા દેવોએ પ્રીતિ સહિત કહ્યુ 'હે કાકુત્સ્થ ! હવે આપ ઘેર પધારો તે બાળક સજીવન થઈ ગયો છે અને પોતાના ઇષ્ટ મિત્રોને ભેટી ચૂક્યો છે હે કાકુત્સ્થ ! જે પળે આ શૂદ્રનો વધ કરવામા આવ્યો, તે જ પળે એ બાળક સજીવન થયો છે હે નરશ્રેષ્ઠ ! તમારુ કલ્યાણ થાઓ, હવે અમે જઈશુ હે રાઘવ !

હવે અમે અગસ્ત્ય ઋષિનો આશ્રમ જોવા ઇચ્છીએ છીએ હે મહાતેજસ્વી રામ! એ બ્રહ્મર્ષિએ બાર વરસ સુધી જળમા શયન કર્યું હતુ, તેની દીક્ષા આજે પૂરી થાય છે હે કાકુત્સ્થ! એમને અભિનંદન આપવા અમે સર્વ ત્યા જઈએ છીએ, તે ઋષિશ્રેષ્ઠના દર્શન કરવાની ઇચ્છા હોય તો તમે પણ ત્યા ચાલો'

ત્યારે દેવોની સાથે ત્યા જવાની હા પાડી રાજા રામચંદ્ર હેમભૂષિત પુષ્પક વિમાનમા બેસીને જવા લાગ્યા દેવો અતિશય વિસ્તાર વાળા વિમાનોમા બેસીને અગસ્ત્યાશ્રમમા જતા હતા તે સમયે રામચંદ્ર પણ તેમની પાછળ પાછળ ઉતાવળે ત્યા જતા હતા તપોનિધિ ધર્માત્મા અગસ્ત્ય મુનિએ દેવોને આવેલા જોઈને તે સર્વની સારી રીતે પૂજા કરી મહર્ષિનો અતિથિસત્કાર સ્વીકારી દેવોએ તે મહામુનિની પૂજા કરી પછી પ્રસન્ન થયેલા એ સર્વ દેવો પોતાના સાથીએ સહિત સ્વર્ગમા ચાલ્યા ગયા ૧૧-૨૨ રાજા રામચંદ્રે પણ પુષ્પક વિમાનમાથી ઊતરી મુનિશ્રેષ્ઠ અગસ્ત્ય ઋષિને પ્રણામ કર્યા ૨૩ તેજથી દેદીપ્યમાન મહાત્માને પગે લાગ્યા પછી રાજા રામચંદ્રે મુનિએ આપેલા આસન ઉપર બેઠા ૨૪ પછી મહાતેજસ્વી અને મહાતપસ્વી અગસ્ત્ય મુનિએ તેમને કહ્યુ

'હે રાઘવ! હુ તમારુ સ્વાગત કરુ છુ તમારા આગમન માટે હુ મારુ ધન્યભાગ્ય સમજુ છુ ૨૫ હે રામ! તમે અનેક ઉત્તમ ગુણોવાળા હોવાથી મને બહુ જ માન્ય છો હે રાજન્! તમે મારા પૂજનીય અતિથિ છો અને નિરતર મારા હૃદયમા વસેલા છો શૂદ્રનો વધ કરનાર તમે આટલામા આવેલા છો એમ દેવોએ મને હમણા જ સમાચાર આપેલા હતા વળી તમે ધર્મવિધિથી બ્રાહ્મણના પુત્રને સજીવન કર્યો છે હે રાઘવ! તમે જ શ્રીમાન નારાયણ છો અને તમારામા જ સર્વ સસાર સ્થાપિત થયેલો છે તમે સર્વ દેવોના પ્રભુ છો, તમે જ સનાતન પુરુષ છો તમે આજની રાત્રિ મારા આશ્રમમા રહી પ્રભાતે પુષ્પક વિમાનમા બેસી અયોધ્યાપુરીમા જજો હે સૌમ્ય! પોતાના તેજથી દીપતા વિશ્વકર્માએ નિર્માણ કરેલા આ દિવ્ય આભરણને આપના દિવ્ય શરીર ઉપર ધારણ કરો અને મારુ પ્રિય કરો, કારણ કે પોતાને દાનમા મળેલી વસ્તુને ઉપયોગમા લીધા સિવાય બીજાને દાનમા આપી દેવી, એ મહાન ફળરૂપ આભરણને ધારણ કરવા તમે જ શક્તિમાન છો, માટે હે નરાધિપ! હુ તમને વિધિપૂર્વક આ પ્રદીપ્ત સૂર્ય સરખુ વિચિત્ર અને દિવ્ય આભરણ આપુ છુ તે આપ સ્વીકારો ૨૬-૩૩

ત્યારે ઇક્ષ્વાકુઓમા મહારથી અને+ બુદ્ધિમાનોમા શ્રેષ્ઠ રામચંદ્ર ક્ષાત્રધર્મનુ સ્મરણ કરીને કહ્યુ 'હે ભગવન્! બ્રાહ્મણની પાસેથી દાન લેવુ એ નિંદનીય છે ૧ વિપ્રોએ ક્ષત્રિયો પાસેથી દાન લેવુ એ વિહિત છે, પણ ક્ષત્રિયે વિપ્ર પાસેથી દાન કેવી રીતે લેવાય? ૨ તેમા આપના જેવા બ્રહ્મવેત્તા પાસેથી તો તે કેમ જ લેવાય? આ વિષે કહેવાને આપ જ યોગ્ય છો' રામના વચનો સાભળી મહર્ષિએ કહ્યુ ૩ 'હે રામ! પૂર્વે બ્રહ્મજ્ઞાનપૂર્ણ સત્યયુગમા સર્વ પ્રજા રાજા વિનાની હતી, ત્યારે રાજાઓમા તો માત્ર દેવોને એક જ ઇંદ્ર જ હતો એ સમયે સર્વ પ્રજા રાજા મેળવવા માટે આદિદેવ બ્રહ્માની પાસે જઈને પ્રાર્થના કરવા લાગી હે દેવ! ઇંદ્રને તો તમે દેવોનો રાજા બનાવ્યો,૪-૫ માટે હે લોકેશ! અમને નરશ્રેષ્ઠ રાજા આપો કે જેની પૂજા કરી અમે પાપ રહિત થઈ ચારે તરફ વિચરી શકીએ અમે નિશ્ચય કર્યો છે કે 'રાજા વિના વસવુ નહિ' આથી દેવશ્રેષ્ઠ બ્રહ્માએ ઇંદ્ર સહિત સર્વ લોકપાલોને બોલાવી કહ્યુ ૬-૭ 'તમે સર્વ તમારા તેજનો અંશ આપો, જેથી હુ રાજા નિર્માણ કરુ' તેવી સર્વ લોકપાલોએ પોતાના તેજનો અંશ તેમને આપ્યો ૮ ત્યારે બ્રહ્માએ 'ક્ષુપ'

+ અહીથી શરૂ થતા ૧૪ શ્લોકો ક્ષેપક છે

અર્થાત્ 'શબ્દ' કર્યો, જેવી ક્ષુપ નામનો રાજા થયો તેને બ્રહ્માએ લોકપાલોના અંશયુક્ત બનાવ્યો હતો તે ક્ષુપ રાજાને પ્રજાના ઈશ્વર તરીકે નિર્માણ કર્યો, ત્યારે તે રાજાએ ઇંદ્રના અંશથી આખી પૃથ્વી વશ કરી[૧૦] વરુણના અંશથી પોતાના શરીરનું પોષણ કર્યું, તેમ જ કુબેરના અંશથી પ્રજાને ધનનું દાન કર્યું.[૧૧] અને યમ રાજાના ભાગથી પ્રજા ઉપર શાસન કર્યું હે નરશ્રેષ્ઠ રઘુનંદન! તમે ઇંદ્રસ્વરૂપ હોવાથી મને કૃતાર્થ કરવા ખાતર આ અલંકાર ગ્રહણ કરો. તેથી અમારું કલ્યાણ થશે.[૧૨-૧૪] અગસ્ત્ય મુનિના વચન સાંભળી રામચંદ્રે સૂર્ય સરખા તેજસ્વી, દિવ્ય, વિચિત્ર અને ઉત્તમ આભરણને સ્વીકાર કર્યો એટલે આ તેજસ્વી આભરણો કેવી રીતે પ્રાપ્ત થયા તે સંબંધી પૂછ્યું હે બ્રહ્મન્! મહાયશસ્વી! કુતૂહલતાથી હું તમને પૂછું છું કે, અતિશય તેજસ્વી અને અદ્‌ભુત આકારવાળા આ દિવ્ય આભરણો આપને ક્યાંથી મળ્યા? કેવી રીતે મળ્યા? અથવા કોણે ક્યાંથી લાવી હરી લીધા હતા? આપ અનેક આશ્ચર્યોના પરમ સાગર છો' ત્યારે અગસ્ત્ય મુનિએ કહ્યું 'હે રામ! પૂર્વે ત્રેતાયુગમાં જે પ્રમાણે બનેલ છે, તે પ્રમાણે કહું છું તે સાંભળો.[૧૫,૧૬]

ઇતિ શ્રીમદ્વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૭૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૭ મો

### અગસ્ત્યને આભરણ આપનારની કથા

पुरा त्रेतायुगे राम बभूव बहुविस्तरम् ।
समन्ताद्योजनशतं विमृगं पक्षिवर्जितम् ॥ १ ॥

'હે રામ! પૂર્વે ત્રેતાયુગમાં સેંકડો યોજનના વિસ્તારવાળું પશુપક્ષી વિનાનું એક મહાવન હતું હે સૌમ્ય! મનુષ્ય વિનાના તે અરણ્યમાં ઉત્તમ તપ કરનારો હું એક વખતે આખું વન જોવા બહાર નીકળ્યો.[૧,૨] સુખ આપનારા અનેક જાતના સ્વાદિષ્ટ ફળ અને મૂળોવાળું તે વનનું ખરેખરું સ્વરૂપ જાણવાને કોઈ શક્તિમાન ન હતું. તે અરણ્યની મધ્યમાં એક યોજન લાંબુ–પહોળું સરોવર હતું, તેના કિનારા ઉપર હંસ, કારંડવ અને ચક્રવાક વગેરે પક્ષીઓ શોભી રહ્યા હતા, તેમાં પોયણી અને કમળો ખીલી રહ્યા હતા તેમાં કોઈ પણ સ્થળે શેવાળ નજર આવતી ન હતી વળી નવાઈ જેવું તો એ હતું કે, એનું જળ પણ અતિશય સ્વાદિષ્ટ હતું.[૩-૫] કાદવથી રહિત તેમજ ખળભળાટ વિનાના અને પક્ષીઓથી શોભતા એ સરોવરના કિનારા પર એક સુંદર આશ્રમ આવેલો હતો. એ આશ્રમસ્થાન અતિશય પ્રાચીન અને પવિત્ર હતું, છતાં તે તપસ્વીજનથી રહિત હતું હે પુરુષશ્રેષ્ઠ! ગ્રીષ્મઋતુની એક રાત્રિ હું એ આશ્રમમાં જ રહ્યો.[૬,૭] પ્રાતઃકાળમાં ઊઠી નાહવા માટે તે સરોવરાકનારા પાસે ગયો, ત્યારે ત્યાં કોઈક માણસનું તરત તાજું અને અતિશય પુષ્ટ શબ મેં જોયું.[૮] હે રાજા! એ મોટું શબ કોનું હશે અને ક્યાંથી આવ્યું હશે ઇત્યાદિ વિષયનો એક મુહૂર્ત સુધી મેં વિચાર કર્યો.[૯] 'આ શું હશે?' એમ વિચાર કરતો હું સરોવરના કિનારા ઉપર કેટલોક સમય બેસી રહ્યો, અંતે એક દિવ્ય અને અદ્‌ભુત દર્શન મારા જોવામાં આવ્યું.[૧૦]

'હે રઘુનંદન! હંસના આકારનું, મન જેવા વેગવાળું અને અતિ વિશાળ એક વિમાન ત્યાં આવ્યું તેમાં અત્યંત સ્વરૂપવાળો એક સ્વર્ગીય પુરુષ બેઠેલો હતો.[૧૧] હે વીર! દિવ્ય આભૂષણ ધારણ કરનારી એક હજાર અપ્સરાઓ તેની ઉપાસના કરતી હતી વળી કેટલીક ગાતી હતી તેમ જ બીજી કેટલીક મૃદંગ, વીણા વગેરે રમ્ય વાજિંત્રો વગાડતી હતી કોઈક નાચતી હતી, કેટલીક કમળ સરખા લોચનવાળી સ્ત્રીઓ સુવર્ણના હાથવાળા, મહાઘટ્ટ અને ચંદ્રકિરણ સરખા ઊજળા ચામરથી તે રાજાના મુખ ઉપર પવન નાખતી હતી પછી હે રામ! જેમ સૂર્ય સુમેરુ પર્વતના શિખર ઉપરથી ઊતરે તેમ તે સ્વર્ગીય પુરુષ સિંહાસન ઉપરથી ઊતર્યો અને વિમાનમાંથી બહાર આવી મારા દેખતા જ તે શબને

ખાવા માંડ્યો.[૧૨–૧૫] પુષ્ટ અવયવોનું માંસ ધરાતાં સુધી ખાઈ રહ્યા પછી જળ પીવા માટે તે પુરુષ સરોવરમાં ઊતર્યો. હે રઘુનંદન! જોઈએ તેટલું જળપાન કર્યા પછી તે સ્વર્ગીય પુરુષ પોતાના શ્રેષ્ઠ વિમાનમાં ચડવા લાગ્યો, ત્યારે વિમાનમાં ચડતા દેવ સરખા તે સ્વર્ગીય પુરુષને મેં કહ્યું: 'હે પુરુષશ્રેષ્ઠ! તમે કોણ છો? આ નિંદ્ય આહાર તમે શા માટે કર્યો? હે સૌમ્ય! તેનું કારણ કહેવાને તમે યોગ્ય છો. હે સૌમ્ય દેવવર! આવો આહાર કરવાનો કોને ભાવ થાય? મને મહાન આશ્ચર્ય થયું છે. હું તમારું સર્વ વૃત્તાન્ત સાંભળવા ઇચ્છું છું; કારણ કે આ શબભક્ષણ તમારા જેવાને યોગ્ય નથી. હે નરેંદ્ર! મને કુતૂહલ લાગવાથી આ વાત પૂછું છું.' ત્યારે તે સ્વર્ગીય પુરુષે મારાં વચનો સાંભળી શીઘ્રતા અને નમ્રતાથી પોતાનું વૃત્તાંત મને કહ્યું.[૧૬–૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૭૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૮ મો

### અગસ્ત્યને આભરણપ્રાપ્તિ

श्रुत्वा तु भाषितं वाक्यं मम राम शुभाक्षरम् ।
प्राञ्जलिः प्रत्युवाचेदं स स्वर्गी रघुनन्दन ॥ १ ॥

'હે રામ! હે રઘુનંદન! શુભાક્ષરવાળાં મારાં વચનો સાંભળી તથા હાથ જોડીને તે સ્વર્ગીય પુરુષે ઉત્તર આપ્યો:[૧] 'હે બ્રહ્મન્! હે દ્વિજ! જો તમે મને પૂછો છો, તો મારાં સુખદુઃખનું કારણ સાંભળો. અત્યાર સુધી તે દૂર ન કરી શકાય એવું છે.[૨] પૂર્વે ત્રણે લોકમાં પ્રખ્યાત, પરાક્રમી અને મહાયશસ્વી સુદેવ નામે વિદર્ભદેશના રાજા હતા, તે મારા પિતા થાય.[૩] હે બ્રહ્મન્! તેમને બે સ્ત્રીઓથી બે પુત્રો ઉત્પન્ન થયા હતા. તેમાં મારું નામ શ્વેત હતું અને મારા નાના ભાઈનું નામ સુરથ હતું.[૪] જ્યારે મારા પિતા સ્વર્ગવાસી થયા, ત્યારે પૌરજનોએ મને રાજ્યાભિષિક્ત કર્યો. એટલે હું અતિશય સાવધાનીથી ધર્મવિધિથી રાજ્ય ચલાવવા લાગ્યો. હે સુવ્રત! એ રીતે રાજ્ય કરતાં કરતાં અને ધર્મવિધિથી પ્રજાનું રક્ષણ કરતાં કરતાં એક હજાર વર્ષ વહી ગયાં.[૫,૬] અંતે હે દ્વિજોત્તમ! કોઈ પણ નિમિત્તથી હું મારું આયુષ્ય જાણી ગયો; ત્યારે કાળધર્મનો વિચાર કરી મારા ભાઈ સુરથનો રાજા તરીકે રાજ્યાભિષેક કરીને રાજપાટનો ત્યાગ કરી તપ કરવા માટે હું પશુપક્ષી વિનાના આ ભયંકર વનમાં આ સુંદર સરોવરની સમીપ આવ્યો હતો અને તેના કિનારા ઉપર લાંબા કાળ સુધી મેં તપ કર્યું હતું.[૭–૯] આ મહાવનમાં ત્રણ હજાર વરસ સુધી ભયંકર તપ કરીને હું પરમશ્રેષ્ઠ બ્રહ્મલોકમાં ગયો; પણ હે દ્વિજોત્તમ! સ્વર્ગ પ્રાપ્ત કર્યા પછી મને ક્ષુધા અને પિપાસા અતિશય પીડા કરવા લાગી, જેથી મારી ઇંદ્રિયો આકુળવ્યાકુળ થઈ ગઈ. આથી ત્રણે લોકમાં શ્રેષ્ઠ બ્રહ્મલોકમાં જઈને મેં પિતામહને કહ્યું: 'હે ભગવન્! આ બ્રહ્મલોકમાં તો ક્ષુધા અને પિપાસા લાગતી નથી,[૧૦–૧૨] છતાં મારાં કર્યાં કર્મને લીધે આ ક્ષુધા અને પિપાસા મારો કેડો મૂકતી નથી? હે પિતામહ! મારે શું આહાર કરવો?'[૧૩]

ત્યારે પિતામહે કહ્યું: 'હે સુદેવપુત્ર! તારો આહાર તારું પોતાનું સ્વાદિષ્ટ માંસ જ થશે; માટે તું તેનું નિત્ય ભક્ષણ કર. ઉગ્ર તપ કરવા છતાં તેં તારા શરીરને પુષ્ટ કરેલું છે. હે મહામતિ શ્વેત! કયારેય પણ વાવ્યા વિના બી ઊગતું નથી.[૧૪,૧૫] તેં જરા પણ દાન કર્યું નથી, માત્ર તપ જ આચર્યું છે અને તેથી જ હે વત્સ! સ્વર્ગમાં આવ્યા છતાં તને ક્ષુધા અને પિપાસા પીડા કરે છે.[૧૬] હવે તો તું અતિશય આહારથી પુષ્ટ બનેલા તારા પોતાના જ શરીરના માંસનું ભોજન કર અને તેથી જ તારી તૃપ્તિ થશે.[૧૭] હે શ્વેત રાજા! જ્યારે તે વનમાં દુર્ધર્ષ મહર્ષિ અગસ્ત્ય આવશે, ત્યારે તે તને દુઃખમાંથી છોડાવશે હે સૌમ્ય! તે મહાત્મા ઋષિ દેવોને તારવા પણ શક્તિમાન છે, તો પછી હે મહાબાહુ! ક્ષુધા અને પિપાસાને વશ

થયેલા તને તારવો એમા શુ ?'

હે દ્વિજોત્તમ ! દેવના દેવ ભગવાન બ્રહ્માજીનો આવો નિશ્ચય સાભળ્યો, ત્યારથી હુ આવો નિંદ્ય આહાર કરુ છુ [૧૮-૨૦] હે બ્રહ્મન ! મે ઘણા વર્ષો સુધી આવો આહાર કર્યો છે, છતા મારુ આ શરીર ખૂટતુ નથી તેમ મને તૃપ્તિ પણ થતી નથી [૨૧] હે પ્રભો ! તમે આ દુખમાથી મુક્ત કરો તમે અગસ્ત્ય જ છો, કારણ કે એમના સિવાય બીજા કોઈની પણ અહી ગતિ નથી [૨૨] હે દ્વિજોત્તમ ! તમને પહેરવાને હુ આ આભરણો આપુ છુ, તે આપ સ્વીકારો તમારુ કલ્યાણ થાઓ અને આ ગ્રહણ કરીને મારા ઉપર કૃપા કરો હે દ્વિજ ! હે બ્રહ્મર્ષિ ! આ સુવર્ણ, વસ્ત્ર ધન ભક્ષ્ય, ભોજન, આભરણ એ સર્વ આપને અર્પણ કરુ છુ મને તારવાને તમે જ શક્તિમાન છો માટે મારા ઉપર કૃપા કરવી યોગ્ય છે [૨૩ ૨૫]

એ સ્વર્ગીય પુરુષના આવા દુખયુક્ત વાક્યો સાભળીને તેનો મોક્ષ કરવાની ખાતર મે તે આભરણો સ્વીકાર્યા [૨૬] હે રાજર્ષિ ! મે તે શુભ આભરણોનો સ્વીકાર કર્યો કે તુરત જ તેનો પૂર્વદેહ નાશ પામ્યો [૨૭] પોતાના પૂર્વ દેહનો છુટકારો થયેલો જોઈને તે રાજર્ષિ અતિશય પ્રસન્ન થયો તૃપ્ત થયો અને સુખથી સ્વર્ગમા ગયો હે કાકુત્સ્થ ! ઉપર્યુક્ત હેતુથી તે ઇન્દ્ર તુલ્ય સ્વર્ગીય પુરુષે મને આ અદ્ભુત દેખાવવાળા દિવ્ય આભરણો આપેલા હતા [૨૮,૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહાકાવ્યે આદિકાવ્યે શ્રીરામાયણે ઉત્તરકાંડમા ૭૮મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૭૯ મો

### દડ રાજાનુ વૃત્તાત

**तदद्भुततमं वाक्यं श्रुत्वागस्त्यस्य राघव ।**
**गौरवाद्विस्मयाच्चैव भूयः प्रष्टुं प्रचक्रमे ॥ १ ॥**

અગસ્ત્ય મુનિના અતિશય અદ્ભુત વાક્યો સાભળી તેમ જ મુનિનુ ગૌરવ લક્ષમા રાખી રામચદ્ર બોલ્યા [૧] 'હે ભગવન ! વિદર્ભ દેશના શ્વેત રાજાએ જ્યા ભયકર તપ કર્યું હતુ, તે વન પશુપક્ષી વિનાનુ કેમ હતુ ? [૨] મનુષ્યોએ ત્યજી દીધેલા શૂન્ય વનમા તપ આચરવાને તે રાજાએ શા માટે પ્રવેશ કર્યો હતો, તે સર્વ હુ સાભળવા ઇચ્છુ છુ [૩]

રામચદ્રના કુતૂહલયુક્ત વચનો સાભળી પરમ તેજસ્વી અગસ્ત્ય ઋષિ બોલ્યા 'હે રામ ! પૂર્વે સત્યયુગમા રાજદડને ધારણ કરનાર મનુ નામે રાજા હતા તેમને, કુળને આનદ આપનાર ઇક્ષ્વાકુ નામે મહાન પુત્ર હતો [૪,૫] મુશ્કેલીથી જીતી શકાય એવા એ જ્યેષ્ઠ પુત્રને રાજગાદીએ બેસાડીને મહાત્મા મનુએ કહ્યુ 'પૃથ્વી ઉપર તુ રાજવશનો વિસ્તાર કરનારો થા [૬] હે રાઘવ ! પુત્રે પિતાની પાસે એ પ્રમાણે કરવાની પ્રતિજ્ઞા લીધી, એટલે મનુ ભગવાન પરમ સતુષ્ટ થયા અને બોલ્યા [૭] 'હે પરમોદાર પુત્ર ! તારા ઉપર હુ પ્રસન્ન થયો છુ, માટે તુ જરૂર વશવૃદ્ધિકર્તા થઈશ દડથી તુ પ્રજાનુ રક્ષણ કરજે, પરતુ ક્યારેય પણ અકારણ દડ દઈશ નહિ અપરાધીને કરેલો દડ રાજાને સ્વર્ગલોકમા લઈ જાય છે [૮] હે મહાબાહુ પુત્ર ! દડ દેવામા તુ અતિશય સાવધાન રહેજે, કેમ કે માત્ર વિધિપૂર્વક દડનીતિનો ઉપયોગ કરવાથી જ આ લોકમા ધર્મ પ્રાપ્ત થાય છે' એવી રીતે પુત્રને અનેક પ્રકારે સમજાવી ભગવાન મનુ પ્રસન્ન થઈને સમાધિયોગથી સનાતન બ્રહ્મલોકમા ગયા [૧૦,૧૧] પછી અત્યત તેજસ્વી ઇક્ષ્વાકુએ વશવૃદ્ધિ કરવા માટે પુત્રો સરજવાનુ ચિંતન કરવા માડ્યુ યજ્ઞ, દાન, તપ આદિ અનેક કર્મોથી મનુના પુત્ર ધર્માત્મા ઇક્ષ્વાકુએ દેવપુત્રો જેવા સો પુત્રો ઉત્પન્ન કર્યા [૧૨,૧૩] હે રઘુનદન ! તેઓમા સૌથી નાનો પુત્ર વિદ્યાવિહીન હતો અને તે પોતાના જ્યેષ્ઠ બધુઓની સેવા કરતો ન હતો [૧૪] પિતાએ એ અલ્પ તેજસ્વીનુ નામ દડ પાડ્યુ, કારણ કે તેઓ ધારતા હતા કે એ મૂઢ છે, માટે જરૂર એને દડ થશે [૧૫] હે શત્રુસૂદન રામ ! એ પુત્રને-લાયક કાઈ પણ પ્રદેશ એ રાજાના જોવામા

આવ્યો નહિ. ત્યારે તેણે શૈવલ અને વિંધ્ય પર્વત વચ્ચેનું રાજ્ય એને આપ્યુ. પર્વતની તળેટીના રમ્ય પ્રદેશમાં તે દંડ રાજ્ય કરવા લાગ્યો. હે રામ! ત્યાં તેણે સુંદર શહેર વસાવ્યું. તે નગરનુ નામ તેણે મધુમાન રાખ્યુ અને ઉત્તમ આચરણવાળા શુક્રાચાર્યને પોતાના પુરોહિત બનાવ્યા.[१६–१८] દેવલોકમાં જેમ ઇંદ્ર રાજ્ય કરે છે, તેમ એ રાજા પુરોહિત સહિત આનંદમાં રહેતા મનુષ્યોવાળા પ્રદેશમાં રાજ્ય કરતો હતો.[१९] જેમ મહાત્મા બલિ શુક્રાચાર્ય સહિત પાતાળમાં રાજ્ય કરે છે, તેમ તે સમયે ઇક્ષ્વાકુ મહાત્માનો દંડ નામનો પુત્ર શુક્રાચાર્ય સાથે પોતાના નગરનું રાજ્ય કરવા લાગ્યો.'[२०]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૭૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૦ મો

### દંડ રાજાનું દુષ્ટ કૃત્ય

**एतदाख्याय रामाय महर्षिः कुम्भसंभवः।**
**अस्यामेवापरं वाक्यं कथायामुपचक्रमे ॥ १ ॥**

કુંભમાંથી ઉત્પન્ન થયેલા મહર્ષિ અગસ્ત્યે રામચંદ્રને આ પ્રમાણે કહીને આ કથાનો બીજો ભાગ કહેવા માંડ્યો.[१] તેઓ બોલ્યા: 'હે કાકુત્સ્થ! દંડ રાજાએ ત્યાં ઘણાં વર્ષ સુધી જિતેંદ્રિય રહીને નિષ્કંટક રાજ્ય કર્યું.[२] એક વખત મનોરમ એવા ચૈત્ર માસમાં એ દંડ રાજા શુક્રાચાર્યના સુંદર આશ્રમમાં ગયો, ત્યારે તેણે સર્વોત્તમ અને રૂપરૂપના ભંડાર જેવી શુક્રાચાર્યની પુત્રીને વનપ્રદેશમાં ફરતી જોઈ.[३,४] તેને જોઈને હીનમતિ થયેલો દંડ રાજા કામબાણથી પીડાવા લાગ્યો. પછી કામાવેશને લીધે તે એ કન્યા પાસે ગયો અને કહેવા લાગ્યો:[५] 'હે સુશ્રોણિ! હે શુભે! તું અહીં ક્યાંથી આવી અને તુ કોની પુત્રી છે? હે સુંદર મુખવાળી! કામવાસનાવાળો હું તને ચાહું છું.'[६] મોહથી ગાંડા થઈ ગયેલા અને તે પ્રમાણે પૂછતા એ કામી રાજાને શુક્રાચાર્યની પુત્રીએ અતિશય નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો:[७] 'ક્લેશ-રહિત કર્મ કરનાર એવા દેવ શુક્રાચાર્યની હું મોટી પુત્રી છું. હે રાજેંદ્ર! મારું નામ અરજા છે અને હું આ આશ્રમમાં રહું છું.[८] મને બળાત્કારે સ્પર્શ કરશો નહિ, કારણ કે હું કુમારી છું તેથી પિતાને વશ છું. વળી મારા પિતા તમારા ગુરુ છે અને તમે એ મહાત્માના શિષ્ય છો.[९] મારા મહાતપસ્વી પિતા જો તમારા ઉપર ક્રોધ કરશે, તો તમે મહાદુઃખમાં આવી પડશો. તમોને જો મારી સાથે વરવાની ઇચ્છા જ હોય, તો ધર્મમાર્ગ ગ્રહણ કરો. હે નરશ્રેષ્ઠ! તમે મારા મહાતેજસ્વી પિતા પાસે મારી માગણી કરો. એ સિવાય બીજી કોઈ રીતે વર્તશો, તો મહાભયંકર આપત્તિ આવી પડશે. મારા પિતા ક્રોધથી ત્રણે લોકને બાળી નાખે તેવા છે; છતાં મારા પિતા પાસે જઈ મારું માગું કરશો તો તમને મારું દાન આપશે.'

અરજાએ આ પ્રમાણે કહ્યું, ત્યારે કામાતુર અને ઉન્મત્ત થયેલો દંડ રાજા માથું નમાવીને અને હાથ જોડીને કહેવા લાગ્યો: 'હે સુશ્રોણિ! કૃપા કર, વિલંબ કરવો યોગ્ય નથી. હે સુંદર મુખવાળી! તારી ખાતર મારા પ્રાણ ચિરાઈ જાય છે.[१०–१४] તને પ્રાપ્ત કરીને હું મારો વધ થવા દઈશ અથવા ભયંકર પાપ વહોરી લઈશ; પણ હે ભીરુ! અતિશય વિહ્વળ થયેલા અને તારું જ રટણ કરતા મને તું એકદમ આધીન થા.'[१५]

આ પ્રમાણે કહીને તે બળવાન રાજાએ બળાત્કારે તે કન્યાને બે હાથે પકડી લીધી. તે કન્યાએ છટકવા પ્રયત્ન કર્યો, પણ તેનું કાંઈ ચાલ્યુ નહિ. કામાતુર દંડ રાજાએ તેની સાથે બળાત્કારે મૈથુન કર્યું.[१६] આ પ્રમાણે મહા ઘોર અને અત્યંત દારુણ અનર્થ કરીને દંડ રાજા પોતાના ઉત્તમ મધુમાન નગરમાં ગયો, ત્યારે અતિશય ત્રાસ પામેલી કુમારી અરજા આશ્રમની પાસે બેસી રોતી રોતી પિતાની રાહ જોવા લાગી.[१७,१८]

૮૦ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૮૧ મો

શુક્રાચાર્યનો શાપ-દંડક રાજ્યનો નાશ

स मुहूर्तादुपश्रुत्य देवर्षिरमितप्रभः ।
स्वमाश्रमं शिष्यवृत्तः क्षुधार्तः संन्यवर्तत ॥ १ ॥

થોડી જ વારમા શિષ્યના મુખથી અમિત તેજવાળા દેવર્ષિ શુક્રાચાર્યે આ વૃત્તાંત સાભળ્યો અને તરત જ ભૂખ્યા ને ભૂખ્યા આશ્રમમા દોડી આવ્યા.[૧] ત્યા તેમણે ગ્રહે ગ્રસેલી પરોઢિયાની જ્યોત્સ્ના જેવી નિસ્તેજ અને મલિન થયેલી દીન અરજાને રડતી દીઠી.[૨] પોતાની પુત્રીની આ સ્થિતિ જોઈ તેથી તેમ જ ક્ષુધાતુર હોવાથી પરમ ક્રોધ પામેલા શુક્રાચાર્ય જાણે ત્રણે લોકને બાળી નાખતા હોય તેમ બોલ્યા . 'હે શિષ્યો ! આવુ વિપરીત કૃત્ય કરનાર દુરાત્મા દંડ રાજા પર મારા ક્રોધથી અગ્નિજ્વાળા જેવી ભયંકર વિપત્તિ આવી પડશે તે તમે જોશો ઉચ્ચ કુળમા ઉત્પન્ન થવા છતા દુષ્ટાચરણમા પ્રવૃત્ત થયેલા તે રાજાનો પોતાના અનુચરો સહિત વિનાશકાળ આવી પહોચ્યો છે, કારણ કે તેણે અગ્નિની સળગતી જ્યોતનો સ્પર્શ કર્યો છે. તેણે મહાભય કર પાપ કરેલુ છે, જેથી તે દુષ્ટ બુદ્ધિવાળો એ પાપી કર્મનુ ફળ જરૂર ભોગવશે એ દુષ્ટ બુદ્ધિવાળો રાજા પુત્ર, પરિવાર, સેના અને વાહનો સહિત સાત રાત્રિમા પોતાના પાપાચરણથી નાશ પામશે, એટલુ જ નહિ પણ એ રાજાનો સો સો યોજન ફરતો પ્રદેશ ઇંદ્ર વરસાવેલા ધૂળના વરસાદથી નાશ પામશે[૩–૮] એ મહાન ધૂળના વરસાદથી સર્વ સ્થાવરજગમ પદાર્થો અને પ્રાણીઓ જે જે એ પ્રદેશમા હશે, તે સર્વ નાશ પામશે[૯] દુરાત્મા દડ રાજાનો પ્રદેશ જ્યા સુધી હશે, ત્યા સુધી એ સર્વ ધૂળના વરસાદથી સાત રાત્રિમા તદ્દન અદૃશ્ય થઈ જશે'

એમ કહી ક્રોધથી લાલ આખોવાળા ભાર્ગવે (શુક્રાચાર્યે) પોતાના આશ્રમમા રહેનારા સર્વ માણસોને કહ્યુ 'જો જીવવુ હોય તો આ રાજાના રાજ્યની હદ છોડીને એકદમ ચાલ્યા જાઓ.' આશ્રમવાસી જનો શુક્રાચાર્યના આવાં વચનો સાંભળી એ રાજ્યપ્રદેશમાંથી બહાર નીકળી ગયા. પછી તેમણે પોતાની પુત્રી અરજાને કહ્યું : 'હે દુષ્ટ બુદ્ધિવાળી ! તું એકાગ્રચિત્ત કરીને અહીંયા આ આશ્રમમા જ રહે. હે અરજે ! આ એક યોજન લાબા પહોળા સુંદર સરોવર ઉપર તારા કર્મના ફળ ભોગવતી કાળની રાહ જોતી તુ રહેજે.[૧૩–૧૪] તે રાત્રિએ જે પ્રાણીઓ તારી સમીપમા આવીને રહેશે, તેઓ એ ધૂળના વરસાદથી નાશ પામશે નહિ'[૧૫] અતિશય દુ ખી થયેલી અરજા બ્રહ્મર્ષિ પિતાની આજ્ઞા સાભળીને બોલી· ઠીક, 'એમ કરીશ.'[૧૬]

પછી મહાત્મા શુક્રાચાર્ય પણ બીજે સ્થળે નિવાસ કરવા ચાલ્યા ગયા. એ બ્રહ્મવાદી ઋષિએ શાપ આપ્યો હતો તેથી દ ડરાજાનુ રાજ્ય સેવક, સૈન્ય અને વાહનો સહિત સાત દિવસમા ભસ્મ થઈ ગયુ. તે જ આ વિંધ્ય અને શૈવલ પર્વત વચ્ચેનો દ ડ રાજાનો પ્રદેશ છે. કૃતયુગમા અધર્માચરણને લીધે જ્યારથી એ બ્રહ્મર્ષિએ શાપ આપ્યો હતો, ત્યારથી હે કાકુત્સ્થ ! આ પ્રદેશ દ ડકારણ્ય નામે ઓળખાય છે. જે સ્થાનમા તપસ્વીઓ જઈને રહ્યા હતા, તે સ્થાન જનસ્થાન નામથી ઓળખાય છે. હે રાઘવ ! જે તમે મને પૂછ્યુ તે બધુ મેં તમને કહી દીધુ છે[૧૭–૨૦] હે વીર ! હવે સ ધ્યો પાસના કરવાનો સમય થયો છે હે નરવ્યાઘ્ર ! આ સર્વ મહર્ષિઓ સ્નાન કરીને જળપૂર્ણ કમ ડળ લઈને સૂર્યને અર્ઘ્ય આપી તેની ઉપાસના કરે છે. એ સર્વ વેદ જાણનાર મુનિઓએ તીર્થમા આવીને બ્રાહ્મણમત્રોનુ અધ્યયન કરેલુ છે તેમની પૂજા પામીને સૂર્ય નારાયણ અસ્તાચળ ઉપર જવા લાગ્યો છે, માટે હે રામ ! ઊઠો, તમે પણ સ્નાનસ ધ્યા કરો[૨૧,૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૮૧ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૮૨ મો

## અગસ્ત્યાશ્રમમાંથી વિદાય-રામચંદ્રનું અયોધ્યામાં આગમન

ऋषेर्वचनमाज्ञाय रामः संध्यामुपासितुम् ।
अवाक्रामत्सरः पुण्यमप्सरोगणसेवितम् ॥ १ ॥

અગસ્ત્ય ઋષિની આજ્ઞા થતાં રાજા રામચંદ્ર અપ્સરાઓએ સેવેલા પવિત્ર સરોવરના કિનારા ઉપર સંધ્યા કરવા ગયા.[૧] ત્યાં જઈ સ્નાન કરી સાયંસંધ્યાદિ નિત્યકર્મ કરી તેઓ અગસ્ત્યના આશ્રમમાં પાછા આવ્યા.[૨] પછી અગસ્ત્ય મુનિએ ભોજન માટે રામચંદ્રની આગળ સ્વાદિષ્ટ અને પવિત્ર કંદ, મૂળ, ઔષધ અને શાલ આદિ મૂકયાં.[૩] રાજા રામચંદ્રે અમૃત સરખા તે અન્નનુ ભોજન કરી તૃપ્ત થઈ પ્રસન્નતાપૂર્વક તે રાત્રિ આશ્રમમાં જ વિતાવી.[૪] બીજે દિવસે પ્રાતઃકાળના નિત્યકર્મથી પરવારી શત્રુઓને પીડનારા રાજા રામચંદ્ર અગસ્ત્ય ઋષિ પાસે આવ્યા.[૫] મહર્ષિને નમન કરીને રામચંદ્રે કહ્યું : 'હે ભગવન્! હવે હું અયોધ્યા જવા માટે આપની આજ્ઞા માગું છું. આપનુ દર્શન થવાથી હું ધન્ય થયો છું. વળી આપના અનુગ્રહને પાત્ર થયો છું; તેથી હવે પછી પણ આપનાં દર્શન માટે આવતો રહીશ.'[૬,૭] રામચંદ્રનાં મધુર અને નમ્ર વચનો સાંભળી ધર્મરૂપ નેત્રવાળા અગસ્ત્ય મુનિ અતિશય પ્રસન્ન થયા.[૮] અને બોલ્યા : 'હે રામ! તમારાં આ સુંદર વાકયો અતિશય અદ્ભુત છે. હે રઘુનંદન! તમે જ સર્વ પ્રાણીઓને પાવન કરનારા છો.[૯] હે રામ! જે લોકો માત્ર બે ઘડી આપનાં દર્શન કરે, તેઓ પણ પાવન થાય છે અને સ્વર્ગમાં જઈ દેવોથી પૂજાય છે.[૧૦] વળી પૃથ્વી ઉપરનાં જે પ્રાણીઓ આપના તરફ દ્વેષદૃષ્ટિથી જુએ છે, તેઓ તરત જ યમદંડથી હણાઈને નરકગામી થાય છે.[૧૧] હે રઘુશ્રેષ્ઠ! એ પ્રમાણે તમે સર્વ પ્રાણીમાત્રને પાવન કરનારા છો, તો હું શું તમને પાવન કરી શકું? હે રાઘવ! જેઓ તમારા ગુણાનુવાદ કરશે તેઓ જરૂર સિદ્ધિ પામશે. ભલે, તમે ખુશીથી અયોધ્યા પધારો. તમારો માર્ગ સુખરૂપ અને ભયરહિત થાઓ. તમારી સર્વ ચિંતા દૂર થાઓ અને તમે ધર્મવિધિથી રાજ્યશાસન કરો; કારણ કે આખા જગતનું તમે જ શરણ છો.'[૧૨,૧૩]

પછી રાજા રામચંદ્ર સત્યવાદી અગસ્ત્ય ઋષિને તથા સર્વ તપસ્વી ઋષિઓને પ્રણામ કરી સુવર્ણભૂષિત પુષ્પક વિમાનમાં ચડયા. એ સમયે દેવો જેમ ઇંદ્રનુ પૂજન કરે છે, તેમ ઋષિઓના સમુદાયે તેમનુ આશીર્વાદથી પૂજન કર્યું.[૧૪-૧૬]

સુવર્ણભૂષિત પુષ્પક વિમાનને લીધે આકાશમાં ગયેલા રામચંદ્ર વર્ષાઋતુના વાદળની સાથે શોભતા ચંદ્ર જેવા જણાતા હતા. એ પ્રમાણે તે જ દિવસે બપોરે અનેક સ્થળેથી પૂજન પામતા રામચંદ્ર અયોધ્યામાં આવી પહોંચ્યા અને નગર વચ્ચે આવેલા રાજમંદિરના ચોકમાં પુષ્પક વિમાનમાંથી નીચે ઊતર્યા.[૧૭,૧૮] પછી તુરત જ ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા સુંદર પુષ્પક વિમાનને વિસર્જન કરીને બોલ્યા : 'હે પુષ્પક! તું તારા પ્રભુના સ્થાનમાં જા. તારું કલ્યાણ થાઓ.' મંદિરમાં આવ્યા પછી રામચંદ્ર દ્વારપાળને આજ્ઞા કરી: 'શ્રેષ્ઠ પરાક્રમી લક્ષ્મણ અને ભરત એ બન્નેની પાસે જઈને મારા આગમનના સમાચાર જણાવ અને સત્વર એમને બોલાવી લાવ.'[૧૯,૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૮૨ મો સર્ગ સમાપ્ત

## શ્રીરામે અશ્વમેધ યજ્ઞ કર્યો

# સર્ગ ૮૩ મો

## રાજસૂય યજ્ઞ સંબંધી ચર્ચા

तच्छ्रुत्वा भाषितं तस्य रामस्याक्लिष्टकर्मणः ।
द्वास्थः कुमारावाहूय राघवाय न्यवेदयत् ॥

અક્લિષ્ટકર્મા રાજા રામચંદ્રની આજ્ઞા થતાં દ્વારપાળ ભરત અને લક્ષ્મણને બોલાવી લાવ્યો અને રામચંદ્રને નિવેદન કર્યું કે બન્ને ભાઈઓ

અહીં આવી ગયા છે. ત્યારે ભરત અને લક્ષ્મણને આવેલા જોઈ રામચંદ્ર તેમને ભેટયા અને કહ્યું [૧,૨] 'મેં બ્રાહ્મણના કાર્યની જે પ્રતિજ્ઞા કરી હતી તે પૂર્ણ કરી છે. હે બંધુઓ! હવે મને ધર્મની મર્યાદારૂપ રાજસૂયાદિ યજ્ઞ કરવાની ઇચ્છા થાય છે,[૩] કારણ કે ધર્મના સેતુરૂપ એ યજ્ઞો અક્ષય અને અવ્યયધર્મની વૃદ્ધિ કરનાર છે અને એ ધર્મ સંબંધી ચર્ચા કરનાર યજ્ઞો પાપનો નાશ કરનાર છે.[૪] મારા આત્મસ્વરૂપ તમારા જેવા બન્ને યુવાનોની સહાયતાથી શ્રેષ્ઠ રાજસૂય યજ્ઞ કરવા હું ઇચ્છું છું, કારણ કે તેથી શાશ્વત ધર્મની પ્રાપ્તિ થાય છે પૂર્વે શત્રુતાપન મિત્રદેવે રાજસૂય નામે સારો યજ્ઞ કરીને વરુણત્વ પ્રાપ્ત કર્યું હતું, તેમ જ સોમદેવે પણ વિધિ પ્રમાણે ધર્મયુક્ત રાજસૂય યજ્ઞ કરીને સર્વ લોકોમાં શાશ્વત કીર્તિ અને સ્થાન પ્રાપ્ત કર્યાં હતાં,[૫-૭] માટે આજે તમે બન્ને બાંધવો આ લોકમાં તથા પરલોકમાં જે હિતકારક હોય, તેનો વિચાર કરી મને સલાહ આપો '

રામચંદ્રના આવા વચનો સાંભળી વાણી વિશારદ ભરતે હાથ જોડીને કહેવા માંડયું ' 'હે અમાપ પરાક્રમી મહાભુજ રામચંદ્ર! હે સાધુ! તમારામાં જ સંપૂર્ણ ધર્મ, યશ અને સર્વ વસુધરા પ્રતિષ્ઠિત થયેલી છે.[૧૦] જેમ સર્વ દેવો મહાત્મા લોકનાથ પ્રજાપતિ તરફ પૂજ્ય બુદ્ધિથી જુએ છે, તે જ પ્રમાણે સર્વ રાજાઓ અને અમે આપને નીરખીએ છીએ [૧૧] હે મહાબળવાન રાજન્! પુત્ર જેમ પિતા તરફ માનપૂર્વક જુએ છે, તેમ સઘળી પ્રજા તમારા તરફ જુએ છે હે રાઘવ! તમે સર્વ પ્રાણીમાત્રની ગતિના સાધનરૂપ પૃથ્વી સમાન છો [૧૨] જે રાજસૂય યજ્ઞમાં પૃથ્વી ઉપરના અનેક રાજવંશોનો વિનાશ થાય છે, એવો વિધિવાળો યજ્ઞ સર્વની પ્રીતિનું પાત્ર કેવી રીતે થશે? હે રાજન્! પૃથ્વી ઉપર જે પૌરુષપ્રાપ્ત પુરુષો છે, તે સર્વનો તમારા કોપથી નાશ થશે [૧૩,૧૪] અને હે અતુલ પરાક્રમી! હે પુરુષસિંહ! તમારા ગુણોથી આખી પૃથ્વી તો તમારે વશ છે, માટે તે વીરોનો નાશ યોગ્ય નથી.'[૧૫]

ભરતનાં આવાં અમૃતમય વચનો સાંભળી સત્યપરાક્રમી રાજા રામચંદ્રને અતિશય હર્ષ થયો. તેમણે કૈકેયીના આનંદમાં વધારો કરનાર ભરતને ઉત્તર આપ્યો ' 'હે પાપરહિત! હે પુરુષસિંહ! વીરને શોભે એવાં ધર્મયુક્ત અને પૃથ્વીનું પરિપાલન કરે તેવાં તારાં વચનો સાંભળી હું પ્રસન્ન થયો છું અને સંતુષ્ટ થયો છું.[૧૬-૧૮] હે ધર્મજ્ઞ! તારાં સુંદર વચનોથી આ ઉત્તમ રાજસૂય યજ્ઞ કરવાનો વિચાર હું માંડી વાળું છું. કારણ કે લોકને પીડા કરે તેવું કામ વિચક્ષણ માણસો કરતા નથી. હે લક્ષ્મણાગ્રજ! બાળકની પાસેથી પણ શુભ શિખામણ ગ્રહણ કરવી જોઈએ, માટે હે મહાબળ! સારી રીતે યોજાયેલી તારી આ શિખામણ હું માન્ય રાખું છું '[૧૯,૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રી રામાયણના ઉત્તરકાંડમાં ૮૩મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૪મો

**અશ્વમેધ યજ્ઞ સંબંધી ચર્ચા-વૃત્રાસુરનું વૃત્તાંત**

तथोक्तवति रामे तु भरते च महात्मनि।
लक्ष्मणोऽथ शुभं वाक्यमुवाच रघुनन्दनम्॥१॥

મહાત્મા રામચંદ્ર અને ભરત એ પ્રમાણે બોલી રહ્યા પછી લક્ષ્મણે શુભ વચનો કહેવા માંડયાં ' 'રઘુનંદન! અશ્વમેધ નામનો મહાયજ્ઞ સર્વ પાપનો નાશ કરનાર અને પવિત્ર છે જો આપને રુચે તો આપણે એ પવિત્ર અને દુર્ધર્ષ યજ્ઞ કરીએ [૧,૨] મેં એવું સાંભળ્યું છે કે પૂર્વે મહાત્મા ઇંદ્રને બ્રહ્મહત્યા લાગી હતી ત્યારે તેઓ આ અશ્વમેધ યજ્ઞ કરી પવિત્ર થયા હતા [૩] હે મહાબાહુ! પૂર્વે દેવ અને અસુરના સંગ્રામ સમયે વૃત્ર નામનો લોકપૂજ્ય મહાન દૈત્ય હતો [૪] તે ત્રણસો યોજન ઊંચો અને સો યોજન પહોળો હતો, ત્રણે લોક પોતાને વશ છે એમ માની સર્વ પ્રાણીઓ તરફ તે પ્રીતિયુક્ત રહેતો હતો ધર્મજ્ઞ,

કૃતજ્ઞ અને બુદ્ધિમાન એ દૈત્ય સાવધાન ચિત્ત ધર્મવિધિથી આખી પૃથ્વીનું પાલન કરતો હતો.[૫,૬] જ્યારે તે રાજ્ય કરતો હતો, ત્યારે પૃથ્વી કામદુઘા જેવી હતી, તેના પરના બધા ફળ, ફૂલ અને મૂળ સ્વાદિષ્ટ ઉત્પન્ન થતા હતા.[૭] તે મહાત્માના રાજ્યમા ખેડયા વિના જ ધાન્ય પાકતું હતું. એવા અદ્દભુત સંપત્તિવાળા રાજ્ય ઉપર તે સત્તા ચલાવતો હતો એક સમયે તેને એવો વિચાર થયો કે હું અતિ ઉત્તમ તપ કરું, કારણ કે તપ કલ્યાણકારક છે અને બીજા સુખ તો મોહ ઉત્પન્ન કરનાર છે.[૮,૯] તેથી પોતાના મધુરેશ્વર નામના જ્યેષ્ઠ પુત્રને પ્રજાજનના હાથમા સોપી એ દૈત્ય વનમા ગયો અને દેવોને સંતાપ ઉત્પન્ન કરે તેવુ ઉગ્ર તપ કરવા લાગ્યો.[૧૦]

જ્યારે વૃત્ર આવુ તપ કરતો હતો, ત્યારે ઇદ્ર મહાદુઃખી થઈ વિષ્ણુ ભગવાન પાસે જઈ ને બોલ્યો 'હે મહાબાહુ! વૃત્રે તપને લીધે ત્રણે લોકો જીતી લીધા છે એ ધર્માત્મા બળવાન છે, તેથી હુ એના ઉપર શાસન કરવા શક્તિમાન નથી.[૧૧,૧૨] હે સુરેશ્વર! જો એ ફરી તપ આદરશે તો જ્યા સુધી આ જગત રહેશે, ત્યા સુધી અમે એના દાસ થઈ ને રહીશું, છતા હે મહાબળવાન! તમે એ પરમ ઉદાર વૃત્રની ઉપેક્ષા કરો છો. હે સુરેશ્વર! જો તમે ક્રોધ પામો, તો એક ક્ષણ પણ એ જીવી શકે તેમ નથી[૧૩,૧૪] હે વિષ્ણુ! જ્યારે તેણે તમારી સાથે પ્રીતિ કરી છે, ત્યારથી તે લોકોનો ઇશ્વર થઈ ગયો છે,[૧૫] માટે હવે તમે સાવધાન થાઓ અને સર્વ લોકો ઉપર કૃપા કરો, એટલે આખા જગતમા શાંતિ થશે અને સર્વ રોગનો નાશ થશે[૧૬] હે વિષ્ણુ! આ સર્વ દેવો આપના તરફ જોઈ રહ્યા છે, માટે મહાન વૃત્રનો ઘાત કરી અમને સહાય કરો[૧૭] આ દેવોને તમે ઘણીયે સહાય કરી છે. વળી તમારા સિવાય બીજો કોઈ તેને સહાય કરી શકે તેમ નથી, એક તમે જ માત્ર અશરણનુ શરણ છો.'[૧૮]

૮૪મે સર્ગ સમાપ્ત

# સર્ગ ૮૫ મો

**અશ્વમેધ યજ્ઞ સંબંધી ચર્ચા-વૃત્રાસુરનો વધ**

लक्ष्मणस्य तु तद्वाक्य श्रुत्वा शत्रुनिबर्हण।
वृत्रघातमशेषेण कथयेत्याह सुव्रत ॥ १ ॥

લક્ષ્મણના વચનો સાભળી શત્રુનો નાશ કરનાર રામચંદ્ર બોલ્યા: 'હે સુવ્રત! વૃત્રના ઘાતની આ સર્વ કથા અમને કહો.' રાઘવના વાક્યોના ઉત્તરમા સુમિત્રાના આનંદની વૃદ્ધિ કરનાર લક્ષ્મણે ફરીથી એ દિવ્ય કથા કહેવા માડી.[૧,૨] તેઓ બોલ્યા 'પછી ઇદ્રના અને સર્વ દેવોના આ વચનો સાભળી વિષ્ણુએ ઇદ્રાદિ દેવોને કહ્યુ[૩]

'હે દેવો! મહાત્મા વૃત્રાસુરની સાથે હુ પાપુ જૂના કાળથી પ્રીતિ વડે બધાયેલો છુ. તમારુ પ્રિય કરવાની ખાતર હુ એ મહા અસુરને હણીશ નહિ, પણ તમારા ઉત્તમ સુખનો ઉપાય તો મારે અવશ્ય કરવો જોઈએ એથી એનો ઉપાય હુ કહુ છુ, જે જાણીને ઇદ્ર પોતે જ તેને હણી શકશે[૪,૫] હે દેવો! હુ મારી તેજોમય મૂર્તિનો ત્રીજો ભાગ ઇદ્રમા, એક ભાગ વજ્રમા અને એક ભાગ પૃથ્વીમા મૂકીશ એ સમયે ઇદ્ર વૃત્રને હણશે એમા જરા પણ સંશય નથી.'

વિષ્ણુના વચનો સાભળી દેવો બોલ્યા: હે દૈત્યોને મારનારા! ખરેખર, આપ કહો છો એમ થશે, એમા અમને લેશમાત્ર પણ સંશય નથી.[૧-૮] હે ભગવન્! તમારુ કલ્યાણ થાઓ વૃત્રાસુરનો વધ ઇચ્છનારા અમે જઈએ છીએ હવે તમે ઘણા મોટા તેજથી તૃતીયાંશે ઇદ્રમા સંચાર કરો[૯] પછી ઇદ્રને આગળ કરી સર્વ દેવો જ્યા મહાન વૃત્રાસુર તપ કરતો હતો ત્યા ગયા. ત્યા આવીને તેઓએ તપ કરતા અસુરશ્રેષ્ઠ વૃત્રને તેજથી દેદીપ્યમાન થયેલો જોયો મહાબળવાન વૃત્ર જાણે ત્રણે લોકને પોતાના તેજમા પી જશે કે આકાશને પોતાના તેજથી બાળી નાખશે એવો લાગતો હતો. તે અસુરશ્રેષ્ઠને જોઈ ને દેવો ત્રાસ પામ્યા અને ભય પામ્યા કે આને કેમ હણી શકીશુ? અથવા આનો પરાજય કેવી રીતે કરી

શકીશું ? પછી સહસ્રલોચન ઇંદ્રે હિંમત કરી બે હાથે પોતાનું વજ્ર ઉપાડીને જોરથી વૃત્રાસુરના માથા ઉપર ફેંક્યું.[10–13] એટલે કાલાગ્નિ સમાન મહાઘોર અને મહાકાંતિયુક્ત વૃત્રાસુરનું માથું કપાઈને પૃથ્વી ઉપર પડ્યું.

એ સમયે આખું જગત ત્રાસ પામ્યું.[14] નિરપરાધી અને તપમાં રત થયેલા વૃત્રાસુરને હણીને મહાતેજસ્વી ઇંદ્ર બ્રહ્મહત્યાના ડરથી ત્રિલોકના અંતમાં જ્યાં ગાઢ અંધકાર વ્યાપ્ત હતો ત્યાં ચાલ્યો ગયો.[15] પણ બ્રહ્મહત્યા તેની પાછળ ઝડપથી જવા લાગી અને અંતે તે બ્રહ્મહત્યા તેના અંગમાં મળી ગઈ, જેથી ઇંદ્ર મહાદુઃખી થયો.[16] જ્યારે વૃત્રાસુરનો નાશ થયો અને ઇંદ્ર નાસી ગયો, ત્યારે બાકીના અગ્નિ આદિ સર્વ દેવો ત્રિભુવનેશ્વર વિષ્ણુની વારંવાર પૂજા કરવા લાગ્યા:[17] 'હે પરમેશ ! તમે જ અમારું શરણ છો, તમે જ જગતના પૂર્વજ છો; તમેજ જગતના પિતા છો અને સર્વ પ્રાણીમાત્રનું રક્ષણ કરવા માટે તમે વિષ્ણુપદ ધારણ કરેલું છે.[18] ખરેખરી રીતે આ વૃત્રને તો તમે જ હણ્યો છે, છતાં બ્રહ્મહત્યા તો દેવરાજ ઇંદ્રની પાછળ પડી છે, તેથી તેના મોક્ષનો કાંઈ ઉપાય બતાવો તો સારું.'[19]

દેવોનાં આવાં વાક્યોના ઉત્તરમાં વિષ્ણુએ કહ્યું : 'હે દેવો ! શુક્ર મારું યજન કરશે એટલે હું તેને પાવન કરીશ.[20] એ પવિત્ર શાસનવાળો ઇંદ્ર અશ્વમેધ યજ્ઞના પુણ્યથી ફરીથી ભયરહિત થઈને દેવોનું ઇંદ્રત્વ પ્રાપ્ત કરશે.' દેવોને ઉપર્યુક્ત અમૃત જેવી વાણી કહીને દેવોથી સ્તુતિ કરાતા દેવેશ વિષ્ણુ સ્વધામમાં ગયા.[21]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૮૫મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૮૬ મો

## અશ્વમેધપ્રશંસા બ્રહ્મહત્યાના પાપની નિવૃત્તિ

तथा वृत्रवधं सर्वमखिलेन स लक्ष्मणः।
कथयित्वा नरश्रेष्ठः कथाशेषां प्रचक्रमे ॥ १ ॥

પુરુષશ્રેષ્ઠ લક્ષ્મણે વૃત્રાસુરના વધની ઉપર્યુક્ત કથા કહ્યા પછી બાકી રહેલી કથા કહેવા માંડી.[1] તેઓ બોલ્યા: 'જ્યારે દેવને ભીતિ ઉત્પન્ન કરનાર મહાપરાક્રમી વૃત્રાસુર હણાયો, ત્યારે બ્રહ્મહત્યાના પાપથી ઘેરાયેલો એવો વૃત્રાસુરને હણનારો દેવરાજ ઇંદ્ર ચેતનારહિત થઈ ગયો. એ સમયે બુદ્ધિ મંદ પડી ગઈ હોય તેવો અને સ્ફૂર્તિરહિત થયેલો ઇંદ્ર ત્રિલોકના અંતમાં જઈ ભય પામેલા સર્પની માફક કેટલાક સમય સુધી ભરાઈ રહ્યો.[2,3] એ રીતે ઇંદ્ર જ્યારે અદૃશ્ય થયો, ત્યારે આખું જગત ઉદ્વેગ પામ્યું. વૃષ્ટિના અભાવે પૃથ્વી રસ વગરની થઈ ગઈ, જંગલો સુકાઈ ગયાં અને સઘળું ઉજ્જડ જેવું થઈ ગયું. નદીઓના પ્રવાહો બંધ પડી ગયા, પાણીના ધરાઓ સુકાઈ ગયા અને પ્રાણીઓમાં ભારે ખળભળાટ મચી રહ્યો.[4,5] આ પ્રમાણે સમસ્ત લોકનો ક્ષય થતો જોઈને દેવતાઓ ગભરાયા, તેથી વિષ્ણુએ જે પ્રમાણે પૂર્વે સૂચવ્યું હતું, તે પ્રમાણે યજ્ઞ કરવા માટે સર્વ દેવો ઉપાધ્યાય અને ઋષિઓને લઈને જ્યાં બ્રહ્મહત્યાના પાપના ભયથી મૂંઝાઈ ગયેલો ઇંદ્ર હતો ત્યાં ગયા.[6,7] બ્રહ્મહત્યાના પાપથી ઘેરાઈ ગયેલા ઇંદ્રને જોઈને દેવોએ તેને જ આગળ કરીને અશ્વમેધ યજ્ઞની તૈયારી કરવા માંડી.[8]

'પછી હે નરેન્દ્ર ! મહાત્મા ઇંદ્ર કરેલી બ્રહ્મહત્યાના પાપમાંથી તેને મુક્ત કરવા માટે મહાન અશ્વમેધ યજ્ઞ થવા લાગ્યો.[9] એ યજ્ઞ જ્યારે સમાપ્ત થયો, ત્યારે બ્રહ્મહત્યા ઇંદ્રના અંગમાંથી નીકળી દેવો પાસે જઈ તેમને પૂછવા લાગી: 'હે દેવો ! મારું સ્થાન ક્યાં નિર્માણ કરેલું છે ?'[10] તેણે આમ કહ્યું ત્યારે પ્રીતિયુક્ત અને પ્રસન્ન ચિત્તવાળા દેવોએ તેને કહ્યું :

'દુર્વર્સે! તું તારી મેળે જ તારા ચાર વિભાગ કર.'[૧૧] મહાત્મા દેવોની આ આજ્ઞા સાંભળી બ્રહ્મહત્યાએ પોતાના ચાર વિભાગ કર્યા પછી જેનો વાસ દુઃખજનક છે, એવી તે બ્રહ્મહત્યાએ ઇંદ્રમાંથી નીકળીને કહ્યું:[૧૨] 'સર્વના અહંકારને હણનારી હું મારા એક અંશથી વર્ષાકાળના ચાર માસ સુધી જળપૂર્ણ નદીઓમાં વાસ કરીશ અને સ્વચ્છંદે વિચરીશ. વળી મારા બીજા અંશથી હું નિરંતર પૃથ્વીમાં વાસ કરીશ. હે દેવો! એ તમને સત્ય કહું છું.[૧૩,૧૪] મારા ત્રીજા અંશથી હું સર્વનો દર્પ હરનારી, યુવાવસ્થાને પ્રાપ્ત થયેલી દર્પપૂર્ણ સ્ત્રીઓમાં દર માસે ત્રણ રાત્રિ વાસ કરીશ.[૧૫] હે સુરશ્રેષ્ઠો! મારા ચોથા અંશથી મિથ્યાવાદનો આશ્રય કરીને વેદનું માહાત્મ્ય જાણનારા નિર્દોષ બ્રાહ્મણને મારનારામાં હું વાસ કરીશ.[૧૬]

ત્યારે દેવોએ તેને પ્રત્યુત્તર આપ્યો: 'હે દુર્વર્સે! જેમ તારી ઇચ્છા છે, તેમ તું તારા અભીષ્ટ સ્થાનમાં જઈ વાસ કર.'[૧૭] પછી પ્રીતિવાળા દેવોએ ઇંદ્રને વંદન કર્યું અને ઇંદ્ર પણ બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થવાથી સંતાપરહિત થયો. ઇંદ્ર રાજ્યાધિકાર હાથમાં લીધો કે તરત જ આખા જગતમા શાંતિ થઈ. આ રીતે એ અદ્ભુત યજ્ઞ વડે ઇંદ્ર સુખ પામ્યો. હે રઘુનંદન! અશ્વમેધનો આવો મહિમા છે, માટે હે મહાભાગ! હે પાર્થિવ! તમે અશ્વમેધ યજ્ઞ કરો.'[૧૮-૨૦]

એ પ્રમાણે લક્ષ્મણના અતિશય મનોહર અને ઉત્તમ વચન સાંભળી ઇંદ્ર સમાન પરાક્રમ કરનાર, તેજસ્વી મહાત્મા રાજા રામચંદ્ર પ્રસન્નચિત્તવાળા થઈ સંતોષ પામ્યા.[૨૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૮૬ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૮૭ મો

## ઇલરાજાનું આખ્યાન-સ્ત્રીત્વપ્રાપ્તિ

तच्छ्रुत्वा लक्ष्मणेनोक्तं वाक्यं वाक्यविशारदः।
प्रत्युवाच महातेजाः प्रहसन्राघवो वचः॥ १॥

લક્ષ્મણનાં આવાં વચનો સાંભળી વાણીવિશારદ મહાતેજસ્વી રાઘવે હસીને કહ્યું: 'હે નરશ્રેષ્ઠ લક્ષ્મણ! વૃત્રાસુરના વધની અને અશ્વમેધ યજ્ઞના ફળની સર્વ કથા તું કહે છે તેમ જ છે.[૧,૨] હે સૌમ્ય! મેં સાંભળ્યું છે કે પૂર્વે કર્દમ નામે એક પ્રજાપતિ થઈ ગયેલા છે. તેમને અતિશય ધાર્મિક અને શ્રીમાન ઇલ નામનો પુત્ર હતો અને તે બાહ્લિક દેશનું પાલન કરતો હતો. હે નરશાર્દૂલ! તે મહાયશસ્વી રાજાએ આખી પૃથ્વીને વશ કરી હતી અને તે તેનું પુત્રની માફક પ્રજાપાલન કરતો હતો.[૩,૪] હે રઘુનંદન! પરમ ઉદાર દેવો તેમ જ મહા ધનવાન દૈત્યો અને નાગ, ગંધર્વ, યક્ષ આદિ સર્વ એનું પૂજન કરતા હતા; એટલું જ નહિ પણ એ મહાત્માના રોપથી ત્રણે લોક ધ્રૂજી ઊઠતા હતા. બાહ્લિક દેશનો એ મહાયશસ્વી અને મહાબુદ્ધિમાન રાજા જેવો ધર્મનિષ્ઠ હતો. તેવો જ પરાક્રમી હતો.[૫-૭]

એ મહાબાહુ ઇલ રાજા એક સમયે મનોરમ ચૈત્ર માસમાં પોતાના સેવક, સૈન્ય અને વાહનો સહિત એક સુંદર વનમાં મૃગયા કરવા ગયો.[૮] એ વનમા સેંકડો મૃગોનો શિકાર કરવા છતાં તે મૃગયાસક્ત રાજાને તૃપ્તિ થઈ નહિ.[૯] વિવિધ પ્રકારના સેંકડો મૃગોનો શિકાર કરતો કરતો તે રાજા જ્યાં કાર્તિકસ્વામીનો જન્મ થયો હતો, તે પ્રદેશમાં આવી પહોંચ્યો.[૧૦] એ દુર્ધર્ષ પ્રદેશમા દેવેશ્વર મહાદેવ પોતાના અનુચર સહિત હિમાલયની પુત્રી સાથે વિહાર કરતા હતા.[૧૧] તે પર્વતના ઝરાવાળા પ્રદેશમાં દેવી પાર્વતીનું પ્રિય કરવાની ઇચ્છાવાળા વૃષભધ્વજ ઉમેશ પોતાનું સ્વરૂપ સ્ત્રીરૂપે કરીને વિચરતા હતા.[૧૨] એ સમયે તે પ્રદેશમાં જે જે પ્રાણીઓ, વૃક્ષો અને બીજું બધું જે નર-

જાતિમા હતુ, તે સર્વ સ્ત્રીરૂપ થઈ ગયેલુ હતુ હજારો મૃગોનો શિકાર કરીને કર્દમ પ્રજાપતિનો પુત્ર ઇલરાજા તે પ્રદેશમા આવી પહોચ્યો, ત્યારે તેણે સર્વ સર્પ, પશુ, પક્ષી વગેરે સ્ત્રીસ્વરૂપમા જોયા[૧૩-૧૫] એટલુ જ નહિ પણ હે રઘુનદન! પોતાના સર્વ અનુચરો સહિત પોતાની જાતને પણ તેણે સ્ત્રીસ્વરૂપ થઈ ગયેલી જોઈ આથી તેને અતિશય દુખ થયુ[૧૬] આ ઉમાપતિનો પ્રભાવ છે, એમ જાણીને તે ઘણો જ દીન થઈ ગયો પછી તે રાજા પોતાના સેવક, સૈન્ય ને વાહન સહિત દેવને શરણે ગયો એ સમયે વરદાન આપનારા મહેશ્વરે પાર્વતી સહિત હસીને કર્દમ પ્રજાપતિના પુત્ર ઇલરાજાને કહ્યુ 'હે કર્દમ પ્રજાપતિના પુત્ર! મહાબળવાન રાજર્ષિ! ઊઠો, ઊઠો[૧૭-૧૮] હે સૌમ્ય! હે સુવ્રત! પુરુષત્વ સિવાયનુ બીજુ વરદાન માગો' મહાદેવે પુરુષત્વ માગવાની ના કહી તેથી તે રાજા અપાર શોક કરવા લાગ્યો[૨૦] અને સુરશ્રેષ્ઠ મહાદેવજી પાસેથી સ્ત્રીરૂપ થયેલા તે રાજાએ બીજો વર માગ્યો નહિ અતિશય શોક કરતા તે રાજાએ તેમજ બીજા બધાએ ગિરિરાજ હિમાલયની પુત્રી ઉમાદેવીની અત્યત ભાવપૂર્વક આરાધના કરી અને કહ્યુ 'હે દેવી! હે વરદે! તું સર્વ લોકને તેમજ ઈશ્વરોને પણ વરદાન આપે છે હે દેવી! તારુ દર્શન મિથ્યા થતું નથી, તો તુ અમારા તરફ સૌમ્ય દૃષ્ટિથી જો' પછી તે રાજર્ષિની સ્તુતિ સાભળી દેવી પાર્વતીએ મહાદેવની સનિધિમા તેમની સમતિપૂર્વક શુભ વાક્યથી કહ્યુ હે રાજન્! અર્ધ વરદાન દેનાર મહાદેવ છે અને અર્ધ વરદાન દેનાર હુ છુ, તેથી સ્ત્રીત્વ કે પુરુષત્વ માથી અર્ધું વરદાન જે ચાહો તે માગો દેવીનું આવુ અદ્ભુત અને ઉત્તમ વચન સાભળી રાજા અતિશય રાજી થઈને બોલ્યો 'પૃથ્વી ઉપર જેના રૂપની તુલના ન થાય તેવી હે દેવી! જો તમે મારા ઉપર પ્રસન્ન થયા હો, તો મને એવુ વરદાન આપો કે હુ એક માસ સ્ત્રી થાઉ અને એક માસ પુરુષ થાઉ' સુદરમુખી દેવીએ રાજાના મનની ઇચ્છા જાણીને શુભ વાક્ય કહ્યું 'હે રાજન્! જા, એ પ્રમાણે થશે વળી તુ જ્યારે પુરુષરૂપમા હોઈશ ત્યારે તને સ્ત્રીભાવ સાભળશે નહિ અને સ્ત્રીરૂપમા હોઈશ ત્યારે પુરુષભાવ સાભળશે નહિ' એ પ્રમાણે એ કર્દમ પ્રજાપતિનો પુત્ર ઇલરાજા એક માસ પુરુષ રહી બીજે માસે ત્રણે લોકમા સુદર એવી ઇલા નામની સુદરી થતો હતો[૨૧-૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૮૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૮ મો

### ઇલરાજાનુ આખ્યાન-બુધનો મેળાપ

ता कथामैलसंबद्धां रामेण समुदीरिताम्।
लक्ष्मणो भरतश्चैव श्रुत्वा परमविस्मितौ ॥ १॥

રાજા રામચદ્રે કહેલી ઇલરાજા સબધી અદ્ભુત કથા સાભળીને લક્ષ્મણ અને ભરત એ બન્ને પરમ વિસ્મય પામ્યા[૧] એ બન્નેએ હાથ જોડીને તે મહાત્મા રાજાની સ્ત્રી અને પુરુષભાવની કથા ફરીને વિસ્તારથી જાણવા માટે પૂછ્યુ[૨] 'તે સ્ત્રીરૂપ દુર્ગતિમા પડેલો રાજા એવી સ્થિતિમા કેવી રીતે વર્તતો હતો?'[૩]

લક્ષ્મણ તથા ભરતનો પ્રશ્ન સાભળીને રાજા રામચદ્રે કહ્યુ તે ઇલરાજા સર્વ લોકમા સુદર સ્ત્રીરૂપ થઈને પોતાના અનુચરો, જેઓ સર્વ સ્ત્રીરૂપ થયા હતા તેઓથી વીંટળાઈને એ વનમા ફરવા લાગ્યો કમળદળ સરખી આખોવાળી, સર્વ લોકમા સુદર તે ઇલા ઓ વૃક્ષ, છોડ અને લતાથી પરિપૂર્ણ વનમા પગે ચાલીને વિહાર કરતી, ત્યા આવેલા પર્વતની વિનાશ ગુફાઓમા રમણ કરવા લાગી[૪-૭] તે વન પ્રદેશમા આવેલા એ પર્વતની પાસે વિવિધ જાતના પક્ષીઓથી સેવાતુ એક અતિશય સુદર સરોવર હતું[૮] ત્યા ઇલાએ પૂર્ણિમાના ઉદય પામતા ચદ્ર સરખા તેજસ્વી અને પોતાના

દેહના તેજથી દીપતા ચંદ્રના પુત્ર બુધને જોયો તે બુધદેવ જળમાં ઊભો રહી યશ આપનાર, ઇચ્છા પરિપૂર્ણ કરનાર, અતિશય મુશ્કેલીથી આચરી શકાય તેવું અને કારુણ્ય ઉત્પન્ન કરે એવું તીવ્ર તપ આચરતો હતો ૧૦ હે રઘુનંદન! બુધને જોઈ વિસ્મય પામેલી ઇલાએ સ્ત્રીરૂપ થયેલા પોતાના સર્વ અનુચરો સહિત તે સરોવરને ખળભળાવી મૂક્યું, એટલે બુધ તેના સામે જોવું અને તે કામબાણથી ઘાયલ થયો તે આત્મશુદ્ધિ ભૂલી ગયો અને પાણીમાં ને પાણીમાં જ કંપી ઊઠ્યો ત્રૈલોક્યસુંદરી તે ઇલા સ્ત્રીને જોઈને બુધદેવ મનમાં વિચાર કરવા લાગ્યા 'દેવતાઓથી પણ અધિક રૂપાળી આ સ્ત્રી કોણ હશે? દેવીઓમાં, નાગસ્ત્રીઓમાં, અસુરસ્ત્રીઓમાં અને અપ્સરાઓમાં આના કરતાં વધારે રૂપાળી કોઈ પણ સ્ત્રી મેં પૂર્વે જોયેલી નથી જો એ હજી કોઈને પરણેલી ન હોય, તો તે મારે યોગ્ય છે' એવું વિચારી બુધદેવ પાણીમાંથી બહાર નીકળી કિનારા ઉપર આવ્યા ૧૧-૧૫

પછી પોતાના આશ્રમમાં જઈ ધર્માત્મા બુધદેવે તે સર્વશ્રેષ્ઠ સ્ત્રીઓને આમંત્રણ આપ્યું ત્યારે તેઓ સર્વ ત્યાં ગઈ અને બુધદેવને પ્રણામ કર્યા પછી તે ધર્માત્માએ એ સ્ત્રીઓને પૂછ્યું 'આ ત્રિલોકસુંદરી કોની સ્ત્રી છે અને તે અહીં શા માટે આવેલી છે, તે સર્વ મને કહો, વિલંબ ન કરો' બુધદેવના સુંદર શબ્દોવાળાં મધુર વચનો સાંભળીને તે સર્વ સ્ત્રીઓએ મધુર વાણીથી ઉત્તર આપ્યો 'એ સુશ્રોણી સર્વદા અમારા ઉપરી તરીકે રહે છે એને કોઈ પતિ નથી અને તે અમારી સાથે આ જંગલમાં વિચરે છે' તે સ્ત્રીઓના આવા સ્પષ્ટ વચનો સાંભળી બુધદેવે પવિત્ર આવર્તની વિદ્યાને સંભારી, એટલે તે રાજાનો સર્વ વૃત્તાંત જાણવામાં આવ્યો પછી તે મુનિશ્રેષ્ઠે તે સર્વ સ્ત્રીઓને કહ્યું 'તમે સર્વ આ પર્વતની તળેટીમાં જઈને વસો અને આ ગિરિમાં તમારા નિવાસસ્થાન તુરત તૈયાર કરી લ્યો તમે નિત્ય પત્ર, ફળ, મૂળ વગેરેનો આહાર કરી તમારો નિર્વાહ કરો ત્યાં તમને કિંપુરુષ જાતિના પતિ મળશે ચંદ્રના પુત્ર બુધદેવે આ વચનો કહીને પોતાના યોગબળથી તે સ્ત્રીઓને કિંપુરુષી બનાવી દીધી અને કિંપુરુષોને પ્રાપ્ત થઈને તેઓ સર્વ એ પર્વતપ્રદેશમાં વસવા લાગી ૧૬-૨૪

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૮૮ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૮૯ મો

### ઇલા અને બુધદેવથી પુરુરવાનો જન્મ

श्रुत्वा किंपुरुषोत्पत्तिं लक्ष्मणो भरतस्तथा ।
आश्चर्यमिति च प्रोक्तामुभौ राम जनेश्वरम् ॥ १ ॥

કિંપુરુષની ઉત્પત્તિ સાંભળીને લક્ષ્મણ તથા ભરતે નરેશ્વર રામચંદ્રને કહ્યું એ તો મોટું આશ્ચર્ય થયું ૧ પછી મહાયશસ્વી ધર્માત્મા રામચંદ્ર કર્દમ પ્રજાપતિના પુત્ર ઇલાની કથા આગળ કહેવા માંડી ૨

વિહાર કરવા આવેલી તે સર્વ સ્ત્રીઓને કિન્નરીઓ બનાવી દઈને ઋષિશ્રેષ્ઠ બુધદેવે રૂપસંપન્ન ઇલાને કહ્યું ૩ 'હે સુંદર મુખવાળી! હું સોમનો અતિપ્રિય પુત્ર છું હે વરારોહે! મને તું પ્રેમવાળા નેત્રોથી જોઈને પ્રીતિપૂર્વક સેવ ૪

ત્યારે નિર્જન અરણ્યમાં રહેલી તે ઇલાએ અતિશય સુંદર અને મહાતેજસ્વી બુધદેવને ઉત્તર આપ્યો ૫ 'હે સૌમ્ય! હું સ્વતંત્ર છું, છતાં તમારે અધીન થાઉં છું હે ચંદ્રપુત્ર! મને આજ્ઞા આપો અને તમારી જેમ ઇચ્છા હોય તેમ કરો ઇલાના પ્રિય વચનો સાંભળી બુધદેવ હર્ષ પામ્યો અને કામાતુર થઈ ઇલા સુંદરી સાથે ક્રીડા કરવા લાગ્યો કામી બુધદેવનો ચૈત્ર માસ તો સુંદરમુખી ઇલાની સાથે ક્રીડા કરવામાં એક ક્ષણની માફક વીતી ગયો એ રીતે જ્યારે એક માસ પૂરો થયો, ત્યારે કર્દમનો પુત્ર ઇલ પૂર્ણચંદ્ર સરખા મુખવાળો પુરુષ

બનીને શય્યામાંથી જાગી ઊઠ્યો એ સમયે પૂર્વનું સ્ત્રીરૂપનું આચરણ તે ભૂલી ગયો ને આશ્રમથી બહાર નીકળ્યો ત્યાં બુધદેવને સરોવરમાં ઊંચા હાથ કરીને તપ કરતા જોયા, ત્યારે તેમની પાસે જઈને ઇલરાજાએ પૂછ્યું 'હે ભગવન્! થોડા કાળથી હું મારા અનુચરો સહિત આ ગહન પર્વતમય પ્રદેશમાં છું, છતાં મારા સૈન્યને હું દેખતો નથી, તો મારા અનુચરો ક્યાં ગયા હશે?' પોતાની પૂર્વાવસ્થાનું ભાન ભૂલેલા તે રાજર્ષિના પ્રશ્નો સાંભળી બુધદેવે તેને શાંત પાડી ઉત્તર આપ્યો 'પથ્થરના પુષ્કળ વરસાદથી તારા તે સેવકો નાશ પામ્યા છે વળી વંટાળિયા અને વરસાદના ભયથી પીડાઈને તું મારા આશ્રમમાં આવીને સૂતો હતો ૯-૧૨ હે વીર! તું ભય રહિત થઈ સંતાપ છોડી દઈને શાંત થા અને આ ફળમૂળ ખાઈને સુખથી અહીં જ વસ, તેથી તારું કલ્યાણ થશે '

બુધદેવના વચનોથી તે મહાબુદ્ધિશાળી રાજા શાંત પડી કહેવા લાગ્યો 'સેવકવર્ગના નાશથી દીન થઈ ગયેલો હોવા છતાં હું મારું રાજ્ય ત્યજીશ નહિ, માટે હવે મને રજા આપો હે બ્રહ્મન! જો હું ત્યાં નહિ જાઉં તો મહાયશસ્વી શશબિંદુ મારી ગાદી પચાવી પાડશે મારા સુખ આપનારા સેવકો અને સ્ત્રીઓને ત્યજવા હું શક્તિમાન નથી, માટે હે તેજસ્વી! તમે મને અહીં રોકાવા માટે કાંઈ પણ કહેશો નહિ '

ઇલ રાજાએ બુધને આ પ્રમાણે કહ્યું, ત્યારે પરમ શાંતિથી તેમણે ઉત્તર આપ્યો 'હમણાં તો તમારે અહીં રહેવાનું પસંદ કરવું જોઈએ ૧૩-૧૮ હે મહાબળવાન કર્દમકુમાર! એને માટે તમારે જરા પણ સંતાપ ન કરવો જોઈએ જો તું એક વરસ સુધી અહીં રહીશ તો હું તારું શ્રેય કરીશ' પછી ઇલ રાજાએ ક્લેશરહિત કર્મ કરનાર બુધદેવના આવા વચનો સાંભળી એ બ્રહ્મવાદીના કહ્યા પ્રમાણે એક વરસ સુધી ત્યાં જ રહેવાનો નિશ્ચય કર્યો તે જ્યારે સ્ત્રીરૂપને પ્રાપ્ત થતો, ત્યારે બુધદેવની સાથે રમણ કરતો અને બીજે મહિને પુરુષ થતો, ત્યારે તેમની સાથે ધર્મચર્ચા કરતો હતો ૨૦-૨૨ અંતે સુંદર શ્રોણીવાળી ઇલાએ નવમે માસે ચંદ્રપુત્ર બુધદેવથી પુરુરવા નામે સુંદર પુત્રને જન્મ આપ્યો ૨૩ પછી તુરત જ એ મહાબળવાન બુધદેવના જેવા જ વર્ણના પુત્રને ઇલાસુંદરીએ તેના પિતાના હાથમાં મૂક્યો ૨૪ એ પ્રમાણે બુધદેવ એક વરસ સુધી સ્ત્રી તથા પુરુષરૂપને પ્રાપ્ત થતા કર્દમકુમાર સાથે ક્રીડા તથા ધર્મચર્ચા કરીને આનંદ મેળવતો હતો ૨૫

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૮૯મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૦ મો

### અશ્વમેધની પ્રશંસા તથા ઇલાને પુરુષત્વની પ્રાપ્તિ

तथोक्तवति रामे तु तस्य जन्म तदद्भुतम्।
उवाच लक्ष्मणो भूयो भरतश्च महायशाः ॥ १ ॥

જ્યારે રામચંદ્રે પુરુરવાના જન્મનું અદ્ભુત વૃત્તાંત કહ્યું, ત્યારે મહાયશસ્વી ભરતે અને લક્ષ્મણે ફરીથી તેમને પૂછ્યું ૧ 'હે નરશ્રેષ્ઠ! ઇલાએ સોમનાથ બુધદેવની સાથે એક વરસ સુધી રહી બીજું શું શું કર્યું તે આપ અમને કહેવા યોગ્ય છો ' એવી રીતે પ્રશ્ન કરનારના મીઠા શબ્દો સાંભળી રામચંદ્રે પ્રજાપતિ કર્દમના પુત્ર ઇલરાજાની કથા આગળ કહેવા માંડી ૨,૩

'એક સમયે જ્યારે ઇલાસુંદરી પુરુષત્વને પ્રાપ્ત થઈ હતી, ત્યારે મહાબુદ્ધિમાન બુધદેવે પરમ ઉદાર સંવર્તને, ભૃગુપુત્ર ચ્યવનને, અરિષ્ટનેમિને, પ્રમોદન અને મોદક મુનિને તથા દુર્વાસા મુનિને પોતાના આશ્રમમાં બોલાવ્યા તેઓનું સારી રીતે સન્માન કર્યા પછી વાક્યને જાણનારા તત્ત્વદર્શી બુધદેવે સાવધાન ચિત્તવાળા તે સર્વને કહ્યું ૪-૬ 'આ મહાબાહુ ઇલ રાજા કર્દમ પ્રજાપતિનો પુત્ર થાય છે.

એની શી ગતિ થયેલી છે તે તમે જાણો છો, માટે જેમ એનુ શ્રેય થાય તેમ કરો [7] મહાત્મા દ્વિજો એ પ્રમાણે વાતચીત કરતા હતા, તેટલામા મહાતેજસ્વી કર્દમ પ્રજાપતિ પોતે જ ત્યા આવી પહોચ્યો [8] તેમની સાથે પુલસ્ત્ય, ક્રતુ, વષટકાર અને મહાતેજસ્વી ૐકાર ઋષિ પણ આવેલા હતા પરસ્પર સમાગમને લીધે આનદ પામેલા અને બાહ્લિક દેશના ઇલ રાજાનુ હિત ઇચ્છનારા, એ સર્વ મુનિઓ જુદા જુદા ઉપાયો બતાવવા લાગ્યા [9,10] છેવટે કર્દમ પ્રજાપતિ પોતાના પુત્રનુ પરમ હિત થાય એવા વચનો બોલ્યા હે દ્વિજો! એ રાજાનુ જેથી શ્રેય થાય એવુ મારુ વચન સાભળો એને માટે વૃષભધ્વજ મહાદેવ સિવાય બીજુ કોઈ ઔષધ હુ જોતો નથી અને એ મહાત્માને અશ્વમેધ યજ્ઞથી વધારે બીજુ કાઈ પ્રિય નથી તેથી આપણે સર્વ ઇલ રાજાના હિત માટે એ દુરાસદ યજ્ઞ કરીએ’ કર્દમ પ્રજાપતિના વચનો સાભળી સર્વ દ્વિજોએ રુદ્રનુ આરાધન કરવા માટે તે યજ્ઞ પસદ કર્યો પછી સવર્ત ઋષિનો શિષ્ય અને શત્રુઓના પુરને જીતનાર મરુત નામનો રાજર્ષિ ત્યા આવ્યો હતો, તેણે યજ્ઞસામગ્રી એકઠી કરવા માડી અને સર્વેએ મળી મહાત્મા બુધના આશ્રમની પાસે જ એ મહાયજ્ઞ કર્યો [11-15]

યજ્ઞ સમાપ્ત થયો, ત્યારે મહાયશસ્વી રુદ્રદેવ પરમ સતોષ પામ્યા એમણે પરમ પ્રીતિપૂર્વક ઇલ રાજાની સનિધિમા જ સર્વ દેવોને કહ્યુ ‘હે દ્વિજશ્રેષ્ઠો! હુ આ ભક્તિપૂર્વક કરેલા અશ્વમેધથી પ્રસન્ન થયો છુ આપ બાહ્લિકપતિનુ શુ પ્રિય કરુ?’ ત્યારે સમયનો બરાબર ઉપયોગ કરવાની વૃત્તિવાળા દ્વિજોએ રુદ્રદેવને કહ્યુ ‘જો તમે પ્રસન્ન થયા હો તો આ ઇલ રાજા સદાને માટે પુરુષત્વ પ્રાપ્ત કરે’ ત્યારે મહાતેજસ્વી રુદ્રદેવે પ્રસન્ન થઈને ઇલાને સદાને માટે પુરુષત્વ આપ્યુ અને તુરત જ અતર્ધાન થઈ ગયા મહાદેવજી અતર્ધાન થયા કે તરત જ અશ્વમેધ યજ્ઞ પણ સમાપ્ત થયો અને દીર્ઘદૃષ્ટિવાળા મુનિઓ પણ જ્યાથી આવ્યા હતા ત્યા ગયા પછી ઇલ રાજા બાહ્લિક દેશથી આગળ મધ્ય પ્રદેશમા ગયો અને ત્યા સુદર નગર વસાવી, શત્રુના પુરને જીતનારા રાજર્ષિ શશબિદુને બાહ્લિક દેશનુ રાજ્ય સોપ્યુ એ રીતે પ્રતિષ્ઠાનપુરમા પ્રજાપતિ કર્દમનો બળવાન પુત્ર ઇલ રાજ્ય કરવા લાગ્યો અતે લાબે કાળે તે ઇલ રાજા ઉત્તમ બ્રહ્મલોકમા ગયો [16-23] ત્યાર પછી ઇલનો પુત્ર પુરુરવા પ્રતિષ્ઠાનપુરનો અધિપતિ થયો હે પુરુષશ્રેષ્ઠ! અશ્વમેધ યજ્ઞનો આવો પ્રભાવ છે પ્રથમ સ્ત્રીરૂપ થયેલા પુરુષને પુરુષત્વ પ્રાપ્ત થયુ, એટલુ જ નહિ પણ બીજુ જે દુર્લભ હોય છે, તે પણ તેથી પ્રાપ્ત થાય છે’ [24]

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૯૦ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૧ મો

### અશ્વમેધ યજ્ઞ કરવાનો નિશ્ચય-તેની તૈયારી માટે રામચદ્રની આજ્ઞા

**एतदाख्याय काकुत्स्थो भ्रातृभ्याममितप्रभ ।**
**लक्ष्मण पुनरेवाह धर्मयुक्तमिद वच ॥ १ ॥**

અમાપ તેજવાળા કાકુત્સ્થ રામચદ્ર ભરત તથા લક્ષ્મણને આવા ધર્મયુક્ત વચનો કહીને વળી પણ કહ્યુ ‘હે લક્ષ્મણ! તુ વસિષ્ઠ, વામદેવ જાબાલિ, કશ્યપ આદિ સર્વ અશ્વમેધ યજ્ઞના કાર્યમા કુશળ બ્રાહ્મણોને સન્માન કરીને અહી બોલાવી લાવ પછી હુ સાવધાન ચિત્તથી સર્વ લક્ષણોવાળા અશ્વને છોડીશ’ [1-3]

રાઘવની આજ્ઞા સાભળતા જ ત્વરિત ગતિવાળા લક્ષ્મણે એ સર્વ બ્રાહ્મણોને બોલાવી લાવી તેમને પુરસ્કૃત કર્યા [4] ત્યારે રાજા રામચદ્રે દેવતુલ્ય એ સર્વ બ્રાહ્મણોને અભિવદન કર્યુ અને તેઓ સર્વેએ તેમને આશીર્વાદ દીધો પછી રાજા રામચદ્ર હાથ જોડીને એ દ્વિજશ્રેષ્ઠોને અશ્વમેધ યજ્ઞ સબધી ધર્મયુક્ત વચનો કહ્યા ત્યારે તે સર્વ બ્રાહ્મણોએ શિવજીને નમસ્કાર કરીને અશ્વમેધ યજ્ઞની પ્રશસા કરી

બ્રાહ્મણોમા શ્રેષ્ઠ એવા મુનિઓના અશ્વમેધની પ્રશંસાના અદ્ભુત વાક્યો સાભળી રાજા રામચંદ્ર અતિશય પ્રસન્ન થયા.

બ્રાહ્મણોએ અશ્વમેધ યજ્ઞ કરવાનુ સ્વીકાર્યું, એટલે રાજા રામચંદ્ર લક્ષ્મણને કહ્યુ 'હે મહાબાહુ! મહા મા સુગ્રીવને આમંત્રણ કરવા દૂત મોકલો અને કહાવો કે અનેક મહાન વાનરો અને વનવાસીઓ સહિત આ મહોત્સવ જોવા માટે આવજો ૫-૧૦ વળી ઇચ્છા મુજબ ગતિ કરનારા અનેક રાક્ષસો સહિત અતુલ પરાક્રમી વિભીષણ પણ આ મહાયજ્ઞનુ દર્શન કરવા આવે એમ કરો વળી મારુ પ્રિય કરવાની ઇચ્છાવાળા જે મહાભાગ્યશાળી રાજાઓ છે, તે સર્વ પોતાના અનુચરો સહિત આ યજ્ઞભૂમિની નિરીક્ષા કરવા સત્વર આવે એમ કરો ૧૧,૧૨ હે લક્ષ્મણ! ધર્મચિંતન કરનારા જે જે બ્રાહ્મણો પરદેશ ગયા હોય, તે તે સર્વને આ અશ્વમેધ યજ્ઞ માટે નિમંત્રણ કરો ૧૩ હે મહાબાહુ! દેશાંતરવાસી સર્વ તપોધન ઋષિઓને કુટુબ પરિવાર સહિત આવવાનુ નિમંત્રણ કરો, તેમ જ ઝાંઝ વગાડનારાઓ, નટો અને નાચનારાઓને પણ બોલાવો હે લક્ષ્મણ! નૈમિષારણ્યમા ગોમતી નદીના તીરે યજ્ઞભૂમિ રચાવો હે મહાબાહુ! તે અતિશય પવિત્ર ભૂમિ છે અને તેની ચારે તરફ શાંતિ ફેલાઈ રહી છે. હે રઘુનંદન! હે ધર્મજ્ઞ! એ નૈમિષારણ્યમા સેંકડો ધર્મજ્ઞ ઋષિઓ યજ્ઞોમા મુખ્ય અને અનુત્તમ અશ્વમેધ યજ્ઞના દર્શન કરી સંતોષ પામીને તેમ જ આપણાથી સન્માન પામીને પાછા જાય, તે માટેની સર્વ ગોઠવણ સત્વર કરો હે મહાબલ! યજ્ઞમા હોમવા માટે એક લાખ ડાંગરની પોઠ, દશ હજાર તલની પોઠ અને તેટલી જ પોઠ મગ જોઈશે તે જ પ્રમાણે કળથી, ચણા, અડદ અને લવણની પોઠ પણ મોકલો વળી અનાજના પ્રમાણમા તેલ અને ઘી પણ મોકલો આ ઉપરાંત ઘસ્યા વિનાના સુગંધીદાર પદાર્થો મોકલો ૧૪-૨૦ ત્યા દેખરેખ રાખવા માટે ભરત કરોડો સુવર્ણમુદ્રા અને સેંકડો હીરાઓ લઈને અત્યારથી જ જાય તેમ કરો ૨૧ માર્ગમા તેમ જ ત્યા કેટલાક વેપારીઓની દુકાનો મંડાવો અને નટ, નર્તક, રસોઇયા અને યૌવનસંપન્ન કેટલીક સ્ત્રીઓને પણ ત્યા મોકલો ૨૨ વળી ભરતની સાથે સૈન્ય, વેદ જાણનારા અને સાવધાન ચિત્તવાળા બ્રાહ્મણો, બાળકો, વૃદ્ધો, અંતઃપુરમા કામ કરનારા સેવકો, શાસ્ત્ર જાણનારાઓ, કોષાધ્યક્ષ, કૌશલ્યાદિ સર્વ માતાઓ, અંતઃપુરમા રહેતા નાના રાજકુમારો, યજ્ઞદીક્ષા માટે બનાવેલી મારી પત્નીની સુવર્ણમય મૂર્તિ, એ સર્વ યથાસમય મોકલી આપો હે નરશ્રેષ્ઠ! ત્યા મહાબળવાન અને પૂજનીય ઘણાયે રાજાઓ પોતાના અનુચર સહિત આવશે, તેમને રહેવા માટે તંબુ આદિની વ્યવસ્થા કરજો તેમ જ અન્ન તથા વસ્ત્રની સગવડ કરજો ૨૩-૨૬

આ પ્રમાણે રાજા રામચંદ્રની આજ્ઞા થતા અન્ન પાન, વસ્ત્ર અને નોકરોને લઈને શત્રુઘ્ન સહિત ભરત નૈમિષારણ્યમા જવા નીકળ્યા એટલામા સુગ્રીવ સહિત સર્વ મહાત્મા વાનરો પણ ત્યા આવી પહોચ્યા અને સર્વ શ્રેષ્ઠ બ્રાહ્મણોની સેવામા લાગી ગયા અનેક રાક્ષસો અને રાક્ષસપત્નીઓ સહિત વિભીષણે પણ ત્યા આવીને ઉગ્ર તપ કરનારા મહાત્મા ઋષિઓનુ પૂજન કર્યું ૨૭,૨૮

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૯૧ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૨ મો

### રામચંદ્રનો અશ્વમેધ યજ્ઞ

तत्सर्वमखिलेनाशु प्रस्थाप्य भरताग्रजः ।
हयं लक्षणसंपन्नं कृष्णसारं मुमोच ह ॥ १ ॥

ભરતના મોટા ભાઈ રામચંદ્ર આ સર્વ વ્યવસ્થા કર્યા પછી તુરત જ યજ્ઞોચિત સર્વ લક્ષણયુક્ત નીલવર્ણનો ઘોડો છોડયો અશ્વનુ રક્ષણ કરવા માટે લક્ષ્મણની નિમણૂક કરી ઋત્વિજોની સાથે તે અશ્વ મોકલ્યો અને સર્વ સૈન્ય સહિત રામચંદ્ર પણ તેમની પાછળ નૈમિષા-

રણ્યમાં ગયા.[૧-૨] ત્યાં મહાબાહુ રામચંદ્રે પરમ અદ્ભુત યજ્ઞસ્થાન જોયું અને અતિશય હર્ષ પામ્યા. તેઓ બોલ્યા : 'આ પ્રદેશ ઘણો રમ્ય છે.'

રાજા રામચંદ્ર નૈમિષારણ્યમાં રહ્યા, તે સમયે બીજા અનેક રાજાઓ વિવિધ પ્રકારની ભેટો લાવવા લાગ્યા. ત્યારે તેનો સ્વીકાર કરીને રાજા રામચંદ્ર તેમની પ્રશંસા કરવા લાગ્યા. એ રાજાઓની અન્ન, પાન, વસ્ત્ર અને એવાં બીજાં સાહિત્યોથી સરભરા કરવા માટે ભરતની સાથે શત્રુઘ્નની નિમણૂક કરેલી હતી.[૩-૫] તે જ પ્રમાણે પ્રયત્ન કરનારા મહાત્મા વાનરો સહિત સુગ્રીવ પણ વિપ્રોની સેવા કરતા હતા.[૬] ત્યારે અનેક રાક્ષસો સહિત સાવધાન ચિત્તવાળો વિભીષણ ઉગ્ર તપ કરનારા ઋષિઓની સેવામાં રહ્યો હતો.[૭] અનુચરો સહિત આવેલા રાજાઓની સરભરા ઉત્તમમાં ઉત્તમ રીતે થવી જોઈએ, એવી મહાબળવાન નરશ્રેષ્ઠ રાજા રામચંદ્રની આજ્ઞા હતી.[૮] એ પ્રમાણે પૂર્ણ વિધિપૂર્વક યજ્ઞારંભ થઈ ચૂક્યો અને લક્ષ્મણથી રક્ષાયેલો અશ્વ પણ ચારે તરફ ફરવા લાગ્યો.[૯] જ્યારે આ ઉત્તમ યજ્ઞ થતો હતો, ત્યારે મહાત્મા રામચંદ્રે એ શ્રેષ્ઠ યજ્ઞમાં યાચકો સંતોષ પામે, ત્યાં સુધી દાન આપ્યા જ કરવું એવી આજ્ઞા આપેલી હતી, તેથી સર્વ શાંત હતા અને માત્ર વૈદિક મંત્રોનો જ ઉચ્ચાર સંભળાતો હતો; કારણ કે માગનારના મોઢામાંથી કાંઈ પણ વચન નીકળે તે પહેલાં તો ગોળ, ખાંડ, અન્ન અને વસ્ત્ર વગેરે વિવિધ વસ્તુઓ વાનરો કે રાક્ષસો યાચકોને પૂરી પાડતા, એટલે તેનો ઘોંઘાટ થતો જ નહિ. એ યજ્ઞમાં કોઈ પણ માણસ મેલો, ઘેલો કે દૂબળો ન હતો.[૧૦-૧૩] સર્વ હૃષ્ટપુષ્ટ હતા. એ યજ્ઞમાં કેટલાક ચિરંજીવી મહાત્મા મુનિઓ આવ્યા હતા. તેઓ કહેતા હતા કે દાનના પ્રવાહથી અલંકૃત થયેલો આવો બીજો કોઈ પણ યજ્ઞ પૂર્વે થયો હોય તેવું અમને યાદ નથી. આ યજ્ઞમાં તો સુવર્ણની ઇચ્છાવાળાને સુવર્ણ, ધનની ઇચ્છાવાળાને ધન, રત્ન માગનારને રત્ન અને વસ્ત્ર માગનારને વસ્ત્ર, એમ સૌને સુવર્ણ, ધન, રત્ન અને વસ્ત્ર વગેરેમાંથી જે જોઈએ તે મળતું હતું.[૧૪-૧૬] દાનમાં આપવાની વસ્તુઓના ઢગલે ઢગલા ત્યાં પડેલા હતા. ત્યાં આવેલા તપોધનો કહેતા હતા કે, ઇંદ્રનો, ચંદ્રનો, યમનો અને વરુણનો યજ્ઞ અમે આગળ જોયો હતો, પણ તે આની તોલે આવે નહિ. સર્વ સ્થાનમાં વાનરો અને રાક્ષસો વસ્ત્ર, ધન, સુવર્ણ કે અન્ન વગેરે યાચકોને જે ઇચ્છા હોય તે છૂટે હાથે તુરત આપતા હતા. રાજસિંહ રામનો સર્વ ગુણયુક્ત યજ્ઞ આખા વરસ સુધી ચાલ્યો હતો, છતાં તેમાં જરા પણ ઊણપ આવી ન હતી.[૧૭-૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૯૨ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૩ મો

### યજ્ઞ પ્રસંગે વાલ્મીકિ મુનિનું આગમન લવકુશને રામચરિત ગાવાની આજ્ઞા

वर्तमाने तथा भूते यज्ञे च परमाद्भुते ।
सशिष्य आजगामाशु वाल्मीकिर्भगवानृषिः ॥ १ ॥

'મહામુનિ વાલ્મીકિ ઋષિના આશ્રમમાં રામપત્ની સતી સીતાજી રહેતાં હતાં અને તેઓએ પ્રતાપી લવ–કુશને જન્મ આપ્યો હતો; તેને બાર વર્ષ વીતી ગયાં હતાં. એ સમય દરમિયાન વાલ્મીકિ મુનિએ લવ–કુશને યોગ્ય વિદ્યા શીખવીને પોતે રચેલું 'રામચરિત' તાલ–લય સાથે શીખવ્યું હતું. તેઓ સતી સીતાને રામચંદ્રનો મેળાપ થાય અને કુમાર લવ–કુશને સદાયે તપોવનમાં રહેવું ન પડે, તેવા વિચારમાં નિમગ્ન હતા, એટલામાં રાજા રામચંદ્રના અશ્વમેધ યજ્ઞમાં પધારવા માટેનું આમંત્રણ મળતાં યોગ્ય પ્રસંગ આવ્યો માનીને પોતાના પ્રિય શિષ્ય લવ–કુશ સહિત તેઓ પધાર્યા.'

જ્યારે આ પરમ અદ્ભુત યજ્ઞ ચાલી રહ્યો હતો ત્યારે ભગવાન વાલ્મીકિ ઋષિ પોતાના શિષ્યો સહિત ત્યાં આવ્યા.[૧] આ અદ્ભુત દેખાવના દિવ્ય યજ્ઞનું દર્શન કરીને મુનિશ્રેષ્ઠે

પોતાના સાથીઓ સહિત ત્યા આવેલી પર્ણશાળામા ઉતારો કર્યો[2] પછી રાજા રામચદ્રના સેવકોએ સુદર ફળમૂળથી ભરેલા અનેક ગાડાઓ વાલ્મીકિના ઉતારે મોકલ્યા (રાજાએ અને મહાત્મા મુનિઓએ તેમની સારી રીતે પૂજા કરી એટલે એ મહાતેજસ્વી પરમાત્મા સરખા વાલ્મીકિ ઋષિ ત્યા વિસામો લેવા લાગ્યા)

મુનિશ્રેષ્ઠ વાલ્મીકિએ સાવધાન ચિત્તવાળા, યુવાન અને અતિશય હર્ષ પામેલા પોતાના બે શિષ્યોને પરમ આનદથી રામચરિત્રનુ ગાન કરવાની આજ્ઞા આપતા કહ્યુ[3-4] 'હે પુત્રો! ઋષિઓના પવિત્રસ્થાનોમા, બ્રાહ્મણોના નિવાસ સ્થાનોમા, શેરીઓમા, રાજમાર્ગોમા, રાજમહેલોના, જ્યા બ્રાહ્મણો યજ્ઞ કરે છે, તે વેદીના દ્વાર પર અને ઋત્વિજોની પાસે તમે આ ચરિત્ર ખાસ કરીને ગાઓ[5-6] આ પર્વતના શિખરો ઉપર જે વિવિધ સ્વાદવાળા ફળો થાય છે તે ખાતા જાઓ અને મે શીખવેલુ રામચરિત ગાતા જાઓ[7] એ અતિશય મીઠા ફળો અને મૂળો ખાવાથી તમને જરા પણ થાક લાગશે નહિ અને તમારો રાગ પણ બગડશે નહિ[8] જો તમને ઋષિઓની વચ્ચે બેઠેલા રાજા રામચદ્ર બોલાવે, તે નગરપુર સર તેમની પાસે જજો[9] અને જો તે ગ પાન આભળવાની ઇચ્છા બતાવે, તો ગોઠી વાળીને મે બતાવેલા પ્રમાણ અનુસાર પ્રતિદિન વીસ સર્ગ ગાજો[10] હે પુત્રો! ધનની ઇચ્છાને લીધે તમે જરા પણ લલચાશો નહિ, કારણ કે ફળમૂળ ખાનારા આશ્રમવાસીઓને ધનની શી જરૂર છે?[11] કદાચ રામચદ્ર તમને પૂછે કે તમે બન્ને કોના પુત્રો છો? તો તમે રાજાજીને કહેજો કે અમે બન્ને વાલ્મીકિના શિષ્યો છીએ[12] આ વીણા અતિશય મીઠો અવાજ ઉત્પન્ન કરનારી છે તેમા તાલ, સ્થાન, લય અને મૂર્છનાનો બરાબર યો[ગ] સાધીને નિશ્ચિત થઈ તમે મધુર વાણીથી મે શીખવેલુ રામચરિત ગાજો[13] આદિસર્ગથી ગાવાનો આરભ કરજો તમે રાજાજીની જરા પણ અવજ્ઞા કરશો નહિ, કારણ કે રાજા પ્રાણીમાત્રનો ધર્મથી પિતા છે.[14] હે પુત્રો! આનદી ચિત્તવાળા અને સાવધાન મનવાળા તમે બન્ને આવતી કાલે પ્રાતકાળ થતા વીણા સાથે એ મધુર કાવ્ય ગાવાનુ શરૂ કરજો'[15]

પરમ ઉદાર વાલ્મીકિ ઋષિ આ રીતે તે બન્ને કુમારોને પ્રોત્સાહન આપીને અને રામચરિત ગાવાની પ્રેરણા કરીને શાત થયા ત્યારે શત્રુદમન એવા સીતાના તે બન્ને કુમારોએ 'તેમ જ કરીશુ' એમ ઉત્તર આપ્યો જેમ શુક્રાચાર્યે રચેલી નીતિસહિતા અશ્વિનીકુમારોએ હૃદયમા રાખી હતી, તેમ તે બન્ને કુમારોએ વાલ્મીકિ ઋષિએ કહેલી અદ્દભુત વાણી હૃદયમા રાખીને 'પ્રાતકાળે આપણે ગાન કરવા જઈશુ' એવા ઉત્સાહમા ને ઉત્સાહમા બાકી રાત્રિ આનદમા ગાળી[16-18]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૯૩મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૪મો

**યજ્ઞમડપમા રામાયણનુ ગાન**

**तौ रजन्या प्रभातायां स्नातौ हुतहुताशनौ।**
**यथोक्तमृषिणा पूर्वं सर्वं तत्रोपगायताम् ॥ १॥**

રાત્રિ વીતી ને પ્રભાત થયુ, ત્યારે લવ ને કુશ બન્ને ભાઈઓએ સ્નાન, હોમ આદિ કર્મથી પરવારીને વાલ્મીકિ મુનિના કહ્યા પ્રમાણે રામાયણનુ ગાન શરૂ કર્યુ પૂર્વે ગાનાચાર્ય ભરત મુનિએ નિર્માણ કરેલી અપૂર્વ પાઠ્ય જાતિયુક્ત ગેયતાવાળુ, અનેક પ્રકારના પ્રમાણવાળુ, વીણા સાથે ગવાતુ રામાયણનુ એ સગીત સાભળીને રાજા રામચદ્રને અતિશય કુતૂહલ થયુ[1-2] તે ઉપરથી યજ્ઞવિરામનો સમય થતા પુરુષસિંહ રાજા રામચદ્ર મહામુનિઓને, પાર્થિવોને, પડિતોને, વેદ જાણનારા દ્વિજોને, પુરાણ જાણનારાઓને, છદશાસ્ત્ર જાણનારા વૃદ્ધોને સગીતના સ્વરોના લક્ષણો જાણનારાઓને રામાયણ સાભળવાને ઉત્સુક દ્વિજશ્રેષ્ઠોને સામુદ્રિક લક્ષણો જાણનારાઓને, ગધર્વોને, પૌરજનોને,

પદ, અક્ષર અને સમાસ જાણનારાઓને, ગાયત્રી આદિ છંદશાસ્ત્રોના માપ જાણનારાઓને, કળા, માત્રા, પ્રસ્તાર, મેરુ આદિ પિંગળશાસ્ત્ર જાણનારાઓને, જ્યોતિષમા પારગત થયેલાઓને, ભાષાઓ જાણનારાને, મનોભાવ જાણનારાઓને, વ્યવહાર સમયમા યુક્તિ વાપરનારાઓને, તાર્કિકોને, બહુશ્રુતોને, છંદ, વેદ અને પુરાણ જાણનારાઓને, દ્વિજશ્રેષ્ઠ વેદજ્ઞોને, ચિત્રકળા જાણનારાઓને, વૃત્તજ્ઞ અને સૂત્રશાસ્ત્ર જાણનારાઓને, ગીત, નૃત્ય આદિમા વિશારદોને, સર્વ શાસ્ત્ર જાણનારાઓને, નીતિનિપુણોને, વેદનો અર્થ સ્પષ્ટ કરનારાઓને, એ સર્વ સમાજને સન્માનપૂર્વક બોલાવીને રામાયણનુ ગાન કરનારા તે બન્ને ભાઈઓને સભામા બોલાવ્યા, પછી રાજા રામચંદ્રની આજ્ઞા થતા વાલ્મીકિ મુનિના તે શિષ્યોએ શ્રોતાજનોને હર્ષ ઉપજાવનારા રામાયણનુ ગાન કરવા માડ્યુ ૪-૧૦ મનુષ્યની ગતિ ન પહોચે તેવુ એ મધુર સગીત સાભળીને સર્વ શ્રોતાઓ મુગ્ધ થઈ ગયા અને વારવાર તે સાભળવાની ઇચ્છા કરવા લાગ્યા ૧૧ સર્વે મહાબળવાન રાજાઓ અને મુનિઓ રાજી થયા અને તેઓ વારવાર એ બન્ને કુમારો સામે નિહાળીને જાણે તેમના રૂપનુ પાન કરતા હોય તેમ જોઈ રહ્યા ૧૨ એ સર્વ સાવધાન ચિત્તવાળા પરસ્પર એવુ કહેતા હતા ‘જેમ પાણીમા રવિનુ પ્રતિબિબ તેના જેવુ જ જોવામા આવે છે, તેમ જ આ બન્ને કુમારો રામચદ્ર જેવા જ છે, જો માથે જટા ન હોત અને વલ્કલ ધારણ કર્યા ન હોત, તો તે બન્ને કુમારો અને રાઘવમા કાઈ ફેરફાર જોઈ શકાત નહિ ૧૩,૧૪ એમ જ્યારે પૌરજનો અને દેશજનો અદર અદર સભાષણ કરતા હતા ત્યારે નારદજીએ કહેલો પહેલો સર્ગ શરૂ થયો ૧૫ પહેલા સર્ગથી માડીને વીસ સર્ગ સુધી તેમણે ગાયુ, ત્યારે બપોર થયા એ રીતે વીસ સર્ગો સાભળ્યા પછી મહાત્મા રાઘવે પોતાના ભાઈને કહ્યુ

‘હે કાકુત્સ્થ! આ મહાત્માઓને અઢાર હજાર સુવર્ણમહોરો અને બીજુ જે કાઈ તે ઇચ્છતા હોય, તે સર્વ તરત અર્પણ કરો’ મહાત્મા રાઘવની આજ્ઞાનુસાર લવ-કુશને ધન વગેરે આપવા માડતા તેમણે કહ્યુ ‘એ ધનસપત્તિની અમને શી જરૂર છે? અમે વનવાસીઓ વનમા ઉત્પન્ન થયેલા ફળમૂળમા સતોષ માનનારા છીએ, તો અમે એ સુવર્ણને શું કરીએ?’ ૧૬-૨૦

લવ-કુશનો આશ્ચર્યકારક ઉત્તર સાભળી સર્વ શ્રોતાજનો તેમ જ રાજા રામચદ્ર અતિશય વિસ્મય પામ્યા ૨૧ પછી મહાતેજસ્વી રાજા રામચદ્ર બન્ને મુનિશિષ્યોને એ કાવ્યની ઉત્પત્તિ કેવી રીતે થઈ, એ કાવ્ય કેવડુ મોટુ છે, એ કાવ્યનો વિષય શો છે, એ મહાન કાવ્યના નિર્માણ કરનારા મુનિશ્રેષ્ઠ ક્યા રહે છે વગેરે પ્રશ્નો પૂછવા લાગ્યા, ત્યારે તે મુનિશિષ્યો એ ઉત્તર આપ્યો ‘કાવ્યના કર્તા ભગવાન વાલ્મીકિ મુનિ છે તેઓ આ યજ્ઞમા આવેલા છે તેમણે આ આખુ ચરિત્ર તમને સભળાવવાની અમને આજ્ઞા આપી છે ભૃગુકુળવશી મહાતપસ્વી વાલ્મીકિ મુનિએ આ આખુ ચરિત્ર ચોવીસ હજાર શ્લોકોનુ રચેલુ છે તેમા એકસો ઉપાખ્યાનો ગોઠવેલા છે હે રાજન્! એ મહાત્માએ પહેલેથી માડીને છેલ્લે સુધી પાચસો સર્ગો અને છ કાડો રચ્યા છે અને છેલ્લે ઉત્તર કાડ રચ્યો છે ૨૨-૨૬ અમારા ગુરુ વાલ્મીકિ ઋષિએ આપના ચરિત્રોને ઉદ્દેશીને આ કાવ્ય લખ્યુ છે જ્યા સુધી સૃષ્ટિ રહેશે, ત્યા સુધી આ આ કાવ્યની પ્રતિષ્ઠા રહેશે ૨૭ હે રાજન્! હે મહારથ! જો એ ચરિત્ર સાભળવાની તમારી ઇચ્છા હોય, તો યજ્ઞપ્રયોગના વિરામ સમયે પ્રાપ્ત સુખવાળા થઈને સર્વે ભાઈઓ સહિત તમે તે સાભળજો ૨૮

કુમારોના વચન સાભળી રાજા રામચદ્રે તેમની પ્રશસા કરી અને ફરી આવવાનુ કહી તેઓને રજા આપી ત્યારે તે બન્ને ભાઈઓ

જ્યા મુનિ વાલ્મીકિ હતા ત્યા ગયા અને રાજા રામચંદ્ર પણ મહર્ષિઓ અને રાજાઓ સાથે એ મધુર ગીત સાંભળી યજ્ઞશાળામા ગયા.[૨૯,૩૦] રાજા રામચન્દ્રે તાલ અને લયયુક્ત, સુંદર, સ્વર અને શબ્દરચનાવાળુ, વીણાના લય અને મૂર્છનાયુક્ત, કુશ અને લવથી ગવાતુ રામાયણનુ સગીત સાભળ્યુ હતું.[૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહાર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૯૪મે સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૫મો

### સીતાને આમંત્રણ

रामो बहून्यहान्येव तद्गीत परम शुभम्।
शुश्राव मुनिभि सार्धं पार्थिवै सह वानरै॥१॥

એ પ્રમાણે રાજા રામચન્દ્રે ઘણા દિવસ સુધી મુનિઓ, રાજાઓ અને વાનરો સાથે એ પરમ શુભ સગીત સાભળ્યુ. તે સગીત વૃત્તાત ઉપરથી કુશ અને લવ એ બન્ને સીતાના પુત્રો છે એમ રામને જણાયુ, ત્યારે તરત જ રાજા રામચન્દ્રે સાચા સમાચારો લાવનાર દૂતને બોલાવીને પોતાના મનની ઇચ્છા જણાવતા કહ્યુ 'તું અહીંથી ભગવાન વાલ્મીકિ પાસે જા અને મારા નામથી તેમને કહે 'જો સીતા શુદ્ધ આચાર પાળનારી હોય અથવા વનવાસ કરવાથી તેના પાપ બળી ગયા હોય, તો તે આપની અનુમતિ લઈ આપની સાથે આવી આ જનસભામા પોતાની આત્મશુદ્ધિની ખાતરી કરી આપે હે દૂત! તુ મુનિના હાર્દ સમજીને તેમ જ સીતાની અંતર્ગત ઇચ્છા જાણીને જે સત્ય વાત જણાય તે તુરત મને વિદિત કર વળી તેમને જણાવજે 'જો જનકપુત્રી આવતી કાલે સવારે આ સભામા જ સોગદ લે, તો હુ શ્રીસૌદર્યથી લોભાયો નથી એ લોકાપવાદથી મુક્ત થાઉ'[૨-૬]

રાઘવના આ પરમ અદ્ભુત વચન સાભળી તે દૂત વાલ્મીકિ મુનિના નિવાસસ્થાને ગયો અને અમાપ તેજથી પ્રકાશતા તે મહાત્માને પ્રણામ કરીને તેમને રામચન્દ્રના મૃદુ અને મધુર વચનો વિદિત કર્યાં. દૂતે કહેલા રામચંદ્રના અંતરના વિચારો જાણીને મહાતેજસ્વી વાલ્મીકિ મુનિ સર્વ પરિસ્થિતિ સમજી ગયા. પછી તેઓ બોલ્યા:[૭-૯] 'હે દૂત તમારું કલ્યાણ થાઓ. સતી સીતા મહાત્મા રાઘવ કહે છે તેમ જ કરશે, કારણ કે સ્ત્રીનુ દૈવત તેનો સ્વામી છે.' મુનિના વચન સાભળી મહાબળવાન રાજદૂતે મહાત્મા રાઘવની પાસે જઈને જે પ્રમાણે મુનિએ કહ્યુ હતું, તે જ પ્રમાણે વિદિત કર્યું. મહાત્મા વાલ્મીકિનો આવો ઉત્તર સાભળીને રાજા રામચન્દ્ર બહુ પ્રસન્ન થયા અને ત્યા એકઠા થયેલા ઋષિઓ અને રાજાઓને કહ્યુ.[૧૦-૧૨] 'હે ભગવન્! સશિષ્ય સર્વ ઋષિઓ અને અનુચરો સહિત સર્વ રાજાઓ. તેમ જ અન્ય જે કોઈને ઇચ્છા હોય તે સર્વને આવતી કાલે થનાર સીતાશપથ વખતે આ સભામા પધારવા વિનતિ છે' મહાત્મા રાઘવના આવા વચન સાભળી સર્વ ઋષિઓએ 'ધન્ય છે, ધન્ય છે' એમ કહ્યુ અને પ્રશસા કરવા લાગ્યા 'હે નરશ્રેષ્ઠ! તમારા જેવે બીજો કોઈ રાજા પૃથ્વી ઉપર ઉત્પન્ન થયો નથી' શત્રુનો નાશ કરનાર મહાત્મા રાઘવે પોતાનો નિશ્ચય જણાવ્યા પછી તે સર્વ ઋષિઓને 'આવતી કાલે આવજો' એમ કહી વિદાય કર્યા મહાનુભાવ મહાત્મા રાજસિંહ રામચન્દ્ર આવતી કાલે જાનકીના શપથસમયે સર્વને પધારવાનુ કહી સભાને વિસર્જન કરી[૧૩-૧૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહાર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૯૫મે સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૬મો

### સીતાની વિશુદ્ધિની ખાતરી—વાલ્મીકિની પ્રતિજ્ઞા

तस्या रजन्या व्युष्टाय यज्ञवाट गतो नृप।
ऋषीन्सर्वान्महातेजा शब्दापयत राघव॥१॥

રાત્રિ વીતી અને પ્રભાત થયુ, ત્યારે યજ્ઞશાળામા ગયેલા રાજા રામચન્દ્રે મહાતેજસ્વી સર્વ ઋષિઓને ત્યા બોલાવ્યા[૧] મહાત્મા

વસિષ્ઠ, વામદેવ, જાબાલિ, કાશ્યપ, વિશ્વામિત્ર, દીર્ઘતમા, મહાતપસ્વી દુર્વાસા, પુલસ્ત્ય, શક્તિ, ભાર્ગવ, વામન, દીર્ઘાયુ માર્કંડેય, મહાયશસ્વી મૌદ્ગલ્ય, ગર્ગ, ચ્યવન, ધર્માત્મા શતાનંદ, તેજસ્વી ગૌતમ, કાત્યાયન, ભરદ્વાજ, અગ્નિપુત્ર સુપ્રભ, નારદ, પર્વત, મહાયશસ્વી સુયજ્ઞ, તપોનિધિ અગસ્ત્ય આદિ અનેક વ્રતધારી મુનિઓ તેમ જ મહાપરાક્રમી રાક્ષસો, મહાબળવાન વાનરો તેમ જ ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો સીતા-શપથ જોવા માટે ત્યાં એકઠા થયા।[2-7] જુદા જુદા દેશોમાંથી આવેલા વ્રતધારી, જ્ઞાનનિષ્ઠ, કર્મનિષ્ઠ અને યોગનિષ્ઠ બ્રાહ્મણો પણ સીતાશપથ જોવા માટે ત્યાં આવ્યા હતા.[8] એ રીતે ગોઠવાયેલી સર્વ સભા નિશ્ચલ સ્થિર હતી. તેવામાં ભગવાન વાલ્મીકિ મુનિ સતી સીતા સહિત ત્યાં આવતા જણાયા.[9] મનમાં રાઘવનું જ ચિંતન કરતાં સતી સીતા મોઢું નીચું કરી હાથ જોડીને રોતાં રોતાં ઋષિની પાછળ પાછળ આવતાં હતાં. ભગવાન વાલ્મીકિ મુનિની પાછળ એ રીતે આવતાં સતી સીતા જાણે પિતામહ બ્રહ્માની પાછળ શ્રુતિ હોય તેવાં લાગતાં હતાં. એ સમયે કોઈ 'ધન્ય છે, ધન્ય છે' એમ બોલતા હતા, ત્યારે કેટલાક આ દર્શનથી મહાદુઃખમાં ગરકાવ થઈ જતા હતા. એ સર્વને શોકાતુર થયેલ સર્વ દ્રષ્ટાઓએ એ અતિ કલરવ કરી મૂક્યો. કોઈ 'ધન્ય રામ' તો કોઈ 'ધન્ય સીતા' તો વળી કોઈ 'ધન્ય સીતારામ' એ પ્રકારે કોલાહલ કરતા હતા. સીતાને રજૂ કરનાર ભગવાન વાલ્મીકિ મુનિએ સભામાં આવીને કહ્યું:[10-14]

"હે દાશરથી રામ! આ સીતા શુભ આચરણવાળાં અને ધર્મવત્સલ છે, છતાં લોકાપવાદને લઈ તમે તેનો મારા આશ્રમની પાસે ત્યાગ કર્યો છે.[15] હે મહાવ્રતશાળી રામ! લોકાપવાદથી ભય પામેલા તમને આ સીતા પોતાની વિશુદ્ધિની ખાતરી આપવા ઇચ્છે છે, તેને રજા આપવી જોઈએ. હે રઘુનંદન! હું સત્ય કહું છું કે જાનકીના ઉદરથી જોડે જન્મેલા આ બન્ને મહાદુર્ધર્ષ કુમારો તમારા જ પુત્રો છે. હું પ્રચેતાનો દસમો પુત્ર છું. હું કદી અસત્ય બોલ્યો હોઉં એમ મને સાંભરતું નથી. તેથી હું કહું છું કે આ બન્ને તમારા પુત્રો છે. મેં હજારો વર્ષો સુધી તપ કરેલું છે. તે તપના સોગંદ ખાઈને હું કહું છું કે જો આ મૈથિલી દુષ્ટ આચરણવાળી હોય, તો મારા તપનું ફળ મને જરા પણ ન મળો.[16-19] મેં ક્યારેય પણ મન, વચન અને કર્મથી કાંઈ પણ પાપ કર્યું નથી. તે તપનું ફળ પણ જો આ જાનકી પાપી હોય તો મને ન મળો.[20] હે રાઘવ! પાંચ જ્ઞાનેંદ્રિય અને છઠ્ઠું મન, એ સર્વથી વિચારીને 'આ સીતા શુદ્ધ છે' એવી મારી ખાતરી થઈ, ત્યારે જ હું વનમાંના ઝરાના કિનારેથી તેને મારે આશ્રમે લઈ ગયો હતો. આ રીતે શુદ્ધ આચરણવાળી, નિષ્પાપ અને પતિને દેવ તરીકે માનનારી આ સીતા લોકાપવાદથી ભય પામેલા તમને પોતાની વિશુદ્ધિની ખાતરી આપશે. હે દશરથપુત્ર! તમારી આ પ્રિયતમા વિશુદ્ધ છે એમ તમે જાણો છો, છતાં લોકાપવાદના ભયથી ખિન્નચિત્ત થઈ તમે તેને ત્યજી દીધી છે. હું મારી દિવ્યદૃષ્ટિ અને જ્ઞાનદૃષ્ટિ વડે તમને ખાતરી આપું છું કે, તે વિશુદ્ધ છે, માટે તમે તેને સ્વીકારો.[21-24]

ઇતિ શ્રીમાન્‌ વાલ્મીકિ મુનિ રચિત આદિકાવ્ય રામાયણના ઉત્તરકાંડમાં ૯૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૭ મો

### સતીની આત્મશુદ્ધિ અને ભૂમિપ્રવેશ

वाल्मीकिनैवमुक्तस्तु राघवः प्रत्यभाषत ।
प्राञ्जलिर्जगतो मध्ये दृष्ट्वा तां वरवर्णिनीम् ॥१॥

સતી સીતાને સભામાં આવેલાં જોઈ અને ભગવાન વાલ્મીકિ મુનિની પ્રતિજ્ઞા સાંભળી ગળગળા થયેલા રામચંદ્ર બોલ્યા:[1] "હે મહાભાગ! હે ધર્મવિદ્‌! તમે કહો છો તે યથાર્થ છે. હે બ્રહ્મન્‌! મને તમારાં નિષ્પાપ વચનોમાં વિશ્વાસ છે. પૂર્વે વૈદેહીએ દેવોની સમક્ષ લીધેલા સોગંદથી

એની વિશુદ્ધિની મને ખાતરી થઈ હતી અને તેથી જ મેં એને મારી સાથે રાજમંદિરમાં રાખી હતી; પણ જ્યારે લોકાપવાદ અતિશય પ્રવર્ત્યો, ત્યારે એ અપાપી છે એમ જાણતા છતાં રાજધર્મ બજાવવાની ખાતર મારે તેનો ત્યાગ કરવો પડ્યો છે. હે મુનિ! તેને માટે ક્ષમા કરો. હું જાણું છું કે, આ જોડે જન્મેલા લવ અને કુશ તે બન્ને મારા પુત્રો છે અને આ મથિલી આખા જગતમાં વિશુદ્ધ છે, તેથી મારી એના ઉપર પ્રીતિ હો.'૨–૫

આજે સીતા સોગંદ લેશે, એ વાત સાંભળી પિતામહ બ્રહ્માને આગળ કરીને આદિત્યો, વસુઓ, રુદ્રો, વિશ્વેદેવો, વાયુદેવો, સાધ્યદેવો, મહર્ષિઓ, નાગદેવો, સુપર્ણો, સિદ્ધો વગેરે અનેક સુરશ્રેષ્ઠો ત્યા આવેલા હતા.૬–૮ એ સર્વ દેવો અને ઋષિઓને જોઈને રાઘવે ફરીથી કહ્યું: 'હે સુરશ્રેષ્ઠો! મને આ ઋષિનાં અપાપી વચનોમાં સંપૂર્ણ વિશ્વાસ છે. આ જગતમાં વૈદેહી વિશુદ્ધ છે અને એના ઉપર મારી પૂર્ણ પ્રીતિ છે.'

'मनसा कर्मणा वाचा यथा रामं समर्चये।
तथा मे माधवी देवी विवरं दातुमर्हति ॥ १५ ॥

જો મેં મન, વચન અને કર્મ વડે નિરંતર રામનું જ આરાધન-પૂજન કર્યું હોય, તો હે માધવીદેવી! મને તારામાં સમાવી દે; હે પૃથ્વી માતા! મને માર્ગ આપ.૧૫

'यथैतत्सत्यमुक्तं मे वेद्मि रामात्परं न च।
तथा मे माधवी देवी विवरं दातुमर्हति ॥ १६ ॥

જો હું રામ સિવાય બીજા કોઈને જાણતી ન હોઉં; અર્થાત્ મન, વચન અને કર્મથી રામચંદ્રને જ ભજનારી છું, તે સત્ય હોય, તો હે માધવીદેવી! મને તારામાં સમાવી દે. હે પૃથ્વી માતા! મને માર્ગ આપ.'૧૬

સતી સીતાએ જ્યારે ઉપરાઉપરી આવા ત્રણ સોગંદ લીધા, ત્યારે ત્યાં એકાએક આશ્ચર્યકારક દૃશ્ય ઉત્પન્ન થયુ. સર્વ સભા સમક્ષ સતી સીતા ઊભાં હતાં, ત્યાંની પૃથ્વી ફાટી અને તેમાથી એક ઉત્તમ અને દિવ્ય સિંહાસન બહાર આવ્યુ. એ દિવ્ય સિંહાસનને દિવ્ય દેહધારી, દિવ્ય રત્નના આભૂષણ ધારણ કરનારા એવા અમિત પરાક્રમી નાગોએ માથા ઉપર ધારણ કરેલું હતું અને તેના ઉપર ધરણીદેવી બેઠેલા હતા. તેમણે સીતાને બંને હાથથી આલિંગન કરી, 'હે પુત્રી, કલ્યાણ થાઓ' એ પ્રમાણે અભિનંદન આપી તેમને પોતાના ખોળામા બેસાડી લીધાં અને રસાતળમા જવા લાગ્યાં. એ સમયે દિવ્ય સિંહાસન ઉપર બેઠેલા ધરણીદેવી સહિત સીતાજી ઉપર આકાશમાંથી દિવ્ય પુષ્પોની અવિચ્છિન્ન વૃષ્ટિ થવા લાગી. વળી દેવોમાં પણ મહાન સાધુઓ એકદમ ઊભા થઈ ગયા અને કહેવા લાગ્યા કે જેનું આવું શીલ છે તે સીતા, તને ધન્ય છે! ધન્ય છે!૧૭–૨૧ સીતાજીનો ભૂમિપ્રવેશ જોઈને અંતરિક્ષમાં રહેલા પ્રસન્ન ચિત્તવાળા અનેક દેવોએ એ પ્રમાણે અનેક પ્રકારે ધન્યવાદ આપ્યો. રાજા રામ-

એની વિશુદ્ધિની મને ખાતરી થઈ હતી અને તેથી જ મેં એને મારી સાથે રાજમંદિરમાં રાખી હતી; પણ જ્યારે લોકાપવાદ અતિશય પ્રવર્ત્યો, ત્યારે એ અપાપી છે એમ જાણતા છતાં રાજધર્મ બજાવવાની ખાતર મારે તેનો ત્યાગ કરવો પડ્યો છે. હે મુનિ! તેને માટે ક્ષમા કરો. હું જાણું છું કે, આ જોડે જન્મેલા લવ અને કુશ તે ખરા મારા પુત્રો છે અને આ મૈથિલી આખા જગતમાં વિશુદ્ધ છે, તેથી મારી એના ઉપર પ્રીતિ હો.'[૨–૫]

આજે સીતા સોગંદ લેશે, એ વાત સાંભળી પિતામહ બ્રહ્માને આગળ કરીને આદિત્યો, વસુઓ, રુદ્રો, વિશ્વેદેવો, વાયુદેવો, સાધ્યદેવો, મહર્ષિઓ, નાગદેવો, સુપર્ણો, સિદ્ધો વગેરે અનેક સુરશ્રેષ્ઠો ત્યાં આવેલા હતા.[૬–૮] એ સર્વ દેવો અને ઋષિઓને જોઈને રાઘવે ફરીથી કહ્યું : 'હે સુરશ્રેષ્ઠો! મને આ ઋષિનાં અપાપી વચનોમાં સંપૂર્ણ વિશ્વાસ છે. આ જગતમાં વૈદેહી વિશુદ્ધ છે અને એના ઉપર મારી પૂર્ણ પ્રીતિ છે.'

રામચંદ્રના મનનો અભિપ્રાય જાણીને સૌ પ્રસન્ન થયા. એ સમયે સુંદર, દિવ્ય ગંધવાળો, પવિત્ર અને શુભકારક વાયુ વાવા લાગ્યો, તેથી બધા સુરશ્રેષ્ઠો અને આખો જનસમાજ આનંદ પામ્યો.[૯–૧૧] જુદા જુદા દેશોમાંથી આવેલા માણસો જાણે સત્યયુગ પ્રવર્ત્યો હોય તેવું આ અદ્ભુત અને ન સમજી શકાય તેવું દૃશ્ય જોવા લાગ્યા.[૧૨] તે સમયે કાષાય વસ્ત્ર ધારણ કરેલાં સતી સીતા બે હાથ જોડી નીચું મોઢું રાખી ભૂમિ તરફ દૃષ્ટિ કરતાં બોલ્યાં :[૧૩]

'यथाहं राघवादन्यं मनसापि न चिन्तये।
तथा मे माधवी देवी विवरं दातुमर्हति ॥ १४॥

જો મેં રાઘવ સિવાય અન્યનું મન વડે પણ ચિંતન કર્યું ન હોય, તો હે માધવીદેવી! મને તારામાં શમાવી દે; હે પૃથ્વી માતા! મને માર્ગ આપ.[૧૪]

'मनसा कर्मणा वाचा यथा रामं समर्चये।
तथा मे माधवी देवी विवरं दातुमर्हति ॥ १५ ॥

જો મેં મન, વચન અને કર્મ વડે નિરંતર રામનું જ આરાધન-પૂજન કર્યું હોય, તો હે માધવીદેવી! મને તારામાં સમાવી દે; હે પૃથ્વી માતા! મને માર્ગ આપ.[૧૫]

'यथैतत्सत्यमुक्तं मे वेद्मि रामात्परं न च।
तथा मे माधवी देवी विवरं दातुमर्हति ॥ १६ ॥

જો હું રામ સિવાય બીજા કોઈને જાણતી ન હોઉં; અર્થાત્ મન, વચન અને કર્મથી રામચંદ્રને જ ભજનારી છું, તે સત્ય હોય, તો હે માધવીદેવી! મને તારામાં સમાવી દે. હે પૃથ્વી માતા! મને માર્ગ આપ.'[૧૬]

સતી સીતાએ જ્યારે ઉપરાઉપરી આવા ત્રણ સોગંદ લીધા, ત્યારે ત્યાં એકાએક આશ્ચર્યકારક દૃશ્ય ઉત્પન્ન થયું. સર્વ સભા સમક્ષ સતી સીતા ઊભાં હતાં, ત્યાંની પૃથ્વી ફાટી અને તેમાંથી એક ઉત્તમ અને દિવ્ય સિંહાસન બહાર આવ્યું. એ દિવ્ય સિંહાસનને દિવ્ય દેહધારી, દિવ્ય રત્નનાં આભૂષણ ધારણ કરનારા એવા અમિત પરાક્રમી નાગોએ માથા ઉપર ધારણ કરેલું હતું અને તેના ઉપર ધરણીદેવી બેઠેલાં હતાં. તેમણે સીતાને બંને હાથથી આલિંગન કરી, 'હે પુત્રી, કલ્યાણ થાઓ' એ પ્રમાણે અભિનંદન આપી તેમને પોતાના ખોળામાં બેસાડી લીધાં અને રસાતળમાં જવા લાગ્યાં. એ સમયે દિવ્ય સિંહાસન ઉપર બેઠેલાં ધરણીદેવી સહિત સીતાજી ઉપર આકાશમાંથી દિવ્ય પુષ્પોની અવિચ્છિન્ન વૃષ્ટિ થવા લાગી. વળી દેવોમાં પણ મહાન સાધુઓ એકદમ ઊભા થઈ ગયા અને કહેવા લાગ્યા કે જેનું આવું શીલ છે તે સીતા, તને ધન્ય છે! ધન્ય છે![૧૭–૨૧] સીતાજીનો ભૂમિપ્રવેશ જોઈને અંતરિક્ષમાં રહેલા પ્રસન્ન ચિત્તવાળા અનેક દેવોએ એ પ્રમાણે અનેક પ્રકારે ધન્યવાદ આપ્યો. રાજા રામચંદ્રના યજ્ઞમાં આવેલા સર્વ મુનિઓ તથા

પુરુષસિંહ રાજાઓ તો આ દૃશ્ય જોઈને દિંગ જ થઈ ગયા એ જ રીતે મહાકાય દાનવો અને પાતાળવાસી પન્નગો, તેમ જ અંતરિક્ષમા રહેલા ભૂમિ ઉપરના સર્વ સ્થાવર–જંગમ પ્રાણીઓ પણ આ દૃશ્ય જોઈને દિંગ જ થઈ ગયા કેટલાક પ્રસન્ન થઈને 'જય જય' બોલવા લાગ્યા, કેટલાક ધ્યાનપરાયણ થઈ ગયા, કેટલાક મહાત્મા રામચંદ્ર તરફ જોઈ રહ્યા, ત્યારે કેટલાક જડ જેવા થઈને ભૂમિપ્રવેશ કરતા સતી સીતા તરફ જોઈ રહ્યા એ સમયે ઋષિઓનો સમાગમ અને સીતાનો ભૂમિપ્રવેશ જોઈને આખુ જગત એક મુહૂર્ત પર્યંત સંમોહ પામ્યુ [૨૨–૨૬]

ઇતિ શ્રી વાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૯૭મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૯૮ મો

### રાજા રામચંદ્રને દેવોએ આપેલુ આશ્વાસન

રસાતલં પ્રવિષ્ટાયાં વૈદેહ્યાં સર્વવાનરાઃ ।
ચુક્રુશુઃ સાધુસાધ્વીતિ મુનયો રામસંનિધૌ ॥૧॥

જ્યારે વૈદેહીએ રસાતળમા પ્રવેશ કર્યો, ત્યારે રામની સાંનિધ્યમા રહેલા સર્વ વાનરો અને મુનિઓએ 'સતી સીતા તને ધન્ય છે! ધન્ય છે!' એવો હર્ષનાદ કર્યો [૧] એ સમયે રાજા રામચંદ્ર યજ્ઞદંડને ટેકવી નીચે મુખે બેઠા હતા, તે ઊંચુ પણ જોઈ શક્યા નહિ તેમની આંખોમા અશ્રુ ભરાઈ આવ્યા અને દીનચિત્ત થયેલા હોવાથી તેઓ અતિશય દુઃખી જણાતા હતા [૨] અંતે તેઓએ મહાન શોકસાગરમા ડૂબી રુદન કરવા માંડ્યુ અને તેમની આંખોમાથી અશ્રુ વહેવા લાગ્યા ઘણી વાર રુદન કર્યા પછી તેમણે કહ્યુ [૩] લક્ષ્મી જેવી સ્વરૂપવાન સીતાએ મારા દેખતા જ ભૂમિપ્રવેશ કર્યો, તેથી કોઈ દિવસ નહિ થયેલો એવો અપાર શોક મારા હૃદયને ભેદી નાખે છે [૪] પૂર્વે મહાસાગરને સામે કાંઠે આવેલી લંકામા જ્યા કોઈને એનુ દર્શન પણ થયુ ન હતુ, ત્યાથી પણ મે એને પાછી આણી હતી, તો પછી પૃથ્વીના તળમાથી તેને પાછી આણવી તે મોટી વાત નથી હે દેવી ભગવતી વસુધે! મને મારી સીતા પાછી આપો, નહિ તો તમે મને ઓળખો છો તે પ્રમાણે હુ તમારા ઉપર ક્રોધ કરીશ [૫,૬] ખરેખર તમે મારા સાસુજી છો, કારણ કે હળથી ખેડ કરતા જનક રાજાને સીતા તમારી પાસેથી પ્રાપ્ત થયેલી હતી [૭] હે વસુધે! તમે મને સીતા પાછી આણી આપો, કારણ કે તેના વિના હુ ગાંડો થઈ ગયો છુ જો તમે સીતા જેવી હતી તેવી મને પાછી નહિ આપો, તો હુ પૃથ્વીમા પ્રવેશ કરીશ આટલુ છતા પણ તમે નહિ માનો, તો હુ પર્વત અને વનો સહિત આખી પૃથ્વીને વ્યાકુળ કરી સર્વ ભૂમિ જળમય કરી દઈશ અને અંતે તમારો નાશ કરીશ'

રાજા રામચંદ્ર ક્રોધ અને શોકયુક્ત વચનો બોલવા લાગ્યા, ત્યારે દેવો સહિત બ્રહ્માએ કહ્યુ 'હે રામ! હે રામ! હે સુવ્રત! તમારે કોઈ પણ પ્રકારનો સંતાપ કરવો યોગ્ય નથી હે શત્રુનાશન! પૂર્વે કરેલા મંત્ર અને ભાવનુ સ્મરણ કરો [૮–૧૨] હે મહાબાહુ! તમારા એ ઉત્તમ વિષ્ણુભાવનુ અમે કાંઈ તમને સ્મરણ કરાવતા નથી, માત્ર ઇશારો જ કરીએ છીએ હે દુર્ધર્ષ! આ પળે તમે તમારા જન્મનો હેતુ અને કાર્યનો વિચાર કરો [૧૩] વૈદેહી સીતા વિમલ સાધ્વી હતી અને નિરંતર તમારુ જ ચિંતન કરનારી હતી, તે તમારા આશ્રયથી તેમ જ તેના તપોબળથી નાગલોકનુ સુખ ભોગવવા ગયેલી છે [૧૪] તે જરૂર ફરીથી સ્વર્ગમા તમને મળશે, માટે હવે આ સભામા હુ જે કહુ તે સાંભળો

હે રામ! જે કાવ્ય તમે સાંભળ્યુ છે, તે સર્વ કાવ્યોમા ઘણુ ઉત્તમ છે અને મે પણ પૂર્વે સાંભળેલુ છે તમારા સર્વ ચરિત્રોનુ તેમા વિસ્તારથી વ્યાખ્યાન કરેલુ છે હે વીર! જન્મથી માંડીને તમે જે સુખદુઃખ ભોગવેલા છે અને ભવિષ્યમા જે ભોગવવાના છે, તે

પણ પ્રતિદિન દેશદેશના રાજાઓ એમને પ્રસન્ન કરતા.[૧૧] વખતસર વરસાદ વરસતો હતો, તેથી તેમના રાજ્યની સર્વ દિશામાં સુકાળ રહેતો. નગરોમાં તેમ જ ગામડામા રહેતા સર્વ લોકો હૃષ્ટપુષ્ટ હતા.[૧૨] કોઈનુ અકાળ મરણ થતું ન હતું, તેમ જ પ્રાણીઓને કોઈ જાતનો રોગ પણ થતો નહિ રામરાજ્યમા કોઈ પણ જાતનો અનર્થ થતો નહિ.[૧૩]

ઘણો લાંબો વખત વીતી ગયો, ત્યારે રામચંદ્રની યશસ્વિની માતા કૌશલ્યા પુત્ર-પૌત્રોને કુશળ જોતા જોતા કાળને વશ થઈ ગયા, પછી સુમિત્રા અને યશસ્વિની કૈકેયી પણ અનેક પ્રકારના ધર્મકર્મ કરીને એમની પાછળ સ્વર્ગમા ગયા. સ્વર્ગમા એ સર્વ મહાભાગ રાણીઓને દશરથ રાજાનો મેળાપ થવાથી તેઓ સર્વ ધર્મનુ પુણ્ય મેળવવા લાગી.[૧૪-૧૬] રામચંદ્ર પણ વખતે વખતે એ સર્વ માતાઓના કલ્યાણનિમિત્તે પૂજ્યભાવમા જરા પણ ભેદભાવ રાખ્યા વગર તપસ્વી બ્રાહ્મણોને મહાદાન આપ્યા કરતા હતા ધર્માત્મા રામચંદ્ર પિતૃઓને સુખ ઉત્પન્ન કરનારી અને બ્રાહ્મણોને યોગ્ય અનેક ઉત્તમ વસ્તુઓનુ દાન કરતા હતા. તેમ જ પિતૃઓ અને દેવોને સંતોષવા માટે અતિશય મુશ્કેલ અનેક યજ્ઞો કરતા હતા. એ પ્રમાણે અનેક રીતે યજ્ઞાનુષ્ઠાન કરીને સર્વદા ધર્મની વૃદ્ધિ કરતા કરતા અનેક હજારો વર્ષો રાજા રામચંદ્ર સુખમા વિતાવ્યાં.[૧૭-૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૯૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૦ મો

### ગંધર્વ પ્રદેશ પર ચડાઈ

कस्यचित्त्वथ कालस्य युधाजित्केकयो नृपः ।
स्वगुरुं प्रेषयामास राघवाय महात्मने ॥ १ ॥

કેટલોક સમય વીત્યા બાદ કેકયદેશના યુધાજિત રાજાએ અપાર તેજવાળા અંગિરાના પુત્ર બ્રહ્મર્ષિ ગાર્ગ્ય નામના પોતાના ગુરુને મહાત્મા રાઘવની પાસે મોકલ્યા. તેમની સાથે દશ હજાર ઉત્તમ અશ્વો, કાંબળાઓ, રત્નો, ઉત્તમ ચિત્રવાળા વસ્ત્રો તથા સુંદર આભૂષણો ભેટ તરીકે મોકલ્યા હતા.[૧-૩] જ્યારે શ્રીમાન રાઘવે મહર્ષિ ગાર્ગ્ય અહીં આવેલા છે અને મામા અશ્વપતિએ તેમની સાથે પુષ્કળ ધન મોકલ્યુ છે એમ સાંભળ્યુ, ત્યારે તેઓ પોતાના ભાઈઓને સાથે લઈને એક કોશ સુધી એ ઋષિને સામા લેવા ગયા અને જેમ ઇંદ્ર બૃહસ્પતિની પૂજા કરે. તેમ તેમણે ગાર્ગ્ય ઋષિની પૂજા કરી. પછી લાવેલી ભેટને સ્વીકારીને મામાના કુટુંબના દરેક માણસના કુશળ સમાચાર પૂછ્યા અને છેવટે મામાના પણ કુશળ સમાચાર પૂછ્યા. પછી સર્વ સભામંડપમા આવ્યા. ત્યા મહાભાગ ગાર્ગ્ય ઋષિ સુખપૂર્વક બેઠા પછી રાજા રામચંદ્ર બોલ્યા: વાક્યવિશારદોમા શ્રેષ્ઠ અને સાક્ષાત્ બૃહસ્પતિ જેવા આપને મામાએ શા હેતુથી અહીં મોકલ્યા છે?' એ સાભળી મહર્ષિએ પોતાનો હેતુ કહેવા માંડ્યો· 'હે નરશ્રેષ્ઠ! હે મહાબાહુ! મામા યુધાજિતે પ્રીતિપૂર્વક જે સમાચાર કહેવડાવ્યા છે તે તમે સાભળો.[૪-૯]

'જેમા ફળમૂળ પુષ્કળ પાકે છે, એવો એક ગંધર્વ નામે દેશ છે. તે અતિશય શોભીતો પ્રદેશ સિંધુ નદીના બન્ને કિનારે આવેલો છે. એ પ્રદેશનુ યુદ્ધવિશારદ શસ્ત્રધારી ગંધર્વો રક્ષણ કરે છે. ત્યા શૈલૂષ રાજાના ત્રણ કરોડ અને બળવાન વીર પુત્રો રાજ્ય કરે છે. હે કાકુત્સ્થ! તેઓને જીતી લઈને તમે એ સુંદર ગંધર્વનગરમા પ્રવેશ કરો અને એ રાજ્યને તમારા રાજ્યમા ભેળવી દો. એ પરમ શોભાયમાન દેશમા બીજો કોઈ જઈ શકે તેમ નથી, માટે હે મહાબાહુ! જો તમને એમ કરવુ રુચતુ હોય તો તેમ કરો. હુ તમારું અહિત થાય તેવુ કહેતો નથી.'[૧૦-૧૩]

મહર્ષિ ગાર્ગ્યના મોઢથી મામાનો સંદેશો સાંભળી રાજા રામચંદ્રે તેમ કરવાની હા પાડી

સર્વ વાલ્મીકિ ઋષિએ એમા વર્ણવેલા છે હે રામ! આ આખુ આદિકાવ્ય તમારા વિષે જ રચેલુ છે ખરેખર, રાઘવ સિવાય બીજો કોઈ એ કાવ્યનો યશ ભોગવવા યોગ્ય નથી દિવ્ય, અદ્ભુતસ્વરૂપી અને સત્ય વાકયવાળુ આ કાવ્ય પૂર્વે મેં દેવોની સાથે સાભળેલુ હતુ હે પુરુષસિંહ! હે કાકુત્સ્થ! ધર્મને લીધે સાવધાન ચિત્તવાળા તમે ભવિષ્યના રામાયણ નો શેષભાગ સાભળો ૧૫-૨૦ હે મહાતેજસ્વી! હે મહાયશસ્વી! એ કાવ્યનો બાકીનો ઉત્તમ ઉત્તરભાગ તમે ઋષિઓની સાથે સાભળો ૨૧ હે વીર! હે રઘુનદન! તમારા જેવા પરમ રાજર્ષિએ એ રહસ્ય વાળો ભાગ બીજા કોઈ ભાઈની સાથે સાભળવો ન જોઈએ'૨૨ એ પ્રમાણે કહી ત્રિભુવનપતિ બ્રહ્મા, દેવો અને બીજા સર્વ પોતાના બાધવો સાથે સ્વર્ગ લોકમા ગયા ૨૩

એ સમયે બ્રહ્મલોકમા નિવાસ કરનારા જે જે મહાત્મા ઋષિઓ હતા, તે તે સર્વ બ્રહ્માજીની આજ્ઞાથી પોતપોતાના સ્થાનકે જવા નીકળ્યા હતા, પરતુ રાજા રામચદ્રનુ હવે થનારુ ઉત્તરચરિત્ત સાભળવાની ઇચ્છાથી તેઓ સભામા પાછા આવ્યા પછી શુભ વાણીથી રાજા રામચદ્ર ભગવાન વાલ્મીકિનો બાકીનો ભાગ સભળાવવા વિનતી કરી, ત્યારે પરમ તેજસ્વી વાલ્મીકિ બોલ્યા 'હે ભગવન્! બ્રહ્મલોકનિવાસી ઋષિઓ તમારુ ભવિષ્ય શ્રવણ કરવાની ઇચ્છા કરે છે, તો હવે તે આવતી કાલ સવારથી શરૂ કરીશુ' એવો નિશ્ચય જાહેર કરી કુશ અને લવને સાથે લઈ ને તે સભામડપ છોડીને રામચદ્ર પર્ણશાળામા ગયા અને સીતાનો શોક કરતા કરતા તે રાત્રિ વિતાવી ૨૪-૨૮

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણો[illegible] શ્રીરામાયણના ઉત્તરકાડમા ૯૮મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૯૯મો

**રાજા રામચંદ્રની માતાઓનુ સ્વર્ગગમન**

**रजन्यां तु प्रभातायां समानीय महामुनीन्।**
**गीयतामविशङ्काभ्यां रामः पुत्रावुवाच ह॥१॥**

રજની વીતી ગઈ અને પ્રભાત થયુ, ત્યારે મહર્ષિઓને સન્માનપૂર્વક બોલાવી રામે લવ-કુશને કહ્યુ 'હે પુત્રો! કાઈ પણ શકા રાખ્યા સિવાય ગાઓ' પછી મહાત્મા મહર્ષિઓ પોતપોતાને સ્થાને બેસી ગયા એટલે કુશ અને લવે રામના ભાવિષ્યચરિત્રરૂપ ઉત્તર કાવ્ય ગાવા માડયુ

પોતાની સત્ય સપત્તિથી સીતાએ ભૂમિ પ્રવેશ કર્યો અને તે યજ્ઞ પૂરો થયો, ત્યારે રામચદ્ર અતિશય દુખી થયા ૨-૩ સીતા વિના તેમને આખુ જગત શૂન્ય જેવુ જણાવા લાગ્યુ અને એ પરમશોકને લીધે તેમનુ મન અશાત થઈ ગયુ તેમણે સવ રાજાઓને, રીછોને, વાનરોને, રાક્ષસોને બ્રાહ્મણોને અને સર્વ મનુષ્યોને ધન-દાન આપી વિદાય કર્યા એ પ્રમાણે રાઘવે વિધિ પ્રમાણે યજ્ઞ સમાપ્ત કર્યો કમળનયન રામચદ્ર સર્વ સમાજને વિદાય કરીને અયોધ્યામા પેઠા અને હૃદયમા નિરતર સીતાનુ ધ્યાન ધરવા લાગ્યા તેઓ સીતા સિવાય બીજી કોઈ પણ સ્ત્રીને પરણ્યા નહિ અને દરેક યજ્ઞમા સહધર્મચારિણીની જગાએ સીતાની સોનાની મૂર્તિથી ચલાવી લીધુ તેમણે દશ હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું તેમા અનેક અશ્વમેધ યજ્ઞો, જેમા પુષ્કળ ધનનો વ્યય થાય છે તેવા અને અશ્વમેધથી દશગણા ફળ આપનારા વાજપેય યજ્ઞો તથા અગ્નિષ્ટોમ, અતિરાત્ર અને ગોસવ આદિ બીજા અનેક યજ્ઞો પુષ્કળ ધનાદિની દક્ષિણા આપીને કર્યા ૪- એ પ્રમાણે ધર્મવિધિથી રાજ્ય કરતા મહાત્મા રાઘવનો ઘણો કાળ વીતી ગયો ૧૦ એમના રાજ્યશાસનમા રીછો, વાનરો અને રાક્ષસો વગેરે એમની આજ્ઞા પાળતા, મેઘ [illegible]

પણ પ્રતિદિન દેશદેશના રાજાઓ એમને પ્રસન્ન કરતા [૧૧] વખતસર વરસાદ વરસતો હતો, તેથી તેમના રાજ્યની સર્વ દિશામા સુકાળ રહેતો નગરોમા તેમજ ગામડામા રહેતા સર્વ લોકો હૃષ્ટપુષ્ટ હતા [૧૨] કોઈનુ અકાળ મરણ થતું ન હતુ, તેમ જ પ્રાણીઓને કોઈ જાતનો રોગ પણ થતો નહિ રામરાજ્યમા કોઈ પણ જાતનો અનર્થ થતો નહિ [૧૩]

ઘણો લાંબો વખત વીતી ગયો ત્યારે રામચંદ્રની યશસ્વિની માતા કૌશલ્યા પુત્ર-પૌત્રોને કુશળ જોતા જોતા કાળને વશ થઈ ગયા, પછી સુમિત્રા અને યશસ્વિની કૈકેયી પણ અનેક પ્રકારના ધર્મકર્મ કરીને એમની પાછળ સ્વર્ગમા ગયા સ્વર્ગમા એ સર્વ મહાભાગ રાણીઓને દશરથ રાજાનો મેળાપ થવાથી તેઓ સર્વ ધર્મનુ પુણ્ય મેળવવા લાગી [૧૪–૧૬] રામચંદ્ર પણ વખતે વખતે એ સર્વ માતાઓના કલ્યાણનિમિત્તે પૂજ્યભાવમા જરા પણ ભેદભાવ રાખ્યા વગર તપસ્વી બ્રાહ્મણોને મહાદાન આપ્યા કરતા હતા ધર્માત્મા રામચંદ્ર પિતૃઓને સુખ ઉત્પન્ન કરનારી અને બ્રાહ્મણોને યોગ્ય અનેક ઉત્તમ વસ્તુઓનુ દાન કરતા હતા તેમ જ પિતૃઓ અને દેવોને સંતોષવા માટે અતિશય મુશ્કેલ અનેક યજ્ઞો કરતા હતા એ પ્રમાણે અનેક રીતે યજ્ઞાનુષ્ઠાન કરીને સર્વદા ધર્મની વૃદ્ધિ કરતા કરતા અનેક હજારો વર્ષો રાજા રામચંદ્ર સુખમા વિતાવ્યા [૧૭–૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૯૯ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૦ મો

### ગંધર્વ પ્રદેશ પર ચડાઈ

कस्यचित्त्वथ कालस्य युधाजित्केकया नृप ।
स्वगुरुं प्रेषयामास राघवाय महात्मने ॥ १ ॥

કેટલોક સમય વીત્યા બાદ કેકયદેશના યુધાજિત રાજાએ અપાર તેજવાળા અંગિરાના પુત્ર બ્રહ્મર્ષિ ગાર્ગ્ય નામના પોતાના ગુરુને મહાત્મા રાઘવની પાસે મોકલ્યા તેમની સાથે દશ હજાર ઉત્તમ અશ્વો, કામળાઓ, રત્નો, ઉત્તમ ચિત્રવાળા વસ્ત્રો તથા સુદર આભૂષણો ભેટ તરીકે મોકલ્યા હતા [૧–૩] જ્યારે શ્રીમાન રાઘવે મહર્ષિ ગાર્ગ્ય અહીં આવેલા છે અને મામા અશ્વપતિએ તેમની સાથે પુષ્કળ ધન મોકલ્યુ છે એમ સાભળ્યુ, ત્યારે તેઓ પોતાના ભાઈઓને સાથે લઈને એક કોશ સુધી એ ઋષિને સામા લેવા ગયા અને જેમ ઇદ્ર બૃહસ્પતિની પૂજા કરે તેમ તેમણે ગાર્ગ્ય ઋષિની પૂજા કરી પછી લાવેલી ભેટને સ્વીકારીને મામાના કુટુબના દરેક માણસના કુશળ સમાચાર પૂછ્યા અને છેવટે મામાના પણ કુશળ સમાચાર પૂછ્યા પછી સર્વ સભામંડપમા આવ્યા ત્યા મહાભાગ ગાર્ગ્ય ઋષિ સુખપૂર્વક બેઠા પછી રાજા રામચંદ્ર બોલ્યા વાક્યવિશારદોમા શ્રેષ્ઠ અને સાક્ષાત્ બૃહસ્પતિ જેવા આપને મામાએ શા હેતુથી અહીં મોકલ્યા છે ?' એ સાભળી મહર્ષિએ પોતાનો હેતુ કહેવા માડ્યો 'હે નરશ્રેષ્ઠ ! હે મહાબાહુ ! મામા યુધાજિતે પ્રીતિપૂર્વક જે સમાચાર કહેવડાવ્યા છે તે તમે સાભળો [૪–૯]

જેમા ફળમૂળ પુષ્કળ પાકે છે, એવો એક ગંધર્વ નામે દેશ છે તે અતિશય શોભીતો પ્રદેશ સિંધુ નદીના બન્ને કિનારે આવેલો છે એ પ્રદેશનુ યુદ્ધવિશારદ શસ્ત્રધારી ગંધર્વો રક્ષણ કરે છે ત્યા શૈલૂષ રાજાના ત્રણ કરોડ અને બળવાન વીર પુત્રો રાજ્ય કરે છે હે કાકુત્સ્થ ! તેઓને જીતી લઈને તમે એ સુંદર ગંધર્વનગરમા પ્રવેશ કરો અને એ રાજ્યને તમારા રાજ્યમા ભેળવી દો એ પરમ શોભાયમાન દેશમા બીજો કોઈ જઈ શકે તેમ નથી, માટે હે મહાબાહુ ! જો તમને એમ કરવુ રુચતુ હોય તો તેમ કરો હુ તમારુ અહિત થાય તેવુ કહેતો નથી ' [૧૦–૧૩]

મહર્ષિ ગાર્ગ્યના મોઢથી મામાનો સંદેશો સાભળી રાજા રામચંદ્રે તેમ કરવાની હા પાડી

વરનો ચાલ્યા ગયા. સુંદર મહાયજ્ઞમાં હોમેલી આહુતિથી પ્રકાશતા તેજવાળા દક્ષિણ, ગાર્હપત્ય અને આહવનીય નામના ત્રણ હુતાશનો જેવા આ ત્રણે ભાઈઓ સર્વ ઇચ્છાથી પરિપૂર્ણ મનવાળા હોવાથી લક્ષ્મીથી વીંટાયેલા રહીને ધર્મસાધના કરી શકાય એવી અયોધ્યામાં રહેતા હતા.[૧૬,૧૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૦૨ મો સર્ગ સમાપ્ત

## શ્રીરામનું સ્વર્ગારોહણ

## સર્ગ ૧૦૩ મો

### રામચંદ્ર પાસે કાળદૂતનું આગમન

कस्यचित्त्वथ कालस्य रामे धर्मपरे स्थिते।
कालस्तापसरूपेण राजद्वारमुपागमत् ॥ १ ॥

કેટલોક સમય વીત્યા પછી જ્યારે રામચંદ્ર ધર્મપરાયણ સ્થિતિમાં રહેતા હતા, ત્યારે તપસ્વીનું રૂપ લઈ કાળદૂત રાજદ્વાર પર આવ્યો. તેણે ધીરજવાળા યશસ્વી લક્ષ્મણને કહ્યું: 'તમે રામચંદ્રને નિવેદન કરો કે હું (કાર્યના ગૌરવને લીધે તમારી પાસે આવ્યો છું) અતિબળવાન અને અપાર તેજવાળા મહર્ષિનો મહાબળવાન દૂત છું અને રામચંદ્રને કાંઈ કામ માટે મળવા આવ્યો છું.'

કાળદૂતરૂપી તપસ્વીના વચનો સાંભળી લક્ષ્મણ ઉતાવળા ઉતાવળા રામચંદ્ર પાસે આવ્યા અને બોલ્યા [૧-૩] 'હે મહાવ્રતિમાન! આ લોકમાં તથા પરલોકમાં રાજધર્મથી તમારો જય થાઓ, તપને લીધે સૂર્ય સરખો તેજસ્વી એક દૂત અહીં આપને મળવા આવ્યો છે.'[૪] લક્ષ્મણના વચનો સાંભળી રામચંદ્રે ઉત્તર આપ્યો 'હે તાત! તે સંદેશો લાવનાર મહા તેજસ્વી મુનિને તું સત્વર પ્રવેશ કરાવ.' એટલે લક્ષ્મણે તેજને લીધે પ્રકાશતા અને કિરણોથી જાણે સળગાવી મૂકતા હોય તેવા તે મુનિને રાજસભામાં પ્રવેશ કરાવ્યો ત્યારે તે ઋષિએ પોતાના તેજથી દીપતા રઘુશ્રેષ્ઠ રાઘવને મધુર વાણીથી 'તમારો જય થાઓ' એમ આશીર્વાદ આપ્યો.[૫-૭] પછી મહાતેજસ્વી રામે અર્ઘ્ય, પાદ્ય આદિથી તેનું પૂજન કર્યું અને કુશળ સમાચાર પૂછ્યા.[૮] વાણીવિશારદ રામચંદ્ર કુશળ સમાચાર પૂછ્યા પછી એ મહાયશસ્વી દૂતને સુવર્ણના દિવ્ય આસન ઉપર બેસાડ્યો અને કહ્યું 'હે મહામતિ! હું તમારું સ્વાગત કરું છું. તમે જેના તરફથી દૂત થઈ આવ્યા છો તેનો સંદેશો હવે મને સંભળાવો.' નરસિંહ રામના આવા વચનો સાંભળી તે મુનિએ ઉત્તર આપ્યો 'એ મુનિશ્રેષ્ઠે જે કહ્યું છે તેના ઉપર તમારે ધ્યાન આપવું હોય અને જો તમે તમારું હિત ઇચ્છતા હો, તો એ સંદેશો આપણે બે એકલા હોઈએ ત્યાં જ કહી શકાય. તે સંદેશો જો કોઈ બીજો સાંભળે કે આપણા બન્નેને તે સમયે જુએ, તો તે માણસને તમારે વધ કરવો જોઈએ.' એટલે રામચંદ્રે એ શરતોનો સ્વીકાર કર્યો અને લક્ષ્મણને કહ્યું 'હે મહાબાહુ! તું બારણા ઉપર જઈ ઊભો રહે અને પ્રતિહારીને વિદાય કર, કારણ કે હે લક્ષ્મણ! હું અને આ ઋષિ બન્ને વાતચીત કરીએ, તે જે કોઈ સાંભળે અથવા અમને વાત કરતા જુએ તેનો વધ કરવો એવી મેં પ્રતિજ્ઞા લીધી છે.'[૧૦-૧૪] એમ રામે લક્ષ્મણને બારણા ઉપર ચોકી કરવા નીમ્યા પછી હે મુનિ! જે સંદેશો કહેવાનો હોય તે મને કહો' એમ રાઘવે કહ્યું 'વળી તમારા મનમાં જે હોય તે અથવા તમને જેણે અહીં મોકલ્યા હોય તેનો જે સંદેશો હોય, તે તમે શંકારહિત થઈ મને કહો, કારણ કે (સાંભળવાની મને બહુ જ ઇચ્છા છે) જે તમે કહેવા ઇચ્છો છો, તે મારા હૃદયમાં જ છે.[૧૫,૧૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૦૩ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૦૪ મો

## બ્રહ્મલોકમાંથી તેડું-પિતામહનો સંદેશો

શૃણુ राजन्महासत्त्व यदर्थमहमागतः।
पितामहेन देव प्रेषितोऽस्मि महाबल॥१॥

હે રાજન્! હે મહાસત્ત્વ! હું જે હેતુથી અહીં આવેલો છું તે તમે સાંભળો. હે મહાબળવાન! આદિદેવ પિતામહે મને અહીં મોકલ્યો છે.[૧] હે પરપુરંજય! હે વીર! પૂર્વકાળમાં સૃષ્ટિની ઉત્પત્તિ સમયે તમારી માયામાંથી ઉત્પન્ન થયેલો સર્વનો સંહાર કરનારો હું તમારો કાળ નામનો પુત્ર છું.[૨] લોકપતિ પ્રભુ ભગવાન પિતામહે મારી સાથે કહેવડાવ્યુ છે કે, 'હે સૌમ્ય! લોકનુ રક્ષણ કરવાનો જેટલો સમય નક્કી કર્યો હતો, તેટલો હવે પૂરો થયો છે.[૩] પૂર્વે પ્રલયકાળના સમયે તમારી માયા વડે સર્વ લોકને તમારા પોતામાં જ સમાવી દઈને ક્ષીરસાગરના જળ ઉપર તમે શયન કર્યું હતું અને સૌથી પહેલો મને ઉત્પન્ન કર્યો હતો;[૪] તેમ જ જળમાં શયન કરી શકે એવા ફણાવાળા અનંત નામના નાગ ઉત્પન્ન કરીને તેના ઉપર તમે શયન કર્યું. પછી તમારી માયા વડે બે મહાબળવાન સત્ત્વો તમે ઉત્પન્ન કર્યાં. એ બન્ને મધુ અને કૈટભનાં મેદ અને અસ્થિમાંથી પર્વત અને જમીનવાળી પૃથ્વી ઉત્પન્ન કરી.[૫] અંતે તમારી નાભીમાંથી ઉત્પન્ન કરેલા સૂર્ય સરખા દિવ્ય પદ્મમાં મને ઉત્પન્ન કર્યો અને પ્રજા ઉત્પન્ન કરવાનુ સર્વ કામ મને સોંપી દીધું.[૬,૭] એમ સૃષ્ટિની ઉત્પત્તિનો ભાર વહેનાર મેં તમારી જગત્પતિની ઉપાસના કરી કે, હે દેવ! જો તમે સૃષ્ટિની ઉત્પત્તિ કરવાની શક્તિ આપી છે, તો મારાં સર્જેલાં પ્રાણીઓનુ તમે રક્ષણ કરો.[૮] સનાતન અને દુર્ધર્ષ ધર્મ બજાવી તમે પ્રાણીમાત્રનુ રક્ષણ કરો છો, તેથી જ તમે વિષ્ણુપદ મેળવનાર થયા છો.[૯] એક વખતે તમે અદિતિના પેટે પરાક્રમી ઉપેન્દ્ર( વામન )-રૂપે જન્મ્યા હતા અને ભાઈઓના ( દેવોના ) બળની વૃદ્ધિ કરી હતી; તેમ જ જ્યારે જ્યારે તેમને વિપત્તિ આવી પડતી, ત્યારે ત્યારે તમે તેઓને સહાય કરતા.[૧૦] હે જગત્શ્રેષ્ઠ! તે જ પ્રમાણે જ્યારે પ્રજા રાવણથી પીડાતી હતી, ત્યારે તેનો વધ કરવાની ઇચ્છાથી તમે મનુષ્યઅવતાર લીધો છે.[૧૧] તમે પોતે જ પૂર્વે અગિયાર હજાર વરસ સુધી અહીં રહેવાનો નિશ્ચય કર્યો હતો.[૧૨] તમે દશરથરાજના મનોમય( સ્વ-સંકલ્પ )થી ઉત્પન્ન થયેલા પુત્ર છો. આ લોકમાં તમારું આયુષ્ય પૂરું થયુ છે. હે નરશ્રેષ્ઠ! હવે એ આયુષ્યમાં બહુ થોડા દિવસ બાકી છે. હે મહારાજ! જો તમે વધારે વાર પ્રજાપાલન કરવાની ઇચ્છા કરતા હો, તો ભલે અહીં રહો; તમારું કલ્યાણ થાઓ.' એમ પિતામહે કહેવડાવ્યુ છે. વળી હે રાઘવ! જો દેવલોકમાં આવવાની ઇચ્છા હોય, તો વિષ્ણુસ્વરૂપથી દેવોને સનાથ કરી ચિંતારહિત કરો.'

કાળે કહેલાં અને પિતામહે કહેવડાવેલાં પરમ અદ્ભુત વાક્યો સાંભળી રાઘવે હસીને સર્વને સંહાર કરનારા કાળને કહ્યું: 'તમારા આગમનથી હું અતિશય પ્રસન્ન થયો છું. ત્રણે લોકના કાર્ય માટે મારો જન્મ થયો છે, તમારું કલ્યાણ થાઓ; હું જ્યાંથી આવ્યો છું, ત્યાં હવે જઈશ.[૧૩-૧૮] હે સર્વસંહારક કાળ! મેં મનથી તમારું ચિંતન કર્યું હતું, તેથી સ્વધામ જવા માટે મારે કંઈ પણ વિચાર કરવા જેવું નથી. મને અનુકૂળ રહેનારા સર્વ દેવોનાં કૃત્યોમાં મારે તત્પર રહેવું જોઈએ તેથી પિતામહે ઇચ્છયું છે તેમ કરીશ.'[૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૧૦૪મો સર્ગ સમાપ્ત

અને ભરતના સામું જોયું ૧૪ પછી રાઘવે પ્રસન્ન થઈ હાથ જોડી વિનયપૂર્વક કહ્યું 'હે બ્રહ્મર્ષિ! ભરતના તક્ષ અને પુષ્કલ નામના આ બન્ને વીર કુમારો તે ગંધર્વદેશ જીતવા જશે ધર્મમાં સાવધાન ચિત્તવાળા અને મામાથી રક્ષાયેલા આ બન્ને કુમારોને આગળ કરી પોતાના સૈન્યની પાછળ ભરત ત્યાં જશે અને ગંધર્વકુમારોને હણીને એ પ્રદેશના બે ભાગ કરી તે બન્નેને આપશે એમ પોતાના કુમારો માટે નગરોની વ્યવસ્થા કરીને તેમ જ રાજ્યકારભાર સોંપીને અતિ ધર્મિષ્ઠ ભરત ફરીથી મારી પાસે પાછા આવશે' ૧૫–૧૮ બ્રહ્મર્ષિને એવો ઉત્તર આપી રાજા રામચંદ્રે ભરતને સૈન્ય સાથે ગંધર્વનગર પર જવાની આજ્ઞા કરી અને કુમારોનો સેનાપતિપદે અભિષેક કર્યો ૧૯ સૌમ્ય નક્ષત્રમાં અંગિરાના પુત્ર ગાર્ગ્ય ઋષિને આગળ કરી ભરત પોતાના બન્ને પુત્રો અને સૈન્ય સહિત નગર બહાર નીકળ્યા ઇંદ્ર સહિત દેવસેના જેમ અમરાપુરીમાંથી બહાર નીકળે, તેમ દેવો પણ જેની અવગણના ન કરી શકે તેવી આ સેના નગરમાંથી બહાર નીકળી, ત્યારે મહાત્મા રાઘવ પણ તેને દૂર સુધી વળાવવા ગયા ૨૦,૨૧ માંસાહારી પ્રાણીઓ અને રુધિર પીવાની ઇચ્છાવાળા મહાન રાક્ષસો ભરતની સેનાની પાછળ પાછળ જવા લાગ્યા,૨૨ તેમ જ હજારો ગંધર્વપુત્રોના માંસનું ભક્ષણ કરવાની ઇચ્છાવાળા માંસભક્ષક અને ભયંકર પુષ્કળ પ્રાણીઓ પણ એ સેનાની પાછળ જવા લાગ્યા ૨૩ સિંહ, વાઘ, વરાહ અને આકાશમાં ફરનારા પક્ષીઓ એ સેનાની આગળ આગળ જતા હતા એ નીરોગી અને હૃષ્ટપુષ્ટ જનોવાળી સેના દડમજલ કરતી અર્ધા માસ કરતાં વધુ સમયના પ્રવાસ પછી કેકય દેશમાં પહોંચી ૨૪

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૦૦મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૧ મો

### ભરતપુત્રોનો રાજ્યાભિષેક

श्रुत्वा सेनापतिं प्राप्तं भरतं केकयाधिपः ।
युधाजित् गार्ग्यसहितं परां प्रीतिमुपागमत् ॥१॥

મહર્ષિ ગાર્ગ્ય સહિત ભરત સેના લઈને અહીં આવેલા છે, એમ કેકયદેશના રાજા યુધાજિતે સાંભળ્યું, ત્યારે તે પરમ આનંદ પામ્યો તે પોતાની મોટી સેના સાથે તરત ગંધર્વોને જીતવા માટે ભરત પાસે આવ્યો પછી મહા પરાક્રમી ભરત અને યુધાજિત, એ બન્ને એકઠા થઈને પોતાના સૈન્ય, પાયદળ, વાહન તથા અનુચરો સહિત ગંધર્વનગર પર ધસી ગયા ૧–૩ એ નગરમાં ભેગા થયેલા ગંધર્વોએ ભરત ચડી આવેલા છે એમ સાંભળ્યું એટલે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા તે મહાપરાક્રમી ગંધર્વો ચારે તરફ ગર્જના કરવા લાગ્યા ૪ પછી એ બન્ને સૈન્ય વચ્ચે સાત દિવસ સુધી રુંવાટાં ઊભાં કરે એવું મહાભયંકર અને તુમુલ યુદ્ધ થયું, છતાં તેમાં એકે પક્ષનો જય કે પરાજય થયેલો જણાયો નહિ ૫ ચાર તરફ લોહીના પ્રવાહવાળી નદીમાં ખડ્ગ, શક્તિ, ધનુષ્યરૂપી ગ્રાહો અને માણસના કલેવરરૂપી તરાપા હોય તેમ દેખાવા લાગ્યું ૬ અંતે ક્રોધ પામેલા રામાનુજ ભરતે સંવર્ત નામનું મહાભયંકર કાલ–અસ્ત્ર ગંધર્વો ઉપર મૂક્યું તે અસ્ત્રના પ્રભાવથી સર્વ ગંધર્વો કપાઈ ગયા અને કાળને વશ થઈ ગયા એ પ્રમાણે મહાત્મા ભરતે ત્રણ કરોડ ગંધર્વોને તે જ ક્ષણે હણી નાખ્યા ૭,૮ એક નિમિષમાત્રમાં એવા યુદ્ધવિશારદ ગંધર્વો હણાઈ જાય એવું ઘોર યુદ્ધ પૂર્વે થયું હોય એમ દેવોને પણ સાંભરતું ન હતું ૯ જ્યારે એ સર્વનો નાશ થયો, ત્યારે કૈકેયીપુત્ર ભરતે નગરોમાં શ્રેષ્ઠ અને સમૃદ્ધિવાળાં બે નગરો ત્યાં વસાવ્યાં ૧૦ મહાત્મા ભરતે ગંધર્વ દેશમાં વસાવેલી તક્ષશિલા નગરીમાં તક્ષને અને ગાંધાર દેશમાં વસાવેલી પુષ્કળાવતી નગરીમાં પુષ્કલને રાજગાદીએ બેસાડ્યા ૧૧ એ

બન્ને નગરો ધન-રત્નોના સમૂહથી સંપૂર્ણ, વન-ઉપવનથી શોભતા અને ગુણવિસ્તારમા એક બીજાની સ્પર્ધા કરે એવા હતા એ નગરોમા કપટરહિત વ્યવહાર ચાલતો હતો તેની આસપાસ બાગબગીચાઓ આવેલા હતા અને વિશાળ રાજમાર્ગો તથા મોટા બજારો એ નગરના મધ્ય ભાગમા આવી રહ્યા હતા [૧૨,૧૩] એ બન્ને રમ્ય અને શોભીતા નગરોમા વિસ્તારવાળા મોટા મોટા મંદિરો આવેલા હતા તેમજ અનેક સુંદર વિમાનો ત્યા ફરતા હતા વિસ્તારવાળા અને શોભીતા દેવમંદિરોની આસપાસ તાલ, તમાલ, તિલક, બકુલ આદિ વૃક્ષો શોભતા હતા [૧૪,૧૫] રાઘવના નાના ભાઇ કકેયીસુત મહાબાહુ ભરત પાચ વર્ષ સુધી ત્યા રહી અયોધ્યામા પાછા આવ્યા [૧૬] અને ઇંદ્ર જેમ બ્રહ્માને વંદન કરે, તેમ સાક્ષાત બીજા ધર્મરાજા જેવા મહાત્મા રામચંદ્રને અભિવંદન કરી, જે રીતે ગંધર્વોનો વધ કર્યો હતો અને બન્ને નગરો વસાવ્યા હતા તે સર્વ વૃત્તાંત જણાવ્યો, જે સાભળી મહાત્મા રાઘવ અતિશય પ્રસન્ન થયા [૧૭ ૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહર્ષિપ્રણીત આદિકાવ્ય શ્રીમદ્ રામાયણના ઉત્તરકાંડમા ૧૦૧મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૨ મો

### કારૂપથ અને મલ્લપ્રદેશ પર લક્ષ્મણ-કુમારનો રાજ્યાભિષેક

તચ્છ્રુત્વા હર્ષમાપેદે રાઘવો ભ્રાતૃભિઃ સહ ।
વાક્યં ચાદ્ભુતસંકાશં ભ્રાતૄન્પ્રોવાચ રાઘવઃ ॥ ૧ ॥

આ સર્વ સાભળી ભાઈઓ સહિત રાઘવ હર્ષ પામ્યા પછી તેમણે ભાઈઓને પ્રસન્ન કરનારા અદ્‌ભુત વાક્યો કહ્યા [૧] ‘હે સૌમિત્રે! રાજ્યની ખાતર દૃઢ પરાક્રમ કરનારા આ તારા અંગદ અને ચંદ્રકેતુ નામના બે ધર્મવિશારદ પુત્રોનો પણ રાજ્યાભિષેક કરવાની હું ઇચ્છા રાખુ છુ, માટે કોઈ એવો દેશ શોધી કાઢો કે જે રમણીય તથા બાધારહિત હોય અને જ્યા એ બન્ને ધનુર્ધારીઓ સુખથી રહે [૨,૩] હે સૌમ્ય! તેમની સારુ એવો પ્રદેશ શોધી કાઢો કે જેથી કોઈ રાજાને પીડા ન થાય, આશ્રમોનો નાશ ન થાય અને આપણે કોઈના અપરાધમા ન આવીએ ’

રાજા રામચંદ્રના એ અભિપ્રાયના ઉત્તરમાં ભરતે જણાવ્યુ ‘આ કારૂપથ નામે દેશ છે, તે રમણીય છે અને નીરોગી છે,[૪-૫] માટે મહાત્મા અંગદને એ પ્રદેશમા ગાદીએ બેસાડો અને ચંદ્રકેતુને સુંદર અને નીરોગી ચંદ્રકાંત નગરનુ રાજ્ય આપો ’[૬]

મહાત્મા રામચંદ્રે ભરતે આપેલી સલાહ માન્ય રાખી, અંગદ માટે તે દેશ તાબે કર્યો અને ત્યા એક નગરી વસાવી પછી એ રમ્ય અને સારી રીતે રક્ષાયેલી અંગદિયાપુરીમા ક્લેશરહિત કર્મ કરનારા રાજા રામચંદ્ર લક્ષ્મણપુત્ર અંગદનો અને મલ્લ લોકોની મલ્લભૂમિમા વસાવેલી રમ્ય અને અમરાપુરી જેવી ચંદ્રકાંતપુરી નામની પ્રખ્યાત નગરીમા ચંદ્રકેતુનો રાજ્યાભિષેક કર્યો એ કાર્ય કરીને દુરાધર્ષ રામ, લક્ષ્મણ અને ભરત પરમ આનંદ પામ્યા [૭-૧૦] એ બન્ને સાવધાન ચિત્તવાળા કુમારોનો અભિષેક કર્યા પછી, સુમિત્રાના પુત્ર લક્ષ્મણની સાથે અંગદને પશ્ચિમ દિશા તરફ અને ભરત સાથે ચંદ્રકેતુને ઉત્તર દિશા તરફ મોકલ્યા લક્ષ્મણ અંગદિયાપુરીમા એક વર્ષ સુધી રહ્યા અને જ્યારે પુત્ર કોઈથી જીતી શકાય નહિ એવી સ્થિતિમા આવ્યો એટલે તે અયોધ્યામા પાછા આવ્યા [૧૧-૧૩] મહાત્મા ભરત પણ એકાદ વરસથી જરા વધારે વખત સુધી ચંદ્રકાંતપુરીમા રહ્યા અને ત્યાનુ રાજ્ય સંગઠિત કર્યું પછી અયોધ્યામા રામના પાદની ઉપાસના કરવા પાછા આવ્યા [૧૪] અતિધાર્મિક લક્ષ્મણ અને ભરત બન્નેને રામચંદ્રની સેવા કરતા કરતા કેટલો કાળ વીતી ગયો, તે સ્નેહને લીધે જાણવામા આવ્યુ નહિ [૧૫] એ પ્રમાણે નિરંતર ધર્મવિધિથી પૌરજનના કાર્ય કરતા કરતા તેમના દશ હજાર

અને ભરતના સાસુ જોયુ[14] પછી રાઘવે પ્રસન્ન થઈ હાથ જોડી વિનયપૂર્વક કહ્યુ 'હે બ્રહ્મર્ષિ! ભરતના તક્ષ અને પુષ્કલ નામના આ બન્ને વીર કુમારો તે ગધર્વદેશ જીતવા જશે ધર્મમા સાવધાન ચિત્તવાળા અને મામાથી રક્ષાયેલા આ બન્ને કુમારોને આગળ કરી પોતાના સૈન્યની પાછળ ભરત ત્યા જશે અને ગધર્વકુમારોને હણીને એ પ્રદેશના બે ભાગ કરી તે બન્નેને આપશે એમ પોતાના કુમારો માટે નગરોની વ્યવસ્થા કરીને તેમ જ રાજ્યકારભાર સોંપીને અતિ ધર્મિષ્ઠ ભરત ફરીથી મારી પાસે પાછા આવશે'[15-18] બ્રહ્મર્ષિને એવો ઉત્તર આપી રાજા રામચદ્રે ભરતને સૈન્ય સાથે ગધર્વનગર પર જવાની આજ્ઞા કરી અને કુમારોનો સેનાપતિપદે અભિષેક કર્યો[19] સૌમ્ય નક્ષત્રમા અગિરાના પુત્ર ગાર્ગ્ય ઋષિને આગળ કરી ભરત પોતાના બન્ને પુત્રો અને સૈન્ય સહિત નગર બહાર નીકળ્યા ઇદ્ર સહિત દેવસેના જેમ અમરાપુરીમાથી બહાર નીકળે, તેમ દેવો પણ જેની અવગણના ન કરી શકે તેવી આ સેના નગરમાથી બહાર નીકળી, ત્યારે મહાત્મા રાઘવ પણ તેને દૂર સુધી વળાવવા ગયા[20,21] માસાહારી પ્રાણીઓ અને રુધિર પીવાની ઇચ્છાવાળા મહાન રાક્ષસો ભરતની સેનાની પાછળ પાછળ જવા લાગ્યા,[22] તેમ જ હજારો ગધર્વપુત્રોના માસનુ ભક્ષણ કરવાની ઇચ્છાવાળા માસભક્ષક અને ભયકર પુષ્કળ પ્રાણીઓ પણ એ સેનાની પાછળ જવા લાગ્યા[23] સિંહ, વાઘ, વરાહ અને આકાશમા ફરનારા પક્ષીઓ એ સેનાની આગળ આગળ જતા હતા એ નીરોગી અને હૃષ્ટપુષ્ટ જનોવાળી સેના દડમજલ કરતી અર્ધા માસ કરતા વધુ સમયના પ્રવાસ પછી કકય દશમા પહોચી[24]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાડમા ૧૦૦મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૦૧ મો

## ભરતપુત્રોનો રાજ્યાભિષેક

श्रुत्वा सेनापति प्राप्त भरत केकयाधिप ।
युधाजित गार्ग्यसहित परा प्रीतिमुपागमत् ॥१॥

મહર્ષિ ગાર્ગ્ય સહિત ભરત સેના લઈને અહી આવેલા છે, એમ કેકયદેશના રાજા યુધાજિતે સાભળ્યુ, ત્યારે તે પરમ આનદ પામ્યો તે પોતાની મોટી સેના સાથે તરત ગધર્વોને જીતવા માટે ભરત પાસે આવ્યો પછી મહાપરાક્રમી ભરત અને યુધાજિત, એ બન્ને એકઠા થઈને પોતાના સૈન્ય, પાયદળ, વાહન તથા અનુચરો સહિત ગધર્વનગર પર ધસી ગયા[1-3] એ નગરમા ભેગા થયેલા ગધર્વોએ ભરત ચડી આવેલા છે એમ સાભળ્યુ એટલે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા તે મહાપરાક્રમી ગધર્વો ચારે તરફ ગર્જના કરવા લાગ્યા[4] પછી એ બન્ને સૈન્ય વચ્ચે સાત દિવસ સુધી રુવાટા ઊભા કરે એવુ મહાભયકર અને તુમુલ યુદ્ધ થયુ, છતા તેમા એકે પક્ષનો જય કે પરાજય થયેલો જણાયો નહિ[5] ચારે તરફ લોહીના પ્રવાહવાળી નદીમા ખડગ, શક્તિ, ધનુષ્યરૂપી ગ્રાહો અને માણસના કલેવરરૂપી તરાપા હોય તેમ દેખાવા લાગ્યુ[6] અતે ક્રોધ પામેલા રામાનુજ ભરતે સવર્ત નામનુ મહાભયકર કાલ-અસ્ત્ર ગધર્વો ઉપર મૂક્યુ તે અસ્ત્રના પ્રભાવથી સર્વ ગધર્વો કપાઈ ગયા અને કાળને વશ થઈ ગયા એ પ્રમાણે મહાત્મા ભરતે ત્રણ કરોડ ગધર્વોને તે જ ક્ષણે હણી નાખ્યા[7,8] એક નિમિષમાત્રમા એવા યુદ્ધવિશારદ ગધર્વો હણાઈ જાય એવુ ઘોર યુદ્ધ પૂર્વે થયુ હોય એમ દેવોને પણ સાભરતુ ન હતુ[9] જ્યારે એ સર્વનો નાશ થયો, ત્યારે કૈકેયીપુત્ર ભરતે નગરોમા શ્રેષ્ઠ અને સમૃદ્ધિવાળા બે નગરો ત્યા વસાવ્યા[10] મહાત્મા ભરતે ગધર્વ દેશમા વસાવેલી તક્ષશિલા નગરીમા તક્ષને અને ગાધાર દેશમા વસાવેલી પુષ્કલાવતી નગરીમા પુષ્કલને રાજગાદીએ બેસાડ્યા[11] એ

બન્ને નગરો ધન-રત્નોના સમૂહથી સંપૂર્ણ, વન-ઉપવનથી શોભતા અને ગુણવિસ્તારમાં એક બીજાની સ્પર્ધા કરે એવા હતા એ નગરોમાં કપટરહિત વ્યવહાર ચાલતો હતો તેની આસપાસ બાગબગીચાઓ આવેલા હતા અને વિશાળ રાજમાર્ગો તથા મોટા બજારો એ નગરના મધ્ય ભાગમાં આવી રહ્યા હતા [૧૨,૧૩] એ બન્ને રમ્ય અને શોભીતા નગરોમાં વિસ્તારવાળા મોટા મોટા મંદિરો આવેલા હતા, તેમ જ અનેક સુંદર વિમાનો ત્યાં ફરતા હતા વિસ્તારવાળા અને શોભીતા દેવમંદિરોની આસપાસ તાલ, તમાલ, તિલક, બકુલ આદિ વૃક્ષો શોભતા હતા [૧૪,૧૫] રાઘવના નાના ભાઇ કકેયીસુત મહાબાહુ ભરત પાંચ વર્ષ સુધી ત્યાં રહી અયોધ્યામાં પાછા આવ્યા,[૧૬] અને ઇંદ્ર જેમ બ્રહ્માને વંદન કરે, તેમ સાક્ષાત બીજા ધર્મરાજ જેવા મહાત્મા રામચંદ્રને અભિવંદન કરી, જે રીતે ગંધર્વોનો વધ કર્યો હતો અને બન્ને નગરો વસાવ્યા હતા તે સર્વ વૃત્તાંત જણાવ્યો, જે સાંભળી મહાત્મા રાઘવ અતિશય પ્રસન્ન થયા [૧૭,૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહ મુનિપ્ર ણીત આર્ષિક વ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડના ૧૦૧ મે સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૨ મો

### કારૂપથ અને મલ્લપ્રદેશ પર લક્ષ્મણ કુમારનો રાજ્યાભિષેક

तच्छ्रुत्वा हर्षमापेदे राघवो भ्रातृभिः सह ।
वाक्यं चाद्भुततकारं भ्रातॄन्प्रोवाच राघव ॥ १ ॥

આ સર્વ સાંભળી ભાઈઓ સહિત રાઘવ હર્ષ પામ્યા પછી તેમણે ભાઈઓને પ્રસન્ન કરનારા અદ્ભુત વાક્યો કહ્યા [૧] "હે સૌમિત્રે ! રાજ્યની ખાતર દૃઢ પરાક્રમ કરનારા આ તારા અંગદ અને ચંદ્રકેતુ નામના બે ધર્મવિશારદ પુત્રોનો પણ રાજ્યાભિષેક કરવાની હું ઇચ્છા રાખું છું, માટે કોઈ એવો દેશ શોધી કાઢો કે જે રમણીય તથા બાધારહિત હોય અને જ્યાં એ બન્ને ધનુર્ધારીઓ સુખથી રહે [૨,૩] હે સૌમ્ય ! તેમની સારુ એવો પ્રદેશ શોધી કાઢો કે જેથી કોઈ રાજાને પીડા ન થાય, આશ્રમોનો નાશ ન થાય અને આપણે કોઈના અપરાધમાં ન આવીએ "

રાજા રામચંદ્રના એ અભિપ્રાયના ઉત્તરમાં ભરતે જણાવ્યું ' આ કારૂપથ નામે દેશ છે, તે રમણીય છે અને નીરોગી છે,[૪-૫] માટે મહાત્મા અંગદને એ પ્રદેશમાં ગાદીએ બેસાડો અને ચંદ્રકેતુને સુંદર અને નીરોગી ચંદ્રકાંત નગરનું રાજ્ય આપો "

મહાત્મા રામચંદ્રે ભરતે આપેલી સલાહ માન્ય રાખી, અંગદ માટે તે દેશ તાબે કર્યો અને ત્યાં એક નગરી વસાવી પછી એ રમ્ય અને સારી રીતે રક્ષાયેલી અંગદિયાપુરીમાં ક્લેશરહિત કર્મ કરનારા રાજા રામચંદ્ર લક્ષ્મણપુત્ર અંગદનો અને મલ્લ લોકોની મલ્લભૂમિમાં વસાવેલી રમ્ય અને અમરાપુરી જેવી ચંદ્રકાંતપુરી નામની પ્રખ્યાત નગરીમાં ચંદ્રકેતુનો રાજ્યાભિષેક કર્યો એ કાર્ય કરીને દુરાધર્ષ રામ, લક્ષ્મણ અને ભરત પરમ આનંદ પામ્યા [૭-૧૦] એ બન્ને સાવધાન ચિત્તવાળા કુમારોનો અભિષેક કર્યા પછી, સુમિત્રાનંદન પુત્ર લક્ષ્મણની સાથે અંગદને પશ્ચિમ દિશા તરફ અને ભરત સાથે ચંદ્રકેતુને ઉત્તર દિશા તરફ મોકલ્યા લક્ષ્મણ અંગદિયાપુરીમાં એક વર્ષ સુધી રહ્યા અને જ્યારે પુત્ર કોઈથી જીતી શકાય નહિ એવી સ્થિતિમાં આવ્યો એટલે તે અયોધ્યામાં પાછા આવ્યા [૧૧-૧૩] મહાત્મા ભરત પણ એકાદ વરસથી જરા વધારે વખત સુધી ચંદ્રકાંતપુરીમાં રહ્યા અને ત્યાનું રાજ્ય સંગઠિત કર્યું પછી અયોધ્યામાં રામના પાદની ઉપાસના કરવા પાછા આવ્યા [૧૪] અતિધાર્મિક લક્ષ્મણ અને ભરત બન્ને રામચંદ્રની સેવા કરતા કરતા કેટલો કાળ વીતી ગયો, તે સ્નેહને લીધે જાણવામાં આવ્યું નહિ [૧૫] એ પ્રમાણે નિરંતર ધર્મવિધિથી પૌરજનના કાર્ય કરતા કરતા તેમના દશ હજાર

વરસો ચાલ્યાં ગયાં. સુંદર મહાયજ્ઞમાં હોમેલી આહુતિથી પ્રકાશતા તેજવાળા દક્ષિણ, ગાર્હપત્ય અને આહવનીય નામના ત્રણ હુતાગ્નિઓ જેવા આ ત્રણે ભાઈઓ સર્વ ઇચ્છાથી પરિપૂર્ણ મનવાળા હોવાથી લક્ષ્મીથી વીંટાયેલા રહીને ધર્મસાધના કરી શકાય એવી અયોધ્યામાં રહેતા હતા.[૧૬,૧૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૧૦૨ મો સર્ગ સમાપ્ત

## શ્રીરામનું સ્વર્ગારોહણ

## સર્ગ ૧૦૩ મો

### રામચંદ્ર પાસે કાળદૂતનું આગમન

**कस्यचित्त्वथ कालस्य रामे धर्मपरे स्थिते ।**
**कालस्तापसरूपेण राजद्वारमुपागमत् ॥ १ ॥**

કેટલોક સમય વીત્યા પછી જ્યારે રામચંદ્ર ધર્મપરાયણ સ્થિતિમાં રહેતા હતા, ત્યારે તપસ્વીનું રૂપ લઈ કાળદૂત રાજદ્વાર પર આવ્યો. તેણે ધીરજવાળા યશસ્વી લક્ષ્મણને કહ્યું : 'તમે રામચંદ્રને નિવેદન કરો કે હું (કાર્યના ગૌરવને લીધે તમારી પાસે આવ્યો છું) અતિબળવાન અને અપાર તેજવાળા મહર્ષિનો મહાબળવાન દૂત છું અને રામચંદ્રને કાંઈ કામ માટે મળવા આવ્યો છું.'

કાળદૂતરૂપી તપસ્વીનાં વચનો સાંભળી લક્ષ્મણ ઉતાવળા ઉતાવળા રામચંદ્ર પાસે આવ્યા અને બોલ્યા :[૧-૩] 'હે મહાદ્યુતિમાન ! આ લોકમાં તથા પરલોકમાં રાજધર્મથી તમારો જય થાઓ; તપને લીધે સૂર્ય સરખો તેજસ્વી એક દૂત અહીં આપને મળવા આવ્યો છે.'[૪] લક્ષ્મણનાં વચનો સાંભળી રામચંદ્રે ઉત્તર આપ્યો : 'હે તાત ! તે સંદેશો લાવનાર મહાતેજસ્વી મુનિને તું સત્વર પ્રવેશ કરાવ.' એટલે લક્ષ્મણે તેજને લીધે પ્રકાશતા અને કિરણોથી જાણે સળગાવી મૂકતા હોય તેવા તે મુનિને રાજસભામાં પ્રવેશ કરાવ્યો. ત્યારે તે ઋષિએ પોતાના તેજથી દીપતા રઘુશ્રેષ્ઠ રાઘવને મધુર વાણીથી 'તમારો જય થાઓ' એમ આશીર્વાદ આપ્યો.[૫-૭] પછી મહાતેજસ્વી રામે અર્ઘ્ય, પાદ્ય આદિથી તેનું પૂજન કર્યું અને કુશળ સમાચાર પૂછ્યા.[૮] વાણીવિશારદ રામચંદ્રે કુશળ સમાચાર પૂછ્યા પછી એ મહાયશસ્વી દૂતને સુવર્ણના દિવ્ય આસન ઉપર બેસાડ્યો[૯] અને કહ્યું : 'હે મહામતિ ! હું તમારું સ્વાગત કરું છું. તમે જેના તરફથી દૂત થઈ આવ્યા છો તેનો સંદેશો હવે મને સંભળાવો.' રાજસિંહ રામનાં આવાં વચનો સાંભળી તે મુનિએ ઉત્તર આપ્યો : 'એ મુનિશ્રેષ્ઠે જે કહ્યું છે તેના ઉપર તમારે ધ્યાન આપવું હોય અને જો તમે તમારું હિત ઇચ્છતા હો, તો એ સંદેશો આપણે બે એકલા હોઈએ ત્યાં જ કહી શકાય. તે સંદેશો જો કોઈ ત્રીજો સાંભળે કે આપણા બંનેને તે સમયે જુએ, તો તે માણસનો તમારે વધ કરવો જોઈએ.' એટલે રામચંદ્રે એ શરતોનો સ્વીકાર કર્યો અને લક્ષ્મણને કહ્યું : 'હે મહાબાહુ ! તું બારણા ઉપર જઈ ઊભો રહે અને પ્રતિહારીને વિદાય કર; કારણ કે હે લક્ષ્મણ ! હું અને આ ઋષિ બંને વાતચીત કરીએ, તે જે કોઈ સાંભળે અથવા અમને વાત કરતા જુએ તેનો વધ કરવો એવી મેં પ્રતિજ્ઞા લીધી છે.'[૧૦-૧૪] એમ રામે લક્ષ્મણને બારણા ઉપર ચોકી કરવા નીમ્યા. પછી 'હે મુનિ ! જે સંદેશો કહેવાનો હોય તે મને કહો' એમ રાઘવે કહ્યું. 'વળી તમારા મનમાં જે હોય તે અથવા તમને જેણે અહીં મોકલ્યા હોય તેનો જે સંદેશો હોય, તે તમે શંકારહિત થઈ મને કહો; કારણ કે (સાંભળવાની મને બહુ જ ઇચ્છા છે.) જે તમે કહેવા ઇચ્છો છો, તે મારા હૃદયમાં જ છે.[૧૫,૧૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૦૩ મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૦૪ મો

## બ્રહ્મલોકમાંથી તેડું-પિતામહનો સંદેશો

शृणु राजन्महासत्त्व यदर्थमहमागतः ।
पितामहेन देवेन प्रेषितोऽस्मि महाबल ॥ १ ॥

હે રાજન્ ! હે મહાસત્ત્વ ! હું જે હેતુથી અહીં આવેલો છું તે તમે સાંભળો. હે મહાબળવાન ! આદિદેવ પિતામહે મને અહીં મોકલ્યો છે.[૧] હે પરપુરંજય ! હે વીર ! પૂર્વકાળમાં સૃષ્ટિની ઉત્પત્તિ સમયે તમારી માયામાંથી ઉત્પન્ન થયેલો સર્વનો સંહાર કરનારો હું તમારો કાળ નામનો પુત્ર છું.[૨] લોકપતિ પ્રભુ ભગવાન પિતામહે મારી સાથે કહેવડાવ્યુ છે કે, 'હે સૌમ્ય ! લોકનુ રક્ષણ કરવાનો જેટલો સમય નક્કી કર્યો હતો, તેટલો હવે પૂરો થયો છે.[૩] પૂર્વે પ્રલયકાળના સમયે તમારી માયા વડે સર્વ લોકને તમારા પોતામાં જ સમાવી દઈને ક્ષીરસાગરના જળ ઉપર તમે શયન કર્યું હતું અને સૌથી પહેલો મને ઉત્પન્ન કર્યો હતો;[૪] તેમ જ જળમા શયન કરી શકે એવા ફણાવાળા અનંત નામના નાગ ઉત્પન્ન કરીને તેના ઉપર તમે શયન કર્યું. પછી તમારી માયા વડે બે મહાબળવાન સત્ત્વો તમે ઉત્પન્ન કર્યાં. એ બન્ને મધુ અને કૈટભનાં મેદ અને અસ્થિમાંથી પર્વત અને જમીનવાળી પૃથ્વી ઉત્પન્ન કરી.[૫] અને તમારી નાભીમાંથી ઉત્પન્ન કરેલા સૂર્ય સરખા દિવ્ય પદ્મમાં મને ઉત્પન્ન કર્યો અને પ્રજા ઉત્પન્ન કરવાનું સર્વ કામ મને સોંપી દીધું.[૬-૭] એમ સૃષ્ટિની ઉત્પત્તિનો ભાર વહેનાર મેં તમારી જગત્પતિની ઉપાસના કરી કે, હે દેવ ! જો તમે સૃષ્ટિની ઉત્પત્તિ કરવાની શક્તિ આપી છે, તો મારાં સર્જેલાં પ્રાણીઓનુ તમે રક્ષણ કરો.[૮] સનાતન અને દુર્ધર્ષ ધર્મ બજાવી તમે પ્રાણીમાત્રનુ રક્ષણ કરો છો, તેથી જ તમે વિષ્ણુપદ મેળવનાર થયા છો.[૯] એક વખતે તમે અદિતિના પેટે પરાક્રમી ઉપેન્દ્ર( વામન )-રૂપે જન્મ્યા હતા અને ભાઈઓના ( દેવોના ) બળની વૃદ્ધિ કરી હતી; તેમ જ જ્યારે જ્યારે તેમને વિપત્તિ આવી પડતી, ત્યારે ત્યારે તમે તેઓને સહાય કરતા.[૧૦] હે જગત્શ્રેષ્ઠ ! તે જ પ્રમાણે જ્યારે પ્રજા રાવણથી પીડાતી હતી, ત્યારે તેનો વધ કરવાની ઈચ્છાથી તમે મનુષ્યઅવતાર લીધો છે.[૧૧] તમે પોતે જ પૂર્વે અગિયાર હજાર વરસ સુધી અહીં રહેવાનો નિશ્ચય કર્યો હતો.[૧૨] તમે દશરથરાજના મનોમય( સ્વ-સંકલ્પ )થી ઉત્પન્ન થયેલા પુત્ર છો. આ લોકમાં તમારું આયુષ્ય પૂરું થયુ છે. હે નરશ્રેષ્ઠ! હવે એ આયુષ્યમાં બહુ થોડા દિવસ બાકી છે. હે મહારાજ ! જો તમે વધારે વાર પ્રજાપાલન કરવાની ઇચ્છા કરતા હો, તો ભલે અહીં રહો; તમારું કલ્યાણ થાઓ.' એમ પિતામહે કહેવડાવ્યુ છે. વળી હે રાઘવ ! જો દેવલોકમાં આવવાની ઇચ્છા હોય, તો વિષ્ણુસ્વરૂપથી દેવોને સનાથ કરી ચિંતારહિત કરો.'

કાળે કહેલાં અને પિતામહે કહેવડાવેલાં પરમ અદ્ભુત વાક્યો સાંભળી રાઘવે હસીને સર્વને સંહાર કરનારા કાળને કહ્યું: 'તમારા આગમનથી હું અતિશય પ્રસન્ન થયો છું. ત્રણે લોકના કાર્ય માટે મારો જન્મ થયો છે, તમારું કલ્યાણ થાઓ; હું જ્યાંથી આવ્યો છું, ત્યાં હવે જઈશ.[૧૩-૧૮] હે સર્વસંહારક કાળ ! મેં મનથી તમારું ચિંતન કર્યું હતું, તેથી સ્વધામ જવા માટે મારે કંઈ પણ વિચાર કરવા જેવું નથી. મને અનુકૂળ રહેનારા સર્વ દેવોનાં કૃત્યોમાં મારે તત્પર રહેવું જોઈએ તેથી પિતામહે ઇચ્છયું છે તેમ કરીશ.'[૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના
ઉત્તરકાંડમાં ૧૦૪મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૦૫ મો

## દુર્વાસાનું આગમન

तथा तयो संवदतोर्दुर्वासा भगवानृषि ।
रामस्य दर्शनाकाङ्क्षी राजद्वारमुपागमत् ॥ १ ॥

કાળ અને રામ એ બન્ને વાતચીત કરતા હતા, ત્યારે રામચંદ્રના દર્શનની અભિલાષાવાળા દુર્વાસા મુનિ રાજદ્વાર પાસે આવીને ઊભા રહ્યા[૧] લક્ષ્મણ પાસે જઈને ઋષિશ્રેષ્ઠ બોલ્યા 'હે સૌમિત્રિ! મારે બહુ જરૂરનું કામ છે, માટે મને રામચંદ્રના એકદમ દર્શન કરાવ'[૨] મુનિની આ આજ્ઞા સાભળી શત્રુઘાતક લક્ષ્મણે અભિનંદન કરી કહ્યું 'હે ભગવન્! તમારે રામનું શું કામ છે? તમારે એમને મળવાની શી મતલબ છે? હું તમારું શું કામ કરું તે મને કહો, કારણ કે હે બ્રહ્મન્! અત્યારે રામચંદ્ર એક શુભ કાર્યમાં રોકાયેલા છે, માટે એક મુહૂર્ત સુધી તમારે રાહ જોવી પડશે'

આ સાભળી ક્રોધને લીધે ખિજાયેલા અને સિંહ જેવા ઋષિએ બાળી નાખે તેવી આંખથી લક્ષ્મણને કહ્યું 'હે લક્ષ્મણ! આ જ ક્ષણે મારા આગમનના સમાચાર રામને જણાવ જો તેમ નહિ કરે, તો હું તારા આખા દેશને, નગરને, તને અને રાઘવને પણ શાપ આપીશ હે લક્ષ્મણ! ભરતને તેમ જ તારી સંતતિને પણ શાપ આપીશ, કારણ કે એક વાર મારા હૃદયમાં ઉત્પન્ન થયેલો ક્રોધ ફરીથી તું શમાવી શકીશ નહિ' તે મહાત્માના આવા ભયંકર વચનો સાભળી અને મનથી તેમના વચનોની ઉગ્રતાનો વિચાર કરી લક્ષ્મણે નિશ્ચય કર્યો 'મારા એકલાનો નાશ ભલે થાઓ, પણ સર્વનો નાશ તો ન જ થાઓ' એમ બુદ્ધિપૂર્વક વિચારી રાઘવને દુર્વાસાના આગમનનું નિવેદન કર્યું

મહાત્મા રાઘવે લક્ષ્મણના વાક્યો સાભળી કાળને વિદાય કર્યો અને એકાતમાથી સત્વર બહાર આવી અત્રિ મુનિના પુત્ર દુર્વાસાના દર્શન કર્યા, તેથી દેદીપ્યમાન તે મહાત્માને પગે લાગી મહાત્મા રાઘવે હાથ જોડીને પૂછ્યું 'આપને શું કામ છે?' રાઘવનો આવો વિનય જોઈ મુનિશ્રેષ્ઠ દુર્વાસાએ કહ્યું 'હે ધર્મવત્સલ! હે અનઘ! સાભળો, મારા એક હજાર વરસના ઉપવાસની આજે સમાપ્તિ થાય છે, માટે હું તમારે ત્યાં જે હોય તે ભોજન લેવા ઇચ્છું છું'[૧૩-૧૩] આ સાભળી પ્રસન્ન મનવાળા રામચંદ્રે મુનિશ્રેષ્ઠને જે હાજર હતું તે ભોજન કરાવ્યું[૧૪] મુનિશ્રેષ્ઠ દુર્વાસા અમૃત સમાન અન્નનું ભોજન કરીને 'હે રામ! હે રામ! તને ધન્ય છે' એમ કહી પોતાના આશ્રમમાં ચાલ્યા ગયા[૧૫]

પછી કાળ સાથે કરેલી શરત યાદ કરીને રાજા રામચંદ્ર પોતાના મનમાં અતિશય ખિન્ન થયા, તેમ જ તેમનું ભયંકર દર્શન યાદ કરીને દુઃખને લીધે અતિશય મૂંઝાઈ ગયા તેઓ દીન મનથી નીચું મોઢું રાખીને એક શબ્દ પણ બોલી શક્યા નહિ મહાત્મા રાઘવે કાળના વાક્યોનો બુદ્ધિપૂર્વક વિચાર કર્યો, ત્યારે તેમને નિશ્ચય થયો 'આ કશુંય હવે અહીં રહેવાનું નથી' તે પરથી એ મહાયશસ્વી તદ્દન મૂંગા રહ્યા[૧૬,૧૭]

*ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આર્ષ આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૦૫ મો સર્ગ સમાપ્ત*

# સર્ગ ૧૦૬ મો

## લક્ષ્મણનું સ્વર્ગગમન

अवाङ्मुखमथो दीनं दृष्ट्वा सोममिवाप्लुतम् ।
राघवं लक्ष्मणो वाक्यं हृष्टं मधुरमब्रवीत् ॥ १ ॥

રાહુથી ગ્રસાયેલા ચંદ્રની માફક નીચું મુખ કરી દીન થઈ ગયેલા રાઘવને લક્ષ્મણે પ્રસન્ન થઈને મધુર વાણીથી કહ્યું 'હે મહાબાહુ! મારી ખાતર સંતાપ કરવો યોગ્ય નથી, કાળની પૂર્વથી નિર્માણ થયેલી ગતિ આવી જ હોય છે[૧,૨] હે સૌમ્ય! તમારી પ્રતિજ્ઞાનું પરિપાલન કરી મારો વધ કરો અને શાંત થાઓ, કારણ કે હે રામ! પ્રતિજ્ઞાભંગ કરનાર નરકમાં જાય છે[૩] હે મહારાજ! હે રાઘવ! જો

તમારી મારા ઉપર પ્રીતિ હોય અને તમે મારા પર અનુગ્રહ કરવા ઇચ્છતા હો, તો કાંઈ પણ શંકા રાખ્યા સિવાય તમે મારો વધ કરો અને ધર્મની વૃદ્ધિ કરો.'

લક્ષ્મણના આવાં ધર્મવાક્યો સાંભળી રાજા રામચંદ્રની સર્વ ઇંદ્રિયો જાગ્રત થઈ ગઈ. તેમણે સર્વ મંત્રીઓ અને પુરોહિતને બોલાવ્યા. તે સર્વ આવ્યા એટલે જે પ્રમાણે બન્યુ હતું તેમ દુર્વાસાનુ આગમન અને તપસ્વીરૂપે આવેલા કાળની સાથે કરેલી પ્રતિજ્ઞા તેઓએ કહી સંભળાવી[૪–૬] આ સાભળી સર્વ મંત્રીઓ અને પુરોહિતો મૂગા થઈ ગયા. પણ મહાતેજસ્વી વસિષ્ઠે ઉત્તર આપ્યો 'હે મહાબાહુ! હે મહાયશસ્વી! હે રામ! રૂવાડા ઊભા કરે એવો આ મહાક્ષય, તેમ જ તારો અને લક્ષ્મણનો વિયોગ મે તપોબળથી જાણેલો છે, માટે એને ત્યજી દો, કારણ કે કાળ બળવાન છે. તમે પ્રતિજ્ઞાભંગ કરશો નહિ, કારણ કે પ્રતિજ્ઞા ભંગ થતા ધર્મનો નાશ થાય છે અને ધર્મનાશથી સચરાચર ત્રિલોક નાશ પામે છે. વળી અંતે સર્વ દેવ અને ઋષિઓ પણ નાશ પામશે, એ નિ સશય છે માટે હે પુરુષ શાર્દૂલ! ત્રિલોકનુ પરિપાલન કરવા લક્ષ્મણનો ત્યાગ કરી સમસ્ત જગતને સ્વસ્થ કરો![૭–૧૧]

તે સભામા એકઠા થયેલાઓના ધર્મ અને અર્થ યુક્ત એવા વાક્યો સાભળી મહાન રામે લક્ષ્મણને કહ્યુ.[૧૨] 'હે સૌમિત્રે! ધર્મનો નાશ ન થાય એટલા માટે હુ તારો ત્યાગ કરું છું તું જાણે છે કે, સાધુપુરુષ માટે ત્યાગ અને વધ એ બન્ને સમાન જ છે!'

રામે એવા વચનો કહ્યા, ત્યારે લક્ષ્મણનું ચિત્ત વ્યાકુળ થઈ ગયુ અને આંખમાથી અશ્રુધારા ચાલવા માડી. તેઓ ત્યાથી તુરત ચાલી નીકળ્યા અને પોતાના ઘરમાં પણ ન પેસતા સીધા સરયૂકિનારે જઈ જળનો સ્પર્શ કર્યો. પછી હાથ જોડી ઇંદ્રિયોના સર્વ માર્ગ રોકી શ્વાસોચ્છ્વાસ બંધ કરી યોગસમાધિ લીધી. શ્વાસ રૂંધીને યોગારૂઢ મહાત્મા લક્ષ્મણ ઉપર ઇંદ્ર સહિત દેવો, અપ્સરાઓ અને સર્વ ઋષિઓએ એ સમયે પુષ્પવૃષ્ટિ કરી. મહાબળવાન લક્ષ્મણને દેવરાજ ઇંદ્ર અદૃશ્ય રીતે સ્વદેહે સ્વર્ગલોકે લઈ ગયા. ત્યારે વિષ્ણુનો ચતુર્થાંશ સ્વર્ગમા પાછો આવેલો જોઈ સર્વ સુરશ્રેષ્ઠોએ રાજી થઈ આનંદપૂર્વક તેમની પૂજા કરી.[૧૩–૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમા ૧૦૬ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૭ મો

### કોશલપ્રદેશ પર લવકુશનો રાજ્યાભિષેક

विसृज्य लक्ष्मणं रामो दुःखशोकसमन्वितः।
पुरोधसो मन्त्रिणश्च नैगमांश्चेदमब्रवीत् ॥ १ ॥

લક્ષ્મણનો ત્યાગ કરીને દુઃખ અને શોકથી પીડાતા રામચંદ્રે પુરોહિત, મંત્રીઓ અને પૌરજનોને કહ્યુ:[૧] 'હુ આજે અયોધ્યાના રાજા તરીકે ધર્મવત્સલ વીર ભરતનો રાજ્યાભિષેક કરીશ અને પછી વનમા જઈશ.[૨] એ વિધિ કરવાની સર્વ સામગ્રી અત્યારે જ અહીં લાવો. એમા વિલંબ ન કરો, કારણ કે જે ગતિ લક્ષ્મણની થઈ છે, તેને હુ આજે જ અનુસરવા માગું છુ[૩]

મહાત્મા રાઘવના આ વચનો સાભળી સર્વ પ્રજા એકદમ ભૂમિ પર મસ્તક મૂકી પ્રણામ કરવા લાગી અને સર્વ પ્રાણરહિત થઈ ગયેલા હોય તેમ જણાયુ.[૪] રામચદ્રનુ ભાષણ સાભળી ભરત તો બેભાન જ થઈ ગયા રાજ્યની નિંદા કરતા કરતા તે કહેવા લાગ્યા: 'હે રાજન્! હે રઘુનંદન! સત્યના તેમ જ સ્વર્ગના ભોગના સોગંદ ખાઈને હુ કહુ છું કે, તમારા વિના હુ રાજ્ય ઇચ્છતો નથી.[૫,૬] હે રાજન્! હે નરાધિપ! આ કુશ અને લવ એ બન્નેમાથી કોશલ દેશમા વીર કુશનો અને ઉત્તર દેશમા લવનો રાજ્યાભિષેક કરો[૭] અને આપણા મહાપ્રસ્થાનના આ સમાચાર

ઉતાવળી ગતિવાળા દૂતો દ્વારા શત્રુઘ્નને સત્વર કહેવડાવો [8]

ભરતના વચન સાંભળી તેમ જ અતિ દુઃખને લીધે સંતાપ પામતા અને નીચું મોઢું કરી બેઠેલા પૌરજનોને જોઈને વસિષ્ઠે કહ્યું 'હે વત્સ રામ! આ સર્વ પ્રજા દુઃખને લીધે ધરણી ઉપર ઢળી ગઈ છે તેને તું જો વળી એમની ઇચ્છા જાણીને તેમનું ઇપ્સિત કાર્ય કર અને એમનું જરા પણ અપ્રિય ન કર' [9,10] વસિષ્ઠ ઋષિના વચનો સાંભળી પ્રજાજનોને સાવધ કરીને રામચંદ્રે એ સર્વને પૂછ્યું 'હું તમારું શું પ્રિય કરું?' [11] ત્યારે તે સર્વ પ્રજાએ રામચંદ્રને ઉત્તર આપ્યો 'હે રામ! તમે જ્યાં જશો ત્યાં અમે તમારી પાછળ આવીશું [12] જો તમારી અમારા પર પ્રીતિ હોય અથવા ઉત્તમ સ્નેહ હોય તો પત્નીઓ અને પુત્રો સહિત અમે સર્વ તમારી સાથે સ્વર્ગમાં આવવા ઇચ્છીએ છીએ જો અમે સર્વ ત્યાગ કરવા યોગ્ય ન હોઈએ તો હે ઈશ્વર! તપોવન, દુર્ગમ સ્થાન, નદી, સાગર વગેરે જે સ્થળે તમે જવાના હો, ત્યાં અમને સાથે લઈ જાઓ [13,14] હે રાજન્! નિરંતર તમારું અનુગમન કરવું એ જ અમારું ઇપ્સિત છે [15] પૌરજનની આવી દૃઢ ભક્તિ જોઈને તે સર્વને સાથે લેવાની મહાત્મા રાઘવે હા પાડી પછી પોતાનો કાળ પાસે આવેલો જોઈને મહાત્મા રાઘવે તે જ દિવસે કોશલદેશમાં કુશનો અને ઉત્તરપ્રદેશમાં લવનો રાજ્યાભિષેક કર્યો પછી મહાત્મા રામે એ બન્ને પુત્રોને પોતાના ખોળામાં બેસાડીને છાતી સરસા ચાંપ્યા અને અનેક વાર માથું સૂંઘ્યું ને તેમને પોતપોતાની રાજધાનીમાં મોકલી દીધા

પછી એ દરેક ભાઈને કેટલાય હજાર રથ, દશ હજાર હાથી, એક લાખ ઘોડા અને પુષ્કળ ધન આપ્યું. [16–18] કુશ અને લવ એ બન્ને ભાઈને પુષ્કળ રત્ન અને ધન આપ્યું અને તેમની સેવામાં હૃષ્ટપુષ્ટ માણસો મૂક્યા અને પછી તેમની રાજધાનીમાં એમને રવાના કર્યા. [19] એમ એ બન્ને ભાઈઓનો રાજ્યાભિષેક કરીને તેમ જ તેમને તેઓની રાજધાનીમાં વિદાય કરીને મહાત્મા શત્રુઘ્નને બોલાવવા માટે મહાત્મા રામચંદ્ર દૂતો મોકલ્યા. [20]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના ઉત્તરકાંડમાં ૧૦૭મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૦૮મો

**શત્રુઘ્નના પુત્રનો રાજ્યાભિષેક અને શત્રુઘ્ન-સુગ્રીવ-વિભીષણાદિનું રામ સમીપ આગમન**

ते दूता रामवाक्येन चोदिता लघुविक्रमाः ।
प्रजग्मुर्मधुरां शीघ्रं चक्रुर्वासं न चाध्वनि ॥ १ ॥

રામચંદ્રજીની આજ્ઞાથી મોકલાયેલા ત્વરિત ગતિવાળા એ દૂતો માર્ગમાં કોઈ પણ સ્થળે રાતવાસો કર્યા સિવાય ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ પ્રવાસ કર્યા પછી શીઘ્રતાથી મધુપુરીમાં આવી પહોંચ્યા અને શત્રુઘ્નને જેવો હતો તેવો સર્વ સંદેશો કહ્યો રામની પ્રતિજ્ઞા, લક્ષ્મણનો ત્યાગ, બન્ને પુત્રોનો રાજ્યાભિષેક, પૌરજનનું અનુગમન આદિ સર્વ સમાચાર કહ્યા 'બુદ્ધિમાન રામે વિંધ્ય પર્વતની તળેટીમાં કુશ માટે કુશાવતી રમ્યનગરી વસાવી છે [2–4] અને લવ માટે લોકમાં પ્રસિદ્ધ થયેલી શ્રાવસ્તી નામની રમ્ય નગરી વસાવી છે હવે મહારથી રાઘવ અને ભરત એ બન્ને અયોધ્યાને વેરાન કરી સ્વર્ગમાં જવાનો ઉદ્યોગ કરે છે' તે સર્વ સમાચાર મહાત્મા શત્રુઘ્નને વિદિત કર્યા અને કહ્યું 'હે રાજન્! હવે ઉતાવળ કરો' એમ કહી તેઓ શાંત થયા [5,6]

ભયંકર કુલક્ષય ઉપસ્થિત થયો સાંભળી મહાત્મા શત્રુઘ્ને સર્વ પ્રજાને અને કાંચન નામના પુરોહિતને બોલાવી જે પ્રમાણે રઘુનંદનનો સંદેશો હતો, તે પ્રમાણે કહી સંભળાવ્યો અને ભાઈઓની સાથે હું પણ સ્વર્ગમાં જઈશ એમ જાહેર કર્યું પછી નરાધિપ શત્રુઘ્ને પોતાના સુબાહુ નામના પુત્રને મથુરામાં અને શત્રુઘાતી નામના પુત્રને વિદિશામાં રાજ્યાભિષેક કર્યો

